

आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत

# श्री योगवासिष्ठ महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## भाग ४ थो

નિર્વાણ પ્રકરણ (ઉત્તરાર્ધ)


सद्गत स्वामीश्री भिक्षु-अखंडानंदजी स्थापित

सस्तु साहित्य वर्धक कार्यालय

ભદ્ર પાસે, અમદાવાદ ને કાલબાદેવી રોડ, મુંબઈ–૨

સુધારેલી આવૃત્તિ ૪ થી, સંવત ૧૯૯૮, પ્રત ૩૫૦૦

तावद्गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा।
न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेसरी ॥ १ ॥

અર્થાત્:-જેમ અરણ્યમાં શિયાળવાં ત્યાં સુધી જ ગર્જના કરી શકે છે કે જ્યાં સુધી સિંહ ગર્જના કરી ન હોય, તેમ અન્ય શાસ્ત્રો પણ ત્યાં સુધી જ ગર્જી શકે છે કે જ્યાં સુધી મહાસમર્થ વેદાન્તશાસ્ત્રની ગર્જના થઈ નથી.

મુદ્રક અને પ્રકાશક.-ત્રિભુવનદાસ કા૦ ઠક્કર
મસ્તુ સાહિત્ય મુદ્રણાલય, ઠે. રાયખડ-અમદાવાદ

# अनुक्रमणिका

# शुद्धिपत्र

| પૃષ્ઠ | વિ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૭૨ | ૨ | ૮ | વૃદ્વસ્થા | વૃદ્ધાવસ્થા |
| ૩૭૨ | ૨ | ૩૨ | અગ્રહ | આગ્રહ |
| ૩૭૩ | ૧ | ૮ | °मेति य | °मेति च |
| ૩૭૮ | ૧ | ૭ | °रण शील दयौ | °रणशील दयो |
| ૩૮૩ | ૨ | ૫ | चिज्ञाडये | चिज्ञाडये |
| ૩૮૯ | ૨ | ૮ | બહિમુર્ખ | બહિર્મુખ |
| ૩૯૦ | ૧ | ૬ | આમુક | અમુક |
| ૩૯૩ | ૨ | ૧૦ | यस्यसातनुः | यस्य सा तनुः |
| ૩૯૭ | ૧ | ૮ | જળમૂળ | જડમૂળ |
| ૩૯૮ | ૨ | ૨૨ | સંસારૂપ | સંસારરૂપ |
| ૪૧૪ | ૧ | ૧૯ | અદિ | આદિ |
| ૪૨૦ | ૧ | ૧૮ | બ્રહ્મણ | બ્રાહ્મણ |
| ૪૨૩ | ૨ | ૬ | अनर्थायेह | अनर्थायेह |
| ૪૩૦ | ૨ | ૨૮ | ચિદત્મા | ચિદાત્મા |
| ૪૩૩ | ૨ | ૧૮ | લધે | લીધે |
| ૪૫૫ | ૧ | ૫ | સતા | સત્તા |
| ૪૫૮ | ૨ | ૨૨ | °નનઆ ાવરણને | °નના આવરણને |
| ૪૬૮ | ૧ | ૩૪ | કરણના | કારણના |
| ૪૮૨ | ૧ | ૧૭ | વિકપ | વિકલ્પ |
| ૪૮૩ | ૧ | ૩૩ | सोम्य | सोम्य |
| ૫૦૩ | ૧ | ૨૪ | કાંચનર્ણી | કાંચનવર્ણી |
| ૫૨૨ | ૧ | ૨૯ | સમી | શમી |
| ૫૨૪ | ૨ | ૧૧ | કારણ | કારણ |
| ૫૨૮ | ૧ | ૬ | પરમાકાશરૂપ | પરમાકાશરૂપ |
| ૫૪૪ | ૧ | ૨૮ | તત્ત્વેત્તાઓ | તત્ત્વવેત્તાઓ |
| ૫૫૯ | ૨ | ૧૩ | સ્થલ | સ્થૂલ એવી |
| ૫૬૪ | ૨ | ૩ | નકરમાંથી | નરકમાંથી |
| ૫૭૬ | ૧ | ૩૪ | ચલયમાન | ચલાયમાન |
| ૫૭૮ | ૨ | ૩૪ | ચિત્રદાકાશ | ચિદાકાશ |
| ૫૮૦ | ૧ | ૩ | અવાસ્થાવાળાની | અવસ્થાવાળાની |
| ૫૮૮ | ૨ | ૩ | જેણે | જાણે |
| ૬૧૩ | ૧ | ૨૮ | અંતકરણમા | અંતઃકરણમાં |
| ૬૧૩ | ૨ | ૧ | વિચત્રિરૂપે | વિચિત્રરૂપે |
| ૬૩૭ | ૨ | ૨૮ | ચોરો | ચારો |
| ૬૪૮ | ૨ | ૫ | વ્યુત્થિત | વ્યુત્થિત |
| ૬૫૨ | ૧ | ૧૧ | નિર્ધન | નિધન |
| ૬૫૭ | ૧ | ૬ | પ્રવહાની | પ્રવાહની |

| પૃષ્ઠ | વિ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬૬૨ | ૧ | ૨૯ | तेचनात्मा | चेतनात्मा |
| ૬૭૩ | ૨ | ૨૫ | જીવનચૈતન્યનું | જીવચૈતન્યનું |
| ૬૭૭ | ૨ | ૮ | ઓળખયા | ઓળખ્યા |
| ૬૯૧ | ૧ | ૨ | મિથ્થા | મિથ્યા |
| ૬૯૫ | ૨ | ૧૬ | વચનમા | વચમાં |
| ૬૯૯ | ૧ | ૧ | દિશઓના | દિશાઓના |
| ૭૦૦ | ૨ | ૧૭ | આગઉ | અગાઉ |
| ૭૦૧ | ૧ | ૨૮ | અભનુવ્યો | અનુભવ્યો |
| ૭૧૮ | ૧ | ૯ | अत्तो° | अथो° |
| ૭૩૨ | ૧ | ૧૪ | °याभि | °यामि |
| ૭૩૯ | ૧ | ૨૪ | તમારા | મારા |
| ૭૪૬ | ૨ | ૭ | ભૂભૂતો | ભૂભૂતો |
| ૭૬૬ | ૨ | ૧૦ | સિદ્ધિ | સિદ્ધ |
| ૭૭૪ | ૨ | ૧૩ | વિમનોના | વિમાનોના |
| ૭૮૮ | ૨ | ૨ | પ્રરમાણુ | પરમાણુ |
| ૮૦૪ | ૨ | ૧૮ | વ્યાવાહારિક | વ્યાવહારિક |
| ૮૦૫ | ૧ | ૧૨ | બ્રહ્રરૂપ | બ્રહ્મરૂપ |
| ૮૨૦ | ૧ | ૫ | દ્રારા | દ્વારા |
| ૮૨૪ | ૧ | ૧૨ | ચિદાકશરૂપી | ચિદાકાશરૂપી |
| ૮૨૮ | ૨ | ૫ | દુકાળી | દુકાળ |
| ૮૨૮ | ૨ | ૩૧ | સકારપણું | સાકારપણું |
| ૮૨૮ | ૨ | ૩૩ | અકારપણું | નિરાકારપણું |
| ૮૪૩ | ૨ | ૪૦ | °ऽधःपाति | °ऽध.पातिनी |
| ૮૪૭ | ૨ | ૩૩ | મોવાળની | મોવાળાની |
| ૮૬૪ | ૨ | ૧૬ | આરચ્છાદાન | આચ્છાદન |
| ૮૮૬ | ૨ | ૧૩ | સત્તમાત્ર | સત્તામાત્ર |
| ૮૯૨ | ૧ | ૬ | અગમ | આગમ |
| ૯૦૧ | ૧ | ૧૩ | યથેચ્છ | યથેચ્છ |
| ૯૧૨ | ૧ | ૧૯ | ઇચ્છિનારા | ઇચ્છનારા |
| ૯૧૪ | ૧ | ૨૫ | સમાન્ય | સામાન્ય |
| ૯૧૭ | ૧ | ૧૦ | અદેય | આદેય |
| ૯૨૮ | ૧ | ૨૭ | વગેરોનાં | વગેરેનાં |
| ૯૩૭ | ૧ | ૨૯ | સર્વોત્તમ- | સર્વોત્તમ- |
| ૯૪૫ | ૧ | ૧૧ | चेतन् | चेत्तन् |
| ૯૬૭ | ૧ | ૩૪ | અપર્ણ | અર્પણ |
| ૯૬૮ | ૨ | ૨૨ | ભૂષતિઓ | ભૂપતિઓ |
| ૯૮૦ | ૨ | ૪ | નિપેધ | નિષેધ |



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्री योगवासिष्ठ

## महारामायण

## ६-निर्वाण प्रकरण (उत्तरार्ध)

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

ॐ

॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्री योगवासिष्ठ
# महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ६-निर्वाण प्रकरण (उत्तरार्ध)

### सर्ग १ लो*

### જીવન્મુક્તોનો જીવનક્રમ

श्रीराम उवाच–नैष्कर्म्यात्कल्पनात्यागात्तनुः पतति देहिनः ।
कथमेतदतो ब्रह्मन् संभवत्याशु जीवतः ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે મહારાજ સંકલ્પનો ત્યાગ થતાં સર્વ ક્રિયામાત્ર શાંત થઈ જવાને લીધે તત્કાળ મનુષ્યનું શરીર પડી જાય છે, તો પછી આપ જે સંકલ્પના ત્યાગની વાત કહો છો તે જીવતા મનુષ્યને શી રીતે સંભવે ?[1]

વસિષ્ઠ બોલ્યાઃ–જે મનુષ્ય જીવતું હોય તેને જ સંકલ્પનો ત્યાગ ઘટી શકે છે, બાકી નિર્જીવ હોય તેમાં ઊલટી એ વાત ઘટી શકતી નથી. એ સંકલ્પત્યાગનું યથાર્થ રૂપ હું તમને કહું તે તમે સાંભળો, કે જે કાનને અલંકારની પેઠે અતિ શોભા આપ-

* આ પહેલા સર્ગમા મમતા, અહંકાર અને સંકલ્પ-વિકલ્પ આદિથી રહિત મુક્ત પુરુષો જે રીતે જીવે છે અને ચેષ્ટા કરે છે, તે યુક્તિ કહેવામા આવશે.

નાર છે.[૨] સંકલ્પના રૂપને જાણનારા વિવેકી પુરુષો, દેહ વગેરેમાં 'હું' એવો અહંકારનો અધ્યાસ થવો તેને જ સંકલ્પ કે કલ્પના કહે છે; અને એ મર્યાદાવાળા અધ્યાસને છોડી દઈ તેમાં ચૈતન્યરૂપ આકાશ કે જે પોતાનું વાસ્તવ સ્વરૂપ છે, તેની ભાવના કરવી તે સંકલ્પત્યાગ કહેવાય છે.[૩] સંકલ્પના સ્વરૂપને ઓળખનારા વિદ્વાનોએ આત્મા સિવાય ઇતર પદાર્થમાં જે કાંઈ આસક્તિ થવી તેને જ (સંકલ્પનું મૂળ હોવાથી) સંકલ્પ કહેલ છે; અને ચૈતન્ય આત્માથી બીજું કાંઈ જુદું નહિ હોવાથી, તે સર્વમાં એક ચૈતન્ય-આકાશની જ ભાવના થવી, તેને સંકલ્પત્યાગ કહેવામાં આવે છે.[૪] અમુક દેહ વગેરે દશ્યપદાર્થો પરમાર્થ રીતે સત્ય છે, એવું જે કાંઈ અભિમાન થવું તેને ઉત્તમ પુરુષોએ સંકલ્પરૂપે કહેલ છે; અને એ સર્વ દેહાદિક દશ્યપદાર્થો આકાશના કાર્યરૂપ વાયુ આદિ ચાર ભૂતોનો વિકાર હોવાથી ફક્ત એક આકાશરૂપ જ છે એવી ભાવના થવી તે, કિંવા એ સઘળું ચૈતન્યરૂપ આકાશમાં મિથ્યા કલ્પાયેલું હોવાથી ચૈતન્યઆકાશરૂપે જ છે, એવી તેમાં ભાવના થવી તે સંકલ્પનો ત્યાગ કહેવાય છે. અનુભવમાં આવી ગયેલી બાબતનું અને નહિ અનુભવાયેલી બાબતનું એમ બે રીતે સ્મરણ થાય છે. કોઈ પણ રીતે જે કાંઈ સ્મરણ થાય, તે સંકલ્પ જ છે એમ તમે સમજો; અને કોઈ બાબતનું કાંઈ પણ સ્મરણ જ ન થવું, એમાં જ કલ્યાણ રહેલું છે એમ વિવેકીઓ સમજે છે.[૫,૬] હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! અનુભવમાં આવેલા વિષયોની અને નહિ અનુભવાયેલા વિષયોની, એ બન્ને જાતની સ્મૃતિનો અને બીજી પણ સર્વ ચિત્તમાં ઊઠતી વૃત્તિઓનો ત્યાગ કરી ચિત્તને કાબૂમાં લાવી પરબ્રહ્મમાં લીન થઈ જઈ લાકડાની પેઠે તમે નિશ્ચળ રહી લાંબું આયુષ્ય ભોગવો.[૭] ચિત્તમાંથી સર્વ પદાર્થમાત્રના સ્મરણરૂપ સંકલ્પને છોડી દઈ, પ્રારબ્ધયોગે પ્રાપ્ત થયેલાં અને પૂર્વના અભ્યાસને અનુસરી કરવામાં આવતાં કર્મોમાં અડધું ઊંઘતા નાના બાળકની ચેષ્ટાની પેઠે (નિઃસંકલ્પપણાથી) તમે પ્રવૃત્તિ કરો.[૮] હે નિષ્પાપ રામચંદ્રજી! જેમ કુંભારનો ચાકડો સંકલ્પરહિતપણાથી વેગ વડે ફર્યા કરે છે, તેજ રીતે તમે પ્રારબ્ધના સંસ્કારને અધીન રહી નિઃસંકલ્પપણે કર્મમાં પ્રવૃત્ત રહો.[૯] મલિન વાસનાવાળું ચિત્ત જ જેનું નષ્ટ થઈ ગયું છે, એવા તમે વાસના વગરનું મન કે જેને વિવેકી પુરુષો સત્ત્વ એવા નામથી કહે છે તેના શુભ સંસ્કારોને અનુસરી પોતાના પ્રવાહમાં પડેલાં કાર્યોમાં ચેષ્ટા કરો.[૧૦] હું ઊંચા હાથ કરી પોકારું છું કે, સંકલ્પ ન ઊઠવા તે પરમ કલ્યાણરૂપ છે, તેને શા માટે અંદર દઢ રીતે ધારણ કરતા નથી? પરંતુ મારી એ વાત કોઈ સાંભળતું નથી.[૧૧] અહો! મોહનો મહિમા કેટલો બધો બલવાન છે કે, સર્વ દુઃખોની નિવૃત્તિ કરવાવાળો વિચાર નામનો ચિંતામણિ, હૃદયમાં રહ્યા છતાં મનુષ્યો તેનો ત્યાગ કરે છે.[૧૨] સંકલ્પ ન ઊઠવો એટલે કે ચિત્તમાં કોઈ પણ જાતની વૃત્તિને સ્ફુરવા ન દેવી તે–અર્થાત્ દશ્યદર્શન આદિથી રહિત શુદ્ધ આત્મતત્ત્વ જ બાકી રહે માટે તન્મય (આત્મામય જ) થઈ રહેવું, એટલું જ માત્ર પરમ કલ્યાણકારક છે, એનો અનુભવ તમે જાતે જ કરી લો.[૧૩] હે રામચંદ્રજી! સંકલ્પરહિત સ્થિતિમાં રહેવાથી એવું ઉત્કૃષ્ટ પરમપદ પ્રાપ્ત થાય છે કે, જ્યાં પરમ સામ્રાજ્ય પણ એક સાધારણ તણખલા જેવું સાવ હલકું લાગે છે.[૧૪] માત્ર જવાના પ્રદેશ તરફ જ લક્ષ્ય રાખનારા મુસાફરના પગમાં જેમ સંકલ્પ વિના સ્વાભાવિક રીતે જ ક્રિયા થયા કરે છે, તે પ્રમાણે તમે પોતાનાં કૃત્યોમાં ઊઠતા સંકલ્પો છોડી દઈ આવી પડેલા કામને પૂરું કરો. સૂતેલા મનુષ્યની પેઠે સર્વ કર્મમાત્રના ફળની તૃષ્ણાને સંપૂર્ણ રીતે છોડી દઈ આવી પડેલાં કાર્યમાં સંકલ્પ વિના જ તમે ચેષ્ટા કરો.[૧૫,૧૬] જેમ

પોતાની મેળે (જડ હોવાથી) ચેષ્ટા વગરનું કોમળ ઘાસ વાયુ આદિના પ્રવાહમાં તણાઈ પોતે ગતિ કરતું લાગે છે, તેમ તમે પણ આપોઆપ આવી પડેલાં કાર્યોમાં સંકલ્પ કર્યા વિના અને સુખ-દુઃખની ભાવના કર્યા વિના જ પ્રવૃત્તિ કરો. કેમ જાણે બીજાને કૌતુક ઉપજાવવા માટે નૃત્ય કરતી હોય તેમ દેખાતી લાકડાંની પૂતળી પોતે અંદર વાસનારહિત અને શૃંગાર આદિ રસની ભાવના વિનાની હોવા છતાં ક્રિયા કર્યે જાય છે; તેમ તમને પણ બહાર યથોચિત રીતે કર્મ કરતાં છતાં અંદરથી તેમાં 'આ સંપૂર્ણ રીતે ખરેખર સુખરૂપ જ છે' એવી ભાવના ન થાઓ. ઉનાળામાં સુકાયેલી વેલો જેમ કહેવા પૂરતી જ દેખાય છે, તેમ તમારી ઇન્દ્રિયોને સર્વ વિષયો રસ વિનાના લાગો. અન્નમય આદિ પાંચ કોશો સાથેની ચિદાભાસની સત્તા, કે જેનો વાસનારૂપી રસ જ્ઞાનરૂપી સૂર્યે ખેંચી લીધો છે, તે વડે તમે ચેષ્ટા કરતા રહી, વેલથી વીંટાઈ રહેલ વૃક્ષ જેમ શિયાળામાં નીરસ થઈ જાય, તેમ અંદર નીરસ (વાસનારહિત) થઈ જઈ, યંત્રની ચેષ્ટાના જેવા સંકલ્પરહિત ચેષ્ટા કરનારા થઈને રહો. શિયાળો જેમ વૃક્ષોને બહારનું જળ મળતાં છતાં અંદરના રસથી જ નભાવે છે, તેમ જો કે ઇન્દ્રિયો સ્વભાવે જ બહારના રસ લેવામાં પ્રેરાય છે, તો પણ તે ઇન્દ્રિયોને રોકી રાખી, સર્વ આનંદની સીમારૂપ આત્મચૈતન્ય જ જેના જીવનનું સાધન છે એવાં (આત્માકાર) બનાવી દઈ તેનું ધારણ કરો.[૧૭-૨૧] તમે કર્મ કરો અથવા ન કરો, પરંતુ જ્યાં સુધી તમારી ઇન્દ્રિયોની વૃત્તિઓ વિષયરસમાં વાસનાવાળી હશે, ત્યાંસુધી આ સંસારના જન્મ-મરણ આદિ અનર્થોના સાથ કદી પણ છૂટવાનો નથી. જેમ પવન, અગ્નિની જ્વાળા, યંત્ર અને પાણી (વિચાર વિના) આપોઆપ જ ગતિ કરે છે, તેમ તમે પણ સંકલ્પરહિત થઈ કર્મ કરતા રહેશો, તો અંતરહિત મોક્ષરૂપ પરમ કલ્યાણને મેળવવા સમર્થ થશો.[૨૨,૨૩] વાસના વિના કર્મો કરવાં એ જ પરમ ધૈર્ય કહેવાય છે અને એ જ જન્મરૂપી તાવને દૂર કરનાર છે. વાસના અને સંકલ્પથી રહિત થઈ, આવી પડેલા સંજોગોને સ્વીકારી લઈ, ચાક ઉપર ફરનાર ઘટાદિકની પેઠે ધીરે ધીરે શાંત થતા જઈ તમે પોતાનાં કર્મોમાં પ્રવૃત્તિ રાખો. તમે કર્મના ફળમાં ઇચ્છા રાખો નહિ; તેમજ કર્મનો ત્યાગ કરવામાં પણ 'આથી અમુક ફળ મળવાનું છે' એવી ઇચ્છા પણ ન થાઓ. એ આસક્તિને અથવા ફળની ઇચ્છાને છોડી દઈ કર્મ કરવાં કે તેનો ત્યાગ કરવો એ બન્ને વાતનો તમે અંગીકાર કરો અથવા ત્યાગ કરો, એ બન્ને સરખું જ છે. અહીં વિશેષ કહેવાની કંઈ જરૂર નથી. સંક્ષેપમાં માત્ર એટલું જ કહેવાનું છે કે, સંકલ્પ થવો તે મનને બંધનમાં નાખનાર છે અને સંકલ્પ ન થવો તે મુક્તપણું છે. અહીં કોઈ કાળે કે કોઈ સ્થળે કાંઈ કરવાનું કે ત્યાગ કરવાનું છે નહિ. સર્વ જન્મરહિત, શાંત અને અનંત પરબ્રહ્મરૂપ જ છે, માટે તે જ સ્વરૂપમાં તમે રહો. કર્મને વિષે નિષ્ક્રિય બ્રહ્મભાવને અને નિષ્ક્રિય બ્રહ્મભાવ વડે સ્વરૂપમાં રહેવાય તેવાં કર્મો જોઈ લઈ, જેવા હોય તેવા સર્વ પદાર્થમય એક ચિદાત્મારૂપે થઈ રહી તમે ભલે જેમ સુખ મળે તેમ શાંતપણે રહો.[૨૪-૨૯] કોઈ પણ જાતનો સંકલ્પ જ ન થવા દેવો તેને વિદ્વાનો યોગ કહે છે, કે જે સ્વાભાવિક રીતે જ ચિત્તનો નાશ કરનાર છે; માટે તમે અત્યંત તન્મય થઈ જઈ જેવા હમણાં છો તેવા જ ભલે રહો.[૩૦] સર્વત્ર સમાન રીતે રહેલ, શાંત, સુખરૂપ, સૂક્ષ્મ, બેપણું કે એકપણું વગેરે ભાનથી રહિત, સર્વવ્યાપી, અનંત અને શુદ્ધ પરબ્રહ્મમાં શું અને શાથી ખેદ પામવાનું છે? કાંઈ નથી.[૩૧] જેમ મરુભૂમિમાં (જળ ન હોવાને લીધે) અંકુર જ થતો નથી, તેમ તમારામાં સંકલ્પનો ઉદય જ ન થાઓ; અને જેમ પથ્થરના અંદરના નક્કર ભાગમાં વેરો

નથી ઊગતી, તેમ તમારામાં ઇચ્છા પ્રગટ ન થાઓ.[32] જે પુરુષ સંકલ્પરહિત શાંત બ્રહ્મરૂપ જ છે, તે જીવતો હોય ત્યારે કિંવા વિદેહમુક્ત થાય ત્યારે પણ, તેને લોક સંબંધી કે વેદ સંબંધી કર્મ કરવાથી કે ન કરવાથી આ લોક સંબંધી કે પરલોક સંબંધી કશું પ્રયોજન રહેતું નથી; કેમકે તમે કે જે નિરંતર આત્મદષ્ટિએ સર્વત્ર અભેદરૂપે રહ્યા છો અને કર્મ તથા અકર્મ એ બન્નેના બાધની અવધિરૂપ તથા આત્મારૂપ છો, તે હમણાં પ્રાતિભાસિક કર્મરૂપે દેખાવ છો; પરંતુ ખરી રીતે તમારામાં કર્મપણું છે નહિ. આ પ્રમાણે તમે માત્ર આભાસરૂપે કર્તા દેખાઓ છો; પરંતુ તમારામાં સત્ય દષ્ટિએ કર્તાપણું છે નહિ દેહાદિકમાં 'આ હું અને આ મારું' એવો સંકલ્પ જ્યાં સુધી સ્ફુર્યા કરશે, ત્યાં સુધી તમે કદી પણ આ સંસારરૂપી દુ:ખથી મુક્ત થવાના નથી; તથા 'આ હું અને આ મારું' એવા સંકલ્પથી રહિત થશો, તો એ દુઃખથી મુક્ત થઈ જશો. હવે આ બન્ને વાતમાં જે તમારા મનમાં રુચતી હોય તેનો તમે આશ્રય કરો.[33-35] હું અને મારું એ તત્ત્વદષ્ટિથી જોતાં છે નહિ; અને જો કાંઈ છે તો તે સર્વ પરિપૂર્ણ રીતે પરમાત્મારૂપ જ છે. એ પરમ શિવથી વળી જુદું આ દશ્યરૂપ જગત ભાસે છે, તે તો અનિર્વચનીય છે.[36] જે કાંઈક (અનિર્વચનીય રીતે) આ જગત દેખાય છે, તે ખરેખર પરમાત્માથી જુદી સત્તાવાળું નહિ હોવા છતાં જેમ સુવર્ણનું બાજુબંધપણું ભાસે, તેમ જુદું ભાસે છે. એ જગતનું અધિષ્ઠાન એટલે જેમાં એ જગત સ્વપ્ન, ઇન્દ્રજાળ આદિની પેઠે કલ્પાયેલું છે, તે તત્ત્વ જ સત્ય છે, દશ્ય-દર્શન આદિથી રહિત છે અને પરમાર્થરૂપે છેવટ એ જ અવશ્ય રહે છે.[37]

यद्दश्यते जगदिदं खलु किंचिदेत-
द्देशोंऽगदत्वमिव भाति न विद्यमानम्।
अस्य क्षयं विदुरवेदनमेव पश्चात्
सत्यं तदेव परमार्थमथावशिष्टम् ॥ ३७ ॥

सर्ग १ लो समाप्त

## સર્ગ ૨ જો[×]

### જગતનું બ્રહ્મમયપણું અને કર્મબીજનાશ

॥ वसिष्ठ उवाच ॥

अद्वैतैक्यं विमननं शांतमात्मन्यवस्थितम्।
यथा पंकमयं सैन्यं तथा शिवमयं जगत् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:-આ જગત દ્વિત્વ-એકત્વ આદિ સંકલ્પોથી રહિત અને શાંત પરમાત્મારૂપે જ પોતાના પરમાર્થિક સ્વરૂપમાં રહેલ છે. જેમ ગારામાંથી બનાવેલી સેના (રમકડાં) ગારારૂપ જ છે, તેમ પરમાત્મામાં કલ્પાયેલ આ જગત પણ પરમાત્મારૂપ જ છે.[1] કાળ, આકાર, ક્રિયા, નામ, શક્તિ અને રચના એ સર્વની સાથે મન, અહંકાર અને બુદ્ધિ આદિ ચિત્ત એ પરમાત્મારૂપ જ છે.[2] બહાર રૂપ આદિ વિષયોનો અનુભવ થવો તે અને મનની અંદર વિકલ્પો થવા તથા ગ્રહણ કરવું અને છોડી દેવું એ આદિ માનસિક ક્રમો, એ સર્વ પરમાત્મારૂપી પંકમય જ (ગારાનું) છે. દ્રષ્ટા, દર્શન અને દશ્ય એ ત્રિપુટીરૂપ પરમાત્મા જ દેખાવમાં આવતા હોવાથી સઘળું તે રૂપ અને અનંત છે, માટે કોણ કોને પ્રકાશ કરે?[3] પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એ વગેરેનું તથા દેશ અને કાળનું, દિશા આદિનું તેમજ દશ્ય પદાર્થનો ભાવઅભાવરૂપે વિવિધ પ્રકારે ભાસ થયા કરવો એ આદિ સર્વનું તાત્ત્વિક સ્વરૂપ પરમાત્મારૂપી પંકમય જ છે; માટે હું અને મારું જેની સત્તાથી તથા જેના વિશાળ સ્વરૂપમાં દેખાય છે, તે પરમેશ્વર જ સર્વના સારરૂપ છે; તે વિના બીજું કશું સારરૂપ નથી; તેથી તમે કોઈ વિષયમાં આસક્તિ વડે બુદ્ધિને નહિ બાંધતાં, પથ્થરની અંદર જેમ મનવાણી આદિનું ચેષ્ટારહિતપણું હોય, તેમ

× આ બીજા સર્ગમાં આખા જગતની પ્રથમ બ્રહ્મમયતા બતાવવામાં આવશે અને પછી કર્મના બીજની શોધ કરી મૂળસહિત તેનું નિવારણ કરવામાં આવશે.

નિઃસંકલ્પ અને મનવાણી આદિની ચેષ્ટાથી રહિત થઈને રહો.[૪,૫]

**રામ બોલ્યાઃ**–હે મહાસમર્થ ગુરુ મહારાજ ! હું અને મારું એવું અભિમાન કે જેનું મૂળરૂપ તપાસીએ તો સાવ મિથ્યા જ છે, તેને ત્યાગ કરનાર જ્ઞાની પુરુષને કર્મોનો ત્યાગ કરવાથી શી હાનિ થાય અને કર્મો કરવાથી શો લાભ થાય ?[૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે નિષ્પાપ રામચંદ્રજી ! હું તમને પૂછું છું તે યથાર્થ રીતે તમે જો જાણતા હો તો કહો કે વાસ્તવિક રીતે પ્રથમ કર્મ જ શી વસ્તુ છે ? એ કર્મનો વિસ્તાર કેવો છે ? તેનું મૂળ શું છે ? તેમાં નાશ કરવાનું શું છે અને શી રીતે નિપુણતા વડે તે નાશ કરી શકાય ?[૭,૮]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! જે કાંઈ નાશ કરવાનું હોય તેને મૂળમાંથી જ ઉખેડી નાખવામાં આવે તો જ તેનો નાશ થઈ શકે છે. બાકી ઉપરની ડાળીઓ વગેરેને કાપી નાખવાથી (નિર્મૂળ નહિ થવાને લીધે) તેનો નાશ થઈ શકતો નથી.[૯] બુદ્ધિમાન પુરુષે પોતાનું પુણ્ય-પાપરૂપી શુભાશુભ કર્મ જ નાશ કરવાનું છે; અને તે તેના મૂળને ઘસીઘસીને ઉખેડી નાખવાથી સંપૂર્ણ રીતે નાશ થાય છે.[૧૦] હે મહારાજ ! એ કર્મરૂપી વૃક્ષનાં મૂળો હું તમને કહેવા ધારું છું તે તમે સાંભળો, કે જે મૂળોને ઉખેડી નાખવાથી નિર્મૂળ થઈ ગયેલ એ કર્મરૂપી વૃક્ષ ફરીને ઊગતું જ નથી.[૧૧] હે મહામુનિ ! વિચિત્ર પ્રકારના અવયવોરૂપી વેલો વડે શોભતો આ દેહ જ પ્રાચીન કર્મરૂપી બીજમાંથી વૃક્ષરૂપે ઉત્પન્ન થઈ સંસારરૂપી અરણ્યમાં સજ્જડ મૂળ નાખી રહેલો છે.[૧૨] સુખ-દુઃખરૂપી ફળોની હારવાળા, ક્ષણમાત્ર તાજાં હોવાને લીધે મનોહર લાગતા, વૃદ્ધાવસ્થારૂપી પુષ્પના વિકાસવાળા, વારંવાર કાળરૂપી ઉગ્ર વાંદરાએ તોડી નાખેલાં, નિદ્રારૂપી હેમંતઋતુની અંદર સ્વપ્નરૂપ પાંદડાંઓની બહાર નીકળનારા, નવા ફણગાઓને સંકોચી રાખનારા, પોતાના ઘડપણથી શરદઋતુના અંતમાં ખરી પડેલ શાંત અને શિથિલ થઈ ગયેલ ચેષ્ટાઓરૂપી પાંદડાંના જથ્થાવાળા આ જગતરૂપી જંગલમાં ઉત્પન્ન થયેલ અને પોતાની ચોતરફ ફેલાયેલ ભાર્યા આદિ પોષ્યવર્ગરૂપી અનેક બાલતૃણોનાં જૂથો વડે વીંટાયેલા એવા આ દેહરૂપી વૃક્ષનું પ્રારબ્ધને અનુસરી પ્રગટ થવું એ જ બીજ છે. રાતા હાથ-પગના કોમળ પૃષ્ઠભાગ, જીભ, હોઠ, કાન એ આદિ રાતાં તાજાં પાંદડાંઓરૂપી તેના અવયવો છે. સારી રેખાઓવાળાં, નાનાં અને સરખા આકારવાળાં હાથપગનાં તળિયાં એ તેનાં ચંચળ પાંદડાંઓ છે. સુંવાળા આકારવાળી, અંદર સ્નાયુ અને હાડકાંથી ભરેલ હોવાથી મનોહર દેખાતી, કોમળ અને રાતી આંગળીઓ એ જ તે દેહરૂપી વૃક્ષનાં પવન વડે કંપતાં અને અને રેસાવાળાં રાતાં નાનાં પાંદડાં છે. કોમળ અને સુંવાળી છતાં જેની રોચ પાતળી છે એવી, સરખા આકારને ધારણ કરનારી, ઉતાર્યા છતાં પાછી વારંવાર ઊગી આવતી અને બીજના ચંદ્રમાની કળાના જેવા આકારવાળી નખોની પંક્તિઓ જ આ દેહવૃક્ષની કળીઓ છે.[૧૩-૧૮] એ રીતે પ્રારબ્ધકર્મ કે જે આ દેહરૂપે પ્રગટ થયું છે, તેનું મૂળ કર્મેન્દ્રિયો જ છે, કે જે (કામ આદિ સર્પ વડે વ્યાપ્ત હોવાથી) દૂષણવાળી, ગાંઠો વડે કઠોર, દૃઢ હાડકાંરૂપી ગાંઠોથી સંકળાયેલી, નાડીઓમાં ભરાયેલા અન્નરસરૂપી ગારામાં લદબદ થઈ રહેલી, વાસનારૂપી રસ પીવાથી પુષ્ટ અને પોતાના સ્થાનમાં રસરક્ત આદિને ધારણ કરી રહેલી છે.[૧૯,૨૦] એ કર્મેન્દ્રિયોમાં ચરણેન્દ્રિય ઘૂંટીઓવાળી, સુંદર ત્વચાથી સુશોભિત, દૃઢ અંગવાળી અને કોમળ છે. એ કર્મેન્દ્રિયનું પણ જ્ઞાનેન્દ્રિય એ જ મૂળ છે; અને એ જ્ઞાનેન્દ્રિયો બહાર છેટે જઈને પણ વિષયોનો અનુભવ કરી શકે તેવી, નેત્રગોલક આદિ પોતપોતાનાં પાંચ સ્થાનોમાં રહેલી, વાસનારૂપ ગારામાં લદબદ

થઈ રહેલી, રસથી ભરપૂર અને બહુ બળવાન છે.[૨૧,૨૨] એ જ્ઞાનેન્દ્રિયોનું પણ ત્રણ જગતમાં રહેલું અને મોટા થાંભલાની પેઠે સર્વના આધારરૂપ મનજ મૂળ છે, કે જે પાંચ ઇન્દ્રિયોના દ્વારરૂપે રહેલી નાડીઓ વડે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ આદિ વિષયરૂપી અનંત રસને પ્રથમ અંદર ખેંચી લઈ, ભોગવી લીધા પછી મૂકી દે છે.[૨૩] એ ચિત્તનું મૂળ જીવ છે, કે જેનું સ્વરૂપ લિંગદેહ આદિ દશ્યપદાર્થમાં ચિદાભાસરૂપે પ્રતિબિંબવાળું થયેલ ચેતનજ છે. તેમાં લિંગદેહ આદિ દશ્યપદાર્થરૂપ જડ અંશનું મૂળ સર્વના એક મૂળકારણરૂપ અવિદ્યામાં પ્રતિબિંબવાળું થયેલ ચેતન છે અને ચિદાભાસરૂપ ચેતન-અંશનું મૂળ બ્રહ્મચૈતન્ય છે. એ બ્રહ્મચૈતન્યનું બીજું કાંઈ પણ મૂળ નથી; કેમકે તે અવર્ણનીય (જેનું વિવેચન ન કરી શકાય તેવું), અનંત, શુદ્ધ અને સત્યરૂપ છે. એ રીતે સર્વ કર્મમાત્રનું મુખ્ય બીજ જીવ–ચૈતન્ય છે, કે જેને લીધે અંદર અહંકાર આદિમાં આત્મબુદ્ધિ થઈ 'હું કર્તા છું' એવો સંકલ્પ સ્ફુર્યા પછી ક્રિયા થવા માંડે છે.[૨૪–૨૬] હે મહારાજ! કર્મનું મુખ્ય બીજ જીવચૈતન્યજ છે. જીવપણું હોય તોજ મોટી શાખાઓવાળું આ દેહરૂપ શાલ્મલિવૃક્ષ ઊગી નીકળે છે.[૨૭] જીવચૈતન્ય અહંકાર આદિમાં મળી જઈ તેમાં આત્મરૂપતા માની લઈ અનાદિ અવિદ્યાના સંસ્કારથી ઊઠેલી 'હું અમુકરૂપ છું અને કર્તા છું' એવી નામરૂપવાળી ભાવના વડે જો વીંટાઇ જાય, તો કર્મના બીજરૂપ થાય છે; અને જો તેમ ન બને, એટલે પોતાના શુદ્ધ સ્વરૂપને જ ઓળખી લે, તો તે પોતે જ પરમપદરૂપ છે.[૨૮] જીવ પોતે ખરું જોતાં ચૈતન્ય હોવા છતાં 'હું કર્તા છું અને મારાં અમુક નામરૂપ છે' એવી નામરૂપવાળી ભાવના વડે વીંટાઈ જાય, તો તે ભાવના જ કર્મના બીજરૂપ બને છે અને જો તેમ તો (એટલે પોતાના શુદ્ધ સ્વરૂપનો અનુભવ થાય તો) તે પોતે જ પરમપદરૂપ છે; માટે દેહાદિકમાં જે અહંકારને આકારે આત્મબુદ્ધિ થવી તે જ કર્મનું કારણ છે. હે મુનિશ્રેષ્ઠ! આ જે કાંઈ મેં કર્મના ફળ વિષે કહ્યું તે આપે જ મને કહેલ છે.[૨૯,૩૦]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! આ સૂક્ષ્મ ચિદાભાસરૂપ મૂળ બીજમાંથી થનારા કર્મનો દેહ આદિ ઉપાધિ જ્યાં સુધી રહે ત્યાં સુધી શો ત્યાગ છે અને શું અનુષ્ઠાન છે? (તે કહો.)[૩૧] બહાર અને અંદર એ જીવચૈતન્ય જેવી જેવી રીતે સ્ફુરે તેવી તેવી રીતે તે પોતે જ દેખાતા પદાર્થના જેવો બની જાય છે. પછી તે સત્યને આકારે દેખાય કે અસત્યરૂપે જણાય, પરંતુ તે ભય પેદા કરી દે છે; અને જો એ જીવચૈતન્ય સંકલ્પરૂપી સ્ફુરણથી રહિત થઈ રહે તો તે ભ્રાંતિથી મુક્ત થઈ જાય છે. પછી એ ભ્રમ સાચો હો કે ખોટો હો, તેનું કંઈ પ્રયોજન નથી.[૩૨,૩૩] એ જીવચૈતન્ય જ (ઉપાધિને લીધે) ભ્રાંતિ વડે ઉત્પન્ન થયેલાં વાસના, ઇચ્છા, મન, કર્મ અને સંકલ્પ ઇત્યાદિ નામરૂપે વિસ્તાર પામે છે.[૩૪] મનુષ્ય ભલે જ્ઞાની હો કિંવા અજ્ઞાની હો, પરંતુ જ્યાં સુધી તેનો દેહ રહે ત્યાં સુધી ચિત્તરૂપ ઉપાધિ કે જેમાં ચૈતન્યબિંબનું પ્રતિબિંબ પડી ચિદાભાસ એવી સંજ્ઞા થઇ તે વડે ક્રિયા કરે છે, તે આ દેહરૂપી ઘરમાં રહે છે, તેનો (જીવનપર્યંત) ત્યાગ બનતો નથી.[૩૫] જીવતા પુરુષમાં તેનો ત્યાગ શી રીતે ઘટી શકે? બાકી આવી પડેલ વ્યવહાર કર્યે જતાં 'હું અસંગ, અદ્વિતીય, કૂટસ્થ અને ચિદ્રૂપ છું તથા અકર્તા છું,' એવી રીતે નિષ્ક્રિય આત્મામાં સ્થિતિ રાખી કર્મનાં નામ અને રૂપ એ બન્નેની ભાવના જ મનમાં નહિ થવા દેતાં કર્મ અને અકર્મ એ આદિ વિકલ્પોનો પણ ત્યાગ કરી દેવામાં આવે, તો તે કર્મત્યાગ કે ચિત્તત્યાગ પોતાની મેળે જ થઈ જાય છે. બાકી સ્થૂલ દૃષ્ટિએ તો કર્મનો ત્યાગ

સંભવતો જ નથી; છતાં જે કર્મ કરવાની નિયમિત રીતિનો ત્યાગ કરે છે, તેણે (કર્મત્યાગ અશક્ય જ હોવાથી) કશું કર્યું જ નથી; અથવા સ્થૂલ દૃષ્ટિએ કર્મનો ત્યાગ અસંભવિત છે, માટે કર્મ કરતાં છતાં પણ તે અમુક રીતે કરવું એ આદિ સંકલ્પ–વિકલ્પનો ત્યાગ કરી, નિઃસંકલ્પપણાથી કરવામાં આવે તો તેણે તે કાંઈ (કર્મ) કરેલ જ નથી. બાકી જ્ઞાન વડે આ જે કાંઈ દૃશ્યની ભ્રાંતિ દેખાય છે, તે સર્વનું તત્ત્વજ્ઞાન વડે મિથ્યાપણું સમજાઈ જઈ બાધ થઈ જતાં જગતનો અત્યંત અભાવ છે એમ અનુભવમાં આવે, તે જ એ જગતનો, તેમાં રહેલા ચિત્તનો અને કર્મનો ખરો ત્યાગ છે, કે જેમાં આત્માનું અસંગપણું અનુભવાતાં એની મેળે મોક્ષ મળે છે. જો કાંઈ લિંગદેહ આદિ દૃશ્ય હોય તો જ તેમાં જીવચૈતન્યનો પ્રતિબિંબ પડતાં ચિદાભાસ થાય; પરંતુ છેક સૃષ્ટિના આરંભકાળથી તત્ત્વદૃષ્ટિએ જોતાં લિંગદેહ આદિ દૃશ્ય ઉત્પન્ન જ થયેલ નથી અને છે જ નહિ તો પછી કોનો કોનામાં પ્રતિબિંબ વડે ચિદાભાસ થાય! એ જીવચૈતન્યના ચિદાભાસપણાને એટલે લિંગદેહ આદિ દૃશ્યમાં પડેલા તે ચેતનના પ્રતિબિંબભાવને મિથ્યા સમજી મૂકી દેતાં તો તેનું જે શુદ્ધ રૂપ અવશેષ રહે તે ચિદાભાસરૂપ કે કર્મરૂપ નથી, પરંતુ શાંત બ્રહ્મરૂપ છે. એ ચિદાભાસરૂપ જીવચૈતન્ય કર્મરૂપ કહેવાય છે; કેમકે જળ વગેરેમાં જેનું પ્રતિબિંબ પડ્યું છે તેવા આકાશની પેઠે એ ચિદાભાસ જ બુદ્ધિ આદિમાં પ્રતિબિંબવાળો થઈ કર્મોને વિસ્તારી રહેલ છે; માટે અનુભવી પુરુષો એ ચિદાભાસરહિત દશાને મોક્ષરૂપ સમજે છે અને તેઓની વિવેકી શિષ્ય પ્રત્યે તેવી જ ઉપદેશવાણી છે. કર્મનો સાવ ત્યાગ દેહ રહે ત્યાં સુધી (જ્ઞાન વિના બીજી રીતે) સંભવતો નથી.[૩૬–૪૨] જે લોકોને કર્મમાર્ગ જ માફક આવે છે, તેઓ તો તેના મૂળને છોડતા નથી. વાસનારૂપે રહેલા ચિત્તમાં જીવચૈતન્યની ચિદાભાસરૂપે સ્થિતિ થવી તે જ પોતાનાં કર્મોનું મૂળ છે.[૪૩] તે દેહ રહે ત્યાં સુધી જ્ઞાન વિના બીજી રીતે નિવૃત્ત કરી શકાતી નથી. હે રામચંદ્રજી! એ ચિદાભાસરૂપ જીવચૈતન્ય અંદર બીજાં પણ કામવાસના આદિ અનેક કર્મોનાં મૂળોને ઉત્પન્ન કરે છે, છતાં (જ્ઞાન વડે) મોક્ષાધિકારી હોવાથી કેટલીક રીતે તે શ્રેષ્ઠ છે. જે પુરુષ એ ચિદાભાસરૂપ સૂક્ષ્મ જીવભાવને, તેના મૂળ કારણરૂપ અજ્ઞાનસહિત પોતાના પુરુષાર્થથી તત્ત્વજ્ઞાન મેળવી દૂર કરી દે, તે પુરુષ એ ચિદાભાસને લીધે જ પ્રતીતિમાં આવતી આ દૃશ્ય–દર્શરૂપ ભ્રાંતિને પણ તે સર્વના મૂળરૂપ અજ્ઞાનસહિત પોતાના યત્નથી જ છેદી નાખે છે; અને તેવા પુરુષથી જ આ સંસારરૂપી વૃક્ષ મૂળમાંથી ઉખેડી નખાય છે.[૪૪–૪૬] ચિદાભાસ વિનાનું અદ્વિતીય, એક અને સર્વ દૃશ્યપદાર્થથી રહિત એ પરમ આકાશ બ્રહ્મરૂપ છે અને તે આકાશની પેઠે અસંગ હોવાથી નિર્વિકાર છે; તેથી એ બ્રહ્મને જ બ્રહ્મવેત્તાપુરુષો આપણાં સર્વ જીવચૈતન્યોનું આખરનું ચેતનસ્વરૂપ કહે છે.[૪૭]

अचेतनाकाशमनन्यदेकं वदेवमस्ति त्विद-र्मर्थहीनम्। तद्व्योमरूपं यत एवदेवं निरामयं चेतनसारमाहुः ॥ ४७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'કર્મબીજદાહયોગોપદેશ' એ નામનો સર્ગ ૨ જો સમાપ્ત



## સર્ગ ૩ જો*

### શુદ્ધ તત્ત્વ જાણવાનો ઉપાય

॥ राम उवाच ॥

अवेदनं वेदनस्य मुनींद्रः क्रियते कथम् ।
नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે મહારાજ ! જો વાસ્તવિક રીતે ચિદાભાસ એવી કાંઈ વસ્તુ હોય, તો પછી તેનો અભાવ શી રીતે કરી શકાય? કેમકે અસત્ય-પદાર્થની સત્તા અને સત્ય પદાર્થનો અભાવ કદી પણ હોઈ શકતો નથી.[1]

વસિષ્ઠ બોલ્યાઃ–જ્યારે અસત્ પદાર્થની સત્તા અને સત્ પદાર્થનો અભાવ નથી હોતો, ત્યારે તો ચિદાભાસ કે જે મિથ્યારૂપે દેખાય છે, તેનો અભાવ સહેલાઈથી જ પોતાની મેળે સિદ્ધ થાય છે.[2] ચિદાભાસનાં નામ અને રૂપ એ બન્ને રજ્જુમાં થયેલી સર્પની ભ્રાંતિની પેઠે માત્ર ભ્રાંતિરૂપ જ છે અને ઝાંઝવાના જળની પેઠે તે મિથ્યારૂપ જ પ્રતીતિમાં આવે છે, એમ તમે સમજો.[3] એ ચિદાભાસનાં નામ અને રૂપની પ્રતીતિ જ ન થવી તે અતિશ્રેષ્ઠ છે અને તેના નામરૂપની પ્રતીતિ થવી તે મહાદુઃખકારક છે; માટે હે રામચંદ્રજી ! પરબ્રહ્મ કે જે સત્યરૂપ છે તેને જ તમે આત્મારૂપે સમજો. બાકી દ્રષ્ટા, દર્શન અને દશ્ય એ ત્રિપુટીમાં એક થઈ રહેલો ચિદાભાસ કે જે (ઝાંઝવાના જળની પેઠે) દેખાતો હોવા છતાં સાવ મિથ્યા જ છે, તેને અહંકાર વડે આત્મારૂપે ન સમજો.[4] મનુષ્યને એ ચિદાભાસના દેહાદિકમાં અહંકારરૂપે અમુક નામરૂપ જ જણાવાં અને તેમાં આત્મબુદ્ધિ થવી એ જ દુઃખકારક છે; માટે જ્ઞાન વડે એ ચિદાભાસનાં નામ અને રૂપ એ બન્નેને તેના મૂળરૂપ અજ્ઞાન સુધ્ધાં મિથ્યા સમજી તેમાં આત્મબુદ્ધિ નહિ કરતાં તમે સુખેથી પોતાના સ્વરૂપમાં રહો.[5] વ્યવહારકાળ કે જેમાં દ્રષ્ટા, દર્શન અને દશ્ય એવી ત્રિપુટીની પ્રતીતિ થાય છે, તેમાં પણ વ્યવહારમાં દેખાતા એ ચિદાભાસનાં નામ અને રૂપ એ બન્નેથી જુદું જ તે સર્વના સાક્ષીરૂપ શુદ્ધચૈતન્ય છે, કે જે સર્વ પદાર્થમાત્રને રૂપે દેખાવમાં આવે છે, શબ્દમાત્રને તેનું મૂળ હોવાથી તેને ધારણ કરી રહેલા ઓમકાર વડે લક્ષ્યરૂપે સમજી એ જ સર્વના આત્મરૂપ છે અને તેથી જ મોક્ષ મળવાનો છે, એમ ધારી તમે કાંઈ ખેદ નહિ પામતાં યોગ્ય વ્યવહાર કરો.[6] વિવેકી પુરુષે પોતાનું પુણ્ય–પાપરૂપી શુભાશુભ કર્મ નાશ કરવું જોઈએ અને તે વાત (આત્મતત્ત્વ સિવાય બીજું સર્વ મિથ્યા હોવાથી) 'તે છે જ નહિ' એવું તત્ત્વજ્ઞાન વડે જણાયાથી સિદ્ધ થાય છે. સારી રીતે તત્ત્વદષ્ટિથી વિચાર કરતાં એમ જણાયું છે કે, જો કર્મનો સમૂળગો નાશ થાય અને કોઈ જાતનાં કર્મ રહે જ નહિ, તો સંસાર આપોઆપ શાંત થાય. જેમ બીલાંનો ગર્ભ પોતાની અંદર જે કાંઈ બીજ આદિ ઉત્પન્ન કરે તે બીલાંથી જરા પણ જુદું પડી શકતું નથી, તે પ્રમાણે એ ચૈતન્ય–આત્મા, પોતાનામાં ક્રિયા-કારક આદિ ત્રિપુટીવાળી ચિત્ત એવી સંજ્ઞા ઉત્પન્ન કરે, તેનાથી પોતે જરા પણ જુદો પડતો નથી.[7-9] જેમ ભૂલોકની અંદર રહેલો આ જંબૂદ્વીપ ભૂલોકથી (પૃથ્વીથી) જુદો પડી શકતો નથી, તેમ ચિદ્રૂપ પરમાત્મામાં રહેલ આકાશ અને તેની અંદર રહેલા જગતના પદાર્થો ઇત્યાદિ કંઈ પણ પરમાત્માથી જુદું પડી શકતું નથી.[10] જેમ જળ છે, તે પોતે અંદર પ્રવાહરૂપે પણ છે. એ પ્રવાહપણું જળથી જુદું નથી. એ પ્રમાણે જે ચૈતન્ય છે તે જ ચિત્તરૂપ છે, તેનાથી કાંઈ જુદું નથી; કારણ કે ચિત્ અને ચિત્ત એ બન્ને

* આ ત્રીજા સર્ગમાં જે ઉપાયથી દશ્યભ્રાંતિ નિવૃત્ત થઈ જઈ વિવેકવાન પુરુષને નિર્વિકલ્પ અને નિષ્ક્રિય આત્મતત્ત્વનું જ્ઞાન થાય, તે ઉપાય બતાવ્યો

શબ્દ ચેતન્યના અર્થને બતાવનાર 'चिति संज्ञाने' એ એક જ મૂળધાતુમાંથી બનેલ હોવાથી એ બન્ને શબ્દનો અર્થ પણ ચિદ્રૂપ જ થાય છે.[૧૧] જેમ જળમાં પ્રવાહ અને તેજમાં પ્રકાશ જોવામાં આવે છે, તેમ પરબ્રહ્મની અંદર ચિત્પણું અને ચિત્ત એ બન્ને પોતપોતાના તે તે ધર્મોથી રહિત ( શુદ્ધ બ્રહ્મરૂપે ) રહેલ છે.[૧૨] चेतयतीति चित् ( જે પ્રકાશ કરે તે ચિત્ત ) એવી વ્યુત્પત્તિ વડે દશ્યપદાર્થોનો પ્રકાશ કરવો તે ચેતનની ક્રિયા હોય તેમ જણાય છે, પરંતુ ચેતન કે જે તત્ત્વદષ્ટિએ કૂટસ્થ (સાક્ષીરૂપ છે) છે, તેમાં એ વાત સાવ નિર્મૂળ છે અને ભ્રાંતિ વડે દેખાતા હાઉની માફક માત્ર મિથ્યા જ ભાસી રહેલ છે. જે હેતું વિના મિથ્યારૂપે ભાસતું હોય તે ખરી રીતે હોય જ નહિ.[૧૩] જેમ પવન અને તેની ગતિ એ બન્ને જુદાં નથી, તેમ એ ચેતન (ચિદાભાસ) અને તેની ક્રિયા એ બન્ને હેતુ વિના જ (દિશાભ્રમની પેઠે) દેખાતાં હોવાથી આત્માથી જુદાં નથી; તેથી બહાર જાગ્રત અવસ્થામાં તથા અંદર સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં જે કાંઈ પદાર્થો જોવામાં આવે છે, તે આત્માથી જુદા નથી.[૧૪] આ દેહ કર્મનો ફેલાવો કરે છે અને તેનું મૂળ જોઇએ તો અહંકાર છે, કે જે જન્મ–મરણ આદિ સંસારના હેતુરૂપ છે, તે જેમ ચલનરૂપી સ્ફુરણ જતું રહેવાથી વાયુ શાંત થઈ જાય, તેમ 'હું એવી કાંઈ વસ્તુ જ નથી' એવી ભાવના વડે ચિદાભાસ કે જે કર્મને રૂપે ફેલાય છે, તેનો અભાવ સમજી જઈ અહંકારરૂપી મૂળને કાપી નાખવાથી શાંત થઇ જાય છે.[૧૫] તમે કે જે જ્ઞાની છો તે જ્ઞાન વડે ચિદાભાસને કાપી નાખી, બ્રહ્મભાવરૂપે છુપાઈ, પથ્થરની પેઠે દૃઢ બની, જેમ વરાહ પોતાની દાતરડી વડે મોઠ આદિ ઝાડનાં મૂળને ઉખેડી નાખે, તેમ તમે સંસારનાં મૂળને ઉખેડી નાખો.[૧૬] હે રામચંદ્રજી! ઉપર કહ્યા પ્રમાણે કરવાથી કર્મનાં બીજરૂપી કળાઓના ખજાનાનો ત્યાગ થઈ શકે છે, બાકી બીજી રીતે તેનો ત્યાગ સંભવતો નથી; માટે સદા તમારી અંદર રહેલ ચિદાભાસરૂપી કર્મનું મૂળ જ શાંત થઈ જાઓ.[૧૭] કર્મનાં બીજરૂપ કળાઓનો ત્યાગ કરવાથી જીવનું પરબ્રહ્મ વિનાનું જે બીજું ચિદાભાસરૂપ તે, તથા તે વડે અનુભવાતો સઘળો દશ્યપ્રપંચ એ બન્ને જ્ઞાનવડે જોતાં છેજ નહિ, એમ નિશ્ચય થતાં તત્ત્વજ્ઞાનવાળા અને શાંતિવાળા વિવેકી પુરુષોને કાંઈ લેવાનું કે દૂર કરવાનુ રહેતું જ નથી. તેઓ ત્યાગની કે ગ્રહણની વાતને જાણતા જ નથી, તેને લીધે તેઓ આકાશના જેવી નિર્લેપતાને હૃદયમાં ધારણ કરી શાંત ચિત્તથી સ્વરૂપમાં રહે છે. આવી પડેલા વ્યવહારને તેઓ કરે છે, છતાં તેમનામાં કર્તાપણાનું અભિમાન ન હોવાથી અને ચિત્તમાં કર્મનો કાંઈ સંસ્કાર નહિ લાગવાથી ખરી રીતે તેઓ કશું કરતા જ નથી.[૧૮–૨૦] જેમ નદીના પ્રવાહમાં તણાયેલ તૃણ–કાષ્ઠ આદિ સર્વ પદાર્થ સ્વાભાવિક રીતે જ ગતિરૂપ ક્રિયા કરે છે, તે પ્રમાણે એ વિવેકી પુરુષોની કર્મેન્દ્રિયો પણ મનમાં કાંઈ વિકાર ન થતાં તે જેમ શાંત રહે તે રીતે અડધા સૂતેલા બાળકની પેઠે આપોઆપ ક્રિયા કર્યે જાય છે.[૨૧] વિષયવાસનાથી રહિત, નિરતિશય આનંદરૂપ પરમાત્માનો અપરોક્ષ અનુભવ થતાં, ભોગો તરફ વળવાના સ્વભાવવાળી અંતઃકરણની અને ઇન્દ્રિયોની વૃત્તિઓ રાગથી રહિત થઈ જઈ, કેમ જાણે પોતપોતાના વિષયોને પ્રકાશ કરવામાં અસમર્થ હોય, તે પ્રમાણે અંદર અને બહાર કોઈ પણ જગ્યાએ ટકી શકતી નથી.[૨૨] આત્મા સિવાય સર્વ મિથ્યા હોવાથી કર્મ એવી કાંઈ વસ્તુ જ નથી એમ જે જાણવું, એ જ કર્મનો ત્યાગ છે અને તે જ્ઞાન વડે સિદ્ધ થાય છે; બાકી માત્ર નસીબના સંજોગે સ્વભાવિક રીતે થયા કરનાર દેહ આદિનાં કર્મ કે જે અવસ્તુરૂપ (મિથ્યા જ)

છે, તે કરવાથી પણ શું છે અને નહિ કરવાથી પણ શું છે? કાંઈ નથી.[23] દેખાતા પદાર્થોનો અભાવ થતાં જ સંકલ્પો મટી જાય અને તેથી વાસનાથી રહિત થઈ જઈ અમુક કર્યું કિંવા અમુક ન કર્યું એવા સંબંધને પણ છોડી દઈ શાંતપણાથી નિર્વિકારપણે સ્થિતિ રાખવી, તે કર્મત્યાગ કહેવાય છે.[24] જેમ ઘણો કાળ જતો રહ્યાથી કેટલાંક આગળ બનેલાં કાર્યો ભુલાઈ જવાય છે, તેમ સર્વ દશ્યનું પાછું ચિત્તમાં કોઈ દિવસ સ્મરણ જ ન ઊઠે તેવી રીતે તેને ભૂલી જઈ થાંભલાના અંદરના ભાગની પેઠે દઢતાથી સ્થિતિ રાખવી, તે કર્મત્યાગ કહેવાય છે.[25] વ્યર્થ બોધવાળા પુરુષો માત્ર કર્મેન્દ્રિયોને રોકી રાખવારૂપી ત્યાગ કે જેમાં એ કર્મોનાં મૂળનો ત્યાગ થતો નથી તેને આચરે છે. એ પશુના જેવા અજ્ઞાની પુરુષોને તે કર્મત્યાગરૂપી પિશાચ ખાવા દોડે છે.[26] જે પુરુષો મૂળસહિત કર્મત્યાગ વડે શાંતિને પ્રાપ્ત થયા છે, તેઓને કર્મ કરવાનું કે ન કરવાનું એ બેમાંથી એકની જરૂર રહેતી નથી.[27] ઉપર કહ્યા મુજબ વિવેકી પુરુષો કર્મની બીજરૂપી કળાને મૂળસહિત ઉખેડી નાખી નિત્ય એક પરમ તત્ત્વમાં જ ચિત્તને એકાગ્ર કરે છે, તેને લીધે તેઓની સ્થિતિ સુખવાળી હોય છે.[28] જેમ યંત્રથી બનાવેલ પૂતળાં અને સુરાપાનથી ડોલતા પુરુષો ભાન વિના જ આપોઆપ કામ કરે છે, તેમ કાર્યમાં લોલુપ થયા વિના જ આવી પડેલાં કાર્યો જે કરે છે અને મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત થવાથી જેમના વિક્ષેપો દૂર થયા છે, તેવા વિવેકી પુરુષો સંકલ્પનો ત્યાગ કરે છે અને તેથી અડધી જાગતી અને અડધી ઊંઘતી કોઈ એક અનિર્વચનીય યોગભૂમિકાને પ્રાપ્ત થયેલા હોય છે.[29-30] જેનો મૂળસહિત ત્યાગ કરવામાં આવે તેનો જ ખરેખરો ત્યાગ કરેલો કહેવાય; બાકી મૂળને નાખ્યા સિવાયનો ત્યાગ તો મૂળમાંથી નહિ કાઢી નાખતાં વૃક્ષની માત્ર ઉપરની શાખાઓને કાપી નાખવા જેવો છે.[31] કર્મરૂપી વૃક્ષનું મૂળ નહિ કાઢી નાખતાં માત્ર ઉપરઉપરની ડાળીઓ કાપી નાખવામાં આવે, તો પછી પાછું તે કર્મવૃક્ષ હજારો ડાળીઓથી ફરીને વધી જાય છે અને દુઃખ ઉત્પન્ન કરે છે.[32] હે પ્રિય રામચંદ્રજી! તમને ઉપર જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે જીવનું પરબ્રહ્મના વિના બીજું ચિદાભાસસ્વરૂપ અને તેવડે અનુભવમાં આવતો સર્વ દશ્યપ્રપંચ વગેરે કશું છે જ નહિ; માત્ર એક સત્ય પરબ્રહ્મ જ સર્વત્ર છે; એવું જ્ઞાન થતાં કર્મનો ત્યાગ સિદ્ધ થાય છે. આ સિવાય બીજી કોઈ રીતે તે સિદ્ધ થતો નથી; માટે તમે એ વાતનો જ અભ્યાસ રાખનારા થાઓ.[33] જે પુરુષો આ રીતે (મૂળ સુધ્ધાં) કર્મત્યાગ નહિ કરતાં માત્ર કર્મેન્દ્રિયોને રોકી રાખવારૂપી કર્મત્યાગ કે જે મૂળ બાકી રહી જવાથી ખરો કર્મત્યાગ નથી, તેને ત્યાગરૂપે માની લઈ આચરે છે, તેઓ (સાવ કર્મત્યાગ થવો એ વાત અશક્ય હોવાથી) આકાશને લાત મારે છે; 'આ સર્વ એક પરમાત્મારૂપ છે; તે સિવાય જે પ્રતીતિમાં આવે છે તે મિથ્યા છે.' એમ જ્ઞાન વડે સમજવાથી પોતાની મેળે જ કર્મત્યાગ સિદ્ધ થાય છે. વાસના વગરની ક્રિયા મોટા આરંભવાળી હોય તો પણ તેનું અંદરનું બીજ બળી ગયેલું હોવાથી તે અક્રિયારૂપ જ છે.[33-35] જેમ કોશ ખેંચવાનાં દોરડાંથી વીંટાયેલું કૂવા ઉપરનું કોશ સંબંધી લાકડું જો ઉપરથી જળ ખેંચાઈ ધાન્ય પેદા કરવામાં ઉપયોગી થાય તો જ તે કામનું છે; પરંતુ જળ ખેંચ્યા વિના ખાલી જ કોશ ચલાવવામાં આવે, તો તે સાવ નકામું છે; તે પ્રમાણે બુદ્ધિસહિત ઇન્દ્રિયોએ ભોગોમાં આસક્તિ પેદા કરી કરેલું કર્મ જ સફળ (ફળ આપનાર) છે; તે વિનાનું બીજું દેહચેષ્ટારૂપી કર્મ (પુનર્જન્મ આદિ ફળ નહિ આપવાથી) નિષ્ફળ જ છે.[36] જ્ઞાન વડે કર્મત્યાગ થઈ જતાં

વાસનારહિત થઈ રહેલો જીવન્મુક્ત પુરુષ ઘરમાં રહો, જંગલમાં રહો, દ્રવ્ય આદિ સંપત્તિથી રહિત થઈ જાઓ અથવા વધારે સમૃદ્ધિમાન થાઓ; પરંતુ તે સદાકાળ સમાનતાવાળો જ રહે છે.[૩૭] શાંત ચિત્તવાળા પુરુષને પોતાનું ઘર જ નિર્જન અને દૂર રહેલ અરણ્યરૂપ છે; અને જેનું ચિત્ત જ શાંત નથી તેવા પુરુષને મનુષ્ય વિનાનું મોટું અરણ્ય પણ મનુષ્યવાળી નગરીરૂપ છે.[૩૮] શાંત બુદ્ધિવાળા જ્ઞાની પુરુષના હૃદયમાં જ, સ્વપ્ને પણ નહિ જોયેલ શૂન્ય, નિર્મળ, વિસ્તારવાળી અને મનોહર વનભૂમિ રહેલી છે.[૩૯] આત્મા સિવાય બીજા દશ્યપ્રપંચમાત્રને નહિ દેખનારા જ્ઞાનવાન પુરુષને આ જગત જ પદાર્થોના સંચાર વિનાના, આકાશમય અને જુદાં જુદાં નામરૂપ વડે જુદે જુદે રૂપે દેખાતા સર્વ પદાર્થોના અભાવવાળા મોટા અરણ્યરૂપ છે.[૪૦] સમગ્ર સમુદ્રવાળી આખી આ પૃથ્વી, અનંત સંકલ્પવાળા અને પોતાના હૃદયમાં સંસ્કારરૂપે આ આખા જગતની સ્થિતિને ધારણ કરી રહેલ અજ્ઞાની પુરુષના હૃદયમાં જ રહેલી છે.[૪૧] દીનતાવાળા અજ્ઞાની પુરુષના ચિત્તમાં જ વિવિધ પ્રકારનાં સુખ–દુઃખ આદિ દ્વંદ્વો વડે સંકટ આપનાર વિવિધ પ્રકારના આકારવાળા અને અનેક આરંભો સહિત એવા ગામોના સમૂહો (પ્રતિબિંબિત થઈ) રહેલા છે.[૪૨] જુદા જુદા પ્રકારનાં કાર્યોને લીધે અનેક જાતના વિકારો અને ભિન્ન ભિન્ન દશાઓવાળી ગામ, શહેર, દેશ અને પર્વતો સહિત એવી આ સર્વ પૃથ્વી અજ્ઞાની પુરુષના મલિન ચિત્તની અંદર અરીસાની જેમ સ્પષ્ટ રીતે પ્રતિબિંબવાળી થઈને રહેલી છે.[૪૩]

विविधकार्यविकारदशामयी सपुरपत्तनमंडलपर्वता । मुकुरकोश इव प्रतिबिंबिता हृदि भवत्यमला मलिने मही ॥ ४३ ॥

**સર્ગ ૩ જો સમાપ્ત**

## સર્ગ ૪ થો*

## અહંકારનો નાશ કરવાનો ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

साहंतादिजगच्छांतौ बोधे संवित्कलात्मनि ।
संशांतदीपसंकाशस्त्यागः सिद्ध्यति नान्यथा ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–તેલ વિના ઓલવાઈ જનારા દીવાની પેઠે અજ્ઞાનનો નાશ થઈ જવાથી થનારો ત્યાગ, અહંકાર આદિ સહિત સર્વ જગતનું મિથ્યાપણું જણાતાં પરબ્રહ્મ કે જે જીવચૈતન્યરૂપી કળાઓનું મૂળ સ્વરૂપ છે, તેનું જ્ઞાન થવાથી સિદ્ધ થાય છે; તે વિના બીજી રીતે તે સિદ્ધ થતો નથી.[૧] માત્ર કર્મનો ત્યાગ કરવો એ જ સર્વત્યાગ નથી, પરંતુ જગતની પ્રતીતિથી રહિત અને અહંકારથી પણ રહિત એક પરમાત્મા જ સત્ય છે, એવો બોધ થવો તે જ સર્વત્યાગ કહેવાય છે. 'આ દશ્યરૂપે દેખાવમાં આવતું દેહ આદિ જ હું છું અને એ દેહ આદિ સાથે સંબંધ રાખનારું આ જગત મારું ભોગ્ય છે,' એ બે જાતનો અધ્યાસ દિવેલ વગરના દીવાની પેઠે શાંત થઈ જતાં, શુદ્ધ ચૈતન્ય કે જે સર્વના આત્મરૂપ છે, તે જ બાકી રહે છે. 'હું અમુક દેહાદિરૂપ છું અને અમુક મારું છે,' એવો ભ્રમ જેઓનો શાંત થયો નથી, તેમને જ્ઞાન થતું નથી, શાંતિ મળતી નથી, ત્યાગ સિદ્ધ થતો નથી અને નિવૃત્તિ પણ પ્રાપ્ત થતી નથી.[૨–૪] 'અમુક મારું છે અને હું અમુકરૂપ છું' એટલાનો જ માત્ર નાશ થઈ જાય તો તે સર્વના અધિષ્ઠાનરૂપ, શાંત, આનંદમય અને જ્ઞાનસ્વરૂપ આત્મા જ શેષ રહે છે, તે વિના બીજું કશું રહેતું નથી.[૫] તત્ત્વજ્ઞાન વડે જો અહંકારનો અંશ નાશ પામી જાય, તો મમતાના સ્થાનરૂપ સર્વ જગત પણ નાશ પામી જાય છે અને

* આ ચોથા સર્ગમાં અહંકાર જ સંસારનું મૂળ છે એમ કહેવાશે અને એ અહંકારના અભાવની ભાવના કરવાથી આત્મજ્ઞાન વડે તેનો ત્યાગ થાય છે, તે પણ કહેવાશે.

તત્ત્વદૃષ્ટિએ જોતાં કોઈ ઠેકાણે કશાનો નાશ થતો જ નથી. પારમાર્થિક બ્રહ્મરૂપે સર્વ એક ચિદાકાશ-માં જ ઘાટાપણાથી એકરસરૂપે થઈ રહેલ છે.[૬] હું એવી કોઈ વસ્તુ પરમાત્માની સત્તાથી જુદી છે જ નહિ,' એમ નિરહંકારપણાથી ભાવના કરવાથી અહંભાવ કે જે સર્વ અવિદ્યાનું મૂળ છે, તે નિર્વિઘ્ને શાંત થઈ જાય છે અને માત્ર એટલા જ પ્રયત્નથી મોક્ષ મળે એમ છે; તો પછી તેમાં શા માટે કંટાળી જવાનું છે? 'હું અહંરૂપ નથી' એવા અધ્યાસનું અધિષ્ઠાન પણ ચૈતન્યરૂપ આત્મા સિવાય બીજું નથી અને ચૈતન્યરૂપ આત્મા આકાશના જેવો નિર્વિકાર, અરૂપ, શુદ્ધ અને અનંત છે. તેમાં એ અધ્યાસની સ્થિતિ જ ક્યાંથી સંભવે?[૭,૮] ભ્રાંતિ, ભ્રાંતિનું સાધન, ભ્રાંતિનો આશ્રય અને ભ્રાંતિનું ફળ એ કશું ખરી રીતે છે જ નહિ; માત્ર અજ્ઞાનનો એ સઘળો વિલાસ હોવાથી તે અજ્ઞાનરૂપ જ છે અને જ્ઞાન થતાં તેમાંનું કાંઈ પણ છે નહિ, એમ જણાય છે.[૯] જે આ સત્તાના સ્વરૂપ વિનાનું જગતના જેવું પ્રતીતિમાં આવે છે, તે સર્વવ્યાપી કેવળ પરમતત્ત્વ જ છે; માટે તમે મનમાં વિચાર પણ ન કરવારૂપી મૌનને ધારણ કરી રહો; કેમકે આ સઘળું (પરમાત્મારૂપ હોવાથી) મોક્ષરૂપ જ છે.[૧૦] જે પળમાં 'હું' એવો અહંકાર સ્ફુરે, તે જ પળમાં 'હું' એવી કાંઈ વસ્તુ જ છે નહિ, એમ ચિત્તમાં લાવવાથી સંસારના જન્મ—મરણ આદિ અનર્થોમાં પડી ફરી વાર શોક કરવો પડતો નથી.[૧૧] નિરંતર ઉપર જણાવ્યા પ્રમાણે અહંકારનો ભાવ છોડી દીધાથી હું એવું જે કાંઈ પ્રતીતિમાં આવે, તે આકાશના ફૂલ જેવું સાવ મિથ્યા જ છે, એમ તત્કાળ સમજી લઈ રણ-સંગ્રામમાં ધનુષ્ય ઉપર ચડાવેલા 'અર્જુનના બાણની પેઠે પાછા નહિ પડતાં તમે નિરંતર રીતે બ્રહ્મરૂપ પરમપદનું અવલંબન કરીને [૧૨] અહંકારને નિરંતર આકાશના ફૂલ જેવો મિથ્યા જ જાણી સર્વ વિકારોથી રહિત થઈ જઈ તમે આ સંસારસાગરને તરી જાઓ. જે પુરુષ પોતાની મેળે માત્ર પોતાના સ્વભાવને પણ જીતવામાં વીર થતો નથી, તેવા નરપશુને ઉત્તમ પદની પ્રાપ્તિ થવાની વાત પણ શું કહેવી, એ તમે જ કહો.[૧૩,૧૪] જે ઉત્તમ પુરુષે પોતાની મેળે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ પ્રકાર જીતેલ હોય, તે જ મોક્ષ આદિ મહાપુરુષાર્થનું પાત્ર થાય છે; બાકી બીજો ગધેડાના જેવો ગમાર મનુષ્ય મોક્ષ આદિ પુરુષાર્થને પાત્ર થઈ શકતો નથી. જેની પોતાની અંદરની મનોવૃત્તિ જિતાઈ ગયેલી હોય અથવા જે તેને જીતવાને તૈયાર થયેલ હોય, તે જ મનુષ્ય વિવેકનું પાત્ર થાય છે; અને પરમ પુરુષાર્થની પ્રાપ્તિરૂપી જન્મને સફળ કરવાથી તે જ ખરેખરો પુરુષ કહેવાય છે. સમુદ્રમાં ફેંકાયેલા પથ્થરની પેઠે જે જે ભાવો તમારી અંદર પ્રવેશ કરવા માંડે, તે તે ભાવોથી 'હું એવો કાંઈ પદાર્થ જ નથી,' એવી ભાવના કરી આત્મા કે જે આકાશના જેવો અસંગ છે, તેને ઓળખી તમે તે તે ભાવોથી (સાક્ષીરૂપે) અળગા રહો. તમે 'હું એવો કાંઈ પદાર્થ જ નથી,' એમ જાણી લઈ બધે ઠેકાણે ભરપૂર એક ચિદાત્મા જ છે, એમ યુક્તિપૂર્વક જાણતાં છતાં અને એ આત્મસુખનો અનુભવ કરતાં છતાં મૂંઝાતા નથી. તત્ત્વદૃષ્ટિથી અને યુક્તિથી વિચાર કરતાં સુવર્ણમાં કલ્પેલા હાર, કુંડળ વગેરે ભાવની પેઠે અધિષ્ઠાનચૈતન્યમાં કલ્પાયેલું આ સર્વ દૃશ્ય કેવળ ભ્રાંતિ વિના બીજી રીતે છે જ નહિ અને તે ભ્રાંતિ જો તમે સંકલ્પનો નાશ કરી દઈ દૃશ્યને સાવ ભૂલી જાઓ તો જ જતી રહેશે.[૧૫-૧૯] પવનની અંદર ગતિની પેઠે તમારી અંદર જે જે ભાવનો ઉદય થાય તે તે ભાવને 'હું એવો કાંઈ પણ પદાર્થ ચૈતન્ય આત્માથી જુદો છે નહિ, જે કાંઈ છે તે સર્વ ચૈતન્ય છે,' એવી વૃત્તિ વડે આધાર વગરનો બનાવી દો.

લોભ, લજ્જા, મદ અને મોહને ઉપર બતાવ્યા પ્રમાણે અહંકારના અભાવ વડે જેણે જીતેલ નથી, તેવો સંયમ વિનાનો પુરુષ અધ્યાત્મશાસ્ત્રનો અધિકારી ન હોવાથી, તેનામાં નાસ્તિકતા અને સ્વચ્છંદ આદિ અનર્થ ઉત્પન્ન થાય છે; એટલે આ વેદાંતશાસ્ત્રમાં તે શા માટે પ્રવૃત્તિ કરે ?[૨૦,૨૧] પવનમાં ગતિની પેઠે તમારામાં જ અહંભાવનો ઉદય થાય છે, તે જેમ પવનની ગતિ પવનથી જુદી સત્તાવાળી નથી, તે રીતે તમે કે જે પરમાત્મારૂપ છો તેનાથી જુદી સત્તાવાળો નથી. જેમ માળામાં ભ્રાંતિ વડે કલ્પાયેલો સર્પ આદિ ભયંકર પદાર્થ પણ જ્ઞાન થતાં તે માળામાં જ લીન થઈ જઈ માળારૂપે કંઠમાં ધારણ કરવાથી બહુ શોભે, તે જ પ્રમાણે આ સૃષ્ટિ કે જે ભ્રાંતિ વડે પરમાત્મામાં કલ્પાયેલી છે, તે જ્ઞાન થતાં કૂટસ્થ, અદ્વિતીય અને કેવળ ચૈતન્ય પરમાત્મામાં પોતાના નામરૂપવાળી સૃષ્ટિ સ્વરૂપથી રહિત થઈ ચેતનરૂપે લય પામી જાય તો બહુ જ શોભે. પરમાત્મા તો કોઈ દિવસ પ્રગટ પણ થતા નથી તેમજ નાશ પણ પામતા નથી અને એ પરમાત્મા સિવાય બીજું કાંઈ છે જ નહિ; તો પછી તેમાં જગતની ઉત્પત્તિ કે જગતનો નાશ તો ક્યાંથી જ હોય ?[૨૨-૨૪] અહંકાર આદિ જ્ઞાન વડે શાંત થઈ જતાં જીવભાવ જતો રહેવાથી પૂર્ણ, શાંત, આનંદમય અને દ્રષ્ટા-દર્શન-દૃશ્યરૂપી ત્રિપુટીથી રહિત, શુદ્ધ, જીવચૈતન્ય, પૂર્ણતાવાળા શાંત આનંદમય તેમજ દ્રષ્ટા-દર્શન-દૃશ્યરૂપી ત્રિપુટીથી રહિત, શુદ્ધ બ્રહ્મચૈતન્યરૂપી પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં એકરસરૂપે થઈ રહે છે, અને તે ખરેખરી વસ્તુગતિ જ તત્ત્વબોધ વડે અનુભવમાં આવે છે. તેમાં અહંકાર કે જેમાં દ્રષ્ટાપણું કલ્પવામાં આવે છે તે પણ નથી, જગત કે જે દૃશ્યરૂપે નજરે પડે છે તે પણ નથી અને બુદ્ધિ કે જે દ્રષ્ટાને દૃશ્ય સાથે સંબંધ કરવામાં મુખ્ય સાધનરૂપ છે તે પણ નથી. જેમ રાત્રિથી રહિત સૂર્યનારાયણમાં રાત્રિને દૂર કરવાનું ફળ કલ્પવામાં આવે છે, એમ બ્રહ્મ કે જેમાં (અદ્વૈતપણાને લીધે) જુદો મોક્ષ એવો ભાવ સંભવતો નથી, તેમાં જ્ઞાન વડે મોક્ષરૂપી ફળની કલ્પના કરવામાં આવે છે; તથા સ્વભાવે જ જે આત્મા શાંત છે, તેમાં જ્ઞાન વડે શાંતપણું થવારૂપી ફળ કલ્પાયેલ છે અને જે સદા નિરતિશય આનંદરૂપ છે; તેમાં જ્ઞાનવડે આનંદપ્રાપ્તિરૂપી ફળની કલ્પના કરાય છે; તેવી જ રીતે જીવ કે જે બ્રહ્મરૂપ હોવાથી બંધથી રહિત જ છે, તેમાં બંધ મટી જવારૂપી જ્ઞાનનું ફળ કલ્પી લેવામાં આવે છે; બાકી ખરી રીતે કશું નવું પેદા થતું નથી. માત્ર વસ્તુગતિ છે તે જ જ્ઞાન વડે સારી રીતે અનુભવાય છે અથવા તો એ પરબ્રહ્મ પોતે જ આકાશ આદિ પદાર્થમાત્રની સત્તાથી રહિત છે, તો પછી તેમાં બીજી કલ્પના તો ક્યાંથી જ ઘટે ? શસ્ત્રોના ઘા સહન કરવામાં આવે છે અને વ્યાધિઓની વેદનાઓ સહન કરી શકાય છે, તો પછી 'હું એવું કાંઈ પણ નથી' એટલું માત્ર સહન કરી લેવામાં શી જબરી પીડા છે ? હું એવો અહંકાર જ જગતના પદાર્થસમૂહના અક્ષય અંકુરરૂપ છે. એ અંકુર જ જો નિર્મૂળ થઈ જાય, તો જગત પોતાની મેળે જ નિર્મૂળ થઈ જાય છે.[૨૫-૨૮] જેમ અરીસો જાતે મેલો નહિ હોવા છતાં આંસુ વગેરે પડવાથી મેલો થાય, તે રીતે જ અહંકાર કે જે સાવ ફોગટ છે, તેનો મેલ સારવાળા પરમાત્મારૂપી અરીસા ઉપર લાગતાં તે મલિન થઈ જાય છે અને અહંકાર શાંત થઈ જવાથી તે નિર્મળ થઈ રહે છે. વાયુમાં જેમ ગતિ રહી છે, તે રીતે જીવચૈતન્ય કે જે પરમાત્મારૂપ છે તેમાં અહંકાર સ્ફુરી રહેલ છે. એ અહંકાર શાંત થઈ જાય તો એ શુદ્ધ જીવચૈતન્ય ન વર્ણવાય તેવું, દૃશ્યના આભાસથી રહિત, અનંત, જન્મરહિત અને નાશથી પણ રહિત એક પરમ આકાશરૂપ જ

થઈ રહે છે.[૨૯,૩૦] જેમ પાસે પડેલો પદાર્થ અરીસામાં પ્રતિબિંબિત થઈ રહે, તે રીતે અહંકાર જ શુદ્ધ ચૈતન્યમાં પ્રતિબિંબરૂપે થઈ રહેલ છે. એ અહંકારરૂપ પ્રતિબિંબ શાંત થઈ ગયાથી, તે શુદ્ધ ચૈતન્ય દૃશ્યના આભાસથી રહિત, અનંત, જન્મ-નાશ આદિ વિકારથી રહિત, એક આકાશરૂપ જ થઈ રહે છે. અહંકારરૂપી મેઘનું વાદળું ગળી જવાથી અતિ નિર્મળ થઈ ગયેલ પરમાર્થરૂપી શરદઋતુનું આકાશ સ્વચ્છ થતાંની સાથે જ ખૂબ સુંદર શોભે છે.[૩૧,૩૨] હે પ્રિય રામચંદ્રજી! અજ્ઞાનને લીધે ભુલાઈ જવાયેલ પોતાનું સ્વરૂપ ઘણા કાળથી અહંકારરૂપી તાંબાના મેલનો સંગ થતાં જ જીવભાવરૂપી તાંબાને પ્રાપ્ત થઈ ગયે છે તે બ્રહ્મરૂપી સુવર્ણ, શ્રવણ-મનન આદિ ઉપાયરૂપી અગ્નિમાં તપાવ્યું હોય, તો તે પાછું અતિ કાન્તિવાળા પ્રકાશમય બ્રહ્મરૂપ સુવર્ણભાવને કે જે પોતાનું ખરું સ્વરૂપ છે તેને પ્રાપ્ત થાય છે. જેમ સમુદ્રમાં ગળી ગયેલા સૈંધવ આદિ જલના પદાર્થોની શોભા તેને કશું નામ નહિ આપી શકાયાથી અવર્ણનીય છે, તે રીતે નિદિધ્યાસન દ્વારા અહંકારનો પરમાત્મામાં લય થઈ જતાં તે પોતે પરમાત્મામાં એકરસરૂપ જ થઈ જાય છે, કે જેનું સ્વરૂપ અવર્ણનીય છે. જેમ સમુદ્ર આદિનું જળ, તરંગ આદિ વિકારો શાંત થઈ જતાં, પોતાના વાસ્તવિક સ્વરૂપમાં રહેલ હોય ત્યારે શાંત જેવું લાગે છે અને કેમ જાણે તેમાં તરંગ આદિ ભાવો બીજરૂપે રહેલા જ હોય તે રીતે તરંગ-સમુદ્ર આદિ પદથી કહેવામાં આવે છે; બાકી જો તેના ખરા જળસ્વરૂપે જોઈએ તો તેમાં તરંગ-સમુદ્ર આદિ પદનો વ્યવહાર કલ્પિત જ જણાય છે; તે રીતે અહંકારમાં પ્રતિબિંબવાળું થયેલ ચૈતન્યતત્ત્વ કે જે ખરા સ્વરૂપે વાણીથી બતાવાય તેમ નથી, તે જ્ઞાન વડે અહંકારરૂપી અલ્પભાવ ટળી જતાં *અપરિમેયપણું પ્રાપ્ત થવાથી અપરિમેયતારૂપી અર્થને બતાવનાર બ્રહ્મપદથી બીજા પદાર્થોની પેઠે કેમ જાણે નામવાળું થઈ ગયું હોય તેમ જણાય છે; બાકી તેનું ખરું સ્વરૂપ જોતાં તેમાં વાણી આદિ કશો નામનો વ્યવહાર ઘટતો જ નથી. અહંકાર જ આ જગતનું બીજ છે, તેને તેના મૂળરૂપ અજ્ઞાનનો નાશ કરી જો બાળી નાખવામાં આવે, તો પછી આ હું, આ તમે, આ જગત અને આ બંધ ઇત્યાદિ કલ્પના ક્યાંથી જ હોય?[૩૩-૩૬] જે તત્ત્વ ત્રણે કાળમાં નિત્ય હોવાથી સત્તારૂપે છે, અપરિમેય છે, નિરતિશય આનંદરૂપ છે અને ચિદાત્મારૂપે સર્વત્ર એકરસરૂપ થઈને રહેલ છે, તેમાં એ સર્વ સ્વભાવોનો સંકોચ થઈ જઈ મલિનતાવાળો અહંકાર પ્રગટ થાય છે, કે જે વડે માટીમાં જેમ ઘડાનો આકાર થતાં માટીરૂપી મૂળ ધાતુનું સ્વરૂપ ભુલાઈ જવાય તેમ શુદ્ધ મૂળસ્વરૂપ ભુલાઈ જવાય છે. એ અહંકારરૂપ બીજમાંથી જ આ દૃશ્યની સત્તારૂપી ટીંડોરાનો વેલો પેદા થયેલ છે, કે જેમાં જગતરૂપી અસંખ્ય ફળો ઉત્પન્ન થાય છે અને પાછાં લય પામી જાય છે.[૩૭,૩૮] જેમ મરીની અંદર તીખાશ આદિ રસનો ચમત્કાર રહેલો છે, તેમ અહંકારની અંદર પર્વતો, સમુદ્રો અને નદીઓ સહિત આ દૃશ્યસત્તા રહેલાં છે.[૩૯] તથા બાહ્ય ઇન્દ્રિયોથી પદાર્થોનો અનુભવ થવો અને તે વડે પેદા થતી કામસંકલ્પ આદિ માનસિક વૃત્તિઓ સર્વ અહંકારમાં જ રહેલ છે. સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ એ સર્વ ખીલેલા અહંકારરૂપી ઝેરી પુષ્પના મનોહર સુગંધરૂપ છે.[૪૦] જેમ ઉદય પામેલો દિવસ પોતે ફેલાઈ જઈ વિદ્યમાન પદાર્થોના પ્રકાશને અને તે સંબંધી માનસિક વ્યાપારને પ્રકટ કરે છે, તેમ અહંકાર જ ઉદય પામી પોતે ફેલાઈ જઈ આ જગતને પ્રકટ કરે છે.[૪૧] જેમ દિવસ ઊગતાંની સાથે ( રાત્રિ જતી રહેવાથી ) પદાર્થ પ્રકટરૂપે દેખાય છે, તેમ

* ...રમાણમાં ( માપમાં ) ન આવી શકે તેવી સ્થિતિ.

જગત કે જે સાવ મિથ્યા જ છે, તેને ક્ષણમાત્રમાં અહંકાર જ બનાવી દે છે.[૪૨] જ્યારે બ્રહ્મરૂપી જળની અંદર અહંકારરૂપી ખરાબ તેલનું ટીપું પડી, તે ફેલાય કે તરત જ આ ત્રણ લોકરૂપી કૂંડાળું થઈ જાય છે.[૪૩] જેમ કમળા આદિ દોષથી દૂષિત થયેલ આંખ શંખ, છીપ આદિ ધોળા પદાર્થોમાં પીળાપણાને દેખે છે, કે જે સાવ અસત્ય છે; તેવી જ રીતે અહંકાર પોતે ઉદય પામતાં જ આ જગત કે જે સાવ અસત્ય છે, તેને સત્યરૂપે સારી રીતે અનુભવે છે અને માત્ર એક પળ વારમાં જ્ઞાન વડે જગતનો લય થતાં તેનો અનુભવ પણ થતો બંધ પડે છે.[૪૪] જેમ નેત્રની કીકી ડોળાની અંદરના પોતાના સ્થાનમાં ફેલાઈ રહેલી હોય, તો પદાર્થનું રૂપ બરાબર દેખાય છે, પરંતુ જો તે આચ્છાદિત થઈ ગયેલ હોય કે ફૂટી ગયેલ હોય, તો પદાર્થનું રૂપ દેખી શકાતું નથી; તે જ પ્રમાણે અહંકાર ઉદય પામી ફેલાઈ ગયાથી આ સંસાર અનુભવમાં આવે છે, પરંતુ તે અહંકાર સમાધિમાં લય પામી જઈ, આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થયાથી સાવ ક્ષીણ થઈ ગયો હોય, તો આ સંસાર અનુભવમાં આવતો નથી.[૪૫] પોતાના શાશ્વત (નિત્ય) સ્વરૂપના જ્ઞાન વડે અહંકારનો અંશ સમૂળગો નાશ પામતાં આ સઘળી સંસારરૂપી ઝાંઝવાના જળની ભ્રાંતિ સાવ શાંત થઈ જાય છે.[૪૬] સ્વયંપ્રકાશ અને ચૈતન્યરૂપ પોતાના આત્માની ભાવના કરવાથી, એટલે એક માત્ર આત્માકાર જ વૃત્તિ રાખવાથી સિદ્ધ થનાર આત્મતત્ત્વની પ્રાપ્તિરૂપી ઉત્તમ વસ્તુ, કે જે પ્રથમથી જ હોવા છતાં માત્ર અજ્ઞાનને લીધે જ ભૂલી જવાયેલ છે, તેમાં તમે પોતાની મેળે જ ખેદ તેમજ શ્રમણા એમાંનું કંઈ પણ કરશો નહિ.[૪૭] હે નિષ્પાપ રામચંદ્રજી! કેવળ પોતાના પુરુષાર્થથી જ સિદ્ધ થનારાં અને બીજાં સહાય આદિ સાધનોની અપેક્ષા વિના બની શકે તેવા નિરહંકારપણા વિના તમારે માટે હું બીજું કશું કલ્યાણ દેખતો નથી.[૪૮] તમે દેહાદિ સંબંધી અહંકારને સાવ ભૂલી જઈ ચારે તરફ દેખાતા પર્વતો, અંતરિક્ષલોક, પૃથ્વી, સમુદ્રો, પવન અને આકાશ એ સર્વને રૂપે આ આખા જગતને પૂરી દઈ, પોતાના વૈભવને ચોતરફ વિસ્તારી સર્વરૂપે થઈ રહો; અને પછી 'જે કાંઈ ચરાચર જગત છે, તે સર્વ પ્રપંચની સત્તાથી રહિત નિર્વિકાર બ્રહ્મરૂપ છે અને રજ્જુમાં ભ્રાંતિ વડે આરોપાયેલા સર્પની પેઠે માત્ર ભ્રાંતિથી જ તેમાં આરોપાયેલ છે; બાકી તે છે જ નહિ' એમ જ્ઞાન વડે સર્વનો બાધ કરી દઈ અંતઃકરણ, ઇન્દ્રિયો, તેના રાગદ્વેષ આદિ દોષો અને કલ્પનાઓ એ સર્વથી પણ રહિત થઈ જઈ સ્વસ્થ, શાંત અને શોકથી રહિત શુદ્ધ આત્મારૂપે થઈ રહો એ જ સર્વ સિદ્ધાંતનો સાર છે.[૪૯]

विस्मृत्याहं त्वमास्त्र प्रविसृतविभवः पूरिताशेषविश्वो विष्वक् शैलांतरिक्षक्षितिजलधिमरुन्मार्गरूपोऽमलात्मा। स्वस्थः शांतो विशोकः करणमलकलावर्जितो निष्प्रपंचो निःसंचारश्चरात्मा सकलमसकलं चेति सिद्धांतसारः ॥ ४९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અહંતાનિરાસ' એ નામનો સર્ગ ૪ થો સમાપ્ત**

## સર્ગ ૫ મો[×]

## વિદ્યાધરની કથા-વિદ્યાધરનો પ્રશ્ન

॥ वसिष्ठ उवाच ॥

स्वभावं स्वं विजित्यादाविंद्रियाणां सचेतसां।
प्रवर्तते विवेके यः सर्वं तस्याऽशु सिध्यति ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–ચિત્તનો અને ઇન્દ્રિયોનો વિષયો તરફ દોડવાનો જે સ્વભાવ છે, તેને પ્રથમ

× આ પાંચમા સર્ગમાં જિતેંદ્રિય પુરુષને જ શાસ્ત્ર સફળ થાય છે, બીજાને નથી થતું; એ વાત વસિષ્ઠજી પોતાને ભુશુંડે કહેલ વિદ્યાધરની કથાથી સિદ્ધ કરી બતાવશે.

જીતી લઈ પછી જે વિવેકમાં પ્રવૃત્તિ કરે, તેને વિવેક આદિ તત્કાળ સિદ્ધ થાય છે.[1] જે બુદ્ધિરહિત મૂઢ પુરુષે મનના અને ઇન્દ્રિયોના સ્વભાવને અંદરથી જીતેલ નથી તે સંયમ વિનાના પુરુષને, જેમ રેતીમાંથી ગમે તેટલી મહેનત કરીએ તો પણ તેલ નીકળતું જ નથી તે રીતે કદીપણ ઉત્તમપદની પ્રાપ્તિ થતી નથી.[2] જેમ નિર્મળ વસ્ત્ર આદિ પદાર્થમાં તેલનું બિંદુ તરત લાગી જાય, તેમ શુદ્ધ ચિત્તવાળા પુરુષમાં થોડો ઉપદેશ પણ તરત લાગી જાય છે, અને જેઓ વિવેક, વિચાર આદિ સાધનવાળા ન હોવાથી ક્ષુદ્ર ચિત્તવાળા હોય છે, તેમનામાં જેમ અરીસાના કાચમાં મોતી ચોટી શકતું નથી તેવી રીતે થોડો પણ ઉપદેશ લાગી શકતો નથી.[3] આ બાબતમાં એક પુરાતન ઇતિહાસ પ્રાચીન વૃદ્ધો કહે છે કે, જે મને આગળ કોઈ વખત મેરુ પર્વતના ઉપરના ભાગમાં ભુશુંડે કહ્યો હતો.[4] મેરુ પ્રર્વતના શિખરની કોઈ એક ગુફામાં એકાંતમાં મેં અગાઉ અધ્યાત્મશાસ્ત્ર સંબંધી કથાના પ્રસંગમાં કોઈ વખત ભુશુંડજીને પૂછ્યું કે, 'મૂઢ બુદ્ધિવાળો અને સ્વચ્છંદી, જ્ઞાન વગરનો કોઈ પુરુષ ઘણા લાંબા કાળ સુધી ચિરંજીવી રહ્યો હોય તેનો તમારા સ્મરણમાં છે?' એ પ્રમાણે મારા પૂછવાથી હે પ્રિય રામચંદ્રજી! તેમણે મને નીચે પ્રમાણે કહ્યું.[5,6]

ભુશુંડ બોલ્યોઃ-પૂર્વકાળમાં લોકાલોક પર્વતના અંદરના શિખરમાં કોઈ એક વિદ્યાધર રહેતો હતો, કે જે આત્મજ્ઞાનથી રહિત અને ઇન્દ્રિયો નહિ જિતાયાથી ખેદ પામેલો હતો.[7] વિવિધ પ્રકારના તપને લીધે અને યમ-નિયમો પાળવાથી સુકાઈ ગયો હતો, તેમજ વિચારશીલ તથા સદાચાર કે જે આયુષ્યની વૃદ્ધિના હેતુરૂપ છે, તે ગુણો પણ તેનામાં હતા. એટલે તે પહેલા ચાર કલ્પ સુધી આયુષ્ય ઓછુ નહિ થતાં ચિરંજીવી રહ્યો હતો. પછી ચોથા કલ્પને અંતે જેમ વૈડૂર્યમણિને પેદા કરનારી જમીનમાં વૃષ્ટિનું જળ પડતાં યોગ્ય સમયે વૈડૂર્યમણિ ઉત્પન્ન થાય, તે રીતે ઘણા લાંબા કાળસુધી તપ અને યમ-નિયમાદિક પાળવાથી વિવેકનો ઉદય થવાની યોગ્યતાનો સમય બરાબર આવી જતાં તે વિદ્યાધરમાં વિવેકનો ઉદય થયો.[8,9] 'વારંવાર મૃત્યુ પ્રાપ્ત થાય છે, જન્મ પણ વારંવાર આવ્યા કરે છે અને વૃદ્ધવસ્થા પણ ફરી ફરી આવે છે, તે સર્વ વાત મારે માટે ન થાઓ; કેમકે વિચાર કરતાં મને તેથી વૈરાગ્ય થઈ આવે છે, તો એવું શું હશે કે જે સ્થિર જ થઈ રહે?' આવો વિચાર કરી પાંચ પ્રાણ, દશ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને સ્થૂલ દેહ, એ અઢાર અવયવોવાળા સ્થૂલસૂક્ષ્મ દેહરૂપી પોતાની નગરીના મમત્વરૂપી ભારને ઘણા કાળ સુધી ઉપાડવાને લીધે થાકી જઈ વિરાગી ચિત્તવાળો અને સંસારની વાસનાથી રહિત થઈ ગયેલો તે વિદ્યાધર મારી પાસે (જિજ્ઞાસુ તરીકે) પૂછવાને આવ્યો. મારી પાસે આવી, ઉદારતાપૂર્વક મને નમસ્કાર કરી, મેં તેનો યોગ્ય સત્કાર કર્યા પછી પ્રશ્નનો અવકાશ મળતાં તે નીચે પ્રમાણે વખાણવા લાયક વચન બોલ્યો.[10-12]

વિદ્યાધર બોલ્યોઃ-પોતાના શરીરમાં ખૂંચી ગયેલાં શસ્ત્રો અને ઇન્દ્રિયો એ બન્ને સમાન છે, કે જેઓ ઉપરઉપરથી કોમળ જણાય છે, દુઃખ પેદા કરનાર છે, પથ્થરથી પણ દૃઢ બળવાળાં (મજબૂત) છે અને મનુષ્યને છિન્નભિન્ન કરી નાખવામાં બહુ ચતુરતાવાળાં છે. એ ઇન્દ્રિયો હૃદયમાં બહુ જ દૃઢ થઈ રહેલ છે, અજ્ઞાનરૂપ અંધકારને રહેવાને માટે તો તે જગલરૂપ જ છે. વળી તે કામ આદિ વાંદરાઓ વડે વીંટાઈ ને રહેલ છે, મલિનતા વડે પૂર્ણ છે, વિપત્તિઓને પેદા કરનાર છે, ચોતરફ બહુ જ આગ્રહ રાખનાર છે અને શમદમ આદિ ગુણોરૂપી વન કદાચિત્ દૈવયોગથી વિકસે તો પણ તેને દાવાગ્નિની પેઠે બાળી નાખનાર છે. એ ઇન્દ્રિયોને અને તેના

મૂળરૂપ મનને જીતવાથી જ સુખ પ્રાપ્ત થાય છે. પરંતુ ભોગો વડે ખરું સુખ મળતું નથી; તો પછી મને વિદ્યાધર સંબંધી ભોગોનું શું પ્રયોજન છે? (કાંઈ નથી.)[13,14]

पर्याकुलानि मलिनानि विपत्प्रदानि
दुःखोर्मिमंति गुणकाननपावकत्वात् ।
हार्दांधकारगहनानि तमोमयानि
जित्वेंद्रियाणि सुखमेतिच किं ममार्थैः ॥ १४॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિદ્યાધરપ્રશ્ન' એ નામનો સર્ગ ૫ મો સમાપ્ત**

## સર્ગ ૬ ઠ્ઠો*

### ઇન્દ્રિયોની પ્રબળતા

॥ विद्याधर उवाच ॥

यदुदारमनायासं क्षयातिशयवर्जितम् ।
पदं पावनमाद्यंतरहितं तद्वदाऽशुभे ॥ १ ॥

**વિદ્યાધર બોલ્યોઃ**-જે સર્વ દુઃખની નિવૃત્તિ કરવામાં ઉદારતાવાળું હોય, બહુ પરિશ્રમ કર્યા વિના સહજ પ્રાપ્ત થઈ શકે તેવું હોય અને આદિઅંત વિનાનું હોય, તેવું પવિત્ર પરમપદ આપ મને તરત કહી બતાવો.[1] હે મહારાજ! હું કે જે જડ બુદ્ધિવાળો છું, તે આટલા કાળ સુધી અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતો હતો. હમણાં મનની અતિ તીવ્ર વૈરાગ્યરૂપી નિર્મળતાનો ઉદય થતાં જાગ્રત થયો છું.[2] હું મનના મહાવ્યાધિરૂપ કામાદિક વિકારો વડે તપી ગયેલો, અજ્ઞાન વડે ઉત્પન્ન થનારી દુષ્ટ વાસનાઓમાં ગૂંચવાઈ ગયેલો અને 'હું અમુક (દેહાદિ) રૂપ છું' એવી રીતે અનાત્મવસ્તુમાં આત્મબુદ્ધિના ભાવરૂપી અજ્ઞાનને લીધે જેનું ખરાબ ફળ છે તેવા કર્મ વડે વીંટાયેલો છું, તેનો આપ કૃપા કરી ઉદ્ધાર કરો. જેવી રીતે ગુણવાન (કમળતંતુવાળા), શ્રીમાન (લક્ષ્મીના નિવાસરૂપ) અને સૂકાં પાંદડાંવાળા કમળની ઉપર પણ હિમ પડે છે, તે રીતે ગુણવાન (શુભ ગુણસંપન્ન) અને શ્રીમાન (વિદ્યાસિદ્ધિ આદિ વડે શોભાયમાન) પુરુષમાં પણ આત્મવિદ્યા ન હોય તો, જિતેંદ્રિયપણું નહિ હોવાને લીધે કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા આદિ દુઃખોની પીડા અને ભય આદિ દોષો આવી પહોંચે છે.[3,4] ભવાટવીમાં ભટકતાં ભટકતાં જીર્ણ થઈ ગયેલા મનુષ્યો, કે જેઓનાથી ધર્મ કે મોક્ષરૂપ પુરુષાર્થ સિદ્ધ થઈ શકતો નથી, તેઓ જેમ કમળની અંદર અનેક મચ્છર ઉત્પન્ન થાય અને પાછાં એમ ને એમ મરી જાય, તે રીતે ફક્ત આ સંસારમાં ઉત્પન્ન થાય છે અને પાછાં તેમનાં તેમજ કશો પુરુષાર્થ કર્યા વિના જ મરી જાય છે.[5] શબ્દાદિક વિષયો કે જેઓ પ્રથમ પણ અનેક વાર ભોગવાઈ ગયા છે, તે વિષયોનો ઇન્દ્રિયો સાથે સંબંધ થાય છે અને તેથી અમે વારવાર છેતરાયા છીએ.[6] જેમ ઝાંઝવાના જળ તરફ જળભ્રાંતિ વડે દોડનાર પુરુષને ઝાંઝવાનું જળ છેટે ને છેટે જ દેખાતું રહેવાથી તેના માર્ગનો અંત આવતો નથી, તેવી જ રીતે આ વિષયો કે જેઓ ક્ષણભંગુર છે, તેમાં સતત આરામ આપેલા વિના જ નિરંતર હું કે જે ભટક્યા કરું છું, તેના આ સંસારરૂપી માર્ગનો અંત આવતો જ નથી.[7] ઉપરથી જ મધુર દેખાતા, ક્ષણભંગુર સંસારમાં જ જન્મ-મરણાદિના હેતુરૂપ અને થોડી વારમાં જ વિકાર ઉત્પન્ન કરી દેનારા વિષયો ખરેખર મને ભય ઉત્પન્ન કરે છે.[8] હે પ્રિય ભુશુંડજી! માન અને અપમાનથી ભરેલી, દુષ્ટ અહંકારી પુરુષોને મનોહર જણાતી અને વિવેકીઓને પ્રતિકૂળ ભાસતી આ વિદ્યાધરની લક્ષ્મીની સાથે અને તેવી જ જાતના દોષવાળી સ્ત્રી સાથે હવે હું રમવાનો નથી.[9] પુષ્પો વડે સુકોમળ અને કલ્પવૃક્ષની લતાઓ વડે સર્વ જાતના વૈભવોની

* આ છઠ્ઠા સર્ગમાં વિદ્યાધર દિવ્ય ભોગોનો અનુભવ કરી, પરીક્ષા કરાયેલી વિષયાસક્ત ઇન્દ્રિયોની અનીતિ સંબંધી વર્ણન કરશે.

શોભાને આપનાર ચૈત્રરથ નામના બગીચાની ભૂમિ મેં જોઈ.[10] મેરુ પર્વતની કુંજોમાં, વિદ્યાધર લોકોનાં શહેરોમાં, અનેક ઉત્તમ વિમાનોમાં અને સુંદર પવનના સમૂહવાળાં સ્થળોમાં મેં વિહાર કર્યો.[11] હારો આદિ આભૂષણો વડે શણગારેલા દેવતાઓના મનોહર વિલાસવાળી લોકપાલોની નગરીઓમાં, દેવતાઓની સેનાઓમ અને સ્ત્રીઓની ભુજલતામાં પણ મેં આરામ લીધો; પરંતુ તેમાંનું કશું ઉત્તમતાવાળું કે યોગ્ય છે નહિ. સર્વ માનસિક દુઃખરૂપી ઝેરની ગરમી લાગવાથી બળી ગયા જેવું જ છે; જેથી ભસ્મની પેઠે સાવ ફોગટ લાગે છે.[12,13] હે પ્રિય ભુશુંડજી! આ વાત હમણાં જ વિવેકનો ઉદય થતાં મારા જાણવામાં આવી છે. બહાર સૂર્યાદિકના અને અંદર આત્મજ્યોતિના પ્રકાશની સહાયતા લઈ, મનને પોતાના વિષય તરફ લઈ જઈ દૂષિત કરવા સારુ રૂપનું અવલોકન કરવાને તૈયાર થઈ રહેલ અને સ્ત્રીઓના મુખને જોવાને માટે આતુરતાવાળાં ચક્ષુ વડે હું દુઃખને પ્રાપ્ત થયેલ છું.[14] સ્ત્રી આદિ દેહમાં અમુક ( વસ્ત્રાભૂષણાદિક ) શોભા ઉત્પન્ન કરનાર છે અને અમુક (રક્ત, માંસ, અસ્થિ આદિ ) શોભાકારક નથી એવાં વિવેચનને નહિ કરતાં, એ ચક્ષુમાત્ર પોતાના રૂપ વિષયને જ અનુભવ કરનાર હોવાથી અવસ્તુ (મિથ્યાવસ્તુ ) તરફ પણ દોડે છે.[15] મરણાદિક અનર્થો કે જેઓ અનર્થમાત્રમાં મુખ્ય દરજ્જે ગણાય છે, તેમને ઉત્પન્ન કરનારાં દુર્વ્યસનોમાં તે તે વિષયના સંબંધથી દૂષિત થઈ તેમાં આસક્તિ બંધાયાથી પતંગિયાની પેઠે આંધળું બની જઈ તેમાં જ તત્પર થઈ રહેલું અને નાના પ્રકારનાં બંધનો વડે બંધાઈ ગયેલું ચિત્ત, જ્યાં સુધી વિપત્તિ વડે ઘેરાઈ જઈ તેને પરાધીન થતું નથી ત્યાં સુધી તે વિષયમાંથી શાંત થતું જ નથી.[16] હે પ્રિય ભુશુંડજી! આ નાક પણ અનેક અનર્થો ઉત્પન્ન કરવાને [illegible] કરે છે. તેને જેમ કોઈ તેજ ઘોડો નથી રોકી શકાતો, તેમ હું રોકી રાખવાને સમર્થ થઈ શકતો નથી. અતિ દોષવાળી નાકની ઇન્દ્રિયે, કોઈ અતિ દોષવાળા (મહાદુષ્ટ) શત્રુની પેઠે શ્લેષ્મ આદિ દુર્ગંધી જળને ચાલવાની પરનાળરૂપ અને મુખના શ્વાસ સાથે સંબંધ રાખનાર નાકની બખોલમાં મને નાખી દીધો છે.[17,18] અમુક ભક્ષ્ય છે અને અમુ[ક] અભક્ષ્ય છે, ઇત્યાદિ વિચારથી રહિત અનીતિવાળી આ જીભે ઘણા કાળ સુધી મને કૃમિ, કી[ટ] અને પશુ આદિ અધમ યોનિઓરૂપી પર્વતોમા[ં] સંપૂર્ણ રીતે રખડાવ્યો છે, કે જે યોનિઓમાં (બળવાનમાં) ગજ અને (બુદ્ધિમાનમાં) શિયાળ (શ્રેષ્ઠ હોવાથી) રક્ષક ગણાય છે.[19] જેમ ઉનાળામાં અતિ તીક્ષ્ણ કિરણવાળા સૂર્યનારાયણનો સખ્ત તડકો રોકી શકાતો નથી, તે રીતે ચામડીને ચંદન–વનિતા આદિના સ્પર્શમાં જ કાંઈ લાલચુપણું છે, તે હું રોકી રાખવાને સમર્થ થઈ શકતો નથી.[20] હે મહારાજ! જેમ ખડની તૃષ્ણા, હરિણને કોઈ તૃણ વડે ઢંકાયેલા ઊંડા કૂવામાં નાખી દે, તેમ કાનને મધુર લાગે તેવા શબ્દોના સ્વાદની બહુ ઇચ્છા રાખનાર કાનની ઇન્દ્રિય મને વિપત્તિમાં નાખે છે.[21] મારા તરફ વિનયભાવે આવેલી, મારું પ્રિય કરનારી, આજ્ઞામાં રહેનારા નોકરવર્ગોએ નિવેદન કરાયેલી અને વાજાંઓ તથા ગાયનો વડે મિશ્ર એવી ઉત્તમ શબ્દરચના મેં સાંભળી છે.[22] વૈભવ વડે મનને હરણ કરનારી અને મધુર શબ્દ કરનાર મણિમય ભૂષણોથી તથા મણિરૂપ ભૂષણોથી શોભતી એવી સ્ત્રીઓ, લક્ષ્મીઓ, દિશાઓ, સમુદ્રો તથા પર્વતોના તટો એ સર્વ મેં જોયાં. આજ્ઞામાં રહેનાર સ્ત્રીજનોએ આણેલા સ્વાદિષ્ટ અને ચમત્કારને લીધે ચિત્તનું આકર્ષણ કરનાર તથા તજવીજ વડે તૈયાર કરેલા હોવાથી બહુ ગુણવાળા મીઠા–ખાટા આદિ છ રસોનો મેં ઘણા લાંબા કાળ સુધી સ્વાદ લીધો.[23,24]

ભોગો ભોગવવામાં રેશમી વસ્રો, સુંદર સ્રીઓ, હારો, પુષ્પો, સુંદર બિછાનાંઓ અને મંદમંદ વાતા પવનો એ સર્વનો મેં નિર્વિઘ્નપણાથી પૂર્ણ રીતે સ્પર્શ કર્યો.[૨૫] હે મહારાજ! સ્રીઓના મુખના, ચંદન, વાળો, અગરુ આદિ ઔષધિઓના, પુષ્પોના અને કપૂર–કસ્તૂરી આદિ મેળવેલા બીજા સુગંધી પદાર્થોના મંદ વાયુ વડે નાસિકા તરફ લવાયેલા ગંધોનો પણ મેં અનુભવ કર્યો.[૨૬] વારંવાર જે જે સાંભળવાનું છે તે તે મેં સાંભળ્યું છે, જે જે સ્પર્શના વિષયો છે તેનો તેનો મેં સ્પર્શ કર્યો છે, જે જે જોવાનું છે તે તે મેં જોયું છે, જે જે ખાવાનું છે તે તે મેં ખાધું છે અને જે જે સૂંઘવાનું છે તે તે મેં સૂંઘ્યું છે. મતલબ કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વગેરેનું મેં વારંવાર બહુ સેવન કર્યું છે. આ બધું મેં વારંવાર ભોગવ્યું છે, તેથી તે બધું હવે મને સૂકા લાકડાના જેવું નીરસ લાગે છે. તો હવે હું કોનું સેવન કરું તે આપ જ મને તરત કહો.[૨૭] બ્રહ્માથી માંડીને નાના તણખલા સુધી સર્વ દુષ્ટ ભોગોના સમૂહને હજારો વર્ષો સુધી ભોગવવામાં આવે, તો પણ તેથી તૃપ્તિ થતી જ નથી.[૨૮] ઘણા કાળ સુધી સામ્રાજ્ય કરીને, સ્રીઓના સમૂહોને ભોગવીને અને શત્રુઓની સેનાઓને જીતીને પણ શું એવું ઉત્તમ અને અપૂર્વ ફળ પ્રાપ્ત કરી શકાય છે?[૨૯] જેમનો નાશ થવાનું કાંઈ સાધન જ ન હતું અને જેમણે આ ત્રણે લોકોને સ્વામીપણાથી ભોગવ્યા હતા, તેવા મહાપરાક્રમી પુરુષો પણ થોડાક જ સમયમાં સર્વ ભેગા જ કાળની ગ્રાળમાં ભસ્મ થઈ ગયા છે.[૩૦] જે વસ્તુ મળ્યા પછી ફરી બીજું કંઈ મેળવવાનું રહેતું નથી, તે જ વસ્તુને મેળવવાને માટે ખૂબ કષ્ટ વેઠવું જોઇએ, મહેનત કરવી જોઇએ. જેમણે ઘણા કાળ સુધી અતિ મનોહર ભોગો ભોગવ્યા છે, તે કોઈના મસ્તક ઉપર કલ્પવૃક્ષ ઊગેલું દીઠું નથી, કે તેની છાયામાં નિરંતર બેસીને સર્વ કામનાઓ પૂરી કરાય અને વિશ્રાંતિ લેવાય. વળી તેવા પુરુષો આકાશમાં ઉપર ગતિ કરી શકે તેવું વિમાનાદિક પણ ચિહ્નરૂપે જોવામાં આવ્યું નથી કે તે વિમાનથી ગતિ કરી શકાય.[૩૧,૩૨] જેમ ધુતારા બાળકો કોઈ બિચારા ભોળા છોકરાને છેતરી લે છે, તેમ ઇન્દ્રિયોએ મને ઘણા લાંબા કાળ સુધી આ ભૂંડા ફળની વિષયોરૂપી અનેક વનપંક્તિઓમાં છેતર્યો છે. આ કષ્ટ દેનારા ઇન્દ્રિય નામના શત્રુઓ હોય છે. એટલે તેઓ ખરી રીતે પોતપોતાના શબ્દ આદિ વિષયોમાં લોભાઈ રહેલા છે; પોતાના શબ્દાદિક વિષયોને રૂપે થઈ રહેલાં પંચભૂતોનો જ જે વિકાર છે, તેમને મેં બરાબર રીતે ઓળખી લીધા છે.[૩૩,૩૪] તે વિષયલંપટ દુષ્ટ ઇન્દ્રિયો તો પારધીઓ છે. હું મનુષ્યરૂપે એક અતિ મૂઢ મૃગ છું અને અનેક તાપોથી તપી રહ્યો છું આ શૂન્ય સંસારરૂપી વનમાં એ પારધી મને ફોસલાવી ફોસલાવીને માર મારે છે.[૩૫] મહાભયકર ઝેરને દૃષ્ટિમાં ધારણ કરનારા આ વિષયલંપટ ઇન્દ્રિયોરૂપી સર્પોએ જેના તરફ દૃષ્ટિ નથી કરી અને જેને તાપ વડે તપાવેલા નથી, તેવા પુરુષો આ જગતમાં બેત્રણ પણ માંડ ભાગ્યે જ નીકળશે.[૩૬] હે પ્રિય ભુશુંડજી! આ ઇન્દ્રિયોરૂપી એક દુષ્ટ સેના છે. તેમાં ભોગો નામના ભયંકર હાથીઓ છે, તૃષ્ણારૂપી જાળ છે, લોભરૂપી કરવતો છે અને ક્રોધરૂપી ભાલાઓ છે. સુખદુઃખાદિ દ્વંદ્વોરૂપી રથો છે, અહંકારરૂપી રક્ષક સેનાપતિ છે, ચેષ્ટાઓરૂપી ઘોડા છે અને કામના કોલાહલોથી તે ભરપૂર છે. તેણે સંસારરૂપી નગરના સીમાડાની અંદર પોતાની સત્તા બેસાડી છે. જેઓ આ સેનાને જીતી શકે છે, તેઓ જ ખરા યોદ્ધાઓ છે.[૩૭–૩૯] મહોન્મત્ત ઐરાવત હાથીનાં ગંડસ્થળને ભેદી નાખવાં એ વાત હજી સહેલી છે, પરંતુ અવળે માર્ગે જતી પોતાની ઇન્દ્રિયોને સારી રીતે સંયમમાં લાવવી એ વાત કાંઈ

સહેલી નથી.[૪૦] હે સુશીલ ભુશુંડજી! એ ઇન્દ્રિયો કબજે કરવી એ વાત જ મોટા તત્ત્વવેત્તાઓના પણ પરાક્રમના, મહત્તાના, ઉત્તમ ધૈર્યના અને વિશ્રાંતિરૂપી સમૃદ્ધિના પરમ અવધિરૂપ છે.[૪૧] જ્યાં સુધી પુરુષ એક હલકા તણખલાની જેમ ઇન્દ્રિયોને આધીન નથી થઈ જતા, ત્યાં સુધી તેની પૂજા દેવો પણ કરે છે. જે મહાધૈર્યવાળા પુરુષો આ પૃથ્વીમાં જિતેન્દ્રિય છે તે જ ખરા પુરુષો છે; બાકીના બીજા પુરુષોને તો પ્રાણ આદિ પવનના યોગથી ચાલનારા માંસયંત્રોના સમૂહરૂપે જ હું સમજું છું.[૪૨,૪૩] હે મહારાજ! મન રૂપી સેનાપતિની આ પાંચ ઇન્દ્રિયોરૂપી સેનાને જો હું જીતી લેવાને યત્ન કરું, તો સારી રીતે જીતી લઉં.[૪૪] ઇન્દ્રિયોરૂપી પ્રબળ રોગોની શાંતિને માટે ભોગોની આશા છોડી દેવી એ એક જ ઉપાય છે, તે સિવાય ઔષધો કે મંત્રો તેની શાંતિ કરી શકતાં નથી.[૪૫] જેમ કોઈ એકલા વટેમાર્ગુને મોટા અરણ્યની અંદર ચોરો હેરાન કરે, તે રીતે ચોતરફ દોડનાર ઇન્દ્રિયોએ મને પણ બહુ જ હેરાન કરેલ છે.[૪૬] જેમ નાનાં તળાવો પંકવાળાં (ગારાવાળાં), પ્રસન્નતાથી (નિર્મળતાથી) રહિત, મહાદુર્ભાગ્ય ( દુર્દશા ) વાળાં અને ગંધાઈ ગયેલ શેવાળો વડે યુક્ત હોય, તે પ્રમાણે ઇન્દ્રિયો પણ પંકવાળી (પાપવાળી), પ્રસન્નતાથી (નિર્મળતાથી) રહિત, મહાદુર્ભાગ્યવાળી અને ગંધાઈ ગયેલ શેવાળના જેવી મલિનતા વડે તુચ્છતાવાળી છે.[૪૭] જંગલો જેમ દુઃખો વડે માંડ ઓળંગી શકાય તેવાં હોય છે, ઝાંકળો વડે ઘેરાયેલાં હોય છે અને અનેક ભયોને ઉત્પન્ન કરે છે; તે રીતે ઇન્દ્રિયો પણ દુઃખ વડે માંડ ઓળંગી શકાય તેવી જડતાથી ઘેરાયેલી અને અનેક ભયોને ઉત્પન્ન કરનારી છે.[૪૮] જેમ કમળ પંકમાંથી ( ગારામાંથી ) ઉત્પન્ન થાય છે, છિદ્રોવાળાં હોય છે અને અતિ સૂક્ષ્મ દુર્લક્ષ્ય રીતે (અતિશય મહેનતે માંડ કાંઈક લક્ષ્યમાં આવે તેવી રીતે ) રહેલા ગુણોને (અંદરના તંતુઓને) ધારણ કરી રહેલ હોય છે, જડ (જળમય) અવયવોવાળાં હોય છે અને ગ્રંથિવાળાં (ગાંઠવાળાં) હોય છે, તેમ ઇન્દ્રિયો પણ પંકમાંથી (પાપમાંથી) ઉત્પન્ન થયેલ છે, છિદ્રોવાળી છે, અતિસૂક્ષ્મ હોવાથી દુર્લક્ષ્ય રીતે (અતિઘણી મહેનતે માંડ કાંઈક લક્ષ્યમાં આવે તેમ રહેલા ) ગુણોને ( વાસનાઓને ) ધારણ કરી રહેલ છે, જડ અવયવોવાળી છે અને ગ્રંથિ (અહંકારરૂપી ગાંઠ )વડે યુક્ત છે. જેમ સમુદ્રનાં જળો કઠણ (ભારે) હોય છે, રત્નોને અંદર સંઘરી રાખવાથી રત્નોના લોભવાળાં હોય છે, ઊર્મિઓ (તરંગો) વડે યુક્ત હોય છે અને દુઃખ વડે માંડ પકડી શકાય તેવા ઝૂડોથી ભયંકર અને ખારાં હોય છે; તેમ ઇન્દ્રિયો પણ કઠોર છે, રત્નના જેવી જે જે અમૂલ્ય વસ્તુ હોય તે તે તરફ લોભાઈ જાય છે, ક્ષુધાપિપાસા આદિ ષડ્ઊર્મિ વડે યુક્ત છે અને દુઃખ વડે માંડ પકડી શકાય તેવા કામક્રોધ આદિ ઝૂડો વડે મહાભયંકર છે.[૪૯,૫૦] જેવી રીતે મરણ બાંધવોને દુઃખ આપે છે, બીજા દેહની સાથે જીવનો સંબંધ કરાવે છે અને દયા ઉપજાવે તેવી રાડો પડાવે છે, તે રીતે ઇન્દ્રિયો પણ બાંધવોને દુઃખ આપે છે, બીજા દેહ સાથે જીવનો સંબંધ કરાવે છે અને દયા ઉપજાવે તેવી રાડો પડાવે છે.[૫૧] વનો જેમ વિવેકથી (વનમાં અમુક રીતે વર્તવું, અમુક રીતે ન વર્તવું ઇત્યાદિ વિવેકથી )રહિત પુરુષોને શત્રુની પેઠે પીડા ઉપજાવે છે તથા જે લોકો વિવેકી (વનમાં વર્તવાની રીતભાતને સારી રીતે જાણનારા ) હોય તેઓને મિત્રની ગરજ સારે છે; વળી ઝાડીને લીધે દુઃખ વડે પણ માંડ પ્રવેશ કરી શકાય તેવાં હોય છે, અવધિ વગરનાં હોય છે અને ઉજ્જડ હોવાથી કોક જ વાતચીત કરનાર મનુષ્ય મળી આવે છે. તેમ ઇન્દ્રિયો પણ

વિવેકથી

છે, ઇત્યાદિ વિવેકથી) રહિત પુરુષોને શત્રુની પેઠે પીડા ઉત્પન્ન કરે છે તથા વિવેકીઓને મિત્રની ગરજ સારે છે,/દુઃખ વડે માંડ ઓળખી શકાય તેવી છે, અવધિથી રહિત છે અને તેને શાંતિ હોતી નથી.[૫૨] જેમ ભયંકર વાદળાંઓ વરસાદની ગર્જનાથી યુક્ત હોય છે, સારથી રહિત હોય છે, મલિનતાવાળાં (શ્યામ) હોય છે, જડ (જળમય) હોય છે અને વીજળીના ઝબકારા વડે પ્રકાશયુક્ત હોય છે, તેમ ઇન્દ્રિયો પણ પરસ્પર ક્લેશ ઉત્પન્ન કરાવી, ખભા ઠોકી ગર્જના કરવી એ આદિ શબ્દોને પેદા કરે છે, સારરહિત છે, મલિનતાવાળી છે, જડ છે અને વીજળીની પેઠે ક્ષણમાત્ર ક્ષણભંગુર (વૈષયિક) સુખનો પ્રકાશ કરે છે. જેમ ખાડાઓમાં ક્ષુદ્ર પ્રાણીઓએ (કીડા આદિ જીવોએ) આશ્રય લીધેલ હોય છે, ચતુર પુરુષો તેને છોડી દઇને જ ચાલે છે અને રજથી (ધૂળથી) તથા તમથી (અંધારાથી) વ્યાપ્ત હોય છે, તેમ ઇન્દ્રિયો પણ ક્ષુદ્ર પ્રાણીઓ વડે (તુચ્છ વિષયસુખમાં જ આસક્ત થઈ ગયેલ જીવો વડે) આશ્રય કરાયેલ છે, ચતુર પુરુષો એ ઇન્દ્રિયોને આધીન નહિ થતાં તેનો ત્યાગ કરે છે અને રજોગુણથી તથા તમોગુણથી એ ઇન્દ્રિયો વ્યાપ્ત છે.[૫૩-૫૪] જેમ જૂના થઈ ગયેલા ખાડાઓના મોખરાના ભાગો મનુષ્યોને પાડી નાખવામાં જ પૂર્ણકુશળ હોય છે, દોષવાળા સર્પો વડે આશ્રય કરાયેલ હોય છે અને લાખો કઠોર કાંટાઓથી વ્યાપ્ત હોય છે, તેમ ઇન્દ્રિયો પણ મનુષ્યને ઉત્તમ પદમાંથી નીચે પાડી નાખવામાં જ પૂર્ણકુશળ છે. તે રાગદ્વેષ આદિ દોષોરૂપી સર્પો વડે આશ્રય કરાયેલ છે અને કઠોર વિપત્તિરૂપી લાખો કાંટાઓ વડે વ્યાપ્ત છે.[૫૫] જેમ રાક્ષસો ફક્ત પોતાના પોષણની જ વાત જાણનારા હોય છે, નીચ વૃત્તિના હોય છે, કેવળ મહાસાહસિક જ હોય છે ને અંધકારમાં વિહાર કરનારા હોય છે, તેમ ઇન્દ્રિયો પણ ફક્ત પોતાના પોષણની જ વાત જાણનારી છે, નીચ વૃત્તિઓવાળી છે, કેવળ મહાસાહસિક જ છે અને અજ્ઞાનરૂપી અંધકારમાં વિહાર કરે છે.[૫૬] જેમ ખરાબ જૂના વાંસ આદિનાં લાકડાંઓ અંદર શૂન્ય (પોલાં) હોય છે, નિઃસાર હોય છે, વક્ર (વાંકાં) હોય છે, ગ્રંથિ (ગાંઠો)વાળાં હોય છે અને ફક્ત બાળવાને જ યોગ્ય હોય છે, તેમ ઇન્દ્રિયો પણ અંદર શૂન્ય (પોલાણવાળી), રસ–રક્ત–માંસ–આદિ વડે ભરેલી હોવાથી નિઃસાર, વક્ર (વાંકાંચૂંકા આકારવાળી) અને ગ્રંથિ (અહંકારરૂપી ગાંઠ અથવા જડ–ચેતનની ગ્રંથિ) વડે યુક્ત છે.[૫૭] જેમ ખરાબ વસ્તીવાળાં નગરો બહુ દૃઢ રીતે બંધાઈ ગયેલા મોહને લીધે ચોરી, જુગટું, કજિયા વગેરે દુર્વ્યસનોનાં બંધાણવાળાં હોય છે, ખરાબ કૂવાઓવાળાં અને માંડ પેસી શકાય તેવાં જંગલી હોય છે તથા મોટા મોટા કચરાઓના ઢગલાઓથી વ્યાપ્ત હોવાને લીધે તુચ્છ હોય છે, તેમ ઇન્દ્રિયો પણ બહુ દૃઢ રીતે બંધાઈ ગયેલા મોહને લીધે ચોરી, જુગટું, કજિયા ઇત્યાદિ દુર્વ્યસનોનાં બંધાણવાળી હોય છે, ખરાબ કૂવાઓની પેઠે બહુ ઊંડાણવાળી છે અને મોટા કચરાના ઢગલાની પેઠે સાવ નિઃસાર હોવાથી તુચ્છ છે.[૫૮] (જેમ કુંભારોના ચાકડાઓ ઘટ આદિ અનંત પદાર્થોના કારણરૂપ છે,) ભ્રમ વડે (ફરવાની ક્રિયા વડે) યુક્ત હોય છે અને પંકવાળા (ગારાવાળા) હોય છે; તેમ ઇન્દ્રિયો પણ ઘટ આદિ અનંત પદાર્થોના કારણરૂપ છે, (ભ્રાંતિ વડે) યુક્ત છે અને પંકવાળી (પાપવાળી) છે.[૫૯] શરણાગત પુરુષોનો ઉદ્ધાર કરનારા હે ભુશુંડજી! હું કે જે ઉપર જણાવ્યા પ્રમાણે ઇન્દ્રિયોએ ઉત્પન્ન કરેલ અનેક આપત્તિઓરૂપી સાગરમાં ડૂબેલો છું અને સર્વસ્વનો ત્યાગ કરી કશો પણ પરિગ્રહ નહિ રાખતાં

કરો; કેમકે આપ જેવા જે કોઈ દયાળુ સાધુઓ આ જગતમાં સર્વનાથી શ્રેષ્ઠપણે વર્તી રહ્યા છે, તેઓનો સમાગમ કરવો એટલે તેમને શરણે જવું તે શોકનો અત્યંત નાશ કરનાર છે, એમ ઉત્તમ શાસ્ત્રો અને વિવેકી પુરુષો કહે છે.૬૦

आपन्निमग्नमिममेवमकिंचनं त्वं मामुद्धरोद्धरण शीलदयोदयेन। ये नाम केचन जगत्सु जयंति संतस्तत्संगमं परमशोकहरं वदंति ॥६०॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ' વૈરાગ્યવર્ણન ' એ નામનો સર્ગ ૬ ઠો સમાપ્ત**

## सर्ग ७ मो*

### સંસારવૃક્ષનું વર્ણન

॥ भुशुंड उवाच ॥

ततस्तस्य मया ब्रह्मंस्तच्छ्रुत्वा पावनं वचः।
इदमुक्तं यथापृष्टं सुस्पष्टपदया गिरा ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ-હે મહારાજ ! પછી તેનાં એ પવિત્ર વચન સાંભળી તેના પ્રશ્નને અનુસારે જ મેં અતિ સ્પષ્ટ પદવાળી વાણી વડે તેને નીચે પ્રમાણે કહ્યું.૧

હે વિદ્યાધરોના અધિપતિ ! કાંઈક ભાગ્યોદય થઈ જવાથી મોક્ષલક્ષ્મીને પ્રાપ્ત થવા માટે તમે અજ્ઞાનરૂપી નિદ્રામાંથી ઠીક જાગી ગયા છો અને હમણાં ઘણે લાંબે દિવસે આ સંસારરૂપી અધાગ કૂવાની ખખોલમાંથી નીકળવાને ઇચ્છો છો.૨ અત્યંત વિવેકવાળી આ તમારી પવિત્ર બુદ્ધિ, જેમ અગ્નિ વડે અતિ વ્યાપ્ત થઈ રહેલો સુવર્ણરસનો સમૂહ અતિ કાન્તિ વડે દીપી નીકળે તે રીતે બહુ દીપે છે.૩ જેમ નિર્મળ અરીસામાં હરકોઈ મનોહર દ્રવ્યનું વગરમહેનતે (માત્ર પાસે રાખવાથી જ) પ્રતિબિંબ પડે છે, તેમ તમારી પવિત્ર બુદ્ધિ અનાયાસે જ મારી ઉપદેશવાણીના અર્થને બરાબર ગ્રહણ કરી લેશે.૪ જે કાંઈ આ હું તમને કહું છું તે ' અંગીકાર કરવા યોગ્ય જ છે ' એવી બુદ્ધિ વડે તમે સ્વીકારી લેવાને યોગ્ય છો; કેમકે અમે આ બાબતમાં ઘણા લાંબા કાળ સુધી શોધ કરેલી છે; માટે હવે તેમાં બીજો કશો વિચાર કરવા જેવું નથી.૫ જે કાંઈ અહંકાર આદિ તમારા હૃદયની અંદર દશ્યરૂપે જોવામાં આવે છે, તે રૂપ તમે નથી. ' દશ્ય પદાર્થ માત્રમાં કાંઈક પણ આત્મા છે અને તે શોધી કાઢી મારે તેને પ્રાપ્ત થવું છે ' એવા વિચારથી ઘણા લાંબા કાળ સુધી દશ્યવર્ગની અંદર શોધ કર્યા છતાં પણ તમે કે જે આત્મારૂપ છો, તે (સાક્ષીરૂપે સર્વનાથી જુદા હોવાથી) દશ્યવર્ગમાં જોવામાં આવતા નથી; માટે દશ્ય પદાર્થરૂપ અજ્ઞાનને મૂકી દઈ સર્વના સાક્ષીરૂપ શુદ્ધ આત્માને તમે ઓળખી લો.૬ ' હું પણ નથી, તમે પણ નથી અને આ જગત પણ નથી ' એવો તમે નિશ્ચય બાંધશો, એટલે સર્વ પરમ મંગલરૂપ એક બ્રહ્મભાવે થઈ રહેશો, કે જે તમને સુખ કે દુઃખ એ બન્નેમાંથી કશું ઉત્પન્ન કરશે નહિ.૭ શું અજ્ઞાનથી જગત ઉત્પન્ન થયેલ છે ? અથવા શું અજ્ઞાન જ જગતથી ઉત્પન્ન થયેલ છે ? એ વિષે વિચાર કરતાં એ બન્નેનું (અજ્ઞાનરૂપે અથવા બ્રહ્મભાવે) એકરૂપપણું હોવાથી બરાબર જાણી શકાતું નથી.૮ આ જગત દેખાવમાં આવતાં છતાં ઝાંઝવાના જળની પેઠે અવસ્તુરૂપ હોવાથી મિથ્યા જ છે. જે કાંઈ આ દશ્યરૂપે ભાસે છે, તે અધ્યારોપદષ્ટિએ (જગતની દષ્ટિએ) જોઈએ તો અજ્ઞાનનો નાશ થતાં જગત જ બાધિત થઈ જવાથી કાંઈ પણ નથી, માત્ર બ્રહ્મરૂપ જ છે, અને અધિષ્ઠાનદષ્ટિથી (બ્રહ્મદષ્ટિથી) જોઈએ તો જે કાંઈ છે તે સર્વ

---

* આ સાતમા સર્ગમાં જગત બ્રહ્મરૂપ છે, દુઃખકારક અજ્ઞાન જ જગતને રૂપે થઈ રહેલ છે અને અહંકારરૂપ બીજમાંથી જ જગતરૂપ વૃક્ષ ઉત્પન્ન થયું ... એ કહેવામાં આવશે.

બ્રહ્મરૂપ જ છે.[૯] ઝાંઝવાના જળની પેઠે આ જગત સાવ મિથ્યા હોવાથી તે છે જ નહિ; કિંવા જો કાંઈ છે તો તમે કે જે બ્રહ્મરૂપ છો તેનો જ એ સઘળો વિવર્ત છે. સર્વ એક બ્રહ્મરૂપ હોવાથી આભાસ પડવાનો કાંઈ પણ જુદો વિષય જ નહિ હોવાને લીધે, આભાસ (ચિદાભાસ) પણ નથી, તેથી સર્વ એક પરમ મંગળ બ્રહ્મરૂપ જ છે.[૧૦] જગતનું મૂળ બીજ અહંકાર જ છે, એમ તમે સમજો. એ અહંકારરૂપી બીજમાંથી જ પર્વતો, સમુદ્રો, પૃથ્વી, નદીઓ અને રાજાઓ ઇત્યાદિ સહિત જગતરૂપી એક જબરજસ્ત વૃક્ષ ઉત્પન્ન થાય છે.[૧૧] અહંકારરૂપ સૂક્ષ્મ બીજમાંથી જ આ જગતરૂપ વૃક્ષ ઉત્પન્ન થાય છે. વિષયોમાં આસક્તિ થવારૂપી રસ વડે ભરેલા નીચેના લોકો જગતરૂપ વૃક્ષના મૂળરૂપ છે.[૧૨] અશ્વિની આદિ સત્તાવીસ તારાઓનો સમૂહ તેની મોટી કળીઓરૂપ છે. બીજાં નાનાં નક્ષત્રોનો સમૂહ તેની નાની કળીઓરૂપ છે. વાસનાઓ તે જગતરૂપ વૃક્ષના ફૂલના ગુચ્છાના સમૂહરૂપ છે. પૂર્ણચંદ્ર એ તેના ફળના ગુચ્છરૂપ છે.[૧૩] સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક ઇત્યાદિ મોટા લોકોનો સમૂહ એ જગતરૂપ વૃક્ષના અંદરના કોતરના ભાગરૂપે છે. મેરુપર્વત, મંદરાચળ અને સહ્યાદ્રિ આદિ પર્વતો તેનાં પાંદડાઓની હારરૂપ છે.[૧૪] સાત સમુદ્રો તેના ક્યારારૂપ છે. પાતાળ એ તેના મૂળની રહેવાની જગ્યારૂપ છે. સત્યયુગ આદિ યુગો ધર્મરૂપ સારને અંદરથી ખોતરી ખાવાથી તેના ઘણરૂપ* છે. જુદા જુદા યુગોનાં વર્ષ, અયન, ઋતુ, માસ ઇત્યાદિ અનેક ગૌણકાળો એ જગતરૂપ વૃક્ષનાં પર્વરૂપ છે.[૧૫] અજ્ઞાન તે જગતરૂપ વૃક્ષની ઉત્પન્ન થવાની જગ્યારૂપ છે, સર્વ જીવો એ તેનાં પક્ષીઓરૂપ છે. ભ્રાંતિજ્ઞાન એ તેના મોટા સ્થંભરૂપ (થડરૂપ) છે અને તત્ત્વજ્ઞાન વડે જે મોક્ષ થવો તે એ જગતરૂપ વૃક્ષને બાળી નાખવાના દાવાનળરૂપ છે.[૧૬] ઇન્દ્રિયો વડે પદાર્થોનો સંબંધ થવો અને મન વડે સંકલ્પ-વિકલ્પ થવા એ સર્વ જગતરૂપ વૃક્ષના સુગંધના સમૂહરૂપ છે. આ અનંત આકાશ તેના વિશાળ વનરૂપ છે. નેત્રની પાંપણો અને બન્ને હોઠો કે જે નેત્ર તથા હાસ્યરૂપ મોતીને પ્રકટ કરવામાં છીપના જેવાં છે, તે એ જગતરૂપ વૃક્ષની ડાંખળીઓરૂપ છે. આત્મચૈતન્ય એ તેના જીવનના આધારરૂપ રસનો પ્રવાહ છે. સૂર્ય-ચંદ્ર-અગ્નિ આદિનો પ્રલયકાળમાં લય કરી દેનાર સૂત્રાત્મા એ તેના પવનની લહેરરૂપ છે. પ્રતિદિન ઉદય અને અસ્તને પ્રાપ્ત થનારી અને ચપળ, ચંદ્રમાની તથા સૂર્યની કાન્તિ તે જગતરૂપ વૃક્ષની પુષ્પમંજરી છે. સૂર્યની સાથે (સૂર્યનો પ્રકાશ પડતાં) ભમનારું અંધારું તે એ જગતરૂપ વૃક્ષના ફરનારા ભ્રમરાઓરૂપ છે.[૧૭-૧૯] આ જગતરૂપ વૃક્ષ સાવ મિથ્યા છતાં સત્યની પેઠે પાતાળને, સર્વ દિશાઓને અને અંતરિક્ષલોકને પૂર્ણ કરી (વ્યાપ્ત થઈ) રહેલ છે. તેનું અહંકારરૂપ બીજ 'હું એવું કાંઈ પણ છે જ નહિ' એમ નિરહંકારપણારૂપ અગ્નિ વડે શેકી લેવામાં આવ્યું હોય, તો પછી માત્ર આભાસરૂપે દેખાતું આ સંસારરૂપી વૃક્ષ પુનર્જન્મ આદિને રૂપે ફરી વાર ઊગી શકતું જ નથી.[૨૦]

पातालमाशागण मंतरिक्षमापूर्यतिष्ठत्यसदेवसद्वत् । तस्यानहंतामिहतेहमर्थबीजेपुनर्नास्ति सतोविरोहः ॥ २० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગદ્વૃક્ષ-બીજવર્ણન' એ નામનો
સર્ગ ૭ મો સમાપ્ત



* ઘણ નામના જીવડાઓ લાકડાને અંદરથી કોરી ખાય છે.

# સર્ગ ૮ મો×

## સંસારવૃક્ષનો ઉચ્છેદનવિધિ

॥ ભુશુંડ ઉવાચ ॥

विद्याधर धराधारो गिरिकंदरमंदिरः ।
दिगंबरांतराचारचारसंचारचंचुरः ॥ १ ॥

ભુશુંડ બોલ્યો:–હે વિદ્યાધર ! નીચેના સાત લોકો સહિત પૃથ્વીરૂપી મૂળ પ્રદેશમાં રહેલું, લોકાલોક સુધી સર્વ પર્વતોના અંદરના ભાગોરૂપી ક્યારાવાળું, દશ દિશાઓની અંદર આડી શાખાઓ વડે, આકાશની અંદર ઊભી શાખાઓ વડે અને તેની અંદર વસનારાં પ્રાણીઓના સંચાર વડે ચંચળ થઈ રહેલું તથા આગળ જણાવ્યા પ્રમાણે અતિ વિસ્તારવાળું આ જગતરૂપી વૃક્ષ અહંકારરૂપી બીજમાંથી જ ઉત્પન્ન થાય છે. તેનું એ બીજ જ્ઞાનરૂપી અગ્નિ વડે બાળી નાખવામાં આવે, તો પછી કશું ઉત્પન્ન જ થતું નથી.[૧,૨] તાત્ત્વિકદૃષ્ટિથી જો અહંકારને શોધવા જઈએ તો સર્વ બ્રહ્મમાત્ર જ જણાયાથી એ અહંકાર કોઈ દિવસ છે જ નહિ, એટલું જ માત્ર તેનું જ્ઞાન છે, કે જેથી એ અહંકારરૂપી બીજ બળી (શેકાઈ) જાય છે.[૩] 'હું અમુકરૂપ છું' એવી ભાવના થતાં અહંકાર ઉત્પન્ન થાય છે, કે જે આ સંસારરૂપ વૃક્ષના બીજરૂપી છે. 'હું એવું કાંઈ પણ છે જ નહિ. જે કાંઈ છે તે બ્રહ્મમાત્ર જ છે' એવી ભાવના થતાં અહંકાર રહેતો નથી; માત્ર એક બ્રહ્મબુદ્ધિ જ સર્વત્ર રહે છે અને એ જ ઉત્તમ જ્ઞાન છે.[૪] સૃષ્ટિના આરંભકાળમાં આ સૃષ્ટિ ઉત્પન્ન જ નહિ થયાથી હુંપણું કે તમારાપણું એ બન્ને ક્યાંથી ઘટે ? અને દ્વિત્વ–એકત્વ આદિ ભ્રાંતિ પણ કેમ સંભવે ? (ન સંભવે.)[૫] જે મુમુક્ષુપુરુષો સમૂળ સંકલ્પત્યાગ કરવા માટે ગુરુનાં ઉપદેશવચન સાંભળી, તેમણે બતાવેલ ક્રમ પ્રમાણે પોતાના પુરુષાર્થ વડે યત્ન કરે છે, તેઓ જ્ઞાનપ્રાપ્તિ થયા પછી પરમપદને પહોંચવામાં જય મેળવે છે.[૬] જેમ રસોઇયો પોતે પાકશાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કરી, તે પ્રમાણે રસોઈ બનાવે તો જ તે પોતાની બાબતમાં ફતેહ મેળવે છે, તેવી જ રીતે વિવેકી અધિકારી પુરુષ ગુરુ–શાસ્ત્ર આદિ દ્વારા સર્વ જાણી લઈ, તેમણે બતાવેલ માર્ગ અનુસાર યત્ન કરે, તો જ તે મોક્ષ પર્યંત ફળ આપનારા પોતાના સ્વરૂપના વિવેકને પ્રાપ્ત થાય છે; બાકી તેમ કર્યા વિના ફક્ત જાણવામાત્રથી કશું થતું નથી.[૭] 'આ જગત સ્વપ્ન–ઇન્દ્રજાળ આદિની પેઠે કેવળ ચૈતન્યતત્ત્વનો જ ચમત્કાર છે, તે વિના બીજું કાંઈ જ નથી' એમ તમે સમજો. એ જગત ચેતનસત્તા સિવાય દિશાઓમાં પણ ક્યાંય નથી અને બહાર કે અંદર પણ ક્યાંય છે નહિ.[૮] જેમ ચિત્રકારના ચિત્તમાં કલ્પાયેલું ચિત્ર મનમાં સંકલ્પ સ્ફુરતાં દેખાય છે અને સંકલ્પ ન સ્ફુરે તો લય પામી જાય છે, તેમ આ જગતરૂપી ચિત્ર માત્ર સંકલ્પ સ્ફુરવાથી જ જોવામાં આવે છે અને સંકલ્પ જ ન સ્ફુરે તો તે લયને પ્રાપ્ત થઈ જાય છે. (દેખાતું નથી.)[૯] મોટા થાંભલાઓવાળો, મુક્તામણિ વડે બનાવેલો અને અનેક લક્ષયોજન સુધી સુવર્ણનાં મનોહર ચિત્રો વડે શોભતો કોઈ એક મંડપ છે, કે જે મેરુના જેવા કાન્તિવાન ગુંબજ વડે ઉપરના ભાગમાં શોભાવાળો હજારો મણિઓના થાંભલાઓથી વીંટાયેલો છે અને કોઈ ઠેકાણે હજારો ઇન્દ્રધનુષ્યના જેવો અને કોઈ ઠેકાણે પ્રલયકાળના સંધ્યાકાળનાં વાદળાંના જેવો મનોહર દેખાય છે.[૧૦,૧૧] જે મંડપની અંદર વસનારાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકોની ક્રીડાને માટે એકબીજાની વચમાં પર્વતો, નદીઓ, જંગલો, હાથીઓ, ઘોડાઓ, દેવતાઓ, પશુ–પક્ષીઓ, અને

× આ આઠમા સર્ગમાં સંસારરૂપી વૃક્ષનો જ્ઞાનથી ઉચ્છેદ થઈ જાય છે તે કહેવાશે; અને સંકલ્પથી ખડા થઈ ગયેલા કોઈ એક મંડપના જેવો જ આ [illegible] સંકલ્પમાત્રથી થયેલો છે, એ પણ કહેવાશે.

મનુષ્યો ઇત્યાદિ નાના પ્રકારની રચનાવાળા, પ્રાણીઓરૂપી બીજો તથા તેનાં ઉપભોગનાં સાધનો વડે ચારે તરફથી ભરપૂર; અંધકારને નાશ કરનાર મણિઓ, દીવાઓ, સૂર્ય, ચંદ્ર આદિ વડે પ્રકાશ થતાં, લોકોની વ્યવહારમાં પ્રવૃત્તિ થવાથી શબ્દો વડે યુક્ત થઈ રહેલ, કોઈ ઠેકાણે અંધકારથી અને કોઈ ઠેકાણે પ્રકાશથી વિચિત્ર તરેહની શોભાને ધારણ કરનાર, પાતાળ, સ્વર્ગ અદિ બીજા લોકોરૂપી સંપુટો તે મંડપમાં મૂકવામાં આવ્યાં છે. ક્રીડા સંબંધી શોભાની ખાણરૂપ એ મંડપની અંદર સુગંધ વડે મનોહર અને ચપળ મેઘપંક્તિઓના જેવાં ચંચળ પાંદડાંઓને ધારણ કરી રહેલાં કલ્પવૃક્ષો છેદાઈ જઈ, સ્ત્રીઓના કર્ણભૂષણ આદિ અલંકારોમાં ઉપયોગી થાય છે. એ મંડપની અંદર બાળકના શ્વાસથી પણ ડોલતા અતિ હલકા કુલાચળ પર્વતો બાળકોને રમવાના દડાઓરૂપ કલ્પાયેલ છે. એ મંડપની અંદર સંધ્યાકાળનાં વાદળાંઓ, દિશાઓરૂપી સ્ત્રીઓમાં કર્ણભૂષણરૂપે કલ્પવામાં આવેલ છે અને શરદઋતુનાં વાદળાંઓ દિશાઓરૂપી સ્ત્રીઓના ચામર તરીકે કલ્પાયેલ છે. એ મંડપની અંદર પ્રલયકાળનાં વાદળાંઓ વીજણાઓરૂપે કલ્પવામાં આવ્યાં છે અને આ આખું પૃથ્વીનું તળ જાુગટું રમવાની ચોપાટ તરીકે કલ્પાયેલ છે તથા તારાઓથી શોભતું આકાશ, એક ચંદરવા તરીકે ગણવામાં આવ્યું છે. એ મંડપના આકાશરૂપ આંગણામાં જેની અંદર જગતની ઉત્પત્તિ અને લય થવાની પ્રતીતિરૂપી પ્રતિજ્ઞા લેવામાં આવે છે, એવી જૂગટાંની રમત રમાય છે અને તે રમનારા તે મંડપના બ્રહ્માદિક સ્વામીઓ જરાયુજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીઓરૂપી સોગઠાંને જન્મ—મરણાદિક વડે વારંવાર આમતેમ ફેરવ્યાં કરે છે; તથા તેમાં ચંદ્ર—સૂર્ય આદિ ગ્રહો રમવાના પાસાઓરૂપ છે.[૧૫-૧૭] આવી રીતનો એક મંડપ છે, એમ સંકલ્પ કરનારા પુરુષને તે સંકલ્પ જ ઘણો લાંબો કાળ ભાવના કરવાથી આબેહૂબ તેવો જ નજર આગળ તરતો જ હોય, તેમ થઈ જઈ સાચાના જેવો ભાસે છે. તેવી રીતે આ જગતરૂપી મંડપ પણ વિધાતાના સંકલ્પમાત્રથી જ ઉત્પન્ન થયેલ છે અને ચિત્રકારના ચિત્તમાં રહેલ ચિત્રની પેઠે તે માત્ર ચૈતન્યતત્ત્વના જ ચમત્કારરૂપ છે અને મિથ્યા છતાં સંકલ્પમાત્રથી જ તે સ્ફુરી આવે છે. જો કે સર્વ દશ્યમાત્ર આભાસરૂપે રહેલ છે; પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ તે છે જ નહિ. ફક્ત કોઈ માયાવીની માયાની પેઠે મિથ્યા છતાં પણ, કોણ જાણે ક્યાંથી ઉત્પન્ન થયેલ હોય તેમ જોવામાં આવે છે. જેમ સોનાની અંદર કંકણ—કુંડળ આદિ ભાવો રહેલ છે, તે રીતે સંસાર પણ ચૈતન્યતત્ત્વના ચમત્કારની અંદર જ રહેલ છે, કે જે (સંસાર) સંકલ્પનો ક્ષય થતાં તરત ક્ષય પામી જાય છે. હવે સંકલ્પ કરવો અથવા સંકલ્પ જ ન થવા દેવો, એ બન્ને વાત તમારા પોતાના ખાસ તાબાની જ છે; માટે જેમ તમારી ઇચ્છા હોય તેમ તમે કરો. જે પુરુષ કરવા યોગ્ય કર્મનો જો કે ત્યાગ કરતો નથી; પરંતુ અન્નપાન આદિ ઐહિક (આલોક સંબંધી) ભોગની સામગ્રી અને દાન—યજ્ઞ આદિ પારલૌકિક (પરલોક સંબંધી) ભોગની સામગ્રી એ બન્નેમાં નિષ્કામ હોવાથી, કાંઈ પણ ફળની અભિલાષા રાખતો નથી, તેવા વીતરાગ પુરુષનો આ છેલ્લો જન્મ છે.[૧૮-૨૨] હે શુદ્ધ બુદ્ધિમાન વિદ્યાધર! ત્રણ લોકને પવિત્ર કરવાવાળી, મહાપવિત્ર અને પૂર્વની અવિવેકદશાના કરતાં વળી કાંઈ બીજી જ તરેહની વિવેકપદવીને તમે પ્રાપ્ત થઈ ગયેલ છો. તમારા આ મનના સંકલ્પબળથી પણ ઉત્તમ એવી પદવીથી હવે તમે નીચે પડશો નહિ; માટે વાણી અને મનના વ્યાપારરહિત (મન—વાણી વડે અગમ્ય) શુદ્ધ ચિદ્રૂપ પરમાત્માનું અવલંબન રાખી, મન આદિ સર્વ દશ્યવર્ગને છોડી દો.[૨૩]

प्राप्तो विवेकपदवीमसि पावनात्मन्

पुण्यां पवित्रितजगत्त्रितयां द्वितीयाम् ।
नाथः प्रतिष्यसि पुनर्मनसा मुनेति
जानामि मौनममलं पदमुत्सृज त्वम् ॥ २३ ॥
શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'માયામંડપવર્ણન' એ નામનો સર્ગ ૮ મો સમાપ્ત

## सर्ग ९ मो*

### જગત ચિન્માત્ર છે

॥ भुशुंड उवाच ॥
अबुद्ध्यमानश्चेत्यादि चिद्रूपमपि चाऽनघ ।
शांतचिद्घन एवास्व निर्मलाप्स्वंतरंशुवत् ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ–હે નિષ્પાપ વિદ્યાધર ! દશ્યવર્ગને તેમાં રહેલ ક્રિયા, ગુણ, દોષ એ આદિને તથા તેને દ્રષ્ટારૂપે જોનારા તેથી જુદા જણાતા જીવચૈતન્યને, એ સર્વને તત્ત્વદૃષ્ટિથી મિથ્યા સમજી, તે તરફ કાંઈ લક્ષ્ય નહિ આપતાં, નિર્મળ જળની અંદર પ્રતિબિંબરૂપે રહેલાં સૂર્યકિરણની પેઠે તાપથી રહિત થઈ જઈ, શાંતપણાથી સર્વત્ર ભરપૂર, પ્રકાશમય એક શુદ્ધ ચિદાત્મારૂપ જ થઇને તમે રહો.[1] જેમ પરસ્પર એકબીજાના ધર્મોનું વિરુદ્ધપણું હોવા છતાં સમુદ્રમાં (જળમાં) એકસરખી રીતે વડવાનલ રહેલ છે, તે રીતે દશ્યવર્ગ પોતે ચૈતન્યતત્ત્વના કરતાં અચેતન વગેરે વિરુદ્ધ ધર્મોવાળો હોવા છતાં, સમાનપણાથી એ ચેતનસત્તાની અંદર જ (આભાસરૂપે) રહેલ છે; કેમકે તે જડવર્ગમાં જ ચૈતન્યની પ્રતીતિ થાય છે તે ચેતનસત્તાથી જ છે.[2] જેમ અગ્નિની જ્વાળાના નાશનું અને ઉત્પત્તિનું કારણ પવન જ છે, તે રીતે જગતમાં જણાતા જડ અને ચેતન એ બન્ને ભાગના હેતુરૂપ એક ચેતનસત્તા જ છે; કારણ કે તેઓનું ચેતનપણું ચૈતન્યસત્તાને જ અધીન છે.[3] 'હું' એવી કાંઈ પણ વસ્તુ છે નહિ. જે કાંઈ છે તે ચૈતન્ય છે. એ પ્રમાણે તમે કેવળ ચૈતન્ય આત્મામાં જ શાંત થાઓ અને પછી જેવું થઈ રહેવાય તેવા થઇને રહો.[4] જેમ નિર્મળ જળની અંદર વ્યાપી રહેલું દૂધ અગ્નિ વડે જળનો નાશ થઈ જતાં પણ પોતે બહાર (જળ બળી જતાં તેથી જુદું) અને અંદર (જળ ભેગું હોય ત્યારે તેની અંદર) બાકી રહે છે, તે રીતે તમે કે જે ચૈતન્ય છો, તે સર્વ પદાર્થોની અંદર અને બહાર રહેલા હોવાથી તે પદાર્થોનો નાશ થઈ જાય તો પણ અવશેષ જ રહો છો.[5] હે પ્રિય વિદ્યાધર ! હું એવું કાંઈ અહંકારનું જુદું સ્થાન છે નહિ, જે છે તે ચૈતન્ય આત્મા જ છે. એ પ્રમાણે તમારું જીવચૈતન્ય જો બ્રહ્મચૈતન્યમાં અખંડ એકતાને પ્રાપ્ત થઈ ગયું, તો પછી તેનાથી બીજો કાંઈ પણ વિષય જુદો જ નહિ રહેવાથી, તમારા બ્રહ્મરૂપની કોને ઉપમા આપી શકાય તેમ છે ? (કોઇને નહિ.)[6] દેવતાઓ અને દાનવો સહિત પાતાળલોક, ભૂલોક અને સ્વર્ગલોક, કેમ જાણે મૂર્તિમાન ખડા થઈ રહેલ હોય તેમ દેખાતું અને પ્રીતિ, હર્ષ, ક્રોધ, યુદ્ધ, જય, પરાજય ઇત્યાદિ નાના પ્રકારના ભાવો બતાવવાથી તથા ભાગી જવું, દોડવું ઇત્યાદિમાં ઉતાવળું થવારૂપી બીજા પણ ભાવો બતાવવા વડે કેમ જાણે તે તે વખતના ક્રિયા થવાના કાળને મૂર્તિમાન રીતે બતાવતું હોય, તેમ વ્યાકુળતાનો દેખાવ આપતું, ભીંતમાં રંગમય ચિત્રમાં આલેખેલ જગત જેમ ભીંતની અંદર આલેખેલા કોઈ એક મુનિના પૂતળાની પેઠે ભીંતમાં ભીંતરૂપે વ્યાપારરહિત જ થઈ રહે, તેમ માયામાં પ્રતિબિંબિત થયેલ શબલબ્રહ્મ (ઈશ્વર)રૂપી ચિત્રમાં આલેખેલું આ દશ્યમાન જગતરૂપી ચિત્ર પણ શુદ્ધ ચિદાકાશરૂપી ભીંતની અંદર શુદ્ધ ચિદાકાશ કે જ પોતાનું વાસ્તવ સ્વરૂપ છે, તે રૂપે જ રહેલ છે. જડ સબંધી કે ચેતન-

* આ નવમા સર્ગમાં જગતની ઉત્પત્તિ, લય, સત્તા, સ્ફૂર્તિ ઇત્યાદિ સર્વ ચેતનને આધીન હોવાથી અને એ સઘળો ચેતનનો જ ચમત્કાર હોવાથી જગત ચિન્માત્ર છે, એમ કહેવાશે.

સંબંધી જેવા જેવા સંકલ્પો વિશેષે કરી વારંવાર ચિત્તમાં અહર્નિશ સ્ફુર્યા કરે, તેવું તેવું પોતાની મેળેજ થઈ જવાય છે; માટે જેમ તમારી ઇચ્છા હોય તેમ તમે કરો.[૭-૯] જેમ સૂર્યનાં કિરણો જ ઝાંઝવાના જળને રૂપે ભ્રાંતિ વડે પ્રતીતિમાં આવે છે, પરંતુ તેનું વાસ્તવ સ્વરૂપ જાણનારા પુરુષને, તે તરફ જવાઆવવામાં અટકાવ કરી શકતાં નથી, તેમ ચિદાત્માના ચમત્કારો જ ચૈતન્યરૂપ આકાશની અંદર ભ્રાંતિ વડે જગતને આકારે દેખાય છે; પરંતુ જાણવાનું સર્વ જેણે જાણી લીધેલ છે એવા જ્ઞાની પુરુષને, તે શુદ્ધ ચૈતન્ય જણાયાથી, તેના પારમાર્થિક વિચારમાં તે કાંઈ અટકાવ કરનાર થતું નથી.[૧૦] જેને આંખમાં તિમિરરોગ થયો હોય તે પુરુષને આકાશની અંદર કેશ, મશક આદિ જેવા આકારોની પ્રતીતિ થવી વગેરે અનેક ભ્રાંતિ સ્ફુરી આવે છે, તે રીતે આ સંસારમાં જ રચ્યાપચ્યા રહેનાર અને અજ્ઞાનરૂપ અંધકાર વડે વ્યાપ્ત થયેલ દૃષ્ટિવાળા પુરુષને પોતાના આત્મામાં જ જગતરૂપ ભ્રાંતિ સ્ફુરી આવે છે.[૧૧] ઉપર જણાવ્યા પ્રમાણે જગત, તમે અને હું–સર્વ ખરી રીતે બ્રહ્મસ્વરૂપ જ છે, ફક્ત આભાસ માત્ર જ છે, માત્ર અજ્ઞાનને લીધે જ દેખાય છે. તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં એ જગત થયેલ જ નથી અને અજ્ઞાનદૃષ્ટિએ જોતાં થયેલું જણાય છે. સૂર્યનાં કિરણોમાં ભ્રાંતિ વડે રચાયેલા ગંધર્વનગરના જેવું આ જગત, વ્યવહારદશામાં ભીંત આદિમાં ચિત્રરૂપે આલેખાયલા જગતની પેઠે દેખવામાત્ર જ છે; બાકી તેને જગતરૂપે જોવા જઈએ તો આકાશની લતાની પેઠે તે સત્ય નથી.

एवं जगत्त्वमहमित्यवबोधरूपमाभासमात्र-
मुदितं न च नोदितं च । अर्कांशुजालरचनान-
गराभमत्र कुड्यादि सत्यमिदमस्ति न खे लतेव ॥

સર્ગ ૯ મો સમાપ્ત

## સર્ગ ૧૦ મો*

### બ્રહ્મ નિર્વિકાર છે અને જગત મિથ્યા છે

॥ भुशुंड उवाच ॥

विद्धि त्वं चेतनादेव चेतनेतरचेतनम् ।
जलेऽग्निरिव चिज्ज्ञाब्धे नातो भिन्ने मनागपि ॥१॥

ભુશુંડ બોલ્યોઃ–ચૈતન્યતત્ત્વથી જુદા જણાતા આ જડ જગતની જે કાંઈ સ્ફુર્તિ થાય છે તે ચેતનસત્તાથીજ છે, એમ તમે સમજો. જેમ જળમાં પડછાયારૂપે પડેલો અગ્નિ ભિન્નરૂપે દેખાતાં છતાં જળથી જુદો કહી શકાતો નથી, તેમ જડ વસ્તુ તત્ત્વદૃષ્ટિએ ચેતનસત્તાથી જુદી નહિ હોવાથી, જડચેતન એ બન્ને જરા પણ જુદાં કહી શકાતાં નથી.[૧] માટે જડચેતનનો અભેદ હોવાથી તમે દેહ વગેરે માપવાળા આકારનો આધાર રાખ્યા વિના ચિત્રકારના ચિત્તમાં મુદ્રારૂપે ઊઠેલ ચિત્રની અંદરના પરમતત્ત્વની પેઠે, અનેક ગંધર્વનગરના અધિષ્ઠાનરૂપ આકાશની પેઠે, કાંઈ વિક્ષેપ નહિ પામતાં સ્વસ્થ થઈને રહો.[૨] જેમ ચંચળતા વિનાના નિર્મળ જળની અંદર કાંઈક ફીણના પરપોટાનો સૂક્ષ્મ ભાવ ભવિષ્યમાં થવા માટે રહેલ જ હોય છે, તેમ બ્રહ્મ કે જે માયાનો સંબંધ થતાં ઈશ્વરપદ વડે સંબોધાય છે, તે સર્વશક્તિમાન હોવાથી તેની અંદર સૂક્ષ્મરૂપે જડશક્તિ પણ રહેલી જ છે.[૩] પરંતુ જેમ કારણ વિના જળમાં સૂક્ષ્મ ભાવથી રહેલો ફીણનો ઝીણો પરપોટો પણ ઉત્પન્ન થતો નથી, તેમ તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં એ અદ્વિતીય પરમતત્ત્વમાં માયા જ નહિ હોવાથી નિર્વિકાર બ્રહ્મમાંથી કારણ વિના સૃષ્ટિ આદિ કાંઈ ઉત્પન્ન જ થતું નથી. આ

* આ દશમા સર્ગમાં નિર્વિકાર, કાળિથી રહિત બ્રહ્મજ યથાસ્થિતપણે રહેલ છે તે, અને કોઈ કાળે અથવા કોઈ સ્થળે જગત ઉત્પન્ન જ થયેલ નથી, એ વાત કહેવામાં આવશે.

સૃષ્ટિની સ્થિતિ કારણ વિના જ ભ્રાંતિમાત્રથી જોવામાં આવે છે અને તેનું કારણ શોધવા જઈએ તો કશું દેખાતું નથી; માટે જગત આદિ કાંઈ ઉત્પન્ન પણ થતું નથી અને તેનો નાશ પણ થતો નથી[૪,૫] કારણનો અત્યંત અભાવ હોવાથી જગત આદિ કાંઈ પણ થયેલ જ નથી અને (જેમ ઝાંઝવાનું જળ દેખવામાં આવતાં છતાં મિથ્યા જ છે, તેમ આ જગત નજરથી દેખાતાં છતાં પણ સાવ મિથ્યા જ છે)[૬] બ્રહ્મ કે જે અનંત છે, જન્મ આદિ વિકારથી રહિત છે અને શાંત છે, તેજ આ સર્વ દરયરૂપે ભ્રાંતિથી જોવામાં આવે છે; બાકી તેમાં કારણનો અભાવ હોવાથી નામરૂપવાળી સૃષ્ટિ છેજ નહિ, તેથી આ સર્વ ફક્ત એક નિર્વિકાર પરબ્રહ્મરૂપ જ છે.[૭] માટે તમે બ્રહ્મરૂપે સર્વત્ર ભરપૂર છો, શિલાના અંદરના ગર્ભની પેઠે છેદ અને ભેદ વિનાના છો અને આકાશના અંદરના ભાગની પેઠે નિર્વિકાર છો તથા તેને લીધે જ જન્મથી રહિત છો, નિરવયવ છો અને જ્ઞાનસ્વરૂપ છો.[૮] વ્યવહારદૃષ્ટિએ જોતાં તમે સર્વમાં કાંઈ અનિર્વચનીયરૂપે રહ્યા છો અને તાત્વિક દૃષ્ટિએ જોતાં (સર્વ મિથ્યા હોવાથી) તમે કશામાં કોઈ પણ રૂપે નથી; માટે તમે નિઃશંકપણે સારી રીતે સુખપૂર્વક રહો. બુદ્ધિ અને ચિદાભાસ એ બન્નેથી રહિત પોતાના શુદ્ધ આત્મસ્વરૂપમાં તમે પોતાની મેળે જ શાંત થઈ જાઓ.[૯] જન્મ આદિ વિકારથી રહિત પરબ્રહ્મ પોતે, નિત્ય આનંદરૂપ હોવાથી તેને કાંઈ એવું પ્રયોજન નથી, કે જેથી તે આ સૃષ્ટિ આદિ કાર્ય કરે; માટે સૃષ્ટિ આદિ કશાનો સંભવ જ નહિ હોવાથી, જે કાંઈ છે તે જન્માદિ વિકારથી રહિત પરમ કલ્યાણરૂપ પરબ્રહ્મ જ છે.[૧૦] જે અજ્ઞાની પુરુષો પોતાના આત્માને જન્મથી રહિત અને ચૈતન્યરૂપ નથી સમજતા, તેઓનો અજ્ઞાનરૂપ બંધ કોઈ દિવસ નહિ ટળવાથી આ ... નાશ થતાં તેમની ગતિ વિષેનો શો વિચાર કરવો?[૧૧] જ્યાં જ્યાં પરબ્રહ્મ છે, ત્યાં ત્યાં જગત પોતાના નામરૂપથી રહિત પરબ્રહ્મરૂપે જ રહેલ છે. તણખલામાં, લાકડામાં, જળમાં, ભીંતમાં અને સર્વ ઠેકાણે પરબ્રહ્મ રહેલ છે અને પરસ્પર ઓતપ્રોત થઇને રહેલો અનેક સૃષ્ટિઓનો સમૂહ પણ (ચેતનતત્ત્વના અલૌકિક ચમત્કારથી) સર્વત્ર રહેલ છે. બ્રહ્મમાં શું આમ જગતની પ્રતીતિ થયા કરવી એ તેનો સ્વભાવ હશે કે? એવી શંકા લાવવાનો અહીં અવકાશ જ નથી; કેમકે એ અનંત પરમતત્ત્વમાં તે તત્ત્વ પોતે એક જ હોવાને લીધે પોતાપણું અને પારકાપણું એ આદિનો અત્યંત અભાવ જ હોવાથી, બીજાનાથી પોતાને જુદો પાડનારો સ્વભાવરૂપ ધર્મ તેમાં સંભવતો જ નથી. દરેક વસ્તુનો સ્વભાવ કે જે પોતાના આશ્રયને બીજાનાથી જુદું પાડવામાં મુખ્ય સાધનરૂપ છે, તે (જેમ અગ્નિનો ઉષ્ણતારૂપી સ્વભાવ બીજે ઠેકાણે જળ આદિમાં અભાવવાળો હોય છે, તે રીતે) પોતાના આશ્રયથી અન્ય સ્થળમાં અભાવવાળો જ હોય છે; તેને લીધે પરબ્રહ્મ કે જે અનંત છે, તેમાં જુદી પાડવાની બીજી વસ્તુ જ નહિ હોવાથી સ્વભાવ આદિ ખોટી કલ્પનાઓ ટકી શકતી નથી. નિત્ય અને અનંત પરમાત્મામાં વિજાતીયપણું કે સજાતીયપણું એ બન્નેનો અત્યંત અસંભવ હોવાથી, સજાતીય-વિજાતીય આદિથી પોતાના આશ્રયના ભેદને બતાવનારા સ્વભાવાદિક તેમાં છે જ નહિ. વસ્તુગતિથી સ્વયંપ્રકાશ તે પરમતત્ત્વ પોતાની મેળે જ સિદ્ધ છે. લોકમાં પણ જે જે ધર્મ કે જે ભાવો પોતાની મેળે સ્વતઃસિદ્ધ જ છે અને પોતાના આશ્રયને બીજાઓનાથી જુદા પાડી આપવાના સ્વભાવનું કાર્ય નથી કરતા, તેમાં સ્વભાવનો વ્યવહાર થતો નથી.[૧૨-૧૬] હે સુશીલ વિદ્યાધર! જેમ બ્રહ્મમાં જગત ખરી રીતે છે જ નહિ, તેમ ...

લોકની અંદર જોવામાં આવે, તો અહંકાર પણ અંદર જોવામાં આવતો નથી; પરંતુ જેમ બાળકે પોતાની ભ્રાંતિએ કલ્પેલો હાઉ મિથ્યા છતાં આગળ આવી ઊભો રહે, તેમ અહંકાર મિથ્યા છતાં કોણ જાણે ક્યાંથી આવી ખડો થઈ જાય છે।[૧૭] અહંકારના નામરૂપને છોડી દઈએ, તો જે શેષ રહે તે પરબ્રહ્મ જ છે અને અહંકારને નામરૂપ સહિત માની લઈ તેના સ્વરૂપનો તત્ત્વદૃષ્ટિથી શોધ કરીએ, તો તે (મિથ્યા હોવાથી) ક્યાંય જતો રહે છે. એ રીતે જગત તથા બ્રહ્મ એ બન્નેનો જે કાંઈ ભેદ જણાય છે, તે કલ્પિત હોવાથી ખરી રીતે અભેદ જ છે અને પર્યાયશબ્દોનો અર્થ જેમ એક હોય તેમ એક જ છે. જેમ સોનાનો અને કડાંનો ભેદ તો સંકલ્પમાત્ર જ તથા મિથ્યા જ છે, તેમ બ્રહ્મનો અને જગતનો ભેદ પણ સંકલ્પમાત્ર તથા મિથ્યા જ છે, એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૧૮,૧૯]

भेदो जगद्ब्रह्मदृशोरभेदः पर्यायशब्दार्थविलासतुल्यः । संकल्पमात्रं कथितो न सत्यो यथानयोर्वै कटकत्वहेम्नोः ॥ १९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સર્ગાપવર્ગપ્રતિપત્તિયોગોપદેશ' એ નામનો સર્ગ ૧૦ મો સમાપ્ત**

## सर्ग ११ मो[×]

### જગત બ્રહ્મરૂપ છે

॥ भुशुंड उवाच ॥

शस्त्राणि दयितांगानि लग्नान्यंगे निरंबरे ।
यो बुध्यमानः सुसमः स परस्मिन्पदे स्थितः ॥

ભુશુંડ બોલ્યોઃ–વસ્ત્રાદિકથી રહિત એવા પોતાના દિગંબર શરીરમાં શસ્ત્રો વાગે અથવા પ્રિય સ્ત્રીઓના સ્તનાદિક અવયવોનો સ્પર્શ થાય તો પણ તે બન્નેને મનમાં કશો વિકાર નહિ લાવતાં જે સમાન રીતે ગણતો હોય, તે ધીર પુરુષ પરમપદમાં રહ્યો છે.[૧] પદાર્થોથી વિકારોનો ઉદય થવાના સંબંધમાં 'એ સર્વ મિથ્યા છે' એમ સમજી જ્યાં સુધી સુષુપ્તિ અવસ્થાના જેવી, પરમ સુખમય, નિર્વિકાર દશા પ્રાપ્ત થાય, ત્યાં સુધી ધીરતા રાખી પોતાના પુરુષપ્રયત્નથી અભ્યાસ કરવાનો છે.[૨] જે પદાર્થ (જગત) જેવો (બ્રહ્મરૂપ) છે, તેને તેવો (બ્રહ્મરૂપ) જાણનારા તત્ત્વજ્ઞ પુરુષને, મનને દુઃખ ઉપજાવનારી પીડાઓ પોતાની આગળ મૂર્તિમાન આવી ઊભી રહે તો પણ, જળ જેમ કમળને અડકી શકતું નથી, તેમ જરા પણ ઈજા કરી શકતી નથી[૩] શાંત બુદ્ધિવાળો જે વિવેકી પુરુષ, સંકલ્પનો ઉદય જ નહિ થવા દેતાં શસ્ત્રો અને અંગનાઓ કે જેઓ ભ્રાંતિ વડે મૃગજળની પેઠે દેખાતાં છતાં તત્ત્વદૃષ્ટિએ જોતાં આકાશના જેવાં શૂન્ય જ છે, તેઓ દૈવયોગથી પોતાના અંગમાં લાગેલ હોય તો પણ તે વડે કશો હર્ષ–શોકાદિક વિકાર ન પામતાં, નહિ લાગેલાં જેવાં જ દેખે છે, તે જ ખરું દેખે છે.[૪] જેમ ઝેર પોતે પોતાના મૂળ સ્વભાવને નહિ છોડતાં પોતાની મેળે જ ઘણ આદિ દુષ્ટ કીડાઓરૂપે બની જાય છે, પરંતુ ખરી રીતે કાંઈ એ કીડા વગેરે વિષથી જુદું નથી, તે રીતે આત્મા કે જે બ્રહ્મરૂપ છે, તે પોતાના મૂળ (બ્રહ્મ) સ્વરૂપને નહિ છોડતાં જીવભાવે (વિવર્તરૂપે) બની જાય છે, કે જે જીવભાવ પોતાના તાત્ત્વિક સ્વરૂપનું જ્ઞાન થતાં, લય પામી જાય તેવો છે. જેમ મરણધર્મથી રહિત જડ વિષ પોતાના સ્વભાવને નહિ છોડી દેતાં મરણધર્મવાળા કીટ આદિ જીવભાવને પ્રાપ્ત થઈ જાય છે, તેમ બ્રહ્મચૈતન્ય કે જે મરણધર્મથી રહિત છે, તે પોતાના મૂળ સ્વભાવને નહિ છોડતાં મરણધર્મવાળા જડ

× આ અગિયારમા સર્ગમા ઇન્દ્રિયોને જીતી લઇ, નિર્વિકાર ચિત્તની પૂર્ણ પરમાત્મામા સ્થિતિ રાખવાનુ અને દેહાદિક દૃશ્યપદાર્થો તરફ દૃષ્ટિ જ નહિ રાખવાની સ્થિતિને દૃઢ કરવાનું કહેવામા આવશે.

પદાર્થોને રૂપે વિવર્ત પામેલ છે.[૫-૭] બ્રહ્મ કે જે અનંત છે, તેના કોઈ એક પ્રદેશમાં જેમ વિષ પોતાના વિષપણાને નહિ મૂકતાં, પોતામાં જ ક્રમે કરી ઝેરી કૃમિરૂપે થઈ જાય છે, તે જો કે ખરી રીતે તો વિષરૂપ જ છે; પરંતુ કેમ જાણે તેથી જુદો હોય તેમ દેખાય છે અને તે બ્રહ્મમાં વિવર્તરૂપે ભાસે છે; તે પ્રમાણે આ જીવરૂપી ઝેરી કીડો પણ બ્રહ્મથી જુદો નહિ હોવા છતાં, કેમ જાણે જુદો હોય તેમ રહ્યા છતાં, કેમ જાણે તેમાં ન રહ્યો હોય અને બ્રહ્મરૂપ છતાં કેમ જાણે બ્રહ્મરૂપ ન હોય અને તેથી જુદો હોય તેમ થઈ રહેલ છે. તેને બ્રહ્મદૃષ્ટિથી જોઈએ તો જન્મ કે મરણ સાથે કશો સંબંધ જ નથી અને જીવદૃષ્ટિએ તેને જન્મ–મરણની દશા જોવામાં આવે છે. દેહઇન્દ્રિય અને વિષયરૂપે પદાર્થોમાં 'અમુક હું છું અને અમુક મારું છે' એવી આસક્તિ વડે નહિ બંધાતાં, પોતાના સ્વરૂપને નહિ ભૂલી ગયેલા તથા શ્રવણાદિક પ્રયત્નો વડે પોતાના આત્માનો અપરોક્ષ અનુભવ કરવામાં ઉપયોગી થઈ પડતા, પોતાના આત્માથી જ (પુરુષપ્રયત્ન વડે) આ સંસારસાગર ગાયના એક પગલાની પેઠે સહેલાઈથી તરી શકાય છે; બાકી ફક્ત દૈવના ઉપર જ આધાર રાખવાથી કશું થતું નથી.[૮-૧૦] જે પરિપૂર્ણ સુખરૂપ આત્માની અંદર સર્વ ભાવોને ઓળંગીને રહેલી, (લોકોત્તર) અને સર્વ અતિપ્રિય પદાર્થોની અંદર સારરૂપે જે સુખ રહેલું છે તેની ઉત્તમ અવસ્થાને ઉત્પન્ન કરનારી શીતલતા રહેલી છે, કે જે સર્વ તાપોની નિવૃત્તિ થતાં અનુભવમાં આવે છે, તેવા સુખરૂપ આત્મલાભમાં શો અનાદર કરવાનો છે?[૧૧] સર્વ જગતના પદાર્થોની જે કાંઈ સત્તા જણાય છે, તેની અંદર સર્વ બ્રહ્મ કે જે સદ્‌રૂપ છે, તેની જ તત્કાળ ભાવના કરવામાં આવે, તો પછી નિર્મળ અદ્વિતીય આત્મમાં મન, અહંકાર, બુદ્ધિ આદિ ક્યાંથી જ રહે?[૧૨] હે પ્રિય વિદ્યાધર! જેમ ઘટપટ આદિ પદાર્થોને તટસ્થપણાથી તમે પોતે સાક્ષીરૂપે જુદા રહી જોયા કરો છો, તેમ શરીરને, અહંકારને, મનને, બુદ્ધિને અને અનુભવ આદિને પણ પોતે તેથી જુદા રહી કશામાં મમતાનું કે આત્મભાવનું અભિમાન ન કરતાં સાક્ષીરૂપે જોયા કરો અને પછી બહાર જે કાંઈ જગતના પદાર્થોના સમૂહના પ્રવાહ જોવામાં આવે છે, તે સંબંધી અને અંદર મનબુદ્ધિ આદિ જે કાંઈ રહેલ છે તે સંબંધી કાંઈ પણ સંકલ્પ જ ન કરતાં તે સર્વને મિથ્યા જ સમજી પોતાના આત્માના જ્ઞાનસ્વરૂપને ઓળખી લઈ, તમે પોતાની સ્વાભાવિક સ્થિતિમાં જ રહો.[૧૩,૧૪] એ જીવન્મુક્તદશાની સ્થિતિ એવી છે કે તેમાં સંપત્તિ કે વિપત્તિ, સુખ કે દુઃખ વગેરે કોઈ પણ હેતુથી, કોઈને, કોઈ પણ કાળમાં, કોઈ જાતનો ગુણદોષ લાગતો જ નથી; કેમકે સર્વ એક આત્મામય જ હોવાથી તેમાં કર્તાપણું કે ભોક્તાપણું કશું રહેતું જ નથી.[૧૫]

न केनचित्कस्यचिदेव कश्चिद्दोषो न चैवेह गुणः कदाचित् । सुखेन दुःखेन भवाभवेन न चास्ति भोक्ता न च कर्तृता च ॥ १५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'યથાભૂતાર્થવેદન' એ નામનો સર્ગ ૧૧ મો સમાપ્ત**

## सर्ग १२ मो×

### અવિદ્યાના નાશનો ઉપાય

॥ भुशुंड उवाच ॥

ख एव व्योमसंपन्नमिति संकल्पनं यथा ।
भ्रांतिमात्रमसद्रूपं तथाहंभावभावनम् ॥ १ ॥

ભુશુંડ બોલ્યોઃ–જેમ આકાશની અંદર

× આ બારમા સર્ગમાં અહંકાર ભ્રાંતિમાત્ર છે, જગતનો જે ભ્રમ જોવામાં આવે છે, એ એક ચૈતન્યતત્ત્વનો વિવર્ત જ છે અને તેમ થવામાં અવિદ્યા કારણરૂપ છે; માટે અવિદ્યાક્ષય થવાનો ક્રમ કહેવાશે.

વળી બીજું આકાશ ઉત્પન્ન થયું એવો સંકલ્પ વસ્તુતાએ આકાશ એક જ હોવાથી કેવળ ભ્રાંતિરૂપ અને મિથ્યા છે, તેમ આત્મા કે જે પોતાનું વાસ્તવ સ્વરૂપ છે તે ભુલાઈ જઈ, તેની અંદર અહંકાર કે જેમાં સૂક્ષ્મરૂપથી આ સઘળો પ્રપંચ રહેલો છે તે આત્માનું એકપણું હોવાથી માત્ર ભ્રાંતિરૂપ અને મિથ્યા જ છે.[૧] આકાશની અંદર વળી બીજું આકાશ ઉત્પન્ન થવું એ સંકલ્પનો કરનાર હું (અમુક પુરુષ) જેમ તેમનાથી જુદો છું, તેમ મનવાણી વડે અગમ્ય હોવાથી નિર્દેશ ન કરી શકાતો, આત્મા કે જે સદ્રૂપ છતાં અવિદ્યા વડે ઢંકાઈ જવાથી, કેમ જાણે જીવભાવને પામી જઈ અસદ્રૂપ બની ગયો હોય તેમ થઈ રહેલ છે. તે પોતે ચિદાભાસરૂપે જુદો કલ્પાઈ જઈ, પોતાના ભુલાઇ ગયેલા આત્મસ્વરૂપમાં જ અહંકાર વગેરેની કલ્પના કરે છે.[૨] જેમ આકાશને આકાશનું પોતાનું જ એક સ્વરૂપ રહેલ છે, કે જે એક જ છે; તેમાં જ બીજું આકાશ ઉત્પન્ન થવાનો સંકલ્પ થવો, એ તો માત્ર કલ્પના કરનાર પુરુષના સંકલ્પમાં રહેલ છે. એવી જ રીતે અવિદ્યાની ઉપાધિ વડે વીંટાયેલો ચૈતન્યરૂપ આત્મા જ (જીવભાવને પામી જઈ) પોતાના અવિદ્યારૂપી દેહમાં જ—'હું અમુકરૂપે દ્રષ્ટા છું અને અમુક દૃશ્ય છે' એવી કલ્પના કરી તે રૂપે ભાસે છે; માટે તાત્ત્વિકદૃષ્ટિએ જોતાં અહંકાર પણ અજ્ઞાનથી જુદો નથી અને અહંકારથી જુદું જે કાંઈ આ પ્રપંચરૂપે ભાસે છે, તે પણ અજ્ઞાનથી જુદું નથી.[૩] સર્વ અજ્ઞાનરૂપ ભ્રાંતિમાત્ર જ છે, એટલે પછી એમ જ સિદ્ધ થાય છે કે, સર્વ કલ્પનાઓના અધિષ્ઠાનરૂપ બ્રહ્મચૈતન્ય જ સત્ય છે અને તે એવું તો સૂક્ષ્મ છે કે જેની પાસે અતિ ઝીણામાં ઝીણું આકાશ પણ સ્થૂલ જ છે. એ પરમ સૂક્ષ્મતત્ત્વમાં જેમ એક અણુમાં મહામેરુની કલ્પના કરવામાં આવે, તે પ્રમાણે આ આકાશ આદિ સૃષ્ટિની કલ્પના કરવામાં આવી છે.[૪] આકાશથી પણ અતિ સૂક્ષ્મ અને અનાદિ અવિદ્યા કે જેને લીધે સઘળું દૃશ્ય વિવર્તરૂપે જોવામાં આવે છે, તે પણ એ પરમતત્ત્વની પાસે સ્થૂલ જ છે. એ પરમ સૂક્ષ્મ ચૈતન્યે પોતાની અંદર જેવા જેવા સ્વભાવની ભાવના કરી, તે તે આ સૃષ્ટિને આકારે થઈ રહેલ છે.[૫] જેમ ચકરી આદિનું કૂંડાળું જળ કે જે પોતે પ્રવાહરૂપે છે તેનો જ એક જાતનો ફેલાવો છે; તે પ્રમાણે અંદર અહંકાર આદિ અને બહાર આકાશ આદિ આ સર્વ જગત આત્મચૈતન્યના જ વિવર્તરૂપે ફેલાઈ રહેલ છે.[૬] જળ કે જે પોતે પ્રવાહરૂપે છે, તેની જો ચકરી આદિ કાંઈ ન થતું હોય, તો તે પોતાના શાંત સ્વરૂપમાં જ રહે છે; તે રીતે જ્ઞાન વડે કે મહાપ્રલયમાં જ્યારે એ ચૈતન્યતત્ત્વનો જગતરૂપ વિવર્ત શાંત થઈ જાય, ત્યારે તે પરમતત્ત્વ સ્ફુરણ વિનાના શાંત પવનના જેવું અને કેમ જાણે આકાશના જેવું નિર્વિકાર અને શૂન્ય હૃદયવાળું થઈ ગયું હોય, તેમ પોતાના શાંત નિર્વિકાર સ્વરૂપમાં જ રહે છે. એકરસ થઈ રહેલ સર્વ દૃશ્યપ્રપંચથી શૂન્ય અને આભાસથી પણ રહિત, કેવળ ચિન્માત્ર બ્રહ્મતત્ત્વ જ વિવર્તરૂપે આ જગતને આકારે દેખાય છે. તે વિના આ જગતનું અને તેની અંદર પ્રસરી રહેલાં અનેક કાર્યોનું બીજું કાંઈ પારમાર્થિક રૂપ ઘટી શકતું નથી તથા તેમાં દેશકાળ આદિની કલ્પના પણ ઘટતી નથી. જેમ માયા—સ્વપ્ન આદિમાં ભ્રાંતિ વડે થોડા કાળમાં ઘણો કાળ ગયો લાગે છે, જેમ ભ્રાંતિથી આકાશની અંદર નીલ, પીત આદિ અનેક વર્ણો અને ગંધર્વનગર વગેરે દેખાય છે, જેમ વહાણમાં બેઠેલા પુરુષને ભ્રાંતિથી કાંઠાનાં ઝાડ પણ ચાલતાં દેખાય છે, જેમ મરુભૂમિમાં ભ્રાંતિથી ઝાંઝવાનાં જળ દેખાય છે અને જળની અંદર જેમ ભ્રાંતિથી ચંદ્રમાનું પ્રતિબિંબ ચાલતું હોય તેવું લાગે છે, જેમ નિદ્રાની અંદર સ્વપ્ન આવતાં તેમાં અનેક તરેહના આકારો

મિથ્યા રીતે જ દેખાય છે અને જાગ્રત અવસ્થામાં પણ મનનાં (કલ્પિત) રાજ્યો વગેરે સ્વપ્નની પેઠે માત્ર ભ્રાંતિથી જ કેમ જાણે પાસે મૂર્તિમાન ખડું થઇને આવી ઊભું હોય, તેમ મન વડે અનુભવાય છે, તે પ્રમાણે ચોતરફ ફેલાયેલ એ ચિન્માત્ર પરમતત્ત્વમાં આ જગત પણ પરમાત્માની અંદર ભ્રાંતિમાત્રથી જ ઉત્પન્ન થયેલ હોય તેમ ભાસે છે. શુદ્ધચૈતન્યતત્ત્વ કે જે આકાશ કરતાં પણ અતિ સ્વચ્છ અને નિર્વિકાર છે અને હંમેશાં ક્ષોભ (ચંચળતા) આદિ સર્વ વિકારમાત્રથી રહિત છે, તેનું (જગતરૂપે) ફેલાઈ જવું અને (પાછું) સંકોચાઈ જવું એ બન્ને સંભવતાં જ નથી. સુખ–દુઃખને ભોગવવાપણું તથા દેહ વગેરેમાં અહંકાર થવો ઇત્યાદિ જે વિકારો દેખાય છે, તેનો સંબંધ માત્ર ચિદાભાસ સાથે જ છે; બાકી કૂટસ્થ ચૈતન્ય કે જે સર્વ વિકારથી રહિત છે, તેમાં સુખ–દુઃખને ભોગવવાપણું ઇત્યાદિ તથા દેહ વગેરેમાં અહંકાર થવો એ આદિ કશો વિકાર છે જ નહિ. એ નિર્વિકાર પરમતત્ત્વ કે જે ખરી રીતે એક જ છે, તે જળમાં જેમ સ્વાભાવિક રીતે જ પ્રવાહ રહેલ છે, તેમ પોતાના શુદ્ધ સ્વરૂપમાં જ રહેલ છે.[૭–૧૧] જેમ અંધારામાં સર્પના પગ દેખવામાં નથી આવતા, તેમ સંકલ્પથી રહિત થઈ ગયેલા જ્ઞાની પુરુષને પણ ચિંતા, લાજ, હર્ષ, ભય, સ્મૃતિ, કીર્તિ અને ઇચ્છા ઇત્યાદિને ઉત્પન્ન કરનાર સર્વ વિષયસમૂહ (મનનો લય થઈ જવાથી) દેખવામાં આવતો નથી.[૧૨] આ સૃષ્ટિ કે જે નેત્ર આદિ ઇન્દ્રિયના જ્ઞાનથી જ અનુભવમાં આવવાથી બ્રહ્મરૂપ ચંદ્રબિંબથી સ્ફુરેલ ચિદાભાસ (જીવ)રૂપ ચાંદનીના અંશરૂપ નેત્ર આદિ વડે થતા જ્ઞાનરૂપી અમૃતના રસના જેવી છે, તે પોતાના આધારરૂપ દિશા અને કાળ એ બન્નેનો નિરવયવ અને નિષ્ક્રિય પરબ્રહ્મમાં હોવાથી, બ્રહ્મથી જુદી પડી શકતી નથી. એ પ્રમાણે તે પરમતત્ત્વ કે જે પોતાથી અભેદભાવે રહેલા આ જગતને આકારે દેખાય છે, તે સર્વત્ર એકસરખી રીતે સત્, ચિત્ અને આનંદરૂપે પ્રકાશી રહેલ છે, તેની અંદર કોઈ ઠેકાણે દેહ વગેરેમાં વિશેષ અભિમાન બંધાઈ જવાથી, દેહ આદિ જે જે અનુકૂળ હોય તેમાં રાગની અને જે જે પ્રતિકૂળ હોય તેમાં દ્વેષની કલ્પના કરી લઈ, અનેક પીડાઓનું પાત્ર થઈ રહેલો અહંકાર, કે જે કેમ જાણે ચૈતન્યતત્ત્વથી પોતે જુદો હોય તેમ દેખાયા કરે છે. તે તો ભ્રાંતિ વડે અજ્ઞાનમાં અથડાતા ચિત્તનું જ એક રૂપ છે, કે જે ચિત્તની અંદર, જળમાં જેમ અનેક ચકરીઓ રહે, તેમ આ જગત, તેના જીવો અને તેના બંધમોક્ષ આદિની અનેક કલ્પનાઓ રહેલી છે.[૧૩,૧૪] અંદર ડૂબકી મારવાના અને પછી બહાર નીકળવાના કોલાહલથી રહિત તથા જળના વિવર્તરૂપે દેખાતાં ચકરીઓનાં કૂંડાળાં વડે નાશ ન પામતી અનાદિકાળની આ સૃષ્ટિરૂપી ઝાંઝવાના જળની નદી, તેના સ્વરૂપનું ખરેખરું જ્ઞાન થતાં તત્કાળ નાશ પામી જાય છે.[૧૫] જેમ જળ ચકરીઓરૂપે જોવામાં આવે છે અને ધુમાડાનો ધારો સમૂહ એકરસ થઈ જવાથી છેટેથી વાદળાંરૂપે દેખાય છે, તે પ્રમાણે અજડ (ચેતન) આત્મા અને જડ મન એ બન્નેના કરતાં વળી સૃષ્ટિ ત્રીજી જ તરેહની જડ અને ચેતનરૂપે જોવામાં આવે છે, કે જે જડરૂપ છે અને સત્યતારૂપે સ્ફુરી આવવાથી એ અંશમાં અજડ (ચેતન) પણ કહી શકાય છે.[૧૬] જેમ લાકડું કે જે જાતે જડ છે, તેને કરવત વડે વહેરી સાફ બનાવી તેમાં ચકરી આદિ ચેતનધર્મવાળાં અનેક ચિત્રો બનાવવામાં આવે છે, તેમ પરમતત્ત્વ કે જે પોતે એક જ હોવાથી દિશા, કાળ આદિ મર્યાદા (માપ)થી રહિત છે, તેમાં જડચેતનરૂપે દેખાતી આ સૃષ્ટિ ભ્રાંતિ વડે કલ્પવામાં આવી છે.[૧૭] પોતાના સ્વરૂપથી મિથ્યાપણાને લીધે કોમળ દેખાતાં છતાં અધિષ્ઠાન-

સત્તાથી પથ્થરની પેઠે અતિ દઢતાવાળા તથા સ્ફટિકની શિલાની અંદર પ્રતિબિંબવાળા થયેલા કેળના થાંભલામાં અને અધિષ્ઠાનચૈતન્યમાં રહેલી આ સૃષ્ટિમાં, સંકલ્પ વડે કલ્પી કાઢેલી પાંદડાંઓની વિલક્ષણતા વિના કશું વિલક્ષણપણું જણાતું નથી.[૧૮] હજારો ખરીઓના, હજારો મસ્તકોના, હજારો આંખોના, હજારો હાથોના અને હજારો મુખોના હાવભાવને બતાવનારા આકારો અને ચેષ્ટાઓવાળા અનેક પર્વતોને, જરાયુજ, અંડજ, ઉદ્ભિજ્જ અને સ્વેદજ એ આદિ અનેક પ્રાણીઓનાં શરીરોને, દિશાઓને, દેશોને અને નદીઓને એક પ્રાદેશમાત્ર* જેટલા જ ભાગમાં ધારણ કરી રહેલ, અંદર શૂન્ય (શૂન્યતાવાળું અને નિરવયવ), નિઃસાર, અનેક તરેહના રાગો (કામો અને રંગો) વડે રંગાયેલ, વિરાગ (વૈરાગ્ય અને જુદા રંગવાળું રંગ મટાડનારું દ્રવ્ય તે) વડે થનારી શુદ્ધિથી જ જતું રહેનારું; દેવો, દૈત્યો, ગંધર્વો, વિદ્યાધરો અને મોટા નાગોવાળા, જડસ્વરૂપવાળા પવન (સૂત્રાત્મા અને વાયુ તે) વડે ચલાયમાન, સર્વનાથી ઉત્કૃષ્ટ ચેતનતત્ત્વે (બ્રહ્મચૈતન્યે અને જીવચૈતન્યે) રચેલ, પરામર્શને (વિચારને અને બીજાના સંઘર્ષણને) સહન ન કરી શકતું, પ્રકાશવાળું, સુંદર, રમણીય અને વિકલ્પ વડે જ અનુભવમાં આવતું આ જગત પટમાં ચિત્રરૂપે આલેખેલા કોઈ મોટા રાજ્યના જેવું આભાસમાત્ર જ છે. વિકલ્પવૃત્તિવાળું અને સંકલ્પરૂપે ઉદય પામતું મન કે જેનું સ્વરૂપ સાવ મિથ્યા અને ભ્રાંતિરૂપ છે, તેની અંદર પ્રતિબિંબરૂપે પડેલ ચિદાભાસરૂપ ચૈતન્યતત્ત્વ, જેમ જળની અંદર પડેલું તેલનું બિંદુ ચોતરફ પ્રસરી જાય, તેમ વાસનાઓરૂપી જાળોના સમૂહોવડે બંધાઈ જઈ, સર્વ પ્રકારનાં સુખ—દુઃખ આદિ તરંગો વડે વીંટાઈ રહી, જેમ બને તેમ સ્ત્રી—પુત્ર આદિમાં કેલાઈ ગયેલા સ્નેહનો અનુભવ લેતાં જડ અને તત્ત્વદષ્ટિએ જોતાં મિથ્યા હોવાથી ઉત્પન્ન જ નહિ થયેલા, ભ્રાંતિવડે માત્ર દેખાતા શબ્દ—સ્પર્શ આદિ વિષયોનો અનુભવ લેવો એ આદિ અનેકરૂપે એ તત્ત્વ જ પ્રસરી રહેલ છે.[૧૯–૨૪] એ પ્રમાણે તે આદિચૈતન્ય 'હું અમુક દેહ આદિરૂપ છું' એવા વિકલ્પો વડે બહિર્મુખ થઈ, કેમ જાણે જીવભાવને પ્રાપ્ત થઈ ગયેલ હોય તેમ ભાસે છે; પરંતુ ખરી રીતે જેમ જળ અને પાણી એ બન્ને જળના પર્યાયશબ્દ હોવાથી, એ બન્નેના અર્થમાં કશું જુદાપણું નથી; તે પ્રમાણે જીવાત્મા અને પરમાત્મા એ બન્નેનો (ઉપાધિનો ત્યાગ કરી દેતાં) એક ચેતનતત્ત્વમાં જ વિરામ થતો હોવાથી, પર્યાયશબ્દની પેઠે તે બન્નેનો પરિણામે એક જ અર્થ હોવાને લીધે, જીવચૈતન્ય પરમાત્માથી જુદું પડી શકતું નથી.[૨૫] પોતાનો આત્મા કે જે ચૈતન્યરૂપ છે અને સૂર્યદેવની પેઠે આપોઆપ પ્રકાશવાળો છે, તે જ અહંકારરૂપ બની જઈ પોતાના વ્યાપક સ્વરૂપમાં ભોગ્યરૂપે આ સૃષ્ટિને કલ્પી લે છે, એટલે આ સૃષ્ટિ કે તેનો રચનાર એ બન્ને ચૈતન્ય આત્માથી જુદાં નથી.[૨૬] જળ કે જે પોતે સ્વાભાવિક રીતે પ્રવાહી છે, તે પોતાની સત્તા કે જે તરંગ આદિ રૂપે ગતિવાળી છે, તેમાં ગતિથી રહિત પોતાના ખરા સ્વરૂપમાં જ તે પોતે રહેલ છે; તેવી રીતે આત્મા કે જે પોતે શુદ્ધ ચૈતન્ય અને નિર્વિકાર છે, તે આકાશ આદિ પ્રપંચની રચનામાં કારણરૂપ ભાસે છે; પરંતુ એ તેમાં રહેલ છે એમ પણ નથી તથા આકાશ આદિ પ્રપંચના કર્તારૂપ પણ નથી અને એ આકાશ આદિ પ્રપંચને પોતે જુદો રહી જાણનારો છે, એમ પણ નથી. એ સર્વ તો વિકલ્પમાત્ર છે; બાકી એ આત્મા તો પોતાના વાસ્તવ સ્વરૂપમાં જ રહેલ છે.[૨૭] પ્રથમ વ્યાવહારિક દશામાં રહી (અધ્યારોપદષ્ટિથી) દેશ, કાળ

* અંગૂઠો અને તેની પાસેની આગળી એ બન્ને વચ્ચેનો જે ભાગ તે પ્રાદેશ કહેવાય છે.

આદિની રચનાનો અંગીકાર કરી લઈ, ચેતનતત્ત્વની આકાશ આદિ પ્રપંચરૂપે દેખાવાની વાત અમે કહીએ છીએ, તેથી તેમાં જળતરંગના દૃષ્ટાંતનું સમાનપણું જરા પણ છેટે જતું નથી, પણ બરાબર ઘટતું આવે છે. જેમ જળના તરંગ આદિરૂપે થવામાં અમુક દેશકાળ હોય છે, તેમ એ આત્મતત્ત્વના પણ જગત આદિરૂપ વિવર્ત થવામાં અમુક દેશકાળની કલ્પના કરવામાં આવે છે, એટલે દૃષ્ટાંત–દાર્ષ્ટાંતિક (સિદ્ધાંત)ની બરાબર સંગતિ મળે છે.[૨૮] મન, અહંકાર અને બુદ્ધિ આદિ જે કોઈ વિકલ્પરૂપે સ્ફુરે છે, તે સર્વને તમે અવિદ્યારૂપ જ છે એમ સમજો; અને તે પુરુષપ્રયત્ન વડે તરત નાશ પામી જાય છે.[૨૯] અવિદ્યાનો અડધો ભાગ કે જે સ્ત્રી–પુત્ર–ધનાદિકમાં મમતાનો અધ્યાસ થવામાં કારણરૂપ છે, તે વિનય, નમ્રતા, દાન, સન્માન આદિથી, પોતે વશ જેવા કરી લીધેલા તત્ત્વજ્ઞ મહાત્માઓ સાથે પરસ્પર વાર્તાલાપ વગેરેથી જ પ્રથમ ભૂમિકાનો લાભ થઈ અભ્યાસ કરેલા તીવ્ર વૈરાગ્ય આદિ સાધનની સિદ્ધિ થતાં નાશ પામી જાય છે; અને એ અવિદ્યાનો ત્રીજો ભાગ કે જે બિલકુલ ન સમજવું, ઊલટું સમજવું ઇત્યાદિરૂપે દેહાદિકમાં અહંતારૂપે રહેલ છે તથા અવિદ્યાની વિક્ષેપશક્તિરૂપે કહેવાય છે, તે શાસ્ત્રવિચારથી શ્રવણ–મનન આદિ થતાં નાશ પામી જાય છે.[૩૦] બાકીનો જે ચોથો ભાગ અવશેષ રહ્યો કે જે આવરણશક્તિરૂપ છે, તે નિદિધ્યાસન આદિ દ્વારા આત્માનું બ્રહ્મરૂપે અપરોક્ષ જ્ઞાન થવાથી નષ્ટ થઈ જાય છે. એ રીતે એક પછી એક ભૂમિકાના અભ્યાસની સાથે ક્રમે કરી અથવા સાથે એકીવખત જ અવિદ્યાના ચારે ય ભાગનો ઉપર જણાવ્યા પ્રમાણે ક્ષય કરી દેવામાં આવે, એટલે પછી જે અવશેષ રહ્યું તે નામરૂપથી રહિત સદ્રૂપ આત્મતત્ત્વ જ છે કે જે પુરુષાર્થરૂપ છે.[૩૧]

**રામ બોલ્યાઃ**–મહાત્માઓ સાથે પરસ્પર વાર્તાલાપ કર્યાથી શી રીતે અવિદ્યાનો અડધો ભાગ નષ્ટ થઈ જાય છે? અને ત્રીજો ભાગ શી રીતે શાસ્ત્રવિચારથી શ્રવણ–મનન આદિ દ્વારા નાશ પામી જાય છે? તથા બાકી રહેલો ચોથો ભાગ આત્માનું અપરોક્ષ જ્ઞાન થયેથી શી રીતે નાશને પ્રાપ્ત થાય છે તે કહો. વળી હે મહારાજ! આપ જ કહો છો કે બધા ભાગોનો ભેગો પણ ક્ષય થઈ શકે અને ક્રમે કરીને પણ ક્ષય થાય, એ વિષે આપ શું કહો છો? તેમજ જે બાકી રહે તે નામરૂપથી રહિત અને સત્તારૂપ જ રહે છે એમ જ આપે કહ્યું, તેમાં સત્તારૂપ શું કહેવાય અને અસત્તારૂપ શું કહેવાય? એ સર્વ આપ મને કહો.[૩૨,૩૩]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જે પુરુષ પોતે વિરક્ત હોય, સંસાર તરી જવાને ઇચ્છા રાખતો હોય અને આત્મવેત્તા હોય, તેવા સજ્જન પુરુષની સાથે અને બીજા પણ મુમુક્ષુની સાથે આ સંસાર સંબંધી વિચાર કરવો.[૩૪] ડાહ્યા વિવેકી મનુષ્યે જ્યાંત્યાંથી શોધ કરી, વૈરાગ્ય આદિ સાધનવાળા થઈ, મત્સર આદિ દોષોથી રહિત અને આત્માના ખરા સ્વરૂપને અપરોક્ષ રીતે અનુભવનારા કોઈ સજ્જન પુરુષનું યત્ન વડે આરાધન કરવું.[૩૫] જાણવાનું સર્વ જેણે જાણી લીધું છે એવા તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ હે રામચંદ્રજી! મહાત્મા પુરુષનો સમાગમ થતાં જ સર્વ ભૂમિકાના મૂળરૂપ હોવાથી, સર્વના કરતાં મુખ્ય અને વૈરાગ્ય આદિ ચાર સાધનરૂપી સંપત્તિને લીધે સર્વથી શ્રેષ્ઠ, એવી પ્રથમ ભૂમિકામાં સ્થિતિ થવારૂપી ઉત્તમ દશાનો ઉદય થવાને લીધે, અવિદ્યાના અડધા ભાગને તો તમે નાશ થયેલો જ સમજો.[૩૬] અવિદ્યાનો અડધો ભાગ મહાત્માઓના સમાગમથી ક્ષીણ થઈ જાય છે, ત્રીજો ભાગ શાસ્ત્રવિચારથી શ્રવણ–મનન આદિ દ્વારા નાશ પામી જાય છે અને ચોથો ભાગ

વડે જ નાશ કરવાનો છે.[૩૭] ફક્ત મોક્ષની તીવ્ર ઇચ્છારૂપી એક જ અભિલાષ ઉત્પન્ન થાય, તો તે પુરુષને વૈરાગ્ય આદિ સાધનસંપત્તિદ્વારા ભોગોથી અને તેને મેળવવાનાં સાધનોથી રોકે છે અને મોક્ષની ઇચ્છા સિવાય બીજી બધી ઇચ્છાઓ દૂર થતાં પોતાના પુરુષાર્થથી અવિદ્યાનો ચોથો ભાગ ક્ષય પામી જાય છે.[૩૮] મહાત્માઓના સમાગમથી, શાસ્ત્રવિચાર વડે, શ્રવણમનનાદિ દ્વારા અને પોતાના યત્નથી એ અવિદ્યારૂપી મેલનો ક્ષય થઈ જાય છે. એ દરેક ક્રમથી મળે તો ક્રમથી તેનો નાશ થાય છે અને એ સર્વ એકજ વખતે પ્રાપ્ત થઈ જાય એવો યોગ આવી બને, તો તેજ વખતે જ નષ્ટ થઈ જાય છે.[૩૯] અવિદ્યાનો ક્ષય થઈ જતાં સર્વ નિષેધના અવધિરૂપ જે તત્ત્વ અવશેષ રહે તે (દશ્ય વર્ગમાંનું) કાંઈજ નથી અને જો કાંઈક છે એમ કહીએ તો અનિર્વચનીય જેવું કાંઈક છે એ જ પરમ તત્ત્વરૂપ છે. તે નામરૂપથી રહિત છે, આરોપિતદષ્ટિથી અસદ્રૂપ (મિથ્યા) છે અને અધિષ્ઠાનદષ્ટિથી (સત્ય) છે.[૪૦] હે રામચંદ્રજી! એ અવશેષ રહેલ વસ્તુ બ્રહ્મ જ છે કે જે જરા—મરણ આદિ વિકારથી રહિત છે, અનંત છે, એક છે અને આનંદ વડે ઘટ્ટ (ભરપૂર) છે; તેમાં જે કાંઈ જીવ—જગત આદિ સંકલ્પરૂપે સ્ફુરી આવે છે, તે તો સાવ મિથ્યા જ છે અને ભ્રાંતિ વડેજ માત્ર ભાસે છે એમ સમજી લઈ, પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયરૂપી ત્રિપુટીના મોહને દૂર કરી બ્રહ્મરૂપ થઈ રહી, સર્વવ્યાપી આત્મસ્વરૂપ વડે વિહાર કરતાં તમે શોકથી રહિત અને કેવળ આનંદમૂર્તિ થઈને રહો.[૪૧]

ब्रह्मेदं घनमजराद्यनंतमेकं संकल्पस्फुरणमविद्यमानमेव । बुद्ध्वैवं व्यपगतमानमेयमोहो निर्वाणं परिविहरन्विशोकमास्व ॥ ४१ ॥

**સર્ગ ૧૨ મો સમાપ્ત**

## સર્ગ ૧૩ મો*

### ત્રસરેણુમાં ઇન્દ્રે કરેલી રાજ્યકલ્પના

॥ भुशुंड उवाच ॥

जगत्प्रसररूपस्य न देश उपयुज्यते ।
न कालो धारणे स्तंभ आलोकस्यांबरे यथा ॥

ભુશુંડ બોલ્યોઃ—પ્રથમ અધ્યારોપદૃષ્ટિથી અવિવેકીઓને સમજાવવા ખાતર દેશકાળની કલ્પના સ્વીકારવામાં આવી છે; પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ તો આ જગત કે જે ચેતનતત્ત્વના ચમત્કારના એક ફેલાવરૂપ જ છે, તેમાં જેમ આકાશની અંદર ચોતરફ પ્રસરી રહેલા સૂર્ય વગેરેના પ્રકાશને ધારણ કરી રાખવાને થાંભલાની જરૂર નથી, તે રીતે દેશકાળની કશી પણ જરૂર નથી.[૧] આ ત્રણ લોક ફક્ત મનના સંકલ્પમાત્રરૂપ જ છે અને વાયુની અંદર ફેલાઈ રહેલા સુગંધના કરતાં તથા સૂર્યના પ્રકાશના કરતાં પણ અતિ સૂક્ષ્મ, શાંત, હલકા અને સ્વચ્છ જ છે.[૨] હે સુશીલ વિદ્યાધર! આ જગતરૂપ અણુ કે જે ચેતનતત્ત્વના એક ચમત્કારમાત્ર જ છે, તેની પાસે વાયુમાં ફેલાઈ રહેલ સુગંધ અને ચોતરફ પ્રસરી રહેલો સૂર્યનો પ્રકાશ એ પણ બીજાઓનાં આંખ, નાક વગેરે દ્વારા અનુભવમાં આવવાને લીધે મેરુના જેવાં મહા સ્થૂલ લાગે છે.[૩] જેમ મનના કલ્પેલા પદાર્થ કે જે મનોમય હોવાથી મનરૂપ જ છે, તેને તે મન જ સાક્ષી—ચૈતન્યની સત્તા વડે જાણે છે; તથા જેને સ્વપ્ન આવેલ હોય તેજ પુરુષ તે સ્વપ્નની વાતને દેખે છે. તે રીતે આ સૃષ્ટિ કે જે દૃષ્ટિમાત્ર જ છે, તે પણ જે પુરુષ પ્રત્યે જેવી રીતે ઉદય પામે છે, તે પુરુષ જ તેવી રીતે તેને દેખે છે.[૪] આ સંબંધમાં

* આ તેરમા સર્ગનાં મથાળું જે કાર્ય છે, તેમાં દેશ આદિની અપેક્ષા રહેતી નથી, એ કહેવાશે અને તે સંબંધમાં ઇન્દ્રે ત્રસરેણુની અંદર રાજ્યની કલ્પના કરી એ વાત વિસ્તારથી જણાવવામાં આવશે.

ઇન્દ્રે ત્રસરેણુમાં જેનો અનુભવ કર્યો હતો તે વિષયનો એક પુરાતન ઇતિહાસ કેટલાક (વૃદ્ધો) કહે છે. એક વખત કોઈ એક ઠેકાણે (શબલબ્રહ્મરૂપી) એક કલ્પવૃક્ષ ઊગી નીકળ્યું. તેની (યુગરૂપી) એક ડાળીએ (બ્રહ્માંડરૂપી) ઉદુમ્બર જાતનું એક ફળ થયું. તે ફળ પર દેવો, દાનવો અને માનવ આદિ પ્રાણીઓરૂપે મચ્છરાં ગણગણાટ કરતાં હતાં. જેમાં પર્વતોરૂપે ખીલા જડવામાં આવ્યા છે, તેવાં પાતાલલોક, પૃથ્વીલોક અને સ્વર્ગલોક નામનાં મજબૂત બારણાંથી તેને ઢાંકી દેવામાં આવ્યું હતું. તે ફળ ચિત્તને આનંદ આપે તેવી અનેક વાસનાઓરૂપી રસથી ભરેલું હતું, તેમાં અનેક પ્રકારના અનુભવોરૂપી સુગંધ ભરેલી હોવાથી દૂરથી જ ચિત્તને ખેંચે તેવું હતું. એ ફળ કલ્પતરુની વચમાં જગતની સૂક્ષ્મ સત્તાઓરૂપી ખીચોખીચ વેલોથી વીંટળાયેલું હતું. તેને અહંકારરૂપી મોટી ડીંટીઓ હતી, તે સાક્ષીચૈતન્યના પ્રકાશથી તેજવાળું, મોક્ષના ખુલ્લા બારણારૂપી સુખવાળું, નદીઓ અને સમુદ્રરૂપી રેસાઓવાળું, પાંચ તન્માત્રાના કોશવાળું અને (આકાશમાં) તરતા તારાઓના ઝાકળથી ભરેલું હતું. મહાપ્રલય સમયે તે ફળ પાકીને ગળી જાય તેવું હતું, તે (અવિદ્યારૂપી) કાગડી કે (વિદ્યારૂપી) કોયલને ખાવા લાયક હતું. તે ફળ ખરી પડ્યા પછી શાંત થનારું અને કેવળ વાસના વિનાનું બની જાય તેવું હતું.[૫-૧૧] તેની અંદર ત્રિલોકીનો અધિપતિ ઇન્દ્ર મધપૂડા ઉપર બેઠેલી મધમાખીઓનો જેમ કોઈ મોટો મધમાખ નાયક હોય તે રીતે સર્વ દેવતાઓનો અધીશ્વર હતો.[૧૨] આજુબાજુના વિચાર જાણનારા પુરુષોમાં શ્રેષ્ઠ એ મહાત્મા ઇન્દ્રનું અજ્ઞાનરૂપી આવરણ ગુરુના ઉપદેશથી અને પોતાના અભ્યાસના બળથી આત્મતત્ત્વની ભાવના કરવા વડે ક્ષીણ થઈ ગયું હતું.[૧૩] પછી કોઈ એક ... નારાયણ આદિ મહાપરાક્રમી દેવો (દૈત્યોના ભય વડે) ક્યાંય જતા રહ્યાથી, તે ઇન્દ્રે શસ્ત્રોરૂપી જ્વાળામય અગ્નિને ધારણ કરનારા મહાજબરજસ્ત દૈત્યો સાથે પોતે એકલાએ જ યુદ્ધ કર્યું; પરંતુ મહાબળવાન દૈત્યોએ તેનો આખર પરાજય કર્યો, તેથી ચોતરફ ધ્યા[ન] રાખી તે જ સમયે તેણે પલાયન કર્યું.[૧૪,૧૫] અતિ વેગથી દશે દિશાઓમાં તેણે દોડ કરી પરંતુ સર્વ ઠેકાણે શત્રુઓ પહોંચી વળવાથી પાપ[ી] પુરુષને જેમ પરલોકમાં શાંતિનું ઠેકાણું ન મળે, ત[ે] રીતે ઇન્દ્રને ક્યાંય પણ શાંતિનું ઠેકાણું મળ[્યું] નહિ. પછી દૈત્યો કે જે ઇન્દ્રના શત્રુઓ છે, તેન[ી] જરાક નજરચૂક થતાં પોતાને છુપાઈ જવાન[ી] તક જોઈ ઇન્દ્રે દેહને આકારે થઈ રહેલા પોતાન[ા] સ્થૂલ આકારવાળા સંકલ્પને ભૂતસૂક્ષ્મમાં જ સમેટી લઈ, પોતે અતિસૂક્ષ્મ બની જઈ, સૂર્યનારાયણનાં કિરણોના સમૂહોની અંદર રહેલા કોઈ એક ત્રસરેણુમાં, કોઈ એક કમળકોશમાં જેમ ભમરો સંતાઈ પેસે, તેમ પ્રવેશ કર્યો.[૧૬-૧૮] એ ત્રસરેણુની અંદર તરત તેણે આરામ લીધો અને ઘણી લાંબી મુદત ગયા પછી તેનું ચિત્ત સ્વસ્થ થયું. સંગ્રામના પ્રસંગને ભૂલી જઈ, પછી તે બીજે ક્યાંય બહાર ન નીકળતાં, ત્યાં ત્રસરેણુમાં જ શાંત થઇને રહ્યો.[૧૯] પછી એ ત્રસરેણુમાં ઇન્દ્રે એક ક્ષણમાત્રમાં જ ઘરની કલ્પના કરી તેનો અનુભવ કર્યો અને તે ઘરમાં પદ્માસનની કલ્પના કરી, પોતાના લોકમાં સિંહાસન ઉપર બેસી જેમ ક્રીડા કરાય, તેમ એ પદ્માસન ઉપર ઇન્દ્ર ક્રીડા કરવા લાગ્યો.[૨૦] પછી તે ત્રસરેણુની અંદર પોતે સંકલ્પ વડે ગૃહસ્થ બની જતાં મણિઓ, મોતીઓ અને પરવાળાંઓ આદિથી તૈયાર કરેલા કિલ્લાઓથી અને મકાનોથી શોભતું એક નગર તે ઇન્દ્રે દીઠું, કે જે તેણે પોતાની કલ્પના વડે મનની અંદર જ ઊભું કર્યું હતું.[૨૧] ઇન્દ્રે એ નગરની અંદર રહી પછી નાના પ્રકારના પર્વતો, ગામડાંઓ, નહેરો, શહેરો અને જંગલો વડે શોભાયમાન એવા

દેશને પોતાની કલ્પના દ્વારા દીઠો. પછી પર્વતો, સમુદ્રો, પૃથ્વી, નદીઓ, રાજાઓ અને તે તે દેશના સીમાડાઓ સહિત જગત તેવા દઢ સંકલ્પને લીધે ઇન્દ્રના જોવામાં આવ્યું કે જે પોતાના સંકલ્પને લીધે મનોમય જ હતું. ત્યારબાદ પાતાળલોક, ભૂલોક, સ્વર્ગલોક, સૂર્ય આદિ ગ્રહો અને પર્વતો સહિત ત્રણેય લોકની તેવા પ્રબળ સંકલ્પના બળથી ઇન્દ્રે કલ્પના કરી લીધી અને એ ત્રિલોકીમાં પોતે અનેક ભોગસમૂહ વડે શોભતા ઇન્દ્રના સ્થાન ઉપર બેઠો. ત્યાં તેને કુંદ નામનો એક મહાપરાક્રમી પુત્ર થયો. પછી કાળે કરીને જીવનનો અંત આવી જતાં, સ્તુતિ કરવા લાયક આચરણવાળો એ ઇન્દ્ર એ દેહનો ત્યાગ કરી દઈ, સ્નેહથી (તેલ અથવા ઘૃતથી) રહિત થઈ ગયેલા દીવાની પેઠે નિર્વાણને (વિદેહકૈવલ્યને) પ્રાપ્ત થઈ ગયો.[૨૨-૨૬] પછી કુંદ ત્રૈલોક્યનો રાજા થયો અને તે પણ પોતાના એક પુત્રને ઉત્પન્ન કરી કાળે કરી જીવનનો અંત આવી જતાં પરમપદને પ્રાપ્ત થઈ ગયો.[૨૭] એ કુંદનો પુત્ર પણ પોતાના પિતા પ્રમાણે જ પોતાના પુત્રને રાજ્ય સોંપી જીવનનો અંત આવી રહેતાં પરમ પવિત્ર પદને પામી ગયો.[૨૮] હે સુંદર વિદ્યાધર ! એ રીતે તે ઇન્દ્રના હજારો પૌત્રો ચાલ્યા ગયા છે, કે જેઓના રાજ્યમાં આજે પણ અંશક નામનો રાજા વિદ્યમાન છે.[૨૯] ઉપર વર્ણન કર્યા પ્રમાણે આજ દિવસ સુધી તે ઇન્દ્રે ત્રસરેણુની અંદર કલ્પી લીધેલ લોકમાં એ ઇન્દ્રનો જ વંશ ઇન્દ્રના રાજ્યનું પાલન કરે છે અને આકાશના કોઈ પણ દેશમાં સૂર્યના પ્રકાશ વડે પવિત્ર થયેલો એ ત્રસરેણુ હણાય, ગળી જાય, શિથિલ થઈ જાય કે નાશ પામી જાય તો પણ એ ઇન્દ્રનું મનોમય રાજ્ય કદી પણ ગલિત કે નષ્ટ થતું નથી.[૩૦]

इत्यद्य यावदमरेश्वरवंश एव संकल्पिते जगति शक्रपदं विधत्ते । तस्मिन् क्षतेपि गलितेपि हते विनष्टे क्वाप्यंबरे दिनकरातपपावनाणौ ॥ ३० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ત્રસરેણ્વંતરસર્ગસંધવર્ણન' એ નામનો સર્ગ ૧૩ મો સમાપ્ત

## સર્ગ ૧૪ મો*

### શબલબ્રહ્મમાં ત્રિલોકીનું દર્શન

॥ भुशुंड उवाच ॥

तस्य शक्रस्य कुलजः कश्चिदासीत्सुराधिपः ।
तत्रोत्तमगुणः श्रीमान् पाश्चात्या यस्यसातनुः ॥

ભુશુંડ બોલ્યોઃ–એ ઇન્દ્રપદ ઉપર દેવોના અધ્યક્ષ તરીકે તેજ ઇન્દ્રના વંશમાં થયેલો ઉત્તમ ગુણોવાળો અને સદ્‌ગુણોથી શોભતો કોઈ એક ઇન્દ્ર થયો કે જેનું એ શરીર (પછી પાછો જન્મજ ન થવાને લીધે) છેલ્લું જ હતું.[૧] તે ઇન્દ્રના કુલના છેલ્લા પુત્રને તેજ સ્થાને બૃહસ્પતિના વચનના પ્રભાવથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ. પછી જાણવાનું સર્વ જેણે જાણી લીધેલ છે એવા અને દૈવયોગથી જે આવી મળે તે વડે કામ ચલાવી લેનારા એ દેવતાઓના રાજા ઇન્દ્રે ત્રિલોકીનું રાજ્ય કર્યું.[૨,૩] અજ્ઞાનને તરી ગયેલ શુદ્ધ ચિત્તવાળા તે ઇન્દ્રે દાનવો સાથે યુદ્ધ કર્યું, સર્વ શત્રુમંડળનો પરાજય કર્યો અને સો અશ્વમેધ યજ્ઞો કર્યા.[૪] એ ઇન્દ્ર કાંઈ કારણસર કમળનાળના કોમળ બાળતંતુની અંદર ઘણા લાંબા કાળ સુધી રહ્યો હતો અને ત્યાં તેણે બીજા પણ સેંકડો વૃત્તાંતોનો અનુભવ કર્યો હતો.[૫] જ્ઞાનના બળ વડે દીપી નીકળનારા એ ઇન્દ્રને કોઈ એક દિવસ એવી ઇચ્છા થઈ કે, 'બ્રહ્મતત્ત્વ કે જે માયાનો સંબંધ થતાં શબલબ્રહ્મ એવા નામથી

* આ ચૌદમા સર્ગમાં તે જ ઇન્દ્રના કુળમાં ઉત્પન્ન થયેલા કોઇ એક ઇન્દ્રને કમળનાળના તંતુમાં જગતની પ્રતીતિ થશે અને બ્રહ્મદૃષ્ટિ થતાં પોતાની ઇન્દ્રતા પણ બ્રહ્મમાત્ર જણાશે, એ કથા કહેવામાં આવશે.

ઓળખાય છે, તેનું હું ધ્યાનસ્થ થઈ બરાબર અવલોકન કરું.[૬] આવો વિચાર કરી પછી તેણે એકાંતમાં બેસી બહાર અને અંદર વિક્ષેપ થવાનાં સર્વ કારણોનો ત્યાગ કરી, બુદ્ધિને શાંત રાખી, સમાધિ દ્વારા બ્રહ્મતત્ત્વનું અવલોકન કર્યું.[૭] સર્વ શક્તિવાળું, સર્વ વસ્તુઓરૂપે રહેલું, સર્વવ્યાપી, સર્વશક્તિમાન હોવાથી સર્વદા સર્વ પ્રકારે સર્વરૂપ થઈ રહેનારું, સર્વત્ર સર્વ પદાર્થોમાં રહેલું, સર્વ તરફ હાથપગ આદિ અવયવોવાળું, ચારે તરફ આંખો, મસ્તકો અને મુખોને ધારણ કરનારું, ચોતરફ શ્રવણેન્દ્રિયવાળું, વ્યવહારદષ્ટિએ સર્વ ઇન્દ્રિયોના રૂપ આદિ પોતપોતાના વિષયોને ગ્રહણ કરવાની શક્તિરૂપી ગુણો વડે યુક્ત અને પરમાર્થદષ્ટિએ જોતાં તે સર્વ ઇન્દ્રિયોના ગુણોથી રહિત; વ્યવહારદષ્ટિએ સર્વને ધારણ કરી રહેલું અને પરમાર્થદષ્ટિએ અસંગ; વ્યવહારદષ્ટિએ ગુણોને ભોગવનારું અને પરમાર્થદષ્ટિએ નિર્ગુણ પ્રાણીમાત્રની અંદર તથા બહાર ચરાચરરૂપે રહેલું, અતિસૂક્ષ્મ હોવાથી વિશેષે કરી તરત ન જાણી શકાય તેવું, દૂર પણ રહેલું અને પાસે પણ રહેલું, સર્વત્ર અનેક સૂર્ય–ચંદ્રોને ધારણ કરનારું, સર્વત્ર અનેક પૃથ્વીઓને ધારણ કરી રહેલું, સર્વત્ર અનેક પર્વતોને ધારણ કરનારું તેમજ સર્વત્ર અનેક સમુદ્રોને ધારણ કરી રહેલું, સર્વત્ર ઘણા સારવાળું, સર્વત્ર અનેક આકાશોને ધારણ કરી રહેલું, સર્વત્ર અનેક સંસારો (જન્મ–મરણ આદિ પ્રપંચો)વાળું, સર્વત્ર અનેક જગતને ધારણ કરનારું, પરમાર્થદષ્ટિએ સર્વત્ર મોક્ષ સ્વરૂપે જ રહેલ અને સર્વત્ર ચૈતન્યરૂપે રહેલ; સર્વત્ર ચારે તરફથી સર્વ પદાર્થોરૂપે દેખાતું અને વસ્તુતાએ સર્વથી રહિત એવું બ્રહ્મતત્ત્વ સમાધિ દ્વારા ઇન્દ્રના જોવામાં આવ્યું.[૮–૧૪] ઘડામાં, કપડામાં, વડમાં, ખાડામાં, ગાડામાં, વાંદરામાં, તેજમાં, આકાશમાં, વૃક્ષમાં, પર્વતમાં, પવનમાં, જળમાં, અગ્નિમાં અને માત્ર પરમાણુના ઉપરના, નીચેના, મધ્યના વગેરે સૂક્ષ્મ ભાગમાં પણ ઇન્દ્રે ત્રણે લોક દીઠા કે જેઓ નાના પ્રકારના આચારો અને વિચારોવાળા તથા વિવિધ પ્રકારના આવાગમન (સ્વર્ગ નરકાદિકમાં જઈ પાછું ફરીને ત્યાંથી આવવું તે) વાળા હતા.[૧૫,૧૬] જેમ મરીની અંદર તીખાશ અને આકાશની અંદર શૂન્યતા (શૂન્યપણું) રહેલ છે, તેમ ચૈતન્યમય આત્મા કે જે જગત પ્રગટ કરવાના કાળરૂપ પણ છે અને જગતનો લય કરવાના કાળરૂપે પણ રહેલ છે, તેમાં આ ત્રણે લોક રહેલા છે.[૧૭] ઉપર પ્રમાણે જીવભાવથી રહિત થઈ ગયેલી પોતાની શુદ્ધ બુદ્ધિ વડે દેખાતો એ ઇન્દ્ર, તેના તે જ ક્રમથી પોતાના તે જ દેહ વડે તેવે જ પ્રકારે ધ્યાનસ્થ થઈને રહ્યો.[૧૮] ઘણા લાંબા કાળ સુધી ધ્યાન વડે સર્વને એક શબલબ્રહ્મમાં જ દેખનારા ઉદાર બુદ્ધિવાળા મહાબુદ્ધિશાળી એ ઇન્દ્રના જોવામાં આ આપની સૃષ્ટિ પણ આવી અને પછી તેણે આ આપની સૃષ્ટિમાં ફરતાં ફરતાં પાતાળલોક, પૃથ્વીલોક આદિને ક્રમે કરી જોયા. ત્યાર બાદ, સ્વર્ગલોકને જોઈ છેવટ તેમાં ઇન્દ્રનું દર્શન થતાં એ ઇન્દ્રમાં અહંકાર બંધાવાના સંસ્કારો જાગવાથી તથા પ્રથમ કરેલા અશ્વમેધ યજ્ઞોનું કાંઈ પણ અદૃશ્ય ફળ અવશ્ય મળવાનું હોવાથી તે (આ સૃષ્ટિના) ઇન્દ્રપણાને પ્રાપ્ત થઈ ગયો અને સેંકડો વૃત્તાંતોથી ભરેલું ત્રિલોકીનું રાજકાજ કરવા લાગ્યો.[૧૯,૨૦] હે વિદ્યાધરોના કુળના અધ્યક્ષ! ત્રસરેણુની અંદર રહેલા ઇન્દ્રના કુળમાં ઉત્પન્ન થયેલો એ (કમળનાળના તંતુમાં રહેલ) ઇન્દ્ર આ બ્રહ્માંડમાં પણ આજ દિવસ સુધી ઇન્દ્રપદ ઉપર રહ્યો છે એમ તમે સમજો.[૨૧] પછી આ બ્રહ્માંડમાં ઇન્દ્રપદ ઉપર રહ્યા બાદ પોતાના હૃદયમાં બીજની પેઠે સૂક્ષ્મ રીતે સંસ્કારરૂપે રહેલા અને પૂર્વકાળમાં સુખ્યત્વે કરી એવા જ્ઞાનયોગના કરેલા

અભ્યાસના બળથી યથાસ્થિત રીતે કમળનાળના બાળતંતુમાં નિવાસ થવો એ આદિ પોતાનું પ્રથમનું વૃત્તાંત તેના સ્મરણમાં આવ્યું.[૨૨] જેવી રીતે ત્રસરેણુની અંદર રહેલા ઇન્દ્રની તમને મેં વાત કરી અને તેના જ કુળમાં થયેલા કમળનાળના બાળતંતુમાં રહેલા આ કાન્તિમાન ઇન્દ્ર વિષે તમને કહ્યું, તેવી જ રીતે ત્યાં, અહીં અને બીજે ઠેકાણે તેવી જ જાતના વ્યવહારવાળા સેંકડો અને હજારો ઇન્દ્રો આ અનંત (ચિદ્દરૂપ) આકાશમાં થઈ ગયા છે અને હાલ પણ છે.[૨૩,૨૪] એવી રીતે અનેક તરંગોવાળી સૃષ્ટિરૂપી નદી ઘણા લાંબા કાળથી (અનાદિકાળથી) સતત રીતે વહ્યા કરે છે. આ દશ્યરૂપી નદી ત્યાં સુધી તો ખૂબ વેગથી વહે જાય છે, કે જ્યાં સુધી ચોથી ભૂમિકાથી માંડી છઠ્ઠી ભૂમિકા સુધીમાં પરમપદમાં અડધું ચડેલું અને અડધું નહિ ચડેલું આ સઘળું માયામય છે એવો અનુભવ નથી થતો; પરંતુ જ્યારે તેનું ખરેખરું સ્વરૂપ જોવામાં આવે કે તરત જ તે અતિ લાંબી અને ચોતરફ ફેલાઈ રહેલી દશ્યરૂપી નદી (ઝાંઝવાના જળની નદીની પેઠે) ક્યાંય લય પામી જાય છે.[૨૫,૨૬] હે નિષ્પાપ-વિદ્યાધર! આ માયા એવી તો વિચિત્ર છે કે, હરકોઈ કારણથી ગમે તે કાળે અને ગમે તે સ્થળે હરકોઈ પ્રકારે ખડી થઈ જતી જોવામાં આવે છે.[૨૭] જેમ જળથી ભરેલાં વાદળાંમાંથી વૃષ્ટિ થાય છે, તેમ આ માયા પણ અહંકારના જ માત્ર ચમત્કારથી ઉત્પન્ન થાય છે અને સત્યરૂપે જોવા જતાં તરત જ ઝાકળની પેઠે નાશ પામી જાય છે.[૨૮] જે સર્વના સાક્ષીરૂપ બ્રહ્મચૈતન્ય છે, તે ખરી રીતે સર્વ વિકલ્પોથી રહિત છે અને અહંકારને લીધે વિસ્તાર પામેલા અનેક મનોરથોથી (માનસિક સંકલ્પોથી તથા દ્રષ્ટા, દર્શન અને દશ્યરૂપી ત્રિપુટીથી) પણ રહિત છે—અર્થાત્ તે જાગ્રત અવસ્થા વિનાનું છે, સ્વપ્નમાં વળી વાસનામય છતાં દેખાતા પદાર્થોથી પણ રહિત છે અને સર્વ શૂન્યતારૂપે સુષુપ્તિ અવસ્થામાં જણાતા અજ્ઞાનથી પણ શૂન્ય જ છે તથા જે આકાશના જેવું સદા પરિપૂર્ણ છે, તે ચિદ્દરૂપ આત્મતત્ત્વ જ (ખરી રીતે જોઈએ તો) અવશેષ રહે છે.[૨૯]

**येनायताभिमतदर्शनद्रष्टृदृश्यमुक्तस्त्वमावमवमासनमात्मतत्त्वम् । सर्वार्थशून्यमत एव च शून्यरूपमेकं स्वमात्रमिव मात्रविकल्पमेव ॥ २९ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સર્ગસંકલ્પચૈકયપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૪ મો સમાપ્ત**

## सर्ग १५ मो*

### અહંકારની નિવૃત્તિથી જગતની ભ્રાંતિ દૂર થાય છે

॥ सुशुंड उवाच ॥

**यत्राऽहं त्वं जगत्तत्र पूर्वमागत्य तिष्ठति ।**
**पराण्वंतरपींद्रस्य त्रसरेणूदरे यथा ॥ १ ॥**

ભુશુંડ બોલ્યોઃ—જેમ ત્રસરેણુની અંદર રહેલ ઇન્દ્રને એક ત્રસરેણુમાં પણ જગત દેખાતું હતું, તેવી જ રીતે જ્યાં અહંકાર હોય ત્યાં જગત તો પ્રથમ જ (તૈયાર થઈ) આવી ઊભું રહે છે.[૧] ભ્રાંતિ વડે જ આકાશની અંદર દેખાતા અનેક રંગોની પેઠે માત્ર અજ્ઞાનને લીધે અનુભવમાં આવતી આ જગત સંબંધી ભ્રાંતિનું પહેલું મૂળ તપાસવા બેસીએ, તો અહંભાવ જ કહી શકાય છે, કે જે હું કાંઈક અમુકરૂપ છું એમ માની બેસે છે.[૨] વાસનારૂપી રસથી સિંચાયેલા અહંકારરૂપી બીજના કણમાંથી જ બ્રહ્મરૂપી પર્વતની

* આ પંદરમા સર્ગમાં અહંકાર જ જગતરૂપ ભ્રાંતિના બીજરૂપે કહેવાશે અને એ અહંકારને નિવૃત્ત કરી દેવાથી જગતરૂપી ભ્રાંતિ પણ નિવૃત્ત શુદ્ધ આત્મા જ શેષ રહે એટલે કૃતાર્થપણું તે જણાવવામાં આવશે.

અંદર આકાશ (અવ્યાકૃત)રૂપ જંગલમાં તારાઓરૂપી પુષ્પસમૂહને ધારણ કરનારું, વાદળાં, ઝાકળ, જંગલ વગેરેથી ઢંકાયેલા પર્વતોરૂપી પાંદડાંવાળું, ગંગા આદિ ઉત્તમ નદીઓરૂપી રેસાઓના સમૂહને ધારણ કરી રહેલ અને વાસનાઓ જ જેમાં દૃઢ બીજરૂપે રહેલ છે એવા ભોગોરૂપી ફળોવાળું આ ત્રિલોકીરૂપી વૃક્ષ પેદા થાય છે.[૩-૪] આ જગત અહંકારરૂપી જળનો ચેતનતત્ત્વના ચમત્કારરૂપ એવા વિષય સંબંધી સુખોરૂપી મધુરતાવાળો, તારાઓરૂપ જળબિંદુઓની વૃષ્ટિને ધારણ કરી રહેલો, વાસનાઓના ફેલાવારૂપી પ્રવાહવાળો, આકાશરૂપી અનંત પેટાળવાળી મોટી ખાઈવાળો, આપત્તિઓ અને સંપત્તિઓરૂપી મોટી ધૂમરીઓવાળો, નાના પ્રકારના પર્વતોરૂપી તરંગોથી શોભતો, ત્રિલોકીનાં મનુષ્યોરૂપી ચિત્રના જેવી પ્રકટ થતી રેખાઓવાળો, ચપળ સૂર્યચંદ્ર વગેરેના પ્રકાશોરૂપી કિરણોને ધારણ કરનારો, બ્રહ્માંડોરૂપી અનેક પરપોટાને પ્રકટ કરનારો, પાટની પેઠે મોક્ષદ્વારને રોકી રાખનારા મોહરૂપી સેતુ વડે વૃદ્ધિ પામનારો, દૃઢ રીતે બંધાઈ રહેલા પૃથ્વીલોકરૂપી સમુદ્રફીણના પિંડને ધારણ કરી રહેલો, અનેક જીવોરૂપી જળકાગડાવાળો, જીવોનાં વિચિત્ર પ્રકારનાં ત્વરાથી ઊંચે, નીચે અને આડાંઅવળાં ભ્રમણો થવાથી ઊછળવાનો અને શમી જવાનો દેખાવ આપતો તથા જરા, મરણ, મોહ આદિ અનેક લોઢાના ચમત્કારવાળો, ઉત્પન્ન થતાં તરત ક્ષણમાત્રમાં જ નાશ થઈ જનારાં અનેક દેહ આદિ બિંદુઓના સમૂહથી ખીચોખીચ ભરેલો એક જાતનો વિલાસ જ છે એમ કહી શકાય છે. જગત અહંભાવરૂપી પવનનું સ્ફુરણ જ છે, એમ તમે સમજો; તેમ અહંકારરૂપી કમળના સુગંધરૂપ જ આ જગત છે એમ પણ સમજી રાખો.[૫-૧૦] જેમ પવન અને તેની ગતિ જુદાં નથી, તેમ જળ અને તેનો પ્રવાહ જુદાં નથી અને જેમ અગ્નિ તથા ગરમી જુદાં નથી, તે રીતે અહંભાવ અને જગત એ બન્ને જુદાં નથી.[૧૧] અહંકારની અંદર જગત રહેલ છે અને જગતની અંદર અહંકાર રહ્યો છે. એ બન્ને એકબીજામાં પરોવાયેલાં છે, એકબીજામાંથી ઉત્પન્ન થવાના સ્વભાવવાળાં છે અને એકબીજાને આધીન સ્થિતિવાળાં છે; એટલે કે આધાર–આધેયભાવની પેઠે પરસ્પર થઈ રહેલ છે.[૧૨] જે રીતે ચિત્રને જળ વડે ધોઈ નખાય, તે રીતે અહંભાવ કે જે જગતના બીજરૂપ છે, તેને જે પુરુષ જ્ઞાન વડે સંકલ્પનું સ્ફુરણ જ ન થવા દેતાં જો ધોઈ નાખે, તો તેણે જગતરૂપી મેલ ધોઈ નાખ્યો એમ સમજવું.[૧૩] હે વિદ્યાધરજી! તાત્ત્વિકદૃષ્ટિએ જોતાં અહંકાર કે જે 'હું' એવો ભાવ પેદા કરનાર છે, તે છે જ નહિ અને તે વસ્તુ જ ન હોવાથી સસલાનાં શિંગડાંની પેઠે વિનાકારણે જ અજ્ઞાન વડે ઉત્પન્ન થયેલો જણાય છે.[૧૪] બ્રહ્મ કે જે સર્વત્ર એકરસપણે વ્યાપી રહેલ છે, અનંત છે અને સંકલ્પરૂપ બુદ્બુદાઓ વિનાનું છે, તેમાં અહંભાવ પેદા થવાનું કાંઈ કારણ જ ન હોવાથી એ અહંકાર દેખાય છે છતાં પણ કોઈ દિવસ સત્ય કહી શકાતો જ નથી.[૧૫] કદાચિત્ કાંઈ કારણ સંભવતું હોય તો પણ તે વસ્તુ જ નથી એટલે કાંઈ કામનું નથી; તો પછી સૃષ્ટિ આદિમાં તો કાંઈ કારણ સંભવતું જ નથી, એટલે પછી બીજી શી વાત કહેવી? આવા હેતુથી વાંઝણીના પુત્રની પેઠે અહંભાવ આદિ કશું પણ કોઈ જગ્યાએ થયેલું જ નથી અને તે અહંભાવ ન હોવાને લીધે જગત પણ નથી જ. આમ જગતનો અભાવ થતાં એક ચૈતન્યરૂપ આત્મા જ બાકી રહે છે, કે જે પોતે જ નિર્વાણરૂપ છે. (માટે જ્ઞાનનિષ્ઠપણાથી) તમે જેમ તમને સુખ આવે તેમ ભલે શાંતપણે રહો. આ પ્રમાણે જગત અને અહંકાર, એ બન્નેનો અભાવ યુક્તિ વડે સિદ્ધ થતાં તમારા બહારના અને અંદરના વિષયો, કે જે બહાર રૂપ–રસ–ગંધ આદિને

રૂપે અને અંદર સંકલ્પ–વિકલ્પ વગેરેને રૂપે દેખાય છે તે સર્વે શાંત થઈ જશે, તેમ બીજું પણ તેનાથી જુદું (દુઃખ આદિ) કશું રહેશે નહિ.[૧૬,૧૮] જે નથી તે તો છે જ નહિ અને તત્ત્વવિચારથી બાકી જે શેષ રહે છે, તે દુઃખની અડચણ આદિથી રહિત, શાંત અવિનાશી બ્રહ્મરૂપ જ છે, કે જે તમારું પોતાનું જ સ્વરૂપ છે. હવે તમે જ્ઞાનવાળા થયા છો, માટે તમે ભ્રમને જળમૂળથી ઉખેડી નાખો.[૧૯] તમે બહાર અને અંદર દૃશ્યની કલ્પનારૂપી કલંકથી રહિત છો, શુદ્ધ છો, પરમ મંગળરૂપ છો, શાંત છો, ઈશ્વરરૂપ છો અને અવિનાશી છો. અધ્યારોપદૃષ્ટિથી જોઈએ તો આકાશ કે જે સાવ શૂન્ય જ છે, તે પણ પર્વતના જેવું અતિ મોટું તથા વિચાર વડે ખસેડી ન શકાય તેવું લાગે છે; અને અપવાદદૃષ્ટિથી જોઈએ તો આ બ્રહ્માંડ પણ પરમાણુરૂપ અને આકાશના જેવું શૂન્ય જ ભાસે છે.[૨૦]

व्यपगतकलनाकलंकशुद्धः शिवमसि शांतमसीश्वरोसि नित्यः । खमपि भवति पर्वतोपमानं जगदपि वा परमाणुरूपमेव ॥ २० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિદ્યાધરનિર્વાણ' એ નામનો સર્ગ ૧૫ મો સમાપ્ત**

## સર્ગ ૧૬ મો[×]

## વિદ્યાધરને સમાધિલાભ અને નિરહંકારતાની પ્રશંસા

॥ भुशुंड उवाच ॥

कथयत्येव मय्येवं स विद्याधरनायकः ।
आसीत्संशांतसंवित्तिः समाधिपरिणामवान् ॥१॥

ભુશુંડ બોલ્યોઃ–હું ઉપર પ્રમાણે કહેતો હતો, તેટલામાં સર્વ વિદ્યાધરોમાં નાયક તરીકે ગણાયેલો એ શ્રેષ્ઠ વિદ્યાધર સર્વ સંકલ્પોથી રહિત અને સમાધિના પરિણામવાળો થઈ ગયો.[૧] પછી મેં વારંવાર તેને જગાડ્યા છતાં પણ પરમ નિર્વાણને પ્રાપ્ત થઈ ગયાથી પાસે પડેલા દૃશ્યપદાર્થોમાં કે શબ્દ આદિ વિષયોમાં તેની બુદ્ધિ ખેંચાઈ નહિ.[૨] હે પ્રિય વસિષ્ઠજી! માત્ર એટલા જ મારા ઉપદેશથી જ્ઞાની થઈ એ વિદ્યાધર પરમપદને પ્રાપ્ત થઈ ગયો. તેને તે માટે વિશેષ યત્ન કરવો પડ્યો નહિ.[૩]

વસિષ્ઠ બોલ્યાઃ–+હે રામચંદ્રજી! એટલા માટે જ મેં કહ્યું છે કે, જો શુદ્ધ ચિત્ત હોય તો તેમાં આપેલો ઉપદેશ જળમાં જેમ તેલનું બિંદુ ચોતરફ ફેલાઈ જાય, તે રીતે ચોતરફ ફેલાઈ જાય છે.[૪] તમે કે જે શુદ્ધ ચૈતન્યરૂપ છો, તેમાં વળી અંદર 'હું' એવો જુદો અહંકારનો અંશ છે જ નહિ; માટે એ મિથ્યા અહંકારની તમે ભાવના જ ન કરો. એથી તમને પરમ શાંતિ પ્રાપ્ત થશે. મારે તમને ઉપદેશ દ્વારા એટલું જ માત્ર કહેવાનું છે, બીજું કશું કહેવાનું નથી. સર્વનો ખરો સાર પણ એ જ છે. આ જ ઉપદેશવાણી જો અશુદ્ધ ચિત્તમાં પડે, તો જેમ લીસા અને સપાટ અરીસામાં નિર્મળ મોતી ચોટી રહેતું નથી, તે રીતે તે વાણી ચોટતી નથી અને શુદ્ધ તથા શાંત ચિત્તમાં જરા પણ વ્યર્થ ન જતાં બરાબર લાગી જાય છે. જેમ સૂર્યકાંતમણિની (આગિયા કાચની) અંદર સૂર્યનાં કિરણો પ્રવેશ કરી અગ્નિ ઉત્પન્ન કરે, તેમ એ ઉપદેશવાણી શુદ્ધ ચિત્તની અંદર પ્રવેશ કરી, મોહરૂપી અરણ્યને બાળી નાખનારી વિચાર એવા નામની અગ્નિશિખાને પેદા કરે છે. દુઃખમય આ સંસારરૂપી ઊંચા શાલ્મલિ વૃક્ષનું અહંકાર

× આ સોળમા સર્ગમાં ભુશુંડજીના ઉપદેશથી વિદ્યાધરને સમાધિલાભ થયાનું કહેવાશે અને નિરહંકારપણાથી પ્રશંસા વડે બાકીના કથાભાગનો ઉપસંહાર કરાશે.

+ અહીં ભુશુંડજીની સાથેના પ્રસંગને વચમાં જ રાખી, વસિષ્ઠજી પ્રસંગ ઉપર આવી ગયા છે એમ સમજી લેવું.

એ જ પ્રથમ બીજ છે અને 'અમુક મારું છે' એવો ભાવ સંસારવૃક્ષના જળથી માંડી થડરૂપ છે, કે જે રાગદ્વેષ આદિ બીજી અનેક ડાળીઓનો ફેલાવો થવામાં કારણરૂપ થાય છે.૭-૮ પ્રથમ તો બીજની પેઠે 'હું' એવો ભાવ પેદા થાય છે. તેની અંદર જેમ બીજમાંથી વૃક્ષ થાય, તેમ 'અમુક મારું છે' એવો ભાવ ઉત્પન્ન થાય છે અને પછી વૃક્ષમાં ડાળીઓ જેમ થાય તેમ પછી અમુકરૂપે દેખાતા સેંકડો પદાર્થોનો સંબંધ કરાવી અનર્થોને પેદા કરનારી, સંસારના ભારને ઉપાડનારી ઇચ્છા પેદા થાય છે.૯

હે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી !* આ વિદ્યાધરના જેવા મૂઢ પુરુષો પણ કેટલાક ચિરાયુ હોય છે, તેને લીધે તત્ત્વજ્ઞાન જ દીર્ઘાયુષ્ય થવાનું કારણ છે, એવો કાંઈ નિયમ જણાતો નથી.૧૦ ઘણા લાંબા કાળ સુધી અભ્યાસ કરવાથી જેઓનું ચિત્ત અંદર શુદ્ધ થઈ ગયું હોય, તેઓ તો કાંઈ થોડો સહેજસાજ ઉપદેશ આપવાથી પણ અભય આપનારા જ્ઞાનરૂપ પરમપદને પ્રાપ્ત થઈ જાય છે.૧૧

વસિષ્ઠ બોલ્યાઃ–મુક્તચિત્તવાળા એ ભુશુંડજી મેરુપર્વતના શિખર પર મને ઉપર પ્રમાણે કહી, મેઘ જેમ ઋષ્યમૂક† પર્વતમાં ( મતંગ ઋષિના આશ્રમમાં ) ગર્જના ન કરતાં મૌન ધારણ કરે છે, તેમ તેઓ મૌન ધારણ કરી રહ્યા.૧૨ હે રામચંદ્રજી ! પછી હું પણ એ વિદ્યાધર વિષે ભુશુંડજીને પૂછી, ત્યાંથી વિદ્યાધર પાસે ગયો અને તેને પણ કેટલુંક પૂછી પાકી ખાતરી કરી લઈ, મુનિઓની મંડળીથી શોભતા પોતાના આશ્રમમાં પાછો આવતો રહ્યો.૧૩ વિદ્યાધરને તત્કાળ થોડા બોધથી જ ઉત્પન્ન થયેલ શાંતિ પ્રાપ્ત થવાની વાત કે જે મને ભુશુંડજીએ કથા-પ્રસંગ દ્વારા કહી હતી, તે મેં તમને આજે કહી સંભળાવી. ભુશુંડજી કે જે સર્વ પક્ષીઓના એક રાજા જેવા છે, તેમની સાથે આ મારો સમાગમ થયો, ત્યાર પછી તો આ કલ્પના અગિયાર મહા ( દિવ્ય ) યુગો આજ દિવસ સુધીમાં ચાલ્યા ગયા છે.૧૪

एतत्तवाद्य कथितं खलिमुक्तथोक्तं
विद्याधरोपशमनं लघुबोधनोत्थम् ॥
अस्मिन् भुशुंड विहगेंद्रसमागमे मे
चैकादशेह हि गतानि महायुगानि ॥१४॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ' વિદ્યાધરનિર્વાણ' એ નામનો સર્ગ ૧૬ મો સમાપ્ત**

## सर्ग १७ मो×

## અહંકારનો નાશ થતાં સંસારનો નાશ

॥ वसिष्ठ उवाच ॥

अनहंवेदनादेव शुभाशुभफलप्रदा ।
संसारफलिनी नूनमिच्छांतरुपशाम्यति ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–'હું' એ નામની કાંઈ પણ વસ્તુ ચૈતન્યથી જુદી છે જ નહિ, એ પ્રમાણે નિરહંકારપણાનું અવલંબન રાખવાથી સારાંનરસાં ફળને આપનારી અને સંસારરૂપ ફળવાળી ઇચ્છા જ અંદર શાંત થઈ જાય છે. નિરહંકારતાનો અભ્યાસ કરવાથી લોઢું, પથ્થર અને સોનાને સમાન ગણનારો વિવેકી પુરુષ સંસાર સંબંધી સર્વ પીડાઓથી રહિત થઈ જઈ પાછો દુઃખને પ્રાપ્ત થતો નથી.૧-૨ અહંકારરૂપી સંપુટમાં (અગ્નિની જ્વાળાની પેઠે) પ્રકટ થયેલા પરબ્રહ્મના સાક્ષાત્કાર થવારૂપ બોધના બળથી દૂર ફેંકી દીધેલો અહંકાર આદિ દૃશ્યવર્ગરૂપી

* આ પાછું ભુશુંડનું વસિષ્ઠજી પ્રત્યે કહેલું છે.

† ઋષ્યમૂકપર્વતમાં મતંગઋષિના આશ્રમની અંદર મતંગઋષિના શાપના ભયથી મેઘો ગાજતા નથી, એ પ્રસિદ્ધ છે.

× આ સત્તરમા સર્ગમાં નિરહંકારતારૂપ અગ્નિ વડે અહંકારરૂપ બીજને બાળી નાખવાથી દેહ આદિ સર્વ સંસારનો જ્ઞાન વડે બાધ થઇ જતાં તે સર્વના મિથ્યાપણા વિષે વર્ણન આવશે.

પાષાણ, અગ્નિના યંત્રમાં ફેંકેલા પાષાણની પેઠે તરત કોણ જાણે ક્યાં જતો રહે છે, તે જાણી શકાતું નથી.૩ અહંકારરૂપી સંપુટમાં નિદિધ્યાસન આદિના બળથી પ્રગટ થયેલ બ્રહ્મજ્ઞાનરૂપી બળવાન વીરે પોતાની સત્તા વડે ઘણે દૂર ફેંકી દીધેલ અહંકાર આદિ દશ્યવર્ગરૂપી પથ્થર કોણ જાણે ક્યાં તરત જતો રહે છે, તે જાણવામાં આવતું નથી.૪ અહંભાવરૂપી સંપુટમાં નિદિધ્યાસનાદિ દ્વારા પ્રકટ થયેલ બ્રહ્મજ્ઞાનરૂપી બળવાન વીરે પોતાના બળ વડે ફેંકેલો શરીરયંત્રરૂપી પથ્થર તત્કાળ ક્યાં જતો રહે છે, તેની કશી ખબર જ પડતી નથી.૫ નિરહંકારતાવાળી વૃત્તિમાં ઊડીને પડેલી ચેતનતત્ત્વરૂપી જ્વાલા વડે અહંકારરૂપી હિમ ઊડી જઈ (ગળી જઈ) સંતાઈ જવાથી ક્યાંય તત્કાળ જતું રહે છે, કે જે જાણવામાં જ આવતું નથી.૬ ઉત્તમ વર્ણવાળાં* શરીરરૂપી પાંદડામાંથી અહંકારરૂપી રસ કે જે તેની અંદર આછો રહેલો છે, તે અહંકારથી રહિત શુદ્ધ ચેતનતત્ત્વરૂપ જ્વાળા લાગતાં તરત જ કોણ જાણે ક્યાં ચાલ્યો જાય છે, કે તે વિષે પાછું કશું જણાતું નથી.૭ નિરહંકારતારૂપ સૂર્યકિરણ દ્વારા શરીરરૂપ પાંદડામાંથી ખેંચાયેલો અહંભાવરૂપી રસમય આસવ પરપણાને (પરબ્રહ્મભાવને તથા પોતાના કારણરૂપ સૂક્ષ્મ જળભાવને) પ્રાપ્ત થાય છે.૮ અહંકારરૂપી વડનું બીજ ભલે શય્યામાં, ગારામાં, પર્વતના ઘરમાં, આકાશમાં, સ્થળમાં, જળમાં કે ગમે તે જગ્યાએ સ્થૂલરૂપે, સૂક્ષ્મરૂપે, નિરાકારપણાથી કે બીજાં રૂપોથી રહેલ હોય કિંવા સૂતેલ હોય, જાગ્રત અવસ્થામાં હોય, ભસ્મ થઈ ગયેલ હોય, કોઇએ ધારણ કરી રાખેલ હોય, કોઇએ લઈ જવાયેલ હોય, કોઈ દૂર દેશમાં રહેલ હોય કે કોઈ નજીકના દેશમાં રહેલ હોય; પરંતુ જ્યાં સુધી તેમાં અહંકારરૂપી અંકુર અંદર કાયમ હોય, ત્યાં સુધી તરત જ ક્ષણમાત્રમાં સર્વ દિશાઓ તરફ ફેલાઈ રહેનાર 'સંસાર' એવા નામના ડાળીઓના સમૂહને તે પેદા કરે છે.૯–૧૧ અહંકારરૂપી વડના બીજની અંદર સૂક્ષ્મ રૂપથી રહેલું દેહરૂપી જબરું વડનું ઝાડ જયાં ત્યાં આ સંસારરૂપી ડાળીઓને પૂર્ણ રીતે ફેલાવી દે છે.૧૨ જેમ બીજની અંદર જ સેંકડો ડાળીઓમાં શોભતાં સુંદર પાંદડાંને, પુષ્પોને અને ફળોને ધારણ કરનાર વૃક્ષ સૂક્ષ્મરૂપે રહેલ જ છે, કેમકે તે બીજને ભેદી અંકુર આદિ ક્રમ વડે બહાર નીકળતું પ્રત્યક્ષ રીતે આંખો વડે જ સર્વના જોવામાં આવે છે, તેમ અહંકારરૂપી સૂક્ષ્મ બીજની અંદર સર્વ દશ્યસંકલ્પથી વીંટાયેલો દેહ રહેલો જ છે; કે જે સૂક્ષ્મબુદ્ધિરૂપી દષ્ટિ વડે વિદ્વાનોના જોવામાં આવે છે.૧૩ કથા સાંભળવી વગેરે વિચારો વડે તત્ત્વજ્ઞાન થઈ જવાથી ચિદાકાશરૂપી પોતાના સ્વરૂપમાં સ્થિતિને પ્રાપ્ત થયેલા, દેહ હોવા છતાં તેમાં અહંતારૂપ આત્માભિમાન ન કરનારા અને નિરતિશય આનંદવાળા સર્વથી ઊંચા પરમપદમાં સ્થિર થઈ રહેલા પુરુષની જીવન્મુક્ત દશામાં કે વિદેહમુક્ત દશામાં જ્ઞાનરૂપી મહાબળવાન અગ્નિ વડે ભુંજાઈ ગયેલા, અહંભાવરૂપી બીજના અંદરના ભાગમાંથી તે બીજ હોવા છતાં અંકુર વગેરે કાર્ય ઉત્પન્ન કરવામાં અશક્તપણાને લીધે, નહિ જેવું જ હોવાથી પછી આ સંસારરૂપી વૃક્ષ ઉત્પન્ન થતું નથી.૧૪

देहादहंत्वमनवाप्तवतो विचारैश्चिद्व्योममात्रवपुषोऽवपुषोऽथचोच्चैः । नाहंत्वबीजजठरादसतोऽभ्युदेति संसारवृक्ष इह बोध महाग्निदग्धात् ॥१४॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અહંત્વાસત્તાયોગોપદેશ' એ નામનો
સર્ગ ૧૭ મો સમાપ્ત

* (બ્રાહ્મણાદિ) જાતિ અને (શુક્લાદિ) રંગ; એ બન્નેનો વાચક 'વર્ણ' શબ્દ મૂકેલો છે.

## सर्ग १८ मो*

### જેટલા જીવ તેટલાં જગત

॥ वसिष्ठ उवाच ॥

मरणं सर्वनाशात्म न कदाचन विद्यते ।
स्वसंकल्पांतरस्थैर्यं मृतिरित्यभिधीयते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–જો કે પામર પુરુષો મન–બુદ્ધિ–અહંકાર આદિ સહિત સર્વ દેહાદિનો નાશ થઈ જવો એ મરણ છે, એમ માને છે ખરા પરંતુ એવું મરણ તો થતું જ નથી, એટલે એક પ્રારબ્ધનો ક્ષય થતાં તે વિષેનો સંકલ્પ ખસી જઈ, વળી બીજા પ્રારબ્ધને અનુકૂળ પોતાના સંકલ્પનું તે પ્રારબ્ધનો ક્ષય થતાં સુધી દઢ થઈ બેસવું તે જ મરણ એવા નામથી કહેવાય છે.[1] તે મરેલા જીવના સંકલ્પ વડે કલ્પાયેલા જગતની અંદર રહેલા મેરુ અને મંદરાચળ આદિ પર્વતો નદીમાં પ્રતિબિંબવાળા થયેલા પર્વતોની પેઠે મિથ્યા હોવાથી, દઢ રીતે નહિ રહ્યા છતાં પણ કેમ જાણે દિશાઓના પવનો વડે આપણી નજર આગળ ખેંચાતા હોય, તેમ મારા જોવામાં આવે છે અને તમે પણ તે જુઓ.[2] કેળનાં કોમળ પાંદડાંનો જથો, જેમ એકબીજામાં રહેલો હોય, તેમ એકબીજાની ઉપર અને એકબીજાની અંદર જોડાઈને રહેલા સમાન પ્રારબ્ધવાળા જીવોને સરખી રીતે અનુભવમાં આવતા અને બીજાઓને વળી જુદી જુદી રીતે અનુભવમાં આવનારા અનેક સંસારો આકાશની અંદર રહેલા છે.[3]

રામ બોલ્યાઃ–હે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી ! મેરુ, મંદરાચલ આદિ કેમ જાણે આકાશની અંદર આપણી નજર આગળ પવનોથી ખેંચાતા હોય તેમ દેખાય છે ઇત્યાદિ આપે કહ્યું, પણ આ સઘળા ઉપરના આપના વાક્યના અર્થને બરાબર રીતે હું કાંઈ પણ સમજી શકતો નથી.[4]

વસિષ્ઠ બોલ્યાઃ–પ્રાણની અંદર ચિત્ત રહેલું છે અને ચિત્તની અંદર, જે રીતે બીજમાં સૂક્ષ્મરૂપે આખું વૃક્ષ રહેલ હોય છે, તે રીતે આ આખું જગત સૂક્ષ્મ રૂપથી રહેલ છે.[5] જેમ પ્રવાહી સમુદ્રનું જળ નદીના જળ સાથે મળી જાય, તેમ પુરુષનું મરણ થતાં બહાર નીકળેલા તેના પ્રાણવાયુઓ આકાશમાં રહેલા મહાવાયુ સાથે મળી જાય છે.[6] આમ આકાશના વાયુ વડે ખાસ કરી ખેંચાયેલા એ પ્રાણવાયુઓની અંદર રહેલાં જગતો જો કે માત્ર સંકલ્પરૂપ જ છે, છતાં કેમ જાણે આમતેમ પ્રાણવાયુ સાથે ખેંચાતાં હોય તેમ ભાસે છે. પ્રાણવાયુઓ સહિત અને સંકલ્પરૂપે સ્ફુરતાં જગતને, પોતાના ગર્ભમાં ધારણ કરનારા પવનો વડે આ બધી દિશાઓને હું ચોતરફ ભરપૂર જ દેખું છું.[7,8] સંકલ્પ વડે કલ્પાયેલાં જગતોના સમૂહની અંદર, આપણી નજર આગળ જ મેરુપર્વત અને મંદરાચળ આદિ સર્વ દિશાઓના પવનો વડે વહન કરાય છે, કે જે મારા જોવામાં આવે છે અને તમે પણ બુદ્ધિરૂપી દૃષ્ટિ વડે જુઓ.[9] આકાશમાં રહેલા મહાવાયુની અંદર મરણને પ્રાપ્ત થયેલા જીવના પ્રાણો રહે છે, પ્રાણની અંદર મન રહે છે અને જેમ તલની અંદર તેલ રહે છે, તેમ મનની અંદર આ જગત રહ્યું છે એમ તમે સમજો. જેમ આકાશમાં રહેલા પવનો વડે મનોમય પ્રાણો, કે જે આકાશના જેવા અતિ હલકા છે તે ખેંચાય છે, તે પ્રમાણે એ પવનો પ્રાણની અંદર હોવાથી તેના પેટામાં રહેલાં આકાશના જેવાં હલકાં જગતોને પણ ખેંચે છે. ચાર પ્રકારનાં પ્રાણીસહિત આકાશ, પૃથ્વી આદિ દૃશ્યવર્ગને ધારણ કરનારાં ત્રણે જગત સંકલ્પથી પેદા થયેલાં હોવાથી મિથ્યા છતાં આપણી પાસે જ સર્વ ઠેકાણે પવન વડે ગંધની માફક ધારણ કરા

* આ અઢારમા સર્ગમાં મરી ગયેલા જીવોના મનમાં રહેલાં અને પવનોએ આકાશની અંદર ચોતરફ આકર્ષણ કરી વહન કરાતાં અનંત જગતો વિષે આવશે.

ચેલ છે. હે રામચંદ્રજી! એ ત્રણે લોક સંકલ્પ રૂપ હોવાથી પોતાના સ્વપ્નમાં દેખાતાં નગરોની પેઠે અને સ્વપ્નમાં જ તેવાં નગરની અંદર દેખાતા નદીના પૂરની પેઠે આ ચર્મચક્ષુ વડે દેખાતા નથી; પરંતુ તે બુદ્ધિરૂપી નેત્ર વડે જ જોવામાં આવે છે. આકાશ કરતાં પણ અતિ સૂક્ષ્મ એ સર્વ જગતો સદાકાળ સર્વ ઠેકાણે રહેલાં જ છે; પરંતુ જો તેનો સાર તપાસવા જઈએ, તો કલ્પનામાત્ર જ હોવાથી તત્ત્વદષ્ટિએ જોતાં કશું પવનો વડે ખેંચાતું જ નથી;[૧૦-૧૪] તો પણ જેમ તમે અમારી દૃષ્ટિમાં સાંભળનાર, ઉપદેશને ધારણ કરનાર વગેરે ક્રિયા કરનાર તરીકે આ મારી પાસે રહ્યા છો, તે સત્ય છે, તેવી જ રીતે ચેતન—અંશ સર્વવ્યાપી હોવાથી, એ જગતો પણ તે તે જીવોને ભોગવવાના તે તે સ્વર્ગ—નરક—પૃથ્વી આદિ પોતપોતાના લોકોમાં તેઓની દૃઢ ભાવના બંધાઈ જવાથી, તેના તેના સુખદુઃખ આદિ અર્થોને અને ક્રિયાઓને ઉત્પન્ન કરનાર હોવાથી તેઓની દૃષ્ટિમાં સત્ય જ છે. જળમાં પ્રતિબિંબવાળાં થયેલાં નગરોની પેઠે આપની પાસે જ પ્રાણરૂપી નદીના પ્રવાહમાં આ જગતો કે જે વાસનારૂપ જ હોવાથી પ્રકટ જ થયેલાં નથી તે વહે જાય છે; અને તે પ્રાણે પવનની અંદર મહાવાયુ વડે ખેંચાતાં છતાં પણ ખરી રીતે જોઈએ તો ખેંચાતાં નથી.[૧૫,૧૬] હે રામચંદ્રજી! જેમ પવનો વાયુમાં રહેલા અતિસૂક્ષ્મ સુગંધને ફેલાવે છે, તેવી જ રીતે પ્રાણવાયુની અંદર રહેલાં અને આકાશના જેવાં અતિસૂક્ષ્મ જગતોને પણ તેઓ ખેંચે છે.[૧૭] જેમ ઘડાને કોઈએક દેશમાંથી બીજા દેશમાં લઈ જવામાં આવે તો પણ તેની અંદર રહેલા આકાશમાં કશો ફરક પડતો નથી, તેમ ત્રણે લોકની ભ્રાંતિને ધારણ કરનારું ચિત્ત ભલે સંકલ્પભેદ—દૃષ્ટિ આદિ ભાવને પ્રાપ્ત થાય, પરંતુ તેની અંદર રહેલા અધિષ્ઠાનચૈતન્યમાં કશું પણ રૂપાંતર થતું નથી.[૧૮] જેવી રીતે મરી ગયેલા જીવોને દેખાતું તેઓનું મનોમય જગત સંકલ્પરૂપ હોવાથી મિથ્યા છે, તેમ આ તમને દેખવામાં આવતું જગત પણ સત્ય નથી કિંતુ મિથ્યા જ છે; અને કેમ જાણે ભ્રાંતિ વડે જ તમને દેખવામાં આવતું હોય તેમ થઈ રહેલ છે. વાસ્તવિક રીતે વિચાર કરીએ તો એ ભ્રાંતિનો નાશ કે ઉદય, એ બેમાંથી એકે નથી. એ જગદ્રૂપ ભ્રાંતિ પણ તત્ત્વદષ્ટિએ કેવળ બ્રહ્મરૂપ જ છે, જગત તથા તે સંબંધી ભ્રાંતિ, એ બન્ને ઉત્પન્ન જ થયેલ નથી; અને કદાચિત્ ઉત્પન્ન થયેલ હોય તથા તે તે પવનોએ વહન કરાતું હોય, તો પણ પવનોએ કરેલું આ પૃથ્વીનું ભ્રમણ—પરિવર્તન આદિ થતાં છતાં પણ આપણે આ પૃથ્વીમાં રહેલા હોવાથી વહાણમાં બેઠેલા પુરુષને તેની અંદર જેમ વહાણની ગતિની ખબર પડતી નથી, તેવી રીતે આપણને પણ તે વિષેની કશી ખબર પડતી નથી. જેમ પોતાના અંગને લાગી રહેલા વહાણમાં થયા કરતું ગતિરૂપ ભ્રમણ તે વહાણની અંદર રહેલા અને વહાણની સાથે એકરૂપ થઈ ગયેલા ખીલાઓને જણાતું નથી, તેમ આપણા અંગ સાથે સંબંધ રાખનારી આ પૃથ્વીનું ભ્રમણ આપણે કે જે પૃથ્વીમાં રહેલા છીએ અને પાર્થિવ શરીરવાળા છીએ, તેના લક્ષ્યમાં આવતું નથી.[૧૯-૨૧] જેમ યોજનપર્યંત વિસ્તારવાળું કોઈ એક મહાવિશાળ ઘર હલકા નાના એક વૃક્ષના થાંભલામાં પણ ચિત્રરચનામાં ચતુર કોઈએક કારીગરની બુદ્ધિ વડે ટૂંકામાં ચિત્રરૂપે ગોઠવાયાથી અનુભવમાં આવે છે; તે પ્રમાણે સૂક્ષ્મ પરમાણુની અંદર પણ આ મહાવિશાળ જગત બુદ્ધિની કલ્પના વડે અનુભવમાં આવે છે.[૨૨] પરમાણુ આદિ પદાર્થમાં જગત આદિ મોટા પદાર્થો દેખાતા હોવાથી એ પરમાણુ જ અતિ મોટા હશે એમ શંકા લાવવાની નથી; પરંતુ મનના અજ્ઞાનનું કે હલકાઈનું એ માહાત્મ્ય છે. જેમ

રત્નોના ખજાનામાં પેઠેલી ધનના સંબંધ વિનાની ઉંદરડીઓ રત્નોને બહુ ન માનતાં પોતાના હાથમાં સમાઈ શકે તેટલું ધાન્ય દૈવયોગથી મળી જાય તો તેને બહુ માને છે અને બાળકો અતિ મૂલ્યવાળાં આભૂષણો કે જે પોતાને નિત્ય પહેરાવવામાં આવે છે, તેને બહુ ન માનતાં મૃગ–પક્ષીને આકારે બનાવેલાં માટીનાં રમકડાંને જ બહુ માને છે; તેવી રીતે હલકા ચિત્તવાળો અજ્ઞાની મનુષ્ય પણ થોડી વસ્તુને પણ અતિ મોટી માની લે છે.[૨૩] અજ્ઞાનના આવરણવાળા જીવચૈતન્યને જ આ જગતરૂપી ભ્રમ જોવામાં આવે છે, તેનું સ્વરૂપ વસ્તુતાએ જોઈએ તો સાવ મિથ્યા જ છે; છતાં પણ કેવળ જીવતાં પ્રાણીઓને માટે જ આ મનુષ્યલોક છે, મરી ગયેલા જીવોને માટે વળી બીજા લોકો છે અને તેમાં ધર્મઅધર્મ આદિનાં ફળો પણ ભોગવવાં પડે છે, ઇત્યાદિ સઘળું અતિ વિશાળ સ્વરૂપને ધારણ કરનાર ચિત્તની એક જાતની સંકલ્પરૂપી ભાવના જ છે.[૨૪] ગમે તો સર્વજ્ઞ હોય તો પણ પ્રારબ્ધનો નાશ થાય ત્યાં સુધી વ્યવહાર ચલાવવા માટે અમુક હેય (ત્યાગ કરવા યોગ્ય) અને અમુક ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) છે, એવું અજ્ઞાન સૂક્ષ્મ રૂપથી પણ અંદર રહેલું હોય ત્યાં સુધી થોડીઘણી પણ જગતરૂપ ભ્રાંતિની ભાવના થવારૂપી મૂઢતા પણ રહેલી હોય છે. જેમ ચૈતન્યવાળા હાથપગ આદિ અવયવવાળો પુરુષ હાથપગ આદિને પોતાના અવયવરૂપ સમજે છે, તેમ સમષ્ટિજીવ (હિરણ્યગર્ભ) પણ પોતાની અંદર જ વ્યાપી રહેલા આ ત્રણે લોકને પોતાના અવયવરૂપે સમજે છે. હે પ્રિય રામચંદ્રજી! માયારૂપી ઉપાધિવાળા ઈશ્વર તો જ્ઞાનસ્વરૂપ, પરમ ચિદાકાશરૂપ, અનંત અને જન્મનાશ આદિ વિકારમાત્રથી રહિત, આકાશના જેવું અસંગ પોતાનું જ સ્વરૂપ છે, તેમાં માયાના સંબંધથી અવયવરૂપે કલ્પાયેલા આ લોકોને પોતે સમજે છે અને પછી પ્રલયકાળમાં પણ પોતે, જેમ લોઢાનો ગોળો ચેતન હોય, તો પોતાની અંદર સૂક્ષ્મરૂપે રહેલ સોય, અસ્ત્રો વગેરેને ભાવિષ્યમાં થનારા વિકારો તરીકે દેખે, તેવી જ રીતે જ્ઞાની પરમેશ્વર પણ આ ત્રણ લોકરૂપી ભ્રમ પોતાની અંદર જ સૂક્ષ્મરૂપે ભાવિ તરીકે રહેલ છે એમ સમજે છે.[૨૫–૨૮] હે પ્રિય રામચંદ્રજી! માટીનો પિંડો કે જે અધિષ્ઠાનદૃષ્ટિએ સત્ય છે અને માટી વગેરે આરોપિતરૂપે અસત્ય છે, તે જો જ્ઞાનવાળો હોય, તો જેમ ઘડો, કોડિયું વગેરે પોતાની અંદર ભાવિમાં થનાર વિકારોને સૂક્ષ્મરૂપે રહેલ જ સમજે, તેમ ઈશ્વર પણ પોતાની અંદર સૂક્ષ્મરૂપે ભાવિ તરીકે રહેલા જ આ જગતને જાણે છે.[૨૯] જેવી રીતે અંકુર કે જે જળ, બીજ અને માટી આદિના યોગથી ચેતનધર્મવાળો છે અને મૂળભૂત મૃત્તિકાસ્વરૂપે જડતાવાળો છે, તે જો જ્ઞાનસંપન્ન હોય, તો પોતાના દેહમાં વૃક્ષના નામરૂપથી રહિત એવા વૃક્ષપણાને માની લે; તે રીતે ઈશ્વર કે જે પોતે માયા રૂપ ઉપાધિ વિના જોઈએ તો બ્રહ્મરૂપ જ છે, તે આ ત્રણે લોકને પોતાની અંદર ઉપાધિને યોગે નામરૂપવાળા છતાં નામરૂપથી રહિતપણે રહેલા જ દેખે છે.[૩૦] જેમ અરીસો કે જે અધિષ્ઠાનદૃષ્ટિએ જોઈએ તો ચેતન છે અને આરોપિતદૃષ્ટિએ જોઈએ તો જડરૂપ છે, તે પોતામાં પ્રતિબિંબરૂપે રહેલ અને ખરી રીતે આભાસમાત્ર હોવાથી પોતામાં ન રહેલ નગરને (જો પોતે જ્ઞાનવાન હોય તો) જાણે, તે રીતે ઈશ્વર કે જે બ્રહ્મરૂપ જ છે તે માયા–અવિદ્યા આદિ ઉપાધિવાળી દૃષ્ટિએ, આ ત્રણે લોકને પોતાની અંદર વિવર્તરૂપે રહેલા સમજે છે અને ઉપાધિરહિત શુદ્ધ દૃષ્ટિ વડે તેને નથી જ એમ માને છે.[૩૧] ત્રણે લોક દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યમાત્ર જ છે અને અહંકાર પણ તે સંબંધી અભિમાનરૂપ હોવાથી એ બન્નેનો (અહંકારનો અને જગતનો) સમાન સ્વભાવ હોવાને લીધે કશો ભેદ

સિદ્ધ થતો નથી. માટીનો પિંડ, લોઢાનો પિંડ આદિ કલ્પિત ઉપમાનોથી જ જે મારા તરફથી અને શ્રુતિ× આદિ તરફથી ઉપદેશ કરવામાં આવે છે, તેમાં દષ્ટાંતના એક ભાગની સાથે જ ઉપમેય મળતું આવે છે એમ સમજવાનું છે. જે કાંઈ જડચેતન સ્વરૂપ આ જગત દેખાય છે, તે સર્વ બ્રહ્મભાવરૂપી પોતાની અતિ સૂક્ષ્મતાને નહિ છોડનાર જીવચૈતન્યનું વિવર્તરૂપે દેખાતું એક જાતનું સ્થૂલરૂપ છે.[૩૨–૩૪] અધિષ્ઠાનદૃષ્ટિવડે વિવર્તરૂપે દેખાતા જીવ–જગત આદિ સર્વ સંકલ્પમાત્રનો ત્યાગ થતાં, શુદ્ધ આત્મપ્રકાશનો અનુભવ કરાવનારા પરમપદમાં નિઃસંગ અને ઘટ્ટ થઈ રહેલા, પથ્થરના અંદરના ભાગની પેઠે જીવ–જગત આદિનો કશો પણ ભેદ રહેતો નથી.[૩૫] અજ્ઞાની જીવ જે જે દેશમાં, જેવી જેવી રીતે, જ્યારે જ્યારે અને જે જે પ્રકારે વિકલ્પરૂપ અંશને કલ્પે છે, તે તે વિકલ્પને અનુસારે તેનું સાક્ષીચૈતન્ય જ તેવા તેવા વિવર્તરૂપે થઈ જાય છે.[૩૬] મન પોતે સ્વભાવે જડ હોવાથી જેમ આકાશની અંદર અંકુર થવો સંભવતો નથી, તેમ તેની અંદર સંકલ્પ જ થવો સંભવતો નથી. એ જડ ચિત્તમાં ચેતનતત્ત્વની સત્તા વડે જ વિચિત્ર સંકલ્પો થવાનું સામર્થ્ય રહેલું છે; માટે સર્વ કલ્પનાનું મૂળ અધિષ્ઠાનરૂપ ચેતનતત્ત્વ જ છે અને તેનો જ આ સઘળો વિવર્ત છે.[૩૭] અજ્ઞાની જીવના ચિત્તમાં જે જે (જીવ–જગત આદિ ભાવરૂપી) વિકલ્પોની વિચિત્ર શોભા ઉદય પામે છે, તે સર્વ ચિદાકાશના અનંતપણાને લીધે અને સર્વવ્યાપીપણાને લીધે ચેતનસત્તાનો વિવર્ત જ હોવાથી સત્ય નથી.[૩૮] જેવી રીતે અજ્ઞાની મનુષ્યની દૃષ્ટિમાં (જીવ, જગત આદિ ભાવરૂપી) વિકલ્પો ઉદય પામે છે, તેવી રીતે એ નિર્વિકાર શુદ્ધ તત્ત્વનું વાસ્તવ સ્વરૂપ જાણવામાં આવી ગયા પછી, તે કશું ઉદય પામેલું જણાતું જ નથી; અને ચિદાકાશના સર્વવ્યાપીપણાથી તથા અનંતપણાથી, અમુક માપેલી કલ્પનાનો તેમાં ટકાવ જ ન થઈ શકતાં તે સાવ મિથ્યા જ લાગે છે.[૩૯] સર્વ સંકલ્પની કલ્પનાઓ મિથ્યા છતાં સત્ય જેવી ભાસે છે. આ વાત તો નાના બાળક સુધી નિર્વિવાદ જ છે; જેમકે સ્વપ્ન આદિમાં પોતાની અંદર સત્યપણે અનુભવમાં આવેલો પદાર્થ પછી જાગી જતાં કોઈને શું મળે છે કે? નથી જ મળતો.[૪૦] જાગ્રત અને સ્વપ્ન–અવસ્થા કે જે સંકલ્પમય છે તે અને સુષુપ્તિ અવસ્થા કે જે વાસનામાત્ર જ સંસ્કારરૂપે જેમાં શેષ રહેલી હોય એવી છે તે તથા જીવ કે જે એ સર્વમાં ચૈતન્યરૂપે પ્રતિબિંબવાળો થઈ રહેલો અને એ સર્વનો ભોક્તા છે તે, આ ત્રણે પદાર્થો સત્ય કૂટસ્થ ચૈતન્યે પોતાના સ્વરૂપની અંદર ચિત્રની પેઠે આલેખેલા છે. આવો ચિત્રના જેવો દેખાતો આ સંસાર સાવ અસત્ય છતાં અધિષ્ઠાનસત્તાને લીધે સત્યના જેવો અનુભવમાં આવે છે; પરંતુ તે જીવ કે જે પોતે અસત્ય છે, તેને જ અનુભવમાં આવવાથી અને અધિષ્ઠાનચૈતન્ય* કે જે ખરી રીતે સત્ય છે તેને તે આરોપિત (સંસારની) સત્તાનો સ્પર્શ જ નહિ લાગવાથી, એ સંસાર મિથ્યા જ છે.[૪૧]

× છાંદોગ્ય આદિ ઉપનિષદમાં મૃતપિંડ આદિ દૃષ્ટાંતો છે.

અંદર સમેટી લઈ, જગતને રૂપે (આરોપિત દૃષ્ટિએ) અસત્ય પણ જણાય છે. એ પરમતત્ત્વનું જ્ઞાન થયાથી સૂક્ષ્મદેહ સહિત એકમાત્ર પોતાનું અજ્ઞાન જ દૂર થઈ જાય, એટલે પૂર્ણપણારૂપી વિકાસને પ્રાપ્ત થયેલો પોતાનો આત્મા જ નિત્યમુક્ત અને પરબ્રહ્મરૂપ છે એમ સમજાય છે.[૪૨] અજ્ઞાનદૃષ્ટિએ જોતાં આકાશની અંદર (પ્રાણવાયુ સાથે) જગતો શાલ્મલિવૃક્ષના રૂની પેઠે વાયુઓ વડે ખેંચાય છે અને પારમાર્થિક દૃષ્ટિએ જોતાં, પથ્થરોને જેમ આકાશની અંદર પવન ન ધારણ કરી શકે તે રીતે એ જગતો વાયુવડે ખેંચાતાં જ નથી; કેમકે તે સંકલ્પમય હોવાથી ખરી રીતે છે જ નહિ.[૪૩] એવી રીતે પ્રત્યાગાત્મા કે જે બરાબર નહિ ઓળખાયાથી સર્વ પદાર્થસમૂહના ખજાનારૂપ થઈ રહેલ છે અને સર્વત્ર ફેલાઈ રહેલા શૂન્ય આકાશના જેવો છે, તેની અંદર અનંત જગતો અવિદ્યા વડે રહેલાં છે; તેમાંનાં કેટલાંએક તો (કેટલાક જીવોનાં પ્રારબ્ધની સમાનતાને લીધે જાગ્રત અવસ્થામાં તથા એક જ બ્રહ્માંડમાં) પરસ્પર મળતાં આવે છે અને કેટલાંક તો (બીજા કેટલાક જીવોનાં પ્રારબ્ધની વિચિત્રતાને લીધે બીજાં બ્રહ્માંડો તેમને સ્વપ્નમાં) પરસ્પર મળતાં પણ આવતાં નથી. એ જગતો પરબ્રહ્મનું સર્વશક્તિમાનપણું હોવાથી ગુણ, ક્રિયા, વસ્તુ, જાતિ ઇત્યાદિથી અનંતરૂપે રહેલાં છે અને અનેક કાર્યોના આરંભવાળાં તથા દિશાઓના અંત સુધી રહેનારાં મનુષ્યો વડે સંપૂર્ણ રીતે ભરેલાં છે; છતાં તે ચપળ જળની અંદર પ્રતિબિંબરૂપે રહેલા નગરની પેઠે, ક્ષણભંગુર તથા પોતાની અંદર સર્વ સામાન વડે ભરપૂર દેખાતાં મોટાં ગંધર્વનગરોના જેવાં, જોવા માત્ર જ છે. જગતો કે જે ચૈતન્યરૂપ સમુદ્રના તરંગોના જેવાં વિવર્તરૂપે દેખાય છે, તેઓ અધિષ્ઠાનસત્તાને લીધે ટકી રહે છે, તો પણ ભાવ... ..ાં હોવાથી ક્ષણભંગુર છે અને જાગ્રત અવસ્થામાં ઇન્દ્રિયોના ધર્મો થવાથી ઇન્દ્રિયોવાળાં ભાસે છે; પરંતુ તત્ત્વદૃષ્ટિએ જોતાં કશી મનુષ્ય આદિ વ્યક્તિ જ તેમાં ન હોવાથી તે સર્વથી રહિત છે તથા આત્મજ્યોતિ વડે જો કે તેઓ પ્રકાશવાળાં છે, તો પણ ચારે બાજુ અવિદ્યારૂપ અંધકાર વડે તેઓ વીંટાઈ રહેલાં છે.[૪૬] જેમ નદીનાં જળો જુદાં જુદાં નદીરૂપી પાત્રોમાં રહ્યા છતાં પણ સમુદ્રમાં ભેગાં થઈ જાય છે, તેમ એ જગતો જુદાં જુદાં રહ્યા છતાં પણ અધિષ્ઠાનચૈતન્યરૂપે એકબીજાંને મળતાં આવે છે; અને જેમ આકાશની અંદર ભેગા જ ઉદય પામેલા તારાઓનાં તેજ એકબીજાંની અંદર પરસ્પર મિશ્ર થઈ ગયા છતાં જુદાં છે, તે પ્રમાણે એ જગતો પણ અધિષ્ઠાનદૃષ્ટિએ એકબીજાંને મળતાં આવતાં હોવા છતાં પણ આરોપિતદૃષ્ટિએ ભિન્નરૂપ થઈને રહેલાં છે.[૪૭]

पृथक्स्थितानि व्यतिमिश्रितानि जलानि चैवांबुनिधौ नदीनाम् । तारार्कचंद्रग्रहमंडलानां समोदितानां नभसीव भासः ॥ ४७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગજ્જાલકોશસાધર્મ્યયોગોપદેશ' એ નામનો સર્ગ ૧૮ મો સમાપ્ત

## सर्ग १९ मो*

### સમષ્ટિ–વ્યષ્ટિ દેહની કલ્પના અને ભોગોનું વર્ણન

॥ राम उवाच ॥

मुने जीवस्य यद्रूपमाकृतिग्रहणं तथा ।
यथा च परमात्मत्वं स्थानं यच्चास्य तद्वद ॥१॥

રામ બોલ્યાઃ–હે વસિષ્ઠ મુનિ ! જીવનું જે કંઈ સ્વરૂપ છે, જે રીતે તે સ્થૂલ–શરીર આદિ

* આ ઓગણીસમા સર્ગમાં જીવનું સ્વરૂપ, તેનું તત્ત્વ, સમષ્ટિદેહ અને વ્યષ્ટિદેહની કલ્પના તથા સ્થાન-ઇન્દ્રિયો આદિ ભેદથી ભોગ, એ સર્વનું વર્ણન આવશે.

આકૃતિને ગ્રહણ કરે છે, જે રીતે તે પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત થાય છે અને જે તેનું બહારના વ્યવહાર કરવામાં સ્થાન (દ્વાર) છે, તે આપ મને કહો.[1]

**વસિષ્ઠ બોલ્યાઃ**–બ્રહ્મ અનંત ચિદાકાશરૂપે જ છે. તે પોતાના સંકલ્પ વડે પોતાથી જ સત્તાવાળી એવી સૂક્ષ્મ શરીરરૂપી ઉપાધિમાં પ્રવેશ કરે છે અને તેને ટકાવી રાખનારા પ્રાણનો પોતે આધાર હોવાથી તે જીવ (સમષ્ટિજીવ) એવા નામથી ઓળખાય છે. પોતે ચેતનરૂપ છે, તેમજ ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા સર્વ દશ્યવર્ગને જણાવનાર છે, તેથી તેને ચિદ્રૂપ એવું બીજું નામ પણ આપવામાં આવે છે.[2] એ સમષ્ટિ જીવનું વાસ્તવ સ્વરૂપ જોઈએ તો તે પરમાણુરૂપ પણ નથી, સ્થૂલરૂપ પણ નથી અને સાવ શુન્ય એવા આકાશરૂપ પણ નથી. વળી તે આકાશની અંદર રહેલા કોઈ પણ પદાર્થરૂપ નથી. એ તો કેવળ ચૈતન્યમાત્ર જ છે, પોતાના અનુભવરૂપ છે અને સર્વત્ર વ્યાપેલું છે. આને સમષ્ટિજીવ કહેવામાં આવે છે.[3] અતિઅણુ પદાર્થના કરતાં પણ તે અતિઅણુ છે અને અતિસ્થૂલ પદાર્થના કરતાં પણ તે અતિસ્થૂલ છે. ખરી રીતે તે દશ્યવર્ગમાં કશારૂપ નથી છતાં સર્વરૂપે થઈ રહેલ છે. તત્ત્વજ્ઞ પુરુષો તેને સમષ્ટિજીવરૂપે સમજે છે.[4] એ સમષ્ટિજીવ જે જે પદાર્થનુ જાતિ, ગુણ, આકૃતિ આદિ જે જે કાંઈ અસાધારણ રૂપ છે, તે રૂપે તે તે પદાર્થની અંદર રહેલ છે. વારંવાર તેનો તે પદાર્થ જોવામાં આવતાં છતાં તેની જ આકૃતિ આદિનું ભાન (પ્રતીતિ) થવાથી, જાણે પોતે તે રૂપે જ થઈ ગયેલ હોય તેવી રીતે તે ભાસે છે, એમ તમે સમજો.[5] હે રામચંદ્રજી! એ સમષ્ટિજીવ પોતાના સત્યસંકલ્પપણાને લીધે, જ્યાં જ્યાં જેવી જેવી કલ્પના કરે છે, ત્યાં ત્યાં તેવી જ રીતે થઈ જાય છે અને સર્વના અનુભવમાં આવે છે.[6] જેમ પવનમાં ચલનશક્તિ રહેલી છે, તેમ સમષ્ટિજીવમાં આ વિચિત્ર ચેતનાત્મક સૃષ્ટિ રહેલી છે; એ સૃષ્ટિ માત્ર પોતાના અનુભવથી જ સિદ્ધ અને સ્વાભાવિક છે. હવે બાળકને હાઉની બીક બતાવતાં તેને તે વાતોના સંસ્કાર લાગી જાય છે, પરંતુ સમષ્ટિજીવની આ કથા તેવી ઉપદેશસાધ્ય નથી; તે તો સ્વયંસિદ્ધ છે. આથી અમે તેનો ઉપદેશ કરતા નથી.[7] પવન ચલનશક્તિથી રહિત થઈ જાયે તો તે પોતે પોતાના શુદ્ધ સ્વરૂપમાં જ રહે છે અને ચલનશક્તિ તેના સ્વરૂપમાં કલ્પાયેલી છે, એમ સમજાય છે. તે જ પ્રમાણે જીવ પણ બહારના અને અંદરના પદાર્થો સંબંધી સંકલ્પમાત્રથી રહિત થઈ જાય છે, તો તે પોતે પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહી બ્રહ્મભાવરૂપી પરમગતિને પ્રાપ્ત થાય છે અને જીવભાવ તો તેમાં કલ્પાયેલો જ છે, એમ સમજાય છે.[8] સમષ્ટિજીવ બ્રહ્મતત્ત્વમાં એકરસરૂપે રહેલ છે. તે પોતામાં સમષ્ટિઅહંકારને કલ્પી લે છે અને પોતાના સર્વશક્તિમાનપણાથી દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્ય સંબધી વિવિધ પ્રકારની શક્તિઓને પ્રકટ કરે છે. આ રીતે તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન એવા રુદ્ર નામથી ઓળખાય છે.[9] પછી એ સમષ્ટિજીવ દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યોના સૂક્ષ્મ સંસ્કારરૂપે કાંઈક પ્રકટ થવાથી પ્રતીતિમાં આવેલા સ્થૂલપણાથી સારી રીતે પ્રકટ ન થયાથી અસ્ફુટપણે રહેલા અસત્ય છતાં સત્યની પેઠે ઘણા વિસ્તારવાળા, અને ખરી રીતે પરબ્રહ્મ સ્વરૂપવાળા છતાં મિથ્યા આકારને ધારણ કરી રહેલા સમષ્ટિચિત્તને પોતાની અંદર કલ્પી લે છે, તે વિષ્ણુ નામથી કહેવાય છે.[10] પછી એ સમષ્ટિ ચિત્ત વડે મનરૂપી સમષ્ટિના અભિમાની દેવ ચંદ્રમાની અંદર પોતાના સાક્ષીસ્વરૂપને અમૃતકળારૂપે રહેલ દેખે છે–અર્થાત્ મનરૂપી સમષ્ટિનું અભિમાનીપણું ધારણ કરે છે અને જેમ કોઈ મનુષ્ય પોતાના મરણનો મિથ્યા

ભવ કરે છે, તેમ તે પોતાની અંદર મિથ્યારૂપે તેને અનુભવે છે.[11] સ્વપ્નની અંદર કોઈ મનુષ્ય પોતે સિંહ આદિરૂપે બની જઈ પોતાના હાથ-પગ આદિ અવયવોને કેમ જાણે બીજી તરેહના થઈ ગયેલા હોય તેમ માને છે, તે જ પ્રમાણે સર્વના મૂળરૂપ એ પરમતત્ત્વ પણ પોતાના સ્વરૂપને સમષ્ટિચિત્તરૂપે સમજે છે. પછી તેને મનરૂપી સમષ્ટિમાં અભિમાન થાય છે, એટલે તે પોતાનું ચેતનસત્તારૂપ એવું ખરું સ્વરૂપ ભૂલી જાય છે અને પોતાનામાં વિરાટરૂપ સ્થૂલ ભાવની કલ્પના કરી લઈ તે રૂપ જ પોતે બની જાય છે. આ વિરાટ મનરૂપી સમષ્ટિના અભિમાની દેવ ચંદ્રમા વડે સ્થૂલભાવવાળું કલ્પાયેલ છે.[12] આમ પંચીકરણથી વિરાટરૂપ થઈ જઈ, તે પોતાનામાં સ્થૂલભાવની ભાવના વડે વિસ્તાર પામે છે. હવે પોતાનો આત્મા કે જે મનના સમષ્ટિરૂપ છે અને જે ચંદ્રદેવતા વડે નિયમિત હોવાથી ચંદ્રરૂપ પણ કહેવાય છે, તે કેમ જાણે ચંદ્રબિંબ પ્રવાહી થઈ ગયું હોય તેમ દેખે છે. અર્થાત્ તે બુદ્ધિ સમષ્ટિનું અભિમાન ધારણ કરી લે છે અને તેને બ્રહ્મા કહેવામાં આવે છે.[13] આમ તે વિરાટ દેહના ભોગને માટે તેનો આત્મા મનરૂપી સમષ્ટિના અભિમાની ચંદ્રબિંબરૂપ થઈ રહેલ છે અને તેની અંદર સૂર્ય, દિશા, જળ, વાયુ અને પૃથ્વી, એ પાંચે ઇન્દ્રિયોરૂપી અવયવોને કાકતાલીયની પેઠે ભિન્ન ભિન્નરૂપે ઉદય પામેલા તે અનુભવે છે.[14] પાંચ ઇન્દ્રિયોના જુદા જુદા પાંચ અવયવો તેના અનુભવમાં આવ્યા પછી, તે તેનાં જુદાં જુદાં સ્થાનરૂપે થઈ રહેલાં ભોગનાં દ્વારોને અનુભવે છે.[15] એ સૂર્ય આદિ પાંચ અવયવોવાળો વિરાટપુરુષ, પાંચ સૂર્ય આદિ ઇન્દ્રિયોના સ્થાનરૂપ અવયવો વડે પાંચ વિષયોનો અનુભવ કરતાં વિશેષતાએ રાજે (શોભે) છે. એ વિરાટપુરુષ મનના અનંત રૂપોને લીધે અનંત આકારવાળો થઈને રહે છે. તેનાં એ કાર્યો મિથ્યા છે, તેથી પોતાના કારણમાંજ તે અસ્ફુટપણે રહેલો છે. વસ્તુતાએ અધિષ્ઠાનસત્તા સિવાય તેનું બીજું અધિષ્ઠાન નથી, તેથી તે નિર્વિકાર છે.[16] પરમાત્માથી એ વિરાટ મનોમયરૂપે ઉદય પામેલ છે. વસ્તુતઃ તે આકાશના જેવો સ્વચ્છ, નિર્વિકાર, શાંત, નિત્ય, આનંદરૂપ અને પ્રકાશમય છે.[17] તે પોતે પાંચ ભૂતવાળો નથી, છતાં કેમ જાણે પંચભૂતરૂપે થઈ રહેલ હોય તેમ જણાય છે. (અર્થાત્ તે મનોમય હોવા છતાં પણ સ્વતઃસિદ્ધ જ્ઞાન, ઐશ્વર્ય અને સર્વશક્તિમાનપણું વગેરેથી સંપન્ન છે. તેથી તે જીવભાવ, ઈશ્વરભાવ આદિને કેમ જાણે પ્રાપ્ત થઈ ગયેલ હોય તેવી રીતે દેખાય છે. એ વિરાટરૂપ પરમેશ્વર સર્વ પુરુષોની સમષ્ટિરૂપે એક જ પુરુષ છે.[18] એ પોતે પોતાની મેળે જ ઉદય પામે છે, પોતાની મેળે જ લય પામી જાય છે, પોતાની મેળે જ સર્વત્ર પ્રસરી રહે છે અને પોતાની મેળે જ પાછો સંકોચને પ્રાપ્ત થાય છે.[19] એ વિરાટપુરુષ પોતાના સંકલ્પ વડે ઉત્પન્ન કરેલ અનેક કલ્પો વડે કે એક ક્ષણમાત્રમાં જ પોતાની ઇચ્છાથી વારંવાર ઉદય પામે છે. આમ વારંવાર ઉદય પામ્યા પછી તે અનેક કલ્પો વડે કે ક્ષણમાત્રમાં જ પોતાની ઇચ્છાનુસાર લય પણ પામી જાય છે.[20] મનોમય રૂપને ધારણ કરનાર એ વિરાટ સર્વના ઉપાદાન કારણરૂપ ઈશ્વરનો એક જાતનો સ્થૂલદેહ છે વ્યષ્ટિભાવે રહેલા સર્વ જીવોનું લિંગશરીરરૂપ જે પુર્યષ્ટક કહેવાય છે તથા જેના વડે પરલોકમાં જવાય છે, તે રૂપ પણ તે થઈ રહેલ છે.[21] તે કીડી આદિ સૂક્ષ્મદેહમાં સૂક્ષ્મરૂપે રહેલ છે અને હાથી આદિ સ્થૂલદેહમાં સ્થૂલરૂપે થઈ રહેલ છે જો કે તે સ્ફુટ રીતે જોવામાં આવે છે, છતાં તે ખરી રીતે ચિદાકાશરૂપ જ છે, અવ્યક્ત છે અને અનંત છે. તે સર્વની બહાર અને અંદર સર્વ ઠેકાણે રહેલ છે. પારમાર્થિક દૃષ્ટિએ જોઇએ

તો તો તે કશારૂપ નથી અને વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં તે કાંઈક મર્યાદિતરૂપે દેખાય છે.[૨૨] હે રામચંદ્રજી! પાંચ જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિયસહિત પ્રાણ, મન તથા અહંકાર એ આઠ તેના અવયવો છે અને દૃશ્ય તથા અદૃશ્ય પ્રપંચમાત્રમાં રસરૂપે રહેલ છે.[૨૩] એ વિરાટપુરુષે બ્રહ્મરૂપ થઈને શબ્દ અને અર્થની કલ્પના સાથેના આ વેદો પ્રકટ કર્યા છે. તેણે શાસ્ત્રસંબંધી સદાચાર આદિની જ મર્યાદા બાંધી છે, તે આજ સુધી તેવી ને તેવી જ ચાલી આવે છે.[૨૪] સ્વર્ગલોક આદિ ઊર્ધ્વલોક એ વિરાટપુરુષના મસ્તકરૂપ છે, પૃથ્વી આદિ નીચેના લોક તેના પગના તળિયારૂપ છે, એ બન્નેની વચમાં રહેલ આકાશ (પોલાણ) એ વિરાટના જઠરરૂપ છે અને આ બ્રહ્માંડરૂપ મંડપ તેનું શરીર છે.[૨૫] બીજા અનંત લોકો તેના પડખાના અવયવરૂપ છે. જળ તેના રુધિરરૂપ છે, પર્વતો તેની માંસપેશીરૂપ છે, નદીઓ તેની નિરંતર વહેનારી નાડીઓરૂપ છે અને સમુદ્રો એ વિરાટપુરુષના રુધિરને ધારણ કરનારી પેશીઓરૂપ છે. દ્વીપો એ તેનાં આંતરડાંનાં ગૂંચળાંરૂપ છે, અતિ વિસ્તારવાળી દિશાઓ તેના બાહુરૂપ છે અને તારાઓ તેનાં રુંવાંટાંના સમૂહરૂપ છે.[૨૬,૨૭] આવહપ્રવહ આદિ ઓગણપચાસ વાયુઓ એ વિરાટના પ્રાણવાયુઓ રૂપ છે, સૂર્યમંડળ તેનું તીક્ષ્ણ નેત્ર છે અને વડવાનળ તેના પિત્તરૂપ છે.[૨૮] ચંદ્રમંડળ એ વિરાટના જીવરૂપ છે, વીર્યરૂપ છે, ચરબીરૂપ છે, બળરૂપ છે અને સંકલ્પના મોટા કોશ જેવા મનરૂપ છે. પરમ અક્ષરરૂપ પરબ્રહ્મ એ વિરાટના ખરા સારરૂપ પરમતત્ત્વ છે.[૨૯] ચંદ્રમંડળ જ શરીરરૂપી વૃક્ષનું મૂળ છે, કર્મરૂપી વૃક્ષનું બીજ છે, સર્વ વિવિધ પ્રકારના ભાવો થવાની જન્મભૂમિરૂપ છે અને અન્ન આદિ દ્વારા પોષણ આપવાથી આનંદના કારણરૂપ પણ છે. ચંદ્રમંડળ જ (અન્ન આદિ દ્વારા સમષ્ટિ સર્વ પ્રાણને ધારણ કરનાર હોવાથી) વિરાટ શરીરમાં જીવરૂપ છે અને અન્નમય એવા વ્યષ્ટિ (પ્રત્યેક) શરીરના બીજરૂપ છે. તે પ્રાણની સત્તા વડે થનારાં સર્વ કર્મોનું પણ મૂળરૂપ છે અને વ્યષ્ટિ (પ્રત્યેક) મનનું પણ તે કારણ છે.[૩૧] એ ચંદ્રમંડળરૂપી વિરાટ જીવમાંથી જ ત્રણે લોકમાં જીવો, કર્મો, મન, ભોગ અને મોક્ષ વગેરે સર્વ વિસ્તાર પામે છે.[૩૨] બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આદિ દેવતાઓ (તેમનાં શરીરો ચંદ્રમંડળના અમૃતનું જ એક જાતનું પરિણામ હોવાથી) ચંદ્રમંડળરૂપી વિરાટ જીવના સંકલ્પરૂપ છે; અને દેવતાઓ, દૈત્યો, પક્ષીઓ તથા બીજાં પણ સર્વ પ્રાણીઓ એ વિરાટ જીવના ચિત્તના જ એક જાતના ચમત્કારો છે.[૩૩] ચંદ્રમંડળમાં સાક્ષીપણાથી પોતાને અમૃતકળારૂપે અનુભવ કરનાર એ વિરાટ જીવ એક જાતનો ચેતનતત્ત્વનો જ વિવર્ત છે. પોતાનો સંકલ્પ સત્ય હોય છે, તેથી તે સૃષ્ટિના આરંભકાળમાં જ્યારે જ્યારે જેની જેની (દેવતા આદિ શરીરના આકારની) ભાવના કરે છે, ત્યારે ત્યારે તેવી તેવી રીતે જ જેમ જાણે પ્રથમથી તેમજ સિદ્ધ હોય તેવી રીતે પોતે થઈ જાય છે.[૩૪] હે રામચંદ્રજી! એ ચંદ્રમંડળ જ સર્વ જીવોની સમષ્ટિરૂપ વિરાટ જીવનું સ્થાન છે. વિરાટનું એ શરીર એક નહિ થયેલાં પંચમહાભૂતોરૂપી પાંચ અવયવોવાળું છે અને તે જાગ્રત અવસ્થારૂપે સર્વના અનુભવમાં આવે છે.[૩૫] જ્યારે ચંદ્રની કળાઓ ઔષધીઓમાં પ્રવેશ કરે છે, ત્યારે તેજ દ્વારા આ વિરાટના જીવરૂપ ચંદ્રમંડળમાંથી સર્વ જીવો પ્રાણીઓના જીવનના સાધનરૂપ અનેક અન્નોમાં પ્રવેશ કરે છે.[૩૬] તે જ અન્નો જીવવાળાં પ્રાણીઓના દેહમાં જીવરૂપ ઉપાધિનો આશ્રય કરી જીવનના સાધનરૂપ થાય છે. પછી એ જીવો સૂક્ષ્મભાવ વડે મનરૂપ થઈ જઈ ચેષ્ટા કરે છે તથા કર્મ અને જન્મમાં કારણરૂપ થાય છે.[૩૭] આ રીતે અનેક વિરાટો અને અનેક મોટા કલ્પો

ચાલ્યા ગયા છે, હજી પણ થવાના છે અને હાલ પણ નાના પ્રકારની ક્રિયાઓવાળાં એ અનેક વિરાટો અને મહાકલ્પો સત્તા ધરાવે છે.[૩૮] બ્રહ્મથી અભેદભાવે રહેલ અને અનંત વ્યષ્ટિ તથા અનંત સમષ્ટિના દેહોના સંબંધવાળી અધિષ્ઠાનસત્તા વડે જ તેના વિવર્તરૂપે થઈ રહેલ એ વિરાટપુરુષ, ઉપર જણાવ્યા પ્રમાણે સર્વ દેશમાં અને સર્વ કાળમાં માયાના સંબંધથી શબલબ્રહ્મમાં રહે છે.[૩૯]

सर्वतोऽनुभवरूपयानया सत्तयोत्तमपदाद भिन्नया। अंतवर्जितमहांगसंगया तिष्ठतीति पुरुषः परो विराट्॥ ३९॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિરાટાત્મવર્ણન' એ નામનો સર્ગ ૧૯ મો સમાપ્ત**

## સર્ગ ૨૦ મો×

### વ્યષ્ટિ–સમષ્ટિવિચાર

॥ वसिष्ठ उवाच ॥

संकल्पपुरुषस्त्वेष यद्यत्कल्पयति स्वयम्।
तत्तथा तादृशं पंचभूतात्मा भवतीव खम्॥ १॥

વસિષ્ઠ બોલ્યાઃ–પંચમહાભૂતરૂપે થઈ રહેલ એ વિરાટપુરુષ જેવી રીતે જેની (અમુક આવી રીતે થાઓ એવી) કલ્પના કરે છે, તેવી રીતે એ વિરાટપુરુષના સત્યસંકલ્પને લીધે જાણે ચિદાકાશ જ તે રૂપ થઈ ગયેલ હોય તેમ જણાય છે.[૧] હે રામચંદ્રજી! જગતમાં જે કાંઈ ઉત્પન્ન થયેલ જોવામાં આવે છે, તે સર્વ વિરાટના જ સંકલ્પરૂપ છે, એમ વિવેકીઓ સમજે છે; કેમકે બ્રહ્મ એ વિરાટની અંદરનું ચેતનતત્ત્વ છે અને તે પોતાની પૂર્વકાળની (વિરાટ આદિની) ઉપાસના વડે ઉત્પન્ન થયેલી વાસનાના યોગથી સૃષ્ટિના આરંભકાળમાં વિરાટરૂપ થઈ જાય છે. આમ તે પોતાની પ્રથમની ઉપાસનાના ફળરૂપે પંચમહાભૂતાત્મક એવી વિષયસમષ્ટિના ભોગમાં તત્પર થઈ રહે છે. એ વિરાટ જગતના સર્વ પદાર્થસમૂહોના કારણરૂપ છે. હવે કાર્ય માત્ર કારણના જેવાં જ હોય છે. તેથી સમષ્ટિજીવમાં જેમ આ વિરાટ તેની અધિષ્ઠાનસત્તાની અંદર ચોતરફ ફેલાયેલું જોવામાં આવે છે, તેમ પ્રત્યેક જીવ પણ પોતાની અંદર વિરાટની સર્વ સૃષ્ટિ રચવાને સમર્થ હોય છે. પોતાની મનની કલ્પના પ્રમાણે જ્યારે પોતાનું આત્મચૈતન્ય (સ્વપ્ન આદિમાં) બાહ્ય અને અંદરના વિષયોને આકારે પ્રસરી જાય છે, ત્યારે વિરાટની પેઠે એ જીવ પણ તે તે વિષયોને અનુભવે છે.[૨–૪] સર્પ વગેરે નીચ યોનિથી લઈ, રુદ્ર વગેરે ઉચ્ચ યોનિ સુધી જગતને આકારે એક જાતનો બ્રહ્મ જ ઉદય પામી રહ્યો છે અને તે સૃષ્ટિરૂપે જોવામાં આવે છે. જેમ બીજની અંદર મોટું ઝાડ રહેલું હોય છે, તેમ એ સર્વ તેના આત્મામાં જ વિવર્તરૂપે રહેલ છે. વળી જેમ એક અણુમાં પર્વતનો વિસ્તાર ભ્રાંતિ વડે જોવામાં આવે છે, તેમ તે ચૈતન્યને વિષે આ મોટું જગત પણ માત્ર ભ્રાંતિ વડે જ જોવામાં આવે છે.[૫] સર્પ આદિ નીચ યોનિમાં અને રુદ્ર આદિ ઉચ્ચ યોનિમાં એ વિરાટની સૃષ્ટિ રચવાનું સામર્થ્ય પ્રત્યેક આત્મામાં રહેલું છે તથા સ્વપ્ન આદિમાં એક પરમાણુની અંદર પણ અનંત આકારે ફેલાયેલો પોતાનો આત્મા સર્વના અનુભવમાં પણ મળે છે, તેથી આ વાત અનુભવથી પણ સાચી લાગે છે.[૬] જેવો આ વિરાટ આત્મામાં સઘળો વિસ્તાર રહેલો દેખાય છે, તેવો જ વિસ્તાર નાના દેહવાળા સર્વ ઝીણા જીવોમાં પણ રહેલ છે.[૭] બાકી પારમાર્થિક દૃષ્ટિએ જોતાં તે સ્થળ કે અમ્મ [illegible]

× આ વીસમા સર્ગમાં વ્યષ્ટિજીવો પણ વાસના, કર્મ અને અવિદ્યાને અનુકૂળ સંકલ્પોને રચનાર [illegible]પી સમષ્ટિજીવના જેવા જ છે, એમ વર્ણન કરાશે.

જગ્યાએ છે જ નહિ. જેવું જેવું ભ્રાંતિ વડે ચિત્ત-દ્વારા કલ્પાય છે, તેવું તેવું તે જ ઘડીએ અનુભવમાં આવે છે.[૮] અથવા તો ચંદ્રમાંથી મન (વ્યષ્ટિમન) થયું અને મનથી (સમષ્ટિમનથી) ચંદ્રમા થયો. વળી જીવમાંથી (વિરાટ જીવમાંથી) બીજા જીવો થયા. આ વાત વિચારતાં જેમ જળ અને દ્રવ (પ્રવાહપણું) એ બન્નેનું એક જ અંગ છે અને તેઓ જુદાં નથી, તેમ સમષ્ટિ અને વ્યષ્ટિ એ બન્નેની સત્તા એક જ છે અને તેઓ જુદાં નથી.[૯] અમૃતબિંદુના જેવો અતિસૂક્ષ્મ અને અમર એવો જીવ પ્રથમ વીર્યરૂપ ઉપાધિનો આશ્રય કરે છે. પછી એ વીર્યરૂપ ઉપાધિવાળા જીવને લીધે જ માતાપિતાના મૈથુનસમયમાં પૂર્ણ આનંદરૂપ અને સર્વત્ર ભરપૂર એવા બ્રહ્મનું ભોગાકાર થયેલી ચિત્તવૃત્તિમાં પ્રતિબિંબ પડે છે. આમ વિષયાનંદ અનુભવમાં આવે છે. વિષયાનંદ બ્રહ્માનંદરૂપ હોતો નથી. તે તો તેના ભાસરૂપ હોય છે. તે આનંદ જીવ ચૈતન્યની અંદર રહેલો હોય છે અને તેમાં પૂર્ણ વ્યાપેલો હોય છે. વીર્યના સ્વભાવરૂપ થઈ રહેલો આત્મા તેનો અનુભવ કરે છે. આમ આત્મા સર્વથી અતિપ્રિય અને આનંદરૂપ એવા પોતાના સ્વરૂપને વીર્યરૂપ સમજીને વીર્યરૂપ થઈ જાય છે તેમજ તેવી આકૃતિને ધારણ કરે છે. પછી એ જીવચૈતન્ય વીર્યની અંદર સૂક્ષ્મરૂપે રહેલા આ પંચભૌતિક દેહને પણ અધ્યાસને લીધે આત્મારૂપ માની બેસે છે અને પોતે તે રૂપ બની જાય છે. આમાં અધ્યાસ કે ભ્રાંતિ વિના બીજું કાંઈ કારણ કે કાર્ય છે નહિ.[૧૦-૧૨] ઉપાધિ-ના યોગથી તેવે તેવે રૂપે દેખાતા જીવચૈતન્યનો (દેહાદિકરૂપે થઈ જવું) એવી જાતનો સ્વભાવ જ છે એ વાત પણ અહીં બરાબર બંધબેસતી થતી નથી; કેમકે જીવચૈતન્ય પોતે ખરી રીતે શુદ્ધ અને અદ્વિતીય છે. તેથી તેનો એવો બીજો કોઈ (અભાવરૂપ) વિરોધી સ્વભાવ સંભવતો જ નથી, કે જેનાથી તેનું જુદાપણું બતાવવાને

સ્વભાવરૂપ ધર્મની યોજના કરવી પડે. હવે દરેક વસ્તુનો સ્વભાવ બીજા પદાર્થોથી પોતાના અધિષ્ઠાનનું જુદાપણું બતાવનાર હોય, તો અહીં તો પોતાના આત્મસ્વરૂપથી બીજું કાંઈ જુદું જ નથી; એટલે ખરી રીતે સ્વભાવ એ શબ્દ જ અહીં વાપરી શકાતો નથી.[૧૩] જીવચૈતન્ય ઉપાધિને યોગે જીવભાવને પ્રાપ્ત થયેલ છે અને તે પણ પોતાના જીવને લીધે પોતે પોતાના સ્વરૂપને જ જીવરૂપ થઈ રહેલ દેખે છે. બાકી અંદર કે બહાર કોઈ જગ્યાએ જીવભાવ જીવથી જુદી સત્તાવાળો દેખાતો જ નથી. 'હવે પવન વાય છે' આ વાક્યમાં પવન પોતે જ વહેવાની ક્રિયારૂપ છે અને વહેવાની ક્રિયા કાંઈ પવનથી જુદી સત્તાવાળી દેખાતી નથી. છતાં 'વહેવું' એ ક્રિયા અને 'પવન' એ વસ્તુ એ પ્રમાણે વિકલ્પે કલ્પના કરી 'પવન વાય છે' એમ કહેવામાં આવે છે. તે જ પ્રમાણે જીવ અને જીવપણું એ બન્ને વિકલ્પવાળી બુદ્ધિ વડે જ ભિન્ન કલ્પાયેલ છે; બાકી ખરી રીતે ભિન્ન નથી.[૧૪] જીવ પોતે વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ જ છે. તે જાણે હિમ વડે વીંટાયેલો હોય તેમ અનિર્વચનીય અજ્ઞાન વડે વીંટાયેલો છે. તે દૃશ્ય વસ્તુમાં વાસના વડે બંધાઈ રહ્યો છે અને પ્રાણ, ઇન્દ્રિય આદિ જડ વર્ગમાં અધ્યાસ વડે પોતાપણું માની બેઠો છે. જન્મથી આંધળા માણસની પેઠે તે સત્ય માર્ગને (પોતાના શુદ્ધ નિર્વિકાર સ્વરૂપને) દેખતો નથી.[૧૫] આમ જગતને આકારે પ્રસરી રહેલી આ અતિવિસ્તીર્ણ અવિદ્યાશક્તિ વડે વીંટાઈ રહ્યો છે, તે અદ્વિતીય (એક) બ્રહ્મરૂપ એવા પોતાના સ્વરૂપમાં દ્રષ્ટા અને દૃશ્ય એવી ભેદની કલ્પના કરીને તેમાં અભિમાની થાય છે. પવનનું સ્વરૂપ જેમ ચલનશક્તિથી ઢંકાઈ જાય છે, તેમ અજ્ઞાનથી તેનું આત્મસ્વરૂપ ઢંકાઈ ગયું હોય છે અને તેને તે અજ્ઞાન વડે પોતે ઓળખી શકતો નથી.[૧૬] અજ્ઞાનરૂપ અને અસત્ય છતાં મિથ્યા-

રૂપે પોતાના આકારને બતાવનારી અહંકારરૂપી મોટી ગાંઠને ભેદી નાખવી, એ જ મોક્ષ કહેવાય છે.[૧૭] હે રામચંદ્રજી ! અજ્ઞાનરૂપ વાદળાંના આવરણથી રહિત થઈ જઈને તમે પ્રકાશમય ચેતનતત્ત્વને જ પોતાના આત્મારૂપ સમજો. દેહ આદિના આકારે પરિચ્છિન્ન થઈ રહેલી અહંકારરૂપી ઉપાધિને તમે આત્મારૂપ સમજશો નહિ. દૃશ્યવર્ગ, અદૃશ્યવર્ગ અને તે બન્નેના હેતુરૂપ મૂળ અજ્ઞાન, તે સર્વનો તમે જ્ઞાન વડે નાશ કરજો અને અનિર્વચનીય એક આનંદઘન ચિદ્રૂપે જ સદાકાળ ચોતરફ પૂર્ણપણે ઉદય પામજો.[૧૮]

व्यपगतघनचेतनस्समंतादहमिति नूनमयुच्यमान आस्स्व । अनभिघघनचेतनैकरूपः क्षितसदसत्सदसत्सदोदितश्च ॥ १८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો ‘જીવનિર્વાણયોગોપદેશ’ એ નામનો સર્ગ ૨૦ મો સમાપ્ત**

## सर्ग २१ मो*

### શુભાશુભ જ્ઞાનબંધુતા

॥ वसिष्ठ उवाच ॥

ज्ञानिनैव सदा भाव्यं राम न ज्ञानबंधुना ।
अज्ञातारं वरं मन्ये न पुनर्ज्ञानबंधुताम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! હમેશાં જ્ઞાની થવું એ યોગ્ય છે; પરંતુ જ્ઞાનબંધુ એટલે કે જ્ઞાનને બહાને સત્કર્મો વિષેની શ્રદ્ધાનો નાશ કરી દઈ ભોગલંપટપણાથી પોતાને અને પરને ખરાબ કર્મોના બંધમાં નાખે તેવું થવું એ યોગ્ય નથી. જે કશું ન જાણતો હોય તેને હજી હું કાંઈક શ્રેષ્ઠ માનું છું, પણ જ્ઞાનબંધુપણું તો જરા પણ સારું નથી.[૧]

રામ બોલ્યાઃ–જ્ઞાનબંધુ કોને કહેવો અને જ્ઞાની કોને કહેવો ? વળી જ્ઞાનીપણામાં અને જ્ઞાનબંધુપણામાં શું શું ફળ રહેલું છે ?[૨]

વસિષ્ઠ બોલ્યાઃ–જે પુરુષ કારીગર લોકની પેઠે માત્ર પોતાની આજીવિકા ચલાવવા સારુ અધ્યયન કરે છે અને કથા દ્વારા વ્યાખ્યાન પણ કરે છે; પરંતુ તેના અનુષ્ઠાનમાં એટલે જ્ઞાન થવાના ઉપાયરૂપ સાધનચતુષ્ટય× સંપાદન કરવામાં કે મનન આદિમાં કશો યત્ન કરે નહિ, તે જ્ઞાનબંધુ કહેવાય છે.[૩] જે પુરુષનો શાસ્ત્રના અભ્યાસ વડે મેળવેલો ઉપરઉપરનો શબ્દબોધ ભોગ વ્યવહારોને વિશે વૈરાગ્ય–ઉપરામ આદિ ફળો વડે સફળ થયેલો દેખાતો નથી, તે પુરુષ બીજાને બોધ આપવારૂપ એક જાતની પોતાની કારીગરી (ચતુરાઈ)વડે આજીવિકા ચલાવનારો છે અને તે જ્ઞાનબંધુ કહેવાય છે.[૪] જે પુરુષો બીજાઓને અધ્યાત્મશાસ્ત્ર સંભળાવી તેમાંથી પ્રાપ્ત થતા અન્નવસ્ત્ર આદિના લાભથીજ માત્ર સંતોષ પામે છે તથા પોતાની જીવિકા ચલાવવી એ જ શાસ્ત્રજ્ઞાનનું ફળ છે એમ સમજે છે, તેમને જ્ઞાનબંધુ સમજવા અને તેઓ પોતે જ્ઞાનથી સાવ રહિત હોવા છતાં, પોતાની આજીવિકા સારુ બીજાને વેદાંતશાસ્ત્રની કથા દ્વારા બોધ કરે છે અને એમ ખાલી ઉપરનો જ ડોળ બતાવે છે. આથી તેમને નટ આદિના જેવા માત્ર વેષધારી જ ગણવાના છે. આ સર્વ જાતનું જ્ઞાનબંધુપણું અશુભ અને તજવા લાયક કહેવાય છે.[૫] વેદમાં બતાવેલાં યજ્ઞયાગાદિ કર્મોને ધર્મ સમજી જે કરે છે, તે પુરુષ જ્ઞાનથી દૂર ન હોવાને લીધે જ્ઞાનબંધુ÷ કહેવાય છે. (તે શુભ

---

* આ એકવીસમા સર્ગમાં અશુભ અને શુભ એવી બે તરેહની જ્ઞાનબંધુતા બતાવવામાં આવશે. તેમાંથી શુભ ગ્રહણ કરવા લાયક છે અને અશુભ ત્યાગ લાયક છે; તેનાં લક્ષણો યત્નથી કહી બતાવશે.

× વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુપણું.

÷ જ્ઞાનબંધુપદની વ્યુત્પત્તિના બે ભેદ બતાવી ટીકાકારે એક અશુભ અને બીજો શુભ, એમ સમર્થન કરેલું છે. જેમકે ज्ञानेन नाम ज्ञानव्याजेन स्वं परं च अनर्थैर्बध्नाति इति ज्ञानबंधुः। જ્ઞાનના મિષથી પોતાને અને પરને અનર્થોની જાળ વડે બાંધી દે તે જ્ઞાનબંધુ અશુભ ગણાય છે; અને બીજી વ્યુત્પત્તિ

અને યોગ્ય ગણાય છે.)[૬] આત્મજ્ઞાન એ જ ખરું જ્ઞાન છે; બાકીનાં બીજાં જે જે જ્ઞાનો છે, તે તો માત્ર જ્ઞાનના આભાસરૂપ જ છે. કેમકે બીજા કશા વડે સર્વના સારરૂપ અને જીવ તથા જગતના અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મતત્ત્વનું શુદ્ધ સ્વરૂપ જાણવામાં આવતું જ નથી.[૭] જેઓ આત્મજ્ઞાનને મેળવ્યા સિવાય બીજું કાંઈ સહેજસાજ જ્ઞાન મેળવે છે અને પછી કષ્ટ આપનારી અનેક ચેષ્ટાઓ કરીને સંતોષ માને છે, તેમને અધમ જ્ઞાનબંધુ જાણવા.[૮]

આ સંસારમાં બહારના અને અંદરના વિષયને અનુભવનારી વૃત્તિઓની, તેનાં કારણોની, તેના આશ્રયની અને જાણવાના શબ્દ આદિ વિષયોની જે કાંઈ પ્રતીતિ થાય છે, તે સર્વની મુમુક્ષુપુરુષે સંકલ્પના ક્ષય (સંન્યાસ) દ્વારા આત્યંતિક શાંતિ જ મેળવવી જોઈએ. એટલે કે, તેણે છેવટની સાતમી ભૂમિકાએ પહોંચ્યા વિના વચલી ભૂમિકામાં સંતોષ માની બેસવો જોઈએ નહિ, પણ એ પછીની ઉત્તરોત્તર ઉત્તમ એવી ભૂમિકાઓ મેળવવામાં પોતાના પ્રયત્નને જરાય શિથિલ કરવો નહિ. હે રામચંદ્રજી! તમે જ્ઞાનબંધુપણાને પ્રાપ્ત થઈ આ સંસારના ભોગરૂપી રોગોમાં કદી પણ આસક્ત થશો નહિ. આ જગતમાં હિતકર અને માફકસર આહાર મેળવવા માટે શ્રુતિ, સ્મૃતિ તથા શિષ્ટ પુરુષોએ બતાવેલું શુદ્ધ કર્મ કરવું. આહારનો ઉપયોગ પ્રાણને ધારણ કરી રાખવા માટે છે, પ્રાણધારણ તત્ત્વજિજ્ઞાસાને માટે છે અને તત્ત્વજ્ઞાન ફરીવાર સંસારમાં જન્મ—મરણનું દુઃખ ન ભોગવવું પડે તેને માટે છે.[૧૦]

अन्नाहारार्थं कर्म कुर्यादनिंद्यं कुर्यादाहारं प्राणसंधारणार्थम् । प्राणाः संधार्यास्तत्त्वजिज्ञासनार्थं तत्त्वं जिज्ञास्यं येन भूयो न दुःखम् ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'જ્ઞાનવિચાર' એ નામનો સર્ગ ૨૧ મો સમાપ્ત

## सर्ग २२ मो*

### જીવ, જગત અને બ્રહ્મતત્ત્વ

॥ वसिष्ठ उवाच ॥

ज्ञानेन ज्ञेयनिष्ठत्वाद्योऽचित्तं चित्तमेव च ।
न बुध्यते कर्मफलं स ज्ञानीत्यभिधीयते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—કોઈ પુરુષ જ્ઞાનવડે કેવળ બ્રહ્મને વિષે જ દૃઢ નિષ્ઠા રાખે છે અને તેમ તે ન ઓળંગી શકાય એવા પ્રારબ્ધકર્મનાં ફળોને ભોગવે છે; છતાં તે જાણે છે કે, આ શબ્દાદિક વિષયો ચિત્તથી જુદા ભોગ્યરૂપે જોવામાં આવે છે; પણ તે તો સર્વ આકારે તેમજ કામસંકલ્પ આદિ અનેક વૃત્તિઓરૂપે પરિણામ પામનારું એક ચિત્ત જ છે. વળી તે જાણે છે કે, આ ચિત્ત જ્ઞાન થતાંવેંત જ નાશ પામે છે અને તે એક આભાસરૂપ છે પરંતુ સત્ય નથી. આવું જે જાણે છે તે જ્ઞાની છે.[૧] શબ્દ આદિ વિષયોનો ઉપભોગ કરનારા અંતઃકરણના ભોગ્યરૂપ વિષયોમાં ચાક્ષુષ તથા શ્રાવણ (જોવું, સાંભળવું) આદિ જ્ઞાનનો ઉદય થાય છે. તે તે જ્ઞાનમાં સર્વના સાક્ષીરૂપે રહેલા ચિદ્રૂપ પરમાત્માને જ સત્ય જાણવા. આમ જે આ સર્વ દશ્યવસ્તુને જ્ઞાન વડે મિથ્યા જાણે છે અને તેને વાસનામાત્રથી રહિત એવા શુદ્ધ બ્રહ્મરૂપે જ અનુભવે છે, તે જ્ઞાની કહેવાય છે.[૨] પોતાનું આત્મતત્ત્વ તો વસ્તુતાએ સર્વદા સિદ્ધ જ છે. એ આત્મતત્ત્વના લાભથી જે પુરુષ શાંતિ પામ્યો હોય છે, તે

---

अवश्यं ज्ञानेन वध्यते इति ज्ञानबंधुः। ચિત્તશુદ્ધિ થતા ક્રમે કરી અવશ્ય પોતે જ્ઞાન વડે બંધાઈ જાય, તે જ્ઞાનબંધુ ઉત્તમ કહેવાય છે.

* આ બાવીસમા સર્ગમાં પ્રથમ જ્ઞાનીના લક્ષણો કહેવામાં આવશે અને પછી યુક્તિઓ વડે જીવ, જગત તથા બ્રહ્મતત્ત્વ આદિ વિષે પ્રસંગને અનુસરી કરવામાં આવશે.

યોગ્ય વ્યવહાર કર્યા કરતો હોય તે છતાં વિવેકી પુરુષો તેનામાં યોગ્ય શીતળતા જુએ છે. આવો પુરુષ તે જ્ઞાની કહેવાય છે.[૩] જે બોધ પુનર્જન્મના મૂળરૂપ અજ્ઞાનને છેદી નાખે છે, પુનર્જન્મ થવા દેતો નથી અને મોક્ષ આપે છે, તેને જ જ્ઞાનપદ કહેવામાં આવે છે. તે વિનાની બીજી (બીજાઓને કથાશ્રવણ કરાવી બોધ દેવો એ આદિ) ચતુરાઈ તો શિલ્પકર્મની પેઠે અન્નવસ્ત્ર મેળવવાનો જ–એક જાતનો જીવિકા ચલાવવાનો જ માર્ગ છે.[૪] જે પુરુષ આવી પડેલ કાર્યમાં ઇચ્છા અને સંકલ્પથી રહિત રહે છે, તેમજ પોતાના ચિત્તને શરદઋતુના આકાશના જેવું નિર્મળ, અસંગ અને નિર્વિકાર રાખીને વ્યવહાર કરે છે, તે જ્ઞાની કહેવાય છે.[૫] જગતના સર્વ પદાર્થો ખરી રીતે છે જ નહિ, તો પણ તેમની સત્તા જાણે હોય તેમ લાગે છે; તેવી જ રીતે તેમને ઉત્પન્ન કરવામાં કોઈ કારણ જ નથી, તે છતાં જાણે કોઈ કારણથી તે ઉત્પન્ન થયા હોય તેવા લાગે છે.[૬] સર્વનો પ્રલય થઈ જવાને લીધે સૃષ્ટિના આરંભકાળમાં કશો કાર્ય–કારણભાવ હતો નહિ; પરંતુ પાછળથી પ્રગટ થવું અને છુપાઈ જવું, ભાવ અને અભાવ તથા ઉત્પત્તિ અને પ્રલય, એ દ્વારા પદાર્થોમાં કારણના વ્યાપાર ચાલુ થયા અને તેઓ બીજ–અંકુર આદિરૂપે એકબીજામાં પરસ્પર કાર્યકારણભાવને પ્રાપ્ત થવા લાગ્યા. ખરી રીતે તો ઝાંઝવાનું જળ અને સસલાનું શિંગડું વગેરે અસત્ય પદાર્થોને બરાબર તત્ત્વદષ્ટિએ જોવા જઈએ તો સાવ મિથ્યા જ છે, તેનું વળી કારણ જ કેવું હોય ? જે પુરુષો સસલાના શિંગડા વગેરે મિથ્યા પદાર્થનું કારણ શોધવા માંડે છે, તેઓ વાંઝણીના પુત્રના પૌત્રની ખાંધ ઉપર બેસે છે, એમ સમજવું. જે કાંઈ (ઝાંઝવાના જળની પેઠે) અસત્યપણાથી માત્ર આભાસરૂપે જ દેખાય છે, તેનું કારણ અજ્ઞાન જ છે. વસ્તુના સ્વરૂપનું સારી રીતે જ્ઞાન થતાં તે અજ્ઞાન (ઝાંઝવાના જળની ભ્રાંતિની પેઠે) પળવારમાં જ ક્ષય પામી જાય છે. જીવ પોતાના આત્માને બુદ્ધિ, સ્થૂલદેહ કે ચિદાભાસ એ ત્રણેથી રહિત એક શુદ્ધ ચૈતન્ય જ સમજે છે, તો તે પરમાત્માના જેવો પૂર્ણ અને પરમ આનંદરૂપ થઈ જાય છે. તે જો પોતાના આત્માને બુદ્ધિ, સ્થૂલદેહ કે ચિદાભાસ એ આદિરૂપે સમજે, તો તે બ્રહ્મભાવને ન પામતાં અજ્ઞાનમાં ગૂંચવાઈ જઈ જીવરૂપ જ થઈ રહે છે.[૭–૧૧] આંબાનું ઝાડ શિયાળામાં નિર્જીવ જેવું સૂકું લાગે છે, પરંતુ વસંતઋતુમાં તેની અંદર રસ વડે પોષણ થતાં તે પાંદડાં અને મોરવાળું થઈ જઈ સહકાર શબ્દ વડે કહેવામાં આવે છે, તે જ પ્રમાણે જીવ પણ અજ્ઞાનદશામાં બુદ્ધિ, સ્થૂલદેહ ચિદાભાસ આદિમાં આત્મભાવ માનવાથી શુષ્ક અને નીરસ જેવો હોય છે; પરંતુ જ્ઞાન થતાં પરમાત્મારૂપી રસ વડે પોષણ મળવાથી બુદ્ધિ સ્થૂલદેહ અને ચિદાભાસ આદિને આત્મારૂપ નહિ સમજતાં પોતે પરમાત્મારૂપ જ થઈ જાય છે.[૧૨] જો એ જીવ પોતાના આત્માને બુદ્ધિ, સ્થૂલદેહ અને ચિદાભાસ આદિરૂપે સમજે, તો પાછો જીવરૂપ જ બન્યો રહે છે અને જીવભાવને લીધે ઊંચીનીચી અનેક પ્રકારની ક્ષણભંગુર યોનિઓમાં જન્મ લઈ ઘસાઈ જાય છે.[૧૩] જેઓ બ્રહ્મદૃષ્ટિને પામ્યા હોય છે, તેમની ક્રિયા બહારના તથા અંદરના વિષયમાં કોઈ જાતનું અભિમાન કરતી નથી. જળ જેમ સ્વાભાવિક રીતે નીચાણના ભાગોમાં જ ઢળે છે, તેમ તે ક્રિયાઓ પણ માત્ર પ્રારબ્ધને જ અનુસરે છે. આમ, નિરભિમાનપણાને લીધે એ ક્રિયાઓ સાચી રીતે અક્રિયારૂપ જ છે, એમ તમે સમજો.[૧૪] જેઓ બ્રહ્મજ્ઞાનરૂપી ઉત્કૃષ્ટ દષ્ટિને પ્રાપ્ત થઈ જઈ, દર પ્રપંચની નિરવધિ શોભાને સાક્ષીરૂપે જોયા કરતા હોય છે, તેઓ દગ્ધ પટ (બળેલા લૂગડા)ની પેઠે જ્ઞાન વડે નાશ પામેલા અને આભાસરૂપે

માત્ર દેખાતા આ દશ્યવર્ગને બ્રહ્મરૂપે જ જુએ છે અને તેથી તેમનું એ જોવું વિદ્યમાન છતાં નહિ જેવું છે.[૧૫] જળ જેમ બીજું કશું નહિ જોતાં નીચા પ્રદેશ તરફ સ્વભાવે જ ગતિ કરે છે, તેમ જે પુરુષો પરમ ઉત્કૃષ્ટ જ્ઞાનદષ્ટિને પ્રાપ્ત થઈ ગયા હોય છે, તેમની ક્રિયા બીજા કશા તરફ લક્ષ ન આપતાં માત્ર પ્રારબ્ધને અનુસરવા જેટલી જ હોય છે. આથી, તેમનામાં કશો સંકલ્પ જ સ્ફુરતો નથી, તેમ તેમનામાં ક્રિયાના સંસ્કારો કે કર્તવ્યનું અભિમાન આદિ કશું પણ હોતું નથી. આથી, અહીં લોકદષ્ટિમાં જોવામાં આવતી તેમની એ ક્રિયા પણ ખરી રીતે અક્રિયા જેવી જ છે.[૧૬] વિવેકી પુરુષો રૂપ આદિ વિષય સંબંધી બહારની વૃત્તિઓ અને સંકલ્પ–વિકલ્પ આદિ માનસિક વૃત્તિઓ વડે વીંટાયેલા હોતા નથી. આથી, નાથથી છૂટા થયેલા બળદની પેઠે તેઓ બંધનમાત્રથી રહિત હોય છે અને પવન જેમ ઝાડનાં પાંદડાંઓમાં સ્વાભાવિક રીતે જ ગતિ કરે છે, તેમ તેઓ પ્રારબ્ધાનુસાર કર્મ કર્યે જાય છે.[૧૭] જેમ નદીના કિનારા ઉપર રહેનાર મનુષ્ય કૂવાની પ્રશંસા કરતો નથી, તેમ જેઓ પરમપદરૂપ ઉત્કૃષ્ટ જ્ઞાનદષ્ટિને પ્રાપ્ત થઈ જવાથી સંસારના પારને પામી ગયા હોય છે, તેઓ કર્મની પ્રશંસા કરતા નથી.[૧૮] હે નિષ્પાપ રામચંદ્રજી! જે અજ્ઞાની પુરુષો વાસનામાં બંધાઈ રહી શ્રુતિસ્મૃતિમાં કહેલ પોતાના વર્ણાશ્રમને યોગ્ય એવા કર્મનું આચરણ કરી તેની પ્રશંસા કરે છે, તે પુરુષો તત્ત્વજ્ઞાન નહિ થવાને લીધે પોતાનાં કર્મ વડે તે તે કર્મનાં ફળોને ભોગવે છે.[૧૯] ગીધપક્ષી જેમ માંસના ટુકડા ઉપર ઝડપ મારે છે, તેમ ઇન્દ્રિયો પણ અધોગતિના હેતુરૂપ એ વિષયો ઉપર ઝડપ મારે છે; માટે વિવેકી પુરુષે ચિત્ત વડે ઇન્દ્રિયોને નિયમમાં રાખી બ્રહ્મપરાયણ થવું.[૨૦] જેમ સોનું કોઈ જાતના ઘાટ વિનાનું નથી, તેમ બ્રહ્મ પણ જગત વિનાનું નથી; પરંતુ જેની બુદ્ધિ યોગ તથા સદાચાર આદિ વડે યુક્ત છે, તે વિવેકી પુરુષની દષ્ટિએ તો ખરી રીતે નામ અને રૂપથી રહિત કેવળ બ્રહ્મરૂપ જ જોવામાં આવે છે.[૨૧] પ્રલયકાળમાં સર્વ અંધકારમય જ થઈ જતાં જેમ વિભાગ વિનાનો અને નામરૂપથી રહિત એવો વ્યવહાર જોવામાં આવે છે, તેમ સર્વ એકરસ–બ્રહ્મરૂપ જણાતાં પણ વિભાગ વિનાનો અને નામરૂપથી રહિત એવો વ્યવહાર, ખરી રીતે મિથ્યા છતાં સત્યના જેવો જ થયા કરે છે.[૨૨] ચંચળ વાદળાંની અંદર ભ્રાંતિરૂપે જુદા દેખાતા તેના અવયવો, વાદળાંથી જુદી ક્રિયાવાળા નથી, તેથી તેઓ ક્રિયાથી રહિત હોય તેવા દેખાય છે. વળી, એ અવયવો દિશાઓ તરફ પણ વાદળાં સાથે જ ગતિ કરનારા છે; તેથી કેમ જાણે તે ક્રિયાવાળા હોય તેવા જણાય છે. આમ એ વાદળાંના અવયવોની સાક્ષીસત્તામાં સક્રિયપણું અને નિષ્ક્રિયપણું એ બન્ને ઊલટા ધર્મ રહેલા લાગે છે. તે જ પ્રમાણે પ્રલયકાળમાં પણ સ્થૂલદષ્ટિએ જીવોનો વ્યવહાર બંધ રહેલો લાગવા છતાં પણ ઈશ્વરી ક્રિયાશક્તિને લીધે જીવોમાં પણ ક્રિયાશક્તિ રહેલી લાગે છે.[૨૩] તળાવ આદિના નિશ્ચળ જળની સાક્ષીસત્તા સ્વભાવે નિશ્ચળ અને એકરૂપ છે, તેમજ જળના અવયવોરૂપ તરંગો પોતાની અંદર સૂક્ષ્મરૂપે હોવાથી તે રૂપે ચંચળતાવાળી અને અનેકરૂપ છે. તે જ પ્રમાણે અધિષ્ઠાનચૈતન્ય પોતે શુદ્ધ અને અદ્વિતીય છે, પરંતુ તેની અંદર જળમાં તરંગની પેઠે ભેદ અને અભેદે કરીને ચિદાભાસો રહેલા છે.[૨૪] જેમ નિરવયવ આકાશની અંદર પૂર્વ–પશ્ચિમ આદિ દિશાઓના ભેદરૂપ આકાશના અવયવો અભેદભાવે રહેલા છે, તેમ નિરવયવ પરબ્રહ્મની અંદર અભિન્ન સત્તાએ આ સૃષ્ટિ રહેલી છે. બાકી, એ પરબ્રહ્મે પોતાનો આત્મા માયા, અવિદ્યા આદિના યોગે અનેકરૂપે અને વસ્તુતાએ પોતાની શુદ્ધ સ્વરૂપ–સ્થિતિમાં એકરૂપે પ્રસારી દીધેલ છે. જગ-

તની અંદર અહંકાર રહેલો છે અને અહંકારની અંદર જગત રહેલ છે. જેમ કેળનાં કોમળ પાંદડાં એકબીજામાં વીંટાઈને રહ્યાં હોય છે, તેમ એ બન્ને પરસ્પર એકબીજામાં વીંટાઈને રહેલ છે. જેમ હિમાલય આદિ પર્વત પોતાનાં છિદ્રોમાંથી જ બહાર નીકળેલા પોતાની અંદરના જળને માનસરોવર આદિ ભિન્નરૂપે પોતાનાથી જુદું જ બહાર દેખે, તેમ અહંકારરૂપ જીવ, રૂપ આદિ બાહ્યવિષયોને આકારે થઈ રહેલ ઇન્દ્રિયવૃત્તિઓ દ્વારા અને સંકલ્પવિકલ્પ આદિ માનસિક વૃત્તિઓ દ્વારા પોતાની અંદર જ રહેલી સૃષ્ટિને તે તે ઇન્દ્રિયના છિદ્રમાંથી બહાર આવી ઊભી હોય એમ પોતાનાથી જુદી દેખે છે. જેમ પોતાની અંદર પૂર્વે થઈ ગયેલા અને પછી પણ થનારા કટક–કુંડળ આદિ આકારોને સુવર્ણ પોતાનાથી જુદા દેખે, તેમ આ જીવ કારણ વિના જ ભ્રાંતિમાત્રથી પોતાના આત્માને જગતને આકારે પોતાનાથી જુદો દેખે છે; પરંતુ જો તે તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરે, તો જેમ કટક–કુંડળ આદિ સુવર્ણથી જુદાં નથી, તેમ જગતને તે પોતાના આત્માથી જુદું ન ગણે, તો જગત પણ પોતાનાથી જુદું તેના જોવામાં આવતું નથી.[૨૫-૨૮] જ્ઞાનનિષ્ઠ જીવન્મુક્ત પુરુષો બીજાની દૃષ્ટિએ જીવતાં છતાં પણ પોતાનામાં કશું અભિમાન ન હોવાથી નહિ જીવતા જેવા જ છે તેઓ બીજાઓની દૃષ્ટિમાં મરણને શરણ થયેલા દેખાય છે; તો પણ પોતાને કાંઈ અભિમાન ન હોવાથી તેઓ નહિ મરી ગયેલા જેવા જ છે. વળી, બીજાઓની દૃષ્ટિમાં તેઓ દેખાતા હોવા છતાં પોતાનામાં અભિમાનના અભાવને લીધે નહિ દેખાતા જેવા જ છે.[૨૯] જેમ કોઈ એક પુરુષનું મન હોદમાં પડેલા પોતાના હાંડલામાં લાગેલું હોય અને પોતે ઘરમાં બેઠેલો છતાં તે ઘરના કામકાજને દેખતો નથી, તેમ જ્ઞાનને પ્રાપ્ત થઈ ગયેલા વિવેકીનું મન બ્રહ્મમાં જ ચોટેલું હોવાથી, દેહયાત્રા આદિ સંબંધી કર્મો કર્યા કરતાં છતાં તે કર્મોને દેખતો નથી.[૩૦] જેમ ચંદ્ર વિરાટના જીવરૂપ છે અને વિરાટના હૃદયમાં રહેલ છે, તેમ પ્રત્યેક વ્યષ્ટિદેહમાં જીવ પણ હૃદયની અંદર હિમકણને આકારે વીર્યરૂપે રહેલ છે અને તે વીર્યરૂપે સ્થૂલદેહમાં સ્થૂલ અને અલ્પદેહમાં અલ્પપણે રહ્યો છે.[૩૧] પિતાના હૃદયમાં વીર્યરૂપે રહેલા એ અહંકારરૂપ જીવને પિતા વીર્ય દ્વારા માતાના ત્રિકોણ આદિ આકારવાળા ગર્ભાશયમાં સિંચે છે અને તે ગર્ભાશયમાં રહેલા રુધિર સાથે એક થઈ જાય છે. પછી તે ક્રમે ક્રમે કલલ અને બુદ્બુદ આદિ આકારે પોતાનું શરીર ધારણ કરી ઉત્પન્ન થાય છે. આ શરીર સાવ મિથ્યા છતાં સત્ય જેવું ભાસે છે, પણ શરીરમાં રહેલો જીવ તેને સંકલ્પ દ્વારા પોતારૂપી માની બેસે છે.[૩૨] પોતાની માતાના ત્રિકોણ આદિ આકૃતિવાળા ગર્ભાશયમાં વીર્યના બળને લીધે જ પોતાનો દેહ, હાડકાં, સ્નાયુ વગેરે સ્થિર અવયવોવાળો થઈ રહે છે. એ દેહ પોતાનાં કર્મ વડે જ રચાયેલો એક અન્નમય કોશ છે અને કોશેટાનો જીવડો જેમ કોશેટામાં બંધાઈ રહે છે, તેમ તે પોતે તેમાં મમતા રાખી બંધાઈ રહે છે. જેમ ફૂલની અંદર સર્વત્ર સુગંધ રહેલ હોય છે, તેમ એ જીવ આખા દેહમાં અહંકારરૂપે ફેલાઈ રહે છે.[૩૩] જેમ ચંદ્રની ચાંદની આખા બ્રહ્માંડરૂપ મંડપની અંદર ફેલાઈ રહે છે, તેવી રીતે હૃદયમાં રહેલ વીર્યની અંદર 'હું અમુક દેહવાળો છું,' એવા દેહના અભિમાનને ધારણ કરી રહેલ જીવચૈતન્ય નખથી માંડી ઠેઠ શિખા સુધી આખા દેહમાં અહંભાવરૂપે ફેલાઈ જાય છે.[૩૪] ચિદાભાસસહિત અંતઃકરણરૂપી જળ બાહ્ય અર્થોનું જ્ઞાન થવામાં મુખ્ય સાધનરૂપ છે અને તે ઇન્દ્રિયોનાં છિદ્રોરૂપી પરનાળ દ્વારા બહાર નીકળે છે. જેમ ધુમાડો મેઘરૂપ થઈ જઈ આકાશમાં પ્રસરી જાય છે, તેમ તે આ ત્રણે લોકના પોતાની નજીક રહેલા

બાહ્ય પદાર્થોમાં પ્રસરી જાય છે.[૩૫] જો કે આ આખા દેહમાં બહાર અને અંદર સર્વત્ર જીવ-ચૈતન્ય રહેલું છે, છતાં હૃદયની અંદર રહેલા વીર્યમાં તેનું વિશેષ અભિમાન હોય છે.[૩૬] જીવનું સ્વરૂપ વિચારવા જઈએ તો તે સંકલ્પમાત્ર જ છે. તે જે જે સંકલ્પ કરે છે, તે તે પ્રથમ હૃદયમાં પેદા થાય છે અને પછી ઇન્દ્રિય દ્વારા બહાર ફેલાઈ જઈ બાહ્ય અર્થરૂપે સ્પષ્ટ દેખાય છે.[૩૭] સ્થિર બ્રહ્મ સાથે એકરસ થયેલી, ઘરમાં રહેલા દીવાની પેઠે સ્થિર થઈ ગયેલી અને પોતાના એકસ્વરૂપમાં તલ્લીન રહેલી બ્રહ્માકાર વૃત્તિ વિના, બીજી કોઈ પણ સ્થિતિ વડે અહંકારરૂપી ભ્રાંતિ શાંત થતી નથી. તમારે અહંકારની અત્યંત શાંતિ કરવી હોય, તો મનન–નિદિધ્યાસન આદિ દ્વારા બ્રહ્મ-વિચારનો આભ્યાસ કરવો, એક પછી એક ભૂમિકામાં ચડવું અને નિર્વિકલ્પ સમાધિની પૂર્ણ દશા પ્રાપ્ત થાય એવા ક્રમથી છેલ્લી ભૂમિકાએ પહોંચવું અને છેવટે આકાશના જેવી અસંગ તથા નિર્વિકાર સ્થિતિ મેળવવી. જ્ઞાની જીવન્મુક્ત પુરુષો, દૃશ્યની ભાવનાને મૂકી દઈ, બહાર અને અંદર દૃશ્ય–દર્શન આદિના અભિમાનને પણ છોડી દઈ, મૌનપણે એટલે કર્મેન્દ્રિયોના વ્યાપારથી રહિત થઈ કે માનસિક સંકલ્પ–વિકલ્પ આદિ વ્યાપારથી રહિત થઈ, લાકડાની પૂતળીની પેઠે નિરભિમાનપણાથી અને સંકલ્પરહિતતાથી વ્યવહાર કર્યે જાય છે.[૩૮,૪૦] જે પુરુષ બીજા કશાની ભાવના ન કરતાં માત્ર એક બ્રહ્મની જ રાતદિવસ ભાવના કરે છે, તે મુક્ત કહેવાય છે. તે જીવતાં છતાં આકાશના જેવો અસંગ, નિર્મળ અને નિર્વિકાર થઈ રહીને, કેમ જાણે બેડી વગેરે બંધનથી છૂટો થઈ ગયેલ હોય, તેમ સંસારની બેડી વડે નહિ બંધાયેલો પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે.[૪૧] જેમ સૂર્યની કાન્તિ આખા બ્રહ્માંડની અંદર પ્રસરી જાય, તેમ 'હું' એવા અહંકારરૂપે વીર્યની અંદર પ્રસરી રહેલ જીવચૈતન્ય પગથી માંડી હેઠ માથા સુધી આખા શરીરમાં પ્રસરી જાય છે.[૪૨] તે જોવાને માટે આંખ થઈ જાય છે, સ્વાદ લેવા માટે જીભ થઈ જાય છે અને સાંભળવા માટે કાન થઈ જાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો સંબંધી પાંચ જાતની (જોવાની, ખાવાની, સૂંઘવાની, સાંભળવાની અને સ્પર્શ કરવાની) વાસનાઓને ખડી કરી દઈ, તે વડે તે પોતાના આત્માને બંધનમાં નાખી આસક્ત થઈ જાય છે.[૪૩] પૃથ્વીમાં રસ તો સર્વત્ર રહ્યો છે, છતાં વસંતઋતુમાં તે અંકુરરૂપે ઉદય પામે છે. તેજ પ્રમાણે ચેતનતત્ત્વ સર્વત્ર ભરપૂર છે, છતાં પ્રથમ અજ્ઞાનના આવરણને લીધે તે વિપરીત ભાવના વડે મનરૂપ થઈ જઈ, વીર્યમાં પોતાના અહંભાવને લીધે તેના એક દેશમાં તે તે ઇન્દ્રિયોરૂપે થઈ જાય છે. જે પુરુષ આ સંસારમાં રૂઢ થઈ રહેલા મન–દેહ અહંકાર–જગત આદિ પદાર્થોમાં તેના અભાવોની ભાવના કરતો નથી, તે મોક્ષને માટે યત્ન

સંકલ્પમાત્રથી રહિત થઈ ગયેલા અને છઠ્ઠી આદિ ઉત્કૃષ્ટ યોગભૂમિકામાં પહોંચેલા જીવન્મુક્ત પુરુષને કોઈ ગાઢ નિદ્રાવાળા પુરુષની પેઠે અનેક યત્નો વડે પણ સમાધિમાંથી જગાડી શકાતો નથી.[૪૮] જીવચૈતન્યનું ખરું સ્વરૂપ તો ચિન્માત્ર જ છે અને તે સર્વત્ર (શરીરમાં) ભરપૂર છે તો પણ જેમ કમળના કેસરાઓમાં સુગંધ વિશેષ રહે છે, તેમ શરીરના વીર્યરૂપ ભાગમાં એ વિશેષે કરીને રહે છે.[૪૯] જીવચૈતન્ય શુદ્ધ ચિન્માત્ર છે અને આ જગત તેમાં વિવર્તરૂપે ફેલાઈ રહેલું છે. એ જગતને ભ્રાંતિરૂપ સમજી કેવળ આત્મનિષ્ઠ થઈ રહેવું એ જ સ્થિતિ સર્વના રહસ્યરૂપ અને ગુરુ–શાસ્ત્ર આદિના ઉપદેશ વડે પ્રાપ્ત કરવાની છે.[૫૦] જેમ સમૃદ્ધિ મેળવવા માટે અનેક દુ:ખદાયી કાર્યો કરવાં પડે છે અને તેમાં હૈયાને વજ્ર જેવું કઠોર કરવું પડે છે, તેમ તમે મોક્ષરૂપ પરમ ઐશ્વર્ય મેળવવા માટે પણ હૃદયને પથ્થર જેવું કઠણ રાખી વૈભવ આદિ સર્વ પદાર્થોમાં વૈરાગ્યવાન થઈ રહો.[૫૧] હે સુશીલ રામચંદ્રજી ! જડ શરીરવાળા પથ્થરનું હૃદયાકાશ જડપણાને લીધે અવકાશ વગરનું (ઘટ્ટ) હોય છે. હવે તમે ચિદ્રૂપ છો અને તમારું હૃદયાકાશ પણ ચિદ્રૂપ છે; તો જડ પદાર્થનો અંદર પ્રવેશ ન થાય એટલા માટે તમે એ હૃદયાકાશને અવકાશ વગરનું અને ચિદાકાશ વડે પૂર્ણ રીતે ભરેલું રાખો.[૫૨] જ્ઞાની અને અજ્ઞાની એ બન્નેનાં સર્વ કર્મો ઉત્પત્તિ અને નાશ એ બન્ને ધર્મો વડે વ્યાપ્ત રહેલાં છે. તેમાં જ્ઞાની વાસનારહિત હોય છે, એટલું જ માત્ર વિશેષ છે. બાકી, તે વિના એ બન્નેનાં કર્મોમાં બીજો કશો ભેદ જણાતો નથી.[૫૩] જેમ આંખ ઊઘડતાં જગત દેખાય છે, તેમ ચેતનતત્ત્વની સત્તા જ વાસના વડે વિકસિત થઈ જતાં આ જગતરૂપે થઈ ગયેલી જોવામાં આવે છે. જેમ નેત્ર બંધ થઈ જતાં કશું દેખાતું નથી, વાસનારહિત થવાને લીધે ચિત્સત્તાને (યોગ દ્વારા) સમેટી લેવામાં આવે, તો જગત આદિ બીજું કશું ન દેખતાં નામરૂપથી રહિત સર્વવ્યાપી એક પરમતત્ત્વ જ બાકી રહે છે.[૫૪] જે દશ્યરૂપે જોવામાં આવે છે, તે સર્વ નાશ પામી જાય છે અને નાશ પામી જઈ વળી પાછું પુનર્જન્મને પ્રાપ્ત થાય છે; પરંતુ જે નાશ પણ નથી પામતું અને ઉત્પન્ન પણ નથી થતું એ જ તત્ત્વ સત્ય છે અને એ જ તમારું પોતાનું સ્વરૂપ છે.[૫૫] ઝાંઝવાના જળની પેઠે આ જગતની ભ્રાંતિ સાવ નિર્મૂળ છે. જ્ઞાન થયા પછી તેની શોધ કરતાં પણ તે જોવામાં આવતી નથી અને ઝાંઝવાનું જળ જેમ અંકુર ઉત્પન્ન કરી શકતું નથી, તેમ આભાસરૂપ દેખાતી એ જગતરૂપી ભ્રાંતિ પણ (જ્ઞાન વડે મિથ્યા જણાયાથી) પછી જન્મ–મરણ આદિ સંસારરૂપ અંકુરને પેદા કરી શકતી નથી.[૫૬] સત્ય આત્મસ્વરૂપનો બરાબર અનુભવ થયાથી નષ્ટ થઈ ગયેલી 'હું અમુક દેહ આદિરૂપ છું' એવી અહંકારની ભાવના જીવન્મુક્ત પુરુષોમાં આભાસરૂપે દેખાય છે, તો પણ જેમ અંદર ભુંજાઈ ગયેલું બીજ ફરી અંકુર પેદા કરવાને સમર્થ થતું નથી, તેમ જ્ઞાન વડે નિર્મૂળ થઈ ગયેલી તે ભાવના જન્મમરણ આદિ સંસારરૂપી અંકુરને ઉત્પન્ન કરી શકતી નથી. રાગદ્વેષથી રહિત થયેલો, સંસારરૂપી મહારોગના પંજામાંથી મુક્ત થયેલો, સંકલ્પ આદિ માનસિક ધર્મથી પણ રહિત થયેલો અને અક્ષય મોક્ષપદને પ્રાપ્ત થઈ ગયેલો જીવન્મુક્ત પુરુષ ભલે કર્મ કરો કે ન કરો, તથાપિ તે નિરંતર પોતાના સ્વરૂપમાં જ રહ્યો હોય છે.[૫૭,૫૮] જે યોગી પુરુષો હઠયોગના અભ્યાસ વડે શાંતિ મેળવવા મથે છે, તેઓ પણ ચિત્તની શાંતિ થયા પછી જ સારી રીતે શાંતિને પ્રાપ્ત થાય છે; કેમકે ભોગોમાં લપટાવનારી તેમની ભોગવાસનાઓ મૂળમાંથી છેદાઈ ગયેલી હોતી નથી. આનું કારણ એ જ છે કે, ચિત્ત એ જ સર્વ

વાસનાઓની ખાણરૂપ છે તથા તે એ હઠયોગીઓમાં જ્ઞાન થતાં સુધી કાયમ જ રહે છે.[૫૯] ખરી રીતે જીવ દેહ આદિ આકારથી રહિત છે, ચૈતન્ય છે અને પ્રકાશરૂપ છે. તેની પરબ્રહ્મ સાથે એકતા કરવા જઈએ તો તે યોગ્ય જ છે. જો કે તે અનાદિ અવિદ્યાને લીધે જુદા જેવો ભાસે છે, પરંતુ તેનું અંદરનું શુદ્ધ સ્વરૂપ વિચારતાં તે બ્રહ્મથી જરા પણ જુદો નથી. તે એ પોતાના શુદ્ધ સ્વરૂપનો વિચાર કરે, તો વાદળાં વિનાના પાછલા પહોરના તડકાના જેવો તાપથી રહિત, કેવળ પ્રકાશરૂપ અને આવરણથી પણ રહિત થઈ જાય છે.[૬૦] કોઈ એક પ્રદેશમાં રહેલા દેહમાંથી પોતાનાથી ઘણે છેટે રહેલા સૂર્ય—ચંદ્ર આદિ વિષય તરફ ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા ચિત્તવૃત્તિ જાય છે અને વચમાં (દેહથી માંડી ઠેઠ ચંદ્રમંડળ કે સૂર્યમંડળ સુધી) જે કાંઈ અનર્ણનીય રૂપ (આકાશ જેવું) જોવામાં આવે છે, તે સર્વ પરમાત્માનું જ પૂર્ણ રૂપ છે.[૬૧] અનંત અને અસ્ફુટરૂપે સર્વ શક્તિરૂપી સુગંધને ધારણ કરી રહેલ મનોહર ચિદાકારરૂપી કપૂર પોતાની અંદર માયા વડે જ કાંઈ ચમત્કારને ઉત્પન્ન કરે છે, તે જ આ જગતરૂપે જોવામાં આવે છે.[૬૨] એવી રીતે જીવન્મુક્ત પુરુષોની દૃષ્ટિમાં જગત આ સંસારરૂપી ભ્રાંતિ વિનાનું તથા પ્રકાશમય દેખાઈ અનાદર કરાયેલા દીવાની પેઠે પોતાના સ્થૂલરૂપે, ઢંકાઈ જઈ અક્ષય બ્રહ્મરૂપે થઈ રહેલ જ ભાસે છે. અજ્ઞાની પુરુષોની દૃષ્ટિમાં તો આ જગત ઈશ્વરી નિયમ પ્રમાણે, પ્રારબ્ધ આદિની વ્યવસ્થા પ્રમાણે અને જીવોની ભોગવાસનાને અનુસારે જગદીશ્વરમાંથી ઉત્પન્ન થઈને આ આકાશની અંદર ખડું થઈ રહેલું છે એમ ભાસે છે.[૬૩]

गतभवभ्रमभासुरमक्षयं शममुपेतमुपेक्षित-
दीपवत् । स्थितमपीह जनं जगदीश्वरादनुगतं
ननु मांति मुदा च खे ॥ ६३ ॥

**સર્ગ ૨૨ મો સમાપ્ત**

## सर्ग २३ मो×

## મંકિઋષિને તત્ત્વજિજ્ઞાસા

॥ वसिष्ठ उवाच ॥

**विरागवासनापास्तसमस्तभववासनः ।**
**उत्थाय गच्छ प्रकृतेरक्षा मंकिरिवांकितः ॥१॥**

વસિષ્ઠ બોલ્યાઃ—મંકિઋષિની માફક તમે વૈરાગ્યવાસના વડે બીજી સર્વ સંસાર સંબંધી વાસનાને દૂર કરો. સ્વભાવે જ અજ્ઞાન આદિ અનિર્વચનીયરૂપે જોવામાં આવતા આ સંસારમાંથી તત્ત્વજ્ઞાન વડે જાગ્રત થાઓ અને જીવન્મુક્ત પુરુષોનાં શુભ ચિહ્નો ધારણ કરી મોક્ષરૂપ પરમપદને પ્રાપ્ત થાઓ.[૧]

પૂર્વકાળમાં ઉત્તમ વ્રતવાળો એક મંકિ નામનો બ્રાહ્મણ હતો. તે મારા ઉપદેશ વડે શી રીતે મોક્ષને પ્રાપ્ત થયો, એ તમે સાંભળો.[૨] પૂર્વે કોઈ એક દિવસે તમારા પિતામહ અજરાજાના યજ્ઞ જેવા કોઈ કામમાં મને આમંત્રણ આવ્યું હોવાથી હું આકાશમાંથી પૃથ્વી તરફ આવતો હતો.[૩] હું તમારા પિતામહ અજ રાજાની અયોધ્યાનગરીમાં જવાની ઇચ્છાથી, સપ્તર્ષિલોકમાંથી ભૂલોકમાં આવ્યો હતો અને એ નગરી તરફ જતો હતો. તેટલામાં હું અતિ વિસ્તારવાળા, સખ્ત તડકા વડે તપેલા, ધૂળના ગોટાઓથી ભૂખરા થયેલા, તપેલી રેતીથી વ્યાપેલા, છેડા વિનાના, અપાર અને કોઈ કોઈ ઠેકાણે નઠારાં ગામડાંઓવાળા કોઈ એક મોટા જંગલમાં જઈ ચડ્યો. જેવી રીતે બ્રહ્મસત્તા પોતાની અંદર ક્ષોભને નહિ પામેલ આકાશ, પવન, તડકો, જળ અને પૃથ્વી એ સર્વને (પોતે સર્વના અધિષ્ઠાનરૂપ હોવાથી) શાંતિથી ધારણ કરી રાખે છે, સર્વવ્યાપી છે,

× આ ત્રેવીસમા સર્ગમાં મરુ (નિર્જળ) દેશના કોઈ એક જંગલની અંદર મંકિ નામના બ્રાહ્મણનો વસિષ્ઠજી સાથે સમાગમ થયાની વાત આવશે; અને વૈરાગ્યને લીધે તત્ત્વજિજ્ઞાસુ જાણી વસિષ્ઠજી તેને ઉપદેશ કરશે, એ કહેવામાં આવશે.

શૂન્ય છતાં મોટા મોટા આરંભવાળી છે અને નિર્મળ છે; તે જ પ્રમાણે એ અરણ્ય પણ પોતાની અંદર ક્ષોભને નહિ પામેલાં આકાશ, પવન, (વાયુની ઝડી), તડકો, જળ (ઝાંઝવાનું જળ) અને પૃથ્વી (તપેલી જમીન) એ સર્વને શાંતિથી ધારણ કરી રહ્યું હતું. તે ચોતરફ આકાશથી વ્યાપેલું હતું, શૂન્ય છતાં બહુ વિષમ હોવાથી યાત્રાળુઓ સુખે પસાર થાય તેવા અનેક મોટા પ્રયત્નોવાળું હતું અને નિર્મળ (ગારા વિનાનું) હતું. વળી એ અરણ્ય કેમ જાણે મૂર્તિમાન અવિદ્યા જ હોય તેમ મોહને ઉપજાવનારાં ઝાંઝવાનાં જળોવાળું હતું અને ભ્રાંતિને લીધે કેમ જાણે સાવ જડ થઈ રહેલ હોય તેવું દેખાતું હતું. તે ખૂબ લાંબું ફેલાયેલું હતું, શૂન્ય હતું અને દિશાઓને ભુલાવી દે એવી પ્રબળ ઝાકળ વડે ઘેરાઈને રહેલું હતું. હું એ મોટા જંગલની અંદર જતો હતો, તેટલામાં મારી આગળ થાકથી હાંફતો હાંફતો એક મુસાફર મને કંઈ અસ્પષ્ટ વાણીથી આ પ્રમાણે કહેતો હતો:[૮] 'હાય! સખ્ત તડકા વડે તાપ આપનારો આ સૂર્ય, પાપી દુર્જનોના સમાગમની જેમ મને ખેદ ઉપજાવે છે. મારાં મર્મસ્થાનો જાણે (બરફની પેઠે) ગળી જતાં હોય તેવાં થઈ જાય છે અને કેમ જાણે આ તડકામાં અગ્નિ ઝરતો હોય તેવી લૂ લાગે છે. આ વનરાઈઓના શિખરભાગમાં પાંદડાંઓ ચીમળાઈ ગયાં છે અને એ વનપંક્તિઓ પણ સૂર્યના સખ્ત તાપથી દાઝી ગઈ છે.[૯,૧૦] માટે હું હાલ પ્રથમ આ પાસે રહેલા ગામડામાં જાઉં અને ત્યાં થાક ઉતારી કરી, પછી પાછો તરત ઉતાવળો ચાલી રસ્તે પડું.'[૧૧] એવો વિચાર કરી એ વટેમાર્ગુ, પાસે રહેલા ભીલલોકોના ગામમાં જવાની ઇચ્છા કરતો હતો, તેટલામાં મેં તેને નીચે પ્રમાણે કહ્યું.

'દરિદ્ર મનુષ્યોને સુધ્ધાં સુગમ એવા માર્ગને ન જાણનારા, સુંદર આકૃતિવાળા અને નિર્જળ 'ના મહા અરણ્યમાં જતા ઓ વટેમાર્ગુ! હે મિત્ર! તું ભલે અહીં આવ્યો.*[૧૨,૧૩] નીચેના પૃથ્વી સંબંધી માર્ગમાં ચાલનારા હે મુસાફર! તું પ્રથમ મનુષ્યવાળા દેશમાં ગયો હઈશ અને ત્યાં તને ખાનપાન મળવાથી તને આરામ થયો હશે. પરંતુ હવે આગળ આ માર્ગે ક્ષુદ્ર ગામો આવે છે, તેમાં અતિથિસત્કાર કરે એવા સજ્જનો નથી અને ત્યાં તને કોઈ જગ્યાએ આરામ મળશે નહિ. જે ગામ પામર× પુરુષોના નિવાસરૂપ હોય તેમાં (તેમનાં કડવાં વાક્ય વડે ચિત્તને તાપ થવાથી) કદી પણ આરામ મળતો નથી; પરંતુ જેમ ખારું પાણી પીવાથી તરસ ઓછી થવાને બદલે વધે જ છે, તેમ પામર પુરુષોના ગામમાં પણ તાપની શાંતિ થવાને બદલે ઊલટો વિશેષ તાપ થાય તેવું હોય છે.[૧૪,૧૫] આ ભીલ લોકો માત્ર પોતાના ગામમાં÷ પડ્યા રહે છે અને પોતે જંગલી હોવાથી તેઓ મૃગલાની પેઠે બીજાં મનુષ્યોના અવરજવરથી બહુ ભડકનારા છે તેમજ અશાસ્ત્રીય માર્ગે ચાલનારા છે. તેઓ વિચારમાં કશી ચાલાકીવાળા નથી, પોતાના

* અહીં શ્લેષ વડે એવો અર્થ બતાવ્યો છે કે, હે જ્ઞાનથી નીચી કોટિના કર્મ–ઉપાસના સંબંધી માર્ગમાં ચાલનાર દુનિયાના મુસાફર! કર્મઉપાસના વડે મળનારા આ દક્ષિણાયન–ઉત્તરાયનરૂપ માર્ગમાં પ્રથમ તને સ્વર્ગ આદિ લોકોમાં વિશ્રાંતિ મળી હશે; પરંતુ તેમાં મોક્ષમાર્ગની પેઠે પાછી પુનર્જન્મના સમૂહને ન થવા દેનારી અખંડ વિશ્રાંતિ મળતી નથી.

× અહીં શ્લેષથી એવું અર્થાંતર સૂચવ્યું છે કે, જીવ અને ઇન્દ્રિયોના સમૂહ આદિના આશ્રયરૂપ દેવ-મનુષ્ય આદિ દેહ કે જે કામ–દ્વેષ આદિ પામર વિકારોના નિવાસરૂપ છે, તેમાં કદી પણ વિવેકી પુરુષને આરામ મળતો નથી; કેમકે એ દેહમાં વિષયો ભોગવાતા છતાં પણ, જેમ ખારું પાણી પીવાથી તરસ ઓછી થવાને બદલે વધ્યે જ જાય છે, તેમ ભોગો વડે કામવાસના શાંત ન થતાં ઊલટી બળવાન થતી જાય છે.

÷ અહીં બીજો અર્થ એવો થાય છે કે, દેહરૂપી ગામમાં રહેનાર આ કામ–દ્વેષાદિક વિકારો કે જે પલ્લવની પેઠે જ સ્નેહ–સુંદરતા–રાગ આદિ વડે યુક્ત છે, તે વિવેકનો પગરવ સાંભળી હરિણની પેઠે ભડકનારા છે અને અશાસ્ત્રીય (નિષિદ્ધ) માર્ગે જ ચાલનારા છે.

અનુભવમાંજ મગરૂર રહે છે અને પોતે દુરાચરણવાળા હોવાથી યંત્ર વડે બનાવેલી પથ્થરની પૂતળીઓની પેઠે કશાથી બીતા નથી.[૧૬,૧૭] કામ, અર્થ, વિષયવાસના અને દ્વેષ વગેરેથી જ પોતાનું કાર્ય સિદ્ધ કરવાને માટે પુરુષાર્થનો આશ્રય કરી રહેલી એ લોકોની બુદ્ધિઓ ઉપર-ઉપરથી મધુર દેખાતા કર્મમાં× જ આનંદ માની લે છે.[૧૮] જેમ મેઘની પંક્તિ મારવાડ આદિ નિર્જળ પ્રદેશમાં રહેતી નથી, તેમ માતૃપક્ષ અને પિતૃપક્ષ, એ બન્ને વિશુદ્ધ હોવાથી કુલીનતાવાળી, ઉદાર, શીતળ તથા રસજ્ઞ (ચતુર) પુરુષની બુદ્ધિ અહીંના લોકોનો વિશ્વાસ કરતી નથી.[૧૯] અંધકાર વડે વીંટાયેલી કોઈ ગુફાની અંદર અજગર થઈ રહેવું સારું, શિલાની (બખોલની) અંદર કીડો થઈ રહેવું સારું અને મારવાડ જેવા નિર્જળ પ્રદેશમાં લૂલાપાંગળા મૃગરૂપે થઈ અવતરવું સારું, પરંતુ ગ્રામ્યલોકોનો સમાગમ થવો તો સારો જ નહિ. ગ્રામ્ય વિષયો કે ગામડિયા લોકો મધમાં મળી ગયેલાં વિષબિંદુઓની પેઠે એક પળવારમાંજ સ્વાદ આપી મધુરતા બતાવનારા હોય છે; બાકી બીજી ક્ષણમાં જ તે વ્યથા વડે વૈરાગ્ય (અપ્રીતિ) ઉત્પન્ન કરી દે છે અને આત્ર મારવામાં જ કુશળ હોય છે.[૨૦,૨૧] ધૂળ ઊડવાથી ભૂખરા થઈ ગયેલા, તૂટીફૂટી ઝૂંપડીઓમાં જ વૃદ્ધ થઈ ગયેલા, ઘાસ અને પાંદડાંઓનાં જંગલોમાં ભટકતા એવા આ અધાર્મિક ગામડિયાલોકરૂપી પ્રચંડ પવનો હાલ વાયા કરે છે.[૨૨] હે નિષ્પાપ રામચંદ્રજી! મેં એ મંકિઋષિને ઉપર પ્રમાણે કહ્યાથી, મારાં વચનો વડે કેમ જાણે અમૃતજળમાં સ્નાન કરી એ શીતળ થઈ ગયો હોય, તેમ પરમસંતોષને પ્રાપ્ત થઈ ગયો અને મને પાછું તેણે નીચે પ્રમાણે કહ્યું.[૨૩]

મુસાફર બોલ્યોઃ–હે ભગવન્! આપ કોણ છો? આપ કોઈ મહાત્મા જણાઓ છો. આપનો આત્મા જ્ઞાન વડે પરિપૂર્ણ લાગે છે. જેમ વટેમાર્ગુ પોતાની વાટમાં આવતાં ગામોના વ્યવહારોને જુદો રહી જોયા કરે, તેમ તમે ધૈર્યવાન રહી, કશાથી વ્યાકુળ નહિ થતાં સાક્ષીરૂપે નિર્લેપ રહી શી રીતે આ લોકને જોયા કરો છો?[૨૪] શું તમે અમૃતપાન કરેલું છે? અથવા શું તમે કોઈ ચક્રવર્તી રાજા છો? અથવા શું તમે સાક્ષાત્ વિરાટપુરુષ છો? જો કે તમે અકિંચન હોવાથી સર્વ અર્થથી રહિત છો, છતાં તમે સંપૂર્ણ ચંદ્રમાના જેવા અને કેમ જાણે સર્વ અર્થથી પરિપૂર્ણ હો તેવા શોભો છો.[૨૫] વળી તમે સંસાર સંબંધી રાગ–દ્વેષ આદિ દોષોથી અને દુઃખોથી રહિત છો, નિરતિશય આનંદ વડે અને જીવન્મુક્ત પુરુષોના ઉત્તમ ગુણો વડે પરિપૂર્ણ છો, મદોન્મત્ત પુરુષની પેઠે (આત્માકારવૃત્તિ હોવાથી) દેહાદિકના ભાનથી રહિત છો અને કેમ જાણે કેવળ પરમાર્થમાં જ સ્થિર થઈને રહ્યા હો તેવા દેખાઓ છો. સમષ્ટિરૂપ જોઈએ તો તમે જ સર્વરૂપ છો અને તેની અપવાદદષ્ટિએ જોઈએ તો તમે એ સર્વરૂપ નથી. તાત્ત્વિકદષ્ટિએ જોતાં તમે કશારૂપ નથી અને વ્યવહારદષ્ટિએ જોતાં કાંઈક અમુક દેહ આદિરૂપે તમે જોવામાં આવો છો. હે મહારાજ! આપનું રૂપ શાંતિવાળું, મનોહર કાન્તિમાન, નિર્વિકાર, નિવૃત્તિને પ્રાપ્ત થયેલ અને આનંદ વડે પૂર્ણતાવાળું કેમ દેખાય છે?[૨૬,૨૭] તમે જો કે પૃથ્વીમાં રહ્યા છો, તો પણ જાણે સર્વ લોકની ઉપર આકાશમાં રહ્યા હો તેવા જણાઓ છો. સર્વ ક્ષણભંગુર જણાયાથી તમે આસક્તિમાત્રથી રહિત છો; પરંતુ મારા જેવા દીન પુરુષોના ઉદ્ધાર માટે તમે જાણે સખ્ત યત્ન કરતા હો તેવા લાગો છો. તમે સ્વભાવે જ શુદ્ધ છો. તમારું મન શુદ્ધ ચંદ્ર જેવું અમૃતમય છે. તમારું ચિત્ત ચંદ્રમાનાં કિરણોની પેઠે કોઈ પદાર્થમાં ફેલાઈ

× જ્ઞાનપક્ષ સંબંધી અર્થાંતરમાં કર્મપદથી કર્મમાર્ગ જ સૂચિત હોય એમ ભાસે છે.

જતું નથી. જેમ ચંદ્રમાનાં કિરણો ઔષધિ, વનસ્પતિ અને અન્ન આદિ પદાર્થરૂપ થઈ જાય છે, તેમ તમારું ચિત્ત કોઈ પદાર્થમાં લોલુપ થતું નથી; વળી સદાકાળ તે પૂર્ણ જ રહે છે, તેથી કેટલીક વાતે તમે ચંદ્રથી પણ શ્રેષ્ઠ છો.[૨૮,૨૯] તમે પૂર્ણચંદ્રની પેઠે સર્વ કળાઓ વડે ભરપૂર છો, અંદર નિષ્કલંક છો, શીતળ છો, પ્રકાશવાળા છો, સર્વત્ર સમાનદષ્ટિથી વર્તનારા છો અને જાણે અનેક રસાયનો વડે ભરપૂર હો તેવા દીપી નીકળો છો.[૩૦] જેમ અંકુરની અંદર પત્ર, પુષ્પ, ફળ આદિસહિત આખું વૃક્ષ (સૂક્ષ્મરૂપે) રહેલ હોય, તેમ સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા આદિ ગુણો વડે યુક્ત એવા તમારા આત્મામાં આ આખું સંસારમંડળ (સૂક્ષ્મરૂપે) રહેલ છે. હું ધારું છું કે, તેનો આવિર્ભાવ અને તિરોભાવ પણ તમારી ઇચ્છાને અધીન છે.[૩૧] હે મહાભાગ! હું શાંડિલ્યકુળમાં ઉત્પન્ન થયેલો મંકિ નામનો બ્રાહ્મણ છું. તીર્થયાત્રા માટે મેં ઘણે દૂર સુધીનો પંથ કાપ્યો છે. સર્વ તીર્થો જોઈ આવી હમણાં ઘણે લાંબે કાળે હું મારે પોતાને ઘેર જવા ધારતો હતો; પરંતુ આ જગતની અંદર સર્વ પ્રાણીઓને વીજળીના ઝબકારાનાં જેવાં ક્ષણભંગુર જોઈને મારા મનમાં વૈરાગ્ય આવી ગયો છે, તેથી હું ઘર તરફ જવાનો યત્ન કરતો નથી.[૩૨–૩૪] હે મહારાજ! આપ કૃપા કરી મને સત્ય આત્માનો+ (નામ–ગોત્ર આદિ વડે એટલે કોણ છો, કયા ગોત્રના છો, વગેરે) નિર્દેશ કરી કહી બતાવો; કેમકે આપ જેવા મહાત્મા પુરુષોનાં હૃદયોરૂપી સરોવરો હંમેશાં ગંભીર અને પ્રસન્ન હોય છે.[૩૫] દર્શનમાત્રથી જ મિત્રતાનો ભાવ બતાવનારા મહાત્મા પુરુષોની પાસે પ્રાણીમાત્ર કમળની પેઠે ખીલી ઊઠે છે અને શાંતિ મેળવે છે.[૩૬] આ મારું ચિત્ત કાંઈક વિવેકવાળું છતાં પણ મોહને લીધે સંસારરૂપી ભ્રાંતિથી થતા દુઃખને પૂરેપૂરું નિર્મૂળ કરવાને (ગુરુના ઉપદેશ વિના) સમર્થ થઈ શકતું નથી, એમ મેં ઘણો વખત મનન કરી નિશ્ચય કર્યો છે. માટે આપ જ ઉપદેશ દેવારૂપી કૃપાદષ્ટિ વડે મારું એ ચિત્ત મોહથી નિવૃત્ત થઈ જઈ દુઃખનો નાશ કરવામાં સમર્થ થાય તેવું કરો.[૩૭]

**વસિષ્ઠ બોલ્યા:**–હે મહાબુદ્ધિશાળી! હું આકાશમાં વસનારો વસિષ્ઠ નામનો ઋષિ છું અને અજ રાજાના યજ્ઞ આદિ કાંઈ પ્રયોજનને લીધે આ માર્ગે આવી ચડ્યો છું.[૩૮] તમે રખે કાંઈ ખેદ કરતા, કેમકે તમે બુદ્ધિમાન વિવેકી પુરુષોના માર્ગ ઉપર આવી ચૂક્યા છો અને ઘણું કરીને સંસારસાગરને પેલે પાર પહોંચી ચૂક્યા જેવા જ છો. જે પુરુષ મહાત્મા નથી હોતો (એટલે જ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થવાનું જેનું ભાગ્ય નથી હોતું) તે મંદભાગી પુરુષની વૈરાગ્યના વૈભવ વડે ઉદારતાવાળી આવી (તમારા જેવી) ઉત્તમ બુદ્ધિ હોય નહિ, તેની આવી જાતની ઉત્તમ વાક્યરચના હોય નહિ અને તેની આવી શાંતરૂપ આકૃતિ પણ કદી હોય જ નહિ. મણિ જેમ સરાણ પર ધીમે ધીમે ઘસાવાથી નિર્મળ અને તેજદાર થાય છે, તેમ ચિત્તના રાગદ્વેષ આદિ દોષો પાછા જવાથી તે વિવેકી થઈ જાય છે.[૩૯–૪૧] તમે શું જાણવાને ઇચ્છો છો? તમે શા માટે સંસારનો ત્યાગ કરવાને ઇચ્છો છો? હું ધારું છું કે, શિષ્ય આદિ જિજ્ઞાસુ પુરુષો ગુરુએ ઉપદેશ કરેલા અર્થને વારંવાર અભ્યાસ વડે અનુભવમાં લઈ પાછા પ્રશ્ન–નિશ્ચય આદિ કર્મ વડે ફળ સુધી સિદ્ધ કરી લે છે; માટે જે તમારા જાણવા બહાર હોય અને જે વિષયની જિજ્ઞાસા હોય તે તમે કહો.[૪૨] જે શિષ્ય રાગ–દ્વેષ આદિ મેલ વિનાની શુદ્ધ વાસનાવાળો હોય, વૈરાગ્ય આદિ સાધનથી સંપન્ન હોય; ઉત્તમ ચિત્ત વડે સુશોભિત હોય, નિત્ય તથા

+ અહીં સત્ય પરમાત્માના સ્વરૂપનો ઉપદેશ કરવો સૂચવ્યું છે.

અનિત્ય, સાર અને અસાર ઇત્યાદિ વિવેકવાળી બુદ્ધિવાળો હોય, તે જ ગુરુજનના ઉપદેશના જ્યોતિ વડે શોકરહિત એવા આત્મતત્ત્વરૂપી પરમપદને પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે. આથી તમે જન્મ–જરા–મરણ આદિ સર્વ દુઃખોને તરી જવાની ઇચ્છાવાળી બુદ્ધિને ધારણ કરી રહ્યા છો, તેની સંભાષણ દ્વારા પરીક્ષા કરી લઈ તમને મારા તરફથી આ સર્વ કહેવામાં આવે છે.[૪૩]

**विमलवासन उत्तममानसः परिविविक्तमतिर्जितेजसा । पदमशोकमलं खलु युज्यते जनितितीर्षुमतेरिदमुच्यते ॥ ४२ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મંકિનિર્વાણ' એ નામનો સર્ગ ૨૩ મો સમાપ્ત**

## સર્ગ ૨૪ મો×

## મંકિઋષિએ કરેલું દોષવર્ણન

॥ वसिष्ठ उवाच ॥

**ममेत्युक्तवतो मंकिर्विनिपत्य स पादयोः । उवाचानंदपूर्णाक्षमिदं मार्गे वहन् वचः ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–હું ઉપર પ્રમાણે કહેતો હતો તેટલામાં એ મંકિઋષિએ મારા પગમાં પડી, નેત્રમાં હર્ષનાં આંસુ લાવી મારી સાથે માર્ગમાં ચાલતાં મને નીચે પ્રમાણે કહ્યું.[૧]

મંકિઋષિ બોલ્યાઃ–હે ભગવન્! જેમ આંખ ઘણીવાર સર્વ દિશાઓમાં ભમ્યા કરે છે, તેમ મેં પણ ઘણી વાર દશે દિશાઓમાં ભમ્યા કર્યું છે. છતાં મારા સંશયોની નિવૃત્તિ કરી શકે એવો કોઈ મહાત્મા મને આજ સુધી મળ્યો નથી.[૨] બ્રાહ્મણનો દેહ, દેવ–અસુર–પશુ–પક્ષી આદિ દેહોમાં સર્વથી શ્રેષ્ઠ ગણાય છે; તેમાં પણ મારો દેહ તો જ્ઞાનનો અધિકારી હોવાથી વિશેષ શ્રેષ્ઠ છે, તેનું ખરેખરું ફળ આજે મને આપનો સમાગમ થતાં મળ્યું છે. હે ભગવન્! સંસાર-સંબંધી અનેક દોષોને આપવાવાળી વિવિધ પ્રકારની દશાઓ જોઈને હું બહુ ખેદ પામ્યો છું. જન્મ અને મરણ એ બન્ને વારંવાર થયા કરે છે, સુખ–દુઃખની ભ્રાંતિ સદા લાગેલી જ છે અને સર્વ સુખો પણ પરિણામે અવશ્ય થનારાં દુઃખો વડે ઘેરાયેલાં હોવાથી અતિ દુઃખરૂપ છે. હે મહારાજ! એવાં સુખોના કરતાં તો દુઃખોની સતત પરંપરા જ (અભ્યાસ વડે જેમ જળજંતુ શીતતાને સહન કરી લે છે, તેમ નિરંતરના અભ્યાસ વડે સહી શકાવાથી) વધારે સારી છે. પરિણામમાં સખત દુઃખ આવવાથી સુખો પણ મને (વિવેકને લીધે) દુઃખ ઉત્પન્ન કરે છે.[૩-૫] એ સુખો પરિણામે અસહ્ય દુઃખ પેદા કરવાથી એવાં તો દુઃખકારક ભાસે છે કે, તેના કરતાં દુઃખ જ (અભ્યાસ વડે સહી શકાવાથી) સુખરૂપ લાગે છે. મારું આ આખું વય દાંત, રુંવાટાં અને આંતરડાંઓ સહિત હાલી ગયેલ છે.[૬] એક પછી એક ઉત્તમ ભોગો મળે એવા સ્થાનમાં અભિલાષા રાખી રહેલી બુદ્ધિ, પરમ પુરુષાર્થરૂપ મોક્ષના સાધનમાં નિશ્ચયવાળી થતી નથી; વળી ચિત્ત પણ એક પછી એક વધતા જતા રાગરૂપી પાંદડાંઓથી ફાલેલ છે અને તે અનેક દુષ્ટ સંકલ્પોને લીધે વિવેક પણ પેસી ન શકે તેવું ગહન છે. આથી તે પોતાના શુદ્ધ સાક્ષીના વિવેકમાં પ્રકાશવાળું થતું નથી.[૭] પીપળા આદિ વૃક્ષોનાં ખરી જઈ નીચે પડેલાં સુકાયેલાં પાંદડાંઓના ઢગલા વગેરેને લીધે કોઈ ક્ષુદ્ર ગામમાં જેમ તેમ કરીને પણ પેસી શકાય નહિ, તેમ અનેક દુષ્ટ સંકલ્પોના ઢગલાઓને લીધે એ મનમાં વિવેક પણ મહા કષ્ટે સુધ્ધાં પ્રવેશી શકતો નથી. નાના પ્રકારનાં ભોગોની વાસનાઓરૂપી દુર્ગંધને પોતાના અંગમાં ધારણ કરી રહેલી અને ગીધપક્ષીની પેઠે પોતાના ભક્ષ્ય (વિષય) તરફ ટાંપી રહેલી

× આ ચોવીસમા સર્ગમાં દેહદોષ, ઇન્દ્રિયદોષ, મનોદોષ અને બુદ્ધિદોષ ઇત્યાદિસહિત મંકિઋષિ સંસારસંબંધી પોતાનો દુઃખસમૂહનું વર્ણન કરી બતાવશે.

ઇન્દ્રિયોને લીધે જીવકા પણ ખરાબ ગામમાં કરેલા નિવાસની પેઠે નિરંતર અનેક પાપ ઉપજાવનારી છે.[૮] બુદ્ધિ પણ કરંજ આદિ કંટક વૃક્ષની વેલની પેઠે કરાલ અને કુટિલ છે. ગાઢ અંધકારવાળી રાત્રિ જોવામાં પરિશ્રમ આપે છે અને દીપક વગેરેની સહાયતા વિના આંખ કશું કામ કરવાને નિષ્ફળ જાય છે. તેજ પ્રમાણે અજ્ઞાનરૂપી અંધકારવાળી તથા નિત્ય ગમન કરનારી વિષયચિન્તા પરિશ્રમ આપે છે અને આયુષ્ય બ્રહ્મજ્ઞાનરૂપી પ્રકાશને પ્રાપ્ત નહિ થતાં પોતાનું પરમપુરુષાર્થરૂપી કાર્ય કરી શકતું નથી–તે નિષ્ફળ ચાલ્યું ગયું છે. અમારી આ તૃષ્ણા સુકાયેલી લતાની પેઠે જરા પણ વિવેકરૂપીરસને લઈ શકતી નથી. વારંવાર નિષ્ફળ થવાથી તે જો કે નાશને પામી હોય તેમ લાગે છે, પરંતુ તે કદી પણ નિર્મૂળ થતી નથી કે ફળવાળી અથવા ફૂલવાળી પણ થતી નથી. જે કાંઈ નિત્ય–નૈમિત્તિક આદિ કર્મો કરવામાં આવે છે, તે તો બીજા જન્મોમાં સંચિત કરેલાં અનેક દુષ્કર્મોના ઢગલાઓમાંથી થોડાએક ભાગને દૂર કરી પોતે પણ ક્ષીણ થઈ જાય છે. વાસનારૂપી બીજ તો એક પછી એક અનર્થ ઉત્પન્ન કરનારાં કામ્ય અને નિષિદ્ધ કર્મમાં જ પ્રવર્તાવે છે.[૯–૧૧] આખું જીવન સ્ત્રી–પુત્ર–મિત્ર–ભૃત્ય ઇત્યાદિ લોકોમાં આસક્તિ વડે જ પસાર થઈ ગયું. સંસારરૂપી સમુદ્ર તરી શકાયો નહિ. પ્રતિદિન ભય ઉત્પન્ન કરનારી ભોગોની આશા પ્રબળ થવા માંડી.[૧૨] કોઈ વખત પુત્ર, મિત્ર, પશુ તથા ધન ઇત્યાદિ વડે પૂર્ણતાવાળા, તો કોઈ વખત તેથી અપૂર્ણ એવા ઘરમાં કોઈ એક ખાડામાં પેદા થયેલા બાવળની પેઠે પડ્યા રહીને મેં લક્ષ્મી મેળવવા માટે ચિંતારૂપી જ્વર વડે વિકારવાળી મોટીમોટી આપદાઓ સહનકરીછે. અંદર રહેલા સર્પના મસ્તકના મણિ વડે પ્રકાશમય થઈ રહેલી અંધારી ગુફાની અંદર સર્પ નહિ દેખવામાં આવવાથી, રત્ન લેવાની ઇચ્છા કરનારાં પુરુષને પોતાની અંદર પ્રવેશ કરાવી, સર્પદંશ આદિ દ્વારા છેતરે છે, તે જ રીતે લક્ષ્મી પણ પુરુષ ગમે તેવો અખૂટ ધન વગેરે સાધનોવાળો હોય અને શસ્ત્ર આદિ વડે જરા પણ ઘવાયેલ ન હોય, તો પણ તેને વારંવાર લાલચમાં નાખી દૂર ખેંચી લઈ, શત્રુઓ–ચોરો વગેરેના કબજામાં સોંપી દઈ, સર્વ સમૃદ્ધિનો નાશ અને શસ્ત્રઘાત આદિ દુઃખ પણ પેદા કરી છેવટ છેતરે છે. એવી તે અતિ ક્રૂર છે.[૧૩,૧૪] મારું ચિત્ત આશાઓરૂપી અનેક તરંગોથી ડહોળાયેલું છે અને ચોતરફ દોડ્યા કરે છે, તો પણ કશા અર્થને પ્રાપ્ત થતું નથી. વળી તે સુકાઈ ગયેલા સમુદ્રની પેઠે કદી ન પુરાય તેવું હોવાથી મહા અભાગિયું છે. આથી, હું એ ચિત્તને પરવશ થઈ ગયો છું અને કેવળ ઇન્દ્રિયોના વિષયોમાં જ લંપટ થઈ રહેલ છું, તેથી વિવેકી પુરુષો મારી ઉપેક્ષા કરે છે. જેમ ગુંદાનું ઝાડ અપવિત્ર જગ્યામાં રહેલ હોય અને કાંટાવાળું હોય, તેમ આ ચિત્ત પણ મળ, મૂત્ર, રક્ત, માંસ આદિથી મહા અપવિત્ર એવા દેહમાં રહેલ છે અને દુર્ગુણોરૂપી અનેક કાંટાઓવાળું છે. તાત્ત્વિક દૃષ્ટિએ તો તે સાવ મિથ્યા જ છે, છતાં તે મોટાં મોટાં કર્મોના આરંભો કરી રહેલું છે. ધનંજય નામનો વાયુ જેમ નિરંતર દેહમાં ફર્યા કરે છે, તેમ એ ચિત્ત પણ પોતે ચંચળતાને લીધે નિરંતર ભ્રમણ કર્યા કરે છે. હું વારંવાર દેહ પડવાથી મરણ પામું છું, છતાં પણ મરણને નહિ પામેલું અને ઇચ્છેલો પદાર્થ નહિ મળવાથી શૂન્ય ચેષ્ટાવાળું એ ચિત્ત તો કેવળ દુઃખ ઉપજાવવાને માટે જ ચોતરફ દોડ્યા કરે છે. શાસ્ત્રવિચાર અને સત્સંગતિરૂપી ચંદ્રમા તથા તારાઓને ધારણ કરી રહેલી અને અહંકારરૂપી પક્ષવાળી, અજ્ઞાનરૂપી રાત્રિ હજી સુધી ઓસરી ગઈ નથી. હાથીના જેવા મહા મદોન્મત્ત એ અંધકારરૂપી અજ્ઞાનનો નાશ કરવામાં સિંહના જેવા, કર્મ-

રૂપ ઘાસને બાળી નાખવામા અગ્નિના જેવા અને વાસનારૂપી રાત્રિનો ક્ષય કરનાર વિવેકરૂપી સૂર્ય હજી (મારા ચિત્તમાં) ઉદય પામ્યો નથી. દશ્ય આદિ જે અવસ્તુ છે, તેને મેં વસ્તુરૂપે જાણેલ છે મારો ચિત્તરૂપી હાથી મહા મદોન્મત્ત છે.[૧૫-૧૯] ઇન્દ્રિયો મારા કલેજાને કોતરી ખાય છે. આગળ ઉપર મારી શી ગતિ થશે એ કશું મારા જાણવામાં આવી શકતું નથી. શાસ્ત્રદષ્ટિ પ્રથમ સાધનદશામાં ઉપયોગી છે અને છેવટ સસાર તરી જવા માટે અસગ અને ઉદાસીન થઈ રહેલા તથા વિધિ-નિષેધને ઉલ્લંઘી ગયેલા પંડિત પુરુષો એનો કેવળ આશ્રય પકડતા નથી. એ શાસ્ત્રદષ્ટિ પણ મને તો વાસનાનો આવેશ ઉત્પન્ન કરી દઈ અંધાપાની પેઠે આંધળો બનાવી દે છે. હું અતિ દારુણ મહામોહમાં ડૂબી ગયેલ છું. તો એ મહામોહ તરી જવાને અને ઉત્તરકાળમાં મોક્ષ મેળવવા માટે મારે જે કાંઈ કરવા લાયક હોય તે આપને પૂછું છું. માટે હે મહારાજ! આપ મને કૃપા કરીને કહો.[૨૦,૨૧] હે ભગવન્! શરત્કાળની પેઠે જ્યારે કોઈ વિવેક આદિ શુભ ગુણવાળો મહાત્મા ગુરુ મળી જાય, ત્યારે આકાશની પેઠે શિષ્યની મોહરૂપી ઝાકળ શમી જાય છે અને દિશાઓની પેઠે સર્વ મનોરથો નિર્મળ (રાગ-દ્વેષ આદિ મેલથી રહિત) થઈ જાય છે. આમ જે વાત લોકમાં પ્રસિદ્ધ છે અને જેને મહાત્માઓ પણ કહે છે, તે વાત આપે મને કરેલા સસારની નિવૃત્તિ કરનારા બોધ વડે (મારું કાર્ય સિદ્ધ કરી આપી) યથાર્થ થાઓ.[૨૨]

शाम्यंति मोहमिहिकाः शरदीव साधौ
प्राप्ते भवंति विमलाश्च तथाखिलाशाः ।
सत्येति वाग्भवतु साधुजनोपगीता
मद्बोधनेन भवता भवशांतिदेन ॥ २२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મંકિવૈરાગ્ય' એ નામનો સર્ગ ૨૪ મો સમાપ્ત

# સર્ગ ૨૫ મો*

## બંધપ્રદ બીજચતુષ્ટય અને તેના નાશનો ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

संवेदनं भावनं च वासना कलनेति च ।
अनार्थायेह शब्दार्थो विगतार्थो विजृंभते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:-પ્રથમ તો ઇન્દ્રિયો વડે વિષયોનો ઉપભોગ કરવારૂપી સંકલ્પ સ્ફુરે છે, પછી એ વિષયોનો વિયોગ થતાં તેના ગુણો સ્મરણમાં આવતાં ચિત્તમાં વારંવાર તેની ભાવના થયા કરે છે, પછી ચિત્તમાં તેની દઢ વાસના બંધાય છે અને તેને લીધે મરણકાળમાં પણ ભાવિ દેહ આદિને પેદા કરવામાં અનુકૂળ એવી સ્મૃતિ થાય છે. એ ચાર બીજ આ સંસારની અંદર સર્વ અનર્થોના બીજરૂપ છે. ખરી રીતે એ પોતે મિથ્યા છે છતાં ફક્ત અવિદ્યાને લીધે જ એ પદાર્થરૂપે ભાસી રહે છે.[૧] ઇન્દ્રિયો વડે વિષયોનો ઉપભોગ કરવારૂપી સંકલ્પ જ પદાર્થોમાં સુખબુદ્ધિ પેદા કરી વારંવાર ભાવના થવાના મૂળરૂપ થાય છે, એમ તમે સમજો. તેની અંદર જ સર્વ દોષોનો સમાવેશ રહેલો છે. જેમ ફૂલ-પાંદડાં વગેરે સાથે આખી લતા વસંતઋતુમાં પ્રવૃત્ત થનારા પોતાના રસમાં સૂક્ષ્મરૂપથી રહેલી છે, તેમ સર્વ આપત્તિઓ સૂક્ષ્મરૂપે તેની અંદર જ રહેલી છે.[૨] આ અતિ વિકટ સંસારમાર્ગમાં વાસનાઓના વેગને વશ થનારા જીવોનાં અનેક ચરિત્રો અને વૃત્તાંતોનો સમુદાય વિચિત્ર તરેહના પ્રવાહો વડે નિરંતર ચાલ્યા કરે છે.[૩] જેમ વસંતઋતુના અંતમાં ધીરે ધીરે પૃથ્વીનો રસ ઓછો થઈ જાય છે, તેમ વિવેકી પુરુષની પણ

* આ પચીસમા સર્ગમા પરમાત્માને વિષે માત્ર અવિદ્યા વડે ઉત્પન્ન થયેલ જીવને બંધાઈ જવાનું બીજ-ચતુષ્ટય કહેવામાં આવશે અને વિદ્યા (જ્ઞાન) એ બીજો-ને બાળી નાખનાર છે, એ કહેવાશે.

આ સંસારરૂપી ભ્રાંતિ વાસનાઓ સહિત ધીરે ધીરે ક્ષીણ થતી જાય છે.[૪] જેમ વનની અંદર ફેલાઈ રહેલી ડાળોના વનમાં વસંતઋતુ રસના સમૂહને ઉત્પન્ન કરે છે, તેમ વાસના જ આ સંસારરૂપી કાંટાવાળા 'સલ્લકી' નામના વેલાની વૃદ્ધિ કરે છે.[૫] અજ્ઞાનના આશ્રયરૂપ જીવચૈતન્યની અંદર જેમ પૃથ્વીમાં વસંતઋતુનો રસ વનરૂપે પ્રકટ થઈ જાય છે, તેમ વાસનારૂપી રસ સંસારરૂપી અંધાપા (અજ્ઞાન) તરીકે ઉદય પામે છે.[૬] સર્વ દૃશ્યમાત્રથી રહિત શુદ્ધ ચૈતન્યપરમાત્મા વિના બીજું કશું છે જ નહિ. જેમ અનંત આકાશની અંદર શૂન્યતા વિના બીજું કાંઈ નથી, તેમ અનંત પરમાત્મામાં પણ જગત આદિ બીજું કશું સત્ય નથી.[૭] 'સાક્ષીરૂપે સર્વદા સ્ફુર્યા કરતો ચૈતન્ય આત્મા દેહ, ઇન્દ્રિય આદિથી જુદો નથી અને તેથી જુદો દેખાતો પણ નથી.' એવી જે અનાદિ કાળની ભ્રાંતિ છે, તે જ અવિદ્યારૂપે, ભ્રમરૂપે અને સંસારરૂપે ફેલાઈ રહે છે.[૮] જે પદાર્થ અસત્ય હોય અને ભ્રાંતિ વડે જ ખડો થઈ જઈ બાળકને ભ્રાંતિ વડે જોવામાં આવતા વેતાલની પેઠે સત્ય દેખાતો હોય, તે જ્ઞાન થતાં તરત નષ્ટ થઈ જાય છે.[૯] ચેતનસત્તા સર્વત્ર એક છે, છતાં દૃશ્યઉપાધિને લીધે જુદી જુદી જણાય છે, એ સર્વ દૃશ્ય સંબંધી દૃષ્ટિનો બાધ થઈ જાય છે, ત્યારે સર્વના સારરૂપ ચેતનતત્ત્વ જ બાકી રહે છે. આથી જેમ આ આખી પૃથ્વી ઉપરની નદીઓના સમૂહો સમુદ્રમાં એકરૂપ થઈ જાય છે, તેમ તે સર્વ પરમાત્મામાં એકરસરૂપ થઈ જાય છે.[૧૦] જેમ માટીથી બનાવેલાં માટીનાં પાત્રો માટીથી જુદાં જોવામાં આવતાં નથી, તેમ આ સર્વ દૃશ્યજાળ ચિન્મય અને ચૈતન્યની સત્તા વડે જ સત્ય હોવાથી ચેતનતત્ત્વથી જુદી દેખાતી જ નથી.[૧૧] જે વસ્તુ જ્ઞાન વડે જાણવામાં આવે છે, તે જ્ઞાન- કહેવાય છે. અજ્ઞાન પોતાનાથી વિરુદ્ધ રૂપવાળું હોવાથી તે જ્ઞાન વડે જુદે રૂપે જણાતું જ નથી અને તેને લીધે ચિદ્રૂપ જ્ઞાન વિના બીજું કશું છે જ નહિ.[૧૨] દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ પ્રત્યેકમાં જ ચેતનસત્તારૂપ જ્ઞાન છે, તે જ માત્ર સારરૂપ છે. તેથી આકાશના ફૂલની પેઠે બીજું કશું તેનાથી જુદું નથી.[૧૩] સજાતીય પદાર્થ પોતાના સજાતીય પદાર્થની સાથે જ એકતાને પ્રાપ્ત થાય છે, તો જગતમાં સારરૂપે રહેલી ચૈતન્યસત્તાનો અને મહા ચૈતન્યસત્તાનો અન્યોન્ય એકતાનો અનુભવ સિદ્ધ થતાં, તત્ત્વ એક જ છે એવો નિશ્ચય થાય છે.[૧૪] જો કદાચિત લાકડું, પથ્થર આદિ જડ પદાર્થોનું ચેતનપણું ન હોય, તો સસલાનું શિંગડું આદિ અસત પદાર્થોનું તેની પેઠે સદાકાળ સ્ફુરણ જ ન થવું જોઈએ.[૧૫] જ્યારે આ સઘળી દૃશ્યવર્ગની શોભાને એક બોધરૂપ જ માનીએ, ત્યારે તે બોધથી (ચેતનતત્ત્વથી) જુદી નહિ છતાં કેમ જાણે અવિદ્યા વડે જુદી હોય, તેમ બોધરૂપ એ ચેતનતત્ત્વ વડે ઇન્દ્રિય દ્વારા પ્રગટ થઈ 'જ[illegible] અનુભવમાં આવે છે.[૧૬] જેમ વાયુ માત્ર સ્ફુરણરૂપ જ છે અને સમુદ્ર માત્ર જળરૂપ જ છે, તે[illegible] જગતની અંદર રહેલ તથા ચોતરફ ફેલાઈ રહે[illegible] સર્વ દૃશ્ય માત્ર બોધરૂપ (ચેતનરૂપ) છે.[૧૭] લા[illegible] અને લાકડું આદિ પદાર્થો જો કે પરસ્પર સંયોગ સંબંધને લીધે એકબીજામાં મિશ્ર થઈ ગયેલ જણાય છે, પરંતુ તેમનું મિશ્રપણું ઉપરઉપરથી જ લાગે છે. બાકી વિવેક વડે અનુભવ કરત[illegible] તેઓ જુદા જ નજરે પડે છે. ખરી એકતા તે એ જ જણાય છે, કે જે વિવેક વડે અનુભ[illegible] કરતાં પણ કાયમ રહે છે. પાણીમાં પાણીન[illegible] અને દૂધમાં દૂધની જેમ એકબીજાની એકરૂપત[illegible] થઈ જાય છે, તેમ એકબીજામાં અન્યોન્ય એક[illegible]તાનો અનુભવ થવો એ જ ઐક્ય કહેવાય છે[illegible] તો દ્રષ્ટા અને દૃશ્ય એ બન્નેમાં રહેલી ચેતન[illegible]સત્તાનું ઐક્ય જ સિદ્ધ છે.[૧૮,૧૯] [illegible]

હું' એવો અહંકાર સ્ફુરી આવવો એ બંધ ઉત્પન્ન કરનાર છે, અને 'હું એવું કાંઈ છે જ નહિ' એમ જ્ઞાન થવું એ મોક્ષ આપનાર છે. માત્ર એટલો જ બંધમોક્ષનો હેતુ છે અને તે પોતાના હાથની વાત છે, તો તેમાં શા માટે આસક્ત થઈ બેસી રહેવું ![20] અહંકાર તો બે ચંદ્રમાની પ્રતીતિની પેઠે અને ઝાંઝવાના જળમાં થતી જળભ્રાંતિની પેઠે માત્ર મિથ્યારૂપે જ દેખાય છે, તેને શું ઉત્પન્ન થયેલ કહી શકાય કે?[21] 'અમુક મારું છે' એમ ચિત્તમાં સ્ફુરણ થવું, એ બંધકારક છે અને 'હું એવી કાંઈ વસ્તુ જ નથી, તો પછી મારું તો ક્યાંથી જ હોય?' એમ સમજાઈ જવું, એ મોક્ષકારક છે. માત્ર આટલી જ સમજણની વાત છે અને તે પોતાના તાબાની છે. તો તેમાં શા માટે મૂર્ખ બની જઈ મૂંઝાઈ રહેવું ? જેમાં કૂંડામાં રહેલાં બોર કૂંડાની અંદર રહ્યા છતાં પણ કૂંડાના ઉપરના ભાગથી ઢંકાઈ જવાથી દેખાતાં નથી, તેમ મિથ્યારૂપ અહંકારમાં સત્ય ચિદાત્માનો પ્રવેશ થવાથી તેનું શુદ્ધ–બુદ્ધ–મુક્ત સ્વરૂપ ઢંકાઈ જાય છે, તેથી તે દેખાતું નથી. અથવા તો અનંત આકાશની અંદર ઘડારૂપ ઉપાધિને લીધે ઘટાકાશરૂપે મર્યાદિત પરિમાણમાં આવી જવાપણું પ્રાપ્ત થાય છે, તેમ મર્યાદાથી પર આત્માની અંદર અહંકારરૂપી ઉપાધિને લીધે મર્યાદાપણું પ્રાપ્ત થાય છે. આ બીજે કોટી (દ્વૈતસાધક હોવાથી) અહીં ઘટતી નથી; કેમકે જે સંબંધથી આત્માનું અહંકાર વડે ઢંકાઈ જવું કે મર્યાદામાં આવવું બને છે, એ સંબંધ જ અહંકારને આત્માથી ભિન્ન કલ્પવા જતાં આત્માથી ભિન્ન વસ્તુનું મિથ્યાપણું હોવાથી સંભવતો નથી. આથી સિદ્ધ થાય છે કે, અહંકાર પણ આત્માથી જુદી સત્તાવાળો નથી. માત્ર ચંદ્રમાની ભ્રાંતિની પેઠે એ અહંકાર આત્માની અંદર જ અવિદ્યા વડે ભેદની કલ્પના કરી લેવાથી સ્ફુરી આવે છે અને જાણે કે એ બન્ને એક જ હોય તેમ દેખાય છે. વાસ્તવિક રીતે જ જડ અને ચેતન એ બન્ને અંશોનું (અહંકાર આદિરૂપે) ભેગા થઈ જવું એ જ આત્મા છે. પણ આમ જો આત્માનું સ્વરૂપ માનીએ તો આ એક મોટો વિરોધ આવે છે. જો ચેતન અંશ જડ અંશમાં એકરસરૂપ થઈ જઈ મળી જાય છે એમ માનવામાં આવે, તો સર્વ જડરૂપ જ થઈ જતાં, આત્મામાં સત્તાસ્ફૂર્તિ થવી ઘટતી નથી. હવે જડ અંશ ચેતન અંશમાં એકરસરૂપ થઈ મળી જાય છે એમ માનવામાં આવે, તો સર્વ ચૈતન્ય જ થઈ જતાં જો કે સત્તાની સ્ફૂર્તિ સંભવે છે, પરંતુ ચેતનતત્ત્વ પોતે નિર્વિષય હોવાથી તેનું સ્ફુરણ પણ નિર્વિષય જ થવું ઘટે છે. કેમકે દરેક વસ્તુ જડ હોય કે ચેતન હોય, પરંતુ પોતાનું જ એક મૂળ હોય. તેને તે કદી પણ છોડતી જ નથી.[22–24] એ રીતે બન્ને જડ–ચેતનનું એકબીજામાં મળી જઈ એકરૂપ થઈ જવાપણું (અંધારાની અને પ્રકાશની એકરૂપતાની પેઠે) અન્યોન્ય અનુભવથી વિરુદ્ધ છે. વળી આત્મા તો સ્વભાવે જ ચેતનરૂપ છે. તે કદી પણ જડ હોઈ શકતો નથી. કેમકે પદાર્થના સ્વભાવ કદી પણ બદલાઈ જતા નથી. ચેતનરૂપ આત્મા જે જડ (અહંકાર આદિ) રૂપે જોવામાં આવે છે, તેનું કારણ તો વળી બીજું જ (અવિદ્યારૂપ) છે. બાકી એ જડની ચેતન સાથે વાસ્તવિક એકરૂપતા તો સાવ સંભવતી જ નથી.[25] વાસનાઓ અને અભિમાનો વડે વીંટાઈ રહેલા તથા સેંકડો દુષ્ટ વિકારો વડે ખેંચાઈ જઈ આમતેમ દોડ્યા કરતા અવિવેકી પુરુષો પર્વત ઉપરથી નીચે પડેલી શિલાઓની પેઠે નીચા નીચા જતા જાય છે.[26] વાસનાઓરૂપી વાયુઓએ ખેંચી આમતેમ લઈ જવાતાં મનુષ્યોરૂપી તૃણોને એવાં એવાં તો જન્મ–જરા–મરણ–નરક આદિ દુઃખો પ્રાપ્ત થાય છે, કે તે વિષે બોલવા બેસીએ તો કાંઈ પાર જ આવે નહિ.[27] પોતાની વાસના અને અભિમાન-

ને અનુસરી વિષયોમાં રાગ થવો વગેરે રસ વડે વિષયોની અંદર જ બંધાઈ જઈ આસક્ત થઈ રહેલાં મનુષ્યો, હાથમાંથી છૂટી ગયેલા દડાની પેઠે ખૂબ જ ભટકી ભટકી છેવટે (પાપોને યોગે) નરકોમાં પડે છે અને ત્યાં યમની યાતનાઓને ઘણો લાંબો કાળ સહન કરવાથી ચોતરફથી જર્જર થઈ જાય છે. પછી કાળાંતરે પણ સ્થાવર કૃમિ–કીટ આદિ જન્મો લઈ તે કેમ જાણે કોઈ બીજા જ હોય તેવા થઈ જાય છે.[૨૮]

भ्रांत्वा भृशं करतलाहतकंदुकाभं
लोकाः पतंति निरयेषु रसेन रक्ताः ।
क्लेशेन तत्र परिजर्जरतां प्रयाताः
कालांतरेण पुनरन्यनिभा भवंति ॥ २८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મંકિબોધન' એ નામનો સર્ગ ૨૫ મો સમાપ્ત**

## सर्ग २६ मो+

### અનર્થોની ઉત્પત્તિ અને વિનાશ

॥ वसिष्ठ उवाच ॥

संसारमार्गगहने पतितस्याऽऽपतंति हि ।
वृत्तवृत्तांतलक्षाणि कीटा इव घनागमे ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–જીવ કે જે આ સંસારમાર્ગરૂપી મહાવિકટ અરણ્યમાં ભટક્યા કરે છે, તેને જેમ વર્ષાઋતુમાં અનેક કીડાઓ પેદા થાય, તેમ પ્રથમ ઘણી વાર અનુભવમાં આવી ગયેલ ક્ષુધા–તૃષા–જરા–મરણ–ભય આદિ લાખો વૃત્તાંતો પાછા વારંવાર પ્રાપ્ત થતાં રહે છે.[૧] જેમ જંગલમાં જુદે જુદે ઠેકાણે રહેલા પથરા એકબીજા સાથે કશો સંબંધ રાખતા નથી, તેમ આ સર્વ પદાર્થો એકબીજા સાથે કશો પણ સંબંધ ધરાવતા નથી; માત્ર વાસના જ તેમનો એકબીજામાં પરસ્પર સંબંધ કરાવવામાં સૌકળરૂપ છે.[૨] એ વાસનાનું મૂળ ચિત્ત છે. વસંતઋતુમાં વન જેમ પૃથ્વીમાં રહેલા રસ વડે રંગાઈ જઈ પોષાય, તેમ તે ચિત્ત રાગ–દ્વેષ આદિ રસ વડે રંગાઈ જઈ પોષાય છે. એટલું જ નહિ પણ એ ચિત્ત વિવેકની વાતમાં સાવ અંધ જ બની જાય છે. જંગલ જેમ અનેક વૃક્ષો વડે ઘેરાયેલું હોય છે, તેમ એ ચિત્ત પણ અનાદિ કાળથી અનુભવમાં આવ્યા કરતાં અનેક વૃત્તાંતો વડે ભરપૂર થઈ રહે છે.[૩] અહો ! આશ્ચર્ય છે કે વાસનાને લીધે પરવશ બની ગયેલાં પ્રાણીઓ વારંવાર પ્રાપ્ત થયા કરતા જન્મોમાં અનેક સુખ–દુઃખોનો અનુભવ કરતાં જ રહે છે.[૪] અહો ! વાસના સાવ ભૂંડી છે. તેને લીધે મનુષ્યો સાવ મિથ્યા છતાં માત્ર અજ્ઞાનના બળથી દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય, એ ત્રિપુટીરૂપે થઈ રહેલા પદાર્થો વડે પોતાની અંદર આ સંસારરૂપી ભ્રાંતિને અનુભવે છે.[૫] આનંદ વડે પરિપૂર્ણ અમૃતને (મોક્ષને) ધારણ કરી રહેલ, શુદ્ધ, જગતમાં પ્રકાશ કરનાર અને સર્વ પદાર્થોના સંબંધમાં શીતળતાવાળા વિવેકી પુરુષમાં અને આનંદ વડે પરિપૂર્ણ અમૃતને ધારણ કરી રહેલ, શુદ્ધ, જગતમાં પ્રકાશ કરનાર અને સર્વ પદાર્થોના સંબંધમાં શીતળતાવાળા ચંદ્રમામાં શો ફરક છે ? આગળ–પાછળનો કશો પણ વિચાર કર્યા વિના જ ગમે તે જે કાંઈ સારીમાઠી વસ્તુ હોય તેની ઇચ્છા કરનાર અને મર્યાદાથી પણ રહિત થઈ ગયેલા મૂઢ પુરુષમાં અને તેવા જ સ્વભાવવાળા બાળકમાં શો ફેર છે ? પોતાને પ્રાપ્ત થયેલ વિષય ભલે શુભ હોય કે અશુભ હોય, પણ તેને પ્રાણ જતાં સુધી પણ નહિ છોડનાર મૂઢ પુરુષમાં અને માછલાંને વીંધવાના કાંટામાં ભરાવી રાખેલ શુભ–અશુભ

+ આ છવીસમા સર્ગમાં વાસનાને લીધે રાગ-દ્વેષ-આદિ વડે ચિત્ત રંગાઈ જવાથી અનર્થની પ્રાપ્તિ થવા વિષે કહેવામાં આવશે; અને વિવેક વડે તત્ત્વજ્ઞાન થઈ જવાથી વાસના, રાગ-દ્વેષ ઇત્યાદિની શાંતિ થઈ જન્મ-મરણ આદિ સર્વ અનર્થોની નિવૃત્તિ થઈ જાય એ વાત પણ કહેવાશે.

માંસના ટુકડાને પોતાના પ્રાણ જતાં સુધી પણ નહિ છોડનાર મગરમચ્છ-માછલાં આદિ જળ-જંતુઓમાં શો તફાવત છે ? એ તમે જ કહો.[૬-૮] શરીર, સ્ત્રી, ધન વગેરે આ સર્વ પદાર્થો સૂકી રેતી વડે બનાવેલાં કોડિયાંની પેઠે ક્ષણ વારમાં જ નાશ પામી જનારા છે.[૯] બ્રહ્માથી માંડી હેઠ તણખલા સુધી સેંકડો યોનિઓમાં આ આખા કલ્પ સુધી તમે ભમ્યા કરશો, તો પણ મનના નિરોધ વડે જ્ઞાન પ્રાપ્ત થયા વિના તમારા ચિત્તને કદી પણ શાંતિ મળવાની નથી.[૧૦] જેમ માર્ગે ચાલનાર કોઈ વટેમાર્ગુ પુરુષ બરાબર જોઈ-તપાસી પગ મૂકે તો માર્ગના ખાડા-ટેકરા તેને કાંઈ બાધ કરી શકે નહિ, તેમ જે કોઈ ઉત્તમ પુરુષ પોતાના સ્વરૂપનું અને જગત આદિનું વિવેક વડે માત્ર અવલોકન કરે, તેને જગતરૂપી જાળનો બંધ જરા પણ બાધ કરી શકતો નથી.[૧૧] વિવેક વડે સાવધાન થઈ રહેલા તમારા ચિત્તને વાસના ગળી શકશે નહિ; કેમકે જે પુરુષ સાવધાન હોય અને જાગતો હોય તેને પિશાચ શું કરી શકે ?[૧૨] જેમ નેત્રનું કેલાવું રૂપનો પ્રકાશ કરવા માત્ર જ છે, તેમ અહંકારસહિત આ જગત પણ સાક્ષીચૈતન્યનું બહાર આવીને પ્રસરી જવા રૂપ જ છે.[૧૩] હે કામ-ક્રોધ આદિ છ શત્રુઓને નાશ કરનાર ! જેમ નેત્ર બંધ થતાં રૂપનો પ્રકાશ થવો અટકી પડે છે, તેમ વૃત્તિ દ્વારા બહિર્મુખ થઈ ગયેલા સાક્ષીચૈતન્યને અંતર્મુખ કરીને પોતાના સ્વરૂપમાં સ્થાપવાથી સર્વ દૃશ્ય-વર્ગની પ્રતીતિ બંધ પડી જાય છે.[૧૪] પવન જેમ આકાશની અંદર પોતાના સ્વરૂપમાં ગતિને વિસ્તારી દે છે, તેમ શુદ્ધ આત્મચૈતન્ય જ અવિવેક વડે કાંઈક બહાર થઈ જઈ, ચિદાકાશ-રૂપી પોતાના મહાવિસ્તીર્ણ આત્મસ્વરૂપમાં જ અહંકારસહિત સાત મિથ્યા એવા આ જગતને ફક્ત ભ્રાંતિ વડે કલ્પના દ્વારા વિસ્તારી દે છે.[૧૫] ખરી રીતે આ જગત અસત્ય જ છે. બ્રહ્મચૈતન્યે તેને પોતાનાથી જુદું નહિ રચ્યા છતાં કેમ જાણે તેનાથી એ જુદું હોય અને સત્ય હોય તેવું થઈ રહેલ છે; બાકી તત્ત્વદૃષ્ટિએ જોતાં તો માટી કે સોનામાંથી બનેલો ઘટ માટી કે સોનું આદિ પોતાની મૂળધાતુથી જુદો પાડી લઈ શકાતો નથી. આમ એ ઘટભાવ ભિન્ન નહિ છતાં માટી અને સોનું વગેરેમાં ભિન્નરૂપે માત્ર કલ્પાયેલ જ છે, તેમ આ જગત પણ બ્રહ્મનો એક વિવર્ત હોવાથી તેની સત્તા બ્રહ્મસત્તાથી જુદી પાડી શકાતી નથી; અને તે બ્રહ્મથી જુદું નહિ હોવા છતાં બ્રહ્મના સ્વરૂપમાં જ અવિદ્યા વડે તેની ભિન્નરૂપે કલ્પના કરવામાં આવી છે.[૧૬] જેમ આકાશનું સ્વરૂપ શૂન્યમાત્ર જ છે, પવનનું સ્વરૂપ ગતિમાત્ર જ છે અને તરંગ આદિનું સ્વરૂપ જળમાત્ર જ છે, તેમ આ જગત ચિન્માત્ર જ છે.[૧૭] આ ત્રણે લોક સ્વગતભેદથી× અને સજાતીયભેદથી રહિત કેવળ શુદ્ધ-બ્રહ્મ-રૂપ જ છે અને શાંત ચિદાકાશ જ તેનું ખરું સ્વરૂપ છે, એમ તમે સમજો. બાકી એ પરમાત્માના વિશાળ સ્વરૂપમાં માત્ર ભ્રાંતિ વડે જ આ ત્રણે લોક, જળમાં પ્રતિબિંબરૂપે દેખાતા પર્વતની પેઠે દેખાય છે.[૧૮] પરમપદને પ્રાપ્ત થઈ ગયેલા શાંત જીવન્મુક્ત પુરુષને અંદર એવી તો શીતળતા પ્રાપ્ત થાય છે, કે તેની પાસે અમૃત-

મય અતિ શીતળ ચંદ્રમા પણ ધગતા અગ્નિના અંગારા જેવો લાગે છે.[૧૯] જગત અત્યંત શાંત અને સર્વવ્યાપી પરમાત્મારૂપ છે, તેમજ પોતાના અધ્યસ્ત સ્વરૂપથી શૂન્ય છે; તો પછી તેમાં એક પરમાત્માના મર્યાદારહિત પ્રકાશ વિના વળી બીજો (સૂર્ય, ચંદ્ર, તારા આદિનો) પ્રકાશ શી રીતે ઘટી શકે? ક્યાં સાધનોથી ઉત્પન્ન થાય અને વળી તેનું બીજું જુદું સ્વરૂપ પણ કેવું હોય?[૨૦] જે સત્તા 'બ્રહ્મ' શબ્દ વડે કહેવામાં આવે છે, તે જ સર્વ પદાર્થમાત્રનું પોતાનું વાસ્તવ સ્વરૂપ છે અને તેનો કોઈ પણ પ્રકારે કશો પણ બાધ થઈ શકતો નથી. આ સર્વ તે અબાધ્ય બ્રહ્મસત્તારૂપ જ છે.[૨૧] જેની અંદર બાધનો અનુભવ થાય છે, એવાં જે કાંઈ આ નામરૂપ જોવામાં આવે છે, તેમનો બાધ અને વધવું–ઘટવું–નાશ થવો વગેરે વિકારોનો સારી રીતે વિચાર કર્યા છતાં પણ તે નામરૂપો અમારા જાણવામાં આવતાં નથી; કેમકે તે આકાશફૂલની જેમ મિથ્યા જ છે.[૨૨] તમે મનનો બાધ કરી દઈ, આત્મસ્વરૂપને ઓળખી લઈ મહાશિલાની પેઠે સ્થિર અને શાંત થઈ રહો. મનનો બાધ થઈ જાય છે, એટલે નામરૂપને આકારે થઈ રહેલા સર્વ વિકલ્પો તેમજ એ નામરૂપને પ્રમાણરૂપે અનુભવ કરાવનાર ચક્ષુ આદિ ઇન્દ્રિય એ સર્વનો પણ અભાવ થઈ જાય છે, પરંતુ સાક્ષીચૈતન્યનો તો કદી પણ અભાવ હોઈ શકતો નથી; કેમકે તે તો જન્મ આદિ વિકારોથી રહિત અબાધ્ય બ્રહ્મરૂપ જ છે.[૨૩] હે અંગ! મનનો બાધ કરી દઈને આકાશના જેવા નિર્વિકાર, અસંગ અને અનંત આત્મસ્વરૂપમાં જ સ્થિતિ રાખી રહેલા વિવેકી પુરુષને નામ–રૂપ દેખાતાં જ નથી; કેમકે નામરૂપ તો સ્વરૂપસ્થિતિમાં પોતાનો દૃઢ અભ્યાસ ન હોવાને લીધે જ સ્વપ્નમાં જણાતા અનેક વિકા[રો]ની પેઠે અનુભવમાં આવે છે.[૨૪] હિરણ્યગર્ભનું આ જગતને નિર્માણ કરનારું છે. તેણે સાધનસામગ્રી વિના વગરભીંતે આશ્રય વિના જ આ જગતરૂપી ચિત્ર પોતાના સંકલ્પમાત્રથી જ બનાવી દીધેલ છે; માટે એ માનસિક કાર્યમાં સ્વપ્ન આદિની પેઠે મનથી જુદો બીજો કોઈ કર્તા પણ નથી, તેમ એ મનથી જુદું બીજું કાંઈ કાર્ય પણ નથી.[૨૫] સર્વ મનોમય જ છે અને તે જ્યાં જ્યાં જેવો જેવો વિસ્તાર કરે છે, ત્યાં ત્યાં તે તે વસ્તુને આકારે પોતે જ થઈ રહે છે. એ રીતે દૃશ્યનો અભાવ હોવાથી જે કાંઈ દૃશ્યરૂપે જોવામાં આવે છે, તે સાવ અસત્ય જ છે. તેને લીધે કોણ કર્તા છે? શું કાર્ય છે? અને શું તેનું અધિષ્ઠાન છે? કાંઈ નથી. (સર્વ મનનો વિલાસમાત્ર છે.) 'હું સુખી છું' એમ મન વડે માનવામાં આવે તો સુખીપણું છે અને 'હું દુઃખી છું' એમ મન વડે મનાય તો દુઃખીપણું છે. એમ સુખ અને દુઃખ તથા તેના સાધનરૂપ દેહ, સ્ત્રી, પુત્ર, ધન આદિ પાર્થિવ વિષયો એ સર્વ મનોમય છે અને તેને લીધે જ એ સર્વ જ્ઞાન થતાં શૂન્યરૂપ અથવા આત્મરૂપ જ જણાય છે. જેમ સ્વપ્નમાં અનુભવમાં આવતા પર્વતો સાક્ષીચૈતન્યનો જ એક તરેહનો વિવર્ત હોવાથી ચિદાકાશરૂપ છે છતાં તેઓ પાર્થિવ (પૃથ્વીનો આકાર) કહી શકાય છે, તેમ દેહ–ધન–સ્ત્રી–પુત્ર આદિ સર્વ પદાર્થો એક જાતનો ચેતનનો જ વિવર્ત હોવાથી ચિદાકાશરૂપ જ છે, છતાં પણ તેઓ પાર્થિવરૂપે થઈ રહેલ દેખાય છે.[૨૬–૨૮] અહંકાર પ્રકટ થાય છે, એટલે ઉત્પન્ન થવું, વધવું, ઘટવું, નાશ થવો ઇત્યાદિ ભાવવિકારોને ભ્રાંતિ વડે ધારણ કરી રહેલી જગતના સર્વ પદાર્થોની સત્તા ખડી થઈ જાય છે. પછી વિવેક વડે અહંકારનો અભાવ અનુભવવામાં આવે છે, તો એ જગતના પદાર્થોની સત્તાનું પોતાનું મૂળસ્વરૂપ બ્રહ્મમાં (જળને પરપોટા જેમ જળમાં શમી જાય તેમ) શમી જાય છે અને કાંઈ તાપ નહિ ઉપજાવતાં તે મહાશાંતિ આપનાર થાય છે.[૨૯] જેમ કડાંનાં નામ

પને રૂપ એ બન્ને સુવર્ણથી જુદાં નથી, તેમ મે જ શાંત આત્મારૂપ છો. તેનાથી અસત્ય અહંકાર પણ જુદો નથી.[30] મુક્ત થઈ ગયેલો, સર્વ સંકલ્પ–વિકલ્પોના મૂળરૂપ મનથી રહિત, મૌનને (નિઃસંકલ્પદશાને) ધારણ કરી રહેલ, કર્મો કર્યા કરતાં છતાં પણ કર્તાપણાના અભિમાન-થી રહિત હોવાને લીધે અકર્તા અને અંદર શીત-ળતાવાળો એવો વિવેકી પુરુષ શૂન્ય જેવો હોવા છતાં પોતાના સ્વરૂપના આનંદ વડે પરિપૂર્ણ રહી શાંત થઈ રહે છે. પ્રારબ્ધયોગે પ્રાપ્ત થયેલ વ્યવહાર કર્યા કરતો હોવા છતાં પણ વાસના નહિ હોવાને લીધે, યંત્ર વડે બનાવેલા શિલા આદિની પ્રતિમાના શરીરની પેઠે કર્તાપણાના અભિમાન વિનાનો જીવન્મુક્ત પુરુષ શાંત જ રહે છે. જેમ હીંચકતા પારણામાં સૂઈ રહેલા બાળકના અવ-યવો પોતાના દેહના ધ્યાન વિના જ વખતે આડાઅવળા થઈ જાય છે અથવા કોઈ વખત એમ ને એમ જ નિષ્ક્રિય પડ્યા રહે છે, તેમ પોતાના આત્મસ્વરૂપને ઓળખી ગયેલા જીવ-ન્મુક્ત પુરુષના અવયવો પણ પોતાના દેહાદિના સંયોગ વિના જ વખતે પ્રારબ્ધને અનુસરી ક્રિયા કર્યા કરે છે અથવા વખતે એમ જ નિષ્ક્રિય પણ થઈ રહે છે. ચિત્તવૃત્તિના બહિર્મુખપણાથી રહિત થઈ જઈ પોતાના આત્મસ્વરૂપમાં જ અખંડ એકાકાર થઈ રહેલો અને આશાથી, સ્નેહથી, મનોરથોથી તથા ઇચ્છાથી રહિત થયેલો વિવેકી પુરુષ પોતે શાંત અને અનંત આત્મા સાથે અખંડાકારવૃત્તિ વડે એકરૂપ જ થઈ રહેલો હોવા-થી તેને દેહાદિકનું અનુસંધાન ક્યાંથી જ હોય? દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય, એ ત્રિપુટીનો બાધ કરી દઈ કેવળ પોતાના નિરાકાર સ્વરૂપમાં જ સ્થિતિ રાખનારા, જ્ઞાનદૃષ્ટિ વડે યથાર્થ આત્મસ્વરૂપને જાણી રહેલા અને નિઃસ્પૃહ એવા વિવેકી પુરુષને દેહાદિકનું અનુસંધાન ક્યાંથી થાય?[31–35] દરેક પદાર્થની ઇચ્છા થવી એ જ દૃઢ બંધ છે અને તેમાં સર્વથા વૈરાગ્ય થવો એ જ મુક્તપણું છે; તો પછી પૂર્ણકામતારૂપી વૈરાગ્યદશામાં વિશ્રાંતિ પામેલા તત્ત્વજ્ઞ પુરુષને કોની અપેક્ષા રહે?[36] આ પાર્થિવ શરીર પોતાના સ્વપ્રમાં દેખાતા શરીરની પેઠે સાવ મિથ્યા અને ભ્રાંતિમાત્ર જ છે, તો પછી શા માટે ઇચ્છા ઉત્પન્ન થાય? શી ઇચ્છા થાય? કોને થાય? અને તે શા માટે પેદા થાય? માટે આત્મજ્ઞાન વડે શોભતો જ્ઞાની પુરુષ સર્વ ઇચ્છાઓથી, સર્વ કૌતુકોથી અને સર્વ પીડા-ઓથી રહિત થઈ જઈ ફક્ત પોતાના આત્માનં-દમાં જ સ્થિર થઈ રહે છે. ઉપર પ્રમાણે મારાં વચનોનું શ્રવણ કરી એ મંકિઋષિએ સર્પ જેમ કાંચળીને છોડી દે, તેમ એ જ જગ્યાએ પોતાના મહાપ્રબળ મોહને પણ જડમૂળથી તજી દીધો. એ મંકિઋષિએ વાસનાથી રહિત થઈ જઈ, આવી પડેલાં કાર્યો કરતા રહી, છેવટ સેંકડો વર્ષને અંતે પર્વતમાં સમાધિ વડે સ્થિતિ કરી અને તે આજ દિવસ સુધી પથરાની પેઠે સમાધિ વડે અચળ થઈ રહ્યા છે. સર્વ ઇન્દ્રિયોને પ્રત્યાહાર વડે સમેટી લઈ યોગ વડે એ આત્મામાં જ શાંત છે અને કોઈ જગાડે તો જ તે સમાધિમાંથી જાગે છે.[37–41] હે રામચંદ્રજી! આ મંકિ-ઋષિએ ગ્રહણ કરેલા માર્ગનું અવલંબન કરી, જ્ઞાનનો ઉદય થતાં શુદ્ધ થઈ રહેલ ચિત્ત વડે વિવેકને પ્રાપ્ત થઈ જઈ તમે પોતાના આત્માનં-દમાં રમણ કરવા માટે શાંતિને પ્રાપ્ત થાઓ. તમારી બુદ્ધિ રાગ વડે દૂષિત થઈ જઈને વિવેકની વાતમાં જળ વિનાનાં શરદઋતુનાં વાદળાંઓના સમૂહની પેઠે ક્ષણમાત્રમાં ક્ષીણતાવાળી થઈ, કદી પણ દીનતાને પ્રાપ્ત ન થાઓ.[42]

एतेन राघव विवेकपदेन शांतिमासादयोदयवता मनसा विहर्तुम्। मा दीनतां व्रजतु रागमयी मतिस्ते क्षीणा क्षणादसलिलेवशरद्घनाली

સર્ગ ૨૬ મો સમાપ્ત

## સર્ગ ૨૭ મો*

### ચિત્તની ચંચળતાથી જગતની પ્રતીતિ

॥ वसिष्ठ उवाच ॥

**निर्वाणो भव शांतात्मा यथाप्राप्तानुवृत्तिमान् ।**
**सन्नेवाऽसत्समःसौम्य स्फटिकादिव निर्मितः॥१॥**

વસિષ્ઠ બોલ્યાઃ–વિવેક વડે ચિત્તને શાંત રાખી, પ્રારબ્ધયોગે જ કાંઈ આવી મળે તેનું ગ્રહણ કરી લઈ, તમે મુક્ત થઈ રહો અને સ્ફટિકમાંથી બનાવેલા પ્રતિમાપુરુષની પેઠે તમે છો એમ દેખાતાં છતાં પણ સંકલ્પ આદિથી રહિત હોવાને લીધે નથી જેવા જ થઈ રહો.[1] વ્યવહારદૃષ્ટિએ જોતાં(અજ્ઞાનદશામાં) જે સર્વવ્યાપી આત્મતત્ત્વ સમષ્ટિરૂપે એક છે, તે જ વ્યષ્ટિભાવથી સર્વરૂપે થઈ રહેલ છે; પારમાર્થિક દૃષ્ટિએ જોતાં (જ્ઞાનદશામાં) વ્યષ્ટિભાવ અને સમષ્ટિભાવ એ સર્વનો બાધ થઈ જાય છે. એ અવર્ણ્ય (વર્ણવી ન શકાય તેવું) સમષ્ટિરૂપે એક છે કે વ્યષ્ટિરૂપે અનેક છે, એમ કોઈ પણ પ્રકારે કહી શકાતું નથી; તો પછી તેમાં નાના પ્રકારની બીજી કલ્પનાઓ તો ક્યાંથી જ ઘટે? આ જે કાંઈ છે તે સર્વ આદિ–અંતથી રહિત ચિદાકાશરૂપ છે અને ચેતનતત્ત્વ વડે ભરપૂર છે. જો કે શરીરોની ઉત્પત્તિ અને નાશ થયા કરે છે, તો પણ અખંડ આત્મતત્ત્વને તેનાથી શો બાધ લાગે છે?[2,3] જડ જગતની રચનાઓ અને જડ દેહાદિકની ચેષ્ટાઓ ચિત્તની ચંચળતાને લીધે જ પ્રતીતિમાં આવે છે. (યોગ વડે) ચિત્તની ચંચળતા જતી રહે અને તે આત્મામાં જ સ્થિર થઈ રહે તો તરંગો જેમ જળમાં શમી જાય, તેમ એ સઘળું આત્મામાં જ શમી જાય છે. વિચાર કરતાં તરંગ જેમ જળરૂપ જણાય, તેમ એ સર્વ પણ છેવટ વિચાર દ્વારા આત્મરૂપ જ જણાય છે.[4] જેમ ધોળાં વાદળાંમાં વસ્ત્રની ભ્રાંતિ લાવવી એ યોગ્ય નથી, તેમ 'હું આ દેહરૂપ છું' એવી ભ્રાંતિ લાવવી એ પણ કાંઈ બરાબર નથી વારંવાર પુનર્જન્મ આદિ અનર્થ ઉત્પન્ન કરનારા એ દેહાદિ પદાર્થો અવસ્તુરૂપ છે અને તેમાં તમે અહંકાર લાવી બંધાઈ ન જાઓ, પરંતુ પરમાત્મા કે જે અનંત સુખ આપનાર, સર્વના આદિરૂપ અને મહામંગલમય તત્ત્વ છે તેની જ તમે ભાવના કરતા રહો, એટલે તમને મોક્ષરૂપ પરમપુરુષાર્થની પ્રાપ્તિ થાય. ચિદાકાશ અનંત છે તેનું દેશ–કાળ–વસ્તુ વગેરેથી કશું પણ પરિમાણ બાંધી શકાતું નથી અને એ જ પરમતત્ત્વરૂપ વસ્તુ છે. માટે તમારું ચિત્ત સુખદુઃખ આદિમાં સમાન રહી એ પરમતત્ત્વની અંદર જ સદાકાળ લાગેલું રહો.[5-7] તમે જો એવો જ આત્માકાર વૃત્તિનો નિશ્ચય રાખશો, તો તમે પોતે જ નિરંજન આત્મતત્ત્વરૂપ છો. ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એમાંનું કશું સત્ય નથી.[8] દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ સર્વ ચિત્તતત્ત્વની જ વિભૂતિ છે; કેમકે જે વસ્તુ ચેતનતત્ત્વથી જુદી હોઈ શકતી નથી, તેથી તે નથી અને ધ્યાતા, ધ્યાન તથા ધ્યેય એ પણ કશું નથી.[9] પડવાનો ચંદ્રમા ઉદય પામતાં સમુદ્ર જેમ (આનંદ વડે) ઊછળવા માંડે અને પ્રલયનો પવન વાવાથી તે સુકાઈ જાય છે તેમ આત્મતત્ત્વ સર્વત્ર એક સમાનરૂપે જ રહે છે, નિર્વિકાર છે અને તેમાં ક્ષોભ થવો કે શમી જવું ઇત્યાદિ કશો વિકાર જ થતો નથી.[10] જે વહાણમાં બેસી જનારા પુરુષને પોતાની દૃષ્ટિના ભ્રમથી કાંઠે રહેલ ઠૂંઠું, વૃક્ષ, પર્વત ઇત્યાદિ ફરતાં દેખાય છે અને છીપમાં જેમ ભ્રાંતિ વડે રૂપાની બુદ્ધિ થાય છે, તેમ શુદ્ધ અધિષ્ઠાનચૈતન્યમાં ચિત્તને લીધે જ દેહાદિની ભ્રાંતિ થ

* આ સત્તાવીસમા સર્ગમાં ચિત્તની ચંચળતાને લીધે ચેતનતત્ત્વની ચંચળતાની ભ્રાંતિ થઇ જઇ જગતની વિચિત્ર રચનાની પ્રતીતિ થયાનું કહેવાશે; અને ચિત્તની ચંચળતા મટી જવાથી જગતની ભ્રાંતિ પણ શાંત થઇ જતા સ્વરૂપમાં જ સ્થિતિ થવા વિષે કહેવાશે.

છે.[૧] જેમ ચિત્તને લીધે દેહાદિની ભ્રાંતિ થઈ આવે છે, તેમ ચિત્તની ભ્રાંતિ પણ દેહાદિને લીધે જ થાય છે. એવી જ રીતે એ અધિષ્ઠાનચૈતન્યમાં જીવભાવ પણ દેહ, મન ઇત્યાદિના અધ્યાસને લીધે કલ્પિત જ છે. એ બધા ચેતનતત્ત્વના વિવર્તો છે; તો પછી એ શુદ્ધ પરમપદમાં દ્વૈતની સંભાવના ક્યાંથી હોય? સ્વરૂપનું સંપૂર્ણ રીતે જ્ઞાન થઈ જાય તો આ સર્વ એક શાંતબ્રહ્મરૂપ જ જણાય છે. જ્ઞાનદષ્ટિએ જોતાં જગત આદિ કશું છે નહિ અને બીજી ભ્રાંતિ પણ નથી. જેમ આકાશમાં વન હોઈ શકતું નથી, રેતીમાં તેલ હોતું નથી અને ચંદ્રબિંબમાં વીજળી હોઈ શકતી નથી, તેમ તત્ત્વદષ્ટિએ જોતાં શુદ્ધ અધિષ્ઠાનચૈતન્યમાં દેહ આદિ કશું પણ નથી.[૧૨-૧૪] હે તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ રામચંદ્રજી ! આ જગતની ભ્રાંતિ ખરી રીતે જોતાં છે જ નહિ, તેમાં તમે કાંઈ પણ ભય ન રાખો. જગતની ભ્રાંતિને મિથ્યા સમજી આત્મતત્ત્વને ઓળખી લેવું એ જ પરમ સત્ય વાત છે, એમ તમે સમજો.[૧૫] જગત છે અને બ્રહ્મસત્તા નથી એવી જ તમને ભ્રાંતિ હતી તે આજ મારા ઉપદેશથી શાંત થઈ ગઈ છે; તો પછી હવે બંધતું બીજું શું કારણ છે?[૧૬] જેમ કૂંડીઓ, કાડિયાં અને ઘડાઓ વગેરે માટી જ છે, તેમ આ જગત પણ (મનોમય હોવાથી) ચિત્તમાત્ર જ છે અને તે વિવેક વડે વિચાર કરતાં ક્ષીણ થઈ જાય છે.[૧૭] તમે આ મારા સુંદર ઉપદેશથી અહંકાર વિનાના થઈ જઈ સંપત્તિઓની આકાંક્ષાને અળગી કરો, તેના લાભથી હરખાઈ જાઓ નહિ અને વિપત્તિથી શોક પામો નહિ. તમે વૈભવોની વૃદ્ધિમાં અને ક્ષયમાં એકસરખી રીતે રહો. આ મારા ઉપદેશને ભૂલી જઈ સ્વરૂપમાં દઢ સ્થિતિ રાખ્યા વિના, તમારો કાળ નકામો જતો રહે એવું કદી પણ કરશો નહિ.[૧૮] પોતાના કુળરૂપી આકાશને ચંદ્રમાની પેઠે શોભાવનારા હે કુળદીપક રામચંદ્રજી ! બ્રહ્મની અને આત્માની એકતા એ જ યથાસ્થિત વસ્તુગતિ છે. તેનો તમે સારી રીતે અપરોક્ષ અનુભવ કરી સ્થિર થઈ રહ્યા હો, તો પછી ચિત્તને તાપ ઉત્પન્ન કરનાર હર્ષ, શોક, તૃષ્ણા આદિ સર્વ દૂષણોને છોડી દઈ તમે સુખેથી રહો; અથવા લૌકિક દષ્ટિએ ભલે તમે તે સર્વને અનુસરીને રહો.[૧૯]

**यथास्थितं वस्त्वधिगम्य राम स्थितोसि चेद्वा स्वकुलांबरेंदो । तद्धर्षशोकैषणदूषणादिविमुच्य वा तिष्ठ यथेच्छमास्स्व ॥ १९ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સુખ્યયોગોપદેશ' એ નામનો સર્ગ ૨૭ મો સમાપ્ત**

## सर्ग २८ मो*

### પુરુષ અને કર્મ

॥ राम उवाच ॥

**बीजांकुराणां पुरुषकर्मणां जन्मकारिणाम् । दैवशब्दार्थयुक्तानां तत्त्वं वद विभो पुनः ॥ १ ॥**

**રામ બોલ્યાઃ**—હે મહારાજ ! પુરુષો અને તેનાં કર્મો બીજને અંકુરની પેઠે એકબીજાની સાથે જોડાઈને રહેલાં છે અને અદષ્ટરૂપી નિમિત્ત વડે યુક્ત થઈ અનેક જન્મપરંપરાને આપનારાં છે. આપ મને ફરી વાર તેમનું ખરું તત્ત્વ કહી બતાવો.[૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**—અદષ્ટનું તત્ત્વ વિચારવા બેસીએ તો કર્મ છે, કર્મનું તત્ત્વ પુરુષ છે, પુરુષનું તત્ત્વ મનરૂપે થઈ રહેલ ચિદાત્માનું સ્ફુરણ છે અને એ સ્ફુરણનું તત્ત્વ ચિદાત્મા છે. એ ચિદાત્મા પ્રથમ સૃષ્ટિના આરંભકાળમાં **बहुस्यां प्रजायेय।**

* આ અઠ્ઠાવીસમા સર્ગમાં પુરુષ અને તેના કર્મો કે જેઓ બીજ અને અંકુરની પેઠે એકબીજામાં અનુસ્યૂત થઈ રહેલ છે, અને અદષ્ટરૂપી નિમિત્ત વડે યુક્ત થઈ અનેક જન્મપરંપરાને આપનારાં છે, તેનું તત્ત્વ ફરીને કહેવામાં આવશે.

અર્થાત્ 'હું સૃષ્ટિરૂપે થઇને અનેકરૂપે થાઉં' એવા સંકલ્પરૂપ ચેતનના સ્ફુરણથી સમષ્ટિ અને વ્યષ્ટિ મનરૂપે થઈ જાય છે; અને હું અમુક દેહ આદિ આકારવાળો છું, એવા અધ્યાસ વડે તે પુરુષરૂપ (જીવરૂપ) બની કર્મો કરે છે. પછી તે દૈવરૂપે થાય છે, જે દૈવ પુણ્ય-પાપરૂપ અદૃષ્ટરૂપે કહેવાય છે. હવે તે પુણ્ય-પાપનાં ફળોને ભોગવવાને માટે ઘટ આદિ પદાર્થોરૂપે અને તેની અંદર રહેલ ગુણ-ક્રિયા આદિરૂપે તથા ઘટત્વ આદિ જાતિરૂપે થઈ રહે છે. એવી રીતે આ સર્વ જગત ચેતનતત્ત્વનો જ એક વિવર્ત છે અને એ ચિદાત્માનું સંકલ્પરૂપી સ્ફુરણ જ દૈવ-કર્મ આદિ પર્યાય શબ્દોને ધારણ કરનારું છે. ઘટ આદિ પદાર્થથી માંડી તેની અંદર રહેલી જાતિ સુધી સર્વ કાર્યરૂપે તે થઈ રહ્યું છે અને પુરુષરૂપે પણ તે જ થઈ રહેલ છે.[૧-૨] ચેતનતત્ત્વમાં સંકલ્પરૂપ સ્ફૂર્તિ થયા વિના પુરુષ કે કર્મ એ કંઈ પણ શી રીતે સંભવે? કેમકે એ બન્નેની સત્તા અને સ્ફૂર્તિ એ બન્ને ચેતનસત્તાને જ અધીન છે. ઘટ-પટ અને અવટ (ખાડો) વગેરે પદાર્થરૂપે ફેલાઈ રહેલું આ જગત એ ચેતનતત્ત્વ વડે જ રચાયેલું છે.[૩] વાસનાવાળા ચેતનતત્ત્વના સંકલ્પરૂપી સ્ફુરણથી આ જગતની અનિર્વચનીય શોભા ખડી થઈ જાય છે; અને વાસના વગરના ચેતનતત્ત્વના સ્ફુરણથી દૂર જન્મ-મરણની પરંપરારૂપ એવો આ સંસાર થઈ જાય છે.[૪] જેમ ચકરી આદિમાં અંદર લીન થઈ જતાં તરંગાદિક ભિન્નરૂપે સ્ફુરણવાળાં છતાં જળમાં લીન થઈ જવાને લીધે છેવટ જળરૂપ જ હોવાથી સ્ફુરણ વિનાનાં જ છે, તેમ સંકલ્પરૂપી સ્ફુરણ ચેતનતત્ત્વમાં થતું હોય તો પણ, જો તે વાસનાથી રહિત હોય તો તે જન્મ-મરણ આદિ અનર્થ-પરંપરાને ઉત્પન્ન ન કરવાથી એ સ્ફુરણ પણ સ્ફુરણ ન થયા બરાબર જ છે.[૫] હે રામચંદ્રજી! સૃષ્ટિની અંદર પુરુષ અને કર્મ એ બન્નેનું સ્વરૂપ ચેતનપુરુષના સંકલ્પરૂપી સ્ફુરણ વિના બીજું કશું જણાતું નથી અને તેમની એક ફક્ત કલ્પનાના અંશ વિના બીજો જરા પણ ભેદ નથી, માત્ર કલ્પના વડે જ તે ભિન્ન જણાય છે.[૬] જેમ જળ અને તરંગનો ભેદ માત્ર સંકલ્પ વડે કલ્પી લીધેલો જ છે પણ વાસ્તવ નથી, તેમ આ જગતમાં પુરુષ અને કર્મ એ એક જાતના ચિદાત્માના સ્ફુરણરૂપ જ છે અને તેમનો ભેદ પણ માત્ર સંકલ્પ વડે જ માની લીધેલો છે; બાકી વસ્તુતાએ તે ઘટતો નથી.[૭] હે રામચંદ્રજી! કર્મ એ જ પુરુષરૂપ છે અને પુરુષ એ જ કર્મરૂપ છે. જેમ હિમ અને શીતળતા એ બન્ને જુદાં નથી, તેમ પુરુષ અને કર્મ એ બન્ને જુદા નથી, એમ જ તમે સમજો.[૮] જેમ શીતળતા છે એ જ હિમરૂપ છે અને હિમ છે તે શીતળતારૂપ છે, તેમ કર્મ (પુરુષજન્ય હોવાથી) પુરુષરૂપ છે અને અને પુરુષ (કર્માનુસાર જન્મ લેનાર અને કર્મને અધીન હોવાથી) કર્મરૂપ છે.[૯] દૈવ, કર્મ, નર (પુરુષ) આદિ સર્વ ચેતનતત્ત્વના સ્ફુરણરૂપી રસના એક તરેહના પર્યાયશબ્દો છે; પરંતુ તેઓ કાંઈ ચેતનસત્તાથી જુદી સત્તાવાળા નથી.[૧૦] ચેતનતત્ત્વ સંકલ્પરૂપી સ્ફુરણને લીધે જગતરૂપી અંકુરના બીજરૂપે બની જાય છે અને જો તે સ્ફૂર્તિથી રહિત હોય, તો બીજભાવને પ્રાપ્ત થતું નથી. અંકુરની સર્વ શોભા સૂક્ષ્મરૂપે બીજની અંદર રહેલી હોવાથી તે બીજ અંકુરરૂપ છે, એમ કહી શકાય છે.[૧૧] ચેતનતત્ત્વ અનંત છે અને એક મહાસમુદ્રની પેઠે સર્વત્ર ભરપૂર છે. તેનો એવો સ્વભાવ જ છે કે, દેશ-કાળ આદિના ક્રમને અનુસરી, કોઈ ઠેકાણે તે સ્ફૂર્તિમાન થઈ જાય છે અને કોઈ ઠેકાણે તે સ્ફુરણથી રહિત કેવળ શુદ્ધ સ્વરૂપમાં જ રહે છે.[૧૨] ચિદાત્માનું સ્ફુરણ ખરી રીતે કારણરૂપ નહિ હોવા છતાં વાસનાને યોગે બીજભાવને પામી જઈ આ જગતમાં દેહ આદિરૂપે

પ્કુરોની હારોને પેદા કરવામાં કારણરૂપ બને ).[૧૩] ઘાસ, વેલા, ઝાડીઓ વગેરેનાં જુદાં જુદાં ીજોની અંદર પણ વ્યવસ્થાથી અંકુર આદિ ાર્ય ઉત્પન્ન કરવાની જે કાંઈ શક્તિ રહી છે, ાનું પણ બીજ ચિદાત્માનું સ્ફુરણ જ છે અને ો ચૈતન્યના સ્ફુરણનું બીજું કશું જુદું બીજ ાથી.[૧૪] જેમ અગ્નિનો અને ગરમીનો ભેદ નથી, ામ બીજ અને અંકુરનો વસ્તુત ભેદ નથી. ીજ છે તે જ (બીજની અંદર સૂક્ષ્મરૂપે અંકુર હેલો હોવાથી) અંકુરરૂપ છે એમ તમે સમજો; ામજ પુરુષને પણ (કર્મજ જન્મ આપનાર ાવાથી) કર્મરૂપ જ તમારે જાણવો જોઈએ.[૧૫] જેમ જળ પોતાની અંદર સ્થૂલ, સૂક્ષ્મ, કોમળ અને કઠિન એવા અનેક પરપોટાઓને પ્રકટ કરે ે, તેમ જમીનની અંદર ચેતનસત્તા જ સ્ફુરણને ાપ્ત થઈ જઈ વડ વગેરે સ્થાવર પદાર્થોના અંકુરોને ઉત્પન્ન કરે છે.[૧૬] ચેતનતત્ત્વ વિના અત્યંત કોમળ પૃથ્વીતળમાંથી વજ્રના જેવા દૃઢ અંકુરોને કોણ ઉત્પન્ન કરી શકે ? અથવા તો અત્યંત કોમળ અંકુરમાંથી વજ્રના જેવા દૃઢ ાાખા-થડ આદિને ઉત્પન્ન કરવાને કોણ સમર્થ ાાય ?[૧૭] જેમ લતાઓની અંદર રહેલો રસ પુષ્પ-ફળ આદિને ઉત્પન્ન કરે છે, તેવી રીતે પ્રાણીઓના વીર્યરૂપી રસની અંદર રહેલી ચેતનસત્તા (શુક્ર-શોણિત દ્વારા) ચોતરફ પસરી રહેલા આ જંગમ જગતને ઉત્પન્ન કરે છે.[૧૮] ચેતનસત્તા અત્યંત બળવત્તર છે અને તે જો સર્વની અંદર રહેલી ન હોય તો પછી દેવતાઓ, દૈત્યો તથા રાજાઓને ઉત્પન્ન કરી શકવાને બીજુ કોણ સમર્થ થાય ?[૧૯] ચેતનતત્ત્વમાં સ્ફુરણ ઊઠવુ એ જ સચરાચર સર્વ વસ્તુઓનું આદિબીજ છે અને એ ચિત્સ્ફુરણનું બીજુ બીજ છે નહિ.[૨૦] બીજ અને અંકુરનો તથા ક્રિયા, પુરુષ અને કર્મનો, તેમજ તરંગ, ઊર્મિ અને વીચિ* એઓનો (નામમાત્ર વિના) બીજો કશો ભેદ નથી. જે પુરુષની બુદ્ધિમાં બીજ અને અંકુરની પેઠે એકબીજામાં ઓતપ્રોત થઈ રહેલ પુરુષ અને કર્મ એ બન્નેનો તથા બીજ અને અંકુરનો પરસ્પર ભેદ ભાસ્યા કરે છે, તે વિદ્વત્તાના ડોળ-ઘાલુ મહાપુરુષ-પશુને સદાકાળ (દૂરથી જ) નમસ્કાર હો ![૨૧,૨૨] ચૈતન્યઆત્માનું સંકલ્પરૂપી સ્ફુરણ વાસનાના યોગે જન્મના બીજરૂપ થાય છે અને તેની અંદર રહેલો વાસનારૂપી રસ જ અંકુરને પ્રકટ કરે છે માટે વાસનારૂપી રસને જ તમે અસંગરૂપી અગ્નિ વડે બાળી નાખો.[૨૩] કર્મ કરવામાં આવે, પરંતુ શુભાશુભ કાર્યોમાં મન ડૂબી ન જાય અને નિર્લેપ જ રહે, તેને વિદ્વાનો અસંગ કહે છે; અથવા તો વાસનાને જ નિર્મૂળ કરી નાખવી, એ અસંગ કહેવાય છે. માટે હરકોઈ યુક્તિ વડે પોતાની અંદર વાસનાને દૂર કરનાર એ અસંગરૂપી વાસનાક્ષયને સિદ્ધ કરો. પુરુષ-પ્રયત્નને લીધે ઘણો લાંબો કાળ અભ્યાસ કરવાથી રાજયોગવાળી કે હઠયોગવાળી જે કોઈ યુક્તિ વડે વાસનાક્ષય સહેલાઈથી થઈ શકે એમ તમને જણાતું હોય, તે જ યુક્તિથી તમે વાસનાને નિર્મૂળ કરી નાખો. એ જ ખરો કલ્યાણનો માર્ગ છે.[૨૪-૨૬] વાસનાથી રહિત થઈ, એક પોતાના આત્મામાં જ તલ્લીન રહેવુ એ પરમમંગળરૂપ છે. પુરુષપ્રયત્ન વડે, અથવા તો જેવી રીતે અહંકારનો નાશ કરવાનો ઉપાય તમે જાણતા હો તેવી રીતે તમારામાં રહેલા અહંકારરૂપી અંશને જ તમે દૂર કરી નાખો, એટલે એ ખરેખર વાસનાક્ષય જ છે.[૨૭] વાસનાક્ષય એ નિરહંકારપણાનું નામ છે. એ નિરહંકારપણું પ્રાપ્ત કરીને સંસાર તરી જવા માટે પુરુષાર્થ વિના બીજો કશો પણ ઉપાય નથી.[૨૮] આ જગતની અંદર ચિદાત્માની સત્તા જ સર્વના આદિકારણરૂપ છે. અંકુરરૂપ પણ તે છે, બીજરૂપ પણ તે છે, કર્મરૂપ પણ તે છે, પુરુષરૂપ પણ તે છે

* આ ત્રણે પર્યાય શબ્દો છે.

અને શુભાશુભ દૈવરૂપ પણ એજ છે.[૨૯] આદિકાળમાં ચેતનસત્તાથી જુદું બીજ પણ નથી; અંકુર પણ નથી, પુરુષ પણ નથી, કર્મ પણ નથી અને દૈવ આદિ પણ કશું તેનાથી જુદું નથી. કેવળ ચેતનસત્તા જ એવી રીતે વિવર્તરૂપે ઉદય પામી રહી છે.[૩૦] હે સુશીલ રામચંદ્રજી! બીજ પણ નથી, અંકુર પણ નથી, કર્મ પણ નથી અને પુરુષ પણ નથી; એક શુદ્ધ ચેતન સ્વરૂપજ સત્ય છે, અને તે વેષધારી નટ જેમ દેવ–દાનવોના વેષો વડે સુંદર રૂપવાળો બની જાય, તેમ એ પરમ તત્ત્વ જ કર્મ–પુરુષ આદિ નાના પ્રકારનાં નામો ધારણ કરી લઈ વિવિધરૂપે બની રહેલ છે અને કેવળ વાણીના વિલાસરૂપે જ છે.[૩૧] હે નિષ્કલંક રામચંદ્રજી! ઉપર પ્રમાણે તમે અતિ દઢ નિશ્ચય બાંધી, પુરુષ અને કર્મ એ સંબંધી વિચારોને અને શંકાઓને છોડી દઈ, વાસનાઓથી અને સર્વ સંકલ્પોથી રહિત બની જાઓ, અને તમારી ઇચ્છામાં આવે તેમ (વ્યવહારદશામાં કે સ્થિતિમાં) સુખેથી ચિદાત્મારૂપે થઈ રહો.[૩૨] હે રામચંદ્રજી! સર્વ ઇચ્છાઓને શાંત કરી દઈને અને શંકાઓને પણ મૂકી દઈને કેવળ શુદ્ધ પરમાત્મામાં જ આત્મભાવના રાખી તમે વર્ણ અને આશ્રમને યોગ્ય કાર્ય કરતા રહો; અને શાંતિ વડે સુશોભિત બનીને એક આત્મસુખમાં જ શાંત થઈ–તમે ભયથી રહિત અને પૂર્ણકામ થઈ રહો.[૩૩]

प्रशांतसर्वेच्छमशंकमच्छचिन्मात्रसंस्थोऽखिलकार्यकारी। आत्मैकरामः परिपूर्णकामो भवामयो राम शमाभिरामः ॥ ३३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શંકાતત્ત્વસિદ્ધાંતપ્રતિપાદન' એ નામનો સર્ગ ૨૮ મો સમાપ્ત.



## सर्ग २९ मो*

### પ્રાપ્ત વ્યવહાર કરતા રહી સ્વરૂપસ્થિતિમાં રહેવાનો ઉપદેશ

॥ वसिष्ठ उवाच ॥

नित्यमंतर्मुखस्तिष्ठ वीतरागो विवासनः। चिन्मात्रममलं शांतं कर्म सर्वत्र भावयन् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–વાસનાથી રહિત અ વીતરાગ થઈ જઈને, તેમજ યથોચિત કર્મ કર રહીને, શાંત અને શુદ્ધ કેવળ એક ચિન્માત્ર પર તત્ત્વની જ તમે ભાવના રાખો અને નિત્ય અં મુંખ થઈ રહો.[૧] તમે વિવેકી છો, સુખદુ આદિમાં તથા શત્રુ–મિત્ર આદિમાં સમાન રાખનારા છો, શાંત છો, સદાકાળ એકસર રીતેજ આનંદવાળા છો અને પરબ્રહ્મની સર્વત્ર એકરસપણાથી પોતાના વિશાળ સ્વરૂપ વિસ્તારી રહેલા છો. તમે આકાશના જેવા સ્વ અને નિર્મળ થઈ જાઓ અને માત્ર ચૈતન્ય બ્રહ્મતત્ત્વમાં જ દઢ સ્થિતિ રાખો.[૨] પ્રારબ્ધયે નાની કે મોટી વિપત્તિઓ આવી પડે, મહાવે સંકટોરૂપી ખાડાઓમાં જઈ પડાય, શોકને પ્ર થવું પડે, તો એ સર્વ બાબતમાં તમારે પોતા અંદર (વિવેકના બળથી) દુઃખી થવું ન પરંતુ બહાર દેશની રીતિને અનુસરી ભલે પ્રમાણે આંસુ લાવવાં, રોવું કે રાડો પાડ વળી પુષ્પમાળા–ચંદન–વનિતા આદિ ભોગો સુખો શીત–ઉષ્ણ આદિ દ્વંદ્વધર્મવાળાં છે, તે પણ તમે અંદર નિર્વિકાર રહી બહાર સુખે સેવન કરો.[૩,૪] મનોહર સ્ત્રીઓના સમાગમો મોટા ઉત્સવોમાં અને કોઈ ચડતીના સમયમ અંદર ચિત્તને શાંત અને નિર્વિકાર રાખી, વા

* આ ઓગણત્રીસમા સર્ગમા વસિષ્ઠજી રામચંદ્રજીને યથાપ્રાપ્ત વ્યવહારને અનુસરી ચાલવાનું બનાવ અને પોતાના સ્વરૂપમા સદાકાળ સ્થિતિ રાખવા ઉપદેશ કરશે

નાઓથી ભરેલા અજ્ઞાની મૂઢ પુરુષોની પેઠે તમે બહાર આનંદવાળા થઈને રહો. દાવાનળ જેમ સૂકા ઘાસને બાળી મૂકે છે, તેમ તમે દંડવા યોગ્ય દુષ્ટ પુરુષોને મૂઢ પુરુષની જેમ યુદ્ધ આદિ કાર્યોમાં યમને દ્વાર મોકલી દો. વાસનાવાળા મૂઢ પુરુષોની પેઠે જ તમે ક્રમ પ્રમાણે પ્રાપ્ત થયેલાં (ધર્મથી અવિરુદ્ધ) ધન કમાવાનાં કાર્યો કરવામાં કશો ખેદ નહિ લાવતાં બગલાની પેઠે ધનનું ચિંતન અને ઉપાર્જન કરો.[૭] હે શત્રુઓને નાશ કરનારા રામચંદ્રજી! વરસી જઈ હલકાં પડી ગયેલાં વરસાદનાં વાંદળાંઓને પવન જેમ નિર્મૂળ કરી નાખે છે, તેમ તમે પણ વાસનાઓના દાબથી દબાયેલા મૂઢ પુરુષોની પેઠે બળાત્કારથી સર્વ શત્રુઓને નિર્મૂળ કરી નાખો. બહાર વાસનાઓના દાબ વડે દબાયેલા મૂઢ પુરુષના જેવી સ્થિતિમાં રહી, અંદર ચિત્તને કેવળ પોતાના આત્મામાં જ રમતું રાખી, તમે દયા કરવા લાયક દીન પુરુષો તરફ અને મહાત્માઓ તરફ ઉદાર દિલના થજો અને પોતાની સ્તુતિ પોતાને મોઢેથી ન કરતાં તમે ધીરતાનો આશ્રય પકડજો.[૮,૯] હર્ષ થવાના પ્રસંગમાં તમે હર્ષિત થાઓ અને દુઃખના પ્રસંગમાં દુઃખિત થાઓ. દીન મનુષ્યો ઉપર દયા કરતા રહો અને વીર પુરુષોને વિષે વીર્યવાન થાઓ.[૧૦] હે નિષ્પાપ રામચંદ્રજી! પોતાના આત્મામાં જ ચિત્ત રમી રહેવાથી અંતર્મુખપણાને લીધે સદાકાળ આનંદમાં રહી, શાંતિ વડે ઉદારતાનો આશ્રય કરી, (અસંગપણાથી) તમે જે કાંઈ કર્મ કરશો તેના તમે કર્તા નથી એમ સમજો.[૧૧] હે સુશીલ રામચંદ્રજી! શુદ્ધ આત્મભાવના વડે નિરંતર ચિત્તને અંતર્મુખ કરી દઈ, તમે મનની સ્થિતિ કેવળ પરમાત્મામાં જ રાખશો, તો હું ધારું છું કે, તમારા ઉપર પડેલી વજ્રની ધારા પણ બૂઠી થઈ જશે.[૧૨] સંકલ્પની કલ્પના વિનાના પોતાના હૃદયાકાશમાં રહેલા આત્મસ્વરૂપમાં જ પોતાની મેળે જ સ્થિર થઈ રહે છે, તેવો આત્માની અંદર રમી રહેલો વિવેકી પુરુષ ખરેખર મહેશ્વર જેવો છે.[૧૩] એ આત્મતત્ત્વને શસ્ત્રો ભેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, જળ ભીંજવી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી.[૧૪] અજરામર અને અજન્મા, એવા પોતાના આત્મારૂપી સુંદર અને દૃઢ સ્તંભના અવલંબનથી તમે મંદિરની પેઠે અચળ થઈ રહો.[૧૫] જગતરૂપી વૃક્ષના અનેક પદાર્થોરૂપી પુષ્પોના સુંદર સુગંધના જેવી સારરૂપ અચળ બ્રહ્મસત્તાનો આશ્રય કરી, વૃત્તિને બ્રહ્મતત્ત્વમાંથી નહિ ખસવા દેતાં અંતર્મુખ જ રાખી, તમે સુખેથી જીવન્મુક્ત થઈને રહો.[૧૬] જીવન્મુક્ત પુરુષો ભલે બહાર વ્યવહારનાં કામકાજ કર્યા કરતા હોય છતાં જેમ પથરામાં (જડપણાને લીધે) વાસનાનો ઉદય ન થાય, તેમ તેમની ચિત્તવૃત્તિના નિરંતર અંતર્મુખપણાને લીધે તેમનામાં વાસનાનો ઉદય જ થતો નથી.[૧૭] તમે સર્વ વ્યવહાર સંબંધી કામકાજ કરતા રહેજો, પણ કાચબાના અંગની પેઠે અંદર અને બહાર કોઈ જગોએ વૃત્તિને નહિ પસારી દેતાં સંકુચિત કરી દેજો. તેમજ ફરી વાર ચિત્ત પદાર્થો તરફ ફેલાઈ ન જાય તેવું આત્માકાર અને કેમ જાણે નિદ્રાને પ્રાપ્ત થઈ ગયું હોય તેવું સંકલ્પ વિનાનું કરજો. અંદર સંકલ્પ વિનાનું અને બહાર કેમ જાણે સંકલ્પવાળું હોય તેમ દેખાવ આપનારા અડધા જાગતા બાળકની પેઠે સંકલ્પ અને અનુસંધાન વિના સ્વાભાવિક રીતે જ કાર્ય કરવામાં પ્રવૃત્તિવાળા ચિત્ત વડે તમે (નિઃસંકલ્પપણે જ) કાર્ય કરતા રહો.[૧૮,૧૯] બાળક અને મૂંગાં પ્રાણીઓ વગેરે બહાર નહિ સમજતાં હોય એવાં દેખાય છે છતાં અંદર બધું સમજે છે. તેમ તમે પણ અંદર સર્વ વાત સમજતા રહી, વાસનાઓને છોડી દઈ, પ્ર... આવી પડેલાં કરવા લાયક કાર્યો કર્યા આકાશની પેઠે તમારા ચિત્તને જરા

લાગશે નહિ.[૨૦] નિર્વિકલ્પ સમાધિની અંદર સંકલ્પોવાળી સર્વ પ્રકારની વૃત્તિ નષ્ટ થઈ જાય છે, જે કેવળ જ્ઞાનમય છે. તેના અભ્યાસને લીધે નાશ પામેલા અને બળી ગયેલા લૂગડાના આકારની જેમ માત્ર આભાસરૂપે બહાર કાંઈક (આવશ્યક વ્યવહાર માટે) પસરી રહેનાર પણ અંદર મહાસુષુપ્તિને (અત્યંત ક્ષયને) પામી ગયેલા ચિત્ત વડે તમે સર્વ સંતાપથી રહિત થઈ આનંદઘન થઈ રહો.[૨૧] હે નિષ્પાપ રામચંદ્રજી! સંકલ્પરૂપી કલંક વિનાની અને જ્ઞાનને લીધે ચિત્તનો ક્ષય થતાં ઉદય પામેલી શુદ્ધ આત્મસત્તામાં જ તમે સ્થિર થઈ રહી કાર્ય કરો કે ન કરો એ બન્ને સરખું જ છે. તમે જાગ્રત અવસ્થામાં વ્યવહાર કરીને તથા હાલવાચાલવાપણું કરજો. છતાં સુષુપ્તિ અવસ્થાની પેઠે અત્યંત લયને પામીગયેલી (નિઃસંકલ્પ) વૃત્તિ વડે તમે કોઈ પદાર્થને પ્રિય ગણી પકડશો નહિ, તેમ કોઈ પદાર્થને તજશો નહિ. તમે જો જાગ્રત અવસ્થામાં પણ સ્થૂલદેહ અને સૂક્ષ્મદેહરૂપી ઉપાધિનો લય કરીને, સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થઈ ગયેલા જેવા નિર્વિકલ્પ થઈ ને રહેશો, તો એ સુષુપ્તિ જેવી અવસ્થામાં પણ (અજ્ઞાનરૂપી આવરણના અભાવને લીધે) તમે જાગતા જ છો એમ સમજજો. આમ જાગ્રત તથા સુષુપ્તિને જુદી પાડનારાં અજ્ઞાન અને તેનાં કાર્યોને જ્ઞાન વડે બાધ થઈ જતાં તથા એ બન્ને અવસ્થાનું એક આત્મતત્ત્વરૂપપણું થઈ જતાં, સર્વના અવધિરૂપ જે ચિન્માત્ર પરમતત્ત્વ અવશેષ રહે, તે તમે પોતે જ છો.[૨૨-૨૪] આ પ્રમાણે ધીરે ધીરે અભ્યાસ કરતા રહી અનાદિ અને અનંત એવા અદ્વિતીય પરમપદને તમે પ્રાપ્ત થાઓ અને એ પરમપદ સર્વ વસ્તુમાત્રથી વિલક્ષણ તથા લોકોત્તર છે.[૨૫] જગતનું અવસ્તુપણું હોવાથી તત્ત્વદષ્ટિએ જોતાં જગત અને પરમાત્મા એ બન્નેનું દ્વૈતપણું કે અદ્વૈતપણું એક સંભવતું આવો દૃઢ નિશ્ચય બાંધી તમે આકાશના જેવું વિશાળ અને નિર્વિકાર હૃદય રાખી પરમ શાંતિને પ્રાપ્ત થાઓ.[૨૬]

**રામ બોલ્યાઃ**–હે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી! જો આપ કહો છો તેવી રીતે હોય (અહંકાર આદિ કાંઈ ન હોય), તો 'હું' એવા વ્યવહારના આધારરૂપ તમે પોતે કે જે વસિષ્ઠઋષિ એવા નામને ધારણ કરી રહ્યા છો, તે શી રીતે બેઠા છો?[૨૭]

**વાલ્મીકિ બોલ્યાઃ**–રામચંદ્રજી ઉપર પ્રમાણે કહેતા હતા, તેટલામાં વક્તાઓમાં શ્રેષ્ઠ શુદ્ધ ચારિત્ર્યવાળા શ્રીવસિષ્ઠઋષિ અર્ધા મુહૂર્ત સુધી મૌન ધારણ કરી રહ્યા. વસિષ્ઠજીએ એવી રીતે મૌન ધારણ કર્યું તેથી સભામાં બેઠેલ સર્વ મહાજન 'આનો શો હેતુ હશે?' એવા સંશયરૂપી મહાસાગરમાં ડૂબી ગયું. આથી, રામચંદ્રજીએ ફરી વાર કહ્યું કે, 'આપ મારી પેઠે આ સંબંધમાં કેમ મૌન ધારણ કરી રહ્યા છો? આ જગતમાં શિષ્યનો એવો કોઈ તર્ક હોઈ શકે નથી, કે જે આપ જેવા વિદ્વાન મહાત્મા ગુરુઓને જવાબ દેવામાં કઠણ પડે.[૨૮-૩૦]

'**વસિષ્ઠ બોલ્યાઃ**–હે નિષ્પાપ રામચંદ્રજી હું કશું બોલતો નથી, તેથી આ પ્રશ્નનો પ્રત્યુત્તર અશક્ય હોવાથી મને કશી યુક્તિ સૂઝતી નથી એમ તમારે સમજવાનું નથી; પરંતુ તમે પૂછેલા પ્રશ્નના જવાબમાં માત્ર મૌન જ પરમ અવધિરૂપ હોવાથી એ મૌન જ મેં તમારા પ્રશ્નના જવાબરૂપે બતાવ્યું છે, એમ સમજવાનું છે.[૩૧] પ્રશ્ન કર્તા પુરુષો બે જાતના હોય છે; એક જ્ઞાની અને બીજો અજ્ઞાની. તેમાં અજ્ઞાની પુરુષને અજ્ઞાનકોટિમાં રહી જવાબ આપવો અને જ્ઞાનીને જ્ઞાનકોટિમાં રહી જવાબ આપવો.[૩૨] હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! આટલા કાળ સુધી તમે પરમપદને નહિ ઓળખેલું હોવાથી વિકલ્પોવાળા ઉત્તરો આપવાને પાત્ર હતા; પરંતુ હમણાં તમે તત્ત્વજ્ઞ થયા છો અને પરમપદમાં શાંત છો; માટે તમને હવે પ્રસિદ્ધ રીતે વિકલ્પવાળો ઉત્તર આપવો

યોગ્ય નથી.[૩૩,૩૪] હે વક્તાઓમાં મહા શ્રેષ્ઠ સુશીલ રામચંદ્રજી ! જેમ જાળિયામાંથી ચાંદરણાંરૂપે પડતો તડકો ત્રસરેણુઓ વડે વીંટાયેલ હોય છે, તેમ સૂક્ષ્મ અર્થવાળો હોય કે વિશેષ અર્થવાળો હોય, થોડો હોય કે અધિક હોય, પણ વાણીનો જે વિષય (વ્યવહાર) છે, તે સર્વ અભાવ, કાંઈ અસાધારણ ધર્મને લીધે અવિચ્છેદ, (પોતાનું બીજાનાથી ભિન્નપણું) સંખ્યા (એક બે આદિ) અને ભૂતભવિષ્ય આદિ કાળ વગેરે કલ્પનાઓરૂપી કલંક વડે વીંટાયેલ છે.[૩૫,૩૬] હે રમણીય રામચંદ્રજી ! તત્ત્વજ્ઞ પુરુષને કલંકવાળો ઉત્તર આપવો યોગ્ય નથી. (વાણીનો સર્વ વ્યવહાર ઉપર કહ્યા પ્રમાણે કલંકવાળો હોવાથી) કલંક વિનાની કોઈ વાણી જ નથી અને તમે અત્યંત તત્ત્વજ્ઞ છો.[૩૭] તમારા જેવા વિવેકી અને તત્ત્વવેત્તા શિષ્યને મારે યથાર્થ કહેવું જોઈએ અને યથાર્થ વાત તો અંતથી રહિત કેવળ કાષ્ઠના જેવું મૌન જ છે, એમ વિવેકી પુરુષોનું સમજવું છે.[૩૮] બ્રહ્મતત્ત્વ પરમપદરૂપ છે અને તેને તત્ત્વજ્ઞાન થયા પહેલાં શિષ્યોને ઉપદેશ દ્વારા બોધ કરવા માટે અજ્ઞાનને લીધે વાણીના વિષયરૂપે કલ્પી લેવામાં આવે છે. બાકી વિચાર વડે એ પરમપદનું સ્વરૂપ ઓળખવામાં આવે, તો એ તત્ત્વ વાણીનો વિષય જ નથી, એમ વિવેકીઓ કહે છે. આથી તેમાં મૌન રાખવું જ ઉચિત છે. આ કારણે તત્ત્વવેત્તા એવા તમને મેં તમારા એ પ્રશ્નનો મૌનરૂપ જ સુંદર ઉત્તર આપેલ છે.[૩૯] હે પ્રિય રામચંદ્રજી ! પુરુષ દિનરાત ચિત્તના અનુસંધાનને લીધે જેવે રૂપે થઈ રહ્યો હોય તેવું જ બોલે છે; તો જે તત્ત્વસાક્ષાત્કાર વડે અનુભવમાં આવે છે અને નિર્વિકલ્પ છે, તે બ્રહ્મતત્ત્વરૂપ જ થઈ રહ્યો છું; અને એ પરમપદ વાણી વડે અગમ્ય છે. જે પુરુષ વાણી વડે અગમ્ય (અનાખ્ય) એવા પરમપદમાં રહ્યો હોય, તે વાણીરૂપી મેલને કેમ ગ્રહણ કરે ? એ અવર્ણ્ય પરમતત્ત્વ વિષે વાણી વડે હું કશો વ્યવહાર કરી શકતો નથી; કેમકે વાણી તો અનેક કલ્પનાઓરૂપી કલંકોવાળી છે.[૪૦,૪૧]

રામ બોલ્યાઃ—અભાવ અને બીજાથી જુદાપણું વગેરે જે જે દોષો વાણીના વિષયમાં આપ બતાવી ગયા, તે સર્વ દોષભાગ ઉપર કાંઈ લક્ષ્ય ન રાખતાં (ભાગત્યાગ વડે) આપ કોણ છો તે કહો ?[૪૨]

વસિષ્ઠ બોલ્યાઃ—હે તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ રામચંદ્રજી ! જો એમ જ (તમારે જાણવાનો વિચાર) હોય, તો પછી તમે કોણ છો, હું કોણ છું અથવા જગત શું છે ? ઇત્યાદિ સર્વ બાબતનું યોગ્ય સ્વરૂપ તમને કહું, તે તમે સાંભળો. હે પ્રિય રામચંદ્રજી ! (આ તમારા જોવામાં આવતો) હું પોતે જડ દેહાદિ દૃશ્યવર્ગથી રહિત, સર્વ કલ્પના વડે અગમ્ય, નિર્વિકાર, શુદ્ધ ચિદાકાશરૂપ છું.[૪૩,૪૪] માત્ર હું એક જ સ્વચ્છ ચિદાકાશરૂપ છું એમ નથી; પરંતુ તમે પણ એ ચિદાકાશરૂપ છો અને આ આખું જગત પણ ચિદાકાશરૂપ છે; તેમ જ જે કાંઈ છે તે સર્વ ચિદાકાશરૂપ જ છે.[૪૫] હું શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છું અને મારા પોતાના શુદ્ધ જ્ઞાનમય સ્વરૂપમાં મારા આત્માથી જુદું એક અણુમાત્ર પણ બીજું કાંઈ છે, એમ હું કહી શકતો નથી; કેમકે હું સાવ ભેદદૃષ્ટિથી રહિત જ છું.[૪૬] શિષ્યોના મોક્ષને માટે અને તેમના સંદેહને દૂર કરવા સારુ તથા પ્રતિવાદીઓને જીતવા માટે ઉદ્યમ કરનારા વિદ્વાન પુરુષોએ શ્રુતિ–યુક્તિ આદિ પ્રમાણો વડે પોતાના પક્ષને મજબૂત બનાવી ખરી રીતે મિથ્યા હોવાથી બાધિત થઈ ગયા છતાં પણ અધ્યારોપદૃષ્ટિએ એકમાત્ર અહંકાર (કે જે જીવભાવ, જગદ્‌ભાવ ઇત્યાદિના મૂળરૂપ છે તે)ને અનેકરૂપે ફેલાવી દઈ અનેક શાખાઓવાળો બનાવી દીધો છે.[૪૭] જીવતો હોય અને વ્યવહાર કર્યા હોય છતાં વિવેકને લીધે શાંત રહી ૫

નિર્વિકાર અને નિ સંકલ્પ થઈ રહેવું એ સ્થિતિને જ વિદ્વાનોએ પરમપદરૂપ કહેલી છે.[૪૮] એ પરમપદની અંદર બહારનાં (ચક્ષુ આદિ) અને અંદરનાં (ચિત્ત આદિ) સર્વ સાધનોનો ઉપરામ થઈ જાય છે અને તેને લીધે જ 'હું કર્તા છું' કે 'ભોક્તા છું,' એવો કશો અહંકાર પણ રહેતો નથી; તેમજ પોતાની આત્મસત્તાથી જુદું બીજુ કાંઈ પણ જણાતું નથી. વળી એ પરમપદ સુખ-દુઃખથી રહિત છે, શાંત છે, સર્વત્ર સમાનરૂપે ભરપૂર છે અને નિરતિશય આનંદરૂપ છે.[૪૯] હું અમુક નામરૂપવાળો છું એવો અહંકાર થવો, એ જ મોક્ષના અભાવરૂપ છે. તો પછી એ અહંકાર વડે મોક્ષનો અનુભવ થવાની વાત શી રીતે ઘટે ? અહંતાને કાયમ રાખી તે વડે જ મોક્ષનો અનુભવ કરવાની વાત તો જન્મથી આંધળા માણસને ચિત્ર બતાવવા જેવી અસંભવિત છે.[૫૦] પોતાના સ્વરૂપની અંદર અહંકાર–પ્રાણ આદિનું હલનચલન થયા કરો કે ન થાઓ; પરંતુ પોતે જડ નહિ છતાં, કૂટસ્થપણાથી (સાક્ષીભાવથી) જડ પથ્થરની પેઠે અચળ થઈ રહેવું એ જ પરમ નિર્વાણરૂપ છે, એમ સમજો. કેમકે એ પદ નાશ આદિ સર્વ વિકારથી રહિત છે. જેમ પોતાના ચિત્તમાં થઈ આવતું ઘટાદિ વસ્તુનું સ્ફુરણ પોતા સિવાય બીજાથી નથી જણાતું, તેમ એ પરમસ્થિતિ બીજાથી જાણી શકાતી નથી. પરંતુ લોકૈષણાથી રહિત થઈ રહેલા વિવેકી વિરક્ત પુરુષને પોતાને જ તે અનુભવમાં આવે છે.[૫૧,૫૨] એ સ્થિતિમાં 'હું' એવો ભાવ કે 'તમે' એવો ભાવ એ કશું રહેતું નથી; તેમ નિરહંકારતા પણ રહેતી નથી અને બીજુ કાંઈ છે, એવો ભાવ પણ નથી રહેતો. માત્ર એક કૈવલ્ય જ બાકી રહે છે. એ કૈવલ્ય નિર્વિકાર છે, નિર્વાણરૂપ છે અને પરમમંગલમય છે.[૫૩] વિવેકીઓ કહે છે કે શુદ્ધ ચિદાત્મા ચિત્ત દ્વારા બહિર્મુખ થાય છે, તેમાં જડ દશ્યમાં રહેલી ક્રિયા દેખાય છે અને એ જ જન્મ–મરણના હેતુરૂપ છે, બંધનકારક છે તથા મહાક્લેશને આપનાર છે.[૫૪] એ શુદ્ધ ચિદાત્મા ચિત્ત દ્વારા બહિર્મુખ ન થાય અને એ અંતર્મુખ જ રહે, તો તેમાં જડ દશ્યમાં રહેલી ક્રિયા દેખાતી નથી. એ સ્થિતિ મોક્ષરૂપ છે, શાંત છે, અક્ષય છે અને પરમપદરૂપ છે.[૫૫] દિશા, કાળ આદિ વડે પરિમાણમાં નહિ આવનાર નિર્વિકાર, શાંત પરબ્રહ્મ પોતાના શુદ્ધ સ્વરૂપવડે સર્વત્ર રહેલ છે, તેમાં અન્યથી પ્રકાશ લેનો જડ દશ્યવર્ગ જુદો સંભવતો જ નથી; તો પછી કોણ કોનો પ્રકાશ કરે અને શી રીતે કરે ?[૫૬] હે નરપતિઓ ! સ્વપ્નની અંદર દેખાતા દશ્યપ્રપંચરૂપ તે તે વાસનાને અનુસરી ચિદાત્મામાં સ્ફુરી આવતો સંકલ્પ, ચિદાત્માથી જુદો ન છતાં જાણે જુદો હોય તેમ દેખાય છે. તેવી રીતે જાગ્રતમાં પણ પોતાનો આત્મા જ બહિર્મુખ થતાં કેમ જાણે દશ્યપ્રપંચરૂપે જુદો થઈ રહ્યો હોય એમ ભાસે છે.[૫૭] મન, બુદ્ધિ વગેરે સર્વ ચિદાત્મા સાથે એકરસરૂપે રહેલ હોવાથી ચૈતન્યરૂપ છે; પરંતુ મન, બુદ્ધિ આદિ નામરૂપની ઉપાધિ સાથે જોડી દઈ જોતાં તે જડ જણાય છે.[૫૮] બહાર અને અંદર સર્વત્ર સરખી રીતે ચિન્માત્ર એક પરમતત્ત્વ રહેલ છે અને તે ભેદથી રહિત છે, તો પછી તેમાં વળી ભેદબુદ્ધિ શા માટે વ્યર્થ અનર્થ કરવા માટે સ્વીકારી લેવી ?[૫૯] 'જો કાંઈ દશ્ય પદાર્થ છે જ નહિ, તો પછી કેવળ ચૈતન્યમાં અને શૂન્યમાં શો ફરક છે' એવી શંકા લાવવાની જરૂર નથી, કેમકે એ બન્નેમાં જે અંતર છે, તે વિવેકી અનુભવી પુરુષો જ જાણે છે; માત્ર એને વાણી વડે વર્ણવી શકાય તેમ નથી.[૬૦] જેમ અંધારામાં ઉઘાડી આંખે અતિ યત્ને જોવામાં આવે, તો સદ્‌રૂપ અને અસદ્‌રૂપ એવો કાંઈક અનિર્વચનીય આભાસ જોવામાં આવે છે, તેજ પ્રમાણે બ્રહ્મની અંદર આ જગત કાંઈક અનિર્વચનીયરૂપે ભાસ્યા કરે છે.[૬૧] એ વાસનાથી

હિત થઈ અંતર્મુખ થઈ રહું, તો આ હું પોતે ચિદાકાશરૂપ જ છું. તમે પણ જો કશામાં વાસના ાહિ બાંધો તો ચિદાકાશરૂપ જ છો.[૬૨] બીજો ણ કોઈ પુરુષ 'હું ચિદાકાશરૂપ છું' એવા નેશ્ચયવાળો હોય તો તે જ્ઞાની જ છે. જો કે તે હાર વ્યવહારમાં અજ્ઞાની જેવો જણાય છે, રંતુ તે ચિન્મય જ છે અને તે પોતાની મેળે જ ાતાના દેહાદિ હોવા છતાં પણ કેમ જાણે કશું જ હોય તેવો આત્મનિષ્ઠ અને મહાશાંત થઈ હે છે.[૬૩] જીવોનો સંસારરૂપે ફેલાઈ રહેલો વિદ્યારૂપી અગ્નિ સાક્ષીચૈતન્ય વડે રક્ષા કરાલો અજ્ઞાનરૂપી વાયુ વડે સળગે છે. છતાં 'अहं ब्रह्मास्मि' એ મહાવાક્યને અનુસરીને જ્ઞાનનો દય થાય છે, ત્યારે છેવટની આત્મસાક્ષાત્કારત્તિરૂપે પરિણામ પામેલ અને સાક્ષીચૈતન્ય વડે ા કરાયેલ અજ્ઞાનવાયુ વડે જ તે શમી જાય .[૬૪] આવરણથી રહિત, સ્વયંપ્રકાશ અને નિરશય આનંદરૂપ એવા આત્મતત્ત્વમાં એકરૂપ રહેવાથી, અંદર જડ નહિ છતાં પણ બહાર ની પેઠે સંસાર સંબંધી સર્વ જ્ઞાનથી રહિત જઈ, દુઃખ વડે ક્ષોભ પામ્યા વિના કેવળ ત રહી એક આત્મનિષ્ઠ થઈ રહેવું, એ જ મોક્ષ વાય છે અને એ જ અક્ષયપદરૂપ છે.[૬૫] વિવો ઉદય થતાં મનુષ્ય જ્ઞાની થઈ તત્ત્વવેત્તા ને જીવન્મુક્ત થાય છે અને અવિદ્યાનો ઉદય ાં અજ્ઞાની બની જઈ પશુવૃક્ષાદિ અધમ નિઓમાં ભટકે છે.[૬૬] હું, બ્રહ્મ અને આ ગત, એ સર્વ અવિદ્યારૂપી એક જાતનો ભ્રમ જ અને તે સાવ મિથ્યા છે. ઊંડી નજરથી ા માંડીએ તો દીવા વડે જેમ અંધકાર નષ્ટ જાય, તેમ એ કશું નજરે પડતું નથી.[૬૭] ઇન્દ્રિયોના સમૂહવાળો છતાં કશો સંકલ્પ કે કરનારો, બાહ્ય જ્ઞાનના અનુસંધાનથી ત અને શાંત બુદ્ધિવાળો જીવન્મુક્ત પુરુષ ાર અને અંદર બ્રહ્મ સિવાય બીજું કશું અનુભવતો જ નથી.[૬૮] જેમ સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્નનો લય થઈ જાય છે, તેમ સમાધિદશામાં જ્ઞાની પુરુષને માત્ર એક જ વાર જ્ઞાનનો ઉદય થાય છે, તો સર્વ દૃશ્યજાળ પોતાના આત્મામાં જ લીન થઈ ગયેલી હોવાથી તે સર્વ તેને પોતાના આત્મારૂપ જ જણાય છે.[૬૯] જેવી રીતે આકાશની અંદર ભ્રાંતિ વડે કાળાશ દેખાય છે, તેવી રીતે પરમાત્માની અંદર ભ્રાંતિ વડે જ પૃથ્વી વગેરે પદાર્થો જોવામાં આવે છે. એનું કારણ ભ્રાંતિ વિના બીજું કશું નથી. જેમ આકાશ શ્યામ આદિ વર્ણથી રહિત છે, તેમ પરમાત્મા પણ સર્વ દૃશ્યવર્ગથી રહિત છે.[૭૦] 'આ સર્વ દૃશ્ય મિથ્યા છે' એવી જે પુરુષની દૃઢ બુદ્ધિ હોય છે, તે પુરુષ સમસ્ત વાસનાઓવાળો જણાતો હોય તો પણ વાસના વિનાનો જ છે.[૭૧] હે મહાશય રામચંદ્રજી ! જેમ સંકલ્પની અંદર સ્વપ્ન, માયા, ઇન્દ્રજાળ આદિ અદ્ભુત ઠાઠ દેખાય છે, તેમ આ સંસાર પણ સંકલ્પની અંદર રહેલો એક અદ્ભુત ઠાઠ છે. પ્રત્યક્ષ દેખાતા સ્વપ્ન આદિ પ્રપંચમાં શી આસ્થા રાખવી યોગ્ય છે ? તે જ પ્રમાણે આ સંસાર જો કે પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે, છતાં પણ તે સાંકલ્પિક છે. તો તેમ શી આસ્થા રાખવી ?[૭૨] કર્તા અને ભોક્તા એ બન્નેનો અસંભવ હોવાથી દુઃખ પણ નથી સુખ પણ નથી, પુણ્ય પણ નથી, પાપ પણ નથી અને કોઈનું કશું નાશ પણ પામતું નથી.[૭૩] સર્વ શૂન્ય નિરાલંબ ચૈતન્ય છે. અહંકાર મમતાના આધારરૂપે દેખાય છે અને તે પણ ભ્રાંતિ વડે દેખાતા બે ચંદ્રમાની પેઠે અને સ્વપ્નની અંદર દેખાતા નગરની પેઠે છે જ નહિ.[૭૪] સર્વ દ્વૈતભાવથી રહિત થઈ ગયેલો તત્ત્વવેત્તા પુરુષ ભલે વ્યવહારમાં રહ્યો હોય, અથવા તો કાષ્ઠના જેવું મૌન ધારણ કરી કાષ્ઠ અને પાષાણની પેઠે સમાધિમાં અચળ થઈ રહ્યો પરંતુ સર્વથા તે બ્રહ્મભાવને પ્રાપ્ત થ

પ્રાણ, બુદ્ધિ, મન અને દેહ ઇત્યાદિમાં તાદાત્મ્યને પ્રાપ્ત થઈને આ પરમ મંગળમય ચિદાત્મા અનેક પ્રકારના સ્વભાવોને ધારણ કરે છે અને સંસાર સંબંધી અનેક અનર્થોથી ઘેરાયેલો છે એમ પ્રત્યક્ષ દેખાય છે. છતાં એ સર્વ વાતનું નિરાકરણ કરતાં એ ચિદાત્માનું દુ:ખરહિત નિરતિશય આનંદરૂપપણું અને અદ્વિતીયપણું અવશેષ રહે છે. એ સિદ્ધ કરવા માટે વેદાંતશાસ્ત્રમાં બતાવેલ અધ્યારોપ અને અપવાદનો આશ્રય કર્યા વિના બીજી કશી યુક્તિ નથી. વળી આત્મતત્ત્વ નિરતિશય આનંદરૂપ છે, નિર્વિકાર છે અને કૂટસ્થ છે, તેને ચંચળ અને પરિચ્છિન્ન એવા ચિત્તરૂપે થઈ જવામાં તથા દેહઇન્દ્રિય આદિ વડે અનેકરૂપે થઈ જઈ જન્મ–મરણાદિની ઘટમાળમાં ઘસડાવામાં પણ વિવર્તવાદ વિના બીજી કશી યુક્તિ ઘટતી નથી. હવે આ બધી વાત ઘટાવવા માટે આત્માને અવયવી માનવા બેસીએ, તો પણ તે જડ અવયવો વડે બનેલ છે કે ચેતન અવયવો વડે એ વાત વિવાદની રહે છે. ગમે તેમ માનો, તો પણ એ અવયવોનો નાશ થતાં આત્માનો પણ નાશ થઈ જઈ કૃતનાશ× અને અકૃતાભ્યાગમ એ બે દોષ આવે છે; માટે વિવર્તવાદ જ ઘટિત લાગે છે. વળી એ આત્મતત્ત્વ જગતના કારણરૂપ છે અને તેને નિર્વિકાર તથા કૂટસ્થ માનવામાં આવે છે. તો એ ચિદાત્મા જગતની સૃષ્ટિને ઉત્પન્ન કરવામાં તેને અનુકૂળ સંકલ્પવાળા ચિત્તરૂપે બની જઈ, તેની પ્રવૃત્તિ કરાવી, પોતે નાના પ્રકારના પ્રપંચરૂપે થઈ રહી, (વિરાટરૂપે) પૃથ્વી આદિ અવયવો ધારણ કરી અવયવી થઈ રહ્યા છે. આમ સિદ્ધ કરવામાં પણ અધ્યારોપ અને અપવાદ વડે યુક્ત એવા વિવર્તવાદનો આશ્રય કર્યા વિના બીજી કોઈ યુક્તિ નથી, માટે એ જ સર્વોત્તમ છે.[૭૬] બ્રહ્મ નિર્વિકાર છે અને સર્વત્ર સમાનરૂપે રહેલ છે. તેની અંદર જગત સંબંધી પદાર્થોના વિચિત્ર સ્વભાવોની સ્થિતિ સંભવતી નથી, તેથી સ્વભાવને જગતના હેતુરૂપ કહી શકાતો નથી. 'દશ્યનો અભાવ સિદ્ધ કરવા જતાં આત્માનું અસ્તિત્વ પણ રહી શકતું નથી' એવી કોઈ નાસ્તિક શંકા કરે, તો તે અહીં ઊભી રહેતી નથી; કેમકે આત્માના અસ્તિત્વનો નિષેધ કરનાર નાસ્તિક પુરુષનો પોતાનો આત્મા સાબિત હોવાથી તેનો નિષેધ સંભવતો નથી. એ નાસ્તિક પોતાનાથી જુદા દેખાતા દશ્યના આત્માનો નિષેધ કરે છે, પણ કાંઈ પોતાના આત્માનો નિષેધ કરી શકતો નથી. હવે આત્મતત્ત્વ સર્વત્ર એક જ છે, તો પોતાનો આત્મા જ સર્વરૂપ છે. આમ દશ્યનો નિષેધ સિદ્ધ થઈ જઈ ગૂઢ રીતે આત્માનું અસ્તિત્વ જ કાયમ રહી જાય છે; વળી આધાર વિના નિષેધનો અસંભવ હોવાથી દશ્ય–દ્રષ્ટાનો નિષેધ કરવામાં પણ કાંઈ આધાર હોવો જોઈએ. જેની અંદર તેનો નિષેધ કરવામાં આવે એ આધાર જ આત્મા છે, એટલે દ્રષ્ટા અને દશ્યરૂપી ભેદદૃષ્ટિનો અસંભવ માની સર્વ નિષેધના અવધિરૂપ જે નિત્યતત્ત્વ છે તેને પણ સ્વીકારવાની જરૂર છે અને તે જ બ્રહ્મ છે.[૭૭,૭૮] હે રામચંદ્રજી! તમે બ્રહ્મવેત્તાઓએ સેવેલા, કોઈથી હરી ન શકાય તેવા, નિર્વિકાર, શાંત, જન્મ આદિ ભાવવિકારથી રહિત, અક્ષય, મહામંગળમય, સર્વત્ર સમાન રીતે રહેલ અને નિત્યસિદ્ધ એવા પરમપદરૂપ થઈને રહો. પછી તમે વ્યવહારમાં બીજા લોકોની પેઠે ખાઓ, પીઓ અને ક્રીડા કરો તો પણ તમે મુક્ત જ છો; કેમકે તમને દશ્યજાળનો કશો બંધ નથી.[૭૯]

शममलमहार्यमार्यजुष्टं शिवमजमक्षयमासितं समं यत्। तदवितथपदं तदास्स्वशांतं

× કૃતનાશ એટલે કરેલા કર્મોનો નાશ અને અકૃતાભ્યાગમ એટલે નહિ કરેલાં કર્મોની પ્રાપ્તિ. શરીર સાથે જો આત્માનો પણ નાશ થાય તો તે સાથે તે જન્મનાં કરેલાં કર્મો ફળ મળ્યા વિના જ નાશ પામે અને બીજે જન્મે મળતાં નહિ કરેલાં કર્મોનું ફળ મળે; એ બે દોષ પડે છે.

चिन्त लल मुंक्त्र भवानयं हि नास्ति ॥ ७९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ભાવનાપ્રતિપાદન' એ નામનો સર્ગ ૨૯ મો સમાપ્ત

## सर्ग ३० मो×

## જ્ઞાનદૃષ્ટિની સાધના

॥ वसिष्ठ उवाच ॥

अहंतैव पराविद्या निर्वाणपदरोधिनी ।
तथैवान्विष्यते मूढैस्तदित्युन्मत्तचेष्टितम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–પરમપદની પ્રાપ્તિને રોકનારી અહંતા જ પરમ અવિદ્યારૂપ છે; એ અહંતાને કાયમ રાખી મૂઢ પુરુષો તે વડે જ પરમપદને શોધે છે, એ વાત ઉન્મત્ત ચેષ્ટાના જેવી (નિષ્ફળ) છે.[૧] અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ અહંકાર જ અજ્ઞાનનું એક ચિહ્ન છે, વિવેકી અને જ્ઞાનવાન શાંત પુરુષને 'અમુક હું અને અમુક મારું' એવો ભાવ જ રહેતો નથી.[૨] જે પુરુષ અહંતારૂપી મેલનો સંપૂર્ણ રીતે ત્યાગ કરીને આકાશની પેઠે નિર્મળ અને નિર્વિકાર થઈ રહે છે, તે મોક્ષપદને પહોંચી ગયેલો જ્ઞાનનિષ્ઠ પુરુષ દેહ રહે કે પડી જાય તો પણ સદા તાપમાત્રથી રહિત અતિ શીતળ જ હોય છે.[૩] અહંતાનો નાશ થઈ જવાને લીધે વિવેકી પુરુષ જે નિર્મળતા, ગંભીરતા, સ્થિરતા, પૂર્ણતા અને શીતળતાથી જેવો શોભે છે, તે નિર્મળતા, ગંભીરતા, સ્થિરતા, પૂર્ણતા અને શીતળતા શરદૃઋતુના આકાશમાં, અચળ સમુદ્રમાં કે પૂર્ણચંદ્રના મધ્યમાં પણ હોતી નથી.[૪] જેમ ચિત્રની અંદર આલેખેલા યુદ્ધમાં પરસ્પર એકબીજામાં પ્રહાર કરનારાં સૈન્યનો ક્ષોભ નજરે જોવામાં આવે તથાપિ તે પ્રતિભાસમાત્ર જ છે–વાસ્તવ નથી, તેમ જીવન્મુક્ત વિવેકી પુરુષ વ્યવહાર કર્યા કરતો હોય અને તેની અંદર વિકાર લાગતો હોય, તો પણ તે સદાકાળ સમાન સ્થિતિવાળો અને નિર્વિકાર જ રહે છે–તેની અંદર જે વ્યવહાર દેખાય છે, તે આભાસમાત્ર જ છે.[૫] જેમ બળી ગયેલ કપડાંના તંતુઓની રેખાઓનો સમૂહ કેવળ દેખાવમાત્ર જ છે, તેમ વિવેકી જીવન્મુક્ત પુરુષની વાસના પણ તે પોતે પરબ્રહ્મ સાથે એકરસરૂપ થઈ જવાથી દેખાવમાત્ર જ છે; તેની એ વાસના વાસનારૂપ જ નથી. જેમ સમુદ્રના તરંગ આદિ ભાગ જો કે જળથી જુદા જેવા લાગે છે, છતાં તે જુદા નથી પણ જળરૂપ જ છે, તેમ જીવન્મુક્ત પુરુષમાં વાસના આભાસમાત્ર જુદે રૂપે દેખાતાં છતાં પણ તેના આત્મસ્વરૂપથી જુદી નથી.[૬] જેમ સમુદ્ર ભલે ચપળ તરંગોવાળો હોય તો પણ તે આખો જળરૂપ જ છે, તેમ બ્રહ્મ ભલે દૃશ્ય પ્રપંચવાળું હોય તો પણ તે બ્રહ્મ જ છે, બીજું કાંઈ નથી.[૭] જે પુરુષ સુખદુઃખરૂપી તરંગો વડે અંદર કશો ક્ષોભ નહિ પામતાં બહાર ઉદાસીન (નિઃસ્પૃહ) અને શાંત થઈ રહે છે તથા સદાકાળ પ્રસન્ન રહ્યા કરે છે, તે મુક્ત કહેવાય છે.[૮] જેમ જળ પોતાની અંદર તરંગ આદિ વિવર્તભાવને પ્રાપ્ત થઈ જાય છે, તેમ ચિદાત્મા પોતાના શુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં અહંભાવની સૃષ્ટિરૂપે વિવર્તભાવને પ્રાપ્ત થઈ જાય છે, તો તેમાં વળી ભિન્ન ભિન્ન ભાવોની કલ્પના કેવી હોય ?[૯] જેમ આકાશની અંદર ધુમાડાના ગોટાઓ બાઝી જઈ વાદળાંરૂપે થઈ જતાં તેમાં હાથી–ઘોડા આદિ અનેક આકારો જેવી રચના દેખવામાં આવે છે, પરંતુ તે ધુમાડાથી જુદી નથી; તેમ પરમાત્માની અંદર અનેક સૃષ્ટિઓ જોવામાં આવે છે, પણ તે પરમાત્માથી જુદી નથી.[૧૦] હે શ્રવણને માટે આવેલા વિવેકી શ્રોતાઓ! તમે કશો ખેદ કરશો નહિ. પણ એ ઉપદેશ પ્રમાણે આ સર્વ દૃશ્યપ્રપંચ ચૈતનતત્ત્વના વિવર્ત-

×આ ત્રીસમા સર્ગમા જે દૃષ્ટિ વડે અહંકારાદિ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ નાના પ્રકારની ભ્રાંતિ શાંત થઈ જાય, ધીરપુરુષ બ્રહ્મની અંદર સ્થિર થઈ રહે તે દૃષ્ટિ સાધવાની યુક્તિ બતાવવામાં આવશે.

રૂપ છે, એમ વિચાર દ્વારા દઢ સમજી લઈ, તમે એ દશ્યપ્રપંચનું કશું સ્વરૂપ જ નહિ દેખાવાથી વિલાસવાળા બની જઈ સર્વથી ઉત્કૃષ્ટ (આનંદમય) સ્થિતિ ભોગવો; કેમકે મારા ઉપદેશ વડે તમે તત્ત્વજ્ઞ થયેલા છો.[૧૧] અંકુર પોતાની અંદર વૃક્ષ, પત્ર, ફળ આદિ ભાવને અનુભવે છે, તે જ પ્રમાણે અજ્ઞાન વડે વીંટાયેલો અવિવેકી પુરુષનો આત્મા તો આકાશના જેવો અસંગ અને નિર્વિકાર છે તો પણ પોતાની અંદર જ (અજ્ઞાનને લીધે) જગતને અને અહંકારને અનુભવે છે.[૧૨] જેમ ફરતાં ઉંબાડિયાંની જ્વાળામાં દંડ–ચક્ર–આદિ આકાર ભ્રાંતિ વડે દેખાય છે, છતાં વાસ્તવિક રીતે તે નથી અને જેમ વિધુર પુરુષના ચિત્ત વડે કલ્પાયેલી (મનોમય) સ્ત્રી મન વડે અનુભવમાં આવતાં છતાં પણ વસ્તુતઃ ખરી નથી, તેમ બહાર રૂપ આદિ વિષયની સત્તા અને અંદર મનની સત્તા અધિષ્ઠાનને લીધે જ સત્ય દેખાય છે. આમ અધિષ્ઠાનની સત્તાને લીધે દેખાતાં છતાં ય તે ભ્રાંતિરૂપ હોવાને લીધે સત્ય નથી.[૧૩] હે દેવતુલ્ય શ્રોતાઓ! આ જગત જે રીતે ઉત્પન્ન થાય છે, જે રીતે સ્થિતિને પ્રાપ્ત થાય છે, જે રીતે પોતાનાં કાર્યો કરે છે, જે રીતે સુખ–દુઃખનો અનુભવ કરાવે છે, જે રીતે તે નાશ પામી જાય છે અને જે રીતે તે દેશ–કાળ સાથે સંબંધ રાખે છે, એ સર્વ મેં તમને ઉત્પત્તિ–સ્થિતિ–ઉપશમ આદિ પ્રકરણમાં યુક્તિપૂર્વક બતાવ્યું છે, તો તે પ્રમાણે વિચારી લઈ, એ સર્વ મિથ્યા છે એમ નિશ્ચય રાખી, તમે સુખેથી શાંત થઈ રહો.[૧૪] શાંત અને વિવેકી પુરુષ વ્યવહાર કર્યા કરતો હોય તો પણ ઇષ્ટ–અનિષ્ટ વસ્તુનો સંયોગ થતાં તે શબની પેઠે કશા વિકારને પ્રાપ્ત થતો નથી; કેમકે તેનું ચિત્ત અંદર નિર્વાણને પ્રાપ્ત થઈ ગયેલું હોય છે.[૧૫] જીવન્મુક્ત પુરુષની અહંતા એ આભાસમાત્ર હોવાથી મન અને .. .. રહિત છે. તે પુરુષ જીવે ત્યાં સુધી આ જગતને અવલંબી રહે છે અને જગત તથા તેનો ભોક્તા જીવ એ બન્ને જ્યાં સુધી કાયમ રહે ત્યાં સુધી ચૈતન્યરૂપ જ છે; કેમકે તેને પોતાને એ સર્વ ચેતનના વિવર્તરૂપ સમજાયાથી જરા પણ જડ અંશ દેખાતો નથી. આમ એ પરમપદરૂપ જ છે.[૧૬] જેમ અનેક વેચવાની વસ્તુઓને દેશાંતરમાં લઈ–દઈ આવવાનો બોજો ઉપાડવા માટે જ વહાણને સમુદ્રની અંદર દોરડાંઓથી વીંટવામાં આવે છે, તેમ જડ જગતમાં દેહ આદિ ભાવને આત્મીય બુદ્ધિ વડે ગ્રહણ કરી લેવાથી કેવળ દુઃખનો બોજો ઉપાડવા માટે જ મનુષ્યને મમતારૂપી પાશોથી બંધાવું પડે છે.[૧૭] જેમ ભૈરવ જપ આદિથી મરી ગયા પછી મળવાનું સ્વર્ગાદિક પદ જીવતાને ન મળી શકે, તેમ અજ્ઞાનનો અનુભવ થવાથી જાણે ભયભીત થઈ રહેલી મોક્ષસત્તા પણ અજ્ઞાનીનો આશ્રય જ કરતી નથી.[૧૮] જે જે વસ્તુની સંકલ્પ વડે કલ્પના કરવામાં આવે છે, તે તે નાશવાળી જ છે; પરંતુ જ્યાં સંકલ્પની કલ્પના નથી પહોંચી શકતી તે જ સત્ય છે અને અક્ષય પરમપદરૂપ છે.[૧૯] બીજું કાંઈ પણ નથી અને હું પણ નથી, એવી ભાવના રાખી તમે સુખેથી નિર્ભય રહો. જેમ અજ્ઞાની પુરુષ અમૃતને વિષરૂપ માને તો પણ વિવેકી પુરુષની દૃષ્ટિમાં તે અમૃતરૂપ જ છે, તેમ આ વાત જો કે અવિવેકી પુરુષને અયોગ્ય અને અસત્ય લાગે તેવી છે, છતાં વિવેકીઓને તો સત્ય અને યુક્ત જ લાગે છે.[૨૦] દેહથી માંડી ઠેઠ ચિત્ત સુધી આ આખા જડ શરીરને વિચારી જોઇએ તો તેમાં કોઈ જગ્યાએ 'હું' એવો ભાવ દેખાતો નથી; માટે 'હું નથી' એમ સમજવું એ વાત જ સત્ય છે.[૨૧] સર્વ ભેદબુદ્ધિથી રહિત થઈ ગયેલા જીવન્મુક્ત પુરુષોમાં તત્ત્વવિચારને લીધે અહંકારનો ક્ષય કરનારું મુક્તપણું જ કેવળ ઉદય પામે છે, બાકી કાંઈ પણ નાશ પામી જવું નથી.[૨૨]

હે મુમુક્ષુઓ છતાં અજ્ઞાની એવા શ્રોતાઓ! મુક્તિ મેળવવામાં ભોગોનો ત્યાગ, આત્મવિચાર અને મન-ઇન્દ્રિય વગેરેનો નિગ્રહ કરવાનો પોતાનો પુરુષાર્થ એ ત્રણ સિવાય બીજા કશાનો ખપ પડતો નથી, એમ નિશ્ચય કરી તમે સર્વ અનાત્મ વર્ગને છોડી દો અને કેવળ પોતાના આત્માનુ જ તમે (તત્ત્વજ્ઞાન દ્વારા) શરણ લો.[૩] ઉપર પ્રમાણે અહંકાર સુધી સર્વ દ્વૈતભ્રાંતિને શમાવી દઇને મનને સર્વ વાસનામાત્રથી રહિત કરીને બ્રહ્મભાવરૂપે કરવું, તેને જ શ્રુતિઓ અને વિદ્વાનો મોક્ષ કહે છે; પરંતુ એવી સ્થિતિ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા વિના કદી પણ થતી નથી; અને તે તત્ત્વજ્ઞાન પણ જગતરૂપી ભ્રાંતિને પોતાના પેટમાં ધારણ કરી રહ્યું હોય તો પરમાર્થરૂપ નથી; કેમકે જગતની ભ્રાંતિ મિથ્યારૂપે પણ જ્યાં સુધી રહે, ત્યાં સુધી नेह नानास्ति किंचन। (નાના પ્રકારના ભેદો આત્મામાં કંઈ પણ નથી) ઇત્યાદિ શ્રુતિઓ વડે એક અદ્વૈતમાં વિશ્વાસ બેસે તો પણ રાગ આદિ દોષોની પ્રબળતાને લીધે અને ઘણા લાંબા કાળથી જગતની સત્યતા વિષેની ભ્રાંતિ દઢ રીતે ચોંટી ગયેલી હોવાથી બરાબર દઢ વિશ્વાસ બેસી શકતો નથી; આથી જીવને અનાદિ કાળથી સંસારના બંધનમાં ફસાવું પડે છે.[૨૪] શાસ્ત્રાદિકમાં દઢ વિશ્વાસ રાખો, તેમજ 'જગત અને હું એ બન્ને મિથ્યા છે અને સાવ છે જ નહિ' એમ સારી રીતે દઢ નિશ્ચય રાખો. જ્યારે બંધુવર્ગ, ધન અને શરીર વગેરેમાં નિઃસ્પૃહ રહીને પરમાર્થરૂપ પરમતત્ત્વને ઓળખી લેવામાં આવે છે, ત્યારે જ દેહ આદિ ઉપાધિવિશિષ્ટ તથા ચિદાકાશરૂપ એવો વિવેકી જીવ અને તેની દૃષ્ટિમાં આભાસરૂપે દેખાતું આ જગત એ બન્ને શુદ્ધ ચૈતન્ય થઈને રહે છે. વાસ્તવિક રીતે એ જ મુક્તિનો ઉપાય છે, બીજો નથી.[૨૫]

जगदहमसदित्यवेत्यसम्यग्जनघनदारशरीरनिर्व्यपेक्षः। भवति हि स च चेतनस्वरूपः परिमितखं खलुनान्यथास्ति मुक्तिः ॥ २५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમાર્થોપન્યાસયોગ' એ નામનો સર્ગ ૩૦ મો સમાપ્ત

## सर्ग ३१ मो*

### મોક્ષસાધનના ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

सर्वात्मनि चिदाभासे तदेवाश्वनुभूयते।
संवेद्यते यदेवांतरसत्यं वस्त्ववस्तु वा ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–ચિદાભાસ આ સર્વ દશ્યને આકારે થઈ રહેલ છે અને તેની અંદર જે જે વસ્તુ જેવી રીતે સંકલ્પ દ્વારા સ્ફુરી આવે છે, તે તે અસત્ય હો કિંવા સત્ય હો, પરંતુ તેવી રીતે (સ્ફૂર્તિને અનુસારે) અનુભવમાં આવે છે.[૧] પોતાના સ્વપ્નની અંદર જેમ ચિદાત્મા જ બહાર અનેક આકારે થઈ રહેલ અનુભવમાં આવે છે, તેમ ચેતનતત્ત્વ જ પ્રથમ અભ્યાસને લીધે બહારના આકારે અનુભવમાં આવે છે. તેમજ કેમ જાણે પોતે બહાર પદાર્થોને રૂપે થઈ રહેલ હોય તેમ ભાસે છે. આથી સર્વ (ચેતનતત્ત્વનો વિવર્ત હોવાથી) ચૈતન્ય છે અને એ ચેતનતત્ત્વ આકાશથી પણ સ્વચ્છ છે. ચિદાત્મા જ આ સર્વ જગતને વિષે પ્રસરી રહેલ છે, તેથી કોઈ પણ જગ્યાએ ચૈતન્યની સત્તાથી બીજું કાંઈ પણ જુદું નથી.[૨-૩] કોઈનો નાશ પણ નથી, અનર્થ પણ નથી, જન્મમરણ પણ નથી, આકાશ પણ નથી, શૂન્ય પણ નથી અને નાના પ્રકારની રચના પણ નથી. અધિષ્ઠાનદૃષ્ટિએ જોઈએ તો સર્વ બ્રહ્મરૂપ છે અને

* આ એકત્રીસમા સર્ગમાં જડ જગત આદિ પદાર્થ સત્ય હો કે અસત્ય હો, પરંતુ ચેતનમાં જ તેનો સમાવેશ થઈ જવાથી તે ચેતનરૂપ છે; જેથી કશાનો નાશ થતો નથી, માત્ર જ્ઞાન થતાં વસ્તુસ્વરૂપ સમજાયાથી પોતાનું સ્વરૂપ કે જે પરમપદરૂપ છે, તેમાં સ્થિતિ થાય છે; આ વાત કહેવામાં આવશે.

આરોપિત દૃષ્ટિએ જોઈએ તો કશુ પ્રકારૂપ નથી.[4] જગત અને અહંકાર આદિ મિથ્યા જ છે. તેનો જો કે જ્ઞાન થતાં નાશ થાય છે, છતાં તેમાં શો નાશ થાય છે? કાંઈ નહિ; કેમકે અસત્ય પદાર્થનો વળી નાશ કેવો હોય? સ્વપ્ન આદિ અસત્ય પદાર્થ જાગી જતાં નષ્ટ થઈ જાય છે; તેમાં શો નાશ થાય છે? કાંઈ નહિ. સંકલ્પ વડે કલ્પાયેલું નગર દૂર માત્ર મિથ્યારૂપે ભાસે છે, તેનો આભાસ દૂર થતાં તેમાંનું શું નાશ પામે છે? કાંઈ નહિ. એવી રીતે જગત અહંકાર આદિ કે જે મિથ્યારૂપે ભાસી રહે છે, તેનું જ્ઞાન થતાં તે નાશ પામવા છતાં પણ તેમાંનુ શું નાશ પામે છે? કાંઈ નહિ. 'જો જગત મિથ્યા છે, તો પછી તેને અનર્થરૂપે વર્ણવી તેની નિંદા શા માટે કરવામાં આવે છે અને શા માટે તેને હેય (ત્યાગ કરવા યોગ્ય, અસાર) ગણવામાં આવે છે?' આવી શંકા પણ અહીં લાવવાની નથી; કેમકે જે વસ્તુ નથી તેમાં કશો નિર્ણય સંભવતો જ નથી. આકાશના ફૂલના સંબંધમાં શો નિર્ણય થઈ શકે તેમ છે? બાકી સ્વાભાવિક રીતે પોતાના સ્વરૂપની જ સ્થિતિ છે, તે પાછી પ્રાપ્ત થાય તેને માટે, જગત જો કે મિથ્યા છે તો પણ તેને સાચા જેવું કલ્પી લઈ, તેની નિંદા આદિ વડે વૈરાગ્ય–વિવેક આદિથી માંડી ઠેઠ તત્ત્વસાક્ષાત્કાર સુધીનો ઉપાય કલ્પી કાઢવામાં આવ્યો છે; એટલો માત્ર આ બાબતમાં નિર્ણય કરી શકાય છે. માટે આ બાબતનો મુખ્ય સિદ્ધાંત એ છે કે, બીજા કશા પદાર્થની ભાવના ન કરતાં એક આત્મામાં જ સ્થિતિ રાખી, શાસ્ત્રને અનુસારે અને સંપ્રદાયને અનુસારે ક્રમ પ્રમાણે ભૂમિકાનો અભ્યાસ કરી, પોતાના કર્તવ્યમાં તમે પાષાણના જેવા દૃઢ થઈને રહો.[5–8] જે કાંઈ સૃષ્ટિની ભ્રાંતિ દેખાય છે, તેના સંબંધમાં એવો નિર્ણય જણાય છે કે, ઉત્તમ સ્થિર દશાને પ્રાપ્ત એટલે સંસાર સંબંધી સર્વ પુરુષાર્થો સહિત આ આખુ જગત તમારા સંકલ્પમાત્ર જ છે, એમ તમને જણાશે અને ક્ષણમાત્રમાં જ એ સર્વ ભ્રાંતિ પૂરી રીતે મટી જશે.[9] જ્ઞાન વડે સર્વ પ્રકારૂપ જણાયાથી આ સૃષ્ટિનો મૂળસહિત ક્ષય થઈ જાય છે; બાકી બીજી રીતે પ્રલયાદિકમાં જો કે તેનો ક્ષય તો થાય છે, પરંતુ સૂક્ષ્મ બીજરૂપે તે વખતે પણ સૃષ્ટિ હોય છે; બાકી કાર્યરૂપે રહેતી નથી, અથવા તો પ્રલયમાં પણ કેટલાંક સંકલ્પ સંબંધી કાર્યો એમ જ કાયમ રહે છે; માટે જ્ઞાન વિના મૂળસહિત સંસારક્ષય થવાનો બીજો કોઈ ઉપાય નથી.[10] સ્વપ્નમાં મિથ્યારૂપે દેખાતા પુરુષોની પેઠે મિથ્યારૂપે જ જે પુરુષો આ સૃષ્ટિમાં જોવામાં આવે છે, તે સૃષ્ટિ અને તે પુરુષો, એ બન્ને ઝાંઝવાના જળના તરંગોના જેવા મિથ્યા અને કલ્પનામાત્ર જ છે.[11] જેમ વંધ્યાપુત્રની વાણીનો નિર્ણય કરવાની વાત અશક્ય જેવી છે, તેમ ખરી રીતે મિથ્યા છતાં કેમ જાણે સત્ય હોય તેવા થઈ રહેલા જીવ–જગત આદિ પદાર્થોનો અમે કાંઈ પણ નિર્ણય જાણી શકતા નથી. મતલબ કે, તે અનિર્વચનીય છે. તત્ત્વજ્ઞ પુરુષોની પૂર્ણતા પરિપૂર્ણ મહાસાગરના જેવી કાંઈ અપૂર્વ જ છે; કેમકે 'હું દ્રષ્ટા છું અને આ અમુક દૃશ્ય છે' એવી ભેદદૃષ્ટિમાં તેમનો આગ્રહ હોતો નથી.[12,13] વિવેકી તત્ત્વજ્ઞપુરુષો પર્વતના જેવા અચળ હોય છે અને વાયુ વગરના સ્થાનમાં રહેલા દીવાના જેવા સદાકાળ સમાન કાન્તિવાળા રહે છે. તેઓ બહાર આચારવાળાના જેવા અથવા આચારરહિતના જેવા દેખાય છે, પરંતુ અંદર તેઓ નિરંતર શાંત અને સ્વસ્થ જ થઈ રહે છે.[14] જ્ઞાનનિષ્ઠ જીવન્મુક્ત પુરુષના ચિત્તની અંદર ચારેબાજુ જળ વડે ભરપૂર અને ગંભીર એવા મહાસાગરના જેવી કાંઈ અપૂર્વ પૂર્ણતાનો ઉદય થાય છે અને તેમની અંદરની શીતળતાનો પ્રકાશ કાંઈ અપૂર્વ જ છે.[15] મૂર્ખ પુરુષ વાસનામય હોય છે, પણ વિવેક વડે જોતાં

જીએ તો વાસના જ (નિર્મૂળ હોવાથી) નથી અને તેને કોઈ વિવેક વડે જોતું નથી, તેથી જ આ ભવાટવીમાં ભટકવું પડે છે.[૧૬] વસ્તુનું ખરાખર સ્વરૂપ નહિ સમજાયાથી જ ભ્રાંતિ દેખાતી હોય, તે વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાયાથી નષ્ટ થઈ જાય છે. આ બાબતમાં અતિ સ્પષ્ટ દૃષ્ટાંત જોઈતું હોય તો અંધારાનું છે. જ્યાં સુધી પ્રકાશવડે બરાબર ન જોઈએ ત્યાંસુધી તો અંધારું દેખાય છે; પરંતુ દીપક આદિ પ્રકાશ વડે તેને જોવા માંડીએ તો એ તે અંધારું ક્યાંય જતું રહે છે. એવી રીતે જ્યાં સુધી આત્મજ્ઞાનનો પ્રકાશ ન થાય અને ખરું વસ્તુસ્વરૂપ ન ઓળખાય ત્યાં સુધી તો અવિદ્યા રહે છે; પણ આત્મજ્ઞાનનો પ્રકાશ પડતાં વસ્તુસ્વરૂપ યથાર્થ સમજાઈ જાય છે અને એ અવિદ્યા ક્યાંય ભાગી જાય છે. સ્થૂલદેહ અને તેમાં માંસ આદિ ભાગોથી જ એ દેહ બંધાય છે, તે સર્વ પંચીકૃત પંચમહાભૂતના વિકારરૂપ છે તથા જડ, અસત્ય અને ભ્રાંતિમાત્ર છે. એવી જ રીતે જ બુદ્ધિ, અહંકાર અને ચિત્ત વગેરે વડે સૂક્ષ્મશરીર બંધાય છે, તે પણ અપંચીકૃત પંચમહાભૂતના વિકારરૂપ છે અને જડ, અસત્ય તથા ભ્રાંતિમાત્ર છે.[૧૭,૧૮] લિંગશરીર સ્થૂલદેહમાં બુદ્ધિ, અહંકાર અને ચિત્ત ઇત્યાદિ વડે રચાયેલું છે. તેમાં અહંભાવ વડે પેઠેલો ચિદાત્મા અવિદ્યા વડે સ્થૂલદેહને પણ પોતારૂપ માની લે છે. પણ જ્યારે વિવેક વડે બુદ્ધિ અહંકાર–ચિત્ત આદિના ભૌતિક ભાવને वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं× ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે વિકારપણાથી વાચારંભણમાત્ર સમજી લઈ, તેનો અવસ્તુપણાથી ત્યાગ કરી, અત્યંત પ્રકાશરૂપ ચૈતન્યસ્વરૂપમાં જ પોતાની સ્થિતિ રાખવા માંડે તો પછી મુક્તપણાનો ઉદય થાય છે.[૧૯] તદાકારના અધ્યાસને લીધે લિંગશરીરરૂપી ઉપાધિની અંદર જ્યારે આત્મચૈતન્ય મળેલ હોય, ત્યારે તે દૃશ્ય પદાર્થ તરફ વળે છે. તેને લીધે તેની સાથે સંબંધ રાખનારી વાસના પણ તેવી જ (લિંગશરીરરૂપ ઉપાધિની અંદર આત્મચૈતન્યના તદાકારના અધ્યાસને લીધે થયેલી) છે; તો પછી જ્ઞાન વડે આત્માથી જુદું સર્વ વાણીના વ્યવહાર પૂરતું જ જણાતું લિંગદેહ આદિ કશું નહિ રહેવાથી, વાસના વળી કેવી હોય? શા માટે તે ઉત્પન્ન થાય? કઈ જગ્યાએ તે રહે? અને તેનું કેવું સ્વરૂપ હોય? કાંઈ જ નહિ.[૨૦] જેને આ જગત સંબંધી ભ્રાંતિ પેદા થાય છે, તે જીવ જ ઝાંઝવાના જળની પેઠે મિથ્યા છે; અને તત્ત્વદૃષ્ટિથી જોવા જતાં ઝાંઝવાના જળની પેઠે તે જોવામાં આવતો નથી; તો પછી જન્મ–મરણ આદિ સંસાર કોને હોય, ક્યાંથી હોય અને કેવો હોય? કાંઈ હોય નહિ.[૨૧] આત્મજ્ઞાન મેળવવા તૈયાર થયેલા પુરુષને જો વૈરાગ્યની દૃઢતા ન હોય, તો તેને વિષયોનું સ્મરણ થાય છે. આમ પાછો ચિત્તનો ઉદય થાય તો તેને ફરી વાર પાછી આ સંસાર સંબંધી ભ્રાંતિ ખડી થઈ જાય. માટે કશા દૃશ્યપદાર્થનો આશ્રય નહિ કરતાં આકાશની પેઠે અસંગ, નિર્વિકાર અને સ્વચ્છ થઈ જઈ આત્મનિષ્ઠ થઈ રહેવું અને ભૂમિકાના અભ્યાસ વડે પાછું કોઈવખત આ સંસારરૂપી ભ્રાંતિનું સ્મરણ જ ન થાય એ રીતે એને ભૂલી જવું, એ જ આ લોકમાં પરમ કલ્યાણરૂપ છે. અહીં કોઈ દૃષ્ટા પણ નથી, કોઈ ભોક્તા પણ નથી, કોઈનું અસ્તિત્વ પણ નથી અને કોઈનું નાસ્તિત્વ પણ નથી. આ સર્વ એક શાંત ચિદ્રૂપ છે, સદાકાળ સમુદ્રની પેઠે પરિપૂર્ણ છે અને જેમ સમુદ્રમાં તરંગો વડે ચંચળતા દેખાય, તેમ એ ચિદાત્મામાં પણ પ્રારબ્ધને યોગે

× અર્થાત્ ઘડો, કળશ, ચંબુ વગેરે નામ અને રૂપના પ્રકારો કહેવા પૂરતા જ છે, બાકી સાચી તો માટી જ છે જે બધામાં એકસરખી છે. તેવી રીતે જે અનેક પ્રકારના ભેદો દેખાય છે, તે વ્યવહાર માટે જ છે, તેમાં રહેલું એકરૂપ બ્રહ્મ જ સત્ય છે.

રંગો જોવામાં આવે છે. સર્વ દૃશ્યજગત બ્રહ્મરૂપ છે અને આરોપિતદૃષ્ટિએ મિથ્યા છતાં અધિષ્ઠાન-દૃષ્ટિએ સદ્‌રૂપ છે, એમ પ્રસિદ્ધ રીતે જ્ઞાન થાય છે. એટલે જેમ જળ સુકાઈ જવાથી જળમાં પડતું સૂર્ય–ચંદ્રાદિકનું પ્રતિબિંબ ક્ષીણ થઈ જાય છે, તેમ ચિદાભાસ અને તેની લિંગશરીરરૂપ ઉપાધિ એ બન્નેનો ક્ષય થઈ જાય છે તથા પરમ માંગલિક તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે.[૨૨–૨૫] પરમતત્ત્વમાં શાંત થયેલા સમદર્શી વિવેકી પુરુષમાં શાંતતા તથા રાગદ્વેષથી રહિત શુદ્ધ વ્યવહાર જોવામાં આવે છે, અથવા તો પરમ નિર્વાણને પ્રાપ્ત થઈ ગયેલા એ મહાત્માપુરુષનું સમાધિનિષ્ઠપણું જ અવશેષ રહે છે; કેમકે એ તત્ત્વજ્ઞ પુરુષ વ્યવહારમાત્રનું મૂળ એવી વાસનાથી રહિત હોય છે, તો પછી તે શા માટે વ્યવહાર કરે? છતાં જ્યાં સુધી મોક્ષદશા પૂર્ણ સ્થિતિને પ્રાપ્ત થઈ નથી, ત્યાં સુધી ચિત્તમાં રાગ, દ્વેષ, ભય વગેરે વિકારોનો ઉદય ન થવા દેતાં તે આવી પડેલો વ્યવહાર કર્યે જાય છે.[૨૬–૨૮] તત્ત્વજ્ઞ પુરુષ રાગ, ભય, ક્રોધ વગેરે વિકારથી રહિત થઈ જઈ, ચિત્તને સમાધિનિષ્ઠ રાખી, મુક્તદશાને પ્રાપ્ત થઈ પોતે શિલારૂપ નહિ છતાં નિરંતર શિલાના જેવો અચળ થઈને રહે છે.[૨૯] જેમ કમળના બીજના અંદરના ભાગમાં (સૂક્ષ્મરૂપે) આખી કમલિની રહી હોય, તેમ સ્વપ્ન જેવી આ જગતની ભ્રાંતિ પણ આત્માની અંદર જ અનન્યપણે (જુદાપણા વિના) રહેલી છે; પણ તે બહાર આત્મા વિના ક્યાં ય બીજી જગ્યાએ રહેલ નથી. જગતના બાહ્યપણાની ભાવના કરવાથી તે બાહ્યરૂપે દેખાય છે અને આત્મારૂપે તેની ભાવના કરવાથી તે આત્મરૂપ દેખાય છે. એ પરમતત્ત્વરૂપી અધિષ્ઠાનની અંદર જેવી જેવી દૃઢ ભાવના કરવામાં આવે છે, તેવું તેવું એ તત્ત્વ જ (વિવર્તરૂપે) થઈ જાય છે.[૩૦,૩૧] જેવી અંદર સ્વપ્નની ભ્રાંતિ જોવામાં આવે છે, તેવી જ આ બહારની જગત આદિ ભ્રાંતિ નજરે પડે છે. જેમ બે જુદાં જુદાં પાત્રોમાં રહેલા દૂધમાં કશો ભેદ નથી, તેમ સ્વપ્નસૃષ્ટિ અને બહારની સૃષ્ટિ, એ બન્નેમાં પણ કશો ભેદ નથી–એ બન્ને આત્મારૂપી અધિષ્ઠાનની અંદર ભ્રાંતિ વડે કલ્પાયેલ છે.[૩૨] વળી સ્વપ્નસૃષ્ટિનું અસ્થિરપણું અને બહારની સૃષ્ટિનું સ્થિરપણું એ પણ ભ્રાંતિમાત્ર છે. જાગ્રત અવસ્થાના દેહનો અને સ્વપ્નનો આધાર–આધેય ભાવ પણ જળતરંગની પેઠે કલ્પનામાત્ર જ છે.[૩૩] સ્વપ્નાદિકમાં દેખાતા પદાર્થોનું જ્યાં સુધી આત્મમયપણું નથી સમજાતું, ત્યાં સુધી તે આત્માથી જુદે રૂપે દેખાવાથી જુદા જણાય છે; પણ જ્યારે એ સર્વ સ્વપ્નની વસ્તુઓનું આત્મમયપણું સમજાય, એટલે તત્કાળ જાગી જતાં સર્વને બાધ થઈ જઈ, કશું આત્માથી જુદું જણાતું નથી અને પાછું તે મનમાં પણ આવતું નથી એવી જ રીતે જાગ્રત અવસ્થામાં દેખાતા પદાર્થો પણ જ્યાં સુધી અજ્ઞાનને લીધે આત્માથી ભિન્ન મનાય, ત્યાં સુધી તે જુદા લાગે છે, પણ જ્ઞાન થતાં જો આત્મરૂપ જ સમજાઈ જાય તો આત્માથી જરા પણ જુદા જણાતા નથી અને પાછા જુદા રૂપે ચિત્તમાં આવતા પણ નથી.[૩૪,૩૫] પરમાત્મા શુદ્ધ ચૈતન્ય સંકલ્પમાત્રથી રહિત છે તથા શાંત છે અને તેમાં જગત–જીવ આદિ ભાવોની ભાવના કરવામાં આવે, તો એ તત્ત્વ એવી તરેહનું દેખાય છે; પણ જો એવી તરેહની જગદાદિ ભાવોની ભાવના કરવામાં ન આવે તો તે શુદ્ધ અને જગત આદિ ભાવથી રહિત કેવળ ચૈતન્યરૂપ જ જણાય છે.[૩૬] સ્વપ્ન અને જાગ્રત આદિ અવસ્થા સંબંધી સર્વ પદાર્થોનું જ્ઞાન શાંત થઈ જતાં કેવળ શુદ્ધ ઈશ્વરી ચૈતન્ય જ અવશેષ રહે છે અને તે અસ્તિત્વનું નિરૂપણ કરનાર દેશ–કાળરૂપી આધાર ન હોવાને લીધે અસ્તિત્વના વ્યવહારનો વિષય નથી, તેમ જ શુદ્ધ સ્વરૂપનો કદી પણ બાધ ન થવાને લીધે તેમાં અભાવ પણ કહી શકાતો

થી એવું છે. આથી એ તત્ત્વ વાણી વડે વર્ણવી શકાયાથી વાણીનો વિષય જ નથી. આ વાત માધિનિષ્ઠ જીવન્મુક્ત પુરુષ જ ભ્રાંતિનો સંપૂર્ણ ય થયાથી સમજી શકે છે; બાકી, આત્મતત્ત્વનું વરૂપ જ્ઞાની પુરુષની પણ ઉપદેશવાણીનો વિષય થી—એ તો માત્ર પોતાના અનુભવ વડે જાણમાં આવે એવું છે.[૩૭] માટે હે રામચંદ્રજી! મે અહંકારને છોડી દઈ ભય, અભિમાન, શોક ભ, મોહ, મન, દેહ, મનન (વિચાર), ઇન્દ્રિયો, ત્ત અને અજ્ઞાન એ સર્વનો ત્યાગ કરી શાંત, જન્મા, અક્ષય, સર્વ ભેદમાનથી રહિત એક વરૂપ થઈ નિરંતર સમાધિનિષ્ઠ જ થઈ રહો; વાત વધારે યોગ્ય છે.[૩૮]

शांतं निरस्तभयमानविपादलोभमोहात्मदेहननेंद्रियचित्तजाड्यम्। त्यक्त्वाहमक्षयमपास्तमस्तभेदं निर्वाणमेकमजमासितुमेव युक्तम्॥

યોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'મોક્ષસાધનના ઉપાય' એ નામનો સર્ગ ૩૧ મો સમાપ્ત

## सर्ग ३२ मो*

### સત્યવસ્તુ-જ્ઞાનોપદેશ

હોય, તો પણ બ્રહ્મરૂપ જણાયાથી તે ખેદકારક થતો નથી; પણ જગતના નામ-રૂપ વડે જો તેની ભાવના કરવામાં આવે, તો તે અનર્થકારક થાય છે.[૨] જેમ આંખ જોવાના પદાર્થ પર જઈ રૂપનો અનુભવ કરે છે, તેમ ચેતનતત્ત્વ પણ બહિર્મુખ થઈ જઈ પોતાના રૂપને પ્રસારી દઈ જગતની ભ્રાંતિને અનુભવે છે.[૩] કૂટસ્થ ચૈતન્ય બહિર્મુખ થઈ જઈ પોતાના રૂપને જે બહાર ફોગટ પ્રસારી દે છે, એ તેનું પ્રસરેલું રૂપ જ પ્રસરવાનો કશો વિષય ન હોવાથી મિથ્યા છે અને જે પોતે જ મિથ્યા હોય તે શી રીતે પ્રસરે? વાંઝણીનો પુત્ર ક્યાં નાચે છે? ક્યાંય નહિ.[૪] આ ચિદાત્માનું બહિર્મુખપણે ફેલાતું બાહ્ય વસ્તુઓના અનુભવ વડે સિદ્ધ થાય છે. અનુભવ થવાને લીધે તે બાહ્યપદાર્થનો અનુભવ કરનાર તરીકે દેખાય છે. એ અનુભવ વિદ્યા વડે નાશ પામે છે. બાહ્ય વસ્તુઓ ભ્રાંતિકલ્પિત હોવાથી મિથ્યા છે અને ચિદાત્મા તેનો પોતે અનુભવ કરતો નથી, છતાં બાળક પોતાના મનથી કલ્પી લીધેલા યક્ષની પેઠે તે મિથ્યારૂપે જ તેનો અનુભવ કરે છે.[૫] અહંકાર પણ કેવળ દુઃખકારક છે અને તે 'હું અમુક રૂપ છું' એમ કલ્પી લેવાથી ખડો થઈ જાય છે. પરંતુ 'હું એવું કાંઈ પણ નથી' એમ સંકલ્પરહિત સ્થિતિ

સ્થિતિ ઉપર રહેલો છે.[૭] હે પાંડિત્યનું અભિમાન ધરાવનારા વાદીઓ! તમે દ્વૈત અને અદ્વૈતનો વાદવિવાદ કરી મૂર્ખાઓની જેમ ઝગડામાં પડી, વાણીનો વિલાસ કરી નકામું ગણું દુઃખ વશો નહિ.[૮] ગાઢી વાસનાવાળા મૂઢ પુરુષને બહિર્મુખપણાને લીધે સંકલ્પ વડે રચાયેલા રૂપ આદિ બાહ્ય વિષયો અને મન–બુદ્ધિ આદિ આંતરવિષયો મિથ્યા હોવા છતાં પણ તેમને સ્વપ્નની પેઠે જુએ છે અને તેઓ તેનાથી થતું દુઃખ પણ દૃઢ રીતે (સ્વપ્નની પેઠે) ભોગવે છે.[૯] હવે થોડી (દેખાવામાત્ર) વાસનાવાળો વિવેકી પુરુષ અંતર્મુખ હોય છે તેથી તેને જ્ઞાનને લીધે બહારના રૂપાદિક વિષયો તેમજ અંદરના ચિત્ત–બુદ્ધિ આદિ આંતરવિષયો સૂતેલા પુરુષની પેઠે નહિ જેવા જ લાગે છે. વળી પ્રારબ્ધયોગ વડે પ્રાપ્ત થયેલું દુઃખ પણ તેવા પુરુષને ઉપરથી ભોગવ્યા જેવું જણાતું હોય તથાપિ નિજાનંદમાં ઢંકાઈ જવાને લીધે તે નહિ ભોગવ્યા જેવું જ છે.[૧૦] જેમ સંસારના બીજા પદાર્થો સંબંધી વાસનાઓનો વધારો થવાથી સંસારનો અનુભવ થાય છે, તેમ દેશ, કાળ અને ક્રિયાના યોગથી વાસનાઓ જો સમૂળગી નાશ પામે, તો મુક્તપણાનો પણ અનુભવ થાય છે.[૧૧] જેમ આકાશમાં રહેલાં વાદળો ઓ ઝાકળ, ધુમાડાના ગોટાઓ વગેરે ક્રમે કરી ધીરે ધીરે ક્ષીણ થઈ જઈ આકાશમાત્રને પ્રાપ્ત થઈ જાય છે, તેમ વાસના પણ ધીરે ધીરે ઓછી થઈ જઈ મોક્ષનો અનુભવ કરાવે છે.[૧૨] જેમ વિદ્વાનોના સમાગમથી વિદ્યાભ્યાસની વૃદ્ધિ થતાં મૂઢપણું બહુ ઓછું થઈ જઈ પાંડિત્યને પ્રકટ કરે છે, તેમ બ્રહ્મની અંદર અહંકારની ક્રમે કરી વૃદ્ધિ થતાં પ્રતિદિન વાસના ક્ષીણ થઈ જઈ છેવટ મોક્ષદશાને પ્રાપ્ત કરે છે.[૧૩] મેં બતાવેલી યુક્તિ વડે 'એક પરબ્રહ્મથી હું એવી જુદી કાંઈ વસ્તુ જ નથી અને જ્ઞાની પુરુષનું શરીર હોય અથવા પછી જાય ત્યારે પણ, અહંકારવાળો જીવ બ્રહ્મથી જુદી સત્તાવાળો નથી.' એમ જેને અંદર દૃઢ નિશ્ચય થઈ જાય અને સમાધિપૂર્વક પૂર્ણ શાંતિ રહે, તેને દૃઢ બોધ થયો કહેવાય છે.[૧૪] આ પરમ ચૈતન્યતત્ત્વમાં, વાયુમાં જેમ પ્રવાહ અને ગતિ કલ્પવામાં આવે છે, તેમ જગત–જીવ આદિ સર્વ ભાવ કલ્પવામાં આવે છે; અને હું કોણ છું તથા આ જગત શી રીતે થયું છે? વગેરે વિચાર કરવાથી એ તત્કાળ શમી જાય છે. 'હું એવી કાંઈ વસ્તુ જ નથી' એમ દૃઢ નિશ્ચય થવો એજ મોક્ષ છે, તો પછી એ નિશ્ચય કરવામાં શા માટે મૂર્ખ બનવું? તે અહંકારનો અભાવ સત્સંગતિ અને વિચાર એ બન્ને વડે તત્કાળ અનુભવમાં આવે છે.[૧૫,૧૬] જેમ પ્રકાશ વડે અંધકાર જતો રહે છે અને દિવસ વડે રાત્રિ જતી રહે છે, તેમ તત્ત્વવેત્તા પુરુષના સમાગમથી અહંકારરૂપી બંધન ક્ષીણ થઈ જાય છે.[૧૭] હું કોણ છું? આ દૃશ્ય જગત શી રીતે થયું? જીવ શું વસ્તુ છે? અને જેના વડે પ્રાણ આદિનું ધારણ થાય છે તે જીવન શું છે? એ બધું તત્ત્વવેત્તા મહાત્મા પુરુષોનો સમાગમ કરી જ્યાં સુધી જીવતા રહે ત્યાં સુધી વિચારવાનું છે. તત્ત્વવેત્તા પુરુષરૂપ સૂર્યનું સેવન કરવાથી જ્ઞાનનો ઉદય થતાં આ જગત ચૈતન્યરૂપે જ ભાસે છે. અહંકાર પણ ચિદાત્માથી જુદો ભાસતો નથી, વસ્તુસ્વરૂપ ઢાંકી દેનારું અજ્ઞાન નાશ પામી જાય છે અને એક જ ક્ષણમાં વાસ્તવ તત્ત્વનું જ્ઞાન થાય છે માટે એ તત્ત્વવેત્તારૂપી સૂર્ય નિરંતર સેવવા યોગ્ય છે.[૧૮,૧૯] હે રામચંદ્રજી! જે જે વાતો (વેદાંતશાસ્ત્ર–ન્યાયશાસ્ત્ર વગેરેમાં) જે જે પુરુષ વધારે બોધવાળા હોય, તેની તેની તમે જુદી જુદી સેવા કરતા રહો. કેમકે તેમનો પરસ્પર સમાગમ થઈ જાય તો પ્રત્યેક મનુષ્યના વિચાર ભિન્ન ભિન્ન હોવાથી પરસ્પર વિરુદ્ધ યુક્તિ વડે પોતાની વાત સિદ્ધ કરવા જતાં, વચમાં એક વાદરૂપી પિશાચણી ખડી થઈ જાય છે. આમ

ાદરૂપી પિશાચનો ઉદય થાય છે, એટલે શ્રોતા
મક્ષ વિવેકી હોય તો પણ યુક્તિ વડે સિદ્ધ થતું
અને તાર્કિકોથી પ્રતિપાદન કરાતું પ્રત્યેક તત્ત્વ
(જીવચૈતન્ય) મુખ્ય છે અને મારે પોતાને માટે
એ વાતનો સ્વીકાર જ વધારે શ્રેષ્ઠ છે, એવી ભ્રાંતિ
પેદા થાય છે અને તેમાંથી અનર્થમાં ઊતરવું
પડે છે. માટે વિવેકી પુરુષે એકાંતમાં જ પ્રત્યેક
પંડિતની (સમાગમ દ્વારા) સેવા કરવી અને
પછી તેમણે કહેલ બાબતોનો પોતાની બુદ્ધિ વડે
જાતે વિચાર કરવો.[૨૦–૨૨] પોતાની બુદ્ધિની વૃદ્ધિને
માટે અથવા શુદ્ધિને માટે તે તે પંડિતે કહેલા
વિષયની શ્રુતિ, યુક્તિ, પોતાનો અનુભવ અને
તે સંબંધમાં બીજા વિદ્વાનોના સંવાદ ઇત્યાદિ
દ્વારા (રત્નની પેઠે) પરીક્ષા કરવી. પછી જે સર્વ
સંકલ્પમાત્રથી રહિત હોય અને સત્ય હોય તે
પરમતત્ત્વનું જ નિર્વિકલ્પ સમાધિ દ્વારા તન્મય-
પણું સંપાદન કરવું. વિદ્વાન પુરુષોના સમાગમ
વડે બુદ્ધિને પરમ તીક્ષ્ણ બનાવી દઈ, એક અજ્ઞાન-
રૂપી લતાના કટકેકટકા કરીને તમે તેને નિર્મૂળ
કરી નાખો.[૨૩–૨૪] આ વાત સંભવિત છે અને થઈ
શકે તેવી છે; માટે જ હું તમને કહું છું. આ
વાત અમે પોતે જાતે અનુભવેલી છે. અમે કાંઈ
બાળક પણ નથી અને મિથ્યાવાદી પણ નથી.[૨૫]
આકાશની અંદર વાદળાં, ઝાકળ વગેરે થવાથી
તેનું કાંઈ અનિષ્ટ થતું નથી, તેમ કાંઈ ઇષ્ટ પણ
થતું નથી. સમુદ્રની અંદર તરંગોની લહેર આવ
વાથી તેનું પણ કાંઈ ઇષ્ટાનિષ્ટ થતું નથી, તે જ
પ્રમાણે નિઃસંકલ્પ યોગીપુરુષને પણ આ સર્વ
જગતના વ્યવહારો વડે કાંઈ પણ અનિષ્ટનો ઉદય
કે ઇષ્ટનો નાશ થતો નથી.[૨૬] વિચાર વડે બ્રહ્મનું
નિર્વિકાર અને પૂર્ણ સ્વરૂપ જાણવામાં આવે,
તો આ સર્વ દૃશ્યજાળ ઝાંઝવાના જળની જેમ
સાવ મિથ્યા જ જણાય. બ્રહ્મસત્તાથી જુદું બીજું
અહંકારના આધારરૂપ કાંઈ આત્માનું સ્વરૂપ જ
નથી, તેથી દૃઢ નિશ્ચય કરી પરમાત્મામાં લીન
થઈ રહેલા તત્ત્વવેત્તા પુરુષની અંદર સંકલ્પ
આદિ ભ્રાંતિનો પ્રચાર કેમ હોય, કયે ઠેકાણે તે
રહે અને શા માટે તે પેદા થાય?[૨૭]

**इदं हि सर्वं मृगतृष्णिकांबुवन्निरामये ब्रह्मणि शांत आतते। विचारितेनाहमितीह विद्यते कुतः क्व कस्मान्मननादि विभ्रमः ॥ २७ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સત્યાવબોધનો-પદેશ' એ નામનો સર્ગ ૩૨ મો સમાપ્ત**

## સર્ગ ૩૩ મો×

## ભ્રાંતિના નાશનો ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

**स्वपौरुषेण स्वधिया सत्संगमविकासया। यदि नानीयते ज्ञत्वं तदुपायोऽस्ति नेतरः ॥१॥**

વસિષ્ઠ બોલ્યાઃ–પોતાના પુરુષપ્રયત્નથી અને સત્સંગતિ વડે વિકસિત થયેલી બુદ્ધિથી જો જ્ઞાન મેળવવામાં ન આવે તો પછી તેને માટે બીજો એકે ઉપાય નથી.[૧] જેમ વિષ વસ્તુ સ્વભાવે જ મરણકારક છે, તથાપિ રસાયનશાસ્ત્રમાં કહેલા ઉપાય વડે તે વિષભાવ મૂકી દઈ અમૃતરૂપ થઈ જાય છે; તેમ તમે પોતે જ જે વાસના, અવિદ્યા, જગત આદિ સર્વ કલ્પી લીધેલ છે, તેની પાછી શાસ્ત્રમાં બતાવેલી÷ પ્રતિકલ્પના પોતાની મેળે જ કરવામાં આવે તો એ સર્વ પોતે બંધન કરનારો પોતાનો સ્વભાવ ભૂલી જઈ મોક્ષમાં ઉપયોગી થાય છે.[૨] જ્યાં સુધી સર્વ કલ્પનામાત્રની નિવૃત્તિ થઈ જાય ત્યાં સુધી જગત, અવિદ્યા, વાસના ઇત્યાદિના સંબંધમાં શાસ્ત્રમાં

× આ તેત્રીસમા સર્ગમા ભ્રાંતિના જે જે કલ્પના થઇ છે, તેને નિવૃત્ત કરનારી પ્રતિકલ્પના વિષે વર્ણન આવશે અને ચિત્તમાનું બહિર્મુખપણું સમેટી લઇ, પરલોકની ચિકિત્સા વિષે બોધ આપવામાં આવશે.

÷ કલ્પનાને શાંત કરનારી ક્રિયા, વિચાર, વૈરાગ્ય, ભોગત્યાગ, વિવેક, દોષદૃષ્ટિ ઇત્યાદિનું નામ પ્રતિકલ્પના છે.

અતાંવેલી પ્રતિકલ્પના કર્યે જવી; કેમકે કલ્પનામાત્ર નિવૃત્ત થઈ જતાં અવશિષ્ટ રહેલા આત્મામાં જ નિમગ્ન રહેવું તે મુક્તપણાનું લક્ષણ છે. એ કલ્પનાની સંપૂર્ણ નિવૃત્તિ વૈરાગ્યપૂર્વક ભોગોનો પ્રથમ ત્યાગ કરવાથી જ સિદ્ધ થાય છે; તે વિના બીજી કોઈ પણ રીતે તે સિદ્ધ થતી નથી. જે પુરુષ બહાર વાણી વડે અને અંદર મન વડે નામ–રૂપની ભાવના જ નહિ કરતાં, વાણીનો અને મનનો નિરોધ કરવામાં તૈયાર થઈ રહે, તેની અંદર ધીમે ધીમે કલ્પનાનો નાશ વધે જાય છે.[૩,૪] એક અહંકારને છોડી દઇએ તો અવિદ્યાનું બીજું કશું રૂપ જોવામાં આવતું નથી. એ અહંકાર જો નાશ પામે તો પછી બીજી કશી ભાવના જ નહિ ઉઠતાં આત્માથી બીજો મોક્ષ પણ કાંઈ જુદો રહેતો નથી.[૫] તત્ત્વસાક્ષાત્કાર થયા પછી પણ જો તમે જગત અને જીવ ઇત્યાદિ ભાવમાં રુચિ રાખી સ્થૂલદેહ કાયમ રહેતાં સુધી થોડો પણ અહંકારનો આધાર રાખશો તો પોતાનું પરિપૂર્ણ આત્મસ્વરૂપ ભૂલી જવાને લીધે, તમે અનેક દુઃખપરંપરામાં અથડાઈ મરશો. તમે જો અહંકારનો ત્યાગ કરશો તો સર્વ દુઃખની નિવૃત્તિને પ્રાપ્ત થશો;-તેમજ પોતાના સ્વરૂપમાં સ્થિતિ થવારૂપી સિદ્ધિને પણ પ્રાપ્ત થશો. જે પુરુષની દષ્ટિ પાષાણની પેઠે અચળ હોય છે, તેની વૃત્તિ બહિર્મુખ થતી નથી. તેની દૃષ્ટિમાં કોઈ પણ પદાર્થ સત્ય જોવામાં આવતો નથી. તેથી એ દશ્ય વિદ્યમાન છતાં અવિદ્યમાન જેવું થઈ રહ્યું હોય છે. તેવા મહાત્માપુરુષને નમસ્કાર હો. જેનું ચિત્ત પરબ્રહ્મની અંદર લયને પ્રાપ્ત થઈ ગયેલ હોય એવા મહાત્મા પુરુષની સ્થિતિ બહાર પાષાણ આદિની પેઠે અચળ હોય છે અને અંદર ચૈતન્યરૂપ પરમતત્ત્વની ભાવના વડે આ સર્વ દશ્યજાળ શૂન્ય જણાયાથી શમી જાય છે.[૮] ...રનો દશ્ય–પ્રપંચ ભલે હો અથવા ન ... વિચાર અહીં કરવાનો નથી; પરંતુ ચિત્તદ્વારા જો તે તરફ દૃષ્ટિ જશે, તો તે દુઃખની વૃદ્ધિ કરનાર થઈ પડશે અને જો તે તરફ દૃષ્ટિ જ નહિ જાય તો તે સુખકારક થશે. એ દશ્યસંકલ્પનો ક્ષય થતાં ન દેખાવાની વાતનો આધાર ચિત્તની ક્રિયાનો નિરોધ કરી, તેને કેવળ બ્રહ્માકાર કરી દેવા ઉપર રહ્યો છે.[૯] પ્રત્યેક પ્રાણીને અંગે આ લોક સંબંધી અને પરલોક સંબંધી એવા બે મહાઘોર વ્યાધિ વળગેલા છે. તે બે વ્યાધિ વડે આધ્યાત્મિક,× આધિભૌતિક અને આધિદૈવિક વગેરે અનેક જાતના તાપ વડે પીડાઈ જઈ દેહધારી જીવોને મહાઘોર દુઃખો સહન કરવાં પડે છે.[૧૦] અજ્ઞાની પુરુષો આ લોકમાં પ્રસિદ્ધ રીતે દેખાતા ભૂખ–તરસ વગેરે રોગો દૂર કરવાને ખાનપાન આદિ ભોગરૂપી અધમ ઔષધો વડે જીવતાં સુધી પોતાનાથી બનતો યત્ન કર્યે જાય છે; બાકી બીજા પારલૌકિક વ્યાધિની ચિકિત્સા ભોગોરૂપી ઔષધ વડે થઈ શકતી નથી. ઉત્તમ પુરુષો તો શાંતિ, સત્સંગતિ અને બોધરૂપી અમૃત વડે પરલોક સંબંધી મહાવ્યાધિની ચિકિત્સા કરવાને પણ યત્ન કરતા રહે છે.[૧૧,૧૨] જે પુરુષો પરલોકની ચિકિત્સા કરવા માટે ભોગોરૂપી અપથ્યનો ત્યાગ કરે છે અને સત્સંગ આદિ ઔષધિઓનું કાળજીથી સેવન કરે છે, તેઓ શાંતિરૂપી ઔષધના પ્રબળ પ્રભાવથી પોતાની મોક્ષમાર્ગ સંબંધી મોટી ઇચ્છા પૂર્ણ કરવામાં વિજયી નીવડે છે. જે પુરુષ અહીં જ નરકરૂપી વ્યાધિની ચિકિત્સા કરતો નથી, તે મહારોગમાં સપડાયેલો પુરુષ સત્સંગતિ–સદ્દશાસ્ત્ર

× કેવળ પોતાના આત્મા સાથે સંબંધ રાખનાર આધિવ્યાધિ સંબંધી દુઃખ આધ્યાત્મિક કહેવાય છે, વ્યાઘ્ર–ચોર આદિ બીજાં પ્રાણીઓથી થનારું દુઃખ આધિભૌતિક કહેવાય છે; અને અગ્નિ, વાયુ આદિ દેવતાઓથી થનારું ટાઢ–તડકા વગેરેનું દુઃખ આધિદૈવિક કહેવાય છે. આ સંબંધી વિશેષ જિજ્ઞાસા હોય તેણે સાંખ્યસૂત્રનું પહેલું સૂત્ર અને ગીતાનો છઠ્ઠો અધ્યાય જોવો.

આદિ ઔષધ વિનાના નરક–સ્થાવરભાવ આદિ સ્થાનમાં જઈ શો ઉપાય કરશે ?[૧૪] અરે અવિવેકી પુરુષો ! તમારું જીવન કેવળ આ લોક સંબંધી વ્યાધિની ચિકિત્સા કરવામાં જ ક્ષયને પ્રાપ્ત ન થઈ જાઓ; પરંતુ તમારે આત્મજ્ઞાનરૂપી ઔષધ દ્વારા પરલોક સંબંધી વ્યાધિની પણ ચિકિત્સા કરવાની છે.[૧૫] આ આયુષ્ય વાયુ વડે ચંચળ થઈ રહેલા પાંદડાના કટકા ઉપર રહેલ જળબિંદુની પેઠે ક્ષણજીવી છે; માટે જેમ બને તેમ અતિ ત્વરાથી યત્ન વડે પરલોક સંબંધી મહાવ્યાધિની ચિકિત્સા કરી લેવી.[૧૬] યત્ન વડે જલદી પરલોક સંબંધી મહાવ્યાધિની ચિકિત્સા કરતાં, આ લોક સંબંધી વ્યાધિ પોતાની મેળે જ તરત શમી જાય છે.[૧૭] મનુષ્યનું સ્વરૂપ વિચારવા જઈએ તો તે ચિદાત્મારૂપ જ છે અને એ ચિદાત્માનું બહિર્મુખ થઈ પ્રસરી જવું એ જ જગત છે. તેને લીધે (ચિદાત્માની સત્તા વડે) એક સૂક્ષ્મ પરમાણુની અંદર પણ સેંકડો પર્વતોના વિસ્તારવાળું આખું જગત રહ્યું છે.[૧૮] ચેતનસ્વરૂપ આત્માનું બહિર્મુખ થઈ જઈ જે ફેલાઈ જવું, તે જ રૂપાદિક બાહ્ય વિષયરૂપે અને કામ–સંકલ્પ આદિ માનસિક (અંદરના) વિષયરૂપે થઈ રહેલ છે; અને તે નિર્મળ ચિદાકાશની અંદર ભ્રાંતિ વડે જ આત્માના એક વિવર્તરૂપે અનુભવમાં આવે છે. માટે આ જગતની ભ્રાંતિ સત્ય નથી.[૧૯] એવી રીતે જગત મિથ્યા હોવાથી તેના અનેક વાર પ્રલયો જોવામાં આવે છે, તો પણ જગતરૂપી દશ્યનો કશો પણ નાશ થતો નથી. તેની અનેક સૃષ્ટિઓ નજરે જોવામાં આવે છે, તો પણ કશું ઉત્પન્ન થતું નથી. કેમકે જગતનું મૂળસ્વરૂપ વિચારવા જતાં તે કેવળ ભ્રાંતિરૂપ જણાય છે.[૨૦] ભોગરૂપી કાદવના સમુદ્રમાં ખૂંચી ગયેલા પોતાના આત્માને જો પોતાના પુરુષાર્થના ચમત્કાર વડે બહાર ખેંચી કાઢવામાં ન આવે, તો તેને નીકળવાનો બીજો કોઈ પણ ઉપાય નથી.[૨૧] જે મનુષ્ય મન નહિ જિતવાને લીધે મૂઢપણાથી કેવળ ભોગોરૂપી કાદવમાં ખૂંચેલો રહે છે, તે પુરુષને જેમ સમુદ્રને નદી–નાળાંનાં જળો જઈ મળે છે, તેમ અનેક આપત્તિઓ આવી પડે છે.[૨૨] જેમ આયુષ્યના આરંભકાળમાં જ પ્રથમ બાલ્યાવસ્થા જોવામાં આવે છે, તેમ મોક્ષદશાના આરંભકાળમાં જ પ્રથમ રાગની શાંતિ કરનાર ભોગોનો ત્યાગ જોવામાં આવે છે.[૨૩] તત્ત્વજ્ઞ જીવન્મુક્ત પુરુષની જીવનરૂપી નદી જો કે સુખ–દુઃખરૂપી અનેક તરંગોવાળી હોય છે, તો પણ કેમ જાણે ચિત્રમાં આલેખેલી હોય તેમ શાંતરૂપે એકસરખી રીતે કશા પણ ગડબડાટ વિના વહ્યા કરે છે અને તેમાં ક્ષોભ પેદા કરનારો વિષયરાગ હોતો નથી.[૨૪] અજ્ઞાની પુરુષના જીવનરૂપી નદીમાં તો અનેક રુદનના શબ્દો વડે અતિભયંકર એવા સુખ–દુઃખ આદિરૂપી અનેક તરંગો અને કામ–ક્રોધ વગેરેરૂપી અનેક ચકરીઓનાં કૂંડાળાંનો જબરો ખળભળાટ જોવામાં આવે છે.[૨૫] જેમ ભ્રાંતિ વડે બે ચંદ્રમા જોવામાં આવે છે, જેમ ભ્રાંતિ વડે બાળકને વેતાળ જોવામાં આવે છે, જેમ ભ્રાંતિ વડે ઝાંઝવાના જળની પ્રતીતિ થાય છે, જેમ સ્વપ્નમાં અનેક પદાર્થો મિથ્યા છતાં દેખવામાં આવે છે અને બુદ્ધિ મોહ વડે છવાઈ જતાં જેમ અનેક ભ્રાંતિજ્ઞાન થાય છે, તેમ અજ્ઞાનને લીધે ભ્રાંતિ વડે ચિદાત્માના વિવર્તરૂપ અનેક સૃષ્ટિઓનો ભાસ થાય છે.[૨૬] ચિદાત્મારૂપી જળના અનેક તરંગોરૂપે આ હજારો સૃષ્ટિઓનું ભાન થાય છે. વિચાર કરતાં તો એ સૃષ્ટિઓ મિથ્યારૂપે જ માત્ર ભાસી રહી છે અને ભ્રાંતપુરુષને ભ્રાંતિ વડે તે અનુભવમાં આવવાથી સત્ય ભાસે છે.[૨૭] આત્મતત્ત્વનું બહિર્મુખપણાને લીધે બહાર ફેલાવું થતાં આકાશની અંદર પણ ગંધર્વનગર આદિ સૃષ્ટિઓ કેવળ ભ્રાંતિ વડે કેમ જાણે સત્ય હોય તેવી અનુભવમાં આવે છે, બાકી તે ખરી રીતે સત્ય

નથી.[28] અહંકાર આદિ વડે અનુભવમાં આવતા ષડ્ભાવવિકારોના× આકારો વડે અનેક રૂપોને ધારણ કરી રહેલો આ સૃષ્ટિ સંબંધી ભ્રમ, ચિદાત્માનું બહિર્મુખપણું થઈ જઈ ફેલાઈ જવારૂપ જળના એક પરપોટારૂપ છે.[29] ચિદાત્મા બહિર્મુખ ન થાય અને અંતર્મુખપણે તેની સ્વરૂપમાં જ સ્થિતિ રહે તો જગતરૂપી ભ્રાંતિની નિવૃત્તિ થઈ જાય છે. પણ જો એ ચિદાત્મા બહિર્મુખ થઈ જાય અને પોતાના રૂપને પસારી દે તો આ જગત ખડું થઈ જાય છે. એ જગત બહાર પણ નથી, અંદર પણ નથી, (પ્રતીતિમાં આવતું હોવાથી) અસત્ય પણ નથી, તેમ (મિથ્યારૂપે ભ્રાંતિમાત્ર પ્રતીતિમાં આવવાથી) સત્ય પણ નથી. આ સર્વ ચૈતન્યરૂપ છે અને તે ચેતનતત્ત્વ જન્મથી રહિત છે, અવ્યક્ત (જાણી ન શકાય તેવું અસ્ફુટ) છે, એક છે, નાશ વિનાનું છે, ઈશ્વરરૂપ છે અને તેમાં પોતાપણું કે પારકાપણું એવો કશો ભેદ નથી. તે ભાવવિકારથી રહિત છે, બ્રહ્મરૂપ છે અને આકાશના કરતાં પણ અતિસૂક્ષ્મ, નિર્વિકાર, અસંગ તથા શાંત છે.[30,31] જેમ પવનની અંદર (સ્વાભાવિક રીતે) ચંચળતા જોવામાં આવે છે, તેમ સ્વભાવથી પણ રહિત એવા બ્રહ્મમાં પોતાની મેળે જ આ સૃષ્ટિનું સ્ફુરણ થવામાં કશું પણ કારણ ઘટતું નથી.[32] સઘળી સૃષ્ટિ બ્રહ્મના વિવર્તરૂપ છે. સ્વપ્નમાં થતા અનુભવની પેઠે બ્રહ્મરૂપી મહાસાગરની અંદર બ્રહ્મના તરંગોરૂપે સૃષ્ટિઓ દેખાય છે. આ કેવળ ભ્રાંતિમાત્ર છે અને વિવેકદૃષ્ટિથી જોવા જઈએ તો સ્વપ્ન કે સૃષ્ટિ એ કશુંય નિર્વિકાર અદ્વિતીય બ્રહ્મતત્ત્વમાં છે નહિ.[33] આ સર્વ આભાસથી રહિત એક પરમતત્ત્વરૂપ છે. તે તત્ત્વ ચૈતન્ય સ્વરૂપે છે, (ધર્મ વિનાનું હોવાથી) ચેતનપણારૂપી ધર્મથી પણ રહિત છે અને સર્વત્ર એકસરખી રીતે ભરપૂર છે. આ જગત સદ્રૂપ પણ નથી, અસદ્રૂપ પણ નથી અને સદસદ્રૂપ પણ નથી; પરંતુ અનીર્વચનીય છે; તેમજ બ્રહ્મતત્ત્વના વિવર્તરૂપ હોવાથી અદ્વિતીય બ્રહ્મરૂપ છે અને સદા નિત્ય છે.[34] જે પુરુષ યથાર્થ રીતે વર્તન કર્યા કરે છે, જેના મનમાં સંકલ્પનું સ્ફુરણ થતું નથી અને જેનો આત્મા બહિર્મુખ ન થતાં અંતર્મુખ થઈ શાંતપણે નિર્વિકાર શુદ્ધ બ્રહ્મભાવમાં જ સ્થિર રહે છે, તેને વિદ્વાનો જ્ઞાનનિષ્ઠ કહે છે.[35] આ સંસારમાં દેહરૂપ ઉપાધિ વડે યુક્ત હોવા છતાં જે પુરુષને માટી વડે બનાવેલાં પૂતળાંની પેઠે કશો સંકલ્પ જ સ્ફુરતો નથી તથા જીવભાવસહિત આ આખું જગત એક આત્મચૈતન્યમાં જ ગળી ગયેલું દેખાય છે, તે મહાત્માને વિદ્વાનો જ્ઞાનનિષ્ઠ કહે છે.[36] જેમ સંકલ્પ વડે ખડું થઈ ગયેલું નગર સંકલ્પનો ક્ષય થતાં પાછું જોવામાં આવતું નથી, તેમ આત્મચૈતન્ય બહિર્મુખ થતાં સંકલ્પથી ઉત્પન્ન થયેલ આ જગત અને જીવ, એ બન્ને આત્મચૈતન્ય અંતર્મુખ થતાં સંકલ્પનો ક્ષય થઈ જવાથી અધિષ્ઠાન—ચૈતન્યમાં જ શમી જાય છે અને પાછાં જોવામાં આવતાં જ નથી.[37] સર્વ દૃશ્ય જડ પદાર્થોનું કારણ એક પ્રકૃતિ (મૂલા અવિદ્યા) છે. તે પ્રકૃતિ કારણ વિનાની છે તો પણ સાક્ષી તરીકે તેને સિદ્ધ કરનાર આત્મા છે, તે આત્માનું ધ્યાન ધરવું તેનું નામ મુક્તિ છે.[38] આ જગતમાં કોઈ પણ પદાર્થનો કશો સ્વભાવ જ છે નહિ. જગત સંબંધી સર્વ અનુભવો સર્વના અધિષ્ઠાનરૂપ મહાચૈતન્યરૂપી જળના દ્રવરૂપે છે.[39] આ સૃષ્ટિ સંબંધી અનુભવો મહાચૈતન્યરૂપી પવનની લહેરરૂપ છે. તે અધિષ્ઠાનદૃષ્ટિએ ચિદાકાશરૂપ છે અને અધ્યસ્તદૃષ્ટિએ શૂન્યરૂપ છે. આ વિવેક તમારે પોતાને સૂક્ષ્મદૃષ્ટિ વડે સમજવાનો છે. પવન અને તેની ગતિ એ બન્ને જેમ અભિન્ન છે, તેમ બ્રહ્મ અને સૃષ્ટિ

× હોવું, ઉત્પન્ન થવું, વધવું, પ્રકટ થવું, ઘસાવું અને નાશ પામવું એ ૭ વિકારો છે.

ભ્રાંતિને લીધે તેમનો જ ભેદ જોવામાં આવે છે, તે સાવ અસત્ય છે. સ્વપ્નમાં જેમ પોતાના મરણનો મિથ્યારૂપે અનુભવ થાય છે, તેમ તે સાવ મિથ્યા છતાં અનુભવમાં આવે છે.[૪૦,૪૧] જ્યાં સુધી અંતઃકરણમાં તત્ત્વ સંબંધી યોગ્ય વિચાર પ્રગટ ન થાય ત્યાં સુધી ભ્રાંતિ રહ્યા કરે છે; પરંતુ જ્યાં સ્પષ્ટ રીતે તાત્ત્વિક વિચાર ચિત્તમાં ઉદય પામે છે, ત્યાં એ ભ્રાંતિ પણ બ્રહ્મથી જુદી ન રહેતાં બ્રહ્મરૂપ જ થઈ જાય છે. ભ્રાંતિ પોતે તો સસલાનાં શિંગડાંની પેઠે અસત્ય વસ્તુ છે, એટલે તત્ત્વદૃષ્ટિએ જોવા જતાં તેનું સ્વરૂપ જ દેખાતું નથી. બાકી, તેમાં રહેલો સત્તાસ્ફૂર્તિરૂપી અંશ તો બ્રહ્મથી જુદો પડી શકતો નથી; માટે અતિસ્વચ્છ નિર્વિકાર પરબ્રહ્મ જ છેવટ વિચાર કરતાં અવશેષ રહે છે.[૪૨,૪૩] હે રામચંદ્રજી ! તમે દેહ સંબંધી લાગેલી જરા-મોહાદિ વિકારોનો બોજો વહેવાની મિથ્યા ભ્રાંતિને છોડી દઈ ચિદાકાશપણાને પ્રાપ્ત થાઓ. તે ચિદાકાશ આદિ, મધ્ય અને અંતથી રહિત છે, નિર્મળ છે, સર્વત્ર સમાનરૂપે રહેલ છે, નિત્ય છે, મંગળમય છે અને અદ્વિતીય છે.[૪૪]

अनादिमध्यांतमनंतमच्छं समं शिवं शाश्वतमेकमेव। सर्वां जरामोहविकारभारभ्रांतिं विमुच्यांबरमात्रमेहि ॥ ४४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સત્યાર્થોપન્યાસયોગ' એ નામનો સર્ગ ૩૩ મો સમાપ્ત

## સર્ગ ૩૪ મો*

### દૃષ્ટસૃષ્ટિ ટાળવાનો ઉપાય

॥ वसिष्ठ उवाच ॥

प्राप्तेषु सुखदुःखेषु यो नश्यति स नश्यति।
यो न नश्यत्यनाशोऽसावलं शास्त्रोपदेशनैः ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ-સુખદુઃખ પ્રાપ્ત થતાં જે પુરુષનું મન (અજ્ઞાનને લીધે) તે વડે લેપાય છે, તે આ સંસાર સંબંધી જન્મ-મરણાદિક અનર્થ-પરંપરામાં ઘસડાયા કરે છે; પણ જે સુખ-દુઃખના સમયમાં (વિવેકને લીધે) તે વડે લેપાતો નથી, તે જન્મ-મરણ આદિ વિકારોથી રહિત અવિનાશી આત્મારૂપ જ છે. આ સંબંધમાં શાસ્ત્રોના વિશેષ ઉપદેશની કશી જરૂર નથી.[૧] જે પુરુષની અંદર ઇચ્છાનો ઉદય થાય છે, તેને અવશ્ય સુખદુઃખ આદિ થયા વિના રહેતાં નથી; માટે જો સુખ-દુઃખની બરાબર ચિકિત્સા કરવા ધારતા હો તો પ્રથમ ઇચ્છાનો જ ત્યાગ કરો.[૨] અવિનાશી પરમપદમાં 'અમુક હું છું' અને 'અમુક જગત છે' એવી ભ્રાંતિ (નિર્મૂળ હોવાથી) સાચ છે જ નહિ. આ સર્વ શાંત, અવિનાશી અને દૃશ્યના અવલંબનથી રહિત એવું બ્રહ્મરૂપ છે. જો સર્વ શાંત ચિદાકાશરૂપ છે, તો પછી તેની અંદર વળી હું અને જગત ઇત્યાદિ શબ્દની ભ્રાંતિનો વિલાસ કોણે કલ્પી કાઢેલો છે?[૩,૪] અહીં હું પણ નથી, જગત પણ નથી અને બ્રહ્મ આદિ શબ્દો પણ નથી. શાંત એક પરમતત્ત્વ જ સર્વરૂપ છે; તો પછી કર્તા અને ભોક્તા કોણ અને ક્યાંથી હોય?[૫] બ્રહ્મ પારમાર્થિક, સત્ય અને આત્મરૂપ છે; તેથી નિષેધ કરવામાં આવતા સર્વ મિથ્યા પદાર્થોના કરતાં તે વિલક્ષણ છે. આથી તેનો નિષેધ ન થઈ શકતાં બાકી બીજા સર્વ પદાર્થોનો નિષેધ કરવામાં આવ્યો છે. આમ સત્ય આત્મા જ મારું પોતાનું વાસ્તવ સ્વરૂપ છે અને તે જ બાકી રહે છે. પોતાની પાસે રહ્યા છતાં અંતર્ધાનશક્તિ વડે અદૃશ્ય રહેનારા સિદ્ધ પુરુષોનો અને પિશાચાદિકનો વ્યવહાર મહાભયંકર હોય તો પણ તે જેમ

* આ ચોત્રીસમા સર્ગમા ચિદાત્મા ઇન્દ્રિય દ્વારા બહિર્મુખ થઈ જતાં આ સૃષ્ટિ જોવામા આવવાથી આત્માને અંતર્મુખ કરી લઈ, સૃષ્ટિ તરફ લક્ષ્ય ન આપવામાં આવે, તો-એ જોવામાં આવતી નથી, એ સંબંધી કેટલીક યુક્તિઓ કહી બતાવાશે.

જાણવામાં આવતો નથી, અને જેમ એક શય્યામાં (પોતાની સાથે) સૂતેલા બીજા કોઈ પુરુષને સ્વપ્નમાં મહાભયંકર મેઘગર્જના સાંભળવામાં આવે પણ તે બીજાના જાણવામાં આવતી નથી, તેમ આ દશ્યજાળ બીજાઓને નજરે આવ્યા કરતી હોય તો પણ જ્ઞાની પુરુષને જો નિઃસંકલ્પતાને લીધે ચિત્તમાં સ્ફુરણ ન ઊઠે તો તેની દષ્ટિમાં એ ઉપશમને જ પામી ગયેલ છે. પોતાની પાસે અદશ્યરૂપ રહેનાર સિદ્ધ પિશાચ આદિનો વ્યવહાર (તેમજ બીજાને સ્વપ્નમાં જણાતી મેઘગર્જના) પોતાના લિંગદેહવિશિષ્ટ ચિદાભાસની અંદર સંકલ્પ દ્વારા સ્ફુરેલ ન હોવાથી તે જાણવામાં આવી શકતો નથી. પણ ઈશ્વરી નિયમથી સૃષ્ટિનો એવો જ સ્વભાવ છે કે, જીવાત્મા ( ચિદાભાસ ) ની અંદર સંકલ્પ દ્વારા જે સ્ફુરી આવે તેજ સર્વના અનુભવમાં આવે છે.[૧–૮] આથી સિદ્ધ એ થાય છે કે, સર્વ ચિદાભાસને વળગેલું છે અને એ ચિદાભાસ પણ તેનો જડ અંશ બાદ કરતાં ચેતન અંશથી આત્મારૂપ જ છે. આથી સિદ્ધ થાય છે કે, સર્વ આત્મરૂપ છે અને આત્માના વિવર્તરૂપે ભાસી રહ્યું છે; એટલે અહંકારસહિત આ સર્વ જગત પરમાત્માથી જરા પણ જુદું નથી.[૯] જેમ સંકલ્પમાં અને સ્વપ્નમાં દ્રષ્ટા અનેકરૂપે ભાસે છે, તેમ જાગ્રતમાં પણ દ્રષ્ટારૂપ આત્મચૈતન્ય જ જગતને આકારે વિવર્તરૂપે ભાસે છે. જળ જેમ એકરૂપ છતાં અનેક તરંગોરૂપ બની જાય છે, તેમ એ આત્મસત્તા અદ્વિતીય છતાં અવયવોવાળા જગતને આકારે ભાસ્યા કરે છે.[૧૦] આત્મા પોતે એકજ છે અને તે બહિર્મુખ થતાં અજ્ઞાનને લીધે વિવર્તરૂપે કેમ જાણે અનેક આકારે થઈ રહ્યો હોય એમ લાગે છે; પણ એ અનેકપણું મિથ્યા છે અને તત્ત્વદષ્ટિથી જોવા જતાં તે દેખાતું નથી.[૧૧] જેમ જીવ નિરવયવ છતાં સ્વપ્નાદિકમાં પોતાના હાથપગ આદિ અવયવોને કલ્પી લઈ અવયવી બની જાય છે, તેમ નિત્ય, નિરવયવ અને શાંત બ્રહ્મ પણ વિવર્તરૂપે જગતને આકારે જોવામાં આવે છે.[૧૨] ચિદાત્મારૂપી કુંભારણ પોતાની અંદર સૃષ્ટિઓરૂપી લાખો માટીનાં વાસણોને (કલ્પનારૂપે) ધારણ કરી રહેલ છે. તેમાંથી જે જે બહિર્મુખ થઈ જેવી જેવી ભાવના કરે છે, તે તે કેમ જાણે જગત આદિને આકારે થઈ રહેલ હોય તેમ અનુભવમાં આવે છે.[૧૩] હે નિર્મળ રામચંદ્રજી ! જેમ સમુદ્ર દ્રવરૂપ હોવાથી તરંગ આદિ અનેકરૂપે થઈ જાય છે, તેમ બ્રહ્મજ પોતાની સત્તા વડે કેમ જાણે જગતને આકારે થઈ રહ્યું હોય તેવું લાગે છે.[૧૪] આત્મા પોતે રૂપથી રહિત છે, છતાં પોતાના સ્વરૂપની અંદર તે જેવું પોતાનું રૂપ કલ્પી લે છે, તેવું તેવું પોતાનું જગત આદિરૂપ કેમ જાણે સત્ય હોય એમ જોવામાં આવે છે. આથી જો પોતે સંકલ્પથી રહિત થાય, તો કશું તેના જોવામાં આવતું નથી.[૧૫] બ્રહ્મ અને માયાનો સંબંધ થતાં સર્વશક્તિમાન ઈશ્વરરૂપ હોવાથી જડ–ચેતનના વિભાગો પણ ઉપદેશને માટેજ તેના માયારૂપી દેહની અંદર કલ્પાયેલા કહેવાય છે; બાકી એ કહેવું પણ વસ્તુતાએ સત્ય નથી. જગત સત્ય પણ નથી અને અસત્ય પણ નથી. આત્માની અંદર સંકલ્પરૂપી સ્ફુરણ ઊઠતાં આ જગત ભાસે છે અને સંકલ્પનો ક્ષય થતાં તેનો આભાસ જતો રહે છે. આમાં આપણે શો આગ્રહ બાંધવાનો છે?[૧૬,૧૭] અચળ સ્ફટિકમણિની અંદર હજારો પદાર્થોનાં પ્રતિબિંબો પડતાં રહે છે અને પાછો સામો પદાર્થ ખસી જતાં તે જતાં રહે છે. આમાં કોઈ જાતની વિશેષ મહેનત કરવી પડતી નથી. એવી જ રીતે સંકલ્પનો ક્ષય કરી આત્મનિષ્ઠ થઈ રહેવું તે અને સંકલ્પને સ્ફુર્યા કરવા દેવો, એ બન્ને વાત પોતાના સ્વાધીનની છે–એમાં કોઈ જાતની વિશેષ મહેનત કરવી પડે તેવું નથી.[૧૮] તત્ત્વદષ્ટિએ

જોવા જતાં, જેની સત્તા દેખાતી નથી, તેમ જેનો આધાર કે કારણ પણ જણાતાં નથી, એવો અહંકારરૂપી યક્ષ ક્યાંથી ખડો થઈ જાય છે, તે હું જાણી શકતો નથી.[૧૯] અહો ! જે અહંકારરૂપી યક્ષની સતા જ (અસ્તિત્વ જ) નથી, એ અહંકારરૂપી યક્ષે તમને સર્વને પરાધીન કરી મૂક્યા છે, એ વાત ખરેખરે આશ્ચર્યકારક છે.[૨૦] જેમ તિમિરરોગવાળાને નેત્રદોષને લીધે ભ્રાંતિથી આકાશની અંદર મોવાળા, મચ્છર આદિના આકાર જેવું દેખાય છે, તેમ ભ્રાંતિને લીધે બ્રહ્મની અંદર પોતાનું સ્વરૂપ જ કાકતાલીયની પેઠે અહંકારરૂપે ભાસે છે.[૨૧] તમે અને જગત એ બન્ને બ્રહ્મરૂપ જ છો, તો પછી નાશ અને ઉત્પત્તિ ક્યાંથી હોય ? માટે હર્ષ-શોક કરવાને શો વિષય છે અને આશ્રય પણ શો છે ?[૨૨] સાક્ષીચૈતન્ય પોતે માયા સાથે જોડાય છે, ત્યારે તેના સર્વેશ્વરપણાને લીધે, આ જગત તેની અંદર સંકલ્પ દ્વારા સ્ફુરિત થઈ ખડું થઈ ગયેલ દેખવામાં આવે છે. પરંતુ જો તે સંબંધી કશું સ્ફુરણ જ ન થાય તો તે જોવામાં આવતું જ નથી. માટે તમને એ જગત સંબંધી કશું સ્ફુરણ જ ન થાઓ. ઉપર કહ્યા પ્રમાણે જગત ચૈતન્યરૂપ છે. આથી ચિદાકાશ જ સ્વપ્નમાં સંકલ્પ વડે ખડા થઈ ગયેલા કોઈ નગરરૂપે કાગનું બેસવું અને તાડનું પડવું, એ ન્યાયથી અકસ્માત્ જગતરૂપે ભાસે છે. પણ તેથી એ જગત બ્રહ્મથી કેમ જુદું હોય ? જેમ જળની અંદર તરંગાદિક રહેલ છે, જેમ વૃક્ષના લાકડામાં પૂતળી રહેલ છે અને જેમ પૃથ્વીમાં ઘટાદિક રહેલ છે, તેમ બ્રહ્મની અંદર સૃષ્ટિ રહેલી છે.[૨૩-૨૫] નિરાકાર અને નિરવયવ સ્વચ્છ પરબ્રહ્મમાં જે જે કાંઈ (સંકલ્પ દ્વારા) અનુભવમાં આવે છે, તે તે ચેતનતત્ત્વના અચિંત્ય પ્રભાવથી ઉત્પન્ન થઈ જાય છે. બાકી અહંકાર પણ શું છે, અને જગત પણ શું છે ?[૨૬] જેમ પવનની અંદર પવનની સત્તાને લીધે જ અનેક જાતની ગતિઓ જોવામાં આવે છે, તેમ અવિકારરહિત બ્રહ્મમાં બ્રહ્મસત્તાને લીધે જ જગત આદિ અને અહંકાર આદિ ભાવ વિવર્તરૂપે દેખાય છે.[૨૭] જેમ વાદળાંની અંદર વૃક્ષ, હાથી, ઘોડા અને મૃગ ઇત્યાદિકના આકારો જોવામાં આવે છે, તેમ નિરવયવ અને નિરાકાર પરબ્રહ્મમાં અહંકાર અને સૃષ્ટિ ઇત્યાદિ જોવામાં આવે છે.[૨૮] વૃક્ષની અંદર જેમ શાખા હોય, તેમ પરમ મંગળમય પરબ્રહ્મની અંદર આ સર્વ સૃષ્ટિ અવયવોની પેઠે ભાસી રહી છે. જેમ વટ આદિ કાર્ય, બીજ આદિ કારણની સત્તાવાળું છે, તેમ જગત પરબ્રહ્મની સત્તા વડે જ સત્તાવાળું છે; એ પ્રમાણે તમારે તેની ઉપમા સમજી લેવી. આત્મસત્તાથી જુદો જગતનો સંભવ જ નથી, તેથી તમે અંદર શાંત રહી વગરશ્રમે નિરુપાધિક દશામાં રહી ભ્રાંતિને મૂકી દઈ આકાશની પેઠે વિક્ષેપરહિત થઈ રહો.[૨૯,૩૦] તમે પણ નથી, અમે પણ નથી, જગત પણ નથી અને આકાશાદિક પણ નથી; આ સર્વ શાંત પરબ્રહ્મ જ પૂર્ણ રીતે ભરપૂર થઈ રહ્યું છે.[૩૧] ચેતન વગર બીજું કોઈ પણ તત્ત્વ સિદ્ધ થઈ શકતું નથી. સર્વ પદાર્થો ભેદથી રહિત એક બ્રહ્મરૂપ જ સિદ્ધ થાય છે; માટે 'હું અમુકરૂપ છું' એવી વિશેષ ભ્રાંતિનો ત્યાગ કરો અને 'હું સત્ય તથા સર્વ ભેદોથી રહિત એ ચેતનતત્ત્વરૂપે છું' એવી દૃઢ ભાવના રાખો. આથી તમને મોક્ષની પ્રાપ્તિ થશે. દ્રષ્ટાને દેહાદિકરૂપે જાણવો એ જ બંધનરૂપ છે, એમ તમે સમજો અને આત્માને દેહાદિકરૂપે ન જાણતાં શુદ્ધ ચૈતન્યરૂપ જાણવો એ મોક્ષરૂપ છે, એમ સમજો. વળી તમે યોગ્ય સ્થિરતા ધારણ કરી શિષ્ટાચાર પ્રમાણે ભૂમિકાના અભ્યાસને નહિ ઓળંગતાં શાંતપણાથી વિક્ષેપરહિત થઈ જઈ આત્માને દેહાદિકરૂપ ન જાણતા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ જાણનારા થાઓ.[૩૨,૩૩] દ્રષ્ટા કદી પણ દૃશ્યભાવને પ્રાપ્ત થતો નથી અને ચેતનતત્ત્વ

કદી પણ પરપ્રેય* જડભાવને પ્રાપ્ત થઈ શકતુ નથી. એ પ્રમાણે જડ વસ્તુનો અભાવ સિદ્ધ થાય છે એટલે જગતનું અસ્તિત્વ જ નથી. કોણ કોને શી રીતે અને શા માટે ચેતાવે? (ચેતનાવાળુ કરે?)[34] દ્રષ્ટાની અને દૃશ્યની દશાનો જ અભાવ છે. માટે તમે જાગ્રત અવસ્થામાં જ સુષુપ્તિ અવસ્થાની પેઠે શૂન્ય જેવા અને શરદ્‌ઋતુના આકાશના જેવા નિર્મળ થઈ રહો.[35] જેમ પવન અને તેની ગતિ જુદાં ભાસે છે, તેમ ચૈતન્યરૂપ બ્રહ્મમાં અજ્ઞાનને લીધે જ જડ–ચેતન આદિ ભેદ ભાસ્યા કરે છે. તેમાં જડ–ચેતનનો ભેદ ભાસ્યા કરવો એ જ સૃષ્ટિરૂપ છે અને સર્વમાં (જડ–ચેતન એવા વિભાગને છોડી દઈ) એકપણું જણાવુ તે મોક્ષરૂપ છે.[36] વળી બ્રહ્મરૂપ પવનની અંદર ચિદાભાસરૂપી સ્ફુરણ ઊઠવું એ જ સૃષ્ટિરૂપ કહી શકાય છે, અને એ શુદ્ધ ચૈતન્યસત્તામાં ચિદાભાસરૂપી સ્ફુરણ જ ન ઊઠે તો તે મોક્ષરૂપ કહેવામાં આવે છે.[37] જેમ બીજ પોતાના સ્વરૂપને જ અંદર પાંદડાં વગેરે રૂપે સમજે છે, તેમ મહાચૈતન્ય પોતાની અંદર રહેલા પોતાના સ્વરૂપને જ સૃષ્ટિરૂપે સમજે છે.[38] બીજ જેમ પોતાના સ્વરૂપને પાંદડાં આદિરૂપે સમજવાથી પોતે પાંદડાં આદિરૂપે થઈ જાય છે, તેમ પરમ શુદ્ધ ચિદાત્મા પણ પોતાના સ્વરૂપને સૃષ્ટિરૂપે સમજે છે, એટલે સૃષ્ટિરૂપ થઈ જાય છે.[39] જેમ વૃક્ષની અંદર ક્રમે કરી થવું, હોવું, વધવું, ઘટવું ઇત્યાદિ છ ભાવરૂપ વિકારોનો પ્રતિભાસ જોવામા આવે છે, તેમ ચિદાત્માની અંદર આ સૃષ્ટિ દેખાય છે. આ બાબતમાં બીજ દૃષ્ટાંતરૂપ છે જેમ સર્વ વૃક્ષો બીજના વિકારરૂપ હોવાથી બીજરૂપ છે, તેમ આ સઘળો વિસ્તાર બીજ આદિરૂપે થઈ રહેલ ચેતનસત્તાનો હોવાથી તે સર્વ ચૈતન્ય જ છે.[40] પરબ્રહ્મ પોતે સદા નિર્વિકાર છે અને આ સર્વ જગત પરબ્રહ્મરૂપ જ છે.

આથી એ જગત પણ નિર્વિકાર, અનાદિ અને અનંત છે, એમ તમે નિઃશંક સમજો[41] આ દ્વૈત અદ્વૈત સંબંધી સર્વ વિકાર સંકલ્પ વડે ખડા થઈ ગયેલા નગરની પેઠે પોતાના સંકલ્પરૂપ જ છે અને સંકલ્પનો ક્ષય થતાં તેનો પણ ક્ષય થઈ જાય છે.[42] જેવો શૂન્યપણાનો અને આકાશનો ભેદ (કલ્પનામાત્ર જ) તમારા જાણવામાં આવતો હોય, તેવો જ પાયા વગરનો સૃષ્ટિનો અને બ્રહ્મનો ભેદ તમારે સમજવો.[43] પરબ્રહ્મની શાંત-સત્તા મહાચૈતન્યરૂપે પોતાની મેળે અનાદિકાળથી જ સિદ્ધ છે. માત્ર અજ્ઞાનને લીધે તે 'હું અમુક મનુષ્યરૂપ છુ' એવે આકારે થઈ રહેલ છે અને જગતને આકારે પણ વિવર્તરૂપે એ જ થઈ રહેલ છે. બ્રહ્મ જ જો આ જગતરૂપ છે, તો પછી તેમાં મિથ્યા ભ્રાંતિ વડે ઝાંઝવાના જળની પેઠે કાંઈ ઉત્પન્ન થયેલ દેખાય, તો ખરી રીતે તે કાંઈ ઉત્પન્ન થયેલ જ નથી. તેમાં કાંઈ નાશને પ્રાપ્ત થઈ ગયેલું જણાય, તો પણ ઝાંઝવાના જળની પેઠે કંઈ પણ નાશને પ્રાપ્ત થતું નથી.[44,45] જેમ વૃક્ષ આદિ અવયવી પોતાના અવયવોમાં વ્યાપી રહે છે, જેમ મહાકાશ–ઘટાકાશ આદિ આકાશ મહાકાશની અંદર રહે છે અને તરંગમય જળ જેમ જળની અંદર રહે છે, તેમ બ્રહ્મ જ પોતાના અવિકારી સ્વરૂપની અંદર વિવર્તભાવથી પદાર્થરૂપે અને વસ્તુતાએ બ્રહ્મરૂપે થઈ રહેલ છે. એક અરધી પળ જેટલા સમયમાં એક (હૃદયરૂપ) પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતાં વચમાં ચિદાત્માનુ જ કાંઈ શૂન્યતા જેવું સદ્‌રૂપ અનુભવમાં આવે છે, તે જ વાસ્તવિક છે; માટે તમે તેની ઉપાસના કરો. વિવેકી સત્પુરુષો કહે છે કે, ચૈતન્યમય આત્માનું એક રૂપ જગત આદિ વિવર્તવાળું છે અને બીજું રૂપ વિવર્તથી રહિત શુદ્ધ કૂટસ્થ પૂર્ણ આનંદરૂપ છે. તે બન્નેમાં જે વડે તમને પરમ પુરુષાર્થરૂપ મોક્ષ મળવાનો સંભવ લાગતો હોય તેમાં જ તમે એકનિષ્ઠાવાળા થઈને રહો,

*પરપ્રેય એટલે બીજા વડે ચેતનવાળુ થાય તે–જડ.

પણ વિવેકરહિત થાઓ નહિ.[४६-४८]

संक्षुब्धमक्षुब्धमिति द्विरूपं संवित्स्वरूपं प्रवदंति संतः । श्रेयः परं येन समीहसे त्वं तदेकनिष्ठो भवमाऽमतिर्भूः ॥ ४८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમાર્થયોગોપદેશ' એ નામનો સર્ગ ૩૪ મો સમાપ્ત**

## सर्ग ३५ मो×

### બ્રહ્મસ્વરૂપનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

देशाद्देशांतरं दूरं प्राप्तायाः संविदः क्षणात् ।
यद्रूपममलं मध्ये परं तद्रूपमात्मनः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–ક્ષણમાત્રમાં (ઇન્દ્રિય દ્વારા) એક દેશમાંથી બીજા દેશમાં પ્રાપ્ત થયેલ ચિદાત્માનું વચમાં જે કાંઈ નિર્વિષયરૂપ છે, તે જ આત્માનું શુદ્ધ નિર્મળ સ્વરૂપ છે. તમે ચાલતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, આંખો મીંચતાં અને ઉઘાડતાં તથા હાસ્ય કરતાં (સદા કાળ) આત્માના નિર્વિષય ચૈતન્ય સ્વરૂપમાં જ એકનિષ્ઠા રાખો; એટલે તમને મોક્ષની નિર્વિકાર સ્થિતિ પ્રાપ્ત થશે.[૧-૨] તમે જીવન્મુક્ત પુરુષના વ્યવહાર પ્રમાણે અને પોતાના કુલાચાર પ્રમાણે વ્યવહાર કરતા રહેજો; પણ અંદર વાસનાઓથી ધનૈષણા, પુત્રૈષણા, પરલોકૈષણા ઇત્યાદિ એષણાઓથી (ઇચ્છાઓથી) રહિત, સત્ય, નિરાભાસ અને ચૈતન્યરૂપ પરમતત્ત્વમાં નિષ્ઠા રાખવારૂપી પરમ પુરુષાર્થમાંથી તમે કદી પણ ડગશો મા. તમે એ વિષયમાં મેરુપર્વતની પેઠે અચલ થઈને રહેજો.[૩] અવિદ્યાનું ખરું રૂપ એ જ છે કે, તત્ત્વદૃષ્ટિએ જોવા જતાં તે દેખાતું નથી જો તત્ત્વદૃષ્ટિએ જોવા જતાં તેનું સ્વરૂપ નજરે આવતું હોય, તો તેને વિદ્યારૂપ જ કહી શકાય.[૪] જ્યાં અવિદ્યાનો જ અસંભવ છે, ત્યાં પછી અવિદ્યા વડે થયેલો જડ–ચેતનનો અથવા દ્રષ્ટા–દૃશ્યનો વિભાગ તો કઈ જગ્યાએ અને કેમ સંભવે? જો એમ જ છે,તો પછી પોતાની અંદર જ તમે સંકલ્પને શા માટે સ્ફુરાવો છો? તમે સંકલ્પને સ્ફુરવા જ નહિ દો એટલે બળાત્કારથી પોતાની મેળે જ શાંતિનો ઉદય થશે. બ્રહ્મ અને જગત એ બન્ને પરમાર્થદૃષ્ટિએ જોતાં એક જ છે અને એક છતાં અનેકની પેઠે થઈ રહેલ છે. બ્રહ્મ પોતે પૂર્ણ છે, તો પણ અપૂર્ણ જેવું ભાસે છે અને તે શુદ્ધ છતાં અશુદ્ધના જેવું (જગત આદિને આકારે) પ્રસરી રહ્યું છે એ બ્રહ્મતત્ત્વ શૂન્ય નથી, છતાં (પ્રલયાદિમાં) શૂન્ય જેવું થઈ રહે છે. તે શૂન્યના જેવું નિર્વિકલ્પ છે, છતાં (સૃષ્ટિકાળમાં) કેમ જાણે શૂન્યતાથી રહિત હોય તેવું ભાસે છે. વસ્તુતાએ તે દેશ–કાળ વડે અમાપ છે, છતાં કેમ જાણે દેશકાળ વડે તે પરિમેય હોય તેવું થઈ રહ્યું છે. એ પોતે એકરૂપ છે, છતાં કેમ જાણે અનેકરૂપે હોય તેવું ભાસે છે.[૫-૭] તે અવિકારી છે, છતાં કેમ જાણે વિકારી હોય તેવું ભાસી રહ્યું છે. તે સર્વત્ર સમાનરૂપે રહેલું છે અને શાંત છે, છતાં કેમ જાણે વિક્ષેપવાળું હોય તેવું જણાય છે. તે સદ્રૂપ છે, છતાં દૃષ્ટિપથમાં ન આવવાથી કેમ જાણે અસત્ય હોય તેવું લાગે છે પોતાના એક જ રૂપમાં રહ્યા છતાં તે કેમ જાણે બીજે રૂપે જ ખડું થઈ ગયું હોય તેવું ભાસે છે.[૮] તે વિભાગવાળું નથી, છતાં કેમ જાણે વિભાગવાળું હોય તેવું થઈ રહ્યું છે. તે જડ અંશથી રહિત છે, છતાં કેમ જાણે જડ અંશવાળું હોય તેવું દેખાય છે. તે પરપ્રકાશ્ય નથી, છતાં કેમ જાણે પરપ્રકાશ્ય (બીજા વડે પ્રકાશને પ્રાપ્ત થતું) હોય તેવું ભાસે છે. તે નિરવયવ છે, છતાં કેમ જાણે તે અવયવવાળું હોય તેવું શોભી

× આ પાંત્રીસમા સર્ગમાં આત્મવસ્તુ જગત આદિ પ્રપંચસહિત અને જગત આદિ પ્રપંચથી રહિત એમ ભાસે છે; પણ તે અખંડ રીતે એક જ છે, એવું બતાવવાને બ્રહ્મનું રૂપ સત્ય અને અસત્ય એ બન્ને ભાવના આભાસવાળું છે, એ કહેવાશે.

રહ્યુ છે.[૯] અહંકાર વિનાનું છતાં તે કેમ જાણે અહંકારવાળું હોય તેવું જણાય છે અને નાશથી રહિત છતાં તે કેમ જાણે નાશવાળું હોય એવું જણાય છે. એ પરમતત્ત્વ કલંક વિનાનું છે, છતાં કેમ જાણે જન્મમરણાદિરૂપ કલંકવાળું હોય તેમ ભાસે છે. તે દૃશ્યથી રહિત છે, છતાં કેમ જાણે દૃશ્યપણાને ધારણ કરી રહ્યું હોય તેમ થઈ રહ્યું છે.[૧૦] તે પોતે સ્વયંપ્રકાશ છે, છતાં કેમ જાણે અંધકાર વડે ઘેરાયેલું હોય તેમ થઈ રહેલ છે. તે પુરાતન છતાં કેમ જાણે નવો નવો આકાર ધારણ કરી લેતું હોય તેવું ભાસે છે. એ તત્ત્વ પરમાણુના કરતાં પણ બહુ સૂક્ષ્મ છે, છતાં તે પોતાના ગર્ભની અંદર અસંખ્ય સૃષ્ટિઓની પરંપરાને ધારણ કરી રહ્યું છે.[૧૧] એ તત્ત્વ સર્વરૂપ છતાં યજ્ઞ, દાન, તપ, ચિત્તની પવિત્રતા, વૈરાગ્ય અને શ્રવણ–મનન વગેરે દુઃખથી સાધી શકાય તેવા પ્રબળ પુરુષાર્થથી જ્ઞાનદશાને પ્રાપ્ત થયેલા વિવેકી પુરુષને દૃશ્યથી રહિત જોવામાં આવે છે. તે પરમતત્ત્વ બંધનમાત્રથી મુક્ત છે, છતાં કેમ જાણે બંધનોવાળું હોય તેવું દેખાય છે. તે અનેક પ્રકારે થઈ રહ્યું છે, છતાં પણ દ્વૈતભાવથી રહિત છે.[૧૨] એ શુદ્ધ તત્ત્વ માયાના સંપર્કથી રહિત છે, તો પણ માયારૂપી અનેક કિરણસમૂહનો પ્રસાર કરવામાં નિર્મળ સૂર્યનારાયણના જેવું છે. તે બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે, મહાસાગર જેમ નદી–નાળાં આદિના જળનું સ્વામીપણું ભોગવે છે, તેમ એ તત્ત્વ પણ કેમ જાણે સર્વ જ્ઞાનમાત્રનું સ્વામીત્વ ભોગવતું હોય તેમ સર્વજ્ઞ છે.[૧૩] જગતરૂપી રત્નોને રહેવાને માટે તે (બ્રહ્માંડના આકારના) એક મોટા ખજાનારૂપ છે. એ તત્ત્વ અત્યંત ભારે છે, છતાં વિવેકરૂપી ત્રાજવામાં તોળતાં ભારેપણું મિથ્યા જણાયાથી તે રૂના પૂમડાથી પણ બહુ હલકું જણાય છે. માયારૂપી કિરણો પ્રસારવામાં એ ચંદ્રમારૂપ છે, એટલે તે માયાનું મૂળ અધિષ્ઠાનરૂપ છે, છતાં દેખવામાં આવતું નથી.[૧૪] એ તત્ત્વ દેશ–કાળ વડે અનંત અને અપાર છે, તો પણ તે કોઈ દેશકાળમાં રહેલ પણ નથી. એ શુદ્ધ ચૈતન્યતત્ત્વ આકાશ જેવા શૂન્ય પ્રદેશમાં પણ વનની રચનાઓને અને પર્વતોને બનાવે છે.[૧૫] એ તત્ત્વ અતિ સૂક્ષ્મ પદાર્થોથી પણ અતિ સૂક્ષ્મ છે અને અતિ સ્થૂલ પદાર્થોથી પણ અતિ સ્થૂલ છે. અતિ ભારે પદાર્થો કરતાં પણ તે અતિ ભારે છે અને અતિ શ્રેષ્ઠ પદાર્થોથી પણ તે અતિશ્રેષ્ઠ છે.[૧૬] અંદર શૂન્યતાને લીધે તે કર્તા, કર્મ અને કરણથી× રહિત છે અને કારક તથા કારણ એ બન્નેથી પણ રહિત છે; છતાં તે કેમ જાણે કર્તા–કર્મ આદિ વડે ઘણા કાળથી યુક્ત હોય તેવું છે.[૧૭] તે જગતરૂપી રત્નને રહેવાના સંપુટરૂપે છે, છતાં તે નિત્ય અરણ્યના જેવું શૂન્ય જ છે. તે અનંત પર્વતોના જેવું કઠણ છે, છતાં આકાશ કરતાં પણ સુકોમળ છે.[૧૮] એ તત્ત્વ અનાદિ કાળથી નિત્ય જ છે, તો પણ પ્રત્યેક વસ્તુમાં અને પ્રત્યેક સમયમાં કેમ જાણે કોમળતાથી નવે નવે રૂપે થઈ રહ્યું હોય તેવું દીસે છે. તે પ્રકાશમય છે છતાં અજ્ઞાનના આવરણને લીધે અંધકાર જેવું જણાય છે. તે જગતને ઢાંકી દે છે તેથી અંધકાર જેવું છે, છતાં એ તત્ત્વ સર્વત્ર પ્રકાશરૂપે પ્રસરી રહેલ છે.[૧૯] એ તત્ત્વ પ્રત્યક્ષ છતાં દુર્લક્ષ્ય (ઘણી મહેનતે માંડ જાણી શકાય તેવું) છે અને (અજ્ઞાનદશામાં) પરોક્ષ છતાં ( જ્ઞાનદશામાં) પોતાની પાસે જ રહેલ છે. એ તત્ત્વ ચૈતન્યરૂપ છતાં અવિદ્યા વડે જડરૂપ દેખાય છે અને (અજ્ઞાન વડે) જડરૂપ દેખાતાં છતાં પણ તે ચૈતન્યરૂપ જ છે.[૨૦] એ તત્ત્વ હુંરૂપ પણ છે, છતાં તમારારૂપ પણ થઈ રહેલ છે. તે તમારારૂપ છે, છતાં મારારૂપ થઈ રહેલ છે. તે મારાથી (અહંકારથી) જુદું છે છતાં હુંરૂપ જ થઈ રહેલ છે.

× અસાધારણ કારણને કરણ કહે છે.

તે બ્રહ્મદૃષ્ટિએ હુંરૂપ જ છે, છતાં કેમ જાણે જુદું જ હોય તેવું લાગે છે.[૨૧] આ પરબ્રહ્મરૂપી ભરપૂર મહાસાગરની અંદર આ ત્રણ લોકરૂપી તરંગો કેમ જાણે ઉછાળા મારતા હોય તેવા દેખાય છે. બાકી તરંગ જેમ જળરૂપ છે, તેમ એ સર્વ લોક બ્રહ્મરૂપ જ છે. બરફ જેમ સફેદ રંગને ધારણ કરે છે, તેમ બ્રહ્મતત્ત્વે પોતાની અંદર રહેલી આ સર્વ દૃશ્યજાળને વિવર્તભાવથી ધારણ કરી રાખેલ છે. જેમ બરફને લીધે તેની અંદર રહેલું ધોળાપણું જોવામાં આવે છે, તેમ ચૈતન્યતત્ત્વને લીધે જ તેની અંદર રહેલી આ સૃષ્ટિ જોવામાં આવે છે.[૨૨,૨૩] આ પરમાત્મા દેશ–કાળરૂપી અવયવથી રહિત છે, છતાં જળ જેમ તરંગનો વિસ્તાર કરે છે, તેમ તે મિથ્યારૂપે રાતદિવસ કેમ જાણે જગતનો વિસ્તાર કરતા હોય તેવું ભાસે છે.[૨૪] આ ચિદાકાશરૂપી વિશાળ જંગલની અંદર પંચમહાભૂતરૂપી પાંદડાંઓના ફેલાવવાળી આ જગતરૂપી જીર્ણ મંજરીઓ વિકાસને પ્રાપ્ત થાય છે. એ પરમાત્મા જીવ–જગત આદિને આકારે થઈ રહેલા પોતાના પ્રતિબિંબને, પોતાની મેળે જ જોવાની ઇચ્છાથી, પોતે અત્યંત નિર્મળ આકાર ધારણ કરી લઈ અરીસારૂપ થઈ રહેલ છે.[૨૫,૨૬] અનંત બ્રહ્મસત્તાની અંદર આકાશરૂપી (ઉંબરાના) વૃક્ષના ફળના જેવા બ્રહ્માંડના, પોતાની ઇચ્છા વડે કલ્પી લીધેલ એક ત્રૈલોક્યરૂપી અવયવની અંદર દીપી નીકળતા સૂર્ય વગેરે દેવો અને તેનાથી જ ઉદયને પ્રાપ્ત થનાર ચક્ષુ આદિ ઇન્દ્રિયસમૂહ, જીવરૂપ આત્માને રૂપ આદિ વિષયનો અનુભવ કરાવવામાં સાધનરૂપે ઉપયોગી થઈ, જગતમાં અનેક ચમત્કારો બતાવે છે.[૨૭] એ પરમાત્મા અંદર રહેલા વાસનામય પ્રપંચ વડે અને બહાર રહેલા જગતરૂપી પ્રપંચ વડે જાગ્રત અવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં અનેકરૂપે થઈ રહેલ છે. સુષુપ્તિ અવસ્થામાં નાના પ્રકારે નહિ દેખાતાં, તે એકરૂપે જ દેખાય છે. એવી રીતે ભાવ અને અભાવવાળી સ્થિતિથી બહાર અને અંદર સર્વત્ર એ જ તત્ત્વ રહેલ છે.[૨૮] આ સર્વ પદાર્થોની શોભા એ પરમાત્મરૂપ જ છે અને જેમ જીભ પોતાની મુખરૂપી ગુફાની અંદર રસાસ્વાદનો ચમત્કાર બતાવે છે, તેમ તે પરમાત્માની અંદર તેની જ ઇચ્છાથી તેના જ પ્રયોજન માટે વિવિધ પ્રકારના ચમત્કારો કર્યા કરે છે.[૨૯] ચેતનસત્તાને લીધે જ મધુરતા બતાવનારા રૂપ–રસ આદિ વિષયોને પોતાના પ્રદેશમાં ધારણ કરી રહેલું અને જગતમાં દેખવામાં આવતી સુખ–દુઃખ, કામ–ક્રોધ, જન્મ મરણ ઇત્યાદિ અનેક ચકરીઓવાળું એ જગત પરમાત્મારૂપી જળના રસરૂપ છે.[૩૦] જેમ સૂર્ય આદિ તેજોમય વસ્તુનું પ્રભામંડળ સૂર્ય આદિ પોતાના અધિષ્ઠાનમાં જ લય પામી જાય છે અને પાછું તેમાંથી જ ઉદય પામે છે, તેમ સૂર્ય, ચંદ્ર, અગ્નિ આદિ દેવતાઓ અને નેત્ર આદિ ઇન્દ્રિયો એ સર્વના તેજ વડે પ્રકાશતી પદાર્થોની શોભા પ્રકાશમય પરમાત્મામાં સુષુપ્તિ તથા પ્રલયમાં લીન થઈ જાય છે અને જાગ્રત અવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં તેમાંથી જ ઉદય પામી ખડી થઈ છે.[૩૧] જેમ બરફની અંદર શ્વેતભાવ રહ્યો છે, તેમ આ સર્વ જગત બ્રહ્મમાં જ રહેલ છે, તેથી બ્રહ્મરૂપ જ છે. જેમ ચંદ્રમાંથી તેનાં કિરણો બહાર પ્રસરે છે, તેમ ચૈતન્યમય બ્રહ્મમાંથી જ આ સર્વ પદાર્થોની શોભા બહાર પ્રસરી રહેલી છે. એ પરમાત્મારૂપી એક નિરવયવ રંગમાંથી આ

પોતાની મેળેજ મજબૂતપણે રૂઢ થઈ રહેલી છે. આ પરમાત્મારૂપી અચળ પર્વતની અંદર વૃદ્ધિ અને નાશવાળી અને નાના પ્રકારના પદાર્થોરૂપી અનંત પુષ્પોને લઈ જનારી દરયરૂપી નદી નિરંતર વહ્યા કરે છે.[૩૪,૩૫] દૈવરૂપી નર્તકી આ ચિદાકાશરૂપી રંગભૂમિની અંદર પોતાના કરેલા આરંભને જરા પણ નહિ અટકવા દેતાં અનેક કલ્પરૂપી ઉત્સવના દિવસમાં જગતરૂપી હાવ–ભાવ બતાવવાની ભ્રાંતિનું અનુકરણ કરી નિરંતર નાચ્યા જ કરે છે. એટલું જ નહિ પણ તે પોતાના કાળરૂપી બાળકને આ બ્રહ્મરૂપી રંગભૂમિમાં માયારૂપી ચંદરવાની નીચે વારંવાર નચાવ્યા કરે છે અને એક વખત સમેટી લઈ તેને વળી પાછો ખડો કરી દે છે. એ બાળકના માત્ર આંખ ઉઘાડવા–મીંચવામાં જ કરોડો બ્રહ્માંડોના મહાપ્રલયો અને નાના પ્રલયો થઈ જાય છે.[૩૬,૩૭] જેમ અંદર સેંકડો પ્રતિબિંબ પડે તો પણ અરીસો ઇચ્છા આદિ વિકારોથી રહિત અને જેવો છે તેવો જ રહે છે, તેમ આ પરમાત્મા પણ અનેક બ્રહ્માંડોનો પોતાની અંદર ઉદય થાય તો પણ ઇચ્છા આદિ વિકારથી રહિત, શાંત અને નિર્વિકાર રહી, પોતાના સ્વરૂપમાંજ સ્થિર રહે છે.[૩૮] જેમ ભૌતિક સૃષ્ટિઓનું કારણ પંચમહાભૂત છે, તેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાન સૃષ્ટિઓના બીજરૂપ તથા કારણરૂપ આ પરમાત્મા જ છે અને એ પરમાત્માનું બીજું કાંઈ પણ કારણ નથી.[૩૯] માયાના યોગથી આ પરમાત્માના નેત્રનું ઊઘડવું થતાં જગતની સર્વ શોભા ઉત્પન્ન થયેલ જોવામાં આવે છે અને એ પરમાત્માના નેત્રનું મીંચાવું થતાં (યોગનિદ્રામાં) આખા જગતનો પ્રલય થઈ જાય છે. ખરી રીતે તો, પરમાત્મા, માયાના સંબંધ વિના ઉપરના બન્ને ભાવથી રહિત છે અને કેવળ પોતાના શુદ્ધ, માયાના સંપર્કથી [illegible] પવિત્ર એવા સ્વરૂપમાંજ સદાકાળ સ્થિર થઈ રહે છે.[૪૦] જેમ પવનના સપાટાઓ પવનરૂપજ છે, તેમ પરિણામ, કાળ, સંખ્યા અને વૈભવ આદિથી મોટાં એવાં અનેક બ્રહ્માંડો, તેની અંદર રહેલા પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય, તેમજ તેની અંદરનાં પ્રાણીઓનો જન્મ, બાલ્યાદિ અવસ્થા, જાગ્રત આદિ અવસ્થા અને નીચી–ઊંચી સ્થિતિ ઇત્યાદિ એ બધું આ ચિદાકાશથી ઉદય પામે છે. એટલે કે, એ સર્વ અનંત ચિદાકાશરૂપ જ છે, એમ સમજી તમે શાંત થઈ રહો.[૪૧]

उद्यंत्यमूनि सुबहूनि महामहांति सर्गागमप्रलयजन्मदशा जगंति । सर्वाणि तान्ययमपारस्वरूप एव प्रस्पंदनानिमरुदेवयथास्वशांतम् ॥४१॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ‘પરબ્રહ્મસ્વરૂપવર્ણન’ એ નામનો સર્ગ ૩૫ મો સમાપ્ત**

## सर्ग ३६ मो*

### ઇચ્છાત્યાગથી મોક્ષપ્રાપ્તિ

॥ वसिष्ठ उवाच ॥

चमत्कुर्वंत्यथाऽनर्था आवर्ता इव वारिणि ।
एकस्वभावाः सकला यथा वारितरंगकाः ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–જેમ જળની અંદર અનેક ચકરીઓ જુદે જુદે રૂપે જોવામાં આવે છે, તેમ પ્રથમ તો સર્વ પદાર્થો જુદે જુદે રૂપે જોવામાં આવે છે. તે ઇચ્છાને ઉત્પન્ન કરી દઈ મનુષ્યના ચિત્તને સપડાવી મૂકે છે. પછી તે રાગ, દ્વેષ, નરક આદિ અનેક મોટા અનર્થોને ઉત્પન્ન કરે છે. પરંતુ જેમ જળના તરંગો જળરૂપ જ છે, તેમ

* આ છત્રીસમા સર્ગમાં જે પુરુષ વિષયસુખને તુચ્છ સમજી તેની ઇચ્છા નથી રાખતો, તેને ભોગ પણ કાંઈ બંધનકારક થતો નથી; ઇચ્છામાત્ર જબરું બંધન છે અને તેનો ત્યાગ કરવાથી મોક્ષ મળે છે, એ કહેવામાં આવશે.

સર્વ પદાર્થો એક પરબ્રહ્મરૂપ જ છે.[૧] આ જગતનું ખરું સ્વરૂપ ચિદાકાશ છે. સર્વ પદાર્થોના વિશેષ રૂપને છોડી દેતાં જે અવશેષ રહે છે, તે ચિદાકાશ છે. એ ચિદાકાશ કેવળ સત્તામાત્રરૂપે જણાય છે અને સમાધિ વડે ચિત્ત શાંતિને પ્રાપ્ત થતાં તે અનુભવમાં આવે છે.[૨] જેમ આકાશની અંદર બાળકના ચિત્ત વડે કલ્પાયેલા રાક્ષસ-પિશાચ વગેરે પ્રૌઢ પુરુષની દૃષ્ટિમાં કાંઈ પણ નથી, તેમ વિવેકને પામેલો હું, ચિદાકાશની અંદર સત્યતા વડે જોઉં છું, તો મારી દૃષ્ટિમાં અજ્ઞાનીઓની કલ્પનામાં આવતું આ જગત કાંઈ પણ નથી. જેમ પોતાના મન વડે કલ્પાયેલ યક્ષ-પિશાચાદિક બાળકના મનમાં જ સત્ય લાગે છે, તેમ આ જગત પણ અવિવેકીઓના મનમાં જ સત્ય લાગે છે. આ જગત વિદ્વાનની દૃષ્ટિમાં તો બ્રહ્મરૂપ છે. તેથી તે શિલા વડે બનાવેલ પૂતળાંઓની સેનાની પેઠે બહારના રૂપ આદિ વિષયો અને અંદરના ચિત્ત, બુદ્ધિ, મન ઇત્યાદિ વિષયો-એ બન્નેથી રહિત છે, તો તેમાં જગતપણું ક્યાંથી હોય? માત્ર અજ્ઞાનીઓની દૃષ્ટિમાં જ અવિદ્યાને લીધે તેમાં બહારના રૂપ આદિ વિષયો અને અંદરના મન, બુદ્ધિ, ચિત્ત આદિ વિષયો ભાસ્યા કરે છે. જેમ એક આકાશથી જુદું બીજું આકાશ નથી જણાતું, તેમ રૂપ આદિ બાહ્ય વિષયોનું અને મન-બુદ્ધિ આદિ આંતર વિષયોનું ખરું તત્ત્વ શોધવા છતાં ચૈતન્ય વિના બીજું (જુદું) જણાતું નથી. તો પછી તેમાં જગતનો ભાવ ક્યાં રહી શકે?[૩-૫] જ્ઞાતા પુરુષને 'હું આ જગતરૂપી દૃશ્યનો દ્રષ્ટારૂપે અનુભવ કરનારો છું' એવો ભાવ જ જગતની ભ્રાંતિને ખડી કરી દેનાર છે. પણ 'આ જગતરૂપી દૃશ્ય જ નથી, તો પછી તેવા દ્રષ્ટા તરીકે અનુભવ કરનારો જુદો ક્યાંથી રહ્યો?' એવો ભાવ જગતની ભ્રાંતિને શાંત કરી દેનાર છે. જેમ સ્મરણ અને વિસ્મરણ એ બન્ને તમારી સ્વાધીનતામાં રહ્યાં છે, તેમ ઉપરના બન્ને ભાવો પણ તમારી સ્વાધીનતામાં જ રહેલ છે.[૬] ચિદાકાશ આકારમાત્રથી રહિત છે અને તે પરમ આકાશરૂપ છે. તેથી તેનો ચૈતન્યરૂપ સ્વભાવ કોઈ પણ રીતે કોઈ જગ્યાએ બદલી શકાતો નથી. આમ તેમાં જડ જગતની કલ્પના જ સંભવતી નથી.[૭] આ જગત ચૈતન્યરૂપ હોવાથી તેની અંદર પણ સ્વભાવથી જ વિકારીપણું ઘટતું નથી. તો પછી એ સ્વાભાવિક વિકારીપણું, શુદ્ધ નિર્લેપ અધિષ્ઠાન ચૈતન્યમાં તો ક્યાંથી જ હોય?[૮] આ સર્વ ચિદાકાશરૂપ જ છે. વ્યવહારના આધારરૂપ 'હું' એવા અહંકારની પણ ત્યાં સત્તા (અસ્તિત્વ) નથી, ચિદાત્માની અંદર કશું વિકાર આદિ સંભવતું નથી અને કોઈ ઠેકાણે ચૈતન્યતત્ત્વથી જુદું કાંઈ પણ છે નહિ.[૯] સર્વ શાંત, પરમમંગળમય અને શુદ્ધ ચિદાત્મારૂપ છે. જેમ આકાશની અંદર વનની ઉત્પત્તિ ન જોવામાં આવે, તેમ તમે, હું એ વગેરે કશી પણ ભ્રાંતિ તેમાં મારા જોવામાં આવતી નથી.[૧૦] આ મારી ઉપદેશવાણી પણ ચિદાકાશરૂપ હોવાથી પોતાના સ્થૂલ રૂપથી રહિત શૂન્યના જેવી છે, એમ તમે સમજો. એ તમારા ચિદાકાશરૂપી આત્માની અંદર પોતાની મેળે જ સ્થિર થઈ રહે છે. અર્થાત્ એ વાણીની ઉત્પત્તિ પણ ચેતનતત્ત્વથી છે અને સ્થિતિ પણ ચેતનતત્ત્વમાં જ છે. વળી તેનું ખરું તત્ત્વ જેને સ્ફોટ* કહે છે, તે પણ ચૈતન્યસ્વરૂપ જ છે. એવી રીતે સર્વ ચૈતન્યરૂપ હોવાથી ઇચ્છાનો ઉદય જ થવા દેવો નહિ, પરંતુ પાષાણના બનાવેલા પુરુષની પેઠે અથવા ચિત્રમાં આલેખેલ પુરુષની પેઠે નિર્વિકાર થઈ બેસી રહેવું, એ જ સત્ય પરમપદરૂપ છે, એમ તત્ત્વવેત્તાઓ કહે છે.[૧૧,૧૨] જે પુરુષ લાકડાના બનાવેલા કૃત્રિમ પુરુષની પેઠે સંકલ્પ વિનાનો

* શબ્દનો નાદ સાંભળતાં મન ઉપર જે અસર પડે તેને સ્ફોટ કહે છે. આ અસર નિત્ય રહે છે, માટે તેને શબ્દબ્રહ્મ પણ કહે છે.

દશામાં રહીને ઇચ્છા વિના તથા વ્યાકુળતા વિના આવી પડેલાં કર્મોમાં પ્રવૃત્તિ કરે છે, તે જ ખરો શાંત ચિત્તવાળો વિવેકી પુરુષ છે.[૧૩] જે પુરુષ વાસનારહિત રહીને કશામાં રાગ રાખતો નથી અને એમ આવી પડેલા વ્યવહાર વડે પોતાનું જીવન ગાળે છે, તે જીવન્મુક્તને પોતાના જીવનમાં જીવિતના સાધનરૂપ એવું આ જગત, વાંસના લાકડાની પેઠે બહાર અને અંદર શૂન્ય જ લાગે છે.[૧૪] જે પુરુષના હૃદયમાં દશ્યપદાર્થો સંબંધી કોઈ રુચિ જ થતી નથી અને અદશ્ય આત્મતત્ત્વ તરફ જ જેની રુચિ રહે છે, તેમજ જે બહાર અને અંદર સદા શાંત જ રહે છે, તે આ સંસારરૂપ સાગરને તરી ગયેલો જ છે, એમ તમારે સમજવું.[૧૫] હે રામ! તમે પ્રારબ્ધનો ક્ષય થાય ત્યાં સુધી જરૂરી એવો વાણીનો વ્યવહાર કરજો અને મધુરપણાથી વેણુની વીણાની પેઠે વાસનારહિત થઈને સુખેથી અનેક શબ્દોનું ઉચ્ચારણ કરજો.[૧૬] નટ, ભટ (યોદ્ધા), વેશ્યા આદિનાં રહેવાનાં સુંદર રચનાવાળાં ઘરોની પેઠે તમે ક્ષોભને પામશો નહિ અને મનનો ઉદય થવા દેશો નહિ. તમે ત્વચાઇન્દ્રિય વડે માળા, ચંદન વગેરેનો ભલે સ્પર્શ કરજો, પણ તે ઇચ્છા વગર અને વાસના વિના જ કરજો.[૧૭] દૈવયોગથી આવી મળેલા રસના સમૂહોનો તમે ઇચ્છા, ભય અને વાસના વિના જ, તેમજ રાગ અને અભિલાષને પણ છોડી દઈને કડછીની પેઠે સુખેથી સ્વાદ લો.[૧૮] કશી વાસના રાખ્યા વિના, નિઃસ્પૃહપણાથી, મનના અભિમાન વિના અને અહંકારને પણ નહિ રાખતાં, તમે સુખેથી ચિત્રમાં આલેખેલા પુરુષના નેત્રની પેઠે દૈવયોગથી પ્રાપ્ત થયેલા રૂપના સમૂહને ભલે જુઓ.[૧૯] બંધાઈ નહિ જતાં, ઉપભોગ દ્વારા ત્યાગ સિદ્ધ કરવા સારુ, નાસિકા પાસે આવેલાં સુંદર સુગંધી પુષ્પોને ભલે વનના વાયુની પેઠે વાસના વિના જ નિઃસ્પૃહતાથી તમે સુખેથી સૂંઘો.[૨૦] ઉપર પ્રમાણે કર્મેન્દ્રિય સંબંધી વિષયોના સંબંધમાં પણ તેનું નિઃસારપણું તથા નીરસપણું મનમાં લાવજો અને જ્ઞાન દ્વારા મનને બોધ આપી, ભોગરૂપી રોગોની ચિકિત્સા કરજો. તમે જો એ ચિકિત્સા કરશો નહિ, તો પછી દુઃખશાંતિની વાત જ કરશો નહિ. ઊલટું તમારે અનેક અનર્થપરંપરાનો અનુભવ કરવો પડશે.[૨૧] જે પુરુષ ભોગોરૂપી વિષનો સ્વાદ લેતાં દિવસે દિવસે તેમાં વિશેષ પ્રીતિ કરતો જાય છે, તે પોતાના દેહને બળતા અગ્નિમાં ફેંકે છે અને તેમાં નિરંતર સૂકા ઘાસનો પૂળો નાખતો રહે છે, એમ સમજવું. શાસ્ત્રજ્ઞાનરૂપી ભૂષણને ધારણ કરનારા વિવેકી પુરુષો ઇચ્છામાત્રનો ત્યાગ કરી નિઃસ્પૃહ થઈ રહેવું તેને જ ચિત્તશાંતિનો મુખ્ય ઉપાય કહે છે. ઇચ્છાનો ત્યાગ કરવાથી નિઃસ્પૃહપણા વડે ચિત્તની જેવી શાંતિ થાય છે, તેવી સેંકડો ઉપદેશ આપવાથી પણ થતી નથી.[૨૨,૨૩] ઇચ્છાનો ઉદય થતાં જેવું દુઃખ થાય છે, તેવા દુઃખનો અનુભવ નરકમાં પણ થતો નથી. ઇચ્છાની શાંતિ થતાં જેવું સુખ થાય છે, તેવા સુખનો અનુભવ બ્રહ્મલોકમાં પણ થતો નથી.[૨૪] ચિત્તનું સ્વરૂપ ઇચ્છામાત્ર જ છે, એમ વિવેકીઓ કહે છે. ઇચ્છાની શાંતિ થવી, એને જ મોક્ષ કહેવામાં આવે છે. શાસ્ત્ર, તપ, નિયમો અને યમો, એ બધું તૃષ્ણાઓને દૂર કરવા માટે જ છે.[૨૫] મનુષ્યના ચિત્તમાં જેટલી જેટલી ઇચ્છાનો ઉદય થાય છે, તેટલી તેટલી દુઃખરૂપી બીજોની મૂઠીઓ ઊગી નીકળે છે.[૨૬] બીજી બાજુ વિવેકને લીધે મનુષ્યની ઇચ્છા જેમ જેમ ઘટતી જાય છે, તેમ તેમ દુઃખ અને ચિંતારૂપી મહાભયંકર વિષૂચિકા શાંત થઈ જાય છે.[૨૭] મનુષ્યની ઇચ્છા રાગને લીધે જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ દુઃખ અને ચિંતારૂપી વિષના તરંગો વધવા માંડે છે.[૨૮] જો પોતાના પુરુષપ્રયત્નરૂપી ઔષધ વડે એ ઇચ્છારૂપી વ્યાધિની ચિકિત્સા કરવામાં ન આવે, તો આ વિષયમાં બીજું કાંઈ પ્રબળ ઔષધ

નથી. જો પૂર્ણ રીતે ઇચ્છાની શાંતિ થઈ શકે એમ ન હોય, તો પછી થોડુંક પણ એ માર્ગને અનુસરવું; કેમકે એ શુભ રસ્તે ચાલનારો પુરુષ (ઇચ્છાનો નિરોધ કરવાના અભ્યાસ વડે ક્રમે ક્રમે નિઃસ્પૃહ થઈ જતાં) દુઃખને પ્રાપ્ત થતો નથી. જે અધમ નરપશુ ઇચ્છાને ઓછી કરવામાં યત્ન નથી કરતો, તે દિવસે દિવસે પોતાના આત્માને અંધકૂપમાં (અંધારા કૂવામાં અથવા અંધકૂપ નામના નરકમાં) નાખતો જાય છે. દુઃખપરંપરાને જન્મ આપનારા આ સંસારનું બીજ ઇચ્છા જ છે. એ ઇચ્છારૂપી બીજને જ્ઞાનરૂપી અગ્નિ વડે શેકી નાખવામાં આવ્યું હોય, તો તે ફરી વાર ઊગતું નથી.[૨૯-૩૨] ઇચ્છા જ માત્ર સંસારના હેતુરૂપ છે અને ઇચ્છાને મૂળસહિત ઉખેડી નાખવી એ મોક્ષના હેતુરૂપ છે; તો ઇચ્છા જ ઉત્પન્ન ન થાય એવો યત્ન કરવો જોઈએ. બાકી, ખોટી ભ્રાંતિમાં પડી બીજા યત્નો કરવાથી શું ફળ છે?[૩૩] ઇચ્છાને શાંત કર્યા વિના શાસ્ત્ર, કથા અને ગુરુ વગેરેની સેવા નકામી છે. ઇચ્છાને સ્ફુરવા જ ન દેવી એ રૂપી ચિત્તશાંતિના ઉપાયનું અવલંબન તમે શા માટે લેતા નથી?[૩૪] પોતાના વિવેક વડે ઇચ્છા જ થવા ન દેવી એટલી જ વાત માત્ર જેને દુઃસાધ્ય (ન થઈ શકે તેવી) લાગે છે, તેવા પુરુષને હું ધારું છું કે, ગુરુનો ઉપદેશ અને શાસ્ત્ર આદિ સર્વ નિરર્થક જ છે.[૩૫] જેમ વાઘ વગેરે ફાડી ખાનારાં જનાવરો વડે ભરેલા જંગલમાં હરિણીનો જન્મ થવો એ તેને મૃત્યુના પંજામાં ફસાવવા માટે જ છે, તેમ અનેક દુઃખોનો ફેલાવો કરનાર અને ઇચ્છારૂપી મહાઝેરી વિકારવાળા આ સંસારમાં અવિવેકી મનુષ્યોનો જન્મ થવો એ કેવળ તેને મૃત્યુના પંજામાં ફસાવવા માટે જ છે.[૩૬] જો મનુષ્ય બાળકની પેઠે ઇચ્છા વડે ચપળ ન થઈ જાય, તો આત્મજ્ઞાન માટે તો માત્ર થોડો જ પ્રયત્ન કરવો પડે એવું છે. તમે માત્ર ઇચ્છાને જ શાંત કરો, એટલે તે વડે તમને સારી રીતે જ્ઞાન પ્રાપ્ત થશે.[૩૭] નિઃસ્પૃહપણું થવું એ જ મોક્ષરૂપ છે અને ચિત્તમાં ઇચ્છા રહ્યા કરવી એ જ બંધનરૂપ છે; માટે યથાશક્તિ ઇચ્છાને જ જીતવાની છે. માત્ર આટલી વાતમાં શું ન બની શકે તેવું છે? ઇચ્છા એ જરા-મરણ-જન્મ આદિરૂપે કરંજ અને ખદિર વૃક્ષોની હારના એક બીજરૂપ છે. તેને નિરંતર શાંતિરૂપી અગ્નિ વડે અંદરથી બાળી (ભૂંજી) નાખો.[૩૮,૩૯] જે જે વિષયમાં ઇચ્છા જતી રહીને, જેટલું જેટલું નિષ્કામપણું પ્રાપ્ત થાય તેમાં તેમાં તેટલું તેટલું મુક્તપણું જ છે. માટે જ્યાં સુધી બુદ્ધિની ગતિ પહોંચે અને ધૈર્ય આદિ બળ ચાલે, ત્યાં સુધી ઉત્પન્ન થતી ઇચ્છાને શમાવી દેવી જોઇએ.[૪૦] જે જે વિષયમાં જેટલી જેટલી ઇચ્છા રહે છે, તેટલું તેટલું તે બાબતમાં બંધના પાશો વડે બંધાવું પડે છે. એ ઇચ્છા જ દુઃખના ઢગલારૂપ છે, અનેક પીડાઓને વિસ્તારનાર છે અને પુણ્ય-પાપમય છે.[૪૧] વિવેકી પુરુષની એક ક્ષણ પણ જો ઇચ્છાને દૂર કરવાના યત્ન વિનાની જાય, તો તેણે લૂંટારાઓ વડે લૂંટાયેલા પુરુષની પેઠે ઘણી વાર સુધી પોકેપોક મૂકયા કરવી.[૪૨] જેમ જેમ પુરુષની અંદરની ઇચ્છાઓ શાંત થતી જાય છે, તેમ તેમ સાધનચતુષ્ટય દ્વારા મોક્ષને સિદ્ધ કરી આપનાર કલ્યાણની વૃદ્ધિ થાય છે.[૪૩] પોતાના આત્માને વિવેકથી રહિત રાખીને વિષયોના ઉપભોગ વડે તેની ઇચ્છાને પૂર્ણ કર્યા કરવી, તે જ સંસારરૂપી વિષવૃક્ષનું સિંચન કરવા જેવું છે.[૪૪] હૃદયમાં રહેલા ચિદાભાસરૂપી પુરુષપશુએ પોતાના આશ્રયરૂપ હૃદયને પુણ્યાપુણ્યરૂપી શુભાશુભ કર્મો વડે દૂષિત કર્યું છે. આ આ અપરાધ બદલ હૃદયરૂપી ઇંધણાંથી ભભૂકી ઊઠેલી અને તીક્ષ્ણ અણીઓવાળી પાપરૂપી અગ્નિની ઇચ્છાઓરૂપી ઝાળો તેની સાથે વેર હોય એમ તેને મોહરૂપી ધુમાડાથી આંધળો કરી દે છે, તેને સ્નેહરૂપી પાશથી બાંધી દે છે, સુખ-

દુઃખ આદિ ભૂંડા બીજને રહેવાના સ્થાનરૂપ તના વૃષણને પકડી રાખે છે અને તેને ડામ દે છે. એ વખતે તેનો છમછમ એવો અવાજ થાય છે.[૪૫]

हृद्वृक्षजाः स्वसुखदुःखकुचीजकोशा वैरादिचाश्रयकृतादशुमाशुपाच । आसाद्य दुष्कृतकृशानुशिखाः शितांता इच्छा च्छमच्छमिति पुंस्पशुभादहंति ॥ ४६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સંસારબીજ-કથન' એ નામનો સર્ગ ૩૬ મો સમાપ્ત**

## सर्ग ३७ मो*

### જ્ઞાનયોગનો ઉપદેશ

॥ वसिष्ठ उवाच ॥

इच्छाविषविकारस्य वियोगं योगनामकम् ।
शांतये शृणु भूयोऽपि पूर्वमुक्तं विशेषतः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–ઇચ્છારૂપી વિષવિકારને નિવૃત્ત કરી દેનાર 'યોગ'[૧] નામનો ઉપાય મેં પ્રથમ પણ તમને કહેલ છે, છતાં પણ હું તમને સ્પષ્ટ રીતે સમજાવવાને ફરી વાર કહું છું, તે તમે સાંભળો. તે ઉપાય ઇચ્છાથી થનારા સર્વ અનર્થોની શાંતિ કરનાર છે. અહીં જો કાંઈ પણ વસ્તુ આત્માથી જુદી હોય તો તે મેળવવાની ઇચ્છા રાખવી ઘટે છે, પણ જ્યારે આત્માથી કાંઈ પણ જુદું જ નથી, ત્યારે પછી આત્માથી જુદી શી વસ્તુની ઇચ્છા રાખવાની છે?[૨] ચિદાત્મા પોતે નિરવયવ છે, દ્રષ્ટા–દશ્ય–દર્શન આદિ ત્રિપુટીના વિભાગથી રહિત છે, સૂક્ષ્મ છે અને આકાશથી પણ અત્યંત શૂન્ય છે. વળી તે જ હું–જગત એ ઇત્યાદિને આકારે (વિવર્તરૂપે) થઈ રહેલ છે; તો પછી તેને ઇચ્છા કરવા લાયક એવી બીજી શી વસ્તુ છે?[૩] એ ચેતનતત્ત્વનું સ્વરૂપ વિચારીએ તો આકાશરૂપ છે, દ્રષ્ટા અને દશ્ય આદિને પણ આકાશરૂપે જ તે ધારણ કરી રહે છે, પોતે પણ આકાશરૂપ જ છે અને આ ચિદાકાશરૂપ જગતને પણ તે આભાસમાત્ર જ ધારણ કરી રહ્યું છે. આમાં કયો ઇચ્છાનો વિષય છે?[૪] અમે તત્ત્વજ્ઞાનને લીધે શાંતિને પ્રાપ્ત થયેલા છીએ. અમારી દૃષ્ટિમાં કોઈ પણ નિમિત્ત અથવા પ્રમાણ ન જણાયાથી ગ્રાહ્યનો (ગ્રહણ કરવા યોગ્ય વિષય આદિનો) અને ગ્રાહકનો (ગ્રહણ કરનાર જીવાત્માનો) વસ્તુતાએ સંબંધ જ નથી; તો પછી ઇચ્છા કરવાનો શો વિષય છે?[૫] વળી જે લોકોની દૃષ્ટિમાં એ ગ્રાહ્ય–ગ્રાહકનો સંબંધ સિદ્ધ છે, તે અજ્ઞાનીઓ પણ (સ્વપ્નસૃષ્ટિમાં જણાતાં મનુષ્યોની પેઠે મિથ્યારૂપે જ દેખાતા હોવાથી) તત્ત્વદૃષ્ટિએ મારા જોવામાં આવતા નથી. ગ્રાહ્ય અને ગ્રાહકનો સંબંધ એકબીજામાં પરસ્પર પોતાની અંદર (વ્યવહારદૃષ્ટિએ) રહેલ છે, તથાપિ તત્ત્વદૃષ્ટિએ જોતાં તે દેખાતો નથી; કેમકે જો તે અસત્ય જ છે, તો પછી તે શી રીતે જોવામાં આવે? ચંદ્રમા કોણે શ્યામ દીઠો છે?[૬] પોતાના પારમાર્થિક આત્મસ્વરૂપમાં નિષ્ઠા નહિ રહેવાથી બહિર્મુખપણું થાય છે અને એમ અજ્ઞાનને લીધે ગ્રાહ્ય–ગ્રાહક આદિ ત્રિપુટીની સત્તા દેખાય છે. જો કે એ ગ્રાહ્ય–ગ્રાહક આદિ અશાસ્ત્રીય (લૌકિક) દૃષ્ટિ વડે તો સત્ય જણાય છે, છતાં શાસ્ત્રીય દૃષ્ટિ વડે (તત્ત્વદૃષ્ટિ વડે) જોતાં તે સર્વ ક્યાં જતું રહે છે, તે પાછું જાણવામાં જ આવતું નથી.[૭] તત્ત્વજ્ઞાનનો એવો સહજ સ્વભાવ છે કે, શાસ્ત્ર દ્વારા પોતાનું તાત્ત્વિક આત્મસ્વરૂપ સમજાય છે, એટલે અસત્ય અહંકાર પોતાના આત્મામાં જ શમી જાય છે (લીન થઈ જાય છે). ખરો મોક્ષ પણ તે જ છે, કે જેમાં દ્રષ્ટા, દર્શન અને દશ્ય આદિ ત્રિપુટીનો ક્ષય થઈ જાય છે.[૮] મુક્ત અવસ્થામાં

* આ સાડત્રીસમા સર્ગમાં જેવી રીતે ઇચ્છા જ ઉત્પન્ન ન થાય તથા ઉત્પન્ન થાય તો પણ તે બ્રહ્મરૂપ જ જણાય, તેવી રીતે અનેક યુક્તિઓ વડે જ્ઞાનયોગનો ઉપદેશ આપવામાં આવશે.

દશ્ય વગેરે રહેતું નથી અને જ્યાં સુધી દશ્ય વગેરે રહે ત્યાં સુધી મોક્ષનો અનુભવ થઈ શકતો નથી. છાયાની અને તડકાની પેઠે આ બન્ને એક ઠેકાણે સંભવતાં નથી. મોક્ષ અને દશ્ય એ બન્ને જો ભેગાં રહી શકે, તો એકબીજા વડે પરસ્પર નાશ કરતાં બન્ને અસત્ય ઠરે. જો એ બન્ને અસત્ય ઠરે તો અનુભવસિદ્ધ મોક્ષની પણ અસત્યતા જ સિદ્ધ થવા બેસે; પરન્તુ મોક્ષ તો જરા–મરણ આદિ વિકારથી રહિત છે, દુઃખના સંપર્કથી પણ રહિત છે અને જીવન્મુક્ત પુરુષોના અનુભવ વડે જ સિદ્ધ છે; માટે તેની અસત્યતા કહી શકાતી નથી. બાકી દશ્ય આદિ સર્વ ભ્રાંતિરૂપ છે, તે વડે ખરું સુખ થતું નથી અને તે મિથ્યા તથા દુઃખરૂપ છે; માટે તે વિષે તમે કશો વિચાર જ ન કરો. તમે તો સ્વભાવસિદ્ધ (અકૃત્રિમ) મોક્ષસુખમાં જ નિરંતર દઢસ્થિર થઈ રહો.[૯–૧૧] છીપની અંદર ભ્રાંતિ વડે દેખાતા રૂપાની પેઠે જે દશ્ય ભ્રાંતિ વડે જ માત્ર દેખાય છે અને સૂક્ષ્મદષ્ટિ વડે જોવા જતાં દેખાતું નથી, તે કાંઈ પુરુષાર્થ કરી શકતું નથી. તે મિથ્યા રીતે (સ્વપ્ન આદિની પેઠે) કાંઈ ક્રિયા કરતું હોય તો પણ વસ્તુતાએ છે જ નહિ; તો તે અસત્ વસ્તુનો નિષેધ કરવાથી પણ શું છે?[૧૨] એ દશ્યજાળનું અસ્તિત્વ માનવાથી મોટું દુઃખ થાય છે અને એ દશ્યજાળનો અભાવ માનવાથી મોટું સુખ થાય છે; પણ એ અભાવ યુક્તિપૂર્વક મનનસહિત નિદિધ્યાસન કરવાથી દઢતાને પ્રાપ્ત થાય છે.[૧૩] હે અધમ પુરુષો! આત્મા અનાદિસિદ્ધ છે અને તે વધવું, ઘટવું ઇત્યાદિ વિકારમાત્રથી રહિત છે. તે પોતાના સ્વયંપ્રકાશપણાથી અને શાસ્ત્ર–ગુરુ આદિના ઉપદેશથી સ્પષ્ટ રીતે અનુભવમાં આવે છે, છતાં તમે કેમ તે તરફ દષ્ટિ જ નથી કરતા? તમે પોતાના આત્માને નકામા બંધનમાં નાખવા માટે જ શું એ દશ્યજાળને પકડી રાખેલ છે? શું એથી તમે દશ્ય વિષયોની આસક્તિને નથી છોડતા?[૧૪] જ્યારે કાર્યભાવ–કારણભાવ વગેરે સર્વ બ્રહ્મરૂપ છે, ત્યારે તો દેહાદિ મર્યાદાઓ રહેતી નથી અને વિસ્તારને પ્રાપ્ત થઈ ગયેલા ચિન્માત્ર પ્રત્યગાત્મામાં (જીવમાં) પણ બ્રહ્મપણું સિદ્ધ થાય છે.[૧૫] સર્વના આત્મારૂપ એક પરમતત્ત્વ જે ચિદાકાશરૂપ છે, તે બધે ઠેકાણે પૂર્ણરૂપે વ્યાપી રહેલ છે; છતાં તેમાં દ્રષ્ટા-દશ્ય આદિ ભાવને વાસ્તવરૂપે સ્વીકારી લઈ જેઓ બ્રહ્મજ્ઞાનને માટે સાધનોને શોધે છે, તેવા વાદીરૂપી મૃગોનું કે તેવા તાર્કિક શિષ્યરૂપી મૃગોનું અમારે કશું પણ પ્રયોજન નથી.[૧૬] વળી એ એક જ બ્રહ્મતત્ત્વ સર્વત્ર ભરપૂર છે, તો પછી તેમાં કાર્ય–કારણભાવનો બોધ કરનારો વચનોનો શો અવકાશ છે? પવનની ચંચળતામાં, જળના પ્રવાહપણામાં અને આકાશની શૂન્યતામાં જે (કાંઈ સ્વભાવ આદિ અનિર્વચનીય) હેતુ છે, તે જ ચિદાત્માના સૃષ્ટિ આદિરૂપે થઈ જવામાં હેતુરૂપ સમજવો. હે સુશીલ રામચંદ્રજી! જો કાર્યકારણભાવ આદિ સર્વ બ્રહ્મરૂપ છે, તો પછી બ્રહ્મની અંદર જગતને કાર્યરૂપ કહી વળી બ્રહ્મનું કારણપણું સિદ્ધ કરવાની વાદીની વાત તો માત્ર નિર્લજ્જતા બતાવનાર છે. જગતમાં ખરી રીતે સુખ પણ નથી અને દુઃખ પણ નથી. જગત પોતે જ શાંત અને પરમ મંગળમય પરબ્રહ્મરૂપ છે.[૧૭–૧૯] ચૈતન્ય વિના બીજું કશું પણ છે નહિ, તો પછી ઇચ્છાનો ઉદય જ ક્યાંથી થાય? જેમ માટી વડે બનાવેલા યોદ્ધાઓની (રમકડાંઓની) સેનામાં માટી વિના બીજું કાંઈ હોતું નથી, તેમ બ્રહ્મના એક વિવર્તરૂપ એવા જગત–અહંકાર આદિ દશ્યમાં બ્રહ્મ સિવાય બીજું કાંઈ પણ નથી.

રામ બોલ્યાઃ–હે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી! જો આપ કહો છો તેમ (સર્વ બ્રહ્મરૂપ) છે, તો પછી ઇચ્છા પણ બ્રહ્મરૂપ હોવાથી તેનો ઉદય અથવા ન થાઓ, તેનો વિધિ–નિષેધ શો પ્રયોજન છે?[૨૦,૨૧]

**વસિષ્ઠ બોલ્યા:**–ઇચ્છાનું સ્વરૂપ જાણવામાં આવતાં ઇચ્છા બ્રહ્મરૂપ જ જણાય છે અને જ્ઞાનની અવસ્થામાં ઇચ્છા બ્રહ્મરૂપ છે, બીજા શા રૂપ નથી.[૨૨] હે રામચંદ્રજી ! આ વિષયમાં તમે જેમ સમજ્યા છો તેમ જ ખરું છે; પરંતુ આ એક વાત તમે સાંભળો; જ્યારે જ્યારે જ્ઞાન નો ઉદય થાય છે, ત્યારે ત્યારે ઇચ્છા શમી જાય છે.[૨૩] જેમ સૂર્યનો ઉદય થતાં આપોઆપ જ રાત્રિનો નાશ થઈ જાય છે પણ ઉદય થતો નથી, તેમ જ્ઞાનનો ઉદય થતાં આપોઆપ જ ઇચ્છા આદિનો નાશ થઈ જાય છે, પણ તેનો ઉદય થતો નથી.[૨૪] જેમ જેમ જ્ઞાનનો ઉદય થતો જાય છે, તેમ તેમ દ્વૈતની શાંતિ થતી જાય છે અને વાસનાનો લય થતો જાય છે; તો પછી ઇચ્છાનો ઉદય જ શી રીતે થાય ?[૨૫] સર્વ દશ્યજાળમાં નીરસપણું જણાયાથી જે પુરુષને કશા વિષયમાં ઇચ્છાનો ઉદય જ થતો નથી, તે પુરુષની અવિદ્યા શાંત થઈ ગયેલ છે અને તેમનામાં નિર્મળ એવા મુક્તપણાનો ઉદય થયો છે, એમ સમજવું.[૨૬] જ્ઞાની પુરુષને દશ્ય તરફ વૈરાગ્ય હોતો નથી તેમ આસક્તિ પણ હોતી નથી; પરંતુ સ્વાભાવિક રીતે જ દ્રષ્ટા અને દશ્યનો સંબંધ થવામાં તેને રુચિ હોતી નથી.[૨૭] કોઈક વખતે કાકતાલીય યોગથી અથવા બીજા કોઈની પ્રેરણા વડે શાસ્ત્રમાં નિષેધ નહિ કરાયેલ અને દેહધારણમાં સાધનરૂપ એવા અન્નપાનાદિકને વખતે તે ઇચ્છે છે અથવા નથી પણ ઇચ્છતો.[૨૮] જીવન્મુક્ત પુરુષની એવી આભાસરૂપ ઇચ્છા અથવા અનિચ્છા એ બન્ને બ્રહ્મરૂપ જ છે, એમાં કાંઈ સંશય નથી. ઘણું કરીને જ્ઞાની પુરુષને ભોગ સંબંધી કશી જ ઇચ્છા થતી નથી. વખતે એને એવી ઇચ્છા થાય જ છે, તો તે પૂર્વના અભ્યાસને અનુસારે હોય છે.[૨૯] જો જ્ઞાનનો ઉદય થયો તો જરૂર મનુષ્યની ઇચ્છા શાંત જ થઈ જાય છે. જેમ પ્રકાશની અને અંધા[illegible]કત્ર સ્થિતિ અસંભવિત છે, તેમ જ્ઞાનની અને ઇચ્છાની એકત્ર સ્થિતિ સંભવતી જ નથી. તત્ત્વજ્ઞ પુરુષ કોઈ જગ્યાએ વિધિ–નિષેધનો વિષય જ થઈ શકતો નથી; કેમકે વૈરાગ્યને લીધે જે પુરુષ સર્વ પ્રકારની વાસનાઓ અને ઇચ્છાઓથી રહિત છે, તેને કોણ, શા માટે અને શું કહે ?[૩૦,૩૧] જેમ બને તેમ તદ્દન થોડી ઇચ્છા રાખવી, સર્વ લોકોને અભયદાન વડે પ્રસન્ન રાખવા અને આત્માનંદનો અનુભવ કરવો, એ જ તત્ત્વજ્ઞાનનો ઉદય થવાનું ચિહ્ન છે.[૩૨] જ્યારે સર્વ દશ્ય નિરસ (રસ વિનાનું–સ્વાદ વગરનું) જણાયાથી કોઈ ઠેકાણે ચિત્તની રુચિ જ થતી નથી, ત્યારે જ ઇચ્છાનો ઉદય થતો નથી અને ત્યારે જ મુક્તપણાનો અનુભવ પણ થાય છે.[૩૩] જ્ઞાનને લીધે દ્વિત્વ–એકત્વ આદિ ભાવને છોડી દઈ (નિઃસંકલ્પપણે) જે કેવળ પોતાના શુદ્ધ સ્વરૂપમાં જ શાંતપણાથી સ્થિર થઈ રહે છે, તેની દૃષ્ટિમાં ઇચ્છા–અનિચ્છા આદિ સર્વ ભાવો પરમ મંગળમય ચિદ્રૂપ જ છે.[૩૪] જે પુરુષ જ્ઞાન થવાને લીધે દ્વૈતભાવને છોડી દે છે, 'દ્વૈતનાશરૂપ કાંઈ બીજી વસ્તુ છે' એવા ભાવને તથા 'આ સર્વ પરસ્પર મળી જઈ એકરૂપે થઈ રહેલ છે' એવા ભાવને પણ ત્યજી દે છે અને સ્વસ્થપણે કશા વિક્ષેપને નહિ પામતાં સ્વચ્છતાથી પોતાના શાંત આત્મસ્વરૂપમાં જ દૃઢપણાથી સ્થિર થઈ રહે છે, તેવા મહાત્મા પુરુષને કર્મ કરવાનું પણ કાંઈ પ્રયોજન નથી, કર્મનો ત્યાગ કરવાનું પણ કાંઈ પ્રયોજન નથી, સર્વ પ્રાણીમાત્રમાંથી કશું પ્રયોજન કાઢી લેવાનું પણ હોતું નથી; તેમ જ ઇચ્છા વડે કે અનિચ્છા વડે, કાર્ય વડે કે કારણ વડે, પોતા વડે કે પારકા વડે અને મરણ વડે કે જીવિત વડે પણ તેને કશું પ્રયોજન હોતું નથી.[૩૫–૩૭] મુક્તદશાને પ્રાપ્ત થઈ ગયેલા જ્ઞાની પુરુષને ઇચ્છાનો ઉદય જ થતો નથી અને જો કદાચિત્ પ્રારબ્ધયોગથી આવશ્યક બાબતમાં કાંઈ નહિ જેવી ઇચ્છા થાય, તો પણ તે [illegible] બ્રહ્મરૂપ જ છે.[૩૮] દુઃખ પણ

નથી ને સુખ પણ નથી અને આ જગત શાંત પરમમંગળમય અનાદિસિદ્ધ બ્રહ્મરૂપ જ છે, એમ સમજી જે પુરુષ શિલાની પેઠે અંદર નિર્વિકાર અને બ્રહ્મનિષ્ઠ થઈ રહે છે, તેને વિદ્વાનો પ્રબુદ્ધ (જ્ઞાનસંપન્ન) કહે છે.[39] આગળ કહ્યું તે પ્રમાણે આત્મતત્ત્વનું જ્ઞાન મેળવી લઈ કોઈ વિવેકી પુરુષ વિષને પણ કોઈ યોગ્ય યોજના વડે અમૃતરૂપ કરી લે છે, તે જ પ્રમાણે જે પુરુષ આત્માની ભાવના વડે દુઃખને પણ નિરતિશય આનંદરૂપ તથા સુખરૂપ કરી લે છે અને જ્ઞાન વડે પોતાના આત્મામાં ધીરતા ધારણ કરી રાખે છે, તે પ્રબુદ્ધ કહેવાય છે.[40] જ્ઞાન સિદ્ધ થયા પછી બ્રહ્મની અંદર જગતની જે સ્થિતિ જણાય છે, તે બ્રહ્મરૂપે જ જણાય છે. એ જગત ચિદાકાશની અંદર ચિદાકાશરૂપે રહ્યું છે, નિર્વિકાર ચેતનસત્તામાં નિર્વિકાર ચેતનસત્તારૂપે રહેલ છે, પરમ મંગળમય પરબ્રહ્મમાં પરમ મંગળમય પરબ્રહ્મરૂપે રહેલ છે, શૂન્યના જેવા દૃશ્યથી રહિત પરમાત્માની અંદર શૂન્યના જેવા દૃશ્યથી રહિત પરમત્મારૂપે રહ્યું છે અને સદ્રૂપ આત્મતત્ત્વમાં સદ્રૂપ આત્મતત્ત્વને રૂપે રહેલ છે.[41] સંકલ્પરૂપી કલંકથી રહિત એવું શુદ્ધ ચિદાકાશ નિર્વિકાર છે, તે પોતાના નિર્વિકાર શુદ્ધ સ્વરૂપથી સર્વત્ર સમાનરૂપે રહેલ છે, શાંત છે અને પરમાનંદરૂપ છે. સર્વત્ર તે જ પસરી રહેલ છે અને જગત કાંઈ છે જ નહિ, આવું જ્ઞાન સિદ્ધ થાય છે, એટલે અહંકારરૂપી ભ્રાંતિ પોતાની મેળે જ ક્ષય પામી જાય છે.[42] જે કાંઈ આ સ્થાવર-જંગમાત્મક જગત દેખાય છે, તે સર્વ શાંત ચિદાકાશરૂપ છે અને બીજા કોઈના મનોરાજ્ય વડે ખડા થઈ ગયેલા શહેરના જેવું તે માત્ર મનોમય જ છે.[43] જેમ બીજા પુરુષે પોતાના મનોરાજ્યમાં કલ્પી કાઢેલી નગરીમાં શૂન્યપણાને લીધે તમારું જવું-આવવું નિર્વિઘ્નપણે (ભીંતનો પ્રતિબંધ ન નડતાં) સુખથી થઈ શકે છે, તેમ આ જગતરૂપી [stamp: PURUSHOTTAM DOSABHOY... YAKH...] શૂન્યતાને લીધે જ્ઞાનનિષ્ઠ પુરુષનું પોતાની ઇચ્છા પ્રમાણે જવું-આવવું સિદ્ધ થાય છે.[44] કેમકે આત્મા તો સમુદ્ર, સ્વર્ગ, પૃથ્વી નદી, અને પર્વતો ઇત્યાદિની શોભા વડે અત્યંત શૂન્ય છે અને તેની અંદર દ્રષ્ટાનું (જોનારનું) અંતઃકરણ જ સમુદ્ર, સ્વર્ગ, પૃથ્વી ઇત્યાદિને આકારે પસરી રહેલ છે. જેમ તૃષ્ણા વડે વ્યાકુળ થયેલા અને થાકી ગયેલા પુરુષનું પોતાનું નેત્ર જ જળ વગરના પોતાની પાસેના પ્રદેશમાં ઝાંઝવાના જળના તરંગોરૂપે થઈ દેખાય છે, તેમ દ્રષ્ટાનું અંતઃકરણ જ (તેવી તેવી વાસનાને લીધે) સ્વર્ગ, પૃથ્વી, સમુદ્ર ઇત્યાદિને આકારે થઈ જઈ દેખાવ આપે છે.[45] સ્વપ્નમાં ખડા થઈ ગયેલા શહેરની પેઠે અને બાળકે પોતાના મનથી (અંધારામાં) કલ્પી કાઢેલ વેતાલની તાળીઓની પેઠે જે કાંઈ આ દૃશ્ય આભાસરૂપે દેખાય છે, તેમાં શું સત્ય છે?[46] બ્રહ્મ જ સત્ય છે અને તે જ અહંકાર છે તથા જગતરૂપે અસત્ય રીતે ભ્રાંતિને લીધે તે ભાસે છે. એ ભ્રાંતિ પોતાના આશ્રય વિના જ સ્ફુરી આવે છે, માટે તે અસત્ય છે.[47] આ જગતને સદ્રૂપ (સાચું) પણ કહી શકાતું નથી, અસદ્રૂપ (ખોટું) પણ કહી શકાતું નથી અને સદસદ્રૂપ (સાચું-ખોટું) પણ કહી શકાતું નથી. તો તે અનિર્વચનીય છે-ઇન્દ્રિયો વડે તેના વાસ્તવ તત્ત્વનો નિર્ણય થઈ શકે તેવું નથી. ગંધર્વનગરને આકારે દેખાતા આકાશની પેઠે તે જગત આદિને આકારે થઈ રહેલું ભાસે છે.[48] તત્ત્વજ્ઞ પુરુષને તત્ત્વજ્ઞાનના બળને લીધે વિષયો મિથ્યારૂપે જણાય છે, તેથી તેને વિશે ઇચ્છા અને અનિચ્છા એ બન્ને સરખાં જ છે. છતાં ઇચ્છાનો ઉદય જ ન થવા દેવો એ વાત અનંત સુખનો અનુભવ કરાવવામાં હેતુરૂપ છે, માટે તેને જ હું વધારે શ્રેયસ્કર માનું છું.[49] નિર્વિકાર આકાશની અંદર આકાશમાંથી જ

आकाशाद्वायुः वायोरग्निः।+ એ શ્રુતિના ક્રમ પ્રમાણે જગત–અહંકાર આદિ ઉત્પન્ન થયાની પ્રતીતિ થતી જોવામાં આવે છે અને પવનમાંથી તેના પોતાના સ્વરૂપમાંજ ગતિનો પ્રાદુર્ભાવ થતો દેખાય છે. તેજ પ્રમાણે ચિદાત્મામાંથી તેના પોતાના સ્વરૂપમાંજ અજ્ઞાનરૂપ આવરણને લીધે જગત–અહંકાર આદિ ઉત્પન્ન થતાં જોવામાં આવે છે. આમાં બીજું કશું કારણ નથી.[૫૦] ચિદાત્માનું બહિર્મુખ થઈ જવું તેજ ઇચ્છારૂપ છે, ચિત્તરૂપ છે અને સંસારરૂપ છે. એ ચિદાત્મા બહિર્મુખ ન થાય અને કેવળ પોતાના સ્વરૂપમાંજ સ્થિતિ રહે, તે મુક્તિ છે. આમ યુક્તિને સમજી રાખી તમે નિર્વિક્ષેપ અને શાંત થઈને રહો.[૫૧] વસ્તુતાએ વિચારતાં તો ઇચ્છા ઉત્પન્ન થાઓ કે અનિચ્છા થાઓ, સૃષ્ટિ ઉત્પન્ન થાઓ કે તેનો ક્ષય થાઓ; પણ સર્વ મિથ્યા હોવાથી કોઈની કશી ક્ષતિજ થતી નથી. કેમકે વસ્તુતાએ કશું પણ અહીં છે નહિ અને સર્વ કલ્પિત છે.[૫૨] ઇચ્છા અને અનિચ્છા, સત્ અને અસત્, ભાવ અને અભાવ તથા સુખ અને દુઃખ, એ વગેરે કશી કલ્પના નિર્વિકાર ચિદાકાશની અંદર સંભવતી જ નથી.[૫૩] વિવેક વડે અને શાંતિ વડે તૃપ્ત હોવાથી જે પુરુષને દિવસે દિવસે ઇચ્છાનો ઘટાડો થતો જાય છે, તે પુરુષને વિવેકીઓ મોક્ષભાગી (મોક્ષ પામવાને ભાગ્યશાળી થયેલો) કહે છે.[૫૪] ઇચ્છારૂપી બાણના શલ્ય વડે વીંધાયેલા હૃદયમાં (શોક, મોહ આદિ વેદનારૂપ) એવું તો તીવ્ર શૂળ થવા માંડે છે કે, તેમાં આ લોકમાં પ્રસિદ્ધ એવાં મણિ–મંત્ર–ઔષધ આદિ ઉપાયો પણ જય ન મેળવી શકતાં બુઠા થઈ જાય છે.[૫૫] વિધાતાએ પ્રાણીઓનાં દુઃખોની ચિકિત્સા માટે જે જે ઔષધ, મંત્ર, યંત્ર, આદિ કાર્ય–કરણના ભાવો સરજ્યા છે, તેમની ઘણી વાર પ્રથમ પરીક્ષા કરી જોવા માટે મે સૂક્ષ્મ ધ્યાન રાખી યત્ન કર્યો છે. પરંતુ મિથ્યા ભ્રાંતિના ભારને વહન કરનારા પુરુષની ભ્રાંતિરૂપી વ્યાધિની ચિકિત્સા કરવાને તેઓ સમર્થ થઈ શકતા હોય એવું મારા જોવામાં આવ્યું નથી. આપણી ભ્રાંતિ વડે સિદ્ધ અને તત્ત્વદૃષ્ટિએ અવસ્તુરૂપ (મિથ્યા) એવા ઉપાય વડે આપણે જો પારકાની ભ્રાંતિ વડે સિદ્ધ એવા દુઃખનું નિવારણ કરી શકતા હોઇએ, તો આપણા મનોરથ વડે કલ્પી લીધેલ બહુ યોજનના વિસ્તારવાળા પોતાના મુખ વડે આપણે પારકાના સ્વપ્નમાં તેણે પોતાના ચિત્ત વડે કલ્પી કાઢેલા પર્વતાદિકને કેમ ગળી શકતા નથી?[૫૬,૫૭] તત્ત્વવિચાર વડે જોવા જતાં વેંતજ જે નાશ પામી જાય છે, તેવા સત્ પદાર્થ વડે જો કાંઈ વાસ્તવ વ્યવહાર કરી શકાતો હોય, તો પછી સસલાના શિંગડા વડે આકાશને કેમ ઢાંકી નથી શકાતું?[૫૮] (આથી સિદ્ધ એ થાય છે કે, કોઈનાં ભ્રાંતિજન્ય દુઃખોને બીજા કોઇથી નિવારી શકાતાં નથી, પણ તેનું પોતાનું તત્ત્વજ્ઞાન વડે અનુભવમાં આવતું પરમાર્થ સત્ય બ્રહ્મ જ તેનાં સર્વ ભ્રાંતિજન્ય દુઃખોનું નિવારણ કરનારા ખરા ઉપાયરૂપ છે) જળ જેમ અત્યંત જડપણાને લીધે દ્રવપણું મૂકી દઈ ક્ષણમાત્રમાં કરાઓરૂપ થઈ જાય છે, તેમ ચિદાકાશ ક્ષણમાત્રમાં જ અહંભાવને લીધે મનરૂપ થઈ જઈ પછી દેહરૂપ બની જાય છે.[૫૯] જેમ ચિદ્શક્તિ (ચેતનસત્તા) પોતે નાશ નહિ પામતાં સ્વપ્નમાં પોતાના મરણનો મિથ્યા રીતે અનુભવ કરે છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ તે પોતાના ચેતનપણાને લીધે પોતે નિર્વિકાર રહી અસત્ય રીતેજ આ દેહાભિમાનને અને જીવભાવને અનુભવે છે.[૬૦] આકાશની અંદર વાસ્તવિક રીતે કાળાશ ન હોવાથી તે (કાળાશ) અસત્ય છે અને એ કાળાશ (ચક્ષુ દ્વારા) ભ્રાંતિ વડે અનુભવમાં આવવાથી સત્ય પણ જણાય છે.

+ આકાશથી વાયુ થાય છે અને વાયુથી અગ્નિ થાય છે વગેરે.

તેજ પ્રમાણે આ પરમાત્માની અંદર જગત ભ્રાંતિ વડે ભાસી રહ્યું છે, તે સદ્રૂપ પણ નથી અને અસદ્રૂપ પણ નથી; પરંતુ કાંઈક અનિર્વચનીય છે.[૬૧] જેમ શૂન્યપણાનો અને આકાશનો તથા પવનનો અને તેની અંદર રહેલી ગતિનો વાસ્તવિક રીતે કાંઈ ભેદ નથી, તેમ બ્રહ્મ અને સૃષ્ટિ વસ્તુતાએ એકરૂપ છે અને તેનો પણ ભેદ નથી.[૬૨] અહીં જગત આદિ કશું ઉત્પન્ન પણ થતું નથી અને કશાનો નાશ પણ થતો નથી; પણ જેમ સૂઈ ગયેલા પુરુષને સ્વપ્નનો આભાસ થાય, તેમ અવિદ્યાને લીધે આ જગતનો પણ કેવળ આભાસમાત્ર જ થાય છે.[૬૩] ચિદાકાશની અંદર પૃથ્વી આદિ સર્વ સૃષ્ટિ ખરી રીતે છે જ નહિ અને તે (સ્વપ્નાદિકની પેઠે) આભાસમાત્ર જ દેખાય છે. તો પછી તેમાં લેવાદેવાના સંબંધમાં શો આગ્રહ રાખવાનો હોય![૬૪] પૃથ્વી આદિ પોતાનાં કારણો સહિત આ દેહ કેવળ આભાસમાત્ર છે, બાકી તત્ત્વદૃષ્ટિએ જોતાં તે નથી; કેવળ ચૈતન્ય પરબ્રહ્મ જ પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થઈ રહેલ છે અને સર્વ તેના વિવર્તરૂપે ભાસ્યા કરે છે. અમુક માણસ અમુક કામ કરે છે, એવા વ્યવહારમાં બુદ્ધિ આદિ અંદરની ઇન્દ્રિયોનું અને ચક્ષુ આદિ બહારની ઇન્દ્રિયોનું જે કાંઈ કારણપણું જણાય છે, તે પણ બુદ્ધિ આદિનો તેને ચેતનતા આપનાર આત્મતત્ત્વ વચ્ચે ભેદ કે અભેદ કંઈ જ સંભવતું નથી. વસ્તુતાએ તો એ સત્ય નથી, પણ પરમાર્થદૃષ્ટિએ એક આત્મતત્ત્વનો સદાકાળ સંભવ હોવાથી એ સર્વ એ તત્ત્વમાં જ અધ્યારોપદૃષ્ટિએ રહ્યું છે. સ્વપ્નમાં જેમ લાંબા કાળ વિના, ક્ષણમાત્રમાં, હેતુ વિના અને ક્રમ વિના, જન્મ–મરણ આદિનો અનુભવ થાય છે, તેમ એ ચૈતન્યતત્ત્વમાં કલ્પો અને મહાકલ્પો તથા તેની અંદર થનારા વ્યવહારો વગરહેતુએ ,અને ક્રમ વિના ભાસે છે.[૬૫–૬૭] પૃથ્વી પણ ચિદાકાશરૂપ છે, પર્વતો પણ ચિદાકાશરૂપ છે, દૃઢ ભીંતો પણ ચિદાકાશરૂપ છે, આ સર્વ લોક પણ ચિદાકાશરૂપ છે અને સર્વ ક્રિયાઓ પણ ચિદાકાશરૂપ છે; કેમકે ચિદાત્માને પોતાના વિશાળ સ્વરૂપમાં જ સૃષ્ટિનો આભાસ દેખાય છે.[૬૮] આ જગતરૂપી ચિત્ર આકાશરૂપી ભીંતની અંદર ચિદાત્મારૂપી રંગ વડે રંગાયેલ છે, તેનો ઉદય પણ થતો નથી અને અસ્ત પણ થતો નથી. તે ખેદને પણ નથી પામતું અને નાશને પણ પ્રાપ્ત થતું નથી.[૬૯] ચેતનસત્તારૂપી જળ જગતરૂપી મોટા તરંગોના પ્રવાહરૂપે રહ્યું છે, તેમાં શું ક્યારે ઉત્પન્ન થાય છે અને શું ક્યારે નાશ પામે છે![૭૦] શાંત મહાચૈતન્યરૂપી આકાશ જગતની સત્તાથી સાવ રહિત જ છે, અને તેની અંદર જડ દૃશ્ય–પ્રપંચનો જ અસંભવ હોવાથી જગત જ છે નહિ, તો પછી તેની ઉત્પત્તિ અને નાશ તે શી રીતે સિદ્ધ થાય![૭૧] ચિદાત્માની વાસનાની વિચિત્રતાને લીધે થનારા દૃઢ સંકલ્પના પ્રયોગ વડે પર્વતો આકાશના જેવા થઈ જાય છે અને આકાશ પર્વતોના જેવું થઈ જાય છે.[૭૨] યોગીપુરુષો અર્ધનિમેષ× જેટલા વખતમાં (પળ વારમાં) પોતાના આત્માના દૃઢ સંકલ્પરૂપી સિદ્ધ ઔષધ (અકસીર ઓસડ)ના ચૂરણના પ્રયોગ વડે જગતને આકાશરૂપ કરી દે છે અને આકાશને આ ત્રણ લોકરૂપ બનાવી મૂકે છે.[૭૩] જેમ આકાશની અંદર સિદ્ધ યોગીપુરુષોના સંકલ્પ વડે કલ્પાયેલાં અસંખ્ય નગરો એકબીજામાં ન ભળી જતાં અદૃશ્યરૂપે રહ્યાં છે, તેમ હજારો સૃષ્ટિઓ બ્રહ્મની અંદર એકબીજામાં ન ભળી જતાં અદૃશ્યરૂપે રહેલી છે; પરંતુ તે સર્વ ચિદાકાશરૂપ છે.[૭૪] જેમ મહાસાગરની અંદર અનેક તરંગો એકબીજામાં મળી ગયેલા

× निमेषोऽक्षिस्पंदकालः (अमरविवेक)
એક મટકું મારવું તેટલા સમયને નિમેષ કહે તેટલા વખતનો અર્ધો ભાગ તે અર્ધનિ.

છતાં જુદા જુદા દેખાય છે, પણ પોતાના અધિષ્ઠાનરૂપ જળથી જુદા નથી, તેમ મહાચૈતન્યની અંદર અનેક મોટી મોટી સૃષ્ટિઓ અન્યોન્ય મળી ગયેલી (પરસ્પર સંબંધ રાખનારી) છતાં જુદે જુદે રૂપે દેખાય છે; પરંતુ તેઓ પોતાના અધિષ્ઠાનરૂપ મહાચૈતન્યથી જરા પણ જુદી કહી શકાતી નથી.[૭૫,૭૬] જ્ઞાનનિષ્ઠ યોગીપુરુષો જેમ પોતાના લોકમાંથી અદશ્યરૂપે રહેલા સિદ્ધ પુરુષોના બીજા લોકમાં જવા માટે પોતાની ઉપાધિનો મૂળ ચૈતન્યમાં લય કરી દે છે અને તે તે લોકમાં ચાલ્યા જાય છે, તેમ આ સૃષ્ટિમાંથી બીજી સૃષ્ટિમાં જવાનું બની શકે છે.[૭૭] અવિનાશી અને પરમ આનંદરૂપ પરબ્રહ્મમાં સર્વ પ્રાણીમાત્ર રહેલાં છે. જેમ આકાશની અંદર ખાલી જગા રહેલી છે, તેમ અનેક સૃષ્ટિઓની પરંપરા પરમાત્માની અંદર વિનાઅડચણે રહેલી છે.[૭૮] જેમ સ્ફટિક–શિલાની અંદર દેખાતી રેખાઓ સ્વાભાવિકપણે જ તેમાં રહેલ હોય છે અને પુષ્પની અંદર જેમ સ્વાભાવિક રીતે જ સુગંધ રહ્યો હોય છે, તેમ પરમાર્થરૂપ ચિદાકાશની અંદર સ્વાભાવિક રીતે જ આ સૃષ્ટિના વિલાસો રહેલા છે.[૭૯] જેમ પુષ્પનો સુગંધ પરસ્પર એકબીજામાં મળી ગયા છતાં નોખો હોય છે અને સિદ્ધ પુરુષોના લોકો પણ એકબીજા સાથે મળતા આવતા છતાં નોખા હોય છે, તેમ ચિદાકાશરૂપ અનેક સૃષ્ટિઓ એકબીજામાં ઓતપ્રોત જેવી છતાં પણ નોખી રહેલી છે.[૮૦] સૃષ્ટિઓનું સ્વરૂપ જોવા જતાં તે સંકલ્પરૂપી આકાશમય જ દેખાય છે, તેથી એ સૃષ્ટિઓ સર્વના પોતપોતાના અનુભવ પ્રમાણે રહેલ છે. જેવી રીતે સ્થૂલ સંકલ્પવાળા અને સ્થૂલ મોહવાળા પામર પુરુષોને આ જગતનું સ્થૂલપણું અનુભવમાં આવે છે, તેવી જ રીતે સૂક્ષ્મ સંકલ્પવાળા અને સૂક્ષ્મ મોહવાળા યોગીપુરુષો મનપૂર્વક સૂક્ષ્મતા વિષે જગતની જે વાત કહે છે, તે પણ સત્ય છે.[૮૧] અરે વાદીઓ! વિજ્ઞાનવાદ જ* સત્ય છે એમ નથી, તેમ બહાર દશ્યરૂપે જોવામાં આવતા અને અનેક અનર્થના હેતુરૂપ દ્રવ્ય, ગુણ, કર્મ આદિ સાત પદાર્થોના વાદ પણ સત્ય નથી; પરંતુ આ સર્વ વાદો તમારા (વાદીઓના) પોતપોતાના સંકલ્પને અનુસારે તે તે પ્રયોજન અને ક્રિયાને સિદ્ધ કરી આપી ફળજનક દેખાય છે. ચેતનતત્ત્વની અંદર દ્રષ્ટા, દર્શન અને દશ્ય, એ ત્રિપુટીને પ્રકાશ કરવાની જે શક્તિ રહી છે, તે જ જગતરૂપ છે; આમ જે ભાવના કરવામાં આવે, તો જેમ જળનો અને પ્રવાહનો ભેદ નથી દેખાતો, તેમ ચેતનતત્ત્વનો અને જગતનો ભેદ જોવામાં આવતો નથી. સર્વના આધારરૂપ કાળ, તેની અંદર રહેલાં બ્રહ્માંડો, તેની અંદર રહેલા ચૌદ લોકો, તેની અંદર રહેલા હું, તમે ઇત્યાદિ તેના ઉપભોગ કરનારાઓ, તેના ભોગમાં સાધનરૂપ ઇન્દ્રિયવર્ગ, તેના શબ્દ, સ્પર્શ આદિ ભોગ્ય વિષયો અને તેમનો વિચિત્ર ભોગ, એ સર્વ માયાના સંબંધથી ઈશ્વરરૂપે થઈ રહેલ અને પરમાર્થદષ્ટિએ જોતાં શાંતપણે પોતાના સ્વરૂપમાં જ રહેલ, જન્મ–મરણ આદિ વિકારમાત્રથી રહિત, એક શુદ્ધ ચિદાકાશરૂપ જ છે–તેમાં કશા રાગ આદિ દોષો સંભવતા જ નથી.[૮૨–૮૪]

कालो जगंति भुवनान्यहमस्त्वगस्त्वं तानि तत्र च तथेति च सर्वमेकम् । चिद्व्योमशांतमजमव्ययमीश्वरात्मरागादयः खलुन केचन संभवंति ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'દશ્યોપદેશયોગ' એ નામનો સર્ગ ૩૭ મો સમાપ્ત**

---

* બૌદ્ધમતમાં એક વિજ્ઞાનવાદીઓનો ભાગ છે કે જે વિજ્ઞાનને જ માત્ર સત્ય માને છે. અહીં તેનું ખંડન કરે છે; તેમજ સપ્તપદાર્થવાદી નૈયાયિકોના મતનો પણ અનાદર બતાવ્યો છે.

## સર્ગ ૩૮ મો*

### ભેદ-ભ્રાંતિનો નિષેધ અને જગતનું ચૈતન્યપણું

॥ वसिष्ठ उवाच ॥

चित्पश्यति जगन्मिथ्या स्ववेदनविबोधिता ।
व्योम्नि मायांजनासिक्ता दृगिवाचलतांतरम् ॥

વસિષ્ઠ બોલ્યાઃ—જેમ માયાને દેખાડનાર અંજન આંજવાથી આંખ આકાશની અંદર પણ પર્વતોને અને અંદરનાં તેનાં શિખર, તળેટી, ગુફાઓ, વન, ઝાડી ઇત્યાદિને દેખે છે, તેમ ચિદાત્મા (સાક્ષીચૈતન્ય) 'હું બ્રહ્મરૂપ નથી પણ જીવરૂપ છું,' એવી જીવભાવની ભ્રાંતિ વડે વિક્ષેપને પામી જઈ આ જગતને દેખે છે.[1] બ્રહ્મની અંદર કલ્પાયેલી આ સૃષ્ટિ અને ચિત્રમાં આલેખેલી કાલ્પનિક સૃષ્ટિ* એ બન્ને સમાન છે; કેમકે જેમ ભીંતમાં આલેખેલી ચિત્રસૃષ્ટિ પોતાના અધિષ્ઠાન(ભીંત)રૂપ જ છે, તેમ આ સૃષ્ટિ પણ અધિષ્ઠાન (ચૈતન્ય)રૂપ જ છે. વળી જેમ ચિત્રસૃષ્ટિમાં વિકારનો ભાવ દેખાતાં છતાં તેના અધિષ્ઠાનમાં વસ્તુતઃ કશો વિકાર હોતો નથી, તેમ આ સૃષ્ટિની અંદર પણ વિકારો દેખાતાં છતાં અધિષ્ઠાનદૃષ્ટિએ જોતાં તેમાં કશો વિકાર છે નહિ; પરંતુ સદાકાળ એ બન્નેની પોતપોતાના અધિષ્ઠાનરૂપે જ સ્થિતિ રહેલી છે.[2] જેમ ભીંતની અંદર આલેખેલી ચિત્રસૃષ્ટિ વસ્તુદૃષ્ટિએ જોતાં ભીંતથી જુદી નથી, છતાં ભ્રાંતિવાળા અવિવેકી પુરુષને તે જુદે રૂપે અનુભવમાં આવવાથી જુદી લાગે છે, તેમ અધિષ્ઠાનચૈતન્યની અંદર કલ્પાયેલી આ સૃષ્ટિ પણ વસ્તુદૃષ્ટિએ જોતાં અધિષ્ઠાનચૈતન્યરૂપ જ છે અને તેથી અધિષ્ઠાનચૈતન્યથી જુદી નથી; છતાં ભ્રાંતિવાળા અવિવેકી પુરુષને તે જુદે રૂપે અનુભવમાં આવવાથી જુદી લાગે છે. અધિષ્ઠાનચૈતન્ય પોતે છે, તેથી એ અધિષ્ઠાનરૂપે જોઇએ તો બહારની સૃષ્ટિના પદાર્થો પણ સત્ય છે, એમ તમે સમજો.[3] જુઓ દ્રવ્ય,* ગુણ, કર્મ ઇત્યાદિ બહારના પદાર્થોને માનનારા (નૈયાયિક આદિ) બાહ્યાર્થવાદીઓ છે, તેમનો અને વિજ્ઞાનવાદીઓનો× મત અમારા સિદ્ધાંતમાં (વિરોધી નહિ રહેતાં) એકરૂપે મળી જાય છે; કેમકે બાહ્યાર્થવાદીઓના બહાર દેખાતા દ્રવ્યાદિ પદાર્થો અને વિજ્ઞાનવાદીઓનું અંદર રહેનારું વિજ્ઞાન, એ બન્ને અસત્ય હોવાથી અધિષ્ઠાનસત્તાથી જુદી સત્તાવાળાં નથી, પણ તે બન્ને સદાકાળ ચિદાત્મારૂપ છે.[4] આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, એ પંચમહાભૂતો ક્ષોભ પામવાના સ્વભાવવાળાં છે. તેમનો અભાવ સિદ્ધ થાય છે, એટલે પરમ શાંતિવાળી અને શૂન્ય છતાં (વિવર્તરૂપે) મોટા આડંબરને ધારણ કરી રહેલી બ્રહ્મસત્તા જ ચોતરફ પ્રસરી રહેલી છે.[5] આ સર્વ જગત બ્રહ્મસત્તાથી જ થયેલું છે અને બ્રહ્મસત્તારૂપ છે. સર્વના પ્રયોજનરૂપ કિંવા ફળરૂપ પણ બ્રહ્મસત્તા જ છે અને સર્વથી છેવટ બાકી રહેનાર પણ તે જ છે. એ રીતે સર્વમય થઈ રહેલી અને સર્વના આત્મારૂપ એવી એ બ્રહ્મસત્તાને મારા નમસ્કાર છે.[6] અંતઃકરણમાં રહેલું જોનાર ચૈતન્ય જ્યારે પોતે પ્રવાહરૂપે વૃત્તિનું ચૈતન્ય બની

* આ આડત્રીસમા સર્ગમાં જડચેતનના ભેદની ભ્રાંતિનો નિષેધ કરી જગત ચિદ્રૂપ જ છે, એ વાત ઉત્તમ તર્કો વડે સિદ્ધ કરવામાં આવશે.

* કલ્પના વડે બનાવેલી-કૃત્રિમ.

* દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ એ સાત પદાર્થો ન્યાયશાસ્ત્રમાં કહેલા છે.

× બુદ્ધના મતાનુસાર 'જે કાંઈ દેખાય છે તે જ્ઞાન છે જ્ઞાન સિવાય આ જગતમાં બીજું કાંઈ નથી. જ્ઞાન એટલે બુદ્ધિ (વિજ્ઞાન). તે પોતાની અનાદિ વાસનાથી અનેક રૂપે દેખાય છે. એટલે બહારના જે સર્વ પદાર્થો દેખાય છે તે સાચા નથી, પણ બુદ્ધિના આભાસ માત્ર છે. તેવી જ રીતે જ્ઞાન સિવાય બીજો કોઈ આત્મા કે ઈશ્વર પણ નથી. આ મત વિજ્ઞાનવાદ, અનાત્મવાદ, નિરીશ્વરવાદ, શૂન્યવાદ વગેરે નામથી ઓળખાય છે.

આંખ દ્વારા બહાર નીકળે છે અને ચૈતન્ય જ એવા જોવાના પદાર્થની સાથે એક થાય છે, ત્યારે જ તે દશ્ય પદાર્થ દેખાય છે; એટલે ત્રણે ચૈતન્યરૂપ છે.[૭] દ્રષ્ટા, દર્શન અને દશ્ય તથા એ ત્રણેના સંબંધથી ઉત્પન્ન થનારું તેનું ફળ, એ સર્વ જ્યારે ચૈતન્ય જ છે, ત્યારે જ તે સર્વ જગતનું પારમાર્થિક સ્વરૂપ અનુભવરૂપ ચૈતન્ય જ છે, એમ સિદ્ધ થાય છે.[૮] દ્રષ્ટા અને દશ્ય એ બન્ને પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યની અંદર જો એકતાને પ્રાપ્ત ન થતાં હોય, તો શેરડી ખાતો પુરુષ શેરડીને જોઈ તેને ભલે ચૂસ્યા કરે, પણ પાષાણની પેઠે શેરડીની મધુરતાનો અનુભવ તેને થવો જોઇએ નહિ. પરંતુ દ્રષ્ટા અને દશ્ય એ બન્ને ચૈતન્યસ્વરૂપ હોવાથી જળ જેમ બીજા જળની સાથે (યોગ થતાં) એકતાને પામે છે, તેમ અનુભવ કરનાર દ્રષ્ટાચૈતન્ય પણ દશ્ય સાથે એકતાને પામે છે. પરિણામે 'હું આ શેરડીના સ્વાદનો અનુભવ કરું છું' એવી પ્રતીતિ થાય છે. જો દ્રષ્ટા અને દશ્ય એ બન્ને ચૈતન્ય ન હોય, તો જેમ બન્ને જુદાં જુદાં લાકડાં સંધાતાં નથી, તેમ દ્રષ્ટા અને દશ્ય એ બન્ને વૃત્તિવ્યાપ્તિ દ્વારા* એકતા પામે નહિ.[૯।૧૦] દ્રષ્ટાને અને દશ્યને જો જડ માનવામાં આવે, તો જેમ એક લાકડું બીજા લાકડાનું પોતે સજાતીય છતાં (જડતાને લીધે) વૃત્તિ દ્વારા એકતા ન થતાં અનુભવ કરી શકતું નથી, તેમ દ્રષ્ટા પોતે જડ હોવાથી વૃત્તિ દ્વારા જડ દશ્યવર્ગનો અનુભવ કરી શકે નહિ.[૧૧] જેવી (જડ) સ્થિતિ લાકડાની છે, તેવી જ સ્થિતિ ચૈતન્યને બાદ કરીએ તો દ્રષ્ટા–દશ્ય આદિ જડ વર્ગની છે, એમ વિવેકીઓ કહે છે. તેથી સિદ્ધ એ થાય છે કે, સર્વ દશ્ય ચૈતન્યસ્વરૂપ છે, દ્રષ્ટા પણ ચૈતન્યસ્વરૂપ છે અને તે દ્રષ્ટા વૃત્તિવ્યાપ્તિ દ્વારા દશ્ય સાથે એકતાને પ્રાપ્ત થઈ જઈ તેનો અનુભવ કરે છે.[૧૨] દ્રષ્ટા અને દશ્ય એ બન્ને ચૈતન્યરૂપ હોવાથી જળ, વાયુ, પૃથ્વી, પથ્થર વગેરે સર્વ દશ્ય મહાચૈતન્યરૂપ છે; તેમજ દ્રષ્ટામાં કલ્પાયેલા મન, બુદ્ધિ, પ્રાણ, જીવ ઇત્યાદિ ભાવ પણ મહાચૈતન્યરૂપ જ છે. કેમકે મહાચૈતન્ય વિના બીજી કશી વસ્તુ છે જ નહિ.[૧૩] પ્રાણ, બુદ્ધિ, મન ઇત્યાદિની સત્તા પણ કેવળ ભાવનાને લીધે જ છે. ભાવના એ એક જાતનો ચૈતન્યસત્તાનો ચમત્કાર છે અને તે ઇચ્છાને અનુસરીને ઉદય પામે છે.[૧૪] જેમ વીર્યની અંદર પુરુષ આદિ પ્રાણીઓનો અને વડના બીજની અંદર વડનો આત્મા સૂક્ષ્મરૂપથી રહેલ છે અને પાછળથી તે મોટા રૂપને ધારણ કરી લે છે, તેમ બ્રહ્મસત્તા વિવર્તભાવથી આ જગતને આકારે થઈ રહી છે અને સુષુપ્તિકાળમાં તથા પ્રલયકાળમાં તે શાંત ભાવથી રહે છે.[૧૫] આખા વૃક્ષના સારરૂપ સૂક્ષ્મ બીજની અંદર તેનાથી પણ અતિસૂક્ષ્મ અને સારરૂપ જે કાંઈ રહેલ છે, તે પરબ્રહ્મરૂપ છે અને તે જ પછી ઉત્તરોત્તર થનારા અંકુર, થડ, શાખા ઇત્યાદિ કાર્યોમાં અગ્રેસર થઈ વિવર્તભાવથી બીજરૂપ થાય છે. બાકી વસ્તુતઃ એ પરબ્રહ્મ નિરંતર પોતાના સ્વરૂપમાં જ રહેલ છે.[૧૬] જે જે કાંઈ કાર્યવર્ગની અપેક્ષાએ સૂક્ષ્મપણાથી તેના કારણરૂપે રહ્યું છે, તે તે બ્રહ્મરૂપ છે. તે બ્રહ્મ સર્વથી અતિસૂક્ષ્મ આત્મારૂપે સર્વત્ર રહેલ છે અને તે જ પાછળથી વિવર્તભાવ વડે મોટા રૂપને ધારણ કરીને તે તે કાર્યવસ્તુરૂપે થઈ જાય છે. સર્વત્ર બ્રહ્મ જ પસરી રહેલ છે, તે વિના બીજું કાંઈ પણ નથી.[૧૭] ઘટ આદિ પદાર્થને તેના મૂળથી માંડી ઠેઠ ટોચ સુધી આડુંઅવળું કે નીચેઊંચે જોઈએ, તો પણ તે ઘટાદિક પદાર્થ જ જોવામાં આવે છે અને તે વિના એક અણુમાત્ર પણ બીજું દેખાતું નથી; તે જ પ્રમાણે આ જગતને મૂળથી માંડી ઠેઠ ટોચ સુધી જે જે

* ચક્ષુ આદિક ઇન્દ્રિયોની વૃત્તિ (વ્યાપાર) દ્વારા ઘટ આદિ પદાર્થોમાં દ્રષ્ટાનું વ્યાપી જવું, તે વૃત્તિવ્યાપ્તિ છે.

પુરુષે જેવી જેવી રીતે પરીક્ષા કરી જોયું છે, તેવી તેવી રીતે તે તે પુરુષને સર્વત્ર બ્રહ્મ જ જોવામાં આવ્યું છે—તે વિના એક અણુમાત્ર પણ બીજું કાંઈ નથી.[૧૮] જેમ સોનાના સેંકડો આકારો બનાવવામાં આવે, તો પણ તેનું સુવર્ણપણું તો કાયમ જ રહે છે અને તે બદલી જઈ બીજો કશો ભાવ થતો નથી, તેમ શાંત પરબ્રહ્મની અંદર અનેક સૃષ્ટિઓ અને અનેક જીવો વિવર્તભાવથી ભલે જોવામાં આવે, તો પણ એ પરબ્રહ્મનું વાસ્તવ શાંત સ્વરૂપ કાયમ જ રહે છે અને તે બદલી જઈ તેમાં બીજો કશો ભાવ થતો નથી. જેમ સ્વપ્નાવસ્થામાં તમારી પડખે રહેલા અનેક મેઘના સમૂહો હાલ પ્રબુદ્ધ (જાગ્રત) અવસ્થામાં તમને નહિ જેવા જ છે, તેમ અજ્ઞાનદશામાં સત્ય જણાતા જગતના ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય વગેરે વિકારો પ્રબુદ્ધ (જ્ઞાનની) અવસ્થાને પામેલા એવા તમને નહિ જેવા લાગે છે એટલે કે તેનું સ્વરૂપ તમને આકાશના જેવું શૂન્ય અથવા ચિદાકાશરૂપ ભાસે છે.[૧૯,૨૦] જેમ આકાશની અંદર કલ્પવામાં આવતું મલિનપણું અને આકાશમાં કલ્પાયેલી (ગંધર્વનગર સબંધી) ગંધર્વપુત્રોની સેના, એ બન્ને આકાશરૂપ છે, તેમ ચિદાકાશની અંદર કલ્પાયેલું આ જગત પણ ચિદાકાશરૂપ છે અને શાંત છે.[૨૧] જેમ પૃથ્વીની અંદર જળ વડે સિંચાયેલું વડ આદિ વૃક્ષનું બીજ પ્રાણીઓને છાયા, આશ્રય ઇત્યાદિથી ઉપકાર કરનાર મોટા વડ આદિ વૃક્ષરૂપ થઈ જાય છે, તેમ પોતાની અંદર રહેલું ભ્રાંતિરૂપી અજ્ઞાન જ હૃદયમાં પુષ્પરૂપે વિકસિત થઈ બહાર જગતરૂપી ફળને આકારે થઈ રહેલ છે[૨૨] અહંકાર આદિ પ્રતિબંધ ખસી જવાને લીધે નિરતિશય આનંદનો અનુભવ કરનાર અને બ્રહ્મની સાથે એકતાને પામેલ વિવેકી જીવન્મુક્ત પુરુષની દૃષ્ટિમાં અણિમાદિ સિદ્ધિઓ પણ જૂના ઘાસના કટકા જેવી અતિ તુચ્છ લાગે છે.[૨૩] આ ત્રૈલોક્યની અંદર દેવતાઓમાં, દૈત્યોમાં કે મનુષ્યોમાં એવું કશું પણ હું દેખતો નથી, કે જે આ આખા જગતને એક રુવાંટા જેવું ગણનારા મહાત્માપુરુષને લોભમાં નાખી શકે.[૨૪] જેણે પોતાના આત્માનું સ્વરૂપ ઓળખી લીધેલ છે, એવો પુરુષ ગમે તેવી સ્થિતિમાં હોય અને ગમે તે ઠેકાણે રહ્યો હોય, પરંતુ તેને દ્વૈત સંબંધી અનેક સંકલ્પો ઊઠતા જ નથી.[૨૫] જે મહાત્મા પુરુષને સર્વ જગત શૂન્ય આકાશના જેવું લાગે છે, તેને ભોગ આદિના નિમિત્તનું કશું સ્વરૂપ જ ન દેખાવાથી શા માટે અને શી રીતે ઇચ્છા ઉત્પન્ન થાય? અથવા કઈ બાબતમાં ઇચ્છા ઉત્પન્ન થાય?[૨૬] બીજાઓના કરતાં નિઃસ્પૃહપણારૂપી વિશેષતાને લીધે નામરૂપ સંબંધી સર્વ વિશેષ કલ્પનાથી રહિત થઈ રહેલા અને વૈભવને તથા દરિદ્રતાને એક સમાનરૂપે ગણનારા વિવેકી મહાત્મા પુરુષના અગાધ મહિમાને જાણવાને કોણ સમર્થ થઈ શકે?[૨૭] પોતાના પ્રકાશમય આત્મસ્વરૂપ વડે સર્વત્ર સમાનરૂપે પ્રકાશી રહેલા, તેમજ આકાશની પેઠે નિર્વિકાર, અસંગ અને શુદ્ધ ચૈતન્યસ્વરૂપ થઈ રહેલા મહાત્મા પુરુષના બંધુ—પુત્ર આદિનું મરણ થવાથી તેમનું કશું મરી જતું નથી અને તેઓ જીવતા રહેવાથી તેમનું કશું જીવતું રહેતું નથી—એ મહાશયનું તો જે કાંઈ છે, તે સદા એક જ રૂપમાં અખંડિતપણે રહે છે.[૨૮] ઝાંઝવાના જળની નદીનો જે તટ છે, તે મિથ્યા અને ભ્રાંતિથી ભરપૂર છે. તેના ઉપર નિવાસ કરનારા અજ્ઞાની લોકોને મરણ અને જન્મ મિથ્યારૂપે ભાસ્યા કરે છે.[૨૯] અમે આ બાબતમાં સંપૂર્ણ રીતે પરીક્ષા કરી તત્ત્વદૃષ્ટિ વડે જ નિર્ણય કર્યો છે, તેથી એમ સ્પષ્ટ થાય છે કે, ભ્રાંતિ પણ નથી, ભ્રાંતિને જોનાર પણ કોઈ નથી, જન્મ પણ નથી અને મરણ પણ નથી—કેવળ શાંત નિત્ય પરબ્રહ્મ જ સર્વત્ર ભરપૂર છે.[૩૦] જે પુરુષ આ દશ્યપ્રપંચથી વૈરાગ્યને પામ્યો હોય, કેવળ આત્મામાં જ પ્રીતિ રાખનો

હોય અને પરમ શાંતિને પામી ગયો હોય, તે પોતે વિદ્યમાન છતાં દેહ આદિરૂપે અવિદ્યમાન જેવો જ છે; અને તે જ ખરેખર આ સંસાર-સાગરને તરી ગયેલો છે.[૩૧] મનની સંકલ્પ-વિકલ્પ આદિ ગતિ વિરામ પામી જવાથી, જે પોતાના આત્મામાં જ શાંતિ પામી ગયેલો હોય, તે નિર્મળ બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્ત પુરુષ, બ્રહ્મભાવથી ભલે વિદ્યમાન (સદેહ-મુક્ત) હોય, તો પણ બુઝાઈ ગયેલા દીવાની પેઠે તેનો જીવભાવ બુઝાઈ ગયેલો હોવાથી તે નિર્વાણને પ્રાપ્ત થઈ ગયેલો છે, એમ વિવેકી પુરુષોનું સમજવું છે.[૩૨] જેને બુદ્ધિથી માંડી આ સર્વ દૃશ્ય જગત પોતાની મેળે જ રુચતું નથી અને જે સદાકાળ આકાશની પેઠે નિર્વિકાર તથા શાંત રહે છે, તેને ઉત્તમ પુરુષો મુક્ત કહે છે.[૩૩] અહંકાર માત્ર અવિચાર-ને લીધે જ ખડો થઈ જાય છે, આમ વિચાર વડે જોતાં એ અહંકાર છે જ નહિ. જો અહંકાર નથી, તો પછી જગત ક્યાં રહ્યું અને જન્મમરણ આદિ પણ કોને રહ્યાં?[૩૪] વાસ્તવિક રીતે તો માત્ર એક ચિદાકાશ જ સત્ય છે અને તે પોતાના સ્વરૂપને ભ્રાંતિ વડે બીજા રૂપે સમજી લઇને બુદ્ધિ આદિ આકારવાળું થઈ રહ્યું છે. વળી, રૂપ આદિ બાહ્ય વિષયોરૂપે અને મન આદિ અંદરના વિષયરૂપે થઈ રહીને તે આ જગતને પણ ભ્રાંતિ વડે જ પોતાથી જુદું અનુભવે છે.[૩૫] પરંતુ તત્ત્વજ્ઞાનને લીધે તમારી ભ્રાંતિનો નાશ થઈ ગયો છે. અને તમે ચિત્તને સર્વ દૃશ્યવર્ગના અધ્યાસથી રહિત અને અસંગ રાખ્યું છે. વળી, તમે એક સત્પુરુષ-ની ગણનામાં ગણાવા યોગ્ય છો. માટે તમે સર્વના અધિષ્ઠાનરૂપ એવા બ્રહ્મરૂપ થઇને રહો. એટલે સદાકાળ સર્વથા તમારું સર્વ આચરણ પરમ આનંદમય પરબ્રહ્મરૂપ જ રહેશે.[૩૬] તમે જે કાંઈ કર્મ કરો છો, ભોજન કરો છો, હોમ [કર]ો છો, દાન આપો છો, તપ કરો છો, હિંસા [કર]ો છો અને ઇચ્છા કરો છો, એ સર્વ (બ્રહ્મ-નો જ વિવર્ત હોવાથી) પરમાનંદરૂપ અનાદિ-સિદ્ધ પરબ્રહ્મમય છે.[૩૭] પરમ મંગળમય ચિદા-કાશ જ હું, તમે, દિશાઓ, આશાઓ, ક્રિયાઓ, કાળ અને આકાશ આદિને રૂપે તથા લોકાલોક-પર્વત વગેરેને રૂપે સર્વત્ર વ્યાપી રહેલું છે.[૩૮] બહાર જે રૂપ આદિ વિષયો દેખાય છે, અંદર જે સંકલ્પ આદિ થાય છે, જે ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ત્રણ કાળ છે અને જે કાંઈ જરા-મરણ-પીડા આદિ જોવામાં આવે છે, તે સર્વ પરમ આનંદમય મહાચિદાકાશરૂપ જ છે.[૩૯] તમે સંશયથી રહિત થઈ જાઓ, ઇચ્છાઓનો ત્યાગ કરો, ભ્રાંતિના આભાસ વિનાના અને સંકલ્પરહિત થઈ રહો, દેહ-અંતઃકરણ આદિ-માંથી અહંતાના અધ્યાસને છોડી દો અને તત્ત્વજ્ઞપણાથી જેમ હાલ રહ્યા છો, તેમ ભલે સુખેથી મુક્ત થઇને રહો.[૪૦] જેમ પવનનો વ્યવ-હાર (સ્વાભાવિક રીતે) કોઈ વખત ચંચળ હોય છે અને કોઈ વાર શાંત હોય છે, તેમ તમે તમારો વ્યવહાર પણ નિષ્કામપણાથી, સંકલ્પની રહિત-તાથી તથા ભાવનાસહિત શાંતપણાથી ચલાવો; અથવા ભલે તમે (સમાધિનિષ્ઠપણાને લીધે) વ્યવહાર ન કરો.[૪૧] જેમ લાકડાની બનાવેલી યંત્રમય પૂતળી યંત્ર ચલાવનારની ઇચ્છા પ્રમાણે ક્રિયા કર્યા કરે છે, તેમ ઉત્તમ પુરુષને યોગ્ય એવી તમારી ચેષ્ટા પણ વાસના વગરની, સંક-લ્પથી રહિત, શાંતિવાળી અને શાસ્ત્રરૂપી યંત્રવાહ (યંત્ર ચલાવનાર)ને અધીન રહીને વ્યવહાર ચલાવનારી થાઓ.[૪૨] હે રામચંદ્રજી! માતા-પિતા-બંધુજન વગેરેના બહારના પ્રસંગ તમને સ્નેહમાં દૃઢ રીતે બાંધી દેનાર પણ ન થાઓ, તેમ તમે સાવ સ્નેહથી રહિત પણ ન થાઓ. પરંતુ તમે કાંઈ અનિર્વચનીયરૂપે પ્રકાશિત રહો. આમ તમે ચિત્રમાં આલેખેલા દીવાની પેઠે સાક્ષીરૂપે સર્વના પ્રકાશ કરનારા થાઓ તેમજ માત્ર આભાસરૂપે જ સ્નેહ-અસ્નેહ આદિ

ભાવને ધારણ કરનારા થાઓ.[૪૩] વાસનાથી રહિત થઈ ગયેલા, આજના ભોગોના સંબંધમાં વૈરાગ્યવાળા અને ભવિષ્યના વિષયસુખ તરફ સ્પૃહા વિનાના વિવેકી પુરુષને તત્ત્વજ્ઞાનના વિનોદ માટે સારાં શાસ્ત્રો વિના બીજું કશુ કારણ છે? માટે કર્તા–ભોક્તાપણાના અભિમાનથી રહિત અને રાગ–દ્વેષ આદિ દોષ વિનાના તત્ત્વજ્ઞ પુરુષનું મુખ્ય લક્ષણ તો એ જ છે કે, તેણે લક્ષ્યપૂર્વક થયા કરતા પોતાના યોગ્ય વ્યવહારોના સંબંધમાં, શાસ્ત્રમાં બતાવેલા વર્ણાશ્રમના ધર્મોમાં તથા શમ–દમ આદિ સાધનોમાં સારી રીતે દૃઢ થઈ રહેવું. બાકી ફાવે તેમ વર્તવું એ કંઈ વિવેકીઓનું લક્ષણ નથી.[૪૪].

निर्वासनस्य विरसस्य निरेपणस्य शास्त्रादृते क इव तत्त्वविनोदहेतुः । शास्त्रार्थसज्जनमतोप्यमलस्य तस्य संवेदनेप्वनभिसंधिमतः स्वरूपम् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'નિર્વાણવર્ણન' એ નામનો સર્ગ ૩૮ મો સમાપ્ત**

## સર્ગ ૩૯ મો×

## આત્મનિષ્ઠ વિવેકીની દૃષ્ટિમાં જગતનું દર્શન

॥ वसिष्ठ उवाच ॥

संजाताकृतिमक्षीणसंसृतिप्रत्ययः पुमान् ।
असंकल्पो न संकल्पं वेत्ति नेताऽसदेव सः ॥१॥

વસિષ્ઠ બોલ્યા:–પોતાના અનાદિસિદ્ધ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર જન્મ–મરણ આદિ સાંસારિક અનર્થોની નિવૃત્તિ કરનાર છે અને તે સિદ્ધ થવાથી જીવન્મુક્ત થઈ રહેલો વિવેકી પુરુષ શાસ્ત્રોએ આજ્ઞા કરેલા નિયમમાં રહેતાં છતાં સંકલ્પ વિનાનો થઈને રહે છે. કદાચિત્ તેને વ્યવહારના સંબંધને લઈને આભાસરૂપે સંકલ્પનું સ્ફુરણ થઈ આવે, તો પણ તે તેને પોતાના આત્મારૂપ સમજી લે છે અને તેને જુદી સત્તાવાળું સમજતો જ નથી. આથી એ સંકલ્પનો આભાસ પણ અસત્ય જ છે.[૧] અરીસામાં નિઃશ્વાસને લીધે મલિનતા આવી જાય છે, તેમ પુરુષમાં પણ તત્ત્વજ્ઞાન થયા પહેલાં 'હું અમુક રૂપ છું' એવો અહંકાર ક્યાંયથી ખડો થઈ જાય છે. છતાં તત્ત્વવેત્તા પુરુષની અંદર તે વિનાકારણે (સહજ રીતે) નાશ પામી ગયેલો દેખાય છે, અને તેને પાછો યત્ન વડે શોધવા બેસીએ, તો પણ તત્ત્વજ્ઞની અંદર તે પાછો જોવામાં આવતો નથી.[૨] જે પુરુષમાં અજ્ઞાનરૂપી આવરણ પાતળું પડી જાય છે અને તેથી જેની સર્વ ઇચ્છાઓ શમી જાય છે, તેમજ જેને કેવળ નિષ્કામતાનો જ ઉદય થાય છે, તે વિવેકી પુરુષનો આત્મા જ્ઞાનરૂપી પરમ અમૃત વડે પૂર્ણ થઈ જાય છે, તેથી તે નિરતિશય એવી આનંદમયી પોતાની સ્વરૂપસત્તાથી જ સદાકાળ ઝળકી નીકળે છે.[૩] જેમ પૂર્ણચંદ્રથી આકાશ શોભે છે, તેમ આવરણથી રહિત, પ્રકાશમય બુદ્ધિવાળા અને અજ્ઞાનરૂપ અંધકારને પેદા કરનાર સર્વ સંદેહરૂપી ઝાકળને ખસેડી નાખવામાં પવનના જેવા મહાબળવાન, વિવેકી પુરુષવડે તેનો આખો દેહ શોભી નીકળે છે.[૪] સંસાર સંબંધી જન્મ–મરણ આદિ અનર્થોથી રહિત થઈ ગયેલો, સંદેહ વિનાનો, અજ્ઞાનરૂપ આવરણ ખસી જવાથી પોતાના આત્મજ્યોતિને પ્રાપ્ત થયેલો અને શરદઋતુના આકાશ જેવો નિર્મળ, એ આત્મનિષ્ઠ પુરુષ ખરેખર આત્મારૂપ જ થઈ રહેલો જોવામાં આવે છે.[૫] બ્રહ્મલોકમાંથી આવેલો પવન જેમ સ્પર્શથી મનુષ્યને પવિત્ર કરી દે સંકલ્પથી રહિત, નિરાધાર, શાંત શીતળતાવાળો જ્ઞાનનિષ્ઠ પુરુષ પણ

× આ ઓગણચાળીસમા સર્ગમાં જ્ઞાનને લીધે પોતાના આત્મામાં શાંતિ પામેલા વિવેકી પુરુષની કેવી સ્થિતિ રહે છે તે, અને તેની દૃષ્ટિમાં આ જગત કેવું દેખાય છે તે, સારી રીતે વિસ્તારથી વર્ણવી બતાવવામાં આવશે.

ઇત્યાદિ વડે તેનો સ્પર્શ થતાં સમાગમ કરનારો પુરુષને પવિત્ર કરી મૂકે છે.[૬] સ્વપ્નની અંદર જેમ વાંઝણીના પુત્રનો મિથ્યારૂપે અનુભવ થાય છે, તેમ આ સૃષ્ટિનો જે કાંઈ મિથ્યારૂપે અનુભવ થાય છે, તે તો અસત્યરૂપે દેખાવ આપનારા ભ્રાંતિરૂપ અનુભવનો જ વસ્તુસ્વભાવ છે.[૭] આ જગતની સત્તા નહિ હોવા છતાં જે અનુભવમાં આવે છે, તે અસત્યરૂપી અનુભવનો જ એક વસ્તુસ્વભાવ છે.[૮] આ અસત્ય સંસારની અંદર બંધમોક્ષરૂપ અર્થ કોને આશ્રયે રહે અને કોનાથી ઉત્પન્ન થાય? પ્રથમ તો બંધ–અને મોક્ષને કહેનારા શબ્દો જ વંધ્યાપુત્ર જેવા સાવ મિથ્યા છે, તો પછી તેના વાચ્યરૂપ અર્થની સિદ્ધિ તો કેવી જ રીતે થાય?[૯] જગતને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મરૂપે જોઇએ તો તે સત્ય છે, ઉત્પત્તિ તથા સ્થિતિ વગેરેથી રહિત છે અને તે વાસનાના આશ્રયરૂપ થાય તેવું પણ નથી. પરંતુ જો તેને બ્રહ્મરૂપ ન માનીએ તો હું અને જગત એ બન્નેની વાસ્તવિક સત્તામાં સ્થિતિ જ થઈ શકતી નથી.[૧૦] અહંકાર આદિ, સૃષ્ટિ આદિ અને દુઃખ આદિ એ સર્વ જુદે રૂપે ન દેખાતાં કેવળ નિર્વિષય ચૈતન્ય જ જણાય, તે પોતાના આત્મસ્વરૂપમાં શાંત થયાનો વસ્તુસ્વભાવ છે.[૧૧] એક ક્ષણમાં જ હૃદયમાં રહેલું ચેતનતત્ત્વ વૃક્ષથી લઈ લાખો યોજન દૂર રહેલ ચંદ્રમા સુધી આંખ વડે ફેલાઈ જાય છે. તે ઝાડ અને ચંદ્રની મધ્યમાં વ્યાપીને રહેલ તે ચૈતન્યનું આકાશ જેવા દેખાવવાળું, શાંત, શીત પવન જેવું સ્થિર, વેલના વિસ્તાર જેવું મનોહર; અને અનિર્વચનીય રીતે ઉદય પામનારું તથા સર્વ જીવના અનુભવમાં આવનારું જે શુદ્ધ ચૈતન્ય છે, તે જ આત્માનું સ્વરૂપ છે એમ વિવેકીઓ કહે છે. એ રીતે પોતાના આત્મસ્વરૂપનો અનુભવ કરનારા વિવેકી પુરુષને આ સૃષ્ટિ ભિન્ન છે ભાવ થતો નથી.[૧૨–૧૪] સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્ન અવસ્થાનો વિષય દેખાતો નથી અને સ્વપ્ન અવસ્થામાં સુષુપ્તિનો વિષય દેખાતો નથી. એ રીતે એ બન્ને અવસ્થામાં જેમ પરસ્પર એકબીજાના વિષયો નથી રહી શકતા, તેમ નિર્વિષય ચૈતન્યતત્ત્વમાં કશો પણ વિષય રહી શકતો જ નથી અને બંધ–મોક્ષ કેવળ ભ્રાંતિરૂપ જ છે.[૧૫] ન હોય છતાં દેખાયા કરવું એ ભ્રાંતિનો જ વસ્તુસ્વભાવ છે; તેથી સ્વપ્ન–સુષુપ્તિ, બંધ–મોક્ષ આદિ મિથ્યા છતાં દેખાયા કરે છે. બાકી, સ્વપ્નાવસ્થા પણ નથી, સુષુપ્તિ અવસ્થા પણ નથી અને બંધ–મોક્ષ પણ નથી. જે કાંઈ છે તે સર્વ સત્ય, શાંત, પરબ્રહ્મરૂપ જ છે.[૧૬] ભ્રાંતિ વડે વિચાર કરીએ તો ભ્રાંતિનું સ્વરૂપ કેવળ અસત્ય છે અને તત્ત્વદૃષ્ટિ વડે જોવા જતાં તે હાથ લાગતું નથી. છીપમાં જેમ ભ્રાંતિ વડે રૂપું દેખાય છે, તેમ જ સાવ અસત્ય જ હોય તે શી રીતે મળી શકે?[૧૭] જે તત્ત્વદૃષ્ટિ વડે જોવા જતાં હાથ ન લાગે તે છે જ નહિ. તેને લીધે (તત્ત્વદૃષ્ટિ વડે જોતાં હાથ ન લાગવાથી) ભ્રાંતિનો પણ સંભવ જ નથી. સાક્ષીચૈતન્ય વિના ભ્રાંતિનો અનુભવ કરનાર બીજો કોણ છે? અને સાક્ષીના અનુભવથી તો એ ભ્રાંતિથી થયેલું જ્ઞાન અસત્ય ઠર્યાથી છે જ નહિ.[૧૮] સર્વને પોતાનું આંતર (અંદર રહેલું) સાક્ષીચૈતન્ય જ સદાકાળ પરમ પ્રિય થઈ રહેલ છે અને તેનો જ આનંદ બીજા પદાર્થમાં પ્રતિબિંબ જેવો થઈ જઈ અનુભવમાં આવે છે. એ સાક્ષીચૈતન્ય પોતે એકરૂપ છતાં વિવર્તભાવથી અનેક પ્રકારે થઈ રહ્યું છે, તેમાં વિવાદોનું શું પ્રયોજન છે?[૧૯] સાક્ષીચૈતન્યમાં શાંત ન થતાં તેથી જુદા જગત્ આદિ ભાવ કલ્પી લેવા એ મહાદુઃખ પેદા કરનાર છે. સાક્ષીચૈતન્યથી બીજું કશું જુદું ન માનતાં કેવળ સાક્ષીચૈતન્યમાં જ (પોતાના આત્મામાં જ) શાંત થઈ રહેવું, એ મોક્ષ આપનાર છે. આ પ્રમાણે બુદ્ધિ વડે પોતાના આત્માની અંદર વિચાર કરી તમને

જે સારું લાગતું હોય તે ભલે સુખેથી કરો.[20] જેમ સૂક્ષ્મ બીજની અંદર આખું સ્થૂલ વૃક્ષ રહેલું છે અને તે વાત આપણા જોવામાં આવવાથી ઘટિત લાગે છે, તેમ પરમ આનંદમય નિરાકાર પરમાત્માની અંદર આ સાકાર જગત રહેલું છે; એમ તત્ત્વવેત્તાઓનું અને વેદોનું કહેવું છે.[21] જેમ જળની અંદર દ્રવપણું રહેલ છે, તેમ રૂપ આદિ બાહ્યવિષયનો અનુભવ, સંકલ્પવિકલ્પ આદિ માનસિક વિષય અને બુદ્ધિ અહંકાર વગેરે સર્વ ચિદાકાશરૂપ છે અને આત્માના સ્વરૂપમાં જ તે કલ્પાયેલાં છે.[22] જેમ કોઈ એક મૂર્તિમાન વાઘ જેવું પ્રાણી પોતાની સત્તા વડે જ પોતાના સત્તાવાળા એવા અવયવો વડે ક્રિયા કર્યે જાય છે, તેમ ચિદાકાશ પોતે ખરી રીતે કર્તા નહિ હોવા છતાં પોતાની સત્તાથી જ સત્તાવાળાં એવાં પંચમહાભૂતો વડે અને ભૌતિક પદાર્થો વડે ક્રિયા કર્યે જાય છે.[23] જેમ નટીના પગ મૂકવાના ક્રમ પ્રમાણે તાલ નાખવામાં કુશળ એવો કોઈ બજવૈયો ઢોલ, નગારાંઓ, તબલાંઓ વગેરે વગાડીને પોતાના અભિપ્રાય પ્રમાણે શબ્દ કાઢે છે, તેમ જડપણાને લીધે પોતાની મેળે વ્યવહાર કરવામાં અસમર્થ થયેલા આપણા આ વસિષ્ઠ, રામચંદ્રજી આદિ નામવાળા દેહમાંથી પોતપોતાના અર્થને બતાવનાર 'હું' ઇત્યાદિ જે જે શબ્દ જીભ વગેરે ઇન્દ્રિયના હલાવવાથી નીકળે છે, તે અંદર રહેલા ચિદાત્માની સત્તાથી અને તેની ઇચ્છા અનુસાર જ બહાર નીકળે છે.[24] જે ઉપરથી દેખાયા કરતું હોય પણ વિચાર કરતાં તત્ત્વદૃષ્ટિ વડે નિરંતર જોવામાં આવતું નથી, તે છે જ નહિ. આ જગત તો જડરૂપ અને પાયા વગરનું હોઈ અસત્ય જ છે અને બ્રહ્મ પોતે પોતાની સ્વરૂપ–સ્થિતિમાં જ રહેલ છે.[25] જેમની દૃષ્ટિમાં આ જગતરૂપી સ્વપ્ન સત્ય લાગે છે, તેઓ પણ એકબીજામાં ભ્રાંતિ વડે સ્વપ્નપુરુષની પેઠે એકબીજાને દેખાયા કરે છે; છતાં તેઓ પણ જાગ્રત અવસ્થામાં કે સ્વપ્નાવસ્થામાં પરસ્પર એકબીજાના આત્માની અંદર વાસ્તવિક રીતે હોઈ શકતા નથી. તો પછી આપણે જે કેવળ બ્રહ્મરૂપ જ છીએ, તેના સ્વરૂપની અંદર તો આકાશના ફૂલની પેઠે તેમની સ્થિતિ સંભવતી જ નથી. પવનથી જેમ તેની ગતિ જુદી નથી, તેમ એ સંસારરૂપી સ્વપ્નપુરુષોના સર્વ વ્યવહારો પણ પોતાથી ભિન્ન નથી. તે વ્યવહારોની સાથે તેઓ ચૈતન્યઅંશ વડે મારા ચૈતન્યમય સ્વરૂપને વિષે રહેલા છે; કેમકે તેમના જડ અંશને આકાશના ફૂલની પેઠે અસત્ય માની કાઢી નાખ્યા પછી, ચૈતન્યસ્વરૂપ અંશથી જોતાં એક શાંત પરબ્રહ્મરૂપ જ રહે છે અને તે આકાશના જેવું અસંગ તથા નિર્વિકાર છે. જેમ સ્વપ્નાવસ્થાનો અનુભવ કરનારા પુરુષને સ્વપ્ન (સ્વપ્નપદાર્થ) સત્ય લાગે છે, તેમ એ સંસારરૂપી સ્વપ્નના પુરુષોને હું (વસિષ્ઠ) સત્યરૂપ લાગું છું. પરંતુ તેઓ તો મારી દૃષ્ટિમાં સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્ન દેખાય, તેમ જ્ઞાન વડે બાધિત થઈ જાય છે. આમ તેમનાં સર્વ દેહ આદિ મારા વિચાર પ્રમાણે જોવામાં આવતાં નથી તેથી અસત્ય જ છે.[26–28] એ સાંસારિક પુરુષો સાથેનો મારો જે વ્યવહાર થયા કરે છે, તે મારી દૃષ્ટિમાં બ્રહ્મનો એક વિવર્ત હોવાથી બ્રહ્મ જ બ્રહ્મની અંદર રહેલ છે. એ લોકો તે વ્યવહારને જેમ (અસત્ય–સત્ય) ગણતા હો તેમ ભલે ગણો; એમની દૃષ્ટિ વડે જ માત્ર સત્ય જણાતા એ વ્યવહારોનું મારે કશું પણ પ્રયોજન નથી.[29] હું વસ્તુતાએ આ પોતાના વસિષ્ઠ નામવાળા દેહરૂપે પણ રહ્યો નથી. બ્રહ્મસત્તા જ તમારે માટે કેમ જાણે વસિષ્ઠ આદિ આકારવાળી થઈ રહી હોય એમ દેખાય છે. આ વાણી પણ કેમ જાણે બ્રહ્મસત્તા જ તમારે માટે વિવર્તભાવથી તે રૂપે થઈ રહી હોય એમ ભાસે છે. બાકી મારી દૃષ્ટિમાં એ કશું વાસ્તવ સત્ય નથી.[30] વસ્તુમાત્ર પોતાના પરમ આનંદમય આત્મારૂપ છે. આમ

જાણવાથી દુઃખાદિક ઊલટી વસ્તુને પણ અનુકૂળ ગણનારા અને શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા સાથે વૃત્તિ દ્વારા એકરસ થઈ રહેનારા વિવેકી પુરુષના હૃદયમાં ભોગની કે મોક્ષની ઇચ્છા જ સ્ફુરતી નથી.[31] મનુષ્યોનો બંધનો અને મોક્ષનો ક્રમ કેવળ પોતાના સ્વભાવમાત્રને (પોતાના સ્વરૂપનું જ્ઞાન અને અજ્ઞાન–તેને જ) અધીન છે, છતાં લોકો તેમાં કેવાં ગોથાં મારે છે? અહો! મોહનો મહિમા મહાપ્રબળ છે! અને તેને લીધે એક ગાયના પગલામાં પણ સમુદ્રની ભ્રાંતિ થયા જેવું થાય છે.[32] પોતાના સ્વરૂપમાં રહેવાથી સિદ્ધ થનાર અને મિથ્યા છતાં અનુભવમાં આવનારાં સર્વ દુઃખને શાંત કરનાર એવા મોક્ષને મેળવવામાં ધન, મિત્ર કે ક્રિયા કશો ઉપકાર કરી શકતાં નથી.[33] જેમ જળમાં પડેલું તેલનું બિંદુ મોટા કૂંડાળારૂપ થઈ જાય છે, તેમ ચેતનતત્ત્વ દશ્ય સંબંધી સંકલ્પ સાથે મળી જતાં તરત તે જગતરૂપ થઈ જાય છે.[34] જાગ્રત અવસ્થામાં સ્મૃતિ થતાં સ્વપ્નના વૃત્તાંતની જેવી (પ્રતિભાસમાત્ર) સ્થિતિ રહે છે, તેવી જ અહંકાર, દશ્યજાળ વગેરેની સ્થિતિ વિવેકી પુરુષને આભાસનાં જેવી દેખાય છે.[35] પ્રથમ કહેલી યોગભૂમિકાના અભ્યાસયોગથી સર્વ દશ્યની ભ્રાંતિ એકદમ ક્ષીણ થઈ જાય છે અને પછીથી અહંકાર કે જગત એ બેમાંથી એકેની પ્રતીતિ થતી નથી; ત્યારે કેવળ પરબ્રહ્મ જ અવશેષ રહે છે. જ્યારે જ્યારે સ્વરૂપમાં સ્થિતિ થવારૂપી સૂર્યનો ઉદય થાય છે, ત્યારે ત્યારે ભોગોરૂપી અંધકાર ક્ષીણ થઈ જાય છે. ત્યારે તે કોઈ કાળે હતો જ નહિ એવો થઈ જાય છે, છતાં કદીક તે મિથ્યારૂપે અનુભવમાં આવે છે.[36,37] એ રીતે ભોગરૂપી અંધકારનો નાશ થતાં બુદ્ધિ આદિ ઇન્દ્રિયોનો સમૂહ આત્માને ઢાંકી દેનાર અજ્ઞાનથી રહિત–તથા સ્થૂલદેહ આદિના અધ્યાસ વિનાનો થઈ જાય છે. પછી તે વૃત્તિ વડે વૃદ્ધિ પામેલા બોધ વડે એવી રીતે સ્ફુરે છે કે, દીવામાંથી નીકળતા પ્રકાશની પેઠે તે ચારે તરફ ફેલાઈ જઈને વિવેકી પુરુષને બ્રહ્મરૂપે ભાસે છે.[38]

मोहमहत्तारहितः स्फुरति मृतौ भवति भासते च तथा । बुद्ध्यादिकारणनिकरो यस्माद्दीपादिवालोकः ॥ ३८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વસિષ્ઠગીતા-સુખભાવવિશ્રાંતિયોગોપદેશ' એ નામનો સર્ગ ૩૯ મો સમાપ્ત**

## સર્ગ ૪૦ મો×

### જીવન્મુક્તનો અનુભવ

॥ वसिष्ठ उवाच ॥

रूपालोकमनस्कारबुद्ध्यादींद्रियवेदनम् ।
स्वरूपं विदुरम्लानमस्वभावस्य वस्तुनः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–બહારની અને અંદરની સર્વ વસ્તુઓ તેમનું સ્વરૂપ વિચારતાં પાયા વગરની છે તેથી રૂપ આદિ બાહ્ય વિષયો, સંકલ્પ આદિ માનસિક વિષયો અને બુદ્ધિ આદિ ઇન્દ્રિયોની જ કાંઈ પ્રતીતિ થાય છે, તે સાક્ષીચૈતન્યનો જ એક વિવર્ત છે અને તેથી તેનું વાસ્તવ સ્વરૂપ વિકાર વિનાનું શુદ્ધ સાક્ષીચૈતન્ય જ છે.[1] ચોતરફ પસરી રહેલી અનંત આત્મસત્તાની અંદર સ્વાભાવિક રીતે જ પદાર્થમાત્ર રહે છે. તે જ્યારે પોતાના સ્વરૂપને આવરણ કરનારી અવિદ્યાને પોતાના અંગમાં આરોપિત કરીને, પોતે અવિદ્યાને રૂપે ઉદય પામે છે, ત્યારે આ સૃષ્ટિનો ભ્રાંતિના જેવો મિથ્યા પ્રતિભાસ થઈ આવે છે.[2] જ્યારે જ્ઞાન વડે પોતાનું સ્વરૂપ ઓળખાયાથી

× આ ચાળીસમા સર્ગમાં સંસારમાં રચ્યાપચ્યા રહેનાર પુરુષને બ્રહ્મનો અનુભવ નથી થતો અને બ્રહ્મમાં લીન થઈ રહેનાર સપ્તમ ભૂમિકાની પરિપક્વ દશાવાળાને સંસારનો અનુભવ નથી થતો; પરંતુ જીવન્મુક્તને એ બન્નેનો અનુભવ થાય છે, એ વિષે કહેવામાં આવશે.

પોતાના સ્વરૂપમાંજ પરમ શાંતિ આપનારી વિશ્રાંતિ મેળવી સ્થિર થઈ રહેવાય, ત્યારે જેમ સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્ન ન દેખવામાં આવે, તેમ જગતરૂપી દશ્ય દેખાતું જ નથી.[૩] ભોગો સંસાર સબંધી મહારોગોના જેવા અને તે દુઃખ પેદા કરનારા છે, બધુઓ દઢ બંધનરૂપ છે અને અર્થની સંપત્તિ અનેક અનર્થો ઉત્પન્ન કરનાર છે; માટે પોતાના આત્મા વડે પોતાના આત્મામાં જ શાંતિ મેળવી શાંત થઈ રહેવાનું છે.[૪] પોતાના સ્વરૂપને ભૂલી જઈને અવિદ્યા વડે દેહ આદિને આત્મારૂપ સમજતાં આ સંસાર ખડો થઈ જાય છે અને પોતાના સ્વરૂપને ઓળખી લઈને આત્માને ચૈતન્ય માનતાં સસારની ભ્રાંતિ શમી જઈ પરમ આનંદરૂપ થઈ રહેવાય છે. માટે પરમચિદાકાશરૂપ થઈ રહેવું અને શાંતિ મેળવવી એજ સારું છે; નકામું ઉદાસ થઈ બેસી રહેવાનું નથી.[૫] મારો પોતાનો આ જે આત્મા વસિષ્ઠ-દેહમાં જીવરૂપે રહેલ છે તેને હું બ્રહ્મસત્તાથી જુદો દેખતો નથી, તેમ જ હું દશ્યરૂપી આ જગતની ભ્રાંતિને પણ બ્રહ્મસત્તાથી જુદી દેખતો નથી; હું તો શાંત પરબ્રહ્મની અંદર લીન થઈ ગયેલો છુ અને નિર્વિકાર પરબ્રહ્મરૂપ જ છું. હે રામચદ્રજી! તમે નામ—રૂપવાળા છો અને અને તમે વસિષ્ઠ ઋષિ છો એમ નામરૂપવાળો દેખો છો. બાકી હું તો ચૈતન્ય છું અને સર્વત્ર પરમ શાંત કેવળ ચિદાકાશનેજ દેખું છું.[૬-૭] જેમ પવનની અંદર ગતિનું સ્ફુરણ થયેલુ દેખાય છે, તેમ તમને પરમ ચિદાકાશરૂપ પરબ્રહ્મની અંદર જ રૂપ આદિ બાહ્ય વિષયોની અને સંકલ્પ-વિકલ્પ આદિ મનોમય વિષયોની ભ્રાંતિ ઉત્પન્ન થયા જેવી દેખાય છે; બાકી ખરી રીતે એમાંનું કશું ઉત્પન્ન થયેલું જ નથી.[૮] જેમ સુષુપ્તિ અવસ્થામાં રહેલો પુરુષ સ્વપ્નને દેખતો નથી, તેમ કેવળ બ્રહ્મરૂપ થઈ ગયેલો (સાતમીભૂમિકાની પરિપક્વ દશાને પહોંચેલ) પુરુષ આ સૃષ્ટિને દેખતો નથી. સ્વપ્નાવસ્થામાં રહેલ પુરુષ જેમ સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કરી શકતો નથી, તેમ સંસારમાં જ રચ્યાપચ્યા રહેનારા પુરુષને બ્રહ્મનો અનુભવ થઈ શકતો નથી.[૯] પરંતુ જેમ પ્રબુદ્ધ (જાગી ગયેલો) પુરુષ ક્રમે કરીને જાગ્રત અવસ્થાનો અને સ્વપ્નાવસ્થાનો એ બન્નેનો અનુભવ કરે છે, તેમ પ્રબુદ્ધ (જ્ઞાનવાન) અને શાંત બુદ્ધિવાળો જીવન્મુક્ત પુરુષ બ્રહ્મ અને જગત એ બન્નેના પ્રકાશમય સ્વરૂપને અનુભવે છે[૧૦] બોધવાળો પુરુષ આ સર્વ દશ્યજાળને સારી રીતે ઓળખે છે અને જેમ શરદઋતુમાં વાદળાં (વરસાદ) શાંત થઈ જાય, તેમ તે શુદ્ધ ચિત્તવાળો થઈ જઈ, ક્રમે કરી ઉત્તરોત્તર ભૂમિકામાં ચઢતો જઈ, છેવટ સાવ શાંત થઈ જાય છે.[૧૧] જેમ સ્મરણ આવતાં ખડો થઈ જનાર અથવા ચિત્રમાં આલેખેલ યુદ્ધનો દેખાવ સાવ મિથ્યા છતાં દેખવામાં આવે છે, તેમ અહંકાર—જગત આદિની ભ્રાંતિ પણ સાવ મિથ્યા છતાં કાંઈ અનિર્વચનીયરૂપે દેખાય છે અને તે કેવળ ભ્રાંતિમાત્ર છે.[૧૨] જગતરૂપી આ જે માયા જોવામાં આવે છે, તે પરમાર્થ-દૃષ્ટિએ સત્ય અને સર્વના અધિષ્ઠાનરૂપ એવા આત્માની અંદર છે નહિ. વળી તેનો કોઈ જીવ દ્રષ્ટા પણ નથી, છતાં તે સાવ અસત્ય પણ નથી અને સત્ય પણ નથી. એવી આ ભ્રાંતિ કાંઈ અનિર્વચનીયરૂપે ભાસ્યા કરે છે.[૧૩]

आत्मन्यपि नास्ति हि या द्रष्टा यस्या न विद्यते कश्चित् । न च शून्यं नाशून्यं भ्रांतिरियं भासते सेति ॥ १३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધમાં વસિષ્ઠગીતાનો 'આત્મવિશ્રાંતિકથન' એ નામનો સર્ગ ૪૦ મો સમાપ્ત**



## સર્ગ ૪૧ મો*

### સ્વરૂપસ્થિતિથી નિર્વાણ

॥ वसिष्ठ उवाच ॥

अस्वभावस्वभावोऽयं सर्वोहंतादिवेदनः ।
स्वभावैकस्वभावेन निर्वाणीक्रियतां स्वयम् ॥

વસિષ્ઠ બોલ્યાઃ-અવિદ્યાને પોતાના સ્વરૂપમાં આરોપી લઈને આત્મા જ આ સર્વ જગતરૂપ થઈ ગયો છે, એમ અહંકાર આદિનો સાક્ષીરૂપે અનુભવ કરે છે. એ આત્માને પોતાની મેળેજ શાસ્ત્રમાં બતાવેલા ઉપાયો વડે સિદ્ધ થનારા જ્ઞાનથી અદ્વિતીય, પૂર્ણ અને પરમ આનંદ સ્વભાવવાળો સમજો અને સર્વના અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ સાથે તેની એકતા કરો. આમ જગત સંબંધી સર્વ ભ્રાંતિ દૂર કરવી જોઈએ.[૧] જ્યાં સૂર્યનો ઉદય થાય છે, ત્યાં પ્રકાશ થઈ જાય છે, તેમ જ્યાં બુદ્ધિ જ્ઞાનથી ભરપૂર થાય છે, ત્યાં વિષયોના સંબંધમાં વિરસપણું જણાઈ તે તરફ વૈરાગ્ય થઈ જાય છે.[૨] આ જગતરૂપી એક અનિર્વચનીય ચિત્ર કર્તા, ક્રિયા તથા તેનાં સાધનો વિના અને દ્રષ્ટા, દશ્ય તથા દર્શનરૂપી ત્રિપુટી વિના વગરભીંતે અને વગરસામગ્રીએ ખડું થઈ ગયેલ છે.[૩] પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં તો એ જગતરૂપી ચિત્ર ખડું થયેલ જ નથી. તે તો નિર્વિકાર, સત્ય, નિત્યસિદ્ધ, અને શાંત એવા પરબ્રહ્મ જ પોતાના શાંત સ્વરૂપમાં રહેલ છે.[૪] જીવોનું સ્વરૂપ વિચારવા જતાં તેઓ માત્ર એક ચેતનતત્ત્વના ચમત્કારરૂપ જ છે. તેમની કલ્પતારૂપી નૃત્યમંડપની અંદર અનેક પ્રકારના રસો, ભાવો અને વિકારો સાથે જગતરૂપી ચિત્રની પૂતળીઓ ચિદાકાશમાં નૃત્ય કર્યા કરે છે. તે પૂતળીઓ શૃંગાર આદિ નાના પ્રકારના રસ વડે લોકોને રંજન કરે છે. તેઓ સર્વ ઋતુઓરૂપી મુકુટને ધારણ કરવાથી સુંદર છે, તેમને દિશાઓરૂપી ભુજલતાઓ છે, પાતાળરૂપી ચરણ છે, બ્રહ્મલોકરૂપી મસ્તક છે અને તે ચંદ્રસૂર્યરૂપી ચપળ નેત્રને ચારે દિશાએ ચમકાવે છે. તારાઓના સમૂહરૂપી રુંવાંટાંવાળી, સાત લોકરૂપી અંગલતાને ધારણ કરી રહેલી, ચારે તરફ સ્વચ્છતાવાળા આકાશરૂપી વસ્ત્ર વડે સુશોભિત એ પૂતળીઓએ, દ્વીપો અને સમુદ્રોરૂપી કંકણ ધારણ કર્યાં છે અને લોકાલોક પર્વતરૂપી મેખલાને ધારણ કરી છે. ભૌતિક શરીર આદિને ધારણ કરી રાખવાથી તથા પોષણ આપવાથી ચંચળતાવાળા જીવોરૂપી પ્રાણવાયુઓને વહન કરનારી એ પૂતળીઓ વન-ઉપવન આદિની રચનાઓરૂપી હારોથી તથા બાજુબંધોથી શણગારાયેલી છે. તે પુરાણ અને વેદરૂપી વચન બોલે છે, તે તે ક્રિયાઓના ફળરૂપે દેખાવ આપનારાં સુખ-દુઃખોરૂપી વિલાસવાળી છે અને નવા નવા હાવભાવ બતાવ્યા કરે છે. તેમની ગણના કરવાને પણ કોણ શક્તિમાન થાય? તેઓ માત્ર એક પરમાણુ જેટલા ચિદાકાશની અંદર પણ પોતે ચિદાકાશરૂપ હોવાથી ખડી થઈ જાય છે.[૫-૧૦] આ ત્રૈલોક્યરૂપી પૂતળીનું આપણી પાસે જ કાંઈ નૃત્ય દેખાય છે, તે બ્રહ્મરૂપ જળના એક પ્રવાહરૂપ છે અને બ્રહ્મરૂપી પવનની ગતિરૂપ છે.[૧૧] સુષુપ્તિ અવસ્થામાં પણ જાગ્રતરૂપે રહેનાર સાક્ષીચૈતન્ય જેમ સ્વપ્નનું કારણ છે, તેમ સર્વના કારણરૂપ અધિષ્ઠાનચૈતન્ય અવિદ્યાને યોગે ત્રૈલોક્યરૂપી ચિત્રની પૂતળીના નૃત્યમાં કારણરૂપ છે.[૧૨] જાગ્રત અવસ્થામાં પણ તમે ચિંતાને છોડી દઈ, જાણે કે સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થયા હો તેવી રીતે સંકલ્પરહિત થઈને રહો અને પોતાના શુદ્ધ સ્વરૂપની ભાવના કરતા રહો.[૧૩] તમે આ જગતરૂપી સ્વપ્નનો આશ્રય કરો નહિ.

* આ એકતાળીસમા સર્ગમાં અવિદ્યાનો અંગીકાર કરી લેવાથી, ત્રૈલોક્યરૂપી નટીનું નૃત્ય અનુભવમાં આવવાની અને પોતાના કેવળ શુદ્ધસ્વરૂપમાં સ્થિતિ ૧ નિર્વાણ પ્રાપ્ત થવાની વાત કહેવામાં આવશે.

જાગ્રત અવસ્થામાં જ તમે જ્ઞાનને લીધે રાગ અને વાસનાથી રહિત થઈને સુષુપ્તિ અવસ્થાની પેઠે સંકલ્પરહિત થઈ રહેઓ. એ જ સ્વરૂપસ્થિતિ છે અને તેમાં દૃઢ થઈ રહેવું તે મુક્તિ છે, એમ તત્ત્વવેત્તાઓનું સમજવું છે[૧૪] એ સ્થિતિમાં કર્તા, કર્મ અને સાધનો વિનાનું દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન એ રૂપી ત્રિપુટીથી રહિત તથા રૂપ આદિ બાહ્ય વિષયો અને સંકલ્પ આદિ માનસિક વિષયો વિનાનું બ્રહ્મ જ વિવર્તભાવથી જગતરૂપે થઈ રહ્યું છે, એમ ભાસે છે.[૧૫] સ્વરૂપસ્થિતિમાં રહેલા પુરુષને પોતાના નિર્વિકાર પ્રત્યક્ષ ચૈતન્યમાં બ્રહ્મસત્તા જ અભેદરૂપે પ્રકાશી રહેલી જોવામાં આવે છે. તેને પોતાના પૂર્ણતાવાળા સાક્ષીચૈતન્યમાં બ્રહ્મસત્તા જ પૂર્ણપણે રહેલી છે, તેમ દેખાય છે. તેમજ દ્વિત્વ—એકત્વ વગેરે ભેદથી રહિત પોતાના આત્મસ્વરૂપ સાથે દ્વિત્વ—એકત્વ આદિ ભેદ વિનાનું બ્રહ્મ જ અખંડ એકરસરૂપે થઈ રહેલ છે, એમ તેને પ્રતીતિ થાય છે.[૧૬] સૃષ્ટિના અધિષ્ઠાનની અંદર અભેદરૂપે રહેલુ એ સત્યતત્ત્વ સત્ય આત્માની અંદર શાંતપણે પોતાની મેળે જ સ્થિર થઈ રહેલ છે. એ તત્ત્વ આકાશના અંદરના ભાગના જેવું નિર્વિકાર, વિશાળ અને અસંગ છે, તેમજ શિલાના જઠરના જેવું ઘટ્ટ છે.[૧૭] વળી સુંદર રત્નના અંદરના ભાગ જેવું પ્રકાશમય છે, ઘટ્ટ છતાં આકાશના જેવું નિર્મળ છે અને જગતરૂપી પ્રતિબિંબને પ્રાપ્ત થઈને કેમ જાણે ક્ષોભને પ્રાપ્ત થયેલ હોય તેવું દેખાય છે, છતાં પણ વસ્તુતઃ ક્ષોભથી રહિત છે. તે જગતરૂપે અસત્ય છે છતાં અધિષ્ઠાનરૂપે સત્ય છે.[૧૮] જેની નવી રચના હવે પછી થવાની હોય એવું કોઈ શહેર જેમ કલ્પનારૂપે તેના રચનારની અંદર રહ્યું હોય છે, તેમ આ સર્વ પ્રકાશમય અનંત બ્રહ્મની અંદર રહેલ છે. મનને જુદું ન રાખતાં જ્યારે તેને વૃત્તિ દ્વારા પરબ્રહ્મ સાથે એકરૂપ કરી દેવામાં આવે છે, ત્યારે આ વાત અનુભવમાં આવે છે. જેમ સંકલ્પરૂપે કલ્પના કરાયેલુ નગર સંકલ્પથી જુદું નથી, તેમ આ જગતનો આભાસ પણ પરમાર્થરૂપ પરબ્રહ્મથી જુદો નથી.[૧૯,૨૦] જેમ ચોખડી સોનાની પાટ ભવિષ્યરૂપે અનેક આકારોને (દાગીનાઓ) ધારણ કરી રહી હોય છે, તેમ પરબ્રહ્મ પોતાની અંદર અનેક પ્રકારના વિસ્તારોને ધારણ કરી રહેલ દેખાય છે. આમ છતાં તે પોતાના નિત્ય અને શાંત સ્વરૂપમાં જ સદાકાળ રહ્યુ છે.[૨૧] એ પ્રકાશમય પરમતત્ત્વ નિરંતર ઉત્પત્તિ થવી, નાશ થવો વગેરે વિકારોવાળું ભાસતાં નિરંતર નિર્વિકાર અને એકરૂપે જ રહ્યું છે. તે નાશ, ઉત્પત્તિ આદિ વિકારથી રહિત છે, નાશ વિનાનું છે અને એક છતાં કેમ જાણે અનેકરૂપે થઈ રહેલ હોય તેવું ભાસે છે.[૨૨] હે રામચંદ્રજી! આકાશમાં કલ્પાયેલાં અને સત્તા વગરનાં એવાં તમારાં ગંધર્વનગર, મલિનપણું વગેરે તત્ત્વદૃષ્ટિ વડે દૂર થાય છે, તે પછી આકાશ પોતાના શૂન્યસ્વરૂપ વડે શોભે છે. તેજ પ્રમાણે પોતાનું સ્વરૂપ ઓળખાયા પછી શાંતિ વડે ઘનભાવને (ઘાટાપણાને) પ્રાપ્ત થયેલુ બ્રહ્મ જ પોતાના અદ્વૈતપણાને લીધે ઉત્પન્ન પણ ન થયેલા અને નાશને પણ ન પામેલ એવા પોતામાં કલ્પાયેલા સૃષ્ટિરૂપી રાજ્યવૈભવ વડે શોભી રહેલ ભાસે છે.

ब्रह्मैव शांतिघनभावगतं विभाति सर्गोदयेन विगतास्तमयोदयेन। व्योमेव शून्यविभवेन गलत्स्वभावलाभं प्रति प्रसभमेव ननु प्रबुद्धे॥२२

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ઉપદેશકરણ' એ નામનો સર્ગ ૪૧ મો સમાપ્ત**



## सर्ग ४२ मो*

### જગત અને ઈશ્વરની એકતા

॥ वसिष्ठ उवाच ॥

चित्तवत्कचनं शांते यत्तत्तस्मान्न भिद्यते ।
अव्याकृताऽमलतया क्वातः सर्गादिसंभवः ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–નિર્વિકાર ચિદાત્માની અંદર જે કાંઈ ચિત્તના જેવું દેખાય છે, તે ચિદાત્માથી જુદું નથી; કેમકે વિભાગને બતાવનારાં નામ–રૂપની રચના પહેલાં જ ચૈતન્યમાં(ચિદાત્મામાં) ઉપાધિરૂપે દાખલ થયેલા ચિત્તમાં નામરૂપ વડે થનારા વિભાગનો સંપર્ક જ સંભવતો નથી. વળી ચિત્ત પણ ચિદાત્માની પેઠે નિર્મળ છે, તેને લીધે પણ એ બન્નેનો ભેદ અસંભવિત છે. હવે જ્યાં ચિત્ત પણ ચિદાત્માથી જુદું નથી સંભવતું, ત્યાં પછી ચિત્તે કલ્પી કાઢેલ સૃષ્ટિ આદિનો તો ક્યાંથી જ સંભવ હોય?[1] રૂપ આદિ બાહ્ય વિષયો અને સંકલ્પવિકલ્પઆદિ માનસિક વિષયો, ચિદાત્મારૂપી જળના એક પ્રવાહના તરંગો છે. જ્યાં સુધી ચિત્ત હોય ત્યાં સુધી ચિદાકાશની અંદર તેમની પ્રતીતિ ઝાંઝવાના જળની ભ્રાંતિની પેઠે થયા કરે છે અને જ્યાં ચિત્તરૂપ સૂર્યનો અસ્ત થાય છે, ત્યાં તે ભ્રાંતિ પણ અસ્ત થઈ જઈ જતી રહે છે.[2] જેમ પવનમાં સ્વાભાવિક રીતે ગતિ દેખાય છે અને જેમ સ્વાભાવિકપણે જ પ્રકાશનો ફેલાવો થાય છે, તેમ સ્વાભાવિક રીતે જ પરમાત્માની અંદર ભ્રાંતિને લીધે આ જગતની પ્રતીતિ થાય છે.[3] જેમ જળની અંદર દ્રવપણું રહેલ છે, જેમ આકાશમાં શૂન્યતા રહી છે, જેમ પવનની અંદર ચંચળતા રહેલ છે, તેમ પરમાત્માની અંદર આ જગત પણ વિવર્તરૂપે કાંઈ અનિર્વચનીયપણે રહ્યું છે.[4] મણિમાં જેમ નિર્મળતા ઝળક્યા કરે છે, તેમ મહાચૈતન્યરૂપી મહાવિશાળ આકાશની અંદર આ જગત ઝળક્યા કરે છે (ભાસ્યા કરે છે). તે ચિદાકાશ પોતે જ વિવર્તભાવથી તેવે રૂપે થઈ રહેલ છે એમ જાણવું.[5] જેમ જળમાં દ્રવપણું રહ્યું છે, આકાશમાં શૂન્યતા રહી છે અને વાયુમાં ગતિ રહી છે, તેમ અનંત ચિદાકાશની અંદર આ જગત અભેદ સત્તાથી વિવર્તરૂપે રહ્યું છે.[6] વાયુ જેમ પોતાનામાં રહેલી ગતિને પોતાથી અભેદ સત્તાવાળી સમજે છે, તેમ ચિદાત્મા પણ (જ્ઞાનસંપન્ન દશામાં) જગતને પોતાથી અભેદ સત્તાવાળું જ સમજે છે; તેમાં દ્વિત્વ–એકત્વ આદિ ભેદનો જરા પણ સંભવ જ નથી.[7] અવિવેક વડે જોતાં આ જગત આડંબરવાળું લાગે છે, વિવેક વડે વિચારતાં તે ક્ષણભંગુર જણાય છે અને જ્ઞાન થયા પછી તો તે આડંબર અને ક્ષણભંગુરતા એ બન્ને વિનાનું નિરંતર એક ચૈતન્યરૂપે જ અનુભવમાં આવે છે.[8] શુદ્ધ, આદિ, મધ્ય અને અંતથી રહિત, જ્ઞાનસ્વરૂપ, શુદ્ધ ચૈતન્ય પરમતત્ત્વ વિના બીજું કશું અહીં છે જ નહિ, એમ છેવટ નિર્ણય થઈ શકે છે.[9] એ તત્ત્વને કેટલાક (વેદાંતીઓ) પરમ આનંદમય શાંત બ્રહ્મસ્વરૂપ કહે છે, કેટલાક શાશ્વત પરબ્રહ્મરૂપ કહે છે, કેટલાએક (શૂન્યવાદીઓ) શૂન્યરૂપ કહે છે અને કેટલાએક (વિજ્ઞાનવાદીઓ) વિજ્ઞાનરૂપ (બુદ્ધિરૂપ) કહે છે.[10] એ અનંત ચૈતન્ય પરમતત્ત્વ દૃશ્યના આકારની ભાવનાને લીધે કેમ જાણે તેવે રૂપે થઈ રહ્યું હોય અને પોતાના વાસ્તવ સ્વરૂપમાં રહ્યા છતાં કેમ જાણે અવિદ્યા વડે ઢંકાયેલું હોય તેમ બાહ્ય વિષયરૂપે ભાસવા માંડે છે.[11] જેમ શૂન્યરૂપ આકાશની સત્તા વિના વાયુનું બીજું કારણ નથી અને વાયુની સત્તા વિના બીજું તેની ગતિનું કારણ નથી, તેમ ચેતનની (જ્ઞાતાની–દ્રષ્ટાની) સત્તા વિના જ્ઞેયની (દૃશ્યની)

* આ બેતાળીસમા સર્ગમાં જગત અને ઈશ્વરની એકતા ફરીને બતાવવામાં આવશે અને પોતાનો અંતરાત્મા કે જે પરમેશરૂપ છે, તેની વિવેક વડે પૂજા કરવા ...શે.

સત્તા નથી; અને દશ્યની સત્તા વિના ચિત્તની સત્તા નથી.[૧૨] એવી રીતે નિરંતર બ્રહ્મસત્તાને લીધે સત્તાવાળી આ સૃષ્ટિરૂપી ભ્રાંતિમાં અધિષ્ઠાનચૈતન્યરૂપે સત્યપણાનો અને પોતાના સ્વરૂપ વડે અસત્યપણાનો એમ બન્ને રીતે નિર્દેશ÷ કરવામાં આવે છે. બાકી મહા ચૈતન્યસત્તા વિના બીજા કશા હેતુની તેમાં અપેક્ષા રહેતી નથી.[૧૩] જો કદાચિત્ જડ–ચેતનના દ્વિત્વ કે એકત્વની આપોઆપ સત્તા હોય, તો આ સૃષ્ટિરૂપી ભ્રાંતિમાં દેખાતો અર્થ હજી કાંઈક સંભવી શકત; પણ મહાચિદાકાશની અંદર દ્વિત્વ-એકત્વની કલ્પના કરનારો કોણ છે?[૧૪] આ જગત જ જોવામાં આવે છે, તે એક અપાર પરમ ચિદાકાશ જ વિવર્તભાવથી ચોતરફ પ્રસરી રહેલ છે. જેમ પવનનું અને તેની અંદર રહેલી ચલન શક્તિનું દ્વિત્વ (જુદાપણું) કહેવામાત્ર છે–બાકી વસ્તુતાએ નથી, તેમ જગત અને જગદીશ્વર એ બન્નેનું દ્વિત્વ કહેવામાત્ર છે, બાકી વસ્તુતાએ તે જુદાપણું મિથ્યા હોવાથી છે જ નહિ.[૧૫] ત્રણે કાળમાં (નિરંતર) સત્ય પરમતત્ત્વ તો ચૈતન્ય છે અને તેમાં દ્વિત્વ (બેપણું–ભેદ) અસંભવિત છે. તે જ તત્ત્વ અવિદ્યાને લીધે જગતને આકારે ભાસ્યા કરે છે, બાકી જગત સત્ય નથી અને જગતનો ભાવ તેમાં માત્ર કલ્પિત જ છે.[૧૬] જેમ કારણરૂપ સુવર્ણમાં જ એક કાર્યરૂપ કડાનો ભાવ દેશકાળ આદિને યોગે સત્યરૂપે જુદો અનુભવમાં આવે છે, તેમ કારણરૂપ પરમાત્મામાં કાર્યરૂપ જગત અમુક દેશ–કાળને યોગે સત્યરૂપે જુદું રહ્યું છે, એવી શંકા પણ અહીં લાવવી સંભવતી નથી. કેમકે તે અદ્વિતીય તત્ત્વની અંદર કાર્ય-કારણનો ભેદ કે અભેદ એ બન્ને અસંભવિત છે. તો પછી સોનું અને કડાની પેઠે તેમાં કાર્યકારણ-ભાવ ક્યાંથી ઘટી શકે?[૧૭,૧૮] કદાચિત્ કાર્યકારણ-ભાવ માનવામાં આવે, તો પણ તે કલ્પના-માત્ર જ છે. આકાશમાં જેમ શૂન્યતા અભેદ-સત્તા વડે રહી છે, જળમાં જેમ દ્રવપણું અભેદ-સત્તાથી રહ્યું છે અને આકાશમાં આકાશની રેખા જેમ અભેદસત્તાથી રહેલ છે, તેમ જગત આદિ ભાવ અધિષ્ઠાનચૈતન્યમાં અભેદસત્તાથી રહ્યા છે.[૧૯] બ્રહ્મનું રૂપ તે જ અધિષ્ઠાનદૃષ્ટિથી જોતાં જગત-નું રૂપ છે, તો પછી તેમાં કાર્ય–કારણભાવ ક્યાંથી હોય? જેમ આકાશની અંદર જુદી કલ્પાયેલી રેખા આકાશરૂપ જ છે, તેમ બ્રહ્મની અંદર જુદું કલ્પાયેલું આ જગત પણ બ્રહ્મ-રૂપ જ છે.[૨૦] જગત બ્રહ્મરૂપે સત્તાવાળું છે અને પોતાને રૂપે સાવ શૂન્ય છે. શિલા વડે બનાવેલાં પૂતળાંઓની સેનામાં જેમ પાષાણપણું રહ્યું છે, તેમ સદા એકરૂપે રહેનાર નિર્મળ ચૈતન્યતત્ત્વ જ સર્વરૂપે થઈ રહેલ છે; તેમાં કાર્ય–કારણભાવની વિચિત્રતા કેમ સંભવે અને ક્યાં સંભવે?[૨૧,૨૨] ચિદાકાશની અંદર બીજી કશી વસ્તુનો સંભવ જ ન હોવાથી ચિદાકાશ વિનાનું બીજું શી રીતે સંભવે? મહાવિશાળ ચિદાકાશની અંદર આ સૃષ્ટિ વિવર્તરૂપે ભાસી રહી છે–બાકી વસ્તુ-તાએ તે પ્રકાશમય ચૈતન્ય જ છે.[૨૩] જેમ પાષાણ-માં કોતરેલી પૂતળી પાષાણમય હોવાથી પાષાણ-રૂપ જ છે, તેમ આ સૃષ્ટિ પણ પરમાત્મામાં કલ્પાયેલી હોવાથી પરમાત્મારૂપ જ છે. હે સુશીલ રામચંદ્રજી! એવી રીતે સૃષ્ટિનું વાસ્તવ તત્ત્વ જાણવામાં આવે છે, તો જગત અધિષ્ઠાનચૈત-ન્યમાં જ લય પામી ગયેલું દેખાય છે.[૨૪] બહારની (કાયિક, વાચિક) અને અંદરની (માનસિક) સર્વ ચેષ્ટાઓનો ત્યાગ કરવાથી સિદ્ધ થનારી સંકલ્પરહિત દશા વડે અનુભવમાં આવતું પર-બ્રહ્મ આરોપિત સંસારને બાધિત કરી દઈ છેવટ અવશેષ રહે છે. મીંચેલી આંખોવાળા પુરુષની પાસે રૂપ આદિ બાહ્ય વિષયો ન હોય અને

÷ सदेव सोम्य इदमग्र आसीत्। સૃષ્ટિના આરંભમાં તે સત્ય હતુ. असद्वा इदमग्र आसीत्। સૃષ્ટિના આરંભમાં તે અસત્ય હતુ.

મિથ્યા હોય છતાં તે તેના ચિત્તમાં ભ્રમથી ભાસે છે અને તેની પ્રતીતિ પણ થાય છે. તે જ પ્રમાણે ખુલ્લી આંખોવાળા પુરુષને પણ સ્વપ્નમાં અને જાગ્રતમાં પાસે ન રહ્યા છતાં અને મિથ્યા છતાં, જે કાંઈ રૂપ આદિ બાહ્ય વિષય દેખાય છે, તે કેવળ મનનો ભ્રમ છે અને ભાવનાને લીધે અનુભવમાં આવે છે. માટે ભાવનાને શાંત કરી દઈને સ્વરૂપસ્થિતિમાં શિલાની જેમ અચળ રહેવું, પણ અંદર શિલાની જેવા જડ ન રહેતાં પોતાના સ્વરૂપનું અવલંબન રાખો. બોધ થવા માટે પોતાના અંતરાત્મારૂપ પરમેશ્વરની ચારે બાજુ પસરી રહેલા વિવેકરૂપી ઉપચાર વડે અને આવી મળેલી વસ્તુરૂપી પૂજનસામગ્રી દ્વારા તમે બુદ્ધિ વડે પૂજા કરતા રહો. જો વિવેકથી પોતાના અંતરાત્માની પૂજા કરવામાં આવે છે, તો તે અંતરાત્મા નિરતિશય આનંદરૂપી ઉત્તમ વરદાન આપે છે.[૨૫-૨૯] એ અંતરાત્માની પૂજા આગળ શિવ-વિષ્ણુ આદિની પૂજા પણ એક જીર્ણ ઘાસના તરણા જેવી તુચ્છ છે. હે સુશીલ રામચંદ્રજી! એ પોતાના અંતરાત્મારૂપી પરમેશ્વરની વિચાર, શાંતિ અને સત્સંગરૂપી પુષ્પના ઉપહાર વડે જો પૂજા કરવામાં આવે, તો તે તત્કાળ મોક્ષરૂપી ફળને આપે છે. સત્ય તત્ત્વને દેખાડી આપનાર વિવેક વડે જ જો પોતાના અંતરાત્માની પૂજા કરવામાં આવે, તો તે અતિ ઉત્તમ ફળ આપે છે.[૩૦,૩૧] જ્યાં પોતાનો અંતરાત્મા જ ઈશ્વરરૂપ છે, ત્યાં કયો મૂઢ પુરુષ બીજાનો આશ્રય કરે? જેણે સત્સંગ, શાંતિ, સંતોષ અને વિવેકરૂપી પુષ્પ વડે પોતાના આત્માની પૂજા કરી હોય, તેને શસ્ત્ર, સર્પ, વિષ અને અગ્નિ એ પણ સરસડાના ફૂલના જેવાં ફીકાં લાગે છે. ક્ષુદ્ર ચિત્તવાળા દુષ્ટ પુરુષો દેશ, કાળ, પાત્ર વગેરેનો વિવેક રાખ્યા વિના દેવપૂજન, તપ, તીર્થ અને અતિદાન કરે છે, તો પણ તે ...ક છે અને ભસ્મમાં હોમ કર્યા બરાબર છે. પરંતુ જો એ સર્વ પૂજનાદિ વિવેક વડે કરવામાં આવે, તો તે સફળ થાય છે.[૩૨,૩૪] આમ જ્યારે વિવેકનું જ પ્રાધાન્ય છે, ત્યારે પછી અંદર વિવેકને જ સ્પષ્ટપણે શા માટે સાધી લેવામાં આવતો નથી? પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન થાય, એ પછી વાસનાનો ક્ષય કરનારા ઉત્તમ પ્રકારના વૈરાગ્યને પ્રાપ્ત કરવા માટે જે યત્ન કરવામાં આવે છે, તે વિવેક શબ્દ વડે કહેવાય છે. તે વિવેક ચિત્તશુદ્ધિ થતાં ઉદય પામે છે. જેવી રીતે ફરી વાર વિષય સંબંધી ભ્રાંતિ વડે એ વિવેક શોષાઈ ન જાય, તેવી રીતે તેને અંદર શાંતિરૂપી અમૃત વડે ( પોષણ આપી ) વધાર્યા કરવો. તત્ત્વનું યથાર્થ જ્ઞાન થતાં દેહસત્તાનો અનાદર કરી દેવો અને લજ્જા, ભય, ખેદ, ઈર્ષ્યા, સુખ તથા દુઃખ, એ સર્વને એકસાથે જીતી લેવાં. શરીરના કારણરૂપ જગત આદિ અને શરીરાદિક પ્રથમ ઉત્પન્ન જ થયેલ નથી, તો તે હમણાં ક્યાંથી હોય?[૩૫-૩૮] કદાચિત્ જગત આદિને બ્રહ્મરૂપ કારણના કાર્યરૂપે માનીએ, તો પણ કાર્ય-કારણરૂપ હોવાથી તે બ્રહ્મરૂપ જ છે. નિર્વિકાર પરબ્રહ્મ જ વિવર્તરૂપે જગત આદિને આકારે ભાસે છે. બાકી ઘટાદિક કશો પદાર્થ સત્ય નથી.[૩૯] જે કાંઈ આ જગત આદિનો પ્રતિભાસ થાય છે, તે ચિદાભાસને લીધે છે. તેથી જણાય છે કે, જગતની સિદ્ધિ ચિદાભાસને અધીન છે અને તે ચિદાભાસનું સ્વરૂપ જોઈએ તો તે ચૈતન્યરૂપ છે. આત્મતત્ત્વનું ખરું સ્વરૂપ ઓળખવામાં ન આવે, તો દર્પણની અંદર જેમ મુખ દેખાય છે, તેમ અંતઃકરણરૂપ ઉપાધિમાં ચિદાત્મા જ પ્રતિબિંબિત થઈ જઈ ચિદાભાસરૂપે દેખાય છે. પરંતુ જ્ઞાન વડે પોતાનું સ્વરૂપ ઓળખવામાં આવે છે, તો ભેદ કરનાર ઉપાધિ ખસી જતાં ચિદાભાસપણું શમી જાય છે અને ચૈતન્યપણું અનુભવમાં આવે છે.[૪૦] ઉપાધિરૂપ ( જ્ઞેય ) જાણવાનો પદાર્થ (અંતઃકરણ આદિ) નો અભાવ સિદ્ધ થતાં એ

ચિદાભાસ અનિર્વચનીય થઈ જાય છે અને છેવટ શાશ્વત ચૈતન્ય જ અવશેષ રહે છે. આ સર્વ શાંત પરબ્રહ્મ જ સર્વત્ર વ્યાપી રહ્યું છે. ખરી રીતે તેમાં શરીર આદિ ભાવ પણ નથી અને જગત આદિ ભાવ પણ નથી.[૪૧] એ બ્રહ્મતત્ત્વ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, એ ત્રિપુટીથી રહિત છે અને પાષાણની પેઠે સંકલ્પની કલ્પનાથી પણ તે રહિત છે.[૪૨] હે સુજ્ઞ શ્રોતાજનો ! તમે અંતઃકરણને શાંત રાખી સ્વસ્થ રહો. શિલા-પાષાણ વડે બનાવેલ પૂતળીના યંત્રની પેઠે તમે આવી પડેલાં કર્મ કરતા રહો તથા બીજાઓ પાસે પણ કરાવતા રહો અને તમે જીવન્મુક્ત થઈ રહો. વળી તમે જ્ઞાતા અને જ્ઞેય એ બન્નેથી રહિત થઈને કેવળ સદ્રૂપ જ થઈ રહો. તમે કાર્ય અને કારણ એ બન્નેના સારરૂપ ચૈતન્યતત્ત્વને જ પોતાના આત્મારૂપ સમજી લઈને, આકાશના જેવા નિર્લેપ, અસંગ અને નિર્વિકાર થઈ જાઓ. એટલે તમારે ફરી વાર પાછું આ સંસારમાં જન્મ-મરણ માટે ભટકવું પડે નહિ. આત્માના સ્વરૂપને ઓળખનારા જે વિવેકીઓ છે, તેઓ પોતાના સ્વરૂપમાં રહે છે, જે ઉત્તમ રસ્તે ચાલ્યા જતા હોય તે જ રીતે ચાલ્યા જાય છે અને આપોઆપ આવી પડેલાં કાર્ય કરતા રહે છે. છતાં તેઓ અંદરથી પરબ્રહ્મરૂપ જ થઈ રહ્યા હોય છે. અથવા તો, તેવા પુરુષો સર્વનો ત્યાગ કરીને શાંત અંતઃકરણવાળા અને ઉજ્જ્વળ મનવાળા હોય છે.[૪૩-૪૫] ચિત્રમાં આલેખેલા પુરુષની પેઠે તેઓ ભલે એકાંતમાં સમાધિમાં જ બેઠા રહે, કેમકે જેઓ સમાધિકાળમાં અને વ્યવહારકાળમાં નિરંતર એકભાવે જ્ઞાનમાં જ તરબોળ રહે છે, તેમના સંકલ્પો શાંતિ પામ્યા હોય છે. આથી તેમને આ જગત સંકલ્પ વડે કલ્પાયેલા મનોમય નગર જેવું, તેમજ સ્વપ્નની પેઠે અતિ તુચ્છ જણાયાથી સદાકાળ અસ્તને પ્રાપ્ત થયા જેવું (નહિ જેવું) ભાસે છે. જેમ જન્મથી જ આંધળો પુરુષ નેત્રવાળા (દેખતા) પુરુષને થતા રૂપનો અનુભવ જાણી શકતો નથી, તેમ અવિવેકી માણસ વિવેકીઓને થનારા આત્માના અનુભવને જાણી શકતો નથી આમ છતાં તે અજ્ઞાની મનુષ્ય થોડાંએક વાક્યો કાને પડી જતાં 'હું ખરો તત્ત્વજ્ઞ છું' એવી ભ્રાંતિમાં પડે છે અને પોતાના મુક્તપણાનું વર્ણન કરે છે. તે પોતે તો અંદર અજ્ઞાન કાયમ હોવાથી સંતાપ પામે છે અને તેને તત્ત્વજ્ઞની પેઠે શાંતિના સુખનો અનુભવ થતો નથી. લોકો અવિચારરૂપે પસરી રહેલી કોઈ કલ્પિત બાબતનો ઉપદેશ સાંભળી લઈ તેનો આધાર લઈ લે છે. આમ પોતે અજ્ઞાનદશામાં હોવાથી તેઓ એ આધાર વડે પોતાને કૃતાર્થ થયેલા માની બેસે છે. ખરી રીતે તો તેઓ કૃતાર્થ થયેલા હોતા નથી, છતાં પોતાની મૂર્ખતાને લીધે ભાન ભૂલી જઈ તેઓ પોતાનું કૃતાર્થપણું માને છે.[૪૬-૪૯] પણ પછી બીજી જ ક્ષણે તેઓ ક્લેશ વડે પીડાય છે, એટલે હજી પોતાનું કૃતાર્થપણું થયું નથી, એમ તેમના સમજવામાં આવે છે. કલ્પના વડે કલ્પાયેલો (કલ્પિત) દુઃખક્ષયનો ઉપાય પાછો એક પળવારમાં ભાવ, અભાવ અને વાસનાઓની ભ્રાંતિથી દુઃખ પેદા કરે છે; તેથી તે ઉપાયરૂપ જ નથી, એમ વિવેકી મહાત્માઓનું સમજવું છે. આ જગત કેવળ 'ભ્રાંતિમાત્ર છે' એમ સમજી લઈ બ્રહ્મલોક સુધીના સર્વ વિષયોમાં વૈરાગ્ય રાખવો અને કેવળ આત્મામાં જ વાસના વિનાની સ્થિતિ રાખવી. આને જ દુઃખક્ષયના ખરા ઉપાયરૂપ મોક્ષ કહી શકાય છે.[૫૦,૫૧] હે રામચંદ્રજી ! લૌકિક કે પૌરાણિક કથાઓના અર્થની પેઠે તમે મારા ઉપદેશને જો બહિર્મુખપણાથી જ સાંભળશો, તો તેટલાથી તમે કાંઈ કૃતાર્થ થશો નહિ. વાસનાના પૂરને લીધે પ્રવાહરૂપે વહેતું આ જગતનું સ્વરૂપ જડ છે અને તે ઝાંઝવાના જળની જેમ માત્ર દેખવામાત્ર છે. આ વાત તમે જાણો છો. તેથી તમે અંતર્દષ્ટિ કરીને

આ સર્વ દશ્યપ્રપંચને દશ્યપણાથી રહિત અને નિર્મળ એવા ચૈતન્યરૂપે જોશો, એટલે તમે મોક્ષ–સુખની વિશ્રાંતિ પામશો. (જન્મથી આંધળા મનુષ્યને રૂપનો જ અનુભવ થાય છે, તે બીજાઓનાં ઉપદેશવચનો દ્વારા જ થાય છે અને તે નહિ અનુભવ કર્યા સમાન જ હોય છે.) તે જ પ્રમાણે જે અનુભવ બીજાઓનાં ઉપદેશવચનો દ્વારા અનુભવવામાં આવે છે, તે નહિ અનુભવ કર્યા સમાન જ હોય છે. માટે તમે એવા લૂખા જ્ઞાનને પગ તળે કચરી નાખીને પોતાના અંતરાત્મારૂપી પરમ તત્ત્વનો અપરોક્ષપણે અનુભવ કરતા રહો અને જન્મ, જરા તથા મરણ ઇત્યાદિ વિકારોથી રહિત થઈને રહો.[૫૨,૫૩]

जात्यंधरूपानुभवानुरूपं यदागमैर्बुद्धमबोधरूपम्। अधस्पदीकृत्य तदंतरेऽस्मिन्बोधे निपत्यानुभवो भवाभूः ॥ ५३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'નિર્વાણોપદેશ' એ નામનો સર્ગ ૪૨ મો સમાપ્ત**

## सर्ग ४३ मो*

### જગત અજ્ઞાનકલ્પિત છે

॥ वसिष्ट उवाच ॥

अहंतादि जगच्चेदं परिज्ञानादसत्यताम् ।
याति सानुभवो मोहात् सत्यमेवान्यथाधियाम् ॥

વસિષ્ઠ બોલ્યા:–અંદર અહંકાર આદિ ભોગવનાર અને બહાર જગત આદિ ભોગવવા લાયક પદાર્થ એ બન્નેના તત્ત્વનું જ્ઞાન થતાં, તે ભેદ મિથ્યા ઠરે છે. તેમજ મોહને લીધે આત્માનું સાક્ષી–સ્વરૂપ ભુલાઈ જવાથી ભોક્તામાં જ આત્મબુદ્ધિ કરનારા મૂઢ પુરુષોને એ આત્મા પણ બ્રહ્મસત્તાને લીધે જ ભોગ્યને અનુભવી શકે છે, માટે તે પણ સત્ય બ્રહ્મરૂપ છે. અજ્ઞાનરૂપી તાવથી મુક્ત થઈ ગયેલા અને જ્ઞાન વડે શીતળ ચિત્તવાળા પુરુષનું એ જ પ્રથમ ચિહ્ન છે, કે ભોગરૂપી જળ તેને રુચતું જ નથી. બીજી નામ–રૂપ સંબંધી ભ્રાંતિવાળાં જ્ઞાનોની કશી જરૂર નથી; માત્ર 'હું એવો કાંઈ પણ પદાર્થ જ નથી' એવી રીતે અહંકારનો ત્યાગ કરવાથી મોક્ષસુખ મળે છે. માટે તમે તેવી ભાવના કરતા રહો.[૩] સ્વપ્નમાં જોવામાં આવેલા પદાર્થોના સ્વરૂપ વિશે જાગ્રત અવસ્થામાં જ્ઞાન થાય છે, એટલે તે પદાર્થો પુરુષને રંજન કરી શકતા નથી. એ પદાર્થો મિથ્યારૂપે દેખવામાં આવતા હોવાથી સાચેસાચ હોતા સુધ્ધાં નથી. એ જ પ્રમાણે અજ્ઞાનદશામાં અનુભવેલા 'હું અમુક છું અને આ જગત છે' એવા અહંકાર આદિ પદાર્થો પણ તત્ત્વજ્ઞ પુરુષને રંજન કરી શકતા નથી. તે પદાર્થો મિથ્યારૂપે પ્રતિતીમાં આવતા હોવાથી તે સાચેસાચ હોતા સુધ્ધાં નથી.[૧-૪] જેમ વનના કોઈ એક વૃક્ષની અંદર મનુષ્યને પોતાના મનની ભાવનાને લીધે અસત્ય રીતે જ યક્ષની ભ્રાંતિ થઈ આવે છે અને જેમ કોઈ એક ગંધર્વને પોતાની માયા વડે ભાવનાને લીધે કલ્પી લીધેલું ગંધર્વનગર પોતાનાં મનુષ્યો સહિત દેખવામાં આવે છે, તેમ જીવ પણ પોતાની ભાવનાને લીધે અસત્યરૂપે જ જન્મ–મરણ આદિ સંસારને અનુભવે છે. જેમ ભ્રાંતિ વડે કલ્પાયેલો યક્ષ અને ભ્રાંતિ વડે તેના ભોગ્યરૂપે કલ્પાયેલું તેનું નગર એ બન્ને સત્ય નથી; છતાં પણ પરસ્પર ભોક્તા–ભોગ્યરૂપે કેમ જાણે તે સત્ય હોય તેવાં થઈ રહે છે; તેમ અહંકાર અને જગત ભ્રાંતિરૂપ જ મિથ્યા છે, છતાં ભોક્તા અને ભોગ્યરૂપે કેમ જાણે તે સત્ય હોય તેવાં ભાસ્યા કરે છે.[૫,૬] જેમ કોઈ એક શૂન્ય જંગલની અંદર કશું આવરણ ન હોવાને લીધે, અનેક યક્ષો ભ્રાંતિ-

* આ તેંતાળીસમા સર્ગમાં જગત બાળકના મન વડે કલ્પાયેલા યક્ષના જેવું અને ગંધર્વનગરના જેવું અજ્ઞાનકલ્પિત છે; અને જ્ઞાન થતાં એ અજ્ઞાનની નિવૃત્તિ થઈ જવાથી બ્રહ્મને વિશે સ્થિતિ થાય છે, તે વર્ણન કરવામાં આવશે.

રૂપે ખડા થઈ જાય છે અને જોવામાં આવે છે, તેમ અનંત આત્મસત્તાની અંદર ચૌદ લોકોના જીવો ભ્રાંતિરૂપે ખડા થઈ જાય છે અને જોવામાં આવે છે.[૭] 'હું યક્ષરૂપે ભ્રાંતિમાત્ર જ છું અને મિથ્યા છું' એમ સમજી લઈને તેવી ભાવના કરવાથી જેમ યક્ષનો યક્ષમાત્ર જતો રહે છે, તેમ ચિત્ત પણ 'હું ભ્રાંતિમાત્ર જ છું અને મિથ્યા છું' એમ સમજી લઈને તેવી ભાવના રાખવાથી ચિત્તનું ચિતપણું જતું રહે છે અને તે પોતાના તાત્ત્વિક સ્વરૂપરૂપ ચૈતન્યપણાના ભાવને પ્રાપ્ત થાય છે.[૮] માટે તમે કલ્પનાઓનો અને આશંકાઓનો ત્યાગ કરી, 'અમુકનો ત્યાગ કરવો અને અમુકનું ગ્રહણ કરવું' એ વાતને પણ પડતી મૂકો, ઇચ્છા માત્રને પસરવા નહિ દો અને તમારા પોતાના આત્મસ્વરૂપમાં શાંતિથી વિશ્રાંતિ કરો.[૯] દ્રશ્યની સત્તા જ સંભવતી નથી. દ્રષ્ટાની સત્તા વડે જ એ સત્તાવાળું છે, એટલે તે દ્રષ્ટારૂપે જ સર્વત્ર પ્રસરી રહ્યું છે. અથવા તો તે દ્રષ્ટારૂપ પણ નથી; કેમકે દ્રષ્ટાનું તત્ત્વ પરમાર્થદષ્ટિએ શુદ્ધ ચૈતન્યરૂપ છે અને તેમાં તુચ્છ દ્રશ્યભાવનો આરોપ કેમ થઈ શકે?[૧૦] વસંતઋતુના રસનો સમૂહ જ જેમ ડાળીઓરૂપે અને વેલાઓરૂપે થઈ જાય છે, તેમ આત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્ય જ આ સૃષ્ટિને આકારે થઈ રહે છે.[૧૧] જે આ શુદ્ધ ચૈતન્ય પરમતત્ત્વ છે, તે જ વિવર્તરૂપે જગતના જેવું ભાસી રહ્યું છે. તેમાં દ્વિત્વ-એકત્વ કે ભેદ-અભેદ વળી શી રીતે સંભવે? માટે તમે પોતાનું સ્વરૂપ મેળવી મુક્ત થઈ રહો.[૧૨] તમે ચિદાકાશરૂપ થઈ રહો, પરમ આનંદરૂપી રસનું પાન કરો અને મોક્ષસુખરૂપી નંદનવનની અંદર નિઃશંકપણે સુખેથી રહો.[૧૩] અરે મનુષ્યરૂપી મૃગો! આ અગ્નિ શૂન્ય સંસારરૂપી અરણ્યભૂમિમાં ગાંડા જેવા થઈ આમ કેમ ભટક્યા કરો છો?[૧૪] તમે આમ ત્રિલોકરૂપી ઝાંઝવાના જળ વડે છેતરાઈ અંધબુદ્ધિવાળા બની, આશા વડે ઘેરાઈ જઈ અને દુઃખી થઈ આમ તેમ નકામી દોડાદોડ કરો નહિ.[૧૫] અરે મનુષ્યરૂપી મૃગો! રૂપ-રસ આદિ બાહ્ય ભોગો અને મનમાં કલ્પેલા માનસિક ભોગોરૂપી ઝાંઝવાનું જળ પીવા માટે તમે નકામી મહેનત કરી આયુષ્યને ગુમાવો નહિ.[૧૬] જગત તો એક ગંધર્વનગરના જેવું આભાસમાત્ર છે. તેની અંદર વિવેકનો નાશ કરનાર અહંકારનો ભારે બોજો ઉપાડી તમે તમારો નાશ કરો નહિ. સુખો પરિણામે પીડાકારક હોવાથી દુઃખરૂપ જ છે અને છેવટે મરણતુલ્ય મહાક્લેશને ઉત્પન્ન કરનારાં છે. તે તરફ તમે દષ્ટિ જ કરો નહિ.[૧૭] જેમ તિમિરરોગવાળાને ભ્રાંતિ વડે આકાશમાં કેશ, મચ્છર આદિના જેવા આકારો દેખવામાં આવે છે, તેમ અવિવેકીઓને ચિદાકાશમાં ભ્રાંતિથી જગત જણાય છે. આ દેખાવું તે બ્રહ્માકાશમાં રહેલી અજ્ઞાનરૂપી શ્યામતાને લીધે છે; તો તમે તે તરફ જુઓ નહિ. તમે તો ભ્રાંતિ વિનાના પોતાના શુદ્ધ સ્વરૂપમાં જ યોગ્ય અનુભવ દ્વારા પરિણામ પામી રહો.[૧૮] હે મનુષ્યો! વાયુ વડે ચપળતાવાળા અને ઉપરની શાખાના ભાગમાં રહેલા કોઈ પીપળાના પાનની અંદર પડેલા ઝાકળના જળ-બિંદુના જેવા ક્ષણભંગુર એવા મનુષ્યદેહવાળી આ સંસારરૂપી અંધગર્ભશય્યામાં* જ તમારે સૂઈ રહેવાનું નથી.[૧૯] તમારે તો અનાદિ અને અનંત એવા પોતાના સ્વરૂપમાં જ અખંડિતપણે સ્થિર થઈ રહેવાનું છે. દ્રષ્ટા અને દ્રશ્ય સંબંધી દશામાં દોષરૂપે દેખાતા પોતાના સ્વરૂપના અજ્ઞાનને લીધે તમે હેરાન ન થાઓ.[૨૦] આ સંસાર અવિવેકી પુરુષોની દષ્ટિમાં સત્ય ભાસે છે, પણ વિવેકી પુરુષોની દષ્ટિમાં તે કાંઈ પણ નથી અને સર્વ બાધના અવધિભૂત જે કાંઈ સત્ય અવશેષ રહે છે, તેનું કશું

* અંધગર્ભશય્યા-આંધળાં અપંગ બાળકને સૂવાની ગોદડી અથવા અંધકારવાળી ગર્ભરૂપ ગર્ભાશય.

નામ જ નથી.[૨૧] તૃષ્ણારૂપી લોઢાની સાંકળ વડે વીંટાયેલા આ સંસારરૂપી પાંજરાને સિંહની પેઠે બળાત્કારથી તોડી નાખી, તમે સર્વથી શ્રેષ્ઠ સ્થિતિ મેળવો.[૨૨] 'અમુક હું છું અને અમુક મારું છે' એવા અભિમાનરૂપી ભ્રાંતિની શાંતિ કરવી, એટલું જ માત્ર મુક્તપણાનું સ્વરૂપ છે. આ વાત યોગીપુરુષ ગમે તેવી દશામાં રહ્યો હોય, તો પણ તેને પોતાના તાબાના જેવી અને પોતાની આત્મસત્તારૂપ જ લાગે છે.[૨૩] સંસારમાર્ગમાં ભટકીભટકી થાકી ગયેલા ઉદાસીન પુરુષને મુક્તતા, નિર્વાસનપણું,× ઉત્તમ ત્રિવિધ તાપથી રહિત એવી સ્થિતિ અને જ્ઞાનનિષ્ઠપણું એ શાંતિ પેદા કરવાની ઉત્તમ વિશ્રામભૂમિ છે.[૨૪] આ જગતરૂપી પદાર્થ જેવો વિવેકીઓની દૃષ્ટિમાં દેખાય છે, તેવો અવિવેકી મૂર્ખોને દેખાતો નથી; અને જેવો અવિવેકી મૂર્ખોના જોવામાં આવે છે, તેવો વિવેકીઓને દેખાતો નથી. એટલે તે પરસ્પર પોતાના અનુભવ પ્રમાણે એકબીજા પાસે વર્ણન ન કરી શકાય તેવો–પોતાના અનુભવે સમજાય તેવો રહે છે.[૨૫] (જેમ આકારભેદ વડે જુદી કલ્પાયેલી જળમય ગંગા–ગોદાવરી આદિ નદીઓ, સમુદ્રનાં જળમાં મળી ગયા પછી જુદી જોવામાં આવતી નથી,) તેમ ભ્રાંતિની શાંતિ થઈ ગયા પછી જગત આભાસરૂપે દેખાતાં છતાં બ્રહ્મસત્તાથી જુદું દેખાતું નથી.[૨૬] વિશેષે કરી મુક્ત અવસ્થાને પ્રાપ્ત થઈ ગયેલા જ્ઞાની પુરુષને આ જગત તેના ભેદભાવ સાથે રહ્યા છતાં બ્રહ્મમાં ગળી ગયેલું જણાય છે અને પોતાની સત્તાવાળુ પરબ્રહ્મ જ સર્વત્ર ભરપૂર દેખાય છે.[૨૭] બળેલા ઘાસની રાખનો સમૂહ જેમ પવન આવતાં ઊડી જઈ ક્યાંય જતો રહે છે, તેમ સત્પુરુષોને પોતાના આત્મામાં શાંતિ મળતાં આ જગત કોણ જાણે ક્યાંય જતું રહે છે.[૨૮] જગત બ્રહ્મરૂપી પદાર્થનો વિવર્તરૂપે દેખાતો એક આકારવિશેષ છે અને બ્રહ્મનો જ અર્થ છે, તે જ તેનો અર્થ છે; આમ સમજાય તો તે ઉત્તમ છે. પણ '**गच्छति षड्विधविकारैः परिवर्तते इति जगत्।** જે છ વિકારથી ફેરફાર પામ્યા કરે તે જગત' એમ અર્થ કરવામાં આવે, તો તે અર્થ ઉત્તમ નથી. વિશેષ જ્ઞાન વડે રહિત એવા બાળકને આ સર્વ પદાર્થો જેવા સામાન્યરૂપે દેખાય છે, તેવા જ વાસના ક્ષીણ થઈ જવાથી પોતાના આત્માનંદમાં મગ્ન રહેનારા વિવેકી પુરુષને પણ દેખાય છે.[૨૯,૩૦] સર્વ× પ્રાણીમાત્રની જે રાત્રિ છે, તેમાં જિતેન્દ્રિય વિવેકી પુરુષ જાગે છે અને જેમાં (વિષયસુખમાં) સર્વ પ્રાણીમાત્ર જાગતાં રહે છે, તે સત્યનું અવલોકન કરનારા વિવેકી પુરુષને રાત્રિરૂપ જ લાગે છે.[૩૧] સર્વ મનુષ્યોને અજ્ઞાનરૂપી અંધકારનું પડ આડું આવી જવાથી, સુષુપ્તિ અવસ્થાની પેઠે આત્મતત્ત્વ અજાણપણે રહ્યું છે; પરંતુ તે તત્ત્વમાં તત્ત્વવેત્તા પુરુષો નિરંતર જાગ્રત રહે છે. જે શબ્દ આદિ વિષયોનો ભોગ અવિવેકી પુરુષને જાગ્રત અવસ્થારૂપે અનુભવમાં આવે છે, તે ચિત્રમાં આલેખેલા નૃત્ય, યુદ્ધ આદિની પેઠે પોતાની પાસે રહેલા હોય તો પણ વિવેકી પુરુષની દૃષ્ટિમાં છે જ નહિ.[૩૨] આ જગત જન્માંધને થતા રૂપના અનુભવની જેમ ભ્રાંતિવાળું અને મિથ્યા છે; એટલે વિવેકી પુરુષને તે દેખાતું હોય, તો પણ રાત્રિમાં આવેલા સ્વપ્નની પેઠે આભાસરૂપે જ માત્ર દેખાય છે; અને ન દેખાતું હોય તો રાત્રિમાં થયેલી ગાઢ સુષુપ્તિની પેઠે, આભાસરૂપે પણ દેખાતું નથી.[૩૩] અવિવેકીઓને દુઃખ પેદા કરનારા આ ત્રણે લોક અવિવેકીઓને જ સત્ય ભાસે છે; બાકી

---

× વાસના છોડી દેવી તે.

× અહીં વિવેકી પુરુષની આત્મનિષ્ઠા અને ઇતર પ્રાણીઓની વિષયનિષ્ઠા, એમ પરસ્પર વિરુદ્ધ સ્થિતિ બતાવવાનો મુખ્ય આશય છે. આ વિષે વિશેષ જોવું હોય તો શ્રીમદ્ ભગવદ્ગીતાના બીજા અધ્યાયનો ૬૯મો શ્લોક અને ટીકા જુઓ.

વિવેકીઓને તે સત્યરૂપે લાગતા જ નથી. જેમ સ્વપ્નમાં અનુભવમાં આવતા રૂપ આદિ બહારના વિષયના ભોગો અને મનના કલ્પેલા માનસિક ભોગો 'આ સ્વપ્ન છે' એવું જ્ઞાન થયા પછી રુચિ પેદા કરી શકતા નથી, તેમ આ જાગ્રત-રૂપી સ્વપ્નાવસ્થામાં પણ રૂપ આદિ બહારના વિષયોના ભોગો અને મનના કલ્પેલા માનસિક ભોગો 'આ જાગ્રત પણ એક જાતના સ્વપ્ન જેવું છે' એવું જ્ઞાન થયા પછી રુચિ પેદા કરી શકતા નથી. તે જાગ્રતરૂપી સ્વપ્નમાં જાગ્રત અવસ્થા-રૂપી સ્વપ્નના ભોગો, વિવેકી પુરુષના ચિત્તમાં ભલે ન સ્ફુરે, તો પણ પોતાના આત્મસુખમાં જ મગ્ન રહી મુક્તદશાને પહોંચી ગયેલો, સર્વત્ર સરખી રીતે પોતાના આત્મસ્વરૂપને ભરપૂરરૂપે સમજનારો, સર્વત્ર સમદષ્ટિ હોવાથી, કોઈ સાથે કશો પણ વિરોધ ન કરનારો અને પરમાત્મામાં શાંત થઈ ગયેલો એ વિવેકી પુરુષ સદાકાળ શીતળ અંતઃકરણવાળો જ રહે છે. જેમ નીચા પ્રદેશ વિના જળનો પ્રવાહ વગેરે ક્રિયા સંભવતી નથી, તેમ વિષયો તરફ નહિ ખેંચાતા વિવેકી પુરુષની પણ ધ્યાન વિના બીજી સ્થિતિ સંભવતી નથી અથવા તો એવા પુરુષની ધ્યાન વિના પણ સદા કાળ એકસરખી જ સ્થિતિ રહ્યા કરે છે. બહારના પદાર્થો મનરૂપ છે અને મન છે તે જ બહારના પદાર્થરૂપ છે. ચિત્ત જ બહારના અને અંદરના પદાર્થોરૂપે આભાસ આપે છે. અનેક તરંગો-વાળાં નદી, સમુદ્ર, તળાવ આદિનું–સમુદ્રથી માંડી નદીના પ્રવાહ આદિ સુધીનું જળ સેંકડો ભેદોવાળું છે, પરંતુ એ બધાં જળને ભેગાં કરી વિચાર કરીએ, તો સામાન્યરૂપે સર્વ એક જળ-રૂપ છે, એમ અનુભવાય છે. તે જ પ્રમાણે અનેક અર્થો અને અનર્થો વડે વીંટાયેલું મન જ બહારના અને અંદરના સર્વ પદાર્થોને આકારે પ્રસરી રહ્યું છે, અને બીજા કશા પદાર્થનો તેમાં ભાસ જ નથી. જેમ જળનું અને તરંગનું જુદા-પણું નથી, તેમ મનનું અને પદાર્થોનું પણ જુદાપણું નથી.[૩૪-૪૦] જેમ પવન અને તેની ચલનશક્તિ એ બેમાંથી એકનો અભાવ થતાં બન્નેનો અભાવ થઈ જાય છે, તેમ પદાર્થ અને મન એ બેમાંથી એકનો અભાવ થતાં બન્નેનો અભાવ થઈ જાય છે. પારમાર્થિક જ્ઞાન વડે એ બેમાંથી એકની શાંતિ થાય છે, એટલે બન્ને નકામાં હોવાથી તથા એકરૂપ જ હોવાથી બન્ને સાથે જ શાંત થઈ જાય છે. વિવેકી પુરુષે જેનું સ્વરૂપ વિચારતા જતાં માત્ર સંકલ્પરૂપ જ છે એવા પદાર્થની ઇચ્છા કરવી નહિ. તેણે જ્ઞાન વડે મનને પણ નિયમિત રાખવું, એટલે પદાર્થો અને મન એ બન્નેની શાંતિ–થઈ જાય છે.[૪૧-૪૩] માટીની પૂતળીમાં ભ્રાંતિથી જે શત્રુભાવ કલ્પી કાઢવામાં આવ્યો હોય છે, તે ખરું જ્ઞાન થતાં ઊડી જાય છે અને તેના તરફનો ભય પણ નાશ પામે છે. તે જ પ્રમાણે વિવેકી પુરુષનું મન અને તેની દષ્ટિમાં દેખાતા પદાર્થો એ બન્ને આભાસરૂપે દેખાતાં હોવાથી નાશ પામે છે. એ તત્ત્વવેત્તા પુરુષની દષ્ટિમાં તો એ પદાર્થો અને મન એ બન્ને પરમાર્થદષ્ટિએ સદાકાળ બ્રહ્મરૂપ જ થઈ રહેલ છે.[૪૪] આ સર્વ દશ્યજાળ જે રૂપે દેખાય છે, તે કરતાં કાંઈ બીજે જ અપૂર્વરૂપે તે રહેલ છે. પરમાર્થદષ્ટિએ તે સત્તારૂપે છે, પરમ આનંદમય છે અને તે જ હેતુ–ફળ આદિરૂપ પણ છે. આમ સમજાતાં સુખ–દુઃખનો ભોગ, જગતને ભોગના સાધનરૂપે ઉત્પન્ન કરનારો કાળ, કાળ વડે થનારા પદાર્થોના જન્મ આદિ વિકારો, તેમનો ભોક્તા (જીવ) અને તેના ભોગ્ય વિષયો, એ બધું તત્ત્વજ્ઞ પુરુષને મિથ્યા લાગે છે.[૪૫] જેમ પડખે સૂતેલા મનુષ્યને આવેલું સ્વપ્ન બીજાના અનુ-ભવમાં આવતું નથી, જેમ બાળકની પાસે ભ્રાંતિ વડે ખડો થયેલો હાઉ બીજાના જોવામાં આવતો નથી અને જેમ કોઈ વીર પુરુષને પિશાચની ભ્રાંતિ જ ઉત્પન્ન થતી નથી, તેમ વિવેકી પુરુષ-ની દષ્ટિમાં અજ્ઞાની જીવોને અનુભવમાં આવતું

આ જગત એ અજ્ઞાની જીવોસહિત દેખાતુ જ નથી.[૪૬] કોઈ વાંઝણી સ્ત્રી જેમ પોતાના મન વડે જ પુત્ર–પૌત્ર આદિ વંશવિસ્તાર વડે વૃદ્ધિ પામે છે, તેમ અવિવેકી પુરુષ પોતાના મન વડે જ્ઞાનીને પણ અજ્ઞાની ગણે છે, પરંતુ તેથી કાંઈ તે તત્ત્વવેત્તાના સ્વરૂપને કશી હાનિ થતી નથી. તત્ત્વજ્ઞ પુરુષના વિચાર પ્રમાણે તો બ્રહ્મ પોતે જ જ્ઞાનનો વિષય નથી, છતાં સ્વયપ્રકાશ હોવાથી તે જાણે પદાર્થોને આકારે થઈ રહ્યું હોય તેમ ભાસે છે.[૪૭] અનાદિ, અનંત, જ્ઞાનસ્વરૂપ અને સર્વના અધિષ્ઠાનરૂપ એ બ્રહ્મતત્ત્વ જ આ સૃષ્ટિની અંદર વિવર્તરૂપે ફેલાઈને રહ્યું છે, એમ તેઓનું સમજવું છે, તેવી જ રીતે મન પણ નામ–રૂપથી રહિત, વિભાગથી રહિત અને અનંત એવા પરમ તત્ત્વરૂપ છે.[૪૮] એ નિર્મળ બ્રહ્મતત્ત્વરૂપી જળ જ જાણે મન–બુદ્ધિરૂપી તરંગોરૂપે થયું હોય તેવું છે. એવી રીતે બહારના પદાર્થો અને અંદરનું મન, એ બન્ને અધિષ્ઠાનતત્ત્વની અંદર ક્યાં સંભવે છે અને તે છે જ ક્યાં?[૪૯] એ બધી કેવળ ભ્રાંતિ છે; માટે તમે પોતાના આત્મસ્વરૂપમાં જ સ્થિર થઈને રહો. પોતાના શુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં રહેનારા અને આકાશ જેમ શરદઋતુનાં વાદળાંથી નિર્લેપ રહે છે, તેમ સદા નિર્લેપ રહેનારા સમાધિનિષ્ઠ પુરુષોને મનન કરવાનો કશો વિષય જ નથી, તેથી તેમને મનનો અનુભવ જ થતો નથી. રજ્જુના સ્વરૂપનું જ્ઞાન થતાં તેમાં થયેલી સર્પની ભ્રાંતિ જેમ દૂર થઈ જાય છે, તેમ આત્મતત્ત્વના યથાર્થ જ્ઞાન દ્વારા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપી અવસ્થાના વિભાગ વડે નાના પ્રકારના અનંત ભાવોને ધારણ કરી રહેલ અને મિથ્યારૂપે જોવામાં આવતા આ સર્વ દશ્યવર્ગને જ દૂર કરી દો. તમે તમારા પોતાના નિર્વિકાર શુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં જ સ્થિતિ રાખો.[૫૦,૫૧] જેમ બીજ ડાળીરૂપે અને ફળરૂપે ... જાય છે, તેમ બુદ્ધિની વૃત્તિ જ બહારના અને અંદરના પદાર્થોને આકારે થઈ રહે છે. તો પછી પદાર્થો અને મન એ બન્ને જુદાં ક્યાં રહ્યાં? અને જાણવાનો કોઈ જુદો વિષય જ ન હોવાથી એ બુદ્ધિની વૃત્તિ પણ જુદી રહેતી નથી, એટલે એ અનિર્વચનીય પરમતત્ત્વની અંદર જ લીન થઈ જાય છે.[૫૨,૫૩] આમ, સર્વ વિશેષભાવથી રહિત, શાંત, સ્વયંપ્રકાશ ચૈતન્યતત્ત્વ જ છેવટ અવશેષ રહે છે. પદાર્થોનું નિરૂપણ મનને અધીન છે. માટે મન જ બાહ્ય પદાર્થને આકારે થયું હોય એમ ભાસે છે; પણ ખરી રીતે તેમ નથી, એ તો એક જાતની ભ્રાંતિ જ છે.[૫૪] તે જ પ્રમાણે મનની સિદ્ધિ પણ પદાર્થજ્ઞાનને અધીન છે. તેથી પદાર્થો જ સંસ્કારરૂપે અંદર કાયમ રહી મનને આકારે થઈ રહેલ હોય એમ ભાસે છે. પણ ખરી રીતે તેમ પણ નથી. એ તો એક જાતની ભ્રાંતિ જ છે. બાકી બ્રહ્મ જ વસ્તુમાત્રનું તત્ત્વ છે, તેથી એ બ્રહ્મ જ કારણ વિના જાણે મનરૂપે થઈ રહ્યું હોય, તેમ મિથ્યા રીતે ભાસ્યા કરે છે અને મન પણ કારણ વિના જાણે પદાર્થોરૂપે થઈ રહ્યું હોય તેમ મિથ્યા રીતે ભાસ્યા કરે છે. એ બન્ને (મન અને પદાર્થ) કેવળ ભ્રાંતિને લીધે બ્રહ્મની અંદર અનુભવમાં આવે છે. એ રીતે મન જો કે વસ્તુતાએ પદાર્થોરૂપે થઈ રહ્યું નથી, તથાપિ કારણ વિના જાણે પદાર્થોરૂપે થઈ રહ્યું હોય તેવું લાગે છે.[૫૫,૫૬] એ મન વીજળીના ચમકારાના જેવું અસ્થિર અને ચપળ છે. તમે એ મનને પોતાના આત્મારૂપ સમજી આ સંસારમાં ભરમાઈ ગયા લાગો છો. પરંતુ તમે જો તમારા ખરા સ્વરૂપને ઓળખો, તો તમે મનરૂપ નથી અને ભરમાયા પણ નથી. મન વડે જ આ આખો સંસાર ખડો થઈ જાય છે અને તે તત્ત્વજ્ઞાન વડે શમી જાય છે.[૫૭,૫૮] છીપમાં જેમ ભ્રાંતિ વડે રૂપું દેખાય છે, તેમ પરમાત્માની અંદર ભ્રાંતિ વડે જુદા કલ્પાયેલા પદાર્થોથી મનુષ્યો નકામાં જ દુઃખી થયા કરે છે. 'હું એવું

કાંઈ છે જ નહિ ' એમ અભાવની ભાવના કરવી એ જ ખરું જ્ઞાન છે અને એ જ્ઞાનથી પાછું આ સંસારમાં અથડાવું પડતું નથી.)[૯] સદામુક્ત પરમતત્ત્વથી હું એવો બીજો પદાર્થ જુદો છે, એમ અહંકારની જો સત્તા માનવામાં આવી, તો તે કેવળ દુઃખકારક જ છે અને ભ્રમરૂપ છે. 'હું ઝાંઝવાના જળના જેવો સાવ મિથ્યા છું અને શૂન્ય સ્વરૂપવાળો છું' એમ તત્ત્વજ્ઞાન વડે સમજવામાં આવે, તો 'હું' એવા વ્યવહારના આધારરૂપ અહંકાર શમી જાય છે. જળ જેમ પોતાના સ્વાભાવિક રૂપને ન છોડતાં તરંગરૂપ થઈ જાય છે, તેમ બ્રહ્મ જ સૃષ્ટિના આરંભકાળમાં સર્વજ્ઞતાને લીધે સરજવાના પદાર્થોનો નિશ્ચય કરી, પોતે હિરણ્યગર્ભરૂપ થઈ જાય છે. પછી, એ હિરણ્યગર્ભના સંકલ્પને અનુસરીને બહારના અને અંદરના સર્વ પદાર્થોરૂપ થઈ રહે છે.[૬૦,૬૧] જેમ મૂળથી માંડી ઠેઠ ડાળીની ટોચ સુધીમાં વૃક્ષની એક જ સત્તા છે, તેમ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ સર્વમાં જ્ઞાતાથી માંડી જ્ઞેય સુધી એક જ બ્રહ્મસત્તા રહેલી છે અને તે અત્યંત નિર્વિકાર છે. જેમ લાખો યોજન સુધી ફેલાઈ ગયા જેવુ દેખાય છે. જો કે શુદ્ધ ચિદાત્માની અંદર અજ્ઞાન આદિનો કશો સંભવ નથી, છતાં જિજ્ઞાસુઓને પરસ્પર બોધ થવાને માટે અજ્ઞાનદશામાં અવિદ્યાની કલ્પના કરવામાં આવી છે.[૬૬,૬૭] મોક્ષના અધિકારી મહાત્મા પુરુષો તત્ત્વજ્ઞાન વડે મૂળ અજ્ઞાનનો નાશ થઈ ગયા પછી પોતાના આત્મામાં જ ગળી જાય છે (લય પામી જાય છે) અને આત્માના અનુભવ વડે પોતાના સ્વરૂપનું અનંતપણું જાણ્યા પછી તે નિરતિશય આનંદ વડે શાંત રહે છે; તથા ભ્રાંતિનો અભાવ હોવાને લીધે કશા વિક્ષેપને નહિ પામતાં તે નિરંતર સમાધિમાં જ વિશ્રાંત થઈ રહે છે.[૬૮]

महानुभावा विगताभिमाना विमूढभावोपशमे गलंति । निर्भ्रांतयोऽनंततयैव शांता नित्यं समाधानमया भवंति ॥ ६८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'બ્રહ્મૈકતાનતોપદેશ' એ નામનો સર્ગ ૪૩ મો સમાપ્ત

## सर्ग ४४ मो

## સમાધિરૂપી કલ્પવૃક્ષનું તથા મનરૂપી

વસિષ્ઠ બોલ્યાઃ—વિવેકી મનુષ્યરૂપી વનની અંદર વિસ્તાર પામી રહેલ અને બીજા ઉત્તમ પુરુષોને પણ સર્વ પ્રકારે જીવનનો આધાર આપનાર સમાધિરૂપી વૃક્ષનું પત્ર, પુષ્પ અને ફળસહિત હું વર્ણન કરું છું, તે તમે સાંભળો.[2] કોઈ જાતના દુઃખને લીધે, અથવા તો પ્રારબ્ધના યોગથી પોતાની મેળે જ અથવા તો કોઈ પણ કારણને લીધે, સંસારરૂપી અરણ્ય સંબંધમાં જ ઉત્કટ વૈરાગ્ય થઈ આવે છે, તે જ સમાધિરૂપી કલ્પવૃક્ષનું બીજ છે, એમ વિદ્વાનો સમજે છે.[3] ઉત્તમ પુણ્યપુંજરૂપી હળ વડે ખેડાયેલું, રાતદિવસ વૈરાગ્યરૂપી રસ વડે સિંચાયેલું અને નિરંતર ચારે બાજુ પ્રવાહરૂપે વહ્યા કરતા પ્રાણવાયુરૂપી ધોરિયા વડે યુક્ત એવું મન જ સમાધિરૂપી કલ્પવૃક્ષને ઊગવાનું ક્ષેત્ર છે, એમ વિવેકીઓનું સમજવું છે.[4] સંસાર સંબંધી વૈરાગ્ય સમાધિરૂપી કલ્પવૃક્ષના બીજરૂપ છે અને તે વિવેકી પુરુષરૂપી વનને વિશે પોતાની મેળે જ વિવેક વડે શુદ્ધ થયેલી ચિત્ત ભૂમિમાં પડે છે.[5] પોતાની ચિત્તરૂપી ભૂમિમાં પડેલા સમાધિના એ વૈરાગ્યરૂપી બીજને મહાબુદ્ધિશાળી વિવેકી પુરુષે (કામ, ક્રોધ આદિના વેગને સહન કરી) કશા ખેદને પ્રાપ્ત ન થતાં નીચે કહેવામાં આવનાર સિંચનના ઉપાયો વડે નિરંતર યત્ન વડે સિંચ્યા કરવું.[6] તેમાં પ્રથમ તો ચંદ્રમાના અમૃતના જેવા મધુર, શીતળ, શુદ્ધ, સ્નિગ્ધ, પવિત્ર અને પોતાનું હિત કરનારાં સત્સંગરૂપી ઉત્તમ ક્ષીર વડે તેનું સિંચન કરવું[7] અને પછી, તેના મુખમાંથી નીકળેલાં 'નેતિ નેતિ' ઇત્યાદિ શ્રુતિનાં વચન વડે સર્વ દ્વૈતનો નિષેધ કરવાથી અંદર સંસારની સ્થિતિ વિનાના શૂન્ય કેવળ આત્મતત્ત્વને જ બોધ કરનારાં, પૂર્ણતાવાળાં, સ્વચ્છ અમૃતના જેવાં મધુર અને શીતળ, ગુરુના હૃદયદેશમાં રહેલ પરબ્રહ્મરૂપી સરોવર-વ્યાખ્યાન દ્વારા બહાર ફેલાયેલાં અને અમૃતના પ્રવાહને ચારે બાજુ વહેવાને માટે નીકના જેવાં દ્વારભૂત એવાં શ્રવણ—મનન આદિ શાસ્ત્રાર્થરૂપી ઉત્તમ જળ વડે તેનું સિંચન કરવું.[8] સંસારને વિષે વૈરાગ્ય એ સમાધિરૂપી વૃક્ષના બીજરૂપ છે અને તે પોતાની ચિત્તભૂમિમાં પડેલ છે, એમ સમજી મહાબુદ્ધિશાળી વિવેકી પુરુષે યત્નથી તેની રક્ષા કરવી.[9] એ બીજને ખીલવવા માટે ચિત્તભૂમિમાં તપરૂપી* ખાતર નાખવું, અને અમાનિત્વ—અદંભિત્વ આદિ જ્ઞાન સાધનોના બળથી દૃઢ કરેલી તીર્થસ્થાન આદિ પુણ્યભૂમિમાં નિવાસ કરવારૂપી કાંટાની વાડ કરી લેવી.[10] એ પ્રમાણે રક્ષણના અને વૃદ્ધિના ઉપાયો વડે એ વૈરાગ્યરૂપી સમાધિબીજને ખીલવવું; પછી એ બીજના રક્ષણને માટે સંતોષ નામનો એક પરિપાલક (રખોપું કરનાર) રાખવો. રક્ષણના કામમાં એ પાલક અતિનિપુણ હોવો જોઇએ, અને તેણે પોતાની મુદિતા નામની પ્રિયા સાથે રહીને આ બીજનું રક્ષણ કરવું જોઈએ. પછી, એ સમાધિના અંકુર ઉપર ઝડપ મારવાને પ્રથમથી જ તૈયાર ઊભેલાં આશારૂપી પક્ષીઓને પોતાના આત્માથી જુદાં પુત્ર—મિત્ર—ધન આદિમાં અનુરાગ થવારૂપી પક્ષીઓને તેમજ ઝડપ મારવાને ટાંપી રહેલાં કામ—ગર્વ આદિ ગીધ પક્ષીઓને એ પરિપાલક ઉડાડી મૂકવાં જોઈએ. અહિંસા મુખ્ય હોવાથી કોમળતાવાળી અને યમ—નિયમ—આસન—પ્રાણાયામ ઈશ્વરભક્તિ આદિ શુભ કર્મરૂપી દંતાળી વડે એ અંકુરના ક્ષેત્રમાંથી રજોગુણરૂપી કચરાને દૂર ફેંકી

* અહીં સાત્ત્વિક તપ જ સમજવાનું છે. તે વિષે શ્રીમદ્ ભગવદ્ગીતામાં નીચે મુજબ લખ્યું છે :

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥
अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च य
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्य
मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रह
भावसंशुद्धिरित्येतत्तपो . मानसमुच्यते ॥

દેવો. વળી અચિંત્ય બ્રહ્મલોકને આપનારા વિવેકરૂપી સૂર્યના તડકા વડે અજ્ઞાનરૂપી અંધકારને પણ તેમાંથી હઠાવી દેવો.[૧૧-૧૩] વિવેકી પુરુષની ઉત્તમ ચિત્તભૂમિમાં ઊગેલા એ વૈરાગ્યરૂપી બીજના નવા અંકુર ફૂટે છે, ત્યારે તેની ઉપર પાપરૂપી વાદળાંઓએ નીચે નાખેલા તથા તરંગના જેવા અતિશય ચપળ એવા સંપત્તિઓ અને સ્ત્રીઓરૂપી વજ્રોના પ્રહારો પડવા માંડે છે.[૧૪] પ્રણવના અર્થરૂપી ત્રિશૂળને ધારણ કરીને ધૈર્ય, ઔદાર્ય અને દયારૂપી મંત્રોથી અને જપ, સ્નાન, તપ તથા ઇન્દ્રિયદમનથી એ પ્રહારોને દૂર કરવા.[૧૫] આવી રીતે વૈરાગ્યરૂપી સમાધિ બીજની રક્ષા કરવામાં આવે, તો એ બીજમાંથી અત્યંત સુંદર, હૃષ્ટપુષ્ટ અને સુશોભિત એવો વિવેક નામનો નવો અંકુર ફૂટે છે.[૧૬] જેમ અભિનવ (બીજના) ચંદ્રમાનો ઉદય થવાથી આકાશ પ્રકાશ વડે મનોહર બની જાય છે, તેમ વિવેકરૂપી અંકુરનો ઉદય થવાથી એ ચિત્તભૂમિ પણ પ્રકાશ વડે મનોહર બની જઈ વિકસિત થઈ જાય છે તથા અતીવ દેદીપ્યમાન બની રહે છે.[૧૭] એ વિવેકરૂપી અંકુરમાંથી પોતાની મેળે જ એક શાસ્ત્રાવલોકન (શાસ્ત્રો વાંચવાં) અને બીજું સત્સંગ એ નામનાં બે પાંદડાં ફૂટે છે.[૧૮] પછી એ અંકુરનું થડ બંધાય છે. તે સંતોષરૂપી ત્વચા (છાલ) વડે યુક્ત છે. અને વૈરાગ્યરૂપી રસ વડે રંગાયેલ છે. તેનું મૂળ દૃઢ થઈ જઈ તે સારી રીતે વધવા માંડે છે.[૧૯] વૈરાગ્યરૂપી રસ વડે પુષ્ટ થઈ ગયેલો અને શાસ્ત્રાર્થરૂપી વર્ષાઋતુના યોગથી સુંદરતાવાળો વિવેકરૂપી અંકુર ફળ સાથે થોડાક કાળમાં જ બહુ વધી જાય છે.[૨૦] વિવેકરૂપી એ અંકુરનું મહાન થડ શાસ્ત્રવિચાર, સત્સંગતિ અને વૈરાગ્યરૂપી રસથી પુષ્ટ થાય છે અને રાગ-દ્વેષરૂપી વાંદરાઓ તેને કંપાવે છે તો પણ તે જરા પણ કંપતું નથી.[૨૧] હવે તેનો આકાર શ્રવણ-મનન આદિથી થયેલા પરોક્ષ જ્ઞાન વડે સુંદર દેખાવા લાગે છે અને તેમાંથી રસ વડે ભરપૂર તથા અતિવિસ્તારવાળા પ્રદેશને રોકી રહેનારી એવી સ્ફુટતા (આત્મતત્ત્વનો સ્ફુટ અનુભવ), સત્યતા, આત્મનિષ્ઠતા, ધીરતા, નિઃસંકલ્પતા, સમાનતા, શાંતતા, મૈત્રી, કરુણા, કીર્તિ અને આર્યતારૂપી શાખાઓ નીકળવા માંડે છે. સદ્‌ગુણરૂપી પત્રોવાળી અને યશરૂપી પુષ્પને ધારણ કરી રહેલી આ સર્વ શાખાઓ વડે વિસ્તારમાં વધી ગયેલું એ જિતેન્દ્રિય વિવેકી પુરુષનું સમાધિરૂપી વૃક્ષ પારિજાત વૃક્ષના જેવું બહુ રમણીય દેખાય છે.[૨૨-૨૪] આમ શાખા, પાંદડાં અને પુષ્પવાળું એ સમાધિવૃક્ષ દિવસે દિવસે બ્રહ્મના સાક્ષાત્કારરૂપી ફળને આપી ઉત્તમતાને પામે છે. એ વૃક્ષ યશરૂપી ફૂલના ગુચ્છાઓથી સુંદર હોય છે, સદ્‌ગુણરૂપી પાંદડાના વિલાસ વડે મનોહર છે, વૈરાગ્યરૂપી રસને લીધે જ વિશેષ વિસ્તરી રહેલું હોય છે અને બુદ્ધિરૂપી મંજરીથી રમણીય આકારવાળું હોય છે. વર્ષાઋતુમાં જેમ વરસાદ સર્વ આશાઓને (દિશાઓને) શીતળ કરી દે છે, તેમ આ સમાધિરૂપી વૃક્ષ મનુષ્યની સર્વ આશાઓને (તૃષ્ણાઓને) શીતળ (શાંત) કરી દે છે; જેમ ચંદ્રમા સૂર્યના તાપને શમાવી દે છે, તેમ એ સમાધિવૃક્ષ સંસાર સંબંધી સર્વ તાપોને

રૂપી વન શોભી રહે છે અને તેમાં આધ્યાત્મિક–આદિ તાપને હરણ કરનારી શીતળતા ચારેકોર ફેલાઈ જાય છે. વળી એ સમાધિવૃક્ષ વિકસિત થયેલી બુદ્ધિરૂપી મંજરી વડે શીતળતાથી અંદરના ભાગમાં બહુ જ સુંદર દેખાય છે.[30,31] એ સમાધિવૃક્ષની શીતળ છાયાની નીચે સંસારરૂપી જંગલોની અંદર ભટકી ભટકીને થાકી ગયેલો મનરૂપી મૃગ સુખેથી થાક ઉતારે છે. જન્મથી માંડીને વટેમાર્ગુરૂપે ભવાટવીમાં ભટકીને જીર્ણ થઈ ગયેલા આ મનરૂપી હરણને દૈવયોગથી કોઈ વખત સારો માર્ગ મળી જાય છે, તો પણ નાના પ્રકારના વાદીઓના કોલાહલથી વ્યાકુળ થઈ જઈને તે તે સન્માર્ગને ચૂકી જાય છે. તેના શરીરમાં રહેલ સત્તારૂપી મૃગચર્મ ઉખેડી લેવાને માટે કામ, ક્રોધ આદિ ષડ્વર્ગરૂપી* પારધીઓ તેના ઉપર ટાંપી રહ્યા હોય છે. પોતાના રૂપને ઢાંકી દેવા માટે તે મૃગ અનેક પ્રકારના આકારવાળાં અસાર શરીર આદિ કાંટાઓની વાડમાં વારંવાર સંતાઈ જાય છે, પરંતુ રાગ–દ્વેષ આદિ દોષોરૂપી કાંટાઓમાં તેનું મુખ આવી જવાથી તે સપડાઈ જાય છે.[32,33] તે સંસારરૂપી અરણ્યની અંદર ચોતરફ પ્રસરી રહેલા વાસનારૂપી પવનને અધીન થઈને રહે છે અને અહંકારરૂપી ઝાંઝવાના જળની નદીને દેખીને તે તરફ દોડે છે જેમ વછનાગ ખાવાથી શરીરમાં દાહ અને તૃષ્ણા થાય છે, તેમ તે આથી દાહ અને તૃષ્ણા વડે વ્યાકુળ થાય છે અને થોડેથી સંતોષ થતો નથી તેથી અતિવિસ્તારવાળા ભોગોમાં જ આદર રાખે છે. દૂરથી લીલા ઘાસની જેમ રમણીય ને સારવાળા લાગતા વિષયો તરફ દોડીદોડીને તેનું શરીર શિથિલ થઈ જાય છે. તે પુત્ર, પૌત્ર આદિ સંબંધથી આવી પડતા આધ્યાત્મિક આદિ દાવાનળના પ્રતાપથી અનર્થરૂપી ખાડામાં ગબડી પડે છે, સમૃદ્ધિરૂપી લતાઓમાં આળોટવાથી પ્રાપ્ત થતાં અનેક સંકટોને લીધે તે લૂલોલંગડો થઈ જાય છે, તૃષ્ણારૂપી સુશોભિત નદીમાં (સુખની આશાથી) પકડવા જતાં ક્ષુધા, તૃષા, શોક મોહ, જરા, મરણ આદિ તરંગો તેને વારંવાર છેટે ફેંકી દે છે. વ્યાધિઓરૂપી દુષ્ટ પારધીના હાથમાં સપડાઈ ન જવાય તે સારુ ભયાતુર બની તે આમતેમ દોડ્યા કરે છે. દૈવગતિની વિચિત્રતાને તે જાણી શકતો નથી. વ્યાધિરૂપી પારધીનો પ્રહાર પડવાના ભયથી તે જાણે પોતાના અવયવોને સંકોચીને જ રહે છે. નેત્ર આદિ જ્ઞાનેન્દ્રિય વડે અનુભવાતા રૂપ–રસ આદિ વિષયોના નિમિત્તને લીધે આવી પડતાં દુઃખરૂપી બાણો વડે તે સદાકાળ ભયભીત જેવો લાગે છે. કામ–ક્રોધ આદિ શત્રુઓ પોતાની પછવાડે પડવાથી તે ગભરાઈ જાય છે, પાષાણોના પ્રહારો વડે કેમ જાણે ઘાવાળો થઈ રહ્યો હોય, તેમ તે અનાદિકાળથી ચાલ્યા આવતા દુઃખના અનુભવના સંસ્કારોથી અંકિત હોય છે.[34–38] સ્વર્ગ–નરકરૂપી ઊંચીનીચી ભૂમિમાં ક્રમ પ્રમાણે ચઢઊતર કરવાથી તે અતિશય લોથપોથ રહે છે. કામ, ક્રોધ અને ભય આદિરૂપે અનેક વિકારોરૂપી પાષાણોના પ્રહારથી તે નિરંતર ઘવાયા કરે છે તથા તૃષ્ણારૂપી સુંદર લતાની જાળમાં પ્રવેશ કરીને ઉઝરડાયા કરે છે. તે પોતાની બુદ્ધિ પ્રમાણે જ આચરણ કરે છે અને બીજાઓની માયા જાણી લેવામાં ચતુર હોતો નથી. ઇન્દ્રિયોરૂપી ગામમાં આવતાં જ તે ચારેકોર દોડાદોડ કરે છે. મહાબળવાન હોવાથી મહાકષ્ટે પણ માંડ પકડી શકાય એવા કામરૂપી હાથીના સખત ઝપાટાથી તે ચગદાઈ જાય છે, વિષયરૂપી અજગરના વિષવાળા લાંબા ફૂંફાડાથી તેને મૂર્છા આવી જાય છે, કામ વડે તે વિહ્વળ બની જાય છે અને સ્ત્રીરૂપી ભૂમિને વિષે રસ લાગવાથી ત્યાં શાંતિ લેવા જતાં તે ઘણીવાર પીડા પામે છે. કોપરૂપી દાવા-

* કામ, ક્રોધ, લોભ, મદ, મોહ અને મત્સર એ રહેનારા શત્રુઓ છે.

નળ વડે તે બળ્યોઝળ્યો રહે છે અને તેથી જાણે પીઠમાં વિસ્ફોટક થયેલ હોય તેમ બહાર પણ આખા શરીરે તેને અગન બળ્યા કરે છે. વારંવાર વિષયોમાં ભટકીભટકીને અનંત ચિંતા, શોક આદિ પ્રબળ દુઃખો વડે તે અંદર પણ બળ્યા કરે છે, પોતાના આત્માને વળગેલા વાસનાઓના અંશરૂપી ડાંસના દોષો વડે તે દુઃખી થયા કરે છે. ભોગ સંબંધી લોભને લીધે સુંદર દેખાતાં વિષયના આનંદરૂપી શિયાળવાં ઘણા કાળથી તેની પછવાડે લાગેલાં જ રહે છે. પોતાનું કાર્ય કરી નાખવાથી ગુસ્સે થયેલો દારિદ્રયરૂપી વાઘ તેની પાછળ દોડદોડ કરે છે. સ્ત્રી–પુત્ર આદિમાં થયેલા મોહરૂપી ઝાકળને લીધે તેની આંખે કશું દેખાતું નથી. તેથી તે કપટરૂપી પર્વતનાં શિખરોમાં અને કુકર્મરૂપી ખાડાઓમાં વારંવાર પછડાયા કરે છે. અભિમાનરૂપી સિંહના પંજાની બીકથી તે હૃદયમાં ભયાતુર થઈ રહે છે. મરણરૂપી વાઘ પોતાના તીક્ષ્ણ નખોના પ્રહારથી એ મૃગને ફૂલની જેમ સુખે ફાડી નખાય એમ માને છે.[૩૯–૪૬] મરણરૂપી એ વાઘથી પણ એ મૃગ સદાકાળ ડરતો રહે છે. ગર્તરૂપી અજગર તેને ગળી જવા માટે સંસારરૂપી મોટા અરણ્યમાં વાટ જોયાં જ કરે છે. કામનાઓના નિમિત્તથી તે ચારે બાજુ દીનતા તથા યાચના વગેરે કરવા માટે દંતકાન્તિ (દાંતની કાન્તિ)-રૂપી યવના અંકુરોને ફેલાવ્યા કરે છે. કેવળ સ્ત્રીઓને માટે જ સુહૃદ્‌ભાવ બતાવનારું તરુણપણું ક્ષણ માત્ર આલિંગન કરીને તેને છોડી દે છે. જાણે કોપને પ્રાપ્ત થઈ ગયેલ હોય તેમ ઉચ્છૃંખલ થઈ રહેલો ઇન્દ્રિયરૂપી વંટોળિયો એ મનરૂપી મૃગને દુર્ગમ ઘોર નરકમાં અને સ્થાવર આદિ યોનિઓરૂપી જંગલોમાં વારંવાર ફગવે છે. પરંતુ કોઈ વખત ઘણા જન્મ વડે સંચિત થયેલાં પુણ્યોનો પાકટકાળ આવતાં એ મનરૂપી મૃગનો ભાગ્યોદય થાય છે. એટલે હે રાજન્! જેમ રાત્રિને વિષે ટાઢ અને અંધકાર વડે પીડાયેલ સર્વ પ્રાણીવર્ગ સૂર્યનો ઉદય થતાં શાંતિને પ્રાપ્ત થાય છે, તેમ એ મનરૂપી મૃગ પણ ઉપર વર્ણવેલા સમાધિરૂપી વૃક્ષની નીચે વિશ્રાંતિ પામીને શાંતિ પામે છે. હે વિવેકી શ્રોતાઓ! તાલી* તમાલ, બકુલ+ આદિ વૃક્ષોના મૂળ જેવું વિશ્રાંતિસુખ આપનારા ભૂલોકથી માંડીને સત્યલોક સુધીના લોકોમાં વસેલા આત્મજ્ઞાનથી રહિત એવા મૂઢ પુરુષો અને પુષ્પોના વિલાસોરૂપી હાસ્યના જેવા ઉપરઉપરથી રમણીય દેખાતા નાશવંત ભોગોના આભાસમાં લીન બની રહીને જ મોક્ષસુખના નામને પણ ઓળખતા નથી, તે પુનર્જન્મરહિત અને પરમ દુર્લભ એવા મોક્ષસુખને તમારો મનરૂપી મૃગ સમાધિરૂપી કલ્પવૃક્ષમાંથી મેળવી શકશે.[૪૭–૫૦]

तालीतमालबकुलादिकवृक्षगुल्मविश्रांतिपुष्पप्रचुर-पुष्पविलासहासैः । नामापि यस्य न विदंति सुखस्य मूढाः प्राप्नोति तच्छमतरोः स्वमनोमृगो वः॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મનોમૃગવિપદ્વર્ણન' એ નામનો સર્ગ ૪૪ મો સમાપ્ત**

## सर्ग ४५ मो×

### સમાધિરૂપી વૃક્ષ પર ચઢવાનો ક્રમ

॥ वसिष्ठ उवाच ॥

इति विश्रांतवानेष मनोहरिणकोऽरिहन् ।
तत्रैव रतिमायाति न याति विटपांतरम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે શત્રુનાશન રામચંદ્રજી! આમ એ મનરૂપી હરિણ સમાધિરૂપી કલ્પવૃક્ષમાં જ વિશ્રાંતિ મેળવી ત્યાં જ આનંદમાં રહેવા લાગે

* ભોંયઆમલી અથવા એક જાતનો તાડનો ભેદ જેને તાડી પણ કહે છે.
+ બોલસરીને સંસ્કૃતમાં બકુલ કહેવામા આવે છે.
× આ પિસ્તાળીસમા સર્ગમાં મનના સમાધિરૂપી કલ્પવૃક્ષની ઉપર ચઢવાનો ક્રમ બતાવવામાં આવશે; અને તેના ઉપર ચઢવા જતાં ઉત્તરોત્તર ભૂમિકામાં સુખની પ્રાપ્તિ થવા વિષે વર્ણન આપવામાં

છે અને બીજા વૃક્ષ તરફ પછી તે જતો જ નથી.[1] એટલા સમયમાં વિવેકરૂપી અંકુરમાંથી વૃદ્ધિ પામેલુ સમાધિરૂપી કલ્પવૃક્ષ પણ પોતાની અંદર રહેલ અને પરમાર્થદષ્ટિએ જોતાં પોતાના આત્મારૂપે અનુભવમાં આવતા મોક્ષરૂપી ફળને ધીરે ધીરે ભૂમિકાના ક્રમ પ્રમાણે સારી રીતે પ્રગટ કરે છે.[2] વિવેકી પુરુષનો મનરૂપી મૃગ સમાધિવૃક્ષની છાયા નીચે સ્થિર ઊભો રહીને એ સમાધિવૃક્ષની ડાળીની ટોચે રહેલા પવિત્ર ફળને દેખે છે.[3] પછી તે બીજા વૃક્ષ તરફ જવાનો વિચાર માંડી વાળે છે અને ચપળતા, પશુભાવ આદિ નીકળી જવાથી તે નરની પેઠે દઢ નિશ્ચય કરીને, એ સમાધિવૃક્ષના પવિત્ર ફળનો સ્વાદ કરવાને માટે તેની ઉપર ચડે છે.[4] પ્રથમ તો વિવેકરૂપી અંકુરમાંથી વિસ્તરી રહેલ એ સમાધિવૃક્ષની ઉપર દઢ રીતે પગ ભરાવે છે અને પછી સંસારરૂપી ભૂમિમાં નીચે લાગેલી દેહાદિક વિષેની અહંતામમતા વગેરેની વૃત્તિને છોડી દે છે. આમ ઉન્નત પદને (ઉત્તમ સ્થિતિને તથા ઉપરના ભાગને) પામ્યા પછી, તે પાછો નીચે દષ્ટિ પણ કરતો નથી. હવે સર્પ જેમ પોતાની કાંચળીને છોડી દે, તેમ વિવેકરૂપી અંકુરના સમાધિરૂપી વૃક્ષ ઉપર ચઢી ગયા પછી, તે ઉત્તમ ફળને માટે પોતાના પૂર્વસંસ્કારોને છોડી દે છે.[5,6] આ રીતે પોતાના આત્માને ઉચ્ચ પદ ઉપર આરૂઢ થયેલો જોઈને 'આટલા કાળ સુધી તુચ્છ વિષયના સુખમાં આનંદ માણનારો હું કૃપણ કોણ હતો!' એમ પોતાના આત્માને (પૂર્વદશાનું સ્મરણ થતાં) હસે છે.[7] એ સમાધિવૃક્ષની કરુણા આદિ બીજી શાખાઓમાં તે ફરતો ફરે છે અને લોભરૂપી સર્પને નીચે ફગાવી દે છે તેમજ જાણે કોઈ મોટો મંડળેશ્વર હોય તેમ અપૂર્વ શોભાને ધારણ કરે છે.[8] સદ્‌બુદ્ધિરૂપી ચંદ્રમાને ઢાંકી દેવામાં અનેક અમાવાસ્યાઓના [illegible] ...ઃખરૂપી ચંદ્રમાના અનેકપણાની ભ્રાંતિ પેદા કરવામાં તિમિરરોગના સમૂહના જેવી અને પ્રાણીઓને બંધનમાં નાખવાને દુર્લંઘ લોઢાની બેડીઓ જેવી તૃષ્ણાઓને તે દિવસે દિવસે છોડતો જાય છે.[9] જે કાંઈ ઈશ્વરેચ્છાથી પ્રાપ્ત થાય તેની એ ઉપેક્ષા કરતો નથી, અને જે મળતું નથી તેને તે ઇચ્છતો પણ નથી. તે સર્વ વ્યવહારોમાં ચંદ્રમાની પેઠે અંદર શીતળ જ રહે છે. શમ, દમ, સંતોષ આદિ અધ્યાત્મશાસ્ત્રમાં બતાવેલા સદ્‌ગુણોરૂપી પાંદડાં ઉપર તે પોતાના આત્માને વિશ્રાંતિ આપે છે. શાસ્ત્રને અનુસરીને પ્રવૃત્તિથી થનારી બ્રહ્મલોક સુધીની ઉત્તમ ગતિ, તેમ સ્વાભાવિક પ્રવૃત્તિથી પ્રાપ્ત થનારી નરક સુધીની અધમ ગતિ—એ અજ્ઞાનદશામાં જ છે; એમ તે સમજી લે છે અને તેને અધોગતિ તરીકે જ જોતો રહી, પોતે તો સમાધિવૃક્ષ ઉપર જ સ્થિરતાથી બેસી રહે છે. મહાભયંકર વિષવૃક્ષની લતાઓમાં ઘૂમી રહેલા વિષપુષ્પોના સમૂહો વડે જાણે પોતાના મોટા દાંતોને બહાર કાઢી બેઠી હોય તેવી થઈ રહેલી પોતાની પ્રથમની ભૂમિકાઓને તે (અજ્ઞાનદશાઓને) સ્મરણમાં લાવીને તુચ્છતાથી હસી કાઢે છે.[11,12] સમાધિવૃક્ષની તે તે ઉત્તરોત્તર ભૂમિકાઓરૂપી શાખાઓમાં તે ચઢવા–ઊતરવાથી વિચિત્રતાવાળી મનોહર ચિત્તવૃત્તિ વડે વિહાર કરે છે અને જેમ રાજાઓ જન્મથી જ આનંદિત રહે છે, તેમ તે સદા આનંદિત રહ્યા કરે છે.[13] તે સ્ત્રી–પુત્ર વગેરે સર્વ કુટુંબીવર્ગ, મિત્રો તથા ધનો એ સર્વ જાણે સ્વપ્નમાં દેખાતાં હોય અને જાણે કોઈ બીજા જન્મનાં હોય તેમ તેમને દેખે છે.[14] શીતળ અને નિર્મળ ચિત્તવાળા પુરુષના રાગ, દ્વેષ, ભય, ઉન્માદ, માન, મોહ અને મહત્તાવાળા જે વ્યવહારો જોવામાં આવે છે, તે સર્વ નટના જેવા વ્યવહારો જાણવા.[15] ઉન્મત્ત ચેષ્ટાના જેવી નિષ્ફળ જણાતી અને તરંગોના જેવી ક્ષણભંગુર આધારવાળી આ સંસારરૂપી

ગ્રાંત્રનાના જળની નદીઓની ગતિઓ તેને પોતાની પાસે નજરે દેખાતી હોય, તો પણ તે તેને મિથ્યાપણાથી હસી કાઢે છે.[૧૬] એ પોતે જીવતાં છતાં શબના જેવો નિઃસકલ્પ તથા નિશ્ચેષ્ટ થઈ રહે છે, અને અપૂર્વ પરમપદમાં શાંતિ પામીને, તે લોક—સ્ત્રી—ધન આદિની કશી જ ઇચ્છા કરતો નથી.[૧૭] તેની દૃષ્ટિ તો કેવળ અદ્વિતીય, શુદ્ધ અને અતિ ઉચ્ચ એવા જ્ઞાનમય મોક્ષરૂપી ફળમાં જ લાગી રહી હોય છે, તેથી તે કેવળ ઉપર (પંચમ ભૂમિકામાં જ) ચઢે છે.[૧૮] ત્યાં સંતોષ રૂપી અમૃત વડે તે પોષણ પામે છે અને પ્રથમની આપત્તિઓને સ્મરણમાં લાવીને અનર્થરૂપ અર્થોના નાશમાં ઊલટો પ્રસન્ન થાય છે.[૧૯] જેમ નિદ્રાવાળો પુરુષ કોઈએ જગાડ્યાથી નિદ્રાસુખનો ભંગ થતાં દુઃખી થાય છે, તેમ એ પણ ભોગો આપનારાં આવશ્યક કાર્યોમાં અને વ્યવહારોમાં સમાધિસુખનો ભંગ થવાથી અતીવ દુઃખી થાય છે.[૨૦] ઘણા લાંબા કાળથી પોતાના અજ્ઞાન વડે આવી પડેલ જન્મ—જરા—મરણ આદિના શ્રમ વડે થાકી જઈ, ઘણો લાંબો પંથ કરનારા વટેમાર્ગુની પેઠે તે નિરંતર રહેનારી ઉદાર વિશ્રાંતિ ઇચ્છે છે.[૨૧] જેમ અગ્નિને પવનથી ખૂબ જ ધમવામાં આવે, તો પણ બળતણ વિના તે શાંત જ થાય છે, તેમ એ શ્વાસોચ્છ્વાસ લેતો હોવા છતાં અહંકાર દૂર થવાથી પોતાના આત્મામાં જ શાંત થાય છે.[૨૨] એ મન બહારના પદાર્થો પર જતી દૃષ્ટિને રોકી શકે છે, પરંતુ પૂર્વના અભ્યાસને લીધે બળાત્કારથી ધીરે ધીરે સ્ફુર્યા કરતા સર્વ પદાર્થો સંબંધી વૈરાગ્યને તે રોકી શકતો નથી.[૨૩] પરમાર્થરૂપી ફળને આપનારી મહાપદવી મેળવ્યા પછી વચન વડે પણ વર્ણવી ન શકાય એવી કાંઈક અનિર્વચનીય યોગભૂમિકાને (છઠ્ઠી ભૂમિકાને) તે મેળવે છે.[૨૪] જેમ કોઈ વટેમાર્ગુ નિર્જળ પ્રદેશમાં ભટકીને કંટાળી જાય છે, તેમ પ્રયત્ન વિના જ દૈવયોગથી ક્યાંયથી આવી પડેલા ભોગો વિશે તેને વૈરાગ્ય આવી જાય છે.[૨૫] કેમ જાણે મદોન્મત્ત હોય તેમ દેહાભિમાનથી રહિત, કેમ જાણે વૈરાગ્યને લીધે ક્ષીણ થઈ ગયેલ હોય તેમ વિષયો તરફ ઉદાસીન રહેનાર, સંસાર સંબંધી વ્યવહારોનું સુષુપ્તિ અવસ્થાવાળાની પેઠે કશું અનુસંધાન જ ન રાખનાર, અંદર જ્ઞાન વડે પૂર્ણ મનવાળો અને મૌનને ધારણ કરી રહેલો એ (મનોમૃગ) કાંઈ અનિર્વચનીય સ્થિતિને પ્રાપ્ત થઈ જાય છે.[૨૬] જેમ કોઈ સિદ્ધ પુરુષ મેરુપર્વતના શિખર ઉપર જઈ બેસે અને પક્ષી વૃક્ષની ટોચ ઉપર જઈ બેસે, તેમ એવા અનિર્વચનીય રૂપને ધારણ કર્યા પછી તે ક્રમપૂર્વક (યોગભૂમિકાના ક્રમ પ્રમાણે) છેવટ પરમાર્થરૂપી ફળની નજીક આવી પહોંચે છે.[૨૭] પછી તે પ્રથમની સર્વ બુદ્ધિનો ત્યાગ કરી, વાસનાનો સંપૂર્ણ ત્યાગ કરી અને મનનો પણ નાશ કરી, આકાશના જેવો અસંગ અને નિર્વિકાર થઈ રહે છે. તે પરમાર્થ (બ્રહ્મભાવ) રૂપી ફળને (સપ્તમ ભૂમિકામાં) ગ્રહણ કરે છે, તેનો આસ્વાદ લે છે, તેનો ઉપભોગ લે છે અને આનંદ વડે તૃપ્ત થઈ જાય છે.[૨૮] સંકલ્પ વડે કલ્પનામાં આવનાર વસ્તુમાત્રનો ત્યાગ કરવાથી દિવસેદિવસે વધતી જતી પોતાના શુદ્ધ સ્વરૂપમાં શાંતિ થવી એ જ પરમાર્થરૂપી ફળને પ્રાપ્ત કરવામાં મુખ્ય ઉપાયરૂપ કહેવાય છે.[૨૯] ભેદબુદ્ધિનો લય થઈ જતાં છેવટે એક અભેદ જ અવશેષ રહે છે અને એ સર્વના અધિષ્ઠાનરૂપ એક શુદ્ધ, અનાદિ અને અનંત પરમતત્ત્વને જ ડાહ્યા પુરુષો બ્રહ્મ કહે છે.[૩૦] લોકૈષણા (માનપાન અને સ્વર્ગ વગેરેની ઇચ્છા)માં વૈરાગ્યવાળો, સ્ત્રીપુત્ર આદિની ઇચ્છાઓનો ત્યાગ કરી દેનારો અને ધનની ઇચ્છાથી પણ રહિત એવો કોઈ ઉત્તમ પુરુષ જ એ પરમપદમાં વિશ્રાંતિ પામી શકે છે.[૩૧] દૃશ્યનું તત્ત્વ શોધવા જતાં અધિષ્ઠાનચૈતન્ય જ તેના તત્ત્વરૂપે અવશેષ રહે

છે અને દ્રષ્ટાનું તત્ત્વ શોધવા જતાં પણ અંદર રહેલું ચૈતન્યતત્ત્વ જ અવશેષ રહે છે. આમ, એ બન્નેની એકતારૂપી પરમ ઉત્કૃષ્ટ પરિણામ વડે ખરું જ્ઞાન થાય છે; એટલે જેમ તાપ પડતાં બરફનો સમૂહ ઓગળી જાય છે, તેમ ભેદબુદ્ધિનો લય થઈ જાય છે.[૩૨] ધનુષ્ય દોરી ખેંચાતાં ખૂબ જ વાંકું વળી જાય છે, પણ ફરીથી મૂળ સ્થિતિમાં આવી જાય છે; પરંતુ તત્ત્વસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ ગયેલા વિવેકી પુરુષના સ્વભાવમાં તેમ થતું જ નથી. એ વિવેકીની સ્થિતિ તો કોમળ પુષ્પની આળાની જેમ સરળ જ હોય છે અને તેની તે જ સ્થિતિ કાયમ રહે છે.[૩૩] સ્તંભની અંદર અપ્રકટ અવયવોવાળી પૂતળી રહેલી જ છે, તે નહિ દેખાવાથી સાચી પણ નથી, તેમ તેનો આકાર ઘડાતાં દેખાય તેમ છે એટલે જૂઠી પણ નથી. તેવી જ રીતે પરમાત્માની અંદર આ જગતની સ્થિતિ રહેલી જ છે અને તે સાચી પણ નથી અને ખોટી પણ નથી.[૩૪] જ્ઞાન થયા પહેલાં, અવિવેકી દશામાં, બ્રહ્મ આ દશ્યપ્રપંચ સાથે જણાય છે અને તેનું નિર્ગુણસ્વરૂપ અનુભવમાં જ આવી શકતું નથી. તેથી તેનું ધ્યાન કરી શકાતું નથી અને (અજ્ઞાનને લીધે યથાર્થ ન થઈ શકવાથી) તે કાંઈ ઉપયોગી પણ નથી. બાકી, જ્ઞાનને પ્રાપ્ત થઈ ગયેલો પુરુષ પોતાની મેળે સ્વાભાવિક રીતે પોતાના સ્વરૂપનું જ ધ્યાન ધરી રહે છે.[૩૫] જે પુરુષને દશ્ય પદાર્થો તરફ અત્યંત વૈરાગ્ય જોવામાં આવે, તેને બોધને પ્રાપ્ત થઈ ગયેલો જ સમજવો; કેમકે અવિવેકી પુરુષથી દશ્યનો ત્યાગ કરી શકાતો નથી.[૩૬] 'દ્રષ્ટા-દશ્ય વગેરે સર્વ ચૈતન્યરૂપ છે, એવો જ્ઞાનને લીધે અખંડ અનુભવ રહ્યા કરવો, એ જ 'સમાધિ' શબ્દ વડે કહેવામાં આવે છે; કેમકે તે વડે ચિત્ત વિક્ષેપ વિનાનું સદા શાંત જ રહે છે. 'દ્રષ્ટા-દશ્ય વગેરે સર્વ એક જ છે અને તે ચૈતન્યરૂપ છે' એવો જ્યારે અનુભવ વડે મનમાં નિશ્ચય થાય છે, ત્યારે પોતાની મેળે જ એક અખંડ સમાધિની અંદર રહેવાય છે. ઉત્તમ પુરુષો કહે છે કે, દશ્યપદાર્થો તરફ અરુચિ થવી એ જ તત્ત્વવેત્તા પુરુષનો ખાસ સ્વભાવ છે અને ચિત્તમાં દશ્યનું સ્ફુરણ થઈ આવવું, એ અવિવેકીઓનો સ્વભાવ છે.[૩૭-૩૯] અજ્ઞાની પુરુષોને જ આ જગતના વિષયો ગળ્યા લાગે છે; જ્ઞાની પુરુષોને તે ગળ્યા લાગતા જ નથી. કેમકે જેણે અમૃતપાન કર્યું છે, તેને કડવી કાંજીની મદિરા ઉપર રુચિ જ ન થાય.[૪૦] તૃષ્ણારહિત, વૈરાગ્યવાન અને આત્મનિષ્ઠ હોવાથી સર્વ એષણાઓને ત્યજનાર વિવેકી પુરુષને હૃદયમાં કશી ઇચ્છા ન હોવા છતાં સહજ સમાધિ થઈ રહે છે.[૪૧] તૃષ્ણાને લીધે જ સ્વરૂપનું અનુસંધાન છૂટી જાય છે, તો પછી જેને મુદ્દલ તૃષ્ણા જ નથી એવો પુરુષ પોતાના સ્વરૂપના અનુસંધાનને છોડી દઈ ક્યાં મનની સ્થિતિ રાખે? શી રીતે રાખે? અને કોણ રાખે?[૪૨] અથવા તો, તૃષ્ણા વિનાનો વિરક્ત વિવેકી પુરુષ પોતે અનંત બ્રહ્મરૂપ જ થઈ રહેલો હોય છે અને વ્યાવહારિક આવશ્યક કાર્યમાં બીજાઓને આભાસરૂપે જણાતી તેની તૃષ્ણા પણ ખરી રીતે બ્રહ્મરૂપ જ થઈ ગયેલી હોય છે. આથી તેને વખતોવખત ભલે બાહ્ય પદાર્થોનો ગમે તેવો બોધ થતો હોય, પરંતુ તે બોધ તેને વિક્ષેપ કરી શકતો નથી.[૪૩] જેમ પાંખોથી રહિત થયેલો પર્વત પોતાની મેળે જ ધરતી ઉપર સ્થિર થઈ રહે છે, તેમ તૃષ્ણાથી રહિત થઈ રહેલા વિવેકી પુરુષને પણ અનંત ધ્યાન પોતાની મેળે જ પ્રાપ્ત થવા લાગે છે.[૪૪] જેમ સારી રીતે પ્રજળેલા અગ્નિમાં ઘીનું ટીપું રહી જ શકતું નથી, તેમ શુદ્ધ ચૈતન્યતત્ત્વને પોતાના આત્મારૂપે અપરોક્ષપણે અનુભવનારા તત્ત્વજ્ઞ પુરુષને જ્ઞાનના પ્રભાવથી સદાકાળ સહજસમાધિ સિદ્ધ રહે છે. પછી તેને સમાધિના પ્રયત્નની કશી જરૂર રહેતી નથી.[૪૫] વિષયો તરફ પરમ વૈરાગ્ય હોવો એ જ સમાધિ

કહેવાય છે, અને જેણે એ વૈરાગ્યને મેળવ્યો હોય તે પરબ્રહ્મ પુરુષને ખરેખર નમસ્કાર હો![૪૬] વિષયો વિષેનો જેનો વૈરાગ્ય પ્રૌઢતાને પામ્યો હોય છે, તેને ઇન્દ્ર આદિ દેવતાઓ કે દૈત્યો પણ ધ્યાનનો ભંગ કરવાને શક્તિમાન થઈ શકતા નથી.[૪૭] વિષયો વિષે પરમ વૈરાગ્ય મેળવવો, એ જ વજ્રના જેવું દૃઢ ધ્યાન છે; માટે તમે તેને જ સાધવાનો યત્ન કરો. જ્ઞાન થવાને લીધે જો ભેદબુદ્ધિ દૂર થાય, તો પછી બીજા તુચ્છ ધ્યાનની શી જરૂર છે?[૪૮] મૂર્ખ પુરુષોની દૃષ્ટિમાં જ જગતનાં નામ-રૂપ દેખાય છે, બાકી વિવેકીઓને તે દેખાતાં નથી. હે સુજ્ઞ શ્રોતાઓ! વિવેકી અને અવિવેકી, જ્ઞાન અને અજ્ઞાન, જગત અને પરમેશ્વર, એ સર્વ એકરૂપ થઈ જઈને જે અધિષ્ઠાન ચૈતન્ય વિશે પ્રકાશિત થઈ રહ્યાં છે, તેમાં જ તમે શાંતિ મેળવો. જ્ઞાનભૂમિમાં આરૂઢ થઈ રહેલા વિવેકી પુરુષને આત્મા વિના જુદા પદાર્થોની સત્તા કે અસત્તા કિંવા દ્વિત્વ કે એકત્વ એ કશું દેખાતું હોય એવો કોઈએ નિર્ણય કર્યો નથી. પરમપદમાં શાંતિ મેળવવાનો એક ઉપાય અધ્યાત્મશાસ્ત્રનો આદરપૂર્વક નિરંતર અભ્યાસ કર્યા કરવો એ છે અને બીજો ઉપાય સત્સંગ છે.[૪૯-૫૧] એનો ત્રીજો ઉપાય ધ્યાન છે. આમાં અનુક્રમે એક પછી એક શ્રેષ્ઠ છે. જીવ અપરિચ્છિન્ન બ્રહ્મચૈતન્યનું એક પ્રતિબિંબ જ છે. તે અરીસાની પેઠે આશ્રયરૂપ થઈ રહેલ અંતઃકરણરૂપ ઉપાધિને લીધે પરસ્પર ભિન્ન ભિન્ન રૂપને ધારણ કરી લે છે. આ જગતને વિષે તે સર્વને પ્રિય-અપ્રિય વસ્તુનો સંબંધ થાય છે અને તેઓ પોતપોતાનાં કર્મની વિચિત્રતા પ્રમાણે બ્રહ્માથી માંડી ઠેઠ તરણા સુધીનાં નાનાંમોટાં શરીરોમાં ઉદય પામે છે. આ પ્રમાણે અનાદિ કાળથી જ આ સૃષ્ટિનો ક્રમ ચાલ્યો આવે છે. તેમાં કોઈ પુણ્યાત્મા પુરુષ ભાગ્યનો ઉદય થવાથી જ્ઞાનના અધિકારને યોગ્ય એવો માનવજન્મ મેળવે છે અને તેમાં તેને શાસ્ત્ર-વિચાર તથા સત્સંગ વગેરે ઉપાયો મળી આવે છે. આમ થતાં, તે જગતરૂપી ચોપાટની અંદર સોગઠાની પેઠે આગલા-પાછલા અનેક જન્મ-મરણમાં ભ્રમણ કરવારૂપી ક્રીડાનું અવલોકન કરે છે અને તેને જ્ઞાનનો કે વૈરાગ્યનો ઉદય થઈ આવે છે.[૫૨,૫૩] જ્ઞાન અને વૈરાગ્ય એ બેમાંથી એકની પણ સિદ્ધિ થતાં પણ બન્નેની સિદ્ધિ થઈ જાય છે. પછી જ્ઞાનરૂપી અગ્નિથી ભસ્મ થઈ ગયેલો કપાસ બુદ્ધિરૂપી પવનના ઝપાટાથી પરમ શાંત ચિદાકાશને વિશે કોણ જાણે ક્યાંય ઊડી જાય છે અને પાછો જાણવામાં જ આવતો નથી. આ જગતની ભ્રાંતિ વસ્તુતાએ નિર્મૂળ છે અને ઉપરઉપરના જ્ઞાનથી તે ભ્રાંતિ લય પામી શકતી નથી (જેમ ચિત્રમાં આલેખેલો અગ્નિ મનુષ્યની ટાઢને દૂર કરી શકતો નથી, તેમ એ ઉપલકિયું જ્ઞાન મનુષ્યના અજ્ઞાનને દૂર કરી શકતું નથી) જેમ અવિવેકી મનુષ્યમાં મિથ્યા આસક્તિ થવાથી સંસાર સબંધી ભ્રાંતિ અધિકાધિક વધતી જાય છે, તેમ જ્ઞાનવાન પુરુષમાં જ્ઞાન-બળને લીધે એ ભ્રાંતિનો ક્ષય ઉત્તરોત્તર વધવા માંડે છે. અજ્ઞાની પુરુષને સત્યરૂપે જણાતી આ જગતની ભ્રાંતિ વિવેકી પુરુષની દૃષ્ટિમાં નામ-રૂપ વિનાની (કેવળ બ્રહ્મરૂપ) ભાસે છે, અને કેમ જાણે ચિત્રમાં આલેખેલી હોય, તેમ આ ત્રણે લોકની સ્થિતિ તેને માત્ર આભાસરૂપે જોવામાં આવે છે. જ્ઞાનવાન પુરુષના ચિત્તમાં આ જગતની સ્થિતિ કેમ જાણે શૂન્યતા વડે રચાયેલી હોય અને સુષુપ્તિ વડે સ્વપ્નાદિકની પેઠે ખડી થઈ ગયેલી હોય, તેમ કેવળ મનોમય ભાસે છે; તેમજ તે ચિદાત્માની અંદર આરોપિત છે એમ તેને જણાય છે. અજ્ઞાનથી રહિત થઈ ગયેલા એ વિવેકી પુરુષને તો જ્ઞાનનો ઉદય થતાં ખરેખર, અહંકાર કે જગતની સ્થિતિ એ કશુ પણ દેખાતું-જ નથી.[૫૪-૫૯] તેનું શરીર જો કે પ્રારબ્ધનો નાશ થતાં સુધી આભાસરૂપે બીજાઓની નજરે

આવે છે, પરંતુ તેની અંદરની સ્થિતિ કાંઈક અપૂર્વ જ હોય છે. કાંઈક જ્ઞાન અને કાંઈક અજ્ઞાન, એ બન્ને વડે વીંટાયેલું ચિત્ત જરા લીલા અને જરા સૂકા એવા લાકડાની પેઠે અર્ધ-દગ્ધ અવસ્થામાં રહે છે.[૬૦] કાંઈક જ્ઞાનને લીધે તે એક તત્ત્વ તરફ રુચિવાળું હોય છે અને કાંઈક અજ્ઞાનને લીધે તે જગતના પદાર્થો વડે વિક્ષિપ્ત રહેવાથી બરાબર આત્માકાર રહી શકતું નથી એવા અર્ધદગ્ધ ચિત્તવાળા પુરુષોમાં જો અજ્ઞાન-નો ભાગ વિશેષ હોય, તો તેઓ પરસ્પર વિવાદો કરે છે અને જો જ્ઞાનનો ભાગ વિશેષ હોય, તો તેઓ એકબીજામાં મિત્રભાવને પ્રાપ્ત થઈ જાય છે. જેમ સાતમી ભૂમિકામાં આરૂઢ થઈ રહેલો સમાધિનિષ્ઠ પુરુષ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણેના સ્વભાવને જાણતો નથી, તેમ પરિપક્વ જ્ઞાનવાળો પુરુષ પણ લોકોત્તર સ્થિતિને પહોંચી ગયેલો હોવાથી જગતની સત્તા કે અસત્તાને (પોતાને કશું પ્રયોજન ન હોવાને લીધે) દેખ-તો જ નથી. વસ્તુતાએ જોતાં વાસના જ મનરૂપ છે અને તે અવસ્તુરૂપ (મિથ્યા) હોવાથી પોતા-ના વિચાર વડે નાશ પામી જાય છે; એટલે મોક્ષ-ની પ્રાપ્તિ થાય છે. બાકી, વાસનાના નાશથી આત્માનો નાશ થતો નથી.[૬૧-૬૪] મોક્ષની ઇચ્છા કરનારો એ મનરૂપી હરિણ ઉપર કહ્યા પ્રમાણે ક્રમે કરી અંકુર, થડ, શાખા, પલ્લવ, પુષ્પ અને ફળ સુધી સંપૂર્ણ પાકી જવાથી કાળે કરી પોતા-ની મેળે જ વૃદ્ધિ પામેલ જ્ઞાનરૂપી ફળને ધારણ કરી રહેલા એ સમાધિરૂપી વૃક્ષમાંથી, અખંડ બ્રહ્માકાર વૃત્તિ વડે અનુભવમાં આવતા પરમા-નંદરૂપી અતિશ્રેષ્ઠ રસાયનફળનું ભક્ષણ કરીને, સંસારરૂપી બેડીમાંથી મુક્ત થઈ જાય છે.[૬૫]

ध्यानद्रुमात्स्वयमुपोढमनल्पपाकात् कालेन चोक्मुपयातवतः क्रमेण । भुक्त्वा रसायनफलं परबोधमाद्यमिच्छन्मनोहरिणको निगडाद्विमुक्तः॥

**સર્ગ ૪૫ મો સમાપ્ત**

## સર્ગ ૪૬ મો*

### સમાધિનું ફળ

॥ वसिष्ठ उवाच ॥

**परमार्थफले ज्ञाते मुक्तौ परिणतिं गते ।**
**बोधोऽप्यसद्भवत्याशु परमार्थो मनोमृगः ॥१॥**

વસિષ્ઠ બોલ્યાઃ–પરમાર્થરૂપી ફળનો સાક્ષાત્ ઉપભોગ કરવાથી ચિત્ત મોક્ષને વિષે પરિણામ પામે છે; એટલે છેવટની આત્મસાક્ષા-ત્કાર કરનારી વૃત્તિ પણ અસત્ય ભાસે છે અને એ મનરૂપી મૃગ પરમાર્થ (આત્મા)રૂપ થઈ જાય છે.[૧] પછી, તે મૃગપણું, ખૂટી ગયેલા તેલ-વાળા દીવાની જેમ કોણ જાણે ક્યાંય જતું રહે છે અને તેને અનંત પ્રકાશ કરનારી પરમાર્થ-દશા જ પ્રાપ્ત થાય છે.[૨] સમાધિરૂપી કલ્પવૃક્ષના પરમાર્થરૂપી ફળને પામ્યા પછી, મન આત્મ-ભાવને પ્રાપ્ત કરે છે અને પાંખો વિનાનો થઈ રહેલો પર્વત જેમ સ્થિર થઈ બેસે છે, તેમ તે વજ્રના જેવી અચળ સ્થિતિને ધારણ કરે છે.[૩] ત્યારે એવું મનપણું, જેના વડે બાહ્ય પદાર્થોનું મનન થાય છે, તે પણ ક્યાંય ભાગી જાય છે અને શુદ્ધ બોધ જ અવશેષ રહે છે. એ બોધનો કોઈ વખત બાધ થઈ શકતો નથી. તે નિરવયવ છે, અનંત છે, પૂર્ણ છે અને તે વિભાગ વિનાનું ચૈતન્યસ્વરૂપ છે.[૪] ચિત્તની અંદર ચિદાત્માની જ કાંઈ સત્તા રહી છે, તે જ્ઞાન વડે ચિત્ત આદિ-નો બાધ થઈ જતાં તેનાથી જુદી જણાય છે અને શુદ્ધ ચૈતન્યરૂપે કેમ જાણે પાછી ઉદય પામતી હોય એવી દેખાય છે. તે અનાદિ તથા અનંત-પણે પરમાર્થનો પ્રકાશ થવારૂપી સ્વચ્છ ફળને આપે છે.[૫] સર્વ ઇચ્છાઓ–માત્ર નાશ પામી ગયા પછી અનાદિ તથા અનંત એવું આત્મ-

* આ છેતાળીસમા સર્ગમાં સમાધિરૂપી વૃક્ષનું ફળ ખાવાથી મનની જેવી સ્થિતિ થાય છે, તે વિષે અને વિષયો તરફ જેવો દૃઢ વૈરાગ્ય કાયમ રહે છે, તે વિષે વર્ણન કરવામાં આવશે.

ધ્યાન જ સહેજે અવશેષ રહે છે અને તેમાં કશો વિશેષ પરિશ્રમ કરવો પડતો નથી. જ્યાં સુધી બ્રહ્મનું ખરું સ્વરૂપ ઓળખવામાં આવતું નથી અને પરમપદમાં શાંતિ મળી નથી, ત્યાં સુધી મન વડે બાહ્ય પદાર્થોનું મનન થયા કરે છે અને તેથી ધ્યાનનો અનુભવ થતો નથી. પરંતુ જ્યારે સર્વ પદાર્થો પરમાર્થ એવા પરમતત્ત્વ સાથે એકતારૂપને પામે છે, ત્યારે મન ક્યાં જતું રહે છે, વાસના પણ ક્યાં જતી રહે છે, કર્મો પણ ક્યાં જતાં રહે છે અને હર્ષ–ક્રોધ આદિ વિકારો પણ ક્યાં જતા રહે છે, તે જાણવામાં જ આવતું નથી. ફક્ત એ યોગી કેવળ ધ્યાનનિષ્ઠ બન્યો હોય એવો દેખાય છે અને તે પાંખો વિનાના પર્વતની પેઠે વજ્રના જેવી દઢ સમાધિમાં સ્થિર રહે છે.[૭-૯] સર્વ ભોગો વિરસ જણાયાથી તેમાં વૈરાગ્યને પ્રાપ્ત થઈ ગયેલ-શાંત ઇન્દ્રિયવાળા, સર્વ દશ્યજાળને નીરસ સમજી કશામાં આસક્ત નહિ થનાર, પોતાના આત્મામાં જ આનંદ માનનાર અને ક્રમે કરી ચિત્તવૃત્તિ આત્માની અંદર ધ્યાન દ્વારા ગળી ગયેલી હોવાથી, બળાત્કારથી પરમ શાંતિને પ્રાપ્ત થઈ ગયેલ યોગી પુરુષ સહજ રીતે જ સમાધિસિદ્ધ છે; એને વિષે કોણ વિચાર કરે છે?[૧૦,૧૧] શુદ્ધ ચિત્તવાળા વિવેકી પુરુષો તો વિષયો પર એટલો બધો વૈરાગ્ય લાવે છે કે એ ભોગોને ચિત્રમાં આલેખેલા પુરુષની પેઠે મિથ્યા આભાસમાત્ર સમજી, તે તરફ તેઓ દષ્ટિ સરખી પણ કરતા નથી.[૧૨] વાસનાનો ક્ષય થઈ જવાને લીધે ધૈર્યવાન વિવેકી પુરુષ, જગત સંબંધી પદાર્થો તરફ દષ્ટિ જ કરતો નથી અને બીજો કોઈ જાણે તેને સમાધિમાં પ્રવેશ કરાવતો હોય, તેમ તે નિરંતર વજ્રના જેવી અભેદ્ય સમાધિને વર્યા કરે છે.[૧૩] જેમ વર્ષાઋતુમાં નદીનું પૂર પોતાની મેળે જ વહેવા માંડે છે, તેમ જ સમાધિ બળાત્કારથી જ્ઞાનબળને લીધે પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે, તેનો એકાગ્રતા વડે અનુભવ કરનારું ચિત્ત પાછું ફરી વાર તેમાંથી ડગતું જ નથી.[૧૪] બધી બાબતમાં શીતળતાને લીધે ધ્યાનની અંદર બળાત્કારથી વિષયોનું જ વિરસપણું જણાવું તેજ સમાધિ છે, બીજું કાંઈ તેનું સ્વરૂપ નથી.[૧૫] વિષયો વિષે દઢ વૈરાગ્ય થવો એ જ ધ્યાન કહેવાય છે. તે ધ્યાન ક્રમે કરી પરિપાકને પામીને વજ્રના જેવું અભેદ્ય થઈ જાય છે.[૧૬] ભોગ સંબંધી વૈરાગ્યરૂપી બીજ અંકુરિત થવું, એનું નામ ધ્યાન કહેવાય છે. એ બીજ પોતાનાં મૂળ ઊંડાં નાખીને પ્રૌઢ અવસ્થાને પામે છે, ત્યારે તેને સમાધિરૂપ કહેવામાં આવે છે.[૧૭] નિરંતર વાસનાનો ક્ષય થવાથી જ સાક્ષાત્કારવૃત્તિ વડે અનુભવમાં આવે છે, કે બ્રહ્મ જ અવિદ્યાનો ક્ષય કરવાથી જ્ઞાન કહેવાય છે, વાસનાનો ક્ષય કરવાથી ધ્યાન કહેવાય છે અને સર્વ દુઃખનો ક્ષય કરનાર પરમ આનંદને પ્રકટ કરવાથી 'નિર્વાણ' કહેવાય છે.[૧૮] જો ભોગો વિષે વૈરાગ્ય હોય, તો પછી બીજા ધ્યાનની ખટપટમાં શા માટે ઊતરવું? અને જો ભોગો વિષે વૈરાગ્ય ન હોય, તો પછી ધ્યાન કરવાની જરૂર પણ શી?[૧૯] દશ્ય સંબંધી આસક્તિથી રહિત થઈ ગયેલ અને સારી રીતે જ્ઞાનને પામેલ તત્ત્વજ્ઞ પુરુષને એકધારી નિર્વિકલ્પ સમાધિ રહેવા માંડે છે. જે પુરુષને દશ્ય તરફ જરા પણ રુચિ થતી નથી, તે જ જ્ઞાની છે એમ સમજવું. સંસાર સંબંધી ભોગો જ્યારે વૈરાગ્યને લીધે ચિત્તમાં રુચિકર થતા નથી, ત્યારે જ ઉત્તમ જ્ઞાનનો ઉદય થાય છે.[૨૦,૨૧] જે પોતાના ચૈતન્યસ્વરૂપમાં શાંત હોય, તેને ભોગીપણું ક્યાંથી હોય! ભોગોની ઇચ્છા કરવી, એ આત્માનો સ્વભાવ નથી. હવે તે ભોગોનો નાશ થઈ ગયો, એટલે પછી તે કેવી રીતે અને ક્યાંથી ઉદય પામે?[૨૨] વેદાંત આદિ ઉત્તમ શાસ્ત્રોનું શ્રવણ, ઉપનિષદ આદિનો પાઠ તથા પ્રણવ આદિનો જપ કરવો, અને એ પછી સમાધિનિષ્ઠ થઈ રહેવું. પછી થાકી ગયા બાદ

સમાધિમાંથી ઊઠીને વળી વેદાંત આદિ ઉત્તમ શાસ્ત્રનું શ્રવણ, ઉપનિષદ આદિનો પાઠ અને પ્રણવ આદિનો જપ કરવો.[૨૩] ખેદને મટાડી દેવો, સર્વ શંકાઓથી રહિત થવું, રમણીયતાને ધારણ કરવી, ચિત્તને સમાન તથા શાંત રાખવું, અંદર શરદઋતુનાં વાદળાંના જેવા નિર્મળ થઈ રહેવું, સુષુપ્તિ અવસ્થાની પેઠે કશા વિક્ષેપને પામવું નહિ અને વૃત્તિને એક ચિદાકાર જ કરી રાખવી. આમ, તમે સમાધિનિષ્ઠ જ થઈ રહો.[૨૪]

निर्वाणमासीत निरस्तखेदं समस्तशंकास्तमयाभिरामम् । सुषुप्तसौम्यं समशांतचित्तं शरद्घनाभोगविशुद्धमंतः ॥ २४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સામ્યાવબોધન' એ નામનો સર્ગ ૪૬ મો સમાપ્ત**

## सर्ग ४७ मो×

## મોક્ષનાં સાધનો અને વૈરાગ્યની પ્રાપ્તિ

॥ वसिष्ठ उवाच ॥

संसारभारसुश्रांतः संकटेषु लुठत्तनुः ।
योऽभिवांछति विश्रांतिं तस्य क्रममिमं शृणु ॥

વસિષ્ઠ બોલ્યાઃ—સંસારરૂપી ભારથી ખૂબ થાકી ગયેલો અને મરણ–મૂર્ચ્છા આદિ અનેક સંકટોમાં આળોટનારા શરીરને ધારણ કરી રહેલો જે પુરુષ શાંતિ મેળવવાને ઇચ્છતો હોય, તેનો આ ક્રમ હું કહું છું, એ તમે સાંભળો.[૧] કોઈ કારણને લીધે અથવા વિનાકારણે વિવેકનો એકાદો અંકુર પોતાના હૃદયમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તાપ વડે તપેલા પુરુષો, જેમ ઉત્તમ છાયાવાળાં અને રસ્તાના શ્રમને હરનારાં માર્ગનાં વૃક્ષોનો આશ્રય લે છે, તેમ એ મુમુક્ષુપુરુષ મહાત્માઓનો આશ્રય લે છે.[૨,૩] જેમ માર્ગે ચાલનારો કોઈ પથિક પોતાને કાંઈ પ્રયોજન ન હોવાને લીધે યજ્ઞના યૂપને÷ દૂરથી જ છોડી દે છે, તેમ એ મુમુક્ષુપુરુષ પણ અજ્ઞાની પુરુષોને છેટેથી જ છોડી દે છે. તે તો વિદ્વાન પુરુષોના માર્ગને અનુસરીને સ્નાન, દાન, તપ અને યજ્ઞ વગેરે શુભ કર્મને કરતો રહે છે.[૪] જેમ ચંદ્રબિંબ અમૃત ધારણ કરે છે, તેમ એ વિવેકી પુરુષ પણ પરિણામે લોકોનું હિત કરનારા, આનંદ ઉપજાવનારા, પોતાને યોગ્ય, આપોઆપ આવી મળેલ અને રમણીય એવા વ્યવહારને ધારણ કરે છે. બીજા ઉત્તમ પુરુષોની બુદ્ધિને અનુસરીને ચાલનારો, પારકા મનોરથોને પૂરનારો, પવિત્ર કર્મોમાં શ્રદ્ધાવાળો અને ભવ્ય એવો વિવેકી પુરુષ શાંતિપૂર્વક તથા અપૂર્વ રીતે વ્યવહારમાં પ્રવૃત્ત રહે છે.[૬] વિવેકી પુરુષની અભિનવ સંગતિ માખણના મુખ્ય આશ્રયરૂપ દહીંના પિંડાની જેમ સ્વચ્છ, સ્નિગ્ધ, મૃદુ, મધુર અને મનોહર હોય છે અને તે મનુષ્યના ચિત્તમાં સુખ ઉત્પન્ન કરે છે.[૭] ચંદ્રમાનાં કિરણોના સમૂહની પેઠે શીતળ અને પવિત્ર એવાં વિવેકી પુરુષનાં ચરિત્રો મનુષ્યના ચિત્તને અંદર શીતળ કરી દે છે.[૮] જેવી નિર્ભય વિશ્રાંતિ સત્સંગતિમાં મળે છે, તેવી નિર્ભય વિશ્રાંતિ પુષ્પસમૂહ વડે શોભી રહેલા ઉદ્યાનખંડોમાં પણ મળતી નથી.[૯] વિવેકી પુરુષોના સમાગમો મંદાકિની (ગંગા)ના જળની જેમ પાપો ધોઈ નાખે છે અને પવિત્રતા અરપે છે.[૧૦] બરફ વડે બનાવેલાં અને ફૂલોના હારો વડે શણગારેલાં ભુવનોની અંદર જવાથી મનુષ્ય જેમ શીતળતા પામે છે, તેમ સંસારને તરી જવાને ઇચ્છનારા વિરક્ત વિવેકી પુરુષોની પાસે જવાથી મનુષ્ય શીતળતા મેળવે છે.[૧૧] જે ઉદાર અમરતા વિવેકી પુરુષની અંદર જોવામાં આવે છે,

× આ સુડતાળીસમા સર્ગમાં ફરી વાર પણ ત્યવી મોક્ષનાં સાધનોનો ક્રમ વર્ણવનાં દૃઢ વૈરાગ્ય-સુધીનું વર્ણન આપવામાં આવશે.

÷ યજ્ઞમાં પશુને બાધવાનો જે સ્થંભ હોય છે, તેને 'યૂપ' કહેવામાં આવે છે.

તે દેવકન્યાઓ, ગંધર્વકન્યાઓ કે માનવકન્યાઓમાં કોઈ જગ્યાએ નથી.[૧૨] ક્રમને અનુસરીને કરેલાં નિષ્કામ કર્મથી બુદ્ધિ વિશુદ્ધિને પ્રાપ્ત થાય છે અને અરીસો જેમ પ્રતિબિંબિત પદાર્થોને પોતાની અંદર પ્રતિબિંબરૂપે ગ્રહણ કરી લે છે, તેમ એ શુદ્ધ બુદ્ધિ પણ શાસ્ત્રના સદુપદેશને હૃદયમાં સ્થિર કરી દે છે.[૧૩] જેમ કોઈ મોટા અગણ્યની અંદર કેળ મૂળ અને અંકુર આદિના વિસ્તારરથી ઊંચી વધે છે, તેમ વિવેકી પુરુષની અંદર સારાં શાસ્ત્રના અર્થરૂપી રસ વડે સુંદરતાવાળી તેની શુદ્ધ બુદ્ધિ ઉન્નતિ પામે છે.[૧૪] નિર્મળ બુદ્ધિ અરીસાની પેઠે પોતાની અંદર પ્રતિબિંબિત થઈ રહેલા સર્વ પદાર્થોને મનોમયરૂપે જ અનુભવે છે. અગ્નિમાં શુદ્ધ થનારું કોઈ સિદ્ધ પુરુષનું દિવ્ય વસ્ત્ર તેની અંદર રહેલો મેલ બળી રહ્યા પછી કાઢી લેવામાં આવે છે અને તે જેમ સ્વચ્છ તથા બહુ કાન્તિમાન દેખાય છે, તેમ સત્સંગતિથી શુદ્ધ ચિત્તવાળો થયેલો અને શાસ્ત્રવિચારથી વિશુદ્ધ બનેલો વિવેકી પુરુષ પણ બહુ શુદ્ધ અને કાન્તિવાળો દેખાય છે. સોહામણા સોનાના જેવી કાન્તિવાળા અને વિશ્વમાં વિમળ પ્રકાશ કરનારા સૂર્યનારાયણ વડે જેમ આ આખું જગત શોભી રહ્યું છે, તેમ મહાત્મા પુરુષ પણ કાંચનવર્ણી કાન્તિવાળા અને નિર્મળ પ્રકાશ કરનારા પોતાના તેજથી અત્યંત શોભે છે.[૧૫-૧૭] વિવેકી પુરુષ શાસ્ત્ર અને સત્સંગતિનો એટલો બધો પરિચય રાખે છે કે, અત્યંત અભિનિવેશને લીધે સ્વપ્નમાં પણ તેને જ અનુભવે છે. વિવેકી પુરુષ ક્રમે કરીને સજ્જનતાને પ્રાપ્ત કરે છે, શાસ્ત્રમાં કહેલા શમ–દમ આદિ ઉત્તમ ગુણો વડે પૂર્ણ રહી ભોગોનો (દોષબુદ્ધિ વડે) તિરસ્કાર કરે છે અને જેમ જાણે પાંજરામાંથી છૂટો થયેલો હોય તેમ બંધન વિનાનો થઈ રહે છે. ચંદ્રમા વડે જેમ તારાઓનું મંડળ શોભે છે, તેમ ભોગોની લાલસારૂપી દુર્ભાગ્યનો પ્રતિદિન ત્યાગ કરનારા એ વિવેકી પુરુષ વડે તેનું આખું કુળ દીપી નીકળે છે.[૧૮-૨૦] જેમ રાહુથી મુક્ત થઈ ગયેલા ચંદ્રમાની કાન્તિ કાંઈક અપૂર્વ રમણીય હોય છે, તેમ એ વિવેકી પુરુષના મુખની કાન્તિ પણ ભોગોને વિષે મમતા વિનાની હોવાથી કાંઈક અપૂર્વ રમણીય જોવામાં આવે છે.[૨૧] દેવતાઓ જેમ સ્વર્ગલોકમાં કલ્પવૃક્ષની પ્રશંસા કરે છે, તેમ એ ત્રણે લોકને તૃણની પેઠે તુચ્છ ગણનારા મહાન પુરુષો પણ વિવેકી પુરુષની પ્રશંસા કરે છે.[૨૨] પ્રાપ્ત થયેલા ભોગોનો દ્વેષ કરતાં કોઈ વખત તેને પોતાના ચિત્તમાં લજ્જા થાય છે, તેથી ભોગોની પ્રાપ્તિમાં તેને એટલો બધો સંતોષ થતો નથી; પરંતુ ભોગોની પ્રાપ્તિ જ ન થાય તો તેથી તે ઊલટો વિશેષ પ્રસન્ન રહે છે.[૨૩] જેમ અધમ જાતિનો પુરુષ દૈવયોગે પૂર્વજન્મનું સ્મરણ સાંપડતાં તેને હસી કાઢે છે, તેમ રાગાદિ દોષોથી ભરેલી તથા ભોગોમાં ઉત્કંઠા હોવાથી ચપળતાવાળી પોતાની સર્વ પૂર્વક્રિયાઓ સાંભરી આવતાં, વિવેકી પુરુષ પણ ખેદપૂર્વક મોં મલકાવે છે અને અંદરથી ઉપહાસ કરે છે.[૨૪] લોકો જેમ પૃથ્વીમાં ઉદય પામેલા (બીજના) ચંદ્રમાનું દર્શન કરે છે, તેમ વિસ્મય વડે વિકસેલાં નેત્રવાળા સિદ્ધ પુરુષો સ્નેહને લીધે એ વિવેકી પુરુષનું દર્શન કરવા માટે આવે છે.[૨૫] એ વિવેકી પુરુષ ભોગોનો નિરંતર અનાદર કરે છે. સિદ્ધ મહાત્માપુરુષોની પાસેથી પ્રાપ્ત થયેલા અને યોગ્ય આરંભવાળા સિદ્ધ આદિ ભોગોને પણ તે પોતાની યોગ્યતાવાળી વિરક્ત બુદ્ધિ વડે બહુ માન આપતો નથી.[૨૬] જેમ શરદઋતુમાં પરિપક્વ થનાર કોઈ વૃક્ષ પોતાનો પરિપાક આવી જતાં અંદર નીરસ થઈ જાય છે, તેમ જડતાથી રહિત થઈ રહેલા અને આત્માના સ્વરૂપને, ઓળખી ગયેલા એ વિવેકી પુરુષને, અંદર પ્રથમ સંસાર સંબંધી વૈરાગ્ય જ ઉત્પન્ન થાય છે અને પછી

સ્વસ્થતાને ઇચ્છનારો કોઈ દુઃખી પુરુષ વૈદ્યનો આશ્રય કરે, તેમ તે પોતાની મેળે જ ઉત્તરકાળમાં પોતાનું શ્રેય થવા માટે સત્સંગતિનો આશ્રય કરે છે.[૨૭,૨૮] જેમ કોઈ મોટો હાથી મહાસ્વચ્છતાવાળા મોટા તળાવમાં નિમગ્ન રહે છે, તેમ એ મહાન પુરુષ સત્સંગતિ વડે ઉદાર બુદ્ધિવાળો થઈ જઈ, શાસ્ત્રવિચારમાં અને શાસ્ત્રમાં બતાવેલા શમ–દમ આદિ શુભ ગુણોમાં નિમગ્ન રહે છે.[૨૯] જેમ સૂર્યનારાયણ મનુષ્યોને પોતાના પ્રકાશ વડે સુખી કરે છે, તેમ સજ્જન પુરુષ પણ પોતાની પાસે આવેલા વિવેકી પુરુષને વિપત્તિઓમાંથી તારીને તેને સંપત્તિયુક્ત કરે છે. વિવેકી પુરુષને પ્રથમ તો પરદ્રવ્ય લેવાની ઇચ્છા વિરામ પામી જાય છે અને માત્ર ઈશ્વરે પોતાને જે કાંઈ આપેલ હોય તેટલાથી જ તેને સંતોષ થાય છે.[૩૦,૩૧] પારકું દ્રવ્ય લઈ લેવાની ક્રિયાથી વિરામ પામેલો અને સંતોષરૂપી અમૃત વડે ભરપૂર થઈ રહેલો વિવેકી પુરુષ, ક્રમે કરી પોતાના સ્વાર્થની પણ ઉપેક્ષા કરવાને ઇચ્છે છે.[૩૨] કોઈ યાચના કરવા આવે તો તે દાણા, ખોળ અને શાક આદિ પણ આપી દે છે તેમજ ત્યાગના અભ્યાસના યોગથી તે યાચકને પોતાનું માંસ પણ આપે છે.[૩૩] જેમ ઘોડા વગેરે દોડનારાં પ્રાણીઓને ગાયનું પગલું ઠેકી જવું એ સાવ હળવું લાગે છે, તેમ વિવેકને અનુસરવાથી ક્રમે કરી પરમાત્મામાં જ વિલીન ચિત્તવાળા થયેલા વિવેકી પુરુષોનું અજ્ઞાન પણ ધીરે ધીરે હળવું થઈ જઈ ક્રમે કરી ક્ષય પામે છે.[૩૪] પ્રથમ તો, વિવેકી મુમુક્ષુપુરુષે પરદ્રવ્ય લઈ લેવાની ક્રિયાથી વિરામ પામવાને યત્નપૂર્વક અભ્યાસ કરવો અને પછી વિવેક વડે પોતાના સ્વાર્થમાં પણ અનાસક્ત રહેવાની ટેવ પાડવી.[૩૫] ઉપર પ્રમાણે કર્યા પછી, ક્રમે કરી કુશળતાવાળા વિવેકી પુરુષો ભોગોનો ત્યાગ કરી દેવાની સાથે સ્વાર્થનો પણ [illegible] છે અને તેથી તેમને પરમ ઉત્તમ પદમાં શાંતિ મળે છે.[૩૬] જીવતા સુધી દ્રવ્ય ભેગું કરવામાં જેવું દુઃખ રહેલ છે, તેવું દુઃખ આ જગતમાં અને કરોડો નરકોમાં પણ નથી.[૩૭] અર્થનું ઉપાર્જન કરનારા પુરુષને બેસવામાં, સૂવામાં, ઊઠવામાં, જવામાં, રમવામાં અને જનસમુદાયમાં જે કાંઈ દુઃખ થાય છે તેમજ જે કાંઈ ચિંતા થાય છે, તેને નિરંતર આધિ તથા ચિંતામાં જ નિમગ્ન રહેનારા એ મૂઢ પુરુષો જ ભલે જાણો.[૩૮] દ્રવ્યને ભેગું કરવું, તેનું રક્ષણ કરવું અને તેનો વ્યય થવો વગેરેમાં તથા રાજા અને ચોર સંબંધીની ભીતિ વગેરેમાં અનેક દુઃખોને લીધે દ્રવ્ય અનેક અનર્થો વડે વ્યાપ્ત છે. સંપત્તિઓ પણ નિરંતર આપત્તિઓ વડે વીંટાયેલી છે અને ભોગો એ સંસારના મહારોગો જેવા છે. એ બધા ખરી રીતે અનર્થરૂપ છતાં મોહને લીધે મનુષ્યો તેમને અર્થરૂપે સમજે છે; બાકી વિવેક વડે જોતાં તો તે સર્વ નિઃસાર છે.[૩૯] જ્યાં સુધી ચિંતા અને વિષયાનુરાગ વડે પોતાનું દુષ્ટ પ્રયોજન સિદ્ધ કરવા માટે મનુષ્ય દ્રવ્યરૂપી મહાન અનર્થને ઇચ્છતો નથી, ત્યાં સુધી ત્રણ પ્રકારના તાપો વડે થનારા શોષને તે પ્રાપ્ત થતો નથી.[૪૦] ઘણા લાંબા કાળ સુધીના (અનંત) સર્વોત્તમ મોક્ષસુખને જે ઇચ્છતો હોય, તેણે ધનને જગતરૂપી તૃણની એક શિખા જેવું–અતિ તુચ્છ સમજવું તેમજ તૃષ્ણાને તજી દઈ શાંત થઈને રહેવું.[૪૧] ધન, ચિંતા, શોક, મોહ આદિ ભાવો વિકારોના, જરાના, મરણના, દુષ્કર્મના, દીનતાના અને દુષ્ટતાના પરિતાપોના સમૂહરૂપ છે, એમ વિવેકીઓ કહે છે. આ જગતમાં જરા અને મરણ વડે વીંટાયેલાં મનુષ્યોને અજરામર કરવાને માટે સંતોષ એ જ પરમ રસાયનરૂપ છે.[૪૨,૪૩] એક બાજુ વસંતઋતુ, નંદનવન, ચંદ્રમા તથા અપ્સરા એ સર્વને રાખીએ અને બીજી બાજુ માત્ર એક સંતોષરૂપી અમૃતને રાખીએ, તો એ બન્ને સમાન સુખને આપનારાં

કહેવાય છે.[૪૪] જેમ વર્ષાઋતુ વડે તળાવ છલોછલ ભરાઈ જાય છે, તેમ સંતોષ વડે અંતઃકરણ પૂર્ણ થઈ રહે છે. વૃક્ષ જેમ વસંતઋતુ વડે પ્રફુલ્લ થઈ રહે છે, તેમ સુશીલ વિવેકી પુરુષ પણ સંતોષ વડે પ્રફુલ્લ રહે છે. તે ગંભીર, શીતળ, મનોહર, પ્રસન્ન તથા રસશાળી ઓજસ્વિતાને ધારણ કરે છે અને પુષ્પિત થઈ રહેલા વનની પેઠે અતીવ શોભી રહે છે.[૪૫,૪૬] જેમ કીડો કોઈના પગની તળે આવીને ચગદાઈ જાય છે, તેમ ધનનો લોભી પુરુષ બીજાથી અપમાન પામ્યા છતાં પોતાની લાલચને છોડતો નથી અને તે એક દુઃખમાંથી બીજા દુઃખને પ્રાપ્ત થતો રહે છે.[૪૭] વિકારવાળા આકારને ધારણ કરનારા ધનના લાલચુ પુરુષો, ઉછાળા મારતા સમુદ્રની અંદર પડેલા અને ઊછળતા તરંગો વડે વિહ્‌વળ બની ગયેલા પુરુષોની પેઠે કદી પણ સ્વસ્થ સ્થિતિને પામતા જ નથી.[૪૮] સ્ત્રીઓ અને સંપત્તિઓ તરંગના જેવી અત્યંત ચંચળ છે અને સર્પની ફેણારૂપી છત્રની છાયાની પેઠે અતીવ ભયંકર છે. કયો વિવેકી પુરુષ તેમાં બંધાઈ જઈ આનંદમાં રહે?[૪૯] ધનનું ઉપાર્જન કરવામાં અને તેની રક્ષા કરવામાં રહેલી પીડાને જાણ્યા છતાં પણ જે મૂઢ પુરુષ તેની ઇચ્છા કરે છે, તે પુરુષપશુનો ઓળો પણ લેવો નહિ.[૫૦] જે વિવેકી પુરુષ ચક્ષુ આદિ ઇન્દ્રિયોના બાહ્ય વ્યાપારને અને સંકલ્પ-વિકલ્પ આદિ માનસિક વ્યાપારને મૂળ સહિત એકજ સમયે વૈરાગ્યરૂપી દાતરડા વડે છેદી નાખે છે, તેનું હૃદયરૂપી ક્ષેત્ર જ્ઞાનથી નિષ્કલંક ઝળકી રહે છે.[૫૧] અવિવેકી પુરુષોને સત્ય જણાતા આ જગતના વિચિત્ર વિચિત્ર આકારો મિથ્યા હોય છે, એમ જાણતાં છતાં પણ વિવેકી પુરુષ પોતે જ્ઞાનની પરિપક્વ અવસ્થાને નહિ પ્રાપ્ત થયાથી જગતના વિચિત્ર વ્યવહારોમાં અજ્ઞાનીની પેઠે કેમ જાણે તેને સત્ય સમજતો હોય તેમ વ્યવહાર કરે છે; તેનું કારણ એક જ છે કે તેનો અભ્યાસ પાકો થયો નથી.[૫૨] પ્રથમ સંસાર સંબંધી વૈરાગ્યદશાને મેળવવી. તે દ્વારા સત્સંગતિ મેળવી ઉત્તમ અભ્યાસ કરવો અને શાસ્ત્રના અર્થની દૃઢ ભાવના વડે સર્વ ભોગોનો ત્યાગ કરી દૃઢ વૈરાગ્ય પ્રાપ્ત કરવો. આ ક્રમે યોગ્ય અધિકારી પુરુષ પોતાના પારમાર્થિક સ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૫૩]

संसारनिर्वेददशामुपेत्य सत्संगमं शास्त्रमुपेत्य तेन । शास्त्रार्थभावेन निरस्य भोगान्वैतृष्ण्यदार्ढ्यात्परमार्थमेति ॥ ५३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'મુમુક્ષુપ્રથમોપક્રમ' એ નામનો સર્ગ ૪૭ મો સમાપ્ત**

## સર્ગ ૪૮ મો*

## વિવેકીની સ્થિતિ અને જ્ઞાનની દૃઢતા

॥ वसिष्ठ उवाच ॥

रूढे संसारनिर्वेदे स्थिते साधुसमागमे ।
शास्त्रार्थे भाविते बुद्ध्या भोगवैतृष्ण्य आगते ॥

વસિષ્ઠ બોલ્યાઃ–સંસાર ઉપરનો વૈરાગ્ય દૃઢ થવાથી નિત્ય સત્સંગતિ રહેવાથી, બુદ્ધિ વડે શાસ્ત્રના શુભ અર્થની ભાવના કરવાથી, ભોગોને વિષે તૃષ્ણા ન રહેવાથી, વિષયો વિરસ જણાવાથી સજ્જનતાનો ઉદય થવાથી, પ્રકાશ પ્રકટવાથી, અને હૃદયમાં જ્ઞાનનો ઉદય થવાથી, વિવેકી પુરુષો અંધકારની પેઠે ધનની ઇચ્છા જ કરતા નથી. એટલું જ નહિ પણ જે ધન પોતાની પાસે હોય, તેનો સુધ્ધાં તેઓ સુકાઈ ગયેલાં અપવિત્ર પાંદડાંની પેઠે ત્યાગ કરી દે છે.[૧–૩] જેમ વટેમાર્ગુ પોતાની દૃષ્ટિમાં રસ્તાની અંદર ઉપયોગી જણાતાં પાત્ર આદિ સાધનોને ઉપાડવાની અશક્તિને લીધે તેમને છોડી દે છે, તેમ વિરક્ત પુરુષ સ્ત્રીવર્ગ,

* આ અડતાળીસમા સર્ગમાં પરમ વૈરાગ્ય રૂઢ થઈ જતાં વિવેકી પુરુષો જે લક્ષણો વડે સ્થિતિ કરી રહે છે તે, અને જે લક્ષણો વડે જ્ઞાનની દૃઢતા વિષે સ્થિર થઈ રહેવાય છે તે વિસ્તારથી કહેવામાં આવશે.

બંધુવર્ગ વગેરેને ભારરૂપ સમજે છે અને શક્તિ અનુસાર તથા સમય અનુસાર તેમની સેવા પણ કરતા રહે છે.[૪] ઇન્દ્રિયો સાથે વારંવાર જોડાઈ જતા ઇન્દ્રિયોના વિષયો અને ભોગો, પોતાનું ચિત્ત જ શાંત હોવાથી વિવેકી પુરુષના અનુભવમાં જ આવતા નથી.[૫] એકાંતસ્થાનો, દિશાઓના અંતો, તળાવો, જંગલો, બગીચાઓ, પવિત્ર પુણ્યક્ષેત્રો, પોતાનાં ઘરો, સ્નેહી–સંબંધીવર્ગના ક્રીડાવાળા વિલાસો, સુંદર બાગ-બગીચાઓમાં ગોષ્ઠી કરવી અને શાસ્ત્રતર્ક વગેરેના વિચારો કરવા ઇત્યાદિ દૈવયોગથી થઈ આવે છે. તો પણ વિવેકી પુરુષને તેમાં કશી આસક્તિ જ હોતી નથી, તેથી તેમનું ચિત્ત ઘણા લાંબા કાળ સુધી તેમાં ચોંટી રહેતું નથી. પરંતુ શમ–દમ આદિ સાધનસંપન્ન, પોતાના આત્મસુખમાં જ રમણ કરનાર, મન–ઇન્દ્રિય વગેરેની ચેષ્ટાથી રહિત રહેનાર અને જ્ઞાનને જ સર્વશ્રેષ્ઠ માનનાર એ વિવેકી પુરુષ કોઈ જ્ઞાતાને જ શોધ્યા કરે છે. જેમ કોઈ અભ્યાસી તારો અભ્યાસના બળથી અતિ ગંભીર જળમાં પણ પ્રવેશ કરી શકે છે, તેમ એ વિવેકી પુરુષ પણ શાંતિમાં રહી પોતાની મેળે જ પરમપદમાં શાંતિ લે છે.[૬–૯] શાંત ચિદાત્મા જ બહાર અને અંદર સર્વ દૃશ્યવર્ગને આકારે વિવર્તરૂપે થઈ રહેલ છે, તેથી તેનાથી જુદો બીજો કશો અર્થ સંભવતો જ નથી. આમ જે નિશ્ચયપૂર્વક અપરોક્ષ અનુભવ થાય, તે જ પરમપદ છે.[૧૦] ચૈતન્ય આત્માની સત્તા વિના તેનાથી જુદા કોઈ પદાર્થનું અસ્તિત્વ નથી, તેમ સાવ શૂન્ય પણ નથી. આ વાત અંદર અપરોક્ષ રીતે અનુભવમાં આવવી એ જ પરમપદરૂપ છે, એમ પંડિતો કહે છે.[૧૧] પદાર્થમાત્ર એક અદ્વિતીય ચેતનતત્ત્વમાં જ પરિણામે એકરસરૂપે રહેલા છે, તેથી સાવ શૂન્યતા પણ નથી અને પદાર્થો પણ નથી. વળી જ્ઞેયવસ્તુના અભાવ હોવાથી ચૈતન્યતત્ત્વથી જુદું જ્ઞાન પણ નથી. આમ જવું એ જ પરમપદરૂપ છે, એમ તમે સમજો.[૧૨] જેમ પાષાણની અંદર પાણી કશી અસર કરી શકતું નથી, તેમ પોતાના આત્મસ્વરૂપમાં જ કેવળ શાંતિ મેળવનાર અમનસ્ક×સત્પુરુષોના ચિત્તમાં પણ વિષયો કશી અસર કરી શકતા નથી.[૧૨] અમનસ્ક પાષાણને જેમ દૂધ રુચિ ઉત્પન્ન કરી શકતું નથી, તેમ એ અમનસ્ક મહાશયને પણ વિષયો રુચિ પેદા કરી શકતા નથી.[૧૩] ચિત્તની નિરુદ્ધ+ અવસ્થાને પ્રાપ્ત થઈ ગયેલો, સંકલ્પવિકલ્પ આદિ મનોવ્યાપારથી રહિત થયેલો અને મૌન રાખી ચેષ્ટારહિત રહેલો જિતેન્દ્રિય વિવેકી પુરુષ કેમ જાણે ચિત્રની અંદર આલેખેલ હોય, તેમ પોતાના સ્વરૂપાનુસંધાનમાં જ નિશ્ચળ થઈ રહે છે.[૧૪] જેણે અવશ્ય જાણવા યોગ્ય આત્મતત્ત્વને જાણી લીધેલ છે, એવા વિવેકી પુરુષનું હૃદય સર્વ પદાર્થોની સત્તાથી રહિત છતાં સર્વ પદાર્થોરૂપ થઈ રહેલ હોય છે. અનંત પરબ્રહ્મરૂપ થઈ જવાને લીધે તે અતિ વિશાળ હોય છે, તો પણ તેનું સ્વરૂપ દુર્લક્ષ્ય હોવાથી એક પરમાણુ જેવું જણાય છે અને શૂન્ય નહિ છતાં તે શૂન્યના જેવું હોય છે.[૧૫] અધિષ્ઠાનચૈતન્ય જ સર્વનું આદિકારણ અને મુખ્ય અધિષ્ઠાન છે. તેથી અધિષ્ઠાનદૃષ્ટિએ જોતાં અહંકાર, જગત્, વાસના આદિ તેમ જ દિશા, કાળ, પરિમાણ આદિ અધિષ્ઠાનરૂપે સદાકાળ રહેલ છે, એમ વિવેકીને જણાય છે. બાકી અધ્યારોપદૃષ્ટિએ જોતાં તો અહંકાર જગત આદિનું રૂપ પ્રથમથી જ શૂન્ય છે, તેથી તે વસ્તુતાએ છે જ નહિ.[૧૬] જેમ નિર્મળ પાત્રમાં રહેલો દીવો અંધકારને દૂર કરી દે છે, તેમ નિર્મળ પરમપદમાં રહેલો વિવેકી પુરુષ

× અમનસ્ક=મન વિનાનો–રાગ-દ્વેષ, હર્ષ-શોક આદિ ચિત્તના ધર્મોથી રહિત થઈ રહેલો.

+ યોગશાસ્ત્રમાં ચિત્તની પાંચ ભૂમિકાઓ (અવસ્થાઓ) બતાવી છે; જેમકે ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ. આમાં સર્વ વૃત્તિઓના નિરુદ્ધવાળી છેલ્લી અવસ્થા નિરુદ્ધપદ વડે કહેવામાં આવે છે. આ વિષે સવિસ્તર જોવું હોય તેણે યોગશાસ્ત્રમાં જોવું.

હૃદયમાં રહેલા અજ્ઞાનને અને બહાર રાગ-દ્વેષ-ભય આદિને દૂર કરી દે છે.[૧૭] જે સર્વ અંશે રજોગુણથી રહિત છે, જે સત્ત્વગુણને લીધે અથવા પોતાના પ્રભાવથી અજ્ઞાત અને અંધકારરૂપી સમુદ્રના પારને પહોંચી ગયેલ છે અને જેમાં તમોગુણનું રૂપ અથવા અંધારું જરા પણ સંભવતું જ નથી, તેવા મહાત્માપુરુષરૂપી સૂર્યને સદા પ્રણામ હો![૧૮] ભેદબુદ્ધિનો લય થઈ જવાથી અને ચિત્ત અદશ્યપણાને પામવાથી જ્ઞાનનિષ્ઠ પુરુષની જે સ્થિતિ થાય છે, તે વાણી વડે વર્ણવી શકાતી નથી.[૧૯] હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! નિરંતર ઘણા લાંબા કાળ સુધી પરમભક્તિ વડે પ્રસન્ન કરાયેલા પરમેશ્વર આ પરમ દુર્લભ એવા મોક્ષપદને આપે છે.[૨૦]

**રામ બોલ્યાઃ**-હે તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ મુનીશ્વર! ઈશ્વર કોણ છે? અને તેને શી રીતની ભક્તિ વડે પ્રસન્ન કરાય છે? એ આપ મને કૃપા કરીને યથાર્થ રીતે કહો.[૨૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**-હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! ઈશ્વર કાંઈ દૂર પણ નથી અને કાંઈ બહુ દુર્લભ પણ નથી. મહાજ્ઞાનમય એક એવો પોતાનો આત્મા જ પરમેશ્વર છે.[૨૨] આ સર્વ એ ચિદ્રૂપ આત્માનો અર્થ જ છે-આ સર્વ તેનાથી જ થયેલું છે. એ પોતે જ સર્વરૂપ છે અને સર્વત્ર ભરપૂર છે. સર્વની અંદર પણ તે જ રહેલ છે અને એ જ સર્વમય છે. સર્વદા સર્વના આત્મારૂપ એ ચૈતન્યતત્ત્વને નમસ્કાર હો![૨૩] જેમ પવનમાંથી ગતિ ઉત્પન્ન થાય છે, તેમ સર્વના કારણરૂપ એ ચિદાત્મામાંથી સ્વાભાવિક રીતે આ સર્વ સૃષ્ટિ, પ્રલય આદિ વિકારો ઉત્પન્ન થાય છે.[૨૪] નિરંતર આ સર્વ સ્થાવર-જંગમ પ્રાણીઓની જાતિઓ યથેચ્છ પૂજન-સામગ્રી અર્પણ કરીને તેની જ પૂજા કરતી રહે છે.[૨૫] જ્યારે ઘણાં વર્ષો સુધી પોતાની મરજી પ્રમાણે ઇચ્છા વડે તેની પૂજા કરવામાં આવે છે, ત્યારે તે પ્રસન્ન થાય છે.[૨૬] પવિત્ર કર્મો વડે પ્રસન્ન થયેલા એ આત્મસ્વરૂપ દેવાધિદેવ મહેશ્વર, તે જ્ઞાન ઉત્પન્ન કરવા માટે પોતાની મેળે જ એક પવિત્ર દૂતને મોકલે છે.[૨૭]

**રામ બોલ્યાઃ**-હે મહારાજ! આત્મારૂપ એવા પરમેશ્વર કયા દૂતને મોકલે છે અને તે દૂત આવીને શી રીતે બોધ કરે છે? તે આપ મને કહો.[૨૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**-આત્મારૂપ પરમેશ્વર વિવેક નામનો દૂત મોકલે છે. તે દૂત પરમ આનંદરૂપ છે અને વિવેકી પુરુષની હૃદયરૂપી ગુફામાં પ્રવેશે છે; ચંદ્રમા જેમ આકાશમાં રહે છે, તેમ જ્ઞાન થતાં સુધી તે તેમાં સ્થિર થઈ રહે છે.[૨૯] એ વિવેકરૂપી દૂત વાસનારૂપે રહેલા પુરુષને બોધ કરે છે અને ક્રમે કરી અવિવેકી પુરુષને આ સંસારરૂપ સાગરમાંથી તારી દે છે.[૩૦] સર્વથી ઉત્કૃષ્ટ જ્ઞાનસ્વરૂપ આ અંતરાત્મા જ પરમેશ્વર-રૂપ છે અને પ્રણવ તેનો વાચક (નામ) છે. આમાં વેદની સંમતિ છે.[૩૧] એ પરમાત્માને મનુષ્યો, નાગ, દેવતાઓ અને દૈત્યો જપ, હોમ, તપ, દાન અને ક્રિયાઓના ક્રમથી પ્રસન્ન કરે છે.[૩૨] સ્વર્ગલોક એ પરમાત્માના મસ્તકરૂપ છે, પૃથ્વી એ તેના ચરણરૂપ છે, તારાઓ એ તેનાં રુંવાંટાંઓની પંક્તિઓરૂપ છે, પ્રાણીઓ એ તેનાં અસ્થિરૂપ છે અને આકાશ એ તેના હૃદયરૂપ છે એ પરમાત્મા ચૈતન્યરૂપ છે, તેથી સર્વ ઠેકાણે ગતિ કરી શકે છે. તે સર્વત્ર જાગ્રત જ છે અને તેથી સર્વને દેખે છે. તે ચારેબાજુ (જ્ઞાનચક્ષુ વડે) લક્ષ્યમાં આવતા અનંત હાથ, કાન, નેત્ર અને ચરણને ધારણ કરી રહેલ છે. એ પરમાત્મા વિવેકરૂપી દૂતને મોકલે છે અને તે દ્વારા ચિત્તરૂપી પિશાચનો સંહાર કરીને જીવને પોતાના કાંઈક અનિર્વચનીય વિશાળ પરમપદમાં (સ્વરૂપસ્થિતિમાં) શાંત કરી દે છે. સર્વ વિકલ્પોના સમૂહનો ત્યાગ કરી અને અનેક અનર્થોને એકઠા થવાના આધાર

રૂપ વિકારોને તજી દઈ, તમે પોતે જ પોતાના પુરુષાર્થ વડે પરમાત્માને પ્રસન્ન કરો.[૩૩-૩૬] ચારેબાજુ ભમ્યા કરતા મનરૂપી પિશાચ વડે ભયંકર અને છ ઊર્મિઓરૂપી મેઘાડંબર વડે આકુળતાવાળા આ સંસારરૂપી રાત્રિના અજ્ઞાનરૂપ અંધકારમાં એક પોતાનો આત્મા જ પૂર્ણ ચંદ્રમારૂપ છે.[૩૭] આ સંસાર એક વિષમ મહાસાગર છે. તેમાં મરણરૂપી ઊંડી ઊંડી ઘૂમરીઓ છે, ઊર્મિઓરૂપી મહાન તરંગોનો ઉછળાટ છે, તૃષ્ણારૂપી તરંગોની ચપળતા છે અને મનરૂપી પ્રચંડ વાયુની સુસવાટી છે. તે જેમ મોટા સ્થાવર-જંગમ પ્રાણીઓના આત્મારૂપી જલકણોના આધારરૂપ છે અને ઇન્દ્રિયોના સમૂહોરૂપી ઝૂંડોના વાસને લીધે ગહન છે, તેમ એ સંસારરૂપી મહાસાગરમાં વિવેક એક મહાન નૌકારૂપે છે.[૩૮,૩૯] પોતાના મનમાન્યા પૂજનથી પ્રસન્ન થયેલા પરમાત્મા વિવેકરૂપી એક પવિત્ર દૂતને મોકલીને જીવને સત્સંગતિ, સદ્દશાસ્ત્ર અને પરમાર્થરૂપ ઉત્તમ જ્ઞાનનો લાભ કરાવે છે અને પછી તેને નિર્મળ અને સર્વના આદિરૂપ એવા પરમપદમાં પહોંચાડી દે છે.[૪૦]

पूर्व यथाभिमतपूजनतुप्रसन्नो दत्वाविवेकमिह पावनदूतमात्मा । जीवं पदं नयति निर्मलमेकमाद्यं सत्संगशास्त्रपरमार्थपरावबोधैः ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિવેકમાહાત્મ્ય' એ નામનો સર્ગ ૪૮ મો સમાપ્ત

## सर्ग ४९ मो[*]

### વિવેકીની મહત્તા અને તેની દૃષ્ટિમાં જગતની સ્થિતિ

॥ वसिष्ठ उवाच ॥

परिपूर्णविवेकानां वासनामलमुज्झतां ।
महत्ता महतामंतः काप्यपूर्वैव जायते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—સંપૂર્ણ રીતે પુષ્ટ થયેલા વિવેકવાળા અને વાસનાના મેલને ત્યજનારા મહાત્માપુરુષોમાં કોઈ અપૂર્વ મહત્તાનો વાસો થાય છે.[૧] ઉદારતાના ઉત્તમ અવધિરૂપ અને ગંભીરતા વડે સુંદરતાવાળી મહાપુરુષોની બુદ્ધિને લોભાવવાને કે માપવાને આ ચૌદ લોકો પણ સમર્થ થતા નથી.[૨] જગત એક જાતની ચિત્તની ભ્રાંતિરૂપ છે, એવો સત્પુરુષોના ચિત્તમાં દૃઢ નિશ્ચય થઈ જાય છે, એટલે બહાર શબ્દ આદિ વિષયો તરફ જનારો તથા અંદર સંકલ્પ-વિકલ્પ આદિરૂપે ક્રિયા કરનારો, મગરના જેવો મન તથા ઇન્દ્રિયોનો સમુદાય, અજ્ઞાન, વાસના, કામ અને કર્મ, વગેરે શમી જાય છે.[૩] ભ્રાંતિ વડે દેખાતા બે ચંદ્રમાની પેઠે, ઝાંઝવાના જળની પેઠે અને આકાશમાં તિમિર-રોગવાળાને દેખાતા કેશ-મશક આદિના જેવા અનેક આકારોની પેઠે આ જગતની ભ્રાંતિ સાવ મિથ્યા છતાં સ્ફુર્યા કરે છે. તત્ત્વજ્ઞાનથી એવો નિશ્ચય થાય, પછી વાસના થવાનું કારણ જ ક્યાંથી રહે ?[૪] વાસનાનો હેતુ મિથ્યા ઠરે છે, ત્યારે છેવટ શૂન્ય ચિદાકાશ જ અવશેષ રહે છે. તો મનનો ક્ષય થતાં (સપ્તમ ભૂમિકામાં) થનારી વાસના વિનાની અમનસ્ક અવસ્થાને વિવેકી પુરુષે શા માટે છોડી દેવી જોઈએ ?[૫] લોકના વ્યવહાર માટે જે ત્રણ અવસ્થા છે, તે પર ચોથી અવસ્થા છે. તે તુર્યાવસ્થામાં રહેનાર મહાત્માપુરુષ કોઈ જાતનો વ્યવહાર કરતો નથી, છતાં તેને બીજા જોઈ શકે છે, એટલું જ તેનું અસ્તિત્વ હોય છે.[૬] સમાધિનિષ્ઠ મહાશય પુરુષોને જાગ્રત અવસ્થામાં પણ આ નાના પ્રકારે દેખવામાં આવતું જગત આત્મારૂપે દેખાતું નથી, તેમ સ્થૂળ આકારવાળું પણ દેખાતું નથી અને પૃથ્વી વગેરેના આકારે પણ દેખાતું નથી; પરંતુ રત્નના કિરણના

[૧] ઓગણપચાસમા સર્ગમાં દૃઢ વિવેકવાળા પુરુષોની મહત્તાનું અને તેઓની દૃષ્ટિમાં જેવું આ જગત ભાસે છે, તે વિષેનું સ્ફુટ રીતે વર્ણન આપવામાં આવશે.

વિચિત્ર પ્રકારના તેજઃપુંજની પેઠે એ સઘળુ પરમાત્માના એક આભાસરૂપે રહેલ છે, એમ ભાસે છે.[૭] જગત કેવળ દેખાવામાત્ર જ છે, બાકી તે શૂન્યરૂપે જ રહ્યું છે. આકાશમાં અનેક મણિઓનાં વિચિત્ર કિરણોના તેજઃપુંજની પેઠે તે ચિદાકાશની અંદર આભાસરૂપે ખડું થઈ રહ્યું છે.[૮] અહીં સર્વ પ્રાણીઓ સત્યપણે રહેલ છે એમ પણ નથી, જગત સત્ય છે એમ પણ નથી, તેમ સાવ શૂન્ય છે એમ પણ નથી; પરંતુ આ સર્વ બ્રહ્મરૂપી એક ઉત્તમ રત્નના કાન્તિસમૂહને રૂપે પ્રકાશી રહ્યું છે.[૯] પરબ્રહ્મની અંદર નાના પ્રકારના ભેદોની કલ્પના મુદ્દલ છે જ નહિ, તેને લીધે સૃષ્ટિઓ છે જ નહિ અને નાશનું પણ અસ્તિત્વ નથી, તેને લીધે પ્રલયો પણ નથી; માત્ર આકાર વિનાનો કલ્પનાઓરૂપી સૂર્યનાં કિરણોનો સમૂહ જ ઘટ્ટ થઈ, આ સર્વને આકારે ભાસ્યા કરે છે.[૧૦] એવી રીતે કલ્પનાઓનો સમૂહ જ ઘટ્ટ થઈ જઈ, આ સર્વને આકારે મૂર્તિમાન ખડો થઈ રહ્યો છે, બાકી શૂન્યતા વિના બીજું કશું તેનું રૂપ નથી; કેમકે સંકલ્પ વડે ખડાં થઈ ગયેલાં મનોરાજ્ય આદિમાં આકાશની પેઠે શૂન્યતા જ અનુભવમાં આવે છે.[૧૧] શૂન્યતા પોતે જ અવસ્તુરૂપ છે, તો પછી તેમાં અહંતા–મમતા કે રાગદ્વેષ આદિ ભાવની કલ્પના તો ક્યાંથી જ સંભવે? હવે પછી ભવિષ્યકાળમાં થનારા આકાશવૃક્ષમાં કયા પક્ષીને શાંતિ મળી છે?[૧૨] જરાયુજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીઓનો અને પૃથ્વી આદિ મહાભૂતોનો પિંડીભાવ (મૂર્તિમાન આકાર) પણ નથી, તેમ સાવ શૂન્યતા પણ નથી. આથી, સંકલ્પ–વિકલ્પના આધારરૂપ એવું મન પણ નથી; પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં કેવળ સત્ય ચૈતન્યતત્ત્વ જ અવશેષ રહે છે અને તેનો નિષેધ કરી શકાતો નથી.[૧૩] જેમ સુવર્ણના પિંડની અંદર અનેક નાના પ્રકારના આકારો રહેલા છે, તેમ પોતાના સ્વરૂપભૂત ચૈતન્યની અંદર આ સર્વ વિવર્તભાવે રહેલ છે; બાકી તે નાના પ્રકારના ભેદથી રહિત તથા સર્વત્ર સમાનરૂપે જ રહેલું છે, એમ વિવેકી સમજે છે.[૧૪] વસ્તુગતિ પ્રમાણે પોતાના ચૈતન્યસ્વરૂપમાં સ્થિતિ કરી રહેલા જ્ઞાની પુરુષને તત્ત્વજ્ઞાન હોય છે, તેથી તેનું અહંકારસહિત જગત અને ચિત્ત એ સર્વનો લય થઈ જાય છે. તેનું પોતાનું સ્વરૂપ ચૈતન્ય છે, તેને જડરૂપ કહી શકાતું નથી. તેથી છેવટ સદ્રૂપ પોતાના સ્વરૂપભૂત ચૈતન્ય જ શેષ રહે છે.[૧૫] ઉચ્ચ અને નીચ વિષયોમાં રચીપચી રહેવાથી બુદ્ધિ કેવળ ક્લેશને પ્રાપ્ત થાય છે; પરંતુ વારંવાર અભ્યાસ કરાયેલી હલકી સહજ યુક્તિથી જ માત્ર સત્ય વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.[૧૬] જે વિવેકી પુરુષે જગતના અવયવરૂપ ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની સર્વ વસ્તુઓના જન્મ વિષે વિચાર કર્યો હોય છે અને જેણે આ સર્વ વિરાટરૂપી સ્થૂલપ્રપંચથી અને સૂત્રાત્મારૂપી સૂક્ષ્મપ્રપંચથી રહિત અવશેષ ચૈતન્ય જ રહેલ છે, એમ જાણી લીધેલ હોય છે, તે ખરેખર તત્ત્વજ્ઞ છે એમ કહી શકાય છે. દ્વૈતભાવથી રહિત થઈ ગયેલા એ શાંત તત્ત્વવેત્તાની દૃષ્ટિમાં આ જગત છે જ નહિ.[૧૭,૧૮] જેમ સત્પુરુષને સત્પુરુષની કથા બરાબર અનુભવમાં બેસી જાય છે, તેમ પ્રથમ કહેલા સર્વ ઉપદેશો જ્ઞાની પુરુષના અનુભવમાં બરાબર નિઃશેષ રીતે બેસી જાય છે. જરાયુજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીઓનું અને પૃથ્વી આદિ મહાભૂતોનું ઘટ્ટપણું પણ વાસ્તવ નથી, તેમ પ્રત્યક્ષ આદિ પ્રમાણ વડે વિરોધ આવવાથી સાવ શૂન્યતા પણ નથી. આમ એ બન્ને સ્થિતિનો અભાવ સિદ્ધ થાય છે અને સર્વ વિકલ્પમાત્ર શાંત થઈ જાય છે; એટલે તેને આધારે સ્થિતિ રાખનાર મન પણ નથી. છેવટે સર્વના અવધિરૂપે જે શેષ રહે છે તે ચૈતન્યતત્ત્વ છે, તે જ સત્ય છે અને તે જ તમારું પોતાનું વાસ્તવિક સ્વરૂપ છે.[૧૯,૨૦] અંદર ચૈતન્યરૂપે રહેલો અંતરાત્મા

બહિર્મુખ થાય છે, એટલે તે જ આ સંસારને રૂપે ભાસે છે. એ બહિર્મુખપણાનો ઉદય થાય છે, તો તે અનેક અનર્થોને ઉત્પન્ન કરે છે; પણ તેનો ઉદય ન થાય અને પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ રહે તો તે પરમ કલ્યાણકારક છે.[21] જળ જેમ જડપણાને લીધે પોતાની મેળે જ બરફ બની જાય છે, તેમ સંકલ્પનું સ્ફુરણ થતાં, તે અંતરાત્મા પોતાની મેળે જ બાહ્યપણાને પ્રાપ્ત થાય છે અને દેહાદિ મૂર્તિમાન પદાર્થને આકારે થઈ જાય છે.[22] જેમ સ્વપ્નના પદાર્થો મનોમય હોવા છતાં, મૂર્તિમાન જોવામાં આવે છે, તેમ ચિદાત્મા પોતે જ પોતાના સ્વરૂપના અજ્ઞાનને લીધે બાહ્ય મૂર્તિમાન પદાર્થોને આકારે જોવામાં આવે છે અને ચિત્ત તેના ગ્રાહક તરીકે રહી સ્થૂલદેહને ખડો કરી દે છે.[23] આ સર્વ (વિવર્તવાળી) અવસ્થાઓમાં પણ ચિદાત્માના શુદ્ધ સ્વરૂપમાં કશો પણ અન્યથા ભાવ (વિકાર) થતો નથી; કેવળ શબ્દની કલ્પના વડે જ તેનો ભેદ કલ્પવામાં આવે છે.[24] સ્વપ્ન એ એક જાતનો માનસિક વિકાર છે, તેથી બહાર અને અંદર મન જ સ્વપ્ન સંબંધી પદાર્થોને આકારે જોવામાં આવે છે. આમ એ મન વિકારવાળું ભાસે છે, તે જ પ્રમાણે બોધવાન પુરુષને પોતાનો આત્મા જ બહાર અને અંદર સર્વ પદાર્થોને આકારે થઈ રહેલો ભાસે છે; છતાં તેની અંદર વિકારનો ભાસ થતો નથી.[25] ચિદાત્મા પોતે આકાશના જેવો અસંગ, નિર્વિકાર અને સર્વના અધિષ્ઠાનરૂપ છે. જેમ કાળ આકાશ આદિ સર્વના કારણરૂપ છે, છતાં વિકારવાળો નથી, તેમ ચિદાત્માનું સ્વરૂપ પણ વિકારથી પર જ છે. મન જેમ સ્વપ્નને આકારે પરિણામ પામી જઈ સ્વપ્નના પદાર્થોરૂપે જોવામાં આવે છે, તેમ સર્વ પદાર્થોનું તત્ત્વ ચિદાકાશ જ છે, છતાં તે પદાર્થોને આકારે પરિણામ પામતું નથી.[26] બહારના જડ પદાર્થો જ .. સત્તાથી અંદર ચિદાકારરૂપે પરિણામ પામી જઈ જોવામાં આવે છે, એમ પણ કહી શકાતું નથી; કેમકે જડ પદાર્થ ચેતનથી સાવ ઊલટો છે, તેથી કોઈ દિવસ તે ચેતન થઈ શકતો નથી.[27] ચિદાત્મા દશ્યપણાને પ્રાપ્ત થતો જ નથી તે કદાચિત્ વિવર્તભાવથી દશ્યરૂપે જોવામાં આવે, તો પણ તે સદાકાળ પોતાના અવિકૃત સ્વરૂપમાં જ રહેલ છે અને તેનો જરા પણ અન્યભાવ થતો નથી.[28] ચિત્તવૃત્તિમાં અત્યંત શુદ્ધ એવા કેવળ ચિદાકારના પરિણામનો ઉદય થશે એટલે જડચેતનના નામરૂપનું શ્રવણ પણ શમી જશે.[29] ચિત્ત એ વાસનાને આધારે ટકી રહેનારા લિંગદેહરૂપ છે અને પોતાની દૃઢ ભાવનાને લીધે આ દશ્યદેહ આદિ સ્થૂલપ્રપંચરૂપે જોવામાં આવે છે. જેમ નટલોકો પિશાચનો વેષ ભજવવા માટે પોતાનામાં પિશાચભાવની કલ્પના કરી લે છે, તેમ વાસનાને યોગે લિંગદેહરૂપ એવું ચિત્ત પોતાની અંદર મિથ્યારૂપે જ આ દેહ આદિ દશ્યપ્રપંચને કલ્પી લે છે, બાકી, ખરી રીતે તો, એ ચિત્ત આકાશની પેઠે અસંગ અને નિર્લેપ એવા ચિદાત્મારૂપ છે.[30,31] જેમ હું ઉન્મત્ત નથી એવું જ્ઞાન થતાં ઉન્મત્તપણું જતું રહે છે, તેમ ચિત્તનિગ્રહનો અભ્યાસ કરી ખરું જાણવામાં આવતાં આ સર્વ ભ્રાંતિ તરત જ જતી રહે છે. આ સર્વ ભ્રાંતિરૂપ છે એવું જ્ઞાન થતાં વાસના પોતાની મેળે જ ટળી જાય છે; કેમકે સ્વપ્નને સ્વપ્નસ્વરૂપે જાણ્યા પછી તેના પદાર્થોની સત્યતા વિષેની વાસના કોને રહે ?[32,33] વાસનાનો ક્ષય થાય છે; એટલે તરત જ જન્મ-મરણના પ્રવાહરૂપી સંસાર શમી જાય છે. વાસના જ એક મોટી જબરજસ્ત યક્ષિણી છે. ડાહ્યા પુરુષો એ વાસનાનો ક્ષય કરવામાં જ હંમેશાં લાગ્યા રહે છે.[34] જેમ પોતાનામાં પાગલપણાની સદા ભાવના કરવામાં આવે તો તે પાગલપણું વધી જાય છે, તેમ ફરીથી પોતે પાગલ નથી એ ભાવ દૃઢ થતાં એ અજ્ઞાનજન્ય ઉન્મત્તપણું પણ શમી જાય છે.[35]

જેવી રીતે સૂક્ષ્મદેહ (ભાવનાના અભ્યાસ વડે) સ્થૂલદેહરૂપ બની જાય છે, તેવી રીતે તત્ત્વજ્ઞ પુરુષો પોતાના વાસનામય સૂક્ષ્મદેહને પણ જ્ઞાનની સ્થિતિ વડે જ, બ્રહ્મમાં જ અહંભાવની વાસનાવાળો બનાવી દે છે.[36] આમ એ ચિત્તરૂપી આતિવાહિક (લિંગ) દેહને બ્રહ્મમાં જ અહંભાવની વાસનાવાળો કર્યા પછી તેને કૂટસ્થ ચૈતન્યરૂપ કરવો. તે પછી જ્ઞાનના દૃઢ અભ્યાસ વડે તેને બ્રહ્મભાવને પ્રાપ્ત કરી દેવો.[37] આત્મા વિના કોઈ છે જ નહિ, એટલે જીવાત્માને આધાર આપનાર લિંગદેહની ઉત્પત્તિ કરનાર આત્મા જ ગણાય. તો પછી લિંગદેહ આત્માથી જુદો છે, એમ ક્યાંથી જ કહી શકાય? એ વાત સ્પષ્ટ સમજાય છે.[38] જો કદાચિત્ તેમ ન સમજી શકાય, તો પછી જેમ ભૂત કાઢવાના મંત્રોમાં જોડાયેલ હું ફટ્ આદિ પદ સાંભળતાંની સાથે જ ભૂતનો ભય દૂર થાય છે, તેમ પ્રત્યક્ ચૈતન્યનું અને બ્રહ્મચૈતન્યનું ઐક્ય બતાવનારાં મહાવાક્યોના અર્થ માત્ર સાંભળતાં જ એ ગ્રંથિ તૂટી જાય છે.[39] જગતમાં સર્વત્ર પ્રસરી રહેલા ચિદાત્માનું એકરૂપપણું સમજી લેવું, પછી જ્યાં સુધી જીવચૈતન્યનું અને બ્રહ્મચૈતન્યનું વૃત્તિ દ્વારા અખંડ એકરસપણું થાય તેમજ અખંડાકાર વૃત્તિનું પણ અનુસંધાન ન રહે, ત્યાં સુધી જીવચૈતન્યના અસંગપણાની અને અદ્વિતીયપણાની ભાવના કર્યા કરવી.[40] બહાર અને અંદર સર્વત્ર ચિત્ત શાંત થઈ જતાં પોતાના શુદ્ધ સ્વરૂપનો પ્રકાશ નજરે પડે છે. એ આકાશના જેવી નિર્મળ અને શીતળ સ્વરૂપસ્થિતિનો આશ્રય રાખી તમે સુખેથી શાંત થઈ રહો.[41] આ જગત ઉપર વિજય મેળવી જ્ઞાનરૂપી (વિશ્વજિત્ નામના) યજ્ઞમાં રહેલો અને ધ્યાનરૂપી યૂપને (યજ્ઞમાં રોપવામાં આવતા એક જાતના સ્તંભને) દૃઢ રીતે રોપનારો જ્ઞાનવાન પુરુષ સર્વત્યાગરૂપી દક્ષિણા આપી સર્વથી ઉત્કૃષ્ટપણે વર્તે છે.[42] ભલે અંગારાઓની વૃષ્ટિ થવા માંડો, ભલે પ્રલયનો પ્રચંડ પવન વાવા માંડો અને ભલે આકાશ રસાતળમાં ચાલ્યું જાઓ; છતાં જ્ઞાનનિષ્ઠ પુરુષ કશા વિકારને પામતો નથી અને એકસરખી રીતે જ સદાકાળ પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ રહે છે.[43] તૃષ્ણાનો ક્ષય થઈ જવાને લીધે શાંત મનવાળા અને સંપૂર્ણ રીતે નિરોધ અવસ્થાને પામેલા જ્ઞાનનિષ્ઠ પુરુષની સ્થિતિ, વજ્રના જેવી દૃઢ સમાધિ વિના બીજી સંભવતી નથી.[44] બાહ્યપદાર્થોની તૃષ્ણાનો ક્ષય થઈ ગયા પછી, વૈરાગ્યને લીધે ચિત્ત જેવું શાંત રહે છે, તેવું અનેક શાસ્ત્રથી વડે કે ઉપદેશ વડે, કે તપથી કે ઇન્દ્રિયનિગ્રહથી પણ શાંત રહેતું નથી.[45] સર્વ સંપત્તિઓ અત્યંત આપત્તિઓરૂપ છે, એવી ભાવનાને લીધે જેને સર્વ પદાર્થો પરની તૃષ્ણા રહી નથી એવો જ્ઞાનરૂપી અગ્નિ, પોતાની સર્વત્યાગરૂપી જ્વાળાઓથી મનરૂપી ઘાસને બાળી નાખે છે. તેમજ જેમ વજ્રમણિની અંદર અને બહાર પડનો પ્રકાશ તેનાથી જુદો નથી હોતો, તેમ અંદરના અને બહારના સર્વ પદાર્થો આત્મસ્વરૂપથી જુદા નથી એમ તે જાણે છે.[46,47] જેમ ધુમાડો આકાશમાં જતાં વાદળાંઓરૂપે થઈ જાય છે, તેમ ચિદાત્મા પોતે જ નર, નાગ, અસુર, ધર, પર્વત, ગુફાઓ વગેરે આકારો રૂપે થઈ રહેલ છે.[48] બ્રહ્માંડરૂપી આધારમાં રહેલી અને પ્રાણશક્તિ વડે જી... વાળી ચિદાત્માના વિવર્તરૂપી સર્વ સૃષ્ટિઓ... નદીઓ ચિદાત્મારૂપી પ્રવાહને લીધે જ વ... કરે છે.[49] ચિદાકાશરૂપી જળની અંદર વિ... કરનારી જીવરૂપી જૂની માછલી મોહરૂપી જ... વડે બંધાઈ જઈને પોતાની સ્વરૂપસ્થિતિને ભૂ... જાય છે.[50] ચિદાત્મા જ પોતાના સ્વરૂપ... વિશાળ આકાશની અંદર મેઘની પેઠે પ્રસ... જાય છે અને પોતાના સ્વરૂપ વડે પૃથ્વી આ... આકારને ધારણ કરી રહેલા નાના પ્રકારના પદા–

યોને રૂપે સ્ફુરે છે.[૫૧] સર્વ જીવો વાસનાની વિચિત્રતાને બાદ કરતાં બીજી બધી રીતે સરખા જ છે. પરંતુ માત્ર વાસનાની વિચિત્રતાને લીધે તેઓ શુષ્ક પાંદડાંની પેઠે ભટકતા રહી વિચિત્ર સ્વર્ગ–નરક આદિમાં જઈ પડે છે, જડ ઉપાધિને લીધે જડ જેવા બની જાય છે અને કેમ જાણે પ્રાણવાયુને વિચિત્ર પ્રકારની ક્રિયાઓ રૂપી સ્વર પેદા કરવાને વાંસળીરૂપ હોય તેવા થઈ રહે છે.[૫૨] પ્રથમ પોતાના પુરુષપ્રયત્ન વડે વિવેક–વૈરાગ્ય આદિ સાધન–સંપત્તિને અને શ્રવણ–મનન આદિને સંપાદન કરવાં. પછી, ધ્યાનમાં વિઘ્ન કરનારી તંદ્રાને આસન અને પ્રાણાયામ કરીને જીતી લેવી. એ પછી સંપ્રજ્ઞાત સમાધિ વડે બહિર્દૃષ્ટિરૂપ નિદ્રામાંથી જાગીને, નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ કરવો. પછી, પૂર્વે એકઠી કરેલી વાસનાઓના સમૂહોથી બનેલા અને અનાદર કરાયેલા સંસારપાશથી દૃઢ થયેલા પાંજરાને તત્ત્વસાક્ષાત્કાર વડે તરત જ તોડી નાખવું. આમ પૂર્ણ આનંદથી પરબ્રહ્મરૂપ જ થઈ રહેવું; પરંતુ અજ્ઞાની પુરુષોની પેઠે સંસારની અંદર ભટક્યા કરવું નહિ.[૫૩]

आहृत्य पौरुषबलान्यवजित्य तंद्रामुत्थाय संचितममर्जितवासनौघम् । संसारपाशघनपंजरमंजसैव भंक्त्वाम्युदेयमतिनाशसमेन मान्यम् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સર્વોપશાંતિ' એ નામનો સર્ગ ૪૯ મો સમાપ્ત**

## सर्ग ५० मो

### સાત પ્રકારના જીવો

॥ वसिष्ठ उवाच ॥

इमे ये जीवसंघाता दृश्यंते दश दिग्गताः ।
नरनागसुरागेंद्रगंधर्वाद्यभिधानकाः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–દશ દિશાઓમાં રહેલા આ નર, નાગ, દેવ, પર્વત અથવા વૃક્ષ અને ગંધર્વ આદિ નામવાળા જીવોના જે સમૂહો જોવામાં આવે છે, તેમાં કેટલાક સ્વપ્નજાગર કહેવાય છે, કેટલાક સંકલ્પજાગર કહેવાય છે, કેટલાક કેવલજાગર કહેવાય છે, કેટલાક ચિરજાગર કહેવાય છે, કેટલાક ઘનજાગર કહેવાય છે, કેટલાક જાગ્રતસ્વપ્ન કહેવાય છે અને કેટલાક ક્ષીણજાગર કહેવાય છે. એ રીતે જીવો સાત પ્રકારના છે.

રામ બોલ્યાઃ–હે મહારાજ ! જેમ સમુદ્ર ક્ષીર આદિ જળના ભેદથી સાત પ્રકારનો છે, તેમ વાસનાની વિચિત્રતાને લીધે સાત પ્રકારે થઈ રહેલા એ સર્વ જીવોના ભેદ આપ મને બોધ થવા માટે કહી સંભળાવો.[૧-૪]

વસિષ્ઠ બોલ્યાઃ–કોઈ એક પુરાતન કલ્પમાં કોઈ એક જગત છે. તેના કોઈ એક સ્થળે કેટલાક દેહો વડે જીવનાં છતાં સુષુપ્તિ અવસ્થામાં રહીને સ્વપ્નપ્રપંચને દેખે છે, તેમનું સ્વપ્ન જ (પ્રપંચ જ) આ જગત છે, એમ તમે સમજો. તે જીવો સ્વપ્નજાગર કહેવાય છે.[૫-૬] કોઈ એક સ્થાને અને કોઈ એક સમયે કોઈ એક સૂતેલા જીવને પોતાની મેળે જ સ્વપ્ન આવે છે, તે સ્વપ્નપ્રપંચ, સમાન કર્મ અને સમાન વાસનાને યોગે આપણો વિષય થઈ જાય છે, તો આપણે તેમના સ્વપ્નનરો છીએ.[૭] એ પુરુષોનો તે સ્વપ્નપ્રપંચ ઘણા લાંબા કાળને લીધે જાગ્રતપણાને પ્રાપ્ત થઈ ગયેલ છે, તેથી તેની અંદરના જીવોને સ્વપ્નજાગર કહેવામાં આવે છે.[૮] સર્વમાં વ્યાપી રહેલા શબલબ્રહ્મ સર્વજ્ઞરૂપ હોવાથી તે સર્વ ઠેકાણે અને સર્વરૂપ છે. આથી, એ સ્વપ્નવાળા પુરુષોના આપણે સ્વપ્નનર છીએ. કારણ કે આપણે તેમના અંતઃકરણમાં વાસનારૂપે રહેલા છીએ, તેથી તેમના સ્વપ્નમાં કર્મની સમાનતાને લીધે (ઉદ્બુદ્ધ થઈ

પચાસમા સર્ગમાં વાસનાની દૃઢતા–શિથિલતા એ આદિ ભેદોની વિચિત્રતાને લીધે કલ્પાયેલા જીવોના સાત પ્રકારના ભેદો બતાવવામાં આવશે, જેથી બોધ દૃઢ થાય.

થઈ જતાં) જાગ્રત રહીએ છીએ.[૯]

**રામ બોલ્યા:**–પ્રથમ જે કલ્પની અંદર આ આપણા જગતરૂપી પ્રપંચને સ્વપ્નરૂપે દેખનારા એ જીવોનો જન્મ થયો હશે, તે કલ્પની કલ્પના પણ હમણાં તો ક્ષયને પ્રાપ્ત થઈ ગઈ હશે; તો-પછી તેઓ એ સ્વપ્નમાંથી જાગ્રત થતાં તેમની અતીત કલ્પમાં સ્થિતિ કેમ સંભવે ?[૧૦]

**વસિષ્ઠ બોલ્યા:**–પોતાની, આ આપણા જગતરૂપી સ્વપ્નની ભ્રાંતિને અંતે દૈવયોગથી જો એ જીવો તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત થઈ ગયા હોય, તો તેઓ મોક્ષને પામી જાય છે. અથવા તો એ સ્વપ્નમાંથી જાગી ગયા પછી વળી સંકલ્પ વડે બીજા દેહોને ધારણ કરી લે છે.[૧૧] તેઓ પોતે મનથી કલ્પી લીધેલા બીજા જગતના કલ્પને દેખે છે. કેમકે કલ્પનાના આભાસરૂપી વિશાળ આકાશનું સાંકડાપણું હોતું જ નથી.[૧૨] સંકલ્પ-સ્વરૂપ જગતરૂપી જૂના ઊંબરાનાં ફળના કીડાઓના જેવો સ્વપ્નજાગર નામનો જીવોનો ભેદ મેં તમને કહ્યો. હવે સંકલ્પજાગર નામના ભેદ વિષે કહું છું તે તમે સાંભળો.[૧૩] કોઈ એક પુરાતન કલ્પમાં, કોઈ એક જગતમાં, કોઈ એક સ્થળે જે પુરુષો નિદ્રા વિનાના છતાં અંદર કેવળ એક સંકલ્પમાં જ પરાયણ થઈ રહ્યા હોય, ધ્યાનને લીધે ( મનોમય શરીર વડે) ગતિ કરવાવાળા હોય, મનોરાજ્યને અધીન રહી તેની પછવાડે જ ચાલનારા હોય, સંકલ્પની દૃઢતાને પ્રાપ્ત થઈ જઈ પૂર્વાવસ્થાના અનુસંધાનને ભૂલી ગયેલા હોય, સાંકલ્પિક પદાર્થોમાં જ ચિત્તવૃત્તિ દ્વારા તદાકાર થઈ જવાથી બહારની શારીરિક ચેષ્ટાઓથી રહિત થઈ ગયેલા હોય અને ઘણા લાંબા કાળને લીધે એ સંકલ્પમાં જ જેમણે જાગ્રતપણાના અભિમાનને ધારણ કર્યું હોય, તે પુરુષો સંકલ્પજાગર છે.[૧૪–૧૬] એ સંકલ્પની શાંતિ થઈ જતાં વળી તે જીવો તેના તે દેહમાં પ્રથમના વ્યવહારનો અથવા તો કોઈ બીજા જ વિલક્ષણ વ્યવહારનો આશ્રય કરે છે અને તેની દૃષ્ટિમાં આપણે તેના સંકલ્પપુરુષરૂપ થઈ રહ્યા છીએ.[૧૭] એ પુરુષોના સંકલ્પરૂપી જીવનની અંદર પ્રવિષ્ટ થઈ રહેલા અને સંકલ્પમાં જ પાછા લીન થનારા આપણે સર્વ લોકો અને જીવો તેમની દૃષ્ટિમાં સંકલ્પજાગર છીએ, એમ કહી શકાય છે. હવે હું કેવલજાગર નામના ભેદ વિષે કહું છું, તે તમે સાંભળો.[૧૮] સૃષ્ટિ કરવાના સંકલ્પથી વિસ્તરી રહેલા બ્રહ્મમાંથી આ કલ્પની અંદર પ્રથમ જ અવતરેલા જીવો કેવલજાગર કહેવાય છે અને તેઓ પ્રથમ પોતાની ઉત્પત્તિ થવારૂપી સ્વપ્નથી રહિત હોય છે.[૧૯] એ જીવો ફરી વાર એક પછી એક જન્મપરંપરાને પ્રાપ્ત થતા રહે છે, તેમજ પ્રૌઢપણાને પામી જઈ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં ગતિ કરતા રહે છે, અને તેઓ <u>ચિરજાગર</u> કહેવાય છે.[૨૦] પાછા તેના તે જીવો પાપના આવેશને લીધે જડસ્થાવર-ભાવને પ્રાપ્ત થાય છે, જાગ્રતદશામાં અજ્ઞાન વડે ઘટ્ટ થઈ રહે છે અને તેઓ <u>ઘનજાગર</u> કહેવાય છે.[૨૧] જે પુરુષો શાસ્ત્રવિચાર અને સત્સંગતિ વડે અજ્ઞાન–નિદ્રામાંથી જાગ્રત થઈ જઈ જ્ઞાનને પામે છે અને જાગ્રત અવસ્થાને એટલે જાગ્રત અવસ્થામાં દેખાતા દૃશ્યપ્રપંચને સ્વપ્નના જેવા દેખે છે, તેઓ જાગ્રતસ્વપ્ન કહેવાય છે.[૨૨] જેઓ જ્ઞાનને પ્રાપ્ત થઈ જવાથી પરમપદને પ્રાપ્ત થઈ ગયા હોય છે અને તુર્ય (ચોથી સમાધિ) અવસ્થામાં રહેલા હોય છે, તેમની જાગ્રત આદિ અવસ્થા ક્ષીણ થઈ ગયેલી હોવાથી તેઓ <u>ક્ષીણજાગર</u> કહેવાય છે.[૨૩] જેમ સમુદ્રના ક્ષીરોદ અને લવણોદ આદિ ભેદ છે, તેમ જીવોના પણ ઉપર પ્રમાણે સાત ભેદ છે. તે મેં તમને કહેલ છે. આ સર્વ સમજી લઈ તમે પરમકલ્યાણમાં પરાયણ થઈને રહો.[૨૪] હે રામચંદ્રજી ! તમે આ જગત પણ કાંઈક બીજી વસ્તુ છે, એવી ... નો ત્યાગ કરો. કેમકે, તમે હવે

ચૈતન્ય પરમતત્ત્વની અંદર એકરસરૂપ થઈ રહ્યા છો. આથી, દ્વિત્વ, એકત્વ આદિ ભેદ વિનાનું, શૂન્યતાથી રહિત અને ધર્મ વિનાનું હોવાથી અશૂન્યતારૂપી ધર્મથી પણ રહિત એવું જે આદ્ય પદ સર્વના અધિષ્ઠાનરૂપ છે અને સત્ય ચિદ્રૂપે અવશેષ રહે છે, તે જ તમે છો.[૨૫]

भ्रांतिं परित्यज जगद्गणनात्मिकां त्वं बोधैकरूपघनतामलमागतोसि । शून्यत्ववर्जितमशून्यतया च मुक्तं तेन द्वयैक्यकविमुक्तवपुस्त्वमाद्यम् ॥ २५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જીવસસક-પ્રકારવર્ણન' એ નામનો સર્ગ ૫૦ મો સમાપ્ત

## सर्ग ५१ मो*

### બ્રહ્મદૃષ્ટિ થતાં જગતની સ્થિતિ

॥ राम उवाच ॥

कथं केवलजाग्रत्वमकारणमनर्थकम् ।
पराद्विकसति ब्रह्मन् गगनादिव पादपः ॥ १ ॥

રામ બોલ્યાઃ-હે મહારાજ! આપે કેવલ-જાગ્રત નામનો ભેદ કહ્યો, તો આકાશમાંથી જેમ વૃક્ષ ઉત્પન્ન થાય, તેમ પરબ્રહ્મમાંથી તે અકારણ ને નિરર્થક શી રીતે ઉત્પન્ન થાય છે?[૧]

વસિષ્ઠ બોલ્યાઃ-હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! કારણ વિના કશું કાર્ય સંભવતું જ નથી. માટે કેવલજાગ્રત નામનો કોઈ પણ ભેદ (કારણનો અભાવ હોવાથી) અહીં સંભવતો નથી.[૨] જ્યારે કેવલજાગ્રત નામના ભેદનો અસંભવ છે, ત્યારે પછી બીજા પણ સર્વ જીવોના ભેદો કારણના અભાવને લીધે પાયા વગરના થઈ જઈ જીવના અસ્તિત્વ માટે સંભવતા જ નથી.[૩] વસ્તુતાએ જોતાં તો અહીં કશું ઉત્પન્ન પણ થયું નથી અને કશાનો નાશ પણ થતો નથી. નામ અને રૂપવાળા વિષયોની કલ્પના પણ અધિકારી પુરુષોને તે વિષયનો ઉપદેશ આપવા માટે જ કરવામાં આવી છે.[૪]

રામ બોલ્યાઃ-શરીરોને કોણ ઉત્પન્ન કરે છે તથા મન-બુદ્ધિ આદિમાં પ્રેરણા મૂકી સ્નેહ-રાગ આદિ બંધનો વડે બાંધી દઈ કોણ પ્રાણીઓને મોહ ઉપજાવે છે?[૫]

વસિષ્ઠ બોલ્યાઃ-શરીરોને ઉત્પન્ન કરનાર પણ કોઈ નથી, તેમજ પ્રાણીઓમાં મોહ પેદા કરનાર પણ કોઈ નથી; પરંતુ જળ જેમ પોતાના સ્વરૂપની અંદર તરંગ આદિરૂપે થઈ રહે છે, તેમ અનાદિ અને અનંત ચૈતન્ય આત્મા જ પોતાના શુદ્ધ સ્વરૂપની અંદર નાના પ્રકારના પદાર્થોને આકારે વિવર્તભાવે થઇને રહે છે.[૬,૭] કોઈ પણ બાહ્ય વસ્તુ છે જ નહિ; પરંતુ જેમ કોઈ બીજમાંથી સુંદર મોટું વૃક્ષ ઉત્પન્ન થાય છે, તેમ આ સર્વ બાહ્યસૃષ્ટિ અંદર રહેલા ચિદાત્મામાંથી જ ઉત્પન્ન થઈ છે. હે રામચંદ્રજી! જેમ કોઈ સુતારે સ્તંભની અંદર કોતરેલી પૂતળી સ્તંભમાં રહેલી જ છે, તેમ ચિદાત્માની અંદર જ આ જગત રહેલ છે.[૮,૯] ચૈતન્ય આત્મતત્ત્વ દેશ-કાળ વડે અનંત છે અને એક છે. તેને વિશે, બહારની અને અંદરની સર્વ સૃષ્ટિ પુષ્પના સુગંધની પેઠે સર્વત્ર પ્રસરી રહી છે, એમ તમે સમજો.[૧૦] વાસનાનો ક્ષય થઈ જાય, એટલે આ પોતાનો આત્મા જ પરલોકરૂપ છે, એમ સમજો. કેમકે જ્ઞાનને લીધે શાંત થઇ રહેલા વિવેકી પુરુષોને મન પરલોક વગેરેની કલ્પના આ લોકમાં જ છે, એટલે તેમને કઈ વાસનાનો ઉદય થાય! એ સત્ય પરમપદરૂપ આત્મા જ દેશ, કાળ, ક્રિયા, લોક અને ચિત્ત વગેરે નામ-રૂપે અનેક છે. તેજ દેશ-કાળ આદિ નામ-રૂપથી તે રહિત છે, છતાં

* આ એકાવનમા સર્ગમાં બ્રહ્મદૃષ્ટિ થતાં આ જગત ઉત્પન્ન જ નથી થયું એમ જણાય છે, આત્મદૃષ્ટિ થતાં તે મૃષારૂપે ભાસે છે અને જ્ઞાન થતાં નિરવયવ બ્રહ્મરૂપ જ દેખાય છે; એ વિશે વર્ણન કરે.

તે સાવ શૂન્ય નથી.[૧૧-૧૨] હે રામ! દ્રશ્યને વસ્તુ તરીકે નહિ જાણનારા અને સાક્ષીરૂપે રહી સર્વનો અનુભવ કરનારા તત્ત્વવેત્તા પુરુષોની જ દૃષ્ટિ એ પરમપદની અંદર પહોંચી શકે છે; બાકી બીજા પ્રાણીઓની દૃષ્ટિ કોઈ દિવસ પણ ત્યાં સુધી પહોંચી શકતી નથી.[૧૩] જેઓ ચપળ અને ગંભીર એવા અહંભાવરૂપી ખાડામાં પડેલા હોય છે, તેઓ કોઈ દિવસ એ પ્રકાશમય પરમપદને જોઈ શકતા નથી.[૧૪] ચૌદ પ્રકારના (ચૌદ લોકમાં રહેલા) અનંત પ્રાણીઓના સમૂહોથી ગીચ થયેલા આ જગતની દૃષ્ટિ વિવેકી તત્ત્વજ્ઞ પુરુષની નજરમાં પોતાના શરીરના એક અવયવ જેવી લાગે છે.[૧૫] તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં, કારણના અભાવને લીધે, આ સૃષ્ટિ ઉત્પન્ન જ થયેલ નથી અને તેનો નાશ પણ થતો નથી. વ્યવહારદૃષ્ટિ વડે જોતાં, જેવું કારણ હોય તેવું જ કાર્ય થાય છે.[૧૬] જો કારણની અંદર કાર્ય રહેલ જ હોય, તો પછી તેનું કારણપણું ક્યાં રહ્યું? કેમકે પ્રત્યક્ષ પ્રમાણ વડે અનુભવમાં આવવાથી. એ કારણ કાર્યરૂપ જ છે. તેથી જો પ્રમાતા ચિત્તમાં કોઈ જાતની વૃત્તિ સ્ફુરે નહિ, તો એ બન્ને કાર્ય–કારણ પણ રહી શકે નહિ; એટલે વસ્તુતઃ એ બન્નેની સત્તા જ અસત્ય ઠરે છે.[૧૭] જેમ શાંત સમુદ્રની અંદર તરંગ, ચકરીઓ ઇત્યાદિ રહેલાં છે, તેમ વિકારો રહિત બ્રહ્મમાં જગત, ચિત્ત આદિ વિવર્તભાવથી રહેલ છે.[૧૮] જેમ માટીના પિંડામાં ઘડો. શરાવ વગેરે અનેક પાત્રો હોય છે અને સુવર્ણ જેમ પોતાની અંદર કડાં–કુંડળ આદિ નાના પ્રકારના આકારોને ધારણ કરી રહે છે, તેમ નિર્મળ, નિર્વિકાર પરબ્રહ્મ જ પોતાની અંદર સર્વને ધારણ કરી રહેલ છે અને સર્વરૂપ થઈ રહેલ છે.[૧૯] ચિત્તનો નિરોધ ન હોવાને લીધે, સ્વપ્ન અવસ્થામાં, ચિત્તની અંદર અનેક વાસનાઓ અને આસક્તિઓને લીધે વિષયો સત્ય લાગે છે. તેથી ઊલટું જો આત્મસ્વરૂપનું જ્ઞાન થાય, તો જાગ્રત અવસ્થા પણ અસત્ય લાગે છે. જાગ્રતપ્રપંચ કેવળ મનની કલ્પનાથી જ ઊભો થયો છે એમ સમજાઈ જાય, તો તે ઝાંઝવાના જળ જેવો મિથ્યા જ થઈ રહે છે. જો તે વિવેકવિચારથી નિર્મળ થઈ જાય, તો તે સ્વપ્ના જેવો જ અનુભવમાં આવે છે.[૨૦-૨૧] જેમ વર્ષાકાળ જતો રહેતાં વરસાદનાં વાદળાંઓ સ્થૂલભાવને છોડી દે છે, તેમ જ્ઞાન સારી રીતે સુદૃઢ થતાં તે જ્ઞાનનિષ્ઠ પુરુષની દૃષ્ટિમાં પોતાના દેહ સાથે સર્વ પ્રાણીઓ સ્થૂલભાવને છોડી દે છે. (સ્થૂલભાવથી રહિત કેવળ બ્રહ્મરૂપ દેખાય છે.)[૨૨] જેમ વરસવા માંડેલો વરસાદ છેવટ સાવ વરસી જઈ આકાશરૂપ થઈ જાય છે, તેમ સત્ય આત્મતત્ત્વનું જ્ઞાન થતાં, અહંકાર સહિત જગત શમી જાય છે.[૨૩] જ્ઞાન થતાં શરદઋતુનાં વાદળાંની પેઠે ફિક્કો પડી ગયેલો, નિર્મળ થઈ ગયેલો અને ઝાંઝવાના જળની પેઠે સાવ મિથ્યા જણાયેલો દૃશ્યભાવ ફરી વાર તેનું તત્ત્વ શોધવા જતાં ગળી પડી ક્યાંય જતો રહે છે.[૨૪] જેમ બળતા અગ્નિમાં નાખેલ સોનું, કાષ્ઠ અને ઘી અગ્નિની અંદર ભસ્મરૂપ થઈ એક જ સ્વરૂપ બની જાય છે, તેમ તત્ત્વનું અપરોક્ષ જ્ઞાન થતાં જગત, ચિત્ત વગેરે સર્વ એકભાવ બની જાય છે.[૨૫] જેમ કોઈ ઘરના ખૂણામાં ભૂત ભરાયો છે એવું કોઈ બાળકને લાગે, પણ સત્ય સમજાતાં તેની ભ્રાંતિ દૂર થઈ જાય છે, તે જ પ્રમાણે જ્ઞાનથી ખરી સમજણ આવે છે, એટલે આ ત્રણે લોકના સંબંધમાં જે કાંઈ તેનું સાકારપણું જણાય છે, તે ક્રમે કરી ક્ષીણ બની જાય છે.[૨૬] જીવરૂપ સાક્ષીચૈતન્ય અનંત અને નિરાકાર છે અને તેને પોતાના સ્વરૂપની અંદર, વિનાકારણે પોતાની મેળે જ જગત, ચિત્ત આદિની વિવર્તરૂપે પ્રતીતિ થાય છે. તેમાં આકાર વગેરે ક્યાંથી જ હોય?[૨૭] જીવરૂપ સાક્ષીચૈતન્યને પોતાના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન નહિ હોવાથી તેને જગત, ચિત્ત વગેરે સંસારનો પ્રપંચ દેખાય

છે, પણ જ્ઞાન થતાં એ અજ્ઞાન આપોઆપ નાશ પામે છે. પછી તેમાં આકાર વગેરે ક્યાંથી જ હોય?[૨૮] જાગ્રતપ્રપંચ સ્વપ્નના જેવો અસત્ય છે એમ સમજવામાં આવે છે, એટલે તે પોતાના સ્થૂલભાવને (સાકારપણાને) છોડી દે છે અને અગ્નિ વડે તપાવેલા સુવર્ણની પેઠે પરમ કોમળતાને પામે છે.[૨૯] જેમ સુવર્ણ પોતાના સુવર્ણભાવને છોડ્યા વિના કડાં, કુંડળ આદિરૂપ થઈ રહે છે, તેમ ચિદાત્મા પોતે પોતાના સ્વરૂપમાં રહ્યા છતાં, દેશકાળ વિના જ જાગ્રતપ્રપંચ અને સ્વપ્નપ્રપંચને રચી લે છે અને કેમ જાણે પોતે જ સાકારસ્વરૂપ બન્યો હોય એમ દેખાય છે.[૩૦] આમ વિવેકજ્ઞાન પ્રગટ થતાં, જાગ્રત્-પ્રપંચ સ્વપ્નના જેવો તુચ્છ અને મિથ્યા જણાય છે. એટલે જેમ શરદઋતુ ચાલી જતાં, જળનો પ્રવાહ હલકો અને શાંત પડી જાય છે, તેમ જ્ઞાનને લીધે વિષયભોગ સંબંધી રાગ (પ્રેમ) હલકો અને શાંત પડી જાય છે.[૩૧] અતિ તુચ્છતાને પામેલી દશ્ય સંબંધી શોભા ભલે પોતાની આંખ આગળ ઊભી હોય, તો પણ વિવેકી પુરુષને જાગી ગયા પછી વિચાર કરતાં સ્વપ્નના પદાર્થો તરફ રુચિ નથી થતી, તેમ તેને એ દશ્ય તરફ પણ રુચિ જ થતી નથી.[૩૨] પોતાના આત્માની અંદર શાંતિ મળવી એ ક્યાં અને આ ક્ષુદ્ર વિષયોમાં લોભાવું એ ક્યાં? જો જ્ઞાની પુરુષોને પણ વિષયોમાં રુચિ થવી સંભવે, તો સુષુપ્તિ અવસ્થાની અને જાગ્રત અવસ્થાની પણ એકતા સંભવે અને મૂઢ પુરુષ તથા તત્ત્વજ્ઞ પુરુષનું પણ ઐક્ય સંભવે.[૩૩] આ જગત કેવળ મનોમય છે, ભ્રાંતિરૂપ છે અને તેનું સ્વરૂપ સ્વપ્નના જેવું સાવ મિથ્યા છે. આવો નિશ્ચય થઈ ગયા પછી આ જગતની અંદર રહેલી માળા, ચંદન અને વનિતા આદિ પદાર્થોમાં મનાયેલી સત્યબુદ્ધિ દૂર થઈ જાય છે. હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! ઝાંઝવાનાં જળ ... તે અસત્ય એવા દશ્ય પદાર્થો ભલે સામે ઊભા હોય તો પણ તે કયા વિવેકી પુરુષને રુચિ ઉત્પન્ન કરે?[૩૪,૩૫] જગત વિશેની સત્યપણાની બુદ્ધિ દૂર થઈ જાય છે, એટલે શાંત બુદ્ધિવાળો વિવેકી પુરુષ એ જગતને જાળિયામાંથી પડતાં દીવાનાં કિરણો જેવું કાન્તિમાન તથા ચિદાકાશની પેઠે નિરાકાર જુએ છે.[૩૬] જાગ્રત-પ્રપંચ કેવળ ચિત્તની ભ્રાંતિરૂપ જ છે, એમ જ્ઞાન વડે સમજાઈ જાય છે, એટલે પછી તેને માળા, ચંદન અને વનિતા આદિ પદાર્થોમાં રુચિ પેદા કરનારી ચિત્તની ભ્રાંતિરૂપ ભાવના પણ નાશ પામે છે.[૩૭] એક વાર અમુક વસ્તુ મિથ્યા છે એવું સમજાઈ જાય છે, પછી તેની ઉપાદેય બુદ્ધિ ક્યાંથી જ રહે? સ્વપ્નનું જ્ઞાન થાય છે, પછી સ્વપ્નમાં જોયેલા સુવર્ણને લેવાની કોણ દોડધામ કરે?[૩૮] જેમ સ્વપ્નને સ્વપ્નરૂપ જાણ્યા પછી, તે સ્વપ્નમાં દીઠેલા પદાર્થો સંબંધી આસક્તિ દૂર થાય છે, તેમ દશ્યનું પણ વાસ્તવ સ્વરૂપ જાણવામાં આવે, એટલે દશ્ય પદાર્થો સંબંધી આસક્તિ દૂર થાય છે. ત્યારે દ્રષ્ટા તથા દશ્ય સંબંધી દશાને લીધે ઉત્પન્ન થતા રાગદ્વેષ આદિ દોષોરૂપી ગ્રંથિ પણ છેદાઈ જાય છે.[૩૯] જ્ઞાન થવાથી જેની બુદ્ધિ શાંત થઈ છે તેવો વિવેકી પુરુષ, બંધુ આદિમાં આસક્તિ વિનાનો થઈ જાય છે, તેના સંકલ્પ શાંત પડી જાય છે, તે અહંકારથી રહિત થાય છે અને વિષયો વિષે નિઃસ્પૃહ બને છે. તે સંસારના વિષયોમાં રહેલી આસક્તિને વશ થઈ નકામો પ્રયાસ કરતો નથી, કૃતકૃત્ય થઈ રહે છે અને શાંતિ પામે છે.[૪૦] જેમ દીવાની શિખા ઓલવાઈ જતાં તેનાં કિરણો પણ ઓલવાઈ જાય છે, તેમ વિષય સંબંધી રાગ દૂર થવાથી, વાસના પણ ઓલવાઈ (લયને પ્રાપ્ત થઈ) જાય છે.[૪૧] ગંધર્વનગરની પેઠે પ્રથમ ભ્રાંતિરૂપે દેખવામાં આવતું આ સર્વ જગત, જ્ઞાનનો ઉદય થતાં દીપકનાં કિરણોના સમૂહની પેઠે પ્રકાશરૂપ, નિરાકાર અને આકાશના જેવું

શૂન્ય અને કેવળ ચિદાકાશરૂપ જ દેખાય છે.[૪૨] તત્ત્વજ્ઞ પુરુષ સાતમી ભૂમિકામાં રહેનો હોવાથી તેમજ પરબ્રહ્મમાં (વૃત્તિનિરોધ દ્વારા) એકસ્વરૂપ થવાથી, પોતાના દેહને, આકાશને, શૂન્ય કે સ્ફુરણને, એ કશાને (સુષુપ્તિવાળાની પેઠે) દેખતો-જ નથી.[૪૩] એ પરમતત્ત્વની અંદર પોતાનો આત્મા (દેહ, મન, જીવ આદિ) પણ નથી, શૂન્ય પણ નથી, જગતની કલ્પના પણ નથી, ચિત્ત પણ નથી અને દશ્યપ્રપંચનો ઉદય પણ થયેલો જ નથી; છતાં તેની અંદર સર્વ વિવર્ત રૂપે રહેલ છે.[૪૪] દેહની ઉપાધિને લીધે ભૂમિકા આદિનો જે ભાવ અવિવેકી પુરુષોના જોવામાં આવે છે, તે પણ જ્ઞાનનિષ્ઠ જીવન્મુક્ત પુરુષની દૃષ્ટિમાં જ્ઞાનને લીધે અસ્ત પામી શૂન્ય જ લાગે છે. પોતે ભલે કોઈ ભૂમિકામાં હોય, પરંતુ તેની દૃષ્ટિએ તે ભૂમિકાનું અસ્તિત્વ હોતું જ નથી.[૪૫] એ ચિદાત્માને વિશે સમાધિથી એકરૂપતાને પામવાથી તત્ત્વવેત્તા પુરુષ શાંત આકારને ધારણ કરે છે. તે આકાશના જેવો નિર્મળ થઈ રહે છે, નિઃસંગ થઈને જ રહે છે અને દેહધારી હોવા છતાં તેને કશું અભિમાન ન હોવાથી તે દેહરહિત જેવો જ હોય છે.[૪૬] મનનો લય થવાથી તે મૌન ધારણ કરે છે. તે નિરુદ્ધ અવસ્થાને પામ્યો હોય છે, તે સંસારસાગરને તરી ગયેલો હોય છે અને તે કર્મના અંતને પહોચ્યો હોય છે.[૪૭] સ્વેદજ, જરાયુજ, અંડજ અને ઉદ્ભિજ્જ, એમ ચાર પ્રકારનાં પ્રાણીઓનાં શરીરો, આ સર્વ લોકો, આકાશ, પર્વતોના સમૂહો અને તે સર્વને ઉત્પન્ન કરનારાં, તેનાં અસાધારણ કારણો, એ બધાનું ઉપાદાનકારણ મૂળ અજ્ઞાન જ છે. માટે એ મૂલ અજ્ઞાન જો જ્ઞાન વડે ગલિત થઈ જાય, તો પછી શરીર, લોક આદિ આ સર્વ જગત ભલે (અવિવેકીઓની દૃષ્ટિમાં) હો, તો પણ જ્ઞાનીની દૃષ્ટિએ તે સાવ મિથ્યા જ અનુભવમાં આવે છે.[૪૮] આમ સર્વ વિકલ્પો ગળાઈ જવાથી, શાંત અંતઃકરણવાળો વિવેકી યોગી પુરુષ પોતાના એક આત્મસ્વરૂપને જ સારરૂપ સમજે છે પરમ શાંતિરૂપી અમૃત વડે સદાકાળ તૃપ્ત રહે છે અને આવરણ માત્રથી રહિત એવા બ્રહ્મમ જ સ્થિર થઈને રહે છે.[૪૯]

संशांतांतः करणोगलितविकल्पः स्वरूपसारमयः । परमशमामृततृप्तस्तिष्ठति विद्वान्निरावरणः ॥ ४९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિશ્રાંતિયોગોપદેશ' એ નામનો સર્ગ ૫૧ મો સમાપ્ત**

## સર્ગ ૫૨ મો*

### ચૈતન્ય જગતરૂપે થયેલું છે

॥ राम उवाच ॥

बोधो जगदिवाभाति मुने येन क्रमेण ह ।
तं क्रमेण क्रमं ब्रूहि भूयो भेदनिवृत्तये ॥ १ ॥

રામ બોલ્યાઃ—હે મહારાજ ! કૂટસ્થ ચૈતન્ય આત્મા, જે ક્રમ વડે જગતના જેવો ભાસે છે, તે ક્રમભેદ દૂર થાય તે માટે આપ ફરી વાર ક્રમવાર કહી બતાવો.[૧]

વસિષ્ઠ બોલ્યાઃ—અતિ અલ્પ સ્મૃતિવાળો મૂઢ મનુષ્ય જગતને એક વૃક્ષની જેમ જેટલું જુએ છે, તેટલું જ તે તેના મનમાં સ્ફુરે છે; પરંતુ જેટલું તે તેની દૃષ્ટિમાં આવતું નથી, તેટલું તે તેના ચિત્તમાં સ્ફુરતું નથી. (આ વાત દૃષ્ટસૃષ્ટિવાદને અનુકૂળ છે.)[૨] પરંતુ વિવેકી પુરુષ તો પૂર્વાપર સંબંધ સાથે શાસ્ત્રોના અર્થનો વિચાર કરે છે. કોઈ નિષિદ્ધ વસ્તુ પોતાની આંખ આગળ હોય, તો પણ તે તેને 'ભોગ્ય' તરીકે સ્વીકારતો નથી.[૩] આથી તમે ચિત્તશુદ્ધિ કરનારાં કર્મોનું

* આ બાવનમા સર્ગમાં તાર્કિક પુરુષોના તર્કો વડે ઊભી થયેલી બીજી અનેક કલ્પનાઓનું ખંડન કરી કૂટસ્થ ચિદ્રૂપ આત્મા જ અનિર્વચનીય જગતને આકારે (વિવર્તભાવથી) થઈ રહેલ છે, તે વિષે સમર્થન કરવામાં આવશે.

અનુષ્ઠાન કરવામાં નિષ્ઠા રાખો, માત્ર શાસ્ત્રના અર્થોને વિશે જ ચિત્તને પરોવી રાખો, મૌન ધારણ કરીને તેમનું મનન કરો અને કાનની શોભારૂપ એવા આ મારા ઉપદેશને સાંભળો.[૪] આ દશ્યસમૂહની ભ્રાંતિ અવિદ્યારૂપ છે અને જેમ ઝાંઝવાના જળની નદીમાં જળ હોતું નથી, તેમ આ દશ્યજાળ જેવું કંઈ પણ છે જ નહિ.[૫] આમ છતાં જે વિષયનો હું તમને હમણાં ઉપદેશ આપનાર છું, તે વિષયનો ઉપદેશ સાંભળવા માટે તમે મારા કહેવાથી તેને ક્ષણભર સત્ય જેવો સમજી મારું આ કહેવું સાંભળો.[૬] આ ભ્રાંતિ ક્યાંથી ઉત્પન્ન થઈ અને શી રીતે ઉત્પન્ન થઈ, એ તર્કવિતર્કની આ ઘડીએ કાંઈ જરૂર જ નથી; કેમકે જ્ઞાન થતાં, આ દશ્યપ્રપંચ પણ નથી અને આ ભ્રાંતિ પણ નથી, એ વાત પોતાની મેળે જ તમારા સમજવામાં આવી જશે.[૭] અનેક પ્રકારે બનેલું જે કાંઈ આ સ્થાવર-જંગમ જગત દેખાય છે, તે સર્વ પ્રલયકાળમાં નાશ પામે છે.[૮] આ જગતના ભૂલોક વગેરે અવયવોનો નાશ થાય, એટલે આ જગતનો પણ અવશ્ય નાશ થાય જ. એમાં કોઈ અટકાવ કરી શકે એમ નથી. કેમકે ઘડામાં રહેલા પાણીનું ટીપુંટીપું ઉલેચી લેવામાં આવે છે, તો બધું પાણી ચાલ્યું જાય છે.[૯] આમ વસ્તુમાત્રનો નાશ સિદ્ધ થાય છે, એટલે જગતનું બ્રહ્મરૂપપણું સંભવતું નથી; કારણ કે જગત પણ બ્રહ્મનું સ્વરૂપ છે, એટલે જગતના નાશ સાથે તેનો પણ જો નાશ માનવામાં આવે, તો તે બ્રહ્મ અનંત અને સત્તાવાળું છે એમ કહી શકાય નહિ.[૧૦] 'મદિરાના કણોમાં જેમ મદશક્તિ રહી છે, તેમ પૃથ્વી આદિ જડ મહાભૂતોમાં ચૈતન્ય નામની એક શક્તિ રહી છે. આવો ચાર્વાકનો વાદ છે, પણ તે આપણ આસ્તિકોની આગળ ઊભો રહી શકતો નથી. આપણા મતમાં તો દેહસિદ્ધિ અંદર રહેલા વિજ્ઞાનને અધીન છે. માટે સ્વપ્નદેહની પેઠે એ જાગ્રતદેહ પણ આભાસમાત્ર છે અને તાત્ત્વિક દૃષ્ટિએ તે છે જ નહિ.[૧૧] આ દશ્યની શોભા નાશ પામી જાય છે માટે તે બ્રહ્મરૂપ નથી, તેમ તે બ્રહ્મથી જુદી છે એમ પણ નથી; તે તો અનિર્વચનીય અને અવિદ્યારૂપ છે. આમ માનવાથી બ્રહ્મવિદ્યા વડે તેનો બાધ થઈ જતાં શાસ્ત્રની સફળતા કાયમ રહે છે અને એ જ યોગ્ય છે; બીજી વાત બરાબર બંધબેસતી થતી નથી.[૧૨] જે સૃષ્ટિ પ્રલયકાળમાં એક વખત નાશ પામી હોય, તેની તે જ પાછી ઉત્પન્ન થાય છે, એ વાત અસંભવિત છે. કેમકે જે નષ્ટ થઈ ગઈ તેનો પાછો સંભવ શી રીતે ઘટે? અને પાછી તેની તે જ સૃષ્ટિ ઉત્પન્ન થઈ કે બીજી, એ વિષે કશો પાકો નિર્ણય થઈ શકતો નથી; માટે તે અનિર્વચનીય છે, એ વાત અમારા વિચાર પ્રમાણે વધારે યોગ્ય લાગે છે. કેમકે અમે અનુભવને અનુસરી ચાલનારા છીએ.[૧૩] અવયવવાળા પદાર્થો જ પ્રલયકાળમાં અવયવરહિત આકાશરૂપે થઈ રહ્યા હતા, એ વાત પણ અસત્ય લાગે છે; કેમકે સાવયવ પદાર્થો નિરવયવરૂપે શી રીતે રહી શકે? કદાચિત્ એ સાવયવ પદાર્થો નિરવયવ આકાશભાવને પ્રાપ્ત થયા છતાં પોતાની પૂર્વની અવસ્થાને ધારણ કરી રહ્યા હતા એમ માનવા બેસીએ, તો પ્રલયકાળમાં પણ તેના સાવયવપણાનો નાશ થતો નથી એમ સિદ્ધ થાય છે.[૧૪] હવે, પ્રલય અને સૃષ્ટિ એ બન્ને એકબીજામાંથી એકબીજાની ઉત્પત્તિ થવાથી કાર્ય-કારણના જેવાં પરસ્પર થઈ રહ્યાં છે, તે બન્નેનું આમ એકરૂપપણું સ્વીકારવા જતાં કાર્યકારણપણાનો ભેદ ઊડી જાય છે અને તેથી અમારા સિદ્ધાંતમાં સ્વીકારેલો અદ્વૈતવાદ જ આવી ઊભો રહે છે.[૧૫] જે પદાર્થ દેખવામાં આવતો હોય છતાં પણ તત્ત્વવિચાર વડે જે શૂન્યતાને પ્રાપ્ત થઈ જાય તે નષ્ટ જ છે, એમ તમે સમજો; કેમકે તે દેખાતાં છતાં વસ્તુતાએ (સ્વપ્નપુરુષની પેઠે) નથી --, જો બીજું કાંઈ નાશનું

સ્વરૂપ હોય તો તે કેવી-જાતનું છે, તે તમે સુખેથી ભલે કહો.[૧૬] ફરી વાર ઉત્પત્તિ થતી જોવામાં આવવાથી નાશ પામેલા પદાર્થનું વચમાં પણ અસ્તિત્વ જ છે, એ કલ્પના પણ ઘટતી નથી; કેમકે તેનો તે જ આ પદાર્થ છે, એવું જ્ઞાન કોને થાય છે? બાકી (લૌકિકદષ્ટિએ) સર્વ પદાર્થ અવશ્ય નશ્વર છે. તેથી એક પદાર્થ નાશ પામ્યો અને આ વળી બીજો તેનો જ ઉત્પન્ન થયો, એવી કલ્પતા કાંઈક સંભવિત લાગે છે.[૧૭] ઠેઠ મૂળથી માંડી શિખા સુધી આખા ઝાડમાં તેની ઊંચાઈ, તેનાં ફળો, તેની શાખાઓ, ઉપશાખાઓ, પત્ર, પુષ્પ ઇત્યાદિમાં બીજસત્તા જ વ્યાપીને રહી છે. જો કે તે વચમાં ફળ, શાખા આદિરૂપે દેખાય છે, તો પણ એ બીજસત્તા જ સર્વત્ર એક અખંડપણે રહેલી છે, એવી ઐક્યદષ્ટિ થાય, તો પછી શાખા આદિની જુદી સત્તા ન જાણતાં બીજ—વૃક્ષનું કાર્ય—કારણપણું ક્યાં રહે?[૧૮] આવી જ રીતે સૃષ્ટિ, પ્રલય, દેશ, કાળ, ક્રિયા આદિરૂપે પ્રસરી રહેલું એક ચૈતન્યરૂપ બીજ જ દેખવામાં આવે છે, તે સર્વરૂપે વિવર્તભાવથી થઇ રહ્યું છે, એવી જો દષ્ટિ થાય તો પછી તેનો કાર્ય—કારણભાવ ક્યાં રહે છે? જ્યાં વસ્ત્રની જરૂર હોય ત્યાં જેમ એક ઘડો કંઈ કામનો નથી, તેમ એક ચિદાત્મા પોતે જ ક્રિયારૂપ અને ફળરૂપ થઈ રહે, તો તે કંઈ કરી શકતો નથી.[૧૯] સર્વ દર્શનોના સિદ્ધાંતમાં એક વસ્તુને વિષે અનેક પ્રકારના ભાવોના ભેદનું નિરૂપણ કરવામાં આવ્યું નથી. હવે પરમાર્થરૂપ ચિન્મય વસ્તુને વિશે અનેક પ્રકારના સ્વભાવોનો ભેદ ખરી રીતે છે જ નહિ; તો પછી આ વિશે વિવાદ કરવાનું આપણને શું પ્રયોજન હોય?[૨૦] આ બાબતમાં વિચાર કરતાં અનુભવપ્રમાણથી છેવટ એટલું જ સિદ્ધ થાય છે કે, આ સર્વ ચિદાત્માનો જ એક વિવર્ત છે, તેથી તે અનાદિ, અનત, શાન્ત ચૈતન્યરૂપ છે. તે આકાશ પેઠે નિર્લેપ છે, નિરાકાર છે અને માત્ર બોધરૂપ જ છે.[૨૧] એ તત્ત્વ જેવી રીતે (અવિદ્યાને લીધે) અનુભવમાં નથી આવતું, જેવી રીતે (વિદ્યા વડે) અનુભવમાં આવે છે તથા જેવી રીતે એ તત્ત્વજ્ઞાન સિદ્ધ થાય છે, તે સર્વ હું તમને ક્રમથી કહી સંભળાવું છું.[૨૨] મહાપ્રલયમાં જ્યારે મહાદેવ (હિરણ્યગર્ભ) સુધીના સર્વ દશ્યસમૂહ મન, બુદ્ધિ અને કર્મસહિત નાશ પામે છે, જ્યારે આકાશ પણ લયને પામી જાય છે, જ્યારે કાળ સ્થિતિવિહીન થઈ જાય છે, જ્યારે વાયુ અને તેજ પણ અત્યંત અભાવને પ્રાપ્ત થઈ જાય છે, જ્યારે અંધકાર પણ નાશને પામી જાય છે, જ્યારે જળ (પૃથ્વી) આદિ પણ ઘણા લાંબા કાળ સુધી ક્ષયને પ્રાપ્ત થઈ જાય છે અને ટૂંકામાં જ્યારે સર્વ નામ—રૂપનો સમૂહ અત્યંત અભાવને પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે શાંત, અનુભવરૂપ, નિત્ય, નિર્મળ, બાધને પ્રાપ્ત થઈ જનારાં નામ—રૂપ વિનાનું, અનાદિ, અનંત, શુદ્ધ અને સ્વચ્છ એવું કાંઇક અનિર્વચનીય તત્ત્વ જ અવશેષ રહે છે. એ તત્ત્વ ઇન્દ્રિય વડે ન જાણી શકાય તેવું અવ્યક્ત છે, અતીન્દ્રિય છે, નામથી પણ રહિત છે, સર્વ પ્રાણીમાત્રના આત્મારૂપ છે, શૂન્ય જેવું છે, વ્યવહારદષ્ટિએ જોતાં કાર્યરૂપ તથા કારણરૂપ છે અને તે જ પરમપદરૂપ છે.[૨૩–૨૭] એ તત્ત્વ વાયુરૂપ પણ નથી, આકાશરૂપ પણ નથી, બુદ્ધિ આદિરૂપ પણ નથી અને શૂન્યરૂપ પણ નથી. અધિષ્ઠાનદષ્ટિએ જોઈએ તો તે કશારૂપ નથી ને આરોપિતદષ્ટિએ જોઇએ તો તે સર્વરૂપ છે. એ પરમતત્ત્વરૂપી ચિદાકાશ કાંઈક જુદી જ તરેહનું છે અને અવર્ણનીય છે.[૨૮] એ પરમતત્ત્વ કોઈક મુક્ત થઈ રહેલા તત્ત્વવેત્તાના જ અનુભવમાં આવે છે અને એ પુરુષની સ્થિતિ નિરંતર એ પરમપદમાં જ હોય છે. બીજા વેદ આદિ આગમો કેવળ તેનું વર્ણન કરી બતાવે છે, બાકી તે અનુભવગમ્ય છે.[૨૯] એ તત્ત્વ કાળરૂપ પણ નથી, મનરૂપ પણ નથી, સ્વભાવરૂપ પણ નથી, કાર્યરૂપ પણ

કારણરૂપ પણ નથી, દેશરૂપ પણ નથી કે દિશારૂપ પણ નથી અને દેશ-કાળના મધ્યરૂપ કે અંતરરૂપ પણ નથી. તે તરત જાણવામાં આવે તેવું પણ નથી અને સાવ ન જ જાણી શકાય તેવું પણ નથી.[૩૦] એ અતિ સ્વચ્છ ચૈતન્યતત્ત્વ તો કાંઈક અવર્ણ્ય જ છે. તે તો જ્ઞાનના પારને પહોંચી ગયેલા, સંસારના જન્મ-મરણના ફેરામાંથી છૂટી ગયેલા અને પંચમ ભૂમિકા આદિ યોગની ઉત્તમ ભૂમિકાને પ્રાપ્ત થઈ ગયેલા મહાત્માઓના જ અનુભવમાં આવે છે.[૩૧] હે શાંતિમાન રામચંદ્રજી! જે જે પદાર્થોનો મેં અહીં નિષેધ કર્યો છે, તે તે પદાર્થનો શ્રુતિ આદિમાં પણ સર્વત્ર નિષેધ કરાયેલ જ છે. આપણી બુદ્ધિ વડે જ તે સમુદ્રના તરંગોની પેઠે બ્રહ્મની અંદર પરિચ્છિન્નરૂપે (પરિમાણવાળા) કલ્પાયેલા છે.[૩૨] જેમ કોઈ મોટા સ્તંભની અંદર જુદી જુદી જાતની પૂતળીઓ રહેલી જ હોય છે, તેમ આ સર્વ પદાર્થો બ્રહ્મની અંદર રહેલા જ છે.[૩૩] આમ, સર્વ પદાર્થો એ તત્ત્વની અંદર રહ્યા છે અને નથી પણ રહ્યા. એ તત્ત્વ સર્વરૂપ છે અને સર્વરૂપ પણ નથી; એ જ તત્ત્વ સર્વરૂપ થઈ રહેલ છે અને નથી પણ થઈ રહેલ. એ જ તેની અલૌકિકતા છે.[૩૪] એ-પરમપદરૂપ-તત્ત્વ જે રીતે સર્વરૂપ થઈ રહેલ છે અને જે રીતે સર્વ પદાર્થોથી રહિત છે, તે એ તત્ત્વની અંદર જ ગળી જઈ પરિણામ પામી ગયેલા તત્ત્વજ્ઞ પુરુષો જ જોઈ શકે છે.[૩૫] સર્વના આદિરૂપ એવું એ પરમપદ અનુભવી પુરુષને (આરોપિતદષ્ટિએ) સર્વરૂપ થઇ રહેલ લાગે છે, સર્વના આત્મારૂપ લાગે છે અને સર્વ પદાર્થો વડે પરિપૂર્ણ લાગે છે. વળી તે (અધિષ્ઠાનદષ્ટિથી જોતાં) સર્વ પદાર્થો વિનાનું દેખાય છે.[૩૬] હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! સર્વ પદાર્થોના અભાવનો અનુભવ કરાવનારું નિર્વિકલ્પ સમાધિ સુધીનું સંપૂર્ણ જ્ઞાન હજી સુધી તમને ઉત્પન્ન થયેલ નથી. તમને જે સંશય ઉત્પન્ન થાય છે, તે જ આ બાબતમાં (જ્ઞાનની અપૂર્ણતામાં) પુરાવો આપે છે.[૩૭] જે પુરુષ બોધને પ્રાપ્ત થઈ ગયો હોય છે અને સર્વ દશ્યના આભાસથી પણ રહિત એવા છેવટ થનારા તત્ત્વસાક્ષાત્કારને પ્રાપ્ત થયેલ હોય છે, સ્વચ્છ અંતઃકરણવાળો હોય છે અને શાંત હોય છે, તે જ એ પોતાના સ્વરૂપભૂત પરમતત્ત્વને દેખી શકે છે.[૩૮] જેમ સુવર્ણના પિંડની અંદર કોઈએ કલ્પના વડે માની લીધેલો મુદ્રાઓનો સમૂહ હોય છે, તેમ એ નિર્લેપ તત્ત્વની અંદર અમુક પદાર્થ છે, આ હું છું અને આ તમે છો વગેરે ત્રણે કાળમાં વ્યાપી રહેલી જગતરૂપી ભ્રાંતિ અવસ્તુરૂપે રહી હોય છે; પરંતુ સુવર્ણના પિંડમાંથી જેમ અનેક જાતની સુવર્ણમુદ્રાઓ મળી શકે છે, તેમ પરમાર્થરૂપ પરમાત્માથી જુદું એવું જગત જોવામાં કે જાણવામાં આવતું નથી.[૩૯,૪૦] આત્મા સદાકાળ જગતથી ભિન્ન છે, છતાં જગત આત્માથી ભિન્ન નથી; તે તો આત્માના અંગરૂપ જોવામાં આવે છે. જેમ સુવર્ણ બાજુબંધરૂપ છે, તેમ બ્રહ્મ પણ જગતરૂપ છે. આમ, બ્રહ્મતત્ત્વ જ વિકારને પામ્યા વિના વિવર્તભાવથી જગતરૂપી દ્વૈતભાવવાળું થઈ રહ્યું હોય એમ ભાસે છે.[૪૧] એ તત્ત્વ દેશ-કાળ આદિ શબ્દોની પ્રવૃત્તિમાં નિમિત્તરૂપ થનારાં જાતિ, ગુણ, ક્રિયા વગેરેથી રહિત છે અને અધ્યારોપદષ્ટિથી જોતાં તો તે જ દેશ, કાળ, ક્રિયા આદિરૂપ પણ થઈ રહેલ છે. આ સર્વ તેની અંદર છે અને તત્ત્વદષ્ટિથી જોતાં નથી પણ રહ્યું.[૪૨] જેમ સમાનભાવમાં રહેલા જળની અંદર (નિગૂઢપણે) તરંગ આદિ રહેલા જ છે, જેમ ચિત્રકારના ચિત્તમાં ચિત્ર કલ્પનારૂપે રહેલ જ છે અને જેમ મૃત્તિકાના પિંડમાં મૃત્તિકાનાં પાત્રો રહેલાં જ છે, તેમ આ જગત (અધ્યારોપદષ્ટિએ જોતાં) બ્રહ્મની અંદર રહેલ જ છે.[૪૩] ઉપર કહ્યા પ્રમાણે જગત એ ચૈતન્યતત્ત્વની અંદર ભિન્નરૂપે રહેલ નથી, તેમ

અભિન્નરૂપે રહ્યું છે એમ પણ નથી. તત્ત્વજ્ઞાન વડે જોતાં એ જગત છે જ નહિ અને ઉપરઉપરથી જોતાં તેનું અસ્તિત્વ જણાય છે. આ સર્વ નિત્ય અને અવિકારી એવું ચૈતન્ય જ છે. તત્ત્વજ્ઞાન થતાં, શાંત બ્રહ્મને વિશે તે જગત પણ શાંત બ્રહ્મરૂપે રહેલ જ અનુભવમાં આવે છે.[44] આ ત્રણ લોકરૂપી પૂતળી બ્રહ્મરૂપી કાષ્ઠની (સ્તંભની) અંદર નહિ કોતરાયા છતાં (પોતાના ચિત્તમાં કલ્પનારૂપે રહ્યાથી) પોતાના સાક્ષીરૂપી શિલ્પીને (કારીગરને) જાણે તે દશ્યરૂપે અનુભવમાં આવતી હોય તેવી થઈ રહેલ છે.[45] સ્તંભની અંદર (નિગૂઢપણે) રહેલી પૂતળીઓ તેમનો આકાર કોતરવાથી દશ્યભાવને પ્રાપ્ત થઈ જાય છે; પરંતુ આ ચૈતન્ય પરમતત્ત્વની અંદર–તો સમુદ્રના તરંગોની પેઠે કશો વિચાર ન થતાં આ સૃષ્ટિ વિવર્તરૂપે જોવામાં આવે છે.[46] નિરતિશય આનંદરૂપી જળ વડે ભરેલા ચૈતન્યતત્ત્વરૂપી સરોવરની અંદર ચૈતન્યરૂપી વરસાદની અમૃતવૃષ્ટિના જેવી આ સૃષ્ટિ ચૈતન્યસ્વરૂપે સર્વત્ર એક રસમય થઈ રહેલા અને વિભાગ તથા વિકાર એ બન્નેથી રહિત એવા પરમતત્ત્વની અંદર જાણે વિભાગવાળી અને વિકારવાળી થઈ રહી હોય તેવી ભાસે છે. વસ્તુતાએ નહિ દેખાયા છતાં તે દેખાયા જેવી થઈ રહી છે.[47] એ તત્ત્વના એક પરમાણુમાં પણ આ સમસ્ત સંસારમંડળ તેના અનેક આરંભોના આડંબર સહિત દીપી રહ્યું છે. પરંતુ તત્ત્વદષ્ટિથી જોવા જતાં તો તેમાંનું કશું જ દેખાતું નથી.[48] આકાશ, કાળ અને પવન આદિ પદાર્થોનું વર્ણન એ નિરવયવ ચૈતન્યતત્ત્વના અવયવરૂપે કરવામાં આવે છે. તેઓ તો મિથ્યા છે અને વાસ્તવિક રીતે અધિષ્ઠાનચૈતન્યરૂપ જ છે, તેથી તેઓ નિરવયવ છે. આમ એ તત્ત્વ સર્વ ભાવ તથા વિકારથી રહિત છે અને અજર છે; તો પણ અધ્યારોપદષ્ટિથી શ્રુતિઓ તેને સર્વાત્મક કહે છે.

आकाशकालपवनादिपदार्थजातमस्यांगमंगरहितस्य तदप्यनंगम्। सर्वात्मकं सकलमात्रविकारशून्यमप्येतदाहुरजरं परमार्थतत्त्वम् ॥४९॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'બ્રહ્મસ્વરૂપવર્ણન' એ નામનો સર્ગ ૫૨ મો સમાપ્ત**

## सर्ग ५३ मो×

### ઘટ–પટાદિક બ્રહ્મરૂપ છે

॥ राम उवाच ॥

**यथा चेत्ये चेतनता यथा काले च कालता। यथा च व्योमता व्योम्नि यथा च जडता जडे ॥**

**રામ બોલ્યાઃ**–હે બ્રહ્મન્! સ્મૃતિના વિષયમાં સ્મૃતિવિષયપણું રહ્યું છે, કાળમાં કાળપણું રહ્યું છે, આકાશમાં આકાશપણું રહ્યું છે, જડમાં જડપણું રહ્યું છે, વાયુમાં વાયુપણું રહ્યું છે, વર્તમાનમાં વર્તમાનપણું રહ્યું છે, ભવિષ્યમાં ભવિષ્યપણું રહ્યું છે, ચંચળમાં ચંચળપણું રહ્યું છે, સાકારમાં સાકારપણું રહ્યું છે, ભિન્નમાં ભિન્નપણું રહ્યું છે, અનંતમાં અનંતપણું રહ્યું છે, દશ્યમાં દશ્યપણું રહ્યું છે અને સૃષ્ટિમાં સૃષ્ટિપણું રહ્યું છે. આમ સર્વ વસ્તુમાં બીજાથી તેનું જુદાપણું બતાવનાર જાતિ આદિ અસાધારણ ભાવ રહેલ છે. આ જ રીતે મારા સમજવામાં આવે, તે રીતે ક્રમે કરી આપ મને કહી બતાવો. હે વક્તાઓમાં શ્રેષ્ઠ! (મારા જેવા) અલ્પ બોધવાળા પુરુષોને ઠેઠ મૂળથી માંડી પ્રતિપાદન કરીને જ સમજણ પાડી શકાય છે.[૧-૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–એ સર્વ અનંત મહાચિદાકાશરૂપ જ છે અને તે કેવળ ચૈતન્યસ્વરૂપ કહેવાય છે. તેમાં કશું પણ દશ્ય નથી, તે કેવળ શુદ્ધ ચૈતન્ય છે, શાંત છે, એક છે અને સદાકાળ

× આ ત્રેપનમા સર્ગમા પરસ્પર એકબીજામાં ભેદવાળો અને અધ્યારોપદષ્ટિ વડે દેખાતા સર્વસંકલ્પમય પદાર્થોનો ત્વં–પ્રત્યય આદિના અર્થરૂપ ભાવ પણ બ્રહ્મ જ છે, એ વિષે વર્ણન આવશે.

એકસરખી સ્થિતિમાં જ રહે છે.[5] જ્યારે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવને પણ અંત લાવનારો મહાપ્રલય આવીને ઊભો રહે છે અને નામ તથા રૂપ એ બન્ને તિરોભાવને પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે એ જ શુદ્ધ ચૈતન્યતત્ત્વ જ અવશેષ રહે છે; તેથી સર્વના તત્ત્વરૂપ અને સારરૂપ એ જ વસ્તુ છે.[6] તેની અંદર સૃષ્ટિ ઉત્પન્ન થવાનું કશું કારણ જ સંભવતું નથી. આકાર, બીજ, માયા, મોહ, ભ્રમ આદિ કચરો એ શુદ્ધ તત્ત્વમાં સંભવિત જ નથી.[7] કેવળ શાંત, અતિ સ્વચ્છ, આદિ—અંત વિનાનું એક જ સત્ય તત્ત્વ છે, અને તેની પાસે આકાશ પણ પાષાણના જેવું સ્થૂલ છે.[8] જ્યારે એ તત્ત્વ ચૈતન્યરૂપે હોય છે, ત્યારે સર્વના અધિષ્ઠાનરૂપ હોવાથી તે નથી એમ કહી શકાતું નથી. જ્યારે તે માયા, મોહ, ભ્રમ, આકાર આદિ મેલ વિનાનું શાંત અને શુદ્ધ હોય છે, ત્યારે તે આવી તરેહનું છે, એમ વર્ણવી શકાતું નથી.[9] આકાશમાં ઊગેલા અને ઝાડની ટોચે રહેલા ચંદ્રને જેવા માટે આત્મચૈતન્ય એક પળવારમાં સેંકડો જેજન દૂર જાય છે. ત્યારે તે આત્મચૈતન્યના મધ્યભાગમાં જે નિર્વિષયરૂપ જેવામાં આવે છે, તે જ એ પરમપદરૂપ તત્ત્વનું સ્વરૂપ છે.[10] અર્ધરાત્રિ સુધીની ગાઢ નિદ્રા પછી જાગ્રત થયેલા, સર્વ પ્રકારના વિચાર માત્રથી રહિત થયેલા અને સુખદુઃખથી રહિત થયેલા અને શાંતપણે સમાધિમાં આરૂઢ થયેલા તત્ત્વવેત્તા પુરુષના ચિત્તનું બહારના તેમજ અંદરના સર્વ વિષયો તથા વાસનાઓ સંબંધી ભ્રાંતિ સમી જતાં જે સંકલ્પરહિત શેષરૂપે રહે છે, તે જ એ પરમપદરૂપ તત્ત્વનું સ્વરૂપ છે.[11,12] ઘાસ, વેલાઓ અને અંકુરો ઇત્યાદિ સર્વ પદાર્થોની ઉત્પત્તિ થતાં તેની સાથે પ્રગટ થયેલ જે કાંઈ સત્તાસામાન્ય સર્વત્ર રહેલ છે, તે જ એ પરમપદરૂપ તત્ત્વનું સ્વરૂપ છે.[13] તે … જગતનું જે સ્પષ્ટ રૂપ દેખાય છે, તે કારણ, આકાર અને નાના પ્રકારના ભેદવાળું હોય એમ લાગે છે. પરંતુ તેનું કોઈ કારણ નથી, એટલે તે જગત છે પણ નહિ, તેમ થયું પણ નથી અને તેથી તેનામાં આકાર, વિકાર અને ભેદભાવ પણ સંભવતા નથી. આમ, જે વિનાકારણે જ (સ્વપ્ન આદિની પેઠે) દેખાતું હોય, તેની સત્તા જ સંભવતી નથી. આ વાત સર્વને પોતાની મેળે જ નિત્ય અનુભવમાં આવે છે; તો તેનો નિષેધ કરવાને કોણ શક્તિમાન છે?[14-16] જગતનું કારણ આદિ—અંત વિનાનું અને સાવ શૂન્ય જ સંભવતું નથી; તેમજ તે નિરવયવ છે. બ્રહ્મ આ સાવયવ દૃશ્યરૂપ જગતનું કારણ ઘટી શકતું નથી; કેમકે જગત બ્રહ્મરૂપ નથી.[17] આથી બ્રહ્મની અંદર જે કાંઈ એ જગતનું રૂપ ભાસે છે, તે ચિદાકાશરૂપ બ્રહ્મ પોતે જ વિવર્તભાવથી તેવે રૂપે થઈ રહેલ ભાસે છે.[18] આમ જગત (વિવર્તરૂપે) ચૈતન્ય બ્રહ્મરૂપ છે એમ સિદ્ધ થાય છે, એટલે તેની અંદર ઉપરઉપરથી જેતાં દેખવામાં આવતા ઘટ—પટ આદિ આકારો જાણે ભ્રાંતિ વડે જ અનુભવમાં આવતા હોય એમ સિદ્ધ થાય છે. બાકી, બ્રહ્મ તો સર્વરૂપ છે, શાંત છે, એક ચૈતન્યરૂપ જ છે, અજન્મા છે, શાંત છે, દ્વૈત તથા એકત્વ આદિ ભાવથી રહિત છે અને નિર્વિકાર છે.[19] પૂર્ણબ્રહ્મમાંથી જ આ જગત પૂર્ણબ્રહ્મરૂપે જ સર્વત્ર ફેલાઈ રહ્યું છે, પૂર્ણબ્રહ્મમાં તે પૂર્ણબ્રહ્મરૂપે જ પ્રકાશ્યા કરે છે, પૂર્ણબ્રહ્મરૂપે જ તે ઉદય પામ્યું છે અને પૂર્ણબ્રહ્મની અંદર તે પૂર્ણબ્રહ્મરૂપે જ રહ્યું છે.[20] એ બ્રહ્મ શાંત છે, વિષમભાવથી રહિત છે, ઉદય તથા અસ્તથી મુક્ત છે, નિરાકાર છે અને અજન્મા છે. તે આકાશના જેવું નિર્મળ છે, એકરૂપ છે, સર્વરૂપ છે, સદા સદ્‌રૂપ છે અને અસદ્‌રૂપ પણ છે. તે નિર્વાણરૂપ છે, આદિરૂપ છે, અને તે જ ઉત્તમ જ્ઞાનરૂપ છે.[21]

**शांतं समं समुदयास्तमयैर्विहीनमाकारमुक्तमजमंबरमच्छमेकम्। सर्वं सदा सदसदेकतयो-**

दितात्मनिर्वाणमाद्यमिदमुत्तमबोधरूपम् ॥ २१ ॥
શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'નિર્વાણવર્ણન' એ નામનો સર્ગ ૫૩ મો સમાપ્ત

## सर्ग ५४ मो×

## સર્વ પદાર્થો ચૈતન્યસ્વરૂપ છે

॥ वसिष्ठ उवाच ॥

जगन्नाम नभः स्वच्छं सद्ब्रह्म नभसि स्थितम् ।
नभो नभसि भातीदं जगच्छब्दार्थ इत्यजम् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–જગતને તત્ત્વદષ્ટિ વડે જોતાં, તે આકાશના જેવું સ્વચ્છ અને ભેદરૂપી કલંક વિનાનું છે. અને બ્રહ્મ પોતે જ ચિદાકાશની અંદર (પોતાના સ્વરૂપમાં) ઘટત્વ–પટત્વ આદિ ભાવરૂપે પણ થઈ રહેલ છે. એવી રીતે ચિદાકાશ જ ચિદાકાશની અંદર નાના પ્રકારે વિવર્તરૂપથી ભાસી રહ્યું છે અને જગત શબ્દના તથા ઘટ–પટ આદિ શબ્દના અર્થરૂપ પણ તે જ છે. વસ્તુતાએ તો એ જન્મ આદિ વિકારથી રહિત છે.[૧] તમે, હું અને જગત વગેરે શબ્દોના અર્થરૂપ બ્રહ્મ પોતે જ બ્રહ્મને વિશે શાંત તથા સમતાથી રહેલ ભાસે છે, પરંતુ વસ્તુતાએ જોતાં તો તેમ છે જ નહિ.[૨] આ સર્વ જગત સમુદ્ર, પર્વત, મેઘ અને પૃથ્વી આદિ વિકારવાળું દેખાય છે, છતાં તે કાષ્ઠના મૌનના જેવું શાંત તથા જન્મ આદિ વિકાર વિનાના બ્રહ્મરૂપે જ રહ્યું છે.[૩] એવી જ રીતે દશ્યનો જે દ્રષ્ટા છે, તેને પણ દશ્યના સંબંધથી જુદો પાડી વિવેક વડે વિચારવામાં આવે, એટલે તે પોતાના ચૈતન્યસ્વરૂપમાં જ રહ્યો છે. આમ, તે દ્રષ્ટા પણ રહેતો નથી, તેમજ તે કર્તા જણાતો હોવા છતાં પણ કર્તવ્યના અભાવને લીધે અને કારણના પણ અભાવને લીધે વસ્તુતાએ અકર્તા જ છે.[૪] આ પ્રમાણે સર્વ બાબતમાં સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરીએ તો દ્રષ્ટાપણું પણ નથી, કર્તાપણું પણ નથી, ભોક્તાપણું પણ નથી, જડપણું પણ નથી, શૂન્યપણું પણ નથી, પદાર્થોનું અસ્તિત્વ પણ નથી અને સર્વ આકાશરૂપ છે એમ પણ નથી; પરંતુ જન્મ આદિ વિકાર વિનાનું સર્વવ્યાપી, શાંત, અનાદિ, અનંત એક સત્યતત્ત્વ છે. તે સત્યતત્ત્વ શિલાના ગર્ભની પેઠે સર્વત્ર ચૈતન્યરૂપે એકરસરૂપ થઈ રહેલ છે. વિધિ તથા નિષેધ એ બન્નેનું જે એક જ અધિષ્ઠાન છે, તે જ વિવર્તરૂપે આ સર્વને આકારે ફેલાઈ રહેલું ભાસે છે. જેમ અનેક તરંગોના સમૂહ જળરૂપ છે, તેમ જીવિત, મરણ, સત્ય–અસત્ય, શુભ અને અશુભ એ સર્વ એક ચિદાકાશરૂપ જ છે અને તે ચિદાકાશ જન્મ આદિ વિકારોથી રહિત છે.[૫–૭] એ એક જ તત્ત્વ જીવભાવરૂપે વિભાગને પામીને દ્રષ્ટાપણાને અને દશ્યપણાને પ્રાપ્ત થઈ જાય છે. આ કલ્પના સ્વપ્નનગર આદિમાં અનુભવમાં આવે છે.[૮] આમ પરમ ચિદાકાશની અંદર આ જગત સ્વપ્નનગરની પેઠે ભાસે છે. નિષ્પ્રપંચ એવું બ્રહ્મ જ જીવરૂપે વિભાગને પ્રાપ્ત થતાં, આ જગતને આકારે થઈ રહ્યું છે; માટે સર્વને આકારે દેખવામાં આવતું જગત પ્રથમ જેવું નિષ્પ્રપંચ બ્રહ્મરૂપ હતું તેવું જ સદાકાળ છે, એમ તમે સમજો.[૯] શાખાના ઉપરના પ્રદેશમાં (આકાશની અંદર) રહેલા ચંદ્રમાને જોવા જતાં, આત્મચૈતન્ય જ્યારે ચાક્ષુષવૃત્તિ દ્વારા ચંદ્ર સુધીના પ્રદેશમાં પહોંચી જાય, ત્યારે વચમાં તેનું જે શુદ્ધ નિર્વિષયરૂપ છે, તે જ રૂપ અત્યંત શાંત અને નિર્વિકાર એવા ચિદાકાશની અંદર રહેલ છે. જેમ જળ તરંગ આદિ રૂપે થઈ રહે છે, તેમ ચિદાકાશ જ (વિવર્તભાવથી) જગતને રૂપે થઈ રહેલ છે.[૧૦,૧૧] જે કાંઈ કાર્યરૂપે ઉદય પામતું જાય છે અને કાર્યરૂપે જ થઈ રહેલ છે, તેમજ જે કાર્યરૂપે

× આ ચોપનમા સર્ગમાં સર્વ વસ્તુ પોતાના સ્વભાવની અંદર રહેલ છે અને સ્વભાવ વડે ક્રિયા અને ભેદ થાય છે. એ સ્વભાવ બ્રહ્મરૂપ હોવાથી સર્વ નિર્વિકાર અદ્વૈત ચિન્માત્ર છે, એ કહેનારો.

પ્રગટ થતું નથી અને કારણરૂપે જ રહેલ છે, તે સર્વ એક પ્રદેશથી બીજા પ્રદેશ સુધી જનારા આત્મચૈતન્યના નિર્વિષયરૂપથી ભિન્ન નથી.[૧૨] જેમ ગમે તેટલો પ્રયત્ન કરી શોધ કરો પણ સસલાનું શિંગડું મળે નહિ, તેમ જગતનું કારણ પણ કેમ ય મળતું નથી.[૧૩] જે વિનાકારણે ભાસ્યા કરે છે તે ભ્રાંતિરૂપ છે; તેથી તે વસ્તુતાએ હોતું જ નથી. ભ્રાંતિ અસત્યરૂપ છે. તેની સત્યતા શી રીતે કહી શકાય ?[૧૪] કારણ વિના કયું કાર્ય ઉત્પન્ન થયેલું નજરે આવે છે ? દાખલા તરીકે, વંધ્યા સ્રીનો અપુત્ર પતિ સ્વપ્નમાં પોતાના ઉત્તમ પુત્રને દેખે તે એક ભ્રમ જ છે અને તે સાવ મિથ્યા જ છે.[૧૫] તે જ પ્રમાણે કારણ વિના જે કાંઈ આ સર્વ પ્રપંચરૂપે દેખાય છે, તે દ્રષ્ટા ચૈતન્ય પોતે જ ભાસે છે. સર્વને રૂપે તે જ સંકલ્પનગર, ગંધર્વનગર આદિની પેઠે વિવર્તભાવથી તેવે તેવે રૂપે થઈ રહેલ દેખાય છે.[૧૬] આત્મચૈતન્ય ક્ષણમાત્રમાં ચાક્ષુષવૃત્તિ દ્વારા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં પહોંચે છે, ત્યારે વચમાં તેનું જે નિર્વિષય રૂપ છે, તે જ ચૈતન્યતત્ત્વનું વાસ્તવ સ્વરૂપ છે. તે પોતાના સ્વરૂપને છોડતું નથી અને સર્વ પદાર્થોને આકારે વિવર્તરૂપથી શોભી રહે છે.[૧૭] ચૈતન્યસ્વરૂપ આત્મા, વસ્તુતાએ આકાશથી પણ સૂક્ષ્મ છે અને તે જ વિવર્તરૂપે પદાર્થોને આકારે દેખાય છે. આ બાબતમાં સ્વપ્નમાં દેખાતો મનથી કલ્પેલો પર્વત જ દૃષ્ટાંતરૂપ છે.[૧૮]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! જેમ વડના બીજની અંદર ભાવીનું મહાન વટવૃક્ષ રહેલ જ છે, તેમ પરમ સૂક્ષ્મ પરબ્રહ્મની અંદર સૃષ્ટિ શા માટે રહી નથી ?[૧૯]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જ્યાં બીજ હોય ત્યાં જ શાખા પોતાના રૂપને વિસ્તારે છે અને સહકારી કારણોનો (પૃથ્વી, જળ આદિનો) સંયોગ થતાં • થાય છે.[૨૦] જ્યારે સર્વ પ્રાણીમાત્રનો અને પંચમહાભૂત આદિનો પ્રલય થઈ જાય છે, ત્યારે જેનાથી જગત ઉત્પન્ન થાય એવું આકારવાળું બીજ શું હોય ? અને તેનું સહકારી કારણ પણ શું હોય ?[૨૧] પરબ્રહ્મ તો શાંત નિરવયવ છે. તેમાં વળી આકારની કલ્પના કેવી હોય ? એ બ્રહ્મમાં એક પરમાણુપણાનો યોગ પણ સંભવતો નથી, તો પછી તેમાં બીજભાવ તો ક્યાંથી જ રહી શકે ? આમ કારણરૂપ બીજ, સત્ય–અસત્ય પણ સિદ્ધ કરવામાં એક હેતુરૂપ કહેવાય છે; પણ તેનો તો અસંભવ છે, તો જગતની સત્તા કેમ હોય ? શા વડે હોય ? શા કારણ માટે હોય ? શામાં રહી શકે ? અને વળી કેવી હોય ?[૨૨,૨૩] હવે પરમ સૂક્ષ્મ પરબ્રહ્મની અંદર જ આ સ્થૂલ આકારવાળું જગત રહ્યું છે, એ વાત પણ ઘટતી નથી; કેમકે એક સરસવના કણની અંદર મેરુ રહેલો છે, એવી કલ્પના કોઈ એક અજ્ઞાનીની જ હોય છે.[૨૪] જો બીજ હોય તો જ કાર્ય–કારણભાવની કલ્પના સંભવે છે; પણ જગતનું નિરાકારપણું સ્વીકારવામાં આવે, તો પછી તેનું શું બીજ હોય ? અને જન્ય–જનક ભાવનો ( કાર્ય–કારણ–ભાવનો ) ક્રમ પણ પછી ક્યાં રહે ?[૨૫] માટે જે પરમતત્ત્વ છે, તે જ વિવર્તરૂપે જગતને આકારે થઈ રહેલ છે. બાકી કશું ઉત્પન્ન થતું નથી અને કશાનો નાશ પણ થતો નથી.[૨૬] ચિદાકાશરૂપ આત્મા પોતાના ચિદાકાશરૂપી હૃદયની અંદર ચૈતન્યપણાથી જગતરૂપી ભ્રાંતિને દેખે છે. જો હૃદય અશુદ્ધ હોય, તો એ ભ્રમ અશુદ્ધ જેવો ( જગત આદિ આકારવાળો ) દેખાય છે; પણ હૃદય શુદ્ધ હોય તો તેમાં એ ભ્રમ પણ શુદ્ધ દેખાય છે.[૨૭] એ જગતનું રૂપ ચિદાકાશ જ છે એમ ભાસે છે. જેમ પવનની અંદર ગતિ રહેલ છે, તેમ એ જગત ચિદાકાશની અંદર આરોપિતરૂપે રહ્યું છે. બાકી, એ શુદ્ધ તત્ત્વમાં સૃષ્ટિના નામ–રૂપની કશી પણ કલ્પના છે જ નહિ, એમ અમને જણાય છે.[૨૮] જેમ આકાશની

અંદર શૂન્યતા રહી છે તથા જેમ જળમાં દ્રવપણું રહ્યું છે, તેમ આત્માની અંદર શુદ્ધ સૃષ્ટિ પોતાના વિવર્તરૂપે રહી છે અને તે જાણે જુદી જ હોય તેવી દેખાય છે.[૨૯] અમારા મત પ્રમાણે પ્રકાશરૂપ, શાંત, અનાદિ, અનંત અને સત્ય એવું બ્રહ્મ જ જગતને રૂપે ફેલાઈ રહ્યું છે. જગત ઉદય પામતું નથી તેમ તેનો નાશ પણ થતો નથી.[૩૦] ચાક્ષુષવૃત્તિ દ્વારા આત્મચૈતન્ય એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જાય છે, ત્યારે વચમાં જે કાંઈ નિર્વિષય રૂપ રહે છે, તે જ વિશાળ આકાશની અંદર જાણે જગતરૂપ થઈ રહેલ હોય તેવું દેખાય છે.[૩૧] જેમ પવનમાં ચલનશક્તિ રહી છે, જેમ જળમાં દ્રવપણું રહ્યું છે અને જેમ આકાશમાં શૂન્યતા રહી છે, તેમ (અભિન્નરૂપે) બીજી વસ્તુના સંબંધ વિનાનું અસંગ અને અદ્વિતીય એવું આ જગત પણ આત્માની અંદર વિવર્તભાવથી ભાસી રહ્યું છે.[૩૨] આ જગત પોતાના વાસ્તવ સ્વરૂપરૂપ ચિદાત્મામાં રહ્યું છે. તેથી તે ચિદાકાશરૂપ જ છે એમ નિશ્ચય થાય છે. આરોપિતરૂપે તે શૂન્યતાને પ્રાપ્ત થાય છે, તેથી તે પ્રસિદ્ધ આકાશરૂપ છે એમ કહી શકાતું નથી. કેમકે એ આકાશ સૂર્યથી રહિત અને અસ્તોદય વિનાનું ક્યાં પ્રસિદ્ધ છે ? આ સર્વ દશ્યવર્ગ ચિદાત્માનું જ એક રૂપ છે. આમ તે ચૈતન્યસ્વરૂપ છે તેથી ચિદાત્માથી જુદું નથી. માટે તમે પણ સર્વ દશ્યકલ્પનાથી રહિત થઈ જાઓ અને ચિદાકાશરૂપ જ થઈને રહો.[૩૩]

संविन्नमो ननु जगन्नम इत्यनर्कमात्मन्यवस्थितमनस्तमयोदयं क्व । तच्चंगभूतमखिलं तदनन्यदेव दृश्यं निरस्तकलनोऽम्बरमात्रमास्स्व ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અદ્વૈતૈક્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૫૪ મો સમાપ્ત

## सर्ग ५५ मो*

### જગત બ્રહ્મરૂપ છે

॥ वसिष्ठ उवाच ॥

भावाभावग्रहोत्सर्गस्थूलसूक्ष्मचराचराः । आदावेव हि नोत्पन्नाः सर्गादौ कारणं विना ॥

વસિષ્ઠ બોલ્યાઃ–ભાવ અને અભાવ, ગ્રહણ અને ત્યાગ સ્થૂલ અને સૂક્ષ્મ, ચર અને અચર, એ સર્વ પ્રથમ સૃષ્ટિના આદિકાળમાં કશું પણ કારણ ન હોવાથી ઉત્પન્ન જ થયેલ નથી.[૧] નિરાકાર ચૈતન્યધાતુ પોતાના આત્મારૂપ છે. જેમ બીજ વૃક્ષના કારણરૂપ છે, તેમ તે કોઈ દિવસ આ સાકાર જગતના કારણરૂપ હોઈ શકે નહિ.[૨] સર્વરૂપે થઈ રહેલ ચિદાત્મારૂપી ધાતુ ભાવનાને લીધે પોતાના આત્માની અંદર પોતાના સ્વરૂપને જ જગતને રૂપે અનુભવે છે.[૩] આકાશના જેવી અસંગ અને નિર્વિકાર ચૈતન્યધાતુ જેવી જેવી દઢ ભાવના કરે છે, તેવી તેવી ભાવનાને અનુકૂળ જ સૃષ્ટિ તેના જોવામાં આવે છે. જેમ મદિરા આદિ વડે મત્ત થઈ ગયેલો પુરુષ પોતાની મેળે જ પ્રતાપ વડે જણાઈ આવે છે, તેમ એ સૃષ્ટિ પણ પોતાની ભાવના પ્રમાણે ખડી થઈ ગયેલી જણાય છે.[૪] જ્યારે આ સર્વ ઉત્પન્ન જ થયેલ નથી અને સાવ છે જ નહિ છતાં પણ દેખાય છે, ત્યારે તો નિર્વિકાર શાંત બ્રહ્મ જ એ અસત્ય પ્રપંચના જેવું (વિવર્તરૂપે) થઈ રહ્યું છે, એમ તમે સમજો.[૫] જળમાં જેમ દ્રવપણું રહ્યું છે, તેમ ચિદાકાશમાં ચિદાકાશ જ રહ્યું છે. ચિત્સત્તાને લીધે તેમાં જગતનો અધ્યાસ થાય છે, એટલે તે જગતને આકારે ખડું થઈ રહેલ દેખાય છે. આથી, જગત બ્રહ્મરૂપ (ચિદાકાશરૂપ) છે અને

* આ પંચાવનમા સર્ગમા ચિદાત્મા પોતાના સ્વરૂપને બીજે પ્રકારે (જગતને આકારે) ભાવના કરવાથી જગતરૂપે થઈ રહેલ દેખે છે અને જગતની જો અનન્યરૂપે ભાવના કરે, તો તેને પોતારૂપે જ દેખે છે, જેથી જગત બ્રહ્મરૂપ જ છે, તે કહેવાશે.

બ્રહ્મે જ તેને બનાવેલ છે.[૬] જેમ સ્વપ્નની અંદર (અંતરાત્મારૂપી) નિર્મળ ચિદાકાશ જ સ્વપ્ન-સૃષ્ટિરૂપે ઉદય પામે છે અને જેમ કાચરોગ વડે દૂષિત નેત્રવાળા પુરુષને આકાશની અંદર મોવાળા–મચ્છર આદિના જેવા આકારો ખડા થઈ જઈ જોવામાં આવે છે, તેમ વિચિત્ર પ્રકારના આરંભવાળી આ સૃષ્ટિ પણ સૃષ્ટિરૂપે ભાવના કરાયેલા ચિદાકાશની અંદર ખડી થઈ ગયેલી દેખાય છે.[૭] જેમ કાચરોગ વડે દૂષિત નેત્રવાળા પુરુષને આકાશની અંદર મોવાળા-મચ્છર આદિ આકારો જોવામાં આવે છે અને જેમ સ્વપ્નમાં સ્વપ્નસૃષ્ટિ જોવામાં આવે છે એ બન્ને આભાસમાત્ર છે, તેમ આ જાગ્રતસૃષ્ટિ પણ કેવળ આભાસમાત્ર છે. બાકી નિષ્પ્રપંચ ચિદાકાશ જ વિવર્તભાવથી તે રૂપે થઈ રહેલ છે.[૮] આદિસૃષ્ટિમાં ચિદાત્માનું જે સ્વપ્ન છે, તે જાગ્રત કહેવાય છે અને રાત્રિએ જે સ્વપ્ન આવે છે, તેને સ્વપ્ન કહેવામાં આવે છે.[૯] જેમ નદીઓના તરંગોની રેખા અગાઉ અનાદિ કાળથી જેવી છે, તેવી જ હમણાં પણ દેખાય છે, તેમ પદાર્થોની રચના પણ પૂર્વકાળથી જેવી ચાલી આવે છે, તેવી જ હમણાં પણ રૂઢ થઈ ગયેલી જોવામાં આવે છે.[૧૦] જેમ જળ અને તરંગોની શોભા જ નદીની રચનારૂપે થઈ રહે છે, તેમ ચિદાકાશમાં ચૈતન્યરૂપ બીજની સત્તા જ અંદર સૃષ્ટિભાવને પ્રાપ્ત થઈ રહેલ છે.[૧૧] જો મરી ગયેલા જીવનો અત્યંત નાશ થતો હોય, તો તે નિદ્રાના જેવું એક મહાસુખ છે. જો કદાચિત્ મરી ગયા પછી દુષ્કર્મ સંબંધી (નરક આદિ ફળ ભોગવવાનો) ભય રહેતો હોય, તો એ ભય તો આ લોકમાં અને પરલોકમાં–બન્નેમાં સરખી રીતે જ રહેલ છે. માટે મરણ અને જન્મ, એ બન્ને સર્વને સરખું સુખ આપનાર છે અને તે બધાં બ્રહ્મસત્તા વડે જ સત્તાવાળાં હોવાથી બ્રહ્મમય છે.[૧૨,૧૩] આથી, ભલે જન્મ થાઓ કે ભલે મરણ થાઓ, તમા કશી ચિંતા નથી; કેમકે એ બન્નેની સૂક્ષ્મરૂપે સ્થિતિ થવારૂપી સત્તા સ્વાભાવિક બ્રહ્મસુખમય જ છે. આવા વિચારો વડે જે પુરુષનું ચિત્ત અંદર શાંત થયું હોય છે તે જ શીતળતાવાળો કહેવાય છે.[૧૪] સર્વ દૃશ્યનો અભાવ થતાં ચૈતન્યસત્તાની જે સ્થિતિ અવશેષ રહે છે, તે સ્થિતિમાં મહાશય પુરુષો એકરૂપતાથી રહેલા હોય છે. માટે તે મુક્ત કહેવામાં આવે છે.[૧૫] જ્ઞાન વડે સર્વ દૃશ્યનો અત્યંત અભાવ જણાયા પછી, પરબ્રહ્મની સત્તા વડે સૃષ્ટિ અધિષ્ઠાનરૂપે ભલે સત્ય હો અથવા આરોપિતરૂપે ભલે અસત્ય હો; પરંતુ એ દૃશ્યનું જ્ઞાન દૃશ્યભાવથી રહિત થઈ ગયા પછી માત્ર નિર્વિષય ચૈતન્યરૂપે જ ઉદય પામે છે. જે તત્ત્વ દૃશ્યરૂપ પણ નથી, દૃશ્યની અપેક્ષાવાળા દ્રષ્ટારૂપ પણ નથી, તેમજ પોતે ચૈતન્ય હોવાથી જડવર્ગની પેઠે જે પરપ્રકાશ્ય પણ નથી, એવા નિત્યતત્ત્વની સાથે વિવેકી તત્ત્વજ્ઞ પુરુષો એકતાને પામેલા હોય છે અને વ્યવહારમાં પણ તેમની સ્થિતિ શાંત તથા નિર્વિકાર જ હોય છે.[૧૬,૧૭] જેમ કાચરોગવાળાને નેત્રદોષને લીધે આકાશની અંદર મોવાળા–મચ્છર આદિના જેવા આકાર દેખાય છે, તેમ અવિદ્યાને લીધે ચૈતન્યતત્ત્વની અંદર જે વિવર્તરૂપે દેખાય છે, તે જગત કહેવાય છે. બાકી અતિ સ્વચ્છ પરમ ચિદાકાશની અંદર બંધમોક્ષની દૃષ્ટિ હોય જ ક્યાંથી? આ જગત ચિદાકાશનું એક સ્ફુરણમાત્ર છે અને તે કેવળ સંકલ્પરૂપે ખડું થઈ રહેલ છે; તેથી વસ્તુતાએ તે ચૈતન્ય છે, કોઈ દિવસ તે પૃથ્વી વગેરે રૂપવાળું થયું જ નથી.[૧૮,૧૯] એ તત્ત્વની અંદર દેશ પણ નથી, કાળ પણ નથી, દ્રવ્ય પણ નથી, ક્રિયા પણ નથી અને આકાશ પણ નથી. સત્ય તત્ત્વ જ જાણે આભાસરૂપે એ સર્વને આકારે થઈ રહેલ હોય એમ દેખાય છે; પણ વસ્તુતાએ તે કશું છે જ નહિ.[૨૦] જે તત્ત્વ શૂન્ય નથી, અશૂન્ય

પણ નથી, આકાશથી પણ અતિ સ્વચ્છ છે, સાકાર ભાસતાં છતાં નિરાકાર છે, અસત્યરૂપ જણાતાં છતાં અતિ પ્રકાશરૂપ છે, પરમાર્થરૂપ છે અને અતિ શુદ્ધ એક ચૈતન્યરૂપ જ છે, તે જ સ્વપ્નનગરની પેઠે આ જગતને આકારે (વિવર્તભાવથી) ભાસે છે.[૨૧,૨૨] ચિદાકાશની અંદર આરોપિતરૂપે જોવામાં આવતું જગત ઉપર જણાવેલી રીતે પ્રમાણે તત્ત્વદૃષ્ટિ વડે જોવા જતાં શુદ્ધ ચૈતન્યરૂપે જ પ્રસરી રહેલ છે અને ચૈતન્યતત્ત્વ જ સર્વત્ર વિસ્તરી રહ્યું છે. જેમ આકાશમાં શૂન્યપણું છે અને સમુદ્રમાં દ્રવપણું છે, તેમ આ જગત એ તત્ત્વની અંદર (અભિન્ન સત્તાથી) રહેલ છે. બાકી ખરી રીતે તે નાના પ્રકારના ભેદોવાળું–નથી.[૨૩]

निर्वाणमेवमिदमाततमित्थमंतश्चिद्व्योम्न आविलमनाविलरूपमेव । नानेव न क्वचिदपि प्रसृतं न नाना शून्यत्वमंबर इवांबुनिधौ द्रवत्वम् ॥ २३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગતઃ પરમાર્થમયત્વવર્ણન' એ નામનો સર્ગ ૫૫ મો સમાપ્ત**

## સર્ગ ૫૬ મો×

## સર્વ ચિદ્રૂપ છે તે દઢ કરવાને પાષાણનું આખ્યાન

॥ वसिष्ठ उवाच ॥

सर्वत्र सर्वथा सर्वं सर्वदा व्योम्नि चिन्मये ।
साधु संभवति स्वच्छं शून्यत्वं स इवाखिले ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–ચિદાકાશની અંદર તેની સત્તાને લીધે સદાકાળ સર્વત્ર બધું સર્વથા સારી રીતે સંભવે છે અને જેમ આકાશમાં રહેલું શૂન્યપણું નીલ આદિ ભાવથી સર્વત્ર રહ્યા છતાં તેના સ્વરૂપને દૂષિત કરતું નથી, તેમ તે બ્રહ્મમાં રહ્યા છતાં બ્રહ્મના સ્વચ્છ સ્વરૂપને દૂષિત કરતું નથી.[૧] જ્યાં જ્યાં ચૈતન્યસત્તા છે, ત્યાં ત્યાં સૃષ્ટિની શોભા ખડી થઈ જાય છે. આકાશમાં તથા પૃથ્વી આદિમાં સર્વત્ર ચૈતન્યસત્તા જ રહેલી છે. સર્વ પદાર્થો ચૈતન્યરૂપ હોવાથી ચૈતન્યસત્તા વિનાનું કશું પણ કોઈ જગ્યાએ છે જ નહિ. જેમ સ્વપ્નમાં દેખાતા નગર આદિ અને શૈલ આદિ પદાર્થો ચૈતન્યરૂપ અંતરાત્માનો જ એક વિવર્ત હોવાથી તેઓ પણ ચૈતન્યરૂપ છે, તેમ આ જાગ્રત અવસ્થામાં જે પદાર્થો દેખવામાં આવે છે, તે પણ ચૈતન્યરૂપ તત્ત્વનો જ એક વિવર્ત હોવાથી ચિદાકાશરૂપ છે.[૨,૩] હે રામચંદ્રજી ! આ સંબંધમાં ભ્રાંતિરૂપી રોગને નિવૃત્ત કરવામાં ઉત્તમ રસાયનતુલ્ય એવું એક વિચિત્ર પાષાણનું આખ્યાન પૂર્વે મારા જોવામાં આવેલ છે, તે આ ચાલતા પ્રસંગને લગતું છે. હું તે કહું છું, તમે તે સાંભળો.[૪] વિદિતવેદ્ય (જાણવાનું જેણે જાણી લીધેલ છે એવો) હોવાથી, પૂર્ણ ચિત્તવાળો થઈને મેં એક દિવસે ઘાટી ભ્રાંતિરૂપ આ લોકવ્યવહારનો ત્યાગ કરવાની ઇચ્છા કરી. હું ધ્યાનમાં એકતાન થઈ ગયો. મેં ઇન્દ્રિયોને બહિર્મુખ કરનારા સ્વાભાવિક વેગને રોકી રાખ્યા. હું એકાન્તસ્થાન મેળવવા માટે આતુર થઈ ગયો અને શાંત થઈ ગયો. પછી જુદી જુદી જાતની જગતની ક્ષણભંગુર ગતિઓ જોઈને હું કોઈ એક દેવાલયમાં બેસી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો.[૫–૭] 'ઉપરઉપરથી રમણીય દેખાતી આ લોકની સ્થિતિ નીરસ જ છે. તે કોઈ દિવસ કોઈને કોઈ પણ ઉપાય વડે કે કોઈ પણ પ્રકારે કોઈ પણ દેશકાળમાં સુખ આપતી જ નથી, એમ હું માનું છું.[૮] દ્રષ્ટાને (જીવને) અનેક ઇષ્ટ–અનિષ્ટ ફળ આપનારી આ દશ્ય સંબંધી

× આ ૭૫૫નમા સર્ગમાં સર્વ ચૈતન્યસ્વરૂપ છે,' એવો નિશ્ચય થતાં સર્વત્ર બધું ચૈતન્ય જ જણાય છે. આ વાતનું કરણ દઢ કારવા માટે પાષાણાખ્યાન વિષે વર્ણન કરવામાં આવશે.

દૃષ્ટિઓ તીવ્ર વેગથી ઉત્પન્ન થતા ખેદને લીધે, મારા ચિત્તની અંદર ઉદ્વેગને ઉત્પન્ન કરે છે.[૯] આ સર્વ જ કંઈ જોવામાં આવે છે અને જે જાણવામાં આવે છે, તે શું છે? અને હું પોતે પણ કોણ છું? એ સર્વ શાંત અને જન્મ આદિ વિકારથી રહિત પરમાકાશરૂપ છે, ચૈતન્યમાત્ર છે અને વિવર્ત વિનાનું છે.[૧૦] આથી સર્વ મોટા સિદ્ધ લોકો, દેવતાઓ અને દૈત્યો ઇત્યાદિ પણ જેમાં ઘણે કષ્ટે જઈ શકે તેવા ઉત્તમ સ્થળમાં હું અહીંથી જઈશ. ત્યાં અંતર્ધાન આદિ ઉપાયોથી હું મારી પોતાની મેળે જ મારા દેહને છુપાવી રાખીશ.[૧૧] આમ, સર્વ પ્રાણીઓથી અદશ્ય રહી, હું નિર્વિકલ્પસમાધિમાં સ્થિતિ રાખીશ. બાહ્ય પદાર્થો સંબંધી કશો પણ સંકલ્પ ચિત્તમાં ન સ્ફુરવા દેતાં હું સર્વત્ર સમાનરૂપે રહેલા નિર્વિકાર શાંત પરમપદમાં જ સ્થિર થઈ રહીશ.[૧૨] તો જે અત્યંત શૂન્ય હોય અને જે શબ્દ આદિ પાંચ બાહ્યવિષયો અનુભવમાં જ આવે નહિ એવો કયો પ્રદેશ હશે?[૧૩] જંગલો, જળાશયો, મેઘો અને સિંહ—વ્યાઘ્રઆદિ પ્રાણીઓના સમૂહો, જે વિક્ષેપ કરવામાં હેતુરૂપ એવા શબ્દો વડે કોલાહલવાળા છે, તેમનાથી વ્યાકુળ થયેલા અને ક્ષોભને પામેલા પર્વતો બીજાઓનાં ચિત્તને પણ ક્ષોભ ઉત્પન્ન કરે છે. આથી, મને તેઓ શત્રુના જેવા પ્રતિકૂળ જ લાગે છે.[૧૪] નાના પ્રકારના પર્વતોની અંદરના પ્રદેશો ભીલ આદિ લોક વડે વીંટાયેલા છે અને તેઓ બધા વિષયોરૂપી સર્પો વડે દૂષિત છે; આથી તેઓ મને ઝેર જેવા લાગે છે.[૧૫] નગરો જેમ વિવિધ પ્રકારના આરંભો વડે ક્ષોભવાળાં થયેલાં નગરજનોથી ભરેલાં હોય છે, તેમ જળભર્યા સાગરો પણ વિવિધ પ્રકારના આરંભો વડે ક્ષોભવાળાં થયેલાં જળચર પ્રાણીઓથી ભરપૂર હોય છે. પર્વતોના અને સમુદ્રના તટો, લોકપાલોનાં નગરો, પર્વતોનાં શિખરો અને [illegible]ની અંદરના પ્રદેશો એ સર્વ પ્રાણીઓથી ઊભરાય છે.[૧૬,૧૭] પર્વતોની ગુફાઓ પણ પવનના શબ્દો વડે ગાયન કરે છે, લતાઓરૂપી હસ્ત વડે નૃત્ય કરે છે, પુષ્પોરૂપી હાસ્ય વડે હસે છે અને તેના અંદરના પ્રદેશો સિંહ—સર્પ આદિ અંદર ભરાઈ રહેલા હોવાથી ગહનતાવાળા છે.[૧૮] મૌન ધારણ કરી રહેલાં માછલાંઓનો અને સ્નાન કરવા આવેલા ઋષિઓનો સ્પર્શ થવાથી જેમાં કમળનાળો કંપી રહી છે અને તેથી જેનાં કમળો ચંચળ થયાં છે, તે મોટાં મોટાં તળાવો પણ જળની ઘુમરડીઓથી ગાજી રહ્યાં છે. આથી તેઓ પણ મને વિરસ જ લાગે છે.[૧૯] પવનનો સ્પર્શ થતાં ઊંચે ઊડેલાં ઘાસ અને રજરૂપી પતાકાને ધારણ કરી રહેલી ઝરણાંવાળી પૃથ્વી પણ પવનનાં સુસવાટા વડે શબ્દવાળી છે, તેથી ત્યાં પણ વિક્ષેપ-નિવારણ થઈ શકે તેવું નથી.[૨૦] આમ, અવશેષ રહેલું આકાશ જ ચારે બાજુ શૂન્યતાવાળું છે, તો તેના કોઈ છેટેના ખૂણામાં ઉત્તમ યોગની યુક્તિનો આશ્રય કરી હું સ્થિર રહું.[૨૧] આકાશના કોઈ એક ખૂણામાં હું પોતાની કલ્પના વડે એક પર્ણકુટી કલ્પી લઉં અને કશી વાસના રાખ્યા વિના હું તેની અંદર વજ્રના ગર્ભ જેવો થઈને રહું.'[૨૨] આવો વિચાર કરી હું જ્યાં તલવારના જેવા નિર્મળ આકાશમાં ગયો, ત્યાં એ આકાશનો અંદરનો ભાગ પણ મને હજારો વિક્ષેપના હેતુઓ વડે વ્યાપ્ત જણાયો.[૨૩] એ આકાશની અંદર કોઈ ઠેકાણે મેં સિદ્ધોના ગણોને ઘૂમતા જોયા, કોઇક ઠેકાણે મેં મેઘોને ગર્જના કરતા દીઠા, કોઈક જગ્યાએ મેં વિદ્યાધરોની સ્થિતિ જોઈ અને કોઇક ઠેકાણે મેં યક્ષોનાં ધામ જોયાં.[૨૪] કોઇક ઠેકાણે ભમતાં (ગંધર્વ, યક્ષ આદિનાં) ઉત્તમ નગરો મારા જોવામાં આવ્યાં, કોઈક જગ્યાએ દેવ-દાનવ આદિનું યુદ્ધ મારા જોવામાં આવ્યું, કોઈક ઠેકાણે મેં વરસતા મેઘો દીઠા અને કોઈક ઠેકાણે ભયંકર આચરણવાળી યોગિનીઓ મારા જોવામાં આવી.[૨૫] કોઇક ઠેકાણે મેં પાસે રહેલાં દૈત્યોનાં

પુરો સાથેનાં ગંધર્વોવાળાં દેવનગરોને ઊડતાં જોયાં, કોઈક ઠેકાણે ભ્રમણ કરતા ગ્રહગણો મારા જોવામાં આવ્યા અને કોઈક ઠેકાણે મેં તારાઓને દીઠા.[૨૬] આકાશની અંદર કોઈક જગ્યાએ પક્ષીઓનો સમૂહ મારા જોવામાં આવ્યો, કોઈ એક જગ્યામાં કોપ પામેલા મહાપ્રચંડ પવનને મેં જોયો, કોઈ એક ઠેકાણે બીજા અનેક ઉત્પાતો મારા જોવામાં આવ્યા અને કોઈ એક જગ્યાએ મેઘ આદિનાં મંડળોની શોભા મેં દીઠી.[૨૭] કોઈક ઠેકાણે પૂર્વે કોઈ દિવસ ન દીઠેલા એવા અપૂર્વ આકારવાળા પિશાચોના સમૂહો મારા જોવામાં આવ્યા, કોઈક સ્થળે અનેક નગરોના સમૂહો મેં દીઠા, કોઈક ઠેકાણે એ આકાશને મેં સૂર્યનારાયણના રથથી ઘેરાયેલું દીઠું અને કોઈક ઠેકાણે મેં બીજા ચંદ્ર આદિ ગ્રહોના રથોનો સંચાર પણ જોયો.[૨૮] કોઈક ઠેકાણે મેં સૂર્યનારાયણના દાહથી પ્રાણીઓનું મરણ થાય એવું જોયું, તો કોઈક ઠેકાણે મેં ચંદ્રમાની અત્યંત શીતળતા જોઈ. એ આકાશની અંદરના કોઈ એક ભાગને મેં ભૂતપ્રેત આદિ ક્ષુદ્ર પ્રાણીઓ વડે મહાભયંકર દીઠો. એનો કોઈક પ્રદેશ તો અગ્નિની ઉષ્ણતા વડે મને દુર્ગમ જણાયો.[૨૯] એ આકાશની અંદર કોઈક જગ્યાએ મેં વેતાલોને ખડા થઈ રહેલા દીઠા, કોઈ એક જગ્યાએ મેં ગરુડ પક્ષીનો સંચાર જોયો, કોઈક ઠેકાણે પ્રલય કરનારો પ્રચંડ વરસાદ મારા દીઠામાં આવ્યો અને કોઈ એક જગાએ તો મેં પ્રલયકારી પ્રચંડ પવનને જોયો.[૩૦] પછી, પ્રાણીઓના સમૂહવાળા એ આકાશના પ્રદેશોને છોડીને હું બહુ જ છેટે ચાલ્યો ગયો અને અત્યંત વિસ્તરેલા એક શૂન્ય તથા એકાન્ત પ્રદેશમાં પહોંચ્યો.[૩૧] તે પ્રદેશમાં પવન અતિશય મંદ હતો અને સ્વપ્નામાં પણ તેમાં કોઈ પ્રાણી જોવામાં આવે એમ નહોતું. તે શુભાશુભ ચિહ્નોથી રહિત હતો. સંસારીઓ માટે તે અગમ્ય છે, એમ તમે સમજી લો.[૩૨] પછી ત્યાં ખુલ્લાં દ્વારવાળી, ધાટી ભીંતો વડે મજબૂત, કમળોની કળીઓ વડે સુશોભિત, ઘણુ નામનાં જીવડાંઓએ ફોલી ખાવાથી છિદ્રવાળા થયેલા પૂર્ણચંદ્રબિંબના અંદરના ભાગના જેવી રમણીય, અતિ સુગંધી કમળો, ડોલરનાં પુષ્પો અને મંદારનાં પુષ્પોની શોભા વડે તથા કળીઓ વડે મનોહર લાગતી એક કુટી (કોટડી) મેં સત્યસંકલ્પ વડે રચી લીધી. તેને વિશે મેં ચિત્ત વડે પ્રાણીમાત્રથી અગમ્યપણું કલ્પી લીધું. પછી સર્વ પ્રાણીઓ વડે અગમ્ય એવા તે પ્રદેશમાં હું નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થઈ રહ્યો. ત્યારે મેં પદ્માસન વાળ્યું હતું, ચિત્ત શાંત રાખ્યું હતું, પરમ મૌન ધારણ કર્યું હતું અને સેંકડો વરસ પછી સમાધિમાંથી ઊઠીશ, એવો નિર્ણય કર્યો હતો. વળી ત્યારે હું કેમ જાણે આકાશમાંથી જ રચાયો હોઉં તેવો આકાશની પેઠે સ્વસ્થ અને નિર્વિકાર થઈ રહ્યો હતો, સર્વ બાબતમાં સમાન રહ્યો હતો અને કેમ જાણે નિદ્રારૂપ મુદ્રાને પ્રાપ્ત થઈ ગયો હતો.[૩૩–૩૭] હે શાંતિમાન રામચંદ્રજી ! ચિત્ત ઘણા લાંબા કાળ સુધી જે વિષયનું અનુસંધાન રાખે છે, તે ક્ષણવારમાં જ તેના જોવામાં આવે છે. પછી ઘણે લાંબે કાળે સેંકડો વર્ષને અંતે જ્યારે મારું ચિત્ત આશાની પેઠે અને પવનની પેઠે ફેલાયું, ત્યારે કોઈ એક કાળે જાગ્રત થવામાં નિમિત્તરૂપ એવું કર્મ મારા હૃદયરૂપી ક્ષેત્રની અંદર વિકાસને પ્રાપ્ત થઈ જઈ ચારેબાજુ હૃદયદેશમાં ફેલાઈ ગયું. એટલે જેમ શિશિરઋતુમાં ક્ષીણમાત્ર થઈ ગયેલા વૃક્ષનો રસ ચૈત્ર માસમાં પાછો સતેજ થઈ જાય છે, તેમ મારો જીવ પણ સતેજ થઈ ગયો અને તેની સ્ફૂર્તિ પણ સચેત થઈ ગઈ.[૩૮–૪૦] એ સમાધિમાં મારાં સેંકડો વર્ષો એક પલકારાની પેઠે વીતી ગયાં; કેમકે એકાગ્ર ચિત્તવાળા પુરુષને કાળની ઘણી લાંબી ગતિ પણ અતિ ટૂંકી લાગે છે.[૪૧] જેમ પલ્લવ આદિને પુષ્ટિ મળવામાં હેતુરૂપ અને હર્ષના નિમિત્તરૂપ એવો વસંતઋતુમાં પેદા થયેલો વૃક્ષનો અંદરનો રસ પુષ્પરૂપે વિકાસને પ્રાપ્ત થાય છે,

તેમ મારો જ્ઞાનેન્દ્રિયનો ક્રમ પણ પછી બહાર જઈ વિકાસને (ફેલાવાને) પ્રાપ્ત થવા લાગ્યો.[૪૨] હવે પાંચ પ્રાણવાયુઓ અને ઇન્દ્રિયો વડે યુક્ત થઈ રહેલા તથા જીવચૈતન્યનો આવિર્ભાવ થવાથી સ્ફૂર્તિમાન થઈ રહેલા દેહને હું (સુષુમ્ણા દ્વારા બ્રહ્મરંધ્રમાંથી) પ્રાપ્ત થયો છું, એમ જાણવામાં આવતાં, ઇચ્છારૂપી પિશાચીએ આલિંગન કરાયેલો અહંકારરૂપી પિશાચ કોણ જાણે ક્યાંથી મારી પાસે આવીને ખડો થઈ ગયો! જાણે ઊંચાં વૃક્ષોને પણ નમાવી દેનારો પવન કોઈ ઉગ્ર શાલ્મલિ આદિ વૃક્ષને પ્રાપ્ત થયો.[૪૩]

मां प्राणपूरितमुपागतसंविदंशमभ्यागतं त्वहमिति प्रसृतः पिशाचः। इच्छांगनाविवलितोऽथ कुतोऽपि सद्यः प्रोन्नामसन्नमनवायुरिवोग्रवृक्षम् ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વસિષ્ઠસમાધાનવર્ણન' એ નામનો સર્ગ ૫૬ મો સમાપ્ત

## सर्ग ५७ मो×

### વિવેકી તથા અવિવેકીના અહંકારનું વર્ણન

॥ राम उवाच ॥

त्वामप्युदितनिर्वाणमहंकारपिशाचकः ।
बाधते किमिति ब्रूहि मुने संदेहशांतये ॥ १ ॥

રામ બોલ્યાઃ—હે મુનિ! તમને જ્ઞાનસંપન્નને પણ અહંકારરૂપી પિશાચ કેમ બાધ કરે છે? આ સંદેહ દૂર થાય, તે માટે તમે મને કહો.[૧]

વસિષ્ઠ બોલ્યાઃ—જ્ઞાનવાન અને અજ્ઞાની એ બન્નેના દેહની સ્થિતિ અહંભાવ વિના ઘટતી જ નથી. કેમકે આ લોકની અંદર આધેય વસ્તુ નિરાધાર રહી શકતી નથી.[૨] પરંતુ પરમાત્મામાં શાંત ચિત્તવાળા થયેલા તત્ત્વવેત્તા પુરુષમાં જે કાંઈ વિશેષતા છે, તે તમે સાંભળો. તે સાંભળવામાત્રથી તમારો અહંભાવ (અહંકાર)-રૂપી પિશાચ શાંત પડી જશે.[૩] આ અહંભાવરૂપી પિશાચ છે જ નહિ, છતાં આ અજ્ઞાનરૂપી બાળકે તેને પોતાની અંદર કલ્પી લીધો છે અને અજ્ઞાનને લીધે જ તે સ્થિર થઈ રહ્યો છે.[૪] જેમ કોઈ વિચારશીલ પુરુષ હાથમાં દીવો લઈને અંધારાના સ્વરૂપને શોધવા બેસે, તો તે તેને દેખાતું જ નથી, તેમ વિવેકી પુરુષ તત્ત્વદૃષ્ટિ વડે અજ્ઞાનના સ્વરૂપને શોધવા બેસે છે, તો તે તેને દેખાતું જ નથી.[૫] આ લોકમાં અજ્ઞાનરૂપી પિશાચીના સ્વરૂપ વિષે જેમ જેમ વિચાર કરવામાં આવે છે અને જેમ જેમ તત્ત્વદૃષ્ટિ વડે તેનું અવલોકન કરવામાં આવે છે, તેમ તેમ તે લયને પ્રાપ્ત થઈ જાય છે.[૬] જેમ દેહ વિનાની (મિથ્યા) કોઈ એક યક્ષિણી બુદ્ધિની ભ્રાંતિને લીધે રાત્રિએ ખડી થઈ જાય છે, તેમ કેવળ બુદ્ધિની એક ભ્રાંતિરૂપ જ અજ્ઞાન પણ અવિદ્યાને લીધે જ નિત્ય પ્રગટ થાય છે. જો બીજો ચંદ્રમા હોય તો જ તેની અંદર બીજું મૃગલાંછન હોવાનું સંભવે છે, તેમ જો સૃષ્ટિ હોય તો જ અવિદ્યા સંભવે છે; બીજી કોઈ રીતે તે કોઈ કાળે સંભવતી નથી. આ સૃષ્ટિ અજ્ઞાની પુરુષોને વિદ્યમાનરૂપે જોવામાં આવે છે, પણ પ્રથમ તે ઉત્પન્ન જ થઈ નથી, એટલે તે વિદ્યમાન જ નથી. આકાશના વૃક્ષની પેઠે તે કારણના અભાવને લીધે પૂર્વે થઈ જ નથી. પરમશુદ્ધ ચિદાકાશની અંદર નિર્વિકાર એવી આદ્ય સૃષ્ટિમાં જ પૃથ્વી આદિને ઉત્પન્ન થવાનું શું કારણ હોય?[૭-૧૦] પરબ્રહ્મ મન વડે અને સર્વ ઇન્દ્રિયો વડે અગમ્ય છે તથા નિરાકાર છે. તો મન અને ઇન્દ્રિયો વડે ગ્રાહ્ય એવી આ સાકાર સૃષ્ટિનું તે કારણ કેમ થઈ શકે?[૧૧] બીજરૂપી કારણમાંથી અંકુરરૂપી કાર્ય પેદા થાય છે, પરંતુ જ્યાં બીજ જ ન હોય ત્યાં વળી અંકુર ક્યાંથી

× આ સત્તાવનમા સર્ગમાં વિવેકી અને અવિવેકી પુરુષના અહંકારનો ભેદ બતાવવા માટે જેની દૃષ્ટિમાં જ્ઞાન વડે દૃશ્ય બાધિત થઈ ગયેલ હોય, એવા તત્ત્વ પુરુષનું ચૈતન્યપણું વર્ણવવામાં આવશે.

થાય ?[૧૨] કારણ વિના કાર્યની ઉત્પત્તિ સંભવતી જ નથી. આકાશની અંદર ક્યારે કોણે કયું વૃક્ષ સ્પષ્ટ રીતે દીઠું છે ?[૧૩] આકાશની અંદર સંકલ્પ વડે જે કાંઈ શાખા આદિ જોવામાં આવે છે, તે સંકલ્પ જ તેવે આકારે થઈ રહેલ છે એમ જાણવું; આથી વાસ્તવિક રીતે તે કશો જુદો પદાર્થ નથી. આકાશની અંદર જેમ વૃક્ષ આદિ શૂન્યરૂપ છે છતાં સંકલ્પ વડે માત્ર દેખાય છે, તેમ સૃષ્ટિના આદિકાળમાં જ આ સૃષ્ટિની પ્રતિબંધ વિનાની જ પ્રત્યક્ષ સ્થિતિ અનુભવમાં આવે છે, તે પણ ચિદાકાશની અંદર વસ્તુતાએ શૂન્યરૂપ છે છતાં સંકલ્પ વડે જ દેખાય છે.[૧૪,૧૫] સદાકાળ એકસરખી રીતે નિર્વિકારપણે રહેનાર ચિદાકાશ સર્વના આત્મારૂપ છે, ચૈતન્ય છે અને ઈશ્વર છે. તે જ પોતાની ચૈતન્યસત્તાને લીધે, પોતાના સ્વરૂપની અંદર સૃષ્ટિરૂપે વિવર્તભાવથી થઈ રહેલ છે.[૧૬] આ બાબતમાં સ્વપ્નસૃષ્ટિનું દૃષ્ટાંત છે અને તે પ્રતિદિન સર્વને અનુભવમાં આવે છે. સ્વપ્નની અંદર પોતાની મેળે જ સંકલ્પ સ્ફુરે છે અને એ સંકલ્પ જ પર્વત–નગર આદિને આકારે સ્વપ્નમાં દેખાય છે.[૧૭] જેમ સ્વપ્નની અંદર ચૈતન્યસ્વરૂપ અંતરાત્માના સ્વરૂપમાં સંકલ્પ જ જાણે સ્વપ્નસૃષ્ટિરૂપે થઈ રહ્યો હોય એમ લાગે છે, તેમ જાગ્રતમાં પણ સૃષ્ટિ નહિ હોવા છતાં સંકલ્પ જ જાણે જાગ્રતસૃષ્ટિરૂપે થઈ રહેલ હોય એવું લાગે છે.[૧૮] આવી જ રીતે પૂર્વકાળમાં (સૃષ્ટિ થયા પહેલાં) પણ તે મહાચિદાકાશ પોતાના શુદ્ધસ્વરૂપની અંદર જ રહ્યું હતું. સૃષ્ટિની પહેલાં દ્રષ્ટા, દૃશ્ય, દર્શન આદિથી રહિત, જન્મ આદિ વિકાર વિનાનું, અક્ષય, અનાદિ અને અનંત જે એક શુદ્ધ પરમતત્ત્વ હતું, તે જ અમારા મત પ્રમાણે પોતે વિકારને ન પામતાં છતાં (વિવર્તભાવથી) સૃષ્ટિરૂપે થઈ રહેલ છે.[૧૯] વસ્તુતાએ અહીં સૃષ્ટિ થયેલ જ નથી, તેમ ભૂગોળ–ખગોળ આદિ કશું પણ છે નહિ. શાંત નિરાલંબ બ્રહ્મ જ પોતાના સ્વરૂપની અંદર વિવર્તભાવથી સર્વરૂપે થઈ રહ્યું છે.[૨૦] એ સર્વશક્તિમાન પરબ્રહ્મ દૃઢ સંકલ્પ વડે જેવું જેવું પોતાનું રૂપ પ્રસારવા ધારે છે, તેવે તેવે રૂપે તે પોતાના શુદ્ધ વાસ્તવ સ્વરૂપને છોડ્યા વિના થઈ જાય છે.[૨૧] જેમ સ્વપ્નમાં દેખવામાં આવતું નગર મનુષ્યની અંદર રહેલા ચિદાત્માનો જ એક વિલાસ છે, તેમ સૃષ્ટિના આદિ કાળમાં આ સૃષ્ટિ પણ શુદ્ધ ચૈતન્યતત્ત્વનો જ એક વિલાસ છે.[૨૨] ચિદાકાશ પોતાના પરમ આકાશરૂપ શુદ્ધ ચૈતન્યમય સ્વરૂપમાં જ રહેલ છે અને તે જ પોતાની તેવી ભાવનાને લીધે, પોતાના સ્વરૂપમાંથી ભ્રષ્ટ થયા વિના જ વિવર્તભાવથી સૃષ્ટિને આકારે ભાસે છે.[૨૩] ભાવનાનો વિષય, ભાવના કરનાર અને ભાવના એ ત્રિપુટીની સ્થિતિ પણ સ્વચ્છ ચિદાકાશરૂપ છે; તે ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર એ સર્વને રૂપે થઈ રહેલ છે.[૨૪] જ્યારે આ પ્રમાણે દૃઢ નિશ્ચય થાય, ત્યારે પછી સૃષ્ટિ પણ ક્યાં રહી, અવિદ્યા પણ ક્યાં રહી ? અને અજ્ઞાન પણ ક્યાં રહ્યું ? જ્યારે સર્વ શાંત એક રસમય બ્રહ્મરૂપ જ છે, ત્યારે વળી અહંકાર આદિ પણ ક્યાં રહ્યાં ?[૨૫] આ અહંકારની શાંતિનો ઉપાય મેં તમને કહી બતાવ્યો. જેમ પિશાચનું સ્વરૂપ જાણવામાં આવે છે, એટલે તે મિથ્યા જણાયાથી શમી જાય છે, તેમ અહંકારનું પણ સ્વરૂપ જાણવામાં આવે, એટલે તે મિથ્યા જણાયાથી શમી જાય છે.[૨૬] ઉપર પ્રમાણે પૂર્ણ રીતે અહંકારનું સ્વરૂપ મારા જાણવામાં આવી ગયું છે, એટલે પછી ભલે એ મારો અહંકાર આભાસરૂપે વિદ્યમાન રહ્યો હોય, તો પણ તે શરદઋતુનાં વાદળાંની પેઠે નિષ્ફળ જ છે.[૨૭] જેમ ચિત્રમાં આલેખેલા અગ્નિના દાહનું સ્વરૂપ જાણવામાં આવે છે, એટલે તે દાહ્ય (બાળવાની) વસ્તુઓમાં નિષ્ફળ જણાય છે, તેમ અહંકાર, સૃષ્ટિ આદિનું સ્વરૂપ જાણવામાં આવે છે, એટલે તે નિષ્ફળ

બને છે.[૨૮] હું સમાધિકાળમાં અહંકારના ત્યાગમાં અને વ્યવહારકાળમાં અહંકારના સ્વીકારમાં સમાનપણે જ રહું છું. એટલે જેમ આકાશ મેઘાડંબર, પવન, તડકો ઇત્યાદિ વડે ભલે વ્યાપ્ત હોય કે વ્યાપ્ત ન હોય, તો પણ તેની સ્થિતિ એકસરખી જ (અવિકૃત) રહે છે, તેમ સૃષ્ટિ ભલે હો અથવા ન હો, તો પણ મારી સ્થિતિ પણ સમાન જ રહે છે.[૨૯] અહંકાર મારો નથી અને હું અહંકારનો નથી; તેથી આ સર્વ એકરસરૂપ થઈ રહેલા ચિદાકાશરૂપ જ છે, એમ તમે સમજો.[૩૦] જેવી રીતે મારો આવો નિશ્ચય છે, તેવી જ રીતે બીજા જ્ઞાની પુરુષોનો પણ એ નિશ્ચય છે. જેમ ચિત્રમાં આલેખેલા અગ્નિમાં અગ્નિપણું (તેના દાહકતા આદિ ધર્મો) હોતા નથી, તેમ પોતાના આત્મસ્વરૂપમાં સૃષ્ટિ–અહંકાર આદિની ભ્રાંતિ હોતી નથી.[૩૧] હું પણ નથી, કોઈ બીજો પણ નથી અને આ સર્વ પણ નથી. આવો નિશ્ચય રાખીને તમે પ્રકૃત વ્યવહાર કરતા રહો અને શિલાના જેવું મૌન ધારણ કરી રહો.[૩૨] તમે ઘણા કાળ સુધી મનન આદિ વડે સર્વ ભાવોનો નિષેધ કરો અને આકાશના અંદરના ભાગના જેવા શુદ્ધ સ્વરૂપવાળા થઈને શિલાના જેવા નિરવકાશ થઈ રહો. હમણાં અને સૃષ્ટિ થયા પહેલાં સર્વ ચૈતન્યમય છે અને દશ્ય છે જ નહિ, એમ તત્ત્વજ્ઞાન વડે જાણવામાં આવે છે, એટલે સર્વ પરમ મંગળ પરમાત્મારૂપ જ સિદ્ધ થાય છે.[૩૩]

आकाशकोशविशदाकृतिरेव तिष्ठ निर्देशचचिरमपह्नुतसर्वभावः। अद्यादितश्च किल चिन्मयमेव सर्वं नो दृश्यमस्ति शिवमेवमशेषमित्थम् ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિદિતવેદ્યાહંકારવિચાર' એ નામનો સર્ગ ૫૭ મો સમાપ્ત

---

## સર્ગ ૫૮ મો*

### સૃષ્ટિ છે અને નથી

॥ राम उवाच ॥

अहो नु विततोदारा विमला विपुलाचला।
भवता भगवन् भूत्यै भूयो दृष्टिरुदाहृता ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે મહારાજ! અહો, આપે મને ફરી વાર પણ વિસ્તારવાળી, ઉદાર, નિર્મળ, વિશાળ, અચળ અને મોક્ષદાયિની જ્ઞાનદૃષ્ટિ બતાવી છે. સર્વ, સર્વ ઠેકાણે, સર્વથા સદ્રૂપે રહેલ છે અને સર્વત્ર સદાકાળ સર્વ સદ્રૂપે છે. આ વિષય અનુભવ વડે વિચારી જોતાં સત્ય લાગે છે, અને સર્વ પરબ્રહ્મ સાથે એકરસરૂપે જ રહેલ છે એમ જણાય છે. પરંતુ હે મહારાજ! મારા મનમાં એક સંશય રહી જાય છે. તેનું આપ નિવારણ કરો. આપે જે મને પાષાણાખ્યાન વિષે કહ્યું તે શું?[૨,૩]

વસિષ્ઠ બોલ્યાઃ–સદાકાળ સર્વ, સર્વ ઠેકાણે રહેલ જ છે. એ વિષયનું પ્રતિપાદન કરવામાં પાષાણાખ્યાન મેં તમને એક દૃષ્ટાંતરૂપે કહેલ છે.[૪] છિદ્ર વગરના એક ઘટ્ટ અવયવવાળા પાષાણના ગર્ભની અંદર રહેલા ચિદાકાશમાં હજારો સૃષ્ટિઓ રહી છે, એ વાત મેં તમને પાષાણાખ્યાન વડે સૂચવેલ છે.[૫] પંચમહાભૂતોના અને સર્વ પ્રાણીમાત્રના અધિષ્ઠાનરૂપ આ મહાચિદાકાશ પોતાના આકાશના જેવા શૂન્યરૂપને છોડ્યા વિના જ પોતાના સ્વરૂપની અંદર જ રહેલ છે, છતાં તેની અંદર હજારો સૃષ્ટિઓ (વિવર્તરૂપે) રહી છે, એ વાત પાષાણાખ્યાન વડે તમને બતાવવામાં આવશે.[૬] વૃક્ષોની ગાંઠો તથા અંકુરો ઇત્યાદિની અંદર તેમજ પ્રાણી, વાયુ, જળ, તેજ વગેરેની અંદર પણ

* આ અઠ્ઠાવનમા સર્ગમાં સર્વ ઠેકાણે સદાકાળ સૃષ્ટિની શોભા રહેલી છે અને નથી પણ રહેલી. આ વાતનો આધાર અધિકાર ઉપર રહેલ છે. આ સંબંધમા પાષાણાખ્યાનનું વિવેચન કરવામા આવશે.

હજારો સૃષ્ટિઓ રહેલી છે. એ વાત આ કથા (પાષાણાખ્યાન) વડે બતાવવાનો હેતુ છે.[૭]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! જો આપ કહો છો કે, ભીંત આદિની અંદર રહેલા ચિદાકાશમાં સૃષ્ટિના સમૂહો રહેલા છે, તો પછી શુદ્ધ ચિદાકાશમાં જ એ સર્વ રહેલ છે, એમ શા માટે નથી કહેતા?[૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી ! તમે જે કહો છો તે જ પક્ષ મુખ્ય છે, અને એ સર્વ મેં તમને પ્રથમ જ કહેલ છે. જે કાંઈ આ સૃષ્ટિ જોવામાં આવે છે, તે ચિદાકાશરૂપ છે અને તે ચિદાકાશની અંદર (પોતાના સ્વરૂપમાં) વિવર્તરૂપે રહેલ છે. જે કાંઈ આ દૃશ્યરૂપે ભાસે છે, તે પ્રથમ ઉત્પન્ન જ થયેલ નથી અને હમણાં પણ વિદ્યમાન નથી. બાકી જે દૃશ્યની પ્રતીતિ થાય છે, તે બ્રહ્મ જ પોતાના શુદ્ધ સ્વરૂપની અંદર વિવર્તભાવથી તેવે રૂપે થઈ રહેલ છે.[૯,૧૦] આરોપદૃષ્ટિ વડે જોતાં તો, એક અણુમાત્ર પૃથ્વી પણ સૃષ્ટિ વડે ખિચોખિચ ભરેલી ન હોય એમ નથી. અપવાદદૃષ્ટિ વડે જોતાં તો, કોઈ ઠેકાણે સૃષ્ટિ વિદ્યમાન જ નથી અને જે કાંઈ સૃષ્ટિરૂપે પ્રતીતિમાં આવે છે, તે ચિદાકાશરૂપ જ છે. (જળને માટે પણ ઉપર પ્રમાણે જ સમજી લેવાનું છે.)[૧૧] આરોપદૃષ્ટિ વડે જોતાં તેજનો એક અણુ જેટલો ભાગ પણ એવો નથી, કે જે સૃષ્ટિ વડે ખિચોખિચ ભરેલ ન હોય. અપવાદદૃષ્ટિએ જોતાં તો એ સૃષ્ટિ કોઈ જગ્યાએ છે જ નહિ અને એ તેજ પણ ચિદાકાશરૂપ જ છે.[૧૨] આરોપદૃષ્ટિથી જોતાં વાયુનો એક અણુ જેટલો ભાગ પણ સૃષ્ટિ વડે ખિચોખિચ ભરેલો ન હોય એવો નથી. અપવાદદૃષ્ટિ વડે જોતાં તો એ સૃષ્ટિ કોઈ જગ્યાએ છે જ નહિ અને એ વાયુ પણ ચિદાકાશરૂપ જ છે.[૧૩] આરોપદૃષ્ટિથી જોતાં એક અણુમાત્ર પણ આકાશ એવું નથી, કે જે સૃષ્ટિ વડે ખિચોખિચ ભરેલું ન હોય. અપવાદદૃષ્ટિથી જોતાં તો કોઈ જગ્યાએ એ સૃષ્ટિ છે જ નહિ અને એ આકાશ પણ ચિદાકાશરૂપ જ છે.[૧૪] આરોપદૃષ્ટિથી જોતાં પંચમહાભૂતોમાં પણ એકેય એવું નથી, કે જે સૃષ્ટિ વડે સંપૂર્ણ રીતે ભરેલ ન હોય. બાકી અપવાદદૃષ્ટિથી જોતાં તો સૃષ્ટિ પણ કોઈ જગ્યાએ છે જ નહિ અને એ પંચમહાભૂતો પણ ચિદાકાશરૂપ જ છે.[૧૫] આરોપદૃષ્ટિથી જોતાં પર્વતોનો એક અણુમાત્ર અંશ પણ એવો નથી, કે જે સૃષ્ટિ વડે ખિચોખિચ ભરેલો ન હોય; બાકી અપવાદદૃષ્ટિથી જોતાં સૃષ્ટિ કોઈ જગ્યાએ થયેલ જ નથી અને ચિદાકાશ જ એ સર્વરૂપ છે.[૧૬] આરોપદૃષ્ટિથી જોતાં હિરણ્યગર્ભનો એક અણુમાત્ર પણ અંશ એવો નથી, કે જે સૃષ્ટિ વડે પરિપૂર્ણ રીતે ભરપૂર ન હોય; બાકી અપવાદદૃષ્ટિ વડે જોતાં તો એ સૃષ્ટિ છે જ નહિ અને હિરણ્યગર્ભ પણ ચિદાકાશરૂપ જ છે.[૧૭] સૃષ્ટિની અંદર રહેલા લોકોમાં અને પ્રાણીઓના સમૂહોમાં એક અણુમાત્ર પણ અંશ એવો નથી, કે જે સદાકાળ બ્રહ્મરૂપ ન હોય. આથી બ્રહ્મ અને સૃષ્ટિ એ બન્નેનો ભેદ કેવળ કહેવામાત્ર જ છે સૃષ્ટિ જ પરબ્રહ્મરૂપ છે અને પરબ્રહ્મ જ સૃષ્ટિરૂપ છે. જેમ અગ્નિની અને સૂર્યની ઉષ્ણતામાં કશો ભેદ નથી, તેમ એ બન્ને (સૃષ્ટિ–બ્રહ્મ)માં વસ્તુતાએ કશો ભેદ નથી.[૧૮,૧૯] અમુક સૃષ્ટિ છે અને અમુક બ્રહ્મ છે, એવી કલ્પના અસંત અનિર્વચનીય પરબ્રહ્મની અંદર આરોપિતરૂપે પ્રતીતિમાં આવે છે, બાકી તત્ત્વદૃષ્ટિ વડે જોતાં તો એ સર્વ શબ્દરચના કુહાડા વડે કપાતાં લાકડાંની અંદર પેદા થતા શબ્દના જેવી નિરર્થક છે.[૨૦] જ્યાં દ્વિત્વ–એકત્વ આદિ વિકલ્પનો લેશમાત્ર પણ સંભવ નથી, ત્યાં સૃષ્ટિ–બ્રહ્મ આદિ શબ્દો અને તેના અર્થો શી રીતે સંભવે ? કોને સંભવે ? અને તેનું સ્વરૂપ વળી કેવું હોય ?[૨૧] જ્ઞાનવાન વિવેકી પુરુષ ભલે વ્યવહારમાં રહેલો હોય, તો પણ તેની દૃષ્ટિમાં શાંત, એક, અનંત,

અનાદિ, સ્વચ્છ, નિર્વિકાર, નિઃસંકલ્પ અને શિલાના જેવું એકરસરૂપ બ્રહ્મ જ આ સર્વરૂપ થઈ રહેલ છે.[૨૨] હે પ્રિય રામચંદ્રજી ! જેમ મનુષ્યના હૃદયમાં સ્વપ્નની અંદર દેખાતો વ્યવહારોનો સમૂહ જાગ્યા પછી પણ સ્મૃતિરૂપે આભાસમાત્ર જોવામાં આવે છે, તેમ આ સર્વ દશ્ય–તમે, હું, પર્વતોના સમૂહો અને દેવ–દાનવો વગેરે જગત પણ આભાસમાત્ર જોવામાં આવે છે. બાકી, તે બધું ઉપાધિમાત્રથી રહિત, શુદ્ધ ચિદાકાશરૂપ જ છે, એમ તમે સમજો અને જ્ઞાનદૃષ્ટિ વડે અવલોકન કરો.[૨૩]

निर्वाणमेवमखिलं नभ एव दृश्यं त्वं चाहमद्रिनिचयाश्च सुरासुराश्च । तादृग्जगत्समवलोकय यादृगंग स्वप्नेऽथ जंतुमनसि व्यवहारजालम् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સર્ગબ્રહ્મત્વપ્રતિપાદન' એ નામનો સર્ગ ૫૮ મો સમાપ્ત**

## सर्ग ५९ मो*

### વસિષ્ઠમુનિને અનંત જગતની પ્રતીતિ

॥ राम उवाच ॥

अनंतरं नभःकोशकुटीकोटरतो मुने ।
तव ध्यानात्प्रबुद्धस्य वृत्तं वर्षशतेन किम् ॥ १ ॥

રામ બોલ્યાઃ–આકાશરૂપી કોટડીની અંદર સેંકડો વર્ષને અંતે તમે ધ્યાનમાંથી જાગ્યા, તે પછી શું બન્યું ? તે કહો.[૧]

વસિષ્ઠ બોલ્યાઃ–હું જ્યારે ધ્યાનમાંથી જાગ્યો, ત્યારે અસ્પષ્ટ પદ અને અક્ષરવાળો તથા હૃદયને મનોહર લાગે એવો શબ્દ મારા સાંભળવામાં આવ્યો; પણ તેનો કશો અર્થ બરાબર સમજવામાં આવતો ન હતો.[૨] એ શબ્દ જાણે કોઈ સ્ત્રીના કંઠમાંથી ઉત્પન્ન થયો હોય, તેમ તે સ્વભાવથી જ કોમળ, મધુર અને રણકતો હતો. વળી તે વાક્ય ધીરા સ્વરને લીધે, દૂરથી સાંભળવામાં આવે એવું નથી, એમ મને જણાયું.[૩] એ વાક્ય ભમરાના ગુણગુણાટ જેવું હતું અને વીણાના રંજનકારી રણકાર સમું હતું. તે બાળકના રોદન જેવું નહોતું, તેમ પ્રૌઢ પુરુષના ભાષણ જેવું પણ નહોતું. તે તો કમળકોશની અંદર ગૂંચવાઈ રહેલા ભ્રમરના ગુંજારવ જેવું હતું.[૪] એ શબ્દ સાંભળી હું એ શબ્દ બોલનારની શોધ કરવા માટે દશે દિશાઓમાં વિસ્મયપૂર્વક જોવા લાગ્યો. એ જગાએ મેં આ પ્રમાણે વિચાર કર્યો:[૫] 'આકાશનો આ ભાગ, જ્યાં સિદ્ધ પુરુષોનો પણ સંચારમાર્ગ નથી, એવાં લાખો યોજનોને ઓળંગીને ઘણે જ દૂર રહેલો છે. માટે અહીં આવા એકાંતસ્થાનમાં આવા સ્ત્રીવર્ગના જેવા શબ્દનો સંભવ ક્યાંથી હોય ? હું ચારે તરફ યત્ન વડે જોઉં છું, તો પણ એ શબ્દ બોલનાર કોઈ પણ પ્રાણી મારા જોવામાં આવતું નથી.[૬-૭] મારી આગળ તો અનંત અને ચોતરફ શૂન્ય દેખાતું નિર્મળ આકાશ જ રહ્યું છે. અહીં પ્રયત્નપૂર્વક જોવા છતાં પણ કોઈ પ્રાણી જોવામાં આવતું નથી.'[૮] એ પ્રમાણે વિચાર કરી, મેં વારવાર ચારે બાજુ જોવા માંડ્યું. આમ છતાં કોઈ શબ્દ બોલનાર મારા જોવામાં આવ્યું નહિ. એટલે પાછો મેં મનમાં વિચાર કર્યો:[૯] 'હું ચિદાકાશરૂપ થઈ જઈને આકાશની સાથે એકતાને પ્રાપ્ત થઈ જાઉં અને એમ આકાશની અંદર રહેલા તેમજ આકાશના ગુણરૂપ એવા શબ્દના અર્થનો અનુભવ કરીશ.[૧૦] જળ જેમ બીજા જળ સાથે એકતાને પ્રાપ્ત થઈ જાય છે, તેમ દેહરૂપી ઉપાધિવાળા આકાશને અહીં જ રાખી ચિદાકાશરૂપ થઈ, હું એ આકાશ સાથે એકતાને પ્રાપ્ત થઈ જાઉં'[૧૧] આવો વિચાર કરી, મેં દેહાનુસંધાનને છોડી દેવા માટે પદ્મા-

* આ ઓગણસાઠમા સર્ગમાં વસિષ્ઠઋષિને સમાધિનો વિરામ થતાં, એક સૂક્ષ્મ ધ્વનિનું શ્રવણ થવા વિષે તથા તેના મૂળની શોધ કરવા જતાં કરોડો અનંત [જગ]તની પ્રતીતિ થવા વિષે કહેવાશે.

સન વાળ્યું. ફરી વાર હું આંખો મીંચી લઈ સમાધિ ચઢાવવામાં તત્પર થઈ ગયો. ઇન્દ્રિયો દ્વારા થનારા બાહ્યવિષયોના સંબંધને મેં વૃત્તિનિરોધ વડે છોડી દીધા તેમજ અંદર મનન આદિરૂપે થયા કરતા માનસિક વિષયોનો પણ મેં ત્યાગ કર્યો. આમ, હું ચિદાત્માના એક સ્ફુરણરૂપ ચિત્તાકાશરૂપ થઈ ગયો.[૧૨,૧૩] પછી એ ભાવને પણ છોડી દઈ, મેં બુદ્ધિતત્ત્વમાં સ્થિતિ રાખી અને પછી તેનો પણ ત્યાગ કરી દઈ હું ચિદાકાશની અંદર સ્થિર થઈ રહ્યો. ત્યાં હું અંદર પ્રતિબિંબિત થઈ રહેલા અનેક જગતના સમૂહોનો તાદૃશ ચિતાર આપવામાં એક અરીસા જેવો થઈ ગયો.[૧૪] પછી જળ જેમ સ્વભાવ વડે બીજા જળની સાથે મળી જાય છે તથા સુગંધ જેમ પોતાના સજાતીય ગંધ સાથે મળી જાય છે, તેમ પંચમહાભૂતોની અંદરના એક મહાભૂત એવા આકાશની સાથે હું મળી ગયો.[૧૫] પછી હું મહાકાશમાં સર્વત્ર વ્યાપીને અનંત અને સર્વવ્યાપી થઈ ગયો. નિરાકાર હોવા છતાં અને અસંગપણાને લીધે તથા અદ્વૈતપણાને લીધે કશાના આધારરૂપ નહિ હોવા છતાં, સર્વના આધારરૂપ એવા આકાશની સાથે અભેદ થઈ જવાને લીધે, હું સર્વ પદાર્થોના આધારરૂપ થઈ રહ્યો. મેં તેની અંદર ત્રૈલોક્યના સમૂહો, સેંકડો સંસારો અને લાખો બ્રહ્માંડો દીઠાં. તેઓ અગણિત હતાં. એ સર્વ બ્રહ્માંડો એકબીજાની દૃષ્ટિમાં નિર્મળ આકાશરૂપ જ હતાં અને તેથી જ તે પરસ્પર જોવામાં આવતાં ન હતાં. નાના પ્રકારના આચારવિચારોને ધારણ કરી રહ્યાં હોવા છતાં અને એકબીજાને દેખવામાં ન આવવાથી તે બ્રહ્માંડો એકબીજાની દૃષ્ટિએ શૂન્યરૂપ જ હતાં.[૧૬-૧૮] પોતાના સમાન કાળ સુધી સૂઈ રહેલા પુરુષોના સ્વપ્નમાં દેખાતી સૃષ્ટિરચના જેમ પોતપોતાની દૃષ્ટિમાં મોટા આરંભવાળી લાગે અને બીજાની દૃષ્ટિમાં તે સાવ શૂન્ય જ જણાય, તેમ એ સર્વ (ત્રૈલોક્યબ્રહ્માંડ આદિની) રચના મોટા આરંભોવાળી હોવા છતાં એકબીજાને જોવામાં ન આવવાથી એકબીજાની દૃષ્ટિએ તે શૂન્ય જેવી જ હતી.[૧૯] તે ઉત્પન્ન થઈ નાશ પામી જતી હતી અને વારંવાર વધતી જતી હતી. વર્તમાન સમયમાં પણ તે છે, ભૂતકાળમાં પણ તે થઈ ગયેલ છે અને હવે પછી પણ તે સર્વ પ્રકારે થશે.[૨૦] મહાચિદાકાશરૂપી ભીંતની અંદર આલેખેલા અનેક ચિત્રસમૂહોની પેઠે તે જોવામાં આવતી હતી, પરંતુ તત્ત્વદૃષ્ટિ વડે જોતાં તે નિરાધાર (પાયા વગરની) અને આકાશરૂપ જ હતી. જુદા જુદા સ્વભાવનાં પ્રાણીઓએ પોતપોતાનાં મન વડે (મનોમયરૂપે) રચી લીધેલાં મોટાં રાજ્યોની જેમ તે મન વડે જ કલ્પી લીધેલી હતી. વળી તેમાંનાં કેટલાંક બ્રહ્માંડો આવરણ વિનાનાં હતાં, કેટલાંક એક જ આવરણવાળાં હતાં, કેટલાંક પાંચ આવરણવાળાં હતાં અને કેટલાંક સાત આવરણવાળાં હતાં. તેમાં કેટલાંક દશ આવરણ વડે વિચિત્ર હતાં, કેટલાંક સોળ આવરણવાળાં હતાં, કેટલાંક ચોવીસ આવરણ વડે યુક્ત હતાં અને કેટલાંક છત્રીસ આવરણવાળાં હતાં. વસ્તુતાએ તો તેઓ આકાશના જેવાં જ હતાં.[૨૧-૨૩] વળી, કેટલાંક બ્રહ્માંડો સાવ શૂન્ય જ હતાં, કેટલાંક પંચમહાભૂતો વડે રચાયેલાં હતાં, કેટલાંક પૃથ્વી આદિ એકેક મહાભૂતવાળાં હતાં અને કેટલાંક પૃથ્વી આદિ બે મહાભૂતવાળાં હતાં.[૨૪] તેમાં કેટલાંક પૃથ્વી આદિ ત્રણ મહાભૂતોવાળાં હતાં અને કેટલાંક પૃથ્વી આદિ ચાર મહાભૂતો વડે પણ યુક્ત હતાં. વળી, કેટલાંક સાત* મહાભૂતોવાળાં હતાં અને કેટલાંકમાં તો માત્ર એક જ જાતિ જોવામાં આવતી હતી.[૨૫] કેટલાંક તો તમારા જેવા પુરુષોને અનુભવમાં વિરુદ્ધ જણાય એવી અત્યંત અસંભવ દશાવાળાં

* કાળ અને દિશા, એ બન્નેને મહાભૂતરૂપ ગણી, પંચમહાભૂત સાથે તેને ભેળા દઈ, અહીં સા- કરેલી જણાય છે.

પ્રાણીઓ વડે ભરેલાં હતાં, કેટલાંક નિરંતર અંધકાર વડે જ વ્યાપ્ત રહેતાં હતાં અને કેટલાંક સૂર્ય આદિથી રહિત હતાં.[૨૬] કેટલાંક પ્રલય અને સુષુપ્તિ દશાના જેવાં શૂન્ય દેખાતાં હતાં, કેટલાંક સૃષ્ટિના આરંભકાળમાં સ્થપાયેલ એક જ ધણી (હિરણ્યગર્ભ આદિ) વડે ધણિયાતાં હતાં અને કેટલાંક વિલક્ષણ પ્રજાપતિઓ તથા તેમના અંશરૂપ દેવતાઓના વિચિત્ર આચારો વડે યુક્ત હતાં.[૨૭] કેટલાંક વેદ અને શાસ્ત્રો એ બન્નેથી રહિત હતાં અને કેટલાંક સર્વ શાસ્ત્રોથી જ રહિત હતાં. કેટલાંક ઉબરાના ફળમાં રહેલા જીવડાની પેઠે, પોતપોતાના આશ્રમમાં ગૂંચવાઈ રહેલા દેવાદિકોથી પ્રાણીઓવાળાં જણાતાં હતાં. કેટલાંક કળિયુગના પ્રારંભને લીધે, વેદશાસ્ત્રોનો ઉચ્છેદ થઈ જવાથી, માત્ર જાતિ વડે જ તથા પરંપરા વડે જ સંકેત કરી લીધેલા બ્રાહ્મણ આદિ વર્ણના આચારોવાળાં મેં જોયાં અને કેટલાંક નિરંતર પ્રકાશવાળાં તથા પ્રજ્વલિત અગ્નિવાળાં મારા જોવામાં આવ્યાં.[૨૮,૨૯] કેટલાંક કેવળ જળ વડે જ પૂર્ણ હતાં, કેટલાંક માત્ર પવન વડે જ ભરપૂર હતાં, કેટલાંક પરમ શુદ્ધ ચિદાકાશની અંદર નિશ્ચળપણે જ રહ્યાં હતાં અને કેટલાંક નિરંતર ચંચળ જ રહ્યા કરતાં હતાં.[૩૦] કેટલાંક ઉત્પન્ન થઈ વૃદ્ધિને પ્રાપ્ત થતાં દેખાતાં હતાં અને કેટલાંક ચારેબાજુ પુષ્ટ જ જોવામાં આવતાં હતાં. વળી બીજાં કેટલાંક સર્વ ભોગ્ય વસ્તુઓ વડે પૂર્ણતાવાળાં હોવા છતાં તિર્યક્(આડી) ગતિ કરનારાં હતાં. કેટલાંકની અંદર માત્ર દેવતાઓની જ સૃષ્ટિ દેખાતી હતી, કેટલાંકમાં માત્ર મનુષ્યો જ જોવામાં આવતાં હતાં અને કેટલાંકમાં દૈત્યોનાં જ ટોળાં માત્ર નજરે પડતાં હતાં. વળી, જેમ કેળનાં કુમળાં પાંદડાં એકબીજામાં ગૂંથાઇને રહે, તેમ કેટલાંક બ્રહ્માંડો તો કૃમિ વડે જ ઠસોઠસ ભરેલાં હતાં. એક પરમાણુની અંદર પણ એ ...ો એકબીજામાં કલ્પનાથી કલ્પી લીધેલા પોતપોતાના સ્થાનમાં ખડાં થઈ રહેલાં હતાં અને વારંવાર ઉત્પન્ન થયે જતાં હતાં.[૩૨-૩૩] તેઓ મહાવિસ્તારવાળાં હતાં અને ઉત્પન્ન થયાં હતાં; તે છતાં સેનામાં એકઠા થયેલા પુરુષોના જુદા જુદા અનેક સ્વપ્નસમૂહની પેઠે તેઓ પરસ્પર એકબીજાના દેખવામાં આવતાં ન હતાં, તેમ પરસ્પર એકબીજાના અનુભવમાં પણ આવતાં ન હતાં.[૩૪] તેઓ વિવિધ પ્રકારનાં હતાં, અનંત હતાં, વસ્તુતાએ જોતાં સ્વચ્છ શુદ્ધ ચિદાકાશરૂપ જ હતાં, અન્યોન્ય જુદા જુદા વ્યાપારોવાળાં હતાં અને જુદી જુદી સ્થિતિને ધારણ કરી રહ્યાં હતાં.[૩૫] વળી તેમાંનાં બીજાં કેટલાંએક શાસ્ત્રથી રહિત હતાં અને ધર્મની અનંતતા વડે એકબીજાથી અંત ન પામી શકાય તેવાં અનંત હતાં. તેમાં પણ જેઓ એકબીજાને મળતાં આવે એવાં હતાં, તેમના આકાર અને રચના પણ એકબીજાના જેવાં જ હતાં.[૩૬] એકબીજામાંથી એકબીજામાં જીવોનું જવાઆવવાનું થવાથી તેઓ પરસ્પર પરલોકના જેવાં હતાં અને પરસ્પર અંતર્ધાનશક્તિને લીધે તેઓ સિદ્ધનગરના જેવાં જણાતાં હતાં. વળી તેમાંનાં કેટલાંક જગતો કાંઈક બીજી જ જાતનાં મહાભૂતોવાળાં હતાં અને કાંઈક બીજી જ જાતની દિશાઓ તથા ગિરિઓ વડે યુક્ત હતાં.[૩૭] વળી તેઓ એવા તો ઊલટા આકારવાળાં હતાં, કે તેઓ પાસે હતાં છતાં પણ મારા જેવા પુરુષો વર્ણન કરી બતાવે, તો પણ તેઓ તમારા જેવાઓને અનુભવમાં ન આવે અને પ્રયત્ન વડે પણ જાણી શકાય નહિ.[૩૮] જેમ જાળિયામાંથી પડતાં સૂર્યનાં કિરણોની અંદર અનેક પરમાણુઓ જોવામાં આવે છે, તેમ એ જગતો ચિદાત્મારૂપી સૂર્યનાં કિરણસમૂહમાં ચોતરફ પ્રસરેલાં જણાતાં હતાં. વળી, તેઓ મોક્ષરૂપી સામ્રાજ્યલક્ષ્મીના કુંડળના જેવા રમણીય દેખાતા આકાશમાં વિચિત્ર તરેહના રત્નના કિરણોના સમૂહ જેવાં લાગતાં હતાં.[૩૯] તેમાં કેટલાંક તો તેનાં તે જ

પાછાં ઉત્પન્ન થઈ દેખાવ દેતાં હતાં અને કેટલાંક તો વનમાં પાંદડાંની પેઠે તેના જેવાં જ પાછાં ઉત્પન્ન થઈ દેખવામાં આવતાં હતાં.[૪૦] વળી તેમાંનાં કેટલાંએક જુદાં દેખાતાં હતાં, છતાં પણ સર્વનો ચૈતન્યતત્ત્વરૂપમાં જ અધ્યાસ થયો હતો તેથી તેમની જુદી સત્તા નહોતી. આમ, તેઓ ચૈતન્યસ્વરૂપે અન્યોન્ય એકરૂપ હતાં, તેથી એકસરખાં જ હતાં, કેટલીક વાર તો તેમનું અત્યંત સરખાપણું જોવામાં આવ્યું હતું, તો વળી તેમાંનાં કેટલાંક જગતો અત્યંત વિરોધી સ્વભાવવાળાં પણ હતાં. આ સર્વ પરમાર્થ (બ્રહ્મ)રૂપી મહાવૃક્ષનાં અનંત ફળો હતાં. આમ, ખરી રીતે તેઓ સદ્રૂપ જ હતાં, તેથી તેનાથી જુદાં નહોતાં; માત્ર સ્થૂલદૃષ્ટિએ તેઓ તેનાથી જુદાં જણાતાં હતાં.[૪૧-૪૨] તેમાંનાં કેટલાંક નાના કલ્પવાળાં હતાં, તો કેટલાંક મોટા કલ્પવાળાં હતાં. તેમાંનાં ઘણાંએક તો દેશ, કાળ, વસ્તુ, સ્વભાવ ઇત્યાદિના નિયમથી રહિત હતાં અને બીજાં ઘણાં દેશ–કાળ આદિના નિયમવાળાં પણ હતાં.[૪૩] વળી બીજાં કેટલાંએક પોતાની મેળે જ ઊગીને પોષણ મેળવી ટકી રહેલાં દેખાતાં હતાં. ત્યાં સૂર્ય આદિનો અભાવ હતો, તેથી તેની અંદરની કાળની ગતિનો ક્રમ જાણવામાં આવે એવો ન હતો.[૪૪] વસ્તુતાએ જોતાં એ સર્વ પરમ ચિદાકાશની અંદર શૂન્યરૂપે જ રહેલાં હતાં, અનાદિ હતાં અને પોતાના પ્રત્યક્ સ્વરૂપમાં (આત્મસ્વરૂપમાં) અજ્ઞાનરૂપી દોષને લીધે જ રૂઢ થઈ રહેલાં દેખાતાં હતાં.[૪૫] વળી તેઓ સેંકડો સમુદ્રો, સેંકડો સૂર્યો, સેંકડો આકાશો અને સેંકડો મેરુપર્વતો વગેરેની શોભાવાળાં હતાં અને ચિદાકાશમાં ચિદાત્માના ચમત્કારને લીધે, રજોગુણ તથા તમોગુણના સંબંધથી અનેક સ્વપ્નસમૂહની પેઠે દેખવામાં આવતાં હતાં.[૪૬] કારણ વગર પૃથ્વી આદિ પદાર્થોનો જે કાંઈ અનુભવ થાય છે, તે કેવળ ભ્રાંતિરૂપ જ છે. આમ એ સર્વ જગતો અધિષ્ઠાનદૃષ્ટિ વડે જોતાં સત્ય હતાં, બાકી આરોપિત દૃષ્ટિ વડે જોતાં, મિથ્યા જ હતાં.[૪૭] ઝાંઝવાના જળસમૂહની પેઠે, બે ચંદ્રમાની પેઠે અને આકાશના રંગની પેઠે, એ જગતો દેખાતાં હોવા છતાં ખરી રીતે સત્ય નહોતાં અને અનુભવ વડે સિદ્ધ હોવાથી કાંઈક સત્ય જેવાં પણ લાગતાં હતાં.[૪૮] તેઓ ચિદાત્માના સંકલ્પરૂપી આકાશની અંદર જ વારંવાર ભાસ્યા કરતાં હતાં, વાસનારૂપી પવનથી ડોલ્યા કરતાં હતાં અને પોતાનાં કર્મોની ચેષ્ટાથી ભટક્યા કરતાં હતાં.[૪૯] બ્રહ્મરૂપી એક ઉંબરાના વૃક્ષમાં સુર–અસુર આદિ અનેક જીવો મચ્છરોની પેઠે રહેલા હતા. વળી ભોગોરૂપી રસ વડે ભરેલાં તથા પવનના યોગથી ચિદાકાશની અંદર ભમ્યા કરતાં અનેક બ્રહ્માંડો તો એ બ્રહ્મરૂપી ઉદુંબર વૃક્ષનાં ફળરૂપ હતાં.[૫૦] એ સર્વ જગતો પ્રૌઢ સ્વભાવવાળાં હતાં અને સૃષ્ટિનો આરંભ કરનારા શુદ્ધ ચેતનતત્ત્વરૂપી બાળકના સંકલ્પ વડે ખડાં થઈ ગયેલાં નગરોને રૂપે તેઓ ચિદાકાશની અંદર દેખાતાં હતાં.[૫૧] જેમ કાદવનાં રમકડાં સૂર્યનારાયણના તાપથી કઠણ થઈ જાય છે, તેમ એ જગતો પણ 'અમુક તમે છો, અમુક હું છું, અમુક તે છે અને અમુક વળી બીજી કાંઈ વસ્તુ છે' ઇત્યાદિ (અભિમાનજન્ય) બુદ્ધિના બળથી અત્યંત દૃઢ થઈ ગયાં હતાં.[૫૨] જેમ મહાઉગ્ર ફળવાળાં વનો વસંતઋતુના રસની પંક્તિ વડે શાખા–ઉપશાખા આદિ વિસ્તારવાળાં થઈ જાય છે, તેમ તેઓ નિરંતર તૃપ્ત રહેનાર અને રસ વડે સુશોભિત એવાં દૈવ વડે શાખા–ઉપશાખા આદિ વિસ્તારવાળાં થઈ રહ્યાં હતાં.[૫૩] ઉપરઉપરથી જોતાં તેઓ બ્રહ્મ (શબલબ્રહ્મ) રૂપી કર્તાથી ઉત્પન્ન થયેલાં જણાતાં હતાં, પણ વસ્તુતાએ જોતાં તેઓ કર્તા વિના માત્ર ભ્રાંતિ વડે જ ખડાં થઈ ગયેલાં હતાં. તેઓ સ્વાભાવિક રીતે જ (અકૃત્રિમપણે) દેખાયા કરતાં હતાં અથવા ચિદાકાશરૂપ જ હતાં. વળી તેઓ

પોતાની મેળે જ અનેક આકારોવાળાં દેખાતાં હતાં, અથવા તો ચિદાકાશની અંદર કોઈએ ચિત્રની પેઠે રચી લીધાં હોય એવાં ભાસતાં હતાં.[૫૪] વસ્તુતાએ તેઓ પરમાર્થ (પરબ્રહ્મ) રૂપ હતાં, છતાં જાણે તેનાથી સાવ જુદાં જ હોય એવાં દેખતાં હતાં. વસ્તુતાએ તેઓ નહિ દેખાતાં હોવા છતાં દેખાયા કરતાં હતાં અને અસત્ય છતાં સત્યરૂપ લાગતાં હતાં.[૫૫] વળી, ચૌદ લોકની ગણના પ્રમાણે ચૌદ પ્રકારનાં, વિદ્યાધર, અપ્સરા, યક્ષ આદિ દેવયોનિની ગણના પ્રમાણે દશ પ્રકારનાં અને મનુષ્ય આદિ એકેક જાતિની ગણના પ્રમાણે એકેક પ્રકારનાં એમ અનેક પ્રકારનાં પ્રાણીઓના સમૂહોને તેઓ ધારણ કરી રહેલાં હતાં. તેઓ ફરી વાર પણ પાછાં તેનાં તે જ ઉત્પન્ન થયેલાં જણાતાં હતાં. વળી તેમની અંદર તેમજ તેમની બહાર પણ તેમના જ જેવાં જગતો જોવામાં આવતાં હતાં.[૫૬] તેઓ નરક, સ્વર્ગ, પાતાળ, બંધુ અને મિત્રથી ભરપૂર હતાં, તેમજ મોટા મોટા આરંભોવાળાં હતાં; છતાં પરમાર્થદૃષ્ટિથી જોતાં તેઓ સાવ શૂન્ય જ હતાં.[૫૭] જેમ ક્ષીરસાગરનાં જળ ચારે તરફથી સ્નેહને (ઘૃતને અથવા સ્નિગ્ધતાને) સારરૂપે ધારણ કરી રહ્યાં હોય છે, તેમ એ જગતો પણ ચોતરફથી સ્નેહને (પ્રેમને) સારરૂપે ધારણ કરી રહ્યાં હતાં. વળી ક્ષીરસાગરનાં જળ જેમ અંદર તરંગો વડે ઉછાળા માર્યા કરે છે, તેમ એ જગતો પણ સુખદુઃખરૂપી તરંગો વડે અથવા છ ઊર્મિઓ વડે અંદર ઉછાળા મારતાં હતાં અને બહાર પણ (જન્મ–મરણરૂપ) આવૃત્તિવાળાં જણાતાં હતાં.[૫૮] આત્મારૂપી સૂર્યનારાયણના તેજની અંદર ઝાંઝવાના જળની પેઠે, એ જગતોનું રૂપ કેવળ આભાસમાત્ર જ હતું અને જેમ પવનમાં પોતાની મેળે જ ગતિ ઉત્પન્ન થાય છે, તેમ તેઓ જાણે પોતાની મેળે જ ઉત્પન્ન થયાં હોય તેવાં દેખાતાં હતાં.[૫૯] બુદ્ધિ, [અહં]કાર અને ચિત્તરૂપી પાંદડાંઓને આશ્રય આપવામાં તો તેઓ એક વૃક્ષરૂપ જ હતાં. જેમ સ્વપ્નમાં નિરંતર નહિ હોનારાં અને માત્ર આભાસરૂપે જ દેખાયા કરતાં બીજાં મનુષ્યો અસત્ય હોય છે અને તેમને દેખવામાં આવતું બીજું દૃશ્ય પણ અસત્ય જ હોય છે, તેમ એ જગતોમાં દેખાતા બીજા જીવો પણ અસત્ય હતા અને તેમને દેખવામાં આવતું બીજું દૃશ્ય પણ અસત્ય જ હતું.[૬૦] પુરાણ અને વેદાંતના સિદ્ધાંતોની (વ્રત–યજ્ઞ–દાન આદિ) કલ્પનાઓરૂપી શય્યામાં શયન કરી તેઓ દૃઢ વિશ્વાસરૂપી ધાટી નિદ્રાને પામ્યાં હતાં અને જાણે આત્મજ્ઞાનના સંબંધમાં શબના જેવાં હોય તેવાં દેખાતાં હતાં.[૬૧] પરમાર્થ (પરબ્રહ્મ)રૂપ મહાન અને અતિગહન અરણ્યમાં તેઓ જાણે ચિદાત્મા (શબલબ્રહ્મ) રૂપી ગંધર્વે માયાથી રચેલાં અને સૂર્યરૂપી દીવાથી ઝગઝગી રહેલાં ઘરો હોય તેવાં દેખાતાં હતાં.[૬૨] જેમ તિમિરરોગ વડે ઘેરાયેલાં નેત્રવાળો પુરુષ આકાશની અંદર વાળ અને મચ્છર આદિ વસ્તુના જેવા આકારોને દેખે છે, તેમ માત્ર ભ્રાંતિ વડે જ મેં પણ તે વખતે સમાધિકાળમાં અનંત ચિદાકાશની અંદર નિમિત્ત વિના જ ઉત્પન્ન થતાં અને નિમિત્ત વિના જ પાછાં લયને પ્રાપ્ત થઈ જતાં અનેક જગતો જોયાં.[૬૩]

**प्रजायमानानि नभस्यनंते विशीर्यमाणानि च निर्निमित्तम् । तदा त्वहं वै तिमिराक्षदृष्टकेशोंडूकानीव जगंत्यपश्यम् ॥ ६३ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ' જગજ્જાલવર્ણન ' એ નામનો સર્ગ ૫૯ મો સમાપ્ત**



## સર્ગ ૬૦ મો*

### વસિષ્ઠઋષિને સમાધિમાં સ્ત્રીદર્શન ઇત્યાદિ

॥ वसिष्ठ उवाच ॥

**ततोऽहममितो भ्रांतस्तादृशं प्रविचारयन् । बहुकालमसंरुद्धसंविदाकाशतां गतः ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–પછી હું ચોતરફ ભ્રમણ કરતો રહ્યો અને સાંભળેલા શબ્દનું કારણ શોધવામાં ઘણા લાંબા કાળ સુધી અમાપ ચિદાકાશરૂપ થઈ રહ્યો.[1] પછી એ શબ્દ મને વીણાના શબ્દ જેવો જણાવા લાગ્યો. ત્યારબાદ ક્રમે ક્રમે તેનાં પદો મને સ્ફુટ રીતે સમજવા લાગ્યાં. હવે તે આર્યા નામના છંદનો એક ભેદ છે, એમ મારા સમજવામાં આવ્યું.[2] પછી જ્યાંથી શબ્દ આવતો હતો, તે પ્રદેશ તરફ મેં મારી યોગદષ્ટિ વડે જોયું, તો ત્યાં પાસે જ સુવર્ણના રસ જેવી તેજોમય કાન્તિ વડે આકાશને ઝગમગાવી રહેલી એક વનિતા મારી દષ્ટિએ પડી.[3] તેણે ચપળ પુષ્પોને તથા વસ્ત્રોને ધારણ કર્યાં હતાં અને તેની આંખો કેશથી આકુળ થઈ ગઈ હતી. ચંચળ વેણીથી તે અતીવ શોભી રહી હતી અને બીજી લક્ષ્મીનો સાક્ષાત્ અવતાર હોય તેમ તે મનોહારિણી હતી.[4] તેના અવયવો મનોહર હતા અને સુવર્ણના જેવા ગૌર હતા. વટેમાર્ગુની પેઠે હંમેશાં ચાલ્યા જતા નવયૌવનને તે ધારણ કરી રહી હતી. જાણે મૂર્તિમતી વનદેવી હોય, તેમ ને સુગંધવાળા સર્વ અવયવોથી સૌંદર્યવતી હતી. પૂર્ણચંદ્રના જેવું તેનું મુખ હતું અને પુષ્પોના સમૂહોના જેવું તેનું હાસ્ય હતું. તેનું વદન યૌવનથી પ્રફુલ્લ થઈ ગયું હતું અને તે આંખની પલકથી દેવયોનિ તથા મનુષ્યયોનિનો ભેદ દર્શાવતી હતી.[5-6] તે ચિદાકાશના સ્વરૂપમાં કલ્પાયેલા આ (પંચમહાભૂતની અંદરના) મહાકાશની અંદર નિવાસ કરી રહેલી હતી, ચંદ્રમાનાં કિરણોના જેવી અતિ સુંદર હતી, મોતીનાં આભૂષણોથી તથા કટિમેખલાથી શણગારેલી હતી, કમનીય હતી અને સરલ સ્વભાવથી મને અનુસરતી હતી.[7] આર્ય પુરુષોને ઘટે એવા વિલાસોવાળી અને મૃદુ હાસ્યવાળી એ વામા, મારી પાસે જાણે મધુર સ્વરથી અને કોમળતાથી નીચેની આર્યા× બોલીઃ[8]

**असदुचितरिक्तचेतन संसृतिसरिति प्रमुह्यमानानाम् । अवलंबनतटविटपिनमभिनौमि भवन्तमव मुने ॥ ९ ॥**

'દુર્જનને લાયક એવા રાગદ્વેષ આદિ દોષોથી મુક્ત ચિત્તવાળા હે મુનિ ! તમે સંસારરૂપી સરિતામાં ડૂબકાં ખાઈ રહેલા જીવોને તરણાધાર તટવૃક્ષ જેવા છો. હું તમને નમસ્કાર કરું છું.[9]

આ આર્યા સાંભળીને અને રમણીય મુખવાળી તથા સુંદર શબ્દવાળી એ સ્ત્રીને જોઇને મને વિચાર આવ્યોઃ 'આ તો કોઈ સ્ત્રી છે, તેનું આપણે શું પ્રયોજન છે ?' આમ તેનો કશો આદર ન કરતાં હું ત્યાંથી ચાલ્યો ગયો.[10] અનેક જગતના સમૂહોરૂપી માયાને જોઈ હું પ્રથમ વિસ્મય પામી ગયો હતો; એટલે પછી એ સ્ત્રીનો કશો આદર ન કરતાં મેં પાછું આકાશની અંદર વિહાર કરવાનું શરૂ કર્યું.[11] હવે એ સ્ત્રીને જોવાથી મને એ સ્ત્રીના સંબંધમાં જે વિચારો ઉત્પન્ન થયા, તેમને મેં 'આ તો એક આભાસમાત્ર જ છે' એવા વિવેક વડે સમૂળા છોડી દીધા. પછી હું ચિદાકાશરૂપે પાછો જગત સંબંધી માયાને જોવા લાગ્યો.[12] જેમ

* આ સાઠમા સર્ગમાં વસિષ્ઠઋષિને સમાધિની અંદર શબ્દ કરનારી એક સ્ત્રી જોવામાં આવશે અને તેનો અનાદર કરી, ફરી વાર વસિષ્ઠજી વિચિત્ર જગત જોવામાં તત્પર થશે, એ વર્ણન કરવામાં આવશે.

× આર્યા છંદ વિષે શાસ્ત્રમાં નીચે પ્રમાણે લક્ષણ દર્શાવ્યાં છેઃ–જેના પહેલા અને ત્રીજા પદમાં બાર માત્રા હોય, બીજા પદમાં અઢાર માત્રા હોય અને ચોથામાં પંદર માત્રા હોય તે આર્યા.

સંકલ્પ વડે ખડા થઈ ગયેલા, સ્વપ્નમાં દેખાતા તથા વાક્યરચના વડે આબેહૂબ સ્પષ્ટ દેખાતા પદાર્થો શૂન્યરૂપ જ હોય છે, તેમ વસ્તુતાએ જોતાં પ્રખર આરંભવાળાં એ સર્વ જગતો પણ શૂન્ય ચિદાકાશરૂપ જ હતાં.[13] આમ, એ જગતો શૂન્યરૂપ હતાં, તેથી તેમાંનાં કેટલાંક તો કોઈ જગ્યાએ ક્યારે ય દેખાતાં કે સભળાતાં ન હતાં. વળી, તેઓ પ્રલય, મહાપ્રલય તથા સૃષ્ટિ રચનાનો કાળ એ સર્વ સમયમાં એકરૂપે જ રહ્યાં હતાં.[14] એ એકબીજા જગતોને વિશે પ્રલયો થયા કરતા હતા. એ પ્રલયોમાં પુષ્કરાવર્તક મેઘો ઉન્મત્ત થતા હતા, ઉત્પાતના ઉન્મત્ત વાયુઓ વાતા હતા અને મોટા મોટા પર્વતોના ફાટવાથી બ્રહ્માંડરૂપી માંડવો ગાજી ઊઠતો હતો. તેમાં પ્રલયાગ્નિ ભડભડતો હતો અને તેથી કુબેરનાં ભવનો ચડચડ બળી જતાં હતાં. તેમાં બારે સૂર્યો દડાની પેઠે અત્યંત તપતા હતા અને આકાશમાં ઘૂમતા હતા. તેમાં દેવોનાં નગરોનો સંહાર થવાથી ચોતરફ કાન ફાડી નાખે એવો પોકાર ચાલતો હતો અને અગ્નિ તથા પવનના સંઘર્ષથી ગર્જનાઓ થતી હતી. વળી, તેઓ સર્વ પર્વતોનાં શિખરમંડળોને ગળી જવાને તલપાપડ થતાં હતાં. તેમાં પ્રલયાગ્નિની જ્વાળાઓ ભભૂકતી હતી, તેથી વાંસો ફાટવા જેવો ચટચટ આવાજ થતો હતો. પોતાનો સ્વભાવ ચૂકી જવાથી થયેલા ક્ષોભને લીધે જ જાણે તેઓ ક્ષોભ પામતા હતા અને દેવસમૂહોના તથા જળજંતુઓના ક્ષોભથી તેઓ આકાશમાં તેમજ મહાસાગરમાં ક્ષોભ ઉત્પન્ન કરતા હતા. તેઓ દેવો, દૈત્યો અને મનુષ્યોનાં ઘરોમાં થઈ રહેલા ઘોઘરા શબ્દોથી કર્કશ હતા, તેમજ સાત સાગરનાં પૂર ઊલટ્યાથી તેઓ સૂર્યમંડળને તથા ચંદ્રમંડળને પૂરી દેતા હતા. પરંતુ એક જ મંદિરમાં સૂતેલા પુરુષોને પોતસ્વપ્નામાં પ્રતીત થતી રણની ગર્જનાઓ જેમ બીજાઓના જાણવામાં આવતી નથી, તેમ આ સર્વ જગતોને પણ આ પ્રલયો પરસ્પર જાણવામાં આવતા નથી.[15-20] એ જગતોની અંદર મેં હજારો રુદ્રો જોયા, કરોડો અને સેંકડો બ્રહ્માઓ જોયા, લાખો વિષ્ણુઓ દીઠા અને અનેક કલ્પોના સમૂહો પણ સંપૂર્ણ રીતે મારા જોવામાં આવ્યા.[21] તેમાંનાં સૂર્યનારાયણ વિનાનાં, અહોરાત્રથી રહિત, ભૂતળથી પણ રહિત અને કલ્પો વડે, યુગો વડે કે વર્ષો વડે જેનો અંત જ નથી આવતો, એવા કોઈ એક જગતમાં કેવળ તર્ક વડે જ ક્ષય અને ઉદય થતો મારા જોવામાં આવ્યો.[22] આ સર્વ ચિદાત્માની અંદર રહેલ છે, ચિદાત્માથી જ ઉત્પન્ન થયેલ છે, ચૈતન્યરૂપ જ છે, ચારે બાજુ ચિદાત્મા જ પ્રસરી રહેલ છે, સત્ય પણ ચિદાત્મા જ છે અને તે જ સર્વરૂપે થઈ રહેલ છે. આ સર્વ વાત તે વખતે બરાબર મારા જોવામાં આવી.[23] હે પ્રિય રામચંદ્રજી! તમે ઘટ-પટ આદિ કોઈ પણ પદાર્થના રૂપને કલ્પી લઈ તેને અમુક નામ વડે કહો છો. હવે આ બાબતમાં આપણે ખરી રીતે જોઈએ તો, એ ચિદાત્મા જ કેમ જાણે તમે કલ્પી લીધેલાં તેવાં તેવાં નામ-રૂપને આકારે થયો હોય, એમ પ્રતીતિમાં આવે છે. હવે એ ચિદાત્માનું વાસ્તવ સ્વરૂપ જોઈએ તો તે આકાશથી પણ અતિ શૂન્ય છે, તેથી તે કશા નામ-રૂપને આકારે થઈ રહેલો જ નથી.[24] એ ચિદાકાશમાં કલ્પાયેલું આ શૂન્યરૂપ આકાશ જ જગતના નામરૂપને આકારે પરિણામ પામેલું ભાસે છે અને શબ્દરૂપે પરિણામ પામેલા એ આકાશ વડે આ સર્વ જગતો પરમ ચિદાકાશરૂપ છે.[25] હે પ્રિય રામચંદ્રજી! આ જે કાંઈ દશ્ય જોવામાં આવે છે, તે કેવળ ભ્રાંતિરૂપ છે અને આકાશવૃક્ષની મંજરીની પેઠે તે સાવ મિથ્યા જ છે. તેનું વાસ્તવ સ્વરૂપ જોઈએ તો તે ચિદાકાશરૂપ છે અને તે કેવળ સુખમય છે. આ વિષયનો

મને તે વખતે બરાબર અનુભવ થયો છે.[26] હું ચિદાકાશ સાથે એકરૂપ થઈ સર્વત્ર વ્યાપી રહ્યો હતો અને બોધરૂપે અનંત થઈ રહ્યો હતો. સંકલ્પમય એ સર્વ જગતો ચિદાકાશરૂપ છે એવો મેં સમાધિની અંદર અનુભવ કર્યો છે.[27] બ્રહ્માંડના સમૂહો ચિદાકાશરૂપ છે, દશ દિશાઓ પણ ચિદાકાશરૂપ છે, તેમજ વિચિત્ર પ્રકારની રચનાઓ, કાળ, દેશ, દ્રવ્ય અને ક્રિયા આદિ પણ ચિદાકાશરૂપ જ છે.[28] એ સમાધિમાં (ભેદભાવનાનો ઉદય થતાં) ખડા થઈ ગયેલા સેંકડો સંસારો અંદર મારા જેવાં જ રૂપને ધારણ કરી રહેલા, મહાત્માઓમાં અતિમાન્ય અને બ્રહ્માના પુત્રો એવા વસિષ્ઠ નામના અનેક મહામુનિઓને મેં જોયા.[29] હે બ્રહ્મરૂપ મહાશય રામચંદ્રજી! એ સમાધિની અંદર મેં બોતેર ત્રેતાયુગો જોયા અને તે બધા રામાવતાર સહિત હતા. વળી એ સમાધિમાં સેંકડો સત્યયુગો અને સેંકડો દ્વાપરયુગો પણ મારા જોવામાં આવ્યા.[30] આ રીતે તે તે અનેક પ્રકારની સૃષ્ટિની દશાઓ મારા જોવામાં આવી અને તે દશાઓ કેવળ ભેદભાવના વડે જ ખડી થઈ ગયેલી હતી. પરંતુ ભેદભાવનાને દૂર કરી તત્ત્વદૃષ્ટિ વડે જ જોઈએ, તો એ સર્વ અતિસ્વચ્છ એક ચિદાકાશ જ ચોતરફ પ્રસરી રહ્યું હતું.[31] વસ્તુતાએ જોઈએ તો કોઈ પણ કાળમાં આ જગત બ્રહ્મમાં પણ નથી. જો અધ્યારોપદૃષ્ટિથી કદાચિત્ આ જગત છે એમ માનીએ, તો પણ તે સર્વ જન્મ આદિ વિકારોથી રહિત, અનાદિ અનંત બ્રહ્મરૂપ છે અને તે જ્ઞાન વડે જ માત્ર અનુભવમાં આવે છે.[32] એ બ્રહ્મ પાષાણમૌનના જેવું નિઃસંકલ્પ છે અને તે સર્વ નામ–રૂપ વડે શૂન્ય હોવાથી કશારૂપ નથી. તે કાંઈક અનિર્વચનીય રૂપવાળું છે, જ્યોતિરૂપ છે અને એ બ્રહ્મ જ વિવર્તભાવથી જગતને વેષે પ્રતીતિમાં આવે છે. નિરાકાર ચિદાકાશની અંદર દશ્યની કશી સત્તા જ નથી. છતાં તેની પોતાની (ચેતનની) સત્તા જ નિરાકારપણે રહ્યા છતાં સ્વપ્નના અનુભવની પેઠે આ જગતને આકારે પ્રતીતિમાં આવે છે.[33,34] એ બ્રહ્મ આત્માથી જુદું નથી પણ આત્મારૂપ જ છે. સૂર્ય આદિનો પ્રકાશ જેમ અજવાળું કરે છે અને વખતે (આવરણને લીધે) અજવાળું નથી પણ કરતો, તેમ પ્રકાશરૂપ એ પરબ્રહ્મ પણ સઘળું કરે છે અને તત્ત્વદૃષ્ટિ વડે જોતાં તો કશુંકરતું નથી.[35] સમાધિમાં જોવામાં આવેલાં લાખો જગતોમાં ચંદ્રબિંબો મને ઉષ્ણ જણાયાં હતાં અને સૂર્યની મૂર્તિઓ શીતળ જણાઈ હતી.[36] વળી કેટલાંક જગતોમાં તો પ્રજાઓ અંધારામાં દેખતી હતી અને પ્રકાશમાં દેખતી ન હતી. ત્યાંનાં મનુષ્યો ઘુવડના જેવા આચારવાળાં (દિવસે આંધળાં અને રાત્રિએ દેખતાં) હતાં અને તેમનો સ્વર પણ ઘુવડના જેવો જ હતો.[37] કેટલાંક બ્રહ્માંડોમાં તો શુભ કર્મ× વડે અધોગતિ અને પાપકર્મથી સ્વર્ગપ્રાપ્તિ થતી હતી તેમજ ઝેર ખાવાથી પ્રાણીઓ જીવતાં હતાં અને અમૃતનું ભોજન કરવાથી તેમનું મરણ થતું હતું. ચિદાકાશની અંદર દઢ ભાવના વડે જે જે વસ્તુને જેવી જેવી રીતે કલ્પી લેવામાં આવે છે અને જેવી જેવી રીતે તે ખડી થઈ ગયેલી દેખાય છે, તેવી જ રીતે તે ભોગકાળમાં પણ સ્ફુટ રીતે જોવામાં આવે છે. પછી તે સત્ય હો કે અસત્ય હો, તે વિષે કશો વિચાર કરવાનું રહેતું નથી; કેમકે બ્રહ્મ જ વાસના–કર્મ વગેરે પ્રમાણે વિવર્તરૂપે તેવે તેવે ભાવે થઈ રહેલું ભાસે છે.[38,39] એ સમાધિમાં ચિદાકાશની અંદર મેં વિચિત્ર જંગલો જોયાં હતાં. તે જંગલોનાં વૃક્ષોનાં મૂળ ડાળીઓ જેવાં લાગતાં હતાં અને

× મનની કલ્પનાનું નિરંકુશપણું જણાવવાને અહીં આમ કહેલ છે, બાકી વસ્તુતાએ તેમ નથી; કારણ કે વેદ આદિ શાસ્ત્રો શુભ કર્મથી ઊર્ધ્વલોકપ્રાપ્તિ અને પાપકર્મથી અધોલોકપ્રાપ્તિ કહે છે.

તેમનાં પત્ર પુષ્પો વગેરે વજ્રમણિ જેવાં કઠણ લાગતાં હતાં.[૪૦] કેટલાંક જગતોમાં રેતીને ઘાણીમાં પીલવાથી તેમાંથી તેલ નીકળતું હતું તથા શિલાઓના ગર્ભમાંથી કમળોની ઉત્પત્તિ થતી હતી.[૪૧] વળી કેટલાંક જગતોમાં તો કાષ્ઠમાં, પાષાણમાં અને ભીંતોમાં ચંચળપણે રહેલી પૂતળીઓ દેવાંગનાઓની સાથે ગાન કરતી હતી અને વાર્તાલાપ પણ કરતી હતી.[૪૨] કેટલાંક જગતોની અંદર પ્રાણીઓ ઉત્તમ વસ્ત્રોની પેઠે ઉત્તમ વાદળાંઓને ધારણ કરતાં હતાં અને વૃક્ષોમાં દરેક વર્ષે જુદી જુદી જાતનાં ફળો ઉત્પન્ન થતાં હતાં.[૪૩] કેટલાંક બ્રહ્માંડોમાં સર્વ પ્રાણીઓના અવયવોની રચના અનિયમિત દેખાતી હતી. વિવિધ પ્રકારના અવયવોને ધારણ કરી રહેલાં તે પ્રાણીઓ ભૂમિને સ્પર્શ કરી રહેલાં મસ્તકો વડે ચાલતાં હતાં. વળી આ ભૂલોક આદિ લોકની નીચેના લોકોમાં કેટલાંક જગતો વેદશાસ્ત્ર વગેરેથી સાવ રહિત જ હતાં. તેઓ ધર્મનું તો નામ પણ જાણતાં ન હતાં. જે કાંઈ પોતાના વિચારમાં આવ્યું તેને જ માત્ર વળગી રહેનારાં હતાં અને કેવળ પશુ આદિ વડે જ તેઓ પૂર્ણ હતાં.[૪૪,૪૫] વળી બીજાં કેટલાંએક જગતો તો કામવિકારના અનુભવથી સાવ રહિત જ હતાં, સ્ત્રીઓના સમૂહો વિનાનાં જ હતાં અને જાણે પાષાણ વડે રચાયેલાં હોય તેવાં શુષ્ક (કઠિન) હૃદયવાળાં ક્રૂર પ્રાણીઓ વડે વ્યાપ્ત હતાં.[૪૬] કેટલાંકમાં તો સર્પરૂપી જ પ્રાણીઓ રહેલાં હતાં અને રત્નો તથા પાષાણો સરખાં જ જણાતાં હતાં. વળી કેટલાંક તો ધન આદિના વ્યવહાર વડે સાવ રહિત જ હતાં, લોભ વિનાનાં હતાં અને અહંકાર પણ તેઓમાં દેખાતો ન હતો.[૪૭] કેટલાંક જગતોમાં તો પ્રત્યેક પ્રાણી પોતપોતાના આત્માને જ સર્વરૂપ દેખતું હતું, બીજું કશું તેના જોવામાં આવ-જ ન હતું. તેમાં પણ કોઈ કોઈ જગત જરા-સ્વેદજ આદિ અનેક જાતનાં પ્રાણીઓ-વાળાં દેખાતાં હતાં અને કોઈ કોઈ જગતની અંદર તો કેવળ એક જ જાતિ નજરે આવતી હતી.[૪૮] નખ, કેશ આદિનાં ઉત્પત્તિ–નાશ થાય છે, ત્યારે તેનો અનુભવ કરનારો આત્મા તેનાથી સાક્ષીરૂપે જુદો રહ્યો હોય છે, પણ નખ–કેશ આદિનાં સૌંદર્ય આદિના સુખભોગમાં તે તેવે રૂપે જ થઈ જાય છે. તે જ પ્રમાણે કેટલાંક જગતોમાં સર્વ ભૂતોના દેહો જુદા હતા અને કેટલીક રીતે તેમાં જુદાપણું જોવામાં આવતું હતું, છતાં પોતાના આત્માની પેઠે સર્વ પ્રાણીઓના આત્માની સાથે એકપણાની ભાવના જોવામાં આવતી હતી.[૪૯] કોઈક ઠેકાણે તો અનંત, અપાર, છેડા વિનાનો શૂન્યભાવ જ દેખાતો હતો. પરંતુ યત્ન વડે એ શૂન્યભાવનો તિરસ્કાર કરી નાખતાં વળી ફરી વાર જગત ખડું થઈ જતું દેખાતું હતું.[૫૦] એ સર્વને બ્રહ્મભાવની દૃષ્ટિથી જોઈએ તો (સ્વપ્ન–ઇન્દ્રજાળ આદિની પેઠે) તેઓ સાવ મિથ્યા જણાતાં હતાં અને ચિદાત્માને બુદ્ધિ વડે પૃથક્ કરી લઈ જોઈએ તો કાષ્ઠના યંત્રરૂપે બનાવેલા સર્વ હાથી, ઘોડા વગેરે પ્રાણીઓની પેઠે તે જગતની અંદરનાં પ્રાણીઓ જડ છતાં ચેતનરૂપે મનાતાં હતાં.[૫૧] વળી એ જગતોમાંનાં કેટલાંએક તો જ્યોતિશ્ચક્ર (તારામંડળ)થી રહિત હતાં અને તેને લીધે કાળની પણ કલ્પના વિનાનાં હતાં. વળી કેટલાંકમાં તો પ્રાણીઓના સમૂહો મૂંગા હોવાથી હાથ–પગ આદિ અવયવોના સંકેત વડે જ માત્ર સઘળો વ્યવહાર ચલાવતાં હતાં.[૫૨] વળી કેટલાંક તો નેત્રેન્દ્રિય અને તેના રૂપ આદિ વિષયનું જ્ઞાન એ બન્નેથી રહિત હતાં; અને તેને લીધે જ તેની અંદરના પ્રકાશરૂપ સૂર્ય આદિનાં તેજો સાવ વ્યર્થ પડતાં હતાં. આ સર્વ જગતોની જે સ્થિતિ મેં વર્ણવી છે, તે એકાગ્રચિત્તવાળા યોગીની માનસિક કલ્પના વડે અનુભવમાં આવે એવી છે.[૫૩] વળી કેટલાંક જગતોમાં પ્રાણીઓ નાસિકાઇન્દ્રિય અને

તેના વિષયરૂપ ગંધના જ્ઞાનથી રહિત હતાં અને તેને લીધે જ તેની અંદરનો શુભ ગંધ સાવ નકામો લાગતો હતો. કેટલાંક જગતોનાં જંતુઓ સ્વભાવે જ સાવ મૂગાં હતાં અને કેટલાંકની આગળ ઉચ્ચારેલો શબ્દ નકામો થવાથી તેઓ બહેરાં માલૂમ પડતાં હતાં.[૫૪] વળી બીજાં કેટલાંક તો શબ્દનું બરાબર જ્ઞાન ન થવાને લીધે (બહેરાપણાથી) મૂગાં થઈ રહેલાં હતાં અને કેટલાંકમાં તો સ્પર્શવિષયનું જ્ઞાન ન હોવાથી ત્યાંનાં પ્રાણીઓ પાષાણના જેવાં ત્વચાઇન્દ્રિય વિનાનાં દેખાતાં હતાં.[૫૫] કેટલાંક જગત દેખાતાં હતાં, છતાં મનોરાજ્યના જેવાં કેવળ કલ્પિત જ હતાં. વળી કેટલાંકમાં વ્યવહાર થયા કરતો હતો, છતાં પિશાચના વ્યવહારની પેઠે અદૃશ્ય હોવાથી તે ઇન્દ્રિયો વડે ગ્રહણ થઈ શકતો ન હતો.[૫૬] કેટલાંક જગત પૃથ્વીમય જ હતાં અને એક જ જગ્યાએ સ્થિર થઈ રહ્યાં હતાં. વળી કેટલાંક તો પિંડીભાવથી (ઘાટાપણાથી) રહિત હતાં, કેટલાંકમાં કેવળ જળ જ ભરપૂર હતું અને કેટલાંક અગ્નિ વડે જ પૂર્ણ હતાં.[૫૭] કેટલાંકમાં તો ચોતરફ પવન જ ભરેલો હતો અને કેટલાંકમાં તો (યોગસિદ્ધિ વડે) સર્વ વસ્તુઓ સર્વ કાર્ય વડે સિદ્ધ થઈ શકે એવું દેખાતું હતું. આવી રીતે એ ચિદાકાશની અંદર ઉપર વર્ણવેલાં સર્વ જગતો કે બ્રહ્માંડો મારા જોવામાં આવ્યાં. તેઓ ખરી રીતે ચિદાકાશરૂપ જ હતાં, તે છતાં વિવર્તભાવથી તેવાં અનેક રૂપે દેખાતાં હતાં.[૫૮] જેમ શિલાઓના કોતરની અંદર દેડકાંઓ રહે છે અને જેમ જમીનની અંદર કેટલાક કીડાઓ રહે છે, તેમ ફક્ત એક પૃથ્વીરૂપી મહાભૂત વડે જ પરિપૂર્ણ એવાં કેટલાંક જગતોમાં પણ પ્રાણીઓ રહેતાં હતાં.[૫૯] વળી બીજાં કેટલાંક જગતો કેવળ એક જળ વડે જ પરિપૂર્ણ ભરેલાં હતા. જેમ સમુદ્ર આદિના જળમાં મોટાં મોટાં માછલાંઓ અને મગરમચ્છો વગેરે ફર્યા કરે છે, તેમ તેમને વિશે પૃથ્વી, પર્વત, વન વગેરેમાં પણ અનેક પ્રાણીઓ, નિરંતર ફર્યા કરતાં હતાં.[૬૦] બીજાં કેટલાંક જગતો ફક્ત એક અગ્નિ વડે જ પૂર્ણ હતાં. તેની અંદરનાં પ્રાણીઓ પણ અગ્નિમય જ હતાં અને તેમાં જળ આદિનો ભાગ હતો જ નહિ. તેઓ ફરતાં ઊંબાડિયાંની જેમ સારી પેઠે ભ્રમણ કરતાં હતાં.[૬૧] વળી બીજાં કેટલાંક જગતો કેવળ પવન વડે જ ભરેલાં હતાં. તેની અંદર રહેલાં પ્રાણીઓ પણ કેવળ વાયુરૂપ અંગવાળાં જ હતાં અને ધનંજય નામના વાયુવાળા પુરુષની પેઠે તેઓ આકાશમાં ભ્રમણ કરતાં હતાં.[૬૨] વળી બીજી કેટલીક સૃષ્ટિઓનું સ્વરૂપ કેવળ આકાશમય જ હતું. તેમની અંદરનાં પ્રાણીઓ પણ તેવાં જ આકાશરૂપને ધારણ કરી રહ્યાં હતાં અને તેઓ દર્શન આદિ વ્યવહાર કરી શકતાં હતાં.[૬૩] પાતાળમાં રહેલાં, આકાશની અંદર ભમ્યા કરતાં, સ્થિર થઈ રહેલાં, અનેક વિલાસોવાળાં અને દિશાઓના જુદા જુદા ભાગમાં રહેલાં અનેક પ્રકારનાં જગતો ચિદાત્મારૂપી મહાસાગરના ચંચળ પરપોટા જેવાં હતાં; તેમાં મારા જોવામાં ન આવેલ હોય એવું કશું જ નથી.[૬૪]

पातालपातिषु तथांबरमुत्पतत्सु तिष्ठत्सु त्रिभ्रमपदेष्वथ दिङ्मुखेषु । नानाजगत्सु किमिवास्ति मया न दृष्टं यन्नाम चिज्जलधिचंचलबुद्बुदेषु ॥ ६४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ‘જગજ્જાલવર્ણન’ એ નામનો સર્ગ ૬૦ મો સમાપ્ત**



## सर्ग ६१ मो×

### જ્ઞાનદષ્ટિએ ત્રણે કાળમાં જગતનો અભાવ છે

॥ वसिष्ठ उवाच ॥

**चिदाकाशाच्चिदाकाशे पयसीव पयोरयाः ।**
**चित्त्वाज्जीवाः स्फुरंत्येते एत एव मनांसि नः ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**—જેમ જળની અંદર જળના પ્રવાહ સાથે તણાતા જતા અનેક પરપોટાઓ જોવામાં આવે છે, તેમ ચિદાકાશની અંદર ચિદાકાશના ચેતનપણાને લીધે તેમાંથી આ અનેક જીવો સ્ફુરી આવે છે અને તે જ આપણા મનરૂપ છે.[1] એ આપણાં મનો વસ્તુતાએ શુદ્ધ ચિદાકાશરૂપ છે અને પોતાની મેળે જ (વાસનાને યોગે) અનંત જગતોને આકારે થઈ રહેલ છે.[2]

**રામ બોલ્યાઃ**—મહાપ્રલયમાં સર્વનો નાશ થઈ જાય છે અને જો સર્વ પ્રાણીઓના સમૂહો લય પામે છે; તો એ પછી કોને અને કેવી રીતે આ સૃષ્ટિ પાછી પ્રતીત થાય છે?[3]

**વસિષ્ઠ બોલ્યાઃ**—મહાપ્રલયથી સર્વ પદાર્થોનો ક્ષય થઈ જાય છે, એટલે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂત વડે બનેલો સર્વ પ્રપંચ પૂરેપૂરો વિનાશ પામે છે; અને બ્રહ્માથી માંડી સ્થાવરપર્યંત સર્વનો લય થાય છે. એ પછી આ જગતનો ફરી વાર પાછો અનુભવ કેવી રીતે થાય છે તે હું કહું છું, તે તમે સાંભળો. બ્રહ્મ અવર્ણ્ય છે, પરમાર્થરૂપ હોવાથી સર્વત્ર ભરપૂર છે અને ચૈતન્ય છે. એ જ છેવટ મહાપ્રલયમાં અવશેષ રહે છે; એમ તત્ત્વેત્તાઓ કહે છે. તો પણ આ જગત એ ચૈતન્યમાત્ર અવશેષ રહેલા બ્રહ્મના એક હૃદયના જેવું છે; તેથી તે તેનાથી જરા પણ જુદું કરી શકાતું નથી. એ પરમાત્મામાં જ જગતને પોતાની સત્તા વડે સત્તાવાળું અને પોતાના હૃદયરૂપ સમજે છે; અને તેમ સમજવામાં તેને વિનોદ થવો એ જ માત્ર એક હેતુરૂપ છે. બાકી વિચાર કરીએ છીએ તો, વાસ્તવરૂપથી જોતાં તો જગતનું કશું રૂપ અમારા દેખવામાં આવતું નથી. જો એમ જ છે, તો પછી શું નાશ પામે છે અને શું ઉત્પન્ન થાય છે? જેવી રીતે એ પરમ કારણરૂપ પરબ્રહ્મ અવિનાશી છે, તેવી જ રીતે તેના પેટમાં રહેલું જગત પણ અવિનાશી જ છે અને મહાપ્રલયાદિક પણ તેના અવયવરૂપ જ છે. આ બાબતમાં કેવળ અજ્ઞાન જ ભેદભાવનાને ઉત્પન્ન કરનારું છે અને તે પણ જો શોધકવૃત્તિથી જોવા જઈએ તો દેખાતું નથી.[4] માટે કોઈ કાળે કોઈ જગાએ કોઈનું કશું નાશ પામતું નથી અને કશું ઉત્પન્ન પણ થતું નથી. બ્રહ્મ શાંત છે અને જન્મ આદિ વિકારોથી રહિત છે. તે જ વિવર્તભાવથી દશ્યરૂપે થઈ રહેલું જોવામાં આવે છે.[5] જે શુદ્ધ ચૈતન્ય પરમતત્ત્વની સત્તા મહાવિશાળ આકાશની અંદર અને અતિ સૂક્ષ્મ પરમાણુના એક હજારમા ભાગમાત્રમાં પણ વ્યાપી રહેલ છે, એ મહાચૈતન્યનું આ જગત એ એક શરીર છે. તો પછી એ મહાચૈતન્યની સત્તાનો નાશ થયા વિના જગતની સત્તા શી રીતે નાશ પામે? અને એ મહાચૈતન્ય-સત્તાનો તો કદી પણ નાશ થતો જ નથી.[6,7] જેમ સ્વપ્નમાં ચિદાત્માનું પોતાનું સ્વરૂપ જ સ્વપ્નસૃષ્ટિરૂપે પ્રસરી રહેલું ભાસે છે, તેમ ચિદાકાશરૂપ પરમાત્મા જ આદિસૃષ્ટિથી આરંભ કરી, આ દશ્યજગતને આકારે થઈ રહેલ ભાસે છે.[8] સૃષ્ટિ એ એક ચિદાકાશના અવયવરૂપ છે અને તેનો ક્ષય તથા ઉદય એ બન્ને પણ તેવી જ જાતના (ચિદાકાશના અવયવરૂપ) છે. આમ સર્વ ચિદાકાશરૂપ જ છે. તો પછી તેમાં

× આ એકસઠમા સર્ગમા અજ્ઞાનને લીધે બ્રહ્મની અંદર જગત રહેલુ દેખાય છે અને તેનો નાશ પ્રતીતિમા આવનાં છતા તે બ્રહ્મરૂપ હોવાથી નાશ વિનાનું છે અને ...વડે જોતાં તો ત્રણે કાળમાં જગત નથી, એ ... આવશે.

પરમાર્થરૂપ ચૈતન્યતત્ત્વ અચ્છેદ્ય છે (શસ્ત્ર આદિ વડે છેદી શકાય તેવું નથી), અદાહ્ય છે (અગ્નિ આદિ વડે બળી જાય તેવું નથી), સડી જાય તેવું પણ નથી અને શોષાઈ જાય એવું પણ નથી. એ તત્ત્વ અવિવેકી પુરુષોની દૃષ્ટિમાં આવતું જ નથી. જગત જો તે તત્ત્વના હૃદયના જેવું એક પેટાનું અંગ છે, તો પછી તે તેનારૂપ જ છે. જેમ એ પરમતત્ત્વનો નાશ થતો નથી, તેમ તેની અંદર રહેલ જગત, તેની અંદરનાં સુખ, દુઃખ અને અજ્ઞાન આદિનો અનુભવ એ પણ ઉત્પત્તિ કે નાશને પામતાં નથી; પરંતુ કેવળ સ્વભાવ વડે થયા કરતાં તેનાં સ્મરણ અને વિસ્મરણને લીધે જગત, તેની અંદરનાં સુખ, દુઃખ તથા અજ્ઞાન આદિની પ્રતીતિ અને અપ્રતીતિ એ બન્નેની કલ્પનાને કેમ જાણે આત્મા જ પોતે અજ્ઞાન વડે કલ્પી લેતો હોય એમ ભાસે છે.[૧૦] જે વસ્તુ પોતે જેનારૂપ હોય છે, તેનો ક્ષય થયા વિના એ વસ્તુનો ક્ષય થતો જ નથી. માટે બ્રહ્મરૂપે રહેલું દૃશ્ય પણ બ્રહ્મના જેવું જ અક્ષય છે, એમ તમે સમજો.[૧૧] મહાપ્રલયાદિ પણ મહાકાળરૂપે રહેલા એ પરબ્રહ્મના એક અવયવરૂપ છે.[૧૨] પરમ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આકાશની અંદર ઉત્પત્તિ અને પ્રલયની સ્થિતિ ક્યાંથી જ હોય? વળી એ ચિદાકાશ નિરાકાર છે. તેની અંદર થવું, હોવું, ઘટવું, વધવું ઇત્યાદિ ભાવવિકારો વગેરે પણ શી રીતે સંભવે અને ક્યાંથી સંભવે?[૧૩] મહાપ્રલય આદિ ભાવો અને આ જગતો એ બધું બ્રહ્મરૂપ હોવાથી ચિદાકાશની અંદર તેના એક વિવર્તરૂપે રહ્યું છે.[૧૪] જે પુરુષે પોતાના સંકલ્પ વડે યક્ષને કલ્પી લીધેલ હોય છે, તેના હૃદયમાં એ યક્ષ ખડો થઈ જઈને તેના સંકલ્પને અધીન થઈ રહે છે, તે જ પ્રમાણે દૃશ્ય એ ચિદાત્માના સંકલ્પથી ખડું થઈ જઈને તેને અધીન થઈ રહેલ છે.[૧૫] બાકી, દૃશ્યનું મૂળ સ્વરૂપ વિચારીએ તો તે નિરાકાર શુદ્ધ ચૈતન્યમાત્ર છે. વૃક્ષરૂપ અવયવીના શાખા, ઉપશાખા, ફળ, પાંદડાં, પુષ્પ આદિ અવયવો છે. તે જ પ્રમાણે પરમાર્થરૂપે સર્વત્ર ભરપૂર થઈ રહેલા, આકાશથી પણ અતિ સ્વચ્છ, નિર્વિકાર સ્વરૂપવાળા અને અનિર્વચનીય એવા પરબ્રહ્મના પણ પ્રલય, મહાપ્રલય, નાશ, ઉત્પત્તિ, ભાવ, અભાવ, સુખ, દુઃખ, જન્મ, મરણ, સાકારપણું અને નિરાકારપણું ઇત્યાદિ સર્વ અવયવો જ છે. જેવી રીતે એ પરબ્રહ્મરૂપી અવયવી અવિનાશી અને અનિર્વચનીય છે, તેવી જ રીતે સૃષ્ટિપ્રલય આદિ તેના અવયવો પણ અવિનાશી અને અનિર્વચનીય છે.[૧૬] અવયવ અને અવયવી સદાકાળ એકરૂપે જ રહેનારા હોય, તે ભલે દૃશ્ય હોય કે અદૃશ્ય હોય, તો પણ તેમનો ભેદ કોઈ દિવસ હોતો જ નથી.[૧૭] જેમ વૃક્ષનું મૂળ તેની અંદર રહેલી ચેતનસત્તા જ છે, તેમ પરમાર્થરૂપી પરબ્રહ્મ વડે ભરપૂર ભરેલા આ જગતનું મૂળ પણ ચેતનસત્તા જ છે. આ જગતમાં પણ કોઈ કોઈ ઠેકાણે વૃક્ષની પેઠે જ કાંઈ કાંઈ વિચિત્રતા રહેલી છે. કોઈ ઠેકાણે સૃષ્ટિરૂપી થડ રહેલ છે. કોઈ ઠેકાણે ભૂલોક વગેરે અનેક જુદા જુદા લોકોરૂપી મોટી શાખાઓ રહેલી છે. કોઈ ઠેકાણે જંબૂદ્વીપ આદિની વ્યવસ્થાઓરૂપી ઉપશાખાઓ રહેલ છે. કોઈ ઠેકાણે ગિરિ, નદી, દેશ આદિ પદાર્થોરૂપી પાંદડાં રહેલાં છે. કોઈ ઠેકાણે સૂર્યચંદ્રાદિકના પ્રકાશરૂપી પુષ્પ ખીલી રહેલ છે. કોઈ ઠેકાણે અંધકારરૂપી કૃષ્ણતા રહેલી છે. કોઈ ઠેકાણે આકાશરૂપી કોતર રહેલ છે. કોઈ જગાએ પ્રલયરૂપી ગાંઠો રહેલી છે. કોઈ ઠેકાણે મહાપ્રલયરૂપી મોટી ગાંઠો રહેલ છે. કોઈ ઠેકાણે હરિહર આદિ દેવતાઓરૂપી ગુચ્છો રહેલા છે. કોઈ ઠેકાણે જડતારૂપી ત્વચા રહેલી છે. આ પ્રમાણે નિરાકાર ચિદાકાશનું પોતાનું સ્વરૂપ જ ચિદાકાશરૂપે રહેલા બ્રહ્મની અંદર જગત સંબંધી અનેક આકારભેદો વડે પ્રતીત થઈને રહેલ છે. એ જગત પણ

બ્રહ્મના જેવું જ સ્વચ્છ અને નિર્વિકાર સ્વભાવવાળું હોવાથી બ્રહ્મથી અભિન્નરૂપે જ રહેલ છે.[૧૮] ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના સર્વ પદાર્થો એ બ્રહ્મસત્તા વડે જ સત્તાવાળા છે, સૃષ્ટિ અને પ્રલય પણ એ સત્તા વડે જ છે. કેમકે એ સર્વની સિદ્ધિ અનુભવને અધીન છે, તેથી સઘળું અનુભવરૂપ છે. એ અનુભવ પણ પોતાના આત્મારૂપ જ છે, તેથી અચળ અને એક એવું બ્રહ્મ જ વિચિત્ર કલ્પનાઓ વડે જુદે જુદે આકારે થઈ રહ્યું લાગે છે.[૧૯] હે પ્રિય રામચંદ્રજી! જેમ ચંદ્રબિંબની અંદર નિષ્કલંકતા હોતી નથી, તેમ નિરાકાર અને નિર્વિકાર પરમ ચિદાકાશની અંદર સૃષ્ટિપ્રલય આદિની કશી કલ્પના જ નથી.[૨૦] પરમ નિર્મળ ચિદાકાશની અંદર ભાવ–અભાવની કલ્પના વળી ક્યાં હોય? તેમાં આદિ, મધ્ય અને અંતની કલ્પના પણ ક્યાં હોય? વળી, તેમાં બીજા લોકની કલ્પના પણ ક્યાં હોય?[૨૧] આ બાબતમાં એક અજ્ઞાન જ મુખ્ય હેતુ છે અને તે જ રાગદ્વેષ આદિ અનેક દોષોના આધારરૂપ છે. તે કોણ જાણે ક્યાંયથી આવી ખડું થઈ ગયેલ છે! બાહ્યદૃષ્ટિનો ત્યાગ કરીને જો કેવળ આત્માકાર વૃત્તિ વડે તત્ત્વનું અવલોકન કરવામાં આવે, તો તે અજ્ઞાન તરત શાંત થઈ જાય છે.[૨૨] વાયુમાંથી ઉત્પન્ન થયેલો દીપક જેમ પાછો વાયુનો ઝપાટો લાગતાં બુઝાઈ જાય છે, તેમ બોધ વડે પોતાના ચૈતન્યસ્વરૂપનો વિચાર કરવામાં આવતાં અજ્ઞાન શાંત થઈ જાય છે.[૨૩] અજ્ઞાનનું ખરેખરું સ્વરૂપ જાણવામાં આવે છે, એટલે તે કોઈ દિવસ હતું જ નહિ, એમ સમજાઈ જાય છે. પછી, બંધ–મોક્ષ વિનાનું પરબ્રહ્મ જ સર્વરૂપ છે, એમ નિશ્ચય થાય છે.[૨૪] આવી રીતે, હે રામચંદ્રજી! મોક્ષમાં બોધ આદિ જે ઉપાયો કહ્યા છે, તે મેં મારી બુદ્ધિ વડે અહીં તમને જણાવ્યા છે. નિરંતર આત્મવિચારમાં યત્ન રાખવાવાળો યોગ્ય અધિકારી પુરુષ જ એ સર્વ બોધ આદિ ઉપાયોને પ્રાપ્ત થાય છે, એમાં કંઈ સંશય નથી.[૨૫] આ જગતનો સમૂહ અનાદિ છે અને તે કોઈ કાળે ઉત્પન્ન થયેલો જ નથી. પરંતુ જીવ આદિ વાસ્તવ તત્ત્વરૂપ બ્રહ્મ જ પોતાના સ્વરૂપને નહિ ઓળખવાથી ભોગ–મોક્ષમાં આસક્ત થઈ રહેલ છે અને આ સર્વ દશ્યરૂપી ઇન્દ્રજાળને આકારે ભાસી રહ્યું છે. આ પ્રમાણે વિચારદૃષ્ટિ વડે જોઈ લઈને, અણિમા આદિ અષ્ટસિદ્ધિવાળું ઐશ્વર્ય પણ માયામાત્ર હોવાથી અસાર છે, એવો પરમ વૈરાગ્ય ધારણ કરીને, તેમજ ઐશ્વર્યને તૃણના જેવું અતિ તુચ્છ સમજીને, ઉત્તમ અધિકારી જીવ પોતાના આત્મામાં જ પૂર્ણકામ થઈ રહે છે.

इदं जगज्जालमनाद्यजातं ब्रह्मार्थमाभातमितीह दृष्ट्वा। विचारदृष्ट्याष्टगुणेश्वरत्वं पश्यंस्तृणं स्वात्मनि जीव आस्ते ॥ २६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગદાકાશૈકબોધ' એ નામનો સર્ગ ૬૧ મો સમાપ્ત**

## સર્ગ ૬૨ મો*

### વસિષ્ઠમુનિએ ચિદાકાશરૂપ સ્ત્રી સાથે કરેલું સંભાષણ

॥ राम उवाच ॥

यदेवङ्भवता दृष्टं चिद्व्योमवपुषा तदा। तदेकदेशसंस्थेन किमुत भ्रमतांबरे॥ १ ॥

રામ બોલ્યાઃ–આપે જે એ સર્વ જોયું, તે ચિદાકાશરૂપે થઈ રહીને જોયું કે તેના એકદેશમાં રહી આકાશમાં ફરતા રહીને જોયું?[૧]

વસિષ્ઠ બોલ્યાઃ–તે વખતે હું અનંત સર્વવ્યાપી ચિદાકાશરૂપ જ થઈ ગયો હતો, તો પછી એ અવસ્થામાં જવું આવવું ઇત્યાદિ વ્યવહાર

* આ બાસઠમા સર્ગમા વસિષ્ઠમુનિ જગતને પોતાના દેહની પેઠે જોશે એ કહેવાશે અને વસિષ્ઠજી કે જે પોતે ચિદાકાશરૂપ છે, તેનો ચિદાકાશરૂપ એ સ્ત્રી સાથે સ્વપ્નની પેઠે સંભાષણ આદિ વ્યવહાર થયાની વાત કહેવામાં આવશે.

ક્યાંથી જ હોય ?[૨] ત્યારે હું ઘણુંખરું એક જગ્યા પર પણ રહ્યો ન હતો અને ગતિમાન પણ ન હતો; પરંતુ એ સર્વ મેં આ મારા પોતાના આત્માની અંદર જ દીઠું. જેમ દેહાત્મબુદ્ધિ થતાં હું પગથી માંડી ઠેઠ મસ્તક સુધી હાથ–પગ આદિ અવયવોને ( અવયવરૂપ ) જોઉં છુ, તેમ એ સર્વ જગતોને પણ નેત્રની દરકાર ન રાખતાં ચૈતન્યસત્તારૂપી નેત્ર વડે મેં મારા અવયવરૂપે જોયાં હું એ સમાધિકાળમાં નિરાકાર તથા નિરવય–સ્વરૂપ થઈ રહ્યો હતો અને શુદ્ધ ચિદાકાશરૂપ જ હતો. તે સમયે અને એ જગતો મારા અવયવરૂપ જણાયાં હતાં અને મારી સત્તા વડે તેમનું વસ્તુ પણ હતું. આમ છતાં તેમનું વસ્તુત્વ નાશ પામ્યુ નહિ અને તેઓ મારા અવયવરૂપે ભાસ્યાં વળી, પોતાની મેળે તેઓ સાવ સત્તાશૂન્ય હતાં, તેથી તેમનું વાસ્તવિકપણું પણ કાયમ ન રહ્યું[૩–૫] આ વિષે તમારે પ્રમાણ જોઈતું હોય, તો સ્વપ્ન માં જોવામાં આવતો સ્વપ્નસૃષ્ટિનો વિલાસ સમજી લેવો. સ્વપ્નમાં જો કે દૃશ્ય અનુભવમાં આવે છે, પરંતુ તે કશું વાસ્તવ હોતું નથી; એ સર્વ ચિદાકાશરૂપ જ હોય છે અને ચિદાત્મા જ વિવર્તભાવથી તેવે રૂપે દેખાય છે.[૬] જેમ વૃક્ષ (વૃક્ષરૂપી દેહમાં આત્મારૂપે રહેલો જીવ ) પોતાનાં પત્ર, પુષ્પ, ફળ આદિને પોતાનાં અંગરૂપે જુએ છે, તેમ મેં પણ પોતાની ચૈતન્યસત્તારૂપી નેત્ર વડે એ સર્વ જગતોને મારા પોતાના અવયવરૂપે જ જોયાં.[૭] જેમ અનંતરૂપે ભરપૂર થઈ રહેલો સમુદ્ર (સમુદ્રાભિમાની જીવ) પોતાની અંદર રહેલાં સર્વ જળચર પ્રાણીઓને, તરંગોને, ચકરીઓને અને ફીણના પરપોટાને પોતાની દૃષ્ટિથી જુએ છે, તેમ મેં પણ એ જગતોને મારી પોતાની બુદ્ધિ વડે જોયાં.[૮] જેમ કોઈ એક અવયવી પોતાના અવયવોને પોતાના આત્માની અંદર પોતાથી જુદા ગણતો નથી અને પોતાના આત્મારૂપ જ ગણે છે, તેમ મેં પણ પોતાના આત્માની અંદર એ જગતોને પોતાના આત્માથી જુદાં નહિ ગણતાં, પોતારૂપ જ ગણ્યાં.[૯] હે રામચંદ્રજી ! હું ચિદાકાશ સાથે એકરૂપતાને પ્રાપ્ત થઈ ગયો હતો, તેથી હું એ સર્વ સૃષ્ટિઓને આજે પણ દેહની અંદર, આકાશની અંદર, પર્વતની અંદર, જળની અંદર અને સ્થળની અંદર સર્વત્ર દેખું છું.[૧૦] આપણી પાસે દૃષ્ટિમર્યાદામાં રહેલુ આ જગત અને આ ઘરનો, બહારનો તથા અંદરનો ભાગ એ બધું અનેક જગતના સમૂહ વડે પરિપૂર્ણ છે, એમ હું ચૈતન્યતત્ત્વ સાથે એકરૂપ થઈ ગયેલો હોવાથી સમજું છુ[૧૧] જેમ જળ રસને પોતાનાથી અભિન્ન સત્તાવાળો ગણે છે, જેમ હિમ શીતળતાને પોતાનાથી અભિન્ન સત્તાવાળી ગણે છે અને જેમ પવન ગતિને પોતાથી અભિન્ન સત્તાવાળી ગણે છે, તેમ શુદ્ધ બુદ્ધિવાળો વિવેકી પુરુષ પણ આ જગતને પોતાથી અભિન્ન સત્તાવાળું (પોતારૂપ જ) ગણે છે.[૧૨] જે પુરુષો વિવેકયુક્ત આત્માવાળા હોય છે અને શુદ્ધ ચૈતન્યતત્ત્વની સાથે એકતાને પામેલા હોય છે, તે તે પુરુષો મારી સાથે મળતા વિચારના છે અને મારા એક આત્મારૂપ જ છે. કેમકે હું તેવા પુરુષોને મારા આત્મારૂપ જ સમજું છું.[૧૩] આવી ઉત્તમ વિવેકદૃષ્ટિનો ખરેખર પાકકાળ આવી જાય છે, ત્યારે દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટી સંબંધી કશી પણ બુદ્ધિ ઉદય જ પામતી નથી. કેમકે અપરોક્ષ અનુભવ વડે આત્માનું સર્વત્ર એકપણું જ જણાય છે.[૧૪] જેમ પર્વત ઉપર ચડેલા કોઈ એક પુરુષની દિવ્ય દૃષ્ટિ કરોડો યોજનમાં રહેલા બહારના ભાવોને અને પોતાની અંદરના ભાવોને સાક્ષાત્ જોઈ શકે છે, તેમ એ સઘળાં વિચિત્ર જગતોનો તમાશો ( યોગદૃષ્ટિના પ્રભાવથી ) મારા જોવામાં આવ્યો હતો.[૧૫] જેમ ભૂમંડળ (પૃથ્વીને પોતારૂપ માનનાર કોઈ એક તદભિમાની જીવ) પોતાની અંદર રહેલા ખજાના-

ઓને, ધાતુઓને અને રસાદિકને પોતાના આત્મામાં હોવાથી પોતારૂપ જ સમજે છે, તેમ એ સર્વ દશ્યજગત જુદું દેખાતું હોવા છતાં મારા આત્મામાં જ તેની પ્રતીતિ થતી હોવાથી, હું તેને મારા આત્માથી જુદું સમજતો નથી અને મારારૂપ જ સમજું છું.[૧૬]

રામ બોલ્યાઃ–હે કમળના જેવાં સુંદર નેત્રવાળા મહારાજ ! આપ જ્યારે ઉપર વર્ણવ્યા પ્રમાણે અનુભવ કરતા હતા, ત્યારે આર્યાને બોલનારી એ સ્ત્રી શું કરતી હતી?[૧૭]

વસિષ્ઠ બોલ્યાઃ–પ્રથમ પ્રમાણે જ પ્રશંસા–પ્રીતિ આદિ બતાવનારો વ્યાપાર કરતી અને તેજ આર્યા બોલ્યા કરતી એ સ્ત્રી, ચિદાકાશની અંદર દેવીની પેઠે ચિદાકાશરૂપી દેહ વડે મારી પાસે ઊભી હતી.[૧૮] જેવી રીતે હું ચિદાકાશરૂપી શરીરને ધારણ કરી રહ્યો હતો, તેમ એ સ્ત્રી પણ ચિદાકાશરૂપી શરીરને ધારણ કરી રહી હતી. આથી જ પૂર્વના દેહ વડે પ્રથમ (જ્યારે સ્થૂલ દેહમાં અભિમાન હતું ત્યારે) એ સ્ત્રી મારા જોવામાં આવી ન હતી.[૧૯] સમાધિકાળમાં એ ચિદાકાશની અંદર હું કેવળ ચિદાકાશરૂપી શરીરને ધારણ કરી રહ્યો હતો, એ સ્ત્રીનું શરીર પણ માત્ર ચિદાકાશરૂપ જ હતું અને પ્રતીતિમાં આવેલા જગતના સમૂહો પણ કેવળ ચિદાકાશરૂપ જ હતા. એ પ્રમાણે તે વખતે સર્વ ચિદાકાશરૂપ જ થઈ રહ્યું હતું.[૨૦]

રામ બોલ્યાઃ–સ્થૂલ શરીર, તાલુ આદિ સ્થાન અને વર્ણોચ્ચારમાં અસાધારણ કારણરૂપ બાહ્ય તથા આભ્યંતર પ્રયત્ન તેમજ પ્રાણવાયુ, એ વડે ઉત્પન્ન થનારાં અક્ષરો વડે જે વાક્ય મુખ આદિ દ્વારા બહાર નીકળે છે તે, ચિદાકાશરૂપી શરીરને ધારણ કરી રહેલી એ સ્ત્રીમાંથી શી રીતે ઉત્પન્ન થઈ શકે?[૨૧] વળી આપ તો ચિદાકાશરૂપી શરીર ધારણ કરી રહ્યા હતા; આપને પણ એ સ્ત્રીના રૂપનું દર્શન અને તે સંબંધી વિચાર એ બન્ને શી રીતે થયાં? હે મહારાજ ! આ બાબતમાં જે ખરું તત્ત્વ હોય અને જે નિશ્ચય હોય તે આપ મને કહો. વળી એ સ્ત્રી સાથે આપને જે સંભાષણ આદિ વ્યવહાર થયો હોય તે પણ કહી સંભળાવો.[૨૨]

વસિષ્ઠ બોલ્યાઃ–જેમ સ્વપ્નમાં સ્વપ્નસૃષ્ટિના પદાર્થોના રૂપનું દર્શન અને તે સંબંધી વિચાર તથા સ્વપ્નમાં જ શબ્દોચ્ચાર અને વાક્યોનું શ્રવણ એ બધું સાક્ષીચૈતન્યરૂપ ચિદાકાશની અંદર વિવર્તભાવથી ખડું થઈ ગયેલું અનુભવમાં આવે છે, તેમ એ મહાચિદાકાશની અંદર પણ એ સર્વ વિવર્તભાવથી રહેલ જ છે. આથી મને તે વખતે તેવો અનુભવ થયો હતો.[૨૩] જેમ સ્વપ્નની અંદર ચિદાકાશ જ સ્વપ્નસૃષ્ટિના પદાર્થોના રૂપને આકારે અને તે સંબંધી વિચારને આકારે વિવર્તરૂપે ખડું થઈ જાય છે, તેમ જ એ સમાધિકાળમાં પણ જે કાંઈ મારા જોવામાં આવ્યું, તે સર્વ ચિદાકાશરૂપ જ હતું અને ચિદાકાશજ તે સર્વને આકારે વિવર્તભાવથી પ્રતીતિમાં આવતું હતું.[૨૪] તે વખતે (સમાધિકાળમાં) મને જે દેખાતું હતું, તે દશ્યમાત્ર ચિદાકાશરૂપ હતું. એટલું જ નહિ, પણ તત્ત્વદષ્ટિથી જોઈએ તો આપણે સર્વ અને આપણને પ્રતીતિમાં આવતું આ (દશ્યમાન) સર્વ જગત પણ શુદ્ધ ચિદાકાશરૂપ જ છે.[૨૫] પરમાર્થદષ્ટિએ જોતાં તો, જેનું તાત્ત્વિક સ્વરૂપ દશ્ય વડે રહિત શુદ્ધ ચિદાકાશરૂપ જ છે, તેજ સત્ય એવો પરબ્રહ્મરૂપી મહાધાતુ, પોતે વિવર્તભાવથી ઉપર જણાવ્યા પ્રમાણે સર્વરૂપે પ્રતીતિમાં આવે છે. જગત સંબંધી વાસનારૂપી ઉપાધિના યોગથીજ ચિદાત્માના શુદ્ધ સ્વભાવમાં એવી પ્રતીતિ થાય છે, એમ નિશ્ચય જ છે.[૨૬] આ આપણાં સ્થૂલશરીર, તાલુ આદિ વર્ણોચ્ચારનાં સ્થાનો અને આપણી ઇન્દ્રિયોના અસ્તિત્વને વિષે તમને શો પાકો ભરોસો છે? જેવી રીતે સમાધિકાળમાં દશ્ય-

રૂપે દેખાયેલા પદાર્થોના દેહાદિક કેવળ પ્રતીતિમાત્ર જ હતા, તેવી રીતે આપણું પણ આ સર્વ દેહાદિક પ્રતીતિમાત્ર ખડું થઈ રહેલ છે.[૨૭] જેવું એ સમાધિમાં દેખાયેલું દશ્ય અસત્ય હતું, તેવું જ આ દશ્ય પણ અસત્ય છે. જેવું આ પ્રત્યક્ષ રીતે પ્રતીતિમાં આવે છે, તેવું જ એ સમાધિકાળનું દશ્ય પણ પ્રત્યક્ષ રીતે પ્રતીતિમાં આવતું હતું. દશ્ય સાવ અસત્ય છે અને તે પ્રત્યક્ષ જણાયાથી જાણે સત્ય હોય તેવું થઈ રહ્યું છે. આત્મતત્ત્વ તો ત્રણે કાળમાં સત્ય છે અને તે અજ્ઞાનના આવરણને લીધે જાણે અત્યંત અપ્રસિદ્ધ હોય તેવું થઈ રહેલ છે.[૨૮] સ્વપ્નની અંદર જમીન ઉપર જે ખેડ આદિ વ્યવહાર કરવામાં આવે છે તથા રસ્તામાં જે જવા–આવવાનો વ્યવહાર કરવામાં આવે છે, તેમજ પર્વતની ઉપર જે શયન આદિ વ્યવહાર કરવામાં આવે છે, તે સર્વ સ્વપ્નવ્યવહાર ચિદાકાશરૂપ છે. તે જ પ્રમાણે હું, તમે, સમાધિમાં દેખાયેલી એ સ્ત્રી, સમાધિકાળનું સર્વ દશ્ય અને આપણી પાસેનું આ દશ્ય, એ બધું ચિદાકાશરૂપ જ છે.[૨૯] મનુષ્યોને જેમ સ્વપ્નમાં યુદ્ધના કોલાહલો અને તે સંબંધમાં થતાં યોદ્ધાઓનાં હલનચલન વગેરે મિથ્યા છતાં અનુભવમાં આવે છે, તેમ આ અનેક સંસારના સમૂહો પણ મિથ્યા છતાં અનુભવમાં આવે છે.[૩૦] તમે કદાચ કહેશો કે, સ્વપ્નમાં દશ્યની શોભા કયાંથી હોય અને શા હેતુથી જોવામાં આવે છે? તો એ તમારું કહેવું જ અયોગ્ય છે; કેમકે અનુભવની બાબતનો હેતુ અનુભવ સિવાય બીજો નથી. તેથી એ વાત અહીં વચમાં બોલવી યોગ્ય નથી.[૩૧] જો કોઈ સ્વપ્ન કેમ આવે છે, એમ હેતુ પૂછવા માંડે છે, તો તેને જેમ તમે દેખો છો અને તમને અનુભવ થાય છે, તેમ એટલો જ માત્ર હેતુ બતાવી શકાય, બીજો કશો પણ હેતુ બતાવી શકાય નહિ.[૩૨] જેમ સ્વપ્નનો માણસ ચિદાકાશની અંદર વિવર્તરૂપે પ્રતીતિમાં આવતું એક ચિદાકાશ જ છે અને ચિદાકાશ જ તેવે રૂપે પ્રતીતિમાં આવે છે, તેમ પ્રથમ સૃષ્ટિના આરંભકાળથી માંડી ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર વિવર્તરૂપે વિરાટને આકારે પ્રતીતિમાં આવે છે; એ બન્નેનો આધાર અને આધેયનો ભાવ પરસ્પર અપેક્ષા રાખનારો છે.[૩૩] તમને સમજાવવા માટે હું 'સ્વપ્ન' શબ્દ વડે વ્યવહાર કરું છું, પરંતુ વાસ્તવિક રીતે તો આ દશ્ય બાધિત થઈ જવાથી સત્ય પણ નથી અને પ્રતીતિમાં આવતું હોવાથી સાવ અસત્ય પણ નથી, કે સ્વપ્નતુલ્ય પણ નથી; પરંતુ તે કેવળ બ્રહ્મરૂપ છે.[૩૪] પછી હે રામચંદ્રજી! દશ્યરૂપે મારા જોવામાં આવતી અને પોતાના પતિમાં અનુરાગવાળી એ સ્ત્રીનો અભિપ્રાય જાણવા માટે મેં મારા સાક્ષીચૈતન્યને દૃઢ સંકલ્પવાળું કર્યું અને તેને નીચે પ્રમાણે પૂછ્યું.[૩૫] જેવી રીતે સ્વપ્નની અંદર સ્વપ્નનાં મનુષ્યો સાથે વ્યવહાર થયા કરે, તેવી જ રીતે સમાધિકાળમાં મારો પણ તે સ્ત્રી સાથે વ્યવહાર થયો હતો.[૩૬] જેમ સ્વપ્નનો વ્યવહાર અને સ્વપ્નના જેવો જ દેખાયા કરતો આ સર્વ વ્યવહાર ચિદાકાશરૂપ છે, તેમ મને પોતાને અને આ જગતને પણ તમે ચિદાકાશરૂપ સમજો.[૩૭] જેમ સ્વપ્નસૃષ્ટિનું સ્વરૂપ ચિદાકાશરૂપ છે, તેમ આ (દેખાતું) જગત પણ ચિદાકાશરૂપ છે. જાગ્રત આદિ અવસ્થામાં પરોવાઈ રહેલો ચિદાત્મા સ્વપ્નરૂપે વિવર્તભાવને પામે છે, એટલે તે સ્વપ્ન નામથી કહેવાય છે; અને સૃષ્ટિના આદિકાળમાં રહેલો ચિદાત્મા જગતરૂપે વિવર્તભાવને પામે છે, એટલે જગત નામે કહેવાય છે.[૩૮] આ જગતનો પ્રપંચ એક આત્માના સ્વપ્ન જેવો છે, અથવા તો કશું છે જ નહિ. જે કાંઈ છે તે ચિદાકાશરૂપ છે. જે નિર્મળ શુદ્ધ ચૈતન્ય ત્રણે કાળમાં અબાધિતપણે રહે છે, તે જ આવી રીતે વિવર્તભાવથી થઈ રહેલ છે.[૩૯] સ્વપ્નનો દ્રષ્ટા તો વગેરે સાકાર (વાસનાને યોગે તેવા તેવા

રને ધારણ કરી રહેલ ) મનુષ્ય છો, ત્યારે સૃષ્ટિરૂપી સ્વપ્નને દ્રષ્ટા તો ચિદાકાશ જ છે અને તે પોતે સદાકાળ સ્વતઃ શુદ્ધ છે.[40] સ્વપ્નરૂપ જગતની અંદર દ્રષ્ટા જેમ શુદ્ધ ચિદાકાશરૂપ છે, તેમ દશ્ય અને દર્શન, એ બન્ને પણ શુદ્ધ ચિદાકાશ રૂપ છે. આમ શુદ્ધ ચિદાકાશ જ ભ્રાંતિને લીધે જગતને રૂપે ભાસી રહ્યું છે.[41] ચિદાકાશ નિરાકાર છે. આથી તેના હૃદયમાં જે સ્વપ્ન આપોઆપ સ્ફુરી આવે તેનો જન્મ ક્યાંથી સંભવે ? વળી, વંધ્યાપુત્રના જેવા અસત્ય જગત વડે પરમતત્ત્વને સાકારપણું કેમ સંભવે ![42] તમારા જેવા સાકાર પુરુષને સ્વપ્નની અંદર જે સૃષ્ટિ જોવામાં આવે છે, તે જો સાવ મિથ્યા જ છે અને નિર્મળ ચિદાકાશરૂપ જ છે, તો પછી નિરાકાર ચિદાકાશના સ્વપ્નરૂપ આ સૃષ્ટિ કેમ મિથ્યા ન હોય ? શા માટે તે ચિદાકાશરૂપ ન હોય ?[43] ખરી રીતે તો આ જગતરૂપી સ્વપ્નને ચિદાકાશે પોતે રચેલ જ નથી, છતાં ચિદાકાશ પોતે સાધનસંપત્તિ વિના અને વગરઆધારે કેવળ પોતાના સ્વરૂપમાં જ જાણે તેને પોતે રચી લીધેલ હોય એમ દેખે છે.[44] હિરણ્યગર્ભરૂપી બ્રાહ્મણે ચિદાકાશરૂપી કોમળ મૃત્તિકા વડે, ચિદાકાશની અંદર ઇન્દ્રિયોનાં છિદ્રોરૂપી ગોખોવાળો (દેહ આદિની) સૃષ્ટિરૂપી માંડવો બનાવેલો છે, તો પણ વસ્તુતાએ જોતાં તે બનાવેલો જ નથી.[45] કર્તાપણું પણ નથી, જગતો પણ નથી, ભોક્તાપણું નથી, તેમ સાવ કશું નથી (અભાવ છે) એમ પણ નથી. વળી, (ચિન્માત્ર તત્ત્વ વિના) બીજું કશું છે એમ પણ નથી. માટે તમે એ સર્વના સાક્ષીરૂપ ચૈતન્યસ્વરૂપ થઈ રહી, પાષણની પેઠે મૌનનો આશ્રય કરી, બહાર સંસારના પ્રવાહ પ્રમાણે સુખેથી આચરણ રાખ્યે જાઓ. તેમાં શરીર (પ્રારબ્ધશેષપર્યંત) ભલે રહો, અથવા (પ્રારબ્ધક્ષય થયા પછી) ભલે ન રહો.[46]

नो कर्तृता न च जगंति न भोक्तृतास्ति नास्तीति नास्ति न च किंचिदतो बुधः सन्
पाषाणमौनमवलंव्य यथा प्रवाहमाचारमाचर शरीरमिहास्तु मा वा ॥ ४६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ચિદૈક્ય' એ નામને સર્ગ ૬૨ મો સમાપ્ત**

## सर्ग ६३ मो*

### આ સર્વ બ્રહ્મરૂપ જ છે

॥ राम उवाच ॥

तव स्त्रियाऽस्वरूपेण देहेनाऽभूत्तया कथं ।
कथमुच्चारितास्तत्र वर्णाः कचटतादयः ॥ १ ॥

રામ બોલ્યાઃ–તમે અવયવ વિનાના તમારા (માત્ર વાસનામય) દેહ વડે એ સ્ત્રી સાથે શી રીતે વ્યવહાર કર્યો હતો ? એવી સ્થિતિમાં ક, ચ, ટ, ત આદિ અક્ષરોનો ઉચ્ચાર પણ શી રીતે થયો ?[1]

વસિષ્ઠ બોલ્યાઃ–જેમ શબના શરીરમાંથી વર્ણોચ્ચાર થઈ શકતો નથી, તેમ આકાશના જેવા નિરવયવ ચૈતન્યશરીરને ધારણ કરનાર તત્ત્વવેત્તાઓના મત પ્રમાણે ક, ચ, ટ, ત આદિ વર્ણોનો કદી પણ ઉચ્ચાર જ થતો નથી; પરંતુ એ સર્વ કેવળ કલ્પનામાત્ર છે.[2] સ્વપ્નની અંદર જો પરમાર્થરૂપે વર્ણોનો ઉચ્ચાર થતો હોત, તો એ વર્ણો નિદ્રા વગરના (જાગતા) પાસેના મનુષ્યના સાંભળવામાં આવત.[3] આથી સિદ્ધ થાય છે કે, સ્વપ્નમાં જે કાંઈ દેખાય છે, તે કશું સત્ય નથી, પણ કેવળ ભ્રાંતિમાત્ર જ છે. ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર નિદ્રાના સ્વભાવના બળને લીધે સ્વપ્નરૂપે વિવર્તભાવને પ્રાપ્ત થઈ જઈ પ્રતીતિમાં આવે છે.[4] ચંદ્રમામ

* આ ત્રેસઠમા સર્ગમાં અવિવેકી પુરુષોની દૃષ્ટિથી જોઈએ, તો એકબીજાની અંદર અનંત સૃષ્ટિએ રહેલી છે અને બ્રહ્મવેત્તા પુરુષોની દૃષ્ટિથી જોઈએ તો બ્રહ્મ જ સર્વત્ર ચિદ્રૂપ રહેલ છે; એ વિષે કહેવામાં આવશે.

કાળાશ જણાય, આકાશમાં લીલા—પીળા રંગો દેખાય અને શિલામાં ગાન થતું લાગે, એ સર્વમાં જેમ સર્વવ્યાપકતાને લીધે તે તે સ્થળમાં રહેલ ચિદાકાશ જ વિવર્તરૂપે તેવે તેવે આકારે થઈ રહેલું પ્રતીતિમાં આવે છે, તેમ સ્વપ્નમાં પણ દેહ તથા તેમાંથી થનારા વર્ણમય શબ્દો વગેરે જે કાંઈ પ્રતીતિમાં આવે છે, તે સર્વમાં ચિદાકાશ જ તેવે તેવે રૂપે વિવર્તભાવથી થઈ રહેલું ભાસે છે.[૫] જેમ આકાશમાં પ્રતીતિમાં આવતા નીલા—પીળા આદિ વર્ણો આકાશથી જુદા નથી પણ આકાશરૂપ જ છે, તેમ જે કાંઈ સ્વપ્નનો અનુભવ થતાં તેમાં સ્વપ્નસૃષ્ટિ દેખાય છે, તે પણ ચિદાકાશરૂપ જ છે. તેથી તે જરા પણ જુદી કહી શકાતી નથી.[૬] જેવો સ્વપ્નપ્રપંચ છે, તેવો જ આ આપણી આગળ ખડો થઈ રહેલો જાગ્રતપ્રપંચ પણ છે. જેવો આ જાગ્રતપ્રપંચ છે, તેવું જ જે કાંઈ સમાધિમાં દેખાયું હતું તે હતું. એ સર્વ વસ્તુતાએ ચિદાકાશરૂપ હોવા છતાં જાણે ચિદાકાશરૂપ ન હોય તેમ દેખવામાં આવે છે.[૭] ચૈતન્ય પરબ્રહ્મ એવી રીતે સુંદરતાથી અને ચતુરતાથી વિવર્તરૂપે ફેલાઈ રહ્યું છે કે, જાણે એ પોતે જગતને આકારે સત્ય અને સ્થિરરૂપે સ્ફુરી આવતું હોય તેમ પ્રતીતિમાં આવે છે.[૮]

રામ બોલ્યાઃ—હે મહારાજ! આ જગત જો સ્વપ્નના જેવું અથવા સ્વપ્ન જ હોય, તો પછી તે જાગ્રતરૂપે કેમ પ્રત્યક્ષ જોવામાં આવે છે? અને અસત્ય હોવા છતાં તે જાણે ખરેખર સત્ય જ હોય એવું કેમ થઈ રહ્યું છે?[૯]

વસિષ્ઠ બોલ્યાઃ—આ જગતો સ્વપ્નતુલ્ય કેમ છે એ વિષે હું કહું છું, તે તમે સારી રીત ધ્યાન દઈ સાંભળો. સ્વપ્નની પેઠે જ આ જગતો ચિદાકાશથી જુદાં નથી, તેમ સ્વપ્નની પેઠે જ તેમાં સત્યતા રહેલી નથી. સ્વપ્નની પેઠે જ તેઓ પણ અસ્થિર છે અને સ્વપ્નની પેઠે જ અનિર્વચનીયપણે આત્મસત્તાને લીધે જ તેઓ સ્થિર થઈ રહેલ જણાય છે.[૧૦] બીજોના ઢગલામાં જેમ અનેક બીજો રહેલાં જોવામાં આવે છે, તેમ ચિદાકાશની અંદર તેઓ અનેકપણે અનુભવમાં આવે છે. તેઓ (વિચિત્ર વાસના પ્રમાણે) સ્વપ્નની પેઠે જ જુદેજુદે રૂપે દેખાય છે. વળી સ્વપ્નની પેઠે જ કેટલેક અંશે તેઓમાં પરસ્પર સમાનતા રહેલી હોય છે અને કેટલેક અંશે તેઓમાં જરા પણ સમાનતા દેખાતી નથી.[૧૧] વળી એ જગતો (કેળનાં છોતરાંની પેઠે) એકબીજામાં પરસ્પર જોડાઈને રહેલાં હોય તેવાં અનુભવમાં આવે છે અને નવાં ઉત્પન્ન થયેલાં હોય છે. સ્વપ્નની પેઠે જ તેઓ પરસ્પર એકબીજાના જોવામાં આવતાં નથી, વિવિધ પ્રકારનાં હોય છે અને અનેક હોય છે.[૧૨] વળી એ જગતો અન્યોન્ય (એકબીજાનું) કશું જોઈ શકતાં નથી. તેઓ જડ જેવાં દેખાય છે અને એક ઢગલામાં રહેલાં બીજોની પેઠે તેઓ પોતાના અધિષ્ઠાનની અંદર છેવટે એકરૂપ થઈ જાય છે.[૧૩] ચિદાકાશરૂપ હોવાથી તેઓ સાવ શૂન્યપણાને પ્રાપ્ત થઈ જતાં નથી, તેમજ (આપણી પેઠે) તે પરસ્પર એકબીજાને જોઈ શકતાં નથી. પોતે ચૈતન્ય હોવા છતાં, તેઓ તો પોતાના સ્વરૂપની આડે અજ્ઞાનનું આવરણ આવી જવાને લીધે જાણે સુષુપ્તિને પ્રાપ્ત થઈ ગયેલાં હોય, તેમ નિરંતર સ્વપ્નસ્થિતિને અનુભવે છે.[૧૪] અજ્ઞાનરૂપી સુષુપ્તિને પ્રાપ્ત થયેલા જીવો સ્વપ્નરૂપ જગતના સમૂહને પામે છે, એટલે તેમાં તેઓ હિમવની કલ્પના કરે છે અને તેને વિષે સર્વ વ્યવહાર કરે છે. દેવતાઓએ જે અસુરોનો સંહાર કર્યો છે, તેઓ પોતાના સ્વપ્નરૂપ જગતની અંદર જ હમણાં સ્થિતિ કરી રહેલા છે.[૧૫] તેઓ અજ્ઞાનને લીધે મોક્ષને પામ્યા નથી, ચેતનપણાને લીધે પાષાણ આદિ જડભાવને પામ્યા નથી, તેમ પાગ દેહવાળા પણ બન્યા નથી. તો પછી સ્વપ્નરૂપ જગત સિવાય બીજી

તેમની ક્યાં સ્થિતિ હોય? ' બીજા મનુષ્યો અવિદ્યારૂપી સુષુપ્તિમાં સૂતાં છે. તેઓ પણ પોતાના સ્વપ્નરૂપી જગતની જાળમાં રહીને પોતાની વાસનાવડે કલ્પી કાઢેલા આચાર અને વ્યવહાર કરતા રહે છે. બીજાઓએ તેમનો સંહાર કર્યો છે, એટલે તેઓ પણ પોતાના એ સ્વપ્નરૂપ જગતમાં જ પ્રથમ કહેલા અસુરોની પેઠે સ્થિતિ રાખી રહેલા છે.[17] તેઓ પણ મોક્ષને પ્રાપ્ત થયેલા નથી અને પાછા શરીરધારી પણ થયા નથી. તેઓ પોતાનું ચિન્મય સ્વરૂપ અને વાસના એ બન્ને વડે યુક્ત છે. તો પછી તેઓ પોતે દીઠેલા પોતાના સ્વપ્નરૂપ જગતની જાળમાં સ્થિતિ રાખ્યા વિના બીજે ક્યાં રહે?[18] એવી જ રીતે, અવિદ્યારૂપી સુષુપ્તિમાં સૂતેલા રાક્ષસો પણ પોતાના સ્વપ્નરૂપી જગતની જાળમાં રહીને વાસનામય વ્યવસ્થાને અને આચારને આચરે છે. દેવોએ જે અસુરોને હણ્યા છે, તેઓ પણ મનુષ્યાદિકની પેઠે જ પોતાના મનોમય સ્વપ્નરૂપી જગતની અંદર જ રહેલા છે.[19] હે રામચંદ્રજી! એવી જ રીતે જે બીજા પણ અજ્ઞાની જીવો માર્યા ગયા છે, તેઓ શું કરે છે? એ તમે જ કહો. તેમનું અજ્ઞાન કાયમ રહેલું હોવાથી તેમનો મોક્ષ થયો નથી અને ચેતનપણાને લીધે તેઓ જડ પાષાણ આદિ ભાવને પણ પામ્યા નથી.[20] જેવી રીતે આપણે ઘણા લાંબા કાળથી આ દૃશ્યજગતનો અનુભવ કરીએ છીએ અને તેમાં સત્યતાનું અભિમાન બાંધીએ છીએ, તેવી જ રીતે પર્વતો, સમુદ્રો, પૃથ્વી અને મનુષ્યો સાથેનાં પોતપોતાનાં દૃશ્ય જગતોનો એ સર્વ જીવો લાંબા કાળ સુધી અનુભવ કરે છે અને તેમાં સત્યતાનું અભિમાન બાંધે છે.[21] જેવી રીતે તેમનાં જગતોમાં પ્રલય-જગતની મર્યાદા વગેરે છે, તેવી જ રીતે આ આપણા જગતમાં પણ છે. જેવી આ આપણા જગતની વ્યવસ્થા છે, તેવી જ એ લોકોનાં જગ- પણ વ્યવસ્થા છે.[22] આપણે સર્વ હાલ આ જગતમાં છીએ આપણે બધા (જો તેઓના જોવામાં આવીએ તો) તેમના સ્વપ્નપુરુષના જેવા જ છીએ અને તેમના જે સંસારો (જગતો) છે, તેમાંનો એક આપણો સંસાર પણ છે; એમ વિવેકીઓનું સમજવું છે.[23] તેમના એ સ્વપ્નપુરુષો (સ્વપ્નરૂપ જગતના પુરુષો) તેમને અને એ જગતનાં બીજાં પ્રાણીઓને અનુભવમાં આવે છે તેથી સત્ય ભાસે છે. ચિદાત્માના સર્વવ્યાપકપણાને લીધે (આરોપિતરૂપે મિથ્યા છતાં) તેઓ અધિષ્ઠાનદૃષ્ટિએ સત્ય છે.[24] જેવી રીતે એ સ્વપ્નપુરુષો ચિદાત્માનો જ એક વિવર્ત હોવાથી, સત્ય ચિદાત્મારૂપ જ છે અને પોતાના સ્વરૂપમાં કલ્પાયેલા છે, તેવી રીતે મને પ્રત્યેક સ્વપ્નમાં અનુભવાતા બીજા પુરુષો પણ ચિદાત્માનો એક વિવર્ત હોવાથી સત્ય ચિદાત્મારૂપ છે; એ જ પ્રમાણે તમને અનુભવમાં આવતા સ્વપ્નપુરુષોનું પણ સમજી લેવું.[25] તમે તમારા સ્વપ્નમાં જે નગરોને અને જે મનુષ્યોને જેવી રીતે જોયાં હતાં, તેવી જ રીતે તેઓ હજુ સુધી પણ ત્યાં ચિદાકાશની અંદર રહેલ જ છે, કેમકે બ્રહ્મ જ વિવર્તભાવથી સર્વરૂપ છે.[26] જેવી રીતે જાગી ગયા પછી તે તે સ્વપ્નના પદાર્થો વિખેરાઈ જાય છે એમ અનુભવ થાય છે, તેવી જ રીતે સ્વપ્નના સમયમાં તેમની સ્થિતિ હોવાથી સ્થિરતાનો અનુભવ થાય છે; અથવા તો સર્વ સત્તામાત્ર બ્રહ્મસત્તારૂપ છે, તેથી બ્રહ્મસત્તા વડે જ સર્વને તેવે તેવે રૂપે અનુભવ થાય છે.[27] સર્વ વસ્તુ સર્વરૂપે, સદાકાળ સર્વત્ર, ચિદાત્માના વિવર્તભાવ વડે રહેલ જ છે. તે એવી રીતે ચિદાકાશરૂપે રહેલ છે કે, તેથી કોઈ જગ્યાએ કશાનો નાશ થતો નથી.[28] ઉત્પત્તિરહિત, નિરવકાશ, અનંત અને પરમ આકાશરૂપ એવા પરબ્રહ્મની અંદર અનંત ચિત્તના સમૂહો રહેલા છે, એ ચિત્તોની અંદર અનંત જગતના સમૂહો રહેલા છે, તેમાં પણ ચિદાકાશના જીવરૂપ પ્રત્યેક અંશમાં, પ્રત્યેક

સંસારમંડળમાં, પ્રત્યેક જુદાજુદા લોકમાં, પ્રત્યેક દ્વીપમાં, પ્રત્યેક પર્વતમાં, પ્રત્યેક દેશના વિસ્તારમાં, પ્રત્યેક ગામમાં, પ્રત્યેક નગરમાં, પ્રત્યેક ઘરમાં, પ્રત્યેક મનુષ્યના ચિત્તમાં અને વર્ષ–યુગ આદિ પ્રત્યેક કાળમાં જેટલા જેટલા જીવો મોક્ષને પ્રાપ્ત થયા વિના મરી ગયા છે, તેમની અંદર તેટલા તેટલા સંસારો નાશ પામ્યા વિના જુદા જુદા થઈને રહ્યા છે.[૨૯-૩૨] એ સંસારોની અંદર મનુષ્યો રહેલાં છે, પ્રત્યેક મનુષ્યની અંદર પાછું મન રહેલ છે, પ્રત્યેક મનની અંદર પાછું જગત રહેલ છે અને પ્રત્યેક જગતની અંદર પાછાં મનુષ્યો રહેલાં છે.[૩૩] એવી રીતે આ દૃશ્ય સંબંધી ભ્રાંતિ, આદિ અને અંત બન્નેથી રહિત છે. બ્રહ્મવેત્તા પુરુષોના વિચારમાં તો આ સર્વ બ્રહ્મરૂપ છે અને તેમાં દેશ–કાળ આદિના પરિમાણની કશી જ કલ્પના નથી.[૩૪] ભીંતમાં, આકાશમાં, પાષાણમાં, જળમાં અને સ્થળમાં એમ સર્વત્ર ચૈતન્યમાત્ર પરમતત્ત્વ જ અંદર રહેલ છે. તેથી એ જ સર્વ જગતને રૂપે વિવર્તભાવને પામી ગયેલ દેખાય છે. બાકી જગત કાંઈ જુદી વસ્તુ નથી. જ્યાં જ્યાં એ ચૈતન્યતત્ત્વ છે, ત્યાં ત્યાં સર્વને જગત પણ છે જ. આમ, ચૈતન્યતત્ત્વ અનંત છે, તો જગતની અમુક સંખ્યા શી રીતે કહી શકાય? આથી, તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં એ સર્વ નિર્વિશેષ બ્રહ્મરૂપ જ છે અને અવિવેકી પુરુષોના ચિત્તમાં તે દૃશ્યરૂપે ભાસે છે.[૩૫]

**कुड्ये नभस्युपलके सलिले स्थलेऽन्तश्चिन्मात्रमस्ति हि यतस्तदशेषविश्वम् । तद्यत्र तत्र जगदस्ति कुतोऽत्र संख्या तज्ज्ञेषु तत्परमथाज्ञमनस्सु दृश्यम् ॥ ३५ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગત્તત્ત્વૈક્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૬૩ મો સમાપ્ત**

---

## સર્ગ ૬૪ મો*

### વિદ્યાધરીનું વૃત્તાંત

॥ वसिष्ठ उवाच ॥

**ततस्तत्कुवलोल्लासिमालतीमाल्यलोचना । ललना ललिताऽऽलोक्य लीलया लपिता मया ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–પછી, કમળ જેવાં ઉલ્લાસભર્યાં અને માલતી પુષ્પના જેવાં મનોહર લોચનવાળી એ લલિત લલનાને જોઈને, મેં તેને લીલા વડે પૂછ્યું[૧] 'હે કમળગર્ભના જેવી ગૌર કાન્તિવાળી સ્ત્રી! તું કોણ છે? અહીં મારી પાસે શા માટે આવી છે? તું કોની પુત્રી છે અથવા કોની પત્ની છે? તું શું ઇચ્છે છે? તું ક્યાં આવી ચડી છે અને તું ક્યાં રહે છે?[૨]

**વિદ્યાધરી બોલીઃ**–હે મહારાજ! હું આપને મારું પોતાનું સંપૂર્ણ વૃત્તાંત કહું છું, તે આપ સાંભળો. હું દુઃખી છું અને મારી પીડા શાંત થાય એવા ઉપાયને ઇચ્છું છું. માટે આપ મારા ઉપર કરુણા લાવી, એક જિજ્ઞાસુ તરીકે મને પૂછવાને યોગ્ય જ છો.[૩] પરમ વિસ્તીર્ણ ચિદાકાશની અંદરના કોઈ એક ખૂણામાં આ તમારું જગતરૂપી ઘર કાંઈક અનિર્વચનીયપણે રહ્યું છે.[૪] તેના પાતાળ, ભૂતળ અને સ્વર્ગ, એ ત્રણ અંદરના ખંડો છે અને તેમાં હિરણ્યગર્ભરૂપે પ્રસરી રહેલી માયાએ 'કલ્પના' નામની એક કુમારિકાને ઘરધણિયાણી તરીકે ક્રીડા કરવા બનાવી છે.[૫] જેમ કરમૂલ (કાંડું અથવા પોંચો) કંકણ વડે વીંટાયેલ હોય છે, તેમ તેમાં આ ભૂલોક દ્વીપો અને સમુદ્રો વડે વીંટાયેલ છે. આથી, એ ભૂતલ દ્વીપ તથા સમુદ્ર આદિના વર્ણો વડે વિચિત્રતાને પામીને જગત સંબંધી લક્ષ્મીના કરમૂલ જેવું રહી સુશોભિત થઈ રહેલ છે[૬] દ્વીપો

---

* આ ચોસઠમા સર્ગમાં વસિષ્ઠજીના પૂછવાથી વિદ્યાધરી વિસ્તારથી પોતાનું ઘર, જન્મ, કર્મ ઇત્યાદિથી માંડીને ઠેઠ પોતાને વૈરાગ્ય થયો ત્યાં સુધીની કથાનું વર્ણન કરી બતાવશે.

અને સમુદ્રોના અંતભાગને વિશે, સર્વ દિશાઓમાં, ચોતરફ દશ હજાર યોજન સુધી સુવર્ણમય પૃથ્વી રહી છે. તે સ્વયંપ્રકાશ છે, સંકલ્પમાત્ર વડે ફળ આપનારી છે, આકાશના જેવી નિર્મળ છે, અનેક ચિંતામણિઓથી યુક્ત છે, કચરા વિનાની છે, સ્વચ્છ છે અને પોતાની કાન્તિ વડે સ્વર્ગાદિ લોકની કાન્તિને પણ પરાજય આપે છે.[૭,૮] વળી તે ભૂમિ અપ્સરાઓની, દેવતાઓની અને સિદ્ધલોકોની ક્રીડા માટે વિહારભૂમિ છે. તે સંકલ્પમાત્રથી પ્રાપ્ત થનારા સર્વ ભોગો વડે સુંદર છે.[૯] એ પૃથ્વીને અંતે ભૂલોકરૂપી પોંચાને કંકણની પેઠે વીંટાઈ વળેલો એક પર્વત છે અને એ 'લોકાલોક' નામથી વિખ્યાત છે.[૧૦] મૂઢ બુદ્ધિવાળા પુરુષના અંતઃકરણની જેમ એ પર્વત કોઈ ઠેકાણે નિરંતર તમ વડે (તમોગુણ વડે અથવા અજ્ઞાન વડે) વ્યાપ્ત હોય છે, તો કોઈ ઠેકાણે સત્ત્વગુણી ધીર પુરુષોના હૃદયની પેઠે તે પ્રકાશયુક્ત છે.[૧૧] કોઈ ઠેકાણે એ પર્વત સત્પુરુષોના સમાગમની પેઠે આનંદજનક છે, તો કોઈ ઠેકાણે મૂર્ખ પુરુષોના સમાગમની પેઠે તે ઉદ્વેગજનક છે.[૧૨] કોઈક ઠેકાણે તે બુદ્ધિશાળી પુરુષોના મનની પેઠે સર્વ પદાર્થોને પ્રકટપણે બતાવી આપે છે, તો કોઈક ઠેકાણે તે મૂર્ખ વેદિયા પુરુષના ચિત્તની પેઠે અત્યંત ગહન છે.[૧૩] એ પર્વતના કોઈ એક ભાગમાં ચંદ્રમાનાં કિરણો પહોંચી શકતાં નથી અને કોઈ એક જગામાં સૂર્યની કાન્તિ પ્રાપ્ત થઈ શકતી નથી. આથી જ એ પર્વત કોઈ સ્થળે અનેક લોકો વડે ખિચોખિચ ભરેલ છે અને કોઈ ઠેકાણે તેની ચોદિશામાં શૂન્યતા સિવાય બીજું કશું જ દેખાતું નથી.[૧૪] કોઈક ઠેકાણે એ પર્વત દેવતાઓનાં નગરો વડે વ્યાપ્ત છે અને કોઈક જગાએ તે દૈત્યોનાં શહેરો વડે યુક્ત છે. કોઈક ઠેકાણે એ પર્વત પાતાળના જેવો અતિ ગહન છે, તો કોઈક જગાએ તે રોરપી ખાંધને ઊંચી કરીને ઊભો છે.[૧૫] એ પર્વતના કોઈ એક ભાગમાં ખાડાઓની અંદર ગીધ પક્ષીઓ જ ભમ્યા કરે છે અને કોઈ જગ્યાએ તો તે શિખરોની શોભાને લીધે મહામનોહર દેખાય છે. કોઈક જગ્યાએ એ પર્વત એવડો તો ઊંચો છે, કે તેનાં શિખરોની ટોચો ઠેઠ બ્રહ્મલોકના અંદરના ભાગ સુધી જઈ પહોંચી છે.[૧૬] એ પર્વતના કોઈક ભાગમાં શૂન્ય એવાં મોટાં અરણ્યોની અંદર પ્રલયકાળના જેવો પ્રચંડ પવન જ નિરંતર વાયા કરે છે, તો તેના કોઈક ભાગમાં પુષ્પવનોની અંદર અને ફૂલવાડીઓને વિશે વિદ્યાધરીઓનાં ટોળાંઓ ગાન કર્યા કરે છે.[૧૭] કોઈક ઠેકાણે પાતાળના જેવી ગંભીર ગુફાઓની અંદર રહેલા 'કુભાંડ' નામના પિશાચો વડે એ પર્વત મહાભયંકર છે, તો કોઈક ઠેકાણે ઋષિઓના નંદનવનના જેવા અતિ રમણીય આશ્રમો વડે તે બહુ મનોહર લાગે છે.[૧૮] એ પર્વતમાં કોઈક જગાએ નિરંતર અક્ષયપણે રહેતાં વાદળાંઓ મહોન્મત્તની પેઠે ગર્જના જ કર્યા કરે છે અને કોઈક ઠેકાણે વાદળાંઓનું દર્શન પણ મહાદુર્લભ છે. એ પર્વતના કોઈ એક ભાગમાં અંદર રહેલી ગુફાઓ અને ખાડાઓને લીધે ચોતરફ કૂંડાળા જેવું થઈ રહેલું છે અને તેથી લોકોને તેની અંદર પ્રવેશ કરવો બહુ મુશ્કેલ પડે છે.[૧૯] એ લોકાલોક પર્વતની અંદર કોઈક સ્થળે ક્ષોભને પ્રાપ્ત થયેલાં મનુષ્યો ખડ્ગ–કુહાડા આદિના પ્રહાર વડે ભૂતોનાં નિવાસસ્થાનોને ઉખેડી નાખે છે, તો કોઈક જગાએ એ પર્વત પોતાની અંદર રહેલાં મનુષ્યોના સમૂહની સુજનતા વડે સ્વર્ગનો પણ પરાજય કરી દે છે.[૨૦] એ પર્વતમાં કોઈ એક ઠેકાણે નિરંતર વાયા કરતા પવન વડે જ સ્થાવર-જંગમ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે અને કોઈક ઠેકાણે તો સર્વ પ્રકારના ક્ષયથી રહિત એવા સ્થાવર–જંગમ જીવો એ પર્વતની અંદર સ્થિરપણે રહેલા છે.[૨૧] કોઈક જગ્યાએ તો એ પર્વત મહાવિશાળ નિર્જળ પ્રદેશના પવનના સુસવાટાથી

મહાભયંકર જણાય છે અને કોઈક સ્થળે તો મધુર અવાજ કરનારાં તથા કમલિનીમાં મદોન્મત્ત થઈ રહેલાં સારસ પક્ષીઓ વડે તે બહુ શોભાયમાન દેખાય છે. એ પર્વતની અંદર કોઈ જગ્યાએ જળના તરંગોવાળાં વરસાદનાં વાદળાંઓની ગર્જનાઓ સાંભળવામાં આવે છે, તો કોઈક ઠેકાણે એ પર્વત મદોન્મત્ત અપ્સરાઓના હિંડોળા ઉપર બેસી હીંચકા ખાવાના વિલાસ વડે જોનારાના મનમાં કામદેવને ઉત્પન્ન કરે છે.[22,23] કોઈક ઠેકાણે એ પર્વતના સર્વ દિશાભાગો પિશાચો તથા કુભાંડો (પિશાચની એક જાત)વડે વીંટાયેલા છે અને ચારે બાજુ તેમની ચેષ્ટાઓ વડે ભરપૂર થઈ રહેલા દેખાય છે. કોઈક ઠેકાણે એ પર્વતની નદીના તટો ઉપર વિદ્યાધરીઓ અને સિદ્ધલોકોનાં નૃત્યો તથા ગીતો થતાં રહે છે.[24] કોઈક સ્થળે તો એ પર્વતપ્રદેશો નિરંતર વરસ્યા કરતા વરસાદોના નદીઓરૂપી બાહુઓ વડે ધસાઈ જાય છે. એ પર્વતના કોઈ એક સ્થળમાં તો નાના પ્રકારનાં (અનેક) વાદળાંઓરૂપી ઉત્તમ વસ્ત્રોને નિરંતર ગતિ કરનારો પવન એક બાજુથી બીજી બાજુ લાવે છે અને લઈ જાય છે.[25] એ પર્વતના કોઈક પ્રદેશમાં કમલિનીઓનો સમૂહ પોતાનાં કળીઓરૂપી મુખમાં રહેલા ભમરાઓરૂપી નેત્રો વડે ધ્યાનમાં બેઠા હોય તેવા થઈ રહે છે અને કોઈક ઠેકાણે તો એ પર્વત (પોતાનામાં નાગરવેલનાં વનો હોવાને લીધે) અપ્સરાઓના તથા સિદ્ધલોકોની સ્ત્રીઓના દાંતને તાંબૂલ વડે શોભા આપે છે.[26] કોઈક સ્થળે એ પર્વતની અંદર નિરંતર તપ્યા કરતા સૂર્યનારાયણના પ્રકાશની નીચે મનુષ્યોનો સમૂહ પોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મો કરે છે, તેથી તે બહુ જ સુંદર દેખાય છે. તો કોઈક ઠેકાણે એ પર્વતની અંદર રાત્રિના અંધકાર વડે ભરપૂર થઈ રહેલાં ઘરોમાં મદોન્મત્ત રાક્ષસો નૃત્ય કરતા રહે છે.[27] કોઈક સ્થળે અનેક ઉત્પાતો આવી પડવાને લીધે તે પર્વતના એ ભાગની જમીન ત્યાંનાં મનુષ્યો સહિત નાશ પામે છે અને કોઈક ઠેકાણે સૌરાજ્યની (ઉત્તમ રાજા–ફળવાન દેશ વગેરેની) સંપત્તિ વડે અનેક નગરોનો સમૂહ નવો વસેલો જોવામાં આવે છે.[28] કોઈક જગાએ તો એ પર્વત અત્યંત શૂન્ય દેખાય છે અને કોઈક સ્થળે તો તે અનેક નગરો વડે વીંટાયેલો નજરે પડે છે. કોઈક ઠેકાણે એ પર્વત જળ વડે ભરેલી ખીણો વડે ગંભીર જણાય છે અને કોઈક ઠેકાણે એ ખીણો શુષ્ક હોવાથી તે પર્વત પાતાળના જેવો મહાભયંકર જોવામાં આવે છે એ પર્વતની અંદર કોઈક ઠેકાણે તો મોટાં મોટાં કલ્પવૃક્ષો રહેલાં છે અને કોઈક જગાએ તો નિર્જળ પ્રદેશની અંદર જંગમ જીવો જ ફરતા રહે.છે. તેમાં કોઈક ઠેકાણે મોટાં મોટાં હાથીઓનાં ટોળાં દેખાય છે અને ક્યાંક તો મદોન્મત્ત એવા સિંહ તથા વાનર આદિના સમૂહો ફરતા દેખાય છે.[29,30] કોઈક સ્થળે તો એ પર્વત સાવ પ્રાણી વિનાનો શૂન્ય જ જણાય છે અને તેને લીધે તેની ઊંચાઈ નકામી જ લાગે છે. એ પર્વતના કોઈક સ્થાનમાં ઉન્મત્ત રાક્ષસો જ ભમ્યા કરે છે અને તેનો કોઈક પ્રદેશ કરંજોની ઝાડીને લીધે મહા ગહન છે. વળી એ પર્વતના કોઈ એક ભાગમાં તાલનાં મોટાં જંગલો જ જોવામાં આવે છે.[31] તેના કોઈ એક સ્થળે આકાશના જેવાં નિર્મળ અને વિશાળ તળાવો રહ્યાં છે અને કોઈ એક ભાગમાં ઘણી લાંબી નિર્જળ ભૂમિ જ જોવામાં આવે છે. તેમાં કોઈ એક ઠેકાણે તો નિરંતર ધૂળ જ ઊડ્યા કરે છે અને કોઈક ભાગમાં સર્વ ઋતુમાં સમાનરૂપે રહેનારાં જંગલો જ રહ્યાં છે.

નારાયણના જેવી ગૌર છે. પોતાના પુત્ર–પૌત્ર આદિના કારણરૂપ એવા સિંહ તથા વાનર આદિ પ્રાણીઓ જાણે વનનાં મહાન વૃક્ષોની ડાળીઓમાં નિવાસ કરતા હોય તેમ એ શિલાઓ ઉપર નિરંતર વિશ્રામ લે છે.[૩૪] એ શિલાઓના ઉત્તર તરફના ભાગમાં પૂર્વદિશા તરફ રહેલા શિખર ઉપર એક શિલા છે. તે કદી પણ ક્ષીણ ન થનારા વજ્રના ગર્ભના જેવી અતિ કઠોર છે અને તેની અંદર હું રહું છું.[૩૫] હવે મને તેની અંદર જ બાંધી દીધેલ છે અને એ પાષાણરૂપી શિલા-યંત્રમાં મેં નિવાસ રાખ્યો છે. હે મહારાજ! તેની અંદર મારા અસંખ્ય યુગોના સમૂહો ચાલ્યા ગયા છે, એમ હું સમજું છું.[૩૬] કેવળ હું જ ત્યાં બંધાઈ રહી છું એમ નથી. જેમ સાયંકાળે બંધ થઈ જનારી કમળની કળીમાં ભ્રમરો બંધાઈ જાય છે, તેમ તે શિલાની અંદર મારો ભર્તા પણ બંધાઈ રહ્યો છે.[૩૭] એ શિલાના અત્યંત સાંકડા અને સંકટદાયી ભાગમાં મારા ભર્તાની સાથે ચિરકાળથી મારાં વર્ષોના અનેક સમૂહો ચાલ્યા ગયા છે, એવો મારો અનુભવ છે.[૩૮] આજ દિવસ સુધી અમે કેવળ માત્ર અમારા દોષે જ મોક્ષ પામ્યાં નથી અને ઘણા લાંબા કાળથી એ શિલાની અંદર જ તેવી મમતા બાંધીને રહ્યાં છીએ.[૩૯] એ પાષાણમાં રહેવારૂપી સંકટમાં કેવળ અમે બે જ બંધાઈ રહ્યાં છીએ એમ નથી, પણ અમારો બન્નેનો જે પરિવાર છે, તે સર્વ સુધ્ધાં તેમાં બંધાઈ રહેલ છે.[૪૦] તેની અંદર બંધાઈ રહેલો પુરાણપુરુષરૂપી દ્વિજ મારો પતિ છે. સેંકડો યુગોથી તે જીવે છે, છતાં પોતાના આસન ઉપરથી એ કદી પણ ચળતો નથી.[૪૧] બાલ્યાવસ્થાથી જ તે શુદ્ધ બ્રહ્મચર્ય પાળે છે, તે સદાકાળ પોતાના સ્વાધ્યાયમાં તત્પર રહે છે અને બીજાઓને પણ સ્વાધ્યાય શીખવે છે. તે કાંઈક આળસુ છે, વળી સ્વભાવે બહુ જ સરળ છે ને ઇન્દ્રિયોની ચંચળતા વિનાનો છે. વળી તે નિરંતર એકાંતમાં જ રહે છે.[૪૨] હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ મહારાજ! હું વ્યસનની પેઠે નિરંતર તેને જ વળગી રહેનારી તેની ભાર્યા છું અને એ પતિ વિના હું એક પળવાર પણ દેહને ધારણ કરવાને સમર્થ નથી.[૪૩] હે મહારાજ! તેમણે મને ભાર્યારૂપે કેવી રીતે મેળવી અને અમારો આ સ્વાભાવિક સ્નેહ શી રીતે વૃદ્ધિ પામ્યો, તે તમે સાંભળો.[૪૪] પૂર્વે જન્મતાંવેંત જ મારા એ સ્વામી બાલ્યાવસ્થામાં પણ કંઈક જ્ઞાનવાન હતા. તે પોતાના નિર્મળ સ્થાનમાં એકલા જ રહેતા હતા અને શ્રોત્રિયપણાને યોગ્ય એવી સ્થિતિને ધારણ કરી રહ્યા હતા. પછી તેમણે પોતાના મન સાથે ચિરકાળ સુધી વિચાર કર્યો કે, 'મને જનમથી જ સુંદર એવી પત્ની શી રીતે મળે? હે કમલલોચન! જેમ ચંદ્ર નિર્મળ ચાંદનીને ઉત્પન્ન કરે છે, તેમ મારા એ નાથે પોતે જ મને નિર્મળાંગીને ઉત્પન્ન કરી છે. આમ મંદાર-પુષ્પોથી સુશોભિત ને સૌંદર્યવતી એવી હું મારા પતિના મનથી જ નિર્માયેલી છું અને તેમની મન વડે જ રચેલી ભાર્યા છું. પછી મંજરી જેમ વસંતઋતુમાં વૃદ્ધિ પામે, તેમ હું વૃદ્ધિ પામી. હું સહજ વસ્ત્રોમાં ઢંકાયેલી છું અને પ્રાણીમાત્રને ચિત્તહારી છું. મારું મુખ પૂર્ણ ચંદ્રબિંબના જેવું છે અને આકાશની જેમ હું નિર્મળ તારાને (કીકીને) ધારણ કરું છું[૪૫–૪૯] પુષ્પકલિકાના જેવા ઉન્નત સ્તનથી હું ભરેલી છું અને સમગ્ર ગુણોથી હું સુશોભિત છું. વન જેમ ઉત્તમ લતા વડે સુંદર દેખાય છે, તેમ હું હાથરૂપી પલ્લવ વડે બહુ સુંદર દેખાઉં છું.[૫૦] હું જંતુમાત્રના હૃદયને નિરંતર આકર્ષનારી છું, મારાં નેત્ર હરિણીના જેવાં મહાવિશાળ છે અને હું કામદેવ વડે ઉન્માદ કરાવનારી છું.[૫૧] હું કેવળ લીલા અને વિલાસોમાં જ નિરંતર લાગી રહું છું. મારાં નેત્રો કામસૂચક હાવ–ભાવથી ભરપૂર રહે છે. ગાવા–બજાવવાનું મને બહુ જ પ્રિય છે. હું મારા

પતિમાં અનુરાગવાળી છું, છતાં ભોગોમાં મને તૃપ્તિ થતી જ નથી.[૫૨] હું સૌભાગ્યમાં અને ભોગમાં સદા પરાયણ રહું છું. મારા સમદર્શી સ્વામીએ મને મન વડે જ ઉત્પન્ન કરી છે, તેથી લક્ષ્મી અને અલક્ષ્મી એ બન્નેની જાણે હું પ્રિય સહચરી હોઉં, તેમ એ બન્નેમાં મને સમાન-દષ્ટિ રહે છે. આથીજ મોહ—જાળથી મારું સ્વરૂપ બદલાઈ જતું નથી અને સંપત્તિમાં તથા આપત્તિમાં મને કશો હર્ષ—શોક થતો નથી.[૫૩] હું માત્ર એ પુરાણપુરુષરૂપી બ્રાહ્મણના ઘરને જ ધારણ કરું છું એમ નથી, પરંતુ હે મહારાજ! આ ત્રૈલોક્યરૂપી ઘરને પણ હું જ ધારણ કરી રહી છું.[૫૪] હું મારા એ પતિની પુત્ર—પૌત્ર આદિ સંતતિનો પ્રસવ કરવાને યોગ્ય જ ભાર્યા છું અને જેટલો તેનો પોષ્યવર્ગ છે, તેનું ભરણ—પોષણ કરવામાં સમર્થ છું. ત્રૈલોક્યરૂપી ઘરની સર્વ સામગ્રીને હું જ ધારણ કરું છું અને તેનો સર્વ ભાર એક મારા ઉપર જ રહેલ છે.[૫૫] પછી મને તરુણપણું પ્રાપ્ત થયું, એટલે હું ફૂટેલા, ઉન્નત સ્તન વડે અત્યંત સુંદર થઈ રહી. ફળ-પુષ્પના ગુચ્છાઓ વડે દીપી નીકળતી લતાની પેઠે વિલાસો વડે તથા રસ વડે હું અતીવ સુશોભિત દેખાવા લાગી.[૫૬] મારો પતિ કેવળ તપમાં જ આસક્ત છે, તે પોતાના શ્રોત્રિયપણાથી કોઈ જાતની અપેક્ષાને લીધે નાહકનો વિલંબ કરીને આજ દિવસ સુધી મને પરણેલ નથી.[૫૭] હુ યૌવન વડે સંપન્ન છું અને વિલાસોના રસ વડે સુશોભિત છું. આથી જેમ અગ્નિનો સંપર્ક થતાં પદ્મિની (કમલિની) બળ્યા કરે છે, તેમ એ અવિવાહિતપણાના દુઃખને લીધે હું એ પતિ વિના અંદર બળ્યા કરું છું.[૫૮] શીતળ પવનથી ડોલી રહેલી કમલિનીઓમાં પણ મારું અંગ પ્રદીપ્ત કરેલા અંગારાઓનાં સ્થાનોની પેઠે દાઝયાં કરે છે.[૫૯] પુષ્પવર્ષાથી પૂર્ણ પથરાયેલી ઉદ્યાન-ભૂમિઓ પણ તપેલી રેતીવાળી મરુભૂમિના જેવી મને શૂન્ય જ જણાય છે. જળના તરંગોથી તથા કલ્હાર અને કમળના સમૂહોથી કોમળ તેમજ સારસ પક્ષીઓના શબ્દોથી સરસ એવી નદીઓ પણ મને નીરસ જ જણાય છે.[૬૦,૬૧] મારી સખીઓ મારો દાહ શમાવવા માટે મને કમળનાં પુષ્પો, મંદારનાં પુષ્પો અને શ્વેત કમળોના સમૂહમાં શય્યા આદિ રચી હીંડોળાની પેઠે મને હીંચકાવે છે, તો પણ હું જાણે કાંટાઓમાં હીંચકાતી હોઉં તેવો મને અત્યંત દાહ થાય છે.[૬૨] કુમુદ,* ઉત્પલ, કલ્હાર અને કેળનાં પત્રોથી રચેલી શય્યાના ભાગો પણ મારાં અંગનો સંગમ થતાં જ એ અંગતાપથી ચિમળાઈ જાય છે, રસહીન થઈ જાય છે અને છેવટે બળીને ખાખ થઈ જાય છે.[૬૩] જે કોઈ વસ્તુ રમણીય હોય, યોગ્યતાવાળી હોય, સ્વાદ ઉત્પન્ન કરે એવી હોય, વિચિત્ર હોય અને મનને હરનારી હોય, તેને જોતાં જ મારાં વિશાળ નેત્રો આંસુ વડે ભરાઈ જાય છે.[૬૪] દુઃખરૂપી અગ્નિથી તપેલાં અને નીચે પડ્યા કરતાં મારાં આંસુનાં ટીપાંઓ કમળ અને ઉત્પલની પંક્તિઓમાં છમ છમ કરતાં પડે છે અને એ કમળોને શુષ્ક કરી દઈને પોતે પણ શુષ્ક થઈ જાય છે.[૬૫] કેળના સ્તંભોમાં હીંડોળો બાંધી જ્યારે મારી સખીઓ મને ઉપવનોમાં ઝૂલા નાખી લાડ લડાવે છે, ત્યારે હું તેમને મારું અંદરનું દુઃખ કહી શકતી નથી, તેથી હું લાજ વડે મોઢું ઢાંકી દઈ રુદન કરું છું.[૬૬] હિમનાં બિંદુઓના સમૂહો વડે વ્યાપ્ત થઈ રહેલો કેળનાં પાંદડાંઓનો માંડવો મને ગરમી પેદા કરતો હોય તેવો દેખાય છે અને તે ખેરના લાકડાના અંગારાના જેવો મને મહાભયકર લાગે છે.[૬૭] કમલિનીનાં નાળોરૂપી હીંડોળામાં હું સારસીને સારસપક્ષી સાથે સમાગમ પામેલી જોઉં છું અને હું ગરીબડે મોઢે મનની

* કુમુદ, ઉત્પલ, કલ્હાર ઇત્યાદિ કમળની જુદી જુદી જાતિઓ છે.

અંદર મારા યૌવનની નિંદા કરું છું.[૬૮] રમ્ય વસ્તુ જોતાંજ હું (સંતાપ વડે) રોવા માંડું છું, મધ્યસ્થ (ઉપેક્ષા કરવા યોગ્ય) પદાર્થને જોતાં જ હું શાંત થઈ રહું છું અને લોકમાં નિંદ્ય ગણાતાં મૂર્છા તથા જડપણું વગેરેને પામીને મને ઊલટો હર્ષ થાય છે. કેમકે હું દીન છું અને એ સમયમાં કેવી સ્થિતિમાં છું, તેનું મને કશું ભાન રહેતું નથી.[૬૯] પ્રત્યેક દિશામાં ડોલરનાં ફૂલો, મંદારનાં પુષ્પો અને કમળો તથા શીતળ મલયાચલનું ચંદન એ સર્વ જાણે કામાગ્નિ વડે બળી ગયેલા પુરુષોની મૂર્તિમાન ભસ્મ જ હોય તેવાં મને દેખાય છે.[૭૦] હું મારાં પાસાં આડાં–અવળાં ફેરવું છું, તેથી મારાં અંગની ગરમી લાગે છે; એટલે ચારે બાજુ શ્યામતાવાળાં તમાલનાં પલ્લવોની, કમલિનીઓની, ઉત્પલ–કલ્હાર આદિ કમળોની, કેળનાં પાંદડાંઓની અને માલતીનાં પુષ્પોની શય્યા સાવ શુષ્ક થઈ જાય છે. હાય ! મારા નવયૌવનના સર્વ દિવસો વ્યર્થ ચાલ્યા ગયા.[૭૧]

**आनीलपल्लवमृणाललतोत्पलानां कह्लारकुंदकदलीदलमालतीनाम्। शय्या ममांगचलनेन विशोषयंत्या व्यर्थं गतानि नवयौवनवासराणि ॥ ७१ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિદ્યાધરીવ્યસનવર્ણન'એ નામનો સર્ગ ૬૪ મો સમાપ્ત**

## सर्ग ६५ मो[×]

## વિદ્યાધરીની સિદ્ધદશા

॥ विद्याधर्युवाच ॥

**अथ कालेन महता सोऽनुरागो विरागताम्। प्राप्तो मम शरच्छांतौ विरसः पल्लवो यथा ॥१॥**

**વિદ્યાધરી બોલીઃ**–જેમ શરદ્ઋતુ શાંત થઈ જતાં, હેમંતઋતુના આરંભકાળમાં રસહીન થઈ રહેલ પલ્લવ રૂપ–રંગથી સાવ રહિત થઈ જાય છે, તેમ ઘણો લાંબો કાળ ચાલ્યો જતાં એ મારો સ્નેહ પણ નિર્માલ્ય જેવો થઈ ગયો.[૧] મારો પતિ વૃદ્ધ છે, એકાંતમાં જ રહ્યા કરે છે, નીરસ છે, સ્નેહથી રહિત છે, સરળચિત્ત છે અને નિરંતર મૌનધારી છે. તો પછી મારે હવે જીવીનેય શું પામવાનું છે ?[૨] બાળપણથી જ વૈધવ્ય ભોગવવું એ ઠીક છે, અથવા મરણ થઈ જાય એ પણ ઠીક છે, અથવા વ્યાધિ થાય કે કોઈ વિપત્તિ આવી પડે, એ પણ ઠીક છે; પરંતુ ચિત્તને રુચે નહિ એવી પ્રકૃતિવાળો પતિ હોય એ ઠીક જ નથી.[૩] અખંડિત સૌભાગ્ય રહેવું અને રસિક તથા સુંદર આચારવાળો તરુણ પતિ હોવો, એ જ સ્ત્રીના જન્મનું સાફલ્ય છે.[૪] નીરસ પતિવાળી સ્ત્રી પોતે જીવતાં છતાં મરેલી જ છે; શાસ્ત્રસંબંધી સંસ્કાર વિનાની બુદ્ધિ પણ અનેક દુષ્કર્મોથી હણાયેલી જ છે; દુર્જનોના ઉપભોગમાં આવેલી લક્ષ્મી પણ ધૂળધાણી જ થયેલી છે અને વેશ્યાએ લીધેલ લાજ પણ હણાયેલી જ છે. જે સ્ત્રી પોતાના પતિને (મન–વચન–કર્મ વડે) અનુસરે છે, તે જ ખરી સ્ત્રી છે. જે લક્ષ્મી સત્પુરુષને અનુસરે છે, તે જ ખરી લક્ષ્મી છે. જે બુદ્ધિ શમ–દમ આદિ સાધનસંપત્તિ વડે મધુર ને ઉદાર છે, તે જ ખરી બુદ્ધિ છે. જે સાધુતામાં સર્વત્ર સમાનદૃષ્ટિ રહે છે, તે જ ખરી સાધુતા છે.[૫-૬] જે દંપતી પરસ્પર એકબીજામાં પ્રેમપાશ વડે બંધાઈ રહ્યાં હોય છે, તેમને આધિઓ, વ્યાધિઓ, આપત્તિઓ, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ આદિ દૈવી ઉત્પાતો કશી પણ બાધા ઉત્પન્ન કરી શકતા નથી.[૭] દુષ્ટ પતિવાળી અને વૈધવ્યવાળી સ્ત્રીઓને વિકસિત થઈ રહેલ પુષ્પ-

× આ પાંસઠમા સર્ગમાં કાળે કરીને પોતાનો પરનો પ્રેમ નિર્માલ્ય દશાને પ્રાપ્ત થઈ જતાં, એ વિદ્યાધરી ધારણાના અભ્યાસ વડે પ્રાણને જીતી લઈને પોતે સિદ્ધદશાને પ્રાપ્ત થઈ ગઈ, એ વિષે વર્ણન કરવામાં આવશે.

વાળાં સ્થાનો અને નંદનવનની ભૂમિઓ પણ નિર્જળ પ્રદેશના જેવી સંતાપકારી જ જણાય છે.[૮] સ્ત્રીઓ જગતમાં પ્રસિદ્ધ રીતે દેખાતા ઘર, ધન આદિ સર્વ પદાર્થોનો થોડા ગુણને લીધે અથવા પ્રમાદને લીધે ત્યાગ કરી શકે છે, પરંતુ તેઓ એક પતિનો ત્યાગ કરી શકતી નથી.[૯] હે મુનિશ્રેષ્ઠ! હું સ્થિર યૌવનવાળી છું અને મેં એ સર્વ દુઃખો અનેક વર્ષો સુધી સહન કર્યાં છે અહો! મારું દુર્ભાગ્ય તો તમે જુઓ![૧૦] જેમ હિમ પડવાથી બળી ગયેલી કમલિનીનો રંગ નીરસપણાથી નિર્માલ્ય થઈ જાય છે, તેમ ક્રમે કરીને નીરસપણાને લીધે એ મારો પ્રેમ પણ નિર્માલ્ય જેવો થઈ ગયો.[૧૧] આમ હે મહારાજ! વૈરાગ્યવાસનાનો ઉદય થવાથી હું સર્વ પદાર્થોમાં વિરક્ત થઈ છું. હવે, હું આપના ઉપદેશ વડે મોક્ષને ઇચ્છું છું.[૧૨] જે જીવોએ ઇચ્છિત અર્થને પ્રાપ્ત કર્યો નથી, જેમણે પોતાની બુદ્ધિને પરમાત્મામાં વિશ્રામ પમાડ્યો નથી અને જેઓ મરણને આરે બેઠેલા છે, તે જીવોના જીવવા કરતાં તો મરણ પણ વધારે સારું છે.[૧૩] મારા પતિ અહર્નિશ નિર્વાણની જ ઇચ્છા રાખે છે. જેમ કોઈ એક રાજા બીજા રાજાની સહાયતા વડે પોતાના પ્રતિપક્ષી રાજાને જીતી લેવાને માટે જાગ્રત થઈ જાય છે, તેમ તે પોતાના મનની સહાયતા વડે જ મનને જીતવામાં જાગ્રત થઈ ગયા છે.[૧૪] હે મહારાજ! મારા પતિનું અને મારું અજ્ઞાન શાંત થઈ જાય, તે માટે આપ ન્યાયયુક્ત વાણીથી અમને આત્માનું સ્મરણ કરાવો.[૧૫] મારા પતિ જ્યારે મારા તરફ કશું લક્ષ આપ્યા વિના પોતાના આત્મામાં જ સ્થિર થઈ રહેવા લાગ્યા, ત્યારે જ મને મનમાં ઉત્પન્ન થયેલા વૈરને લીધે જગતની સર્વ સ્થિતિ રસ વિનાની જણાવા લાગી.[૧૬] ત્યારથી માંડી હું સંસાર સંબંધી વાસનાના આવેશથી સાવ રહિત જ થઈ ગઈ છું અને ત્યારથી મેં અભિમત તથા તીવ્ર વેગવાળી આકાશગમનરૂપી સિદ્ધિને આપનારી ધારણા (ખેચરી મુદ્રા) બાંધવાનો અભ્યાસ કર્યો છે.[૧૭] પછી એ ધારણા વડે મેં આકાશગમનરૂપી સિદ્ધિને સંપાદન કરી અને સિદ્ધ પુરુષોના સમાગમ વડે ઉત્તમ ફળને આપનારી એ ધારણાનો મેં ફરી વાર અભ્યાસ કર્યો.[૧૮] ત્યારબાદ, મારા આધારરૂપ જગતના પૂર્વાપર ભાગો જોવાની ઇચ્છાથી મેં તદનુકૂળ ધારણા બાંધી અને તેમાં હું સ્થિર થઈ રહી. આથી, મને એ ધારણાની સિદ્ધિ પણ પ્રાપ્ત થઈ.[૧૯] પછી પોતાના એ જગતની અંદર રહેલી સર્વ વસ્તુઓ જોઈ લઈ હું તેની બહાર નીકળી, એટલે એવી લોકાલોક પર્વતની સ્થલ શિલા મારા જોવામાં આવી.[૨૦] હે મહારાજ! અમ બન્ને દંપતીના ચિત્તમાં આટલા કાળ સુધી બીજું કશું જોવાની કોઈ દિવસ કશી પણ ઇચ્છા જ થઈ ન હતી.[૨૧] અહો! મારા પતિ એવા તો વાસના વિનાના છે કે, તેઓ એકાંતમાં કેવળ વેદના શુદ્ધ અર્થનું જ (ધર્મનું તથા પરમાત્માનું જ) ચિંતન કર્યા કરે છે. આથી તેમને ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળનું તથા તેની અંદર રહેલા સર્વ પદાર્થોનું તેમજ બ્રહ્મતત્ત્વનું હજી સુધી (ગુરુ ન મળવાથી) જ્ઞાન થયેલ નથી.[૨૨] જો કે મારા પતિ વિદ્વાન છે, તો પણ તત્ત્વજ્ઞાન ન થવાને લીધે તે પરમપદને પામ્યા નથી. આજે હું અને મારા પતિ બન્ને પ્રયત્ન વડે પરમપદ મેળવવાને ઇચ્છીએ છીએ.[૨૩] માટે હે મહારાજ! મારી એ પ્રાર્થનાને સફળ કરવાને આપ યોગ્ય છો. આપ જેવા મોટા પુરુષો પાસે કોઈ પણ કાંઈ યાચના કરે, તો તે કદી પણ નિષ્ફળ જતી જ નથી.[૨૪] હે માન આપનારા મુનિમહારાજ! હું આકાશની અંદર સિદ્ધોની સેનામાં નિરંતર ફર્યા કરું છું. મારી દૃષ્ટિમાં આપ વિના બીજો કોઈ પણ અમારા ઘાટા અજ્ઞાનરૂપી વનને અગ્નિની પેઠે

ખાળી નાખે એવો જોવામાં આવતો નથી.[૨૫] હે દયાળુ મહારાજ ! સત્પુરુષો તો પોતાની પાસે આવી યાચના કરનારા પુરુષોની ઇચ્છાઓને સહજ પૂર્ણ કરે છે. હું અહીં આપને શરણે આવેલ છું, તો આપ મારો તિરસ્કાર કરવાને યોગ્ય નથી.[૨૬]

ब्रह्मन्विनैव करुणाकर कारणेन संतो यतोऽर्थिजनवांछितपूरणानि । कुर्वंति तेन शरणागततामुपेतां मामर्हसीह न तिरस्करणेन योक्तुम् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિદ્યાધરીજન્મ-વ્યવહારવર્ણન' એ નામનો સર્ગ ૬૫ મો સમાપ્ત**

## सर्ग ६६ मो*

### શિલાગર્ભમાં જગત–વિસ્તાર

॥ वसिष्ठ उवाच ॥

अथेत्युक्तवती पृष्टा सा मया कल्पितासना ।
संकल्पितासनस्थेन स्थितेन नभसि स्थिता ॥१॥

**વસિષ્ઠ બોલ્યાઃ**—હું આકાશની અંદર રહ્યો હતો અને સંકલ્પ વડે કલ્પી લીધેલા આસન ઉપર બેઠો હતો. કલ્પિત આસન ઉપર બેઠેલી અને આકાશમાં રહેલી એ વિદ્યાધરીએ મને ઉપર પ્રમાણે કહ્યું. એ પછી મેં તેને પૂછ્યું:[૧] 'હે બાલા! તારા જેવા (સ્થૂલ દેહવાળા) પ્રાણીઓની સ્થિતિ શિલાના ઉદરમાં શી રીતે થઈ શકે? તેમાં હલનચલન પણ શી રીતે થાય? શા માટે તેં એવા સ્થાનમાં ઘર બાંધ્યું?'[૨]

**વિદ્યાધરી બોલીઃ**—હે મહારાજ ! જેવું આ તમારું વિશાળ જગત દીપી રહ્યું છે, તેવું અમારું જગત પણ અનેક સૃષ્ટિઓ અને સંસારો સાથે જોડાઈને એ શિલાની અંદર દીપી રહ્યું છે.[૩] એ અમારા જગતમાં પણ આ જગતની પેઠે જ પાતાળલોકમાં નાગો રહેલા છે અને ભૂલોકમાં પર્વતો રહેલા છે. તેમાં જળ પણ ખળખળ અવાજ કર્યા કરે છે અને આકાશમાં વાયુઓ વાયા કરે છે.[૪] તેમાં જળ વડે સમુદ્રો શોભી રહ્યા છે અને અંદર ધીરે ધીરે પ્રજાઓ સંચાર કરે છે. અહીંની પેઠે જ એ અમારા જગતમાં પણ પ્રાણીઓ નિરંતર ઉત્પન્ન થતાં રહે છે અને નિરંતર નાશને પણ પ્રાપ્ત થતાં જાય છે.[૫] તેમાં વાયુઓ વાયા કરે છે, જળો વહ્યા કરે છે અને આકાશમાં દેવતાઓ નક્ષત્ર આદિરૂપે દીપી રહ્યા છે; તેમજ પોતપોતાના શરીરના આકાર વડે પ્રકાશી રહેલ છે. તેમાં વૃક્ષો, પર્વતો વગેરે સ્થાવર પદાર્થો સ્થિર રહેલા છે, ગ્રહોનો ઉદય થતો રહે છે અને રાજાઓ પૃથ્વીમાં પોતાના કાર્ય માટે ફરે છે. નદીઓ જેમ સમુદ્ર સુધી ગતિ કર્યા કરે છે, તેમ ઠેઠ કલ્પપર્યંત દેવતાઓ, અસુરો અને મનુષ્યોની ચપળતાવાળી વ્યવહારપરંપરા એમ ને એમ ચાલ્યા કરે છે. કલ્પપર્યંત સર્વ કાળમાં અને આકાશપર્યંત સર્વ દેશમાં ભૂલોકરૂપી તળાવની અંદર ચપળ વાદળાંઓરૂપી ભમરાઓને ધારણ કરી રહેલાં દિવસરૂપી કમળો પોતાની અંદર રહેલા સર્વ પદાર્થોરૂપી કેસરાઓ સાથે વિકાસને પામે છે, સંકોચ પામે છે અને પાછાં વિકાસને પ્રાપ્ત થાય છે.[૬–૮] ચંદ્રમા પોતાના તેજરૂપ એવી ચાંદનીરૂપી ચંદન વડે ચારે દિશાઓને લેપન કરે છે અને રોહિણીના હૃદયમાં રહેલા અંધકારને તથા રાત્રિના બહાર અનુભવમાં આવતા અંધકારને દૂર કરે છે.[૯] પોતાની દશ દિશાઓરૂપી દિવેટમાં રહેલ તેજરૂપી દિવેલને ચૂસી લેવામાં તત્પર થઈ રહેલી અને પવનરૂપી યંત્રે ચારે બાજુ ડોલાવેલી સૂર્યરૂપી દિવ્ય દીવી પૃથ્વી અને આકાશરૂપી ઘરની અંદર ઝગમગ ઝગ્યાં કરે છે.

* આ છાસઠમા સર્ગમાં 'અવકાશ વિનાના શિલાના ઉદરમાં તારી સ્થિતિ શી રીતે થઈ અને તારું ઘર ત્યાં કેમ બંધાયું?' આમ વસિષ્ઠજીના પૂછવાથી, વિદ્યા-[illegible] શિલાના ગર્ભમાં જ થયેલા જગતના વિસ્તાર [illegible] કરશે.

બ્રહ્માના સંકલ્પ વડે રચાયેલ, વાતાવરણમાં ફર નારાં પવનનાં કિરણો વડે થંભી રહેલ અને પૃથ્વી તથા આકાશ એ બન્નેના કપાટની પેઠે થઈ રહેલાં વરસાદનાં વાદળાંઓની ગર્જનાથી ગાજી રહેલ જ્યોતિશ્ચક્રરૂપી રેંટ આકાશની અંદર નિરંતર ફર્યા કરે છે. સૃષ્ટિના આરંભકાળથી માંડીને તે રેંટ ચાર પ્રકારનાં પ્રાણીઓરૂપી તાંદુલને દળ્યા કરે છે, ધ્રુવરૂપી કીલક (ખીલડા) માં બંધાઈ રહે છે અને દૈવયોગથી જ નિરંતર ચાલ્યા જ કરે છે.[૧૦–૧૨] અહીંની પેઠે જ અમારો ભૂલોક પણ દ્વીપો, સમુદ્રો અને પર્વતો વડે તેમાં વ્યાપ્ત છે. વિમાનોની રચનામાં ગોઠવેલાં નગરો વડે આકાશ ભરપૂર છે અને દૈત્યો, દાનવો તથા નાગોના સમૂહ વડે પાતાળલોક વ્યાપેલો છે.[૧૩] તેમાં પણ શ્યામતાવાળો ભૂલોક જાણે આચારમાં ચપળતા-વાળી ત્રિલોકીરૂપી લક્ષ્મીનું મણિથી ઝળહળતું ચંચળ કુંડળ હોય તેવો થઈ રહ્યો છે.[૧૪] ત્યાં પણ સ્થાવર–જંગમ સર્વ પ્રાણીઓ જેમ બુદ્ધિ આદિથી રહિત એવી બહારની વાયુની ક્રિયા વડે બહાર હલનચલન કરે છે, તેમ અંદર રહેલા સૂક્ષ્મ પ્રાણવાયુ વડે અંદર હાલતાંચાલતાં રહી જન્મ આદિ વિકારોને પ્રાપ્ત થાય છે.[૧૫] એ અમારા જગતમાં પણ અહીંની પેઠે મુનિલોકોમાં મૌન રહેલ છે, પૃથ્વીની ઉપર સમુદ્ર આદિનાં જળો રહેલાં છે, પવનો વાંદરાઓની પેઠે નિરંતર ચપળ જ રહ્યા કરે છે, આકાશની અંદર પોલાણ રહેલ છે અને તેજમાં પ્રકાશ રહેલો છે.[૧૬] વૃક્ષોમાં ફરનારાં વાનર વગેરે પ્રાણીઓ, પૃથ્વી ઉપર ગતિ કરનારાં મનુષ્યાદિકો, સમુદ્રમાં ફરનારાં મત્સ્યાદિકો, પર્વતોમાં વસનારાં મૃગાદિકો અને આકાશમાં રહેનારાં પક્ષીઓ, દેવતાઓ વગેરે તે તે લોકોની અંદર સંપૂર્ણ રીતે જોવામાં આવે છે. કીડાઓ, દેવો, દાનવો અને જળચર વગેરે પ્રાણીઓ પણ અહીંની પેઠે જ ત્યાં રહેલાં છે; અને એ બધાં વારંવાર જન્મ–મરણને પ્રાપ્ત થતાં રહે છે.[૧૭] જેમ કોઈ પશુનું પાલન કરનાર પુરુષ પોતાના હાથથી પોતાના પશુનું લાલન-પાલન કરી તેનો ભોગ લે છે, તેમ કાળ સુર, અસુર અને ગંધર્વો સહિત સર્વ પ્રજાનું કલ્પ, યુગ, વર્ષ આદિરૂપ પોતાના હાથ વડે લાલન-પાલન કરી તેનો ભોગ લે છે.[૧૮] સુર, અસુર આદિ સર્વ જીવો અનંત, વિશાળ, અગાધ અને ગંભીર એવા કાળરૂપી સાગરમાં અનેક ચકરીઓ-વાળી કાળગતિ વડે ઉત્પન્ન થાય છે અને પાછા લયને પ્રાપ્ત થઈ જાય છે.[૧૯] પવને ઊંચાં ઉડાડેલાં ચૌદ પ્રકારનાં પ્રાણીઓરૂપી રજકણો સર્વના નાશના અધિષ્ઠાનરૂપી (અવ્યાકૃત) આકાશની અંદર શરદઋતુનાં વાદળાંની પેઠે લયને પામી જાય છે.[૨૦] અહીંની પેઠે, અમારા જગતમાં પણ આકાશરૂપી (પોલાણરૂપી) વસ્ત્રને ધારણ કરી રહેલ અને આભૂષણરૂપ તારાઓના સમૂહ વડે સુશોભિત એવા મુકુટ વડે સુંદર દેખાઈ રહેલ અંતરિક્ષલોક ચંદ્રમા અને સૂર્યનાં કિરણોરૂપી ચામર વડે ચમર ઢોળીને સૂતેલા જગતને જાણે જાગ્રત કરતો હોય તેવો શોભી રહ્યો છે.[૨૧] અહીંની પેઠે જ અમારા જગતમાં પણ દિશાઓ સ્થાવર (વૃક્ષાદિક) પ્રાણીઓની પેઠે પોતાના દેશને નહિ છોડતાં પવન, ધરતીકંપ, વરસાદ અને તાપને સહન કરી રહે છે.[૨૨] અહીંની પેઠે જ અમારા જગતમાં પણ જાણેઅજાણે આવી પડનારા ઉત્પાતો વડે, મેઘોની ગર્જના વડે, ધરતીકંપ વડે અને સૂર્ય–ચંદ્ર આદિ ગ્રહોના ગ્રહણ વડે પ્રાણીઓને સુખ–દુઃખ પ્રાપ્ત થતાં રહે છે.[૨૩] જેમ ચૌદ લોકોનાં પ્રાણીઓના સમૂહને પ્રલયકાળ ગળી જાય છે, તેમ મહાપ્રદીપ્ત વડવાનળ સાત સમુદ્રોનાં જળોને પી જાય છે.[૨૪] અહીંની પેઠે જ અમારા જગતમાં પણ પાતાળ-માં રહેનારો પ્રાણીઓનો સમૂહ પાતાળમાં પ્રવેશ કરે છે, આકાશરૂપી ગુફામાં વસ પ્રાણીઓનો સમૂહ આકાશમાં .

બીજા કેટલાક જીવો દિશાઓના મંડળમાં ચારે બાજુ ભમતા રહે છે અને કેટલાંક પ્રાણીઓ તો પવનની ગતિના ક્રમ પ્રમાણે પર્વતો અને મહાસાગરોની અંદર ઘૂમ્યા કરે છે.[૨૫]

पातालमाविशति चापि नभोखिलं च दिङ्मंडलं भ्रमति भूतगणः समंतात्। पर्येति पर्वत महार्णवमंडलानि द्वीपांतराणि च मरुत्सरणक्रमेण ॥ २५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શિલાંતરવર્ણન' એ નામનો સર્ગ ૬૬ મો સમાપ્ત**

## સર્ગ ૬૭ મો

### અભ્યાસથી સર્વ થઈ શકે છે

॥ विद्याधर्युवाच ॥

यावत्तं सर्गमागच्छ प्रसादः क्रियतां मुने।
आश्चर्येपूपपन्नेषु महांतो ह्यतिकौतुकाः ॥ १ ॥

વિદ્યાધરી બોલીઃ—હે મહારાજ! આપને મારા કહેવા ઉપર કાંઈ સંશય રહેતો હોય, તો આપ પોતે કૃપા કરીને અમારા જગતને સંપૂર્ણ રીતે જોવા માટે પધારો; કેમકે આપ જેવા મહાન પુરુષો આશ્ચર્યયુક્ત બાબત સાંભળવામાં આવે, તો તે જોવામાં અતિ કૌતુકવાળા હોય છે.[૧]

વિદ્યાધરીની× એ વાતનો મેં સ્વીકાર કર્યો. પછી જેમ પવનના ઝપાટાની સાથે સુગંધ ઊડે, તેમ શૂન્યરૂપધારી હું શૂન્યરૂપધારિણી તે વિદ્યાધરીની સાથે આકાશની અંદર ઊડવા લાગ્યો. આમ આકાશ સંબંધી શૂન્યમાર્ગમાં ઘણે છેટે ચાલ્યા ગયા પછી, હું વિદ્યાધરીની સાથે આકાશની અંદર વસનારા દેવ આદિ પ્રાણીઓના સમૂહની પાસે જઈ પહોંચ્યો.[૨,૩] ઘણે કાળે આકાશની અંદર દેવ આદિ પ્રાણીઓના સંચારવાળા માર્ગને ઓળંગીને હું ધોળાં વાદળાંવાળા લોકાલોક પર્વતના શિખર ઉપરના આકાશમાં જઈ પહોંચ્યો.[૪] પછી, તેની ઉત્તર દિશાના પૂર્વ ભાગમાં રહેલાં ચંદ્રમાના જેવાં ધોળાં વાદળાંઓમાંથી નીચે ઊતરીને એ વિદ્યાધરી મને ઊંચી અને તપાવેલ સુવર્ણની બનાવેલી પોતાની શિલાની અંદર લઈ ગઈ.[૫] તે શિલા સુવર્ણની હતી અને અગ્નિના પ્રકાશ વડે બરાબર દેખવામાં આવે એવી, મેરુપર્વતની તળેટી જેવી દેદીપ્યમાન હતી. તે શુભ્ર શિલામાં હું ચોતરફ જોવા લાગ્યો, તો વિદ્યાધરીએ વર્ણવી બતાવેલું જગત મારા જોવામાં આવ્યું નહિ.[૬] ત્યારે મેં એ રમણીય વિદ્યાધરીને પૂછ્યું કે, 'તમારી સૃષ્ટિ કઈ જગાએ રહેલ છે? તમે તેની અંદર વર્ણવેલા રુદ્ર, સૂર્ય, અગ્નિ, તારા આદિ ક્યાં છે? સાત લોકો પણ ક્યાં છે?[૭] સમુદ્ર, આકાશ અને દિશાઓ ક્યાં છે? પ્રાણીઓનાં જન્મ–મરણ પણ ક્યાં થાય છે? તમે વર્ણવેલો વરસાદનાં મોટાં વાદળાંઓનો સમુદાય પણ ક્યાં છે? તારાઓ વડે રમણીયતાવાળો આકાશનો આડંબર પણ ક્યાં દેખાય છે?[૮] પર્વતોનાં શિખરોની પંક્તિઓ ક્યાં રહેલ છે? મહાસાગરરૂપી રેખાઓ ક્યાં છે? સાત દ્વીપોની કૂંડળા જેવી ખાઈઓ ક્યાં રહી છે? તપાવેલ (શુદ્ધ) સોનાની જમીન પણ ક્યાં છે?[૯] કાર્ય અને કાળની કલ્પના પણ ક્યાં દેખાય છે? પ્રાણીઓની અને લોકોની ભ્રાંતિ પણ ક્યાં છે? વિદ્યાધરો અને ગંધર્વો પણ ક્યાં રહ્યા છે? મનુષ્યો, દેવતાઓ અને દાનવો પણ ક્યાં છે?[૧૦] ઋષિઓ, રાજાઓ અને મુનિઓ પણ ક્યાં છે? ન્યાય–અન્યાયનો વ્યવહાર પણ ક્યાં છે? પાંચ પ્રહરની રાત્રિઓ પણ ક્યાં છે? અને સ્વર્ગ–નરકની ભ્રાંતિ ક્યાં છે?[૧૧] પુણ્ય–પાપની કલ્પના પણ

* આ સડસઠમા સર્ગમા કૌતુક જોવાની ઇચ્છાથી વસિષ્ઠમુનિ વિદ્યાધરીની સાથે જશે અને તે છતાં જગત તેમના જોવામાં નહિ આવવાથી તે વિદ્યાધરીને પૂછશે અને તે વિદ્યાધરી અભ્યાસનું માહાત્મ્ય વર્ણવી બતાવશે.

× અહીંથી પાછું વસિષ્ઠજીનું કહેવું શરૂ થાય છે, સમજવું.

ક્યાં છે? કળાઓ તથા કાળની ક્રીડા પણ અહીં ક્યાં છે! દેવ–દાનવોનાં વૈરો પણ ક્યાં છે? અને દ્વેષની તથા સ્નેહની રીતિ પણ અહીં ક્યાં દેખાય છે?[1] હું જ્યારે ઉપર પ્રમાણે કહેવા લાગ્યો, ત્યારે ભ્રમર જેવાં સુંદર નેત્રવાળી એ વિદ્યાધરીએ શિલા તરફ વિસ્મયથી ચપળ થયેલી દૃષ્ટિ કરીને મને નીચે પ્રમાણે કહ્યું[૧-૧૩]

**વિદ્યાધરી બોલીઃ**—આ શિલાની અંદર દેવ, મનુષ્ય, અસુર આદિ જે કાંઈ પ્રાણી મારા જોવામાં આવે છે, તે સર્વ જોવામાં આવતાં નગરોથી વિલક્ષણ છે, તેઓ અરીસામાં પ્રતિબિંબ-રૂપ રહેલાં નગરોની પેઠે મને આભાસરૂપે દેખાય છે.[૧૪] હે મહારાજ! એ સર્વ મારા જોવામાં આવે છે, તેનું કારણ મારો પોતાનો નિત્યનો અનુભવ છે; આપને એ સર્વ નથી દેખાતું, તેનું કારણ નિત્યના અનુભવનો આપને અભાવ હોવો એ જ છે.[૧૫] વળી ઘણા કાળ સુધી આપણી આ દ્વૈત સંબંધી કથા ચાલવાથી આપણે બન્ને પોતાનો કેવળ મનોમાત્ર એવો શુદ્ધ આતિવાહિક દેહ ભૂલી ગયેલ છીએ.[૧૬] મને પોતાને ઘણા કાળના અભ્યાસને લીધે અનુભવમાં આવેલ મારું પોતાનું જગત પણ હવે નષ્ટ જ થઈ ગયું છે, કેમકે હું હવે આકાશની લતાની પેઠે સ્ફુટ રીતે તેને (મનોમાત્ર સમજવાથી) દેખતી નથી.[૧૭] જે મારું પોતાનું જગત પ્રથમ મને અતિ પ્રકટરૂપે જોવામાં આવતું હતું, તેને હમણાં હું અરીસામાં કેમ જાણે તે પ્રતિબિંબિત થઈ રહ્યું હોય એમ આભાસમાત્ર અને અસ્પષ્ટરૂપ જ જોઉં છું.[૧૮] હે મહારાજ! ઘણા કાળ સુધી પરસ્પર વ્યર્થ ચાલેલી આ કથારૂપી વ્યથાથી આપણે આપણું અત્યંત શુદ્ધરૂપે સર્વત્ર પ્રસરી રહેલ શુદ્ધ આતિવાહિક સ્વરૂપ ભૂલી ગયાં છીએ.[૧૯] એ શુદ્ધ ચિદાકાશની અંદર વાસનાને લીધે જેવો દૃઢ સંસ્કાર જાગ્રત થઈ પ્રકાશ પામે છે, તેવું તેવું જ ચિત્ત પણ થઈ જતું દેખાય છે. આ વાત ઠેઠ બાળકથી માંડી સર્વના અનુભવમાં આવે છે.[૨૦] તમે એમ જ સમજો કે, શુભ શાસ્ત્રદૃષ્ટિ વડે જોતાં અને શ્રેષ્ઠ ન્યાયની રીતિ વડે વિચાર કરતાં એવું કશું પણ નથી, કે જે અભિન્ન (અહર્નિશ થયા કરતા અમાપ) ઉદ્યોગવાળા અભ્યાસ વડે સિદ્ધ ન થાય.[૨૧] હું મારા પોતાના (મન વડે રચાયેલા) જગતના અવલોકનના અભ્યાસમાં નિરંતર ગૂંથાઇને તેને અધીન થઈ ગઈ હતી, પણ આ તમારી કથારૂપી ભ્રાંતિમાં મારું મન રોકાયાથી હમણાં વળી હું પરાધીન થઈ ગઈ છું; કેમકે હમણાં તે જ બળવાન છે. ગમે તે બે વિષય હોય પણ તેમાં જે બળવાન હોય તે જ જય મેળવે છે.[૨૨] હે મહારાજ! જેઓ ઇષ્ટ વસ્તુ મેળવવા ઇચ્છે છે, તેમણે તો વિદ્વાનોએ ઉપદેશેલા માર્ગને અનુસરી પ્રવૃત્તિને વળગી રહેવું જ જોઈએ; તે વિના તેમને માટે બીજો માર્ગ નથી.[૨૩] આ પ્રૌઢ અહંકારરૂપી અજ્ઞાનનો ભ્રમ આવી રીતે જ્ઞાનચર્ચા કરવાથી શાંત થઈ જાય છે. અહો! અભ્યાસનો કેવો પ્રભાવ છે, એ તમે જુઓ.[૨૪] હું આપની શિષ્યા જેવી છું, અબળા છું અને બાળક છું; પણ હું શિલાની અંદર સૃષ્ટિને દેખું છું; ત્યારે આપ સર્વજ્ઞ છો, છતાં એ શિલાની અંદરની સૃષ્ટિને નથી જોઈ શકતા! અભ્યાસનો એ અદ્‌ભુત પ્રભાવ આપે જોવાનો છે.[૨૫] સાવ અજ્ઞાની હોય, તે પણ ધીરે ધીરે અભ્યાસ વડે મહાજ્ઞાનવાન બની જાય છે. ધીરે ધીરે અભ્યાસ કરવાથી પર્વત પણ ભૂકેભૂકા થઈ જાય છે અને અભ્યાસને લીધે બાણ મહાસૂક્ષ્મ નિશાન ઉપર બરાબર પડે છે. એ સઘળો અભ્યાસનો પ્રભાવ છે, એમ આપ સમજો.[૨૬] આ મહાપ્રૌઢ મિથ્યા જ્ઞાનરૂપી વિષૂચિકા યથાર્થ તત્ત્વવિચાર વડે ઉપર પ્રમાણે (અભ્યાસના બળથી) શાંત થઈ જાય છે, એવો મહાપ્રબળ અભ્યાસનો પ્રભાવ આપ જુઓ.[૨૭] હે મહારાજ! અભ્યાસ વડે કડવો પદાર્થ પણ ભાવતો થઈ જાય છે. દાખલા તરીકે કોઈ ને અભ્યાસને લીધે લીમડો જ રુચે

છે અને કોઈકને અભ્યાસબળથી મધ જ રુચિકારી થાય છે. નિરંતર પાસે રહેવાના અભ્યાસના યોગથી (મમતા બંધાઈ જતાં) જે બંધુ ન હોય તે પણ બંધુતુલ્ય થઈ જાય છે અને જેઓ પરસ્પર બંધુરૂપ હોય, તે પણ દૂર થતાં, સહવાસનો અભ્યાસ ન હોવાથી અલ્પ સ્નેહવાળા થઈ જાય છે.[૨૮,૨૯] આ આતિવાહિક દેહ કેવળ શુદ્ધ ચિદાકાશરૂપ છે; તો પણ નિરંતર તેવી ભાવનાના યોગથી તે આધિભૌતિકપણાને પ્રાપ્ત થઈ જાય છે.[૩૦] આ આધિભૌતિક દેહ સ્થૂલદેહરૂપે ઓળખાય છે, પણ ધારણાના અભ્યાસના બળથી તે પક્ષીની પેઠે આકાશની અંદર ઊડે છે; એ અભ્યાસનો પ્રભાવ આપ જુઓ.[૩૧] હજી (કોઈ તેવા અપરાધના યોગથી) પુણ્યો નિષ્ફળ થઈ જાય છે, માતૃગણ આદિ દેવની ઉપાસના પણ કદીક નિષ્ફળતાને પ્રાપ્ત થાય છે અને ધન પણ કદાચિત્ વિફળ થઈ જાય છે; પરંતુ કરેલો અભ્યાસ કદી પણ નિષ્ફળ થતો જ નથી.[૩૨] નિરંતરના અભ્યાસના યોગથી દુઃસાધ્ય કાર્યો પણ સિદ્ધ થાય છે, શત્રુઓ મિત્રભાવને પ્રાપ્ત થાય છે અને ઝેર પણ અમૃતરૂપ થઈ જાય છે.[૩૩] જે પુરુષે પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવાના અભ્યાસનો ત્યાગ કર્યો છે, તે પુરુષ ખરેખરો અધમ જ છે. વાંઝણી સ્ત્રી જેમ પોતાના પુત્રને કોઈ દિવસ મેળવી શકતી નથી, તેમ એ પુરુષ પણ પોતાની ઇષ્ટ વસ્તુને કોઈ દિવસ મેળવી શકતો નથી.[૩૪] ધન–સ્ત્રી–પુત્ર–મિત્ર આદિ વસ્તુઓ હજારો પ્રયત્નો વડે મેળવવામાં આવે છે. તેનો પણ પ્રખર વૈરાગ્ય થતાં સુધી સહસા ત્યાગ કરવાનો નથી; પણ પુરુષો જેમ મનગમતા જીવનને મૃત્યુ આવે ત્યાં સુધી ધારણ કરી, ક્રમે કરીને યુક્તિપૂર્વક (યોગપૂર્વક) છોડી દે છે, તેમ ક્રમે કરીને વિવેકી પુરુષે પણ (વૈરાગ્યના ક્રમ પ્રમાણે અંતઃકરણથી) વ્યવહારિક અભીષ્ટ વસ્તુમાથી. યુક્તિપૂર્વક પ્રીતિ છોડી દેવી.[૩૫] જે અધમ નર પોતાની ઇષ્ટ વસ્તુ મેળવવામાં અભ્યાસ નથી કરતો, તે એક અનિષ્ટમાંથી બીજા અનિષ્ટને પ્રાપ્ત થાય છે અને એક નરકમાંથી બીજા નરકમાં જાય છે.[૩૬] સંસારને અસારરૂપ બતાવી આપનારા વિવેકને સેવનારા જે વિવેકી પુરુષો આત્મવિચારરૂપી અભ્યાસને છોડતા નથી, તેઓ જ આ માયારૂપી વિશાળ નદીને તરી જાય છે.[૩૭] જેમ દીવાની કાન્તિ ઘડાને પ્રકટરૂપે દેખાડી આપે છે, તેમ અભ્યાસરૂપી પ્રકાશ પણ અભીષ્ટ વસ્તુને નિર્વિઘ્નપણે સારી રીતે પ્રકટરૂપે દેખાડી આપે છે અને તે પ્રાપ્ત કરી દે છે.[૩૮] જેમ કલ્પવૃક્ષની લતાઓ અને ઉત્તમ ચિંતામણિઓ અભીષ્ટ ફળને આપે છે, તેમ જ શરદઋતુ જેમ એ ઋતુમાં થનારાં ફળોને પેદા કરે છે, તેમ અભ્યાસની અવસ્થા પણ અવશ્ય યોગ્ય ફળ આપે છે. પરમપ્રેમના આશ્રયરૂપ આત્માનો ચિર અભ્યાસરૂપી સૂર્ય ઉત્તમ અધિકારી પુરુષોને એવો પ્રકાશ આપે છે કે જેથી તેઓ દેહરૂપી પૃથ્વીને વિશે ઇન્દ્રિયોરૂપી રાત્રિને જોવા જ પામતા નથી.[૩૯,૪૦] સર્વ મનુષ્યમાત્રને સર્વ વસ્તુની પ્રાપ્તિ થવામાં સદાકાળ એક ઉન્નત અભ્યાસરૂપી સૂર્ય જ જય મેળવે છે.[૪૧] ચૌદ લોકમાં રહેલી સર્વ પ્રાણીઓની જાતિની અંદર કોઈને પણ પોતાની અભીષ્ટ વસ્તુ સ્વાભાવિક અભ્યાસ વિના પ્રાપ્ત થતી નથી.[૪૨] દરેક ધારેલ અભીષ્ટ કાર્યને વારંવાર કર્યાં કરવું, તેને અભ્યાસ કહે છે. વસ્તુતાએ એ અભ્યાસ જ પુરુષાર્થ છે અને તે વિના બીજી કશી ગતિ નથી.[૪૩] પોતાના વિવેકથી ઉત્પન્ન થયેલા અને દૃઢ અભ્યાસના નામથી ઓળખાતા 'યત્ન' નામના પોતાના કર્મથી જ સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તે વિના બીજી રીતે કશું સિદ્ધ થતું નથી.[૪૪] ઇન્દ્રિય–જય આદિમાં મહાશૂર એવા વીરપુરુષનો અભ્યાસરૂપી સૂર્ય જો પ્રકાશ્યા કરતો હોય, તો પછી તેનો વાંછિત પદાર્થ પૃથ્વીમાં હોય, જળમાં હોય કે અંતરિક્ષમાં હોય,

તો પણ તે સિદ્ધ ન થાય એવું કશું જ નથી. પછી નિર્જન પર્વતની ગુફાઓમાં ભયદાયી એવાં સિંહ–વ્યાઘ્ર આદિ પ્રાણીઓ પણ અભ્યાસના બળથી અભયદાયી થાય છે.[૪૫]

अभ्यासभास्वति तपत्यवनौ वने च वीरस्य सिद्धयति न यन्न तदस्ति किंचित्। अभ्यासतो भुवि भयान्यभयीभवंति सर्वासु पर्वतगुहास्वपि निर्जनासु ॥ ४५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અભ્યાસપ્રશંસા' એ નામનો સર્ગ ૬૭ મો સમાપ્ત**

## સર્ગ ૬૮ મો*

## આતિવાહિક દેહની સિદ્ધિ અને દૃશ્યની અસિદ્ધિ

॥ विद्याधर्युवाच ।

ततः प्राचीनमभ्यासं बोधधारणयामले ।
कुर्वः प्रकटतां तेन जगदेष्यति शैलगम् ॥ १ ॥

**વિદ્યાધરી બોલી:**–દૃઢ અભ્યાસના નામે કહેવાતા સમાધિના યત્ન વિના દેહાદિકમાં થઈ ગયેલી આધિભૌતિકપણાની ભ્રાંતિ નિવૃત્ત થતી નથી અને આતિવાહિકપણાનો ભાવ પ્રકટ થતો નથી. આથી બીજી સૃષ્ટિ સાક્ષી વડે જોઈ શકાતી નથી. માટે હવે આપણે બન્ને નિર્મળ પરમાત્માની અંદર સર્વનું જ્ઞાન ઉત્પન્ન કરી શકે એવી સમાધિરૂપી ધારણા વડે, આતિવાહિકપણાને પ્રકટ કરનારો આપણો પ્રાચીન અભ્યાસ પાછો કરવા માંડીએ. એટલે મેં વર્ણવેલુ શિલાની અંદર રહેલું તે જગત પ્રકટરૂપે જોવામાં આવશે.[૧]

**વસિષ્ઠ બોલ્યા:**–વિદ્યાધરીએ મને ઉપર પ્રમાણે યુક્તિયુક્ત વચનો કહ્યાં, એટલે હું પર્વતની ઉપલી ભૂમિકામાં પદ્માસન વાળી સમાધિમાં પ્રવૃત્ત થઈ ગયો.[૨] પછી એ સમાધિની અંદર સર્વ બાહ્ય વસ્તુમાત્ર સંબંધી સંકલ્પનો ત્યાગ કરીને મેં એકાંત પ્રદેશમાં એક કેવળ ચૈતન્યની જ ભાવના કરી, તેમજ પ્રથમ ચાલેલા કથાપ્રસંગ સંબંધી સંકલ્પોરૂપી મેલને પણ છોડી દીધો.[૩] જેમ શરદઋતુનો સમય આવી જતાં આકાશ નિર્મળ થઈ જાય છે, તેમ હું ચિદાકાશરૂપ થઈ જઈ પરબ્રહ્મભાવને પામ્યો.[૪] પછી હું ચિત્તને સત્ય પરમતત્ત્વમાં જ એકાગ્ર કરીને સમાધિનો ગાઢ અભ્યાસ કરવા લાગ્યો, એટલે દેહમાં થયેલી મારી આધિભૌતિકપણાની ભ્રાંતિ જતી જ રહી.[૫] તે વખતે જાણે ઉદય તથા અસ્તથી રહિત અને સ્વયંપ્રકાશ એવી વિશુદ્ધ ચિદાકાશની સ્થિતિ ઉદય પામી હોય એમ જણાયું.[૬] પછી હું મારા પોતાના સાક્ષીચૈતન્યના શુદ્ધ પ્રકાશમય તેજ વડે જોવા લાગ્યો, તો વસ્તુતાએ ત્યાં આકાશ કે શિલા એ કશુ પણ દેખાયું નહિ, પણ એ બધું પરબ્રહ્મ દેખાયું.[૭] પરમાર્થરૂપ અને સદા એકરસરૂપ એવું સ્વચ્છ પરમતત્ત્વ જ તેવે આકારે કેમ જાણે થઈ રહ્યું હોય એમ દેખાય છે. પરમતત્ત્વરૂપ મારો આત્મા જ શિલાની તેવી ભાવનાના બળથી શિલાને રૂપે મને દેખાયો. જેમ સ્વપ્નની અંદર કોઈ ઘરમાં રહેલી મોટી શિલા જોવામાં આવે છે, પણ તે ચિદાત્માનો વિવર્ત હોવાથી ચિદાત્મારૂપ જ છે, તેમ જ મને આકાશની અંદર દેખાયેલી એ શિલા પણ શુદ્ધ ચિદાકાશરૂપ જ હતી.[૮-૯] કોઈ પુરુષ સ્વપ્નમાં હોવા છતાં કેવળ અજ્ઞાનને લીધે પોતાને જાગ્રત માને અને સ્વપ્નામાં બીજા કોઈ પુરુષને દેખે, એ આભાસમાત્ર અને આત્માના વિવર્તરૂપ જ છે, તે જ પ્રમાણે આભાસરૂપ અને આત્માના વિવર્તરૂપ એ શિલાનું સ્વરૂપ મને જણાયું.[૧૦] જેમને સ્વપ્નાવસ્થામા પોતાનુ (મનોમય શરીર ખડું થઈ જઈ તેનું) માથું કપાઈ ગયાની પ્રતીતિ થઈ હોય છે, એવા ભ્રાંત અને

* આ અડસઠમા સર્ગમા આધિભૌતિકપણાની ભ્રાંતિને છોડી દઈ, વસિષ્ઠજી સમાધિ વડે આતિવાહિકપણાની સ્થિતિ કે જે સત્ય છે, તે વિષેનું સમર્થન કરશે.

પ્રાતિભાસિક પુરુષો જ આ સંસારની અંદર રહેલા છે. તેઓ જ્ઞાનપ્રાપ્તિનો કાળ આવ્યા વિના શું કરી શકે?[11] મહામોહવાળા પુરુષોને પણ કાળે કરી જ્ઞાનનો ઉદય થાય છે; કેમકે છેવટે વિચારી જોતાં બ્રહ્મતત્ત્વ વિના બીજું કશું પણ અક્ષય નથી.[12] માટે જે શિલા મારા જોવામાં આવી હતી, તે ચૈતન્યસ્વરૂપે સર્વત્ર ભરપૂર થઈ રહેલું એક શુદ્ધ ચિદાકાશ જ શિલાને આકારે થયેલું માત્ર જોવામાં આવ્યું હતું; બાકી તેમાંનું પૃથ્વી આદિ કશું પણ સત્ય ન હતું.[13] સર્વ પદાર્થમાત્રનું મહાપ્રલયમાં જે પારમાર્થિક શુદ્ધ સ્વરૂપ અવશેષ રહે છે, તે તત્ત્વવેત્તા પુરુષોના મનના એકાગ્રપણા વડે અનુભવમાં આવે એવું છે. બ્રહ્મનું જે શુદ્ધ ચૈતન્યમય રૂપ છે, તે જ સર્વ પ્રાણી માત્રનું પારમાર્થિક સ્વરૂપ છે. અવિવેકી પુરુષો તેને જગતને આકારે કહે છે અને મનોરાજ્ય તથા સંકલ્પ પણ તે જ કહેવાય છે.[14,15] બ્રહ્મ માયાના સંબંધથી શબલબ્રહ્મ કહેવાય છે. તેની અંદર જગત સંબંધી સંસ્કારો વડે રંગાઈ રહેલો જે ચિદાત્માનો અંશ છે, તે આતિવાહિક દેહરૂપ છે; પણ પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો તે પણ પરબ્રહ્મરૂપ જ છે. આ જે કાંઈ પ્રત્યક્ષરૂપે દેખાય છે, તે પણ ચિદાત્માનો અનાદિકાળથી ચાલ્યો આવતો એક જાતનો વિવર્ત છે. વસ્તુતઃ તે પરમતત્ત્વરૂપ જ છે.[16] અને ચિદાભાસરૂપ જીવનું જે હિરણ્યગર્ભને નામે કહેવાતું સમષ્ટિરૂપ એ તેનું આતિવાહિક પ્રથમ શરીર છે. અશુદ્ધ બુદ્ધિથી જ્યારે સમષ્ટિભાવ વિસરાઈ જાય છે, ત્યારે તે વ્યષ્ટિરૂપ થઈને સર્વ મનુષ્યોની પ્રતીતિમાં આવે છે અને તે મન કહેવાય છે.[17] ચિદાત્માનું પોતાનું શુદ્ધ સ્વરૂપ જ અવિદ્યા વડે ભ્રાંતિને લીધે મન–જગત ઇત્યાદિને આકારે થઈ રહેલ ભાસે છે. એ શુદ્ધ સ્વરૂપ યોગીઓને (સમષ્ટિરૂપે) પ્રત્યક્ષ અનુભવમાં આવે છે અને સાધારણ મનુષ્યોને મનરૂપે પણ જણાય છે.[18] હે પ્રિય રામચંદ્રજી! હમણાં અવિદ્યાને લીધે ખડો થઈ ગયેલો અને મનને પ્રત્યક્ષ રીતે અનુભવમાં આવતો આ આધિભૌતિક (સ્થૂલ) દેહ કેવળ કાલ્પનિક છે, તેથી તે અત્યંત મિથ્યારૂપે જ ઊઠેલ છે અને પ્રત્યક્ષ રીતે જ તે સાવ અસત્ય છે, એમ તમે સમજો.[19] અહો! આ માયા કેવી વિચિત્ર છે! આત્મસ્વરૂપ પ્રથમ પ્રત્યક્ષના જેવું જ સ્વતઃસિદ્ધ છે, છતાં એના પ્રભાવથી તેમાં પરોક્ષબુદ્ધિ થઈ જાય છે; અને જગત, મન વગેરે જે વસ્તુતાએ પરોક્ષ જેવાં છે, તેમાં 'આ પ્રત્યક્ષ છે' એવી કલ્પનાનો નિર્ણય બાંધી લેવામાં આવે છે.[20] આ સ્થૂલદેહના અધ્યાસની પહેલાં આતિવાહિક દેહના અધ્યાસનો જ પ્રત્યક્ષ રીતે ઉદય થાય છે, અને તે જ સત્ય રીતે સર્વની અંદર રહેલ છે એમ તમે સમજો. બાકી જે આધિભૌતિક-(સ્થૂલદેહ)પણાની પ્રતીતિ થાય છે, તે તો માયામાત્ર છે.[21] જેવી રીતે સુવર્ણના કડાં-કુંડળ આદિ આકારો અનુભવમાં આવતાં છતાં વસ્તુતાએ તે (કલ્પિત હોવાથી સુવર્ણના સ્વરૂપની અંદર) નથી, તેવી રીતે આતિવાહિક દેહનું આધિભૌતિકપણું વસ્તુતાએ છે જ નહિ. જે ભ્રાંતિરૂપ છે, તેને જીવ અવિચારને લીધે સત્ય સમજે છે અને જે સત્ય છે, તેને તે ભ્રાંતિરૂપ સમજે છે. અહો! જીવનું એ જ મૂઢપણું છે! આ આધિભૌતિક (સ્થૂલ) દેહ વિચાર વડે જોતાં જોવામાં આવતો નથી અને આતિવાહિક દેહ તો (વાસનાક્ષય થતાં સુધી) અક્ષય જ છે; તેમજ આ લોક અને પરલોક એ બન્નેમાં નિર્વાહ કરનારો છે.[22-24] નિર્જળ મરુભૂમિમાં જેમ ઝાંઝવાના જળમાં ખરા જળની મિથ્યારૂપે પ્રતીતિ થાય છે, તેમ આતિવાહિક દેહની અંદર મિથ્યારૂપે જ આધિભૌતિકપણાની ભ્રાંતિ ખડી થઈ જાય છે.[25] જેમ ઠૂંઠાની અંદર ભ્રાંતિને લીધે પુરુષપણું દેખાય છે, તેમ આતિવાહિક

દેહની અંદર દેહદૃષ્ટિને લીધે અતિ પ્રૌઢ એવી આધિભૌતિક દેહની ભ્રાંતિ થઈ રહેલી છે.[૨૬] જેમ ભ્રાંતિને લીધે છીપમાં રૂપાની પ્રતીતિ થાય છે, જેમ ઝાંઝવાના જળમાં ખરા જળની પ્રતીતિ થાય છે અને જેમ ચંદ્રમાં દ્વિત્વની (બેપણાની) પ્રતીતિ થાય છે, તેમ માયા વડેજ આતિવાહિક દેહની અંદર આધિભૌતિકપણાની પ્રતીતિ થઈ આવે છે.[૨૭] અહો! આ જીવમાં અવિચારથી ઉત્પન્ન થયેલો મોહનો કેવો મહિમા છે! જે જે અસત્ય છે, તેને તેણે સત્ય માની લીધેલ છે અને જે સત્ય છે, તેને તેણે અસત્ય માની લીધેલ છે![૨૮] સત્તાની સ્ફૂર્તિ અને સંકલ્પ એ બે વડેજ આ લોકસંબંધી તથા પરલોકસંબંધી સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે અને તે બેઉનો સંબંધ આતિવાહિક દેહ સાથેજ રહેલો છે. તેમાંથી યોગીઓને સત્તાસ્ફૂર્તિનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. સંકલ્પ એ એક જાતનું મનનું સ્ફુરણ છે અને તે પણ કાંઈક અનિર્વચનીયરૂપે તેને અનુભવમાં આવે છે. (પરંતુ તેની સિદ્ધિ યોગીઓને પ્રત્યક્ષ રૂપે અનુભવમાં આવનારી સત્તાસ્ફૂર્તિને અધીન હોવાથી તે મિથ્યા છે.)[૨૯] જે પુરુષ સર્વના આદિકારણરૂપ અને યોગીઓને પ્રત્યક્ષ અનુભવમાં આવનારી એ શુદ્ધ પારમાર્થિક સત્તાને છોડી દઈ, આ મિથ્યારૂપે દેખાતા પ્રત્યક્ષ પ્રપંચમાંજ સ્થિતિ રાખે છે, તે ઝાંઝવાના જળનું પાન કરી સુખે બેઠો છે, એમ સમજવું.[૩૦] જેને સર્વસાધારણ મનુષ્યો સુખ માને છે, તેનો ક્ષણમાત્રમાં નાશ થઈ જાય છે. આ વાત અનુભવસિદ્ધ છે. આથી એ માની લીધેલું સુખ કેવળ દુઃખરૂપજ છે, એમ તત્ત્વવેત્તાઓ કહે છે. પરંતુ સ્વભાવથીજ સિદ્ધ, અનાદિ અને અનંત એવું જે ખરું (પારમાર્થિક–આત્મીય) સુખ છે, તેજ સુખ છે, એમ વિવેકી પુરુષો સમજે છે.[૩૧] ચક્ષુ આદિ ઇન્દ્રિયો વડે અનુભવમાં આવતાં પ્રત્યક્ષ પ્રમાણજ પ્રથમ પ્રત્યક્ષ અનુભવ વડે વિચારવાં. જે સર્વના આદિરૂપ ચૈતન્યતત્ત્વ છે, તેજ સત્ય છે અને યોગ આદિ વડે શુદ્ધ ચિત્તવાળા વિવેકીઓને તે પ્રત્યક્ષજ છે. માટે તે વડે આ ઇન્દ્રિયો દ્વારા જે કાંઈ પ્રત્યક્ષ દેખાય છે, તે વિશે અનુભવ કરવો.[૩૨] ત્રણે લોકનો અનુભવ કરાવનાર પ્રત્યક્ષ ચૈતન્યતત્ત્વને છોડી દઈ, જે પુરુષ આ લોક સંબંધી માયામય પ્રત્યક્ષનેજ કેવળ વળગી રહે છે, તેના જેવો (આ જગતમાં) બીજો કોઈ અતિ મૂર્ખ નથી. આ સર્વ પ્રાણીઓનું આતિવાહિક શરીરજ હોય છે. તેની અંદર આધિભૌતિકપણાની જે પ્રતીતિ થાય છે, તે પિશાચની ભ્રાંતિની પેઠે સાવ અસત્યરૂપેજ પેસી ગયેલ છે.[૩૩,૩૪] પ્રત્યક્ષ પ્રમાણ સંકલ્પને અધીન હોવાથી સંકલ્પમય છે. હવે સંકલ્પજ મિથ્યાસ્વરૂપ છે, તો પછી તે વડે ખડું થનારું પ્રત્યક્ષ કેમ સત્ય કહી શકાય? વળી જે (ચક્ષુ આદિ ઇન્દ્રિય) પોતે સત્ય નથી (અસત્ય છે), તે કાર્યને શી રીતે કરી શકે?[૩૫] આમ જ્યાં પ્રત્યક્ષ પ્રમાણજ અસત્ય ઠરે છે, ત્યાં પછી બીજું શું સત્ય કહી શકાય તેવું છે? જે વસ્તુ ચક્ષુ આદિ ઇન્દ્રિયરૂપી અસિદ્ધ પદાર્થ વડે સિદ્ધ થાય છે, તે સત્ય કેવી રીતે હોય?[૩૬] આમ જ્યાં પ્રત્યક્ષ પ્રમાણની સિદ્ધિ પણ ઊડી જાય છે, ત્યાં પછી બીજાં અનુમાન આદિ પ્રમાણની તો શી વાત કહેવી? જ્યાં મોટા હાથીઓ ઊંચકવામાં આવતા હોય, ત્યાં એક સાધારણ ઘેટાને ઉપાડવાની વાત વિષે શુંજ કહેવું હોય?[૩૭] પ્રત્યક્ષ આદિ પ્રમાણોજ અસિદ્ધ છે, તેથી તે વડે સિદ્ધ થનારી આ સર્વ દૃશ્યજાળ કોઈ ઠેકાણે છેજ નહિ. જે કાંઈ આ ચિદાકાશની અંદર તેનાથી અભિન્ન સત્તાવાળું છતાં અનિર્વચનીયપણે જુદે રૂપે દેખાવમાં આવે છે, તે ચિદાત્માથી જુદું નથી; પણ સર્વદા એકરસરૂપે રહેલ છે, તે બ્રહ્મજ સર્વત્ર ભરપૂર છે.[૩૮] પોતાના ઘરમાં સૂતેલા કોઈ એક પુરુષને .

જોવામાં આવેલો પર્વત વસ્તુતાએ જોઈએ તો શૂન્ય છે અને ચિદાકાશરૂપ છે, કેમકે બીજાને તે પર્વત જોવામાં આવતો નથી. તેજ પ્રમાણે આપણને શિલાની ભાવનાને લીધે શિલા જે કે દેખવામાં આવી, તો પણ તે શૂન્ય અને ચિદાકાશરૂપ છે.[૩૯] ચૈતન્ય આત્મા પોતે પરબ્રહ્મરૂપ છે, તે પોતે જ પોતાના સ્વરૂપમાં 'આ પર્વત છે, આ આકાશ છે, આ જગત છે, આ અમુક પદાર્થ છે અને આ હું છું,' એમ અનેક આકારે ભ્રાંતિને લીધે ભાસ્યા કરે છે.[૪૦] જેનો આત્મા જ્ઞાનને પ્રાપ્ત થઈ જાય છે, તેનેજ આ વાત સમજવામાં આવે છે; બાકી અજ્ઞાનીને તે કોઈ દિવસ સમજવામાં આવતી જ નથી. કેમ કે જે કથાનું શ્રવણ કરે છે, તેને જ કથાના અર્થનું જ્ઞાન થાય છે; બાકી જે કથા શ્રવણ ન કરે તેને કોઈ ઠેકાણે કથાના અર્થનું જ્ઞાન થતું જ નથી. 'હું અજ્ઞાની છું' એવી ભ્રાંતિ પણ મિથ્યા છતાં જીવને સત્ય જ ભાસી રહી છે.[૪૧,૪૨] દાખલા તરીકે મદિરાના મદ વડે મત્ત થઈ રહેલા પુરુષને સારી રીતે સ્થિર રહેલાં વૃક્ષો અને પર્વતો પણ જાણે નૃત્ય કરતાં હોય તેમ ફરતાં દેખાય છે. સર્વત્ર અપ્રતિહતપણે (નિર્બાધ) રહેલા, પરમ મંગળમય, એકરસરૂપ, યોગીઓને પ્રત્યક્ષ અનુભવમાં આવનારા અને જ્ઞાનરૂપ એવા ચૈતન્યસ્વરૂપને જાણ્યા છતાં જે મૂઢો અતિ તુચ્છ એવાં બીજાં પ્રત્યક્ષાદિ પ્રમાણોનો આશ્રય કરે છે, તે તૃણના જેવા તુચ્છ શઠ પુરુષોનું આપણે કશું પણ પ્રયોજન નથી.[૪૩]

सर्वत्राप्रतिहतमेकरूपबोधं प्रत्यक्षं शिवमनुबुध्य चित्स्वरूपम्। प्रत्यक्षांतरमिह पेलवं श्रयंते ये मूढास्तृणतनुभिः शठैरलं तैः ॥ ४३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પ્રમાણઅસિદ્ધ થવાથી દૃશ્યાનુપપત્તિવર્ણન' એ નામનો સર્ગ ૬૮ મો સમાપ્ત**

## સર્ગ ૬૯ મો×

### વસિષ્ઠઋષિનો શિલામાં પ્રવેશ

॥ वसिष्ठ उवाच ॥

जगदंगमनाभासमदृश्यं दृश्यवत्स्थितम्। परया दृश्यते दृष्ट्या तद्ब्रह्मैव निरामयम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–જગતને અવયવોની પેઠે પોતાની અંદર ધારણ કરી રહેલ પરબ્રહ્મ ચક્ષુ આદિ ઇન્દ્રિયનો વિષય ન હોવાથી અદૃશ્ય છે અને સ્વયંપ્રકાશ હોવાથી સૂર્યાદિ પ્રકાશનો પણ વિષય નથી; પણ તે જ વિવર્તભાવથી દૃશ્યના જેવું થઈ રહેલ છે અને પરમ સૂક્ષ્મદૃષ્ટિ વડે જોવામાં આવે, તો એ સર્વ દૃશ્ય પણ નિર્વિકાર બ્રહ્મરૂપ જ છે.[૧] એ મહાચિદાકાશરૂપી પરમ સુંદર અરીસાની અંદર પર્વતો, નદીઓના પ્રવાહો અને લોકાલોક પર્વતનાં ભ્રમણ, એ બધું પ્રતિબિંબની જેમ પ્રતીતિમાં આવે છે.[૨] પછી પ્રતિબંધ વિના ચેષ્ટા કરનારી એ વિદ્યાધરીએ પ્રથમ વર્ણવેલી શિલાની સૃષ્ટિમાં પ્રવેશ કર્યો અને મેં પણ સંકલ્પરૂપે વિદ્યાધરીની સાથે જ તે શિલાના ગર્ભમાં પ્રવેશ કર્યો.[૩] મને એ શિલાની અંદર લઈ આવવામાં ઉદ્યમવાળી એ વિદ્યાધરી બ્રહ્મલોકમાં જઈ પરમ સુંદર આકાર ધારણ કરીને બ્રહ્માજીની પાસે બેસી ગઈ.[૪] હવે તે મને કહેવા લાગી કે, 'હે મહારાજ! આ (બ્રહ્મા) મારા પતિ છે; તે જ મારી રક્ષા કરે છે. પોતાના મન વડે પૂર્વે મને તેમણે વિવાહ માટે ઉત્પન્ન કરેલ છે.[૫] આ પુરાણપુરુષે હું આજ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઈ ગઈ છું, તો પણ હજી સુધી મારી સાથે વિવાહ કર્યો નથી. આથી

× આ અગણોતેરમા સર્ગમાં શિલાની અંદર વિદ્યાધરી અને વસિષ્ઠઋષિનો પ્રવેશ તથા તેની અંદર રહેલા બ્રહ્માનું દર્શન અને વસિષ્ઠજીને બ્રહ્માએ સારી રીતે આસન આપી બેસાડ્યા પછી તેમની સાથે થયેલો સંવાદ, એ વિષે વર્ણન આવશે.

મને વૈરાગ્ય ઊપજ્યો છે.[૬] આ મારા પતિ પણ વૈરાગ્યને જ પામ્યા છે. તે એવા પરમપદને પામવાને ઇચ્છે છે કે, જ્યાં દ્રષ્ટાપણું પણ નથી, દશ્યપણું પણ નથી અને શૂન્યતા પણ નથી. આ જગતની અંદર હમણાં મહાપ્રલયનો સમય નજીક આવી ચૂક્યો છે, છતાં આ મારા પતિ પર્વતના જેવા સ્થિર મૌનને ધારણ કરી રહ્યા છે અને પર્વતની પેઠે જ અચળ થઈ રહીને ધ્યાનમાંથી જાગ્રત થતા નથી.[૭,૮] માટે હે મહારાજ! મને અને આ મારા પતિને આપ બોધ આપો અને આપ અમને મહાપ્રલય સુધી પ્રસિદ્ધ રીતે થનારી સર્વ સૃષ્ટિઓના મૂળરૂપ એવા પરમપદરૂપી ઉત્તમ માર્ગમાં જોડી દો.' ઉપર પ્રમાણે મને કહીને તેણે બ્રહ્માને જાગ્રત કરવા માટે કહ્યું કે, 'હે નાથ! આજ આ મુનિનાથ વસિષ્ઠજી આપણે ઘેર પધાર્યા છે.[૯,૧૦] આ વસિષ્ઠજી બીજા જગતરૂપી ગૃહની અંદર બ્રહ્માના પુત્રરૂપે પ્રખ્યાત છે. તેઓ આપણે ઘેર પધાર્યા છે, તો આપ ગૃહસ્થના ધરને શોભે એવી પૂજા વડે તેમનો સત્કાર કરો.[૧૧] આપ સમાધિમાંથી જાગ્રત થાઓ અને મુનિવર્ય વસિષ્ઠજીને પૂજ્ય સમજી અર્ધ્યપાદ્ય વડે તેમની પૂજા કરો; કેમ કે આપ જેવા મહોત્માઓને મહાન પુરુષોની સેવા વડે ઉત્પન્ન થનારું મોટું (શ્રેષ્ઠ) ફળ જ રુચે છે.'[૧૨] આમ તે વિદ્યાધરીએ બ્રહ્માને વિનંતિ કરી, એટલે સમુદ્રની અંદર જેમ તરંગ ઊઠે, તેમ બ્રહ્મા પોતે પોતાનું સ્વરૂપ પોતાના સંકલ્પરૂપી રસનો જ એક ભાગ હોવાથી સમાધિમાંથી જાગ્રત થયા.[૧૩] શિશિરઋતુ શાંત થઈ જતાં જેમ વસંતઋતુ, પૃથ્વીની અંદર પુષ્પનો વિકાસ કરે છે, તેમ એ નીતિકુશળ બ્રહ્માએ ધીરે ધીરે પોતાની મીંચાઈ રહેલી આંખો ઉઘાડી.[૧૪] જેમ વસંતઋતુનાં નવપલ્લવોનો સમૂહ પોતામાં રહેલા નવા રસને પ્રકટ કરે છે, તેમ બ્રહ્માના અવયવોએ પણ ધીરે ધીરે પોતાની અંદર રહેલી ચેતનસત્તાને બહાર પ્રકટ કરવા માંડી. જેમ પ્રાતઃકાળમાં વિકસિત થઈ રહેલા તળાવને કાંઠે ચપળ હંસોના સમૂહો આવી બેસે છે, તેમ એ બ્રહ્માજીની પાસે દેવતાઓના, સિદ્ધોના અને અપ્સરાઓના સમૂહો ચોતરફ આવી બેઠા.[૧૫,૧૬] બ્રહ્માએ મને અને એ વિદ્યાધરીને ત્યાં આગળ બેઠેલાં જોયાં અને પ્રણવપૂર્વક સ્વરોચ્ચાર કરી નીચે પ્રમાણે આ રમણીય વચનો કહ્યાં.[૧૭]

તે જગતના બ્રહ્મા બોલ્યા: 'આ સંસારના અસારને તથા સારને હસ્તામલકવત્ જાણનારા અને જ્ઞાનરૂપી અમૃતના મહાસાગરરૂપ હે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી! આપ અહીં ભલે પધાર્યા. આપ આ બહુ છેટા સ્થાનમાં નીકળી આવ્યા છો અને ઘણો દૂરનો લાંબો માર્ગ કાપવાથી થાકી ગયા છો. તો આપ આ આસન ઉપર બેસો.'[૧૮,૧૯]

એ બ્રહ્માએ મને આ પ્રમાણે કહ્યું, એટલે 'હે ભગવન્! હું આપને નમન કરું છું' એમ કહી હું દષ્ટિ વડે તેમણે બતાવેલા મણિમય પીઠ ઉપર બેઠો.[૨૦] પછી દેવ, ઋષિ, ગંધર્વ, મુનિ અને વિદ્યાધરોની સ્તુતિઓ, પૂજા–પ્રણામો અને વ્યવહારનીતિઓ શરૂ થઈ.[૨૧] હવે ગંધર્વ આદિ સર્વ પ્રાણીઓના સમૂહે વાણી વડે જણાવેલો પ્રણામનો કોલાહલ મુહૂર્તમાત્ર પછી શાંત થઈ ગયો, એટલે મેં એ બ્રહ્માજીને કહ્યું:[૨૨] 'હે ગંધર્વ, દેવ આદિ ઉત્તમ જીવોના પણ અધીશ્વર! આ વિદ્યાધરી મારી પાસે આવી મને કહે છે કે, 'આપ અમને જ્ઞાનગર્ભિત વાણીથી બોધ આપો.' તો આ વાત ઉચિત છે કે નહિ?[૨૩] હે મહારાજ! આપ તો સર્વ પ્રાણીઓના સાક્ષાત્ ઈશ્વર છો અને જ્ઞાનના પારને પામી ગયેલા છો. આ વિદ્યાધરી તો અતિ મૂર્ખ છે; માટે હે જગદીશ્વર! તે શું કહે છે તે આપ મને કહો.[૨૪] હે મહારાજ! આ વિદ્યાધરીને આપે પત્ની તરીકે પ્રગટ કરી છે, તો પછી આપ તેને ભાર્યારૂપે કેમ સ્વીકારતા નથી? આપે કેમ તેને વૈરાગ્ય ઉ-

થાય એવું કર્યું છે![25]

તે જગતના બ્રહ્મા બોલ્યા: 'હે મહારાજ! હું તમને યથાર્થ વૃત્તાંત કહું છું, તે તમે સાંભળો; કેમકે સત્પુરુષોની આગળ યથાર્થ વાત સંપૂર્ણતાએ કહેવી જોઈએ.[26] જન્મ-જરા આદિ વિકારથી રહિત, કાંઈક અનિર્વચનીય અને શાંત એવું એક પરમતત્ત્વ છે. અનેક ચિદાભાસોને રૂપે વિવર્તભાવને પામનારા એ પરમતત્ત્વમાંથી હું પ્રકટ થયો છું.[27] હું ચિદાકાશરૂપ છું, મારો આત્મા ચિદાકાશરૂપ છે અને હું તેની અંદર જ સદાકાળ સ્થિતિ રાખી રહેલ છું. ઉત્પન્ન થઈ સ્થિતિ પામનારી સૃષ્ટિને વિશે હું વ્યવહારદૃષ્ટિએ સ્વયંભૂ કહેવાઈશ.[28] પણ તત્ત્વદૃષ્ટિથી જોઈએ તો હું ઉત્પન્ન જ થયો નથી અને કશુ ઉત્પન્ન થયેલ દેખતો પણ નથી. હું પોતે ચિદાકાશરૂપ છુ અને કોઈ જાતના આવરણ વિના જ ચિદાકાશની અંદર રહ્યો છું.[29] આ અમુક વસ્તુ છે, આ તમે છો, આ હું છું અને આ મારુ છે, ઇત્યાદિ આપણો પ્રશ્નોત્તરરૂપ પરસ્પરનો સર્વ વ્યવહાર પણ સમુદ્રની અંદર એક તરંગ બીજા તરંગની સાથે અથડાય તે જાતનો છે. જેમ તરંગો અને તેમનું અથડાવું સમુદ્રનો જ એક વિલાસ છે, તેમ આપણો સર્વ વ્યવહાર પણ ચિદાકાશનો જ એક વિલાસ છે.[30] હુ વસ્તુતાએ ચિદાકાશરૂપ જ છું, પણ કાળને લીધે મારા સ્વરૂપનું કાંઈક વિસ્મરણ થઈ ગયું છે. આથી આ મારું શુદ્ધ સ્વરૂપ સ્પષ્ટ નથી જણાતું અને હું ચિદાભાસરૂપે લોકોની પ્રતીતિમાં આવું છું. તેની અંદર સ્વાભાવિક રીતે 'અમુક મારુ છે અને અમુક હુ છુ' એવી જે વાસના ઉદયને પ્રાપ્ત થઈ છે, ત આ વિદ્યાધરીને, બીજાં પ્રાણીઓને અને તમને જુદી દેખાય છે; પણ મારી દૃષ્ટિમાં તે મારાથી જુદી નથી. આથી તમારી .. તે ઉત્પન્ન થયેલી દેખાય છે અને મારી ે ઉત્પન્ન થયેલ જ નથી. હું પોતે ઉત્પન્ન થયેલ નથી અને નાશ તથા સત્તા, એ બન્નેથી રહિત છું. હું આત્મારૂપ છું અને આત્માની અંદર જ સ્થિતિ રાખીને રહ્યો છું. હું મારા પોતાના સ્વરૂપમાંથી જરા પણ ભ્રષ્ટ થયો નથી. હું તો મારા પોતાના આત્મામાં જ રમ્યા કરું છું અને સ્વતઃ સામર્થ્યવાન છું. મારામાં રહેલી અહંકારરૂપી ભ્રાંતિની અને જગતની સ્થિતિને જાળવી રહેલી વાસનાની આ અધિષ્ઠાત્રી દેવીરૂપ છે અને તે મારા સંકલ્પના બળથી દેહવાળી થઈ ગઈ છે.[31-34] આમ, આ (વિદ્યાધરી) વાસનાની એક અધિષ્ઠાત્રી દેવીરૂપ છે અને તે આ વખતે અહીં બેઠી છે. એ કાંઈ મારી પત્ની નથી, તેમ મેં કાંઈ તેનો પત્નીભાવથી અંગીકાર પણ કર્યો નથી.[35] પરંતુ એ પોતે જ સર્વ જગતની અંદર વાસનારૂપે રહી છે. પોતાની વાસનાના આવેશને આધીન થઈને જ તે કહે છે, કે, 'હું બ્રહ્માની પત્ની છું.' આમ, એવો ભાવ પોતાના હૃદયમાં કલ્પી લઈને તે પોતાની મેળે જ વ્યર્થ અત્યંત દુઃખને પામી રહી છે.[36]

स्ववासनावेशवशेन भावं गृहिण्यहं ब्रह्मण इत्युपेत्य । एषा स्वयं व्यर्थमितातिदुःखं यस्मात्किलैवैव हि वासनान्तः ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સર્ગપ્રાપ્તિ' એ નામનો સર્ગ ૬૯ મો સમાપ્ત**

## સર્ગ ૭૦ મો*

### વિદ્યાધરીના વૈરાગ્યનું કારણ અને જગતનું મિથ્યાત્વ

॥ अन्यजगद्ब्रह्मोवाच ॥

अथाहं चिन्मयाकाशस्त्वन्याकाशमयीं स्थितिम् ।
परां ग्रहीतुमिच्छामि तेनेहोपस्थितः क्षयः ॥१॥

તે જગતના બ્રહ્મા બોલ્યાઃ-હું ચિદાકાશના

* આ સિત્તેરમા સર્ગમા વાસનાદેવીને વૈરાગ્ય થવાનું કારણ તથા જગતનો પ્રલય અને કેવળ મિથ્યા ભ્રાંતિમાત્રપણું, વગેરે વર્ણવવામાં આવશે.

એક વિવર્તરૂપ છું. હું હમણાં એ સ્થિતિને છોડી દઈ બીજી શુદ્ધ બ્રહ્માકાશરૂપી કૈવલ્ય–મોક્ષની સ્થિતિને પામવાને ઇચ્છું છું. આથી મારી વાસના વડે કલ્પાયેલા આ જગતમાં હાલ મહાપ્રલય થવાનો સમય આવ્યો છે.[1] હે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી! આ મહાપ્રલયના સમયમાં મેં આ વાસનાદેવીને સમૂળગી છોડી દેવાનો આરંભ કર્યો છે, તેથી તે વૈરાગ્યને પ્રાપ્ત થઈ ગયેલ છે.[2] હું ચિદાકાશરૂપ છું, છતાં એક તેના વિવર્તરૂપે જુદો પ્રતીતિમાં આવું છું; પણ હું હવે ચિદાકાશરૂપ મારા મૂળ સ્વરૂપના ભાવને પામનાર છું, તેથી મહાપ્રલયનો સમય અને વાસનાદેવીનો ક્ષય આવી ચૂક્યો છે.[3] આ વાસનાદેવી પણ તેથી ઉદાસીન થઈ જઈને મે લીધેલા માર્ગ તરફ વળે છે, કેમકે ઉદાર બુદ્ધિવાળો કયો જીવ પોતાના નિર્માણ કરનારને ન અનુસરે?[4] અહીં હમણાં કળિયુગનો અંત આવી ચૂક્યો છે. ચારે યુગોનું પરિવર્તન પૂરું થઈ રહ્યું છે. પ્રજા, મનુ, ઇન્દ્ર અને દેવતાઓ એ સર્વનો પણ અંત આજે આવી ચૂક્યો છે.[5] આજે જ પ્રલય તથા મહાપ્રલય થશે, આજે જ મારી વાસનાનો અંત આવશે અને આજે જ મારા દેહાકાશનો પણ લય થશે.[6] આથી હે મહારાજ! આ વાસનાદેવી માત્ર ક્ષય પામવાને તૈયાર થઈ રહેલ છે; કેમકે કમળોનો સમૂહ શુષ્ક થઈ જાય, તો પછી તેની અંદર રહેનારી ગધલેખા કઈ જગ્યાએ રહે?[7] જેમ જડ સમુદ્રરેખાની અંદર ચપળ લહેરો વિનાકારણે સ્વાભાવિક રીતે જ ઊઠ્યા કરે છે, તેમ વાસનાની અંદર વિનાકારણે સ્વાભાવિક રીતે જ ખોટી ખોટી ઇચ્છાઓ ઉદય પામતી રહે છે.[8] આ વાસનાદેવીનો દેહ કેવળ અભિમાનને લીધે જ ખડો થયો છે અને તેને પોતાના સ્વરૂપનું અવલોકન કરવાની ઇચ્છા પોતાની મેળે જ સ્વભાવથી થઈ આવે છે.[9] આત્મતત્ત્વનું અવલોકન કરનારી આ વાસનાદેવીને ધારણાના અભ્યાસના યોગથી તમારી સૃષ્ટિ જોવામાં આવી તો તે તેને ધર્મ આદિ ચાર પુરુષાર્થને મેળવવામાં વ્યગ્ર રીતે પ્રવૃત્ત થયેલી જોવામાં આવી.[10] આ વાસનાદેવી આકાશની અંદર સંચાર કરતી હતી અને તેને લોકાલોક પર્વતના શિખર ઉપર પોતાના જગતના આધારરૂપ એવી શિલા જોવામાં આવી; પણ આપણી દૃષ્ટિમાં તો તે કેવળ શૂન્ય ચિદાકાશરૂપ જ છે.[11] જે શિલાની અંદર એ વાસનાદેવીનું જગત રહેલ છે, તે આ જગતમાં પ્રખ્યાત એવા લોકાલોક પર્વતની શિલા છે. આવી જ રીતે આપણા જગતના પદાર્થોમાં બીજાં પણ અનેક જગતો રહેલાં છે.[12] પરંતુ જ્યાં સુધી આપણે ભેદદૃષ્ટિમાં રહ્યા છીએ, ત્યાં સુધી તે આપણા દેખવામાં આવતાં નથી. આપણે સમાધિ વડે ચિદાકાશની સાથે એકતાને પામી યોગદૃષ્ટિથી જોઇએ, તો તરત તે આપણા જોવામાં આવે.[13] જેમ આ શિલાની અંદર જગત રહેલ છે, તેમ જ ઘડામાં, કપડામાં, ખાડાઓમાં, ભીંતોમાં, આકાશમાં, અગ્નિમાં જળમાં અને તેજમાં એમ સર્વ ઠેકાણે સદાકાળ અનેક જગતો રહેલાં છે.[14] જગત એ એક સ્વપ્નમાં દેખાત નગરના જેવી મિથ્યા ભ્રાંતિ જ છે માટે તે છે જ ક્યાં? અને જો તે છે, તો તે અધિષ્ઠાન ચૈતન્યરૂપ જ છે. પણ તે જેવું જડરૂપે પ્રતીતિમાં આવે છે તેવું તે છે જ નહિ.[15] જેઓ આ દૃશ્ય સંબંધી ભ્રાંતિના મિથ્યા સ્વરૂપને જાણે છે અને ચિદાકાશની સાથે એકતાને પામ્યા છે, તેઓ કદી પણ મોહને પ્રાપ્ત થતા નથી; બાકી બીજાઓ તો ભ્રાંતિમાં જ ભટક્યા કરે છે.[16] હે વસિષ્ઠમુનિ! આ વિદ્યાધરી પોતાના વૈરાગ્યને લીધે ચિત્તમાં સ્ફુરી આવેલા પોતાના ઇચ્છિત અર્થને સાધવાને ઇચ્છી રહી છે. તેથી બીજી અનેક સિદ્ધિઓના હેતુરૂપ એવા ધારણાના અભ્યાસને લીધે તેણે તમને દીઠા છે.[17] આમ જીવચૈતન્યની

અવિદ્યારૂપી શક્તિ મહા અપાર છે અને તે ઐન્દ્રજાલિક (ઇન્દ્રજાળ રમનારા) ખેલાડીની માયાની પેઠે વિસ્તારને પામે છે. બ્રહ્મની નિર્વિકાર માયાશક્તિ પણ આ જ પ્રમાણે અનાદિ અને અનંત છે.[૧૮] વસ્તુતાએ જોઈએ તો કશાં કાર્યો ઉત્પન્ન થતાં નથી અને કશાંને નાશ પણ થતો નથી; પરંતુ કેવળ ચિદાત્મા જ દ્રવ્યની પેઠે, કાળની પેઠે અને ક્રિયાની પેઠે વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે.[૧૯] દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય, મન અને બુદ્ધિ આદિ સર્વ ઉત્પત્તિ–નાશ આદિ વિકારથી રહિત છે અને ચૈતન્યરૂપી શિલાના એક અવયવ જેવું છે, એમ તમે સમજો.[૨૦] ચિદાત્મા જ જાણે શિલાના આકારને ધારણ કરી રહ્યો હોય એમ ભાસે છે. જેમ ચલનશક્તિ એ પવનના એક અંગરૂપ છે, તેમ વાસનાદેવીના જગતની જાળ પણ એ ચિદાત્માના જ એક અવયવરૂપ છે. અનાદિ અને અનંત એવા ચિદાત્મા પોતાના વિજ્ઞાનઘન સ્વરૂપને આ જગતરૂપે સમજે છે. એ ચિદ્‌શક્તિ દેશકાળ આદિના પરિચ્છેદને લીધે પરિચ્છેદવાળી થાય છે, તેથી તે સાદિ અને સાન્ત છે. પછી તે દેશકાળ આદિના પરિચ્છેદથી રહિત હોય છે, તેથી અનાદિ અને અનંત છે.[૨૧,૨૨] આ ચૈતન્યરૂપી શિલા આદિ અને અંતથી રહિત છે અને જ્ઞાનદૃષ્ટિએ જોતાં નિરાકાર છે; પણ તે માયા અને અવિદ્યા આદિના યોગથી આદિ–અંતવાળી છે તથા સાકાર પ્રતીતિમાં આવે છે. તે જગતને પોતાના અવયવરૂપે ધારણ કરી રહેલી જણાય છે.[૨૩] જેમ સ્વપ્નમાં ચિદાત્મા પોતે ચિદાકાશરૂપ હોવા છતાં પોતાના જ સ્વરૂપને નગરને આકારે દેખે છે, તેમ જાગ્રતમાં પણ એ ચિદાત્મા વસ્તુતાએ પોતાના સ્વરૂપથી અભિન્ન એવા જગતને જગતના આકારે જુએ છે. તેમ જ તે એ જગતના અવયવ-પાષાણ–પર્વતાદિને પણ દેખે છે.[૨૪] બાકી દૃષ્ટિથી જોઈએ તો સ્વપ્નની પેઠે જ જાગ્રતમાં પણ નદીઓ વહેતી નથી, સંસારચક્રનું પરિવર્તન પણ થતું નથી અને પદાર્થોનું પરિણામ પણ થતું નથી. કેવળ ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર એવે અનેકરૂપે વિવર્તભાવથી પ્રતીતિમાં આવે છે.[૨૫] જેમ સમુદ્રના જળની અંદર તરંગ આદિનું જળ કાંઈ જુદે રૂપે સંભવતું નથી, તેમ ચિદાકાશની અંદર પ્રલય–મહાપ્રલય આદિની સત્તા જુદે રૂપે સંભવતી નથી.[૨૬] ચિદાકાશ સર્વત્ર ભરપૂર છે, એક છે અને શાંત છે. અધ્યારોપદૃષ્ટિથી જોઈએ તો તેના સ્વરૂપની અંદર અનેક જગતો રહેલાં છે અને અપવાદદૃષ્ટિથી જોઈએ તો કશું પણ તેનાથી જુદું નથી. જેમ મહાકાશની અંદર ઘટાકાશ આદિ અનેક આકાશો મહાકાશની સત્તા વડે રહેલાં છે, પરંતુ તેમની જુદી સત્તા નથી; તેમ જગતો પણ ચિદાકાશની અંદર ચિદાકાશની સત્તા વડે રહેલાં છે, પણ તેમની જુદી સત્તા નથી. અધ્યારોપદૃષ્ટિથી જોતાં તે જગત દેખાય છે, પણ અપવાદદૃષ્ટિથી જોઈએ તો તે શૂન્યરૂપ છે. હે વસિષ્ઠમુનિ! હવે તમે સુખેથી તમારા જગતમાં જાઓ, તમે એકાંતમાં રહેલા તમારા આસન ઉપર બેસો અને કશો વિક્ષેપ ન આવે એવી રીતે સમાધિથી શાંતિ પામો. બુદ્ધિ આદિ વડે કલ્પાયેલાં આ મારાં જગતોનાં રૂપો પોતાના કારણરૂપ અવ્યક્તમાં લય પામો; કેમ કે હવે અમે અતિવિશાળ એવા બ્રહ્મપદમાં જઈએ છીએ.[૨૭,૨૮]

वसिष्ठ तद्गच्छ मुने जगत्स्वं त्वं चामने संप्रति शांतिमेहि । बुद्ध्यादिरूपाणि परं व्रजंतु वयं बृहद्ब्रह्मपदं प्रयामः ॥ २८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્દ્ધનો 'શિલાંતર્જગત્પિતામહવાક્યાનિ' એ નામનો સર્ગ ૭૦ મો સમાપ્ત**



## સર્ગ ૭૧ મો×

### બ્રહ્માનો સંકલ્પ તથા તેથી થતો પ્રાણીઓનો પ્રલય

॥ वसिष्ठ उवाच ॥

**इत्युक्त्वा भगवान् ब्रह्मा ब्रह्मलोकजनैः सह।**
**बद्धपद्मासनोऽनंतसमाधानगतोऽभवत् ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–ભગવાન બ્રહ્માએ આ પ્રમાણે કહ્યું. પછી તેમણે પદ્માસન વાળ્યું અને હવે બ્રહ્મલોકના પ્રાણીઓ સહિત કદી પણ પાછું વ્યુત્થાન ન થાય એવી સમાધિમાં તે તત્પર થઈ ગયા.[૧] તેમણે ૐકારના ઉત્તરાર્ધની છેવટની અર્ધમાત્રાની અંદર નિઃશેષ રીતે મનનો લય કરી દીધો અને જાણે ચિત્રની અંદર આલેખેલ હોય, તેમ તે નિશ્ચળ તથા વાસના વિનાના થઈ ગયા.[૨] વાસનાદેવી પોતે પણ બ્રહ્માને અનુસરી, બ્રહ્માની પેઠે જ ધ્યાનપરાયણ થઈ રહી. તે સંપૂર્ણ અંશે શાંત અને આકાશના જેવા શૂન્ય રૂપવાળી થઈ ગઈ.[૩] બ્રહ્મા જેમ જેમ સમાધિ વડે નિઃસંકલ્પ થઈ ઉત્તરોત્તર સૂક્ષ્મભાવને પ્રાપ્ત થવા લાગ્યા, તેમ તેમ બ્રહ્માનો સંકલ્પ પણ ક્રમે કરી ક્ષીણ થવા લાગ્યો. પર્વતો, દ્વીપો, સમુદ્રો વગેરે સાથેની પૃથ્વીની અંદર ઘાસ, ઝાડી, લતા વગેરે ઉત્પન્ન કરવાની જે જળ આદિની શક્તિ હતી, તે બધી પણ તે સાથે ધીરે ધીરે અસ્ત પામવા લાગી. સર્વવ્યાપી ચિદાકાશની સાથે એકતાને પામેલો હું આ બધું જોવા પામ્યો હતો.[૪–૬] વિરાટના આત્મારૂપે રહેલા એ બ્રહ્માના અવયવના એક દેશરૂપે પૃથ્વી રહેલી છે. તેથી જેમ માગશર માસના છેવટના દિવસોમાં વેલ જીર્ણ થઈ જઈ સુકાઈ જાય છે, તેમ બ્રહ્માના સંકલ્પનો ઉદય ન થતાં એ પૃથ્વી પણ ચેતના વિનાની વિરસ અને જર્જર બની ગઇ હતી.[૭,૮] જેમ શરીરમાં વ્યાપી રહેલા ચૈતન્યની શિથિલતા થતાં આપણા અવયવોનો સમૂહ શિથિલ અને વિરસ થવા માંડે છે, તેમ બ્રહ્માના સંકલ્પનો લય થવા માંડતાં, તેના એક અવયવરૂપ એવી તે પૃથ્વી પણ જર્જર થવા લાગી હતી.[૯] એ પૃથ્વી એક સાથે ભેગા થઈ ગયેલા અનેક ઉત્પાતોના સમૂહો વડે વીંટાઈ ગઈ અને તેની અંદરનાં મનુષ્યો દુષ્કર્મરૂપી અંગારા વડે બળી જઈને નરકના માર્ગની સન્મુખ થઈ ગયાં.[૧૦] દુષ્કાળથી કવખતે રાજા–ચોર આદિની પીડાથી, દીનતાથી અને દરિદ્રપણાથી એ પૃથ્વી દુર્ભાગ્યવાળી થઈ ગઈ. તેની અંદરની સર્વ સ્ત્રીઓ દુઃશીલ થઈ ગઈ અને પુરુષો ચોતરફ મર્યાદા વિનાના જ થઈ ગયા.[૧૧] રજકણ જેવા મંદમંદ પડ્યા કરતા ઝાકળથી અને ધૂળે કરીને સૂર્યનારાયણનો વર્ણ ધૂસરો દેખાવા લાગ્યો. સુખ–દુઃખાદિ દ્વંદ્વ વડે પીડાયેલા મૂર્ખોથી, મહાદુઃખીઓથી, વ્યસનીઓથી અને રોગીઓથી તે વ્યાકુળ દેખાવા લાગી.[૧૨] એ પૃથ્વીના કેટલાક પ્રદેશો અગ્નિ વડે બળી જવા લાગ્યા, કેટલાક જળમાં તણાઈ ગયા અને કેટલાકનું તો યુદ્ધ વડે જ જડમૂળ ઊખડી ગયું. એ પૃથ્વીની અંદરના પામર પુરુષો અનાવૃષ્ટિને લીધે મરવા જેવા થઈ ગયા અને મહાકષ્ટથી માંડ પોતાનો વ્યવહાર ચલાવી શકવા લાગ્યા.[૧૩] અણધારી રીતે મોટા ઉત્પાતો થતા હતા, તેથી કોઈ ઠેકાણે પર્વતો પડતા હતા અને નગરોનો ઘાણ વળી જતો હતો. કોઈ સ્થળે બાળકો, શ્રોત્રિય બ્રાહ્મણો, ઋષિઓ, આર્યપુરુષો અને ગુણવાન પુરુષો નાશ પામતા હતા, તેથી મનુષ્યો રોતાં હતાં.[૧૪] એ પૃથ્વીમાં કોઈ સ્થળે જળની તાણને લીધે નિઃશંકપણે જમીન ખોદી નાખી હતી. આથી ત્યાં મહાઅગાધ (પાણી

× આ એકોતેરમા સર્ગમાં બ્રહ્માનો સંકલ્પ કે જે સર્વ લોકની કલ્પનાના હેતુરૂપ છે, તેનો તથા ક્રમે કરી ઉપશમને પ્રાપ્ત થતાં એ બ્રહ્માના સંકલ્પ વડે કલ્પાયેલાં પ્રાણીઓનો ક્રમે કરી પ્રલય થવા વિષે વર્ણન કરવામાં આવશે.

કૂવાઓ દેખાતા હતા. રાજાઓ અને બીજા મનુષ્યો વર્ણસંકર પ્રજા પેદા કરવાને માટે સ્ત્રીઓ તરફ તાકયા કરતા હતા.[૧૫] એ પૃથ્વીનો ઘણો ભાગ કેવળ અન્ન વેચી જીવતો હતો, ચૌટાંઓ મહાદેવની મૂર્તિ વેચીને ગુજારો કરતાં હતાં, સ્ત્રીઓ વેશ્યાના ધંધાથી પેટ ભરતી હતી અને રાજાઓ પોતાની ઘરવખરી વેચીને આજીવિકા ચલાવતા હતા.[૧૬] શૂળથી વીંધાયા હોય તેમ મનુષ્યો દુઃખો વડે બૂમો પાડવા લાગ્યાં અને સર્વ પ્રજા શૂળની પેઠે ખૂંચ્યા કરતા શીત–ઉષ્ણ આદિ દ્વંદ્વ વડે પીડા પામવા લાગી. સ્ત્રીઓ પણ અધર્મને લીધે મનુષ્યોને શૂળના જેવી લાગવા માંડી અને રાજાઓ પણ મદ્યપાન કરવાથી શૂળના જેવા શલ્યરૂપ થવા લાગ્યા.[૧૭] પૃથ્વી ચોતરફ અધર્મની લડાઈ કરવાવાળાં મનુષ્યોથી વીંટાઈ ગઈ અને વેદબાહ્ય સેંકડો પાખંડશાસ્ત્રોને લીધે તે જાણે પેટમાં શૂળ ઊપડ્યું હોય તેવી પીડાવાળી બની ગઈ. ચોર તથા ચાડિયા આદિ સર્વ દુર્જનો ધનવાન દેખાવા લાગ્યા અને સજ્જન પુરુષો વિપત્તિ પડવાથી બેહોશ જેવા થઈ ગયા.[૧૮] રાજાઓ અનાર્ય (નીચ) દેખાતા હતા અને તેમના તરફથી પંડિતોને કશું માન મળતું ન હતું. એ પૃથ્વીની સર્વ પ્રજા લોભ, મોહ, ભય, દ્વેષ, રાગ, રોગ અને રજોગુણ ઇત્યાદિમાં જ આસક્ત થઈ ગઈ હતી.[૧૯] પુરુષો પોતપોતાના ધર્મને છોડી દઈ પરધર્મમાં પ્રવૃત્ત થવા લાગ્યા હતા. બ્રાહ્મણ આદિ ઉત્તમ ધર્મોપદેશકો દુરાચાર જોઈ ક્રોધના જુસ્સાથી લાલચોળ થઈ જતા હતા. અનેક પામર પુરુષો બીજા ગરીબોને નિરંતર રડાવવાનો જ ધંધો લઈ બેઠા હતા. ચોર લોકો કેટલાંક શહેરોને, કેટલાંક ગામડાંને, કેટલાંક દેવમંદિરોને અને કેટલાંક બ્રાહ્મણોનાં નિવાસસ્થાનોને જડમૂળમાંથી ઉખેડી નાખતા હતા. ...થ્વીનો ઘણો ભાગ અલ્પાયુ પ્રજા વડે ભરેલો ... અને તે ઉપરઉપરથી સારા દેખાતા પણ પરિણામે દુઃખ દેનારા અધમ ઉદ્યોગ વડે પોતાનું પેટ ભરતો હતો. એ પૃથ્વીના ધાર્મિક નરો આળસના વિલાસથી પોતાનાં સંધ્યાવંદન આદિ કર્મને ચૂકી જતા હતા. જ્યાં જોઈએ ત્યાં સર્વત્ર બધાઓને આપત્તિઓ અને ઉપતાપો જ પરિણામે દેખાતા હતા. ક્રમે કરી સર્વ દિશાઓનો સમૂહ ઊજડ દેખાવા લાગ્યો.[૨૦–૨૨] નગરો અને ગામડાંઓ બળી જઈ રાખ થઈ ગયાં. બધા દેશો સાવ નિર્જન થઈ ગયા. અવાજ કરતા અને ભસ્મ તથા વાદળાંઓને ફૂંડાળું વળી રહેલા વંટોળિયા વાયુઓ આકાશને વ્યાપી રહ્યા હતા.[૨૩] એ પૃથ્વીની અંદર પ્રજાના દુર્ભાગ્યને લીધે જુદા જુદા આડંબરો સાથે રોવાના અવાજોનો મોટો ઘોંઘાટ સંભળાતો હતો. મનુષ્યોનો સમૂહ ચોરીના ધંધાને શ્રેષ્ઠ માનવા લાગ્યો હતો અને સઘળાં મનુષ્યો તાપ વડે તપ્યા કરતાં હતાં.[૨૪] બધા દેશોના સીમાડાઓ રસકસ વિનાના થઈ ગયા અને સર્વ ઋતુઓના ધર્મો એ પૃથ્વીની અંદરથી જતા રહ્યા. આવી રીતે વિરાટદેહનો આરંભ કરનાર પાર્થિવ ધાતુ ચૈતન્યમાં લીન થવા માંડયો, એટલે પૃથ્વી પોતાનો નાશ નજીક આવી ગયેલો હોવાથી ઘણે ભાગે છિન્નભિન્ન સ્થિતિને પ્રાપ્ત થઈ ગઈ. ત્યારે જળધાતુ પણ બ્રહ્માના સંકલ્પક્ષયથી શિથિલ થઈને લય પામવાને તૈયાર થયો. તેને જ્યારે ક્ષોભ થયો, ત્યારે સમુદ્રો પોતાના દૈવી નિયમને અવગણીને તથા આર્યોને ઉચિત એવી મર્યાદાને છોડી દઈને પોતાના જળને ચોતરફ પસારવા લાગ્યા. તેઓ ઉન્મત્ત પુરુષોની પેઠે મોટા ઘુઘવાટા કરીને વિકારને પ્રાપ્ત થઈ ગયા તથા પોતાના કાંઠાનાં જંગલોને લહેરોના ઝપાટાઓ મારી નિર્મૂળ કરવા લાગ્યા.[૨૫–૨૮] એ સમુદ્રોએ પોતાના તરંગોનાં ચલન–વલનથી અને ચકરીઓના ઉછાળાઓથી કાંઠાઓને ખોદી નાખ્યા. વળી, તેમણે મોટાં વાદળાંઓ વડે અને ફર્યા કરતા પ્રબળ તરંગો વડે આકાશને અને દિશા-

ઓને ગજાવી મૂકી.[૨૯] સમુદ્રોના મોટા અવાજવાળી ધૂમરીઓના ગાજવાથી પર્વતોની ગુફાઓની અંદર પણ મોટો ગડગડાટ થઈ રહ્યો અને પર્વતોની અંદર મોટા સમારંભથી વરસાદના છાંટાઓ જથાબંધ પડવા લાગ્યા.[૩૦] સમુદ્રોની અંદર તરંગો પોતપોતાના વેગનું ચડિયાતાપણું બતાવવાને અતિ ત્વરાથી ઉછાળો મારતા હતા અને તેમની પણ આગળ ચાલનારા મોટા વીર મગરમચ્છોથી ત્યાં મોટો ઘોંઘાટ મચી રહ્યો હતો. સુંદર દેખાવવાળા મોટા મગરમચ્છોએ ઝાડોને જડમૂળથી ઉખેડી નાખ્યાં હતાં, તેથી સમુદ્રોની અંદર મોટાં જંગલોના જેવો દેખાવ નજરે પડતો હતો.[૩૧] જળના વેગના જોરથી પોતાની ગુફાઓ પડી જતાં સિંહો સ્થાનભ્રષ્ટ થઈ ગયા અને તેઓ જળચર પ્રાણીઓનો શિકાર કરવા લાગ્યા. સમુદ્રોના તરંગોએ ઊંચાં ઉછાળેલાં અનેક મહારત્નોથી આકાશ જાણે તારા વડે સુશોભિત હોય એમ દેખાતું હતું.[૩૨] સમુદ્રની અંદર ઉછાળા મારતા મગરમચ્છોને લીધે આકાશની અંદર ભટકતાં વરસાદનાં મોટાં મોટાં વાદળાંઓ ઢંકાઈ જતાં હતાં. ત્યાં તરંગો પરસ્પર અથડાતા હતા, તેથી તેનો કર્ણકટુ અવાજ ચોતરફ સંભળાતો હતો.[૩૩] સમુદ્રની અંદર તર્યા કરતા ચપળ હાથીઓના ફુત્કારથી* સૂર્યનારાયણ ધોવાઈ જતા હતા અને પર્વતની ભીંતો પણ તરંગો સાથે પરસ્પર અથડાવાથી શિથિલ થઈ જઈ પડી જતી હતી.[૩૪] પોતાને કાંઠે રહેલા પર્વતોને જડમૂળમાંથી ઉખેડી નાખનારા તરંગરૂપી અનેક હાથો વડે સમુદ્રો રમણીય દેખાતા હતા અને પર્વતની ગુફાઓરૂપી ઘરની અંદર સમુદ્રોનાં જળો ઉન્મત્ત થઈ જઈને મોટી ગર્જના સાથે પ્રવેશ કરતાં હતાં.[૩૫] જેમ રાજાઓ પોતાના શહેરને શત્રુઓ દબાવી દે, તો તેને હરાવવા કરવાના ઉદ્યોગમાં લાગ્યા રહે છે અને છેવટ બને તો તેનો સંહાર કરે છે, તેમ સમુદ્રો પણ પોતાના શત્રુરૂપ દાવાનળને જળ વડે ઠારી દેતા હતા તથા ઊંચે અવાજે શબ્દ કરનારા પોતાના તરંગો વડે આકાશચારી દેવતાઓને પોતાના ઘરમાંથી નસાડી મૂકતા હતા.[૩૬] તરંગોના ઝપાટાથી સમૂળાં ઊખડી ગયેલાં વનોના સમૂહો વડે આકાશ જાણે કપાયેલાં જંગલો વડે ભરપૂર હોય તેવું દેખાતું હતું. ત્યાં પાંખોવાળા પર્વતો જેવા આકારવાળા તરંગો વડે આકાશ પુરાઈ ગયું હતું.[૩૭] સમુદ્રો પવનોના બળથી જુદા પડતા તરંગોથી પર્વતોની પેઠે ચલાયમાન દેખાતા હતા. રત્નો–ધાતુઓ વગેરેની કાન્તિને લીધે ઝળક્યા કરતા કાંઠાના પર્વતોનાં શિખરો સમુદ્રમાં નીચે પડતાં હતાં, તેથી સમુદ્રકિનારાના ભાગમાં જળની અંદર મોટો શબ્દ સંભળાતો હતો.[૩૮] સમુદ્રો સુંદર અને શોભાયમાન એવી પાણીની ભમરીઓથી મગર વગેરે જીવસમૂહને ઉછાળવા લાગ્યા અને પર્વતો તથા પર્વતોની ગુફાઓને ડુબાડી દેવા માંડ્યા.[૩૯] ગુફાઓ ઘસડાઈ જવાને લીધે તેની અંદરથી સ્ફટિક આદિ પાષાણો બહાર આવ્યા હતા અને સમુદ્રો જાણે તે પાષાણરૂપી દાંતો વડે હસતા હોય એવા દેખાતા હતા. સમુદ્રોના તરંગો પર્વતોનાં શિખરોની અંદર તથા તેની લાંબી ગુફાઓના પ્રદેશોમાં પેસી જતા હતા અને તે સાથે જળહાથીઓ પણ તેમાં પ્રવેશ કરતા હતા.[૪૦] તરંગોનાં ચપળ હલન–ચલનથી કાંઠા પરનાં વૃક્ષો ઊખડી ગયાં હતાં અને તેમાં કાચબાઓ ભરાઈ રહ્યા હતા. ભયથી વિહ્વળ થઈ ગયેલા અને ઊંચા કાન કરી રહેલા યમ, ઇન્દ્ર, પૃથ્વી આદિના વાહનરૂપ મહિષ, ઐરાવત, દિગ્ગજ આદિ સર્વને, સમુદ્રને કિનારે પડતા પર્વતના તટનો કડકડાટનો અવાજ કાને પડતો હતો. મોટાં મોટાં પૂંછડાંઓ છટાથી પછડાતાં હતાં,

* હાથીઓ સૂંઢ વડે જળને ઊંચું ઉછાળે છે, તેથી થતો એક જાતનો અવાજ.

પર્વતોનું નીચે બેસી જવું અને ઉપર ચડવું વારંવાર થયા કરતું હતું.[૪૧,૪૨] લીલા વડે ઊખડી ગયેલાં વનોના સમૂહમા વરસાદની વૃષ્ટિનાં જળો પડતાં હતાં અને શીતળ જણાતાં હતાં. જળ ઝળઝળ બળ્યા કરતી વડવાનળની જ્વાળાઓના સમૂહ સાથે એકરૂપ થતું દેખાતું હતું.[૪૩] જળ વડે પોતાના આશ્રયરૂપ કાષ્ઠનો નાશ થશે, એવા ભયથી તેની અંદર નિગૂઢપણે રહેલા અગ્નિઓ જાણે સાશંક થયા હતા અને કાષ્ઠની અંદર જ આચ્છાદિત થઈ રહ્યા હતા પર્વતોના સમૂહના આગળના ભાગમાં જળહાથીઓ સ્થળહાથીઓ સાથે મળી જઈ યુદ્ધ કરતા હતા.[૪૪] જળતરંગોના ઉછાળાથી ઊછળી રહેલા સમુદ્રો જાણે તરંગોના સમૂહો વડે નૃત્ય કરતા હોય તેવા દેખાતા હતા ત્યાં જળના ઝપાટામાં પણ અચળ રહેલા પર્વતો એ સમુદ્રોની અંદર પરસ્પર એકબીજામાં અથડાઈ ભાંગી પડતા હતા.[૪૫] એ સમુદ્રો ચોતરફ ફરી વળ્યા હતા, તેથી મોટા મોટા પર્વતો અને જંગલોના સમૂહોમાં વસનારાં અનેક પ્રાણીઓના સમૂહથી તે સુંદર દેખાતા હતા. ઉપર ઉછાળા માર્યા કરતા મરી ગયેલા વનહાથીઓનાં ફૂલી ગયેલાં શરીરોરૂપી ભેરીઓ તરંગો સાથે અથડાતી હતી, તેથી તેમાંથી અવાજો નીકળતા હતા. એ નાદોથી સમુદ્રના મોટા મોટા તરંગો સુંદર જણાતા હતા. પાતાળ જેમ દૈત્યો વડે વ્યાકુળ થઈ જાય, તેમ સમુદ્રો આ મહાન તરંગોથી અત્યંત વ્યાકુળ થયા હતા. પછી ત્યાં ઊંચી સૂંઢવાળા દિગ્ગજોનો મુખધ્વનિ સંભળાવા લાગ્યો. તેણે જાણે પાતાળરૂપી તાળવાને અંદરથી ફોડી નાખ્યું હતું, તેમજ તેનો પિંડો કરીને તે મહાન વિશાળ રૂપે બહાર આવ્યો હતો. એ દિગ્ગજોનો ભાર ઝીલી ન શકવાથી પોતાના ચંચળ એવા મેરુપર્વત આદિ ખીલાઓ સાથે પૃથ્વી ક્ષણમાત્રમાં ચલયમાન થઈ ગઈ, ચપળ શેવાળની પેઠે ચાલવા લાગી અને તેના ઉપર ચપળ સમુદ્રો ફરી વળ્યા. ત્યાં વરસાદના અને વીજળીના મોટા ગડગડાટની સાથે તથા દિશાઓમાં થતા તેના પડછંદાના શબ્દો સાથે આકાશ જાણે તૂટી પડી નીચે આવી પડશે એવું દેખાતું હતું ત્યાં ચકરીઓના જેવા ગોળ આકારવાળા કેતુઓ આકાશમાંથી પડવા લાગ્યા.[૪૬-૫૦] એ કેતુઓ જાણે સુવર્ણનાં રત્નો હોય, અથવા મુક્તાફળ હોય અથવા સિંદૂરવર્ણના સર્પો હોય એવા દેખાતા હતા. ત્યારે ચપળ જ્વાળારૂપી જટાના આડંબરને ધારણ કરનારી અને દિશાઓના તટોમાં દાહ ઉત્પન્ન કરનારી વિવિધ પ્રકારના ઉત્પાતની પંક્તિઓ આકાશમાંથી, દિશાઓમાંથી અને પૃથ્વીમાંથી ઉત્પન્ન થવા લાગી. પૃથ્વી આદિ પંચમહાભૂતો અને દેવ, દૈત્ય આદિ મોટાં પ્રાણીઓ બ્રહ્માનો સંકલ્પક્ષય થતાં સંપૂર્ણ રીતે ક્ષોભ પામ્યાં. પોતપોતાના અધિકારને જાળવી રાખનારો પોતાનો પ્રભાવ બ્રહ્મલોકમાં જતો રહેવાથી ચંદ્ર, સૂર્ય, વાયુ, ઇન્દ્ર, અગ્નિ અને યમ કોલાહલ કરવા લાગ્યા તથા પોતાનાં સ્થાનથી પડવા લાગ્યા. વૃક્ષની પંક્તિઓ ધરતીકંપને લીધે કડકડાટ શબ્દ કરીને પડવા માંડી.[૫૧-૫૪] પર્વતો પૃથ્વીની ચારેબાજુ હીંચકાની પેઠે ઝૂલવા લાગ્યા. કૈલાસ, મેરુ અને મંદર વગેરે પર્વતોની ગુફાઓ ભૂકંપને લીધે ચપળ થઈ પડવા લાગી. વળી ત્યાં કલ્પવૃક્ષોએ કરેલી રાતાં પુષ્પોના ગુચ્છાઓની વૃષ્ટિ પણ થવા લાગી.[૫૫] જેમ ત્રિપુર આદિ દૈત્યોનો સમૂહ રુદ્રના બાણના અગ્નિ વડે ભસ્મ થઈ જાય છે, તેમ લોકાંતરો, પર્વતો, શહેરો, સમુદ્રો અને જંગલો વગેરે સર્વ જગત ઉત્પાતો સાથેના પ્રલયકાળના પવન વડે તથા પરસ્પર મારામારીથી સંહારને પ્રાપ્ત થનારાં પ્રાણીઓના કોલાહલ વડે પૂર્ણ મહાસાગરની અંદર છિન્નભિન્ન થઈ ગયું અને સંહારને પામી ગયું.[૫૬]

**लोकांतराद्रिपुरवारिधिकाननांतमुत्पातकल्पपवनेन मिथो हतानाम् । कोलाहलैर्जगदभूत्म-**

विकीर्णशीर्णं पूर्णार्णवे त्रिपुरपूर इवाभिपाती ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'કલ્પક્ષોભવર્ણન' એ નામનો સર્ગ ૭૧ મો સમાપ્ત

## सर्ग ७२ मो*

## વાતસ્કંધે પોતાની સ્થિતિનો ત્યાગ કર્યો

॥ वसिष्ठ उवाच ॥

अथाकृष्टवति प्राणान् स्वयंभुवि नभोसुवः ।
विराडात्मनि तत्याज वातस्कंधस्थितः स्थितिम् ॥

વસિષ્ઠ બોલ્યા:–હે રામચંદ્રજી! વિરાટના આત્મારૂપ સ્વયંભૂ બ્રહ્મા જ્યારે પોતાના પ્રાણને સમેટવા લાગ્યા, ત્યારે આકાશમાં વાતસ્કધની અંદર રહેલા વાયુએ ગ્રહ–નક્ષત્ર–વિમાન આદિને અધ્ધર ધારણ કરી રાખવામાં મર્યાદારૂપ એવી પોતાની સ્થિતિને મૂકી દીધી.[1] વાતસ્કંધ બ્રહ્માના પ્રાણરૂપ છે, એટલે એ વાતસ્કંધ જ્યારે પોતાની સ્થિતિને મૂકી દે, ત્યારે પછી નક્ષત્રમંડળમાં બીજો કોણ સર્વ ભૂતોને ધારણ કરનારી તે સ્થિતિને ધારણ કરી શકે? પોતાના પ્રાણરૂપ વાતસ્કંધને બ્રહ્માજીએ સમેટી લીધો, એટલે તેણે પોતાની મર્યાદાને છોડી દીધી. તેને નિરંતર એક સમાનરૂપે રહેનાર બ્રહ્મામાં લીન થઈ જવા માટે ક્ષોભ થવા લાગ્યો, ત્યારે આકાશની અંદર રહેલા તારાઓ નિરાધાર થઈ ગયા. જેમ અગ્નિ વડે બળતાં ઊંબાડિયાં પવનના ઝપાટાથી ઊડવા માંડે અને જેમ વૃક્ષમાંથી પુષ્પના સમૂહો પડવા માંડે, તેમ તેઓ આકાશમાંથી નીચે પડવા માંડ્યા.[2-4] આ ભૂલોકમાં કરેલાં પુણ્યકર્મોનું શુભ ફળ ભોગવવાના સ્થાનરૂપ એવી વિમાનની પંક્તિઓ પોતાના કાળનો પરિપાક આવી રહેવાથી મૂળમાંથી ચળી ગઈ અને પોતાનો પવનરૂપી આધાર ખસી જવાથી નીચે પડવા લાગી.[5] જેમ ઇંધન બળી રહેવાથી પ્રદીપ્ત અગ્નિની જ્વાળા શાંત પડી જાય છે, તેમ બ્રહ્માના સંકલ્પરૂપી ઈંધન શાંત થઈ જવાથી સિદ્ધ લોકોની ગતિઓ પણ શાંત થવા લાગી.[6] હલકા રૂની જેમ આકાશમાં ફર્યા કરતા સિદ્ધ લોકોના સમૂહોની શક્તિ પ્રલયકાળના પવનથી નાશ પામી એટલે તેઓ ચૂપચાપ નીચે પડવા લાગ્યા.[7] મેરુ પર્વતને ધરતીકંપનો આંચકો લાગ્યો તેથી સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલા વૃક્ષોના સમૂહોથી સુંદર દેખાતાં મેરુપર્વતનાં શિખરો ઇન્દ્ર આદિનાં નગરો સાથે નીચે પડવા લાગ્યાં.[8]

રામ બોલ્યા:–બ્રહ્મ અધિષ્ઠાનચૈતન્યની અંદર સંકલ્પમય એવા સમષ્ટિમનને રૂપે રહેલા છે અને બ્રહ્માંડ એ એક તેમનું શરીર છે. તો સંકલ્પમાત્રરૂપે રહેલા એ નિરાકાર બ્રહ્માના અવયવો કેમ સંભવે? અને કદાચિત્ અઘટિત ઘટનાવાળી માયાને લીધે તેમ હોય, તો પણ ભૂલોક તેના કયા અવયવરૂપ છે? સ્વર્ગ તેના કયા અવયવરૂપ છે? અને પાતાળ તેના કયા અવયવરૂપ છે?[9] હે મહારાજ! બ્રહ્માના એ બધા અવયવો કેવી રીતે રહ્યા છે? અને બ્રહ્મા પોતાના એ વિરાટરૂપી શરીરની અંદર કેવી રીતે રહ્યા છે?[10] બ્રહ્મા પોતે સંકલ્પમાત્ર છે અને નિરાકાર છે; ત્યારે આ જગત સાકારરૂપે રહ્યું છે. મને આવો નિશ્ચય થયો છે, તો આ સંબધમાં કાંઈ બીજું હોય તો તે આપ કહો.[11]

વસિષ્ઠ બોલ્યા:–નિર્વિકાર પરમ ચિદાકાશ સર્વ દિશાઓરૂપી ખજાનામાં ભરપૂર થઈ રહેલ છે અને તે જ પ્રથમ સત્યરૂપે હતું. બાકી, બીજું કાર્યકારણરૂપે જે કાંઈ પ્રતીતિમાં આવે છે, તે કશું ન હતું.[12] એ ચિદાકાશ પોતાના વાસ્તવ સ્વરૂપને છોડયા વિના, નિર્વિકાર રહીને પોતાના સ્વરૂપને જ દશ્યરૂપે જાણે સમજે ... કાશ પોતાની ચેતનસત્તાથી ...

* આ બોતેરમા સર્ગમાં બ્રહ્માના પ્રાણનો નિરોધ થતા વાતસ્કંધે પોતાની સ્થિતિ છોડી દીધાથી આગળ પછી જે વિરાટની સ્થિતિ થશે, તે વિષે વર્ણન કરાશે.

છે. એ ચિદાભાસ જીવરૂપ છે અને તે દ્રષ્ટા, દશ્ય તથા દર્શનરૂપી ત્રિપુટીના મનનને લીધે ઘટ્ટ થઈ જઈ મનરૂપ કહેવાય છે; આમ તમે સમજો. જો કે આ બધી સ્થિતિ અધ્યાસના બળથી થાય છે ખરી, પણ તેમાં કશું સાકારરૂપે સત્ય રીતે થયું હોય એમ નથી. પરંતુ શુદ્ધ ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર શુદ્ધ ચિદાકાશરૂપે પ્રથમ પ્રમાણે જ રહેલ છે. આ જે કાંઈ વિવર્તરૂપે પ્રતીતિમા આવે છે, તે પરમ મંગળરૂપ છે, અને ચિદાકાશથી જરા પણ જુદું નથી.[૧૩-૧૫] નિશ્ચળ અને અવિનાશી ચિદાકાશ જ અહંકારની ભાવના કરે છે, ત્યારે સંકલ્પરૂપ મનને આકારે વિવર્તરૂપે સ્ફુરિત થઈ પ્રતીતિમાં આવે છે.[૧૬] વસ્તુતાએ તો ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર યથાસ્થિતપણે રહેલ છે. પરંતુ અવિદ્યાને લીધે મિથ્યા ભાવના કરવાથી સંકલ્પ ચિદાભાસરૂપે, અહંકારરૂપે તથા સ્થૂલદેહરૂપે થઈ રહેલા પોતાના આત્માને અનુભવે છે. ભાવનાના બળથી તે પોતાને દેહને આકારે સમજે છે, દેહને આકારે દેખે છે અને દેહને આકારે અનુભવે છે.[૧૭] ખરી રીતે તો એ કેવળ સંકલ્પરૂપ છે અને શૂન્ય છે; છતાં વિવર્તભાવથી દેહરૂપે અનુભવમાં આવે છે.[૧૮] જેમ સંકલ્પનગર વસ્તુતાએ શૂન્ય છે, છતાં તમે તેને આકારવાળું દેખો છો, તેમ અવિનાશી ચિદાકાશરૂપી આત્મા ચિદાકાશની અંદર પોતાના સ્વરૂપને જ શૂન્ય છતાં દેહરૂપે થઈ રહેલ અનુભવે છે.[૧૯] એ ચિદાકાશ પોતે વસ્તુતઃ શુદ્ધ છે. તેથી વાસનાના ક્ષય સુધી તે દેહાદિકને આત્મારૂપે અનુભવે છે અને પછી વાસનાનો ક્ષય થતાં તે પોતાની ઇચ્છાથી જ શાંત અહંકારરહિત થઈ જાય છે. આપણને અને બીજા જીવન્મુક્ત પુરુષોને જ્યારે યથાર્થ તત્ત્વજ્ઞાન થાય છે, ત્યારે આ વિસ્તીર્ણરૂપે દેખવામાં આવતો સંસાર શૂન્યરૂપ ગે છે અને સત્ય પરમતત્ત્વ જ જાણે વિવર્ત'ને આકારે થઈ રહ્યું હોય તેમ અનુભવમાં આવે છે, એમ તમે સમજો.[૨૦,૨૧] યથાર્થ તત્ત્વજ્ઞાન થાય છે, એટલે વાસના આ જન્મમાં જ શાંત થઈ જાય છે અને અદ્વૈતજ્ઞાનના બળથી અહંકારનો ક્ષય થઈ જાય છે, એટલે મોક્ષ જ અવશેષ રહે છે.[૨૨] આમ હે રામચંદ્રજી! બ્રહ્મા પોતે જ આ જગતને આકારે થઈ રહેલ છે અને એ વિરાટના આત્મારૂપ બ્રહ્માનો જ દેહ છે, તે જ આ જગત છે.[૨૩] બ્રહ્મા એક સંકલ્પરૂપ અને ચિદાકાશરૂપ છે. તેને જ ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે, તે જ આ જગતને રૂપે ભાસે છે અને તે જ 'બ્રહ્માંડ' શબ્દ વડે કહેવાય છે.[૨૪] આ સર્વ ચિદાકાશરૂપ છે અને તે સંકલ્પની કલ્પના વડે ખડું થઈ નજરે આવે છે. વસ્તુતાએ જોઈએ તો કોઈ જગાએ જગત છે જ નહિ અને તમે કે હું એ કોઈ પણ નથી.[૨૫] શુદ્ધ નિર્મળ ચિદાકાશ કેવળ ચિન્માત્ર છે અને તેની અંદર જગત ક્યાં ઉત્પન્ન થાય? શી રીતે ઉત્પન્ન થાય? ક્યાં સાધન વડે ઉત્પન્ન થાય? કેવે રૂપે ઉત્પન્ન થાય? અને તેને ઉત્પન્ન કરવામાં શું સહકારી કારણ છે?[૨૬] આથી સિદ્ધ થાય છે કે, જગત મિથ્યારૂપે ઉત્પન્ન થાય છે, મિથ્યારૂપે દેખાય છે, મિથ્યારૂપે જ પ્રિય—અપ્રિયરૂપે ભાસે છે અને પ્રપંચના સંપર્કથી સાવ રહિત એવા બ્રહ્મ જ ભ્રાંતિ વડે જગદ્ભાવથી રહિત એવા પોતાના સ્વરૂપને જ જગતને આકારે દેખે છે.[૨૭] જેમ પવન પોતાની ચલનશક્તિરૂપે સર્વત્ર પસરી જાય છે, તેમ ચિદાકાશ પોતાની મેળે જ અદ્વિતીય એવા પોતાના ચિન્માત્ર સ્વરૂપમાં જગત આદિને રૂપે પ્રતીતિમાં આવે છે, તેમજ પ્રિય-અપ્રિય આદિ રૂપે ભાસે છે.[૨૮] જે કાંઈ પ્રતીતિમાં આવે છે, તે છે એમ માનીએ, તો કાંઈક અનિર્વચનીય જેવું છે; અથવા દ્વૈત—અદ્વૈત એ બન્ને વિભાગને છોડી દેતાં કાંઈ પણ નથી. શૂન્ય, નિર્મળ અને નિર્વિકાર ચિત્રદાકાશ જ જગતરૂપે પ્રતીતિમાં આવે છે, એમ તમે સમજો.[૨૯]

હે રામચન્દ્રજી ! આ તત્ત્વજ્ઞાનને લીધે સર્વ ભેદબુદ્ધિને છોડી દઈ મેં નિઃસંકલ્પદશાને પ્રાપ્ત કરી છે. પરમાર્થદષ્ટિએ બ્રહ્મરૂપ હોવા છતાં હું વ્યવહારદષ્ટિથી જાણે દેહાદિરૂપ હોઉં તેવો થઈ રહ્યો છું અને મમત્વથી રહિત છું. એવી જ રીતે તમે પણ પરમાર્થ દષ્ટિથી બ્રહ્મરૂપ છતાં વ્યવહાર દષ્ટિએ જાણે દેહાદિરૂપ હો તેવા થઈ રહો અને મમત્વથી રહિત થઈ જાઓ.[30] તમે વાસનાથી રહિત થઈ જઇને મનને શાંત રાખો. મૌનને ધારણ કરી ચપળતા મૂકી દો. પછી વ્યુત્થિત દશામાં તમે ભલે સુખેથી સર્વ યથાપ્રાપ્ત વ્યવહાર કર્યા કરો, અથવા સમાધિ અવસ્થામાં એ વ્યવહારને ભલે ન કરો. આ બાબતમાં શા માટે આગ્રહ રાખવો ?[31] અનાદિ, નિત્ય અને અનુભવરૂપ એક પરમાત્મા જ છે. તેજ આ દશ્યરૂપે (વિવર્તભાવથી) થઈ રહેલ છે. બાકી દશ્ય કાંઈ તેનાથી જુદું નથી. સત્યરૂપે અનુભવમાં આવનાર એ પરબ્રહ્મને વિશે જ અજ્ઞાન છે, તે જ ભ્રાંતિની વિચિત્રતાને લીધે દશ્યરૂપે પ્રસરી રહેલ છે.[32]

अनादिनित्यानुभवो य एकः स एव दृश्यं न तु दृश्यमन्यत् । सत्यानुभूतेऽननुभूतयो याः सुविस्तृता दृश्यमहादृशस्ताः ॥ ३२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ' નિર્વાણવર્ણન' એ નામનો સર્ગ ૭૨ મો સમાપ્ત**

## सर्ग ७३ मो*

### અધ્યારોપનો ક્રમ

॥ राम उवाच ॥

बंधमोक्षजगद्बुद्धिर्न शून्या नापि सन्मयी । नास्तमेति न चोदेति किमप्याद्यमसौ किल ॥ १

રામ બોલ્યાઃ–બંધ, મોક્ષ અને જગતની બુદ્ધિ એ શૂન્ય પણ નથી તેમ સદ્રૂપ પણ નથી. આદિરૂપ બ્રહ્મતત્ત્વ કોઈ દિવસ ઉદય કે અસ્તને પ્રાપ્ત થતું નથી. હે મહારાજ ! આ આપે જે ઉપદેશ કર્યો, તે સર્વ હું સારી રીતે સમજ્યો છું. એ આપની કથારૂપી અમૃતનું શ્રવણ કરતાં મને તૃપ્તિ જ થતી નથી, માટે આપ ફરી વાર ઉપદેશ કરો.[1-2] હે મહારાજ ! સૃષ્ટિ આદિ ભ્રાંતિની દષ્ટિ અને શૂન્યતા આદિની દષ્ટિ, એ બન્નેમાંથી એકેય સત્ય કે અસત્ય કહી શકાતી નથી. આમ છે, તો જે કાંઈ સત્ય પરમતત્ત્વ છે, અને વિવર્તભાવથી સર્વરૂપ થઈ રહેલ છે, તેનું સ્વરૂપ યથાર્થ રીતે હું સમજી ગયો છું; તથાપિ મને ફરી વાર બોધ દઢ થાય તે માટે આપ સૃષ્ટિનો અનુભવ કહો.[3-4]

વસિષ્ઠ બોલ્યા:–જે કાંઈ આ સર્વ પ્રકારનું દેશ–કાળ–ક્રિયા આદિવાળું સ્થાવર–જંગમાત્મક જગત દેખાય છે, તે સર્વનો જ્યારે નાશ થાય છે, તેમજ જ્યારે બ્રહ્મા, વિષ્ણુ, વાયુ, રુદ્ર અને ઇન્દ્ર એ સર્વનો પણ પરિણામ લાવનારો મહાપ્રલય આવીને ઊભો રહે છે, ત્યારે શાંત, અતિ નિર્મળ, જન્મ આદિ વિકાર વિનાનું, અનાદિ અને સત્ય એવું કાંઈક અવર્ણ્ય તત્ત્વ જ અવશેષ રહે છે. તે તત્ત્વને વર્ણવવાને વાણી પણ અસમર્થ થઈ પાછી વળે છે, તો પછી બીજી તો શી વાત કહેવી ?[5-7] જેમ સરસવની અપેક્ષાએ મેરુ અતિ વિસ્તારવાળો અને અતિ સ્થૂલ દેખાય છે, તેમ એ પરમતત્ત્વની અપેક્ષાએ પરમ સૂક્ષ્મ આકાશ પણ અતિ સ્થૂલ ગણાય છે.[8] જેમ મોટા પર્વતની અપેક્ષાએ ત્રસરેણુઓ સૂક્ષ્મ છે, તેમ બીજા સર્વના કરતાં અતિ સ્થૂલ એવું બ્રહ્માંડ પણ એ તત્ત્વની પાસે અત્યંત સૂક્ષ્મ દેખાય છે.[9] સૂર્યાદિકના અભાવને લીધે ગણતરી વિનાનો ને શાંત એવો પ્રલયકાળ ઘણા લાંબા કાળ સુધી ચાલે છે; ત્યાર બાદ સર્વના આદિરૂપ, અનુભવરૂપ અને શાંત ચિદાકાશરૂપ એ પરમતત્ત્વની

* આ તોતેરમા સર્ગમાં બોધને દઢ કરવા માટે ફરી વાર અધ્યારોપનો ક્રમ વર્ણવવામાં આવશે, અને પૃથ્વી આદિ તેનાં શી રીતે અંગરૂપ છે, ઇત્યાદિ પ્રશ્નોના ઉત્તરો પણ આપવામાં આવશે.

અંદર રહેલ મહાશાંત, દિશા-કાળ આદિ વડે અમાપ અને માયારૂપી આવરણની અંદર સુષુપ્તિ અવસ્થાવાળાની પેઠે નિઃસંકલ્પરૂપે રહેલ મહાચિદાકાશ જાણે સ્વપ્નદશાનો અનુભવ કરતો હોય તેમ થઈ રહે છે. તે પોતામાં લીન થઈ રહેલા જગતના સંસ્કાર જાગ્રત થવાથી જાણે પોતાના સ્વરૂપને પરમ સૂક્ષ્મરૂપે એટલે જીવરૂપે થઈ રહેલ દેખતો હોય તેમ અનુભવે છે.[૧૦,૧૧] અસત્ય છતાં પણ સ્વપ્નની પેઠે અંદર તેવી ભાવનાના બળથી તે પોતે બહુ વિશાળરૂપે વિસ્તરે છે અને પોતાના સર્વત્ર પ્રસરી રહેલ ચિદ્રૂપનેજ બ્રહ્મ શબ્દના અર્થરૂપે અનુભવે છે.[૧૨] ચિત્સત્તા ચેતનપણાને લીધે પોતાના સ્વરૂપની અંદર પોતાને અણુરૂપે (જીવરૂપે) અનુભવે છે અને પોતે જાણે તેને જુદે રૂપે દેખતી હોય તેમ થઈ રહે છે. પછી તે પોતે જાણે દ્રષ્ટારૂપ હોય તેવી થઈ જાય છે.[૧૩] સ્વપ્નની અંદર એક જ દ્રષ્ટા પોતાના સ્વરૂપની અંદર પોતાની મેળે જ પોતાને મરી ગયેલ દેખે છે. પણ એ મરનાર પોતેજ પોતાના મરણનો દ્રષ્ટા છે અને એ બેમાંથી એકે ય જુદા નથી. તેજ પ્રમાણે એ ચિદ્રૂપ પરમસૂક્ષ્મ તત્ત્વ પોતાના સ્વરૂપની અંદર નાના પ્રકારની કલ્પનાને જુદે જુદે રૂપે અનુભવે છે. એ ચિત્સત્તા અંદર એક છે, છતાં કેમ જાણે દ્વૈતપણાને પ્રાપ્ત થઈ રહેલ હોય એમ ભાસે છે. વસ્તુતાએ તો તે પોતાના સ્વરૂપમાંજ યથાસ્થિતપણે રહેલ છે, છતાં જાણે દ્રષ્ટા અને દૃશ્યરૂપે પણ થઈ રહી હોય એવી તે જણાય છે.[૧૪,૧૫] ચિત્સત્તા પોતે શૂન્ય અને અતિ નિરાકાર છે, છતાં પોતાના સૂક્ષ્મ સ્વરૂપને અણુરૂપે (જીવરૂપે) દેખે છે, ત્યારે કેમ જાણે દૃશ્ય અને દ્રષ્ટારૂપે પોતે ઉદય પામતી હોય તેમ દ્વૈત ભાવને ધારણ કરી લે છે. એ દ્રષ્ટા જ્યારે પોતાના પ્રકાશમય સ્વરૂપને માયાના બળથી અણુરૂપ અને પરિચ્છિન્ન દેખે છે, ત્યારે ભાવનાના પ્રભાવબીજ અંકુરપણાને પ્રાપ્ત થાય છે, તેમ તે ક્રમે કરી પોતાના સ્વરૂપને વિશાળ દેખે છે. ત્યારે તેની અંદર દેશ-કાળ-ક્રિયા-દ્રવ્ય-દ્રષ્ટા-દર્શન-દૃશ્ય આદિ જુદે જુદે રૂપે હોય છે, છતાં તે વખતે વાણી આદિની અભિવ્યક્તિ ન હોવાથી તેમનાં નામની કલ્પના હોતી નથી.[૧૬-૧૮] જે પ્રદેશમાં એ સૂક્ષ્મ ચિદાત્માનું ભાન થાય છે, તેને દેશ કહેવામાં આવે છે. જ્યારે તેનું ભાન થાય છે, ત્યારે તે 'કાળ' કહેવાય છે અને જે ભાન થાય છે, તેને 'ક્રિયા' કહેવામાં આવે છે.[૧૯] જે કાંઈ ગુણ-ક્રિયા આદિ કલ્પનાના આધારરૂપે પ્રત્યક્ષ અનુભવમાં આવે છે, તેને 'દ્રવ્ય' કહેવામાં આવે છે, એમ વિદ્વાનોનું સમજવું છે. જે તેનો પ્રત્યક્ષ અનુભવ કરે છે, તે 'દ્રષ્ટા' કહેવાય છે. દ્રષ્ટાને દૃશ્યનો અનુભવ કરાવવામાં કારણરૂપ છે, તેને 'દર્શન' કહે છે. એ દર્શન પોતે સાધનરૂપ થઈ દ્રષ્ટાને દૃશ્યનો અનુભવ કરાવે છે.[૨૦] આમ ચિદાકાશની અંદર અસત્ય છતાં અનેક સ્થૂલભાવોની કલ્પના ખડી થઈ ક્રમે કરી દેખાય છે. તે દેશ-કાળ-વસ્તુ આદિના પરિચ્છેદવાળી (પરિમાણવાળી) છે અને આમ જોઈએ તો અનંત છે. વસ્તુતાએ તે ચિદાકાશની અંદર ચિદાકાશરૂપે જ રહેલ છે અને તેમાં દેશ-કાળ આદિનો કશો જ ક્રમ સંભવતો નથી.[૨૧] પ્રતીતિમાં આવતો સૂર્યાદિકનો પ્રકાશ જે વડે ચિદ્રૂપ જીવને પ્રત્યક્ષ અનુભવમાં આવે છે, તે ચક્ષુ ઇન્દ્રિય કહેવાય છે. આવી જ રીતે શ્રોત્ર આદિ ઇન્દ્રિયો માટે સમજી લેવું. આ વાત મેં તમને સંક્ષેપમાં કહી છે.[૨૨] ચિદ્રૂપ જીવને પોતાના સ્વરૂપની અંદર પ્રથમ પ્રતિભાસ થતાં શબ્દતન્માત્રા જ પહેલાં અનુભવમાં આવે છે. એ શબ્દતન્માત્રા આકાશનો ગુણ છે તેથી તે આકાશરૂપ છે.[૨૩] ચિદ્રૂપ જીવને આભાસરૂપે પ્રતીતિમાં આવતું આકાશ જ દૃઢ ભાવને પ્રાપ્ત થઈ જઈ સ્થૂલ દેહરૂપે પ્રતીતિમાં આવે છે અને તેની અંદર રૂપ આદિ વિષયના અનુસંધાનને લીધે પાંચ

ઇન્દ્રિયો પણ ઉદય પામે છે.[24] આમ દશ્ય શબ્દ આદિ વિષયોમાં ચિદ્રૂપ સૂક્ષ્મ જીવનું અનુસંધાન વારંવાર અનુભવરૂપે વૃદ્ધિ પામ્યા કરે છે અને તેને જ કાર્યપરત્વે જ્ઞાન–બુદ્ધિ ઇત્યાદિરૂપે પણ કહેવામાં આવે છે.[25] સંકલ્પ–વિકલ્પ આદિ કાર્યને યોગે તે મનરૂપ કહેવાય છે. 'અમુક હું છું અને અમુક મારું છે' એવા અભિમાનમાં અભિનિવેશ થતાં તે જ અહંકારપદ વડે કહેવામાં આવે છે. એવી રીતે એ ચિદ્રૂપ જીવ પોતે જ પોતાની મેળે દેશ–કાળ આદિ પરિમાણનો અંગીકાર કરી લે છે.[26] ચિદ્રૂપ જીવાત્માને જે કાળમાં પ્રથમ શબ્દ આદિ વિષયનું જ્ઞાન થાય છે, તે કાળ પાછળના ઉત્તરકાળની અપેક્ષાએ પૂર્વકાળ કહેવાય છે.[27] જે પ્રદેશ એક પ્રદેશના કરતાં ઉપરના ભાગમાં હોય છે, તેને નીચેના પ્રદેશની અપેક્ષાએ ઊર્ધ્વરૂપે તે જીવ કલ્પી લે છે. એ રીતે એ ચિદ્રૂપ જીવ દિશાઓનાં પણ દક્ષિણ, ઉત્તર આદિ અનેક નામોને ક્રમે કરી કલ્પી લે છે.[28] એ જીવચૈતન્ય પોતે જો કે આકાશના જેવું અસંગ, નિર્વિકાર અને ચિદ્રૂપ છે, તો પણ દેશ–કાળ–ક્રિયા–દ્રવ્ય ઇત્યાદિ શબ્દો અને તેના અર્થોરૂપે પણ તે પોતે જ વિવર્તભાવથી થઈ જઈ પ્રતીતિમાં આવે છે.[29] આમ એ જીવ પોતે ચિદાકાશરૂપ છે, છતાં ચિદાકાશરૂપે સર્વત્ર પ્રસરી રહેલા પોતાના અનુભવ વડે–પોતાની ચિત્સત્તાના વિવર્તને લીધે આતિવાહિક દેહરૂપ થઈ જાય છે.[30] એ ચિદ્રૂપ અણુજીવ ઘણા લાંબા કાળની ભાવના વડે પોતાના સ્વરૂપને તે આધિભૌતિક દેહરૂપ છે એમ પૂર્ણ નિશ્ચયથી માની લે છે.[31] જીવ પોતે ચિદાકાશરૂપ છે. તેણે પોતાના ચિદાકાશરૂપ સ્વરૂપની અંદર બધી કેવળ ભ્રાંતિકલ્પિત આડંબરજાળ વિવર્તરૂપે પાથરી દીધેલ છે. તે જાળ ઝાંઝવાના જળમાં પ્રતીતિમાં આવતા સત્ય જળની પેઠે કેવળ આભાસમાત્ર છે અને અસત્ય છતાં સત્યના જેવી લાગે છે.[32] આકાશની પેઠે અસંગ અને નિરાકાર એ જીવાત્મા પોતાના (માની લીધેલા) દેહની અંદર કોઈ જગ્યાએ મસ્તકની કલ્પના કરે છે, કોઈ જગ્યાએ ચરણની કલ્પના કરે છે અને કોઈ જગ્યાએ છાતી, પડખાં આદિ અવયવની કલ્પના કરે છે. વળી કોઈ જગ્યાએ તે ગ્રહણ, ત્યાગ, ભાવ અને અભાવ ઇત્યાદિ શબ્દની તથા તેના અર્થની કલ્પનાને પણ કલ્પી લે છે. એ જીવ કોઈ ઠેકાણે દેશ–કાળ આદિ સાથે જડાઈ ગયેલી નિયમિત (અમુક) આકારની કલ્પનાને પણ કલ્પી લે છે; ને તે કલ્પના વિષયરૂપે પોતાને અનુભવમાં આવે છે તથા ઇન્દ્રિયોના સમૂહ વડે જાણી શકાય છે. પછી એ અણુજીવ પોતાના મન વડે કલ્પી લીધેલા પોતાના આકારને હાથ, પગ આદિ બાહ્ય અવયવવાળો તથા ચિત્ત આદિ આંતર અવયવવાળો દેખે છે.[33–36] આ જ ક્રમ પ્રમાણે બ્રહ્મા ઉત્પન્ન થાય છે અને વિષ્ણુ ઉત્પન્ન થાય છે; રુદ્ર પણ એવી જ રીતે ઉત્પન્ન થાય છે અને કૃમિ પણ એવી જ રીતે ઉત્પન્ન થાય છે.[37] બાકી તત્ત્વદૃષ્ટિથી જોઈએ તો કશું જ ઉત્પન્ન થતું નથી. બ્રહ્મ શૂન્ય છે અને તે પોતાના શૂન્યસ્વરૂપની અંદર યથાસ્થિતપણે રહે છે. ચિદાકાશ ચિદાકાશની અંદર વિવર્તભાવથી ભ્રાંતિને લીધે જ એવા અનૃત આકારે પ્રતીતિમાં આવે છે.[38] વ્યષ્ટિશરીરના પ્રત્યેક હૃદયરૂપી કંદની અંદર ત્રૈલોક્યરૂપી લતાઓનું બીજ રહેલ છે. તે મુક્તિના દ્વારમાં પ્રતિબંધકરૂપે રહેલ વિષયસૃષ્ટિરૂપી મોટી સાંકળના આધારરૂપ છે ને સંસારરૂપી અસાર વરસાદના યોગથી વૃદ્ધિ પામે છે. કાર્યમાત્રના કારણરૂપ, કાળક્રિયા આદિને નિયમમાં રાખનાર અને સર્વના આદિરૂપ પરમપુરુષ આ રીતે પોતાની મેળે જ તત્ત્વદૃષ્ટિએ ઉત્પન્ન થતા નથી, છતાં અધ્યારોપદૃષ્ટિએ (જીવ–જગત–દેશ–કાળ–ક્રિયા આદિરૂપે) જાણે તે ઉત્પન્ન થઈ રહેલ હોય તેમ પ્રતીતિમાં આવે છે.[39,40] એ

ચિન્મય પુરુષનો દેહ પંચભૌતિક નથી, તેમ તેના શરીરની અંદર હાડકાં પણ નથી. વળી તેનો ભૌતિક દેહ નથી, તેથી કોઈ તેને મૂઠી મારી શકતું નથી.[૪૧] સૂઈ ગયેલા પુરુષનો આત્મા સ્વપ્નની અંદર સમુદ્ર, મેઘ, સંગ્રામ, સિંહ ઇત્યાદિના મોટા ધ્વનિરૂપે અનુભવમાં આવે છે, છતાં વસ્તુતાએ જોતાં તે શબ્દથી રહિત જ છે અને પોતાના સ્વરૂપમાં જ રહેલ છે. તે જ પ્રમાણે ચિન્મય પુરુષ પણ પ્રપંચરૂપે પ્રતીતિમાં આવે છે, છતાં તે પોતાના પ્રપંચરહિત સ્વસ્વરૂપની અંદર જ રહેલ છે.[૪૨] જાગી ગયેલા પુરુષને સ્વપ્નની અંદર જોવામાં આવેલો યોદ્ધાઓના કોલાહલનો અનુભવ સ્મરણમાં આવે છે, ત્યારે તે તેને અત્યંત અસત્ય પણ જણાતો નથી તેમ અત્યંત સત્ય પણ લાગતો નથી. તેવી જ રીતે આ દશ્યપ્રપંચ પણ સદ્રૂપ કે અસદ્રૂપ છે, એમ એક રીતે કહી શકાય નહિ. આમ તે અનિર્વચનીય રીતે રહ્યો છે.[૪૩] એ ચિન્મય વિરાટપુરુષની અંદર સર્વ પ્રપંચ માયામાત્ર છે તેથી તે મહાન આકારવાળો દેખાય છે અને અનેક લાખો યોજનો સુધી વિસ્તરેલો જણાય છે. આમ છતાં, તે સૂક્ષ્મ પરમાણુની અંદર રહેલો છે અને તેના એક રૂવાડામાં પણ ત્રણે લોકો રહેલા છે.[૪૪] જન્મ આદિ વિકારોથી રહિત એ ચિન્માત્ર પુરુષ અનેક કુળોરૂપે, શીલરૂપે અને ગુણરૂપે તથા સેંકડો કુળાચલરૂપે પ્રતીતિમાં આવે છે અને સેંકડો જગતરૂપે દેખાય છે, તો પણ (એ સર્વ માયામાત્ર હોવાથી) વડના ટેટા જેટલી જગાને પણ તે રોકતો નથી.[૪૫] તે કરોડો અને સેંકડો જગતરૂપે વિસ્તરેલા છે, તો પણ અણુમાત્ર છે. વસ્તુતાએ જોઈએ તો સ્વપ્નમાં દેખાતા પર્વતની પેઠે એ તત્ત્વ અણુમાત્ર દેશને પણ રોકતું નથી.[૪૬] એ જ ચિન્મય પુરુષ સ્વયંભૂ કહેવાય છે અને વિરાટ પણ તે જ કહેવામાં આવે બ્રહ્માંડના આત્મારૂપ પણ એ જ છે અને આ જગત તેના દેહરૂપ છે. બાકી, વસ્તુદષ્ટિથી જોઈએ તો તે સર્વ ચિદાકાશરૂપ જ છે.[૪૭] સનાતન પણ એ જ કહેવાય છે, 'રુદ્ર' સંજ્ઞા પણ તેની જ છે અને ઇન્દ્ર, ઉપેન્દ્ર, પવન, મેઘ, પર્વતોના સમૂહો વગેરે સર્વ તેના દેહરૂપ છે. પરમસૂક્ષ્મ ચિદાત્મા પ્રથમ પોતાના સ્વરૂપને વિવર્તરૂપે પ્રસારે છે અને પછી ચિત્તરૂપ થઈ જાય છે. તે પછી ક્રમે કરી તે વિશાળ આકારને ધારણ કરે છે અને પોતાના આત્માને 'હું જ બ્રહ્માંડરૂપ છું' એમ સમજે છે. તેમાં પવનરૂપી જે સ્ફુરણ ઊઠે છે, તેને સ્ફૂર્તિને લીધે 'સ્પંદ' કહેવામાં આવે છે. એ વિરાટપુરુષના પ્રાણની સ્ફૂર્તિ જ બ્રહ્માંડરૂપી આકાશની અંદર વાતસ્કંધરૂપે રહેલ છે.[૪૮-૫૦] જેમ આપણા શરીરની અંદર પ્રાણ અને અપાનનું સ્ફુરણ પ્રત્યક્ષ રીતે અનુભવમાં આવે છે, તેમ વિરાટના બ્રહ્માંડરૂપી શરીરમાં આકાશની અંદર જે પવન, રહેલ છે, તે વાતસ્કંધ કહેવાય છે.[૫૧] બાળક જેમ પોતાના મન વડે પિશાચને કલ્પી લે છે, તેમ એ વિરાટપુરુષે પોતાના ચિત્ત વડે તેજના કિરણને કલ્પી લીધેલ છે. તે તેજકિરણ મિથ્યારૂપ છે, છતાં સૂર્ય, ચંદ્ર, ગ્રહ અને નક્ષત્ર આદિના સ્થાનરૂપ થઈ રહેલ છે.[૫૨] વિરાટપુરુષના ઉદરમાં ઉદય પામેલા પ્રાણ-અપાનના પરાવર્તનરૂપી હીંડોળાને વાતસ્કંધ કહેવામાં આવે છે અને આ જગત વિરાટપુરુષના એક મોટા હૃદયરૂપ છે.[૫૩] પ્રત્યેક જીવની વાસનાથી જે કલ્પાયેલાં છે, જે કલ્પપર્યંત વ્યવહાર કરનારાં છે અને જે જગતની અંદર રહેલાં છે, તે સર્વ વ્યષ્ટિશરીરના પ્રથમ બીજરૂપ પણ એ જ છે.[૫૪] પ્રત્યેક જીવમાં રહેલી વાસનામાં બીજરૂપે રહેલા વિરાટપુરુષમાંથી જેમ બહાર બધા દેહો જગતને આકારે ઉત્પન્ન થયેલા દેખાય છે, તેમ પ્રત્યેક પુરુષના દેહની અંદર પણ વાસનામય એવાં અનેક બ્રહ્માંડો રહેલાં છે.[૫૫] જેમ સર્વના આદિબીજરૂપ હિરણ્યગર્ભની અંદર અનેક બ્રહ્માંડોને

ઉત્પન્ન કરનારી ચિત્સત્તા પ્રથમથી જ રહેલી છે, તેમ આ જીવની અંદર પણ હિરણ્યગર્ભની સંકલ્પને અનુસરી અનેક મનોમય બ્રહ્માંડોને ઉત્પન્ન કરનારી ચિત્સત્તા રહેલી જ છે.[૫૬] ચંદ્રમા, સૂર્ય અને પવન એ વિરાટપુરુષ કિંવા હિરણ્યગર્ભના વાત, પિત્ત અને કફરૂપ છે. ગ્રહ અને નક્ષત્રગણ એ હિરણ્યગર્ભના પ્રાણ દ્વારા બહાર આવનારાં થૂંકનાં ટીપાં છે.[૫૭] પર્વતોના સમૂહો એ વિરાટપુરુષના અસ્થિરૂપ છે અને મેરૂ એ વિરાટપુરુષના મેદરૂપ છે. પરંતુ એ વિરાટપુરુષનાં એ મસ્તક, ચરણ, ત્વચા અને બ્રહ્માંડના આવરણને આપણે દેખી શકતા નથી.[૫૮] હે પ્રિય રામચંદ્રજી! વિરાટ પોતે જ સંકલ્પરૂપ છે અને આ જગત તેનું એક અંગરૂપ છે, એમ તમે સમજો. ખરી રીતે જોતાં તો એ સર્વ કેવળ કલ્પનામાત્ર જ છે. આથી આકાશ, શૈલ, પૃથ્વી, સાગર આદિ સર્વ શાંત ચિદાકાશરૂપ જ છે.[૫૯]

वपुर्विराजो जगदंग विद्धि संकल्परूपस्य हि कल्पनात्म । आकाशशैलावनिसागरादि सर्वं चिदाकाशमतः प्रशान्तम् ॥ ५९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિરાટાત્મ-વર્ણન' એ નામનો સર્ગ ૭૩ મો સમાપ્ત

## सर्ग ७४ मो*

### 'વિરાટપુરુષનું' વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

तस्मिन् कल्पे तु संकल्पे तस्य यद्वपुरास्थितम् । शृणु तत्र व्यवस्थेयं विचित्राचारहारिणी ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! એ શિલામાં જોવામાં આવેલા બ્રાહ્મકલ્પરૂપી વિરાટના સંકલ્પને વિષે તેનું બ્રહ્માંડરૂપી શરીર રહ્યું છે. હવે વિચિત્ર આચારવ્યવહારથી ચિત્તહારી એવી તેની આ વ્યવસ્થા સાંભળો.[૧] વિરાટપુરુષનું ખરું વાસ્તવ સ્વરૂપ જોઈએ તો તે પરમ ચિદાકાશ જ છે; અને તે આદિ, અંત તથા મધ્યથી રહિત છે. બાકી, એ વિરાટપુરુષનું જગતરૂપી શરીર તો કાલ્પનિક છે અને તેથી અતિતુચ્છ છે.[૨] બ્રહ્મા પોતાના સંકલ્પ વડે ખડા થઈ ગયેલા બ્રહ્માંડના બહારના પ્રદેશમાં નિઃસંકલ્પ સાક્ષીચૈતન્યરૂપે જ રહેલ છે અને તે સંકલ્પ વડે બ્રહ્માંડને પોતાના શરીરરૂપે દેખે છે. આથી, વાસ્તવિક રીતે જોઈએ તો તે પણ પ્રકાશમય ચિદાકાશરૂપ જ છે.[૩] જેમ પક્ષી પોતાના ઈંડાના વિભાગ કરે છે, તેમ બ્રહ્મારૂપી હિરણ્યમય વિરાટ પુરુષે (હિરણ્યગર્ભે) પોતાના સંકલ્પથી પુષ્ટ થઈ રહેલા પોતાના હિરણ્યમય બ્રહ્માંડના બે પ્રકારે વિભાગ કર્યા.[૪] એ બ્રહ્માંડના બે ભાગમાંથી ઉપરના ભાગને તેણે આકાશરૂપે કલ્પી લીધો અને નીચેના ભાગને તેણે પૃથ્વીરૂપે કલ્પી લીધો. પરંતુ એ બન્ને ભાગ એ વિરાટપુરુષની દૃષ્ટિમાં પોતાના આત્માથી જરા પણ જુદા નથી. બ્રહ્માંડનો ઉપરનો ભાગ વિરાટના મસ્તકરૂપ કહેવાય છે, નીચેનો ભાગ (ભૂલોક) ચરણરૂપ કહેવામાં આવે છે અને વચમાં રહેલા આકાશનો મધ્યભાગ તેના નિતંબરૂપ છે.[૫-૬] છેટે છેટે રહેલા એ બન્ને લોકનો (ભૂલોક અને આકાશનો) વચલો ભાગ અતિ વિસ્તારવાળો છે, અનંત છે અને તે સર્વ મનુષ્યોને શૂન્ય તથા શ્યામ એવી આકાશરેખારૂપે જોવામાં આવે છે.[૭] સ્વર્ગલોક એ વિરાટપુરુષના વિશાળ તાળુરૂપ છે, તારાઓ તેના રુધિરબિંદુરૂપ છે અને વિરાટપુરુષના દેહની અંદર સુર, અસુર, નર આદિ જીવો, બુદ્ધિ તથા પ્રાણની અનેક વૃત્તિઓરૂપ છે. વિરાટ દેહની અંદર ભૂત, પ્રેત અને પિશાચ ૮.

* આ ચુમોતેરમા સર્ગમાં જે જે લોક વિરાટના અંશ અને અવયવરૂપ છે તથા જેવી રીતે વિરાટ પુરુષ તેની અંદર રહેલ છે તે સર્વ વિસ્તારથી વર્ણવવામાં આવશે.

સૂર્યલોક–ચંદ્રલોક આદિ ઉપરના લોકો વિરાટપુરુષના ઉપરનાં (ચક્ષુ આદિનાં) છિદ્રરૂપ છે અને બીજા યમલોક આદિ નરકસ્થાનો નીચેનાં છિદ્રોરૂપ છે.[૮૯] વિસ્તારવાળો નીચેનો બ્રહ્માંડખંડ પાતાળરૂપ રહેલો છે અને તે એ વિરાટપુરુષના ચરણતળરૂપ છે. નીચેના પાતાળતળના ભાગો વિરાટપુરુષના ગોઠણના રંધ્રરૂપ છે.[૧૦] જળ વડે ચંચળ દેખાતી ગુફાઓરૂપી અનેક રંધ્રોને ધારણ કરી રહેલી, કામ–રોગ જરા–મરણ આદિ વડે વ્યાકુળ અને સમુદ્ર તથા દ્વીપ વડે વીંટાયેલી પૃથ્વી એ વિરાટપુરુષના મધ્યમાં રહેલ બસ્તિ, જઘન તેમજ નિતંબભાગરૂપ છે.[૧૧] જળ વડે ખળખળાટ કરનારી નદીઓ વિરાટપુરુષના દેહની નાડીઓરૂપ છે. નદીઓમાં રહેલ જળ વિરાટની નાડીની અંદરના રસરૂપ છે. મેરુરૂપી કર્ણિકાને ધારણ કરી રહેલો જંબૂદ્વીપ વિરાટપુરુષના હૃદયકમળરૂપ છે.[૧૨] શૂન્ય દિશાઓ વિરાટપુરુષના કુક્ષિભાગ (પેટ)રૂપ છે. પર્વતો વિરાટપુરુષના યકૃત્ અને પ્લીહારૂપ છે. કોમળ, સ્નિગ્ધ અને વસ્ત્રના જેવા દેખાતા મેઘો વિરાટના મેદના સમૂહરૂપ છે.[૧૩] ચંદ્રસૂર્ય વિરાટપુરુષનાં લોચનરૂપ છે. બ્રહ્મલોક તેના મુખરૂપ ગણાય છે. ચંદ્રમાને વિરાટના વીર્યરૂપ કહેવામાં આવે છે. હિમાલય પર્વત વિરાટપુરુષના શ્લેષ્મરૂપ છે. અગ્નિલોક અને વડવાનલ વિરાટના મહાતીવ્ર એવાં પિત્તરૂપ છે. વાતસ્કંધમાં પ્રસિદ્ધ એવા (આવહ–નિવહ–પ્રવહ આદિ) મહાવાયુઓ એ વિરાટપુરુષના હૃદયમાં રહેનારા પ્રાણ–અપાનરૂપ છે.[૧૪,૧૫] કલ્પવૃક્ષોનાં વનો, બીજાં અનંત વનો, ઉપવનો અને પાતાળ આદિ કેટલાંક સ્થળોમાં પ્રસિદ્ધ રહેનારા સર્પસમૂહો વિરાટનાં રુંવાટાંના સમૂહરૂપ છે.[૧૬] બ્રહ્માંડનો ઉપરનો સઘળો વિશાળ ભાગ વિરાટના મસ્તકરૂપ છે. [બ્રહ્માં]ડના ઉપરના છેવટના ભાગમાં રહેલ જ્યોતિ[...]ી પ્રદીપ્ત શિખારૂપ છે.[૧૭] એ વિરાટપુરુષ પોતે જ (સમષ્ટિના) મનરૂપ છે, તેથી તેનું જુદું મન માનવાની કશી જરૂર રહેતી નથી. વિરાટનો આત્મા જ ભોગને માટે ભોગ્યવસ્તુને કલ્પી લઈ, પોતે ભોક્તારૂપ થાય છે, એવી કલ્પના પણ યોગ્ય નથી; કેમકે આત્મા તો અસંગ અને અદ્વિતીય છે. તે બીજો ભોગ્યપદાર્થ જ ન હોવાથી કોનો ભોક્તા થાય? શી રીતે તેમાં ભોક્તાપણું સંભવે? અને તેને ભોક્તા કેમ કહી શકાય?[૧૮] એ જ પ્રમાણે વિરાટપુરુષની જુદી ઇન્દ્રિયો પણ માનવાની કશી જરૂર નથી. કેમકે એ પોતે જ ઇન્દ્રિયરૂપ છે અને આપણામાં પણ ઇન્દ્રિયોનું જે અસ્તિત્વ છે, તે એમની કલ્પના વડે જ છે. વળી ઇન્દ્રિયોનો સમૂહ પણ કેવળ કલ્પનામાત્ર જ છે.[૧૯] અવયવ અને અવયવીરૂપે રહેનાર ઇન્દ્રિય અને ચિત્ત, એ બેમાં જરા પણ ભેદ નથી. જાણે એક જ શરીરવાળાં હોય, તેમ તે બન્ને પરસ્પર જોડાઈ રહેલા છે. (સ્વપ્ન આદિમાં આ અનુભવમાં આવે છે.)[૨૦] જગતનાં જે જે કાર્યો થતાં દેખાય છે, તે સર્વ વિરાટપુરુષના કાર્યરૂપ જ છે; કેમકે એ વિરાટપુરુષના સંકલ્પો જ વ્યષ્ટિરૂપે રહેલા સર્વ પુરુષને રૂપે પરસ્પર ભેદનું આરોપણ કરી લઈ સર્વ વ્યવહારને આકારે થતા દેખાય છે.[૨૧] સમષ્ટિરૂપી જગતનાં જન્મ અને મરણ તે જ એ વિરાટપુરુષનાં જન્મ–મરણરૂપ છે. પરંતુ આપણા વ્યષ્ટિદેહનાં જન્મ–મરણ એ કાંઈ વિરાટનાં જન્મ–મરણરૂપ નથી કેમકે એ વિરાટપુરુષ જ આ જગતની અંદર સમષ્ટિરૂપે રહેલ છે અને આપણા સંકલ્પરૂપ પણ તે જ છે. બીજો કોઈ નથી.[૨૨] વિરાટપુરુષની સત્તા વડે જ જગતની સત્તા છે અને વિરાટપુરુષનો અભાવ થાય છે, ત્યારે જગતનો પણ અભાવ થઈ જાય છે. જેમ પવન અને તેની ચલનશક્તિની સત્તા એક છે, તેમ વિરાટપુરુષ અને જગત એ બન્નેની પણ સત્તા એક જ છે.[૨૩] પવન અને તેની ચલનશક્તિની સત્તાનું જેમ ઐક્ય છે, તેમ

જ જગત અને વિરાટની સત્તાનું પણ ઐક્ય સમજવું. જે જગત છે તે જ વિરાટરૂપ છે અને જે વિરાટ છે તે જ જગતરૂપ કહેવામાં આવે છે.[૨૪] જગત, બ્રહ્મા અને વિરાટ એ સર્વ શબ્દો એકબીજાના પર્યાયવાચક છે, તે શુદ્ધ ચિન્માત્રરૂપે રહેનારા પરમાત્માના સંકલ્પમાત્ર જ છે.[૨૫]

**રામ બોલ્યાઃ**—ચિદાકાશરૂપ બ્રહ્મા જ પોતાના સંકલ્પના બળથી વિરાટરૂપ આકારને ધારણ કરી રહેલ છે, એમ ભલે હો. પરંતુ એ બ્રહ્મા જ પોતાના દેહની અંદર શી રીતે રહી શકે છે?[૨૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**—જેમ તમે પોતે તમારા પોતાના દેહની અંદર ધ્યાન વડે યથાસ્થિતપણે રહી શકો છો, તેમ સંકલ્પરૂપ બ્રહ્મા પણ પોતાના દેહની અંદર રહ્યા છે.[૨૭] વિવેકી પુરુષો પોતાના દેહને વિશે હૃદયદેશમાં લિંગશરીરરૂપ જીવનો અનુભવ કરે છે અને તેનું સ્વરૂપ ઉત્પન્ન થયેલા તે તે દેહની પેઠે પરિમિત આકારવાળું (અણુ) તથા દર્પણમાં પડેલા પ્રતિબિંબના જેવું આભાસરૂપ દેખાય છે.[૨૮] તમે પોતે પણ જ્યારે તમારા દેહની અંદર સારી રીતે સ્થિતિ રાખવાને શક્તિમાન છો, ત્યારે મહાસમર્થ અને ચિદાકાશના સંકલ્પરૂપ એ બ્રહ્મા પોતાના શરીરમાં કેમ સ્થિતિ રાખી શકે નહિ?[૨૯] જો સ્થાવર વૃક્ષ આદિ પોતાના બીજરૂપી દેહની અંદર રહી શકે છે અને જંગમ જીવો પણ પોતાના દેહની અંદર રહી શકે છે, તો પછી ચિદાકાશમાં કલ્પનારૂપે ખડા થઈ રહેલા સર્વશક્તિમાન બ્રહ્મા પોતાના દેહની અંદર કેમ રહી શકે નહિ?[૩૦] બ્રહ્મા પોતે ચિદાકાશરૂપ છે, તે બ્રહ્માંડને આકારે ભલે સાકાર હો અથવા ચિદાકાશરૂપે ભલે નિરાકાર હો; પરંતુ બન્ને પક્ષમાં તે બ્રહ્માંડની બહાર અને અંદર રહેલ છે. બાહ્યપણું અને આંતરભાવ, એ બન્નેની કલ્પના, સ્વરૂપવિચાર છોડી દઈએ તો જુદી લાગે છે, પણ તેની અંદર રહેલ ચિત્તત્ત્વમાં કશો પણ ભેદ નથી. વિરાટ બહાર બ્રહ્માંડરૂપે રહેલ છે અને અંદર હું, તમે ઇત્યાદિ વ્યષ્ટિ-સમષ્ટિરૂપે અને પંચભૂતરૂપે તથા ભૌતિક પદાર્થરૂપે રહેલ છે. તે પોતે સ્વસ્વરૂપની અંદર આત્મારામપણે રહ્યા છે, કાષ્ઠમૌનને ધારણ કરી રહ્યા છે અને પાષાણની પેઠે જડ છે. છતાં, તે ચિદ્રૂપે એકરસમય અને જડતારહિત ચૈતન્યરૂપે જ સર્વદા રહેલ છે.[૩૧,૩૨] વિરાટની પેઠે તત્ત્વજ્ઞ પુરુષ પણ પોતાની સ્થિતિ જાળવી રાખે છે. જેમ લતા, તૃણ અને કાષ્ઠપ્રતિમા વગેરેને પ્રથમ રજ્જુ આદિ વડે બાંધી રાખી પછી છોડી દેવામાં આવે, તો પણ તે કશું બોલ્યાચાલ્યા વિના મૌન ધારણ કરી રાખે છે, તેમ તત્ત્વજ્ઞ પુરુષ પણ કોઈના તરફથી માન-અપમાન થાય, તો પણ તે બાબતમાં આનંદ, ક્રોધ આદિ ભાવ ન બતાવતાં મૌન જ ધારણ કરી રાખે છે, જેમ જળના પ્રવાહને રોકી રાખવામાં આવે કે તોડી નાખવામાં આવે, તો પણ તે પોતાની પૂર્વસ્થિતિને છોડતો નથી, તેમ તત્ત્વજ્ઞ પુરુષ પણ નાના પ્રકારના કાર્યમાં પ્રવૃત્તિ કર્યા કરે, તો પણ શિલાના ગર્ભની પેઠે તે સદા શાંત ચિત્તવાળો અને નિર્વિકાર જ રહે છે.[૩૩]

आवेष्टितोज्झितलतातृणदारुपुंव
दुन्छब्द्मम्बुरयवच्च निरोपितांगः ।
नानाविधेऽपि विहरन्नपि कार्यजाले
तज्ज्ञःशिलाजठरशान्तमनस्क एव ॥ ३३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિરાટાત્મવર્ણન' એ નામનો સર્ગ ૭૪ મો સમાપ્ત**



## સર્ગ ૭૫ મો×

## બાર સૂર્યોની ઉત્પત્તિ અને પ્રલયાગ્નિનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

**अथाग्रस्थब्रह्मलोको ब्रह्मणि ध्यानशालिनि ।**
**निक्षिप्ताक्षः शनैर्दिक्षु दृष्टवानहमग्रतः ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ—પછી એ બ્રહ્મા ધ્યાનમાં નિમગ્ન થઈ ગયા અને હું પાસે રહેલા બ્રહ્મલોકને જોવા લાગ્યો. મેં ધીરે ધીરે દિશાઓમાં ચોતરફ આંખો ફેરવી જોવા માંડ્યું, તો મારી પાસે રહેલ પશ્ચિમ દિશાના મુખની અંદર મેં મધ્યાહ્ન સમયે પ્રસિદ્ધ રીતે ઉદય પામેલા બીજા સૂર્યનારાયણને જોયા. તે દિશાના મુખમાં જાણે કે દાહ ઉત્પન્ન કરતા હોય અથવા જાણે વનનો દાહ થતો હોય તેવા મહાજાજ્વલ્યમાન દેખાતા હતા.[૧-૨] ત્યાર પછી મેં નૈર્ઋત્ય ખૂણા તરફ જોયું, તો તેમાં પણ આકાશની અંદર પ્રકાશિત થઈ રહેલા અગ્નિલોકની પેઠે અને સમુદ્રમાં રહેનારા વડવાનલની પેઠે મહાપ્રકાશવાળા સૂર્યનારાયણ મારા જોવામાં આવ્યા.[૩] તેવી જ રીતે હું દક્ષિણદિશા તરફ જોવા લાગ્યો, તો તેમાં પણ મેં સૂર્યને દીઠા. તે જ પ્રમાણે અગ્નિખૂણામાં પણ સૂર્યનારાયણ મારા જોવામાં આવ્યા. પૂર્વદિશામાં પણ મેં સૂર્યને જોયા, ઈશાન ખૂણામાં પણ સૂર્યનારાયણ મારા જોવામાં આવ્યા, વાયવ્ય ખૂણામાં પણ સૂર્યનારાયણ મારા દેખવામાં આવ્યા અને ઉત્તરદિશામાં પણ હું જોવા લાગ્યો તો સૂર્યને મેં દીઠા. આ જોઈને હું અતિ આશ્ચર્ય પામ્યો.[૪-૫] હું એ જોવાથી વ્યાકુળ થઈ ગયો અને દૈવની પ્રતિકૂળતાનો તથા વિચિત્રતાનો વિચાર કરવા લાગ્યો; ત્યાં તો સમુદ્રમાંથી ઉત્પન્ન થતા વડવાનલની પેઠે પૃથ્વીમાંથી બીજા સૂર્યનો ઉદય થવા લાગ્યો.[૬] પછી આકાશના મધ્યભાગમાં ત્રણ સૂર્યનો ઉદય થયો. તેમાં અગિયારમા (આકાશના મધ્યભાગના વચમાંના) સૂર્ય તો એવા પ્રકાશવાળા હતા કે, જાણે બીજા સર્વ સૂર્યોનો તેજઃપુંજ એકત્ર થઈ ઉદય પામતો હોય એવા તે દેખાતા હતા.[૭] એ મધ્યમાં રહેલા સૂર્યનારાયણનું શરીર રુદ્રનું હતું. એ રુદ્ર ત્રણ ગુણોના સંબંધથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ હતા. એ રુદ્રમાં ત્રણ લોચનો દેખાતાં હતાં. એ રુદ્ર જ મહાપ્રદીપ્ત બાર સૂર્યના સમૂહરૂપે થઈ ગયા હતા અને અગ્નિ જેમ સુકાયેલા વનને બાળવા માંડે, તેમ તે સર્વ દિશાઓમાં પ્રબળપણે દાહને ઉત્પન્ન કરવા લાગ્યા. ત્યાં, જગતના ખંડોનું શોષણ કરવામાં ઉનાળાના દિવસોના જેવો મહાતીક્ષ્ણ જણાતો અગ્નિદાહ ઉદય પામ્યો હતો. તે દાહ અગ્નિ વિના જ માત્ર સૂર્યોના તેજ વડે ઉત્પન્ન થયો હતો અને તેમાં ધુમાડાના ગોટાઓ કે ઊંબાડિયાંઓ બિલકુલ હતાં જ નહિ. હે કમળનયન રામ! એ અગ્નિદાહ વડે મારાં અંગો જાણે દાવાનળથી બળતાં હોય એવાં ખિન્ન થઈ ગયાં, તેથી એ પ્રદેશને છોડી દઈ હું દઢ હાથના આઘાતથી ઊંચા ઊછળેલા દડાની પેઠે આકાશમાં ઊંચો ચડી ગયો. એ આકાશના ઊર્ધ્વભાગમાં રહીને મેં દશે દિશાઓમાં તપ્યા કરતા અને પ્રચંડ તેજવાળા એવા બાર સૂર્યનારાયણના સમૂહને ઊગેલો જોયો. વળી, એ દિશાઓની અંદર તારાઓવાળા આકાશમાં વ્યાપ્ત થઈ રહેલી જાણે કોઈ જ્વાળા હોય તેવું મહાદેદીપ્યમાન ચપળ નક્ષત્રચક્ર મારા જોવામાં આવ્યું.[૮-૧૩] એ બાર સૂર્યનારાયણનો સમૂહ જાણે સાત સમુદ્રના આડંબરને મથતો હોય અને મોટા કડકડાટના શબ્દો ઉત્પન્ન કરતો હોય એવો દેખાતો હતો. ત્યાં લોકોની અંદર અને અનેક નગરોની અંદર જ્વાળાવાળાં ઊંબા-

× આ પંચોતેરમા સર્ગમાં બ્રહ્મા ધ્યાનપરાયણ થઈ રહેતાં બાર સૂર્યોની ઉત્પત્તિ વિષે કહેવામાં આવશે સર્વ જગતને બાળીને ભસ્મ કરનારા પ્રલયાગ્નિનું વર્ણન કરવામાં આવશે.

ડિયાં ધટ્ટપણે દેખાતાં હતાં.[૧૪] સૂર્યની જ્વાળા-રૂપી ધાટાં રાતાં વસ્ત્રોના આડંબરને લીધે પર્વતો સિંદૂરના જેવા લાલ રંગના દેખાતા હતા. મોટા લોકપાલોનાં નગરો સૂર્યોના પ્રકાશને લીધે દિશા-ઓરૂપી વસ્ત્રોમાં સ્થિર વીજળીઓના જેવાં દેદીપ્ય-માન દેખાતાં હતાં.[૧૫] અનેક નગરોના સમૂહો સૂર્યનો પ્રચંડ દાહ લાગતાં કડકડાટ અવાજ કરી નષ્ટ થઈ જતા હતા. શિલાના જેવા ધાટા, પૃથ્વીમાંથી બહાર નીકળેલા અને દંડને આકારે દેખાતા ધુમાડાઓના ગોટાઓથી તથા સૂર્યોના પ્રચંડ તેજથી ભૂલોકરૂપી મંડપ જાણે હજારો કાચોના સ્થંભો વડે સુશોભિત હોય એવો દેખાતો હતો. આખું જગત સૂર્યોના તાપ વડે બળ્યા કરતાં પ્રાણીઓનાં અને પૃથ્વી આદિ મહાભૂતોનાં ઊંચાં આક્રંદો વડે અતિ ઘોઘરા અવાજવાળું બની ગયું હતું.[૧૬-૧૭] પ્રાણીઓનાં, ભૂલોક આદિ લોકોનાં અને તેની અંદર આવી રહેલાં નગરોનાં પતન થતાં હતાં તેથી ફાટી પડતા અનેક પદાર્થોના અવાજથી સઘળી સૃષ્ટિ મહા-ભયંકર આકારને ધારણ કરી રહી હતી. આકાશ-માંથી અશ્વિની આદિ નક્ષત્રો ગરતાં હતાં, તેથી તેના અભિઘાતથી પૃથ્વીની અંદર રહેલાં રત્નોનું ઘર્ષણ થતું હતું.[૧૮] વસ્તીના સમૂહને અત્યત દાહ લાગ્યો હતો, તેથી સર્વ સ્થળોમાં અને પોતપોતાનાં ઘરોમાં મનુષ્યો દોડાદોડ કરી રહ્યાં હતાં. ક્ષીણ થઈ મૃતતુલ્ય થઈ રહેલા અને આક્રંદ-પૂર્વક સળ્યા કરતા પ્રાણીઓના સમૂહોને લીધે દિશાઓના તટો દુર્ગંધવાળા થઈ ગયા હતા.[૧૯] મહાસાગરની અંદર જળમાં રહેલાં જળચર પ્રાણીઓ સૂર્યોના પ્રચંડ તાપથી તપી ગયાં હતાં અને તેઓ ચારે બાજુ ખિન્ન થઈ ગયેલાં દેખાતાં હતાં. સર્વ દિશાઓમાં પ્રસરી ગયેલા અગ્નિથી (સૂર્યના દાહ વડે) અનેક નગરો બળી ગયાં હતાં અને તેમને વિષે રોવાનો અવાજ પણ શાંત થઈ ગયો હતો.[૨૦] વીખરાઈ ગયેલા અને દગ્ધ થઈ ગયેલા દિગ્ગજોના સ્તંભ જેવા દાંતો વડે દિશાઓના અંતના પર્વતો ટકી રહ્યા હતા. પર્વતોનાં ગુફાઓરૂપી છિદ્રોમાં ધુમાડાના ગોટાઓનાં ફૂંડાળાં પ્રસરી રહ્યાં હતાં.[૨૧] કડ-કડાટ કરી પડતા પર્વતોને લીધે અનેક નગરોના સમૂહો ચૂર્ણચૂર્ણ થઈ જતા હતા અને બળી જતા દેખાતા હતા. સૂર્યોના દાહથી બળી જઈ પાકી ગયા જેવા થઈ ગયેલા હાથીઓના શબ્દોથી મોટા પર્વતો ગાજી રહ્યા હતા.[૨૨] તાપ વડે તપી ગયેલાં અને ઊછળ્યા કરતાં પ્રાણીઓ વડે સમુદ્રો અને પર્વતો જાણે જ્વરિત (તાવવાળા) થઈ રહ્યા હોય એવા દેખાતા હતા, વિદ્યાધરીઓનાં હૃદયો સૂર્યના પ્રચંડ તાપથી ફાટી જતાં હતાં અને તેઓ બલ-હીન થઈ જઈ, આકાશમાંથી નીચે પડતી હતી.[૨૩] એ સૂર્યોના પ્રખર દાહ થવાના સમયમાં કેટલાંક પ્રાણીઓ બરાડા પાડીને અને કેટલાંક રુદન કરીને થાકી ગયાં હતાં. વળી ત્યારે કેટલાંક તો યોગબળથી બ્રહ્મરંધ્રને ફોડી ઊર્ધ્વ લોકમાં જઈ અમરપણું મેળવતાં હતાં. નાગલોકમાં બળ્યા કરતી સૂર્યના તાપની જ્વાળા વડે હેઠ પાતાળ સુધી આખો ભૂલોક તપી ઊઠ્યો હતો.[૨૪] સૂર્ય-નારાયણોના તાપથી સમુદ્રો સુકાઈ ગયા હતા, તેથી તેમને વિશે સદાકાળ રહેનારાં ઝૂડ આદિ જળચર પ્રાણીઓ દાઝી ઊઠીને તરફડિયાં મારતાં હતાં. એ દેખાવ બહુ જ ભયંકર દેખાતો હતો. જળરૂપી ઇંધનના અભાવને લીધે વડવાનળ કેમ જાણે હજારો પ્રકારે ઊંચે ઊડતો હોય, તેમ આકાશમાં જઈ નૃત્ય કરતો હતો અને આકાશની અપ્સરાઓને ઝડપી લેતો હતો. આમ પ્રલયાગ્નિ ચારે તરફ પ્રકટ થયો હતો. તે પ્રકાશમાન એવાં જ્વાળાઓરૂપી કેસૂડા રંગનાં વસ્ત્રો વડે સુશોભિત હતો અને ચપળ ઊંબાડિયાંરૂપી પુષ્પોવાળો હતો. ઊંચે અવાજે ફાટતા વાંસ વગેરેના સ્વર વડે તે નાના પ્રકારના વાદ્યના આડંબરને ધારણ કરી રહ્યો હતો અને શૌર્યથી જુસ્સામાં આવી જઈ

બોલનારા મોટા યોદ્ધાની પેઠે મહાવિકરાળ થઈ રહ્યો હતો. તેને જ્વાળાઓરૂપી ઊંચા હાથ હતા અને ધુમાડારૂપી કેશ હતા. જગતરૂપી જૂની કોટડીમાં તે નટની પેઠે નાચતો હતો અને જાણે તાંડવનૃત્ય કરવા તૈયાર થયો હતો. એમાં અનેક વનના સમૂહો, પુરો, નગરો, મંડળો, દ્વીપો, ગઢો, જંગલો, સ્થળો અને પાતાલ આદિ સ્થાનો એ સર્વ બળવા લાગ્યાં હતાં. તેમાં ભૂલોક ઉપરનું મહાવિશાળ આકાશ, દશ દિશાઓ અને સ્વર્ગલોકનો ઉપરનો ભાગ પણ બળવા માંડ્યાં હતાં. ત્યારે ખાડાવાળા, રેંટનાં યંત્રોવાળા અને મોટા મહેલોવાળા દિશાઓના તટોમાં પણ દાહ થવા લાગ્યો હતો. પર્વતોનાં શિખરો, તેની અંદર રહેનારા સિદ્ધોના સમૂહો, પર્વતો, સાગરો, મહાસાગરો, તળાવો, નદીઓ, તળાવડીઓ, દેવતાઓ, અસુરો, મનુષ્યો અને સર્પો વગેરે પણ ત્યારે બળવા લાગ્યાં હતાં. ત્યાં દિશાઓ તેની અંદર રહેલા પુરુષો સાથે છણછણાટ કરતી બળવા લાગી હતી.[૨૫-૩૧] જ્વાળાઓના સમૂહોરૂપી ઉજ્જવળ કેશને ધારણ કરી રહેલી દિશાઓ ભયંકર શબ્દોથી તથા ઘણી ભસ્મ વડે પરસ્પરને વિક્ષેપ ઉત્પન્ન કરી રહી હતી. આથી તેઓ જાણે ધૂળ અને પાણી વગેરે છાંટી પરસ્પર રમત કરતી કોઈ દુષ્ટ રાક્ષસીઓ હોય એવી દેખાતી હતી.[૩૨] મોટા ખાડાઓની અને પર્વતોની તથા પૃથ્વીની ગુફાઓમાંથી જ્વાળાઓ નીકળવા લાગી અને એ જ્વાળાની અંદર રહેલી સમસ્ત પ્રાણીઓની જાતિઓ ઝાળને લીધે લાલ વર્ણની થઈ ગઈ.[૩૩] સંપત્તિ વિનાની શૂન્ય થઈ ગયેલી દિશાઓ તત્કાળ નીકળેલા રક્તવર્ણાં અને સિંદૂરવર્ણાં વાદળાંના જેવા જ્વાળાસમૂહથી સ્થળકમળમાં રહેનારા ભ્રમરાઓના જેવી સુશોભિત દેખાતી હતી.[૩૪] ધગધગતા અને જગતની અંદર ફેલાઈ રહેલા ...ાઓના સમૂહો વડે આકાશ જાણે રાતાં ... કે સંધ્યાનાં વાદળાંઓ વડે વ્યાપ્ત થઈ રહેલ હોય તેવું દેખાતું હતું.[૩૫] વળી, વિકસિત થઈ રહેલાં અને ઊંચે ઊડેલાં કેસૂડાનાં વનોથી તે આકાશ જાણે વીંટાઈ રહ્યું હોય એમ જણાતું હતું. એવી જ રીતે સમુદ્રો વડવાનળ વડે વીંટાઈ રહેલા હતા અને જાણે અશોકનાં વનો વડે વીંટાઈ રહેલા હોય તેમ જણાતા હતા.[૩૬] વળી, તેઓ જાણે સ્થળકમળ વડે સુશોભિત હોય અથવા જાણે બાલસૂર્યોના સમૂહો વડે વ્યાપ્ત થઈ રહ્યા હોય એવા દેખાતા હતા. વનોમાં સતેજ થઈ રહેલો દાવાનળ મોટા મહેલોની નીચે ચિત્રમાં આલેખેલા જૂઠા અગ્નિને જાણે યથાર્થ કરવા ધારતો હતો અને નાના પ્રકારની બળતી જ્વાળાઓના ધુમાડાના ગોટાઓ સાથે બંધાઈ ગયો હતો. આમ, તે હજારો ફણાઓથી વીંટાઈ રહેલા શેષનાગની પેઠે અતિ વિસ્તારવાળો થઈ જતો હતો.[૩૭,૩૮] વિંધ્યાચળ સૂર્યના ઉદય-અસ્ત આદિના સંબંધથી રહિત થઈ ગયો હતો. સહ્યાદ્રિ ધીરે ધીરે જાણે ક્ષોભને પામ્યો હોય તેમ દેખાતો હતો અને અંગારાના જેવી તપ્યા કરતી શાખાઓવાળાં તથા જ્વાળા વડે યુક્ત એવાં વનોના તાપને લીધે તે અસહ્ય થઈ ગયો હતો. ત્યાં વચમાં વચમાં બહુ જ કાળા દેખાતા અને ભમ્યા કરતા ધુમાડારૂપી ભમરાઓથી શોભી રહેલું તેમજ ધુમાડાવાળી જ્વાળારૂપી કમળોથી શ્યામ થઈ ગયેલું આકાશ મોટા સરોવરના જેવું દેખાતું હતું. ધૂમકેતુરૂપી કેશને ધારણ કરી રહેલી નાશરૂપી નટડીઓ અગ્નિની શિખાઓરૂપી શિખરને મુકુટમાં ધારણ કરી રહી હતી અને તેઓ પર્વતોની ગુફાઓમાં રહેલા ખાલી ભાગમાં, પર્વતોનાં શિખરોમાં તેમજ શૂન્ય આકાશમાં નીરસતાથી નૃત્ય કર્યા કરતી હતી. બ્રહ્માંડના ઊર્ધ્વભાગરૂપી કપાટને ધારણ કરી રહેલી પૃથ્વીને નીચેના ભાગમાં અગ્નિની જ્વાળા લાગી રહી હતી, તેથી તે કૂદકા મારતા જીવોના સમૂહોરૂપી અનેક બીજોને શેકવાના પાત્રરૂપ

થઈ ગઈ હતી. વળી એ પ્રલયકાળના સમયમાં છાતી ફૂટી રહ્યા કરતી જગતની લક્ષ્મીના હૃદયભાગમાં રહેલા પોંચામાં નાના પ્રકારના દ્વીપોના ભેદને લીધે જુદીજુદી જાતની દેખવામાં આવતી મૃત્તિકાથી, સાત સમુદ્રોરૂપી જળોથી અને તેમની અંદર વ્યાપ્ત થઈ રહેલા અગ્નિથી આ પૃથ્વી જુદીજુદી જાતના વર્ણોરૂપી મણિમય મુખ વડે રાતી જણાતી હતી અને જાણે સુવર્ણની ઝમઝમાટ કરતી કંકણોની પંક્તિ હોય એવી દેખાતી હતી. ત્યારે પર્વતો ચટચટ અવાજ કરી ફાટી જતા હતા અને વૃક્ષો કડકડાટ અવાજની સાથે નીચે પડતાં હતાં.[૩૯-૪૪] દેશો હાહાકારના અવાજની સાથે સાવ ઉજ્જડ થઈ જતા દેખાતા હતા. સૂર્યોના પ્રચંડ તાપથી સમુદ્રો ઊકળી રહ્યા હતા અને તેથી તેઓ વિચિત્ર આકારને ધારણ કરી રહ્યા હતા. ફીણોના ગોટાઓ ઊછળવાથી પુષ્ટ જણાતા એ સમુદ્રો સૂર્યનારાયણમાં પ્રતિબિંબિત થઈ રહેલા પોતાના મુખભાગ સુધી ઠેઠ પહોંચી જતા હતા અને પોતાના તરંગોરૂપી હાથોને ભટકાવતા હતા. તેમાં સમુદ્રપ્રદેશમાં આવેલા પર્વતો એકબીજામાં ગૂંથાઈ રહેલા તરંગોના ઝપાટાથી હાલી ગયા હતા અને ઘસાઈ જઈ છેવટ પૃથ્વીના જેવા સપાટ થઈ ગયા હતા. સમુદ્રો જડ માણસોની જેમ ક્રોધે ભરાઈને એ પર્વતોને પોતાના તરંગોરૂપી હાથો વડે ગળી જતા હતા. કોઈ ઠેકાણે પર્વતોના તટોમાં જ્વાળાઓ પરસ્પર પછડાતી હતી તેથી અગ્નિનો તડતડાટ અવાજ ઊઠતો હતો અને એ દિશાઓ તથા આકાશને ગળી ગયેલા સમુદ્રોના ગડગડાટનું અનુકરણ કરતો હતો. દશે દિશાઓમાં લોકપાલોનાં પુરો પડી જઈ ભસ્મ થઈ ગયાં હતાં. આથી તે દિશાઓ જાણે તપેલા અંગારાવાળી-પર્વતોરૂપી ભીંતોને ધારણ કરી હતી અને ઉન્મત્તની પેઠે આકુળવ્યાકુળ થઈ રહેલી દેખાતી હતી.[૪૫-૪૮] જેમ તડકો લાગવાથી હિમ ગળવા માડે છે, તેમ સુવર્ણના રસરૂપ અને અતિ રમણીય આકારવાળો મેરુપર્વત પણ પોતાની તળેટીમાં આવેલા મોટા મોટા પર્વતો, વૃક્ષો, ઘરો અને ગુફાઓ વગેરે સાથે તે પ્રલયાગ્નિથી ધીરે ધીરે ગળતો દેખાતો હતો. સર્વ સ્થિતિમાં અંદર શીતળ રહેનારો શુદ્ધ સજ્જન પુરુષ જેમ દુર્જનનો સંપર્ક થતાં તાપ વડે ગલિત થઈ જાય, તેમ હિમાલય પણ સૂર્યના તાપરૂપી અગ્નિ લાગવાથી ક્ષણમાત્રમાં લાખની જેમ ઓગળી જતો હતો. એ પ્રલયકાળમાં પણ મલયાચલ પોતાના નિર્મળ સુગંધને ધારણ જ કરી રહ્યો હતો; કેમકે ઉદાર ચિત્તવાળો પુરુષ પોતાનો નાશ થઈ જાય તો પણ પોતાની અંદર રહેલા ઉત્તમ ગુણને કદી પણ છોડી દેતો નથી. મહાન પુરુષ નાશ પામી જાય, તો પણ તે બીજાઓને હર્ષ જ ઉપજાવે છે, કદી ખેદ કરાવતો નથી.[૪૯-૫૨] એ નિયમ પ્રમાણે ચંદન જો કે બળી ગયું હતું, તો પણ તેણે જીવતા રહેલા બીજા પુરુષોને આનંદ જ આપ્યો હતો. જે વસ્તુ ઉત્તમ હોય તે કોઈ દિવસ અધમતાને પામતી જ નથી.[૫૩] આ રીતે, સુવર્ણ જોકે પ્રલયાગ્નિથી બળી ગયું હતું, તો પણ સાવ નાશ પામીને તે અન્ય સ્વરૂપને પામ્યું નહોતું. સર્વનો નાશ થઈ ગયા છતાં નાશને ન પામેલાં સુવર્ણ અને આકાશ એ બન્નેનું સ્વરૂપ જ ખરેખર વખાણવા યોગ્ય છે; કેમકે પ્રલયકાળના એ અગ્નિમાં એક સુવર્ણ અને બીજું આકાશ એ બે જ માત્ર અવિનાશી રહ્યાં હતાં. આકાશ વ્યાપક હોવાથી તેનો નાશ થયો ન હતો અને સુવર્ણનો મેલ બળી જવાથી તે શુદ્ધ સ્વરૂપે અક્ષય રહ્યું હતું.[૫૪,૫૫] આવી જ રીતે રજોગુણ અને તમોગુણરૂપી મેલથી રહિત એવો શુદ્ધ સત્ત્વગુણ જ બ્રહ્માનંદનો અનુભવ કરાવે છે, તેથી તે જ એક સુખના સાધનરૂપ છે, એમ હું માનું છું. રજોગુણથી કે તમોગુણથી

ખરું સુખ કદી પણ મળતું જ નથી. મોટાં વાદળાં ઓરૂપી પર્વતોને બાળી નાખનારો અને ધુમાડાના ગોટાઓવાળી મોટી જ્વાળાઓને ધારણ કરી રહેલો પ્રલયાગ્નિરૂપી વરસાદ, પવનના ઝપાટાથી ઊંચાં ઊછળ્યાં કરતાં મોટાં વનોની પેઠે આકાશમાં ચોતરફ પસરી જતો હતો અને ચોતરફ અંગારાની વૃષ્ટિ કરી રહ્યો હતો. હે રામચંદ્રજી ! સૂર્યની ગરમીથી પાણી અત્યંત સુકાઈ ગયું હતું. તેથી નિર્જીવ જેવા થઈ રહેલાં અને વિશાળ આકારને ધારણ કરી રહેલાં અંડજ તથા જરાયુજ આદિ પ્રાણીઓની તેમજ બળી જવાને લીધે આકાશવૃક્ષના જેવાં શૂન્ય તથા નામમાત્રરૂપે રહેલાં અથવા તો આર્દ્ર, છતાં પ્રલયાનલની જ્વાળાથી બળાત્કારે બળી ગયેલાં વાદળાંઓની ભસ્મ પણ તત્ત્વવેત્તા પુરુષના દોષની ભસ્મની જેમ કોઈ જગ્યાએ જોવામાં આવતી ન હતી. પ્રકટ થયેલો પ્રલયાગ્નિ હજી કૈલાસ સુધી પહોંચ્યો ન હતો, તેટલામાં તો પ્રલયને લીધે કોપ પામેલા રુદ્રે જ તેને પોતાના નેત્રાગ્નિ વડે બાળી નાખ્યો. દાહને લીધે ફાટતાં અનેક વૃક્ષોના તથા મોટી શિલાઓના કડકડાટના અવાજવાળા પર્વતો, લાકડીઓ, પહાણાંઓ ને ઢેફાંઓના સમૂહોથી જાણે પરસ્પર યુદ્ધ કરતા હોય એવા દેખાતા હતા. વળી એ પર્વતો ઉપર અગ્નિની ઘાટી જ્વાળાઓ બળતી હતી તેથી તેમનાં ઉપરનાં શિખરો ચલાયમાન થઈ જતાં હતાં અને તેઓ જાણે આકાશની અંદર સ્થૂળ કમળોનાં વનો વિકસ્યાં હોય એવાં દેખાતાં હતાં. ભૂમિ અહીં આગળ કોઈ કાળે સૃષ્ટિ હતી, એવા સ્મરણાવશેષને પામી ગઈ અને પ્રલય જાણે મૂર્ખોને જગતની અસારતાનું સ્મરણ કરાવતો હોય તેમ પ્રત્યક્ષરૂપે જોવામાં આવવા લાગ્યો. તાપ અને ઉપતાપને ઉપજાવનારા તથા બીજાઓને માર- જ તત્પર થઈ રહેલા અગ્નિઓએ સસલા- ડાંની પેઠે જગતોનો અત્યંત અભાવ કરી દીધો.[૫૯–૬૩] આમ ખરેખરો પ્રલયકાળ મંડાયો, એટલે પ્રલયકાળના વાયુઓ અગ્નિઓમાંથી બહાર આવીને જાણે દિશાઓને ચાટતા હોય તેમ વાવા લાગ્યા. તે વાયુઓ વજ્રપાત વડે અનેક પ્રાણીઓનાં અંગોને પીડા કરતા હતા, તેઓ પોતાનામાં ઘૂમ્યા કરતાં અગ્નિનાં ઊંબાડિયા વડે જાણે ક્ષુદ્ર વૃક્ષોની હારો જ ખડી થઈ હોય એવા દેખાતા હતા અને તેઓ દેવતાઓની પંક્તિઓને નિર્મૂળ કરી ઉખેડી નાખતા હતા. વળી, ત્યાં બીજા વાયુઓ વેગપૂર્વક વાવા મંડ્યા. તેઓ ચપળ તથા જ્વાળાઓરૂપી પલ્લવો વડે વિકસિત થઈ રહેલાં અગ્નિમય વૃક્ષોનાં વનોમાં પ્રકટ થયેલી તથા ભસ્મના સંપર્કવાળી ગરમીથી આકાશમાં વ્યાપી રહ્યા હતા. તેઓ ફરતાં ઊંબાડિયાંના પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થયેલી અંગારાઓની ગૌર કાન્તિને ધારણ કરી રહ્યા હતા. વળી, તેઓ કાજળરૂપે નીચે પડતી તથા અગ્નિમય શિખરોના મધ્યમાં શોભી રહેલી કાજળવર્ણી જ્વાળાઓની પંક્તિ વડે શ્યામ દેખાતા હતા અને તેઓ આખા જગતમાં અગ્નિને પસારી દેવાથી વખાણવા યોગ્ય વેગને ધારણ કરનારા હતા.[૬૪,૬૫]

व्यालोलस्फुटदानलद्रुमवनप्रोद्भूतभस्मोष्मणा दत्ताभ्राभ्रमदुल्मुकाहतिवहत्त्सांगारगौरार्चिषः। अश्यत्पावकशृंगमध्यविलसज्ज्वालावलीश्यामला निःशेषाग्निनिकाशसुस्तवजवा वेगेन वाता ववुः ॥ ६५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહાકલ્પાંતાગ્નિવર્ણન' એ નામનો સર્ગ ૭૫ મો સમાપ્ત**



## સર્ગ ૭૬ મો×

### પ્રલયના મેઘથી અગ્નિ શાંત થવાનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

अथ कल्पांतमरुति वहत्यवधुताचले ।
चलेनांभोधिकल्लोलैर्नभस्यावर्तकारिणि ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ**—પછી પર્વતોને કંપાવનારો અને પોતાના બળ વડે સમુદ્રના તરંગોથી આકાશની અંદર ચકરીઓમાં ઘૂમનારો પ્રલયકાળનો પવન વાવા લાગ્યો, સમુદ્રો ચિહ્ન વિનાના થઈ ગયા, વરસાદે પોતાની મર્યાદા છોડી દીધી, ધનવાન લોકો ધનહીન થઈ ગયા, ભૂલોકના જીવો જળના અભાવને લીધે ઉપદ્રવ વડે જ ભાગવા માંડ્યા અને જગતમાં રાજા ન હોવાથી તેનો કરનો ભાગ પણ નીકળી જઈ આખું જગત અગ્નિની આહુતિરૂપ થઈ પડ્યું. વળી, કાળયોગથી પાતાળનો પણ નાશ થઈ ગયો, વિદ્યમાનરૂપે દેખાતો સ્વર્ગલોક સૂર્યના તાપરૂપી અગ્નિ વડે ભસ્મરૂપ થઈ ગયો, સર્વ સૃષ્ટિવર્ગ છિન્ન-ભિન્ન દશાને પ્રાપ્ત થયો અને સર્વ દિશાઓનો સમૂહ શોકના જ એક નિવાસરૂપ થઈ પડ્યો. તે સમયે અહંકારી દૈત્યોના સમૂહની પેઠે આકાશની અંદર ક્યાંયથી પુષ્કરાવર્ત્ત નામના પ્રલયમેઘોએ પોતાનો ગડગડાટ આરંભ્યો. એ અવાજ બ્રહ્માએ પોતાનો બ્રહ્માંડ લોક સમેટી લીધો, ત્યારે તેની પડી ગયેલી ભીંતના અવાજ જેવો મહાભયંકર હતો. વળી એ અવાજ એકબીજામાં પછડાઈ ઉછાળા માર્યા કરતા મહોન્મત્ત સમુદ્રોના અવાજ જેવો સંભળાતો હતો.[૧-૬] લોકોમાં, સમુદ્રોમાં અને નગરોમાં પડછંદારૂપે પ્રસરી રહેલા પોતાના મોટા કોલાહલ વડે એ શબ્દ મહાક્લેશથી પણ સહન ન કરી શકાય એવો લાગતો હતો. વળી, કુલાચળ પર્વતની સમીપના પર્વતોની કે તેની શાખાઓની સાથે સંબંધ રાખી રહેલા દાવાનળના ઉગ્ર શબ્દો તેમાં ભળી ગયા હતા, તેથી એ શબ્દ ઘોઘરો સંભળાતો હતો. એ શબ્દથી બ્રહ્માંડરૂપી શંખનું જઠર પુરાઈ ગયું હતું, તેથી એ અવાજ જાણે અંદર (બ્રહ્માંડમાં) ઘટ્ટપણે પથરાઈ રહ્યો હોય તેવો જણાતો હતો. એ શબ્દ સ્વર્ગલોક, પૃથ્વી, આકાશ અને પાતાળ એ સર્વ ઠેકાણે અત્યંત ફેલાઈ રહ્યો હતો, તેથી તે જાણે ચારે કોર શાખાઓથી વ્યાપ્ત થઈ રહ્યો હોય એવો લાગતો હતો. વળી એ શબ્દ એકબીજાથી અત્યંત છેટે પડેલી દિશાઓરૂપી ભીંતોનું જાણે લીલા વડે ઘર્ષણ કરવાને તૈયાર થઈ રહ્યો હોય એમ જણાતો હતો. મહાપ્રલયમાં સાતે સમુદ્રો ભેગા થતાં સિદ્ધ થયેલા પીણાનો સ્વાદ લેવામાં જાણે એ શબ્દ તૃષ્ણાવાળો હોય એમ જણાતું હતું.[૭-૯] એ શબ્દનો એવો તો વિચિત્ર આડંબર હતો કે દિગ્વિજય કરવાને નીકળેલા પ્રલયરૂપી ઇન્દ્રના મદોન્મત્ત ઐરાવત હાથીની જાણે ગર્જના થતી હોય એમ જણાતું હતું. પ્રલયપર્યંત (પુરાઈ રહેવાથી) ક્ષોભને પામી રહેલા મેઘરૂપી સમુદ્રોનો જાણે એક જ સમયે બહાર આવેલો ઘાટો અવાજ હોય એવો તેનો દેખાવ હતો.[૧૦] એ શબ્દ મહાપ્રલયમાં ક્ષોભ પામેલા ક્ષીરસાગરના મંથનના શબ્દનું અનુકરણ કરતો હતો. વળી એ શબ્દ બ્રહ્માંડરૂપી મોટા રેંટમાં ગડગડાટ કરી રહેલા જળધારાયંત્રની જેમ મહાવિસ્તીર્ણ જણાતો હતો.[૧૧] એ મેઘધ્વનિ સાંભળીને હું 'આ પ્રલયાગ્નિમાં મેઘની સ્થિતિ શી રીતે હોય?' એવા આશ્ચર્યમાં પડી ગયો. દશે દિશાઓમાંથી નીચેના પ્રદેશને છોડી દઈ, મેં વરસાદ જોવા માટે નવે દિશાઓમાં મારી દૃષ્ટિ ફેરવી.[૧૨] પરંતુ, દિશાઓમાં તે વખતે કશું પણ મારા

× આ /છોતેરમા સર્ગમાં પશ્ચિમદિશાના ભાગમા પુષ્કરાવર્ત્ત નામના મેઘનો ઉદય થવા વિષે અને આગ્નેય દિશાના મુખમા અગ્નિ શાંત થઈ ગયા વિષે વર્ણન કરવામાં આવશે.

આવ્યું નહિ. માત્ર ચપળપણે ઉછાળા માર્યા કરતી ઊબાડિયાંરૂપી વજ્રોની વૃષ્ટિ જ મારા જોવામાં આવી. તે વૃષ્ટિ આકાશમાં ઊડ્યા કરતી હતી અને એ જ્વાળાઓના તાપથી દશે દિશાઓમાં અનેક કરોડો યોજન સુધીના છેટેના પદાર્થો પણ ભસ્મ થઈ જતા હતા.[13,14] પછી ક્ષણમાત્રમાં હું આકાશમાં દૂર ગયો, એટલે મને ઉપરના ભાગમાં શીતળ પવન જણાવા લાગ્યો. નીચેના પ્રદેશમાં તે પવન અગ્નિના જેવો અતિ ઉષ્ણ હતો.[15] એ વિશાળ આકાશમાર્ગમાં ઉપરના અતિ દૂર પ્રદેશની અંદર પ્રલયકાળના મેઘો રહ્યા હતા. એ પ્રદેશમાં અગ્નિનો તાપ લાગતો ન હતો અને ત્યાં જીવતાં પ્રાણીની દૃષ્ટિ પણ પહોંચી શકતી ન હતી.[16] પછી પશ્ચિમ દિશામાંથી પ્રલયકાળનો પ્રચંડ પવન વાવા લાગ્યો અને તેમાં વિંધ્યાચલ, મેરુપર્વત અને હિમાલય પણ તણખલાની જેમ અદ્ધર ઊડતા હતા.[17] ત્યાં પશ્ચિમના તે પવનના સપાટાથી ચોતરફ ઊડ્યા કરતા અંગારાઓરૂપી પક્ષીઓ વડે શોભી રહેલા અને ઊંબાડિયાંરૂપી ચપળ વન વડે ઘેરાઈ ગયેલા જ્વાળાઓરૂપી પર્વતો અગ્નિખૂણા તરફ જવા માંડ્યા.[18] ત્યાં સંધ્યાકાળનાં વાદળાંના જેવા રાતા અંગારારૂપી વરસાદો તરવા લાગ્યા અને ભસ્મના ભારરૂપી જળને વરસાદની પેઠે ધારણ કરી રહેલ પવિત્ર અંગારાઓની રજ આકાશમાં ભ્રમણ કરવા લાગી. જ્વાળાઓથી ઘેરાયેલો દુષ્ટ ને પ્રચંડ પવન અગ્નિની સાથે મળી ગયો હતો અને જાણે પાંખોવાળા સુવર્ણના પર્વતોનો સમૂહ દ્રવરૂપ થઈ ગયો હોય એવો જણાતો હતો.[19,20] પૃથ્વી, પર્વતો અને નગરોનો સર્વ વિસ્તાર શુદ્ધ અંગારારૂપ થઈ ગયો હતો. ચારે કોર જ્વાળાઓની પંક્તિઓનો સમૂહ ભભૂકી ઊઠ્યો હતો, સૂર્યનું પ્રકાશપણું પ્રસિદ્ધ પડવા લાગ્યું હતું, .ગ્નિરૂપી જળને ધારણ કરનારા થયા હતા અને કોઈ જગ્યાએ તેમનું જળ તાપ વડે બહુ ઊકળવા માંડ્યું હતું. જંગલો સાવ પાંદડાં વિનાનાં થયાં હતાં અને પ્રદીપ્ત અગ્નિરૂપી વૃક્ષોને ધારણ કરી રહ્યાં હતાં. બ્રહ્મલોકનાં નગરો અને બ્રહ્મલોકમાં રહેલા તેના અધિપતિઓ, સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધો સાથે બળી જઈ આકાશમાં પડવા લાગ્યા હતા. કેશવાળીની પેઠે રમણીય એવા તણખાઓને ધારણ કરનારાં ઊંબાડિયાંથી બીજવાળી થઈ રહેલી, જ્વાળારૂપી પલ્લવો વડે સુશોભિત અને પાષાણરહિત બ્રહ્મરૂપી સરોવરમાં ઊગેલી પ્રલયાગ્નિરૂપી કમલિનીના અંગારાઓરૂપી મહાવિસ્તીર્ણ કાદવની અંદર ઠેઠ પાતાળલોક સુધી પર્વતો તથા નાગો પોતાના મૂળ આધારરૂપ એવા પવનોની સાથે ડૂબી ગયા હતા. એ સમયે જેમ ઊંટોનું સૈન્ય પખાલ વડે પાણી ભરી લાવે, તેમ અંજનના જેવો શ્યામ પ્રલયકાળના વરસાદનો સમૂહ અણજાણ ગતિએ પાણી ભરી લાવતો હતો અને આકાશમાં નજીક જ ગડગડાટ કરતો દેખાવા લાગ્યો હતો. એ વરસાદની અંદર વીજળીઓરૂપી મોટા પર્વતો પ્રલયકાળની સ્થિર જ્વાળા જેવા દેખાતા હતા અને તેના એક જ ખૂણામાં સાતે સમુદ્રોનું જળ સમાઈ રહ્યું હતું.[21-27] એ પ્રલયકાળનો વરસાદ ભીંતોના જેવા દીપી નીકળેલ ઝાકળના ભારથી દિશાઓના તટોને અવકાશ વિનાનાં કરી દેતો હતો અને ઠેઠ બ્રહ્માંડરૂપી ભીંત સુધી ભરપૂર ભરેલા ભૂલોકને નિર્મૂળ કરી નાખવામાં નિપુણતા ધરાવતો હતો.[28] વળી પ્રલયકાળમાં ક્ષોભને પ્રાપ્ત થયેલો મહાસાગર જાણે આકાશમાં ખડો થઈ ગયો હોય એવો તેનો દેખાવ હતો. તે મહાસાગર બાર સૂર્યોરૂપી ગોળાકાર ઘૂમરીઓને ધારણ કરી રહ્યો હતો, વીજળીઓરૂપી જળચર પ્રાણીઓવાળો હતો અને જળના અવાજથી સુંદર દેખાતો હતો.[29] વળી એ પ્રલયકાળનો વરસાદ જાણે ચંદ્રમા જ મરણ કે દાહને પ્રાપ્ત થઈ

જઈ પાછું બમણુ શીતળપણું ધારણ કરીને બીજા જ આકારને ધારણ કરી ઉપરના (આકાશ) લોકમાં આવી રહ્યો હોય, એમ જણાતો હતો.[૩૦] સુવર્ણના જેવી ચળકાટ મારતી વીજળીઓ વડે એ પ્રલયકાળનો મેઘ જડતાને લીધે સમગ્ર જળને કાષ્ઠની પેઠે અચલપણે થભાવી રાખનારા હિમાલયને જાણે સંપૂર્ણ રીતે ધારણ કરી રહ્યો હોય એવો ભાવ દેખાડતો હતો.[૩૧] પછી બ્રહ્માંડને ફોડી કઠિનરૂપે બહાર આવતી, આકાશમાં ચારે તરફ ફેલાઈ રહેલી અને પ્રથમ દિશાઓમાં ઝાકળને મોટે રૂપે વરસનારી વૃષ્ટિ નીચે પડવા લાગી. તે વૃષ્ટિ વનમાં અને આકાશમાં અગ્નિદાહના જેવા પ્રકાશવાળા વીજળીઓના ઝબકારાઓથી ભયંકર દેખાતી હતી અને તેના પ્રસરી રહેલા ગડગડાટના અવાજથી આખું બ્રહ્માંડ જાણે ગાજી રહ્યું હોય એમ જણાતું હતું.[૩૨,૩૩] ચોતરફ ફેલાઈ ગયેલી અને વારંવાર ઉત્પન્ન થયા કરતી સેંકડો સુસવાટીની ગર્જનાથી ત્યાં અક્ષય શબ્દ સાંભળવામાં આવતો હતો વળી શીત જળબિંદુઓરૂપી તથા ઝાકળરૂપી ભીંત વડે ત્યાં જાણે આખું આકાશ બંધાઈ ગયું હોય એમ દેખાતું હતું[૩૪] પૃથ્વી અને આકાશરૂપી મંડપના જાણે વૈડૂર્યમણિના મૂર્તિમાન સ્તંભ હોય એવી જણાતી અને અત્યંત સ્થૂલ એવી ધારાઓની વૃષ્ટિને લીધે પૃથ્વીના ભારને વહેતા પર્વતો જાણે ટકાતા હોય એમ ભાસતું હતું.[૩૫] એ વૃષ્ટિને લીધે અંગારાઓના સમૂહો પૃથ્વીમાં ચડચડાટનો અવાજ કરી ફાટતા હતા અને તેની ગર્જનાઓનો મોટો ગડગડાટ થતાં અનેક લોકો નીચે આવી પડતા હતા. આથી સર્વ દેખાવ વ્યાકુળતાવાળો જણાતો હતો.[૩૬] અંગારાવાળાં જગતરૂપી ઘરની અંદર વિલાસ કરી રહેલી એ વૃષ્ટિ નીચે જળ પડતાં અગ્નિ વિનાની થઈ રહેલી પૃથ્વીની બાષ્પલક્ષ્મીના જેવા ભાવને બતાવતી હતી.[૩૭] જ્વાળાઓના વિલાસ વડે આડંબરવાળુ આકાશ તે સમયે જાણે સ્થળકમળોનાં પાંદડાંઓના સમૂહો વડે સુશોભિત હોય એવું દેખાતું હતું. આકાશની અંદર સ્ફુરી રહેલા, શીતળ અને જળબિંદુઓરૂપી અનેક પાંખોને ધારણ કરી રહેલા વરસાદો અગ્નિની જ્વાળાઓમાં જાણે ભમરાઓની પંક્તિ ફર્યા કરતી હોય એવા દેખાતા હતા.[૩૮] ત્યાં વરસાદનો અને અગ્નિનો મોટા મોટા પ્રસરી રહેલા ચડચડાટના શબ્દોથી દિશાઓને પૂરી દેનારો સમાગમ થયો હતો. તે જાણે પ્રબળ શત્રુઓને લીધે વિષમતાવાળો અને મોટી સેનાઓનાં હથિયારો વડે એકબીજાનાં અનેક ઉગ્ર હથિયારોને તોડી નાખનારો કોઈ મોટો ઉગ્રસંગ્રામ મચી રહ્યો હોય, એવો મહાભયકર દેખાતો હતો.[૩૯]

उद्यद्बृहच्चटचटारवपूरिताशो भीमोऽम्भस्सलिलदानलसन्निपातः । दुर्वारवैरिविषमो महतां बलानां संग्राम उग्र इव हेतिहतोग्रहेतिः ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'પુષ્કરાવર્ત્તાડંબરવર્ણન' એ નામનો સર્ગ ૭૬ મો સમાપ્ત**

## સર્ગ ૭૭ મો*

### પ્રલયના મેઘનું ફરીથી વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

अथावनिपयस्तेजःपवनानां युगक्षये ।
जाते परमसंक्षोभे बभूवाऽस्मिञ्जगत्त्रयं ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—પછી પ્રલયકાળને સમયે પૃથ્વી, જળ, તેજ અને વાયુ, એ સર્વનો ક્ષોભ થવા માંડતાં ત્રિલોકીની જે કાંઈ સ્થિતિ થઈ હતી તે વિષે હું તમને કહુ છું, તે તમે સાંભળો.[૧] જાણે તમાલનાં વનો જ ઊડીને આકાશમાં ખડાં થઈ

* આ સિત્તોતેરમા સર્ગમા પુષ્કરાવર્ત્ત મેઘની વૃષ્ટિધારા પડવાથી અને સાત સમુદ્રોના ક્ષોભથી વ્યાપ્ત થઈ રહેલા જગત વિષે ફરી વાર વિવેચન કરવામાં આવશે.

ગયાં હોય એવો દેખાવ આપનાર ભસ્મથી તથા વાદળાંથી ત્રણે લોક વ્યાપ્ત થઈ રહ્યા હતા મોટા સમુદ્રોની મોટી ચકરીઓની સાથે ધુમાડાના ગોટગોટા અથડાતા હતા.[૨] લીલા પદાર્થોનો દાહ થતાં અગ્નિની જ્વાળાઓ ધુમાડાથી શ્યામ થઈ રહી હતી અને તેમાંથી સહજ રીતે ચડચડાટ અવાજ પેદા થતો હતો. અનેક લોકાંતર (બીજા લોકો)નો અંદરનો સર્વ ભાગ ભસ્મના ઢગલાથી અને વાદળાઓના સમૂહથી પૂરેપૂરો ભરાઈ રહ્યો હતો.[૩] ઉછાળા મારતાં તથા લાંબો અવાજ કરતાં લીલાં લાકડાંઓને પ્રલયના મેઘનું પાણી અડતું હતું તેથી તેમાંથી છમછમ અવાજ થતો હતો. આથી કોઈ જાણે વૃષ્ટિના જયઘોષને (ડંકાને) ચોતરફ પ્રસરાવનારા વાજાંને વગાડતું હોય, એવો ભાવ દેખાતો હતો.[૪] કોઈ જગ્યા ક્યો કરતાં ભસ્મના જેવાં શ્યામ વાદળાંથી ભરપૂર દેખાતી હતી, કોઈ ઠેકાણે વાદળાઓ ધુમાડાના ગોટાઓથી છવાઈ રહેલાં જણાતાં હતાં, કોઈ જગ્યાએ પ્રલયકાળના મોટા મેઘોનો ગડગડાટ સંભળાતો હતો, તો કોઈ સ્થળે જાણે ત્રિલોકીનાં આંસુ જ વરસાદને રૂપે નીચે પડતાં હોય એમ જણાતું હતું. વળી કેટલેક ઠેકાણે જળબિંદુઓને વરસાવનારા અને ચારે બાજુ ભ્રમણ કરનારાં ભયંકર વાદળાંઓના સમૂહો દેખાતા હતા.[૫] બ્રહ્માંડરૂપી ભીંતમાં અથડાવાથી પવન ભયંકર રૂપને ધારણ રહેલો હતો અને અંદર ઊડ્યા કરતો ઇન્દ્ર આદિ દેવોના નગરોનો સમૂહ તેના ઝપાટાથી ભસ્મરૂપ થઈ જતો હતો.[૬] પોતાની નજીક રહેલા પાષાણો પાણી, અગ્નિ તથા પવનથી ફાટતાં હતા અને ઊડીને અથડાતા હતા. આથી, ત્વચા આદિ ઇન્દ્રિયો જડ જેવી થઈ જતી હતી અને તેના અવાજોથી કાન બહેર મારી જતા હતા.[૭] આકાશમાંથી ગાઢ વૃષ્ટિ સ્તંભની જેમ એકધારાએ પડતી હતી તેનો મોટો અવાજ કાને પડતો હતો. એ વૃષ્ટિથી પ્રલયકાળના અગ્નિ શમી જતા હતા.[૮] જેમ આકાશ ભયંકર વાદળાંઓ વડે પુરાઈ જાય છે, તેમ બધા સમુદ્રો, ગંગાનદી પણ જેના એક તરંગ જેવી કહેવાય એવી અનેક નદીઓના સમૂહો વડે પુરાઈ ગયા હતા.[૯] ત્યારે સૂર્યો જાણે તમાલ વૃક્ષનાં પત્રોના સમૂહની નીચે લટકી રહેલો પુષ્પોનો ગુચ્છ હોય એવા આકાશમાં રમણીય જણાતા હતા. તે તપતા સૂર્યો જાણે પ્રલયકાળના મેઘોના સમૂહોને તેના આધાર સાથે ચૂસતા હોય તેમ જણાતા હતા.[૧૦] પર્વતો, દ્વીપો અને નગરો પર્વતમાંથી નીકળતી નદીઓના સમૂહોમાં તણાઈ જતાં હતાં અને પર્વતો પ્રલયકાળના પ્રચંડ પવનનો ધાટો ક્ષોભ થવાને લીધે કુટાઈ જતા હતા.[૧૧] એકબીજામાં પરસ્પર વિગ્રહ કરવાથી ઘણે કષ્ટે પણ માંડ રોકી શકાય એવા, ચકરીઓના જેવા આકારવાળા, છેવટ નીચે પડનારા અને વ્યગ્ર થઈ રહેલા ઉગ્ર ગ્રહગણથી તેમજ તારાગણથી આકાશની અંદર પૃથ્વીમાં ફરતાં ઊ બાડિયાં કરતાં બમણો ઝબકારો જોવામાં આવતો હતો.[૧૨] ચારે તરફ વાયા કરતા પ્રચંડ પવન વડે ઊછળ્યા કરતા અને જળના મોટા પર્વતો જેવા દેખાતા તરંગોના પરસ્પર પછડાવાથી પર્વતો ફાટી જતા હતા. મહાપ્રલયમાં પર્વતો છિન્નભિન્ન થઈ જવાથી તેના પ્રાંતભાગોની ભૂમિ (તળેટી) પણ નિર્માલ્ય થઈ ગઈ હતી.[૧૩] ધાટાં બિંદુઓને ધારણ કરી રહેલાં અને અશ્રુધારાની પેઠે વરસાદ વરસનારાં પ્રલયકાળનાં વાદળાંઓ આકાશમાં બહુ ઘટ્ટપણાને પામ્યાં હતાં. તેથી સૂર્યનારાયણનાં કિરણોનો સમૂહ ઢંકાઈ ગયો હતો, સર્વ ઠેકાણે અંધકાર પથરાઈ રહ્યો હતો અને અંધારાથી આખું ત્રૈલોક્ય પૂર્ણ રીતે વ્યાપ્ત થઈ રહ્યું હતું.[૧૪] પોતાનો પૃથ્વીરૂપી આશ્રય શિથિલ થઈ જવાથી ખંડ ખંડ થઈ ગયેલા, પવનમાં વહ્યા કરતા અને ઊખડી ગયેલી કિનારાવાળા પર્વતો સમુદ્રોમાં

આવી પડતા હતા અને આળોટતા હતા, તેથી તે સમુદ્રો ખિચોખિચ ભરાઈ ગયા હતા.[૧૫] એક-બીજામાંથી ઉત્તરોત્તર ઉત્પન્ન થનારા તરંગોએ ઊંચા ફેંકેલા પાષાણોથી મેઘને ખંડિત કરનારા, સમુદ્રની પેઠે ધુધવાટો કર્યા કરતા અને પોતાના પ્રચંડ શબ્દથી ગંભીર દેખાતા, પ્રલયકાળના પવનો-ને લીધે દિશાઓના તટો શૂન્ય જેવા જણાતા હતા.[૧૬] કર્ણકટુ શબ્દ કરનારાં પ્રલયકાળનાં વાદળાંઓરૂપી હાથીઓને બ્રહ્માંડરૂપી વક્ષ:સ્થળમાં પછાડી, આખું ત્રિલોક સમુદ્રની અંદર સર્વ ડૂબી જતાં જાણે છાતી ફૂટી રોતું હોય તેમ જણાતું હતું[૧૭] ખંડ ખંડ થઈ જઈ આકાશમાં ઊડ્યા કરતા, પોતાના સ્વભાવ પ્રમાણે અંતરિક્ષમાં રહેલા, પરસ્પર મિશ્ર થઈ ગયેલા અને નીચેના ભાગમાં જળના સ્પર્શથી રહિત રહેલા સ્વર્ગલોક, પાતાળલોક તથા ભૂલોક વડે આખું આકાશ ચીંટાઈ રહેલુ હતું[૧૮] મરી ગયેલા, અધમૂવા થઈ રહેલા, બળી ગયેલા અને અરધાં બળેલા અંગ-વાળા દેવો તથા દાનવો પવનથી ભેગા થઈ જતા હતા અને એકબીજાને દેખી પૂર્વના વૈરને સંભારી પરસ્પર સંહાર કરવા માટે આયુધો ફેરવતા હતા.[૧૯] પ્રલયકાળના પવને ઉડાડેલાં લોકાંતરો (બીજા લોકો)રૂપી જૂનાં ઘાસો પોતામાંથી જ ઉત્પન્ન થયેલી ભસ્મ વડે પવનને ધોળો કરીનાખ-તાં હતાં અને અર્જુનવાત (એક જાતના વાત-રોગ)ના નામને જાણે બરાબર સાર્થ* કરી દેતાં જણાતાં હતાં[૨૦] પવનમાં ઊડ્યા કરતા અનેક શિલાઓના સમૂહોનો પ્રહાર થતાં નીચેના અને પડખાના ભાગો ખરી પડતા હતા, લોકાંતરો નીચે આવી પડતા હતા અને દુકાળનો કડવો અવાજ કાને પડતો હતો.[૨૧] પવનના અથડાવા-થી અવાજ કરનારી પર્વતોના સમૂહોની અનેક ગુફાઓમાં થયેલા શબ્દથી સર્વત્ર મોટો ઘોંઘાટ થઈ રહ્યો હતો. લોકપાલોની નગરી અને નગરો ચક્કર ખાઈ નીચે પડતાં હતાં.[૨૨] દૈત્યોની પેઠે કર્કશ શબ્દ કરી રહેલા પવનો વનના સમૂહોને આકાશમાં તાણી જતા હતા અને કેમ જાણે આખું ત્રિલોક એ વનસમૂહરૂપી ગોખો વડે ચીંટાઈ રહ્યું હોય એમ જણાતું હતું.[૨૩] જેમ મચ્છરાંનો સમૂહ ભેગો થાય છે, તેમ આકાશની અંદર નગરો, દેશો, દૈત્યો, અગ્નિ, દેવતાઓ, નાગ અને સૂર્યોનો સમૂહ એકઠો થયો હતો.[૨૪] ત્રિલોકીના કેટલાક ભાગોમાં દેવાલયો ભાંગી પડતાં હતાં અને ચારે કોર મોટા વિસ્તારમાં પ્રસરી રહેલાં ઉત્તમ વૃક્ષો તથા ઉત્તમ પર્વતો ભૂકો થઈ જતાં હતાં. કેટલાક ભાગમાં ઊથલપાથલ થઈ જવાને લીધે પ્રાણીઓના ઘોઘરા અવાજો સંભળાતા હતા અને ઉપરના પ્રદેશમાં જળ તથા નીચેના પ્રદેશમાં અગ્નિ રહેલો દેખાતો હતો.[૨૫] પાણી અને પર્વતો પરસ્પર અથડાતાં હતાં, તેથી દિક્-પાલોનાં નગરો તેમાં કચરાઈ જઈ નિર્મૂળ થઈ જતાં હતાં. મોટા મોટા દેવતાઓ, દૈત્યો, સિદ્ધો અને ગંધર્વોનાં નગરો નીચે આવી પડતાં હતાં.[૨૬] ઠંડા અંગાર જેવા થઈ રહેલા પર્વત આદિ પદાર્થો પવનના ઝપાટામાં રજની પેઠે કુટાઈ જતા હતા અને આખુ ત્રૈલોક્ય નિ:સાર દેખાતું હતુ.[૨૭] વરસાદના જળની પેઠે રત્નો વડે ખણખણાટ કર-નારાં દેવતાઓનાં અને દૈત્યોનાં નગરો ભીંતો સાથે આકાશમાં ભમતાં રહી છેવટે હેઠાં પડતાં હતાં.[૨૮] આકાશ સાગરો વડે ભરપૂર થઈ રહ્યું હતુ, તેમજ સપ્તલોકનાં મંદિરોથી પણ તે પૂર્ણ દેખાતું હતું. એ સત્યલોકમાંના લોકો પ્રલયકાળ ભરાઈ રહ્યાથી નીચે પડતા હતા અને દેવતાઓ પણ વંટોળિયા વાયુની પેઠે આકાશમાં ચક્કરચક્કર ભમ્યા કરતા હતા.[૨૯] આખું ત્રૈલોક્ય ખરી પડેલાં જૂનાં પાંદડાંની પેઠે આકાશમાં

---

* અર્જુનવાતનો શબ્દાર્થ કરતા 'ધોળો વાયુ' એવો થાય છે, તો એ શબ્દનું નિરર્થકપણું ન રહેતા સાર્થપણું થવાની ઉત્પ્રેક્ષા ગ્રંથકારે કરી છે, એમ ટીકાકાર જણાવે છે.

ઊડ્યા કરતા અને પવનનો સપાટો લાગવાથી ચંચળ થયેલા પદાર્થોથી ભરાઈ રહ્યું હતું. તે પદાર્થો કેટલાક ભસ્મરૂપ થઈ રહ્યા હતા અને કેટલાક પોતાના રૂપે જ વિદ્યમાન જણાતા હતા.[૩૦] આકાશમાંથી નીચે આવી પડેલાં તથા ઝણઝણાટ કરી રહેલાં સુવર્ણનાં, સ્ફટિકનાં અને વૈડૂર્ય-મણિનાં ઉત્તમ મંદિરો વડે આકાશનો સઘળો ભાગ વ્યાપ્ત થઈ રહ્યો હતો.[૩૧] ધુમાડાના અને ભસ્મના વાદળાંના જેવા ગોટેગોટા આકાશમાં ઘૂમતા હતા, જળની વૃષ્ટિથી શહેરોનાં શહેરો પડી જતાં હતાં, તરંગોના સમૂહો ઊછળતા હતા અને પૃથ્વી તથા પર્વતો જળની અંદર ડૂબી જતાં હતાં. મોટા મોટા પર્વતો સમુદ્રોમાં પાંદડાંની પેઠે તણાતા હતા, એકબીજા સાથે અથડાઈને પરસ્પર નિકંદન કરવાને તત્પર થઈ રહ્યા હતા અને સમુદ્રોની ચકરીઓથી ઘોઘરા અવાજ ગાજતા હતા. અવશેષ રહેલા દેવતાઓના આક્રંદવાળું, ફર્યા કરતાં અને અધમૂઆ જેવાં થઈ ગયેલાં પ્રાણીઓથી ભરેલું અને અંદર ભમ્યા કરતા સેંકડો કેતુઓના (ધૂમકેતુઓના) ઉત્પાતો બતાવતું એ જગત માંડ જોઈ શકાય તેવું થઈ ગયું હતું.[૩૨–૩૪] જૂનાં પાંદડાંના જેવી અવસ્થાને પામેલા, પવન વડે ચપળ અને મરી ગયેલા અથવા અધમૂવા થઈ રહેલા એવા પ્રાણીઓના સમૂહથી આકાશ ખિચોખિચ ભરેલું હતું.[૩૫] પર્વતનાં શિખરોના જેવી સ્થૂલ જળધારાઓના સમૂહો જગતની અંદર પડ્યા કરતા હતા અને પર્વતોને તથા શહેરોને અધ્ધર વહેતા પવન વડે પૂર્ણ એવી સેંકડો નદીઓ વહ્યા કરતી હતી.[૩૬] સેંકડો શાખાઓમાં પ્રસરી રહેલા અગ્નિ ઉપર જળ પડતું હતું, તેથી શમી જવાના અવાજ સાથે તે અગ્નિ શાંત થઈ જતો હતો. ચપળ સમુદ્રના પ્રવાહમાં હીંચકાની પેઠે ચંચળ રહ્યા કરતા પર્વતોની કિનારો બહુ જ સુશોભિત જણાતી [૩૭] જેમ પાણીમાં તૃણના ઢગલાઓ તરે છે, તેમ પૃથ્વી પર ઊભરાઈ રહેલા સમુદ્રોમાં દ્વીપો તરી રહ્યા હતા. આથી આખું જગત મહાભયંકર દેખાતું હતું. ચિદાકાશ અવિવેકીઓથી ઘણે દૂર છે અને તેની જ્વાળાને એ જગતની સ્થિતિ ક્ષણમાત્ર પણ સહન કરે એવી ન હતી.[૩૮] વૃષ્ટિથી શાંત થઈ રહેલા અગ્નિમાંથી ભસ્મનો ગંધ ઉત્પન્ન થયો હતો, અને તેથી દેવતાઓ નીચે પડતા હતા. અહીં આગળ ચરાચર જગત પ્રથમ હતું, એમ જણાતું હતું; પણ તે વખતે તો સૃષ્ટિનું નામનિશાન પણ માલૂમ પડતું ન હતું.[૩૯] ચારેકોર ઉચ્છૃંખલ પોકારના અવાજો સાંભળવામાં આવતા હતા. સૃષ્ટિનો લય થઈ જતાં ક્રમે કરી સર્વત્ર શાંતિ પથરાઈ રહી હતી. સૃષ્ટિનો ક્ષય થઈ જતાં, પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો પરમાત્મા જ સર્વ ઠેકાણે રહ્યા હતા. બાકી સૃષ્ટિ કે તેનો લય એ કશું પણ થયું જ ન હતું.[૪૦] નિરંતર ઊથલપાથલ કરનારો પવન ચારે તરફ પ્રસરી રહ્યો હતો. જેમ એક બીજમાંથી બીજાં અનેક બીજોનો સમૂહ ઉત્તરોત્તર (અંકુર આદિના ક્રમથી) પેદા થતો રહે છે, તેમ એ જગત પણ ક્ષયને પ્રાપ્ત થયા છતાં પાછું પ્રવાહ વડે વારંવાર ભરાઈ જતું હતું.[૪૧] આકાશમાં ઊડતાં ઊંબાડિયાં પરસ્પર અથડાતાં હતાં, તેથી અગ્નિના ચૂર્ણ જેવી અને સુવર્ણના ચૂર્ણ જેવી રજ દેખાતી હતી. તે રજ આકાશમાં ચોતરફ ફેલાઈ રહી હતી, તેથી આકાશનો અંદરનો આખો ભાગ જાણે સુવર્ણની ભીંતોવાળો હોય એવો દેખાતો હતો.[૪૨] દ્વીપો તથા સાગરો સાથેના ભૂમંડળના મોટા મોટા ખંડો નીચે તૂટીને પડતા હતા. બીજાં અનેક પાતાળો સમાઈ શકે એવા તે ખંડો વડે હેઠ સાતમું પાતાળ પણ પૂરું પુરાઈ ગયું હતું.[૪૩] પ્રલયકાળના પવનો હેઠ સાતમા સુતલ પાતાળ સુધી તથા પૃથ્વીના પર્વતોની ટોચ સુધી ફુંકાતા હતા અને આકાશ સુધી સર્વ એક સમુદ્રમય જ થઈ રહ્યું હતું.[૪૪]

જેમ મૂર્ખના ચિત્તમાં ક્રમે કરી કોપ વધવા માંડે છે, તેમ જગતની અંદર સેંકડો નદીઓ વડે અને જળના તરંગો વડે એક મહાસમુદ્ર ધીરે ધીરે ફરી વળવા લાગ્યો હતો.[૪૫] પ્રથમ તો વૃષ્ટિની ધારા મુસળના જેવી પડવા લાગી, પછી તે સ્તંભના જેવી પડવા લાગી, ત્યાર પછી એ ધારાનો વેગ વધી તાલવૃક્ષના જેવો થયો અને પછી ભારે જોસથી વૃષ્ટિ પડવા માંડી.[૪૬] છેવટે તે વૃષ્ટિના મોટી નદીના પ્રબળ પ્રવાહના જેવા ધોધવાઓ પડવા લાગ્યા, અને સાત દ્વીપોમાં તથા આખા ભૂલોકમાં એક સમાન રીતે મદોન્મત્ત મેઘો ફેલાઈ રહ્યા.[૪૭] જેમ શાસ્ત્ર અને સજ્જનોની સંગતિથી અનેક આપત્તિઓને આપનારું દૃઢ અજ્ઞાન શાંત થઈ જાય છે, તેમ એ વૃષ્ટિ વડે દાહ ઉત્પન્ન કરનારો અગ્નિ શાંત થઈ ગયો.[૪૮] જેમ બાળકોની કુક્રીડાથી શુદ્ધ બીલાનું ફળ નાશ પામે છે, તેમ આખું આ બ્રહ્માંડ નાશને પ્રાપ્ત થઈ ગયું. તેની અંદરના સર્વ પદાર્થો ઊથલપાથલ થઈ ગયા. અગ્નિના તણખાઓ અંદર પેસવાથી પર્વતોની અંદરની મજ્જા પણ બળી ગઈ અને ખણખણાટ કરી રહી.

ऊर्ध्वाधरस्थपरिघृत्तपदार्थजातमन्तःकणैः खणखणायितशैलमज्जम् । ब्रह्मांडकोटरमभूद्धिघुरं कुबाललीलाविलोलमिव बिल्वफलं विशुद्धम् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પુષ્કરાવર્ત્તવૃષ્ટિવિસંષ્ફુલજગદ્વર્ણન' એ નામનો સર્ગ ૭૭ મો સમાપ્ત**



## સર્ગ ૭૮ મો*

### પ્રલયકાળના મહાસમુદ્રનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

वातवर्षहिमोत्पातपातमग्ने धरातले ।
जडवेगोऽगमदृद्धिं कलाविव महीपतिः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:–કળિયુગમાં જેમ ખંડિયા રાજાઓની વૃદ્ધિ થાય છે, તેમ પવનથી, વૃષ્ટિથી, બરફથી અને ઉત્પાતોથી છિન્નભિન્ન થઈ ગયેલી પૃથ્વીમાં જળના વેગની વૃદ્ધિ થઈ હતી.[૧] આકાશગંગાના પ્રવાહમાં પડતી મેઘધારા નીચે પડતાં, જળના વેગને વધારે પુષ્ટિ મળતી હતી. ત્યારે પ્રલયસમુદ્રના તરંગો હજારો નદીઓ મળવાથી વૃદ્ધિ પામ્યા હતા. ક્ષણે ક્ષણે ઊછળ્યા કરતા મેરુપર્વત તથા મંદરાચલ જેવા જણાતા ભારે તરંગો વડે એ સમુદ્ર પર્વતોની ગુફાઓને સૂર્યના માર્ગ સુધી લઈ ગયો હતો. આમ જળથી સંપૂર્ણ ભરેલો તે પ્રલયાર્ણવ મૂર્ખ રાજાની પેઠે મહામદોન્મત્ત થઈ ગયો હતો.[૨-૩] એ સમુદ્રના વિશાળ તરંગોએ પર્વતોનાં જૂનાં ધાસોને તાણી કાઢ્યાં હતાં. આથી તે ભમ્યા કરતા જળના પ્રવાહમાં તણાતાં જતાં દેખાતાં હતાં. ત્યાં ઊછળ્યા કરતા મોટા તરંગો સૂર્યમંડળને ગળી જતા હતા.[૪] એ મહાસમુદ્રની અંદર મેરુપર્વત, મંદરાચલ, કૈલાસ, વિંધ્યાચલ અને સહ્યાદ્રિ આદિ પર્વતો જળચર પ્રાણીઓ જેવા થઈ રહ્યા હતા અને જળના સંપર્કથી ગળી ગયેલી પૃથ્વીના ગારામાં સર્પોરૂપી કમળો લીન થઈ ગયાં હતાં.[૫] અર્ધદગ્ધ થઈ ગયેલાં વૃક્ષોનાં વનના સમૂહરૂપી શેવાળથી એ સમુદ્ર સંપૂર્ણ રીતે ભરેલો હતો, ત્રૈલોક્યની ભસ્મ વડે તે વ્યાપ્ત હતો

* આ ઈઠ્યોતેરમા સર્ગમાં નદીઓના ધોધવા જેવી આકાશમાંથી પડતી ધારાઓ વડે એક સમુદ્ર જ વૃદ્ધિ પામી ચારે તરફ આકાશની અંદર એ થઈ ગયા વિષે વિસ્તારથી વર્ણન કરવામાં

અને ગારાને લીધે ચિત્તને અણગમો ઉત્પન્ન કરે એવી તેની દશા દેખાતી હતી.[૬] આકાશરૂપી નાળવાની અંદર મોટી પાંખડીઓમાં બીજરૂપે રહેલાં કિરણો વડે પ્રકાશિત થઈ રહેલાં બાર સૂર્યોરૂપી કમળો બહુ રમણીય દેખાતાં હતાં. ધારાઓના સમૂહોરૂપી મોટાં વાદળાંઓમાં કમલિનીનાં પાંદડાંઓ લીન થઈ જતાં હતાં.[૭] એ મહાસમુદ્રના ફીણરૂપી પર્વતોની પાસે ઉન્મત્ત મેઘો ગાજતા હતા. પવનના ઝપાટાથી ભમ્યા કરતાં ઇન્દ્ર, વાયુ, સૂર્ય, ચંદ્ર આદિનાં નગરો સમુદ્રના જળથી પુરાઈ ગયાં હતાં. આથી દેવ, દાનવ અને માનવના મહાઉગ્ર સમૂહો લાકડાંઓની પેઠે તણાતા હતા. ધીરે ધીરે વધીને એ મહાસમુદ્ર પણ ક્રમે ક્રમે ઠેઠ સૂર્યમંડળ સુધી પહોંચી ગયો હતો.[૮-૯] ઉપર તર્યા કરતા અને ઉચ્ચ સ્વરથી ગર્જના કરનારા વરસાદની વૃષ્ટિથી પરપોટાઓ ઉત્પન્ન થયા હતા અને તે સાથે જ મોટા પર્વતો પ્રવાહમાં વહ્યા જતા હતા. આથી પરપોટાના જ કૃત્રિમ પર્વતો છે, કે ખરેખરા મોટા પાર્થિવ પર્વતો છે એમ સંદેહ રહેતો હતો.[૧૦] ભમીભમીને થાકી ગયેલા વરસાદો મહાસમુદ્રના ભમ્યા કરતા પરપોટા ઉપર વિશ્રામ લેતા હતા. એ સમુદ્ર વરસાદનાં વાદળાંવાળાં અને મુખરૂપી આધાર વિનાનાં પરપોટાઓરૂપી ખુલ્લાં નેત્રોથી જાણે બીજા મેઘને તાકીતાકીને જોતો હોય એવું જણાતું હતું.[૧૧] મોટા પ્રવાહરૂપે વહેતા જળના સમૂહના ઘોંઘાટથી આખું આકાશ ગાજી રહ્યું હતું અને જાણે તે એક જ ઘોરી પ્રવાહમાં આકાશ સહિત કુલાચલ પર્વતો પણ ડૂબી ગયા હતા.[૧૨] પ્રચંડ પવનના ઝપાટાથી પૂર્વે કદી પણ ન ભરાયેલ એવો જળનો સમૂહ કુલાચલ પર્વતોમાં ભરાઈ ગયો હતો, તેથી તેનો મહાઉગ્ર વેગ કાને સંભળાતો હતો અને તેનો અવાજ ઘોઘરો ...[૧૩] બ્રહ્માંડના ભાગોમાં ફરી વળી તેને કરી નાખી ઉદ્ધત થઈ રહેલો એ પ્રલયકાળનો મહાસમુદ્ર પોતાના પ્રવાહને લાખો યોજન ઊંચે અને આડો પ્રસારતો હતો. ઘાસની પેઠે તરંગોની અંદર હાલકડોલક થતા પર્વતોના પાષાણો પછડાતા હતા તેથી સૂર્યમંડળ ખંડિત થઈ જતું હતું.[૧૪,૧૫] શૂન્ય બ્રહ્માંડરૂપી વિશાળ જળસમૂહવાળા માળામાં સંતાઈ રહેલા શ્યામ પર્વતોરૂપી જળકાગડાઓને જાણે સમુદ્ર, જળના પ્રવાહરૂપી જાળમાં પકડી લઈ જતો હોય એમ લાગતું હતું. એ સમુદ્ર બીજાઓ મરી ખૂટતાં અવશેષ રહેલા, ફીણોના પર્વતોના તટોમાં તથા શિખરોમાં પોતાના નગરમાંથી ભ્રષ્ટ થઈ પડેલા અને જળના પ્રવાહમાં થાકી ગયેલા એવા દેવતાઓને મસલાંઓની પેઠે ધારણ કરી રહ્યો હતો એ દેવતાઓ મરી ગયેલાં તથા જીવતાં એવાં મોટાં પ્રાણીઓના ડૂબી જવાથી તેમજ તેમના ફરી ઉપર આવવાથી આકુળવ્યાકુળ થઈ રહ્યા હતા વળી તરંગોમાં, મગરમચ્છોમાં અને ચકરીઓમાં પ્રતિબિંબ પડવાથી તેઓ સુંદર દેખાતા હતા. ઇન્દ્ર જેમ હજારો નેત્રોને ધારણ કરે છે, તેમ એ મહાસાગર વિશાળ આકાશની અંદર વિશાળ આકારને ધારણ કરી રહેલા હજારો જળના પરપોટાઓને ધારણ કરી રહ્યો હતો.[૧૭–૧૯] શરદઋતુના આકાશના જેવા ધોળા અને સર્વત્ર પ્રસરી રહેલા પરપોટારૂપી નેત્રો વડે એ મહાસાગર નદીઓના પ્રવાહ જેવી સ્થૂલ ધારાને વરસનારા, તામ્રવર્ણના અને આકાશને પૂરી રહેલા મેઘોને જાણે જોતો હોય એમ દેખાતું હતું.[૨૦] પાંખોવાળા પર્વતોની પેઠે ઊછળ્યા કરતા અનેક તરંગોના સમૂહો વડે સમુદ્ર જાણે પુષ્કરાવર્ત મેઘોનું આલિંગન કરતો હોય એવો જણાતો હતો.[૨૧] ત્રણે લોકને ગળી જઈ ટટ્ટાર થઈ રહેલો એ મહાસાગર પોતાના ઘોંઘાટવાળા શબ્દથી જાણે ગાતો હોય તેમજ મહાઉગ્ર પર્વતોરૂપી કંકણને ધારણ કરી રહેલા તરંગોરૂપ હાથ વડે અને વૃક્ષો વડે જાણે નૃત્ય કરતો હોય

એવો દેખાતો હતો.[૨૨] ઉપરના ભાગમાં નદીઓના જેવી ધારા વહેનારા વરસાદો વરસતા હતા, મધ્ય ભાગમાં બળી ગયેલા પર્વતો હતા અને નીચેના ભાગમાં એ સમુદ્ર પૃથ્વીને ધારણ કરી રહેલા તથા ગારામાં પેસી રહેલા દિગ્ગજો વડે વીંટાયેલો હતો. વળી, નીચે પૃથ્વી ન હોવાથી તેનો છેડો જ આવી શકે એવું ન હતું.[૨૩] નિરંતર પડ્યા કરતી ધારાઓરૂપી ગંગાના પૂરમાં તણાતા જતા પર્વતોનાં શિખરો, ફીણો અને પરપોટાઓ ક્ષણમાં ડૂબી જતા હતા અને વળી પાછા ક્ષણમાત્રમાં બહાર દેખાતા હતા.[૨૪] સમુદ્રમાં તણાતો જતો સ્વર્ગલોકનો ભાગ નાશ થવાની તૈયારીમાં આવી ગયો હતો, તેથી તેની અંદર રહેનારા દેવતારૂપી હંસો આક્રંદ કરતા હતા. ત્યાં એ સમુદ્રનો અંદરનો ભાગ પ્રવાહમાં તણાતી જતી વિદ્યાધરીઓના સમૂહરૂપી કમલિનીઓથી બહુ સુંદર દેખાતો હતો.[૨૫] એકાકાર થયેલા મહાસાગરનાં જળનાં પૂરો મોટો અવાજ કરવા લાગ્યાં હતાં તેમજ ત્રણે લોકના સર્વ ભાગો સંહારવા મંડ્યાં હતાં. જ્યારે એ જળનો મોટો પ્રવાહ વહેતો હતો, ત્યારે તેના સપાટામાંથી કોઈ બચાવી શકે તેમ ન હતું અને તરંગો વડે નહિ તણાયેલો પણ કોઈ ન હતો. કેમકે, કાળે પોતાની દાઢમાં લીધેલા પુરુષોની રક્ષા કરવાને કોણ સમર્થ છે?[૨૬,૨૭] ત્યારે આકાશ પણ ન હતું, દિશાઓનો અંત પણ ન હતો, નીચે કે ઉપર પણ કશું ન હતું, કોઈ પ્રાણી નહોતું કે કોઈ સૃષ્ટિ પણ ન હતી; માત્ર એક જળ જ ચારે તરફ ભરપૂર દેખાતું હતું.[૨૮]

**नाकाशमासीन्न दिगन्त आसीदघोऽपि नासीन्न तदूर्ध्वमासीत् । भूतं न आसीन्न च सर्ग आसीदासीत्परं केवलमेव वारि ॥ २८ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'એકાર્ણવવર્ણન' એ નામનો સર્ગ ૭૮ મો સમાપ્ત**

## સર્ગ ૭૯ મો*

### બ્રહ્માનું નિર્વાણ તથા જ્ઞાન થતાં સર્વનો બાધ

॥ वसिष्ठ उवाच ॥

**एतस्मिन्नंतरे चक्षुर्व्योमस्थोऽहमथात्यजम् । ब्रह्मलोके महालोके प्रभातेऽर्कप्रभामिव ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–પછી, જેમ પ્રાતઃકાળમાં સૂર્યનારાયણ પોતાની પ્રભાને પ્રસારે છે, તેમ મેં આકાશમાં બેઠાં બેઠાં મારી દૃષ્ટિને મહાપ્રકાશવાળા બ્રહ્મલોક તરફ પસારી. મેં આમ જોયું, તો પાષાણની બનાવેલી પૂતળીની પેઠે સમાધિમાં સ્થિર થઈ બેઠેલા બ્રહ્મા મારા જોવામાં આવ્યા. વળી, તેમની પાસે તેમનો મુખ્ય (બ્રહ્મલોકમાં રહેનાર જીવન્મુક્ત પુરુષરૂપી) પરિવાર બેઠો હતો.[૧,૨] ત્યાં દેવતાઓનો સમૂહ અને શુદ્ધ ચિત્તવાળા ઋષિઓનો સમૂહ પણ હતો. શુક્ર, બૃહસ્પતિ, ઇન્દ્ર, કુબેર, યમ, ચંદ્રમા, વરુણ અને અગ્નિ, એ સર્વ ત્યાં બેઠા હતા. વળી, બીજા પણ દેવર્ષિઓ તથા દેવતાઓના, ગંધર્વોના, સિદ્ધોના અને સાધ્ય દેવતાઓના નિયંતાઓ (સ્વામીઓ) ત્યાં હતા.[૩,૪] એ સર્વ જાણે ચિત્રમાં આલેખેલા હોય તેમ પદ્માસન વાળી ધ્યાનમાં પરાયણ થઈ રહ્યા હતા અને જાણે સાવ નિર્જીવ હોય તેવા જણાતા હતા.[૫] પછી બાર સૂર્યો પણ તે જ પ્રદેશમાં આવ્યા અને પદ્માસન વાળી બ્રહ્મા, ઇન્દ્ર વગેરેની પેઠે સમાધિમાં બેસી ગયા.[૬] હવે એક મુહૂર્તમાત્ર ગયા બાદ, જેમ જાગી ગયેલો પુરુષ સ્વપ્નમાં પોતાની પાસે ઊભેલા પુરુષને સ્વપ્નમાંથી ઊઠતાં પોતાની પાસે જોવા માંડે, તેમ હું બ્રહ્માને જોવા લાગ્યો.[૭] તો જેમ જાગી

* આ અગણ્યાએંશીમા સર્ગમા ઋષિઓ અને દેવતાઓ સહિત બ્રહ્માને નિર્વાણ થયા વિષે કહેવામા આવશે અને જાગી જતા જેમ સ્વપ્નનો બાધ થઈ જાય, તેમ જ્ઞાન થતાં સર્વનો બાધ થવા વિષે પણ વર્ણન આવશે.

ગયેલા પુરુષને પોતાની પાસે સ્વપ્નમાં ખડું થઈ રહેલું સ્વપ્નનગર જાગ્યા પછી દેખાતું નથી અને મહાન પુરુષોમાં જેમ વાસના દેખાતી નથી, તેમ બ્રહ્મલોકનો એ સર્વ ઠાઠ મારા જોવામાં આવ્યો નહિ.[૮] જેમ પૃથ્વીમાં અચાનક આવી પડેલા કોઈ કઠિન ઉત્પાત વડે નાશ પામી ગયેલું નગર અરણ્યના જેવું શૂન્ય જણાય છે, તેમ બ્રહ્માના સંકલ્પમાત્રથી ખડો થઈ રહેલો બ્રહ્મલોક સાવ અરણ્યની પેઠે શૂન્ય જણાવા લાગ્યો.[૯] ઋષિઓ, મુનિઓ, દેવતાઓ, વેદો અને વિદ્યાધર આદિ બ્રહ્મલોકના સર્વ રહેવાસીઓ પણ નિર્વાણને લીધે શૂન્યરૂપ જ જણાતા હતા, છતાં તેમનું પૂર્વરૂપ ક્યાંય પણ પ્રતીતિમાં આવતું ન હતું. પછી મેં આકાશમાં રહી સમાધિથી જોયું, તો બ્રહ્માની પેઠે એ સર્વ નિર્વાણને પ્રાપ્ત થઈ ગયેલું મારા સમજવામાં આવ્યું.[૧૦,૧૧] તેઓ વાસનામાં લીન થઈ જવાથી અદૃશ્ય થઈ ગયા હતા. જાગી ગયેલા પુરુષને સ્વપ્નમાં દેખાયેલ નગર જેમ જાગ્રત અવસ્થા આવતાં પોતાના મૂળ અધિષ્ઠાનમાં પાછું લીન થઈ ગયેલ જણાય છે, તેમ તેઓ પોતાના મૂળસ્વરૂપમાં લીન થઈ ગયા હતા.[૧૨] આ દેહ વાસ્તવિક દૃષ્ટિથી જોઈએ તો ચિદાકાશરૂપ જ છે, માત્ર વાસના વડે જ તે પ્રસિદ્ધ રીતે સ્થૂળ આકારવાળો દેખાય છે. વાસનાનો ક્ષય થઈ જતાં જેમ જાગી ગયેલા પુરુષને સ્વપ્નના પદાર્થો નથી દેખાતા, તેમ એ સ્થૂળ આકારવાળો દેહ (સત્યરૂપે) દેખાતો નથી[૧૩] સ્વપ્નની અંદર પોતાનો દેહ અંતરિક્ષમાં ગમન કરનારો જોવામાં આવે છે, પણ જાગી જતાં અને વાસનાની શાંતિ થતાં એ કશું પણ પછી દેખાતું નથી.[૧૪] તે જ પ્રમાણે જાગ્રત અવસ્થામાં પણ વાસનાનો ક્ષય થતાં સ્થૂલ શરીર કે સૂક્ષ્મ શરીર એકે દેખાતું નથી.[૧૫] આ બાબતમાં દૃષ્ટાંતરૂપે જોઈતો હોય સ્વપ્નનો અનુભવ પ્રસિદ્ધ છે. ઠેઠ બાળક સુધી પ્રસિદ્ધ છે અને પ્રસિદ્ધપણે અનુભવમાં આવે તથા સાંભળવામાં તેમજ સ્મરણમાં આવે એવી છે.[૧૬] જે શઠ પુરુષ પોતાના અનુભવની વાતને પણ કબૂલ ન કરે, તે આ પારમાર્થિક ઉપદેશની બાબતમાં ત્યાગ કરવા યોગ્ય છે. કેમકે જે જાગતાં છતાં ઢોંગથી સૂઈ ગયા જેવો થઈ રહ્યો હોય, તેને કોણ જગાડી શકે?[૧૭] વાસનાને કારણરૂપ ન માનીએ, તો જેમ દેહના કારણથી અનુભવમાં આવતું સ્વપ્ન સ્વપ્નદેહનો અભાવ થતાં પછી જોવામાં આવતું નથી, તેમ તે દેહનો અભાવ થતાં દેહના સંયોગથી દેખાતો આ પ્રપંચ પણ પછી નથી એમ માનવામાં આવે આમ હોય તો દેહથી રહિત થયેલાને પરલોક મળવાની વાત પણ સંભવતી નથી અને નાસ્તિકતા જ કેવળ આવી ઊભી રહે છે.[૧૮] જો એ (પરલોકના અભાવની) વાત સંભવતી હોત, તો પ્રલયમાં સર્વ સમષ્ટિશરીરનો ક્ષય થયા પછી આ સૃષ્ટિ પાછી ઉત્પન્ન થાત નહિ; છતાં તે તો ઘટમાળ પ્રમાણે સદાકાળ થતી રહે છે.[૧૯] જે પદાર્થ અવયવવાળો છે, તેના અવયવોનો વિભાગ થવારૂપી ક્ષય અવશ્ય ભાવી જ છે, તો न कदाचिदनीदृशं जगत् એ સાંખ્યમત પણ કાયમ રહી શકતો નથી[૨૦] પૃથ્વી આદિ ચાર ભૂતો જ પરસ્પર મળી જઈને જરાયુજ આદિ દેહને આકારે અને ઘટપટ આદિને આકારે પરિણામ પામે છે, તેને જગત કહે છે. તે જગત પરમાણુરૂપે નિત્ય હોવાથી તેનો નાશ નથી. દેહને આકારે પરિણામ પામેલાં પૃથ્વી આદિ ચાર ભૂતોમાં ચૈતન્ય તો એક મદશક્તિની* પેઠે એની મેળે ઉત્પન્ન થાય છે. આવા ચાર્વાકમતનું અવલંબન કરી કાંઈ કહેવામાં આવે તો સર્વનો (ચાર પ્રકારનો) પ્રલય માનનારાં પુરાણોનું, ઇતિહાસોનું, વેદોનું અને સ્મૃતિ

* મદિરા બનાવવાના પદાર્થમાં કાળે કરીને તેનો બરોબર સોડ થાય છે, એટલે એક જાતની મદશક્તિ ઉત્પન્ન થાય છે.

આદિનું વ્યર્થપણું સિદ્ધ થાય છે.[૨૧-૨૨] હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! સાવ નિર્દોષ એવાં વેદ—પુરાણ, ઇતિહાસ આદિને જો કદાચિત્ એ ચાર્વાકમતવાળાઓ પ્રલય, ધર્મ, અધર્મ ઇત્યાદિના નિર્ણયની બાબતમાં અપ્રમાણરૂપ ગણે, તો લોભ, દ્વેષ, વિષયાભિલાષ વગેરે અસંખ્ય દોષો વડે દૂષિત અને 'આ વાંઝણી સ્ત્રીએ સેંકડો પુત્ર જણ્યા છે' એ વાક્યના જેવા સાવ મિથ્યા એવા એ ચાર્વાકના વાક્યને કેમ પ્રમાણરૂપ ગણી શકાય?[૨૩] વળી જગતનો ઉચ્છેદ થઈ જવાના હેતુથી પણ એ ચાર્વાકમત આદર આપવા યોગ્ય નથી. હે પ્રિય રામચંદ્રજી! એ વાતને એક બાજુ રાખી હું તમને બીજું કહું તે સાંભળો.[૨૪] જીવને મદશક્તિની પેઠે કૃત્રિમ (ઉત્પન્ન થયેલો) માનવામાં આવે, તો પછી દેહનો નાશ થતાં તેનો પણ નાશ થઈ જવાથી દેશાંતરોમાં મરી ગયેલા મનુષ્યોનું પિશાચ આદિ દેહરૂપે થવું, પોતાના દેશમાં આવવું અને બીજાના શરીરમાં પ્રવેશ કરવો વગેરે જે વાત જોવામાં આવે છે, તે સિદ્ધ થતી નથી.[૨૫] કદાચિત્ ચાર્વાક તરફથી કહેવામાં આવે કે, જ્યાં સુધી દેહ રહે છે, ત્યાં સુધી 'હું પિશાચગ્રસ્ત છું' એવી એક જાતની ભ્રાંતિ જ મનુષ્યના ચિત્તમાં પેસી જાય છે. તો તેના પોતાના જ મત પ્રમાણે પ્રત્યક્ષ સિવાય બીજાં પ્રમાણ ન સ્વીકાર્યાથી તેના પોતાના વચનરૂપી પ્રમાણને પ્રમાણરૂપ જ ગણી શકાતું નથી.[૨૬] હવે જો (કેટલીક યુક્તિઓથી છ પ્રમાણો સિદ્ધ થવાને લીધે) પ્રત્યક્ષ સિવાયનાં બીજાં પણ પ્રમાણો સ્વીકારવામાં આવે, તો પછી તેમના મત પ્રમાણે જ અનેક પ્રમાણોથી સિદ્ધ એવો પિશાચ આદિ ભાવ સત્ય જ ઠરે છે અને શબ્દ આદિ પ્રમાણ માનતાં પરલોક—સ્વર્ગ—નરક—આદિ પણ નિર્દોષ શ્રુતિ આદિ પ્રમાણો વડે સિદ્ધ છે; તેથી તે શા માટે સત્ય ન હોય?[૨૭] જો કદાચિત્ પિશાચના અસ્તિત્વ વિષેના પ્રમાણને સત્યરૂપ ન માનવામાં આવે, તો મદશક્તિવાળા (સુરા આદિ) પદાર્થના માદકપણા વિષેના પ્રમાણને પણ સત્યરૂપ માની શકાય નહિ. જો કદાચિત્ તેને પણ સત્ય માનવામાં આવે, તો પછી સ્વર્ગ—નરક આદિ પરલોકની સ્થિતિ પણ કેમ અસત્ય કહી શકાય?[૨૮] પિશાચ છે, એમ કેટલાક પ્રમાણોથી સિદ્ધ થાય છે તેથી તે સત્ય છે એમ કહીએ, તો પછી મરી ગયા પછી પરલોક છે, એ વાત અનુભવબળથી અને શ્રુતિબળ આદિથી સિદ્ધ છે; તેમાં શા માટે સત્યતા ન માની શકાય?[૨૯] પિશાચના વળગાડવાળા પુરુષને પોતાના દેહમાંથી કાકતાલીયની× પેઠે અકસ્માત્ પિશાચની પ્રતીતિ થઈ આવે છે. તેને જો પ્રમાણરૂપ માનવામાં આવે, તો પછી અતિપ્રબલ શ્રુતિ આદિ પ્રમાણો વડે સિદ્ધ એવી પરલોકની પ્રતીતિ નથી જ એમ કેમ કહી શકાય?[૩૦] સાક્ષીચૈતન્ય, અંદર જે જે પદાર્થને જેવે જેવે રૂપે દેખે છે, તેવે તેવે રૂપે જ તેને અનુભવે છે. પછી તે ભલે સત્ય હોય કે અસત્ય હોય. આ વાત અનુભવથી જ સિદ્ધ છે.[૩૧] જો મરી ગયા પછી પરલોક છે એ વાત યથાર્થ જ છે, તો પછી દેહ વિદ્યમાન હોય ત્યારે જ દેખાય અને જે અનુભવાય તે જ સત્ય અને દેહ ન હોય ત્યારે તેની પછવાડેની વાત અસત્ય, એમ કેમ માની શકાય?[૩૨] <u>ચિદ્રૂપ આત્મા સદા સત્ય છે અને તે નામરૂપાત્મક પ્રપંચની પહેલાં નિત્યસિદ્ધ એવા પોતાના પ્રકાશમય સ્વરૂપને જ અનુભવે છે. પછી તે વાસનાના કારણરૂપ આતિવાહિક દેહને દેખે છે અને પછી જ આ દેહ આદિ ભ્રાંતિ તેના જોવામાં આવે છે.</u>[૩૩] <u>વાસનાનો ક્ષય થતાં (આતિવાહિક દેહનો ક્ષય થઈ જઈ) દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન, એ ત્રિપુટીરૂપી રોગ નાશ</u>

× કાગડાનું બેસવું અને તાડનું પડવું જેમ અચાનક રીતે બને તેમ.

પામે છે. પણ જો એ વાસનાનું અસ્તિત્વ હોય, તો આ સંસારરૂપી પિશાચીનો ઉદય થાય છે. પ્રથમ તો બ્રહ્મને एकोऽहं बहुस्याम्। એમ સંકલ્પ સ્ફુરે છે, પછી તે જગતને આકારે ઉદય પામે છે, ત્યાર પછી ત્રિપુટી (દ્રષ્ટા–દૃશ્ય–દર્શન) ની પ્રતીતિ થતાં વાસના ઉત્પન્ન થાય છે. એ વાસનાની શાંતિ થવી તે મોક્ષરૂપ છે અને એ વાસનાની સત્તા રહેવી તે સંસારરૂપી ભ્રમનું મૂળ નિદાન છે, એમ તમે સમજો.[૩૪,૩૫] વસ્તુતાએ વિચાર કરીએ તો પરબ્રહ્મમાં અસંભવ હોવાને લીધે વાસના પ્રથમ ઉત્પન્ન જ થયેલ નથી અને અધ્યારોપદૃષ્ટિથી તેને ઉત્પન્ન થયેલી માનવામાં આવે, તો પણ તે જ્ઞાનનો ઉદય થતાં સત્ય પરબ્રહ્મરૂપ જ છે.[૩૬] હે રામચંદ્રજી ! આવી જાતનું જે જ્ઞાન થવું તેને જ વિદ્વાનો નિર્વાણરૂપે સમજે છે અને એ સંબંધમાં ખરું ન સમજાતાં જે અજ્ઞાન રહ્યા કરે તે જ બંધરૂપ છે, એમ તમે સમજો.[૩૭] પરમાત્મા એક જ્ઞાનઘનરૂપે સર્વત્ર ભરપૂર છે અને તે સવિકલ્પ–નિર્વિકલ્પરૂપે અનુભવમાં આવે છે. તે જ પોતાની મેળે (અજ્ઞાનદશામાં) બહાર અનેક રૂપે સ્ફુરેલ દેખાય છે અને (જ્ઞાનદશામાં) એ કશા રૂપે ન સ્ફુરતાં સ્વસ્વરૂપમાં જ સ્થિત રહે છે.[૩૮] ચિદાત્માને અંતર્મુખ રાખવો એ વિવેકીઓની દૃષ્ટિમાં એક સહજ વાત છે. તેમાં બંધની દૃષ્ટિ કે મોક્ષની દૃષ્ટિ કે તત્સંબંધી સાધન કે તેના ક્લેશ ક્યાંથી હોય?[૩૯] ચિદાત્માને બહિર્મુખ કરવામાં આવે તો બંધન જ છે. તેને બહિર્મુખ ન થવા દેતાં અંતર્મુખ કરી દઈ સ્વસ્વરૂપમાં જ સ્થિર રાખવામાં આવે, તો તે પોતે જ પરમ મંગળમય મોક્ષસ્વરૂપ છે. જગત સાવ મિથ્યા છે અને તે ચિદાત્મા બહિર્મુખ થતાં ખડું થઈ જઈ સત્યના જેવું ભાસે છે.[૪૦] જડતા વિનાની સુષુપ્તિના જેવી જ્ઞાનમય દશા જ મોક્ષરૂપ કહેવાય છે; અને ત્રિપુટીની કલ્પના કરવામાં આવે છે તે જાગ્રદાવસ્થા બંધરૂપ છે, એમ વિવેકીઓએ કહેલું છે. આમાંથી જે દશા તમને રુચતી હો તેમાં તમે સુખેથી રહો.[૪૧] તમે વાસનાનો ક્ષય કરી નાખો અને અનંત, અનાદિ, દ્વિત્વએકત્વ આદિ સંખ્યાથી રહિત, શૂન્યતારહિત અને સ્વચ્છ એક પરબ્રહ્મરૂપ થઈને રહો. આમ તમે નિઃશંક અને બંધથી રહિત થાઓ તથા આકાશના જેવા શુદ્ધ નિર્વિકાર ને વિશાળ ચિત્તવાળા થાઓ.[૪૨]

निर्वाणवासनमनन्तमनाद्यमच्छबोधैकतानमपर्यन्त्रणमस्तशंकम् । अद्वैतमैक्यरहितं च निरस्तशून्यमाकाशकोशविशदाशयशान्तमास्व ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વાસનાભાવપ્રતિપાદન' એ નામનો સર્ગ ૭૯ મો સમાપ્ત**

## સર્ગ ૮૦ મો*

### પ્રાકૃત પ્રલયનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

इति ते सर्वे आयाता ब्रह्मलोकनिवासिनः ।
अदृश्यतामेव गता दीपाः क्षीणदशा इव ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–આમ ત્યાં આવેલા તે સર્વ બ્રહ્મલોક વાસીઓ વાટ વિનાના દીવાની પેઠે અદૃશ્ય થઈ ગયા.[૧] બ્રહ્માનો દેહ શબલબ્રહ્મ સાથે એકતાને પામી ગયો, એટલે મહાપ્રજ્વલિત કાન્તિવાળા બાર સૂર્યો જગતની પેઠે જ બ્રહ્મલોકને બાળવા લાગ્યા.[૨] બ્રહ્મલોકને બાળી નાખીને તેઓ પણ બ્રહ્માની પેઠે ધ્યાનાવસ્થિત થઈ ગયા અને દિવેલ વગરની વાટવાળા દીવાની પેઠે નિર્વાણને પામ્યા.[૩] પછી, જેમ રાત્રિની અંદર અંધારું આખી પૃથ્વીમાં ફેલાઈ જાય છે, તેમ મોટા તરંગોવાળું મહાસાગરનું એક પૂર બ્રહ્મલોકમાં ફેલાઈ ગયું.[૪] જેમ પાકી ગયેલું દ્રાક્ષનું

* આ એંશીમા સર્ગમાં પ્રાકૃત પ્રલયના ક્રમ વિષે વર્ણન કરવામાં આવશે, કે જે યોગી પુરુષોના અનુભવ વડે ગમ્ય છે.

ફળ કેવળ એક રસ વડે કરીને જ પરિપૂર્ણ હોય છે, તેમ ઠેઠ બ્રહ્મલોક સુધી આખું જગત જળ વડે પુરાઈ ગયું.[૫] પ્રલયકાળના સર્વ મેઘો તે મોટા તરંગો સાથે, પર્વતોના સમૂહો સાથે અને આકાશચારી દેવતાઓનાં શરીરો સાથે અથડાઇને શિથિલ થઈ ગયા, છિન્નભિન્ન થઈ ગયા અને જળની અંદર જ લય પામી ગયા.[૬] એટલા વખતમાં મેં પાછી આકાશ તરફ દૃષ્ટિ કરી, તો આકાશમાંથી પ્રકટ થયેલ એવું કોઈ મહાભયંકર રૂપ મારા જોવામાં આવ્યું. એને જોઈ પ્રથમ તો હું ખરેખર ભયભીત બની ગયો હતો.[૭] જાણે કોઈ પ્રલયકાળનું નવું જગત હોય, એવો તેનો મહા વિશાળ આકાર દેખાતો હતો; ઠેઠ સૃષ્ટિના આરંભથી પ્રલયકાળ સુધીની બધી રાત્રિઓનું અંધારું એકઠું થઈ મૂર્તિમાન દેહધારી બની ઊભું હોય એવું તે અતિ કાળા રંગનું દેખાતું હતું. વળી તે વિશાળતાને લીધે આકાશને પૂર્ણ કરી રહ્યું હતું.[૮] તે લાખો તરુણ સૂર્યોનાં કાન્તિવાળાં તેજને ધારણ કરી રહ્યું હતું. ત્રણ સૂર્યોના જેવાં જાજ્વલ્યમાન અને સ્થિર થઈ રહેલા વીજળીઓના સમૂહની પેઠે ચળકાટ કરતાં ત્રણ નેત્રો વડે તેનું મુખ પ્રકાશિત થઈ રહેલું દેખાતું હતું. તેના દેહમાંથી અનેક જ્વાળાઓના સમૂહો બહાર પ્રસરતા હતા. તેને પાંચ મુખ હતાં, દશ હાથ હતા, ત્રણ નેત્રો હતાં અને તેના હાથમાં શૂલ (ત્રિશૂલ) શોભી રહ્યું હતું.[૯,૧૦] જોકે તે ચાલ્યું આવતું હતું, છતાં જાણે આકાશની અંદર ચારેબાજુ તે પોતાના આકારને ફેલાવી રહ્યું હોય એવું લાગતું હતું. જાણે આકાશ જ તલવારના જેવા ઘનશ્યામ દેહને ધારણ કરી લઈ મૂર્તિમાન થઈ ગયું હોય એવું તે જણાતું હતું.[૧૧] એક અર્ણવથી પૂર્ણ થઈ રહેલા બ્રહ્માંડની બહાર આકાશમાં તે રહ્યું હતું અને જાણે આકાશ જ હાથ–પગ આદિ અવયવોની રચના ધારણ કરી રહ્યું હોય એવું જણાતું હતું.[૧૨] પોતાના ભુજબળથી ક્ષીરસાગરને ક્ષોભ પમાડનારા ભગવાનની પેઠે તે પોતાના નાસિકાના પવનના ઝપાટાથી મહાસાગરને પણ કંપાવતું હતું.[૧૩] પ્રલયકાળના મહાસમુદ્રના જળનું પૂર જાણે પુરુષનો આકાર ધારણ કરી રહ્યું હોય એવો તેનો દેખાવ હતો. જાણે વિનાકારણે સમષ્ટિ-અહંકાર પોતાના સ્વરૂપને મૂર્તિમાન બનાવી, પ્રત્યક્ષ આવી ઊભો હોય એમ લાગતું હતું.[૧૪] ત્યાં ઊડવાના આડંબરવાળા પાંખોના સમૂહોથી કુલાચલ પર્વતોનો મોટો સમુદાય ખડો થઈ જઈ જાણે આકાશને ભરી રહ્યો હોય એવો દેખાવ નજરે આવતો હતો.[૧૫] પછી છેટેથી જ ત્રિશૂલ અને ત્રિનેત્ર વડે 'આ રુદ્ર છે' એમ જાણી લઈ, મેં એ પરમેશને નમસ્કાર કર્યા.[૧૬]

રામ બોલ્યાઃ–હે મહારાજ! રુદ્રનો એવો આકાર કેમ હતો? તેમનું રૂપ કાળું કેમ હતું? તેમની આકૃતિ એવડી મોટી કેમ હતી? તેમને પાંચ મુખ કેમ હતાં? તેમને દશ હાથ કેમ હતા? તેમને ત્રણ નેત્ર કેમ હતાં? તે ક્યાં રહે છે? તેમનું રૂપ ભયંકર કેમ હતું? તે એકલા કેમ હતા? તેમને એવું રૂપ ધારણ કરવાનું પ્રયોજન શું હતું? તેમને કોની પ્રેરણાથી એ રૂપ લેવું પડ્યું હતું? એ રૂપ લઈ તેમણે શું કામ કર્યું? આમ જ્યારે ઈશ્વરે રુદ્રનું રૂપ ગ્રહણ કર્યું હતું, ત્યારે તેમની છાયારૂપ માયા કેવા આકારમાં રહી હતી? આ બધું આપ કહો.[૧૭,૧૮]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! સમષ્ટિ-અહંકારની ઉપાધિને લીધે એ પરમેશ્વર રુદ્રના નામે કહેવાય છે. એ વ્યષ્ટિરૂપે અનેક અભિમાનવાળા છે અને સમષ્ટિરૂપે એક અભિમાનને ધારણ કરે છે. મારી દૃષ્ટિથી દેખાયેલું તેમનું રૂપ શુદ્ધ ચિદાકાશરૂપ જ છે.[૧૯] એ ભગવાન રુદ્રની આકૃતિ ચિદાકાશરૂપ જ છે અને તેમનો વર્ણ પણ ચિદાકાશરૂપ છે. તેમનું તત્ત્વ વિચારવા જતાં તે માત્ર ચિદાકાશરૂપ છે, તેથી એ પ્રકાશમય રુદ્ર ચિદાકાશરૂપ જ કહેવાય છે.[૨૦] એ

રુદ્ર સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે અને સર્વમાં વ્યાપીને રહ્યા છે. આથી તેમનો આકાર વિશાળ કહેવામાં આવ્યો છે. પ્રત્યેક શરીરમાં રહેલી અહંકારની પાંચ જ્ઞાનેન્દ્રિયો એ રુદ્ર અહંકારરૂપ છે તેથી તે રુદ્રના પાંચ મુખ રૂપ છે અને તેમનો પ્રકાશ ચારે તરફ દીપી નીકળે છે. પાંચ કર્મેન્દ્રિયો અને તેના પાંચ વિષયો એ રુદ્રની દશ ભુજારૂપે કહેવાય છે.[૨૧,૨૨] ચાર પ્રકારનાં (જરાયુજ આદિ) શરીરો તેમજ તેની અંદર રહેનારા તે તે જીવો સાથે બ્રહ્મા, શબલબ્રહ્મમાં લીન થઈ ગયા એટલે બ્રહ્માએ અહંકારનો ત્યાગ કર્યો, ત્યારે તે પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈ ગયો.[૨૩] સર્વ કાર્યમાત્રનો લય થઈ જતાં જે એક માત્ર કારણરૂપ અંશ જ અવશેષ રહે છે, તે એ રુદ્રનું સ્વરૂપ છે. પ્રથમ તેની જે આકૃતિ વર્ણવી છે, તે વસ્તુતાએ નથી; છતાં તેવી તેની ભાવનાના બળથી ઉપાસકોને વાસના પ્રમાણે ભ્રાંતિમાત્રથી તેમનો તેવો મૂર્તિમાન આકાર દેખવામાં આવે છે.[૨૪] એ મહાસમર્થ રુદ્ર ચિદાકાશની અંદર રહેલા વિશાળ આકાશ (અવ્યાકૃત) ની અંદર તેમજ સર્વ પ્રાણીઓના દેહની અંદર નિરંતર પવનની પેઠે રહે છે.[૨૫] જ્યારે પ્રલયકાળમાં સર્વ પ્રાણીમાત્ર તેનો ત્યાગ કરી દે છે, ત્યારે તે ક્ષણમાત્રમાં ક્ષોભને પામી ક્ષીણ થઈ જાય છે અને ચિદાકાશરૂપ ધારણ કરી લઈ પરમશાંતિને પામે છે.[૨૬] ત્રણ ગુણો, ત્રણ કાળ, ચિત્ત, અહંકાર અને બુદ્ધિ એ ત્રિપુટી, પ્રણવના ત્રણ વર્ણ અને ત્રણ વેદ, એ સર્વ રુદ્રનાં ત્રણ નેત્રરૂપ છે. ત્રૈલોક્યરૂપી ત્રિશૂલ તેમણે પોતાની મૂઠીની અંદર પકડી રાખેલ છે સર્વ પ્રાણીમાત્રના સમૂહોમાં એ રુદ્ર વિના બીજું કશું નથી તેથી સર્વ દેહોના આત્મારૂપ એ જ થઈ રહેલ છે.[૨૭,૨૮] પોતે સર્જેલાં સર્વ પ્રાણીઓને તેમનાં ર્મો પ્રમાણે ભોગ આપવો અને અંતે મોક્ષનો મધિકાર પ્રાપ્ત થતાં તેવા અધિકારીઓને મોક્ષ ો, એવો જ તેમનો સ્વભાવ છે, તે જ સૃષ્ટિરચનાનું પ્રયોજન છે. શુદ્ધ ચિદાકાશરૂપ અને નિરતિશય આનંદરૂપ પરમાત્માની एकोऽहं बहु-स्याम् । એવી સંકલ્પરૂપી માયાવૃત્તિ વડે પ્રેરણા થાય છે, એટલે તે રુદ્ર પોતાનું કાર્ય કરે છે. પછી માયાથી પ્રલયની પ્રેરણા થાય છે, એટલે ક્રમે કરી સર્વ સૃષ્ટિને ગળી જાય છે અને પોતે પણ પરબ્રહ્મમાં લીન થઈ જઈ પરમ શાંતિને પ્રાપ્ત થાય છે. એ રુદ્રનું ખરું સ્વરૂપ તો નિર્મળ શુદ્ધ ચિદાકાશરૂપ છે અને એ ઈશ્વરરૂપ રુદ્રને જ કૃષ્ણ (કાળા) રૂપે વર્ણવવામાં આવ્યા છે.[૨૯-૩૧] એ જ રુદ્ર આ જગતનો પ્રલય કરી દઈ તેને એક સમુદ્રરૂપ કરી નાખે છે અને સમુદ્રને પણ પી જઈ પુનર્જન્મ ન થવા માટે પરમ શાંતિને પ્રાપ્ત થઈ જાય છે.[૩૨] ત્યાર પછી પણ હું જોવા લાગ્યો, તો રુદ્ર પોતાના પ્રાણવાયુના વેગથી એ મહાસાગરને પી જવાનો ઉદ્યમ કરી રહ્યા હતા.[૩૩] ત્યાં તે મહાસાગર રુદ્રના પ્રાણથી ખેંચાઇને વડવાગ્નિની પેઠે અનેક જ્વાળાઓના સમૂહો વડે અંદર આકુળવ્યાકુળ થઈ રહેલા રુદ્રના વિશાળ મુખમાં પ્રવેશ કરતો હતો.[૩૪] એ અહંકારરૂપી રુદ્ર જ પ્રલયકાળપર્યંત સમુદ્રમાં વડવાનલરૂપ થઈ રહી તેનાં સઘળાં જળને પી જાય છે. જેમ જળ પાતાળમાં પ્રવેશ કરે છે, સર્પ પોતાના રાફડામાં પ્રવેશ કરે છે અને શરીરમાં પ્રાણ-અપાન આદિ રૂપે પાંચ પ્રકારે રહેલા વાયુ પ્રાણીઓના મુખના પોલાણમાં પ્રવેશ કરે છે, તેમ મહાસાગરે વેગથી રુદ્રના મુખમાં પ્રવેશ કર્યો.[૩૫,૩૬] જેમ સૂર્યનારાયણ અંધકારને પી જાય છે અને સત્સંગતિ દોષોને ગળી જાય છે, તેમ એ શ્યામવર્ણા રુદ્ર ત્યાં આવી એક મુહૂર્તમાત્રમાં જ મહાસાગરના જળનું પાન કરી ગયા.[૩૭] ઠેઠ બ્રહ્મલોકથી માંડી પાતાળપર્યંત બધું શાંત અને શૂન્ય થઈ ગયું હતું. રજ, ધુમાડો, પવન, સમુદ્ર અને પ્રાણીઓ એ સર્વનો અભાવ હતો. આથી આકાશ એકસરખી રીતે પોતાના સ્વરૂપમાં જ

રહેલું જણાતું હતું.[૩૮] હે રામચંદ્રજી! તે વખતે ફક્ત આકાશના જેવા નિર્મળ ચાર પદાર્થો જ અચલપણે દેખાતા હતા. તે વિષે હું તમને કહું છું તે તમે સાંભળો. એક તો, કાળા રંગના આકાશના જેવા આકારવાળા અને નિશ્ચળ સુગંધની પેઠે આકાશની અંદર નિરાધાર રહેલા રુદ્ર આકાશની મધ્યમાં દેખાતા હતા.[૩૯,૪૦] બીજો પદાર્થ બ્રહ્માંડરૂપી ઘરનો સાત પાતાળની નીચેનો ભાગ હતો. તે અતિ છેટે દેખાતો હતો અને પૃથ્વીના તથા આકાશના તલના જેવો જણાતો હતો.[૪૧] એ ભાગ ત્રણે લોક તથા તેની અંદરના પદાર્થો ભસ્મ થઈ જવાને લીધે અવશેષ રહેલા અને જળ પડવાથી ભીના થઈ ગયેલા તથા કીચડરૂપે જામી ગયેલા પાતાળ, પૃથ્વી, સ્વર્ગ, પર્વતો અને દેવતાઓના પાર્થિવ ભાગ વડે વ્યાપ્ત હતો. વળી તે ઉપરના પ્રદેશની અપેક્ષાએ કાંઈક સ્થૂલ દેખાતો હતો.[૪૨] ત્રીજો પદાર્થ બ્રહ્માંડનો ઉપરનો ભાગ હતો. તે છેટે હોવાથી બરાબર દૃષ્ટિમાં આવતો નહોતો. તે અતિ સૂક્ષ્મ હતો, તેથી દુર્લક્ષ્ય આકાશના જેવો શ્યામ દેખાતો હતો.[૪૩] ચોથો પદાર્થ તો અનાદિ તથા અનંત બ્રહ્મની જેમ ચોતરફ પ્રસરી રહેલું તે નિર્મળ આકાશ જ હતું. તે છેટે છેટે રહેલા બ્રહ્માંડના નીચેના અને ઉપરના ખંડના વચલા ભાગમાં રહેલું હતું. એ ચાર પદાર્થો સિવાય બીજું કશું પણ ત્યાં જોવામાં આવતું ન હતું.[૪૪,૪૫]

**રામ બોલ્યાઃ**—હે મહારાજ! બ્રહ્મલોકની બહાર શું છે? તેને આવરણ કેટલાં છે? અને તે કેવી રીતે રહેલ છે?[૪૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**—બ્રહ્માંડખંડની બહાર તેનાથી દશગણું જળ રહ્યું છે અને તે જળ અનંત એવા બ્રહ્માંડના બન્ને (ઉપર નીચેના) ખંડના સંધિમાં રહેલા અંદરના આકાશને છોડી દઈ માત્ર બહાર જ ફેલાઈ રહેલ છે.[૪૭] એ જળ પછી તેનાથી દશગણું તેજ રહેલ છે અને તે જ્વાળારૂપ છે. એ તેજ પછી તેનાથી દશગણો નિર્મળ વાયુ રહ્યો છે અને જળની પેઠે જ પવિત્ર કરનાર છે.[૪૮] એ વાયુ પછી તેના કરતાં દશગણું એવું આકાશ રહ્યું છે. તે આકાશ પછી અતિસ્વચ્છ પરમનિર્મળ અનંત બ્રહ્માકાશ (શબલબ્રહ્મ) રહેલ છે.[૪૯] એ શબલબ્રહ્મના આવરણવાળા સ્વરૂપરૂપી આકાશની અંદર અનેક જાતનાં આવરણો છે, એમ બીજાં તંત્રોમાં બતાવ્યું છે. એ આવરણો એકબીજાથી ઘણે દૂર છે, અનંતરૂપ છે અને તંત્રકારોએ એકબીજાની સાથે સંવાદ થતાં પરસ્પર પોતાની બુદ્ધિ પ્રમાણે તેની કલ્પનાઓ કરી કાઢી છે.[૫૦]

**રામ બોલ્યાઃ**—હે મહારાજ! બ્રહ્માંડના ઉપરના ભાગમાં અને નીચેના ભાગમાં એકબીજાથી ઉત્તરોત્તર દશગણો વધારે વિસ્તાર છે. તો મોટા આકારને ધારણ કરી રહેલ જળ આદિ શી રીતે રહેલ છે? અને કોણે તેને ધારણ કરી રાખેલ છે?[૫૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**—જેમ વાંદરીનાં બચ્ચાંઓ પોતાની માતાના પેટને વળગી રહે છે, તેમ પાર્થિવ પદાર્થોના આધારભૂત અને કમળના પત્રના જેવો બ્રહ્માંડખંડોનો જે પાર્થિવ ભાગ છે, તેને આધારે જ બીજા બધા પદાર્થો રહેલા છે.[૫૨] બ્રહ્માંડરૂપી મોટા શરીરની અંદર જે જે પદાર્થો જેની જેની નજીક રહેલા છે, તેઓ તેમના પરસ્પર એકબીજાના આકર્ષણથી જ રહેલા છે. જેમ તરસ્યાં મનુષ્ય જળ તરફ ખેંચાય છે, તેમ તેઓ એકબીજા (નજીકના પદાર્થો) તરફ આકર્ષાય છે.[૫૩] એવી જ રીતે તૈજસ આદિ પદાર્થો પણ એ બ્રહ્માંડની અંદર પરસ્પર આકર્ષાઈ રહ્યા છે. જેમ હાથ-પગ આદિ અવયવો પોતાની સ્થિતિને છોડતા નથી, તેમ એ સર્વ પદાર્થો પણ પોતપોતાની સ્થિતિને છોડતા નથી.[૫૪]

**રામ બોલ્યાઃ**—હે મહારાજ! બ્રહ્માંડના બંન્ને (ઉપરના અને નીચેના) ખંડ શી

રહ્યા છે? તેનો શો આધાર છે? શો આકાર છે? કાણુ તેને ધારણ કરી રાખેલ છે? અને છેવટ તેનો નાશ કેવી રીતે થાય છે?[૫૫]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ વિશાળ જગત સ્વપ્નના નગરની પેઠે કોઇએ ધારણ નહિ કર્યા છતાં ધારણ કરાઈ રહ્યું છે, નાશ નહિ પામતાં છતાં નાશ પામતું દેખાય છે અને નિરાકાર છતાં તે સાકાર અનુભવમાં આવે છે.[૫૬] એ જગતમાંથી શું નાશ પામે છે અને કોણ તેને ધારણ કરી રાખે છે, એ કાંઈ પણ નથી; માત્ર જેવો જેવો ચિદાત્માનો દૃઢ સંકલ્પ સ્ફુરે છે, તેવું તેવું જ તે અનુભવમાં આવે છે.[૫૭] જેમ આકાશની અંદર મોવાળા–મસલાં આદિ ભ્રાંતિથી જેવામાં આવે છે અને જેમ આકાશમાં શૂન્યપણું તથા પવનમાં ચલનશક્તિ દેખાય છે, તેમ જ ચિદાકાશની અંદર (અભિન્ન સત્તારૂપ) જગત જેવામાં આવે છે.[૫૮] બ્રહ્માંડ નામનું જગતરૂપી ઘર અધિષ્ઠાનચૈતન્યની અંદર સંકલ્પનગરની પેઠે ખડું થઈ જઈ દેખાય છે. ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર જ રહેલ છે. તે નિરાકાર છે, છતાં પ્રત્યેક પદાર્થને રૂપે જાણે આકારવાળું થઈ રહ્યું હોય એમ દેખાય છે. ક્ષય થવાનો સંકલ્પ સ્ફુરતાં તે રાત્રિ–દિવસ ક્ષય પામતું દેખાય છે અને જવાનો અધ્યાસ બેસતાં તે અહર્નિશ ગમનધર્મવાળું જણાય છે. તે સ્થિર થઈ રહ્યું છે, એવો દૃઢ સંકલ્પ થતાં તે રાત્રિ–દિવસ સ્થિર થઈ રહેલ દેખાય છે અને ઊડે છે એવી દૃઢ ભાવના થતાં તે ઊડતું માલૂમ પડે છે. તે નાશ પામે છે એવી ભાવના થતાં મહાપ્રલય આદિ વડે તે નાશને પ્રાપ્ત થાય છે અને તે જન્મ પામે છે એવી સ્ફૂર્તિ દૃઢ થતાં સૌસૌનાં મૂળસ્વરૂપને આકારે તેનું સ્ફુરણ થઈ તે ઉત્પન્ન થાય છે. જેમ શરદઋતુના આકાશની અંદર દૃષ્ટિ પડતાં તારાઓરૂપી મોતીઓનો સમૂહ અસત્ય છતાં અતિ સત્યરૂપે ઉદય પામેલો છે, તેમ જ ચિદાકાશની અંદર ભ્રાંતિ વડે અસંખ્ય જગતો જેવામાં આવે છે. તેમની ગણુના કરવાને પણ કોણ સમર્થ થઈ શકે તેમ છે?[૫૯–૬૩]

आभाति मौक्तिकगणः शरदम्बरान्त-
र्दृष्टावसत्य उदितोऽप्यतिसत्यरूपः ।
भ्रान्त्या यथा नभसि च स्फुरतां तथैषां
संख्यां विधातुमिह को जगतां समर्थः ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણુ પ્રકરણુના ઉત્તરાર્ધનો 'ભ્રાંતિમાત્રત્વપ્રતિપાદન' એ નામનો સર્ગ ૮૦ મો સમાપ્ત**

## સર્ગ ૮૧ મો*

### રુદ્રરૂપ ભૈરવનું તથા કાળરાત્રિનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

अथ राघव रुद्रं तं तदा तस्मिन्महाम्बरे ।
प्रवृत्तं नर्तितुं मत्तमपश्यं विततकृतिम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! પછી એ મહાકાશની અંદર પોતાના આકારને પ્રસારી રહેલા, મત્ત બની ગયેલા અને નૃત્ય કરવાને પ્રવૃત્ત થયેલા રુદ્રને મેં જેયા. તે વખતે જાણે આકાશ જ પોતાના વ્યાપકપણાને નહિ છોડતાં સાકાર બની ગયું હોય એમ જણાતું હતું. ત્યારે એ રુદ્રની મૂર્તિ ઘનશ્યામ હતી, દશે દિશાઓને તે પોતાના સ્વરૂપથી પૂરી રહ્યા હતા અને તેમનો આકાર મહા વિશાળ હતો.[૧,૨] તે સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપી નેત્રને ધારણ કરી રહ્યા હતા અને દશ દિશાઓરૂપી ચપળ વસ્ત્ર વડે તે સુશોભિત દેખાતા હતા. તેમનો કાન્તિસમૂહ ઘાટો હતો અને તે ચોતરફ ઘણા લાંબા પ્રદેશ સુધી પથરાઈ રહ્યો હતો. તે જાણે શ્યામ કાન્તિને બંધાવાનો સ્તંભ જ હોય તેવા દેખાતા હતા.[૩] તેમની દૃષ્ટિ વડવાગ્નિના જેવી મહાપ્રચંડ જણાતી હતી.

* આ એકાશીમા સર્ગમા પ્રલયકાળમાં નૃત્ય કરતા રુદ્રરૂપ ભૈરવનું વર્ણન આવશે અને તેની છાયારૂપી કાળરાત્રિ કે જે જગતને પોતાના અંગમાં ધારણ કરી નૃત્ય કરે છે, તે વિષે પણ વર્ણન કરવામાં આવશે.

તેમનું સ્વરૂપ ચપલ ભુજાઓરૂપી તરંગોના ભારથી પ્રકાશી રહ્યું હતું અને સર્વત્ર એકરસ-રૂપે ભરપૂર થઈ રહેલા મહાસાગરનું જળ જ જાણે દેહધારી બની મૂર્તિમાન થઈ રહેલ હોય એવું તે દેખાતું હતું.[૪] એ રુદ્રને દીઠા પછી હું પાછો તેમના તરફ જોવા લાગ્યો, તો એ રુદ્રના નૃત્યનું અનુકરણ કરી રહેલી એક આકૃતિ મારા જોવામાં આવી. તે આકૃતિ જાણે રુદ્રની છાયા જ હોય એવી દેખાતી હતી.[૫] ત્યાં મારા મનમાં શંકા થતી હતી કે, 'સૂર્યો તો હજી ઊગ્યા નથી, છતાં આવા ધાટા અંધારામાં આકાશની અંદર આ છાયા કેવી રીતે રહી હશે!'[૬] આમ હું તે સંબંધમાં વિચાર કરતો હતો, એટલામાં તો એ છાયા રુદ્રની પાસે નૃત્ય કરવા લાગી. તેનો વિસ્તાર ઘણો લાંબો હતો. તેનાં ત્રણ નેત્ર સુશોભિત દેખાતાં હતાં.[૭] તેનો રંગ કાળો હતો, તેનું શરીર કૃશ દેખાતું હતું, તેના અંગમાં ચારે તરફ નસો ઊપસી આવી હતી અને તેનું અંગ શિથિલ થઈ ગયું હતું. તેનો આકાર બહુ વિસ્તારવાળો હતો, તેનું મુખ જ્વાળાઓથી વ્યાકુળ જણાતું હતું અને તે વનની સમૃદ્ધિની પેઠે પુષ્પપલ્લવ આદિથી સુશોભિત એવા મુકુટને ધારણ કરી રહી હતી.[૮] ભેદાયેલાં અંજનના જેવા ધાટા અંધકારથી તે શ્યામ દેખાતી હતી. જાણે રાત્રિ જ પોતે આકૃતિવાળી થઈ ગઈ હોય, જાણે અંધકારની શોભાએ જ દેહને ધારણ કરી લીધો હોય, અરે! આકાશની શોભા જ જાણે સાકાર થઈ આવી ઊભી હોય, એવી તે જણાતી હતી.[૯] તે ઘણી જ લાંબી હતી, તેનું મુખ મહા ભયાનક દેખાતું હતું અને જાણે આકાશને માપી લેવાને તૈયાર થઈ રહી હોય, એવી તે લાગતી હતી. લાંબા ગોઠણ અને હાથની ફેરવણીથી તે જાણે દિશાઓનાં મુખને માપવાને ઇચ્છતી હોય એમ દેખાતું હતું.[૧૦] જાણે ઘણા ઉપવાસો કર્યા હોય તેમ તે બહુ કૃશ જણાતી હતી. તેનું મહા-વિશાળ શરીર ચારેબાજુ ખાડાવાળુ દેખાતું હતું. કાજળના જેવો મહાશ્યામ તેનો વર્ણ હતો અને તે પવનના ઝપાટાથી આકુળ થઈ રહેલી મેઘમાળાના જેવી દેખાતી હતી.[૧૧] તે બહુ લાંબી હતી અને કૃશ હતી. આથી તે જ્યારે સ્થિર ઊભી રહેવાને અશક્ત જણાઈ, ત્યારે વિધાતાએ તેને દૃઢ રહેવા માટે જાણે નસોરૂપી રેસાઓ-થી સાંકળી લીધી હોય એમ જણાતું હતું.[૧૨] તે એટલી બધી લાંબી હતી કે તેના મસ્તકથી માંડી ઠેઠ પગના નખ સુધીનું તેનું આખું શરીર મેં ઘણા લાંબા કાળ સુધી નીચે–ઊંચે જઈ ઘણો પ્રયત્ન કર્યો ત્યારે જ માંડ જોવામાં આવ્યું.[૧૩] ઠેઠ મૂળથી માંડી શાખાના અગ્ર ભાગ સુધી સૂત્ર વડે વીંટાયેલી જાણે કાંટાવાળી જમીન હોય તેમ એ છાયાનો મસ્તકથી માંડી પગના નખ સુધીના બધા અવયવોનો સમૂહ નસોના સમૂહથી અને આંતરડાંઓરૂપી વીણાઓ વડે ગૂંથાયેલો હતો.[૧૪] નાના પ્રકારના રંગવાળા સૂર્ય આદિ દેવતાઓનાં અને દાનવોનાં મસ્તકોરૂપી કમળોના સમૂહોની કંઠમાં રહેલી માળાથી તે સુશોભિત હતી. તે નિર્મળ પ્રકાશવાળા પવનથી પ્રદીપ્ત થઈ રહેલા અગ્નિરૂપી વસ્ત્રને ધારણ કરી રહી હતી.[૧૫] તેના લાંબા કાનમાં સર્પો લટકતા હતા અને તેણે મનુષ્યના શબરૂપી કુંડળને પહેર્યાં હતાં તેનાં સ્તન સુકાયેલ તુંબડીના વેલાની પેઠે મોટી ગાંઠોવાળાં હતાં, લાંબાં હતાં, ચપળ હતાં અને શ્યામ હતાં.[૧૬] નાના મોરોનાં પીછાંઓના સમૂહથી અને બ્રહ્માના કેશના સમૂહથી લાંછિત થઈ રહેલાં ઊંચાં એવાં ઇંદ્ર આદિ દેવતાઓનાં મસ્તકોને ધારણ કરનારાં અનેક ખટ્વાંગો વડે તે યુક્ત હતી.[૧૭] દાંતોરૂપી ચંદ્રમાઓની માળાઓ વડે તે નિર્મળ દેખાતી હતી અને તેની નિર્મળ-તા ઝાંખી પડવાથી તેની શોભામાં વિશેષ વધારો થતો હતો. ગોળ ચકરીઓ વડે ચપળ થઈ રહેલ, અંધારારૂપી સમુદ્રનો જાણે ઉપરનો ભાગ

હોય તેવી એ જણાતી હતી.[૧૮] આકાશરૂપી વૃક્ષને આધારે રહેલી સુકાયેલ તુંબડીની લતાની પેઠે તે અતિવિસ્તારવાળી લાગતી હતી, ચપળ અવયવોની ગ્રંથિઓ વડે તે સંયુક્ત હતી અને પવનનું તેની સાથે અથડાવું થતાં એક નવીન પ્રકારનો અવાજ ઉત્પન્ન થતો હતો.[૧૯] તેના મોટા તરંગોના જેવા વિશાળ અને ઊંચા હાથ શોભી નીકળતા હતા. શ્યામ કાંતિ વડે તે બહુ રમણીય દેખાતી હતી. મહાસાગરના તરંગોની માળાની પેઠે તે નૃત્ય કરી ચોતરફ ફેલાઈ જતી હતી.[૨૦] ક્ષણમાત્રમાં તેના એક હાથનો જ આકાર દેખાતો હતો, ક્ષણમાત્રમાં તે અનેક ભુજાઓ વડે આકુળ દેખાતી હતી અને ક્ષણમાત્રમાં તે અનંત તીવ્ર ભુજાઓ વડે જગતરૂપી નૃત્યમંડપને ધ્રુજાવતી હતી.[૨૧] ક્ષણમાત્રમાં તેના એક જ મુખનો આકાર દેખાતો હતો, ક્ષણમાત્રમાં તેનાં ઘણાં મુખોના આકાર દેખાતા હતા, ક્ષણમાત્રમાં તેનાં અનંત તીક્ષ્ણ મુખો જોવામાં આવતાં હતાં અને ક્ષણમાત્રમાં તેનું એક પણ મુખ દેખાતું ન હતું.[૨૨] ક્ષણવારમાં તેનો એક જ ચરણ દેખાતો હતો અને ક્ષણવારમાં તરત તે સેંકડો ચરણવાળી દેખાતી હતી. જરાવારમાં વળી તેના અનંત ચરણો જોવામાં આવતા હતા અને ક્ષણવારમાં તેના ચરણનો કશો આકાર જ દેખાતો ન હતો. પછી મેં એનો દેહ જોઈ એમ અનુમાન કર્યું કે આ કાલરાત્રિ છે અને સજ્જન પુરુષો આને ભગવતી તથા કાળી એવે નામે ઓળખે છે.[૨૩,૨૪] તેનાં જ્વાળાપૂર્ણ ત્રણ નેત્રો ઘટમાળની રેંટના જેવાં ભયંકર ઊંડા ખાડાવાળાં દેખાતાં હતાં તેના કપાળનો પ્રદેશ બળતી પૃથ્વીવાળા ઇન્દ્રનીલ પર્વતના શિખરના જેવો જણાતો હતો.[૨૫] એ કાલરાત્રિની બન્ને હડપચી લોકાલોક પર્વત તથા ઇન્દ્રનીલ પર્વતના ભયંકર ખાડાના જેવી મહાભયંકર જણાતી હતી. વળી, ...ધરૂપી દોરામાં પરોવેલ તારાઓરૂપી મોતીઓની માળાથી સુંદર જણાતી હતી.[૨૬] નગરના ઇન્દ્રનીલ પર્વતના જેવા ઊંચા બહારના દરવાજામાં પદ્મરાગ આદિ મણિઓની કાન્તિથી રંગાયેલા અને અંદરના ભાગમાં સ્થિરતાથી રહેલા કાચના પર્વત જેવા દેખાતા ભગ નામના ભયંકર કાગડાને તે ધારણ કરી રહી હતી.[૨૭] નૃત્ય કર્યા કરતી ભુજાઓરૂપી લતાનાં પુષ્પોથી અને નખોરૂપી ધોળાં વાદળાંઓનાં મંડળોથી તે જાણે આકાશની અંદર પૂર્ણકલાવાળા સેંકડો ચંદ્રમાઓને ભમાવતી હોય એવું જણાતું હતું. તેના હાથો, પ્રલયકાળના મેઘની જેમ, હાથી આદિ પ્રાણીઓમાંથી થનારા મોતીઓના જેવા ઝબકારા મારતી અને પ્રલય સમયે નીચે આવી પડતી તારાઓની પંક્તિઓની પેઠે પ્રકાશવાળી એવી નખની પંક્તિઓની મહાતેજવાળી કાન્તિને ચોધારી રીતે વરસાવતા હતા અને ચોબાજુ ભમ્યા કરતા હતા. આ હાથોથી એ કાળરાત્રિએ બધી દિશાઓનાં મંડળને વ્યાપ્ત કરી દીધાં હતાં. કાળા, મહાભયકર આકારવાળા, નખોરૂપી પુષ્પો વડે સુશોભિત એવી આંગળીઓરૂપી વેલોના સમૂહને ધારણ કરી રહેલા અને ચોતરફ ભમનારા પોતાના હાથરૂપી વૃક્ષ વડે એ કાળરાત્રિએ આખા આકાશને અરણ્યના જેવા દેખાવવાળું કરી મૂક્યું હતું.[૨૮-૩૦] ચોતરફ ચાલ્યા કરતા પોતાની જંઘાના ભાગથી, એ કાળરાત્રિ બળી ગયેલાં મોટાં વનોવાળી તથા અવશેષ રહેલ તમાલ, તાલ આદિ વૃક્ષોથી ઊંચી દેખાતી ભયંકર ભૂમિનું અનુકરણ કરતી હતી.[૩૧] અનંત અને મહાવિશાળ આકાશના પણ પારને પામી ગયેલા પોતાના કેશ વડે એ કાળરાત્રિ જાણે ભમ્યા કરતા અંધારારૂપી હાથીને વિશાળ નિવાસસ્થાન કલ્પી આપતી હોય એમ જણાતું હતું. મેરુપર્વતને પણ વહન કરી શકે એવો તેનો નિઃશ્વાસવાયુ ઘાટા ઘોંઘાટવાળા દિશાઓના સમૂહને ધારણ કરી રહેલા આકાશરૂપી ગામમાં મોટા

અવાજ કરી રહ્યો હતો. તે ધાટા પવનના સુસવાટથી વિષની પેઠે શ્રવણ થતાં (મોહને લીધે) મૂર્છિત કરી દેનારા ગાનને ગાતો હોય એવો દેખાતો હતો. એ કાળરાત્રિ પોતાનું અનુકરણ કરનારા તથા પોતાની પેઠે જ હાવભાવ બતાવનારા નટની સાથે જાણે ચાલતી હોય તેમ તે પવનની સાથે ચાલી જતી હતી.[૩૨-૩૪] પછી, નૃત્યના આવેશને લીધે તેનું શરીર વધવા માંડ્યું અને તે મેં આકાશની અંદર ચારે બાજુ ફરતાં ચિત્તની એકાગ્રતા વડે જોયું.[૩૫] વિલાસથી કેવળ નૃત્ય કરવામાં જ તત્પર થઈ રહેલી એ કાળરાત્રિએ પોતાના દેહની અંદર મલયાચલ, કૈલાસ, સહ્યાદ્રિ, મંદરાચલ અને મેરુપર્વતની માળા પહેરી લીધી હતી.[૩૬] પ્રલયકાળના મેઘોની માળા તેની પાટલીરૂપ હતી અને ત્રણે લોકો તેના અંગની અંદર મણિમય અરીસાની પેઠે દેખાતા હતા.[૩૭] હિમાલય અને મેરુપર્વત એ બન્ને તે કાળરાત્રિના કાનમાં પહેરવાની રૂપાની અને સોનાની મુદ્રારૂપ (એકોટારૂપ) હતા. બ્રહ્માંડોના ઘુમ્મટની માળા તેની મોટી કટિમેખલારૂપ હતી.[૩૮] કુલાચલ પર્વતો તેની માળારૂપ હતા. તેમાં શિખરો, વનો તથા નગરો ગુચ્છાઓરૂપે દીપતાં હતાં અને જીર્ણ નગરો, જંગલો, દ્વીપો તથા ગામો કોમળ પલ્લવના જેવાં જણાતાં હતાં.[૩૯] એ કાળરાત્રિના અવયવોની અંદર મેં પુરો (ગામો), નગરો (શહેરો), ઋતુઓ, ત્રણ લોકો, મહિનાઓ તથા રાત્રિ–દિવસના સમૂહો જોયાં.[૪૦] યમુના તથા ગંગા આદિ નદીઓ તેના શરીરમાં મોતીઓના હારના જેવી દેખાતી હતી અને તેના બે કાનમાં ધર્મ તથા અધર્મ એ બેઉ કુંડલરૂપે શોભતા હતા.[૪૧] ધર્મરૂપી ધાવણને ધીમે ધીમે સ્ત્રવ્યા કરતા ચાર વેદો તેના સ્તનરૂપ હતા અને તેમની અંદર સર્વ શાસ્ત્રાર્થરૂપી ચાર ડીંટડીઓ દીપતી હતી.[૪૨] ત્રિશૂળ, પટ્ટિશ, પ્રાસ, બાણ, ઋષ્ટિ, મુદ્ગર અને શક્તિરૂપે બહાર દેખાતાં અનેક આયુધોરૂપી માળાને તે ધારણ કરી રહી હતી.[૪૩] ચૌદ પ્રકારની દેવ આદિ પ્રાણીઓની જાતિઓ એ મહાસુંદર શરીરવાળી કાળરાત્રિની રૂંવાડાંની પંક્તિઓરૂપ હતી.[૪૪] એ કાળરાત્રિના દેહની અંદર સૂઈ રહેલાં નગરો, ગામડાંઓ અને પર્વતો જાણે પુનર્જન્મના હર્ષથી નૃત્ય કરતાં હોય તેમ નૃત્ય કરતી એ કાળરાત્રિની સાથે જ નૃત્ય કરતાં હતાં.[૪૫] કાળરાત્રિના નૃત્યને લીધે સઘળું ચલાયમાન હોવાથી આખું જગત સ્થાવરભાવથી રહિત થઈ જઈ જાણે જંગમરૂપે નૃત્ય કરતું હોય એમ મને જણાયું. એ કાળરાત્રિના દેહરૂપી પરલોકમાં સુખેથી રહેલાં જગતને ગળી જઈને પોતાના ઉદર આદિ અવયવમાં ધારણ કરી રાખી તૃપ્તિ પામી ગયેલી, મદોન્મત્ત અને જગતરૂપી સર્પને પોતાના જઠરાગ્નિમાં પચાવી દેનારી એ કાળરાત્રિરૂપી મયૂરી નૃત્ય કરતી હતી.[૪૬,૪૭] તેના મહાવિસ્તારવાળા સુશોભિત શરીરની અંદર આખું જગત જાણે અરીસામાં પ્રતિબિંબિત થઈ રહ્યું હોય, તેમ પ્રથમના જગતના જેવું જ જોવામાં આવતું હતું.[૪૮] વસ્તુતાએ જોઈએ તો તે પોતે નૃત્ય કરતી ન હતી, પરંતુ તેના અંગમાં રહેલું પર્વતો, વનો, જંગલો વગેરે સહિત નાના પ્રકારનું જગત જ વારંવાર મરણને વશ થઈ જઈ તેની અંદર ખડું થઈ નાચ્યા કરતું હતું.[૪૯] એ જગતનું સુંદર નૃત્ય કાળરાત્રિના દેહરૂપી અરીસામાં પ્રતિબિંબિત થઈ રહ્યું હતું. તે ઘણા કાળ સુધી મારા જોવામાં આવ્યું. તે નૃત્ય નાશને નહિ પ્રાપ્ત થતાં વારંવાર તેવે જ રૂપે સ્થિર થઈ રહેલું દેખાતું હતું.[૫૦] તેની અંદર તારાઓના સમૂહ ચલાયમાન થતા દેખાતા હતા, પર્વતોના સમૂહો ભમતા દેખાતા હતા અને દેવ–દાનવોના સમૂહો મસલાનાં ટોળાંઓની પેઠે પવનને લીધે તેના પ્રવાહમાં વહ્યા જતા દેખાતા હતા.[૫૧]

માં પૈડાં વગરના થઈ ગયેલા રથની

ખાનારા દ્વીપો તથા સમુદ્રો વગેરેથી આકાશ વીંટાઈ ગયું હતું. ક્રીડા વડે ભ્રમણ કરનારા વંટોળિયા વાયુથી મોટા પર્વતો, પૃથ્વી અને તેની અંદરનાં ઘાસો ઘસડાતાં જતાં હતાં.[૫૨] શ્યામ મેઘરૂપી વસ્ત્રોને એક બાજુથી બીજી બાજુ લઈ જનારા પવનના સપાટાથી આખું આકાશ ગાજી રહ્યું હતું. લાકડાંઓ અને અસ્થિ વગેરે પ્રસિદ્ધ રીતે ફાટતાં હતાં, તેથી તેનો અવાજ ચારેબાજુ ફેલાઈ જતો હતો.[૫૩] અરીસાની પેઠે ક્ષણે ક્ષણે એકબીજાનો સંયોગ–વિયોગ થતો હતો, તેથી જગતના પદાર્થો ક્ષણમાં ભેગા થઈ જતા હતા અને ક્ષણમાં પાછા જુદા પડી જતા હતા. એ પદાર્થોવાળા કાળરાત્રિના અવયવો વડે તથા તેના ફરવા વડે જાણે સમસ્ત જગત મૂર્તિમાન ભય વડે વ્યાપ્ત થઈ રહ્યું હોય તેમ દેખાતું હતું. ચપલ અને ઊંચા એવા કુલાચલ પર્વતરૂપી પોતાના મહાન હાથને હલાવી રહેલો અને ભમ્યા કરતાં મેઘોરૂપી વસ્ત્રો વડે ઢંકાવાથી નમ્ર થઈ રહેલાં નાનાં કલ્પવૃક્ષોને ધારણ કરી રહેલો એ મેરુપર્વત ત્યાં નૃત્ય કરતો હતો.[૫૪,૫૫] સમુદ્રો પોતાની મર્યાદાને નહિ છોડતાં પૃથ્વીમાંથી આકાશમાં તેમજ આકાશમાંથી પાછા પૃથ્વીમાં એમ ઊછળી રહ્યા હતા અને તેમની સાથે વૃક્ષો પણ તેમ જ ઊછળ્યા કરતાં હતાં.[૫૬] ઘરો, અગાસીઓ, હવેલીઓ અને તેની અંદર રહેનારાં મનુષ્યો સાથે નગરો બોખરા અવાજની સાથે નીચે પડતાં હતાં, પણ વસ્તુતાએ જોઈએ તો ( સર્વ મિથ્યા હોવાથી ) કશું પણ નીચે પડતું ન હતું[૫૭] એ કાળરાત્રિ જ્યારે પોતાની ચતુરાઈથી ભ્રમણ કરતી હતી, ત્યારે ચંદ્ર, સૂર્ય અને રાત્રિદિવસ તેના નખની ઉપરની રેખાઓ વિશે ચળકાટ કરતા પ્રકાશની અંદર અંતર્ભાવ પામી ગયાં હતાં સુવર્ણના સૂત્રની પેઠે લાંબા આકારવાળાં હતાં.[૫૮] ત્યારે વરસાદનાં જળો ગ્રાકળરૂપી હારવાળી અને શ્યામ મેઘરૂપી વસ્ત્રને ધારણ કરી રહેલી એ કાળરાત્રિનાં જાણે પરસેવાનાં બિંદુ હોય તેમ જણાતાં હતાં.[૫૯] આકાશ તે કાળરાત્રિના મોટા કેશપાશરૂપ હતું, પાતાળ તેના ચરણરૂપ હતું, પૃથ્વી તેના ઉદરરૂપ હતી અને દિશાઓ તેના હાથરૂપ હતી.[૬૦] દ્વીપો તથા સમુદ્રો તેનાં આંતરડાં તથા પેટના વીંટારૂપ હતાં, બધા પર્વતો તેના પડખારૂપ હતા અને આવહ–પ્રવહ આદિ પવનનો સમૂહ તેના પ્રાણ–અપાનના સંસારરૂપ હતો.[૬૧] નૃત્ય કરી રહેલી એ કાળરાત્રિના વિસ્તારવાળા શરીરની અંદર હિમાલય, મેરુ, સહ્યાદ્રિ આદિ પર્વતોને જાણે હીંચકાના સુખનો અનુભવ થતો હોય એમ જણાતું હતું.[૬૨] ફરી એ કાળરાત્રિ તરતી તળેટીના પર્વતોરૂપી મંજરીઓવાળી કુલાચલ પર્વતરૂપી માળાને ફેરવવા લાગી. આથી એણે પોતાના તાંડવનૃત્યની ક્રીડા વડે જાણે પાછો પ્રલય કરવાનો આરંભ કર્યો હોય એમ દેખાતું હતું.[૬૩] દેવતાઓ, દૈત્યો અને નાગોના સમૂહોરૂપી રુંવાડાંને ધારણ કરનારા અવયવવાળો એ કાળરાત્રિનો દેહ સ્થિર રહી શકતો નહોતો અને જાણે ચક્રની પેઠે ફરતો હોય એમ જણાતો હતો. નાના પ્રકારના વૈભવો, તેને પ્રાપ્ત કરવાના ઉપાયો અને યજ્ઞોરૂપી યજ્ઞોપવીતને ધારણ કરનારી તેમજ આકાશની અંદર નૃત્ય કરી રહેલી એ કાળરાત્રિ મેઘના શબ્દો વડે જાણે કોઈ બ્રહ્મચારિણી વેદના ઘોષ કરતી હોય એવી દેખાતી હતી.[૬૪,૬૫] વળી એ નૃત્યમાં પરસ્પર એકબીજામાં પ્રતિબિંબ પડવાથી ભૂતળ આકાશરૂપ અને આકાશ ભૂતળરૂપ થઈ ગયાં હતાં તથા પરસ્પર તુલ્ય જ દેખાતાં હતાં અને જાણે અંદર કશું હલન–ચલન જ ન થયું હોય એવું લાગતું હતું. એ કાળરાત્રિના મોટા નાસિકાના છિદ્રરૂપી ઘરમાંથી બહાર આવતા, મેઘના કડાકાવાળા અને મહાભયંકર શબ્દ કરી રહેલા ઉગ્ર વાયુઓ વાતા

હતા. એ કાળરાત્રિના સેંકડો હાથ ચતુરાઈથી ચોતરફ ફરી વળતા હતા અને તેથી આકાશ જાણે પ્રચંડ પવને ઉડાડેલાં પલ્લવો વડે વ્યાપ્ત થઈ રહ્યું હોય એવું દેખાતું હતું.[૬૬-૬૮] એ સર્વ જોતાં મારી ધીર દૃષ્ટિ પણ રાત્રિના અંગમાં થયેલા જગતના પદાર્થોની સાથે ભ્રમણ થવાથી મોહને પામી ગઈ, અને જેમ રણસંગ્રામમાં સેના કુંઠિત શક્તિવાળી થઈ જાય તેમ તે કુંઠિત શક્તિવાળી થઈ ગઈ. જ્યારે કાળરાત્રિનો દેહરૂપી અરીસો ઘૂમવા લાગ્યો, ત્યારે પર્વતો યંત્રની પેઠે ઘૂમતા હતા. આકાશચારી દેવતાઓ તથા પક્ષીઓ નીચે પડતાં હતાં અને દેવતાઓનાં ઘરો પણ જમીન ઉપર આળોટતાં હતાં.[૭૦] વળી મેરુઓ પાંદડાંની પેઠે એ કાળરાત્રિના પ્રવાહમાં વહ્યા જતા હતા અને મલયાચલ પણ પલ્લવની પેઠે ચૂંથાઈ જતા હતા. હિમાલય પણ હિમના એક બિંદુની પેઠે વિખેરાઈ જતા હતા. આમ એ સર્વ પૃથ્વીમાં ઊગેલી સ્થલકમલિનીની પેઠે ક્ષયને પ્રાપ્ત થઈ જતા હતા.[૭૧] પૃથ્વીની અંદર સહ્યાદ્રિ આદિ પર્વતો પક્ષીના જેવા દેખાતા હતા, ત્યારે વિંધ્યાચળ આદિ પર્વતો વિદ્યાધરના જેવા જણાતા હતા. આકાશમાં જેમ રાજહંસો ભમ્યા કરે છે તેમ એ સઘળા પર્વતો વૃક્ષોના ભ્રમણમાં ભમ્યા કરતા હતા.[૭૨] એ કાળરાત્રિના દેહરૂપી તળાવમાં દ્વીપો તૃણના જેવા દેખાતા હતા, સમુદ્રો કૂંડાળાં જેવા જણાતા હતા અને દેવલોકની પંક્તિઓ કમળોના જેવી શોભતી હતી.[૭૩] નિર્મળ આકાશના જેવા મહાવિશાળ, સ્વપ્નમાં દેખાયેલા કાજળના નગરની પેઠે અતિ શ્યામ અને મોટી જંઘાવાળા તથા એકઠા થયેલા અનેક સૂર્યોના જેવા મહાજ્વલ્યમાન એવા એ કાળરાત્રિના શરીરમાં મેરુપર્વતની ઉપર આવેલા વનમાં વિંધ્યાચળ નૃત્ય કરતો હતો. આ વાતને સહન ન કરી શકવાથી સહ્યાદ્રિ, કૈલાસ, મલયાચલ, મહેંદ્રપર્વત, ક્રૌંચપર્વત, મંદરાચલ અને ગોકર્ણ આદિ પર્વતો આકાશરૂપી આંગણામાં નૃત્ય કરતા હતા. આથી પૃથ્વી અને વિદ્યાધરોનાં નગરો પણ નૃત્ય કરતાં હતાં. એવી જ રીતે વનમાં ઉત્પન્ન થનારા સર્વ સ્થાવર પદાર્થો એ કાળરાત્રિના શરીરની અંદર જાણે જંગમપણાને પ્રાપ્ત થઈ ગયેલા હોય તેવા જણાતા હતા.[૭૪,૭૫] પર્વતની અંદર સમુદ્ર નૃત્ય કરતા હતા. ઊંચા પર્વતો પણ આકાશના પોલાણમાં નૃત્ય કરતા હતા. આકાશ પણ ચંદ્રમા અને સૂર્ય સાથે ચલાયમાન થઈને કોણ જાણે પૃથ્વીની નીચે ક્યાં ચાલ્યું ગયું તે જણાતું ન હતું. વિખરાયેલાં પુષ્પોવાળો વનોનો સમૂહ, દ્વીપો, પર્વતો અને નગરોની સાથે સૂર્ય આદિના નિવાસરૂપ આકાશમાં નૃત્ય કરી રહ્યો હતો. એવી રીતે ચલાયમાન થઈ રહેલું સર્વ જગત સમુદ્રમાં તણાયેલા ઘાસની પેઠે દિશાઓમાં ભમતું જણાતું હતું.[૭૬] આકાશમાં પર્વતો ભમતા હતા. સમુદ્રો દિશાઓના અંતોમાં પહોંચી વળ્યા હતા. ગામડાંના અને નગરોના સમૂહો, નદીઓ તથા તળાવો જાણે અરીસામાં પ્રવેશ કરી રહ્યાં હોય તેમ વૃદ્ધિ પામેલા પવનમાં એક લોકમાંથી બીજા લોકમાં પ્રવેશ કરી રહ્યાં હતાં અને ઊડેલા ઘાસની પેઠે ભમતાં દેખાતાં હતાં.[૭૭] સમુદ્રની પેઠે નિર્જળ પ્રદેશમાં પણ માછલાંઓ ફરતાં હતાં. પૃથ્વીની પેઠે જ આકાશની અંદર નગરો સ્થિર દેખાતાં હતાં. પર્વતો આકાશમાં જોવામાં આવતા હતા. આકાશ અને પ્રલયકાળના મેઘો ઉત્પાત કરનારા પ્રલયકાળના પ્રચંડ વાયુને લીધે ફેરફારવાળા થઈ ગયેલા પર્વતોમાં સ્થિર થઈ ગયેલા દેખાતા હતા.[૭૮] નક્ષત્રોનો સમૂહ મણિઓની વૃષ્ટિના વેગની પેઠે મનોહર જણાતો હતો અને હજારો દીવાઓને ભમાવનારાં યંત્રોના ચક્રની પેઠે તે પૃથ્વીની બહાર તથા અંદર ભ્રમણ કરી રહ્યો હતો. તેનો દેખાવ વિદ્યાધરોએ અને દેવતાઓના સમૂહે

ઉપર) કરેલી ફૂલની વૃષ્ટિના જેવો જણાતો હતો.[૭૯] એ કાળરાત્રિના દેહની અંદર પ્રલયોના અને સૃષ્ટિઓના સમૂહો રાત્રિ–દિવસના જેવા ટૂંકા જણાતા હતા. દિવસોના અને રાત્રિઓના સમૂહો ધોળા અને કાળા રૂપાનાં પતરાં ઉપર પડેલા એક નાના બિંદુની પેઠે બહુ જ નાના જણાતા હતા. વળી, એ કાળરાત્રિના શરીરમાં કૃષ્ણપક્ષ અને શુક્લપક્ષ એ બન્ને પક્ષો વજ્રમણિ અને ઇન્દ્રનીલમણિ આદિથી બનેલા હતા, તેથી તેઓ નિર્મળ દેખાતા ધોળા–કાળા અનેક અરીસાઓના સમૂહની પેઠે શોભતા હતા.[૮૦] એ કાળરાત્રિના દેહમાં સૂર્ય–ચંદ્રનાં અનેક મંડળો રત્નરૂપે શોભી રહ્યા હતાં. તારાઓના સમૂહો ચપળ અને કૂંડાળા જેવા થઈ રહેલા કાંતિમાન હારોની પેઠે દીપતા હતા. સ્વચ્છ આકાશ તો વીંટાઈ રહેલા મોટા વસ્ત્રના જેવું જણાતું હતું, અને તેની અંદર ભમ્યા કરતી વીજળીના ઝબકારાઓ ઊંબાડિયાંની પંક્તિની પેઠે મોટો પ્રકાશ આપતા હતા.[૮૧] પ્રલયકાળમાં આળોટતાં ત્રણે જગત એ કાળરાત્રિના દેહમાં મણિરૂપે શોભતાં હતાં અને તેઓ કાળચક્રના ફેરફારને લીધે એકબીજા સાથે અથડાતાં તત્કાળ ઝણઝણાટ કરતાં હતાં. સૂર્ય આદિનાં તેજો કાળરાત્રિના દેહની અંદર નાના પ્રકારનાં સુંદર કંકણ–નૂપુર આદિ આભૂષણરૂપે દેખાતાં હતાં અને તેઓ પણ ઝણઝણાટની સાથે નીચે અને ઉપર પ્રસરી જતાં હતાં.[૮૨] સંગ્રામને વિષે મદોન્મત થઈ રહેલા યોદ્ધાઓનાં ખડ્ગોની કાન્તિના તરંગોથી સઘળા તડકાવાળા દિવસો શ્યામ થઈ જતા હતા. એ કાળરાત્રિના નૃત્યમાં પોતે ભમતા હતા, છતાં સર્વના અધિષ્ઠાનરૂપ એવા બ્રહ્મની સ્થિરતાને લીધે સારી પેઠે સ્થિર થઈ રહેલા વીર પુરુષોનાં મંડળના યુદ્ધનો મોટો કોલાહલ સંભળાતો હતો. કાળરાત્રિના નૃત્યમાં બ્રહ્મા, ઇન્દ્ર, વિષ્ણુ, અગ્નિ, સૂર્ય, ચંદ્રમા ઇત્યાદિ દેવતાઓ અને દૈત્યો પોતપોતાના અધિકારનો કાળ આવી રહેતાં ભ્રષ્ટ થઈ નીચે પડતા હતા; વળી તેમના સ્થાનમાં પવનમાં ઊડેલાં મસલાંઓની પેઠે અને વીજળીના ઝબકારાની પેઠે બીજાઓ આવતા હતા અને તેમનો પણ કાળ આવી રહેતાં તેઓ પાછા નીચે પડતા હતા.[૮૩,૮૪] જગતમાં પ્રતીતિમાં આવતા સંહાર–સૃષ્ટિ, સુખ–દુઃખ, સમર્થતા–દરિદ્રતા, ઇચ્છા–અનિચ્છા, વિધિ–નિષેધ અને જન્મ–મરણની ભ્રાંતિ વગેરે ભાવો પરસ્પર વિરુદ્ધ છે, છતાં એ કાળરાત્રિના દેહમાં એકબીજામાં ભેળસેળ ન થઈ જતાં સદાકાળ સાથે રહેતા હતા. ત્યાં તેઓ જુદા પણ દેખાતા હતા તથા કોઈ વખતે એકબીજામાં મિશ્ર થઈ રહેલા હોય એમ પણ દેખાતું હતું.[૮૫] વળી કાળરાત્રિના શરીરમાં ચિદાકાશની અંદર મિથ્યારૂપે જ પ્રતીતિમાં આવતા અને વસ્તુતાએ જોઇએ તો શૂન્યરૂપે રહેલા સંહાર, સૃષ્ટિ, જગત, પૃથ્વી વગેરેના વિલાસોના અધિષ્ઠાનચૈતન્યમાં ઉત્પત્તિ, સ્થિતિ અને ક્ષય વારંવાર થયા જ કરતાં હતાં; અને પદાર્થોની ક્રિયાઓ તથા તેના ફેરફારો વારંવાર થતા જ જતા હતા તેમજ એમની સંખ્યા નક્કી કરી શકાય તેમ ન હતું.[૮૬] એ કાળરાત્રિના દેહની અંદર ઉત્પત્તિ, શાંતિ, મરણ, ઉત્સવ, યુદ્ધ, સમાનભાવ, દ્વેષ, રોગ, ભય અને વિશ્વાસ વગેરે ખજાનામાં એકત્ર થઈ રહેલા રત્નના સમૂહની પેઠે દેખાતાં હતાં. કેમકે એ કાળરાત્રિનું શરીર અનેક તરેહના રસોવાળી સૃષ્ટિઓની પરંપરાને અસ્ખલિત રીતે ધારણ કરી રહ્યું હતું. જેમ તિમિરરોગ વડે મલિન દૃષ્ટિવાળા પુરુષને આકાશમાં મસલાં–મોવાળા આદિના જેવા આકારો (ભ્રાંતિને લીધે) જોવામાં આવે છે તેમ એ કાળરાત્રિના ચિદાકાશમય શરીરની અંદર સ્વાભાવિક રીતે જ પ્રતીતિમાં આવતી અને કાંઈક અનિર્વચનીય એવા માયાના આવરણને લીધે અનુભવાતી જગતની વ્યવસ્થાઓ, તેમજ એ સર્વનો પાછો

ક્ષય, એ બધું ભ્રાંતિને લીધે પ્રતીતિમાં આવતું હતું.[૮૭-૮૮] જેવી રીતે પર્વત પોતે અચલ છે, છતાં અરીસામાં પ્રતિબિંબિત થયા પછી અરીસો ચલાયમાન થતાં પોતે પણ પ્રતિબિંબરૂપે ચલાયમાન જણાય છે, તેમ જગત અચળ એવા અધિષ્ઠાનચૈતન્યની અંદર સ્થિતિ રાખી રહેલું છે. તેથી વસ્તુતાએ જોઈએ તો ક્ષોભને નહિ પામ્યા છતાં તે માયાના યોગથી ક્ષોભને પ્રાપ્ત થતું દેખાતું હતું.[૮૯] નૃત્ય વડે પોતાના પ્રતાપને ચોતરફ પ્રસારનારી માયાની અંદર જગતના સર્વ પદાર્થો રહ્યા છે. તેઓ બાલકની સંકલ્પસૃષ્ટિની પેઠે પ્રતિક્ષણ એક સ્થિતિને છોડીને બીજી સ્થિતિને પ્રાપ્ત થતા હતા.[૯૦] એ કાળરાત્રિના શરીરની અંદર જગતરૂપી અનેક મગના દાણાઓનો સમૂહ ક્રિયાશક્તિ વડે એકઠો થતો હતો અને પાછો કાળે કરી વિખેરાઈ જતો હતો.[૯૧] એ દેવી (કાળરાત્રિ) ક્ષણમાત્રમાં કાંઈક અનિર્વચનીયરૂપે દેખાતી હતી અને ક્ષણ વારમાં તો તે કશારૂપે જણાતી ન હતી. ક્ષણ વારમાં તે અંગુષ્ઠપ્રમાણની દેખાતી હતી અને ક્ષણ વારમાં આખા આકાશને પૂરી દે તેવું મહાવિશાળ તેનું રૂપ દેખાતું હતું.[૯૨] એ દેવી (કાળરાત્રિ) સંપૂર્ણ રીતે એક જાતની ચેતનશક્તિ જ છે. તે જગતરૂપે પણ થઈ જાય છે, અનંત છે અને જો તેનું મૂળ રૂપ તપાસીએ તો તે પરમ શુદ્ધ ચિદાકાશરૂપ છે.[૯૩] એ દેવી ત્રણે કાળમાં થનારા ત્રણે લોકની અંદર રહેનારી એક ચૈતન્યશક્તિ છે. તે યથાસ્થિતપણે રહેનારા પોતાના સ્વરૂપથી ચિત્રકારના ઉદાર અંતઃકરણમાં રહેલા ચિત્રરૂપ સંસારની પેઠે (કામ–કર્મ–વાસના વગેરેના પરિપાકને અનુસારે) પ્રકટ દેખાતા વેગ વડે અનેક વિચિત્ર આકારે થઈ રહેલી દેખાય છે.[૯૪] એ પોતે એક ચિદ્રૂપ છે, છતાં અવિદ્યાના યોગથી સર્વરૂપ થઈ રહેલ છે. બાકી વસ્તુદષ્ટિથી જોતાં તેનું સ્વરૂપ એક ચિન્મય આત્મતત્ત્વરૂપ છે, તેથી તે શાંત ચિદાકાશરૂપ જ છે. એવી રીતે વિદ્યા અને અવિદ્યાના યોગથી પળ વારમાં વિચિત્રરૂપે દેખાવ આપનારા અને વસ્તુતાએ એકરૂપતાને લીધે ચિન્મયરૂપે રહેલા અનાદિ અને અનંત એવા પોતાના રૂપને તે ધારણ કરી રહી છે.[૯૫] કેવળ ચિદાકાશરૂપી શરીરને ધારણ કરી રહેલી એ કાળરાત્રિની અંદર આ જે દૃશ્ય ચિદાકાશરૂપ જ છે, તે અનંત શિલામાં કોતરેલ રેખા–કમળ ચક્ર–આદિની રચનાની પેઠે અને જળમય સમુદ્રની અંદર દેખાતી તરંગોની રેખાની પેઠે અભિન્નરૂપે પ્રતીતિમાં આવે છે.[૯૬] પ્રલયકાળના રુદ્ર, ભૈરવનો આકાર ધારણ કરી રહ્યા હતા અને તેમની પાસે એ મહાભૈરવી દેવી (કાળરાત્રિ) પોતાના વિશાળરૂપથી આકાશને પૂરી દઈ નૃત્ય કરતાં દેખાતાં હતાં.[૯૭] કાલભૈરવના કપાળમાં દૃઢપણે રહેલાં, મહાઉગ્ર એવા ત્રીજા નેત્રના અગ્નિ વડે બળી ગયેલાં અને ઠૂંઠાં જ માત્ર જેમાં બાકી રહ્યાં છે એવાં જંગલોવાળી પૃથ્વીને ધારણ કરી રહેલી તેમજ પ્રલયકાળના પવન વડે કંપ્યા કરતી વનોની પંક્તિની પેઠે ભૈરવી દેવી નૃત્ય કરી રહ્યાં હતાં.[૯૮] તેમણે કોદાળીઓ, ખાંડણીઓ, દર્ભાસનો, ફળો, કુંભો, કરંડિયાઓ, મુસળો, પાત્ર-ડાઓ, થાળીઓ અને સ્તંભો વગેરેની માળાઓ તથા હારો પહેર્યા હતા.[૯૯] એવી રીતના અનેક માળાઓના અને હારોના સમૂહનાં પુષ્પો નૃત્યને લીધે કંપતાં હતાં તથા ક્ષયને લીધે ખરી પડતાં હતાં. એ દેવી જાણે તેને વિખેરીને નવી નવી રચના કરતાં હોય એમ જણાતું હતું.[૧૦૦] એ ભૈરવી દેવી આકાશભૈરવને વંદન કરી રહ્યાં હતાં અને એ આકાશભૈરવ પણ પોતાના વિશાળ આકારને ચોતરફ પ્રસારી દઈ નૃત્ય કરતા હતા. રક્તના આસવથી ભરેલાં યમના પાડાનાં મોટાં શિંગડાંઓને હાથમાં લઈને 'ડિમ્બ ડિમ્બ' એવા અનેક જાતના તાલવાળાં શબ્દમય વાજાંઓ વડે નૃત્ય કરનારી, પોતાના વક્ષઃસ્થળમાં ખોપરી-નીમાળાને ધારણ કરી રહેલી, ગરુડનાં

ખોસાં મુકુટને શોભા આપનારી અને પ્રલયકાળમાં જગતને ગળી જઈ પ્રસન્ન થઈ રહેલી એ કાળરાત્રિથી સ્તુતિ પામતા ભૈરવ તમારા સૌની રક્ષા કરો.[૧૦૧,૧૦૨]

डिंबंडिंबं सुडिंबं पच पच सहसा झम्यझम्यं प्रझम्यं नृत्यंती शब्दवाद्यैः स्रजमुरसि शिरः शेखरं तार्क्ष्यपक्षैः । पूर्णं रक्तासवानां यममहिषमहाशृंगमादाय पाणौ पायाद्वो वंद्यमानः प्रलयमुदितया भैरवः कालरात्र्या ॥ १०२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણુ પ્રકરણુના ઉત્તરાર્ધનો 'કાળરાત્રિવર્ણન' એ નામનો સર્ગ ૮૧ મો સમાપ્ત**

## સર્ગ ૮૨ મો×

### શિવનું સ્વરૂપ તથા અજ્ઞાનથી પ્રપંચની પ્રતીતિ અને જ્ઞાનથી પ્રપંચનો અભાવ

॥ राम उवाच ॥

किमेतज्जगत्सर्वनाशे नृत्यति केन सा ॥
किं शूर्पफलकुंभाद्यैस्तस्याः स्रग्दामधारणम् ॥१॥

રામ બોલ્યાઃ–હે મહારાજ ! સર્વનો નાશ થઈ ગયા પછી એ દેવી કોની સાથે નૃત્ય કરતાં હતાં ? વળી આપ તેની સૂપડું, ફળ, કુંભ આદિની માળાઓનું તથા હારોનુ વર્ણન કરો છો, તે પણ કેમ ઘટી શકે ?[૧] જો ત્રણે લોકનો નાશ થઈ જતો હોય, તો પછી નાશને પામી ગયેલા એ લોકો પાછા ભૈરવીદેવીના દેહમાં રહીને શી રીતે નૃત્ય કરે ?[૨]

વસિષ્ઠ બોલ્યાઃ–વસ્તુતાએ જોઈએ તો એ ભૈરવરૂપી પુરુષ પણ હતો નહિ અને એ ભૈરવીરૂપી સ્ત્રી પણ હતી નહિ. વળી તેમનું નૃત્ય પણ હતું નહિ, એ બન્નેનુ અસ્તિત્વ પણ ન હતું અને પ્રથમ વર્ણવ્યા પ્રમાણે તેમનો આકાર કે આચાર પણ હતો નહિ.[૩] પરંતુ જે અનાદિ ચિદાકાશ સર્વ કારણોના પણ કારણરૂપ છે, અનંત છે, શાંત છે અને અવિનાશી છે, તે જ વિવર્તરૂપે આભાસમાત્ર અનેક પ્રકારે સર્વત્ર પ્રસરી રહેલું જણાય છે.[૪] એ પરમ મંગલમય ચિદાકાશ સદાકાળ અવિનાશી છે અને તે જ પ્રલયકાળમાં ભૈરવને આકારે પ્રતીતિમાં આવે છે. કેમકે જગતની શાંતિ થયા પછી એ ભૈરવ પરમ ચિદાકાશરૂપ જ થઈ રહે છે.[૫] સુવર્ણ જેમ નિરાકાર ન રહી શકે, તેમ એ ચેતનમય દશ્ય પણ તેવા ચિદાત્માના વિવર્તવાળા સ્વભાવના વૈભવ વિના રહી શકતું નથી.[૬] હે વિવેકી રામચંદ્રજી ! કહો, ચિદાકાશના વિવર્તરૂપ દશ્ય ચિદાકાશ વિના કેમ રહી શકે ? કહો, મરી તીખાશ વિના કેમ રહી શકે ?[૭] તમે વિચાર કરો તો જણાશે કે, કડાં અને કુંડળ વગેરે સુવર્ણ વિના શી રીતે રહી શકે ? તે જ પ્રમાણે જે ચિદાકાશ સર્વના મૂળ સ્વભાવરૂપ છે, તે વિના પદાર્થની સ્થિતિ જ શી રીતે સંભવે ?[૮] કહો, શેરડીનો રસ મધુરતા વિના કેમ રહી શકે ? કદાચિત્ કોઈ કારણને લીધે શેરડીનો રસ મધુરતા વિનાનો થઈ ગયો હોય, તો તેને ખરી રીતે શેરડીનો રસ કહી શકાતો નથી.[૯] જડ દશ્યવર્ગ ચિદાકાશના માત્ર એક વિવર્તરૂપ છે. તે ચિદાકાશનું સ્વરૂપ છે, એમ તો કહી શકાતું નથી; કેમકે ચિદાકાશ સદાકાળ અવિનાશી છે અને તેમાંથી કશા ભાગનો નાશ થવો સંભવતો નથી.[૧૦] દશ્ય જગતનું સ્વરૂપ પરમાત્માના વિવર્ત સિવાય બીજું કશું સંભવતું નથી. એ પરમતત્ત્વ જ વિવર્તરૂપે જગતને આકારે પોતાના સ્વરૂપને બતાવવા આકાશ આદિ રૂપે પોતાના આત્માને પ્રસારી દે છે.[૧૧] માટે નિર્વિકાર, આદિ, મધ્ય અને અંતથી રહિત, સર્વશક્તિમાન્ અને સત્તામાત્ર એવું જે કાંઈ પરમતત્ત્વ છે, તે જ આ ત્રણ લોક

× આ બ્યાશીમા સર્ગમા ભૈરવ કે જે પોતે ચિદ્રૂપ છે તેના તત્ત્વ વિષે વર્ણન આવશે અને અજ્ઞાનને લેમા પ્રપંચની પ્રતીતિ થવા વિષે તથા જ્ઞાનથી પ્રપંચનો અભાવ જણાયા વિષે વર્ણન કરાશે.

રૂપ, સૃષ્ટિરૂપ, પ્રલયરૂપ, આકાશરૂપ, પૃથ્વીરૂપ અને દિશારૂપ થઈ રહેલ દેખાય છે. અવિદ્યાવાળી દૃષ્ટિને લીધે ભ્રાંતિ વડે ચિદાકાશ જ ઉત્પત્તિ અને પ્રલય આદિ રૂપે ભાસે છે.[૧૨,૧૩] ઉત્પત્તિ, મરણ, માયા, મોહ, મંદતા, અવસ્તુપણું, વસ્તુતા, વિવેક, બંધ, મોક્ષ, શુભ, અશુભ, વિદ્યા, અવિદ્યા, વિદેહપણું, સંદેહપણું, ક્ષણ જેટલો અલ્પકાળ, લાંબો કાળ, ચંચળપણું, સ્થિરપણું, તમે, હું અને ઇતર પદાર્થ એ બધું પરબ્રહ્મરૂપ જ છે.[૧૪,૧૫] સત્ય અને અસત્ય, કાર્ય અને કારણ, મૂર્ખતા અને પંડિતપણું, દેશ–કાળ–ક્રિયા–દ્રવ્ય વગેરેની કલ્પના, વ્યવહારોનું અસ્તિત્વ, રૂપાદિક બાહ્ય વિષયોનો અનુભવ, સંકલ્પ–વિકલ્પ આદિ આંતરવિષય, કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય, તેજ, જળ, અગ્નિ, આકાશ તેમજ પૃથ્વી આદિ રૂપે જે કાંઈ આ પથરાઈ રહેલું નજરે આવે છે, તે સર્વ શુદ્ધ નિર્વિકાર ચિદાકાશરૂપ છે. એ ચિદાકાશ સર્વના અધિષ્ઠાનરૂપ છે અને તે પોતાના સ્વરૂપને નહિ છોડતાં (વિવર્તરૂપે) સર્વને આકારે થઈ રહેલ છે.[૧૬-૧૮] ઉપર જે કહેવામાં આવ્યું છે, તે સર્વ શુદ્ધ ચિદાકાશરૂપ છે એમાં કાંઈ સંશય નથી અને તે ચિદાકાશથી જરા પણ જુદું નથી. આ બાબતમાં અખંડ દૃષ્ટાંત જોઈતું હોય તો સ્વપ્નમાં દેખાયેલા પર્વતનું છે.[૧૯] જે પરમ ચિદાકાશ વિષે મેં તમને ઘણી વખત કહ્યું છે, તેનું જ અહીં રુદ્રરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. એ રુદ્ર સદાકાળ અવિનાશી છે, એ જ વિષ્ણુરૂપ છે અને એ જ બ્રહ્મરૂપ છે. ચંદ્ર, સૂર્ય, ઇન્દ્ર, વરુણ, યમ, કુબેર, અગ્નિ, પવન, મેઘ, સમુદ્ર, ભૂત–વર્તમાન આદિ કાળ અને જે કાંઈ વસ્તુ દેખાય છે તે તથા જે નથી દેખાતું તે, એ સર્વ ચિદાકાશના અંશો જ સ્ફુરે છે, એમ સમજવું. મિથ્યા ભાવનાને લીધે એવી જાતની ઉપર બતાવેલી વિષ્ણુ, બ્રહ્મા આદિ સંજ્ઞા વડે તેને તેને આકારે એ સર્વ દેખાય છે અને સર્વ ચિદ્રૂપ છે, એવો બોધ થતાં વિષ્ણુ, બ્રહ્મા, આદિ સર્વ પણ ચિદ્રૂપ જણાય છે.[૨૦-૨૩] બ્રહ્મ જ અજ્ઞાનદૃષ્ટિ વડે જીવ–જગત આદિને વેષે દેખાય છે અને જ્ઞાન થતાં પોતાના સ્વરૂપમાં જ સ્થિર થઈ રહેલ દેખાય છે. માટે ખરું જોતાં ભેદ કે દ્વિત્વ–એકત્વ આદિ કશું છે જ નહિ, તેથી જ્ઞાન વડે સમજીને શાંત થઈ રહેવું. જ્યાં સુધી જીવ પોતાના પરમ નિર્વિકાર સ્વરૂપને જાણતો નથી અને તદ્રૂપતાને પ્રાપ્ત થતો નથી, ત્યાં સુધી જ તે આ સંસારરૂપી મહાસાગરમાં પોતે એક તરંગ જેવો થઈ રહે છે. પરંતુ જ્ઞાન થતાં તેને એવી તો શાંતિ મળે છે કે, તેને એ સમુદ્ર (સંસારસાગર) અથવા તરંગ (સંસારસાગરના તરંગરૂપ એવો જીવભાવ) એ કશું જ દેખાતું નથી. તેની દૃષ્ટિમાં તો આ સર્વ યથાસ્થિતપણે રહેલું હોવા છતાં શાંત અને અનંત પરમ ચિદાકાશરૂપ જ દેખાય છે.[૨૪,૨૬]

ज्ञाने तु शान्ति स तथोपयाति यथा न सोऽब्धिर्न तरंगकोऽसौ । यथा स्थितं सर्वमिदं च शान्तं भवत्यनन्तं परमेव तस्य ॥ २६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શિવસ્વરૂપવર્ણન' એ નામનો સર્ગ ૮૨ મો સમાપ્ત**

## સર્ગ ૮૩ મો*

### કલ્પનાદૃષ્ટિથી ચિદાકાશ જ અનેક સ્વરૂપે ભાસે છે

॥ वसिष्ठ उवाच ॥

चिन्मात्रपरमाकाश एप यः कथितो मया ।
एपोऽसौ शिव इत्युक्तस्तदा रुद्रः प्रनृत्यति ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:–તે વખતે જે રુદ્રરૂપે નૃત્ય

* આ ત્યાર્ગીમા સર્ગમા જે કાઇ ભૈરવને આકારે કાળનું વર્ણન કર્યું તે અધિકારીવર્ગને બોધ થવા માટે છે; અને કલ્પનાદૃષ્ટિ વડે ચિદાકાશ જ તેવે રૂપે છ છે, આ બાબતનું વર્ણન કરવામાં આવશે.

કરતા હતા અને જેને 'શિવ' એવા નામથી બોલાવવામાં આવે છે, તે પરમ ચિદાકાશરૂપ જ છે, એમ મારું કહેવું છે.[૧] હે વિવેકીઓમાં શ્રેષ્ઠ રામચંદ્રજી! એ રુદ્રની જે આકૃતિ કહેવામાં આવી છે, તે વસ્તુતાએ આકૃતિ હતી જ નહિ, પણ ચિદ્રૂપે સર્વત્ર ભરપૂર થઈ રહેલ ચિદાકાશ જ એવે આકારે વિવર્તભાવથી થઈ રહેલું જણાતું હતું.[૨] એ રુદ્રનો આકાર મારી દૃષ્ટિમાં શાંત ચિદાકાશરૂપ જ જણાયો અને તે એક હું જ (તત્ત્વજ્ઞપણાથી) જાણતો હતો. બીજા અજ્ઞાની જીવથી એ વાત સમજી શકાય તેમ ન હતું.[૩] જેમ એ પ્રલયકાળ, એ રુદ્ર અને એ ભૈરવીદેવી માયામાત્ર છે, એમ મને જ્ઞાનદૃષ્ટિ વડે સમજાયું, તેમ આ સર્વ દૃશ્યજાળ માયામાત્ર છે, એમ હું તત્ત્વદૃષ્ટિથી સમજતો હતો.[૪] પરમ ચિદાકાશ પોતે વસ્તુતાએ સર્વ પ્રપંચથી શૂન્ય છે અને તે જ વિવર્તરૂપે ભૈરવને આકારે થઈ રહેલું દેખાતું હતું. જો કે એ સર્વ કાલ્પનિક દૃષ્ટિથી જ મારી પાસે દેખાતું હતું, તો પણ શબ્દ અને અર્થના સંબંધની કલ્પના કર્યા વિના નિર્વિશેષ પરબ્રહ્મનો બોધ થઈ શકે નહિ. આથી, મેં જે કલ્પનાદૃષ્ટિથી જોયું હતું, તે મેં તમને વાણી વડે કહી બતાવ્યું છે.[૬] હે રામચંદ્રજી! તમને સદાકાળના ઘણા લાંબા અભ્યાસથી જગતમાં આધિભૌતિકપણાની (સ્થૂળ આકારની) દૃષ્ટિ રૂઢ થઈ રહી છે. આથી એ જગત વિષે મેં વાણી વડે જે વર્ણન કર્યું છે, તે તમને ક્ષણ વારમાં સત્યતાની ભ્રાંતિ ઉત્પન્ન કરે છે.[૭] તે ભૈરવીદેવી પણ હતી નહિ, તે ભૈરવ પણ હતા નહિ, તેમ એ પ્રલયકાળ પણ હતો નહિ; પરંતુ સર્વ ભ્રાંતિમાત્ર હતું અને ચિદાકાશ જ વિવર્તરૂપે ભ્રાંતિથી તેવે રૂપે ભાસી રહ્યું હતું.[૮] સ્વપ્નમાં રચાયેલા નગરની પેઠે, મનોરથરૂપે મનમાં ખડા થઈ રહેલા રણના વેગની પેઠે, કથાના ના સમૂહમાં આવતા અનિર્વચનીય રસની પેઠે અને મનોરાજ્યના વિલાસની પેઠે એ સત્ર ભ્રાંતિમાત્ર હતું, છતાં ચિદાકાશના વિવર્તરૂપે દેખાતું હતું.[૯] જેમ સ્વચ્છ ચિદાકાશની અંદ સ્વપ્નનગર દેખાય છે, જેમ છીપમાં રૂપાની બુદ્ધિ થાય છે અને જેમ આકાશમાં (તિમિરરોગવાળાને) મચ્છર તથા મોવાળા આદિના જેવા આકારો દેખાય છે, તેમ ભ્રાંતિને લીધે ચિદેકરસ પરમાત્મામાં આ જડ દૃશ્યની પ્રતીતિ થાય છે બાકી, જ્ઞાનદૃષ્ટિથી જોઈએ તો નિર્વિકાર ચિદાકાશ જ પોતા વડે પોતામાં એવી રીતે વિવર્તભાવને પ્રાપ્ત થાય છે, તેથી એ ચિદાકાશ પોતે જ જગતને આકારે પ્રતીતિમાં આવે છે.[૧૦,૧૧] જેમ કપડાંમાં અનેક રંગનાં ચિત્રો દેખવામાં આવે છે, તે બધાં કપડાંથી જુદાં નથી, પરંતુ કપડાંમાં જ તે કલ્પાયેલાં છે; તેમ ચિદાકાશની અંદર આ સઘળો ઠાઠ અભિન્ન સત્તા વડે કલ્પાયેલો છે. તે જ પ્રમાણે પ્રલયકાળમાં અગ્નિની પેઠે દીપી નીકળેલા રુદ્રના નૃત્યમાં જે કાંઈ જોવામાં આવ્યું હતું, તે પણ ચિદાત્માના જ એક વિવર્તરૂપ હતું. હે પ્રિય રામચંદ્રજી! એવી રીતે ભૈરવ અને ભૈરવીનો જે આકાર જોવામાં આવતો હતો, તે તત્ત્વદૃષ્ટિથી નિરાકાર જ હતો, એમ મેં તમને વર્ણન કરી બતાવ્યું. હવે તેમનું નૃત્ય પણ વસ્તુતાએ જોઈએ તો અનૃત્યરૂપ જ હતું; એ વિષે કહું છું, તે તમે સાંભળો.[૧૨-૧૩] જેમ જે વસ્તુ વાસ્તવિક હોય તે અવસ્તુરૂપે કોઈ જગ્યાએ હોઈ શકતી નથી, તેમ અધિષ્ઠાનચૈતન્યનું પોતાનું સ્વરૂપ પણ કોઈ જગ્યાએ કાંઈક વિવર્ત વિના રહી શકતું નથી.[૧૪] જેમ સુવર્ણમાં આકારની કલ્પના થતાં તે અનેક આભૂષણોરૂપે દેખાય છે, તેમ અધિષ્ઠાનચૈતન્ય વિવર્તભાવથી રુદ્રરૂપે દેખાતું હતું.[૧૫] જે કાંઈ ચૈતન્ય છે, તે સ્વભાવે જ અવશ્ય સ્ફુરણધર્મવાળું થઈ જઈ અનેક આકારે દેખાય છે; પણ વસ્તુતાએ જોતાં તેનું મૂળસ્વરૂપ તો અધિષ્ઠાનચૈતન્ય છે.[૧૬] એ ચિદ્રૂપ રુદ્રની

જે ચેષ્ટા છે, તે આપણી જ ચેષ્ટા છે, માત્ર તેની પોતાની તેવી વાસનાના આવેશને લીધે તેનું નૃત્ય થતું દેખાતું હતું.[૧૭] માટે મહાભયંકર આકારવાળા એ પ્રલયકાળના રુદ્રનું જે નૃત્ય હતું, તે ચિદાત્માનો એક વિલાસ જ હતો અને એ ચિદાત્મા તત્ત્વદૃષ્ટિથી જોતાં આપણું પોતાનું જ સ્વરૂપ છે.[૧૮]

**રામ બોલ્યાઃ**–તાત્ત્વિક દૃષ્ટિથી જોઈએ તો વસ્તુતાએ આ દૃશ્ય છે જ નહિ અને જે કાંઈ દૃશ્યના જેવો આભાસ નજરે આવે છે, તે પણ છેવટ પ્રલયકાળમાં નષ્ટ થઈ જાય છે.[૧૯] તે પ્રલયકાળનો મહાશૂન્ય સમય કેવળ શૂન્ય પરમ ચિદાકાશરૂપ છે. તો તેમાં વળી જુદું દ્રષ્ટારૂપ ચૈતન્ય શી રીતે સંભવે? તેમ દૃશ્ય પણ કેમ સંભવે? જે ચિદાત્મા સર્વત્ર પોતાના શુદ્ધ સ્વરૂપથી ભરપૂર છે, તે જડ (દૃશ્ય) વર્ગ જ (પોતાથી) જુદો ન હોવાને લીધે પોતાની સત્તાથી કોને ચેતનવાળું કરે?[૨૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે પ્રિય રામચંદ્રજી! જ્યારે તમે આ પ્રમાણે શંકા કરો છો, ત્યારે પછી દ્વૈત–અદ્વૈત આદિ સંશયરૂપી સમુદ્રની શાંતિ થવા માટે હું તમને જે ઉત્તર કહું, તે તમે સાંભળો.[૨૧] જો કેવળ ચિદાકાશ જ સર્વત્ર ભરપૂર છે અને કશો દૃશ્ય જડવર્ગ છે નહિ, તો પછી કોઈ (બીજા પદાર્થના અભાવને લીધે) કોઈ સ્થળે કે કોઈ કાળે કોઈ પણ કશી વસ્તુને જુદી દેખતો જ નથી. સર્વ શાંત, જ્ઞાનઘન ચિદાકાશરૂપ જ છે અને તે શિલાની પેઠે નિઃસંકલ્પપણે જ રહેલ છે.[૨૨] એ ચિદાકાશની અંદર જે કાંઈ જડ એવો આ દૃશ્યવર્ગ દેખાય છે, તે એક જાતનો તેનો વિવર્ત જ પ્રતીતિમાં આવે છે. બાકી શાંત ચિદાકાશ તો પોતાના સ્વરૂપમાં જ સદાકાળ રહે છે.[૨૩] સ્વપ્નની અંદર ચિદાત્મા જ નગર–ગામ આદિરૂપે જાણે થઈ ગયો હોય તેમ લાગે છે. પણ એ સઘળો ચિદાત્માનો જ વિવર્ત છે. બાકી વસ્તુતાએ જોતાં નગર આદિ કશુ જુદું હોતું નથી, પણ કેવળ ચિદાકાશ જ હોય છે. એ જ પ્રમાણે આ સર્વ દૃશ્યવસ્તુ જુદી જણાય છે, તો પણ તે ચિદાત્માથી જુદી ન હોતાં ચિદાત્મારૂપ જ છે.[૨૪] ચિદાત્મા પોતે જ પોતાને વિશે સર્વ જાણવા યોગ્ય પદાર્થને સંપૂર્ણ રીતે શૂન્યરૂપે જાણે છે અને તે ઠેઠ સૃષ્ટિના આરંભકાળથી માંડીને પોતાના વિવર્તને જ પોતાનાથી જુદે રૂપે દેખે છે.[૨૫] તે પોતાના વાસ્તવ સ્વરૂપરૂપ ચિદાકાશમાં પોતાની મેળે જ વિવર્તભાવને પામે છે અને પોતાની કલ્પના વડે ક્ષણ, પ્રલય, જગત આદિની ભ્રાંતિને ધારણ કરે છે.[૨૬] પોતાનું ચિદાકાશસ્વરૂપ જ જ્યારે ચિદાકાશને વિશે વિવર્તરૂપે પ્રસરી જાય છે, ત્યારે 'અમુક તમે છો અને અમુક હું છુ, અમુક તે છે અને અમુક ક્રિયા કરે છે,' ઇત્યાદિ કલ્પના ખડી થાય છે.[૨૭] માટે સત્યતાથી જોતાં દ્વૈત પણ નથી, ઐક્ય પણ નથી, શૂન્યપણુ પણ નથી, તેમ જડચેતનનો સંયોગ પણ નથી. એ બાબતમાં અનિર્વચનીયપણાથી છેવટ મૌન જ અવશેષ રહે છે, અથવા તો મૌનનો આશ્રય પણ નિરુપયોગી જેવો છે.[૨૮] દૃશ્યવસ્તુ આત્માથી જુદી નથી, તેથી કોઈ સ્થળે કે કોઈ કાળે કોઈ કોઈને જુદેરૂપે દેખતું જ નથી. આમ દ્રષ્ટા પણ જુદો નથી, એટલે છેવટ મૌન જ અવશેષ રહે છે.[૨૯] સર્વ શાસ્ત્રોનો છેવટનો સિદ્ધાંત નિર્વિકલ્પ સમાધિમાં સમાય છે અને તે સ્થિતિ જીવતાં છતાં પાષાણની પેઠે નિસંકલ્પ અને નિર્વિકાર રહેવાની છે. માટે કર્તવ્યપરાયણ થઈને હવે એ બાબતમાં મૌન જ ધારણ કરવું યોગ્ય છે.[૩૦] તમે તમારા પ્રકૃત આચારને વંશપરંપરાના ક્રમ પ્રમાણે પાળતા રહો. તમે પરમાર્થદૃષ્ટિથી સ્વસ્વરૂપનું જ્ઞાન હોવાથી કશી સંકલ્પજાળમાં ફસાશો મા! તમે માન, મદ, મોહ અને ભેદને છોડી દો અને દેહ તથા જીવ એ બેઉના અભિમાનથી રહિત બની

જાઓ. આમ આકાશના જેવા નિર્મળ, નિર્વિકાર અને વિશાળ અંતઃકરણને ધારણ કરી તમે વિક્ષેપ રહિત થાઓ અને સદા શાંત થઈને રહો.[૩૧]

**कुर्वन्निजं प्रकृतमेव यथाप्रवाहमाचारजाल-मचलः परमार्थमौनात् । निर्मानमोहमदभेदम-नंगजीवमाकाशकोश विशदाशय शान्तमास्व ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિશ્વરૂપદર્શન' એ નામનો સર્ગ ૮૩ મો સમાપ્ત**

## सर्ग ८४ मो*

### શિવ-શક્તિના સ્વરૂપનું વર્ણન

॥ राम उवाच ॥

अनंतरं मुने ब्रूहि काली किमिव नृत्यति ।
किं शूर्पफलकुद्दालमुसलादिस्रजावृता ॥ १ ॥

**રામ બોલ્યાઃ**—હે મહારાજ! આપે કહ્યું કે, કાળી નૃત્ય કરતી હતી. તો તે કોણ હતી? તેણે સૂપડું, ફળ, કોદાળી, મુસળ આદિની જે માળા પહેરી હતી, તે સર્વ શું હતું? તે આપ મને કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**—એ ચિદાકાશરૂપ ભૈરવ શિવ કહેવાય છે અને ભૈરવી કિંવા કાળી તેની એક સ્ફૂર્તિવાળી (મનોમય)શક્તિ છે. તે ભૈરવથી જરા પણ જુદી નથી, એમ તમે સમજો.[૨] (જેમ પવન અને તેનું ચલન એક જ છે, જેમ ઉષ્ણપણું અને અગ્નિ એ બેઉ એક જ છે,) તેમ ચિદાકાશ અને તેની સ્ફૂર્તિવાળી શક્તિ એ બેઉ સદા એકરૂપ જ છે.[૩] જેમ ચલનશક્તિ વડે વાયુ જણાય છે અને જેમ ઉષ્ણતાથી અગ્નિ જણાય છે, તેમ 'શિવ' નામે ઓળખાતું તે નિર્વિકાર, નિર્મળ, શાંત અને ચિન્માત્ર એવું પરમતત્ત્વ સ્ફૂર્તિવાળી પોતાની માયાશક્તિ વડે જ લક્ષ્યમાં આવે છે; બીજી કોઈ પણ રીતિથી તે જણાતું નથી. પરમ મંગળમય અને શાંત એવા પરબ્રહ્મ મોટા કવિ વરોનો પણ વાણીનો વિષય નથી, એમ શ્રુતિઓનું અને વિદ્વાનોનું સમજવું છે.[૪,૫] ચિન્મય શિવની ઇચ્છા જ તેની સ્ફૂર્તિવાળી શક્તિ છે અને તે જ આ દશ્યના આભાસને બનાવે છે. જેમ સાકાર પુરુષની ઇચ્છા કલ્પના વડે મનોરથરૂપે ખડાં થઈ રહેલાં નગરને બનાવે છે, તેમ નિરાકાર શિવની માયારૂપ કિંવા શક્તિરૂપ ઇચ્છા આ દશ્યને રચે છે. વળી તે જ જીવિતની ઇચ્છા રાખનારા પુરુષોને જીવન આપનાર છે, તેથી જીવચૈતન્ય કહેવાય છે.[૬,૭] તે સૃષ્ટિને આકારે પરિણામ પામે છે, તેથી પ્રકૃતિરૂપ કહેવાય છે. તે દશ્યરૂપે આભાસ આપનારા સર્વ પદાર્થોમાં અનુભવમાં આવનારાં ફળોને પેદા કરે છે, તેથી તે ક્રિયા નામથી પણ કહેવાય છે.[૮] વડવાનલની શાખાના જેવા અતિ તીક્ષ્ણ સૂર્ય આદિ તેજ વડે તે શોષણ પામે છે, તેથી તે શુષ્કા કહેવાય છે. તેનું રૂપ પ્રચંડ છે, તેથી તેને ચંડિકા પણ કહેવામાં આવે છે. કમળના જેવો તેનો વર્ણ હોવાથી તે ઉત્પલા પણ કહેવાય છે.[૯] સર્વત્ર જય કરવાથી તે જયા કહેવાય છે. સિદ્ધિના આશ્રયને લીધે તેને સિદ્ધા કહેવામાં આવે છે. વિજય પામવાથી તે વિજયા, જયંતી અને જયા કહેવાય છે.[૧૦] કોઈ ઠેકાણે પરાજય જ ન થાય એવા તેના પરાક્રમને લીધે તે અપરાજિતા કહેવાય છે. તેનું સ્વરૂપ દુર્ગ્રહ (ઘણા કષ્ટથી જાણી શકાય તેવું) છે, તેથી તેને દુર્ગા કહેવામાં આવે છે. તે ૐકારની પરમ સારશક્તિ છે, તેથી તે ઉમા કહેવાય છે.[૧૧] જપ કરનારા વિવેકી પુરુષોને પરમ પુરુષાર્થ આપનારી હોવાથી તે ગાયત્રી કહેવાય છે. તેને વિષે જગતની ઉત્પત્તિ થાય છે, તેથી તેને સાવિત્રી કહેવામાં આવે છે. સર્વ પ્રકારના જ્ઞાન-કર્મ-ઉપાસના આદિના વિચારો તેનાથી જ

* આ ચોરાશીમા સર્ગમાં શિવ-શક્તિના સ્વરૂપ વિષે વિવેકથી વર્ણન આવશે અને સૂપડા આદિની જે માળા પહેરી હતી, તે વિષે પણ સત્ય-અસત્યના વિવેક વર્ણન કરવામાં આવશે.

જગતમાં પ્રસરે છે, તેથી તે સરસ્વતી કહેવાય છે.[૧૨] તેના દેહના અવયવો ગૌર છે અને મહાદેવજીના દેહ સાથે તેનો સંબંધ છે, આથી તે ગૌરી કહેવાય છે. સુષુપ્તિ અવસ્થાવાળા અને જાગૃત અવસ્થાવાળા ત્રૈલોક્યની અંદરનાં સર્વ પ્રાણીઓનાં હૃદયમાં ત્રણ માત્રાથી શૂન્ય એવા પ્રણવનાદનું ઉચ્ચારણ થાય છે, ત્યારે દહરાકાશમાં રહેલા શંકરના મસ્તકમાં તે ચંદ્રમાની કળાની પેઠે બિંદુરૂપે રહે છે. આથી તેને ઉમા કહેવામાં આવે છે. શિવ અને શક્તિ એ બન્નેનું સ્વરૂપ આકાશરૂપ છે, તેથી તેને કૃષ્ણરૂપે વર્ણવવામાં આવેલ છે.[૧૩,૧૪] એ ભૈરવ અને ભૈરવી બન્ને વસ્તુતાએ જોતાં ચિદ્રૂપ જ છે. તેણે સૃષ્ટિને ઉત્પન્ન કરવાનો સંકલ્પ કર્યો, ત્યારે પોતાના માંસમય શરીરને શ્યામરૂપે કલ્પી લીધું હતું. આથી તે શ્યામ અને જડ જેવું દેખાતું હતું. વસ્તુતાએ જોતાં આકાશ આકાશની અંદર જ રહેલું હતું અને તે બન્નેનાં આકાશમય શરીર આકાશમાં રહેલાં હતાં.[૧૫] એ શિવ–શક્તિનાં શરીર આકાશના જેવાં જ સ્વચ્છ, નિર્વિકાર અને નિરાકાર જ હતાં. તેમજ જાણે એ બન્ને આકાશમાં જ્યેષ્ઠ સહોદર હોય તેમ દેખાતાં હતાં. હવે તેની અંદર હાથ, પગ, મુખ, મસ્તક આદિ અવયવોના થોડાપણાના અને અનેકપણાના ભેદથી જે કાંઈ વિચિત્રતા દેખાતી હતી તથા તેણે હળ–સૂપડાં આદિની જે માળા ધારણ કરી હતી, તે સંબંધમાં હું કહું છું, તે તમે સાંભળો. અનાદિ અને અનંત મહાસમર્થ ચેતનશક્તિ ક્રિયારૂપ કહેવાય છે, તે સ્ફૂર્તિરૂપી ધર્મને ધારણ કરી રહેલી છે. તે પોતાની મેળે જ પોતાની અંદર દાન, સ્નાન, હોમ આદિ શ્રેષ્ઠ શરીરવાળી થઈ જઈ તેવે અનેક રૂપે ભાસ્યા કરે છે. તે મનોહર ચેતનશક્તિ આકાશરૂપ છે, છતાં ચંચળતાવાળા દશ્યરૂપે દેખાય છે. એ ભૈરવીદેવીના નાના પ્રકારના અભિનયો અને નૃત્યો એ (વિરાટમાં રહેલાં સર્વ પ્રાણીઓની) ઉત્પત્તિ, જરા, મરણ આદિરૂપ છે, એમ સમજવું. એ ક્રિયારૂપ ભૈરવીદેવી પોતાની અંદર હાથ–પગ આદિ અવયવની પેઠે ગામો, નગરો, દ્વીપો અને દેશોના સમૂહોને ધારણ કરે છે, તેમજ તે વડે અનેક તરેહની ક્રિયાઓ કરે છે. તે પોતાની અંદર કલ્પિત અવયવોને ધારણ કરી રહેલ છે. વળી એ દેવી પોતે ક્રિયારૂપ હોઈ બ્રહ્માંડોને નિર્માણ કરે છે અને ધારણ કરે છે. તેનો વર્ણ કમલિનીના જેવો શ્યામ છે.[૧૬–૨૧] પોતાના અવયવરૂપ થઈ રહેલી આ દશ્યની શોભાને તે પોતાના હૃદયમાં ધારણ કરી રહેલ છે. ચિન્મય શિવના વિના કોઈ દિવસ તેના અવયવનો નિર્દેશ થઈ શકે એમ નથી. આથી, તે શિવરૂપ જ છે, એમ તમે સમજો. જેમ આકાશમાં નિરાકારપણું રહ્યું છે, જેમ પવનમાં ચલનશક્તિ રહી છે અને જેમ કમળ આદિ ચાંદનીનું એક અંગ છે, તેમ ચિદ્દશક્તિરૂપ આ સર્વ દશ્ય તે ચિદાત્માના એક અંગરૂપ છે. પરમ મંગળમય, શાંત, નિર્વિકાર અને નિર્મળ પરબ્રહ્મથી તે જુદું નથી, પણ તે રૂપ જ છે, એમ તમે સમજો.[૨૨–૨૪] એ પરબ્રહ્મની અંદર સ્થિરતા તથા ચંચળતા આદિ કશા પણ ધર્મો નથી. ચિદ્દશક્તિ દશ્યરૂપે રહ્યા છતાં પણ જ્યારે જ્ઞાનદૃષ્ટિ વડે તેને વાસ્તવસ્વરૂપે જોવામાં આવે છે, ત્યારે તે શિવરૂપ જ કહેવાય છે. ચિદ્દશક્તિ અધિષ્ઠાનચૈતન્યની અંદર અવિદ્યાના યોગથી જડભાવે થઈ રહે છે, ત્યારે તે ક્રિયારૂપ કહેવાય છે. જ્ઞાનદૃષ્ટિ વડે જ્યારે તેને ચિન્માત્રરૂપે ઓળખવામાં આવે છે, ત્યારે તે શિવરૂપ છે એમ કહી શકાય છે. સૃષ્ટિઓ, તેની અંદર રહેલાં મનુષ્યોના વર્ગો તથા પ્રકાશ વડે ઝળકી રહેલા સર્વ લોકો એ જગતરૂપી કલ્પિત સ્વરૂપને ધારણ કરી રહેલી, મોટા આકારવાળી અને કલ્પિત આકારથી સુંદર દેખાતી તે ક્રિયારૂપ દેવી ચિદ્દશક્તિના અવયવરૂપ છે અને તેઓ ચિદ્દશક્તિથી જુદા

કહી શકાતા નથી.[૨૫–૨૮] વળી દ્વીપો અને સાગરોવાળી પૃથ્વી, વનભૂમિ સહિત પર્વતો, અંગ અને ઉપાંગ સહિત ત્રણ વેદો, વિદ્યાઓ અને તેનાં સ્થાનો, ગાયનો, વિધિનિષેધ સહિત સઘળી શુભાશુભ કલ્પનાઓ, પુરોડાશરૂપી હવિને નિરૂપણ કરનારા દક્ષિણાશિવાળા યજ્ઞો, રાજાઓ, સંગ્રામો, આયુધોના સમૂહો, શૂલો, બાણો, શક્તિઓ (સાંગો), ખાંડણિયાઓ, દર્ભાસનો, સૂપડાંઓ, યૂપો, ભુશુંડીઓ, ગદાઓ, તોમરો, હાથીઓ, યોદ્ધાઓ, અનેક પ્રાણીઓના સમુદાયની દેવ આદિ ચૌદ જાતિઓ, ચૌદ લોકની સમુદ્ર–દ્વીપ આદિવાળી ભૂમિઓ અને ચૌદ લોકો, એ સર્વ કલ્પિત આકારવાળાં ભૈરવીદેવી (ચિદ્દશક્તિ)ના અવયવરૂપ છે અને તેઓ તેનાથી જુદા કહી શકાતા નથી.[૨૯–૩૨]

**રામ બોલ્યા:**–ભૈરવીને આકારે કલ્પિત શરીરને ધારણ કરનારી ચિદ્દશક્તિના અંગમાં જે સૃષ્ટિ–પ્રલયો રહ્યા છે, તે ખરેખર તેના સ્વરૂપમાં રહેલા જ છે કે અસત્ય છે? તે આપ મને કહો.[૩૩]

**વસિષ્ઠ બોલ્યા:**–હે રામ! જે ચિદ્દશક્તિનું મેં તમને વર્ણન કરી બતાવ્યું છે, તે પોતાના સત્યસંકલ્પ વડે જ જે કલ્પના કરે છે, તે તે સર્વ સત્યની પેઠે અનુભવમાં આવે છે. આથી, એ કલ્પનામય દૃશ્યવસ્તુ જાણે સત્ય હોય એવો આભાસ થાય છે.[૩૪] જેમ મુખ આદિનું પ્રતિબિંબ અરીસામાં પડે છે, તેમ જીવચૈતન્યને જે કાંઈ અનુભવમાં આવે છે, તે પૂર્વજન્મનો અનુભવ, વાસના અને કર્મને અનુસારે તેની અંદર પ્રતિબિંબિત થઈ રહ્યું હોય છે, આથી તે તેની પોતાની અંદર જ આભાસરૂપે રહેલ છે અને તે પોતાને (જીવચૈતન્યને) કાર્ય કરી આપનાર હોવાથી તેની દૃષ્ટિમાં સત્ય જ છે. છતાં ચિદાત્માની અંદર તેનો પ્રવેશ થવો અસંભવિત છે, તેથી સંકલ્પનગરની પેઠે તે વસ્તુતાએ મિથ્યા જ છે. તો હવે દૃઢ ધ્યાન વડે વાસનાનો ક્ષય થઈ જવાથી શુદ્ધ થઈ રહેલા ચિદાત્માની અંદર તેની સ્થિતિ શી રીતે રહી શકે? અરીસાની અંદર ઘટાદિક પદાર્થો તથા સ્વપ્નની અંદર અને સંકલ્પની અંદર સૃષ્ટિ, એ ભલે આભાસરૂપે પ્રતીતિમાં આવો, પણ તે કોઈ જાતની ક્રિયા કરનાર હોવાથી તે તે જીવની દૃષ્ટિમાં સત્ય છે, એમ મને જણાય છે.[૩૫–૩૭] કદાચિત્ તમે એમ કહેશો કે, અરીસામાં પ્રતિબિંબત થયેલ પદાર્થો અને સ્વપ્નસૃષ્ટિ તથા સંકલ્પસૃષ્ટિ તેમના દ્રષ્ટાને માટે ભલે કાર્ય કરનાર થાઓ, પણ તે મારે માટે કશું કાર્ય કરી શકતી નથી; માટે તેને સત્ય કેમ મનાય? તો તેના ઉત્તરમાં એટલું જ છે કે, જે બીજાના જોવામાં આવ્યું હોય, તે તમારા પ્રત્યે ક્યાંથી કાંઈ કાર્ય કરી શકે? શું દેશાંતરમાં રહેલા ઘટાદિક પદાર્થો હમણાં તમને કાંઈ ઉપયોગમાં આવી શકે?[૩૮] જેમ દેશાંતરમાં રહેલું કોઈ એક ગામ તે ગામની અંદર રહેલા પુરુષને જ કાર્ય કરી આપનાર થઈ શકે છે, તેમ સ્વપ્ન આદિના દ્રષ્ટાપણાને પ્રાપ્ત થયેલા પુરુષને જ સ્વપ્નસૃષ્ટિ આદિના પદાર્થો કાર્ય કરી આપનાર થાય છે, એમ નિશ્ચય છે.[૩૯] આથી યથાસ્થિતપણે રહેલા સર્વ સ્વપ્ન આદિના પદાર્થો જે કાંઈ ક્રિયા કરે છે, તે એ સ્વપ્ન આદિના દ્રષ્ટા પુરુષને સત્ય લાગે છે; પણ જે તેનો દ્રષ્ટા નથી તેને એ કશું સત્ય જણાતું નથી.[૪૦] તેથી એમ સિદ્ધ થાય છે કે, સર્વ સૃષ્ટિઓની પરંપરા ચિદ્દશક્તિની અંદર જ રહેલી છે અને આત્મા જ સત્ય છે; બાકી બધો તેનો વિવર્ત છે. આમ સમજી જે પુરુષ આત્મભાવને પામ્યો છે, તેને જ તે અનુભવમાં આવે છે, બીજાને તે અનુભવમાં આવતી નથી.[૪૧] ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળમાં રહેલા સ્વપ્ન–સૃષ્ટિ–સંકલ્પ આદિનાં નગરોના સમૂહો અધિષ્ઠાનદૃષ્ટિથી જોઈએ તો સત્ય છે. જો તેમ ન હોય તો પરમતત્ત્વનું એ સર્વરૂપ કેમ થઈ રહે?[૪૨] જેમ દેશાંતરમાં રહેલા

પર્વતો અને ગામો ચાલવાથી પ્રાપ્ત કરી શકાય છે, તેમ પરબ્રહ્મપણાને પ્રાપ્ત થયેલા યોગસિદ્ધ પુરુષને બીજાની સ્વપ્નસૃષ્ટિ અને સંકલ્પસૃષ્ટિ પણ જોવામાં આવે છે.[૪૩] ગાઢ નિદ્રામાં (સ્વપ્ન-ની અંદર) ચલાયમાન થયેલા પુરુષને સ્વપ્નમાં દેખાયેલું નગર સ્વપ્નમાં નાશ પામી ગયેલું દેખાય છે, તો પણ વાસ્તવિક રીતે તે નાશને પામતું નથી.[૪૪] તેજ પ્રમાણે ચલાયમાન થઈ રહેલાં ભૈરવીદેવીના દેહની અંદર રહેલું જગત નાશ પામેલું લાગે છે, તો પણ તે વસ્તુતાએ નાશ પામેલું જ નથી. તે તો અરીસામાં દેખાતા પ્રતિબિંબની પેઠે આભાસરૂપે તેમાં રહેલ જ છે.[૪૫] એ ત્રણે લોક સહિત આ સર્વ મોટો આરંભ સત્ય જણાય છે, તો પણ ખરું જોતાં તે બ્રાંતિમાત્ર જ છે. હવે જે બ્રાંતિમાત્ર હોય, તેનો નાશ અને સ્થિતિ કેવાં હોય એ તમે જ કહો![૪૬] સ્વપ્નમાં દેખાયેલું નગર ક્યાં સત્ય હોય છે, ક્યાં તે ખોટું થઈ નાશ પામે છે, ક્યાં તે ભાંગી પડે છે અને ક્યાં તે સ્થિર થઈ રહેલ હોય છે?[૪૭] તે કાંઈ નથી હોતું, કેવળ તે બ્રાંતિમાત્ર જ છે. સ્વપ્ન આદિમાં દશ્યની શોભા જ્યાં સુધી પોતા-ની પાસે ખડી થઈ દેખાતી હોય છે, ત્યાં સુધી તે સત્ય જણાય છે, બાકી તે બ્રાંતિરૂપ છે. એ પ્રમાણે આ જગતની શોભા પણ વાસ્તવિક ન હોવાથી બ્રાંતિરૂપ છે, એમ તમે સમજો.[૪૮] જેમ સંકલ્પમાં, મનોરાજ્યમાં, સ્વપ્નમાં, વર્ણનમાં અને ભ્રમમાં, તે તે સમયના પદાર્થોનો મિથ્યા છતાં અસત્ય જેવો અનુભવ થાય છે, તેમ આ ત્રૈલોક્યનો મિથ્યા છતાં સત્ય જેવો અનુભવ થાય છે.[૪૯] અધિષ્ઠાનચૈતન્યની અંદર હું કે જગત એ કશું વસ્તુતાએ છે જ નહિ. પરંતુ આકાશમાં પ્રતીતિમાં આવતા પારદર્શકપણાની પેઠે અને કાળા રંગની પેઠે તે બ્રાંતિરૂપે પ્રતીતિ-માં આવે છે. તેથી જો તેનું ખરેખરું સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે પાયા વગરની થઈ જઈ શાંત પડી જાય છે.[૫૦]

अहमिति जगदिति नान्तर्भ्रान्तिरियं भकच-तीव चितः । परमाकाशकृशाण्या शाम्यति निपुणं परिज्ञाता ॥ ५० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શિવ–શક્તિ-વર્ણન' એ નામનો સર્ગ ૮૪ મો સમાપ્ત**

## સર્ગ ૮૫ મો

### શિવમાં શક્તિનું મળી જવું

॥ वसिष्ठ उवाच ॥

**इति नृत्यति सा देवी दीर्घदोर्दंडमंडलैः ।**
**परिस्पंदात्मकैर्व्योम कुर्वाणा घनकाननं ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–એવી રીતે તે ભૈરવીદેવી પોતાના લાંબા અને ચપળ એવા હાથના સમૂહો-થી આકાશને ઘાટા જંગલના જેવું બનાવી દઈ નૃત્ય કરતી હતી.[૧] પોતાના સ્વરૂપને ન ઓળખતાં, નિર્વિકાર ચિદ્દશક્તિ જ ક્રિયારૂપે નૃત્ય કરતી હતી. સૂપડું, કોદાળી, બાણ, શક્તિ, ગદા, તોમર, મુસલ, શિલા, ભાવ, અભાવ, પદાર્થોના સમૂહો, કળાઓ અને કાળનો ક્રમ, એ સર્વ તેના આભૂષણરૂપ હતાં.[૨,૩] જેમ મનો-રાજ્યની કલ્પના જ હૃદયમાં નગરના આકારને ધારણ કરે છે, તેમ ચિદ્દશક્તિ પોતાની અંદર જગતને ધારણ કરી રહી છે. અથવા તો જેમ માનસિક કલ્પના જ નગરના આકારે થઈ રહે છે, તેમ એ ચિચ્છક્તિ જ જગતને આકારે થઈ રહેલ છે.[૪] જેમ પવનમાં ચલનશક્તિ રહી છે, તેમ શિવની અંદર ચિદ્દશક્તિરૂપ ઇચ્છા રહી છે. જેમ પવનમાંથી ચલનશક્તિ શાંત થતાં તે પોતા-ના સ્વરૂપમાં જ રહે છે, તેમ ઇચ્છા શાંત થતાં

÷ આ પંચાશીમા સર્ગમાં નૃત્ય કરનારાં ચિદ્દશ-ક્તિરૂપ ભૈરવીદેવી શિવને જોઈ સ્નેહને, સ્પર્શ કરતાં તેના અંગમા લય થઈ એ કહેવામાં આવશે.

પરમ શિવ પણ પોતાના સ્વરૂપમાં જ સ્થિર રહે છે.[૫] જેમ આકાશની અંદર પવનની નિરાકાર ચલનશક્તિ મૂર્તિમાન શબ્દને ઉત્પન્ન કરે છે, તેમ શિવની નિરાકાર ઇચ્છા આ સાકાર જગતને ઉત્પન્ન કરે છે.[૬] પરમ વિશાળ આકાશની અંદર નૃત્ય કરનારાં એ ચિદ્દશક્તિરૂપ ભૈરવી દેવી કાકતાલીયયોગથી પ્રેમને અધીન-થઈ ગયાં અને જાણે પાસે રહેલાં આવરણકારી વાદળાંને ખસેડતાં હોય તેમ તેમણે આવરણકારી આવરણશક્તિને ખસેડી નાખી. હવે જેમ સમુદ્રનું જળ પોતાના નાશ માટે વડવાગ્નિનો સ્પર્શ કરે છે, તેમ તેમણે પાસે રહેલા શિવનો સ્પર્શ કર્યો.[૭,૮] આમ પરમકારણરૂપ શિવનો સ્પર્શમાત્ર થતાં તે ચિદ્દશક્તિ ધીરે ધીરે અવ્યક્તપણાને અને સૂક્ષ્મપણાને પ્રાપ્ત થવા લાગી.[૯] એ ચિદ્દશક્તિ (ભૈરવીદેવી) અનંત આકારને છોડી દઈ પ્રથમ માત્ર પર્વતરૂપ થઈ રહી, પછી તે માત્ર નગરરૂપ થઈ રહી અને પછી તે વૃક્ષના જેવા સુંદર રૂપને ધારણ કરી રહી.[૧૦] છેવટ તેણે આકાશના જેવો મહાવિશાળ અને શૂન્ય આકાર ધારણ કર્યો. અંતે જેમ નદીનો પ્રવાહ શાંત થઈ જઈ મહાસમુદ્રમાં એકરૂપ થઈ મળી જાય છે, તેમ તે શિવના આકાર સાથે એકરૂપ થઈ તેમાં મળી ગઈ.[૧૧] છેવટે, આકાશની અંદર સર્વનો સંહાર કરનારા શક્તિ વિનાના એક શિવજ પોતાના પરમ મંગળમય શાંત સ્વરૂપથી ચારે બાજુ પ્રસરી રહ્યા.[૧૨]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! શિવની ભૈરવીદેવીરૂપ તે શક્તિ શિવનો સ્પર્શ થતાં કેમ શાંતિને પ્રાપ્ત થઈ ગઈ, તે આપ યથાર્થ રીતે મને કહો.[૧૩]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! એ ચિદ્દશક્તિરૂપ પરમેશ્વરની ઇચ્છાને પ્રકૃતિ કહેવામાં આવે છે. તે જ જગન્માયા કહેવાય છે. જગતમાં નીતિમાં આવતી સ્વાભાવિક ક્રિયાશક્તિ તેનું જ રૂપ છે.[૧૪] જેણે શિવનું રૂપ ધારણ કર્યું હતું તે પુરુષ કહેવાય છે અને તે પવનના જેવા નિરાકાર તથા ક્રિયાશક્તિવાળા છે. વળી તે શાંત છે, શરદઋતુના આકાશના જેવા નિર્મળ છે, શાંતિવાન છે અને પ્રકૃતિથી પર (જુદા) છે.[૧૫] ક્રિયાશક્તિવાળી ચિદ્દશક્તિ પરમેશ્વરની એક ઇચ્છારૂપ છે. જ્યાં સુધી તે નિત્યતૃપ્ત, નિર્વિકાર, અજર, અનાદિ, અનંત, અદ્વિતીય અને પર એવા શિવને દેખતી નથી, ત્યાં સુધી તે પ્રકૃતિને રૂપે સંસારમાં ભમ્યા કરે છે અને તેનું સ્વરૂપ કેવળ ભ્રાંતિમાત્ર છે.[૧૬,૧૭] એ ચિદ્દશક્તિનું મૂળ અધિષ્ઠાન ચિદાકાશ છે. તેથી કાકતાલીયયોગથી શિવનો સ્પર્શ થતાં તે જાણે તન્મય થઈ ગયેલ હોય, તેમ પોતાના ભિન્ન સ્વરૂપને મૂકી દઈ તેમાં લીન થઈ જાય છે. જેમ નદીનું રૂપ સમુદ્રમાં મળતાં સમુદ્ર સાથે એકતાને પ્રાપ્ત થઈ જાય છે, તેમ પ્રકૃતિને પુરુષોનો સ્પર્શ થતાં તે પોતાના પ્રકૃતિભાવને છોડી દે છે.[૧૮,૧૯] નદી કેવળ જળરૂપ છે અને જ્યારે એમ છે, ત્યારે જ તે સમુદ્રમાં મળતાં તેમાં જ લય પામી જાય છે.[૨૦] એવી રીતે ચિદ્દશક્તિ શિવની ઇચ્છારૂપ છે. જેમ લોઢાની સજાયા (અસ્ત્ર) આદિની તીક્ષ્ણ ધાર પોતાના જન્મસ્થાનરૂપ શિલાને પ્રાપ્ત થતાં શાંત પડી જાય છે, તેમ તે શિવને પ્રાપ્ત થતાં શાંત થઈ જાય છે.[૨૧] જેમ વન આદિની ધાટી ઘટામાં પ્રવેશ કરનારા પુરુષની પોતાની છાયા તેના શરીરમાં જ સમાઈ જાય છે, તેમ છેવટ પ્રકૃતિ પણ પુરુષમાં જ સમાઈ જાય છે.[૨૨] પ્રકૃતિ પોતાના પુરુષરૂપ સનાતન ભાવને ઓળખે છે; એ પછી તે સંસારમાં વારવાર ભટકતી નથી પણ પુરુષરૂપ જ થઈ જાય છે.[૨૩] જ્યાં સુધી કોઈ સત્પુરુષ ચોરોના ટોળાના સ્વરૂપને ઓળખતો નથી ત્યાં સુધી જ તેમાં વસે છે, પણ ચોરોના સ્વરૂપનું જ્ઞાન થતાં પછી તે તેમાં રમતો નથી. તે જ પ્રમાણે ચિદ્દશક્તિ જ્યાં સુધી પરમ શિવને દેખતી નથી,

ત્યાં સુધી જ તે આ અસત્ય દ્વૈતપ્રપંચમાં આનંદ પામે છે અને ભમ્યા કરે છે; પણ પરમ શિવનું દર્શન થતાં તરત તે તન્મય જ થઈ જાય છે. ચિદ્દશક્તિની પાસે જે કાંઈ નિરતિશય આનંદરૂપ તત્ત્વ રહેલ છે, તે પરમપદરૂપ છે. નદી જેમ સમુદ્રમાં મળતાં સમુદ્રરૂપ થઈ જાય છે, તેમ તે ચિદ્દશક્તિ એ પરમપદને પામતાં ચિદ્રૂપ (શિવરૂપ) થઈ જાય છે. જ્યાં સુધી ચિદ્દશક્તિ પરમ શિવને દેખતી નથી, ત્યાં સુધી તે મોહને અધીન થઈને અનેક સૃષ્ટિપરંપરામાં અને અનેક જન્મપરંપરામાં ભમતી રહે છે; પણ તેને પરમ શિવનું દર્શન થાય છે, એટલે ભમરી જેમ મધને મજબૂતપણે વળગી રહે છે, તેમ તે પરમ શિવને દૃઢપણાથી વળગી રહે છે. (તેમાં જ લીન થઈ જાય છે.) હે રામચંદ્રજી ! જન્મરૂપ, મરણરૂપ અને મોહરૂપ એવાં સર્વ દુઃખો નિરંતર જેનું સ્વરૂપ ઓળખતાં નાશ પામી જાય છે, તે આત્મતત્ત્વને પ્રાપ્ત થયા પછી કોણ તેનો ત્યાગ કરે ? રસાયનને પ્રાપ્ત કરીને તેનો અનુભવ કર્યા પછી કોણ તેને છોડી દે ? [૨૪–૨૮]

संप्राप्य कस्त्यजति नाम तदात्मतत्त्वं
प्राप्यानुभूय च जहाति रसायनं कः ।
शाम्यन्ति येन सकलानि निरन्तराणि
दुःखानि जन्ममृतिमोहमयानि राम ॥२८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પ્રકૃતિપુરુષ-ક્રમવર્ણન' એ નામનો સર્ગ ૮૫ મો સમાપ્ત**



## સર્ગ ૮૬ મો×

### રુદ્રના દેહનો ચિદાકાશમાં લય

॥ वसिष्ठ उवाच ॥

शृणु राम कथं तत्र महाकाशे तथास्थितः ।
देहे भ्रांतिं तु तां त्यक्त्वा स रुद्रोऽप्युपशाम्यति ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! મહાકાશની અંદર રહેલા રુદ્ર કેવી રીતે દેહમાં ભ્રાંતિને છોડી દઈ શાંત થઈ જાય છે, તે તમે સાંભળો.[૧] તે સમયે એ રુદ્ર (ભૈરવ) અને ઉપરના તથા નીચેના જગતના બે ખંડ જાણે ચિત્રમાં આલેખેલા હોય, તેમ ચેષ્ટા વગરના અને જડ જેવા થઈ રહેલા મારા જોવામાં આવ્યા.[૨] પછી એક મુહૂર્તમાત્રમાં તે રુદ્ર આકાશની અંદર જેમ સૂર્યરૂપ દૃષ્ટિ વડે પૃથ્વીને અને આકાશને જુએ, તેમ જગતના બન્ને (નીચે-ઉપરના) ખંડને જોવા લાગ્યા.[૩] પછી નિમેષમાત્રમાં તે એ બન્ને ખંડને પોતાના શ્વાસોચ્છ્વાસના બળથી મોઢા આગળ ખેંચી લાવ્યા અને જાણે પાતાળની અંદર ફેંકતા હોય તેમ તેમને પોતાના મુખમાં ગળી ગયા.[૪] હવે એ બ્રહ્માંડના બે ખંડરૂપી જાડી દૂધની તરને અને પકવાન્નના સમૂહને ખાઈ ગયા અને આખા આકાશની અંદર પોતે એકલા જ આકાશના જેવા નિરાકાર થઈ રહ્યા.[૫] મુહૂર્તમાત્રમાં તે વાદળાના જેવા નાના થઈ ગયા, પછી લાકડી જેવા થઈ ગયા અને પછી તે વેંતના જેવા દેખાવા લાગ્યા.[૬] પછી તો મને તેમનો આકાર કાચની કણીના જેવો જોવામાં આવ્યો. ત્યારે હું આકાશમાંથી દિવ્ય દૃષ્ટિથી જોતો હતો અને મને એ રુદ્રનું તે રૂપ બહુ જ ઝીણું થઈ ગયેલું

× આ છ્યાશીમા સર્ગમાં બ્રહ્માંડને ગળી જનારા રુદ્રના દેહનો સૂક્ષ્મપણાને લીધે શિલામાં ચિદાકાશની અંદર લય થઈ જશે એમ વર્ણન આવશે; તે જ પ્રમાણે બીજા પ્રદેશોમાં પણ બ્રહ્મમાં સૃષ્ટિની વિચિત્રતા દેખાયા વડે કહેવામાં આવશે.

દેખાયું.[૭] પછી ક્ષણમાત્રમાં તે પરમાણુરૂપ થઈ અદૃશ્ય થઈ ગયા. આમ એ રુદ્ર ક્રમે કરી શરદ-ઋતુના વાદળાના કટાકાની પેઠે શાંતિને પ્રાપ્ત થઈ ગયા.[૮] જો કે એ રુદ્ર મોટા આડંબરને ધારણ કરી રહ્યા હતા, તો પણ જોતજોતામાં તે અદૃશ્ય થઈ ગયા. આમ ક્ષુધા વડે પીડા ચેલો હરિણ જેમ નાનાં બે પાંદડાંને ગળી જાય, તેમ તે રુદ્ર આવરણ સહિત બ્રહ્માંડના બન્ને ખંડને ગળી ગયા. હવે ત્યાં શાંત નિર્મળ બ્રહ્મરૂપ ચિદાકાશ જ અવશેષ રહ્યું.[૯,૧૦] તે ચિદાકાશ આદિ, મધ્ય અને અંતથી રહિત હતું. આ પ્રમાણે તે શિલાની અંદર અરીસામાં પડેલા પ્રતિબિંબની પેઠે આભાસરૂપે મહાપ્રલય મારા જોવામાં આવ્યો. આ મહાપ્રલયમાં ચારે બાજુ ભ્રાંતિ જ જોવામાં આવતી હતી. પછી જેમ કોઈ ગામડિયો માણસ રાજદ્વારમાં આવતાં વિસ્મિત થઈ જાય, તેમ તે વિદ્યાધરીનું સ્મરણ કરી તથા એ શિલા અને તેની અંદરના સર્વ વિલાસને સ્મરણમાં લાવી હું વિસ્મિત થઈ ગયો. પાછી ફરી વાર પણ મેં એ સુવર્ણમય શિલાને જોઈ.[૧૧-૧૩] તો તે ભૈરવીદેવીના અંગમાં જેમ સૃષ્ટિ દેખાતી હતી, તેમ તે શિલામાં પણ સર્વત્ર સર્વ સૃષ્ટિઓ મારા જોવામાં આવી. આ બધું બુદ્ધિરૂપી નેત્ર વડે અથવા દિવ્ય ચક્ષુ વડે દેખાય છે, બીજી રીતે તે દેખાતું નથી[૧૪] કેમકે સર્વત્ર સદાકાળ સર્વ ( ચિદાત્માની અચિંત્ય શક્તિને લીધે ) રહેલ જ છે એ શિલાને દૂરથી ચર્મચક્ષુ વડે, ઉપરઉપરથી જોઈએ તો ત્યાં એક શિલા જ દેખાતી હતી અને સૃષ્ટિ આદિ કશું પણ ત્યાં જણાતું ન હતું. ત્યાં તો એક ઘટ્ટ શિલા જ રહેલી જણાતી હતી. એ શિલા સુવર્ણ-મય હતી, વિશાળ હતી અને સંધ્યાકાળનાં વાદળાંના જેવી સુંદર હતી. પછી વિસ્મયથી વ્યાપ્ત થઈ જઈને મેં પાછો ફરી વાર વિચાર કર્યો.[૧૫-૧૭]

તે બીજા ભાગ તરફ પરમ સૂક્ષ્મદૃષ્ટિથી જોયું, તો તે ભાગ પણ મને જગતની રચનાના આડંબરવાળો જોવામાં આવ્યો.[૧૮] તેમાં પ્રથમ-ની પેઠે જ મને ગુફાના જેવો વિશાળ (પોલાણ-નો) આકાર જણાયો અને તેમાં નાના પ્રકાર-ના પદાર્થોથી સુંદર દેખાતી સૃષ્ટિ મારી નજરે પડી. વળી પાછો મેં એ શિલાનો બીજો પ્રદેશ પ્રથમની રીતે જોવા માંડ્યો.[૧૯] તો તે પણ મને તેવો જ સૃષ્ટિરચનાવાળો જણાયો. એવી રીતે તે શિલાના જે જે પ્રદેશો મેં જોયા, તેની તેની અંદર અરીસામાં પ્રતિબિંબિત થઈ દેખાતા પદાર્થની પેઠે નિર્મળ જગત મારા જોવામાં આવતું હતું. ત્યાર પછી મેં અતિ કૌતુકથી તે પર્વતની બધી શિલાઓ જોઈ.[૨૦,૨૧] વળી, મે પૃથ્વીના બીજા ભાગો તથા ઘાસ, ઝાડી આદિ સ્થળો જોયાં; તો તે સર્વની અંદર યથાસ્થિતપણે વિવિધ આકારવાળું જગત રહેલું મારા જોવામાં આવ્યું.[૨૨] પરંતુ ભ્રાંતિ વિનાની પરમ સૂક્ષ્મ બુદ્ધિ વડે જ તે દેખાય છે, બાકી બીજી રીતે તે દેખાતું નથી. તેમાં કોઈક સ્થળે તો પહેલી સૃષ્ટિનો આરંભ થયેલો દેખાતો હતો અને પ્રજા-પતિઓની ઉત્પત્તિ થતી જણાતી હતી.[૨૩] કોઈક ઠેકાણે નક્ષત્રો, ચંદ્ર, સૂર્ય, દિવસ, રાત્રિ, ઋતુઓ અને વર્ષોની કલ્પના થતી હતી. કોઈક જગ્યાએ પૃથ્વીની પીઠ ઉપર માણસોની વસ્તી પેદા થતી દેખાતી હતી.[૨૪] કોઈ એક ઠેકાણે તો સગરના પુત્રોથી નહિ ખોદી શકાયેલી મહાભયંકર ચાર સમુદ્રરૂપી ખાઈ નજરે પડતી હતી. કોઈક સ્થળે દેવતાઓની સૃષ્ટિ ન થતાં કેવળ દૈત્યોની સૃષ્ટિ જ પેદા થતી હતી.[૨૫] કોઈક ઠેકાણે કાંઈક સત્યયુગના આચારવાળાં સજ્જન પ્રાણીઓ દેખાતાં હતાં અને કોઈક ઠેકાણે કાંઈક કળિયુગનાં આચારવાળાં દુર્જન પ્રાણીઓ નજરે પડતાં હતાં.[૨૬] કોઈક જગ્યાએ અનેક નગરોના સમૂહો-માં દૈત્યોનો કાંઈ કાંઈ સંગ્રામ થતો રહેવાથી અંદર દાખલ થઈ શકાય તેવું ન હતું.[૨૭] કોઈક

ઠેકાણે તો મોટા મોટા પર્વતોના સમૂહથી એક તલભાર જમીન પણ ખાલી ન હતી. કોઈક જગ્યાએ તો કશી સૃષ્ટિ જ પેદા થઈ ન હતી, પણ માત્ર એક બ્રહ્મા જ દેખાતા હતા.[28] કોઈ સ્થળે તો જરા-મરણ વિનાના મનુષ્યોવાળું ભૂતળ દેખાતું હતું. કોઈક ઠેકાણે ચંદ્રમા ઉત્પન્ન જ ન થવાથી ચંદ્રમારૂપી ભૂષણ વિનાના મસ્તકવાળા શિવજીનું દર્શન થતું હતું.[29] કોઈક સ્થળે તો ક્ષીરસાગરનું મથન થયું નહોતું, તેથી અમૃતનો લાભ ન થતાં મૃત્યુધર્મવાળા દેવતાઓથી સર્વ ભરપૂર દેખાતું હતું. ત્યાં અમૃત, અશ્વ (ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો), ઐરાવત, ધન્વંતરિ, કામધેનુ, લક્ષ્મી તથા કાળકૂટની ઉત્પત્તિ જ ન હતી.[30] કોઈક ઠેકાણે શુક્રાચાર્યની મૃતસંજીવિની વિદ્યામાં વિઘ્ન નાખવાને દેવતાઓનો સમૂહ ઉત્કંઠિત થયેલો દેખાતો હતો અને કોઈ જગ્યાએ કાંઈક ઉદ્દેશને લીધે દિતિના ગર્ભના અવયવોને નિકંદન કરી નાખવામાં તૈયાર થઈ ગયેલો ઇન્દ્ર નજરે પડતો હતો.[31] કોઈક સ્થળે તો ધર્મની પરિપૂર્ણ સ્થિતિને લીધે સર્વ મનુષ્યોનો સમૂહ પોતાની મેળે જ (બ્રહ્મચર્યથી) દેદીપ્યમાન જણાતો હતો. કોઈક ઠેકાણે પ્રથમની રચનાના ક્રમના કરતાં કોઈક જુદી જ જાતની રચનાના ક્રમવાળા પદાર્થોની સ્થિતિ દેખાતી હતી.[32] કોઈક જગ્યાએ અપૂર્વ વેદશાસ્ત્રના અર્થ અને અપૂર્વ આચાર-વિચાર નજરે પડતા હતા અને કોઈ સ્થળે જાણે પ્રલયકાળને લીધે ક્ષોભ પામી જવાથી કશું પણ હોય જ નહિ એમ જણાતું હતું.[33] કોઈક જગ્યાએ દૈત્યોના સમૂહો દેવમંદિરોને તોડી પાડતા હતા. કોઈક ઠેકાણે દેવતાઓના બગીચામાં ગંધર્વો અને કિન્નરો ગાયન કરતા હતા.[34] કોઈક જગ્યાએ દેવતાઓની અને દૈત્યોની સલાહનો કાંઈક આરંભ થયેલો જણાતો હતો. એવી રીતે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનાં જગતોનો આડંબર મેં મોટા મોટા જગતના સમૂહરૂપે દેખાતા શબલબ્રહ્મની અંદર જોયો. તેમાં એક ઠેકાણે પ્રલયકાળના યોગથી ક્ષોભ પામેલા પુષ્કરાવર્ત્ત નામના મેઘોનો ગડગડાટ સંભળાતો હતો. વળી એક ઠેકાણે પ્રાણીઓનો સમુદાય કશી પીડા ન હોવાને લીધે શાંત સ્થિતિમાં રહેલો જણાતો હતો. કોઈ એક ઠેકાણે દેવો, દાનવો અને માનવોના રાજાઓ ગડબડાટવાળા જણાતા હતા.[35-37] કોઈએક સ્થળે સૂર્યનો ઉદય જ થતો ન હતો અને અંધકાર તથા વાદળાંઓની ઘાટી ઘટા જ જામી રહી હતી. કોઈએક ઠેકાણે અંધકાર જ થતો ન હતો અને જાણે અંદર જ્વાળાઓ સળગતી હોય તેમ પ્રકાશ જ નજરે આવતો હતો. આથી તે પ્રદેશ રમણીય દેખાતો હતો.[38] કોઈક સ્થળે વિષ્ણુ ભગવાનની નાભિરૂપ કમલિનીના નાળમાં છુપાઈ રહેલા મધુ-કૈટભ દૈત્ય નજરે આવતા હતા. કોઈએક ઠેકાણે ભગવાનના નાભિકમળરૂપી પેટીમાં સૂઈ રહેલા નવા બાળકરૂપ બ્રહ્માજીનાં દર્શન થતાં હતાં.[39] કોઈક સ્થળે પ્રલયકાળમાં મહાસાગરમાં ઊંચા અક્ષય વટની અંદર તેના પાંદડામાં વિશ્રાંત થઈ રહેલા ભગવાનનું દર્શન થતું હતું. કોઈક ઠેકાણે પ્રલયકાળની રાત્રિને લીધે પ્રકાશ વગરના ઘાટા અંધકારથી સર્વ આકુળ થયેલું દેખાતું હતું.[40] કોઈક સ્થળે શિલાના ગર્ભના જેવું એકરસ, અવકાશ વિનાનું, સુષુપ્તિ અવસ્થાવાળાના જેવા આકારને ધારણ કરી રહેલું, જાણી ન શકાય તેવું, લક્ષણરહિત અને જાણે સુષુપ્તિ અવસ્થાને પામેલું અતર્ક્ય આકાશ જ ચારેબાજુ વિશાળ આકારે પ્રસરી રહેલ જણાતું હતું. કોઈક ઠેકાણે તો પાંખોને આધારે રહી શકનારા પર્વતોરૂપી કાગડાઓ વડે આકાશ વ્યાકુળ થઈ રહેલ દેખાતું હતું.[41,42] કોઈક ઠેકાણે વજ્રના સંઘર્ષથી વીખરાઈ જતા પર્વતોનો પ્રકાશ દેખાતો હતો. કોઈક ઠેકાણે મર્યાદાને ઓળંગી ગયેલા મદોન્મત્ત

સમુદ્રો પૃથ્વીને અને પર્વતોને ઘસડી જતા હતા. કોઈક સ્થળે ત્રિપુરાસુર, વૃત્રાસુર, અંધકાસુર અને બળિરાજાનું યુદ્ધ જામી રહ્યું હતું. કોઈ ઠેકાણે મદોન્મત્ત દિગ્ગજો વડે પૃથ્વી કંપતી હતી.[૪૩,૪૪] કોઈક સ્થળે પ્રલયકાળને લીધે પૃથ્વી શેષનાગના મસ્તક ઉપર આળોટતી હતી, તો કોઈ સ્થળે બાળવયના રામચંદ્રજી રાવણરૂપી રાક્ષસનો વધ કરતા દેખાતા હતા.[૪૫] કોઈક ઠેકાણે રાવણ-રૂપી રાક્ષસ રામચંદ્રજીને છેતરી લઈ સીતાજીનું હરણ કરતો જણાતો હતો. કોઈક સ્થળે પૃથ્વી ઉપર પગને ધારણ કરી રહેલા અને મેરુપર્વતના શિખર ઉપર મસ્તક રાખી રહેલા કાળનેમિ દૈત્યે આકાશને દબાવ્યું હતું, તે મારા જોવામાં આવ્યું. કોઈક ઠેકાણે દેવતાઓને નસાડી મૂકી નિરંતર દૈત્યો જ સર્વનું પાલન કરતા જણાતા હતા અને કોઈક ઠેકાણે દૈત્યોને નસાડી મૂકી દેવતાઓ જ સર્વનું પાલન કરતા હતા.[૪૬-૪૮] કોઈક સ્થળે અર્જુન વડે યુક્ત અને પોતાના મનુષ્યોનું રક્ષણ કરી રહેલા કૃષ્ણ ભગવાન અને પાંડવ–કૌરવો ભારતના યુદ્ધમાં અનેક અક્ષૌહિણીનો સંહાર કરતા જણાતા હતા.

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! આપ જે કહો છો કે હું પૂર્વે થયો હતો, તે શી રીતે થયો હતો?[૪૯] અને કદાચિત્ થયો હોઉં, તો પણ આવા જ આકારથી થયો હતો કે કોઈ બીજા આકારથી? તે આપ મને કહો.

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! ઘડા તથા કોઠી આદિમાં પુરાતા અડદ જેમ ભરાતા અને ઠલવાતા રહે છે, તેમ જગતના સર્વ પદાર્થો તે જ ક્રમથી અથવા બીજા ક્રમથી જન્મમરણને પ્રાપ્ત થતા જ રહે છે.[૫૦,૫૧] કેટલાક સર્વ ક્રમમાં સમાન હોય છે, કેટલાએક તેના તે જ આકારથી પાછા થાય છે, કેટલાએક બીજા જ આકારથી પાછા ઉત્પન્ન થાય છે અને કેટલા-...ના તરંગની પેઠે એકબીજાના જેવા જ દેખાય છે. તમે ફરી વાર તેના તે જ અવતરેલ છો. હું પણ ફરી વાર તેનો તે જ અવતરેલ છું અને આ બીજા મનુષ્યો પણ ફરી વાર તેના તે જ અવતરેલ છે.[૫૨] તત્ત્વદૃષ્ટિથી જોઈએ તો કોઈ દિવસ કશું ઉત્પન્ન જ થતું નથી; કેમકે પરબ્રહ્મની અંદર બીજા જુદા જુદા પદાર્થો કે આ સર્વ દૃશ્ય સંભવતું જ નથી. હવે, માયા-દૃષ્ટિથી જોતાં સમુદ્રમાં ઉત્પન્ન થતા તરંગો તેના તે જ છે કે બીજા, એમ નિર્ણય થઈ શકતો નથી. તે જ પ્રમાણે સંસારસાગરમાં ભમ્યા કરતાં પ્રાણીઓ પણ તેનાં તે જ છે કે બીજાં એનો કશો નિર્ણય થઈ શકે તેમ નથી. આ સંસારમાં ભ્રાંતિને લીધે અનંત પ્રાણીઓ જન્મ–મરણને પ્રાપ્ત થતાં રહે છે.[૫૩,૫૪] કેટલાંક પાછાં તેનાં તે ઉત્પન્ન થાય છે, કેટલાંક બીજે રૂપે ઉત્પન્ન થાય છે, કેટલાંક સમ–વિષમ ભાવવાળાં દેખાય છે, કેટલાંક તેવે જ રૂપે આવૃત્તિને પ્રાપ્ત થતાં રહે છે અને કેટલાંક બીજે રૂપે આવૃત્તિને પ્રાપ્ત થતાં દેખાય છે.[૫૫] સર્વ પ્રાણીઓ જગતરૂપી સમુદ્રના બિંદુઓના સમૂહરૂપ છે. તેમાંના કેટલાક જીવો સદાકાળ એક જ પ્રકારનાં ધન, વય, બંધુ, વિદ્યા, કર્મ, જ્ઞાન અને ચેષ્ટાવાળા વારંવાર ઉત્પન્ન થતા રહે છે. કેટલાક જીવો પ્રથમ જન્મના ધન, વય વગેરેના કરતાં અર્ધ સ્થિતિવાળા થાય છે અને કેટલાકમાં પૂર્વજન્મની સ્થિતિનો ચોથો ભાગ દેખાય છે.[૫૬,૫૭] વળી કેટલાક બીજા જીવો તેમનાં ધન–વય વગેરેથી વિલક્ષણ અથવા વિરુદ્ધ ધન–વય વગેરેવાળા હોય છે. કેટલાક જીવો પર-સ્પર ધન–વય વગેરેમાં સમાનતાવાળા હોય છે. કેટલાક જીવો કાળયોગે એકબીજાથી વિલક્ષણતા-વાળા થઈ જાય છે, કેટલાક કાળયોગે સમાનતા-વાળા થઈ જાય છે અને કેટલાક જીવો નિરં-તર કાળયોગથી ફેરફારવાળા જ થતા રહે છે.[૫૮] એ જીવો રાગ–દ્વેષ આદિ દોષો વડે આકુળ એવી વિચિત્ર ધર્મ–અધર્મ સંબંધી ચેષ્ટાને લીધે કાળે

કરીને નાના પ્રકારના દેહોને ધારણ કરે છે. તેઓ જાણે બીજી જ સ્થિતિવાળા હોય, તેમ નરક આદિ નીચ લોકમાં અને સ્વર્ગાદિ ઉપરના લોકમાં ભમતા રહે છે. આ રીતે દેહના સંબંધથી ખેદને પ્રાપ્ત થનારાં અને જુદે જુદે રૂપે દેખવામાં આવતાં અગણિત પ્રાણીઓરૂપી જળો આ ચપળ સંસારરૂપી સાગરને વિષે ચકરીઓના ફૂંડાળાની પેઠે વહે જાય છે. તેઓ એકબીજાથી વિરુદ્ધ સ્વરૂપવાળાં છે કે સમાન સ્વરૂપવાળાં છે અને તે તેનાં તે જ છે, કે બીજાં છે, તેનો બરાબર નિર્ણય કરવાને કોણ સમર્થ થઈ શકે ?[૫૯]

कालेनाकुलचेष्टयान्य इव ते गच्छन्त्यधोदूर्ध्वंपुनर्देहालेखनखेदितान्यगणितान्यन्यानि चान्यान्यलम्। भूताम्बूनि वहन्ति संसृतिमये तान्यम्बुधौ चंचले चक्रावृत्तिमयानि संकलयितुं शक्नोति कस्तान्यलम् ॥ ५९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ‘જગદન્યાન્યત્વવર્ણન’ એ નામનો સર્ગ ૮૬ મો સમાપ્ત**

## સર્ગ ૮૭ મો*

### પોતાના દેહમાં વિશ્વની કલ્પના

॥ वसिष्ठ उवाच ॥

ततश्चिदाकाशवपुर्व्याप्यनंतो निरामयः ।
दत्तावधानो वपुषि तदापश्याम्यहं क्वचित् ॥१॥

**વસિષ્ઠ બોલ્યાઃ**–હવે હું ચિદાકાશરૂપે સર્વઃ વ્યાપ્ત થઈ રહ્યો હતો અને અનંત તથા નિર્વિકારરૂપે સર્વત્ર રહ્યો હતો. મેં મારા શરીરની અંદરના કોઈએક ભાગમાં ચિત્તને સ્થિર રાખી જોયું તો, જેમ ક્ષેત્રમાં વાવેલા બીજ ઉપર પાણી પડતાં તે અંકુરિત થઈ જાય છે, તેમ તેમાં પણ તેની અંદર રહેલી સૃષ્ટિ અંકુરિત થઈ ગયેલી મારા જોવામાં આવી.[૧-૨] જળનું સિંચન થતાં વૃદ્ધિ પામેલા બીજની અંદર જેમ અંકુર રહ્યો હોય છે, તેમ સાકાર અને નિરાકાર એવી સર્વ જડ–ચેતન વસ્તુની અંદર જગત રહેલ જ છે.[૩] કેવળ ચિદ્રૂપ પુરુષ સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્ન અવસ્થાને પ્રાપ્ત થાય છે, એટલે તેના પોતાના સ્વરૂપમાંથી જ આખી સ્વપ્નસૃષ્ટિ ઉત્પન્ન થાય છે. પછી, સ્વપ્ન અવસ્થાની નિવૃત્તિ થાય છે, એટલે એ ચિદાકાશમાંથી જાગ્રતપ્રપંચ ખડો થઈ જાય છે.[૪] તે જ પ્રમાણે સૃષ્ટિના આદિકાળમાં પણ સદા અખંડરૂપે રહેનારા અનુભવરૂપ આત્માના ચિદાકાશરૂપની અંદર જ સૃષ્ટિ ખડી થઈ ગયેલ છે અને તે ચિદાકાશથી જુદી નથી.[૫]

**રામ બોલ્યાઃ**–હે પરમચિદાકાશરૂપ વસિષ્ઠમુનિ ! તમારું સ્વરૂપ ચિદાકાશરૂપ છે અને આકાશના જેવું શૂન્ય છે. તો તેની અંદર શી રીતે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે ? તે મને સારી રીતે બોધ થવા માટે ફરી વાર કહો.[૬]

* આ સત્યાશીમા સર્ગમાં વસિષ્ઠ પોતાના દેહ વિષે વિશ્વની કલ્પના કરશે, અને પોતાના સ્વરૂપ-પણા વિષે પણ વર્ણન કરશે.

જણાય છે, તેમ એ કે તે સમયે મને આકાશનો અનુભવ થયો હતો, પણ તેનો આધાર કે અધિષ્ઠાન ચિદાકાશ જ મને જણાતું હતું, એમ તમે સમજો.[10] પ્રથમ તો દિશાઓને પોતામાં આરોપનારું આકાશ ચિદ્દશક્તિ વડે ચિત્તરૂપ થઈ જાય છે, પછી તેમાંથી અહંકાર પેદા થાય છે અને તે જ નિશ્ચયરૂપે ઘાટાપણાને પ્રાપ્ત થઈ બુદ્ધિ કહેવાય છે. પછી, તે બુદ્ધિ સંકલ્પ–વિકલ્પ આદિરૂપે ઘાટાપણાને પામતાં મન કહેવાય છે.[11] હવે તે મન શબ્દતન્માત્રાને અને બીજી પણ સ્પર્શતન્માત્રા વગેરે તન્માત્રાઓને કલ્પી લે છે અને તે સ્થૂલતાને પ્રાપ્ત થતાં પાંચ ઇન્દ્રિયોરૂપ બને છે. એવી રીતે ઇન્દ્રિયોનો સમુદાય ઉદય પામે છે.[12] જેમ સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્ન અવસ્થામાં જનારા જીવને સ્વપ્નસૃષ્ટિ ખડી થઈ જાય છે અને તે સુખ–દુઃખ પેદા કરે છે, તેમ સૃષ્ટિના આદિકાળમાં નિર્વિકાર એવા ચિદાત્માને ક્ષણવારમાં જગતરૂપી દૃશ્ય ઘાટે રૂપે ઉદય પામે છે અને તે સુખ–દુઃખ પેદા કરે છે.[13] આ અનંત દૃશ્યજાળની પ્રતીતિ સર્વને એકસરખા કાળ સુધી ભાસ્યા કરે છે; તેમાં કેટલાક તેની ઉત્પત્તિ વિષે વર્ણન કરે છે અને કેટલાક તે વિષેનું વર્ણન કરતા નથી.[14] આ પ્રમાણે રમણીય એવા એક પરમાણુ જેવડા ભાગમાં પણ બ્રહ્માંડરૂપે પ્રસરી રહેલા ચિદાત્માનો મને અનુભવ થયો. બાકી વસ્તુતાએ જોઈએ તો એ સર્વ નિર્મળ ચિદાકાશરૂપ હતું.[15] આકાશની અંદર જેમ સ્વભાવે જ નિરંતર પવન વાયા કરે છે, તેમ સ્વભાવે જ મન પણ સર્વ ઠેકાણે પોતાના શરીરને કલ્પી લે છે.[16] સર્વના પરમકારણરૂપ એવી હિરણ્યગર્ભના મનની કલ્પનાશક્તિથી પ્રથમ જે પદાર્થનું જેવું રૂપ કલ્પાઈ ગયું હોય છે, તેને તે પોતે પણ ઘણો યત્ન કરવા છતાં પણ ફેરવી શકતી ...; તો પછી બીજાથી તો તે નિયમો કેમ ફરી ... [17] હું ચેતનપણાને લીધે અપરિચ્છિન્ન છું અને ચિત્તે કરેલી પરિચ્છિન્નપણાની કલ્પનામાં જોડાઈ જતાં હું અણુરૂપ થઈ ગયો.[18] પછી ચિદાત્માના પ્રતિબિંબને લીધે મને નાના તેજના કણના જેવા તેજોમય લિંગશરીરની સ્ફૂર્તિ થઈ અને તે પછી તેની જ ભાવના કરતાં જાણે હું સ્થૂલદેહરૂપ બની ગયો હોઉં તેમ મને જણાયું.[19] પછી હું કાંઈક રૂપ આદિ વિષયનો અનુભવ કરું એવો મારા સૂક્ષ્મ જીવાત્મામાં જરાક વિચાર આવ્યો. એટલે મેં તે વિષયમાં પ્રવૃત્તિ કરી અને મને તેની ગ્રાહક ઇન્દ્રિયો તથા વિષયો વગેરેનો અનુભવ થયો.[20] હે રામચંદ્રજી! તેમનાં જે જે નામો છે, તેમાંથી જે મુખ્ય નામોની તમારા જેવા સુજ્ઞ પુરુષોએ કલ્પના કરી છે, તે વિષે હું કહું છું, તે તમે સાંભળો.[21] જે રંધ્ર વડે મેં જોવાની પ્રવૃત્તિ કરી, તે ચક્ષુ કહેવાય છે; જે કાંઈ જોવાતું હોય તે (રૂપ) દૃશ્ય કહેવાય છે અને તે બન્નેના સંયોગનું જે ફળ તે દર્શન કહેવાય છે.[22] જે સમયે એ રૂપનું દર્શન થાય, તે સમયને કાળ શબ્દ વડે કહેવામાં આવે છે. જે પ્રકારે એ રૂપને જોવામાં આવે છે, તેને ક્રમ કહેવામાં આવે છે. આવી જાતનો એક ઈશ્વરી પ્રૌઢ નિયમ છે, તેને નિયતિ શબ્દ વડે ઓળખવામાં આવે છે. જે (શૂન્ય) અધિષ્ઠાનની અંદર એ રૂપ જોવામાં આવે છે, તેને આકાશ કહેવામાં આવે છે.[23] જે ભાગમાં હું રહું છું તેને દેશ કહેવામાં આવે છે. આવી કલ્પના આપણા ચિત્તમાં હમણાં (વ્યવહારદશામાં) જ ઉદય પામે છે; પણ તે સમયે તો આ સર્વ ચિદાત્માનો જ એક વિલાસ છે, એમ જણાવાથી હું પોતે પણ ચિદાત્માના વિલાસરૂપ છું, એમ મને ભાસતું હતું. પછી 'હું જોઉં' એવો મને કાંઈક સંકલ્પ ઊઠ્યો, તેથી હું બન્ને ચક્ષુગોલકથી જોવા લાગ્યો. આમ જે મેં જોયું, તે ચિદાકાશથી જુદે રૂપે દેખાવ આપનારું રૂપ હતું.[24] મેં જે ગોલકથી જોયું તે આ લોચન છે. પછી 'હું કાંઈ સાંભળું' એવા સંકલ્પની મને

સ્ફૂર્તિ થઈ.[૨૬] એટલે ફૂંકેલા શંખના જેવો ઝંકાર-નો શબ્દ મારા સાંભળવામાં આવ્યો અને એ શબ્દ આકાશનો સ્વાભાવિક ગુણ છે.[૨૭] પ્રાણ-વાયુના સંબંધથી પ્રસરી રહેલો શબ્દ જે બન્ને પ્રદેશ વડે સંભળાયો, તે આ બે કર્ણરંધ્ર છે.[૨૮] પછી મને સ્પર્શવિષયનો કાંઈક અનુભવ થયો અને જે પ્રદેશ વડે તેનો અનુભવ થયો તે ત્વક્‌ઇન્દ્રિય કહેવાય છે.[૨૯] જેના અસ્તિત્વ વડે મારા અંગને સ્પર્શવિષયનો અનુભવ થયો, તે રૂપરહિત અને સ્પર્શવાળો વાયુ કહેવાય છે અને સ્વયંભૂના સત્યસંકલ્પને આધારે રહેલ છે.[૩૦] આમ, હું અનુભવસ્વરૂપ છું અને મારી અંદર આમ ત્વચાઇન્દ્રિય તથા તન્માત્રા (સ્પર્શ) એ બન્ને ખડાં થઈ ગયાં. મને જે વડે રસાસ્વાદનો અનુભવ થયો તે જિહ્વાઇન્દ્રિય છે અને તેનો વિષય રસ કે જે તન્માત્રારૂપ છે, તે પણ મારામાં ઉપર પ્રમાણે ખડાં થઈ ગયાં.[૩૧] તેમજ વસ્તુતાએ કેવળ ચિદાકાશરૂપ એવા મારા પ્રાણ-માં (ગંધ ગ્રહણ કરવાનો સંકલ્પ સ્ફુરતાં) નાસિકાઇન્દ્રિય અને ગંધરૂપ તન્માત્રા એ બન્ને-નો ઉદય થયો. આવી રીતે જો કે દેહ–ઇન્દ્રિય–વિષય વગેરેની સંપત્તિ મારામાં દેખાતી હતી, છતાં વસ્તુતાએ જોઇએ તો સર્વ કલ્પનામાત્ર અને મિથ્યા હતું, તેથી કશું પણ થયું જ ન હતું.[૩૨] ઉપર કહ્યા પ્રમાણે ઇન્દ્રિયો અને તન્માત્રાઓ ખડી થઈ ગઈ અને હું વૃત્તિ દ્વારા તદાકાર થવા લાગ્યો, એટલે તરત જ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એરૂપી શરીરને ધારણ કરી રહેલ પાંચ વિષયોના ભોગનો મને બળા-ત્કારથી અનુભવ થવા લાગ્યો. એ વિષયો મિથ્યા-પણાને લીધે નિરાકાર હતા, છતાં માત્ર ભ્રાંતિ વડે જ તે તે વિષયને રૂપે ભાસતા હતા.[૩૩,૩૪] ઇન્દ્રિયો તથા વિષયો વગેરેના સમૂહમાં અભિ-માન બંધાવાથી હું અમુકરૂપ છું, એવી જે ભાવના મારામાં ખડી થઈ ગઈ, તેને જ તમારા જેવા વિવેકી પુરુષો 'અહંકાર' નામથી કહે છે.[૩૫] એ અહંકાર નિશ્ચયરૂપે ઘાટાપણાને પ્રાપ્ત થાય છે, ત્યારે તે 'બુદ્ધિ' નામથી ઓળખાય છે. તે બુદ્ધિ પાછી ઘાટાપણાને પ્રાપ્ત થાય છે, એટલે 'મન' નામથી ઓળખાય છે.[૩૬] આમ, હું અંતઃકરણ-રૂપ બની ગયો અને મારું શરીર આતિવાહિક થઈ ગયું. એટલે કે, હું સૂક્ષ્મશરીરવાળો બની ગયો. પરંતુ ખરી રીતે જોતાં મારું સ્વરૂપ શુદ્ધ ચિદાકાશ જ હતું.[૩૭] કેવળ આકાશરૂપ હોવાથી હું પવનના કરતાં પણ શૂન્ય જણાતો હતો અને આકારરહિત હોવાથી મારામાં કલ્પાયેલા સર્વ ભાવોને હું રોકતો નહોતો.[૩૮] પછી મારા મનની તેવી ભાવનાને લીધે હું ઘણા લાંબા કાળ સુધી સ્વયંભૂના દેહમાં રહ્યો અને મને પ્રતીતિ થઈ કે હું ચાર મુખવાળા બ્રહ્માના દેહથી યુક્ત છું. પછી જેમ કોઈ શૂન્ય સ્થળમાં સૂતેલો પુરુષ સ્વપ્ન-માં ઊડી આકાશમાં ફરતાં શબ્દ કરે તેમ એ પ્રતીતિ વડે મેં શબ્દનો ઉચ્ચાર કરવાની પ્રવૃત્તિ કરી. પ્રથમ તો મેં બાળકની પેઠે 'ઓમ્' એટલા શબ્દનો ઉચ્ચાર કર્યો, અને તે જગતમાં 'ૐકાર' નામથી પ્રસિદ્ધ થયો. ત્યારપછી હું સ્વપ્નનરની પેઠે જે કાંઈ બોલ્યો, તે વાણીરૂપે જગતમાં પ્રસિ-દ્ધિને પ્રાપ્ત થયું, એમ તમે સમજો. આ પ્રમાણે હું પોતે જ સૃષ્ટિના કર્તા તથા જગદ્‌ગુરુ એવા બ્રહ્મરૂપ બની ગયો, અને એ મનોમય સ્વયંભૂના દેહ વડે મેં સૃષ્ટિઓને કલ્પી લીધી.[૩૯–૪૩] આમ હું બ્રહ્માને રૂપે ઉત્પન્ન થયેલો જણાયો, પરંતુ ખરી રીતે જોઇએ તો હું કશારૂપે ઉત્પન્ન થયો ન હતો. મેં તે સમયે મારા સ્થૂલદેહરૂપે સર્વ બ્રહ્માંડને જોયું અને બ્રહ્માંડથી કશું પણ મને બહાર દેખાતું ન હતું.[૪૪] ખરું જોઈએ તો જગત મારા મનના એક વિલાસરૂપ હતું અને તેની અંદર કશું પણ થયું જ ન હતું; માત્ર શૂન્ય ચિદાકાશ જ સર્વત્ર પ્રસરી રહ્યું હતું.[૪૫] એવી રીતે આ સર્વ સૃષ્ટિ શૂન્ય ચિદાકાશરૂપ જ છે અને તેની અંદર પૃથ્વી

આદિ પદાર્થોનું જરા પણ અસ્તિત્વ નથી જ.[૪૬] ચિદાકાશની અંદર ભ્રાંતિથી જ જગતરૂપી ઝાંઝવાના જળની પ્રતીતિ થાય છે; બાકી કાંઈ પણ ચિદાકાશથી બહાર નથી, તેમ બાહ્યપ્રદેશમાં જે કાંઈ જુદું નજરે દેખાય છે તે પણ નથી. કેવળ ચિદાકાશ જ વિવર્તરૂપે એવે અનેકરૂપે (ભ્રાંતિને યોગે) પ્રતીતિમાં આવે છે.[૪૭] નિર્જળ પ્રદેશમાં જળ હોતું જ નથી, છતાં મૃગ આદિ પ્રાણીઓનો જીવાત્મા અંદર તૃષાથી તાપ પામીને સંભ્રમમાં પડી જાય છે અને ઝાંઝવાના જળરૂપે નિર્મૂળ ભ્રાંતિને દેખે છે.[૪૮] એવી રીતે બ્રહ્મની અંદર જગત છે જ નહિ, તો પણ જીવાત્મા અજ્ઞાનના આવરણને લીધે ભ્રાંતિને પામે છે અને આ જગતરૂપી નિર્મૂળ ભ્રમને દેખે છે.[૪૯] સંકલ્પ વડે ખડાં થઈ ગયેલાં મનોરાજ્યની પેઠે અને સ્વપ્નનગરની પેઠે આ જગત અસત્ય છતાં હૃદયની અંદર ખડું થઈ રહ્યું છે.[૫૦] પડએ સૂતેલા મનુષ્યને આવેલું સ્વપ્ન તેના ચિત્તમાં પ્રવેશ કર્યા વિના નહિ જોવું લાગે છે, પણ યોગ આદિ દ્વારા તેના ચિત્તમાં પ્રવેશ કરવામાં આવે તો તે અનુભવમાં આવે છે.[૫૧] તે જ પ્રમાણે અધિષ્ઠાનચૈતન્યરૂપી શિલામાં રહેલ જગત પણ તેમાં જો પ્રવેશ કરાય તો જ અનુભવમાં આવે છે. બીજી રીતે તે અરીસામાં પ્રતિબિંબિત થયેલા પદાર્થના આકારની પેઠે દેખાતું હોય તો પણ અસત્ય જ છે.[૫૨] જો આધિભૌતિકપણારૂપી નેત્રથી તેને જોવામાં આવે, તો એ જગત વગેરે કશું પણ દેખાતું નથી; એક માત્ર લોકાલોક પર્વત જ જોવામાં આવે છે.[૫૩] પણ જો એ સૃષ્ટિને જ્ઞાનદૃષ્ટિ વડે આતિવાહિક દેહથી યોગ દ્વારા જોવામાં આવે છે, તો એ સૃષ્ટિ પરમાત્મારૂપ જ જણાય છે. તત્ત્વદૃષ્ટિ વડે જોતાં સર્વ ઠેકાણે સૃષ્ટિ દેખાતી જ નથી; પરંતુ તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ જ અનુભવમાં આવે છે. બાકી ચર્મચક્ષુ વડે જોવા જઈએ તો ... કશો પણ યથાર્થ અનુભવ થતો નથી, પણ ભ્રાંતિ જ નજરે આવે છે.[૫૪,૫૫] યોગ અને તત્ત્વદૃષ્ટિવાળી શુદ્ધ બુદ્ધિ જે કાંઈ જોઈ શકે છે, તે મહાદેવ ત્રણ નેત્ર વડે કે ઇન્દ્ર સહસ્ર નેત્રો વડે પણ જોઈ શકતા નથી.[૫૬] જેમ આકાશ અનેક સૃષ્ટિઓ વડે વીંટાયેલ છે, તેમ પૃથ્વી પણ અનેક સૃષ્ટિઓ વડે વ્યાપ્ત છે, આવી જ્યારે મને બુદ્ધિ ઉત્પન્ન થઈ, ત્યારે હું ધ્યાનપરાયણ થઈ ગયો અને પૃથ્વીની ધારણા વડે યુક્ત થઈ ગયો.[૫૭] જેમ કોઈ ચક્રવર્તી રાજા પોતાના દેહમાંથી અહંકારને નહિ છોડતાં આખા ભૂમંડળમાં મમતાને ધારણ કરે છે, તેમ ચિદાકાશરૂપ એવા મેં બ્રહ્મમાંથી અહંભાવને ન છોડતાં પૃથ્વીની ધારણા બાંધી અને અહંકાર જોડી દઈને-પૃથ્વીના રૂપનું ધારણ કર્યું.[૫૮] આમ પૃથ્વીની ધારણા કરીને મેં પૃથ્વીના અભિમાની જીવની અંદર પ્રવેશ કર્યો, એટલે દ્વીપ-પર્વત-તૃણ-વૃક્ષ આદિ દેહવાળો હું છું, એમ મને અનુભવ થયો.[૫૯] પછી હું પૃથ્વીરૂપ થઈ ગયો. એ પૃથ્વી નાના પ્રકારનાં વનોરૂપી રુવાંટાંવાળી હતી, તે જુદીજુદી જાતનાં રત્નોની પંક્તિઓથી વીંટાયેલી હતી અને તે જુદાં જુદાં નગરોરૂપી આભૂષણને ધારણ કરી રહી હતી.[૬૦] તે ગામડાંઓ અને ગુફાઓરૂપી પર્વતોથી ભરેલી હતી, પાતાળરૂપી ઊંડા પેટ વડે મહાભયંકર હતી અને કુલાચલરૂપી હાથમાં પહેરેલાં દ્વીપો તથા પર્વતોરૂપી કંકણો વડે સુશોભિત હતી.[૬૧] તે ઘાસના સમૂહરૂપી ઝીણાં રુવાંટાં વડે યુક્ત હતી, પર્વતો તથા ખંડોરૂપી ગાંઠોને ધારણ કરી રહી હતી અને દિગ્ગજોનાં અનેક મસ્તકોને તથા શેષનાગનાં હજારો મસ્તકોને ધારણ કરી રહી હતી.[૬૨] સેનારૂપી જાળના તંતુ સમાન હાથીઓથી દીપી ઊઠેલા રાજાઓએ પરસ્પર યુદ્ધ કરીને તેને છિન્નભિન્ન કરી નાખી હતી, તેનું અંગ બીજાં પ્રાણીઓના ઉપભોગમાં આવતું હતું અને તે વ્યવસ્થાથી વૃદ્ધિ પામતી હતી.[૬૩] તે હિમાલય અને વિંધ્યાચળરૂપી સુંદર

કંદરાને ધારણ કરી રહી હતી અને તેના શરીર ઉપર ગંગા આદિ નદીઓનાં પૂર મુક્તાહારની જેમ ઝમઝમી રહ્યાં હતાં. તે ગુફાઓને લીધે ગહન હતી, કચ્છ (જળપ્રાય) આદિ દેશો વડે સુશોભિત હતી અને તેને સાગરોરૂપી અનેક અરીસાઓ હતા. વળી તે નિર્જળભૂમિ અને ક્ષારભૂમિરૂપી શ્વેતસુંદર વસ્ત્ર વડે શોભાયમાન હતી. પૂર્વકાળમાં થયેલા મહાસાગરોથી પ્રલયસમયમાં પુરાઈ જવાથી તે જાણે સ્નાન વડે પવિત્ર થઈ રહેલ હોય એમ દેખાતી હતી. તે પુષ્પોનાં વનોથી સુશોભિત હતી, અને રજના ઘાટા સમૂહથી વ્યાપ્ત હતી.[૬૪–૬૬] તે નિરંતર ખેડૂત લોકોથી ખેડાયેલી હતી, શિશિરઋતુનો ઠંડો પવન આવવાથી તે શીતળ બની ગયેલ હતી, સૂર્યનારાયણનાં પ્રચંડ કિરણો વડે તે તપી ગયેલ હતી અને વર્ષાઋતુના જળ વડે તે ભીંજાયેલ હતી.[૬૭] સપાટ જમીનરૂપી પહોળા વક્ષઃસ્થળ વડે તે સુશોભિત હતી, કમળોના સમૂહરૂપી નેત્રો વડે રમણીય હતી, ધોળાં તથા કાળાં વાદળાંઓરૂપી પાઘડીથી તે શણગારેલ હતી, અને દશે દિશાઓને રહેવાના મંદિરરૂપ હતી.[૬૮] લોકાલોક પર્વતની પાસે રહેલી મોટી ખાઈરૂપી ભયાનક મુખ વડે તે મહાભયંકર દેખાતી હતી અને તે અનંત પ્રાણીઓના સમુદાયની ચેષ્ટારૂપી એક ચૈતન્યને ધારણ કરી રહી હતી.[૬૯] જાણે બહાર અને અંદર ક્રીડાઓથી ભરપૂર હોય, તેમ તે દેવો, દાનવો તથા ગંધર્વ આદિ વિવિધ પ્રાણીઓના સમૂહ વડે બહાર અને અંદર વ્યાપ્ત હતી.[૭૦] પાતાળરૂપી ઇન્દ્રિયોનાં છિદ્રોની અંદર તે નાગ તથા અસુર આદિ ક્રીડાઓનાં સમૂહથી ભરેલી હતી અને સાત સમુદ્રોની અંદર તે નાના પ્રકારનાં જળચર પ્રાણીઓ વડે યુક્ત હતી.[૭૧] તે પ્રાણીઓના ઉપભોગમાં આવનારાં નદી, વન, સમુદ્ર, દિશાઓના છેડાઓ, પર્વતો, દ્વીપો અને જંગલોના સમૂહથી વ્યાપ્ત હતી; નાના-પ્રકારના પર્વતો તથા નદીઓ વગેરેની પંક્તિથી અને પ્રાણીઓના સમૂહથી ભરેલા દેશો વડે તથા ખંડો વડે તે ભરપૂર હતી; વેલો, તળાવો, નદીઓ, કમળના ખંડો અને અનેક શત્રુના સમૂહોથી તે વ્યાપેલી હતી.[૭૨]

व्याप्तं नदीवनसमुद्रदिगन्तशैलद्वीपाख्यजन्तुविपयस्थलजंगलौघैः । नानावलीवलितमंडलकोशखंडं वल्लीसरः सरिदरातिगणाब्जखंडैः ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પાર્થિવધાત્વંતર્ગતજગદાનંત્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૮૭ મો સમાપ્ત**

---

## सर्ग ८८ मो[×]

---

### પૃથ્વીના અનેક દેખાવોનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

भूपीठेन सता तत्र मया तदनु मानव ।
अनुभूतं नदनदीस्वसंवेदनसंस्थितेः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ**—આમ હે મનુવંશભૂષણ રામચંદ્રજી ! હું ત્યાં ભૂલોકરૂપ થઈ ગયો હતો, મારા પોતાના દેહને પાર્થિવ ધર્મવાળો જોયા પછી મને નદ–નદી આદિ વિશેષ આકારવાળો જોવાની ઇચ્છા થઈ, એટલે પછી જે કાંઈ અનુભવમાં આવ્યું, તે તમે સાંભળો.[૧] કોઈક સ્થળે પતિ, પુત્ર, ભાઈ આદિના મરણને લીધે આક્રંદ કરી રહેલી નારીઓનો કરુણ વિલાપ સંભળાતો હતો; અને કોઈક સ્થળે નૃત્ય કરી રહેલી સ્ત્રીઓના સમૂહોના મોટા ઉત્સવથી મહા સુખ પથરાઈ રહેલું જણાતું હતું.[૨] કોઈક ઠેકાણે દુઃખે કરીને પણ માંડ નિવારણ કરી શકાય તેવા દુકાળને લીધે લોકોનો દુઃખ સંબંધી મોટો પોકાર

× આ ઇક્યાશીમા સર્ગમાં વસિષ્ઠજીનો પોતાનો દેહ ભૂલોકરૂપ થઈ જતાં તેની અંદર જે જે જુદા જુદા વિશેષ દેખાવો વસિષ્ઠજી કૌતુક વડે જોશે, તે વિષે વર્ણન કરવામા આવશે.

કાને પડતો હતો; અને કોઈક ઠેકાણે તો સુકાળને લીધે બધાં ધાન્યોના ઢગલાઓની નિપજ થતાં ચારે બાજુ સ્નેહ પથરાઈ રહ્યો હતો.[૩] કોઈક ઠેકાણે અગ્નિનો મોટો ભડકો થવાથી બળી ગયેલાં પ્રાણીઓના દેહમાં મહાતીવ્ર વેદના પેદા થતી દેખાતી હતી અને કોઈક ઠેકાણે તો જળમાં ડૂબી જવાથી અનેક ગામડાંઓ તથા શહેરોનો ધાણ વળી જતો દેખાતો હતો.[૪] કોઈક સ્થળે ચપળ સામંતોનાં મંડળો દેશોને લૂંટી લેતાં જણાતાં હતાં અને કોઈક સ્થળે પોતાનું દુષ્ટપણું દેખાડનારા રાક્ષસોનાં તથા પિશાચોનાં મંડળો નજરે આવતાં હતાં. કોઈક સ્થળે જળાશયો પાણીના પૂરથી ચારેબાજુ રેલાઈ રહ્યાં હતાં, તેથી ક્યારાઓ ભીંજાઈ જતા હતા અને ધાન્યના છોડવા વગેરેનો ઉપરનો ભાગ ખીલેલો જણાતો હતો. કોઈક ઠેકાણે ગુફાઓમાંથી નીકળતા પવનના સપાટાથી તણાતાં જતાં વાદળાંઓ નજરે આવતાં હતાં. કોઈક સ્થળે પોતાના અંગના વાળની પેઠે હર્ષ વડે ખડાં થઈ ગયેલાં અંકુરરૂપી રુવાંટાં દેખાતાં હતાં. કોઈક સ્થળે જળના પ્રવાહ વડે ક્ષોભને પ્રાપ્ત થયેલી નીચી અને ઊંચી ધરતીનો દેખાવ નજરે પડતો હતો. કોઈક ઠેકાણે ગામો, પર્વતો, વનો અને શહેરો મોટી મોટી શિલાઓથી જાણે શિખરોવાળાં હોય એવા ભયંકર મોટા ખાડાઓ વડે યુક્ત દેખાતાં હતાં; અને કોઈક ઠેકાણે નગરમાં વસનારાં મનુષ્યોના મંડળનું હરવુંફરવું થતાં તેનાં પગલાં પડવાથી પૃથ્વી જરા કંપાયમાન થતી દેખાતી હતી.[૫–૮] કોઈક સ્થળે રણસંગ્રામની અંદર ક્ષોભ પામેલાં સામંતોનાં સૈન્યોનો સંહાર થતો જણાતો હતો અને કોઈક સ્થળે તો સર્વ સામંતોનું મંડળ શાંતપણે સુખેથી બેઠેલું દેખાતું હતું.[૯] કોઈક સ્થળે શૂન્ય અરણ્ય જ નજરે આવતું હતું અને તેની અંદર કેવળ પવન જ ફુંકાયા કરતો હતો. વળી કોઈક જંગલમાં પ્રથમ કાપણી કરી લઈ પછી વાવેલાં ધાન્યો પાછાં ફાલેલાં જણાતાં હતાં. કોઈ ઠેકાણે હંસ અને કારંડવ પક્ષીઓથી ભરેલા સરોવરની અંદર કમળો ખીલી રહેલાં દેખાતાં હતાં અને કોઈક સ્થળે નિર્જળ પ્રદેશોમાં વંટોળિયાથી ઊડેલી ધૂળથી મોટા સ્તંભના જેવો આકાર બનાવનારા તથા રજ વડે ધોળા દેખાતા પવનો વાતા હતા.[૧૦,૧૧] કોઈક ઠેકાણે મોટા નદો અને નદીઓના વહેવાને લીધે ધસારાનો ઘોઘરો અવાજ કાને આવતો હતો. કોઈક ઠેકાણે અંકુર ફૂટવા માટે સિંચાયેલાં બીજોમાં કાંટા ફૂટેલા જણાતા હતા.[૧૨] કોઈક સ્થળે શિલાઓનાં છિદ્રોમાં કષ્ટથી પડી રહેલા કીડાઓનાં મોઢાંઓ જરા જરા ફરકતાં હતાં અને તેમને કાંઈક વેદના થતી હોય એમ જણાતું હતું. 'તમે અમને શરણાગત જાણી આ શિલાના સંકટમાંથી રક્ષા કરો' એમ તેઓ જાણે મારા પ્રત્યે સૂચના કરતા હોય એવું લાગતું હતું.[૧૩] કોઈક સ્થળે શાખાઓ હેઠ ધરતીને અડી ગઈ હતી, તેથી મૃત્તિકાના ભાગ વડે દટાયેલા અવયવોવાળા શાખાઓના સમૂહોનો આકાર નજરે આવતો હતો. તો કોઈક સ્થળે શાખાઓ મૂળનો આશ્રય કરી ટકી રહેલી જણાતી હતી.[૧૪] કોઈક સ્થળે પર્વતોની શિલાની પેઠે ઘાટાં થઈ રહેલાં વૃક્ષો એકબીજા સાથે મળી ગયાં હતાં, તેથી તેમણે દિશાઓના તટોના ભાગોને અવકાશ વગરના કરી દીધા હતા. તેઓ પરસ્પર ઘટ્ટપણે જોડાઈ ગયાં હતાં, તેથી જાણે સમુદ્રોના તરંગો વડે બધું વીંટાઈ ગયેલું હોય, એવો ભાવ જણાતો હતો.[૧૫] કોઈક ઠેકાણે વૃક્ષોની ઘાટી ઘટા હતી. તેમાં પોતે પહોંચી શકતાં નહોતાં, તેથી સૂર્યકિરણો જાણે ક્રોધ પામ્યાં હતાં અને તેમણે રસ ખેંચી લીધો હતો. આમ, પાંદડાં સુકાઈને સંકોચાઈ ગયાં હતાં. આથી કરીને વનના ઘાટા અવયવો જ જાણે પીડિત થઈ જઈ સંકુચિત થઈ ગયા હોય એમ દેખાતું હતું.[૧૬] કોઈક સ્થળે પર્વતોનાં શિખરોમાં રહેનારા હાથીઓના દંત

શૂળના પ્રવાહરૂપી વજ્રો વૃક્ષોના દઢતાથી સ્થિર રહેલા મજબૂત અવયવો ઉપર ઘણા વેગથી પડતાં હતાં.[૧૭] કોઈક ઠેકાણે તો આંખો મીંચી રહેલા અને સમાધિના આનંદ વડે શરીરનાં રૂંવાડાં ખડાં થઈ જતાં આનંદને બહાર પ્રકટાવી રહેલા સમાધિનિષ્ઠ પુરુષોનું અતિ સૂક્ષ્મ એવા પરમતત્ત્વના અનુભવને બતાવનારું રૂંવાડાંરૂપી અપૂર્વ અંકુરનું ખડાં થઈ રહેવું મારા જોવામાં આવ્યું.[૧૮] કોઈક ઠેકાણે ધરતી માખીઓ તથા લીખોના સમૂહોના અને મસલાંઓના નિવાસરૂપ એવાં મલિન વસ્ત્રોના જેવી મેલી હતી. કોઈક સ્થળે નાની ભીંતો આડે આવવાથી અને ભમરાના ડંખથી હાથીઓ કોપી ઊઠતા હતા અને પોતાના દંતશૂળથી લીલા વડે હળની પેઠે પર્વતોનાં શિખરોને ખોદી નાખતા હતા.[૧૯] કોઈક સ્થળે ટાઢથી ફાટેલાં અંગવાળાં પ્રાણીઓની જર્જર થઈ રહેલી ત્વચામાં જાણે ચારે બાજુ શીત વ્યાપ્ત થઈ રહ્યું હોય, તેમ પથરાઈ રહ્યું હતું અને એ શીતને લીધે પાણી પણ પથરાના જેવું જામી ગયું હતું. કોઈક ઠેકાણે પ્રચંડ પવન જ ફૂંકાયા કરતો હતો.[૨૦] કોઈક સ્થળે પ્રાણીઓનાં ચિરાઈ ગયેલાં કોમળ અંગોમાં કીડાઓનો સમૂહ ખદબદ થતો દેખાતો હતો, કોઈક ઠેકાણે વૃક્ષોનાં થડ આદિ અંગો ઉત્પન્ન થતાં દેખાતાં હતાં અને ક્યાંક તેનું મૂળ જ નજરે પડતું હતું. વળી, કોઈક ઠેકાણે પ્રાણીઓ જળમાં સ્નાન કરતાં દેખાતાં હતાં.[૨૧] કોઈક સ્થળે ધીરે ધીરે બીજની અંદર દાખલ થનારા જળ વડે આનંદ ઉપજાવનારી અને બહાર ફૂટેલા તથા નમી રહેલા અંકુરોરૂપી અનેક રૂંવાડાં વડે ધરતીને સુશોભિત કરનારી જળની વૃષ્ટિ થતી દેખાતી હતી.[૨૨] મંદ મંદ શીતળ પવનથી કંપિત થયેલી કોમળ કમલિનીનાં પત્રોરૂપી બિછાના વડે તળાવો મારા અંગને વિશ્રામ આપતાં હતાં અને જાણે મને નિરતિશય આનંદ ઉપજાવતાં હોય એમ લાગતું હતું.[૨૩]

**तनुतरपवनविकम्पितकोमलनलिनीदलास्तरणैः। विहरणमिव मे विहितं सरोभिरंगेषु निर्वाणम् ॥ २३ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ભૂમંડલગત-વિશેષવર્ણન' એ નામનો સર્ગ ૮૮ મો સમાપ્ત**

## સર્ગ ૮૯ મો×

## દશ્યપદાર્થો મનોમય જ છે

॥ राम उवाच ॥

**पार्थिवीं धारणां बध्वा जगंति समवेक्षितुम्। संपन्नस्त्वमसौ भूमिलोकः किमुत मानसः ॥१॥**

રામ બોલ્યાઃ–તમે કૌતુકને લીધે પોતાના આત્મામાં જ જગતને જોવાને પ્રવૃત્ત થઈ રહ્યા હતા. તો તમે તે પૃથ્વી સંબંધી ધારણા બાંધી આ દશ્ય અને જડ એવા પાષાણ આદિ ભૂલોકરૂપ થઈ ગયા હતા કે મનોરાજ્યના જેવા સ્વપ્નતુલ્ય ભૂલોકરૂપ થઈ રહ્યા હતા ?[૧]

વસિષ્ઠ બોલ્યાઃ–કાલ્પનિક દૃષ્ટિથી જોતાં હું જ ભૂલોક (પૃથ્વી)રૂપ બની ગયો હતો, તે જડ પાષાણમય આ પૃથ્વી જ હતી. તે માત્ર મનનો જ એક વિકાર હોવાથી તેને મનોમય પણ કહી શકાય. બાકી વાસ્તવિક દૃષ્ટિથી જોઈએ તો હું ચિદાકાશરૂપ જ છું અને હું કશારૂપ થયો જ ન હતો.[૨] મન એ સર્વ સંકલ્પ–વિકલ્પના આધારરૂપ છે. એ મન વિના ભૂલોકની સ્થિતિ જ સંભવતી નથી. તમે જે કાંઈ સદ્રૂપ કે અસદ્રૂપ સમજતા હો તે બધું મનોમાત્ર જ છે.[૩] હું શુદ્ધ ચિદાકાશરૂપ છું. મારા એ ચિન્મય સ્વરૂપમાં જે

× આ નેવ્યાશીમા સર્ગમાં વસિષ્ઠજીએ ધારણા બાંધી જોયેલું આ ભૂમંડળ અને સર્વ જગત ચિદાકાશની અંદર મનોમાત્રરૂપે જ ભાસ્યા કરે છે, તે વિષે વર્ણન કરવામાં આવશે.

કાંઈ સ્ફુરણ ઊઠે છે, તેને 'સંકલ્પ' નામથી કહેવામાં આવે છે.[४] તે જ મનરૂપ, પૃથ્વીરૂપ, જગતરૂપ અને બ્રહ્મારૂપ છે. સંકલ્પ સંબંધી (મનોમય) નગરની પેઠે ચિદાકાશની અંદર મન જ આવે અનેક આકારે પ્રસરી રહેલ છે અને તે મન વસ્તુતાએ ચિદાકાશરૂપ છે.[५] એવી રીતે તે સર્વ મનોમાત્ર કે સંકલ્પમાત્ર જ હતું, પણ મારી ધારણાના અભ્યાસને બળે તે આ સ્થૂલ જડ ભૂમંડળ (પૃથ્વી)રૂપે પ્રતીતિમાં આવતું હતું.[६] બાકી, તત્ત્વદૃષ્ટિથી તપાસતાં દૃશ્ય તથા જડ પાષાણ આદિ એવો તે ભૂલોક મનોમય જ હતો અને તે ચિદાકાશનો જ એક વિવર્ત હતો. તેમાં જડભાવ હતો નહિ પણ ચિદાકાશ જ તેવે આકારે દેખાતું હતું. એ ભૂમંડળ વસ્તુતઃ ચિદાકાશરૂપ હતું, છતાં ધારણાના બળથી તે ઘણા લાંબા કાળ સુધી તેવા સ્થૂલરૂપે જણાતું હતું. તે અમુક આકારવાળું છે એમ પ્રત્યક્ષ પ્રતીતિમાં આવ્યા પછી તેનું મનોમયપણું જતું રહ્યું હતું.[७-८] જેમ ચિરકાળની ભાવનાથી આકાશમાં નીલ–પીત આદિ રંગની પ્રતીતિ થાય છે, તેમ ઘણા કાળની લાંબી ભાવનાને લીધે આ સ્થિર, કઠિન અને વિસ્તારવાળો ભૂલોક છે, એવી બુદ્ધિ પેદા થઈ હતી.[९] ઘડા, કોડિયાં વગેરે નામમાત્ર વાણીથી બોલવામાત્ર છે, બાકી વસ્તુતાએ માટી જ સત્ય છે. એ ન્યાયે આ આપણી નજરે દેખાતું જગત પણ મનોમય જગતની પેઠે જ સ્થિર થઈ રહ્યું દેખાય છે, પણ વસ્તુતાએ તે છે જ નહિ. આદિ સૃષ્ટિના પણ એક કારણરૂપ એ ચિદાકાશ જ આ સર્વને આકારે વિવર્તરૂપે પ્રસરી રહેલ છે.[१०] જેમ સ્વપ્નમાં ચિદાત્મા જ ચિદાકાશની અંદર નગરને આકારે થઈ રહેલ ભાસે છે, તેમ સૃષ્ટિના આદિકાળમાં ચૈતન્ય જ આ જગતને આકારે થઈ રહેલ ભાસે છે.[११] પૃથ્વી આદિ ત્રણે લોક દૃશ્યરૂપે પ્રતીતિમાં આવે તે સર્વ સદાકાળ ચિદાત્મારૂપી બાળકનું એક મનોરાજ્ય છે, એમ તમે સમજો.[१२] સંકલ્પ ચિદ્રૂપ આત્માથી જુદો નથી અને જગત પણ તન્મય છે. વસ્તુતાએ જોઈએ તો એ જગત સત્યરૂપ નથી, સ્થૂલ આકારવાળું નથી, તેમ પ્રકાશમય પણ નથી. ચિદાકાશનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાયાથી આ દૃશ્ય પ્રતીતિમાં આવે છે અને ચિદાકાશનું વાસ્તવ સ્વરૂપ ઓળખાઈ જાય તો દૃશ્ય છે જ નહિ. જો દૃશ્યનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો જે પરમતત્ત્વ વિષે તમે ઘણા વખતથી મારો ઉપદેશ શ્રવણ કરો છો, તે તત્ત્વરૂપ જ દૃશ્ય છે.[१३-१४] સર્વ શાંત ચિન્માત્રરૂપ જ છે અને તે પોતે પોતાના સ્વરૂપમાં જ અનેક આકારે વિવર્તભાવને પ્રાપ્ત થાય છે. ભૂમંડળરૂપ પણ તે જ છે અને દૃશ્યરૂપ પણ તે જ છે; છતાં વસ્તુતાએ જોતાં તે દ્વિત્વ–એકત્વ આદિ ભાવથી રહિત છે.[१५] સ્ફટિક, વૈડૂર્ય આદિ મણિ સ્વભાવથી જ ધોળા–પીળા આદિ વર્ણને પોતામાં ધારણ કરતાં નથી, છતાં પાસે રહેલા પદાર્થના પ્રતિબિંબને લીધે તેઓ તેવા તેવા રંગને ધારણ કરી રહેલા દેખાય છે. તે જ પ્રમાણે ચિદાકાશ વસ્તુતાએ જગતને ઉત્પન્ન કરતું નથી, છતાં (માયાના યોગે) જાણે તે ઉત્પન્ન કરતું હોય એમ દેખાય છે.[१६] ચિદાકાશ પોતાના ચિત્સ્વરૂપને કદી પણ છોડતું નથી અને વસ્તુતાએ કશું પણ કરતું નથી. તેથી આ ભૂતળ મનોમયરૂપે કે દૃશ્યરૂપે કોઈ પણ પ્રકારે છે જ નહિ.[१७] જેમ આકાશ પોતે સ્થૂલભાવથી રહિત હોવા છતાં ભ્રાંતિ વડે અનેક નીલ–પીત આદિ વર્ણોના આશ્રયરૂપ દેખાય છે, તેમ સર્વત્ર ભરપૂર એવું ચિદાકાશ પોતે જાણે પૃથ્વીલોકરૂપ થઈ રહ્યું હોય એમ ભ્રાંતિથી દેખાય છે.[१८] ચિદાકાશનું પોતાનું સ્વરૂપ જ યથાસ્થિતપણે રહ્યું છે, છતાં તે પોતાના શુદ્ધભાવને ઢાંકી દઈને જાણે ભૂમંડળરૂપ (પૃથ્વીરૂપ) થઈ રહેલ હોય એવી પ્રતીતિ થાય છે.[१९] જેમ સ્વપ્નનગર તમારો

પોતાનો જ એક વિવર્ત છે, તેમ આ દશ્યજગત અને મનોમય જગત એ બન્ને મહાચૈતન્યનો જ એક વિવર્ત છે.[20] આ દશ્યજગત ચિદાકાશરૂપ છે અને ધારણા વડે ખડું થઈ રહેલું મનોમય જગત પણ ચિદાકાશરૂપ છે. પોતાનું ખરું સ્વરૂપ ન ઓળખવાથી તે અજ્ઞાનને લીધે દેખાય છે, પણ જ્ઞાન થતાં આ દશ્યજગત કે મનોમય જગત એ કશું પણ કોઈ ઠેકાણે પ્રતીતિમાં આવતું જ નથી.[21] ત્રણે કાળમાં થનારાં ત્રૈલોક્યનાં અનેક પ્રાણીઓની પ્રતીતિ એ એક સ્વપ્નના જેવી ભ્રાંતિ જ છે અને તેની સ્થિતિ મનોરાજ્યની દશાના જેવી છે.[22] હે પ્રિય રામચંદ્રજી! સત્તાસામાન્ય સર્વના અધિષ્ઠાનરૂપ છે અને તે જ ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનાં સર્વ જગતોરૂપ થઈ રહેલ છે.[23] આથી, સત્તાસામાન્યરૂપ એવા મેં ધારણાના બળ વડે તે સર્વ જગતો અને તેની અંદરના સર્વ પદાર્થો નિઃશેષપણે દીઠા અને સાક્ષીપણાથી તેનો અનુભવ કર્યો.[24] હે પ્રિય રામચંદ્રજી! એ ચૈતન્યમાત્ર જરા–મરણ આદિ વિકારોથી રહિત છે. તે પરમ આત્મતત્ત્વ પોતાના શુદ્ધ સ્વરૂપને છોડ્યા વિના સર્વ જગતને પોતાની અંદર યથાસ્થિતપણે ધારણ કરી રહેલ છે. આથી ભેદની પ્રતીતિ થાય છે. બાકી તેને ખરેખરા તત્ત્વજ્ઞાન વડે ઓળખવામાં આવે, તો તે કશાને પણ ધારણ કરતું નથી.[25]

चिन्मात्रमेतदजरं परमात्मतत्त्वं शुद्धात्मतामजहदंगगतं बिभर्ति । सर्वं यथास्थितमिदं जगदात्तभेदं बुद्धं सदंग न बिभर्ति तु किंचनापि ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'દશ્યમનોમાત્રત્વપ્રતિપાદન' એ નામનો સર્ગ ૮૯ મો સમાપ્ત



## सर्ग ९० मो×

## પૃથ્વી પર અનંત જગતનું તથા જળની ધારણાથી જળનું દર્શન

॥ राम उवाच ॥

अनंतरं वद ब्रह्मन् जगंति भवता तदा।
भूमंडलानां हृदये क्वचिद्दृष्टानि नैव वा ॥ १ ॥

રામ બોલ્યાઃ–પછી હે મહારાજ! તમે ધારણાના યોગે જોયેલાં ભૂમંડળોની અંદર કોઈ ઠેકાણે બીજાં જગતો તમારા જોવામાં આવ્યાં હતાં કે કેમ તે કહો.[1]

વસિષ્ઠ બોલ્યાઃ–હું પૃથ્વીની ધારણા બાંધવાથી જાગ્રત અવસ્થા સંબંધી અને સ્વપ્નાવસ્થા સંબંધી અનેક પૃથ્વીરૂપ થઈ રહ્યો હતો. મેં પૃથ્વીના તે તે ભાગોમાં સાક્ષીદષ્ટિથી જોયું અને મન વડે વિચારી અનુભવ કર્યો, તો પ્રથમ પ્રમાણે જ સર્વ ઠેકાણે જગતનો સમૂહ રહેલો મારા જોવામાં આવ્યો. એ સર્વ દશ્યરૂપે અને દ્વૈતરૂપે દેખાતું હતું, છતાં વસ્તુતાએ જોતાં તે શાંત પરબ્રહ્મરૂપ જ હતું.[2,3] જો વ્યાવહારિક દષ્ટિથી જોઈએ, તો સર્વ ઠેકાણે જગતો રહેલાં છે અને તાત્ત્વિક દષ્ટિથી જોઈએ, તો સર્વ ઠેકાણે બ્રહ્મ જ રહેલ છે. એ બ્રહ્મ સર્વરૂપ છે, શૂન્યરૂપ છે, પરમ શાંતરૂપ છે અને સર્વ સૃષ્ટિ વડે યુક્ત પણ છે.[4] સર્વ ઠેકાણે પૃથ્વી આદિ સ્થૂલ સૃષ્ટિ રહેલી છે; પણ વસ્તુતાએ જોતાં, નહિ ઉત્પન્ન થયા છતાં ઉત્પન્ન થયેલ દેખાતું સ્વપ્નનગર જેમ ચિદાકાશરૂપ છે, તેમ એ સર્વ ચિદાકાશરૂપ જ છે.[5] અહીં નાનાપણું કે તેનો અભાવ એ બેમાંથી એક પણ નથી, તેમજ કશાનું અસ્તિત્વ (ભાવ) કે નાસ્તિત્વ (અભાવ) પણ નથી. જ્યાં 'હું' એવો

× આ નેવુમા સર્ગમાં વસિષ્ઠજીને પૃથ્વીમા અનંત જગતો દેખાવા વિષે વર્ણન કરવામાં આવશે અને જળની ધારણા વડે પ્રથમ પ્રમાણે જળ દેખાવા વિષે પણ વર્ણન કરવામાં આવશે.

અભિમાનના આશ્રયરૂપ અહંકાર પણ નથી, ત્યાં પછી બીજું તો શું જ હોય ?[૬] જો કે 'હું' એવો અહંકાર અનુભવમાં આવે છે, છતાં ખરું જોતાં તે છે જ નહિ. જો કદાચિત્ કાંઈ છે, તો તે જન્મ–જરા આદિથી રહિત નિર્વિકાર પરબ્રહ્મરૂપ છે.[૭] સૃષ્ટિના આદિકાળમાં એક ચિદાકાશ જ સર્વત્ર ભરપૂર હતું અને એ ચિદાકાશની અંદર દેખાતી આ સૃષ્ટિ પણ એક સ્વપ્નનગરના જેવી પ્રાતિભાસિક છે. તો પછી તેમાં પદાર્થોનું અસ્તિત્વ કે નાસ્તિત્વ (ભાવ કે અભાવ) એ બે ય શી રીતે રહી શકે ? અને કેવાં હોય ![૮] જેવી રીતે (ધારણા વડે) પૃથ્વીરૂપ બની જઈ મેં એ અનેક જગતોનો અનુભવ કર્યો, તે જ પ્રમાણે મેં ધારણા વડે જળરૂપ થઇને તેમાં પણ બધું ય રહેલું દીઠું.[૯] ચેતનરૂપ જળની ધારણા વડે મેં જડભાવવાળા જળનો ભાવ સ્વીકારી લીધો હતો અને સમુદ્રનાં મંદિરોની અંદર ઘણા લાંબા કાળ સુધી જળના જેવો જ અવ્યક્ત શબ્દ ધારણ કર્યો હતો.[૧૦] જેમ તમારા અંગમાં જૂ, લીખ વગેરે અલક્ષિત રીતે રહે છે, તેમ ધારણા વડે જળરૂપ બની ગયેલા મેં તૃણ, વૃક્ષ, લતા, ઝાડી અને વેલોના સ્તંભોની અંદરની નાડીઓમાં મૃદુતાથી અલક્ષિત રીતે (ન જણાય તેમ) દૃઢપણે આરોહણ કર્યું હતું.[૧૧] કાનનો કીડો જેમ પોતાની મંદ ગતિથી ન જણાય તેમ કાનમાં પેસી જાય છે, તેમ હું જળરૂપ સ્તંભોમાં પેસી ગયો હતો. આમ મેં (એ તૃણ આદિના) સ્તંભોની પેઠે ઊર્ધ્વ સ્થિતિ સંપાદન કરી હતી અને તે સ્તંભોમાં છેદ પડતાં કંકણના જેવો ગોળ આકાર દેખાતો હતો.[૧૨] લતાઓ, તમાલો ને તાલ આદિ વૃક્ષોનાં પલ્લવોમાં તેમજ ફળોમાં રસરૂપે વિશ્રામ પામીને મેં કાળને યોગે વૃદ્ધિ પામેલી આકૃતિ વડે તે પલ્લવ–પુષ્પ આદિની અંદર શિરાઓરૂપી રેખાઓની રચના કરી હતી.[૧૩] હું ...ોના દેહની અંદર મુખ દ્વારા હૃદય પ્રત્યે પ્રવેશ કરીને જળરૂપ થઇ રહ્યો હતો, તેથી ઋતુઓને યોગે જુદી જુદી જાતની વિષમતાને ધારણ કરી રહ્યો હતો. મેં કોઈક સમયે દેહની અંદર વાત, પિત્ત અને કફ નામના ધાતુઓને અથવા રસ, રક્ત આદિ ધાતુઓને ધારણ કરી રાખ્યા હતા. કોઇક સમયે મેં તેને જુદા પાડ્યા હતા, કોઈક સમયે જઠરાગ્નિ વડે તેમને પચાવ્યા હતા અને કેટલાકને ખંડિત પણ કરી દીધા હતા. વળી સર્વ દિશાઓમાં ખેદને નહિ પામતાં મેં હિમના કણરૂપે રહી બધી પલ્લવરૂપી કોમળ શય્યામાં તુલ્ય કાળ સુધી શયન કર્યું હતું. જળરૂપે હું નદીઓના નિવાસરૂપ એવા નાના પ્રકારના ધરાઓમાં વાસ કરતો હતો અને અહર્નિશ પ્રવાહ વહેવાથી વહ્યા કરતો હતો. મેં કોઈ કોઈ સમયે તટરૂપી મિત્રના મહેલમાં વિશ્રાંતિ લીધી હતી.[૧૪–૧૬] હું પણ ચૈતન્યરૂપ છું; જડભાવવાળા જળની ભાવના કરતાં હું મારા ચિત્સ્વરૂપનો આશ્રય (અનુસંધાન) મૂકી દઈને જળરૂપ બની ગયો હતો અને મેં અનેક જળાશયોમાં ચકરીઓરૂપે ભ્રમણ કર્યું હતું.[૧૭] પ્રાયશ્ચિત્ત માટે ભૈરવજપ ખાવાને તૈયાર રહેલા પાપી પુરુષની પેઠે હું પણ પર્વતો પરની શિલાઓમાંથી ઝરણારૂપે નીચે પડી અનેક પ્રકારે વીખરાઈ ગયો હતો.[૧૮] કાષ્ઠમાંથી ધુમાડારૂપે બહાર આવીને અને આકાશરૂપી સમુદ્રની અંદર શ્યામ વર્ણનાં નક્ષત્રરૂપી રત્નોમાં પ્રવેશ કરીને, હું રત્નકણરૂપ થઈ રહ્યો હતો.[૧૯] ભગવાન જેમ શેષનાગના અંગ ઉપર લક્ષ્મીજી સહિત પોઢે, તેમ ભેદાયેલા ઇન્દ્રનીલમણિના જેવા શ્યામવર્ણા મેં વાદળાંઓની અંદર વીજળીરૂપી વનિતાની સાથે વિશ્રામ લીધો હતો.[૨૦] પરમાણુઓની બનેલી સૃષ્ટિની અંદર પિંડરૂપે રહેલા પદાર્થોમાં સર્વત્ર પ્રસરી રહેલા બ્રહ્મની પેઠે હું જળરૂપે અલક્ષિતપણે સર્વત્ર રહ્યો હતો. મધુર આદિ રસરૂપ થઈ જઈને મેં જિહ્વાના ઝીણા પરમાણુઓ સાથે સંગ પામીને તેનો

ઉત્તમ અનુભવ કર્યો હતો. એ અનુભવ જડ દેહમાં સંભવતો નથી. પરંતુ જ્ઞાનસ્વરૂપ આત્મામાં જ કેવળ સંભવે છે.[૨૧,૨૨] હું કે જે અધિષ્ઠાન-ચૈતન્યરૂપ છું તેણે, કે જડદેહે અથવા તો બીજા કોઈએ સાવ મિથ્યા હોવાથી, જે દૃશ્યવસ્તુતાએ અનુભવ્યું નથી, તે દૃશ્યના અધિષ્ઠાન-ચૈતન્યે પોતાની અંદર જે કાંઈ પ્રકાશ કર્યો છે, તે કેવળ અજ્ઞાની જીવોના મોહને માટે છે. બાકી ખરું જોતાં એ દૃશ્ય કે અજ્ઞાન એ બેય અસત્ય જ છે.[૨૩] મેં સર્વ ઋતુઓના રસરૂપે થઈને નાના પ્રકારના સુગંધવાળાં પુષ્પોના સમૂહોને સારી પેઠે ભોગવ્યા હતા તે મેં પ્રથમ ઉચ્છિષ્ટ કરીને પછી ભમરાઓને આપ્યા હતા.[૨૪] કલ્પના વડે હું જળપણાથી જડરૂપ જણાતો હતો, છતાં વસ્તુતાએ ચેતનરૂપ હતો. મે ચેતનવસ્તુની પેઠે જ ચૌદ પ્રકારનાં પ્રાણીઓના અવયવોની સંધિઓમાં નિવાસ કર્યો હતો.[૨૫] જળબિંદુરૂપે હું પવનરૂપી રથમાં બેઠો હતો અને મેં ઉત્તમ ગંધની પેઠે જ આકાશમાર્ગમાં ક્રીડા કરીને લોકોને આનંદ ઉપજાવ્યો હતો.[૨૬] હે રામચંદ્રજી! એ અવસ્થામાં એક પરમાણુ જેટલા ભાગમાં પણ મેં સર્વ જગત (પ્રથમની શિલાની પેઠે જ) યથાસ્થિતપણે અનુભવ કરીને જોયું હતું. હું ચેતનરૂપ હોવા છતાં જળની ધારણા વડે જળના જેવો જડરૂપ બની ગયો હતો અને સર્વ પદાર્થોની અંદર જ્ઞાત—અજ્ઞાતરૂપે મેં સ્થિતિ કરી હતી.[૨૭,૨૮] જેમ કેળનાં પાંદડાં એકબીજામાં પરોવાયેલાં હોય છે, તેમ એ અવસ્થામાં લાખો જગતો તથા તેના સેંકડો નાશો તથા ઉત્પાતો મેં રૂઢપણે અનુભવ્યા હતા.[૨૯] એ રીતે એ સર્વ જગતરૂપ હો કે ન હો અને તે સાકાર હો કે નિરાકાર હો, પણ તે સર્વ ચિદાકાશરૂપજ હતું અને વસ્તુતાએ જોતાં તે આકાશથી પણ વધારે નિર્મળ છે.[૩૦] તમે આ દૃશ્યમાંથી કશારૂપ નથી, તેમ આ દૃશ્ય પણ કાંઈ છે જ નહિ. પરમ શુદ્ધ બોધ જ (અધિષ્ઠાનચૈતન્ય જ) આ સર્વ રૂપે ભાસે છે. એ બોધ દૃશ્યરૂપ પણ નથી તેમ શૂન્યરૂપ પણ નથી; તે તો ચિદાકાશરૂપ જ છે અને તે જ તમે પોતે છો. માટે તમે સર્વ દ્વૈતનો બાધ કરીને સદા આનંદિત થઈ રહો.[૩૧]

न किंचन त्वं च न किंचनेदं शुद्धः परो बोध इदं विभाति। स चापि नो किंचन नापि शून्यमाकाशमेवासि विकासमास्स्व ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જલજગદ્વર્ણન' એ નામનો સર્ગ ૯૦ મો સમાપ્ત**

## सर्ग ९१ मो*

## તેજની ધારણાથી તેજરૂપ થતાં સૂર્ય, ચંદ્ર આદિ ચમત્કારોનો દેખાવ

॥ वसिष्ठ उवाच ॥

ततोऽहमभवं तेजस्तेजोधारणयेद्धया।
चंद्रार्कतारकाग्न्यादिविचित्रावयवान्वितम् ॥ १॥

વસિષ્ઠ બોલ્યાઃ—પછી વૃદ્ધિ પામેલી એવી પ્રકાશમય તેજની ધારણા વડે હું તેજરૂપ બની ગયો. તે તેજ ચંદ્ર, સૂર્ય, તારા ને અગ્નિ આદિ અનેક વિચિત્ર અવયવો વડે યુક્ત હતું.[૧] એ તેજ સત્ત્વપ્રધાન હોવાથી સર્વ જગતમાં પ્રકાશરૂપે વ્યાપી રહ્યું હતું અને તે દેખવામાં આવેલા માલને મૂકી દઈ પલાયન કરી જનારા ચોરની પેઠે પલાયન કરી જતા અંધકાર ઉપર પોતાનો પ્રતાપ દેખાડતું હતું.[૨] જેમ કોઈ સુશીલ રાજા નાના પ્રકારને વેશે ફરનારા સ્નેહવાળા ચોરો (જાસૂસ) વડે પ્રત્યેક ઘરનાં સર્વ વૃત્તાંતોને જાણી લે છે, તેમ એ તેજ પણ સેંકડો વાટોમાં પ્રકટેલા અને સ્નેહવાળા (તેલવાળા)

* આ એકાણુમા સર્ગમા વસિષ્ઠજી તેજની ધારણા વડે તેજરૂપ બની જતા પોતાના સૂર્ય, ચંદ્ર, અગ્નિ, રત્ન આદિના ચમત્કારો જોશે, એ વિષે વર્ણન કરાશે.

એવા દીપ આદિ પદાર્થો વડે પ્રત્યેક ઘરના સર્વ પદાર્થોને પ્રત્યક્ષ કરતું હતું.[૩] કેવળ પરને પ્રકાશ કરવામાં તત્પર થઈ રહેલા અને લોકોને પ્રકાશ આપવાથી અતિ સંતુષ્ટ થઈ રહેલા ચંદ્ર–સૂર્ય આદિનાં કિરણોરૂપી રૂંવાડાં વડે તે આકાશરૂપી વસ્ત્રને છેટે ફેંકી દેતું હતું.[૪] એ તેજ જગતના રૂપ આદિ સમસ્ત ગુણોને ઢાંકી દેનાર અંધકારરૂપી દીનતાને ખસેડી નાખતું હતું; કેમકે પરની દીનતાને દૂર કરવામાં સમર્થ એવા સદ્ગુણી પુરુષો આ જગતને દીનતા વિનાનું જ જોવાને ઇચ્છે છે.[૫] એ તેજ અંધકારરૂપી તમાલવૃક્ષને કુહાડાની પેઠે કાપી નાખતું હતું અને અશુદ્ધ પદાર્થની પરમશુદ્ધિ કરતું હતું. તે સુવર્ણ–મણિ–માણિક્ય–મોતી આદિરૂપે મનુષ્યોના જીવિતના સાધનરૂપ હતું.[૬] જેમ પિતા પુત્રોના દેહને ઉત્પન્ન કરે છે, તેમ એ તેજ પ્રકાશમાં રહેનારા ધોળા, કાળા, રાતા આદિ રંગોને ઉત્પન્ન કરતું હતું.[૭] એ તેજને પૃથ્વી સાથે ઘણો ગાઢ સ્નેહ બંધાયો હતો, તેથી અગ્નિરૂપી તેજ પૃથ્વીની માટીને બાળતું ન હતું અને પૃથ્વી પણ પોતાનો સ્નેહ પ્રકટ કરવાને પ્રત્યેક ઘરમાં અત્યંત આનંદથી ભીંત આદિરૂપે થઈને એ તેજના દીવારૂપી પુત્રની રક્ષા કરતી હતી.[૮] અંધારામાં ડૂબ્યાં જેવાં પાતાળ આદિ સ્થળોમાં તેજનો થોડો પ્રકાશ દેખાતો હતો, ત્યારે પ્રાણીઓથી સુશોભિત રહેલા અને રજોગુણને વિશેષતાએ ધારણ કરી રહેલા ભૂલોકને વિશે એ તેજનો પ્રકાશ મધ્યમ રીતે પડતો હતો.[૯] સત્ત્વમય દેવગૃહોમાં તેનો મહાપ્રકાશ નિરંતર પડ્યા કરતો હતો. એ તેજ જગતરૂપી જૂની કોટડીમાં દીવાના જેવો પ્રકાશ આપતું હતું અને જળ તથા અંધકારને ગળી જવામાં તે એક મોટા કૂવાના જેવું હતું.[૧૦] એ તેજ દિશાઓરૂપી સ્ત્રીઓને નિર્મળ અરીસાની પેઠે પ્રકાશ આપતું અને રાત્રિરૂપી ઝાકળને ખસેડી નાખવામાં તે પ્રચંડ પવનના જેવું હતું. ચંદ્ર, સૂર્ય અને અગ્નિનું તો તે સર્વસ્વ જ હતું અને આકાશને જાણે કુંકુમનો લેપ કર્યો હોય એવો તેનો દેખાવ હતો.[૧૧] એ તેજ દિવસરૂપી ધાન્યોને ઉત્પન્ન કરવામાં ક્યારા જેવું હતું. અંધકારથી ઢંકાઈ રહેલાં રૂપોને તે પ્રકાશ આપી બહુ જ અનુગ્રહ કરતું હતું. આકાશરૂપ મહાવિશાળ કાચના વાસણને ધોવા સારુ તો જાણે તે જળરૂપ જ હોય એમ દેખાતું હતું.[૧૨] પદાર્થોને સત્તા આપવાથી અને પ્રકાશ આપવાથી તે તેજ પરમાર્થદૃષ્ટિએ સત્ય એવા અધિષ્ઠાનચૈતન્યનું જાણે નાનો ભાઈ હોય એમ દેખાતું હતું.[૧૩] જેમ રૂપનું જ્ઞાન અને માનસિક સંકલ્પ-વિકલ્પ આદિ ચિદાત્માનો જ એક ચમત્કાર છે, તેમ તે તેજ ચિદાત્મા પ્રકાશે તે પ્રમાણે અંધકારને દૂર કરવામાં પોતાનો ચમત્કાર દેખાડતું હતું. વળી તે ક્રિયારૂપી કમલિનીને સૂર્યની પેઠે પ્રકાશ કરતું હતું અને પૃથ્વીમાં રહેલા જીવોના જીવિતનો તે મોટો આધાર હતું.[૧૪] એ તેજ બ્રહ્માંડરૂપી મોટી ખાઈમાં રહેલા એક મહાસાગરના જેવું જણાતું હતું અને એની અંદર આકાશમાં રહેલાં અસંખ્ય નક્ષત્રોરૂપી મણિઓ શોભી રહ્યા હતા. દિવસો, ઋતુઓ અને વર્ષોરૂપી મહાપ્રદીપ્ત વડવાગ્નિ આદિથી ક્ષોભ પામવાને લીધે તેની અંદર જાણે ફીણના પરપોટા ઊઠતા હોય એવું લાગતું હતું.[૧૫] એ તેજરૂપી મહાસાગર પોતે જળ વિનાનો હતો, છતાં પોતાના ચંદ્ર–સૂર્ય આદિ તરંગોમાં ફેલાઈ ગયેલ રજ વડે જાણે કાદવવાળો હોય તેવો જણાતો હતો. વળી, જાણે તેનો નિરંતર ક્ષય જ ન થતો હોય એમ લાગતું હતું.[૧૬] હું તેજરૂપ થઈ જઈ સુવર્ણ આદિ ધાતુઓમાં સુવર્ણપણારૂપ થઈ ગયો, મનુષ્ય આદિ પ્રાણીઓમાં પરાક્રમ આદિરૂપે થઈ રહ્યો, રત્ન આદિમાં તેની અંદર રહેનારી અપૂર્વ કાન્તિરૂપે થઈ રહ્યો અને વર્ષા

આદિમાં વીજળીરૂપ થઈ ગયો.[૧૭] હું મુખના જેવા કાન્તિમાન ચંદ્રબિંબમાં ચાંદનીરૂપ થઈ ગયો અને પાંપણવાળાં નેત્રોરૂપી ચિહ્નને ધારણ કરી રહેલાં મનુષ્યોનાં મુખોરૂપી ચંદ્રબિંબમાં ચાંદનીના જેવી તેમજ સ્નેહરૂપી અમૃતના પૂરને સ્રવતી હાસ્ય તથા સ્નેહથી મિશ્ર એવી જે કાંઈ કાન્તિ રહી છે, તે રૂપ હું થઈ ગયો.[૧૮] સ્ત્રીઓની અંદર ગાલ, હાથ, નેત્ર, અક્ષિગોલક, ભ્રમર, હાથના પોંચા અને કેશપાશ એ સર્વમાં પ્રકાશ આપનારો જે સ્ત્રીવર્ગનો સ્વાભાવિક કામવિલાસ છે અને જે કોઈ પણ પ્રકારે જીતી શકાય એવો નથી, તે સર્વરૂપ હું બની ગયો.[૧૯] આ ત્રણે ય લોકને તૃણના જેવા તુચ્છ કરીને શત્રુઓને થપાટ મારી નીચે પાડનારા વૃત્રાસુર આદિ પરાક્રમી પુરુષોનાં મસ્તકો ઉપર પણ હું વજ્રપ્રહારરૂપ થઈ ગયો અને સિંહ આદિ વીર પ્રાણીઓનાં ચિત્તમાં હું વીર્યરૂપે થઈ રહ્યો.[૨૦] યોદ્ધાઓને રણસંગ્રામમાં લડવાને પ્રવર્તાવનારા પ્રચંડ પરાક્રમરૂપે હું થઈ રહ્યો, એટલે લોઢાનાં બખ્તરોનું અને ખડ્ગોનું એકબીજામાં અથડાવું થતાં તેઓ તેમાંથી ઉત્પન્ન થયેલા કર્ણકટુ શબ્દો વડે ચપળતાવાળા આડંબરને ધારણ કરી પ્રસિદ્ધપણે રણભૂમિમાં ફરતા હતા.[૨૧] દેવતાઓમાં હું દૈત્યશત્રુપણાના ભાવથી રહ્યો હતો અને દૈત્યોમાં દેવશત્રુપણાના ભાવથી મેં સ્થિતિ કરી હતી. સર્વ પ્રાણીમાત્રમાં હું બળરૂપે રહ્યો હતો અને વૃક્ષ આદિ સ્થાવરમાં હું સ્થિરતારૂપે રહ્યો હતો.[૨૨] પછી હે કમળના જેવાં સુંદર નેત્રવાળા રામચંદ્રજી! જેમ નિર્જળ ભૂમિ ઝાંઝવાના જળરૂપ બની જાય છે, તેમ પોતાની ધારણા વડે કલ્પી લીધેલા જગતરૂપી આકાશની અંદર હું સૂર્યરૂપ બની ગયો અને મેં સૂર્યપણાનો અનુભવ કર્યો. દશે દિશાઓના અંતમાં મેં મારા કિરણસમૂહોને ફેલાવી દીધા અને એમ મેં પર્વતરૂપી અવયવને ધારણ કરનાર જગતરૂપી પક્ષીને ગ્રહણ કરી રહેલા તેમજ ગામડાના જેવા બહુ જ નાના દેખાતા ભૂતળને ધારણ કરી રાખ્યું. આ પ્રમાણે મેં સૂર્યપણાનો અનુભવ કર્યો.[૨૩,૨૪] મારું એ સૂર્યપણું ચંદ્રના પ્રકાશને ઇચ્છનારાં કમળોની કળીઓને બંધ કરવામાં એક ચંદ્રના જેવું હતું અને અંધકારરૂપી સમુદ્રને શોષવામાં વડવાનલ જેવું હતું. બ્રહ્માંડરૂપી ઘરમાં તે દીવાની પેઠે પ્રકાશ આપતું હતું અને દિવસરૂપી ફળોની પંક્તિને ઉત્પન્ન કરવામાં તે વૃક્ષના જેવું હતું.[૨૫] એ સૂર્યપણાનો અનુભવ કર્યા પછી મેં ચંદ્રપણાનો અનુભવ કર્યો. એ ચંદ્રપણું જાણે રસાયનનો મોટો ઘરો હતું, જાણે આકાશનું મુખ હતું અને રાત્રિરૂપી અભિસારિકાના હાસ્યરૂપ હતું. રાત્રિમાં વ્યવહાર કરનારા જીવોને તે પ્રકાશ આપતું હતું અને જગતની સર્વ સૌંદર્યશોભાનું તે ઉપમાસ્થાન હતું. રાત્રિ, રોહિણી અને ચંદ્રવિકાસી કમળને તે અતિપ્રિય હતું. વળી, તે પ્રાણીઓની આંખોને અને મુખને આનંદ તથા પ્રકાશ આપતું હતું. ત્યાર પછી જાણે આકાશરૂપી લતાનો પુષ્પસમૂહ હોય એમ દેખાતા અને સ્વર્ગના સુખરૂપી મકરંદના પ્રવાહમાં આસક્ત થઈ રહેલાં મસલાંઓના સમૂહની પેઠે દેખાવ આપતા, કોમળ તારાઓના સમૂહરૂપ હું થઈ ગયો.[૨૬–૨૮] પછી મેં રત્નપણાનો અનુભવ કર્યો. તે રત્ન બજારમાં વ્યાપારીઓના હાથે ત્રાજવાંમાં તોળવાથી ચોળાયું હતું અને તેની પહેલાં સમુદ્રમાં પણ જળના તરંગોરૂપી હાથથી ઉછાળાને પ્રાપ્ત થયું હતું.[૨૯] પછી હું સમુદ્રની અંદર જળ પીનાર વડવાનલરૂપ બન્યો હતો અને મેં તેમાં મારા ભયથી ભાગતા ક્ષુદ્ર મત્સ્યોને ફરતા જોયા હતા. વળી, સર્વત્ર જળનું શોષણ કરનારા સૂર્યકિરણરૂપ બની જઈ મેં મારા પોતાના શરીરમાં જ પ્રકાશનો અનુભવ કર્યો હતો. મેઘ અને પર્વત આદિમાં વીજળીરૂપે અને દાવાનળરૂપે પ્રવેશ કરી જઈ, મેં તેમાં પણ પોતાના પ્રકાશનો

અનુભવ કર્યો હતો.[30] પછી, અગ્નિભાવને પ્રાપ્ત થઈ કાષ્ઠને ચીરવામાં અસ્ખલિત જ્વાળાને ધારણ કરી રહેલ અને કાષ્ઠોનું ફાટવું થતાં દુર્નિવાર તથા મહાકઠિન શબ્દથી સર્વત્ર પ્રસરી રહેલ અગ્નિપણાનો મેં અનુભવ કર્યો. વળી, યજ્ઞના અગ્નિરૂપ બની જઈ મેં નાના પ્રકારનાં હુતદ્રવ્યને ગળી જઇને તેથી થતાં કલ્યાણનો પણ અનુભવ કર્યો.[31] જેમ પામર પુરુષો વિતંડાવાદ આદિથી વિવેકી પુરુષના પાંડિત્યનો પરાભવ કરી તેના ચિત્તમાં સંતાપ ઉત્પન્ન કરે છે, તેમ મેં પણ અગ્નિભાવને પ્રાપ્ત થઈ જઈ ખજાનાઓમાં રહેલાં મહાદેદીપ્યમાન સુવર્ણ, માણેક, મોતી, મણિ ઇત્યાદિના તેજનો (તેઓની ભસ્મ કરી દેવાથી) પરાભવ કરી તેમના ધણીના ચિત્તમાં મોટો સંતાપ પેદા કર્યો હતો.[32] મેં મોતીના હારરૂપે બની દૈત્યોની, નાગોની, ગંધર્વોની અને રાજાઓની સ્ત્રીઓના સ્તનરૂપી શિખરોમાં વિશ્રામ લીધો હતો.[33] હું પતંગિયારૂપ થઈ જઈ માર્ગમાં ફરતાં મનુષ્યોના પગની નીચે કચરાયો હતો અને સ્ત્રીઓના મુખમાં તો મેં તિલકના જેવી શોભા પેદા કરી હતી. અહો! અવસ્થાથી થતા ફેરફારો તો જુઓ![34] કોઈક સમયે હું આકાશમાં રહેલા મેઘોમાં વીજળીરૂપ બની ગયો હતો અને જેમ માછલી જળના તરંગોથી ગાજી રહેલા સમુદ્રમાં ફર્યા કરે, તેમ હું સુંદરતાથી ફરતો હતો.[35] કોઇક સમયે અને કોઈક સ્થળે પુષ્પકળીના જેવા કોમળ અંગવાળા દીવારૂપ બની જઈ મેં રાજમંદિરોને વિષે સ્ત્રીઓનો સુરતપ્રસંગ જોયો હતો.[36] કોઈક ઠેકાણે અને કોઇક સમયે જ્વાળારૂપી સુવર્ણને ખંડિત કરે એવા આકારવાળા અને વાટની ઉપરના શિખાના ભાગમાં રૂઢ થઈ રહેલા કાજળના સંગથી ખેદ પામીને મંદ કાન્તિવાળા થઈ ગયેલ દીવારૂપ હું ગ્યો હતો. ત્યારે મેં જ્વાળા આદિ અવયવનો ; તથા વિસ્તાર કરવાથી કાચબાના જેવું રૂપ ધારણ કર્યું હતું.[37] કોઈક સમયે હું પ્રલયકાળના અગ્નિરૂપ થઈ ગયો હતો અને પ્રલયસમયમાં સર્વ જગતમાં ફરી વળવાથી મને મહાન શ્રમ પડ્યો હતો. આથી જેમ રુદ્રના વાહનરૂપ મેઘમાં વીજળી લીન થઈ જાય, તેમ હું કાજળ વડે શ્યામ થઇ રહેલા આકાશમાં લીન થઈ ગયો હતો.[38] કોઈક સમયે વડવાનલરૂપ બની જઈ, મેં જગતમાં પ્રલયપર્યંત સાગરના જળનું શોષણ કર્યું હતું અને છેવટે આકાશમાં શૂન્ય જેવા થઈ રહેલા સમુદ્રોમાં નૃત્ય કર્યું હતું.[39] કોઈક સમયે ઊંબાડિયાંરૂપી દાંતવાળા, જ્વાળારૂપી હાથને ધારણ કરી રહેલા અને ચપળ ધુમાડાઓના ગોટારૂપી તીવ્ર કેશ વડે શોભી રહેલા અગ્નિરૂપ બની જઈ, મેં નગર તથા નેસ આદિને બાળી નાખ્યાં હતાં તેમજ તેમની અંદરના જીવોનો કોળિયો કરીને કાષ્ઠ આદિ પદાર્થોને ભક્ષણયોગ્ય કર્યા હતા. કોઈક સમયે મેં લોઢાના ગોળામાં અગ્નિરૂપે નિવાસ કર્યો હતો અને લોઢાના હથોડાઓનો તથા પાષાણોનો પ્રહાર વાગતાં મેં અગ્નિના તણખાઓ તથા પાષાણોની કાંકરીઓ ઉડાડી હતી. કારણ કે મારો હેતુ હથોડા મારનાર લુહારનો દાહ કરવાનો હતો.[40-42] કોઈક સમયે સર્વ પ્રાણીઓની નજર ન પડે તેવી રીતે મોટી શિલાની અંદર વજ્રમણિ, વૈડૂર્યમણિ આદિરૂપે રહી મેં સેંકડો યુગો ગાળ્યા હતા.[43]

**રામ બોલ્યાઃ**–હે માનદાતા મહારાજ! પાષાણ–મણિ આદિ અવસ્થામાં આપે સુખનો અનુભવ કર્યો હતો કે દુઃખનો? તે મને બોધ કરવા માટે આપ કહો.[44]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જેમ સૂઈ ગયેલો નર ચેતનરૂપ છતાં જડતાને પ્રાપ્ત થઈ જાય છે, તેમ ચિદાકાશ વિવર્તરૂપે દશ્યભાવને પ્રાપ્ત થતાં જડ જેવું દેખાય છે.[45] બ્રહ્મ જ્યારે પોતાના આત્માને પૃથ્વી આદિરૂપે થઈ રહેલ હોય એમ સમજે છે, ત્યારે તે સુષુપ્તિ અવસ્થાવાળાની પેઠે જડ

જેવી અવસ્થાને પામેલ હોય એમ જણાય છે; પણ તેથી કાંઈ તેના નિર્વિકાર સ્વરૂપમાં કશો ફેરફાર થતો નથી.[46] વસ્તુતાએ જોઇએ તો, પૃથ્વી–આકાશ આદિ પ્રપંચ સદ્–અસદ્‌રૂપે રહેલ જ નથી; પરંતુ સર્વત્ર સમાનરૂપે રહેલ બ્રહ્મ જ વિવર્તભાવથી દ્રષ્ટા અને દૃશ્યરૂપે થઈ ગયેલ હોય એમ ભાસે છે.[47] આવા પ્રકારનું સત્ય જ્ઞાન જેનામાં અખંડિત રીતે ઉત્પન્ન થયેલ હોય છે, તેની દૃષ્ટિમાં પંચમહાભૂતોની કે દ્રષ્ટાની અને દૃશ્યની ભ્રાંતિ આવતી જ નથી.[48] તે સમયે શુદ્ધ બ્રહ્મરૂપ એવા મેં તત્ત્વવિચારથી જોયું, તો બીજું કશું દેખાયું જ નહિ; કેમકે તત્ત્વવિચાર કરનારા પુરુષોની દૃષ્ટિમાં બ્રહ્મ વિના બીજું કશું પણ દેખાતું જ નથી.[49] તત્ત્વવિચાર વડે મને આ સર્વ દૃશ્ય નિર્વિકાર બ્રહ્મરૂપ જ જણાયું. એટલે પછી બ્રહ્મપદમાં રહેલા મેં પોતાના આત્માને જ એ સર્વને આકારે વિવર્તરૂપે થઈ રહેલો દીઠો.[50] પ્રકાશરૂપ હું પંચમહાભૂતરૂપે જડ જ થઈ રહ્યો હોઉં, તો પછી મને આ બધો અનુભવ શી રીતે મળે ?[51] જીવ સુષુપ્તિ અવસ્થામાં ચેતન છે; છતાં તે હું સૂતો છું, એવા દૃઢભાવને પ્રાપ્ત થાય છે. આમ નિદ્રાને યોગે ઉદ્‌બુદ્ધ થયેલ તે અજ્ઞાન જ જડતાની પ્રતીતિને બરાબર રીતે ઉત્પન્ન કરે છે. બાકી તે અવસ્થામાં પણ પ્રકાશમય કાંઈક (અવર્ણ્ય બ્રહ્મરૂપ) વસ્તુ તો પ્રકાશિત જ હોય છે. જો તેમ ન હોય તો સુષુપ્તિમાંથી જાગ્યા પછી सुखमहमस्वाप्सं न किंचिद् वेदिषम्। (હું સુખે સૂતો હતો, મને કશી ખબર ન હતી.) એવો અનુભવ થવો સંભવતો નથી. જેનો આત્મા જ્ઞાન વડે પ્રબોધને પ્રાપ્ત થઈ ગયો હોય, તેવાઓનો આધિભૌતિક દેહ શાંત થઈ જાય છે અને તેમને નિર્મળ બોધરૂપ આતિવાહિક (સૂક્ષ્મ) દેહ ઉદય પામે છે.[52,53] જીવન્મુક્ત પુરુષ તે બોધરૂપ આતિવાહિક (સૂક્ષ્મ) દેહને અણુપરિમાણનો કે મહાપરિમાણનો બનાવી દઈને પોતાની ઇચ્છા પ્રમાણે રહે છે.[54] જીવન્મુક્ત પુરુષ બોધરૂપ આતિવાહિક (સૂક્ષ્મ) દેહથી અભેદ્ય એવી શિલાઓની અંદર પણ પ્રવેશ કરે છે અને પાછો તત્કાળ તેમાંથી બહાર પણ નીકળે છે. વળી તે પાતાળ, આકાશ આદિ સ્થળોમાં પણ જઈ શકે છે.[55] આથી હે રામચંદ્રજી! એ અનંત ચિદાકાશરૂપ મેં મારા બોધરૂપ આતિવાહિક (સૂક્ષ્મ) દેહ વડે જ પ્રથમ તમને કહ્યા પ્રમાણે બધો અનુભવ કર્યો હતો.[56] મારા જેવા (આતિવાહિક સૂક્ષ્મ દેહથી ક્રિયા કરનાર) જીવન્મુક્ત પુરુષો વજ્ર, પાષાણ, પાતાળ, આકાશ અને સ્વર્ગ આદિ સ્થળમાં જાવ–આવ કરે, તો પણ તેમને કશું વિઘ્ન આડે આવી શકતું નથી.[57] જીવન્મુક્ત પુરુષ પોતાના બોધમય આતિવાહિક (સૂક્ષ્મ) શરીર વડે જ્યાં સુધી જડ પદાર્થોમાં રહે છે, ત્યાં સુધી તે પોતે પણ જડ જેવો જ થઈ રહે છે.[58] જો તે પોતાની ઇચ્છાથી ત્યાંથી ચલાયમાન થઈ બીજે ઠેકાણે જાય છે, તો તે ત્યાં પણ જેમ તે આવ્યો હોય તેમ સુખેથી સ્થિતિ કરે છે.[59] તત્ત્વજ્ઞાનીઓ આતિવાહિક (સૂક્ષ્મ) દેહને અવિનાશી જ્ઞાનરૂપ કહે છે. તમે પોતે પણ તત્ત્વજ્ઞ છો. તેથી જો તમારી ઇચ્છા થાય, તો તમે તે આતિવાહિક (સૂક્ષ્મ) દેહનો અને ધારણા વડે જગદ્‌ભાવનો પણ પોતાની મેળે જ અનુભવ કરી શકશો.[60] તત્ત્વજ્ઞ પુરુષો સૂર્ય આદિ સર્વ જગતને પોતાની ઇચ્છાથી અસ્ત પમાડી દઈ આત્મારૂપ જ સમજે છે અને હું તેમાં ચિદાકાશરૂપે રહેલ છું એવું જાણે છે. તે પોતે આત્મારૂપે સત્ય છે, છતાં જગત બાધિત થઈ જવાથી જગતને આકારે નહિ જેવો (આભાસમાત્ર જ) દેખાય છે.[61] જાગતા પુરુષની દૃષ્ટિમાં આ જગત વિદ્યમાન છે; છતાં સૂતેલા પુરુષને અનુભવમાં આવતી સ્વપ્ન આદિ સંબંધી દૃષ્ટિમાં તે જાણે શૂન્યભાવે રહેલ હોય છે, અથવા રહેલ હોય છે, અથવા ઢંકાઈ

અને બીજા સૂતેલા પુરુષોની દષ્ટિમાં પણ તે શૂન્ય જેવું રહેલ હોય છે. તે જ રીતે આ જગત જો કે ઇતર પ્રાણીઓની દષ્ટિમાં સત્ય લાગે છે, છતાં તત્ત્વજ્ઞની દષ્ટિમાં તે છે જ નહિ.[૬૨] જેમ કોઈ પુરુષ પોતાના મનોરાજ્ય વડે અંગારાની નદીને કલ્પી લે છે અને તેના તરંગો પોતાના અંગમાં લાગ્યા છતાં તે દુઃખના સંપર્ક વિનાનો રહે છે, તેમ હું પણ કાંઈક ઇચ્છાનું સ્ફુરણ થવાથી પોતાની કલ્પના વડે પાષાણ, મણિ આદિરૂપે થઈ રહ્યો હતો; છતાં તે સર્વ મને મિથ્યા જણાયાથી મને કશું પણ દુઃખ થયું ન હતું.[૬૩] કાજળરૂપી ભમરાઓના સમૂહને ધારણ કરી રહેલી, અનેક પુષ્પ વડે સુશોભિત, તેમજ ખાખરો, અશોક આદિને આકારે દેખાતી મહાપ્રદીપ્ત જ્વાળા વડે આખું જંગલ પ્રદીપ્ત અગ્નિથી વીંટાઈ ગયેલું હતું. તેને મેં અગ્નિરૂપ થઈ જઈને વિકસિત થયેલા સ્થળકમળના જેવું બનાવી દીધું હતું.[૬૪] હે પ્રિય રામચંદ્રજી! ચપળ એવી ખળ પુરુષની લક્ષ્મીની પેઠે હું મહાપ્રદીપ્ત જ્વાળારૂપે તરત ઉત્કર્ષને પામ્યો હતો અને પાછો તરત જ ગલિત થઈ ગયો હતો.[૬૫] હે રામચંદ્રજી! તેજરૂપ થઈ જઈને મેં પરમાણુ જેવડા અગ્નિના તણખામાં પણ પ્રથમ પ્રમાણે જ જગતની શોભા દીઠી હતી. એ જગતની શોભા અને આ તમારી નજરે આવતા જગતની શોભા, એ બન્ને પરબ્રહ્મરૂપ ચિદાકાશથી જરા પણ જુદી નથી. આ બાબતમાં જો તમારે દષ્ટાંત જોવું હોય, તો સ્વપ્નમાં દેખાતા અનેક નગરોના સમૂહ અને પર્વતોના સમૂહ જોવો.[૬૬]

तेजस्तयापि परमाणुकणोदरेऽपि दृष्टेत्थमेवमिह राम मया जगच्छ्रीः । अन्या च सा न च चिदम्बरतः परस्मात्स्वप्ने पुराचलगणोऽत्र निदर्शनं वः ॥ ६६ ॥

**સર્ગ ૯૧ મો સમાપ્ત**

---

## સર્ગ ૯૨ મો[×]

### વાયુની ધારણાથી વાયુસ્વરૂપ તથા સર્વાત્મ્યભાવ

॥ वसिष्ठ उवाच ॥

अथ वातमयीं कृत्वा जगत्प्रेक्षणकौतुकात् ।
धारणां धीरया वृत्त्या विततामहमागतः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—પછી જગત જોવાના કૌતુકને લીધે મેં ધીરવૃત્તિ વડે પવનની ધારણા બાંધી અને હું મહાવિસ્તારને પામ્યો.[૧] હું પવનરૂપ થઈ ગયો અને વેલરૂપી સ્ત્રીઓના સમૂહને આનંદ આપવા લાગ્યો. હું કમળ, ઉત્પલ, ડોલર આદિના નિકુંજની અંદરના સુગંધને સ્વાધીન કરીને તેની રક્ષા કરવા માંડ્યો.[૨] જળબિંદુઓને અને ઝાકળને હું લીલાથી ઉરાડવા લાગ્યો અને સુરતક્રીડાથી થાકી ગયેલાં પ્રાણીઓના સર્વ અવયવોને શીતળતાથી પ્રફુલ્લ કરવા ઇચ્છી રહ્યો.[૩] ઘાસ, ઝાડી, લતા, વેલ વગેરેનાં પાંદડાંઓને હું કુશળતાથી કંપાવી રહ્યો, અને લતાના, ઔષધિના, ફળોના અને પુષ્પોના સુગંધથી સુશોભિત રહેવા લાગ્યો.[૪] હું માંગલિક સમયમાં (સારું ભાવિ બતાવવા માટે) કોમળતા, શીતળતા, મંદતા આદિ ગુણો ધારણ કરી રહ્યો, લલનાલોકને લાડ લડાવવા લાગ્યો, ઉત્પાતકાળમાં મહાભયંકર થઈ રહ્યો અને પ્રલયકાળમાં મોટા પર્વતોને પણ પાંદડાંની પેઠે ઉરાડી દેવા લાગ્યો.[૫] હું પવનરૂપે નંદનવનની અંદર ડોલર, મંદાર આદિ પુષ્પોના મકરંદની રજથી રાતા રંગનો થઈ ગયો હતો અને નરકમાં અંગારાના ભારથી તથા ઘણા ઝાકળથી વ્યાપ્ત થઈ રહ્યો હતો.[૬] સમુદ્રની અંદર સરળ તરંગોના ઊછળવાથી મારા

---

× આ બાણુમા સર્ગમા વસિષ્ઠજી વાયુની ધારણા વડે વાયુરૂપ બની જતા તે સંબંધી કર્મનો વિસ્તાર વર્ણવી બતાવશે; અને ત્યાર પછી પોતાના આકાશભાવ વિષે તથા સર્વાત્મ્યભાવ વિષે વર્ણન કરશે.

ચલનનું અનુમાન થતું હતું. આકાશમાં હું જાણે વાદળાંને ખસેડીને ચંદ્રમારૂપી અરીસાને નિર્મળ કરતો હોઉં અને જાણે વાદળાંઓને ખેંચી લાવી ચંદ્રમારૂપી અરીસાને ઢાંકી દઈ મલિન કરી દેતો હોઉં, તેમ જણાતું હતું.[૭] નક્ષત્રો રૂપી રાજસેનાને ચલાવવામાં હું વેગવાળા એક મોટા રથના જેવો હતો. ત્રણે લોકમાં સિદ્ધ પુરુષોનો સંચાર કરવામાં અને દેવતાઓનાં વિમાનોને ધારણ કરી રાખવામાં હું મુખ્ય સાધનરૂપ થયો હતો.[૮] મારી ગતિ બહુ ઉતાવળી હતી, તેથી હું જાણે ચિત્તનો સહોદર ભાઈ હોઉં એમ જણાતું હતું. હું તે સમયે પવનરૂપ હોવાથી અંગ વિનાનો હતો, છતાં જાણે સમસ્ત અંગવાળો હોઉં એમ દેખાતું હતું. હું મારી ચલનશક્તિ વડે ચંદનવૃક્ષને આનંદ ઉપજાવતો હતો. ઝાકળનાં બિંદુઓની વૃષ્ટિને લીધે હું જાણે ઘડપણનાં ધોળાં રૂંવાડાંથી વૃદ્ધ થઈ ગયો હોઉં તેવો દેખાતો હતો. પુષ્પાદિકના સુગંધને લીધે હું જાણે જુવાન અવસ્થાના ઉન્માદવાળો બન્યો હોઉં તેવો થઈ રહ્યો હતો. મૌન અને કોમળતાથી હું જાણે શિશુભાવને ધારણ કરી રાખતો હોઉં તેમ જણાતું હતું.[૯,૧૦] નંદનવનમાં હું ઉદાર અને મધુરરૂપે રહ્યો હતો અને મારી ગતિ પણ મધુર અને ઉદાર હતી. કુબેરના સુંદર ચૈત્રરથ વનમાં હું મંદમંદ રીતે ચારેબાજુ ફેલાતો હતો અને સ્ત્રીઓના સુરતશ્રમને નિવૃત્ત કરી દેતો હતો.[૧૧] ઘણા કાળ સુધી ગંગાના અવયવરૂપ થઈ રહેલા તરંગોરૂપી હીંડોળામાં હીંચકાવાથી હું જાણે મોટા શ્રમને પ્રાપ્ત થયો હોઉં તેમ જણાતું હતું. બીજાઓના શ્રમને દૂર કરવાની ઉત્કંઠાથી હું, મારા પોતાના શ્રમનો વિચાર કરતો નહોતો અને પારકાના મોટા મોટા શ્રમને દૂર કરતો હતો.[૧૨] પુષ્પોના ભારથી નમી ગયેલી, ચપળ પત્રરૂપી હાથવાળી, ભમરાઓરૂપી નેત્રને ધારણ કરી રહેલી અને જાણે વસંતની સ્ત્રીઓ જેવી દેખાતી લતાઓને હું ઘણા લાંબા કાળ સુધી કંપાવતો હતો.[૧૩] ચંદ્રબિંબમાં રહેલા અમૃતને ઘણા કાળ સુધી ઉપભોગમાં લઈ હું પૂર્ણતાવાળી આકાશરૂપી શય્યામાં શયન કરતો હતો અને કમળોના સમૂહને તોડી નાખી પોતાના તથા પારકાના સુરતશ્રમને નિવારતો હતો.[૧૪] બધી રજને મરજી પ્રમાણે લઈ જવામાં હું એક આકાશગામી ઘોડાના જેવો હતો. સુગંધરૂપી મદોન્મત્ત હાથીને ઉલ્લાસ આપવામાં હું એક તેનો મુખ્ય મિત્રરૂપ થતો હતો.[૧૫] વીજળીરૂપી રણશિંગાને વગાડી હું તેના ગંભીર શબ્દ વડે વરસાદરૂપી પશુઓની રક્ષા કરતો હતો. જળબિંદુઓરૂપી મોતીઓનો તો હું એક તાંતણાની પેઠે આધાર હતો. રજને શમાવી દેનારા જળને હું શોષી લેતો હતો.[૧૬] હું આકાશરૂપી પુષ્પના એક સુગંધના જેવો દેખાતો હતો; આથી, આકાશના ગુણરૂપ શબ્દનો હું જાણે સહોદર ભાઈ હોઉં તેમ દેખાતું હતું. હું પ્રાણીઓનાં અંગો તથા ઉપાંગોમાં પ્રવેશ કરતો હતો અને નાડીરૂપી પરનાળમાં પાણીના પ્રવાહની પેઠે વહ્યા કરતો હતો. સર્વ પ્રાણીઓના પ્રાણરૂપ હોવાથી તેમના મર્મસ્થાનમાં કામ કરનારાં સર્વ પિત્ત, કફ આદિનો હું એક આત્મારૂપ જેવો જ હતો. નિરંતર હું એક વટેમાર્ગુની પેઠે અહર્નિશ ભમવાનું જ કામ કર્યા કરતો હતો. હૃદયરૂપી ગુફામાં હું કેસરીસિંહની પેઠે ઘર કરી રહ્યો હતો. અગ્નિની અંદર રહેલા બળને હું બરાબર રીતે જાણતો હતો.[૧૭,૧૮] સુગંધરૂપી રત્નને હું લૂંટારાની પેઠે લૂંટી લેતો હતો. હું વિમાનરૂપી નગરના આધારરૂપ હતો. તાપરૂપી અંધકારને નિવૃત્ત કરવામાં હું ચંદ્રમા જેવો હતો અને શીતળતારૂપી ચંદ્રમાનો તો હું ક્ષીરસાગરની પેઠે જન્મભૂમિરૂપ હતો.[૧૯] પ્રાણ અને અપાનની કળારૂપી રજ્જુ વડે હું પ્રાણીઓનાં શરીરરૂપી યંત્રોને ચલાવતો હતો. સમુદ્રના તરંગોને ઉછાળવાથી હું દ્વીપો

સાથે શત્રુતા કરતો હતો. રજ વડે દ્વીપોમાં ભરતી કરવાથી તેની વૃદ્ધિ કરવાને લીધે હું તેના તરફ મિત્રતા પણ બતાવતો હતો અને તેને ધ્રુજાવતો પણ હતો.[૨૦] મનોરાજ્ય વડે નજર આગળ ખડા થઈ ગયેલા નગરની પેઠે હું પાસે હતો, છતાં મારું સ્વરૂપ કોઈના જોવામાં આવતું ન હતું. વીંઝણારૂપી તલમાં હું તેલ જેવો હતો અને ચપળતારૂપી હાથીને બાંધવાના ખીલારૂપ હતો.[૨૧] હું પ્રલયકાળમાં એક ક્ષણ વારમાં જ બધા પર્વતોને ઉખેડી નાખતો હતો. જેમ ગંગાનો પ્રવાહ બધા તરંગોને એક કરી દે છે, તેમ હું નાના પ્રકારના રંગોમાં ધૂળનું મિશ્રણ કરી તે સર્વની એકતા કરી દેતો હતો.[૨૨] હું ધુમાડાનાં વાદળાંઓના મોટા મોટા ગોટાઓને વહેતો હતો અને પાણીમાં મોટી ચકરીઓને પેદા કરતો હતો. ગંગાના પ્રવાહરૂપી મકરંદના જળસમૂહને ધારણ કરી રહેલા આકાશરૂપી નીલકમલમાં હું ભમરારૂપ થઈ રહ્યો હતો.[૨૩] મારો (વંટોળિયા વાયુનો) ઝપાટો લાગતાં ઊખડી ગયેલાં જૂનાં ઘાસોને હું ધીમે ધીમે ઘસડી જતો હતો. ક્રિયાશક્તિરૂપી કમલવનને હું સૂર્યની પેઠે વિકાસ આપતો હતો. શબ્દરૂપી વૃષ્ટિને વરસવામાં હું એક વરસાદના જેવો હતો.[૨૪] આકાશરૂપી જંગલમાં હું હાથીની પેઠે વિચરતો હતો. શરીરરૂપી ઘરમાં હું યંત્રની પેઠે નિરંતર શબ્દ કર્યા કરતો હતો. ધૂળરૂપી સ્ત્રીઓના સમૂહને અને વનપંક્તિરૂપ નાયિકાને આલિંગન કરવામાં હું એક નાયકના જેવો હતો. ઘી વગેરેને જમાવી દેવું, પાણી વગેરેને શોષી જવું, મેઘ વગેરેને ધારણ કરી રાખવું, ઘાસ આદિને કંપાવવું, ગંધને લઈ જવો અને તાપને દૂર કરવો, એ છ કર્મો કરવાને લીધે મને ઠેઠ પ્રલય સુધી એક ક્ષણમાત્ર પણ વિશ્રામ મળતો ન હતો.[૨૫,૨૬] હું નિરંતર રસને શોષી લેવામાં વ્યગ્રતાવાળો હતો અને જાણે તેજનો એક ભાઈ હોઉં તેમ તેને ઉત્તેજન આપતો હતો. હું જ લેવડદેવડ કરનારા હાથપગ આદિ અવયવોને ચલાવતો હતો.[૨૭] શરીરરૂપી નગરની અંદર હું નાડીઓને માર્ગે અખંડ રીતે ગતિ કરતો હતો. અન્નરસમય દેહરૂપી પાત્રમાં હું પ્રાણ, અપાન આદિને આકારે ફરતો રહેતો હતો. હું આયુષ્યરૂપી પ્રાણોનું રક્ષણ કરવામાં અને તેનો વ્યય કરવામાં એક મોટા વ્યાપારીના જેવો હતો.[૨૮] શરીરરૂપી નગરીનો નાશ કરવામાં અને તેનું નિર્માણ કરવામાંજ હું બહુ પરાયણ થઈ રહ્યો હતો. અન્નરસના મેલનું, તેના સારભાગનું તેમજ ત્વચા, રક્ત, માંસ આદિનું અથવા વાત, પિત્ત આદિ ધાતુઓનું પૃથક્કરણ કરવામાં હું બહુ નિપુણ હતો.[૨૯] મેં એ વાયુભાવની અંદર એક પરમાણુ જેવડા સૂક્ષ્મભાગમાં પણ સર્વ જગતને જોયું હતું અને એ જગતમાં પણ પૃથ્વી આદિને રૂપે પ્રસિદ્ધ રીતે હું પોતેજ સ્થિરપણે ફેલાઈ રહ્યો હતો.[૩૦] આરોપિત દૃષ્ટિથી જોઈએ તો એક પરમાણુ જેવડા ભાગમાં પણ જાણે અનંત સૃષ્ટિઓ ચાલી રહી હોય એમ જણાતું હતું; અને પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો કશી પણ સૃષ્ટિ તેમાં રહી ન હતી; કેમકે શૂન્યના જેવા પરમતત્ત્વમાં બીજા કોની સ્થિતિ સંભવે?[૩૧] ચંદ્ર, સૂર્ય, પવન, અગ્નિ, ઇન્દ્ર, લક્ષ્મીજી, કુબેરજી, શિવજી, બ્ર[illegible] હરિ, ગંધર્વ, વિદ્યાધર, મોટા નાગો, સાગ[illegible] પર્વતો, દ્વીપો, દિશાઓનાં અંતરો, મહાસાગ[illegible] બીજા લોકાંતરો, લોકપાલો, ક્રિયાઓ, કાળ કલ્પના અને તેના ક્રમો; સ્વર્ગ, પૃથ્વી, પાતા[illegible] પ્રાણીઓ વડે ભરેલા બીજા લોકોના અંદર ભાગો, ભાવ—અભાવ, વિયોગ, જરા—મરણ અ[illegible] ભ્રાંતિ ઇત્યાદિ સાથે સર્વ સૃષ્ટિઓ પ્રત્યેક પ[illegible] માણુ જેવડા ભાગમાં પણ જાણે રહી હોય એ[illegible] જણાતું હતું. પણ વસ્તુતાએ જોતાં તેમાંનું ક[illegible] ન હતું.[૩૨-૩૪] આમ હે રામચંદ્રજી! મેં પ[illegible] મહાભૂતરૂપ બની જઈ ત્રૈલોક્યરૂપી કમળની અં[illegible] તે સમયે વિહાર કર્યો હતો.[૩૫] પૃથ્વી, જ[illegible]

તેજ, વાયુ તથા આકાશના સંબંધથી બંધાયેલા અને સ્થાવર પ્રાણીઓમાં ગણાયેલાં એવાં વૃક્ષોનો રસ મેં તેમનાં મૂળિયાંમાં પ્રવેશ કરી પીધો હતો અને તેનો અનુભવ લીધો હતો.[૩૬] જાણે અમૃતથી જ ઘટ્ટ અવયવવાળાં રચાયાં હોય એવાં દેખાતાં અને ચંદનના રસની પેઠે શીતળતા આદિ ગુણોથી સુશોભિત એવાં ચંદ્રબિંબોમાં મેં ઝાકળની શીતળતાવાળી શય્યાની પેઠે શયન કર્યું હતું.[૩૭] દિશાઓને વિશે બધી ઋતુઓમાં વિકસિત રહેનારાં વનોના સમૂહમાં હું નાના પ્રકારના સુગંધો વડે રમણીય એવા પુષ્પોના સમૂહોનો ઉપભોગ કરતો હતો અને ઉચ્છિષ્ટ કરેલો મકરંદ ભમરાઓને ઉપભોગ માટે આપતો હતો.[૩૮]* આકાશરૂપી આંગણામાં ફેલાઈ રહેલી, ઉન્નત અને સારી રીતે પથરાયેલી ધોળાં વાદળાંઓની માળાઓરૂપી શય્યાઓ ઉપર મેં જાણે માખણની કોમળ સ્થલીમાં શયન કરતો હોઉં, તેમ શયન કર્યું હતું.[૩૯] દેવતાઓની અને સિદ્ધલોકોની સ્ત્રીઓનાં પુષ્પની પાંખડીની પેઠે કોમળતાવાળાં અને શ્યામ લક્ષ્મી વડે સુશોભિત એવાં અંગોમાં મેં કામવાસના વિના જ શયન કર્યું હતું.[૪૦] મેં કમલિનીના વનને વિશે અને કુમુદ, કલ્હાર તથા કમળ આદિ પુષ્પોને વિશે કલહંસની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતાં કોમળ એવા કોલાહલનો અવાજ ઉત્પન્ન કર્યો હતો.[૪૧] બ્રહ્માંડરૂપ થઈ જતાં મેં ગતિ કરનારી નદીઓને ટકાવી રાખવામાં મૂળરૂપ એવાં ભૂમંડળ સાથે પ્રાણીઓવાળાં જગતોના સમૂહને અવયવો વડે ધારણ કર્યા હતા અને પર્વતોને રૂંવાડાંની પેઠે જ ધારણ કર્યા હતા.[૪૨] જગતમાં પ્રસિદ્ધ અને આકાશને અડકતા એવા પર્વતો, નદીઓરૂપી લાંબા સૂત્રવાળા સમુદ્રો સાથે પ્રતિબિંબવાળા અરીસાની પેઠે મારા અવયવોમાં વિશ્રાંત થઈ રહ્યા હતા.[૪૩] જેમ માખી તથા લીખ વગેરે જ્ઞાનપૂર્વક પ્રાણીઓના દેહમાં વિશ્રાંતિ લે છે, તેમ મારા દેહની અંદર સિદ્ધ–વિદ્યાધર આદિ પ્રાણીઓની સૃષ્ટિએ વિશ્રાંતિ કરી હતી.[૪૪] પોતાના શરીરમાં કાળા, રાતા, ધોળા, પીળા અને લીલા વર્ણને ધારણ કરી રહેલા તેમજ સ્નિગ્ધ વૃક્ષોની પેઠે સ્થિરતાથી જમીનના રસનું આકર્ષણ કરનારા સૂર્ય વગેરે મારી કૃપાથી જ આનંદ વડે વિશ્રામ લેતા હતા.[૪૫] સમુદ્રરૂપી મુદ્રાવાળી અને સાત દ્વીપોને લીધે સાત રૂપે વિભક્ત દેખાતી પૃથ્વીને, પોંચામાં ધારણ કરી રાખેલા કંકણની પેઠે મેં ધારણ કરી રાખી હતી.[૪૬] વિદ્યાધરોની સ્ત્રીઓની અંગરૂપી યષ્ટિકાનો અદૃશ્યપણે (નહિ દેખાય તેમ) સ્પર્શ કરી મેં તેનાં રોમેરોમ ખડાં કર્યાં હતાં.[૪૭] નદીઓરૂપી નાડીઓમાં રહેલા નિર્મળ પુષ્કળ જળરૂપી રસને ધારણ કરી રહેલાં અનેક છિદ્રવાળાં એવાં પર્વત આદિ અનેક જગતો મારાં અસ્થિઓના સમૂહરૂપ અને માંસ આદિરૂપ થઈ રહ્યાં હતાં.[૪૮] જેમ ઉંબરાના ફળમાં અસંખ્ય મસલાં રહ્યાં હોય છે, તેમ મારા હૃદયા-

* ઉપર પ્રમાણે ધારણાથી આકાશરૂપ થતાં તેમાં પણ તેવા જ અનુભવ વિષે સમજી લેવું.

બન્ને ભાવનો મેં સારી પેઠે અનુભવ કર્યો હતો. મૈનાકપર્વતની પેઠે પોતાની અંદર રહેલાં પર્વત, શિલા આદિ વડે સુંદર તથા અતિવિસ્તારવાળા સમુદ્રના પ્રત્યેક પ્રદેશમાં હજારો સૃષ્ટિઓ સ્થિરતાથી રહી હતી અને તે મારા અનુભવમાં આવી હતી.[૫૨,૫૩] અરીસો જેમ પ્રતિબિંબિત થઈ રહેલાં નગરોને ધારણ કરે છે, તેમ શુદ્ધ ચેતનરૂપ એવા મેં મારા અંગમાં ગૂઢપણે અને પ્રકટપણે અસંખ્ય જગતોને ધારણ કર્યાં હતાં.[૫૪] હું ચિદ્રૂપ છું અને જેમ સ્વપ્નમાં ચિદાત્મા અનેક આકારે થઈ જાય છે, તેમ મેં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશપણું ધારણ કર્યું હતું. એ સઘળો માયાનો જ એક ઠાઠ હતો.[૫૫] એ પૃથ્વી આદિ અવસ્થામાં મેં આકાશની અંદર પ્રત્યેક પરમાણુના કણમાં પણ અસંખ્ય જગતો જોયાં હતાં.[૫૬] એવી રીતે પ્રત્યેક પરમાણુની અંદર મહાવિસ્તારવાળું ચિદાકાશ પથરાઈ રહ્યું હતું અને જેમ સ્વપ્નમાં બીજાં સ્વપ્નો તથા નગરો રહ્યાં હોય છે, તેમ તેની અંદર અનેક સૃષ્ટિઓનો સમૂહ રહ્યો હતો.[૫૭] હું આત્મારૂપ છું અને હું જ અધ્યાસને લીધે દ્વીપોરૂપી કુંડળને ધારણ કરી રહેલો ભૂમંડળરૂપ થઈ રહ્યો હતો. એવી રીતે હું જો કે સંપૂર્ણ જગતરૂપ થઈ રહ્યો હતો, છતાં (એ સઘળું માયામાત્ર હોવાથી) કોઈ ઠેકાણે હું વ્યાપ્ત થઈ રહ્યો ન હતો.[૫૮] હું ભૂમંડળરૂપ થઈ ગયો અને પુરુષ આદિ દેહધારીઓને માટે લતા, વૃક્ષ, તૃણ, અંકુર આદિને ઉત્પન્ન કરવા લાગ્યો અને વૃષ્ટિના જળ આદિ રસોને ખેંચવા મંડ્યો.[૫૯] હું અત્યંત શુદ્ધરૂપ છું અને હું યુદ્ધની પેઠે સર્વ દ્વૈતનો સંહાર કરનારા જ્ઞાનની પરિપક્વ અવસ્થાને પામ્યો છું. મારી અંદર એ આરોપિત દૃષ્ટિએ લાખો જગતો રહેલાં છે અને તાત્ત્વિક દૃષ્ટિએ કશું પણ રહ્યું નથી.[૬૦] અધિષ્ઠાનચૈતન્યની અંદર જે કાંઈ મત્કાર રહેલ છે અને બહાર આવીને તે જગતમાં પોતાના જ સ્વરૂપને પ્રકટ કરે છે, તે જ આ આપણી નજરે આવતી સૃષ્ટિ છે.[૬૧] કોઈ પણ દેશ-કાળમાં જે કાંઈ અનુભવમાં આવે છે, જે કાંઈ કરવામાં આવે છે અને જે કાંઈ દુઃખ આદિનો આભાસ દેખાય છે, તે સર્વ પરમાર્થ (પરબ્રહ્મ)ના ચમત્કાર વિના બીજી કોઈ રીતે દેખાતું નથી.[૬૨] વિશ્વરૂપે રહેલા, સર્વના કર્તા, નિર્વિકાર, શુદ્ધ બોધસ્વરૂપ અને સદા સ્વરૂપમાં રહેનારા પરમાત્મા પ્રત્યેક વસ્તુમાં રહ્યા છે અને તેની અંદર આ જગતનો અધ્યાસ થયો છે.[૬૩] સર્વના આશ્રયરૂપ, સર્વવ્યાપી અને સર્વના આત્મારૂપ પરમાત્મા જ સર્વત્ર સર્વરૂપે થઈ રહેલ છે, એમ વિવેકી પુરુષો સમજે છે. બાકી, અવિવેકીઓની સમજણ કેવી છે તે હું સમજી શકતો નથી.[૬૪] જેમ તાવની અંદર ગરમી રહી છે, તેમ આકાશના જેવા નિરાકાર, નિર્વિકાર અને મહાવિશાળ એવા ચિદાત્માના સ્વરૂપમાં આ જે સૃષ્ટિની પરંપરા નિરંતર ભાસ્યા કરે છે, તે ચિદાકાશની અંદર જ આરોપિત રૂપે રહેલ છે. ભેદની પ્રતીતિમાત્ર આભાસરૂપ છે, વસ્તુતાએ જોતાં તો જગત છે જ નહિ; એક અનંત ચિદાકાશ જ છે.[૬૫]

आकाशकोशविशदात्मनि चित्स्वरूपे येयं सदा कचति सर्गपरंपरेति। सान्तस्तदेव किल ताप इवान्तरूष्मा भेदोपलंभ इति नास्ति सदस्त्यनन्तम् ॥ ६५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમાર્થ સર્ગૈક્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૯૨ મો સમાપ્ત**



## સર્ગ ૯૩ મો×

### પર્ણકુટીમાં વસિષ્ઠમુનિને થયેલો સિદ્ધનો સમાગમ

॥ वसिष्ठ उवाच ॥

अथैवं रूपसंवित्तेः परावृत्य प्रयत्नतः ।
तमंबरकुटीकोशदेशमागतवानहम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-પછી એ કૌતુક જોવાની ઇચ્છાથી હું પ્રયત્નપૂર્વક વિરામ પામ્યો અને આકાશમાં રહેલી મારી પર્ણકુટીમાં પાછો આવ્યો.[૧] ત્યાં આવી મેં ચારે બાજુ જોવા માંડ્યું, તો કોઈ પણ ઠેકાણે મને મારો પોતાનો દેહ જોવામાં આવ્યો નહિ. ત્યાં તો મેં મારી આગળ માત્ર કોઈએક સિદ્ધ પુરુષને જ રહેલા જોયા.[૨] તે બેઠા હતા, સમાધિનિષ્ઠ હતા અને પરમપ્રેમરૂપ પરમપદને પામેલા હતા. બાળસૂર્યની પેઠે તે ઉદય પામતા હતા અને ઇંધણાંના બળવાથી પ્રજ્વળી રહેલા અગ્નિની પેઠે મહાદેદીપ્યમાન હતા.[૩] તે પદ્માસન વાળીને બેઠા હતા, શાંત હતા, સમાધિને લીધે પોતાના પ્રિય વિષયમાં ચિત્ત સ્થિર થઈ જવાથી નિશ્ચળ હતા અને પગની બે ઘૂંટીની વચમાં તે વૃષણને ધારણ કરી રહ્યા હતા. વિષયોનું ઉલ્લંઘન કરી તે નિર્વિકલ્પ પદમાં રહ્યા હતા.[૪] ભસ્મના ત્રિપુંડની રેખા વડે તે સુશોભિત હતા. ગંભીરતાથી તે મનોહર હતા અને સરખા વિસ્તારવાળા ખભાથી રમણીય એવી ડોકથી તે સુંદર દેખાતા હતા. સારી પેઠે સ્થિર અને ઉદાર એવા પરમાત્મામાં વિશ્રાંતિ પામેલા મન વડે તે પ્રસન્ન મુખવાળા હતા અને પોતાના મસ્તકની સ્થિતિથી તે સુંદર દેખાતા હતા.[૫] નાભિની પાસે રહેલા પોતાના ઉન્નત એવા બે હાથની કાન્તિથી તે જાણે હૃદયકમળની બહાર નીકળેલા તેજ વડે પ્રકાશિત થઈ રહ્યા હતા.[૬] તેમની આંખો પાંપણો સાથે મળી ગઈ હતી અને બાહ્ય ઇન્દ્રિયોના વ્યાપારથી તે રહિત થઈ ગયા હતા. રાત્રિમાં કમળો બિડાઈ જવાથી સૂઈ ગયા જેવા શાંત થઈ રહેલા સરોવરની પેઠે તે શાંત દેખાતા હતા.[૭] તે ઉત્પાત વગરના શાંત આકાશની પેઠે ચારે બાજુથી શાંત હતા અને ક્ષોભ વગરના પ્રશાંત હૃદયને ધીરવૃત્તિ વડે ધારણ કરી રહ્યા હતા.[૮] તે સમયે હું મારા દેહને દેખતો ન હતો. અને પાસે રહેલા સિદ્ધને જ દેખતો હતો ત્યાં મેં મારા સુંદર ચિત્ત વડે વિચાર કર્યોઃ 'આ કોઈ મહાસિદ્ધ પુરુષ છે અને મારી પેઠે જ એકાંતમાં વિશ્રાંતિ મેળવવાની ઇચ્છાથી તે આ દિશાની અંદર આ વિશાળ આકાશના એકાંત ભાગમાં આવી ચડેલ છે.[૯-૧૦] એ મહાસિદ્ધ સત્યસંકલ્પવાળા છે અને તે 'હું સમાધિયોગ્ય એવા એકાંત સ્થળમાં જાઉં' એવા વિચારથી અહીં આવેલ છે, તેમણે આ મારી પર્ણકુટી (પોતાના ધ્યાનને માટે યોગ્ય છે એવા વિચારથી) જોયેલી જણાય છે.[૧૧] પછી, તેમણે મારા આવવાનો કશો વિચાર કર્યો નહિ હોય. મેં ઘણા લાંબા કાળ

× આ ત્રાણુમા સર્ગમા વસિષ્ઠજી પોતાની કોટડીમાં, ધ્યાનમા બેઠેલા એક સિદ્ધનું દર્શન કરશે અને પછી તે સિદ્ધ પોતાના વૃત્તાંતનું વર્ણન કરશે.

પર્ણકુટી પણ ક્યાંય જતી રહી.[૧૫] વળી, વાદળાંમાંથી જેમ જળની વૃષ્ટિ થાય, આકાશમાંથી પવને ફેંકેલો વરસાદ જેમ નીચે પડે અને પ્રલયકાળમાં જેમ ચંદ્રબિંબ નીચે પડે, તેમ તે ધ્યાનનિષ્ઠ સિદ્ધ પુરુષ પણ ત્યારે નીચે પડ્યા.[૧૬] જેમ વિમાનમાં બેઠેલ કોઈ પુણ્યવાન પુરુષ પુણ્યનો ક્ષય થતાં નીચે પડે છે, જેમ વૃક્ષનું મૂળ કપાઈ જતાં તે નીચે આવી પડે છે અને જેમ આકાશમાં ફેંકેલો પથ્થર પાછો નીચે આવી પડે છે, તેમ એ સિદ્ધમહાત્મા પણ નીચે પડ્યા.[૧૭] 'હું જ્યાં સુધી અહીં રહું ત્યાં સુધી આ પર્ણકુટી રહો' એવો મારો પ્રથમનો સંકલ્પ ક્ષીણ થયો, એટલે તે પર્ણકુટી પણ જતી રહી અને પર્ણકુટીનો ક્ષય થતાં તે સિદ્ધમહાત્મા પણ ક્ષણ વારમાં નીચે આવી પડ્યા.[૧૮] આમ, એ સિદ્ધપુરુષ પડવા લાગ્યા, એટલે મને તેમની સુજનતા જોવાનું કૌતુક થયું અને હું પણ આતિવાહિક (મનોમય) દેહ વડે તેમની સાથે આકાશમાંથી પૃથ્વી ઉપર નીચે આવ્યો.[૧૯] જેમ ચકરીના કૂંડાળામાં ભમતું જળ વાયુવ્યૂહના વલનની સાથે નીચું પેસતું જાય છે, તેમ એ સિદ્ધમહાત્મા સાત દ્વીપ અને સાત સમુદ્રને અંતે દેવતાઓને રમવાની (કાંચનમય) પૃથ્વીમાં નીચે પડ્યા.[૨૦] પ્રાણનું અપાન વડે ઊર્ધ્વભાગમાં આકર્ષણ થતાં પગનો ભાગ જેમ પૃથ્વીને અડે છે અને મસ્તકનો ભાગ જેમ ઊંચો રહે છે, તેમ પદ્માસન વાળેલી સ્થિતિથી એ સિદ્ધ પૃથ્વી ઉપર પડ્યા.[૨૧] સમાધિને લીધે જડ જેવા થઈ રહેલા તે સિદ્ધ એવી રીતે ચલન થયા છતાં વ્યુત્થિત થયા નહિ; કેમકે તેમનો દેહ યોગના બળથી વજ્રપાષાણના જેવો દૃઢ હતો અથવા રૂના ઢગલાના જેવો હલકો હતો.[૨૨] પછી મેં તેમને જાગ્રત કરવા માટે પ્રયત્નપૂર્વક મેઘપણું ધારણ કર્યું અને બહુ જ બળથી મોટી ગર્જના કરી.[૨૩]

હું મેઘરૂપ થઈ ગયો હતો. વર્ષાઋતુ જેમ મયૂરને જાગ્રત કરે છે, તેમ મેં પોતાની બુદ્ધિની ચતુરાઈ વડે તે દિશામાં મોટા કરાઓરૂપી વજ્રને ફેંકી તે સિદ્ધ મહાત્માને સમાધિમાંથી જાગ્રત કરી દીધા.[૨૪] એ સિદ્ધ મહાત્મા સમાધિમાંથી વ્યુત્થિત થયા, એટલે જેમ વર્ષાઋતુમાં જળની ધારાઓનો સમૂહ પડવાથી કમળોનો સમૂહ વિકસિત થઈ જાય છે, તેમ તે વિકસિત નેત્રવાળા થઈ ગયા અને તેમના અવયવોની શોભા મહાદેદીપ્યમાન દીસવા લાગી.[૨૫] પ્રબોધને પ્રાપ્ત થયેલા, પરમ શાંત સ્થિતિમાં રહેલા અને પરમાર્થ સ્થિતિમાં હેતુરૂપ એવી સમાધિમાંથી નિવૃત્ત થઈ ગયેલા એ સિદ્ધમહાત્માને મેં સ્વચ્છ વૃત્તિ વડે પૂછ્યું:[૨૬] 'હે મુનિશ્રેષ્ઠ! આપ ક્યાં રહ્યા છો અને શું કરો છો? આપ આટલે બધે ઊંચેથી નીચે પડ્યા, છતાં આપના ચિત્તમાં એ વિષે કેમ કશી ખબર ન પડી?'[૨૭] આ પ્રમાણેનું મારું કહેવું સાંભળીને એ સિદ્ધમહાત્માએ પોતાની પૂર્વસ્થિતિનું સ્મરણ કર્યું અને ચાતકપક્ષી જેમ વરસાદ તરફ મધુર વચન ઉચ્ચારે, તેમ તે મારા તરફ આ પ્રમાણે સુંદર વચન બોલ્યા 'હું જ્યાં સુધી મારા વૃત્તાંતનું સ્મરણ કરું ત્યાં સુધી આપ થોભો. પછી હું મારું પાછળનું સર્વ વૃત્તાંત આપને કહીશ.' મનુષ્ય જેમ દિવસમાં કરેલાં કર્મને સાયંકાળે સંભારે છે, તેમ એ સિદ્ધ મહાત્માએ મને એ પ્રમાણે કહીને પોતાના સમગ્ર પૂર્વવૃત્તાંતને સંભારવા માંડ્યું.[૨૮–૩૦] પછી તે ચંદ્રમાના કિરણના જેવું શીતળ, આનંદ ઉપજાવનાર, અનિંદ્ય, નિર્દોષ અને સુખ ઉત્પન્ન કરનાર વચન બોલ્યા.[૩૧]

સિદ્ધ બોલ્યાઃ–હે મહારાજ! મેં આપને હમણાં ઓળખ્યા છે. હું આપને નમન કરું છું. મારો થયેલો (પ્રથમ દર્શનસમયે નમન ન કરવારૂપી) અપરાધ આપે ક્ષમા કરવો; કેમકે ક્ષમા કરવી એ સત્પુરુષોનો સ્વભાવ છે.[૩૨] હે મહારાજ! જેમ ભમરો કમલિનીઓમાં ભ્રમણ કરે

છે, તેમ હું ભોગ અને સુગંધ વગેરેથી મનમોહક એવી દેવતાઓની ઉપવનભૂમિમાં ઘણા લાંબા કાળ સુધી ભમ્યો છું.[૩૩] હું સંસારરૂપી સાગરની અંદર દશ્યરૂપી તરંગો વડે વ્યાકુળ બની ગયો હતો. જેમ ચાતકપક્ષી વૃષ્ટિનો અટકાવ થતાં ઉદ્વેગને પામે છે, તેમ હું કાળે કરી ઉદ્વેગને પામ્યો હતો. હું ચિત્તરૂપી જળના તરંગોમાં ક્રીડા કરવાથી દશ્યરૂપી નદીમાં ચક્રના જેવી ચકરીઓમાં તણાતો જતો હતો. મેં ઉદ્વેગને પામી જઈ આ પ્રમાણે વિચાર કરવા માંડ્યો.[૩૪,૩૫] પરમતત્ત્વ જ જેમાં સારરૂપ છે એવા ભોગોમાં શી મનોહરતા રહી છે? માટે હું ઉદ્વેગરહિત (નિર્વિકાર) ચિદાકાશની અંદર જ કેવળ વિશ્રાંત થઈ રહું.[૩૬] આ જગતમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયો વિના બીજું કશું દેખાતું નથી; તો પછી એવા પરિચ્છિન્ન અલ્પ સુખમાં હું કેમ રમું?[૩૭] આ સર્વ શબ્દ આદિ વિષય કેવળ ચિદાકાશરૂપ છે અને ચિન્માત્ર છે. એ ચિદાકાશની અંદર અસત્ય આકારે (મિથ્યારૂપે) દેખાતા શબ્દ આદિ વિષયોમાં હું ઉન્મત્તની પેઠે કેમ આનંદ માનું?[૩૮] ખરું જોતાં, શબ્દ આદિ વિષયો વિષની પેઠે જ મરણ–ઉન્માદ આદિના હેતુરૂપ છે. સ્ત્રીઓ કામને લીધે વિશેષે કરી મોહ ઉત્પન્ન કરનારી છે અને રાગમાત્ર રસિક પુરુષને પણ વિરસતા ઉપજાવનાર છે. આ બધામાં આસક્ત રહેનાર કયો પુરુષ નાશ નથી પામતો?[૩૯] ત્વરિત ગતિવાળી જૂની જરાવસ્થારૂપી મોટી બગલી જીવિતરૂપી શેવાળની અંદર આ મોટી માછલી (ભક્ષ્ય માટે) મળી છે, એમ સમજી શરીરને ગળી જવાને ઇચ્છે છે.[૪૦] આ શરીર સમુદ્રમાં ઉત્પન્ન થયેલા પરપોટાની પેઠે ક્ષણવારમાં નાશ પામી જાય તેવું છે, તે દીવાની શિખાની પેઠે પોતાની પાસે દેખાતાં છતાં પળવારમાં અદશ્ય થઈ જાય છે.[૪૧] આ જીવિતરૂપી નદી વિવિધ પ્રકારના વિક્ષેપોરૂપી તરંગવાળી છે, ચક્રના જેવી ચકરીઓને પેદા કરનારી છે, જન્મ-મરણરૂપી મોટા બન્ને કાંઠાવાળી છે, સુખ–દુઃખરૂપી તરંગોને ધારણ કરનારી છે, યૌવન અવસ્થાના આવિર્ભાવરૂપી કાદવવાળી છે, વૃદ્ધાવસ્થારૂપી ધોળા ફીણના ગોટાઓવાળી છે, અણધારી રીતે ઉત્પન્ન થનારા સુખરૂપી પરપોટાવાળી છે, વ્યવહારરૂપી મોટા પ્રવાહની રેખામાં થયા કરતા મૂર્ખ પુરુષોના પ્રલાપરૂપી જળના શબ્દો વડે આકુળતાવાળી છે, રાગદ્વેષરૂપી વરસાદ વડે વૃદ્ધિ પામનારી છે, ભૂતળરૂપી ચપળ દેહને ધારણ કરનારી છે, લોભ તથા મોહરૂપી મોટા આવર્તવાળી છે અને ચડતી–પડતીના ફેરફારવાળી છે. એ કેવળ શબ્દમાત્રથી જ શીતળ દેખાય છે, પણ વસ્તુતાએ જોતાં તો તે ત્રિવિધ તાપ વડે તપેલી જ વહ્યાં કરે છે.[૪૨–૪૫] પુત્ર–મિત્ર આદિ પ્રિય પદાર્થોના સમાગમો સંસારરૂપી નદીમાં જળની પેઠે જ નિરંતર વહ્યે જાય છે અને પ્રથમની ધનસંપત્તિ સાવ જતી રહે છે તથા બીજી અપૂર્વ ધનસંપત્તિ પ્રાપ્ત થાય છે. આવા પ્રથમ પ્રાપ્ત થઈને પછી પાછા જતા રહેનારા નષ્ટ પદાર્થોનું શું પ્રયોજન છે? જે પદાર્થો અપૂર્વરૂપે આવી મળે છે, તેમાં શી આસ્થા રાખવી?[૪૬,૪૭] બધી નદીઓનું જળ જો કે વહ્યે જાય છે, તો પણ પર્વત–મેઘ આદિમાંથી તેની આવક પણ હોય છે. પરંતુ દેહરૂપી નદીનું આયુષ્યરૂપી જળ તો વહ્યે જાય છે, પણ પાછી તેની આવક નથી.[૪૮] કુંભારના ચાકડા ઉપર ચડાવેલા ઘડા તથા કોડિયાં આદિ પદાર્થો જેમ ક્ષણે ક્ષણે બદલાયાં કરે છે, તેમ આ સંસારરૂપી સાગરમાં સેંકડો ભોગ્ય પદાર્થો પ્રત્યેક દેહે અને પ્રત્યેક ક્ષણે જુદે જુદે રૂપે બદલાઈ જતા જણાય છે. વિષયોરૂપી વિષમ શત્રુઓ વિવેક આદિ દ્રવ્યને લૂંટી લેવામાં ચતુર ચોર જેવા છે. તેઓ ચારેબાજુ ફરે છે અને વિવેકરૂપી સર્વસ્વને હરી જાય છે. તો તેમાં હું શું સૂતો રહું? આથી હું

જાગતો રહું છું.[૪૯,૫૦] દિવસો આયુષ્યના એક નાના નાના ખંડરૂપ છે. તે વારંવાર આવે છે અને જાય છે. અહો ! કાળ વડે જતા રહેનારા એ દિવસોને કોણ જાણે છે ?[૫૧] અમુક પદાર્થ આજે મળ્યા, અમુક પદાર્થ કાલે મળશે, અમુક પદાર્થ અમુક આકારનો છે, અમુક પદાર્થ અમુક માણસનો છે અને અમુક પદાર્થ મારો છે, એમ કલ્પનામાં વહી ગયેલા આયુષ્યને તથા આવી ઊભેલા મૃત્યુને લોકો જાણી શકતા નથી.[૫૨] મેં અનંત વનભૂમિઓમાં ભ્રમણ કર્યું છે, અનેક વસ્તુઓનો ઉપભોગ લીધો છે, અનેક રસોનું પાન કર્યું છે અને અનેક સુખ–દુઃખોનો અનુભવ કર્યો છે; તો હવે પછી બીજું અહીં શું અપૂર્વ મેળવવાનું છે ?[૫૩] સુખ–દુઃખનો અનુભવ થવાથી, વારંવાર જન્મ–મરણના અખંડ ચકરાવામાં ભમવાથી અને સર્વ પદાર્થો અનિત્ય હોવાથી હવે અમને ભોગોમાં ઉત્કંઠા રહી નથી. અમે અનેક ભોગોના સમૂહ ભોગવ્યા છે અને અનિત્યતાનો પણ અત્યંત અનુભવ કર્યો છે, પણ અહીં કોઈ પણ સ્થળે અમને અત્યંત વિશ્રાંતિ મળતી જ નથી.[૫૪,૫૫] હું ઊંચાં શિખરોવાળી મેરુપર્વતની ઉપવનભૂમિમાં અને લોકપાલોની મહાનગરીઓમાં ખૂબ ભમ્યો છું, છતાં મને શાશ્વત અને નિરંતર એવું શું સાંપડ્યું છે ? સર્વત્ર વૃક્ષો કાષ્ઠ વડે વ્યાપ્ત છે, પ્રાણીઓ માંસ વડે વ્યાપ્ત છે, પૃથ્વી મૃત્તિકા વડે વ્યાપ્ત છે અને સર્વત્ર દુઃખો તથા અનિત્યતા રહેલ છે; તો તમે જ કહો, તેમાં શો ભરોસો રાખવો ? જે મનુષ્યને કાળે પોતાની ઝપટમાં લીધો છે, તેને ધન, મિત્રો, સુખો કે બાંધવો પણ રક્ષી શકતાં નથી. માણસો ધૂળના ઢગલાના જેવા અસ્થિર છે. આ પર્વતની તળેટીમાં પડેલા વરસાદના જળની પેઠે તેઓ વિષયોની અંદર આસક્ત થઈ જઈ કશો પુરુષાર્થ કર્યા વિના જ મરણશરણ થાય છે.[૫૬–૫૯]

[૧] મારા મનને હરી શકતા નથી, તેમ જુદી જુદી જાતની વિભૂતિઓ પણ મને મનોહર લાગતી નથી; કેમકે આ જીવિત મદોન્મત્ત અંગનાના કટાક્ષપાતના જેવું અતિ ચપળ છે.[૬૦] હે મહારાજ ! જ્યાં આજે કે કાલે ક્રૂર કાળ મસ્તક ઉપર પગ મૂકવાને કે આપત્તિ આપવાને તૈયાર થઈ રહ્યો છે, ત્યાં કયા સમયે, કોને, ક્યાંથી અને કયે પ્રકારે આ અનિત્ય પ્રપંચનો ભરોસો બંધાય ?[૬૧] શરીર પાંદડાંના જેવું ચપળ છે, જીવિતની સ્થિતિ પ્રતિદિન ઘસારાને લીધે જીર્ણ થતી જાય છે, બુદ્ધિ અધીરતા વડે વ્યાપ્ત છે અને રસો નીરસ દેખાય છે.[૬૨] આ આખું આયુષ્ય નીરસ ભોગો અને તેના મનોરથોમાં જ ચાલ્યું ગયું, પરંતુ ચમત્કાર બતાવે એવો કશો પણ પુરુષાર્થ મારાથી મેળવાયો નથી.[૬૩] હવે આજે મોહ મંદ પડી ગયો છે અને દેહ નિઃસાર હોવાથી કાંઈ ઉપયોગી દેખાતો નથી. વિષયોમાં અનાસ્થા રાખવી એ જ ઉત્તમ અવસ્થા છે અને જીવિતમાં આસ્થા બાંધવી તે અધમ સ્થિતિ છે. સંપત્તિ આવી મળે, ત્યારે બુદ્ધિમાન મનુષ્યે નિરંતર માનવું જોઈએ કે, 'અહો ! મોહ ઉત્પન્ન કરે એવી વિપત્તિ મારા ઉપર આવી પડી છે.' પણ તેણે આ સંસારની અંદર બંધાવું જ ન જોઈએ.[૬૪,૬૫] વિધિ અને નિષેધ વ્યવહારદશામાં સત્ય દેખાતાં છતાં પ્રબુદ્ધ દશામાં મિથ્યા જણાય છે. જળ જેમ નીચા–ઊંચા પ્રદેશોમાં વહે જાય છે, તેમ મનુષ્યો તે વિધિનિષેધો વડે પોતાની ઇચ્છા પ્રમાણે દોરાયે જાય છે.[૬૬] વિષયોરૂપી ઝેરી વાયુઓનું ચિત્તરૂપી પુષ્પકળીમાંથી તેના સર્વસ્વરૂપ વિવેકરૂપી સુગંધને હરી લે છે અને મૂર્ચ્છાને પેદા કરે છે.[૬૭] માયાના પ્રભાવને લીધે અસત્ય વિષયો સત્યરૂપ દેખાય છે. જેમ આવરણને લીધે સત્ય પરમતત્ત્વ અવિવેકીઓને અસત્ ભાસે છે, તેમ જ અજ્ઞાનને લીધે અસત્ય વિષયો પણ સત્ય જેવા દેખાય છે.[૬૮] બે કાંઠાના વચલા પ્રદેશમાં પોતાના પ્રવાહને હીંડાળાની

પેઠે ઝુલાવતી નદીઓ જેમ સમુદ્ર તરફ ખેંચાય છે, તેમ મનુષ્યોનો સમૂહ વિષયો તરફ ખેંચાય છે.[૬૯] ચિત્તરૂપી બાણ પોતાના મૂળ લક્ષ્યને છોડીને વિષયો તરફ દોડે છે ને જેમ કૃતઘ્ની પુરુષો સુહૃત્‌પણાનો સ્પર્શ કરતા નથી, તેમ તે બાણ પાછું ફરીવાર ગુણનો (વિવેક–વૈરાગ્ય આદિ ગુણરૂપી પ્રત્યંચાનો) સ્પર્શ કરતું નથી.[૭૦] આયુષ્ય એક ઉત્પાત કરનાર વાયુની પેઠે અનેક જોખમવાળું છે અને તે સ્નેહ વડે બંધનમાં નાખવાથી મહાશત્રુના જેવું છે. બંધુઓ બંધનરૂપ છે અને ધન અંતે નિર્ધન (મૃત્યુ) લાવે છે.[૭૧] સુખો જ અતિ દુઃખરૂપ છે, સંપત્તિઓ જ પરમ આપત્તિરૂપ છે, ભોગો જ સંસાર સંબંધી મહારોગો છે અને આસક્તિ જ પરમ ઉદ્વેગકારી છે.[૭૨] સર્વ સંપત્તિઓ વિપત્તિમાં નાખનાર છે, સુખ પણ પરિણામે કેવળ દુઃખ જ ઉત્પન્ન કરનાર છે અને જીવિત છેવટ મરણને માટે જ થાય છે. અહો! તમે વિચિત્ર માયાનો વિલાસ તો જુઓ.[૭૩] ઇષ્ટ–અનિષ્ટ ફળ આપનારા કાળના અનેક ફેરફારોનો, પ્રિય પદાર્થોના વિયોગોનો અને કાંઈક સુખનો પણ અનુભવ કરતાં કરતાં માણસ ઘરડાં થઈ જાય છે.[૭૪] વિષયોનો ઉપભોગ આપનારા ભોગો સર્પોની ફણાઓ જેવા જ છે; કેમકે તેમનો જરા સરખો સ્પર્શ થતાં જ તે તરત કરડી પડે છે અને વળી તેઓ પ્રતિક્ષણ નાશને પ્રાપ્ત થતા પણ દેખાય છે.[૭૫] પ્રયત્ન વિના જ સ્વતઃસિદ્ધ હોવાથી પ્રાપ્ત થઈ શકે એવા પરમપદની પ્રાપ્તિથી રહિત, છેવટ પરિણામક્ષય પામનારા આકારને ધારણ કરી રહેલ, વિકરાળ અને કષ્ટકારક કર્મો વડે આખું આયુષ્ય વ્યર્થ ચાલ્યું જાય છે.[૭૬] બંધનમાં બધાઈ ગયેલા વનના હાથીઓની જેમ ભોગોની આશામાં તૃષ્ણાથી બંધાઈ ગયેલા અવિવેકી પુરુષોને પગલે પગલે અપમાન મળે છે.[૭૭] સંપત્તિઓ અને સ્ત્રીઓ તરંગોના ઉછાળાઓના જેવી ક્ષણભંગુર છે. તો કયો વિવેકી પુરુષ સર્પની ફણાઓરૂપી છત્રની છાયાના જેવી ક્ષણિક એવી સ્ત્રી–સંપત્તિ આદિમાં આનંદ માને?[૭૮] મનોહર એવા વિષયો ભલે હો અને મનોહર એવી વિભૂતિઓ પણ ભલે હો; પરંતુ જીવિત મદોન્મત્ત સ્ત્રીના કટાક્ષપાતના જેવું ક્ષણભંગુર છે.[૭૯] જેઓ ઉપરઉપરથી રમણીય દેખાતા અને પરિણામે અત્યંત નીરસ એવા વિષયોમાં રમે છે, તેઓ છેવટ નરકમાં પડે છે. ધન તો દ્વંદ્વના દોષો (ક્ષુધા–પિપાસા–શીત ઉષ્ણ આદિ) વડે વ્યાપ્ત છે, દુઃસાધ્ય છે, અસ્થિર છે અને તે અવિવેકી પુરુષોએ સેવવા યોગ્ય છે. તેમનાથી કોઈ દિવસ પણ મને સંતોષ થતો નથી.[૮૦,૮૧] લક્ષ્મી માત્ર ઉપરઉપરથી જ મધુ દેખાય છે, પરિણામે દુઃખ પેદા કરનાર છે અને ક્ષણિક વિલાસવાળી છે; તે કેવળ મોહ જ પેદા કરે છે.[૮૨] દુષ્ટ પુરુષોની મિત્રતાની પેઠે ધન આદિના સંબંધો ઉપરઉપરથી રમણીય લાગે છે, સંબંધ વડે પ્રસાર પામે છે, વિપત્તિ પેદા કરે છે અને ઘણે કષ્ટે તે માંડ સંપાદન કરી શકાય છે.[૮૩] યૌવનની શોભા શરદઋતુનાં વાદળાંની છાયાના જેવી ચંચળ છે. વિષયો ઉપર ઉપરથી આરંભમાં રમણીય દેખાય છે, પણ પરિણામે પરિતાપ ઉપજાવે છે.[૮૪] કાળ મહા પુરુષોના જીવિતને પણ ગળી જાય છે અને મનુષ્યોનું આયુષ્ય વૃક્ષની શાખાના અગ્રભાગમાં લટકી રહેલા જળબિંદુના જેવું ચપળ છે.[૮૫] વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં કેશ ધોળા થઈ જાય છે અને દાંત પણ જીર્ણ થઈ જાય છે. આમ છેવટ બધું ય ક્ષયને અને જીર્ણતાને પ્રાપ્ત થઈ જાય છે; પરંતુ એક તૃષ્ણા જ કોઈ દિવસ જીર્ણ થતી નથી.[૮૬] ભોગોના વિસ્તારથી અતિ ગહન એવા સર્વ પ્રકારના દેહરૂપી જંગલની અંદર એક તૃષ્ણારૂપી વિષમંજરી જ અહર્નિશ વિકસિત રહે છે.[૮૭] બાલ્યવય યૌવનની પેઠે

જાગતો રહું છું.[૪૯,૫૦] દિવસો આયુષ્યના એક નાના નાના ખંડરૂપ છે. તે વારંવાર આવે છે અને જાય છે. અહો! કાળ વડે જતા રહેનારા એ દિવસોને કોણ જાણે છે?[૫૧] અમુક પદાર્થ આજે મળ્યા, અમુક પદાર્થ કાલે મળશે, અમુક પદાર્થ અમુક આકારનો છે, અમુક પદાર્થ અમુક માણસનો છે અને અમુક પદાર્થ સારો છે, એમ કલ્પનામાં વહી ગયેલા આયુષ્યને તથા આવી ઊભેલા મૃત્યુને લોકો જાણી શકતા નથી.[૫૨] મેં અનંત વનભૂમિઓમાં ભ્રમણ કર્યું છે, અનેક વસ્તુઓનો ઉપભોગ લીધો છે, અનેક રસોનું પાન કર્યું છે અને અનેક સુખ–દુઃખોનો અનુભવ કર્યો છે; તો હવે પછી બીજું અહીં શું અપૂર્વ મેળવવાનું છે?[૫૩] સુખ–દુઃખનો અનુભવ થવાથી, વારંવાર જન્મ–મરણના અખંડ ચકરાવામાં ભમવાથી અને સર્વ પદાર્થો અનિત્ય હોવાથી હવે અમને ભોગોમાં ઉત્કંઠા રહી નથી. અમે અનેક ભોગોના સમૂહ ભોગવ્યા છે અને અનિત્યતાનો પણ અત્યંત અનુભવ કર્યો છે, પણ અહીં કોઈ પણ સ્થળે અમને અત્યંત વિશ્રાંતિ મળતી જ નથી.[૫૪,૫૫] હું ઊંચાં શિખરોવાળી મેરુપર્વતની ઉપવનભૂમિમાં અને લોકપાલોની મહાનગરીઓમાં ખૂબ ભમ્યો છું, છતાં મને શાશ્વત અને નિરંતર એવું શું સાંપડ્યું છે? સર્વત્ર વૃક્ષો કાષ્ઠ વડે વ્યાપ્ત છે, પ્રાણીઓ માંસ વડે વ્યાપ્ત છે, પૃથ્વી મૃત્તિકા વડે વ્યાપ્ત છે અને સર્વત્ર દુઃખો તથા અનિત્યતા રહેલ છે; તો તમે જ કહો, તેમાં શો ભરોસો રાખવો? જે મનુષ્યને કાળે પોતાની ઝપટમાં લીધો છે, તેને ધન, મિત્રો, સુખો કે બાંધવો પણ રક્ષી શકતા નથી. માણસો ધૂળના ઢગલાના જેવા અસ્થિર છે. આ પર્વતની તળેટીમાં પડેલા વરસાદના જળની પેઠે તેઓ વિષયોની અંદર આસક્ત થઈ જઈ કશો પુરુ-
[illegible] કર્યા વિના જ મરણશરણ થાય છે.[૫૬–૫૯]
[illegible] મારા મનને હરી શકતા નથી, તેમ જુદી જુદી જાતની વિભૂતિઓ પણ મને મનોહર લાગતી નથી; કેમકે આ જીવિત મદોન્મત્ત અંગનાના કટાક્ષપાતના જેવું અતિ ચપળ છે.[૬૦] હે મહારાજ! જ્યાં આજે કે કાલે ક્રૂર કાળ મસ્તક ઉપર પગ મૂકવાને કે આપત્તિ આપવાને તૈયાર થઈ રહ્યો છે, ત્યાં કયા સમયે, કોને, ક્યાંથી અને કયે પ્રકારે આ અનિત્ય પ્રપંચનો ભરોસો બંધાય?[૬૧] શરીર પાંદડાંના જેવું ચપળ છે, જીવિતની સ્થિતિ પ્રતિદિન ઘસારાને લીધે જીર્ણ થતી જાય છે, બુદ્ધિ અધીરતા વડે વ્યાપ્ત છે અને રસો નીરસ દેખાય છે.[૬૨] આ આખું આયુષ્ય નીરસ ભોગો અને તેના મનોરથોમાં જ ચાલ્યું ગયું, પરંતુ ચમત્કાર બતાવે એવો કશો પણ પુરુષાર્થ મારાથી મેળવાયો નથી.[૬૩] હવે આજે મોહ મંદ પડી ગયો છે અને દેહ નિઃસાર હોવાથી કોઈ ઉપયોગી દેખાતો નથી. વિષયોમાં અનાસ્થા રાખવી એ જ ઉત્તમ અવસ્થા છે અને જીવિતમાં આસ્થા બાંધવી તે અધમ સ્થિતિ છે. સંપત્તિ આવી મળે, ત્યારે બુદ્ધિમાન મનુષ્યે નિરંતર માનવું જોઈએ કે, 'અહો! મોહ ઉત્પન્ન કરે એવી વિપત્તિ મારા ઉપર આવી પડી છે.' પણ તેણે આ સંસારની અંદર બંધાવું જ ન જોઈએ.[૬૪,૬૫] વિધિ અને નિષેધ વ્યવહારદશામાં સત્ય દેખાતાં છતાં પ્રબુદ્ધ દશામાં મિથ્યા જણાય છે. જળ જેમ નીચા–ઊંચા પ્રદેશોમાં વહી જાય છે, તેમ મનુષ્યો તે વિધિનિષેધો વડે પોતાની ઇચ્છા પ્રમાણે દોરાયે જાય છે.[૬૬] વિષયોરૂપી ઝેરી વાયુઓનું ચિત્તરૂપી પુષ્પકળીમાંથી તેના સર્વસ્વરૂપ વિવેકરૂપી સુગંધને હરી લે છે અને મૂર્ચ્છાને પેદા કરે છે.[૬૭] માયાના પ્રભાવને લીધે અસત્ય વિષયો સત્યરૂપ દેખાય છે. જેમ આવરણને લીધે સત્ય પરમતત્ત્વ અવિવેકીઓને અસત્ ભાસે છે, તેમ જ અજ્ઞાનને લીધે અસત્ય વિષયો પણ સત્ય જેવા દેખાય છે.[૬૮] બે કાંઠાના વચલા પ્રદેશમાં પોતાના પ્રવાહને હીંડોળાની

પેઠે ઝુલાવતી નદીઓ જેમ સમુદ્ર તરફ ખેંચાય છે, તેમ મનુષ્યોનો સમૂહ વિષયો તરફ ખેંચાય છે.[૬૯] ચિત્તરૂપી બાણ પોતાના મૂળ લક્ષ્યને છોડીને વિષયો તરફ દોડે છે ને જેમ કૃતઘ્ની પુરુષો સુહૃત્પણાનો સ્પર્શ કરતા નથી, તેમ તે બાણ પાછું ફરીવાર ગુણનો (વિવેક–વૈરાગ્ય આદિ ગુણરૂપી પ્રત્યંચાનો) સ્પર્શ કરતું નથી.[૭૦] આયુષ્ય એક ઉત્પાત કરનાર વાયુની પેઠે અનેક જોખમવાળું છે અને તે સ્નેહ વડે બંધનમાં નાખવાથી મહાશત્રુના જેવું છે. બંધુઓ બંધનરૂપ છે અને ધન અંતે નિર્ધન (મૃત્યુ) લાવે છે.[૭૧] સુખો જ અતિ દુઃખરૂપ છે, સંપત્તિઓ જ પરમ આપત્તિરૂપ છે, ભોગો જ સંસાર સંબંધી મહારોગો છે અને આસક્તિ જ પરમ ઉદ્વેગકારી છે.[૭૨] સર્વ સંપત્તિઓ વિપત્તિમાં નાખનાર છે, સુખ પણ પરિણામે કેવળ દુઃખ જ ઉત્પન્ન કરનાર છે અને જીવિત છેવટ મરણને માટે જ થાય છે. અહો! તમે વિચિત્ર માયાનો વિલાસ તો જુઓ.[૭૩] ઇષ્ટ–અનિષ્ટ ફળ આપનારા કાળના અનેક ફેરફારોનો, પ્રિય પદાર્થોના વિયોગોનો અને કાંઈક સુખનો પણ અનુભવ કરતાં કરતાં માણસ ઘરડાં થઈ જાય છે.[૭૪] વિષયોનો ઉપભોગ આપનારા ભોગો સર્પોની ફણાઓ જેવા જ છે; કેમકે તેમનો જરા સરખો સ્પર્શ થતાં જ તે તરત કરડી પડે છે અને વળી તેઓ પ્રતિક્ષણ નાશને પ્રાપ્ત થતા પણ દેખાય છે.[૭૫] પ્રયત્ન વિના જ સ્વતઃસિદ્ધ હોવાથી પ્રાપ્ત થઈ શકે એવા પરમપદની પ્રાપ્તિથી રહિત, છેવટ પરિણામક્ષય પામનારા આકારને ધારણ કરી રહેલ, વિકરાળ અને કષ્ટકારક કર્મો વડે આખું આયુષ્ય વ્યર્થ ચાલ્યું જાય છે.[૭૬] બંધનમાં બંધાઈ ગયેલા વનના હાથીઓની જેમ ભોગોની આશામાં તૃષ્ણાથી બંધાઈ ગયેલા અવિવેકી પુરુષોને પગલે પગલે અપમાન મળે છે.[૭૭] સંપત્તિઓ અને સ્ત્રીઓ તરંગોના ઉછાળાઓના જેવી ક્ષણભંગુર છે. તો કયો વિવેકી પુરુષ સર્પની ફણાઓરૂપી છત્રની છાયાના જેવી ક્ષણિક એવી સ્ત્રી–સંપત્તિ આદિમાં આનંદ માને?[૭૮] મનોહર એવા વિષયો ભલે હો અને મનોહર એવી વિભૂતિઓ પણ ભલે હો; પરંતુ જીવિત મદોન્મત્ત સ્ત્રીના કટાક્ષપાતના જેવું ક્ષણભંગુર છે.[૭૯] જેઓ ઉપરઉપરથી રમણીય દેખાતા અને પરિણામે અત્યંત નીરસ એવા વિષયોમાં રમે છે, તેઓ છેવટ નરકમાં પડે છે. ધન તો દ્વંદ્વના દોષો (ક્ષુધા–પિપાસા–શીત ઉષ્ણ આદિ) વડે વ્યાપ્ત છે, દુઃસાધ્ય છે, અસ્થિર છે અને તે અવિવેકી પુરુષોએ સેવવા યોગ્ય છે. તેમનાથી કોઈ દિવસ પણ મને સંતોષ થતો નથી.[૮૦,૮૧] લક્ષ્મી માત્ર ઉપરઉપરથી જ મધુર દેખાય છે, પરિણામે દુઃખ પેદા કરનાર છે અને ક્ષણિક વિલાસવાળી છે; તે કેવળ મોહ જ પેદા કરે છે.[૮૨] દુષ્ટ પુરુષોની મિત્રતાની પેઠે ધન આદિના સંબંધો ઉપરઉપરથી રમણીય લાગે છે, સંબંધ વડે પ્રસાર પામે છે, વિપત્તિ પેદા કરે છે અને ઘણે કષ્ટે તે માંડ સંપાદન કરી શકાય છે.[૮૩] યૌવનની શોભા શરદઋતુનાં વાદળાંની છાયાના જેવી ચંચળ છે. વિષયો ઉપરઉપરથી આરંભમાં રમણીય દેખાય છે, પણ પરિણામે પરિતાપ ઉપજાવે છે.[૮૪] કાળ મહાપુરુષોના જીવિતને પણ ગળી જાય છે અને મનુષ્યોનું આયુષ્ય વૃક્ષની શાખાના અગ્રભાગમાં લટકી રહેલા જળબિંદુના જેવું ચપળ છે.[૮૫] વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં કેશ ધોળા થઈ જાય છે અને દાંત પણ જીર્ણ થઈ જાય છે. આમ છેવટ બધું ય ક્ષયને અને જીર્ણતાને પ્રાપ્ત થઈ જાય છે; પરંતુ એક તૃષ્ણા જ કોઈ દિવસ જીર્ણ થતી નથી.[૮૬] ભોગોના વિસ્તારથી અતિ ગહન એવા સર્વ પ્રકારના દેહરૂપી જંગલની અંદર એક તૃષ્ણારૂપી વિષમંજરી જ અહર્નિશ વિકસિત રહે છે.[૮૭] બાલ્યવય યૌવનની પેઠે

જતું રહે છે અને યૌવન બાલ્યવયની પેઠે જતું રહે છે. એ બેયનું પરસ્પર ઉપમાન–ઉપમેયપણું છે અને તે બન્નેમાં ક્ષણભંગુરપણું રહેલ છે.[૮૮] જેમ ખોબામાંથી જળ તરત ઘટવા માંડે છે, તેમ આયુષ્ય પ્રતિદિન ઓછું થતું જાય છે; નદીના પ્રવાહની પેઠે વહ્યું જતું એ આયુષ્ય પાછું મળતું જ નથી.[૮૯] આ દેહ અર્જુનવાત (રોગ)ની પેઠે કોણ જાણે ક્યાંથી તરત ખડો થઈ જાય છે અને પાછો આપણી નજર આગળ જ તે તરંગની પેઠે, વાદળાંની પેઠે અને દીપકની પેઠે નાશ પામી જાય છે.[૯૦] રમ્ય પદાર્થોમાં મને અરમ્યપણું જોવામાં આવ્યું, સ્થિર પદાર્થોમાં મેં અસ્થિરતા જોઈ અને સત્ય જણાતા પદાર્થોમાં પણ મને અસત્યતાનો અનુભવ થયો. આથી અમે વૈરાગ્યવાન થઈ ગયા છીએ.[૯૧] મન વાસનારહિત થઈ જાય છે, ત્યારે આત્મવિશ્રાંતિમાં જે કાંઈ સુખ મળે છે, તે સુખ પાતાળ, પૃથ્વી કે સ્વર્ગના કોઈ ભોગોમાં પણ નથી મળતું.[૯૨] જેમ ચિત્રમાં આલેખેલી લતા (અજ્ઞાનને લીધે) ભમરાને પોતાના તરફ ખેંચે છે, તેમ જ્યાં સુધી મને દૃઢ વૈરાગ્ય ન હતો, ત્યાં સુધી જ સર્વ વિષયોસહિત પાંચે ઇન્દ્રિયોની વૃત્તિઓ મને પોતાના તરફ ખેંચી જતી હતી.[૯૩] પરંતુ હવે આજે ઘણે લાંબે કાળે હું અહંકારથી પણ રહિત થઈ ગયેલ છું અને મેં મારી બુદ્ધિ વડે સ્વર્ગ-મોક્ષ આદિમાં વૈરાગ્ય સંપાદન કર્યો છે.[૯૪] ઘણા લાંબા કાળ સુધી મને એકાંતમાં વિશ્રાંતિ લેવાની ઇચ્છા થઈ હતી, તેથી તમારી પેઠે જ હું આકાશમાં (દૂર પ્રદેશમાં) આવી ચડ્યો છું અને આ પર્ણકુટી મારા જોવામાં આવી છે.[૯૫] આ પર્ણકુટી આપની છે, એવું જ્ઞાન મને આજે જ થયું છે. આપ પાછા અહીં પધારશો એવો વિચાર મારા ચિત્તમાં આવ્યો જ ન હતો.[૯૬] હું અહીં આવ્યો તે સમયે મેં અનુમાનથી એમ જાણ્યું કે, કોઈ સિદ્ધમહાત્મા અહીં રહેતા હતા અને તે પોતાની મેળે જ દેહનો ત્યાગ કરી દઈ નિર્વાણને પ્રાપ્ત થઈ ગયેલ છે.[૯૭] હે ભગવન્! આ મારું વૃત્તાંત છે. હું અમુક છું, તે સર્વ પણ મેં આપને યથાસ્થિત રીતે કહ્યું છે. હવે આ અપરાધમાં દંડ કે અનુગ્રહ, જેમ આપના ધ્યાનમાં આવે તેમ સુખેથી કરો.[૯૮] હે મહારાજ! સિદ્ધ પુરુષો પણ જ્યાં સુધી સમાધિપરાયણ થઈ પોતાના અંતરાત્મામાં બધી વસ્તુ વિષે ઉત્તમ બુદ્ધિ વડે વિચાર કરી પૂરેપૂરો નિર્ણય કરતા નથી, ત્યાં સુધી તેમને ત્રણે કાળમાં બનનાર વૃત્તાંતનું કાંઈ પણ બરાબર જ્ઞાન થતું નથી. બ્રહ્મા આદિના મનનો પણ એવો જ સહજ સ્વભાવ છે. (તો મારા જેવા અલ્પજ્ઞને માટે તો શું કહેવું!)[૯૯]

सिद्धैर्न यावदवधानपरैर्विचार्य निर्णीतमुत्तमधियान्तरशेषवस्तु। तावत्त्रिकालकलनं न विदन्ति किंचिद् इत्यब्जजादिमनसोऽपि मुने स्वभावः

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'આકાશમંડપ-સિદ્ધસમાગમ' એ નામનો સર્ગ ૯૩ મો સમાપ્ત**

## सर्ग ९४ मो*

### પિશાચનું વર્ણન તથા જગત અને બ્રહ્મનું ઐક્ય

॥ वसिष्ठ उवाच ॥

अथ हेममयाकाशविस्तीर्णायां महाभुवि।
सौहार्दादेव सिद्धस्य तस्येदमहमुक्तवान्॥ १॥

વસિષ્ઠ બોલ્યાઃ–પછી, આકાશના જેવી મહાવિશાળ (સાત સમુદ્ર, દ્વીપ આદિથી બહારની) સુવર્ણમય પૃથ્વીમાં મેં તે સિદ્ધ મહાત્માને સ્નેહપૂર્વક કહ્યું.[૧] કેવળ તમે જ વિચાર

* આ ચોરાણુમા સર્ગમાં બન્નેનું પોતાના સિદ્ધલોકમાં જવું, તેમાં પિશાચોની અને દેવતાઓની સ્થિતિ કે જે કેવળ મનને અનુસારે રહેલ છે, તે વિષે વર્ણન કરવામાં આવશે.

નથી કર્યો એમ નથી, પરંતુ મેં પણ (તમારી સ્થિતિ સંબંધીનો) વિચાર કર્યો ન હતો; કેમકે દેહધારી યોગીઓને પણ સર્વ વિષયમાં મનની એકાગ્રતા (સમાધિ) વિના ભૂતભવિષ્ય આદિ બાબતનું જ્ઞાન થતું નથી.[2] જો મને પ્રથમથી (આપની અહીં સ્થિતિ વિષે) ખબર હોત, તો પછી હું તમારા વૃત્તાંતનો વિચાર કરી આકાશની અંદર આ પર્ણકુટીને શા માટે સ્થિર ન કરત! એથી તો તમે અહીં સ્થિર સ્થિતિ કરી શકત.[3] હવે તમે અહીંથી ચાલો. આપણે બન્ને આપણા સિદ્ધલોકની અંદર યથાસ્થિતપણે જઈ રહીએ. કેમકે પોતાના આત્માની વિક્ષેપ વગરની સ્થિતિ સંપાદન કરવામાં પોતાના સ્થાનમાં જ શાંતપણે રહેવું એ એક ઉત્તમ સાધન છે.[4] તે વખતે અમે બન્ને આકાશમાંના તારા જેવા જણાતા હતા. આવી રીતે નિર્ણય કરી અમે બન્ને જણ એક યંત્રમાંથી ઊડેલા બે પાષાણની પેઠે એક સાથે જ આકાશમાં ઊડ્યા.[5] પછી, અમે એકબીજાને પ્રણામપૂર્વક રજા આપી; ત્યારે એ સિદ્ધ પોતાના અભીષ્ટ પ્રદેશમાં (નંદનવનમાં) ચાલ્યા ગયા અને હું મારા અભીષ્ટ પ્રદેશમાં (સપ્તર્ષિલોકમાં) ચાલ્યો ગયો.[6] હે રામચંદ્રજી! મેં ઉપર પ્રમાણેનું સર્વ વૃત્તાંત તમને કહી બતાવ્યું. તમે આ સંસારની આશ્ચર્યભરી વિચિત્રતા તો જુઓ![7]

રામ બોલ્યાઃ—આપનો આ પાર્થિવ દેહ તો રજરૂપ થઈ જઈ અણુરૂપ થઈ ગયો હશે, તો પછી આપે કયા દેહ વડે સિદ્ધલોકમાં ભ્રમણ કર્યું?[8]

વસિષ્ઠ બોલ્યાઃ—હું જગતરૂપી ઘરની અંદર સિદ્ધપુરુષોની સેનામાં અને લોકપાલોની નગરીઓમાં ભમતો હતો. મને એ સમયનું વૃત્તાંત સાંભર્યું, તે તમે સાંભળો.[9] હું સ્થૂલદેહથી રહિત હતો અને આતિવાહિક (સૂક્ષ્મ) દેહ વડે યુક્ત હતો. હું જો કે ઇન્દ્રના નગરમાં ગયો હતો, પણ ત્યાં મને કોઈએ દીઠો નહિ.[10] હે રામચંદ્રજી! તે સમયે હું આકાશની પેઠે નિરાકાર થઈ રહ્યો હતો અને આધાર કે આધેય એ કશું ત્યાં હતું નહિ. હું તો ચિદાકાશ વડે સત્તાવાળા મનરૂપ જ થઈ ગયો હતો.[11] તમારા જેવા સ્થૂલદષ્ટિવાળાઓને હું ગ્રહીતારૂપે (ગ્રહણ કરનાર તરીકે) કે ગ્રાહ્યરૂપે જણાતો ન હતો; તેમજ મારામા દેશ–કાળ આદિનું પણ કોઈ ઠેકાણે પરિવર્તન થતું ન હતું.[12] હું મનના મનનરૂપે જ રહ્યો હતો, પૃથ્વી આદિ સ્થૂલ આકારથી રહિત જ હતો અને તેને લીધે જ હું પદાર્થોનો કશો અવરોધ કરતો ન હતો. મારો આકાર સંકલ્પપુરુષના જેવો હતો.[13] મને પદાર્થોના સમૂહો કાંઈ પણ પ્રતિબંધ કરી શકતા ન હતા. હું પોતે પોતાના અનુભવને જ જોયા કરતો હતો અને મારી પેઠે જ મનોમયરૂપે રહેલા પુરુષો સાથે હું વ્યવહાર કરતો હતો.[14] આ બાબતમાં સ્વપ્નમાં થતા અનુભવો દષ્ટાંતરૂપ છે. બાકી જે પોતાના અનુભવને પણ ન માને, તેવાઓ સાથે તમારે વધારે તકરાર કરવાની કાંઈ જરૂર નથી. જેમ સ્વપ્નમાં ગતિ કરનાર મનુષ્ય સ્વપ્નની અંદર મનોમય દેહે ઘરમાં વ્યવહાર કરતો હોય તો પણ તે બીજાના જોવામાં આવતો નથી, તેમ હું આકાશમાં રહેલા દેવતાઓની પાસે રહ્યો હતો, છતાં તેમણે મને દીઠો નહિ.[15,16] હું બીજા પાર્થિવ શરીરવાળાઓને દેખતો હતો; પરંતુ હું આતિવાહિક (સૂક્ષ્મ) દેહે રહ્યો હતો અને મને કોઈ પણ દેખતું ન હતું.[17]

રામ બોલ્યાઃ—તમે સ્થૂલદેહના અભાવને લીધે જ્યારે આકાશના જેવા નિરાકાર હતા, ત્યારે એ સુવર્ણમય ભૂમિમાં આપને સિદ્ધ મહાત્માએ શી રીતે દીઠા?[18]

વસિષ્ઠ બોલ્યાઃ—અસ્મદાદિ (જ્ઞાન વડે અને યોગ વડે સિદ્ધ) પુરુષો (સત્યસંકલ્પતાને લીધે) પોતાના સંકલ્પને આધારે કલ્પાયેલા પદાર્થોને દેખે છે, પણ જે પોતાના સંકલ્પ વડે કલ્પાયેલ નથી, તેને નથી દેખતા.[19] પુરુષ જ્ઞાનયોગ આદિ

વડે શુદ્ધ આત્માવાળો હોય છે, છતાં લૌકિક વ્યવહારોમાં નિમગ્ન થઈ જવાથી તે ક્ષણવારમાં પોતાના આતિવાહિક (સૂક્ષ્મ) સ્વરૂપને ભૂલી જાય છે.[20] 'મને આ સિદ્ધ મહાત્મા ભલે દેખો' એમ મારા મનમાં સંકલ્પ થયો, તેથી મારા સત્યસંકલ્પને લીધે તેણે મને દીઠો. આમ, હું તે સિદ્ધના સંકલ્પના વિષયરૂપ થઈ રહ્યો હતો.[21] બીજા સામાન્ય જીવો ભેદભાવના દઢપણાને લીધે સત્યસંકલ્પ હોઈ શકતા નથી, પણ એ સિદ્ધ મહાત્મા તો ભેદભાવના બાધિત થઈ જવાથી સત્યસંકલ્પ હતા.[22] કદાચિત્ બન્ને સિદ્ધ પુરુષ હોય અને તેમનું ઇચ્છિત પરસ્પર વિરુદ્ધ હોય, તો તેમાં જેના આત્મજ્ઞાનની નિર્મળતાનું અધિકપણું હોય તથા જેનો પુરુષપ્રયત્ન પ્રબળ હોય, તે જય મેળવે છે.[23] હું સિદ્ધોની સેનામાં અને લોકપાલોની નગરીઓમાં ભમતો હતો અને વ્યવહારોના સમુદાય વડે મને મારું આતિવાહિક (સૂક્ષ્મ)પણું ભુલાઈ ગયું હતું.[24] ત્યારે હું મહાવિશાળ આકાશની અંદર બીજાઓની સાથે વ્યવહાર કરવા લાગ્યો; છતાં મને ચંચળને કોઈ પણ દેખતું ન હતું.[25] હે નિર્મળ રામચંદ્રજી! હું જો કે દેવલોક માંઅત્યંત શબ્દ કરતો હતો પણ સ્વપ્નપુરુષની પેઠે મારો શબ્દ કોઈના પણ સાંભળવામાં આવતો ન હતો.[26] મારો દેહ કેવળ મનોમય જ હતો, તેથી જો હું કોઈને હસ્તઆદિનો અવલંબ આપવા ધારું, તો પણ તે (હસ્ત આદિ) બીજાના અવલંબનરૂપ થઈ શકે નહિ.[27] આમ, હે રામચંદ્રજી! હું આકાશના એક પિશાચરૂપ હતો અને મેં દેવલોકની અંદરના પિશાચપણાનો અનુભવ કર્યો હતો.[28]

**રામ બોલ્યાઃ**—આ લોકમાં પિશાચો કેવે આકારે રહે છે? તેઓ કયા સ્થાનમાં રહે છે? તેઓ કેવી જાતિના, કેવા આચારના, કેવા અંતઃ-[illegible]ા અને કેવા હોય છે?[29]

**વસિષ્ઠ બોલ્યાઃ**—આ લોકમાં કઈ જાતના પિશાચો હોય છે, તે હું કહી બતાવીશ. તમે તે સાંભળો. જે માણસ પ્રસંગપ્રાપ્ત વચન બોલતો નથી, તે સભ્ય (સભામાં બેસવા યોગ્ય) ગણાતો નથી. કેટલાક પિશાચો આકાશના જેવા અને મનોમય (સૂક્ષ્મ) દેહવાળા હોય છે. તેઓ પોતાના મન વડે સ્વપ્નની પેઠે કલ્પી લીધેલા હાથ, પગ આદિ અવયવો વડે યુક્ત હોય છે. તેઓ તમારી પેઠે જ પોતાના આકારને દેખે છે. એ પિશાચો બીજા મનુષ્યમાં ભ્રમ ઉત્પન્ન કરનારી અને ભય ઉપજાવનારી પોતાની છાયા વડે (પ્રતિબિંબ વડે) બીજાના ચિત્તમાં પ્રવેશ કરે છે. (તદ્રૂપ જેવા બની જાય છે.) તેઓ મનુષ્યના દુઃખભોગને આપનાર કાલ–કર્મ–વાસના વગેરેને નાના પ્રકારની ભ્રાંતિ–ચેષ્ટા આદિને આકારે પેદા કરે છે.[30-32] વખતે તેઓ મનુષ્યને મારી નાખે છે, વખતે અલ્પસત્ત્વ અને અલ્પબળવાળા મનુષ્યના રુધિર આદિ ધાતુઓને ચૂસી લે છે, વખતે તેમનાં બળને અને સત્ત્વને હરી લે છે અને વખતે ચિત્તને દબાવી જીવોની હિંસા પણ કરે છે.[33] કેટલાક પિશાચો આકાશના જેવા હોય છે, કેટલાક પિશાચો ઝાકળના જેવા હોય છે, કેટલાક સ્વપ્નનરના જેવા આકારવાળા હોય છે અને કેટલાક સાકાર છતાં આકાશના જેવા નિરાકાર જ હોય છે.[34] કેટલાક પિશાચોનો આકાર વાદળાંના જેવો હોય છે, કેટલાક તો પવનરૂપી દેહવાળા હોય છે અને કેટલાક તો ભ્રમરૂપે જ દેખાતા હોય છે. એ બધાયનું વાસ્તવ રૂપ જોઈએ, તો તે બુદ્ધિમય અને મનોમય જ છે.[35] સ્થૂલદેહના અભાવને લીધે તે કોઈનાથી ગ્રહણ કરી શકાતા નથી, તેમ પોતે કોઈને ગ્રહણ કરી શકતા નથી. તેમનું શરીર આકાશના જેવું શૂન્ય હોય છે, છતાં તેઓ પોતાના આકારને દેખે છે.[36] તેઓ કર્મયોગે પ્રાપ્ત થનાર ટાઢ–તડકા આદિ સુખદુઃખને પ્રાપ્ત થાય છે. તેઓ બહારના જળ આદિ પદાર્થો પીવાને કે અન્ન આદિ

જમવાને અર્થાત્ પોતાની મરજી પ્રમાણે લેવું–દેવું ઇત્યાદિ વ્યવહાર કરવાને સમર્થ થઈ શકતા નથી.[૩૭] તેઓ ઇચ્છા, દ્વેષ, ભય, ક્રોધ, લોભ, મોહ વગેરેથી યુક્ત હોય છે અને મંત્ર, ઔષધ, તપ, દાન, ધૈર્ય તથા ધર્મ વડે તેમને વશ કરી શકાય છે.[૩૮] 'સત્ત્વાવષ્ટંભ' નામના એક જાતના યોગધારણાના ભેદથી મનુષ્યના સત્ત્વનો અવષ્ટંભ (અટકાવ) કરી શકાય છે. તે વડે, યંત્ર વડે અને કોઈ સિદ્ધ કરેલા મંત્ર વડે, કોઈક સ્થળે અને કોઈક સમયે કેટલાક પુરુષો તે પિશાચોને વશ કરી લઈ સેવા આદિમાં જોડી દે છે અને દેખે પણ છે.[૩૯] પિશાચોની યોનિ એ એક દેવયોનિ છે. તેથી કેટલાક તો દેવોના જેવા ઐશ્વર્યવાળા હોય છે, કેટલાક તો મનુષ્યના જેવા લક્ષ્મીવાળા લાગે છે અને કેટલાક તો સર્પના જેવા હોય છે.[૪૦] વળી કેટલાક કૂતરા–શિયાળ આદિના જેવા હોય છે, કેટલાક ગામમાં તથા જંગલમાં રહે છે, કેટલાક કૃત્રિમ નાની નાની નદીઓમાં, કચરો નાખવાનાં સ્થાનોમાં (ઉકરડામાં) તથા શેરીઓમાં રહે છે અને કેટલાક નરકના જેવા અપવિત્ર પ્રદેશમાં વસે છે. આ પ્રમાણે પિશાચોનાં ધામો, તેમના આકારો અને તેમના આચારો કહ્યા. હવે તેમના જન્મ વિષે હું કહું છું, તે તમે સાંભળો.[૪૧,૪૨] દૃશ્યના સંપર્ક વિનાનું ચિન્મય બ્રહ્મ સ્વભાવે જ સર્વશક્તિમાન છે. તે દૃશ્યને કલ્પી લઈને પોતાને અમુક પરિચ્છિન્નરૂપે સમજે છે અને તેવે રૂપે જ થઈ રહે છે.[૪૩] આ જ જીવરૂપ છે, એમ તમે સમજો. એ જીવ અભિમાન વડે પ્રૌઢપણાને પ્રાપ્ત થાય છે, ત્યારે 'અહંકાર' ના નામથી ઓળખાય છે. તે અહંકાર પુષ્ટ થાય છે, ત્યારે 'મન' ના નામથી કહેવાય છે. આમ તત્ત્વવેત્તાઓનું સમજવું છે.[૪૪] એ મનરૂપ જીવ જ સમષ્ટિરૂપે બ્રહ્મા કહેવાય છે અને તેનું સ્વરૂપ સંકલ્પરૂપ અને આકાશરૂપ જ છે. અસત્ય જગતનું બીજ પણ અસત્ય જ છે, અને વસ્તુતાએ જોતાં તે નિરાકાર છે.[૪૫] આમ મન જ (સમષ્ટિરૂપે) બ્રહ્મા કહેવાય છે. તે સદેહ હોવા છતાં નિર્મળ ચિદાકાશરૂપ જ છે. તેનો આકાર સ્વપ્નપુરુષના જેવો છે અને સત્યરૂપ ભાસતાં છતાં તે સદાકાળ અસત્ય જ છે.[૪૬] તે પોતે પૃથ્વી આદિ આકારથી રહિત છે. તેનો દેહ આતિવાહિક (સૂક્ષ્મ) છે; કેમકે આકાશની અંદર રહેનાર સંકલ્પનો પાર્થિવ (પૃથ્વી આદિ સંબંધી) આકાર ક્યાંથી જ હોય ![૪૭] જેમ તમારું મન પોતે આકાશમાં કલ્પી લીધેલા નગરને દેખે છે, તેમ એ સમષ્ટિનું મન પણ પોતાનામાં કલ્પી લીધેલા વિરંચીપણાનો અનુભવ કરે છે.[૪૮] એ સત્યસંકલ્પ વિરંચી (બ્રહ્મા) જેવી જેવી કલ્પના કરે છે, તેવું તેવું પોતે દેખે છે અને અનુભવે છે; તો પછી ચિદ્રૂપ જીવ (જ્ઞાનશક્તિને લીધે) શા માટે ન દેખે કે ન અનુભવે ?[૪૯] બ્રહ્મા વસ્તુતાએ જોતાં શૂન્યરૂપ જ છે. તે બ્રહ્મ ચિદાકાશની અંદર શૂન્ય એવા જે કાંઈ બ્રહ્માંડને જુએ છે, તે આ જગત કહેવાય છે.[૫૦] બ્રહ્મ જ બ્રહ્મની અંદર (પોતાના સ્વરૂપમાં) વિવર્તભાવે તેવે રૂપે થઈ રહેલ છે. ઘણા કાળની એક ભાવનાને લીધે જગતનો દૃઢ પ્રતિભાસ થઈ રહ્યો છે અને તે ઘણા લાંબા કાળના સ્વપ્નના જેવું સુંદર તથા ઘટ્ટ જોવામાં આવે છે.[૫૧] બ્રહ્મા આતિવાહિક (સૂક્ષ્મ) દેહને ધારણ કરી રહેલ છે અને તેને ઘણા લાંબા કાળની ભાવનાને લીધે અનેક સૃષ્ટિ અનુભવમાં આવે છે. બાકી, ખરું જોતાં એ સર્વ બ્રહ્મરૂપ જ છે.[૫૨] પરંતુ પ્રકટ ઉત્કર્ષને લીધે એ બ્રહ્માનો આતિવાહિક (સૂક્ષ્મ) દેહ પણ આધિભૌતિકપણાને પ્રાપ્ત થઈ ગયેલ છે, તેથી જ તે સૃષ્ટિરૂપે કહેવામાં આવે છે અને તેમાં અનેક ભેદોની પ્રતીતિ થાય છે.[૫૩] એ બ્રહ્માનું વાસ્તવ સ્વરૂપ જોઈએ તો બ્રહ્મરૂપ જ છે, તેમજ જીવ અને જગત એ બન્ને પણ બ્રહ્મરૂપ છે. વસ્તુતાએ તેની [૫૪]

થઈ નથી. શૂન્યપણું અને આકાશ એ બન્ને જેમ એક જ છે, તેમ જગત અને જીવ એ બન્ને પણ એક જ છે. પવન અને ચલનશક્તિની પેઠે તે એકરૂપે જ રહેલ છે.[૫૪,૫૫] તમે જેમ તમારા મિથ્યા એવા સંકલ્પપુરુષને સત્ય લેખો છો, તેમ એ બ્રહ્મા પણ પોતાના દેહને પંચમહાભૂતરૂપ સમજે છે. બાકી, એ દેહ સાવ મિથ્યા જ છે અને વાસ્તવ નથી.[૫૬] એ બ્રહ્માએ બ્રહ્માંડને આકારે થઈ રહેલા પોતાના શરીરના ધાતુઓનાં પૃથ્વી આદિ પાંચ નામ પાડ્યાં અને તેઓ પુષ્ટતાને પ્રાપ્ત થતાં જગતરૂપ થઈ રહેલ છે.[૫૭] જેમ તમારો પોતાનો સંકલ્પ અસત્ય છે, છતાં તમને સત્યરૂપે અનુભવમાં આવે છે, તેમ સમષ્ટિના આત્મારૂપ બ્રહ્મા પોતાના સંકલ્પને સત્યરૂપે જ અનુભવે છે.[૫૮] બ્રહ્મા પોતે ચિદાકાશરૂપ છે અને તેનો સંકલ્પ પણ ચિદાકાશરૂપ છે. આમ, આ સર્વ જગત બ્રહ્માના એક સંકલ્પરૂપ છે અને તે સ્વપ્નરૂપ છે. તેણે કરેલી આ જગતની ઉત્પત્તિ તથા નાશ એ બન્ને પણ સ્વપ્ન જેવાં જ છે.[૫૯] એ બ્રહ્મનું (સમષ્ટિનું) મન જેવા પ્રકારની સત્યતાને ધારણ કરે છે, તેવા જ પ્રકારની સત્યતા તેના અંશોમાં રહેલ છે. આથી તેણે બનાવેલ ઇન્દ્ર, ચંદ્ર, રુદ્ર, સૂર્ય અને તેનાં કિરણો વગેરે પણ તેવાં જ સત્યતાવાળાં છે.[૬૦] પરમાર્થદૃષ્ટિથી જોતાં આમ છે, તો પછી અનેક જગતના સમૂહો એક જાતનું મનોરાજ્ય જ છે, એમ કહી શકાય છે. તે શૂન્ય છે, નિરાલંબ છે અને ચિદાકાશ જ પોતાના સ્વરૂપમાં તેવે રૂપે (વિવર્તભાવે) થઈ રહેલા ભાસે છે.[૬૧] જેમ સ્વપ્નનગર ચિદાકાશરૂપ છે અને સંકલ્પ વડે કલ્પી કાઢેલો પર્વત પણ ચિદાકાશરૂપ છે, તેમ બ્રહ્મા તથા જગત એ સર્વ પણ નિરાકાર સ્વચ્છ ચિદાકાશરૂપ છે.[૬૨] નિરંતર અને અવિનાશી એવા ચિદાકાશની અંદર આ દૃશ્યજાળ આભાસરૂપે જ માત્ર ખડી થઈ રહેલી દેખાય છે. તેથી સૃષ્ટિના આદિ, મધ્ય તથા અંતની જે કાંઈ પ્રતીતિ થાય છે, તે મિથ્યારૂપે જ ઉદય પામેલ છે.[૬૩] હે નિર્મળ રામચંદ્રજી! તમે, હું અને જગત, ઇત્યાદિ જે કાંઈ છે તે ચિદાકાશરૂપ જ છે. તો પછી તેમાં ઉત્પત્તિ અને નાશની વાત જ ક્યાં રહી?[૬૪] જ્યારે સર્વ મિથ્યા જ છે, ત્યારે પછી નિરર્થક અનર્થ ઉત્પન્ન કરનાર રાગ, દ્વેષ, ભય આદિ વિકારો શા માટે વૃથા ઉદય પામે છે? તે તમે જ કહો.[૬૫] હે પ્રિય રામચંદ્રજી! વસ્તુતાએ જોતાં સૃષ્ટિ આદિ કશું પણ છે નહિ, તેમ સૃષ્ટિ કે તેનો અભાવ એ કશું પણ નથી; પરંતુ સદાકાળ એક જ સ્વરૂપમાં રહેનાર પરબ્રહ્મ જ નિરંતર એવી રીતે (જગત આદિને આકારે) પ્રતીતિમાં આવે છે.[૬૬] ચારે બાજુથી શૂન્ય, વિશાળ વિસ્તારવાળા અને ચિત્સત્તારૂપી સ્વચ્છ જળ વડે પરિપૂર્ણ એવા ચિદાકાશની અંદર ચિદાકાશરૂપી અક્ષય ક્ષેત્ર છે, કલ્પનારૂપી કાદવથી તે વ્યાપ્ત થાય છે, ત્યારે ચિદાકાશરૂપી બીજમાંથી આ અનેક પ્રાણીઓરૂપી શિલાઓની પંક્તિઓ ઉત્પન્ન થાય છે અને થશે. ખરી રીતે જોતાં તો, એ ચિદાકાશરૂપ જ છે.[૬૭,૬૮] તત્ત્વદૃષ્ટિ વડે જોઈએ તો અહીં કાંઈ ક્ષેત્ર પણ નથી, તેની અંદર કાંઈ વાવણી પણ થઈ નથી, કાંઈ બીજ પણ નથી, તેમ કશું ઉત્પન્ન પણ થયું નથી. અધ્યારોપદૃષ્ટિથી જોઈએ તો સર્વ રહેલ છે.[૬૯] એ ક્ષેત્રની અંદર જે શિલાઓની પંક્તિઓ પુષ્ટપણે રૂઢ થઈ રહી છે, તે દેવ આદી જાતિ છે. જે અત્યંત કાન્તિ વડે રત્નને રૂપે બહુ ઉજ્જ્વલતાથી દીપી નીકળે એવી છે, તે દેવર્ષિ આદિની જાતિરૂપ છે.[૭૦] જે શિલાઓ અર્ધભાગમાં ઉજ્જ્વલ વર્ણવાળી છે, તે નર–નાગ આદિની જાતિરૂપ છે. જે શિલાઓ મ્લાન છે, તે રજોગુણથી દુઃખી થતી કૃમિ–સ્થાવર આદિ જાતિરૂપ જાણવી.[૭૧] જે શિલાઓ તોલમાં બહુ ભારે છે, જે કાન્તિ, પ્રકાશ આદિ ફળથી રહિત છે, જે શૂન્ય આકારવાળી છે, જે ક્ષય વડે ઘસારા-

વાળી છે અને જે સ્થૂલશરીર વિનાની છતાં સ્થૂલશરીરવાળી પણ થઈ જાય છે, તે પિશાચ આદિની જાતિ સમજવી.[૭૨] કોઈ પણ જણ કોઈ પણ ઠેકાણે સંકલ્પ કરનારા વિધાતાની ઈચ્છાનો ફેરફાર કરી શકતો નથી, એટલે વિરંચીની ઈચ્છા જ એવી અનેક જાતિને રૂપે ઉદય પામી રહી છે.[૭૩] એ સર્વ પ્રાણીઓની જાતિ ચિદાકાશરૂપ જ છે, અતિવાહિક (સૂક્ષ્મ) દેહવાળી છે અને પૃથ્વી આદિ સ્થૂલભાવથી રહિત છે.[૭૪] પરંતુ જેમ ઘણા લાંબા કાળના અનુભવથી સ્વપ્નમાં જાગ્રતદશાની પ્રતીતિ થાય છે, તેમ તે ઘણા લાંબા કાળના અભ્યાસને લીધે પોતાનામાં આધિભૌતિકપણાને કલ્પી લે છે.[૭૫] પિશાચ આદિ પણ એવી જ રીતે આતિવાહિક (સૂક્ષ્મ) દેહવાળા છે, છતાં ઘણા કાળના લાંબા અભ્યાસથી તે પોતાનામાં આધિભૌતિકપણાને (સ્થૂલભાવને) કલ્પી લે છે. તેઓ પોતાના સંસારમાં વિહાર કરે છે અને પોતાની યોનિમાં ભોગવાતા ભોગો વડે તેઓ પ્રસન્નચિત્ત રહે છે.[૭૬] જેમ ગામડાંના માણસો ગામડાંના માણસોને દેખે છે, તેમ તેમાંની કેટલીક જાતિ તો પરસ્પર એકબીજાને દેખે છે. પ્રાણીઓની આ સર્વ જાતિઓ જાણે સ્વપ્નરૂપી એક લોકમાં રહેતી હોય તેવી છે.[૭૭] ઘણાં ઘણાં મનુષ્યો જુદે જુદે રૂપે પોતાને આવેલાં અનેક સ્વપ્નોમાં અનેક લોકોને રચે છે, પણ તેઓ પરસ્પરને જોઈ શકતા નથી, તેમ કેટલીક પિશાચ જાતિઓ પણ અન્યોન્ય એકબીજાને દેખી શકતી નથી અને નાના પ્રકારના આકારવાળી હોય છે[૭૮] જેવી રીતે જગતની અંદર પિશાચ આદિ નીચ જાતિઓ રહેલ છે, તેવીજ રીતે બીજી કુષ્માંડ, યક્ષ, પ્રેત આદિ જાતિઓ પણ ઘણું કરીને રહેલ છે.[૭૯] જેમ જ્યાં નીચાણ હોય ત્યાં જ જળ રહે છે, તેમ જ્યાં પિશાચ આદિ હોય ત્યાં જ તમ (અંધકાર-તમોગુણ-અજ્ઞાન) રહે છે.[૮૦] મધ્યાહ્નને પણ જે આંગણામાં પિશાચ રહે તેમાં અંધકાર જ રહેલો દેખાય છે.[૮૧] એ અંધકારને સૂર્ય ટાળી શકતો નથી, ને (પિશાચ સિવાય) બીજો કોઈ તેને દેખી કે અનુભવી શકતો નથી. અહો! માયાનો કેવો પ્રભાવ છે, એ તો તમે જુઓ![૮૨] જેમ અગ્નિ, સૂર્ય, ચંદ્ર વગેરેનું સ્વભાવિક તેજોમય મંડળ છે, તેમ પિશાચ આદિનું સ્વાભાવિક તામસ (અંધકારમય) મંડળ છે.[૮૩] ઘુવડની પેઠે પિશાચ આદિ પણ તેજમાં નિર્બળ થઈ જાય છે અને અંધકારમાં બળવાન હોય છે. આ આશ્ચર્ય તેમાં સ્વાભાવિક રીતેજ રહેલ છે.[૮૪] હું દેવતાઓના અને લોકપાલોના લોકની અંદર એક પિશાચ જેવો થયો હતો, તેથી પ્રસંગને લીધે મેં પિશાચયોનિમાં ઉત્પન્ન થયેલા જીવની જાતિ વિષે તમને કહી સંભળાવ્યુ છે અને તે પણ સમયને અનુસરીનેજ કર્યું છે.[૮૫]

एषा पिशाचा जनितस्य जातिः प्रोक्ता मया ते समयानपेता। पिशाचतुल्यः सुरलोकपाललोकेषु जातोऽहमिति प्रसंगात् ॥ ८५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પિશાચવર્ણનપ્રસંગેનજગદ્બ્રહ્મણોરૈકયપ્રતિપાદન' એ નામનો સર્ગ ૯૪ મો સમાસ**

## सर्ग ९५ मो×

### વસિષ્ઠમુનિનો મનુષ્યો સાથે વ્યવહાર

॥ वसिष्ठ उवाच ॥

ततश्चिदाकाशवपुर्भूतपंचकवर्जितः।
विहरन्नहमाकाशे पिशाच इव संस्थितः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-ત્યારે હું ચિદાકાશરૂપી

× આ પચાણુમા સર્ગમાં સત્યસંકલ્પપણાથી વસિષ્ઠજી ફરી વાર મનુષ્યો સાથે વ્યવહાર કરશે; અને પોતાને આકાશ, વસિષ્ઠ આદિ નામ મળશે, એ વિષે વર્ણન કરવામા આવશે.

રીરને ધારણ કરી રહ્યો હતો, પંચભૂતથી રહિત હતો અને આકાશમાં જાણે પિશાચ ફરતો ય તેવો થઈ રહ્યો હતો.[1] એ વખતે ચંદ્ર, સૂર્ય, ઇન્દ્ર, વિષ્ણુ ને મહાદેવ આદિ મને દેખાતા ન હતા; તેમજ દેવતાઓ, સિદ્ધો, ગંધર્વો, કિન્નરો અને અપ્સરાઓનો સમૂહ પણ મને દેખાતો ન હતો.[2] હું તેમનું આક્રમણ કરતો હતો, તો પણ તેઓ મારું આક્રમણ કરતા ન હતા. વળી તેઓ મારું વચન સાંભળતા ન હતા. આથી વેચાયેલા સજ્જનની પેઠે હું મોહને પ્રાપ્ત થઈ ગયો હતો.[3] પછી મેં વિચાર કર્યો કે, 'આપણે સત્ય-સંકલ્પ છીએ.' આવો વિચાર કરી મેં મારો સત્યસંકલ્પ કર્યો કે, 'દેવતાઓનો સમૂહ મને દેખો.' એટલે એ દેવલોકમાં, મારી આગળ રહેલા સર્વ દેવતાઓ તે નગરમાં આવેલા મને જાણે ઇન્દ્રજાળથી ઊભા થઈ ગયેલા એક વૃક્ષની જેમ જોવા લાગ્યા.[4,5] પછી મેં દેવતાઓનાં મંદિરમાં સંભાષણ આદિ વ્યવહાર કરવા માંડ્યો. હું યથાસ્થિતપણે સારી પેઠે મારાં પૂર્વનાં આચરણને ધારણ કરી રહ્યો હતો અને નિઃશંકપણે ચેષ્ટા કરતો હતો.[6] મારા વૃત્તાંતને નહિ જાણનારા જે પુરુષોએ મને પ્રથમ ચોટામાં પ્રકટ થયેલો દીઠો, તેમણે 'પાર્થિવ વસિષ્ઠ' એવા નામથી લોકમાં મારી પ્રખ્યાતિ કરી.[7] આકાશમાં રહેનાર જે પુરુષોએ મને સૂર્યનાં કિરણોથી ઉત્પન્ન થયેલો દીઠો, તેમણે 'તૈજસ્ વસિષ્ઠ' એવું મારું નામ પાડ્યું.[8] આકાશમાં સ્થિતિ કરનારા જે સિદ્ધ મહાત્માઓએ મને પવનથી ઉત્પન્ન થયેલો દીઠો, તેમણે 'વાતવસિષ્ઠ' એવા નામથી મને બોલાવવા માંડ્યો.[9] જે મહર્ષિઓએ મને જળમાંથી ઉત્પન્ન થતાં જોયો, તેઓ મને 'જળવસિષ્ઠ' એવા નામથી કહેવા લાગ્યા. એવી રીતે પૃથ્વી આદિથી મારા જન્મની પરંપરા બીજાઓની કલ્પના વડે જ થઈ હતી.[10] ત ...[11] માંડી લોકમાં કોઈક ઠેકાણે 'પાર્થિવ વસિષ્ઠ' એવા નામથી, કોઈક ઠેકાણે 'જળવસિષ્ઠ' નામથી, કોઈક સ્થળે 'તૈજસવસિષ્ઠ'ના નામથી અને કોઈક ઠેકાણે 'વાતવસિષ્ઠ' એવા નામથી મારી પ્રખ્યાતિ થઈ.[11] પછી કાળે કરીને મારા તે આતિવાહિક (સૂક્ષ્મ) દેહની અંદર આધિભૌતિકપણું પ્રકટ થઈ ગયું અને તે ઘણા લાંબા કાળના અભ્યાસમાં લાગેલા મન વડે પેદા થયું હતું.[12] આતિવાહિકપણું તથા આધિભૌતિકપણું એ બન્ને ચિદાકાશરૂપ છે અને ચિદાકાશરૂપે જોતાં તે બેય એક જ છે. તેથી મારા વિચારમાં ચિદાત્મા જ એ બન્ને દેહને આકારે પ્રતીતિમાં આવતો હોય એમ ભાસતું હતું.[13] હું કોઈ એક સ્થળમાં આકાશ આદિ પંચમહાભૂતરૂપે પ્રતીતિમાં આવતો હતો, તો પણ ખરું જોતાં હું કેવળ ચિદાકાશરૂપ જ હતો. જેમ તમારી પાસે ઉપદેશ આદિ વ્યવહાર માટે હું આકારવાળો દેખાઉં છું, તેમ હું ત્યાં પણ આકારવાળો દેખાતો હતો. આમ છતાં હું કેવળ નિરાકાર ચિદાકાશરૂપ જ હતો.[14] એવી જ રીતે જીવન્મુક્ત પુરુષ વ્યવહાર કરતાં છતાં પણ બ્રહ્માકાશરૂપ જ હોય છે અને વિદેહમુક્ત થતાં પણ તે બ્રહ્મમાત્ર જ થઈ રહે છે.[15] જેમ મારું બ્રહ્મપણું કોઈ દિવસ નિવૃત્ત થતું નથી, તેમ મારા વ્યવહારનું બ્રહ્મપણું પણ નિવૃત્ત થતું નથી. બીજી દૃષ્ટિનો અસંભવ હોવાથી, તમારી આગળ (વ્યવહારદૃષ્ટિથી) હું આ વસિષ્ઠદેહરૂપે જ થઈ રહ્યો છું.[16] જે અજ્ઞાની પુરુષને સ્વપ્નાવસ્થામાં જન્મ વગર અને નિરાકાર એવા સ્વપ્નનરમાં આધિભૌતિકપણાની બુદ્ધિ થઈ જાય છે, તેમ મને પણ જગમાં અને બીજા મનુષ્યોમાં આધિભૌતિકપણાની પ્રતીતિ થાય છે.[17] એવી જ રીતે બીજા અજ્ઞાનીઓને સ્વયંભૂની સર્વ સૃષ્ટિઓ આધિભૌતિક દેખાય છે. પરંતુ વસ્તુતાએ તેવે રૂપે તે ઉત્પન્ન થયેલ જ નથી અને તેની ઉત્પત્તિ તથા લય, બન્ને જાણે ખરેખર થતાં હોય એમ જણાય છે

આ જે હું તમારી નજર આગળ ઊભો છું, તે આકાશવસિષ્ઠ છું અને પોતાના અભ્યાસબળથી આવે રૂપે જાણે પુષ્ટતાને પ્રાપ્ત થઈ ગયો હોઉં તેમ થઈ રહેલ છું, અથવા તો તમારી તેવી દઢ ભાવનાને લીધે તમારી બુદ્ધિને અનુસરી હું ભૌતિક દેહવાળો થઈ રહ્યો છું.[૧૯] સર્વ બ્રહ્માઓ ચિદાકાશરૂપ જ છે. જેવી રીતે તેમનું અસ્તિત્વ મનોમાત્ર છે, તેવી જ રીતે આ સૃષ્ટિઓ પણ મનોમાત્ર જ છે.[૨૦] જેમ બાળકોને અજ્ઞાનને લીધે વેતાલ વજાના જેવો દઢ જણાય છે, તેમ હું વગેરે આ સર્વ સૃષ્ટિ તમને અજ્ઞાનના દોષને લીધે વજાના જેવી દઢ ભાસે છે.[૨૧] પરંતુ તેનું ખરેખરું સ્વરૂપ જાણવામાં આવે, તો વાસનાનો ક્ષય થઈ જવાથી જેમ દૂર રહેલા બંધુ ઉપરનો સ્નેહ કાળે કરીને ક્ષીણ થતો જાય છે, તેમ તે પણ થોડા સમયમાં જ શમી જાય છે.[૨૨] જેમ સ્વપ્નમાં જોયેલા ભંડારને ગ્રહણ કરવાની વાસનાનું ખરેખરું સ્વરૂપ જાણવામાં આવતાં તે વાસના શાંત પડી જાય છે, તેમ સૃષ્ટિનું ખરેખરું સ્વરૂપ જાણવામાં આવતાં અહંકારનું ઘાટાપણું શાંત થઈ જાય છે.[૨૩] ઝાંઝવાના જળનું ખરેખરું જ્ઞાન થાય છે, ત્યારે ઝાંઝવાના જળની નદીના વેગે વહેતા જળને ગ્રહણ કરવાની બુદ્ધિ નિવૃત્ત થઈ જાય છે. તે જ પ્રમાણે દશ્યના સ્વરૂપનું વાસ્તવ જ્ઞાન થાય છે, ત્યારે તે સંબંધી સર્વ વિચાર શાંત પડી જાય છે.[૨૪] મહારામાયણ જેવા શાસ્ત્રનું માત્ર નિરંતર અવલોકન કરવાથી જીવન્મુક્તતા પ્રાપ્ત થઈ જાય છે, તો પછી દશ્યના ખરા સ્વરૂપનું જ્ઞાન થવામાં તો મુશ્કેલી જ શી છે? સાંસારિક વાસનાને લીધે જે પુરુષની બુદ્ધિ અવસ્તુરૂપ એવા દેહ, ઇન્દ્રિય અને શબ્દ આદિ ભોગ્ય વિષયોમાં આસક્ત છે, તે પુરુષ મોક્ષની આકાંક્ષા રાખનારો નથી અને તેને કૂતરાના જેવો અથવા કીડાના જેવો સમજવો.[૨૫-૨૬] જીવન્મુક્ત બુદ્ધિવાળો પુરુષ કેવા ભોગો ભોગવે છે અને અજ્ઞાની પુરુષ કેવા ભોગો ભોગવે છે, તે વિચારવાનું છે.[૨૭] મહારામાયણ જેવા શાસ્ત્રનું માત્ર અવલોકન કરવાથી જ સર્વ વસ્તુઓને વિષે પોતાના ચિત્તમાં બરફના જેવી પરમ શીતળતા ઉદય પામે છે.[૨૮] શીતળ ચિત્ત રહેવું એ મોક્ષ છે અને સંતાપવાળું ચિત્ત રહેવું તે બંધ છે. અહો! લોકની કેવી મૂઢતા છે કે, એવા મોક્ષની પણ તેમને ઇચ્છા થતી નથી.[૨૯] આ સર્વ મનુષ્ય સ્વભાવે જ વિષયોને પરવશ થઈ રહેલ છે. આથી જ તેઓ પરસ્પર એકબીજાનાં સ્ત્રી-ધન વગેરેમાં લોલુપ થઈ રહ્યા છે, તો પણ આ મુમુક્ષુશાસ્ત્રના અર્થનો વિચાર કરવાથી (મનન-નિદિધ્યાસન આદિ ઉપાય વડે) યથાર્થ તત્ત્વજ્ઞાન થતાં તેઓ સુખી થાય છે.[૩૦]

વાલ્મીકિ બોલ્યાઃ-ઉપર પ્રમાણે વસિષ્ઠઋષિ કહેતા હતા એટલામાં દિવસ જતો રહ્યો, સૂર્યનારાયણ અસ્તને પ્રાપ્ત થઈ ગયા, સભા નમસ્કાર કરી પોતાનાં સાયંકાળ સંબંધી કર્મ કરવા માટે સ્નાન કરવા સારુ ચાલી ગઈ અને પછી રાત્રિ વ્યતીત થતાં સૂર્યનારાયણના ઉદયની સાથે તે ત્યાં આવી પહોંચી.[૩૧]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेस्तमिनो जगाम। स्नातुं सभा कृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વસિષ્ઠશરીરવર્ણન' એ નામનો સર્ગ ૯૫ મો સમાપ્ત**

**શ્રીવાલ્મીકિ મુનિનો સત્તરમો દિવસ સમાપ્ત**



## સર્ગ ૬૬ મો×

### આત્મા અજરામર જ છે

॥ वसिष्ठ उवाच ॥

**पाषाणाख्यानमेतत्ते कथितं कार्यकोविद।**
**अनयेमाः स्फुरदृष्ट्यासृष्टयो नभसि स्थिताः ॥१॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે કાર્યમાં કુશળ રામચંદ્રજી! તમને મેં આ પાષાણાખ્યાન કહી સંભળાવ્યું, એવી જ રીતિથી આ સર્વ સૃષ્ટિઓ આરોપિતરૂપે ચિદાકાશની અંદર રહેલ છે.[૧] વસ્તુતાએ જોઈએ તો કોઈ ઠેકાણે કોઈ સમયે કશું પણ રહ્યું નથી; બ્રહ્મ જ યથાસ્થિતપણે અખંડિત રીતે પોતાના એકરસરૂપ સ્વભાવની અંદર રહેલ છે.[૨] બ્રહ્મ ચિન્માત્ર જ છે, એમ તમે સમજો. સ્વપ્નદષ્ટિમાં પોતાનો ચિદાત્મા જ સ્વપ્નનગરરૂપે થઈ રહેલ પ્રતીતિમાં આવે છે, પણ તે કોઈ દિવસ પોતાના આત્માના સ્વરૂપથી જુદો કહી શકાતો નથી.[૩] તેવી જ રીતે જન્મ આદિ વિકારથી રહિત ચિદાકાશ સ્વયંભૂરૂપ થઈ રહ્યા છતાં અને દશ્યરૂપ થઈ રહ્યા છે, છતાં તેણે પોતાનું નિર્વિકાર શુદ્ધ સ્વરૂપ છોડ્યું નથી.[૪] વસ્તુદષ્ટિથી જોતાં સ્વયંભૂ પણ નથી, જગત પણ નથી અને સ્વપ્નનગર પણ નથી. યથાર્થ મહાવિવેકવાળી દૃષ્ટિથી જોતાં ચિન્માત્ર બ્રહ્મ જ વિવર્તરૂપે એ સર્વને આકારે થઈ રહેલ પ્રતીતિમાં આવે છે.[૫] જેમ તમને સ્વપ્નમાં જોવામાં આવતું સ્વપ્નનગર ચિદ્રૂપ છે અને તે તમારા પોતાના આત્માની અંદર રહેલ છે, તેમ અખંડ બ્રહ્મ જ સૃષ્ટિથી માંડી ઠેઠ મહાપ્રલય સુધી જગતને રૂપે થઈ રહેલ છે.[૬] જેમ સુવર્ણ અને સુવર્ણની શિલામાં તેમ જ સ્વપ્નનગર અને ચિદાત્મામાં ભેદ સંભવતો નથી, તેમ બ્રહ્મ અને સૃષ્ટિમાં ભેદ સંભવતો નથી.[૭] જેમ સુવર્ણ જ સત્ય છે, પણ વીંટી આદિ આકારો સુવર્ણથી જુદા નથી અને સ્વપ્નના પર્વતમાં જેમ વાસ્તવિક શૈલપણું હોતું નથી, પણ ચિદાત્મા જ તેવે રૂપે દેખાય છે, તેમ એક ચિદાકાશ જ સત્ય છે અને તેનાથી જુદી બીજી સૃષ્ટિ સંભવતી નથી.[૮] જેમ સ્વપ્નમાં નિર્વિકાર આત્મચૈતન્ય જ વિવર્તભાવથી સ્વપ્નપર્વતના જેવું થઈ રહેલ ભાસે છે, તેમ નિરાકાર બ્રહ્મ જ વિવર્તભાવથી સૃષ્ટિના જેવું થઈ રહેલ ભાસે છે, તે બીજું કશું નથી.[૯] આ સર્વ અનંત, નિર્વિકાર અને અવિનાશી એવા ચિદાકાશરૂપ જ છે અને તે હજારો મહાકલ્પોમાં પણ ઉદયને કે નાશને પ્રાપ્ત થતું નથી.[૧૦] જીવ ચિદાકાશરૂપ છે, આ તમે પોતે પણ ચિદાકાશરૂપ છો, હું પણ અવિનાશી ચિદાકાશરૂપ છું અને આ ત્રણે લોક પણ ચિદાકાશરૂપ જ છે.[૧૧] ચિદાકાશને છોડી દઈ જોઈએ તો આ શરીર નિર્જીવ જ છે. એક અચ્છેદ્ય અને અદાહ્ય એવું આ ચિદાકાશ જ નષ્ટ થતું નથી.[૧૨] સર્વ ચિદાકાશરૂપ હોવાથી કશું પણ ઉત્પન્ન થતું નથી અને કશાનો નાશ પણ થતો નથી. જગત ચિદાકાશનો એક વિવર્ત છે, એમ અનુભવમાં આવે છે.[૧૩] મનુષ્ય ચિન્માત્ર પુરુષરૂપ છે. એ ચિન્માત્ર (અવિનાશી) તત્ત્વ જો મરી જતું હોય, તો **आत्मा वै जायते पुत्रः** । એ શ્રુતિથી પુત્રના અને પિતાના આત્માનો અભેદ છે, તેથી પિતાનું મરણ થતાં તેનો પુત્ર નિઃસંદેહ મરણને પ્રાપ્ત થઈ જવો જોઈએ.[૧૪] પછી, **एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः।** (એક જ જીવ સર્વ પ્રાણીઓમાં રહ્યો છે) એ શ્રુતિથી એક જીવનું મરણ થતાં બધા જીવો મરી જઈ આખું પૃથ્વીતલ શૂન્ય થવું જોઈએ.[૧૫] પરંતુ હે રામચંદ્રજી! આજ દિવસ સુધી કોઈનું ચિન્માત્રતત્ત્વ કોઈ સ્થળે નાશ પામ્યું નથી અને પૃથ્વી પણ શૂન્ય થયેલી જણાતી નથી; તેથી

---

× આ છન્નુમા સર્ગમાં પાષાણાખ્યાનના તાત્પર્યરૂપે જગતને ચિદાત્માના વિવર્તરૂપે વર્ણવશે અને બ્રહ્મરૂપ અજરામર ચૈતન્ય જ આત્મારૂપ છે, તે વિષે કહેવામાં આવશે.

સિદ્ધ થાય છે કે, ચિન્મય તત્ત્વ અક્ષય છે.[૧૬] 'હું કેવળ એક ચિન્મય છું અને શરીર આદિ કશું પણ મારું નથી' એવું અનુસંધાન જો અહર્નિશ રહેતું હોય તો પછી જન્મ—મરણ આદિ ક્યાં છે ?[૧૭] જે આત્મહત્યારાઓ 'હું નિર્મળ ચિન્માત્રરૂપ છું,' એવા પોતાના અનુભવનું પણ કુતર્કોથી ખંડન કરે છે, તેઓ વિપત્તિરૂપી સમુદ્રમાં ડૂબી જાય છે.[૧૮] 'હું આકાશથી પણ સ્વચ્છ, નિર્વિકાર, નિત્ય, અનંત અને ચિન્માત્ર છું. મને જીવિત—મરણ કે સુખ—દુ:ખ સાથે શો સંબંધ છે ?[૧૯] હું ચિદાકાશરૂપ છું, શરીર આદિ સાથે મારો શો સંબંધ છે ?' એવા વિદ્વાનોના આંતર અનુભવને જે આત્મહત્યારો પુરુષ કુતર્કો વડે નિષેધ કરે છે, તેને ધિક્કાર છે.[૨૦] જે પુરુષમાં 'હું સ્વચ્છ ચિદાકાશરૂપ છું' એવો સ્ફુટ અનુભવ નાશ પામ્યો હોય છે, તે મૂઢ પુરુષ જીવતાં છતાં મૂવા જેવો છે, એમ વિવેકીઓનું સમજવું છે.[૨૧] 'હું શુદ્ધ ચિદ્રૂપ છું, દેહ ઇન્દ્રિયોની સાથે મારો ક્યાં સંબંધ છે ?' એવા બોધથી જે આત્મસ્વરૂપને ઓળખે છે, તે સ્વચ્છ વિવેકી પુરુષને જન્મ-મરણ આદિ આપત્તિઓ પરાભવ આપી શકતી નથી.[૨૨] જેમ મોટા પાષાણને બાણો વીંધી શકતાં નથી, તેમ જે પુરુષ શુદ્ધ ચિન્માત્ર આત્માનું અવલંબન કરીને સ્થિર થઈ રહેલ છે, તેને માનસિક આધિઓ અસર કરી શકતી નથી.[૨૩] જેઓ પોતાના ચિન્મય સ્વરૂપને ભૂલી જઈ શરીરમાં જ આસ્થા બાંધી બેઠા હોય છે, તેમણે વાસ્તવિક રીતે જોતાં સુવર્ણનો ત્યાગ કરી ભસ્મનું ગ્રહણ કર્યું છે, એમ સમજવું.[૨૪] 'હું દેહરૂપ છું' એવી ભાવના કરવાથી બળ, બુદ્ધિ અને તેજ નાશ પામી જાય છે, ત્યારે 'હું ચિદ્રૂપ જ છું' એવી સ્થિતિ રાખવાથી બળ, બુદ્ધિ અને તેજ ઉદય પામે છે.[૨૫] 'હું શુદ્ધ ચિદાકાશરૂપ છું, મારાં જન્મ—મરણ ક્યાં છે ?' એવો જો દૃઢ નિશ્ચય સ્થિર થઈ ગયો હોય, તો પછી લોભ—મોહ—મદ આદિને રહેવાનો અવકાશ જ ક્યાં છે ?[૨૬] જે પુરુષ ચિદાકાશ વિના સ્થૂલદેહ, સૂક્ષ્મદેહ કે કારણ-દેહને પોતાના આત્મારૂપ સમજે છે, તેને લોભાદિક છે એવું બોલવું ઘટે; પણ તત્ત્વજ્ઞને તેમ કહેવું સંભવતું નથી.[૨૭] 'હું કપાતો નથી તેમ બળતો નથી, હું ચિન્માત્ર છું, વજ્રના જેવો દૃઢ છું, હું મારા ચિન્મય સ્વરૂપમાં જ સદા રહ્યો છું અને હું દેહધારી નથી.' એવો જેને નિશ્ચય થઈ ગયો હોય છે, તેને મૃત્યુ પણ તૃણના જેવું તુચ્છ લાગે છે.[૨૮] અહો ! જ્ઞાનદૃષ્ટિવાળા પંડિતોને પણ કેવો વ્યામોહ હોય છે ! તેઓ શરીરરૂપી એક જડભાગનો નાશ થતાં 'અમે નાશ પામીએ છીએ' એવા મોહમાં ડૂબે છે ![૨૯] 'હું સ્વચ્છ ચિદાકાશરૂપ છું,' એવો સત્યભાવ સ્થિર થઈ જાય છે, એટલે વજ્રપાત અને પ્રલયકાળનો અગ્નિદાહ પણ પુષ્પોની વૃષ્ટિ જેવો લાગે છે.[૩૦] આત્મા નાશ પામતો જ નથી, છતાં હું નાશ પામી જાઉં છું અને હું અમર ચિન્મય તત્ત્વરૂપ નથી, એવું રુદન કરે છે, તે એક વિવેકીઓની અપૂર્વ હાસ્યજનક વાર્તા છે.[૩૧] 'હું અચેતનરૂપ જ છું અને દેહ આદિરૂપે જે કાંઈ દેખાય છે તે હું નથી' એવો જેને અંદર દૃઢ નિશ્ચય થઈ ગયો હોય છે, તે કોઈ દિવસ મોહ પામતો નથી.[૩૨] હું ચિદાકાશરૂપ છું અને મારો નાશ સંભવતો નથી, કેમકે સર્વ જગત ચિદાકાશવડે પૂર્ણ છે; તો પછી આમાં તમને (જન્મ—મરણ આદિનો) શો સંદેહ છે ?[૩૩] અરે મહામૂઢ પુરુષો ! ચિન્મય-તત્ત્વને મૂકી દઈ તમે કોઈ બીજારૂપ હો તો કહો. પરંતુ વૃથા આત્માનો અપલાપ (ઇનકાર) શા માટે કરો છો ?[૩૪] જો ચેતન મરી જતું હોય તો તેની સાથે સંબંધ રાખનારા સર્વ મનુષ્યો મરી જવા જોઈએ, તો પછી તમે કેમ મરણને શરણ નથી થયા ?[૩૫] આથી એમ જણાય છે કે ચેતન મરતું જ નથી, કશું મરતું પણ નથી અને કશું જીવતું પણ નથી. 'હું જીવું છું અને

મરુ છું' એવી ભ્રાંતિને ચિદાત્મા અનુભવે છે, પણ પોતે કોઈ દિવસ નષ્ટ થતો નથી.[૩૬] ચિદાત્મા જેવા જેવા સંકલ્પને સ્ફુરાવે છે, તેવું તેવું તે દેખે છે. આ અનુભવ વૃદ્ધથી લઇને ઠેઠ બાલકપર્યંત પ્રસિદ્ધ છે; પરંતુ ક્યાંય પણ ચિદાત્માનો નાશ થતો નથી.[૩૭] એ ચિદાત્મા સંસારને ( દ્રષ્ટારૂપે ) જુએ છે, મુક્તપણાને અનુભવે છે અને સુખ–દુઃખને પણ જાણે છે, પણ તે સર્વ પોતાના ચિત્સ્વરૂપથી જુદું રહેલ નથી.[૩૮] પોતાનું ખરું સ્વરૂપ ન ઓળખાવાથી તે પોતે જ 'મોહ' નામને ધારણ કરી લે છે અને પોતાના સ્વરૂપનું ખરું જ્ઞાન થતાં તે પોતે જ 'મોક્ષ' નામને ધારણ કરે છે.[૩૯] વસ્તુતાએ જોતાં કોઈ કાળે કે કોઈ સ્થળે કશાનો નાશ થતો જ નથી કે કશાની ઉત્પત્તિ થતી જ નથી. કેમકે સર્વ ચિન્માત્ર છે અને આકાશના જેવું સ્વચ્છ છે.[૪૦] એવું પણ કાંઈ નથી કે જે સત્ય હોય અને એવું પણ કાંઈ નથી કે જે મિથ્યા હોય. બાકી ખરું જોતાં જે વિષે જેણે જેવો નિશ્ચય બાંધ્યો હોય છે, તે પ્રત્યે તે તેવો અનુભવ કરે છે.[૪૧] ચિદાત્મા જગતની અંદર જેવા જેવા દૃઢ સંકલ્પનું સ્ફુરણ ઉઠાવે છે, તેવું તેવું તેના અનુભવમાં આવે છે. આ વાત અનુભવસિદ્ધ છે, તેથી સર્વ પદાર્થનો સમૂહ વિષ અને અમૃતની પેઠે કાળપરત્વે, ભોક્તાપરત્વે અને સહકારી કારણને યોગે અનેક આકારે પ્રતીતિમાં આવે છે; પરંતુ ચિદાત્માનું અનુસરણ ન કરે એવું કશું પણ છે જ નહિ; આ વાત સુપ્રસિદ્ધ છે.[૪૨]

**યદ્યદ્યથા જગતિ ચેતતિ ચેતનાત્મા તત્તત્તથાનુભવતીત્યનુભૂતિસિદ્ધમ્ । દૃષ્ટં વિષામૃતવદેવ પદાર્થજાતં નાતોઽસ્તિ સંવિદવિધેયમિતિ પ્રસિદ્ધમ્**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ-પ્રકરણના ઉત્તરાર્ધનો 'અમરત્વપ્રતિપાદન' એ નામનો સર્ગ ૯૬ મો સમાપ્ત**

## સર્ગ ૯૭ મો*

### સર્વ વાદીઓના જુદા જુદા મતની સત્યતા

**॥ વસિષ્ઠ ઉવાચ ॥**

**સંવિન્મયત્વાજ્જગતઃ સ્વપ્નસ્ય પરમાત્મનઃ ।**
**બ્રહ્માકાશતયા સર્વં બ્રહ્મૈવેત્યનુભૂયતે ॥ ૧ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–જગત એક જાતનું પરમાત્માનું સ્વપ્ન જ છે. તે ચિદ્રૂપ હોવાથી અને બ્રહ્માકાશથી કશું પણ જુદું ન હોવાથી સર્વ બ્રહ્મરૂપ છે, એમ અનુભવ થાય છે.[૧] જગતરૂપી બ્રહ્મ અત્યંત દશ્ય છે અને મહાચૈતન્ય અદશ્ય છે. આથી, ચિદાત્મા મદશક્તિની પેઠે પોતે અદશ્યરૂપે રહેલ છે, એ વાત પણ (તેમ માનનારને) સત્ય જેવી જણાય છે.[૨] સર્વ દશ્યની શાંતિ થતાં પ્રાપ્ત થતો મોક્ષ અજ્ઞાનને લીધે મળતો નથી અને તે વિના અદ્વિતીય ચિદાત્મા અલક્ષ્ય છે. વળી, મોક્ષસમયમાં પણ તેનો જુદો અનુભવ કરનાર બીજો કોઈ નથી, એવો શૂન્યતાવાદ-પણ (તે મત માનનારને) સત્ય હોય એમ ભાસે છે.[૩] પુરુષ ચિન્માત્ર છે અને અકર્તા છે, જગત પ્રધાનરૂપી મૂળકારણમાંથી મહત્તત્ત્વ, અહંકાર આદિ ક્રમે અવિર્ભાવને પ્રાપ્ત થાય છે, એમ માનનારાઓ (સાંખ્યમતવાળાઓ)ને તેવો જ અર્થ અનુભવમાં આવવાથી એ વાત સત્ય લાગે છે.[૪] દશ્ય એ બ્રહ્મનો એક વિવર્ત છે, એમ માનનારને (વેદાંતીને) તે મત સત્ય જણાય છે. કેમકે તેમને સર્વ કંઈ એવી જાતનું જ દૃષ્ટિગોચર થાય છે અને અનુભવમાં આવે છે.[૫] જગત પરમાણુઓના સમૂહરૂપ છે, એ (કણાદ, ગૌતમ આદિનો) મત પણ તેમના વિચારને અનુસારે સત્ય છે,

* આ સત્તાણુમા સર્ગમાં પરબ્રહ્મ સર્વશક્તિમાન હોવાથી સર્વ વાદીઓના જુદા જુદા મતની સત્યતા વિષે વર્ણન આવશે; અને સર્વ લોકોની ભોગોમાં આસક્તિ તથા તત્ત્વજ્ઞ પુરુષના વિરલપણા વિષે વિવેચન કરવામાં આવશે.

કેમકે જેવો જેવો જેનો દૃઢ નિશ્ચય થાય છે, તેવો તેવો તેને અનુભવ પણ થતો જાય છે. જેવું સર્વ અહીં દેખાય છે તેવું જ પરલોકમાં છે. જગત ખરેખર અનિર્વચનીય છે, પણ તે સદ્રૂપ કે અસદ્રૂપ કહી શકાતું નથી. જગતની પ્રતીતિ મનની પ્રૌઢ કલ્પનાને અનુસારે થાય છે. આ વાત પણ (તેમ માનનારને તેવો અનુભવ હોવાથી) સત્ય જણાય છે.[૭] કેટલાક (ચાર્વાક આદિ) વાદીઓ બાહ્ય જ સત્ય છે, પૃથ્વી આદિ પંચભૂતોથી જુદો અંતરાત્મા નથી, એમ કહે છે. તેમના વિચાર પ્રમાણે તે વાત પણ સત્ય છે; કેમકે અતીન્દ્રિય આત્માને તેઓ પોતાના દેહમાં વિચાર કરતાં છતાં જોઈ શકતા નથી.[૮] પ્રતિક્ષણ વસ્તુમાત્રનો ફેરફાર થતો જોવામાં આવે છે. તેથી ક્ષણિકવાદીઓની ક્ષણિકતા વિષેની બુદ્ધિ પણ તેમની દૃષ્ટિમાં યુક્ત જ ભાસે છે. કેમકે સર્વના આદિરૂપ પરમતત્ત્વ સર્વશક્તિમાન હોવાથી, તેમાં બધા વિકલ્પોનો સમાવેશ સંભવે છે.[૯] જેમ ઘડામાં પૂરેલું કલવિંક પક્ષી ઘડાનું મોઢું ખુલ્લું થતાં તેમાંથી ઊડી બહાર જતું રહે છે, તેમ દેહમાં પરિચ્છિન્ન આકારે રહેલો જીવ કર્મનો ક્ષય થઈ જતાં દેહમાંથી ઊડી જઈ પરલોકમાં જતો રહે છે. આવો (આર્હતમતનો) વિચાર પણ તેમ માનનારના અનુભવને સાચો લાગે છે. વળી યવન આદિની જીવ વગેરેની કલ્પના (તેના અનુભવ પ્રમાણે) ખોટી કહી શકાતી નથી.[૧૦] સત્પુરુષો વિપ્ર, અગ્નિ, વિષ, અમૃત અને મરણ વગેરે વિષમ પદાર્થોમાં પણ સમાનબુદ્ધિ રાખનારા હોય છે; કેમકે તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં બ્રહ્મ જ સર્વરૂપ છે અને સર્વના આત્મારૂપ છે. આ સર્વ સ્વભાવસિદ્ધ જ છે, એવું સ્વભાવવાદીઓનું કહેવું પણ તે મત સ્વીકારનારાઓને યુક્ત જણાય છે કેમકે શોધ કરતાં છતાં તેમની બુદ્ધિમાં કોઈ બુદ્ધિમાન સર્વકર્તા આરૂઢ થતો નથી.[૧૧,૧૨] ઈશ્વરમાં આસક્ત ચિત્તવાળા પુરુષો કહે છે કે, સર્વત્ર એક જ કર્તા છે, આ વાત પણ સત્ય જ છે; કેમકે તે ઉપાસક પુરુષ પોતાનો દૃઢ નિશ્ચય હોવાથી સર્વકર્તા પરમેશ્વરને જરૂર પ્રાપ્ત થાય છે, એ વાત અબાધિત છે.[૧૩] કેટલાક (આસ્તિકો) આ લોકની પેઠે જ પરલોકને પણ માને છે અને તીર્થ—સ્નાન—અગ્નિહોત્ર આદિ બીજાં કર્મો પણ (પરલોકમાં સુખસાધક હોવાથી) નિષ્ફળ એવી ભાવના કરે છે. તેમની એ પ્રબળ ભાવના પણ સત્ય છે, એમ તમે સમજો.[૧૪] આ સર્વ શૂન્ય જ છે, એવો શૂન્યવાદી બૌદ્ધોનો મત પણ (તેમના વિચાર પ્રમાણે) સત્ય છે; કેમકે એ શૂન્યવાદમાં વિચાર કરતાં છેવટ કશું પણ અવશેષ રહેતું જ નથી. આવી રીતે સર્વ વાદીઓના ઇચ્છિત વિચારને એક ચિદાત્મા જ (ભાવનાને અનુસારે) ચિંતામણિની પેઠે અને કલ્પદ્રુમની પેઠે પોતાની મેળે જ તત્કાળ સંપાદન કરી આપે છે. બાકી એ પોતે તો પોતાના સ્વરૂપમાં જ ચિદાકાશરૂપે રહેલ છે.[૧૫,૧૬] સત્ખ્યાતિવાદી, અસત્ખ્યાતિવાદી અને અનિર્વચનીય ખ્યાતિવાદી, એ સર્વના મત પણ ખોટા નથી; કેમકે બ્રહ્મ સર્વશક્તિમાન છે અને તેની માયાશક્તિ અનિર્વચનીય છે. તે શૂન્ય પણ નથી તથા અશૂન્ય પણ નથી. તેથી તે અનિર્વચનીય કહી શકાય છે.[૧૭] જે પુરુષ જેવા નિશ્ચયમાં સ્થિર થઈ રહ્યો હોય છે તેમાંથી જો તે પોતાની બાલકબુદ્ધિથી પાછો ન હઠે તો અવશ્ય ફળ મેળવે છે.[૧૮] બુદ્ધિમાન પુરુષે પંડિતો સાથે વિચાર કરવો અને તત્ત્વરૂપ શ્રેષ્ઠ વસ્તુ વિશે દૃઢ નિશ્ચય ગ્રહણ કરવો, પણ જે તે સિદ્ધાંત વિચારી ગ્રહણ કરી લેવો નહિ.[૧૯] શાસ્ત્રના અધ્યયનથી અને વ્યવહારથી (આચરણથી) માણસ ઉત્તમ બુદ્ધિવાળો થાય છે; માટે જે સ્થળમાં એવો ઉત્તમ બુદ્ધિવાળો પંડિત ભાગ્યયોગે મળી જાય તેનો આશ્રય લેવો.[૨૦] ઉત્તમ શાસ્ત્ર પ્રમાણે વ્યવહાર (આચરણ) કરનારા સત્પુરુષોમાં સંદેહને લીધે વિવાદ પેદા થાય,

જ સૌનું સમાધાન કરી તેમને આનંદ ઉપજાવે અને નિષિદ્ધ આચરણથી રહિત હોય, તે પુરુષને શ્રેષ્ઠ સમજવો અને તેનો આશ્રય કરવો.[૨૧] જળ જેમ અહર્નિશ નીચા પ્રદેશ તરફ ગતિ કરે છે, તેમ સર્વ પ્રાણીઓ અહર્નિશ શ્રેય તરફ દોડે છે. તો તેનો વિચાર કરીને શ્રેયનો આશ્રય ગ્રહણ કરવો.[૨૨] સંસારરૂપી સાગરમાં મનોરથોની પર પર્યાઓરૂપી તરંગો વડે પ્રાણીઓ તણાયા કરે છે. તેમના બધા દિવસો ઘાસ પર પડેલાં બિંદુઓની પેઠે અણદેખ્યા વૃથા ચાલ્યા જાય છે.

રામ બોલ્યાઃ–વિશાળ ચિદાકાશની અંદર પ્રાણીઓની ભોગ સબંધી તૃષ્ણા લતાની પેઠે પ્રથમ હજારો જગતરૂપી વેલાઓને પ્રસારીને પોતે પણ પ્રસરી રહેલ છે. તો તેમાં સારાસારનો વિચાર કરી પરમાર્થ તરફ લક્ષ્ય રાખનારા તત્ત્વજ્ઞ પંડિતો વિરલ જ હશે?[૨૩,૨૪]

વસિષ્ઠ બોલ્યાઃ–પ્રત્યેક જાતિમાં એવા નામાંકિત પુરુષો થોડા જ હોય છે કે જેમના દિવસો સૂર્યનારાયણના જેવા પ્રકાશવંતા થાય છે.[૨૫] સર્વ મૂઢ પુરુષો મહામોહમય સંસાર-સાગરની અંદર ભોગની તૃષ્ણારૂપી વંટોળિયા વાયુના જેવી પ્રબળ ચકરીઓના ઝપાટામાં તણાયા કરે છે અને ઘાસની પેઠે નીચેઊંચે ભટકતા રહી પ્રવાહમાં વહ્યા જાય છે.[૨૬] સ્વર્ગમાં દેવતાઓ આત્મનિષ્ઠામાંથી ભ્રષ્ટ થાય છે અને તેઓ પર્વતમાં દાવાનળથી બળતાં વૃક્ષોની પેઠે ભોગોરૂપી અગ્નિમાં સારી પેઠે બળીને ભસ્મ થઈ થઈ જાય છે.[૨૭] મદોન્મત્ત દૈત્યોને પણ દેવતાઓ ઉચ્છૃંખલ થઈ રહેલા હાથીની પેઠે મહાઘોર એવા ભગવાનરૂપી મોટા ખાડામાં પછાડે છે.[૨૮] ગંધર્વોમાં વિવેકનો લેશ અંશ પણ દેખાતો નથી અને તેઓ ગીતરૂપી મદિરાનું પાન કરી કામ–ક્રોધ આદિ ષડ્વર્ગના કબજામાં આવી જાય છે, તેમજ -રિણની પેઠે મૃત્યુરૂપી પારધીની પાસે ચાલ્યા . છે.[૨૯] વિદ્યાધરો પોતે વિદ્યાઓના આધાર-રૂપ હોય છે, તેથી તેઓ તેમાં જ મોહિત થઈ જાય છે અને આવિર્ભાવ પામેલા ઉદાર વિવેકનો પણ આદર કરતા નથી.[૩૦] ભય, જ્વર અને ઉન્માદ આદિ દોષોને ઉત્પન્ન કરી જગતમાં ક્ષોભ પેદા કરનાર યક્ષો જાણે પોતાના દેહને સ્થિર જ માનતા હોય તેમ મણિમંત્ર આદિની સહાયતા વિનાના બાલ, વૃદ્ધ અને આતુર (રોગી) પુરુષોમાં પોતાની ચતુરતા બતાવે છે.[૩૧] વિષ્ણુ હાથીના જેવા મદોન્મત્ત રાક્ષસોના શત્રુરૂપ છે, એ વિષ્ણુએ પૂર્વે સિંહની પેઠે તેમનો સંહાર કરેલ છે અને હવે પછી પાછા તમે પણ તમારી શક્તિ વડે તેમનો સંહાર કરશો.[૩૨] જેમ અગ્નિમાં પડેલી આહુતિઓ પોતાના સ્વરૂપને પોતાની ધુમાડા-વાળી તથા પવનના સપાટાવાળી જ્વાળા વડે વ્યાપ્ત દેખે છે, તેમ પિશાચો પોતાના આત્માને અજ્ઞાનરૂપી ધુમાડાના અંધકારમાં પવનની પેઠે ક્રોધ–હિંસા આદિરૂપી જ્વાળાને ઉત્પન્ન કરનારી પ્રાણીઓનું ભોજન કરી જવારૂપી ચિંતા વડે વ્યાપ્ત જ દેખે છે.[૩૩] અનેક નાગોના સમૂહરૂપી કમળો પાતાળમાં જ નિમગ્ન થઈ રહેલ છે અને વૃક્ષોનાં મૂળિયાંની પેઠે તેઓ સારી પેઠે જડ થઈ રહેલ છે.[૩૪] અસુરોનાં બાળકો પૃથ્વીમાં રહેનારા કીડાઓની પેઠે ગુફાઓમાં કે ખાડાઓમાં જ નિવાસ કરી રહે છે અને તેઓમાં તો વિવેકની વાત જ શી કહેવી?[૩૫] ઘણું કરી મનુષ્યો થોડાક કણને માટે પણ કીડીઓની પેઠે રાત્રિ-દિવસ પૃથ્વી પર ફર્યા કરે છે.[૩૬] પોતાનું અભીષ્ટ સંપાદન કરવામાં વ્યગ્ર થઈ રહેલી સર્વ પ્રાણી-ઓની જાતના દિવસો મદોન્મત્ત પુરુષોની પેઠે દુષ્ટ વાસના વડે વૃથા જ ચાલ્યા જાય છે.[૩૭] અગાધ જળમાં પડેલા અને તેમાં ડૂબી રહેનારા પુરુષને જેમ બહારની સૂકી રજ સ્પર્શ કરતી નથી, તેમ કોઈ મનુષ્યને અંદર નિર્મળ વિવેક સ્પર્શ કરતો નથી.[૩૮] ખેડૂતો દાણાને ચોખ્ખા કરવા માટે ખળામાં સૂપડાથી ઝાટકે છે, ત્યારે

ઊડેલાં ફોતરાંઓના સમૂહને પવન દૂર ખેંચી જાય છે. તેજ પ્રમાણે દેહ આદિમાં અભિમાન ખંધાવારૂપી પવન મનુષ્યોને અહિંસા-સત્ય-અક્રોધ આદિ નિયમોમાંથી ચલિત કરી દઈ હિંસા-અસત્ય-ક્રોધ આદિ તરફ ખેંચી જાય છે. જોગણીઓના સમૂહો મદ્ય-રુધિર આદિનું પાન કરવું તથા માંસ આદિનું ભક્ષણ કરવું એ રૂપી કાદવવાળાં, મહાગહન અને વિષય-વાસનારૂપી દુર્ગંધવાળાં નાનાં તળાવમાં પામર પ્રાણીની પેઠે પડેલા છે.[૩૯,૪૦] કેવળ યમ, ચંદ્ર, ઇન્દ્ર, રુદ્ર, સૂર્ય, વરુણ, પવન, વિષ્ણુ, બ્રહ્મા, બૃહસ્પતિ, શુક્ર અને અગ્નિ આદિ જીવન્મુક્ત થઈ રહેલા છે. પ્રજાપતિઓમાં સપ્તઋષિ, દક્ષપ્રજાપતિ આદિ અને કશ્યપ આદિ જીવન્મુક્ત છે; તેમજ નારદ આદિ, કાર્તિકસ્વામી આદિ, સનક આદિ અને બીજા પણ કેટલાક દેવપુત્રો જીવન્મુક્ત દશામાં રહ્યા છે.[૪૧,૪૨] દૈત્યોમાં હિરણ્યાક્ષ, બલિ, પ્રહ્લાદ, શંબર, મય, વૃત્ર, અંધ, નમુચિ, કેશિપુત્ર અને મુર આદિ જીવન્મુક્તપણે રહ્યા છે.[૪૩] રાક્ષસોમાં વિભીષણ આદિ અને પ્રહસ્ત, ઇન્દ્રજિત આદિ જીવન્મુક્ત છે. નાગોમાં શેષ, તક્ષક, કર્કોટક અને મહાપદ્મ આદિ જીવન્મુક્ત છે.[૪૪] બ્રહ્મલોકમાં, ઇન્દ્રલોકમાં અને વિષ્ણુલોકમાં રહેનારા જીવન્મુક્ત છે. તુષિત-સિદ્ધ-સાધ્ય આદિ દેવયોનિવાળા પણ કેટલાક સ્વભાવે જ મુક્ત છે. પરંતુ હે રામચંદ્રજી! મનુષ્યમાં તો કેટલાક રાજાઓ અને કેટલાક ઋષિઓ તથા ઉત્તમ બ્રાહ્મણો વિરલ જ જીવન્મુક્ત સંભવે છે.[૪૫,૪૬] દિશાઓમાં બહુ પ્રકારના અનેક પ્રાણીઓ રહેલા છે, પરંતુ તેમાં બોધવાળા વિરલ જ હોય છે. ફળોના અને પલ્લવોના સમૂહવાળાં વૃક્ષો તો અનેક હોય છે, પણ કલ્પદ્રુમો તો વિરલ જ સંભવે છે.[૪૭]

भूतानि सन्ति सकलानि बहूनि दिक्षु बोधान्वितानि विरलानि भवन्ति किंतु। वृक्षा भवन्ति फलपल्लवजालयुक्ताः कल्पद्रुमास्तु विरलाः खलु संभवन्ति ॥ ४७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિવેકી-વિરલત્વવર્ણન' એ નામનો સર્ગ ૯૭ મો સમાપ્ત**

## सर्ग ९८ मो*

### તત્ત્વવેત્તા પુરુષોનાં લક્ષણો

॥ वसिष्ठ उवाच ॥

विवेकिनो विरक्ता ये विश्रांता ये परे पदे।
तेषां तनुत्वमायांति लोभमोहादयोरय ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ-જે પુરુષો વિવેકી, વિરક્ત અને પરમપદમાં જ વિશ્રાંત હોય છે, તેમનામાં લોભ, મોહ આદિ રિપુઓ ઓછા થઈ જાય છે.[૧] તેઓ હર્ષ કે ક્રોધ કરતા નથી, વિષયોમાં તેમનો ઝાઝો આગ્રહ હોતો નથી, લોકોનાથી તેઓ પોતે ઉદ્વેગ પામતા નથી, તેમ લોકોને પોતે પણ ઉદ્વેગ આપતા નથી.[૨] નાસ્તિકપણાના અભિમાનથી કે આસ્તિકપણાના અભિમાનથી તેઓ શુષ્ક વૈદિકની પેઠે અતિશય ક્લેશ કરનારાં કષ્ટકારી કર્મોનાં અનુષ્ઠાન કરતા નથી. તેમનું આચરણ મનોહર અને મધુર હોય છે; તેમજ તેમનું ભાષણ પણ લોકપ્રિય અને કોમળ હોય છે.[૩] ચંદ્રમાનાં કિરણોની પેઠે તેઓ સંગમાત્રથી જ અંદર આનંદ ઉત્પન્ન કરે છે અને ક્ષણવારમાં કાર્યોનો વિવેક તથા નિર્ણય કરી શકે છે.[૪] તેમનો આચાર કોઈને ઉદ્વેગકારી હોતો નથી. ચતુર નાગરિક પુરુષોની પેઠે તેઓ સર્વની સાથે બંધુભાવ રાખે છે. તેમનો બહારનો આચાર સર્વ બીજાં પ્રાણીઓના જેવો જ હોય છે; પરંતુ અંદરથી તેઓ સર્વ બાબતમાં શીતળ હોય છે.[૫] શાસ્ત્રોના અર્થ-

* આ અઠ્ઠાણુમા સર્ગમાં તત્ત્વજ્ઞ સત્પુરુષોનાં લક્ષણો કહેનારો, કે જેથી તેઓની પરીક્ષા કરી તે ... દોષ તરફ ઉપેક્ષા રાખી, તેઓનો આશ્રય કરી ...

વિચારમાં તેઓ રસિક હોય છે, તત્ત્વજ્ઞ હોય છે અને તેમને લોકોના સર્વ પૂર્વાપર વિષયોનું ઘણું સારું જ્ઞાન હોય છે. અમુક વિષય તજવા યોગ્ય છે અને અમુક વિષય લેવા યોગ્ય છે, એમ તેઓ સારી પેઠે સમજે છે, તેમજ યથાપ્રાપ્ત વ્યવહાર કર્યે જાય છે.[૬] તેઓ નિષિદ્ધ કાર્યોથી સદા નિવૃત્ત જ રહે છે અને સદાચાર પાળવામાં રસિક હોય છે. જેમ પ્રફુલ્લ થયેલાં કમળો ભમરાને આદર આપે છે, તેમ તેઓ આવેલા અર્થીને (યાચક–અતિથિને) આવરણરહિત એવા ઉપદેશરૂપી સુગંધ વડે, ઉત્તમ આશ્રય આપવા વડે અને સુખકારક અન્નપાન વડે પૂજે છે. તેઓ મનુષ્યોના સમૂહને પોતાના સદ્ગુણોથી વશ કરી લે છે. મનુષ્યોનાં પાપોને (સંગથી અને ઉપદેશથી) તેઓ નિવૃત્ત કરી દે છે.[૭,૮] શીતળ આરામની પેઠે તેઓ સ્નિગ્ધ દેખાય છે અને વર્ષાઋતુમાં પ્રસન્ન રહેનારાં સુંદર વાદળાંની પેઠે તેઓ સદા પ્રસન્ન રહે છે. પર્વતો જેમ ધરતીકંપને રોકે છે, તેમ તે ધીર પુરુષો રાજાઓનો ભંગ કરનાર, દેશોનો ભંગ કરનાર તથા પ્રાણીઓને વ્યાકુળ બનાવી દેનાર એવા દુર્ભિક્ષ આદિથી આવી પડેલા ક્ષોભને પોતાના તપના પ્રભાવથી રોકી દે છે. પ્રાણીઓને તેઓ વિપત્તિમાં ઉત્સાહ આપે છે અને સંપત્તિમાં સુખ ઉપજાવે છે. ચંદ્રબિંબની પેઠે તેમનો દેખાવ શીતળ અને શાંત હોય છે. પતિવ્રતા સ્ત્રીઓની પેઠે તેઓ રૂપ, સ્નેહ અને મધુરતા આદિ ગુણોને ધારણ કરે છે. વસંતની પેઠે તેઓ યશરૂપી પુષ્પો વડે દિશાઓને સ્વચ્છ કરી દે છે અને ભાવી શુભ ફળોના તેઓ હેતુરૂપ થાય છે. તેમનો આલાપ નરકોકિલોના જેવો મધુર હોય છે. સદા તટસ્થ રહેનારા સત્પુરુષોરૂપી પર્વતો તરંગો વડે મોટી ચકરીઓવાળા, વ્યામોહરૂપી મગરમચ્છના નિવાસરૂપ, જાણે મૂર્તિમાન હેમંતઋતુ જ આળોટતી હોય તેવા દેખાતા, નિવાસસ્થાનને હરકત કરનારા અને વિચારોરૂપી તરંગોના ક્ષોભ વડે ચપળતાવાળા (નરપતિ આદિ) પરપુરુષના ચિત્તરૂપી મહાસાગરને, સદા તટસ્થ રહેનારા સત્પુરુષોરૂપી પર્વતો (વિવેકના ઉપદેશ વડે) રોકી રાખવાને સમર્થ થઈ શકે છે. આપત્તિઓમાં, બુદ્ધિનો નાશ કરે તેવા વિષમ પ્રસંગમાં, શોક, મોહ, જરા, મૃત્યુ, ક્ષુધા ને પિપાસારૂપી છ ઊર્મિઓના ઝપાટામાં, પ્રાણીઓને આકુળ બનાવી દેનારા દેશભંગ આદિમાં અને દુરંત સંકટોમાં સત્પુરુષો જ સત્પુરુષોની ગતિરૂપ થાય છે. ઉપર કહેલાં ચિહ્નો વડે તથા બીજાં પણ (આગળ લખાઈ ગયેલાં) ચિહ્નો વડે ઉત્તમ ચિત્તવાળા મહાત્મા પુરુષોને ઓળખી લેવા અને સંસારમાર્ગમાં ભટકી થાકી ગયેલા પુરુષે અદ્વિતીય બ્રહ્મમાં વિશ્રાંતિ મેળવવા માટે તેમનો આશ્રય લેવો. કેમકે સર્પના જેવો મહાભયંકર સંસારરૂપી સાગર અત્યંત વિષમ છે અને સત્સંગ વિના બીજા કોઈ પણ વહાણથી તેને તરી શકાતો નથી. 'મારું જે થવાનું હોય તે ભલે થાઓ, મારે વિચાર કરવાનું શું પ્રયોજન છે?'[૯–૧૭] એમ અંદર પ્રમાદ રાખી ખાડામાં પડેલા કીડાની પેઠે બેસી રહેવાનું નથી. ઉપર બતાવેલા ગુણમાંથી માત્ર એક જ ગુણ જેમાં રહેલ હોય, તેના તેટલા ગુણને ગ્રહણ કરવો અને તેના બીજા દોષો તરફ લક્ષ ન આપવું. ગુણ–દોષને જાણવા માટે બાલ્યવયથી માંડી પોતાના પ્રયત્નથી યથાયોગ્ય રીતે સત્સંગથી અને શાસ્ત્રથી પોતાની બુદ્ધિને પ્રથમ વધારવી કાંઈ પણ દોષના લેશનો પણ આદર કરવો નહિ અને નિરંતર સજ્જનની સેવા કરવી.[૧૮,૧૯] કદાચિત્ તેમાં કોઈ સ્થૂળ દોષ દેખાય અને તેને દૂર કરી શકાય એમ ન હોય, તો પછી તેનો ક્રમે કરીને ધીમે ધીમે ત્યાગ કરવો. રમ્ય વસ્તુ પણ અરમ્યતાને પ્રાપ્ત થાય છે અને સ્થિર વસ્તુ પણ અસ્થિરપણાને પ્રાપ્ત થાય છે. લોકમાં પણ તેમ જ દેખાય છે. તેથી હું માનું છું કે, વખતે

સજ્જન પણ અસજ્જનપણાને પ્રાપ્ત થઈ જાય છે; પરંતુ સજ્જન દુષ્ટતાને પામે એ તો એક મોટો ઉત્પાત છે.[૨૦–૨૨] દેશકાળને યોગે અને કોઈ સમયે મનુષ્યોનાં પાપોને યોગે કોઈ મોટો ઉત્પાત પણ દેખવામાં આવે છે. સર્વ કર્મોનો ત્યાગ કરી સદા સજ્જનસમાગમ કરવો. કેમકે સજ્જનોની સંગતિ આ લોક અને પરલોક એ બન્નેને સુધારવામાં સાધનરૂપ છે, એ વાત નિર્વિવાદ છે.[૨૩] કોઈ પણ સમયે સજ્જન (ગુરુ)થી બહુ દૂર થઈ રહેવું નહિ. નિત્ય વિનયવાન થઈ મહાત્માઓની શુશ્રૂષા કરવી. કેમકે મહાત્માઓના વિનાયત્ને સર્વત્ર પ્રસરી રહેનારા શમ–દમ આદિ ગુણો-રૂપી પુષ્પરજ (પરાગ) તેમની પાસે રહેલાને અવશ્ય સ્પર્શ કરે છે.[૨૪]

**न सज्जनाद्दूरतरःक्वचिद्भवेद्भजेत साधून्विनयक्रियान्वितः । स्पर्शन्त्ययत्नेन हि तत्समीपगं विसारिणस्तद्गतपुष्परेणवः ॥ २४ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'સજ્જનસમાગમપ્રશંસા' એ નામનો સર્ગ ૯૮ મો સમાપ્ત**

## सर्ग ९९ मो*

## સંસારમાં તિર્યંક અને સ્થાવર જાતિના ભોગો

॥ राम उवाच ॥

**संति दुःखक्षयेऽस्माकं शास्त्रसत्संगयुक्तयः । मंत्रौषधितपोदानतीर्थपुण्याश्रमाश्रयाः ॥ १ ॥**

રામ બોલ્યાઃ–આપણી મનુષ્યજાતિના દુઃખક્ષયને માટે શાસ્ત્ર, સત્સંગ, યુક્તિ (યોગ કિંવા યુક્તિ–પ્રયુક્તિ), મંત્ર, ઔષધિ, તપ, દાન, તીર્થ અને પવિત્ર આશ્રમોનો આશ્રય વગેરે ઉપાયો છે.[૧] પરંતુ કૃમિ, કીટ, પતંગ આદિ તિર્યંકજાતિ અને સ્થાવરજાતિના દુઃખનો ક્ષય કયા ઉપાયથી થાય ? તેઓ કેવી રીતે જીવે છે ? અને તેઓ કેવા કર્મવાળા હોય ?[૨]

વસિષ્ઠ બોલ્યાઃ–આ જગતમાં સર્વ સ્થાવર-જંગમ પ્રાણીઓ પોતાની યોનિને યોગ્ય એવા ભોગોવાળી સુખની સત્તામાં સારી પેઠે વિશ્રાંત થઈ રહેલ છે.[૩] સૂક્ષ્મ જીવો પણ આપણી પેઠે જ પોતાની યોનિને યોગ્ય એવાં સુખ ભોગવવાની ઇચ્છાવાળા હોય છે. પરંતુ આપણે ભોગોમાં થોડી આસ્થાવાળા છીએ અને આપણને વિઘ્નો પણ ઓછાં આવે છે. નાના જીવોને ભોગોમાં આસ્થા વધારે હોય છે અને તેમને પર્વતના જેવાં મોટાં વિઘ્નો આડાં આવે છે.[૪] જેવી રીતે વિરાટ (બ્રહ્માંડરૂપી શરીરનો અભિમાની સમષ્ટિ-જીવ) પોતાના ભોગને માટે યત્ન કરે છે, તેવી જ રીતે મોવાળાના અગ્રભાગ જેવા ઝીણા જીવડાઓ, કીડાઓ, મચ્છરો અને માંકડ વગેરે પ્રાણીઓ પણ બાળકની વાળેલી મુઠ્ઠીના વચલા છિદ્રના કરતાં પણ નાના એવા સ્થાનમાં રહીને પોતાના ભોગને માટે યત્ન કરે છે, એ અહંકારનો વિલાસ તો તમે જુઓ ![૫] એક શૂન્ય આકાશમાં જ રહેનારાં પક્ષીઓ નિરાધાર આકાશની અંદર ઉત્પન્ન થાય છે અને ત્યાં જ મરણ પણ પામે છે. તેમને ક્ષણવાર પણ સ્વસ્થતા મળતી નથી.[૬] કીડીને પોતાને માટે કણનો સંગ્રહ કરવો, પોતાના સ્થાનની કલ્પના કરવી અને પોતાના કુટુંબના પોષણ માટે યત્ન કરવો, એ ચેષ્ટાઓ માટે આપણા દિવસના જેટલો લાંબો સમય પણ બસ થતો નથી. તે તો તેમને એક ક્ષણ જેટલો થઈ પડે છે.[૭] 'તિમિ' નામનો ત્રસરેણુના જેવડો એક નાનો જીવડો થાય છે. તેનો ચાલવાનો વેગ ગરુડના જેવો જોવામાં આવે છે.[૮] અમુક (શરીર આદિ) હું છું અને અમુક (સ્ત્રીપુત્ર આદિ ભોગ્યવિષય) મારું છે, એવી કલ્પના ખડી થઈ જઈને, જેમ જગત અનેક ગુણોની સાથે વિશાળ

* આ નવ્વાણુમા સર્ગમાં કૃમિ–કીટ–પતંગ આદિ તિર્યંકજાતિ અને સ્થાવરજાતિનો સંસારમા જેવો ભોગ હોય છે, તે સર્વ વર્ણવવામાં આવશે.

આકારે મનુષ્યોને પ્રતીતિમાં આવે છે, તેમ કૃમિને પણ તે પ્રતીતિ થાય છે.[૯] વ્રણમાં પડેલા કીડાઓની પેઠે આપણું જીવિત પણ દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યના સંબંધથી વ્યગ્રતાવાળી વિષયવાસના વડે વૃથા ચાલ્યું જાય છે.[૧૦] વૃક્ષો કાંઈક જાગ્રત અવસ્થાવાળાં હોય છે, પાષાણો ઘાટી નિદ્રાની દશા ભોગવે છે અને કૃમિ–કીટ આદિ જીવો મનુષ્યની પેઠે જ પોતપોતાને યોગ્ય વિષય ભોગવવામાં નિદ્રા અને જાગ્રત એ બન્ને સ્થિતિવાળા હોય છે.[૧૧] કૃમિ–કીટ આદિ પ્રાણીઓને શરીરની સ્થિતિના સમયમાં સુખ રહે છે, પરંતુ આપણી પેઠે જ તેમને પણ શરીરનો નાશ દુઃખ ઉત્પન્ન કરે છે. શરીરમાં જીવિત સ્થિર થઈને રહે એ તો તેમને પણ પ્રિય જ હોય છે.[૧૨] જેમ વેચાઈને કોઈ બીજા દ્વીપમાં ગયેલો ગુલામ એ દ્વીપને ઉદાસીનપણાથી જુએ છે, તેમ પશુ–મૃગ આદિ પણ પોતાના ઉપભોગમાં નહિ આવનારા પદાર્થોના સમૂહને ઉદાસીનપણાથી જુએ છે.[૧૩] આપણી પેઠે જ તિર્યક્જાતિને પણ આ સંસાર સુખ–દુઃખ પેદા કરે છે; પરંતુ કેવળ તેઓ પદાર્થોનો વિભાગ કરી શકતાં નથી. બળદ વગેરે પશુઓ હૃદયમાં પેદા થતાં સુખ–દુઃખોથી અકળાય છે અને બહાર તેમના ધણીઓ નાકમાં નાથ નાખી ખેંચી જાય છે. આમ તેઓ બન્ને પ્રકારે પરાધીનપણે ખેંચાયા કરે છે, છતાં તેઓ પોતાના દુઃખને દૂર કરવાને કે તે પ્રકટ કરવાને શક્તિમાન થતાં નથી. એવી જ સ્થિતિ દ્વીપાંતરમાં વેચાયેલા પામર પુરુષો ( ગુલામ વગેરે )ની હોય છે.[૧૪,૧૫] આપણ લોકોની ત્વચા સ્પષ્ટ અને સુકુમાર હોય છે. આપણને સુષુપ્તિ અવસ્થામાં જેવો સુખ–દુઃખ આદિનો અનુભવ થાય છે, તેવો જ અનુભવ વૃક્ષો, વેલાઓ, અંકુરો આદિને સ્પષ્ટપણે થતો હોય છે. આપણે સંસારરૂપી અરણ્યમાં નીકળી ...એ. આપણને ચારે બાજુથી ભયાતુરપણે પદાર્થોનો જેવો અનુભવ થાય છે, તેવો જ અનુભવ ભયાતુરપણામાં રહેલી પક્ષી–સર્પ આદિ તિર્યક્જાતિને પણ થાય છે. આ વાત નિર્વિવાદ છે.[૧૬,૧૭] જો વિક્ષેપને મૂકી દઈ વિચાર કરીએ, તો ઇન્દ્રને અને નાના કીડાને પોતાના સ્વરૂપાનંદમાં અને આહાર–નિદ્રા–મૈથુન આદિથી થતાં સુખમાં કશો ફરક નથી. એ વિષયમાં બન્નેના મનની પ્રસન્નતા સરખી જ હોય છે, બાકી બન્નેનો માનસિક વિક્ષેપ દુર્નિવાર છે.[૧૮] રાગ, દ્વેષ, ભય, આહાર અને મૈથુનથી ઉત્પન્ન થતું સુખ–દુઃખ અને જન્મ–મરણ આદિનો ખેદ તિર્યક્જાતિને પણ આપણી પેઠે જ હોય છે અને તેમાં કશો ભેદ હોતો નથી.[૧૯] શાસ્ત્રથી જાણવામાં આવતાં પુણ્ય–પાપ, બ્રહ્મતત્ત્વ આદિનું જ્ઞાન, થઈ ગયેલી વાતનું જ્ઞાન અને ભાવિ વસ્તુનું જ્ઞાન, એ વગેરે બાબતને એક બાજુ રાખીએ, તો બાકીનું બીજું જ્ઞાન તો નોળિયા, સર્પ, શિયાળ, હાથી આદિ પશુઓમાં મનુષ્યના જેવું જ હોય છે.[૨૦] વૃક્ષો સદાકાળ સુષુપ્તિ અવસ્થાની સ્થિતિમાં રહે છે. તેમના જેવી મૂઢ અવસ્થાવાળી પોતાની સત્તાને પર્વતો વગેરે પણ અનુભવે છે. વળી, બીજા કેટલાક હિમાલય–મેરુ વગેરે પર્વતો અખંડ ચિદાકાશનો જ અનુભવ કરતા રહી સદાકાળ સમાધિમાં રહેલ છે.[૨૧] વૃક્ષ આદિ જેમ ગાઢ નિદ્રાના જેવી દશામાં રહે છે, તેમ પર્વતો પણ પોતાની સત્તામાં જ રહ્યા છે. વળી, જંગમ પ્રાણીઓ પણ મૂળસ્વરૂપે તો ચિદાકાશરૂપ છે; માટે જે કાંઈ કોઈ પણ સમયે દેખાય છે, તે ચિદાકાશ વિના બીજું કશું નથી.[૨૨] પર્વત આદિની સત્તા અને વૃક્ષોની નિદ્રા જેવી સ્થિતિ અખંડ ચૈતન્યરૂપ છે, કેમકે તેમને દ્વૈતનું ભાન હોતું નથી; માટે તેમની દૃષ્ટિ વડે જોઈએ તો પણ જગત એક ચિદાકાશરૂપ જ છે.[૨૩] જ્યાં સુધી અજ્ઞાનદૃષ્ટિ વડે જોવામાં આવે છે, ત્યાં સુધી જગત જોવામાં આવે છે; પરંતુ જો તેનું

યથાર્થ સ્વરૂપ જાણવામાં આવે છે, તો તમે કે હું કશું તેમાં જણાતું નથી. વળી સત્તા કે અસત્તા એ પણ હોતાં નથી; તેમ હવે પછી તેમાં ભવિષ્યકોટિમાં પણ કશું રહ્યું નથી.[૨૪] આ સર્વ યથાસ્થિતપણે (વિવર્તરૂપે) તેમાં રહ્યું છે, છતાં સદાકાળ શિલાના જેવું એકરસ અને નિર્વિકલ્પ એવું બ્રહ્મતત્ત્વ જ સર્વત્ર ભરપૂર છે. એ બ્રહ્મતત્ત્વ અનાદિ અને અનંત છે, છિદ્રરહિત છે, નિદ્રાથી પણ રહિત છે અને જાણે સ્વપ્નરૂપે પોતાની અંદર તે જગતની વિચિત્ર રચનાને કલ્પી લેતું હોય તેવું છે.[૨૫] જેવી રીતે સૃષ્ટિના પૂર્વકાળમાં એક પરબ્રહ્મ જ સર્વત્ર સમાન રીતે રહ્યું હતું, તેવી રીતે હમણાં પણ તે જ ભરપૂર છે અને હવે પછીના અનંત કાળ સુધી પણ તે બ્રહ્મ જ ભરપૂર રહેશે.[૨૬] વસ્તુતાએ જોતાં પોતાપણું કે પારકાપણું, જગતની સત્તા કે સાવ શૂન્યપણું, મૌનપણું કે તેને ધારણ કરવાપણું એ કશું પણ અહીં સંભવતું નથી.[૨૭] તમે સુખેથી યથાસ્થિતપણે રહો અને હું પણ યથાસ્થિતપણે સુખેથી રહ્યો છું. અહીં પરમ શાંત ચિદાકાશની અંદર સુખદુઃખનો જરા પણ સંપર્ક નથી.[૨૮] સ્વપ્નનગરમાં ચિદાકાશ વિના બીજું શું રહ્યું છે? એ તમે જ કહો. જે કાંઈ પ્રતીતિમાં આવે છે, તે સ્વચ્છ, શાંત અને નિર્વિકાર પરબ્રહ્મ જ વિવર્તરૂપે તેવે આકારે થઈ રહેલ છે.[૨૯] માત્ર એક અવિદ્યા જ તેમાં ભ્રાંતિ પેદા કરે છે, એ અવિદ્યાનું પણ ખરેખરું સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે પણ કોઈ ઠેકાણે છે નહિ.[૩૦] જગતરૂપી સ્વપ્નનું વાસ્તવ રૂપ ઓળખાઈ જાય છે, તો તેમાં કશું પણ સત્ય છે નહિ; તો પછી તેમાં શો આગ્રહ રાખવો? વંધ્યાપુત્ર ઉપર શો સ્નેહ રાખવો?[૩૧] સ્વપ્નના સમયને સ્વપ્નરૂપે ઓળખવામાં આવતો નથી, ત્યાં સુધી અજ્ઞાન વડે જગતરૂપી સ્વપ્ન પ્રત્યેક પરમાણુમાં રહેલ ભાસે છે, તે મિથ્યા છે; તો તેમાં ઉપાદેયબુદ્ધિ શી રાખવી? અને તેમાં આસ્થા પણ શી રાખવી? કેમકે પ્રબોધ (જ્ઞાન અને જાગ્રત અવસ્થા) પ્રાપ્ત થતાં, એ કશું પણ જણાતું નથી.[૩૨] જે જગત જ્ઞાનદશામાં અસત્ય જણાય છે, તે અજ્ઞાનદશામાં પણ વસ્તુતાએ જોતાં અસત્ય જ છે, તેથી તે કોઈ ઠેકાણે હોતું નથી. અજ્ઞાનદશામાં એ જગતની જે પ્રતીતિ થાય છે, તે અજ્ઞાન જ એ જગતને રૂપે પ્રતીતિમાં આવે છે, એમ સમજવું.[૩૩] વર્તમાન, ભૂત અને ભવિષ્ય, એ ત્રણે ય કાળ અને જ્ઞાન તથા અજ્ઞાન એ બધાંમાંથી કશું પણ સત્ય નથી; કેમકે શાંત પરમતત્ત્વરૂપ સત્ય વસ્તુ જ વિવર્તભાવથી એ સર્વને આકારે થઈ રહેલ છે.[૩૪] જેમ એક તરંગ બીજા તરંગ સાથે અથડાય તેમાં જળને કશી પણ ક્ષતિ થતી નથી, તેમ એક દેહ વડે બીજાના દેહને કશું નુકસાન પહોંચે, તો તેમાં એ બન્નેના અધિષ્ઠાનરૂપ ચૈતન્યની કશી પણ ક્ષતિ નથી.[૩૫] ચિદાકાશની અંદર જ 'હું એક દેહરૂપ છું' એવી ભ્રાંતિ ખડી થઈ જાય છે, તો પછી ભ્રાંતિ વડે ખડો થયેલો દેહ નાશ પામી જાય તેમાં શાનો નાશ થાય છે?[૩૬] ચિદાકાશ સદા પ્રબુદ્ધ દશામાં જ રહે છે અને તેનું સ્વપ્ન જ જગતરૂપ થઈ રહેલ છે. તે વસ્તુતાએ જોતાં પૃથ્વી આદિ સ્થૂલભાવથી રહિત છે, તેથી તે ખરેખર સ્વપ્નાત્મક જ છે.[૩૭] સૃષ્ટિના આદિકાળમાં ચિદાત્માને (હિરણ્યગર્ભને) પ્રથમ પ્રતીતિમાં આવેલા સ્વપ્નમાંથી પૃથ્વી આદિ વાસ્તવિક (સત્ય) છે એવો નિશ્ચય બંધાઈ રહેલો છે. બાકી સ્વપ્નના પદાર્થમાં સત્યતાની ભ્રાંતિ થવી એ એક કેવળ કલ્પનારૂપ જ છે.[૩૮] આ જગતરૂપી સ્વપ્ન અનાદિ પ્રવાહરૂપે નજરે પડે છે અને તેના અવયવોની સ્થિતિ સાવ અસત્ય છે; છતાં તે જાણે સત્ય હોય તેમ તેમાં પૃથ્વી આદિની કલ્પના કરવામાં આવી છે.[૩૯] આ ભ્રાંતિ એવી તો દૃઢ થઈ રહેલી છે કે, અસત્ય છતાં તે પરમ સત્યપણાને પ્રાપ્ત થઈ ગયેલ છે.

બાકી સત્ય તત્ત્વ તો અત્યંત નિર્મળ છે.[૪૦] વસ્તુતાએ જોઈએ તો ચિદાકાશરૂપ પરબ્રહ્મ જ યથાસ્થિતપણે રહ્યું છે, છતાં તે આ સર્વ દૃશ્યને આકારે પ્રસરી રહેલ છે. બાકી, કશો પણ દૃશ્ય-વર્ગ રહેલ જ નથી; તો પછી તેનું સ્મરણ કરનાર કે વિસ્મરણ કરનાર વળી કેવો જ હોય ?[૪૧] પોતાના ચિન્મય સ્વરૂપના અજ્ઞાનને લીધે જગત-માં સત્યતા લાગે છે, પરંતુ જો ખરેખર તત્ત્વ-જ્ઞાનનો ઉદય થાય, તો અજ્ઞાનરૂપી આવરણ કરનારું કપાટ તરત ઉઘડી જાય છે.[૪૨] સર્વ દૃશ્યવર્ગ સહિત અજ્ઞાનનો બાધ થઈ જાય છે, એટલે છેવટ એક ચિન્માત્ર તત્ત્વ જ અવશેષ રહે છે. આથી પૃથ્વી આદિ કશું કોઈ પણ સ્થળે સંભવતું જ નથી અને જે કાંઈ દ્રષ્ટા કે દૃશ્ય દેખાય છે, તે પરમ મંગળમય નિર્મળ ચિદાકાશ-રૂપ જ છે.[૪૩] જેમ અરીસામાં બહારના બિંબને લીધે સામું પ્રતિબિંબ જોવામાં આવે છે, તેમ ચિદાકાશની અંદર બિંબ વિના જ જગત પ્રતિ-બિંબરૂપે પોતાની મેળે જ ભાસ્યા કરે છે.[૪૪] જેમ અરીસાની અંદર (પ્રતિબિંબરૂપે) બિંબ દેખાય છે છતાં તે કાંઈ જ નથી, તેમ ચિદાકાશ-ની અંદર જગત (વિવર્તરૂપે) દેખાય છે છતાં તે કાંઈ જ નથી.[૪૫] જે કાંઈ શાસ્ત્ર સંબંધી વિચાર વડે સિદ્ધ થતું હોય અને જે પ્રમાણ વડે પણ સિદ્ધ હોય તે જ સત્ય કહેવાય; બાકી તો આભાસમાત્ર છે. તે કોઈ દિવસ થયેલ જ નથી, તો તે સત્ય ક્યાંથી જ હોય ?[૪૬] કેટલીક વસ્તુઓ ભ્રમરૂપ છતાં અર્થને સાધી આપનાર તથા ક્રિયા કરી આપનાર થાય છે. જેમકે સ્વપ્નમાં દેખાયેલી સુંદર સ્ત્રી ભ્રાંતિરૂપ છે, છતાં તે શુક્ર-સ્રાવરૂપી ક્રિયાને સત્યપણે ઉત્પન્ન કરે છે અને પોતાના પ્રયોજનને સાધી આપે છે. (જગતની ભ્રાંતિ વિષે પણ તેમ જ સમજવાનું છે.)[૪૭] જે કાંઈ જગત, દેહ આદિરૂપી ભ્રાંતિનો ભાસ છે, તે તો ચિદાત્માનો જ એક વિવર્ત છે અને તે પરમ ચિદાકાશરૂપ છે. જો ખરેખર એમ જ છે, તો પછી હું ક્યાં છું ? જગતની શોભા પણ ક્યાં છે ? તમે પણ ક્યાં છો ? અને દૃશ્યની પ્રતીતિ પણ ક્યાં છે ?[૪૮] હે પ્રિય રામ-ચંદ્રજી ! મરી ગયા પછી પાછો પુનર્જન્મ થતો હોય તો કોનો નાશ થાય છે ? મરી ગયા પછી જો પાછો જન્મ ન થતો હોય, તો પણ જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ આદિ પ્રપંચમાંથી છૂટવાથી શાંતિ જ છે અને પરમાનંદરૂપ મોક્ષ-નો લાભ છે. એવી રીતે એ બન્ને ય પક્ષમાં તમારા જેવા ઉદાર બુદ્ધિવાળા અને જ્ઞાનદૃષ્ટિ વડે કેવળ ચિન્માત્રરૂપ જ થઈ રહેલા પુરુષને કશું પણ દુઃખ છે જ નહિ.[૪૯] મૂર્ખ પુરુષને જે કાંઈ આ પ્રસંગમાં ભાસતું હોય છે, તે તો તેના પોતાના જ જાણવામાં આવે એવું છે. અમે તે વાતને જાણી શકતા નથી. કેમકે જે મત્સ્ય ઝાંઝવા-ની નદીના જળમાં રહેતો હોય, તે જ તેના ચપળ તરંગોના સપાટાઓને જાણી શકે, બીજા-નાથી તે જણાય નહિ.[૫૦] જેવી રીતે ચિદાકાશ-રૂપ આત્મા જ મનોરાજ્યમાં શાખાઓ, ઉપ-શાખાઓ, તેના ઉપરના ભાગો, પત્રો તથા ફળો ઇત્યાદિરૂપી એક દેહને ધારણ કરી રહેલ સંકલ્પવૃક્ષને રૂપે સ્ફુરે છે, તેવી જ રીતે તત્ત્વ-વેત્તાઓની દૃષ્ટિમાં અંદર તથા બહાર સર્વ ઠેકાણે ચિદાકાશ જ હું, તમે તથા જગત ઇત્યાદિ સર્વને આકારે વિવર્તરૂપે સ્ફુરે છે અને તે વસ્તુ-તાએ જોતાં એક જ છે.[૫૧]

अन्तर्बहिस्त्वमहमित्यपि चैवमादि सर्वात्मकं तपति चिन्नभ एकमेव । शाखाशिखाविटपपत्रकुलैकदेहः संकल्पवृक्ष इव बोधखमात्रसारः ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમાર્થનિરૂપણ' એ નામનો સર્ગ ૯૯ મો સમાપ્ત



## सर्ग १०० मो×

## દેહાત્મવાદી પુરુષોને તત્ત્વજ્ઞાન થવાની યુક્તિ

॥ राम उवाच ॥

**युक्तिःस्यात्की दर्शीब्रह्मन् संसारे दुःखशांतये ।**
**तेषां येषामयं पक्षः श्रूयतामुच्यतां ततः ॥ १ ॥**

રામ બોલ્યાઃ–હે મહારાજ ! હું આપને જે પૂછું છું, તે આપ ધ્યાન દઈ સાંભળો; પછી આપ તેનો ઉત્તર કહો. કેટલાક માને છે કે, 'પોતાનું મૃત્યુ કાંઈ પ્રથમથી પ્રત્યક્ષ હોઈ શકતું નથી અને ભસ્મ થઈ ગયેલા તથા સર્વ દુઃખની નિવૃત્તિને પામેલા દેહાત્માનું પાછું આવવું શી રીતે સંભવે ? માટે જ્યાં સુધી જીવવું ત્યાં સુધી સુખેથી જીવવું.' આવો પક્ષ જેઓ સ્વીકારે છે, તે ચાર્વાક આદિની દુઃખશાંતિને માટે સંસારમાં શી યુક્તિ છે?[૧,૨]

વસિષ્ઠ બોલ્યાઃ–પોતાનો અંતરાત્મા જે જે નિશ્ચયને અંદર અખંડિતપણે ગ્રહણ કરી લે છે, તેનો તેવો જ અનુભવ તેને થાય છે. આ વાત સર્વ જનને પ્રત્યક્ષ છે.[૩] જેમ નિર્વિકાર આકાશ સર્વત્ર રહેલ છે, તેમ શાંત નિર્વિકાર ચિદાકાશ સર્વની અંદર રહેલ છે. તે જ પામર પ્રાણીઓની દૃષ્ટિમાં દેહ આદિ દ્વૈતપ્રપંચરૂપે ભાસે છે અને વેદાંતશાસ્ત્ર તથા વિદ્વાનોના અનુભવ વગેરેમાં એક અદ્વૈતરૂપે જણાય છે. કેમકે ચિદાકાશ વિના બીજા પદાર્થનો અત્યંત અસંભવ જ છે.[૪] સૃષ્ટિના આદિકાળમાં મહાપ્રલયની અંદર ચિદાકાશ વિના બીજું કશું પણ હોતું જ નથી. કારણના અભાવને લીધે કશું છે જ નહિ. એટલે સિદ્ધ જ છે કે, આ બ્રહ્મ જ સર્વત્ર પ્રસરી રહેલ છે.[૫] જેઓ સમસ્ત વેદશાસ્ત્રના અર્થને અને મહાપ્રલય આદિને સ્વીકારતા નથી, તેવા શાસ્ત્રને નહિ માનનારા મહામૂર્ખ પુરુષો અમારી દૃષ્ટિમાં મૂવા જેવા જ છે.[૬] જેમનું ચિત્ત સર્વ શાસ્ત્રથી અવિરુદ્ધ છે અને 'આ સર્વ બ્રહ્મરૂપ છે' એવા તાત્ત્વિક વિચાર વડે સંપૂર્ણપણે અનુભવનારું છે, તેમને માટે પણ (તેઓ કૃતકૃત્ય હોવાથી) આ અમારો ઉપદેશ–કથાનો પ્રસ્તાવ નથી, આ ઉપદેશ તો જિજ્ઞાસુને માટે છે.[૭] દેહ હો કિંવા ન હો; પરંતુ નિરંતર અને નિત્ય એવું આત્મચૈતન્ય અંતઃકરણની અંદર વિવર્તભાવથી જેવે રૂપે સ્ફુરિત થાય છે, તેવે રૂપે જ પુરુષ થઈ રહે છે.[૮] હે પ્રિય રામચંદ્રજી! જો જ્ઞાનસ્વરૂપ આત્મચૈતન્યમાંથી અંતઃકરણરૂપ ઉપાધિના સંપર્કને લીધે 'હું દુઃખી છું' એવું સ્ફુરણ ઊઠ્યું હોય છે, તો તે પુરુષ દુઃખી છે. આત્મા પોતે આનંદરૂપ જ છે, તો પણ જ્યાં સુધી પોતે દુઃખી છે એવા વિરુદ્ધ સંસ્કારનો દૃઢ અધ્યાસ છે, ત્યાં સુધી તે ખરેખર દુઃખી જ છે.[૯] પરંતુ જગત કેવળ ચિદાકાશનો એક વિવર્ત છે, એવી ભાવના કરવામાં આવે છે, તો સર્વ ચિદાકાશરૂપ હોવાથી દુઃખપણાનું સ્ફુરણ શી રીતે થાય? અને દુઃખનું જ્ઞાન પણ કોને થાય?[૧૦] જેમ આકાશને રજકણો સ્પર્શી શકે નહિ, તેમ જ્ઞાનરૂપી તાત્ત્વિક નિશ્ચયમાં જ પોતાના આત્માને સ્થિર રાખનારા પુરુષોને કશાં પણ સુખ–દુઃખ સ્પર્શી શકતાં નથી.[૧૧] અનુભવ સત્ય હો કિંવા અસત્ય હો, પણ અનુભવ અનુસાર જ નિશ્ચય બંધાય છે. આ બાબત ઠેઠ બાળક સુધી સિદ્ધ છે, તો તેનો કોણ નિષેધ કરી શકે? અને શી રીતે નિષેધ કરી શકે?[૧૨] દેહ, પુરુષ કિંવા જીવ, એ કશું પ્રત્યક્ચૈતન્યથી જાદું જણાતું નથી. પ્રત્યક્ચૈતન્ય જ આ સર્વરૂપ છે. તે જગતને જેવું સમજે છે, તેવું જ તેની દૃષ્ટિમાં થઈ રહે છે.[૧૩] એ પ્રત્યક્ચૈતન્યને સત્ય માનો કિંવા (ચાર્વાકમત પ્રમાણે) અ...

× આ સોમા સર્ગમાં ચાર્વાક આદિ દેહાત્મવાદીઓના મતમાં પ્રવિષ્ટ થયેલા પુરુષોની બુદ્ધિ પણ જેવી રીતે તત્ત્વમાં ઊતરે તેવી યુક્તિ કહેવાશે.

પરંતુ આ દેહનો અનુભવ તે વડેજ થાય છે. જેમ સ્વપ્નની અંદર, પાતાળમાં, આકાશમાં, જળમાં અને સ્વર્ગમાં સંકલ્પમાત્રથી એ ચિદાત્મા સ્વતંત્રપણે દેહનો અનુભવ કરે છે, તેમ આ સ્થૂલ દેહનો તેનાથીજ અહીં અનુભવ થાય છે.[૧૪] પ્રત્યક્ચૈતન્યને (આસ્તિકોના મતને અનુસરનારા) સત્ય માનો અથવા (નાસ્તિકોના મતને માનનારા) અસત્ય માનો; પરંતુ તેજ આત્મા છે. તે પ્રત્યક્ચૈતન્ય અંદર જે નિશ્ચય બાંધે તે તેની ભાવના પ્રમાણે સત્ય છે, (વ્યવહારમાં સત્યપણે કાર્ય કરી આપનાર થાય છે.) એમાં કશો સંશય નથી.[૧૫] એ પ્રત્યક્ચૈતન્ય વડે જ સર્વ શાસ્ત્રનું પ્રમાણ સિદ્ધ થાય છે અને સર્વ સિદ્ધાંતોનો સિદ્ધાંત પણ તેજ છે, એમ મારી બુદ્ધિમાં જણાય છે.[૧૬] પ્રત્યક્ચૈતન્યમાં જે અવિદ્યા (આરોપિતરૂપે) રહેલ છે, તે જ અવિવેકીઓની દૃષ્ટિમાં (તેમની ભાવના પ્રમાણે) દેહ આદિને આકારે પરિણામ પામી જઈ તેવે રૂપે પ્રતીતિમાં આવે છે અને તે તત્ત્વજ્ઞાનરૂપે પરિણામ પામે તો શુદ્ધ ચિદાકાશરૂપ થઈ જઈ મોક્ષરૂપી ઉત્તમ ફળને આપનાર થાય છે.[૧૭] એ અવિદ્યા પવિત્ર દેશ–કાળ આદિમાં સ્નાન–દાન આદિ ક્રિયા કરવાથી કે રસાયન–મંત્ર–ઔષધ આદિ દ્રવ્યોથી કે વેદશાસ્ત્રમાં નિરૂપણ કરેલ સ્વર્ગ–પશુ–પુત્ર આદિની એષણા(ઇચ્છા) ના શ્રમોથી કોઈ દિવસ (નિ શેષ રીતે) તત્ત્વજ્ઞાન થયા વિના શાંત થતી નથી.[૧૮] કદાચિત્ બીજા વડે એ અવિદ્યારૂપી શંકા ક્ષણ વાર શાંત પડી જાય છે, તો પણ તે પાછી (તત્ત્વજ્ઞાન ન હોય તો) તરત આવિર્ભાવ પામે છે. જો એમ થયા કરે છે, તો પછી તત્ત્વજ્ઞાન વિના બીજા કયા ઉપાય વડે અને ક્યારે જીવનું એ અવિદ્યારૂપી દુઃખ શાંત થાય?[૧૯] અંદર રહેલ પ્રત્યક્ચૈતન્ય જ મનુષ્યના જીવરૂપ છે અને તે જે દૃઢ ભાવના છે, તે અનુસાર સુખી કે દુઃખી થાય છે, એવો નિશ્ચય છે.[૨૦] પ્રત્યક્ચૈતન્યરૂપી આત્માનું જે અસ્તિત્વ છે અને તેનું ખરું સ્વરૂપ ઓળખવાથી બંધ ટળે છે, તો તે તત્ત્વવેત્તાઓને સંસારનો બંધ તોડવામાં શરણરૂપ છે; પણ જો તે ન હોય, તો જગતમાં શિલાના જેવા મૌનવાળું અંધપણું જ અવશેષ રહે છે.[૨૧] પુરુષ પ્રત્યક્ચૈતન્યરૂપ છે અને સ્વયપ્રકાશ છે. તે પોતે જેમ નિદ્રા વડે પોતામાં જડપણાનો અનુભવ કરે છે, તેમ એક જાતના અંધાપા જેવા અજ્ઞાન વડે કરીને આ જગતને દેખે છે. જો સાક્ષીરૂપ પ્રત્યક્ચૈતન્યનો અપલાપ કરવામાં આવે, તો પછી સાક્ષીના અભાવને લીધે જગતની અંધાપા જેવી સ્થિતિ અવશેષ રહે.[૨૨]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! આ સંસારનો દિશામાં પણ ક્યાંય અંત નથી, નીચે કે ઉપર પણ તેને અંત નથી, તેમ જગતનો નાશ પણ નથી. જગત તો સદાકાળ છે જ. આમ જેણે જગતના અભાવની બુદ્ધિને છોડી દઈને તેના અસ્તિત્વની ભાવના કરી હોય તથા આ સર્વ વિજ્ઞાનઘનરૂપ છે, એવું જેને તત્ત્વજ્ઞાન થયું ન હોય અને સર્વના નાશને ન દેખતો (**न कदाचिदनीदृशं जगत्** । એ સાંખ્ય મત પ્રમાણે) જેવું આ જગત દેખાય છે તેવું સદાકાળ સત્ય છે એમ જ જોતો હોય, તેની આધિનો નાશ કરવાની શી યુક્તિ હશે? એ મારા સંશયને, ફરી વાર મારા બોધની વૃદ્ધિ થવા માટે આપ નિવૃત્ત કરો.[૨૩–૨૫]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ સંબંધમાં એક યોગ્ય ઉત્તર તો પ્રથમ જ અપાઈ ગયેલ છે. હવે બીજો ન્યાયોચિત ઉત્તર હું કહીશ, તે તમે સાંભળો.[૨૬] હે પુરુષોત્તમ રામચંદ્રજી! તમે ઉપર બતાવ્યા પ્રમાણેના નિશ્ચયવાળો જ પુરુષ કહ્યો, તે જો (તેના માનવા પ્રમાણે) પોતે ચિદાભાસરૂપ હોય, તો ક્રમે કરીને તેને આત્મતત્ત્વનો અનુભવ થાય છે.[૨૭] કેમકે દેહ આદિ આકારરૂપી

ઉપાધિ માત્ર આભાસરૂપ છે અને તેનો નાશ થતાં તે પરમાત્મામાં મળી જાય છે. એટલે પછી તેને ચિત્તમાં દુઃખ લાવવાનો કશો પણ અવકાશ રહેતો નથી; એમાં જરા પણ સંશય નથી.[૨૮] કદાચિત્ તેના માનવા પ્રમાણે તે આતિવાહિક (સૂક્ષ્મ) દેહને આત્મારૂપ માનતો હોય અને તેને વિનાશથી રહિત ગણતો હોય, તો પછી દુઃખનો અવકાશ જ ક્યાં રહે છે? કદાચિત્ તે પોતાના આત્માને સ્થૂલદેહરૂપ જ માનતો હોય, તો તેના અવયવોનો વિભાગ થવારૂપી વિનાશ વગરવિચારે પણ અવશ્ય સિદ્ધ જ છે, એવો નિશ્ચય છે; તો પછી તેમાં પણ દુઃખ લાવવાનો ક્યાં અવકાશ છે? જો કદાચિત્ પોતાના આત્માને તે શુદ્ધ ચિદ્રૂપ માનતો હોય, તો મરી ગયા પછી તે વિદેહમુક્ત થઈ જાય છે; એટલે તે ફરી વાર જન્મ—મરણ આદિરૂપી સંસારને પ્રાપ્ત થતો નથી, તેથી તે દુઃખરહિત તથા મુક્ત જ છે. જો કદાચિત્ તે પોતાના આત્માને અજ્ઞાનરૂપી આવરણ વડે યુક્ત સમજતો હોય, તો જે જીવચૈતન્ય તત્ત્વજ્ઞાન વડે શુદ્ધ થયેલ નથી, તે સંસારના બીજનો નાશ ન થવાથી જન્મ—મરણ આદિરૂપી સંસારને પામ્યા વિના રહેતું જ નથી. પરંતુ તેને પણ કોઈ જન્મમાં જ્ઞાનનો ઉદય થવાનો સંભવ છે, તેથી તેને મનમાં દુઃખિત રહેવાનો અવકાશ નથી.[૨૯,૩૦] કદાચિત્ કોઇનો એવો જ નિશ્ચય હોય કે ચિદ્રૂપ આત્મા છે જ નહિ, તો પછી તે તેવી ભાવનાને લીધે પોતે પણ પાષાણના જેવો જડ (વિશેષજ્ઞાન વડે શૂન્ય) હોય છે. મરણપર્યંત દૃઢ થઈ રહેલી તેવી ભાવનાને લીધે શરીર પડી ગયા પછી તેનું વિશેષ ચેતનપણું જતું રહે છે, તેની સ્થિતિ ગાઢ સુષુપ્તિના જેવી થઈ જાય છે અને તે તેવી દશાવાળા મરણને જ શ્રેયરૂપ (સર્વ દુઃખનો છેડો લાવનાર) માને છે. પણ તેને તત્ત્વજ્ઞાન વડે થતા નિરતિશય આનંદનો અનુભવ નથી, તેમાં તેને શ્રેય જણાતું નથી. (તો પછી તેને ઉપદેશ આપવાથી કાંઇ ફળ નથી).[૩૧,૩૨] આ સર્વ ચિદ્રૂપ આત્માથી રહિત કેવળ જડ અને શૂન્યરૂપ છે, એમ જે માનતો હોય તેને શુદ્ધ જ્ઞાનનો ઉદય થવાનો સંભવ જ નથી. આથી, જ્યારે તે મરણને શરણ થાય છે, ત્યારે તે પોતે પણ જડ શૂન્યરૂપ થઈ જઈ દુર્બોધ અંધકારમય સ્થિતિમાં જાય છે.[૩૩] જે ક્ષણિક વિજ્ઞાનવાદીઓ આ જગતને સ્વપ્નનગરની પેઠે ક્ષણિક વિજ્ઞાનમય માને છે, તેઓ પોતે પણ તેવા જ ક્ષણિક વિજ્ઞાનમય થઈ રહે છે અને તેમનો પણ બીજાઓની પેઠે જ (જગતને સ્થિર માનનારાઓની પેઠે જ) જગત સંબંધી વ્યવહાર સિદ્ધ થાય છે.[૩૪] પંચમહાભૂતોને કોઈ સ્થિર માનો અને કોઈ અસ્થિર માનો, પરંતુ તે બન્ને રીતે માનનારને જગતના સુખ—દુઃખ આદિ વિચિત્ર વ્યવહારો પ્રાપ્ત થવામાં કશો અંતર નથી. પંચભૂતોને સ્થિર માનો કિંવા અસ્થિર માનો, પરંતુ સુખ—દુઃખ તો બન્ને મતવાળાને સમાન જ છે.[૩૫] તત્ત્વજ્ઞ પુરુષોની દૃષ્ટિમાં પૃથ્વી આદિ પંચમહાભૂતોની સ્થિરતા વિષે કે અસ્થિરતા વિષે કશો આગ્રહ હોતો નથી. તેમના મત પ્રમાણે પૃથ્વી આદિ ભૂતો ગમે તો ભલે સ્થિર હો કે ગમે તો ભલે અસ્થિર હો, પણ તે ચિદાકાશનો એક વિલાસમાત્ર જ છે અને જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી તે ચોબાજુ પ્રસરી રહેલ ભાસે છે.[૩૬] જીવનચૈતન્યનું જડપણું અને ક્ષણિકપણું ઘટતું નથી, કેમકે જો તે પોતે જડ અને ક્ષણિક હોય તો એ બન્ને ય ભાવનો પ્રથમ પોતે અનુભવ જ કરી શકે નહિ. એમ છતાં જેઓ તેના જડપણાનો અને ક્ષણિકપણાનો નિશ્ચય કરી લે છે, તેવા મૂર્ખાઓ સાથે આપણે ભાષણ કરવાની પણ કાંઈ જરૂર નથી.[૩૭] જેઓ શરીરે ચિદ્રૂપ આત્માથી (વિવર્તરૂપે) ઉત્પન્ન થયેલ છે એમ માને છે, તેઓ (તેમની સમજણ વાસ્તવ છે) ધન્ય છે. જેઓ જડ શરીરમાંથી ચિદ્રૂપ ઉત્પન્ન થયેલ માને છે, તેવા અધમ

આપણે કાંઈ કામ નથી.[૩૮] અનેક પ્રકારના જીવોરૂપી બીજોનો સમૂહ વસ્તુતાએ જોતાં ચિદ્રૂપ છે અને તે આકાશમાં ફરતાં મસલાં આદિ જીવોના સમૂહની પેઠે તથા ક્યારા આદિમાં પુરાતાં જળની પેઠે ઉપરના લોકોમાં, નીચેના લોકોમાં અને આડાંઅવળાં બીજાં સ્થળોમાં ભમે છે.[૩૯] હિરણ્યગર્ભ અનેક જીવોરૂપી બીજોના સમૂહરૂપ છે અને તે જીવોની વાસના પ્રમાણે કલ્પના આદિકાળમાં વ્યષ્ટિરૂપી અનેક બીજા જીવોને પોતાની અંદર કલ્પી લે છે. તે જીવો ક્રિયાઓમાં કર્તાપણાનો અભિનિવેશ રાખી, તેમાં આસક્ત થઈ પોતે પોતામાં કર્તાપણાને અનુભવે છે અને સંસારમાં ભમે છે.[૪૦] જે જીવ જેવી દૃઢ ભાવના કરે છે, તે જીવ પોતે ચિદ્રૂપ હોવાથી તત્કાળ ભાવનાના બળથી તેને પ્રાપ્ત થાય છે. આ વાત હેઠ બાળક સુધી નિર્વિવાદ રીતે સિદ્ધ છે.[૪૧] આકાશમાં જેમ ધુમાડાઓના વિચિત્ર ગોટાઓ જોવામાં આવે છે અને મહાસાગરમાં જેમ મોટા વિસ્તારવાળા હોય? જે કાંઈ આ વિચિત્રરૂપે ભાસે છે, તે ચિદાકાશજ છે.[૪૬] ત્રિવિધ તાપને મટાડવાથી અતિ શીતળ અને આનંદ ઉપજાવનારી ચિદાકાશરૂપી ચંદ્રિકા જે કાંઈ પદાર્થોની પ્રતીતિ થવારૂપી પ્રકાશને ઉત્પન્ન કરે છે, તેને લીધે જ આ જગત ખડું થયેલું ભાસે છે.[૪૭] પ્રથમ સૃષ્ટિના આદિકાળમાં ને અંતે છેવટ પ્રલયસમમાં આકાશની પેઠે સૃષ્ટિ આદિથી શૂન્ય સ્વરૂ રહેનાર ચિદાકાશમાં જો કે આજે આપણને સૃ જોવામાં આવે છે, પણ તે ચિદાકાશરૂપજ ; ચિદાત્મા બહિર્મુખ થાય છે એટલે તે સૃષ્ટિ ઉ પામે છે અને તે અંતર્મુખ થાય છે એટલે તે અ પામે છે. સત્ય ચિદ્રૂપ આત્મા જેને જેવી રીતે નિશ્ચય વડે સમજે છે, તેનો તેને તેવી જ રીતે અનુભવ થાય છે. જ્યારે આ સર્વ શરદઋતુ આકાશ જેવું સ્વચ્છ ચિદાકાશરૂપજ છે, ત્યા પછી વળી તેમાં બીજું શું હોય?[૪૮] એમ સા રીતે સમજી રહેલા અને પરમપદમાં વિશ્રાં

## सर्ग १०१ मो[+]

### તત્ત્વજ્ઞ પુરુષોની અભય સ્થિતિ

॥ वसिष्ठ उवाच ॥

चिन्मात्रमेव पुरुषस्तदेवेत्थमवस्थितम् ।
चिन्मात्रव्यतिरेकेण किमन्यदुपपद्यते ॥ १ ॥

૯ વસિષ્ઠ બોલ્યાઃ–પુરુષ પોતે ચિન્માત્ર છે. ચિદ્રૂપ તત્ત્વ જ વિવર્તરૂપે આવે અનેક આકારે થઈ રહેલ છે, તો પછી ચિન્માત્ર સિવાય બીજું શું ઘટી શકે એમ છે?[૧] એ ચિન્માત્રતત્ત્વ નિર્મળ આકાશરૂપ છે અને દ્રષ્ટા તથા દૃશ્ય એ બન્ને તેનો એક વિવર્ત છે. આમ જગત ચિન્માત્ર જ છે, તો તેમાં હેય(ત્યાગ)બુદ્ધિ કે ઉપાદેય (સ્વીકાર) બુદ્ધિ ક્યાંથી હોય?[૨] જે લોકો બૃહસ્પતિએ રચેલા બુદ્ધશાસ્ત્રને અનુસરનારા વિજ્ઞાનવાદીઓ છે, તેમના મતમાં ક્ષણિક વિજ્ઞાનથી જુદું જગત જ છે નહિ; તો પછી તેમના મત પ્રમાણે પણ રાગ દ્વેષનો કશો વિષય જ ન હોવાથી તેમનો પ્રસંગ જ ક્યાંથી આવે? પરંતુ તેમને ચિદાત્મા વિના બીજું શું સારરૂપ ભાસતું હશે કે તેઓ તેને નિત્ય નહિ માનતા હોય?[૩] હે પ્રિય રામચંદ્રજી! જગતરૂપી સ્વપ્ન ચિદાકાશનો જ એક વિવર્ત છે, તો તમે જ કહો કે તેની અંદર ઇષ્ટ–અનિષ્ટ બુદ્ધિ કે રાગ–દ્વેષ આદિ દોષો કેવે રૂપે રહી શકે?[૪] ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર જ અમુક હેય છે અને અમુક ઉપાદેય છે. એવી કલ્પના કરી લે છે; પણ ખરું જોતાં તેના નિર્મળ સ્વરૂપમાં એ સર્વ નિર્મળ ચિદાકાશરૂપ જ છે. એમ છે; તો પછી તેમાં ઇષ્ટ–અનિષ્ટ આદિ દૃષ્ટિ વળી કેવી હોય?[૫] મનુષ્ય, દેવતા, અને નાગ વગેરે ચિદ્રૂપ છે; સ્થાવર અને જંગમ એ બન્ને પણ ચિદ્રૂપ છે; વળી સમુદ્રમાં થતા તરંગો તથા ચકરીઓની પેઠે ભાવ–અભાવ વગેરે સર્વ પણ એ ચિદાકાશનો જ વિલાસ છે.[૬] હું ચિદાકાશરૂપ છું, તમે ચિદાકાશરૂપ છો અને મનુષ્યો પણ ચિદાકાશરૂપ છે. આપણે કોઈ દિવસ મરતા નથી, કેમકે ચિદાકાશ ક્યારે મરેલ છે?[૭] હે વિશાળ નેત્રવાળા રામચંદ્રજી! ચિદાકાશ પોતે સાક્ષી–ચૈતન્યરૂપ કહેવાય છે, તેનાથી જુદું દૃશ્ય જ નથી. તે પોતે ચિદ્રૂપે હોવાથી વિવર્તભાવથી દૃશ્યરૂપ થઈ રહેલ છે માટે દ્વિત્વ–એકત્વ પણ ક્યાં રહ્યાં છે?[૮] જ્યારે એમ છે, ત્યારે પછી ચિદાકાશ વિના બીજી નિત્ય હોય એવી કઈ વસ્તુ છે? આ તમે જ મને કહો. જો તે મરી જતું હોય તો પછી આજ આપણે જ સર્વ બેઠા છીએ તે ક્યાંથી હોઇએ?[૯] બૌદ્ધ આદિ અને ચાર્વાક આદિ વાદીઓ ચિદાકાશને છોડી દઈ બીજારૂપ હોય તો તમે કહો.[૧૦] એ ચિદાકાશને જ કેટલાક બ્રહ્મ કહે છે, કેટલાક જ્ઞાનરૂપ કહે છે અને કેટલાક શૂન્ય કહે છે.[૧૧] કેટલાક એને મદિરામાંથી પેદા થતી મદશક્તિના જેવું (કૃત્રિમ) કહે છે, કેટલાક એને પુરુષરૂપ કહે છે, કેટલાક એને ચિદાકાશરૂપ કહે છે, કેટલાક એને શિવરૂપ કહે છે અને કેટલાક એને આત્મારૂપ કહે છે.[૧૨] એવી રીતે ચિન્માત્ર પરમતત્ત્વને જુદાં જુદાં નામોથી કહેવામાં આવે, તો પણ તે કોઈ દિવસ બીજું થઈ જતું નથી. કેમકે સર્વમાં ચિદ્રૂપે રહેલ તે તત્ત્વ પોતે જ સર્વ વિકલ્પનું સાક્ષીરૂપ છે, તેથી તે પોતાના આત્માને એવે પ્રકારે સમજે છે; બાકી બીજું કશું તેનાથી જુદું નથી. મારા અવયવો ભલે ચૂરેચૂરા થઈ જાઓ કે તે મેરુના જેવા વૃદ્ધિને પ્રાપ્ત થાઓ; પરંતુ મારી ચિદ્રૂપની તેથી શી ક્ષતિ કે શી વૃદ્ધિ થશે?[૧૩,૧૪] જો કે આપણા પિતામહ વગેરે વડવાઓ મરી ગયા છે, પણ ચિદ્રૂપતત્ત્વ મરેલ નથી. જો કદાચિત્ તે (ચૈતન્યતત્ત્વ) મરી ગયેલ હોય, તો આપણામાં રહેલ ચૈતન્યતત્ત્વ અને તેમનામાં

+ આ એકસોએકમા સર્ગમાં તત્ત્વજ્ઞ પુરુષો સર્વત્ર એક ચિન્મય તત્ત્વને જ દેખે છે, તેનું તથા તેઓને ભયનાં કારણો જ નહિ ઉત્પન્ન થવાથી તેઓની અભય સ્થિતિ વિષેનું વર્ણન કરવામાં આવશે.

રહેલ ચૈતન્યતત્ત્વ એક જ છે, તેથી આપણું ચૈતન્ય પણ મરણ પામ્યાથી આપણો જન્મ થવો સંભવતો નથી.[૧૫] ચિદાકાશ અક્ષય છે અને તેનો જન્મ કે નાશ થતો નથી. આકાશનો નાશ શું થાય? અને શી રીતે થાય? એ તમે જ કહો. ચિદાકાશ અવિનાશી છે અને તે પોતાના એક વિવર્તરૂપે આ જગતને આકારે પ્રતીતિમાં આવે છે. એ તત્ત્વ જન્મ–મરણથી રહિત છે અને કેવળ પોતાના સ્વરૂપમાં જ સદાકાળ રહે છે.[૧૬,૧૭] ચિદાકાશરૂપી એક સ્ફટિકનો પર્વત છે. તેનો આદિ, મધ્ય અને અંત નથી. તે પોતાની અંદર જગતને પ્રતિબિંબરૂપે ધારણ કરે છે અને પાછો તત્ત્વસાક્ષાત્કાર થવારૂપી અગ્નિ વડે તેને ભસ્મ કરી દે છે. તે પોતાના સ્વચ્છ સ્વરૂપમાં સ્થિર થઈ રહે છે.[૧૮] હે પ્રિય રામચંદ્રજી! અંધકાર વડે રાત્રિમાં દેખાતું વાદળાંઓના સમૂહના જેવું કાંઈક ( અનિર્વચનીય ) જગતનું આવરણ પ્રાતઃકાળમાં જોતાં ક્રમે કરીને નિઃશેષ રીતે ક્ષીણ થઈ જાય છે. તેજ પ્રમાણે પોતાના સ્વરૂપની અંદર અજ્ઞાનરૂપી અંધકાર વડે કલ્પાયેલું આ જગત પણ ક્રમે કરી (જ્ઞાન વડે) નિઃશેષ રીતે ક્ષીણ થઈ જાય છે.[૧૯] સમુદ્ર જેમ પોતાની અંદર જળ આદિને અને ચકરી આદિને પોતાના અંગરૂપે ધારણ કરી રહેલ છે, તેમ ચિદાકાશ પણ પોતાની અંદર જગતરૂપી એક અવયવને (વિવર્તરૂપે) ધારણ કરી રહેલ છે.[૨૦] પુરુષ પોતે ચિદ્રૂપ જ છે અને તે આકાશની પેઠે કોઈ દિવસ નાશ પામતો નથી. તો પછી 'હું નાશ પામું છું' એવો શોક કરવો વ્યર્થ છે.[૨૧] એક દેહમાંથી બીજા દેહની પ્રાપ્તિ થવામાં ઊલટો નવો મહોત્સવ પ્રાપ્ત થાય છે, તો હે મૂઢ પુરુષો! મરણરૂપી એક હર્ષસ્થાનમાં તમે શા માટે ખેદ પામો છો?[૨૨] જો કદાચિત્ તમને એવો જ ભ્રમ હોય, કે મરી ગયા પછી પાછો પુનર્જન્મ થતો નથી; તો પણ મરણમાં એક મોટો પુરુષાર્થ રહ્યો છે, એમ સમજવું. કેમકે મરણ થવાથી ભાવ–અભાવ, લેવું–દેવું વગેરે સંબંધી જન્મ અને જરા–મરણ–ભય–શોક આધિ–વ્યાધિ સંબંધી જ્વર શાંત થઈ જાય છે.[૨૩] એવી રીતે જન્મ–મરણ હોય, તો પણ તેમાં સુખ–દુઃખ માનવાનો કશો જ અવકાશ નથી. વસ્તુતાએ જોતાં મરણ પણ નથી, જન્મ પણ નથી અને તેને લીધે જ સુખ–દુઃખ પણ નથી. કેમકે મિથ્યા હોવાથી આ કશું છેજ નહિ. ચિદાકાશ જ આ સર્વને આકારે વિવર્તરૂપે થઈ રહેલ છે.[૨૪] મરી ગયા પછી જો પાછો બીજા દેહનો લાભ થતો હોય, તો એક નવો જ ઉત્સવ પ્રાપ્ત થાય છે. કેમકે મરણ એ એક જરા–રોગ આદિથી ઝડપાયેલા કારાગૃહ જેવા પૂર્વદેહનો જ નાશ છે; તો એ તો પરમ સુખરૂપ છે.[૨૫] મરણમાં દેહ, જીવ વગેરે સર્વનો અત્યંત નાશ થઈ જાય છે (પુનર્જન્મ નથી), એમ માનવામાં આવતું હોય, તો પણ સંસારરૂપી એક મહારોગનો ક્ષય થાય છે, એમ સંતોષ માનવાનો છે. મરણ થયા પછી (પુનર્જન્મ થતાં) ફરી વાર બીજા દેહનો લાભ થતો હોય, તો પણ એક નવો જ ઉત્સવ સાંપડે છે.[૨૬] કદાચિત્ તમને મરણ પછી દુષ્કર્મથી પ્રાપ્ત થતાં નરક આદિ દુઃખની ભીતિ રહેતી હશે; તો આ લોકમાં પણ દુષ્કર્મથી થતા રાજદંડ આદિનો ભય છે અને પરલોકમાં પણ નરક આદિનો ભય છે; એટલે એ ભીતિ સમાન છે. આથી બન્ને લોક સુધારવાને તમારે કદી પણ દુષ્કર્મ કરવાં નહિ[૨૭] 'હું મરી જઈશ, મરી જઈશ, મરી જઈશ.' એમ તમે ભયથી પોકાર કરો છો; પરંતુ 'હું પાછો પુનર્જન્મ હોવાથી થઈશ, થઈશ અને થઈશ.' એવો વિચાર કરતા નથી.[૨૮] આ સર્વ ચિદાકાશરૂપ જ છે અને તે ચિદાકાશ પોતાના શુદ્ધ સ્વરૂપમાં જ જગત આદિને આકારે વિવર્તરૂપે થઈ રહેલ છે; તો તેમાં જન્મ–મરણ ક્યાં રહ્યાં! અને શ્રીમંતાઈ કે ગરીબાઈ પણ ક્યાં રહી?[૨૯] તમે

કેવળ ચિદાકાશરૂપ થઇને રહો અને ખાનપાનાદિ પ્રારબ્ધપ્રાપ્ત કાર્ય સુખેથી કરતા રહો, તમે મમતાથી રહિત થઈ જાઓ. તમે આકાશના જેવા નિર્મળ અને નિર્વિકાર છો, તો તમારામાં ઇચ્છાનો ઉદય જ ક્યાંથી થાય ?[30] પોતાના સ્વાભાવિક પ્રવાહના બળે થયેલા પ્રયત્ન વડે પ્રાપ્ત થયેલા તથા દેશ–કાળના બળથી આવી મળેલા અતિ પવિત્ર એવા શબ્દાદિ વિષયોને વિવેકી પુરુષો નિર્ભય રહીને સુખેથી ભોગવે છે[31] વચમાં દેશ–કાળના બળથી ઉત્પન્ન થયેલા દોષોનો તિરસ્કાર કરી તેઓ અંદર સ્વસ્વરૂપસ્થિતિમાં (નિર્વિકલ્પ સમાધિમાં) બુદ્ધિને સુષુપ્તિ અવસ્થાના જેવી બનાવી દઈ મગ્ન રહે છે.[32] તેઓ મરણથી દુઃખને પ્રાપ્ત થતા નથી, જીવિતથી સુખને પ્રાપ્ત થતા નથી, કશાની ઇચ્છા કરતા નથી અને કોઇનો દ્વેષ પણ કરતા નથી. તેઓ તો વાસનામાત્રથી રહિત થઈ સ્વસ્વરૂપમાં જ સ્થિર થઈ રહેલ છે.[33] વાસનાથી રહિત થઈ રહેલા વિવેકી પુરુષોને કશામાં ઇચ્છા હોતી નથી. તેથી મરણ, જીવિત અને જન્મરૂપી જીર્ણ તૃણનો તેઓ વિચાર જ કરતા નથી. તેમણે તો જાણવાનું સર્વ જાણી લીધું હોય છે, છતાં તેઓ ઉપરથી અતિમૂઢની જેમ વર્તે છે અને પર્વતની પેઠે પોતાની સ્થિતિમાં નિર્ભયપણે અચળ થઈ રહે છે.[34]

मरणजीवितजन्मजरत्तृणान्यविमृशन्निगतेच्छमवासनः । विदितवेद्य इहाज्ञ इवोदितो वसति वीतभयस्त्वचलो यथा ॥ ३४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમોપદેશ' એ નામનો સર્ગ ૧૦૧ મો સમાપ્ત**



## સર્ગ ૧૦૨ મો*

### તત્ત્વજ્ઞ પુરુષોનાં લક્ષણો

॥ राम उवाच ॥

**परिज्ञाते परे वस्तुन्यनादिनिधनात्मनि ।
संपद्यते वद ब्रह्मन् कीदृशः पुरुषोत्तमः ॥ १ ॥**

રામ બોલ્યાઃ–હે મહારાજ ! અનાદિ અને અનંત એવી પરબ્રહ્મરૂપ વાસ્તવ વસ્તુનું સ્વરૂપ ઓળખયા પછી, એ પુરુષોત્તમ તત્ત્વજ્ઞ કેવાં લક્ષણવાળો થઈ જાય છે ? તે આપ કહો.[1]

વસિષ્ઠ બોલ્યાઃ–જેણે જાણવાનું જાણી લીધેલ છે, એવો એ ઉત્તમ પુરુષ કેવાં લક્ષણવાળો થઈ જાય છે, તેનો કેવો સ્વભાવ હોય છે તથા જીવતાં સુધી કેવા આચારથી રહે છે, તે સર્વ હું તમને કહું છું; તે તમે સાંભળો.[2] તત્ત્વજ્ઞ પુરુષ વનમાં રહ્યો હોય તો પણ તેને મૃગોનાં બચ્ચાંઓ સ્વજનરૂપ થઈ જાય છે, પાષાણો પણ તેના મિત્રરૂપ થઈ જાય છે અને વનવૃક્ષો તેના બંધુરૂપ બની જાય છે.[3] વસ્તી વડે ખિચોખિચ ભરેલું સ્થાન પણ તેને શૂન્ય જ લાગે છે, વિપત્તિઓ પણ તેને અત્યંત સંપત્તિરૂપ દેખાય છે અને તે પોતે મહારાજ્ય ઉપર રાજારૂપે થઈ રહ્યો હોય, છતાં જે જે દુઃખ આવી પડે તે તે તેને મહોત્સવ જેવાં લાગે છે.[4] સમાધિ વિનાની સ્થિતિ પણ તેને સમાધિ જેવી જ ભાસે છે, મોટું દુઃખ પણ તેને સુખરૂપ જ દેખાય છે, લોકદૃષ્ટિ વડે દેખાતો તેનો વ્યવહાર પણ ઉત્તમ મૌનરૂપ હોય છે અને તે કર્મ કરતાં છતાં કશુ પણ કરતો નથી.[5] તે જાગતાં છતાં (નિર્વિકલ્પ આત્મામાં સ્થિતિ રાખી રહેવાથી) સુષુપ્તિ અવસ્થાવાળાના જેવો હોય છે. જીવતાં છતાં (શરીર વગરના

* આ એકસોબેમા સર્ગમા તત્ત્વજ્ઞ પુરુષોના લક્ષણો વિષે ફરીવાર પણ વર્ણન આવશે, કે જે જાણવાથી તેનો દૃઢ અભ્યાસ થતાં જ્ઞાનની પણ દૃઢતા થવાનું બની આવે.

આત્મામાં સ્થિતિ હોવાથી) મૂવા જેવો તે થઈ રહે છે. જોકે તે બધો આચાર કરતો હોય છે, તો પણ (તે સંબંધી અભિમાન ન હોવાથી) તે કશું પણ કરતો નથી.[૬] એ મહાશય પુરુષ પોતે રસિક જણાતાં છતાં (વિષયોમાં વૈરાગ્યને લીધે) અત્યંત વિરસ હોય છે. તે દયાના પાત્રરૂપ બીજી વસ્તુ જ ન દેખાવાથી અથવા કશામાં પોતાપણાની બુદ્ધિ જ ન હોવાથી, દયારહિત છતાં બંધુઓમાં મમતાવાળો દેખાય છે. તે નિર્દય છતાં અત્યંત કરુણાવાળો હોય છે અને તે અંદરથી તૃષ્ણારહિત છતાં બીજાઓનું હિત કરવામાં તૃષ્ણાવાળો જોવામાં આવે છે.[૭] તેનો આચાર સર્વ પ્રશંસા કરે એવો હોય છે, પરંતુ અંદર કશો અધ્યાસ ન હોવાથી તે સર્વ આચારથી રહિત જ હોય છે. પોતે શોક, ભય અને આયાસથી સાવ રહિત હોય છે, છતાં બીજાઓનું દુઃખ દેખી જાણે પોતે સશોક હોય તેવો જણાય છે.[૮] તેનાથી કોઈ પણ પ્રાણીને ઉદ્વેગ થતો નથી, તેમ એ પોતે પણ કોઈનાથી ઉદ્વેગ પામતો નથી. રસિક છતાં તે સંસારમાં પરમ ઉદ્વેગને (ભયને) પ્રાપ્ત થઈ જાય છે.[૯] જે કાંઈ દૈવયોગ વડે પ્રાપ્ત થાય છે, તેની તે પ્રશંસા કરતો નથી, તેમ જે પ્રાપ્ત ન થયેલ હોય તેને તે ઇચ્છતો પણ નથી. હર્ષ–શોક ઉત્પન્ન થવાનું કારણ આવી પડે અને તે અનુભવમાં આવતું હોય તથાપિ તે હર્ષ–શોકને વશ થઈ જતો નથી.[૧૦] દુઃખિત પુરુષની પાસે તે દુખિયાની વાતો કરે છે અને સુખી પુરુષની પાસે સુખિયાની વાતો કરે છે. પોતે તો સર્વ અવસ્થાઓમાં હૃદયમાં સુખ–દુઃખને અધીન ન થઈ જતાં શાંત થઈ રહે છે.[૧૧] પુણ્યકર્મ સિવાય બીજું કશું પણ તેને રુચતું નથી; કેમકે જે ચેષ્ટા શાસ્ત્રવિહિત નથી, તેનો ત્યાગ કરવો એવો મહાત્માઓનો સ્વભાવ જ હોય છે.[૧૨] તે કોઈ પણ પદાર્થમાં આસક્ત થઈ જતો નથી, તેમજ તે પ્રસંગે વિવેકને છોડી દેતો નથી. કંગાલની પેઠે તે દ્રવ્યની યાચના કરતો નથી. અંદર પોતે વૈરાગ્યવાન છતાં ઉપરથી રાગવાળો હોય તેવો જણાય છે.[૧૩] શાસ્ત્રાનુસાર તે વ્યવહાર કરતો રહે છે. ક્રમ પ્રમાણે પ્રાપ્ત થનારાં સુખ–દુઃખો તેને અંદર કશી અસર કરી શકતાં નથી, છતાં જાણે તે સ્પર્શ કરતાં હોય એમ દેખાય છે. તેને કોઈ પણ વિષયમાં હર્ષ કે શોક થતો નથી.[૧૪] જોકે તે બીજાની દૃષ્ટિએ હર્ષવાળો અને દુઃખિત ભાસે છે, પરંતુ તે પોતાના અંદરના (ધીરતાવાળા) સ્વભાવને કદી પણ છોડતો નથી; કેમકે માત્ર સંસારની રીતિને અનુસરી નટની પેઠે ઉપરથી લીધેલ વેષ ભજવવામાં જ તેનું તાત્પર્ય હોય છે.[૧૫] પાણીના પરપોટા જેવા સાવ મિથ્યા એવા પોતાના પદાર્થો તથા પુત્ર આદિ પરિવારો ઉપર તત્ત્વદર્શી પુરુષોને અંદરથી કશો સ્નેહ હોતો નથી. તત્ત્વજ્ઞ પુરુષો અંદર અનાસક્તિને લીધે કશા ઉપર પ્રીતિ ન હોવાથી સ્નેહ વિનાના હોય છે, છતાં જાણે તેમનું હૃદય અતિ ઘાટા સ્નેહથી બહુ જ આર્દ્ર થઈ રહ્યું હોય તેમ ક્રમ પ્રમાણે તેઓ સર્વ ઉપર પોતાની સ્નિગ્ધવૃત્તિ બતાવતા રહે છે. મૂ[ઢ] પુરુષો તો દેહમાં આત્મબુદ્ધિ થવારૂપી વિષ વ[ડે] જાણે મૂર્છિત થઈ રહ્યા હોય, તેમ વિષયોમાં લીન થઈ જાય છે. છતાં એ નારકી જીવો વૈતરણી નદીના પ્રવાહમાં તણાતા જઈ વાયુની પેઠે મા[ત્ર] ઉપરઉપરથી જ વૃથા વિષયોને ભોગવે છે, પ[ણ] વિષયોને અનુભવી વિશ્રાંતિ મેળવી શકતા નથી. તત્ત્વદર્શી પુરુષો બહાર સર્વ શિષ્ટ પુરુષોના જે[વા] ઉત્તમ યોગ્ય આચારને સારી રીતે કરતા રહે છે, પણ અંદરથી તેઓ સર્વ વિષયમાં શીતળતા[વાળી] વાળી સ્થિતિને ધારણ કરે છે. અંદર કોઈ વા[ત] માં તેમનો બહુ અભિનિવેશ હોતો નથી, છ[તાં] જાણે તેઓ અભિનિવેશથી યુક્ત જ હોય એ[મ] દેખાય છે.[૧૬–૧૯]

**રામ બોલ્યાઃ**–હે મુનિશ્રેષ્ઠ ! તત્ત્વજ્ઞ[ના] ઉપરનાં લક્ષણોવાળું સ્વરૂપ સત્ય છે કે અસ[ત્ય]

છે, તે કોણ જાણી શકે? એ આપ કહો. કેમકે દંભ વડે અજ્ઞાની પુરુષ પણ એવી તરેહનો જોવામાં આવે છે.[૨૦] હે મહારાજ! અશ્વના જેવું બ્રહ્મચર્ય પાળનારા દુષ્ટ ચિત્તવાળા (માન–પ્રતિષ્ઠા ઇત્યાદિને ઇચ્છનારા) કેટલાક દાંભિક પુરુષો પણ પોતાની તપસ્વીપણાની મિથ્યા ખ્યાતિ લોકોમાં દૃઢ થાય એટલા માટે (મહાત્માના જેવો) આડંબર કરે છે.[૨૧]

વસિષ્ઠ બોલ્યાઃ–મેં કહેલાં લક્ષણવાળું તત્ત્વજ્ઞનું સ્વરૂપ ભલે અસત્ય (ઉપરથી આડંબરમાત્ર) હો અથવા ભલે સત્ય હો, પરંતુ એ સ્થિતિ દુર્લભ હોવાથી ઉત્તમ જ છે. બાકી તત્ત્વદર્શી વિદ્વાનોમાં તો એ લક્ષણોનો સમૂહ પોતાના સ્વાભાવિક અનુભવના બળથી જ દૃઢ થઈ રહ્યો હોય છે, એમ તમે સમજો.[૨૨] તત્ત્વજ્ઞ પુરુષો ક્રિયાના ફળમાં કશો આગ્રહ રાખ્યા વિના રાગીની પેઠે જ ચેષ્ટા કરતા રહે છે અને અંદરથી પોતે વીતરાગ હોય છે. તેમની હાંસી થાય એવું કશું પણ તેમનામાં દુર્વ્યસન હોતું નથી. તેઓ તો અવિવેકી પુરુષોને દુઃખિત જોઈ પોતે કરુણા વડે આકુળ થઈ જઈ હસે છે.[૨૩] તેઓ આ સર્વ દૃશ્યને તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખાયાથી ચિત્તરૂપી અરીસામાં દેખાતી કપટની બનાવટી ભીંતની પેઠે અને સ્વપ્નમાં હાથ આવેલા સુવર્ણની પેઠે અસત્ય સમજે છે.[૨૪] જેમ ચંદનનાં કાષ્ઠોનો સુગંધ દૂરથી કૃમિ આદિ જીવોના જાણવામાં આવતો નથી, તેમ એવા મહાત્માઓની અંદર રહેલી શીતળતાને કોઈ પણ બીજાં પ્રાણીઓ જાણી શકતાં નથી.[૨૫] પરંતુ જેમ સર્પના પગને સર્પ જ ઓળખે છે, તેમ એ મહાત્માઓને તેમના જેવા જ શુદ્ધચિત્તવાળા જ્ઞાતજ્ઞેય (જાણવાનું જેણે જાણી લીધું છે એવા) પુરુષો ઓળખી લે છે.[૨૬] સર્વથી ઉત્તમ એવા મહાત્માઓ પોતામાં રહેલાં ઉત્તમ લક્ષણને છુપાવે છે; કેમકે ગામડામાં મળનારાં ધન આદિ વડે ખરીદી ન શકાય એવા અમૂલ્ય મણિને બજારમાં કોણ વેચવા કાઢે?[૨૭] તત્ત્વજ્ઞ મહાત્માઓનું પોતાની અંદર રહેલા ગુણોને છુપાવવામાં જ તાત્પર્ય હોય છે, પરંતુ બીજાઓને દેખાડવામાં તેમનું તાત્પર્ય હોતું નથી. કેમકે હે રામચંદ્રજી! તેમનામાં કોઈ પણ જાતની વાસના હોતી નથી, તેમજ દ્વૈતબુદ્ધિથી પણ તેઓ રહિત હોય છે અને તેમનામાં કશું પણ અભિમાન હોતું નથી.[૨૮] હે રામચંદ્રજી! એ મહાત્માઓને એકાંત, નિરભિમાનપણું, અકિંચનપણું (દરિદ્રતા) અને મનુષ્યોની ઉપેક્ષા એ સર્વ જેવું સુખ ઉત્પન્ન કરે છે, તેવું સુખ મોટી સમૃદ્ધિ પણ આપી શકતી નથી. તેમનું વિદિતવેદ્યપણું પોતાના અનુભવ વડે જ જાણી શકાય એવા નિરતિશય આનંદ વડે તેઓ ભરપૂર હોય છે. તે બીજાઓને જણાવી શકાતું નથી અને બીજો વિવેકી પણ તેને દેખી શકતો નથી. મારા અમુક ગુણને મનુષ્ય જાણે અને મારી પૂજા કરે એવી ઇચ્છા અહંકારવાળા દાંભિક પુરુષોમાં હોય છે; પરંતુ તે મુક્તચિત્તવાળા પુરુષોમાં હોતી નથી.[૨૯–૩૧] હે રામચંદ્રજી! અવિવેકી પુરુષોને પણ આકાશગમન આદિ ક્રિયાનાં ફળો અહીં મંત્ર–ઔષધિ આદિના બળથી સિદ્ધ થાય છે.[૩૨] વિવેકી હો કે અવિવેકી હો (જ્ઞાનવાન કે મૂઢ હો), પરંતુ જે પુરુષ જેવો ક્લેશ સહન કરવાને સમર્થ હોય તેવું (ક્લેશભોગના પ્રમાણમાં) ફળ તે અવશ્ય પામે છે.[૩૩] જેમ ચંદનની અંદર સુગંધ રહેલ છે, તેમ સર્વના હૃદયની અંદર પોતાનાં વિહિત–નિષિદ્ધ કર્મોનું ફળ (અપૂર્વરૂપે) રહ્યું હોય છે. તે કર્મ કરનારા પુરુષને કાળે કરીને આવિર્ભાવને પ્રાપ્ત થતાં અનુભવમાં આવે છે.[૩૪] જેને અહંતા, વાસના, દ્વૈતબુદ્ધિ અને દૃશ્યપદાર્થોમાં વાસ્તવિકપણું જણાય છે, તે જ આકાશગમન આદિ ક્રિયાના ફળને સાધે છે.[૩૫] પરંતુ જે તત્ત્વજ્ઞ પુરુષો સમજે છે કે, આ સર્વ સિદ્ધિ આદિ તુચ્છ છે, અથવા ભ્રાંતિ

અથવા ચિદાકાશરૂપ છે, તેઓ વાસનારહિત હોઈને કેવળ કર્મરૂપી વંટોળિયા વાયુના સપાટા જેવી આકાશગમન આદિ સિદ્ધિઓને આપનારી મંત્ર-ઔષધ આદિ સંબંધી ક્રિયાને તે શા માટે સાધે?[૩૬] તેને આ સંસારમાં કર્મ કરવાથી પણ કશું પ્રયોજન હોતું નથી અને કર્મ ન કરવાથી પણ કશું પ્રયોજન હોતું નથી. વળી, સર્વ પ્રાણીઓમાંથી તેને બીજો અર્થ પણ કાઢી લેવાનો હોતો નથી.[૩૭] કેમકે પૃથ્વીમાં, સ્વર્ગમાં કે દેવતાઓમાં કોઈ પણ સ્થળે એવું કશું પણ નથી કે જે ઉદાર ચિત્તવૃત્તિવાળા તત્ત્વવેત્તાને લોભ ઉત્પન્ન કરે.[૩૮] જેની નજરમાં આ સમસ્ત ત્રૈલોક્ય તૃણનાં જેવું કે રજના જેવું તુચ્છ છે, તેને બીજી શી (અનાત્મ) વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય જણાય? સંસારયાત્રાનો નિર્વાહ ચલાવી લેનાર પરિપૂર્ણ ચિત્તવાળો તત્ત્વજ્ઞ મહાત્મા પુરુષ યથાસ્થિત રીતે પોતે રહે છે અને યથાપ્રાપ્ત શિષ્ટાચારને અનુસરે છે.[૩૯,૪૦] તત્ત્વજ્ઞ પુરુષ પોતે નિરંતર અંદર શીતળ રહે છે, મૌનને (નિઃસંકલ્પદશાને કિંવા વૃથા આલાપના ત્યાગને) ધારણ કરે છે, તેની મનોભૂમિ શુદ્ધ સત્ત્વમય હોય છે, પરિપૂર્ણ ભરેલા મહાસાગરના જેવો તેનો આકાર હોય છે અને તેનો અભિપ્રાય ગંભીર તથા લોકોને સહેલાઈથી જણાઈ શકે તેવો હોય છે. રસાયનના ચારેબાજુથી પરિપૂર્ણ રીતે ભરેલા ઘરાની પેઠે તે પોતાના આત્મામાં આનંદને ધારણ કરે છે અને શુદ્ધ પૂર્ણચંદ્રની પેઠે બીજાઓને પણ તે આનંદ ઉપજાવે છે.[૪૧,૪૨] પંડિતોની બુદ્ધિઓ જેવો આનંદ આપે છે, તેવો આનંદ મંદારવૃક્ષની મંજરીઓની નિકુંજો વડે પીળી થઈ ગયેલી દેવભૂમિઓ પણ આપી શકતી નથી.[૪૩] સારગ્રાહી વિવેકી પુરુષ ગ્રીષ્મઋતુ સંબંધી સૂર્યના જેવા પ્રકાશ કરનારા પદાર્થોમાં ચંદ્રબિંબ પાસેથી શીતળતારૂપી સારનું ગ્રહણ કરે છે, ધને ભોગવનારા પદાર્થોમાં વસંતઋતુ પાસેથી નિર્લેપ રહેવારૂપી સારનું ગ્રહણ કરે છે અને સૌભાગ્યને ભોગવનારા પદાર્થોમાં મહાત્માઓનાં નિર્વિકાર રહેનારાં ચિત્તો પાસેથી નિઃસ્પૃહ રહેવારૂપી સારનું ગ્રહણ કરે છે.[૪૪] આ જગત ભ્રાંતિમાત્ર છે, ઇન્દ્રજાળ જેવું છે અને મિથ્યા છે, એવો નિશ્ચય કરી વિવેકી પુરુષ પ્રતિદિન વાસનાઓને મૂકતા જાય છે.[૪૫] તત્ત્વજ્ઞ પુરુષ શીત-ઉષ્ણ આદિ દુઃખો પોતાના દેહમાં રહ્યાં હોય તો પણ જાણે કોઈ બીજાના દેહમાં રહેલ હોય તેમ તેનો અનાદર કરે છે.[૪૬] વૈરાગ્યવાન વિવેકી પુરુષ કરુણા વડે ઉદાર એવી પોતાની વૃત્તિ વડે સર્વસ્વ આપી દઈને પણ આર્ત્ત પુરુષને પાલન કરવાનું પરમ વ્રત ધારણ કરે છે. પુષ્પફળ આદિને ધારણ કરવાવાળી લતાની પેઠે પરોપકાર કરવામાં પરાયણ એવી પોતાની વૃત્તિથી તે એક જળમાત્રથી પણ સંતોષ માની લઈ પોતાની ઉત્તમ સ્થિતિમાં જ રહે છે. તે પોતે સર્વ લોકોની પેઠે જ યથાપ્રાપ્ત વ્યવહારને કરતાં છતાં ચરાચર પ્રાણીઓના કરતાં ઉત્તમ સ્થિતિમાં રહ્યો હોય છે.[૪૮] જેમ પર્વત ઉપર ચડેલો મનુષ્ય નીચે જમીન ઉપર રહેલાં મનુષ્યોને દેખે છે, તેમ શોક નહિ કરવા યોગ્ય એવો તત્ત્વજ્ઞ પુરુષ પ્રજ્ઞારૂપી મહેલ ઉપર ચડી જઈ બીજાં શોક કરતાં પ્રાકૃત પ્રાણીઓને તટસ્થપણે દેખે છે.[૪૯] સંસારસાગર એક ભ્રમમાત્ર જ છે અને તેની અંદર ઘણા લાંબા કાળ સુધી ક્ષુધા-પિપાસા, જરા-મૃત્યુ, તથા શોક-મોહરૂપી છ ઊર્મિઓના ઝપાટાથી વિક્ષેપ આવે છે. આમ છતાં નિર્વિકાર મનવાળો તત્ત્વજ્ઞપુરુષ તેની પેલે પાર પહોંચી જાય છે અને પરમ વિશ્રાંતિને પામે છે.[૫૦] તે પોતાની શાંતવૃત્તિ વડે જગત સંબંધી પોતાની પ્રથમની ગતિને હસે છે અને સંસારરૂપી ભ્રાંતિને ખૂબ ઘાટી રીતે ધારણ કરી રહેલા મનુષ્યોના સમૂહને પણ તે પોતે અંદર જાણે હસતો હોય એવો થઈ રહે છે.[૫૧] જંગલમાં

ભૂલો પડવાથી ગોથાં ખાનારા આંધળા વટેમાર્ગુની પેઠે અંધપરંપરાથી ચાલી આવતી આ સંસાર સંબંધી દૃષ્ટિઓ સાવ મિથ્યા છે છતાં તે મને મોહ ઉત્પન્ન કરે છે, એમ જાણીને તે પોતાને વિશે વિસ્મય પામે છે.[૫૨] વિવેકને લીધે તે પોતે જગત સંબંધી ચેષ્ટાઓને હસે છે, છતાં પણ પોતાને અષ્ટવિધ ઐશ્વર્ય પ્રાપ્ત થાય, તો તેને જોઈને પણ તે મને આ બધું અપ્રિય હોવાથી તૃણ જેવું છે એમ સમજે છે અને શાંતપણાને લીધે જરા પણ અહંકાર લાવતો નથી.[૫૩] ક્યાંક તે પર્વતની ગુફારૂપી ઘરમાં રહે છે, ક્યાંક તે પુણ્યાશ્રમનો આશ્રય કરે છે, ક્યાંક તે ગૃહસ્થાશ્રમમાં રહ્યો હોય છે અને ક્યાંક તે બહુવક્તાપણે પ્રસિદ્ધ હોય છે.[૫૪] ક્યાંક તે ભિક્ષાવ્રતમાં રહી પોતાનો આચાર પાળે છે, ક્યાંક તે એકાંતમાં તપસ્વી થઈ રહે છે, ક્યાંક તે મૌનવ્રતને ધારણ કરે છે અને ક્યાંક તે ધ્યાનપરાયણ જોવામાં આવે છે.[૫૫] ક્યાંક તે વિદ્વાનરૂપે પ્રખ્યાત હોય છે, ક્યાંક તે શ્રુતિ અને સ્મૃતિનો શ્રોતા બની જાય છે, ક્યાંક તે રાજારૂપે તો ક્યાંક દ્વિજરૂપે જોવામાં આવે છે, અને ક્યાંક તે અજ્ઞાનીના જેવો થઈ રહે છે.[૫૬] ક્યાંક તે ગુટિકા–અંજન–ખડ્ગ આદિ વડે સિદ્ધ બની જઈ આકાશમાં વિચરે છે, ક્યાંક તે શિલ્પકળા વડે પોતાની આજીવિકા ચલાવે છે અને ક્યાંક તેણે પામરનું રૂપ ધારણ કર્યું હોય છે.[૫૭] ક્યાંક તે આચરણથી રહિત જોવામાં આવે છે, ક્યાંક તે મહાશ્રોત્રિયરૂપે જોવામાં આવે છે, ક્યાંક ઉન્મત્તના જેવી તેની ચેષ્ટા દેખાય છે અને ક્યાંક તે સંન્યાસીરૂપે જોવામાં આવે છે.[૫૮] પુરુષ કાંઈ શરીર આદિરૂપ નથી, તેમ ચિત્ત આદિરૂપ પણ નથી; પુરુષ પોતે ચેતનરૂપ છે અને તે કોઈ દિવસે નાશને પ્રાપ્ત થતો નથી.[૫૯] તે કાપ્યો કપાતો નથી અને બાળ્યો બળતો નથી. તે સડતો નથી અને સુકાતો નથી. તે નિત્ય છે, સર્વવ્યાપી છે, સ્થિર છે, અચળ છે અને સનાતન છે.[૬૦] આવી રીતે જેને સારી રીતે તત્ત્વજ્ઞાન થઈ ગયેલ હોય છે, તે તત્ત્વજ્ઞ પુરુષ જ્યાં જેવી દશામાં રહ્યો હોય ત્યાં તેવી સ્થિતિમાં ભલે રહો. તેને અમુક વર્ણાશ્રમની મર્યાદામાં રહી શું સાધવાનું છે?[૬૧] તત્ત્વવેત્તા પુરુષ ભલે પાતાળમાં પ્રવેશ કરો, આકાશમાં જાઓ, કિંવા પોતાના ચૂરેચૂરા થઈ જાય તેવી રીતે ભ્રમણ કરો; પરંતુ તેનું સ્વરૂપ ચિન્માત્ર, અજર અને અમર છે. તે કોઈ દિવસ નાશ પામતું નથી, કેમકે તે આકાશના જેવું નિત્ય નિરતિશય આનંદરૂપ છે અને જન્મ આદિ વિકારથી રહિત છે.[૬૨]

पातालमाविशतु यातु नभो विलंघ्य दिग्मंडलं भ्रमतु पेषणमेव येन। चिन्मात्रमेतदजरं न तु यातु नाशम् आकाशकोश इव शान्तमजं शिवं तत् ॥ ६२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'મરણાદ્યભાવોપદેશ' એ નામનો સર્ગ ૧૦૨ મો સમાપ્ત

## સર્ગ ૧૦૩ મો*

### ચિદાત્માની એકતા, નિત્યતા અને સ્વતંત્રતા

॥ वसिष्ठ उवाच ॥

भामात्रं भानमात्रं वा शांतं भासत एव च।
चिन्मात्रं यदनाद्यंतं तस्य नाशः कथं कदा ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–શાંત ચિન્માત્ર પ્રત્યક્ ચૈતન્ય સર્વના સાક્ષીરૂપે અથવા વિષયના ભાન રૂપે સર્વને ભાસે છે. તે અનાદિ અને અનંત છે તો તેનો નાશ ક્યારે અને શી રીતે થાય?[૧] પુરુષ ચૈતન્યમાત્ર જ છે, તે કોઈ દિવસ નાશ પામતો નથી. જો ચિન્માત્ર તત્ત્વનો નાશ થતો હોત, તો પછી ફરી વાર પાછી આ સૃષ્ટિ કેમ અને શી રીતે

* આ એકસો ત્રણમા સર્ગમાં ચિદાત્માની એકતા, નિત્યતા અને સ્વતંત્રતા વર્ણવાશે; અને આ ઉત્તમ શાસ્ત્રનું માહાત્મ્ય વગેરે પણ વર્ણવવામાં આવશે.

થાય ?[૨] કોઈ દેશકાળમાં કોઈનું ચિન્માત્રતત્ત્વ જુદું જુદું છે જ નહિ; કેમકે સર્વને અનુભવ સરખો થાય છે. તો તેને જુદું કેમ કહી શકાય?[૩] સર્વને હિમ શીત લાગે છે, અગ્નિ ઉષ્ણ જણાય છે, પય (દૂધ કે પાણી) મધુર લાગે છે; તો પછી (સર્વમાં રહેલ) શુદ્ધ ચિન્માત્રતત્ત્વને ભિન્ન ભિન્ન કેમ કહેવાય ?[૪] કદાચિત શરીરનો નાશ થતાં ચિન્માત્ર તત્ત્વનો પણ નાશ થઈ જાય છે એમ માનવામાં આવતું હોય, તો પણ એ મરણ વડે જન્મપરંપરારૂપી સંસારનો ક્ષય થઈ જાય છે એટલે તેમાં હર્ષ કરવો યોગ્ય છે, તેમાં ખેદ શો કરવો ? એ તમે જ કહો.[૫] વસ્તુતાએ જોતાં શરીરનો નાશ થતાં ચિદાકાશનો નાશ થતો નથી; કેમકે દેહનો નાશ થઈ ગયા પછી મ્લેચ્છ આદિ નીચ જાતિને પોતાના બંધુઓનું પિશાચપણું અનુભવમાં આવે છે.[૬] જ્યાં સુધી શરીરની સત્તા છે, ત્યાં સુધી જ ચેતનની સત્તા છે એમ કહેતા હો તો તે ખોટું છે. કેમકે જો તેમ હોય, તો શરીર અખંડ રહ્યા છતાં શબ શા માટે ચાલતુ નથી ? એ તમે જ કહો.[૭] પિશાચનો અનુભવ થવો એ એક જીવતા જીવનો ધર્મ છે એમ કહેતા હો, તો તે સદાકાળ પિશાચને કેમ દેખતો નથી અને બંધુ મરી ગયા પછી જ તેને કેમ દેખે છે? જેને બંધુના મરણનું જ્ઞાન થયું હોય એવા જીવનો તે ધર્મ છે એમ હોય, તો પછી દેશાંતર-માં મિથ્યા રીતે (કોઈના ઉડાડવાથી) મરી ગયેલા બંધુનું પિશાચપણું તેને કેમ દેખાતું નથી ?[૮,૯] માટે સિદ્ધ છે કે, એ અજર, અમર, ચિન્માત્ર તત્ત્વ જ સર્વરૂપ થઈ રહેલ છે. તે અમુક દેશકાળમાં જ રહ્યું છે એમ નથી. તે જ વસ્તુને જ દેશ–કાળમાં જેવી રીતે કલ્પે છે, તેવી રીતે તે તેના અનુભવમાં આવે છે.[૧૦] એ અબા-ધિત એકરસરૂપ ચિન્મય તત્ત્વ જેવા વિવર્તને ધારણ કરે છે, તેવો જ અનુભવ થાય છે. આમ [illegible]માં સુખ્ય હેતુરૂપ.તેનો અનાદિસિદ્ધ સ્વભાવ જ છે.[૧૧] સૃષ્ટિના આદિકાળમાં જ પ્રધાન–પર-માણુ આદિ બીજું કશું પણ કારણ બ્રહ્મથી જુદું સંભવતું જ નથી. કદાચિત્ તે હોય તો તે કેવું છે અને શી રીતે તેને કારણરૂપ માની શકાય! તે કહો.[૧૨] દશ્યની શોભા વસ્તુતાએ જોતાં સાવ શૂન્ય જ છે. તે સૃષ્ટિના આદિકાળમાં ઉત્પન્ન જ થયેલ નથી, તેમ હમણાં પણ તે છે જ નહિ; કેવળ ચિદાકાશ જ વિવર્તરૂપે જગતને આકારે ભાસે છે. આ દશ્ય ચિદાકાશના એક વિવર્તરૂપ છે અને દશ્યરૂપે તેને કલ્પી લે તો તે દશ્યરૂપે દેખાય છે, બાકી અધિષ્ઠાનચૈતન્ય વિના દશ્યની કલ્પના બીજી કઈ જગ્યાએ થાય ?[૧૩,૧૪] ચિદાકાશરૂપ આત્મા પોતાના ચમત્કારના ચાતુર્યને (વિવર્તને) આ દશ્ય છે, એવી ધાટી ભાવનાને લીધે જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં બોધ વડે (બહિર્મુખ-પણાથી) દેખે છે અને સુષુપ્તિમાં અજ્ઞાનને લીધે દેખતો નથી.[૧૫] બોધ અને અબોધ એ બન્ને ચિદાકાશનું જ રૂપ છે અને તે નિર્વિકાર છે. એ બન્નેનો ભેદ માત્ર વાણીમાં છે, પણ અર્થમાં નથી. માટે દશ્યવસ્તુ જ નથી.[૧૬] જે કાંઈ આ પદાર્થોનું દશ્યપણું પ્રતીતિમાં આવતું હતું, તે અવિચારને લીધે જ માત્ર હતું. એ અવિચાર હમણાં વિચાર વડે નષ્ટ થઈ ગયેલ છે, તો પછી એ દશ્ય ક્યાંથી દેખાય ?[૧૭] આ આત્મજ્ઞાન-વિચારમાં જ બુદ્ધિને સારી પેઠે પરિશ્રમ આપવે જો યત્ન વડે તેનો અભ્યાસ કરવામાં આવે, તો બન્ને લોકમાં સિદ્ધિ આપનાર છે.[૧૮] હે મહાશ રામચંદ્રજી ! તમને અવિદ્યાની નિવૃત્તિ થઈ છે છતાં અભ્યાસ વિના તે સિદ્ધિને (જીવન્મુક્તિ સંબંધી સ્થિતિને) આપતી નથી.[૧૯] શમ–દ[illegible] આદિ સાધનો વડે સંપન્ન થયેલા પુરુષે ઉદ્વેગ[illegible] ત્યાગ કરવો અને પ્રતિદિવસ અવકાશ મેળવ[illegible] ક્ષણમાત્ર ગુરુશુશ્રૂષા આદિ નિયમનું ગ્રહણ કર[illegible] આ લોક અને પરલોક એ બન્નેમાં હિત કરના[illegible] તથા પથ્યની પેઠે પરિણામે સુખ આપનાર [illegible]

શાસ્ત્રનો વિચાર કરવો.[૨૦] તમને અનેક અસંભાવના આદિ દોષ ઉત્પન્ન થયા છે. તેથી ભેગા થઈ અભ્યાસ કર્યા વિના આ આત્મજ્ઞાન સંબંધી શાસ્ત્ર જાણવામાં આવી ગયા છતાં (વિસ્મરણ થઈ જતાં) અજ્ઞાત જેવું થઈ જશે.[૨૧] જે મનુષ્ય જે પદાર્થને ઇચ્છે છે, તે મેળવવાને માટે તે જો યત્ન કરે છે અને વચમાં થાકી જઈ પાછો હઠતો નથી, તો તે તેને અવશ્ય મેળવે છે.[૨૨] માટે બીજા અસદ્શાસ્ત્રના વિચારથી નિવૃત્તિ પામો અને આ સદ્શાસ્ત્રનો વિચાર કરો. જેમ રણમાંથી જયલક્ષ્મી પ્રાપ્ત થાય છે, તેમ સદ્શાસ્ત્રથી તમે શાંતિને પ્રાપ્ત થશો.[૨૩] આ મનરૂપી નદી વિવેક તરફ અને અવિવેક તરફ એમ બન્ને તરફ વહે છે. જે તરફ યત્નથી તેનો પ્રવાહ ચાલુ રાખવામાં આવે છે, તે તરફ જ તે વહેતી રહે છે.[૨૪] આ શાસ્ત્ર વિના શ્રેય (અત્યંત પ્રશસ્ત વિવેકનું સાધન) થયું પણ નથી અને હવે પછી થવાનું પણ નથી. માટે પરમબોધ થવા સારુ આ શાસ્ત્રનો જ વિચાર કરો.[૨૫] આ શાસ્ત્રનો વિચાર કર્યા પછી પોતાની મેળે જ તરત પરમબોધનો અનુભવ થાય છે અને તે સંસારમાર્ગના શ્રમને હરે છે. વરદાનની અને શાપની પેઠે કાળાંતરે વિલંબથી આનું ફળ મળે એમ નથી. જે શ્રેય પિતાથી, માતાથી કે બીજાં સુકૃત્યો વડે થઈ શકતું નથી, તે શ્રેય આ શાસ્ત્ર વિચારપૂર્વક સમજવામાં આવે તો તત્કાળ સાધી આપે છે. હે મહાશય રામચંદ્રજી! આ સંસારના બંધરૂપી વિષમ વિષુચિકા ઘણા લાંબા કાળથી મનુષ્યને વળગેલ છે અને તે આત્મજ્ઞાન સિવાય બીજા કશાથી કોઈ દિવસ શાંત થતી નથી.[૨૬-૨૮] 'હું અમુક રૂપ છું' એવી મહામોહ વડે ખડી થઈ ગયેલી માયા મિથ્યા છે, છતાં સ્થિર થઈ રહી છે, તેને આ શાસ્ત્રની ભાવના વડે છોડી દો તેમજ માયા વડે થતી પરમ શોચનીય દશાને પણ મૂકી દો.[૨૯] જેમ ભૂખ્યા થયેલા સર્પો રસરહિત પવનને ચાટ્યા કરે છે, તેમ તમે પણ ઉપર–ઉપરથી જ માત્ર મધુર દેખાતા તથા આકાશના જેવા શૂન્ય વિષયોના સમૂહને ચાટીને માયાની અંદર આકાશની પેઠે અનંત એવી જન્મ–મરણની પરંપરારૂપ સંસારને પ્રાપ્ત ન થાઓ.[૩૦] તમે મરણધર્મને શરણ છો. તમારા બધા દિવસો આવ્યાગયાની ખબર પડ્યા વિના અજાણ્યા જ વ્યાવહારિક ક્રિયાઓ વડે કેવળ ચાલ્યા જાય છે, એ મહાદુઃખની વાત છે.[૩૧] તમે અનેક જાતના ભય વડે વ્યાપ્ત છો. જ્યાં સુધી મરણરૂપી આયુષ્યનો અવધિ આવી ન પહોંચે, ત્યાં સુધીમાં તમારે કેટલાક દિવસોની અંદર સદ્શાસ્ત્રનું અવલંબન કરી લેવું જોઈએ, એ ખરેખર આશ્વાસનરૂપ છે.[૩૨] મરણ આવતાં તમે કષ્ટકારક પરિતાપને પામશો, કે તેમાં પ્રત્યેક અવયવનો વિચ્છેદ પણ તમારે ઠંડા ચંદનના લેપની પેઠે અવશ્ય ભોગવવો પડશે.[૩૩] મૂર્ખ અવિવેકી પુરુષો યુદ્ધ આદિમાં પ્રાણ આપીને પણ ધનને અને જયના અભિમાન વેચાતાં લે છે, પરંતુ શાસ્ત્રને અનુસારે વિવે[ક] વૈરાગ્ય, શ્રવણ આદિ ઉપાયો વડે પ્રાપ્ત થના[ર] તત્ત્વબુદ્ધિ વડે અજર–અમર એવા મોક્ષપદને ક[ેમ] વેચાતું નથી લેતા?[૩૪] જે વિવેકી પુરુષ વગ[ર] યત્ને કેવળ પોતાના તત્ત્વજ્ઞાનથી જ ચિદાકાશન[ી] અંદર પોતાનું સ્થાન કરે છે, તે સર્વથી ઉત્કૃ[ષ્ટ] છે. તેથી તે પોતાના મસ્તક ઉપર અજ્ઞાનરૂપ[ી] શત્રુ પગ મૂકે તેને શા માટે સહન કરે?[૩૫] અ[ે] મનુષ્યો! તમે માન અને મોહથી રહિત એવ[ા] દૃઢ વિવેકને પ્રાપ્ત થઈ, તત્ત્વને ઓળખી લઈ મોક્ષગતિને પ્રાપ્ત થાઓ; પણ અધમ એવ[ી] સંસારની ગતિને પ્રાપ્ત ન થાઓ. જો પોતાન[ા] આત્મસ્વરૂપનો યથાર્થ બોધ થાય, તો તે જન્મ મરણ આદિ મોટી મોટી આપત્તિઓને પણ મૂળમાંથી ઉખેડી કાઢે છે.[૩૬] હું અહર્નિશ તમારે માટે પ્રલાપ કર્યા કરું છું, એ જોઈ આ મારા વચન ઉપર લક્ષ્ય આપી, તમે પોતાના પ્રબોધવાળા

ચિત્તવડે જ દેહ આદિમાંથી અહંભાવ છોડી દઈ બ્રહ્મરૂપ થઈ રહો.[37] જે મનુષ્ય આજે જ મરણરૂપી આપત્તિની ચિકિત્સાને કરી લેતો નથી, તે મૂઢ માનવી મરણ આવી પહોંચ્યા પછી આતુર બની જઈ શું કરી શકશે?[38] આ ગ્રંથ વિના બીજો કોઈ ગ્રંથ પોતાના આત્મસ્વરૂપને ઓળખાવે એવો નથી. જેમ તેલની ઇચ્છાવાળા પુરુષો તલને ખરીદે છે, તેમ વિવેકી પુરુષને આ ગ્રંથ પોતાનું કાર્ય સાધી આપનાર હોવાથી તે તેને ગ્રહણ કરવા યોગ્ય છે.[39] આ શાસ્ત્ર દીવાની પેઠે આત્મજ્ઞાનનો પ્રકાશ કરે છે, પિતાની પેઠે જ તત્કાળ બોધ આપે છે અને કાન્તાની પેઠે સારી રીતે રમાડે છે.[40] જે આત્મારૂપી જ્ઞાન વિદ્યમાન છતાં બીજાં અનેક શાસ્ત્રોના સમૂહથી નથી જણાતું, તે દુર્બોધ આત્મસ્વરૂપ મધુરતાથી આ શાસ્ત્ર વડે લોકો જાણી શકશે, એમાં કશો સંશય નથી.[41] શાસ્ત્રદૃષ્ટિમાં જે આખ્યાનો મુખ્ય છે, તે સર્વમાં આ (યોગવાસિષ્ઠનું) આખ્યાન ઉત્તમ છે. તે સુખેથી અનાયાસે બોધ આપનારું છે, હૃદયને રુચે એવું છે અને આની અંદર અનાદિસિદ્ધ તત્ત્વવેત્તાઓના સંપ્રદાયના સિદ્ધાંત વિના બીજું નવું કપોલકલ્પિત કશું પણ નથી. નાના પ્રકારનાં આખ્યાનો અને કથાઓથી વિચિત્ર એવા આ શાસ્ત્રને જો કોઈ અધિકારી પુરુષ વિનોદથી પણ વિચારે, તો પરમ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે, એમાં કશો સંશય નથી.[42,43] જેવો બોધ કોઈનાથી ખંડિત ન થયેલા પંડિતોને આજપર્યંત મળ્યો નથી, તેવો બોધ જેમ (સોનાની ખાણના સંબંધની) રેતીના ઢગલામાંથી સુવર્ણ મળી આવે, તેમ આ શાસ્ત્રમાંથી મળી આવે છે.[44] કોઈ દિવસ કોઈ પણ શાસ્ત્રકર્તા ઉપર મોહ પામી જઈ તેમાં મગ્ન થઈ રહેવાનું નથી; પરંતુ જો તેના શાસ્ત્રનો અર્થ યુક્તિ વડે યુક્ત અને અનુભવમાં બંધબેસતો આવતો હોય, તો જ તેમાં મોહ પામી જઈ મગ્ન થઈ રહેવાનું છે.[45] ઉત્તમ શાસ્ત્રના અર્થનું અપમાન કરનારા અવિચારી આત્મહત્યારા પુરુષો સાથે વિવેકી પુરુષે કોઈ દિવસે અજ્ઞાનથી, મત્સરથી કે મોહથી મૈત્રી કરવી નહિ.[46] હે રામચંદ્રજી આ શ્રોતાઓનો સમૂહ, તમે અને હું જેવા અધિકારી છીએ, તમારી સર્વની બુદ્ધિ પણ શ્રવણ–ધારણા–અભ્યાસ વગેરેમાં જેવી નિપુણ છે અને હું પોતે પણ જેવો છું, એ સર્વ હું યથાર્થ રીતે જાણું છું. તમારા સર્વના ભાગ્યોદયથી ઉદ્બુદ્ધ થયેલી કરુણા વડે હું તમને ઉપદેશ આપવાને પ્રવૃત્ત થયો છું; કેમકે મારો સ્વભાવ જ એવો દયાર્દ્ર છે.[47] હું નર નથી, ગંધર્વ નથી, દેવ નથી કે કોઈ રાક્ષસ નથી; પણ તમારો પોતાનો શુદ્ધ થયેલો ચિદાત્મા જ તમારા પુણ્યયોગથી શુદ્ધ આત્મતત્ત્વોનો તમને બોધ કરવાને અહીં (મારે આકારે) આવેલ છે.[48] તમે સર્વ પણ મારા ચિદાત્મારૂપ છો અને એ ચિદાત્મા અત્યંત નિર્મળ તથા નિર્વિકાર છે. હું પણ તમારાં પુણ્યોથી ઉપદેશક થઈ રહ્યો છું, પણ વસ્તુતાએ હું બીજા કશા રૂપ નથી, તેમ તમારા આત્માથી જુદો પણ નથી.[49] જ્યાં સુધી રાત્રિના જેવા મહાઘોર, ભયંકર અને અંધકારમય એવા મરણના દિવસો આવી પહોંચ્યા નથી, ત્યાં સુધીમાં સર્વ વસ્તુઓમાં વૈરાગ્ય રાખવારૂપી સારને ગ્રહણ કરી લો.[50] જે પુરુષ અહીં જ નરકરૂપી વ્યાધિની ચિકિત્સા નથી કરતો, તે પોતે પાછળથી નરકની પીડા પામીને ઔષધ વગરના સ્થાનમાં ગયા પછી શું કરી શકશે?[51] જ્યાં સુધી સર્વ પદાર્થોમાં વૈરાગ્ય થયેલ નથી, ત્યાં સુધી પદાર્થોની વાસના ઓછી થતી નથી.[52] હે મહાબુદ્ધિમાન રામચંદ્રજી! આત્માનો (સંસારસાગરમાંથી) સંપૂર્ણ રીતે ઉદ્ધાર કરવા માટે વાસનાને ઓછી કર્યા વિના બીજો કશો પણ ઉપાય કોઈ જગ્યાએ છે જ નહિ.[53] જો કદાચિત્ પદાર્થો સત્યપણે રહ્યા

હોય, તો હજી અમુક વસ્તુ આવશ્યક છે અને ઉપયોગી છે, એવી ભાવના થાય. પરંતુ એ પદાર્થો જ સસલાના શિંગડા આદિની પેઠે છે જ નહિ.[૫૪] જગતના સર્વ પદાર્થો અવિચાર વડે જોવામાં આવે તો તે મનોહર દેખાય છે, પરંતુ વિચાર કરે તો તેમનું અસ્તિત્વ જ ન જણાતાં તેઓ ક્યાંય જતા રહે છે.[૫૫] પ્રામાણિક વિચારો કર્યા છતાં જે જગતના પદાર્થો વિદ્યમાન જણાતા નથી, તેઓ સદાકાળ શી રીતે છે અને તેમનું કેવું સ્વરૂપ છે?[૫૬] સૃષ્ટિના આદિકાળમાં જ કારણના અત્યંત અભાવને લીધે સર્વ જગતના પદાર્થો ઉત્પન્ન જ થયેલા નથી અને જે કાંઈ આ દૃશ્યરૂપે પ્રતીતિમાં આવે છે, તે બ્રહ્મ જ તેવે રૂપે વિવર્તભાવથી ભાસે છે.[૫૭] સર્વ ઇન્દ્રિયો વડે અગમ્ય એવા પરબ્રહ્મની અંદર મન અને ઇન્દ્રિયો વડે પ્રતીતિમાં આવતા પદાર્થોનું કશું પણ કારણ છે જ નહિ; કેમકે મન–ઇન્દ્રિયો જ તેમાં કારણરૂપ જણાય છે અને પરબ્રહ્મ તેમના વિષય જ નથી.[૫૮] જુદે જુદે નામરૂપે પ્રતીતિમાં આવતા પદાર્થોનું નામરૂપથી રહિત બ્રહ્મ કેમ કારણ હોય ? તત્ત્વવસ્તુમાં અવસ્તુપણું ક્યાંથી હોય અને શૂન્યની અંદર અશૂન્યપણું પણ કેમ સંભવે?[૫૯] જેમ વડ પોતે સાકાર છે, તો તેનું બીજ પણ સાકાર જ છે; તેમ સાકાર જગતનું બ્રહ્મ જ કારણ હોય, તો તે પણ સાકાર હોવું જોઈએ. તે વિના શી રીતે તેમાંથી તે ઉત્પન્ન થાય?[૬૦] જેમાં કાંઈ પણ આકૃતિવાળું બીજ જરા પણ પ્રતીતિમાં આવતું નથી, તે (બ્રહ્મ)માંથી આ આકૃતિવાળું જગત ઉત્પન્ન થાય છે, એ એક આશ્ચર્યની વાત છે![૬૧] એ પરમપદની અંદર કાર્ય–કારણભાવ આદિ કશું પણ નથી. વાચાળતાથી તેમાં જે કાંઈ કલ્પના કરવી, તે એક મૂર્ખતા છે.[૬૨] સહકારી કારણનો અભાવ હોય તો કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય નહિ. આ વાત બાળકને પણ અનુભવમાં આવે એવી છે. પૃથ્વી આદિની વારંવાર પ્રતીતિ થવી એ જ તેના કારણરૂપ છે. આથી તે કાંઈ વાસ્તવ વસ્તુ નથી. છાયા એ શી વસ્તુ છે? એ તમે કહો. તે તડકામાં શી રીતે રહી શકે? એ પણ તમે કહો![૬૩,૬૪] આ જગત પરમાણુઓના સમૂહરૂપ છે, એ વાત પણ વાસ્તવ નથી, કેમકે સસલાનું શિંગડું ધનુષના જેવડું છે, એ કહેવામાં કેવળ અજ્ઞાન જ છે.[૬૫] કુદરતથી પરમાણુઓનો સમૂહ ભેગો થઈ જગતને ઉત્પન્ન કરે છે, એમ જો હોય તો પાછો તે આકાશમાં જ કુદરતથી વિખેરાઈ જવો જોઈએ.[૬૬] દેશોદેશમાં અને ઘેરેઘેર એ પરમાણુઓના અવયવરૂપ રજ નિરંતર નવી નવી રીતે ક્રીડા કરવી જોઈએ; અથવા તો રોજ તેનો મોટો ઢગલો કે મોટો ખાડો થઈ રહેવો જોઈએ. પરંતુ તે તો કશું દેખાતું નથી.[૬૭] કદાચિત્ તે જગત કોઈનું બનાવેલું કહીએ, તો તે કર્મ કોનું બનાવેલ છે? તેને ઈશ્વરકૃત માનીએ, તો વ્યર્થ કર્મ તો મૂર્ખ હોય તે કરે. નિત્યમુક્ત ઈશ્વર નિરર્થક પ્રવૃત્તિ કરે જ નહિ. વળી જડ પરમાણુઓ પોતાની મેળે જ સૃષ્ટિ રચવામાં સમર્થ થઈ શકે નહિ.[૬૮] હે પ્રિય રામચંદ્રજી! આ અચિંત્ય રચનારૂપી કર્મ કોઈએ અજ્ઞાનપૂર્વક જ બનાવી દીધું હોય એમ તો સંભવતું નથી. હવે જો તેને બુદ્ધિપૂર્વક બનાવ્યું હોય, તો એવો કોણ ઉન્મત્ત હોય કે જે બુદ્ધિપૂર્વક વ્યર્થ કર્મ કરે?[૬૯] જડ પવન પણ બુદ્ધિપૂર્વક ચેષ્ટા કરી શકે નહિ અને તેની ચેષ્ટા વિના પરમાણુઓનો સમૂહ ભેગો થઈ જાય એ વાત પણ સંભવતી નથી. વળી આ જગત બીજા કોઈની કૃતિરૂપ છે, એમ પણ સંભવ જણાતો નથી.[૭૦] આપણે આત્મરૂપ છીએ અને તે દેહ આદિ આકારથી રહિત ચિદાકાશરૂપ જ છીએ. આ સર્વ મનુષ્યો પણ ચિદાકાશરૂપ જ છે, જેમ તમને સ્વપ્નની અંદર સ્વપ્નમાં મનુષ્યો જોવામાં

આવે છે, તેમજ આ સર્વ મનુષ્યો હમણાં પણ દેખાય છે.[૭૧] માટે કશું પણ ઉત્પન્ન થતું નથી અને આ જગત છે જ નહિ. સ્વચ્છ નિર્વિકાર ચિદાકાશજ એવી રીતે જગતને આકારે પોતાના સ્વરૂપમાં પોતાની મેળે જ વિવર્તભાવને પામી જઈ પ્રતીતિમાં આવે છે.[૭૨] જેમ પવનમાં તેની ચલન–શક્તિ અભિન્ન સત્તાથી રહી છે, જળમાં જેમ દ્રવપણું અભિન્ન સત્તાથી રહ્યું છે અને આકાશમાં જેમ શૂન્યપણું અભિન્ન સત્તાથી રહ્યું છે, તેમ ચિદાકાશની અંદર જગતરૂપી આકાશ અભિન્ન સત્તાથી સર્વત્ર રહેલ છે.[૭૩] ઘણે છેટેથી એક પ્રદેશથી પળવારમાં (ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા) બીજા પ્રદેશમાં આવી પહોંચાય છે, ત્યારે એ બન્ને પ્રદેશની વચમાં પ્રમાતા (પ્રમાણ કરનાર) ચૈતન્યનું જે શૂન્ય જેવું સ્વરૂપ છે, તેજ ચિદાકાશનું સ્વરૂપ છે, એમ તમે સમજો.[૭૪] એ ચિદાકાશ જ સર્વ પદાર્થોનું વાસ્તવ સ્વરૂપ છે અને સર્વ પદાર્થો તેનો જ એક વિવર્ત હોવાથી ચિદાકાશરૂપ છે. આથી જગત ચિદાકાશરૂપ છે, એમ કહી શકાય છે.[૭૫] એ ચિદાકાશના સ્વરૂપનું જે કાંઈ વિવર્તરૂપે થઈ રહેવું, તે જ જગતરૂપ થઈ રહેલ છે અને તે ચિદાકાશના મૂળસ્વરૂપથી ભિન્ન નથી.[૭૬] આમ જગત અને ચિદાકાશ એ બન્નેમાં કશી ભિન્નતા નથી, પરંતુ પવન અને ચલનશક્તિની પેઠે એ બન્નેનું રૂપ એકજ છે.[૭૭] ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં પહોંચાય છે, ત્યારે વચમાં જે ચિદાત્માનું નિર્વિશેષ સ્વરૂપ છે, તેજ મુખ્ય અનુભવમાં આવે એવું છે, બીજું નથી; એમ વિવેકીઓનું સમજવું છે.[૭૮] હે પ્રિય રામચંદ્રજી! સર્વ પ્રાણીઓનું એજ મૂળસ્વરૂપ છે અને પંડિત પુરુષો તેમાં જ સ્થિર થઈ રહે છે. શંકર આદિ દેવતાઓ તેના નિરંતર ધ્યાનમાંથી ચલિત નથી.[૭૯] આકાશ જેમ અરીસામાં આભાસ-દેખાય છે, તેમ આ જગત પણ ચિદાકાશનો એક આભાસ છે અને ચિદાકાશજ એવે આકારે (વિવર્તરૂપે) ભાસે છે. બાકી જગતનું મૂળ વાસ્તવ સ્વરૂપ જોઈએ, તો તે આકાશથી રહિત અવિનાશી પરબ્રહ્મ છે, એમ તત્ત્વવેત્તાઓ સમજે છે.[૮૦] કોઈ ઠેકાણે કશું ઉત્પન્ન થતું નથી, ઉત્પન્ન થઈ કશું નાશ પામતું નથી અને હવે પછી થવાનું પણ નથી. પરંતુ જેમ આકાશથી શૂન્યપણું જુદું નથી, તેમ આ જગત ચિદાકાશથી જુદું નથી.[૮૧] જગત છે નહિ, હતું પણ નહિ, તેમ હવે પછી થશે પણ નહિ. શાંત ચિદાકાશ જ પોતાના પરમ સ્વરૂપની અંદર (વિવર્તભાવથી) આ જગતને રૂપે ભાસે છે.[૮૨] સ્વપ્નની અંદર જેમ ચિદાત્માજ નગરને આકારે પ્રતીતિમાં આવે છે, તેમ આ જાગ્રત અવસ્થારૂપી સ્વપ્નમાં પણ તે પોતે જ આ જગત આદિને આકારે પ્રતીતિમાં આવે છે.[૮૩] સૃષ્ટિના આદિકાળમાં પૃથ્વી આદિ પદાર્થો જ હતા નહિ, તો પછી પૃથ્વી આદિના વિકાસરૂપ દેહ ક્યાંથીજ હોય! આથી સિદ્ધ થાય છે કે, પ્રતીતિમાં આવતું આ શરીર આકાશરૂપી ચિદાત્માનું એક સ્વપ્ન છે.[૮૪] મહાચિદાકાશનું સ્વયંભૂ (વિરાટ્) નામનું શરીર પ્રથમ સ્વપ્નરૂપ છે. આપણે સર્વ એ સ્વયંભૂના શરીરમાંથી ઉત્પન્ન થયા છીએ, તે તો એ સ્વપ્નમાંથી ઉત્પન્ન થતાં બીજાં અનેક સ્વપ્નાંતરો જેવા છીએ.[૮૫] જેમ ગળાની પાસેના ગાલ પર થયેલા ફોલ્લાનો ગળાની સાથે પરંપરા સંબંધ છે, તેમ આપણો ચિદાત્માના સ્વયંભૂરૂપી શરીરની સાથે પરંપરા સંબંધ છે. આથી આપણું મન પરમ પ્રયત્ન વડે પણ તે તરફ તરત વળી જતું નથી.[૮૬] બ્રહ્મ પોતેજ અસત્ય જીવરૂપ થઈ રહેલ છે, છતાં સત્યની પેઠે અનુભવમાં આવે છે. જ્યારથી એ બ્રહ્મ જીવરૂપ થઈ રહેલ છે, ત્યારથી આ મિથ્યા જગત પણ સ્થિર થઈ રહેલ છે.[૮૭] સ્વપ્નસૃષ્ટિની પેઠે જ બ્રહ્માથી માંડી હેઠ સ્તંબપર્યંત જગત મિથ્યારૂપે ઉત્પન્ન થાય છે અને સ્વપ્નસૃષ્ટિની

પેઠે જ પાછું મિથ્યા રીતે તે તરત નાશને પ્રાપ્ત થઈ જાય છે.૮૮ જેમ સ્વપ્નમાં ચિદાકાશ જ સ્વપ્ન-સૃષ્ટિરૂપે બની જઈ સ્વપ્નને અંતે અંતર્ધાન થઈ જાય છે, તેમ આ જાગ્રત અવસ્થારૂપી સ્વપ્નમાં પણ એ ચિદાકાશજ જગતને રૂપે આવિર્ભાવ નહિ પામ્યા છતાં તેવે આકારે પ્રતીતિમાં આવે છે.૮૯ જેમ સ્વપ્નની અંદર પોતાનો ચિદાત્મા જ નગર આદિને રૂપે થઈ રહેલો દેખાય છે, અનુભવમાં આવતાં છતાં મિથ્યા છે અને મિથ્યા છતાં સત્ય ભાસે છે, તેમ આ જગત જો કે અનુભવમાં આવે છે, તો પણ તે મિથ્યા છે અને મિથ્યા છતાં સત્ય જેવું થઈ રહ્યું છે.૯૦ ચિદાત્મા જેમ નિરાકાર છતાં સ્વપ્નમાં જાણે નગરી આદિને રૂપે સાકાર બની ગયો હોય એમ જણાય છે, તેમ ચિદાકાશ પોતે નિરાકાર છતાં જાણે જગતને રૂપે સાકાર થઈ રહેલ હોય તેમ થઈ રહ્યું છે. એ ચિદાકાશ જેમ મેરુ કરતાં પણ ઝીણું હોય છે, તેમ તે આકાશના કરતાં પણ અતિ સૂક્ષ્મ છે. આમ તેનું અતિ સૂક્ષ્મપણું બતાવવાથી તેમાં અતિ સૂક્ષ્મતારૂપી એક ગુણ આવે છે, એમ સમજવાનું નથી; કેમકે નિર્ગુણ બ્રહ્મમાં કોઈ પણ ધર્મની સ્થિતિ ક્યાંથી સંભવે? અહીં બ્રહ્મની આકાશથી પણ અતિસૂક્ષ્મતા બતાવવાનો હેતુ એવો છે કે, તેની અંદર કારણના અભાવને લીધે જગતનો આકાર સંભવતો નથી.૯૧,૯૨ જે નગર આદિનો આકાર પ્રથમ સૃષ્ટિના આદિકાળમાં છે જ નહિ, તે પછી જગતમાંથી ક્યાંથી ઉત્પન્ન થાય? જે નગર સ્વપ્નમાં પ્રતીતિમાં આવે છે, તે જ નગર અમારા સિદ્ધાંત પ્રમાણે જાગ્રત અવસ્થામાં ચિદાકાશની અંદર નજરે આવે છે અને તે કેવળ આભાસમાત્ર છે.૯૩ જેમ શૂન્યપણાનો અને આકાશનો કશો ભેદ નથી, તેમ સ્વપ્નમાં દેખાતા પર્વતનો અને ચિદાકાશનો કશો ભેદ નથી. જે ચિદાકાશ છે તે જ સ્વપ્નનગર છે.૯૪ જેમ પવનની ચલનશક્તિ એ પવનરૂપ છે અને ચલન તથા સ્થિરતા એ બન્નેમાં પવન એકરૂપ જ છે તથા તે આકાશથી પણ અભિન્ન છે, તેમ જ જગત અને ચિદાકાશ એ બન્નેમાં કશો ભેદ નથી. ચિદાકાશ જ આ જગતને આકારે (વિવર્તરૂપે) પ્રતીતિમાં આવે છે. આ સર્વ પાયા વગરનું શૂન્ય છે અને ચિદાકાશરૂપી સૂર્યનો આભાસમાત્ર છે.૯૫,૯૬ આ સર્વ શાંત પરબ્રહ્મરૂપ છે, જન્મ-નાશ આદિથી રહિત છે અને અખંડ સ્ફુરણરૂપે ભાસ્યા કરે છે; છતાં તે શિલાના જેવું નિઃસંકલ્પ છે, નિર્મળ છે અને નિર્વિકાર છે.૯૭ માટે તમે જ કહો કે પદાર્થો ક્યાંથી થયા? તેની સ્થિતિ શી રીતે થઈ? પદાર્થોની ભાવના ક્યાં કરવી? દ્વિત્વ, એકત્વ આદિ પણ ક્યાં રહ્યું? તેમ હું પણ ક્યાં રહ્યો? પદાર્થો પણ ક્યાં રહ્યા? અને તેની ભાવના પણ ક્યાં રહી?૯૮ હે પ્રિય રામચંદ્રજી! તમે નિર્વિકાર અને શુદ્ધબોધરૂપ ચેતનતત્ત્વની સાથે એકતા પામો. તમે નિરંતર ઉત્સાહથી વ્યવહાર કરો, છતાં નિર્વિકાર રહી બુદ્ધિમાંથી દ્વિત્વ–એકત્વ આદિ વિકલ્પોને કાઢી નાખો. તમે ચિત્તને ઉત્તમ રીતે શીતળ રાખો અને આત્મસ્વરૂપના નિરતિશય આનંદ વડે સુખી થઈ રહો. કેમકે વિક્ષેપના હેતુરૂપ પદાર્થો છે જ નહિ.૯૯

नित्योदितो व्यवहरन्नपि निर्विकारो द्वित्वैक्यमुक्तमतिरुत्तमशीतलोऽन्तः। निर्वाण आस्स्व विगतामयशुद्धबोधबोधैकतामुपगतोऽङ्ग न सन्ति भावाः ॥ ९९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમાર્થૈકતા-પ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૦૩ મો સમાપ્ત



## સર્ગ ૧૦૪ મો[×]

### ચિદાત્મા જ જગત્સ્વરૂપે રહેલ છે

॥ वसिष्ठ उवाच ॥

आकाशः शद्धतन्मात्रं स्पर्शतन्मात्रकोऽनिलः ।
तत्संगोत्कर्षजं तेजस्तच्छांतिश्चेत्यपां स्थितिः ॥

વસિષ્ઠ બોલ્યા:–પ્રથમ શબ્દતન્માત્રાવાળું આકાશ, તેનાથી સ્પર્શતન્માત્રાવાળો વાયુ, તેના સંઘર્ષથી રૂપતન્માત્રાવાળું તેજ અને તેનાથી રસતન્માત્રાવાળું જળ થાય છે.[૧] પછી, તેનાથી તેમનું મિલન થઈ ગંધતન્માત્રાવાળી પૃથ્વી થાય છે. આ પ્રમાણે સ્વપ્નના જેવા દેખાતા જગતના પંચભૂત આદિ પદાર્થોની ઉત્પત્તિનો ક્રમ છે અને તે કેવળ આભાસમાત્ર છે. હવે આપણે વિચાર કરીએ કે, નિરાકાર આકાશમાંથી પૃથ્વી-પર્યંત સાકાર સૃષ્ટિ શી રીતે થાય?[૨] જો ઘણે છેટે જઈને પણ છેવટ અનુભવને પ્રમાણરૂપ માનવો પડે, તો પ્રથમ જ અનુભવરૂપ આત્માને પ્રમાણરૂપ ગણી, તે જ સ્વપ્ન આદિની પેઠે પોતાના વિવર્તરૂપે આ જગતને કલ્પી લે છે, એવા નિર્મળ સિદ્ધાંતને સ્વીકારી લેવામાં શો દોષ છે? અતિ-નિર્મળ પ્રત્યક્ચૈતન્ય જ પોતાના નિર્મળ સ્વરૂપની અંદર પોતે જ વિવર્તરૂપે ફેલાઈ રહેલ પ્રતીતિમાં આવે છે, તે જ આ જગતરૂપ કહેવાય છે. આ વાત અધિષ્ઠાનચૈતન્યની સત્યતાથી અને (सर्वं खल्विदं ब्रह्म ઇત્યાદિ) સત્યશ્રુતિના બળથી યથાર્થ છે.[૩૪] આ પંચમહાભૂતો કોઈ ઠેકાણે છે જ નહિ અને ઘર આદિ પણ કશું છે નહિ; એ સર્વ અસત્ય છતાં સ્વપ્નદશાની પેઠે મિથ્યારૂપે અનુભવમાં આવે છે.[૫] સ્વપ્નમાં જેમ પોતાનું આત્મ-સ્વરૂપ જ નગર આદિરૂપ જાણે થઈ રહ્યું હોય તેમ જણાય છે, તેમ જાગ્રદવસ્થામાં પણ સુખરૂપ આત્મસ્વરૂપ જ જાણે જગતરૂપ થઈ રહેલ હોય તેમ પ્રતીતિમાં આવે છે.[૬] હું ચિદાકાશરૂપ છું અને આ જગત પણ ચિદાકાશરૂપ છે એમ હું અને જગત એ બન્ને એક ચિદાકાશરૂપ છીએ. એ ચિદાકાશ એક છે અને શિલાના જેવું એકરસ તથા નિરવકાશ છે.[૭] આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, અંતે પ્રલયકાળમાં લય પામે છે અને વર્તમાન સમયમાં તેની સ્થિતિ રહે છે; એ સર્વ નિરાકાર ચિદાકાશરૂપ જ છે.[૮] દેહ લાંબા કાળ સુધી રહો કિંવા ન રહો; પરંતુ પોતાનું નિર્મળ સ્વરૂપ ઓળખાઈ જતાં સુખ–દુઃખથી રહિત થઈ જઈ ભૂમાનંદમાં અક્ષય સ્થિતિ રાખવી તે મોક્ષ છે. માટે તમે સર્વથા અત્યંત વિશ્રાંતિને પ્રાપ્ત થઈ રહો.[૯]

सति वासति वा देहे निर्दुःखसुखत्वमक्षयं मोक्षः । बुद्धेऽमले स्वभावे निर्भर विश्रान्तिरस्तु सर्वेह ॥ ९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગદસત્તા-પ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૦૪ મો સમાપ્ત**

## સર્ગ ૧૦૫ મો[*]

### જાગ્રત તથા સ્વપ્ન ચિદાત્માંરૂપ જ છે

॥ वसिष्ठ उवाच ॥

स्वभावं जगदाकारं चिद्भावोऽनुभवन्स्थितः ।
स्वतः स्वप्नमिवानन्यमात्मनः कल्पनाभिधम् ॥

વસિષ્ઠ બોલ્યા:–ચિત્સ્વરૂપ આત્મા પોતાની મેળે પોતાના સ્વરૂપને સ્વપ્નને આકારે દેખે છે અને તે પોતાનાથી જુદું નથી, પરંતુ એક જાતની પોતાની કલ્પના જ છે. તે જ પ્રમાણે ચિદ્રૂપ

× આ એકસો ચારમા સર્ગમાં આકાશ આદિ જેમ આદિરૂપ થાય છે, તેમ ચિદાત્મા જ જગતરૂપ થઈ છે, એમ અનુભવથી સિદ્ધ કરી આપવામાં આવશે.

* આ એકસો પાંચમા સર્ગમાં ચિદાત્મા જ પોતે જાગ્રતની પેઠે અને સ્વપ્નની પેઠે થઈ રહે છે. જાગ્રત અને સ્વપ્ન એ બન્ને ચિદાત્માથી જુદાં નથી, એમ વર્ણન કરવામાં આવશે.

આત્મા પોતાની મેળે પોતાના સ્વરૂપને જગતને આકારે થઈ રહેલ અનુભવે છે અને તે વસ્તુતાએ પોતાનાથી જુદું નથી પણ પોતાની જ એક કલ્પના છે.[૧] એ ચિદ્રૂપ જાગ્રતરૂપ છે, સુષુપ્તિરૂપ છે, શિલાના જઠર જેવું સઘન છે અથવા આકાશના જેવું શૂન્ય છે. તે જગદ્ભાવને ન છોડતાં જાગ્રત પ્રપંચરૂપ થઈ રહ્યું છે.[૨] આ વિષયનું દૃષ્ટાંત જોવું હોય તો અનેક નગરોના સમૂહોથી સુશોભિત સ્વપ્ન જ દૃષ્ટાંતરૂપ છે. સ્વપ્નની અંદર જગત આદિ કશું પણ સત્ય હોતું નથી, પણ સ્પષ્ટપણે તે જોવામાં આવે છે.[૩] જેમ સ્વપ્નની અંદર આ ત્રૈલોક્ય અસત્ય છતાં સત્ય જેવું ભાસ્યા કરે છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ આ ત્રૈલોક્ય અસત્ય છતાં સત્ય જેવું ભાસ્યા કરે છે. એ બન્નેમાં બીજો કશો ભેદ નથી.[૪] જાગ્રત અવસ્થામાં કે સ્વપ્નમાં જગત શબ્દનો અર્થ જ સંભવતો નથી. બાકી વસ્તુતાએ જોતાં ચિદાકાશનો પોતાનો આભાસ જ અજ્ઞાનને લીધે જગતરૂપે થઈ રહેલો તેની પ્રતીતિમાં આવે છે.[૫] પોતાની મેળે જ સદાકાળ રહેનાર ચિદાકાશ પર્વત આદિરૂપે થઈ રહેલા પોતાના ચમત્કારને જાગ્રતમાં અને સ્વપ્નમાં પોતાના સ્વરૂપની અંદર અજ્ઞાનરૂપ આવરણને લીધે જગતરૂપે સમજે છે.[૬] આ જગત કાંઈ જ નથી અને દૃશ્ય જગતનો અભાવ ઠરતાં ચિદાત્માનું દ્રષ્ટાપણું પણ કાંઈ જ નથી; તેમ છતાં ચિદાકાશરૂપી દ્રષ્ટા અને દૃશ્યરૂપી જગત એ બન્ને જાણે કાંઈક (દ્રષ્ટા–દૃશ્યરૂપે) વાસ્તવ જ હોય એમ પ્રતીતિ થાય છે.[૭] જેમ સ્વપ્નમાં દેખાતું ત્રૈલોક્ય વસ્તુતાએ કાંઈ જ નથી પણ શૂન્ય જ છે, તેમ જાગ્રતમાં જોવામાં આવતું આ ત્રૈલોક્ય પણ કાંઈ જ નથી પરંતુ શૂન્યરૂપ છે.[૮] હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! નાના પ્રકારની રચનાવાળાં સ્વપ્નની અંદર અનેક કર્મોના આરંભો દેખાય છે, છતાં તે અનારંભો જ છે અને તે સ્વપ્ન અસત્ય છે, છતાં સત્યના જેવુ ફેલાઈ રહ્યું છે.[૯] પ્રથમ ચિદાકાશ પોતે અતિ વિશાળ અનંત આકાશરૂપ થઈ જાય છે અને પછી તે આકાશ જ વાયુ આદિ સૃષ્ટિક્રમ પ્રમાણે અનેક પર્વતોના સમૂહરૂપે તથા નાના પ્રકારના નગરોના સમૂહરૂપે પ્રતીતિમાં આવે છે.[૧૦] સ્વપ્નમાં વરસાદ, સમુદ્ર અને ગાજવીજનો અવાજ જો કે સંભળાય છે, પણ વસ્તુતાએ કશું પણ ન હોતાં મૌન જ હોય છે. કેમકે પોતાની પાસે સૂતેલો પુરુષ એ કશું પણ સાંભળતો નથી. તેમ પોતે પણ જાગી જઈ જુએ તો કશું સંભળાતું નથી.[૧૧] જેમ સ્વપ્નમાં વંધ્યાનો પુત્ર ઉત્પન્ન ન થયા છતાં ઉત્પન્ન થયેલો દેખાય છે, તેમ આ જાગ્રત પ્રપંચનું પણ સમજી લેવું. જેમ મરી જઈ ઉત્પન્ન થયેલો પુરુષ સ્વપ્નમાં પોતાના મરણનું વિસ્મરણ થઈ જતાં (જન્મનું પણ સાથે જ વિસ્મરણ થઈ જઈ) પોતે ઉત્પન્ન જ થયો નથી એમ સમજે છે.[૧૨] વળી સૂતેલા પુરુષને સ્વપ્નમાં પોતાનું શયનસ્થળ અનુભવમાં ન આવવાથી તે નહિ જેવું જણાય છે, તે જ પ્રમાણે સત્ય આત્મતત્ત્વ અવિવેકીઓને અનુભવમાં ન આવવાથી નહિ જેવું ભાસે છે. સ્વપ્નમાં સર્વ વિપરીત રીતે જોવામાં આવે છે, જેમકે રાત્રિ દિવસરૂપ થઈ જાય છે.[૧૩] અસત્ય હોય તે પણ તેમાં સત્ય લાગે છે, જેમકે દિવસ રાત્રિરૂપ દેખાય છે. જે ન સંભવતું હોય તે પણ સ્વપ્નમાં સંભવે છે, જેમકે પોતાના મરણનું દર્શન.[૧૪] જેનો કોઈ કાળે સંભવ ન હોય તે પણ સ્વપ્નમાં જોવામાં આવે છે, જેમકે ચિદાકાશમાં સ્વપ્નસૃષ્ટિ. અંધકાર જ મહાપ્રકાશરૂપ અને રાત્રિ જ દિવસરૂપ ઇત્યાદિ અનેક વિપર્યયો સ્વપ્નમાં દેખાય છે.[૧૫] ઘુવડ આદિ પ્રાણીઓને દિવસમાં જ નિદ્રા આવે છે, એટલે દિવસ જ તેના મનમાં રાત્રિરૂપ દેખાય છે. તો પછી સ્વપ્નમાં ઉપર બતાવેલા વિપર્યયો થાય એ કાંઈ આશ્ચર્યકારક નથી. સ્વપ્નમાં ખાડા આદિમાં પડી જતાં પોતાની

સૂવાની જમીન જ ખાડારૂપ થઈ જાય છે, કિંવા ચિદાકાશ જ ખાડારૂપે પ્રતીતિમાં આવે છે.[૧૬] આમ અનેક જાતની સ્વપ્નસૃષ્ટિ અસત્ય છતાં સ્વપ્નની અંદર સત્ય જેવી દેખાય છે, તેમ આ જાગ્રતે સંબંધી સૃષ્ટિ પણ અસત્ય છતાં સત્ય જેવી ભાસી રહી છે.[૧૭] સ્વપ્નસૃષ્ટિમાં અને જાગ્રત અવસ્થાની સૃષ્ટિમાં કશું પણ અંતર નથી. જેવા બે સરખા જ સૂર્ય હોય અને જેવા બે સરખા જ પુરુષ હોય, તેવાં આ જાગ્રત અને સ્વપ્ન એ બન્ને સરખાં છે, એમાં જરા પણ ભેદ નથી.

રામ બોલ્યાઃ—આપ સ્વપ્ન અને જાગ્રતને બરાબર સરખાં કહો છો, તે સંભવતું નથી; કેમકે સ્વપ્નમાં તરત જાગી જતાં જાગ્રતસૃષ્ટિ જોવામાં આવે છે, તેથી સ્વપ્નસૃષ્ટિ આભાસરૂપ જણાઈ બાધિત થઈ જાય છે. વળી જાગ્રતને માટે તો તેવું કશું નથી. તો પછી તે બન્નેને સમાન કેમ કહી શકાય ?[૧૮,૧૯]

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી ! સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નજગતમાં સ્વપ્નના બંધુવર્ગ સાથે વિહાર કરી પછી સ્વપ્નદેહને મૂકી દે છે.[૨૦] તે જ્યારે સ્વપ્નના જગતમાં મરણ પામે છે, ત્યારે સ્વપ્ન સંબંધી જીવોથી વિયોગવાળો થાય છે અને તે પ્રાણી નિદ્રાથી મુક્ત (જાગ્રત) થયો એમ કહેવાય છે.[૨૧] સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નસૃષ્ટિમાં સુખદુઃખની દશાઓનો, મોહનો અને અનેક દિવસ-રાત્રિઓનો અનુભવ કરી સ્વપ્નદેહનો ત્યાગ કરે છે.[૨૨] અને નિદ્રા ઊડી ગયા પછી તે નિદ્રાને અંતે સ્વપ્નદેહના ત્યાગપૂર્વક શયનના પ્રદેશમાં રહેલા દેહ સાથે સંબંધને પ્રાપ્ત થાય છે. પછી સ્વપ્નમાં દીઠેલું સર્વ અસત્ય છે, એવી તેને પ્રતીતિ થાય છે.[૨૩] સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નસૃષ્ટિમાં કેટલાંક સુખ-દુઃખનો અનુભવ કરી બીજાં જાગ્રતરૂપી સ્વપ્નને જોવા માટે પાછો ફરીવાર શય્યામાં સૂતેલા દેહની સાથે સંબંધને પ્રાપ્ત થઈ જાય છે.[૨૪] તે જ પ્રમાણે જાગ્રતનો દ્રષ્ટા જાગ્રતસૃષ્ટિમાં કેટલાંક સુખ-દુઃખનો અનુભવ કરી તે દેહને છોડી દે છે અને વળી બીજાં જાગ્રતપ્રપંચરૂપી સ્વપ્ન જોવાને બીજા દેહ સાથે (પુનર્જન્મ વડે) સંબંધને પ્રાપ્ત થાય છે.[૨૫] જેમ પ્રથમના જાગ્રતરૂપ સ્વપ્નમાં આ અસત્ય છે એવી પ્રતીતિ હોતી નથી, તેમ જ એક જાગ્રતરૂપી સ્વપ્નમાંથી બીજા જાગ્રતરૂપી સ્વપ્નમાં આવતાં—બીજા દેહનો યોગ થતાં—તેમાં પણ આ અસત્ય છે, એવી પ્રતીતિ થતી નથી. પણ મૂઢ બુદ્ધિવાળો પુરુષ તેને આ ખરેખર જાગ્રત છે (સત્ય છે) એમ સમજે છે. એવી જ રીતે સ્વપ્નમાં પણ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નનો અનુભવ કરતાં તેને પણ તે સમયે અસત્ય ન સમજી જાગ્રત જેવું જ સાચું સમજે છે. જાગ્રત અને સ્વપ્ન એવા નામની બન્ને અવસ્થામાં તેનો સાક્ષીરૂપ જીવ, ખરું જોઈએ તો જન્મતો પણ નથી અને મરતો પણ નથી. બાકી દેહરૂપી ઉપાધિને યોગે તે જન્મ-મરણને પ્રાપ્ત થતો હોય એમ ભાસે છે.[૨૬-૨૮] સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નદેહને મૂકી દેતાં અહીં જાગ્રતઅવસ્થામાં જાગી ગયેલો કહેવાય છે અને અહીં જાગ્રતઅવસ્થામાં મરી ગયેલો જીવ પુનર્જન્મ થતાં બીજા જાગ્રતરૂપી સ્વપ્નમાં પ્રબોધને પ્રાપ્ત થઈ જાય, તો જાગી ગયેલો કહેવાય છે.[૨૯] એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જતાં પ્રથમ સ્વપ્નના કરતાં તે સમયનું ચાલતું બીજું સ્વપ્ન જાગ્રતના જેવું વિશેષ જણાય છે, તેમ એક જાગ્રત અવસ્થામાં મરણને શરણ થઈ બીજા દેહને યોગે બીજી જાગ્રત અવસ્થા આવતાં તેમાં પ્રબોધને પ્રાપ્ત થઈ ગયેલા પુરુષને એ જાગ્રત પણ અવશ્ય વિશેષ સ્વપ્નના જેવું જ દેખાય છે.[૩૦] જાગ્રત અને સ્વપ્ન એ બન્ને હવે પછી કહેવામાં આવશે એવા ઇતિહાસના જેવાં (મિથ્યા જ) છે અને પરસ્પર ઉપમાન-ઉપમેયપણાને પ્રાપ્ત થઈ રહેલ છે.[૩૧] સ્વપ્નના સમયમાં સ્વપ્ન જાગ્રતના જેવું જણાય છે અને જાગ્રત જે આગળ અનુભવાયું હોય તે સ્વપ્નના જેવું ભાસે છે; બાકી

વસ્તુતાએ જોઈએ તો એ જાગ્રત અને સ્વપ્ન બન્ને મિથ્યા છે. ચિદાકાશજ કેવળ એક છતાં બન્ને રૂપ થઈ રહેલ છે. જે કાંઈ સ્થાવર–જંગમ પ્રાણીવર્ગ છે, તે સર્વમાં ચિદાકાશ વિના બીજું શું ઘટી શકે એમ છે?[૩૨,૩૩] જેમ માટીનું વાસણ માટી વિનાનું દેખાતું નથી, તેમ કાષ્ઠ–પાષાણ આદિ પણ ચિદાકાશના એક ચમત્કારરૂપ (વિવર્ત-રૂપ) હોવાથી ચિદાકાશ વિના દેખાતાં નથી.[૩૪] આપણને જેવો (ચિદાકાશના વિવર્તરૂપ) સ્વપ્નમાં વસ્તુઓનો સમૂહ દેખાય છે, તેવોજ (ચિદાકાશના વિવર્તરૂપ) જાગ્રતમાં પણ છે. હે વિવેકી રામચંદ્રજી! સ્વપ્નમાં જે પાષાણ જોવામાં આવે, તે ચિદાત્માના ચમત્કાર (વિવર્ત) વિના બીજું શું છે? એ વાત તમેજ નિર્વિવાદ રીતે કહો. એ સ્વપ્નપાષાણ અવશ્ય ચિદાકાશના વિવર્તરૂપ જ છે. સ્વપ્નમાં જેમ ચિદાકાશ વિવર્તરૂપે પાષાણ આદિરૂપે દેખાતાં છતાં અખંડિત રીતે પોતાના સ્વરૂપની અંદરજ રહેલ છે, તેમ જાગ્રતમાં પણ એ ચિદાકાશ અનેક જગતને રૂપે થઈ રહ્યા છતાં પોતાના નિર્વિકાર સ્વરૂપની અંદરજ રહેલ છે. અધ્યારોપદૃષ્ટિથી જોઇએ તો તે ચિદ્રૂપ બ્રહ્મજ જગતને આકારે જુદે જુદે રૂપે દેખાય છે, અને અપવાદદૃષ્ટિથી જોઈએ તો સર્વ જગતરૂપી ચિત્ર બ્રહ્મરૂપી ભીંતમાંજ આભાસરૂપે માત્ર કલ્પિત છે.[૩૫–૩૭] જેમ માટીનું બનેલું વાસણ માટીથી જુદું દેખાતું નથી, તેમ ચિદાકાશમાં કલ્પાયેલ દૃશ્ય પણ ચિદાકાશ વિના જુદું દેખાતું નથી.[૩૮] પર્વતની શિલામાંથી બનાવેલ પાત્ર પર્વતની શિલા વિના જુદું દેખાતું નથી, તેમ ચિદાકાશમાં કલ્પાયેલ દૃશ્ય પણ ચિદાકાશ વિના જુદું દેખાતું નથી.[૩૯] જેમ દ્રવરૂપ જળ દ્રવપણાથી રહિત દેખાતું નથી, તેમ ચિદાકાશમાં કલ્પાયેલ દૃશ્ય પણ ચિદાકાશ વિના જુદું દેખાતું નથી.[૪૦] જેમ ઉષ્મારૂપ અગ્નિ ઉષ્મા વિના દેખાતો નથી, તેમ ચિદાકાશમાં કલ્પાયેલ આ દૃશ્ય પણ ચિદાકાશ-વિના જુદું દેખાતું નથી.[૪૧] જેમ ચપળતાવાળો વાયુ ચલનશક્તિથી રહિત દેખાતો નથી, તેમ ચિદાકાશમાં કલ્પાયેલ દૃશ્ય પણ ચિદાકાશ વિના જુદું દેખાતું નથી.[૪૨] જે વસ્તુ જેનાથી જુદી ન હોય, તેના વિનાની તે શી રીતે દેખાય? શૂન્યતા વિનાનું આકાશ ક્યાં દેખાય છે? અને આકાર વિનાની પૃથ્વી પણ ક્યાં દેખાય છે?[૪૩] જેમ સ્વપ્નમાં દેખાતા આ ઘટ–પટ આદિ પદાર્થો ચિદાકાશના માત્ર એક વિવર્તરૂપ છે, તેમ જાગ્રત-માં દેખાતા આ પર્વત આદિ પદાર્થો પણ ચિદાકાશના જ એકમાત્ર વિવર્તરૂપ છે.[૪૪] હે સુશીલ રામચંદ્રજી! જેમ સ્વપ્નમાં દેખાતા નગર અને પર્વત આદિ પદાર્થો ચિદાકાશરૂપ છે, તેમ જાગ્રતમાં દેખાતા નગર અને પર્વત આદિ પદાર્થો પણ ચિદાકાશરૂપજ છે. સ્વપ્ન અને જાગ્રત એ બન્ને અનંત અને શાંત (વિકલ્પથી રહિત) એક ચિદાકાશરૂપ છે. તો પછી આ વિશે વિવાદ કરવો વ્યર્થ છે.[૪૫]

स्वप्ने यथा गगनमेव पुराचलादि
संविन्मयं सुभग जाग्रति तद्वदेव ।
स्वप्नोऽथ जाग्रदिति शान्तमनन्तमेकं
चिन्मात्रमत्र ननु नाम विनास्तु वादः ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જાગ્રતસ્વપ્નૈ-કયપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૦૫ મો સમાપ્ત**



## સર્ગ ૧૦૬ મો*

### ચિદાકાશ જ જગતરૂપ છે

॥ राम उवाच ॥

कीदृशं स्याच्चिदाकाशं तद्ब्रह्मन् ब्रह्म यत्परम् ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! પરબ્રહ્મરૂપ ચિદાકાશ કેવું છે, તે આપ મને ફરી વાર કહો. આપના અમૃતતુલ્ય વચનને સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.[૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–એક જ સમયે સાથે જન્મેલા અને બધે પ્રકારે બરાબર સરખા (સમાન વયવાળા) બે ભાઇઓનાં જેમ વ્યવહારને માટે જુદાં જુદાં નામ કલ્પવામાં આવે છે, તેમ ચિદાકાશરૂપી સ્ફટિક–શિલાની અંદર પ્રતિબિંબરૂપે દેખાતા જાગ્રત અને સ્વપ્ન વિશે પણ છે. તેઓ બધે પ્રકારે બરાબર સમાનતાવાળાં છે, છતાં માત્ર વ્યવહારને માટે જ તેમનાં જુદાં જુદાં નામ કલ્પવામાં આવ્યાં છે.[૨] બાકી વસ્તુતાએ જોતાં બે જુદાં જુદાં પાત્રમાં રહેલાં જળની પેઠે એ બન્નેમાં કશો ભેદ નથી. એ બન્ને એક નિર્મળ ચિદાકાશરૂપ જ છે.[૩] આત્મચૈતન્ય પળવારમાં એક પ્રદેશમાંથી ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા ઘણા દૂરના બીજા પ્રદેશમાં જાય છે, ત્યારે વચમાં તેનું જે કાંઈ નિર્વિશેષ સ્વરૂપ છે, તે ચિદાકાશ કહેવાય છે.[૪] પૃથ્વીમાં સ્થિર થઈ રહેલાં અને મૂળ વડે પૃથ્વીના સ્વચ્છ રસને ખેંચનારાં વૃક્ષમાં વૃદ્ધિ–હ્રાસ (ક્ષય) વિનાનો જે કાંઈ નિર્વિક્ષેપ આનંદ રહ્યો છે, તે ચિદાકાશ કહેવાય છે.[૫] સર્વ વાસનાઓથી રહિત થઈ ગયેલા અને કશો વિક્ષેપ ન આવવાથી ચિત્તને શાંત રાખનારા તત્ત્વજ્ઞ પુરુષને સર્વ વિષમભાવથી રહિત એવા પોતાના સહજ સુખમય સ્વરૂપનો જે કાંઈ અનુભવ થાય છે, તે ચિદાકાશરૂપ કહેવાય છે.[૬] નિદ્રા ન આવી હોય અને સર્વ માનસિક–વિક્ષેપનો (વિષયનો) લય થઈ ગયો હોય ( જાગ્રત અવસ્થા જતી રહી હોય), તે સમયે સ્વસ્થ પુરુષને જે કાંઈ (નિર્વિષય) આનંદ અનુભવમાં આવે છે, તે ચિદાકાશ કહેવાય છે.[૭] પોતપોતાની ઋતુમાં વૃદ્ધિને પ્રાપ્ત થનારાં ઘાસ–ઝાડી–લતા વગેરેમાં જે કાંઈ નિર્વિષય આનંદનો ભાવ રહે છે, તે ચિદાકાશ કહેવાય છે.[૮] પુરુષ પોતે જીવતાં છતાં (તત્ત્વજ્ઞાન વડે) રૂપ આદિ બાહ્યવિષયોના સંબંધથી અને સંકલ્પ–વિકલ્પ આદિ માનસિક વિષયથી રહિત થઈ રહેલ હોય, તેને શરદ્‌ઋતુના આકાશના જેવો સ્વચ્છ આનંદનો જે ભાવ અનુભવમાં આવે છે, તે ચિદાકાશ કહેવાય છે. વિધાતાએ કાષ્ઠ–પાષાણ–પર્વત આદિની જે સ્વાભાવિક સ્થિતિ રચેલ છે, તે સ્થિતિમાં ચેતનપણું છતાં (જીવતાં છતાં) સ્વરૂપસ્થિતિને લીધે સ્થિર થઈ રહેલું અને તેમાં આનંદનો ભાવ સ્ફુરવો, તે ચિદાકાશ કહેવાય છે.[૯,૧૦] દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન, એ ત્રણેનો જેનાથી ઉદય થાય છે અને પાછો જેમાં લય થઈ જાય છે, તે નિર્વિકાર ચિદાકાશ છે, એમ તમે સમજો.[૧૧] જેનાથી વિચિત્ર પ્રકારના પદાર્થોના સર્વ અનુભવો ઉદય પામે છે અને પાછા જેને વિષે ઉત્તરોત્તર સારી રીતે પરિણામને પ્રાપ્ત થતા રહે છે, તે ચિદાકાશ કહેવાય.[૧૨] આ સર્વ જેને વિષે રહેલ છે, જેનાથી આ સર્વની પ્રતીતિ થાય છે, જે પોતે જ સર્વને આકારે થઈ રહેલ છે, જે સર્વત્ર રહેલ છે અને જે સર્વના ખરા તત્ત્વરૂપ છે, તે ચિદાકાશ કહેવાય છે.[૧૩] જે આકાશમાં, પૃથ્વીમાં, બહાર અને અંદર પ્રકાશરૂપે પ્રતીતિમાં આવે છે અને બીજા પદાર્થોની પેઠે જ વ્યવહારને માટે જેની સંજ્ઞાઓ કલ્પવામાં આવે છે, તે ચિદાકાશ કહેવાય છે.[૧૪] જેમ દઢ તાંતણામાં આળા રહી હોય છે, તેમ નિત્ય, સર્વવ્યાપી

* આ એકસો છઠ્ઠા સર્ગમાં અનેક લક્ષણોના વડે ચિદાકાશને ફરી વાર વર્ણવવામાં આવશે અને જે જગતરૂપ છે, એમ પણ ફરી વાર નિરૂપણ કરાશે.

અને જગતને પોતાના અંગમાં ધારણ કરી રહેલા જે તત્ત્વની અંદર આ સાકાર–નિરાકાર જગત ખડું થઈ જઈ સ્થિર રહેલું દેખાય છે, તે ચિદાકાશ કહેવાય છે.[૧૫] સૃષ્ટિ–પ્રલય આદિ સર્વ વિકારો જેનાથી ઉત્પન્ન થાય છે અને અંતે પાછા જેમાં લયને પામી જાય છે તથા જેના એક વિવર્તરૂપ છે, તે ચિદાકાશ કહેવાય.[૧૬] નિદ્રા નિવૃત્ત થતાં જેનાથી વિક્ષેપશક્તિને લીધે આ જગત આવિર્ભાવ પામે છે અને વિક્ષેપશક્તિની શાંતિ થતાં જેમાં પાછું લીન થઈ જાય છે, તે ચિદાકાશ કહેવાય છે.[૧૭] જે બહિર્મુખ થતાં જગતની સત્તા પ્રતીતિમાં આવે છે અને જે અંતર્મુખ થતાં જગતની સત્તાનો લય થઈ જાય છે, તેમજ જે પોતાના અનુભવરૂપે પોતાની અંદર જ રહેલ છે, તે ચિદાકાશ છે, એમ તમે સમજો.[૧૮] એ સત્ય તત્ત્વ અમુકરૂપ નથી, તેમ અમુકમય પણ નથી, એમ સર્વથા નિર્ણય કરી છેવટ જે કશારૂપ નથી એમ નિર્ણય થયા છતાં સર્વરૂપ થઈ રહેલ છે, તે ચિદાકાશ કહેવાય છે.[૧૯] અર્ધનિમેષ જેટલા સમયમાં ઘણે દૂર પ્રદેશથી ઇન્દ્રિય દ્વારા બીજા પ્રદેશમાં પહોંચે છે, ત્યારે વચમાં ચિદાત્માનું જે નિર્વિષય સ્વરૂપ રહ્યું છે, તે ચિદાકાશનું સ્વરૂપ સમજવું.[૨૦] આ જગત યથાસ્થિતપણે રહ્યું છે અને તેના ક્રમ પ્રમાણે ઉત્પન્ન થયું છે, છતાં તે ચિદાકાશરૂપ છે. તે રૂપ આદિ બાહ્ય વિષયનો અનુભવ તથા સંકલ્પ–વિકલ્પ આદિ માનસિક વિષયનું સ્ફુરણ એ બન્ને વડે યુક્ત છે, છતાં ચિદાકાશરૂપ જ છે.[૨૧] નિર્મળ, નિર્વિકાર અને સત્ય એવું ચિદાકાશ સદા એકરૂપે રહ્યું છે, છતાં કાંઈક બહિર્મુખ થતાં તે જાણે જગત આદિને આકારે થઈ રહેલ હોય, એમ પ્રતીતિમાં આવે છે.[૨૨] તમે ઇન્દ્રિયો વડે પદાર્થોના અનુભવ કરતાં છતાં ચિત્તમાંથી વાસનાને કાઢી નાખો અને તત્ત્વનિષ્ઠ થઈ જઈ ચિદાકાશ સાથે એકતાર બની સુષુપ્તિ અવસ્થાવાળા જેવા થઈ રહો.[૨૩] તમે વાસનાથી રહિત થઈ જઈને તથા ચિત્તને શાંત રાખી બોલો, ચાલો, પીઓ અને લેવડદેવડ કરો. તમે જીવતાં છતાં નિરંતર પાષાણના જેવા દૃઢ મૌનને ધારણ કરો.[૨૪] જે આ દૃશ્ય તમે તમારી આગળ જુઓ છો, તે ઝાંઝવાના જળની પેઠે અને ચંદ્રમાં ભ્રાંતિ વડે દેખાતી બેપણાની પ્રતીતિની પેઠે સંભવતું જ નથી.[૨૫] આ જગત કારણના અભાવને લીધે પ્રથમ ઉત્પન્ન જ થયેલ નથી; કેમકે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થવી સંભવતી જ નથી.[૨૬] કદાચિત્ જો કાંઈ સંભવતું હોય, તો તે કારણરહિત અને દ્વૈતપણાથી રહિત એવા પરબ્રહ્મથી ઉત્પન્ન થયેલ છે. એ પરબ્રહ્મ યથાસ્થિતપણે રહ્યું છે, છતાં જાણે જગતને આકારે થઈ રહ્યું હોય એમ દેખાય છે.[૨૭] પરંતુ હે પ્રિય રામચંદ્રજી! તે યથાસ્થિતપણે પોતાના પૂર્વરૂપમાં જ રહેલ છે. જોકે તેમાં દ્વૈતની ભ્રાંતિ દેખાય છે, તો પણ તે પોતાના સ્વચ્છ અદ્વિતીય રૂપમાં જ સર્વદા રહેલ છે.[૨૮] એ સ્વચ્છ બ્રહ્મની અંદર આ જગત આદિ દૃશ્ય રહેલ છે એવો જે કાંઈ પ્રૌઢ અનુભવ થાય છે, તે માયા છે, ભ્રાંતિ છે અને સ્વપ્નમાં દેખાયેલી સ્ત્રીની પેઠે મિથ્યા છે, એમ વિવેકી વિદ્વાનોનું સમજવું છે.[૨૯] વસ્તુતાએ જોતાં દૃશ્ય ઉત્પન્ન થયેલ નથી, તે વર્તમાન સમયમાં પણ નથી, હવે પછી થશે પણ નહિ અને તે નાશને પણ પ્રાપ્ત થતું નથી. કેમકે જે નથી જ તેનો નાશ શો થાય?[૩૦] તે જગત પરમશાંત ચિદાકાશરૂપ છતાં જગતને આકારે થઈ રહેલ દેખાય છે, એ સ્વસ્થ શાંત પરબ્રહ્મ પોતાના સ્વરૂપને નહિ છોડતાં વિવર્તભાવથી જાણે જગતરૂપ થઈ રહ્યું હોય, એમ પ્રતીતિમાં આવે છે.[૩૧] જે હમણા આપણી આગળ નજરે જોવામાં આવે છે, તે કોઈ દિવસ સત્ય નથી, આગળ પણ તે કોઈ કાળે હતું નહિ, તેમ દ્રષ્ટા પણ નથી. કેમકે દૃશ્યપદાર્થનો જ જ્યારે અભાવ છે, ત્યારે પછી દ્રષ્ટાપણું ક્યાં રહે?[૩૨]

રામ બોલ્યાઃ–વક્તાઓમાં શ્રેષ્ઠ હે મહાત્મા

સિષ્ઠજી! જો આપ કહો છો તેમ હોય (દ્રષ્ટા–દૃશ્ય આદિ કશું ન જ હોય), તો પછી આ દ્રષ્ટા–દૃશ્યની પ્રતીતિ કેમ થાય છે? તે સર્વ આપ મને ફરીવાર કહો.[૩૩]

વસિષ્ઠ બોલ્યાઃ–આ દૃશ્ય માત્ર મિથ્યા છે અને તેના કારણના અભાવને લીધે તેનું દૃશ્યપણું કેવળ કહેવામાત્ર જ છે; કેમકે તેના નિર્દેશનો અત્યંત અસંભવ છે.[૩૪] જે કાંઈ આ દ્રષ્ટા અને દૃશ્યની ભ્રાંતિરૂપે જગત આદિ પ્રતીતિમાં આવે છે, તે પરમાત્માનું જ શુદ્ધ રૂપ છે, એમ તમે સમજો.[૩૫] જેમ સ્વપ્નમાં આકાશની અંદર દેખાતું વન ચિદાકાશરૂપ છે, તેમ જાગ્રતમાં પણ ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર (વિવર્તભાવથી) જગતરૂપે થઈરહેલ પ્રતીતિમાં આવે છે.[૩૬] આદિસૃષ્ટિથી માંડી અહીં કોઈ દેશ–કાળમાં જગતનું કશું પણ ઉપાદાન કારણ નથી. કેવળ બ્રહ્મ જ એવે રૂપે પ્રતીતિમાં આવે છે.[૩૭] પોતાના સ્વરૂપની અંદર ચિદાકાશ જ કંઈ વિવર્તભાવને પ્રાપ્ત થઈ જાય છે અને તે જ આ જગતને રૂપે ખડું થઈ રહેલું ભાસે છે.[૩૮] જેમ ભાવમાં ભાવપણું રહ્યું છે, શૂન્યમાં શૂન્યતા રહી છે અને સાકાર વસ્તુમાં આકાર રહે છે, તેમ ચિદાકાશની અંદર જગત રહેલ છે.[૩૯] આ જગત ચિદાકાશનો માયામાં પડેલો એક આભાસ જ છે, એમ તમે સમજો. વસ્તુતાએ તે સત્ય ચિદાકાશથી જ પૂર્ણ ભરપૂર છે અને એકરસમય થઈ રહેલ છે. ચિદાકાશ જ પોતે આ પ્રમાણે દ્રષ્ટા, દૃશ્ય અને દર્શનરૂપે થઈ રહેલ ભાસે છે. વસ્તુતાએ જોતાં દ્વૈતના અભાવને લીધે આભાસ કે આભાસનો આશ્રય એ કશું નથી. આ સઘળું અનિર્દેશ્ય પરબ્રહ્મરૂપ છે. આમ દૃશ્ય અને દર્શનના અભાવની સાથે દ્રષ્ટાનો પણ અભાવ સિદ્ધ થાય છે, તો સત્–અસત્‌ને જાણનાર પણ કોણ છે![૪૦,૪૧]

રામ બોલ્યાઃ–હે મહારાજ! જો એમ જ, તો પછી કાર્ય–કારણ–આદિનો ભેદ કેમ દેખાય છે? તે ક્યાંથી આવ્યો? અને તે કેમ સત્યતાને પ્રાપ્ત થઈ ગયો? તે આપ મને કહો.[૪૨]

વસિષ્ઠ બોલ્યાઃ–ઈશ્વર જ વસ્તુતાએ પોતાના આત્મારૂપ છે, તે પોતે જ્યારે જેવી ભાવનાને સ્ફુરાવે છે, ત્યારે તેવું જ તમારા જોવામાં આવે છે; અને એ ઈશ્વર જ તમારે રૂપે દ્રષ્ટા–દૃશ્ય આદિ ભાવને અનુભવે છે તથા તમે પોતે પણ એ ચિત્પ્રકાશરૂપ છો.[૪૩] આ સર્વ આકાર ચિદાકાશરૂપ છે. એ ચિદાકાશ પોતાના સ્વરૂપમાં જ સદાકાળ રહેલ છે. તે મોહને પ્રાપ્ત થતું નથી અને સ્વપ્નની પેઠે અનેકરૂપ થઈ રહેલ છે. તેની સ્વતંત્ર ઇચ્છાને કોણ રોકી શકે એમ છે![૪૪] એ ભાવની નિવૃત્તિ થઈ બીજા ભાવની પ્રાપ્તિ થતાં વચમાં જે ચિદાત્માનું સ્વરૂપ જોવામાં આવે છે, તે જ ચિદાકાશ છે અને તે જ આ સર્વરૂપે થઈ રહેલ છે, બીજું કશું નથી.[૪૫] કાર્ય–કારણભાવ આદિની દૃષ્ટિ અવિદ્યા વડે કલ્પાયેલ છે અને એ ચિદાત્મા જ તેને જગતની પેઠે કલ્પી લે છે, તેની સ્વતંત્ર ઇચ્છાને કોણ રોકી શકે એમ છે? જો કદાચિત્ કોઈ બીજો જ દ્રષ્ટા, ભોક્તા કે કર્તા હોય, તો હજી આ દૃશ્ય શી રીતે થયું અને શું છે, એવી સંભાવના ઘટી શકે; પરંતુ બીજી રીતે (ચિદાત્મા પોતે જ દ્રષ્ટા–ભોક્તા–કર્તારૂપ હોય, તો પછી એ સંભાવના ઘટી શકતી નથી). આભાસ વિનાનું અદ્વિતીય શુદ્ધ ચિદાકાશ સ્વપ્નની અંદર અનેક રૂપે થઈ રહેલ છે. તો તેમાં ક્યાં શું કલ્પાય છે અને કેવી રીતે વિકલ્પની કલ્પના કરવી! કેક સ્વયંભૂથી માંડીને આ સૃષ્ટિની ભ્રાંતિ ચિદાકાશની અંદર અવિદ્યાને લીધે ભાસે છે. તેનું ખરેખરું સ્વરૂપ ઓળખવામાં આવે, તો જ્ઞાન વડે તે ક્ષણમાત્રમાં બ્રહ્મરૂપ જ થઈ જાય છે.[૪૬–] એ ચિદાકાશમાં પ્રતીતિમાં આવતી જગતભ્રાંતિનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાયાથી ભ્રાંતિરૂપ કહેવાય છે, માયારૂપ કહેવાય છે, જગતરૂપ કહેવાય છે, અવિદ્યારૂપ કહેવાય છે અ

દશ્યરૂપ પણ કહેવાય છે.[૫૦] બાળક જેવી રીતે રાત્રિમાં વેતાલ પોતાથી જુદો ન હોવા છતાં તેને જુદો દેખે છે, તેમ ચિદાકાશના પ્રકાશરૂપ એવો ચિદાભાસ, આ દશ્યરૂપી પિશાચ પોતાથી જુદો ન હોવા છતાં તેને જુદો સમજે છે.[૫૧] સ્વપ્નમાં પર્વત, શહેર અને નગર આદિનો ભાવ સાવ અસત્ય છે, છતાં ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર તે જાણે સત્ય હોય અને સાવયવ હોય તેમ અનુભવે છે. તેવી જ રીતે એ ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર જગતના ભાવને પણ અસત્ય છતાં જાણે સત્ય હોય અને સાવયવ હોય તેમ અનુભવે છે.[૫૨] સ્વપ્નમાં જેમ ચિદાત્મા જ પોતાના સ્વરૂપની અંદર પોતાના આત્માને જ પર્વત–નગર આદિરૂપે દેખે છે, તેમ એ ચિદાત્મા જ જાગ્રતમાં પણ પોતાના સ્વરૂપની અંદર હું પર્વતરૂપ છું, રુદ્રરૂપ છું, સમુદ્રરૂપ છું, વિરાટરૂપ છું, એમ અનેક રૂપે પોતાના આત્માને દેખે છે.[૫૩] આકારવાળું કોઈ પણ કારણ નથી, તેથી કશું પણ કાર્ય થયું જ નથી. મહાપ્રલયમય ચિદાકાશની અંદર એ ચિન્મય તત્ત્વ જ પોતે આવે દશ્યરૂપે થઈ રહેલ ભાસે છે. વિનાકારણે જ ચિદાકાશ પોતાના સ્વરૂપને જગતરૂપે અનુભવે છે; બાકી, વસ્તુતાએ નિરવયવ છે, ચિન્માત્ર છે અને નિરંતર પોતાના ચિન્મયસ્વરૂપમાં જ રહેલ છે.[૫૪,૫૫] સર્વ જીવો અરીસાની પેઠે પોતાના સ્વરૂપની અંદર પ્રતિબિંબિત થઈ રહેલા જગતના મિથ્યાપણાને વિચારના અભાવને લીધે સમજતા નથી. આમ, સ્વરૂપ ન ઓળખાયાથી તેઓ જડ જેવા થઈ ગયા છે અને પોતાનું આયુષ્ય એળે ગાળી નાખે છે. બાકી, વિચાર કરનારા વિવેકી પુરુષના અંતઃકરણમાં જ ચેતન્યરૂપ ચિદાત્મા રહ્યા છે, તેથી પરમપુરુષાર્થ તેમની પાસે જ રહેલ છે.[૫૬] તે તે પદાર્થોના નામ–રૂપાત્મક સ્વરૂપને છોડી દઇને અને તેના અવશિષ્ટ રહેલા તત્ત્વને ચિદાકાશરૂપ સમજીને, વિવેકી પુરુષે ચેતન છતાં પાષાણના જેવું અચળ થઈ રહેવું; પણ બીજા માયિક દેહ આદિ પદાર્થોમાં આસ્થા રાખવી, એ વાત સારી નથી.[૫૭] જેમ જળ પોતાના પ્રવાહને ચલાવે છે, છતાં જગતની અંદર તે દ્રવરૂપે અને ચકરી આદિને રૂપે પણ રહેલ છે, તેમ ચિદાકાશ પોતાના સ્વરૂપમાં રહે છે, છતાં વિવર્તભાવથી તે જગતરૂપે પણ થઈ રહેલ છે.[૫૮] જેમ કલ્પવૃક્ષ અને ચિંતામણિ વાંછિત ફળ આપે છે, તેમ ચિદાત્મા પણ અંતઃકરણમાં કરેલી દૃઢભાવનાને ક્ષણવારમાં પૂર્ણ કરી આપે છે.[૫૯] ચિંતામણિની પેઠે અને કલ્પદ્રુમની પેઠે ચિદાત્મા તત્કાળ અભીષ્ટ ફળને પોતા વડે જ આપે છે. જો કે પોતે તો આકાશરૂપ છે તથા પોતાના સ્વરૂપમાં જ સદાકાળ રહ્યા કરે છે.[૬૦] ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા એક દેશમાંથી બીજા દેશને પ્રાપ્ત થતાં ચિદાત્માનું વચનમાં જે કાંઈ નિર્વિષય સ્વરૂપ અવશેષ રહે છે, તે જ આ દશ્યનું રૂપ છે. તો પછી તેમાં દ્વિત્વ અને એકત્વ આદિની ભ્રાંતિ વળી કેવી હોય ?[૬૧] અનંત અને પ્રકાશમય ચિન્માત્રતત્ત્વની છાયા જ પોતાના નિર્મળ સ્વરૂપને જગતને વેષે પ્રસારી રહેલ છે. જો કે તે પોતે અંદર અવયવથી રહિત છે, તો પણ આકાશમાં દેખાતી શૂન્યતા અને શ્યામતાની પેઠે તે ભ્રાંતિ વડે દેખવામાં આવે છે.[૬૨] સૃષ્ટિના આદિકાળમાં ચેતનમાંથી વિસદશ (તેનાથી જુદી જાતનું જડ) કાર્ય ઉત્પન્ન થવું સંભવતું નથી. કેમકે તેમ બનવામાં નિમિત્તરૂપ થાય તેવાં કશાં સહકારી કારણો નથી. માટે આદિચૈતન્ય જ સ્વપ્નની પેઠે દશ્યરૂપ થઈ રહેલ છે.[૬૩]

विसदशकार्यानुभवो न भवति सहकारिकारणाभावात् । सर्गादावत आद्या चिदेव दृश्यं यथा स्वप्ने ॥ ६३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'કાર્યકારણનિરાસ' એ નામનો સર્ગ ૧૦૬ મો સમાપ્ત**

## સર્ગ ૧૦૭ મો*

### જગત ચિદાત્માનો વિલાસ છે

॥ वसिष्ठ उवाच ॥

अचेत्यचिन्मयं विश्वं विश्वगाभाति चिन्नभः ।
अत्र चिच्चेतनं चेदं चेत्यमप्येवमात्मकम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:**–જગત જડભાવથી રહિત ચિન્મય છે. કેમકે ચિદાકાશ જ સર્વત્ર ચારેબાજુ (વિવર્તરૂપે) ભાસે છે અને તેની અંદર પ્રતીતિમાં આવતી દ્રષ્ટા, દર્શન અને દશ્યરૂપી ત્રિપુટી પણ ચિદાકાશરૂપ જ છે. માટે સર્વ જીવતા છતાં નહિ જેવા છે. આ મનુષ્યવર્ગ, હું અને તમે જીવતા છતાં નહિ જેવા છીએ.[૧,૨] જગતના સર્વ સ્થાવરજંગમ પદાર્થો વ્યવહારમાં નજરે દેખાય છે, છતાં તે કાષ્ઠ–મૌનના જેવા નિષ્ક્રિય કૂટસ્થ ભાવને પ્રાપ્ત થઈ રહેલ છે અને આકાશમાં પણ સુખથી ગમન કરી શકે એવા નિરાકાર છે.[૩] આકાશમાં દેખાતી શ્યામતાની પેઠે જે કાંઈ આ પ્રસરી રહેલ દેખાય છે તે કશું છે જ નહિ, એમ તમે સમજો. કેમકે આકાશની અંદર વળી કશાનો સંભવ જ ક્યાંથી હોય?[૪] આકાશમાં ભ્રાંતિ વડે દેખાતાં મસલાં, મોવાળા આદિના જેવા આકારની પેઠે, ઝાંઝવાની નદીની પેઠે, આકાશમાં ઊડ્યા કરતા ધુમાડાઓના ગોટાઓની પેઠે અને છીપ આદિમાં થતી મોતી આદિની ભ્રાંતિની પેઠે જે કાંઈ આ ચિદાકાશના વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે, તે જો કે અનુભવમાં આવે છે છતાં વાસ્તવિક નથી. ચિદાકાશજ જગતને રૂપે વિવર્તભાવને પ્રાપ્ત થઈ ગયેલ છે.[૫] એ જગત જોકે અનુભવમાં આવે છે, તો પણ વસ્તુતાએ તે શૂન્ય જ છે. તેથી તેમાં શી આસ્થા રાખવી? અને કયો પદાર્થ તેમાં આસ્થા ઉત્પન્ન કરાવે એમ છે?[૬] પૃથ્વી આદિ પદાર્થો ચિદાકાશરૂપી બાળકની કલ્પનાના સમૂહરૂપ છે, શૂન્ય છે, નિરર્થક છે અને અવસ્તુરૂપ છે; માત્ર ભ્રાંતિથી જ તે ચિદાકાશની અંદર ઉદય પામેલ છે.[૭] હે અજ્ઞાનીઓ! તેમાં અમુક હું છું અને અમુક મારું છે, એવી ધાટી આસ્થા શા માટે રાખવી? હવે મને સમજાયું કે, બાળકના સંકલ્પમાં બાળક જ રમે છે.[૮] સુવર્ણ તથા રત્ન આદિના લાભની ઇચ્છાથી પ્રવૃત્ત થયેલો પુરુષ તે ખાણને ધોવાની વાત મૂકી દઈ આકાશને ધોવા મંડી જાય, તો તેને મોટા યત્ન વડે પણ કશું ફળ મળે નહિ. આ પ્રમાણે પૃથ્વી આદિના અસદ્‌વિચારો વડે કેવળ વૃથા જ આયુષ્ય ચાલ્યું જશે અને કશું તત્ત્વ જાણવામાં આવશે નહિ.[૯] જે વસ્તુ સહકારી આદિ કારણોના અભાવને લીધે પ્રથમ જ ઉત્પન્ન થયેલ નથી, તે આજ ક્યાંથી હોય?[૧૦] જે મૂઢ પુરુષો ઉત્પન્ન જ ન થયેલા આકાશના જેવા શૂન્ય તથા મિથ્યા અર્થ વડે વ્યવહાર કરે છે, તેઓ મરી ગયેલા અથવા નહિ થયેલા પુત્રની રક્ષા કરે છે.[૧૧] વસ્તુતાએ જોઇએ તો પૃથ્વી આદિ પદાર્થો ક્યાંથી થયા? કોણે કર્યા? શી રીતે તેમની ઉત્પત્તિ થઈ? તેમનું સ્વરૂપ કેવું છે? શાંત ચિદાકાશજ એવી રીતે પોતાના સ્વરૂપની અંદર પોતા વડે વિવર્તભાવને પ્રાપ્ત થઈ જાય છે.[૧૨] કાર્યકારણ–કાળ આદિની કલ્પના વડે આકુળ ચિત્તવાળા પુરુષોને એવી રીતે ભ્રાંતિમાત્રથી પૃથ્વી આદિ પદાર્થો દેખાય છે. એવા અવિવેકી પુરુષોનું આપણે કશું પણ પ્રયોજન નથી.[૧૩] અપવાદદષ્ટિથી જોતાં જગત પૃથ્વી આદિથી સાવ રહિત છે અને અધ્યારોપદષ્ટિથી જોતાં આદિ સહિત તે ચિદાકાશરૂપ છે. ચિદાકાશરૂપી મણિ સ્વપ્નાદિની પેઠે પોતાના આકાશના જેવા વિશાળ સ્વરૂપને આવી રીતે જગત આદિને રૂપે પ્રસારી દે છે.[૧૪] પોતાના અનુભવ વડે પ્રમાણમાં આવતું ચિદાકાશનું જે કાંઈ નિરાકાર સ્વરૂપ છે,

* આ એકસો સાતમા સર્ગમાં પૃથ્વી આદિ દશ્ય-પદાર્થનું અવસ્તુપણું વર્ણવવામાં આવશે અને સ્વમની જેમ જગત પણ ચિદાત્માનો જ એક માત્ર વિલાસ છે, વર્ણન કરવામાં આવશે.

તે જ દશ્ય એવા કાલ્પનિક નામને ધારણ કરીને પૃથ્વી આદિને રૂપે પ્રતીતિમાં આવે છે.[૧૫]

अंगं यदेतस्य चिदंबरस्य निराकृति स्वानुभवानुमानम् । तदेतदाभाति महीतलादि रूपेण चेद्येति कृताभिधानम् ॥ १५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગત ચિદાત્માનો વિલાસ છે' એ નામનો સર્ગ ૧૦૭ મો સમાપ્ત

## सर्ग १०८ मो*

### અવિદ્યાનો નાશ થતાંજ જગતનો નાશ થાય છે

॥ राम उवाच ॥

अविद्या दृश्यरूपेयं कचंती यस्य विद्यते ।
चिन्नभःस्वप्ननगरी दृश्यमानाऽपि शून्यकम् ॥१

રામ બોલ્યાઃ–હે મહારાજ! આ દશ્યરૂપી અવિદ્યા ચિદાકાશની અંદર એક સ્વપ્નનગરીની પેઠે દેખાય છે, છતાં શૂન્ય છે. તે અવિવેકી પુરુષની દૃષ્ટિમાં અજ્ઞાનને લીધે બાધિત ન થઈ જતાં વિદ્યમાન જ છે. તે ક્યાં સુધી પ્રતીતિમાં આવે છે? કેવે રૂપે દેખાય છે? કેવડી જણાય છે? અને તેનું તત્ત્વ શું છે? તે સર્વ આપ મને ફરી વાર કહો.[૧,૨]

વસિષ્ઠ બોલ્યાઃ–જે અવિવેકી પુરુષોને પૃથ્વી આદિ દશ્યરૂપી અવિદ્યા સત્યરૂપે વિદ્યમાન જણાય છે, તેમને બ્રહ્મની પેઠે જ દેશ વડે કે કાળ વડે તેનો અંત દેખાતો નથી. આ બાબતમાં હું એક કથા (આખ્યાયિકા) કહું છું, તે તમે સાંભળો.[૩] કોઈક સ્થળે આકાશના કોઈએક ખૂણામાં આ ત્રિલોકીના જેવી જ કોઈએક ત્રિલોકી છે અને તેની અંદર અહીંના જેવી જ સર્વ વ્યવસ્થા રહેલ છે.[૪] તેમાં પૃથ્વીના ભૂષણરૂપ એવો કોઈએક પૃથ્વીનો ભાગ છે; તેની અંદર હાથી, ઘોડા આદિનો સ્પષ્ટ રીતે સંચાર થઈ થઈ શકે એવી કોઈ ભૂમિમાં 'તતમિતિ' નામની એક પ્રસિદ્ધ નગરી છે.[૫] તેમાં વિપશ્ચિત્ નામનો એક વિખ્યાત રાજા હતો. તે પોતાની વિદ્વત્તાને લીધે સભાસદો વડે સુશોભિત એવી પોતાની સભામાં જ બહુ જ દીપતો હતો.[૬] કમલિનીવાળી નદીમાં જેમ રાજહંસ શોભે છે, નક્ષત્રગણમાં જેમ ચંદ્રમા શોભે છે અને પર્વતોના સમૂહમાં જેમ સુમેરુ શોભે છે, તેમ રાજસભામાં એ રાજા બહુ જ શોભતો હતો.[૭] એ રાજાના એવા તો અમૂલ્ય ગુણો હતા કે, કવિઓ તેનું વર્ણન ન કરી શકવાને લીધે વર્ણન કરવામાંથી નિવૃત્ત થઈ જતા હતા. કવિઓને તેની પાસેથી અચળ લક્ષ્મી, ખ્યાતિ અને શોભા મળતાં હતાં અને તે મેરુપર્વતની પેઠે જ પોતાના આશ્રિતોને ન્યાલ કરી દેતો હતો.[૮] નિરંતર પ્રાતઃકાળમાં ઊઘડનારાં અને સર્વ દિશાઓમાં પ્રકાશ આપનારાં કમળમાંથી જેમ સૂર્યના તડકાથી અપૂર્વ શોભા ઉત્પન્ન થાય છે, તેમ નિરંતર પ્રાતઃકાળમાં પ્રફુલ્લ રહેનારા અને સર્વની આશાઓને પૂર્ણ કરનારા એ વિપશ્ચિત્ રાજામાંથી તેના પ્રતાપથી અપૂર્વ શોભા ઉત્પન્ન થતી હતી.[૯] એ રાજાની બુદ્ધિ બ્રાહ્મણ તરફ બહુ શ્રદ્ધાવાળી હતી અને તેનામાં જાતિ–કુળ–વર્ણ–આશ્રમ આદિનું ઉત્તમ અભિમાન રહ્યું હતું. તે ભક્તિ વડે સદાકાળ એકસરખી રીતે અગ્નિને જ પોતાના ઇષ્ટદેવતારૂપે પૂજતો હતો અને બીજા કોઈ પણ દેવને તે જાણતો પણ ન હતો.[૧૦] તેના મંત્રીમંડળમાં મહાધીર તથા નિર્ભય સૈન્યવાળા બળવાન ચાર મંત્રીઓ હતા અને તેઓ ચારે ય દિશામાં ચાર મહાસાગરની પેઠે મર્યાદાનું પાલન કરવા માટે યોજાયા. સમુદ્રોમાં જેમ માછલાંઓના અને મગર સમૂહો રહ્યા હોય છે, તેમ એ મં

* આ એકસોઆઠમા સર્ગમાં જ્યાં સુધી અવિદ્યાનો નાશ ન થાય, ત્યાં સુધી કોઈ કાળે જગતનો અંત આવતો નથી. આ બાબત વિષે વિસ્તારથી અવિદ્યા સંબંધી એક વિચિત્ર આખ્યાન આવશે.

ઘોડાઓ અને હાથીઓના સમૂહોથી યુક્ત હતા. સમુદ્રોમાં જેમ ચકરીઓના સમૂહો રહ્યા હોય છે, તેમ એ મંત્રીઓ પણ ચક્રવ્યૂહ વડે મહાસુશોભિત જણાતા હતા. સમુદ્રો જેમ તરંગો વડે રમણીય જણાય છે, તેમ એ મંત્રીઓ પણ બળથી (શક્તિથી અને સૈન્યથી) બહુ રમણીય જણાતા હતા.[૧૧,૧૨] પૃથ્વીને શોભાવનારો એ વિપશ્ચિત્ રાજા પોતાના મંત્રીઓ વડે સર્વ દિશાઓરૂપી ચક્રનો નાભિની પેઠે આધારરૂપ હતો, સુદર્શન ચક્રની પેઠે શત્રુઓથી અજય હતો અને સર્વ શત્રુવર્ગને જીતતો હતો.[૧૩] તેની પાસે એક દિવસ પૂર્વદિશા તરફથી એક ચતુર ચાર (દૂત)આવી ઊભો રહ્યો. તે રાજાને એકાંતમાં કાળના વેગના જેવી ઉતાવળી ગતિવાળું અને ઘોર અક્ષરવાળું આ વચન કહેવા લાગ્યો:[૧૪] 'અસ્ખલિત રીતે પૃથ્વીરૂપી ગાયને ખીલાની પેઠે પોતાના બન્ને હાથરૂપી વૃક્ષમાં વિશ્રામ આપનાર (વિષ્ણુતુલ્ય) હે મહારાજ! મારા મુખથી હું જે હકીકત કહું છું, તે આપ સાંભળો અને પછી જેમ યોગ્ય લાગે તેમ કરો.[૧૫] પૂર્વદિશામાં આપે જે સામંત મોકલ્યો હતો, તે તાવથી મરણ પામ્યો છે. આપે તેને સર્વ શત્રુઓને જીતી દિગ્વિજય કરવા માટે આજ્ઞા કરી હતી અને તે યમને જીતવા સારુ યમપુરીમાં ચાલ્યો ગયો હોય, એમ હું માનું છું.[૧૬] આમ પૂર્વદિશાનો સામંત મરી ગયો, એટલે દક્ષિણદિશાનો નાયક દક્ષિણદિશા અને પૂર્વદિશા એ બન્નેને જીતવાને પ્રવૃત્તિ કરતો હતો. પણ શત્રુએ તેને પૂર્વ અને પશ્ચિમદિશા તરફના સૈન્ય સહિત આવીને ઘેરી લઈ મારી નાખ્યો છે. એ દક્ષિણદિશાનો સામંત મરી ગયા પછી તમે પશ્ચિમદિશામાં મોકલેલો સામંત પોતાના સૈન્યની સાથે પૂર્વદિશા અને દક્ષિણદિશાનું સંરક્ષણ કરવા માટે આદરથી સત્વર આવતો હતો; ...વામાં તો દક્ષિણદિશામાં રાજાઓરૂપે રહેલા ... પૂર્વદિશાના રાજાઓ સાથે મળી ગયા અને તેમણે રસ્તામાં જ યુદ્ધ કરી તેને રણની વચમાં મારી નાખ્યો છે.[૧૭-૧૯]

વસિષ્ઠ બોલ્યાઃ-પૂર્વદિશા તરફનો ચાર (દૂત) ઉપર પ્રમાણે કહેતો હતો, એટલામાં વળી બીજો ચાર (દૂત) પ્રલયકાળના જળના પ્રવાહની પેઠે ઉતાવળો ઉતાવળો હાંફતો હાંફતો રાજમહેલમાં પેઠો.[૨૦]

દૂત બોલ્યોઃ-હે મહારાજ! જેમ પાજ તૂટી જતાં પાણીનું પૂર એકદમ ચાલ્યું આવે છે, તેમ આપે ઉત્તરદિશામાં મોકલેલો સેનાધિપતિ (સામંત) શત્રુઓના ઉપદ્રવ વડે પીડિત થઈ જઈ પોતાના સૈન્ય સહિત આ તરફ પાછો ચાલ્યો આવે છે.[૨૧]

વસિષ્ઠ બોલ્યાઃ-ઉપર પ્રમાણેનાં વચન સાંભળી રાજા હવે કાળક્ષેપ કરવો વાસ્તવ નથી એમ માની, પોતાના ઉત્તમ મંદિરમાંથી બહાર નીકળ્યો અને પોતાની પાસેના હજૂરિયાને કહેવા લાગ્યો:[૨૨] 'રાજાઓ, સામંતો અને મંત્રીઓને યુદ્ધની તૈયારી કરી અહીં બોલાવી લાવો. આયુધોની શાળાઓ ઉઘાડો અને તેમાંનાં તીક્ષ્ણ ઘોર હથિયારો લડવૈયાને આપો.[૨૩] શરીરોમાં બખ્તરોને ધારણ કરો, પાયદળ અહીં હાજર થઈ જાઓ, સૈન્યની ગણતરી કરો અને ઉત્તમ યુક્તિઓની ગોઠવણ કરો.[૨૪] સેનાના જુદા જુદા અધ્યક્ષોની નિમણૂક કરો અને ચારેબાજુ ચારો (દૂતો)ને મોકલો.'

વસિષ્ઠબોલ્યાઃ-રાજા જુસ્સાથી અને ઝડપથી ઉપર પ્રમાણે કહેતો હતો, એટલામાં વ્યાકુળ ચિત્તવાળો પ્રતિહાર પ્રવેશ કરી કહેવા લાગ્યો.[૨૫]

પ્રતિહાર બોલ્યોઃ-હે મહારાજ! ઉત્તરદિશા તરફનો સેનાપતિ સામંત બહાર ડોઢીએ ઊભો છે. કમળ જેમ સૂર્યના દર્શનને ઇચ્છે છે, તેમ તે આપ રાજાધિરાજના દર્શનને ઇચ્છે છે.[૨૬]

રાજા બોલ્યોઃ-જાઓ, તેને સત્વર અહીં બોલાવી લાવો. તેની પાસેથી વૃત્તાંત સાંભળી

દિશાઓના અંતોમાં શું બન્યું તે આપણે જાણી લઈએ.[૨૭]

**વસિષ્ઠ બોલ્યા:**–રાજાએ પ્રતિહારને ઉપર પ્રમાણે કહ્યું, એટલે તેણે અંદર મોકલેલ સેનાપતિ સામંતને રાજાએ પોતાની પાસે આવેલો જોયો. એ સામંત પ્રણામ કરવામાં પરાયણ થઈ રહ્યો હતો.[૨૮] ઘા વાગવાથી તેના સર્વ અવયવો ઘાયલ થઈ ગયેલા હતા, તેનું પ્રત્યેક અંગ બાણો વડે વીંધાયેલું હતું, તે શ્વાસ વડે વ્યાકુળ બની ગયો હતો, રુધિરનું વમન કરતો હતો અને નિર્બળપણાથી શત્રુઓએ તેને જીતી લીધો હતો. એ સામંતે રાજાને પ્રણામ કરીને પોતાના અંગમાં થતી વ્યથાને ધૈર્ય વડે થંભાવી રાખી હતી, અને નિરંતરપણે અવિચ્છિન્ન રીતે વહ્યા કરતા શ્વાસથી તે હાંફી રહ્યો હતો. તેણે નીચે પ્રમાણે બોલવાનો આરંભ કર્યો.[૨૯,૩૦]

**સેનાપતિ સામંત બોલ્યો:**–હે મહારાજ! ત્રણે દિશાઓમાં આપે અધિકારી તરીકે મોકલેલા ત્રણે સામંતો પોતાના વિસ્તીર્ણ સૈન્યની સાથે યમપુરીમાં ગયા છે; તે જાણે આપની આજ્ઞાથી યમને જીતવા માટે જ ત્યાં ગયા હોય, એમ લાગે છે. હું તેમના દેશોને સંભળાતો હતો, પણ મને અશક્ત જોઈને ઘણા રાજાઓ મારી પછવાડે લાગ્યા છે. તેઓ બળાત્કારથી હેઠ આટલે સુધી આવી પહોંચ્યા છે.[૩૧,૩૨] શત્રુઓનું મોટું સૈન્ય આપ મહારાજાના દેશમાં આવી પહોંચ્યું છે. તો જેમ તેમણે આપના સૈન્યની દુર્દશા કરી છે, તેમ આપે તેની દુર્દશા કરવી જોઈએ. આપ જેવા મહારાજાને કશું પણ દુર્જય નથી.[૩૩]

**વસિષ્ઠ બોલ્યા:**–વેદના વડે પીડાયેલો તથા રણમાં ઘાયલ થયેલો તે સામંત આ પ્રમાણે બોલતો હતો, એટલામાં વળી એક બીજો પુરુષ ઉતાવળથી પ્રવેશ કરી કહેવા લાગ્યો:[૩૪] 'હે મહારાજ! આપણા દેશના પુરુષો પીપળા આદિ વૃક્ષનાં પાંદડાંઓની પેઠે કાંપે છે અને ચોતરફ ડોલ્યા કરે છે. ચારે દિશાઓમાં શત્રુઓની મોટી સેનાઓ આવી પડી છે.[૩૫] મહાજ્વલ્યમાન ચક્ર, ગદા, પ્રાસ, કુંત આદિ આયુધોનાં તો જાણે જંગલો જ ખડાં થઈ રહ્યાં હોય તેવો શત્રુઓનો કાન્તિમય દેખાવ છે. તેથી આપણી જમીન જાણે લોકાલોક પર્વતના તટો વડે જ વીંટાઈ ગઈ છે.[૩૬] પતાકા, આયુધો અને યોદ્ધાઓને અંગમાં ધારણ કરી રહેલા તથા ચપળ સામાન વડે આકુળ દેખાતા તે રથો આકાશમાં ઊડેલા ત્રિપુરના સમૂહની પેઠે ચારેબાજુ પથરાઈ રહેલા દેખાય છે.[૩૭] પોતાની સૂંઢોને આકાશમાં ઉછાળતા અને જાણે માંસનાં વૃક્ષોનાં વનો જ ખડાં થઈ રહ્યાં હોય એવા દેખાતા હાથીઓના સમૂહો, વર્ષાઋતુમાં ગાજતા વરસાદના સમૂહોના જેવી ગર્જના કરે છે.[૩૮] પોતાની ગતિના ક્રમ વડે જાણે પૃથ્વી જ નીચીઊંચી થયા કરતી હોય તેમ ઘોડાઓના સમૂહ નીચા અને ઊંચા થયા કરે છે તથા પવન વડે ઊછળતા મહાસાગરની પેઠે શબ્દો કરે છે. શ્રમને લીધે ફીણવાળા, ધૂમરીઓની પેઠે ભમ્યા કરતા અને ચારેબાજુ કૂંડાળાની પેઠે ચક્કર મારતા ઘોડાઓના સમૂહો ક્ષારસમુદ્રના જળની પેઠે અવાજ કરતા રહે છે.[૩૯,૪૦] પ્રલયકાળના મહાસાગરનું પૂર જેમ પોતાના વિશાળ તરંગો વડે ચારેબાજુ ફરી વળે છે, તેમ આકાશની પેઠે ચળકાટ મારતાં કવચ–શસ્ત્ર આદિની તૈયારી વડે સુશોભિત એવું બળવાન સૈન્ય, પ્રત્યેક દિશામાં ફરી વળેલ દેખાય છે.[૪૧] એ સૈન્યને અંગે રહેલાં બાણ, શસ્ત્ર, અસ્ત્ર, બખ્તર, મુકુટ અને આભૂષણની કાન્તિઓ જાણે આપના પ્રતાપરૂપી અગ્નિની મૂર્તિમાન જ્વાળાઓ હોય તેમ ચારેબાજુ ચમક્યા કરે છે.[૪૨] માછલાં–મગરમચ્છ આદિને આકારે રચાયેલા વ્યૂહો વડે યુક્ત અને વંટોળિયા વાયુની પેઠે ચારે બાજુ ફરી વળેલી સેનાઓ યોદ્ધાઓની ભીડથી ભરપૂર દેખાય છે. કુંત (ભાલા) આદિ આયુધોની પંક્તિઓ એક-

બીજામાં પરસ્પર અથડાવાથી જાણે કોપ પામી હોય તેમ તીક્ષ્ણ અવાજને પેદા કરે છે અને ઝબકારા મારે છે.[૪૩,૪૪] હે મહારાજ ! ઉપર પ્રમાણે આપને વિજ્ઞપ્તિ કરવાને મને મારા સ્વામી-(આપના સામંત) એ આજ્ઞા કરેલ છે; અને તેઓ પોતે આપણા દેશની સીમના અંતમાં આવેલી ઝાડીમાંથી યુદ્ધ માટે ગયા છે.[૪૫] હે મહારાજ ! હવે હું પાછો એ મારા સ્વામીને મદદ કરવાને સાંગ, બાણ વગેરેની તૈયારી કરી જાઉં છું. જે કાંઈ કહેવાનું હતું, તે સર્વ હું આપને નિવેદન કરી ચૂક્યો છું. હવે જે કર્તવ્ય હોય તે આપ જાણો.[૪૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**—એ ચાર (દૂત) ઉપર પ્રમાણે કહી ગળગળો થઈ ગયો અને સમુદ્રના તરંગની પેઠે શાંત થઈ પ્રણામ કરી તરત ચાલતો થયો. ગભરાટને પામેલા મંત્રીઓ, રાજાઓ, યોદ્ધાઓ, હાથીઓ, ઘોડાઓ, નોકરો, નગરજનો અને સ્ત્રીઓ વગેરેનાં ટોળાંઓથી વ્યાકુળ થયેલો અને પોતાના ઉપર આવી પડેલા ભયને લીધે હાથમાં ઉપાડેલાં હથિયારોવાળા અનેક જનસમૂહોથી ભરેલો તે રાજમહેલ પ્રચંડ પવન વડે વ્યાકુળ થઈ રહેલા મોટા જંગલના જેવો અતિ વ્યાકુળતા-વાળો દેખાતો હતો.[૪૭,૪૮]

संभ्रान्तमंत्रिनृपयोधनियोगिनागनारीरथाश्वपरिचारकनागरौघम्। राज्ञो गृहं स्वमयतोलितहेतिसार्थं चंडानिलाकुलमहावनतुल्यमासीत्

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પાર્થિવસંભ્રમ-વર્ણન' એ નામનો સર્ગ ૧૦૮ મો સમાપ્ત**



## सर्ग १०९ मो×

### રાજાએ સ્વદેહને અગ્નિમાં હોમી, તેમાંથી ચાર દેહ ઉત્પન્ન કર્યા

॥ वसिष्ठ उवाच ॥

एतस्मिन्नंतरे सर्वे मंत्रिणो नृपमाययुः। मुनयो वासवमिव दैत्याक्रांतनभोभुवम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ**—જેમ દૈત્યોએ સ્વર્ગલોક દબાવવાથી વ્યાકુળ થઈ ગયેલા ઇન્દ્ર પાસે મુનિઓ આવે, તેમ શત્રુઓએ પોતાનો દેશ ઘેરી લેવાથી વ્યાકુળ થઈ ગયેલા રાજા પાસે એટલા સમયમાં સર્વ મંત્રીઓ ભેગા થઈ ગયા.[૧]

**મંત્રીઓ બોલ્યાઃ**—હે મહારાજ ! અમે વિચાર કરી બધો નિર્ણય કરી લીધો છે કે, સામ, દામ અને ભેદ એ ત્રણે ઉપાયો, આપણા શત્રુઓ પાસે કાર્ય કરી શકે તેમ નથી; માટે તેને દંડ જ આપવો જોઈએ.[૨] હે મહારાજ ! સામ અને ભેદ આપણે કોઈ દિવસ આગઉ પણ શત્રુઓ પાસે કરેલ નથી, તો હમણાં તે કરવાની વાત જ શી કરવી?[૩] આપણા શત્રુ એ મ્લેચ્છ લોકો મહાપાપી છે, ધનાઢ્ય છે, જુદા જુદા દેશમાંથી આવી ભેગા થયા છે, શસ્ત્ર આદિની સારી તૈયારી-વાળા છે, સંખ્યામાં બહોળા છે અને આપણાં છિદ્રોને બરાબર જાણનારા છે; માટે તેઓ સામ આદિ ઉપાયને માને એમ નથી.[૪] આ બાબતમાં સારી રીતે સાહસ કર્યા વિના બીજો કરો ઉપાય નથી, તેથી હવે તરત રણસંગ્રામને માટે ઉદ્યોગ કરો.[૫] આપ હવે શૂરવીર પુરુષોને યુદ્ધ માટે આજ્ઞા આપો, ઇષ્ટદેવતાની પૂજા કરો, સામંતોને બોલાવો અને રણનાં નગારાં વગડાવો.[૬] સર્વ યોદ્ધાઓ તૈયાર થઈ રણસંગ્રામમાં નીકળી પડો.

× આ એકસોનવમા સર્ગમાં મંત્રીઓનાં વચન સાંભળી, રાજા પોતાના દેહનો અગ્નિમાં હોમ કરશે અને તેના બીજા ચાર દેહ તરત અગ્નિમાંથી ઉત્પન્ન થશે, તે વિષે વર્ણન કરવામાં આવશે.

સર્વ દિશાઓને હાથીઓ વડે જાણે પ્રલયકાળના કાળા મેઘો વડે સુશોભિત હોય તેવી સુશોભિત બનાવો.[૭] ધનુષ્યના પરસ્પર અથડાવાથી ઊંચા નાદો થતા રહો, પ્રત્યંચાના સમૂહોના શબ્દ સંભળાઓ અને અર્ધચંદ્રને આકારે રાખેલાં ધનુષ્યો વડે દિશાઓ વરસાદનાં વાદળાંઓની પેઠે શ્યામ થઈ રહો.[૮] ઝણકારા મારતી પ્રત્યંચારૂપી વીજળી વડે સુશોભિત, ઘાટા સિંહનાદરૂપી ગર્જના વડે યુક્ત અને ધનુષ્ય–કુંડળ વગેરેથી સુંદર દેખાતા શૂરવીરરૂપી મેઘો બાણોરૂપી જળધારા વરસાવો.[૯]

**રાજા બોલ્યોઃ**–ભલે, તમે સર્વ યુદ્ધ માટે નીકળો. નગરની રક્ષા માટે અને વ્યૂહરચના વગેરે સંબંધી જે ગોઠવણ કરવી ઘટે તે કરો. હું સ્નાન કરી, અગ્નિનું પૂજન કરી પછી રણભૂમિમાં આવું છું.[૧૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–રાજાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે તે મોટાં કાર્યોમાં વ્યગ્ર હતો, છતાં તેણે તેમને છોડી દીધાં. પછી તરત વર્ષાઋતુમાં નવો બગીચો જેમ જળ વડે ભીંજાઈ જાય છે, તેમ તે પોતે ગંગાજળથી ભરેલા ઘડાઓ વડે નાહ્યો.[૧૧] હવે તેણે અગ્નિશાળામાં પ્રવેશ કર્યો અને શાસ્ત્રાનુસાર આદર વડે અગ્નિનું પૂજન કરી તેણે વિચાર કરવા માંડ્યો:[૧૨] 'અનાયાસે મળેલા અનેક વિલાસોવાળા વૈભવોની શોભા વડે મેં આખું આયુષ્ય ગાળ્યું છે, પ્રજાને અભયદાન પણ આપ્યું છે અને ઠેઠ સમુદ્રપર્યંત મારી મહોર–છાપ તથા મારો જ હુકમ મેં અભનુવ્યો છે.[૧૩] શત્રુઓનાં રાજ્ય લઈ મેં તેમને મારા પગતળે દબાવ્યા છે અને દશે દિશાઓને કર આદિરૂપી ફળોના ભારવડે મેં લતાની પેઠે જ નમાવી દીધેલ છે.[૧૪] પ્રજાઓનાં ચિત્તરૂપી ચંદ્રબિંબમાં મે મારો નિર્મળ યશ સારી પેઠે પૂરી દીધેલો છે, મેં મારી કીર્તિલતારૂપી ગંગાને પૃથ્વીમાં સર્વત્ર પ્રસારી દીધી છે અને તે નીચેનાથી તે ઉપરના સર્વ લોકમાં વ્યાપ્ત છે.[૧૫] સંબંધીઓ, મિત્રો, પૂજ્ય બ્રાહ્મણ વગેરે ગુરુજનો અને બંધુઓનાં ઘરોને મેં ખજાનાની પેઠે રત્નો વડે ભરી દીધેલ છે અને મેં દિગ્વિજય કરતા સમુદ્રના તીરમાં નાળિયેરના રસના આસવનું પાન કર્યું છે.[૧૬] શત્રુઓના પ્રાણોને મેં શબ્દ કરતી વખતે દેડકાના ગળાના ભાગની હાલતી ચામડીની પેઠે કંપાવેલ છે. બીજા દ્વીપોના કુલાચલ પર્વતોને મેં મારી આજ્ઞાને માથે ચડાવનારા બનાવી દીધા છે.[૧૭] મેં સિદ્ધલોકોની સેનામાં વિહાર કર્યો છે અને હું દિશાઓના અંતભાગમાં આવેલી અપૂર્વ કાંચનમય ભૂમિમાં પણ ફર્યો છું. પૃથ્વીના અંતભાગમાં આવેલા પર્વતોના શિખર ઉપર પણ મેં વરસાદનાં વાદળાંઓની પેઠે વિશ્રાંતિ લીધી છે.[૧૮] જ્ઞાન વડે પૂર્ણ એવી બુદ્ધિ જેમ એકાંતમાં સમાધિના અભ્યાસ વડે પરમપદમાં વિશ્રાંત થાય છે, તેમ મેં પ્રજાના પ્રિય અર્થનું સંપાદન કરી અનેક સમૃદ્ધ દેશો મેળવ્યા હતા.[૧૯] વળી, મેં દુષ્ટ રાક્ષસોને દૃઢ અને મજબૂત બેડીઓમાં નાખ્યા હતા. એકબીજાને પરસ્પર બાધ ન આવે તેમ સમાન રીતે થયા કરતા ધર્મ, અર્થ અને કામ વડે મેં મારું આજ દિવસ સુધીનું વય ગાળ્યું છે. હું હમણાં જાણે યશનું અત્યંત પાન કરી ધવલ થઈ ગયો હોઉં, તેમ જરા વડે ધોળો થઈ ગયો છું; મને હમણાં લીલા ઘાસ ઉપર પડેલાં ઝાકળનાં બિંદુઓના સમૂહ જેવું ધોળું વૃદ્ધ વય પ્રાપ્ત થયું છે અને તે સર્વ ભોગોના આનંદથી રહિત છે. વિશેષમાં વળી, બળવાન ભયંકર શત્રુઓ ચડી આવ્યા છે અને તેઓ યુદ્ધને ઇચ્છે છે. એ લોકો ચારેબાજુથી ભેગા થઈ સંપીને આવેલા છે. યુદ્ધમાં જય સંદિગ્ધ છે. માટે અહીં આ સમયેજ જયદાયી એવા આ અગ્નિદેવને હું પ્રકટ કરીને આ મારા મસ્તકની આહુતિ આપું.[૨૦–૨૪]

**રાજા બોલ્યોઃ**–હે દેવાધિદેવ ! હે અગ્નિ-

દેવ! યજ્ઞમાં પુરોડાશની પેઠે આ મારા મસ્તકને હું આપના કુંડમાં આહુતિરૂપે હોમું છું. હે મહારાજ! જો મારા આ કૃત્યથી આપ પ્રસન્ન થયા હો, તો બળવાન અને લક્ષ્મીવાન એવા નારાયણના ચાર ભુજની પેઠે બળવાન અને લક્ષ્મીવાન એવા મારા ચાર દેહ આ કુંડમાંથી ઉત્પન્ન થાઓ; એટલે તે વડે હું ચારેબાજુ ચારેદિશાઓમાં શત્રુઓને નિર્વિઘ્નપણે મારું. હે મહારાજ! હું જ્યારે આપનું સ્મરણ કરું, ત્યારે આપે મને દર્શન આપવું.[૨૫-૨૭]

**વસિષ્ઠ બોલ્યાઃ**—આમ એ રાજાએ કહ્યું. પછી, બાળક જેમ લીલા વડે ચપળ કમળને છેદી નાખે છે, તેમ તેણે ખડ્ગ લઈ તે વડે પોતાના માથાને છેદી નાખ્યું.[૨૮] આમ છેદેલા પોતાના મસ્તકને તે રાજા અગ્નિમાં હોમવા જાય છે, તેવો તે પોતે ધડ સહિત અગ્નિમાં જઈ પડ્યો.[૨૯] અગ્નિએ હવિરૂપે તેનો ઉપયોગ કરી, પાછું તેને બદલે ચોગણું આપ્યું. કેમકે જે મહાન પુરુષોના ઉપયોગ માટે કલ્પાયેલ હોય છે, તે તરત વૃદ્ધિ પામે છે.[૩૦] પછી નારાયણ ભગવાન જેમ સમુદ્રમાંથી બહાર નીકળે છે, તેમ તે રાજા અગ્નિમાંથી જુદે જુદે ચાર દેહે બહાર નીકળ્યો. ત્યારે તે તેજના સમૂહો વડે મહાપ્રદીપ્ત દેખાતો હતો. તેના તે ચારે દેહો સૂર્યની કાન્તિ વડે પ્રકાશવાળા હતા અને સાથે ભેળા જ ઉત્પન્ન થયેલા હતા. ઉત્તમ મુકુટ, આભૂષણો, આયુધો તથા વસ્ત્રો વડે તે સુશોભિત હતા. તેઓ બખ્તરો અને મસ્તકના રક્ષણનાં સાધનો વડે યુક્ત હતા અને મુકુટનાં રત્નો, કંકણો તથા બાજુબંધોથી સુશોભિત હતા. તે સર્વ હારો તથા કુંડળોની રચના વડે રમણીય હતા, સર્વની રક્ષા કરતા હતા અને મોટા મનના હતા.[૩૧-૩૩] સર્વેનો આકાર એકસરખો જ હતો અને તેમના અવયવો પણ સરખા જ ...ચૈઃશ્રવા નામના ઇન્દ્રના ઘોડાના જેવા ... તથા ચપળ એવા ઉત્તમ ઘોડા ઉપર તેઓ ચડ્યા હતા.[૩૪] તેઓ સુવર્ણ સહિત બાણો તથા ભાથાઓ વડે યુક્ત હતા અને મહાસ્વચ્છ ઉદાર ચિત્તવાળા હતા. તે ચારેયનાં ધનુષ્ય અને પ્રત્યંચા સમાન હતાં, તેમ દેહ પણ સમાન સુંદર હતા.[૩૫] એ રાજાના ચારે ય દેહ પાલખી ઉપાડનારા જે પુરુષો ઉપર, હાથી ઉપર, રથ ઉપર કે ઘોડા ઉપર બેસે, તેને શત્રુએ યોજેલ મંત્ર, યંત્ર, કૃત્યા, શસ્ત્ર તથા અસ્ત્ર આદિ દોષો કાંઈ બાધ કરી શકે નહિ, એવો તેમનો પ્રભાવ હતો.[૩૬] કેમ જાણે વડવાનલે પ્રથમ ચારે ય સમુદ્રનું પાન કરી ઘણા કાળ સુધી પોતાના ગર્ભમાં રાખી, પછી પુરુષને આકારે અગ્નિકુંડમાં પાછા ઉત્પન્ન કર્યા હોય તેવા તે મહાગંભીર દેખાતા હતા.[૩૭] રત્ન વડે શણગારેલ ઘોડાઓના દેહમાં સુશોભિત દેખાતા, પુષ્પોના સમૂહો વડે પૂર્ણ દેહવાળા અને ચંદ્રમાના જેવા સુંદર હાસ્ય વડે દિશાઓને પ્રકાશ આપનારા એ ચારે ય વિપશ્ચિત્ રાજાઓ આહુતિ વડે હોમાયેલ અગ્નિમાંથી જાણે મૂર્તિમાન ચાર વિષ્ણુ જ હોય અથવા મૂર્તિમાન ચાર વેદ હોય અથવા તો મૂર્તિમાન ચાર સમુદ્ર હોય તેમ બહાર નીકળ્યા.[૩૮]

रत्नाश्वदेहकुसुमोत्करपूर्णदेहाश्चत्वार इन्दुहसितैरवभासयन्तः। सन्मूर्त्तयो हरय एव यथाऽब्धयो वा वेदा इवाहुतिहुतादनलात्प्रसस्रुः॥३८

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અગ્નિપ્રવેશાદેહલાભ' એ નામનો સર્ગ ૧૦૯ મો સમાપ્ત**



# સર્ગ ૧૧૦ મો×

## વિપશ્ચિતનું શત્રુઓની સાથે ઘોર યુદ્ધ

॥ वसिष्ठ उवाच ॥

**पुरोपकंठसंप्राप्तैश्चतुर्दिक्कं सहारिभिः।**
**एतस्मिन्नंतरे तत्र प्रवृत्तं दारुणं रणम् ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–એટલા સમયમાં શહેરની પાસે ચારેય દિશાઓમાં આવી પડેલા શત્રુઓની સાથે મહાદારુણ યુદ્ધ ચાલુ થયું.[1] શત્રુઓ ગામડાંઓને અને નગરને લૂંટવા લાગ્યા. પ્રજાઓનો સમૂહ અત્યંત વ્યાકુળ થઈ ગયેલો જણાતો હતો. કેટલાકના દેહો અગ્નિની જ્વાળા લાગવાથી બળતા દેખાતા હતા. ધુમાડારૂપી વાદળાંઓના ગોટાઓથી સર્વભાગ વ્યાપ્ત થઈ રહ્યો હતો.[2] બાણોના સમૂહ વડે અને ઘણા ધુમાડાથી સૂર્યનારાયણ ઢંકાઈ ગયા હતા તેથી ચારેબાજુ અંધકાર પથરાઈ રહ્યો હતો. ક્ષણમાત્રમાં સૂર્ય દેખાતા હતા અને ક્ષણવારમાં તે અદૃશ્ય થઈ જતા હતા.[3] અગ્નિની જ્વાળાઓનો મોટો તાપ લાગવાથી વનનાં સર્વ વૃક્ષોનાં પાંદડાંઓ તપી જતાં હતાં. ચપળ ઊંબાડિયાં, શૂળ અને મુસળ વડે આખું આકાશ પુરાઈ રહ્યું હતું.[4] અગ્નિનાં અનેક પ્રતિબિંબોથી આયુધોનો બમણો પ્રકાશ દેખાતો હતો. રણમાં સામે પગલે મરાયેલા મોટા શૂરવીરો સ્વર્ગમાં ઇન્દ્રની અપ્સરાને અને અમૃતને પામતા હતા.[5] ઉચ્છૃંખલપણે થયા કરતી હાથીઓની ગર્જનાને લીધે રણમાં ઉત્સાહ રાખનારા પુરુષોને હર્ષ થતો હતો. ભુશુંડી, પ્રાસ, શૂળ, તોમર આદિ આયુધોના સમૂહની વૃષ્ટિ થતી હતી.[6] કેટલાક પામર પુરુષો તો યુદ્ધમાં યોદ્ધાઓના કોલાહલના શ્રવણમાત્રથી જ હૃદયનો ભંગ થતાં મરી જતા હતા. ધૂળનો સમૂહ ઉપર પથરાઈ જવાથી ધોળાં થઈ રહેલાં વાદળાંઓથી અંતરિક્ષનો માર્ગ રોકાઈ ગયો હતો.[7] મરણના ભયથી વ્યગ્ર થઈ ગયેલા સામંતોના સમૂહો મોટા પોકારની સાથે નાસતા હતા. આમતેમ ચોબાજુ ઉત્પાતનો અગ્નિ લાગ્યો હતો, તેથી પ્રજાઓ પીડિત થતી હતી. અગ્નિ વડે બળી જવાથી ઘરો પડી જતાં હતાં અને તેમાંથી અગ્નિને વરસતારાં ધુમાડારૂપી વાદળાંઓ નીકળતાં હતાં. શત્રુનું મરણ થતાં આનંદ આપનારાં અસંખ્ય બાણોની ધારાઓરૂપી વરસાદથી સર્વ ભાગ વ્યાપ્ત થઈ ગયો હતો.[8,9] એ યુદ્ધ ઘોડાઓરૂપી તરંગોથી સમુદ્રના તરંગોનો પરાજય કરતું હતું. હાથીઓના દાંત ભીંસાવાથી મંદ રીતે થયા કરતા ચિત્કારના શબ્દ વડે કાનને અરુચિ ઉત્પન્ન થતી હતી.[10] ગઢના ઉપરના ભાગમાં આવેલી કોટડીઓની ભીંતો ઉપર ઉત્તમ યોદ્ધાઓએ કાંટાઓ પાથરી દીધા હતા અથવા કાંટાની પેઠે જ બાણો ખોડી દીધાં હતાં. અગ્નિ વડે વીંટાયેલા અને કુંઠિત થઈ ગયેલા ગઢોની ઉપરની મેડીઓનાં શિખરોમાં અગ્નિની જ્વાળાઓ નૃત્ય કરતી હતી. ચારેબાજુ મોટા આડંબરની સાથે અસ્ત્રો ઊછળતાં હતાં અને તેથી મનુષ્યોને જવાઆવવામાં હરકત થતી હતી. આકાશમાં ઊડ્યા કરતી મહેલોની ધ્વજાઓમાં પવન અથડાવાથી પટપટ અવાજ થતો હતો.[11,12] હાથીઓના દંતૂશળના ગુણો જોઈ તેની સ્પર્ધાથી પાષાણોમાં અથડવાથી થતા આયુધોના ઘસારાના અવાજથી, અને હાથીઓની મોટી ગર્જનાથી યુદ્ધમાં ઉત્સાહ ઉત્પન્ન કરાવી જાણે દિગ્ગજોને ત્યાં બોલાવતા હોય તેવો દેખાવ નજરે પડતો હતો.[13] આકાશરૂપી મહાસાગર નિરંતર વધ્યા કરતાં બાણોરૂપી નદીના પૂર વડે પૂર્ણ થઈ રહ્યો હતો. નિરંતર ચાલ્યા કરતી ચક્ર, ભાલા અને તલવારની ધારાઓરૂપી મગરમચ્છોથી તેમાં પ્રવેશ કરવાનું કામ પણ બહુ જ કઠણ હતું.[14] સિંહનાદ કરી

× આ એકસોદશમા સર્ગમાં શહેરની પાસે ચારેય દિશાઓમાં આવી પડેલા શત્રુઓ સાથે પ્રવૃત્ત થયેલા દારુણ યુદ્ધ વિષે વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

રહેલ યોદ્ધાઓ એકબીજામાં પરસ્પર અથડાતા હતા. તેમનાં બખ્તરોના ઉત્કટ અવાજથી શોભી રહેલ ઝણઝણાટનો શબ્દ આખા દ્વીપના પ્રદેશમાં ફરી વળતો હતો.[૧૫] પગના પ્રહાર વડે કચરાઈ ગયેલાં બાણોથી ત્યાં કાદવ જામી ગયો હતો. વધ્યા કરતી રુધિરની નદીના પ્રવાહમાં રથો અને હાથીઓ તણાતા જતા હતા.[૧૬] ગરુડની ક્રીડાની પેઠે પક્ષીઓ અને અસ્ત્રો ઊંચે તથા નીચે ઊછળતાં હતાં. શત્રુઓનાં બાણરૂપી જળના તરંગોને લીધે દુઃખથી પીડાયેલા યોદ્ધાઓનાં આયુધોરૂપી જળચર પ્રાણીઓ નાસી જતાં હતાં.[૧૭] આયુધોનો પરસ્પર સંઘર્ષ થતાં તેમાંથી જ્વાળા ઉત્પન્ન થતી હતી અને તેથી આકાશ દેદીપ્યમાન જણાતું હતું. વળી પળીથી રહિત (જુવાન) શૂરવીર પુરુષો રણસંગ્રામમાં મરાતા હતા અને દેવરૂપ થઈ જઈ સ્વર્ગને પ્રાપ્ત થતા હતા.[૧૮] રજરૂપી ધોળાં વાદળાંઓમાં પ્રખર ચક્રરૂપી વીજળીઓ ચમકતી હતી. આકાશ આયુધો વડે અવકાશ વિનાનું થઈગયું હતું. અને તેને લીધે આયુધો પૃથ્વી સુધી ન પહોંચતાં અધ્ધર ભમતાં હતાં. બાણોને વરસનારા મોટા યોદ્ધાઓનો ડોળ જોઈ પ્રતિપક્ષી યોદ્ધાઓ સામો ઉત્કટ સિંહનાદ કરતા હતા. ભાંગી જઈ પૃથ્વી ઉપર પડેલાં ગાડાંઓમાં ભરાવાથી પૈડાંઓ ભાંગી જતાં કેટલાક રથો નીચે પડતા હતા.[૧૯,૨૦] શત્રુઓ માથાં વગરનાં ધડો, યોદ્ધાઓ અને વેતાલો સાથે ભળી ગયા હતા તેથી તેમાં ઘણે કષ્ટે પણ માંડ પ્રવેશ થાય તેવું હતું. વેતાલો શબના ઉત્તમ માંસરૂપ એવા હૃદયકમળના ભાગને ખાઈ જતા હતા.[૨૧] શૂરવીર પુરુષો શત્રુઓની ધોરી નસોને વીંધી નાખતા હતા અને માથું, હાથ, ખરીઓ તથા સાથળ વગેરેને શસ્ત્ર વડે ચીરી નાખતા હતા. માથા વગરનાં ધડોના હાથરૂપી વૃક્ષો આમતેમ હાલી રહ્યાં ...થી આકાશ એક જંગલ જેવું બની ગયું ...ૂદકા મારતા અને ચપળ હાસ્યવાળા વેતાલો આનંદથી ખુશખુશાલ થઈ ગયા હતા અને તેઓ પોતાના કરડિયાઓને શબોથી ભરી લેતા હતા. બખ્તરોને ધારણ કરી લઈ ભવ્ય દેખાવવાળા આડંબર વડે સુંદર દેખાતા શૂરવીર યોદ્ધાઓની ચઢી ગયેલી ભ્રૃકુટીનો મહાભયંકર દેખાવ નજરે આવતો હતો.[૨૩] નિયમથી શત્રુઓને અવશ્ય મારવા અથવા પોતે અવશ્ય મરવું એ શૂરવીરને એક ભૂષણરૂપ છે, અને યોદ્ધાઓ તેનુંજ આચરણ કરતા હતા. જ્યારે કોઈ પ્રહારને સહન કરવા અસમર્થ બની જતો અને બીજાને પ્રહાર કરી શકતો નહિ ત્યારે તેની અપાર નિંદા થતી હતી.[૨૪] શૂરવીર પુરુષોના શ્રેષ્ઠ હાથીઓનું મદજળ શ્રમને લીધે શોષાઈ જતું હતું. કાળ કેવળ મનુષ્યોને મારવામાંજ રસિક છે અને તેના આનંદને આ યુદ્ધથી પોષણ મળતું હતું.[૨૫] એ યુદ્ધની અંદર પોતાને માટે પોતાની બડાઈ ન કરનારા અને ગુપ્ત રીતે ઢંકાઈ રહેલા શૂરવીર પુરુષોનો જય તેના સ્વામી પાસે પ્રસિદ્ધપણે જણાઈ રહેતો હતો. ત્યારે જે ભીરુ પુરુષો ગુપ્ત રીતે ઢંકાઈ રહ્યા હતા, તેમનું બીકણપણું પણ તેમના સ્વામીના જાણવામાં આવતું હતું.[૨૬] એ યુદ્ધ મનુષ્યની અંદર ગૂઢપણે રહેલા શૌર્ય આદિ ગુણોને જાગ્રત કરી દેતું હતું. જે લોકો પોતાના બાહુબળ વડે વખણાતા હતા અને દેશમાં દુર્બળ પુરુષોના આધારરૂપ હતા, તેમને એ યુદ્ધ ધનના જેવું જ પ્રિય લાગતું હતું.[૨૭] ત્યાં હાથી અને રથોનું એકબીજામાં પરસ્પર પછડાવું થતાં હાથીઓનાં ગંડસ્થળો ભેદાઈ જતાં હતાં અને સર્વ મદોન્મત્ત ગંધહસ્તીઓના મદનું જળ પરિશ્રમને લીધે શોષાઈ જતું હતું.[૨૮] જેમ મદોન્મત્ત હાથી જળમાં પેસતાં સારસપક્ષીઓ ચીસ નાખી ભાગી જાય છે, તેમ એ યુદ્ધમાં કેટલાક તરુણ સામતો પણ ભયને લીધે ચીસ નાખી પોતાના હાથીને મૂકી દઈ ભાગી જતા હતા. ત્યારે વૃદ્ધ છતાં હાથ-

ચાલાકીવાળા કેટલાક સામંતો તલવાર મારવામાં પોતાની બહાદુરી બતાવતા હતા.[૨૯] કોઈક સ્થળે યોદ્ધાઓનો સમૂહ નહિ આવ્યા છતાં ભયને લીધે મનુષ્યો ભ્રાંતિથી ભાગી ગયા હતા અને પરસ્પર પગ તળે કચરાઈ જવાથી અધમૂવા જેવા થઈ ગયા હતા. દિવસ જેમ સૂર્યનારાયણને અધીન રહે છે, તેમ તેઓ રાજાને શરણે જઈ પડતા હતા.[૩૦] અભિમાનરૂપી વાયુના જોર વડે ઉન્મત્ત થઈ ગયેલા પુરુષો પોતાને નમી જનારને પણ કૂટી પાડતા હતા. પોતાનું પ્રાણસમાન ધન નગરના બજારની પેઠે ત્યાં વેચાઈ જતું હતું.[૩૧] લૂગડાને (ધ્વજાને) ધારણ કરી રહેલા પતાકાઓના સમૂહ ચપળ ભુજલતાઓ જેવા જણાતા હતા. એ યુદ્ધની ભૂમિ રુધિર વડે ઉજ્જ્વળ હતી, તેથી જાણે ત્રૈલોક્યની લક્ષ્મીના આભૂષણરૂપ પરવાળાં પથરાઈ રહ્યાં હોય તેવો ભાસ જણાતો હતો.[૩૨] મંદારવૃક્ષોનું અથવા મંદરાચળનું અથડાવું થવાથી જેમ ઊછળતા ક્ષીરસાગરનાં જળ સુંદર દેખાય છે, તેમ છત્રો વડે ઢંકાઈ રહેલ હથિયારોના સમૂહરૂપી પુષ્પોથી આકાશરૂપી આંગણું સુશોભિત થઈ રહ્યું હતું.[૩૩] મહાદેવજીના ગણો, દેવતાઓ અને ગંધર્વો એ યુદ્ધમાં લડનારા યોદ્ધાઓના ઉત્સાહ આદિ શુભ ગુણોને વખાણતા હતા. ગંધર્વ આદિની પ્રતિભા વડે ફરકયા કરતી ધ્વજાઓના અગ્રભાગને લીધે તેમજ શસ્ત્રોરૂપી મદિરા વડે મદોન્મત્ત બની જવાથી યોદ્ધાઓ બળદેવજી જેવા જણાતા હતા.[૩૪] ભેગા થઈ પ્રહાર કરનારા અસંખ્ય રાક્ષસો કશું બોલ્યાચાલ્યા વિના ગુપ્ત રીતે પોતે રસ–રક્ત આદિનું ભક્ષણ કરતા હતા અને શબ આદિના ભારને ઉપાડી લઈ, તેઓ પર્વતની ગુફારૂપી પોતાના ઘરમાં રહેલા બીજા પણ ઝેરી વૃક્ષના જેવા સર્વ ઝેરી રાક્ષસોને જમાડતા હતા.[૩૫] કેમ જાણે ભાલાઓનાં વનો જ ઊભાં હોય, એવો દેખાવ આપનાર ભાલાદારોએ કાપી નાખી ફેંકી દીધેલાં શત્રુઓનાં માથાંઓ અને હાથો વડે આકાશ વ્યાપ્ત થઈ રહ્યું હતું. ગોફણથી ફેંકેલો પાષાણોનો સમૂહ આકાશરૂપી લતામાં ઊડતો હતો.[૩૬] મોટાં વૃક્ષો યોદ્ધાઓના ખંભા ઠોકવાના અવાજથી જાણે ફાટી જતાં હોય તેમ શબ્દ કરતાં હતાં. સ્ત્રીઓના કોલાહલના શબ્દથી નગરનાં બધાં ઘરો ગાજી રહ્યાં હતાં. મંદ મંદ શબ્દ કરનારા અને અગ્નિના જેવા અતિ ઉજ્જ્વળ દેખાતા આયુધોના સમૂહો આકાશની અંદર ઝબકતા હતા. પોતાનાં ઘર અને ધનને છોડી દઈ, પ્રજા કોઈ છેટે રહેલા પ્રદેશની ભૂમિમાં નાસી જતી હતી.[૩૭,૩૮] ચારેબાજુ આયુધોનાં વાહનો ચાલવાથી કોઈ પણ ત્યાં જોવાને ઊભું રહેતું ન હતું. જેમ પક્ષીરાજ ગરુડનો સમૂહ સર્પ વડે રહિત હોય, તેમ એ યુદ્ધભીરુ પુરુષોથી સાવ રહિત જ હતું.[૩૯] હાથીઓનાં ગંડસ્થલ મનુષ્યરૂપી દ્રાક્ષોને પીલવાનું જાણે મૃત્યુનું યંત્ર જ હોય તેવાં દેખાતાં હતાં. એ ગંડસ્થળમાં હાથીઓએ દાંતો વડે પીસી નાખ્યા છતાં જીવતા રહેલા મોટા યોદ્ધાઓને અત્યંત સંકટ ભોગવવું પડતું હતું.[૪૦] યંત્રમાંથી નીકળતા પાષાણો પછડાઈ જતાં વસ્ત્રમાં છુપાવી રાખેલાં હથિયારો કચરાઈ જઈ ચૂરેચૂરા થઈ જતાં હતાં. યોદ્ધાઓની ગર્જના સાંભળીને હાથીઓના સમૂહો સામી ગર્જનાઓ કરતા હતા અને તેથી ગુફાઓ ગણ ગાજી રહેતી હતી.[૪૧] પર્વતોની ગુફામાં શબ્દ પહોંચવાથી ઊઠેલા પડછંદાના શબ્દોથી તેનો અંદરનો સર્વ ભાગ ગાજી રહેતો હતો. જે યોદ્ધાઓ જન્મથી માંડી મોટા યત્ન વડે મેળવેલા પોતાના પ્રાણના સર્વસ્વરૂપ સર્વ બળને પ્રકટ કરતા હતા, તે શૂરવીર પુરુષો જ એ રણમાં જય મેળવતા હતા.[૪૨] શસ્ત્રોનું એકબીજામાં અથડાવં
થતાં ઉત્પન્ન થયેલા અગ્નિ વડે
થયા કરતા અગ્નિના ભડકા વડે મા

રહેલ યોદ્ધાઓ એકબીજામાં પરસ્પર અથડાતા હતા. તેમનાં બખ્તરોના ઉત્કટ અવાજથી શોભી રહેલ ઝણઝણાટનો શબ્દ આખા દ્વીપના પ્રદેશમાં ફરી વળતો હતો.[૧૫] પગના પ્રહાર વડે કચરાઈ ગયેલાં બાણોથી ત્યાં કાદવ જામી ગયો હતો. વહ્યા કરતી રુધિરની નદીના પ્રવાહમાં રથો અને હાથીઓ તણાતા જતા હતા.[૧૬] ગરુડની ક્રીડાની પેઠે પક્ષીઓ અને અસ્ત્રો ઊંચે તથા નીચે ઊછળતાં હતાં. શત્રુઓનાં બાણરૂપી જળના તરંગોને લીધે દુ:ખથી પીડાયેલા યોદ્ધાઓનાં આયુધોરૂપી જળચર પ્રાણીઓ નાસી જતાં હતાં.[૧૭] આયુધોનો પરસ્પર સંઘર્ષ થતાં તેમાંથી જ્વાળા ઉત્પન્ન થતી હતી અને તેથી આકાશ દેદીપ્યમાન જણાતું હતું. વળી પળીથી રહિત (જુવાન) શૂરવીર પુરુષો રણસંગ્રામમાં મરાતા હતા અને દેવરૂપ થઈ જઈ સ્વર્ગને પ્રાપ્ત થતા હતા.[૧૮] રજરૂપી ધોળાં વાદળાંઓમાં પ્રખર ચક્રરૂપી વીજળીઓ ચમકતી હતી. આકાશ આયુધો વડે અવકાશ વિનાનું થઈ ગયું હતું. અને તેને લીધે આયુધો પૃથ્વી સુધી ન પહોંચતાં અધ્ધર ભમતાં હતાં. બાણોને વરસનારા મોટા યોદ્ધાઓનો ડોળ જોઈ પ્રતિપક્ષી યોદ્ધાઓ સામો ઉત્કટ સિંહનાદ કરતા હતા. ભાંગી જઈ પૃથ્વી ઉપર પડેલાં ગાડાંઓમાં ભરાવાથી પૈડાંઓ ભાંગી જતાં કેટલાક રથો નીચે પડતા હતા.[૧૯,૨૦] શત્રુઓ માથાં વગરનાં ધડો, યોદ્ધાઓ અને વેતાલો સાથે ભળી ગયા હતા તેથી તેમાં ઘણે કષ્ટે પણ માંડ પ્રવેશ થાય તેવું હતું. વેતાલો શબના ઉત્તમ માંસરૂપ એવા હૃદયકમળના ભાગને ખાઈ જતા હતા.[૨૧] શૂરવીર પુરુષો શત્રુઓની ધોરી નસોને વીંધી નાખતા હતા અને માથું, હાથ, ખરીઓ તથા સાથળ વગેરેને શસ્ત્ર વડે ચીરી નાખતા હતા. માથા વગરનાં ધડોના હાથરૂપી વૃક્ષો આમનેમ હાલી રહ્યાં ― તેથી આકાશ એક જંગલ જેવું બની ગયું ફદકા મારતા અને ચપળ હાસ્યવાળા વેતાલો આનંદથી ખુશખુશાલ થઈ ગયા હતા અને તેઓ પોતાના કરડિયાઓને શબોથી ભરી લેતા હતા. બખ્તરોને ધારણ કરી લઈ ભવ્ય દેખાવવાળા આડંબર વડે સુંદર દેખાતા શૂરવીર યોદ્ધાઓની ચઢી ગયેલી ભ્રૂકુટીનો મહાભયંકર દેખાવ નજરે આવતો હતો.[૨૩] નિયમથી શત્રુઓને અવશ્ય મારવા અથવા પોતે અવશ્ય મરવું એ શૂરવીરને એક ભૂષણરૂપ છે, અને યોદ્ધાઓ તેનુંજ આચરણ કરતા હતા. જ્યારે કોઈ પ્રહારને સહન કરવા અસમર્થ બની જતો અને બીજાને પ્રહાર કરી શકતો નહિ ત્યારે તેની અપાર નિંદા થતી હતી.[૨૪] શૂરવીર પુરુષોના શ્રેષ્ઠ હાથીઓનું મદજળ શ્રમને લીધે શોષાઈ જતું હતું. કાળ કેવળ મનુષ્યોને મારવામાંજ રસિક છે અને તેના આનંદને આ યુદ્ધથી પોષણ મળતું હતું.[૨૫] એ યુદ્ધની અંદર પોતાને માટે પોતાની બડાઈ ન કરનારા અને ગુપ્ત રીતે ઢંકાઈ રહેલા શૂરવીર પુરુષોનો જય તેના સ્વામી પાસે પ્રસિદ્ધપણે જણાઈ રહેતો હતો. ત્યારે જે ભીરુ પુરુષો ગુપ્ત રીતે ઢંકાઈ રહ્યા હતા, તેમનું બીકણપણું પણ તેમના સ્વામીના જાણવામાં આવતું હતું.[૨૬] એ યુદ્ધ મનુષ્યની અંદર ગૂઢપણે રહેલા શૌર્ય આદિ ગુણોને જાગ્રત કરી દેતું હતું. જે લોકો પોતાના બાહુબળ વડે વખણાતા હતા અને દેશમાં દુર્બળ પુરુષોના આધારરૂપ હતા, તેમને એ યુદ્ધ ધનના જેવું જ પ્રિય લાગતું હતું.[૨૭] ત્યાં હાથી અને રથોનું એકબીજામાં પરસ્પર પછડાવું થતાં હાથીઓનાં ગંડસ્થળો ભેદાઈ જતાં હતાં અને સર્વ મદોન્મત્ત ગંધહસ્તીઓના મદનું જળ પરિશ્રમને લીધે શોષાઈ જતું હતું.[૨૮] જેમ મદોન્મત્ત હાથી જળમાં પેસતાં સારસપક્ષીઓ ચીસ નાખી ભાગી જાય છે, તેમ એ યુદ્ધમાં કેટલાક તરુણ સામંતો પણ ભયને લીધે ચીસ નાખી પોતાના હાથીને મૂકી દઈ ભાગી જતા હતા. ત્યારે વૃદ્ધ છતાં હાથ-

ચાલાકીવાળા કેટલાક સામ તો તલવાર મારવામાં પોતાની બહાદુરી બતાવતા હતા.[૨૯] કોઈક સ્થળે યોદ્ધાઓનો સમૂહ નહિ આવ્યા છતાં ભયને લીધે મનુષ્યો ભ્રાંતિથી ભાગી ગયા હતા અને પરસ્પર પગ તળે કચરાઈ જવાથી અધમૂવા જેવા થઈ ગયા હતા. દિવસ જેમ સૂર્યનારાયણને અધીન રહે છે, તેમ તેઓ રાજાને શરણે જઈ પડતા હતા.[૩૦] અભિમાનરૂપી વાયુના જોર વડે ઉન્મત્ત થઈ ગયેલા પુરુષો પોતાને નમી જનારને પણ કૂટી પાડતા હતા. પોતાનું પ્રાણસમાન ધન નગરના બજારની પેઠે ત્યાં વેચાઈ જતું હતું.[૩૧] લૂગડાને ( ધ્વજાને ) ધારણ કરી રહેલા પતાકાઓના સમૂહ ચપળ ભુજલતાઓ જેવા જણાતા હતા. એ યુદ્ધની ભૂમિ રુધિર વડે ઉજ્જ્વળ હતી, તેથી જાણે ત્રૈલોક્યની લક્ષ્મીના આભૂષણરૂપ પરવાળાં પથરાઈ રહ્યાં હોય તેવો ભાસ જણાતો હતો.[૩૨] મંદારવૃક્ષોનું અથવા મંદરાચળનું અથડાવું થવાથી જેમ ઊછળતા ક્ષીરસાગરનાં જળ સુંદર દેખાય છે, તેમ છત્રો વડે ઢકાઈ રહેલ હથિયારોના સમૂહરૂપી પુષ્પોથી આકાશરૂપી આંગણું સુશોભિત થઈ રહ્યું હતું.[૩૩] મહાદેવજીના ગણો, દેવતાઓ અને ગંધર્વો એ યુદ્ધમાં લડનારા યોદ્ધાઓના ઉત્સાહ આદિ શુભ ગુણોને વખાણતા હતા. ગંધર્વ આદિની પ્રતિભા વડે ફરક્યા કરતી ધ્વજાઓના અગ્રભાગને લીધે તેમજ શસ્ત્રોરૂપી મદિરા વડે મહોન્મત્ત બની જવાથી યોદ્ધાઓ બળદેવજી જેવા જણાતા હતા.[૩૪] ભેગા થઈ પ્રહાર કરનારા અસંખ્ય રાક્ષસો કશું બોલ્યાચાલ્યા વિના ગુપ્ત રીતે પોતે રસ–રક્ત આદિનું ભક્ષણ કરતા હતા અને શબ આદિના ભારને ઉપાડી લઈ, તેઓ પર્વતની ગુફારૂપી પોતાના ઘરમાં રહેલા બીજા પણ ઝેરી વૃક્ષના જેવા સર્વ ઝેરી રાક્ષસોને જમાડતા હતા.[૩૫] કેમ જાણે ભાલાઓનાં વનો જ ઊભાં હોય, એવો દેખાવ આપનાર ભાલાદારોએ કાપી નાખી ફેંકી દીધેલાં શત્રુઓનાં માથાંઓ અને હાથો વડે આકાશ વ્યાપ્ત થઈ રહ્યું હતું. ગોફણથી ફેંકેલો પાષાણોનો સમૂહ આકાશરૂપી લતામાં ઊડતો હતો.[૩૬] મોટાં વૃક્ષો યોદ્ધાઓના ખંભા ઠોકવાના અવાજથી જાણે ફાટી જતાં હોય તેમ શબ્દ કરતાં હતાં. સ્ત્રીઓના કોલાહલના શબ્દથી નગરનાં બધાં ઘરો ગાજી રહ્યાં હતાં. મંદ મંદ શબ્દ કરનારા અને અગ્નિના જેવા અતિ ઉજ્જ્વળ દેખાતા આયુધોના સમૂહો આકાશની અંદર ઝબકતા હતા. પોતાનાં ઘર અને ધનને છોડી દઈ, પ્રજા કોઈ છેટે રહેલા પ્રદેશની ભૂમિમાં નાસી જતી હતી.[૩૭,૩૮] ચારેબાજુ આયુધોનાં વાહનો ચાલવાથી કોઈ પણ ત્યાં જોવાને ઊભું રહેતું ન હતું. જેમ પક્ષીરાજ ગરુડનો સમૂહ સર્પ વડે રહિત હોય, તેમ એ યુદ્ધભીરુ પુરુષોથી સાવ રહિત જ હતું.[૩૯] હાથીઓનાં ગંડસ્થલ મનુષ્યરૂપી દ્રાક્ષોને પીલવાનું જાણે મૃત્યુનું યંત્ર જ હોય તેવાં દેખાતાં હતાં. એ ગંડસ્થળમાં હાથીઓએ દાંતો વડે પીસી નાખ્યા છતાં જીવતા રહેલા મોટા યોદ્ધાઓને અત્યંત સંકટ ભોગવવું પડતું હતું.[૪૦] યંત્રમાંથી નીકળતા પાષાણો પછડાઈ જતાં વસ્ત્રમાં છુપાવી રાખેલાં હથિયારો કચરાઈ જઈ ચૂરેચૂરા થઈ જતાં હતાં યોદ્ધાઓની ગર્જના સાંભળીને હાથીઓના સમૂહો સામી ગર્જનાઓ કરતા હતા અને તેથી ગુફાઓ ગાજી રહેતી હતી.[૪૧] પર્વતોની ગુફામાં શબ્દ પહોંચવાથી ઊઠેલા પડછંદાના શબ્દોથી તેનો અંદરનો સર્વ ભાગ ગાજી રહેતો હતો. જે યોદ્ધાઓ જન્મથી માંડી મોટા યત્ન વડે મેળવેલા પોતાના પ્રાણના સર્વસ્વરૂપ સર્વ બળને પ્રકટ કરતા હતા, તે શૂરવીર પુરુષો જ એ રણમાં જય મેળવતા હતા.[૪૨] શસ્ત્રોનું એકબીજામાં અથડાવું થતાં ઉત્પન્ન થયેલા અગ્નિ વડે અને નિરંતર થયા કરતા અગ્નિના ભડકા વડે માણસોનો ઘાણ

વળી જતો હતો. ક્ષણે ક્ષણે અનેકરૂપે થનારાં દ્વંદ્વયુદ્ધો વડે એ યુદ્ધનો અંત જ આવતો ન હતો.[૪૩] જાણે શંકરના આધારરૂપ શુદ્ધ મૂર્તિમાન કૈલાસ પર્વત હોય તેવા શુદ્ધ દેખાતા, મરતાંમરતાં અવશેષ રહેલા અને સૈન્યના સારરૂપ એવા ઉત્તમ યોદ્ધાઓના સમૂહો વડે તે રણક્ષેત્ર ચારેબાજુ વીંટાયેલ જણાતું હતું.[૪૪] જે શૂરવીર પુરુષોને રણમાં મરાવું એ જીવિતના કરતાં પણ પ્રિય જણાતું હતું અને રણમાંથી નાસી આવી જીવતા રહેવું એ મરવા કરતાં પણ બહુ બૂરું લાગતું હતું, તે ઉદાર વીર પુરુષો ત્યાં ભેગા થયા હતા અને તેઓ પરમપદને પ્રાપ્ત થવાથી મૃત્યુના પણ મૃત્યુરૂપ હતા.[૪૫] એ યુદ્ધની અંદર ઉત્તમ હાથીઓરૂપી કમળો કપાઈ જઈ આકાશમાં ઊડ્યા કરતાં હતાં. સારસ પક્ષીઓ જેમ તળાવની અંદર દીપી નીકળે છે, તેમ એ યુદ્ધમાં અતિ બળવાન યોદ્ધાઓ ઝળકી ઊઠતા હતા.[૪૬] ગોફણના ફેંકવાના પ્રવાહરૂપી નદીઓના અવાજથી તત્કાળ કપાઈ ગયેલાં તથા આકાશમાં ઊડતાં માથાંઓના (ખોપરીઓના) શબ્દોથી, બાણરૂપી જળની વૃષ્ટિ કરનારા યોદ્ધાઓના સિંહનાદથી, આકાશમાં ફેલાઈ ગયેલા આયુધોના અવાજથી અને ઘોડાઓના સમૂહોની તથા હાથીઓની ગર્જનાથી એ યુદ્ધ ભરાઈ ગયું હતું અને કાન બહેરા થઈ જવાથી તેમાં કશું સંભળાતું ન હતું. તે યુદ્ધ સંધિના બંધોથી રહિત એવા એક સળંગ પાષાણના ગર્ભના જેવું સ્તબ્ધ થઈ ગયું હતું.[૪૭]

यंत्राश्मक्षेपणानां प्रसरणसरितामूत्कृतैः फूत्कृतैर्द्राक् क्रान्तानां व्योम्नि मूर्ध्नां शरसलिलमुचां सैनिकानां च नादैः । टांकारैरायुधानां नभसि विसरतामश्वचक्रेभशब्दैरासीन्निःसंधिबन्धोपलजठरजडं जीर्णकर्णं गतं तत् ॥ ४७ ॥

સર્ગ ૧૧૦ મો સમાપ્ત

---

## સર્ગ ૧૧૧ મો×

### વિપશ્ચિત્ રાજા પોતે યુદ્ધમાં ઊતર્યો

॥ वसिष्ठ उवाच ॥

इति कल्पांतसदृशे यत्ते समरसंभ्रमे ।
पतंतीपूत्पतंतीषु सेनासु समरोजिरे ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–આમ પ્રલયના જેવો રણસંગ્રામ પ્રવૃત્ત થઈ રહ્યો હતો અને રણાંગણમાં સેનાઓનું જવુંઆવવું થતું હતું. આકાશની અંદર તૂરી, ભેરી, મોટા શંખો અને ખડ્ગોનો આવાજ સંભળાતો હતો તેમજ વીર પુરુષોના ધનુષ્યના શબ્દોનો ઊંચો સ્વર થઈ રહ્યો હતો. યોદ્ધાઓનો સમૂહ અન્યોન્ય એકબીજાના કઠોર સંઘર્ષથી અંદર ન પેસી શકાય એવો થઈ ગયો હતો, અને કાનને અપ્રિય લાગે એવા અવાજની સાથે ભાંગી પડતાં બખ્તરોના કડાકાનો શબ્દ કાને પડતો હતો. વળી વિપશ્ચિત્ રાજાના પક્ષની સેના લતાની પેઠે કપાવા લાગી અને કાંઈક નાસવા લાગી તથા મૂર્ચ્છાને પામવા લાગી. ત્યારે અવાજથી દિશાઓને પૂરી દેનારો રાજાને યુદ્ધમાં ચડવા માટેનો દુંદુભિનો ડંકો વાગ્યો અને તે ચારે દિશાઓમાં વજ્ર વડે પૂર્ણ એવા પ્રલયકાળના મેઘની ગર્જનાના જેવો મહાગંભીર હતો.[૧–૫] તે એક જ સમયે ફાટી પડેલા કુલાચલ પર્વતના કડાકાના જેવો અતિ તીવ્ર હતો અને ઉત્પન્ન થયા કરતા પોતાના ગંભીર નાદથી દિશાઓના બધા તટોને જડ બનાવી દેતો હતો.[૬] હવે એ વિપશ્ચિત્ રાજા જાણે મૂર્તિમાન લોકપાલો જ આવી ઊભા હોય તેવા દેખાતા અને કેમ જાણે નારાયણના ચાર ભુજો જ મૂર્તિમાન થઈ આવ્યા હોય તેવા જણાતા પોતાના ચાર દેહો વડે ચારે દિશામાં નીકળી પડ્યો.[૭] એ રાજા પોતાની મોટી

× આ એકસોઅગિયારમા સર્ગમાં પોતાના સૈન્યનો હ્રાસ થતાં રાજા પોતે યુદ્ધભૂમિમાં આવી, વાયવ્ય અસ્ત્રોથી શત્રુઓનો ક્ષય કરશે, તે વર્ણવારો.

ચતુરંગ સેનાને સાથે લઈ ઘણા શ્રમ વડે મોટી હવેલીઓવાળા પોતાના નગરની બહાર નીકળ્યો.[૮] તેણે બહાર નીકળી જોયું, તો તેને પોતાનું સૈન્ય બહુ થોડું દેખાવા લાગ્યું અને શત્રુનું સૈન્ય બહુ બળવાન જોવામાં આવ્યું. તે શત્રુનું સૈન્ય મોટી ગર્જના કરી રહ્યું હતું, મહાભયંકર દેખાતું હતું અને જાણે પ્રલય કરવા સારુ મહાસાગર યુદ્ધમાં ઊછળી રહ્યો હોય એવું જણાતું હતું.[૯] બાણોરૂપી બિંદુઓથી તે ભરપૂર હતું, મગર-મચ્છને આકારે ગોઠવેલી વ્યૂહરચના વડે તે વ્યાપ્ત હતું, હાથીના આકારે બનાવેલી વ્યૂહરચનાથી તે યુક્ત હતું અને તરંગના જેવી ગોઠવાયેલી વ્યૂહરચના વડે તે વિસ્તારવાળું જણાતું હતું.[૧૦] તેમાં ચંદ્રની પેઠે ગોળ આકારે ગોઠવેલા વ્યૂહો પણ દેખાતા હતા, મનુષ્યોરૂપી તરંગો અંદર ચારે બાજુ વ્યાપ્ત થઈ રહ્યા હતા. ચાલતા સેંકડો રથોરૂપી ચકરીઓ પડ્યા કરતી હતી, અને પતાકાઓરૂપી લહેરોના સમૂહો સ્ફુર્યા કરતા હતા.[૧૧] ફર્યા કરતાં છત્રોરૂપી ફીણો તેમાં શોભી રહ્યાં હતાં, તેમાં ઘોડાઓના ખોંખારારૂપી જળજંતુઓના અવાજ કાને સંભળાતા હતા, હથિયારોરૂપી જળ તેમાં ભર્યું હતું અને તે વધ્યા કરતી શસ્ત્રોની ધારા વડે સુશોભિત દેખાતું હતું. વળી, તર્યા કરતા ચપળ હાથીઓરૂપી જળઘોડા-ઓનો સમૂહ તરંગોની પેઠે તેમાં દેખાતો હતો, શસ્ત્રોરૂપી જળની અંદર કાળા નાગની પેઠે પાપી મ્લેચ્છ લોકો ભમતા હતા ને લોકોના ગળગળા અવાજો પણ તેમાં સાંભળવામાં આવતા હતા. ગુફાઓમાં ભમવાથી ક્ષોભને પામી ગયેલા પવન વડે ત્યાં ઘોંઘાટ મચી રહ્યો હતો. એ શત્રુસૈન્યરૂપી મહાસાગરના શરીરની અંદર નીચા અને ઊંચા થતા હાથીઓના અનેક વ્યાપારો થયા કરતા હતા.[૧૨-૧૪] જાણે મોટા પર્વતો જ જળમાં ડૂબતા હોય અને પાછા બહાર નીકળતા હોય તેવું દેખાતું હતું. એ સેનારૂપી સાગરમાં રહેલા હાથીઓ અને ઘોડાઓ ક્રીડા વડે પર્વતોની સાથે અથડાતા હતા.[૧૫] જાણે અકાળે પ્રલયકાળની દશા આવી લાગી હોય એવો તેનો આકાર ગંભીર દેખાતો હતો. સેના વડે વ્યાપ્ત એવાં પૃથ્વી અને આકાશ-રૂપી છિદ્રમાં ભરપૂરપણે પથરાઈ રહેલા રુધિરનો જાણે મોટો મહાસાગર ભર્યો હોય એવો ભાવ થઈ રહ્યો હતો.[૧૬] પ્રકાશી રહેલાં અનેક આયુધો-ના ટુકડાઓરૂપી ઊછળતાં રત્નો વડે રણભૂમિનો અંદરનો સર્વ ભાગ છવાઈ રહ્યો હતો. સેનાના વ્યૂહો ચાલતા હતા, એટલે યંત્રના પાષાણો અને ગોફણના પાષાણો જુદા જુદા ભાગમાં ચારેબાજુ ઊડ્યા કરતા હતા.[૧૭] ઝાકળ વડે વ્યાપ્ત થઈ રહેલાં સંધ્યાકાળનાં વાદળાંઓના સમૂહની પેઠે સર્વ ભાગ રત્નોરૂપી જળબિંદુઓ વડે વ્યાપ્ત થઈ રહ્યો હતો. કોઈક ઠેકાણે તો આયુધોરૂપી વાદળાંઓ રજરૂપી જળનું વહન કરી તેનું પાન કરી જતાં હતાં.[૧૮] રણની અંદર ઊભેલ શત્રુસૈન્યરૂપી સમુદ્ર-ને જોઈ વિપશ્ચિત્ રાજાએ મનમાં વિચાર કર્યો કે, 'હું આનું અગસ્ત્યમુનિની પેઠે પાન કરી જાઉં.' પછી, જેમ ત્રિપુરાસુરનો વધ કરવાને તૈયાર થઈ રહેલા મહાદેવજી શિખરોના આધારરૂપ મેરુ-પર્વતરૂપી ધનુષ્યની અંદર પોતાના અસ્રને સાંધે, તેમ એ રાજાએ એ રણરૂપી સમુદ્રને પી જવા માટે વાયવ્યાસ્રનું સ્મરણ કર્યું અને તેને ચારે દિશાઓ તરફ સાંધ્યું. પોતાના દેશના સૈન્યના શ્રેય માટે અને શાંતિને માટે રાજાએ અગ્નિદેવને નમસ્કાર કર્યા, તે સંબંધી કાંઈ જપ કર્યા અને તે દારુણ વાયવ્યાસ્રને શત્રુની સેના તરફ મૂક્યું. જેમ એણે એ વાયવ્યાસ્રને મૂક્યું, તેમ તેની સહા-યતા માટે તેણે શત્રુરૂપી તડકાને શાંત કરવા માટે પર્જન્યાસ્રને પણ મૂક્યું. એ પર્જન્યાસ્ર બીજાં મોટાં અસ્રોમાં એક મુખ્ય પંક્તિ ધરાવતું હતું. આમ ચારે દિશાઓમાં એ બે અસ્રો મૂકવામાં આવ્યાં, એટલે આડ રૂપે થઈ રહેલા એ રાજાના ધનુષ્યમાંથી દિશાઓના મંડળને પૂરી દેનારી

બાણની અસંખ્ય નદીઓ વહેવા લાગી.[૨૩] વળી, ત્યાં ત્રિશૂળની નદીઓ વહેવા લાગી. ત્યાં સાંગ, ભુશુંડી, મુદ્દગર, ભાલા અને ચક્ર આદિ આયુધોની નદીઓ વેગથી વહેવા લાગી. વળી, ત્યાં પરશુ, તોમર, ગોફણ, પાષાણ આદિની નદીઓ વેગથી ચાલવા લાગી. ત્યારે પવનો પણ જાણે પ્રલયકાળનું સૂચન કરતા હોય તેવા મહાભયંકર વાતા હતા.[૧૯–૨૬] ત્યારે વજ્રોની નદીઓનું, વીજળીઓની નદીનું અને જળધારાઓની નદીઓનું પૂર ચાલતું હતું તથા ખડ્ગોની વૃષ્ટિ પણ ત્યાં વહેવા લાગી હતી.[૨૭] બાણોની સાથે જળની અને પવનની મોટી વૃષ્ટિ વડે વૃદ્ધિ પામેલા જાણે મૂર્તિમાન ઉત્પાતો જ હોય તેમ પુષ્ટ થઈ ગયેલા સર્પો પણ જાણે પ્રલયકાળમાં ફાટેલા મોટા પર્વતોમાંથી નીકળી પડતા હોય તેમ એ સમયે નીકળતા હતા.[૨૮] એ વિપશ્ચિત્ રાજાનાં અસ્ત્રોની વૃષ્ટિ વડે શત્રુનો સેનારૂપી સાગર કશા પણ વિલંબ વિના જ તત્કાળ ધૂળના ઢગલાની પેઠે ચોબાજુ ઊડી કયાંય જતો રહ્યો.[૨૯] જળ, વજ્ર અને શસ્ત્રોની વૃષ્ટિ વડે તથા પ્રચંડ પવનો વડે શત્રુનાં સૈન્યો પાળરૂપી બંધન વિનાનાં થઈ રહેલાં તળાવોની પેઠે ચારેબાજુ ભાગવા લાગ્યાં.[૩૦] શત્રુની ચારે અંગવાળી સેનાઓનો સમૂહ પાછો હઠી જઈ વર્ષાઋતુમાં પર્વતમાં વહ્યા કરતા નદીના મોટા પ્રવાહની પેઠે પલાયન કરી ચારે દિશાઓમાં જતો રહ્યો.[૩૧] વાયુના પ્રવાહ વડે ઊડ્યા કરતાં, સ્વેદ વડે આર્દ્ર અને કપાઈ પડેલાં પતાકાઓની ધ્વજાઓરૂપી વૃક્ષો, નાસતાં એવાં શત્રુ સૈન્યરૂપી નદીમાં તણાતાં જતાં હતાં તથા મરીનાં પુષ્પોની સાથે ચપળ તલવારોરૂપી લતાનાં વનો અથડતાં હતાં.[૩૨] નાસવાની અશક્તિને લીધે આળોટ્યા કરતાં પુષ્ટ મનુષ્યોરૂપી પાષાણોના બિંદુરૂપે પથરાઈ ગયેલાં રૂધિર વડે એવો તો બીભત્સ દેખાવ નજરે આવતો હતો, કે તેનું વર્ણન થઈ શકે તેમ ન હતું. નાસતાં પડી જવાથી મૂર્ચ્છિત થઈ ગયેલા યોદ્ધાઓના ઘોઘરા અવાજથી હૃદય ભેદાઈ જાય તેમ થઈ રહ્યું હતું.[૩૩] પ્રવાહમાં વહ્યા જતા મોટા હાથીઓના દાંતનું વૃક્ષોની સાથે અથડાવું થવાથી ચડચડાટનો અવાજ થતો હતો અને તે ગાજતા મેઘનો પણ તિરસ્કાર કરતો હતો.[૩૪] શસ્ત્રો સાથે શિલા આદિનો સંઘર્ષ થતાં તેમાંથી શબ્દો ઉત્પન્ન થતા હતા અને તે નદીના કાંઠાનાં વૃક્ષોમાં રહેલાં પુષ્પોમાં ગુંજારવ કરતા ભમરાઓના શબ્દનું અનુકરણ કરતા હતા.[૩૫] ત્યાં ખોંખારા મારતા અને તરતા એવા ચપળ ઘોડાઓરૂપી તરંગો જોવામાં આવતા હતા. રથ આદિનું અને યોદ્ધાઓનાં ચક્રોનું શિલાઓમાં અથડાવું થતાં ત્યાં એક જાતનો વિચિત્ર શબ્દ પેદા થતો હતો અને તેને બીજા પક્ષીઓના અવાજથી પુષ્ટિ મળતી હતી. પાયદળ, રથ, હાથી અને ઘોડાઓનું શિલાઓ સાથે અથડાવું થતું હતું, અને તેથી અનેક જાતની વિટંબનાઓ થતી હતી. કાનને અપ્રિય લાગે એવા હથિયારોના, માણસોના અને પક્ષી આદિના અનેક જાતના અવાજો ચારેબાજુ ધટપણે સંભળાતા હતા. 'માર્યા, માર્યા' એવા મનુષ્યોના ઘાટા કોલાહલથી નાસતી શત્રુસેના આકુળ બની ગઈ હતી.[૩૬,૩૭] સેનારૂપી જળની જનસમૂહરૂપી મોટી ચકરીઓમાં ગળગળો અવાજ ચાલુ રહ્યો હતો. રુધિરનાં બિંદુઓની ઝાકળના જેવી વૃષ્ટિ થવાથી જાણે સંધ્યાકાળનાં વાદળાંઓનો ચંદરવો બાંધવામાં આવ્યો હોય તેવો ભાવ દેખાતો હતો.[૩૮] જેમ નદીના તરંગો વડે વડલાઓ ઊખડી પડે, તેમ ઊછળતાં શસ્ત્રો વડે જળથી નમી ગયેલાં વાદળાંઓ ઊખડી જતાં હતાં. વૃષ્ટિને લીધે કાદવવાળા થઈ રહેલા પૃથ્વીરૂપી તટને રસ્તો કરવા માટે ખોદીને સાફ અને સુશોભિત કરવામાં આવતું હતું.[૩૯] ભાલા, શૂળ, ગદા અને તોમરને ધારણ કરી રહેલા લડવૈયા નાસતા હતા, તેથી જાણે તાલોનું વન જ નાસ્યું જતું હતું એમ લાગતું હતું. ભયને લીધે આક્રંદ કરી રહેલાં ભીરુ માણસોથી

મૃગલાંઓનાં બચ્ચાંઓ ભયભીત થઈ જતાં હતાં. મરી ગયેલા હાથીઓ, ઘોડાઓ અને યોદ્ધાઓના સમૂહોરૂપી જૂનાં પાંદડાંઓથી તે સ્થાન અવકાશ વિનાનું થઈ રહ્યું હતું. કચરાવાથી દળાઈ જતા મનુષ્યોના દેહમાંથી નીકળતા ચરબી ને માંસરૂપી કાદવ વડે ત્યાં કેમ જાણે ખરેખર કાદવ જામી ગયો હોય એમ જણાતું હતું.[૪૦,૪૧] ત્યાં ચૂરેચૂરા થઈ ગયેલાં અને ખરીઓ નીચે આવવાથી દળાઈ ગયેલાં મોટાં હાડકાંરૂપી ધાટી રેતી પથરાઈ ગઈ હતી. વહ્યા જતા શિલાઓના સમૂહો અને કરોડો કાષ્ઠો પરસ્પર અથડાતાં હતાં અને તેમાંથી કડકડાટીનો અવાજ થતો હતો.[૪૨] પ્રલયકાળના જેવા વરસાદો ગાજતા હતા, પ્રલયકાળના જેવા વાયુઓ વાતા હતા, પ્રલયકાળના જેવી વૃષ્ટિઓ પડતી હતી અને પ્રલયકાળના જેવા વજ્રપાતો થતા હતા.[૪૩] પૃથ્વીનો બધો ભાગ કાદવવાળો થઈ ગયો હતો અને સર્વ સ્થળે જળ પથરાઈ રહ્યું હતું. અત્યંત શીતળતાને લીધે સદાકાળ આર્દ્ર રહેનારી જળધારાઓએ આકાશમાં પોતાનાં સ્થાનો બાંધ્યાં હતાં.[૪૪] સર્વ નગરોનાં અને ગામડાંઓનાં ઘરો અગ્નિ વડે સળગતાં હતાં. પ્રજાના, ઘોડાઓના, હાથીઓના અને પાયદળના આક્રંદ વડે સર્વત્ર ઘોઘાટ થઈ રહ્યો હતો.[૪૫] પૃથ્વીમાં ચારેબાજુ રથના શબ્દો સંભળાતા હતા. આકાશમાં મેઘની ગર્જના થઈ રહી હતી અને તેનો ઘાટો શબ્દ સંભળાતો હતો. ચારે દિશાઓમાં વિપશ્ચિત્ રાજાનાં ચારે ધનુષ્યનો ઊંચો સ્વર સાંભળવામાં આવતો હતો. વીજળીઓના સમૂહનો વિસ્તાર કરનારા મેઘો પરસ્પર અથડાતા હતા. વળી, બાણ, સાંગ, ગદા, ભાલા અને ગોફણ આદિની વૃષ્ટિઓ થતી હતી. આ સર્વ થવાથી શત્રુના સેનાધિપતિ રાજાઓનાં અસંખ્ય સૈન્યો ચારે દિશાઓમાં નાસવા લાગ્યાં અને મસલાંના સમૂહની પેઠે તે નાશ પામ્યાં. અગ્નિ વડે પ્રજ્વલિત એવા વનના જેવા દેખાતા આયુધોના સમૂહોથી તથા મનુષ્યને અગ્નિને લીધે આકુળ બનાવી દેનારા મેઘને લીધે થનારા વજ્રોની વૃષ્ટિના પડવાથી શત્રુઓનાં સૈન્યો આકુળવ્યાકુળ થઈ ગયાં હતાં અને તેઓ વડવાનળમાં પેસી જનારાં તથા સમુદ્રના ચંચળ જળમાં તરંગો વડે ગોથાં ખાયા કરતાં નિર્બળ જળજંતુઓની જેમ વિહ્વળ બની ગયાં હતાં.[૪૬–૪૮]

उद्दामपावकवनोपमहेतिसार्थमेघानलाकुलजनाशनिवर्षपातैः । आसन्वलानि चपलाब्धिजलाचलानि पर्याकुलानि वडवाग्निमिवाविशन्ति ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ચતુર્દિગ્ગતબલદ્રવણ' એ નામનો સર્ગ ૧૧૧ મો સમાપ્ત**

## સર્ગ ૧૧૨ મો*

### શત્રુપક્ષના યોદ્ધાઓનો નાશ

॥ वसिष्ठ उवाच ॥

लोकहारांवरव्यालं चेदिचंदनकाननम् ।
छिन्नं परशुधाराभिः पतितं दक्षिणार्णवे ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–રમણીય હારો અને વસ્ત્રોરૂપી સર્પોવાળું ચેદિદેશના યોદ્ધાઓરૂપી ચંદનવન વિપશ્ચિત્ રાજાની પરશુની ધારાઓથી કપાઈ જઈ દક્ષિણસમુદ્રમાં જઈ પડ્યું.[૧] પારસિક દેશના યોદ્ધાઓ અસ્ત્રોના પૂરમાં પાંદડાંની પેઠે તણાવા લાગ્યા અને મોહને લીધે એકબીજામાં પરસ્પર પ્રહાર કરી તેઓ નેતર તથા અશોક વડે સુશોભિત એવા કોઈ એક પ્રદેશમાં નાશ પામ્યા.[૨] દરદદેશના યોદ્ધાઓનાં હૃદય ભયથી ચિરાઈ ગયાં અને તેઓ દર્દુરાચલ પર્વતની ગુફાઓનાં અતિ ઊંડાં છિદ્રોમાં પેરી ગયા. બાણ, ભાલાઓ,

* આ એકસોબારમા સર્ગમાં વિપશ્ચિત્ ગ... શત્રુપક્ષના યોદ્ધાઓ જે જે દેશના હતા ... રીતે તેમનો નાશ થયો હતો તથા જેવી રીતે દિશામાં નાસી ગયા હતા, તે વિશે વર્ણન

તલવારો અને પરશુઓરૂપી આયુધોની ધારાઓના અગ્રભાગથી થઈ ગયેલા શિલા, કવચ આદિના ભૂકારૂપી ઝાકળને ધારણ કરી રહેલ, વીજળીઓ વડે સુશોભિત અને આયુધોવાળા (વારુણ અસ્ત્ર નાખવાથી થયેલા) મેઘો ત્યાં વર્ષતા હતા.[૩-૪] પરસ્પર એકબીજામાં પ્રહાર કરવાથી, દાંતો ભરાવાને લીધે હાથીઓ દેહમાંથી વહ્યા જતા રુધિરના સમૂહથી પીડા પામતા હતા અને તેઓ જાણે મૃત્યુનું ઉદર પૂર્ણ કરવાના અનેક કોળિયા હોય તેવા દેખાતા હતા.[૫] ભયંકર તોમરોના પ્રહાર વાગવાથી દરદ દેશના યોદ્ધાઓ રાત્રિમાં રૈવતાચળમાં (ગિરનારમાં) સંતાઈ રહ્યા હતા અને આકાર વડે પુરુષોને છેતરનારી પિશાચીઓ તેમના અંગના કટકા કરી ખાઈ જતી હતી.[૬] તાડી અને તમાલ વડે ગહન એવા જૂના જંગલની અંદર દશાર્ણદેશના યોદ્ધાઓ સંતાઈ ગયા હતા અને સિંહોએ તે વનની અંદર પ્રવેશ કરી તેમનાં ગળાં ઉપર પગ મૂકી તેમને ફાડી ખાધા હતા. આથી તેઓ મરણશરણ થયા હતા.[૭] પશ્ચિમસમુદ્રને કિનારે ગયેલા અને નાળિયેરીવાળી કિનારાની પૃથ્વીમાં સંતાઈ રહેલા યવનદેશના યોદ્ધાઓને મગરમચ્છોના સમૂહો ગળી ગયા હતા, તેથી તેઓ પ્રાણ વિનાના થઈ ગયા હતા.[૮] શકદેશના યોદ્ધાઓ કાળાં લોહ વડે બનાવેલાં બાણોના સમૂહને એક પળવાર પણ સહન કરી શક્યા નહિ અને રમઠદેશના યોદ્ધાઓ પણ પવનથી કંપતા કમલિનીના ખંડોની પેઠે કંપાયમાન પ્રાણવાળા થઈ ગયા.[૯] પોતાનામાં છુપાઈ રહેલા, નાસી જતા, શ્યામ વર્ણવાળા અને સ્વર્ગમાર્ગમાં જનારા યોદ્ધાઓથી શ્રવણનક્ષત્રના આકારના જેવાં ત્રણ શિખરોના અગ્રભાગને ધારણ કરી રહેલો મહેન્દ્રપર્વત વીંટાઈ રહ્યો હતો અને તે જાણે મેઘોના સમૂહોથી જ વીંટાયેલો હોય એવો દેખાતો હતો.[૧૦] સુવર્ણનાં આભૂષણોથી સુંદર આકારવાળી દેખાતી કેટલાક યોદ્ધાઓની સેનાને રસ્તામાં પ્રથમ ચોરો લૂટી લેતા હતા અને પછી એકાંતસ્થળમાં રાક્ષસો ખાઈ જતા હતા, તેથી તે મરણને શરણ થઈ જતી હતી.[૧૧] જેમ આકાશ નક્ષત્રોના સમૂહથી શોભે, તેમ તે સમયે યુદ્ધની ભૂમિ ચોતરફ ફર્યા કરતા અને બળતાં ઉંબાડિયાંને ધારણ કરી રહેલા દેદીપ્યમાન રાક્ષસોથી અત્યંત શોભતી હતી.[૧૨] વિપશ્ચિત્ રાજાનો વિજય થતાં જળની ધારાઓને ધારણ કરી રહેલાં પૃથ્વીનાં છિદ્રોમાં ગર્જનાના પ્રતિધ્વનિને લીધે મૃદંગના જેવો ગંભીર સ્વર પેદા થતો હતો. તેથી જગતરૂપી ગુફાની અંદર નિવાસ કરી રહેલ આકાશ જાણે વિપશ્ચિત્ રાજાના યશને ગાવાને માટે તત્પર થઈ ગયેલ હોય એમ જણાતું હતું.[૧૩] માછલાંઓને વિહાર કરવા માટે જંગલરૂપ એવા શેવાળવાળા નાના તળાવમાં રહેનારાં મત્સ્યો જ્યારે એ તળાવ દૈવયોગથી સુકાઈ જાય છે ત્યારે જેમ શરણ વગરનાં થઈ મરી જાય છે, તેમ દ્વીપાંતરના યોદ્ધાઓ ચક્રોના પ્રહારોથી જર્જર બની જઈ જીવિતનો ત્યાગ કરતા હતા.[૧૪] બીજા દ્વીપાંતરોના યોદ્ધાઓ પરાજય પામીને સહ્યાદ્રિમાં સાત રાત્રિ સંતાઈ રહ્યા હતા અને ઉપચાર આદિ વડે કાંઈક સ્વસ્થ સ્થિતિમાં આવ્યા હતા. તેઓ પણ વૃષ્ટિથી પીડિત થઈ જઈ ઘણી મહેનતે ધીરે ધીરે સ્વદેશ તરફ ચાલ્યા જતા હતા.[૧૫] ગાંધારદેશના યોદ્ધાઓ ગંધમાદન વનનાં પુન્નાગ વૃક્ષોનાં વનોની કુંજોમાં ભેળા થઈ ગયા હતા અને વિદ્યાધરોની કુમારિકાઓ તેમની રક્ષા કરતી હતી.[૧૬] વિપશ્ચિત્ રાજાના હાથથી છૂટેલા અને પવન અનુકૂળ હોવાથી વેગવાળા એવાં ચક્રોના વરસાદોથી હૂણ, ચીન અને કિરાતદેશના યોદ્ધાઓનાં મસ્તકો કમળોની પેઠે કપાઈ પડ્યાં હતાં.[૧૭] નિલીપદેશના યોદ્ધાઓ કમલિનીના નાળની અંદર રહેલા કાંટાઓની પેઠે નિશ્ચલ થઈ રહ્યા હતા અને વિપશ્ચિત્ રાજાના ભયથી પ્રત્યેક વૃક્ષ-

માં જાણે એકરૂપ જ થઇને ઘણા લાંબા કાળ સુધી છુપાઈ રહ્યા હતા.[૧૮] સુંદર એવાં મૃગો અને પક્ષીઓની વિહાર કરવાની રંગભૂમિરૂપ પર્વતોની વનભૂમિઓમાં વિપશ્ચિત્ રાજાનાં બાણોના પ્રહારથી ચારે દિશામાં મોટો ક્ષોભ થઈ રહ્યો હતો.[૧૯] કરંજોના વનેના જેવા ક્રૂર અને ચારે લોકોના પ્રદેશમાં જ પ્રખ્યાતિ પામેલા કેટલાક યોદ્ધાઓ લૂંટારાઓના દેશમાં કરંજ આદિનાં વનોની ઝાડીઓમાં સંતાઈ ગયા હતા.[૨૦] પારસિક દેશના યોદ્ધાઓ પોતાના પૂર વડે સમુદ્રને પેલે પાર પહોંચી ગયા હતા અને પ્રલયમાં જેમ તારાઓ નીચે પડે, તેમ તેઓ તે દેશના પવન વડે પવિત્ર થઈ જઈ નીચે પડી જતા હતા.[૨૧] ત્યાં સમુદ્રોની સાથે અથડાયા કરતા, પાષાણોને ઉછાળવાથી પર્વતોનાં શિખરોમાં ચિહ્નોને ઉત્પન્ન કરનારા, સર્વ દિશાઓનાં વનોને લૂંટી લેનારા અને પ્રલયની શંકા ઉત્પન્ન કરનારા વાયુઓ વાતા હતા.[૨૨] અત્યંત ક્ષોભને પામેલાં આયુધોથી તથા પવનોથી દશે દિશાઓ અદૃશ્ય થઈ ગઈ હતી, ચારે બાજુ વૃષ્ટિઓ પડ્યા કરતી હતી, કાદવથી તથા જળથી સર્વ ભાગ ભીંજાઈ ગયો હતો અને વરસાદની વીજળીઓના કડાકા થતા હતા.[૨૩] શબ્દ કરનારા પ્રચંડ પવનોને લીધે પૃથ્વીની અંદર મહાસાગરના વેગની પેઠે વિચિત્ર શબ્દની સાથે ઝાકળ પડતું હતું.[૨૪] જેમ ભમરાઓ કમળમાંથી નીચે પડી જાય છે, તેમ રથમાં બેઠેલા વિદૂર દેશના યોદ્ધાઓ પવનના ઝપાટાઓને લીધે પોતાના રથોમાંથી તળાવના જળમાં તરંગના જેવા અવાજની સાથે નીચે પડી જતા હતા.[૨૫] શત્રુઓના પાયદળની સેના પોતાની પાસે આયુધોનો સમુદાય છતાં વિપશ્ચિત્ રાજાના ચક્રોના સમૂહના પ્રહારને નેત્રમાંથી પડતાં અશ્રુઓને કારણે આંધળી ભીંત થઈ ગઈ હતી. જેમ જળની વૃષ્ટિ પડતાં રજનો સમૂહ ઊડી શકતો નથી, તેમ તે નાસી જવાને પણ સમર્થ થઈ શકી નહોતી.[૨૬] હૂણદેશના યોદ્ધાઓ ઉત્તર તરફના સાગરની રેતીમાં ઠેઠ માથાં સુધી ખૂંચી ગયા હતા. આથી જેમ કાદવની અંદર ખૂંચી ગયેલ લોઢાનું શૂળ કાદવના સંપર્કથી ગળી જાય છે, તેમ તેઓ ગળી જતા હતા.[૨૭] વિપશ્ચિત્ રાજાએ શકદેશના યોદ્ધાઓને પૂર્વસમુદ્રને તીરે આવેલાં એલચીનાં વનોની પંક્તિઓમાં પકડી લઈ જઈ, એક દિવસપર્યંત બાંધી મૂક્યા હતા અને પછી દયા આવતાં છોડી મૂક્યા હતા; તેથી તેઓ યમલોકમાં ગયા ન હતા.[૨૮] મદ્રદેશના યોદ્ધાઓ મહેન્દ્રાચળપર્વતમાં દુઃખને લીધે મંદ મંદ આક્રંદ કરતા હતા, આકાશના જેવાં ઊંચાં પર્વતનાં શિખર ઉપરથી નીચે પડી જતા હતા અને તેમને ઉત્તમ મુનિઓ પોતાના આશ્રમમાં રહેલા મૃગોની પેઠે આશ્વાસન આપતા હતા.[૨૯] સહ્યાદ્રિની અંદર પેઠેલા કેટલાક યોદ્ધાઓ દૈવયોગે કુળદેવી અંબિકાની ગુફામાં જઈ પહોંચ્યા અને તેની કૃપાથી તેઓ આ લોક અને પરલોક સંબંધી ઇચ્છિત ફળને પામ્યા; કેમકે કોઈક ભાગ્યોદયના સમયમાં કાકતાલીયયોગે અનર્થમાંથી પણ અર્થ પ્રાપ્ત થઈ જાય છે. દશાર્ણદેશના યોદ્ધાઓ દર્દુર નામના પર્વતનાં અરણ્યોમાં જૂનાં પાંદડાંઓની પેઠે જઈ પડ્યા હતા અને અજ્ઞાનને લીધે ઝેરી ફળોને ખાઈ લઈ પોતાની મેળે જ મરી ગયા હતા.[૩૦,૩૧] હૈહયદેશના યોદ્ધાઓ દૈવયોગે હિમાલયમાં વિશલ્યકરણી નામની ઔષધિનું ભક્ષણ કરીને વિદ્યાધરોની પેઠે આકાશચારી થઈ પોતાને ઘેર જઈ પહોંચ્યા હતા.[૩૨] બંગદેશના યોદ્ધાઓએ હિમાલય સંબંધી ઔષધિ ખાવાથી પછવાડે લાગેલા નરોને મ્લાન કરી દીધા હતા. તેમના પોતાના મુકુટનાં પુષ્પો પણ ચિમળાઈ ગયાં હતાં અને બધાં બાણો ખપી ગયાં હતાં. આથી તેઓ ખાલી ધનુષ્યને (ભાથાને) સાથે લઈ પોતાના ઘરમાં આવી સંતાઈ રહ્યા હતા અને જાણે પિશાચપણાને પ્રાપ્ત

થઈ ગયા હોય, તેમ આજ દિવસ સુધી પણ બહાર જોવામાં આવતા નથી.[૩૩] અંગદેશના યોદ્ધાઓ વિદ્યાધરના પદને આપનારાં ફળોનું ભક્ષણ કરી વિદ્યાધરરૂપ થઈ ગયા હતા અને સ્વર્ગમાં વિદ્યાધરીઓની સાથે ક્રીડા કરતા હતા.[૩૪] પારસિક દેશના યોદ્ધાઓ તાલી અને તમાલોવાળા પ્રદેશમાં પેઠા એટલે શત્રુઓએ અંગમાં પ્રહાર કરવાથી તેઓ મૂર્ચ્છાને પ્રાપ્ત થઈ ગયા હતા અને તેમાં ભ્રમને લીધે જાણે પોતે વિમાનમાં બેસી ઉડતા હોય એવું તેમને જણાતું હતું. હે પ્રિય રામચંદ્રજી! કલિંગદેશની ચતુરંગ સેનામાં ચપળ હાથીઓ પણ પ્રહારને લીધે નિર્બળ થઈ ગયા હતા અને તે પોતાનાં અંગોનો સંહાર થઈ જવાથી પલાયન કરતાં રણભૂમિમાં જ પડી જઈ મરણને પ્રાપ્ત થઈ ગઈ હતી.[૩૫/૩૬] શત્રુસૈન્ય ચડી આવ્યું, ત્યારે શાલ્વદેશના યોદ્ધાઓ બાણો, શિલાઓ અને જળવૃષ્ટિમાં પડીને પોતાના સ્વામી સાથે નિર્જીવ થઈ પડ્યા હતા અને તેઓ આજ પણ તે તે દેશમાં ગ્રામદેવતાની પ્રતિમારૂપે પૂજાય છે.[૩૭] પ્રત્યેક દિશામાં પલાયન કરી જનારા અસંખ્ય પુરુષો ચપળ તરંગવાળા સાગરોમાં લય પામી જતા હતા.[૩૮] ક્ષેત્રોમાં, અરણ્યોમાં, નગરોમાં, જળોમાં, સ્થળોમાં, પર્વતોમાં, તટોમાં, ખેતરોમાં, પાણી પહોંચાડવા બાંધી રાખેલી જળની પરનાળોમાં, સીમાડાના મનોહર એવા આગળના પ્રદેશોમાં, નદીઓમાં, સમુદ્રોમાં, ભૈરવજપ ખાવાનાં સ્થળોમાં, વૃક્ષોમાં, ગામડાંઓમાં, જકાત ચૂકવવાનાં માંડવી આદિ સ્થળોમાં, પર્વતના કૂવાઓમાં, ગુફાઓમાં અને ઘરોમાં સેનાનો એટલો તો ઘાણ વળી ગયો હતો કે તેની ગણના કરવાને પણ કોણ સમર્થ થઈ શકે?[૩૯]

क्षेत्राटवीपुरजलस्थलशैलकूलकुल्याग्रहारसरिदब्धिभूगुद्रुमेषु । ग्रामारपट्टिगिरिकूपगुहागृहेषु सैनि कः कलयितुं कुबलानि शक्तः ॥ ३९ ॥

સર્ગ ૧૧૨ મો સમાપ્ત

## સર્ગ ૧૧૩ મો*

### સમુદ્રના વૈભવનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

बलान्यनुतरंतोऽथ तदित्थं द्रवतां द्विषाम् ।
दूराद्दूरतरं प्राप्ताश्चत्वारोऽथ विपश्चितः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–શત્રુઓના નાસી જતા સૈન્યની પછવાડે દોડતા ચારે વિપશ્ચિત્ રાજાઓ ઘણે જ છેટે ચાલ્યા ગયા.[૧] સર્વશક્તિમાન અને ચિન્મય એવા એક ઈશ્વરની પ્રેરણાથી પ્રેરાયેલા વિપશ્ચિત્ રાજાના ચારે દેહો, એક જ અભિપ્રાયથી દિગ્વિજય કરતા હતા.[૨] તેઓ ઘણે દૂરથી ઠેઠ સમુદ્રના તીર સુધી નદીઓના પ્રવાહની પેઠે અવિચ્છિન્નપણે શત્રુઓની સેનાની પછવાડે દોડતા હતા.[૩] વિશ્રામ લીધા વિના ઘણે દૂર જવાથી વિપશ્ચિત્ રાજાનાં સૈન્યોનું પોતાના યુદ્ધનું સર્વ સાધન અને બીજાના તરફથી મદદ માટે મળેલ સર્વ સાધન ખાબોચિયાના જળની પેઠે ક્ષીણ થઈ ગયું.[૪] વિપશ્ચિત્ રાજાનાં પોતાનાં સૈન્યો અને બીજાં પણ તેની મદદે આવેલાં જોવા લાયક સૈન્યો શત્રુઓની પછવાડે દોડ કરવાથી મુમુક્ષુ પુરુષના પુણ્ય–પાપની પેઠે નિઃશેષ રીતે ક્ષીણ થઈ ગયાં.[૫] જેમ અગ્નિની જ્વાળાઓના સમૂહને બાળવાનો કશો પદાર્થ ન મળતાં તે પોતાની મેળે જ આકાશની-અંદર શાંત થઈ જાય છે, તેમ વિપશ્ચિત્ રાજાના સૈન્યમાં અસ્ત્રો પણ કૃતકૃત્ય થઈ જવાને લીધે પોતાની મેળે જ આકાશમાં શાંત થઈ ગયાં.[૬] એ સર્વ અસ્ત્રો પોતપોતાનાં સ્થાનોમાં રથ, ઘોડા, હાથી, વૃક્ષો ઇત્યાદિના સમૂહોમાં લીન થઈ ગયાં અને સાયંકાળે જેમ પક્ષીઓ ચેષ્ટારહિત થઈ જાય છે, તેમ તેઓ ચેષ્ટાથી રહિત થઈ ગયાં.[૭] તરંગો જેમ જળમાં સમાઈ જાય છે, આકળ જેમ વરસાદમાં

* આ એકસોતેરમા સર્ગમા વિપશ્ચિત્ રાજાના શત્રુઓનો ક્ષય થઈ જતાં અસ્ત્રોનો પણ ક્ષય થઈ જવા વિષે અને સમુદ્રના વૈભવ વિષે વિસ્તારથી વર્ણન આવશે.

સમાઈ જાય છે, મેઘ જેમ વાયુમાં સમાઈ જાય છે અને સુગંધ જેમ આકાશમાં સમાઈ જાય છે, તેમ એ શસ્ત્રો પણ પોતપોતાના મૂળ સ્થાનમાં લીન થઈ ગયાં.[૮] ત્યાં નિર્મળ આકાશરૂપી પ્રલય-કાળનો મહાસાગર ચોતરફ પથરાઈ રહ્યો હતો. તે મહાસાગર વૃષ્ટિઓની ધારા વડે થયેલા કાદવોમાં નીચે ખૂંચી ગયેલ શાંત હથિયારોરૂપી જળચર પ્રાણીઓને ધારણ કરતો હતો, બાણરૂપી જળ-બિંદુઓની વૃષ્ટિથી તથા ઝાકળથી રહિત હતો, ચક્રોરૂપી સેંકડો ધુમરીઓથી મુક્ત હતો, સ્વચ્છતા તથા સૌમ્યતાથી સુશોભિત હતો, તરંગોથી પણ વેગવાળી તેમજ મેઘની ગર્જનાવાળી છતાં પાછળ-થી શાંત પડી ગયેલ વૃષ્ટિ વડે રમણીય હતો, અંદર લીન થઈ રહેલાં નક્ષત્રોરૂપી રત્નોના સમૂહોથી મનોહર હતો, એક ખૂણામાં સૂર્યરૂપી વડ-વાનલને ધારણ કરી રહ્યો હતો અને શૂન્યતા-રૂપી જળથી ભરપૂર હતો.[૯–૧૧] જેમ મહાન પુરુષોનું મન વિસ્તીર્ણ પ્રકાશ વડે ગંભીર, પ્રસન્ન તથા કાન્તિમાન હોય છે, ચારેબાજુ સર્વ બાબત-માં વ્યાપી રહેલ હોય છે અને રજથી (રજો-ગુણથી) રહિત હોય છે, તેમ આકાશ વિસ્તીર્ણ પ્રકાશ વડે ગંભીર, પ્રસન્ન તથા કાન્તિમાન દેખાતું હતું, ચારેબાજુ વ્યાપી રહ્યું હતું, રજથી (ધૂળથી) રહિત હતું અને અતિ સુંદર દેખાતું હતું.[૧૨] પછી તે વિપશ્ચિત્ રાજાએ આકાશના નાના ભાઈ જેવા, વિસ્તારવાળા, નિર્મળ આકાર વડે રમણીય અને સર્વ દિશાઓના ભાગને પૂરી રહેલા સમુદ્રોને જોયા.[૧૩] તે સમુદ્રો નાના તથા મોટા તરંગોના વિશાળ શબ્દો વડે આકુળ હતા, અનેક જળબિંદુઓ તથા ઝાકળને લઈ જનારા મેઘો વડે મનોહર શરીરવાળા હતા.[૧૪] તેઓ પૃથ્વીમાં વ્યાધિ વડે આતુર થઈ રહેલા પુરુષની પેઠે પોતાના આત્માને પ્રસારી દઈ સ્થિર થઈ રહેલ હતા, પવનને લીધે ઊછળતા હતા, ચપળ દેહવાળા હતા ને ઊંચા ઊછળેલા તરંગોરૂપી મોટા હાથો વડે સુશોભિત હતા. તેઓ જડ છતાં ક્રિયાવાન દેખાતા હતા, તરંગો વડે ગુફાઓને પણ પૂરી દેતા હતા, મૂર્તિમાન સંસાર જ હોય તેમ વિસ્તીર્ણ થઈ રહ્યા હતા અને ચક્રના જેવી ધુમરીઓની વિચિત્ર સ્થિતિ વડે આકુળ હતા. પોતાના તટમાં પડેલા રત્નોના સમૂહ વડે તેઓ જાણે ઉદયકાળમાં સૂર્યનારાયણના તેજને પુષ્ટિ આપતા હતા અને તેઓ શંખોના સમૂહમાં પેઠેલા પવનના ધ્વનિરૂપી તિરસ્કારના શબ્દને ધારણ કરી રહ્યા હતા.[૧૫–૧૭] તરંગોની પુષ્ટ ઘટા-ઓના શબ્દો વડે તેઓ મેઘની ગર્જનાવાળા આકાશનો આડંબર ધારણ કરી રહ્યા હતા અને ગોળ ચકરીઓના વિસ્તારમાં ભમ્યા કરતાં પર-વાળાંનાં વૃક્ષો વડે તેઓ રમણીય હતા.[૧૮] મગર-મચ્છોના સમૂહોના શબ્દો વડે તેઓ અંદર ઘોં-ઘાટવાળા અવાજ કરી રહ્યા હતા અને માછલાં-નાં પૂછડાંની છટાઓથી ભાંગીને ડૂબી જતાં વહાણોની કડકડાટીથી ગાજી રહ્યા હતા.[૧૯] ડોકને ઊંચી કરી રહેલા તથા ઊનનાં વસ્ત્ર પહેરનારા સમુદ્રનાં મનુષ્યોના સમૂહને ગળી જનારા કાચબા તથા મગરમચ્છો વડે તેઓ સુશોભિત હતા અને સૂર્યનારાયણનાં હજારો કિરણોના તરંગોમાં પ્રતિબિંબ પડવાને લીધે જાણે મૂર્તિમાન આકાશ હોય એવા દેખાતા હતા.[૨૦] વિસ્તારવાળા શઢમાં અથડાવાને લીધે ખુમાટ કરી રહેલા પવન વડે ચાલતાં તથા હાલક–ડોલક થતાં માલ ભરેલાં વહાણો વડે તેઓ રમણીય હતા અને અંદર રહેલા મણિઓના સમૂહને તરંગોએ બહાર ઉછાળવાથી બળાત્કારથી ઉત્પન્ન થતા ઝણઝણા-ટના અવાજવાળા હતા.[૨૧] જળની અંદર રહેલ પોતાની બળરૂપી ભુજાઓ વડે તેઓ અનેક પ્રકારે ક્રીડામાત્રથી સૂર્યમંડળને સ્પર્શ કરી રહ્યા હતા અને બૂડી જતા તથા બહાર નીકળતા કાન્તિમાન રત્નમાણિક્યના સમૂહોથી સુશોભિત હતા.[૨૨] ફીણવાળી ઊછળતી ચકરીઓમાં ફર્યા કરતા

મગરમચ્છોના સમૂહ વડે તેઓ રમણીય હતા અને કોઈ ઠેકાણે જળહાથીઓની સૂંઢો ઊંચી થવાથી તેઓ ક્ષણવાર જાણે વાંસનાં વનો જ ઊભાં હોય એવા દેખાતા હતા.[૨૩] તેઓ પોતાના તરંગોમાં લતાઓની પેઠે જળહાથીઓના પુચ્છોને ધારણ કરી રહ્યા હતા, તેથી જળહાથીઓની પીઠોના સમૂહમાં ફીણના ગોટાઓ લાગી જવાથી જાણે પુષ્પવાળો વસંત જ ખીલી રહ્યો હોય તેવો તેઓ દેખાવ આપતા હતા. વળી, કોઈક ઠેકાણે (શ્વેતદ્વીપ આદિમાં) તેઓ પોતાની અંદર સહકુટુંબ વિશ્રાંત થઈ રહેલા લક્ષ્મીકાન્ત ભગવાન વડે સુશોભિત હતા.[૨૪] તેઓ પોતાના એક દેશમાં રહેલ નાના પ્રકારના અસંખ્ય દેવદાનવોના આશ્રયરૂપ હતા અને ફીણરૂપી તારાઓવાળા નવીન તરંગોના સમૂહ વડે આકાશને હસી કાઢતા હતા.[૨૫] ગુફામાં રહેલાં મચ્છરાંની પેઠે પાતાળરૂપી ઊંડા ખાડામાં પડેલા તથા બહાર નીકળવામાં ભયભીત થઈ રહેલા પર્વતોને તેઓ મૂળ શાખાની પેઠે અચળપણે ધારણ કરી રહ્યા હતા અને પોતાના ઊછળતા જળતરંગોના સમૂહ વડે તેઓ કાંઠે રહેલા પર્વતોને અત્યંત નીચા બતાવતા હતા.[૨૬] મોટાં રત્નોનાં કિરણોના ફેલાવરૂપી અંકુરોને તેઓ આકાશરૂપી ક્ષેત્રમાં આરોપી દેતા હતા અને તેઓ શુદ્ધ છીપોના મુખમાંથી બહાર નીકળેલ મોતીઓ વડે ઢંકાયેલી રેતીવાળા હતા.[૨૭] નાના પ્રકારનાં રત્નોનાં કિરણોરૂપી રેશમી સૂત્ર વડે વિચિત્ર દેખાતા તરંગોથી તેઓ મનોહર હતા, પ્રવેશ કરતી નદીઓ વડે રમણીય હતા અને છેડાઓરૂપ થઈ રહેલી દિશાઓથી જાણે વણવા માટે પાથરેલાં વસ્ત્રો હોય તેવા દેખાતા હતા.[૨૮] કોઈએક ઠેકાણે તેમના ઈન્દ્રનીલમણિના તટો પોતાની અંદર રહેલ મોતીઓની સેંકડો છીપો વડે ચિહ્નવાળા ... અને તેથી તેઓ રમણીય એવી સેંકડો ...ના જેવી સુશોભિત નખોની શોભાને ધારણ કરી રહ્યા હતા.[૨૯] ઝબકયા કરતાં રત્નોનાં કિરણોને લીધે તેઓ સંદેહ ઉપજાવતા હતા અને તરંગોના પ્રદેશોમાં પ્રતિબિંબિત થઈ રહેલી કાંઠે રહેલી પ્રફુલ્લ તાડીનાં વનોની પંક્તિઓને તેઓ પોતાના તરંગોનાં પરિવર્તનથી ચંચળ દેખાડતા હતા.[૩૦] તેઓ કાંઠે આવેલાં વનોની લતાઓમાંથી ખરી પડેલાં એલચી, લવંગ, કંકોલ આદિનાં ફળોની માળાને ગ્રહણ કરવાની ઇચ્છા રાખનારાં જળચર પ્રાણીઓના સંચારવાળા હતા. તેઓ જળમાં પ્રતિબિંબિત થઈ રહેલાં આંબા તથા કદંબ આદિ વૃક્ષોમાં તેમના અગ્રભાગમાં બેઠેલાં પક્ષીઓને છેતરીને તેમને કાંઠાની નજીક ખાઈ જનારાં જળચર પ્રાણીઓના પંજાઓના શબ્દવાળા હતા. આકાશમાં ગતિ કરનાર સિદ્ધ આદિ દેવતાઓનાં પ્રતિબિંબ પડવાથી ભયથી આમતેમ ભાગતાં જળચર પ્રાણીઓને લીધે તેમના મહાન સેતુઓના બંધો ક્ષણવારમાં ભાંગી ગયા હતા. પ્રતિબિંબરૂપે ત્રણે લોકને પોતાનામાં ધારણ કરી રાખવાથી અને આકાશના જેવી નિર્મળતાથી તેઓ દિશાઓમાં જાણે નિરાકાર ચાર નારાયણ હોય તેવા જણાતા હતા. અતિ ગંભીરતાથી, અતિ નિર્મળતાથી, અતિ વિસ્તારથી અને અતિ વૈભવથી આકાશને ગળી જઈ તેઓ જાણે તેને પાછું પોતાના હૃદયમાંથી પ્રતિબિંબરૂપે બહાર દેખાડતા હતા.[૩૧–૩૫] કમળ જેમ પોતાની કળીમાં ભમરાને ધારણ કરી રાખે છે, તેમ તેઓ જળના ઉપરના ભાગમાં આકાશની અંદર ફરનારાં પક્ષીઓનાં પ્રતિબિંબોને આકાશની સાથે પોતાના સારરૂપ હૃદય (અંદરના ભાગ)ની અંદર ધારણ કરી રહ્યા હતા.[૩૬] ગુફાઓમાં પ્રવેશ કરવાથી તથા બહાર નીકળવાથી તેની ગંભીરતાને બતાવતા તેમજ તરંગોની સાથે ચપળતાથી અથડાતા પવનો વડે તેઓ આકાશનો સ્પર્શ કરતા હતા અને પ્રલયકાળનાં વાદળાંઓના નિવાસરૂપ હતા.[૩૭] ગુફાઓની

અંદર થયા કરતા ચકરીઓના મહાન શબ્દો વડે તેઓ વજાના જેવા અતિ ભયંકર હતા અને પોતાને ગળી જનાર અગસ્ત્ય ઋષિને તથા વડવાનલને જાણે તેઓ ગુફાની અંદર ગળી ગયેલ સમજતા હોય એમ દેખાતા હતા.[૩૮] અનેક જળબિંદુઓરૂપી પુષ્પવાળાં, તરંગોના સમૂહરૂપી વૃક્ષોવાળાં અને લહેરોરૂપી મંજરીવાળાં પોતાનાં જળરૂપી વનને તેઓ જાણે આકાશને અડકી ગયેલ સમજતા હોય તેવા થઈ રહ્યા હતા.[૩૯] તે સમુદ્રોના તરંગોના સમૂહો ઉપર માછલાં વગેરે જળચરો તરતાં હતાં અથવા તેમાં ઊંચે ઊડતાં આકાશચારી પ્રાણીઓ નીચે પડતાં હતાં. આથી, એ તરંગો જાણે આકાશના ખંડો જ શસ્ત્રો વડે ખંડિત થતાં નીચે આવી પડ્યાં હોય એવી ભ્રાંતિ ઉપજાવતા હતા.[૪૦] આ પ્રમાણે તરંગો વડે ઊછળતા એ સમુદ્રોના અતિવિસ્તીર્ણ તટ પ્રત્યે વિપશ્ચિત્ રાજાનું સૈન્ય આવી પહોંચ્યું. ત્યારે ચારે બાજુ અતિ વિસ્તારવાળા એ તીરના ઉપરના પ્રદેશમાં ઠેઠ આકાશને અડેલાં પર્વતોનાં શિખરોની ઉપર એલચી, લવંગ, બકુલ (બોલસરી), આંબલી, તમાલ, હિંતાલ (નાનાં તાલવૃક્ષ) અને તાલ આદિ વૃક્ષોનાં પાંદડાંઓ નૃત્ય કરતાં હતાં. આથી, વિભક્તરૂપે દેખાતી અને ભમરા જેવી શ્યામ જણાતી વનની રેખા અત્યંત શોભાયમાન દેખાતી હતી.

**एलालवंगबकुलामलकीतमालहिंतालतालदृलतांडवखंडिताग्रे । प्राप्ते पतल्लवणवारिधिदीर्घतीरं रेखा बभावलिनिभांबरशैलमूर्ध्नि ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સમુદ્રવર્ણન' એ નામનો સર્ગ ૧૧૩ મો સમાપ્ત**



## સર્ગ ૧૧૪ મો×

## સમુદ્રનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

**अथ तेषां तदा तत्र ततस्तांस्तानदर्शयन् । पार्श्वगा वनवृक्षाब्धिशैलमेघवनेचरान् ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–પછી, એ વિપશ્ચિત્ રાજાઓની પાસે રહેનારા મંત્રી વગેરેએ વિપશ્ચિત્ રાજાઓને વિચિત્ર પ્રકારનાં વન, વૃક્ષ, સમુદ્ર, પર્વત, મેઘ અને વનચરવર્ગને દેખાડવા માંડ્યા. તેઓ બોલ્યા કે, 'હે મહારાજ! મધ્યભાગથી માંડી ઉત્તરોત્તર ઘટશિલાવાળા ભાગને ધારણ કરી રહેલા આ પર્વતની આકાશને અડી રહેલી આ શિખરભૂમિ જુઓ. અતિ ઊંચાઇને લીધે તે તીવ્ર વાયુવાળી છે અને વિહાર કરતા દેવગંધર્વ આદિ વડે તે યુક્ત છે.[૨,૨] જુઓ, આ બકુલ, પુન્નાગ, નાળિયેર આદિના સમૂહો વડે આકુળ થયેલી વનની પંક્તિઓ વિવિધ પ્રકારના સુગંધી વાયુઓ વડે ભરપૂર છે.[૩] જુઓ, સમુદ્ર પોતાના તરંગોરૂપી દાતરડાં વડે પર્વતની પાસેની ભૂમિને ઉખેડી નાખે છે. વળી જુઓ, પર્વતોની અંદર રહેલ શિલાઓના સમૂહને તથા ઠેઠ મૂળપર્યંત ફળો વડે અને પલ્લવો વડે વ્યાપ્ત એવી વનોની પંક્તિઓને પણ તે ઉખેડી નાખે છે.[૪] બાળક જેમ ઘરમાં રહેલી ધુમાડાની પંક્તિને વીંઝણાના પવનથી કંપાવે છે, તેમ સમુદ્ર વૃક્ષલતા આદિરૂપી હાથ વડે નૃત્ય કરતા અને પોતાના સ્વેદરૂપ જળબિંદુઓ વડે યુક્ત એવા પર્વતોની ઉપરની ભૂમિકામાં વિશ્રાંત થઈ રહેલ મેઘોની પંક્તિઓને પવન વડે કંપાવે છે.[૫] પૂનમને દિવસે પૂર્ણચંદ્રના ઉદય સમયે મહાસાગરમાં ભરતી આવે છે, તેથી તેના પૂરમાં તણાઈ

× આ એકસોચૌદમા સર્ગમાં વિપશ્ચિત્ રાજાને તેની પાસે રહેલ મંત્રી વગેરે વર્ગ, વન, વૃક્ષ, પર્વત, શૈલ અને મેઘ આદિ બતાવશે; તે વિષે વર્ણન

આવીને પોતામાં ભરાઈ રહેલા શંખોવાળી શાખાઓ વડે સુશોભિત એવાં આ તટનાં વૃક્ષો, જાણે ચંદ્રબિંબોરૂપી ફળને ધારણ કરી રહેલ મૂર્તિમાન કલ્પવૃક્ષો હોય તેવાં શોભે છે.[૬] રત્નોના જેવાં સુંદર પુષ્પોના ભાર વડે પરિપૂર્ણ અને રાતા પલ્લવોરૂપી હાથ વડે રમણીય એવાં આ વૃક્ષો, લતારૂપી સ્ત્રીઓ સાથે કેમ જાણે આપની પૂજા કરતાં હોય તેવાં દેખાય છે.[૭] આ ઋક્ષવાન નામનો પર્વત તરંગો સાથે તણાઈ આવતા મગરમચ્છોને ગળી જનારાં અને શિલાઓરૂપી દાંતવાળાં પોતાનાં ગુફારૂપી મુખો વડે રીંછની પેઠે જાણે ઘુરકી રહ્યો છે.[૮] જેમ યુદ્ધકુશળ પુરુષ પોતાના શત્રુઓને જડ વાક્યો વડે તરછોડે છે, તેમ આ મહેન્દ્ર પર્વત પોતાની મંદ ગર્જના વડે પોતાના ઉપર ગંભીર ગર્જના કરનારા વરસાદોને તરછોડે છે.[૯] ચંદન વડે ખરડાયેલો, ઊંચો અને સુશોભિત એવો આ મલયાચળરૂપી મલ્લ જાણે સમુદ્રની તરંગોરૂપી ભુજાઓની ચાતુરીને જીતવાને તૈયાર થઈ રહ્યો હોય એવો દેખાય છે. સૂર્યના માર્ગમાં ગતિ કરનાર દેવતાઓ ચારે બાજુથી નિરંતર રત્નવાળા તરંગો વડે વ્યાપેલા આ સમુદ્રને વિશે પૃથ્વીનાં રત્નમય કંકણોની ભ્રાંતિ થવાથી તેને જોઈ રહ્યા છે.. રત્નોને પોતાના મસ્તક ઉપર ધારણ કરી રહેલા અને પવનનું પાન કરનારા નાના પર્વતો વનોના સમૂહથી ભરપૂર છે. વાયુના વેગથી વનનું કંપવું થવાથી તેઓ ચંચળતાને ધારણ કરે છે અને નીચીઊંચી ગતિ વડે જાણે સર્પોની પેઠે ગતિમાન થઈ રહ્યા હોય તેવા દેખાય છે. તરંગોમાં ફરનારા સમુદ્રના મગરમચ્છો તથા શિખરોમાં ફરનારા અરણ્યના હાથીઓ, તરંગોનો તથા શિખરોનો સંપર્ક થતાં એકબીજાને પકડી લેવાની ઇચ્છાથી પોતાના મુખને તથા સૂંઢને ફાડી રાખી ફર્યા કરે છે; તેઓ વાદળાંઓની પછવાડે ચાલનારા તથા બિંદુઓને વરસાવનારા મેઘોની પેઠે જોનારના ચિત્તને હરી લે છે.[૧૦–૧૩] તેમાં આ એક હાથી દૈવયોગે અગાધ જળમાં આવી પડવાથી ચકરી વડે ગોથું ખાઈ ગયો છે અને પોતાની સૂંઢ વડે પાણીને દિશાઓમાં ફેંક્યા કરતાં છતાં, તે પાણીથી પૂર્ણ રીતે મૂંઝાઈ રહેલ છે. જુઓ, તે પાણીમાંથી પોતાનું માથું ઊંચું કરી શકતો નથી, તેથી પોતાની સૂંઢને અત્યંત ઊંચી કરીને મરી જાય છે.[૧૪] હમણાં જેમ સમુદ્રો જળ વડે ભરેલા છે અને પર્વતોને લીધે વિષમતાવાળા (ખરબચડા) છે, તેમ સર્વ દ્વીપોની ભૂમિઓ પણ હમણાં તેવી થઈ રહી છે.[૧૫] જેમ બ્રહ્મ જગતોને ધારણ કરી રહ્યું છે, તેમ આ સમુદ્ર પોતાનાથી અભિન્ન છતાં ભિન્ન જેવી જણાતી, પોતાથી જુદે રૂપે સ્ફુટપણે દેખાતા છતાં પણ અસત્ય તરંગો વડે તરલતાવાળી, અંદર જડ છતાં બહાર ચંચળ દેખાતી અને અંતવાળી છતાં અનંતરૂપે જોવામાં આવતી ચકરીઓને ધારણ કરી રહેલ છે.[૧૬,૧૭] મંથન કરવાને સમયે દેવતાઓએ સમુદ્રનું સર્વસ્વ હરી લીધું છે. જેમ ઇન્દ્ર અસુરોથી છુપાવી રાખી રત્નોને સંઘરી રાખે છે, તેમ તેણે તે સમયે દેવતાઓથી છુપાવી રાખી સૂર્યરૂપી અનેક મણિઓને પોતાની અંદર સંઘરી રાખેલ છે. તે સૂર્યરૂપી મણિઓ અત્યંત તેજોમય હોવાથી ઠેઠ પાતાળમાંથી પણ સ્પષ્ટ રીતે દેખાય છે. સમુદ્ર તેને પોતાના જળની અંદર પ્રતિબિંબરૂપે જાણે અસત્યરૂપે દેખાડતો હોય તેમ ગુપ્ત રીતે પોતામાં ધારણ કરી રહેલ છે.[૧૮,૧૯] એ સૂર્યરૂપ મણિઓમાંથી તે એકેકા મણિને પ્રત્યેક દિવસે પશ્ચિમ સમુદ્રમાં પહોંચાડવા માટે અંતરિક્ષમાં ફેંકે છે, તેથી કરીને દિવસની ઉત્પત્તિ થતી હોય એમ હું માનું છું.[૨૦] જેમ યાત્રામાં અનેક દેશોના લોકો ભેગા થાય છે અને તેનો ભારે કોલાહલ થઈ રહે છે, તેમ સમુદ્રની અંદર અનેક દિશાઓનાં તથા દેશોનાં જળો સારી રીતે પરસ્પર ભેગાં થઈ ગયાં છે અને તેનો

ભારે કોલાહલ મચી રહ્યો છે.[૨૧] હું એમ ધારું છું કે, યુદ્ધના ઉત્સાહવાળા જીવોમાં જળચર જીવો સર્વથી વધારે ઉત્સાહી છે; કેમકે પૂર્વસાગર અને પશ્ચિમસાગર એ બન્નેનો સમાગમ થતાં પરસ્પર એકબીજામાં અથડાવું થવાથી તેમનું યુદ્ધ કોઈ દિવસ શાંત થતું જ નથી.[૨૨] જળમાં રહેવાથી ગ્લાનિ પામી ગયેલાં માછલાંઓ તરંગોના ઉપરના ભાગમાં નૃત્ય કરી રહ્યાં છે, તેથી ચકરીઓના જેવો ડોળ દેખાડનારા જળનાં બિંદુઓરૂપી મોતીઓથી આ વાયુ જાણે આપને ભેટ વડે ભરી દેતો હોય તેમ વાય છે; આપ તે જુઓ.[૨૩] નદીઓરૂપી મુક્તાલતા (મોતીની લતા)ઓની અંદર વચમાં રહેલા મેઘોરૂપી ઉત્તમ મણિઓ સમુદ્રના કંઠમાં લટકી રહ્યા છે, તેથી તેઓ ચપળતા વડે એકબીજામાં અથડાવાથી જાણે ખણખણાટનો અવાજ કરી રહ્યા હોય એવા જણાય છે.[૨૪] ઘોંઘાટને લીધે અરુચિ ઉત્પન્ન કરનારી મહેંદ્રપર્વતની ભૂમિમાં આવ્યા પછી, સિદ્ધ અને સાધ્ય દેવતાઓને અરુચિ ઉત્પન્ન થઈ છે અને તેઓ ગુફારૂપી ઘરમાં રમણ કરવા માટે સમુદ્રમાર્ગે પાછા વળ્યા છે. જુઓ, તેમને આ વાયુ અત્યંત સુખ ઉપજાવે છે.[૨૫] મંદરાચળ પર્વત પોતાની ગુફાઓમાંથી બહાર કાઢેલા પવનના પ્રસારથી વનભૂમિને કંપાવી રહ્યો છે અને આકાશમાં પુષ્પોની વૃષ્ટિ વિસ્તારી મૂકે છે. વીજળીઓરૂપી ચપળ નેત્રવાળા આ મેઘરૂપી હરિણો આંબાઓનાં વૃક્ષોથી અને નાનાંમોટાં કદંબોનાં વૃક્ષોથી ભરેલા ગંધમાદન વનની ગુફાઓમાં પ્રવેશ કરે છે.[૨૬,૨૭] હિમાલય પર્વતની ગુફાઓમાંથી બહાર આવેલા અને મેઘોને તથા સમુદ્રના તરંગોને ભેદી નાખનારા આ વાયુઓ લતારૂપી કંકણોને નચાવતાં નચાવતાં વાયા કરે છે. હે મહારાજ! આંબાઓના અને કદંબોના અગ્રભાગના સ્પર્શથી સુગંધવાળા થયેલા ગંધમાદન વનના વાયુઓ સમુદ્રના તરંગોમાં અથડાય છે. કુબેરની અલકાપુરીના કેશપાશપણાને પ્રાપ્ત થયેલો (તેના ઉપરના ભાગમાં રહેલો) અને વરસાદોને વીંટાયેલો વાયુ વનવીથિઓમાં પુષ્પવર્ષા વરસાવતો આ તરફથી ચાલ્યો આવે છે.[૨૮-૩૦] ડોલર તથા મંદારના સમૂહોના મધુર સુગંધ વડે મનોહર, મંદ અને જાણે જળબિંદુઓથી યુક્ત હોય તેવા અત્યંત શીતળ આ પવનનો આપ અહીં અનુભવ કરો.[૩૧] નાળિયેરનાં વૃક્ષો તથા લતાઓને કંપાવવાથી તીખા તથા સુગંધી એવા આ પવનો પૂર્વદિશા તરફ પારસિક દેશનાં નગરો પ્રત્યે જાય છે, તે આપ જુઓ.[૩૨] પુષ્પો વડે સુશોભિત એવાં મહાદેવજીનાં પ્રમદવનમાં કપૂર આદિથી સુગંધી થઈ રહેલા મેઘોને કંપાવતા અને કૈલાસનાં કમળોના સમૂહોને પણ ધ્રુજાવનારા આ વાયુઓ વાય છે.[૩૩] મોટા મદોન્મત્ત હાથીઓના કુંભસ્થળોમાંથી નીકળતા મદને વહેવાથી મંદ મંદ ગતિ કરનારા વિંધ્યાચળની ગુફાના વાયુઓ એક વિચિત્ર જાતના શબ્દને ઉત્પન્ન કરતા રહે છે.[૩૪] મલયાચળ પર્વત ભિલ્લોની સ્ત્રીઓનાં શરીર ઉપર જૂનાં પાંદડાંઓના સમૂહને ફેંકી રહ્યો છે. તેથી પાંદડાંઓરૂપી વસ્ત્રો વડે, ભિલ્લો વડે અને તેનાં બાણો વડે પૂર્ણ થઈ રહેલી આ વનની પંક્તિઓ નગરના જેવી દેખાય છે.[૩૫] સમુદ્રો, પર્વતો, નદીઓ, વરસાદો અને વનની પંક્તિઓને પોતાની અંદર ધારણ કરી રહેલી આ દિશાઓ આપના પ્રતાપબળથી પ્રસન્ન થઈ જાણે હસતી હોય તેમ સૂર્યનાં કિરણો વડે દેદીપ્યમાન દેખાય છે.[૩૬] આ પ્રદેશની અંદર પર્વતની નજીક આવેલી વનવીથિઓમાં વિદ્યાધરોએ રચેલી પુષ્પશય્યાઓની બન્ને બાજુએ અળતાના ચિહ્નવાળાં પગલાં સારી રીતે ઊઠ્યાં છે, તેથી તે શય્યાઓ રમણ કરતાં પુરુષ થાકી જવાથી નીકળી જઈ, સુંદર યુવતીએ પુરુષના જેવો સુરતવ્યવહાર કર્યો હોય એમ સૂચવે છે.[૩૭]

अत्रोपशैलवनवीथिषु पुष्पशय्या

रचिताः परिवर्णयन्ति । पार्श्वद्वयस्थपरिवृत्तपदात्समुद्राद्व्याघ्रचमुग्धवनिता पुरुषायितानि॥ શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'दिग्दर्शन' એ નામનો સર્ગ ૧૧૪ મો સમાપ્ત

## सर्ग ११५ मो×

### વન, પર્વત આદિનું વર્ણન

॥ वार्श्वगा उचुः ॥

अचोत्तमाशयलतावलयालयेषु
लीलाविलोलललनाः कलयंति गीतम् ॥
उद्दाममावरसविस्मृतवासरेहा
विश्रम्य किन्नरगणाः कलकाकलीकम् ॥ १ ॥

સેવકો બોલ્યાઃ-હે મહાશય ! આ પર્વતને વિશે લીલામાં તરબોળ થયેલી લલનાઓ સાથેના કિન્નરગણો ઉત્તમ ભાવો તથા ઉત્તમ રસોને લીધે દિવસનાં કામકાજ ભૂલી ગયા છે અને પોતાના લતાઓના સમૂહવાળા ઘરમાં વિશ્રામ કરીને તેઓ અવ્યક્ત તથા મધુર ધ્વનિવાળાં ગીતો ગાય છે તથા સાંભળે છે.[1] આ હિમાલય, મલયાચલ, વિંધ્યાચળ, સહ્યાદ્રિ, ક્રૌંચપર્વત, મહેન્દ્રપર્વત મધુમંદર અને દર્દુર આદિ પર્વતો ધોળાં વાદળાંરૂપી વસ્ત્રો વડે સુશોભિત છે, તેઓ દૂર રહેલા હોવાથી જેનારની દૃષ્ટિમાં છેટેથી સુકાયેલા પાંદડાંના કટકા વડે ચિહ્નવાળા પાષાણના જેવા અતિ નાના દેખાય છે, તે આપ જુઓ.[2] આ કુલપર્વતોના મોટા રસ્તાઓ પણ છેટેથી જેતાં બરાબર દેખાતા નથી અને તેઓ પરસ્પર એકબીજાને અડકી રહેવાથી આગળ ગઢના જેવી શોભાને ધારણ કરે છે. વળી સમુદ્ર પ્રત્યે પ્રવેશ કરતી આ ચપળ નદીઓ પણ લુગડામાં ગૂંથાયેલ ઝીણા ધોળા સૂત્રથી સુશોભિત એવા છેડાના જેવી શોભાવાળી દેખાય છે.[3] હે રાજન્! ચારેબાજુ પર્વતોની ઉપર મેઘોને વિસ્તારી દેનારી, મેઘોના જેવી શ્યામ, પક્ષીઓના કોલાહલ તથા આલાપરૂપી ભાષણવાળી અને લતાઓએ મૂકેલાં પુષ્પો વડે યુક્ત તથા સુશોભિત એવી વનપંક્તિઓરૂપી ભુજલતાવાળી આ દશે દિશાઓ જાણે આપની રાણીઓને હસતી હોય તેમ આપણી આગળ સોહી રહી છે.[4] તાલ, તમાલ તથા બોલસરી વડે વ્યાપ્ત એવાં ઊંચાં શિખરો વડે સુશોભિત અને પર્વતોની સાથે એકરૂપ થઈ રહેલ આ ચપળ વન, સમુદ્રના ચપળ તરંગો સાથે અથડાય છે, તેથી તે તીરના અગ્રભાગમાં લાગી ગયેલ ધાટી શેવાળના સમૂહના જેવું દેખાય છે.[5] અહો! આ સમુદ્રનું શરીર કેવું વિસ્તારવાળું, બળવાળું અને ભારને સહન કરનાર છે! તેની અંદર અહીં એક બાજુ શેષશાયી ભગવાન પોઢેલ છે અને બીજી બાજુ તેમના શત્રુઓનું કુળ રહેલ છે! તેમાં આ તરફ શરણ ઇચ્છનારા પર્વતોરૂપી પક્ષીઓ સૂતેલાં છે અને પેલી તરફ પ્રલયકાળના સર્વ મેઘોની સાથે વડવાનલ રહેલ છે![6] હે મહારાજ! આ જંબૂ નદીના તટો સુવર્ણમય એવાં સર્વ ગામો, અરણ્યો, નગરો, સ્થળીઓ, પર્વતો, વૃક્ષો, ઠૂંઠાંઓ અને મોખરાના ભાગમાં આવેલા બીજા રમણીય ઉચ્ચ પ્રદેશો વડે સુશોભિત છે. તેઓ સૂર્યનારાયણનાં કિરણો વડે વ્યાપ્ત થતાં ચારે બાજુ ઝળકી ઊઠે છે અને જ્વાળાઓના સમૂહ વડે વ્યાપ્ત એવા આકાશના અંદરના મધ્યભાગમાં પોતાના તેજરૂપે ફેલાઈ જઈ, ચારે બાજુ કાન્તિઓને પ્રસારી દે છે. આવી ભૂમિ દેવતાઓના ઉપભોગને જ યોગ્ય છે. બાકી મનુષ્યોને તે સેવવા યોગ્ય નથી. મેઘના જેવાં કદંબોનાં વનોરૂપી કંબલ (કામળી-ધાબળા) ને ધારણ કરી રહેલા આ પર્વતની ઉપરના ભૂમિપ્રદેશો સૂર્યના માર્ગને રૂંધી રહ્યા

× આ એકસોપંદરમા સર્ગમાં પાસેના હજૂરિયાઓ રાજાને ચારે દિશાઓનાં વનો, પર્વતો, વૃક્ષો, સમુદ્રો, પક્ષીઓ, મેઘો અને પવનો ઇત્યાદિનું ...ગી બતાવશે.

છે. માટે આ સર્વ પ્રદેશો પૃથ્વીની પેઠે જ પર્વતના તટરૂપ છે, એમ સમજજો. સૂર્યના તેજને રોકનારા એ મેઘ-સમૂહ છે, એવી તમે શંકા લાવશો મા. આ મલયાચળનો પ્રભાવ પણ મહાન છે. તેની શ્રેષ્ઠ એવી 'લવલી' નામની લતાઓ વડે ચંદનવૃક્ષો શોભી રહ્યાં છે. એ વૃક્ષોના વિસ્તીર્ણ સુગંધરૂપી મદને લીધે પાસેનાં બીજાં વૃક્ષો પણ રસથી ચંદનરૂપ થઈ જાય છે અને તેઓ દેવતાઓ, મનુષ્યો તથા દૈત્યોના મુખરૂપી કમળમાં ભમરાઓની પેઠે તિલકરૂપ શોભા પામે છે. વળી પોતાના ત્રીજા નેત્રમાં જ્વાલામય અગ્નિને ધારણ કરી રહેલા રુદ્ર જ્યારે તાંડવનૃત્ય કરે છે, ત્યારે ઉષ્ણતાને લીધે તેમના બન્ને કપોલો ઉપર પરસેવાનાં ઊનાં ઊનાં બિન્દુઓ થઈ આવે છે. સ્ત્રીઓ જેમ સુરતસમયે પોતાના કપોલો ઉપર આવેલા પરસેવાનાં બિન્દુઓને અંગૂઠાથી તથા આંગળીથી લૂછી નાખી તેમને શીતળ કરે છે, તેમ આ પર્વત પણ પોતાના સુગંધરૂપી મદથી રુદ્રના કપોલ ઉપરના પરસેવાનાં ટીપાંને લૂછી નાખી, તેમને શીતળ કરે છે.[૭-૯] સમુદ્ર વડે ધોવાયેલાં સુવર્ણમય તટોમાં ઊગેલાં અને મોટા સર્પોનાં શરીરો વડે વીંટાયેલાં ચંદનવૃક્ષોથી સુશોભિત થઈ રહેલો તેમજ વિદ્યાધરોની સ્ત્રીઓના મુખકમળની કાન્તિના સમૂહ વડે બીજી પણ સર્વ શિલાઓને સુવર્ણમય બનાવી રહેલો આ મલયાચલ પર્વત આપણી પાસે દેખાય છે.[૧૦] શબ્દ કરી રહેલા વાંસો નિકુંજોમાં, શિલા, શિખર આદિ કઠોર પ્રદેશોમાં, ગુફાઓમાં અને નદીઓમાં થયા કરતા તાલના શબ્દોથી ફૂજી રહ્યા છે અને કળીઓમાં રહેનારા ભમરાઓ તેમનાં ગીતોનો આડંબર સાંભળવામાં આસક્તિને લીધે મૌન ધારણ કરી રહ્યા છે. જુઓ, આ ક્રૌંચાચલ પર્વતએ ભમરાઓથી સુશોભિત છે. કુંભીનસ નામના સર્પો આ પર્વતની અંદર ફર્યા કરતા અને ઉત્તમ શ્યામ મેઘોને ઇચ્છનારા મયૂરોના શબ્દો સાંભળીને ઉદ્વેગ પામ્યા છે અને તેઓ ઘણા જૂના સમયના તથા કોતરવાળાં એવાં જૂનાં વૃક્ષોના સ્તંભોની અંદર સંતાઈ રહે છે.[૧૧] હે મહારાજ! આ ક્રૌંચપર્વતના તટ ઉપર કોમળ કનકલતાથી રચેલાં મનોહર મંદિરોને વિષે પોતાના પતિ સાથે વિલાસ કરી રહેલી લલનાઓનાં હાથકંકણો હાલી રહ્યાં છે, તેથી તેમનો ભારે ખણખણાટ રાગી પુરુષોને શ્રવણમાત્રથી જ કાનને રસાયન જેવો આનંદ આપી રહ્યો છે, તે આપ સાંભળો.[૧૨] સમુદ્રમાં જળબિંદુઓનો સમૂહ હાથીઓનાં ગંડસ્થળોમાંથી સ્રવતા મદજળ વડે મિશ્રિત થઈ ગયો છે, તેથી તે જાણે ચપળ તરંગોમાં ભમરાઓના સમૂહથી ચવાયેલો હોય તેમ થઈ રહ્યો છે અને તે જાણે રોતો હોય તેમ જણાય છે.[૧૩] આ નિર્મળ ચંદ્રમા અમૃતના મંથનથી ઉત્પન્ન થયેલ નવનીતના જેવાં કોમળ શરીરવાળો છે અને તેવાં જ કોમળ શરીરવાળી નક્ષત્રરૂપી સુંદરીઓ વડે તે યુક્ત છે. જુઓ, તે ક્ષીરસાગરમાં પ્રતિબિંબિત થઈ જઈ, જાણે પોતાના પિતાના ખોળામાં જળક્રીડા કરતો હોય તેવો થઈ રહ્યો છે.[૧૪] આ બાળલતાઓ મદોન્મત્ત તથા સુંદર એવી કોયલોના અવ્યક્ત તથા મધુર એવા સૂક્ષ્મ ધ્વનિ વડે રમણીય છે, ભમરાઓરૂપી ચપળ નેત્રને ધારણ કરી રહેલ છે, રાતાં પલ્લવોરૂપી હાથોમાં પુષ્પો વડે સુશોભિત છે અને વસંત સંબંધી ઉત્સવના વિલાસરૂપી તિલકવાળી છે. જુઓ, તેઓ મલયપર્વતના નિર્મળ શિખર ઉપર નૃત્ય કરે છે.[૧૫] પર્વતોમાં વાંસોની અંદર સ્વાતિના સમયમાં વરસાદનાં બિંદુઓ પડે છે, ત્યારે સમુદ્રમાં જળને ઇચ્છનારી છીપોની અંદર તેમજ ગંધહસ્તિઓના કુંભસ્થળોની અંદર–એમ ત્રણ સ્થાનોમાં મુક્તાફલ થાય છે. મોતીઓની આ ત્રણ જાતિ સ્થાનની શુદ્ધિ પ્રમાણે નાનીમોટી થાય છે અને તે જ પ્રમાણે તે ઉત્તમ ગુણવાળી

પણ થાય છે.[16] પર્વત, સમુદ્ર, પુરુષ, મેઘ તથા દેડકાની જાતિમાં, શિલામાં અને હાથીમાં નાના આકારના મણિઓ (રત્નો) થાય છે. હે મહારાજ! તે મણિઓ તાપની શાંતિ કરે છે, શત્રુઓનું ઉચ્ચાટન કરે છે, તેમજ તેમને મારણ, જ્વર, ભય, ભ્રાંતિ, અંધપણું, ખેદ તથા પરિતાપ ઉપજાવે છે. તેઓ આકાશમાં અને પૃથ્વીમાં યથેષ્ટ ગતિ કરાવે છે, ઢંકાયેલા તથા દૂર પડેલા પદાર્થોનો પ્રકાશ કરે છે, દુર્ભિક્ષ આદિનો નાશ કરે છે અને વિષ, કૃત્યા તથા યંત્ર આદિનો પ્રતિઉપાય કરે છે.[17] ચંદ્રમાનો ઉદય થતાં મંદરાચળ જેમ સુરંગોના, મેઘોના તથા ગુફાઓના અંદરના ભાગમાં થનારા શબ્દો વડે અને વનના વાંસોના છિદ્રોમાં થનારા શબ્દો વડે સ્તુતિ કરે છે, તેમ આ દેશનાં નગરો ગોખના અંદરના ભાગો, જાળિયાં, કપાટો અને ડોઢીનાં બારણાંઓ આદિરૂપ મુખ વડે અમૃતસિંધુરૂપ ચંદ્રની સ્તુતિ કરે છે.[18] ઉપર તણાતાં જતાં વાદળાંઓને જોઈ મુગ્ધ સિદ્ધાંગનાઓ 'અરે! આ પવન શું કોઈ શિખરને ઉડાડી જાય છે કે શું!' એવી શંકા કરે છે અને અત્યંત ચકિત થઈને તેઓ ઊંચું મોં કરીને તેને ઉત્સાહભેર જોઈ રહે છે. એ પવન જાણે પૃથ્વીમાંથી પ્રકટ થયેલો આકાશ તથા સુતલ પાતાળને તોળવાનો વજ્રસ્તંભ હોય, તેમ હિમાલયના પ્રત્યેક તટમાં અને પ્રત્યેક વનમાં વાયા કરે છે.[19] હે મહારાજ! ગંગાના તરંગો વડે અને ઝાકળનાં બિંદુઓ વડે શીતળ, બેઠેલા વિદ્યાધરોથી સુશોભિત એવી શિલાઓ વડે રમણીય અને પુષ્પોનો જાણે વરસાદ વરસ્યો હોય તેમ પુષ્પોથી ભરપૂર એવાં વનોવાળા આ મહેન્દ્રાચળ પર્વતના તટોને આપ જુઓ.[20] અનેક પવિત્ર દેશોમાં ફેલાઈ રહેલાં તેમજ અનેક પવિત્ર વનોને, પુષ્પોનાં સ્થળોને, ઉપવનોને, નગરોને અને જગતને પવિત્ર કરનારાં [illegible]ાં જળોને જોઇને તત્કાળ દુર્ભાગ્યનો ભય જતો રહે છે.[21] શ્રીશૈલ આદિ પર્વતોનાં શિખરોના સત્પુરુષોથી સુશોભિત એવાં બીજી દિશાઓમાં રહેલા દેશોનાં, તીર્થ, કૂવા, વાવ આદિ નીચાણવાળા પ્રદેશોનાં, હિમાલય આદિ પર્વતોની ગુફાઓનો આશ્રય કરી રહેલાં તથા વાદળાંઓ વડે રમણીય એવાં ચંપકારણ્ય આદિ વનોના અને નિકુંજોના સમૂહ વડે વ્યાપ્ત તથા આકાશના જેવાં નિર્મળ સેતુબંધ આદિ તીર્થોનાં દર્શન થતાં મોટાં પાપો પણ ધોવાઈ જાય છે.[22] હે મહારાજ! મલયાચળ પર્વતની અંદર ચંદનવૃક્ષની મનોહર શ્રેણિઓ રહેલ છે. વિંધ્યાચળમાં મદોન્મત્ત હાથીઓ રહ્યા છે. કૈલાસની અંદર અતિ ઉત્તમ સુવર્ણ રહ્યું છે. મહેન્દ્રાચળ પર્વતમાં ચંદ્ર (કપૂર કે કપિલો ગેરુ આદિ કાંઈ ધાતુવિશેષ) રહેલ છે. હિમાલયમાં દિવ્ય ઔષધિઓ રહી છે. આ સર્વ પર્વતોમાં અને એવા જ બીજા પર્વતોમાં રત્નો રહ્યાં છે; છતાં ભાગ્યહીન પુરુષો એ કશું જોયા વિના જ આંધળા ઊંદરની પેઠે જૂના ઘરના એક ખૂણામાં પોતાના આયુષ્યને એળે ગાળી નાખે છે.[23] મેઘરૂપી અંધકારથી વીંટાયેલી આ દિશાઓ આખા જગતને ઠેઠ અંતરિક્ષલોક સુધી જાણે એક મોટા તળાવરૂપ બનાવી દેતી હોય એવી દેખાય છે અને તેની અંદર ચપળ વીજળીઓ જાણે તળાવમાં માછલીઓ ફરતી હોય તેમ ફર્યા કરે છે.[24] અહો! આ વરસાદના વાયુઓ પોતે ઝાકળવાળા છે, છતાં ભૂમિ ઉપર, નીચે પડેલી ઝાકળની ધારાઓને સૂકવી દે છે, ધારાબંધ વરસનારા વરસાદોને પુષ્ટિ આપી મદોન્મત્ત કરે છે, શીત સ્પર્શ વડે મનુષ્યોનાં રોમાંચોને ખડાં કરે છે અને સુસવાટભેર વાયા કરે છે. અહાહા! શ્યામ મેઘોના પ્રસારને અનુસરનારો, ધીર પુરુષોના સમૂહની જેમ સ્થિર ઊભેલાં અંકુરો, વૃક્ષો અને વનના મધ્યભાગોમાં ફરવાથી સુંદરતાવાળો અને વૃષ્ટિ સંબંધી જળબિંદુઓના સમૂહો વડે અત્યંત ધીર એવો આ પવન, વૃક્ષોનાં

પલ્લવોને અને પુષ્પોના ગુચ્છાઓને વિખેરી દેતા વાયા કરે છે.[૨૫,૨૬] જેમ સ્વર્ગલોકમાંથી નીચે ભૂલોકમાં આવેલા જીવો પોતાની કાંઈ પૂર્વપુણ્ય સંબંધી વાસનાને જરાતરા પણ ધારણ કરે છે, તેમ આ વાયુઓ સંભોગ વડે દબાયેલી સ્ત્રીઓના નિઃશ્વાસોથી વૃદ્ધિને અને ગંધને ધારણ કરે છે.[૨૭] ભૂમંડળની અંદર આવેલાં સર્વ કમળોનો વિકાસ કરવામાં તથા પુષ્પલતાઓની કલિકાઓને ઉઘાડી દેવામાં તત્પર થઈ રહેલા અને કોમળ વસ્ત્રને ભેદી નાખવામાં ચતુર એવા આ શીતળ સુગંધી વાયુઓ વાય છે.[૨૮] જેમ પુષ્પોની વિચિત્ર પંક્તિઓ વડે સુવાસિત થઈ રહેલાં રાજાનાં આંગણાંની અંદર તેના ઉત્તમ નોકરો પુષ્પોને કચર્યા વિના ફર્યા કરે છે, તેમ આ પવનો પણ આકાશની અંદર રહેલાં સંધ્યાકાળનાં વાદળાંને કોમળ જ કંપ આપીને વાયા કરે છે.[૨૯] આ શિખરના વાયુઓ વાઈ રહ્યા છે. તેઓ કોઈક ઠેકાણે પુષ્પોના ગંધવાળા છે, કોઈક ઠેકાણે કમળોના સમૂહના ગંધવાળા છે, કોઈક સ્થળે પુષ્પોની વૃષ્ટિ કરનારા છે, કોઈક ઠેકાણે સુંદર કેસરાઓને વરસાવનારા છે, કોઈક ઠેકાણે બરફ વડે ધોળા છે અને કોઈક સ્થળે તે ધાતુઓના સંપર્કને લીધે લીલા, પીળા તથા શ્યામ વર્ણવાળા છે. તેઓ સુરતથી (સંભોગથી) થાકી ગયેલા પુરુષના પ્રસ્વેદને શીતળતાથી નિવૃત્ત કરે છે.[૩૦] કિંકરની પેઠે સૂર્ય જાણે મૂર્ખનો સોબતી બનીને પોતાના આજ્ઞાકારી કિંકર જેવા સૂર્યકાંતમણિઓ દ્વારા પોતાનાં કિરણો છોડે છે અને ગુફાઓમાં રહેલાં પ્રાણીઓ તરફ અંગારા વરસાવે છે. આથી, પ્રાણીઓ બળી જાય છે અને મોટા કોલાહલ સાથે આક્રંદ કરે છે.[૩૧] પુરુષના સમાગમરૂપી રસાયનમાં અતૃપ્ત રહેલી અને તેથી મદ વડે નિર્લજ્જ થઈ ગયેલી કોઈ સ્ત્રી અહીં શરીરથી પોતાના પ્રિયતમનું આલિંગન કરે છે, ત્યારે પુરુષ સુરતમાંથી ઉપરામ પામવા માટે જ તે કામનાં બહાનાં કાઢી તેને છેતરવાની જ યુક્તિ કરે છે, તે વિષની મૂર્છના વડે થનારા પોતાના મરણની પેઠે એ સ્ત્રીથી સહી શકાતી નથી.[૩૨] વનભૂમિના આ વાયુઓ કમળોના સંપર્કથી સુગંધી છે, કોમળ જળબિંદુઓથી શીતળ છે અને ચંદ્રમાનાં કિરણોના સમૂહથી તરંગોને પણ શીતળતા વડે જીતી લે એવા છે./તે પણ વિરહિણી સ્ત્રીઓની પાસે જાણે આગભર્યા હોય તેમ તાપને ઉત્પન્ન કરે છે.[૩૩] આ પૂર્વસમુદ્રના તટરૂપી નિમ્નપ્રદેશની અંદર વિકટ એવાં નગડનાં પાંદડાંઓરૂપી વસ્ત્રને ધારણ કરી રહેલી કાંસ્ય આદિના વલયો વડે યુક્ત પોંચાવાળી અને નવા મદરૂપી આસવને ઉત્પન્ન કરનારા યૌવન વડે સુશોભિત એવી ભિલ્લલોકોની આ સ્ત્રીઓ કેવી રીતે ચાલી જાય છે, તે આપ જુઓ.[૩૪] નવા એવા સુરતરસને ઉત્પન્ન કરનારી અને મદ્ય વડે ઉત્પન્ન થયેલા મદથી થનાર સંભોગ વડે આનંદ ઉપજાવનારી રાત્રિ ખૂટી જવા આવી છે, તેથી આ સ્ત્રીનું ચિત્ત ભયાતુર થઈ ગયું છે. જુઓ, આપણી પાસે દેખાતી અને સર્પ વડે વીંટાયેલી આ ચંદનલતાની પેઠે તે ક્ષણવાર પણ પોતાના પતિને છોડતી નથી.[૩૫] પ્રાતઃકાળમાં વાદિત્રોના શબ્દથી મુખર થઈ રહેલા દિવસોએ જાણે પોતાને ધુતકારી નાખી હોય, તેમ પોતાના હૃદયમાં જ ચિંતા વડે વિહ્વળ બની ગયેલી નારી પોતાના પતિના વક્ષઃસ્થળમાં સંતાઈ રહે છે.[૩૬] આ દક્ષિણસમુદ્રના તટમાં આવેલી વનની પંક્તિઓની અંદર ખાખરાનાં પુષ્પો ઊઘડેલાં છે, તેથી તે જાણે બળતી હોય એમ સમજીને સમુદ્ર વારંવાર તેને જળના તરંગો વડે સિંચે છે.[૩૭] આ વનની પંક્તિમાંથી ઉપરના ભાગમાં અત્યંત કાળા એવા મેઘો પવનને લીધે ધુમાડાની જેમ બહાર આવે છે. એ વનપંક્તિઓમાં ખાખરાનાં પુષ્પો અંગારા જેવાં દેખાય છે અને પક્ષીઓ તથા ભમરાઓ કજળાઈ ગયેલા કોયલા જેવા જણાય છે.[૩૮] આ

પંક્તિ વળી સાચા અગ્નિથી બળી રહી છે, તેથી તે પ્રથમ વર્ણવેલી દક્ષિણસાગરના કાંઠાની વનપંક્તિના જેવી જ દેખાય છે. જુઓ, ઉત્તરદિશામાં પર્વતના શિખર ઉપર તે આવેલી છે અને આકાશની અંદર પવનના સપાટાથી કંપી રહી છે.[૩૯] હે મહારાજ! આ ક્રૌંચપર્વતની ભૂમિની અંદર આવેલા આ ઉન્નત વનસમૂહને જુઓ. તેમાં મંદ ગતિવાળા મેઘમંડળના ગંભીર તથા અતિ ઊંચા શબ્દો સાંભળીને મયૂરો નૃત્ય કરી રહ્યા છે અને એ વનસમૂહ તેમના ટૌકાથી ગાજી રહ્યો છે. વળી, તે આકુળતાથી પડ્યા કરતા મેઘોથી તથા પવનોથી કંપી રહેલાં પુષ્પોથી, ફળોથી તથા પલ્લવોથી સુશોભિત અને ભયજનક છે. આ સૂર્યનારાયણનો રથ અસ્તાચળની અંદર વિષમ એવા સુવર્ણમય શિખરના અગ્રભાગ સાથે અથડાયો છે અને તેના સુંદર સાંધાઓ તૂટી પડ્યા છે. આથી, તે રથ પોતે પણ જર્જરિત થઈ જઈ, પૈડાના ઊંચા અવાજની સાથે અને ધરી તથા ધૂંસરીના ધ્વનિની સાથે નીચા પ્રદેશમાં ઊતરી જાય છે.[૪૦,૪૧] આ ઉદયાચળ પર્વત જગતરૂપી ગૃહના ગઢ જેવો છે. તેની અંદર ચંદ્રમારૂપી એક માંગલિક પુષ્પ મલિનપણાના સંપર્કની શંકાથી ભયભીત બની ચારેબાજુ પોતાની કાન્તિથી વિકસિત થઈ રહેલ છે, છતાં તેમાં પણ દૈવની પ્રેરણાથી કલંકરૂપી ભ્રમર આવી ચોંટ્યો છે. આથી જણાય છે કે, જગતમાં કોઈ પણ એવી શ્રેષ્ઠ વસ્તુ નથી કે, તેને વિપરીત થયેલ વિધિ ક્ષણવારમાં કલંકવાળી ન કરે.[૪૨] આકાશરૂપી સમુદ્રનો આ ચંદ્રમા સંબંધી પ્રકાશ જાણે પ્રદોષસમયે નૃત્ય કરી રહેલા અને ત્રૈલોક્યનો સંહાર કરનારા રુદ્રનું પ્રસિદ્ધ હાસ્ય જ હોય, અથવા જાણે જગતરૂપી એક મોટા ઘરને લગાવેલો કળીચૂનાનો લેપ હોય, ... જાણે ક્ષીરરૂપી જળનો ઉપરનો શુદ્ધ સફેદ ... હોય એવો ભાસે છે.[૪૩] સંધ્યાકાળના જેવા વિચિત્ર રંગવાળા ધાતુઓના રંગોથી સુશોભિત એવો પ્રદોષરૂપી મંદરાચળ ચંદ્રમારૂપી ક્ષીરસાગરનું મંથન કરી રહ્યો છે. જેમ ગંગાનાં ફેલાઈ રહેલાં પૂરો વડે મહાદેવજી શોભે તેમ પરિપૂર્ણ અંગવાળી આ દિશાઓ, દૂધના ફેલાઈ રહેલા ધોળા કાંતિઓના સમૂહથી શોભી રહી છે. આપ તે જુઓ.[૪૪] હે અતુલ વિપશ્ચિત રાજા! આ ગુહ્યકોના સમૂહો તાલના જેવા વિકરાળ એવા વેતાળનાં ચપળ બાળકો રાત્રિને વિષે હૂણદેશના રાજાનાં નગરોમાં મનુષ્યોને બળાત્કારથી ખાઈ જવા માટે જાય છે. તે નગરો શાંતિકર્મ તથા સ્વસ્તિવાચન આદિથી રહિત છે અને ઉત્પાતોથી વ્યાકુળ છે.[૪૫] જ્યાં સુધી ઘરની બહાર આંગણાના પ્રદેશમાં સ્ત્રીનું મુખ આવતું નથી, ત્યાં સુધી જ પરિપૂર્ણ એવો ચંદ્રમા આકાશની અંદર શોભી રહે છે; પણ જ્યાં આંગણારૂપી આકાશ વિષે સ્ત્રીના મુખરૂપી ચંદ્રમાનો ઉદય થાય છે, ત્યાં ધોળાં વાદળાંના ખંડમાં અને ચંદ્રમામાં શો ભેદ રહે છે?[૪૬] આ હિમાલયનાં શિખરો ઘણાં લાંબા દેખાય છે અને તેઓ ચંદ્રમાંનાં કિરણોરૂપી નવીન વસ્ત્રોને ધારણ કરી રહ્યાં છે. તેમની શિલાઓ ગંગાનદીના પ્રવાહથી ધોવાઈ ગઈ છે. તેઓ બરફ વડે વ્યાપ્ત છે અને ઉગ્ર એવી લતાઓરૂપી જટાને ધારણ કરી રહ્યાં છે.[૪૭] મંદારવૃક્ષોનાં વનોરૂપી આભૂષણવાળો, હીંડોળા ઉપર બેસી હીંચકનારી અપ્સરાઓનાં ગીતોને ફેલાવનારા પવન વડે રમણીય અને કોઈક સ્થળે મણિઓના પ્રકાશ વડે જાણે વિચિત્ર પ્રકારના ચિત્રોવાળો હોય તેવો દેખાતો આ જે પર્વત આકાશમાં દેખાય છે, તે મંદરાચળ છે.[૪૮] પ્રફુલ્લ થઈ રહેલાં અને પુષ્પો વડે ભરપૂર એવા શિલીંધ્ર નામનાં વૃક્ષોરૂપી પુષ્પવાળાં અર્ધ્યપાત્રોને ધારણ કરી રહેલા આ મહાન પર્વતો ઘાટી એવી મેઘગર્જનાથી મહાન ગંભીર એવા પોતાના પેટાળના ભાગમાં નક્ષત્ર સાથેના અંત-

રિક્ષની શોભાને ધારણ કરે છે.[૪૯] જુઓ, આ તરફ પ્રસિદ્ધ કૈલાસ પર્વત રહ્યો છે, તેની ચારે બાજુ વ્યાપી રહેલા અતિભારે કાન્તિપ્રવાહને લીધે જાણે આકાશમાં કાર્તિકસ્વામીના ક્રીડાગૃહની કોઈ બાંધેલી ભૂમિ હોય એવો ભાવ દેખાય છે; અને તેની ઉપર રહેલો ચંદ્રમા જાણે ક્ષીરસાગરમાં જ રહ્યો હોય તેવો દેખાય છે.[૫૦] હે મહારાજ! કપાઈ ગયેલી શાખાઓવાળાં ઠૂંઠાં તેમજ માટી વગેરેની બનાવેલી ભીંતો તે બન્ને પરસ્પર દૂર છે, છતાં કૌતુકી ઇન્દ્ર તે બેઉના ઉપર વૃષ્ટિ કરીને અંકુરો ઉત્પન્ન કરે છે. આમ, તે અંકુરોની છૂટા વાળના જેવી શોભાને ખડી કરી દઈ, તે જાણે પવન વડે એકબીજાને ગૂંથી દેતો હોય એવો ભાવ બતાવે છે. આપ તે જુઓ.[૫૧] વળી જુઓ, આ કદંબોના સમૂહના અને ડોલરોના સુગંધી વાયુઓ મકરંદની વૃષ્ટિ કરવામાં તેના પાનથી પુષ્ટ બની ગયા છે. તેઓ ભમરાઓના સમૂહને લીધે શ્યામતાને ધારણ કરી વાદળાંઓ સાથે એકરૂપ થઈ ગયા છે. તેઓ સર્વ સુગંધને ચોતરફ ફેલાવી રહ્યા છે. જેમ આકાશ મેઘોના સમૂહોથી વીંટાઈ રહે છે, તેમ તેઓ ઘાટા મનોહર ગંધ વડે મનુષ્યોના નાસિકાના છિદ્રને વીંટાઈ વળે છે. ઊઘડેલી કળીઓવાળી અને સુંદર પાંદડાંઓવાળી વનસ્થળીઓમાં છાયાવાળાં તથા લીલાં ઘાસથી સુશોભિત એવાં જંગલોમાં અને નિરંતર ફળ આપનારાં વૃક્ષો વડે વ્યાપ્ત એવાં ગામોમાં અસંત સૌંદર્ય જોઈને લક્ષ્મી જાણે ત્યાં પોતાનો નિવાસ કરવા માટે પોતાની મેળે જ આવી રહી હોય એમ જણાય છે.[૫૨,૫૩] આ ગામનાં ભવનોના ગોખ સુધી પહોંચેલા તૂરિયાંના વેલાઓનાં ફૂલોને તથા તેમના કેસરાઓને પવનો ખેંચી લાવ્યા છે અને તેમણે એનાં આંગણાંમાં ઘૂંટીપૂર પુષ્પોને પાથરી દીધાં છે. આથી, આ ગામ જાણે વનદેવતાના નગરની જેમ શોભી રહ્યું છે.[૫૪] જુઓ, આ પર્વતની પડોશમાં આવેલાં રમણીય ગામડાઓ! તેમાં લલનાઓ વિકસિત થયેલાં નિર્મળ ચંપકવૃક્ષોની વેલોને ઝૂલે હીંચકા ખાઈ રહી છે, ઝરણાંનાં જળ ઝમઝમ વહી રહ્યાં છે અને ચોતરફ તાલવૃક્ષો પ્રફુલ્લ થઈ રહ્યાં છે. વળી તેમાં ખિલેલી તથા ઉજ્જવળ એવી મંજરીઓથી રમણીય દેખાતા લતામંડપોને વિશે મયૂરો નૃત્ય કરી રહ્યા છે અને તેમાં ઊંચા ગઢો ઉપર કે શાલવૃક્ષો ઉપર મેઘો લટકી રહ્યા છે.[૫૫] વળી, પવન વડે ચપળ તથા વિચિત્ર પલ્લવોવાળી લતાઓથી સંપૂર્ણ એવાં લીલાં ઘાસવાળાં સ્થળોથી સુશોભિત શબ્દ કરી રહેલા લાવક, કોક, કુક્કુટ આદિ પક્ષીઓની ઘટાવાળા, ગાયન કરી રહેલ ભિલ્લ લોકોની સ્ત્રીઓ વડે રમણીય અને દહીં, મધ, દૂધ તથા ઘીનું પાન કરવાથી પુષ્ટ થઈ રહેલાં બાળકો તેમજ નિર્ભય વાછડાઓના આશ્રયરૂપ એવાં આ પર્વતનાં ગામડાંઓ જાણે બ્રહ્માજીના વિશ્રામ માટે કોઈ અમૃતમય મનોહર મંડપ બનાવેલ હોય તેવાં લાગે છે.[૫૬]

वातालोलविचित्रपत्रलतिकासंपूर्णनीलस्थलाः । कूजल्लावककोककुक्कुटघटागायत्पुलिन्दाङ्गनाः ॥ बाला व्याकुलतर्णका दधिमधुक्षीराज्यपानोज्ज्वलाः। कस्येवामृतमंडपा विरचिता रम्या गिरिग्रामकाः ॥ ५६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો ‘વિપશ્ચિદનુચરકૃતપદાર્થવર્ણન’ એ નામનો સર્ગ ૧૧૫ મો સમાપ્ત**



## સર્ગ ૧૧૬ મો*

### આકાશ, પર્વત અને ગામડાં વગેરેના આડંબરનું વર્ણન

॥ अनुचरा ऊचुः ॥

देव पश्यात्र संग्रामलग्नसीमांतभूभृताम् ।
क्वचंति हेतिसंघाता विसरंति चलानि च ॥ १ ॥

અનુચરો બોલ્યાઃ–હે મહારાજ! આ સંગ્રામમાં લાગી રહેલા અને સીમાડાના અંતભાગમાં ઊભેલા રાજાઓનાં આયુધોના સમૂહો કેવા ચમકે છે તથા તેમની સેનાનાં અંગો કેવાં ફેલાઈ રહ્યાં છે, તે આપ જુઓ.[1] સંગ્રામમાં પોતાની સામા આવતા વીરપુરુષોએ હણેલા હજારો વીર યોદ્ધાઓને અપ્સરાઓ વિમાનમાં બેસાડી આકાશમાં લઈ જાય છે, તે આપ જુઓ. જીતવાની ઇચ્છા રાખનાર બળવાન યોદ્ધાઓને સંગ્રામમાં પ્રકટપણે સકટ આવી પડે છે, છતાં પણ યૌવનસમયના સુરતની પેઠે તેમનું ધર્મવાળું યુદ્ધ જ વધારે શોભે છે.[૨-૩] લોકોમાં નિંદાપાત્ર ન થયેલી લક્ષ્મી, લક્ષ્મીસહિત આરોગ્ય અને પારકા માટે ધર્મયુદ્ધ, એ જીવિતનું એક ઉત્તમ ફળ છે.[૪] જે શૂરવીર પુરુષ યુદ્ધની અંદર પોતાની સન્મુખ આવેલા યોદ્ધાને, ધર્મને કશો વિરોધ ન આવે તેવી રીતે અને પોતે પણ તેવી જ સ્થિતિમાં રહીને જીતે છે, તે જ સ્વર્ગને યોગ્ય છે, બીજો નથી આ રણભૂમિમાં ઉગામેલા હથિયારોના સમૂહરૂપી ભૂષણોને ધારણ કરી રહેલા શૂરવીર યોદ્ધાને વિશે રણસંગ્રામની જયલક્ષ્મીના હાથમાં રહેલ તલવારરૂપી શ્યામ કમળ વડે શ્યામતાવાળો તથા ઘોડાઓથી ઊડેલી ધાટી રજ વડે પ્રસરેલો અંધાકારરૂપી રાત્રિનો ફેલાવો કેવી રીતે સંક્રમણ કરે છે, તે આપ જુઓ.[૫-૬] બાણ, સાંગ, ગદા, ભુશુંડી, શૂળ, તલવાર, ભાલા તથા સુંદર તોમર, અને ચક્ર આદિ આયુધો વડે પૂર્ણતાવાળા આ યોદ્ધાઓ નૃત્ય કરી રહેલ, તૃણ તથા કાષ્ઠ આદિને કેશની પેઠે ધારણ કરી રહેલ અને ચપળ પર્વતની અંદર પ્રજ્વલિત થઈ રહેલ દાવાનળની પેઠે દીપી નીકળે છે. જ્યારે સમુદ્ર ઊભરાઈ રહે છે, ત્યારે જેમ મોટા મોટા સરપોના સંઘો જમીન ઉપર તણાઈ આવીને શોભે છે, તેમ તે યોદ્ધાઓના હાથમાં રહેલાં બાણ તથા સાંગ આદિ આયુધો શોભે છે.[૭] જુઓ, આ આકાશ મહાબળવાન મેઘરૂપી સાગરો વડે પરિપૂર્ણ છે. જુઓ, તે ચપળ તારાઓરૂપી સ્થૂલ મુક્તાહારો વડે સુશોભિત છે. વળી એ આકાશ સારી રીતે ઘટ્ટ થઈ ગયેલા અંધકાર સાથે એકરૂપ થઈ ગયેલ છે, એ પણ આપ જુઓ. વળી જુઓ, તે સ્વચ્છ, નિર્મળ ચંદ્રકિરણો વડે અતિ સુંદર દેખાય છે.[૮] જે આકાશની અંદર અનેક દેવદાનવોના આશ્રયરૂપ વિમાન આદિની ઘટાઓ તારાઓને મિષે રહેલ છે, જે અશ્વિની આદિ નક્ષત્રોના આશ્રયરૂપ છે અને જે સર્વત્ર ફેલાઈ રહેલ અતિ ઉચ્ચ ચંદ્ર, સૂર્ય આદિના પણ આધારરૂપ છે, તે આકાશની અંદર તો આકાશ શૂન્ય છે, એવી અવિવેકીઓને થઈ રહેલી પ્રતીતિ હજી આજે પણ અસ્ત પામી નથી. તો પછી બીજો કયો પુરુષ અવિવેકીઓએ પોતામાં આરોપી દીધેલા લોકાપવાદને દૂર કરવાને સમર્થ થઈ શકે?[૯] મેઘોના આડંબરો છતાં, પ્રલયકાળના અગ્નિઓ છતાં, પર્વતોની પાંખોના પછડાત્ર છતાં, તારાઓના સમૂહો છતાં અને અસંખ્ય દેવદાનવોના ક્ષોભવાળા અનેક સંગ્રામોના સમૂહો છતાં આકાશ હજી આજ દિવસ સુધી પણ પોતાની મૂળ પ્રકૃતિમાંથી જરા પણ વિકારને પ્રાપ્ત થયું નથી. ખરે જ સ્થિર અને દૃઢ ચિત્તવાળા ગુણવાન પુરુષોના મહિમાનો તાગ કોઈ દિવસ થઈ

* આ એકસોસોળમા સર્ગમાં સંગ્રામ, વિરહી પુરુષો, આકાશ, પર્વત અને ગામડાં આદિના આડંબર પર્વતો વિષે, ગુફાઓ વિષે, મેઘો વિષે અને મૂર્ખ વિષે વર્ણન આવશે.

શકતો નથી.[10] હે સુશીલ આકાશ! તું નિરંતર સૂર્યને, નારાયણને, ચંદ્રમાને, બીજા ગ્રહોને અને વીજળી આદિ બીજાં પ્રકાશક તેઓને પોતાના ખોળામાં હીંચકાવે છે, છતાં પોતાની અંદર રહેલ શ્યામતારૂપી અંધકારનો ત્યાગ નથી કરતું, એ એક આશ્ચર્ય છે.[11] હે આકાશ! તું મલિન છે; કેમકે તેં જ્યાં ચંદ્રબિંબને ધારણ કરેલ છે, ત્યાં પણ કલંકના મિષથી કાજળ અને અંધકારના જેવો મલિન ભાગ દેખાય છે. આમ છતાં તું તારા સંપર્કથી આખા ચંદ્રમંડળને શ્યામ નથી બનાવી દેતું, તે મોટું આશ્ચર્ય છે. અથવા તો જે પોતે અંદર મલિન હોય, તે જ મલિનના સંસર્ગથી બહાર પણ મલિનતાને ધારણ કરી લે છે; પણ જે અંદર નિર્મળ જ છે, તેને કોણ મલિન કરી શકે તેમ છે?[12] જગતસંબંધી દોષો વડે પૂર્ણ છતાં આકાશ સર્વદા નિર્વિકાર રહે છે અને તે તત્ત્વજ્ઞની પેઠે સર્વ અર્થથી શૂન્ય છે, એ જ એક મોટું સુખ છે.[13] હે પ્રિય મહાશય આકાશ! તું પ્રલયકાળનાં વાદળાંઓની, વૃક્ષોની અને લતાઓની ઉન્નતિ કરનાર સાધનોને અવકાશ આપે છે, તેથી તું તેમની ઉન્નતિનો કર્તા છે. વળી તું ચંદ્રમા, મેઘ, સૂર્ય, કિન્નર, વાતસ્કંધ અને દેવતાઓના પણ આધારરૂપ છે. આવી રીતે તારો સ્વભાવ સર્વત્ર સમાનતાવાળો અને સ્વચ્છ છે અને તારું સર્વ કર્મ રમણીય છે. પરંતુ તું એક અગ્નિને અને સૂર્યને બાળવાનો અવકાશ આપીને જે સંતાપ ઉત્પન્ન કરે છે, તે જ અમને અત્યંત ખેદ ઉત્પન્ન કરે છે.[14] હે આકાશ! તું નિર્મળ છે, સ્વચ્છ છે અને પ્રકાશમય છે. તું ઉન્નતપણાથી ઉત્તમ દેવના પણ આધારરૂપ છે. પરંતુ આ મેઘ તારામાં અવકાશ મેળવીને કરાઓની વૃષ્ટિ કરી મનુષ્યોને હેરાન કરે છે, તેથી તું અત્યંત હલકટ છે.[15] હે આકાશ! સુવર્ણની પેઠે ઘણા કાળ સુધી કસોટી ઉપર તારી કસોટી થવી જોઈએ. તારી પરીક્ષાનું બીજું કશું સ્થાન નથી, એમ હું માનું છું. કેમકે તું શૂન્ય છતાં વરસાદ, નક્ષત્ર, વિમાન, સૂર્ય, ચંદ્ર અને પવન એ સર્વને ધારણ કરી રહેલ છે અને નિરર્થક નથી.[16] દિવસે તું પ્રકાશમય દેખાય છે, સાયંકાળે તું સંધ્યાના રંગથી રક્ત જણાય છે અને રાત્રિએ તું કાળું જણાય છે. નિરંતર તું કશાને પણ સત્યપણે ધારણ કરતું નથી તથા સર્વ વસ્તુથી રહિત છે, તેથી હે આકાશ! તારી માયાને કોણ જાણી શકે તેમ છે? વળી તત્ત્વજ્ઞની તેવી (આકાશના જેવી) ચેષ્ટાને પણ કોણ જાણી શકે તેમ છે?[17] મહાશય પુરુષ અકિંચન હોય છે, છતાં પણ કાર્યોને સાધી આપે છે. જેમકે, આકાશ અંદર શૂન્ય છે, છતાં સર્વની ઉન્નતિના કારણરૂપ છે.[18] આકાશના લાંબા માર્ગમાં વચમાં કાંઈ ઘાસ નથી, જળ નથી, કોઈ ગામ પણ નથી, તેમ કોઈ નગર પણ નથી. વળી ત્યાં પાંદડાંઓના સમૂહ વડે સ્નિગ્ધ ઘાટી છાયાવાળું કોઈ વૃક્ષ પણ વચમાં નથી, તેમ કોઈ સારી પરબ પણ નથી. આમ છતાં સૂર્યનારાયણ હંમેશાં આકાશમાર્ગમાં પંથ કરતા રહે છે; કેમકે સત્ત્વવાન પુરુષો પોતે આરંભેલું કાર્ય વિષમ હોય તો પણ તેને મૂકતા નથી.[19] દિવસ પોતાના શરીરને સૂર્યના પ્રકાશરૂપી નવા વસ્ત્ર વડે શણગારે છે, રાત્રિ અંધકારરૂપી વસ્ત્ર વડે પોતાના શરીરને શણગારે છે, ચંદ્રમા કપૂરના સમૂહના જેવાં શીતળ કિરણો વડે પોતાના શરીરને શોભાવે છે, આકાશ રાત્રિમાં ઉદય પામતા તારાઓના સમૂહરૂપી પુષ્પોના પ્રસારથી પોતાના શરીરને શણગારે છે અને વસંત આદિ સર્વ ઋતુઓ વાદળાંઓમાંથી ઝરતાં જળબિંદુઓરૂપી જળપુષ્પો વડે પોતાને શણગારે છે. વળી એ સર્વ ભેગાં થઈને આકાશરૂપી આંગણાને શણગારે તે આંગણું ત્રણે લોકના સ્વામી તર

એક કળારૂપ એવા સૂર્ય અને ચંદ્રના ક્રીડા–સ્થાનરૂપ છે.[૨૦] અહો! મહાશય પુરુષની સ્થિતિ ખરેખર આશ્ચર્યકારક અને ઉન્નત હોય છે. કેમકે ધુમાડા, વાદળાં, રજ, અંધકાર, સૂર્ય, ચંદ્ર, સંધ્યા, તારાઓ, વિમાન, ગરુડજી, પર્વતો અને દેવદાનવોના ક્ષોભ વડે કરીને પણ આ આકાશ પોતાની મૂળ સ્થિતિનો ત્યાગ નથી કરતું.[૨૧] આ ત્રિલોકરૂપી ઘર દિશાઓરૂપી ભીંતો વડે બાંધેલું છે. અંતરિક્ષલોક તેનો ઉપરનો ખંડ છે. પૃથ્વી તેના નીચલા ખંડરૂપ છે. વરસાદો, નગરો અને પર્વતો તેના પાત્ર આદિ અનેક ઉપસ્કરરૂપ છે. વિદ્યાધરો, દેવતાઓ અને મોટા નાગોરૂપી કરોળિયા તેમાં જાળાં બાંધી રહેલા છે. જરાયુજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીઓના સમૂહરૂપી કીડીઓનાં ટોળાંઓથી તે ભરપૂર છે.[૨૨] જેમ માળી અને તેની સ્ત્રી કોઈ સુંદર વિકસિત ઉપવનની રક્ષા કરે છે, તેમ કાળ અને ક્રિયારૂપી દંપતી આ ત્રિલોકીરૂપી ઘરની રક્ષા કરે છે. આ જગત પ્રતિદિન નષ્ટ થતું હોય એમ ભાસે છે, છતાં પ્રવાહરૂપે તે અદ્યાપિપર્યંત નાશ પામતું નથી. અહો! આ કેવી માયા છે![૨૩] હું માનું છું કે, આકાશ શૂન્યતાને લીધે કશું કરતું નથી, છતાં તે વૃક્ષ આદિની અધિક ઉન્નતિને રોકે છે. કેમકે મહાન પુરુષ અકર્તા હોય છે, છતાં લોકો તેની મહત્તાને લીધે તેના વિશે કર્તૃત્વ આરોપી લે છે.[૨૪] જેની અંદર લાખો જગત લયને પામી જાય છે અને પાછાં ઉત્પન્ન થઈ જાય છે, તે આકાશને શૂન્ય કહેવું એ અખંડિત પાંડિત્યને ધિક્કાર છે.[૨૫] આકાશ ઈશ્વરથી જુદું છે, એવો ભેદ કોઈ ઉન્મત્ત થઈ ગયેલા વાદીએ કલ્પી કાઢ્યો છે; કેમકે આકાશની અંદર જ સર્વ જગતનો લય થઈ જાય છે અને પાછું તેમાંથી જ તે ઉત્પન્ન થાય છે તથા તેમાં જ તે રહે છે. ...રે (जन्माद्यस्य यतः ઇત્યાદિ શાસ્ત્રસિદ્ધ ઈશ્વર-આકાશમાં જોવામાં આવવાથી) તે જ ઈશ્વર છે.[૨૬] જેની અંદર અગ્નિથી ઉત્પન્ન થયેલા તણખાઓના સમૂહોની પેઠે આ સૃષ્ટિની શોભા ઉત્પન્ન થયા છે, લયને પામી જાય છે, સ્થિતિને પ્રાપ્ત થઈ રહેલ છે અને વૃદ્ધિ–હ્રાસને પણ પામે છે, તે નિર્મળ આકાશ આદિ, મધ્ય અને અંતથી રહિત છે, એક છે, મારા પોતાના સ્વરૂપથી અભિન્ન છે અને સર્વના કારણરૂપ છે, એમ હું માનું છું. ઈશ્વરરૂપી કાંઈ બીજું કારણ એ ચિદાકાશથી જુદું નથી.[૨૭] જે પોતાના અંગમાં અપરિમેય એવી સર્વ વસ્તુને અંદર ધારણ કરી રહેલ છે અને જે ત્રિલોકીરૂપી મણિઓના વિશાળ આધારરૂપ છે, તે આકાશ ચિદ્રૂપ છે, પરબ્રહ્મરૂપ છે અને મારા પોતાના સ્વરૂપથી પણ ભિન્ન નથી, એમ હું સમજું છું. તેની અંદર આ જગતનો ભ્રમ ઉદય અને અસ્તને પ્રાપ્ત થતો રહે છે.[૨૮] પર્વતના શિખર ઉપર આવેલી વનભૂમિમાં, વનચર કોઈ સુંદર મનોહર વૃક્ષોના ગહન પ્રદેશોમાં કામી ગીત ગાય છે અને નીચે ચાલ્યો જતો આ વિયોગી પથિક એ ગીતને સાંભળીને રસ વડે આકુળ થઈ જાય છે તથા ગાનાર તરફ ઊંચું જુએ છે.[૨૯] હે મહારાજ! પર્વતના શિખર ઉપર આવેલા વનમાં ઉન્નત વૃક્ષોના પલ્લવોથી છવાઈ રહેલી નિકુંજને વિશે વિયોગથી મરણતોલ થઈ ગયેલી વિદ્યાધરની સુંદરી નિશ્વાસ નાખીને ગળગળી વાણીથી અને ઉત્કંઠાપૂર્વક ગીત ગાય છે. આ નીચે ચાલ્યો જતો પથિક તે ગીતને સાંભળે છે અને પોતે પણ નિશ્વાસ નાખે છે. તે હિંડોળાના હીંચકાની પેઠે ચંચળ થઈ રહેલી પોતાની બુદ્ધિ વડે આગળ પગલું ભરી શકતો નથી, તેમ બીજા તેના અનુચરો પણ તેને ચાલવાને સંમતિ આપી શકતા નથી.[૩૦] પર્વતના શિખર ઉપર આવેલાં વૃક્ષોનાં પલ્લવોથી છવાઈ રહેલી નિકુંજને આપણી આગળ જ વિયોગથી દુઃખી થયેલી આ વિદ્યાધરી અશ્રુઓથી આકુળ થઈ ગઈ છે, તિલકની શોભાને ધારણ કરતી નથી અને નિસાસા નાખીને કરુણ

ગાન કરે છે કે, 'હે નાથ! આપના ખોળારૂપી ઘરને વિષે હું મંદમંદ સ્મિત સાથે આપની હડપચી પકડી ચુંબન કરતી હતી. તે ચુંબનરૂપી રસાયનને સંભારી સંભારીને તથા તેના આસ્વાદને વારંવાર ઘૂંટી ઘૂંટીને મેં આ હત્યારાં વરસો કાઢ્યાં છે.[31] હે મહારાજ! મેં માર્ગમાં રસ્તે જતાઆવતા લોકોને મોઢેથી સાંભળ્યું છે કે, આ વિદ્યાધરીનો પૂર્વજન્મનો તરુણ પતિ વિદ્યાધર કોઈ મુનિના શાપથી બાર વર્ષ સુધી વૃક્ષરૂપ થઈ રહ્યો છે. તે સંવત્સરોને જ ગણ્યા કરતી આ વિદ્યાધરી પણ તેને મળવાને ઉત્કંઠિત થઈ જઈને વૃક્ષરૂપ બની ગયેલ પોતાના તે પતિનો જ આશ્રય કરીને ગાન કર્યા કરે છે.[32] હે મહારાજ! જુઓ, એ વિદ્યાધર આપણા અવલોકનમાત્રથી શાપમુક્ત થઈ ગયો છે અને વૃક્ષભાવને છોડી દઇને તે ઊઘડેલાં પુષ્પોરૂપી હાસ્યને ધારણ કરી રહ્યો છે. જુઓ, શાખાઓને આકારે દેખાતા પોતાના તે જ બાહુ વડે આલિંગન કરીને તે પોતાની પત્નીને કંઠમાં લગાડે છે.[33] પર્વતોરૂપી હાથીઓના વૃક્ષોરૂપી રોમાંચોમાં જ પુષ્પોનો સમૂહ રહ્યો છે, તે શિખરોમાં જાણે વસંતઋતુમાં પડેલાં જલબિંદુઓના જેવા આકાશમાંથી મૂર્તિમાન તારાઓ જ ખર્યા હોય તેવો દેખાય છે.[34] માછલાંઓની પંક્તિઓના વેગવાળા ઠેકવાથી ઊછળ્યા કરતી, જળની લહેરોમાં ક્રીડા તથા શબ્દ કરતી, ચપળ ટિટોડીઓ વડે ભયંકર જણાતી, પુષ્પોરૂપી શુક્લ વસ્ત્ર વડે શોભી રહેલી અને કાંઠાઓમાં તથા જળમય પ્રદેશોમાં રહેલા નિઃશંક મૃગો વડે ભરપૂર થયેલી આ કાવેરી. અહો, એ કેવી શોભે છે! હે મહારાજ! આ સુવેલ પર્વતના શિખરમાં નિર્મળ શોભાવાળી આ આખી કાંચનમય શિલા ઉપર સૂર્યનો પ્રકાશ પડવાથી તે દેદીપ્યમાન થઈ રહી છે. વીળ આવવા સમયે ચપળ થઈ રહેલા સમુદ્રના તરંગો તેની સાથે અથડાય છે, ત્યારે એ શિલા બહાર જાણે વડવાનલના તણખાઓ ચમકતા હોય તેવી દેખાય છે. પર્વતોની અંદર પાસે આવેલાં ઘાટાં વાદળાંઓથી ઘેરાયેલા સ્થળમાં રહેલાં, ઘરની સીમાના અંતમાં આવેલાં વિકસિત નવીન વૃક્ષો વડે સુશોભિત અને ખાખરાઓનાં વૃક્ષો વડે આકાશપર્યંત વીંટાઈ વળેલાં આ નેસનાં ઘરોની શોભા આપ જુઓ. પર્વત પાસેનાં આ ગામડાંઓ સ્વર્ગનો પણ પરાજય કરી રહ્યાં છે. તેઓ વિકસિત થઈ રહેલાં પુષ્પો વડે અત્યંત શુભ્ર એવી ફૂલની વાડીઓથી રમણીય છે, કોઈ ઉત્તમ પાત્રની પેઠે તેઓ મંદારવૃક્ષોની અંદર અનેક પુષ્પસમૂહને ધારણ કરી રહ્યાં છે, તેઓ કરંડિયાની પેઠે મોરોને ધારી રહેલ છે, જળમય શીતળ પ્રદેશ વડે સુશોભિત છે, ભૈરવજપ ખાવાના સ્થાનથી ઊંચા શિખર ઉપરથી નીચે પડતા જળસમૂહના વિલાસરૂપી વાદ્ય વડે મનોહર છે અને પ્રતિધ્વનિ વડે ગાજી રહેલી ગુફાઓવાળાં વનોમાં ગાન કરી રહેલાં મનુષ્યો વડે સુંદર છે. પર્વતોની ગુફાઓમાં વિચરનારા અને નેસ તથા ગોંદરાઓમાં નિવાસ કરનારા ગ્રામજનોને જે કાંઈ આનંદ મળે છે, તે આનંદ નંદનવનમાં ક્રીડા કરનાર દેવોને પણ નથી મળતો, એમ હું માનું છું ગામડાંમાં રહેવાને લીધે તેમની પામર જેવી દશા હોય છે, છતાં પણ ઊઘડેલાં પુષ્પોની કળીઓનાં કોમળ પલ્લવોની અંદર છુપાઈ રહેલા તથા ગુંજારવ કરી રહેલા મદાંધ ભમરાઓને જોઈને તેમનો કામ ઉદ્દીપિત થઈ જાય છે.[35–39] ભમરાઓએ પોતાના હિંડોળારૂપે કલ્પેલી લતાઓ વડે આકુળ એવા વનને વિશે ભિલ્લલોકોની સુંદરીઓ ગાન કરી રહી છે અને ભિલ્લો તેમના મુખ ઉપર દૃષ્ટિ ઠેરવીને શૃંગારની ચેષ્ટાઓ વડે વ્યાકુળ થઈ ગયા છે. અરે! એ ભિલ્લો શત્રુની પેઠે નિર્દય થઈને મુગ્ધ મૃગોને શીદને મારતા હશે?[40] ગિરિવરોનાં ગહન વનોમાં આવેલાં આ ગામો શીતળતા અને સુગન્ધ નામના પોતાના અધિક ગુણથી ચન્દ્રનો પણ પરાજય કરે છે. કેમકે, તેમાં અનેક પ્રકારનાં વિકસિત થઈ

રહેલાં પુષ્પોના સમૂહોમાંથી સુગન્ધ-શીતળતા આદિ સારને ખેંચી લાવનાર પવન વડે લતાઓનાં પલ્લવોને હલાવીને નીચે બેઠેલા પથિકોનાં અંગને શીતળ કરે છે અને જળને તથા તેની શીતળતાને ચારે બાજુ પસારી દેનારા વાયુના પ્રસાર વડે તેમનાં જળાશયો ચપળ તરંગોને ધારણ કરી રહ્યાં છે.[૪૧] વળી, આ પર્વત પાસેનાં આ ગામો શબ્દ કરી રહેલા ઝરણાનાં જળ વડે રમણીય છે અને ચારે બાજુ પસરી રહેલ વિકસિત પુષ્પવાળાં તાલવૃક્ષોથી સુશોભિત છે. લીલામાત્રથી જ વિકસિત થઈ રહેલ પુષ્પો તથા પલ્લવોથી લચી પડેલી લતાઓના ચંદરવા વડે તેઓ આકાશને અડકી રહ્યાં છે અને પર્વતભાગમાં ઊંચાં થઈ રહેલાં તાલવૃક્ષોમાં લટકી રહેલા મેઘો વડે સુશોભિત છે. જાણે ચંદ્રલોકના ઉપવનના ભાગો જ હોય, તેમ તેઓ ચંદ્રમાના અમૃતને સ્રવનારા અશ્વત્થ વડે અનુમાનમાં આવતી બ્રહ્મલોકની પૃથ્વીને જીતે છે.[૪૨] નજીક આવી રહેલાં તથા જળ વડે ભરેલાં વાદળાંઓની ઘટાઓથી જામેલા મેઘોની ગર્જના થાય છે, તેથી મયૂરો નૃત્ય કરી રહે છે. એ નવીન નૃત્યને વિષે મયૂરોના સમૂહોનાં કોમળ મોરપિચ્છો વીખરાઈ જાય છે અને તેમાં રહેલી ગોળાકાર ટીલડીઓ મણિઓની જેમ ઝળકી રહે છે. આથી, આ ગામડાંઓ સર્વથી ઉત્કૃષ્ટ દશા ભોગવે છે.[૪૩] એક બાજુ સુંદર ચંદ્રમંડળરૂપી આભૂષણ વડે સુશોભિત અને બીજી બાજુ વિશ્રાંત થઈ રહેલા તથા જળ વડે પરિપૂર્ણ ભરેલા વરસાદરૂપી હાથીઓવાળા આ ગિરિગ્રામોમાં જે વિલાસલક્ષ્મી ઝળહળે છે, તે વૈભવવાળાં બ્રહ્મદેવનાં રાજ્યોમાં પણ ક્યાંથી જ હોય? જાણે સુગંધ વડે સુશોભિત એવો કોઈ નંદનવનનો અંદરનો ભાગ હોય તેવી સુંદર દેખાતી, સંતાનક નામના કલ્પવૃક્ષની જાતિના ગુચ્છાઓને હસી કાઢનાર નિકુંજોથી સુશોભિત અને પુષ્પિત થઈ રહેલ તથા ગંભીર ગુંજારવ કરી રહેલ ભમરાઓથી આકુળ થયેલાં લીમડાઓનાં ઘાટાં વૃક્ષોથી રમણીય લાગતી પર્વતોની ગુફાઓ જોતાં મારા ચિત્તમાં અપાર આનંદ થાય છે. હરિણીઓના શબ્દ વડે મનોહર, મનોરમ હારીત પક્ષીઓ વડે ચિત્તહારી અને જાણે કામદેવનાં મૂર્તિમાન નગરો જેવાં સુશોભિત આ પર્વતગામોમાં મનુષ્યોને અત્યંત આનંદ સાંપડે છે.[૪૪-૪૬] જાણે સ્ફટિકના સ્તંભોની જ ખરેખર રચના કરી હોય, તેમ ધારારૂપે અવિચ્છિન્ન પડ્યા કરતાં ઝરણાનાં પાણીથી સુશોભિત એવી આ ગ્રામરૂપી પર્વતગુફામાં કોણ નૃત્ય કરે છે, તે આપ જુઓ.[૪૭] શબ્દ કરી રહેલાં ઝરણાંનાં જળ વડે સુશોભિત એવી આ પર્વતની ગામરૂપી ગુફાની નિકુંજોને વિશે મોરપિચ્છવાળી, વિલાસ કરી રહેલી અને પુષ્પોના ભાર વડે લચી પડેલી લતાઓ નૃત્ય કરે છે.[૪૮] હારીત પક્ષી વડે મનોહર અને લીલાં એવાં ઉપવનનાં વૃક્ષોથી સુશોભિત, વાવના પ્રમાણમાં તેની અંદર રહેલાં હંસસારસ આદિ પક્ષીના શબ્દોરૂપી સૂક્ષ્મ ને ગંભીર ધ્વનિને ધારણ કરી રહેલ અને પર્વતની ગુફાઓ વડે ઢંકાયેલ આ ગામડાંઓનાં અકૃત્રિમ સ્થળોમાં કામદેવ યથેચ્છ આનંદથી રમે છે, એમ હું માનું છું.[૪૯] હે શ્રીમંતના જેવા મોટા ઔદાર્યને ધારણ કરનાર અને તડકાનો નાશ કરનાર ઉન્નત ગંભીર આકૃતિવાળા મહાશય મેઘ! તું પર્વતના મસ્તક ઉપર ભૂષણરૂપ થઈ રહેલ છે. તું જ પૃથ્વીનાં ખેતર-બગીચા આદિને પોષણ આપનાર જળના એક આશ્રયરૂપ છે. આમ, તારામાં અનેક ગુણો રહ્યા છે અને તું હર્ષથી વરસે છે; છતાં પણ તું ખારી જમીનમાં, તળાવમાં અને તેની અંદરના કાંટા આદિ વૃક્ષોમાં સત્-અસત્ પાત્રનો ભેદ કર્યા વિના એકસમાન રીતે જળને વરસે છે, એ તારો અવિવેક સત્પુરુષોના ચિત્તમાં ખેદ ઉત્પન્ન કરે છે.[૫૦] હે મેઘ! તું નિરંતર સમુદ્ર અને ગંગા આદિ ઉત્તમ

તીર્થોના જળના પ્રસાર વડે સ્નાન કરે છે. સર્વોચ્ચ આકાશમાં રહીને તું જળની વૃષ્ટિ કરે છે. તું શુદ્ધપણું ધારણ કરી વનભૂમિમાં મૌનવ્રતનો અંગીકાર કરી નિવાસ કરે છે. તું શરદઋતુમાં જળથી સાવ રહિત થઈ જાય છે, છતાં તારા અંગમાં અતિશ્રેષ્ઠ ધવલતા જોવામાં આવે છે. આમ, તું સર્વથા ગુણવાન છે. છતાં તું જળનું દાન કરવા સમયે ઊઠીને વજ્રના તથા વીજળીના કડાકા કરે છે. એ તારી કેવી તુચ્છ ચેષ્ટા છે! શુભ વસ્તુ પણ અયોગ્ય પાત્રમાં રહેવાથી અશુભ દેખાય છે. જેમકે, જળ ખરાબ મેઘરૂપી સ્થાનમાં રહેવાથી કાળું પડી ગયેલ જણાય છે.[૫૧,૫૨] અહો ! મેઘે જળવૃષ્ટિ કરી ! અહો ! જળથી આખી પૃથ્વી પુરાઈ રહી ! અહો ! જેમ કોઈ ધનાઢ્ય વડે તેનો કોઈ દરિદ્ર વિવેકી મિત્ર પોષણને પ્રાપ્ત થઈ જાય, તેમ પૃથ્વીની અંદર સર્વ ધાન્યો જળ વડે પોષણને પામ્યાં છે ! નિર્દયપણું, અસ્થિરતા, અપવિત્રતા, કુત્સિતપણું અને શેરીઓમાં આંટા મારવા, એ સર્વ કૂતરાં પાસેથી મૂર્ખોએ લીધાં છે, કે મૂર્ખો પાસેથી કૂતરાંએ લીધાં છે, તે હું જાણી શકતો નથી.[૫૩,૫૪] કૂતરાની પેઠે મૂર્ખ માણસ બહુ દોષવાળો હોય, તો પણ શૌર્ય, સંતોષ, ભક્તિ આદિ ગુણો વડે તે કોઈને સ્વીકાર્ય થઈ જાય છે.[૫૫] ધંતૂરા આદિ ઝેરી વસ્તુ ખાવામાં આવવાથી ઉન્મત્ત થઈ ગયેલા પુરુષોને, મદિરા આદિના મદ વડે મત્ત થઈ ગયેલાઓને, પ્રમાદ અને ક્રોધ આદિના આવેશને લીધે કૂવા આદિમાં પડવા તૈયાર થઈ ગયેલાઓને અને તત્ત્વજ્ઞાનના બળથી દેહાનુસંધાન છોડી દઈ કેવળ આત્માનંદમાં જ નિમગ્ન રહેનાર યોગારૂઢ પુરુષોને ભોગપરંપરામાં જ શરીરને જોડી દેનારો વિષયલંપટ મૂર્ખ પુરુષ, પોતામાં પાંડિત્યનું આરોપણ કરી તૃણના જેવા તુચ્છ સમજે છે. પરંતુ હે તૃણ! તું જ અવલોકન કર કે, એ વિષયલંપટ પુરુષોમાં ઇચ્છા છે કે તેઓ જડ જ છે? જો તેઓમાં ઇચ્છા હોય, તો તેઓ કૂતરા જેવા છે અને તેઓ જો જડ હોય, તો તેઓ પોતે જ તૃણથી પણ તુચ્છ છે. (એટલે પછી ઉન્મત્ત આદિથી પણ તે નીચ હોવાથી બીજાની હલકાઈ ગણવી એ તેઓની ભૂલ જ છે. આ વાતના રહસ્ય વિષે તું જ વિચાર કરી જો.)[૫૬] સિંહ અને કૂતરો એ બન્નેમાં તિર્યક્જાતિપણું સમાન છે, છતાં મેઘગર્જના આદિનો કોલાહલ સહન કરવાના તે બન્નેના પ્રકારમાં ભેદ રહ્યો છે. કેમકે સિંહ ચિત્તમાં કશો ક્ષોભ પામ્યા વિના જ અનાદરને લીધે આંખો મીંચી રાખીને એ કોલાહલને સહન કરે છે; ત્યારે કૂતરો મનમાં ક્ષોભ પામીને ભયને લીધે આંખો મીંચી રાખીને એ કોલાહલને સહન કરે છે.[૫૭] નિત્ય અપવિત્ર, પોતાનાં પ્રિય મનુષ્ય તરફ કેવળ ભસવાથી જ સ્નેહ બતાવનાર અને શેરીઓમાં રખડી રખડી સર્વ સમયને ગાળી નાખનાર હે કૂતરા ! ચિત્તની સમાનતા જોઈને કોઈ મૂર્ખે જ તને આ અપવિત્રતા આદિ ગુણોનું શિક્ષણ આપ્યું છે, એમ હું માનું છું. અહો ! આ વાત કેવી ખેદકારી છે ![૫૮] નિરંતર સર્વ જગતને વિષમ (એકબીજાથી જુદું પડી રહે તેવા પ્રકારનું) બનાવનારા વિધાતાએ જ પોતાની સરમા નામની પુત્રીરૂપ કૂતરીના સંતાનરૂપ કૂતરાને વિષે, તેને ઘટે તેવા બધા જ ધર્મો નિર્માણ કર્યા છે. તેમણે અપવિત્ર કચરાથી ભરેલા ખાડામાં તેનો નિવાસ કલ્પ્યો છે, વિષ્ટા તથા પરુ વગેરેને, તેના ભોજનરૂપ કલ્પ્યાં છે, રસ્તાની વચ્ચે સર્વ મનુષ્યો દેખે તેવી ખરાબ રીતે મૈથુન કરવાની દુષ્ટ ઇચ્છા તેના ચિત્તમાં ઉત્પન્ન કરી છે અને તેનું શરીર પણ સર્વની નિંદાનું પાત્ર થાય તેવું બનાવ્યું છે.[૫૯] 'તારાથી વધારે અધમ બીજો કોણ છે?' એમ કોઈ પુરુષ પૂછે છે, એટલે કૂતરો તેને હસીને કહે 'અપવિત્ર દેહાદિમાં અભિમાન બંધાવનાર આંખે વિચારરૂપી નેત્ર ન હોવાથી એ

અંધારારૂપ અને ખરાબ પરિણામમાં દોરી જનારા અશુભ એવા અજ્ઞાનનું જે પુરુષ સેવન કરે છે, તે મારાથી પણ વધારે અધમ છે. કેમકે મારામાં શૌર્ય, સ્વાભાવિક ભક્તિ અને થોડામાં સંતોષ, વગેરે જે ઉત્તમ ગુણો રહેલા છે, તે અનેક પ્રયત્નો વડે શોધીએ તો પણ મૂર્ખમાં જોવામાં આવતા નથી.[૬૦] (કૂતરો અપવિત્ર પદાર્થનું ભક્ષણ કરે છે, અપવિત્ર એવા વિષ્ટા આદિના મોટા કચરાના ઢગલામાં રમે છે,) નોળિયું તથા ઉંદર આદિ પ્રાણી જીવતું જ હાથમાં આવી જાય, તો તેનું ગુપચુપ ભક્ષણ કરે છે અને બકરું તથા વાછરડું આદિ કોઈ નિર્બળ પ્રાણી પંજામાં આવી જાય, તો તેને પણ ફાડી ખાય છે. કૂતરીની સાથે મૈથુન કરવા સમયે સર્વ મનુષ્યો તેની પાસે જઈ તેને પાષાણ વડે પ્રહાર કરે છે. આમ, અત્યંત અસમર્થ એવા કૂતરાને વિધાતાએ જ્યાં સુધી તે જીવે ત્યાં સુધી ખરાબ અને કૌતુક ઉપજાવે એવી સ્થિતિવાળો જ બનાવ્યો છે. શિવલિંગના ઉપર ઘોંઘાટ કરી રહેલો કાગડો પોતાના આત્માને દેખાડી આપી સૂચવે છે.કે, 'અધોગતિના હેતુરૂપ એવાં સર્વ પાતકોમાં પહેલી પંક્તિ ધરાવનાર શિવનિર્માલ્યભક્ષણને માટે હું શિવલિંગ પાસે આવતાં પ્રત્યક્ષ જ કાગડારૂપ થઈ ગયો છું, તમે તે જુઓ'[૬૧,૬૨] ઓ દુષ્ટ કાગડા! કાનને કડવા લાગે તેવા દંભી ધ્વનિ વડે હંસ તથા સારસ આદિના ગુણોને ગળી જનારો તું આ તળાવમાં કાદવની અંદર ફરતો રહી ભમરાઓના શબ્દને ઢાંકી દે છે, તેથી મારા મસ્તકમાં તું એક શલ્ય જેવો થઈ રહ્યો છે.[૬૩] (આ કાગડો નરકના જેવા નાના પ્રકારના વિષ્ટા આદિ અપવિત્ર પદાર્થોનું ભક્ષણ કરે છે અને કમલિની પોતાને પ્રાપ્ત થાય છે, તો પણ તે તેને છોડી દે છે) આ વિષયમાં કશું પણ આશ્ચર્ય પામવા જેવું નથી. કેમકે જે પદા ...ા સર્વદા અભ્યાસ પડી જાય છે, તે પછી રુચિકર જ થાય છે.[૬૪] આ કાગડો વનમાં અનેક પ્રકારનાં પુષ્પોના કેસરો વડે ધોળા શરીરવાળો થઈ ગયો છે, તેથી ભ્રાંતિ વડે તે જાણે કોઈ ખરેખર હંસજ હોય તેવો જણાય છે. પણ પછી સડી ગયેલા જીવડાઓનાં કુળોને તે કોળિયો કરી જતો જણાય છે, એટલે તે ખરેખર કાગડો જ છે, એમ સ્પષ્ટ થાય છે.[૬૫] કાળા રંગવાળી અને કાળી પાંખોવાળી કોયલો ભેગી થઈ હોય અને તેમાં કદાચિત્ કાગડો ભળી ગયો હોય, ત્યારે તે પોતે જ પોતાના કર્ણકટુ અવાજને બહાર ન કાઢે, તો કોણ તેને ઓળખી શકે?[૬૬] જેમ કોઈ ચોર રાત્રિએ સર્વ મનુષ્યો સૂઈ જતાં યજ્ઞભૂમિનાં વૃક્ષ ઉપર ચડી દશે દિશાઓમાં જુએ છે, તેમ મોટા અરણ્યની મૃત્તિકા વડે બનાવેલા આ માટીના જૂના થાંભલા ઉપર બેઠેલો કાગડો ચારે બાજુ જોયા કરે છે![૬૭] આ કાગડો ઊડતી ધૂળ (ઉકરડા)ના સમૂહથી ધૂસરી થઈ રહેલી કાંધવાળો છે અને તે વેગવાળા સારસપક્ષીઓએ ઉધાડી નાખેલાં કમળોના મકરંદથી સુશોભિત છે, એવા આ તળાવની અંદર કેમ વિહાર કરે છે?[૬૮] અહો! કષ્ટની વાત છે કે, વિકસિત થઈ રહેલાં કમળોના નિવાસરૂપ રમણીય તળાવની અંદર જ રહેનારા રાજહંસોની સાથે આ દુષ્ટ કાગડારૂપી પિશાચ સરસાઈ કરવા નીકળ્યો છે! એનું મોઢું શિલા વડે પ્રહાર કરવા યોગ્ય છે, છતાં જુઓ, તે આ નાનકડા ડહોળા ખરાબ તળાવમાં બેસી રાજહંસનું અનુકરણ કરવા માટે જુદી જુદી જાતની લીલાઓ કરે છે. દુષ્ટ વાણીરૂપી કરવતને જ એક ચિહ્નરૂપે ધારણ કરી રહેલા હે કાગડા! પોતાના ભાગને કાગડા વિના બીજો કોઈ ન ખાઈ જાય એવી શંકાથી તું નિરંતર કાગડાઓને જ બોલાવતો રહે છે. તો તારી એ શંકા આજ ક્યાં ચાલી ગઈ! પોતાની એક પ્રજા (પુત્ર) જીવવાની આશાથી, (તું આ કોયલના બાળકને શા માટે વૃથા પોષણ આપે છે! કેમકે તારો સ્વભાવ જ કટુ ભાષણ કર-

વાનો છે. તું ભ્રાંતિથી આ સુસ્વર કોયલના બાળકનું પોષણ કરે છે, પણ એ તારા મનોરથને સિદ્ધ ન કરતાં તને ઊલટું ઉપહાસકારક થઈ પડશે. કમળના વનમાં વિલાસ કરી રહેલા અને કલંકના જેવા ક્રૂર સ્વર બોલનારા કાગડાને જોઈ કોઈ કહે છે કે, 'હે કાગડા! તારા અથવા ખળપુરુષોના સેંકડો ક્રૂર શબ્દો સાંભળવામાં આવતાં છતાં જે પુરુષ ખેદ પામીને ક્રિયાશૂન્ય થઈ જઈ શેતો નથી, તેનું તું તારી ખરાબ વાણીરૂપી કરવત વડે વિદારણ કર; પણ હું તેવો નથી, તો તું મારી પાસે વૃથા શું ઘોંઘાટ કરે છે!'[69-71] ક્રૂર્યા કરતાં હિંસક પ્રાણીઓ વડે વ્યાપ્ત અને બગલાઓ તથા જલકાગડાઓથી ભરેલા એવા આ તળાવની અંદર ઘુવડ તથા કાગડા આવી બેસતા હોય, તો આ તળાવરૂપી સભા યોગ્ય પાત્રો વડે યુક્ત થયેલી ગણાય![72] કાગડાઓના સમૂહની સાથે સમાન પાંખોવાળી અને સમાન આકારવાળી કોયલ સભામાં બેઠેલા પંડિતની પેઠે તેની વાણી વડે જ ઓળખી શકાય છે.[73] કોયલ તેનાં કોમળ પુષ્પોને ચૂંથી નાખે તો પણ આ પુષ્પલતા કદાચિત્ તે સહન કરી શકે છે, પરંતુ કંકપક્ષી, ગીધપક્ષી, જળકાક, બગલાઓ, કૂકડાઓ અને કાગડાઓ આદિના સ્પર્શને તે સહન કરી જ શકતી નથી.[74] હે કોકિલ! દંપતીના રતિકલહમાં તેનું સમાધાન કરવા માટે એક દૂતરૂપ એવા તારા મધુર અને કાનને આનંદ આપે એવા નાદને અહીં કોણ સાંભળે છે? કેમકે આ લીમડાની ઝાડીમાં ઘુવડો સાથે નિરંતર કલહ કરનારા કાગડાઓએ પોતાના ઘોઘરા એવા કેંકાર ના અવાજથી સર્વના કાનને બહેરા બનાવી દીધા છે.[75] આ સુંદર કોયલનું બચ્ચું ઉપવનની અંદર રાગી પુરુષો પાસે પોતાની કોમળ વાણી વડે મહોત્સવ જેવી કથા કરી સરળપણાથી સર્વ શ્રોતાઓના મનનું રંજન કરે છે,' ત્યાં તો વચમાં આકાશમાંથી કૂદી પડી કાગડાએ 'આ કોયલના બચ્ચાને મેં પુત્રની પેઠે પાળી-પોષી જિવાડેલ છે' ઇત્યાદિ કેટલીક તિરસ્કારની વાતો કરીને ભયંકર શબ્દો વડે સર્વ શ્રોતાઓને નીરસ બનાવ્યા છે![76] હે કોયલ! તું હર્ષને લીધે તરત જ પોતાના સ્વરને બહાર લાવી કેમ શબ્દ કર્યા કરે છે? તારા કંઠમાંથી હર્ષને લીધે બહાર આવેલા તારા સુસ્વરને તું પાછો સમેટી લે. આ આપણા સુસ્વર ગાયનનો યોગ્ય સમય છે, એવો ભ્રમ તને ન થાઓ. કેમકે નિરંતર પુષ્પોની ઘાટી ઘટાથી છવાઈ રહેલા આ વસંતનો સમય નથી. હેમંતને કારણે ને ઝાકળના સમૂહ પડવાને લીધે આ સર્વ વૃક્ષો સુકાઈ ગયાં છે; એટલે આ વખતે તારી વાણી દીપશે નહિ.[77] વિચિત્ર પ્રકારના અભિનવ અંકુરો વડે સુશોભિત એવા ચૈત્રમાસની અંદર કોઈ વિરહિણી સ્ત્રી કોયલને કહે છે કે, 'હે સુંદર આકારવાળી સુસ્વર કોયલ! આ ચૈત્રમાસ કોનો છે?' ત્યાં ઊંચા વૃક્ષમાંથી તેં મધુર શબ્દો વડે કોમળપણે કહ્યું કે, 'તારો છે, તારો છે.' આવું જે તેં કહ્યું, તે દુઃખ આપનારું, નઠારું અને ખોટું વચન તને કોણે શીખવ્યું છે? મૌન, પાંખ આદિનું ચલનવલન, વર્ણ અને શરીર, એ બધાંનું સમાનપણું છતાં કાગડાઓના સમૂહમાં કાન્તિ વડે સુંદર એવી આ કોયલ મૂર્ખના સમાજમાં રહેલા પંડિતની પેઠે છેટેથી જ ઓળખાઈ રહે છે. કેમકે ઉત્તમ આકાર તથા ઉત્તમ ક્રિયાવાળા પંડિતો મૂર્ખોની સભામાં બેઠા હોય, તોપણ તેઓ પોતાના યોગ્યતાવાળા અંતઃકરણમાં રહેલા ઉત્તમ ગુણોથી છેવટે પ્રસિદ્ધિમાં આવી જાય છે.[78,79] હે ભાઈ કોકિલ! કડવો અવાજ કરી રહેલા કાગડાઓ વડે વ્યાપ્ત થઈ રહેલો આ શિશિરઋતુનો કાળ છે, આ કાંઈ વસંતોત્સવ નથી. હમણાં તારા શબ્દોમાં અમૂલ્ય ગુણનો આરોપ થવો અશક્ય છે માટે તું તારા સ્વરને બંધ કરી કોઈ વિશ . વૃક્ષવાળી ગુફામાં તેનાં ખરી પડેલાં જૂનાં ડાંખો વડે ઢંકાઈ રહેલા માળામાં મૌન

કરી નિવાસ કર.[૮૦] આશ્ચર્ય છે કે, આ કોયલનું બાળક પોતાની માતાને છોડી કાગડી પાસે ચાલ્યું જાય છે; વળી આશ્ચર્ય છે કે, એ કાગડી તે કોયલના બાળકને તેની ઓળખાણ પડતાં ચાંચ અને ચરણ વડે પ્રહાર કરે છે. આ વિષયમાં હું ક્ષણમાત્ર વિચાર કરું છું, ત્યાં તો એ કોયલનું બચ્ચું પણ ઉત્સાહભેર પોતાની માતાની પેઠે જ પોતાનું બળ વધારવા માટે આકાશમાં ઊડવા લાગી ગયું. કેમકે ભાગ્યશાળી પુરુષ જે દિશામાં જાય છે, તે દિશા જ તેને માહાત્મ્ય આપનાર થઈ પડે છે.[૮૧]

**चित्रं मातरमेप कोकिलशिशुः संत्यज्य काकीं गतः सैवैनं तुदतीति यावदहमप्याचिन्तयामि क्षणम् । तावत्सोऽपि तथाशु मातृसदशं श्लिष्टो रसाद्वर्धितुं यामायाति दिशं स्वभावसुभगः सैवास्य माहात्म्यदा ॥ ८१ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શુકાકકોકિલાન્યોક્તિવર્ણન' એ નામનો સર્ગ ૧૧૬ મો સમાપ્ત**

---

## સર્ગ ૧૧૭ મો*

**તળાવ, કમળ અને હંસ આદિનું વર્ણન**

॥ सहचरा ऊचुः ॥

**पश्याद्रिसानाविव बिंबितं खं पुरःसरो मारपुरःसरो यः । कह्लारपद्मोत्पलजालनालललद्विचित्रारवपक्षिवीतम् ॥ १ ॥**

**સહચરો બોલ્યાઃ**–હે મહારાજ ! આ આપણી પાસે રહેલું પર્વતનું શિખર અત્યંત શોભાને લીધે કામનું ઉદ્દીપન કરે છે, તેથી તે જાણે કામદેવનો પ્રધાન હોય તેવું દેખાય છે. તેની અંદર પ્રતિબિંબિત થઈ રહેલ મૂર્તિમાન આકાશ જેવા દેખાતા આ તળાવને આપ જુઓ. એ તળાવ કલ્હાર, પદ્મ, ઉત્પલ આદિ કમળની જાતિઓના સમૂહના નાળમાં કમળને માટે ક્રીડા કરતાં અને વિચિત્ર શબ્દવાળાં પક્ષીઓ વડે વ્યાપ્ત છે.[૧] વિકસિત થઈ રહેલાં ઉન્નત કમળોની કળીઓમાં રહેલા સુશોભિત રાજહંસો વડે યુક્ત અને ઇન્દ્રનીલમણિની પીઠ ઉપર બેસનાર ભ્રમરો, સારસ તથા કૌંચ આદિ પક્ષીઓ, બ્રાહ્મણો અને બીજા લોકોથી સેવાયેલું આ તળાવ જાણે પૃથ્વી ઉપર બ્રહ્માનું ઘર જ હોય, તેવું રમણીય દેખાય છે.[૨] પથરાઈ રહેલાં જળબિંદુઓ વડે દિશાઓના મધ્યભાગને ભયાનક બનાવી દેનાર, ઊઘડી ગયેલાં અનેક જાતનાં કમળોના સમૂહની અંદર રહેલા મકરંદ વડે ગૌરવર્ણ થઈ રહેલ, સુગંધ વડે મત્ત થયેલા ભમરાઓ તથા પક્ષીઓનાં ગાયન વડે ગાજી રહેલ અને આકાશમાં ઉપરના ભાગમાં જાણે ચંદરવો બાંધી દીધો હોય એવો ભાવ દેખાડનાર આ તળાવ વાદળાં તથા ઝાકળ આદિને પ્રતિબિંબના મિષથી ધારણ કરી રહેલ છે.[૩] આ તળાવની અંદર કોઈક સ્થળે મંદ મંદ ગર્જના કરી રહેલા તરંગો ઊછળતા જોવામાં આવે છે અને કોઈ ઠેકાણે મદોન્મત્તપણાથી એકબીજાનો દ્વેષ કરનારા તથા અત્યંત ઘોંઘાટ કરી રહેલા ભમરાઓ દેખાય છે. કોઈ ઠેકાણે જળની ગંભીરતાથી તથા નિર્મળતાથી નિશ્ચળપણાને લીધે આ તળાવ પોતે જાણે સુષુપ્તિ અવસ્થાને ધારણ કરી રહ્યું હોય એવું જણાય છે અને કોઈક ઠેકાણે કમળોથી તથા ડોલરોથી તે જાણે ઢંકાઈ રહેલ હોય તેમ ભાસે છે.[૪] આ તળાવ બિંદુરૂપ થઈ રહેલા મોતીના જેવા જળ વડે તાપનો નાશ કરે છે અને કાંઠા ઉપર રહેનાર સિદ્ધોને પણ ઠેઠ વૃક્ષના અગ્રભાગથી માંડી જળ સુધી લંબાઈ રહેલી સુંદર લતાઓ વડે રોકે છે. તરંગો વડે ધોવાઈ ગયેલી શિલાઓવાળા આ

---

* આ એકસોસત્તરમા સર્ગમા અનેક જાતના કમળોથી સુશોભિત એવા તળાવ વિષે વર્ણન આવશે; તેના પ્રસંગથી કમળ, ભમરાઓ અને હંસ ઇત્યાદિ વર્ણન આવશે.

તળાવના જળપ્રાય પ્રદેશો કાદવ વડે વિષમતાવાળા થઈ રહ્યા છે અને અનંત મેઘો વડે અનંત જળમય પ્રદેશને ધારણ કરી રહેલ મૂર્તિમાન આકાશ જ જાણે પૃથ્વીમાં આવી અવતર્યું હોય તેમ આ તળાવ શોભે છે.[૫] વરસાદને દૂર લઈ જનારા પવનથી કંપિત થઈ રહેલા કમળના સમૂહમાંથી ઊડેલા મકરંદની કાન્તિથી આ તળાવ જાણે વીજળીના પ્રકાશને પોતાની અંદર ધારણ કરી રહ્યું હોય તેવું શોભી રહ્યું છે. આથી એક દેશમાં જળબિંદુઓના સમૂહને અને એક દેશમાં અંધકારના સમૂહને ધારણ કરી રહેલ આ તળાવ જાણે સંધ્યાકાળ સંબંધી આકાશ હોય તેવું દેદીપ્યમાન દેખાય છે.[૬] જેમના ખભાઓ પોતાનાં બચ્ચાંઓને પોષણ આપવા માટે પોતાના માળા પ્રત્યે લઈ જવાના કમલિનીઓનાં કમળરૂપી હોળિયાના ભાર વડે થાકી ગયા હતા, તે હંસો જાણે કાળ વડે એકઠાં કરી રાખેલાં મૂર્તિમાન ચંદ્રબિંબો હોય તેવાં શોભે છે. એ હંસોથી વીંટાયેલું આ તળાવ શરદઋતુનાં વાદળાંઓના અનેક ખંડો વડે સુશોભિત થઈ રહેલ આકાશની પેઠે કેવળ પવન વડે પણ સુંદર દેખાય એવું છે, તો પછી સુગંધી વાયુ વડે તે સુંદર દેખાય તેમાં શું કહેવું?[૭] આ તળાવના તરંગોની પંક્તિઓ જાણે સુગંધનો ભાર ઉપાડવાથી થાકી રહ્યા હોય તેમ મંદ ગતિ કરનારા અને મકરંદના સંપર્કથી ભીના થઈ રહેલા પવનોથી કંપી રહી છે અને એવા જળમિશ્ર કાદવને નીચો બેસાડી દઈ જળથી છૂટો પાડી દેવામાં થતી ત્વરાને લીધે એક જાતના મોટા વિચિત્ર શબ્દને ધારણ કરી રહી છે. આથી ક્ષોભને પામી ગયેલાં પક્ષીઓ તીરની લતાઓમાં ભરાઈ બેસે છે. વળી એ લતાઓ પુષ્પવૃષ્ટિ કરી રહી છે, તેથી તરંગોની પંક્તિઓ જાણે પોતાની વૃદ્ધિ માટે તે પુષ્પવૃષ્ટિને તટ સાથે સાંધી દેતી હોય તેમ જણાય છે.[૮] ચપળ એવાં મોટાં કમળોનાં પલ્લવોરૂપી વીંઝણાઓ વડે પંખો કરાયેલ, ઢળેલા ચામરનાં જેવાં સુંદર દેખાતાં ફીણો વડે સુશોભિત, ભમરાઓ તથા કોયલોનાં ગાયન વડે ગાજી રહેલ અને સુંદર ગોળ કમલિનીઓરૂપી રમણીય સ્ત્રીઓના સમૂહ વડે વીંટાયેલું આ તળાવ જાણે કોઈ રાજાનું અનુકરણ કરતું હોય તેવું ભાસે છે.[૯] ભમરાઓરૂપી શ્રેષ્ઠ પાત્રોના મનોહર પદાર્થોમાં પણ અતિમનોહર એવા ગીત વડે શોભાયમાન એવું આ તળાવ કમળોના મકરંદોના સંઘર્ષથી વ્યાપ્ત થઈ રહેલ છે અને તેને લીધે જ પીળા થઈ રહેલા જળને તે ધારણ કરે છે. વળી જાણે ફીણના પિંડો બંધાઈ રહ્યા હોય તેવા ધોળાં કમળોના ખંડો વડે તે સુશોભિત થઈ રહેલ છે અને પોતાના તટ ઉપર આવેલાં ઉપવનોના પુષ્પસમૂહોરૂપી શિરોભૂષણને ધારણ કરી રહેલ છે.[૧૦] સત્સંગતિ જેમ હૃદયકમળને શુદ્ધ કરનાર છે, તેમ આ તળાવ પણ શુદ્ધ હૃદયના જેવાં નિર્મળ કમળો વડે સુશોભિત છે. વળી, સત્સંગની પેઠે જ આ તળાવ હૃદયને પરમ આનંદ આપે છે, રસવાળું છે અને સ્વાદિષ્ટ છે.[૧૧] હે શાંત મહારાજ! જેમ સર્વ શાસ્ત્રના સારરૂપ પરબ્રહ્મમાં વૃત્તિરૂપે પરિણામ પામવાથી મહાત્માઓનાં ચિત્ત નિર્મળ જણાય છે, તેમ આ તળાવ પણ પોતામાં પ્રતિબિંબિત થઈ રહેલા શરદઋતુના આકાશ વડે નિર્મળ જણાય છે.[૧૨] સુંદર એવાં સારસપક્ષીઓ વડે રમણીય, ઝાકળ વડે વીંટાઈ રહેવાથી કંઈક લક્ષ્યમાં આવતું અને ઝાકળે પોતાના જેવું બનાવી દેવાથી શ્યામતા વિનાનું થઈ ગયેલ આ તળાવ જાણે ઝાકળનો વરસાદ જ હોય તેમ શોભે છે.[૧૩] હે મહારાજ! આ બ્રહ્મથી દૃશ્ય જુદું નથી અને તેના પરિણામરૂપ પણ નથી; છતાં તે જાણે જુદું જ હોય, તેમ દેખાય છે. તેવી જ રીતે આ તળાવની અંદર રહેલ તરંગ આદિ પણ તળાવથી જુદાં નથી, છતાં જાણે જુદાં હોય તેવાં દેખાય છે.[૧૪] અહો!

પોતાની મેળે જ પ્રવાહરૂપે વહ્યા કરતા અને ચક્રાકાર વર્તુળ ચકરીઓને ઉત્પન્ન કરી રહેલા આ જળાશયોના તરંગોની પરંપરા વિષમ છે. (એટલે કે, તે બ્રહ્મની અંદર પોતાની મેળે જ પ્રવાહરૂપે વહ્યા કરતા અને સંસારચક્રની ચકરીઓમાં ગોથાં ખાયા કરતા જડ બુદ્ધિવાળા મૂર્ખ પુરુષોની વિચારરૂપી તરંગપરંપરાના જેવી જ વિષમ છે.)[૧૫] કૂવા, વાવ, તળાવ અને સમુદ્રના જળમાં જેવું અંતર રહ્યું છે, તેવું જ અંતર સ્ત્રી-પુરુષના પાણીનું (રતિનું) પણ સમજી લેવું.[૧૬] જેમ નાના પ્રકારની જડ યોનિઓના સબંધથી કોઈ સુજ્ઞ માણસનું મન જર્જર થઈ જાય છે, તેમ જળયોનિ કમળોના સંબંધથી આ તળાવ જર્જર થઈ ગયું છે. આમ, તેનાં કમળોને ઠેઠ જર્જર દશા સુધી પહોંચાડનારા એવા તરંગોનાં ભ્રમણને લીધે અત્યંત વ્યાપ્ત થઈ રહેલ અને સંસારસાગરમાં ચકરીઓની પેઠે જ થયા કરતી ઇચ્છા, દ્વેષ આદિ વૃત્તિઓના ફેરફારોની માફક અસંખ્યરૂપે દેખાતાં એ કમળોને ગણવાને કોણ સમર્થ થઈ શકે?[૧૭] અહો! જળના અને જડના સમાગમની ક્રિયા આશ્ચર્યકારક જ છે. કેમકે અત્યંત સદ્ગુણી કમળ જળના સંબંધથી પોતાના સુગંધ, સૌંદર્ય, મકરંદ આદિ ગુણોને દોષની પેઠે જ કંઠમાં રાખી અંદર જ છુપાવી રાખે છે અને બહાર સર્વ મનુષ્યોને ખરાબ કાંટાઓના સમૂહ દેખાડે છે.[૧૮] જે ગુણો કમળના તંતુઓની પેઠે છિદ્રવાળા છે, સુદૃઢ નથી, સૂક્ષ્મ છે, બીજા વડે ઢંકાઈ રહેલા છે, જડતાવાળા છે તથા નિઃસાર છે; તેવા સદોષ ગુણોમાં ઉપાદેયબુદ્ધિ ન કરતાં ઉપેક્ષાબુદ્ધિ રાખવી જ યોગ્ય છે.[૧૯] ગુણ વડે અને સુંદરતા વડે સુશોભિત તથા યશ વડે અને સુગંધ વડે પોતાના કુળને પ્રસિદ્ધિમાં લાવનારા એવા મહાત્માઓના અને એવા જ ... આ કમળોના પ્રભાવને વર્ણવવાને ... પણ સમર્થ નથી.[૨૦] હરિ (ભગવાન)ના વક્ષઃસ્થળમાં નિવાસ કરી રહેલાં લક્ષ્મીજી પણ શોભા માટે પોતાના હસ્તમાં કમળને ધારણ કરે છે, તો પછી તેના કરતાં કમળની બીજી શી પ્રશંસા કરવી હોય?[૨૧] આ સૂર્યવિકાસી અને ચંદ્રવિકાસી કમળનું જળના સંપર્કથી જડપણું અને સૂર્ય–ચંદ્રમા ઉપર દ્વેષ રાખવારૂપી મૂર્ખતા એ બન્ને વ્યાપાર તો સમાન જ છે; પરંતુ ધોળાં અને કાળાં રૂપ વડે તે બન્નેનું વિસદૃશપણું જણાઈ આવે છે.[૨૨] તળાવોની અંદર નવી ઉદય પામેલી કમળવનની શોભા વિકસિત થઈ રહેલ મંદાર આદિ વનની સાથે સરખાવી શકાતી નથી, તેમ તારાઓ વડે યુક્ત એવા આકાશની સાથે પણ તેની સરખામણી કરી શકાતી નથી. વળી એકત્ર થયેલા ચંદ્રમાઓના સમૂહ સાથે પણ તેની સરખામણી કરી શકાતી નથી; પણ નૃત્ય કરી રહેલી સ્ત્રીઓનાં હાસ્યવાળાં મુખની શોભા સાથે તેને સરખાવી શકાય છે.[૨૩] અનન્ય ચિત્ત વડે પુષ્પલતાઓનો આસ્વાદ લેતાં જે ભમરાઓનું લાંબું આયુષ્ય વ્યતીત થઈ જાય છે, તેઓ જ વિશેષ ભાગ્યશાળી છે.[૨૪] જે ભમરાઓ આંબાઓના સુગંધ અને મકરંદ આદિ સુંદર ચમત્કારનો આસ્વાદ લે છે, તેઓ જ ચમત્કારી છે, બાકી બીજા તો પોતાની જાતિમાં એક ભારરૂપ છે.[૨૫] કમળોની અંદર મકરંદના મદ વડે અને સુગંધ વડે મત્ત થઈ રહેલા ભમરાઓ જે કાંઈ ગુંજારવ કરે છે, તેઓ એ ગુંજારવના મિષથી બીજાં વનોના સ્વાદ વડે સંતુષ્ટ થઈ રહેલા બીજા ભમરાઓને હસે છે.[૨૬] ખરેખર ખેદની વાત છે કે, જે ભમરાએ ચંદ્રબિંબના જેવા કોમળ કમળના ગર્ભની અંદર નિવાસ કર્યો, વિલાસ કર્યો, આનંદનો અનુભવ કર્યો અને શયન કર્યું, તે આ ભમરો શિશિરઋતુમાં નીરસ થઈ રહેલાં વૃક્ષોનાં પુષ્પોમાં કેમ પ્રીતિ કરશે?[૨૭] બિડાઈ રહેલી મલ્લિકાની મનોહર કળી ઉપર બેઠેલો ભમરો કાળરુદ્રે શૂળમાં પરો-

વેલા અધકાસુર જેવો દેખાય છે.[૨૮] હે પ્રિય ભમરા! તું નિરંતર વિવિધ પ્રકારનાં પુષ્પોના મકરંદનો આસ્વાદ લે છે અને પર્વતોમાં આવેલાં લતાગૃહોમાં ભમે છે; છતાં આજપર્યંત સંતોષ પામ્યો નથી. તેથી હું એમ માનું છું કે, તું મકરંદમાં લંપટ થઈ જવાથી દુષ્ટ ચિત્તવાળો થઈ રહ્યો છે અથવા તને વનમાંથી કશો સાર મળતો નથી.[૨૯] કમળના વનની અંદરના મકરંદનો સ્વાદ અનુભવવામાં કુશળતાવાળા હે ભમરા! તું કમળોના આશ્રયરૂપ તળાવમાં જા. તું તારા મકરંદ વડે પુષ્ટ થયેલા દેહને બોરડીઓના ઝાડરૂપી શુળામાં રહેલ કાંટારૂપી કરવત વડે કપાવ મા.[૩૦] હે ભમરા! જેમ પંડિત પુરુષ પોતાને યોગ્ય રાજસભા ન મળે ત્યાં સુધી સામાન્ય અને પોતાના સ્વરૂપને અનુચિત એવી રાજસભામાં પણ પોતાનો કાળ કાઢે છે, તેમ તું હેમન્ત તથા શિશિર આદિ ઋતુઓમાં કમળરસ પીવા ન પામે, તો પણ તું અળસીના પુષ્પમાંથી, કમળોનાં પાંદડાંઓના સમૂહમાંથી અને વિકસિત થઈ રહેલાં તમાલમાંથી મળતા મકરંદથી આયુષ્યના બાકી રહેલા ભાગને સુખથી વ્યતીત કર.[૩૧] હે મહારાજ! તળાવના પેટાળમાં રહેલી કમલિનીઓનાં કેસરોનો ઉપભોગ કરી રક્ષા કરાયેલી અને કમલિનીના જેવી જ શોભા વડે રમણીય એવી હંસોની પંક્તિરૂપી નિર્મળ વેલ જાણે સામનું ગાયન કરતી હોય તેમ ગંભીર શબ્દ કરે છે, તે આપ જુઓ.[૩૨] આકાશમાં પોતાની સ્ત્રીને હંસીને અનુસરી રહેલો હંસ હીંચકા જેવા કમળના માળામાં રહેલી અને તળાવમાં પ્રતિબિંબિત થઈ રહેલી પોતાની સ્ત્રીને જોઈને તેના પડવાની અને જળમાં ડૂબવાની શંકાથી મૂર્ચ્છિત થઈ જાય છે. હે મહારાજ! પોતાની સ્ત્રીને અનુસરી રહેલ હંસ હંસીને જળમાં પ્રતિબિંબિત થયેલ જોઈ તેના ડૂબી જવાની શંકાથી મૂર્ચ્છિત થઈ મરણ પામ્યો! આવું અત્યંત વ્યસનીપણું કોઈને પણ થશો મા.[૩૩,૩૪] હે મહારાજ! રાજહંસ લીલા વડે જે કાંઈ મધુર અને ગંભીર શબ્દ કરે છે, તેવો શબ્દ બગલો સેંકડો વરસ શીખે, તો પણ તેને આવડે એમ નથી.[૩૫] જન્મસ્થાન, આકાર, જાતિ, ચેષ્ટા અને આહાર આ બધું સમાન છતાં હંસમાં અને રાજહંસમાં જે કાંઈ અત્યંત તારતમ્ય રહેલું છે, તે જુદા જ પ્રકારનું છે.[૩૬] આકાશમાં ધોળી પાંખો વડે ગતિ કરનારો અને કમળોના સમૂહને શોભાવનારો હંસ આકાશમાં શુક્લપક્ષમાં વૃદ્ધિ પામનાર અને કમળોના સમૂહને વિકાસ આપનાર ઉદય પામતા ચંદ્રમાની પેઠે સર્વના ચિત્તને આનંદ ઉપજાવે છે.[૩૭] ઊંચા નાળવાળી કમલિનીના નાળરૂપી કદલીસ્તંભ વડે વ્યાપ્ત એવા કમળવનમાં વિહાર કરનાર હંસોની શોભાને બીજું કયું પક્ષી પામે છે?[૩૮] તરંગરૂપી કંકણને ધારણ કરનારી ચપળ જળબિંદુઓના સમૂહરૂપી હાર વડે શોભી રહેલી, કુમદ, ઉત્પલ, કલ્હાર આદિ પુષ્પોના સમૂહ વડે સોહામણી, ભમરાઓરૂપી ચપળ કેશલતાને ધારણ કરી રહેલી, સારસપક્ષીઓરૂપી રમઝમ થતા નૂપુરવાળી, ગોળ ચકરીરૂપી નાભિવાળી, ચપળ વીચિઓરૂપી વિલોચનોવાળી અને જળની પૂર્તિ કરનાર પોતાના પ્રિય પર્વત તરફ જોયા કરતી આ નદી,

તેમજ ડોલર, ચંપો તથા બીજી લતાઓના ઉપભોગ વડે સૌભાગ્ય ભોગવનારો આ ભ્રમર પણ દૈવયોગે ઠંડી શિશિરઋતુમાં ઢેફાં અને ઘાસનો આસ્વાદ લેતાં સુકાઈ ગયેલા બગલા જેવો થઈ ગ્યો છે. અહો! વિપત્તિમાં મોટાઓને પણ દીનતામાં મન લગાડવું પડે છે.[૪૩] હે મહારાજ! હું હંસની પાંખો વડે સરળ થઈ રહેલા કમળના વનમાં ફરતો હતો, ત્યારે મહાદેદીપ્યમાન કમળની પાંદડાંની અંદર બેઠેલા હંસના બાળકે તેના પિતા પ્રત્યે ઊંચે સ્વરે જે વાક્ય કહ્યું હતું, તે ઘણો સમય વિચાર કરતાં મને હમણાં યાદ આવે છે. તેણે કહ્યું હતું કે, 'હે તાત! આ કમલિની મધ્યાહ્નકાળમાં પણ મારા મરતકના ભાગ ઉપર જાણે ધોળાં મોતીઓની વૃષ્ટિ કરતી હોય, તેમ સહસા ફેલાઈ જનાર પોતાનાં ઠંડાં જળબિંદુઓના સમૂહને પ્રત્યક્ષ રીતે નાખે છે, તે જુઓ.' આકાશમાં ગતિ કરનાર ચંદ્રમાની પેઠે આ તળાવના શાંત જળમાં મૌનપણે ઘણા કાળથી ગતિ કરનાર હંસની પાંખો પથ્થરોની પેઠે કમળોની નાળો સાથે અથડાય છે. આથી તે જાણે સાક્ષાત્ બ્રહ્માના કમળમાંથી નીચે પડતાં હોય, તેમ જે જળબિંદુઓ કમળરૂપી પડિયામાંથી એ હંસની ઉપર પડે છે, તેને નીચે જળની અંદર ફરનારાં પ્રાણીઓ ગંગાજળની પેઠે પરમ પ્રસન્નતાથી તરત જ પી જાય છે.[૪૫]

व्योम्नीन्दोरिव सौम्यवारिणि चिरं निःशङ्कं सर्पतो हंसस्यांसहताब्जनालवलनानिष्कंपटंकक्षतैः। गंगावारिवदत्र पुष्करपुटाद्ब्राह्मादिवास्योपरि भ्रष्टा ये जलबिन्दवो जलचरा हृष्टाः पिबन्त्याशु तान् ॥ ४५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'પદ્મભ્રમરહંસવર્ણન' એ નામનો સર્ગ ૧૧૭ મો સમાપ્ત**



## सर्ग ११८ मो*

### બગલા આદિનું વર્ણન

॥ सहचरसहचर्यः क्रमेणोचुः ॥

निर्गुणस्य बकस्यास्य गुण एकोऽस्ति दृश्यताम्। यत्प्रावृषं स्मारयति प्रावृट् प्रावृडिति ब्रुवन् ॥१॥

સહચર અને સહચરીઓ અનુક્રમે બોલ્યાં:-આ બગલો સાવ ગુણથી રહિત છે, પણ તેમાં એક મોટો ગુણ રહ્યો છે, તે આપ જુઓ. તે 'પ્રાવૃટ્ પ્રાવૃટ્' એવો અસ્ફુટ અવાજ કરીને વર્ષાઋતુનું સ્મરણ આપે છે.[૧] હે બગલા! તું તળાવની અંદર રહેવાથી વર્ણ વડે હંસના જેવો જણાય છે, તો હવે જળકાગડાઓ સાથે મિત્રતા, ક્રૂરતા અને કડવી વાણી, એ ત્રણે દોષને છોડી તું પ્રસિદ્ધ રીતે બરાબર હંસતુલ્ય થઈ જા.[૨] હે અત્યંત ચતુર મહારાજ! માછલાંઓ મારવામાં અતિનિપુણ એવા આ જળકાગડાઓ ચોતરફ ફર્યા કરતાં જળચર પ્રાણીઓવાળાં જળની અંદર વારંવાર પેસીને માછલાંઓને ચાંચમાં પકડી લેતા હતા અને તેમને ગળી જતા હતા. પરંતુ જળકાગડાઓ દૈવયોગે આજે કોઈ કારણથી મરી ગયેલા મોટા મત્સ્યોને ખાઈ જતાં ગળાના રોગ વડે દુઃખિત થઈ ગયા છે અને અત્યંત ક્ષુધાના સમયમાં પણ હારબંધ બેસી રહ્યા છે. તેઓ પાંગળાની પેઠે પોતાની પાસેનાં અને સુખથી પકડી શકાય તેવાં માછલાંને પણ પકડી શકતા નથી.[૩] આમ જ લોકો સ્વાર્થથી મરવાને તૈયાર થઈ જાય છે, એમ જળકાગડો પોતાની ક્રિયાથી સૂચવે છે અને કોઈ દુર્જન 'મારો એ ગુરુ છે' એવી સ્તુતિ કરે છે.[૪] પોતાની ડોકને ઊંચી કરી રહેલો અને ફેલાવેલ નિર્મળ સુંદર પાંખોવાળો આ હંસ જ આકાશમાં

* આ એકસોઅઢારમા સર્ગમાં જળકાગડાઓ, બગલાઓ, મોરો, વિયોગી વટેમાર્ગુઓ (પાથી), માછલાંઓ અને બપૈયાઓ-એ સર્વનાં ચરિત્રો વિષે વર્ણન કરવામાં આવશે.

આપણી પાસે ઊભો છે, એમ પ્રથમ લોકોએ માની લીધું હતું. પરંતુ જ્યાં તેણે તળાવના જળમાંથી માછલીઓને પકડવા માંડી, ત્યાં સર્વ લોકોને પ્રતીતિ થઈ કે, આ તો ખરેખર બગલો જ છે.[૫] ઘણા લાંબા કાળથી ચપળ થઈ રહેલા અને આ તળાવમાં જ તપના જેવો દંભ કરી બેઠેલા બગલાઓને જોઈને ધૂર્તના ચરિત્રને જાણનારી કોઈ સ્ત્રી બીજા સ્થળે ઘણા લાંબા સમયથી વિષયોમાં લંપટ થઈને ચપળ થઈ રહેલા અને આ તળાવમાં જ તપનો દંભ કરીને તેમજ અંધકારનો ઉદય થતાં સુધી ત્યાં બેઠેલા ધૂર્તોને જોઈ વિસ્મિત થઈ ગઈ.[૬] કોઈ સ્ત્રી પોતાના પતિને કહે છે કે, 'આ જળની અંદર ટાઢને ન ગણકારનારી આ ગામડાંની સ્ત્રીઓ ધોળાં કમળોને લઈ જાય છે અને તમે પણ તેની પછવાડે જવાને ઇચ્છો છો; માટે હું તમારી પ્રિયા નથી, તેથી હવે હું પણ ચાલતી થાઉં છું.[૭] આમ હે નરશ્રેષ્ઠ! માર્ગમાં કોપને પામેલી પોતાની પ્રિયાને આ પથિક (વટેમાર્ગુ) તીર ઉપર આવેલા અને કુસુમલતાઓની ગુફાવાળા ક્રીડાવનમાં મનાવવાનો યત્ન કરી રહ્યો છે, તે જુઓ.[૮] હે રાજન્! જુઓ, આ વારાંગના હાવભાવોના વિલાસો કરીને, કંઈક કોપ બતાવીને અને વળી કંઈક હસીને આ વૃત્તાંત કહી રહી છે.[૯] બગલાઓ, જળકાગડાઓ અને ભિલ્લ આદિ હિંસક પ્રાણીઓ જો કે એક જ ઠેકાણે રહે છે, તો પણ મૂર્ખો અને વિદ્વાનોની પેઠે તેમની બુદ્ધિનો પરસ્પર મેળ થતો નથી.[૧૦] ખંજનપક્ષીની ચાંચમાં રહેલો કીડો કિટકિટ અવાજ કરે છે અને જાણે પૂર્વકાળમાં સંચય કરેલાં પાપની ઉપરના ભાગમાં ફરકયા કરતી ધ્વજા હોય એવો દેખાય છે.[૧૧] તળાવના કાંઠા ઉપર આવેલા ઝાડની અંદર રહેલો ચપળ બગલો જ્યાં પોતાનો અવાજ કરે છે, ત્યાં સ્નેહને લીધે જેમ સ્ત્રી પતિના વક્ષઃસ્થળને પકડી લે છે, તેમ માછલી કાંઈક જળવાળાં તળાવનાં ખાબોચિયામાં ભયને લીધે પોતાના સંપૂર્ણ બળપૂર્વક કૂદી પડે છે અને મરી જઈને પણ નિપુણતાથી પોતાના દેહની રક્ષા કરે છે. કેમકે આ સંસારમાં કોઈ મોટી આપત્તિ આવી પડે, ત્યારે હૃદયનો ભંગ થઈ જઈ મરી ગયા વિના બીજું કશું સુખ આપતું નથી. બગલા, અજગર અને જળકાગડા આદિ પ્રાણીઓના ઉદરમાં પેઠેલાં અને ચાવ્યા વિના જ તેમણે ગળેલાં મત્સ્ય આદિ જીવોનાં ચિત્તની સ્થિતિ સુષુપ્તિના જેવી એક મૂર્છારૂપ જ છે, એમ હું માનું છું.[૧૨,૧૩] પોતાની પાસે ઊભેલ જળકાગડાઓ, બગલાઓ, ગીધો, મીંદડાઓ અને સર્પોને જોઇને જળચર જીવોને જે ભય ઉત્પન્ન થાય છે, તેની આગળ વજ્રપાતનો ભય પણ તૃણના જેવો અતિ તુચ્છ છે, એમ પૂર્વજન્મની સ્મૃતિવાળા કોઈ વિદ્વાને આગાઉ મને કહ્યું છે.[૧૪] નેત્રની શોભાના બળથી ભમરાઓ પોતાની પાસે આવે છે, ત્યાં નવાં કમળોને અને કેતકીનાં પુષ્પોને વીખેરી નાખનારા તથા આ તળાવના કાંઠા ઉપર આવેલાં વૃક્ષનાં પુષ્પો વડે સુશોભિત એવા નીચેના પ્રદેશમાં બેઠેલા આ મુગ્ધ મૃગો આપણી પાસે જ ઊભેલ છે, તે આપ રાણી આદિ પ્રિયાવર્ગને દેખાડો.[૧૫] મયૂર મહાશયપણાને લીધે ઇન્દ્રની પાસે જળની યાચના કરે છે અને ઇન્દ્ર પોતે મહાત્મા હોવાથી તેની યાચના ઉપરથી આખી પૃથ્વીને જળ વડે પૂરી દે છે.[૧૬] આ મયૂરો વાછરડાઓની પેઠે મેઘોને અનુસરે છે, તેથી અનુમાન થાય છે કે, મલિન (મેલા)નો પુત્ર મલિન જ હોય છે.[૧૭] મૃગોને જોઇને કોઈ પથિક પોતાની પ્રિયાનાં નેત્રોનો વિચાર કરવા મંડી પડ્યો અને પોતાની પાસે રહેલા પદાર્થોના સંબંધમાં યંત્રની પૂતળીના જેવો જડ થઈ ગયો.[૧૮] મયૂર પૃથ્વીના જળનું પાન કરતો નથી અને સર્પને બળાત્કારથી પકડી ખાઈ જાય છે. આમાં સર્પની કાંઈ દુષ્ટતા કારણરૂપ છે કે મયૂરની કાંઈ દુષ્ટતા કારણરૂપ છે, તે હું જાણી શકતો

નથી.[૧૯] સજ્જનના ચિત્તના જેવા નિર્મળ મોટા તળાવને છોડીને આ મયૂર આકાશમાંથી પડનારા મેઘના જળનું પાન કરે છે, તે તળાવમાં પોતાનું માથું નીચું નમાવવું પડે તેના ભયથી છે, એમ હું માનું છું.[૨૦] પૂરેલ સુંદર કળારૂપી મેઘને ધારણ કરી રહેલા આ મયૂરો જાણે વર્ષાઋતુનાં મૂર્તિમાન બાળકો જ હોય, તેવા શોભે છે. જુઓ, તેઓ પોતાનાં પીંછાંમાં રહેલાં કાન્તિમાન ચાંદરડાંઓને કંપાવે છે. આ શ્રેષ્ઠ વનની અંદર વનના પવન વડે ફેલાઈ જનાર અને ચપળ મોરપિચ્છનાં ચાંદરડાંરૂપી સુંદર તરંગવાળા મયૂરોને આ સમુદ્ર જ જાણે મોતીઓનું દાન આપી નચાવી રહ્યો છે.[૨૧,૨૨] હે ચકિત ચાતક! હવે તું વનભૂમિમાં ઊગેલ લીલા તૃણનું ભક્ષણ કર, જળનું પાન કર અને કેળોના વનમાં જઈ વિશ્રાંતિ કર; કારણ કે આ ગ્રીષ્મઋતુમાં અગ્નિથી સુકાઈ ગયેલાં વૃક્ષોમાં રહેવાથી તને સુખ મળશે નહિ.[૨૩] હે મયૂર! આ કંઈ સમુદ્રના જળથી ભરપૂર થયેલો મેઘ આકાશમાં ચઢેલો નથી, આ તો પર્વત ઉપર દાવાનળથી બળી ગયેલા વનની અંદર વૃક્ષોનાં કોતરોના અગ્રભાગમાંથી ધુમાડો નીકળે છે.[૨૪] જે મેઘે શરદઋતુમાં પણ જળ વડે મયૂરની તૃપ્તિ કરી, તે મેઘ વર્ષાઋતુમાં પણ તળાવને જળ વડે ન પૂરી દે, તો એ વાત બાળક એટલે ક્ષુદ્રલોકને જ યોગ્ય છે. ઉદારતાના સમયમાં પણ મેઘ આ કૃપણતા કરે, તો તે જોઈને પામર લોક તેની હાંસી કરે અને એથી સજ્જન માણસોના ચિત્તમાં દુઃખ થાય, એમ વિચારી મયૂર પોતાનો સર્વ સમય કશું બોલ્યા વિના તૃષા વડે જ ગાળવા લાગ્યો.[૨૫] મયૂર તૃષા વડે પીડાતો હોય તો પણ વરસાદના સ્ફટિક જેવા નિર્મળ જળનું પાન કર્યા પછી તે માર્ગમાંનાં બીજાં ડહોળાં જળ પીતો નથી. મેઘને સંભારી સંભારીને તે પોતાના મનમાં હરખાય છે, પણ મરી જતો નથી. કેમકે ગુણવાનની ઉપર આશા બાંધી બેસનારાઓનો શ્રમ આગળ જતાં પણ પરિણામે સુખકારક નીવડે છે.[૨૬] જેમ મૂર્ખ પુરુષો કેવળ વાતોથી જ પોતાનું જીવિત વ્યતીત કરે છે, તેમ આ વર્ષાકાળમાં પથિકો પણ પ્રિયાની કથાઓ વડે જ માર્ગની દુર્દશાને વ્યતીત કરે છે.[૨૭] હે મહારાજ! જુઓ, અહીં આ તરુણ સ્ત્રીઓ આ તળાવમાંથી કમળ, ઉત્પલ, કુમુદ, બિસ તથા મૃણાલ આદિ કમળોના, તેમજ કમળોનાં પાંદડાંઓમાં ભરી લીધેલા જળના ભારને લઈ વહી જાય છે. અરે! તમે આ ભારને શા માટે વહો છો? એમ કોઈકે પૂછ્યું, એટલે જુઓ, એ તરુણ સ્ત્રીઓએ ઉત્તર આપ્યો કે, 'હે પથિક! પતિના વિયોગદુઃખના તાપમાં તપી રહેલી એક પથિકાંગનાની અમે બાળસખીઓ છીએ.'[૨૮,૨૯] આમ, પોતાના પતિમાં રાગ વડે રંગાયેલા ચિત્તવાળી, સ્તનના ભાર વડે ભરેલી અને વિલાસ વડે સુશોભિત એવાં અંગને ધારણ કરી રહેલી એ તરુણ સ્ત્રીઓને જોઈને પથિકોને પોતાને ઘેર રહેલી પોતાની પ્રિયાઓ સાંભરી આવી. તેમાંથી કોઈ પથિક પોતાની પ્રિયાનું સ્મરણ કરી કહેવા લાગ્યો કે, 'સંપૂર્ણપણે જળ વડે ભરેલા મેઘોરૂપી અંધકારથી શ્યામ એવા આકાશને જોઈને અને સારી રીતે વિકસિત થઈ રહેલાં તેમનાં વાદળાં અને તથા અંધકારની પેઠે શ્યામ એવાં શૂન્ય અને ગહન વનને જોઈને, તે સાચે જ મારી પ્રિયા પ્રલાપ કરે છે, પૃથ્વી ઉપર મૂર્છા વડે પડી જાય છે અને ચાલતાં ચાલતાં લથડી પડે છે. ભમરાઓની પંક્તિઓ વડે અને બીજાં કમળો વડે વીંટાઈ રહેલાં કમળપાત્રમાંથી સ્રવ્યા કરતા મકરંદરૂપી મધનું પાન કરીને મત્ત થઈ રહેલો અને કાંઠા ઉપર આવેલાં વૃક્ષોનાં પાંદડાંઓનાં નૃત્ય વડે ઉત્પન્ન થતા કોમળ, ગંભીર તથા મનોહર શબ્દના સમૂહ વડે પોતાના ગુણોને સૂચવી આપતો આ વાયુ વાઈ રહ્યો છે. હાય! વિરહી જનને કામોદ્દીપક હોવાથી તે ખરેખર

ખેદકારક છે.[૩૦–૩૨]

भृंगावलीकुवलयावलिताब्जपात्रसंप्रेर्यमाण नलिनीमधुपानमत्तः । हा वाति तीरतरुपल्लवला स्यलब्धसंमुग्धशङ्कगणगीतगुणो नगस्वान् ॥१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'હરિણમયૂરબકમુગ્ધાદિવર્ણન' એ નામનો સર્ગ ૧૧૮ મો સમાપ્ત

## सर्ग ११९ मो×

### પથિકના સ્મશાનગમન સુધીનું વર્ણન

॥ सहचरा ऊचु ॥

कथयत्येष पथिकः पश्य मंदरगुल्मके ।
प्रियायाश्चिरलब्धाया वृत्तां विरहसंकथां ॥ १ ॥

સહચરો બોલ્યાઃ–હે મહારાજ! જુઓ, આ પથિક મંદરાચળની નિકુંજને વિશે ઘણે લાંબે કાળે મળેલી પોતાની પ્રિયા આગળ પોતાને વીતેલી વિરહવીતક કરે છે.[૧] તે પથિક કહે છે કે, 'તારો વિયોગ થયા પછી મને એક દિવસે આ જ આશ્ચર્યકારક વૃત્તાંત વીત્યું હતું, તે તું સાંભળ. હું તારી પાસે દૂત મોકલવા વિચારવા લાગ્યો અને મારા મનમાં કહેવા લાગ્યો.[૨] આ મહાપ્રલયકાળના જેવા વિયોગના સમયમાં હું અહીં રહ્યો છું. તમારા વૃત્તાંતને સંદેશારૂપે લઈ જઈ કોણ મારી સ્ત્રીએ કરેલા સત્કારનું પાત્ર થવાને મારે ઘેર જાય! અરે! પારકાના દુઃખની શાંતિ કરવા માટે પ્રીતિપૂર્વક અને સરળતાથી નિરંતર યત્ન કરે એવો કોઈ પુરુષ આ જગતમાં છે જ નહિ. અહો મને સાંભર્યું! શિખરને વિશે રહેલો આ મેઘ પરદુઃખની શાંતિ કરવાના ગુણથી સંયુક્ત છે, કામદેવના ઘોડાની પેઠે તરત જ મારે ઘેર જઈ શકે તેમ છે, પરોપકાર કરવામાં બહુ રસિક છે અને વીજળીરૂપી સ્ત્રી સાથે અહીં ઊભો છે.[૩,૪] હે ભાઈ મેઘ! તું ગુણવાન છે. તો, તને યોગ્ય એવા અને પોતાના કંઠમાં ગુણ (પ્રત્યંચા) ને ધારણ કરી રહેલા ઇન્દ્રધનુષ્યને ગ્રહણ કરીને તું મારી પ્રિયા પાસે જજે અને ઝરતાં જળબિંદુઓવાળા તારા શીતળ પવનો વડે તેને પ્રથમ આશ્વાસન આપજે. પછી, હે સુંદર આકાશગામી! તું મારો સંદેશો પહોંચાડવા માટે મંદમંદ ગર્જના કરજે. માત્ર, એકબે ઘડી તું દયા કરજે! કેમકે, આંસુથી ભરપૂર આંખોવાળી મારી એ બાલપ્રિયા કુમળા કમળના જેવી કોમલાંગી છે અને તે તારી ગાઢ ગર્જનાને જીરવી શકે એમ નથી.[૫] હે મેઘ! મેં મારા હૃદયાકાશમાં ચિત્તરૂપી શલાકા વડે મારી પ્રિયાને આલેખીને તેને આલિંગન કર્યું હતું; છતાં તે મારી સુશીલ પ્રિયા હમણાં અહીંથી કોણ જાણે ક્યાં ચાલી ગઈ, તે હું જાણી શકતો નથી.[૬] હે કોમલાંગી પ્રિયા! મેઘને મેં આ પ્રમાણે કહ્યું અને તારા વિયોગની ચિંતાથી મારી બુદ્ધિ પરવશ થઈ ગઈ. મારા મનની કલ્પના પણ અંદર જ લીન થઈ ગઈ. મારી સ્મૃતિ પણ તારી સાથે જ કોણ જાણે ક્યાંય જતી રહી! એ સ્મૃતિનો લોપ થઈ જવાને લીધે મારુ શરીર પરવશ બની ગયું, મારાં અંગો લાકડું અને ભીંતના જેવાં જડ થઈ ગયાં. કેમકે વિરહના ક્લેશથી થનારા પરાભવને કોણ સહન કરી શકે? પછી મને તેવી સ્થિતિમાં જોઈને પથિકોનો સમૂહ ભેગો થઈ ગયો અને મોટા આરંભ વડે હાહાકાર શબ્દ કરતી પથિકાંગનાઓએ આવી જબ્બર છાતી કૂટવા માંડી. ત્યાં 'અરે અરે! હાય હાય! ખરેખર કષ્ટ છે કે, આ પથિક મરી ગયો' એવો કોલાહલનો ધ્વનિ ઉત્પન્ન થઈ ગયો અને તેમાં કેટલાકના તો ‹ લીધે ઘાંટા બેસી ગયા તથા પોતાના પ્રલાપો કરીને તેઓ મેઘનો તિરસ્કાર કે.

× આ એકસોઓગણીસમા સર્ગમાં કોઈ પથિક પોતાની પ્રિયાને મળતા, તેની પાસે તેના વિયોગથી થયેલી પોતાની પ્રથમની દશાથી માંડીને ઠેઠ સ્મશાન ગમન પર્યંતની દશાને વર્ણવશે

પછી તે પથિક લોકો 'એ આ મરી ગયો છે,' એવો નિશ્ચય કરીને અને આંખોમાં આંસુ લાવીને શબને યોગ્ય એવી ગંધપુષ્પાદિ પૂજાની રચના કરી. તેમણે લાકડાંને એકઠાં કર્યાં. પછી તેઓ મને બાળવા માટે અતિભયાનક સ્મશાનભૂમિમાં લઈ ગયા. તે સ્મશાન બળ્યા કરતી ચિતાઓના થયા કરતા અનેક તડતડાટના સ્ફુટ અવાજથી મહા ઉદ્વેગ ઉત્પન્ન કરે એવું હતું. હે કમળમુખી! પછી ત્યાં આંસુ વડે પૂર્ણ એવી આંખો તથા પાંપણોવાળા કેટલાએક પથિકોએ મને ચિતારૂપી શયનમાં સુવાડ્યો. હવે બધાઈ ગયેલાં લોકોનાં ટોળાંઓની પેઠે ચારેબાજુ પોતાની રેખાને પ્રસારી રહેલ, ધુમાડાઓના ઉદ્ગારથી જટિલ થઈ રહેલ અને મદોન્મત્ત મૃત્યુના મસ્તક ઉપર રહેનારા ઉત્તમ ચૂડામણિની જેમ પ્રકાશી રહેલ અગ્નિરૂપી સુવર્ણ એક અંશમાત્ર દેખાવા લાગ્યું. તે સમયે કમળલતાના જેવી કોમળ, કાળી, લંબાઈથી અને સંકોચથી વક્રતાવાળી અને ગરમ મિજાજની નાની નાગણી જેમ કોઈ નોળિયાએ ભયભીત કરવાથી પૃથ્વીના છિદ્રમાં પ્રવેશ કરે, તેમ કમળલતાના જેવી કોમળ, કાળી, ઉષ્ણતાવાળી અને લંબાઈથી તથા સંકોચથી વક્રગતિવાળી ધૂમ્રલેખા મારા નાસિકાના છિદ્રમાં તથા ગળાના રંધ્રમાં સત્વર પ્રવેશ કરવા તૈયાર થઈ ગઈ.[१०,११] જેમ વજ્રના જેવા દૃઢ શરીરવાળા બ્રહ્મા સર્વ ઉપર દૃઢતાથી પડનાર મૃત્યુના ભાલાઓના સમૂહથી પીડિત થતા નથી, તેમ તારા સંકલ્પરૂપી અમૃતપાનના બખ્તર વડે રક્ષાયેલો હું એ ધુમાડાઓના ગોટાઓથી પીડિત થયો નહિ. ત્યારે તું મારા હૃદયરૂપી ઘરમાં મારી પાસે જ બેઠી હતી તથા કામદેવની એક નદીરૂપ હતી. તારામાં જ હું ચિત્તવૃત્તિ દ્વારા મગ્ન થઈ ગયો હતો. ત્યારે અગ્નિ વડે બળવાથી મારાં [illegible]સ્થળો જો કે કપાઈ ગયા જેવાં થઈ રહ્યાં [illegible]. તો પણ હું તેની વેદનાને સુધ્ધાં સ્ફુટ રીતે જાણી શક્યો ન હતો.[१२] હે કોમલાંગી! એ સમયે મૂર્છિત અવસ્થામાં મેં હૃદયને વિશે તારી સાથે એવું તો લીલાભરપૂર ઉત્તમ સુખ અનુભવ્યું હતું કે, આપણે જાણે અમૃતના પ્રવાહમાં મગ્ન જ થઈ રહ્યાં હોઈએ એમ લાગતું હતું અને આ ત્રૈલોક્યના આધિપત્યનું સુખ પણ તેની આગળ મને મર્મપ્રહાર જેવું અત્યંત તુચ્છ જ જણાતું હતું. તારી તે લીલા, તારા તે વિલાસો, તારું તે સસ્મિત વચન, તારા તે સુંદર કટાક્ષો, મણિસુશોભિત તારો તે એકાવલી હાર, સંભોગના સમયમાં આનંદભેર કરેલી તારી તે આલિંગનક્રિયા, સમયોચિત એવી નખક્ષત આદિની તારી તે ચેષ્ટાઓ, મધુર શબ્દવાળું તે હસવું અને ચપળપણાથી તેં ઉપજાવેલો તે ચિત્તક્ષોભ એ બધું જ્યારે મારા સ્મરણમાં આવે છે, ત્યારે તે તમામ મને અમૃતરસના જેવો આનંદ આપે છે.[१३,१४] આમ, હે બાલા! તારા સમાગમમાં આવી હું સંભોગ વડે થનારા સુખરૂપી રસાયનથી અતિ તૃપ્ત થઈ ગયો અને શ્રમથી પીડિત થયો. એટલે શરદઋતુના શીતળ તથા નિર્મળ કાન્તિવાળા ચંદ્રબિંબના જેવી કોમળ શય્યામાં હું સૂઈ ગયો.[१५] એ સમયે ચંદનના ગારા જેના શીતળ અને લાંબા ચંદ્રખંડમાંથી અસંભવિત એવો વજ્ર સશબ્દ ઉત્પન્ન થાય તેમ મારી શય્યામાંથી ચિતામાં પ્રજ્વલિત થઈ રહેલો અગ્નિ સશબ્દ ઉત્પન્ન થયો. વડવાનલ જેમ ક્ષીરસાગરમાં વ્યાપી વળે છે, તેવી રીતે તે અગ્નિ મારાં સકલ અંગોમાં વ્યાપી વળ્યો હતો, એમ મારા જોવામાં આવ્યું હતું.[१६] હે મહારાજ! ઉપર પ્રમાણે પોતાનો પતિ કહેતો હતો, તેટલામાં તો એ મુગ્ધ સ્ત્રી પોતાની મુગ્ધતાને લીધે ખરેખર પોતાના પતિનું મરણ થયેલું માનીને 'હાય હું મરી ગઈ!' એમ બોલી મૂર્છિત થઈ ગઈ.[१७] આ પથિક પોતાની એ પ્રિયાને જળથી તથા કમલિનીનાં પાંદડાંના વીંઝણાથી આશ્વાસના કરે છે, તેની

મૂર્ચ્છાને શાંત કરે છે અને તેને ગળે વળગાડી આ મંદરાચળની નિકુંજમાં રહે છે.[૧૮] જુઓ, એ મુગ્ધા એને ફરીથી પૂછે છે, એટલે તે પથિક પોતાની પાસે રહેલી એ પ્રિયાની હડપચી પકડીને તેને બાકી રહેલી વાત કહે છે.[૧૯] પથિક કહે છે કે, 'હું મનમાં કાંઈક ખેદ લાવી અહો આ અગ્નિ છે એમ ઝટઝટ કહેવા લાગ્યો, ત્યાં તો એ જગ્યાએ આવેલા પથિકોએ પ્રસન્ન થઈને ખરખરના શબ્દવાળી એ ચિતાને તરત જ ક્ષણ વારમાં ચૂંથી નાખી.[૨૦] પછી તે પથિકો મને જીવતો થયેલો જોઈને હર્ષ વડે ચપળ તાળીઓના વિલાસરૂપી વાજાં વગાડવા લાગ્યા અને તેમણે મને ચિતામાંથી ઉઠાડી, મંગળ માટે અનેક વૃક્ષમંજરીઓના મુકુટ વડે પૂર્ણ કરી દીધો. હવે તેઓ સર્વ મને આલિંગન કરવા લાગ્યા, મને ચોતરફથી સારી રીતે વીંટી વળવા લાગ્યા, હર્ષથી અવાજ કરવા લાગ્યા, હસવા ને ગાવા લાગ્યા, નાચવા લાગ્યા અને ઘૂમવા લાગ્યા. ત્યારે વિષમ એવા ભૂતોના નાયકોને સુખ આપનારું, ભસ્મથી, સર્પોથી અને શબની ખોપરીઓના સમૂહોથી ભરેલું તથા ચંદ્ર જેવાં ધોળાં હાડકાં તથા કપાળોવાળું તે સ્મશાન જાણે કાળભૈરવનું શરીર હોય તેવું મહાભયાનક જણાતું હતું.[૨૧,૨૨] ત્યાં વાયુઓ વાતા હતા. તેઓ ભસ્મ ઉડાડી પડખે આવેલાં વનોની છાયાને નિરુપયોગી કરતા હતા અને ફાટેલાં તથા ચોતરફ સડી ગયેલાં હાડપિંજરોના દુર્ગંધને ચોતરફ ફેલાવતા હતા. પુષ્કળ ભસ્મ પથરાઈ જવાથી તેઓ ઝાકળના સમૂહનો દેખાવ આપતા હતા અને શબોના કેશોને કંપાવતા હતા. તેઓ આકાશરૂપી ભાથામાં જાણે ચંદ્રમા દ્વારા મૂર્તિમાન બાણો જ નીચે આવી પડ્યાં હોય તેવા દેખાતા હતા અને શંકરના ભૂષણને યોગ્ય એવાં અસ્થિઓમાં અથડાવાથી રુક્ષ શબ્દોને ઉત્પન્ન કરતા હતા.[૨૩] પ્રજ્વલિત અગ્નિવાળી ચિતાઓમાંથી પ્રવાહરૂપે નીકળતા તથા ધુમાડાઓ અને તણખાઓથી ભરપૂર એવા પવનથી કંપિત થઈ રહેલી તેમજ તેની ગરમી લાગવાથી શુષ્ક થઈ રહેલાં વૃક્ષોવાળી એ સ્મશાનભૂમિ જાણે અગ્નિ, વાયુ અને શનૈશ્વરનું રમવાનું ઘર હોય, તેવી દેખાતી હતી.[૨૪] મહાભયંકર, અર્ધદગ્ધ તથા અનંત હાડપિંજરો વડે અત્યંત દુર્ગંધ અને મદ વડે ઉન્મત્ત થઈ રહેલ શિયાળ, કાગડાઓ, કંકપક્ષી, ગીધપક્ષી, પિશાચો તથા વેતાલોના શબ્દો વડે ભયંકર એવું સ્મશાન મેં જોયું.[૨૫] તે સ્મશાનમાં ત્યાં લાવવામાં આવેલાં અનેક શબોના બાંધવસમૂહના રોવાથી ગાજી રહેલ દિશાઓના અંતોવાળું હતું, નિકુંજોવાળું હતું, પક્ષીઓએ તાણી લીધેલ લીલી શિરાઓ તથા આંતરડાંઓથી યુક્ત હતું અને બળી ગયેલ વૃક્ષખંડો તથા લતાઓના સમૂહો વડે વ્યાપ્ત હતું. એ સ્મશાનમાં કોઈક સ્થળે ચિતાનું ચલન થવાથી જ્વાળા ભભૂકી ઊઠતી હતી અને તેથી ત્યાં પ્રકાશ થઈ રહેતો હતો. ત્યાં કોઈક ઠેકાણે મોટા કેશોને લીધે જાણે મેઘોનો સમૂહ ભેગો થઈ રહ્યો હોય એવો દેખાવ દેખાતો હતો. વળી કોઈક ઠેકાણે ત્યાં પર્વતના ભાગને છોડી દઈ પૃથ્વીનો બીજો બધો પટ જાણે રુધિરથી સિંચાઈ રહ્યો હોય એમ જણાતું હતું અને ક્યાંક તો તે સ્મશાન રાત્રિએ ગાજી રહેલા મેઘના જેવું જણાતું હતું.[૨૬,૨૭]

क्वचिच्चितिक्षोभकृतप्रकाशं क्वचिन्महाकेशकृताब्दवृंदम्। क्वचिच्च रक्ताक्तधरानितानं नक्तं स्तनत्वभ्रमिवास्तशैलम् ॥ २७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પથિકવિરહવૃત્તવર્ણન' એ નામનો સર્ગ ૧૧૯ મો સમાપ્ત



## સર્ગ ૧૨૦ મો×

### વાયુ, વૃક્ષ તથા ભ્રમર ઇત્યાદિનું વર્ણન

॥ सहचर्य ऊचुः ॥

**एवंप्रायाः कथाः कुर्वत्पश्यैतन्मिथुनं महत्।**
**पानं प्रवृत्तवत्सारं पातुं पद्मनिभेक्षण ॥ १ ॥**

સહચરો બોલ્યાઃ–હે કમળનયન! આવી બીજી પણ કથા કરી રહેલ આ મહાન દંપતી હમણાં ઉત્તમ મદ્યપાન કરવાને તૈયાર થઈ રહેલ છે, તે આપ જુઓ.[1] કેળના કંદમાં ઢંકાઈ રહેલા સ્વચ્છ ગુચ્છાઓને વિકસાવવામાં નિપુણ અને પુષ્પોના કેસરાઓથી સુશોભિત એવા આ વિવિધ વાયુઓ વાઈ રહ્યા છે.[2] વળી વનમાંથી નીકળતા અનેક પ્રકારના સુગંધોથી પુષ્ટ થયેલા, પરસેવાનાં બિંદુઓને પી જનારા અને સ્ત્રીઓના વીખરાઈ ગયેલા કેશોને શોભા આપનારા વાયુઓ હમણાં વાય છે.[3] સિંહોની પેઠે કુલાચલપર્વતની ગુફાઓરૂપી ઘરમાં પ્રવેશ કરીને ભમ્યા કરતા આ ક્ષારસમુદ્રના પવનો દૈત્યોના જેવા વેગે અહીં ગતિ કર્યા કરે છે.[4] તમાલવૃક્ષમાં અને તાલવૃક્ષમાં ચપળ બાળકની પેઠે લીલા વડે હિંચકા ખાવાથી લાકડવાયા થઈ રહેલા, જળના તરંગોમાંથી ઊંચે ઠેકી કોમળ એવાં નવાં પલ્લવો સુધી પહોંચી વળેલા અને કંપિત થઈ રહેલી નવીન લતાઓનાં ખરી પડતાં પુષ્પોની રજથી ધૂસરા થઈ ગયેલા આ વાયુઓ બગીચાઓની અંદર રાજાઓની પેઠે મંદ મંદ ગતિ કરી રહ્યા છે.[5,6] પોલા વાંસોમાં વિશ્રાંત થઈ રહેલો આ વનવાયુ મધુર ગાયન કરવા માટે પ્રવૃત્ત થઈ રહ્યો છે, તે જાણે હસ્તિનાપુરની ગાનચતુર નારીઓએ તેને ગાયનકળા શીખવી હોય તેવો જણાય છે.[7] કર્ણિકાર વૃક્ષે જ્યારે પવનનો તિરસ્કાર કરવા માંડ્યો, ત્યારે ભમરાઓ પણ પછી તેનો દૂરથી જ ત્યાગ કરવા લાગ્યા.[8] આ તાલવૃક્ષ વિશેષે કરી સ્તંભરૂપ છે, તેથી તે કોઈ અર્થીને કશું ફળ આપનો નથી, તેમ પલ્લવ પણ આપનો નથી. આમ, તેનો આકાર ઊંચો છે, છતાં તે કોઈને કશો ઉપયોગી ન હોવાથી તેની ઉન્નતિ નહિ જેવી છે.[9] ગુણરહિત મૂર્ખ માણસોનો ઉપરનો આડંબર જ શોભા ઉત્પન્ન કરનાર હોય છે. હે રાજન્! આ કેસૂડાનું ઝાડ ઉપરના રંગ વડે જ રાજાની પેઠે વિરાજી રહ્યું છે.[10] હે મહારાજ! આવો અને જુઓ, આ કર્ણિકાર વૃક્ષ કેવળ વિકારનું જ પાત્ર છે; કેમકે એ સુગંધહીન છે તેથી નિર્ગુણ મનુષ્યની પેઠે તેનાથી કોઈનું કશું પણ કાર્ય સરતું નથી ચપળ મંજરીઓની જાળરૂપી વીજળીઓની સાથે રહેલું આ કાળું તમાલવૃક્ષ ચાતકને ખાલી મેઘની ભ્રાંતિ ઉત્પન્ન કરે છે.[11,12] પત્રો વડે સુશોભિત, એકબીજામાં અનુસ્યૂત હોવાથી દુર્ભેદ્ય, ઉત્તમ છાયા વડે પર્વતોને વીંટી વળેલા અને ધનુષ્યરૂપ થતાં મોટી પ્રત્યંચાઓને યોગ્ય એવા આ ઊંચા વંશો (વાંસો) ઉત્તમ વંશોની પેઠે અત્યંત દીપી નીકળે છે.[13] સુવર્ણમય શિખરના જેવા દેદીપ્યમાન આસન પર બેઠેલા ઉદ્ધવજીને પોતાના પડખામાં ધારણ કરી રહેલા ને ઉત્કૃષ્ટ ઐશ્વર્યવાળા સર્વના આદિ હરિ ભગવાન જેમ ચપળ પીળાં વસ્ત્રને ધારણ કરે છે, તેમ સુવર્ણમય શિખરરૂપી આસન ઉપર બેઠેલો પવનરૂપી વ્યાધિને પોતાની પાસે ધારણ કરી રહેલો અને ઉપરના ભાગમાં આકાશની અંદર થયેલો આ ઉત્તમ મેઘ વીજળીઓ વડે શોભનારા પીળા આકારને ધારણ કરી રહ્યો છે.[14] પ્રવેશ કરતી વખતે અને નીકળતી વખતે વ્યગ્ર થઈ રહેલા ગતિમાન પક્ષીઓના જેવા ચપળ ભમરાઓ વડે રમણીય એવો આ ખાખરો રુધિરના પ્રવાહ વડે રાતા થઈ રહેલા કોઈ વીર યોદ્ધાના જેવો લાલ દેખાય છે.[15] મંદારવૃક્ષોની મંજરીઓના સમૂહ વડે પીળાં દેખાતાં વાદળાં-

× આ એકસોવીસમા સર્ગમાં વાયુઓ, વૃક્ષો, ભમરા, વનપંક્તિઓ, દેવાંગનાઓ, સમુદ્રના તરંગો રૂપપક્ષીઓ આદિનું વર્ણન કરવામાં આવશે.

ઓના નિવાસરૂપ એવા આ મહેંદ્રાચળ પર્વતનાં શિખર ઉપર ગંધર્વરૂપી કામી પુરુષો મત્ત બની જઈ સૂઈ રહેલા છે.[૧૬] હે મહારાજ! કલ્પવૃક્ષના વનની છાયામાં વિશ્રાંત થઈ રહેલા અને વિશેષે કરી વીણા આદિ વાદ્યો વડે યુક્ત એવા આ સિદ્ધ તથા વિદ્યાધર આદિ પથિકો ગાન કરે છે, તે આપ જુઓ.[૧૭] આ કલ્પવૃક્ષના વનમાં પલ્લવે પલ્લવે વિશ્રાંત થઈ રહેલી સુરસુંદરીઓ ગાય છે અને હસે છે, તે આપ જુઓ.[૧૮] કોમળ મંદિરોવાળા મંદરાચળને વિષે મંદપાળ નામના ઉદાર મુનિનું આ મંદિર છે. તેની ભાર્યા ગીધ જાતિની પક્ષિણી છે.[૧૯] સર્વ ઋતુઓમાં પુષ્પો વડે અને વૃક્ષો વડે સુશોભિત રહેનારી મુનિઓની આ આશ્રમશ્રેણિને જુઓ. તેને વિશે અન્યોન્ય વૈરવાળા સિંહ અને હાથી તથા નોળિયા અને સર્પ ઇત્યાદિ પ્રાણીઓ પોતાનાં સહજ વૈરને છોડી દઈ ક્રીડા કરે છે.[૨૦] પરવાળાનાં વૃક્ષો સાથે મિશ્ર થઈ ગયેલી અને સમુદ્રના કાંઠા ઉપર આવેલી લતાઓના પલ્લવોમાં પડેલાં આ જળબિંદુઓ પોતાની અંદર પ્રતિબિંબિત થઈ રહેલા સૂર્યનારાયણને લીધે અત્યંત ચમકયા કરે છે. જેમ વિલાસિનીઓ પોતાના વિલાસી પતિના વક્ષઃસ્થળમાં ક્રીડા કરે છે, તેમ સમુદ્રના તરંગો પણ પોતાની ચકરીઓના વ્યાપારથી રત્નોની અને માણેકની ખાણોમાં ક્રીડા કરે છે.[૨૧,૨૨] નાગલોકની સ્ત્રીઓના જવાઆવવાથી ઉત્પન્ન થયેલો આભૂષણોનો દિવ્ય ઝણઝણાટ આકાશમાંથી નીચે સંભળાય છે, તે આપ સાંભળો.[૨૩] આ પર્વત ઐરાવત હાથીની સ્થાનભૂમિરૂપ છે અને તેની આ ગુફા તે હાથીના ગંડસ્થળથી ભ્રષ્ટ થયેલ મહોન્મત્ત ભમરીઓના શબ્દો વડે જાણે ગાયન કરતી હોય તેવી દેખાય છે.[૨૪] કૃષ્ણપક્ષમાં પ્રતિદિન હ્રાસ પામનાર દુર્બળ ગાત્રવાળા સમુદ્રની આ કૃષ્ણપક્ષના અંતને સૂચવનારી રેખારૂપ પંક્તિઓ તેના નિવાસરૂપ તટમાં જોવામાં આવે છે.[૨૫] સુગંધરૂપી સુગંધી શ્વાસવાયુને ધારણ કરનારી, સુંદર છાયા વડે શીતળ અંગવાળી, એકાંતમાં પોતાના આકારને બતાવનારી, અનેક પ્રકારનાં પુષ્પો વડે ભરેલી વનની રચનારૂપી સુંદર વસ્ત્ર વડે સુશોભિત, ઝરણાંરૂપી નિર્મળ હાસ્યવાળી અને પુષ્પોરૂપી બિછાનાને પાથરી રહેલી આ વનરૂપી વિલાસિની ધન્ય છે. ઉદાર બુદ્ધિવાળા દેવો ઉપશાંત શબ્દવાળી શુદ્ધ વનભૂમિમાં જેવા રમે છે, તેવા નંદવનમાં પણ રમતા નથી.[૨૬,૨૮] આ એકાંતની રમ્ય વનભૂમિઓ સારી પેઠે વૈરાગ્યવાળા એવા મુનિના ચિત્તને તેમજ સંસાર તરફ આસક્તિ રાખનાર વિષયી પુરુષના ચિત્તને, એમ બેઉને સમાન રીતેજ રમાડે છે.[૨૯] ચરણ જેમ નૂપુર વડે શોભે છે અને અવાજ કરે છે, તેમ જળ વડે ધોવાયેલ શિખરવાળા અને સમુદ્રના તટ ઉપર આવેલા પર્વતોના પ્રત્યંત પર્વતો (તળેટીઓ) રત્નોના સમૂહ વડે શોભે છે અને અવાજ કરે છે.[૩૦] પુન્નાગનાં વૃક્ષો ઉપર વિશ્રાંત થઈ રહેલાં અને સુંદર સુવર્ણના જેવાં કાન્તિમાન એવાં ગરુડ પક્ષીઓ આકાશમાં રહેલા દેવતાઓના સમૂહ જેવાં શોભે છે.[૩૧] ભમરાઓ તથા મેઘોરૂપી ધુમાડાવાળાં અને વિકસિત થઈ રહેલાં ચંપકવૃક્ષોનાં વનો વડે સુશોભિત એવા પર્વતો પવન વડે કંપે છે. જુઓ, તેઓ જાણે બળતા હોય તેમ દેખાય છે.[૩૨] કણેરના ઝાડની ઉપરની શાખાને હીંચકાવતા કોકિલને જોઇને તેની પ્રિયા કોકિલા ચપળતાથી તેને આલિંગન કરે છે અને મધુર ગાયન કરવા લાગે છે.[૩૩] હે મહારાજ! આ ક્ષારસમુદ્રની તટભૂમિઓ કોલાહલ સાથે હાથમાં ભેટ રાખી ઊભેલા રાજાઓ વડે ભરેલી છે, તે આપ જુઓ.[૩૪] હે મહારાજ! ઠેઠ પૂર્વસમુદ્ર સુધી અને ઉત્તરસમુદ્ર સુધી આ જંબૂદ્વીપની અંદર જે રાજાઓ યુદ્ધમાં બચી ગયા હોય, તે સર્વના મસ્તક પર ચરણ મૂકીને આપ તેમના અનુગ્રહ કરો. તે તે દેશોની ભૂમિની ર૭

પ્રત્યેક દિશામાં નીતિશાસ્ત્ર પ્રમાણે સમાધાનપૂર્વક આપ શાંત બુદ્ધિથી વ્યવસ્થા કરવા આજ્ઞા આપો, અસ્ત્ર આપો અને મદદ માટે આપનું સર્વ સૈન્ય પણ આપો.[૩૫]

आपूर्वादा परस्माल्लवणजलनिधेरुत्तरादक्षिणाद्वा देवोदग्राजिशिष्टा इह नरपतयः पादपीठी क्रियन्ताम् । दीयन्तां मंडलानां दिशि दिशि च यथाशास्त्रमस्त्राण्यवन्या रक्षायै क्षान्तिपूर्वं चिरमतुलबलं शान्तया शासनानि ॥ ३५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'દિગંતરત્નત્તિવાર્ચ્વાદિવર્ણન' એ નામનો સર્ગ ૧૨૦ મો સમાપ્ત

## સર્ગ ૧૨૧ મો*

### દેશોની મર્યાદાનું સ્થાપન

॥ वसिष्ठ उवाच ॥

अथ तेष्वर्णवतटेष्वंते भूमौ विपश्चितः ।
उपविश्यैतदखिलं चक्रू राज्यप्रयोजनं ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–પછી તે વિપશ્ચિત્ રાજાઓ સમુદ્રના તટોની ભૂમિ ઉપર બેઠા અને મંત્રીઓના કહેવા પ્રમાણે રાજ્ય સંબંધી સર્વ પ્રયોજન (દેશની મર્યાદા બાંધવી વગેરે) કરવા લાગ્યા.[૧] પછી તેમણે ત્યાં જ પોતાની નિવાસભૂમિ કલ્પી લઈ સ્થિતિ કરી અને ક્રમ પ્રમાણે નિર્બાધપણે દેશની મર્યાદા પણ બાંધી.[૨] પછી શ્રીમાન્ સૂર્યનારાયણ જાણે વિપશ્ચિત્ રાજાના પ્રતાપનું વર્ણન કરવા માટે લોકાંતરમાં જતા હોય, તેમ સમુદ્રની અંદર પ્રવેશ કરી બીજા લોકાંતરમાં ચાલ્યા ગયા.[૩] ત્યાં મેઘલેખાના જેવી શ્યામ રાત્રિ વિસ્તરવા લાગી, એટલે દિવસમાં પોતપોતાનું યોગ્ય કાર્ય કરી રહેલા વિપશ્ચિત્ રાજાઓ પણ પોતાની શય્યામાં સૂતા.[૪] નદીના પ્રવાહોની પેઠે ઠેઠ સમુદ્ર સુધી ઘણે દૂર આવી ચડેલા એ વિપશ્ચિત્ રાજાઓ વિસ્મય વડે આકુળ ચિત્તવાળા થઈ ગયા અને પોતાના ચિત્તમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યાઃ[૫] 'અહો ! દેવતાઓના પણ દેવરૂપ એવા અગ્નિના પ્રતાપથી આપણે આપણાં દિવ્ય વાહનો વડે પ્રયાસ વગર જ ઘણે છેટે આવી પહોંચ્યા છીએ.[૬] આ વિસ્તારવાળી દૃશ્યની શોભા ક્યાં સુધી પથરાઈ રહી હશે ? આ જમ્બૂદ્વીપની પછી ક્ષારસમુદ્ર આવેલ છે, ત્યાર પછી વળી પ્લક્ષદ્વીપ આવેલ છે અને ત્યાર પછી પાછો મોટો ક્ષારસમુદ્રનાથી બમણા વિસ્તારવાળો ઈક્ષુરસ સમુદ્ર રહેલ છે.[૭] એ સમુદ્રની પછી પણ દ્વીપ આવેલ છે અને તેના પછી પાછો સમુદ્ર છે. એવી રીતે સાત સમુદ્ર અને સાત દ્વીપને અંતે શું હશે ? અને ત્યાર પછી પણ શું હશે ? આ દૃશ્યરૂપી માયા કેવડી અને કેવી હશે ?[૮] આ સર્વ વાતનો નિર્ણય કરવા માટે આપણે અગ્નિદેવની પ્રાર્થના કરીએ અને તેમના વરદાનના પ્રભાવથી આપણે સર્વ દિશાઓને ઠેઠ તેના છેડા સુધી ચિત્તમાં કશો ખેદ લાગ્યા વિના જોઈએ.[૯] ઉપર પ્રમાણે ચિત્તમાં વિચાર કરીને તે વિપશ્ચિત્ રાજાઓએ પોતપોતાના સ્થાનમાં રહી એક જ સમયે ભગવાન અગ્નિનારાયણને બોલાવ્યા.[૧૦] એટલે તેમને ભગવાન અગ્નિનાં સાકારરૂપે દર્શન થયાં. અગ્નિએ તેમને કહ્યુંઃ'હે પુત્રો ! તમે વર માગો.'[૧૧]

વિપશ્ચિત્ રાજાઓ બોલ્યાઃ–હે દેવશ્રેષ્ઠ ! આ દેહથી, આ દેહની ગતિ જ્યાં ન પહોંચી શકે ત્યાં મંત્રદેહથી (મંત્રથી શુદ્ધ થયેલા દેહથી) અને તે પણ જ્યાં ન પહોંચી શકે ત્યાં મનથી, અમે અમારા આ પંચભૂતાત્મક દૃશ્યને જોઈએ, તેમજ પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ આદિથી જ સિદ્ધ થઈ શકે છે તે સર્વ અમે જોઈએ, એવું

* આ એકસોએકવીસમા સર્ગમાં વિપશ્ચિત્ રાજા- દેશોની મર્યાદા બાંધી અગ્નિ પાસે જશે અને .. વરદાનથી તેઓ દિશાઓના અંતો જોવા શે, એ વિષે વર્ણન આવશે.

ઉત્તમ વરદાન આપ કૃપા કરી અમને આપો. હે મહારાજ ! સિદ્ધ યોગી પુરુષો જ્યાં સુધી જઈ શકે છે, ત્યાં સુધી અમે આ શરીરે જઈ સર્વ જોઈ શકીએ અને જ્યાં એ શરીરની ગતિ અટકે ત્યાં પછી અમે મન વડે જ દશ્યને જોઈ શકીએ.[૧૨–૧૪] વળી અમે જ્યાં સુધી સિદ્ધ યોગીઓની ગતિ પહોંચે ત્યાં સુધી તેને માર્ગે ગતિ કરીએ, અમારું વચમાં મૃત્યુ ન થાય અને જે માર્ગમાં દેહની ગતિ ન થઈ શકે તેમાં અમારું મન જ ગતિવાળું થાય.[૧૫]

વસિષ્ઠ બોલ્યા:–'ભલે તેમ થાઓ' એમ કહી અગ્નિદેવ સત્વર જાણે વડવાનલરૂપે સમુદ્રમાં જવાને ઉતાવળા થઈ રહ્યા હોય, તેમ તરત જ અદૃશ્ય થઈ ગયા.[૧૬] એ પ્રમાણે વરદાન આપી અગ્નિ ચાલ્યા ગયા. પછી રાત્રિ આવી અને તે પણ થોડો સમય રહી ચાલી ગઈ. પછી પાછો સૂર્યનો ઉદય થયો અને વિપશ્ચિત્ રાજાના ચિત્તમાં સમુદ્રનું ઉલ્લંઘન કરવાની ધીર ઈચ્છા પણ ઉદય પામી.[૧૭]

अग्निर्जगामाथ समाजगाम निशा विलम्ब्याथ जगाम सापि। समाजगामापि रविर्जगाम तेषां च धीरार्णवलंघनेहा ॥ १७ ॥

**સર્ગ ૧૨૧ મો સમાપ્ત**

## सर्ग १२२ मो ×

## સમુદ્રમાં ચારે વિપશ્ચિત્ રાજાઓ પગથી ચાલ્યા

॥ वसिष्ठ उवाच ॥

ततः प्रभाते प्रसभं पृथिव्याः कृत्वा यथा शास्त्रमलं व्यवस्थाम्। आविष्टदेहा इव ते रसेन निषिध्यमाना इव मंत्रिमुख्यैः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:–પછી તે વિપશ્ચિત્ રાજાઓએ પ્રાતઃકાળમાં ઊઠીને શાસ્ત્રાનુસાર પૃથ્વીની સારી રીતે વ્યવસ્થા કરી. હવે દિશાઓના અંત જોવાની અત્યંત ઉત્કંઠાને લીધે તેમના દેહમાં જાણે ગ્રહાદિકનો આવેશ આવી ગયો. મુખ્ય મંત્રીઓએ તેમને જાણે વાર્યા, છતાં આંસુવાળાં મુખો વડે આક્રંદ કરી રહેલ પોતાના સર્વ પરિજનવર્ગને તેમણે પાછો વાળ્યો. તેઓ તો સ્નેહરહિતપણાથી, અભિમાન, માત્સર્ય, લોભ, શત્રુઓથી પરાભવ થવાનો ભય અને સ્ત્રી–પુત્ર–ધન વગેરેની એષણા આદિને પણ છોડીને 'અમે સમુદ્રને પેલે પાર જઈ, દિશાઓના અંત જોઈ, પાછા ક્ષણમાત્રમાં ચાલ્યા આવીશું.' એમ કહેતા ત્યાંથી ચાલી નીકળ્યા આમ તેમણે પોતાની મંત્રશક્તિ વડે (ભૂમિ, જળ આદિ મહાભૂતનો જય કરી લેવાથી) સિદ્ધપણાને પામેલા પોતાના પગ વડે જ સમુદ્રમાં ચાલવા માંડ્યું.[૧–૩] તે વખતે પ્રત્યેક દિશામાં રહેલા તેમના અનેક ભૃત્યોમાંથી કેટલાએક અત્યંત સ્નેહને લીધે તેમની સાથે જ

× આ એકસોબાવીસમા સર્ગમાં સમુદ્રના તરંગોમાં પગ વડે ચાલનારા વિપશ્ચિત્ રાજાઓનું સમુદ્રના આવર્ત અને મગરમચ્છ આદિનું વિદારણ કરી નીકળી જવા વિષે સારી રીતે વર્ણન આવશે.

થતી હતી અને તેઓ તેને પણ હરી લેતા હતા. આથી તેઓ સમુદ્રના મંથનસમયના હરિ જેવા દેખાતા હતા.[૮] ચંચળ અને જળપાન વડે મત્ત થઈ રહેલાં વાદળાંઓ પોતાનામાં ચંદ્રમંડળ પેસવાથી જેમ શોભી રહે છે, તેમ જળની ઘૂમરીઓ તે રાજાઓના પેસવાથી શોભી રહી હતી. જળની એ ઘૂમરીઓમાં તે વિપશ્ચિત્ રાજાઓએ સંભ્રમ રહિત રહીને ઘણા લાંબા કાળ સુધી ઘાસની પેઠે ભ્રમણ કર્યું.[૯] એ રાજાઓ મંત્રવિદ્યાના બળથી તથા પોતાના પરાક્રમથી દુર્જય હતા. તેઓ હાથમાં શસ્ત્રને ધારણ કરી રહ્યા હતા, તેમને કોઈ ઠેકાણે અત્યંત મદોન્મત્ત અથવા પ્રમાદી એવા મગરમચ્છો પ્રથમ ગળી જતા હતા અને પછી પચાવી જવાની શક્તિ ન હોવાથી તેમના દેહોને પાછા ઓકી કાઢતા હતા.[૧૦] જળના તરંગોમાં વિશ્રાંત લઈ રહેલ પવન એ વિપશ્ચિત્ રાજાઓના દેહને પલક વારમાં વારંવાર સેંકડો યોજન સુધી તાણી જતો હતો અને પાછો ખેંચી લાવતો હતો.[૧૧] તેઓ જળના તરંગોરૂપી હાથી ઉપર ચઢ્યા હતા, તેથી જાણે તેઓ પોતાના રાજ્યની અંદર હાથીઓની પીઠ ઉપર બેઠેલ હોય, તેવી શોભા જણાતી હતી.[૧૨] વિસ્તારવાળી તરંગોની ઘટાઓરૂપી શિલાપીઠનું વિદારણ કરવામાં અને તેને નીચે લઈ જવામાં વપરાયેલ ચતુરાઈને લીધે જાણે જળરૂપી વાદળાંમાંથી પવનને લીધે ઉદ્દીપિત થઈ રહેલી વીજળી જ બહાર નીકળતી હોય એમ, એ વિપશ્ચિત્ રાજાનું જળમાંથી બહાર નીકળવું થતું હતું.[૧૩] તરતા ચપળ હાથીઓના જેવો દેખાવ આપનારા તરંગોના સમૂહમાં અથડાયા છતાં વિપશ્ચિત્ રાજાઓ કાંઠા ઉપર આવેલ શિલામય શિખરની પેઠે પોતાનું ધૈર્ય છોડતા ન હતા.[૧૪] મોટા ઊર્મિઓરૂપી મોતીઓ અને માણેકોના સમૂહોમાં પ્રતિબિંબિત થઈ રહેવાથી તેઓ એકલા છતાં પણ જાણે અનેક પુરુષો વડે વીંટાયેલા હોય તેવા જણાતા હતા.[૧૫] એ વિપશ્ચિત્ રાજાઓ ધોળા ફીણના પિંડોને વિષે શરીરને હળવું કરીને બેઠા હતા તેથી તેઓ ધોળાં કમળ ઉપર બેઠેલા રાજહંસના જેવી શોભાને ધારણ કરી રહ્યા હતા.[૧૬] કાંઠા સાથે અથડાવાથી ઉત્પન્ન થયેલી અને વરસાદમાં થતા વજ્રપાતના શબ્દના જેવી ભયંકર સમુદ્રગર્જનાથી તે ભૂભૃતો (રાજાઓ) ભૂભૃતો (પર્વતો) ની પેઠે ભયભીત થયા નહોતા.[૧૭] ઠેઠ આકાશને અડકનાર જળમય એવા મહાન પર્વતો ઊંચે ઊછળતા હતા અને નીચે પડતા હતા, તેથી ઉપરનીચે જતા તે વિપશ્ચિત્ રાજાઓ ક્ષણમાત્રમાં પાતાળમાં જઈ પહોંચતા હતા.[૧૮] નિઃશંક રીતે ઊછળ્યા કરતા જળપૂરના પડવારૂપી વસ્ત્ર વડે વીંટાયેલા તે વિપશ્ચિત્ રાજાઓ જાણે ઉત્પાતની પ્રાપ્તિ થતાં નીચે આવી પડેલા મેઘરૂપી ચંદરવા વડે વીંટાઈ રહ્યા હોય તેવા દેખાતા હતા.[૧૯] જાણે માણેક અને મોતીઓનો વરસાદ થયો હોય, તેમ ચોતરફ પથરાઈ રહેલા અનેક માણેકના તથા મોતીઓના સમૂહોથી અને વચમાં જળમય વૃક્ષ તથા લતાના જેવો દેખાવ આપતા તરંગોનાં પુષ્પો જેવાં બિંદુઓથી તેઓ પોતાનાં શરીરને કાન્તિમાન કરી રહ્યા હતા. શૂરવીર ઝૂંડો વડે તથા કરચલાં વડે વ્યાપ્ત એવી ચકરીઓમાં ભમ્યા કરતા મગરમચ્છો તથા મગરોના સહચર બની, તે વિપશ્ચિત્ રાજાઓ સમુદ્રની અંદર ચાલ્યા જતા હતા[૨૦]

प्रक्रान्तोस्तेऽम्बुगशौ सहचरमकराः शूरनक्रैः कुलीरैर्व्याप्तावर्ताविवृत्ताः सलिलतरुलतासीकरैरन्तरालैः । कुर्वन्तः कान्तियुक्तं वपुरिव कुसुमैर्भ्रान्तमाणिक्यमुक्तैर्व्यक्ताव्यक्तांशुजालैः प्रतिपदमितरैरभ्ररूपैरदभ्रैः ॥ २० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અર્ણવપરિક્રમણ' એ નામનો સર્ગ ૧૨૨ મો સમાપ્ત**



## સર્ગ ૧૨૩ મો*

### વિપશ્ચિત્ રાજાઓનો જુદી જુદી દિશાઓમાં વિહાર

॥ वसिष्ठ उवाच ॥

**इत्येते दृश्यरूपाया अविद्याया विचारणे ।**
**प्रवृत्ताः पादचारेण समुद्रद्वीपगामिनः ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–આમ તે વિપશ્ચિત્ રાજાઓ પોતાને પગે ચાલી દૃશ્યરૂપ અવિદ્યાનો અંત લાવવા સુધીના વિચારમાં પ્રવૃત થઈ ગયા અને સમુદ્રો તથા દ્વિપોમાં તેઓ ગમન કરવા લાગ્યા.[1] કશો ભેદ કે છેદ પામ્યા વિના તેમણે સમુદ્રમાંથી દ્વીપમાં, અને તે દ્વીપમાંથી વળી બીજા સમુદ્રમાં, તેમાંથી વળી બીજા દ્વીપમાં તેમજ પર્વત તથા વનમાં ગમન કર્યું અને તેઓ તેમનું ત્વરાથી ઉલ્લંઘન કરવા લાગ્યા.[2] હવે પશ્ચિમદિશા જોવા નીકળેલા વિપશ્ચિત્ રાજાને એક માછલો ગળી ગયો. તે માછલો વિષ્ણુના ( મત્સ્યાવતારના ) કુળમાં ઉત્પન્ન થયો હતો, 'હું અમર છું' એવું અભિમાન ધરાવતો હતો અને વિતસ્તા નદીમાં વણાં જતાં વહાણ આદિના જેવી અતિ શીઘ્ર ગતિવાળો હતો.[3] તે મત્સ્યે એ રાજાને જીરવી નહિ શકવાથી તેને ક્ષીરસમુદ્રમાં જઈ ઓકી કાઢ્યો; એટલે તે ક્ષીર સાગરનું ઉલ્લંઘન કરી ઘણે દૂર કોઈ બીજી દિશામાં ચાલ્યો ગયો.[4] દક્ષિણદિશામાં નીકળેલા વિપશ્ચિત્ રાજાને ઇક્ષુરસના સમુદ્રમાં આવેલા યક્ષનગરને વિશે વશીકરણવિદ્યામાં કુશળ એવી કોઈ યક્ષિણીએ નજર પડતાં પોતાની વિદ્યાના બળથી અધીન કરી લીધો અને તેને પોતામાં લંપટ બનાવી દીધો.[5] પૂર્વદિશા તરફ ગયેલા વિપશ્ચિત્ રાજાને કોઈ મગરમચ્છ ગળવા આવ્યો, ત્યારે તેણે તેને દબાવી રાખી ગંગાજીમાં લઈ જઈ ચીરી નાખ્યો. પછી ગંગાજીએ તે વિપશ્ચિત્ રાજાને કાન્યકુબ્જ દેશમાં લાવી મૂકી દીધો.[6] ઉત્તરદિશા તરફ ગયેલ વિપશ્ચિત્ રાજાએ ઉત્તરકુરુ નામના દેશમાં જઈ ને ત્યાં પાર્વતીજી સહિત ક્રીડા કરી રહેલ શંકરનું આરાધન કર્યું અને તેણે તેમની કૃપા વડે અણિમાદિ ઐશ્વર્ય મેળવ્યું. આથી જ દિશાઓમાં સર્વત્ર પ્રસરી રહેલ મૃત્યુ અને તેનો ભય, એ રાજાને બાધ કરી શકતાં નથી.[7] મગરમચ્છરૂપ હાથી એ ઉત્તરદિશાવાળા વિપશ્ચિત્ રાજાને ગળી ગયો હતો, છતાં મહાદેવજીની કૃપાથી તેને જે ઐશ્વર્ય મળ્યું હતું, તેના પ્રભાવને લીધે એ હાથીએ તેને ઓકી કાઢ્યો હતો. એ પછી તે રાજાએ અનેક બીજા દ્વીપોના કુલાચળ પર્વતનું ઉલ્લંઘન કર્યું.[8] પશ્ચિમદિશા તરફ ગયેલો વિપશ્ચિત્ રાજા કે જેના અંગની કાન્તિ સુવર્ણમય દર્પણના જેવી હતી તેને કુશદ્વીપને વિશે ગરુડજીએ પોતાની પીઠ ઉપર બેસાડી તરત જ સમુદ્રની પેલે પાર ઉતારી દીધો.[9] પૂર્વદિશાવાળા વિપશ્ચિત્ રાજાને ક્રૌંચદ્વીપમાં આવેલા પર્વતની અંદર વનમાં રહેનાર કોઈ રાક્ષસ ગળી ગયો; પરંતુ વિપશ્ચિત્ રાજાએ હૃદયની અંદર તે રાક્ષસનાં આંતરડાં ચીરી નાખી તેને મારી નાખ્યો.[10] દક્ષિણદિશાવાળો વિપશ્ચિત્ રાજા દક્ષના શાપથી ક્ષણમાત્રમાં યક્ષ બની ગયો અને શાકદ્વીપની અંદર સેંકડો વરસને અંતે તે પાછો શાપથી મુક્ત થઈ ગયો.[11] ઉત્તર દિશાવાળો વિપશ્ચિત્ રાજા નાનીમોટી નદીઓ અને સમુદ્રોને વેગ વડે તરી ગયો અને મહાસાગરને અંતે આવેલી સુવર્ણમય ભૂમિમાં કોઈ સિદ્ધના શાપથી શિલારૂપ થઈ ગયો.[12] પછી સેંકડો વરસને અંતે તે જ સિદ્ધે અગ્નિના પ્રસાદથી તેને તે શાપમાંથી મુક્ત કર્યો; એટલે તેને સિદ્ધ સાથે પ્રીતિ બંધાઈ છે.[13] પૂર્વદિશા તરફનો વિપશ્ચિત્ રાજા વિશેષે કરી નાળિયેરનાં વૃક્ષો વડે સુશોભિત એવા દેશોમાં વસનારા

* આ એકસોત્રેવીસમા સર્ગમાં દ્વીપોમાં અને સમુદ્રોમાં ગતિ કરનાર ચારે ય વિપશ્ચિત્ રાજાઓની, પશ્ચિમના વિપશ્ચિત્ રાજાથી માંડી ક્રમથી જુદી જુદી દિશા વિષે વર્ણન કરવામાં આવશે.

લોકોને રાજા થયો અને પોતે પરમ ધર્મિષ્ઠ હોવાથી તેને પૂર્વના વૃત્તાંતનું સ્મરણ થયું.[૧૪] તે રાજાએ નાળિયેરનાં ફળોનું ભક્ષણ કર્યું અને દશ વર્ષપર્યંત મેરુપર્વત તરફથી ઉત્તર બાજુએ આવેલા કલ્પવૃક્ષના વનની અંદર અપ્સરા સાથે નિવાસ કર્યો.[૧૫] પશ્ચિમ તરફનો વિપશ્ચિત્ રાજા પક્ષીઓનું વશીકરણ કરવાની વિદ્યાના રહસ્યને જાણનો હતો અને તેણે શાલ્મલિદ્વીપમાં રહેલા શાલ્મલિ વૃક્ષની પક્ષિણીના માળામાં રહી તેની સાથે ક્રીડા કરી અનેક વર્ષો વ્યતીત કર્યાં.[૧૬] પછી એક દિવસ કોમળ લતાવાળા મંદરાચળ પર્વતમાં, મંદારવૃક્ષરૂપી મદિરની અંદર 'મંદરી' નામની કોઈ કિન્નરીએ તેનું સેવન કર્યું. પૂર્વદિશા તરફનો વિપશ્ચિત્ રાજા ક્ષીરસાગરને કિનારે ગયો અને ત્યાં આવેલાં કલ્પવૃક્ષોનાં વનોની પંક્તિઓમાં તેણે કામથી આકુળ બની જઈને, નંદનવનની દેવતાઓ જેવી અપ્સરાઓ સાથે સિત્તેર વર્ષ કાઢી નાખ્યાં.[૧૭,૧૮]

क्षीरोदवेलावनकल्पवृक्षवनावलीनंदनदेवताभिः। सार्धं समाः सप्ततिमप्सरोभिर्निनाय कामाकुलितोऽथ पूर्वाः ॥ १८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'દિગ્વિહરણ' એ નામનો સર્ગ ૧૨૩ મો સમાપ્ત**

## सर्ग १२४ मो*

## વિપશ્ચિત્ રાજાઓનો દ્વીપોમાં તથા પર્વતો પર વિહાર

॥ राम उवाच ॥

एकसंविन्मयाः सर्व एवैकवपुषोऽपि ते ।
विविधेच्छाः कथं ब्रह्मन् संपन्ना एकदेहिनः ॥१॥

રામ બોલ્યાઃ–હે મહારાજ! સર્વ વિપશ્ચિત્ રાજાઓ એક ચિન્મય જ હતા, તેમનું મૂળશરીર પણ એક જ હતું અને સર્વે એક જીવવાળા હતા; છતાં એકીસમયે તેમને જુદી જુદી ઇચ્છાઓ કેમ ઉત્પન્ન થઈ?[૧]

વસિષ્ઠ બોલ્યાઃ–સર્વત્ર ભરપૂર એવું ચિદાકાશ એક નાના પ્રકારને આકારે થયું નથી, છતાં તે સર્વની અંદર વ્યાપ્ત થઈ રહેલ છે. જીવાત્મા સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થતાં જેમ અનેક આકારે થઈ રહે છે, તેમ એ ચિદાકાશ પણ જાણે અનેક આકારે થઈ રહેલ હોય એમ જણાય છે. એ ચિદાકાશ પોતે સ્વચ્છ છે, તેથી પોતાની અંદર પોતાના સ્વરૂપને જ તે જાણે અનેક આકારે થઈ રહેલ હોય તેમ પ્રતિબિંબિત થઈ રહેલ દેખે છે. એ સ્વચ્છ ચિદાકાશ જગતને આકારે પ્રતીત થાય છે, તેમાં અરીસાના જેવી તેની નિર્મળ સ્વચ્છતા જ કારણરૂપ છે.[૨,૩] જેમ એક જ લોહ વડે મઢેલા અરીસાઓ એકરૂપ છતાં એકબીજામાં પ્રતિબિંબિત થઈ જાય છે, તેમ આ સર્વ પદાર્થો વસ્તુતાએ એક ચિદ્રૂપ જ છતાં પરસ્પર પ્રતિબિંબિત થઈ રહેલા દેખાય છે. આથી જ જે જે ભોગ્ય વસ્તુ તેની પાસે આવે છે, તે તે તેના ભોગને માટે કલ્પાય છે. કેમકે માયાના સંપર્કથી અચિંત્ય શક્તિપણાને લીધે, તેનો સહજ સ્વભાવ જ તેવો છે.[૪,૫] આમ આ ચિદાકાશ અનેકરૂપે નહિ થઈ ગયા છતાં અનેકરૂપે દેખાય છે; બાકી વસ્તુતાએ તેમાં અનેકતા કે એકતા કશું પણ નથી. તેમાં અનેકતા કે એકતા નથી, છતાં તે એકરૂપે અને અનેકરૂપે ભાસે છે, એ જ તેનો અચિંત્ય મહિમા છે.[૬] આથી જે વિપશ્ચિત્ રાજાની પાસે જે પદાર્થ જેવામાં આવ્યો, તે એ વિપશ્ચિત્ રાજાની ચિન્મયતાને લીધે તેનામાં પ્રતિબિંબિત થઈ ગયો અને તદ્રૂપતાને પ્રાપ્ત થઈ જાણે તેને અધીન થઈ રહ્યો હોય તેવો જણાયો, તેમજ જુદે જુદે પ્રકારે અનુભવમાં આવ્યો.[૭] વળી, યોગી પુરુષો એક દેશમાં રહ્યા છતાં પોતાના યોગબળથી ચારે

* આ એકસોચોવીસમા સર્ગમાં વિપશ્ચિત્ રાજાઓનું મૂળસ્વરૂપ એક છતાં તેના ચાર દેહ વડે વ્યવહારે અને દ્વીપોમાં તથા અનેક પર્વતોમાં વિહાર કરવામાં આવશે.

તરફ વ્યાપ્ત થઈ અનેક કર્મો કરે છે અને ત્રણે ય કાળમાં થનારી સર્વ બાબતોને અનુભવે છે. (તો પછી વિપશ્ચિત્ રાજા જુદા જુદા દેશોમાં જઈ જુદે જુદે પ્રકારે સર્વ વસ્તુનો અનુભવ કરે તેમાં શો સંશય લાવવાનો છે!)[૮] વળી મેઘ સર્વત્ર વ્યાપ્ત થઈ રહેલ છે અને ગરમીથી પીડાતાં પ્રાણીઓને આનંદ આપે છે. તે જુદે જુદે પ્રકારે એક જ સમયમાં પોતાના જુદા જુદા અંશો વડે અનેક જુદી જુદી ક્રિયાઓ કરે છે અને તદભિમાની જીવ 'આ સર્વ મેં કર્યું,' એવો અનુભવ પણ કરે છે.[૯] અણિમાદિ ઐશ્વર્યને લીધે, ઈશ્વરકોટીમાં ગણવા યોગ્ય એવા કેટલાક યોગીઓ જગતમાં થનારાં અસંખ્ય કર્મોના સમૂહને એક જ સમયે યોગબળથી કરે છે અને અનુભવે છે.[૧૦] એક વિષ્ણુભગવાન પોતાના ચાર બાહુ વડે એટલે કે પોતાનાં ચાર શરીર વડે જુદી જુદી જાતની ક્રિયાઓ કરતા રહી જગતની રક્ષા કરે છે અને ઉત્તમ અંગનાઓનો ઉપભોગ કરે છે[૧૧] વિષ્ણુભગવાન બે ભુજા વડે બની શકે તેવાં કર્મોને બે ભુજા વડે કરે છે અને ઘણી ભુજાઓની જરૂર પડે તેવા સંગ્રામકાર્યમાં અનેક ભુજાઓ વડે નિરંતર યુદ્ધ કરતા રહે છે.[૧૨] એ જ પ્રમાણે તે વિપશ્ચિત્ રાજાઓ મૂળ એક ચિદ્રૂપ જ હતા, છતાં તેમણે સર્વ દિશાઓમાં તેવે પ્રકારે જુદે જુદે રૂપે રહી તેવો જુદો જુદો વ્યવહાર કર્યો અને સુખદુઃખ આદિ ભોગવ્યું.[૧૩] તેમણે ભૂમિરૂપી શય્યામાં શયન કર્યું હતું, દ્વીપાંતરોમાં જઈ ભોજન કર્યાં હતાં, વનોની પંક્તિઓમાં વિહાર કર્યો હતો અને તેઓ મારવાડની તથા તેના જેવી જ બીજી નિર્જળ ભૂમિમાં ચાલ્યા હતા. પર્વતોની પંક્તિઓમાં તેમણે નિવાસ કર્યો હતો, સાગરોની અંદર તેમણે ભ્રમણ કર્યું હતું, અનેક દ્વીપોમાં તેમણે વિશ્રામ લીધો હતો અને તેઓ મેઘોની માળા વડે સુશોભિત એવા પર્વતોના ઉપરના ભાગોમાં છુપાઈ રહ્યા હતા. પર્વતોના સમૂહોમાં, પવનના ઝપાટાઓમાં અને જળના તરંગોમાં તેમણે પોતાનો દેખાવ આપ્યો હતો, તેમજ પર્વતોની તથા સમુદ્રોની નદીઓમાં અને નગરીઓમાં તેમણે ક્રીડા કરી હતી.[૧૪-૧૬] પૂર્વદિશા તરફના વિપશ્ચિત્ રાજાને શાકદ્વીપમાં પ્રસિદ્ધ એવા ઉદયાચળ પર્વતના તટની અંદર આવેલાં પાંદડાં વગરના થોરના જંગલમાં યક્ષે સંમોહનવિદ્યા વડે મોહિત કરી દીધો હતો, તેથી તેણે સાત વર્ષ સુધી તેની અંદર જ શયન કર્યું હતું. પછી તે જ પર્વતમાં તે ક્યાંક પાષાણપણું ઉત્પન્ન કરનારા જળનું (શિલાંબુનું) પાન કરીને બળાત્કારથી પાષાણભાવને પામ્યો હતો અને તેણે પૃથ્વીની અંદર પાષાણરૂપે જ પોતાનાં સાત વર્ષ ગાળ્યાં હતાં.[૧૭] પશ્ચિમ તરફનો વિપશ્ચિત્ રાજા શાકદ્વીપની અંદર આવેલા અસ્તાચળ પર્વતના શિખર ઉપર ગયો હતો. ત્યાં વાદળાંઓ વડે ઘેરાયેલ ગુફારૂપી ઘરમાં પિશાચજાતિની અપ્સરાએ તેને એક માસ સુધી પોતાને વિષે કામુક બનાવી દીધો હતો.[૧૮] પૂર્વ તરફનો વિપશ્ચિત્ રાજા શાંતભય નામના વર્ષમાં (ખંડમાં) જળધાર નામના મોટા પર્વતમાં હરડેના વનની અંદર ગયો હતો અને ત્યાં કોઈ ઋષિના શાપથી સિત્તેર વર્ષ સુધી હરડેના વૃક્ષરૂપ બની તે અદૃશ્ય થઈ ગયો હતો.[૧૯] આ રૈવતાચળ પર્વતમાં શિશિર નામના વર્ષની અંદર પૂર્વદિશા તરફનો વિપશ્ચિત્ રાજા યક્ષને આધીન થઈ ગયો હતો, તેથી તે દશ રાત્રિ સુધી સિંહરૂપ થઈ રહ્યો હતો.[૨૦] પછી, તે પિશાચની માયાથી છેતરાઈ ગયો હતો અને આ મેરુપર્વત આદિની ગુફામાં દેડકારૂપ બની જઈ દશ વર્ષપર્યંત તેમાં રહ્યો હતો[૨૧] ઉત્તરદિશા તરફનો વિપશ્ચિત્ રાજા શાકદ્વીપની અંદર નીલગિરિ પર્વતના તટ ઉપર આવેલ કૌમારવર્ષ(ખંડ)માં ગયો હતો અને ત્યાં અંધકૂપમાં (અંધારા કૂવામાં) સેંકડો વર્ષ તે અંધપણે રહ્યો હતો.[૨૨] પશ્ચિમદિશા ॥ ॥

શ્ચિત્ રાજાએ આ મરીબક નામના વર્ષ (ખંડ)માં વિદ્યાધરપણાને પ્રાપ્ત કરી દેનાર મંત્રવિદ્યા વડે ચૌદ વર્ષ સુધી વિદ્યાધરપણું ભોગવ્યું હતું. એ વિપશ્ચિત્ રાજાએ સુરતના શ્રમથી થાકી ગયેલા મહાદેવજીના અત્યંત શોભા વડે ચપળ એવા અવયવોમાં ક્રમે કરી ઉત્પન્ન થયેલ સ્વેદબિંદુથી શીતળ અને એલચીઓની લતાઓના આલિંગન વડે સુગંધી એવા સમુદ્રતટનાં વનોના સુંદર પવનોનો આશ્રય કરી પોતાનું વિદ્યાધરપણું ભોગવ્યું હતું.[૨૩,૨૪]

रतक्लमक्लान्तपुरारिलक्ष्मीचलांगलेखाक्रमसीकराक्तम् । एलालतालिंगनलब्धगन्धमालंव्य वेलावनगन्धवाहम् ॥ २४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'દ્વીપો તથા પર્વતોમાં વિહાર' એ નામનો સર્ગ ૧૨૪ મો સમાપ્ત**

## सर्ग १२५ मो[×]

### જીવન્મુક્ત પુરુષોની ક્રિયાનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

वर्षे शांतभयाभिख्ये जलधारे गिरौ तरौ ।
ताद्दक्कर्तरिपानीयं शाकद्वीपे विब्रन् स्थितः ॥१॥

**વસિષ્ઠ બોલ્યાઃ**–શાકદ્વીપની અંદર 'શાંતભય' નામના વર્ષમાં (ખંડમાં) જલધાર નામનો પર્વત છે. તેમાં હરીતકીના વનમાં પૂર્વ દિશાનો વિપશ્ચિત્ રાજા હરડેના વૃક્ષભાવને પામ્યો હતો અને તે કાતરના જેવી પૃથ્વીની અંદર રહેલી શિલા સંબંધી જળનું મૂળ દ્વારા પાન કરીને સ્થિતિ કરી રહ્યો હતો. પશ્ચિમદિશાવાળા વિપશ્ચિત્ રાજાને આ વાતની ખબર પડી, એટલે તે ત્યાં આવ્યો. તે શાપ આપનાર મુનિને પ્રસન્ન કરીને તેની પાસેથી વિદ્યા ભણ્યો. જાણે કરવત વડે તેનું વૃક્ષપણું કાપી નાખતો હોય, તેમ તેણે એ વિદ્યાથી તેને વૃક્ષભાવમાંથી અક્ષતપણે સિત્તેર વર્ષે છોડાવી દીધો.[૧૨] પશ્ચિમદિશા સંબંધી વિપશ્ચિત્ રાજા કોઈ પિશાચોના રાજાના શાપથી પાષાણભાવને પ્રાપ્ત થઈ ગયો હતો અને દક્ષિણદિશાવાળા વિપશ્ચિત્ રાજાએ ત્યાં આવી ગોમાંસ આદિના પ્રયોગ વડે પિશાચોના રાજાને પ્રસન્ન કરી તેને મુકાવ્યો હતો.[૩] અસ્તાચળની પેલી પાર આવેલા શિવ નામના વર્ષમાં (ખંડમાં) પશ્ચિમદિશા તરફના વિપશ્ચિત્ રાજાને એક પિશાચે ગોપિશાચી નામની વિદ્યાથી વૃષભ (બળદ) બનાવી દીધો હતો અને તેને દક્ષિણદિશાવાળા વિપશ્ચિત્ રાજાએ આવીને તેમાંથી છોડાવ્યો હતો.[૪] દક્ષિણદિશા તરફનો વિપશ્ચિત્ રાજા અંબાજીના પર્વતમાં એક વૃક્ષની અંદર યક્ષપણાને (એક જાતના પિશાચપણાને) પામ્યો હતો અને તેને પશ્ચિમદિશાવાળા વિપશ્ચિત્ રાજાએ આવી યક્ષના રાજાને પ્રસન્ન કરી યક્ષભાવથી છોડાવ્યો હતો.[૫] પૂર્વદિશા તરફનો વિપશ્ચિત્ રાજા આ શાકદ્વીપની અંદર જ વૃષક નામના વર્ષમાં (ખંડમાં) કેસર નામના પર્વતને વિષે સિંહરૂપ બની ગયો હતો અને તેને પશ્ચિમદિશાવાળા વિપશ્ચિત્ રાજાએ આવી એ સિંહભાવમાંથી મુક્ત કર્યો હતો.[૬]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! યોગીઓ એક દેશમાં રહ્યા છતાં ચોતરફ વ્યાપ્ત થઈ જઈ ત્રણે કાળમાં જુદાં જુદાં અનેક કર્મોને શી રીતે કરે છે? આપ તે કહો.[૭]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! આ જગતની અંદર અવિવેકીઓની દૃષ્ટિએ જ કાંઈ ભૂતભૌતિક આદિ રહ્યાં છે, તે ભલે-હો. તે વિષેનો કાંઈ આપણે વિચાર કરવાની જરૂર નથી, તેમ આ વિષયમાં પણ અવિવેકીઓનું જેમ માનવું હોય તેમ ભલે હો. આપણે અહીં તે વિષે

× આ એકસોપચ્ચીસમા સર્ગમાં વિપત્તિની અંદર બધા વિપશ્ચિત્ રાજાઓનું પરસ્પર ઉપકારીપણું અને જીવન્મુક્ત પુરુષોની ચોતરફ અનેક પ્રકારની સર્વતોક્રિયા, એ વિષે વર્ણન આવશે.

વિચાર કરવાની કશી જરૂર નથી. બાકી વિવેકી પુરુષોની આ બાબતમાં જે સમજણ છે, તે વિષે હું કહું છું, તે તમે સાંભળો.[૯] તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં સત્તાસામાન્યરૂપ ચિન્માત્ર વિના જગતનું બીજું રૂપ જ નથી. જ્યારે દૃશ્યના અત્યંત અભાવનો બોધ થઈ જાય છે અને ઉત્પત્તિ–પ્રલય સંબંધી દૃષ્ટિનો પણ ક્ષય થઈ જાય છે, ત્યારે તત્ત્વવેત્તા પુરુષ સત્તાસામાન્યરૂપ ચિન્માત્રમાં જ નિરંતર વિશ્રાંત થઈ રહે છે, તેથી તે નિત્ય સર્વેશ્વરરૂપ થઈને સર્વસ્વરૂપ તથા સર્વાત્મારૂપ થાય છે.[૯-૧૦] તો પછી ત્યારે તેને કયે સ્થળે, કોણ અને શી રીતે રોકી શકે? એ તમે જ કહો. સર્વવ્યાપી, સર્વના આત્મારૂપ, પરમતત્ત્વ જ જ્યાં સર્વત્ર અનુભવમાં આવે છે, ત્યાં પછી કોઈ રોકનાર કે રોકવાનો વિષય એ કશું જુદું અનુભવાતું જ નથી. વળી એ સર્વના આત્મારૂપ પરમતત્ત્વની અંદર શું નથી રહ્યું? ભુત, ભવિષ્ય, વર્તમાન, નાનું, મોટું, દૂર, નજીક, પળ અને પ્રલય, એ સર્વ પોતાના સ્વરૂપને કદી પણ ન ત્યજનારા અને સર્વના આત્મારૂપ એવા સત્તાસામાન્યમાં જ રહેલાં છે. અહો! તમે માયાનો વિલાસ તો જુઓ, આ સર્વ ઉત્પત્તિને કે પ્રલયને પ્રાપ્ત થયા નથી; છતાં યથાસ્થિતપણે નિર્લેપ તત્ત્વની અંદર રહ્યાં છે![૧૧-૧૪] સર્વની સ્થિતિ સત્તાસામાન્યને અધીન હોવાથી આ ત્રણેય લોક વિજ્ઞાનઘન (એક જ્ઞાનરૂપ) છે. ચિદાકાશ પોતાના મૂળસ્વરૂપને નહિ છોડતાં સર્વરૂપ (વિવર્તભાવથી) થઈ રહેલ છે.[૧૫] શબલબ્રહ્મ માયાના સંપર્કને લીધે જગતના આત્મારૂપ છે અને તે જ દૃષ્ટા તથા દૃશ્યરૂપે થઈ જઈ જગતરૂપે પ્રતીતિમાં આવે છે. જગતને આકારે પસરી રહેલા શબલબ્રહ્મનું મૂળસ્વરૂપ વિચારતાં તે શુદ્ધ ચિન્માત્ર છે; તો પછી તેમાં કોણ શું કરી શકે? ક્યારે કરી શકે? તથા શાથી કરે?[૧૬] હે તત્ત્વજ્ઞ! સાધ્ય અને અસાધ્ય એ બન્ને રૂપે થઈ રહેનાર સર્વશક્તિમાન શબલબ્રહ્મને (ઈશ્વરને) શું દુઃસાધ્ય છે? એ તમે જ કહો. એવી રીતે સદા એક જ સ્વરૂપમાં રહેનાર શબલબ્રહ્મ જ ઉપાધિના ભેદથી વિપશ્ચિત્ આદિ જીવરૂપ થઈ રહેલ છે.[૧૭] એ વિપશ્ચિત રાજાનું જીવચૈતન્ય પ્રબોધ તરફ વલણ રાખતું હતું, તો પણ હજી તે પરમપદને પ્રાપ્ત થઈ ગયું ન હતું. તે એક હતું, છતાં અગ્નિના પ્રસાદથી તે અનેકરૂપ થયું હતું અને સર્વત્ર સર્વ પ્રકારની ક્રિયા કરી શકે એમ હતું. શબલબ્રહ્મ બોધ અને અબોધ એ બન્નેરૂપ થઈ રહેલ છે; તેને અસાધ્ય શું છે? જ્યાં સુધી પરમબોધની પ્રાપ્તિ ન થઈ હોય, ત્યાં સુધી જીવાત્માનું પદાર્થોમાં આકુળ થઈ રહેવાપણું ઘટિત જ છે તેનો બોધમાં કાંઈક પ્રવેશ થાય છે, એટલે (યોગ બળથી) તેનું સિદ્ધપણું પણ ઉચિત છે. એવી રીતે સર્વ દિશાઓમાં રહેલા સર્વ વિપશ્ચિત રાજાઓ પરસ્પર એકબીજાના સંકટને દેખતા હતા, અનુભવતા હતા અને તેનો ઉપાય પણ કરતા હતા. ચિદાકાશ પોતાના સ્વરૂપમાંથી (મનોભાવને પ્રાપ્ત થતાં) જરા પણ ભ્રષ્ટ થાય છે, તો તે વસ્તુતાએ યથાસ્તિતપણે પોતાના શુદ્ધ સ્વરૂપમાં સારી રીતે રહ્યા છતાં પણ જાણે બીજે રૂપે (જગતને આકારે) થઈ રહેલ હોય એમ જણાય છે.

રામ બોલ્યાઃ–હે મહારાજ! વિપશ્ચિત રાજાઓ જો પ્રબુદ્ધ (જ્ઞાનવાન) હોય, તો તેઓ દિશાઓમાં સિંહ–બળદ આદિ ભાવને શી રીતે પ્રાપ્ત થયા? મને સારી પેઠે બોધ થવા માટે આપ તે કહો.[૧૯-૨૩]

વસિષ્ઠ બોલ્યાઃ–હે નિર્મળ રામચંદ્રજી! બીજે પ્રસંગે મેં ઉપર જે વર્ણન કર્યું, તે પ્રબુદ્ધ એવા યોગીઓનું છે. વિપશ્ચિત્ રાજાઓ કાંઈ પ્રબુદ્ધ એવા યોગીઓ ન હતા. તેઓમાં સંપૂર્ણપણે જ્ઞાનનો ઉદય થયો ન હતો.[૨૪] તેઓ તો જ્ઞાનદૃષ્ટિ અને અજ્ઞાનદૃષ્ટિ એ બન્નેની વચમાં હીંડોળાની પેઠે લટકતા હતા; કેમકે તેમની અંદર

મોક્ષને ભાવીરૂપે સૂચવનાર વિવેક આદિ ચિહ્નો પણ દેખાતાં હતાં અને ચોતરફ રાગ આદિ બંધનનાં ચિહ્નો પણ જોવામાં આવતાં હતાં.[૨૫] હે મહાબાહો! નિરંતર ધર્મમાં જાગ્રત રહેનાર છતાં જ્ઞાનની પરિપક્વ અવસ્થાને ન પામેલા પુરુષોની સ્થિતિ તેવી અધકચરી હોય છે આથી એ વિપશ્ચિત્ રાજાઓ ધારણાથી યોગી હતા, પણ પરમતત્ત્વને પ્રાપ્ત થયા ન હતા.[૨૬] વિપશ્ચિત્ રાજાઓ અગ્નિદેવતામાં ચિત્તનો નિરોધ કરવાથી અને તેના પ્રસાદથી સિદ્ધિ પામ્યા હતા; તેથી તેઓ ધારણાયોગી હતા અને ધારણા* વડે તેમને સિદ્ધિ પ્રાપ્ત થઈ ગઈ હતી. પરંતુ તેઓ જેમની અંદર અવિદ્યાનો સાવ ક્ષય થઈ જાય છે, એવા પરમબોધને પામનારા જ્ઞાનયોગીઓ નહોતા.[૨૭] હે કમળનેત્ર રામચંદ્રજી! જ્ઞાનયોગીઓના ચિત્તમાં કશી વાસના જ હોતી નથી, તેથી તેઓ અવિદ્યા તરફ જુએ પણ શા માટે? બાકી વિપશ્ચિત્ રાજાઓ તો ધારણાયોગી હતા અને ધારણાના પરિપાકને અંતે અગ્નિદેવતાએ આપેલા વરદાનના પ્રભાવથી તેમને સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી.[૨૮] તેમની અંદર અવિદ્યા હજી વિદ્યમાન જ હતી અને તેને લીધે તેઓ આત્મવિચારથી શૂન્ય હતા. હે રામચંદ્રજી! બીજું પણ હું જે કહું, તે તમે સાંભળો. જીવન્મુક્ત પુરુષોને વ્યવહાર–કાળમાં જ દેહ આદિ બીજા પદાર્થોનું ભાન હોય છે, પરંતુ સમાધિકાળમાં તેમને કોઈ પણ પદાર્થનું ભાન હોતું નથી. બંધની જેમ મોક્ષ પણ ચિત્તનો જ એક ધર્મ છે; તેથી તે સમાધિકાળમાં ચિત્તમાં રહે છે, પણ દેહની અંદર રહેતો નથી. બાકી દેહનો ધર્મ (જરામરણ આદિ કિંવા દેહભાવને અધીન વ્યવહાર) દેહથી નિવૃત્ત થતો નથી. મુક્ત થયેલું ચિત્ત પાછું ફરી વાર કોઈ દિવસ બંધાઈ જતું નથી.[૨૯–૩૧] વૃક્ષની ડાળમાંથી નીચે ખરી પડેલા ફળને કયો માણસ યત્ન વડે પણ પ્રથમની પેઠે જ પાછું જોડી શકે છે? જીવન્મુક્ત પુરુષોનો દેહ પણ દેહના ધર્મો વડે વ્યાપ્ત જ હોય છે; પરંતુ તેમનું દેહની અંદર રહેલું ચિત્ત તો સદાકાળ અચળ જ રહે છે. ધારણા આદિના પ્રયોગની પેઠે મોક્ષ બીજાથી જાણી શકાતો નથી.[૩૨,૩૩] પરંતુ મધ આદિના આસ્વાદથી પેદા થનારાં સુખની પેઠે તે સ્વસંવેદ્ય (પોતાના જ જાણવામાં આવે તેવો) છે. આ આત્મા સુખ–દુ:ખ આદિ મનના ધર્મો વડે યુક્ત થાય છે, ત્યારે તે જીવભાવને લીધે પોતે જ પોતાના બંધનો અનુભવ કરે છે.[૩૪] તે આત્મા જ્યારે મનના મોક્ષને લીધે સુખ આદિ ભાવથી રહિત થઈ જાય છે, ત્યારે શાસ્ત્રકારો તેને મુક્ત કહે છે. આ વાત અનુભવ વડે પોતાની મેળે જ જણાઈ રહે તેવી છે. જેનું ચિત્ત અંદર શીતળ હોય છે તે જ મુક્ત કહેવાય છે.[૩૫] ચિત્તની અંદર સંતાપ રહેવો એ બંધ છે. બંધ અને મોક્ષ એ બન્ને દેહાદિકના ધર્મ નથી, એમ દેખાય છે. શરીરના ટુકડેટુકડા કરી કોઈ તેને કાપી નાખે, અથવા તેને રાજ્ય ઉપર બેસાડે, અથવા તે પોતે રડે કે હસે, તો પણ જીવન્મુક્ત પુરુષને દેહના સંબંધથી થનારાં સુખ–દુ:ખ જરા પણ અંદર સ્પર્શ કરતાં નથી. જો કે દેહ આદિમાં તે સુખ-દુ:ખને અનુભવે છે, પરંતુ 'હું સુખી છું અને હું દુ:ખી છું.' એવો અનુભવ આત્મામાં થવાથી તેના અધ્યાસની કલ્પના પણ આત્મામાં થાય છે; બાકી, દેહાદિકમાં તે નથી. દેહાદિકમાં આત્મતાનું અભિમાન બાંધી બીજા જ રૂપાંતરને પ્રાપ્ત થઈ ગયેલા ચાર્વાક તથા બૌદ્ધ આદિ પંડિતો મોક્ષનો ખરો ઉપાય ન મળવાથી છેવટ પરાભવને પ્રાપ્ત થતા દેખાય છે અને વિવાદ પ્રસંગમાં વેદાંતીઓથી તેમનો પરાભવ થતો પણ જોવામાંઆવે છે.[૩૬–૩૮] જીવન્મુક્ત પુરુષોની દૃષ્ટિમાં પોતાના આત્મસ્વરૂપ સિવાય બીજું દેહ આદિ કશું છે જ નહિ. મહા ઉદયને પ્રાપ્ત થયેલ

* દેશબંધશ્ચિત્તસ્ય ધારણા। (પાતંજલ યોગસૂત્ર)

જીવન્મુક્ત પુરુષ સદા આત્માનંદમાં મગ્ન હોય છે, તેથી તે મરતાં છતાં પણ મરતો નથી, રોતાં છતાં પણ રોતો નથી અને હસતાં છતાં પણ હસતો નથી. તત્ત્વદર્શી પુરુષો રાગમુક્ત છતાં રાગયુક્ત જેવા દેખાય છે, કોપરહિત છતાં કોપયુક્ત જેવા જણાય છે અને મોહરહિત છતાં મોહયુક્ત જેવા જોવામાં આવે છે. આકાશમાં જેમ અંકુરો ઉત્પન્ન ન થાય, તેમ અમુક સુખ છે અને અમુક દુઃખ છે, એવી કલ્પનાઓ તેમનાથી ઘણે દૂર રહેલી હોય છે. જેની દૃષ્ટિમાં જગતનું સ્વરૂપ જ નથી અને સર્વ એક ચિદ્રૂપ જ છે, તે જીવન્મુક્ત પુરુષની દૃષ્ટિમાં પણ સુખ–દુઃખ આદિ રહે છે, એવું કહેવું આકાશની શાખાના જેવું અસંભવિત છે. સર્વત્ર જય મેળવનારા જીવન્મુક્ત પુરુષો અંદર શોકરહિત છે, છતાં તેવે પ્રસંગે તેઓ શોક કરતા દેખાય છે વળી મસ્તક આદિ અવયવ કપાઈ જાય, તો પણ તત્ત્વદર્શી પુરુષો જાણે કશું ન કપાયું હોય તેમ કેવળ એક આત્મામાં જ સ્થિર થઈ રહેલા જણાય છે. સામગાનમાં તત્પર થઈ રહેલા બ્રહ્માના મોટા મસ્તકને મહાદેવજીએ સુકુમાર કમલની પેઠે નખ વડે ચીરી નાખ્યું હતું અને પોતે શક્તિમાન છતાં બ્રહ્માએ તે મસ્તકને પાછું ફરી વાર ઉત્પન્ન કર્યું નહોતું.[૩૯-૪૫] કેમકે ચિદાકાશરૂપ બ્રહ્મા પોતે આકાશના જેવા જ છે, તો પછી તેમને બીજા (પાંચમા) મિથ્યા મસ્તક વડે શું વિશેષ છે? તેમને કાંઈ કરવાનું કે કાંઈ ન કરવાનું કશું પણ પ્રયોજન નથી.[૪૬] બાકી પ્રાણીઓના કર્મને અનુસરીને જે જેવી રીતે થઈ જાય, તે ભલે તેવી રીતે થાઓ. બીજા ફેરફારની તેને શી જરૂર છે? જેમ ક્ષીરસાગર ગુપ્ત અમૃતકલાને ધારણ કરે છે, તેમ મહાદેવજી પણ અક્ષીણ કામબાણના યોગથી કામદેવ ઉપર કૃપા કરીને પોતાના અર્ધાંગમાં મૃગબાલનાં જેવાં લોચનવાળાં પાર્વતીજીને ધારણ કરે છે. વળી, કામદેવનો નિગ્રહ કરતાં સમાધિમાં નિર્વિઘ્ન રીતે પ્રવૃત્તિ થવાથી તે હર્ષાશ્રુને ધારણ કરે છે.[૪૭] મહાશય શ્રીમહાદેવજી પોતે સમર્થ છે, છતાં પણ રાગીપણાનો ત્યાગ કરતા નથી. તેમના વૈરાગ્ય વગેરે ગુણો કામદેવને બાળી નાખવાના સમયમાં સ્પષ્ટ રીતે જણાઈ રહ્યા છે. જીવન્મુક્તપણાને લીધે તેમને કાંઈ કરવાનું કે કાંઈ ન કરવાનું કશું પણ પ્રયોજન નથી અને તેમને આ લોકમાં સર્વ પ્રાણીમાત્રમાં કોઈ પાસેથી પોતાનો કશો સ્વાર્થ કાઢી લેવાનું પણ હોતું નથી.[૪૮,૪૯] મહાદેવજીનું રાગીપણું ભલે હો કિંવા ન હો, તેમને રાગીપણાનું કે વિરાગીપણાનું કશું પ્રયોજન નથી. દૈવયોગે જે જેવી રીતે થઈ જાય તે ભલે તેવી રીતે થાઓ. વળી બીજાનું તેમને શું પ્રયોજન છે?[૫૦] જીવન્મુક્ત જનાર્દન પોતે અસુરનિગ્રહ આદિ કર્મને કરે છે, ઇન્દ્રાદિ દ્વારા કર્મ કરાવે છે, અવતારની સમાપ્તિ થતાં મૃત્યુને પ્રાપ્ત થઈ અંતર્ધાન થઈ જાય છે અને પારધી આદિ તેમના અંતર્ધાન થવામાં નિમિત્તરૂપ થાય છે. તે પોતે દેહને ધારણ કરે છે અને નિરંતર વૃદ્ધિને પણ પ્રાપ્ત થાય છે.[૫૧] એ વિષ્ણુભગવાન પોતે સમર્થ છે, છતાં તે પ્રાણીઓના કર્મને અનુસારે પ્રાપ્ત થયેલી વ્યવહારની વ્યગ્રતાને મૂકી શકતા નથી. વળી, તેમને એ વ્યવહારની વ્યગ્રતાને ત્યાગ કરવાનું કે ગ્રહણ કરવાનું કશું પ્રયોજન નથી.[૫૨] પણ જે જેવી રીતે પ્રાપ્ત થતું હોય, તે ભલે તેવી રીતે પ્રાપ્ત થાઓ; એમ સમજીને વાસનારહિત અને શુદ્ધ ચૈતન્યસ્વરૂપ એવા હરિ નિષ્કામપણે જ રહ્યા છે.[૫૩] સૂર્યનારાયણ નિરંતર જગતરૂપી

યથાસ્થિત રીતે પોતાનો કાર્યનિર્વાહ કરી લે છે.[૫૫] ચંદ્રમા જીવન્મુક્તપણાને લીધે કશા પણ ખેદને પામતો નથી અને યથાસ્થિતપણે રહી પ્રલયપર્યંત અક્ષય એવા ક્ષયને વ્યર્થ જ અનુભવે છે.[૫૬] અગ્નિ જીવન્મુક્તપણાને લીધે યથાપ્રાપ્ત સ્થિતિ વડે સમાન દશામાં રહે છે. તે મરુતના યજ્ઞમાં બાર વર્ષપર્યંત હાથીની સૂંઢ જેવી નિરંતર પડ્યા કરતી ઘૃતધારારૂપી હુતદ્રવ્યનો ઉપભોગ કરે છે તેથી તેને અજીર્ણ થાય છે. વળી, કાર્તિકસ્વામીની ઉત્પત્તિના પ્રસંગમાં સ્થાનથી ભ્રષ્ટ થયેલા મહાદેવજીના વીર્યનું પાન કરવાથી તે પોતાને વિશે દાહ અનુભવે છે. આમ, તે ઉત્પન્ન થયેલા ખેદને ધારણ કરે છે.[૫૭] દૈત્યો અને દેવતાઓના ગુરુ શુક્ર તથા બૃહસ્પતિ જીવન્મુક્ત છે, છતાં તેઓ લોકમાં અનેક પ્રકારે પરસ્પર જયની ઇચ્છા વડે કૃપણ જેવા થઈ રહે છે.[૫૮] જીવન્મુક્ત મનવાળા તત્ત્વજ્ઞ જનકરાજા જગતની અંદર ઉગ્ર રણમોખરામાં પોતાના દેહને જર્જર બનાવી દેતાં રાજ્યને કરતા રહે છે.[૫૯] નળ, માંધાતા, સગર, દિલીપ અને નહુષ આદિ રાજાઓ જીવન્મુક્ત છતાં કેમ જાણે પ્રકૃતિ વડે આકુળ થઈ ગયા હોય તેમ રાજ્ય કરતા હતા.[૬૦] અજ્ઞાનીની જેમ પંડિત પણ વ્યવહારમાં પ્રવૃત્તિ કરે છે. વાસનાનું હોવું અને ન હોવું એ જ મુક્તિ-બંધ–મોક્ષનું કારણ છે.[૬૧] બલિ, પ્રહ્લાદ, નમુચિ, વૃત્ર, અંધક અને મુર આદિ જીવન્મુક્ત પુરુષો વિરાગી છતાં રાગીની પેઠે જ જગતમાં સ્થિતિ કરી રહ્યા હતા.[૬૨] જીવન્મુક્ત પુરુષરૂપી ચિદાકાશમાં બીજાઓને રાગદ્વેષનો ક્ષય કે ઉદય તો જોવામાં આવે કિંવા તેનું સારાપણું કે નરસાપણું ભાસે; તો પણ તેમને શુદ્ધ સ્વરૂપજ્ઞાનનો આવિર્ભાવ છે, તેથી તેમના મોક્ષમાં કશો પણ સંદેહ નથી.[૬૩] જે જીવન્મુક્ત પુરુષો ચિદાકાશના જેવા શુદ્ધ જ્ઞાન વડે સર્વ જીવોને ચિદાકાશ જેવા ...ગ પૂર્ણબ્રહ્મરૂપ જ સમજે છે, તેમનામાં ભેદબુદ્ધિ ક્યાંથી સંભવે?[૬૪] જેમ પ્રકાશમાન ઇન્દ્રધનુષ્ય અનેક પ્રકારે દેખાતાં છતાં શૂન્ય અને આભાસમાત્ર છે, તેમ આ દૃશ્યરૂપી ભ્રાંતિ પણ અનેક પ્રકારે દેખાતાં છતાં શૂન્ય અને આભાસમાત્ર છે.[૬૫] જેમ આકાશરૂપી આંગણાની અંદર ઇન્દ્રધનુષ્યમાં નાના પ્રકારના વર્ણો ભાસે છે, તેમ બ્રહ્માંડરૂપી અનેક પરમાણુઓ ચિદાકાશની અંદર શૂન્ય છતાં ભાસ્યા કરે છે.[૬૬] આ પ્રકટપણે દેખવામાં આવતું જગત અસત્ય છે, છતાં જાણે સત્ય હોય તેવું દેખાય છે. આકાશમાં રહેલી શૂન્યતાની પેઠે તે ઉત્પન્ન પણ થયેલ નથી, તેમ નાશને પણ પ્રાપ્ત થતું નથી.[૬૭] એ જગત આદિ અને અંતવાળું દેખાય છે, છતાં અનાદિ અને અનંત છે; અનેક પદાર્થો વડે વ્યાપ્ત હોવાથી તે અશૂન્ય જણાય છે, છતાં શૂન્ય છે. તે ઉત્પન્ન થયું દેખાતાં છતાં ઉત્પન્ન થયું જ નથી અને નાશને પ્રાપ્ત થતું જણાતાં છતાં તે નાશને પ્રાપ્ત થતું નથી.[૬૮] ચિદાકાશ જ એવી રીતે જગતને રૂપે વિવર્તભાવથી ઉત્પન્ન થયેલ અને નષ્ટ થયેલ ભાસે છે. જેમ કાષ્ઠથી બનેલો સ્તંભ કાષ્ઠરૂપ જ છે તથા તેની અંદર કોતરેલી પૂતળી પણ કાષ્ઠરૂપ છે, તેમ બ્રહ્મમાં કલ્પાયેલ જગત પણ બ્રહ્મરૂપ જ છે.[૬૯] સમાધિ વડે સમસ્ત કલ્પના[૧] રહિત, સર્વત્ર સમાનતાવાળી અને નિદ્રાવસ્થા[૨] પણ રહિત એવી જે કાંઈ આત્મરૂપ સ્થિતિ થ રહેવી, તે જ સત્ય ચિદાકાશરૂપ છે. આ જગ તદ્રૂપ છે, એમ સમજવાનું છે.[૭૦] ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા આત્મા એક દેશમાંથી બીજા પ્રદેશમ જાય, ત્યારે વચમાં તેનું જે નિર્વિકલ્પ સ્વરૂપ અનુભવમાં આવે છે, તે ચિદાકાશ છે. આ જગત તે ચિદાકાશમય છે એમ સમજવાનું છે.[૭૧] શુદ્ધ ચિદાકાશની અંદર દ્વિત્વ–એકત્વ આદિ પણ નથી, એમ મનન કરતાં નિશ્ચય થાય છે; તેમ એ કેવળ આકાશના જેવું શૂન્ય ભાસે છે, એવું પણ નથી; એમ મનન કરતાં નિશ્ચય થાય છે.[૭૨] આ

જગત ચિદાકાશરૂપ છે અથવા તો આત્મા જ પોતાના સ્વરૂપની અંદર તેવે આકારે (વિવર્તભાવથી) થઈ રહેલ છે. હવે પછી થનારા નગરની પેઠે તે કેવળ સંકલ્પની કલ્પના વડે વિશાળરૂપે અને સ્ફુટરૂપે પ્રતીતિમાં આવે છે.[૭૩] આકાશના જેવા સ્વચ્છ ચિત્તવાળા હે રામચંદ્રજી! આ દૃશ્યસમૂહ શિલાના જેવા એકરસ, નિર્વિકલ્પ અને શાંત બ્રહ્મરૂપ જ છે. અહો! કેવી આશ્ચર્યકારક માયા છે! લોકો પોતાના આત્માને જ 'જગત' રૂપે કલ્પી લે છે અને પોતાના આત્માને જ મોહમાં નાખે છે![૭૪]

आकाशकोशविशदाशय दृश्यजातं मौनात्म तिष्ठति शिलाघनमेव शान्तम्। यन्नाम तस्य जगदित्यभिधां विधाय स्वात्मैव मोहित इवायमहो नु माया ॥ ७४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જીવન્મુક્તકલન' એ નામનો સર્ગ ૧૨૫ મો સમાપ્ત

## सर्ग १२६ मो+

## મરણ પામેલા રાજાઓને સંસારની ભ્રાન્તિ

॥ राम उवाच ॥

अनंतरं मुनिश्रेष्ठ कुर्वंतः किं विपश्चितः।
आसंस्तेषु दिगंतेषु सद्वीपाब्धिवनाद्रिषु ॥ १ ॥

રામ બોલ્યા:—હે મુનિશ્રેષ્ઠ! પૂર્વ આદિ દિશાઓના અંતોમાં ગયેલા તે વિપશ્ચિત્ રાજાઓએ દ્વીપો, પર્વતો, સમુદ્રો અને વનો આદિમાં જઈને પછી શું કર્યું?[૧]

વસિષ્ઠ બોલ્યા:—હે રામચંદ્રજી! તાલી અને તમાલનાં વૃક્ષોની પંક્તિઓથી ભરેલા દ્વીપોમાં, પર્વતોમાં અને વનોમાં ફરનાર વિપશ્ચિત રાજાઓનું પછી શું થયું, તે હું કહું છું; તમે તે સાંભળો.[૨] એક વિપશ્ચિત્ રાજાને ક્રૌંચદ્વીપના સીમાડાના પર્વતના પશ્ચિમભાગમાં કોઈ હાથીએ કમળની પેઠે શિખરની શિલામાં ગંડસ્થળ વડે પીસી નાખ્યો.[૩] વળી બીજા વિપશ્ચિત્ રાજાને કોઈ રાક્ષસે અંગમાં ઘાયલ કરી દઈ આકાશમાર્ગેથી સમુદ્રમાં રહેનાર વડવાનલમાં ફેંકી દીધો અને તે તેમાં જ ભસ્મ થઈ ગયો.[૪] ત્રીજા વિપશ્ચિત્ રાજાને કોઈ વિદ્યાધર દેવભૂમિમાં (ઇન્દ્રની સભામાં) લઈ ગયો અને ત્યાં ઇન્દ્રને નમસ્કાર ન કરવાથી ક્રોધથી વ્યાપ્ત થઈ ગયેલા ઇન્દ્રે તેને શાપ વડે ભસ્મ કરી નાખ્યો. ચોથો વિપશ્ચિત્ રાજા ચતુરતાથી ચાલતો હતો અને તેને કુશદ્વીપના પર્વતના તટ ઉપર આવેલ નદીને કાંઠે દુઃખે પણ માંડ નિવારી શકાય એવા એક મગરમચ્છે પકડી, આઠ કટકા કરી મારી નાખ્યો.[૫,૬] જેમ પ્રલયસમયમાં ચારે લોકપાલો ક્ષયને પ્રાપ્ત થઈ જાય, તેમ ચારે દિશાઓમાં ગયેલા ને આકુળ ચિત્તવાળા તે ચારે વિપશ્ચિત્ રાજાઓ ક્ષયને પ્રાપ્ત થઈ ગયા.[૭] પછી ચિદા-

+ આ એકસોછવ્વીસમા સર્ગમાં મરી ગયેલા ચારે વિપશ્ચિત્ રાજાઓને પોતાની અંદર જ સંસારની ભ્રાન્તિ દેખાશે અને ઉત્તર તરફના વિપશ્ચિત્ રાજાને અંધારી ખાઈ દેખાયા સુધીનું વર્ણન કરવામાં આવશે.

પ્રજાપતિઓ પ્રથમ જ વિસ્તારવાળા દિશાઓના અંતોને પ્રથમ પ્રમાણે જ જુએ છે, તેમ એ ચારે ય વિપશ્ચિત્ રાજાના જીવચૈતન્યે પોતાના ચારે ય દેહને આગળ પ્રમાણે જ જોયા.[૧૧] તે વિપશ્ચિત્ રાજાઓ આકાશભાવથી રહિત એવા પોતાના ચિદાત્માની અંદર આકાશભાવની પ્રતીતિ થતાં આકાશરૂપ થઈ રહ્યા હતા. તેમણે એક પોતાના મનના પ્રતિભાસરૂપ એવા પ્રાતિભાસિક દેહની અંદર આધિભૌતિક દેહના (સ્થૂલદેહના) સર્વ ધર્મો (સ્થૂલતા, જડતા આદિ) પોતાની પાસે જ જોયા.[૧૨] એ દેહના આધારરૂપ આત્માનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાયાથી તે વિપશ્ચિત્ રાજાઓ પૂર્વ-સસ્કારને લીધે પાછા આ દશ્યરૂપ અવિદ્યા કેવડી હશે, તેનો નિર્ણય કરવા માટે પૂર્વ પ્રમાણે જ પ્રવૃત્ત થઈ ગયા.[૧૩] દશ્ય અને દર્શનના મધ્યમાં અનુભવરૂપે દેખાતી ભૂમંડળરૂપી અવિદ્યાનું પરિમાણ જોવા માટે તેમણે અનેક દ્વીપાંતરોમાં ભ્રમણ કર્યું.[૧૪] પશ્ચિમદિશાવાળો વિપશ્ચિત્ રાજા સાત દ્વીપોનું અને સાત મહાસાગરોનું ઉલ્લઘન કરી ગયો અને સુવર્ણથી ઘટ્ટ એવી ભૂમિમાં ક્રીડા કરી રહેલા જનાર્દન ભગવાન પાસે જઈ પહોંચ્યો.[૧૫] તેણે એ ભગવાન પાસેથી અનુપમ બ્રહ્મવિદ્યા મેળવી અને તેજ દિશાની અંદર તે પાંચ વર્ષ સુધી સમાધિમાં રહ્યો.[૧૬] એ પછી તેણે દેહનો ત્યાગ કર્યો અને તેનુ ચિત્ત કેવળ ચિદ્રૂપતાને પ્રાપ્ત થઈ ગયું. એટલે તેનો પ્રાણ જેમ આકાશભાવને પ્રાપ્ત થઈ ગયો, તેમ તે પોતે પણ પરમ નિર્વાણને પ્રાપ્ત થઈ ગયો.[૧૭] પૂર્વ દિશાવાળો વિપશ્ચિત્ રાજા પૂર્ણિમાના પૂર્ણ એવા ચંદ્રબિંબની સન્નિધિમાં પોતાના દેહની સ્થિતિ છે, એવું ચિંતન કરવા લાગ્યો; અને પોતાના તે દેહને મૂકી દઈ તે ચંદ્રલોકમાં જઈ રહ્યો. દક્ષિણ દિશા તરફનો વિપશ્ચિત્ રાજા શાલ્મલિ દ્વીપમાં શત્રુઓના સમૂહને ઉખેડી નાખી હજી અદ્યાપિ-પર્યંત રાજ્ય કરે છે; તેને પારમાર્થિક તત્ત્વનો લાભ થયો નથી, તેથી તેને બાહ્યપદાર્થોનું હજી વિસ્મરણ થયું નથી.[૧૮,૧૯] ઉત્તર તરફનો વિપશ્ચિત્ રાજા ચપળતાથી પછડાયા કરતા તરંગોવાળા સાતમા સમુદ્રમાં (સ્વાદૂદકમાં) એક હજાર વર્ષ-પર્યંત મગરમચ્છના ઉદરમાં રહ્યો હતો.[૨૦] ત્યાં તે મગરમચ્છના ઉદરના માંસનો આહાર કરતો હતો. એ મોટો મગરમચ્છ મરી ગયો, એટલે ઉત્તર તરફનો એ વિપશ્ચિત રાજા મગરમચ્છની જેમ મગરમચ્છના ઉદરમાંથી બહાર નીકળ્યો. પછી હિમના જેવા શીતળ જળવાળા એ સ્વાદૂદક સમુદ્રના એંશી હજાર યોજનનુ ઉલ્લંઘન કરી, તે વિશાળ ઉદરવાળી અને સુવર્ણની ઘાટા વિસ્તાર-વાળી ભૂમિમાં પહોંચ્યો. તે ભૂમિ દશ હજાર યોજનપર્યંત વિસ્તીર્ણ હતી અને દેવતાઓને સંચાર કરવાના માર્ગરૂપ હતી; ત્યાં તે મૃત્યુ પામ્યો.[૨૧–૨૩] આમ,-ઉત્તર તરફનો તે વિપ-શ્ચિત્ તે ભૂમિમાં મરણ પામ્યો, એટલે જેમ અગ્નિના મધ્યમાં રહેલ કાષ્ઠ ક્ષણ વારમાં અગ્નિ-ભાવને પ્રાપ્ત થઈ જાય છે, તેમ તે ઉત્તમ એવા દેવભાવને પ્રાપ્ત થઈ ગયો.[૨૪] હવે, દિશાઓના અંત જોવાની પૂર્વવાસનાને લીધે એ વિપશ્ચિત્ રાજા ઉત્તમ દેવભાવને પામ્યા પછી, લોકાલોક પર્વતમાં ચાલ્યો ગયો. તે પર્વત આ ભૂમંડળ-રૂપી વૃક્ષના ક્યારાની પેઠે આધારરૂપ થઈ રહેલ છે.[૨૫] એ પર્વત પચાસ હજાર યોજન ઊંચો છે. તેનો એક જ (પ્રથમ) ભાગ સૂર્યના પ્રકાશ વડે તથા લોકોના વ્યવહાર વડે યુક્ત છે; બાકી તેના બીજા ભાગમાં તો કોઈનો પણ સંચાર નથી.[૨૬] લોકાલોક પર્વતના શિરોભાગમાં પ્રાપ્ત થયેલ અને તારાઓના માર્ગમાં રહેલ એ વિપશ્ચિત્ રાજાને નીચે રહેલા મનુષ્યો 'આ કોઈ ઉચ્ચ નક્ષત્ર છે' એવી શકાથી જોતા હતા.[૨૭] લોકાલોક પર્વતના એ પ્રદેશ પછી, તે મહાપર્વતના બીજા ભાગમાં ચારે દિશાઓમાં અંધકાર છે અને ચારે દિશા-ઓમાં મોટી એક અંધારી ખાઈ છે. તે ખાઈ

આકાશની પેઠે સર્વ પ્રાણીઓ વડે શૂન્ય છે અને અનેક યોજન સુધી વિસ્તરેલી છે.[૨૮] ત્યાં વર્તુળ આકારવાળો આ ભૂગોલ સમાપ્ત થાય છે અને ત્યાંથી માંડી પછી આકાશના જેવી શૂન્ય તથા અંધકારભરેલી મોટી ખાઈ આવે છે.[૨૯] તેની અંદર ભમરા જેવો, કાજળના જેવો, તમાલના જેવો અને આકાશના જેવો મધ્યભાગ શ્યામ અંધકારથી જ પથરાઈ રહ્યો છે. ત્યાં પૃથ્વી કે જંગમ આદિ કશું નથી. ત્યાં કાંઈ પણ આલંબન પણ નથી અને ત્યાં કશી પણ વસ્તુ કોઈ દિવસ સંભવતી જ નથી, એમ તમે સમજો.[૩૦]

तत्रालिकज्जलतमालनभोंतरालनीलं तमो न च मही न च जंगमादि। नालंबनं न च मनागपि वस्तुजातं किंचित्कदाचिदपि संभवतीति विद्धि ॥ ३० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિપશ્ચિજ્જન્માન્તરાચરણ' એ નામનો સર્ગ ૧૨૬ મો સમાપ્ત**

## સર્ગ ૧૨૭ મો*

## ભૂગોળ તથા નક્ષત્રમંડળ આદિની સ્થિતિનું વર્ણન

॥ राम उवाच ॥

भगवन् कथयैतन्मे कथं भूगोलकं स्थितम्।
कथमृक्षगणो याति लोकालोकः गिरिः कथम् ॥१॥

**રામ બોલ્યા:**–હે મહારાજ ! આ નિરાધાર ભૂગોલ શી રીતે રહેલ છે ? નક્ષત્રગણ પણ નિરાધાર કેમ ભ્રમણ કર્યા કરે છે ? અને લોકાલોક પર્વત પણ શી રીતે રહેલ છે ? વળી, તેનું તેવું નામ શા માટે પાડવામાં આવ્યું છે ? આ બધું આપ મને કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા:**–જેમ બાળકના સંકલ્પથી રચાયેલો (મનોમય) દડો આકાશમાં નિરાધાર રહી શકે છે, તેમ ચિન્માત્ર હિરણ્યગર્ભરૂપી બાળકે કલ્પી લીધેલ આ ભૂગોળ પણ આકાશની અંદર નિરાધાર ટકી રહેલ છે.[૨] જેમ તિમિરરોગ વડે યુક્ત નેત્રવાળા પુરુષોને આકાશમાં મોવાળા તથા મસલાં આદિના જેવા આકારો અને દ્વિચંદ્ર આદિનું દર્શન મિથ્યારૂપે થાય છે, તેમ ચિદાકાશને સૃષ્ટિના આરંભકાળમાં મિથ્યારૂપે જ પૃથ્વી આદિની પ્રતીતિ થાય છે.[૩] સંકલ્પનગર કોઈ આધાર વડે ધારણ કરાઈ રહ્યું હોય એમ અનુભવમાં આવતું નથી અને સંકલ્પ વડે ઊભા રહેલ સ્તંભો તથા ભીંતો આદિ વડે તે ધારણ કરાયેલ છે; છતાં એ અવસ્તુરૂપ હોવાથી વસ્તુતાએ તેનાથી ધારણ કરાયેલ નથી. તેવી જ રીતે ચિદાકાશની અંદર (હિરણ્યગર્ભના સંકલ્પથી) ખડી થઈ ગયેલી પૃથ્વીના અનુભવ વિષે પણ સમજી લેવું.[૪] હિરણ્યગર્ભના સંકલ્પને અનુસરી ચિદાકાશની અંદર જે વસ્તુ જેવે રૂપે ચિત્સત્તારૂપી સ્વભાવને લીધે પ્રતીતિમાં આવે છે, તે વસ્તુ તે તે સ્થળમાં તેવે રૂપે અનુભવાય છે; એવો જ કાંઈ ચિદાત્માનો અપાર મહિમા છે.[૫] જેમ તિમિરરોગ વડે પીડિત નેત્રવાળા પુરુષને આકાશની અંદર મોવાળા તથા મસલાં આદિના જેવા આકારો જોવામાં આવે છે, તેમ પ્રથમ સૃષ્ટિના આરંભમાં ચિન્માત્રતત્ત્વને ભૂગોળની પ્રતીતિ તેવે પ્રકારે જ થાય છે અને તે થઈ રહેલ છે.[૬] ચિદાત્માને (હિરણ્યગર્ભને) પોતાના સ્વરૂપની અંદર સ્વપ્નની પેઠે નદીઓનું ઊર્ધ્વગમન અને અગ્નિનું અધોગમન જો પ્રથમ ભાસ્યું હોત (કલ્પના કોટિમાં આવ્યું હોત), તો (હિરણ્યગર્ભના સત્ય સંકલ્પને લીધે) આજે તેની તેવી વિપરીત સ્થિતિ હોત આપણને તે પ્રમાણે જ પ્રતીતિમાં ચિત્સત્તાને જ વિષેનું જેવું ભાન

* આ એકસોસત્તાવીસમા સર્ગમાં ભૂગોળ, નક્ષત્રમંડળ આદિની સ્થિતિ વિષે અને તે પછવાડે આવેલા આકાશ વિષે તથા બ્રહ્માંડરૂપી પર્વતની સ્થિતિ વિષે વર્ણન કરવામાં આવશે.

તેના વિચાર પ્રમાણે સત્ય છે. આથી કેટલાક વાદીઓ માને છે કે, પૃથ્વી ભારે છે તેથી તે નિરંતર મહાકાશમાં ભમ્યા કરે છે; પરંતુ આકાશના અધઃપ્રદેશનો અવધિ નથી, તેથી પૃથ્વીનું પતન કોઈ જગાએ વિશ્રાંત થતું નથી. વળી પૃથ્વી વિશાળ છે, તેથી આપણને તેના પડવાની પ્રતીતિ થતી નથી. તેમજ ધ્રુવની સાથે બંધાયેલું જ્યોતિશ્ચક્ર ( નક્ષત્રમંડળ ) પણ એ પૃથ્વીની સાથે જ પડ્યાં કરે છે અને તેથી તે અનાદિ કાળથી ભમતું રહે છે, એમ કેટલાક માને છે. બીજા કેટલાક વાદીઓ માને છે કે, પૃથ્વીની નીચે, ઉપર અને ચારે બાજુ જળ જ ભર્યું છે; અને તેની અંદરનાં છિદ્રોના ભાગમાં પવનથી પૂર્ણપણે ભરેલા પૃથ્વીના સાત લોકો રહ્યા છે. હવે અંદર રહેલો વાયુ અતિ હલકો છે, તેથી તે પૃથ્વી જળમાં રહેલી તુંબડીની પેઠે નિરંતર ઉપર જ તરતી રહે છે. કેટલાક માને છે કે, ભૂગોળની ચારે બાજુ આકાશ જ રહેલ છે, અને તેમાં એ ભૂગોળના ભ્રમણ વિષે તેઓ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે કલ્પના કરી લે છે. વળી બીજાઓ કહે છે કે, જ્યોતિશ્ચક્ર ફરતું નથી, પરંતુ પૃથ્વી જ પોતાના સ્થાનમાં ફરતી રહે છે, પણ આપણને તેની ખબર પડતી નથી. વહાણમાં બેઠેલા પુરુષોને જેમ કાંઠે રહેલાં વૃક્ષો ફરતાં લાગે છે, તેમ જ્યોતિશ્ચક્ર આપણને ફરતું દેખાય છે. વળી કેટલાકનું માનવું એમ છે કે, પૃથ્વીનું પતન અસંભવિત હોવાથી તે સદાકાળ પોતાના સ્થાનમાં સ્થિર છે. આવા તે તે વાદીઓના અનેક વિકલ્પો તેમની બુદ્ધિમાં રહેલી ચેતનસત્તા વડે તેમના વિચારને અનુસરનારાઓને સત્ય ભાસે છે; બાકી વસ્તુતાએ ચેતન સિવાય બીજું કશું સત્ય નથી. ચિત્સત્તા જ તે તે વાદીઓના તેવા તેવા ભાવને અનુસારે અનેકરૂપે થઈ રહેલ છે.[૮] જેઓને આ ભૂગોળ નિશ્ચળ ભાસે

તેમની દૃષ્ટિમાં તે સ્થિર જ છે. જેમની દૃષ્ટિ નિરંતર અપ્રતિહત રહેનાર હોય છે, તેમને તે સદા પ્રકાશમય ભાસે છે અને તેમના વિચાર પ્રમાણે તેવી છે. જેઓ જન્મથી જ અંધ છે, તેવાઓની દૃષ્ટિઓ સદાકાળ પ્રકાશ વિનાની જ છે. બાકી વસ્તુતાએ જોતાં એ સર્વ ભાવો તે સર્વના પોતાના આત્માની અંદર રહેલ છે.[૯] એક ચિદાત્માના જ ભાનને અનુસરીને તારામંડળ અને પૃથ્વી આદિની પ્રતીતિ થાય છે; બાકી વસ્તુતાએ વિચારતાં આ સર્વ અસત્ય છતાં (અવિદ્યાને લીધે) સદાકાળ અખંડિતપણે સત્ય જ ભાસ્યા કરે છે.[૧૦] આ પૃથ્વી લોકાલોક પર્વત સુધી વ્યાપ્ત છે અને તેનું પરિમાણ પણ તેવડું જણાય છે. ત્યાર પછી તો આકાશરૂપી એક મોટી ખાઈ રહેલ છે અને તેની અંદર એક મહાસાગરના જેવો અંધકાર જ ભરપૂર છે. વળી, કોઈ કોઈ જગ્યાએ કાંઈક પ્રકાશ પણ રહેલ છે.[૧૧] નક્ષત્રમંડળના અતિ દૂરપણાને લીધે અને લોકાલોકરૂપી મહાન પર્વતની વિકરાળતાને લીધે, કોઈ કોઈ ભાગમાં કેવળ અંધકાર જ પથરાઈ રહ્યો છે અને તેમાં જ કોઈક ઉપરના ભાગમાં તેજ પણ રહેલ છે. ( તેને લીધે જ તેની લોકાલોક એવી સંજ્ઞા પડેલ છે. )[૧૨] લોકાલોક પર્વતની પેલી પાર રહેલા આકાશમંડળથી ઘણે દૂર દશેય દિશાઓમાં નક્ષત્રચક્ર ફર્યા કરે છે.[૧૩] એ નક્ષત્રચક્ર પાતાળથી માંડી ઠેઠ સ્વર્ગલોક સુધી આકાશની અંદર દશે દિશાઓમાં ચારે બાજુ ભ્રમણ કરતું રહે છે. એક ધ્રુવ જ માત્ર સ્થિર રહે છે.[૧૪] લોકાલોક પર્વતના અંતભાગ સુધી પાતાળ સહિત ભૂલોક ને નક્ષત્રમંડળ ફરતું રહે છે. વસ્તુતાએ જોતાં ચિન્મય તત્ત્વની કલ્પના વિના એ બીજું કાંઈ જ નથી.[૧૫] લોકાલોક પર્વત સાથેના ભૂલોક કરતાં આકાશ બમણું છે અને ત્યાર પછી જેમ પાકેલાં અખોડનાં અંદરનાં બીજની ચારે બાજુ તેની છાલ રહેલ હોય છે, તેમ નક્ષત્રમંડળ રહેલ છે.[૧૬] આ પૃથ્વીલોકથી

બમણા વિસ્તારવાળા આકાશના કરતાં નક્ષત્રમંડળનો અંદરનો વિસ્તાર બમણો છે. દશે ય દિશાઓમાં તેનું ભ્રમણ થતું રહે છે. જેમ બીલાના ફળને તેની છાલ ચારે તરફ વ્યાપી રહેલ હોય છે, તેમ એ ચારે બાજુ વ્યાપ્ત થઈ રહેલ છે.[૧૭] કેવળ ચિન્મય એવા શબલબ્રહ્મની સત્યસંકલ્પતાને લીધે તેમાં જે સ્ફુરણ પ્રથમ ઊઠે છે, તે જ આ બ્રહ્માંડ અને તેના અવયવોને આકારે થઈ જાય છે અને તે આ જગતની સ્થિતિના આધારરૂપ થાય છે.[૧૮] નક્ષત્રચક્ર પછી વળી તેનાથી બમણું એવું બીજું આકાશ રહેલ છે. તે કોઈક ઠેકાણે પ્રકાશ વડે યુક્ત છે અને કોઈક ઠેકાણે ઘાટા અંધકારમય છે.[૧૯] એ આકાશની પેલી પાર પાછું બીજું બ્રહ્માંડના ઊર્ધ્વભાગરૂપી ખર્પર (કપાલ) રહેલ છે. આમ એક બ્રહ્માંડનું ખર્પર તેના ઉપરના ભાગમાં રહેલ છે, તો બીજું તેના નીચેના ભાગમાં રહેલ છે અને એ બન્નેના મધ્યભાગમાં આકાશ રહેલ છે.[૨૦] એ આકાશનો વિસ્તાર સેંકડો અને કરોડો યોજન સુધી છે, તે વજ્રના જેવું દૃઢ છે અને પરમાર્થદૃષ્ટિથી જોતાં તે કેવળ કલ્પનામાત્ર છે. વળી ચિદાકાશની અંદર વિકારરૂપે કલ્પાયેલા પંચીકૃત પંચમહાભૂતના કાર્યરૂપ હોવાથી તે ચિદાકાશથી જુદું નથી, પણ ચિદાકાશરૂપ છે અને ચિદાકાશની અંદર જ રહેલ છે.[૨૧] મહાગોળને આકારે થઈ રહેલા આકાશની અંદર બધી દિશાઓમાં સૂર્ય તથા તારા ઇત્યાદિ વડે સુશોભિત એવું નક્ષત્રચક્ર રહેલ છે. તો પછી તેમાં નીચે-ઊંચે વળી શું હોય? અથવા તો સર્વ સર્વની નીચેઉપર થતું જ રહે છે.[૨૨] સર્વ વસ્તુઓનું પડવું, ઊંચે ચડવું, આડી ગતિ થવી કે એકત્ર સ્થિરતા કરીને રહેવું-એવું જે કાંઈ ભાસે છે, તે ચિદાત્માનો એક પ્રતિભાસમાત્ર છે. બાકી વસ્તુતાએ જોઈએ તો પડવું, ઊંચે ચડવું, જવું, આવવું કે સ્થિર રહેવું, વગેરે કશું અદ્વિતીય ચિદાકાશની અંદર નથી.[૨૩]

**पतनमुत्पतनं गमनं स्थितं चित इति स्फुरितं न तु वस्तुतः। पतनमस्ति न चोत्पतनं न वा गमनमागमनं स्थितमित्यपि॥ २३॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ભૂગોલકનિર્ણય' એ નામનો સર્ગ ૧૨૭ મો સમાપ્ત**

## सर्ग १२८ मो*

## વિપશ્ચિત્ રાજાનું અવિદ્યામાં ભ્રમણ

॥ वसिष्ठ उवाच ॥

**अस्मदादेर्जनस्यैतत्प्रत्यक्षं नानुमानिकम्। शुद्धबोधशरीरेण नाधिभौतिकरूपिणा॥ १॥**

વસિષ્ઠ બોલ્યાઃ-મેં આ જે ભૂગોળ અને જ્યોતિશ્ચક્ર વગેરેનું પરિમાણ કહ્યું, તે આપણ સૌ યોગીજનને પ્રત્યક્ષ છે; કેવળ અનુમાનસિદ્ધ છે એમ નથી. યોગ અને જ્ઞાનના અભ્યાસથી સિદ્ધ થયેલ તત્ત્વસાક્ષાત્કારવાળા આતિવાહિક (સૂક્ષ્મ) દેહ વડે જ તે દેખાય છે, પણ આધિભૌતિક (સ્થૂલ) દેહ વડે તે જોઈ શકાતું નથી.[૧] આ ઉપર જે વિષે મેં વર્ણન કર્યું, તે આપણા આ જગતરૂપી સ્વપ્નનું છે. બીજાં જગતોરૂપી સ્વપ્નોમાં પણ એવી જ જાતની સ્થિતિ રહેલી છે અને કોઈ ઠેકાણે (માયાની અનિર્વચનીયતાને લીધે) બીજી જાતની સ્થિતિ પણ છે.[૨] બીજાં જગતરૂપી સ્વપ્નોની આકૃતિ અને તેનું પરિમાણ આદિ કહેવાનું શું પ્રયોજન છે? કેમકે ચાલુ પ્રસંગમાં ઉપયોગી થાય તેવી કથા વિના બીજી કથા બુદ્ધિમાન પુરુષોની હોતી નથી.[૩] હે પંડિત સભાસદો! આપણા આ જગત પ્રમાણે જોતાં તો સર્વ બ્રહ્માંડોના મધ્યમાં આવેલા સર્વ દ્વીપોના

* આ એકસોઅઠ્ઠાવીસમા સર્ગમાં તે અંધકારમય ખાતને ઊતર્યા પછી, બ્રહ્માંડનાં આવરણો વિષે અને એ વિપશ્ચિત્ રાજાના અવિદ્યામાં ભ્રમણ વિષે વર્ણન કરવામાં આવશે.

અને સમુદ્રોના ઉત્તરભાગમાં મેરુ તથા દક્ષિણ ભાગમાં લોકાલોક પર્વત રહેલ છે. માટે સર્વ પ્રાણીઓના સમૂહ વડે ભરેલાં બીજાં બ્રહ્માંડોના સંબંધમાં પણ આવું અનુમાન જેને થતું હોય, તે ભલે તેવું અનુમાન બાંધે.[૪] આ બ્રહ્માંડની બહાર વસનારા બીજાઓને જે કાંઈ બીજા જગતરૂપી જુદી જુદી જાતના ભ્રમો ભાસતા હશે, તે તેઓને જ પ્રત્યક્ષ હશે તેમનો તેવો આકાર આપણા જોવામાં આવી શકતો નથી.[૫] આ સાત દ્વીપોની અંદર નિવાસ કરી રહેલા સર્વ જીવોના ઉત્તરભાગમાં મેરુ રહેલ છે અને દક્ષિણભાગમાં લોકાલોક પર્વત રહેલ- છે; બાકી બીજાઓને માટે તેમ નથી, એવો નિશ્ચય છે.[૬] હે રામચંદ્રજી! હવે ચાલતા પ્રસંગ વિષે હું કહું, તે સાંભળો. બ્રહ્માંડરૂપી કપાટનું આપણે જે પ્રમાણ કહ્યું, તેના કરતાં દશગણું જળ તેની બહાર તેને ફરતું રહ્યું છે.[૭] જેમ તૃણચુંબકમણિ પોતાના આકર્ષણશક્તિરૂપી સ્વભાવ વડે તૃણને ધારણ કરી રાખે છે અને કલ્પવૃક્ષ જેમ યાચકોએ ઇચ્છેલાં રત્નોને ધારણ કરે છે, તેમ એ બ્રહ્માંડરૂપી કપાટ પણ પાર્થિવભાગને લીધે પોતાની સ્વાભાવિક આકર્ષણ શક્તિ વડે જળને નિરંતર ધારણ કરી રહેલ છે.[૮] કલ્પવૃક્ષરૂપી રત્નની પેઠે પાર્થિવ ભાગ સર્વદા સર્વ પદાર્થોના આશ્રયરૂપ થઈ રહેલ છે. તેને લીધે જળ, વૃષ્ટિ વગેરે પદાર્થો તેની અંદર જ પડે છે.[૯] એ જળરૂપી આવરણની બહારના ભાગમાં એ જળના કરતાં દશગણું તેજ રહેલ છે. તે તેજ ઇંધનરૂપી આધાર વિના જ રહ્યું છે, આકાશના જેવું સ્વચ્છ છે અને શાંત તથા નિશ્ચળ એવી અગ્નિની જ્વાળા જેવું મહાદેદીપ્યમાન છે.[૧૦] અગ્નિની બહાર વળી તેનાથી દશગણા વિસ્તારવાળો વાયુ રહેલ છે અને તે વાયુની બહાર તેના કરતાં દશગણા વિસ્તારવાળું નિર્મળ આકાશ રહ્યું છે.[૧૧] ત્યાર પછી શાંત અને અનંત બ્રહ્માકાશ રહેલ છે. તે પ્રકાશરૂપ પણ નથી તેમ અંધકારરૂપ પણ નથી; તે સદા અવિનાશી છે અને પ્રજ્ઞાનઘન છે.[૧૨] આદિ, મધ્ય અને અંતથી રહિત એવું તે બ્રહ્મરૂપી મહાકાશ મહાચૈતન્ય,એવા નામને ધારણ કરી રહેલ છે, સર્વના આત્મારૂપ છે, લોઢાના ઘણની પેઠે છિદ્રરહિત છે અને કેવળ નિર્વાણમય છે.[૧૩] તેની અંદર લાખો બ્રહ્માંડો એકબીજાથી ઘણે દૂર, પરસ્પર જોવામાં ન આવે તેમ, વારંવાર ઉત્પન્ન થતાં રહે છે અને પાછાં પ્રલયને પણ પ્રાપ્ત થઈ જાય છે.[૧૪] વસ્તુતાએ જોઈએ તો સદા પોતાના સમાનરૂપે રહેનારા (નિર્વિકલ્પ સ્વરૂપમાં રહેલા) ચિદાકાશની અંદર આવિર્ભાવ–તિરોભાવ આદિ કશું થતું જ નથી. ચિદાકાશજ પોતાના સ્વરૂપની અંદર તેવે રૂપે અને તેવે આકારે વિવર્તભાવથી થઈ રહેલ છે.[૧૫] આ સર્વ દૃશ્યના અનુભવ વિષેનો ક્રમ મેં તમને કહી બતાવ્યો. હવે લોકાલોક પર્વતમાં વિપશ્ચિત્ રાજાનું શું થયું, તે વિષે હું કહું છું, તે તમે સાંભળો.[૧૬] જન્માંતરોમાં સારી પેઠે દિશાઓનો અંત જોવાના પૂર્વસંસ્કારનો અભ્યાસ કરનારા અને દૃઢ નિશ્ચયથી પ્રેરાયેલા એ વિપશ્ચિત્ રાજાએ લોકાલોક પર્વતના શિખર ઉપરથી અંધારી ખાઈમાં પ્રવેશ કર્યો.[૧૭] ત્યાં તેણે શિખરના જેવા મોટા પક્ષીઓએ ફાડી ખાધેલા પોતાના દેહને જોયો. પછી પોતાના ઇચ્છિત કાર્યમાં પ્રવૃત્ત થઈ ગયેલો મનરૂપી દેહ જ તેના જોવામાં આવ્યો.[૧૮] નિર્મળ ચિત્તવાળા વિપશ્ચિત્ રાજાએ તે મરણપ્રદેશની પવિત્રતાને લીધે (સ્થૂલદેહભાવના સંસારને ઉદ્બુદ્ધ કરનાર ચાર ભૂત ન હોવાથી) પોતાના આતિવાહિક (મનોમય) દેહને આધિભૌતિકરૂપે જોયો નહિ. મતલબ કે, એક આતિવાહિકપણાનું તેને વિસ્મરણ થયું નહિ.[૧૯] તેને સ્થૂલદેહથી રહિત આતિવાહિક દેહરૂપ આત્માનો બોધ થયો, પણ વિશેષ (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદેહથી જુદા શુદ્ધ ચિન્માત્રરૂપ આત્માનો) બોધ થયો નહિ. એટલે દિશા-

એનો અંત જોવારૂપી પોતાનું કાર્ય સમાપ્ત ન થયેલુ જોઈ, તેણે પાછું આગળ ચાલવા માંડ્યું.[૨૦]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! દેહ વિના આ ચિત્ત કાર્યમાં શી રીતે પ્રવૃત્ત થાય છે? તથા સ્થૂલદેહ અને દિવ્યદેહના કરતાં આતિવાહિક (મનોમય)દેહમાં શી વિશેષતા રહી છે?[૨૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જેમ અંતઃપુરમાં રહેનાર સ્ત્રીવર્ગ વગેરેનું ચિત્ત સંકલ્પ વડે એક પથિક ભાવને ધારણ કરી લઈ બહાર ફેલાઈ જાય છે, તેમજ એ વિપશ્ચિત્ રાજાનું ચિત્ત પણ ફેલાઈ રહ્યું હતું.[૨૨] જેમ ભ્રમમાં, સ્વપ્નમાં, મનોરાજ્યોમાં, મિથ્યા જ્ઞાનમાં અને કથાશ્રવણમાં ચિત્ત પસરી જાય છે, તેમ એ વિપશ્ચિત્ રાજાનું ચિત્ત પ્રસરી ગયું હતું.[૨૩] જે દેહની અંદર ભ્રમ, સ્વપ્ન, મનોરાજ્ય આદિ પસરી જાય છે, તે આતિવાહિક શરીર છે અને તેના આતિવાહિકપણાની વિસ્મૃતિ થતાં કાળે કરીને તેમાં જ આધિભૌતિકપણાની (સ્થૂલદેહભાવની) પ્રતીતિ થાય છે.[૨૪] રજ્જુમાં થયેલી સર્પની ભ્રાંતિની પેઠે કેવળ ભ્રાંતિમાત્ર એવો આ આધિભૌતિક દેહ (સ્થૂલ દેહ) જ્યારે તિરોહિત થઈ જાય છે, ત્યારે આતિવાહિક દેહ (સૂક્ષ્મદેહ) અવશેષ રહે છે. હે પ્રિય રામચંદ્રજી ! હવે આપણે એ આતિવાહિક દેહ વિષે સારી રીતે વિચાર કરીએ તો જણાય છે કે, ચિન્માત્ર સિવાય બીજું કશું તત્ત્વ તેમાં નથી.[૨૫-૨૬] ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં પહોંચતાં વચમાં ચિદાત્માનું જે નિર્વિષયસ્વરૂપ અનુભવમાં આવે છે, તે જ અનંત અને સદા એકરૂપ એવા ચિન્માત્રતત્ત્વનું સ્વરૂપ છે.[૨૭] એ શુદ્ધ ચિદાકાશની અંદર દ્વૈત ક્યાં છે? અને રાગદ્વેષ આદિની સ્થિતિ પણ ક્યાં છે? તે તમે જ કહો. સર્વ અનાદિ અને અનંત શિવરૂપ (બ્રહ્મરૂપ) છે, એમ સમજવું, અનુભવવું, તે જ પરમબોધ કહેવાય છે.[૨૮] મનના સંકલ્પોને છોડી દઈ, સ્વસ્વરૂપમાં શાંતપણાથી સ્થિતિ કરી રહેવું, એ જ ઉત્તમ બોધ છે. વિપશ્ચિત્ રાજા આતિવાહિક દેહમાં સ્થિતિ કરી રહ્યો હતો, પરંતુ હજી તે યથાર્થ પરમબોધને પ્રાપ્ત થયો ન હતો.[૨૯] કેમકે આતિવાહિક દેહને હજી તે પોતાના આત્મારૂપ સમજ્યો હતો અને તેને લીધે જ પ્રથમ તેને ગર્ભવાસ જેવો અંધકાર દેખાયો હતો.[૩૦] પછી એ અંધકાર (અંધારી ખાઈ)ને અંતે બ્રહ્માંડના કપાટના જેવા એક અડરૂપ થઈ રહેલું ભૂતળ (પૃથ્વી) આવ્યું. એ ભૂતળ ઉપરના અને નીચેના બન્ને ખંડના વિભાગના સંધિરૂપ છે, વજ્રના જેવું દૃઢ છે, સુવર્ણમય છે અને કરોડો યોજન સુધી વિસ્તારને પામ્યું છે.[૩૧] એ ભૂતળ પછી એ વિપશ્ચિત્ રાજા તે પૃથ્વીના કરતાં આઠગણા વિસ્તારવાળા જળને પ્રાપ્ત થયો. દ્વીપને અંતે જેમ સમુદ્ર રહે છે, તેમ તે કપાટરૂપી ભૂમિને આધારે રહ્યું હતું.[૩૨] એ જળનું ઉલ્લંઘન કરી ગયા બાદ તે અનેક સૂર્યોના સમૂહની પેઠે (અસહ્ય) અને પ્રલયકાળના અગ્નિની ઘાટી જ્વાળાના બંધાઈ ગયેલા સમૂહોની જેમ મહાદેદીપ્યમાન એવા તેજને પ્રાપ્ત થયો.[૩૩] દાહ અને શોક આદિથી રહિત એવા મનોમય શરીર વડે એ વિપશ્ચિત્ રાજા તેજરૂપી એ આવરણમાંથી નીકળી ગયો અને પૂર્વવાસનાને લીધે પ્રતીતિમાં આવતા વાયુરૂપી આવરણમાં થતી પોતાની ગતિને દેખવા લાગ્યો. પવનમાં વહ્યો જતો વિપશ્ચિત્ રાજા પોતાના આત્મા(શરીર)ને અતિવાહિકરૂપ સમજતો હતો અને પોતે ચિત્તરૂપ જ હતો; તેથી શું વહ્યું જાય છે? કાંઈ નહિ. એમ પણ તેના સમજવામાં આવતું હતું.[૩૪,૩૫] એવી રીતના બોધ વડે ધીર ચિત્તવાળો વિપશ્ચિત્ રાજા પવનરૂપી સાગરને તરી ગયો. ત્યાર પછી પવનથી દશગણા વિસ્તારવાળા વિસ્તીર્ણ આકાશમાં તે જઈ પહોંચ્યો.[૩૬] આકાશનું ઉલ્લંઘન કરી ગયા પછી તે અનંત કાશમાં અવિદ્યારૂપી ઉપાધિવાળા

જઈ પહોંચ્યો. એ ચિદાકાશની અંદર આ સર્વ છે, એને લીધે સર્વ પ્રતીતિમાં આવે છે અને વસ્તુતાએ જોતાં એ કશારૂપ નથી.[૩૭] તેની અંદર મન વડે ભ્રમણ કરતાં તે ઘણો જ છેટે ચાલ્યો ગયો. તેણે પોતાના તેવા સંસ્કારને લીધે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને જગત વગેરે દીઠું.[૩૮] ફરી વાર પણ સંસારની રચના પાછી તેના જોવામાં આવી, ફરી વાર સૃષ્ટિનો તેને અનુભવ થયો અને ફરી વાર દિશાઓ, પર્વતો, આકાશ, દેવતાઓ તથા મનુષ્યો તેના જોવામાં આવ્યાં.[૩૯] પંચમહાભૂતને અંતે ફરી વાર તેણે પાછું એકરસરૂપ બ્રહ્મ જોયું. તેની અંદર તેણે વળી પાછાં વિસ્તીર્ણ જગત જોયાં. વળી સૃષ્ટિઓ અને દિશાઓ પાછાં તેના જોવામાં આવ્યાં.[૪૦] તેણે પાછું બ્રહ્મરૂપી આકાશ દીઠું. વળી પાછી ત્યાર પછી સ્થિર થઈ રહેલી અનેક સૃષ્ટિઓ તેના જોવામાં આવી. આવી રીતે ઘણા લાંબા સમયથી તે અદ્યાપિપર્યંત ભ્રમણ કરતો રહે છે.[૪૧] ઘણા કાળથી અભ્યાસ કરાયેલા (અવિદ્યાનો અંત જોવારૂપી) પોતાના નિશ્ચયથી હજી સુધી તે વિરામ પામતો નથી. અવિદ્યાનો અંત છે જ નહિ અને તેની અંદર સત્ય અધિષ્ઠાનચૈતન્યનું અવલોકન કરવામાં આવે, તો તે અવિદ્યા બ્રહ્મરૂપ જ છે.[૪૨] બાકી વસ્તુતાએ જોઈએ તો અખંડ સ્વસ્વરૂપમાં રહેનાર બ્રહ્મની અંદર એ અવિદ્યા છે જ નહિ. અમુક દૃશ્ય છે અને અમુક અવિદ્યા છે, એવા વિકલ્પરૂપે આત્મા જ વિવર્તભાવથી પ્રસરી રહ્યો છે.[૪૩] શાંત પરબ્રહ્મ ત્રણે કાળમાં સત્ય છે. જાગ્રતમાં અને સ્વપ્નમાં તે જેવા પ્રકારનું તમારા જોવામાં આવ્યું હતું, તેવા પ્રકારનું થઈ રહ્યું હતું. હમણાં પણ તે જેવા પ્રકારનું જોવામાં આવે છે, તેવા પ્રકારનું થઈ રહ્યું છે. હવે પછી પણ જેવું તમે તેને જોશો, તેવું જ તે પોતાની અચિંત્ય શક્તિને લીધે થઈ રહેશે.[૪૪]

[..]કે જગતનો જે આ પ્રતિભાસ થાય છે, તે એક ઘાટા અંધકાર જેવો છે. જેમ આંખો મીંચી જતાં અંધારાનું મોટું ચક્ર જોવામાં આવે છે, તેમ અવિદ્યાને લીધે જ તે મોટું જણાય છે. હે પ્રિય રામચંદ્રજી! તે જગતને પરબ્રહ્મદૃષ્ટિથી જોતાં (પ્રાતિભાસિકરૂપે) તે સત્ય જણાતું નથી અને અવિવેકીઓની દૃષ્ટિથી જોતાં તેનું પ્રતિભાસિક રૂપ જોવામાં આવવાથી અસત્ય કરી શકાતું નથી. તે અનિર્વચનીય છે.[૪૫] હે રામચંદ્રજી! તે વિપશ્ચિત્ રાજાને અદ્યાપિપર્યંત તત્ત્વજ્ઞાન થયું નથી; તેથી જેમ વનના ભાગોમાં રંકુ જાતનો મૃગ ભમ્યા કરે છે, તેમ તે પ્રથમ જોયેલા જગતોમાં તથા તેના જેવાં જ બીજાં જગતોમાં પોતાની વાસનાને અનુસારે વારંવાર ભમ્યા કરે છે. એ સર્વ જગત વિરાટરૂપી બ્રહ્મના ઉદરમાં રહેલાં છે અને કેવળ વાસનામાત્ર હોવાથી વસ્તુતાએ જોતાં અતિસૂક્ષ્મ છે.[૪૬]

तेष्वेव तेष्विव च तेषु तनूतरेषु ब्रह्मोदरेषु चिरदूरतरं जगत्सु । सोऽद्याप्यसंविदिततत्त्वतया तयोर्वः खंडेषु रंकुरिव राघव बभ्रमीति ॥४६॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિપશ્ચિત્ રાજાનું અવિદ્યામાં ભ્રમણ' એ નામનો સર્ગ ૧૨૮ મો સમાપ્ત**

## સર્ગ ૧૨૯ મો×

### બીજા બે રાજાના વર્ણનમાં એકને મૃગનો અવતાર તથા શ્રીરામનો સમાગમ

॥ राम उवाच ॥

तयोर्द्वयोर्मुनिश्रेष्ठ संपन्नं किमतः परम् ।
पश्चाद्विपश्चितोस्तस्य रुद्धयोर्वै विपश्चितोः ॥ १ ॥

રામ બોલ્યાઃ—હે મહારાજ! શાલ્મલિદ્વીપના રાજ્યમાં અને ચંદ્રલોકમાં ભોગો વડે

× આ એકસોઓગણત્રીસમા સર્ગમાં અવશિષ્ટ રહેલા બે વિપશ્ચિતના વૃત્તાંત વિષે વર્ણન આવશે તથા એકને મૃગનો અવતાર આવતાં અંતે રામચંદ્રજીનો સમાગમ થશે એ કહેવાશે.

રોકાઈ રહેલા અને ભોગોનું નિઃસારપણું જાણનારા બીજા બે વિપશ્ચિત્ રાજાની પછી શી ગતિ થઈ, તે આપ કહો. [1]

વસિષ્ઠ બોલ્યાઃ—તે બન્નેમાંથી એક (દક્ષિણદિશાવાળો) વિપશ્ચિત્ રાજા ઘણા લાંબા સમયથી અભ્યાસ કરાયેલી વાસનાને પરવશ બની ગયો અને અનેક દેહોના સમૂહ વડે દ્વીપોની અંદર ભ્રમણ કરતાં ભવાટવીમાં ભટકવારૂપી તેની તે જ સ્થિતિને પ્રાપ્ત થયો. [2] ગયા સર્ગમાં વર્ણવેલા વિપશ્ચિત્ રાજાની પેઠે એ દક્ષિણદિશાવાળો વિપશ્ચિત્ રાજા પણ આવરણોનો ત્યાગ કરી દઈ પરમાકાશની અંદર લાખો સંસારનું અવલોકન કરતાં અદ્યાપિપર્યંત સ્થિર થઈ રહ્યો છે. [3] બીજો પૂર્વદિશાવાળો વિપશ્ચિત્ પોતે ચંદ્રલોકમાં ચંદ્ર પાસે રહ્યો હતો અને તેને ચંદ્રમૃગને વિશે અતિશય સ્નેહ બંધાયો હતો. આથી ચંદ્રની સાથે તેના દેહો પણ પ્રતિભાસ ઉત્પન્ન થયા કરતા હતા. હવે એ ભમ્યા કરતા દેહોનો ત્યાગ કરી દઈ, મૃગમાં બંધાયેલી પ્રીતિને લીધે આજે પર્વતમાં તે મૃગરૂપ થઈ રહ્યો છે. [4]

રામ બોલ્યાઃ—હે મહારાજ ! ચારે ય વિપશ્ચિત્ રાજાની સદાકાળ ઉદય પામનારી વાસના તો એક જ હતી; છતાં તે ઉત્તમ અને અધમ ફળ આપનારા અનેક ભાવને કેમ પ્રાપ્ત થઈ ગઈ? [5]

વસિષ્ઠ બોલ્યાઃ—મનુષ્યની ઘણા લાંબા કાળ સુધી અભ્યાસ કરાયેલી વાસના બે પ્રકારની હોય છે. એક થોડી દઢતાવાળી (કોમળ) હોય છે અને બીજી મજબૂત દઢતાવાળી (અતિદઢ) હોય છે. તેમાંથી થોડી દઢતાવાળી (કોમળ) વાસના દેશકાળ અને ક્રિયાના યોગથી બદલાઈ જાય છે અને ઘાટી દઢતાવાળી વાસના બદલાતી નથી. [6] જો એક બાજુ દેશ, કાળ અને ક્રિયા આદિની એકતા હોય, તેમજ બીજી બાજુ વાસનાની એકતા હોય, તો તે બન્નેમાં જે વધારે બળવાન હોય તે જય મેળવે છે. [7] એવી રીતે દેશકાળના યોગથી થનારા વિભાગને લીધે એ ચારે ય વિપશ્ચિત્ રાજાઓ જુદે જુદે પ્રકારે રહ્યા હતા. એ ચારમાંથી બે અવિદ્યામાં ખેંચાતા જતા હતા, તો એક મુક્ત થઈ ગયો હતો અને એક મૃગરૂપ થઈ રહ્યો હતો. [8] ભ્રાંતિને જ સત્યરૂપે નિશ્ચય કરી રહેલા ત્રણે વિપશ્ચિત્ રાજાને અદ્યાપિપર્યંત અવિદ્યાનો અંત મળ્યો નથી. અજ્ઞાન વડે મોટા રૂપમાં દેખાતી આ અવિદ્યા અનંત છે. [9] પરંતુ વસ્તુતાએ જોતાં તે અવિદ્યા નિર્મૂળ જ છે. જેમ સૂર્યનારાયણના ઉદયથી અંધકારની શોભા જતી રહે છે, તેમ વિજ્ઞાનરૂપી પ્રકાશનો ઉદય થતાં તે તરત ગલિત થઈ જાય છે. [10] થોડા સમયમાં જ તેની વાસનાથી એક બીજું જ બ્રહ્માંડ ખડું થઈ ગયું અને તેમાં પશ્ચિમદિશાવાળા વિપશ્ચિત્ રાજાનું જે વૃત્તાંત બન્યું છે, તે તમે સાંભળો. [11] તે અતિ દૂર સુવર્ણમય ભૂમિપ્રદેશમાં બ્રહ્મરૂપી મહાચિદાકાશની અંદર કોઈ એક દશ્યરૂપે ફેલાઈ રહેલ એક બ્રહ્માંડરૂપી ભ્રમ છે. તે દશ્યરૂપે દેખાતાં છતાં વસ્તુતાએ બ્રહ્મરૂપ જ છે. [12] તે પશ્ચિમદિશાવાળા વિપશ્ચિત્ રાજાને તે દશ્યરૂપે જોવામાં આવ્યું, એટલે તેને વિશે તે પોતે એકલો શમ, દમ તથા ઈશ્વરભક્તિ આદિ શુભ ગુણોના સંસર્ગને લીધે જીવન્મુક્ત વિદ્વાન પુરુષોના મધ્યમાં જઈ પહોંચ્યો. [13] ત્યાં દશ્યના સ્વરૂપને બરાબર ઓળખી લઈ, તે પૂર્ણ બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ ગયો. ત્યાં જ તેને તત્ત્વજ્ઞાન થયું, એટલે જગતને આકારે દેખાતી અવિદ્યા અને પોતાનો તે દેહ એ બન્ને ય ઝાંઝવાના જળની પેઠે ક્યાં ય જતાં રહ્યાં. કેમકે એ બન્નેની સ્થિતિ રાગને લીધે જ હતી. [14] આ પ્રમાણે પશ્ચિમદિશાવાળા વિપશ્ચિત્ રાજાનું સર્વ વૃત્તાંત સ્ફુટ રીતે કહી બતાવ્યું. એવી રીતે બ્રહ્મની પેઠે જ આ અવિદ્યા અનંત છે; કેમકે તે બ્રહ્મરૂપી અધિષ્ઠાનમાં જ કલ્પાયેલ છે. [15] એ બ્રહ્મની અંદર તેની સત્તા વડે કલ્પાયેલા જગતમાં લાખોનાં લાખો વર્ષો વ્યતીત થઈ જાય, તો પણ તેનો કશો અંત

દેખાતો નથી. સ્વભાવે કરીને તેમાં જ પરમાત્માનો અનુગ્રહ થાય, તો જ કાંઈ ખરું લક્ષ્ય મળી જાય છે.[૧૬] તે અધિષ્ઠાનચૈતન્યનું ખરું સ્વરૂપ ન ઓળખાયાથી તે મિથ્યા અવિદ્યારૂપ કહેવાય છે અને જો તેનું વાસ્તવ ઓળખાઈ જાય, તો તે શાંત પરબ્રહ્મરૂપ જ કહેવાય છે.[૧૭] જે કાંઈ અવિદ્યાનો તથા બ્રહ્મનો આ ભેદ પ્રતીતિમાં આવે છે, તે પણ વસ્તુતાએ જોતાં ભેદરૂપ નથી. કેમકે એ ભેદ પણ અવિદ્યારૂપ છે અને અવિદ્યા બ્રહ્મરૂપ છે. તે બ્રહ્મ ચિદાભાસરૂપ થતાં તેને ભેદની પ્રતીતિ થાય છે, માટે તે ભિન્નતા ચિદ્રૂપ જ છે.[૧૮] એવી રીતે ભેદબુદ્ધિને લીધે બ્રહ્માંડરૂપી મંડપની અંદર અવિદ્યા વડે ભ્રમણ કરનારા તે અવિવેકી વિપશ્ચિતને સેંકડો યુગો વહી જવા છતાં પણ અવિદ્યાનો અંત મળ્યો નહિ.[૧૯]

**રામ બોલ્યાઃ**–હે વક્તાઓમાં શ્રેષ્ઠ મહારાજ! ઉત્તરદિશાવાળો વિપશ્ચિત્ રાજા બ્રહ્માંડરૂપી કપાટને કેમ પ્રાપ્ત થયો નહિ? અને એ વિષેનું આપે કેમ વર્ણન કર્યું નહિ?[૨૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–ઉત્પન્ન થતાં તરત જ બ્રહ્માએ પૂર્વકાળમાં પોતાના બે હાથ વડે બ્રહ્માંડમંડળના નીચે અને ઉપર બે વિભાગ કરી દીધેલ છે.[૨૧] આથી ઉપરનો ભાગ નીચેના ભાગથી અતિ દૂર રહેલ છે અને નીચેના ભાગને ઉપરના વિભાગથી ઘણું જ લાંબું અંતર છે. આ બન્ને વિભાગોનો આશ્રય કરીને જ જળ આદિ આવરણો જાણે રહ્યાં હોય, એમ જણાય છે. એ આવરણોને આધાર પણ તેનો જ છે અને તેની અંદર જ તે રહ્યાં છે.[૨૨,૨૩] બ્રહ્માંડનાં એ બન્ને કપાટના મધ્યભાગમાં આ અપાર, સર્વ તરફ (આગળ, પાછળ વગેરે બાજુમાં) અનંત અને શ્યામ એવું જ કાંઈ દેખાય છે તે આકાશ છે, એમ તત્ત્વવેત્તાઓનું સમજવું છે.[૨૪] તેની અંદર જળ આદિ આવરણો કશો સ્પર્શ કરી શકતાં નથી અને તેમાં રહ્યાં નથી. તે પોતે નિર્મળ છે. ચારે બાજુ તે પોતે શૂન્ય છે. પ્રલયકાળની કલ્પના કરનારાઓએ તેને બીજાઓ (ભૂતો)ના આધારરૂપ કહ્યું છે.[૨૫] ઉત્તરદિશાવાળો વિપશ્ચિત્ રાજા ચારે બાજુ અવિદ્યાનું અવલોકન કરવા માટે મોક્ષ થતાં સુધી જાણે અત્યંત દીક્ષિત થઈ રહ્યો હોય તેવો દેખાતો હતો. તે નક્ષત્રચક્રની પેઠે આકાશમાર્ગે ગયો હતો.[૨૬] આ અનંતરૂપે પ્રતીતિમાં આવતી અવિદ્યા બ્રહ્મરૂપ જ છે; કેમકે તે તેની અંદર જ કલ્પાયેલી હોવાથી તેનાથી જુદી નથી. જ્યાં સુધી તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં ન આવે, ત્યાં સુધી તેની સત્તા ભાસે છે; પરંતુ જ્યારે તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખાઈ જાય છે, ત્યારે તેની સત્તા પ્રતીતિમાં જ આવતી નથી.[૨૭] એવી રીતે તે વિપશ્ચિત્ રાજાઓ એકબીજાથી ઘણે દૂર પરમાકાશની અંદર અવિદ્યા સંબંધી કોઈ બીજા જ જગતોમાં ભમ્યા કરે છે.[૨૮] તેમાંથી કોઈ એક તો મુક્ત થઈ ગયેલ છે, કોઈ એક મૃગરૂપ થઈ રહેલ છે અને બીજા બે તો પૂર્વના દૃઢ સંસ્કારને પરસ્પર વશ બની જઈ અદ્યાપિ ભમ્યા કરે છે.[૨૯]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! આપની જો મારા તરફ કૃપા હોય તો કહો, કે, એ વિપશ્ચિતો કેવાં જગતમાં ભમતા રહે છે? અને તેઓ એકબીજાથી કેટલે દૂર રહેલ છે? હે મહારાજ! જે જગતની અંદર એ વિપશ્ચિત્ રાજાઓ થયા, તેઓ કેટલો પંથ કપાયા પછી આવે તે કહો; કેમકે અહીં આપે જે અમને આખ્યાન કહ્યું, તે અતિ આશ્ચર્યકારક છે.[૩૦,૩૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! અવિદ્યામાં ભ્રમણ કરી રહેલા બે વિપશ્ચિત્ રાજાઓ જે જગતની અંદર રહેલા છે, તે જગત યત્ન વડે પણ આપણને દૃષ્ટિગોચર થાય તેમ નથી.[૩૨] ત્રીજો વિપશ્ચિત્ રાજા મૃગપણાને પ્રાપ્ત થયેલ છે અને જે જગતની અંદર તે રહ્યો છે, તે જગત કદાચિત્ આપને દૃષ્ટિગોચર થાય ખરું.[૩૩]

**રામ બોલ્યાઃ**–હે મહાબુદ્ધિમાન વસિષ્ઠ-

ઋષિ! મૃગપણાને પ્રાપ્ત થયેલ વિપશ્ચિત્ રાજા જે જગતની અંદર રહેલ છે, તે જગત ક્યાં છે? એ આપ મને યથાર્થ કહો.[૩૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–પોતાની પૂર્વની જન્મભૂમિથી અતિ દૂર પ્રદેશમાં જઈ પરબ્રહ્મરૂપી મહાકાશની અંદર એ વિપશ્ચિત્ રાજા જે જગતમાં મૃગભાવને પ્રાપ્ત થઈ રહ્યો છે, તે વિશે તમે સાંભળો.[૩૫] જેની અંદર તે મૃગભાવને પ્રાપ્ત થઈ રહેલ છે, તે આ ત્રિલોકી જ છે, એમ તમે સમજો. વળી, જેમાં આ ત્રિલોકી રહી છે, તે પરમાકાશ છે. આ ત્રિલોકી વિપશ્ચિત્ રાજાના પૂર્વજન્મના પ્રદેશથી અતિ દૂર આવેલ છે.[૩૬]

**રામ બોલ્યાઃ**–એ વિપશ્ચિત્ રાજા આ જગતમાંથી જ દિશાઓના અંત જોવાની વાસનાથી તે ગતિને પ્રાપ્ત થયો હતો, તો પાછો તે અહીં જ મૃગભાવને કેમ પ્રાપ્ત થયો? અને એ વાત (ફરીને અહીં આવ્યા સિવાય અહીં જ પાછી મૃગરૂપે અવતરવાની વાત) શી રીતે ઘટી શકે?[૩૭]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જેવી રીતે અવયવી પોતાનાં અવયવોને નિરંતર બરાબર રીતે જાણે છે, તેવી રીતે હું બ્રહ્મરૂપ મારા આત્માની અંદર રહેલાં સર્વ બ્રહ્માંડોને જાણું છું.[૩૮] એ બ્રહ્માંડો અનિયત સ્થિતિવાળાં છે, પ્રલયને પ્રાપ્ત થનારાં છે, નાના પ્રકારને આકારે પ્રતીતિમાં આવે છે, અનેક છે, પરસ્પર અદૃશ્ય છે, એક ચિદાકાશની અંદર જ કલ્પાયેલ હોવાથી પરસ્પર ઓતપ્રોત જેવાં છે અને પૃથ્વીના વિકારરૂપ પટતતુ આદિનાં સ્વરૂપની પેઠે તેઓ બ્રહ્મની અંદર પ્રતીતિમાં આવે છે.[૩૯] હે રામચંદ્રજી! એ અનેક બ્રહ્માંડોની અંદર કોઈએક બ્રહ્માંડની પદ્ધતિ અહીંની પદ્ધતિના જેવી જ છે; તેની અંદર આ વૃત્તાંત બનેલ છે, તે જાણે અહીં જ બન્યું હોય, તેમ મેં તમને કહી બતાવ્યું છે. એ વિપશ્ચિત્ રાજાઓ પોતપોતાની વાસના વડે કલ્પિત એવાં જુદાં જુદાં અનેક જગતોની અંદર જુદા જુદા દેહો વડે અનંત આકાશમાં પ્રથમ વર્ણવેલા દિશાઓના અંતરોમાં ભમતા હતા. તેમાં પૂર્વદિશાવાળો વિપશ્ચિત્ રાજા તેટલા સમય સુધી પોતાના ધારેલા કાર્યમાં (ઉત્સાહયુક્ત) બુદ્ધિવાળો હતો અને તે અનેક જગતરૂપી ભ્રમમાં ભ્રમણ કરી કાકતાલીયયોગથી આ બ્રહ્માંડમાં જ કોઈએક પર્વતની ગુફામાં મૃગરૂપ થઈ રહેલ છે.[૪૦–૪૨] ઘણે દૂર અનેક જગતોમાં ભ્રમણ કરી એ વિપશ્ચિત્ રાજા જે સૃષ્ટિની અંદર મૃગરૂપ થઈ રહ્યો છે, તે આ જ સૃષ્ટિ છે; એ વાત પણ ચિદાકાશની અંદર કાકતાલીયની પેઠે કલ્પાયેલ છે.[૪૩]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! જો આપ કહો છો તેમ હોય, તો તે કઈ દિશામાં, કયા દેશમાં, કયા પર્વતમાં અને કયા વનમાં મૃગરૂપ થઈ રહેલ છે? તે આપ કહો.[૪૪] એ મૃગ હમણાં શું કરે છે? શી રીતે તે ઘો–ખડને ચાવે છે? સર્વ ધાન્ય વડે ભરપૂર રસમય ભૂમિમાં નિવાસ કરનાર અને વૃદ્ધાવસ્થાને લીધે જાણે શિથિલ જ્ઞાનવાળો થઈ ગયો હોય તેવો થઈ રહેલ એ મૃગ પોતાના ઉદાર પૂર્વજન્મનું સ્મરણ ક્યારે કરશે?[૪૫]

**વસિષ્ઠ બોલ્યાઃ**–ત્રિગર્ત દેશના રાજાએ મને જે ક્રીડામૃગ ભેટ તરીકે આપેલ છે અને જે હમણાં આપણા ક્રીડામૃગોના ગૃહમાં રહેલ છે, તે જ એ વિપશ્ચિત્ રાજા છે, એમ તમે સમજો.[૪૬]

**વાલ્મીકિ બોલ્યાઃ**–આ વાત સાંભળી સભામાં વિસ્મયને પ્રાપ્ત થઈ ગયેલા શ્રીરામચંદ્રજીએ એ ક્રીડામૃગને બોલાવી લાવવા માટે અનેક બાળકોને મોકલ્યા.[૪૭] એ સુંદર મૃગને બોલાવી લાવતાં તેણે વિશાળ સભાની અંદર પ્રવેશ કર્યો અને સર્વ સભ્યોના સમૂહે તેને પુષ્ટિવાળો તથા પ્રસન્ન દીઠો.[૪૮] પોતાના દેહમાં રહેલાં બિંદુઓ વડે તે તારાઓરૂપી બિંદુઓવાળા આકાશનું અનુકરણ કરતો હતો અને પોતાના કટાક્ષપાતરૂપી કમળોની વૃત્તિ વડે તે સુંદરીઓનો પણ તિરસ્કાર કરતો હતો.[૪૯] એ ક્રીડામૃગ પોતાને જોવાને

આતુર થઈ રહેલી સભા તરફ પણ લક્ષ આપતો નહોતો અને પોતાના ભયભરેલા કટાક્ષો વડે સભાના સ્તંભ આદિમાં જડેલ શ્યામ એવી મરકત મણિની કાન્તિઓને ભ્રાંતિથી લીલું ઘાસ સમજી તેને ખાવાને દોડતો હતો.[૫૦] કાન, નેત્ર અને ગ્રીવાને ઊંચી કરીને તે અસ્થિર અને નિવારણ ન કરી શકાય એવી પોતાની સ્થિતિ વડે તથા તેવાં જ કાન, આંખ, ગ્રીવા આદિને ઊંચાં રાખીને વેગથી ફરતો હતો, તેથી સભાજનો વ્યાકુળ થઈ જતા હતા.[૫૧] એ મૃગને જોઈ રાજાઓ, મુનિઓ, મંત્રીઓ અને સર્વ સભ્યલોકો 'અહો! માયા અનંત છે' એમ જાણી ઘણા લાંબા કાળ સુધી વિસ્મિત થઈ રહ્યા.[૫૨] સર્વ સભાસદોના અવલોકનરૂપી ઘાટી કમળની વૃષ્ટિ વડે તે મૃગ જાણે શ્યામ બની ગયો હતો અને નાના પ્રકારનાં રત્નોનાં કિરણોના સમૂહ વડે તે સુશોભિત હતો. એ મૃગને જોઈ રહેલી એ સભા, અંદર આશ્ચર્યનો અનુભવ કરતી હતી અને તે ચિત્રમાં આલેખેલ કમલિનીની જેમ વિસ્મયથી જાણે કે સ્તબ્ધ થઈ રહી હતી.[૫૩]

**आश्चर्यचर्वणसुविस्मितसर्वलोका सर्वावलोकनघनोत्पलवर्षकृष्णम् । रत्नांशुजालकचितं मृगमीक्षमाणा सासीत्सभा कमलिनी लिपिनिर्मितेव ॥ ५३ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિપશ્ચિન્મૃગલાભ' એ નામનો સર્ગ ૧૨૯ મો સમાપ્ત**



## સર્ગ ૧૩૦ મો×

### મૃગનો અગ્નિમાં પ્રવેશ

॥ वाल्मीकिरुवाच ॥

**अथ राम उवाचास्य मुने केन विपश्चितः । स्यादुपायेन दुःखान्तः प्राक्तनात्मोदयादिति ॥१॥**

**વાલ્મીકિ બોલ્યાઃ**–પછી રામચંદ્રજીએ પૂછ્યું કે, 'હે મહારાજ! કયા ઉપાયથી આ વિપશ્ચિત્ રાજાનો પાછો પોતાના પૂર્વ દેહ (વિપશ્ચિત્ રાજાના દેહ)નો આવિર્ભાવ થાય, તેને અનાદિસિદ્ધિ આત્મસ્વરૂપના જ્ઞાનનો ઉદય થાય અને તેના દુઃખનો અંત આવે? આપ તે કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જે પુરુષને ઘણા કાળ સુધી કરેલી જે દેવની ઉપાસના વડે પ્રથમ વારંવાર પોતાના મનોરથની સિદ્ધિ થઈ હોય, તે પુરુષની તે દેવ વિના પછી આગળ ઉપર પણ પોતાના ઇચ્છિત મનોરથની સિદ્ધિ થતી નથી. કદાચિત્ થાય તો પણ તે શોભતી નથી, તેમજ તે પરિણામે સુખ આપનારી, હિતરૂપ કે ઉત્તમ ફળ આપનારી થતી નથી.[૨] આ વિપશ્ચિત્ રાજાને અગ્નિ શરણ (દૈવત) રૂપ છે; માટે આ મૃગ તેની અંદર પ્રવેશ કરવાથી નિર્મળ થયેલા સુવર્ણની પેઠે પોતાના પૂર્વરૂપને પ્રાપ્ત થશે.[૩] હમણાં જ હું એ ક્રિયા કરું છું અને તમને દેખાડું છું, તે તમે સર્વ જુઓ. આ મૃગ આપણી પાસે જ હમણાં અગ્નિમાં પ્રવેશ કરે છે.[૪]

**વાલ્મીકિ બોલ્યાઃ**–એ પ્રમાણે કહી શ્રેષ્ઠ ચેષ્ટાવાળા શ્રીવસિષ્ઠઋષિએ પોતાના કમંડલુના જળ વડે આચમન કર્યું અને શાસ્ત્રપદ્ધતિને અનુસારે ઇંધન વગરના જ્વાળાઓના સમૂહરૂપે રહેલા અગ્નિનું ધ્યાન કર્યું. એ ઋષિના ધ્યાન વડે સભાના મધ્યપ્રદેશમાંથી અંગારાઓના આકાર

× આ એકસોત્રીસમા સર્ગમા વસિષ્ઠઋષિના ધ્યાનથી ઉત્પન્ન થયેલા અગ્નિની અંદર એ મૃગનો પ્રવેશ થતાં, તેને પોતાના પ્રથમના વિપશ્ચિત્ રાજાના દેહનો લાભ થઈ પૂર્વની સ્મૃતિ થશે, એ વિષે વર્ણન આવશે.

વિનાનો, ઇંધનથી રહિત, સ્વચ્છ અને ધમધમાટ કરી રહેલો જ્વાળાઓનો સમૂહ પ્રકટ થઈ ગયો. એ અગ્નિમાં ધુમાડાનો કે કાજળનો કશો સંપર્ક નહોતો.[૫-૭] એ જ્વાળાઓનો સમૂહ અત્યંત મનોહર તથા દેદીપ્યમાન કાન્તિવાળો હતો અને સુવર્ણમય મંદિરના જેવો રમણીય દેખાતો હતો. તેનો આકાર વિકસિત થયેલાં કેસૂડાંનાં પુષ્પના જેવો હતો અને સંધ્યાકાળના વરસાદનાં વાદળાંની પેઠે તે ખીલેલો જણાતો હતો. તે જ્વાળાઓનો સમૂહ જોઈને સર્વ સભ્યો દૂર જતા રહ્યા હતા અને તેને જોતાંજ તે મૃગે પોતાના પૂર્વકાળના (રૂઢ થઈ રહેલા) ભક્તિભાવ વડે આદરપૂર્વક દર્શનના ક્રમથી હર્ષ બતાવ્યો.[૮,૯] પછી અગ્નિનાં દર્શન કરી ક્ષીણ પાપવાળો થઈ રહેલો અને તેમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનારો તે મૃગ દૂરથી જેમ સિંહ ઊછળે, તેમ અગ્નિમાં પ્રવેશ કરવા માટે ઊછળ્યો.[૧૦] તેટલામાં મુનિવર્ય વસિષ્ઠઋષિએ પોતાના ધ્યાનની અંદર વિચાર કરીને એ મૃગને પોતાના દૃષ્ટિપાત વડે ક્ષીણપાપ (નિષ્પાપ) કરી દીધો અને તેઓ અગ્નિને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્ અગ્નિ! આ મનોહર મૃગને તેની પૂર્વકાળની ભક્તિનું સ્મરણ કરી, આપ કૃપા કરી પાછો વિપશ્ચિત્ રાજારૂપ બનાવી દો.'[૧૧,૧૨] વસિષ્ઠઋષિ આ પ્રમાણે બોલતા હતા, ત્યાં ઘણા વેગથી છોડેલું બાણ જેમ લક્ષ્યમાં પ્રવેશ કરે, તેમ તે રાજસભામાં નિર્મુક્ત થયેલા તે મૃગે વેગથી અગ્નિમાં પ્રવેશ કર્યો.[૧૩] જેમ અરીસામાં પ્રતિબિંબિત થયેલો પુરુષ તેમાં પ્રવિષ્ટ થયા જેવો દેખાય છે, તેમ એ મૃગને પણ સર્વ સભ્યોએ જ્વાળાના સમૂહમાં પ્રવિષ્ટ થયેલો જોયો. ત્યારે તેનું શરીર સંધ્યાકાળનાં રાતાં વાદળાંના જેવા જ્વાળાના સમૂહમાં સ્પષ્ટ રીતે વિશ્રાંત થયેલું દેખાતું હતું. પછી જ્વાળાઓના અંદરના ભાગરૂપી આકાશમાં એક ઝીણા વાદળાની પેઠે રહેલા એ મૃગે મૃગભાવને છોડી દીધો અને તે સર્વને દેખાય તે પ્રમાણે મનુષ્યને આકારે થઈ ગયો.[૧૪,૧૫] હવે તે રાજા જ્વાળાની અંદર સુવર્ણના જેવી કાન્તિવાળો, પવિત્ર આકારવાળો અને મનોહર અવયવોવાળો જણાવા લાગ્યો.[૧૬] જાણે સૂર્યબિંબમાં સૂર્યનારાયણ રહ્યા હોય, ચંદ્રબિંબમાં ચંદ્રમા રહ્યા હોય, મહાસાગરના કે મહાનદીના જળમાં વરુણદેવ રહ્યા હોય અથવા તો સંધ્યાકાળમાં ચંદ્રમા રહ્યા હોય તેમ તે અગ્નિમાં અત્યંત દેદીપ્યમાન થઈ રહ્યો. વળી આંખની કીકીમાં, અરીસામાં, જળમાં અને મણિમાં જેમ પ્રતિબિંબ રહે છે, તેમ તે અગ્નિરૂપી આધારની અંદર રહ્યો હતો. જાણે ભક્તિ જ પુરુષને આકારે થઈ રહી હોય તેવો તે જણાતો હતો અને સૂર્યના જેવો મહા જાજ્વલ્યમાન લાગતો હતો. ત્યાર પછી પવન વડે બુઝાઈ ગયેલા દીવાની પેઠે અને આકાશમાંથી જતાં રહેતાં સંધ્યાકાળનાં વાદળાંની પેઠે એ સભાના મધ્યમાંથી જ્વાળાઓનો સમૂહ કોણ જાણે ક્યાંય જતો રહ્યો.[૧૭-૧૯] હવે ત્યાં દેવમંદિરની ભીંતો પડી જતાં તેની અંદર રહેલ વિષ્ણુ આદિ દેવની પ્રતિમાની પેઠે અને પડદામાંથી બહાર નીકળેલા નટની પેઠે માત્ર એક પુરુષ જ જોવામાં આવતો હતો.[૨૦] તેણે અક્ષમાળાને ધારણ કરી હતી, તેની આકૃતિ શાંત હતી, સુવર્ણનું યજ્ઞોપવીત પહેર્યું હતું અને અગ્નિથી બળી જવાથી પવિત્ર થયેલાં શુદ્ધ વસ્ત્રો વડે તેનું આખું શરીર ઢંકાયેલું હતું. વળી તે જાણે તત્કાળ ઉદય પામેલો ચંદ્રમા જ હોય એવો મનોહર દેખાતો હતો.[૨૧] તેના વેષનો આભાસ જોઈને સર્વ સભ્યો કહેતા હતા કે, 'અહો! આની કેવી કાન્તિ છે!' તેથી અને સૂર્યનારાયણની પેઠે તેની પ્રતિભા પડતી હતી તે કારણે, લોકો તેને 'ભાસ' નામથી લાગ્યા.[૨૨] આ પુરુષ જાણે મૂર્તિમાન આભાસ હોય તેવો છે, તેથી એ 'ભ

ઓળખાશે, એમ સભામાં બેઠેલા કેટલાક પુરુષોએ કહ્યું. આથી તે 'ભાસ' નામથી કહેવાવા લાગ્યો.[૨૩] ત્યારપછી એ ભાસ ત્યાં જ બેસી ધ્યાનાવસ્થિત થઈ ગયો અને તેણે પોતાના શરીર ઉપર વીતેલ પોતાના આગળના સર્વ વૃત્તાંતનું સ્મરણ કર્યું. તે સમયે સર્વ સભ્યલોકો આશ્ચર્યને લીધે ચેષ્ટારહિત થઈને સ્વરૂપસ્થિતિમાં જ સ્થિર થઈ ગયા અને ભાસ એક મુહૂર્તમાત્રમાં જ નિબધિપણે પોતાના પૂર્વવૃત્તાંતનુ સ્મરણ કરી વ્યુત્થિતદશાને પ્રાપ્ત થઈ ગયો. તે ધ્યાનરૂપી પ્રકાશમય સ્થિતિમાંથી જાગ્રત થયો અને તેણે ત્યાંથી ઊઠીને ક્રમપૂર્વક સભા તરફ જોયું.[૨૪-૨૬] સભામાં આવીને શ્રીવસિષ્ઠઋષિને હર્ષ વડે પ્રણામ કર્યા અને તેણે કહ્યું કે, 'હે જ્ઞાનસૂર્ય! મને પ્રાણ આપનાર હે મહારાજ! હું આપને નમસ્કાર કરું છું'[૨૭] શ્રીવસિષ્ઠઋષિએ પણ તેના મસ્તક ઉપર પોતાના હાથ વડે સ્પર્શ કરી કહ્યું કે, 'હે રાજન્! આજે ઘણા લાંબા સમયથી દેખાતી તારી અવિદ્યાનો ક્ષય થઈ જાઓ.'[૨૮] એ પછી ભાસે રામચંદ્રજીને નમન કરી સ્પષ્ટપણે કહ્યું કે, 'તમારો જય થાઓ' એટલે દશરથરાજા આસનથી જરા ઊભા થયા અને જાણે હસતા હોય તેમ નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[૨૯]

**દશરથરાજા બોલ્યાઃ**–હે રાજન્! તમે ભલે આવ્યા. આ આસન ઉપર બેસો. અનેક સંસારમાં ભટકવારૂપી વિસ્તીર્ણ ભાર વડે થાકી ગયેલ હે રાજન્! તમે અહીં વિશ્રામ લો.[૩૦]

**વાલ્મીકિ બોલ્યાઃ**–ઉપર પ્રમાણે દશરથરાજા બોલ્યા, એટલે ભાસ નામનો તે વિપશ્ચિત્ રાજા વિશ્વામિત્ર આદિ મુનિઓને પ્રણામ કરીને પોતાના આસન ઉપર બેઠો.[૩૧]

**દશરથરાજા બોલ્યાઃ**–અહો! કેવી ખેદની [વા]ત છે! જેમ વનનો હાથી બંધનમાં આવી [જ]તાં દુઃખનો અનુભવ કરે છે, તેમ આ વિપ[શ્ચિ]ત્ રાજાએ અવિદ્યાને લીધે ઘણા લાંબા કાળ સુધી દુઃખનો અનુભવ કર્યો છે![૩૨] અહો! અવિદ્યારૂપી દુષ્ટ-દૃષ્ટિવાળા પુરુષની ગતિ અતિ વિષમ છે. કેમકે તે શૂન્ય આકાશની અંદર જ સૃષ્ટિના આડંબરની ભ્રાંતિને દેખાડે છે.[૩૩] આશ્ચર્ય છે કે, વિશાળ આત્મારૂપી ચિદાકાશની અંદર અનંત જગતો રહેલાં છે અને ઘણા લાંબા કાળ સુધી આ વિપશ્ચિત્ રાજાએ તેમાં ભ્રમણ કરેલ છે.[૩૪] અહો! માયાના સ્વભાવરૂપી આ દૃશ્યનો વૈભવ વસ્તુતાએ જોતાં સાવ શૂન્ય જ છે, છતાં તેનો આ કેવો મહિમા છે! તે પોતે શૂન્ય છે છતાં આકાશના જેવા અસંગ ચિદાકાશના એકરસ સ્વરૂપની અંદર તે અનેક જગતને આકારે પ્રતીતિમાં આવે છે![૩૫]

**व्योमात्मनोऽपि महिमायमहो नु कीदृगस्य स्वभावविभवस्य चिदात्मवृत्तेः। यः शून्य एव परमात्मघनेऽम्बरेऽन्तरेवं विधानि विविधानि जगन्ति भान्ति ॥ ३५ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મૃગવહ્નિપ્રવેશ' એ નામનો સર્ગ ૧૩૦ મો સમાપ્ત**

## सर्ग १३१ मो[×]

### વટધાના નામના રાજપુત્રોની કથા

॥ दशरथ उवाच ॥

**क्लिष्टोऽयं यदविद्यार्थे विपश्चिदविपश्चितः।
तदहं चेष्टितं मन्ये कष्टोऽवस्तुनि किं ग्रहः॥१॥**

**દશરથરાજા બોલ્યાઃ**–આ વિપશ્ચિત્ રાજા દિશાઓનો અંત જોવારૂપી અવિદ્યાના ઉદ્દેશથી ક્લેશ પામ્યો હતો, આત્મજ્ઞાનથી રહિત હતો, તેથી તેની આ સર્વ ચેષ્ટા વૃથા ભ્રાંતિરૂપ જ હતી. કેમકે એવી મિથ્યા વસ્તુમાં દુરાગ્રહ

× આ એકસોએકત્રીસમા સર્ગમાં વિશ્વામિત્રઋષિએ વટધાના નામના રાજપુત્રની કથા કહી. તેનાથી પ્રેરાયેલો તે વિપશ્ચિત્ રાજા પોતાની ભ્રાંતિનું વિસ્તારપૂર્વક વર્ણન કરશે.

રાખવો, એ ક્લેશ આપનાર જ છે.[૧]

વાલ્મીકિ બોલ્યાઃ-એ સમયે ત્યાં રાજાની પાસે બેઠેલા વિશ્વામિત્રઋષિ પ્રસગને લગતાં વાક્યો બોલ્યાઃ 'હે મહારાજ! ઉત્તમ બોધને નહિ પામેલા અનેક પુરુષોને આવાં વિલક્ષણ પ્રકારનાં અનેક ભ્રાંતિરૂપી જ્ઞાનો હોય છે અને તેથી વાસના વડે ખડાં થઈ ગયેલાં તેના જ પ્રકારનાં અનેક જગતો હોય છે.[૨,૩] આજ સત્તરલાખ વર્ષ સુધી પોતાનો બંધાયેલો નિશ્ચય ક્ષીણ થયો નથી, તેથી વટધાના નામના રાજપુત્રો આ વિપશ્ચિત્ રાજાની પેઠે હજી પૃથ્વીની અંદર ભ્રમણ કરી રહેલ છે.[૪] ભૂમિનો અંત જોવા માટે તે રાજપુત્રો ઉદ્વેગરહિત રહી મંડી રહ્યા છે અને વહ્યા જતા નદીના પ્રવાહની પેઠે તેઓ આજ સુધી નિવૃત્ત થતા નથી.[૫] આ મહાવિશાળ લોક વર્તુલ આકારનો છે. તે આકાશની અંદર રહેલ છે. બાળકના સંકલ્પવૃક્ષની પેઠે તે એક હિરણ્યગર્ભના સંકલ્પના નિશ્ચયરૂપ છે.[૬] આકાશની અંદર અધ્ધર લટકી રહેલા અને મધવડે લીંપાયેલા દડામાં જેમ દશે દિશામાં કીડીઓ ફર્યા કરે છે, તેમ આ લોકને આધારે રહેનાર સર્વ જીવો પણ દશે દિશાઓની અંદર નિરંતર ભમ્યા કરે છે.[૭] ભૂગોળના જે અવયવો તેના નીચેના ભાગમાં રહ્યા છે અને જે અવયવો તેના ઉપરના ભાગમાં રહ્યા છે, તેમાં જ્યારે જે ભાગમાં જે જીવો રહે છે, ત્યારે તે ભાગમાં તે જીવો નિવાસ કરતાં ભમે છે.[૮] અંતરિક્ષમાં રહેનારી મંદાકિની આદિ નદીઓ અને સૂર્ય-ચંદ્ર આદિ સહિત સર્વ નક્ષત્રમંડળ વાયુના બંધનને લીધે ઘણે દૂરથી ભૂગોળનો જ આશ્રય કરી રહે છે અને તેઓ તેનો સ્પર્શ ન કરતાં નિરંતર ઊંચે ભમ્યા કરે છે.[૯] આકાશ જ્યોતિશ્ચક્ર સહિત એ ભૂગોળનું વેષ્ટન કરીને અહીં જ સર્વ દિશાઓમાં રહેલ છે. તે સર્વ દિશાઓમાં ઉપરના ભાગમાં રહેલ છે અને પૃથ્વી નીચેના ભાગમાં રહેલ છે. એ ભૂગોળના નીચેના ભાગમાં જે પદાર્થો રહ્યા છે, તેઓ તે તે પ્રદેશમાં તે તે અવયવોને પ્રાપ્ત થતાં જ ગતિ કરતા રહે છે જે આકાશભાગની અંદર પક્ષી આદિ ઊડીને ગતિ કરે છે, તેને ઊર્ધ્વભાગ કહેવામાં આવે છે.[૧૦,૧૧] હે દશરથરાજા! એ ભૂગોળમાં કોઈએક દેશમાં વટધાના નામના રાજાઓ છે તેમના કુળમાં પૂર્વકાળમાં ત્રણ રાજપુત્રો થયા હતા.[૧૨] આ વિપશ્ચિત્ રાજાની પેઠે જ, દશ્યરૂપે પ્રતીતિમાં આવતા પૃથ્વી આદિ જગતનો અંત જોવાનો દૃઢ નિશ્ચય બાંધીને તેઓ પણ દશ્યનો અંત જોવા માટે નીકળી પડ્યા હતા.[૧૩] અનેક દ્વીપોમાં તથા સમુદ્રોમાં પૃથ્વી પછી જળ અને વળી પાછી પૃથ્વી, એમ ક્રમે કરી ઘણા કાળ સુધી ભ્રમણ કરતા તેમજ વચમાં (મરણ થવાથી) નવાં નવાં શરીરોને ધારણ કરી લેતા એ રાજપુત્રોનો ઘણો લાંબો સમય એમ જ ચાલ્યો ગયો.[૧૪] સ્વચ્છ દડાની ઉપર લાગી રહેલી ફરતી કીડીઓની પેઠે નિરંતર ભૂગોળમાં ભ્રમણ કરી રહેલા એ રાજપુત્રો આજ સુધી દશ્યના અંતને પામ્યા નથી, પણ બીજા નવા દેશાંતરનો તેમને અનુભવ થતો રહે છે[૧૫] હે મહારાજ! તેઓ આજ સુધી આકાશની અંદર અધ્ધર રહેલા દડા ઉપર ફર્યા કરતી કીડીની પેઠે દશ્યમાં જ ગૂંચવાઈ રહેલ છે, છતાં તેમને તેમાં કશો ખેદ થતો નથી.[૧૬] આ ભૂગોળના જે જે દેશોમાં તે જાય છે, તે તે દેશોમાં તેમને અજ્ઞાનીની પેઠે જ ઉપર અને નીચે દિશાઓનો દેખાવ નજરે આવે છે.[૧૭] હે મહારાજા દશરથ!

જેવું છે, સંકલ્પરૂપ છે, અનંત છે અને અજ્ઞાન વડે જ ખડું થયેલ છે.[૧૯] સંકલ્પ કિંવા કલ્પનાનું મૂળ અધિષ્ઠાન વિચારતાં તે બ્રહ્મરૂપ છે અને બ્રહ્મ જ એ સંકલ્પને આકારે વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે. વસ્તુતાએ જોતાં એ બન્ને ચિદ્રૂપ જ છે. જેમ શૂન્યપણું અને આકાશ એમાં કશો ભેદ નથી, તેમ એ બન્નેમાં પણ કશો ભેદ નથી.[૨૦] જળના પ્રવાહમાં થયા કરતા ચકરી, તરંગ તથા પરપોટા આદિ તેના વિવર્તની પેઠે આ ચિન્માત્ર તત્ત્વની અંદર જે કાંઈ વિવર્તરૂપે ભાસે છે, તે તેના જેવું જ છે. તેનાથી જુદો બીજો કશો પદાર્થ હોય એવો સંભવ જ નથી. આથી, તેને બીજા કોની ઉપમા આપી શકાય?[૨૧] ચિદાકાશની અંદર પ્રથમથી જ આ જગતનો અભાવ છે, તેથી આ જગત શૂન્યરૂપ છે. જ્યારે એમ છે, ત્યારે પછી ચિદાકાશ જ સત્ય છે, એ વાત નિર્વિવાદ છે. તે ચિદાકાશ પોતે જ જગતને આકારે જાણે થઈ રહેલ હોય તેમ ભાસે છે. સૃષ્ટિ તથા પ્રલય એ બન્ને ચિદાકાશથી જુદાં નથી.[૨૨] ચિદ્રૂપ પરમતત્ત્વ કામ, કર્મ અને વાસનાને અનુસારે જેવી જેવી કલ્પનાનો આશ્રય કરે છે, તેમાં જ તે આસક્તિને પ્રાપ્ત થઈ જાય છે. જડ–ચેતનરૂપે પ્રતીતિમાં આવતા પોતાના (મનોવેદ્ય) સંસારો વડે તે જેમ પ્રથમ ઘણા લાંબા કાળપર્યંત સ્થિતિ કરી રહ્યો હતો, તેમ આગળ પણ ઘણા લાંબા કાળ સુધી (મોક્ષપર્યંત) તે સ્થિતિ કરે છે.[૨૩] ચિદાત્માનું એક દશ્ય અને બીજું અદશ્ય એમ બે રૂપ છે. તેમાંથી અદશ્યરૂપ અવિનાશી છે. જન્મ આદિ વિકારથી રહિત એ અવિનાશી તત્ત્વ જ પોતે આ જગતને આકારે ભાસે છે. પણ એ તત્ત્વ વસ્તુતાએ જોતાં જાણે કશારૂપ ન હોય એમ ભાસે છે.[૨૪] જેમ શૈલના ઉદરમાં શિલાઓ રહી છે, તેમ ચિદાત્મારૂપી એક અણુની અંદર સમસ્ત જગતના અનુભવરૂપી અણુ રહેલા છે. તે અણુઓ સ્વચ્છ છે અને ચિદાકાશની અંદર ચિદાકાશરૂપે રહેલ છે.[૨૫] તેઓ અવ્યાકૃત આત્માની અંદર સ્વભાવરૂપે (અવિદ્યારૂપી) આવરણવાળા આત્મારૂપે રહેલ છે અને અવિદ્યા રહિત શુદ્ધ ચૈતન્યની અંદર તો તેઓ છે જ નહિ. કેમકે તેઓ તેથી જરા પણ જુદા નથી.[૨૬] હે નિપુણ બુદ્ધિવાળા સભાસદો! આ જે બ્રહ્મનું પ્રકાશમય સ્વરૂપ ચારે બાજુ વ્યાપ્ત છે, તે જ સારી પેઠે પૂર્વાપર વિચાર કરતાં જગતરૂપે વિવર્તભાવને પ્રાપ્ત થઈ રહેલ છે, એમ કહી શકાય છે.[૨૭] અહો! અતિ આશ્ચર્ય છે કે, આ શુદ્ધ ચિદાત્મા પોતે પોતાના શુદ્ધ સ્વરૂપથી ભ્રષ્ટ ન થયા છતાં નાના પ્રકારની અવિદ્યાયુક્ત બુદ્ધિ વડે નાના પ્રકારે બની જઈ 'હું જીવરૂપ છું' એમ સમજી ગ્લાનિ પામે છે! વિપશ્ચિત્ એવા બીજા નામને ધારણ કરી રહેલ હે રાજા ભાસ! તમે દશ્યપ્રપંચમાં કેટલું દીઠું? કેટલું ભ્રમણ કર્યું? અને તમને તે સંબંધી કેટલું સાંભરે છે? તમે તે સર્વ કહો. [૨૮,૨૯]

**ભાસ બોલ્યો:**–દશ્યપ્રપંચમાં મેં ઘણું જોયું છે, કશા ખેદને ન પામતાં મેં બહુ ભ્રમણ કર્યું છે અને અનેક પ્રકારે જે બહુ મારા અનુભવમાં આવ્યું છે, તે સર્વ મારા સ્મરણપથમાં છે.[૩૦] હે મહારાજ! તે મહાવિશાળ અનંત આકાશ (અવ્યાકૃત આકાશ)ને પ્રાપ્ત થઈ મેં ઘણે છેટે જુદાં જુદાં શરીરો વડે અનેક મોટાં સુખ–દુઃખોનો અનુભવ કર્યો અને અનંત જગતોનો પણ અનુભવ કર્યો.[૩૧] હે મહાત્મા! હું અગ્નિના વરદાનને લીધે દિશાઓનો અંત જોવામાં એક દૃઢ ચિત્તવાળો થઈ ગયો હતો. વળી વર અને શાપના યોગથી મેં વિચિત્ર દેહો વડે અનંત દશ્યોનો અનુભવ કર્યો હતો અને અનેક જન્માંતરોરૂપી ચકરીઓમાં ગોથાં ખાધાં હતાં.[૩૨] હું પ્રત્યેક બ્રહ્માંડની અંદર નાના પ્રકારના દેહો વડે ભમતો હતો, છતાં મને પૂર્વજન્મનો દૃઢ નિશ્ચય ભુલાઈ ગયો નહોતો. આથી. આ દશ્યરૂપે દેખાતી પૃથ્વી

આદિને સ્વરૂપે પથરાઈ રહેલી અવિદ્યાનો અંત જોવા માટે હું વેગ વડે દઢ યત્નવાળો થઈ ગયો હતો.[૩૩] મરણસમયે મારા જોવામાં વૃક્ષો આવ્યાં હતાં, તેથી મારું ચિત્ત તેમને વિષે બંધાઈ ગયું હતું. આ સંસ્કારના વેગને લીધે મને તેવા દેહનું ગ્રહણ કરવાની પ્રીતિ થઈ અને હું વૃક્ષ થઈને અવતર્યો. હજાર વર્ષ સુધી બહાર કશી પ્રાણચેષ્ટા ન થવાને લીધે, મનને અંદર જ ધારણ કરી રાખી હું એ વૃક્ષમાં અહંતાનું અભિમાન બાંધી બેઠો અને મેં જીવ વડે અનેક દુઃખ અનુભવ્યાં. આમ, હું પૂર્વાપરનો વિચાર કરનારા ચિત્ત વિનાનો થઈ રહ્યો. ત્યાં હું પુષ્પ–ફળ આદિની ઉત્પત્તિ કરવા અને તેમનો વિસ્તાર કરવા, કંદની પેઠે પૃથ્વીના રસને તથા ઋતુ આદિ કાળને પરતંત્ર થઈ રહ્યો હતો.[૩૪] હું સેંકડો વર્ષ સુધી સુવર્ણના જેવા તેજોમય વર્ણવાળો, વૃક્ષનાં પાંદડાં જેવા લાંબા કાનવાળો, દૂર્વાના અંકુરોનું ભક્ષણ કરવામાં અને ગાન સાંભળવામાં દઢ આસક્તિવાળો, વનમાં રહેનારા મૃગોમાં બીજાનાથી થોડા બળવાળો તથા નાના દેહવાળો અને કોઈની પણ હિંસા નહિ કરનાર એવો મેરુપર્વતના મૃગરૂપ થઈ રહ્યો હતો.[૩૫] ક્રૌંચપર્વતમાં આવેલી કાંચનમય ગુફાઓમાં હું પચાસ વર્ષ સુધી શરભ થઈને રહ્યો. તે સમયે હું મારી પીઠને આઠ ચરણ વડે થંભાવી રાખતો હતો. ત્યાં મારો મરણસમય આવ્યો, ત્યારે મેઘમાંથી નીચે પડનાર કરાઓના જળરૂપી નિમિત્તને લીધે હું મેઘની સાથે યુદ્ધ કરવા માટે પર્વતનાં શિખરોમાંથી ચડવા-ઊતરવા આદિના ક્લેશને પામ્યો અને એમ મૃત્યુ પામ્યો.[૩૬] પછી, હું વિદ્યાધરનો જન્મ પામ્યો. ત્યારે મલયાચળના શિખરની તથા મંદરાચળની અંદર મંદારવૃક્ષ, ચંદનવૃક્ષ તેમજ કદંબવૃક્ષોની લતારૂપી ઘરોને વિશે મેં કાળા અગરુનાં વૃક્ષોનો સ્પર્શ કરી આવેલ શીતળ સુગંધી પવનની સાથે વિદ્યાધરીઓના મૈથુનધર્મમાં એ વિદ્યાધરીઓની કળાઓરૂપી અમૃતનો અનુભવ કર્યો હતો.[૩૭] એ પછી હું બ્રહ્માજીના હંસના પુત્રરૂપે જન્મ્યો હતો અને મેં મેરુપર્વતની ઉપર ગંગાનદીના તીરો ઉપર આવેલા પ્રદેશોમાં પંદરસો વર્ષપર્યંત રમણ કર્યું હતું; તેમજ સુવર્ણમય કમળોના મકરંદો વડે પીળાં બની ગયેલાં ગંગાજળોનું પાન કર્યું હતું.[૩૮] હવે મેં સેંકડો વર્ષ સુધી ક્ષીરસાગરના કાંઠા ઉપર આવેલાં વનોના પવનથી ચપળ થઈ રહેલી શ્યામ કેશરૂપી લતાવાળી કૃષ્ણભગવાનની સુંદરીઓનું ગાયન સાંભળ્યું હતું અને તે ગાયન શોકને તથા વૃદ્ધાવસ્થાને દૂર કરનારું હતું.[૩૯] પછી હું કાલંજર પર્વતમાં મંજરીવાળાં કરંજોનાં અને ચણોઠીનાં વનમાં શિયાળરૂપ થઈ રહ્યો હતો. ત્યાં હું હાથીની નીચે આવી ગયો અને હાથીએ મને કચરી નાખ્યો; તે વખતે મેં મારી અધમૂઈ અવસ્થામાં તે જ હાથીને પાછો સિંહે મારી નાખ્યો, એ વાત મેં દીઠી હતી.[૪૦] સંતાનક નામનાં દેવવૃક્ષો વડે જાણે હાસ્ય કરી રહ્યું હોય એમ દેખાતું સહ્યાદ્રિનું કોઈએક શિખર બીજા જ જગતની અંદર રહ્યું હતું. તેમાં કોઈ સિદ્ધના શાપથી હું એકલો જ કલ્પદ્રુમના ગુચ્છાઓથી બનાવેલા ગૃહને વિશે અર્ધા સત્યયુગ સુધી ચંદ્રના જેવી કોઈ સુંદરમુખી દેવાંગનારૂપ થઈ રહ્યો હતો.[૪૧] પછી સહ્યાદ્રિની પાસે આવેલ જળપ્રાય દેશની અંદર ઊગેલી કણેરનાં વૃક્ષોની લતાઓરૂપી ઘરમાં હું સદાકાળ કલ્લોલ કરનારા વાલ્મીક પક્ષીરૂપે થઈ રહ્યો. ત્યાં મેં સેંકડો વર્ષ નિઃશંકપણે ગાળ્યાં હતાં. પછી મારી ભાર્યા તથા પુત્ર આદિનો નાશ થઈ ગયો, એટલે ઘણે દૂર આવેલા કોઈ બીજા લોકની અંદર મહેન્દ્રપર્વતમાં મેં એકલાએ જ બાકીનું આયુષ્ય વિતાવ્યું. પછી સિદ્ધનો શાપ નિવૃત્ત થતાં હું સિદ્ધના અનુગ્રહથી જ પાછો સિદ્ધભાવને પામ્યો. મેં એ જ મહેન્દ્રાચળ પર્વતના ઉત્તમ છાયાવાળા, ચંદનવૃક્ષોનાં વનોથી

સુશોભિત એવા કોઈ બીજા શિખરને વિશે વિલાસવતી સુંદર સ્ત્રીઓને જોઈ. તે સ્ત્રીઓ લતાઓના હીંડોળાઓમાં તેનાં ફૂળોની પેઠે હીંચકી રહેલી હતી અને સિદ્ધ પથિકો તેમને લઈ જતા હતા; છતાં મેં તેમનો ઉપભોગ કર્યો હતો.[૪૨,૪૩] પછી હું મારું ચિત્ત અવિવેકને લીધે અવિદ્યાનો અંત જોવારૂપી એક જ વસ્તુમાં બંધાઈ રહેલા આગ્રહરૂપી વિષૂચિકાથી પરવશ થઈ ગયું હતું અને તેથી મારી બુદ્ધિ પણ મ્લાન થઈ ગઈ હતી. મેં મનમાં વૈરાગ્યને પામીને કોઈએક બીજા પર્વતની તળેટીમાં આવેલા કદંબવૃક્ષવાળા જળમય પ્રદેશમાં ઉત્તમ તપસ્વીભાવથી કેટલાક દિવસો વ્યતીત કર્યા હતા.[૪૪] વળી, હે મહારાજા! મેં એક બીજું આશ્ચર્ય જોયું હતું, તે આપ સાંભળો. અનંત બ્રહ્માંડો વડે પૂર્ણ, જળચર પ્રાણીઓ જેવાં દેખાતાં દિગંતપર્યંતનાં પ્રાણીઓથી ભરેલું, તેજ, આકાશ તથા વાયુ, એ ત્રણે મહાભૂતોની સત્તાના સંદિગ્ધપણાને બતાવનાર, તેમજ જળની અંદર પ્રતિબિંબિત થઈ રહેલ પદાર્થના જેવા આકારને ધારણ કરી રહેલ પૃથ્વીથી યુક્ત, એવું કાંઈક અત્યંત આશ્ચર્ય મારા જોવામાં આવ્યું હતું. તે કાંઈક પોતાના નામ–રૂપને પસારી રહેલ બ્રહ્મ જ હતું. વળી એક ઠેકાણે મેં એક વિનતા જોઈ હતી. તેના શરીરની અંદર આકાશ, પર્વત અને દિશા આદિ સાથેના આ ત્રણે લોક જાણે કોઈ સુંદર અરીસામાં પ્રતિબિંબિત થઈ રહ્યા હોય તેવા દેખાતા હતા. મેં તે સ્ત્રીને જોઇને પૂછ્યું કે, 'હે સુંદરાંગી! તું કોણ છે? અને આ તારું શરીર આ ત્રણે લોક વડે કેમ યુક્ત છે?' મારા આ પ્રશ્ન ઉપરથી તેણે ઉત્તર આપ્યો કે, 'હે અંગ! આ સર્વ વસ્તુમાત્રમાં શુદ્ધ પ્રકાશક ચૈતન્ય રહેલ છે, તે હું છું અને આ ત્રણે લોક મારા અવયવરૂપ છે.[૪૫-૪૭] હે અંગ! આ મારું શરીર ત્રણે લોક વડે યુક્ત જોઈને જેમ તમને આશ્ચર્ય થાય છે, તેમ જ આ સર્વ સ્તંભ તથા કુળી આદિ પદાર્થો પણ (સર્વ જગતથી યુક્ત હોવાથી) આશ્ચર્ય ઉપજાવે તેવા છે. પરંતુ જ્યાં સુધી બીજાઓ તેના શુદ્ધ ચિન્મય સ્વભાવને જાણતા નથી, ત્યાં સુધી તેમને તેની સર્વલયતા પણ જણાતી નથી. તમે તથા બીજાં સર્વ પ્રાણીઓ આ દેહને અવૈદિક માનો છો; પરંતુ આ દેહની અંદર એક બીજું જગત રહ્યું છે. તે આંતર જગતને વિશે પોતાના દેહરૂપી ઘરની ભીંતના કોઈએક કર્ણપ્રદેશરૂપી ભાગની અંદર અનાહતધ્વનિ રહ્યો છે. તે સર્વ શબ્દમાત્રના એક સામાન્ય નાદરૂપ છે. વળી અમુક નિત્ય–નૈમિત્તિક આદિ કર્મ અને શમદમ આદિ જ્ઞાન અવશ્ય સંપાદન કરવું અને કલંજભક્ષણ આદિનો ત્યાગ કરવો, વગેરે વિધિનિષેધને બતાવનારા વેદ આદિ શાસ્ત્રને પોતે શબ્દબ્રહ્મરૂપ હોવાથી તે જ પોતાની અંદર ધારણ કરી રહ્યો છે. તો પછી તે વિધિ–નિષેધના આશ્રયરૂપ જગતને પણ અંદર ધારણ કરી રહેલ જ છે, એમ સમજી લેવાનું છે.[૪૮,૪૯] વેદશાસ્ત્ર* વિના પણ સર્વ પ્રાણીઓને આ જગતની અંદર પોતાના દેહરૂપી ઘરની ભીંતના કોઈ એક હૃદયરૂપી ભાગમાંથી અમુક કરવું યોગ્ય છે અને અમુક કરવું યોગ્ય નથી, એવો આત્મામાંથી ઉત્પન્ન થતો એક અનિર્વચનીય ધ્વનિ નિરંતર પોતાની મેળે જ સાંભળવામાં આવે છે. સર્વ પદાર્થોમાં અનુસ્યૂત થઈ રહેલી ચિત્સત્તા પણ (અનાહતધ્વનિ–અનહદનાદની પેઠે) સર્વત્ર સામાન્યરૂપે રહેલ જ છે. કેમકે આ જગતની અંદર રહેલ ભીંત તથા પર્વત આદિ પદાર્થો પણ એ ચિત્સત્તારૂપ જ છે અને તેઓ સ્વપ્નની દેખાતી માયાની પેઠે હમણાં પણ મારી પાસે વાણીને વિસ્તારે છે–અર્થાત્ તેઓ પણ જડ નથી. એ રીતે જ્યારે તેમનામાં પણ સર્વ

* આ (ઉપરના શ્લોકનું) એક અર્થાંતર જ છે. ટીકાને લગતો અર્થ બનાવી આ અર્થાંતર ઠીક જણાતાં તે દાખલ કરેલ છે.

જગતો વડે યુક્ત એવું ચેતનપણું રહેલ છે, તો પછી તમારા ચેતનપ્રાય દેહોમાં સર્વ જગત વડે સંયુક્ત એવી ચેતનસત્તાની સ્થિતિ જરા પણ અસંભવિત નથી.[૫૦] વળી કોઈએક દેશ–કાળને યોગે હું સ્ત્રીઓની સૃષ્ટિ વગરના જ સંસારમાં ચાલ્યો ગયો. ત્યાંનાં સર્વ પ્રાણીઓ બીજી કોઈ પણ સ્ત્રીના સંપર્કની ઇચ્છાથી રહિત જ મારા જોવામાં આવ્યાં. ત્યાં એક જ ભૂતમાંથી (પંચ-મહાભૂતમાંથી, એક ભૂતમાંથી અથવા એક જ પ્રાણીમાંથી) અનેક પ્રાણીઓ ઉત્પન્ન થતાં હતાં અને પાછાં અનેક પ્રાણીઓનો તે એક જ ભૂતમાં લય થઈ જતો હતો.[૫૧] વળી મેં ઉત્પાત આદિ કારણ વિના જ અને એની મેળે જ ઉત્પન્ન થયેલા કેટલાએક ઔત્પાતિક મેઘો આકાશની અંદર જોયા તે મેઘો પોતાના અનેક અવયવોમાં ઝણ ઝણાટ કરી રહ્યા હતા અને તેમાંથી જળની પેઠે જે કાંઈ વીજળી આદિ પદાર્થો પડતા હતા, તેના કટકા થઈ જતા હતા અને તે મનુષ્યોના તીક્ષ્ણ આયુધરૂપ બની જતા હતા.[૫૨] વળી મને ત્યાં બીજું આશ્ચર્ય જોવામાં આવ્યું હતું. આ જગતની અંદર જેટલાં આ ગામનાં ઘરો છે, તે બધાં મારી ઝાંખી દૃષ્ટિ વડે આકાશમાર્ગે ઊડતાં હોય એવું મને દેખાયું હતું અને તેઓ દિશાના કોઈ બીજા અંતમાં પ્રવેશ કરતાં હતાં. પાછું તે જ ગામ મેં અહીં પણ જોયું અને અહીંનો પદાર્થ વળી બીજે દેખાયો.[૫૩] વળી કોઈ બીજે સ્થળે અમુક મનુષ્ય છે, અમુક દેવ છે અને અમુક સર્પ છે, ઇત્યાદિ વિભાગ વિનાનાં અને સમાનતાવાળાં સર્વ પ્રાણીઓ મારા જોવામાં આવ્યાં. તે બધાં આકાશમાંથી ઉત્પન્ન થતાં હતાં અને પાછાં કાળે કરીને આકાશમાં જ લય પામી જતાં હતાં.[૫૪] મેં કોઈક ઠેકાણે ચંદ્ર, તારા તથા સૂર્યથી રહિત, અંધકારથી પણ રહિત, સ્વયપ્રકાશ એવાં સર્વ પ્રાણીઓના સમૂહ વડે યુક્ત, દિવસ તથા રાત્રિથી પણ રહિત અને જ્વાળાના અંદરના ભાગના જેવું મહાતેજોમય તથા અતિ મનોહર એવું કાંઈ અનિર્વચનીય જગત જોયું હતું તે અત્યંત મનોહર હતું, એમ મને યાદ આવે છે.[૫૫] અપૂર્વ એવા દૈત્યો, સર્પો, મનુષ્યો તથા દેવતાઓ ઇત્યાદિ પ્રાણીઓવાળાં, અપૂર્વ એવાં વૃક્ષો તથા નગરોને ધારણ કરી રહેલાં અને અપૂર્વ એવાં લોકાંતરો તથા કાર્યો વડે રમણીય એવાં અનંત જગતો મને સાંભરે છે.[૫૬] એવી કોઈ પણ દિશા નથી કે જેમાં મેં વિહાર ન કર્યો હોય, એવો કોઈ દેશ નથી કે જે મારા જોવામાં ન આવ્યો હોય મેં જેનો અનુભવ ન કર્યો હોય એવું કોઈ કૌતુક પણ નથી અને સર્વના સાક્ષીરૂપ તથા અનુભવ-રૂપ એવા અધિષ્ઠાનચૈતન્યથી કાંઈ પણ બીજું જુદું હોય તેમ પણ નથી.[૫૭] કોઈ એક સ્થળે ક્ષીરસાગરનું મથન કરવા માટે તેમાં ભ્રમણ કરી રહેલા મંદરાચળ પર્વતના રત્નમય શિખ-રોની સરાણ જેવી તીક્ષ્ણ ધારાના અગ્રભાગમાં ઘસાવાથી ભગવાનના ભુજના બાજુબંધો ઝણ-ઝણાટ કરી રહ્યા હતા અને તેમનો એકસાથે ભેગો થઈ ગયેલો અદ્ભુત શબ્દ મારા સાંભળવા-માં આવ્યો હતો, એમ મને યાદ આવે છે. તે શબ્દ બીજા મનુષ્યો તો 'આ કોઈ મેઘની ગર્જ-ના થાય છે' એવી શંકાથી સાંભળતા હતા.[૫૮]

क्षीरोदकभ्रमितमंदररत्नशृंगधाराग्रनिर्दलन-
जातझणज्झणानाम् । एकत्र संयुतमुपेन्द्रभुजांग-
दानां शब्दं स्मरामि घनगर्जितशंकितेन ॥५८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ભાસસંસારવર્ણન' એ નામનો સર્ગ ૧૩૧ મો સમાપ્ત**



## सर्ग १३२ मो

### ભાસના અનેક જન્મોનું વર્ણન

॥ भास उवाच ॥

**मंदरे मृदुमंदारमंदिरे मंदराभिधात् ।**
**आलिंग्याप्सरसं सुप्तं सरित्तृणमिवानयत् ॥ १ ॥**

**ભાસ બોલ્યો:**–હું મંદરાચળને વિશે કોમળ એવાં મંદારવૃક્ષોની નિકુંજરૂપી ઘરમાં મંદરા નામની એક અપ્સરાનું આલિંગન કરી સૂતો હતો. ત્યાં કોઈ નદી મને પ્રવાહમાં પડેલા ઘાસની પેઠે તાણી ગઈ.[1] પછી જળ વડે આકુળ થઈ ગયેલી તે બાળાને આશ્વાસના કરી મેં પૂછ્યું કે, 'હે બાલા! આપણે બન્ને અકસ્માત્ જળમાં તણાયાં તેનું શું કારણ છે?' આવા મારા પ્રશ્ન ઉપરથી તે ચપળ નેત્રવાળી બાળાએ મને કહ્યું કે, 'રાત્રિને વખતે પતિવાળી સ્ત્રીઓ જેમ કામ વડે મદોન્મત્ત થઈ જાય છે, તેમ આ પ્રદેશમાં ચંદ્રોદયને સમયે ચંદ્રકાંતમણિઓની શિલાઓ વડે વ્યાપ્ત એવાં પર્વતનાં શિખરોમાંથી ઉત્પન્ન એવું કોઈ બીજું જ જગત દીઠું હતું. તેની અંદર એકબીજાનો ઉત્તરોત્તર આશ્રય કરી રહેલાં એકજ જાતિનાં મનુષ્યો ભરપૂર રીતે ભર્યાં હતાં. એ મનુષ્યો પોતે સ્વયંપ્રકાશ હતાં તેથી તેમને બીજા પ્રકાશની કશી અપેક્ષા રહેતી ન હતી.[6] તે જગતની અંદર દિશાઓના વિભાગ ન હતા, દિવસોની પણ કલ્પના ન હતી, શાસ્ત્રો કે વેદવાદો પણ ન હતા અને દૈત્ય આદિનો કે દેવ આદિનો પણ કશો ભેદ ન હતો; એવું એ જગત હતું અને તે પોતાની મેળેજ (પોતાના તેજથી જ) પ્રકાશી નીકળતું હતું.[7] વળી કોઈ બીજા જન્મમાં વિદ્યાધરોના તથા દેવતાઓના વિહાર કરવાનાં વિમનોના આશ્રયરૂપ, સમુદ્રની નજીક આવેલા અને આકાશને અડકી રહેલા પર્વતોની તળેટીના કદંબવૃક્ષવાળા જળમય પ્રદેશમાં હું અમરસોમ નામનો વિદ્યાધર થયો અને ત્યાં ચૌદ વર્ષ સુધી તપસ્વી બન્યો હતો. પછી અગ્નિના વરદાનના પ્રભાવથી હું જગતમાં ચારે બાજુ પ્રસરી રહેલ અવિદ્યાનો અંત જોવાની ઇચ્છા-

થી થાકી ગયો હતો. મારા હૃદયની અંદર આવી નિદ્રાએ આશ્રય કર્યો અને હું પણ બીજાં પ્રાણીઓની પેઠે જ નિદ્રાવશ થઈ ગયો. આમ હું સ્વપ્નરૂપી જાગ્રત અવસ્થાને પ્રાપ્ત થઈ ગયો અને તેમાં પોતાના આત્માની અંદર જ આ સર્વ જગતને દેખતો હતો.[૮–૧૨] ત્યાં સ્વપ્નની અંદર પણ મને દિશાઓના અંતો, જગત, દેવતાઓ અને મંદરાચળ આદિ દશ્ય જોવાની ચપળતા રહી હતી. આથી પ્રચંડપણે વાયા કરતા પવનથી કંપાયમાન થઈ રહેલી લતાથી ચપળ થઈ ગયેલા પક્ષીની પેઠે હું ચપળ થઈ ગયો. સંકલ્પ વડે ખડી થઈ ગયેલી તથા દશ્યનું પરિમાણ સૂચવતી જગતરૂપી ગુફાઓમાં પાછો ફરી વાર પણ ફરવા લાગ્યો. જ્યાં સુધી મારી ચક્ષુઇન્દ્રિયનો વિષય (દશ્ય) ફેલાઈ રહેલ હતો અને જ્યાં સુધી મને ચાલ્યા કરવાની આશા હતી, ત્યાં સુધી હું ક્ષણમાત્રમાં જ ચાલ્યો જતો હતો, તેમજ દશ્યનું અવલોકન કરતાં વારંવાર તેને જોવાના કૌતુકને લીધે હું તેમાં જ ભમ્યા કરતો હતો. એવી રીતે દશ્ય અને અદશ્ય તથા ગમ્ય અને અગમ્ય એવા પ્રદેશોનું વેગ વડે ઉલ્લંઘન કરતાં મારાં અનેક વર્ષો ચાલ્યા ગયાં.[૧૩–૧૫] પરંતુ દશ્યરૂપી અવિદ્યા સાવ મિથ્યા છે, છતાં અજ્ઞાનને લીધે હૃદયમાં રૂઢ થઈ રહેલ છે. જેમ સાવ મિથ્યાજ હોવા છતાં અજ્ઞાનને લીધે હૃદયમાં રૂઢ થઈ રહેલી પિશાચીના અંતને કોઈ બાળક દેખી શકતો નથી, તેમ હું પણ એ દશ્યરૂપી અવિદ્યાના અંતને જોઈ શક્યો નહિ.[૧૬] 'આ કશું સત્ય નથી' એવા વિચારથી સિદ્ધ થયેલા અનુભવની અંદર હું સ્થિર થઈ રહ્યો હતો; છતાં હું તે તે વિષયને જોતો, એટલે મને થતું કે, 'આ સત્ય છે.' આમ અનાદિકાળના દ્વૈત સંબંધી સત્યતાના સંસ્કારને લીધે મિથ્યાદૃષ્ટિ પ્રબળપણે રૂઢ થઈને રહી હતી, તે નિવૃત્ત થતી ન હતી.[૧૭] જો કે હું વિચાર વડે વિષય સંબંધી સત્યતાની ભ્રાંતિને નિવૃત્ત કરતો હતો, છતાં પ્રતિક્ષણ પ્રાપ્ત થનારાં અનેક સુખ–દુઃખો વડે, દેશ–કાળના ભેદો વડે અને પ્રિય–અપ્રિય વસ્તુના સમાગમ વડે તે ભ્રાંતિનો નદીના જળની પેઠે નવી નવી રીતે આવિર્ભાવ અને તિરોભાવ થતો હતો.[૧૮] મને યાદ આવે છે કે, પ્રચંડ પવનના જેવા વેગવાળું તથા તાલ, તમાલ અને બોલસરી વગેરે વૃક્ષોથી અનુપમ એવું એક અતિ ઉંચું શિખર મેં જોયું હતું. તે સૂર્ય આદિથી રહિત હતું, છતાં પોતાની કાન્તિ વડે જ પ્રકાશી રહ્યું હતું. પર્વત વગેરે સ્થાવર પદાર્થો તથા બીજા જંગમ પદાર્થો સાથેનું આ જગત તો તેના એક ભાગમાં સમાઈ રહ્યું હતું.[૧૯] અધિષ્ઠાનચૈતન્યરૂપી એ શિખર એકાંતમાં વિહાર કરનાર તત્ત્વજ્ઞ પુરુષોને જ મનોહર દેખાય છે. તે સ્વતંત્ર છે, એક છે, અપરિમેય છે અને વિકારની શંકાથી રહિત છે. કોઈ ઠેકાણે સુંદર બ્રહ્મવેત્તાઓની મંડળીરૂપી જગતમાં તે મારા જોવામાં આવ્યું હતું. તેની આગળ હિરણ્યગર્ભની લક્ષ્મીની પણ તુલના થઈ શકે એમ નથી.[૨૦]

यदेतदेकान्तविहारहारि स्वच्छन्दमेकामितमस्तशंकम् । क्वचिन्मया चारु जगत्सुदृष्टं तुल्या न तस्यामरराजलक्ष्मीः ॥ २० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ભાસવર્ણિત સ્વજન્મપરંપરા' એ નામનો સર્ગ ૧૩૨ મો સમાપ્ત



## सर्ग १३३ मो×

### स्वर्गमांथी शबनुं पडवुं

॥ विपश्चिदुवाच ॥

कस्मिंश्चिदन्यत्र जगत्यपूर्वे दृष्टं मयेदं शृणु किं विचित्रम्। महाघवृत्तांतदशासमानमविद्ययांधेन बलात्कृतं यत् ॥ १ ॥

विपश्चित् राजा बोल्योः–हे महाराज ! आ जगतथी जुदा ज कोई बीजा अपूर्व जगतनी अंदर मे अति आश्चर्य जोयुं हतुं. हवे हुं ते तमने कहीश; तमे ते सांभळो. ए आश्चर्य ब्रह्महत्या आदि महापापना फळरूप रौरव आदि नरकना वृत्तांतनी दशा जेवुं अति बीभत्स छे; छतां अविद्या वडे अंध थयेला में ते अग्निना वरदानना प्रभावथी अनुभव्युं हतुं.[१] तमाराथी (मनुष्यजातिथी) न जई शकाय एवा कोई आकाशनी अंदर एक जगत छे. तेमां पण सूर्य तथा चंद्र आदिनी महादेदीप्यमान कान्ति वडे विचित्र एवी सृष्टि रहेल छे. जो के ते आकारमां आ ब्रह्मांडना जेवुं छे, तो पण आ ब्रह्मांडनी अपेक्षाए ते शून्य छे. आथी जेम स्वप्नमां दीठेलुं नगर जाग्रतमां देखाता नगर जेवुं छे, छतां चित्तमां ते तेनाथी जुदुं भासे छे, तेम ते जगत आ जगतथी जुदा प्रकारनुं छे.[२] हुं ते जगतमां विहार करतो हतो अने मारा हृदयमां रहेला इच्छित विषयनी शोध करवा माटे में दिशाओनां मुखोमां आश्चर्यपूर्वक जोयुं. एटले पृथ्वीनी अंदर भमराओना समूहना जेवी अति मलिन अने पर्वतना जेवी मोटी एक छाया फरती हती, ते मारा जोवामां आवी.[३] पछी, 'अत्यंत मोटाईने लीधे अति आश्चर्य उपजावनार ते शुं हशे ? अने आ वखते मारे अहीं शुं करवुं घटे ?' एम हुं विचारवा लाग्यो. पछी में ते जोवाने माटे ते जगतना उपरना भागमां आकाश तरफ दृष्टि नाखी, एटले पर्वतोना जेवा परिमाणवाळो अने आकाशमांथी अनेक चकरीओ खातां नीचे पडतो एवो कोई पुरुषनो आकार मारा जोवामां आव्यो. ते पर्वतना जेवो भारे हतो अने पोताना शरीर वडे ते आकाशने पूरी रह्यो हतो. ऊंधा थई गयेला पर्वतनी पेठे पडता शरीरवाळो आ कोण हशे? ब्रह्मा हशे? किंवा ब्रह्मांडरूपी शरीरने धारण करनार विराट हशे? आ आकारथी तो दिवसनी सर्व शोभा ढंकाई गई छे, अने तेथी आकाशनी अंदर शोभी रहेला सूर्यनारायण पण निस्तेज देखाय छे.[५] हुं आवो कांई विचार करतो हतो, त्यां तो प्रलयकाळना पवनो वडे भ्रमित थई रहेलो ब्रह्मांडनो उपरनो भाग जेम नीचे आवी पडे, तेम सूर्य पण मोटा कडाकावाळा वेगथी नीचे पड्यो. भयंकर स्वरूपवाळी अने अनंत देहवाळी ए पुरुषाकार वस्तु नीचे पडी, एटले सात द्वीपवाळी पृथ्वी क्षणमात्रमां तेनाथी पुराई गई. आथी मने शंका थई के द्वीपो सहित जगतना नाशनी साथे मारा शरीरनो पण नाश अवश्य थशे ज. एटले में पासे रहेला अग्निमां प्रवेश कर्यो.[६–८] मारा सेंकडो जन्मोथी जेमने में पूज्या हता, ते भगवान अग्निए पोताना देहने चंद्रमा जेवो शीतळ करीने मने कह्युं के, 'तारे कांई भय राखवो नहि.'[९] में अग्निदेवने प्रार्थना करी, 'हे देव ! तमारो जय थाओ. तमे अमारा परम शरणरूप छो. हे महाराज ! आ अकाळे प्रलय आवी लाग्यो छे, माटे आप मारी रक्षा करो.'[१०] मारी आ प्रार्थनाथी अग्निए मने फरी वार कह्युं के, 'तुं कशो भय राखीश नहि. हे निष्पाप राजा ! ऊठ अने अहीं आव. आपणे बन्ने मारा अग्निलोकमां जईए.'[११,१२]

× आ एकसोतेत्रीसमा सर्गमां कोई जगतमां पोते जे अति आश्चर्य जोयुं, ते विशे भास वर्णन करशे अने आकाशमांथी सात द्वीपोना जेवडुं मोटुं पडशे, ते विशे कहेवामां आवशे.

એમ કહી ભગવાન અગ્નિએ મને શુકરૂપ પોતાના વાહનની પીઠ ઉપર બેસાડ્યો. પછી આકાશમાંથી પડેલા એ શબના દેહના એક ભાગમાં અમે છિદ્ર કરી આકાશમાં ચાલ્યા ગયા. હવે આકાશમાં જઈને મેં તે ભયાનક આકૃતિ જોઈ. તે આકૃતિ આકાશમાંથી પડીને મોટા ઉત્પાતને ઉત્પન્ન કરતી હતી અને ભય ઉપજાવતી હતી. એ મોટું શબ વેગથી નીચે પડ્યું, એટલે સમુદ્રો, પર્વતો, વનો, શહેરો અને જંગલોના સમૂહો સાથે પૃથ્વી કંપવા લાગી. ત્યારે નદીઓના પ્રવાહ રોકાઈ જવાથી તેનાં બે વહેણ ચાલવા લાગ્યાં એ વહ્યા જતા જળે મનુષ્ય આદિ પ્રાણીઓથી ખોદીને ન થઈ શકે તેવા ભયંકર ઊંડા ખાડાઓ કરી દીધા.[૧૨-૧૪] ત્યારે પૃથ્વી ગર્જના કરવા લાગી. પૂર્વદિશા, ઉત્તરદિશા, દક્ષિણદિશા અને પશ્ચિમદિશા તથા પર્વતો અને પ્રાણીઓ સહિત આખું જગત પ્રલયકાળના સંભ્રમથી ભયભીત બની ગયું અને ઊંચે સ્વરે ગડગડાટ કરવા લાગ્યું.[૧૫] તે શબ કડાકા સાથે વેગથી પડ્યું હતું. તેને ઝીલવાથી સર્વ દિશાઓના અંતો ગાજી રહ્યા અને શબ્દાયમાન થઈ રહેલી પૃથ્વીમાં મોટો કડકડાટ થઈ રહ્યો. ત્યારે આકાશમાં પણ ગરુડોના સમૂહના ભય વડે થયેલા સંચારની પેઠે મહાપ્રચંડ અને બીજા શબ્દોને ઢાંકી દેનારો મોટો ઘોંઘાટ થઈ રહ્યો હતો.[૧૬] પર્વતોની ગુફાઓને દૃઢપણે ફાડી નાખવાથી ત્યાં કડકડાટનો ધ્વનિ ઉત્પન્ન થયો હતો અને અત્યંત ભય ઉપજાવતો હતો. એ શબ્દ એવો તો ભયંકર હતો, કે ઉત્પાતો વડે અને ભયંકર વેગને લીધે જાળની પેઠે આકર્ષાઈ આવેલા પ્રલયકાળના પવનોથી મત્ત બની ગયેલા પ્રલયકાળના વરસાદોની ગર્જનાનો પણ તે તિરસ્કાર કરતો હતો.[૧૭] એ મહાશબ વેગપૂર્વક નીચે પડ્યું, ત્યારે પૃથ્વીની અંદર મોટી ગર્જના થઈ રહી અને દિશાઓનાં સર્વ મુખોમાં પણ મહાન કડેડાટી થઈ રહી. આથી જાણે સેંકડો ઠેકાણે ધક્કો લાગવાથી પૃથ્વીના સેંકડો ભાગ વીંધાઈ ગયા હોય તેવું જણાતું હતું. વળી ત્યારે કુલાચળ પર્વતોના મોટા તટો ફાટી જતા હતા તથા હિમાલયપર્વતનાં શિખરો ઠેઠ પાતાળતળ સુધી નીચે જઈ પહોંચતાં હતાં.[૧૮] મેરુપર્વતની શિલાના જેવા આકારવાળું તે શબ નીચે પડ્યું, ત્યારે પર્વતોનાં શિખરોના ચૂરેચૂરા થઈ ગયા અને પૃથ્વી પણ ફાટી ગઈ.[૧૯] ત્યારે સમુદ્રો ક્ષોભને પ્રાપ્ત થઈ ગયા, પર્વતો જમીનદોસ્ત થઈ ગયા, સર્વ પ્રાણીઓ પીડાવા લાગ્યાં અને પ્રલયની વાટ જોનાર રુદ્રગણો ક્રીડા કરવા લાગ્યા.[૨૦] ત્યારે સૂર્ય પૃથ્વી ઉપર નીચે આવી પડ્યો, દ્વીપોના માર્ગો ઢંકાઈ ગયા, પર્વતોનો ધાણ વળી ગયો અને આખા દેશની પૃથ્વી ખેદાનમેદાન થઈ ગઈ.[૨૧] આકાશચારી દેવતાઓ તે શબનો આકાર જોતાં માનવા લાગ્યા કે, 'આ તો જાણે બીજો પૃથ્વીલોક નીચે આવી પડતો હોય, બીજું અર્ધ બ્રહ્માંડ નીચે પડતું હોય, અથવા તો જાણે આકાશ જ મૂર્તિધારી બની નીચે પડતું હોય એવું લાગે છે !'[૨૨] પછી હું તે તરફ જોવા લાગ્યો, તો એ માંસમય પર્વતનું એક અંગ પણ સાત દ્વીપવાળી પૃથ્વીમાં સમાતું ન હતું. એ જોઈ મેં પ્રસન્ન થયેલા ભગવાન અગ્નિદેવને પૂછ્યું કે, 'હે મહારાજ! આ શું? આકાશમાંથી આ માંસમય દેહ શી રીતે પડ્યો? તેમ તેની સાથે સૂર્ય પણ કેમ નીચે પડ્યો? અને આ પડેલ માંસમય શબ પર્વતો વનો અને સમુદ્રો સાથેની આ પૃથ્વીની અંદર કેમ સમાતું નથી?' અગ્નિદેવ બોલ્યા 'હે પુત્ર ! તું એક ક્ષણભર ઉતાવળ છોડી દે; એટલામાં આ સર્વ ઉત્પાત નિઃશેષપણે શાંત થઈ જશે. ત્યાર પછી હું તને એ વિષે કહીશ'[૨૩] અગ્નિદેવ એ પ્રમાણે કહેતા હતા, તેટલામાં દિશાઓમાંથી એ બ્રહ્માંડમાં વસનારા આકાશચારી દેવતાઓ ત્યાં આવ્યા.

તેમનાં સર્વ વસ્ત્ર, આભૂષણ, પુષ્પ આદિ કેવળ દિવ્ય જ હતાં.[૨૭] તેમાં સિદ્ધો, સાધ્યો, અપ્સરાઓ, દૈત્યો, ગંધર્વો, નાગો, કિન્નરો, ઋષિઓ, યક્ષો, પિતૃઓ, માતાઓ અને બીજા દેવતાઓ હતા.[૨૮] પછી તે દેવો ભક્તિપૂર્વક મસ્તકને અને શરીરને નમ્ર રાખીને શરણાગતની રક્ષા કરનારી સર્વેશ્વરી દેવી કાળરાત્રિની સ્તુતિ કરવા લાગ્યા.[૨૯]

દેવતાઓ બોલ્યાઃ—જે દેવી મહાપ્રલયને વિષે સંહાર પામેલા બ્રહ્માના મોટા પિંગલ જટામંડળને પોતાના ખટ્વાંગના ઉપરના ભાગમાં બાંધે છે, જે પોતાના વક્ષઃસ્થળમાં દૈત્યોની ખોપરીઓની માળાને ધારણ કરે છે, જે સંહારને પ્રાપ્ત થયેલા ગરુડજીની પાંખોનો મુકુટ બનાવે છે, જે સર્વ જીવોને ગળી જઈ પર્વતો, પ્રાણીઓ અને ભૂગોળ સહિત જગતનું પાન કરી જાય છે, છતાં નિર્દોષ અને નિષ્કલંક છે, તે શુદ્ધ ચિન્માત્રરૂપ અને અમારા ઉપર અનુગ્રહ કરવા માટે જ અવતાર ધરનારાં દેવી, પાલનયોગ્ય એવા અમારી સદાકાળ રક્ષા કરો.[૩૦]

बद्ध्वा खट्वांगशृंगे कपिलमुरुजटामंडलं पद्मयोनेः कृत्वा दैत्योत्तमांगैः स्रजमुरसि शिरः शेखरं तार्क्ष्यपक्षैः । या देवी भुक्तविश्वा पिबति जगदिदं साद्रिभूपीठभूतं सा देवी निष्कलंका कलितनुलता पातु नः पालनीयान् ॥ ३० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહાશબવર્ણન' એ નામનો સર્ગ ૧૩૩ મો સમાપ્ત



## સર્ગ ૧૩૪ મો*

### દેવીના શરીરનું વર્ણન

॥ विपश्चिदुवाच ॥

एतस्मिन्नंतरे व्योम्नः स पतन्पुरुषो मया ।
स्थगिताखिलभूपीठः शवरूपो विलोकितः ॥१॥

વિપશ્ચિત્ રાજા બોલ્યોઃ—આમ દેવતાઓ દેવીની સ્તુતિ કરતા હતા, તેટલામાં મેં એ નીચે પડેલા પુરુષની આકૃતિ તરફ જોયું. તો તેણે આખા ભૂલોકને ઢાંકી દીધો હતો અને તે શબરૂપ મારા જોવામાં આવ્યો.[૧] જેણે સાત દ્વીપવાળી પૃથ્વીને ઢાંકી દીધી હતી, તે તો આખી પૃથ્વીમાં ન સમાનાર તે શબના પેટનો ભાગ હતો, તે ભાગ એક મોટા પર્વતના જેવો હતો અને તે જ માત્ર મારા જોવામાં પણ આવ્યો હતો.[૨] અગ્નિએ મને કહ્યું કે, 'તેના હાથ, સાથળ અને મસ્તક અનંત છે. તે લોકાલોક પર્વતની પણ પેલે પાર પહોંચેલ છે અને તે મનુષ્યોનો વિષય નથી.[૩] આકાશચારી દેવતાઓએ આદરપૂર્વક દેવીની સ્તુતિ કરી, એટલે એ દેવી પોતે આકાશમાંથી પ્રકટ થયાં. તે રુધિર રહિત સાવ શુષ્ક દેખાતાં હતાં અને પ્રેતોના સમૂહથી વ્યાપ્ત હતાં. માતાઓનું મંડળ તેમને લાડ લડાવતું હતું. કુષ્માંડ, યક્ષ અને વેતાળોના સમૂહથી તે જાણે આકાશને તારાવાળું બનાવી દેતાં હતાં.[૪-૫] શિરાઓવાળા ( નાડી–નસોવાળા ) લાંબા ભુજદંડો વડે તે આકાશને વનના જેવું કરતાં હતાં અને દિશાઓમાં દાહ ઉત્પન્ન કરનારા પોતાના દૃષ્ટિપાત વડે તે જાણે સૂર્યની વૃષ્ટિ કરતાં હોય તેવાં જણાતાં હતાં.[૬] દીપી નીકળતાં નાના પ્રકારનાં આયુધોના આકારો વડે તે ઝણઝણાટનો અવાજ ઉત્પન્ન કરતાં હતાં અને

* આ એકસોચોત્રીસમા સર્ગમાં ત્યાં આવિર્ભાવને પ્રાપ્ત થયેલ દેવીના શરીર વિષે વર્ણન આવશે; અને તેણે રક્તનું પાન કર્યા પછી તેના ગણો રુધિર-માંસ આદિ ખાશે, એ વિષે પણ વર્ણન આવશે.

જાણે આકાશની અંદર પક્ષીઓના સમૂહના સેંકડો ટુકડા કરતાં હોય તેવાં દેખાતાં હતાં.[૭] તેમના દેહમાંથી જ્વાળાઓ નીકળતી હતી અને તેમના શરીરના અવયવો નેત્રના અગ્નિની ગરમીથી યુક્ત હતાં. આથી તે લાંબા વાંસોનાં વનોના જેવી કરોડો યોજન સુધી ફેલાઈ રહેલી કાન્તિને ચારે બાજુ વિખેરતાં હતાં.[૮] દાંતોની કાન્તિરૂપી ચંદ્રમાના પ્રકાશરૂપી દૂધ વડે તે દિશાઓનાં મુખોને સ્નાન કરાવતાં હતાં અને કૃશ, અતિ લાંબા તથા અતિ વિસ્તારવાળા શરીર વડે તેમણે આખા આકાશને પૂરી દીધું હતું.[૯] કશો પણ આધાર અને આશ્રય ન હોવાથી તે સંધ્યાકાળનાં વિસ્તારવાળાં વાદળાંઓની પંક્તિના જેવાં દેખાતાં હતાં. તે પ્રેતના આસન ઉપર બેઠાં હતાં અને પરબ્રહ્મની અંદર ચિદાકાશમાં તેમનો સારી પેઠે આવિર્ભાવ થયો હતો.[૧૦] તેમનું સ્વરૂપ મહાતેજસ્વી હતું, તે સંધ્યાકાળનાં વાદળાંના જેવાં રાતાં હતાં અને આકાશરૂપી સમુદ્રની અંદર તે વડવાનલના જેવી શોભાને ધારણ કરતાં હતાં.[૧૧] શબો વડે, શબોના અવયવો વડે, તેમજ મુસળ, ભાલા, તોમર, મુદ્ગર, ઉલૂખલ (ખાંડણિયો), હલ અને આસન વડે ચચળ થઈ રહેલી માળાઓને તે ચારે બાજુ વિખેરી દેતાં હતાં.[૧૨] જેમ વર્ષાઋતુમાં ખીલી રહેલો પર્વત પોતાના અચળ (સ્થિર) દેહની અંદર ઘોઘરા અવાજની સાથે શિલાઓની પંક્તિને ધારણ કરે છે, તેમ તે દાંતના કડકડાટીનાં અવાજના આડંબરની સાથે આકાશરૂપી આંગણાની અંદર હાડપિંજરોની માળાને ધારણ કરતાં હતાં.[૧૩] દેવતાઓએ કહ્યું કે, 'હે દેવી ! હે અંબિકા ! આ શબ આપને અમે ઉપહારરૂપ (ભેટ) કરેલ છે; માટે પોતાના પરિવાર સહિત આપ તરત જ તેનો ઉપભોગ કરો.'[૧૪] દેવતાઓના સમૂહે આ પ્રમાણે પ્રાર્થનાવચન કહ્યાં, એટલે દેવી (પોતે સર્વની પ્રાણશક્તિરૂપ હોવાથી) પ્રાણવાયુ વડે તે શબમાંથી રુધિરરૂપી સારનું વિનાપ્રયાસે આકર્ષણ કરવા માંડ્યાં.[૧૫] જેમ સંધ્યાકાળના મેઘોનો સમૂહ મેરુપર્વતની ગુફામાં પ્રવેશ કરે છે, તેમ પ્રાણ વડે આકર્ષણ કરાતું તે શબનું રુધિર દેવી ભગવતીના મુખમાં પ્રવેશ કરવા લાગ્યું.[૧૬] એ ચંડિકાદેવી પ્રથમ શુષ્ક હતાં. તેથી, પોતે જ્યાં સુધી રક્તપાન વડે તૃપ્ત થઈ પુષ્ટ થયાં, ત્યાં સુધી તેમણે આકાશમાં રહી પ્રાણવાયુ વડે આકર્ષાયેલું તે શબનું રુધિર પીધું.[૧૭] તે રુધિરનું પાન કર્યા પછી દેવી રુધિરપાનથી પુષ્ટ શરીરવાળાં થઈ ગયાં. વર્ષાઋતુનાં વાદળાંઓના સમૂહની પેઠે તેમનો રંગ લાલ દેખાતો હતો અને તેમનાં ચપલ નેત્ર વીજળીની જેમ ચમકતાં હતાં.[૧૮] ભગવતીનું ઉદર લાંબું દેખાતું હતું, તેમણે વિષમ સર્પોનાં આભૂષણો પહેર્યાં હતાં, તે રુધિરરૂપી આસવના મદથી મદોન્મત્ત દેખાતાં હતાં અને તેમણે પોતાનાં સર્વ આયુધોને ધારણ કર્યાં હતાં.[૧૯] પોતાના શરીર વડે અર્ધપૂર્ણ થઈ રહેલા આકાશની અંદર ભગવતીએ નૃત્યનો આરંભ કર્યો અને લોકાલોક પર્વતનાં શિખરોના અગ્રભાગમાં રહેલા દેવતાઓ તે નૃત્યને દેખતા હતા.[૨૦] પછી જેમ કોઈ મહાપર્વતને વરસાદનાં વાદળાંઓ ફરી વળે છે, તેમ પિશાચ, કુષ્માંડ, અને રૂપિકા આદિ તેમના મોટા ગણો એ શબને ફરી વળ્યા.[૨૧] એ શબરૂપી શૈલને કુષ્માંડોએ કેડના ભાગથી ગ્રહણ કર્યો, રૂપિકાઓના સમૂહોએ એને પેટના ભાગથી ગ્રહણ કર્યો અને યક્ષોએ તેના અવશેષ રહેલા પડખાના અને પીઠના ભાગથી ગ્રહણ કર્યો. આ ભાગ પોતાના હાથીના દાંતો વડે ભેદાયો હતો.[૨૨] બાકી, તે શબના હાથ, સાથળ તથા કાંધ આદિ બીજા અવયવો અતિ વસ્તારવાળા હતા, તેથી તે બ્રહ્માંડને પેલે પાર જઈ પહોંચ્યા હતા.[૨૩] આ કારણે, એ ભાગો દેવીના પિશાચ તથા કુષ્માંડ આદિ ગણોને હાથ આવ્યા નહોતા. તે ભાગો

ઘણે છેટે બીજી જ દિશામાં પથરાઈ રહ્યા હતા, તેથી કાળે કરીને તે પોતાની મેળે જ ત્યાં ગળી જતા હતા.[૨૪] જ્યારે ચંડિકાદેવી આકાશમાં નૃત્ય કરતાં હતાં, ભૂતગણ શબને ખાવામાં આકુળ થઈ રહ્યો હતો અને તે લીલા જોવાની ઉત્સુકતાથી દેવતાઓ પર્વતોના ઉપર સ્થિર થઈ રહ્યા હતા, ત્યારે જગતની અંદર સર્વ દિશાઓના સમૂહો પેશાબ આદિના પિંડરૂપે લઈ જવાતાં દુર્ગંધવાળાં કાચાં માંસ તથા ચરબી આદિ વડે ભરાઈ ગયા હતા. પોતાના ગર્ભમાં રુધિર ધારણ કરી રહેલ વાદળાંઓના સમૂહ વડે આખું જગત ખેરના લાકડાના અગ્નિના જેવું ઉજ્જ્વળ દેખાતું હતું. ભૂતગણો વેગપૂર્વક માંસને ચાવી જતા હતા, તેથી તેનો ઉત્પન્ન થતો ખચખચનો વિચિત્ર ધ્વનિ સર્વ ભાગમાં ગાજી રહ્યો હતો. લતાની પેઠે પથરાઈ રહેલ સ્નાયુઓ અને અસ્થિઓ ભાંગી પડતાં હતાં, તેથી આકાશની અંદર તેની કડકડાટીનો અવાજ પ્રસરી જતો હતો.[૨૫–૨૭] ભૂતોનું પરસ્પર અથડાવું થતાં અને જુદું પડવું થતાં, તેમાંથી એક મહાભયાનક અવાજ પેદા થતો હતો. હિમાલય અને વિંધ્યાચળ પર્વતના જેવા હાડકાંના પર્વતથી સર્વ ભાગ વીંટાઈ રહ્યો હતો.[૨૮] દેવીના મુખમાંથી નીકળતી અગ્નિની જ્વાળા વડે પાકી ગયેલા માંસથી (માંસરસથી) ભૂતળ ભીંજાઈ રહ્યું હતું અને રુધિરનાં બિંદુઓરૂપી ઝાકળ વડે દિશાઓનો સમૂહ સિંદૂરવર્ણનો બની ગયો હતો.[૨૯] ચારે બાજુ જોવા માટે ઊભા થઈ રહેલા દેવતાઓને લીધે જાણે દિશાઓની અંદર ગઠ બાંધેલા હોય એવું દેખાતું હતું અને સાતે દ્વીપોની ભૂમિ રુધિર વડે એક મહાસાગરના જેવી ભરપૂર થઈ ગઈ હતી. પૃથ્વીમાં પેસી જવાથી અને અસ્થિ આદિ વડે ઢંકાઈ જવાથી સર્વ પર્વતોનો સમૂહ નિઃશેષ રીતે અત્યંત અદશ્ય થઈ ગયો હતો. રુધિરની કાન્તિ વડે રંગાયેલાં વાદળાંના સમૂહો વડે દિશાઓરૂપી સ્ત્રીઓ જાણે રાતાં વસ્ત્રો વડે ઢંકાઈ રહી હોય, એવો ભાવ જણાતો હતો.[૩૦,૩૧] ગોળ અને ચપળ હાથની અંદર ફરક્યા કરતાં દેવીનાં તથા તેમના ગણોનાં આયુધો વડે આકાશ ઢંકાઈ રહ્યું હતું. ગામડાંઓ, નગરો અને દેશોની યાદગીરીનું નામ–નિશાન પણ ત્યાં જણાતું ન હતું.[૩૨] સર્વ સ્થાવર–જંગમ પદાર્થોનું રૂપ ત્યાં અત્યંત અસંભવિત હોય એમ ભાસતું હતું અને ભેગા થયેલા કુષ્માંડ–રૂપિકા આદિ દેવીના ગણોનો જ એક અનંત સમાજ ત્યાં ભેગો થયો હતો.[૩૩] પિશાચોથી આડાઅવળા લઈ જવાયેલા આંતરડાના તંતુઓ વડે જાણે ત્રૈલોક્યબ્રહ્માંડના ઉદરનું માપ કરવું હોય તેમ જણાતું હતું. તે આંતરડાના તંતુઓ નૃત્ય કરવામાં તત્પર થઈ રહેલા ભૂતોના ગણોના હાથના અભિનય કરવાના આકાશરૂપી પક્ષીઓના બંધન માટે જાણે જાળ પાથરી દીધી હોય તેવો ભાવ બતાવતા હતા; અને આકાશની અંદર બીજી જ સૃષ્ટિ રચવામાં પરાયણ થઈ રહેલા બ્રહ્માના જાણે પરિમાણસૂત્ર (માપવાની દોરી) હોય તેવા જણાતા હતા. વળી, તેઓ ઠેઠ પૃથ્વીથી માંડી સૂર્યમાર્ગ સુધી નીચે અને ઉપર દશ દિશાઓરૂપી નિકુંજની નીચે પથરાઈ રહ્યા હતા.[૩૪,૩૫] પ્રથમથી જ વિદ્યમાન એવી પૃથ્વીની પીઠની અંદર રુધિર પથરાઈ રહ્યું હતું. તેથી જગત એક મહાસાગરના જેવું થઈ રહ્યું હતું. વળી, એ જગત પ્રાપ્ત થયેલા ઉત્પાત વડે પીડાયેલું હતું. આ જોઈને સાત દ્વીપને અંતે આવેલ તથા શબના કુત્સિત અવયવો વડે ન દબાયેલ એવા લોકાલોક પર્વતના શિખરના ભાગમાં રહેલા દેવતાઓ અત્યંત ખેદ પામ્યા.[૩૬,૩૭]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! તે શબના અતિ લાંબા અવયવો ઠેઠ બ્રહ્માંડની પણ બહાર પહોંચી ગયા હતા, તો તેણે લોકાલોક પર્વતને કેમ ઢાંકી દીધો નહિ?[૩૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! એ શબનું ઉદર, સાત દ્વીપના મધ્યમાં રહ્યું હતું. મસ્તક, પગ,

અને હાથ આદિ તેના અવયવો બ્રહ્માંડની પેલે પાર પહોંચી ગયા હતા, છતાં બે પડખાં વડે, બન્ને સાથળના મધ્યથી, કેડના બન્ને પડખાના ભાગથી તથા મસ્તક અને બન્ને ખભાના મધ્યભાગથી શિખરો ઢંકાઈ ગયાં નહોતાં. આથી, તે લોકાલોક પર્વત ઊંચો દેખાતો હતો.[૪૦] તાપને લીધે જળવગરનાં થઈ રહેલાં ધોળાં વાદળાંઓની પેઠે સ્વચ્છ નિર્મળ કાન્તિવાળા દેવતાઓ મેરુપર્વતનાં શિખરો ઉપર બેઠેલા જણાતા હતા.[૪૧] ફેલાયેલ અવયવવાળા તથા નીચે મોઢે પડેલા તે શબને જ્યારે ભૂતોનો સમૂહ ભક્ષી રહ્યો, ત્યારે માતાઓ નૃત્ય કરતી હતી, રુધિરના પ્રવાહો વહ્યા જતા હતા અને મેદનો (ચરબીનો) ગંધ ચારે બાજુ પ્રસરી રહ્યો હતો. ત્યારે દુઃખિત થઈ ગયેલા સૌ દેવતાઓ નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યાઃ[૪૩] 'અહો! ખરેખર કષ્ટની વાત છે કે, પૃથ્વી ક્યાં ચાલી ગઈ? સમુદ્રો ક્યાં જતા રહ્યા? મનુષ્યોના સમાજ ક્યાં ગયા? પર્વતો પણ ક્યાં જતા રહ્યા?[૪૪] કષ્ટની વાત છે કે, લોકોત્તર ચંદન, મંદાર અને કદંબનાં વન વડે સુશોભિત એવો અને પુષ્પોના મંડપસમો તે મલયાચળ ક્યાં જતો રહ્યો? વિશાળ એવી હિમાલયની તે ભૂમિઓ ઊંચી, અતિશય સ્વચ્છ અને ગૌર હતી. રુધિરે જાણે તેની અંદર રહેલા ગૌરપણા ઉપર ક્રોધ કર્યો હોય અને તેનો પરાભવ કરવા માટે તેણે તેને પોતાના જેવા રક્તવર્ણા કાદવરૂપ બનાવી દીધી હોય તેમ જણાય છે.[૪૬] જેની સુશોભિત શાખા ઠેઠ બ્રહ્મલોકપર્યંત જઈ પહોંચી હતી, તે ક્રૌંચદ્વીપની અંદર ક્રૌંચપર્વતમાં રહેલો મોટો કલ્પદ્રુમ પણ ચૂરેચૂરા થઈ ગયો.[૪૭] પારિજાતવૃક્ષ, લક્ષ્મીજી, ચંદ્ર અને અમૃતના ઉત્પાદક હોવાથી સ્વામીરૂપ એવા હે ક્ષીરસાગર! માખણ વડે ભરેલા, પર્વતોની અંદર ઊગેલાં કાંઠાનાં વનો વડે રમણીય એવા હે દધિસમુદ્ર (દહીંનો દરિયો)! અને નાળિયેરોનાં વૃક્ષો વડે ચાટી ઘટાવાળા પર્વતમાં દેવી વડે સેવાયેલ હે મધુસમુદ્ર (મધનો સમુદ્ર)! તમે હવે ક્યાં જશો? વળી, તમારી અંદર રહેલ જે સ્ફટિક આદિ શિલાઓ દેવાંગનાઓને અને દિશાઓને દર્પણરૂપ થતી હતી, તે પણ હવે ક્યાં જશે?[૪૮] કલ્પદ્રુમ અને સુવર્ણની નિર્મળતા સાથે નિરુપાધિપણે સંબંધ રાખનારા ક્રૌંચ પર્વત વડે સુશોભિત એવા હે ક્રૌંચદ્વીપ! અને બ્રહ્માના હંસો વડે તથા કમલિનીઓ વડે દિશાઓના સમૂહને ભરપૂર કરી દેનાર, કદંબવૃક્ષોનાં વનોની ગુફામાં વિશ્રાંતિ લેનાર તેમજ વિદ્યાધરીની સાથે રતિક્રીડામાં કુશળ એવા દેવતાઓના નિવાસરૂપ હે પુષ્કરદ્વીપ! તમે બન્ને અહીંથી ક્યાં ચાલ્યા ગયા?[૪૯] મીઠા સમુદ્રના તીવ્ર તાપને નિવૃત્ત કરનારાં તથા પુષ્પો વડે ઢંકાઈ રહેલી પૃથ્વીને પવિત્ર કરનારાં વનોનું, ગોમેધ દ્વીપનું, ત્યાંના કલ્પવૃક્ષનું, ત્યાંની સુવર્ણલતાઓનું, તેથી સુંદર લાગતી ગુફાઓનું કલ્પવૃક્ષોનાં વનો વડે ઢંકાઈ રહેલા તથા તેનાં પુષ્પો વડે ધોળા થઈ રહેલા શાકદ્વીપના પર્વતોનું, શાકદ્વીપનું અને તેના કલ્પવૃક્ષનું, એમ નવ પદાર્થોનું સ્મરણ કરતાં સ્વર્ગસુખને ઉત્પન્ન કરનાર પુણ્યનો ઉદય થાય છે.[૫૦] સંતાનક નામનાં દેવવૃક્ષો મંદ પવન વડે ચપળ પલ્લવોવાળી બાળલતાઓ સાથે જોડાઈ રહ્યાં હતાં અને તેથી સર્વ વનો સર્વ દિશાઓની અંદર સુગંધના પ્રકાશ ફેલાવી રહ્યાં હતાં. એ વનો તો હમણાં ભાંગી પડેલાં છે. અહો! ખેદની વાત છે કે, હવે બિચારા લોકોનો સમૂહ શી રીતે વિશ્રાંતિને પ્રાપ્ત થશે? તે હું જાણી શકતો નથી. ઈક્ષુરસના (શેરડીના રસના) સમુદ્રને કિનારે શિલાની પેઠે જામી ગયેલ સાકરોના પર્વતોથી સુશોભિત એવી ભૂમિઓની અંદર હવે ફરી વાર ક્યારે પ્રસિદ્ધ માધુર્યવાળા ગોળના મોદકને જોઈશું? વળી ક્રીડા માટે બનાવેલ સાકરની પૂતળીઓને પણ ક્યારે જોઈશું?[૫૧-૫૨] તાલ અને તમાલનાં વનો વડે રમણીય એવા વનની અંદર આવેલા પર્વતનાં

કદંબનાં વૃક્ષો વડે અને કલ્પવૃક્ષો વડે શીતળ એવાં સુવર્ણમય સ્થાનોમાં બેસીને અનેક વાર અનુભવેલાં ચંદનલતાઓરૂપી સુંદરીઓનાં નૃત્ય હવે આપણે ક્યારે જોઈશું ? હાય ! કષ્ટની વાત છે કે, જાંબુના વૃક્ષનાં તે ઉત્તમ ફળો (દેખવામાં ન આવવાથી ) કેવળ સ્મરણ કરવા યોગ્ય થઈ ગયાં. દ્વીપોને તથા સમુદ્રોને પોતાની મેખલારૂપે ધારણ કરી રહેલી આ જંબૂદ્વીપની ભૂમિ તેમના રસરૂપી જળ વડે ઉત્પન્ન થયેલી નદીને વહન કરે છે. શિલિંધ્ર નામનાં વૃક્ષો વડે અવકાશ રહિત એવા પર્વતોની ગુફાઓમાં મદ્યપાન વડે મત્ત બની ગયેલી દેવાંગનાઓનાં નૃત્યથી અને ગાયનથી સુશોભિત એ સુરોદ સમુદ્રનું અમે જ વારંવાર સ્મરણ કરીએ છીએ. ત્યાં પ્રાતઃકાળમાં ચંદ્રવિકાસી કમળ જેમ કરમાઈ જાય છે અને હમણાં જેમ પૃથ્વીનું વિદારણ થઈ જાય છે, તેમ અમારું ચિત્ત પણ ( ચિરાઈ જાય છે.[૫૩–૫૫] રુધિરરૂપી જળ વડે ભરપૂર એવા આ નવા મહાસાગરના ઉપરના ભાગમાં સુવર્ણના મેરુ આદિ સેંકડો પર્વતોનાં શિખરો કાન્તિ વડે દેદીપ્યમાન દેખાય છે. તે કાન્તિ ઉત્તર આદિ દિશાઓના મુખમાં સૂર્યના ઉદય અને અસ્તની નજીકની ભૂમિ ઉપર પ્રતિબિંબિત થઈ રહેલી અને સંધ્યાકાળને લીધે અરુણ એવી કાંઈક ઉદય પામેલ ચંદ્રમાની કળાના જેવી છે.[૫૬] હાય! આવા સાગરરૂપી જળના સમૂહથી વીંટાયેલી, અનેક દ્વીપો વડે સુશોભિત, ઊંચા ગિરિરાજોમાં વિશ્રામ લેનારા મેઘોની ઘટારૂપી નીલકમળોના આધારરૂપ, નદીઓ, વનો, અરણ્યો અને શૂરવીર પુરુષોથી શોભાયમાન નગરો, ગામડાંઓ તથા બ્રાહ્મણોનાં ગામોરૂપી વસ્ત્ર વડે રમણીય તેમજ વૃક્ષો, પલ્લવો અને અંકુરોરૂપી ભૂષણવાળી એ પૃથ્વી હમણાં ક્યાં જતી રહી? તે અમે જાણી શકતા નથી.[૫૭]

तादृक्सागरवारिराशिवलया द्वीपान्तरालं-
ग्रोच्चार्द्रीद्रनिविष्टवारिदघटानीलोत्पलानां स्थली स्रोतोजंगलकाननोग्रनगरग्रामाग्रहारांबरा
नो जाने तरुपल्लवांकुरवती क्वैष्टं क्व याता मही॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'દેવપરિદેવનવર્ણન' એ નામનો સર્ગ ૧૩૪ મો સમાપ્ત

## સર્ગ ૧૩૫ મો*

### પૃથ્વીનું નામ મેદિની કેમ પડ્યું?

॥ वसिष्ठ उवाच ॥

मत्तेन भूतवृंदेन किंचिच्छेषीकृते शवे ।
इदमूचुः पुनर्दिक्षु गिरौ देवाः सवासवाः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—મદોન્મત્ત ભૂતોના સમૂહોએ શબનો માત્ર કાંઈક જ ભાગ બાકી રાખ્યો, એટલે દિશાઓની અંદર આવેલા લોકાલોક પર્વતમાં રહેલા ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓ કહેવા લાગ્યા કે,[૧] 'આ આકાશ વિદ્યાધરોના અને દેવતાઓના વિહાર માટે કલ્પાયેલાં વિમાનોનો સંચાર થવામાં આશ્રયરૂપ છે. તેને વિશે પણ તેને ગરમ કરવાને દેવીના ગણોએ આંતરડાંઓનાં જાળાંઓ પાથરી દીધેલ છે. એ જાળાં જાણે મેદ વડે ભરેલાં અને પવન વડે ફેલાઈ રહેલાં નિર્મળ વાદળાંઓના ખંડોથી વ્યાપ્ત એવું મોટું આકાશ હોય તેવાં દેખાય છે. જુઓ, સાતે ય દ્વીપોની અંદર ભૂતોએ મેદનાં (ચરબીનાં) જાળો પસારી દીધાં છે, ભૂતોએ શબના માંસનું ભક્ષણ કરેલ છે અને રુધિરનું પાન કરેલ છે; તેથી આ પૃથ્વી કાંઈક હમણાં દેખાવા લાગી છે. સર્વ પ્રાણીઓને આનંદ આપનારી આ પૃથ્વી હમણાં મેદરૂપી (ચરબીરૂપી) વસ્ત્ર વડે વીંટાયેલા સર્વ અવયવોવાળી થઈ રહી છે, એ ખરેખર ખેદની વાત છે. આ વનો પણ મેદરૂપી શરદઋતુના મેઘસમૂહોથી જાણે

* આ એકસોપાત્રીસમા સર્ગમાં ભૂતોનો સમૂહ જ્યારે એ શબનું માંસ ખાઈ જશે અને રુધિર પી જશે, ત્યારે મેદ વડે આખી પૃથ્વી વ્યાપ્ત થવા વિશે અને શેષ રહેલા રુધિર વડે રુધિરનો સમુદ્ર થવા વિશે વર્ણન કરવામાં આવશે.

કદંબ વડે વીંટાયેલ હોય તેવાં દેખાય છે.[૨-૪] જુઓ, આ તે શબનાં અસ્થિઓ મોટા પર્વતના જેવાં થઈ રહ્યાં છે અને તે હિમાલયપર્વતનાં શિખરની પેઠે દિશાઓનાં તટોને વીંટાઈ વળ્યાં છે.[૫]

**વસિષ્ઠ બોલ્યા:**—દેવતાઓ ઉપર પ્રમાણે કહેતા હતા, તેટલામાં એ દેવીના ગણોએ પૃથ્વીને મેદના (ચરબીના) સમૂહ વડે લીંપી દીધી અને તેઓ પોતે પણ મત્ત બનીને આકાશની અંદર નૃત્ય કરવા લાગ્યા.[૬] જ્યારે દેવીના ગણોનો સમૂહ નૃત્ય કરી રહ્યો, ત્યારે દેવતાઓએ તેમના પીધા પછી અવશેષ રહેલ રુધિરનો (સંકલ્પ વડે) એક પ્રવાહ કરી દીધો અને તેને એક સાગરમાં નાખ્યો.[૭] દેવતાઓએ એ સમુદ્રને પોતાના ચિત્તમાં સંકલ્પ કરીને સુરાનો સમુદ્ર બનાવી દીધો. તે દિવસથી માંડી અદ્યાપિપર્યંત હજી તે મદિરાનો સમુદ્ર થઈ રહ્યો છે.[૮] એ સમુદ્રની અંદર રહેલી મદિરાને આકાશની અંદર ભૂતો નૃત્ય કરી પીએ છે અને પાછા ફરી આનંદના મદિરરૂપ આકાશની અંદર નૃત્ય કરવા લાગી જાય છે.[૯] જાણે અદ્યાપિપર્યંત તે જ ભૂતો હજી કાયમ હોય, તેમ તે મદિરાના સમુદ્રથી વર્તમાન સમયના ભૂતો પણ મદિરાનું પાન કરે છે અને આકાશની અંદર યોગેશ્વરી (જોગણીઓ) નાગણો સહિત નૃત્ય કરે છે.[૧૦] એ ભૂતોએ પીધા પછી અવશેષ રહેલ મેદના સમૂહો પૃથ્વીમાં સુકાઈ ગયા, તેને લીધે પૃથ્વીએ 'મેદિની' નામ ધારણ કર્યું.[૧૧] એ પ્રમાણે વર્ણવેલા ક્રમથી જ્યારે શબનો ક્ષય થઈ ગયો અને પાછો દિવસ તથા રાત્રિનો ક્રમ શરૂ થયો, ત્યારે પ્રજાપતિએ પાછી નવી પ્રજા સર્જી અને પૃથ્વીની અંદર પાછો પૂર્વ-પ્રમાણે જ સૃષ્ટિનો દેખાવ થઈ રહ્યો.[૧૨]

इति क्रमाच्छान्तिमुपागते शवे पुनः प्रवृत्ते दिनयामिनीक्रमे । प्रजाः ससर्जाथ नवाः प्रजापतिः पुनः स सर्गोऽभवदत्र पूर्ववत् ॥ १२ ॥

સર્ગ ૧૩૫ મો સમાસ

## સર્ગ ૧૩૬ મો×

### અગ્નિદેવે કહેલું શબનું વૃત્તાંત

॥ भास उवाच ॥

अथाहं तं महादेवं पावकं पृष्टवानिदम् ।
शुकपक्षतिकोणस्थः श्रूयतामवनीश्वर ॥ १ ॥

**ભાસ બોલ્યો:**—હે રાજા દશરથ ! સાંભળો. હું તે સમયે અગ્નિના વાહનરૂપ પોપટની પાંખના મૂળના એક ખૂણામાં રહ્યો હતો. મેં મહાન અગ્નિદેવને પૂછ્યું:[૧] 'હે ભગવન્ ! હે સર્વ યજ્ઞના ઈશ્વર ! હે સ્વાહાના અધિપતિ હુતાશન ! આ શબ પ્રથમ કોણ હતું અને અત્યારે શા નિમિત્તથી તેની આવી દશા થઈ ?[૨]

**અગ્નિદેવ બોલ્યા:**—હે રાજા ! ત્રૈલોક્યની અંદર પ્રકાશી રહેલ અનંત શબનું સર્વ વૃત્તાંત હું બરાબર અખંડ રીતે તમને કહું છું, તે તમે સાંભળો.[૩] અનંત નિરાકાર એક પરમ ચિદાકાશ છે અને તેની અંદર આ અસંખ્ય જગતો પરમાણુની પેઠે રહેલાં છે.[૪] એ શુદ્ધ ચિદાકાશ સર્વવ્યાપી છે, સર્વના આત્મારૂપ છે અને તેની અંદર ક્યાંક પોતાની મેળે જ વિષયાકાર જ્ઞાનને રૂપે સંકલ્પસ્ફૂર્તિ થઈ.[૫] પછી તમે જેમ કોઈ પથિકની ભાવના કરતાં સૂઈ જાઓ, તો પોતાના આત્માને સ્વપ્નમાં પથિકરૂપ દેખો, તેમ તેણે પોતાની તેવી ભાવનાના બળથી પોતાના ચિન્મય સ્વભાવને લીધે પોતાને તેજના પરમાણુરૂપ (જીવરૂપ) જોયો.[૬] એ પરમાણુ અજ્ઞાનરૂપ આવરણને લીધે પોતાના સ્વરૂપને ન ઓળખતો અણુરૂપ (જીવરૂપ) થઈ રહ્યો અને તેણે પોતાના પ્રકાશમય સ્વરૂપને સંકલ્પમય તથા કમળમાં રહેલા રજના જેવું સૂક્ષ્મ પરમાણુરૂપે અનુભવ્યું,[૭] પછી તે પોતાની વૃદ્ધિની ભાવના

× આ એકસોછત્રીસમા સર્ગમાં ભાસના પૂછવાથી અગ્નિ શબના વૃત્તાંતનું આદિથી વર્ણન કરશે અને તેના અસુર, મસલું, મૃગ તથા વ્યાધ આદિ જન્મો થયા વિષે વર્ણન કરશે.

કરવાથી પોતે જ ચક્ષુ આદિ ઇન્દ્રિયરૂપ થઈ ગયું અને તેણે પોતાના કાલ્પનિક શરીરમાં તે ઇન્દ્રિયો રહેલ છે, એવો અનુભવ કર્યો.[૮] એ પછી તમે જેમ સ્વપ્નમાં કોઈ નગરને દેખો, તેમ તેણે આધારઆધેય ભાવરૂપે થઈ રહેલા ચક્ષુ આદિ ઇન્દ્રિયો તથા શબ્દ, સ્પર્શ આદિ તેના વિષયોને તેમજ પાંચભૌતિક જગતને દીઠું.[૯] તેમાં કોઈ-એક અસુરજાતિનો જીવ હતો. તે આસુરી સ્વભાવને લીધે બહુ અભિમાની હતો અને તેનાં પિતા, માતા તથા પિતામહ વગેરે અસત્ય તથા પ્રતિભાસરૂપ હતાં.[૧૦] એ અસુરે જ્યારે પોતાના મદોન્મત્તપણાથી કોઈ મહામુનિના સુખદાયી આશ્રમને ધૂળધાણી કરી નાખ્યો, ત્યારે મુનિએ તેને શાપ આપ્યો કે, 'તેં તારા અતિસ્થૂલ શરીરને લીધે મારા આશ્રમનો નાશ કર્યો છે; માટે તું મૃત્યુને પ્રાપ્ત થઈ અધમ મસલારૂપ થઈ જા.' પછી જેમ વડવાનલ જળનું શોષણ કરે, તેમ તે જ સમયે મહામુનિના તે શાપરૂપ અગ્નિએ એ અસુરને ભસ્મ કરી નાખ્યો.[૧૧-૧૩] એ અસુરનું ચેતન નિરાકાર અને નિરાધાર હતું તથા આકાશના જેવું અસંગ હતું. તે સુષુપ્તિમાં મૂર્ચ્છિત થઈ ગયેલા ચિત્તની પેઠે મૂર્ચ્છિત બની ગયું.[૧૪] તે અવ્યાકૃત ચેતન સમાનતાને લીધે ભૂતાકાશની (મહાભૂતરૂપ આકાશની) સાથે એકતાને પ્રાપ્ત થઈ ગયું અને પછી તે પોતાની અંદર રહેલા વાયુની સાથે એકતાને પ્રાપ્ત થયું.[૧૫] તે ચેતન વાત (પ્રાણવાયુ)રૂપ થઈ ગયું અને હવે પછી તે (મશક આદિ) 'જીવ'નું નામ ધારણ કરશે. પછી તે પ્રાણવાયુ પૃથ્વી, જળ, તેજ અને આકાશ એ ચાર ભૂતોથી વ્યાપ્ત થઈ રહ્યો.[૧૬] જેમ આકાશની અંદર પવનનો સૂક્ષ્મ અંશ સ્વાભાવિક રીતે જ ક્રિયાવાન થઈ રહે છે, તેમ અપંચીકૃત, ભૂત વડે પંચતન્માત્રારૂપ થઈ રહેલો એ ચિન્માત્ર તત્ત્વનો સૂક્ષ્મ અંશ સ્વ-વડે જ ક્રિયાશક્તિથી યુક્ત થઈ ગયો.[૧૭] વર્ષાઋતુ આદિ કાળ, પૂર્વદિશા આદિનો પવન અને વર્ષાઋતુ આદિના જળના સંયોગથી અંકુર ઉત્પન્ન કરનાર બીજ જેમ પૃથ્વીમાં પ્રકટ થઈ જાય છે, તેમ પ્રાણવાયુની અંદર રહેલ તેનું ચેતન પણ ક્રમે કરીને જ્ઞાનશક્તિ વડે યુક્ત થઈ ગયું.[૧૮] શુદ્ધ એવા મહાત્મા મુનિના શાપને જાણનારા અને પોતાને મસલાને રૂપે સમજી બેઠેલા તે અસુરનું પ્રાણની અંદર રહેલું જીવચૈતન્ય એ મસલાના સંસ્કારો વડે વીંધાઈ ગયું અને પોતાની અંદર પાંખ તથા પગ આદિ મસલાના અવયવોને કલ્પી લઈ મસલારૂપ બની ગયું.[૧૯] એ મસલું એક સ્વેદજ (સ્વેદથી ઉત્પન્ન થનાર) પ્રાણી છે, નિઃશ્વાસમાત્રથી ઊડી જાય એવા હલકા શરીરવાળું છે અને મસલાના રૂપને ધારણ કર્યા પછી માત્ર બે દિવસ જ તેનું જીવિત રહે છે.[૨૦]

રામ બોલ્યાઃ-હે મહારાજ! આ જગતની અંદર સર્વ પ્રાણીઓનો જન્મ યોનિથી જ છે, કે પછી બીજે પ્રકારે પણ તેની ઉત્પત્તિ સંભવે છે?[૨૧]

વસિષ્ઠ બોલ્યાઃ-બ્રહ્માથી માંડી તૃણપર્યં સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ બે પ્રકારે હોય છે; એ બ્રહ્મમય અને બીજી ભ્રાંતિજન્ય. એ બે ય વિ હું વિવેચન કરું છું, તે તમે સાંભળો.[૨૨] અના કાળથી રૂઢ થઈ રહેલી જગતની ભ્રાંતિને લી પંચભૂતો તથા તન્માત્રાઓ વડે રંગાઈ જઈ ત્રે આકારે પ્રાણીઓની જે ઉત્પત્તિ થાય છે, ભ્રાંતિજન્ય છે અને દશ્યમાં તેની સંગતિ ઠી મળે છે.[૨૩] બાકી નિત્યમુક્ત બ્રહ્મની અંદર જગ ની ભ્રાંતિનું ભાન જ હોતું નથી; પરંતુ તે વિષે તો પોતાની મેળે જ વિવર્તરૂપે જીવભાવ આવિર્ભાવ થાય છે અને આ સર્વ જરાયુ આદિ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. આ નિશ્ચય થતાં એ દશામાં સર્વ પ્રાણીઓના જ વિષે જ પ્રતીતિ થાય છે, તે બ્રહ્મમય કહેવા આવે છે અને તે યોનિજન્ય નથી.[૨૪] (પરં કપિલ તથા સનક આદિ સિદ્ધ મહાત્માઓ

જ જ્ઞાનને લીધે આવું અનુભવમાં આવે છે; બાકી બીજા ક્ષુદ્ર જીવોને જણાતું નથી.) આમ એ બન્ને પ્રકારના જન્મનો ક્રમ છે. તેમાં એ બન્નેમાંથી મસલું તો જગતની (અનાદિકાળથી રૂઢ થઈ રહેલી) ભ્રાંતિને લીધે જ ઉત્પન્ન થયું હતું; તેનો જન્મ કાંઈ બ્રહ્મમય ન હતો. માટે હું તેની ચેષ્ટાનો ક્રમ કહું છું, તે તમે સાંભળો.[૨૫] તે મસલાએ પૃથ્વીની અંદર શેરડીઓમાં, કોમળ બાળ તૃણમાં અને લતા આદિના સમૂહમાં ગણગણાટ કરી રહેલાં મસલાંઓની સાથે ગણગણાટ કરીને તથા ક્રીડા કરીને પોતાનું એક દિવસનું અરધું આયુષ્ય ગાળી નાખ્યું પછી તે મસલાએ બીજે દિવસે પોતાની પત્ની મસલીની સાથે બાળલીલાપૂર્વક બાળતૃણોરૂપી હીંચકાથી લાંબા સમય સુધી હીંચકા ખાવા માંડ્યા.[૨૬,૨૭] આમ હીંચકા ખાવાથી તથા તેમાં ભટકવાથી તે મસલું થાકી ગયું અને કોઈ ઠેકાણે વિશ્રામ લેવા બેસતું હતું, તેટલામાં હરિણના પગની ખરીઓરૂપી પર્વત તેની ઉપર પડ્યો અને તેના ચૂરેચૂરા થઈ ગયા.[૨૮] મરણ સમયે હરિણનું મોઢું જોવામાં આવવાથી એ મસલાનો પ્રાણ તેના આકારની ભાવનામાં ગયો અને પ્રથમ કહેલા ક્રમ પ્રમાણે ઇન્દ્રિય આદિ ભાવનું ગ્રહણ કરી લઈ તે મૃગરૂપ થઈ ગયો.[૨૯] અરણ્યની અંદર વિહાર કરતાં એ મૃગને કોઈ પારધીએ ધનુષ્ય વડે માર્યો અને તે સમયે તેની દૃષ્ટિ પારધીના મુખ ઉપર પડવાથી તે પારધીરૂપ થયો.[૩૦] એ પારધી વનોમાં ફરતાં કોઈ મુનિના વનમાં જઈ પહોંચ્યો અને તેણે ત્યાં વિશ્રાંતિ કરી. મુનિનો સંગ થતાં તેમણે તેને આ બોધ આપ્યો:[૩૧] 'તું ભ્રાંત થઈ જઈને (અજ્ઞાનને લીધે) આ શું કરે છે? અતિ લાંબાં જન્મ-જરા-મરણ આદિ સંસારનાં દુઃખો ભોગવવા માટે તું મૃગોને કેમ મારે છે? તું કેમ આ ક્ષણભંગુર જગતની અંદર મહાફળ આપનાર અહિંસા તથા અભયદાન આદિ શાસ્ત્રમર્યાદાને પાળતો નથી?[૩૨] આયુષ્ય પવન વડે હાલકડોલક થઈ રહેલ વાદળાંઓના સમૂહમાં ચંચળ રહેલા જળના જેવું ક્ષણભંગુર છે, ભોગો મેઘોરૂપી ચંદરવાની અંદર ચમકારા મારતી વીજળીના જેવા ચંચળ છે, યૌવનના વિલાસો જળના વેગની પેઠે ચપળ છે અને શરીર પણ ક્ષણ વારમાં પડી જાય તેવું છે. માટે હે પુત્ર! અનર્થોની પરંપરારૂપ સંસારથી ત્રાસ પામી જઈ તું અહિંસા તથા અભયદાન આદિ ઉપાયોથી સર્વ અનર્થની નિવૃત્તિ કરનાર અને નિરતિશય આનંદ આપનાર આત્યંતિક દુઃખનિવૃત્તિરૂપ મોક્ષની શોધ કર.[૩૩]

आयुर्वायुविघट्टिताभ्रपटले लीलाम्बुवद्भङ्गुरं भोगामेघवितानमध्यविलसत्सौदामिनीचंचलाः ।
लोलायौवनलालनाजलरयः कायः क्षणापायवान् पुत्र त्रासमुपेत्य संसृतिवशान्निर्वाणमन्विष्यताम् ॥ ३३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અગ્નિદેવે કહેલું શબનું વૃત્તાંત' એ નામનો સર્ગ ૧૩૬ મો સમાપ્ત

## सर्ग १३७ मो×

## પરકાયામાં પ્રવેશ કરવાથી સ્વપ્ન આદિનો અનુભવ

॥ व्याध उवाच ॥

एवं चेत्तन्मुने ब्रूहि कीदृग्दुःखपरिक्षये ।
न कर्कशो न च मृदुर्व्यवहारक्रमो भवेत् ॥ १ ॥

પારધી બોલ્યો:-હે મહારાજ! જો એમ હોય, તો દુઃખનો ક્ષય થવામાં હેતુરૂપ થાય એવો વ્યવહારનો જે ક્રમ અતિ કઠિન કે અતિ મૃદુ ન હોય, તે આપ મને કહો.[૧]

મુનિ બોલ્યા:-હમણાં જ આ ધનુષ્યને

× આ એકસોસાડત્રીસમા સર્ગમાં પારધીના પૂછવાથી મુનિ પોતે ધારણાના અભ્યાસથી કરેલા પરકાયાપ્રવેશ વડે બીજા કોઈનું પોતે દીઠેલ સ્વપ્ન કહી બતાવશે.

અને બાણને મૂકી દઈ, તું મુનિઓમાં પ્રસિદ્ધ એવા યમ–નિયમ–વિચાર આદિ આચારનો આશ્રય કર અને દુઃખથી રહિત એવી (સુખમય) સ્થિતિથી અહીં રહે.[૨]

વસિષ્ઠ બોલ્યાઃ–મુનિએ આ પ્રમાણે બોધ આપ્યો, એટલે એ પારધીએ ધનુષ્ય તથા બાણને મૂકી દીધાં, ઋષિનો આચાર પાળવા માંડ્યો અને માગ્યા વિના જે કંઈ મળે તે વડે પોતાનું ઉદરપોષણ કરવા માંડ્યું.[૩] પછી, જેમ કોઈ એક પુષ્પ પોતાના સુગંધને લીધે મનુષ્યના ચિત્તમાં આનંદ ઉત્પન્ન કરવા માટે પ્રવેશ કરે છે, તેમ મુનિના આચારને પાળનાર તે પારધી થોડા જ દિવસમાં સારાસારનો વિવેક કરવાની શાસ્ત્રપ્રસિદ્ધ પદ્ધતિમાં પ્રવેશ કરવા લાગ્યો.[૪] હે શત્રુઓને દંડ દેનાર દશરથરાજ! એક દિવસ તે પારધીએ એ મુનિશ્રેષ્ઠને પૂછ્યું કે, 'હે ભગવન્! પ્રાણીઓની* અંદર રહેલ સ્વપ્ન, જાગ્રતની પેઠે બહાર કેમ દેખાય છે? તેમજ બહાર રહેલ જાગ્રત્પ્રપંચ સ્વપ્નરૂપ થઈ અંદર કેમ દેખાય છે? પ્રાણીની અંદર રહેલ સ્વપ્ન કયા ઉપાય વડે અને શી રીતે દેખાય છે? અંદર તથા બહાર રહેલ પ્રપંચ સ્વપ્નરૂપ થઈ કેમ દેખાય છે? વળી, એ પ્રપંચ જો સ્વપ્નરૂપ હોય, તો પછી અંદર અને બહાર એ બે પ્રકારે કેમ દેખાય છે?'[૫]

મુનિ બોલ્યાઃ–હે સાધુ! હું પણ જ્યારે પ્રથમ વિવેકી દશામાં હતો, ત્યારે આકાશની અંદર જેમ અકસ્માત્ વાદળાંઓ ચડી આવે છે, તેમ મારા ચિત્તમાં પણ કોણ જાણે ક્યાંયથી આ તમને આવેલ વિતર્ક જ ઉત્પન્ન થયો હતો.[૬] પછી તેનો નિર્ણય કરવાની ઇચ્છાથી મેં ધારણાનો અભ્યાસ કર્યો અને પદ્માસન વાળી હું સર્વ પ્રાણીઓના આત્મારૂપ ચિત્સત્તાની અંદર સ્થિર થઈ રહ્યો.[૭] સાયંકાળે સૂર્ય જેમ પોતાની કાન્તિ વડે તડકાનું આકર્ષણ કરી લે છે, તેમ મેં તે સ્થિતિ વડે જ દૂર વિષયોમાં વિક્ષિપ્ત થઈ રહેલા ચિત્તનું પ્રત્યાહાર દ્વારા પોતાના હૃદયમાં આકર્ષણ કરી રાખ્યું.[૮] પછી, પ્રાણની અંદર રહેલ ચિત્સત્તાની પ્રેરણાથી મેં જીવની ઉપાધિરૂપ એવા ચિત્તની સાથે પ્રાણને પુષ્પથી બહાર નીકળેલા સુગંધની પેઠે શરીરમાંથી રેચક પ્રાણાયામ વડે બહાર કાઢ્યો.[૯] પછી, બાહ્ય આકાશમાં રહેલ ચિત્તથી યુક્ત એવા એ પ્રાણવાયુને મેં મારી આગળ ઊભેલા કોઈ મનુષ્યના મુખ પાસે રહેલા તેના પ્રાણવાયુમાં જોડી દીધો.[૧૦] આમ, તે મનુષ્યનો પ્રાણવાયુ મારા પ્રાણવાયુ સાથે મિશ્ર થઈ ગયો. પછી, જેમ કોઈ રીંછ રાફડામાં મોઢું નાખીને, પોતાના મુખના વાયુ વડે ખેંચવાની ચેષ્ટા કરીને પોતાના આહારરૂપ સર્પને મુખમાં પકડી મારી નાખે અને પોતાના હૃદય પ્રત્યે લઈ જાય, તેમ તે મને પોતાના હૃદયની અંદર લઈ ગયો.[૧૧] હું તેના પ્રાણવાયુરૂપી ઘોડાથી તેની અંદર પેઠો હતો અને પરસ્પર મળેલા બન્ને પ્રાણને અનુસરી રહ્યો હતો. તેના દેહમાં પ્રવેશ કરી મેં મારી બુદ્ધિથી આ સંકટોનો અનુભવ કર્યો.[૧૨] સ્થૂલ અને સૂક્ષ્મ એવી નાની નદીઓ વડે જેમ કોઈ બહારનો પ્રદેશ સર્વ પ્રકારે વ્યાપ્ત થઈ રહ્યો હોય છે, તેમ કર્યા કરતા રસથી ભરેલી અનેક નાડીઓ વડે એ શરીર ચારે બાજુ વ્યાપ્ત થઈ રહ્યું હતું. તે જીવના રહેવાના ઘરરૂપ હતું. પાંસળાંનાં હાડકાંઓરૂપી પાંજરા વડે અને યકૃત્ તથા પ્લીહા આદિના પિંડો વડે તે શરીર પાત્ર આદિ અનેક સામગ્રીઓથી ભરેલા ઘર જેવું હતું અને તેમાં માંડ માંડ અંદર પેસી શકાય એમ હતું.[૧૩,૧૪] સમુદ્ર જેમ ગ્રીષ્મઋતુના તાપ વડે તપેલા તરંગોના

* ટીકાકારે પાચ પ્રકારે પ્રશ્નનું વિવરણ કરેલ હોવાથી તે પચે પ્રશ્ન અહીં જણાવ્યા છે; પણ એક જ પ્રશ્ન વિશેષ સગત જણાય છે કે, "હે મહારાજ! અંદર રહેલ સ્વપ્ન બહાર રહેલા જાગ્રત્પ્રપંચની પેઠે કયા ઉપાયથી સ્પષ્ટ રીતે દેખાય?' જે ત્રીજા રૂપે દર્શાવવામા આવ્યો છે.

સમૂહો વડે વ્યાપ્ત હોય છે, તેમ તે જઠરાગ્નિના જોરથી અસ્ફુટ રીતે વિચિત્ર અવાજ કરી રહેલા સર્વ ઉષ્ણ અવયવો વડે વીંટાયેલું હતું.[૧૫] વળી તે શરીરમાં જીવિત જળવાઈ રહે તેટલા સારુ તેમાં ચિત્ત અને પ્રાણ આદિ વાયુઓની ક્રિયા નિરંતર ચાલ્યા કરતી હતી. વળી, તેમાં બહારના વાયુનો નાસિકાના અગ્રભાગ દ્વારા અંદર પ્રવેશ થતો હતો, એટલે તેમાં બહારની નવી નવી શીતળતા પ્રવેશ કરતી હતી અને તેથી તે શરીર ચેતનવાળું જણાતું હતું.[૧૬] રુધિરને નાડીઓના માર્ગમાંથી જુદું કરનાર રસ, કફ અને ચરબી આદિના સ્રાવથી તે ચીકણું થઈ રહ્યું હતું, તેમાં ચોતરફ ઘાટો અંધકાર પથરાઈ રહ્યો હતો, તેમાં ગરમી ભરી હતી, તે અનેક સંકટોના આશ્રયરૂપ હતું અને તેને નરકની ઉપમા આપવી યોગ્ય જ હતી.[૧૭] કોઈ નાડીઓમાં રસરક્ત આદિ ધાતુઓ ભરાઈ રહેતી હતી, તો કોઈ ઠેકાણે તે ધાતુઓ બહાર નીકળતી હતી. ક્યાંક સહેલાઈથી સંચાર થવાથી પ્રાણવાયુ સ્પષ્ટપણે ગતિ કરતો હતો, તો ક્યાંક રસનો રોકાઈ રહેવાથી તે અસ્પષ્ટપણે ગતિ કરતો હતો. આથી, સાતેય ધાતુમાં કાંઈ સડો પેસતાં વધઘટ થવાને લીધે ભાવિ રોગોનું સૂચન થતું હતું.[૧૮] શબ્દ કરી રહેલ વેગયુક્ત અપાન આદિ છિદ્રોમાં ગતિ કરતા પવન વડે તે શરીર શબ્દાયમાન થઈ રહ્યું હતું. તેના હૃદયરૂપી કમળની નાળના છિદ્રની અંદર અગ્નિ–(અગ્નિની શિખા કિંવા જઠરાગ્નિ) સમુદ્રની અંદર રહેલા વડવાગ્નિની પેઠે જાજ્વલ્યમાન થઈ રહ્યો હતો. પ્રાપ્ત થતા અનેક વાસનામય પદાર્થો વડે તે અંદર ભરપૂર થઈ રહ્યું હતું. વાયુઓસહિત ઇન્દ્રિયો વડે તે બંધાયેલું હતું અને સાક્ષીરૂપ આત્મચૈતન્યની દૃષ્ટિએ જોઈએ તો તે સ્વચ્છ હતું. રાત્રિએ ચોરો વડે પીડાયેલા નગરની પેઠે તે ચિત્તવૃત્તિઓના અને પ્રદેશના ભેદને લીધે કોઈ ઠેકાણે ક્યાંક શાંત દેખાતું હતું અને કોઈ ઠેકાણે ક્યાંક ક્ષોભને પ્રાપ્ત થતું દેખાતું હતું. કોઠામાં રહેલા અન્નના રસની અંદર નાદ ઉત્પન્ન કરવામાં તત્પર થઈ રહેલા અને નાડીઓના માર્ગમાં પથિક વિદ્યાધરોની પેઠે ગાન કરતા તથા સંચાર કરતા વાયુઓ વડે તે વીંટાયેલું હતું. તેમાં પવનના સંપર્કથી દ્વિમાત્ર, એકમાત્ર અને અર્ધમાત્ર (દીર્ઘ, હ્રસ્વ અને વ્યંજન) આદિ ધ્વનિ પણ પેદા થતો હતો.[૨૧] જેમ કોઈ શ્રેષ્ઠ મનુષ્ય નરોના અવયવોથી અવકાશ વગરના મનુષ્યસમૂહમાં પ્રવેશ કરે છે, તેમ મેં પણ એ જંતુનાં મહાવિષમ અંતર્હૃદયમાં અંદર પ્રવેશ કર્યો.[૨૨] પછી, રાત્રિએ જેમ સૂર્યનું તેજ ચંદ્રમાં પ્રવેશ કરે છે, તેમ મેં તેના હૃદયની અંદર રહેલા તેજોધાતુમાં (ઓજરૂપી ધાતુમાં) પ્રવેશ કર્યો. તે માર્ગ પાસે હતો, છતાં અનેક નડીઓ વચમાં આવવાથી તે જાણે બહુ દૂર હોય તેમ જણાતો હતો.[૨૩] જેનાથી ત્રણે લોક અરીસાની પેઠે જોવામાં આવે છે અને જે ત્રૈલોક્યની સર્વ વસ્તુઓનો દીવાની પેઠે પ્રકાશક છે, તે જીવાત્મા એ તેજની અંદર રહે છે.[૨૪] સૂર્ય વડે વિકસિત થયેલા પુષ્પની અંદર સુગંધ અને શીતળતા સર્વત્ર રહેલ છે; છતાં તેના કેસરાઓમાં તે વિશેષે કરીને સ્થિતિ રાખે છે. તેજ પ્રમાણે જીવ શરીરની અંદર સર્વ ભાગમાં રહેલ છે, છતાં ઓજમાં (તેજરૂપી ધાતુમાં) તે વિશેષે કરીને સ્થિતિ કરે છે.[૨૫] જીવના આધારરૂપ એ ઓજની અંદર હું અલક્ષિતપણે દાખલ થઈ ગયો. ઘડાની અંદર ઢંકાયેલો દીવો જેમ ઘડાના સૂક્ષ્મ છિદ્રમાંથી અંદર સંચાર કરતા પવનથી રક્ષાય છે, તેમ તે ઓજ ચારે બાજુ પ્રાણવાયુઓથી અને તે તે ઇન્દ્રિયોના અભિમાની દેવતાઓથી રક્ષાતું હતું.[૨૬] પછી, જેમ સુગંધ પવનમાં પ્રવેશ કરે છે, સૂર્ય (રાત્રિએ) ચંદ્રમાંમાં પ્રવેશ કરે છે અને જળ માટીના વાસણમાં પ્રવેશ કરે છે, તેમ મેં જીવની સાક્ષાત્ ઉપાધિરૂપ એવા મનોમય

કોશ, વિજ્ઞાનમય કોશ અને આનંદમય કોશની અંદર પ્રવેશ કર્યો.[27] જીવનું એ ઓજ–મનોમય કોશ આદિ ઉપાધિ–જાણે કોઈ બીજા ચંદ્રમાનાં કિરણો હોય તેવું પ્રકાશમય હતું, ધોળાં વાદળાંના જેવું કોમળ હતું, માખણ તથા ગોળની પેઠે સ્નેહથી ને મધુરતાથી ભરપૂર હતું, અને ક્ષીરસાગરના પરપોટાની પેઠે સુંદર હતુ. એમાં પ્રવેશ કરીને મેં પ્રવેશ કરતાં થયેલા શ્રમ વડે ઉત્પન્ન થયેલ વ્યગ્રતાને મૂકી દીધી અને મારા હૃદયની અંદર રહેલ ઓજની પેઠે જ મેં તેમાં સ્વસ્થપણે સ્થિતિ કરી. હવે પોતાના સ્વપ્નની પેઠે જ મેં તેની સ્વપ્નસૃષ્ટિ અખંડિતપણે જોઈ.[28,29] તે સૃષ્ટિમાં સૂર્ય, પર્વત, સમુદ્ર, દેવ, દાનવ અને માનવ રહ્યાં હતાં તથા વનોની અને નગરોની રચના જોવામાં આવતી હતી. વળી તેમાં બીજાં લોકાંતરો અને દિશાઓનાં મુખો પણ દેખાતાં હતાં.[30] દ્વીપો, સાગરો અને મહાસાગરો તેમાં જોવામાં આવતા હતા અને કાળનો તથા ઇન્દ્રિય આદિનો ક્રમ પણ તેમાં દેખાતો હતો. કલ્પ, ક્ષણ અને સર્વ ઋતુઓ પણ તેમાં જોવામાં આવતી હતી અને સ્થાવરજંગમ સર્વ પદાર્થો પણ તેમાં રહ્યા હતા.[31] એ સ્વપ્નસૃષ્ટિ અનાદિકાળથી પ્રવાહરૂપે ચાલ્યા આવતા આ જગતના જેવી જ સ્થિર દેખાતી હતી 'હું વિશેષે કરીને જાગ્રત અવસ્થામાં જ રહું છું અને નિદ્રા કાંઈ તેના અભાવરૂપ એવી જાગ્રત અવસ્થામાં હોતી નથી.[32] માટે હું નિદ્રાને નહિ પ્રાપ્ત થયા છતાં આ શું સ્વપ્નને દેખું છું?' એમ હું વિચાર કરવા લાગ્યો. પછી હે વ્યાધ! પ્રબોધને પ્રાપ્ત થઈ જઈ મેં તેનું સ્વરૂપ ઓળખ્યું.[33] તે આ ચિદાત્માનું પ્રસિદ્ધ એવું એક ઈશ્વરી રૂપ હતું. આથી તે પોતાના ચિદાકાશમય સ્વરૂપને ઘટપટ, જગત, જીવ આદિ જેવાં જેવાં નામરૂપે દૃઢ અધ્યાસ-.ક દેખે છે, તેવે તેવે નામરૂપે તે પોતે છે.[34] એ ચિદાકાશરૂપ પ્રત્યક્ચૈતન્ય જ્યાં જ્યાં જેવી જેવી ભાવનાપૂર્વક જેવા જેવા પોતાના પ્રબળ પ્રરમાણુ બાંધે છે, તેવાં જ નામરૂપવાળાં પોતાનાં સ્વરૂપને તે અનુભવે છે, આમ છતાં તે પોતાના આકાશ જેવા નિર્મળ નિર્વિકાર સ્વરૂપને કદી પણ છોડતું નથી.[35] આજ મેં જાણ્યું કે, આ જે કાંઈ હમણાં મારા જોવામાં આવે છે, તે 'સ્વપ્ન' એવા નામથી કહેવાય છે અને તે પોતાના પ્રત્યક્ચૈતન્યનો જ એક વિવર્ત કિંવા વિલાસ છે.[36] ચિદાત્મા પોતાના ચિદાકાશમય સ્વરૂપની અંદર જે વિવર્તભાવરૂપ થઈ રહે છે, તે કાંઈક સ્વપ્નરૂપ અને કાંઈક જાગ્રતરૂપ કહેવાય છે. બાકી જાગ્રત અને સ્વપ્ન એ બન્ને કાંઈ જુદા પદાર્થ નથી.[37] જાગ્રત'અવસ્થામાં સ્વપ્ન સ્વપ્નરૂપ જણાય છે અને સ્વપ્નાવસ્થામાં જાગ્રત સ્વપ્નરૂપ છે. સ્વપ્નની અવસ્થામાં સ્વપ્ન પોતે જાગ્રતરૂપ જણાય છે અને જાગ્રતમાં જાગ્રત પોતે જ જાગ્રતરૂપ જણાય છે. આમ જાગ્રત અવસ્થા પણ બે પ્રકારે કલ્પાય છે.[38] હે મહાશય! પુરુષ પોતે ચિન્માત્ર છે, તો પછી સેંકડો શરીરોનો નાશ થતાં તેનો ક્યાં નાશ થાય છે? તેનો શી રીતે નાશ થાય છે? અને કોનો નાશ થાય છે?[39] કેમકે ચિન્માત્રતત્ત્વ ચિદાકાશરૂપ છે અને (અધ્યારોપદૃષ્ટિથી જોઈએ તો પણ) તે જ દેહની પેઠે થઈ રહ્યું છે. તે પોતે અનંત છે, નિર્વિભાગ છે અને તે જ મૂર્ત–અમૂર્ત આકારે જોવામાં આવે છે.[40] સર્વના સ્વભાવરૂપ (અધિષ્ઠાનરૂપ) અપરિચ્છિન્ન, નિત્ય અને (વિવર્તભાવથી) અનંત આકારે થઈ રહેનાર ચિદાકાશરૂપી પરમાણુની આ જગત એક મજ્જારૂપ છે, એમ કહી શકાય છે.[41] જેમ એક અવયવીની અંદર વિચિત્ર પ્રકારના તેના અવયવોના પરમાણુઓ રહ્યા હોય છે, તેમ ચિદાકાશની અંદર સર્વ પ્રકારના જગતના ભ્રમ સંબંધી અનુભવના વિવિધ પરમાણુઓ રહ્યા છે.[42] બહારની જાગ્રત અવસ્થાથી નિવૃત્ત થયેલો જીવ, જીવના આધારરૂપ હૃદયની અંદર રહીને

પોતાના સ્વરૂપને જ 'આ સ્વપ્નસૃષ્ટિ છે' એમ સમજે છે. એ સ્વપ્નસૃષ્ટિને વિશે દેખાતા સર્વ પદાર્થો ચિદાત્માનાજ એક વિવર્તરૂપ છે.[૪૩] જીવ ચિત્ત દ્વારા બહિર્મુખ થઈને પોતાના સ્વરૂપને જ બહાર વિવર્તરૂપે દેખે છે અને તેને જાગ્રત કહેવામાં આવે છે. ચિત્ત જ્યારે અંતર્મુખ થઈને પોતાના સ્વરૂપને જ અંદર વિવર્તરૂપે અનેક આકારે દેખે છે, ત્યારે તેને સ્વપ્ન કહેવામાં આવે છે.[૪૪] જીવ એક ચિદાકાશરૂપ છે અને અંદર, બહાર, સ્વર્ગરૂપે, પૃથ્વીરૂપે વાયુરૂપે, આકાશરૂપે, પર્વતરૂપે, નદીરૂપે તેમજ દિશાઓરૂપે વિવર્તભાવથી તે પસરી રહ્યો છે.[૪૫] સૂર્ય જેમ સૂર્યમંડળમાં રહ્યા છતાં અહીં પણ કાન્તિરૂપે રહેલ છે, તેમ જીવ બહાર અને અંદર જાગ્રત્સૃષ્ટિરૂપ અને સ્વપ્નસૃષ્ટિરૂપ થઈ રહેલ છે.[૪૬] 'હું પોતે જ અંદર દેખાતી સ્વપ્નસૃષ્ટિરૂપ છું અને હું પોતેજ બહાર દેખાતી જાગ્રત સૃષ્ટિરૂપ પણ છું' આ પ્રમાણે જે વિવેકી પુરુષ પોતાને ચિદ્રૂપ સમજીને ક્રમપૂર્વક વાસનાથી રહિત થઈ થાય છે, તે પુરુષ આ સંસારના બંધનથી મુકાઈ જાય છે.[૪૭] આ જીવ અચ્છેદ્ય અને અદાહ્ય છે; છતાં જે તેને જુદે જ પ્રકારે કહે છે, તે માણસ બાળકની પેઠે દ્વૈત સંબંધી સંકલ્પરૂપી યક્ષ વડે મોહ પામ્યો છે જીવ જ્યારે અંતર્મુખ થાય છે, ત્યારે પોતાના આત્માને જ અંદર સ્વપ્નસૃષ્ટિરૂપ દેખે છે અને તે જ્યારે બહિર્મુખ થાય છે, ત્યારે બહાર પણ તે પોતાના આત્માને જ બાહ્યસૃષ્ટિરૂપ દેખે છે. આમ, તેનું પોતાનું સ્વરૂપ જ સ્વપ્ન અને જાગ્રતરૂપ છે.[૪૮,૪૯] આ પ્રમાણે હું સ્વપ્ન વિષે અને જાગ્રત વિષે વિચાર કરતો હતો, તેટલામાં મને 'સુષુપ્તિ શું હશે?' એવી જિજ્ઞાસા ઉત્પન્ન થઈ આથી હું સુષુપ્તિનો અંશ શોધવા માટે પ્રવૃત્ત થયો.[૫૦] 'આ દૃશ્યને જોવાથી હવે મારે શું પ્રયોજન છે! હમણાં હું ઘણા લાંબા સમય સુધી ચિત્તથી (ચિત્તના ધર્મથી) રહિત થઈ રહું.' જ્યાં સુધી એવો અનુભવ અંદર કાયમ રહે છે, ત્યાં સુધી શાંતિમય સુષુપ્તિ અવસ્થા સ્થિર થઈ રહે છે; બાકી, સુષુપ્તિ (આત્માના વિવર્તથી જુદી) બીજી કશી વસ્તુ નથી[૫૧] દેહની અંદર જેમ નખ–કેશ આદિમાં વિશેષ અહંતા ન બંધાયા છતાં સામાન્ય આત્મીય બુદ્ધિ રહે છે, તેમ સુષુપ્તિ અવસ્થા પણ સ્ફુટપણે ન જણાતાં છતાં સામાન્યરૂપે (**सुखमहमस्वाप्सं न किंचिदवेदिषम्।** હું સુખે સુતો હતો, મને કશું જ્ઞાન ન હતું. એવા સામાન્યરૂપે) અનુભવમાં આવે છે. એ સુષુપ્તિ ચિદ્રૂપ એવા તેના સાક્ષીની અંદર અજડરૂપે અને જડરૂપે સ્ફુરે છે.[૫૨] 'જાગ્રત અવસ્થામાં અને સ્વપ્નની અવસ્થામાં ભ્રમણ કરી હું શ્રમિત થઈ ગયો છું. હવે તત્સંબંધી વિશેષ જ્ઞાનનું મારે શું પ્રયોજન છે? હું થોડો સમય મનના પ્રચારથી રહિત શાંત થઈ રહું.' આવો સંકલ્પ ગાઢ નિદ્રાને આકારે પરિણામ પામે છે, ત્યારે સુષુપ્તિ અવસ્થાનો ઉદય થાય છે. સુષુપ્તિ એ સિવાય બીજું કશું નથી.[૫૩] એ ગાઢ સુષુપ્તિના જેવી દશા જાગ્રત અવસ્થાવાળા પુરુષમાં પણ જ્ઞાનારૂઢ સ્થિતિમાં 'હું કશાનું ચિંતન ન કરતાં શાંતપણે એક જ નિર્વિકાર સ્થિતિમાં રહું' એવો દૃઢ સંકલ્પ થતાં પોતાની મેળે જ થઈ જાય છે. એ અવસ્થા જ્યારે અત્યંત ઘાટાપણાને પ્રાપ્ત થાય છે, ત્યારે તે 'સુષુપ્તિ' કહેવાય છે. તે જ્યારે અંદર કાંઈ વિક્ષેપને આકારે પરિણામ પામી શિથિલ થાય છે, ત્યારે તે 'સ્વપ્ન' કહેવાય છે. એવી રીતે સુષુપ્તિ અવસ્થાનો નિર્ણય કરી હું પરમેશ્વરબુદ્ધિ વડે યુક્ત થયો અને તુરીય અવસ્થાની શોધ કરવામાં પ્રવૃત્ત થયો.[૫૪–૫૬] જેમ અંધકારમાંથી પ્રકાશનો લાભ ન થાય, તેમ એક શુદ્ધ સમ્યક્ (સંપૂર્ણ) જ્ઞાન વિના બીજા કશાથી તુરીય અવસ્થાના સંપૂર્ણ સ્વરૂપનો લાભ થતો નથી.[૫૭] સારી રીતે જ્ઞાનનો ઉદય થાય

આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં લયને પ્રાપ્ત થઈ જાય છે. આમ, તે દશામાં જગત યથાસ્થિતપણે રહે છે, એટલે કશાનો આત્યંતિક લય પણ થતો નથી.[૫૮] માટે સ્વપ્ન, જાગ્રત અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થા યથાસ્થિત એવી તે તે સૃષ્ટિઓ સાથે તુરીયની અંદર રહેલ છે; પરંતુ તત્ત્વદૃષ્ટિથી જોઈએ તો કશું જ નથી.[૫૯] જગત કોઈ પણ કારણમાંથી ઉત્પન્ન થયેલ નથી, પરંતુ શાંત અને જન્મ આદિ વિકારથી રહિત બ્રહ્મ જ જગતને આકારે વિવર્તભાવથી થઈ રહ્યું છે. આમ સદાકાળ બોધ રહેવો તે જ તુરીય અવસ્થા છે.[૬૦] અદ્વિતીય બ્રહ્મની અંદર સૃષ્ટિની ઉત્પત્તિ થવાનાં કારણોનો સંભવ નથી, તેથી સૃષ્ટિ આદિ કશું થયું જ નથી; પરંતુ જળ જેમ દ્રવપણાને ધારણ કરે છે, તેમ ચિદ્રૂપ આત્મા જ જગતને આકારે થઈ જઈ સૃષ્ટિની કલ્પનાને ધારણ કરે છે.[૬૧]

असंभवात्संभवकारणानां न जायते किंचन नाम सर्गः। चिच्चेतनेनैव हि सर्गसंवित्स्वयं गृहीता द्रवतांबुनेव ॥ ६१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જાગ્રત્સ્વપ્નસુષુપ્તિતુરીયવર્ણન' એ નામનો સર્ગ ૧૩૭ મો સમાપ્ત**

## સર્ગ ૧૩૮ મો×

### બન્ને જીવના સંમિલનથી જગત બેવડું દેખાય છે

॥ तापस उवाच ॥

गंतुमेवं विचार्याहं ततस्तत्संविदैकताम् ।
प्रवृत्तश्चैत्यमाञ्जेन सौरभेणेव सौरभम् ॥ १ ॥

તપસ્વી બોલ્યાઃ—જાગ્રતથી માંડી ઠેઠ તુરીય અવસ્થા સુધીનો આમ મેં વિચાર કર્યો. પછી, જેમ ફૂલેલા આંબાનો સુગંધ કમળના સુગંધની સાથે એકતાને પામે છે, તેમ હું એ મનુષ્યના ચિદાભાસરૂપી જીવની સાથે એકતાને પામ્યો.[૧] એ પ્રાણીના ચિદાભાસમાં પ્રવેશ કરવા માટે મેં તેના ઓજરૂપી ધાતુનો ત્યાગ કર્યો, તેટલામાં મારી સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓ બાહ્ય વ્યાપારમાં પ્રવૃત્ત થવા લાગી.[૨] મેં બહિર્મુખ થયેલી ઇન્દ્રિયવૃત્તિઓને અંતર્મુખવૃત્તિથી વારી અને પાણીમાં પડેલા તેલના બિંદુની પેઠે તેને ક્ષણ વારમાં અંદર ફેલાવી દીધી.[૩] હવે, હું તે પ્રાણીના ચિદાભાસરૂપી જીવની સાથે એકતાને પામતો હતો, તેટલામાં મારી અને એ પ્રાણીની એમ બન્નેની વાસનાના પ્રતિભાસને લીધે આખા જગતને મે પ્રથમનાથી બમણું જોયું.[૪] મને દિશાઓ પ્રથમના કરતાં બમણી જોવામાં આવી અને બે સૂર્યો તપતા દેખાવા લાગ્યા. મેં બે ભૂમંડળ દીઠાં અને આકાશ પણ મને બે જોવામાં આવ્યાં.[૫] દર્પણમાં પ્રતિબિંબિત થયેલા મુખનાં બે પ્રતિબિંબની પેઠે એ બન્ને ( મારો અને તેનો ) ચિદાભાસ પરસ્પર મિશ્રિત થઈ રહ્યા હતા. આથી, જગતનો બમણો ઠાઠ જોવામાં આવતો હતો.[૬] અમારા બન્નેના જીવચૈતન્યના બુદ્ધિરૂપી કોશની અંદર જે કાંઈ રહ્યું હતું, તે બુદ્ધિરૂપી ઉપાધિમાં પ્રતિબિંબિત થઈ રહેલા ચિદાભાસમાં ( ઉપાધિના ભેદથી ) જુદે પ્રકારે પ્રતીતિમાં આવતું હતું અને તેથી તે ભિન્ન ભિન્ન ભાસતું હતું. છતાં, તલની અંદર રહેલા તેલની જેમ તે પરસ્પર મિશ્રિત થઈ ગયું હતું.[૭] અમારા બન્નેના ચિદાભાસના બુદ્ધિરૂપી કોશમાં રહેલાં એ બન્ને જગત એકબીજામાં મિશ્રિત જેવાં થઈ ગયાં હતાં, છતાં વાસનાનું મિશ્રિતપણું ન હોવાથી તે અમિશ્રિત જ હતાં અને દૂધ તથા જળની પેઠે તેઓ એકબીજામાં પરસ્પર સરખી રીતે મળી ગયેલાં ભાસતાં હતાં.[૮] એ જોતાંવાર તરત જ

× આ એકસોઆડત્રીસમા સર્ગમાં તે પ્રાણીના જીવનું અને પોતાના જીવનું પરસ્પર મિલન થતાં, જગત બમણું દેખાયા વિષે અને તે બન્નેની સાવ થતાં એક જ પ્રકારનું જગત જોયા વિષે કહેશે.

એક પલ વારમાં મેં મારા જીવચૈતન્ય વડે એ પ્રાણીના ચિદાભાસનું પરિણામ માપી લીધુ હોય, તેમ સર્વ પ્રકારે તેને મારા જીવચૈતન્યમાં સમેટી લઈ એકરૂપ કરી દીધો.[૯] જેમ એક ઋતુ બીજી ઋતુ સાથે મળી જાય છે, જેમ કોઈ નાની નદી મોટી નદી સાથે મળી જાય છે, જેમ સુગંધની રેખા પવન સાથે એકરૂપ થઈ જાય છે અને જેમ ધૂમલેખા વરસાદની સાથે એકતાને પામે છે, તેમ તે મારા જીવચૈતન્ય સાથે એકરૂપ થઈ ગયો.[૧૦] આમ, મારો અને તેનો ચિદાભાસ પરસ્પર મળી જઈ એકરૂપતાને પામ્યો, એટલે જેમ નેત્રરોગવાળા પુરુષને પ્રથમ બે ચંદ્ર દેખાતા હોય અને પછી દૃષ્ટિ શુદ્ધ થયે તે એક જ જોવામાં આવે છે, તેમ જગત મને એક જ દેખાવા લાગ્યું.[૧૧] ત્યારે હું તેના જીવચૈતન્યની અંદર રહ્યો હતો અને પોતાના વિવેકને (પૂર્વાપર વિચારને) છોડતો ન હતો. મારો પોતાનો સંકલ્પ વિરલપણાને પ્રાપ્ત થઈ તે પ્રાણીના સંકલ્પને અનુસરનારી સ્થિતિને પ્રાપ્ત થઈ ગયો.[૧૨] પછી મેં તેની ચિત્તવૃત્તિ વડે શબ્દ આદિ બાહ્ય વિષયોનો અનુભવ કરવા માંડ્યો અને તેના હૃદયને છોડ્યા વિના દિવસમાં થતા જાગ્રત અવસ્થાના વ્યવહારને અનુભવ્યો. પછી તે પ્રાણી અન્નનું ભોજન કરી જળપાન કરી શ્રમિત થઈ ગયો અને પોતાની મેળે જ દૈવયોગે સાયંકાળે બિડાઈ જતા કમળની પેઠે ધીરે ધીરે નિદ્રાકુળ થવા લાગ્યો. સૂર્ય જેમ સાયંકાળે પોતાની કાન્તિને સમેટી લે છે, તેમ તેના પ્રાણપવને દિશાઓરૂપી નિકુંજમાં ફેલાઈ રહેલ તથા રૂપ આદિ બાહ્ય વિષયોનો અનુભવ કરનાર ચિત્તને સમેટી લીધું. ચિત્તની સાથે તેની સર્વ ઇન્દ્રિયવૃત્તિઓ ઢંકાઈ રહેલા કાચબાના અવયવોના સાંધાની જેમ હૃદયરૂપી કોશની અંદર પેસી ગઈ.[૧૩–૧૬] તેનાં ચક્ષુ આદિ ઇન્દ્રિયોનાં ગોલકો બંધ થઈ ગયાં અને તે ઇન્દ્રિયો એક હૃદયને જ અનુસરી રહી. તેઓ મરણ સમયે જેમ પાષાણના જેવી કાંઈક જડ અને ચિત્રમાં આલેખેલી હોય તેવી નિર્વ્યાપાર બની ગઈ.[૧૭] હું પણ તે પ્રાણીના ચિત્તને અનુસરી રહ્યો હતો, તેથી હું તેની ચિત્તવૃત્તિની સાથે જ તત્કાળ તે તે ઇન્દ્રિયોના ગોલકને મૂકી દઈ, તે તે નાડીઓ દ્વારા તેના ચિત્તમાં પેસી ગયો.[૧૮] ક્ષણમાત્ર બાહ્ય અનુભવને મૂકી દઈ, મેં તેના શય્યા જેવા કોમળ ઓજની અંદર (તેજની અંદર રહેલા આનંદમય કોશમાં) શૂન્ય એવી સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કર્યો.[૧૯] એ સુષુપ્તિ અવસ્થામાં નાડીઓ છિદ્રવાળી હતી, તો પણ ગ્લાનિને લીધે અને અનેક પ્રકારના અન્નપાનના રસો વડે ધાટી થઈ ગઈ હતી. આથી સમાન વાયુ તેમાં રૂંધાઈ જઈ બહાર નીકળી શકતો ન હતો અને કોઈ સમયે અતિ સૂક્ષ્મ ગતિ વડે બહાર પણ સંચાર કરતો હતો.[૨૦] જ્યારે સુષુપ્ત અવસ્થાનો ઉદય થાય છે, ત્યારે પ્રાણ પોતાના આધારરૂપ અદ્વિતીય આત્મામાં પરાયણ થઈ રહે છે, અને હૃદયની અંદર પોતાની સાથે જ પ્રવેશ કરી રહેલ ચિત્તને ગળી જઈ તેને સ્વાધીન કરી લે છે. કેમકે ત્યારે પોતાને પ્રત્યક્ચૈતન્યરૂપી પરમપુરુષાર્થ અવશેષ રહ્યો હોય છે, તેથી તે તેના સુખમાં પોતે સ્વભાવે વિશ્રાંત થઈ રહે છે.[૨૧] અંદર પોતાના સ્વાર્થ માત્રમાં જ પરાયણ થઈ રહેનાર કોઈ પણ પુરુષને બીજા કોઈનું કશું કામ કરવાની અપેક્ષા થતી નથી. આવો સાર્વત્રિક નિયમ છે, તેથી પ્રાણ પોતાના મૂળ અધિષ્ઠાનરૂપ પ્રત્યક્ચૈતન્યરૂપી પરમપુરુષાર્થમાં તત્પર થઈ રહે છે અને પ્રાણ સમયે તે બીજો કશો ઇન્દ્રિય આદિનો વ્યાપાર કરતો નથી. કેમકે નિરતિશય આનંદરૂપ પ્રત્યક્ચૈતન્યની સત્તા વડે સ્ફુરેલી સુષુપ્તિ અવસ્થામાં નિરતિશય આનંદની સ્ફૂર્તિ થાય છે અને તેમાં વિક્ષેપનું કાંઈ પણ દુઃખ હોતું નથી.[૨૨]

રામ બોલ્યાઃ—હે મહારાજ ! મન

લીધે જ અત્યારે પણ મનન (સંકલ્પ) આદિ પોતાના વ્યાપારને કરે છે. તે મન જો સુષુપ્તિમાં પ્રાણને અધીન થઈ જઈને પોતાના વ્યાપારને છોડી દેતું હોય, તો તે હમણાં કેમ પોતાના વ્યાપારને ચલાવે છે? હવે પ્રાણને જુદો પાડીને જો વિચારવા બેસીએ, તો મનનું કશું પણ સ્વરૂપ જણાતું નથી. માટે પ્રાણથી જુદી મન એવી કાંઈ વસ્તુ જ નથી કે શું?[૨૩]

વસિષ્ઠ બોલ્યાઃ–અહીં પોતાને અનુભવમાં આવતો આ પોતાનો દેહ પણ માનસિક કલ્પનામય છે, તેથી તે સ્વપ્નમાં દેખાતા પર્વતની પેઠે છે જ નહિ.[૨૪] જ્યારે એમ છે, ત્યારે પછી સૃષ્ટિના આદિકાળમાં કારણના અભાવને લીધે દૃશ્યની ઉત્પત્તિ જ થઈ નથી. આમ દૃશ્યનો જ અભાવ સિદ્ધ થાય છે, એટલે ચિત્તનો પણ અભાવ જ સિદ્ધ થાય છે.[૨૫] આથી આ સર્વ બ્રહ્મમય જ છે. બ્રહ્મ જ સર્વરૂપ થઈ રહેલ છે ને તેની સત્તાને લીધે આ આખું ત્રિશાળ ગત યથાસ્થિતપણે તેની અંદર (આરોપિતરૂપે) હેલ છે.[૨૬] વળી ચિત્ત આદિ તથા દેહ આદિ ણ છે, પરંતુ તે તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં બ્રહ્મ પ જ છે. બાકી અવિવેકીઓની દૃષ્ટિમાં ચિત્ત ને દેહ આદિ કેવા પ્રકારના ભાસે છે, તે આપણા વા તત્ત્વજ્ઞનો વિષય નથી.[૨૭] હે રામચંદ્રજી! ા વિચિત્ર પ્રકારે દેખાતી ત્રિલોકી કેવી રીતે બ્રહ્મરૂપ છે, તે વિષે હું તમને અધ્યારોપ આદિનો મ કહું છું, તે તમે સાંભળો.[૨૮] અનંત આકાશ-પ એવું જે નિર્મળ ચિન્માત્રતત્ત્વ છે, તે જ ાવંદા સર્વરૂપ થઈ રહેલ છે બાકી જગત કે દૃશ્ય ે કશું છે જ નહિ.[૨૯] તે ચિન્માત્રતત્ત્વે પોતાની ાર્વજ્ઞતાને લીધે પોતાનાં શુદ્ધ, બુદ્ધ અને નર્વિકાર સ્વરૂપને નહિ છોડતાં પ્રથમ પોતાની અંદર મનોભાવનો (મનનો) અધ્યારોપ કર્યો. નણવાનું સર્વ જેણે જાણી લીધેલ છે, એવા મહાશયશ્રેષ્ઠ રામચંદ્રજી! તે પછી મને પ્રથમ જ પોતાના સંચારની શરૂઆત કરી તે જ અ પ્રાણપવન છે, એમ તમે સમજો.[૩૦,૩૧] એ પ્રાણ ભાત્ર જાણે સાવ કલ્પિત હોય એવો છે છત જેમ અનુભવમાં આવે છે, તેમ ઇન્દ્રિય–દે આદિ અને દેશ–કાળ–કલ્પના આદિ પણ કલ્પિ છતાં સત્ય જેવાં અનુભવમાં આવે છે. આ પ્રમાણે ચારે તરફ ફેલાઈ રહેલ આ જગત ચિત્તમાત્ર છે અને ચિત્ત ચિન્માત્ર એવા પરબ્રહ્મરૂપ છે, એ વાત નિર્વિવાદ છે. બ્રહ્મ જ આ જગતને આકાર વિવર્તભાવથી પસરી રહેલ છે.[૩૨,૩૩] નિરાકાર અનાદિ, અનંત, નિર્વિકાર, દૃશ્યના આભાસથ રહિત, શાંત, ચિન્માત્ર અને સદ્રૂપ પરબ્રહ્મ જ આ જગતને આકારે થઈ રહ્યું છે.[૩૪] પરબ્રહ્મ સર્વશક્તિમાન છે, તેથી પોતાની માનસિક શક્તિ વડે જાગ્રત–સ્વપ્ન આદિમાં પોતાના સ્વરૂપને જ તે યથાસ્થિતપણે રહ્યા છતાં જગતને આકારે અનુભવે છે.[૩૫] સંકલ્પાત્મક એ મન કાર્યબ્રહ્મ રૂપે (આ સૃષ્ટિરૂપ ચને આકારે) પસરી રહ્યું છે. તે જ્યાં જેવી કલ્પના કરે છે, ત્યાં તેને તેવો જ અનુભવ થાય છે. આ વાત ઠેઠ બાળક સુધી પ્રસિદ્ધ છે.[૩૬] હે રામચંદ્રજી! આકાશના જેવા નિર્વિકાર, સર્વવ્યાપી અને ચિન્માત્ર એવા આત્મારૂપી આદિપુરુષને પ્રથમ ચિત્તે જ પ્રાણરૂપ બનાવી દીધો, દેહરૂપ તથા ત્રિલોકીરૂપ બનાવી દીધો અને પર્વતરૂપ પણ કરી દીધો. આ વાત પોતાના દેહમાં જ સ્વપ્નની અંદર કલ્પનાના નગરમાં સર્વને અનુભવમાં આવે છે.[૩૭]

प्राणीकृतः स्वयमयं ननु चेतमात्मा देहीकृतस्त्रिभुवनीकृत एव नाद्यः। देहीकृतः खपुरेव गिरीकृतश्च स्वप्नेषु कल्पितपुरीष्वनुभूतमेतत् ॥ ४७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ચિત્તસર્વાત્મકતાપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૩૮ મો સમાપ્ત

## સર્ગ ૧૩૯ મો×

### ચિત્તનું પ્રાધાન્ય તથા સ્વપ્નમાં પ્રલયદર્શન

॥ वसिष्ठ उवाच ॥

**चित्तमेवजगत्कर्तृ संकल्पयति यद्यथा।**
**असत्सत् सदसच्चैव तत्तथा तस्य तिष्ठति ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–ચિત્ત સંકલ્પ દ્વારા જગતના અસ્તિત્વને કલ્પી લે છે અને જગતને જેવું મિથ્યા કિંવા વ્યાવહારિક અથવા પ્રાતિભાસિક સમજે છે, તેવું જ તે તેને અનુભવમાં આવે છે.[૧] ચિત્તે પ્રથમ પ્રાણની કલ્પના કરી અને 'તે મારી ગતિરૂપ (મારા સર્વ વ્યવહારનો નિર્વાહ કરનાર) છે, હું તે વિના રહીશ નહિ' એવું પણ તેણે કલ્પી લીધું. આથી તે ચિત્ત પ્રાણને અધીન કહેવાય છે.[૨] 'હું કેટલાક સમય સુધી પ્રાણ વિના રહી શકીશ નહિ અને કેટલાક સમય સુધી (સ્વપ્ન-મનોરાજ્ય આદિના પ્રસિદ્ધ દેહોમાં) પ્રાણ વિના પણ નિર્વાહ કરીશ.' એવી કલ્પના પણ તે ચિત્તે પ્રથમથી જ કરી લીધી.[૩] હે પ્રિય રામચંદ્રજી! એ ચિત્ત પ્રાણો સહિત પોતાના શરીરને જ્યાં કલ્પી લે છે, ત્યાં માયા વડે ખડા થઈ ગયેલા નગરની પેઠે તે પોતાના ખડા થઈ ગયેલા દેહને ક્ષણ વારમાં અનુભવે છે.[૪] 'હું કોઈ દિવસ પણ દેહ અને પ્રાણ વિના રહીશ જ નહિ.' એવો દૃઢ નિશ્ચય અવિવેકી જીવને બંધાઈ જાય છે, પરંતુ પોતાના ચિન્માત્રસ્વરૂપમાં રહેનાર જ્ઞાનવાનને તેવો દૃઢ નિશ્ચય હોતો નથી.[૫] અવિવેકી પુરુષનું ચિત્ત સંદેહને લીધે હીંચકા જેવું ચપળ હોવાથી દુઃખિત રહે છે અને તેનું અતિ દૃઢ થઈ રહેલ ભ્રાંતિજ્ઞાન તત્ત્વજ્ઞાન સંબંધી અલ્પપ્રયાસથી નિવૃત્ત થતું નથી.[૬] 'હું અમુકરૂપ (દેહાદિરૂપ) છું' એવો જેને નિશ્ચય બંધાઈ ગયો હોય, તેનો તે નિશ્ચય એક આત્મજ્ઞાન સિવાય બીજા કશા હેતુથી શાંત થતો નથી.[૭] મોક્ષના ઉપાયનો વિચાર કર્યો વિના બીજા કશાથી જ્ઞાનસિદ્ધિ થતી નથી, માટે પ્રયત્ન વડે મોક્ષના ઉપાયને વિચાર કરવો.[૮] 'હું અમુકરૂપ (દેહાદિરૂપ) છું અને અમુક જગત વગેરે છે' એ બે પ્રકારની અવિદ્યા છે. તે સિવાય ક્યાંય પણ બીજી કશી અવિદ્યા નથી અને તેની નિવૃત્તિ મોક્ષના ઉપાય સિવાય બીજા કશાથી થતી નથી.[૯] 'પ્રાણ મારા જીવિતરૂપ છે' એવો મનને દૃઢ અભ્યાસ થઈ રહ્યો છે, તેને લીધે તે તેમ જ અનુભવમાં આવે છે અને મનની સ્થિતિ પ્રાણને અધીન થઈને રહેલ છે.[૧૦] દેહ સ્વસ્થ હોય અને પ્રાણ પણ પોતાની શાંત સ્થિતિમાં ચાલતો હોય, ત્યારે મન પોતાના મનનરૂપી કાર્યમાં તત્પર થઈ રહે છે. પરંતુ જ્યારે દેહમાં કાંઈ ક્ષોભ થતાં પ્રાણમાં પણ ક્ષોભ થઈ જાય છે, ત્યારે પ્રાણના ક્ષોભ તરફ લક્ષ્ય રાખનાર ચિત્ત બીજા કશા તરફ જોતું નથી.[૧૧] પ્રાણ જ્યારે ગતિરૂપ એવા (શ્વાસોચ્છ્વાસરૂપ) પોતાના કર્મમાં અત્યંત વ્યગ્ર હોય છે, ત્યારે તે મનના મનોરથોમાં વ્યગ્ર થઈ રહે છે અને તે આત્મજ્ઞાન વિષે ઉદ્યોગી થતો નથી.[૧૨] પ્રાણ અને મન અન્યોન્ય રથ અને સારથિના જેવાં પરસ્પર સંબંધ રાખનારાં છે. તો રથ

× આ એકસોઓગણચાળીસમા સર્ગમાં પ્રાણ કરતાં પણ ચિત્તના પ્રાધાન્ય વિષે વર્ણન આવશે; અને મુનિને સુષુપ્તિમાંથી સ્વપ્નાવસ્થામાં આવતાં પ્રલય દેખાવા વિષે વિસ્તારથી કહેવામાં આવશે.

જ્યાં સુધી પ્રાણ અને મન સમાનતાથી પોતાનું કર્મ કરે છે, ત્યાં સુધી જાગ્રત અવસ્થારૂપી સમાન વ્યવહાર પ્રવૃત્ત રહે છે. જ્યારે મન પોતાના વ્યાપારમાં જાગ્રત રહે છે અને પ્રાણ કાંઈ વિષમતાને પ્રાપ્ત થાય છે, ત્યારે વિષમ અને સ્વપ્નરૂપ કહેવાતો કેવળ માનસિક વ્યવહાર પ્રવૃત્ત થાય છે. પછી જ્યારે મન પણ સાવ શાંત થઈ જાય છે, ત્યારે શાંત એવી સુષુપ્તિ અવસ્થાનો ઉદય થાય છે.[૧૬] જ્યારે આહાર આદિ વડે રૂંધાઈ રહેલી નાડીઓમાં કોઈ પણ ઠેકાણે પ્રાણ પિંડીભૂત થઈ જાય છે અને મંદ સંચારવાળો થઈ શાંત થઈ રહે છે, ત્યારે સુષુપ્તિ અવસ્થા ઉદય પામે છે.[૧૭] નાડીઓ જ્યારે અન્નથી ભરાઈ જાય છે, અથવા તો શ્રમ, ક્લેશ કે ખેદ વગેરેથી જ્યારે ક્ષીણ થઈ જાય છે અને તેથી પ્રાણવાયુ જ્યારે મંદ સંચારવાળો તથા માનસિક ક્રિયાથી રહિત થાય છે, ત્યારે સુષુપ્તિ અવસ્થાનો ઉદય થાય છે.[૧૮] ચાંપવા–ચોળવા વગેરેથી નાડીઓ જ્યારે કોમળ થાય છે, અથવા તો ક્ષત, વ્રણ તથા રુધિર આદિ વડે પૂર્ણ થઈ જાય છે અને તેથી જ્યારે પ્રાણ કોઈ પણ જગ્યાએ લીન થઈ જાય છે, ત્યારે પણ સુષુપ્તિ અવસ્થાનો આવિર્ભાવ થાય છે અને તેમાં કશો પણ વ્યાપાર હોતો નથી.[૧૯]

તપસ્વી બોલ્યાઃ–પછી હું જેના હૃદયની અંદર પેઠો હતો, તે આહાર વડે સારી પેઠે તૃપ્તિ પામી સુષુપ્તિ અવસ્થામાં ઘાટી નિદ્રાને પ્રાપ્ત થઈ ગયો.[૨૦] હું ત્યારે તે પ્રાણીના ચિત્તની સાથે એકતાને પ્રાપ્ત થઈ ગયો હતો, એટલે હું પણ તેની સાથે જ સ્વતંત્રતાને મૂકી દઈ સુષુપ્તિ અવસ્થામાં ગાઢ નિદ્રાનો અનુભવ કરવા લાગ્યો પછી, તે પ્રાણીનું ઉદરમાં રહેલું અન્ન જીર્ણ થઈ ગયું, અંદર નાડીઓના માર્ગો સ્ફુટ થઈ ગયા અને પ્રાણવાયુ સ્વાભાવિક રીતે નાડીમાર્ગોમાં સંચાર કરવા લાગ્યો, એટલે સુષુપ્તિ અવસ્થાનુ જોર ઘટવા લાગ્યું.[૨૧,૨૨] આમ સુષુપ્તિ અવસ્થાનું જોર ઘટી ગયું, એટલે જાણે હૃદયમાંથી જ પ્રકટ થતું હોય, તેમ તે ઠેકાણે મને સૂર્ય આદિ સાથેનું જગત જોવામાં આવ્યું.[૨૩] તે જગત પ્રલયકાળમાં ક્ષોભ પામનારા સમુદ્રમાંથી ચારે બાજુ ફરી વળેલા જળનાં પૂરથી પૂર્ણ રીતે ભરેલું હતું. એ જળ જાણે પ્રલયકાળના મેઘોએ મુસળધારે નીચે નાખ્યું હોય તેવું જણાતું હતું અને તેના તરંગો ઠેઠ આકાશ સુધી પહોંચી વળતા હતા.[૨૪] એ જળના પૂરની અંદર પર્વતો તણાતા જતા હતા અને તેના આવર્તોનો મોટો શબ્દ સંભળાતો હતો. તે જળનો પ્રવાહ વક્ષા કરતી વનોની પંક્તિઓરૂપી તૃણસમૂહોથી ભરેલા પર્વતો વડે વ્યાપ્ત થઈ રહ્યો હતો. વૃક્ષો તથા પર્વતોને ઉખેડી નાખનારા પવનના ઝપાટાથી અને અગ્નિની જ્વાળાથી પ્રથમ જ દગ્ધ થયેલી ત્રિલોકીના ચારે બાજુ પ્રૌઢતાથી પથરાઈ રહેલા અને આકાશમાં ફેલાયેલાં નગર–પર્વત–પૃથ્વી આદિરૂપ જુદા જુદા ખંડોથી તે મહાસાગરનું જળ ભરપૂર દેખાતું હતું.[૨૫,૨૬] પછી હું કોઈએક દેશમાં કોઈએક નગરની અંદર કોઈએક ઘરમાં પોતાની ભાર્યા સાથે બેઠો છું, એવું મારા જોવામાં આવ્યું.[૨૭] પછી સ્ત્રી, પુત્ર, બાંધવ અને ભૃત્ય વગેરેની સાથે તથા પાત્ર આદિ ઉપસ્કરો સહિત અને ઘરરહિત એવા મને પ્રલયકાળનું જળ પોતાના પ્રવાહમાં તાણી ગયું. આમ, પ્રલયકાળના જળ વડે વહન કરાતું, વૃક્ષના જેવા મોટા તરંગો સાથે અથડાતું, જળ વડે પુરાઈ જતું, મોટા કોલાહલના શબ્દો વડે જાણે સમુદ્રનો પરાજય કરવાને તૈયાર થઈ રહ્યું હોય તેવું જણાતું એ મારું ઘર અને નગર મેં દીઠું. તેની અંદર રહેનારાં સર્વ મનુષ્યો અતિ ક્ષોભને પામેલાં હતાં અને ભયને લીધે પુત્રની પણ ત્યાં અપેક્ષા રાખવામાં આવતી ન હતી.[૨૮–૩૦] તે ઘર અને નગર એ બન્ને ચકરીઓથી ચપળ તથા

ભરપૂર એવા જળના પ્રવાહમાં તણાતાં જતાં હતાં અને તેને લીધે તેમાં ચારે બાજુ આકુળતા પથરાઈ રહી હતી. તેની અંદરનાં મનુષ્યો મોટા આક્રંદની સાથે છાતી કૂટવાને તત્પર થઈ ગયાં હતાં અને ગારાને લીધે તેનો સર્વ ભાગ ભયંકર થઈ રહ્યો હતો.[31] પડી જતી ભીંતોના તૂટી જતા ખીલાઓ તેનાં લાકડાંઓ સાથે અથડાવાથી અવાજ કરી રહ્યા હતા અને તેનો ઉત્કૃષ્ટ ધ્વનિ સંભળાતો હતો. પડી જતી છાજલીઓરૂપી છત્રવાળા ગોખોમાં બેઠેલી અંગનાઓનાં મુખો પણ જોવામાં આવતાં હતાં. ક્ષણ વારમાં હું એ સર્વ જોઈ તદ્રૂપ બની જઈ દીન ચિત્તે રોવા લાગ્યો, એટલામાં તો ચારે બાજુની ભીંતો પડી ગઈ. એટલે જેમ શિલાની અંદર અથડાતા ઝરણના સેંકડો ટુકડા થઈ જાય, તેમ તરંગો સાથે અથડાવાથી વૃદ્ધો, બાળકો અને અંગનાઓ સહિત એ આખા ઘરના સેંકડો ટુકડા થઈ ગયા.[32–34] પછી મેં સર્વ સ્ત્રી આદિમાંથી ચિત્ત કાઢી નાખ્યું અને હું કેવળ પ્રાણપરાયણ થઈ જઈ પ્રલયના જળમાં તણાવા લાગ્યો.[35] તરંગોના સમૂહો મને એક યોજનથી અનેક યોજનપર્યંત ફેંકતા હતા અને હું પ્રવાહમાં વહ્યાં જતાં વૃક્ષોની અંદર રહેલ પ્રલયાગ્નિની શિખાની જ્વાળાઓમાં અથડાવાથી જર્જરિત થઈ ગયો હતો. લાકડાંઓમાં, ભીંતોમાં નદીઓમાં અને પીઠોમાં વિષમપણે અથડાવાથી હું શિથિલ બની ગયો હતો અને ચકરીઓમાં ભ્રમણ કરવાથી ઠેઠ પાતાળને તળિયે બેસી જઈ ઘણે લાંબે કાળે પાછો ઉપર આવતો હતો.[36,37] ત્યારે ચપળ પર્વતો પ્રવાહમાં વહેતા હતા અને તરંગોમાં કે પરસ્પર અથડાવાથી ભાંગી જતા હતા. આથી તે જળ ઉત્પન્ન થયેલા એક પ્રકારના વિચિત્ર ધ્વનિવાળાં અને અનેક તરંગો વડે યુક્ત થતાં હતાં. એ જળની અંદર હું વારંવાર ડૂબી જતો હતો અને પાછો ઉપર આવી જતો હતો. પર્વતો પરસ્પર પછડાતા હતા, તેથી તે જળ કાદવવાળાં થઈ ગયાં હતાં. હાથી જેમ કોઈ નાના તળાવમાં ડૂબી જાય, તેમ હું તે જળમાં ક્ષણ વાર ડૂબી ગયો; પરંતુ દૈવયોગે ત્યાં જળના બીજા પ્રવાહ આવ્યા અને તેથી હું પાછો ઉપર આવી ગયો. ફીણોના સમૂહોની ઉપર અને પર્વતોના ખંડો ઉપર હું કાંઈક વિશ્રાંતિ લેતો હતો, એટલામાં જળના મોટા પ્રવાહે કિંવા તરંગે આવી મને વૈરીની પેઠે ત્યાંથી ક્યાં ય ફેંકી દીધો.[38–40] આમ નાના પ્રકારની ગતિવાળા તરંગો વડે ભરપૂર એવા જળના સમૂહમાં હું વહ્યો જતો હતો અને દુઃખિત ચિત્તવાળો થઈ રહ્યો હતો. મેં જેનો અનુભવ ન કર્યો હોય એવું કશું પણ દુઃખ આ જગતમાં નથી. હે વ્યાધ! એટલામાં જીવિતપર્યંત ઘણા લાંબા કાળ સુધી કરેલા પુરાતન અભ્યાસથી અને ચિત્તમાં ખેદ થવાથી મને મારા સમાધિવાળા પૂર્વરૂપનું સ્મરણ થયું કે, 'અહો! હવે મને યાદ આવ્યું. હું બીજા જગતની અંદર તપસ્વીરૂપ થઈ રહ્યો છું.[41–43] બીજા કોઈની સ્વપ્નદષ્ટિ જોવાની ઇચ્છાથી મેં તેની અંદર પ્રવેશ કર્યો છે. હું જ પોતે તેના સ્વપ્નની અંદર આ ભ્રમને જોઉં છું.[44] આવી રીતે મને પોતાના પૂર્વરૂપનું સ્મરણ થયુ. એટલે હું વર્તમાનકાળના પ્રપંચના દઢ અભ્યાસથી ઉત્પન્ન થયેલ મિથ્યા જ્ઞાન વડે દેખાતા તે દેહ વડે તરંગોમાં વહ્યો જતો હતો; છતાં પૂર્વરૂપના સ્મરણના બળથી હું પરિતાપ પામ્યા વિના સુખિયો થઈ રહ્યો હતો.[45] પ્રવાહમાં વહ્યા જતા, પર્વતો, નગરો, ગામડાંઓ, પૃથ્વીના ખંડો અને વૃક્ષોને ધારણ કરનારા, દેવતાઓ, મોટા નાગો, નારીઓ, નરો અને આકાશચારીઓને વહેનારા અને પ્રવાહની અંદર તણાતાં જતાં મોટા આરંભવાળાં લોકપાલોનાં નગરોને તથા સ્થાનોને ધારણ કરી રહેતા એ પ્રલયકાળના તરંગોને હું ઝાંઝવાના જળના જેવા સાવ મિથ્યા જ સમજતો
પછી પર્વતોની સાથે ઉછાળા મારતા

તરંગોનો અને પર્વતોનો પરસ્પર થતો સંઘર્ષ થતો જોઈને તથા વારંવાર જગતનો નાશ થયા કરતો જોઈને મેં વિચાર કર્યો કે, 'અહો! આશ્ચર્યની વાત છે કે, જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થારૂપી ત્રણ નેત્રને ધારણ કરનારો અને ઈશ્વરનો અંશ હોવાથી ઈશ્વરરૂપ એવો આ જીવ આ માયારૂપી મહાસાગરની અંદર જૂના ઘાસની પેઠે પ્રવાહમાં વહ્યો જાય છે. ખરેખર! ખેદની વાત છે કે, નિર્દય વિધિને કશું પણ અકાર્ય નથી' જેમ પ્રાતઃકાળમાં જળમાં પડેલી સૂર્યની પ્રભા વિકાસિત થયેલાં કમળોને દેખાડી આપે છે, તેમ આ ઘરો પણ પોતાની ચારે બાજુની ભીંતો પડી જતાં પ્રકટપણે પોતાની અંદરના ભાગની શોભાને દેખાડી આપે છે.[૪૯–૫૦] અહો! આશ્ચર્ય છે કે, આ ગંધર્વ, કિન્નર, નર, અમર અને નાગોની સ્ત્રીઓ વારંવાર ચકરીઓમાં અથડાવાથી તથા પોતાના વિલાસોથી વ્યાકુળ થઈ રહી છે. તેઓ જાણે પરાગને લીધે ભ્રમરરૂપી હારને ધારણ કરી રહી હોય અને જાણે મુખ, હાથ, પગ આદિ અવયવરૂપી કમળો વડે સુશોભિત એવી નિર્મળ જંગમ નદીઓ હોય એવી દેખાય છે. તે સર્વ આ તરંગોના સપાટાઓમાં ઊછળતી દેખાય છે.[૫૧] વિદ્યાધરીઓની ભુજરૂપી લતાઓમાં રહેલા ચંદ્રકાંતમણિઓની અંદર જાણે ડોઢીઓના જુદા જુદા વિભાગોનો દેખાવ આપનારા અને મણિઓના જાળિયાંની શોભાને ધારણ કરી રહેલા એવા દેવતાઓનાં, દૈત્યોનાં તથા નાગોનાં મોટાં વિશાળ ઘરોના ભીતના ભાગો, આ પ્રલયકાળના અત્યંત વિસ્તારવાળા જળની અંદર સુવર્ણનાં વહાણોના સમૂહની પેઠે ચારે બાજુ ભમ્યા કરે છે.[૫૨] પડી જતાં મણિમય રની અંદર રહેલો ઇન્દ્ર પણ આ પ્રલયકાળના ળની અંદર તણાઈ જાય છે, તે જાણે ઇન્દ્રાણી- કુંકુમના ચિહ્નવાળા તથા મદોન્મત્ત હાથીના વિશાલ સ્તનભારને વિષે રતિ કરતાં કરતાં લાગેલા શ્રમને દૂર કરવા માટે જળક્રીડાનું સુખ ભોગવવા સારુ તરંગોમાં હીંચકતો હોય એમ જણાય છે.[૫૩] ખેદની વાત છે કે, આ વાયુઓ જળના ઊછળવાથી અંતરિક્ષમાં સર્વત્ર વ્યાપી જાય છે અને નક્ષત્રોરૂપી ચપળ પુષ્પોની વૃષ્ટિ કરે છે. દેવતાઓનાં પડી જતાં વિમાનો વડે યુક્ત એવા આ મેરુપર્વતના ઉદ્યાનમાં પ્રવેશ કરી, તેઓ જાણે કોઈ મનુષ્યો મંગળને માટે અક્ષત સહિત પુષ્પોની વૃષ્ટિ કરતાં હોય, તેમ વાયા કરે છે.[૫૪] આકાશમાં ક્ષોભને પામી ગયેલા તેમજ પર્વતના જેવા ભયાનક એવા જળતરંગોની શિખાઓએ પ્રલયકાળના આ જળને ઊંચે ફેંક્યું છે અને યંત્ર વડે ઊંચે ફેંકેલા સુવર્ણના પાષાણના જેવું તે ચળકી રહ્યું છે. બ્રહ્મલોકની અંદર અનેક દળો વડે વીંટાયેલ કમળની વચલી પાંખડીમાં બેઠેલા અને ધ્યાનમાં જ એકનિષ્ઠ થયેલા બ્રહ્માના આસનરૂપ કમળ સુધી જઈ પહોંચી તે ત્યાંથી પાછું વળે છે.[૫૫] હાથીઓ, ઘોડાઓ, સિંહો, નાગો, વૃક્ષો, પર્વતો, વનો અને પૃથ્વીના આકારને ધારણ કરી રહેલ, અતિ ઘાટા ઘોંઘાટના અવાજ વડે અતિ ભયંકર અને કનકમય એવાં દેવતાઓનાં તથા દાનવોનાં નગરોરૂપી વીજળીઓ વડે શોભાયમાન આ તરંગોના સમૂહો આકાશની અંદર મેઘોની પેઠે ભ્રમણ કરે છે.[૫૬] અતસી (અળશી)ના પુષ્પની શોભાને ધારણ કરી રહેલા પ્રલયસમુદ્રના જળની અંદર ઉત્પન્ન થતા તરંગોમાં પાણીનું પૂર યમને પણ જાણે કોઈ બીજો યમ આવી ખેંચી જતો હોય તેમ તાણી જાય છે.[૫૭] આ સર્વ લોકપાલો અને લાખો નાગો પોતાના આશ્રયરૂપ મેરુ આદિ પર્વતોની સાથે તથા પોતાનાં નગરોની સાથે જળની અંદર ડૂબી જાય છે. વળી નગરો વગેરેની અંદરનાં ખજાનાઓમાં તથા પર્વતોની ગુફાઓમાં પાણીનાં પૂરો પ્રવેશ કરી ગયાં છે. તેમને પાછાં હડસેલવા માટે વાયુના ગડગડાટના અવાજ

આવી રહ્યા છે. આથી પાણીનાં પૂર ઠેઠ અંદર સુધી પહોંચી ગયાં છે, એવું અનુમાન બાંધી શકાય છે.[૫૮] પાતાળ, ભૂતળ (પૃથ્વી), આકાશ અને દિશાઓના તટો મહાકષ્ટે પણ માંડ રોકી શકાય તેવા જળના તરંગોથી પુરાઈ ગયાં છે. તેમાં ઇન્દ્ર, યમ અને યક્ષોના તથા દેવદાનવોના સમૂહો, પોતાનાં ગામો, નગરો, વિમાનો, પર્વતો તથા વૃક્ષો સાથે માછલાંની પેઠે ભમ્યા કરે છે. અહો! કષ્ટની વાત છે કે, જેમ માતાની (ગાયની) જંઘા (જાંઘ) ગોવાળના દોહવા સમયે વાછરડાના બંધનને માટે નિમિત્તરૂપ થઈ જાય છે, તેમ સર્વાત્મા નારાયણનું આ જળરૂપ શરીર પણ પાણીમાં તણાતા જતા સર્વ લોકોના પ્રલયને માટે નિમિત્તરૂપ થાય છે.[૫૯,૬૦] અહો! પરસ્પર એકબીજાને વળગી રહેનારા દેવદાનવોનો ડૂબી જવાનો શબ્દ સંભળાય છે અને તે પોતાને માટે કિંવા પોતાની સ્ત્રી માટે થનારા મોટા કોલાહલ વડે આકુળ જણાય છે.[૬૧] કોલાહલ વડે આકુળ થઈ રહેલાં દેવતાઓનાં અને દાનવોનાં ઉત્તમ નગરો વેગપૂર્વક પડે છે, એટલે જળસમૂહો વિશેષ ક્ષોભ પામે છે. અંદર ભરપૂર ભરાઈ રહેલ અને ભમ્યા કરતાં વાદળાંઓના સમૂહો વડે ધાટી થઈ રહ્યા જેવી દેખાતી દિશાઓ એ જળસમૂહોથી ભરપૂર ભરાઈ રહી છે. તે દિશાઓમાં જાણે પ્રસિદ્ધ રીતે જળની ભીંતોનો બંધ બાંધેલ હોય એમ ભાસે છે.[૬૨] અહો! કષ્ટની વાત છે કે, પ્રલયકાળનું આ જળ પોતાની ચકરીઓ અને તરંગોના વ્યાપારો વડે ફરી વળી; સૂર્યને પણ સારી પેઠે નીચે ખેંચી લાવેલ છે. અરે! આ કુબેર, યમ, નારદ અને ઇન્દ્ર આદિ પણ જળરૂપી મેઘોના સમૂહો વડે જીવવામાં અસમર્થ બની પ્રાણને મૂકી દે છે.[૬૩] બ્રહ્મા, ઇન્દ્ર અને વિષ્ણુ આદિનાં નગરોના ખંડો સાથે આ સંકટકારક પ્રલયજળ અથડાય છે, ત્યારે વચમાં જીઓ પોતાના દેહને ખરાબ રીતે કુટાઈ જતો દેખે છે, તેઓમાં પણ જીઓ તત્ત્વજ્ઞ છે, તેઓ તો આ જળની અંદર વહ્યા જતા પોતાના શાંત (મૃતતુલ્ય થઈ રહેલ) અને જડ એવા દેહને તેના અભિમાનથી રહિત થઈને શબરૂપે જ વહન કરે છે. (તેથી તેમને છેદ–ભેદ આદિનું દુઃખ વધારે અસર કરતું નથી).[૬૪] ખેદની વાત છે કે, પૃથ્વીમાં અતિ મૂર્ખરૂપે પ્રસિદ્ધ એવો આ સ્ત્રીસમૂહ અહીં અધમૂઆ જેવો થઈ રહ્યો છે. તેની રક્ષા કરવાને બીજો કોણ સમર્થ છે? આ મનુષ્યોનો સમૂહ કાળના દાંતો વડે ચવાય છે અને તેઓ પરસ્પર એકબીજાની રક્ષા કરવાને સમર્થ નથી.[૬૫] પર્વતોને પણ ફાડી નાખનારા અને સર્પની પેઠે ગતિ કરી રહેલા આ વિશાળ તરંગો ઉછાળા મારી રહ્યા છે. દેવતાઓનાં નગરો તેમની અંદર પ્રથમ પોતાનાં શરીરને વહાણની પેઠે ઊંચે ઉછાળે છે અને પછી પાછાં તરત જ ડૂબી જાય છે. આ ત્રણે લોક કાળ વડે નિર્મૂળ થઈ જાય છે, ત્યારે તે એક મહાસાગરરૂપી તળાવ થઈ રહે છે. ચપળ થઈ રહેલા દ્વીપો, મોટા પર્વતો, દેવતાઓ, દૈત્યો, નાગો, મનુષ્યો, અપ્સરાઓ, ચારણો અને હાથીઓથી તે સાગરજળ કપાઈ ગયેલ મૂળવાળાં કમળોની પેઠે વ્યાપ્ત છે. અહો! કષ્ટની વાત છે કે, મોટી સમૃદ્ધિવાળા અને મોટા વૈભવોવાળા જગતને નિયમમાં રાખનાર ઇન્દ્ર આદિ દેવતાઓ ક્યાં ચાલ્યા ગયા?[૬૬,૬૭]

द्वीपाद्रीन्द्रसुरासुरोरगनरैर्नागाप्सरश्चारणै–
र्व्याप्तं वारिविलोलितैः सरसिजैराल्नमूलैरिव ।
एकांभोधिसरःस्थितं त्रिभुवनं कालेन निर्मूलितं
कष्टं ते क्व गता महर्द्धि विभवा देवा जगन्नायकाः॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગન્નાશવર્ણન' એ નામનો સર્ગ ૧૩૯ મો સમાપ્ત**



## સર્ગ ૧૪૦ મો×

### હૃદયની કલ્પનાનું વર્ણન

॥ व्याध उवाच ॥

भगवंस्त्वादृशस्तांतामवस्थां च कथं गतः ।
कथं ध्यानप्रयोगेण तदा नोपशमं गतः ॥ १ ॥

વ્યાધ બોલ્યોઃ–હે મહારાજ! આપ જેવો જ્ઞાન વડે અને યોગ વડે સિદ્ધ થયેલો પુરુષ તે તે વર્ણવેલી અવસ્થાને કેમ પ્રાપ્ત થયો? તે જ સમયે તે ધ્યાનના પ્રયોગ વડે શા માટે ઉપશમને પ્રાપ્ત ન થઈ ગયો?[૧]

મુનિ બોલ્યાઃ–જગતો ભ્રાંતિરૂપ છે અને તેઓ આકાશની અંદર આભાસરૂપે પ્રતીતિમાં આવતા નાના પ્રકારના નાશો વડે પ્રલયસમયમાં નાશને પામી જાય છે. કોઈક સમયે પ્રલયમાં ક્રમથી નાશ થવા માંડે છે અને કોઈક સમયે અણધારી રીતે દિશાઓમાં કાંઈ વિકાર (તોફાન) થઈ આવતાં, સાતે સમુદ્રો એક જ વખતે ભેગા થઈ જઈ તરતમાં પ્રલય થઈ જાય છે.[૩] મેં તમને જે ઉપર વર્ણન કરી બતાવેલ છે, તે પ્રલય સાતે સમુદ્ર વિકારને પામી જતાં તત્કાળ જ થઈ ગયો હતો. આથી દેવતાઓ જ્યાં એ હકીકત હિરણ્યગર્ભને કહેવા માટે જતા હતા, ત્યાં તો જળ આવી પહોંચ્યું અને તેમને તાણી ગયું.[૪] બીજું હે વ્યાધ! આ કાળ સર્વની કસોટી કરનારો અને સર્વને ગળી જનારો છે. જે સમયમાં જે અવશ્યભાવિ હોય છે, તે તો થાય જ છે.[૫] જ્યારે ક્ષયકાળ નજીક આવે છે, ત્યારે સર્વથા સર્વત્ર મહાન પુરુષોનાં પણ બળબુદ્ધિ અને તેજ બદલાઈ જાય છે.[૬] વળી હે વ્યાધ! મેં આ જે ઉપર તમને વર્ણવી બતાવ્યું છે, તે સ્વપ્નની અંદર જોયેલ છે. સ્વપ્નમાં શું નથી સંભવતું? બધું સંભવે છે. આ વાત લોકપ્રસિદ્ધ છે.[૭]

વ્યાધ બોલ્યોઃ–કલ્યાણનું સ્વરૂપ જાણનારા હે સમર્થ મુનિમહારાજ! આ જે સર્વ તમે કહ્યું, તે જો મિથ્યા હોય અને તે કેવળ સ્વપ્નના સંભ્રમમાત્રરૂપ હોય, તો પછી તેનું વર્ણન કરી બતાવવાથી પણ અહીં શું ફળ છે?[૮]

મુનિ બોલ્યાઃ–હે મહાબુદ્ધિશાળી વ્યાધ! અહીં આ સમયે તમને બોધ કરવારૂપી એક મોટું કાર્ય રહ્યું છે. તમને વર્ણવેલા સ્વપ્નપ્રપંચની સાથે આ દેખાતા પ્રપંચની સમાનતા અનુભવમાં આવતાં તમે આ દૃશ્યને પણ સ્વપ્નને જેવું સમજો અને તેનું ભ્રમાત્મકપણું જણાતાં તમને પોતાના સત્ય આત્મસ્વરૂપનો બોધ થાય એ જ મારો મુખ્ય ઉદ્દેશ છે. હવે પાછું હું જે કથાશેષ કહું તે સાંભળો.[૯] હું ત્યારે તે પ્રાણીના ઓજની અંદર રહ્યો હતો અને સ્વપ્નની અંદર ભ્રાંતિને લીધે ભ્રમણ કરતો હતો. પ્રલયકાળના મહોન્મત્ત સમુદ્રના વેગની અંદર તણાતાં જતાં મેં જોવા માંડ્યું, તો ક્ષોભને પામેલા વજ્ર વડે ત્રાસને પ્રાપ્ત થયેલ પાંખોવાળા મોટા પર્વતોના સમૂહની પેઠે તે સર્વ જળ તરંગ આદિ સહિત કોણ જાણે ક્યાંય જતું જણાયું.[૧૦,૧૧] હું તે પ્રવાહમાં તણાતો હતો અને દૈવયોગે હું તટ ઉપર જઈ પહોંચ્યો. શિખરના પ્રાંતભાગ જેવા તે તટનો આશ્રય કરી હું ત્યાં જ રોકાઈ રહ્યો.[૧૨] પછી તરંગોના ઉપરના ભાગમાં રહેલા પરપોટાના જેવા દેખાતા ગ્રહ–નક્ષત્ર આદિ દેવતાઓ વડે આકાશને તારાવાળું બનાવી દેનાર તે સર્વ જળ ક્ષણમાત્રમાં ક્યાંય જતું રહ્યું.[૧૩] તે જળ ત્યારે પાતાળની અંદર જઈ પહોંચેલા તારાઓના સમૂહો વડે જાણે અંદર મણિમય હોય તેવું દેખાતું હતું, આવર્તોમાં ગોથાં ખાનારાં પર્વતનાં જૂનાં ઘાસો વડે યુક્ત હતું, સુવર્ણમય દ્વીપના જેવો દેખાવ આપનારાં દેવતાઓનાં નગરોનાં મંદિરો વડે તે વ્યાપ્ત હતું અને તે

× આ એકસોચાળીસમા સર્ગમાં પ્રલયસમુદ્રની નિવૃત્તિ થતાં, ઋષિના ગામડામાં બ્રાહ્મણરૂપે સ્થિતિ અને પ્રાણીના શરીરમાંથી બહાર નીકળવું, ઇત્યાદિ વર્ણન કરવામાં આવશે.

ભમ્યા કરતી દેવાંગનાઓરૂપી ગૂઢ કમલિનીઓના સમૂહ વડે સુશોભિત હતું.[૧૪,૧૫] વચમાં વહ્યા કરતા તથા પ્રલયકાળનાં વાદળાંઓના જેવા શ્યામ શેવાળના સમૂહથી તે ભરેલું હતું અને વીજળીરૂપી ગોરોચન જેવા સુંદર મકરંદને ધારણ કરી રહેલ વરસાદરૂપી નીલકમળો વડે તે અસંત ભરપૂર હતું.[૧૬] તે સ્ફુર્યા કરતાં જળબિંદુઓ વડે, ઝાકળ વડે, મેઘો વડે તથા પર્વતો વડે દિશાઓમાં તટનાં જેવો આકાર રચતું હતું અને ઉછળતા તરંગોની અંદર સંદિગ્ધ રીતે તણાતા જતા કલ્પવૃક્ષોના સમૂહને તે ધારણ કરી રહ્યું હતું. તરંગ આદિ સહિત તે જળ ક્ષણ વારમાં ક્યાંય ચાલ્યું ગયું.[૧૭] પછી, અંદર સુકાઈ ગયેલ એવી મહાસાગરરૂપી એક ખાઈ જોવામાં આવી. તેની અંદર કોઈ સ્થળે સહ્યાદ્રિ ગળી ગયો જણાતો હતો અને કોઈક ઠેકાણે મંદરાચળ પર્વત શિથિલ થઈ જવાથી તેના સંબંધમાં સંશય થતો હતો.[૧૮] કોઈક સ્થળે ચંદ્ર, યમ, ઇન્દ્ર અને તક્ષક કાદવમાં નિમગ્ન થઈ ગયા હતા અને કોઈક ઠેકાણે નીચી શાખાવાળાં કલ્પવૃક્ષોનો સમૂહ કાદવમાં નિમગ્ન થઈ રહેલો દેખાતો હતો.[૧૯] કોઈક ઠેકાણે લોકપાલોનાં માથાંઓ તથા હાથો કમળોની પેઠે વીખરાયેલાં જણાતાં હતાં અને કોઈક ઠેકાણે કમળોની પેઠે વિશ્રાંત થઈ રહેલા રુધિરના ધરાઓ વડે ધોળો તથા રાતો રંગ જોવામાં આવતો હતો.[૨૦] કોઈક ઠેકાણે ઠેઠ કંઠપર્યંત ડૂબી ગયેલ તથા કોલાહલ કરી રહેલ વિદ્યાધરીઓનો સમૂહ જોવામાં આવતો હતો અને કોઈ સ્થળે સ્વપ્નની પેઠે મરી ગયેલ તથા હાથીઓ જેવા મહોન્મત્ત એવા યમના વાહનરૂપ ઉગ્ર મહિષો (પાડાઓ) નો ખડકલો હતો.[૨૧] કોઈક ઠેકાણે ખૂંચી ગયેલા મોટા દેહવાળો ગરુડરૂપી મેરુપર્વત દેખાતો હતો, તો વળી કોઈક સ્થળે પૃથ્વીની અંદર પડેલા યમદંડ વડે મોટી પાજો (સેતુ) જાણે મત્ત બની ગઈ હોય, તેમ જળને રોકી શકવામાં અસમર્થ જણાતી હતી.[૨૨] કોઈ ઠેકાણે બ્રહ્માજીના મરી ગયેલા હંસ વડે કાદવવાળી થયેલી તે જમીન જાણે મંદહાસ્ય કરતી હોય તેવી દેખાતી હતી અને કોઈક સ્થળે કાદવમાં અર્ધો ખૂંચી ગયેલ ઐરાવત હાથી જોવામાં આવતો હતો.[૨૩] એટલા સમયમાં હું વચમાં કિનારા પરના કોઈ શિખરે આવ્યો અને શ્રમને લીધે તેના કોઈ (મુનિના) આશ્રમમાં વિશ્રાંત થઈ રહ્યો. ત્યાં મને ગાઢ નિદ્રા આવી ગઈ.[૨૪] હું ત્યારે પૂર્વની તે જ વાસના વડે યુક્ત હતો. આમ, પોતાના ઓજની અંદર રહીને પણ, સુષુપ્તિ અવસ્થા પછી મને પ્રાપ્ત થયેલી નિદ્રાની અંદર મેં પ્રથમના જેવો જ (પ્રાણીના ઓજની અંદર દેખાયેલા પ્રલયના જેવો જ) પ્રલય જોયો.[૨૫] એ જોઈ મને બમણું દુઃખ થવા માંડ્યું. હું ઘણા કાળ સુધી આકુળ બની ગયો. પછી, જાગી જતાં મેં જોવા માંડ્યું, તો તે પ્રાણીના હૃદયની અંદર રહેલ તે જ (મુનિના આશ્રમવાળું) પ્રથમનું શિખર મારા જોવામાં આવ્યું.[૨૬] પછી તેની અંદર બીજે દિવસે સૂર્યના ઉદય વડે સુંદર અને લોકો, આકાશ, પૃથ્વી, શૈલ આદિ સહિત એવું જગત મેં દીઠું. જેમ વૃક્ષની શાખામાંથી પલ્લવ આદિ ઉત્પન્ન થાય છે, તેમ મારા ચિત્તમાંથી જ સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ ઉત્પન્ન થઈ ગયાં.[૨૭,૨૮] પછી તે પદાર્થો સાથેની પૃથ્વી મારા જોવામાં આવી અને હું પ્રથમની વાત ભૂલી જઈ વ્યવહારમાં પ્રવૃત્ત થઈ ગયો.[૨૯] 'મને ઉત્પન્ન થયે આજે સોળ વર્ષ થયાં, આ મારા પિતા છે, આ મારી માતા છે અને આ મારું ઘર છે' એવી પ્રતિભા પણ મને એકદમ ઉત્પન્ન થઈ આવી.[૩૦] ત્યાં કોઈએક ગામ મારા દેખવામાં આવ્યું અને તેમાં કોઈએક બ્રાહ્મણનો આશ્રમ મેં દીઠો. એ આશ્રમમાં મારું ઘર પણ જોવામાં આવ્યું અને તેમાં મારો બંધુવર્ગ પણ મેં જોયો. હવે, હું તે ગામના ઘરની

અંદર મારા બંધુઓ સાથે રહેતો હતો ને જાગ્રત આદિ અવસ્થાનો અનુભવ કરતો હતો. આમાં મારાં અનેક રાત્રિદિવસો વ્યતીત થવા લાગ્યાં અને તે ગામ, ઘર વગેરે ખરેખર સત્ય હોય તેવું મને જણાવા લાગ્યું.[31,32] પ્રથમ વર્ણવેલા દામ–વ્યાલ–કટના આખ્યાનમાં કટ પોતે વાસના રહિત હતો, છતાં મત્સ્યના સહવાસથી તે પૂર્વની વાત ભૂલી જઈ મત્સ્યરૂપ બની ગયો હતો.[33] તે જ પ્રમાણે મને પણ ગામડાના લોકોના સહવાસના તેવા અભ્યાસથી કાળે કરી પ્રથમની જ્ઞાનદષ્ટિનું વિસ્મરણ થઈ ગયું હતું અને હું ગામડામાં રહેનાર એક બ્રાહ્મણરૂપ થઈ રહ્યો હતો. મારી આસ્થા કેવળ પોતાના દેહમાત્રમાં જ બંધાઈ ગઈ હતી અને વિવેકભૂમિને તો મેં ઘણે દૂર મૂકી દીધી હતી.[34] શરીરને જ મેં મારા આત્મારૂપ માની લીધું હતું અને હું કેવળ દારા (સ્ત્રી)માં જ લંપટ થઈ રહ્યો હતો. વાસનાને જ મેં સ્વભાવની અંદર સ્થિરતાથી ધારણ કરીરાખી હતી અને હું એકલું ધન સંપાદન કરવામાં જ કેવળ તત્પર થઈ રહ્યો હતો.[35] મેં વૃદ્ધ થઈ ગયેલી સર્વ ગાયોરૂપી ધનનો સંગ્રહ રાખ્યો હતો. ઘરના આંગણામાં રોપેલ લતાઓ વડે મે ઘર આદિનો સર્વ ભાગ ઢાંકી દીધો હતો. અગ્નિનો, ખેતર આદિ જમીનનો અને પશુ આદિ પ્રાણીઓનો મેં સંચય કરી રાખ્યો હતો. કમંડલુ આદિ પાત્રોનું પણ મેં ઉપાર્જન કરી રાખ્યું હતું.[36] ચપળ વૃક્ષોની અંદર હું આસ્થા બાંધી બેઠો હતો, નિરંતર લોકોના આચારોમાં તત્પર રહેતો હતો અને ઘરના પડખામાં ઊગેલ લીલાં ઘાસવાળી સ્થલીઓમાં હું સ્થિતિ કરી રહ્યો હતો.[37] શાકોની અને શાકવાળી વાડીઓની રચના કરવામાં અને તેની સંભાળ લેવામાં હું મારા દિવસો કાઢતો હતો. નદીઓ, ધરાઓ, મહાનદીઓ, તીર્થો અને તળાવોની અંદર સ્નાન કરવામાં હું તત્પર રહેતો.[38] મેં ઘણાં કષ્ટે ગોમય (છાણ), અન્ન, પીવાનું જળ, સ્નાનનું જળ, લાકડાંઓ અને સમિધોનો સંચય કરી રાખ્યો હતો. અમુક કાર્ય છે અને અમુક અકાર્ય છે, એવા પ્રકારના પાશ વડે હું પરવશ બન્યો હતો.[39] એવી રીતે આયુષ્ય ગાળતાં મારાં સેંકડો વર્ષ ચાલ્યાં ગયાં. પછી, કોઈએક દિવસે મારે ત્યાં દૂરથી એક આત્મજ્ઞાની તપસ્વી અતિથિ આવ્યા.[40] મેં તેમની પૂજા કરી અને તેમણે મારે ઘેર વિશ્રામ લીધો. તેમણે સ્નાન કરી ભોજન કર્યું અને પછી રાત્રિએ શય્યામાં સ્થિતિ કરી કેટલીક કથાઓ પણ કરી.[41] નાના પ્રકારની દિશાઓ, દેશો, પર્વતો અને પૃથ્વી ઇત્યાદિના વ્યવહાર વડે મનોહર તેમજ અનેક પ્રકારના રસોના આશ્રયરૂપ એવો કોઈ એક કથાપ્રસંગ નીકળતાં તે મહાત્માએ મને આ બોધ કર્યો:[42] 'આ સર્વ ચિન્માત્ર છે, અનંત છે અને અવિકારી છે. એ ચિન્માત્રતત્ત્વ યથાસ્થિતપણે પોતાના સ્વરૂપમાં રહ્યા છતાં જાણે જગતરૂપે (વિવર્તભાવથી) થઈ રહ્યું હોય એમ જણાય છે.'[43] આ પ્રમાણે મને બોધ આપતાં હું એ બોધમાં તલ્લીન થઈ ગયો અને પ્રથમના સર્વ વૃત્તાંતનું મેં ધારણાને લીધે સ્મરણ કરવા માંડ્યું.[44] આમ, મેં પોતાના એ વૃત્તાંતનું સ્મરણ કર્યું, તો જેના ઉદરની અંદર મેં પ્રવેશ કર્યો હતો, તે પ્રાણી (સર્વ જગત તેના ઉદરમાં રહેલ હોવાથી) મને વિરાટરૂપે સમજાયું. પછી, મેં તેમાંથી બહાર નીકળવા માટે ઉદ્યોગ કર્યો.[45] એ પ્રાણીના ઉદરની અંદર વિસ્તીર્ણરૂપે રહેલ અને પૃથ્વી, સમુદ્ર, પર્વત તથા નદીઓ વડે વીંટાયેલ તે જગતમાં હું ભ્રમણ કરી રહ્યો હતો, પણ તે પ્રાણીના ઉદરમાંથી નીકળવાના દ્વારરૂપ એવા તેના મુખને હું બરાબર જાણતો ન હતો.[46] એટલે પછી બાંધવો વડે વીંટાયેલ તે પ્રદેશને નહિ છોડતાં, મેં તેમાંથી બહાર નીકળવા માટે તેના પ્રાણવાયુમાં પ્રવેશ કર્યો.[47] 'અહીં રહેલા આ વિરાટરૂપ

પ્રાણીની બહારની રચનાને અને બીજા વિરાટ-માં રહેલ તેની અંદરની સર્વ રચનાને હું જોઈશ.' એવો મેં બુદ્ધિ વડે નિર્ણય કર્યો અને તદનુકૂળ ધારણા બાંધી. પછી મેં તે પૂર્વ પ્રદેશનો ત્યાગ કર્યો અને જેમ પુષ્પમાંથી સુગંધ બહાર નીકળે છે, તેમ હું પણ તે પ્રાણીના પ્રાણની સાથે બહાર નીકળ્યો.[૪૮,૪૯] હવે, પ્રાણ-પવનરૂપી એક થડનો આશ્રય લઈને હું એ પ્રાણીના મુખરૂપી કોતરમાં આવ્યો. પછી પવન-રૂપી રથ વડે હું બહાર નીકળી ગયો અને પાસે જોવા લાગ્યો.[૫૦] ત્યારે પ્રથમની પેઠે મારો દેહ પદ્માસન વાળી બેઠેલો મારા જોવામાં આવ્યો. તે દેહ પર્વતની ગુફાની અંદર આવેલા કોઈએક ઋષિના રહેવાના આશ્રમની અંદર શિષ્યોથી રક્ષા કરાયેલો હતો.[૫૧] મારી પાસે રહેલા અને મારી રક્ષા કરનારા તે શિષ્યોનો એક મુહૂર્તમાત્ર સમય જ ત્યારે વ્યતીત થયો હતો.[૫૨] મેં જેના હૃદયની અંદર પ્રવેશ કર્યો હતો, તે પુરુષ પણ કોઈ ઠેકાણે ઉત્સવમાં ખાધેલ મિષ્ટાન્નથી તૃપ્ત થઈ સુખપૂર્વક પીઠ નીચે રાખી ચતો સૂતો હતો.[૫૩] આ સર્વ આશ્ચર્ય જોઈ મે કોઈને કશું પણ કહ્યું નહિ, પણ પાછો ફરી વાર કૌતુક જોવાની ઇચ્છાથી હું તેના જ હૃદયમાં પેઠો.[૫૪] આમ, પ્રથમની તે વાસના વડે વ્યાપ્ત એવો હું મારા તે જ બંધુઓને જોવાની ઇચ્છાથી તેના હૃદયની અંદર તેના ઓજના પ્રદેશમાં જઈ પહોચ્યો.[૫૫] હું જ્યાં ગયો, ત્યાં તે અતિ દારુણ પ્રલય પ્રવૃત્ત થયો હતો અને તે જગત પોતાની મર્યાદા સહિત રૂપાંતરને પ્રાપ્ત થઈ ગયું હતું.[૫૬] ત્યાં બીજા જ પર્વતો મારા જોવામાં આવ્યા, પૃથ્વી પણ બીજી જ દેખાઈ, દિશાઓના ભેદ પણ બીજા જ પ્રકારના હતા અને જગતની સ્થિતિ પણ બીજા જ પ્રકારની થઈ ગઈ હતી.[૫૭] તે બંધુઓ, તે ગામ, તે પૃથ્વીનો ભાગ અને તે દિશાનો પ્રદેશ એ સર્વ જાણે પવને ઉડાડી ક્યાંય લઈ જવાયું હોય, તેમ કોણ જાણે ક્યાં ચાલ્યું ગયું. અને તેની કશી ખબર પડી નહિ.[૫૮] હું એ જગત તરફ જોવા લાગ્યો, તો સર્વ જુદા જ પ્રકારનું થઈ રહ્યું હતું. તેની રચના કાંઈ અપૂર્વ જણાતી હતી અને જાણે પ્રથમનાથી કોઈ બીજું જ જગત ઉદય પામ્યું હોય એવું ભાસતું હતું[૫૯] તેમાં બાર સૂર્યો તપતા હતા, દશે દિશાઓ બળતી હતી અને ટાઢને લીધે ઠરી ગયેલા જળની પેઠે હિમાલય આદિ પર્વતો બળાત્કારથી ગળી જતા હતા.[૬૦] પ્રત્યેક દિશામાં અને પ્રત્યેક પર્વતમાં વનોની પંક્તિઓ પ્રજ્વલિત થઈ રહી હતી અને તે સર્વ રત્નની સમૃદ્ધિ ભસ્મ થઈ જવાથી સ્મરણપથને પ્રાપ્ત થઈ ગઈ હતી.[૬૧] સર્વ સમુદ્રો સુકાઈ ગયા હતા, પોતાની પાસે દિશાઓમાં રહેલા પ્રચંડ પવનો વાતા હતા અને આખું ભૂમંડળ અંગારાઓના ઢગલારૂપ થઈ ગયું હતું.[૬૨] પ્રથમ પાતાળમાંથી, પછી પૃથ્વીમાંથી અને પછી દિશાઓમાંથી એમ જ્વાળાઓ નીકળવા લાગી હતી અને આખું જગત જ્વાળાઓના એક સમૂહરૂપ બની જઈ સંધ્યાકાળનાં વાદળાંની પેઠે રાતુ થઈ ગયું હતું. જેમ સુવર્ણમય કમળના કોશની અંદર ભમરો ફરતાં ફરતાં પ્રવેશ કરે છે, તેમ હું જ્વાળાઓ વડે ભરપૂર ભરેલા તે ઘરની અંદર પાસે જઈને પેઠો. આમ હું તેમાં પતંગિયાની પેઠે પેઠો હતો, છતાં (આતિવાહિક દેહના દૃઢ નિશ્ચયને લીધે) મને દાહ-વિકાર આદિનું દુઃખ થયું ન હતું. હું વાયુની ધારણા વડે પવનરૂપ થઈ રહ્યો હતો અને જ્વાળાઓ રૂપી મહામેઘની અંદર વીજળીની પેઠે સારી પેઠે ભ્રમણ કરતો હતો. જ્વાળાઓના ઝપાટામાં મારું શરીર ચપળ થઈ રહ્યું હતું અને સ્થળકમળના ખંડોમાં ભમતા ભમરાના જેવી મારી શોભા જણાતી હતી.[૬૩-૬૫]

ज्वालामये साधुमहाम्बुगहे भ्रमाम्यहं विद्युदिवानिलात्मा । ज्वालापरिस्पन्दविलोल-

वर्ष्मा स्थलाब्जखंडभ्रमरोपमश्रीः ॥ ६५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'હૃદયકલ્પનાવર્ણન' એ નામનો સર્ગ ૧૪૦ મો સમાપ્ત**

## सर्ग १४१ मो*

### કલ્પાન્તનું વર્ણન

॥ मुनिरुवाच ॥

तत्र दंदह्यमानोऽपि नाभवं दुखभागहम् ।
स्वप्ने स्वप्नोऽयमित्येव जानन्नग्नावपि च्युतः ॥१॥

મુનિ બોલ્યા:—જો કે હું તેની અંદર અગ્નિ વડે ચોતરફથી વ્યાપ્ત હતો અને અગ્નિમાં પડી જતો હતો, તો પણ તે સ્વપ્નની અંદર 'આ સ્વપ્ન છે' એવું મને જ્ઞાન હોવાથી હું દુઃખી થઈ જતો ન હતો.[1] જ્વાળાઓના નાના પ્રકારના અનેક સમૂહો આકાશની અંદર અનેક પ્રકારે સમૂહરૂપે ઊડ્યા કરતા હતા અને તેથી આકાશ રમણીય જણાતું હતું. એ આકાશમાં મેં ઊંબાડિયાના ચક્રની પેઠે કેવળ ભ્રમણ કરવા માંડ્યું.[2] તત્ત્વજ્ઞપણાને લીધે હું બુદ્ધિમાં કશોં ખેદ લાવતો ન હતો; છતાં તે જ્વાળાઓમાં ભમવાથી મારું ચિત્ત કાંઈક થાકી ગયું હતું. મેં એ દાવાનળ વિષે વિચાર કરવા માંડ્યો, ત્યાં તો મેઘગર્જના જેવા અતિ ગંભીર સુસવાટને ધારણ કરી રહેલો, ઘૂમ્યા કરતો અને ઊડ્યા જતા જગતના પદાર્થો વડે વ્યાપ્ત એવો પવન વાવા લાગ્યો.[3-4] તે પવન વનની અંદર મોટા ઘોંઘાટના વેગ વડે જ્વાળાઓની વૃષ્ટિને બમણી પુષ્ટિ આપતો હતો અને પ્રવાહમાં વહ્યા જતા અને ફર્યા કરતા બાર સૂર્યો સાથે મિશ્ર થઈ રહેલ ઊંબાડિયાંઓનાં ચક્રોને ધારણ કરી રહ્યો હતો.[5] તે જ્વાળાઓરૂપી સંધ્યાકાળના મેઘોના સમૂહોથી નીકળેલી સેંકડો અગ્નિરૂપી મહાન નદીઓવાળો હતો અને પર્વતોથી પણ બમણાં દેખાતાં માટીનાં ઢેફાંઓ વડે તથા દેવ-દાનવોનાં નગરો વડે યુક્ત હતો.[6] આકાશની અંદર ભમ્યા કરતાં ભૂતો વડે બમણાં જણાતાં એવાં સેંકડો નદીઓરૂપી પાત્રોના સમૂહથી તે ભરેલો હતો. વળી, તે સાવ બળેલી, અર્ધબળેલી, નહિ બળેલી તથા પરસ્પર એકબીજી ઉપર પડતી દેવાંગનાઓને લીધે બમણી દેખાતી અગ્નિની જ્વાળાઓરૂપી સંધ્યાનાં વાદળાંઓના સૂક્ષ્મ જળકણને ધારણ કરતો હતો. પડતા અંગારાઓરૂપી જળધારાઓના સમૂહ વડે અને અગ્નિના તણખારૂપી જળબિંદુઓ વડે તે જાણે પોતાના ઊંચા દાંતોને બહાર કાઢી રહ્યો હોય તેવો જણાતો હતો.[7-8] ભસ્મ રહિત થઈ ગયેલા શુદ્ધ અંગારાઓના ઉગ્ર સમૂહવાળી ઊંબાડિયાંરૂપી વીજળીને તે પવન ચમકાવી રહ્યો હતો અને મ્લાન થઈ રહેલ ઊર્ધ્વ દિશાના મુખને તે ધુમાડારૂપી અંધકાર વડે ઢાંકી દેતો હતો.[9] ત્યારે પૃથ્વીમાંથી અને આકાશમાંથી ચારે બાજુથી દિશાઓના મુખમાંથી જ્વાળાઓરૂપી સંધ્યાકાળના મેઘો નીકળવા લાગ્યા અને તેથી દેવતાઓ સહિત આ સાતે લોક જ્વાળામય એવા એક પર્વતની પેઠે પિંડરૂપ બની ગયા.[10] તે સમયે તે પવન કોઈક પ્રદેશમાં ઊછળવાને લીધે વીખરાઈ ગયેલા અગ્નિના તણખાઓરૂપી સુશોભિત કેશપંક્તિને ધારણ કરી રહ્યો હતો અને કોઈ પ્રદેશમાં તે જાણે પોતાના ચરણપ્રહાર વડે ભીંતોને ઉડાડી દેતો હોય એવો દેખાવ બતાવતો હતો. તે દુઃખે કરીને પણ માંડ સહન થઈ શકે એવા કર્ણકટુ શબ્દને ઉત્પન્ન કરવામાં કુશળ હતો અને ભસ્મ વડે યુક્ત એવા અવયવોને ધારણ કરી રહ્યો હતો. વળી તે કોઈક ઠેકાણે ચારે તરફ ફેલાઈ જતી અને સંગ્રહ કરી રાખેલી જ્વાળાઓરૂપી વસ્ત્રોની પંક્તિઓને ધારણ કરી

---

* આ એકસોએકતાળીસમા સર્ગમાં સર્વ લોક વહ્નિની જ્વાળાઓ વડે આકુળ થઈ જતાં, પ્રચંડ વાયુ ઊડ્યા વિષે અને વિક્ષિપ્ત એવી અંગારાઓની વૃષ્ટિ-જ્વાળારૂપી મેઘ વિષે વર્ણન આવશે.

રહ્યો હતો. આવો ભયંકર પવન ત્યારે કાળાગ્નિ રુદ્રની પેઠે નૃત્યરૂપી લીલા કરવાને પ્રવૃત્ત થઈ ગયો હતો.[11]

क्वापि प्रोत्फालकीर्णानलकणकपिलप्रोल्लसन्मूर्धजालिः क्वापि प्रोड्डीनकुड्यः कटुरटनपटुर्धस्मसंपिंडपांडुः । क्वापि ज्वालापटालीं परिदधदभितः संवर्तार्ची गृहीतां रौद्रः कर्तुं प्रवृत्तो हर इव स तदा मारुतो नृत्यलीलाः ॥ ११ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'કલ્પાન્તવર્ણન' એ નામનો સર્ગ ૧૪૧ મો સમાપ્ત**

## सर्ग १४२ मो*

### કર્મના અભાવનો નિર્ણય

॥ मुनिरुवाच ॥

वर्तमाने तदा तस्मिन् कष्टे संभ्रांतसंभ्रमे ।
उह्यमानोऽहमत्यंतं खेदमभ्यागतोऽभवम् ॥ १ ॥

**મુનિ બોલ્યાઃ**-તે વર્તમાન સમયનું કષ્ટ અનેક સંભ્રમોના અધિષ્ઠાનરૂપ હતું. તેની અંદર હું વહ્યો જતો હતો અને અત્યંત ખેદ પામ્યો હતો.[1] હું વિચાર કરવા લાગ્યો કે, 'આ તો મને બીજાના હૃદયમાં સ્વપ્ન જોવામાં આવે છે. શા માટે હું દુઃસ્વપ્નના દુઃખને વૃથા અનુભવું છું? માટે આ દશાને છોડી હું નિવૃત્તિ પામું.[2]

**વ્યાધ બોલ્યોઃ**-'સ્વપ્ન શું હશે?' એ સંદેહની શાંતિને માટે આપે બીજાના હૃદયમાં પ્રવેશ કર્યો હતો, તો પછી આપે એ વિષયમાં શો નિર્ણય કર્યો?[3] આપે જે સર્વ જોયું તે શું હતું? હૃદયની અંદર મહાસાગર ક્યાં હોય? ઉદરમાં પ્રલયવાયુ કેમ સંભવે? અને હૃદયમાં પ્રલયાગ્નિની સ્થિતિ પણ કેમ ઘટે?[4] અંતરિક્ષ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ, દિશાઓ અને જગત એ બધું હૃદયમાં શી રીતે સંભવે? તે આપ મને યથાર્થ રીતે કહો.[5]

**મુનિ બોલ્યાઃ**-સૃષ્ટિના આદિકાળમાં જ પ્રથમ સૃષ્ટિ ઉત્પન્ન થવાનું કશું કારણ સંભવતું નથી, તેથી સ્પષ્ટ રીતે સૃષ્ટિની ઉત્પત્તિ જ થઈ નથી. સૃષ્ટિવાચક શબ્દ અને તેનો અર્થ (દૃશ્ય), એ બન્ને અધિષ્ઠાનચૈતન્યનું સ્વરૂપ ન ઓળખાયાથી અજ્ઞાન વડે પ્રતીતિમાં આવે છે; પરંતુ વસ્તુતાએ જોતાં એમાંનું કશું નથી.[6] સૃષ્ટિવાચક શબ્દ અને તેના અર્થરૂપ દૃશ્ય, એ બન્નેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવતું નથી, તેથી તેઓ અજ્ઞાનને યોગે પરમાત્માને વિશે પ્રસિદ્ધપણે ભિન્નરૂપે દેખાય છે. પરંતુ વસ્તુતઃ તે બ્રહ્મરૂપ જ છે. કેમકે તે નિર્વિકાર તત્ત્વ જ સર્વશક્તિમાન છે, તેથી તે અજ્ઞાન અને જ્ઞાન એ બન્નેરૂપ થઈ રહ્યું છે.[7] હે ભાગ્યશાળી વ્યાધ! તમને અનુભવમાં આવેલ સ્વપ્ન આદિ સૃષ્ટિનું ખરું તત્ત્વ તમે સમજી જશો, એટલે તમારા અજ્ઞાનની શાંતિ થઈ રહેશે.[8] પરમ સિદ્ધાંતરૂપે જણાતા પરમ પવિત્ર, અનાદિ અને અનંત એવા પરમપદમાં તમે જશો, ત્યારે 'સૃષ્ટિ' એવો શબ્દ અને દૃશ્યરૂપ તેનો અર્થ એ બન્ને હશે નહિ, એમ મારું કહેવું છે. બાકી આ વિષયમાં મૂઢ અવિવેકીઓની દૃષ્ટિમાં જે આવતું હોય તે હું જાણતો નથી. તત્ત્વવસ્તુ જ અવિદ્યાના યોગથી દૃશ્યને રૂપે ભાસી રહેલી છે અને બોધમાત્ર ચિદાકાશ જ આ સર્વને આકારે (વિવર્તરૂપે) પસરી રહેલ છે.[9] એ અદ્વિતીય ચિદાકાશની અંદર શરીર ક્યાં છે, હૃદય ક્યાં છે, સ્વપ્ન ક્યાં છે, જળ આદિ ક્યાં છે, જ્ઞાન-અજ્ઞાન ક્યાં છે અને જન્મ-મરણ આદિ પણ ક્યાં છે?[10] અહીં કેવળ સ્વચ્છ ચિન્માત્રતત્ત્વ જ છે. જેમ પરમાણુની પાસે પર્વત સ્થૂલ જણાય છે, તેમ એ તત્ત્વની પાસે સૂક્ષ્મ આકાશ પણ સ્થૂલ જણાય છે.[11] એ અતિસૂક્ષ્મ ચિદાકાશ બહિર્મુખ થઈ,

* આ એકસોબેતાળીસમા સર્ગમાં સ્વપ્ન આદિ સૃષ્ટિનું તત્ત્વ બ્રહ્મ જ છે, એમ કહેવામાં આવશે; અને તત્ત્વદૃષ્ટિ વડે જોતાં જગતમાં બીજરૂપ એવા કર્મનો અભાવ સિદ્ધ કરવામાં આવશે.

પોતાના ચિદાકાશરૂપ સ્વરૂપમાં જ કાંઇ કલ્પના કરે છે, તેને તે જગતરૂપે સમજે છે; પરંતુ તે વસ્તુતાએ આકાશના જેવા નિર્વિકાર એવા પોતાના ચિન્મય સ્વરૂપથી જુદું નથી.[૧૨] જેમ સ્વપ્નની અંદર કેવળ ચિદાત્મા જ નગરને રૂપે ભાસે છે, પરંતુ વસ્તુતાએ જોતાં નગર આદિ કશુ હોતુ નથી, તેમ ચિદાકાશની અંદર ચિન્માત્રતત્ત્વ જ જગતને રૂપે ભાસે છે, પરંતુ તે જગત કાંઈ જુદું નથી.[૧૩] ચિદાકાશ તમારા પોતાના આત્મારૂપ છે અને તેની અંદર આ સર્વ દશ્ય અભિન્નરૂપે રહ્યુ છે. તે શાંત એટલે દશ્યના આભાસથી રહિત ચિદાકાશરૂપજ છે; પરંતુ ચિદ્રૂપ ચક્ષુની અંદર અજ્ઞાનરૂપી તિમિરરોગનો પ્રવેશ થયો છે, તેથી આકાશમાં જેમ ચક્ર આદિના જેવા આકારો જોવામાં આવે છે, તેમ તમને ભ્રાંતિ કિંવા અવિદ્યાને લીધે ભિન્નરૂપ ભાસે છે.[૧૪] બાકી અમારી દૃષ્ટિમાં તો જગતની પ્રાતિભાસિક સત્તા પણ નથી, તેમ વ્યાવાહારિક સત્તા પણ નથી. વળી તે સાવ શૂન્ય છે, કિંવા તેની પ્રતીતિ જ નથી થતી એમ પણ નથી. પરંતુ જે કાંઈ પ્રતીતિમાં આવે છે તે નિરાકાર, અનાદિ અને અનંત એવા કેવળ એક ચિદાકાશરૂપ જ છે.[૧૫] સ્વપ્નની અંદર કારણ વિના કેવળ એક શુદ્ધ દ્રષ્ટા જ અનેક આકારે ભાસે છે. તેથી સિદ્ધ થાય છે કે, જાગ્રતમાં પણ પ્રતીતિમાં આવતી આ સૃષ્ટિના સંબંધમાં કશું પણ કારણ નથી, અને તેને લીધે દ્રષ્ટા, દર્શન તથા દશ્ય એ ત્રિપુટી પણ નથી. કાંઈ શુદ્ધ અવર્ણ્ય વસ્તુ જ એ સર્વને રૂપે ભાસે છે અને તે વસ્તુ સ્ફુટ રીતે અનુભવમાં આવતાં છતાં અવાચ્ય છે, અનાદિ છે, અનંત છે, એક છે અને દ્વિત્વ–એકત્વ આદિ સંખ્યાથી રહિત છે.[૧૬-૧૭] જેમ એક જ કાળ પ્રલયરૂપ અને સૃષ્ટિરૂપ એમ બન્નેરૂપ થઈ જાય છે અને બીજ જેમ અંકુર, થડ, વૃક્ષ, શાખા, પલ્લવ, ફળ તથા પુષ્પ ઇત્યાદિ રૂપ થઈ છે, તેમ બ્રહ્મ જ સર્વરૂપ થઈ રહ્યુ છે.[૧૮] એકને જે વસ્તુ મોટી ભીતરૂપ જણાય છે, તેજ વસ્તુ બીજાને નિર્મળ આકાશરૂપ દેખાય છે. આ વાત સ્થિર એવા સ્વપ્નમાં, સંકલ્પમાં અને ભ્રમના સ્થળમાં અનુભવમાં આવે છે[૧૯] આત્મા કેવળ સ્વચ્છ અને અદ્વિતીય ચિદાકાશરૂપ છે. છતાં તે સ્વપ્નમાં જાગ્રત અવસ્થાની પેઠેજ અનેકરૂપે દેખાય છે. તેજ પ્રમાણે જાગ્રત અવસ્થારૂપી સ્વપ્નમાં પણ સમજવાનું છે. એ બન્નેમાં કશો તફાવત નથી.[૨૦] જેમ અદશ્ય પવનની અંદર અદશ્ય સુગંધ રહે છે, તેમ નિર્બાધ ચિન્માત્રતત્ત્વની અંદર પણ જગત નિર્બાધપણે (અધ્યારોપદષ્ટિથી) રહેલ છે.[૨૧] સર્વ સંકલ્પોનો ત્યાગ કરતાં તમે જેવા રહેતા હો તેવા જ સદાકાળ નિર્વિકાર થઈ રહો અને બહાર તથા અંદર અનંતરૂપે પ્રસરી રહ્યા છતાં તમે તમારા શુદ્ધ સ્વરૂપમાં જ નિરંતર સારી રીતે સ્થિર થઈ રહો.[૨૨]

વ્યાધ બોલ્યોઃ–હે મહારાજ ! પૂર્વજન્મ સંબંધી કર્મ કોનું હોય છે અને કોનું નથી હોતું ? આપ તે મને કહો. તેમજ જેમનું એ કર્મ નથી હોતુ, તેમને તે કર્મરૂપ બીજ વિના મનનની (સંકલ્પની) ઉત્પત્તિ અને તેનો ત્યાગ શી રીતે થઈ શકે ?[૨૩]

મુનિ બોલ્યાઃ–સૃષ્ટિના આદિકાળમાં બ્રહ્મા આદિ જે સ્વયંભૂઓ પોતાની મેળેજ પ્રકટ થઈ જાય છે, તેમનાં જન્મ અને પૂર્વકર્મ હોતાં નથી. તેમનો દેહ વિજ્ઞાનમય હોય છે.[૨૪] તેમને જન્મ–મરણ આદિ સંસાર પણ હોતો નથી. તેમની દૃષ્ટિમાં દ્વૈત કે બીજી વિવિધ કલ્પનાઓ પણ હોતી નથી. પરંતુ તેમનો દેહ વિશુદ્ધ જ્ઞાનમય હોવાથી સદાકાળ તેઓ (સાર્વાત્મ્યભાવને લીધે) સર્વરૂપ થઈ રહેલ હોય છે.[૨૫] બાકી તત્ત્વદૃષ્ટિથી જોઈએ તો, સૃષ્ટિના આદિકાળમાં કોઈનું પૂર્વકર્મ છે જ નહિ; પરંતુ સૃષ્ટિના આરંભકાળમાં બ્રહ્મ જ સૃષ્ટિરૂપ થઈ જાય છે.[૨૬] જેમ બ્રહ્મરૂપ એવા બ્રહ્માદિક સૃષ્ટિના આદિકાળમાં

પ્રકટ થઈ જાય છે, તેવી રીતે બ્રહ્મરૂપ એવા બીજા સેંકડો અને હજારો જીવો પણ સૃષ્ટિના આરંભસમયે પ્રકટ થઈ જાય છે.[૨૭] અજ્ઞાનના આવરણને લીધે જેઓ પોતાના બ્રહ્મભાવને ભૂલી જઈને પોતાના સ્વરૂપને બ્રહ્મથી જુદું સમજે છે, તેઓ રજોગુણ તથા તમોગુણ વડે મિશ્ર એવા સત્ત્વગુણના પરિણામથી થનારા જીવભાવને સ્વીકારે છે. તેઓ 'આ જડ દ્વૈત સત્ય છે' એમ સમજે છે અને તત્સંબંધી વાસનાના સંસ્કારોવાળા થઈ પ્રથમ મરી જાય છે.[૨૮] પછી તેમનો જન્મ કર્મ સહિત જોવામાં આવે છે. કેમકે પોતે બ્રહ્મરૂપ છતાં તેમણે તેને ભૂલી જઈ, જડ દેહ આદિમાં આત્મબુદ્ધિ માની લઈ, અવસ્તુપણાનો આશ્રય કર્યો હોય છે.[૨૯] બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ વગેરે પોતાના સ્વરૂપને બ્રહ્મથી જુદું સમજતા નથી અને પોતાના આત્મારૂપ બોધમય મહાચિદાકાશમાં જ સ્થિતિ રાખી રહે છે. તેઓ કર્મબંધરૂપી દોષથી રહિત છે.[૩૦] સર્વના આત્મારૂપ પરબ્રહ્મનું સ્વચ્છપણું સ્વાભાવિક છે; કેમકે બ્રહ્મ પોતે સર્વદા પોતાના સ્વરૂપમાં જ રહે છે અને તે કોઈ ઠેકાણે (મલિન ઉપાધિમાં) પોતે જ પોતાના આત્માની અંદર જીવભાવને દેખે છે.[૩૧] જે ઠેકાણે જીવભાવ મનાય છે, ત્યાં અવિદ્યા રહે છે અને ત્યાં જીવ પોતે 'સંસાર' નામને ધારણ કરી લઈ તેવે રૂપે થઈ રહે છે.[૩૨] કાળે કરીને જ્યારે પોતે જ પોતાના સ્વરૂપને ઓળખે છે, ત્યારે તે પોતાની મેળે જ સ્વરૂપમાં સ્થિતિ રાખી પોતે બ્રહ્મરૂપ જ થઈ રહે છે.[૩૩] જળ જેમ દ્રવપણાને લીધે પોતાની અંદર આવર્તભાવને પ્રાપ્ત થઈ જાય છે, તેમ બ્રહ્મ જ ચેતનપણાને લીધે જાણે સૃષ્ટિરૂપ થઈ રહ્યું હોય એમ ભાસે છે. કેમકે જ્યાં સુધી બ્રહ્મનું સ્વરૂપ ન ઓળખાય, ત્યાં સુધી તેનું સૃષ્ટિરૂપે ભાન થાય એવો તેનો સ્વભાવ છે.[૩૪] આ સૃષ્ટિ, બ્રહ્મનો એક વિવર્ત છે, તેમાં સ્વપ્ન કે જાગ્રત એ કશું નથી. બ્રહ્મનો સૃષ્ટિભાવ ક્યાંથી હોય અને બ્રહ્મ સિવાય બીજો પદાર્થ જ ન હોવાથી બીજે પણ કયે ઠેકાણે સૃષ્ટિની સ્થિતિ સંભવે? બ્રહ્મનાં કર્મો પણ કેવાં હોય અને કેટલા પરિમાણનાં હોય?[૩] વસ્તુતાએ જોતાં કર્મ જ નથી, અવિદ્યા પણ નથી અને સૃષ્ટિ પણ નથી. પોતાના આત્મામાંથી જ સર્વ મિથ્યા છતાં વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે.[૩] બ્રહ્મ જ સૃષ્ટિરૂપ છે અને પ્રાણીઓના આત્મારૂપ છે. તે પોતે જ કર્મ તથા જન્મ ઇત્યાદિની કલ્પના કરી લઈને, પોતાના સર્વશક્તિમાનપણાથી અને સત્યસંકલ્પતાને લીધે કલ્પિત અર્થરૂપ બની જઈ સર્વરૂપે ભાસે છે.[૩] સૃષ્ટિના આદિકાળમાં કોઈ પણ જીવનું કર્મ સંભવતું નથી; પરંતુ ચિદ્રૂપ જીવ અવિદ્યાને વિશે પોતાની સ્થિતિ રાખીને પોતાના કર્મનું નિર્માણ કરે છે અને કલ્પના વડે તેને ભોગવે છે જળની ચકરીનો કયો દેહ છે અને કયાં કર્મ છે તે કહો. જેમ આવર્ત જળરૂપ છે, તેમ જગત પણ બ્રહ્મરૂપ જ છે.[૩૮,૩૯] જેમ સ્વપ્નની અંદર જોવામાં આવતાં પ્રાણીઓનું પ્રાક્કર્મ હોતું નથી, તેમ આદિસૃષ્ટિમાં ચિન્માત્રરૂપ રહેલા જીવોનું પણ પ્રાક્કર્મ નથી.[૪૦] સૃષ્ટિ સૃષ્ટિરૂપે ચિત્તમાં રૂઢ થયા પછી જ પ્રાક્કર્મની કલ્પના થાય છે અને પછી કર્મપાશને પરવશ બનીને આ જીવો સંસારચક્રમાં ભ્રમણ કરતા રહે છે.[૪૧] વસ્તુતાએ જોતાં આ દેખાતી સૃષ્ટિ જ સૃષ્ટિરૂપ નથી, પણ બ્રહ્મ જ વિવર્તરૂપે આ દૃષ્ટિને આકારે થઈ રહેલ છે; તો પછી કર્મો ક્યાં રહ્યાં અને તેને સંબંધ પણ ક્યાં રહ્યો? જીવ વસ્તુતઃ પરમાત્મારૂપ છે; તેને પોતાનું સ્વરૂપ ઓળખવામાં આવતું નથી, તેથી અજ્ઞાનને લીધે તેને કર્મો બંધરૂપ થાય છે. પરંતુ તત્ત્વજ્ઞાને તે કર્મો બંધરૂપ ન થતાં ઉપશાંત થઈ જાય છે.[૪૨,૪૩] જેમ જેમ પંડિત પુરુષને જ્ઞાન ઉત્પન્ન થતું જાય છે, તેમ તેમ

- ...નારુ તન કર્મ શાંત થઇ જાય

જે પદાર્થ વસ્તુતાએ જોતાં છે જ નહિ, તેની શાંતિ કરવામાં શો ભારે શ્રમ પડે? પરમાર્થરૂપ તત્ત્વવસ્તુ વિના 'બંધ' નામની બીજી કશી વસ્તુ જ નથી.[૪૫] બુદ્ધિમાં સત્ કિંવા અસત્‌નો વિવેક કરનારું પંડિતપણું જ્યાં સુધી થતું નથી, ત્યાં સુધી જ માયા પરાભવ કરે છે. ખરું પાંડિત્ય તે જ છે કે, જેને લીધે તમારે સંસારચક્રમાં પાછું ફરી વાર ભટકવું ન પડે. માટે નિરંતર નિર્મળ એવા આત્મજ્ઞાન-વડે ઉદાર એવું પંડિતપણું મેળવવામાં યત્ન કરતા રહેવું; કેમકે તે વિના બીજે કોઈ પ્રકારે તમારા ભયની શાંતિ થશે નહિ.[૪૬]

तावन्माया भवभयकरी पंडितत्वं न यावर्द्-
तत्पांडित्यं पतसि न पुनर्येन संसारचक्रे ।
यत्नं कुर्यादविरतमतः पंडितत्वेऽमलात्मज्ञानो-
दारे भयमितरथा नैव वः शान्तिमेति ॥ ४६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'કર્મનિર્ણય' એ નામનો સર્ગ ૧૪૨ મો સમાપ્ત**

## सर्ग १४३ मो*

### ફરીને નિર્વાણનો ઉપદેશ

॥ मुनिरुवाच ॥

सर्वेषामेवधर्माणां कर्मणां शर्मणामपि ।
पंडितः पुंडरीकाणां मार्तंड इव मंडनम् ॥ १ ॥

મુનિ બોલ્યાઃ–જેમ કમળોનો વિકાસ કરનાર સૂર્ય આકાશના આભૂષણરૂપ છે, તેમ ધર્મોના, લૌકિક કાર્યોના અને ઐહિક તથા પારલૌકિક સુખના તારતમ્યના નિર્ણયમાં તેમજ સંદેહરૂપી ગ્રંથિનું છેદન કરવામાં શ્રોતાઓની બુદ્ધિનો વિકાસ કરનાર પંડિત સભાના આભૂષણરૂપ છે.[૧] ગતિને જાણનારા આત્મજ્ઞાની પંડિતો જે ગતિને પ્રાપ્ત થાય છે, તેની પાસે ઇન્દ્રની લક્ષ્મી પણ એક જૂના ઘાસના ટુકડા જેવી અતિ તુ[ચ્છ] દેખાય છે.[૨] પાતાળમાં, પૃથ્વીમાં અને સ્વર્ગ[માં] એવું કશું સુખ કે ઐશ્વર્ય હું દેખતો નથી, કે [જે] પંડિતને જ્ઞાનબળથી થનારા આનંદથી અધિ[ક] હોય.[૩] જેમ વાદળાં વગરનો શરદઋતુનો પૂર્ણચ[ંદ્ર] ઉદય પામતાં દૃષ્ટિ પ્રસન્ન રહે છે, તેમ પરમાર્થ વસ્તુનું જ્ઞાન થવારૂપી પંડિતની યથાર્થ દ[ૃષ્ટિ] આત્મામાં જ પ્રસન્ન રહે છે.[૪] જેમ પુષ્પમાળા[માં] ભ્રાંતિ વડે કલ્પાયેલું સર્પપણું તેના વાસ્ત[વ] સ્વરૂપનો બોધ થતાં ઉપશાંત થઈ જાય છે, તે[મ] અવિદ્યારૂપ આ દૃશ્યના વાસ્તવ સ્વરૂપનો બો[ધ] થતાં તે દૃશ્ય ઉપશાંત થઈ જાય છે અને ક્ષ[ણ] વારમાં બ્રહ્મરૂપ થઈ જાય છે.[૫] બ્રહ્મ નિરંત[ર] પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ કરી રહેલ છે. તે[માં] જ દેહ, જન્મ, મરણ, સૃષ્ટિ અને પ્રલય ઇત્યા[દિ] સંજ્ઞાઓ કલ્પેલ છે; પણ તે કલ્પનાઓ પોતા[ના] સ્વરૂપથી જરા પણ ભિન્ન નથી. આ વાત પ[ર]માર્થરૂપ (યથાર્થ) છે.[૬] જ્યાં આ કશી સૃષ્ટિ [જ] નથી, ત્યાં પછી ધર્મ, કર્મ અને અક્ષરોન[ી] પંક્તિઓ (પદવાક્ય આદિ) પણ નથી જ; આ વાત સિદ્ધ છે.[૭] જો પૃથ્વી આદિ કાંઈ સંભવ[તું] હોય તો તે ભલે સકારણ (કારણવાળું) હ[ોય]; પરંતુ જ્યાં પૃથ્વી આદિ કશું છે જ નહિ, ત[્યાં] પછી તેનું કારણ કેવું હોય?[૮] બ્રહ્મનો જે વિવ[ર્ત] છે, તે જ આ જગતરૂપ કહેવાય છે. તો પ[છી] પૃથ્વી આદિ પણ ક્યાં રહ્યાં અને તેનું કાર[ણ] પણ ક્યારે રહ્યું?[૯] જેમ સ્વપ્નના દ્રષ્ટાને સ્વપ્ન[માં] દેખાતાં મનુષ્યોનું જોવામાં આવતું પિ[તા] આદિ કારણ કેવળ કાલ્પનિક છે, તેમ જ આ જાગ્રતરૂપી સ્વપ્નમાં દેખાતાં મનુષ્યોનું પા[ણ] પિતા આદિ કારણ કાલ્પનિક છે.[૧૦] જે[મ] સ્વપ્નમાં દેખાતા પુરુષોનું પુરુષપણું થવામાં તે[ઓનું] કશું પણ પ્રાક્કર્મ હોતું નથી, તેમ આ જાગ્રત[્]રૂપી સ્વપ્નમાં દેખાતા મનુષ્યોનું પણ પ્રાક્ક[ર્મ] નથી, એમ સમજી લેવું.[૧૧] સર્વ સૃષ્ટિઓ[...]

* આ એકસોતેતાળીસમા સર્ગમાં પાંડિત્યની પ્રશંસા, ને ચિન્માત્ર સમજવું તે પાંડિત્ય અને જગતનું [...]પણું, એ વિષે ફરી વાર યુક્તિ વડે પ્રતિપાદન કરાશે.

જીવો સ્વપ્નના જેવા અનિત્ય સર્વ પદાર્થોને પરસ્પર દેખે છે અને સૃષ્ટિમાં પોતાની વાસનાને અનુસારે પોતાના પ્રાક્કર્મના અસ્તિત્વને પણ દેખે છે. પરંતુ વસ્તુતાએ જોતાં તે મિથ્યા છે.[૧૨] સૃષ્ટિના આરંભથી માંડીને સ્થૂલ–સૂક્ષ્મ દેહનો અંત આવતાં સુધી આ સંસારની અંદર જીવો પોતાની ભાવનાને અનુસરીને સ્વપ્નના પદાર્થોની પેઠે જ પ્રકાશે છે. પરંતુ અધિષ્ઠાનચૈતન્યરૂપે જોઈએ તો તેઓ સત્ય છે અને આરોપિતરૂપે જોઈએ તો તેઓ અસત્ય છે.[૧૩] સર્વ પદાર્થો ભાવનાને અનુસારે સ્ફુરી આવે છે, તેથી તેઓ સ્વપ્નમા પણ આત્માની અંદર રહેલા છે અને જાગ્રત અવસ્થાની પેઠે જ તેઓ સ્વપ્નમાં પણ પરસ્પર ક્રિયા કરી આપે છે[૧૪] જેમ તમારા સ્વપ્નમાં કશા બહારના પદાર્થો વિના જ ભોજન આદિના સંકલ્પને આકારે (વિવર્તરૂપે) થઈ રહેલ આત્મચૈતન્ય જ પાક આદિના ક્રમ પ્રમાણે આગળ પડેલા કોળિયા આદિરૂપ થાય છે અને તૃપ્તિ આદિ ફળને આપે છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ જાગ્રત સંકલ્પરૂપે થઈ રહેલ ચૈતન્ય જ પાક આદિના ક્રમ પ્રમાણે કોળિયા આદિરૂપ થાય છે અને તૃપ્તિ આદિ ફળને આપે છે. સ્વપ્ન અસ્ફુટ છે અને જાગ્રત સ્ફુટ છે; એટલો જ માત્ર તે બન્નેમાં તફાવત છે.[૧૫] શુદ્ધ પ્રકાશરૂપ આત્મા નિરંતર પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ કરી રહેલ છે અને તે પોતે જ સ્ફુટ–અસ્ફુટરૂપ ભાસે છે, તે જ્ઞાનનાં જ (પ્રતીતિનાં જ) લોકમાં જાગ્રત અને સ્વપ્ન એવાં નામો કલ્પેલાં છે.[૧૬] સૃષ્ટિના આરંભથી માંડી સ્થૂલ–સૂક્ષ્મદેહનો જ્ઞાન વડે ક્ષય થતાં સુધી જે કાંઈ દૃશ્યરૂપે ભાસે છે, તે દેહ મોક્ષ થતાં સુધી પ્રવાહરૂપે તેવે જ પ્રકારે થઈ રહે છે અને તે જ સૃષ્ટિરૂપ કહેવાય છે.[૧૭] જાગ્રત અને સ્વપ્નમાં પ્રતીતિમાં આવતા પદાર્થોના સમૂહનું અને અવિનાશી આત્મચૈતન્યનું કાંઈ પણ ભિન્નપણું નથી. જેમ પ્રકાશ અને ઉજાશ, અગ્નિ અને તેની ઉષ્ણતા, પવન અને તેની ચલનશક્તિ, તરંગ આદિ જળ અને તેનો દ્રવ તથા પવન અને તેની શીતળતા–એ સર્વની ભિન્નતા નથી, તેમ જગતના સર્વ પદાર્થસમૂહનું અને અવિનાશી આત્મચૈતન્યનું ભિન્નપણું નથી.[૧૮,૧૯] આ સર્વ જગતનો પ્રપંચ સાવ મિથ્યા છે અને વસ્તુતાએ જોતાં તે ચિદ્રૂપ હોવાથી અધિષ્ઠાનરૂપે સત્ય છે. અધિષ્ઠાન દૃષ્ટિથી જોવા બેસીએ તો જગત એવી રીતે બ્રહ્મરૂપ જ છે અને અધ્યારોપદૃષ્ટિથી જોઈએ તો તે નશ્વર પણ જણાય છે.[૨૦] વ્યવહારદૃષ્ટિથી જોઈએ તો બ્રહ્મ જગતરૂપે આવિર્ભાવને પામી પાછું પ્રલયસમયે અદૃશ્યભાવને પામે છે. વળી તે જ દૃશ્યના અનુભવરૂપ પણ છે પરમાર્થદૃષ્ટિથી જોતાં તે અવિકારી અને શાંત ચિન્માત્ર છે, તેથી સદાકાળ અચળ એવી નિર્મળ સ્થિતિમાં જ રહેલ છે.[૨૧] જેમ કોઈ પુરુષ કાર્યકારણથી નગરની અંદર ઘર આદિ ભાવની કલ્પના કરી લે છે, તેમ બ્રહ્મે કાર્યકારણથી પોતાના હૃદયની અંદર વાયુ, આકાશ આદિ ભાવ કલ્પી લીધો છે અને તે તે જ પ્રમાણે હમેશાં રહ્યા કરે છે.[૨૨] જેમ તમારા હૃદયની અંદર સ્વપ્નનગરી રહેલ છે, તેમ બ્રહ્મના હૃદયની અંદર આ સૃષ્ટિ રહેલ છે. તેની અંદરના પદાર્થોનો કાર્યકારણભાવ ઉપર વર્ણવી ગયા પ્રમાણે સ્વપ્નસૃષ્ટિના જેવો છે.[૨૩] આ સૃષ્ટિ ચિદેકરસ પરમાત્માની અંદર રહી છે અને તેમાં હિરણ્યગર્ભના પૂર્વસંકલ્પ અનુસાર સર્વ પદાર્થોનો કાર્યકારણભાવ થઈ રહ્યો છે.[૨૪] જેમ તમારી કલ્પનાનું નગર તમારા સંકલ્પ અનુસાર સ્થિતિ રાખે છે, તેમ જગતની સર્વ સ્થિતિ બ્રહ્મના સંકલ્પ અનુસાર જ છે. તમે ચિદ્રૂપ છો અને તમે જ સંકલ્પરૂપ થઈ જઈને તમારી મનોમય સૃષ્ટિરૂપ સંકલ્પનગરની તમારી ઇચ્છાનુસાર કાર્યકાર ૧૯ સ્થાપી શકો છો.[૨૫] તમારું પોતાનું

જ પોતાના આકાશ જેવા નિર્વિકાર સ્વરૂપને વિશે જે કાંઈ અમુક રચનારૂપ થઈ જાય છે, તે જ અંદરની મનોમય સૃષ્ટિ કહેવાય છે.[૨૬] તમારા હૃદયમાં સંકલ્પનગરની અંદર ચિદાકાશરૂપી સૂર્યની જે કાંઈ સ્વપ્રકાશ અવસ્થા સદાકાળ રહે છે, તે જ સ્વાભાવિક રીતે કાર્યકારણરૂપ અને મનોમય પદાર્થરૂપ થઈ જાય છે.[૨૭] પ્રથમ ચિદાકાશ (હિરણ્યગર્ભના હૃદયની અંદર) જેવે પ્રકારે સૃષ્ટિરૂપે સ્ફુરી આવે છે, તે જ પ્રકારે અદ્યાપિપર્યંત તે સ્થિર થઈ રહેલ છે; અને તેનાં જ નિયતિ, દેશ તથા કાળ ઇત્યાદિ નામો કલ્પાયેલાં છે.[૨૮] ચિદાકાશ પોતે શૂન્ય જેવું છે. તે જેવે રૂપે વિવર્તભાવને પ્રાપ્ત થઈ જાય છે, તેવે રૂપે પોતે બની જાય છે અને કાર્યકારણભાવનો આશ્રય કરી લે છે.[૨૯] વિવેકીને આ સૃષ્ટિનો ભ્રમ કેવળ ચિદાકાશના એક ચમત્કારરૂપ ભાસે છે અને સંકલ્પરૂપ ભાસે છે તેની અંદર પ્રથમ રૂપ આદિની કલ્પના અને પછી સૃષ્ટિ આદિ નામોની કલ્પના ખડી થઈ જાય છે.[૩૦] આ ત્રિલોકીની કલ્પના સાવ શૂન્યરૂપ છે. અને જેમ શાંત પવનની અંદર તેની ચલનશક્તિ અભિન્ન સત્તાથી રહે છે, તેમ તે ચિદાકાશની અંદર અભિન્ન સત્તાથી રહેલ છે.[૩૧] આકાશની અંદર જેમ પોલાણના ઘટ્ટપણાથી (ભ્રાંતિ વડે) શ્યામતા પ્રતીતિમાં આવે છે, તેમ ચિદાકાશની અંદર ચૈતન્યના ઘટ્ટપણાથી (ભ્રાંતિ વડે) સૃષ્ટિની પ્રતીતિ થાય છે.[૩૨] રજ્જુમાં ભ્રાંતિ વડે કલ્પાયેલો સર્પ રજ્જુનું ખરું જ્ઞાન થતાં નિવૃત્ત થઈ જાય છે અને રજ્જુ ઓળખાઈ જાય છે. તે જ પ્રમાણે આ પ્રતીતિમાં આવતી સૃષ્ટિ પણ જ્ઞાનસાધનોના અભ્યાસથી ચિદ્રૂપે જણાતાં નિવૃત્ત થઈ જાય છે અને તેનો બ્રહ્મભાવ સમજવામાં આવે છે.[૩૩] સર્વ જીવો મરી ગયા-પછી જ ...ની પેઠે જ પરલોકમાં જુદી જુદી સૃષ્ટિને ... પરંતુ ખરી રીતે તો આ લોક સંબંધી અને પરલોક સંબંધી સર્વ દૃશ્ય નિરાકાર ચિદાકાશરૂપ જ છે.[૩૪]

વ્યાધ બોલ્યો:–આ દેહ પડી ગયા પછી બીજો દેહ કેમ ઉત્પન્ન થાય છે? તેનું કારણ શું છે? અથવા તે થવામાં કેટલા હેતુઓ છે? અને તેનાં કેટલાં સહકારી કારણો છે?[૩૫] ધર્મ અને અધર્મ જ પોતપોતાના ફળભોગને માટે દેહ આદિને ઉત્પન્ન કરે છે, એમ માનવામાં આવે, તો પરિચ્છિન્ન અને નશ્વર એવા દેહ આદિ ભાવને પ્રાપ્ત થઈ રહેલા જીવને ધર્મ–અધર્મરૂપી કર્મો મોક્ષરૂપ નિત્યવસ્તુ શી રીતે આપી શકે?[૩૬]

મુનિ બોલ્યા:–ધર્મ, અધર્મ, વાસના, કર્મ, આત્મા અને જીવ, એ સર્વ પર્યાય શબ્દોનો સમૂહ કલ્પિત છે; પરંતુ વસ્તુતાએ જોતાં તે સત્ય નથી.[૩૭] કાંઈક દૃશ્યદેહ આદિ પ્રપંચ છે, એમ મનમાં સંકલ્પ થયા પછી, ચિદાભાસે પોતે જ પોતાના ચિદાકાશરૂપ આત્માને વિશે ધર્મ–અધર્મ અને સુખ–દુઃખ આદિ નામો કલ્પી લીધાં છે. ચિદ્રૂપ આત્મા પોતાના વાસ્તવ સ્વરૂપરૂપ છે, ચિદાકાશમાં પોતાના ચિદાકાશરૂપ સ્વરૂપને જ ચેતનપણાથી તે દેહરૂપે સમજે છે અને મરી ગયા પછી પરલોકમાં પણ સંકલ્પ તથા સ્વપ્નની પેઠે મિથ્યારૂપે પ્રતીતિમાં આવતા દેહ આદિ પદાર્થોને જાણે તે સત્ય હોય તેમ માને છે.[૩૮,૩૯] મરી ગયેલા પ્રાણીને પોતાની મેળે જ સ્વપ્નની પેઠે પરલોકની પ્રતીતિ થાય છે અને ઘણા લાંબા સમય સુધી તેને અનુભવે છે; પણ તેમાં કશી જ સત્યતા નથી.[૪૦] મરી ગયેલા પ્રાણીનું નિર્માણ કોઈ બીજો જ કરતો હોય, તો પછી (तत्सृष्ट्वा तदेवानुप्राविशत्। એ શ્રુતિને અનુસારે) તે નિર્માણ કરનાર પોતે જ તે જીવરૂપ કેમ થઈ જાય? વળી તેને સ્તનપાન આદિ પ્રવૃત્તિને અનુકૂળ એવી સ્મૃતિ પણ જન્મસમયે શી રીતે આવે? તેને જો કૃત્રિમ માનવામાં આવે [illegible]

અનાદિસિદ્ધ એવા આત્માનું જે નિત્યપણું અને ચેતનપણું અનાદિકાળથી રૂઢ થઈ રહેલ છે, તે અસત્ય ઠરે અને સાવ શૂન્યવાદ આવીને ઊભો રહે.[૪૧] માટે આત્મા મરણને પ્રાપ્ત થઈ જન્મને પ્રાપ્ત થાય છે એવું નથી. તે પોતે ચિત્ત વડે 'હું અમુક પ્રકારે જન્મને પ્રાપ્ત થઈ રહ્યો છું' એવું પોતાના જન્મ આદિ વિકારથી રહિત એવા આત્માને વિશે વાસના વડે કલ્પનાથી મિથ્યા રીતે અનુભવે છે.[૪૨] પોતાના દેહ આદિ ભાવનો અભ્યાસને લીધે તે લાંબા કાળ સુધી અનુભવ કરતો રહે છે અને પ્રસિદ્ધ રીતે તેમાં અસ્તિત્વનો વિશ્વાસ બંધાઈ જવાથી 'તે સત્ય જ છે' એમ સારી પેઠે સમજે છે.[૪૩] જીવ પોતે ચિદાકાશરૂપ છે. વસ્તુતાએ ચિદાકાશરૂપ અને સ્વપ્નની પેઠે પ્રતીતિમાં આવતા આ દેહ આદિ દૃશ્યમાં તે અધ્યાસને લીધે પોતાપણું કલ્પી લે છે. આમ તે વારંવાર પોતાના મરણને, વારંવાર પોતાના જન્મને તથા વારંવાર જગતને અનુભવતો રહે છે. એવી રીતે પ્રત્યેક જીવ ચિદાકાશની અંદર મિથ્યા એવા દૃશ્યસમૂહનો અનુભવ કરી રહ્યો છે. આ રીતે પોતે તે તે વિષયોને જુએ છે, ઇન્દ્રિય આદિને પ્રવર્તાવે છે અને ભોગોને પણ ભોગવે છે. બાકી, પરમાર્થદૃષ્ટિએ જોતાં કોઈનું કશું ભોગ્ય નથી, તેમ કોઈ ભોક્તા પણ નથી. આ પ્રમાણે જગતની અસંખ્ય કોટિઓ બ્રહ્મની અંદર રહેલ છે. જો તેમનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો તેઓ બ્રહ્મરૂપ જ છે અને તેનું વાસ્તવ સ્વરૂપ જ ઓળખી ન શકાય, તો તે કેવળ દૃશ્યરૂપ છે. એ કરોડો જગતથી પણ કોઈને કશું આવરણ થતું નથી અને વસ્તુતાએ તે છે પણ નહિ. 'આ આપણને જોવામાં આવતું એક જ જગત છે, બીજું નથી.' એમ તેમનામાંનો પ્રત્યેક જીવ સમજે છે.[૪૪-૪૭] એ કરોડો જગતનાં પૃથ્વી આદિ પંચમહાભૂતો અને જરાયુજ તથા અંડજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીઓ પ્રત્યેક જીવના જગતની અંદર પરસ્પર એકસરખાં જ હોય છે. તેઓ અસત્ય એવી વ્યવહારદૃષ્ટિથી જોઈએ તો સત્ય જણાય છે અને સત્ય એવી પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો જન્મ આદિ વિકારથી રહિત એવા પરબ્રહ્મરૂપ જ છે.[૪૮] જેણે જાણવાનું જાણી લીધું છે, એવા વિવેકી પુરુષને જે તત્ત્વ સત્ય અને અવિનાશી જણાય છે, તે જ તત્ત્વ અવિવેકીને અસત્ય લાગે છે. પછી, તત્ત્વજ્ઞ પુરુષને જે અસત્ય જણાય છે, તે અવિવેકી પુરુષને પ્રસિદ્ધ રીતે સત્ય ભાસે છે.[૪૯] ચિદાત્માને પોતાના સ્વરૂપની અંદર જે કાંઈ ભાન થાય છે, તે તેનો પોતાનો જ એક વિવર્ત છે. તે તેનાથી જુદું નથી, તેથી સત્ય છે. આમ આ સર્વ પંચભૂત તથા તેના જીવો પરસ્પર સત્યરૂપ છે.[૫૦] એ જગત અન્યોન્યની ભાવના પ્રમાણે સત્ય ભાસે છે; કેમકે જગતનું રૂપ સત્ય છે કિંવા અસત્ય છે, તેનો નિર્ણય કરવાનું કામ સત્ય એવા ચિદાત્માનું છે. એ પોતે જ તેનો સત્યરૂપે નિર્ણય કરે, તો પછી બીજો કોણ તેને ફેરવી શકે ? કેમકે તે ચિન્માત્રતા સ્વતંત્ર અને અવિનાશી છે.[૫૧] જો સર્વ વાતનો નિર્ણય ચિન્માત્રતત્ત્વ વડે જ થાય છે, તો પછી જગત દૃશ્યરૂપ છે કે નથી, એની વાત જ શી કરવી ? સર્વ વસ્તુઓનો સમૂહ ચિદાત્માના સંકલ્પ અનુસારે ભાસે છે, તો તેમાં દ્વિત્વ-એકત્વની પણ સ્થિતિ ક્યાં રહી ?[૫૨] જે કાંઈ આ જણાય છે તે સર્વ જ્ઞાનરૂપ છે. આમ, જ્ઞાન અને જ્ઞેયનું ઐક્ય અનુભવમાં આવ્યા પછી આ દૃશ્ય જ્ઞાનરૂપ જ થઈ જાય છે; જ્ઞાન જ જ્ઞેયરૂપ થઈ રહ્યું છે. જ્ઞાનનું અસત્યપણું માનવામાં આવે, તો જ જ્ઞેયનું અવશેષપણું રહે; પરંતુ તેમ માનવા જતાં જ્ઞાન વિના જ્ઞેયની સિદ્ધિ જ થતી નથી. એથી, છેવટ જ્ઞાનનું જ અવશેષ રહેવાપણું માનવું પડે છે.[૫૩] જ્ઞાન જ જો ખરેખર સત્ય તત્ત્વ હોય, તો . આ પ્રપંચ એ જ્ઞાનથી (બ્રહ્મથી) જગ

રહ્યો નથી. હવે સર્વ પદાર્થ જ્યારે જ્ઞાનરૂપ જ સિદ્ધ થાય છે, ત્યારે પછી દ્રષ્ટા તેના અજ્ઞાનને લીધે જ પોતાના શુદ્ધ સ્વરૂપથી ભ્રષ્ટ થાય છે. બાકી, વસ્તુતાએ જોતાં કશું પણ થતું નથી.[૫૪] જ્ઞેયનું જુદું હોવું અસંભવિત છે, તેથી જ્ઞાન જ જ્ઞેયરૂપ થઈ રહેલ છે અને તે અવિદ્યાને લીધે પોતાના સ્વરૂપને જ્ઞેયરૂપ પ્રસારી દે છે.[૫૫] જડ-(દેહ આદિ)રૂપે અસત્ય અને ચિદ્રૂપે સત્ય એવા તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં પોતપોતાના વિષયોને ગ્રહણ કરનાર ચક્ષુ આદિ ઇન્દ્રિયોની સૃષ્ટિ અને તેની સાથે સંબંધને પ્રાપ્ત થતી રૂપ આદિ વિષયોની સૃષ્ટિ, એ બન્નેમાંથી કશું પણ પોતાના આત્માથી જુદું જણાતું નથી. બાકી, અવિવેકી મૂર્ખોના અનુભવને હું સમજી શકતો નથી.[૫૬] જ્ઞાન વડે સર્વ પદાર્થો એક ચિન્માત્ર જ જણાય છે. એ ચિન્માત્ર પોતાના આત્મારૂપ છે, આકાશના જેવું નિર્વિકાર છે, સર્વવ્યાપી છે તથા નિષ્પ્રપંચ છે; અને તે જ અવિવેકી જીવોને અનેક સંકલ્પોની સ્ફૂર્તિને લીધે હજારો રૂપે ભાસે છે.[૫૭] એક જ ચિન્માત્રતત્ત્વ સ્વપ્નમાં લાખો રૂપે થઈ રહેલ છે. આમ સ્વપ્નમાં લાખોરૂપે થઈ રહેલ એ ચિદ્રૂપ તત્ત્વ જ સ્વપ્નમાંથી સુષુપ્તિ અવસ્થામાં આવતાં એકરૂપ જ થઈ રહે છે. ચિદાકાશની અંદર સ્વપ્નસૃષ્ટિના અનુભવ જેવું જ આ જગત કહેવાય છે અને સુષુપ્તિના જેવો જ પ્રલય કહેવામાં આવે છે. માટે એજ દૃષ્ટાંત યથાર્થ છે. જેમ એક જ ચિદાત્મા સ્વપ્ન અને સંકલ્પમાં અનેક પદાર્થોરૂપ થઈ જાય છે અને પછી પાછો તેથી રહિત પણ થઈ જાય છે, તેમ એક જ એ ચિદાકાશ જાગ્રતમાં પણ નાના પ્રકારના ભોગ્યરૂપ અને લાખો પુરુષોરૂપ થઈ જાય છે. આ સર્વ નિરાકાર તથા નિત્ય એવા ચિદાકાશરૂપ છે, એ શુદ્ધ તત્ત્વ (સંકલ્પ–અધ્યાસ–વાસના ઇત્યાદિને અનુસારે) જ્યાં જેવે રૂપે ભાસે છે, ત્યાં (પોતાના સંકલ્પથી અને સર્વશક્તિમાનપણાથી) તેને રૂપે થઈ રહેલ હોય એમ જણાય છે.[૫૮–૬૧] એક ચિદાકાશ જ સૃષ્ટિના આદિકાળમાં અગ્નિ, જળ, આકાશ વગેરેરૂપ થઈ જાય છે અને સ્વપ્નસૃષ્ટિ તથા સંકલ્પસૃષ્ટિની પેઠે સૃષ્ટિની સિદ્ધિ માટે તે પોતે જ પૃથ્વી આદિરૂપ પણ થઈ રહેલ છે.[૬૨] ચિદાકાશરૂપ આત્મા જ પૃથ્વી આદિ નામથી ભાસે છે. જગત ચિદાકાશરૂપ છે અને ચિદાકાશ જ જગતને આકારે (વિવર્તરૂપે અજ્ઞાનને લીધે) ભાસ્યા કરે છે.[૬૩] ચિદાકાશ જગતરૂપે સાકાર, મૂર્ત તથા નશ્વર જણાય છે અને સ્વસ્વરૂપે નિરાકાર તથા નિત્ય જણાય છે. વસ્તુતાએ જોતાં નાશ એવી કોઈ વસ્તુ જ નથી. કેમકે છેવટ અંતે એ નાશ પણ નિવૃત્ત થઈ જાય છે અને એક ચિદાકાશ જ અવશેષ રહે છે.[૬૪] તમે મન વડે પૂર્વદિશા તરફ અને પશ્ચિમદિશા તરફ ઘણા સમય સુધી ગમન કરતા રહો અને અનેક પદાર્થોનો અનુભવ કરતા રહો, તેમાં ચિદ્રૂપ એવા તમને કશો પણ પ્રતિબંધ આડો નડતો નથી. તેથી ચિદાત્મા નિર્બાધ છે અને કોઈ ઠેકાણે તેને પ્રતિબંધ નથી.[૬૫] પ્રમાણથી સિદ્ધ થતા પોતાના ધારેલા અર્થને સિદ્ધ કરવાને માટે જે પુરુષ ઘણા લાંબા સમય સુધી નિરંતર લાગ્યો રહે છે અને જે વચમાં થાકી જઈને પોતાનાં પ્રયાસને પડતો મેલતો નથી, તે પુરુષ તે અર્થને અવશ્ય મેળવે છે.[૬૬] તમે મન વડે પૂર્વદિશા તરફ તથા પશ્ચિમદિશા તરફ જાઓ. ત્યાં તે તે અર્થોનો ઘણા સમય સુધી અનુભવ કરનારો તમારો સંકલ્પકારી ચિદાત્મા પોતાના સંકલ્પને અનુસરી પોતે જ તે દિશામાં જાય છે અને ત્યાંના સર્વ પદાર્થોરૂપ થઈ રહે છે; પણ બીજો પુરુષ તેના સંકલ્પના અભાવને લીધે મન વડે પણ બીજી દિશામાં જઈ શકતો નથી.[૬૭] હું અમુકરૂપ થઈ જાઉં, એવો જેનો દૃઢ સંકલ્પ હોય છે, તેને (પ્રથમ પ્રાતિભાસિકરૂપે અને પછી સંકલ્પની દૃઢતા થયે વ્યાવહારિકરૂપે) પોતાના

સંકલ્પિત વિષયમાં તદ્રૂપતા થાય છે. આ વાત (ઐંદવાખ્યાનમાં કહ્યા પ્રમાણે) સપ્રમાણ છે. આમ જેનો તેવો કશો સંકલ્પ જ નથી હોતો, તેને તે બન્નેમાંથી કશું થતું નથી.[૬૮] 'હું દક્ષિણદિશામાંથી ઉત્તરદિશામાં અથવા તો કોઈ બીજી દિશામાં જાઉં છું,' એવો જેનો અચળ સંકલ્પ હોય છે, તે પ્રથમ મન વડે અને પછી શરીર વડે ત્યાં જઈ પહોંચે છે; પણ બીજા ચપળ સંકલ્પવાળાને તો સંકલ્પની ચપળતાને લીધે વચમાં લટકી રહેવાથી કશું થતું નથી અને બન્ને પ્રકારની હાનિ થાય છે.[૬૯] 'હું આકાશની અંદર નગરરૂપ બની જાઉં અને પૃથ્વીમાં મૃગરૂપ થઈ જાઉં,' એવો જેનો દૃઢ સંકલ્પ હોય છે, તેને એ બન્ને ભાવ સિદ્ધ થાય છે; પણ ચંચળ સંકલ્પવાળાને તો બન્નેમાંથી કશું થતું નથી અને બન્ને પ્રકારની હાનિ થાય છે. કેમકે તે બન્ને પુરુષની સંકલ્પસૃષ્ટિમાં (સંકલ્પની દૃઢતા અને ચપળતાને લીધે) ઘણું તારતમ્ય હોય છે.[૭૦] જ્ઞાનદૃષ્ટિ વડે જોતાં સર્વ એક આત્મારૂપ છે, ચિદાકાશરૂપ છે અને તે જ તત્ત્વ અવિવેકીઓને અનેક રૂપે ભ્રાંતિને લીધે ભાસવાથી હજારોરૂપે ભાસે છે.[૭૧] શરીર ચિદ્રૂપે સત્ય હો અથવા બીજી દશ્યરૂપે અસત્ય હો, પરંતુ જીવને અહીં અથવા પરલોકમાં જે કાંઈ સંસારની પ્રતીતિ થાય છે, તે સ્વપ્નતુલ્ય છે.[૭૨] જીવચૈતન્યનો નાશ થતો નથી અને તે નિત્ય છે. ભૂતવિદ્યા જાણનારાઓને મ્લેચ્છ આદિ મલિન દેશોમાં મરી ગયેલા અને પિશાચ આદિ રૂપે આવેલા જીવોનું પ્રત્યક્ષ દર્શન થાય છે અને તે જીવો પોતાના ઘર આગળના પ્રથમના કેટલાક ગુપ્ત વ્યાપાર આદિ કહી જાય છે, તેથી આ વાત પ્રત્યક્ષ અનુભવમાં આવે છે.[૭૩] જેઓ મ્લેચ્છ દેશોમાં મરી જઈ ભસ્મ થઈ ગયા હોય છે, તેઓ પાછા પિશાચ આદિરૂપે પોતાને ઘેર આવીને જણાવવાની વાત જણાવે છે અને પાછા ચાલ્યા જાય છે. આથી જીવો નિત્ય નિર્બાધ છે, એમ સિદ્ધ થાય છે.[૭૪] જો કદાચિત્ એમ માનવામાં આવે કે, પિશાચનું દર્શન થવું તથા તેની સાથે સંભાષણ થવું એ એક જાતનો ભ્રમ છે અને તે એક જીવતા જીવનો ધર્મ છે, તેથી જીવતા એવા ભૂતવિદ્યા જાણનારને એ ભ્રમ દેખાય છે. તો પછી દેશાંતર ગયેલ કોઈ મનુષ્ય જીવતો બેઠો હોય છતાં ભ્રાંતિ વડે તે મરી ગયો છે એમ સમજવામાં આવે, તો પણ તેની સાથે દર્શન સંભાષણ આદિ વ્યવહાર કેમ થતો નથી?[૭૫] કદાચિત્ એમ માનવામાં આવતું હોય કે, એ સંભાષણ આદિ જીવતાનો ધર્મ છે; તો પછી તે મરી ગયેલાનો ધર્મ શા માટે નહિ? કેમકે અનુભવ બન્નેનો થાય છે. જીવતાઓ જે પ્રમાણે સંભાષણ આદિ વ્યવહાર કરે છે, તે જ પ્રમાણે મરી ગયેલાઓ પણ પિશાચ આદિરૂપે આવી સંભાષણ આદિ વ્યવહાર કરે છે અને આગળની ગુપ્ત બાબતો પણ જણાવે છે. માટે બન્ને વડે અનુભવ સરખી રીતે થાય છે.[૭૬] એવી રીતે અનુભવને પ્રમાણરૂપ ગણતાં જગતની પ્રતીતિ સ્વપ્નના જેવી જ છે. આ વાત અખંડિત રીતે સિદ્ધ થાય છે અને આ વિષયમાં આર્યોના અનુભવની તથા શાસ્ત્રોની એકવાક્યતા થઈ જાય છે.[૭૭] જેમ ચંદ્રબિંબને જોનારા મનુષ્યોના સમૂહનો દૃષ્ટિસમુદાય એકબીજાની દૃષ્ટિનો પ્રતિઘાત કરતો નથી, તેમ કેટલાકને (વિવેકીઓને) અસત્ય અને કેટલાકને (અવિવેકીઓને) સત્ય જણાતું આ જગત પણ જીવોના પરસ્પરના વિચારોનો પ્રતિઘાત કરતું નથી. બાકી વસ્તુતાએ જોતાં જેટલો દશ્ય વિષય છે, તે સર્વ દ્રષ્ટારૂપ એવા એક સન્માત્ર ચિદ્રૂપતત્ત્વને અનુસરી રહેલ છે. દ્રષ્ટા પોતે સ્વચ્છ અનુભવરૂપ છે, ચિન્માત્ર છે અને સર્વ દશ્યથી રહિત છતાં સર્વ રૂપ થઈ જઈ તે અનેક પ્રકારે પ્રતીતિમાં આવે છે.[૭૮,૭૯] ચિદાકાશની અંદર સર્વ દશ્ય શાંત અને નિત્ય ચેતનતત્ત્વરૂપે જ રહેલ છે. માટે પોતાની મેળે જ દશ્યના આભાસથી ર

સંકલ્પથી પણ રહિત થઈ જઇને આત્માની અંદર સ્થિર થઈ રહેવાનું છે.[૮૦] મનને સ્થિર કરી આત્મા જેમ જેમ અચળ સંકલ્પવાળો થાય છે, તેમ તેમ તે તે વિષય તરત સિદ્ધ થાય છે. પછી તે સત્ય હો કે અસત્ય હો; એ વિષે કશું જોવાનું નથી.[૮૧] યથાસ્થિત નિર્વિકારરૂપે રહેતાં અનેક શરીરો, કર્મો, દુઃખો અને સુખો ભલે પ્રાપ્ત થાઓ અથવા જતાં રહો; તેમાં કોનો આગ્રહ રાખવાનો છે?[૮૨] એવી રીતે આ જગત સત્ય હો કે અસત્ય હો; તે વસ્તુતાએ હો અથવા ભલે ન હો; પરંતુ તેમાં કશો સંભ્રમ પામવા જેવું નથી. અવશ્ય તમે તુચ્છ ફળને આપનારા પ્રખર યત્નને છોડી દો. કેમકે હવે તમે તત્ત્વને સમજો છો અને ભવાટવીમાં સારી પેઠે ભટક્યા છો.[૮૩]

इत्थमस्तु सदथान्यथास्तु वा मैव भूद्भवतु कोऽत्र संभ्रमः । मुञ्च फल्गुनी फले फलावहं बुद्धवानसि कृतं परिश्रमैः ॥ ८३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'નિર્વાણબોધોપદેશ' એ નામનો સર્ગ ૧૪૩ મો સમાપ્ત**

## सर्ग १४४ मो*

### પદાર્થવિચાર

॥ मुनिरुवाच ॥

सर्वथाभावभावेषु स्वप्नसंवेदनात्मसु ।
नित्याप्रतिघरूपेषु किं बद्धं किं विमुच्यते ॥ १ ॥

મુનિ બોલ્યાઃ–સર્વ પદાર્થો નિરંતર અભાવવાળા છે, સ્વપ્નસૃષ્ટિ તથા સંકલ્પસૃષ્ટિના જેવા છે અને અધિષ્ઠાનરૂપે નિત્ય તથા નિર્બાધ છે. તેમાં શું બધાય છે અને શું મુકાય છે?[૧] તિમિરરોગવાળાને જેમ આકાશની અંદર પોતાની દૃષ્ટિનાં કિરણો જ મસલાં તથા મોવાળા ઇત્યાદિને આકારે દેખાય છે, તેમ જ આ ભ્રાંતિમય જગત છે. તેનું વિદ્યમાનપણું જણાયાથી તેમાં થતા ફેરફારો જેવામાં આવે છે અને અજ્ઞાનને લીધે તે સ્થિર જણાય છે.[૨] જેમ કોઈ નગરની રચના ઘણે લાંબે કાળે કોઈ બીજા જ પ્રકારની થઈ જાય છે, તેમ જળના તરંગો અને ચકરીઓરૂપી વિવર્તની પેઠે બ્રહ્મના એક વિવર્તરૂપ એવું આ જગત પણ નિરંતર જુદા જુદા પ્રકારની સ્થિતિને પ્રાપ્ત થતું રહે છે.[૩] જે કાળની અંદર પૃથ્વી, જળ, આકાશ અને પર્વત આદિથી ભરેલું આ અસત્ય જગત ક્ષણ વારમાં ઉત્પન્ન થઈ જાય છે, તે કાળની જ ક્ષણ, લવ, ત્રુટિ આદિ કલ્પના વડે યુગ–કલ્પ આદિ સંજ્ઞાઓ વિદ્વાનોએ કલ્પી લીધેલ છે.[૪] આ સર્વ જગત અસત્ય છે, છતાં સ્વપ્નની પેઠે અનુભવમાં આવે છે; પણ વસ્તુતાએ જોતાં તે છે જ નહિ. એટલે સર્વવ્યાપી ચિદાકાશ જ એ સર્વરૂપે વિવર્તભાવથી દેખાય છે, એમ સિદ્ધ થાય છે.[૫] જેવું આ આપણું જગત છે, તેવાં જ બીજાં મનુષ્યોનાં સેંકડોનાં સેંકડો જગતો ચિદાકાશની અંદર રહ્યાં છે, એમ તમે સમજો; પરંતુ તેમનો પરસ્પર (એકબીજાને) અનુભવ થતો નથી.[૬] તળાવ, સમુદ્ર, કૂવા આદિમાં રહેનાર દેડકા આદિ જીવોના પ્રત્યેક સ્થાનને વિષે અનેક સૃષ્ટિઓ રહેલ છે; પરંતુ તે જીવો કોઈ પણ જગ્યાએ પોતાના દશ્યજગત વિના બીજા જગતની નિયત સ્થિતિને પરસ્પર દેખતા નથી.[૭] જેમ એક મંદિરની અંદર સૂતેલાં સેંકડો મનુષ્યોનાં અનેક સ્વપ્નનગરો એક જ મંદિરમાં રહ્યાં હોય છે, તેમ ચિદાકાશની અંદર અનેક જગતોની પ્રતીતિ થાય છે. એ અનોમય જગનો સ્વપ્નનગરની પેઠે એકને અનુભવમાં આવે છે, તેથી તે સત્ય કહી શકાતાં નથી; તેમ જ બીજાઓને તેનો અનુભવ થતો નથી, તેથી તે અસત્ય પણ કહી શકાતાં નથી (અનિર્વચનીય છે).[૮] એક જ

* આ એકસોચુંવાળીસમા સર્ગમાં ચિદાત્મા જ જે પ્રકારે જગતરૂપ ભાસે અને જગત જે પ્રકારે ચિદ્રૂપ ભાસે; તેવી યુક્તિઓ અને બ્રહ્મનું સર્વશક્તિમાનપણું, એ વિષે વર્ણન કરવામાં આવશે.

ઘરની અંદર સૂતેલાં સેંકડો મનુષ્યોનાં અનેક સ્વપ્નનગરો ત્યાં જ રહ્યાં હોય છે, છતાં વાસ્તવિક રીતે ત્યાં કશાની સ્થિતિ હોતી નથી. તેવી જ રીતે ચિદાકાશની અંદર અનેક જગતો રહ્યાં છે, છતાં વસ્તુતાએ જોતાં તેમાં તેમની સ્થિતિ જ નથી.[૯] આ દૃશ્ય પોતાના આત્મસ્વરૂપથી જુદું નથી અને કેવળ ચિદાત્માના ચમત્કારરૂપ જ છે. તે જાણે પોતાના આત્માના અવયવરૂપ હોય તેવું થઈ રહેલ છે અને તેનાથી જુદું નથી. તે રૂપવાળું છતાં વસ્તુતઃ રૂપથી રહિત છે અને કારણવાળું જણાતાં છતાં વસ્તુતઃ કારણથી રહિત છે.[૧૦] દૃશ્યને આકારે પરિણામ પામેલી ચિદાભાસની વ્યાપ્તિને લીધે ચિદ્રૂપે પ્રતીતિમાં આવતી અને પ્રભાવવાળી એવી બુદ્ધિની જ સંસ્કાર આદિ સંજ્ઞાઓ કલ્પેલ છે. બાકી સંસ્કાર આદિની સ્થિતિ બુદ્ધિની પ્રતીતિમાંથી જરા પણ જુદી નથી. સ્વપ્નાવસ્થાના સંકલ્પમય પદાર્થોના અનુભવો પ્રથમ દીઠેલા પદાર્થોના જેવા જ હોય છે. તેમની સ્મૃતિ જ અપૂર્વપણાથી સ્વપ્નરૂપ થઈ જાય છે. તેની અંદર પોતાના મરણ આદિનો જે અદૃષ્ટપૂર્વ અનુભવ થાય છે, તે પણ જન્માંતરમાં તેનો અનુભવ થઈ ગયેલો હોવાથી અને બુદ્ધિમાં તેના સંસ્કારો ચોટી જવાને લીધે જ થાય છે. જાગ્રત્સૃષ્ટિરૂપે પ્રતીતિમાં આવતું આ જગત પણ સ્વપ્નસૃષ્ટિની પેઠે જ સૃષ્ટિના આદિકાળમાં ખડું થઈ જાય છે, તે સ્વચ્છ ચિદાકાશનો જ એક વિલાસ (વિવર્ત) છે; બીજું કશું પણ સંભવતું નથી.[૧૧–૧૩] કારણ કે, બ્રહ્મ જ જગતને આકારે ભાસ્યા કરે છે. એ બ્રહ્મ કાંઈ હમણાં નવું જ ભાસે છે એમ નથી, કિંતુ અનાદિકાળથી જ તે પ્રકાશરૂપે (ચિદ્રૂપે) રહેલ છે; આ જગત પણ તેની સાથે એકતાને પ્રાપ્ત થઈ રહેલ છે, તેથી અનાદિ બ્રહ્મરૂપ છે.[૧૪] પરમાત્મા જ કારણ અને કાર્ય એ બન્નેરૂપ કહેવાય છે; કેમકે તે જ સર્વના આદિરૂપ છે. પ્રથમ તે કારણરૂપ અને પછી કાર્યરૂપ થઈ જાય છે. સંસ્કાર પણ તેને જ કહેવામાં આવે છે અને એ પરમાત્મા જ કાર્યને સારી રીતે સાધી આપનાર યત્નરૂપ પણ કહેવાય છે.[૧૫] સ્વપ્ન આદિમાં જે કાંઈ અપૂર્વ પદાર્થો અનુભવમાં આવે છે અને જાગ્રત અવસ્થામાં જે દૃષ્ટાંતરૂપ હોય છે, તે આત્માથી અભિન્ન હોય છે અને તેને જ સંસ્કાર આદિ નામો વડે કહેવામાં આવે છે; પરંતુ તેથી જુદો બીજો કશો બહારનો પદાર્થ તે સમયે ચિત્તની અંદર રહેતો નથી.[૧૬] સ્વપ્નમાં દેખાતી એ સંસ્કાર નામની વસ્તુ સ્વપ્નમાં દેખાય છે, પણ જાગ્રતમાં દેખાતી નથી; તેથી તે નથી એમ સમજવું નહિ. કેમકે તે ચિદાકાશની અંદર ચૈતન્યની પેઠે જ સદાકાળ (મોક્ષપર્યંત) રહેલ છે. વળી, તે ચિદાકાશરૂપ હોવાથી સાક્ષીના પ્રકાશક સ્વભાવને લીધે સ્વપ્નમાં (પ્રતીતિમાં) આવે છે તથા જાગ્રતની પેઠે અનેક પ્રકારે વિસ્તારને પ્રાપ્ત થઈ જાય છે.[૧૭] તે જ સંસ્કારરૂપ વસ્તુને વેદાંતમાં પ્રતિપાદિત કરેલ પરબ્રહ્મરૂપ સમજવામાં આવે, તો તે રૂપે તે સત્ય છે. બ્રહ્મતત્ત્વ પ્રસિદ્ધ એવી દ્વૈતસૃષ્ટિના અભાવથી રહિત એવા પોતાના યથાસ્થિત સ્વભાવમાં જ રહે છે. આ તેનો સ્વભાવ છે. પંડિતોએ આનો નિશ્ચય કર્યો છે. શિષ્યો પણ મોક્ષરૂપ પરમ પુરુષાર્થ સિદ્ધ થાય તેટલા સારુ તેમણે શાસ્ત્રોની અંદર આવી વ્યવસ્થા બતાવી છે. 'જો આત્માનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાય, તો તે જ જગતરૂપ જણાય છે; પણ જો તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે અદ્વિતીય બ્રહ્મરૂપ છે.'[૧૮] ચિત્તની અંદર જાગ્રત અવસ્થાના જે સંસ્કારો રહે છે, તે જ સ્વપ્નમાં (સ્વપ્નરૂપે) ઉદ્‌બુદ્ધ થઈ જાય છે. આમ, સ્વપ્ન સંબંધી અપૂર્વ પદાર્થોનું રૂપ જાગ્રત અવસ્થાથી જ રચાયું છે. તે જાગ્રતરૂપ નથી, છતાં જાગ્રતના જેવું જ ભાસે છે તથા જાગ્રતના સંસ્કારો વડે જ સ્વપ્નની ઉત્પત્તિ છે, એમ કેટલાક વાદીઓ માને

છે; પરંતુ તે વાસ્તવ નથી.[૧૯] કેમકે જેમ વાયુની અંદર પોતાની મેળે જ ચલનશક્તિ રહેલ છે, તેમ ચિત્તની અંદર સર્વ ભાવો રહેલા છે અને તે પોતાની મેળે જ સ્વપ્ન આદિરૂપે પ્રવૃત્ત થઈ જાય છે. તેમાં જાગ્રતને સંસ્કાર ઉત્પન્ન કરવાનું ક્યાં રહ્યું ?[૨૦] એક જ ચિન્માત્રતત્ત્વ સ્વપ્નની અંદર લાખો રૂપે થઈ જાય છે અને સ્વપ્નમાં જે લાખોરૂપે થઈ રહેલ હોય છે, તે જ ચિન્માત્રતત્ત્વ સુષુપ્તિમાં પાછું એકરૂપ થઈ રહે છે.[૨૧] ચિદાકાશની અંદર સ્વપ્નની જે પ્રતીતિ થાય છે, તે જ આ જગતરૂપ કહેવાય છે; તેમાં સુષુપ્તિ અવસ્થાનો જે ઉદય થાય છે, તે પ્રલય કહેવામાં છે. આમ, એ ન્યાય યથાર્થ છે.[૨૨] એક જ ચિદાકાશ પોતાના સ્વરૂપને છોડ્યા વિના સ્વપ્નની પેઠે જે કાંઈ અનેક આકારોને ધારણ કરી લે છે, તે જ આ જગત છે.[૨૩] એવી રીતે ચિદાકાશના એક પરમાણુ જેટલા ભાગમાં પણ જગતની સ્થિતિ રહી છે. વળી, સ્વપ્નમાં અને અરીસામાં દેખાતાં મુખ, વન અને પર્વત આદિ પ્રતિબિંબ જેમ સ્વપ્નથી તથા અરીસાથી જુદાં નથી, તેમ એ જગત પણ અધિષ્ઠાનરૂપે ચિદાકાશથી જુદું નથી.[૨૪] ચિદાકાશ જ્ઞાનરૂપ છે, પરમાણુ જેવું પરમસૂક્ષ્મ છે, વિસ્તીર્ણ છે અને આદિ, મધ્ય તથા અંતથી રહિત છે. વળી તે જ જગતરૂપ કહેવાય છે. માટે અનંત એવું ચિદાકાશ જ્યાં પોતાના સ્વરૂપમાં નિરંતર સ્થિર થઈ રહેલ છે, ત્યાં આ જગત પણ છે, એવું ભાન થાય છે. પણ તે ચિદાકાશના એક અવયવની પેઠે ચિદાકાશથી જુદું નથી.[૨૫,૨૬] જગત ચિન્માત્ર છે, તમે પણ ચિન્માત્ર છો, હું પણ ચિન્માત્ર છું અને દશ્ય પણ ચિન્માત્ર છે. આવું ગુરુ અને શાસ્ત્રે બતાવેલ યુક્તિ વડે જ્ઞાન થાય છે, એટલે એક પરમાણુની અંદર પણ પોતાના સ્થૂળભાવને મૂકી દેવામાં આવે છે અને તે સર્વ પરમ સૂક્ષ્મ ચિન્માત્રરૂપે પ્રતીતિમાં આવે છે. તે જન્મ આદિ વિકારથી રહિત છે.[૨૭] માટે મારું સ્વરૂપ પરમાણુના જેવું અતિ સૂક્ષ્મ છે, હું જ આ સર્વ જગતને આકારે થઈ રહ્યો છું, હું સર્વ ઠેકાણે રહું છું અને પરમાણુ જેવા સૂક્ષ્મ પદાર્થની અંદર પણ મારી સ્થિતિ છે.[૨૮] ચિન્માત્રતત્ત્વનો એક પરમ અણુભાગ જગતરૂપ છે, છતાં વસ્તુતાએ ચિદાકાશરૂપ છે. આથી હું જ્યાં રહું છું, ત્યાં ત્રણે લોકને દેખું છું.[૨૯] હું ચિદાકાશના એક પરમાણુરૂપ (જીવરૂપ) છું અને જળ જેમ જળની સાથે એકતાને પ્રાપ્ત થઈ જાય છે. તેમ હું ચિદાકાશરૂપ અને સૂક્ષ્મ સ્વરૂપ એવા શબલબ્રહ્મની સાથે તેની કૃપાથી એકતાને પ્રાપ્ત થયો છું.[૩૦] મારે વિશે ત્રણે લોકની સ્થિતિ રહી છે. જેમ કમળના અંકુરની અંદર તેનું બીજ રહ્યું હોય છે, તેમ હું એ પ્રાણીના ઓજની અંદર પ્રવેશ કરી રહ્યો. આમ, તેના ઓજની અંદર જેમ વાસનામય જગતનો અનુભવ રહ્યો હતો તેમ હું પણ રહ્યો.[૩૧] ત્યાં મારા આત્માની અંદર જ એ પ્રાણીના, મારા અને બીજાઓના વાસનામય એવા ત્રણે લોક મને પ્રતીતિમાં આવવા લાગ્યા. કેમકે જગતનું કશું પણ રૂપ બહાર નથી અને કોઈ તત્ત્વજ્ઞને કોઈ સ્થળે આત્માથી ભિન્ન કશી પણ વસ્તુ અનુભવમાં આવતી નથી.[૩૨] બહારનું અથવા અંદરનું જે કાંઈ દશ્ય જાગ્રતમાં કે સ્વપ્નમાં પ્રતીતિમાં આવે છે, તે સર્વ પોતાના ચિદાત્માનો જ એક આભાસ (વિવર્ત) છે.[૩૩] મનુષ્યને સ્વપ્નમાં જે કાંઈ પદાર્થ અનુભવમાં આવે છે, તે પોતાના આનંદમય આત્માનું સ્વરૂપ જ તેવે રૂપે પ્રસરી જઈ પ્રતીતિમાં આવે છે અને જીવ પોતે જ સ્વપ્ન સૃષ્ટિરૂપે વિવર્તભાવથી ભાસે છે, એમ સમજવું.[૩૪]

વ્યાધ બોલ્યો:–જો આ દશ્ય કારણ વિના જ ખડું થઈ જતું હોય, તો પ્રસિદ્ધ રીતે તે કેમ દેખાય છે ! અને જો એ દશ્ય સકારણ (કારણવડે ઉત્પન્ન થતું) હોય, તો (ઘટ આદિ પદાર્થ ઉત્પન્ન થવામાં કારણરૂપ એવા દંડ–ચક્ર આદિ

ન હોવાથી ) સ્વપ્નમાં તેમની સૃષ્ટિ કેમ ઉત્પન્ન થઈ જાય છે?[૩૫]

મુનિ બોલ્યાઃ—પ્રથમ સર્વ કારણના અભાવને લીધે આ સૃષ્ટિ વિનાકારણે જ પ્રતીતિમાં આવે છે; કેમકે ચિદાકાશ જ વિવર્તરૂપે સૃષ્ટિને આકારે થઈ રહેલ છે.[૩૬] કારણ વિના સર્વ પદાર્થોનો અહીં અત્યંત અસંભવ છે, તેથી કોઈ પણ જાતની નશ્વર સ્થૂલ સૃષ્ટિ કોઈ જગ્યાએ સંભવતી નથી.[૩૭] બ્રહ્મ પ્રકાશરૂપ છે, આદિ—અંતથી રહિત છે અને તે જ પોતાના સ્વાભાવિક એવા ચિદ્રૂપપણાથી આ જગતને આકારે ભાસે છે. સર્ગ આદિ શબ્દો તેના જ એક પર્યાયરૂપ છે.[૩૮] આમ આ સૃષ્ટિ કારણના અભાવને લીધે અત્યંત અસંભવિત છે. બ્રહ્મરૂપ અને જાણે પરબ્રહ્મના અવયવરૂપ હોય તેવું જણાતું માયામાં પ્રતિબિંબિત થયેલ ચૈતન્ય જ પોતાના નિત્ય એવા આત્મસ્વરૂપની ઉપાધિને લીધે પ્રતીતિમાં આવતા અવયવોરૂપે એક છતાં અનેકરૂપે ભાસે છે. બ્રહ્મ નિરાકાર છે અને તે સાકાર દશ્યરૂપે નિર્બાધપણે વિવર્તભાવને પામે છે. નિરાકાર બ્રહ્મ જ ચિદ્રૂપપણાથી પોતાના સ્વરૂપને પ્રસારી દઈને જાણે સાકાર હોય તેવા થઈ જાય છે. તે પોતે સર્વના અધિષ્ઠાનરૂપ છે તેથી તે પોતે જ દેવતાઓ, ઋષિઓ તથા મુનિઓના દિવ્યરૂપને, સ્થાવર—જંગમ જગતને અને ક્રમથી સર્વ નિયમોને તથા વિધિ—નિષેધ આદિને કલ્પી લે છે. વળી તે દેશ, કાળ, ક્રિયા આદિની કલ્પના પણ કરી લે છે.[૩૯-૪૨] ભાવ, અભાવ, ગ્રહણ કરવું, ત્યાગ કરવું, સ્થૂલ, સૂક્ષ્મ, ચર અને અચર આ સર્વ પદાર્થો ઠેઠ મોક્ષ સુધી વ્યભિચરિત (અનિયમિત) થઈ જાય છે, પરંતુ તે સંબંધી બંધાયેલ ઈશ્વરી નિયમનો કોઈ દિવસે વ્યભિચાર થતો નથી.[૪૩] એ નિયતિની ( ઈશ્વરી નિયમની ) જ્યારથી કલ્પના થઈ છે, ત્યારથી માંડીને જેમ રેતીમાંથી તેલ નીકળવાનો સંભવ નથી, તેમ કારણ વિના કાર્યની ઉત્પત્તિ થવાનો સંભવ નથી.[૪૪] પરમાત્માનો બાંધેલ નિયમ અને તેની કલ્પના કરનાર ભોક્તા જીવ, એ બન્ને બે હાથની પેઠે બ્રહ્મના એક અવયવ જેવાં છે અને તે પોતાની મેળે જ પ્રવૃત્ત થઈ જાય છે. જેમ કોઈ મનુષ્ય પોતાના એક હાથ વડે બીજા હાથને નિયમમાં રાખે છે, તેમ બ્રહ્મ પોતાના એ બન્ને અવયવોમાં એક અવયવ વડે બીજાને નિયમમાં રાખે છે.[૪૫] જેમ જળની અંદર અનેક ચકરીઓ થતી રહે છે, તેમ જીવમાં સંકલ્પનું સ્ફુરણ થતાં ઇચ્છા વિના અને પ્રથમ બુદ્ધિનું ચલન થયા વિના કાકતાલીયની પેઠે જાગ્રતસૃષ્ટિ અને સ્વપ્નસૃષ્ટિ ખડી થઈ જાય છે.[૪૬] મૃત્તિકા જેમ ચૂર્ણ, પિંડ, ઘટ, કપાલ આદિ કોઈ એક આકૃતિ વિના રહેતી નથી, તેમ નિર્બાધ સત્ય બ્રહ્મ પણ જ્યાં સુધી તેનુ વાસ્તવ સ્વરૂપ ન ઓળખાય, ત્યાં સુધી નિયતિ વિના રહેતું નથી. એ નિયતિ કારણ વડે કાર્યની અંદર પેદા થતી કોઈએક આકૃતિ ઉત્પન્ન થવાના નિયમરૂપ છે. જ્યાં સુધી જ્ઞાન વડે આત્માનો સર્વાત્મભાવ સમજાઈ જાય અને દશ્યનો તથા દુઃખનો આત્યંતિક ક્ષય થઈ જાય, ત્યાં સુધી ( મોક્ષ સુધી ) તે આકૃતિનું ભાન કાયમ રહે છે. એવી રીતે આ સર્વ દશ્યસમૂહ સર્વદા સકારણ છે અને જ્યારથી માંડી સૃષ્ટિની અંદર જે પુરુષપ્રત્યે જેવી નિયતિની કલ્પના થઈ છે, તેવી તે પ્રત્યે તે જણાય છે. અવિવેકી પુરુષને કારણ વિના જ બ્રહ્મ સૃષ્ટિરૂપે ભાસે છે અને આ કાર્યકારણ સંબંધી દષ્ટિનો ભ્રમ પણ તેને જ પ્રતીતિમાં આવે છે.[૪૬-૪૯] બાકી વિવેકીની દષ્ટિ વડે જોતાં સૃષ્ટિ કાકતાલીયની પેઠે જ રહેલ છે અને અનેક પ્રકારની આવૃત્તિને ધારણ કરનારી છે. આ સર્વ દશ્યમાં અમુક (ઘટ આદિ) પદાર્થ અમુક પ્રકારે જ ( દંડ, ચક્ર આદિ સામગ્રી વડે જ ) ઉત્પન્ન થાય તથા અમુક પ્રકારે ઉત્પન્ન ન થાય, એવો એક નિયમ સ્થિરપણે કલ્પાયેલ છે.[૫૦] ઉત્પન્ન થનારા સર્વ પદાર્થોના ઉત્પત્તિક્રમમાં અમુક

પ્રથમ હોય છે અને અમુક પછી થાય છે, એવી પદ્ધતિ અવશ્ય અપેક્ષિત હોવાથી સર્વનું સકારણપણું જ છે. જો આમ માનવામાં આવે, તો પછી કારણ વિના જાગ્રત્સૃષ્ટિ અને સ્વપ્નસૃષ્ટિ કોઈ પણ પ્રકારે સંભવતી નથી મેં પોતે જ પ્રાણીના ઓજમાં સ્વપ્નની અંદર જળના ક્ષોભને લીધે આખી પૃથ્વીમાં વ્યાપી રહેલા એવા જે પ્રલયના ભ્રમો જોયા, તેમાં તમને શું કારણ ભાસે છે? અથવા શ્રુતિ આદિ દ્વારા શું કારણ સંભળાય છે? કિંવા તમને શું અનુભવમાં આવે છે? જેમ સ્ફટિકમણિઓ અને છીપો પ્રકાશ પડતાં પોતાની મેળે જ ઝળકી ઊઠે છે, તેમ બુદ્ધિમાન પુરુષને પણ સર્વ વસ્તુઓના સંબંધમાં અનેક યુક્તિઓ સર્વદા પોતાની મેળે જ સ્ફુરી આવે છે. તેમાં પોતપોતાની ભાવના અને અનુભવ જ જયશાળી નીવડે છે. એ ભાવના અને અનુભવ સર્વનો નિર્ણય કરવામાં શક્તિમાન છે, તેમજ સર્વ પ્રમાણોના જીવિતરૂપ છે.[૫૧–૫૩]

सर्ववस्तुषु कचन्ति सर्वदा युक्तयः स्फटिकशुक्तयो यथा। भावनानुभव एव स स्वयं शक्तिमान् जयति जीवितात्मकः ॥ ५३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પદાર્થવિચાર' એ નામનો સર્ગ ૧૪૪ મો સમાપ્ત**

## સર્ગ ૧૪૫ મો*

### તેજની અંદરનો તથા બહારનો અનુભવ

॥ मुनिरुवाच ॥

बहिर्दृश्यबाह्यमेवांतरंतरस्थः स्वप्नमिंद्रियैः ।
जीवो वेत्ति द्वयस्याविर्तीव्रसंवेगिभिर्द्वयम् ॥१॥

મુનિ બોલ્યાઃ–જ્યારે ઇન્દ્રિયો બહિર્મુખ થાય છે, ત્યારે જીવ જાગ્રત નામે કહેવાતા બાહ્ય સ્વપ્નને દેખે છે. પછી ઇન્દ્રિયો જ્યારે અંતર્મુખ થાય છે, ત્યારે જીવ અંદરના સ્વપ્નને અનુભવે છે. જ્યારે ઇન્દ્રિયો બહાર અને અંદર બન્ને બાજુ અતિ તીવ્ર સંવેગથી પ્રવૃત્ત થાય છે, ત્યારે જીવ તે બન્નેને અનુભવે છે.[૧] જ્યારે ઇન્દ્રિયો બહિર્મુખ થઈ જાય છે અને ચિત્ત આકુળ થઈ જાય છે, ત્યારે મનોરાજ્યના જેવો અને સંકલ્પ વડે કલ્પાયેલો આંતર વ્યવહાર મ્લાન રીતે અનુભવમાં આવે છે.[૨] ઇન્દ્રિયો જ્યારે અંતર્મુખ થઈ જાય છે ત્યારે જીવમાત્ર વાસનામય હોવાથી અતિસૂક્ષ્મ એવા સ્વપ્ન સંબંધી જગતને જાણે તે સ્થૂલ (વિસ્તીર્ણ) હોય તેવું દેખે છે. વસ્તુતાએ જોતાં બાહ્ય કિંવા આંતર એ બેમાંથી એકે જગત સ્થૂલરૂપે કોઈ દિવસ છે જ નહિ; પરંતુ જીવને દરેક વિષયનો અનુભવ કરવામાં સાધનરૂપ એવી ઇન્દ્રિયોની નિર્બાધ પ્રવૃત્તિ જ જગતમાં સ્થૂલતાને કલ્પી લે છે, તેને સ્થૂલરૂપે અનુભવે છે અને તે જ જગતરૂપ છે.[૩,૪] જીવસત્તા વડે નિયમિત રહેનાર ઇન્દ્રિયો જ્યારે સંપૂર્ણપણે બહિર્મુખ થઈ જાય છે, ત્યારે તે બાહ્યસૃષ્ટિને અનુભવે છે. વસ્તુતાએ જોતાં ચિદ્રૂપ જીવ જ પોતે જગતરૂપે થઈ રહેલ છે.[૫] શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, ઘ્રાણ (નાસિકા), જિહ્વા ઇત્યાદિ ઇન્દ્રિયો વડે યુક્ત અને વાસનામય અંતઃકરણને ધારણ કરી રહેલો આતિવાહિક દેહ પ્રાણરૂપી જે મૂર્તિ વડે સંયુક્ત છે, તે જ કૂટસ્થ સાક્ષીચૈતન્યનો આભાસ પડતાં ચિદ્રૂપ જીવના નામથી ઓળખાય છે.[૬] કૂટસ્થચૈતન્ય અવિનાશી ચિદાકાશરૂપ છે અને જીવને નામે ઓળખાય છે. તે સર્વત્ર સદાકાળ સર્વ ઇન્દ્રિયો દ્વારા વ્યાપ્ત થઈ રહેલ છે અને તેથી તે સર્વ ઠેકાણે સર્વને દેખે છે.[૭] જીવ પોતે અણુરૂપ છે. તે જ્યારે સર્વ ઇન્દ્રિયોને સમેટી લઈને નાડીઓની અંદર પથરાઈ રહેલ કફરૂપ અન્નરસ વડે વીંટાઈ જાય છે, ત્યારે તે ઇન્દ્રિયોના સૂક્ષ્મ ભાગ-

* આ એકસોપિસ્તાળીસમા સર્ગમાં કફ, પિત્ત અને વાત વડે નાડીઓ પુરાઈ જતાં ઓજની અંદર જીવના કલ્પી લીધેલા અનેક જાતના સ્વપ્નના ભેદો તથા ઇન્દ્રિયો વડે અનુભવાતા બહારના અનુભવો વર્ણવાશે.

માં જ નાડીઓની અંદર અનેક પ્રકારનાં સ્વપ્ન સંબંધી ભ્રાંતિને અનુભવે છે.[૮] તે સમયે જીવ પોતે સ્વપ્નની અંદર જાણે ક્ષીરસાગરમાં ઊડતો હોય તેમ ચંદ્રોદયવાળા આકાશમાં ચાલ્યો જાય છે અને વિકસિત થયેલ અનેક જાતિનાં કમળવાળા સરોવરમાં પ્રવેશ કરે છે.[૯] ત્યારે જીવરૂપી આકાશમાં, પુષ્પમય દિવ્ય વાદળાંઓના પ્રતિનિધિરૂપ દેખાતાં સરોવરો તેમજ ભમરાઓના ગુંજારવ વડે સુશોભિત તથા વસંતઋતુના અંતઃપુર સમાન રમણીય એવાં ઉપવનો ખડાં થઈ જાય છે.[૧૦] સ્વપ્નની અંદર મંગળ વડે યુક્ત, લીલાલોલ લલનાસમૂહથી સુશોભિત અને ભક્ષ્યભોજ્ય આદિ અન્નપાન વડે પરિપૂર્ણ એવાં ઘરનાં આંગણાંઓમાં ઝગમગતા ઉત્સવો ઉજવાતા જોવામાં આવે છે.[૧૧] પુષ્પવાળી, ફીણરૂપી હાસ્ય વડે રમણીય, માછલીઓરૂપી ચપળ નેત્રને ધારણ કરી રહેલ અને પૂર્ણ જોસમાં ચાલી જતી નદીઓ વિલાસ વડે સમુદ્રમાં જતી દેખાય છે.[૧૨] હિમાલયનાં શુભ્ર શિખરો અને અતિ શીતળ મહેલો જાણે ચંદ્રમય ભીંતો વડે બનાવેલ હોય તથા જાણે કળીચૂનો દઈ સાફ કરી રાખ્યા હોય, અથવા અમૃત વડે ભીંતોને ધોઈ લીધેલ હોય એવા દેખાય છે.[૧૩] (કફપ્રધાન અન્નરસ વડે નાડી પુરાઈ જાય ત્યારે) સ્વપ્નની અંદર શિશિર ઋતુની વૃષ્ટિ વડે તેમજ હેમંતઋતુના તથા વર્ષાઋતુના મેઘો વડે વીંટાયેલી અને શ્યામ એવી કમલિનીઓની લતાઓ તથા બાળતૃણો વડે સુશોભિત એવાં સ્થળો જોવામાં આવે છે.[૧૪] પુષ્પોના સમૂહો વડે આચ્છાદિત, વિશ્રાંત થઈ રહેલ હરિણો અને પથિકો વડે વ્યાપ્ત તથા સ્નિગ્ધ એવાં પલ્લવોવાળાં વૃક્ષોની છાયા વડે સુશોભિત એવી નગરનાં ઉપવનોની ભૂમિઓ દેખાય છે.[૧૫] કદંબ, કુંદ (ડોલર), મંદાર આદિના મકરંદોની ચંદ્ર જેવી ઉજ્જવળ કાન્તિ વડે શોભી નીકળતાં એવાં આસનો, સ્થાનો અને તેની સુંદર રચનાઓ વડે રમણીય દેખાતી પુષ્પસ્થલીઓ (પુષ્પોનાં અકૃત્રિમ સ્થળો) પણ જોવામાં આવે છે.[૧૬] વળી કમલિનીઓના સમૂહવાળી, શ્યામ, સુંદર પુષ્પસ્થળને ધારણ કરી રહેલ અને વાદળાં વગરના નિર્મળ આકાશના જેવી સ્નિગ્ધ વનપંક્તિઓ દેખાય છે.[૧૭] કુળ, ડોલર, કદંબ આદિ વૃક્ષોને અને જુદી જુદી જાતના મૃગોને પોતાના શિખરમાં ધારણ કરી રહેલ તથા ચપળ અને રમણીય એવાં લીલાયુક્ત પલ્લવો વડે સુકોમળ એવી પર્વતોની પંક્તિઓ દેખાય છે.[૧૮] લીલા વડે વળી ગયેલ પુષ્પયુક્ત છૂટા કેશપાશ વડે જાણે કોઈ મૂર્તિમાન માલતીની લતા જ હોય તેવી દેખાતી કોમળ અંગવાળી અને નૃત્ય કરી રહેલી બાળ અંગનાઓ દેખાય છે. વિકસિત થઈ રહેલ શ્વેત કમલિનીઓના જેવી ઉજ્જવળ અને સુંદર એવાં સેંકડો ચામરો વડે, સેંકડો પાનપાત્રો વડે અને સેંકડો ચંદરવા વડે વીંટાયેલ એવી રાજાઓની સભાઓ દેખાય છે.[૧૯,૨૦] વેલોના સમૂહોની વિચિત્ર રચનાના વિલાસો વડે સુશોભિત એવા અવયવોને ધારણ કરનાર અને ચપળતાથી વહ્યાં જતાં જળોના ધોરિયામાં થયા કરતા પક્ષીઓના સૂક્ષ્મ ધ્વનિ વડે ગંભીર એવી વનપંક્તિઓ દેખાય છે. પૃથ્વીને વૃષ્ટિ વડે પોષણ આપવામાં ભયંકર રૂપને ધારણ કરનાર અને મેઘો વડે યુક્ત પર્વતોવાળી દશે દિશાઓ જોવામાં આવે છે તથા તેઓ જળબિંદુઓ તેમજ ઝાકળરૂપી હારને પોતાની અંદર ધારણ કરી રહેલ હોય છે.[૨૧,૨૨] ઓજની અંદર અણુરૂપે રહેલ

મુખને શ્યામ કરી દે છે અને તપેલી રેતીના સંપર્કથી જળબિંદુઓરૂપી અશ્રુઓને ધારણ કરનાર નદીઓરૂપી શિરાઓ વડે યુક્ત હોય છે. તેમાં અગ્નિના જેવા કર્કશ ચક્રની ધારાના જેવી તીક્ષ્ણ કાન્તિવાળા અને દાવાનળરૂપી વિષયના આવેશ વડે જળાશયોને વ્યાપ્ત કરી દેનારા સૂર્યો જોવામાં આવે છે.[૨૩-૨૬] તે પ્રસ્વેદને, ઉષ્ણ થઈ રહેલા સમુદ્રને કિંવા સ્વેદથી ભીંજાઈ રહેલા ત્રૈલોક્યમંડળને દેખે છે અને ખારને સ્રવનાર તથા ઘાટી ઝાડીઓ વડે યુક્ત એવાં અરણ્યો પણ તેમાં જોવામાં આવે છે.[૨૭] જીવ ચિત્ત વડે વ્યાપ્ત થઈ જતાં (સ્વપ્નની અંદર) પ્રવાહમાં વહી જતાં સારસપક્ષીઓ વડે સુશોભિત એવાં ઝાંઝવાનાં જળમાં તરે છે અને પૂર્વે કોઈ દિવસે ન દીઠેલાં સ્થળોને તથા પૂર્વે કોઈ દિવસે ન થયેલાં વૃક્ષોને દેખે છે.[૨૮] તે ભયને લીધે રસ્તામાં દોડ્યા જતા અને તપેલી ધૂળ વડે ધૂસર થઈ ગયેલા પોતાના આત્માને દેખે છે. તેમાં છેટેથી અમૃતના જેવાં દેખાતાં સ્નિગ્ધ છાયાવાળાં રસ્તા પરનાં વૃક્ષો પણ જોવામાં આવે છે.[૨૯] જ્વર વડે વ્યાપ્ત થઈ રહેલ પોતાના શરીરના આકારને, અગ્નિના જેવા તપી ગયેલા જગતને, ધૂળ વડે વ્યાપ્ત થઈ રહેલા દેશોવાળાં દિશાઓનાં મુખોને અને તેવા જ પ્રકારની પોતાની ઇન્દ્રિયોને તે દેખે છે.[૩૦] ઘરની અંદર, ગામની અંદર, સમુદ્રની અંદર, પર્વતની અંદર, વનની અંદર અને આકાશની અંદર બધી દિશાઓ પ્રજ્વલિત અગ્નિવાળી જોવામાં આવે છે. અગ્નિની વૃષ્ટિ કરનારા અનંત મેઘોની ઘટાઓને કોઈ પ્રબળ શૂરવીરની પેઠે ચોતરફ ધારણ કરનાર એવી શરદ, ગ્રીષ્મ અને વસંત ઋતુઓ દેખાય છે. તડકાને ઉત્પન્ન કરનારા તાપોનો પણ અનુભવ થાય છે. ઘાસ, પલ્લવો, લતાઓના સમૂહો, મેઘોના સમૂહો અને ગરમી વગેરેથી ઢંકાઈ રહેલા પૃથ્વીના પ્રદેશો જોવામાં આવે છે.[૩૧,૩૨] સુવર્ણના અને તેવા જ પ્રકારનું ભૂતળ, તપી ગયેલા દિશાઓના તટો અને તપી ગયેલ અનેક નદીઓ તથા તપી રહેલ હિમાલયના કેટલાક પ્રદેશો દેખાય છે.[૩૩] અન્નરસની અંદર કફપિત્તનું પ્રાધાન્ય ન રહેતાં કેવળ વાયુને લીધે જ પૂર્ણ થઈ રહેલા નાડીપ્રદેશમાં પ્રવિષ્ટ થઈ રહેલો અણુરૂપ એવો જીવ જ્યારે વાયુ વડે ઘેરાઈ જાય છે, ત્યારે ઓજની અંદર તે નીચે પ્રમાણે અનેક સ્વપ્નોને દેખે છે.[૩૪] પવનના બળથી બુદ્ધિમાં ક્ષોભ ઉત્પન્ન થવાને લીધે પૂર્વે ન જોયેલી વિલક્ષણ પૃથ્વી જોવામાં આવે છે; તેમજ નગરો, ગામડાંઓ પર્વતો, સમુદ્રો અને વનોના સમૂહો પણ અપૂર્વ જોવામાં આવે છે.[૩૫] પોતે જાણે આકાશમાં ઊડતો હોય એવું દેખાય છે, શિલાઓ અને પર્વતના સ્થળો જોવામાં આવે છે, મેઘોની ગર્જના વડે ગાજી રહેલા દેશો દેખાય છે અને કુંભારના ચક્ર વિના જ ઘડાઓનું ભ્રમણ ઇત્યાદિ જોવામાં આવે છે.[૩૬] ઘોડાઓ, ઊંટો, ગરુડો, વાદળાંઓ અને હંસો, ઊતરતા તથા ઉપર ચડતા જોવામાં આવે છે. યક્ષો અને વિદ્યાધર, જતા-આવતા અને ઘૂમતા દેખવામાં આવે છે.[૩૭] પર્વતો, આકાશ, પૃથ્વી, નદીઓ, પ્રત્યંત પર્વતો (તળેટીઓ), કિંવા શિલાઓના સમૂહ, વનનાં વૃક્ષો, ગામડાંઓ, નગરો, દિશાઓ અને ભયભીત અવયવોવાળાં મનુષ્ય આદિ પ્રાણીઓ સમુદ્રમાં થનારા પરપોટાની પેઠે કંપી રહેલાં જોવામાં આવે છે.[૩૮] અંધકૂપમાં પડેલા અથવા તો વિસ્તીર્ણ સંકટમાં આરૂઢ થઈ રહેલા પોતાના આત્માને દેખે છે અને ઠેઠ આકાશ સુધી અડકનાર એવી રચનાવાળાં તથા શોભાવાળાં વૃક્ષોને અને પર્વતોને પણ જુએ છે.[૩૯] વાત, પિત્ત અને કફ વડે યુક્ત એવો જીવ જ્યારે પવનની પ્રધાનતાને લીધે વાયુને અધીન થઈ રહેનારા નાડીઓના ભાગમાં પ્રવિષ્ટ થઈ રહ્યો હોય છે, ત્યારે તે નીચે પ્રમાણેનાં સ્વપ્નોને અનુભવે છે.[૪૦] પડતી એવી પર્વતોની વૃષ્ટિ જોવામાં આવે છે. સુંદર

શિલાઓની વૃષ્ટિનુ સંકટ અનુભવમાં આવે છે. ફાટી જતાં મંદિરોનાં અને પર્વતોનાં શિખરોના કડકાની સાથે ભમતાં વૃક્ષોના સમૂહો દેખાય છે.[૪૧] ભમતી જણાતી વનોની રચનાની સાથે સદિગ્ધ એવાં વાદળાંઓનો ઉત્કટ દેખાવ નજરે પડે છે. દિશાઓના મધ્યભાગો સિંહો, હાથીઓ અને વર્ષાઋતુના મેઘો વડે સંપૂર્ણ રીતે વ્યાપ્ત થયેલા જોવામાં આવે છે.[૪૨] વળી દિશાઓનો મધ્યભાગ તાલ, તમાલ અને હિંતાલ નામનાં વૃક્ષોના સમૂહમાં પથરાઈ રહેલા અગ્નિ વડે વ્યાપ્ત દેખાય છે ગુફાઓમાં ઘૂમી રહેલા પવનના અવાજવાળા ઘોંઘાટ વડે પેદા થતો ધાટો ઘોઘરો અવાજ સાંભળવામાં આવે છે.[૪૩] મંદરાચળરૂપી મંથનદંડની ગંભીર શબ્દરચના જેવી ગંભીર શબ્દરચનાથી સુંદર તથા પરસ્પર ભેદ કરવામાં દુર્વાર એવા સંઘર્ષથી યુક્ત એવી ગુફાઓ પણ દેખાય છે.[૪૪] પર્વતનાં બે શિખરના મધ્યમાર્ગમાંથી પ્રવાહ ચાલવાને લીધે અવાજ થવાથી જાણે બન્ને શિખરો પરસ્પર અથડાતાં હોય તેવો ભાવ બતાવનારી, ચક્રવાક આદિ પક્ષીઓના શબ્દોના સમૂહ વડે કર્કશ જણાતી અને મુક્તાલતા (એકાવલી હાર) ની પેઠે વહ્યા જતા પોતાના પ્રવાહના પડવા વડે જાણે આકાશને માળાઓ વડે યુક્ત બનાવી દેતી નદીઓ દેખાય છે.[૪૫] શિલાઓના કટકાઓ વડે પૂર્ણ એવા જળથી આકાશને પૂર્ણ કરી દેનાર અને પ્રવાહમાં વહ્યાં જતાં વનોના તથા વાદળાંઓના પરસ્પર પછડાવાથી ઠેઠ સપ્તર્ષિ લોક સુધી પહોંચી વળનાર મહાસાગર પણ જોવામાં આવે છે.[૪૬] તે સમુદ્ર પરસ્પર તરંગોના સિંચવાથી ધોવાઈ ગયેલ દશે દિશાઓને જોઈને કેમ જાણે હસતો હોય તેવો જણાય છે. વળી તે દિશામાં વ્યાપ્ત થઈ જનારા પોતાના કડકડાટીવાળા અવાજ વડે ફાટી જનારાં પર્વતશિખરોથી જાણે ધંટી ટાંકવાના શબ્દ વડે સંયુક્ત હોય તેનો ભાવ બતાવે છે.[૪૭] વળી એ સમુદ્રની અંદર, આકાશમાં ગતિ કરી રહેલા એવા પવનને લીધે કંપી રહેલા વનને વિશે પવનને અનુસરીને થયા કરતું લતાઓનું નૃત્ય જોવામાં આવે છે. તે સમુદ્ર શબ્દ કરી રહેલ અને પોતે જ પોતાના વેગ વડે તથા પરસ્પર અથડાવી ઉત્પન્ન કરેલ પાષાણોના ચૂર્ણથી કાબરા રંગના થઈ રહેલા શેવાળ આદિને ધારણ કરતો જોવામાં આવે છે.[૪૮] જેમ શૂરવીર પુરુષોના પરસ્પર પ્રહારમાં પ્રથમ મોટો કોલાહલ ઉત્પન્ન થાય છે, તેમ તાડીઓનાં વનમાં ગંભીર મરમર થઈ રહે છે. આથી જાણે ત્રણે લોક તે સમયે ક્રૂર એવા પ્રાણીઓના આક્રંદ વડે યુક્ત હોય તેવા જણાય છે.[૪૯] વાત, પિત્ત અને કફ એ ત્રણે વડે જ્યારે નાડીઓ પૂર્ણ થઈ રહી હોય છે, ત્યારે ઉપર વર્ણવ્યા પ્રમાણે કાષ્ઠ, પાષાણ, માટી, વાયુ અને શૂરવીરો વડે વીંટાઈ સ્વપ્નની અંદર જડ બની ગયેલ જીવ પીડિત દશામાં રહે છે.[૫૦] જીવ જ્યારે પુરીતતિ નામની નાડીમાં પ્રવિષ્ટ થાય છે, ત્યારે તેને આગળ ચાલવા માટે છિદ્ર મળતું નથી. આથી પ્રાણપવન વડે થનારી તેની ચપળતા બંધ પડે છે અને પડખાનાં અસ્થિઓની ગ્રંથિ વડે તે જાણે શિલાઓના સમૂહથી કોઈ ગુફામાં રૂંધાઈ રહેલ હોય તેમ વ્યાપારમાં અસમર્થ થઈ જાય છે. ત્યારે માટીની અંદર રહેલ નાના કીડાની પેઠે, શિલાની અંદર બખોલમાં રહેલ દેડકાની પેઠે, ગર્ભની અંદર ગર્ભાશયમાં રહેલ અપક્વ બાળકની પેઠે, ફળની અંદર રહેલા બીજની પેઠે, બીજના ગર્ભમાં રહેલ અંકુરની પેઠે, દ્રવ્યના પિંડની અંદર રહેલ પરમાણુની પેઠે અને અશ્રાંતપણે સ્તંભની અંદર રહેલ કલ્પનામય પૂતળીના દેહની પેઠે તે તે સ્થળમાં જ રોકાઈ રહે છે. ત્યારે ઘાટા એવા ઓજની અંદર તે પોતે અંધારા કૂવાના અંદરના ભાગ જેવી અંધકારમય અને શિલાના ગર્ભ જેવી એકરસ એવી

સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કરે છે. જ્યારે ખાધેલું અન્ન પાક વડે પરિણામને પ્રાપ્ત થઈ જાય છે અને પોતાના જવા–આવવાનો માર્ગ ખાલી થઈ જાય છે, ત્યારે જીવ પ્રાણસંચાર દ્વારા નીકળવાનો યત્ન કરે છે અને પ્રાણ વડે બોધને પ્રાપ્ત થઈ સ્વપ્નને અનુભવે છે.[૫૧–૫૫] જ્યારે દેહની અંદર પરિણામ પામનારા અન્ન-રસો જીવ સહિત નાડીઓના એક ભાગમાંથી બીજા ભાગમાં પ્રવેશ કરે છે, ત્યારે જીવ એજની અંદર જ પર્વતોની અતિવૃષ્ટિને સ્વપ્નમાં અનુભવે છે.[૫૬] બહુ પ્રદીપ્ત જઠરાગ્નિથી વ્યાપ્ત થઈ રહેલ એવા વાત–પિત્ત આદિના યોગ વડે જીવ બહાર અને અંદર બહુ જ ગભરાટને અનુભવે છે. જો તેમનું બળ થોડું હોય છે, તો થોડો ગભરાટ અનુભવમાં આવે છે.[૫૭] જેમ સ્વપ્નમાં જીવ વાતપિત્ત આદિના યોગથી પરવશ બની જઈ અનેક પ્રકારની ભ્રાંતિને દેખે છે, તેમ જ બહાર પણ વાત–પિત્ત આદિના યોગથી તે ભ્રાંતિને અનુભવે છે.[૫૮] જ્યારે વાત–પિત્ત–કફ આદિ વડે અન્નરસમાંથી થોડો ક્ષોભ ઉત્પન્ન થાય છે, ત્યારે બહાર અને અંદર ભ્રાંતિ વડે થોડું દૃશ્ય જેવામાં આવે છે. જ્યારે વાત–પિત્ત આદિ એ સર્વ દોષો સમાનતાથી રહ્યા હોય છે, ત્યારે બહાર અને અંદર દૃશ્ય પણ એક–સમાન રીતે જ અનુભવમાં આવે છે. જ્યારે તેઓ અત્યંત ક્ષોભને પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે બહાર અને અંદર અત્યંત ભ્રાંતિના દેખાવો જેવામાં આવે છે.[૫૯] જીવ જ્યારે કુપિત થયેલા વાત, પિત્ત, કફ આદિ દોષો વડે વીંટાઈ રહે છે, ત્યારે ભૂમિ, પર્વતો તથા આકાશ વગેરે કંપતાં જેવામાં આવે છે. ત્યારે અગ્નિના સમૂહ વડે થતી જ્વાળાઓનું બળવું, આકાશમાં ઊડવું, ચંદ્રનો ઉદય, હિમાચળ અને વન દેખાય છે. વળી વૃક્ષો તથા પર્વતો પાણીમાં તરતાં જણાય છે અને સમુ-દ્રમાં પોતે ડૂબી જતો હોય તથા બહાર નીકળતો હોય, એમ જેવામાં આવે છે. ત્યારે દેવગૃહોમાં સુરતક્રીડા જેવામાં આવે છે. વળી ત્યારે પર્વતોમાં, ઉપવનોમાં અને ધોળાં વાદળાંઓની પીઠ ઉપર પોતે બેઠો હોય એવું જેવામાં આવે છે. ધોળાં વાદળાઓની ઊંચાઈ, મોટા કરવત વડે વહેરાવું, નરકના અનુભવનો ભ્રમ, આકાશની અંદર તાલ, તમાલ, હિંતાલ આદિ વૃક્ષોની માળાઓનું ચલન-વલન, ચક્રના જેવી ચેષ્ટા વડે પડી જવું, આકાશમાં ત્વરાથી ઊડવું, શૂન્ય સ્થળમાં અનેક મનુષ્યોના સમૂહનું દેખાવું, સ્થળમાં પણ સમુદ્રમાં ડૂબી જવાની ભ્રાંતિ, મહાઅંધકારમય મધ્યરાત્રિમાં થતો વિચિત્ર અને વિપરીત વ્યવહાર જેવાવો, રાત્રિની અંદર દિવસના જેવો જ સૂર્યનો પ્રકાશ, દિવસે દુર્ભેદ્ય એવા અંધકારનું દેખાવું, આકાશમાં પર્વતો સહિત પૃથ્વીનો આભાસ, ધાટી એવી ભીંતોના બંદોબસ્તમાં ભીંત વગરના વિશાળ સ્થળની પ્રતીતિ, આકાશની અંદર ભીંતોના બંધો, શત્રુમાં મિત્રભાવ, પોતાનાં મનુષ્યોમાં પરબુદ્ધિ, દુર્જનમાં સુજનપણું, ખાડાઓમાં સરખી જમીનની ભ્રાંતિ અને સરખી જમીનમાં ખાડાઓનો ભ્રમ–આવું આવું તે જુએ છે અને અનુભવે છે. વળી, ઉતમ ગીતોના આલાપ સાંભળવામાં આવે છે અને ચૂના વડે ધોળા, સુચિત્રિત તથા શ્વેત સ્ફટિકના કે રૂપાના કે માખણના પર્વતો જેવામાં આવે છે. વળી ઇન્દ્રિયોની વૃત્તિઓ વાતાદિ ધાતુઓની વિષમતાને લીધે નિદ્રા વડે સંકુચિત થઈ જાય છે. ત્યારે, અંદર સ્વપ્નમાં કદંબનાં અને તેની બીજી જાતિનાં તથા લીંબુનાં કે બિજેરાનાં પલ્લવોના ગુચ્છાએ વડે બનાવેલાં ઘરોની અંદર જેમ ભ્રમરો પોતાની સ્ત્રીઓ સાથે કમળોની અંદર વિહાર કરે છે, તેમ પોતે સ્ત્રીઓ સાથે વિહાર કરે છે. એમ ભ્રાન્તિને અંદર સ્વપ્નમાં તે દેખે છે. પછી, જાગ્રત અવસ્થામાં ઇન્દ્રિયોની વૃત્તિઓ પ્રફુલ્લ થાય છે, એટલે તે વિહાર આદિને બહાર

પણ દેખે છે. વાયુ આદિ ધાતુઓ અસમાન થાય છે, ત્યારે પુરુષો જેવી રીતે સ્વપ્નમાં એવી અનેક વસ્તુઓને દેખે છે તથા અનુભવે છે, તેમ બહાર પણ જાગ્રતમાં એ દોષોના બળથી એવા જ પ્રકારના અનેક પદાર્થોને દેખે છે અને અનુભવે છે.[૭૦-૭૧] વાયુ આદિ ધાતુની અસમાનતા વાળા જીવોને એવી રીતે બહાર અને અંદર અનેક પ્રકારનાં અતિ ભયંકર કાર્યો વિપરીતપણે જોવામાં આવે છે.[૭૨] ઓજની અંદર રહેલા આ જીવ, વાયુ, આદિ ધાતુઓ સમાન હોય, તો આ વ્યવહારની સ્થિતિ પણ પોતાની મેળે સમાન પણે દેખે છે.[૭૩] ત્યારે તે નગરો, ગામડાઓ, મોટાં શહેરો અને અરણ્યોના સમૂહની યથાસ્થિત દશા, શાંત જળ, વૃક્ષોની સુશોભિત છાયા અને દેશોની અંદર મુસાફરોનું જવું–આવવું અનુભવે છે.[૭૪] તે જ પ્રમાણે સુખરૂપ એવા પ્રકાશ આપનાર સૂર્ય, ચંદ્ર, તારા અને રાત્રિદિવસ વડે સુશોભિત એવું આ સર્વ દૃશ્ય મિથ્યા હોવા છતાં તે જાણે સત્ય હોય તેમ તેને ભાસે છે.[૭૫] જેમ પવનની અંદર તેની ચલનશક્તિ રહી છે, તેમ જ ચિદ્રૂપ પરમતત્ત્વની અંદર આ દૃશ્યનો ચમત્કાર રહ્યો છે તે અસત્ય છે છતાં સત્ય જેવો ભાસે છે અને અભિન્ન છે છતાં જાણે ભિન્ન હોય તેવો થઈ રહ્યો છે.[૭૬] ચિદાકાશરૂપ આ સર્વ જગત શાંત બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થાય છે. તે જ્ઞાન વડે શમી જાય છે, એટલે બ્રહ્મથી કશું પણ જુદું નથી; કેમકે સત્ય બ્રહ્મ કાંઈ જન્ય–જગતરૂપે ઉદ્ભવતું નથી. આકાશના જેવા નિર્વિકાર અને અનંત ચિદ્રૂપતત્ત્વના સ્વરૂપમાં આભાસરૂપે રહેલ જગત અનંતરૂપે ભાસે છે. બાકી, તે કશી બીજી વસ્તુ નથી.[૭૭]

शान्तादुदेति सकलं जगदंबरान्मशान्तं न किंचन न नाम सदिन्युदेति । तद्व्योमनीदृश-मनंतचितेः शरीरे मामात्रमावतमनंतवपुर्विभाति ॥

સર્ગ ૧૪૫ મો સમાપ્ત

## સર્ગ ૧૪૬ મો

### અદ્વૈત બ્રહ્મનું વર્ણન

॥ व्याध उवाच ॥

अनंतरं मुनिश्रेष्ठ तस्मिन् हृदि तदोजसि ।
स्थितस्य तत्र किं वृत्तम् नामतो भ्रांतिरूपिणि ॥

વ્યાધ બોલ્યો:–હે મુનિશ્રેષ્ઠ ! એ પ્રાણીના હૃદયની અંદર રહેલ ઓજને વિશે આપ રહ્યા હતા. એ ઓજ વસ્તુતાએ જોતાં ભ્રાન્તિરૂપ હતું. તો, એ પછી આપને શો અનુભવ થયો ?[૧]

મુનિ બોલ્યા:–હે પ્રિય વ્યાધ ! હું તે પ્રાણીના તેજોધાતુમાં (ઓજમાં કિંવા આનંદમય કોશમાં) રહ્યો હતો અને એ પ્રાણીના જીવની સાથે લિંગદેહ વડે મિશ્રિત થઈ ગયો હતો. મને પછી જે કાંઈ અનુભવાયું, તે તમે સાંભળો.[૨] તે સમયે મહાઘોર એવો કલ્પાન્તનો ભ્રમ થઈ રહ્યો હતો અને મોટા પ્રૌઢ પર્વતોને ઘાસની પેઠે વહન કરનારો પ્રલયકાળનો પવન વાતો હતો.[૩] તે સમયે કોણ જાણે ક્યાંયથી પર્વતોની વૃષ્ટિ થવા લાગી અને તેમાં વિસ્તારવાળાં અનેક વનો, શિખરો, ગામડાંઓ અને નગરો ધસડાવા લાગ્યાં.[૪] હું જ્યારે તે પ્રાણીના ઓજની અંદર તેના જીવની સાથે એકતાને પ્રાપ્ત થઈ ગયો, ત્યારે તેમાં સૂક્ષ્મરૂપે રહેલા મેં પર્વતની વૃષ્ટિ જોઈ.[૫] હું તે પ્રાણીની નાડીની અંદર રહેલ અન્નરસના થોડા ભાગરૂપી પર્વતના ઊંચા પૂર વડે સંકુચિત આકારવાળો બની ગયો, અંધતામિસ્રના જેવી અથવા અજ્ઞાનરૂપી અંધકાર વડે મિશ્ર એવી સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કરવા લાગ્યો.[૬] કેટલાક સમય સુધી સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કર્યા પછી, ધીરે ધીરે કમળોના સમૂહની પેઠે હું જાગ્રત થવા લાગ્યો.[૭] અંધકારમાં બંધ

× આ એકસોછતાળીસમા સર્ગમાં પોતાને પ્રસ્તુત સ્વપ્ન જોયા પછી થયેલી સુષુપ્તિ વિષે વર્ણન આવશે અને ફરી વાર પાછા સ્વપ્નના વર્ણન વડે બ્રહ્માદ્વૈત વિષે વિસ્તારથી કહેવામાં આવશે.

કરી રાખેલ દૃષ્ટિ જેમ તેજના ચક્ર જેવી જોવામાં આવે છે, તેમ સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થયેલ મારું પોતાનું આત્મતત્ત્વ જ સ્વપ્નભાવને પ્રાપ્ત થઈ ગયું.[૮] સુષુપ્તિની વિશ્રાંતિનો અનુભવ કર્યા પછી મેં સ્વપ્નનિદ્રામાં પ્રવેશ કર્યો. પછી, સમુદ્ર જેમ પોતાની અંદર તરંગ આદિ અનેક વિકારોને જુએ છે, તેમ મેં તે ઓજની અંદર દૃશ્યને જોયું.[૯] જેમ ચલનશક્તિથી રહિત એવા નિશ્ચળ પવનની અંદર ચલનશક્તિ અભિન્ન સત્તાથી રહી હોય છે, તેમ એ ચિદાકાશરૂપ દૃશ્ય તે સમયે મને દૃશ્યરૂપે જોવામાં આવતું હતું.[૧૦] જેમ અગ્નિ આદિમાં ઉષ્ણપણું રહે છે, જળ આદિમાં દ્રવપણું રહે છે અને મરી આદિમાં તીખાશ રહે છે, તેમ ચિદાકાશની અંદર જગત રહેલ છે. સ્વપ્નસૃષ્ટિરૂપી દૃશ્ય એક ચિદ્રૂપ છે. તેથી ચેતનસત્તા વડે જેમ માતાના ઉદરમાંથી બાળક પુત્રનો પ્રસવ થાય છે, તેમ સુષુપ્તિ અવસ્થારૂપી દૃશ્યમાંથી જ તે ઉત્પન્ન થયું હતું.[૧૧,૧૨]

વ્યાધ બોલ્યોઃ–હે વક્તાઓમાં શ્રેષ્ઠ! આપે સુષુપ્તિમાં પણ દૃશ્યભાવ કહ્યો, તો સુષુપ્તિમાં શી દૃશ્યતા રહી છે? તે કહો.[૧૩] તે પ્રાણીના સુષુપ્તિ અવસ્થાવાળા આત્મામાંથી અથવા તમારા પોતાના સુષુપ્તિવાળા આત્મામાંથી ઉત્પત્તિવાળુ જગતરૂપી દૃશ્ય શું બીજે જ પ્રકારે ઉત્પન્ન થાય છે? અથવા તો સર્વ દૃશ્યનો લય થઈ જતાં જે સુષુપ્તિ અવસ્થાનો ઉદય થાય છે, તે કાંઈ જુદા જ પ્રકારની છે?[૧૪]

મુનિ બોલ્યાઃ–ઘટ આદિ અને જગત આદિ ઉત્પન્ન થાય છે, ભાસે છે અને પ્રસિદ્ધરૂપે પ્રતીતિમાં આવે છે. આ સર્વ દ્વૈત ભ્રમવાળા મૂર્ખોનો પ્રલાપ કેવળ કલ્પનાત્મક છે.[૧૫] વસ્તુતાએ જોતાં 'જાત' એવો શબ્દ સન્માત્રનો જ એક પર્યાય છે તે શી રીતે છે, તે તમે સાંભળો. 'जनी' ધાતુ 'जनि प्रादुर्भावे' એમ જણાવી પાણિનિ આદિએ ાદુર્ભાવરૂપી અર્થમાં કહ્યો છે. હવે પ્રાદુર્ભાવ શબ્દનું પણ મૂળસ્વરૂપ જોઈએ, તો તેનું મુ અંગ 'भू' ધાતુ છે. એ 'भू' ધાતુ પાણિનિ આ ઋષિઓએ (भूसत्तायां) સત્તાના અર્થમાં કહેલ છે; અને તેને લીધે જ 'प्रादुर्' એવા ઉ સર્ગવાળા ભાવશબ્દ વડે પ્રકટરૂપે જણાતા પદ ર્થોનો નિર્દેશ કરવામાં આવે છે. તે નિત્યસિ સ્વપ્રકાશ ચિદાત્મારૂપે જ છે. કદાચ 'जातः' એટ 'सर्गतः जातः।' એટલે સર્ગથી (સૃષ્ટિથી) ઉત્પ થયેલા; એવો અર્થ કરવામાં આવે, તો પણ 'सर શબ્દ 'सृज्' ધાતુમાંથી ભાવમાં 'घञ्' પ્રત્યય લા તાં સિદ્ધ થાય છે; અને 'घञ्'નો અર્થ ભાવ અથ સત્તા કહેવાય છે. તેમાં એ 'सृज्' ધાતુના અર્થ અભેદ સંબંધ વડે અન્વય કરીએ, એટલે સદ્રૂ અર્થનો લાભ થાય છે. તેથી એ સર્ગ પણ સ રૂપ પરમાત્માથી જુદો કહી શકાતો નથી.[૧૬,૧૭] આપણ સર્વ વિદ્વાનોની દૃષ્ટિમાં કશું ઉત્પ થતું નથી અને કશાનો નાશ પણ થતો નથ પરંતુ સર્વ શાંત તથા જન્મ આદિ વિકાર રહિત સદ્રૂપ (બ્રહ્મરૂપ) છે.[૧૮] બ્રહ્મ સર્વસત્ત રૂપ છે અને જગત પણ બ્રહ્મરૂપ હોવાથી સર્વ સત્તારૂપ છે. તો પછી તેમાં કયા વિધિ–નિષેધને અવકાશ છે? તે તમે જ કહો.[૧૯] બ્રહ્મની અંદ જે માયાશક્તિ રહેલ છે, તે વડે જ અમુક પદા છે અને અમુક નથી, એવો લૌકિક વ્યવહા થાય છે. કેમકે તે બ્રહ્મ જ માયાના યોગથ અવિવેકીઓને તેવે પ્રકારે ભાસે છે. જેમ જે માયાશક્તિનો વિકાસ થતો જાય છે, તેમ તે સર્વના આત્મારૂપ બ્રહ્મ સર્વશક્તિમાન થઈ જઈ સર્વ પદાર્થરૂપે પ્રતીત થાય છે.[૨૦] પરમાર્થ જાણનાર (તુરીય અવસ્થામાં સદા રહેનાર પંડિતોની દૃષ્ટિમાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ કશું છે જ નહિ અને યથાસ્થિતપણે સ રહેલ પણ છે.[૨૧] જેમ સ્વપ્નનગર અને સંકલ્પ નગર અનુભવમાં આવતાં છતાં તેનું કશું પણ વાસ્તવ સ્વરૂપ નથી, તેમ સૃષ્ટિના આરંભથ

માંડી આ જગત અનુભવમાં આવતાં છતાં તેનું કશું પણ વાસ્તવ સ્વરૂપ જ નથી.[૨૨] આ સ્વપ્ન-સૃષ્ટિનો દ્રષ્ટા એવો જીવ (પ્રાણ આદિ ઉપાધિ-વાળો) આ લોકમાં સંભવે છે; પરંતુ સૃષ્ટિના આદિકાળમાં તો (બીજું કશું ન હોવાથી) દૃશ્ય રહિત કેવળ શુદ્ધ ચિદાકાશ જ પ્રકાશે છે, અને તે આકાશથી પણ વિશેષ સ્વચ્છ છે.[૨૩] વાસ્તવિક દૃષ્ટિએ જોતાં અહીં દ્રષ્ટા કે ભોક્તા કશું નથી; સર્વ એક ચિદ્રૂપ જ છે. તે કશારૂપ નથી, છતાં કાંઈક આરોપિતરૂપે પ્રતીતિમાં પણ આવે છે. તેને વિશે વાણી પહોંચી શકતી નથી, તેથી મૌનનો જ આશ્રય લેવો પડે છે.[૨૪] સૃષ્ટિના આદિકાળમાં કારણના અભાવને લીધે, ચિદાકાશની અંદર સ્વપ્નનગર અને સંકલ્પનગરની પેઠે જેવા વિવર્તનો ઉદય થાય છે, તેવો જ તે ઘણા લાંબા કાળ સુધી ઠેઠ પ્રલયપર્યંત રહે છે.[૨૫] આમ બાળક પોતાના અંગવસ્ત્ર આદિ પર આલેખેલ વ્યાઘ્ર તથા સર્પ આદિના ચિત્રથી ભય પામે છે અને પ્રૌઢ પુરુષ અંગવસ્ત્ર આદિમાં આલેખેલ વ્યાઘ્ર તથા સર્પ આદિથી ભય પામતો નથી, તે જ પ્રમાણે દ્વૈતરૂપ આ જે કંઈ છે, તે ચિદાત્મારૂપ જ છે. અજ્ઞાનને લીધે અવિવેકી પુરુષ તેનાથી ડરે છે. પરંતુ જ્ઞાન થવાથી જ્ઞાનીને તેનો ભય થતો નથી.[૨૬] તત્ત્વદૃષ્ટિથી જોતાં આદિ, મધ્ય તથા અંતથી રહિત, અનંત અને અતિ સ્વચ્છ બ્રહ્મ જ ભ્રાંતિને લીધે અતિ વિકારી અને નાના પ્રકારે થઈ રહેલ ભાસે છે. બાકી, તે યથાસ્થિતપણે રહેનાર છે અને સદાકાળ પ્રકાશમય છે. આ જગત વિકારવાળું જણાય છે, છતાં જ્ઞાનનો ઉદય થતાં તે વસ્તુતઃ શાંત બ્રહ્મરૂપ જ છે.[૨૭]

अनादिमध्यान्तमनन्तमेकमत्यच्छमेवातिविकारि नाना। यथास्थितं भास्वरमप्यशान्तमिदं समस्तं परिशान्तमेव ॥ २७ ॥

સર્ગ ૧૪૬ મો સમાપ્ત

## સર્ગ ૧૪૭ મો*

### જગતરૂપી દૃશ્યનું વર્ણન

॥ मुनिरुवाच ॥

अनंतरं महाबाहो सुषुप्तान्निर्गतस्य मे।
स्वप्ने जगद्दृश्यमिदं सागरादिव निर्गतम् ॥ १ ॥

મુનિ બોલ્યાઃ–હે મહાબાહો! પછી હું સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્નાવસ્થાની અંદર આવ્યો, એટલે મને આ જગતરૂપી દૃશ્ય નીકળેલું જણાયું.[૧] તે જાણે સમુદ્રમાંથી મણિ, મોતી આદિ નીકળતાં હોય તેવું જણાયું હતું અને તે જાણે આકાશના અવયવમાંથી અથવા પૃથ્વીમાંથી કે ચિત્તમાંથી કિંવા દૃષ્ટિમાંથી પ્રકટ થયું હોય તેવો ભાવ બતાવતું હતું. તે વૃક્ષોમાંથી જાણે પ્રફુલ્લિત થઈ ગયેલ હોય અને જાણે પ્રથમથી જ સિદ્ધ એવી કોઈ સૃષ્ટિ તે સમયે ઉત્પન્ન થઈ દેખાતી હોય તેવું જણાતું હતું. કાંઠા ઉપર અથડાયા કરતા સમુદ્રનો તે જાણે તરંગોનો સમૂહ હોય અથવા નેત્રની અંદર મસલાં, મોવાળા, બે ચંદ્ર ઇત્યાદિ ભ્રાંતિ ખડી થઈ દેખાતી હોય એવા ભાવને સૂચવતું હતું.[૨-૩] તે જાણે આકાશમાંથી કે દિશાઓમાંથી ચાલ્યું આવ્યું હોય અથવા તો પર્વતોમાંથી કે પૃથ્વીમાંથી આવિર્ભાવને પ્રાપ્ત થઈ ગયું હોય તેવું જણાતું હતું.[૪] તે જાણે હૃદયમાંથી જ બહાર નીકળ્યું હોય તેવો ભાવ બતાવતું હતું અને જાણે આકાશમાં મેઘોનો પ્રવેશ થતો હોય તેવું જણાતું હતું તથા જાણે વૃક્ષોમાંથી ઉત્પન્ન થયું હોય અથવા પૃથ્વીમાંથી ધાન્યની પેઠે પ્રકટ થતું હોય તેમ જણાતું હતું.[૫] જાણે અવયવોમાંથી તે બહાર નીકળી આવ્યું હોય, અથવા ઇન્દ્રિયો વડે તે જાણે પ્રકટ થઈ

* આ એકસોસુડતાળીસમા સર્ગમાં દૃષ્ટાંતો વડે સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્ન અવસ્થામાં આવવાનો ક્રમ કહેવામાં આવશે; અને પોતાના પ્રથમના કુટુંબ આદિનું દર્શન તથા તેનું વાસ્તવ તત્ત્વ નિરૂપણ કરાશે.

ગયું હોય, અથવા લૂગડામાંથી પ્રકટ થતું તે કોઈ ચિત્ર હોય, અથવા મંદિરમાંથી નીકળી તે બહાર પ્રકટરૂપે દેખાતું હોય તેમ દેખાતું હતું.[6] જાણે આકાશમાંથી ઊડી કોણ જાણે ક્યાંયથી આવી પડ્યું હોય તેવા ભાવને તે સૂચવતું હતું, અથવા તો જાણે પૃથ્વીમાં સંચય કરી રાખેલ પુણ્ય પરલોકમાં ફળરૂપે પ્રાપ્ત થયું હોય, કિંવા રાજાને પ્રજા તરફથી મળેલ એવી કોઈ અપૂર્વ ભેટ હોય તેવું દેખાતું હતું.[7] જાણે બ્રહ્મરૂપી વૃક્ષનું પુષ્પ જ કાળયોગે વિકસિત થયું ગયું હોય, સમુદ્રનો જાણે કોઈ અપૂર્વ તરંગ હોય અને ચિદાકાશરૂપી સ્તંભની અંદર જાણે કોતર્યા વિના જ પ્રકટ થઈ ગયેલી કોઈ સુંદર પૂતળી હોય તેવો તે દેખાવ આપતું હતું.[8] આકાશરૂપી મૃત્તિકાના વિકારરૂપ અનંત ભીંતોવાળું તે જાણે આકાશનગર હોય, અથવા મનરૂપી હાથીનો તે જાણે કોઈ રમણીય વિલાસ હોય, અથવા મિથ્યા છતાં જાણે જીવતું તે સર્વસ્વ હોય એમ જણાતું હતું.[9] આકાશની અંદર ભીંત વિના જ કેમ જાણે કોઈ વિચિત્ર ચિત્ર જ આલેખેલ હોય તેવું તે જણાતું હતું અને માયા રચવામાં સમર્થ એવા અવિદ્યાના નામને ધારણ કરનાર કોઈ ઐન્દ્રજાલિકની માયાનું તે જાણે સર્વસ્વ હોય તેવું દેખાતું હતું.[10] તે મોટા આરંભવાળું અને સ્થિર છતાં દેશકાળથી રહિત હતું, નાના પ્રકારના અનેક પદાર્થો વડે યુક્ત છતાં અદ્વિતીય હતું અને અનેક પ્રકારે દેખાતાં છતાં તે કશારૂપ નહોતું.[11] અવસ્તુરૂપ હોવાથી તે ગંધર્વનગરના દષ્ટાંત જેવું હતું અને જાગ્રત અવસ્થામાં ભ્રાંતિ વડે પ્રતીતિમાં આવતાં રજ્જુસર્પ તથા ઝાંઝવાના જળ જેવું હતું. તે ચિદાકાશના એક વિવર્તરૂપ હતું અને નહિ રચાયેલ છતાં જાણે ખરેખર રચાયેલજ હોય તેવું જણાતું હતું તે દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય, ઉત્પત્તિ અને સંહાર ુક્ત હતું. વળી તે દેવતા, દૈત્ય અને મનુષ્યો વડે યુક્ત અને ત્રૈલોક્યના આધારરૂપ એવા પોતાના અંદર અંદરના ભાગો વડે મનોહર હતું તથા પોતાના જુદા જુદા કોઠામાં રહેલા બીજોના સમૂહ વડે સંપૂર્ણ ભરેલા દાડમ જેવું હતું. આમ તે પોતાની અંદર રહેલાં અનેક પ્રાણીઓ વડે ભરપૂર હતું, નદી, પર્વત, વન ઇત્યાદિમાં પ્રતિબિંબરૂપે રહેલ આકાશના તારાઓ અને વાદળાંઓથી વ્યાપ્ત હતું અને ઘુઘવાટ કર્યા કરતા સમુદ્રના શબ્દ સાથે ભળી ગયેલા પવનના શબ્દ વડે શબ્દાયમાન હતું. આમ સ્વપ્નની અંદર મેં એ દૃશ્યના સમૂહને જોયો અને તેમાં મને મા પૂર્વનું જ ગામ તથા પૂર્વનું જ ઘર જોવા આવ્યાં. વળી મેં તેટલી જ અવસ્થાવાળા તે બંધુઓ, તેજ પુત્રો, તે જ સ્ત્રી અને તે જ ઘ દીઠાં. આમ મહાસાગરમાં ઊપડનો તરંગ ત ઉપર ગયેલ અને વ્યાકુળ થઈ ગયેલ પોતાન પૂર્વના તરંગને જેમ પાછો ખેંચે છે, તે તેઓ ઘર, ગામ, પુત્ર અને બંધુ આદિની માર પૂર્વની વાસનાને બળાત્કારથી પાછાં ખેંચ લાવતાં હતાં.[12-18] પછી હું તે સર્વના આલિંગનથી સુખ પામ્યો. હું તે સમયે તે વાસનાથ ખેંચાયો હતો, તેથી પૂર્વની સ્મૃતિને સાવ ભૂલ ગયો હતો.[19] જેમ અરીસો જે વસ્તુ પોતાન પાસે આવે તેના પ્રતિબિંબને પોતાની મેળે ગ્રહણ કરી લે છે, તેમ ચિદ્રૂપ અરીસો પણ વાસના વડે જે જે પદાર્થ પોતા તરફ ખેંચાઈ આવે છે, તેને સ્વાભાવિક રીતે જ ગ્રહણ કરી લે છે.[20] હે પ્રિય વ્યાધ! સર્વ ચિદાકાશરૂપ જ છે એવો જેને બોધ થઈ ગયો હોય છે, તે વાસનારૂપ દ્વૈતપ્રપંચ વડે ખેંચાતો નથી. તે તો કેવળ પોતાની સ્વરૂપસ્થિતિમાં જ આરૂઢ રહે છે.[21] જ્ઞાન વડે સુશોભિત એવી જેની નિર્મળ સ્મૃતિ કોઈ દિવસ પણ નાશ પામતી નથી, તેને આ દ્વૈતરૂપી પિશાચ કોઈ પણ બાધ કરતો નથી.[22] મન્વન્તરોના અને [illegible] ગમાગમ વડે તથા

અભ્યાસયોગ વડે જેમનામાં તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે, તેમનામાં પછી ફરી વાર તે તત્ત્વજ્ઞાન પોતાના ઉદયનું વિસ્મરણ ન કરતાં અહર્નિશ કાયમ જ રહે છે.[૨૩] તે વખતે મારું તત્ત્વજ્ઞાન પ્રૌઢ ન હતું. તેથી તે બંધુ, સ્ત્રી, પુત્ર આદિની વાસના વડે પરાસ્ત થઈ ગયું હતું. પરંતુ આજે તો દુર્વાસનાનો સમૂહ મારી બુદ્ધિને બાધિત કરવાને સમર્થ નથી અને હવે તો તે કશા હિસાબમાં નથી.[૨૪] હે વ્યાધ! તારી બુદ્ધિ પણ સત્સંગથી રહિત છે, તેથી હમણાં તરતમાં તે શાંતિ પામતી નથી. પરંતુ અનેક કષ્ટ વડે દ્વૈતના સ્વરૂપનો બોધ થશે અને સાધનોના અભ્યાસના પરિશ્રમથી જ્ઞાનનો ઉદય થશે, એટલે તે શાંતિને પ્રાપ્ત થઈ જશે.[૨૫]

વ્યાધ બોલ્યોઃ—હે મહારાજ! આપ જે કહો છો તે સત્ય છે; કેમકે આપનાં આવાં પવિત્ર અને બોધ ઉત્પન્ન કરવાવાળાં વચનો વડે પણ મારી બુદ્ધિ પરમપદમાં વિશ્રાંત થતી નથી.[૨૬] આ સદ્વસ્તુ અનુભવમાં આવતાં છતાં પણ આમ થતું હશે કે નહિ થતું હોય, એવો સંશયોનો સમૂહ હજી અદ્યાપિ શાંત થતો નથી.[૨૭] અહો! અભ્યાસ વડે સુદૃઢ બની ગયેલી આ અવિદ્યા દુરંત છે. તે વસ્તુતાએ જોતાં છે જ નહિ; તેથી તે શાંત જ છે, છતાં હજી પણ શાંત થતી નથી![૨૮] ઉત્તમ શાસ્ત્રો, ગુરુપરંપરા અને વિચાર ઇત્યાદિ વડે મનોહર અંગવાળા સત્સંગથી પદ—પદાર્થ વિષે વિવેકબુદ્ધિ ઉત્પન્ન થાય છે. તે વિવેકબુદ્ધિના અભ્યાસથી તત્ત્વજ્ઞાન પ્રકટે છે. તે તત્ત્વજ્ઞાનના ક્રમથી આ જગતનો ભ્રમ શમી જાય છે. બાકી બીજા કોઈ પણ પ્રકારથી તે શાંત થતો નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે.[૨૯]

सत्संगतः पदपदार्थविबुद्धबुद्धेः सच्छास्त्रसन्क्रमविचारमनोहरांगैः । अभ्यासतः प्रशममेति जगद्भ्रमोऽयं नान्येन केनचिदपीति विनिश्चितिर्मे ॥ २९ ॥

**સર્ગ ૧૪૭ મો સમાપ્ત**

## સર્ગ ૧૪૮ મો*

## સ્વપ્નની સત્યતા તથા અસત્યતા વિષે

॥ व्याध उवाच ॥

एवं चेत्तन्मुनिश्रेष्ठ सत्यताऽसत्यता कथम् ।
स्थितः स्वप्नदशा चैव सुमहान् संशयो मम ॥१॥

વ્યાધ બોલ્યોઃ—હે મુનિશ્રેષ્ઠ! જો આપ કહો છો તેમ જ હોય, તો કેટલાંક સ્વપ્નમાં સત્યતા અને કેટલાંકમાં અસત્યતા કેમ હોય છે? સ્વપ્નદૃષ્ટિ વડે જોતાં મારા ચિત્તમાં આ એક મોટો સંશય ઉત્પન્ન થાય છે.[૧]

મુનિ બોલ્યાઃ—ચિદાત્માની અંદર સ્વપ્ન અવસ્થામાં યોગ્ય દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યના સંયોગથી જ સંકલ્પ કાકતાલીયની પેઠે નિશ્ચયરૂપે ઉદય પામે છે, તે સત્યસ્વપ્ન નામે કહેવાય છે. મણિ, મંત્ર, ઔષધિ અને દ્રવ્યરૂપી નિમિત્ત વડે કોઈ સ્થળે તેનો વ્યભિચાર થતો નથી (તે બરાબર મળે છે); અને કોઈ સ્થળે (સાધનસંપત્તિના અભાવે) વ્યભિચાર પણ જોવામાં આવે છે. પરંતુ શાસ્ત્રમર્યાદા પ્રમાણે તેને સત્યસ્વપ્ન નામ વડે કહી શકાય છે.[૨,૩] લોકોમાં આ પ્રમાણે સત્યસ્વપ્નની સ્થિતિ રહેલી છે. એટલે તેના સત્ય અને અસત્યપણામાં કાકતાલીય ન્યાય વિના બીજું નિયામક સાધન મળતું નથી.[૪] હિરણ્યગર્ભ આદિના સંકલ્પનું સ્ફુરણ જ્યાં જેવો નિશ્ચય બાંધી બેસે છે, ત્યાં સત્યસંકલ્પતાને લીધે તેનો સ્વભાવ જ તેવા ફળ વડે યુક્ત હોવાથી તેવે રૂપે થઈ જાય છે.[૫] કદાચિત્ તે હિરણ્યગર્ભના નિશ્ચયને કોઈ બીજા સિદ્ધનો વિરુદ્ધ સંકલ્પ પ્રતિબંધકારક હોય, તો પણ તે હિરણ્યગર્ભના પ્રૌઢ નિશ્ચયને પ્રતિબંધ કરી શકે નહિ. તે તો હિરણ્યગર્ભ-

* આ એકસોઅડતાળીસમા સર્ગમાં સ્વપ્નની સત્યતા અને અસત્યતા વિષેનો હેતુ કહેવાશે અને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિની એકતા અને ચિદાકાશના સર્વરૂપ થઈ રહેવા વિષે વર્ણન કરવામાં આવશે.

ના સંકલ્પને અનુકૂળ રીતે જ ઉદય પામે છે.[૬] વસ્તુતાએ જોતાં બહાર અને અંદર કોઈ ઠેકાણે કોઈ પણ પદાર્થો નથી, પણ એક ચિદાકાશ જ છે. તે જેવી દઢ ઇચ્છા કરે છે, તેવાં અનેક જગત-ને રૂપે પોતે થઈ જાય છે.[૭] શાસ્ત્ર આદિ પ્રમાણના બળથી 'આ સ્વપ્ન સત્ય છે,' એવો અંદર દઢ નિશ્ચય બંધાઈ ગયો હોય, તો તે તેવે સત્ય-પણે ઉદય પામી અનુભવમાં આવે છે. પછી શાસ્ત્ર આદિ પ્રમાણના સંશયને લીધે જો તેમાં કાંઈ સંદેહ હોય, તો તે સંદિગ્ધરૂપે અનુભવમાં આવે છે.[૮] જો સ્વપ્નના સત્યપણા વિષે કલ્પના થઈ હોય, તો કદાચિત્ તે ધારેલ ફળ બીજા કોઈ કારણથી પ્રાપ્ત થાય, તો પણ આ ફળ સ્વપ્ને સૂચવેલ છે, એમ તે મનુષ્ય પોતાના નિશ્ચય પ્રમાણે સમજે છે.[૯] ત્રણે લોકની અંદરના સર્વે પદાર્થો તે તે પુરુષના પોતાના આત્માની અંદર ઘણા કાળના લાંબા પરિચયથી દઢ રીતે આરૂઢ થયેલા હોય છે; છતાં ઘણે લાંબે સમયે કે થોડા જ સમય-માં તે દેશ, કાળ અને યત્ન ઇત્યાદિના યોગથી પોતાના પૂર્વસ્વભાવને છોડી દે છે. કેવળ એક ચિદાકાશ જ પોતાના સ્વભાવને છોડતું નથી અને તે જ સત્ય છે.[૧૦] સૃષ્ટિના આદિકાળથી માંડીને એ ચિદાકાશનો જ આ જગત એક વિવર્ત છે. એ વિશાળ ચિદાકાશ જ પોતાની ઇચ્છા પ્રમાણે ઇતર વસ્તુઓની સત્તાને વિસ્તારે છે. એક ચિન્માત્ર બ્રહ્મને છોડી, બાકી બીજું સર્વ નિરંતર ચિદ્રૂપે સત્ય છે અને આરોપિતરૂપે અસત્ય છે, તેમજ નિયમ વડે યુક્ત અને નિયમથી રહિત છે, એમ તમે સમજો.[૧૧,૧૨] સદ્રૂપ એવું બ્રહ્મ જ સર્વરૂપ થઈ રહેલ છે, બીજું કશું છેજ નહિ; તો પછી એ આભાસમાં સત્ય–અસત્યનો શો વિચાર કરવો? બુદ્ધ પુરુષોને સ્વપ્ન ક્યાંક સત્ય, અને ક્યાંક અસત્ય જણાય છે; અને પ્રબુદ્ધ પુરુષોને તો તેમાં સત્યતા કે અસત્યતા કશું કાંઈ નથી. ચિદાત્માની ભ્રાંતિ જ જગતને નામે આકારવાળી ભાસે છે અને તે મિથ્યા-પણાથી પોતાના ભ્રાંતિભાવને સૂચવે છે. તો પછી તેને યથાર્થ કેમ કહી શકાય?[૧૩-૧૫] જળ જેમ પોતાની અંદર દ્રવપણાને ધારણ કરી લે છે, તેમ ચિદાકાશ ચિત્તરૂપ બની રહે છે. પોતા-ના આત્માની અંદર જે કાંઈ વિવર્તભાવને પ્રાપ્ત થાય છે, તે જ આ જગત છે. જેમ સ્વપ્નને જોઈ સુષુપ્તિનો અનુભવ થાય છે, તેમ જાગ્રતને જોઈ સ્વપ્નનો અનુભવ થાય છે. માટે હે મહા-બુદ્ધિશાળી! આ જાગ્રત તે સ્વપ્ન જ છે, એમ સમજો અને સ્વપ્નને જાગ્રતરૂપ સમજો. એક બ્રહ્મ જ એ બન્ને રૂપે જન્મ આદિ વિકારથી રહિત થઈ રહેલ છે.[૧૬-૧૮] દશ્યથી રહિત એક ચિદાકાશ-નો જ આ સર્વ વિવર્ત છે અને તેની અંદર જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ સંજ્ઞાઓ પર્યાય શબ્દની પેઠે કલ્પવામાં આવી છે. અહીં કોઈ પણ જાતનો દઢ નિયમ કે અનિયમ જેવું કશું નથી. સ્વપ્ન આદિરૂપે વિવર્તભાવથી દેખા-તા ચિદાકાશની અંદર નિયતિની (એક ચોક્કસ નિયમની) અને અનિયતિની (અનિયમિતપણા-ની) કલ્પના ક્યાંથી હોય? તે તમે જ કહો. જ્યાં સુધી ચિત્ત દશ્યરૂપી સ્વપ્નની અંદર છે એવું ભાન હોય છે, ત્યાં સુધી તે જ બંધનરૂપ થાય છે. માટે તત્ત્વવેત્તાએ ચિત્તને બહિર્મુખ ન થવા દેતાં નિયમમાં રાખવું. પોતાની મેળે જ યથેચ્છ ગતિ કરનારી પવનની રેખાની પેઠે ચિદાત્મા પણ વિનાકારણે જ બહિર્મુખ થાય છે, તેમાં વળી ચોક્કસ નિયમની કલ્પના કેવી હોય અને ક્યાંથી હોય?[૧૯-૨૨] ચિદાત્મા બહિર્મુખ થાય છે, તેમાં કદાચિત્ આકાર આદિને કારણરૂપ કલ્પવા-માં આવે; તો પણ જ્યારે આ સૃષ્ટિ જ કારણ વિના પ્રતીતિમાં આવે છે, ત્યારે તે ચિદાકાશથી જુદી ક્યાં રહી? આમ તે ચિદાકાશરૂપ જ છે અને આકાર આદિ કશું તેનાથી જુદું કહી શકાતું નથી.[૨૩] બાકી. એટલો તો ચોક્કસ નિયમ છે

કે, ચિદાકાશ જ્યારે જેવે પ્રકારે વિવર્તભાવને પામે છે, ત્યારે વ્યાવહારિક, પારમાર્થિક કે પ્રાતિભાસિકરૂપે તેની પ્રતીતિ થાય છે. તેમાં બીજો તફાવત થતો નથી.[૨૪] સ્વપ્નમાં કોઈક સમયે સત્યતા અને કોઈક સમયે અસત્યતા પણ જોવામાં આવે છે, તેમાં કશો ચોક્કસ નિયમ નથી. તેથી કાકતાલીયની પેઠે તેની અતર્ક્ય ગતિ ભાસે છે.[૨૫] કેટલાક વિષયમાં પોતાના પુરુષપ્રયત્ન વડે મણિ–મંત્ર–ઔષધ આદિના પ્રભાવથી સ્વપ્નમાં પણ સત્યતાનો નિયમ દેખાય છે અને તે જાગ્રતમાં પણ અનુભવમાં આવે છે.[૨૬] પણ વસ્તુતાએ જોતાં જાગ્રત અને સ્વપ્ન એ બન્ને ચિદાકાશનો એક વિવર્ત છે. તેમાં શી ભિન્નતા રહી છે? જાગ્રતમાં અને સ્વપ્નનગરમાં દૃશ્યનો અનુભવ સરખો થવાથી તે બન્ને સરખાં જ છે.[૨૭] વસ્તુતાએ જોતાં જાગ્રત સંભવતું જ નથી. જે જાગ્રત શબ્દ વડે કહેવામાં આવે છે, તે પણ સુષુપ્તિથી રહિત એવા આત્માનું સ્વપ્ન જ છે અને તે જગતરૂપે કહેવાય છે.[૨૮] એવી જ રીતે સ્વપ્ન પણ નથી, જે કાંઈ સ્વપ્નના જેવું કહેવાય છે, તે પણ સુષુપ્તિમાં, જાગ્રતમાં અને સ્વપ્નમાં સદા એકરૂપ રહેનાર બ્રહ્મનું ચિન્મય સ્વરૂપ જ છે.[૨૯] એ પ્રમાણે જાગ્રત–સ્વપ્ન આદિ આ કશું કોઈ દિવસ છે જ નહિ, પણ અવિનાશી ચિત્સત્તા જ દેહાધ્યાસને લીધે મરણની ભ્રાંતિને અનુભવે છે અને પછી દૃશ્યને પણ ભ્રાંતિ વડે અનુભવે છે.[૩૦] જેમ અનંત કાળપર્યંત નિરંતર તેનાં તે જ જળબિંદુઓ તથા તરંગો સમુદ્રમાં ઊછળતાં રહે છે, જેમ તેનાં તે જ વાદળાંઓ વારંવાર આકાશમાં ઘૂમતાં રહે છે અને જેમ તેની તે જ દિશા દિગ્ભ્રમને લીધે બીજી જેવી જાણવામાં આવે છે, તેમ પરબ્રહ્મની અંદર આ સર્વ સૃષ્ટિકલ્પના અનન્યરૂપે રહી છે. તે વસ્તુતાએ નહિ દેખાતાં છતાં ભ્રાંતિને લીધે કેમ જાણે જુદે રૂપે રહેલ હોય તેમ ભાસે છે. શિલાઓની અંદર (અપ્રકટરૂપે) રહેલ રેખાઓની પેઠે તે જુદા જેવી દેખાય છે, પણ પરબ્રહ્મથી તે જુદી નથી. તો પછી તેમાં સ્વપ્ન–જાગ્રત આદિની સ્થિતિ કેવી હોય?[૩૧,૩૨] આ આત્મા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીય એ ચારે અવસ્થારૂપી શરીરને ધારણ કરે છે, નિરાકાર છે, સર્વને આકારે પ્રતીતિમાં આવતાં છતાં કાળની કલ્પનાથી રહિત છે અને સૃષ્ટિરૂપી શરીરને ધારણ કરી રહેલ છે. તે પોતાના ચિન્મય સ્વરૂપ વડે વ્યાપ્ત છે અને વસ્તુતાએ શૂન્ય એવા દૃશ્યથી યુક્ત છે; છતાં તેનાથી રહિત જ છે. આમ આ સર્વ ચિદાકાશરૂપ છે અને તેનાથી કાંઈ પણ જુદું નથી.[૩૩] આકાશ, પવન, અગ્નિ, જળ, પૃથ્વી, બીજા લોકો તથા મેઘો સાથેનું આ દૃશ્યજગત સૃષ્ટિના આદિકાળમાં કારણનો અનુભવ નહિ થવાથી કેવળ (હિરણ્યગર્ભના) ચિત્તરૂપ છે. તે નામથી રહિત છે, ચિદ્રૂપ સાક્ષી વડે યુક્ત છે અને અંતે મનનો લય થઈ જતાં શુદ્ધ ચિદ્રૂપ જ અનુભવમાં આવે છે. એટલે કે, કોઈ પણ વસ્તુ તેનાથી જુદી છે જ નહિ.[૩૪]

साकाशानिलवह्निवारिधरणीलोकान्तरांमोधरं सर्गादावपि कारणाननुभवाच्चित्तात्मकं केवलम्। नाम्ना वर्जितमेव बोधवपुषा संयुक्तमेवान्ततः शुद्धं वेदनमात्रमेव सकलं दृश्यं न वस्त्वन्तरम् ॥ ३४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સ્વપ્નની સત્યતા તથા અસત્યતા વિષે' એ નામનો સર્ગ ૧૪૮ મો સમાપ્ત



## સર્ગ ૧૪૧ મો+

### સ્વપ્નવૃત્તાંત

॥ વ્યાધ ઉવાચ ॥

**अनंतरं मुने ब्रूहि तत्तत्त्वं जागतस्य ते।**
**किं वृत्तमुरुवृत्तांतशतनिर्वाणसंसृतेः ॥ १ ॥**

વ્યાધ બોલ્યોઃ–હે મહારાજ! તમે તે પ્રાણીના દેહની અંદર સેંકડો વિસ્તીર્ણ વૃત્તાંતોની સાથે પ્રલય અને સંસારને અનુભવતા હતા. તમને તે ઘરની અંદર ભાર્યા, બંધુ આદિ સાથે સહવાસ થયા બાદ જગત સંબંધી કેવા વૃત્તાંતનો અનુભવ થયો? તેનું તત્ત્વ કહો.[1]

મુનિ બોલ્યાઃ–હે સદાચરણમાં પ્રીતિ રાખનાર સાધુ! પછી તે પ્રાણીના હૃદયની અંદર રહેનાર ઓજમાં મને જે કાંઈ અપૂર્વ વૃત્તાંતનો અનુભવ થયો, તે તમે સાંભળો.[2] ત્યાં રહેવાથી હું આત્માના ચમત્કારને ભૂલી ગયો હતો અને ઋતુ તથા સંવત્સરરૂપી મારો કાળ એમ ને એમ વ્યતીત થવા લાગ્યો.[3] હું આત્મજ્ઞાનથી રહિત હતો અને પોતાની પત્નીમાં આસક્ત ચિત્તવાળો થઈ ગયો હતો. મારાં સોળ વર્ષ ગૃહસ્થાશ્રમમાં આ પ્રમાણે વ્યતીત થયાં. કોઇએક દિવસે મારે ઘેર ઉગ્ર તપવાળા ને મહાજ્ઞાનવાળા મહામાન્ય મુનિ અતિથિરૂપે આવ્યા.[4,5] હે પ્રિય વ્યાધ! મેં તેમની સારી પેઠે પૂજા કરી. તે પ્રસન્નતાપૂર્વક ભોજન કરી સૂતા. પછી મેં તેમને મનુષ્યોના સમૂહને પ્રાપ્ત થતાં કેટલાંક સમાન સુખ–દુઃખોના ક્રમ વિષે વિચાર કરી આ પ્રમાણે પૂછ્યું: 'હે મહારાજ! આપ ઘણા જ્ઞાની છો અને જગતની સર્વ ગતિને જાણો છો; કેમકે આપનો કશો ક્રોધ દેખાતો નથી અને વિષયસુખમાં કાંઈ આસક્તિ નથી. શરદઋતુમાં જેમ ફલાર્થી પુરુષોને ધાન્યની પ્રાપ્તિ થાય, તેમ કર્મ કરનારા જીવોને શુભ–અશુભ કર્મો વડે સુખ–દુઃખોની પ્રાપ્તિ થાય છે.[6–8] શું આ સકલ પ્રજાઓ એકસાથે જ કંઈ અશુભ કર્મ કરે છે, કે તેથી તેમને સર્વ ભક્ષ્ય તથા અભક્ષ્યનું ભક્ષણ કરનારા દુકાળી આદિ દોષો (દુઃખો) એકસાથે જ ભોગવવાં પડે છે?[9] દુર્ભિક્ષને ઉત્પન્ન કરનાર અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિરૂપી ઉત્પાત સર્વ ભક્ષ્ય–અભક્ષ્યને ભક્ષણ કરાવનાર છે. તે શું સર્વને એક જ વખતે સાથે પ્રાપ્ત થાય છે? અને કયા મનુષ્યસમુદાયનાં સરખાં દુષ્કર્મો તેવું ફળ આપે છે?[10] મારો આ પ્રશ્ન સાંભળીને એ મહાત્મા મારા તરફ જોઈ રહ્યા અને જાણે વિસ્મયથી મલકી રહ્યા. પછી તે ઉત્કંઠિત ચિત્તથી અમૃતની વૃષ્ટિના જેવું સુંદર અને માન આપવા યોગ્ય આ વચન બોલ્યા.[11]

બીજા મુનિ બોલ્યાઃ–હે સુશીલ! તમારા વિવેકવાળા અંતઃકરણમાં આ દૃશ્યનું જે કાંઈ કારણ સત્ય કે અસત્ય જણાતું હોય, તે શાથી જણાય છે? એ તમે કહો.[12] તમે સંપૂર્ણપણે તમારા આત્માનું સ્મરણ કરો કે તમે કોણ છો! અહીં ક્યાં આવ્યા છો! હું કોણ છું! આ દૃશ્ય શું છે! સાર શું છે! અને અસાર શું છે![13] હે ભાઈ! આ સર્વ સ્વપ્નમાત્ર જ છે, તમે તે કેમ સમજતા નથી? કેમકે હું એક તમારો સ્વપ્નનર છું અને તમે મારા સ્વપ્નપુરુષ જેવા છો.[14] આ જગત નામરૂપથી રહિત, અનાદિ અને નિર્વિકલ્પ બ્રહ્મરૂપ છે. કેમકે ચિન્માત્રતત્ત્વરૂપી કાચનો તે એક ચળકાટ જ છે.[15] આ સર્વવ્યાપી ચિન્માત્રતત્ત્વનું આવું જ સ્વાભાવિક રૂપ છે. તે જ્યાં જેવું સમજે છે, ત્યાં તેનું જ થયેલ અનુભવમાં આવે છે.[16] જો સર્વ વસ્તુઓનું સકારપણું કલ્પનામાં આવે, તો સર્વ કારણ ભાસે છે અને જો અકારપણા વિષે નિશ્ચય થાય, તો સર્વ અકારણ ભાસે છે.[17] જે પ્રાણીના હૃદયમાં રહેલ ઓજમાં આપણે રહ્યા છીએ, તે આપણા અને આપણને

+ આ એકસોએકતાળીસમા સર્ગમાં સ્વપ્નવૃત્તાંતમાં પોતાને ઘેર આવેલ એ મુનિના મુખથી અનેકને સમાન દુઃખ આદિ પ્રાપ્તિનાં નિમિત્ત સંબંધ વિષે વર્ણન આવશે.

દેખાતી પ્રજાના વિરાટરૂપ થઈ રહેલ છે. વળી તે પ્રાણી પણ આપણા ચિદાત્માની કલ્પના વડે જ વિરાટભાવને પ્રાપ્ત થઈ રહેલ છે.[18] બીજી પ્રજાઓનો વળી બીજો જ પ્રાણી વિરાટરૂપ થશે અને તે દેહમાં દેખાતાં સુખ–દુઃખોના, સંપત્તિ–વિપત્તિના તેમ જ પાપ–પુણ્યના કારણરૂપ પણ (ભોક્તારૂપે) તે જ થાય છે.[19] વિરાટ સર્વના આધારરૂપ છે. એવા વિરાટના ધાતુમાં કાંઈ વિકાર થાય છે, એટલે એ વિરાટના અંગના અવયવરૂપ એવા આ સર્વ મનુષ્યસમૂહને એકસાથે અને એક જ સમયે દુર્ભિક્ષ, વૃષ્ટિનો અભાવ અને પ્રલય તથા યોગ પ્રમાણે પ્રાપ્ત થાય છે, અથવા તો શાંત થઈ જાય છે. કેમકે વિરાટની સત્તા જ આ સૃષ્ટિના સૃષ્ટિભાવમાં હેતુરૂપ છે.[20,21] હે સુશીલ! જેમ અનેક વૃક્ષો ઉપર અકસ્માત્ વજ્ર પડે છે, તેમ કેટલાંક દુષ્ટ કર્મોમાં કાકતાલીયની પેઠે જનસમુદાય ઉપર અકસ્માત્ દુઃખ આદિ આવી પડે છે.[22] જો પોતાનો ચિદાત્મા કર્મની કલ્પના કરી લે છે, તો જ તેને કર્મફળ ભોગવવું પડે છે. પણ જો તે કર્મની કલ્પનાથી રહિત હોય છે, તો તેને કર્મફળ ભોગવવું પડતું નથી.[23] જ્યાં જ્યાં જેવે જેવે પ્રકારે થોડા કે વિશાળ રૂપમાં જે જે કલ્પના ઉદય પામે છે, તે તે ત્યાં ત્યાં તેવે તેવે જ પ્રકારે થોડા કે વિશાળ રૂપમાં અનુભવાય છે. જો તેમાં કશો હેતુ કલ્પાયો હોય, તો તે સહેતુક ભાસે છે અને જો તેમાં નિર્હેતુકપણું કલ્પાયું હોય, તો તે તેવું ભાસે છે.[24] સ્વપ્નમાં દેખાતા નગરમાં તેનું ઉપાદાનકારણ કે સહકારી કારણ આદિ કશું હોતું નથી; માટે તે અનાદિ, મંગળરૂપ, નિર્વિકાર અને ચિન્મય પરબ્રહ્મરૂપ જ છે.[25] આ સ્વપ્નભ્રમમાં કોઈક કારણ વિના જ ભાસ્યા કરે છે અને કોઈક કારણપૂર્વક દેખાય છે. આમ સ્વપ્ન સદ્રૂપ અને અસદ્રૂપ છે, તેથી તે શૂન્ય અને મિથ્યારૂપ છે.[26] સ્વપ્નના સર્વ અનુભવો કાકતાલીયની પેઠે ભાસ્યા કરે છે. આ જગતનો અનુભવ પણ સ્વપ્નના જેવો જ છે, તેથી સ્વપ્નની પેઠે જ તે પણ બીજું કશું નથી. માત્ર ચિદાકાશ જ તેને આકારે પ્રસરી રહેલ છે.[27] જેના કારણ વિષેની રૂઢતા ચિત્તમાં થઈ ગઈ હોય છે, તે કારણવાળું જ ભાસ્યા કરે છે અને જેનું કારણ કશું પણ ચિત્તમાં રૂઢ થયેલું હોતું નથી, તે કારણ રહિત ભાસે છે.[28] સ્વપ્નની અંદર જ કાંઈ કાર્ય–કારણ આદિના ક્રમનો ઉદય થવાનો સ્વભાવ દેખાય છે, તે ચિદાત્માનો એક વિવર્ત જ છે. આવી જ રીતે આ જાગ્રતરૂપ સ્થૂલપ્રપંચનું પણ સમજી લેવું. માટે આ સર્વ શાંત પરબ્રહ્મરૂપ જ છે, એમ તત્ત્વવેત્તાઓ સમજે છે.[29] હે મહાબુદ્ધિશાળી મુનિ! કયા પદાર્થો સત્ય કારણવાળા છે, તે તમે સાંભળો. આ જગતમાં પદાર્થોના ભિન્ન ભિન્ન સ્વભાવોનું શું કારણ છે? આકાશનું શું કારણ છે?[30] પૃથ્વી આદિના ઘટપણાનું શું કારણ છે? તેની ઉત્પત્તિનું શું કારણ છે? અવિદ્યાનું શું કારણ છે? સ્વયંભૂ અને બ્રહ્મનું પણ શું કારણ છે? સૃષ્ટિના આદિકાળમાં વાયુ, જળ અને તેજનું શું કારણ છે? એ સર્વના સ્વરૂપનો નિર્ણય ચિદાત્મા સિવાય થઈ શકતો નથી. તેથી તેઓ ચિન્માત્રરૂપ છે. બાકી બીજું તેમનું કશું કારણ નથી.[31,32] મરી ગયા પછી જીવોને પિંડ લેવામાં અને બીજા દેહોનું ગ્રહણ કરવામાં શું કારણ છે? એની રીતે વસ્તુતાએ જોતાં પ્રથમથી જ આ સર્વ સૃષ્ટિઓ કારણ વિના જ ભ્રાંતિરૂપે ભાસ્યા કરે છે.[33] એવે જ પ્રકારે તેની પ્રવૃત્તિ થયા કરે છે અને એવી જ રીતે તેનો સંહાર પણ થતો રહે છે. આકાશમાં ભ્રાંતિ વડે દેખાતાં કુંડાળાંની પેઠે આ સર્વ ઘણા કાળના અનુભવથી ગયેલ ભ્રાંતિ વડે જ દેખાય છે.[34] આમ બ્રહ્મ પોતે જ સૃષ્ટિરૂપે થયા છે અને તેમણે પોતાના રૂપની જ પાછળથી પૃથ્વી આદિ સંજ્ઞાઓ ક.

પ્રથમ ચિદાકાશની અંદર પવનમાં

ચલનશક્તિની પેઠે કિંવા મનોરાજ્યની પેઠે સૃષ્ટિઓ (સૂક્ષ્મરૂપે) ખડી થઈ જાય છે અને પછી તે પોતાની મેળે જ દેહ તથા તેનાં કર્મ આદિ કારણોની કલ્પના કરી લે છે.[૩૬] પ્રથમ સૃષ્ટિની કલ્પનાના સમયમાં હિરણ્યગર્ભના સંકલ્પથી જે જે પદાર્થ જેવે જેવે પ્રકારે કલ્પાય છે, તેવા તેવા નિયમને તે તે ધારણ કરી લે છે. કેમકે પોતાના સંકલ્પિત પદાર્થોમાં તેમ થતું પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. આમ ચિદાત્માનો એવો સહજ સ્વભાવ જ છે, એમ જણાય છે.[૩૭] પ્રથમ હિરણ્યગર્ભના ચૈતન્યે સૃષ્ટિને અનુકૂળ પડે તેમ જે પદાર્થનું જેવું રૂપ પ્રતીત થવાનો સંકલ્પ કર્યો, તેવું જ અદ્યાપિપર્યંત તે થઈ રહેલ છે. બાકી વસ્તુતાએ જોતાં તે મારા પોતાના આત્મારૂપ જ છે.[૩૮] પ્રથમ બંધાઈ ગયેલી નિયમની કલ્પના ચિદાત્માના બીજા ઉત્કૃષ્ટ યત્ન વડે અન્યથા થઈ શકે છે, પણ તેમાં વારંવાર મોટા ઉત્કૃષ્ટ યત્નની જરૂર છે.[૩૯] જીવાત્મા જ્યાં કારણની કલ્પના કરી લે છે, ત્યાં તેને કારણની સ્થિરતા અનુભવમાં આવે છે. જ્યાં તે કારણની કલ્પના નથી કરતો, ત્યાં તેને કારણની પ્રતીતિ પણ થતી નથી. ચિદાકાશની અંદર વંટોળિયા વાયુના સપાટાની પેઠે પ્રથમથી જ આ દશ્ય વિસ્તરી રહેલ ભાસે છે અને તે અસત્ય છતાં પ્રથમથી (સૃષ્ટિના આરંભકાળથી) જેવું જણાયું છે, તેવું જ આજપર્યંત થઈ રહેલ છે.[૪૦૪૧] કેટલાક જીવો ભેગા થઈ પોતે (સાથે જ) શુભ-અશુભ કર્મો કરે છે અને પછી તેનાં તેવાં જ ફળને પણ ભેગા થઈ સાથે જ ભોગવે છે. વળી, કેટલાક હજારો જીવો પર્વતની શિલા ઉપર ઊડતા વજ્રપાતની પેઠે કોઈ પણ પ્રકારના કારણ વિના જ દુઃખને ભોગવે છે.[૪૨]

संभूय केचन शुभाशुभमात्मकर्म कुर्वन्ति तस्य सदृशं फलमाप्नुवन्ति । संप्राप्नुवन्ति च केचिद् दुःखं स्वकारणकमेव सहस्रसंख्याः ॥ ४२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સ્વપ્નવૃત્તાંત' એ નામનો સર્ગ ૧૪૯ મો સમાપ્ત**

## सर्ग १५० मो

## મુનિને પોતાના પૂર્વદેહમાં જવાની અશક્તિ વિષે

॥ मुनिरुवाच ॥

एवंप्रकारया युक्त्या तेनायं मुनिना तदा ।
तथाहं बोधितो येन गतो विदितवेद्यताम् ॥ १ ॥

મુનિ બોલ્યાઃ–આવી યુક્તિ વડે મને તે મુનિએ બોધ આપ્યો, એટલે હું વિદિતવેદ્ય (જાણવાનું સર્વ જાણે જાણી લીધેલ છે તેવો) થઈ ગયો.[૧] પછી, તેમણે વિદાય માગી, પણ મેં તેમને લાંબી પ્રાર્થનાઓ કરીને જવા દીધા નહિ. આથી, તે મહાત્માએ મર્યા જેવા થયેલા એવા મારે ત્યાં નિવાસ કર્યો.[૨] જે મુનિએ મને ચંદ્રમાના ઉદય જેવું શુભ વચન કહ્યું હતું, તે મુનિવર્ય આ તમારી પાસે જ રહેલ છે.[૩] પોતાના થોડા જ ઉપદેશ વડે મારા મોહને નિવૃત્ત કરનાર તથા દશ્યના પૂર્વાપર પ્રસંગને જાણનાર અને કેમ જાણે મારું યજ્ઞ આદિ સુકૃત જ શરીરધારી થઈ આવી ઊભું હોય તેવા દેખાતા આ મહાત્માએ જ મને ઉપર વર્ણવ્યા પ્રમાણે કહ્યું હતું.[૪]

અગ્નિદેવ બોલ્યાઃ–એ મુનિનું એવું વચન સાંભળીને, અહો સ્વપ્નસૃષ્ટિ અને તેનો ઉપદેશ કરનાર મુનિ શું મારી પ્રત્યક્ષ ઊભા છે ? આમ, વિસ્મય પામીને તે વ્યાધ જાણે ખિન્ન થઈ ગયેલ હોય તેવો બની ગયો.[૫]

× આ એકસોપચાસમા સર્ગમાં તે મુનિના વાક્ય વડે પોતાને આત્મજ્ઞાન થયા વિષે, તેની સાથે પોતાની સ્થિતિ થયા વિષે અને પૂર્વદેહમાં જવાની અશક્તિને લીધે દાહ આદિ થયા વિષે વર્ણન આવશે.

વ્યાધ બોલ્યોઃ-અહો મહારાજ ! તમે સંસારના તાપને નિવૃત્ત કરનાર છો. તમે આજ મને આ જે કહ્યું છે, તે તો બહુ આશ્ચર્યકારક છે અને મારા મનમાં અસંભાવનાને લીધે બંધબેસતું થતું નથી.[૬] હે મહારાજ ! આપે સ્વપ્નની અંદર જે મુનિને પોતાને ઉપદેશ આપનાર કહ્યા છે, તેમને પાછા તમે આ જાગ્રત અવસ્થામાં પ્રત્યક્ષરૂપે કહો છો અને તેમ તે અનુભવમાં પણ આવે છે. આ મને મોટું આશ્ચર્ય ભાસે છે.[૭] હે મુનીશ્વર ! જેમ બાળકની બુદ્ધિમાં જાગ્રત અવસ્થામાં વેતાલ પોતાની પાસે સ્થિર રહેલો જણાય છે, તેમ આ સ્વપ્નપુરુષરૂપ મહામુનિ જાગ્રત અવસ્થામાં પણ કેમ સ્થિર થઈ રહેલ છે?[૮] આ આશ્ચર્યકારક આખ્યાન આપ મને સંપૂર્ણ રીતે કહો. આ સ્વપ્નના પુરુષનું જાગ્રતમાં દર્શન કેવું ? આ કોનું દર્શન થાય છે ? અને આ શું છે ? જાગ્રત છે કે પછી સ્વપ્ન છે ? મને તો ખરેખર આ સઘળું અત્યંત વિસ્મય પમાડનાર છે ![૯]

મુનિ બોલ્યાઃ-હે મહાભાગ ! ત્યાર પછી મારું જે કાંઈ આશ્ચર્યકારક વૃત્તાંત બન્યું, તે હું સંક્ષેપથી કહું છું. તમે તે સાંભળો. તમે એકાએક અતિ ઉતાવળ ન કરો.[૧૦] આ તમારી પાસે બેઠેલ મુનિએ મને બોધ થવા માટે કેટલુંએક વર્ણન કર્યું અને આ મહાત્માની તે બોધકારી વાણી વડે હું આત્મસ્વરૂપને ઓળખનાર (વિવેકી) થઈ ગયો.[૧૧] આ મહાત્માના વચનથી મારા ચિત્તની બરાબર શુદ્ધિ થઈ. એટલે, જેમ હેમંત ઋતુની નિવૃત્તિ થતાં આકાશ સ્વચ્છ થઈ જાય છે, તેમ મેં મારા પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખ્યું. અરે ! અહો ! તે સમયે હું તે મુનિ હતો, એવું ચિત્તમાં સ્ફુરી આવતાં જ મને જબરું આશ્ચર્ય થયું અને તેથી હું જાણે હૃદયમાં આર્દ્ર થઈ ગયો. શ્રમથી પીડાયેલો કોઈ અજ્ઞાની પથિક જળની ઇચ્છા રાખી વ્યર્થ દેખાતાં ઝાંઝવાનાં જળ તરફ દોડે છે અને તેથી છેતરાય છે, તે જ પ્રમાણે હું ભોગોમાં રાખેલી આસ્થા વડે છેતરાયો છું અને આ દશાને પ્રાપ્ત થયો છું.[૧૨-૧૪] અહો ! ખેદની વાત છે કે, હું વિવેકી છું. છતાં જેમ કોઈ બાળક કેવળ ભ્રાંતિરૂપ અને મિથ્યા એવા વેતાલથી છેતરાય છે, તેમ હું કેવળ ભ્રાંતિરૂપ અને મિથ્યા એવા આ દશ્યના ચમત્કારથી છેતરાયો છું.[૧૫] અહો ! આશ્ચર્ય છે કે, સર્વ અર્થથી રહિત એવા આ મિથ્યા જ્ઞાનથી હું આ કેવી સ્થિતિમાં આવી પડ્યો છું ![૧૬] અથવા તો, જે કાંઈ આ 'હું' એવું સ્ફુરે છે, તે પણ ભ્રાંતિમાત્ર છે અને મિથ્યા છે. છતાં અસત્યપ્રપંચનું જે અનુકરણ કરવામાં આવે છે, તે ખરેખર સેંકડો આશ્ચર્યને ઉત્પન્ન કરનારું છે.[૧૭] હું પણ નથી, આ દશા પણ નથી, આ દશ્ય પણ નથી; કિંતુ ભ્રમમાત્ર છે. આ સર્વ મિથ્યા છતાં જાણે સત્ય હોય તેવું ભાસે છે, એ એક મોટું આશ્ચર્ય છે.[૧૮] હવે મારે અહીં શું કરવું ? બંધને ભેદનારો એક અંકુર મારામાં રહેલ છે; પરંતુ છેવટે તે પણ તોડી નાખવા યોગ્ય છે, એમ સમજીને તેનો પણ ત્યાગ કરી દઉં છું.[૧૯] આ વ્યર્થરૂપે દેખાતી અવિદ્યા ભલે હો. એ ભ્રાંતિરૂપ અવિદ્યાનું આપણને શું પ્રયોજન છે ? માટે તે મિથ્યા ભ્રાંતિનો હું હમણાં જ ત્યાગ કરી દઉં છું.[૨૦] આ મને ઉપદેશ આપનાર મુનિ પણ ભ્રાંતિમાત્ર જ છે અને તે પણ મારી પેઠે જ બ્રહ્મરૂપ છે. દિવસે વાદળામાં દેખાતા પુરુષના આકારની પેઠે તે બ્રહ્મમાં એક આભાસરૂપે ભાસે છે.[૨૧] હવે મને જ્ઞાનનો ઉપદેશ આપનાર મહામુનિને હું આ વિષય કહું એવો વિચાર કરી મેં તે મુનિને કહ્યુંઃ[૨૨] 'હે મુનિશ્રેષ્ઠ ! હું મારા પોતાના આશ્રમમાં રહેલ પ્રથમના મુનિશરીરને જોવા જાઉં છું; તેમજ જે પ્રાણીના શરીરમાં આ બધું દેખાય છે, તેને પણ જોવા માટે બહાર જાઉં છું.'[૨૩] આવાં મારાં વચન સાંભળી તે મહાત્મા મુનિવરે હસતાં હસતાં કહ્યું કે, 'તમારા એ બન્ને દેહ ક્યાં છે

ભસ્મ થઈ જઈ બહુ દૂર જતા રહ્યા છે.[૨૪] અથવા તો હે ભૂતકાળને જાણનાર મહાશય! તમે પોતે જ ત્યાં જાઓ અને ત્યાં જઈ વૃત્તાંતનું અવલોકન કરો. જો તમે જોશો, તો એ વિષેનો નિર્ણય થતાં સર્વ પોતાની મેળે જ તમારા જાણવામાં આવી જશે.[૨૫] એ પ્રમાણે તે મુનિએ કહ્યું. પછી, હું પૂર્વના દેહનો વિચાર કરી ત્યાં જવાને ઇચ્છી રહ્યો. મે મારા તે સ્થૂલદેહ સંબંધી અનુસંધાનને અને સ્વપ્ન સંબંધી પ્રાતિભાસિક સત્તા વડે ઉત્પન્ન થયેલ હું પાર્થિવ શરીરરૂપ જ છું, એવા પ્રકારના પોતાના કાલ્પનિક રૂપને છોડી દીધું. હવે, મેં મારા પ્રાણઉપાધિવાળા ચિદાત્માને (જીવને) તેના પ્રાણ દ્વારા વાતવ્યૂહમાં જોડી દીધો.[૨૬] 'હે મુનિ! હું જ્યાં સુધી મારા પૂર્વદેહને જોઈ અહીં આવું ત્યાં સુધી આપે અહીં જ રહેવું,' એમ એ મુનિને કહી મેં પવનની અંદર પ્રવેશ કર્યો.[૨૭] પછી, તેમાં પ્રવેશ કરી હું પવનરૂપી રથ પર આરૂઢ થયો. જેમ પુષ્પનો સુગંધ અનંત આકાશમાં ઘણા કાળ સુધી ભમ્યા કરે છે, તેમ હું પણ ત્વરાથી આકાશની અંદર ભમવા લાગ્યો.[૨૮] પછી, હું ઘણા લાંબા સમય સુધી તેમાં ભમ્યો, પણ મને તેના ગળાનું છિદ્ર મળ્યું નહિ. આમ, તે વાતવ્યૂહમાં ગૂંચવાઈ રહેવાથી મને ખેદ થવા લાગ્યો. વળી પાછો હું મારા આત્માના બંધનસ્તંભરૂપ એવા આ જગતમાં આવ્યો અને અહીં આ સર્વોત્તમ મુનિને મારી આગળ જ જોવા લાગ્યો. એ પછી એકાગ્ર થઈ હું ઘરની અંદર મુનિને પૂછવા લાગ્યો કે, 'હે પૂર્વાપર જાણનારાઓમાં શ્રેષ્ઠ મુનિ મહારાજ! આ શું આશ્ચર્ય છે તે આપ કહો. આપ ઉત્તમ જ્ઞાનચક્ષુથી સર્વ યથાર્થ રીતે જાણો છો.[૨૯-૩૨] મેં જેના દેહની અંદર પ્રવેશ કર્યો, તે પ્રાણીનો દેહ અને મારો પોતાનો દેહ એ બન્ને ક્યાં જતા રહ્યા? અને તે અને પાછા કેમ મળ્યા નહિ?[૩૩] મેં ઠેઠ સ્થાવરપર્યંત પોતાના વિશાળ સંસારમંડળમાં ઘણા કાળ સુધી ભ્રમણ કર્યું; પરંતુ તે પ્રાણીના ગળાનું છિદ્ર મને કેમ મળ્યું નહિ?[૩૪] આ પ્રમાણે મુનિની પાસે જઈ મેં પૂછ્યું, એટલે તે મહાશય મુનિએ મને કહ્યું કે, 'હે કમળના* જેવાં સુંદર નેત્રવાળા! તમે પોતાની મેળે જ (મારા બતાવેલ ઉપાય વિના) શી રીતે પૂર્વદેહના વૃત્તાંતને જાણી શકો?[૩૫] જો એ વિષય તમે યોગ વડે એકાગ્ર થયેલી બુદ્ધિ વડે જોશો, તો હાથમાં રહેલા કમળની પેઠે નિઃશેષ રીતે તેને જાણી શકશો.[૩૬] કદાચિત્ તમારે (તે જોવાની ઇચ્છા ન હોય અને) મારા વચન વડે સાંભળવાની જ ઇચ્છા હોય, તો હું બનેલા વૃત્તાંતને અનુસરી અખંડિત રીતે કહીશ તે તમે સાંભળો.[૩૭] વસ્તુતાએ જોતાં, તમે આ જે વ્યષ્ટિજીવરૂપે અનુભવમાં આવો છો, તે તેવે રૂપે નથી જ. તમે તો સર્વ પ્રાણીઓના પુણ્યરૂપી કમળોનો વિકાસ કરવામાં સૂર્યરૂપ, કમળોના સમૂહની પેઠે સર્વ કલ્યાણોના સમૂહરૂપ અને ભગવાનના જ્ઞાનરૂપી નાભિકમળની અંદર બેઠેલા હિરણ્યગર્ભરૂપ છો.[૩૮] એવા તમે પોતે તપરૂપી મનોરાજ્યમાં સ્થિર થઈ રહેવાથી એક આશ્રમની અંદર તપસ્વીરૂપ થઈ રહ્યા; અને ત્યાં પુષ્ટ થઈ રહેલ વ્યષ્ટિભાવના અનુભવ વડે પરશરીરની અંદર સ્વપ્ન વગેરેનું કૌતુક જોવાની ઇચ્છાથી કોઈ એક પ્રાણીના હૃદયમાં તમે પ્રવેશ કર્યો.[૩૯] તમે જે પ્રાણીના હૃદયની અંદર પેઠા, તેમાં જ આ વિસ્તારવાળા અને આકાશ તથા પૃથ્વીરૂપી વિશાળ ઉદરને ધારણ કરી રહેલા ત્રણે ય લોકો તમારા જોવામાં આવ્યા. આમ તમે જ્યારે ઘણા લાંબા સમય સુધી તે સ્વપ્ન જોવામાં વ્યગ્ર થઈ ગયા, ત્યારે તમારો

* આ સંબોધન વાપરવાનો નિગૂઢ આશય એવો છે કે, નેત્રના સૌંદર્યમાત્રથી જ કાંઈ આ વિષય જાણવામાં આવનો કે દેખાતો નથી, પણ તેનાં સાધન જુદાં છે, એવી સૂચના કરી છે; એવું ટીકાકાર જણાવે છે.

પોતાનો પૂર્વ દેહ, જેની અંદર તમે સ્વપ્ન જોવાની ઇચ્છાથી પ્રવેશ કર્યો હતો, એવો મોટા વનની અંદર સૂતેલો જણાતો તે પ્રાણીનો દેહ અને તમારો આશ્રમ એ સર્વ પ્રચંડ દાવાનળ લાગવાથી ખાખ થઈ ગયા. એ દાવાનળ ધુમાડાઓ વડે ધૂસરાં બની ગયેલાં વાદળાંઓરૂપી વસ્ત્રોવાળા આકાશના આડંબરને ઉત્પન્ન કરતો હતો અને ઊડ્યા કરતાં તથા બળાત્કારથી ઉત્પન્ન થતાં ઊંબાડિયાઓનાં ચક્રો વડે તે સૂર્યમંડળનો તથા ચંદ્રમંડળનો ભાવ બતાવતો હતો. તે જ્વાળા વડે દેદીપ્યમાન એવા આકાશની અંદર ભસ્મ વડે ભરપૂર હતો અને દિશાઓને ઢાંકી દઈ રક્ષા કરી રહેલ એવા ધુમાડાઓનાં વાદળાંઓ (ગોટા ઓ) રૂપી કાળા કામળાઓ વડે આકાશને ઢાંકી રહ્યો હતો. ગુફાઓરૂપી ઘરમાંથી નીકળેલી સિંહોની ગર્જનાથી તે તિરસ્કાર પામ્યો હતો અને પ્રસિદ્ધપણે સંભળાતા તે અડચડાટના અવાજથી દિશાઓની અંદર રહેલ સર્વ મનુષ્યોને તે બહેરાં બનાવી રહ્યો હતો. તે ચોતરફ ફેલાઈ ગયો હતો, તેથી તાલ અને તમાલનાં વૃક્ષો જાણે અગ્નિનાં વૃક્ષો જેવાં જણાતાં હતાં. એ વૃક્ષસમૂહો તૂટી પડતા હતા તેથી ઉત્પાતના વહ્નિના અથવા ઉત્પાતના મેઘના કડાકા થતા હતા. આથી તે અગ્નિ કોલાહલથી ઘટ થઈ રહ્યો હતો. દૂર દેશમાં રહેલાં મનુષ્યોને તે જોવામાત્રથી સ્થિર વીજળીની ભ્રાંતિ ઉપજાવતો હતો અને તે આકાશમાં રસરૂપ સુવર્ણના રસ વડે લીંપાયેલ ભીંતના ભાવને પેદા કરતો હતો. અગ્નિના મનોહર તણખાઓ વડે તે આકાશની અંદર તારાઓના સમૂહને બમણો દીપાવતો હતો અને આકાશના વક્ષઃસ્થળમાં રહેલી જ્વાળારૂપી બાળવનિતાનાં નેત્રને તણખાઓરૂપી આનંદદાયી કટાક્ષથી આનંદ ઉત્પન્ન કરતો હતો. વળી જ્વાળાઓના ધમધમાટવાળા શબ્દોથી તે આકાશની અંદરના ભાગને ગજાવી મૂકતો હતો અને ગુફાઓરૂપી ઘરમાંથી બહાર નીકળેલા, ભ્રમિત થઈ ગયેલા તથા નિદ્રારહિત થઈ રહેલા જંગલી લોકોની વિષમદશાને ઉત્પન્ન કરતો હતો તથા અર્ધદગ્ધ ને ભાગતા સિંહ, મૃગપારધીઓ તેમ જ પક્ષીઓ વડે તે યુક્ત હતો. વળી તે ઊના ઊકળ્યા કરતા તળાવોના અને નદીઓના પ્રવાહોની અંદર ઉગ્ર એવા વ્યાધ, વ્યાઘ્ર આદિ જીવોને તથા જળચરોને પચાવી દેતો હતો. પ્રદીપ્ત જ્વાળાઓમાં બળતી બાળચમરીઓથી તે સુંદર અને ચપળ દેખાતો હતો અને તે બળતાં વનનાં પ્રાણીઓના મેદના ગંધ વડે વીંટાયેલ વાદળાંઓવાળો હતો. પ્રલયકાળના અગ્નિ જેવા અને સર્પની પેઠે ચારે બાજુ પ્રસરી રહેલ એ પ્રચંડ દાવાનળ વડે તમે અને તમારો આશ્રમ એ સઘળું ભસ્મ થઈ ગયું.[૪૦–૫૧]

વ્યાધ બોલ્યોઃ–હે મહારાજ ! શું ત્યાં અગ્નિ લાગવાનો કશો હેતુ બન્યો હતો? વળી તે વન તથા તેમાં રહેલ બ્રહ્મચારી આદિના દેહો, એ સર્વ એકસાથે જ કેમ ભસ્મ થઈ ગયાં?[૫૨]

મુનિ બોલ્યાઃ–સંકલ્પ આદિનો ક્ષય અને ઉદય થવામાં જેમ સંકલ્પ કરનાર પુરુષના મનનું સ્ફુરણ જ એક હેતુરૂપ છે, તેમ આ ત્રણે લોકોનો સંકલ્પ (કલ્પના) કરનારું વિધાતાના મનનું સ્ફુરણ જ તરતમાં ત્રિલોકીરૂપ થઈ જાય છે; તેથી ત્રણે લોકના ક્ષયમાં અને ઉદયમાં એ વિધાતાના મનનું નિશ્ચયાત્મક સ્ફુરણ જ હેતુરૂપ છે.[૫૩] જેમ હૃદયની અંદર ક્ષોભ અને અક્ષોભ થવામાં તે સમયનો સંકલ્પ જ હેતુરૂપ છે, તેમ આ ત્રણે

કલ્પિત છે. આમ માયા વડે યુક્ત એવા ચિદાકાશની (શબલબ્રહ્મની–ઈશ્વરની) કલ્પના અનંત અને અવ્યવસ્થિત છે.[પ૬] વસ્તુતાએ જોઈએ તો ચિદાકાશની અંદર તેની પોતાની શોભા જ આ સર્વને આકારે દેખાય છે, એવું વિવેકી વિદ્વાનોનું સમજવું છે. બાકી, મૂર્ખોને જેવું ભાન થતું હોય તેવું ભલે થાઓ, પરંતુ તે સત્ય નથી.[પ૭]

**चिति नभसि चिन्नभःश्रीः कचतीति निरामया विदुषाम्। मूर्खाणां तु यथैषा यादृग्वा तन्मयीह न सत्॥ ५७॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અ૦વિ૦શી૦ પરમોપદેશ' એ નામનો સર્ગ ૧૫૦ મો સમાપ્ત**

## सर्ग १५१ मो[×]

### અગ્નિ સર્વને બાળી નાખશે

॥ अन्यमुनिरुवाच ॥

**तत्र ते नगरं तानि गृहाणि तरवश्च ते। क्षिप्रेण शुष्कतृणवत्सर्वं भस्मत्वमागतम्॥ १॥**

**બીજા મુનિ બોલ્યાઃ**–ત્યાં તે નગર, તે ઘરો અને તે વૃક્ષો, એ સર્વ સુકાયેલા ઘાસની પેઠે ક્ષણ વારમાં ભસ્મ થઈ ગયું.[૧] જેના અતિ સંતાપથી શિલાઓ પણ ફાટી જાય એવા આશ્રમની અંદર તમે રહ્યા હતા અને સૂતા હતા. તમારાં તે બન્ને શરીર એ જ પ્રમાણે ત્યાં ભસ્મરૂપ થઈ ગયાં.[૨] પછી તે અગ્નિ વનને નિઃશેષ કરી દઈ ધીરે ધીરે શાંત થઈ ગયો અને પછી સમુદ્રનું પાન કરનાર અગસ્ત્યની પેઠે તે અસ્તને પણ પ્રાપ્ત થયો.[૩] આમ તે અગ્નિ શાંત થઈ ગયો, એટલે પછી પ્રથમ પ્રજ્વલિત અને પછીથી શીતળ એવી તે સર્વ ભસ્મને વાયુએ પુષ્પોના સમૂહની પેઠે રજરૂપે વિખેરી નાખી.[૪] આથી જેમ જાગ્રત અવસ્થામાં સ્વપ્નનગર ન દેખાય, તેમ તે આશ્રમ ક્યાં હતો, એ બન્ને શરીર ક્યાં હતાં અને કરંડિયાની પેઠે અનેક જનસમૂહના આશ્રયરૂપ એવું તે નગર પણ ક્યાં હતું, તે કશું જણાતું નથી.[૫] તમારાં એ બન્ને શરીર નાશ પામ્યાં, એટલે સિદ્ધ થાય છે કે, સ્વપ્નમાં તમને ભ્રમ થયો હતો, તેથી તમારો ચિદાત્મા જ એ સર્વરૂપે જણાયો હતો.[૬] આથી જ તે પુરુષનું ગળાનું છિદ્ર તથા તમારો તે વિરાટપુરુષ હમણાં ક્યાં દેખાય છે? ઓજ સહિત તે સૂઈ ગયો હતો, તેથી ઓજ સહિત તેના દેહનો અગ્નિથી દાહ થઈ ગયો.[૭] હે મુનિ! તેથી જ એ બન્ને દેહ તમારા જોવામાં આવ્યા નહિ. હમણાં તમે અનંત એવા સ્વપ્નસંસારરૂપી જાગ્રતમાં રહેલા છો.[૮] હે સુંદર વ્રતધારી! એ પ્રમાણે આ સ્વપ્ન જ જાગ્રત ભાવને પ્રાપ્ત થઈ રહેલ છે અને અહીં અમે સર્વ તમારા સ્વપ્નનર જ છીએ.[૯] તમે અમારા સ્વપ્નનરરૂપ છો અને અમે તમારા સ્વપ્નનરરૂપ છીએ. વસ્તુતાએ જોઈએ તો આત્મારૂપ ચિદાકાશ સર્વદા પોતાના અદ્વિતીય સ્વરૂપમાં જ રહેલ છે.[૧૦] તમે જો કે પ્રથમ સ્વપ્નનરરૂપ છો, તો પણ તે દિવસથી માંડીને તમને જાગ્રતની પ્રતીતિ થઈ છે. આથી તમે જાગ્રત અવસ્થાના નરરૂપ થઈ રહ્યા છો અને ગૃહસ્થપણામાં જ સારી રીતે સ્થિર થઈ રહેલ છો.[૧૧] આ સર્વ આદિથી માંડી અંત સુધી જેવું બન્યું છે, તેવું કહી બતાવ્યું છે. આ અનુભૂત છે અને સારી પેઠે (દશ્યરૂપે) જોયેલ છે. સંદેહ રહેતો હોય તો તમે પોતે તે ધ્યાન વડે જોઈ શકો છો.[૧૨] આકાશની અંદર પ્રસરી રહેલ સુવર્ણના જેવા તડકાની પેઠે જે પ્રકાશરૂપે સર્વત્ર પ્રસરી રહેલ છે, તે આદિ, મધ્ય અને અંતથી રહિત એવો ચિદ્દઘન આત્મા પોતાની કલ્પનાશક્તિના ઉછાળા વડે

× આ એકસોએકાવનમા સર્ગમાં અગ્નિ આશ્રમને તથા તે મુનિના શરીરને બાળી નાખશે તે વિષે તથા પવન વડે તેની ભસ્મ ઉડી જવા વિષે અને સ્વપ્નમા જાગ્રતની સ્થિતિ દેખાયા વિષે વર્ણન કરવામાં આવશે.

ચપળરૂપ બની જાય છે. તે પોતે ચિન્મય છે, છતાં પોતાના આત્માની અંદર પ્રકટ થઈ રહેલી એવી શુભ, અશુભ તથા મિશ્ર સૃષ્ટિઓને આકારે (વિવર્તરૂપે) પ્રતીતિમાં આવે છે.[૧૩]

इत्यादिमध्यरहितोऽयमनन्तरूपः संविद्घनः कचति कांचनतापचत्खे । तत्फाललोलवपुरात्मनि चिन्मयात्मा सर्गात्मभिर्विकसितैरसितैः सितैश्च ॥ १३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અભાવદર્શન' એ નામનો સર્ગ ૧૫૧ મો સમાપ્ત**

## सर्ग १५२ मो*

### સ્વપ્નપદાર્થની સત્યતા વિષેની શંકાનું નિવારણ

॥ मुनिरुवाच ॥

इत्युक्त्वा स मुनिस्तत्र तूर्णीं स्वशयने निशि ।
आसीद्विस्मयतथाहमथासंप्रोक्षमानवत् ॥ १ ॥

મુનિ બોલ્યાઃ—મને ઉપર પ્રમાણે કહી તે મુનિ રાત્રિ સમયે પોતાના શયનની અંદર મૌનને ધારણ કરી રહ્યા અને હું તો પછી જાણે પવનના સમૂહમાં વહ્યો જતો હોઉં, તેમ વિસ્મય વડે વ્યાપ્ત બની ગયો.[૧] પછી મેં તેને ઘણી વારે કહ્યું કે, હે મુનિશ્રેષ્ઠ! હે મહાસમર્થ! ખરેખર આ સર્વ સ્વપ્ન સદ્રૂપ છે (યથાર્થ છે), એમ મને જણાય છે.[૨]

બીજા મુનિ બોલ્યાઃ—જો બીજું (જાગ્રત આદિ કાંઈ) સત્ય સંભવતું હોય, તો હજી 'આ સ્વપ્ન આદિ શું સત્ય છે!' એવો વિસ્મય ઘટે. પરંતુ જ્યાં જાગ્રત સંબંધી દૃશ્યની પણ અલ્પ સત્તા છે, એટલે કે તે પણ મિથ્યાભૂત છે, ત્યાં પછી સ્વપ્ન આદિની સત્યતાના યથાર્થપણા વિષે તો શી વાત કરવી?[૩] સ્વપ્નની પેઠે જ આ સૃષ્ટિ પ્રથમ ભાસે છે અને તે વસ્તુતાએ પૃથ્વી આદિથી રહિત છતાં (સ્વપ્નની પેઠે જ) પૃથ્વી આદિ વડે યુક્ત દેખાય છે.[૪] હે કમળપત્રના જેવાં સુંદર નેત્રવાળા વ્યાધના મહાગુરુ મુનિ! આજના આપણા સ્વપ્નના કરતાં પણ જાગ્રતરૂપે પ્રસિદ્ધ એવું આ સૃષ્ટિરૂપી સ્વપ્ન વધારે શુદ્ધ ચિદ્રૂપ છે. આ વિષે હું યુક્તિ કહું, તે તમે સાંભળો.[૫] આજે જાગ્રત અવસ્થામાં દીઠેલા પદ-પદાર્થના સંસ્કારો બુદ્ધિમાં ચોંટી જાય છે, તેથી રાત્રિએ સૂઈ જતાં સ્વપ્નમાં જ કાંઇ તમને શબ્દ અને અર્થની પ્રતીતિ થાય છે, તેમાં સંસ્કાર આદિ સામગ્રી છે. આથી તેને કદાચ સત્ય પણ કહી શકાય. પરંતુ સૃષ્ટિના આદિકાળમાં તે સમયે કે તે પહેલાં બીજું કશું ન હોવાથી તથા પૂર્વ-સૃષ્ટિના સંસ્કારો, વચમાં પ્રલયકાળનો મોટો અંતરાય આવી જતાં નાશ પામ્યા હોવાથી, આ સૃષ્ટિરૂપી સ્વપ્ન તો ચિદાકાશની અંદર પ્રથમ જ દૃશ્યરૂપે પ્રતીતિમાં આવે છે.[૬,૭] હે મુનિ! એવી રીતે આ વિસ્તારવાળું સ્વપ્નજગત સાવ મિથ્યા છે, તો પણ ચિદાત્મામાં રહેલી સત્તા વડે તે તેને સત્ય જેવું અનુભવે છે. તેમાં તમને શો સંદેહ રહે છે?[૮] ઉપર પ્રમાણે બોલતા તે બીજા મુનિના વાક્યનો આક્ષેપ કરી (વચમાં બીજી વાત નાખી) મેં તેમને પૂછ્યું કે, 'આપ મને વ્યાધનો ગુરુ ઠરાવો છો, તે શી રીતે? એ કહો.[૯]

બીજા મુનિ બોલ્યાઃ આ એક બીજું આખ્યાન તમે સાંભળો. હે મહાબુદ્ધિશાળી મુનિ! હું તમને સંક્ષેપથી કહું છું. કેમકે વિસ્તાર કરવા બેસું, તો તેનો અંત આવે એવું નથી.[૧૦] જ્યાં સુધી તમે વ્યાધના ગુરુ થશો ત્યાં સુધી હું અહીં જ છું. હે મુનિશ્રેષ્ઠ! તમે અતિદીર્ઘકાળથી તપ કર્યા કરો છો અને અત્યંત ધાર્મિક છો. તમે મારું સત્ય વચન સાંભળીને અહીં તમારે ઘેર જ પ્રીતિ કરી રહેશો.[૧૧] આ હું પણ અહીં

* આ એકસોબાવનમા સર્ગમાં બીજા મુનિ તે મુનિની સ્વપ્નના પદાર્થોની સત્યતા વિષેની આશંકાને નિવૃત્ત કરી, તેના વ્યાધના ગુરુપણા વિષે વર્ણન કરશે.

જ રહ્યો છું અને તમે મને રજા આપશો નહિ. હું પણ તમારી સેવા વડે તમારી સાથે "અહીં જ રહીશ એવો દૈવનો નિશ્ચય છે. પછી હે સુશીલ મુનિ ! કેટલાંક વર્ષો વીત્યા બાદ તમારા સર્વ બધુઓ દુકાળથી નાશ પામશે.[૧૨,૧૩] ત્યારે વૈર–બળ આદિ વડે મત્ત તથા સીમાડાના અંતમાં રહેલ એવા ખંડિયા રાજાઓનું પરસ્પર યુદ્ધ થશે, એટલે પ્રાણીઓ ઓછાં થઈ જશે અને આ આખું ગામ પોતાનું ઘર છોડી ભાગી જશે.[૧૪] પછી દુઃખને નહિ જાણનાર, પરસ્પર આશ્વાસના કરી રહેલ, વિદિતવેદ્ય ( જાણવાનું સર્વ જેણે જાણી લીધેલ છે એવા ) હોવાથી શાંત, સર્વત્ર સમાનદષ્ટિવાળા અને સર્વ વિષયોમાં નિસ્પૃહ એવા આપણે બન્ને સૂર્ય–ચંદ્રની પેઠે કોઈ એક શૂન્ય વૃક્ષખંડોના સમૂહમાં સમાન આચરણને ધારણ કરી અહીં સાથે જ રહીશું.[૧૫,૧૬] પછી આ અરણ્યની અંદર કાળે કરીને એક ઉત્તમ વન થઈ રહેશે. તે શાલ, તાલ તથા બીજા લતાઓના સમૂહ વડે આખા ભૂલોકને ઢાંકી દેતું હશે, તાલ તથા તમાલ વૃક્ષોનાં પત્રોનાં તાંડવનૃત્યથી દિશાઓને શોભાવતું હશે, વિકસિત થયેલ કમળોની કુંજોથી વંદ્ય હશે, પ્રફુલ્લ વૃક્ષોવાળું હશે, શબ્દ કરતા ચકોર પક્ષીઓના સમૂહવાળી સુંદર લતાઓની નિકુંજથી સુશોભિત હશે, મહાપ્રકાશમાન હશે અને જાણે અંતરિક્ષથી આવેલ તે સાક્ષાત નંદનવન હશે.[૧૭,૧૮]

**तालीतमालदलतांडवमंडिताशं व्याकोशपद्मवनवंद्यविकासिवृक्षम् । कूजच्चकोरचयचारुलतानिकुंजमुद्भासि नंदनमिवागतमन्तरिक्षात् ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ' મુનિરાત્રિસંકથાવર્ણન ' એ નામનો સર્ગ ૧૫૨ મો સમાપ્ત**



## સર્ગ ૧૫૩ મો*

### મુનિની સર્વમાં એકાત્મબુદ્ધિ

॥ अन्यमुनिरुवाच ॥

**आवयोश्चरतोस्तस्मिन् वने चिरतरं तपः । मृगानुसरणश्रांतो मृगव्याध उपैष्यति ॥ १ ॥**

બીજા મુનિ બોલ્યાઃ–આપણે બન્ને તે વનની અંદર ઘણા લાંબા કાળ સુધી તપ કરશું. તેવામાં આપણી પાસે મૃગોની પછવાડે દોડવાથી થાકી ગયેલો એક મૃગહિંસક વ્યાધ આવશે.[૧] તમે તેને સ્વભાવથી જ પવિત્ર એવી કથાઓ વડે બોધ કરશો અને પછી તે પણ વૈરાગ્યને પ્રાપ્ત થઈ જઈ તે જ વનની અંદર તપ કરશે.[૨] તપસ્વીના ધર્મોનો અભ્યાસ થવાથી (શમ–દમ આદિ સાધનસંપત્તિ પ્રાપ્ત થતાં) એ વ્યાધ આત્મજ્ઞાન મેળવવાની ઇચ્છાથી વચમાં સ્વપ્નનો જિજ્ઞાસુ બની સ્વપ્નની કથા પૂછશે.[૩] સ્વપ્નના પ્રસંગથી તમે તેને અખંડિત આત્મજ્ઞાનનો બોધ કરશો, એટલે તેનામાં યોગ્યતા આવશે. આ પ્રમાણે તમે તે વ્યાધના ગુરુ થશો, તેથી હે પ્રિય મુનિ ! મેં તમને વ્યાધગુરુ કહ્યા છે.[૪,૫] એવી રીતે જેવો આ સંસારનો ભ્રમ છે, જેવો હું છું, જેવા તમે છો અને જે કાંઈ હવે પછી થવાનું છે, તે સર્વ મેં તમને કહી બતાવ્યું છે.[૬] ઉપર પ્રમાણે તે બીજા મુનિએ કહ્યું, એટલે વિસ્મય વડે આકુળ બની ગયેલી બુદ્ધિ વડે મેં તેમની સાથે વિચાર કર્યો અને હું પરમ વિસ્મયને પ્રાપ્ત થઈ ગયો.[૭] પછી તે રાત્રિ વીત્યા બાદ પ્રાતઃકાળમાં મેં તે મહામુનિની એવા પ્રકારથી સેવા કરી કે, તે ત્યાં જ પ્રીતિ બાંધી રહી ગયા.[૮] પછી તે વનના ગૃહની અંદર અને ગામડાના ગૃહની અંદર

* આ એકસોત્રેપનમા સર્ગમા વ્યાધનું આવવું થતાં, તે મુનિનું તેના પ્રતિ ગુરુપણું તથા કાળે કરી વિવેકને લીધે જ્ઞાન થતાં સર્વમાં એકાત્મ્યબુદ્ધિ થઈ, એ વિષે વર્ણન કરવામાં આવશે.

અમે બન્ને સ્થિર બુદ્ધિ કરી પરસ્પર પ્રીતિ બાંધી રહ્યા.[૯] ત્યારથી ઋતુ–સંવત્સર આદિરૂપ સમય આમ જ વ્યતીત થતો રહે છે હું પર્વતની પેઠે અચળપણે રહીને પ્રાપ્ત થયેલા ઇષ્ટ–અનિષ્ટ ભાવોને સ્વીકારું છું અને ત્યજું છું.[૧૦] હું મરણને પણ ઇચ્છતો નથી, તેમ જીવિતને પણ ઇચ્છતો નથી; છતાં હું યથાસ્થિત પણે શીતળ સ્થિતિમાં રહ્યો છું.[૧૧] પછી મેં ત્યાં આ દશ્યમંડળ વિષે વિચાર કરવા માંડ્યો કે, 'આ દશ્યનું શું કારણ હશે? આ જીવ તેને ચિત્ત વડે કેવી રીતનું જાણે છે?[૧૨] આ પદાર્થોનો સમુદાય શું છે? તેનું કારણ શું છે? આ સ્વપ્નસૃષ્ટિ એક ચિદાકાશ રૂપ જ છે અને તેની અંદર સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ તથા દિશાઓ પ્રતીતિમાં આવે છે; પણ વસ્તુતાએ જોતાં પોતાના સ્વરૂપમાં રહેનાર ચિદાકાશ જ એ સર્વને આકારે વિવર્તરૂપે થઈ રહેલ છે.[૧૩,૧૪] ચિદાકાશરૂપ ચાંદની ચારે દિશાઓમાં પોતાના જે કાંઈ પ્રકાશને પ્રસારી દે છે, તે જ આ જગતને રૂપે ભાસે છે. એ જગત તે ચિદાકાશની અંદર વિચિત્ર પ્રકારના એક ચિત્ર જેવું દેખાય છે અને વસ્તુતાએ નિરાકાર છે.[૧૫] આ પર્વતો નથી, આ પૃથ્વી નથી, આ આકાશ પણ નથી અને આ હું પણ નથી; માત્ર ચિદાકાશનો એક વિવર્ત જ આ સર્વને આકારે ભાસ્યા કરે છે.[૧૬] જો સર્વ ચિન્માત્રનો જ વિવર્ત છે, તો પછી પદાર્થસમૂહનું શું કારણ છે? અને તેમનું સાકારપણું થવામાં પણ કારણ વિના શા પ્રયોજનનો સંભવ છે?[૧૭] જો આ સર્વ ભ્રાંતિમાત્ર જ છે એમ કહીએ, તો ભ્રાંતિનું શું કારણ છે? અને ભ્રાંતિનો દ્રષ્ટા તથા મનન કરનારો કોણ છે? તથા તેનું કારણ કેવું અને કોને આધારે રહેલ છે?[૧૮] હું ચિન્માત્ર છું. હું જેના દેહની અંદર પ્રવેશ કરી હૃદયના ઓજમાં રહ્યો હતો, તે પ્રાણી મારા દેહની સાથે જ નિઃશેષપણે ભસ્મરૂપ થઈ ગયો છે.[૧૯] માટે મારો દેહ અને તે પ્રાણીનો દેહ એ વગેરે કશું વસ્તુતાએ છે જ નહિ. આથી, સર્વ અનાદિ અને અનંત ચિદાકાશના એક આભાસરૂપ છે. તેમાં કર્તા, કર્મ, કરણ (કારણ) આદિ કશું નથી; પરંતુ ક્રમ વિના સર્વ ચિદેકરસ છે. ઘટ, પટ અને વિવર આદિ સર્વ જ્યારે ચિદાકાશનો જ એક વિવર્ત છે, તો પછી ઘટ, પટ અને વિવર આદિ આકારને જણાવનાર તેમનું સ્ફુરણરૂપ ક્યાંથી ઉત્પન્ન થયું? વસ્તુતાએ જોતાં તો ચિદાકાશનો વિવર્ત પણ નથી કિંતુ કેવળ ચિદાકાશ જ છે; કેમકે ચિદાકાશનો શો વિવર્ત હોય અને કેવો હોય? એ આકાશ શી રીતે અને શા વિવર્તને ઉત્પન્ન કરે?[૨૨] આ દશ્યપ્રપંચ ચિદ્રૂપ મહાસાગરના એક પરપોટા જેવો છે. તેમાં વળી કાંઈ નવીન રૂપે વિવર્તભાવ શો હોય? આ પ્રપંચ સ્વભાવે જ એક વિવર્તરૂપે દેખાય છે; પરંતુ અનંત ચિદેકરસરૂપે જ તે રહેલ છે.[૨૩] શુદ્ધ ચિન્માત્રતત્ત્વનો જ આ સર્વ વિલાસ છે અને બ્રહ્મ જ સત્ય છે. એ બ્રહ્મ વિશાળ એવા પોતાના ચિદ્રૂપે સર્વત્ર એકરસ છે અને તે જ જાણે આ દશ્યરૂપે થઈ રહ્યું હોય એવી પ્રતીતિ થાય છે. બાકી તે અદ્વિતીય તત્ત્વમાં દશ્યપણું અને દ્રષ્ટાપણું ક્યાં રહ્યું?[૨૪] દેશ તથા કાળ વડે અનાદિ, અનંત, અપરિમેય, એક, સર્વવ્યાપી, કાર્યકારણની સત્તાથી રહિત, સદ્રૂપ અને પોતાની સત્તા વડે જાણે જગત, શૈલ તથા દિશાઓના અંતો આદિ અનેક આકારે થઈ રહેલ છતાં વસ્તુતાએ અદ્વિતીય એવું જે કાંઈ (અનિર્વાચ્ય) ચેતનતત્ત્વ છે, તે જ આ સર્વને રૂપે દેખાય છે.'[૨૫]

आद्यन्तवर्जितममेयमनादिमध्यमेकं विभु निगतकारणकार्यसत्त्वम् । सत्तामयं भुवनशैलदिगन्तनाना नानात्मकं किमपि चेतनमेव सर्वम् ॥२५॥

સર્ગ ૧૫૩ મો સમાપ્ત

## सर्ग १५४ मो×

### અભ્યાસની આવશ્યકતા

॥ मुनिरुवाच ॥

इति निर्णीय दृश्येऽस्मिन् स्थितोऽस्मि विगतज्वरः
वीतरागो निराशंको निर्वाणो निरहंकृतिः ॥१॥

મુનિ બોલ્યાઃ–આ દૃશ્યના સંબંધમાં હું આ પ્રમાણે નિર્ણય કરીને સંતાપરહિત થઈ ગયો છું. હવે, રાગ, આશંકા અને અહંકારથી પણ રહિત થઈ જઈને હું નિર્વાણદશામાં સ્થિર થઈ રહ્યો છું. આધાર ને આધેય ભાવથી તથા અભિમાનથી રહિત ને ઉપાધિથી રહિત બની, હું પોતાના સ્વરૂપમાં જ સ્થિર રહી શાંત થઈ ગયો છું અને સુષ્ટિના આત્મારૂપે નિરંતર પ્રકાશિત થઈ રહ્યો છું. હું યથાપ્રાપ્ત વ્યવહાર કર્યે જાઉં છું અને વસ્તુતાએ જોતાં કશું કોઈ પણ દિવસ કરતો નથી. કેમકે જે પોતે આકાશના જેવો નિર્વિકાર એટલે ચિદાકાશરૂપ છે અને નિષ્ક્રિય છે, તેમાં વળી કર્તાપણું કેવું હોય ?[૨–૩] સ્વર્ગ, પૃથ્વી, આકાશ, વાયુ, પર્વતો, નદીઓ અને દિશાઓ એક આત્મારૂપ કોઈ ચિદાકાશરૂપ જ છે. સર્વ પ્રાણીઓનો અને પંચમહાભૂતોનો સમૂહ વસ્તુતાએ જોતાં એક ચિદ્રૂપ છે.[૪] હું શાંત થઈ રહ્યો છું, નિર્વાણને પ્રાપ્ત થઈ ગયો છું અને કેવળ સુખમાં જ રહું છું. મારી દૃષ્ટિમાં વિધિ કે પ્રતિષેધ કશું નથી અને કશો બહારનો કે અંદરનો પણ ભેદ નથી.[૫] હે વ્યાધ ! એવી રીતે હું યથાસ્થિતપણે એક જ સ્થિતિમાં રહું છું. ત્યાં કાકતાલીયની પેઠે આજે તમે મારી પાસે આવી ચડ્યા છો.[૬] આમ, જેવી સ્વપ્નાવસ્થા છે, જેવા અમે છીએ, જેવું આ જગત છે, જેવા તમે છો અને જેવું આ દૃશ્ય છે, તે સર્વ મે તમને કહી બતાવ્યું. જેવા તમે દ્રષ્ટા છો, જેવું આ અંદરનું દૃશ્ય છે, જેવું આ આગળ દેખાતું બહારનું દૃશ્ય છે, જેવા તેમની અંદર થનાર રાગ–દ્વેષ આદિ ભાવો છે, જેવું બ્રહ્મ છે અને જેવા આ આપણી પાસે રહેલ મનુષ્યોના સમૂહ છે, તે સર્વ મે તમને કહી સંભળાવેલ છે.[૭–૮] હે વ્યાધ ! આ બધું મિથ્યા છે એમ સમજી તમે શાંત થઈને રહો; કેમકે આ સર્વ સત્તા શાંત ચિદાકાશરૂપ છે.[૯] આ આત્મસત્તા શાંતિ પામે છે, એટલે પોતાની પેઠે જ તેમાં નિર્વાણદશાનો અનુભવ થાય છે, અથવા તો કશું તેમાં ભાસતું જ નથી.[૧૦]

વ્યાધ બોલ્યોઃ–જો એમ જ હોય, તો હું અને તમે અથવા દેવાદિક સર્વ પરસ્પર એકબીજાના સ્વપ્નપુરુષરૂપ છીએ અને પ્રાતિભાસિકરૂપે સત્ય તથા પારમાર્થિકરૂપે અસત્ય છે.[૧૧]

મુનિ બોલ્યાઃ–એમ જ છે. આ પરસ્પર એકબીજાના સ્વપ્નની પેઠે જ સ્થિતિને પ્રાપ્ત થઈ રહેલ છે અને અન્યોન્ય આત્માની અંદર સદ્રૂપ તથા અસદ્રૂપ અનુભવમાં આવે છે. જે જીવ દૃશ્યને જેવા પ્રકારનું સમજે છે, તેને તે તેવા જ પ્રકારનું અનુભવમાં આવે છે.[૧૨] ઘડો એક છે, પણ જો તેને તેના કપાલ, અવયવો તથા પરમાણુ આદિરૂપે જોઈએ, તો તે અનેક પ્રકારનો જણાય છે અને તેમાં એકપણું પ્રતીતિમાં આવવાથી તે એક પણ છે; તે જ પ્રમાણે એક જ પરબ્રહ્મરૂપ વસ્તુ (વિવર્તભાવથી) નાના પ્રકારે થઈ રહેલ છે અને એકરૂપ પણ છે. તેમાં જેઓ ભેદદર્શી છે, તેમને એકતા વિષે અસત્યપણું લાગે છે અને જેઓ એકતાને માનનાર છે, તેમને અનેકપણું અસત્ય જણાય છે. બન્નેને તટસ્થરૂપે જોનારાને બન્ને ભાવની પ્રતીતિ થાય છે. પરંતુ તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં તો જાગ્રદવસ્થામાં સ્ફુરી આવતા સ્વપ્નનગરના જેવું કેવળ ચિદ્રૂપ જ અનુભવમાં આવે છે.[૧૩] તે પ્રથમ

× આ એકસોચોપનમા સર્ગમાં મુનિ વિચાર વડે થયેલી પોતાની જીવન્મુક્ત સ્થિતિ વિષે કહેશે અને અભ્યાસથી રહિત એવા વ્યાધની અવ્યવસ્થિત સ્થિતિ નું વર્ણન કરવામાં આવશે.

કોઈ દિવસ ન દીઠેલા દૂર દેખાતા નગરના જેવું આભાસરૂપ છે. આમ, આ સર્વ મેં તમને યથાર્થ કહી બતાવ્યું છે. મેં તમને હંમેશાં બોધ આપ્યો છે.[14] તમે પોતે ડાહ્યા છો, વિવેકી છો અને સર્વ જાણો છો; માટે તમે હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ સુખેથી કરો. હું તમને આ પ્રમાણે બોધ આપ્યા કરું છું. પરંતુ હે વ્યાધ! તમે માની લીધેલી જગતના સત્યપણાની ભ્રાંતિમાં જ તમારી બુદ્ધિ વિશ્રાંત થઈ રહી છે.[15] એ કે તે ક્ષણ વાર પ્રબોધનો ઉદય થતાં તેમાં વિશ્રાંત થાય છે, પરંતુ હજી દૃઢ રીતે તે પરમપદમાં વિશ્રાંત થતી નથી. જળ ધારણ કરવારૂપી કાર્યના સંબંધમાં જેમ લાકડું કમંડલુ આદિ આકારરૂપે પરિણામ ન પામે, તો તેમાં જળ રહી શકતું નથી, તેમ આ બોધ પણ અભ્યાસ વડે પરમ ઉત્કૃષ્ટ પ્રખર પરિણામને ન પામે, તો તે ચિત્તની અંદર પ્રવેશ કરતો નથી.[16] ગુરુ અને સત્શાસ્ત્રોના એકસેવનને લીધે ને અભ્યાસ વડે ચિત્ત બોધની અંદર વિશ્રાંત થાય છે તથા તેની દ્વૈત-અદ્વૈત સંબંધી સર્વ દૃષ્ટિ ક્ષીણ થઈ જાય છે, એટલે ચિત્તની નિર્વાણદશા થાય છે, એમ અનુભવીઓનું કહેવું છે.[17] માન અને મોહથી રહિત, સંગદોષને જીતેલા, નિરંતર અધ્યાત્મવિષયમાં સ્થિર રહેલા, કામનારહિત, સુખ–દુઃખનો સમ્યક્ અનુભવ કરાવનાર દ્વંદ્વોથી મુક્ત અને મૂઢતાથી રહિત એવા તત્ત્વવેત્તાઓ તે અવિનાશી એવા પરમપદને પામે છે.[18]

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः । द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ १८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'યથાભૂતાર્થવર્ણન' એ નામનો સર્ગ ૧૫૪ મો સમાપ્ત**



## સર્ગ ૧૫૫ મો

### વ્યાધની તપશ્ચર્યા વગેરે

॥ अग्निरुवाच ॥

इत्याकर्ण्याथ स व्याधस्तदा तस्मिन् वनांतरे । आसीच्चित्रकृताकार इव विस्मयमंथरः ॥ १ ॥

**અગ્નિદેવ બોલ્યાઃ**–એ પ્રમાણે તે મુનિનાં વચન સાંભળી એ વ્યાધ તે વનની અંદર ચિત્રમાં આલેખેલી પ્રતિમાની પેઠે વિસ્મયથી જડ જેવો બની ગયો.[1] તેનું ચિત્ત પોતાના અભ્યાસ વિના પરમપદમાં વિશ્રાંત થયું નહિ. જાણે તે સમુદ્રમાં તણાતો જતો હોય, અથવા જાણે તે ચાકડા ઉપર ચડેલ હોય, અથવા જાણે કોઈ સિદ્ધ પુરુષ પોતાના તપોબળથી તેને વંટોળિયા વાયુ વડે ખેંચી જતો હોય, અથવા તો કોઈ ગ્રહે તેને પકડ્યો હોય, તેમ તે પરાક્રમથી રહિત બની જઈ વિશ્રાંત થઈ ગયો.[2,3] 'આ જે કહે છે તે જ નિર્વાણપદ છે, અથવા કાંઈ બીજું નિર્વાણપદ હશે' એવા સંશયને લીધે એ વ્યાધ યૌવનવાળા મૂર્ખ માણસની પેઠે શાંતિ પામ્યો નહિ.[4] આ જગત અવિદ્યારૂપ જ છે, એવું ચિત્તમાં બરાબર રીતે સ્થિર ન થવાથી તેણે વિચાર્યું કે, આ દૃશ્ય અવિદ્યા નામની બ્રહ્મની શક્તિથી ઉત્પન્ન થયેલ છે અને તે સત્ય છે. પછી તેણે પોતાના ચિત્તમાં નિર્ણય કર્યો કે, આ દૃશ્યનો અવધિ કેટલે સુધી દૂર હશે એ વાત હું તપ વડે કોઈ અપૂર્વ શરીર મેળવીને પૃથ્વીથી ઉપરના ભાગમાં દૂર રહી શકે એવા વિશાળ પ્રમાણવાળા દેહ વડે જઈ જોઈશ.[5,6] ભાવ અને અભાવ એ બન્ને રૂપે પ્રતીતિમાં આવતા આ દૃશ્યને અંતે હું સુખેથી રહી શકીશ. માટે જ્યાં આકાશ પણ ન હોય તેવા રહસ્યસ્થળમાં હું જાઉં.[7]

× આ એકસોપચાસમા સર્ગમાં વ્યાધના મૂઢ તપ વડે ઘણા લાંબા કાળના કલેશને લીધે વરદાન મળતા આકાશગતિ, શરીરનું વ મરણ થયા વિશે મુનિ વર્ણન કરશે.

આવો પોતાના હૃદયમાં નિર્ણય કરી તે પોતે મૂર્ખ–અવિવેકી જ રહ્યો. એ વ્યાધને તે મુનિએ આપેલ ઉપદેશ અભ્યાસને અભાવે ભસ્મમાં કરેલા હોમના જેવો નિષ્ફળ નીવડ્યો.[૮] પછી, તે દિવસથી એ વ્યાધે પણ પોતાના કરેલા નિર્ણય વડે પોતાનો પારધીનો ભાવ છોડી દીધો અને મુનિઓની સાથે તપ કરવાનો આરંભ કર્યો.[૯] એ જગતની અંદર મુનિઓની સાથે નિવાસ કરી તપસ્વીના ધર્મો પાળી ઘણાં હજારો વર્ષો સુધી તેણે મોટું તપ કર્યું.[૧૦] તપ કરતાં તેણે પછી કોઈ સમયે તે મુનિને પૂછ્યું કે, 'મને ક્યારે આત્મવિશ્રાંતિ મળશે?' ત્યારે મુનિએ તેને નીચે પ્રમાણે કહ્યું.[૧૧]

**મુનિ બોલ્યાઃ**–મેં તમને જે જ્ઞાનનો ઉપદેશ કર્યો છે, તે જીર્ણ કાષ્ઠમાં રહેલા અલ્પ અગ્નિની પેઠે તમારા હૃદયમાં અલ્પરૂપે અથવા નિગૂઢરૂપે રહેલ છે. પરંતુ તે હમણાં જ બાળી શકાય તેવા અને બાળી નાખવાને યોગ્ય તેવા આ દૃશ્યરૂપી અનર્થને દબાવી શક્યું નથી.[૧૨] અને અભ્યાસના અભાવને લીધે તમે પરમ મંગળમય જ્ઞાનને વિષે વિશ્રાંત થયા નથી. અભ્યાસ વડે ઘણે લાંબે કાળે તમે જ્ઞાનમાં અત્યંત વિશ્રામ પામશો.[૧૩] હવે પછી, હું તમને તમારા ભાવી વિષે નિર્ણય કહું, તે તમે સાંભળો. તે નિર્ણય તમને કર્ણનાં આભૂષણ જેવો અને ભૂતકાળમાં આશ્ચર્ય ઉપજાવે તેવો છે. તમે જો કે આત્મજ્ઞાન માટે આરંભ કર્યો છે, છતાં તમે આત્માને જ્ઞાનના સ્થિર સારરૂપે ઓળખ્યો નથી, તેથી તમારું ચિત્ત હિંડોળાના જેવું ચપળ છે. તમે મૂર્ખની ગણતરીમાં પણ નથી, તેમ પંડિતની ગણતરીમાં પણ નથી. વિસ્તારવાળું આ અવિદ્યારૂપી જગત કેવડું હશે, એવા પોતાના વિકલ્પ વડે તમે તપ કરવાનો [આ]રંભ કર્યો છે. હજી આવું ઘોર વિશાળ તપ [તમ]ારે સેંકડો યુગ સુધી (અનેક જન્મોપર્યંત) કરવાનું છે. ત્યાર પછી બ્રહ્મા પ્રસન્ન થઈને દેવતાઓ સાથે તમારી પાસે આવશે. હે શ્રેષ્ઠ× વ્યાધ! વરદાન દેવાને તૈયાર થયેલા બ્રહ્મા પાસે તમે પોતાના સુપ્રસિદ્ધ અજ્ઞાનને લીધે તમારો સંશય ટાળવા સારુ આવું કાંઈ વરદાન માગશો. 'હે મહારાજ! આ દેખાતી દૃશ્યરૂપ અવિદ્યાની ભ્રાંતિ જ્યાં સુધી કાયમ છે, ત્યાં સુધી અરીસાની પેઠે નિર્મળરૂપે રહેલ બ્રહ્મની અંદર પ્રતિબિંબરૂપ મેલથી મુક્ત એવો કોઈ પણ ભાગ નથી.[૧૪–૧૯] પરમાણુ જેવા સૂક્ષ્મ આકારે રહેનારા અને અંદર રહેનાર ચિદાકાશરૂપી દર્પણમાં પણ તે જ્યાં હોય ત્યાં આ જગત પ્રતિબિંબિત થયેલું દેખાય છે.[૨૦] માટે અનેક અનર્થો પેદા કરનારું આ દૃશ્ય કેવુંક હશે? અને તેને અંતે અનંત આકાશનો જેવું બ્રહ્મ કેટલેક દૂર હશે? તે મારે અવશ્ય જોવું છે.[૨૧] તે અર્થને હું પ્રત્યક્ષ અનુભવ કરવા માટે નીચેનું વરદાન માગું છું કે દેવ! હે ઈશ્વર! આપ તે સાંભળો અને આપ મને નિર્વિઘ્ને તરત આપો. આ મારું શરીર નીરોગ અને સ્વચ્છંદ* મૃત્યુવાળું થાઓ, તેમજ તે ગરુડના જેવા વેગ વડે આકાશમાં ગતિ કરનાર થાઓ. પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક અવયવની અંદર એ શરીરની યોજનપર્યંત વૃદ્ધિ થતી રહો અને ક્રમે કરીને જગતના બાહ્યપ્રદેશમાં જતાં તે આકાશના જેવા વિશાળ રૂપને ધારણ કરનાર થાઓ. હે પરમેશ્વર! હું આકાશ સાથેના આ અનંત દૃશ્યનો અંત જોઈ શકું, એ જ મારું મુખ્ય વરદાન છે.[૨૨–૨૫] હે સુશીલ વ્યાધ! તમે જ્યારે એ પ્રમાણે વરદાન માગશો, ત્યારે દેવોના દેવ એવા મહાસમર્થ બ્રહ્મા 'ભલે તેમ થાઓ' એવું

× પોતાની જાતમાં પ્રસિદ્ધ એવા હિંસા આદિ અનર્થોનો ત્યાગ કરી દેવાથી તથા તપમાં પ્રવૃત્ત હોવાથી વ્યાધને 'શ્રેષ્ઠ' એવું વિશેષણ આપ્યું છે.

* પોતાની ઇચ્છાનુસાર મૃત્યુ, મૃત્યુને સ્વાધીન કરવાની યોગમાર્ગમાં એક જાતની સિદ્ધિ બતાવી છે, તે વડે યુક્ત.

કહેશે અને તમને વરદાન આપીને અંતર્ધાન થઈ જશે [૨૬] આમ સ્વર્ગપતિ એવા તે મહાદેવ બ્રહ્મા પધારી જશે, ત્યાર પછી તપ વડે દૂબળો પડી ગયેલ તમારો દેહ ચંદ્રમાના જેવી કાન્તિવાળો થઈ જશે.[૨૭] તે જ ક્ષણે તમારો એ દેહ મારી આજ્ઞા લઈને તથા મને નમસ્કાર કરીને, પોતાના મનમાં રહેલ વાત જોવાની ઇચ્છાથી આકાશમાં ઊડશે.[૨૮] ત્યારે તમારો તે દેહ જાણે બીજો કોઈ ચંદ્રમા હોય, અથવા તો કેમ જાણે બીજા સૂર્યનો ઉદય થયો હોય, અથવા ચંદ્ર અને સૂર્ય એ બન્નેની સ્પર્ધાથી જાણે બીજો કોઈ વડવાનળ જ ( સમુદ્રમાંથી ) બહાર આવી ઊભો હોય એવો મહાદેદીપ્યમાન દેખાશે.[૨૯] પછી દશ્યનો તથા આકાશનો અંત લેવા માટે તે ગરુડવેગે ઝપાટાભેર ચાલ્યો જતો હશે. ત્યાં નદીઓના અંતની પેઠે જગતનો અંત આવી રહેતાં, તે દેહ જગતને અંતે અત્યંત વધી જશે અને પ્રલયકાળમાં મત્ત થઈ ગયેલા મહાસાગરની પેઠે ને અનંત આકાશને પોતાના પરિમાણ વડે પૂરી દેશે. ત્યાર પછી મહાકાશની અંદર વૃદ્ધિ પામેલા અને મોટા શરીરવાળા તમે પ્રતિબંધથી રહિત તથા પોતાના આધારરૂપ એવા અનંત આકાશનો આશ્રય પકડશો. આમ પરમાર્થરૂપી મહાકાશની અંદર શૂન્યભાગમાં રહેલ વ ટોળિયા વાયુની પેઠે રહેલી અને સ્વભાવરૂપી દ્રવપણાના બળથી પ્રકટ થયેલા ચિદ્રૂપ મહાસાગરના તરંગો જેવી જણાયેલી અનેક સૃષ્ટિઓને તમે જોશો જેમ એ પોતાના ચિદ્રૂપ આત્મસ્વરૂપમાં સ્વપ્નની અંદર ચિદાકાશરૂપ સ્વપ્નનગર આદિ ભાસે છે, તેમ તમને તે સમયે નિર્બાધપણે અનેક સૃષ્ટિઓના સમૂહ ચિદાકાશની અંદર જોવામાં આવશે. જેમ મહાવિશાળ આકાશની અંદર ક્ષોભ પામેલા પવનને લીધે પાંદડાંઓના અનેક સમૂહ ઊડ્યા કરે છે, તેમ તમારા દૃઢ નિશ્ચયને લીધે તમે ચિદાકાશની અંદર અનંત સૃષ્ટિઓને દેખશો. મહેલની અંદર બેઠેલી સ્ત્રીઓ બહાર બેઠેલ નૃત્યસભાને મહેલના ગોખના જાળિયામાંથી જોવાને ઇચ્છે છે, ત્યારે તેમને તે જાળિયુ વિદ્યમાન હોવા છતાં પણ જોવામાં પ્રતિબંધકારક ન હોવાથી નહિ જેવું જ છે. તે જ પ્રમાણે જેઓ તત્ત્વના યથાર્થ સ્વરૂપને ઓળખનારા છે, તેઓની દૃષ્ટિમાં ચિદાકાશની અંદર આ વિચિત્ર જગતનું સ્વરૂપ વિદ્યમાન હોવા છતાં નહિ જેવું જ છે.[૩૦-૩૬] જેમ ચંદ્રલોકમાં રહેનાર પુરુષની દૃષ્ટિમાં પૃથ્વી ઉપર રહેલાં મનુષ્યને ચંદ્રમંડળમાં દેખાતા ધુમાડામાં ઝાકળ આદિ પદાર્થોનો સમૂહ અત્યંત અસત્ય લાગે છે, તેમ પોતાના આત્માથી અનન્યરૂપે જગતને સમજી રહેનાર તત્ત્વજ્ઞની દૃષ્ટિમાં પણ આ જગત ( દશ્યરૂપે ) અત્યંત અસત્ય જણાય છે [૩૭] વળી સૃષ્ટિ, વળી ફરી આકાશ, ફરી સૃષ્ટિ અને વળી ફરી આકાશ, એમ તમે અવલોકન કર્યા કરશો અને તમારો લાંબો સમય એમ જ ચાલ્યો જશે.[૩૮] પછી તમે સૃષ્ટિરૂપી પત્રની અંદર ભ્રમણ કરતા હશો, ત્યારે તમને મહાવિશાળ કિંવા મોટા મહિમાવાળા એ આકાશની અંદર ફરવામાં ઉદ્વેગ ઉત્પન્ન થશે અને તમે તપના ફળનો અનુભવ કરતાં ઉદ્વેગ પામશો.[૩૯] પછી તમે અનંત આકાશને પૂરી રહેલા પોતાના દેહ તરફ જોશો અને મનમાં કહેશો:[૪૦] 'જેની પાસે મેરુ આદિ લાખો મોટા પર્વતો તૃણના જેવા અતિ તુચ્છ દેખાય છે, તેવું આ અતિ મોટું મારું ભૂંડું શરીર જાણે ભારરૂપ હોય તેવું થઈ રહ્યું છે! [૪૧] આ મારો દેહ એવડો મોટો છે કે, તેનું માપ થઈ શકે તેમ નથી. વળી મારા વડે આ આખું આકાશ વ્યાપ્ત થઈ રહ્યું છે અને હજી પણ તે દેહ વડે હું આકાશને પૂરતો રહું છું. પણ હવે ભાવી શું છે તે જાણી શકાતું નથી ! [૪૨] હાય ! આ દશ્યરૂપ ઘોર અવિદ્યા અનંત છે એમ અનુભવમાં આવે છે અને સર્વત્ર સમાનતાનો બોધ કરનાર બ્રહ્મજ્ઞાન વિના બીજા કશાથી તેનો

પરિમાણ થઈ શકતું નથી.[૪૩] માટે હવે હું આકાશની અંદરના વિશાળ ભાગને વીંટી રહેલા આ ભારભૂત દેહને છોડી દઉં; કેમકે આ દેહ વડે સત્સંગતિ કે સદ્શાસ્ત્રોનું અવલોકન એ કશું પણ થશે નહિ. અનંત, અપાર અને આકાશની અંદર નિરાધારપણે રહેલ આ મારું શરીર કેવું નકામું છે! એ શરીરથી મને કેમે ય તત્ત્વવેત્તાઓનો શુભ સમાગમ થાય નહિ![૪૪,૪૫] તમે આવો વિચાર કરશો અને પ્રાણને શરીરથી બહાર લઈ જવાની ધારણા બાંધશો. પછી, જેમ કોઈ એક પક્ષી ખાધેલ ફળમાંથી નીરસ ભાગને બહાર ફેંકી દે છે, તેમ તમે એ શરીરને છોડી દેશો.[૪૬] આમ, તમે ત્યાગ કરશો એટલે પછી વાયુના કરતાં પણ અતિસૂક્ષ્મ એવો તમારો પ્રાણયુક્ત જીવ વાયુની પેઠે આકાશની અંદર રહેશે. કપાઈ ગયેલી પ્રાંખોવાળા મહામેરુની પેઠે તમારો તે દેહ નિર્જીવ થઈને નીચે પડશે અને તે પૃથ્વીલોક તથા પર્વત આદિ સર્વને ચરેચૂરા કરી નાખશે.[૪૭,૪૮] પછી, રુધિરથી રહિત થઈ રહેલી ભગવતી કાલી માતૃગણો સાથે રહીને તે સમયે તમારા એ દેહનું ભક્ષણ કરશે, એટલે પૃથ્વી નિર્દોષ થઈ જશે.[૪૯] હે સુંદર વ્રતધારી વ્યાધ! ઉપર પ્રમાણે તમે તમારો પોતાનો સર્વ વૃત્તાંત સાંભળી લીધો છે. હવે તાડના વનમાં તપશ્ચર્યા કરી તમે યથેચ્છ કરો.[૫૦]

વ્યાધ બોલ્યોઃ–અહો મહારાજ! હજી મારે અક્ષય દુઃખ ભોગવવાનું બાકી રહ્યું છે. કેમકે મેં દુઃખને જ ભ્રાંતિથી પુરુષાર્થરૂપ સમજીને મારે હાથે તેને વૃથા સંકલ્પથી વહોરી લીધેલ છે.[૫૧] હે મુનિશ્રેષ્ઠ મહારાજ! આ તમે મને ભાવી અર્થની સ્થિતિ કહી; પરતુ એ ભાવી કોઈ પણ યુક્તિ વડે બદલાય એમ છે કે નહિ, તે આપ મને કહો.[૫૨]

મુનિ બોલ્યાઃ–જે અર્થ (વિષય) અવશ્ય ભાવી છે, તે કોઈ દિવસ કોઈનાથી અન્યથા કરી શકાતો નથી; કેમકે આ જન્મના પુરુષાર્થ વડે તેની નિવૃત્તિ થતી નથી.[૫૩] જેમ પોતાના દેહની અંદર પણ ડાબાજમણા અંગને કે હાથપગને એક જગ્યાથી બીજી જગ્યાએ બદલવાની પુરુષની શક્તિ નથી, તેમ નિર્માણ થઈ ચૂકેલા ભાવીને પણ બદલવાની પુરુષની શક્તિ નથી.[૫૪] જ્યોતિઃશાસ્ત્ર આદિના અર્થ અને અનુભવ વડે ભાવી અર્થની પ્રતીતિ થાય છે, પરંતુ બીજું કશું અપૂર્વ કોઈ દિવસ થઈ શકતું નથી.[૫૫] જે ધીર–વીર પુરુષો પોતાનાં સ્વાભાવિક કિંવા પ્રાક્તન પુણ્યો વડે ચાલતા જન્મમાં શમ–દમ આદિ સાધનોને સંપાદન કરીને શરીરનો દાહ થતાં પણ નિર્વિકાર રહે છે અને બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરાવનાર શ્રવણ આદિ ઉપાયો વડે તત્ત્વજ્ઞાનને મેળવી બ્રહ્મરૂપે થઈ રહે છે, તેમજ જગતના વ્યવહારમાં સુષુપ્તિ અવસ્થાના જેવી સ્થિતિને ધારણ કરે છે, તેઓ જ પોતાનાં પૂર્વજન્મોનાં સર્વ કર્મોને તથા અત્યંત દુષ્ટ એવા સંકલ્પોને નિર્મૂળ કરી નાખે છે અને પોતાના કર્તવ્યમાં જય મેળવે છે.

जयन्ति कर्माणि हि वेदनानि यैः प्राक्तैर्यतनान्युपेत्य । शरीरदाहैरपि निर्विकारसंविन्नयैर्ब्रह्मतयैव सुप्तम् ॥ ५६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ભાવિસંપત્તિવર્ણન' એ નામનો સર્ગ ૧૫૫ મો સમાપ્ત**

## સર્ગ ૧૫૬ મો

## સિંધુરાજાનું મંત્રીની પાસેથી જ્ઞાન પામવું*

॥ व्याध उवाच ॥

अनंतरं हे भगवन् विततकाशवासिनः ।
किं भविष्यति मे तत्र देहेऽधः पातिनि क्षितौ ॥१॥

વ્યાધ બોલ્યોઃ–હે મહારાજ! હું વિશાળ

* આ એકસોછપનમા સર્ગમા વાયુની અંદર રહેલ એ વ્યાધનો જીવ સિંધુરાજારૂપ થઈ, વિદૂરથને મારી, પોતાના મંત્રીના મુખથી આત્મતત્ત્વનું શ્રવણ કરશે, એ વિષે કહેવામા આવશે.

આકાશની અંદર સૂક્ષ્મ જીવરૂપે રહીશ, તો મારો દેહ પૃથ્વી ઉપર નીચે પડતાં પછી શી ગતિ થશે?

મુનિ બોલ્યાઃ-હે શુભ ચિત્તવાળા વ્યાધ! તમારા દેહનો નાશ થયા પછી તમે પરમ (અવ્યાકૃત) આકાશમાં રહ્યા હશો. ત્યારપછી તમારું શું થશે તે હું કહું છું. તમે તે એકચિત્ત થઈ સાંભળો.[૧,૨] તમારો એ દેહ નીચે પડી નષ્ટ થશે, ત્યારે પ્રાણવાયુ વડે યુક્ત એવો તમારો જીવ વિશાળ આકાશની અંદર એક સૂક્ષ્મ વાયુરૂપે રહેશે.[૩] પછી તેને વિશે તમારું એ ચિત્ત પોતામાં રહેલ વાસનામય વિશાળ ભૂપીઠરૂપી (પૃથ્વીરૂપી) દૃશ્યને સ્વપ્નની પેઠે દેખશે.[૪] ચિત્તવૃત્તિ જ જગતને આકારે મહાન આકારને ધારણ કરે છે, તેથી તમારો જીવ 'હું પૃથ્વીના પીઠ ઉપર એક રાજા છું' એવા કાલ્પનિક અર્થનો આશ્રય પકડશે અને પોતાને તેવે રૂપે દેખશે.[૫] ત્યાં એ જીવને આવી જાતની પ્રતિભાનો તરત ઉદય થઈ જશે કે, 'હુ અતિ માનપાત્ર અને મોટા સામંતોએ માનેલો એવો સિંધુ નામનો એક શ્રીમાન નરપતિ છું.[૬] મારી આઠ વર્ષની વયે મારા પિતા રાજ્ય છોડી વનમાં ગયા, એટલે તેમણે મને આપેલ આ ચારે સમુદ્રપર્યંતનું વિસ્તારવાળું પૃથ્વીનું રાજ્ય મારા હાથમાં છે.[૭] મારા સીમાડાના અંતમાં 'વિદૂરથ' નામનો એક વિખ્યાત રાજા મારો-શત્રુ છે અને પ્રયત્ન કર્યા વિના તે કોઈ દિવસ જિતાય તેવો નથી.[૮] અહો! આ રાજ્ય કરતાં મારાં સેંકડો વર્ષો વ્યતીત થઈ ગયાં. મેં મારા નોકર તથા સ્ત્રીઓ વગેરે પોષ્ય વર્ગની સાથે ઘણું સુખ ભોગવ્યું.[૯] પરંતુ હવે કષ્ટની વાત છે કે, આ મારા દેશના સીમાડાને છેડે વિદૂરથરાજા બહુ વધી ગયો છે અને તેની સાથે હમણાં દારુણ સંગ્રામ કરવાનો સમય આવી ગયો છે.[૧૦] તમે આમ વિચાર કરી રહ્યા હશો, ત્યાં તમારે વિદૂરથ રાજા સાથે ચતુરંગ સેનાનો ક્ષય કરનાર મહાન યુદ્ધ થશે.[૧૧] ત્યારે તમે જો કે રથથી રહિત થઈ ગયા હશો, તો પણ એ મોટા યુદ્ધમાં તમે ખડ્ગરૂપી લતા વડે વિદૂરથની જંઘાને કાપી નાખશો અને તેને મારી નાખશો.[૧૨] પછી ચારે સમુદ્રપર્યંત આખી પૃથ્વીની અંદર તમે જ એક રાજા થશો, અને ભયભીત થઈ રહેલા દિક્પાલો પણ તમારી આજ્ઞાને માથે ચડાવશે.[૧૩] હવે, તમે સિંધુ નામના રાજારૂપ થયા હશો અને તે સર્વ ભૂમંડળના રાજ્યને પ્રાપ્ત થતાં તમે તમારા પંડિત મંત્રીઓની સાથે નીચેની કથાઓ કરશો.

મંત્રી કહેશેઃ-હે મહારાજ! અતિ આશ્ચર્યની વાત છે કે, આપે વિદૂરથ રાજાને યુદ્ધમાં જીતી લીધો અને યમલોકમાં પહોંચાડી દીધો.[૧૪,૧૫]

તમે કહેશોઃ-હે સુશીલ મંત્રી! હું ધનવાન છું અને હું સૈન્યબળ વડે પ્રલયકાળના સમુદ્રના જેવા પ્રચંડ વેગવાળો છું; તો મને એ વૈરીરૂપ વિદૂરથ રાજા કેમ સાલરૂપ થઈ પડ્યો?[૧૬]

મંત્રી કહેશેઃ-એ વિદૂરથ રાજાને 'લીલા' નામની એક ભાર્યા છે. નિષ્કલંકરૂપે જગતને ધારણ કરી રહેલાં સરસ્વતીદેવીને તેણે પોતાના અતિઉગ્ર તપથી માતૃભાવ વડે પોતાને અધીન કર્યાં છે.[૧૭] જગતની સ્થિતિ કરનારાં ભગવતી સરસ્વતીદેવી એ લીલાને પોતાની પુત્રીરૂપ માની તેનાં મોક્ષ આદિ કાર્યોને પણ લીલામાત્ર વડે સાધી આપે છે.[૧૮] તે સરસ્વતીના વરદાનના પ્રભાવ વડે તે લીલા શબ્દમાત્રથી આ જગતને ક્ષણ વારમાં નહિ જેવું બનાવી દે તેમ છે, તો પછી તમારો નાશ કરવામાં તેને શું શ્રમ કરવો પડે?

સિંધુરાજા કહેશેઃ-તમે જે કહો છો તે બરાબર છે. ખરેખર, જેમ તમે કહો છો તેમ જ હોય, તો એ વિદૂરથ રાજાને જીતી લેવો અશક્ય છે, છતાં યુદ્ધમાં તેનો વધ થયો એ વાત આશ્ચર્યકારક છે. એવી રીતે ભગવતીનો કૃપાપાત્ર એ વિદૂરથ રાજા આ દારુણ યુદ્ધની અંદર વિજયને કેમ પ્રાપ્ત થયો નહિ?[૧૯-૨૧]

મંત્રી કહેછેઃ-હે કમળ જેવાં સુંદર નેત્રવાળા રાજા! એ વિદૂરથ રાજા સર્વ કાળમાં ખેદરહિત રહીને નિરંતર તે દેવીની પ્રાર્થના કરતો હતો કે, 'આ સંસારથી મારો મોક્ષ થાઓ.'[22] આથી હે મહારાજ! ભગવતીએ પોતાના સત્યસંકલ્પપણાથી તેને મોક્ષજ આપ્યો છે, એટલે તે પોતાની મેળેજ યુદ્ધમાં પરાજય પામી ગયો છે.[23]

સિંધુરાજા' કહેછેઃ-જો એમજ હોય, તો હું પણ એ ભગવતી દેવીની નિરંતર પૂજા કરું છું; છતાં તે મને મોક્ષ કેમ નથી આપતાં?[24]

મંત્રી કહેછેઃ-ચિદ્રૂપ અને જ્ઞાનસ્વરૂપ એવાં એ ભગવતી દેવી સર્વના હૃદયમાં રહેલ છે અને તે જ 'સરસ્વતી' નામથી કહેવાય છે.[25] જે પુરુષ પોતાના હિતમાં રહેલાં એ ચિદ્રૂપ ભગવતી પાસે જેવી પ્રાર્થના કરે છે, તેના ફળને એ તત્કાળ આપે છે. તે ભગવતી પોતેજ સત્યસંકલ્પને લીધે ફળરૂપે અનુભવમાં આવે છે.[26] હે શત્રુનાશન! તમે એ ભગવતીની પ્રાર્થના મોક્ષને માટે નથી કરી. તમે તો પોતાનું હિત કરનારાં એ ચિદ્રૂપ ભગવતીની શત્રુની શાંતિને માટે પ્રાર્થના કરી છે.[27]

સિંધુરાજા' કહેછેઃ-મારી પેઠે વિદૂરથ રાજાએ કેમ ભગવતી પાસે રાજ્યને માટે પ્રાર્થના કરી નહિ? તેમ મેં પણ વિદૂરથ રાજાની પેઠે શુદ્ધચિન્મય દેવીની પાસે મોક્ષ માટે કેમ પ્રાર્થના કરી નહિ?[28] હે પ્રિય મંત્રી! સત્યરૂપ એ ભગવતી સરસ્વતી દેવી મારા ચિત્તમાં અંતર્યામીરૂપે રહ્યાં છે, છતાં તે મને મોક્ષ કરનાર બુદ્ધિ આપી મારા મોક્ષને માટે કેમ પ્રવૃત્તિ કરતાં નથી?[29]

મંત્રી કહેછેઃ-હે મહારાજ! તમે શત્રુનો સંહાર કરનાર છો. તમને પૂર્વજન્મનો એવો કાંઈ અશુભ અભ્યાસ બંધાઈ રહ્યો છે, એટલે તમે નમસ્કાર કરી તે ભગવતી પાસે મોક્ષ માટે પ્રાર્થના કરી નહિ.[30] વળી જ્યારથી જગતની ...તિ ચાલુ થઈ છે, ત્યારથી માંડી મનુષ્યનું ચિત્ત જેની અંદર રહે તે રૂપ જ તે પોતે થ જાય છે. આ વાત ઠેઠ બાલકપર્યંત સિદ્ધ છે તો પછી તેને અન્યથા કરવાને કોણ સમર્થ છે હે પ્રિય રાજા! પોતાની શુદ્ધ બુદ્ધિ વડે પોતાના ચિત્તની અંદર નિર્મળ આત્મસ્વરૂપને પોતાના અભ્યાસ વડે ગમે તેવે રૂપે અહર્નિશ ચિંતવવામાં આવે. તે વસ્તુ ભલે સત્ય હો કિંવા અસત્ય હો; પરંતુ બીજી સર્વ વાસનાઓનું મર્દન કરી (નાશ કરી) પુરુષ છેવટ પોતે નિર્વિઘ્નપણે તે રૂપ થઈ જાય છે અને તેવે આકારે (ફળરૂપે) દેખાય છે.[31,32]

यदेव येनामलयामलात्मसंवेद्यतेऽभ्यासमयं त्रिदान्तः। सर्वोपमर्देन तदेव सोऽग सदस्त्वसद्वास्तु भवत्यविघ्नम् ॥ ३२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સિંધુસંબોધન' એ નામનો સર્ગ ૧૫૬ મો સમાપ્ત**

## सर्ग १५७ मो×

## સિંધુરાજાને થયેલો જ્ઞાનનો ઉદય

॥ अथ सिंधुर्वदिष्यति ॥

**आर्यानार्यवपुः कोऽहमभवं विमतिः पुरा। यद्वशान्मे कुसंस्कारः प्राक्तनोऽस्ति भवप्रदः॥**

પછી સિંધુરાજા કહેછેઃ-હે આર્ય મંત્રી! પૂર્વજન્મમાં હું એવો દુર્બુદ્ધિવાળો અને અનાર્ય શરીરને ધારણ કરનાર કોણ હતો કે જેથી આ સંસારમાં મને ભટકાવનાર એવો કોઈ પૂર્વનો કુસંસ્કાર મારામાં રહી ગયો છે?[1]

મંત્રી કહેછેઃ-હે મહારાજ! હું તમારા પૂછવાથી એ વિષે એક રહસ્ય કહું છું, તે તમે ક્ષણવાર સાવધાન થઈ સાંભળો. આશા છે કે, તમે

× આ એકસોસત્તાવનમા સર્ગમાં સિંધુરાજાના જીવની તામસ-તામસી જાતિ વિષે વર્ણન આવશે અને સિંધુરાજાને રાજ્યનો ત્યાગ કરતાં વિવેકનો ઉદય થવાથી મોક્ષ થયા વિષે નિરૂપણ કરવામાં આવશે.

અજ્ઞાનનો નાશ કરનારા એ વચનને હૃદયમાં ધારણ કરી રાખશો.[૨] અહીં અનાદિ, અનંત, અવર્ણનીય અને નિર્વિકાર સત્યતત્ત્વ છે. તમે તથા હું ઇત્યાદિ અનેકરૂપે તે થઈ રહેલ છે અને તેને 'બ્રહ્મ'શબ્દ વડે કહેવામાં આવે છે.[૩] તે બ્રહ્મ પોતે જ 'હું ચિદ્રૂપ છું માટે કાંઈ મારા વિલાસને પસારું' એવા સંકલ્પને પ્રાપ્ત થાય છે અને ચિત્તરૂપ બની જાય છે. પછી ઉપાધિને નહિ છોડતાં તે જાણે જીવભાવને પ્રાપ્ત થઈ ગયેલ હોય તેમ રહે છે.[૪] ચિત્ત એ એક આકાશના જેવા નિર્મળ આત્માની ઉપાધિરૂપ છે અને તે જ આતિવાહિક દેહરૂપ છે, એમ તમે સમજો. આધિભૌતિક આદિ સ્થૂલરૂપ પણ તે જ થઈ જાય છે; બાકી કાંઈ તેનાથી આધિભૌતિક (સ્થૂલદેહ) આદિ કશું જુદું નથી.[૫] આ ચિત્ત નિરાકાર છે, છતાં તે આ લોક તથા પરલોક આદિરૂપે તેમજ સ્વપ્ન આદિરૂપે થનારા સંકલ્પો વડે જાણે સાકાર હોય તેવું થઈ રહ્યું છે અને તે સત્ય આત્મતત્ત્વનો જ એક વિવર્ત છે.[૬] નિરાકાર ચિત્ત જ વિશાળ જગતને આકારે થઈ રહેલ છે, એમ તત્ત્વવેત્તાઓનું સમજવું છે. જેમ પવન તેની ચલનશક્તિરૂપ છે, તેમ ચિત્ત જ જગતરૂપ છે.[૭] જેમ આકાશ અને શૂન્યતા એ બન્ને એકરૂપ છે, તેમ જગત અને ચિત્ત એ બન્ને એકરૂપ છે. નિરંકુશપણે જગતની કલ્પના કરવામાં સમર્થ એવા આ ચિત્તમાં અને જગતમાં કશી ભિન્નતા નથી.[૮] હૃદયમાં વાસનારૂપે રહેલ જગતનો સમૂહ વસ્તુતાએ કશારૂપ નથી, છતાં તે જાણે બહાર કાંઈ દશ્યરૂપે રહેલ હોય તેમ જણાય છે. બાકી તત્ત્વદૃષ્ટિથી જોઈએ તો જગત નિરાકાર ચિત્તરૂપ જ છે. તે (જગત) કાંઈ ખરી વસ્તુ નથી, એમ સમજો. પ્રથમ અવિનાશી એવા બ્રહ્મપદમાંથી સાત્ત્વિક એવા હિરણ્યગર્ભનો સમષ્ટિશરીર રૂપે પ્રાદુર્ભાવ થયો અને પછી વ્યષ્ટિભાવને પામીને ક્રમે કરી તમારા તામસ–તામસી જાતિના જીવરૂપ તે થઈ ગયો.

સિંધુરાજા કહેશેઃ–હે મહાભાગ્યવાન મંત્રી! તમે જે તામસ–તામસી કહો છો તે શું છે? તેમ પરબ્રહ્મની અંદર એ સર્વ સંજ્ઞાઓ પ્રથમ કોણે કલ્પેલ છે?[૧૦,૧૧]

મંત્રી કહેશેઃ–જેમ અવયવ વડે યુક્ત એવા મનુષ્યને હાથ આદિ અવયવો રહ્યા હોય છે, તેમ નિરવયવ આત્મા માયા વડે હિરણ્યગર્ભરૂપે થઈ જાય છે, ત્યારે પોતાની અંદર જુદી જુદી સંજ્ઞાઓની કલ્પના કરી લે છે.[૧૨] સમષ્ટિરૂપે એ હિરણ્યગર્ભ આત્મારૂપ છે અને તે પોતાની વ્યષ્ટિજીવોમાં જુદી જુદી સંજ્ઞાઓને કલ્પે છે. તે પોતાના આતિવાહિક (સૂક્ષ્મ) સમષ્ટિદેહને આધિભૌતિક (સ્થૂલ) રૂપે બનાવે છે અને તેની અંદર પૃથ્વી આદિ સંજ્ઞાઓને ધારણ કરે છે. આ જગતનો ભાસ એક સ્વપ્નના જેવો છે અને તેની અંદર તે પોતે જ સંકલ્પરૂપ બની જાય છે, તેમજ પોતે જ જુદી જુદી સંજ્ઞાઓરૂપ થઈ જઈ તે વડે વ્યવહાર કરે છે.[૧૩,૧૪] તેમાં પ્રથમ તમારા ઉદ્દેશથી (તમને વ્યષ્ટિજીવરૂપે કલ્પવામાં) હિરણ્યગર્ભના સંકલ્પમાં 'આ જીવ મહાતામસ જાતિનો છે' એવું સ્ફુરણ ઊઠ્યું, એટલે આતિવાહિક સૂક્ષ્મદેહને આકારે રહેલી તમારી જાતિને 'તામસ–તામસી' નામથી કહેવામાં આવી છે. હે મહારાજ! બ્રહ્મ નિર્વિકાર છે. તે જાણે વિકારી હોય તેવું થઈ જઈ જીવભાવને પ્રાપ્ત થાય છે અને તેની જુદી જુદી સંજ્ઞાઓવાળી જાતિઓ કલ્પવામાં આવી છે.[૧૫,૧૬] જેઓ કલ્પના આદિકાળમાં જાણે બ્રહ્મની અંદર જીવભાવને પ્રાપ્ત થઈ ગયા હોય તેવા જણાય છે અને જેઓ પ્રકૃતિસિદ્ધ એવા જ્ઞાન–વૈરાગ્ય–ઐશ્વર્ય આદિ વડે યુક્ત બુદ્ધિથી યુક્ત હોઇને સાક્ષીરૂપે ભોક્તા બને છે, તેઓ તે જ જન્મમાં મુક્ત થઈ જાય છે અને તેમની જાતિ સાત્ત્વિક–સાત્ત્વિકી કહેવાય છે (જેવા કે ...[૧૭]

હે માનને આપનાર મહારાજા!

મુદત સુધી સંસારના હેતુરૂપે રહેલા અજ્ઞાનના અસ્તિત્વને લીધે તેટલો સમય સંસારમાં રહે છે અને પછી તે જ જન્મની અંદર જ્ઞાન-ઐશ્વર્ય આદિ ઉત્તમ ગુણો વડે યુક્ત થઈ જઈ તે જ જન્મમાં મુક્ત થઈ જાય છે, તેમની કેવળ સાત્ત્વિકી જાતિ કહેવાય છે. આમ, જાતિને ઓળખનારાઓમાં પણ શ્રેષ્ઠ એવા ડાહ્યા પુરુષોનું કહેવું છે.[૧૮] જે જાતિ કલ્પના આદિસમયમાં નવીનરૂપે પ્રકટ થાય છે અને અનેક જન્મો વ્યતીત થયા બાદ ભોગ તથા મોક્ષ એ બન્નેને ક્રમપૂર્વક ભોગવે છે, તેને જાતિને ઓળખનારા સત્પુરુષો રાજસ-રાજસી કહે છે.[૧૯] હે માનદ મહારાજ! જે જાતિ પાંચ-દશ જન્મો વ્યતીત થયા બાદ એક કલ્પમાં વિવેક આદિ ઉત્તમ ગુણોથી રહિત હોય અને જે અનેક જન્મપરંપરા ભોગવ્યા બાદ ઉત્તમગુણોને પ્રાપ્ત થાય, તે જાતિ કેવળ રાજસી કહેવાય છે.[૨૦] જે જાતિ કલ્પના આરંભથી માંડીને અનેક કીટજાતિમાં, સ્થાવરજાતિમાં અને ભિલ્લ ઇત્યાદિ જાતિમાં ભટક્યા કરે છે અને પછી ઘણે લાંબે સમયે મોક્ષને પ્રાપ્ત થાય છે, તેને જાતિને ઓળખનારા સત્પુરુષો તામસ-તામસી જાતિ કહે છે.[૨૧] જે જાતિ સામાન્યપણે અનેક જન્મોને પ્રાપ્ત થયા બાદ મોક્ષને પ્રાપ્ત થાય છે, તેને જાતિને ઓળખનાર પુરુષો કેવળ તામસી જાતિ કહે છે.[૨૨] આ ક્રમ વડે જાતિઓના અનેક પ્રકારના ભેદોની કલ્પના છે. તેમાંથી હે માન આપનાર મહારાજ! તમે તામસ-તામસી જાતિમાં ઉત્પન્ન થયા છો.[૨૩] હે વીર રાજા! તમારા અનેક જન્મો વ્યતીત થઈ ગયા છે અને તે જન્મો વિવિધ તથા વિચિત્ર છે. તે સર્વને હું જાણું છું, પણ તમે જાણતા નથી. તેમાં પણ વિશેષે કરીને તમારું આ મહાશબનું શરીર અનંત આકાશમાં ગતિ કરનારું હતું. તે વડે તમારો ઘણો લાંબો કાળ વૃથા વીત્યો[૨૪,૨૫] આમ, જ્યારે તમે તામસ-તામસી જાતિ વડે ઉત્પન્ન થયા છો, ત્યારે આ સંસારરૂપી ખાડામાંથી તમારો મોક્ષ થવો દુર્લભ લાગે છે.

સિંધુરાજા કહેશેઃ-હે આર્ય મંત્રી! અધમ એવી એ તામસ-તામસી જાતિ કયા ઉપાયથી જિતાય! તમે તે મને કહો. જો કાંઈ એવો પવિત્ર ઉપાય હોય, તો હું જ્યાં સુધી આ દેહ રહે ત્યાં સુધી તમારા કહેવા પ્રમાણે વર્તન રાખું, માટે તે કહો.[૨૬,૨૭]

મંત્રી કહેશેઃ-હે મહાબુદ્ધિશાળી રાજા! આ ત્રણે લોકની અંદર એવું કશું પણ નથી કે જે ઉદ્વેગ પામ્યા વિનાના અસ્ખલિત પુરુષપ્રયત્ન વડે પ્રાપ્ત ન થાય.[૨૮] જેમ આજનાં કરેલાં સત્કર્મથી ગઈ કાલનાં દુષ્કર્મ ઢંકાઈ જઈ શુભ રૂપ પકડે છે, તેમ તમે પણ આ જન્મના પુરુષપ્રયત્ન વડે પ્રાક્તન જાતિને જીતી લઈ સત્કાર્યમાં જોડાઈ જાઓ.[૨૯] જે મનુષ્ય જે અર્થને માટે પ્રાર્થના કરે છે તથા યત્ન કરે છે, તે અર્થને તે અવશ્ય મેળવે છે. સિવાય કે, વચમાં થાકી જઈને તે પોતાનો પુરુષાર્થ મૂકી દે.[૩૦] પુરુષ જેવો યત્ન કરે છે, નિરંતર તન્મય થઈ જઈ જેવી ભાવના કરે છે અને જેવો થવાને પોતે ઇચ્છા રાખે છે, તેવો તે થાય છે; આ વાત અન્યથા નથી.[૩૧]

મુનિ બોલ્યાઃ-હે વ્યાધ! સિંધુરાજાને મંત્રી ઉપર પ્રમાણે કહેશે, એટલે તે રાજા રાજ્યભારને છોડી રહેલી પોતાની બુદ્ધિથી ત્યાં તે જ સમયે પ્રસિદ્ધ રીતે સર્વ રાજ્યને છોડી દેશે. પછી તે ઘણે દૂર વનમાં ચાલ્યો જશે અને મંત્રીઓએ પ્રાર્થના કર્યા છતાં પણ તે પોતાના નિષ્કંટક રાજ્યને પાછો સ્વીકારશે નહિ. પછી પુષ્પના સંગથી જેમ સુગંધનો ઉદય થાય છે, તેમ મહાત્માઓના મધ્યમાં નિવાસ કરનારા એ રાજાને વિવેકની કથાના પ્રસંગથી, વિવેકનો ઉદય થઈ જશે. ત્યારપછી આ જન્મ ક્યાંથી આવ્યો અને આ સંસાર ક્યાંથી આવ્યો? એવા વિચારના નિરંતર અભ્યાસથી તે જીવન્મુક્તદશાને પ્રાપ્ત થઈ જશે.[૩૨-૩૫] નિરંતર

વિચારમાં પરાયણ રહેનાર એ સિંધુરાજા સત્સંગતિના બળથી પવિત્ર મોક્ષપદને પ્રાપ્ત થશે. એ મોક્ષપદ પાસે હિરણ્યગર્ભના ઐશ્વર્યપર્યંત સર્વ લક્ષ્મી પણ પવન વડે ઊડ્યા જતા શુષ્ક પત્રની પેઠે સ્વીકાર્યરૂપ ન જણાતાં તુચ્છ જ ભાસે છે.[३६]

नित्यं विचारणपरोऽथ भवन्स सिंधुः सत्संगमेन पदमाप्स्यति पावनं सः। तद्यत्र पत्रमिव वातविधूयमानं नो वस्तुतां व्रजति काचन नाम लक्ष्मीः ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સિંધુનિર્વાણ' એ નામનો સર્ગ ૧૫૭ મો સમાપ્ત**

## सर्ग १५८ मो*

### વ્યાધ આકાશમાં ઊડી શબરૂપે નીચે પડશે

॥ मुनिरुवाच ॥

**एतत्ते कथितं सर्वं भविष्यद्भूतवत्तव।**
**यथेच्छासि तथेदानीं व्याध साधु विधीयताम्॥**

મુનિ બોલ્યાઃ–હે વ્યાધ! હવે પછી તમારું જે કાંઈ થવાનું છે, તે સર્વ મેં તમને કેમ જાણે થઈ ગયું હોય તેમ કહી બતાવ્યું છે. હવે તમારી ઇચ્છા હોય તે પ્રમાણે અને તમને સારું લાગે તે પ્રમાણે તમે સુખેથી કરો.[૧]

અગ્નિદેવ બોલ્યાઃ–ઉપર પ્રમાણે એ મુનિનું વચન સાંભળીને વ્યાધ વિસ્મય વડે આકુળ બુદ્ધિવાળો થઈ ગયો. પછી, એ વ્યાધ તથા મુનિ બન્ને ક્ષણ વાર ત્યાં ઊભા રહ્યા બાદ તરત સ્નાન કરવાને માટે ગયા.[૨] સ્વાભાવિકતાએ પરસ્પર સુહૃદરૂપ થઈ રહેલા તે વ્યાધ અને મહામુનિ હવે શાસ્ત્રવિચાર વડે તપ કરતા હતા.[૩] પછી થોડા કાળમાં મુનિ નિર્વાણને પ્રાપ્ત થયા અને અવધિ પૂર્ણ થઈ રહ્યાથી તે દેહને છોડી દઈ પરમપદને પામ્યા.[૪] હવે, સેંકડો યુગ સુધીનો બીજો મોટો કાળ વીતી ગયો અને વ્યાધની કામના પૂર્ણ કરવા માટે ત્યાં બ્રહ્મા આવ્યા.[૫] વ્યાધે પ્રથમથી ભાવીનું વર્ણન સાંભળ્યું હતું, તેથી તે પોતે જાણતો હતો, છતાં તે પોતાની વાસનાના આવેશને ખાળી શક્યો નહિ અને મુનિના કહેવા પ્રમાણે જ વરદાન માગવા લાગ્યો.[૬] પછી, બ્રહ્મા 'તથાસ્તુ' કહીને પોતાની ઇચ્છિત દિશામાં ચાલ્યા ગયા અને વ્યાધ પણ પોતાના તપનું ફળ ભોગવવા માટે પક્ષીની પેઠે આકાશની અંદર ઊડ્યો.[૭] ત્રૈલોક્યને અંતે વૃદ્ધિ પામેલા પોતાના દેહ વડે તે અગણિત કાળ સુધી મહાવિશાળ આકાશને વેગપૂર્વક પર્વતની પેઠે પૂરી દેતો હતો. મોટા ગરુડના જેવા તીવ્ર વેગથી આકાશને નીચે, ઊંચે અને આડાઈમાં પૂર્ણ કરી રહેલા એ વ્યાધનો એમ જ ઘણો લાંબો કાળ ચાલ્યો ગયો.[૮,૯] પછી, જ્યારે ઘણો લાંબો સમય વીતી ગયો, છતાં અવિદ્યારૂપી ભ્રમનો અંત તેના જોવામાં આવ્યો નહિ, એટલે તે ઉદ્વેગ પામ્યો અને ઉદ્વેગને લીધે તેણે પ્રાણનું રેચન કરનારી ધારણા બાંધી. આમ તેણે પોતાના પ્રાણને આકાશની અંદર છોડી દીધા, એટલે તેનું શરીર શબરૂપ થઈને નીચે પડ્યું.[૧૦,૧૧] તેનું પ્રાણવાયુની સાથે રહેલું ચિત્ત સર્વ પૃથ્વીનું પાલન કરનારા તથા વિદૂરથરાજાના શત્રુરૂપ એવા સિન્ધુરાજને આકારે થઈ ગયું. સેંકડો મેરુપર્વતના જેવા આકારવાળો તેનો દેહ જાણે કોઈ મહાશબ હોય તેવો થઈ ગયો. પછી જાણે કોઈ બીજી પૃથ્વી જ હોય તેવો તેનો મહાવિસ્તીર્ણ દેહ વિષમ વજ્રપાતની પેઠે આકાશમાંથી નીચે પડ્યો.[૧૨,૧૩] તે દેહ મમલાં તથા મોવાળની પેઠે ભ્રાંતિ વડે જણાતા બ્રહ્મ સંબંધી કોઈએક જગતના ભ્રમમાં કોઈએક આકાશની અંદર જાણે પૃથ્વીનું કોઈ વિશાળ ઢાંકણું હોય

* આ એકસોઅઠ્ઠાવનમા સર્ગમાં મુનિનું વચન સાંભળી વ્યાધ તપ કરી, પછી બ્રહ્માના વરદાનથી આકાશમાં ઊડી, શબરૂપે પાછો નીચે પડશે, એ વિષે વર્ણન કરવામાં આવશે.

તેવો દેખાવા લાગ્યો.[૧૪] તે પોતાના આકાર વડે સમગ્ર ભૂમંડળને તથા પર્વતસમૂહને પૂરી રહ્યો છે. આ પ્રમાણે હે ઉત્તમ વિપશ્ચિત્ રાજા! મેં તમને મહાશબ વિષેની હકીકત કહી બતાવી છે. જે જગતના ભૂમંડળની અંદર એ શબ પડ્યું તે જગત આપણને સ્વપ્નનગરની પેઠે આ દશ્યમાન જગતરૂપ ભાસે છે.[૧૫,૧૬] શુષ્ક થઈ રહેલ ચંડિકા-દેવી એ શબનું ભક્ષણ કરીને પૂર્ણ અને મોટા પેટવાળાં થઈ ગયાં, તેમજ રુધિર તથા આંતરડાંઓ વડે પૂર્ણ થતાં રાતાં બની ગયાં. એ શબના મેદવડે આ પૃથ્વી 'મેદિની' એવા સાર્થ નામને ધારણ કરવા લાગી અને હિમાલય પર્વતના જેવા વિશાળ આકારને ધારણ કરનારા પોતાના આશ્ચર્યકારક રૂપ વડે તે પૂર્ણ જણાઈ રહી.[૧૭,૧૮] એ શબનો મોટો મેદ (ચરબી) મૃદ્ધાતુરૂપ (મૃત્તિકારૂપ—માટીરૂપ) બની ગયો અને કાળે કરીને તે પૃથ્વીરૂપ થઈ પાછી મૃન્મય અવસ્થાને ધારણ કરનાર થયો.[૧૯] વળી પાછાં તે પૃથ્વીની અંદર કચરાઈ ગયેલાં જંગલો તૈયાર થઈ ગયાં, નગરો સહિત ગામડાંઓ પણ બની ગયાં, ચૂર્ણ થઈ ગયેલા પર્વતો પણ પાતાળમાંથી પાછા બહાર દેખાયા અને મનુષ્યોના વ્યવહારની શોભા પાછી આગળ પ્રમાણે પ્રવૃત્ત થઈ ગઈ.[૨૦]

भूयः प्रजातानि वनानि भूमौ ग्रामाः कृताः पत्तनसंयुताश्च। पातालतः साधुसमुत्थितास्ते शैलाः प्रवृत्ता व्यवहारलक्ष्मीः ॥ २० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વ્યાધ આકાશમાં ઊડી શબરૂપે નીચે પડશે' એ નામનો સર્ગ ૧૫૮ મો સમાપ્ત**



## સર્ગ ૧૫૯ મો×

### વિપશ્ચિત્ રાજાએ અનેક આશ્ચર્યો જોયાં

॥ अग्निरुवाच ॥

विपश्चिच्छ्रेष्ठ भो साधो त्वं गच्छाभिमतां दिशम्।
स्थिरं भूमंडलं भूयः प्रकृतव्यवहारवत् ॥ १ ॥

અગ્નિદેવ બોલ્યાઃ—હે શ્રેષ્ઠ સુશીલ વિપશ્ચિત્ રાજા! તમે ચાલુ વ્યવહારવાળાં સ્થિર ભૂમંડળને ફરી વાર પ્રાપ્ત થઈ જઈ પોતાની ઇચ્છેલ દિશા તરફ સુખેથી જાઓ.[૧] હે ગતિને જાણનાર રાજા! સ્વર્ગની અંદર ઇન્દ્ર, પ્રજાના સમૂહના કલ્યાણને અર્થે સોમયજ્ઞનું યજન કરવા મ પ્રવૃત્ત થયેલ છે અને મને ત્યાં મંત્ર વડે બોલ વેલ છે. તેથી હમણાં હું ત્યાં જાઉં છું.[૨]

ભાસ બોલ્યોઃ—ઉપર પ્રમાણે કહી ભગવ અગ્નિ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા અને જે વીજળીનો અગ્નિ આકાશમાં લીન થઈ જાય તેમ તે નિર્મળ આકાશમાં ચાલ્યા ગયા.[૩] ત્યારે પોતે પ્રથમની પોતાની અવિદ્યાનો અંત જોવા સંસ્કારોને ધારણ કરી રહ્યો હતો અને મેં પ મારા કર્તવ્યને સિદ્ધ કરવા માટે આકાશ અંદર રહી ભ્રમણ કરવા માંડ્યું.[૪] ફરી વાર પ એ આકાશની અંદર અસંખ્ય જગતો મા જોવામાં આવ્યાં અને તે જગતો નાના પ્રકાર આચારવિચારવાળાં તથા અનેક પ્રકારના આકા વાળાં હતાં.[૫] હે મહારાજ! કોઈક ઠેકાણે જગ છત્રમય અવયવોવાળાં અને પરસ્પર એકબી સાથે સંલગ્ન થયેલાં દેખાતાં હતાં. તેઓ મ રીતે ગતિમાન જણાતાં હતાં અને હૃદયને પ હરણ કરતાં હતાં.[૬] હે દશરથરાજા! કોઈ સ્થ મૃન્મય દેહવાળાં સર્વ પ્રાણીઓ જોવામાં આવ

× આ 'એકસોઓગણસાઠમા સર્ગમાં અગ્નિ વિપશ્ચિત્ રાજાને ઉપદેશ આપી ઇન્દ્ર પાસે જશે અ પછી વિપશ્ચિત્ રાજાને અનેક આશ્ચર્યો દેખાયા વિ તથા અંતે બ્રહ્મતત્ત્વ જણાયા વિષે વર્ણન આવશે.

હતાં અને મંદ ગતિવાળાં તથા પર્વતના જેવાં તે મહાવિશાળ દેખાતાં હતાં.[૭] કોઈ એક જગતની અંદર પ્રાણીઓ કાષ્ઠમય અવયવવાળાં જણાતાં હતાં અને ક્યાંક પાષાણમય દેહવાળા અસંખ્ય જીવો નજરે આવતા હતા.[૮] વળી ચિદાકાશની અંદર ક્યાંક તો પ્રાણીઓ જીવતાં સુધી પાષાણની પ્રતિમાની પેઠે એક જ ઠેકાણે રહેલાં અને પરસ્પર કેવળ સંભાષણ આદિ વાણીના વ્યાપારને કરી રહેલાં મારા જોવામાં આવ્યાં.[૯] એ પ્રમાણે ઘણા લાંબા કાળ સુધી મેં જોયા કર્યું, તો મારો દેહ પણ સ્વપ્નમય હતો, તેથી તે વારંવાર નાશ પામતો હતો. અવિદ્યાનો અંત નહિ દેખાવાથી હું એ દશ્યવર્ગના વિષયમાં ઉદ્વેગ પામ્યો. પછી ઉદ્વેગને લીધે હું કોઈએક એકાંત સ્થળમાં બેસી મોક્ષસિદ્ધિને માટે તપ કરવાના ઉદ્યોગમાં લાગ્યો. ત્યાં મને ઇન્દ્રે આવી કહ્યું કે, 'ચિત્તરૂપી આકાશની અંદર હજી આપણ બન્નેને બીજી કોઈ એક મૃગયોનિ પ્રાપ્ત થવાની છે, એટલે આપણો હજી આત્મવિચારનો આ સમય નથી. હું આકાશની અંદર મંદારવૃક્ષોના વનમાં ફરતો હતો અને સ્વર્ગસંબંધી ભોગોમાં મોહિત થઈ ગયો હતો, તેથી પૂર્વના અભ્યાસને પરવશ બની જઈ, હું દુર્વાસામુનિના અપરાધમાં આવી ગયો હતો. આથી મને પણ મૃગયોનિનો ભોગ પ્રાપ્ત થયો છે.[૧૦–૧૨] આ પ્રમાણે જ્યારે ઇન્દ્રે મને કહ્યું, ત્યારે હું ઇન્દ્રને કહેવા લાગ્યો કે, 'હે મહારાજ ! હું આ સંસારથી બહુ ખેદ પામ્યો છું, માટે હવે હું તરત તેમાંથી મુક્ત થાઉં એવો કાંઈ ઉપાય બતાવો.' આવું મારું કહેવું સાંભળી તે બોલ્યા કે, 'હું નિરાકાર અને અવસ્થાત્રયથી રહિત શુદ્ધ આત્મારૂપ છું, એવું તત્ત્વજ્ઞાન થવાથી જ તરતમાં મુક્તિ મળે છે, આ વાત તમે વ્યાધ તથા મુનિના સંવાદના પ્રસંગમાં અગ્નિ દ્વારા સાંભળેલ પણ છે. માટે તમે કાંઈ બીજું જ વરદાન મારી પાસે માગો.' ઇન્દ્રે આ પ્રમાણે કહ્યું, એટલે તેના કહેવા ઉપરથી મેં મૃગયોનિ આવ્યા પછી મારું શું થશે તે જાણવારૂપી વરદાન તેની પાસે માગ્યું.[૧૩,૧૪]

ઇન્દ્ર બોલ્યાઃ–તમારું પોતાનું આત્મચૈતન્ય જ મૃગયોનિની અંદર ઘણા કાળથી ગમન કરવાને ઇચ્છે છે. તમારા સંબંધમાં આ બાબત અવશ્ય થવાની છે. મેં એ દિવ્ય દૃષ્ટિથી જાણી લીધું છે.[૧૫] તમે મૃગરૂપ થઈને દશરથરાજાની તે મહાપવિત્ર સભામાં જશો, એટલે તેમાં મેં તમને હમણાં કહેલું જ્ઞાન અડચણ વિના પ્રકટ થઈ જશે.[૧૬] તમે ભવાટવીમાં અનેક જન્મોમાં ભટકવાથી આર્ત થઈ રહ્યા હશો અને હરિણની યોનિમાં હશો. પછી વસિષ્ઠજીની કૃપા વડે તમને તમારા નિષ્ફળ એવા સર્વ વૃત્તાંતનું સંપૂર્ણ રીતે સ્મરણ થશે.[૧૭] એ સર્વ સ્વપ્નના ભ્રમની પેઠે, પોતાના સર્વ સંકલ્પો વડે ખડા થઈ ગયેલા સંકલ્પનગરની પેઠે અને પરલોકના અર્થના અનુભવને બતાવનાર કથામાં વર્ણવેલા અર્થની પેઠે આભાસરૂપ હશે.[૧૮] જ્યારે તમે મૃગભાવથી રહિત થઈ જઈ પુરુષરૂપ થઈ જશો, ત્યારે તમારા જ્ઞાનાગ્નિ વડે તમારો મૃગદેહ બળી જશે અને તમને હૃદયમાં રહેલા આત્મતત્ત્વનું સ્ફુરણ થશે.[૧૯] આમ તમને આત્મજ્ઞાનનું સ્ફુરણ થશે, એટલે ઘણા કાળથી રૂઢ થઈ રહેલી અવિદ્યા નામની ભ્રાંતિને મૂકી દઈ તમે ચપળતાથી રહિત થઈ રહેલા શાંત પવનની પેઠે મુક્ત થઈ જશો. ઇન્દ્રે આ પ્રમાણે કહ્યું, ત્યાર પછી આ વનની અંદર 'હું આ હરિણ છું' એવા નિશ્ચયવાળી પ્રતિભાનો તરત મારામાં ઉદય થયો.[૨૦,૨૧] તે દિવસથી માંડીને હું તે ઉત્તમ પર્વતમાં મંદારવનના કોઈ એક અંદરના ખૂણામાં તૃણ અને દૂર્વાઓના અંકુરોનું ભક્ષણ કરનાર હરિણરૂપ થઈ રહ્યો.[૨૨] હે દશરથરાજા !

દિવસે કોઈ સીમાના અંતમાં ર
મૃગયા માટે આવેલા જોઈને

અને હું પલાયન કરી ગયો. હે રાઘવ! પરંતુ મને પકડાવી લઈને તે મને પોતાને ઘેર લઈ ગયો અને ત્રણ દિવસ સુધી ત્યાં રાખ્યા પછી તેણે અહીં આપની હજૂરમાં ક્રીડા માટે મોકલાવ્યો છે.[૨૩,૨૪] હે નિષ્પાપ મહારાજ! સંસારમાં પ્રસિદ્ધ એવી ઇન્દ્રજાળની માયા જેવો અને નાના પ્રકારનાં આશ્ચર્યો તથા રસો વડે યુક્ત એવો આ સર્વ મારો વૃત્તાંત મેં આપને કહી સંભળાવ્યો છે. શાખા–પ્રશાખા આદિના વિસ્તારવાળી આ અવિદ્યા અનંત છે અને તે આત્મજ્ઞાન સિવાય બીજા કયા ઉપાય વડે શાંત થતી નથી.[૨૫,૨૬]

વાલ્મીકિ બોલ્યાઃ–જ્યારે વિપશ્ચિત્ રાજા ઉપર પ્રમાણે કહી ક્ષણ વાર મૌનને ધારણ કરી રહ્યા, ત્યારે ઉત્તમ બુદ્ધિવાળા શ્રીરામચંદ્રજીએ તેને નીચે પ્રમાણે કહ્યું.[૨૭]

રામ બોલ્યાઃ–હે મહારાજ! આ મૃગ બીજા કોઈના સંકલ્પરૂપ છે. હવે તે જો આપણા જોવામાં આવ્યો, તો પછી પોતે સંકલ્પ નહિ કરનાર પુરુષ પણ બીજાની સંકલ્પસૃષ્ટિમાં રહેલ વસ્તુને પોતાના આત્મામાં દેખી શકે એવો અર્થ સિદ્ધ થાય છે; તો આ વાત કેમ ઘટી શકે? તે તમે મને કહો.[૨૮]

વિપશ્ચિત્ રાજા બોલ્યોઃ–જે જગતની અંદર પૃથ્વી ઉપર એ મહાશબ પડ્યું હતું, તે પૃથ્વી ઉપર ઇન્દ્ર પ્રથમ પોતાના કરેલા યજ્ઞના ગર્વથી અંધની પેઠે મદમાં ચાલ્યો જતો હતો. તેણે દુર્વાસામુનિને ઓળખ્યા નહિ, તેથી આ કોઈ શબ પડેલ છે, એમ સમજી તેણે તો ધ્યાનાવસ્થિત દુર્વાસામુનિને અપમાનપૂર્વક પોતાના પગની લાત મારી. આથી તે ઋષિએ ક્રોધ પામીને તેને આ શાપ આપ્યોઃ[૨૯,૩૦] 'અરે઼ા ઇન્દ્ર! આ પૃથ્વીતલની અંદર તમે અંધની પેઠે ચાલીને મારું અપમાન કર્યું છે. એટલે એ પૃથ્વીતલને મહા ઘોર અને બ્રહ્માંડના જેવું મહાવિશાળ શબ થોડા જ સમયમાં ચૂર્ણ કરી નાખશે.[૩૧] વળી તમે મને શબ સમજીને મારું અપમાન કર્યું, એટલે તમે હમણાં તરતમાં જ મારા શાપના પ્રભાવથી પાછા તે જ પૃથ્વીમાં જન્મ લેશો.' આમ એ દુર્વાસામુનિએ ઇન્દ્રને શાપ આપ્યો, એટલે ઇન્દ્ર પણ વિપશ્ચિત્ રાજાની સાથે મૃગપણું પામ્યો. વળી વિપશ્ચિત્ રાજાના મનઃકલ્પિત મૃગપણાની પેઠે, તે મૃગપણું પણ બીજાઓને સત્યરૂપે પ્રતીતિમાં આવે તેવો ઋષિએ શાપ દીધો હતો, તેથી તે ઇન્દ્રના શાપની કથાથી તથા મુનિનાં વાક્યના પ્રભાવથી જ વિપશ્ચિત્ રાજાનો મૃગભાવ (સંકલ્પમય છતાં) તમારા દેખવામાં આવ્યો.[૩૨,૩૩] બાકી, વાસ્તવ દૃષ્ટિથી જોઈએ તો એક વ્યાવહારિક સત્તાવાળું જગત સત્ય છે અને બીજું પ્રાતિભાસિક સત્તાવાળું અસત્ય છે, એમ કહી શકાતું નથી. કેમકે બન્નેની પ્રતિભા એક સમાન રૂપે જ ઉદય પામે છે. તેમાં કોનું સત્યપણું અને કોનું અસત્યપણું કહી શકાય તેમ છે![૩૪] હે રામચંદ્રજી! વિશેષમાં વળી, આ યુક્તિસમૂહમાં હું એક બીજી યુક્તિ કહું છું, તે તમે સાંભળો એટલે તમને સારી રીતે સ્ફુટ અનુભવ થાય.[૩૫] હે મહાભાગ રામચંદ્રજી! જેની અંદર સર્વ રહ્યું છે, જેનાથી આ સર્વ છે, જે પોતે જ સર્વરૂપ થઈ રહેલ છે અને જે સર્વથી જુદું પણ છે, તે સર્વશક્તિમાન બ્રહ્મની અંદર શું સંભવતું નથી! એકબીજાના સંકલ્પસમૂહો પરસ્પર મળતા આવે છે એ વાત પણ ઘટિત જ છે; અને એકબીજાના સંકલ્પસમૂહો પરસ્પર મળતા નથી આવતા, આ વાત પણ યુક્તિ વડે સિદ્ધ છે. આ બન્ને વાત સર્વશક્તિમાન બ્રહ્મની અંદર સંભવિત જ છે.[૩૬,૩૭] એકબીજાનો સંકલ્પસમૂહ અન્યોન્ય મળતો આવે છે, આ વાત મૃગદર્શન આદિ વડે પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. બ્રહ્મ પોતે સર્વના આત્મારૂપ છે અને તેમાં એક જ પૃથ્વી ઉપર રહેનાર છાયાની અને તડકાની પેઠે બન્ને વિરુદ્ધ વાતો પણ ઘટી શકે.[૩૮] જો તે બ્રહ્મની અંદર એ બન્ને

વિરુદ્ધ વાતો ન સંભવે, તો પછી તેને સર્વના આત્મારૂપ અને સર્વશક્તિમાન કેમ કહી શકાય? સંકલ્પનગર પરસ્પર મળતાં નથી આવતાં, એ શા માટે સત્ય નથી?[૩૯] તેમજ પરસ્પર તે મળતાં આવે છે તે વાત પણ સત્ય જ છે. સર્વસ્વરૂપ પરબ્રહ્મની અંદર (માયાના બળથી) સત્ય ન હોય એવું પણ કાંઈ નથી, તેમ અસત્ય ન હોય તેવું પણ કાંઈ નથી.[૪૦] સર્વકાળ સર્વરૂપ થઈ રહેલ બ્રહ્મની અંદર સર્વત્ર સર્વથા સર્વ રહેલ છે. અહો! મનને મોહમાં નાખી દે એવી આ માયા વિષમ છે.[૪૧] તેની અંદર એકજ વસ્તુમાં વિધિ અને પ્રતિષેધ એ બન્નેની સ્થિતિ રહેલ છે. એવી જ આ વિશાળ બ્રહ્મસત્તા છે અને તે પોતા વડે જ પોતાને અનેક આકારે પ્રસારી દે છે.[૪૨] વળી તે બ્રહ્મસત્તા વડે જ આ અવિદ્યા અનાદિ અને આદિ અનુભવમાં આવે છે. જો કદાચિત્ આ ત્રણે લોક ચિદાકાશના જ એક વિલાસરૂપ ન હોય, તો મહાપ્રલયમાં નષ્ટ થઈ ગયેલ પદાર્થોની પાછી અનાયાસે સૃષ્ટિ કેમ ઉત્પન્ન થઈ જાય! અને અગ્નિની, વાયુની તથા પૃથ્વીની સત્તા પાછી કેમ ખડી થઈ જાય?[૪૩,૪૪] માટે સ્વભાવરૂપ ચિદાકાશના વિલાસ (વિવર્ત) વિના બીજું કશું પણ જગતનું સ્વરૂપ નથી. શાસ્ત્રો, જ્ઞાનબળથી ઠેઠ મહાપ્રલયપર્યંતની સર્વ હકીકત કહી દેનાર વિદ્વાનોના અનુભવો અને લોકનાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો એ સર્વ જેમને પોતાના અજ્ઞાનને લીધે પ્રમાણરૂપ નથી, તેવા નિંદાપાત્ર અવિવેકીઓ સાથે સત્પુરુષોને ભાષણ કરવાની પણ કાંઈ જરૂર નથી. આ સર્વને ચિદાકાશના વિલાસરૂપે જોઈએ તો ક્ષણમાત્રમાં તે પ્રમાણરૂપ થઈ જાય છે.[૪૫,૪૬] બાકી બીજી સામાન્ય દૃષ્ટિથી જોતાં તેમાં કશો સાર જણાતો નથી; માટે જ્ઞાનદૃષ્ટિ વડે જે સિદ્ધ થાય તેજ સારરૂપ છે, એવું વિદ્વાનોનું સમજવું છે. જેમ પવનની શોભા ચલનશક્તિને લીધે ચપળરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મસત્તા જ પોતાની ચિત્સત્તા વડે સ્ફૂર્તિને પ્રાપ્ત થતાં જગતરૂપે પ્રતીતિમાં આવે છે. વસ્તુતાએ જોતાં અહીં કશાનો નાશ પણ થતો નથી અને કશું ઉત્પન્ન પણ થતું નથી.[૪૭,૪૮] હું નાશને પ્રાપ્ત થયો અને અમુક વસ્તુ હજી વિદ્યમાન છે, એવી એક સંકલ્પરૂપ પ્રતિભા જ ઉદય પામે છે, પણ તે વસ્તુતાએ ચિદ્રૂપ જ છે. જો મરણને અત્યંત નાશરૂપ (દૃશ્યના અત્યંત અભાવવાળી સ્થિતિરૂપ) માનીએ, તો તે એક નિદ્રાના સુખ જેવું છે.[૪૯] કદાચિત્ એમ માનીએ કે, મરી જવું એટલે એક શરીરનો વિયોગ થતાં વળી પાછા બીજા શરીરની પ્રાપ્તિ થઈ ફરી વાર પાછો દૃશ્યનો અનુભવ થવો; તો પછી એ પણ એક પુનર્જીવન જેવું જ છે; માટે આ ચિદાકાશની અંદર મરણ પણ નથી અને જીવિત પણ નથી.[૫૦] એક એવા ચિદાકાશના વિલાસની અંદર એ બન્ને વસ્તુ રહેલ પણ છે અને રહેલ નથી એમ પણ છે. જો એ બન્નેને (જીવિત-મરણને) સંકલ્પ વડે કલ્પી લેવામાં આવે તો એ બન્ને છે અને જો નિઃસંકલ્પ દશામાં રહેવાય તો એ બન્ને નથી.[૫૧] જે દૃઢ નિશ્ચય વડે એક જ તત્ત્વને માનવામાં આવે તો તે તેવું અનુભવાય છે. માટે દ્વૈતના સત્યાસત્યપણા વિષે સાક્ષીરૂપે નિર્ણય કરનાર સાક્ષીનું સદાકાળ અસ્તિત્વ જ છે. ચિદાત્મા સિવાય બીજું કયું સુખાત્મક જીવન છે, તે તમે કહો.[૫૨] તે ચિદાત્મા અક્ષય હોવાથી પરમપુરુષાર્થરૂપ છે. માટે ક્યાં કોને દુઃખ છે? જ્યાં વાચ્ય અને વાચક એ બન્ને ચિદાકાશરૂપ છે અને ચિદાકાશથી તે અભિન્ન તથા ભિન્ન એમ બન્ને પ્રકારે રહેલ છે, ત્યાં એકતાની અને દ્વૈતની ભ્રાંતિ ક્યાં કહી? જેમ જળની અંદર આવર્ત આદિ રહેલ છે, તેમ જ પરમાત્માની અંદર શરીર આદિની સ્થિતિ છે. આ સર્વ ચિદાકાશની સત્તાનો જ એક વિલાસ છે, કારણથી ભિન્ન ન હોવાને લીધે તે ચિદાકાશરૂપ છે અને ચિદાકાશના એક વિવર્તરૂપ છે.

વળી અન્યગ્રતાથી જોઈએ, તો જગત પોતાના દશ્ય સ્થૂળરૂપથી રહિત ચિદાકાશરૂપ જ છે.[૫૩-૫૫] આશ્ચર્યની વાત છે કે, ઘટ આકારને ધારણ કરનારું અસ્થિર દ્રવ્ય નિરાકાર ચિદાકાશની અંદર સ્થૂળરૂપે રહેલ છે. જેમ ભૂતકાળમાં દેખાતો વિષય પછીથી પ્રતીતિના પાત્રરૂપ થતો નથી, તેમ જ વર્તમાનકાળના અનુભવનો વિષય પણ વસ્તુતાએ જોતાં છે નહિ.[૫૬] વર્તમાનકાળના અનુભવમાં આવતું આ ચિદાકાશ શૂન્યતુલ્ય છે અને તે જ દશ્યરૂપી પિશાચને આકારે પ્રતીતિમાં આવે છે, એમ તમે સમજો. જેવું આ દશ્યમાન આકાશ છે, તેવું જ એ ચિદાકાશ પણ છે. જ્યારે એ ચિદાકાશને જ આકાશરૂપ સમજવામાં આવે છે, ત્યારે એ પણ આકાશ જેવું શૂન્ય જ પ્રતીતિમાં આવે છે.[૫૭] આ નીચેના પ્રદેશમાં પૃથ્વી રહી છે. આ બીજા પ્રદેશોમાં વાયુ તથા આકાશ આદિ ભૂતો રહ્યાં છે અને વળી અહીં કાંઈ બીજું જ રહ્યું છે. એમ અનેક આકારે જ કાંઈ ભાસે છે, તે સર્વ એક ચિદાકાશરૂપ જ છે. જે ચિદાકાશનો વિલાસ છે તે જ જગત છે; તેની અંદર દ્વૈત કે એકત્વ એ કશું જ રહેલ નથી.[૫૮] યથાર્થ વસ્તુસ્વરૂપને ઓળખનારા વિવેકીની દૃષ્ટિમાં કશો સ્થૂલભાવ કે સૂક્ષ્મભાવ પ્રતીતિમાં આવતો નથી, પરંતુ સર્વ દશ્ય નિરાકાર ચિદ્રૂપ જણાય છે.[૫૯] તત્ત્વદૃષ્ટિથી જોતાં જ્ઞાનીપણું અને અજ્ઞાનીપણું બન્ને સત્ય કહી શકાતાં નથી, તેમ અસત્ય પણ નથી. વળી સત્યપણું અને સત્યાસત્યપણું તેમાં રહેલ પણ ભાસે છે.. તેથી સર્વ બાબતમાં કાષ્ઠમૌનનો જ આશ્રય લેવો પડે તેવું છે.[૬૦] અનંત દશ્યને બ્રહ્મરૂપે સમજવું, તે જ પરમપદરૂપ છે. આ સર્વ પરબ્રહ્મરૂપ જ છે, એમ તત્ત્વજ્ઞાન વડે સમજાઈ જાય છે.[૬૧] એવી રીતે આ ચિદ્ધાતુ પોતાના આત્માની અંદર અનેકરૂપે વિવર્તભાવને પામે છે. એ ચિદાકાશનો કાંઈ આ વિવર્ત છે, તે જ જગતનું નિર્બાધ સ્વરૂપ છે.[૬૨] મરી ગયેલા જીવો અસંખ્ય છે અને તેમના સૃષ્ટિ આદિ વિકારો પણ એકેક આંગળીથી ગણતાં અસંખ્ય છે. તે પરસ્પર અદશ્ય અને અમૂર્ત છે.[૬૩] અન્યોન્ય સિદ્ધરૂપે રહેલા અને ઉત્તરોત્તર સૂક્ષ્મ એવા પૃથ્વી આદિ લોકો પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈને બ્રહ્મની અંદર રહેલા છે. તેઓ પરસ્પર ઓતપ્રોત જેવા છે, તો પણ પરસ્પરની સ્થિતિને દેખતા નથી.[૬૪] વસ્તુતાએ જોતાં આ દશ્યની શોભા ચિદાકાશરૂપ જ છે; કેમકે તેનું સ્વરૂપ ચિદાકાશથી જુદું જણાતું નથી. તેનો દ્રષ્ટા પણ ચિદાત્મા વિના બીજો કોઈ નથી. સ્વપ્નની પેઠે તેનો દ્રષ્ટા પોતાનો આત્મા જ છે.[૬૫] એ દશ્યનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે યથાસ્થિતપણે રહ્યા છતાં ચિદાકાશરૂપ, શાંત અને પ્રભાત સમયના અંધકારના જેવું બાધિત અને આભાસરૂપ ભાસે છે.[૬૬] આ જગતનો સમૂહ સત્ય હો કે અસત્ય હો, પરંતુ જ્ઞાન વડે તેનું સ્વરૂપ ઓળખવામાં આવે છે, એટલે તે સર્વ વિશેષભાવથી રહિત બ્રહ્મરૂપ જણાય છે અને તે યથાસ્થિત રહ્યા છતાં પણ શમી જાય છે.[૬૭] જેમ સમુદ્રની અંદર તરંગમાં ઊછળતાં જળબિંદુઓનો ક્ષણ વારમાં સમાગમ અને ક્ષણ વારમાં વિયોગ થયો રહે છે, તેમ જ બ્રહ્મરૂપ મહાસાગરની અંદર સ્ફુરી રહેલા ચિદંશરૂપ જીવોનો પણ પરસ્પર ક્ષણ વારમાં સમાગમ અને ક્ષણ વારમાં વિયોગ થતો રહે છે.[૬૮] સૃષ્ટિની શોભા સ્વપ્નની પેઠે પ્રતીતિમાં આવે છે અને સૃષ્ટિના આદિકાળમાં તે ચિદાકાશરૂપ છે. માટે આ સર્વ શાંત બ્રહ્મરૂપ છે, એ વાત યથાર્થ જ છે.[૬૯] મેં અનંત વૈભવોવાળાં જગતો જોયાં, વળી મેં કાર્યો તથા તેનાં પરિણામોના વિલાસો પણ અનુભવ્યા અને હું ઘણા યુગો સુધી દશે દિશાઓમાં ભટક્યો. કેમકે જ્ઞાન થયા વિના દશ્યનો દોષ નિઃશેષરૂપે (પૂર્ણ રીતે) નાશને પામતો નથી.[૭૦]

दृष्टान्यनन्तविभवानि मया जगन्ति भुक्तानि कार्यपरिणामविजृंभितानि । भ्रान्त्वा दिशो दश बहूनि युगानि यावन् ज्ञानादृते क्षयमुपैति न दृश्यदोषः ॥ ७० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિપશ્ચિત્ રાજાએ અનેક આશ્ચર્યો જોયાં' એ નામનો સર્ગ ૧૫૯ મો સમાપ્ત

## सर्ग १६० मो*

### ભાસની જીવન્મુક્તિ અને અવિદ્યાનું વર્ણન

॥ वाल्मीकिरुवाच ॥

विपश्चिति वदत्येवं तद्वृत्तांतमवेक्षितुम् ।
इव लोकांतरं भानुः पादैर्दूरायतैर्ययौ ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યાઃ–વિપશ્ચિત્ રાજા ઉપર પ્રમાણે કહેતો હતો, તેટલામાં સૂર્યનારાયણ જાણે તેના વૃત્તાંતને જોવા માટે જતા હોય, તેમ પોતાના ઘણે છેટે સુધી પ્રસરેલા કિરણરૂપી ચરણ વડે લોકાંતરમાં ચાલ્યા ગયા.[૧] ત્યાં દિશાઓને પૂરી દેનારો સાયંકાળના દુંદુભિનો નાદ જાણે પ્રસન્ન થયેલી દિશાઓએ કરેલો જયજયકારનો શબ્દ હોય તેમ ઉત્પન્ન થયો.[૨] દશરથરાજા વિપશ્ચિત્ રાજાને અર્થે ઘર, સ્ત્રી, ધન આદિ રાજયોગ્ય વૈભવને ક્રમ વાર આપી દઈ સભામાંથી ઊઠ્યા. પછી દશરથરાજા, રામચંદ્રજી અને વસિષ્ઠજી આદિ પરસ્પર આજ્ઞા લઈને તથા ક્રમવાર પૂજન કરીને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.[૩-૪] સ્નાન તથા ભોજન કરી, રાત્રિને ગાળી, તેઓ પ્રભાત સમયે પાછા આવ્યા અને પાછી પ્રથમ પ્રમાણે જ યોગ્ય રચના વડે સભા પૂર્ણ ભરાઈ ગઈ.[૫] પછી ચંદ્રમા જેમ અમૃતને સ્રવે છે, તેમ આનંદને સ્રવતાં એવાં વચનો બોલતાં વસિષ્ઠમુનિએ ક્રમથી પ્રસ્તુત કથા કહેવાનો આરંભ કર્યો.[૬] હે મહારાજા! આ અવિદ્યા વસ્તુતાએ જોતાં છે જ નહિ અને સાવ અસત્ય હોવા છતાં જાણે સત્ય હોય તેવી થઈ રહી છે. વિપશ્ચિત્ રાજાને એવા પ્રબળ દીર્ઘ પ્રયત્ન વડે પણ એ અવિદ્યાનો અંત મળ્યો નહિ. એવી રીતે આ અવિદ્યા તેનું ખરું સ્વરૂપ ન ઓળખાયાથી દેશકાળ વડે અનંત ભાસે છે અને જો તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો ઝાંઝવાના જળની નદીની પેઠે તે સાવ છે જ નહિ.[૭-૮] હે મહાબુદ્ધિશાળી! એવી રીતે આ ભાસરૂપી વિપશ્ચિત્ રાજાનું વીતેલ વૃત્તાંત તેના મંત્રીઓએ જોયું હતું અને તમે પણ અહીં પોતે નજરે જોયું છે.[૯] હવે પછી કહેવાતી કથાઓ વડે તે તત્ત્વસ્વરૂપને ઓળખી લેશે અને અવિદ્યાની શાંતિ થઈ જતાં તે તમારી પેઠે જ જીવન્મુક્ત થઈ જશે.[૧૦] બ્રહ્મ પોતાના સ્વરૂપની અંદર પોતાની સત્તા વડે (આરોપિતરૂપે) અવિદ્યાને ધારણ કરી રાખેલ છે. આથી, ભ્રમ વડે એ અવિદ્યાનું રૂપ અસત્ય છતાં સત્ય જેવું જણાય

* આ એકસોસાઠમા સર્ગમાં સાયંકાળે સભાનું વિસર્જન, પાછું વળતે દિવસે સભાનું ભરાવું, ભાસની જીવન્મુક્તિ અને અવિદ્યા, એ વિષે વર્ણન કરાશે.

પેઠે જડ છે, રસમય છે અને લાંબી છે.[૧૪] તે મિથ્યારૂપે ફળની આશંકાને ઉત્પન્ન કરનાર છે અને નિષ્ફળ છતાં ચિત્તને હરણ કરનાર છે. અતિ વખાણાયેલા વિવેકી પુરુષો ઉત્પાતને લીધે અકાળે ઉત્પન્ન થનારી પુષ્પલતાની પેઠે તેને પસંદ કરતા નથી.[૧૫] તેનું કશું વાસ્તવ રૂપ નથી, છતાં તે દઢ થઈ રહેલ છે અને નાના પ્રકારના લોકને પૂર્ણ કરી રહી છે. અતિ લાંબી, પ્રકાશ રહિત અને ભૂતો વડે વ્યાપ્ત એવી અંધારી રાત્રિની પેઠે તે પ્રાણીઓથી વ્યાપ્ત છે અને આત્મપ્રકાશથી રહિત છે.[૧૬] વિચિત્ર પ્રકારની મોહ–મમત્વ આદિ રૂપી ગ્રંથિઓ વડે તે વીંટાયેલી છે. આકાશની અંદર ભ્રાંતિ વડે દેખાતાં મસલાં–મોવાળા આદિના આકારની પેઠે તે ભ્રાંતિ વડે જ ચિદાકાશની અંદર મિથ્યારૂપે દેખાય છે, પણ તત્ત્વદષ્ટિથી જોવા જઈએ તો તેનું કાંઈ પણ રૂપ જણાતું નથી.[૧૭] આકાશમાં દેખાતી ઇન્દ્રધનુષ રૂપી લતાની પેઠે તે વિચિત્ર વર્ણવાળી છે, ગુણથી રહિત છે અને શૂન્યની અંદર પોતાના આકારને પ્રસારી દેનાર છે. જેમ ઇન્દ્રધનુષરૂપ લતા વૃષ્ટિના ઉત્પાતને સૂચવનારાં સૂર્યકિરણોથી થયેલી છે, તેમ અવિદ્યા પણ જડ છતાં ચેષ્ટા વડે થનારા અનેક ઉત્પાતોનું સૂચન કરનારી છે.[૧૮] વર્ષાઋતુમાં વહી જતી નદી જેમ જળના અનેક તરંગો વડે યુક્ત હોય છે, મલિન હોય છે, ઉલ્લાસ વડે ફીણના પરપોટાવાળી હોય છે, ચકરીઓ તથા આવર્તો વડે ભયંકર હોય છે અને છેવટ ક્ષયને પ્રાપ્ત થનાર હોય છે, તેમ આ અવિદ્યા પણ જડ એવા અનેક વિચારોરૂપી તરંગો વડે યુક્ત છે, મલિન છે, ઉલ્લાસથી પ્રાણીઓરૂપી અનેક ફીણના પરપોટાવાળી છે, ઉત્પાતરૂપી વંટોળિયા વાયુ વડે ભયકારક છે અને છેવટ ક્ષયને પ્રાપ્ત થનાર છે.[૧૯] સ્મશાનભૂમિની પેઠે આ અવિદ્યા નિરંતર વહી જતી તથા શૂન્ય એવી સેંકડો જગતરૂપી ઝાંઝવાની નદીઓવાળી છે, રજના સમૂહ વડે વ્યાપ્ત છે, રુક્ષ છે અને ખરાબ દેખાવવાળી છે.[૨૦] જેમ સ્વપ્નની અંદર સ્વપ્નનગરમાં ફરતો પુરુષ ઘણે લાંબે કાળે પણ તેના અંતને પામતો નથી, તેમ આ જાગ્રત અવસ્થારૂપી સ્વપ્નનગરમાં ફરતો પુરુષ પણ ઘણે લાંબે કાળે પણ તેના અંતને પ્રાપ્ત થતો નથી દેહત્યાગને સમયે જેમના દેહો એક જ દશ્યસમૂહમાં રહ્યા હોય છે અને મરણ સમયે જેમનું ચિત્ત આ જગતને આકારે દઢ પરિણામ પામી રહ્યું હોય છે, તેવા જીવોના દઢ સંકલ્પસમૂહો જગત, દેહ ઇત્યાદિને આકારે સ્થિતિને પ્રાપ્ત થઈ રહ્યા છે.[૨૧,૨૨] તે સંકલ્પસમૂહો વિમાન, નગર, ભૂમિ ઇત્યાદિ સ્થિર રૂપથી ચિદાકાશરૂપી કોશની અંદર રત્નની પેઠે નિર્બાધપણે રહેલ છે.[૨૩] પરસ્પર ન દેખાતા અસંખ્ય એવ સિદ્ધ પુરુષોના લોકો આકાશની અંદર સંકલ્પોના સુદઢ પરિણામરૂપ જ છે, એમ ભાસે છે એ સિદ્ધ પુરુષોના લોકો અદીઠ છતાં પણ છે અને દીઠ છતાં પણ નથી.[૨૪] તેઓ સુવર્ણ, મણિ, માણિક્ય તથા મુક્તામય એવી ભૂમિ વડે યુક્ત છે, ભક્ષ્ય–ભોજ્ય એવાં અન્નપાન વડે ભરેલા છે અને રસાયનનાં સરોવરવાળા છે.[૨૫] મધ, મદ્ય, દહીં, દૂધ તથા ઘી આદિની કૃત્રિમ નદીઓ વડે તેઓ આકુળ છે અને જાણે ચંદ્ર વડે બનાવેલ હોય તેવા સુંદર આકારવાળી વનિતાઓ વડે તેઓ વ્યાપ્ત છે.[૨૬] વળી તેઓ સર્વ ઋતુમાં થનારાં પુષ્પ, ફળ, પલ્લવ તથા નદીપ્રવાહ વગેરેથી યુક્ત છે અને લીલા વડે ચપળ સ્ત્રીઓવાળી ઓથી આકુળ થઈ રહેલાં ઘરોવાળા છે તેમજ સદાકાળ સંકલ્પમાત્રની રચના વડે સિદ્ધ થનારા સર્વ વૈભવોના સમૂહ વડે પણ તેઓ યુક્ત છે.[૨૭] તે કેટલાક લોકોમાં હજારો ચંદ્રબિંબો અને સેંકડો સૂર્યો જોવામાં આવે છે અને કેટલાકમાં જાણે સુવર્ણથી કે અમૃતથી બનાવેલ વેષવાળાં જળચર પ્રાણીઓ છે.[૨૮] કેટ-

લાક લોકો પોતાની ઇચ્છા અનુસાર અંધકારમય અને પ્રકાશમય થઈ જાય છે, નિત્ય આનંદમય છે, યથેચ્છ લઈ જવાય તેવા છે અને ખોબા કપાસના જેવા અતિ હલકા છે.[29] કેટલાક લોકો કલ્પનાના બળથી ક્ષણ વારમાં ઉત્પત્તિને તથા વિનાશને પામનારા છે અને કેટલાક અખૂટ તથા સુંદર અન્નપાનવાળા તેમજ જરા—મરણથી રહિત હોય છે.[30] કેટલાક લોકો વિચિત્ર પ્રકારની રચનાવાળા, વિચિત્ર પ્રકારના વૈભવવાળા, સર્વ ઋતુમાં સર્વ ગુણો વડે રમણીય અને સર્વ કામ વડે પરિપૂર્ણ હોય છે.[31] શાસ્ત્રમાં વર્ણવેલ કલ્યાણકારક સત્કર્મોની ઉપાસનાથી તે તે લોકના, તે તે ભોગ્ય પદાર્થને આકારે સ્થિર થઈ રહેલા તે તે પુરુષોના મનનું જ આ સર્વ એક પરિણામ છે; તો એ નિરાકાર માનસિક પરિણામ સ્થૂલ ભીંત આદિરૂપ કેમ બને ?[32] માટે હે પ્રિય રામચંદ્રજી ! કેવળ બ્રહ્મમાત્ર સ્વરૂપને ધારણ કરનાર એવા આ જગતની અંદર બ્રહ્મસત્તા સિવાય બીજું કશું પણ સંભવતું જ નથી. જો કાંઈ બીજું હોય તો તે કેવા સ્વરૂપનું છે, તે તમે જ કહો.[33] સૃષ્ટિના આરંભકાળમાં જ સૃષ્ટિનું કશું આદિ કારણ જ નથી, તો કારણના અભાવને લીધે આ જગત કેવું હોય ?[34] અનંત જગતો જેવે પ્રકારે ચિદાકાશની અંદર કલ્પવામાં આવે છે, તેવે પ્રકારે તે બ્રહ્મને વિશે ભાસે છે. આમાં શું આશ્ચર્ય છે, તે તમે કહો.[35] હે સુશીલ રામચંદ્રજી ! હમણાં પણ તમે પોતે અથવા બીજા કોઈ પણ તીવ્ર સંવેગથી ચિદાકાશની અંદર સંકલ્પમય નગરો રચી શકો છો.[36] કદાચિત્ તેનો એકરસથી અભ્યાસ કરવામાં આવે છે, તો દેહેચ્છાથી તે પોતાનું પૂર્વરૂપ મૂકી દે છે અને થોડા જ સમયમાં ચિદાકાશની અંદર મનોમય દૃઢ પરિણામને પ્રાપ્ત થઈ જાય છે.[37] જે પુરુષો પૂર્વસિદ્ધ (અનાદિ) વસ્તુ અને પોતાના કર્મ આદિ વડે કલ્પિત વસ્તુ એ બન્ને સત્ય છે, એમ દૃઢ સંકલ્પ વડે સ્વીકારી લે છે, તે પુરુષો જેમ યજ્ઞ આદિ કરનાર પુરુષને અવશ્ય સ્વર્ગ આદિની પ્રાપ્તિ થાય છે, તેમ ક્રમે કરી બન્નેને પ્રાપ્ત થાય છે. વળી, જેની બુદ્ધિ એક વિષયમાં જ સત્યતા માનનાર હોય છે, તે એકને જ પ્રાપ્ત થાય છે.[38] જેમ અંદર કલ્પનાના બળથી પુણ્યયોગે નિરંતર સિદ્ધ અવસ્થાનો આવિર્ભાવ પ્રતીતિમાં આવે છે, તેમ જ કલ્પનાના બળથી પાપના યોગ વડે નરક આદિ દુઃખોની પણ પ્રતીતિ થાય છે.[39] આ દેહ હો કિંવા ન હો, પરંતુ ચિદાત્મા જેવો દૃઢ સંકલ્પ કલ્પી લે છે, તેવું જ તેના અનુભવમાં આવે છે; કેમકે સર્વના દેહ તો મનોમય જ છે.[40] બુદ્ધિને સ્થિર કરીને જીવ એક દેહાકારે રહેલ બુદ્ધિસંકલ્પને જ ભાવને વિશે મૂકી દે છે, તે જ ભાવરૂપ બીજી યોનિને તે આકાશની અંદર દેખે છે. હવે, આ બીજી યોનિ પણ તેની પોતાની બુદ્ધિના સંકલ્પનું જ એક પરિણામ છે.[41] શુભ સંસ્કારવાળો પુણ્યાત્મા જીવ શુભ લોકોને દેખે છે અને લાંબા કાળ સુધી અનુભવે છે, ત્યારે અશુભ સંસ્કારવાળો પાપી જીવ લાંબા સમય સુધી અશુભ લોકોને દેખે છે અને અનુભવે છે. વસ્તુતાએ જોતાં એ જીવ અને તેને અનુભવમાં આવતા શુભ—અશુભ લોકો એ બન્ને ચિદાકાશરૂપ છે.[42] શુદ્ધ પુણ્યાત્મા જીવ સિદ્ધ નગરોને દેખે છે અને અનુભવે છે, ત્યારે અશુદ્ધ પાપી જીવ નરકોની અંદર અતિ દુઃખોને અને અશુદ્ધ પદાર્થોને દેખે છે તથા અનુભવે છે.[43] તેને નરકની અંદર પાષાણવાળા બે પર્વતરૂપી ઘંટીના પડની વચ્ચે આવીને દળાઈ જવું પડે છે અને પુનરુદ્ધારથી રહિત એવા અંધકૂપમાં પડવું પડે છે.[44] તેમાં અતિ દારુણ શીત વડે શરીર પથ્થર જેવું જડ થઈ જાય છે અને પિશાચોથી તથા અંગારાઓથી ભર્યાભર્યાપૂર એવા અનંત નિર્જળ માર્ગમાં ચાલવું પડે છે.[45] તેમાં ધગધગતા

રૂપી વાદળાંમાંથી નીચે પડતા અંગારાઓના વરસાદનો અનુભવ થાય છે અને તપેલ બાણો-ના સમૂહની દુઃસહ વૃષ્ટિની દારૂણ પીડા થાય છે.[૪૬] તેમાં પાષાંણો, ચક્રો અને તલવારોને પ્રવાહરૂપે વહ્યા કરતી નદીઓવાળા આકાશમાં ઘૂમવું પડે છે અને વક્ષઃસ્થળમાં મારેલા, વાદળા જેવા શ્યામ તથા વિશાળ એવા કુહાડાઓના પ્રહારથી છાતીને ચિરાવવી પડે છે.[૪૭] તેમાં તપાવેલ લોઢાની પૂતળીઓ તથા શૂળો આદિનું કઠિન આલિંગન લેવું પડે છે, તેમજ છમછમ એવા શબ્દ સાથે તેમની સાથે અને શરીર સાથે ચોંટી જવું પડે છે. વળી, મોટા કડકડાટીના શબ્દવાળાં શસ્ત્રો વડે અને યંત્રો વડે તેમાં કચરાઈ જવું પડે છે, તેમજ પીડાવું પડે છે. તેમાં ચક્ર, વજ્ર, ગદા, ભાલા, શળ, તલવાર અને બાણોની વૃષ્ટિ સહેવી પડે છે, તીક્ષ્ણ કાંટાવાળાં શાલ્મલિવૃક્ષને ભેટવું પડે છે, પાશથી બંધાવું પડે છે અને સેંકડો તીક્ષ્ણ શક્તિઓનો પ્રહાર ખમવો પડે છે. તેમાં તપાવેલી રેતીના સમૂહમાં પડવું પડે છે, પાતાળ-માં ડૂબવું પડે છે, દીપકને આકારે છુપા રહેલ ઉલ્કાના અગ્નિનો ભય રાખવો પડે છે અને મોટા મોટા કાગડાઓથી ઠોલાવું પડે છે.[૪૮–૫૦] તેમાં પાછા નીકળી ન શકાય એવા સ્થૂલ અંગારાવાળા મોટા અંગારાના ઢગલામાં પ્રવેશ કરવો પડે છે અને બાણ, શક્તિ, ગદા, ભાલા, ભુશુંડી તથા ચક્ર વડે વીંધાવું પડે છે. તેમાં ભૂખથી ક્ષોભ પામેલ ક્રૂર પ્રેતોના સમૂહો એકબીજાનાં શરીરોને ખેંચે છે અને તેમને ચાવી ખાય છે. તેમાં તાડથી પણ ઊંચા એવા પ્રદેશ ઉપરથી અતિકઠિન શિલા-પ્રદેશ ઉપર પડવું પડે છે.[૫૧,૫૨] તેમાં રુધિર તથા અપવિત્ર પદાર્થોરૂપી કાદવ વડે ભરેલી પરુની નદી આદિની અંદર મોટા સંકટને અનુભવવું પડે છે, તેમજ શિલામય અને શસ્ત્રમય એવા ઘોડાઓના તથા હાથીઓના ચરણરૂપી પાષાણ વડે પિસાઈ જવું પડે છે.[૫૩] તેમાં ગુફાઓ જેવા અંધકારમય પ્રદેશમાં ધુવડો પોતાના દેહને ચી નાખે છે અને મનુષ્યોના સમૂહો મુસળો પ્રહાર કરે છે. વળી, તેમાં મસ્તક, હાથ, પ ખરી તથા કાંધ આદિ અવયવોને ફાડી ખાવા તૈયાર થઈ રહેલા ગીધપક્ષીઓના સમૂહનું દુઃ દાયી દર્શન થાય છે.[૫૪] અમુક દુષ્કર્મથી અમુ અશુભ ફળ પ્રાપ્ત થાય છે, એવા પ્રકારની ભાવ પહેલાં એવા અનેક જન્માંતરરૂપી પ્રદેશ વારંવાર થયેલ અનુભવ વડે દઢ બંધાઈ ગયે હોય છે. એ ભાવનાને લીધે પોતાનો આત્મા તે તે નરકને આકારે વિસ્તારને પ્રાપ્ત થઈ જા છે અને તે તે ફળરૂપે નિર્વિવાદપણે પોતાન સ્વરૂપને દેખે છે.[૫૫] જે કાંઈ ચિદાત્મા કે દેહ ઇત્યાદિ કોઈ પણ વખતે ચિત્તરૂપ આકાશની અંદર ભાસે છે, અથવા તો જે નથી ભાસતું અથવા જે અપૂર્વ ભાસે છે, તે સર્વ ભ્રાંતિરૂપ કલ્પનાને લીધે ભાસવાથી મનોમય છે, છતાં પણ તે ઘણા લાંબા સમયથી અનુભવેલ દશ્યપ્રપંચમાં-થી સ્વેચ્છા વડે જ કોઈ કાળે પ્રચલિત થાય છે.[૫૬]

यन्नाम किंचन कदाचन चेतनं खे भातं न भातमथवा यदपूर्वमेव। तत्कल्पनाद्भवति तन्मयमेव तद्धि तस्माच्चिरं च चलतीति यदृच्छयैव॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સ્વર્ગનરકો-પલંભવર્ણન' એ નામનો સર્ગ ૧૬૦ મો સમાપ્ત

## सर्ग १६१ मो*

### પરમાત્મામાં જગતની ભ્રાન્તિ

॥ राम उवाच ॥

यन्मुनिव्याधयोरेतत् वृत्तं नानादशाशतम्।
अन्यकारणकं किं स्यादेतत् किंवा स्वभावजम्॥

રામ બોલ્યાઃ–એ મુનિને અને વ્યાધને

*-આ એકસોએકસઠમા સર્ગમા, ચિન્માત્રતત્ત્વની કેવળ પ્રતિભારૂપ એવું આ આશ્ચર્યમય જગત પરમા-

નાના પ્રકારની જ સેંકડો દશાનો અનુભવ થયો, તેનું કાંઈ બીજું કારણ હશે કે સ્વાભાવિક જ તે પ્રમાણે તેમ થયું હશે ?[1]

વસિષ્ઠ બોલ્યાઃ–પરમાત્મારૂપી મહાસાગરની અંદર એવી પ્રતિભાઓરૂપી અનેક ચકરીઓ નિરંતર પોતાની મેળે જ થતી રહે છે અને તે ચિદાકાશરૂપ છે. પોતાના આત્માની અંદર જ તેની વિવર્તરૂપે પ્રતીતિ થાય છે.[2] જેમ ચલનશક્તિવાળા ચપળ વાયુમાં કાંઈ કાંઈ ચપળતા નિરંતર ઉદય પામતી રહે છે, તેમ ચિદાકાશમાં સત્ય આત્માના ચેતનપણાને લીધે નિરંતર એવી અનેક પ્રતિભાઓ ઉદય પામતી રહે છે અને તે પદાર્થોને આકારે ભાસતી એક સ્ફૂર્તિ જ કહેવાય છે.[3] આ ચિદાકાશમાંથી ઉદય પામતો પ્રતિભાનો પ્રકાશ એક તેના અવયવ જેવો જ છે અને તે જ્યાં સુધી બીજી બળવાન પ્રતિભા વડે પરાભવ પામતો નથી, ત્યાં સુધી તે તેવે જ પ્રકારે અહીં અનુભવમાં આવે છે.[4] જેમ નાના પ્રકારના અવયવોવાળો અવયવી એક જ હોય છે, તેમ અહીં આ સર્વ, ચિદાકાશ બ્રહ્મના જ અવયવો છે અને તે પોતે અવયવીરૂપે એક જ છે. આ સર્વ પ્રતિભાનું મૂળ અધિષ્ઠાન બ્રહ્મ જ છે.[5] ચિદાકાશરૂપ આત્માની અંદર કેટલીક પ્રતિભાઓ સ્થિર હોય છે અને કેટલીક અસ્થિર પણ હોય છે. જેમ દેહની અંદર પિંડ, હાથ તથા પગ આદિ આકારોની અવસ્થા સ્થિર છે અને તેની અપેક્ષાએ ઉન્મેષ–નિમેષ આદિ અવસ્થાઓ અસ્થિર છે, તેમ જ ચિદાત્માની અંદર પણ સ્થિર–અસ્થિર પ્રતિભાઓની સ્થિતિ છે.[6] પોતાના આત્માની અંદર ભાસતા સ્વપ્નનગરની પેઠે આ દૃશ્ય પણ ચિદાકાશની અંદર એક તેના ચમત્કારરૂપે ભાસે છે. તેમાં સાર શો હોય ? અસાર શો હોય ? સત્ય શું હોય ! અને અસત્ય શું હોય ?[7] દૃશ્યનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો સર્વ ચિદાકાશરૂપ છે અને અજ્ઞાનીઓની દૃષ્ટિએ જોતાં તે જગતરૂપ દેખાય છે, તેને શું સત્ય કહી શકાય કે અસત્ય કહી શકાય ? તે તો અનિર્વચનીય છે.[8] આ સર્વ ચિદાકાશનો જ એક વિવર્ત છે, તેથી ચિદ્રૂપ છે. તો સર્વ પ્રકારે મંગળમય એવા સંસારની અંદર આસ્થા–અનાસ્થા આદિનો વિચાર કેવો હોય ? આથી, હે તત્ત્વજ્ઞ પુરુષો ! તમે યથાસ્થિત સ્વરૂપનો આધાર લઈ સ્થિર થઈને રહો.[9] સમુદ્રમાંથી જેમ અનેક તરંગોનો આવિર્ભાવ થતો રહે છે, તેમ પ્રકાશરૂપ એવા પોતાના આત્મામાંથી કાર્યકારણરૂપે અનેક પ્રતિભાઓના આકારોનો ઉદય થતો રહે છે અને તે આકારો પોતાના સ્વરૂપથી અભિન્ન છે.[10] પોતાના સંકલ્પની પેઠે અને સ્વપ્નસૃષ્ટિની પેઠે જે કાંઈ પોતાનો એક વિલાસ છે, તેને આત્મા જગતરૂપ સમજે છે; તો પછી પૃથ્વી આદિ ક્યાંથી હોય અને કેવાં હોય ?[11] એવી રીતે આ ભ્રમ આરોપિતરૂપે ભાસે છે અને અધિષ્ઠાનદૃષ્ટિથી જોઈએ તો કશું પણ ભાસતું નથી. બ્રહ્મ પોતાના સ્વરૂપની અંદર પોતાની મેળે જ અવિદ્યાને નામે રહ્યું છે.[12] ચિદ્ઘન આત્મસ્વરૂપમાં પૃથ્વી આદિ વડે ઘટપણું સંભવતું નથી, પણ સર્વ જગત ચિદાકાશરૂપ છે. આ જ પરમ બોધ છે અને ભૂમિકાના અભ્યાસ વડે તે સ્થિતિમાં દૃઢ થઈ રહેવું એ જ મુક્તપણું છે. આકાશમાં ભાસ્યા કરતા શ્યામપણાની પેઠે આ દૃશ્યરૂપી ભ્રમ ચિદાકાશની અંદર આરોપિતરૂપે રહેલા અજ્ઞાનનો અવલંબ પકડીને વિસ્તરી રહેલ છે અને નિર્વિકાર એવા આ શાંત બ્રહ્મ જ જગતને આકારે ભાસ્યા કરે છે.[13,14] ધ્યાન કરનાર અને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિતિ થવાને લીધે જેનો દેહભાવ સુકાઈ ગયો છે એવો તત્ત્વજ્ઞ પુરુષ ક્ષણ વાર ચિન્માત્ર સાક્ષીરૂપ થઈ રહે તેને ક્યાં જગતની પ્રતીતિ થાય છે ?

ત્માની અંદર અજ્ઞાનને લીધે ભ્રાંતિ વડે ભાસે છે, તેનું બીજું કાંઈ કારણ નથી; જેથી જ્ઞાન થતાં તે બ્રહ્મરૂપ જણાય છે, એ વિષે વર્ણન આવશે.

કહો.[૧૫] ચિદાકાશરૂપી ધાતુનો જે ભાગ જ્યાં જ્યાં જેવે જેવે પ્રકારે ભાસે છે, ત્યાં ત્યાં તેવે તેવે પ્રકારે તે સ્વભાવે જ થઈ રહે છે.[૧૬] દશ્યની ભ્રાંતિ આકાશવત્ શૂન્ય છે, છતાં જન્મથી તિમિરરોગવાળા પુરુષને દેખાતા બે ચંદ્રમાની ભ્રાંતિના દોષની પેઠે અવિચારી પુરુષમાં તે શાંત થતી નથી.[૧૭] વસ્તુતાએ જોઈએ તો જે કાંઈ આ દેખાય છે, તે નિર્વિકાર બ્રહ્મરૂપ છે, અનાદિ છે, અનંત છે અને ચિદાકાશરૂપ છે; તો તે કેવી રીતે શાંતિને પ્રાપ્ત થાય? અને શું શમી જાય?[૧૮] સ્વચ્છ ચિદ્રૂપતત્ત્વ પોતાના શુદ્ધ સ્વરૂપને નહિ છોડતાં, જે કાંઈ સ્વપ્નની પેઠે પોતાના સ્વરૂપને વિવર્તરૂપે પ્રસારી દે છે, તે જ આ જગત છે.[૧૯] પરસ્પર થતા શાસ્ત્રાર્થો વડે તીક્ષ્ણ થઈ રહેલી બુદ્ધિથી તત્ત્વજ્ઞ પુરુષ નિર્વિકલ્પ દશાને પામે છે. આ પ્રમાણે આત્માની સુષુપ્તિ જેવી સ્થિતિ પ્રાપ્ત થતાં તેને કોઈ અવર્ણ્ય આત્મતત્ત્વનો અનુભવ થાય છે.[૨૦] તમારી દૃષ્ટિમાં અવિદ્યા જગતને આકારે દૃઢ થઈ રહેલ છે અને સંકલ્પ-બળથી અવ્યભિચારી ભાસે છે, પણ જેમ નદીની અંદર કોરી જમીન ન હોય તેમ તે અમારી દૃષ્ટિમાં સાવ છે જ નહિ.[૨૧] જેમ સ્વપ્નની અંદર અનુભવમાં આવતી પૃથ્વી મિથ્યા હોવાથી કોઈ જગ્યાએ રહી નથી, તેમ આ દશ્યસમૂહ પણ અનુભવમાં આવતાં છતાં મિથ્યા હોવાથી નથી. જેમ ચિદાકાશ જ સ્વપ્નની અંદર રૂપ આદિ વિષયને આકારે તથા તેનો પ્રકાશ કરનાર ચક્ષુ આદિ ઇન્દ્રિયને આકારે જાણે થઈ રહેલ હોય તેમ ભાસે છે, તેમ જ જાગ્રત અવસ્થામાં પણ જાગ્રતના સાક્ષીરૂપ એવા તે ચિદાકાશનું સંપૂર્ણ સ્વપ્રકાશ સ્વરૂપ જ જાગ્રતને આકારે થઈ રહેલ ભાસે છે.[૨૨,૨૩] 'આ જાગ્રત છે અને આ સ્વપ્ન છે,' એવી જે ભિન્નતા ભાસે છે, તે સત્ય અધિષ્ઠાનવસ્તુની અંદર અનુભવ વડે નિઃશેષપણે સમાન દેખાતી એ બન્ને અવસ્થામાં નથી.[૨૪] જેમ સ્વપ્નમાંથી જાગી જતાં આ સ્વપ્નમાં દેખાતું દશ્યજાળ બાધિત થઈ ગયેલ પ્રતીતિમાં આવે છે તેમ બીજા શરીરમાં પ્રબોધને પ્રાપ્ત થનાર ગર્ભમાં રહેલ જાતિસ્મર જીવને પણ, જાગ્રત અવસ્થામાં પ્રસિદ્ધપણે દેખાતી સર્વ પ્રતીતિ બાધિત થઈ ગયેલી જણાય છે. થોડો કાળ રહેનાર અવસ્થાને સ્વપ્ન કહેવામાં આવે છે અને વધારે કાળ રહેનાર અવસ્થાને જાગ્રતરૂપ ગણવામાં આવે છે બાકી એ બન્નેનો અનુભવ એકસરખો જ છે, તેથી તે બન્ને અવસ્થા સરખી જ છે. જેવો અનુભવ બહાર જાગ્રતમાં થાય છે, તેવો જ અનુભવ અંદર સ્વપ્નમાં પણ થાય છે. આમ, સર્વ પ્રકારે ગુણની સમાનતાને લીધે જાગ્રત અને સ્વપ્ન એ બન્ને અવસ્થા જાણે એક જોટા જ હોય તેવી છે; તેમાંથી એકેનું ન્યૂનાધિકપણું કહી શકાતું નથી.[૨૫-૨૭] જેવી જાગ્રતની સ્થિતિ છે, તેવી જ સ્વપ્નની સ્થિતિ છે; અને જેવી સ્વપ્નની સ્થિતિ છે, તેવી જ જાગ્રતની પણ સ્થિતિ છે. કાળે કરીને એ બન્ને અવસ્થા 'અસત્ય નથી' એવું બુદ્ધિને અનુભવમાં આવે છે.[૨૮] જેમ જીવિતપર્યંત સેંકડો સ્વપ્નો અનિયમિતપણે જોવામાં આવે છે, તેમ જીવને મોટી અજ્ઞાનરૂપી નિદ્રાની અંદર સેંકડો જાગ્રત અવસ્થા અનિયમિતપણે જોવામાં આવે છે.[૨૯] જેમ ઉત્પન્ન થનારાં અને વિનાશી એવાં અનેક સ્વપ્નો સ્મરણમાં આવે છે, તેમ પૂર્વજન્મનું સ્મરણ આપનારી યોગસિદ્ધિવાળા વિવેકી સિદ્ધ યોગીઓને સેંકડો જન્મોના પણ અનુભવ હોય છે.[૩૦] એવી રીતે સમસ્ત વસ્તુને સમાન રીતે ધારણ કરી રહેલ અને સમસ્ત વસ્તુના અનુભવરૂપ એવા આત્માની અંદર સ્વપ્નની પેઠે જાગ્રતનો અને જાગ્રતની પેઠે સ્વપ્નનો અનુભવ થાય છે.[૩૧] જેમ જગત અને દશ્ય એ બન્ને શબ્દ એક અર્થના વાચક છે, તેમ જાગ્રત અને સ્વપ્ન એ બન્ને શબ્દ પણ બ્રહ્મરૂપ એક જ અર્થના વાચક છે.[૩૨] જેમ વિશાળ સ્વપ્નનગર ચિદાકાશરૂપ છે, તેમ આ

જગત પણ ચિદાકાશરૂપ છે; તો પછી અવિદ્યા ક્યાં રહે અને શી રીતે દેખાય ?[૩૩] આકાશરૂપ બ્રહ્મ જ કદાચિત્ 'અવિદ્યા' શબ્દ વડે કહેવાતું હોય, તો અમને શબ્દવિષયમાં કશો વિવાદ નથી; પરંતુ 'સર્વ ભ્રમની નિવૃત્તિ થતાં જે કાંઈ અવશેષ રહે તે જ હું છું,' એમ જણાયાથી કૃતકૃત્યતા છે, એમ અમારો અભિપ્રાય છે. પોતાની કલ્પનાના વડે જ બંધન છે.[૩૪] જો એમ છે, તો પછી નિત્યમુક્ત આત્માને કલ્પના વડે બંધનમાં નાખવો નહિ. નિરાકાર ચિન્મય આત્મામાં અને નિર્મળ નિરાકાર આકાશમાં શો તફાવત છે ?[૩૫] નિરાકાર આત્માને દૃશ્ય નામને ધારણ કરી રહેલ અવિદ્યારૂપી એક ચિદાકાશમાં બંધ અથવા મોક્ષ ક્યાંથી હોય ?[૩૬] જો અવિદ્યા વસ્તુ જ નથી, તો પછી કોઈને બંધ બંધરૂપ નથી અને મોક્ષ મોક્ષરૂપ નથી; કેમકે બ્રહ્મ સિવાય બીજું 'अस्ति नास्ति' (અમુક છે અને નથી) એવા વ્યવહારનું કાંઈ સંતોષકારક સ્થાન જ નથી.[૩૭] અવિદ્યા પણ નથી અને વિદ્યા પણ નથી. જન્મ આદિ વિકારથી રહિત આ ચિદાકાશ જ સ્વપ્નની પેઠે સૃષ્ટિરૂપ દેહને ધારણ કરી લઈ વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે અને તે પોતે પોતાના સ્વરૂપને આકારે રહેલ છે.[૩૮] એક દેશથી ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા બીજા પ્રદેશમાં જનારા ચિદાત્માનું વચમાં જે કાંઈ નિર્વિષય સ્વરૂપ છે, તે જ જાગ્રત અને સ્વપ્નમાં પ્રસિદ્ધ એવા દૃશ્યનું પારમાર્થિક રૂપ છે, એવો નિશ્ચય કરવો.[૩૯] અવિદ્યારૂપી રાત્રિની અંદર બહારનું દૃશ્ય અને અંદરનું દૃશ્ય એ બન્નેનો પ્રકાશ કરવા માટે સદા જાગ્રત રહેનાર એવા સ્વયંપ્રકાશ અને અદ્વિતીય આત્માનું જે કાંઈ સ્વરૂપ છે, તે જ અહીં જાગ્રત અને સ્વપ્નમાં પ્રસિદ્ધ એવા દૃશ્યનું વાસ્તવ સ્વરૂપ છે.[૪૦] જાગ્રત અને સ્વપ્ન એ બન્નેના ભેદનો અનુભવ થવો.તે પણ એક કલ્પના છે. એ તેના સાક્ષી વડે જણાયાથી સાક્ષીચૈતન્યરૂપ છે, એમ તમે સમજો. બાકી ચિદ્રૂપ સાક્ષીચૈતન્યમાં ભેદનો અનુભવ કરનાર કોઈ નથી, કેમકે ત્રણે અવસ્થામાં અનુગત એવા સાક્ષીચૈતન્યના અંતને બીજો કોણ જોઈ શકે ?[૪૧] અભેદબુદ્ધિ અને ભેદબુદ્ધિ એ બન્ને ય ચિદ્રૂપ છે. જ્યારે એમ છે, ત્યારે પછી દ્વૈત અને અદ્વૈત એ બન્ને શાંત નિર્વિકાર એક બ્રહ્મરૂપ જ સિદ્ધ થાય છે.[૪૨] જેમ બ્રહ્મનો સદ્અંશ બોધરૂપ પણ છે અને ગ્રાહ્યરૂપ પણ થઈ રહેલ છે, તેમ દ્વૈતનો અનુભવ કરનાર સાક્ષીચૈતન્ય એક જ દ્રષ્ટારૂપ અને દૃશ્યરૂપ થઈ રહેલ છે.[૪૩] જ્યારે સદ્વસ્તુ જ સર્વ દ્વૈતપ્રપંચરૂપે ભાસે છે, ત્યારે સિદ્ધ જ થાય છે કે, ચિદાકાશ જ દ્વૈતરૂપ અને અદ્વૈતરૂપ છે.[૪૪] સૃષ્ટિ પરબ્રહ્મરૂપ છે અને દ્વૈત–અદ્વૈત પણ સત્ય પરબ્રહ્મરૂપ છે, એમ પ્રથમ નિર્ણય કરી લેવો. પછી 'નેતિ નેતિ' ઇત્યાદિ વાક્યબળથી સર્વ દ્વૈતનો ત્યાગ કરી દેવો. આમ, ચારે બાજુ પ્રકટરૂપે દેખાતા પ્રત્યગાત્મારૂપી ચિદાકાશની અંદર શિલાના જેવા સ્થિર એકરસપણાને ધારણ કરી લઈ, તમે સ્વસ્વરૂપમાં સ્થિર થઈને રહો.[૪૫] હે મહાભાગ્યશાળી ! આ પ્રમાણે ચિન્મય બ્રહ્મની અંદર શિલાની પેઠે પરમપદમાં સ્થિરતાથી એકરસરૂપે રહીને તમે તમારા તથા વર્ણાશ્રમધર્મના ક્રમને અનુસરો, લૌકિક સ્થિતિનો ઉલ્લંઘન ન કરતાં પોતાના વૈભવ અનુસાર સુખેથી ઇચ્છા પ્રમાણે વિષયનો અનુભવ કરો, વિહાર કરો, ખાનપાન કરો અને પોતાના સંબંધી વર્ગ તથા બ્રાહ્મણવર્ગ આદિને સુખેથી જમાડો.[૪૬]

यथाक्रमं सुभग यथास्थितस्थिति यथोदयं व्रज पिब भुंक्ष्व भोजय । अमीप्सितं गतमननो निरिंगनः सुचिन्मये परमपदोपलो भवान् ॥४६॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'નિર્વાણવર્ણન' એ નામનો સર્ગ ૧૬૧ મો સ**



## સર્ગ ૧૬૨ મો*

### અવિદ્યાનો નિષેધ

॥ वसिष्ठ उवाच ॥

**चिद्‌व्योमार्थतयार्थानां यथास्थितमिदं जगत्।**
**सरूपालोकमननमपि चिद्‌व्योम केवलम् ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**–રૂપ આદિ બાહ્યવિષયો અને સંકલ્પ આદિ આંતરવિષયો અંદર રહેલા ચિદાકાશરૂપ આત્માના ઉપભોગને માટે છે; તેથી આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં છેવટે તો કેવળ ચિદાકાશરૂપે જ અવશેષ રહે છે.[૧] સ્વપ્નનો સાક્ષીરૂપે અનુભવ કરનાર ચિદાત્મા જ સ્વપ્નનગરરૂપ થઈ રહેલ છે, તેથી ચિદાત્મા વિના બીજું કશું તે વખતે હોતું નથી. તે પ્રમાણે આ જાગ્રતમાં દેખાતું જગત પણ આકાશની પેઠે નિર્વિકાર એવા શાંત બ્રહ્મરૂપ છે. આ વાતને **'नेह नानास्ति किंचन'** એ શ્રુતિ પુષ્ટિ આપે છે. ચિદાકાશનો વિવર્ત કિંવા આભાસ એક ચિદાકાશરૂપ છે, છતાં તેમાં જે નાના પ્રકારની ભ્રાંતિની પ્રતીતિ થાય છે, તે નિઃસ્વરૂપ છે અને પોતાનું સાક્ષીચૈતન્ય પોતાના સ્વરૂપને જ અનેક પ્રકારે દેખાડે છે. જેમ સ્વપ્નનગર અને ગંધર્વનગરના પદાર્થો એક આભાસરૂપ છે, તેમ આ સર્વ એક આભાસરૂપ છે અને આત્માનો જ તે વિવર્ત છે. પ્રલયકાળની પેઠે હમણાં પણ આ જગત સ્વપ્નનગર અને ગંધર્વનગરની પેઠે આભાસરૂપે પ્રતીતિમાં આવે છે અને અસત્ય છે, છતાં તે જાણે સત્ય હોય તેવું થઈ રહ્યું છે.[૨–૪] આ સૃષ્ટિ ભાવનાને અનુસારે સત્ય અને અસત્ય એ બન્નેરૂપે પ્રતીતિમાં આવે છે. તે જેવી વિવેકી વિદ્વાનોની દષ્ટિમાં જણાય છે, તેવી મૂર્ખોને ભાસતી નથી અને જેવી તે મૂર્ખોને ભાસે છે, તેવી વિવેકીઓને જણાતી નથી.[૫] વિવેકી અને મૂર્ખ એ બન્ને, એકબીજાની બુદ્ધિની અંદર જે અનુભવ રહેલ હોય છે, તે સમજવાને કે તમને કહેવાને કે પરસ્પર કહેવાને સમર્થ થઈ શકતા નથી. વિવેકી અને મૂર્ખ એ બન્નેની પોતપોતાની બુદ્ધિની અંદર જેવી જેવી સૃષ્ટિ રહી હોય છે, તેવી જ સ્ફુરે છે. જેમ મદોન્મત્ત અને મદથી રહિત એવા પુરુષ[ની] બુદ્ધિસ્થ પ્રપંચ ભિન્ન ભિન્ન હોય છે, તેમ વિ[વે]કીની અને મૂર્ખની બુદ્ધિમાં રહેલ પ્રપંચ પ[ણ] પરસ્પર ભિન્ન ભિન્ન હોય છે. વિવેકીની બુ[દ્ધિ] સદા સ્થિરતામાં જાગ્રત હોય છે, તેથી તે સ્થિ[ર] આત્મતત્ત્વને જ દેખે છે અને અવિવેકી પુરુ[ષની] બુદ્ધિ સદા અસ્થિરપણામાં જાગ્રત રહે છે, તે[થી] તે અસ્થિર બાહ્યપ્રપંચને જ દેખે છે.[૬–૭] જે[મ] નદીના જળની અંદર તરંગો દ્રવરૂપે સ્થિતિ ક[રી] રહ્યા હોય છે, તેમ ચિદ્રૂપ પરમતત્ત્વની અં[દર] સૃષ્ટિરૂપી તરંગો ચેતનપણાને લીધે સ્થિતિ ક[રી] રહ્યા છે.[૮] ચેતનનું રૂપ કશારૂપ નથી અને [તે] જાણે કાંઈક આ જગત આદિને આકારે થઈ રહે[લ] હોય તેવું ભાસે છે. તે પોતે અદૃશ્ય છે, છ[તાં] સ્વપ્નનગરની અંદર દેખાતા પદાર્થોની પેઠે [તે] જાણે દૃશ્યરૂપ થઈ રહેલ હોય તેમ જણાય છે.[૯] દર્પણમાં ઘટ–પટ આદિ પદાર્થોના પ્રતિબિંબ[ની] પેઠે માયાની અંદર ચિદ્રૂપ પરમતત્ત્વનું જે પ્રતિબિંબ પડે છે, તે જગત શબ્દ વડે કહેવામાં આવે છે અને તે નિરાકાર હોવા છતાં જાણે સાકાર હોય તેમ જણાય છે.[૧૦] આત્માને દેહરૂપ સમજવો એ કેવળ ભ્રાંતિમાત્ર છે; કેમકે તે દેહ મિથ્યા છે. પિશાચના વિલાસની પેઠે તેનું દેખાવું ભ્રાંતિજન્ય છે અને દૃઢપણે સર્વ પરિશ્રમનું મૂળ છે. મનોરાજ્યની પેઠે તે અસત્ય છે અને કમળપત્ર આદિ ઉપર પડેલ લંબાઈ રહેલ જળબિંદુની પેઠે ક્ષણભંગુર છે. વિદ્વાન અને અવિવેકી એ બન્નેના અનુભવ વડે જે અસત્ય જણાય છે, તેમાં વળી આત્માપણું કેવું હોય?[૧૧–૧૨] જાડા વાંસને

* આ એકસોબાસઠમા સર્ગમાં સર્વ દ્વૈતનું બ્રહ્મમાત્રપણું વર્ણવી, હિતના ઉપદેશ વડે અવિદ્યાનો નિષેધ [કરવા]માં આવશે.

ફરતાં તેની અંદર રહેલો શબ્દ જાણે બહાર નીકળી સંભળાતો હોય તેમ ભાસે છે, પણ તેમાં કંઈ શબ્દનું રહેવું કે બહાર નીકળવું હોતું નથી. વળી, જેમ જળને વિષે તરંગોમાંથી, અગ્નિને વિષે જ્વાળા આદિમાંથી, કંઠ–તાલુ આદિ પ્રદેશમાં પવનના યોગથી અને આકાશમાં પડછંદામાંથી ઉત્પન્ન થતા શબ્દો જાણે તે તે સ્થળમાંથી બહાર નીકળતા હોય એમ ભાસે છે, પરંતુ પ્રથમથી કાંઈ તેઓ તે તેની અંદર હોતા નથી; તે જ પ્રમાણે સર્વ પદાર્થો વાસનામય હોવા છતાં જાગ્રત અને સ્વપ્નમાં પ્રતીતિમાં આવે છે, તેથી જાણે તે આત્મામાંથી બહાર નીકળતા હોય તેમ ભાસે છે; પણ તેમની સ્થિતિ અંદર છે જ નહિ. સૃષ્ટિના આદિકાળથી માંડી સ્વપ્નશૈલની પેઠે પોતાનું આત્મચૈતન્ય જ સર્વરૂપે વિવર્તભાવને પ્રાપ્ત થઈ રહેલ છે. બાકી, વસ્તુતાએ જોઈએ તો શબ્દ પણ નથી, અર્થ પણ નથી અને દશ્યપણું પણ નથી.[૧૩,૧૪] જે કાંઈ આ છે અને ભાસે છે, તે પરમાર્થદષ્ટિએ સદ્રૂપ છે. સૃષ્ટિના પ્રારંભમાં જ કારણના અભાવને લીધે સદ્વસ્તુથી વિલક્ષણ એવું કશું ઉત્પન્ન જ થયું નથી.[૧૫] સર્વ પદાર્થો આમ જ રહ્યા છે, છતાં શબ્દ, ભેદ અને અર્થ એ સર્વને મન વડે કાઢી નાખી 'હું શાંત થઈ રહ્યો છું, નિર્વાણને પ્રાપ્ત થયો છું અને હું ચિદાકાશરૂપ જ છું' એમ સમજવાનું છે.[૧૬] એક શુદ્ધ બોધરૂપ એવી આત્મવિશ્રાંતિ વડે આ દ્વૈતપ્રપંચનો ત્યાગ કરો. જીવની અંદર પ્રસિદ્ધરૂપે દેખાતો માનસિક વિક્ષેપ મિથ્યારૂપે પોતાની મેળે જ ઉદય પામેલ છે.[૧૭] આત્મા જ આત્માનો બંધુ અને શત્રુ છે. જો આત્મા વડે આત્માની રક્ષા ન કરી, તો બીજો કોઈ તેનો ઉપાય નથી.[૧૮] જ્યાં સુધી હજી તરુણ અવસ્થા છે, ત્યાં સુધી શુદ્ધ બુદ્ધિરૂપી નૌકા વડે આ સંસારસાગરને પેલે પાર પહોંચી જાઓ.[૧૯] જે કાંઈ તમારે શ્રેય કરવાનું હોય તે આજે જ કરો; કેમકે વૃદ્ધ થયા પછી શું કરી શકશો? વૃદ્ધાવસ્થા આવતાં પોતાનાં ગાત્રો પણ ભારરૂપ થઈ પડે છે.[૨૦] બાળપણું અને વૃદ્ધપણું તિર્યક્યોનિની પેઠે જ્ઞાનને સાધી આપનાર થઈ શકતું નથી. બાકી, તરુણપણું જો વિવેકવાળું હોય, તો જીવના જીવિતનું સાફલ્ય કરી આપનાર નીવડે છે.[૨૧] વીજળીના ઝબકારા જેવા આ ચપળ સંસારમાં આવી સદ્શાસ્ત્ર તથા સત્સંગતિ વડે મોહરૂપ કાદવમાંથી સારરૂપ આત્માને ખેંચી કાઢવો.[૨૨] અહો! ખેદની વાત છે કે, મનુષ્યો ક્રૂર છે અને તેમની શી ગતિ થશે? તેઓ મોહરૂપી કાદવમાં ખૂંચી ગયેલા આત્માને તેમાંથી બહાર કાઢવામાં પણ પોતાના પુરુષાર્થને પ્રકટ કરતા નથી![૨૩] માટી વડે બનાવેલ વેતાલોની સભા ગામડિયા પુરુષને સાચી જણાયાથી ભય–જ્વર આદિ દુઃખને આપનાર છે, પરંતુ તેનું યથાર્થ વસ્તુસ્વરૂપ ઓળખવામાં આવે, તો તે માટીની જણાયાથી ભય–જ્વર આદિ દુઃખને આપનાર થતી નથી. તે જ પ્રમાણે બ્રહ્મના વિવર્તરૂપ દશ્યની શોભા અવિવેકી પુરુષને ભંગ ઉત્પન્ન કરે છે, પણ તેનું યથાર્થ સ્વરૂપ ઓળખવામાં આવે, તો બ્રહ્મરૂપે જ થઈ રહે છે ને તે કાંઈ પણ ભંગ આપનાર થતી નથી.[૨૪,૨૫] ખરું તત્ત્વજ્ઞાન થાય, ત્યારે આ દશ્ય શમી નહિ ગયા છતાં શમી જાય છે, યથાસ્થિતપણે રહ્યા છતાં લયને પામી જાય છે અને દેખાતાં છતાં પણ દેખાતું નથી. પોતાના સ્વપ્નના સમયમાં સ્વપ્નસૃષ્ટિનો પ્રસિદ્ધપણે અનુભવ થાય છે, તો પણ જાગી ગયા બાદ તેનું અસત્ય પણું જણાય છે. તે જ પ્રમાણે સત્ય અધિષ્ઠાન ચૈતન્યમાં આરોપિતરૂપે પ્રતીતિમાં આવતું આ જાગ્રતસૃષ્ટિ અનુભવમાં આવે છે, છતાં પણ તેના યથાર્થ તત્ત્વનું જ્ઞાન થતાં ચિદાકાશની અંદર શૂન્યરૂપે અવશેષ રહે છે.[૨૬-૨૮] જન્મથી જ જ્વરની જેમ બળેલા જીવિતરૂપી જીર્ણ

વાતમૃગના આહારક્રમથી શિથિલ

અને મદમસ્ત મન તથા પ્રાણના બાહ્યસંચારથી ભરપૂર રહેલી આ ઇન્દ્રિયોને જીતી લઈ, તમે જ્ઞાનબળથી આ અવિદ્યાને જીતી લો અને મુક્ત થઈ પાછા પુનર્જન્મને તજી દો.[૨૯]

जातिज्वर ज्वलितजीवितजंगलेषु जीर्णानि वातहरिणाहरणक्रमेण । माद्यन्मनः पवनपातयुतान्यमूनि जित्वेन्द्रियाणि जयमेहि जहीहि जन्म॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'અવિદ્યાનો નિષેધ' એ નામનો સર્ગ ૧૬૨ મો સમાપ્ત**

## સર્ગ ૧૬૩ મો*

### ઇન્દ્રિયોને જીતવાના ઉપાયો

॥ राम उवाच ॥

विनेंद्रियजयेनेदं नाज्ञत्वमुपशाम्यति ।
तदिंद्रियाणि जीयंते कथं कथय हे मुने ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે મહારાજ ! ઇન્દ્રિયોને જીત્યા વિના આ અજ્ઞાનીપણું શાંત થતું નથી. માટે ઇન્દ્રિયો શી રીતે જિતાય તે આપ કહો.[૧]

વસિષ્ઠ બોલ્યાઃ–જેમ બળતો દીવો પણ ટૂંકી નજરવાળા પુરુષને સૂક્ષ્મ વસ્તુ જોવામાં ઉપયોગી થતો નથી, તેમ અનેક ભોગોમાં પોતાનો ઉત્કર્ષ પ્રતિપાદન કરવામાં અને જીવનના ઉપાયરૂપ ધન મેળવવા આદિમાં આસક્ત થઈ રહેલા પુરુષને બ્રહ્મજ્ઞાનમાં શાસ્ત્ર આદિ સાધન ઉપયોગી થતાં નથી. વળી તેનાથી ઇન્દ્રિયો ઉપર તે જય પણ મેળવી શકતો નથી. માટે ઇન્દ્રિયોને જીતવા માટે હું એક નિર્બાધ યુક્તિ કહું છું, તે તમે સાંભળો. કેમકે એ યુક્તિ વડે થોડી પણ સાધનસંપત્તિ પોતાના પુરુષપ્રયત્નના બળથી સુખેથી મોક્ષસિદ્ધિને સાધી આપે છે.[૨,૩]

પુરુષ પોતે ચિન્માત્ર છે, એમ તમે સમજો. તે જ્યારે ચિત્તને અધીન થઈ જાય છે, ત્યારે 'જીવ' નામને ધારણ કરે છે. એ જીવ ચિત્તવૃત્તિ દ્વારા જે તરફ ખેંચાય છે, તેમાં તે ક્ષણવારમાં આસક્ત થઈ જાય છે.[૪] પોતાના ચિત્તનો પ્રત્યાહાર કરવાનો પ્રયત્ન ચિત્તને બહિર્મુખ ન થવા દેતાં અંતર્મુખ રાખવા માટે છે. તે પ્રયત્નરૂપી તીક્ષ્ણ અંકુશના પ્રહાર વડે મદોન્મત્ત એવા મનરૂપી હાથીને જીતી શકાય છે. બાકી બીજા કોઈ પ્રકારે તેનો જય થતો નથી.[૫] ઇન્દ્રિયોરૂપી સેનાનું ચિત્ત જ મુખ્ય નાયક છે, તેથી ચિત્તને જીતી લેવાથી ઇન્દ્રિયો જિતાઈ જ જાય છે. જેમકે પગરખાં પહેરેલા પુરુષને કંટકાદિ નડતા નથી, તેથી તેને આખી પૃથ્વી ચામડાથી મઢેલ હોય તેમ જણાય છે. પોતાના જીવાત્માને હૃદયમાં બ્રહ્મની સાથે એક કરી દઈ સ્થિર થઈ રહેનારા તત્ત્વજ્ઞ પુરુષનું મન પોતાની મેળે જ શરદઋતુની ઝાકળની પેઠે શમી જાય છે.[૭] હે પ્રિય રામચંદ્રજી ! જીવચૈતન્યને યોગ દ્વારા બ્રહ્મમાં રોકી રાખવાથી જેવું ચિત્ત શાંતિને પ્રાપ્ત થાય છે, તેવું તપ, તીર્થ, વિદ્યા અને યજ્ઞ આદિ ક્રિયાઓના સમૂહો વડે તે શાંતિને પામતું નથી.[૮] જે જે કાંઈ વિષય બળાત્કારથી સ્મરણપથમાં આવે, તેનો અધિષ્ઠાનચૈતન્યમાં લય કરી દેવો, પોતાના નિશ્ચય વડે તેનું વિસ્મરણ જ કરી દેવું અને જડમૂળથી તેના સંસ્કારોને ઉખેડી નાખવા. આ ઉપાયથી ભોગના હેતુરૂપ વિષયોનો જય કરી શકાય છે.[૯] પોતાના પુરુષપ્રયત્ન વડે જો ચિત્તને વિષયરૂપી આમિષમાંથી જરા પણ નિરંતર રોકી રાખવામાં આવે, તો તત્ત્વવેત્તાઓના અનુભવથી સિદ્ધ એવું સ્વારાજ્યપદ (પરમપદ) મળે છે. સ્વધર્મના વ્યવહાર વડે જે કાંઈ પ્રાપ્ત થાય તે જ મને રુચે છે, બીજું રુચતું નથી; આવા નિશ્ચય ઉપર તમે વજ્રના જેવા દૃઢ થઈ રહો.[૧૦,૧૧] નિષિદ્ધ પદાર્થોમાં ઇચ્છાને તજીને, જે પુરુષ શમનું અને સંતોષ-

* આ એકસોત્રેસઠમા સર્ગમાં ઇન્દ્રિયો જીતવાના ઉપાયો, ચિદાકાશ કે જે અદ્વિતીય છે, તેમાં ચિત્તનો નિરોધ અને આ શાસ્ત્રનો અભ્યાસ ઇત્યાદિ બોધના હેતુ વિષે વર્ણન આવશે.

નું સંપાદન કરી રહ્યો હોય છે, તે જિતેન્દ્રિય છે.[૧૨] અંદર ચિદાત્મામાં રસિકતાને વિષે અને બહાર વિષય આદિમાં નીરસતાને વિષે જેનું ચિત્ત ઉદ્વેગને પામતું નથી, તેનું ચિત્ત ઉપશમને પામી જાય છે.[૧૩] ચિત્તનો બહિર્મુખ થવાનો જે પ્રયત્ન છે, તેને રોકી રાખવાથી મન વિષય તરફ દોડવાના પોતાના દુર્વ્યસનને છોડી દે છે. આમ ચિત્ત ચપળતાથી રહિત થઈ જાય છે, એટલે તે વિવેક તરફ વળે છે[૧૪] વિવેકી અને ઉદાર ચિત્તવાળો પુરુષ જિતેન્દ્રિય કહેવાય છે અને તે વાસનારૂપી તરંગોના વેગ વડે સંસાર-સાગરમાં તણાતો નથી.[૧૫] સત્સંગતિ અને સદ્દશાસ્ત્રોના અવલોકન વડે નિરંતર જિતેન્દ્રિય પુરુષ જગતને વાસ્તવરૂપે સત્ય બ્રહ્મરૂપ દેખે છે.[૧૬] મિથ્યા વસ્તુ તરફ દોડવાથી દુઃખ દેનાર એવી નિર્જળ પ્રદેશમાં થયેલી જળભ્રાંતિ જેમ સત્ય અવલોકનથી નિવૃત્ત થઈ જાય છે, તેમ સંસારની ભ્રાંતિ પણ સત્ય અવલોકનથી શાંત થઈ જાય છે.[૧૭] દૃશ્યભાવથી રહિત એવું ચિન્માત્ર-તત્ત્વ જ વિવર્તભાવથી આ જગતરૂપ થઈ રહેલ છે, એવો જેને સત્ય બોધ થયો હોય છે, તેની દૃષ્ટિમાં બંધ અને મોક્ષ એ બન્ને ક્યાંથી હોય? શોષાઈ જવાને લીધે આકારથી રહિત થઈ રહેલું જળ ક્ષીણતાને પામી જતાં પાછું પ્રવાહરૂપે વહેતું નથી, તે જ પ્રમાણે કારણથી રહિત એવું દૃશ્ય, જ્ઞાન વડે નિર્મૂળ થઈ જતાં પાછું અંકુરિત થતું નથી.[૧૮,૧૯] ચિદાકાશરૂપ એવો પોતાનો સંકલ્પ 'તમે' 'હું' ઇત્યાદિ રૂપને ધારણ કરી રહેલ છે. માટે અધ્યાસ વડે ખડું થઈ ગયેલ 'હું-તમે' ઇત્યાદિરૂપ આ જગત જ્ઞાન વડે બાધિત થઈ જાય, તો તે અધિષ્ઠાનચૈતન્યરૂપ જ જણાય છે. 'હું' ઇત્યાદિરૂપ આ જગત અવિદ્યામાત્ર જ છે, મિથ્યા હોવાથી શાંત છે, શૂન્યમાત્ર છે અને ચિદાકાશરૂપી પોતાના તાત્ત્વિક સ્વરૂપમાં જ રહેલ છે.[૨૦,૨૧] ચિદાકાશની અંદર તેનો પોતાનો જ વિવર્ત છે, તે જ આ જગતરૂપે ભાસે છે. એ ચૈતન્યરૂપ તત્ત્વ જગતથી સાવ શૂન્ય છે, એટલે તે અત્યંત શૂન્ય છે એવો નિશ્ચય થાય છે. અહીં સ્વપ્નદર્શનના દૃષ્ટાંતનું કોણ ખંડન કરી શકે તેમ છે? જેમ સ્વપ્નસૃષ્ટિ મિથ્યા છતાં અનુભવમાં આવે છે, તેમ આ દૃશ્યપ્રપંચ પણ મિથ્યા છતાં અનુભવમાં આવે છે.[૨૨,૨૩] હે પ્રિય રામચંદ્રજી! સ્વપ્નમાં જે કાંઈ રાજ્ય-વૈભવ આદિરૂપે પ્રતીતિમાં આવે છે, તે એક સાક્ષીચૈતન્યનો જ વિવર્ત છે અને પોતાના સ્વપ્નનો પોતાને અનુભવ થવો એ જ તેનું સ્વરૂપ છે. તેમાં કર્તા, કર્મ, કરણ આદિ કારકની કાંઈ અપેક્ષા નથી. તે જ પ્રમાણે જાગ્રત જગતનું પણ સમજી લેવાનું છે.[૨૪] જે કાંઈ કર્તા, કર્મ, કરણ આદિની અપેક્ષાથી રહિત છે, તે સર્વ ચિદ્દઘન છે અને તે મારું પોતાનું સ્વરૂપ છે. આ જગત સૃષ્ટિના આરંભકાળમાં કર્તા-કર્મ આદિ સાધનસંપત્તિવાળું હોય તો કહી શકાતું નથી, તેથી તે મારા પોતાના સ્વયંપ્રકાશ આત્મારૂપ જ છે. જેમ સ્વપ્નની અંદર પોતાનું મરણ અનુભવમાં આવતાં છતાં જાગીને જોઈએ તો હોતું નથી અને જેમ નિર્જળ પ્રદેશમાં ઝાંઝવાના જળની ભ્રાંતિ પ્રતીતિમાં આવતાં છતાં વસ્તુતાએ જોઈએ તો હોતી નથી, તેમ આ અવિદ્યા દેખાતાં છતાં વસ્તુતાએ જોતાં છે જ નહિ સૃષ્ટિના આરંભકાળમાં ચિદાકાશે પોતાના સ્વરૂપની અંદર જે કાંઈ પોતાના વિલાસને વિસ્તારી દીધો છે, તે જ નિર્મૂળ છતાં કાકતાલીયની પેઠે પોતાની મેળે જગતરૂપ થઈ રહેલ છે.[૨૫-૨૭] નિર્મૂળ જગત નહિ ભાસતાં છતાં જાણે ભાસ્યા કરતું હોય તેવું થઈ રહ્યું છે. જે ચિદાકાશના પ્રકાશથી આ સર્વ અપરોક્ષ રીતે ભાસે છે, તે જ ખરું તત્ત્વ છે, એમ વેદવાદીઓનું સમજવું છે.[૨૮] શૂન્યતા જેમ આકાશરૂપ છે અને ચકરીઓનો વ્યાપાર જેમ જળરૂપ જ છે, તેમ જીવ આદિનો જે કાંઈ

વિલાસ અહીં અધિષ્ઠાન–ચૈતન્યની અંદર ભાસે છે, તે સર્વ પરબ્રહ્મરૂપ જ છે.[૨૯] જેમ કોઈ એક અવયવીનું એક સ્વરૂપ અન્વયવો વડે યુક્ત હોય છે, તેમ જીવ આદિ અવયવોવાળું એક આ બ્રહ્મનું સ્વરૂપ છે. વસ્તુતાએ તો બ્રહ્મ પોતે નિરવયવ છે.[૩૦] 'જગતનું સ્વરૂપ વિચારતાં તો તે કેવળ આભાસમાત્ર છે, તે શાંત અવિનાશી ચિન્માત્રરૂપ છે અને તે પોતાના સ્વચ્છ સ્વરૂપમાં રહેલ છે. તો તેના સ્વચ્છ સ્વભાવની અંદર શો વિચાર કરવાનો છે?[૩૧] પરમપદરૂપ બ્રહ્મની અંદર આદિની, અંતની કે મધ્યપ્રદેશની કોઈ પણ કલ્પના નથી. આ અવિદ્યા પણ એક તેનું રૂપ જ છે. બાકી બીજી જુદી અવિદ્યા કશી વસ્તુ નથી.[૩૨] જીવ જાગ્રતમાંથી સ્વપ્નમાં આવે છે અને સ્વપ્નમાંથી જાગ્રતમાં જાય છે. તે પ્રબુદ્ધ હો કિંવા અપ્રબુદ્ધ હો, પરંતુ સદા એકરૂપે (સાક્ષીરૂપે) જ રહેલ છે.[૩૩] સ્વપ્નની અને જાગ્રતની અંદર સુષુપ્તિ તથા તુરીય એ બન્ને સદાકાળ રહેલાં છે અને વિવેકબુદ્ધિવાળો પુરુષ જાગ્રત અને સ્વપ્ન, એ બન્નેને એક તુરીયરૂપ જ સમજે છે.[૩૪] પ્રબોધવાળા પુરુષની દૃષ્ટિમાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ સર્વ તુરીયરૂપ જ છે. તેની દૃષ્ટિમાં અવિદ્યા છે જ નહિ. તે દ્વૈતપ્રપંચમાં રહ્યા છતાં અદ્વૈતદૃષ્ટિમાં જ રહે છે.[૩૫] અવિદ્યાથી રહિત થઈ ગયેલા તત્ત્વજ્ઞ પુરુષમાં દ્વૈત–અદ્વૈત, હું–તમે અને અમુક આ પદાર્થ એવી કાંઈ કલ્પના પણ ક્યાંથી હોય? અને સાવ શૂન્યભાવની કલ્પના પણ કેવી હોય?[૩૬] દ્વૈત–અદ્વૈતના પક્ષથી ઉત્પન્ન થયેલ વાક્યરચનાના વિલાસ વડે કિંવા ભ્રાંતિ વડે અવિવેકી બાળકો ક્રીડા કરે છે, પરંતુ જ્ઞાનવૃદ્ધ પ્રૌઢ પુરુષો તેને હસે છે.[૩૭] દ્વૈત–અદ્વૈતસંબંધી વિવાદની ઇચ્છા હૃદયરૂપી આકાશની અંદર એક મંજરીના જેવી છે. તે વિના પ્રબોધરૂપી આકાશની બરાબર શુદ્ધિ થતી નથી.[૩૮] માટે મેં સુદૃઢભાવને સ્વીકારી લઈ વિવાદ વડે અહીં દ્વૈતાદ્વૈત સંબંધી ચર્ચા કરેલ છે અને તે હૃદયરૂપી ઘરની અંદર અવિદ્યારૂપી ભસ્મને (સાવરણીની પેઠે) દૂર કરી દે છે.[૩૯] યોગ્ય અધિકારી પુરુષો અવિદ્યારૂપી કચરો નીકળી ગયા પછી તેઓ બ્રહ્મમાં જ ચિત્ત રાખી રહે છે, બ્રહ્મમાં જ પ્રાણને ધારણ કરી રહે છે, પરસ્પર બોધ કરે છે, ભગવદ્‌ગુણનું વર્ણન કરે છે, શુભ વાર્તાલાપ કરે છે અને પ્રસન્ન થઈ આનંદ પામે છે.[૪૦] આવી રીતે અવિચ્છિન્ન ભક્તિ વડે પ્રીતિપૂર્વક ભજનારા અને નિરંતર વિચારયુક્ત એવા વિવેકી અધિકારીઓને હું એવી ઉત્તમ બુદ્ધિનો યોગ આપું છું, કે જેથી તેઓ તે અવિનાશીપદને પ્રાપ્ત થાય છે.[૪] એકમાત્ર તૃણની પણ રક્ષા કરવા માટે યત્નથ ઉપાય સાધવામાં આવે છે, તો જ તે ઉપયોગ થાય છે; તો પછી ત્રૈલોક્યના અનેક સમૂહને બ્રહ્મરૂપ કરવાથી આચ્છાદાન કરી દેનારું તત્ત્વજ્ઞા યત્ન વિના કેમ સિદ્ધ થાય?[૪૨] પ્રસરી રહેલ આત્મા સંબંધી દુઃખથી રહિત અને હૃદયમ રહેલ અધમ કામને જીતવામાં અસમર્થ એ આ આખું જગત જે ઉત્તમ સ્થિતિ આગળ ઉપહાસના સ્થાનરૂપ થાય છે, તે જ્ઞાનમય ઉત્તમ સ્થિતિનો લાભ વિનાયત્ને શી રીતે મળે?[૪] રાજ્ય આદિ સુખ તો મનનો એક અંકુર છે અને તે તો શા હિસાબમાં છે? પરંતુ તત્ત્વજ્ઞાનથી થતી એક ઉત્તમ વિશ્રાંતિ આગળ ઇન્દ્રપદ પણ ઘાસના જેવું અતિ તુચ્છ છે.[૪] અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલા અને દૃશ્ય વિષય ભોગમાં આસક્ત રહેલા અવિવેકી મનુષ્યો જેમ દૃશ્યને અતિ આસક્તિથી જુએ છે, તેમ શાંત એવા તત્ત્વજ્ઞ મહાત્માઓ દૃશ્યમાં આસક્તિ બાંધતા નથી. તેઓ તો સુષુપ્તિ જેવી અવસ્થામ રહીને પ્રબોધને પ્રાપ્ત થાય છે અને નિરતિશ આનંદરૂપ એવા પરમપદને અતિ આસક્તિથ જુએ છે.[૪૫] અતિશય યત્ન કર્યા સિવાય અ દુર્લભ મોક્ષપદ કોઈ દિવસ પ્રાપ્ત થતું નથી

મોટા અભ્યાસરૂપ વૃક્ષનું પરમપદ એ એક ફળરૂપ છે, એમ તમે સમજો.[૪૬] એટલા માટે જ મે તમને અભ્યાસની દૃઢતા વિષે વારંવાર કહ્યું છે અને તમારે પણ 'આ ગ્રથવડે અને આ અભ્યાસના શ્રમ વડે આપણને શું પ્રયોજન છે' એવી અશ્રદ્ધાવાળી બુદ્ધિ ન રાખવી. કેમકે કોઈ અતિકુશળ બુદ્ધિવાળાને જ અભ્યાસની અપેક્ષા રહેતી નથી. બાકી અવિવેકી બુદ્ધિવાળા પુરુષના હૃદયમાં તો દુર્બોધ આત્મતત્ત્વ આટલું બધું વિસ્તારપૂર્વક કહેતાં પણ સમજી શકાતું નથી.[૪૭] આ શાસ્ત્રનું વારંવાર આવર્તન કરવામાં આવે, ઘણા લાંબા સમય સુધી તેનો આસ્વાદ લેવામાં આવે અથવા તેનું શ્રવણ કરવામાં આવે કે તેની કથા કરવામાં આવે, તો અજ્ઞાની પણ તત્ત્વજ્ઞ બની જાય છે.[૪૮] જે માણસ આ શાસ્ત્રનું એક વાર અવલોકન કરીને, 'આપણે એ જોઈ લીધું છે,' એમ કહી છોડી દે છે, તે અધમ પુરુષને બીજાં (સામાન્ય) શાસ્ત્રોમાંથી ભસ્મનો પણ લાભ થતો નથી.[૪૯] આ આખ્યાન ઉત્તમ છે, વેદની પેઠે સદા તેનું અધ્યયન કરવું, વ્યાખ્યાન કરવું અને તેની પૂજા કરવી; કેમકે તે પુરુષાર્થરૂપી ફળને આપનાર છે.[૫૦] જે ફળ આ શાસ્ત્રથી પ્રાપ્ત થાય છે, તે જ ફળ વેદથી પણ પ્રાપ્ત થાય છે. આ શાસ્ત્રનું જ્ઞાન મળવાથી કર્મ અને જ્ઞાન એ બન્ને પવિત્રતાને પ્રાપ્ત થઈ જાય છે.[૫૧] વળી આ શાસ્ત્ર જાણ્યાથી વેદાંતનો તર્કપૂર્વક સિદ્ધ થતો સિદ્ધાંત જણાઈ જાય છે; તેમજ આ આખ્યાન શાસ્ત્રદૃષ્ટિમાં પણ ઉત્તમ ગણાયેલ છે.[૫૨] આ તમને હું દયાર્દ્રપણાથી કહું છું, માયા વડે કહેતો નથી. તમે પણ આ શાસ્ત્ર વિચારવાથી આ દૃશ્યસમૂહને માયારૂપ મિથ્યા સમજશો. માટે આનો વિચાર કરો.[૫૩] આ ઉત્તમ શાસ્ત્ર વિચારતાં જ જે બોધો નો લાભ થાય છે, તેથી જેમ લવણના યોગ્ય યોગથી અથાણાં રુચિકર થાય છે, તેમ બીજાં શાસ્ત્રો રુચિકર થાય છે.[૫૪] આ આખ્યાન અનાર્ય છે, એમ સમજી તેનો અનાદર કરશો મા. ભોગોમાં જ બુદ્ધિને આસક્ત રાખી તમે આત્મહત્યા કરનારા અને વારંવાર જન્મ લેનારા થશો મા. વળી કુત્સિત અજ્ઞાની પુરુષો જ પોતાની નજીક રહેલ જાહ્નવીના જળને છોડીને 'આ આપણા બાપનો કુવો છે' એવા ખોટા અભિમાનથી તેનું ખારું જળ પીએ છે. તે પ્રમાણે તમે પણ જન્મપરંપરામાં અજ્ઞાની રહેવા માટે નિરંતર વિરુદ્ધ વિચારવાળા ન થાઓ.[૫૫,૫૬]

तातस्य कूपोऽयमिति ब्रुवाणाः क्षारं जलं कापुरुषाः पिबन्ति । यथा भवन्तो विविचारवन्तस्तथानिशं मा भवताज्ञताप्त्यै ॥ ५६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ઇન્દ્રિયજયોપાયશાસ્ત્રવર્ણન' એ નામનો સર્ગ ૧૬૩ મો સમાપ્ત**

## સર્ગ ૧૬૪ મો*

### જીવ, જગત અને બ્રહ્મનું ઐક્ય

॥ वसिष्ठ उवाच ॥

जीवाणवो जगत्यंतश्चिदादित्यांशुमंडले ।
यत्र तेऽवयवास्तुल्यास्तेनानवयवात्मता ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–ચિદાત્મારૂપી સૂર્યનાં કિરણના સમૂહની અંદર જગતો સ્ફુરી રહ્યાં છે. તેમની અંદર પ્રસિદ્ધરૂપે જણાતા જીવરૂપી પરમાણુઓ ચિદાત્મારૂપી સૂર્યના જેવા જ છે, તેથી તેમનું નિરવયવપણું સિદ્ધ થાય છે.[૧] સર્વ ભેદ કરનાર ઉપાધિરૂપ વસ્તુ પરમ બોધની પ્રાપ્તિ થતાં પોતાના ભ્રાંતિમય સ્વરૂપને છોડી દે છે; અથવા તો સર્વ વાક્યોનો એક બ્રહ્મમાં સમન્વય થઈ જવાથી બીજું ભેદ કરનાર કાંઈ છે જ નહિ.[૨] તત્ત્વજ્ઞ પુરુષના વિષયરૂપ એવું બ્રહ્મ સર્વ

* આ એકસોચોસઠમા સર્ગમાં બ્રહ્મભાવનો આવિર્ભાવ થતાં–જીવભાવ અને જગદ્‌ભાવથી નિવૃત્તિ થઈ જતાં–જીવ, જગત અને બ્રહ્મ એ સર્વના એકરમપણા વિષે વર્ણન કરવામાં આવશે.

અવસ્થામાં (ભેદ આદિરૂપ) મેલથી રહિત છે અને તેમાં કોઈ દિવસ (દ્વૈતરૂપી) કશો પણ મેલ રહ્યો નથી. તત્ત્વને ન સમજનાર અવિવેકી પુરુષો-નો જ વિષય હોય તે તો તેઓ જ જાણે. અમે તો 'હું, તમે' ઇત્યાદિ ભેદને જાણતા જ નથી, તેમ એ અવિવેકી પુરુષને તથા તે મેલરૂપ વસ્તુને પણ જાણતા નથી.[૩-૪] આ અમુકરૂપ છે, હું અમુકરૂપ છું, અમુક મૂર્ખ છે અને અમુક સત્ય છે, એવી ભેદ ભરેલી બુદ્ધિ તત્ત્વજ્ઞમાં સંભવતી નથી; કેમકે દેવભૂમિરૂપ મેરુપર્વતમાં ઝાંઝવાનું જળ ક્યાં હોય ?[૫] જેમ એક જ દ્રવ્યના તાત્ત્વિક નિશ્ચય પર સ્થિર રહેલા પુરુષના ચિત્તની અંદર તેનાથી વિરુદ્ધ એવી ભ્રાંતિઓ પેદા થતી નથી, તેમ જ તત્ત્વના વાસ્તવ નિશ્ચય ઉપર આરૂઢ થઈ રહેલા તત્ત્વજ્ઞની અંદર પણ બીજી ભ્રાંતિઓ ઉત્પન્ન થતી નથી.[૬] આ દશ્ય હતું નહિ, ઉત્પન્ન પણ થયું નથી, હમણાં વિદ્યમાન પણ નથી અને હવે પછી થશે પણ નહિ; પરંતુ વિવેક વડે જોતાં સદ્રૂપ બ્રહ્મ જ વિવર્તભાવથી આવે રૂપે રહ્યું છે.[૭] ચિદાકાશના વિલાસને જો જગતરૂપ સમજવામાં આવે, તો પોતાના શુદ્ધ બ્રહ્મરૂપ આત્મામાં સ્થિર થઈ શકાય છે. તેવી જીવન્મુક્ત દશામાં વિવેકી પુરુષો જગતને જ્ઞાનરૂપ જ સમજે છે, પણ તેને જડરૂપે દેખતા નથી.[૮] સ્વપ્નને વિષે અને મનોરાજ્યમાં કલ્પી લીધેલ નગરોને વિષે જેમ સ્વચ્છ ચિદાકાશ વિના બીજું કશું પણ નથી, તેમ જાગ્રતરૂપ પ્રતીતિમાં આવતા આ જગતની અંદર પણ ચિદાકાશ વિના બીજું કાંઈ નથી. વળી, નિરાકાર એવા જીવોનું રૂપાંતર પણ થતું નથી.[૯] પ્રથમ આ કશું પણ ઉત્પન્ન થયેલ જ નથી અને જે કાંઈ ચેતનસત્તાથી ભાસે છે, તે અનાદિ ચિદાકાશરૂપ છે. જ્યાં પ્રથમ ઉપાદાનકારણ, નિમિત્તકારણ કે સહકારી કારણ એ 'ક' નથી, તેમાંથી આ જગતરૂપ વસ્તુ પોતાની ઉત્પન્ન થાય છે. આમ કહેવું કેવું (પાયા વગરનું) છે ?[૧૦] માટે પ્રથમ અહીં કશું પણ પોતાની મેળે ઉત્પન્ન થતું નથી. અવિવેકીઓના અનુભવમાં આવતા બ્રહ્મા આદિ પણ વસ્તુતાએ જોતાં નથી; પરંતુ આ ચિદાકાશ જ સ્વયંભૂ અને આ પ્રપંચ એ બન્ને રૂપે પ્રસરી રહેલ છે. ચિત્સત્તા વડે તે આકાશ જેવું શૂન્ય છે, છતાં આવે રૂપે ભાસી રહ્યું છે.[૧૧]

**तस्मात्स्वयं भवति नेह हि कश्चिदादौ ब्रह्मादयो ह्यविदिता न च नाम सन्ति। व्योमेदमाततमयं स इतः स्वयंभूरित्यादि चिद्गगनमेव चिता विभाति॥ ११॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણુ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગત્પરમાત્મનોરૈક્યપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૬૪ મો સમાપ્ત**

## સર્ગ ૧૬૫ મો[×]

### જાગ્રતસ્વપ્નનું ઐક્ય

॥ वसिष्ठ उवाच ॥

**जाग्रत्स्वप्ने स्वप्न एव जाग्रत्त्वमनुगच्छति। स्वप्नजाग्रति जाग्रत्तु स्वप्नतामुपगच्छति॥ १॥**

વસિષ્ઠ બોલ્યા:–મનોરાજ્ય ક્ષણિક હોવાથી જાગ્રતમાં સ્વપ્નના જેવું છે અને તેમાં એ મનોરાજ્યરૂપી સ્વપ્ન જ જાગ્રદ્ભાવને પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં પ્રતીતિમાં આવતી જાગ્રત અવસ્થામાં આ પ્રસિદ્ધ જાગ્રત સ્વપ્નતાને પ્રાપ્ત થઈ જાય છે.[૧] સ્વપ્ન જાગ્રતમાં અનુસ્યૂત છે અને જાગ્રત સ્વપ્નમાં અનુસ્યૂત છે. સ્વપ્નરૂપ જાગ્રતમાંથી પ્રબુદ્ધ થયેલો આત્મા પાછો જાગ્રતરૂપી સ્વપ્નમાં પ્રવેશ કરે છે.[૨] જાગ્રતરૂપ સ્વપ્નમાં રહેલ પુરુષ સ્વપ્નાવસ્થાને 'સ્વપ્ન' એવા નામથી કહે છે અને સ્વપ્નરૂપ

× આ એકસોપાંસઠમા સર્ગમાં પરસ્પર ઉત્પત્તિ થવાથી અને પરસ્પર સંબંધને લીધે સર્વનું ચિન્માત્રપણું દઢ કરવા માટે, જાગ્રત અને સ્વપ્ન એ બન્નેના ઐક્ય વિષે વર્ણન કરવામાં આવશે.

જાગ્રતમાં રહેલ જીવ જાગ્રતને 'જાગ્રત' એવા નામથી કહે છે.[3] સ્વપ્નાવસ્થામાં અનુભવાતી જાગ્રત અવસ્થા જાગ્રતના જેવો જ અનુભવ આપવાથી જાગ્રત જ છે, સ્વપ્ન નથી. હવે મનો રાજ્ય પણ એક જાગ્રતમાં સ્વપ્નના જેવું છે અને તે પણ સ્વપ્નના જેવું અનુભવમાં આવવાથી એક સ્વપ્ન જ છે; પરંતુ તે કોઈ દિવસ જાગ્રત નથી.[4] નિરંતર જાગ્રત અવસ્થામાં સ્વપ્ન થોડો કાળ રહેનાર ભાસે છે અને સ્વપ્નાવસ્થામાં નિરંતર જાગ્રત થોડો કાળ રહેનાર ભાસે છે.[5] જાગ્રત અને સ્વપ્ન એ બન્નેનો કોઈ દિવસ કશો પણ ભેદ નથી અને પરસ્પર એકબીજાનું અનુસ્યૂત પણું રહેલ છે, પણ યુક્તિ વડે જોતાં તે સત્ય નથી.[6] અતિ પ્રકાશરૂપે પ્રતીતિમાં આવતું જાગ્રત-રૂપી સ્વપ્ન મરણસમયે અને જ્ઞાનનો ઉદય થવાને સમયે શમી જાય છે. વળી તે સ્વપ્ન તથા સુષુપ્તિ એ બન્નેના અનુભવકાળમાં શૂન્યરૂપ જ રહે છે.[7] આ જીવનરૂપી સ્વપ્નસમયમાં મરણ પછીના જન્મરૂપી જાગ્રત દશ્યનો અભાવ હોય છે, તેથી તેમાં બીજા જન્મરૂપી જાગ્રતના કોઈ પણ પદાર્થો દેખાતા નથી.[8] શૂન્ય છતાં નાના પ્રકારે થઈ રહેલ એવી જીવિતરૂપી જાગ્રત અવસ્થા જ્યારે વિદ્યમાન હોય છે, ત્યારે પરલોકરૂપી કાંઈ પણ સ્વપ્ન જોવામાં આવતું નથી.[9] જેમ સ્વપ્નની અંદર દેખાતા ત્રણેય લોક ચિદાકાશના માત્ર એક ચમત્કારરૂપ છે, તેમ જાગ્રત અવસ્થા-ની અંદર પણ ઠેઠ સૃષ્ટિના આરંભથી માંડી અંતઃકરણમાં ભાસી રહેલ આ ત્રણે લોક ચિદા-કાશના એક માત્ર ચમત્કારરૂપ જ છે.[10] સર્વ પ્રાણીઓ અને પંચમહાભૂતો અસત્ય છતાં સત્ય જણાય છે. સ્વપ્નમાં દેખાતી પૃથ્વીની પેઠે જાગ્રત અવસ્થામાં દેખાતી સૃષ્ટિનું જો કે સાકાર-પણું વિશાળરૂપે પ્રતીતિમાં આવે છે, તો પણ પરમાર્થદષ્ટિથી જોતાં તે બિલકુલ નથી.[11] સ્વપ્નની અંદર અનેક રૂપે પ્રતીતિમાં આવતાં છતાં સ્વપ્નસૃષ્ટિ વસ્તુતાએ જોતાં સાવ શૂન્ય જ છે; તે જ પ્રમાણે જાગ્રત અવસ્થામાં પ્રતીતિમાં આવતું આ જગત પણ ચિદાકાશરૂપ જ છે.[12] તેજમાં રહેલ પ્રકાશની પેઠે ચિદાકાશનો એવો સ્વભાવ જ છે કે, પોતાના સ્વરૂપની અંદર વિશાળ એવા જગતને આકારે તેનો વિવર્ત પ્રતીતિમાં આવે છે.[13] ચિદાકાશનો સ્વાભાવિક ચમત્કાર જ આકાશમાં, ભીંતમાં, પરમાણુમાં, જળમાં અને સ્થળમાં જગતને નામે પૂર્ણપણે પ્રકાશી રહે છે.[14] જો આ જગતરૂપી ભ્રાંતિ અસત્ય છે અને સત્ય વસ્તુની પેઠે તે પ્રતીતિમાં આવવા છતાં આકાશરૂપ જ છે, તો પછી શા માટે તે તરફ આગ્રહ રાખવાનો છે?[15] હે પ્રિય રામચંદ્રજી! ગ્રહણ કરનાર, ગ્રહણ કરવાનો વિષય અને ગ્રહણ કરવું, એ ત્રણે શૂન્ય જ છે. જગત (અધિષ્ઠાનસત્તાથી) સત્ય હો કિંવા (આરોપિતરૂપે) અસત્ય હો, પરંતુ તેમાં શો આગ્રહ રાખવાનો હોય?[16] આ જગતની સ્થિતિ આપણને દેખાય છે તે પ્રમાણે હો, કિંવા બીજે પ્રકારે હો, અથવા સાવ ન હો; પરંતુ તેમાં સંભ્રમ રાખવા જેવું કાંઈ નથી. હવે સર્વનું તાત્ત્વિક સ્વરૂપ તમારા સમજવામાં આવી ગયું છે, તો તુચ્છ ફળમાં ફળરૂપતાનો શો આગ્રહ રાખવો? હવે વિકલ્પો પણ ઘણા થાય છે, માટે તેથી વિરામ પામવાનું છે.[17]

इत्थमस्त्विदमान्यदस्तु वा मैव भूद्भवतु कोऽत्र संभ्रमः । कोऽत्र फल्गुनि फले फलग्रहो बुद्धमेव तदलं विकल्पनैः ॥ १७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જાગ્રતસ્વપ્નૈ-ક્યોપદેશ' એ નામનો સર્ગ ૧૬૫ મો સમાપ્ત**



## सर्ग १६६ मो*

### ખ્યાતિઓ વિષે વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

सार्थकेनात्मशब्देन ख्यातिशब्देन चोज्झिताम् ।
आत्मख्यातिमिमां विद्धि शिलाजठरनिर्घनाम् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–સાર્થક એવો 'આત્મ' શબ્દ અને 'ખ્યાતિ' શબ્દ એ બન્નેથી રહિત એવી આ આત્મખ્યાતિ છે, એમ તમે સમજો. તે શિલાના અંદરના ગર્ભ જેવી એકરસ છે.[1] સૃષ્ટિના આદિકાળથી આરંભી ચિદાકાશ જ આવે રૂપે પ્રસરી રહેલ છે. એ ચિદાકાશ પોતાના આત્માની અંદર પોતાના વિવર્તને પ્રસારી દે છે અને તેને તે પોતે જ સૃષ્ટિરૂપ સમજી લે છે.[2] અહીં નદીઓ વહેતી નથી અને ડુબવું–તરવું પણ થતું નથી. નિષ્ક્રિય એવું ચિદાકાશ જ પોતાના આકાશ જેવા નિર્વિકાર સ્વરૂપમાં આવે પ્રકારે પ્રતીતિમાં આવે છે.[3] ખ્યાતિ શબ્દથી અને ખ્યાતિ:શબ્દના અર્થથી રહિત એવા સ્વયંપ્રકાશ આત્માને (પોતાનો આત્મા સૃષ્ટિરૂપ જણાયાથી) વિદ્વાનો આત્મખ્યાતિ શબ્દરૂપ સમજે છે.[4] આ આત્મા જ આ સર્વ જગતરૂપ છે અને તેને વિશે કશી પણ ખ્યાતિ રહી નથી. વળી કોઈ ખ્યાતિએ તેને કોઈ પણ દેશ–કાળમાં પ્રખ્યાત કરેલ નથી, તેથી હજી તેમાં અખ્યાતપદ જ ઘટી શકે છે. (પરંતુ ભાવરૂપ અર્થને બતાવનાર 'ક્તિન્' પ્રત્યયાંત અખ્યાતિપદ તેમાં ઘટતું નથી.)[5] પરબ્રહ્મની અંદર ખ્યાતિ અને અખ્યાતિ એ બન્ને પ્રકારની વાણીની યુક્તિ ખરી નથી; કેમકે એ અદ્વિતીય વસ્તુની અંદર ખ્યાતિ કે અખ્યાતિ કેવી હોય?[6] અખ્યાતિ, અસત્ખ્યાતિ, અન્યથાખ્યાતિ અને બીજી આત્મખ્યાતિ એ સર્વ ચિન્માત્રરૂપ પ્રકાશનો ચેતનસત્તા વડે પ્રતીતિમાં આવતો એક ચમત્કાર જ છે; તેમજ તેની સત્તા વડે જ તે અનુભવમાં આવે છે.[7] ચિદાકાશરૂપી સૂર્યનાં સ્વચ્છ એવાં (અગ્નિના તણખાની પેઠે કલ્પી લીધેલાં) ચિદ્‌ભાવરૂપી કિરણો જ્યાં જ્યાં જેવે પ્રકારે વિવર્તભાવને પામી જાય છે, ત્યાં ત્યાં તે તેવે પ્રકારે અનુભવમાં આવે છે.[8] આત્મખ્યાતિ, અસત્ખ્યાતિ, અખ્યાતિ અને અન્યથાખ્યાતિ, એ સર્વ આત્માનો વિવર્ત એટલે ચિદાકાશના ચમત્કારરૂપ છે અને તેની વિભૂતિઓ છે.[9] આત્મખ્યાતિ એવા નામના પદને છોડી દઈ, તેનો જે મૂળ અર્થ છે, જે છેવટે અનાદિ અને અનંત નિષ્પ્રપંચ બ્રહ્મની અંદર પર્યવસાનને પ્રાપ્ત થાય છે, તે જ અહીં એકરસરૂપે રહેલ છે.[10] અને એ મૂળ અર્થ અંતે તો અનાદિ તથા અનંત એવા નિષ્પ્રપંચ બ્રહ્મની અંદર છેવટે લય પામે છે. આ સંબંધમાં કાનને શોભા આપે એવું એક મોટું આખ્યાન તમે સાંભળો. તે દ્વૈતદૃષ્ટિનું ખંડન કરનાર અને જ્ઞાનરૂપી સૂર્યને ઉજાસ આપનાર છે. કરોડો યોજનના પ્રમાણની એક મહાવિશાળ નિર્મળ શિલા છે, ચારે બાજુથી શ્યામ એવું આકાશ જો ભીંતરૂપ હોય, તો તે તેના જેવી કઠિન, વિશાળ અને નિર્મળ છે.[11,12] તે શિલાની અંદર કોઈ પણ પ્રકારના સાંધાઓનાં બંધન નથી, તે ઘાટી છે, વજ્રના જેવી દૃઢ કિંવા સ્થિર છે, અત્યંત પુષ્ટ છે, કઠિન જઠરને ધારણ કરનારી છે અને આકાશના જેવી નિર્મળ છે.[13] અસંખ્ય કલ્પોના સમૂહ સુધી તે અવિનાશી છે, ઘાટા અંગવાળી છે, મનોહર અવયવ વડે રમણીય છે અને નિર્મળપણાથી તે આકાશરૂપ જ જણાય છે.[14] તેની વિશિષ્ટ× જાતિ કોઈના જાણવામાં આવતી નથી; તેમજ કયા દેશમાં, કયા કાળમાં અને કયે પ્રકારે

* આ એકસોઓગણસિત્તેરમા સર્ગમાં આત્મખ્યાતિ વિષે તથા બીજી ખ્યાતિઓ વિષે અને બ્રહ્મરૂપ નીલ આખ્યાન વિષે, પ્રશ્નોત્તરપૂર્વક વર્ણન કરાશે.

× વિજાતીય વસ્તુથી જુદી પાડનારી જાતિ; જેમકે બ્રાહ્મણજાતિ, ક્ષત્રિયજાતિ આદિ કે જે તે તે વ્યક્તિને ઇતર વ્યક્તિથી જુદી પાડવામાં ઉપયોગી થાય છે.

થઈ, તે પણ કદી કોઈના જાણવામાં નથી.[૧૫] વળી તે દઢ છે, અનંત છે, કઠિન છે, વજ્રના જેવી બળવાન તથા સ્થિર છે અને અવિનાશી છે. પંચમહાભૂતો અને ચાર પ્રકારનાં પ્રાણીઓથી રહિત એવા તેના જઠરની અંદર અનેક પદ્મના સમૂહો, શંખો, ગદાઓ તથા ચક્રો આદિ રેખારૂપે અને તેના અંગરૂપે રહ્યાં છે.[૧૬,૧૭] એ શિલાના ગર્ભની અંદર આકાશ, વાયુ, જળ, તેજ અને પૃથ્વી ઇત્યાદિ જગત હતું જ નહિ; પરંતુ તેણે પોતાની રેખાનાંજ એ સર્વ નામો પાડ્યાં હતાં અને દેહોરૂપી રેખાઓની અંદર પોતાની 'જીવ' એવી સંજ્ઞા પાડી હતી.[૧૮]

**રામ બોલ્યાઃ**–શિલા સ્વાભાવિક રીતે જડ જ હોય છે, તો તેમાં ચૈતન્ય ક્યાંથી હોય? અને જો જડ હોય, તો પછી તે પોતાની રેખાનાં આકાશ, વાયુ આદિ નામો કેમ કલ્પી શકે?[૧૯]

**વસિષ્ઠ બોલ્યાઃ**-વિશાળ અને ઉજ્જવળ એવી એ શિલા ચેતન પણ નથી અને જડ પણ નથી. તેની જાતિને કોણ જાણી શકે? અને તે વખતે ત્યાં બીજો કોણ હોય?[૨૦]

**રામ બોલ્યાઃ**-શિલાના ગર્ભમાં રહેલી રેખાને કોણ દેખે છે અને શી રીતે દેખે છે? એ શિલાની અંદર કોણે એ વિચિત્ર રેખાઓ આલેખી? ક્યારે આલેખી? અને શી રીતે આલેખી? આપ તે મને કહો.[૨૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–એ અતિ દઢ શિલા કોઈથી ભેદી શકાય કે આલેખી શકાય તેવી નથી, તેમજ તેનો કોઈ ભેદનાર કે આલેખનાર પણ નથી. આ સર્વ અપાર અને અનંત દેહવાળી એ શિલાથી વ્યાપ્ત છે.[૨૨] એ શિલાના ગર્ભની અંદર અનંત એવાં વૃક્ષો, પર્વતોના સમૂહો, નગરો અને ગામો અનંત રેખાઓરૂપે રહેલ છે.[૨૩] તેમાં પ્રતિમાની પેઠે દેવતાઓ અને દૈત્યો સ્થૂલ અને સૂક્ષ્મરૂપે તથા સાકાર નિરાકારરૂપે રેખાને આકારે રહેલા છે.[૨૪] તેની અંદર મહાવિશાળ એવી 'આકાશ' નામની એક મોટી રેખા રહી છે અને તેના મધ્યમાં બીજી સૂર્ય–ચંદ્ર એવા નામને ધારણ કરનારી ઉપરેખાઓ પણ રહી છે.

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! શિલાના ઘાટા ગર્ભની અંદર રહેલી એ રેખાઓને કોણે દીઠી છે? તે કેવા પ્રકારની છે? અને તે શી રીતે જોવામાં આવે? તમે તે મને કહો.[૨૫,૨૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! શિલાના ગર્ભની અંદર રહેલ એ સર્વ રેખાઓ એવા જ પ્રકારની મેં જોઈ છે. જો તમારી ઇચ્છા થતી હશે, તો તમે પણ સમાધિ વડે તે જોઈ શકશો.

**રામ બોલ્યાઃ**–એ શિલા તે વજ્રના જેવી દઢ છે અને તેને ભાંગીને તેની અંદર જોઈ શકાય તેમ નથી; છતાં તમે તેની અંદર રહેલ એ રેખાઓ શી રીતે જોઈ?[૨૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! આ હું 'વસિષ્ઠ' નામનો દેહધારી પણ એ શિલાના ગર્ભમાં રહેલ હોવાથી એક રેખારૂપ જ છું; તેથી ત્યાં રહી હું એ સર્વ રેખાઓના સમૂહને નિર્બાધપણે દેખું છું.[૨૯] બાકી બીજી પ્રકારે તે શિલાને ભાંગવાને કોણ સમર્થ થઈ શકે? હું તો એ શિલાની અંદર જ રહ્યો હતો, તેથી શિલાની અંદર રહેલા સર્વ રેખાસમૂહને દેખતો હતો.[૩૦]

**રામ બોલ્યાઃ**–એ શિલા કઈ? તમે પોતે કોણ અને ક્યારે રહ્યા છો? આપ મને તે કહો; અને વળી આ શિલાના નામથી તમે શું કહ્યું તથા શું દીઠું? તે કહો.[૩૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ મેં તમને જે શિલાનાં નામથી વચનરચના વડે વર્ણવી બતાવી છે, તે પરમાત્માની મહાસત્તા જ છે; બાકી, કાંઈ બીજી વિશાળ શિલા નથી.[૩૨] પરમાત્માની મહાસત્તારૂપ શિલાના છિદ્રરહિત ગર્ભની અંદર આપણે સર્વ એ શિલાના માંસની પેઠે રહ્યા છીએ.[૩૩] આકાશ એ પરમાત્માની મહાસત્તારૂપ શિલાના એક અંગરૂપ છે, એમ તમે સમજો. વાયુ

એ શિલાના અવયવરૂપ છે. ક્રિયા, શબ્દ, વાસના અને કાળની કલ્પના એ પણ તે શિલાના અંગરૂપ જ છે.[34] પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર–એ સર્વ તે શિલાના એક અવયવરૂપ કહેવામાં આવે છે.[35] આપણે સર્વ પરમાત્માની મહાસત્તારૂપી એ શિલાના માંસની પેઠે તેની અંદર રહેલા જ છીએ. આપણે વસ્તુતાએ કાંઈ તેનાથી જુદા નથી, પરંતુ આપણે જુદા છીએ એમ ભ્રાંતિ વડે સમજીએ છીએ.[36] આ એક ચિન્માત્રતત્ત્વરૂપી અતિ મોટી વિશાળ શિલા છે, તે વિના જો બીજું કાંઈ હોય તો ક્યાં છે અને શું છે? તે તમે જ કહો.[37] જેમ જળ તરંગરૂપે ભાસે છે અને જેમ સ્વપ્નની અંદર પોતાનો શુદ્ધ આત્મા જ ઘટ, પટ, ગર્ત (ખાડો) ઇત્યાદિરૂપે દેખાય છે, તેમ જાગ્રતમાં પણ શુદ્ધ આત્મા જ ઘટ, પટ, ગર્ત ઇત્યાદિને આકારે જણાય છે.[38] આ સર્વ બ્રહ્મ વડે ભરપૂર છે, ચિન્માત્રતત્ત્વ વડે ઘટ્ટપણે વ્યાપ્ત છે, પારમાર્થિક સત્ય તત્ત્વ વડે એકરસ થઈ રહેલ છે અને સર્વ બ્રહ્મરૂપ હોવાથી એકરસ છે, એમ વિવેકીઓ સમજે છે.[39] આ સર્વ પ્રપંચ છિદ્રથી રહિત છે, અનાદિ છે, અનંત છે અને મધ્યભાવથી પણ રહિત એવા મહાચૈતન્યરૂપી શિલાના એક ગર્ભરૂપ છે. વળી તે બ્રહ્મરૂપ આત્માએ પોતે જ પોતાની કલ્પના વડે જગત, સૃષ્ટિ, ભુવન, દૃશ્ય ઇત્યાદિ નામોની ઘટના કલ્પી લીધેલ છે.[40]

एकं महाचिति शिलोदरमेव सर्वं सौषिर्यवर्जितमपारमनादिमध्यम् । तेनात्मनैव कलिता कलनात्मनेयं सर्गो जगद्भुवनमित्यपि दृश्यनाम्नी

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ખ્યાતિઓ વિષે વર્ણન' એ નામનો સર્ગ ૧૬૬ મો સમાપ્ત**

## સર્ગ ૧૬૭ મો*

### ચાર ખ્યાતિનો નિષેધ અને આત્મતત્ત્વનું નિરૂપણ

॥ वसिष्ठ उवाच ॥

आत्मख्यातिरसख्यातिःख्यातिरख्यातिरन्यथा ।
शब्दार्थदृष्टयस्तज्ज्ञं प्रत्येताः शशशृंगवत् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા:–આત્મખ્યાતિ, અસત્ખ્યાતિ, ખ્યાતિ, અખ્યાતિ અને અન્યથાખ્યાતિ–એ સર્વ શબ્દ તથા અર્થ સંબંધી દૃષ્ટિઓ તત્ત્વજ્ઞ પુરુષને સસલાના શિંગડાના જેવી કેવળ મિથ્યા જ ભાસે છે.[1] હે પ્રિય રામચંદ્રજી! નિર્વિકલ્પ ચિદાકાશની અંદર કોઈ દિવસ એ કશી પણ કલ્પના સંભવતી નથી. અનિર્દેશ્ય આત્મતત્ત્વરૂપે રહેલ વિવેકી પુરુષ તો ખ્યાતિ–અખ્યાતિ આદિના મૂળરૂપ એવી ચિત્તની ચેષ્ટાથી રહિત થઈને સદાકાળ શાંત દશામાં જ રહે છે.[2] આ સર્વ આત્મખ્યાતિ આદિ કલ્પનાઓ ચિન્માત્ર તત્ત્વમાંથી જ ઉદય પામે છે અને તે શુદ્ધ ચિન્માત્રતત્ત્વ અતિશુદ્ધ આકાશરૂપ જ છે. વળી સર્વ કલ્પના એ અધિષ્ઠાનચૈતન્યમાં આરોપેલી મારા જોવામાં આવે છે.[3] અદ્વિતીય ચિદાકાશની અંદર આ આત્મા છે અને આ ખ્યાતિ છે, એવો કલ્પનાનો ભ્રમ સંભવતો નથી; માટે એ શબ્દને છોડી દઈ, કેવળ પરમાર્થપરાયણ થઈ રહો.[4] એવા નિશ્ચય પર આવી જતાં ગતિ, સ્થિરતા અને ભક્ષણ ઇત્યાદિ ક્રિયા કરનારું જગત પણ સર્વ પ્રવૃત્તિથી રહિત એવા આકાશના જેવું નિઃસંકલ્પ, સ્વચ્છ અને અવિચ્છિન્ન ભાસે છે.[5] તે નાના પ્રકારના મહાન શબ્દવાળું છે, છતાં શિલાની પેઠે મૌનને ધારણ કરી રહેલું જણાય છે. નિરંતર તે ગતિમાન છે, છતાં આકાશના જેવું અને

* આ એકસોસડસઠમા સર્ગમાં વિવેકી પુરુષોની દૃષ્ટિ વડે વાદીની ચાર પ્રકારની ખ્યાતિનો નિષેધ કરી ત્રણે અવસ્થાથી રહિત એવા આત્મતત્ત્વનું નિરૂપણ કરાશે.

પર્વતના જેવું અતિસ્થિર ભાસે છે.[૬] તે નાના પ્રકારના આરંભોવાળું છે, છતાં મહાશૂન્ય છે અને નિષ્કલંક છે. પંચભૂતાત્મક છતાં તે આકાશની પેઠે શૂન્ય અને પંચભૂતથી રહિત છે.[૭] પદાર્થો વડે તે વ્યાપ્ત છે, છતાં શૂન્ય છે અને જ્ઞાનસ્વરૂપ છે. સ્વપ્નમાં દેખાતા મોટા નગરના જેવું દેખાતાં છતાં તે સ્વચ્છ ચિદાકાશરૂપ છે.[૮] સંકલ્પનગરની પેઠે આરંભવાળું છતાં તે આરંભથી રહિત છે. આકારમાત્ર છે, ભ્રાંતિ વડે જ પ્રતીતિમાં આવે છે અને સ્વપ્નમાં થતા સ્ત્રીસંગના જેવું કેવળ આભાસરૂપ છે.[૯] અનુભવમાં આવતાં છતાં તે વ્યર્થ છે. પ્રતિબિંબરૂપે દેખાતી સ્ત્રીના જેવું કેવળ પ્રતીતિમાત્ર છે અને નાના પ્રકારના અનુભવો અને રચનાઓ વડે યુક્ત છે, છતાં વસ્તુતાએ જોતાં તે વસ્તુશૂન્ય છે.[૧૦]

રામ બોલ્યાઃ–જાગ્રતરૂપે અને સ્વપ્નરૂપે પ્રતીતિમાં આવતું આ દૃશ્ય સ્મૃતિ વડે જ દેખાય છે, એમ હું માનું છું. વિદ્યમાન ન છતાં દેખાતા પદાર્થોનું સ્મરણ થવું, એજ તેમાં કારણરૂપ જણાય છે.[૧૧]

વસિષ્ઠ બોલ્યાઃ–જે સર્વ પદાર્થોની સત્તાને રૂપે રહેલ છે, ચિદ્રૂપ છે, અવિનાશી છે અને અપરિમેય છે, તેજ સત્યતત્ત્વ કાકતાલીયની પેઠે પોતાના વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે.[૧૨] તેજ આ જગત છે, એમ તમે સમજો. સર્વત્ર જળની અંદર જેમ તરંગો રહ્યા હોય છે, તેમ એજ તત્ત્વ (પોતાના સ્વરૂપભૂત) શાંત પરમાત્માની અંદર આવે રૂપે થઈ રહેલ છે.[૧૩] સર્વના આત્મારૂપ પરમાત્મા ચિદાકાશરૂપ છે, મોક્ષરૂપ છે અને જીવભાવરૂપ ઉપાધિથી રહિત છે. તેની અંદર કારણ વિના સ્વાભાવિક રીતેજ આ બધું દૃશ્ય ભાસે છે અને તે તેના પોતાના સ્વરૂપથી જુદું નથી.[૧૪] જ્યારે જ્યારે ચિદાત્માની અંદર જેવું જેવું ભાન થાય છે, તેવું તેવું સર્વદા તેને ભાસે છે. જ્યાં કાંઈ પણ ભાસતું નથી, ત્યાં કોઈ સમયે તેની દૃષ્ટિમાં કાંઈજ નથી.[૧૫] આત્મા પોતે બ્રહ્મરૂપ છે. બ્રહ્મના વિવર્તરૂપે અનેક આકારે ભાસતા પોતાના સ્વચ્છ સ્વભાવમાં તેણે પોતાના સ્વરૂપને નહિ છોડતાં પંડે જ ચેતનપણાથી અમુક જાગ્રત છે, અમુક સ્વપ્ન છે, અમુક સુષુપ્તિ છે અને અમુક તૂર્ય છે, એવી સંજ્ઞાઓ કલ્પી લીધેલ છે. વળી, તેણે જ બ્રહ્મ, આત્મા ઇત્યાદિ સંજ્ઞાઓ પણ કલ્પેલ છે.[૧૬।૧૭] વસ્તુતાએ જોતાં સ્વપ્ન પણ નથી, જાગ્રત પણ નથી, સુષુપ્તિ પણ નથી, તુરીય પણ નથી અને તેથી જુદું બીજું કાંઈ પણ નથી; કિંતુ સર્વ પરમ શાંત ચિદાકાશરૂપ છે.[૧૮] અથવા તો (આત્મા સદા જાગ્રત હોવાથી) આ સર્વ સદૈવ જાગ્રતરૂપ છે, અથવા તો સદાકાળ આ સર્વ (ભ્રાંતિમાત્ર હોવાથી) સ્વપ્નરૂપ છે, અથવા તો સર્વ સદાકાળ અવિદ્યારૂપી આવરણ વડે આચ્છાદિત હોવાથી સુષુપ્તિરૂપ છે.[૧૯] અથવા તો સદાકાળ આ સર્વ (આત્મારૂપ હોવાથી) તુરીયરૂપ છે, અથવા તો સર્વદા ત્રણે અવસ્થાની અપ્રસિદ્ધિને લીધે તુરીયરૂપ પણ નથી. અમે નિર્વિકલ્પ દશાને લીધે શાંતરૂપને ધારણ કરી રહ્યા છીએ તે આ સર્વ વાતને જાણતા નથી.[૨૦] ચિદાકાશરૂપ મહાસાગરના મહાવિશાળ ઉદરની અંદર શૂન્યતારૂપી જળ રહ્યું છે અને તેમાં ફીણના જેવું કિંવા પરપોટાના જેવું આ જગત છે.[૨૧] ચિદાકાશના એક વિવર્તરૂપ સ્વપ્નની અંદર દેખાતી વસ્તુ સત્ય હો કિંવા અસત્ય હો, પરંતુ તે વસ્તુ જ્યારે જેવે જેવે પ્રકારે કલ્પનામાં આવે છે, ત્યારે તેને તેવે પ્રકારે જ તે અનુભવાય છે. તેજ પ્રમાણે જાગ્રતનું પણ સમજવું. આ એક ચિદાકાશનો વિવર્ત જ છે અને તે પોતાની કલ્પના પ્રમાણે ભાસે છે. ચિદાકાશ પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહેલ છે. ચિદ્રૂપ સત્યતત્ત્વ પોતાના ચિદ્રૂપમાં રહેલ છે અને તે આત્મરૂપે સર્વત્ર પ્રસરી રહેલ છે. જ્ઞાનસ્વરૂપ આત્મા ચિદાકાશની એક મજ્જારૂપ છે અને તે સર્વદા આના

રૂપમાં જ રહેનાર છે. તે ઉદયને કે અસ્તને પ્રાપ્ત થતો નથી અને આ જગત એ તેના અવયવરૂપ છે. મહાપ્રલય અને સૃષ્ટિ આદિ કાળના વિભાગોમાં મહાપ્રલયરૂપ રાત્રિઓની અને સૃષ્ટિરૂપી દિવસોની સ્થિતિ છે. તેઓ તે મહાપ્રલયાદિ આપણા કેશ–નખ–આદિની પેઠે પરમાત્માના જ અવયવરૂપ થઈ રહ્યા છે.[૨૨,૨૫] બ્રહ્મની જગતરૂપે પ્રતીતિ થાય કે ન થાય, એ વાત એક બાજુએ રહી, પરંતુ તેનું ચિદ્રૂપ કે માયારૂપ એ મહાચૈતન્યનો એક સ્વભાવ છે. તેથી, વાયુનું ચલન જેમ વાયુથી જુદું નથી, તેમ તેનાથી જુદું નથી.[૨૬] માટે જાગ્રત શું છે? સ્વપ્ન શું છે? સુષુપ્તિ શું છે? તુર્ય શું છે? સ્મૃતિ શું છે? અને ઇચ્છા પણ શું છે? આ સર્વ ત્યાગ કરવા યોગ્ય વિચારો તુચ્છ છે.[૨૭] જ્યારે અંદર રહેલું પોતાનું આત્મચૈતન્ય જ બહારના પદાર્થોરૂપે ભાસે છે, ત્યારે પછી દ્વૈત ક્યાં રહ્યું? પદાર્થોની શોભા પણ ક્યાં રહી? અને સ્મૃતિ પણ ક્યાં રહી?[૨૮] જેમ સૂર્યનારાયણનો આકાશમાં પ્રસરી રહેલ પ્રકાશ સૂર્યથી જુદો નથી, તેમ જ કાંઈ આ દશ્ય પોતાને (આત્માને) ભાસે છે, તે એક પોતાનો જ વિવર્ત છે અને ભેદથી રહિત છે તેથી તેને જુદું કહી શકાતું નથી.[૨૯] જો કદાચિત્ બહારના પદાર્થો સત્ય હોય, તો હજી તેના અનુભવથી થતી સ્મૃતિને સૃષ્ટિના આરંભકાળથી જગતની સ્થિતિના કારણરૂપ કહી શકાય.[૩૦] પરંતુ પ્રથમ સૃષ્ટિના આદિકાળમાં પંચમહાભૂતોરૂપી કારણોના અભાવને લીધે પ્રાણીઓનો અત્યંત અસંભવ છે, તેથી આ બહારનો કોઈ પદાર્થ જ નથી.[૩૧] અવિવેકીઓને પ્રતીતિમાં આવતો આ જગત આદિ અને હું (અહંકાર) આદિ પદાર્થ અવિચારદષ્ટિ વડે જોતાં દેખાય છે, પણ વસ્તુતાએ જોતાં જેમ સસલાનું શિંગડું નથી, આકાશવૃક્ષ નથી, વંધ્યાપુત્ર નથી અને કાળો ચંદ્રમા નથી, તેમ પણ કાંઈ નથી જ.[૩૨,૩૩] હે રામચંદ્રજી! આ મોટા આકારવાળું જે જગત જોવામાં આવે છે, તે સર્વ વિવેકીઓની દૃષ્ટિમાં કોઈ પણ જાતનું રૂપ નથી, તે તો અખંડિત બ્રહ્મનું જ સ્વરૂપ છે.[૩૪] હે રામચંદ્રજી! એકરસ એવા ચિદાકાશની જ્ઞાનરૂપ મજ્જા નિરંતર રહ્યા છતાં જ્યારે જેવે જેવે પ્રકારે ઉદય પામે છે, ત્યારે તેવે તેવે પ્રકારે ઉપચારથી વ્યવહારની અંદર તેનો ઉદય–અસ્ત–કલ્પી લેવામાં આવે છે.[૩૫] જ્યારે તે આકાશની અંદર પોતાના આભાસને મિથ્યા છતાં પૃથ્વી આદિરૂપે સમજે છે, ત્યારે તે પૃથ્વી આદિ કલ્પનાને ધારણ કરી લે છે.[૩૬] જન્મ આદિ વિકારથી રહિત એવું મહાચૈતન્ય, કેવળ આકાશરૂપ એવા પોતાના વિવર્તને પૃથ્વી આદિરૂપે વ્યવહાર કરવાથી પૃથ્વી આદિ નામો વડે કહે છે.[૩૭] બાળક જેમ આકાશની અંદર પોતાના મનોરાજ્યના નગરને કલ્પી લે છે, તેમ અવિનાશી ચિદાકાશ, આકાશના જેવા પોતાના સ્વરૂપની અંદર 'આ પૃથ્વી છે' એવી કલ્પનાને ધારણ કરી લે છે.[૩૮] 'નિર્વિકાર ચિદાકાશનું જગતરૂપે ભાન થવું અને જગતરૂપે ભાન ન થવું એ બન્ને વાત એક જ અધિષ્ઠાનમાં કેમ ઘટી શકે?' આવી શંકા કરવી યોગ્ય નથી. કેમકે આકાશમાં રહેલો પવન જેમ ચપળતાને અને સ્થિરતાને બન્નેને ધારણ કરે છે, તેમ સ્વભાવે જ એ પરમ તત્ત્વ પણ સવિકલ્પ ભાવને અને નિર્વિકલ્પ ભાવને ધારણ કરે છે.[૩૯] વાસનાના ઉદય વડે જેમ જેમ એ ચિદાકાશ સ્ફુરણને ધારણ કરે છે તેમ તેમ આ જગતનો ભાસ થાય છે; બાકી વાસ્તવિક રીતે નિરાકાર ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર રહેલ છે. આ પૃથ્વી આદિ કશું કોઈ કાળે સત્ય નથી.[૪૦] એ દશ્ય જેવું ભાસતું હોય તેવું ભલે સુખેથી ભાસો. એ પ્રતીતિમાં આવતાં છતાં પણ ચિદાકાશરૂપ છે, તેથી તેને સત્ય કે અસત્ય કાંઈ કહી શકાતું નથી. પ્રપંચનું સ્વરૂપ કાંઈ જ નથી, પરંતુ કાંઈ અનિર્વચનીય છે.[૪૧]

આ જગત આવું છે કે, આવું નથી અને સત્ય છે કે અસત્ય છે, ઇત્યાદિ યથાસ્થિત લોકપ્રચલિત વૃત્તાંતને પ્રાજ્ઞ પુરુષ જાણી શકે છે; બાકી બીજો મૂર્ખ તેને જાણી શકતો નથી.[૪૨] વિવેકી પુરુષ પોતે જ સર્વના હૃદયાકાશમાં આત્મારૂપે રહેલ છે. આથી, તેના વિલાસરૂપે પ્રકટ જણાતી દશ્યની શોભામાંનું આ બાહ્ય બ્રહ્માંડ છે અને આ તેની અંદર રહેલ શરીર છે, એવી ભેદની કલ્પના વડે નામોની રચના કરી છે.[૪૩] એ સર્વ ઘટના મહાચિત્સત્તાની જ છે. અહીં બાહ્ય શું છે? અંદર શું છે? દશ્ય શું છે અને દશ્યપણું શું છે? સર્વ આવે રૂપે વિદ્યમાન છતાં શાંત-પરમ મંગલરૂપ બ્રહ્મમય છે. આમ સમજીને પ્રણવમાં અભેદ-કલ્પના વડે તેનો લય કરી દઈને તમે શાંત થઈ રહો.[૪૪] વાચ્ય અને વાચકની દષ્ટિ રાખ્યા વિના શાસ્ત્રાર્થનો વિચાર થતો નથી. તે વિચાર પણ તેના વિકલ્પવાળા અવયવો સહિત કરાયો હોય તો જ સિદ્ધિ આપે છે. જેમ દીવા સિવાય રાત્રિએ અંધકારમાં ચાક્ષુષ (પ્રત્યક્ષ) જ્ઞાન થતું નથી, તેમ તેવા સાંગ વિચાર વિના કશી પણ સિદ્ધિ થતી નથી.[૪૫] માટે અંદર થયા કરતી અનેક વિકલ્પોના સમૂહોથી ભરપૂર એવી સંકલ્પની કલ્પનાને યથાર્થ વિચારથી નિર્મળ થયેલી ઉત્તમ બુદ્ધિથી દૂર કરો તથા સર્વ શાસ્ત્રના સારરૂપ અને મહાપુરુષાર્થરૂપ એવા અદ્વિતીય આત્મામાં મનને નિષ્ઠાવાળું રાખો, તેમજ આ સંસારમાંથી ઊડીને એકનિષ્ઠાથી ઉત્તમ મોક્ષપદને પ્રાપ્ત થાઓ.[૪૬]

**तस्मादपास्य परयामलया धियान्तः संकल्पकल्पनमनल्पविकल्पजालम् । कृत्वा मनः सकलशास्त्रमहार्थनिष्ठमुड्डीय गच्छ पदमुत्तममेकनिष्ठः ॥ ४६ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જાગ્રત્સ્વપ્નસુષુપ્ત્યભાવપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૬૭ મો સમાપ્ત**

## સર્ગ ૧૬૮ મો×

## સૃષ્ટિનો અધ્યારોપ અને તેનો નિષેધ

॥ वसिष्ठ उवाच ॥

**अबुद्धिपूर्वमेवागो यथा शाखाविचित्रताम् । करोत्येवमजश्चित्राः सर्गाभासः ख एव खम् ॥१॥**

**વસિષ્ઠ બોલ્યાઃ**—વૃક્ષ જેમ 'હું આ પ્રમાણે શાખાઓની વિચિત્રતા કરીશ' એવી બુદ્ધિ પ્રથમ બાંધ્યા વિના જ સ્વાભાવિક રીતે શાખાઓની વિચિત્રતાને ઉત્પન્ન કરે છે, તેમ જન્મ આદિ વિકારથી રહિત એવા પરમાત્મા આકાશના જેવા વિસ્તીર્ણ એવા પોતાના આત્માની અંદર શૂન્ય છતાં વિચિત્ર એવા પ્રપંચના અધ્યાસને સ્વાભાવિક રીતે જ કલ્પી લે છે.[૧] જેમ મહાસાગર પ્રથમ બુદ્ધિમાં કશી કલ્પના કર્યા સિવાય સ્વાભાવિક રીતે જ આવર્ત આદિને ઉત્પન્ન કરે છે, તેમ સર્વેશ્વર ચિદાકાશરૂપ પરમાત્મા પ્રથમ કશી કલ્પના કર્યા સિવાય પોતાના આકાશ જેવા વિશાળ સ્વરૂપની અંદર જગત સંબંધી સર્વ આભાસને સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન કરે છે.[૨] પછી તે પોતે જ જગતને આકારે દેખાતા પોતાના વિલાસોની જ મન, બુદ્ધિ, અહંકાર ઇત્યાદિ અનેક પ્રકારની સંજ્ઞાઓને કલ્પી લે છે.[૩] ચિદાકાશમાંથી બુદ્ધિ આદિની સિદ્ધિ થતાં સુધીનો જ આરંભ છે, તે સમુદ્રમાંથી પેદા થતા તરંગોની પેઠે અબુદ્ધિપૂર્વક પોતાની મેળે જ થાય છે. પછી, બુદ્ધિની સિદ્ધ થયા બાદ જે કાંઈ આરંભ સંકલ્પ વડે કલ્પવામાં આવે છે, તે બુદ્ધિપૂર્વક થાય છે.[૪] સમુદ્રમાંથી જેમ ચકરીઓ, જલબિંદુઓ, તરંગો અને મોટી લહેરો ઉત્પન્ન થતી રહે છે, તેમ ચિન્માત્રતત્ત્વમાંથી મન-બુદ્ધિ આદિની

---

×. આ એકસોઅડસઠમા સર્ગમાં અબુદ્ધિપૂર્વક સ્વાભાવિક એવો સૃષ્ટિનો અધ્યારોપ વર્ણવવામાં તે ચિદ્રૂપ હોવાથી અને ચિદાકાશના અવિ- લીધે છેવટ તેનો અપવાદ (નિષેધ) કરવા

ઉત્પત્તિ થાય છે.[૫] જેમ દેખાવામાત્ર એવું ભીંતમાં ચિત્ર રૂપે આલેખેલું જગત કેવળ ભીંતરૂપ છે, તેમ ચિદાકાશની અંદર આભાસરૂપે દેખાતું આ જગત પણ ચિદાકાશરૂપ જ છે.[૬] જેમ પ્રથમ દષ્ટાંત રૂપે વર્ણવેલા વૃક્ષ–સમુદ્ર આદિમાં અબુદ્ધિપૂર્વક (સ્વાભાવિક રીતે) પોતાની મેળે જ પ્રવૃત્ત થયેલ એવો શાખા–તરંગ આદિનો આરંભ કાંઈ ઈશ્વરી ચોક્કસ નિયમને લીધે સમાન રચનાવાળો થાય છે, તેમ ચિદાકાશની અંદર સૃષ્ટિને આકારે પ્રતીતિમાં આવતો આરંભ પણ અબુદ્ધિપૂર્વક છતાં કોઈ ઈશ્વરી ચોક્કસ નિયમને લીધે સમાન રચનાવાળો હોય છે.[૭] જેમ વૃક્ષમાં રહેલ ગુચ્છા આદિનાં નામોને કોઈ બીજો કલ્પી લે છે, તેમ ચિદાકાશરૂપી વૃક્ષનાં પુષ્પ આદિની પેઠે થઈ રહેલી પૃથ્વી આદિનાં નામોની કલ્પના પણ હિરણ્યગર્ભ આદિ કલ્પી લે છે.[૮] જેમ મહાવિસ્તીર્ણ વૃક્ષના પુષ્પ–પત્ર આદિ અવયવો વૃક્ષથી જુદા નથી, તેમ આ દશ્ય પણ ચિદાકાશરૂપ પરમાત્માથી જુદું નથી.[૯] જેમ વૃક્ષના અવયવોને વિષે કોઈ બીજો જુદા જુદા પ્રકારની સંજ્ઞાઓ કલ્પે છે, તેમ ચિદાકાશ પોતાના આત્માની અંદર સર્વ પદાર્થોનાં જુદાં જુદાં નામોને કલ્પી લે છે. તે સર્વ પદાર્થો ચિદાકાશરૂપ છે, છતાં પોતે જાણે તેનાથી જુદા હોય તેમ વ્યષ્ટિજીવ જેવા બની જઈને તેમને કલ્પી કાઢે છે.[૧૦] બાકી, તત્ત્વદષ્ટિથી જોઈએ તો સૃષ્ટિઓ ચિદાકાશરૂપી વૃક્ષના પલ્લવના જેવી છે અને તે ચિદ્રૂપ હોવાથી આવે સ્થૂલરૂપે બિલકુલ નથી જ. એ ચિદાકાશ પોતે જ સ્વપ્નની પેઠે જાણે કાર્ય–કારણરૂપ થઈ રહેલ હોય તેમ ભાસે છે.[૧૧] જો કદાચિત્ સૃષ્ટિ ઇત્યાદિ નથી જ, તો પછી ચિદાત્માને પરલોકમાં જે અનુભવમાં આવે છે, તે પણ વ્યર્થ છે એમ સિદ્ધ થાય, અને તે વાત યુક્તિયુક્ત નથી, એમ જો તમારા તરફથી આક્ષેપ કરવામાં આવતો હોય, તો તેના સમાધાનમાં એટલું જ કે, સ્વપ્ન આદિમાં તથા રજ્જુ, સર્પ, મૃગતૃષ્ણા ઇત્યાદિના અનુભવમાં વ્યર્થપણાનો કોણ નિષેધ કરી શકે તેમ છે ? જેમ એ વ્યર્થ છતાં અનુભવમાં આવે છે, તેમ ઐહિક–પારલૌકિક સર્વ વ્યર્થ (મિથ્યા) છતાં આભાસ રૂપે અનુભવમાં આવે છે.[૧૨] જેમ આકારવાળા વૃક્ષની અંદર આ સર્વ પત્ર–પુષ્પ આદિની રચના કલ્પાય છે, તેમ જ નિરાકાર (આકાશમાત્ર) એવા ચિદાકાશમાં આ સર્વ દશ્યની રચના કલ્પવામાં આવી છે.[૧૩] જેમ પુષ્પમાં ગંધ આદિ રહેલ છે, આકાશમાં શૂન્યતા આદિ રહેલ છે અને વાયુમાં ચલનશક્તિ આદિ રહેલ છે, તેમ પરમાત્માની અંદર બુદ્ધિ આદિ રહેલ છે.[૧૪] જેમ પુષ્પમાં ગંધ આદિ રહેલ છે, આકાશમાં શૂન્યતા ઇત્યાદિ રહેલ છે અને વાયુમાં ચલનશક્તિ આદિ રહેલ છે, તેમ ચિદાકાશની અંદર આ પૃથ્વી આદિની સૃષ્ટિઓ રહેલી છે.[૧૫] જેમ આકાશનું શૂન્યપણું, પવનની ચલનશક્તિ અને પુષ્પનો ગંધ પૃથક્રૂપે અનુભવમાં આવતાં છતાં પણ તેનાથી ભિન્ન નથી, તેમ ચિદાકાશની અંદર આ સૃષ્ટિની સ્થિતિ પૃથક્રૂપે અનુભવમાં આવે છે, છતાં શૂન્યરૂપ હોવાથી તેનાથી ભિન્ન નથી.[૧૬] જેમ આકાશથી શૂન્યતા જુદી નથી, જેમ જળથી દ્રવપણું જુદું નથી, જેમ પુષ્પથી ગંધ જુદો નથી, જેમ પવનથી તેની ચલનશક્તિ જુદી નથી, જેમ અગ્નિથી ઉષ્ણપણું જુદું નથી અને જેમ હિમથી તેનું શીતળપણું જુદું નથી, તેમ ચિદાકાશરૂપ આત્મસ્વરૂપ સ્વચ્છ ઈશ્વરથી જગત જુદું નથી.[૧૭,૧૮] સૃષ્ટિના આદિકાળમાં ચિદાકાશની અંદર અને સ્વપ્નમાં હૃદયની અંદર જે કાંઈ દેખાય છે, તે વિનાકારણે ખડું થઈ જાય છે. તેને ચિદાકાશથી જુદું કેમ કહી શકાય ?[૧૯] આ બાબતમાં નિરંતર જોવામાં આવતું એવું સ્વપ્ન જ દષ્ટાંતરૂપ છે. તમે વિચાર કરો અને કહો કે, તેમાં ચિન્માત્રતત્ત્વ સિવાય બીજું શું સારરૂપ

છે ?[20] એ સ્વપ્ન બુદ્ધિના સંસ્કારો વડે દૃશ્ય છે, તેથી સ્મૃતિરૂપ જ છે, એવી શંકા સંભવતી નથી. કેમકે સ્વપ્ન તો અમુકરૂપે પ્રત્યક્ષ દેખાય છે અને સ્મૃતિ તો અતીત વિષયનું ભાન કરાવવાને લીધે પરોક્ષ–બોધક છે: તો તે બન્નેની એકતા કેમ ઘટી શકે ? તે તમે જ કહો.[21] જે વ્યાધ વગેરે પ્રથમ અરણ્ય ઇત્યાદિમાં જોવામાં આવેલ હોય છે, તે સ્વપ્ન સંબંધી સ્મૃતિકાળમાં, સ્વપ્નપ્રદેશમાં, નિદ્રાના યોગથી નજીક આવી જાય છે અને અમુક પ્રત્યક્ષ રૂપે અનુભવમાં આવે છે, એમ પણ સંભવતું નથી. કેમકે, જો એમ થતું હોય, તો પછી તે સમયે અરણ્યમાં બીજાઓને તેનો અનુભવ થવો ન જોઈએ. કારણ કે એક જ વસ્તુની બે પ્રકારે સ્થિતિ શી રીતે થઈ શકે ?[22] સમુદ્રમાં થતા આવર્તોની પેઠે આ જગત કાકતાલીય ન્યાયથી ચિદાકાશની અંદર ભાસે છે અને પછી તેમાં જાગ્રત તથા સ્વપ્ન આદિની કલ્પના કરવામાં આવે છે.[23] જેમ સમુદ્રમાં પોતાની મેળે જ તરંગ આદિ ઉત્પન્ન થાય છે, તેમ પ્રથમ પરમાત્માની અંદર પોતાની મેળે જ આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે; તેમ જ પછી તેની આકાર-રચના તથા સ્થિતિ પોતાની મેળે જ સિદ્ધ થાય છે.[24] આ દૃશ્ય ઉત્પન્ન થયું છે, છતાં તેની ઉત્પત્તિ કારણ વિના જ છે; એટલે તે ઉત્પન્ન જ થયું નથી. આમ, તે જો ઉત્પન્ન જ નથી થયું, તો પછી તે પોતાની સમાન સ્થિતિમાં જ રહ્યું છે તથા સર્વના આદિકારણરૂપ બ્રહ્મનો જ એક વિવર્ત છે.[25] જેમ રત્ન આદિ તેજસ્વી પદાર્થોની કાન્તિ પોતાની મેળે જ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મસત્તા જ જગતની દૃષ્ટિને વેષે સ્ફુરે છે.[26] પ્રથમ આ જગત હરકોઈ પ્રકારે અનિર્વચનીય માયાના કારણને યોગે ખડું થઈ જાય છે અને ત્યાર પછી સમુદ્રમાં પડ્યા કરતી ચકરીઓની પેઠે તે પોતાના આત્માની અંદર કોઈ ચોક્કસ નિયમને ધારણ કરી લે છે.[27] ચિદાકાશની અંદર આ જગતો સ્વપ્નસમૂહની પેઠે દેખવામાં આવે છે, તે વસ્તુતાએ ચિદ્રૂપ જ છે. તે કારણ વિના ઉત્પન્ન થઈ જાય છે અને પાછાં કારણ વિના જ નિવૃત્ત થઈ જાય છે. વસ્તુતાએ જોતાં તે સાવ અત્યંત મિથ્યા છે. પ્રતીતિ થયા બાદ તે સર્વ અન્યોન્ય એકબીજાના કારણભાવને પ્રાપ્ત થાય છે અને તે જગતોના ઈશ્વરાદિક સર્વ પદાર્થો પણ માયાના યોગથી પ્રતીત થવાથી વસ્તુતાએ જોતાં છે જ નહિ.[28,29] આ જગત વિદ્યમાન નહિ હોવા છતાં ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામે છે અને અત્યંત શૂન્યતાથી નાશને પામે છે.[30] વળી આ જગત અવિદ્યમાન છતાં સત્યના જેવું ભાસે છે. આ બાબતમાં સ્વપ્નરૂપ દૃષ્ટાંત સર્વના અનુભવમાં આવે એવું છે; છતાં જે માણસ તેનો નિષેધ કરે છે, તે કોઈ ઘેટાનો ચારનાર રખારી જેવો મહા મૂર્ખ છે. એ રખારી કોઈ બહાર આવી તેનાં ઘેટાંને ઉપાડી જાય છે તેને જુએ છે, છતાં તેને હાંકતો નથી ![31] આ દૃશ્ય અસત્ય છતાં જોવામાં આવે છે, ભ્રાંતિમાત્ર છે, કેવળ કૃત્રિમ છે અને તે એક ચિદાકાશનો ચમત્કાર જ છે. વિવેકીની દૃષ્ટિમાં તો તે અનાદિસિદ્ધ સત્ય બ્રહ્મતત્ત્વરૂપ જ જણાય છે, જગતરૂપે જણાતું નથી.[32] જે કાંઈ સૃષ્ટિ–પ્રલય આદિ ભ્રાંતિ દેખાય છે, તે એક ઘણા લાંબા સમયથી રૂઢ થઈ રહેલો સંકલ્પ જ છે. સર્વને પોતાના આત્માના વિલાસરૂપ સમજવું તે જ્ઞાન છે અને સર્વને ભ્રાંતિને આકારે જોવું તે અજ્ઞાન છે.[33] જેમ દૃશ્યથી રહિત આત્માની અંદર સુષુપ્તિ પછી સ્વપ્ન જોવામાં આવે છે, તેમ માયાની ઉપાધિથી યુક્ત એવું બ્રહ્મનું સ્વરૂપ કારણ વિના પણ તરત દૃશ્યરૂપ થઈ જઈ પ્રતીતિમાં આવે છે. આ વાત પ્રત્યક્ષ જ છે. ત્યાર પછી તે બ્રહ્મસ્વરૂપ કાર્ય–કારણભાવ આદિ ને ધારણ કર છે. જેમ સમુદ્રની પોતાની મેળે જ આવર્ત આદિ થતા હૈ

તેમ આ ચિદાત્માના સ્વરૂપને આધારે જ રહેલું આ દશ્ય, કાકતાલીયની પેઠે ચિદાકાશની અંદર ચેતનસત્તાના બળથી દેખાય છે.[૩૫] ચિદ્ધાતુ આવા જ સ્વભાવવાળો છે. તે કેવળ આકાશરૂપ હોવા છતાં આવે જગતને રૂપે સ્ફુરે છે અને પોતાના ચિદ્રૂપને છોડતો નથી.[૩૬] ચિદ્રૂપ છતાં દશ્યરૂપે થઈ રહેલા ચિદાત્માએ પછી પોતાના આત્માની અંદર સ્મૃતિ આદિની, પૃથ્વી આદિની, અને બુદ્ધિ આદિની કલ્પનારૂપ સંજ્ઞાઓ કલ્પી લીધી છે.[૩૭]

રામ બોલ્યાઃ–હે મહારાજ! આપના કહેવા પ્રમાણે જગત તાત્કાલિક કલ્પનામાત્ર છે. તો અનુભવને લીધે બુદ્ધિમાં ચોટી રહેલા સંસ્કારોથી જ પ્રથમ અનુભવાયેલ પદાર્થની સ્મૃતિ થવાનો નિયમ કેમ દેખાય છે? સ્મૃતિને અનુભવપૂર્વક ન માનવામાં આવે, તો આ વિષયમાં શંકા રહે છે. એટલા માટે તેનું શું સમાધાન છે? તે આપ કહો.[૩૮]

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી ! સિંહ જેમ હાથીને ભેદી નાખે છે, તેમ હું આ તમારા પ્રશ્નને ભેદી નાખું છું. સૂર્ય જેમ પ્રકાશની સ્થાપના કરે છે, તેમ હું અભેદની (ભેદરહિત આત્મતત્ત્વની) સ્થાપના કરું છું, તે તમે સાંભળો. વનને વિશે વૃક્ષની અંદર જેમ અનેક પ્રતિમાઓ કોતર્યા વિના નિગૂઢ રહેલ હોય છે, તેમ ચિદાકાશની અંદર આ જગતરૂપ દશ્ય પણ રહેલ છે. કદાચિત્ કોઈ સુતાર વૃક્ષમાંથી પૂતળીને રચી શકે છે, પરંતુ અદ્વિતીય એવા ચિદાકાશરૂપ સ્તંભમાંથી કોણ આ જગતરૂપ પ્રતિમાને રચે? સ્તંભ જડ છે, તેથી તેને ઘડ્યા સિવાય તેમાં પ્રતિમાની સ્ફુટતા બનાવી શકાતી નથી. પણ ચિદાકાશની અંદર ચેતનપણાને લીધે અંતર્ગત રહેલ આ સૃષ્ટિ આત્માની અંદર જ સંપૂર્ણપણે વ્યક્તિને પ્રાપ્ત થઈ રહેલ છે.[૩૯–૪૨] ચિન્માત્રસત્તાથી ભાસતી આ સૃષ્ટિ અવિદ્યમાન જ છે અને શૂન્ય છે. તે ચિદાકાશરૂપ છે અને તેણે પોતાના ચિન્માત્ર સ્વરૂપને ત્યજ્યું નથી. તે પોતાના અધિષ્ઠાનસત્તારૂપી સ્વપ્નની અંદર જ રહેલ છે.[૪૩] ચિદ્રૂપ આત્મા સૃષ્ટિના આરંભકાળમાં કલ્પનાને ધારણ કરી લઈ સ્વભાવથી જ સૃષ્ટિ આદિને કલ્પી લે છે. જેમ આત્મા સ્વપ્નની અંદર આજ ઉદય પામેલી કલ્પનાને હૃદયની અંદર ખડી કરી દે છે, તેમ પરમ આકાશરૂપ ચિદાત્મા પોતાના આકાશરૂપ હૃદયની અંદર પોતા વડે જ સૃષ્ટિઓરૂપી અનેક પૂતળીઓને કલ્પી લે છે અને તે સૃષ્ટિઓ અધિષ્ઠાનસત્તાની અંદર અભેદરૂપે રહેલ છે.[૪૪,૪૫] અમુક બ્રહ્મકળા સત્તાસામાન્યરૂપ અને જગતના બીજરૂપ કહેવાય છે. તે બ્રહ્મકળાને વિષે અમુક ચિન્માત્રતત્ત્વ છે, અમુક પ્રતિબિંબચૈતન્ય છે, અમુક જીવ છે, અમુક અહંકાર છે, આ બુદ્ધિ છે, આ ચિત્ત છે, આ કાળ છે, આ આકાશ છે, આ અમુક હું છું, આ ક્રિયા છે, આ પંચતન્માત્ર છે, આ ઇન્દ્રિયોનો સમૂહ છે, આ પુર્યષ્ટક લિંગશરીર કહેવાયેલું છે, આ જગતની અંદર અમુક આતિવાહિક દેહ છે, અમુક આધિભૌતિક દેહ છે, હું બ્રહ્મા છું, હું શંકર છું, હું ઉપેન્દ્ર છું, હું સૂર્ય છું, આ બાહ્ય છે, આ અંદર છે, આ સૃષ્ટિ છે અને આ જગત છે; ઇત્યાદિ અનેક કલ્પનાઓનો સમૂહ અતિ નિર્મળ એવા ચિદાકાશરૂપ જ છે. તો પછી આ સર્વ જડ પદાર્થોના સમૂહો ક્યાં રહ્યા? અને સ્મૃતિ પણ ક્યાં રહી? વળી દ્વૈત–અદ્વૈત પણ ક્યાં રહ્યું?[૪૬–૫૦] આમ આ જગતનો વિસ્તારવાળો ખંડ કારણ વિના જ સૃષ્ટિના આરંભકાળમાં સ્વપ્નની પેઠે ચિદાકાશની અંદર ભાસે છે. તે ચિદાકાશમાં ચિદાકાશરૂપે જ રહેલ છે, છતાં કેમ જાણે વિકારી હોય તેમ દેખાય છે.[૫૧] ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર જ વિવર્તરૂપે આવે પ્રકારે થઈ રહ્યા હોય તેમ છે. ચિદ્રૂપ પરમાકાશની અંદર જે ચિન્મય તત્ત્વ રહેલ છે,

તે પોતાના સ્વરૂપને પોતાની કલ્પના અનુસાર આ જગતને આકારે સમજે છે. આવો બોધ થાય તો પછી જગત ક્યાં રહે ?[૫૨] સ્મૃતિ પણ ક્યાં રહી ? સ્વપ્ન પણ ક્યાં રહ્યું ? કાળ પણ ક્યાં રહ્યો અને અનેક પ્રકારની કલ્પનાઓ પણ ક્યાં રહી ? આ સર્વ ચિદાકાશનો જ એક વિવર્ત છે અને તે આકાશની અંદર રહેલ શૂન્યતાની પેઠે શાંતરૂપે રહ્યા છતાં આવે સ્ફુટરૂપે પ્રતીતિમાં આવે છે. ચિદેકરસ પરમાત્માની અંદર જ અંતર્ગત સત્તા રહી છે, તે જ બહાર દશ્યને રૂપે દેખાય છે. બાકી વસ્તુતાએ જોતાં સત્ તત્ત્વ વિના બહાર કે અંદર કશું જ નથી.[૫૩,૫૪] હે અંધવાદીઓ ! નિરવયવ, શાંત અને અવર્ણ્ય એવા પરબ્રહ્મમાંથી કારણ વિના જ જગત શી-રીતે ઉત્પન્ન થાય? અને ફૂટસ્થ સાક્ષીચૈતન્ય વિકારી શી રીતે થાય?[૫૫] માટે જેવું પરબ્રહ્મ છે, તેવું જ આ દશ્ય પણ પરબ્રહ્મરૂપ છે. જે ચિદાકાશ સ્વપ્નની અંદર હોય છે, તે સ્વપ્નનગરરૂપ છે.[૫૬] આ કશું દશ્ય કોઈ દેશ—કાળમાં કાંઈ પણ નથી જ. જળ વડે ભરપૂર એવા સમુદ્રમાં ધૂળ ક્યાં રહે ? તેમજ પરમ નિર્વિકાર ચિદાકાશમાં દશ્ય ક્યાં રહે?[૫૭] આ જે કાંઈ ભાસે છે, તે જડપ્રપંચથી રહિત ચિન્માત્રરૂપ છે. ચિદ્રૂપ તત્ત્વ અન્યથાભાવને પામ્યા વિના પોતાના સ્વરૂપમાં સદા શાંતરૂપે આ પ્રમાણે રહેલ છે.[૫૮] પૂર્ણ એવા પરબ્રહ્મમાંથી આ જગત પૂર્ણરૂપે ઉત્પન્ન થયેલ છે. તે ખડું થયું નથી, છતાં ખડું થયેલું હોય તેવું જણાય છે. તે પ્રકાશરૂપ છે અને પરમાત્માનો જ એક વિલાસ છે.[૫૯] જે આત્મતત્ત્વ મને પોતાને અનુભવમાં આવે છે, તેને આ પ્રમાણે હું સ્પષ્ટ રીતે ઉચ્ચ સ્વરથી ઉપદેશરૂપે કહું છું. તો પણ અરેરે ! મંદ અધિકારી વર્ગના ચિત્તમાંથી મૂઢતા દૂર થતી નથી અને તે સ્વપ્નના જેવા જગતના સ્વરૂપને વિશે આ જાગ્રત સત્ય છે એવી પ્રતીતિને અદ્યાપિ સુધી છોડતી નથી. મોહનું કેવું પ્રાબલ્ય છે કે, જાણનાર વિવેકી અધિકારી પણ તેને તરત મૂકી શકતો નથી ![૬૦]

इत्थं मयि प्रकथयत्यनुभूयमान मप्युच्चकैर्वत जनस्य विमूढतांता । स्वप्ने जगद्वपुपि जाग्रदिति प्रतीतिं नाद्यापि यत्यजति नाम विदन्नपि द्राक् ॥ ६० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શાલભંજિકોપદેશ' એ નામનો સર્ગ ૧૬૮ મો સમાપ્ત**

## सर्ग १६९ मो*

## જીવન્મુક્તનાં લક્ષણો અને તત્ત્વજ્ઞની નિર્વિકાર દશા

॥ वसिष्ठ उवाच ॥

न सुखाय सुखं यस्य दुःखं दुःखाय यस्य नो।
अंतर्मुखमतेर्नित्यं स मुक्त इति कथ्यते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—બુદ્ધિ અંતર્મુખ (પ્રત્યક્ ચૈતન્યમાં આસક્ત) હોવાથી જેને સુખના સાધનરૂપ વિષયસમૂહ સુખ આપતાં નથી અને જેને દુઃખનાં સાધનો દુઃખ આપી શકતાં નથી, તે મુક્ત કહેવાય છે.[૧] જેમ અવિવેકી પુરુષોની બુદ્ધિ વિશાળ ભોગોમાં આસક્ત થઈ જઈ તેમાંથી ખસતી નથી, તેમ જેની બુદ્ધિ ચિદાકાશમાં અચળ સ્થિતિ રાખી તેમાંથી વ્યુત્થિત થતી નથી, તે મુક્ત કહેવાય છે.[૨] જેનું ચિત્ત ચિન્માત્ર આત્માને વિષે વિશ્રાંત થવાથી તેમાંથી ચંચલ થતું નથી, પણ તેમાં જ પ્રીતિ બાંધી સ્થિર થઈને રહે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૩] જેનું ચિત્ત પરમાત્મામાં વિશ્રાંત થઈ જઈ પાછું ફરી વાર દશ્યમાં આસક્ત થતું નથી, તે જીવન્મુક્ત કહેવાય છે.[૪]

રામ બોલ્યાઃ—હે મહારાજ ! જેને સુખનાં

* આ એકસોઓગણોતેરમા સર્ગમાં વિશ્રાંત ચિત્તવાળા જીવન્મુક્ત પુરુષના અનેક લક્ષણો કહેવામાં આવશે અને તત્ત્વજ્ઞ પુરુષની સદા સુષુપ્તિના જેવી નિર્વિકાર દશા વર્ણવવામાં આવશે.

સાધનો સુખ ન ઉત્પન્ન કરે અને દુઃખનાં સાધનો દુઃખ ન ઉપજાવે, તે મનુષ્યને હું અચેતન અને જડ માનું છું.[૫]

વસિષ્ઠ બોલ્યાઃ–એક ચિદાકાશમાં જ માત્ર નિષ્ઠા રાખવાથી જેનું ચિત્ત શુદ્ધ જ્ઞાનમય થઈ જાય છે અને તેથી જે પ્રયત્ન વિના સુખ–દુઃખને જાણતો નથી, તે વિશ્રાંત (આત્મામાં વિશ્રાંતિ પામેલ) કહેવાય છે.[૬] સર્વ પદાર્થોમાં વિવેકને લીધે જેના સર્વ સંદેહો વાસ્તવિક રીતે ક્ષીણ થઈ ગયા હોય છે, તે પરમપદમાં વિશ્રાંત હોય છે.[૭] વ્યવહારમાં રહ્યા છતાં જેનું ચિત્ત કોઈ પણ દેશ–કાળમાં કોઈ પણ વસ્તુની અંદર રાગવાળું થતું નથી, તે અંદર રહેલ આત્મતત્ત્વમાં વિશ્રાંત કહેવાય છે.[૮] જેના સર્વ ઉત્તમ આરંભો કામ અને સંકલ્પથી રહિત હોય છે અને જે યથાપ્રાપ્ત વ્યવહાર કર્યે જાય છે, તે વિશ્રાંત કહેવાય છે.[૯] વિશ્રામ અને અવલંબ એ બન્નેથી રહિત એવા અતિ લાંબા સંસારમાર્ગમાં જે ચિન્માત્રદૃષ્ટિ વડે આત્મામાં વિશ્રાંતિને પામે છે, તે સર્વ સ્થાનનો વિજય કરે છે.[૧૦] ઘણા લાંબા સમય સુધી વિષયોમાં દોડીને જેઓ છેવટે વિશ્રાંતિને પામે છે, તેઓ વ્યવહારપરાયણ હોવા છતાં જાણે સુષુપ્તિને પ્રાપ્ત થઈ ગયા હોય તેવા નિર્વિકાર દેખાય છે.[૧૧] તેઓ દ્રષ્ટા અને દૃશ્ય એ બન્નેથી રહિત એવા પોતાના હૃદયાકાશમાં શુદ્ધ ચિદ્રૂપ સૂર્યનારાયણને રૂપે ઉદય પામેલા જણાય છે અને તેઓ આ સંસારની વિચિત્ર સ્થિતિમાં આસક્ત રહેતા નથી.[૧૨] એ ઉત્તમ પુરુષો સદેહ છતાં તથા વ્યવહારમાં રહ્યા છતાં જાણે સુષુપ્તિમાં રહ્યા હોય તેવા દેખાય છે અને જાણે વિદેહ હોય તેવા જણાય છે. તેઓ જડ જેવા ભાસે છે, પણ જડ હોતા નથી.[૧૩] જેઓ અહીં જાણે શય્યામાં સૂઈ રહ્યા હોય તેવા જણાઈ સ્વપ્નનગરમાં (સ્વપ્નની અંદર) સ્થિર રહ્યા હોય છે, તેઓ સૂતેલા કહેવાય છે; છતાં તેઓ નિદ્રાને પરવશ હોતા નથી, તેથી જડ કહેવાતા નથી.[૧૪] તે જ પ્રમાણે જે પુરુષ ઘણો લાંબો પંથ કરીને થાકી ગયો હોય, તેમાંથી નિવૃત્ત થઈ જઈ શ્રમરહિત બન્યો હોય અને સુખનો તથા મૌનનો આશ્રય કરી બહિર્મુખ પુરુષો આગળ કશી વાત કરતો ન હોય, તેને જડ કહી શકાય નહિ.[૧૫] અવિદ્યાનો ક્ષય સર્વ પ્રાણીઓને રાત્રિ જેવો છે અને તે પરમ બોધરૂપ તથા પરમ શાંતિરૂપ છે. તત્ત્વવેત્તા પુરુષ તેમાં સમાનતાથી જાગ્રતપણે સ્થિર થઈ રહે છે.[૧૬] જે આ દુઃખદાયી દૃશ્યની અંદર સર્વ પ્રાણીઓ જાગ્રત રહે છે, તેમાં તત્ત્વજ્ઞ પુરુષ નિરંતર સુષુપ્તિને ધારણ કરે છે. આત્મસુખમાં નિમગ્ન થયેલ એ મહાપુરુષ દૃશ્યને જોતા જ નથી.[૧૭] હે રામચંદ્રજી! જે પુરુષ કર્મસમૂહનો અનાદર કરી પોતાના આત્મામાં જ સ્થિર થઈ રહે છે, તે આત્મારામ કહેવાય છે; પણ તેને જડ કહી શકાતો નથી.[૧૮] તે ભવ્ય પુરુષ આ દૃશ્ય સંબંધી દુઃખને ઓળંગી રહ્યો હોય છે, તે સંસારસાગરને પેલે પાર પહોંચી ગયો હોય છે અને તે પોતાના આત્મામાં વિશ્રાંતિસુખનો અનુભવ કરતાં સ્થિર થઈ રહેલ હોય છે.[૧૯] ધૈર્યવાન પુરુષ લાંબા સંસારમાર્ગમાં ભટકીને થાકી ગયેલ હોય છે, ભોગોની ચેષ્ટાઓમાં આતુર હોય છે અને માર્ગમાં છેતરવામાં કુશળ એવા વિષયોથી જાણે ઘણા લાંબા સમયના દેશના ઉપદ્રવથી નાસતો ફરતો હોય તેમ ભમ્યા કરતો હોય છે. તે વૃદ્ધાવસ્થારૂપી શીતળ વજ્રના વારંવાર થયા કરતા પ્રહાર વડે જડ બની ગયેલ હોય છે, જન્મરૂપી જંગલની અંદર મૃગની પેઠે ભટકતો હોય છે અને વ્યર્થ છતાં વ્યગ્રતા કરનાર વિહારોમાં લાગી રહેલ છે. દુઃખરૂપી કંટકથી સંકટ આપનારા અને માંડમાંડ સુખરૂપી છાયાવાળા સંસારમાર્ગમાં તે પથિકરૂપે એકલો ને એકલો ફર્યા કરતો હોય છે. પાપ અને પાપથી ભેગા કરેલ પૈસારૂપી ભાતાને તે સાથે રાખતો હોય છે,

પગલે પગલે પડી જઈ આળોટતો હોય છે અને અનેક અર્થ તથા અનર્થે ભરેલા માર્ગો વડે તેમજ સંકટો વડે પરવશ થઈ રહેલ હોય છે. આવો તે ધૈર્યવાન મુમુક્ષુપુરુષ સાધનસંપત્તિથી તથા સચ્છાસ્ત્ર અને સદ્ગુરુના પ્રસાદથી થયેલ તત્ત્વ-સાક્ષાત્કાર વડે પ્રબોધને પ્રાપ્ત થઈ સંસારસાગરને પેલે પાર પહોંચી જાય છે અને પ્રાણીથી રહિત એવા એકાંત સ્થળમાં શય્યારહિત છતાં સુખેથી સૂઈ રહે છે.[૨૦-૨૪] આશ્ચર્ય છે કે, તત્ત્વજ્ઞ પુરુષ મહેલ તથા પલંગ આદિ શયનનાં સાધન વિના, પ્રાણ આદિની ચેષ્ટા વિના, સ્વપ્ન તથા સુષુપ્તિ વિના અને પોતાના સ્વરૂપથી ભિન્ન એવી નિદ્રા નામની બીજી વસ્તુથી પણ પૃથક્ રહે છે અને સ્વસ્વરૂપમાં જાગ્રત રહેતાં સુખેથી સૂઈ રહે છે.[૨૫] ધીર એવો જ્ઞાનવાન પુરુષ કોઈ પણ જાતનો અધ્યાસ રાખતો નથી. પરંતુ જાત્યશ્વની× પેઠે જમવું, જવું, શ્વાસ લેવો, બોલવું ઇત્યાદિ લૌકિક ઉચિત વ્યવહાર કર્યા કરે છે. આમ છતાં, તે જાણે મોટા જંગલમાં હોય તેમ લોકોના મધ્યમાં આશ્ચર્યકારક રીતે સુખેથી સૂઈ રહે છે.[૨૬] તત્ત્વદર્શી પુરુષોની ઘાટી નિદ્રા કાંઈ અપૂર્વ છે. પ્રલયકાળના મેઘોની ગર્જના વડે કે અંગના કપાવાથી પણ તે નિવૃત્ત થતી નથી.[૨૭] તત્ત્વદર્શી પુરુષોની ઘાટી નિદ્રા કાંઈક અપૂર્વ જ છે. તે ચિન્માત્ર-તત્ત્વનું દર્શન થતાં પ્રબોધને પ્રાપ્ત થયેલ તત્ત્વજ્ઞ પુરુષોની બહારની સર્વ ઇન્દ્રિયોને અંતર્મુખ કરી દે છે.[૨૮] નેત્ર બંધ નહિ છતાં (દેખતાં છતાં) જેની દૃષ્ટિમાં જગતનો લય થયેલ દેખાય છે, તે પુરુષ પરમાર્થ વડે મત્ત હોય છે અને તે ધીર-પુરુષ આશ્ચર્યકારક રીતે સુખેથી સૂવે છે.[૨૯] આ સર્વ જગતને ગળી જઈને પરમ પૂર્ણપણાને પામેલો જ્ઞાનવાન પુરુષ તૃપ્તિપર્યંત બ્રહ્માનંદરૂપ અમૃતનું પાન કરે છે અને આશ્ચર્યકારક રીતે સુખેથી સૂઈ રહે છે.[૩૦] ક્ષુદ્ર આનંદથી રહિત છતાં તે નિરતિશય એવા આત્માનંદ વડે ભરપૂર છે. આત્માના પ્રકાશ વિના તે બીજા પ્રકાશની અપેક્ષા રાખતો નથી. પોતાના આત્માના મહાન પ્રકાશ વડે યુક્ત એવો તે આત્મજ્ઞ પુરુષ અવિનાશી સુખરૂપ અદ્વૈતપદમાં આરૂઢ થઈ આશ્ચર્યકારક રીતે સુખે સૂઈ રહે છે.[૩૧] લોભરૂપ અંધકારથી ઉપરામ પામેલ, લોકમાં દેખાતા લંપટપણાને છોડી રહેલ અને નિરાકાર આનંદૈકરસ પરમાત્મામાંજ પ્રબળ આસ્વાદને અનુભવતો એ આત્મજ્ઞ પુરુષ આશ્ચર્યકારક રીતે સુખેથી સૂઈ રહે છે.[૩૨] તત્ત્વજ્ઞ ધીર પુરુષ અનંત દુઃખના અનુભવમાં પણ શાંતિનું અવલંબન કરે છે, તે વર્ણાશ્રમને યોગ્ય એવા લૌકિક વ્યવહારમાં પ્રવૃત્તિ કરે છે, છતાં તે બાહ્યપદાર્થોમાં આસક્તિ રાખતો નથી. તે તો આત્મસુખમાં લીન થઈ સુખેથી આશ્ચર્યકારી રીતે સૂઈ રહે છે.[૩૩] ધીર તત્ત્વવેત્તા અત્યંત સૂક્ષ્મમાં પણ અતિ સૂક્ષ્મ અને અતિ સ્થૂલમાં પણ અત્યંત સ્થૂલ એવા પોતાના આત્માને ચિદાકાશરૂપ શય્યામાં સુવાડી સુખેથી આશ્ચર્યકારક રીતે સૂઈ રહે છે.[૩૪] ધીર તત્ત્વજ્ઞ પુરુષ સૂક્ષ્મપણાને લીધે અણુ અને વ્યાપકતાને લીધે સ્થૂલ એવા ચિદ્રૂપ દેહની અંદર પરમાણુ જેવડા ભાગમાં પણ કરોડો અને સેંકડો બ્રહ્માંડને ધારણ કરે છે અને આશ્ચર્ય ઊપજે તેમ સુખેથી સૂઈ રહે છે.[૩૫] આત્મજ્ઞાની ધીર પુરુષ અનેક સૃષ્ટિઓને રચે છે, તેમજ અનેક સૃષ્ટિઓને સંહારે છે. છતાં, વસ્તુતાએ તે કશું પણ કરતો નથી. તે પરમ પ્રકાશરૂપ એવી ચિદાકાશરૂપ શય્યામાં આશ્ચર્યકારક રીતે સુખેથી સૂઈ રહે છે.[૩૬] અનેક સંસારોના સમૂહને સ્વપ્નરૂપ સમજી લઈ, આત્મજ્ઞ પુરુષ પૂર્ણ પ્રકાશ વડે પ્રકટરૂપે દેખાતી દિશાઓની પેઠે ઘણી લાંબી એવી સુષુપ્તિના

× કોઈ એક જાત્યશ્વ—જાતવાળો ઘોડો—જમતાં, ચાલતા અને ઊભો રહેતા સદાકાળ નિદ્રા કરે છે, ફક્ત યુદ્ધસમયમાં જાગ્રત રહે છે; તેથી અહીં તેની ઉપમા આપવામાં આવી છે.

નિર્વિકાર સ્થિતિનો આશ્રય કરે છે અને સુખેથી આશ્ચર્યકારક રીતે સૂઈ રહે છે.[૩૭] જગતના સર્વ પદાર્થોના સત્તાસામાન્યરૂપે થઈ રહેલ અને આકાશના કરતાં પણ અધિક વ્યાપક એવો આત્મજ્ઞ પુરુષ આશ્ચર્યકારક રીતે સુખેથી સૂઈ રહે છે.[૩૮] તે આત્મજ્ઞાની પુરુષ પ્રથમ લય કરી દેવાથી આકાશરૂપ કરી દીધેલા જગતને સ્વચ્છ અવ્યાકૃત આકાશથી પણ સ્વચ્છ એવા ચિદાકાશરૂપ બનાવી દે છે. પછી નિદ્રામાં થતા ઘોઘરા શબ્દને અને શ્વાસપ્રશ્વાસની ત્વરાને શાંત પાડી દઈ, એ પુરુષ સુખેથી આશ્ચર્યકારકરૂપે સૂઈ રહે છે. આત્મજ્ઞાનવાળો પુરુષ પોતે સ્વચ્છ આકાશના જેવો નિર્વિકાર ચિદાકાશરૂપ છે. તે પોતે આ જગતને ચિદાકાશના કોઈ એક ખૂણામાં સ્વપ્નની પેઠે દેખતાં સુખેથી નિર્વિકારપણે આશ્ચર્યકારી રીતે સૂઈ રહે છે.[૩૯,૪૦] દૈવયોગથી પોતાની મેળે જ પ્રવાહમાં પ્રાપ્ત થયેલ વ્યવહારરૂપી મનોહર સાદડીના બિછાનામાં વિશ્રાંત થઈને આત્મજ્ઞ પુરુષ સુખેથી આશ્ચર્ય થાય તેમ સૂઈ રહે છે.[૪૧] અવકાશ વિના રહેવાને અશક્ત એવું આકાશ જાણે પોતે પોતાને જ અધિષ્ઠાનરૂપ કલ્પી લેતું હોય તેમ પોતાના સ્વરૂપમાં જ સત્તાને ધારણ કરે છે. તે જ પ્રમાણે જીવન્મુક્ત પુરુષ પણ પોતાના સ્વરૂપમાં સ્થિતિને ધારણ કરે છે. જેમ નિદ્રામાં અનુભવેલ સ્વપ્ન પરમ પ્રયત્ન વડે અનુસંધાન થતાં સ્મરણમાં આવે છે, તેમ પરમ ઉત્કૃષ્ટ પ્રયત્ન વડે ચિત્તને કાંઈ બહિર્મુખ કરીને તે બાહ્યવ્યાપારનું અનુસંધાન રાખે છે અને આભાસરૂપ દેહ આદિ વડે વ્યવહાર કરે છે.[૪૨] તત્ત્વવેત્તા પુરુષ આકાશના જેવા પોતાના સ્વરૂપનું જ્ઞાન થવાથી જીવ, જગત આદિ સર્વ ધર્મોને આકાશના જેવા શૂન્ય સમજે છે અને પ્રયત્ન વડે જ્ઞાતારૂપ એવા પોતાના આત્માને તે સમજે છે.[૪૩] આમ તત્ત્વવેત્તા પુરુષ વ્યાવહારિક વિષયમાં સૂતેલ જેવો જ રહે છે, છતાં લોકપ્રસિદ્ધ એવી સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં તે લોકોની પેઠે જ પ્રબુદ્ધ તથા સુષુપ્ત રહે છે. તે જાગ્રતના અને સ્વપ્નના પદાર્થોના ભોગમાં સહાયભૂત એવા એક મિત્ર સાથે નિરંતર રમ્યા કરે છે અને સુષુપ્તિને પ્રાપ્ત થતાં તેની સાથે જ સુષુપ્તિને પણ ધારણ કરે છે.[૪૪] અનેક જન્માંતરોમાં એકતાને લીધે તથા સહવાસને લીધે વિષમપણાને છોડી દઈ સમાનચિત્તને ધારણ કરી રહેલ અને વિચિત્ર પ્રકારની શમ, દમ, તિતિક્ષા, જ્ઞાન, વૈરાગ્ય તથા સંતોષ આદિ પોતાની વૃત્તિઓને અનુસરવાથી મધુરતાવાળા પોતાના ચિરંતન મિત્ર સાથે આયુષના અવશેષ રહેલા સર્વ દિવસોને ગાળીને જીવન્મુક્ત પુરુષ છેવટ પરમપદમાં અવશ્ય વિશ્રામ પામશે જ.[૪૫]

**जन्मान्तरैकसहवाससमाशयेन चित्तानुवृत्तिमधुरेण चिरंतनेन। मित्रेण सार्धमखिलानि दिनानि नीत्वा विश्रान्तिमेष्यति पदे परमे चिरं सः॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિશ્રાંતચિત્તવર્ણન' એ નામનો સર્ગ ૧૬૯ મો સમાપ્ત**

## સર્ગ ૧૭૦ મો×

### જીવન્મુક્તના મિત્રનું વર્ણન

॥ राम उवाच ॥

**ब्रह्मन् कोऽस्य सुहृद् ब्रूहि येनासौ रमते सह। रमणं किंस्वभावं स्यादुत स्यात्म वास्य तत्॥१॥**

રામ બોલ્યાઃ–હે મહારાજ ! જીવન્મુક્ત પુરુષનો કોણ મિત્ર છે કે તેની સાથે તે રમે છે ? તેનું રમવું એ પોતાના આત્મસ્વરૂપમાં સ્થિતિ રાખવી તે જ છે, કે પછી રમણીય એવા વિષયોમાં વિહારથી થતી પ્રીતિ રાખવી તે છે ? એ આપ કહો.[૧]

× આ એકસોસિત્તેરમા સર્ગમાં જીવન્મુક્ત પુરુષના સ્વકર્મ નામના મિત્રનુ, તેના સ્ત્રી–પુત્ર તથા નોકર વગેરે સહિત વર્ણન આવશે, તેમજ તેના ગુણો સાથે વિવેકી પુરુષના સુખકારક રમણ વિષે વર્ણન કરાશે.

વસિષ્ઠ બોલ્યાઃ–પોતાનું પ્રવાહપતિત સહજ કર્મ, લૌકિક સંગ્રહ માટે શાસ્ત્રીય કર્મ અને પોતાના પ્રયત્ન વડે મેળવેલ એવું કર્મ (સદ્દશાસ્ત્રનો વિચાર, અભ્યાસ, સત્સંગ, શમ, દમ, તિતિક્ષા, ઉપરામ, શૌચ, સંતોષ, ઈશ્વરપ્રણિધાન અને સંયમ આદિ કર્મ) આ સર્વ ઉપાધિને યોગે જુદાં જુદાં નામવાળાં છે, છતાં એક કર્મરૂપ જ છે. તે કર્મ જીવન્મુક્ત પુરુષનો એક સહજમિત્ર છે.[૨] પિતાની પેઠે તે આશ્વાસના આપે છે, સ્ત્રીની પેઠે તે નિષિદ્ધ કાર્યથી અટકાવે છે અને અપાર સંકટોમાં પણ તે વ્યભિચાર ન કરતાં (છોડી ન દેતાં) નિરંતર સાથે જ રહે છે.[૩] તેની સેવા વિષે કશી પણ શંકા રહેતી નથી. તેનાથી સારી રીતે આનંદનો લાભ થાય છે. કોપના સમયમાં પણ તે શાંતપણાને લીધે શાંતિથી સમાધાનરૂપી અમૃતનું પાન કરાવે છે.[૪] અનેક વિપત્તિઓમાં, અનેક વિકટ સંકટોમાં અને ઘણે કષ્ટે પણ માંડ નિવારણ કરી શકાય તેવા દોષોમાં ડૂબી જવાને સમયે તે તેમાંથી ઉદ્ધાર કરે છે. તે સર્વ વિશ્વાસરૂપી રત્નોના ખજનારૂપ છે અને બાળપણથી જ તે સહવાસી છે.[૫] ઠેઠ બાલ્યભાવથી ધૂળમાં ક્રીડા કરવાના સમયથી જ તેની સંગતિ થાય છે. દુષ્ટ ચેષ્ટાઓનું તે નિવારણ કરે છે અને પિતાની પેઠે જ તે રક્ષણમાં તત્પર રહે છે.[૬] અગ્નિમાં રહેલ ઉષ્ણતાની પેઠે, પુષ્પમાં રહેલ સુગંધની પેઠે અને સૂર્યને આધારે રહેનાર દિવસની પેઠે તે જીવન્મુક્ત પુરુષથી કદી પણ છૂટું પડતું નથી અને તે અતિ સ્વચ્છ છે. વળી તે નિરંતર લાડ લડાવવામાં તત્પર રહે છે, રક્ષણ કરવામાં એકપરાયણ થઈ રહે છે અને સર્વ સંકટોનો સંઘર્ષ થતાં તે તેમાંથી એકમાત્ર રક્ષણ કરવાના ઉદ્યોગમાં જ લાગેલ રહે છે.[૮] અગ્નિ જેમ સુવર્ણની શુદ્ધિ કરે છે, તેમ તે સર્વ અવસ્થામાં દેહની શુદ્ધિ કરે છે. અમુક ત્યાજ્ય છે અને અમુક સ્વીકાર્ય છે, એવો વિવેક બતાવી આપવામાં તે તત્પર રહે છે.[૯] નગરનિવાસી ચાલાક નરની પેઠે તે અનિંદ્ય કથાઓ વડે આનંદ આપે છે. સારી ચેષ્ટાઓરૂપી મણિ ને માણિક્યના તો તે ખજાનાઘર જેવું છે.[૧૦] સૂર્ય જેમ અંધકારને દૂર કરે છે, તેમ તે અપ્રિય પદાર્થને દૂર કરી દે છે. અનુરક્ત (આસક્ત) પ્રિયાની પેઠે તે સર્વને પ્રિય પદાર્થ જ દર્શાવે છે.[૧૧] સર્વ મનુષ્યો સારું જ બોલે તેવી ઉત્તમ ક્રિયામાં જ તે પ્રવૃત્તિ કરાવે છે અને તે સૌનું પ્રિય આચરે છે. તે કોમળ, મધુર, સ્નિગ્ધ, ક્ષોભને નહિ પામનાર અને પ્રમાદથી રહિત છે. લોકોનો ઉપચાર કરવામાં તે કુશળ હોય છે, પૂજ્યભાવને સ્થાપન કરાવનાર છે, સ્મિતપૂર્વક ભાષણ કરનાર છે, નિષ્કામતાને લીધે શાંત હોવાથી સત્પુરુષના જેવું રૂપ ધારણ કરે છે અને પરમાર્થના પણ એક કારણરૂપ થઈ પડે છે.[૧૨,૧૩] અજ્ઞાનને લીધે અકસ્માત્ કાંઈ યુદ્ધપ્રસંગ આવી પડે, તો પ્રથમ જ તે શત્રુનો પ્રહાર કરવામાં તૈયાર થાય છે. અપૂર્વ એવાં નમ્ર વાક્યોની રચના વડે, લીલાઓ વડે અને લાડ લડાવવા વડે તે વિલાસને ઉત્પન્ન કરે છે.[૧૪] તે સુશીલ સ્ત્રીઓનું અને કુળનું પાલન કરે છે. આધિ અને વ્યાધિ વડે પીડાયેલ ચિત્તને તે અમૃતની પેઠે જીવન આપે છે અને ઔષધની પેઠે તે રોગનો સંહાર કરે છે.[૧૫] વિશેષે કરીને પાંડિત્ય વડે અને ઉત્તમ વાદો વડે તે માન્ય જનોને કૌતુક ઉપજાવે છે અને તે મિત્ર કોઈક સ્થળે સમાન કુળ અને શીલ મળી જવાથી જાણે પોતે બે ભાગે વહેંચાઈ ગયો હોય તેવો દેખાય છે.[૧૬] નિરંતર રાજાઓને અને મહાત્માઓને પોતાના તરફ આસક્તિવાળા કરીને તે તેમને દાનવીર બનાવી દે છે. તે યજ્ઞ, દાન, તપ, તીર્થ, ન્યાય અને યોગ્ય અર્થની પ્રેરણા કરી દે છે.[૧૭] પુત્રો, પત્નીઓ, બ્રાહ્મણદંપતી, ભૃત્યવર્ગ તથા બંધુજનો સાથે તે ઉત્તમ ખાન–પાનને યોગ્ય હોય છે અને ઉત્તમ મહાન પુરુષો સાથે તેને પ્રશ્ન

સંગતિ હોય છે.[૧૮] ભોગ આદિમા તૃષ્ણા બાંધવી એ અનેક દુઃખ આપનારું છે. તેનું તે નિવારણ કરે છે. તે સારી પેઠે સ્નેહવાળી સુંદર કથાઓમાં ઉદારતા બતાવે છે તથા તે આશ્વાસનાનું એક ઉત્તમ પાત્ર હોય છે.[૧૯] આ ઉપર વર્ણવ્યા પ્રમાણે ગુણોવાળા અને સપરિવાર એવા પોતાના 'કર્મ' નામના પ્રિય મિત્ર સાથે તે સ્વાભાવિક રીતે જ રમ્યા કરે છે.[૨૦]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! એ જીવન્મુક્ત પુરુષના કર્મરૂપી મિત્રનો સ્ત્રી–પુત્ર આદિ પરિવાર કેવા ગુણવાળો અને કેવા સ્વરૂપવાળો છે, તે આપ સંક્ષેપથી મને કહો.[૨૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! સ્નાન, દાન, તપ અને ધ્યાન એ તેના પુત્રો છે અને તેઓ પોતાના મહાત્માપણાને લીધે સર્વ પ્રજાઓને પોતામાં આસક્ત બનાવી દે છે.[૨૨] ચંદ્રલેખાની પેઠે દર્શનમાત્રથી જ આનંદ આપનારી અને કદી પણ જુદી નહિ પડનારી સમતા નામની તેની અતિ પ્રિય ભાર્યા છે. તે નિરંતર પ્રસન્ન રહેનારી છે અને હંમેશ તેના તરફ પ્રીતિવાળી છે. વળી તે ઉદાર છે અને તે કરુણાને લીધે ચારે તરફ ધનનો વ્યય કરે છે. તે અતિ મનોહર છે, આનંદને ઉત્પન્ન કરે છે, સમાન વચની છે, વ્યભિચારથી રહિત છે અને સુખ આપનાર છે. હે સુશીલ રામચંદ્રજી ! તેની આગળ નમ્ર થઈને એક પ્રતિહારી ઊભી રહે છે. તે પ્રતિહારી ધૈર્ય અને ધર્મમાં નિરંતર બુદ્ધિ હોવા રૂપે છે. પ્રતિહારીનું કાર્ય કરતાં તે ધીર અને ધુરંધર એવા એ ધન્ય મહાશયની આગળ દોડતી રહે છે.[૨૩–૨૬] એ મહાઓજસ્વી રાજાને મૈત્રી નામની એક બીજી ભાર્યા છે. તે વિષયરૂપી શત્રુઓનો પરાભવ કરવામાં મંત્રીનું કાર્ય બજાવે છે અને નિરંતર સમતાની સાથે જ તે પણ કોટે વળગેલ છે.[૨૭] બહુ જ ચાતુર્યવાળી આર્ય મર્યાદા તેને પ્રત્યેક કાર્યના વિષયમાં ..ર્યની પેઠે ઉપદેશ આપે છે અને સત્યતા એ સર્વમાન્ય મહાશયનું ભંડારીનું કાર્ય કરે છે.[૨૮] આ પ્રમાણે પરિવારવાળો અને મંત્રીવાળો એવો પોતાનો કર્મરૂપ મિત્ર છે. તેની સાથે વ્યવહાર કરતાં એ જીવન્મુક્ત પુરુષ હર્ષને કે શોકને પ્રાપ્ત થતો નથી.[૨૯] શાંત ચિત્તવાળો એ જીવન્મુક્ત મહાશય મુનિ નિરંતર લોકમાં યથોચિત વ્યવહાર કરતો રહે છે, છતાં જાણે ચિત્રમાં આલેખેલ ચિત્ર હોય તેમ યથાસ્થિત રીતે પોતાની એક જ સ્થિતિમાં રહે છે.[૩૦] પર્વતની બનેલ પ્રતિમાની પેઠે તે વસ્તુશૂન્ય વાદોમાં મૌનનુ ધારણ કરે છે અને પ્રયોજન વગરના નકામા શબ્દો સાંભળવામાં બહેરા જેવો થઈ રહે છે.[૩૧] લૌકિક આચારથી વિરુદ્ધ એવાં સર્વ કર્મોમાં તે શબના જેવો નિશ્ચેષ્ટ થઈ રહે છે અને આર્ય પુરુષોના સ્તુતિપાત્ર આચાર–વિચારમાં તે વાસુકિ કિંવા બૃહસ્પતિના જેવો અતિકુશળ રહે છે.[૩૨] પોતાનાં વચનોમાં તે નિરંતર પવિત્ર કથાઓનો ઉપદેશ કરતો રહે છે, કપટીઓની કપટજાળને તે બરાબર ઓળખી લે છે અને પળ વારમાં તે કઠિન વિષયનો પણ નિર્ણય કરી લઈ બહુ સારી રીતે તેનું વિવેચન કરે છે.[૩૩] સર્વત્ર તે સમાનદૃષ્ટિને ધારણ કરે છે, ઉદાર ચિત્તવાળો હોય છે, દાતા હોય છે અને તે સર્વને વહેંચી આપ્યા પછી ઉપભોગ કરે છે. તે કોમળ, મધુર અને સ્નિગ્ધ દેખાય છે, તેમજ સુંદર અને સુકીર્તિવાન હોય છે.[૩૪] વિવેકી જીવન્મુક્ત મહાશયોનો એવો સ્વભાવ જ હોય છે; કાંઈ તેઓ પ્રયત્ન વડે જ એવા ગુણવાળા થતા નથી. ચંદ્ર, સૂર્ય તથા અગ્નિ આદિ ક્યાંય બીજા કોઈની પ્રેરણાથી પ્રકાશ આપનાર નથી થતા, તેઓ તો સ્વાભાવિક રીતે જ પ્રકાશક છે.[૩૫]

**स्वभाव एवैष भवेत्प्रबुद्धधियां प्रयत्नेन तु नेदृशास्ते । भवन्ति नेंद्वर्कहुताशनाद्याः क्वचित्परप्रेरणया प्रकाशाः ॥ ३५ ॥**

**સર્ગ ૧૭૭ મો સમાપ્ત**

# સર્ગ १७१ मो*

## દશ્યનો નિષેધ

॥ वसिष्ठ उवाच ॥

संविदाकाशकचनमिदं भाति जगत्तया।
वस्तुतो न जगत्तामा न शून्यं न च संविदः ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ–ચિદાકાશનો એક વિવર્ત જ આ જગતને આકારે ભાસે છે. બાકી, વસ્તુતાએ જોઈએ તો જગત પણ નથી, તેનું ભાન પણ નથી, શૂન્ય પણ નથી અને વૃત્તિઓના અનુભવો પણ નથી.[૧] આ ચિદાકાશ અજ્ઞાનીઓને જગતને રૂપે ભાસે છે અને એ જગત તેને ચિદાકાશથી જુદું જણાય છે; પરંતુ આકાશથી જેમ શૂન્યતા જુદી નથી, તેમ તે ચિદાકાશથી જરા પણ જુદું નથી.[૨] એક પ્રદેશમાંથી ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા બીજા પ્રદેશમાં જનાર સાક્ષીચૈતન્યનું વચમાં જે કાંઈ નિર્વિષય સ્વચ્છ રૂપ છે, તે જ આ દશ્યને આકારે ભાસે છે; બાકી, દશ્ય કાંઈ તેનાથી જુદી બીજી વસ્તુ નથી.[૩] મહાપ્રલયને અંતે પ્રથમ ફરી વાર સૃષ્ટિનો આરંભ થાય છે. પરંતુ તે સમયે કારણનો અભાવ હોય છે, તેથી અદ્વિતીય ચિદાકાશમાંથી દશ્યની ઉત્પત્તિ શી રીતે સંભવે ?[૪] જેનાથી આ સાકાર સંસારચક્ર વારંવાર થતું રહે, તેવું દશ્યનું સૂક્ષ્મ બીજ પણ તે મહાપ્રલયને વખતે હોતું નથી.[૫] તેથી મૂર્તિમાન એવું આ દશ્યજગત વંધ્યાપુત્રની પેઠે કોઈ દિવસ થયું જ નથી. એટલે દશ્યની પ્રતીતિ અત્યંત અસત્ય છે.[૬] જે કાંઈ આ ચોતરફ દશ્યની સ્થિતિ ભાસે છે, તે સ્વચ્છ ચિદાકાશરૂપ જ છે અને તે પરમપદ નામથી કહેવાય છે, એમ વિવેકીઓનું સમજવું છે.[૭] ચિન્માત્રતત્ત્વ (સાક્ષીચૈતન્ય) પોતાના સ્વચ્છ નિર્વિકાર સ્વરૂપને નહિ છોડતાં છતાં સુષુપ્તિમાંથી સ્વપ્નાવસ્થામાં અનેક પદાર્થોને આકારે ભાસે છે.[૮] તે જ પ્રમાણે સૃષ્ટિના આરંભકાળમાં આત્મા જ પોતાની મેળે પોતાના સ્વરૂપની અંદર આકાશરૂપ છતાં દશ્યરૂપ અને ચિદાભાસરૂપ હોય એમ ભાસે છે.[૯] જેમ સંકલ્પ વડે વ્યાપ્ત થયેલ મન જ (મનોરાજ્યમાં અને સ્વપ્ન આદિમાં) નગરરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ પરિપૂર્ણ ચિદાકાશ જ સૃષ્ટિના આરંભકાળમાં જાણે દશ્યરૂપ થઈ ગયેલ હોય તેમ ભાસે છે.[૧૦] જેમ પવન ચલનશક્તિના યોગથી પોતાના સ્વરૂપની અંદર વંટોળિયા વાયુના ભાવને ધારણ કરે છે, તેમ સૃષ્ટિના આરંભકાળમાં આ ચિદાકાશ જ દશ્યરૂપે થઈ પ્રતીતિમાં આવે છે.[૧૧] માટે જો આ જગતનું ખરેખરું સ્વરૂપ ઓળખવામાં આવે, તો આ દેખાતા ત્રણે લોક પરબ્રહ્મરૂપ જ જણાય છે અને તે બ્રહ્મ જ આવે રૂપે થઈ રહ્યું છે. વસ્તુતાએ જોઈએ તો સાકાર એવું આ પૃથ્વી આદિ કશું કોઈ દિવસ છે જ નહિ. સાકાર હો કિંવા નિરાકાર હો, પરંતુ બ્રહ્મનો જ આ સર્વ વિલાસ છે.[૧૩] જેમ જાગી જતાં સ્વપ્નનો પર્વત કેવળ આકાશરૂપ અને નિઃસ્વરૂપ જણાય છે, તેમ જ્ઞાન થતાં આ ત્રણે લોક શાંત ચિદાકાશરૂપ જ પ્રતીત થાય છે.[૧૪] પ્રબોધને પ્રાપ્ત થયેલા પુરુષોને આ જગત વિભાગથી રહિત પરબ્રહ્મરૂપ જ દેખાય છે. અમે તો વિચાર કરતાં છતાં અજ્ઞાન કેવું છે તેને જાણતા જ નથી.[૧૫] ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતાં વચમાં જે કાંઈ સાક્ષીચૈતન્યનું નિર્વિષય સ્વરૂપ છે, તે જ સર્વ પ્રાણીઓનું સ્વસ્વરૂપ છે અને તે જ પરમપદરૂપ છે.[૧૬] ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જનારા સાક્ષીચૈતન્યનું વચમાં જે નિર્વિષય સ્વરૂપ છે, તે જ પરમ ચિદાકાશરૂપ છે અને આ સર્વ એ અધિષ્ઠાનની

* આ એકસો એકોતેરમા સર્ગમાં જીવન્મુક્તની સ્થિરતા થવા માટે સર્વ સ્પૃહાની નિવૃત્તિ કરવા ફરી વાર તત્ત્વોપદેશથી દશ્યના નિષેધ વિષે વર્ણન કરાશે.

અંદર જ રહેલ છે.[17] જેવું એ પરમપદ છે, તેવું જ આ સત્–અસતરૂપ જગત પણ છે; કેમકે એ જગત પણ પંચમહાભૂત વિના બીજું કશું નથી.[18] રૂપ આદિ બાહ્ય વિષયોનો અનુભવ અને સંકલ્પ આદિ આંતર વિષયોનો અનુભવ, એ બન્ને પણ પરમપદરૂપ જ છે, એમ વિવેકીઓનું સમજવું છે. કેમકે એ સર્વ પરબ્રહ્મરૂપ મહાસાગરના દ્રવપણાની પેઠે અને આવર્તોની પેઠે રહેલ છે.[19] ઇન્દ્રિય દ્વારા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં પહોંચી જનારા સાક્ષીચૈતન્યનું વચમાં જે કાંઈ નિર્વિષય સ્વરૂપ છે, તે વિના બીજું કશું પણ જગતનું સ્વરૂપ નથી.[20] રાગ–દ્વેષ આદિ ભાવો અને ભાવ–અભાવની કલ્પના, એ સર્વ તે અધિષ્ઠાનચૈતન્યના નિર્વિકલ્પ સ્વરૂપને અને પોતાની આરોપિત સત્તાને છોડતાં નથી અને તેના અવયવરૂપ જ થઈ રહ્યાં છે.[21] શાખા પાસે દેખાતા ચંદ્રનું દર્શન કરવામાં શાખા અને ચંદ્ર એ બન્નેને છોડી દેતાં વચમાં જે સાક્ષીચૈતન્યનું નિર્વિષય સ્વરૂપ પ્રસિદ્ધ છે, તે જ વસ્તુમાત્રનો વાસ્તવિક સ્વભાવ છે. જગતરૂપી ઝાંઝવાના જળનું ખરું અધિષ્ઠાન પણ તે જ છે.[22] એક પ્રદેશમાંથી બીજા દેશમાં જનારા સાક્ષીચૈતન્યનું વચમાં જે નિર્વિષય સ્વરૂપ છે, તેનું જ જગત એવું બીજું નામ છે. વસ્તુતાએ જોતાં એ તત્ત્વ પોતાના સ્વરૂપને નહિ છોડતાં જગતના નામને ધારણ કરે છે.[23] પ્રથમ સૃષ્ટિના આરંભકાળથી માંડી આ દૃશ્ય ઉત્પન્ન જ થયેલ નથી; બાકી જે કાંઈ અહીં દેખાય છે, તે માયારૂપી એક ઐંદ્રજાલિકનો (ઇન્દ્રજાળ દેખાડનાર ખેલાડીનો) એક આડંબરમાત્ર છે.[24] અહો ! કષ્ટની વાત છે કે, જે દૃશ્ય સાવ બિલકુલ છે જ નહિ, તે 'છે' એવો ભ્રમ લોકોમાં સ્થિર થઈ રહ્યો છે. ખેદની વાત છે કે, પરબ્રહ્મ સત્ય છે, તે પણ 'નથી' એવો ભ્રમ પણ લોકમાં સ્થિર થઈ ગયેલ જણાય [25] છે. કોઈ પણ ઠેકાણે બ્રહ્મભાવથી રહિત એવા જગતને દેખતો જ નથી. અવિવેકી પુરુષો અસત્ય દૃશ્યને સત્ય સમજે છે અને સત્ય કહે છે પણ ખરા; પરંતુ તે બ્રહ્મને જ એવે રૂપે દેખે છે. આ દૃશ્ય ઉત્પન્ન પણ થયું નથી અને કાંઈ કોઈ સ્થળે ભાસતું પણ નથી. જે કાંઈ ભાસે છે; તે ચિદાકાશનો પોતાનો જ એક વિલાસ છે.[26,27] મણિ જેમ પોતાનાથી અભિન્ન સત્તાવાળી પોતાની કાન્તિ વડે દીપી નીકળે છે, તેમ ચિદાકાશ પણ પોતાનાથી અભિન્ન સત્તાવાળી સૃષ્ટિ વડે વિવર્તરૂપે પ્રકાશી રહ્યું છે.[28] આ સૂર્ય શાંત પરમાકાશની અંદર જ તપે છે અને તેનો એક અવયવ જ છે; તે તેનાથી કાંઈ ભિન્ન નથી.[29] એ સત્ય અધિષ્ઠાનની અંદર રહેલ સૂર્ય કે ચંદ્ર અધિષ્ઠાનચૈતન્યને કશો પ્રકાશ આપતા નથી. પરમાત્મા સૂર્યને પ્રકાશ આપનાર છે, પરંતુ સૂર્ય કાંઈ તે સર્વશક્તિમાન દેવને પ્રકાશ આપનાર નથી.[30] અહો ! આ સર્વ દૃશ્યમંડળ તેના પ્રકાશ વડે જ પ્રકાશી રહ્યું છે. ચંદ્ર, સૂર્ય અને અગ્નિ આદિ સર્વ પદાર્થોનો પ્રકાશ કરનાર એ પરમાત્મા જ છે.[31] તે સાકાર છે કે નિરાકાર છે, ઇત્યાદિ શબ્દની અને અર્થની કલ્પના આકાશના પુષ્પના જેવી અસત્ય છે અને તેવી મિથ્યા કલ્પના તત્ત્વજ્ઞ પુરુષોની દૃષ્ટિમાં સંભવતી નથી.[32] જેમ એક ઉત્તમ જીવરૂપ એવા વિશ્વસાક્ષી સૂર્યનારાયણના તેજની અંદર એક અણુ તેના અવયવ જેવો ભાસે છે, તેમ સ્વયંપ્રકાશ પરબ્રહ્મની અંદર સૂર્ય આદિ પરમાણુની પેઠે ભાસે છે અને નથી પણ ભાસતા.[33] સૂર્ય આદિ સહિત એવી આ સર્વ સૃષ્ટિઓ ચિદાકાશરૂપ રત્નની એક કાન્તિના જેવી જ છે; તો પછી તેનાથી તે જુદી કેમ કહી શકાય? તે તમે જ કહો.[34] ચિન્માત્ર ભાવથી પણ (જડપદાર્થના અભાવને લીધે) રહિત અને શૂન્યતાથી પણ રહિત (અનિર્વાચ્ય) એવું એ પરમતત્ત્વ સર્વ જીવો અને પદાર્થોથી રહિત છે, તેમજ સર્વ પદાર્થો વડે યુક્ત પણ છે.[35] તે તત્ત્વમાં

પૃથ્વી આદિ છે પણ ખરાં અને તેમાંનું કશું નથી એમ પણ છે. તેની અંદર જીવો જીવતા છે તો પણ કશું નથી.[૩૬] બન્ને અવયવથી બનેલ એવી પોતાની સ્થૂલતાને નહિ તજનારા સૂર્ય વગેરે એ તત્ત્વમાં પરમાણુની પેઠે નિરવયવરૂપે રહ્યા છે. એ તત્ત્વ પોતાના વાસ્તવ સ્વરૂપને કદી પણ છોડતું નથી અને તેની અંદર દ્વિત્વ–એકત્વ આદિ કશું પણ નથી.[૩૭] અહીં કાંઈક છે અને અહીં કાંઈ પણ નથી; અહીં કશું નથી અને અહીં કાંઈક છે; આ સર્વ કલ્પના એ પરમતત્ત્વથી અતિ દૂર રહે છે.[૩૮] એક, નિરંતર, અનંત અને પોતાની મેળે જ નિત્ય અતિ વિસ્તારવાળી એવી ચિદાકાશની સત્તા જ જગતને રૂપે તેના પોતાના સ્વરૂપની અંદર રહેલ છે. ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા એક દેશને છોડી બીજા પ્રદેશને પ્રાપ્ત થનારા સાક્ષીચૈતન્યનું (બીજા પ્રદેશને નહિ પહોંચતાં) વચમાં જે કાંઈ નિર્વિષય સ્વરૂપ છે, તે જ આ નાના પ્રકારે પ્રતીતિમાં આવતા જગતનું વાસ્તવિક સ્વરૂપ છે.[૩૯,૪૦] સ્વપ્નની અંદર જેમ સાક્ષીચૈતન્ય એકરૂપ છે, છતાં અનેકરૂપે થઈ રહેલ હોય તેવું ભાસે છે; તેમ આ ચિદાકાશ નાના પ્રકારે-નથી, છતાં પંચમહાભૂતરૂપે જાણે નાના પ્રકારે થઈ રહેલ હોય એમ જણાય છે. જેમ સુષુપ્તિમાંથી સ્વપ્નમાં ગતિ કરનારા જીવચૈતન્યની સુષુપ્તિમાં રહેલી ચિદ્શક્તિ યથાસ્થિતપણે રહ્યા છતાં સ્વપ્નભાવને ધારણ કરી લે છે, તેમ પ્રલયભાવમાંથી સૃષ્ટિભાવને ધારણ કરી લેવામાં ચિદાકાશ યથાસ્થિતપણે રહ્યા છતાં સૃષ્ટિના આકારને ધારણ કરી લે છે.[૪૧,૪૨] વસ્તુતાએ જોતાં જેવી સુષુપ્તિ છે તેવું જ સ્વપ્ન છે અને જેવું જાગ્રત છે તેવું જ તુર્ય છે. માટે આ જગત આકાશ જેવું છે.[૪૩] જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્ય એ સર્વરૂપ બ્રહ્મ જ થઈ રહે છે. બાકી બ્રહ્મવિદ્યાના સંપ્રદાયમાં મૂઢ એવા પામર પુરુષો જે કાંઈ સમજતા હોય તે હું જાણી શકતો નથી.[૪૪] જડ અને ચેતન એ સર્વની અંદર રહીને જે ઈશ્વરતત્ત્વ દુર્લક્ષ્ય રીતે આ જગતનું પરિણામ લાવે છે, તે જીવચૈતન્યનું પારમાર્થિક રૂપ છે. મન તથા બુદ્ધિ આદિથી તે રહિત છે અને અતિ શુદ્ધ એવા અધિષ્ઠાનચૈતન્યરૂપ છે. આ સર્વ પદાર્થો પણ તેમાં જ કલ્પાયેલ છે અને તેની અંદર જ રહેલ છે. એ પદાર્થો સત્ય નથી, પરંતુ એ સત્ય તત્ત્વ જ જગતને આકારે થઈ રહેલ છે.[૪૫,૪૬] હે નિષ્પાપ રામચંદ્રજી! પરિણામ આદિ શબ્દો અને તેના અર્થોની દૃષ્ટિ અહીં ઉપદેશો માટે જ કહેવામાં આવી છે, વસ્તુતઃ તેમનો ગંધ પણ એ શુદ્ધ તત્ત્વમાં નથી.[૪૭] સૃષ્ટિના આરંભકાળથી માંડી પરમશુદ્ધ એવું ચિદાકાશ જ એક પોતાના સ્વરૂપની અંદર મહાસત્તારૂપે રહેલ છે.[૪૮] આ વિષયમાં તત્ત્વવેત્તાઓને પૂર્ણસ્વરૂપ એક આત્માનો જે અનુભવ થાય છે, તે જ પ્રમાણરૂપ છે. જે સર્વવ્યાપી અધિષ્ઠાનચૈતન્ય પોતાના આત્માની અંદર સ્થિત થઈ રહેલ છે, તેણે જ જગત આદિ સંજ્ઞાઓની કલ્પના કરેલ છે.[૪૯] સ્વપ્નનું સ્વરૂપ ઓળખવામાં આવે, તો જાગી ગયા પછી સર્વ સુખરૂપ જ ભાસે છે; પરંતુ જાગી ન જતાં સ્વપ્નમાં હોઇએ ત્યાં સુધી સ્વપ્નની અસર અનુભવવી પડે છે; તે જ પ્રમાણે જ્ઞાન થતાં જે નિર્વિકા આત્મા અવશેષ રહે છે, તેનો અંગીકાર કરી લ આ જગતરૂપ કૌતુક અનુભવાય, તો સર્વ સુખરૂપ જ ભાસે છે; પણ તે સ્વસ્વરૂપનો અંગીકા કરવામાં ન આવે, તો જે કાંઈ તેમાં જન્મ–જરા મરણ–રોગ આદિ અનુભવમાં આવે છે, તે દુઃખરૂપ જ દેખાય છે.[૫૦] શાંત એવો તત્ત્વવેત્તા પુરુષ ગતિ કરતો હોય, સ્થિર થઈ રહ્યો હોય, જાગતો હોય કે નિદ્રા કરતો હોય, પરંતુ તે હંમેશ એક સમાધિસ્થિતિમાં જ રહ્યો હોય છે.[૫૧] ભેદ દેખાતાં છતાં પણ જે અભેદમાં જ નિષ્ઠા રહેલ છે, દુઃખમાં પણ જે સુખસ્થિતિમાં અને સંસારમાં રહ્યા છતાં જે તેનાથી

એવા જીવન્મુક્ત પુરુષને બીજું શું કરવાનું અવશેષ રહે છે?[૫૨] જો કે તત્ત્વજ્ઞ પુરુષ બહાર કાર્યપ્રસંગે વ્યવહાર કરે છે, તોપણ તે પોતાના હૃદય વડે કશાનો ત્યાગ કરતો નથી કે કશાનું ગ્રહણ કરતો નથી; તે તો બ્રહ્મમાં જ સ્થિતિ રાખી રહે છે.[૫૩] જેમ હિમમાં શીતળપણું રહે છે અને અગ્નિમાં ઉષ્ણપણું રહે છે, તેમ એવી સ્થિતિમાં રહેવું એ તત્ત્વવેત્તાનો સ્વભાવ જ છે; બાકી તેણે કાંઈ યત્ન વડે સંપાદન કરેલ તે ગુણ નથી હોતો. (કિંતુ સ્વાભાવિક હોય છે).[૫૪] જેનો આવો સ્વભાવ હોય તે જ ખરેખર તત્ત્વવેત્તા છે, અને બ્રહ્મ સિવાય ઇતર પદાર્થમાં ઇચ્છા થવી તે જ અવિવેકીનું ચિહ્ન છે.[૫૫] જે આવરણથી રહિત થઈ જઈ ખરેખર વિદ્વાન થઈ રહ્યો હોય છે, તેનું ચિત્ત સદાકાળ સમાહિત રહે છે. વળી તેના શત્રુ મિત્ર વગેરે વિકલ્પો ક્ષીણ થઈ ગયા હોય છે અને તે વિશેષે કરીને પોતાના આત્મસુખને જ સારરૂપ સમજે છે. તે શાંતિરૂપી પરમ અમૃત વડે સદાકાળ તૃપ્ત જ રહે છે.[૫૬]

आश्वस्तांतःकरणः क्षीणविकल्पः स्वरूपसारमयः। परमशमामृततृप्तस्तिष्ठति विद्वान्निरावरण. ॥ ५६ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'દ્વૈતૈક્યનિરામયયોગોપદેશ' એ નામનો સર્ગ ૧૭૧ મો સમાપ્ત



## સર્ગ ૧૭૨ મો×

### જગત બ્રહ્મસ્વરૂપ છે

॥ वसिष्ठ उवाच ॥

एवं पृथ्व्यादिरहितः खमेवाद्यः प्रजापतिः। मनोमात्रमहं मन्ये संकल्पविटपी यथा ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—આમ આદિ પ્રજાપતિ વિરાટ—પૃથ્વી આદિથી રહિત ચિદાકાશરૂપ જ છે અને સંકલ્પવૃક્ષની પેઠે હું તેને મનોમાત્ર જ માનું છું.[૧] જળ જેમ ઊછળીને તરંગ આદિને આકારે વિવર્તભાવને પામે છે અને તેમાં તરંગભાવની કલ્પના થાય છે, તેમ 'મન' નામની કલ્પના થતાં ચિદાત્મા જ તેમાં પોતાના અધ્યાસને કલ્પી લે છે.[૨] ચિદાત્મા પોતે સત્તમાત્ર જ છે અને તેમાં બુદ્ધિ આદિ ક્યાંથી હોય? જો પૃથ્વી આદિ નથી જ, તો પછી અનંત ચિદાકાશમાં રજોગુણ ક્યાંથી હોય?[૩] એ નિર્વિકાર ચિદાકાશમાં દેહ-ચિત્ત આદિ કશું નથી, ઇન્દ્રિયો પણ નથી અને વાસનાઓ પણ નથી. ચિદાત્માને ઉપરથી તો આ જગત સત્ય જેવું દેખાય છે, પણ વસ્તુતાએ જોતાં કશું પણ છે જ નહિ.[૪] હે વિવેકી રામચંદ્રજી!, પ્રથમના પ્રજાપતિ મુક્ત થઈ જવાથી ફરી વાર તેનાં દેહ બુદ્ધિ આદિ ઉત્પન્ન થતાં નથી; વળી નવો પ્રજાપતિ તથા તેને જગતની રચનાની સ્મૃતિ એ પણ સંભવતું નથી.[૫] સંસારમાં રહેનાર અને અનેક યોનિઓમાં ભટકનાર ઇતર જીવોની પેઠે વિદેહમુક્ત પુરુષને બીજા દેહની પ્રાપ્તિ કે ફરી વાર સંસારની સ્મૃતિ હોતી નથી. કેમકે દેશાંતરમાં કે કાલાંતરમાં પાછો તેમનો પુનર્જન્મ થતો નથી.[૬] કદાચિત્ પ્રજા-

× આ એકસોબોતેરમા સર્ગમાં વિધાતા એક મનોમાત્ર છે, જગતનો ભ્રમ એ એક તેનો સંકલ્પમાત્ર છે, વિધાતાનો ફરી વાર દેહ કે જગત રચવાની સ્મૃતિ તેમાં સંભવતી નથી, તે તથા સ્મૃતિનું ખરું તત્ત્વ શું છે, એ વિષે વર્ણન કરવામાં આવશે.

પતિને તેવા પૂર્વસંસ્કારના બળથી પ્રથમની પેઠે જગતની રચના કરવાની સ્મૃતિ થાય અને તેથી પાછાં ફરી વાર તેનો દેહ આદિ ઉત્પન્ન થાય એમ માનવામાં આવે, તો પણ તેનો એ દેહ માનસિક સંસ્કારજન્ય હોય. આમ તે મનોમય હોય, એટલે તે પૃથ્વી આદિથી ઉત્પન્ન નહિ થયેલ, શાંત, અતિ તુચ્છ અને સંકલ્પનગરના જેવો મિથ્યા હોય.[૭] જેમ સંકલ્પથી ખડા થઈ ગયેલ (મનોમય) પર્વતનું સ્વરૂપ પ્રત્યક્ષ રીતે દેખાતાં છતાં પૃથ્વી આદિથી (પાર્થિવભાવ આદિથી) રહિત છે, તેમ વિરાટનું સ્વરૂપ પણ પ્રત્યક્ષરૂપે દેખાતાં છતાં પૃથ્વી આદિથી રહિત છે.[૮] આથી વસ્તુતાએ જોતાં કોઈ પણ દેશ-કાળમાં કશી પણ સ્મૃતિ સંભવતી નથી અને લૌકિક બુદ્ધિ વડે તેને માનવામાં આવે, તો પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં તે છે જ નહિ.[૯]

રામ બોલ્યાઃ-હે સ્મૃતિવાળાઓમાં શ્રેષ્ઠ અને ગુણોના સમૂહના ખજાનારૂપ મહારાજ! એ સર્વ પૃથ્વી આદિ પદાર્થોની પૂર્વવત્ રચના કરવાની વાત કેમ ન સંભવે? અને જો સ્મૃતિનો જ અસંભવ હોય, તો પછી પ્રથમના જેવી જ બ્રહ્માંડની રચના કેમ બને?[૧૦]

વસિષ્ઠ બોલ્યાઃ-જો પૂર્વકલ્પના પૃથ્વી આદિ દૃશ્યપદાર્થો પરમાર્થદૃષ્ટિએ જોતાં સત્ય હોય, તો હજી તેનો સ્મૃતિ વડે ઉત્પન્ન થનાર અને અન્વય-વ્યતિરેક વડે પ્રસિદ્ધ એવો કાર્યકારણભાવ સંભવે; પરંતુ વસ્તુતાએ જોતાં (દૃશ્યની અસત્યતાને લીધે) સ્મૃતિ જ સંભવતી નથી.[૧૧] જ્યાં બ્રહ્માથી માંડી સ્તંબપર્યંત કાંઈ પણ દૃશ્ય જ નથી, ત્યાં પછી સ્મૃતિનો સંભવ ક્યાંથી હોય અને કેવો હોય![૧૨] જે પદાર્થ પરમાર્થદૃષ્ટિએ જોતાં ઉત્પન્ન થાય અને વિદ્યમાન દશામાં પ્રમાણો વડે જેનો અનુભવ થાય, તેનું કાળાંતરે પણ સ્મરણ થાય, તો શાસ્ત્રજ્ઞો તેને સ્મૃતિપદ નામથી કહે; પરંતુ જ્યાં દૃશ્ય જ નથી, ત્યાં પછી બીજી સ્મૃતિ આદિની કલ્પના તો ક્યાંથી જ હોય[૧૩] આ દૃશ્યનો સર્વદા અત્યંત અભાવ જ છે અને સર્વ બ્રહ્મ જ છે. એ વાત જો સત્ય છે, તો પછી સ્મૃતિની કલ્પના ક્યાંથી હોય[૧૪] માટે પ્રથમ પ્રજાપતિને (જગતરચના આદિની) સ્મૃતિ જ સંભવતી નથી, તો શુદ્ધજ્ઞાનરૂપ એ પ્રજાપતિનું સાકારપણું પણ ક્યાંથી જ સંભવે?[૧૫] જે કાંઈ સ્મૃતિ થાય છે, તે પૂર્વના અનુભવજન્ય સંસ્કારની ભાવનાના બળથી થાય છે. હવે પૂર્વે કશું પણ નહોતું તેથી આદ્ય પ્રજાપતિને લૌકિક સ્મૃતિ (અમુક મારી માતા છે, અમુક પુત્રી છે, ઇત્યાદિના જેવી પ્રમાણજન્ય સ્મૃતિ) હોતી જ નથી. લોકમાં પ્રતીતિમાં આવતો સ્મૃતિનો વિષય (માતા, પુત્રી આદિ) તો સત્યરૂપે ઘરની અંદર રહેલ હોય છે, તેથી તેના સંસ્કારો ચિત્તમાં ચોટી જવાથી સ્મૃતિ થવાનો તેમાં અવકાશ રહે છે. પ્રજાપતિમાં તો તેનો કશો અવકાશ નથી. આ વિષે વિશેષ વિવેચન હું કહું તે તમે સાંભળો. પ્રથ અનુભવમાં આવેલ પદાર્થોનું પાછળથી સંસ્કા બળથી જે કાંઈ સ્મરણ થાય છે, તે સ્મૃતિ કહે વાય છે. હવે જ્યારે કોઈ પણ પદાર્થ છે જ નહિ થયો પણ નથી અને થશે પણ નહિ, તેમજ અ સર્વ એવી રીતે આદિ, મધ્ય અને અંતથ રહિત અચળ એવા પરબ્રહ્મરૂપ છે, તો પછી તેમ સ્મૃતિ આદિની સ્થિતિ ક્યાંથી હોય? ચિદા કાશનો સર્વરૂપ વિવર્ત છે, તેથી તે પદાર્થ આકારે થઈ રહેલ છે. તેને અનુસરી શાંત પર બ્રહ્મને જ મેં વ્યવહારમાં 'સ્મૃતિ' શબ્દ વ આગળ કહેલ છે.[૧૬-૧૯] પોતાના આત્મસ્વરૂપને જ એક વિવર્ત છે, તેને જ 'સ્મરણ' શબ્દને વાચ્ય જાણવો. તે સ્મરણ વડે આગળ અનુભવાયેલ પદાર્થ, સાદૃશ્યને લીધે બાહ્ય વસ્તુરૂપે ભાસે છે.[૨૦] જીવ ભ્રાંતિ વડે કે સ્મૃતિપરંપરા વડે જ કાંઈ બ્રહ્મની અંદર અનુભવે છે અને પછી કાળાં

તરમાં સ્વરૂપને નહિ છોડનાર પરબ્રહ્મમાં જે કાંઈ પદાર્થ સંસ્કારબળથી તેને સ્ફુરી આવે છે, તેની પછી 'સ્મૃતિ' એવી સંજ્ઞા તેણે પોતેજ કલ્પી લીધેલ છે.[૨૧] જેમ અવિદ્યમાન છતાં ઝાંઝવાનું જળ ભ્રાંતિ વડે સત્ય જેવું ભાસે છે, તેમ અવિદ્યમાન છતાં આ દૃશ્ય ભ્રાંતિ વડે ભાસ્યા કરે છે. સ્મૃતિ આદિની સ્થિતિ પણ તેવીજ છે.[૨૨] સર્વના આત્મરૂપ પરબ્રહ્મની અંદર રહેલા પદાર્થોના અનુભવો ભ્રાંતિ વડે સત્યરૂપે દેખાય છે અને અભ્યાસ વડે ચિત્તમાં રૂઢ થઈ રહેલા તેજ અનુભવો સમાનતાને લીધે પાછળના સમયમાં સ્મૃતિરૂપ કહેવાય છે.[૨૩] સર્વના આત્મારૂપ એ ચિદાકાશની અંદર કાકતાલીયની પેઠે જે કાંઈ (કારણને યોગે) સ્ફૂર્તિઓનો ઉદય થાય છે, તેનીજ 'સ્મૃતિ' એવી સંજ્ઞા કરવામાં આવી છે. તે ચિદાકાશના એક અવયવ જેવી છે અને સ્વતઃ વિકારશૂન્ય છે.[૨૪] સર્વના આત્મરૂપ ચિદાકાશનું પોતાનું સત્યસ્વરૂપ, પોતાના અનુભવમાં જે જે વિષયને પોતાની મેળે જ વિસ્તારી દે છે, તેને પૂર્વે અનુભવાયેલ પદાર્થની સ્ફૂર્તિના સમાનપણાને લીધે પાછળથી વિદ્વાનો સ્મૃતિ નામથી ઓળખે છે.[૨૫] પવનમાં રહેલ ચલનશક્તિની પેઠે ઉદ્બોધક હેતુની પ્રાપ્તિ વડે અથવા પ્રાપ્તિ નહિ થતાં પણ, જે કાંઈ અનુભવમાં આવે છે, તેજ અનુભવવૃત્તિવાળી સંકલ્પસ્ફૂર્તિ, કાળાંતરે અભ્યાસ વડે રૂઢ થયેલા પદાર્થોના સંસ્કારબળથી સમાન આકાર-સ્ફૂર્તિને લીધે 'સ્મૃતિ' શબ્દ વડે કહેવાય છે.[૨૬] જેમ આ તમારા અવયવો (મનની ઇચ્છાને અનુસારે) વખતે ચેષ્ટા કરે છે અને વખતે નિશ્ચેષ્ટ પણ થઈ રહે છે, તેમ આત્માની અંદર કાકતાલીયની પેઠે જે જે પદાર્થોના અનુભવો વારંવાર ભાસ્યા કરે છે, તેજ ઉત્તરકાળમાં પછી (કારણને યોગે અનુભવેલ પદાર્થનું સ્મરણ થઈ જતાં) 'સ્મૃતિ' શબ્દ વડે કહેવામાં આવે છે.[૨૭] ઇન્દ્રજાળ આદિમાં મિથ્યા જ્ઞાન વડે પ્રતીતિમાં આવતા ઘટ-પટ આદિ પદાર્થો રહ્યા હોય છે, તેમ સર્વ અનુભવો આત્માની અંદર રહેલાજ છે અને તેઓ અનેક આકારે થઈ રહે છે.[૨૮] જેમ સ્વપ્ન આદિના ઘટ-પટ આદિ પદાર્થો ભ્રમરૂપ છે, તેમ આ સ્મૃતિરૂપ પદાર્થ પણ ભ્રમરૂપ હોવાથી તેના મૂળ વિષે શો વિચાર કરવો? વસ્તુતાએ જોતાં આ દૃશ્યનો અસંભવ છે, તેથી તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં કિવા તત્ત્વવેત્તા પ્રજાપતિની દૃષ્ટિમાં 'સ્મૃતિ' નામની કાંઈ વસ્તુ જ નથી.[૨૯] તત્ત્વજ્ઞ પુરુષ ચિદેકરસ હોવાથી સદાકાળ નિર્વિકાર રહે છે, કેમકે તેની દૃષ્ટિમાં જગતની સ્થિતિ ચિદાકાશરૂપ જ છે. બાકી, અવિવેકીની દૃષ્ટિમાં હમણાં પણ આ જગત યથાસ્થિતપણે રહેલ છે.[૩૦] હું મોક્ષના ઉપાયની કથાને કે તત્ત્વવેત્તાની સ્થિતિને જાણતો નથી. પરંતુ પ્રાચીનકાળથી એવી જ પદ્ધતિ ચાલી આવે છે કે, જ્યાં સુધી શિષ્ય સાધન-ચતુષ્ટય-સંપત્તિપૂર્વક જિજ્ઞાસુ તરીકે હોય, ત્યાં સુધી ગુરુ તેને મોક્ષકથાનો ઉપદેશ આપે છે અને એ ઉપદેશથી દૃશ્ય, સ્મૃતિ તથા વિષયોનું સમ્યક્ સ્મરણ એ સર્વ શાંત થઈ જાય છે. અવિદ્યાનો, મૂર્ખતાનો અને મોહનો અત્યંત અસંભવ છે, તેથી અવિવેકીઓનો નિશ્ચય અમારા સમજવામાં કોઈ દિવસ આવી શકે નહિ; કેમકે જે જેનો વિષય નથી તેનો તેને અનુભવ થતો નથી. હે અંગ! સૂર્યને રાત્રિનો અનુભવ શી રીતે થાય? તે તમેજ કહો. અંતઃકરણરૂપ ઉપાધિવાળા ચિન્માત્રતત્ત્વમાં બાહ્ય વસ્તુને આકારે જે કાંઈ ભાસે છે, તેનો વારંવાર વ્યવહારમાં અભ્યાસ થતાં, તે અભ્યસ્ત વિષયના સંસ્કાર વડે રંગાયેલું ચિત્તજ 'સંસ્કાર' નામથી કહેવાય છે. કલ્પના વડે ખડા થઈ જનારા સર્વ બાહ્ય પદાર્થો વસ્તુતાએ જોતાં આત્મસત્તારૂપ છે અને ચિદાકાશરૂપ છે. તે જો કે આભાસરૂપે જોવામાં આવે છે, પરંતુ તેના અવ્યવસ્થિતપણાને લીધે તે મિથ્યા છે. આમ તત્ત્વજ્ઞ પુરુષ જાણે છે,

એટલે તેનો સંસ્કાર લાગવો અસંભવિત જ છે. એવી રીતે આ જગત આદિ કશું પણ કોઈ દિવસ સંભવતું નથી.[31-36] જો કે આ દૃશ્ય ઝાંઝવાના જળની પેઠે દેખાય છે, પરંતુ પરમાર્થદૃષ્ટિએ જોતાં તે મિથ્યા છે. જ્યારે આ વાત સિદ્ધ જ છે, તો પછી સ્વપ્નમાં અને સૃષ્ટિના આદિકાળમાં ચિદાકાશજ અનેકરૂપે ભાસે છે.[37] સ્વસ્વરૂપમાં રહેનાર પરમશુદ્ધ ચિદાકાશજ 'સૃષ્ટિ' એવા પર્યાય શબ્દનું વાચક છે. ચિદાકાશ પોતાના વાસ્તવિક સ્વરૂપમાંથી ભ્રષ્ટ સરખિ થતાં આવે જગત આદિને રૂપે ભાસી રહ્યું છે.[38] તેમ થવામાં અધિષ્ઠાનરૂપ પણ પોતેજ છે અને સાધનરૂપ પણ પોતેજ છે. સૃષ્ટિના આદિકાળમાં વિવર્તભાવને પ્રાપ્ત થઈ જતાં, બ્રહ્મજ જાણે જગત આદિરૂપ થઈ રહ્યું હોય તેવું લાગે છે. એ જગત આદિ વસ્તુતાએ મિથ્યા ભ્રાંતિરૂપજ છે, છતાં પ્રતીતિમાં આવે છે.[39] માટે ક્યાં અને શા કારણથી હેય–ઉપાદેય આદિ ભાવોની પ્રતીતિ થાય? આ કશું કોઈ પણ સ્થળે આકારવાળું કિંવા સ્મૃત્યાત્મક નથી.[40] કારણના અભાવને લીધે પરમાત્માનું સ્વરૂપ જ જગત આદિને આકારે ભાસે છે. જગતને જેવું સાકાર માનવામાં દુઃખ છે, તેવું જ સ્મૃત્યાત્મક માનવામાં પણ છે.[41] માટે એ બન્ને (સાકારતા અને સ્મૃતિ) અસત્ય છે અને બંધ પણ નથી જ. જીવન્મુક્ત પુરુષોની દૃષ્ટિમાં આકાશના જેવા નિર્વિકાર, શૂન્ય ચિદાકાશની અંદર પૃથ્વી–સૂર્ય–પર્વત આદિ જગત, પોતાના મૂળસ્વરૂપ (ચિદ્રૂપતા)ને છોડતાં નથી અને યથાસ્થિતપણે રહેલ છે. તેની અંદર દેશકાળ આદિની ઉગ્ર કલ્પના પણ યથાસ્થિતપણે રહી છે.[42,43] જગત આવે સ્થૂલરૂપે દેખાતાં છતાં પોતાના શુદ્ધ મૂળ ચિદ્રૂપભાવને છોડતું નથી. સાક્ષીચૈતન્યને પ્રતીતિમાં આવતાં સ્વપ્નનગરની પેઠે આ જગત પોતાના એક અનુભવરૂપ છે અને પોતાના સ્વરૂપને નહિ છોડનારા ચિદાકાશના ઉદરમાં તે રહેલ છે.[44] એ પોતે પૃથ્વી વગેરે ભાવથી રહિત છે, તો પછી તેમાં પૃથ્વી વગેરે ક્યાંથી હોય? તે તમે જ કહો. આથી એમજ સિદ્ધ થાય છે કે, કેવળ શાંત એવું ચિદાકાશજ પોતાના સ્વરૂપમાં આવા જગત આદિ સ્થૂલ આકારે ભાસી રહ્યું છે.[45] સર્વ સૃષ્ટિના આદિકાળમાં અને સ્વપ્નકાળમાં પૃથ્વી આદિનો સંભવ ક્યાંથી હોય! કિંતુ બ્રહ્મસત્તા જ પોતા વડે પોતાના સ્વરૂપમાં જાણે જગતને રૂપે આવિર્ભાવને પ્રાપ્ત થઈ ગઈ હોય તેવી બની જાય છે અને પૃથ્વી આદિ સંજ્ઞાઓને કલ્પી લે છે. પછીથી તે સત્તાઓ જાણે સત્ય અર્થને આપનાર હોય તેવી થઈ રહે છે. બાકી, પૃથ્વી આદિનો જ પ્રથમ અસંભવ છે એટલે જગત સાકાર નથી, તેમ સ્મૃત્યાત્મક પણ નથી. તે ભ્રાંતિરૂપ પણ નથી અને વિવર્ત આદિરૂપ પણ નથી. તે તો કેવળ બ્રહ્મરૂપજ છે.[46,47] આ બ્રહ્મજ સુંદર જગતને આકારે વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે, પરંતુ તે વસ્તુતાએ એકજ છે. સૃષ્ટિમાં અને પ્રલયમાં તે વિકારને નહિ પામતાં પોતાના સ્વરૂપમાં રહે છે, તે દૃશ્યરૂપે પ્રતીતિમાં આવે છે, છતાં નિર્મળ આકાશરૂપ છે, શાંત છે, નિત્ય છે અને અભિજ્ઞોથી એને નિરંતર સૃષ્ટિ–પ્રલય ઇત્યાદિરૂપે અનુભવમાં આવે છે.[48]

ब्रह्मेदमाकचति चारु जगत्स्वरूपं तच्चैकमेव कचनाकचनात्मनिष्ठम् । दृश्याभमप्यमलमेव नभः प्रशान्तं नित्योदितं प्रलयसर्गमयोदयात्म ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જગતોબ્રહ્મત્વ-પ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૭૨ મો સમાપ્ત



## સર્ગ ૧૭૨ મો×

### ચેતનને જડમાં અભિનિવેશ થવાનું કારણ

॥ राम उवाच ॥

सर्वानुभवरूपस्य तथा सर्वात्मनोऽप्ययम् ।
अनंतस्यात्मतत्त्वस्य देहेऽपि किमहंग्रहः ॥ १ ॥

રામ બોલ્યાઃ–સર્વના અનુભવરૂપ અનંત આત્મતત્ત્વ સર્વના આત્મારૂપ છે, છતાં તેનો દેહમાં જ અહંગ્રહ ('હું દેહરૂપ છું' એવો અભિનિવેશ) કેમ બંધાઈ જાય છે?[1] ચિદાત્મા સ્વપ્ન આદિમાં જડ કાષ્ઠ–પાષાણ આદિરૂપ કેમ બની જાય છે? અને આ કાષ્ઠ–પાષાણ આદિ નથી એમ કહો તો કેમ નથી? અને છે એમ કહો તો કેમ છે? તે મને કહો.[2]

વસિષ્ઠ બોલ્યાઃ–જેમ દેહધારી જીવોને હાથમાં હાથપણાનો અભિનિવેશ (આગ્રહ) બંધાઈ જાય છે, તેમ સર્વના આત્મારૂપ ચેતનતત્ત્વને પણ દેહમાં દેહપણાનો અભિનિવેશ બંધાઈ જાય છે.[3] જેમ વૃક્ષને પોતાનાં પાંદડાંમાં પત્રભાવનો અભિનિવેશ બંધાઈ જાય છે, તેમ સર્વના આત્મારૂપ ચેતનતત્ત્વને વૃક્ષમાં વૃક્ષપણાનો અભિનિવેશ થાય છે.[4] આકાશને જેમ શૂન્યમાં શૂન્યભાવનો અભિનિવેશ બંધાઈ જાય છે, તેમ સર્વાત્મા એવા ચિદ્રૂપતત્ત્વને દ્રવ્યમાં દ્રવ્યભાવનો અભિનિવેશ બંધાય છે.[5] નિરાકાર ચિત્તમાંથી ઉત્પન્ન થવાને લીધે નિરાકાર એવા સ્વપ્નનગરને વિશે સ્વપ્નભોક્તાને જેમ સાકારતાનો અભિનિવેશ બંધાઈ જાય છે, તેમ સર્વના આત્મારૂપ ચેતનતત્ત્વને પણ સ્વપ્ન–જાગ્રત આદિમાં તે તે ભાવનો અભિનિવેશ બંધાય છે.[6] જેમ પર્વતના અભિમાની જીવને અને નગરાભિમાની જીવને પોતામાં રહેલ પાષાણ, વૃક્ષ, જળ ઇત્યાદિમાં તે તે ભાવનો અભિનિવેશ થાય છે, તેમ સર્વના આત્મારૂપ ચિન્મયતત્ત્વને પણ પોતાની અંદર રહેલ પર્વત તથા નગર ઇત્યાદિમાં તે તે ભાવનો અભિનિવેશ થઈ જાય છે.[7] જેમ ચેતનરૂપે જણાતા શરીરને કેશ તથા નખ ઇત્યાદિમાં અચેતનપણાનો આગ્રહ બંધાય છે, તેમ સર્વના આત્મારૂપ ચિન્મયતત્ત્વને કાષ્ઠ તેમજ પાષાણ આદિમાં જડભાવનો અભિનિવેશ બંધાય છે.[8] જેમ સાક્ષીચૈતન્ય જ સ્વપ્નની અંદર (વિવર્તભાવે) કાષ્ઠ–પાષાણ આદિરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ ચિદાકાશ જ સૃષ્ટિના આરંભકાળમાં સાકાર આદિરૂપે પ્રતીતિમાં આવે છે.[9] જેમ નખ–કેશ અને જળ–આકાશ આદિના ધર્મને ધારણ કરનાર પુરુષનું એક જ શરીર જડ–ચેતનરૂપ છે અને સાકાર છે, તેમ સર્વના આત્મારૂપ સત્ય તત્ત્વનું એક જ સ્વરૂપ જડ–ચેતનરૂપ અને સ્થાવર–જંગમરૂપ છે; કિંતુ તે નિત્ય અને નિરાકાર છે.[10,11] જેમ સ્વપ્નમાં દીઠેલ અર્થની ભ્રાંતિ 'આ સ્વપ્ન છે' એમ જાણનાર પુરુષના ચિત્તમાંથી યથાસ્થિતપણે રહ્યા છતાં શમી જાય છે, તેમ સારી પેઠે જ્ઞાનને પ્રાપ્ત થયેલા પુરુષની દૃષ્ટિમાં આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં શમી જાય છે.[12] સ્વપ્નને દેખનાર માણસ પ્રાતઃકાળમાં જાગી જાય છે, એટલે સ્વપ્નના દ્રષ્ટા અને દૃશ્ય વગેરે ભાવો મિથ્યા જણાય છે. તેને આ સર્વ ચિદાકાશરૂપ હતું, એવો નિશ્ચય કરી આપવાને એ પ્રબોધ જ સમર્થ થાય છે; તે જ પ્રમાણે સંસારરૂપ નિદ્રામાંથી પ્રબુદ્ધ થયેલા તત્ત્વજ્ઞને પણ દૃશ્ય–દ્રષ્ટા આદિનું મિથ્યાપણું જણાઈ આવે છે, એટલે એ પ્રબોધ જ ચિદાકાશના સત્યપણાને બતાવી આપે છે; અને તેમાં છેવટ મૌનનો જ આશ્રય લેવો પડે છે.[13] જેમ મહાસાગરમાં જળની અનેક (ચકરીઓ) થતી રહે છે અને શમી જતી રહે છે, તેમ ચિદાકાશની અંદર હજારો અને કરોડો કલ્પોપર્યંત તેની તે જ સૃષ્ટિઓ અથવા તો બીજી જ

× આ એકસોતોતેરમા સર્ગમાં ચિદ્રૂપ તત્ત્વના ...ા વિષે અને દેહ આદિ જડભાવમાં તથા ...દિમાં અભિનિવેશ બંધાયા વિષે નિરૂપણ કરાશે.

ઇંદ્રિયો ઉત્પન્ન થતી રહે છે અને નાશ પણ પામતી રહે છે.[૧૪] જેમ સમુદ્રની અંદર રહેલું જળ, તરંગ આદિમાં પોતાના સ્વરૂપને અનેક પ્રકારે પ્રસારી દે છે, તેમ ચિદાકાશ પણ પોતાના માયાદર્પણ ચૈતન્યરૂપમાં સૃષ્ટિ આદિ અનેક સંજ્ઞાઓને કલ્પી લે છે.[૧૫] અવિવેકી જનસમુદાયના નિશ્ચયને બાદ કરતાં તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં સદા નિર્વિકાર પરબ્રહ્મરૂપ છે.[૧૬] 'હું તરંગરૂપ નથી, પરંતુ જળરૂપ છું.' એવું જે તરંગે યુક્તિ વડે જાણ્યું, તેનો પછી તરંગભાવ ક્યાં રહ્યો ?[૧૭] જળમાં થતા તરંગના ભાનની પેઠે બ્રહ્મમાંથી જ આ જગતનો આભાસ થાય છે. જેમ તરંગ અને તરંગનો અભાવ એ બન્ને સમુદ્રના ધર્મો છે, તેમ જગતની પ્રતીતિ અને તેનો અભાવ એ બન્ને બ્રહ્મની એક જાતની શક્તિ છે અને તે જ તેવે પ્રકારે સ્થિતિને પ્રાપ્ત થઈ રહેલ છે.[૧૮] હે રામચંદ્રજી! પોતાના ચિદ્રૂપને નહિ છોડનાર ચિદાકાશનું મનઃસમષ્ટિરૂપી ઉપાધિમાં સ્વપ્નની પેઠે પ્રતિબિંબ પડે છે, ત્યારે ઉપાધિવાળું જ કાંઈ સ્વરૂપ ખડું થાય છે, તે જ 'મન', 'બ્રહ્મ', 'પિતામહ' ઇત્યાદિ નામો વડે કહેવાય છે. એવી રીતે પ્રથમ પ્રજાપતિ જ નિરાકાર અને નિર્વિકાર છે અને ચિન્માત્રરૂપ સંકલ્પનગરની પેઠે તે કારણથી રહિત છે.[૧૯,૨૦] જે સુવર્ણનો બાજુબંધ જાણે છે કે, 'હું બાજુબંધ નથી,' તેને પછી બાજુબંધપણું ક્યાં રહે ? તે તો શુદ્ધ સુવર્ણરૂપે જ રહે. જ્યારે સમષ્ટિરૂપ પ્રથમ પ્રજાપતિ અજન્મા, સંકલ્પમાત્ર અને કેવળ ચિદાકાશરૂપ દેહધારી છે, ત્યારે હું, તમે અને આ જગત ઇત્યાદિ જે કાંઈ ભાસે છે, તે પણ સર્વ તેવું જ છે.[૨૧,૨૨] ચિદાકાશમાં શૂન્યતાની પેઠે જ કાંઈ ચૈતન્યના ચમત્કારો ભાસી રહ્યા હોય છે, તે જ સૃષ્ટિરૂપ, સંહારરૂપ, સ્થિતિરૂપ, તેના વિચિત્ર પ્રવાહોરૂપ અને અનુભવોરૂપ છે.[૨૩] ચિદાકાશ પોતાની મેળે જ સ્વપ્નની પેઠે પ્રથમ જ સ્વયંભૂ નિરત થઈ રહે છે, તે જ હિરણ્યગર્ભ છે. સમુદ્રમાં જેમ તરંગ તે જ રૂપે કે બીજા રૂપે નિરંતર સ્ફુરતો રહે છે, તેમ બ્રહ્મમાં અનાદિ તથા અનંત એવો સૃષ્ટિ-પ્રલયનો નિયમ પણ સ્ફુરતો રહે છે.[૨૪,૨૫] ચિદાકાશનો સુંદર વિવર્ત જ 'વિરાટ' શબ્દ વડે કહેવામાં આવે છે અને તે વિરાટનું મન હિરણ્યગર્ભરૂપ છે. તે જ કાંઈ રચે છે તે પણ સંકલ્પનગરના જેવું જ સમજવું.[૨૬] તે વિરાટ જ સૃષ્ટિરૂપ છે, તે જ સ્વપ્નરૂપ છે અને તે જ જાગ્રત અવસ્થાના વ્યષ્ટિ-સમષ્ટિ દેહરૂપ પણ થઈ રહેલ છે. જેમ ગાઢી સુષુપ્તિ અતિ નિદ્રારૂપી અંધકારના બળથી સ્વપ્નરૂપ બની જાય છે, તેમ આત્મા જ પ્રલયને વિષે અવિદ્યારૂપ અંધકારથી જગતરૂપે અનુભવમાં આવે છે.[૨૭] અનંતર પ્રલયરૂપી બ્રહ્માની રાત્રિ વિરાટરૂપ પરમાત્માના કેશરૂપ છે. પ્રકાશ અને અંધકાર (દિવસ અને રાત્રિ) તથા કાળ અને ક્રિયા એ તેના પોતાના અવયવોની સંધિરૂપ છે.[૨૮] અગ્નિ એ વિરાટના મુખરૂપ છે, આકાશ મસ્તકરૂપ છે, અંતરિક્ષ નાભિરૂપ છે, પૃથ્વી ચરણરૂપ છે, સૂર્ય તથા ચંદ્ર નેત્રરૂપ છે અને દિશાઓ શ્રોત્રરૂપ છે. એવી રીતે એક કલ્પના જ વિરાટને આકારે ખડી થઈ ગયેલ અનુભવમાં આવે છે.[૨૯] એ પ્રમાણે સારી પેઠે વિચારથી જોતાં વિરાટનું સ્વરૂપ સ્વપ્નના જેવું તથા

ભવે છે, તેમ અનુભવ કરનાર ચિદાત્મા જ સત્ય અને અનુભવરૂપ એવા પોતાના આત્માને માયાના આવરણને લીધે અસત્ય જેવો માની લે છે અને તેને અમુક પરિચ્છિન્નરૂપે અનુભવે છે.[૩૩] વેદાંત, જૈન, સાંખ્ય, બૌદ્ધ વગેરે મતોના ગુરુઓએ તથા અગમ શાસ્ત્રનો ભેદ કરનાર પશુપતિ અને ભૈરવ ઇત્યાદિએ પોતાનાં શાસ્ત્રોમાં જે જે વિચારો પ્રતિપાદિત કર્યા છે, તે સર્વરૂપ થઈ જઈને, અમારું બ્રહ્મ જ તેવી તેવી વાસનાને યોગે, તેવે તેવે રૂપે સ્ફુરેલ છે વળી તે તે વાદીઓના પોતપોતાના નિશ્ચયને અનુકૂળ પડતું માની લીધેલ પારલૌકિક સુખ તથા આ લોકસંબંધી સર્વ ફળ, એ સર્વરૂપ બ્રહ્મ જ થઈ જાય છે. કેમકે અમુક પ્રકારનું ફળ આપણાને પ્રાપ્ત થાઓ, એવી રીતે તેમના આત્મામાંથી જ આશાની ઉત્પત્તિ થાય છે. બ્રહ્મનો આવો લોકોત્તર મહિમા જ છે. કેમકે તે પોતે જ માયાના યોગથી સર્વશક્તિમાન થઈ રહેલ છે.[૩૪]

वेदान्तार्हतसांख्यसौगतगुरुत्र्यक्षादिसूक्ता-दृशो ब्रह्मैव स्फुरितं तथात्मकलयास्तादात्मनित्यं यतः । तेषां चात्मविदोऽनुरूपमखिलं स्वर्गे फलं तद्भवत्यस्य ब्रह्मण ईदृगेव महिमा सर्वात्म यत्तद्वपुः

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમાર્થોપદેશ' એ નામનો સર્ગ ૧૭૩ મો સમાપ્ત**

## સર્ગ ૧૭૪ મો×

### નિર્વાણપદ વિષે વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

सर्गादौ स्वप्नसंवित्त्या चिदेवाभाति केवला ।
जगदित्यवभासेव ब्रह्मैवातो जगत्त्रयम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–સૃષ્ટિના આદિકાળમાં કેવળ ચિદાકાશ જ સ્વપ્નના અનુભવ પ્રમાણે જાણે જગતને રૂપે ભાસતું હોય, તેમ થઈ રહે છે. તેથી ત્રણે લોક બ્રહ્મરૂપ જ છે.[૧] સૃષ્ટિઓ બ્રહ્મરૂપ સાગરના તરંગ જેવી છે અને તેમાં રહેલ જ્ઞાનરૂપ અનુભવ દ્રવરૂપ છે. જીવન્મુક્ત પુરુષોને વ્યવહારસિદ્ધિ માટે પ્રતીતિમાં આવતું જગત પણ જાણે કોઈ બીજી જ સૃષ્ટિ હોય તેવું ભાસે છે. તો પછી તેમાં દ્વિત્વ–એકત્વ આદિ બીજું ક્યાંથી હોય?[૨] જેમ એક જ ચિદાકાશ નિદ્રારૂપ હોઈ સ્વપ્ન અને સુષુપ્તિ એ બન્નેરૂપ છે, તેમ ચિદાકાશનું એક જ આત્મસ્વરૂપ દશ્ય અને અદશ્ય એ બન્નેરૂપે રહેલ છે.[૩] જો આ જગતનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે જાગ્રતમાં સ્ફુરી આવતા સ્વપ્નનગરના જેવું કેવળ બાધિત અને સ્ફૂર્તિરૂપે આભાસમાત્ર જણાય છે; તો પછી તેમાં વિવેકી પુરુષને કેવી આસ્થા હોય?[૪] સૃષ્ટિનું સ્વરૂપ અને તેનો અનુભવ સૃષ્ટિના આરંભકાળમાં પ્રતીતિમાં આવે છે. જો તેનું યથાર્થ સ્વરૂપ ઓળખવામાં આવે, તો આ જગત જાગ્રતમાં બાધિતરૂપે સ્ફુરી આવતા સ્વપ્નનગરના જેવું બાધિત જણાય છે.[૫] જેમ સ્વપ્નનગર સંબંધી જુદા જુદા પ્રકારની વાસનાઓ સ્વપ્નસમયે સત્ય જણાય છતાં જાગ્રત અવસ્થામાં તે અસત્ય છે, તેમ જાગ્રત સંબંધી વાસનાઓ વિશે પણ સમજવું.[૬] કદાચિત્ બીજે કોઈ પ્રકારે પ્રતિપાદન કરી દશ્યનું કાંઈ બીજું જ કારણ અહીં કલ્પવામાં આવતું હોય, તો પછી બીજી કલ્પનાઓની અપેક્ષાએ બંધબેસતી થતી ભ્રાંતિમાત્રપણાની કલ્પના શા માટે ન કરવી?[૭] સ્વપ્નસૃષ્ટિની પેઠે જાગ્રતસૃષ્ટિ સંબંધી આ પોતાની ભ્રાંતિ તો અનુભવ વડે જ સિદ્ધ છે. જો કાંઈ બીજું કારણ કલ્પવામાં આવે, તો પણ તે અનુમાન વડે સિદ્ધ કરી શકાય. હવે અનુમાન કયા અનુભવથી અધિક થઈ શકે તેમ છે?[૮] મનુષ્ય પોતાની ઇષ્ટ સૃષ્ટિને સરજવાને અને અનિષ્ટ

× આ એકસોચુમોતેરમા સર્ગમાં સ્વપ્નની પેઠે જ પ્રબોધ વડે દશ્યનો બાધ થઈ જતાં અવશેષ રહેલ ચિદાપદપણા વિષે વર્ણન કરવામાં આવશે.

સૃષ્ટિને નિવારવાને સમર્થ થઈ શકતો નથી. વળી તેણે પ્રથમ વિચારી રાખેલો વિષય તેને નિશ્ચયપૂર્વક જ દેખાય તેમ પણ બનતું નથી; કિંતુ વખતે બીજે પ્રકારે પણ તે અકસ્માત્ તેના જોવામાં આવે છે. આ વાત અનુભવસિદ્ધ છે. જો સૃષ્ટિ કોઈ બીજા કારણને અધીન જ હોય, તો પછી મનુષ્યો તેવી સાધનસંપત્તિ મેળવી પોતાની ઇષ્ટ સૃષ્ટિને રચે, અનિષ્ટ સૃષ્ટિને નિવારે અને કશું પણ અકસ્માત્ દેખે નહિ. પરન્તુ એ વાત કોઈ પણ રીતે બરાબર ઘટતી નથી. તેથી આ દૃશ્ય સ્વપ્નશૈલની પેઠે ભ્રાંતિસ્વરૂપ જ છે.[૯] જ્ઞાનનો ઉદય થયો વિના નિર્વિકલ્પ સમાધિ થાય, તો તે પણ પરમ જડતારૂપ છે અને સવિકલ્પ સ્થિતિ થાય, તો તે પણ સંસારરૂપ જ છે. તેથી કદાચિત્ ધ્યાન કે સમાધિનો લાભ થાય, તો પણ જ્ઞાન થયા વિના તે કાંઈ પુરુષાર્થરૂપ સંભવતું નથી.[૧૦] જો સવિકલ્પ ધ્યાન હોય, તો તે સંસાર જેવું જ છે. જ્ઞાન થયા વગર તે જો નિર્વિકલ્પ હોય, તો તે પણ પાષાણના જેવું પરમ જડરૂપ છે. મોક્ષ કાંઈ પાષાણ જેવી જડ સ્થિતિરૂપ કે વિકલ્પાત્મક સંભવતો નથી.[૧૧] પાષાણના જેવી જડ નિર્વિકલ્પ સમાધિ વડે બીજું કશું પણ પ્રાપ્ત થતું નથી. પોતાની નિદ્રા વડે શું મળે છે?[૧૨] સૃષ્ટિનો અત્યંત અસંભવ છે. તેથી સારી રીતે જ્ઞાનનો ઉદય થતાં વિવેકી પુરુષની દૃષ્ટિમાં સર્વ દૃશ્ય ભ્રાંતિમાત્ર ભાસે છે. જીવન્મુક્તપણાનો ઉદય થવો તે જ વાસ્તવિક રીતે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. તે જ અનંત નિર્વાણરૂપ છે અને તે જ મોક્ષ કહેવાય છે. અનંત સુષુપ્તિના જેવી તુરીય અવસ્થા પણ તેને જ કહે છે અને તેમાં યથાસ્થિતપણે રહી ક્ષોભને નહિ પામતાં સર્વના પ્રકાશક આત્મારૂપે સ્થિતિ રાખવામાં આવે છે.[૧૩-૧૫] જ્ઞાનમાં સારી રીતે એકરસ થઈ જવું તે ધ્યાન કહેવાય છે. વળી દૃશ્યનો અત્યંત અસંભવ છે. તેથી આત્મસ્વરૂપને યથાર્થ ઓળખવું તેને જ શ્રુતિઓ તથા તત્ત્વવેત્તાઓ પરમપદરૂપ કે પરમપુરુષાર્થરૂપ કહે છે.[૧૬] એ સ્થિતિ કાંઈ પાષાણના જેવી જડ નથી, તેમ સુષુપ્તિ જેવી પણ નથી. તે નિર્વિકલ્પ કે સવિકલ્પ નથી, તેમ સાવ શૂન્ય પણ નથી.[૧૭] તે દૃશ્યના અત્યંત અસંભવરૂપ છે તથા આદિ અનુભવરૂપ છે. એ બ્રહ્મ જ સર્વરૂપ છે અને અપવાદદૃષ્ટિથી જોઈએ તો તે કશારૂપ નથી. હે પ્રિય રામચંદ્રજી! જે બ્રહ્મના જેવો નિર્વિકાર હોય છે, તે જ તેને દેખે છે.[૧૮] જ્યારે સારી રીતે પ્રબોધનો ઉદય થાય છે, ત્યારે જ પરમનિર્વાણની પ્રાપ્તિ થઈ કહેવાય છે. તે દશામાં આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં પ્રલય જેવી અભાવસ્થિતિને પ્રાપ્ત થઈ જાય છે.[૧૯] તેમાં આ એકતા કે અનેકતાની કલ્પના નથી; તેમાં કશું પણ નથી અને તેમાં કશાનો સંભવ પણ નથી. સર્વ સદ્-અસદ્ વસ્તુઓની સીમાના અંતરૂપ તે જ તત્ત્વ કહેવાય છે.[૨૦] દૃશ્ય અત્યંત અસંભવિત છે, એમ માનવાથી શુદ્ધ બોધનો ઉદય થાય છે અને તેથી સર્વ વિક્ષેપથી રહિત થવાય છે. પછી શાંતપણે જે કાંઈ નિરતિશય આનંદરૂપે સ્થિતિ રાખી રહેવું તે જ પરમપદરૂપ છે, એમ તમે સમજો[૨૧] એ શુદ્ધ બોધ સર્વોત્તમ ધ્યાનરૂપ છે. શાસ્ત્રપરિચયથી પદ-પદાર્થને જાણી શકનાર, બુદ્ધિમાન અને નિરંતર મોક્ષના ઉપાયરૂપ આ શાસ્ત્રને વાંચનાર શુદ્ધ અધિકારી પુરુષ તેને અધ્યાત્મશાસ્ત્રના વિચારથી થયેલ જ્ઞાનરૂપ ઉપાય વડે મેળવી શકે છે. બીજા કશા ઉપાયથી તેની પ્રાપ્તિ થતી નથી. તીર્થાટન વડે, દાન વડે, સ્નાન વડે, બીજી વિદ્યા વડે, ધ્યાન વડે, તપ વડે, યોગ વડે કે યજ્ઞ વડે તેની પ્રાપ્તિ થતી નથી.[૨૨-૨૪] આ સત્યરૂપે ભાસતું અનિર્વચનીય દૃશ્ય ભ્રાંતિમાત્ર છે અને મિથ્યા છતાં જાણે સત્ય હોય તેવું ભાસે છે. જેમ નિદ્રાભાવથી રહિત ચિદાકાશ સ્વપ્નરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ ચિદાકાશ જ જગતને

આકારે પ્રતીતિમાં આવે છે.[૨૫] જે ભ્રાંતિ હોય તે કોઈ દિવસ તપ-તીર્થ આદિ વડે શાંત થતી નથી. જોકે તપ-તીર્થ આદિ વડે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, પણ તે વડે મુક્તપણાનો લાભ મળતો નથી.[૨૬] આ જગતમાં જો સારી શુદ્ધ બુદ્ધિ વડે અધ્યાત્મશાસ્ત્રના અર્થનો વિચાર કરવામાં આવે, તો તેથી થયેલ આત્મજ્ઞાનરૂપ મોક્ષના ઉપાયથી જ એ ભ્રાંતિ શાંત થાય છે-બીજા કશાથી થતી નથી.[૨૭] જેમ સૂર્યના પ્રકાશથી અંધકારમય રાત્રિ ક્ષય પામે છે, તેમ અત્યંત પ્રકાશ આપનાર નિર્મળ શાસ્ત્રાર્થ વડે આ સર્વ ભ્રાંતિ નિવૃત્ત થાય છે.[૨૮] જેમ પવનની અંદર તેની ચપળતા રહી છે અને જળની અંદર દ્રવપણું રહ્યું છે, તેમ ચિદાકાશની અંદર ઉત્પત્તિ, સ્થિતિ અને લયના આભાસો પ્રતીતિમાં આવે છે.[૨૯] જેમ વડનાં બીજ આદિ દ્રવ્યોમાં વડનો આકાર ધારણ કરવાની ચમત્કૃતિ અંદર જ રહી છે અને પવનમાં જેમ અહર્નિશ તેની ચલનશક્તિ રહેલ છે, તેમ શબલબ્રહ્મરૂપી ચિદાકાશની અંદર આ જગતની યથાસ્થિત સૃષ્ટિ તથા તેની સ્થિતિ અનન્યરૂપે રહેલ છે અને છેવટ તેમાં જ તે લય પામી જાય છે.[૩૦]

द्रव्यस्य हृद्येव चमत्कृतिर्निजा नभस्वतः स्पन्द इवानिशं यथा। यथा स्थिता सृष्टिरियं तथास्तिता लयं नभस्यंतरनन्यरूपिणी॥ ३०॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'નિર્વાણોપદેશ' એ નામનો સર્ગ ૧૭૪ મો સમાપ્ત**



## સર્ગ १७५ मो*

### ચિદાકાશ જ અજ્ઞાનથી જગતરૂપે ભાસે છે

॥ वसिष्ठ उवाच ॥

**स्वप्नमममाद्यं चिद्व्योम कारणं देहमंविदाम्। दृश्यान्यता संभवतश्चिद्व्योम्नस्तत्कुतो वपुः॥१॥**

વસિષ્ઠ બોલ્યાઃ-સર્ગના આદિકારણરૂપ ચિદાકાશ સ્વપ્નની પેઠે વિવર્તભાવને પામીને દૃશ્યભાવને ધારણ કરી લે છે. તે જ જીવોને દેહના તાદાત્મ્યપણાનો અધ્યાસ થવામાં મુખ્ય કારણરૂપ થાય છે. હવે પ્રથમ આરંભસમયમાં જ દૃશ્ય જેવી કોઈ પણ જુદી વસ્તુ જ નથી, તો તે ચિદાકાશના દેહરૂપ કેમ થઈ શકે?[૧] હે નિષ્પાપ રામચંદ્રજી! સૃષ્ટિના આદિકાળમાં આ સર્વ સ્વપ્નના અનુભવ જેવું જ છે. તે વિના બીજે પ્રકારે આ સૃષ્ટિ અને પરલોક દેખાતાં છતાં પણ સિદ્ધ થઈ શકતાં નથી.[૨] સ્વપ્ન-સ્ત્રીના સમાગમની પેઠે આ દૃશ્ય મિથ્યા છે, કેવળ શાંત ચિદાકાશરૂપ છે. અનુભવરૂપ ચિદાત્મા જ અવિદ્યાને લીધે આ પ્રમાણે અસત્ય જગતરૂપે ભાસે છે.[૩] જે કાંઈ આ જગતરૂપે ભાસે છે, તે શૂન્ય, સ્વચ્છ, અનાદિ, અનંત અને નિર્મળ ચિદ્ધાતુરૂપ છે. જ્યાં સુધી પરમાત્માનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખવામાં આવે, ત્યાં સુધી તે અવિદ્યારૂપ તથા સંસારી જીવરૂપ પ્રતીતિમાં આવે છે. પરંતુ જો તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો જીવભાવ અને દૃશ્યભાવ ટળી જાય છે અને તે પરબ્રહ્મરૂપ જ જણાય છે. કેમકે અનાદિ અને અનંત એવા શુદ્ધ ચિદાકાશની અંદર અવિદ્યા આદિ મેલ ક્યાંથી હોય?[૪-૫] જે શુદ્ધ સાક્ષીચૈતન્ય છે, તે જ

* આ એકસોપંચોતેરમા સર્ગમાં જ્યાં સુધી મૂર્ખતા હોય ત્યાં સુધી ચિદાકાશ જ વિનાકારણે કેમ જાણે જગતરૂપે થઈ રહેલ હોય તેમ ભાસે છે અને શાસ્ત્ર વડે મૂર્ખતાની નિવૃત્તિ થતાં ચિદાત્મા બંધથી રહિત (મુક્ત) થઈ જાય છે, એ વિષે વર્ણન આવશે.

સ્વપ્નનગરરૂપ છે અને જે ચિદાકાશ છે તે જ જગતરૂપ છે. તો પછી સૃષ્ટિના આદિકાળમાં પૃથ્વી આદિનો સંભવ જ ક્યાં છે ?[૬] જીવ ચિદાકાશરૂપ ) અને જીવરૂપે ભાસતા ચિદાકાશની સૃષ્ટિમાં જ પૃથ્વી' આદિ નામો તથા 'મન' અને 'બુદ્ધિ' આદિ લ્પનાઓ કરવામાં આવ્યાં છે.[૭] જળમાં જેમ રંગ હોય છે અને પવનમાં જેમ ચલનશક્તિ હી હોય છે, તેમ ચિદાકાશની અંદર બુદ્ધિપૂર્વક ાદિ પણ સ્વાભાવિક રીતે જ જગતનું ભાન થાય ; અને તે નિરાધાર છે.[૮] જગતનું ભાન થયા છી ચિદાકાશે જીવભાવ વડે તેની અંદર પ્રવેશ ર્યો અને 'હું હિરણ્યગર્ભ જગતનો સર્જનાર ;' એવા અભિમાનને તથા ઐશ્વર્યને ધારણ ર્યું. પછી, તેણે બુદ્ધિ આદિની અને પૃથ્વી ાદિની કલ્પના કરી. એ કલ્પના સદ્રૂપ અને મસદ્રૂપ છે તથા ચિદાકાશના એક વિવર્તરૂપ .[૯] અત્યંત સ્વચ્છ એવું આ મહાચૈતન્ય જ ગતને રૂપે (વિવર્તભાવથી) પ્રતીતિમાં આવે ; અને તેનું જ 'સૃષ્ટિ' એવું નામ પણ છે. તેથી ગત ચિદાકાશરૂપ જ છે–બીજું કશું નથી.[૧૦]

; પ્રિય રામચંદ્રજી ! આ પ્રમાણે વાસ્તવિક ષ્ટિએ જોતાં કશો પણ વિવર્ત જ નથી, પણ જે ાંઈ છે તે સ્વચ્છ ચિદ્રૂપતત્ત્વ છે. જે ચિન્માત્ર-તત્ત્વ એક છે, તેની કલ્પના જ આ જગતને આકારે પોતાના સ્વરૂપની અંદર પોતા વડે જ પસરી રહેલ છે,[૧૧] ચિદાકાશ ચિદાકાશની અંદર આવી રીતે રહેલ છે તથા જગતનું મૂળસ્વરૂપ પૂર્ણ ચિદાકાશ જ છે. જેમ સ્વપ્નાવસ્થામાં સાક્ષી-ચૈતન્ય જ જાણે ચિત્તરૂપ અને દૃશ્યરૂપ થઈ રહ્યું હોય તેવું જણાય છે, તેમ એ પૂર્ણ ચિદાકાશ જ (જાગ્રતમાં પણ) જાણે ચિત્તરૂપ અને દૃશ્યરૂપ થઈ રહેલ હોય તેવું જણાય છે.[૧૨] બીજે પ્રકારે કોઈ રીતે કારણની સિદ્ધિ ઘટી શકતી નથી અને સૃષ્ટિના આરંભકાળમાં બીજું કશું સત્ય કારણ નથી; તેથી પોતાનો આત્મા જ પોતાની મેળે ચિદાકાશને દૃશ્યરૂપે દેખે છે.[૧૩] સ્વપ્નની પેઠે જ આ દૃશ્ય (દેખાતાં છતાં) આકાર આદિ ધર્મોથી રહિત છે અને સ્વપ્નમાં તથા આ જગતમાં કશો પણ બીજો ભેદ નથી. તેથી સિદ્ધ થાય છે કે, સર્વ ચિદાકાશરૂપ છે અને તેની અંદર આકાશ આદિની પેઠે શૂન્યતા (દૃશ્યનો અભાવ) રહેલ છે.[૧૪] આ પરબ્રહ્મ સર્વ રૂપથી રહિત છે અને એક જ પોતે પોતાના સાર્વાત્મ્યભાવથી અ અનેકરૂપે થઈ રહેલ છે.[૧૫] આ વાત સ્વપ્ન અનુભવાય છે. આત્મા જ પોતે જાણે સ્વપ્ન થઈ રહ્યો હોય, તેમ તે વખતે જણાય છે. અનેકરૂપે દેખાતાં છતાં એકરૂપ જ છે. તે જ પ્રમા આ સર્વ અનેકરૂપે દેખાતાં છતાં એક નિર્મ શુદ્ધ બ્રહ્મરૂપ છે.[૧૬] બ્રહ્મ જ પોતે પોતાના સ્વરૂ ની અંદર ચિદ્ભાવને લીધે જાણે જીવભાવને ક લે છે અને પોતાના સ્વચ્છ રૂપને નહિ છોડ છતાં જાણે મનરૂપ બની ગયું હોય તેવું થઈ જ છે. પછી તે મનઃસમષ્ટિરૂપે આ સર્વ પ્રપંચ વિસ્તારી દેતું હોય તેમ ભાસે છે; પરંતુ વસ્ તાએ જોતાં તે ચિન્મય હોવાથી ચિદાકાશરૂપ છે. આમ, તે જાણે જગતરૂપે થઈ ગયું હોય તે જણાય છે અને અવિકારી છતાં જાણે વિકા હોય તેમ પ્રતીતિમાં આવે છે.[૧૭,૧૮] મન હિરણ્યગર્ભરૂપ છે અને તે સૃષ્ટિના હૃદય અંદર રહી નિરંતર સર્વને ઉત્પન્ન કરે છે ત તેનો સંહાર પણ કરે છે.[૧૯] જેમ સ્વપ્નની અંદ નિરાકાર ચિત્ત સ્વપ્નસૃષ્ટિરૂપે પ્રતીતિમાં આવે છે તેમ પૃથ્વી આદિથી રહિત એ મનરૂપ બ્રહ્મ પોતાના નિરવયવ હૃદયની અંદર ત્રણે લોકરૂ થઈને તેને રૂપે પ્રતીતિમાં આવે છે અથવા બીજ પ્રકારે પણ તેની પ્રતીતિ થાય છે.[૨૦] એક અને નિરાકાર એવું એ મન દેહરૂપે, જગતરૂપે તથ અહંકારરૂપે, અનંતરૂપ બની જાય છે અને પોતાન મૂળ અધિષ્ઠાનરૂપ પૂર્ણ શુદ્ધ સ્વરૂપને અવિ વડે ઢાંકી દઈ, બોધ તથા અબોધ એ

(જડ ચેતનરૂપ) થઈ જાય છે.[૨૧] અહીં પૃથ્વી આદિ કશું નથી, દેહ પણ નથી અને બીજો દશ્યભાવ પણ નથી; પરંતુ માત્ર ચિદાકાશરૂપ મન જ જગતને રૂપે પ્રતીતિમાં આવે છે.[૨૨] આવી દૃષ્ટિ વડે જોઈએ તો પણ વિચાર કરતાં આ કશું નથી; કેવળ એકરસ ચિન્માત્રતત્ત્વ જ પોતાના સ્વરૂપની અંદર પોતા વડે આવે પ્રકારે ભાસે છે.[૨૩] જેમાં વાણી પહોંચી શકતી નથી તે અવર્ણ્ય સ્વરૂપને ઓળખી લઈ, જીવન્મુક્ત-પુરુષ મૌની (નિશ્ચળ) થઈ રહે છે અને તે વ્યવહારમાં પ્રવૃત્ત છતાં ચિદાકારરૂપ થઈ રહી મૌનીના જેવી સ્થિતિને ધારણ કરે છે.[૨૪] પ્રબોધને પામેલો એ ઉત્તમ પુરુષ મૌનનો આશ્રય લે છે અને અનંત અપાર, નિઃસીમ અને નિરતિશય આનંદઘન ચિન્માત્રતત્ત્વરૂપ થઈ જાય છે.[૨૫] જેમ જળની અંદર અજ્ઞાનપૂર્વક (સ્વાભાવિક રીતે) દ્રવપણાને લીધે આવર્ત (ચકરી) આદિની ઉત્પત્તિ થાય છે, તેમ બ્રહ્મની અંદર સ્વાભાવિક રીતે જ પોતા વડે જ જડ એવાં બુદ્ધિ તથા ચિત્ત આદિ ઉત્પન્ન થઈ જાય છે.[૨૬] જેમ પવન અબુદ્ધિપૂર્વક (બુદ્ધિપૂર્વક નહિ કિંતુ સ્વાભાવિક રીતે જ) ચલનશક્તિને ઉત્પન્ન કરે છે અને તે તેનાથી અભિન્ન છે, તેમ પરમાત્મા બુદ્ધિ આદિને સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન કરે છે અને તે તેનાથી અભિન્ન છે.[૨૭] જેમ વાયુના સ્વરૂપથી કાંઈ તેની ચલનશક્તિ ભિન્ન નથી, તેમ ચિન્માત્ર છતાં ચિદાભાસ કહેવાતા અવિનાશી જીવો કાંઈ પરમાત્માના સ્વરૂપથી ભિન્ન નથી.[૨૮] હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! ચિદાકાશ, બ્રહ્મ, ચિન્માત્ર, આત્મા, ચૈતન્ય, મહાન, પરમાત્મા ઇત્યાદિ સર્વ પર્યાયો અદ્વિતીય પરમતત્ત્વના જ છે.[૨૯] બ્રહ્મ (અવિદ્યાના આવરણને યોગે) ચક્ષુની પેઠે ઉન્મેષ તથા નિમેષ (આંખ મીંચવી ને ઉઘાડવી તે)ને ધારણ કરે છે તેમજ પવનની પેઠે ચપળતા તથા ...ાને પણ તેજ ધારણ કરે છે.[૩૦] બ્રહ્મનો જેવો પ્રલયરૂપ નિમેષ છે, તેવો જ સૃષ્ટિરૂપી ઉન્મેષ પણ છે અને તે જગત કહેવાય છે. દશ્ય એ એક પરબ્રહ્મનો ઉન્મેષ (આંખ ઉઘાડવી) છે અને દશ્યનો પ્રલય તેના નિમેષરૂપ (આંખ મીંચવી) છે. જેમ નેત્રગોલકમાં ઉન્મેષ–નિમેષનો લય થાય છે, તેમ બ્રહ્મમાં એ બન્નેનો લય થાય છે. આથી, એક નિરાકાર બ્રહ્મ જ અવશેષ રહે છે.[૩૧] નિમેષ અને ઉન્મેષ (ઉત્પત્તિ અને પ્રલય) એ બન્નેમાં નિર્વિકાર પરબ્રહ્મ એક જ સ્થિતિમાં રહે છે. ચિદાકાશમાંથી દશ્યના અસ્તિત્વનું અને તેના અભાવનું સ્ફુરણ થાય છે, તેથી દશ્ય સત્ અને અસત્ કહેવાય છે અને ચિદાકાશ સદાકાળ કેવળ સત્તારૂપ (સત્ય) છે.[૩૨] વસ્તુનાએ જોતાં નિમેષ કાંઈ ઉન્મેષથી ભિન્ન નથી અને ઉન્મેષ કાંઈ નિમેષથી ભિન્ન નથી; કેમકે એ બન્નેને અધિષ્ઠાનદૃષ્ટિ વડે જોઈએ તો તે એક જ છે. તેવી જ રીતે સૃષ્ટિરૂપ શરીરને ધારણ કરનાર શબલબ્રહ્મની દૃષ્ટિ વડે જોઈએ તો સૃષ્ટિ તથા પ્રલય એ બન્ને એકરૂપ છે.[૩૩] માટે આ સર્વ યથાસ્થિતપણે રહ્યા છતાં શાંત પરબ્રહ્મરૂપ છે, એમ તમે સમજો. તે ઉત્પન્ન જ થયું નથી, જન્મ–જરા આદિ વિકારથી રહિત છે, શાંત આકાશરૂપ છે અને પરબ્રહ્મની સાથે એકરસરૂપે જ રહેલ છે.[૩૪] આકાશ જેમ પોતાના વાસ્તવ રૂપમાં રહ્યા છતાં શ્યામરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ ચિદાકાશ પણ જાણે દશ્યરૂપ થઈ રહ્યું હોય તેવું દેખાય છે. ચિદાકાશનો વિવર્ત જ આવે રૂપે ભાસે છે અને જગત એ એક તેનું શરીર છે.[૩૫] આ દશ્ય ઉત્પન્ન થયું નથી, તેનો નાશ પણ થતો નથી, તેમ તે અનુભવમાં પણ આવતું નથી; કિંતુ અદ્વિતીય એવું ચિદાકાશ કેવળ પોતાના સ્વરૂપની અંદર પોતે જ ચમત્કારને ઉત્પન્ન કરે છે.[૩૬] મહાચિદાકાશરૂપી મણિની આ દશ્ય નામની એક પ્રભા (કાન્તિ) પોતાના ઉત્પત્તિક્ષેત્રરૂપ એવા ચિદાકાશરૂપી

મણિથી જુદી નથી. જો કે તે જુદા જેવી લાગે છે, તો પણ જેમ સૂર્યના પ્રકાશથી તેની ગરમી જુદી નથી, તેમ તે ચિદાકાશથી જુદી નથી.[૩૭] જો કે નાના પ્રકારે સ્થિતિવાળું આ સર્વ ચિત્તમાં સ્ફુરે છે, તો પણ તે સર્વ પરમ મંગલમય એક શાંત પરબ્રહ્મરૂપ જ છે. જેમ સુષુપ્તિ સ્વપ્નના જેવી પ્રતીતિમાં આવે છે, તેમ બ્રહ્મ જ સૃષ્ટિ જેવું જણાય છે.[૩૮] સત્ય હો કિંવા અસત્ય હો, કાર્ય હો કિંવા કારણ હો, પણ જે દેશકાળમાં જેવે પ્રકારે ચિદાકાશ તેને પસારી દે છે, તેવે પ્રકારે તે ચિદાભાસને અનુભવમાં આવે છે. પછી તે સત્ય હો કે અસત્ય હો, તે વિચારનું કાંઈ કામ નથી.[૩૯] બીજે કોઈ પ્રકારે જગતનો જડભાવ ઘટતો નથી. તેથી જગતનું કાંઈ પ્રધાન–પરમાણુ આદિ કારણ કલ્પવામાં આવતું હોય, તો પણ સ્વપ્નતુલ્ય આ પ્રપંચ જગતરૂપે થઈ રહેલા પરમાત્માનું જ સ્વરૂપ છે. એટલે એ વિના બીજે પ્રકારે કંઈ પણ બીજું ઘટતું નથી.[૪૦] પ્રમાણની ગતિ જ્યાં નથી પહોંચતી એવા પરબ્રહ્મમાંથી આ જગત અભિન્નરૂપે ઉદય પામેલ છે, તેથી એ જગત પણ પ્રમાણને ઉલ્લંઘીને અનિર્વચનીયપણે રહેલ છે. આમ, વસ્તુતાએ જોતાં કશું પણ થયું જ નથી.[૪૧] જેનું ચિત્ત જે વિષયમાં રસિક હોય છે, તેના ભાવને (મનની લાગણીને લીધે) તે પ્રાપ્ત થાય છે. આથી, એક બ્રહ્મમાં જ રસિક રહેનાર ચિત્ત બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.[૪૨] મનુષ્યનું ચિત્ત હંમેશ જેની અંદર લાગ્યું રહે છે અને ઇન્દ્રિયો પણ જેમાં પરાયણ તે જ પરમાર્થદૃષ્ટિ વડે સત્ય ભાસે છે. સદાચારને લીધે વ્યવહાર માટે જો કે તે બીજી ક્રિયા પણ કરે છે, પણ, તેમાં તેનો અભિનિવેશ હોતો નથી.[૪૫] જો જગત વિષે મારા વર્ણવેલા ક્રમ પ્રમાણે સંપૂર્ણ રીતે વિચાર કરવામાં આવે, તો સર્વ સત્તામાત્ર જોવામાં આવે છે અને દ્વિત્વ–એકત્વ આદિ કશી પણ કલ્પના છે જ નહિ.[૪૬] જેઓ અદૃશ્ય બ્રહ્મને જ દૃશ્યરૂપ, સદ્રૂપ, અસદ્રૂપ, સાકાર અને નિરાકાર સમજે છે, તેમની દૃષ્ટિમાં કોઈ દેશ–કાળમાં કર્તા કે ભોક્તા જીવ છે જ નહિ; તેમ સાવ નથી એમ પણ નથી. કેમકે જીવ બ્રહ્મરૂપે અવશેષ રહે છે.[૪૭] જેમ અજ્ઞાની પથિકને વિકટ માર્ગમાં ચોરની ભ્રાંતિ ઉત્પન્ન કરવાને કોઈ ઠુંબડું રહ્યું હોય છે, તેમ પોતાના સ્વરૂપની અંદર અનાદિ, અનંત, એકરસ શાંત બ્રહ્મ જ આવે જગતને રૂપે રહેલ છે.[૪૮] નિષ્કલંક બ્રહ્મ જ બુદ્ધિ આદિરૂપ (બુદ્ધિ-સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ આદિ જગતને આકારે) થઈ રહેલ છે. જેમકે જે શાંત આકાશ છે તે જ શૂન્ય છે, એમ તમે સમજો.[૪૯] જેમ આકાશની અંદર મસલાં–મોવાળાના જેવા આકારો વગેરે સત્–અસત્રૂપે અનિર્વચનીયપણે જાણે તેનાથી જુદા રહ્યા હોય તેવા ભાસે છે, તેમ પરબ્રહ્મની અંદર બુદ્ધિ આદિની સ્થિતિ સમજવી.[૫૦] જેમ આકાશની અંદર શૂન્યપણું અભિન્નરૂપે રહ્યું છે, તેમ સત્તા–સામાન્યરૂપ પરબ્રહ્મની અંદર બુદ્ધિ આદિ, દેહ આદિ અને સંકલ્પ આદિ અનેક પદાર્થો અભિન્નરૂપે રહ્યા છે.[૫૧] સુષુપ્તિમાંથી

પ્રિય રામચંદ્રજી! તેનો કશો વિવર્ત પણ છે જ નહિ; તે તો સ્વચ્છ સ્વરૂપમાં જ સદાકાળ રહેલ છે.[૫૩] ચિદાકાશ ચિદાકાશની અંદર પોતાના નિર્મળ સ્વરૂપે જ રહેલ છે અને તે યથાસ્થિત-પણે રહ્યા છતાં સ્વપ્નની પેઠે જાણે જડ દશ્યરૂપ થઈ રહેલ હોય તેમ ભાસે છે.[૫૪] પરબ્રહ્મ સિવાય બીજી વસ્તુની બીજા કોઈ પણ પ્રકારે ઉત્પત્તિ નથી તથા બીજું કોઈ સત્ય કારણ પણ નથી. પ્રથમ ચિદાકાશ પોતાના આત્માને જ દશ્યરૂપ દેખે છે.[૫૫] સૃષ્ટિના આદિકાળમાં જ નિરાકાર એવા ચિદાકાશનું પોતાનું સ્વરૂપ જ દશ્યરૂપ ભાસે છે અને તે ખરી રીતે જોતાં સ્વપ્ન, સંકલ્પ તથા મિથ્યા જ્ઞાનની પેઠે કેવળ ભ્રમરૂપ છે.[૫૬] એ દશ્ય સ્વપ્નની પેઠે સર્વ ધર્મથી રહિત એવા ચિદાકાશ-રૂપ જ છે; કેમકે તેમાં કોઈ પણ ધર્મ રહ્યો નથી. પરમાર્થરૂપ વસ્તુનો વિકારી અને ધર્મવાળો આકાર અવિદ્યારૂપી મેલને લીધે જ પ્રતીતિમાં આવે છે.[૫૭] માટે એ દશ્ય સ્વપ્નનગરના જેવું છે, ધર્મવાળું પ્રતીતિમાં આવતાં છતાં ધર્મરહિત છે, અધિષ્ઠાનચૈતન્યથી અભિન્ન છે અને નિરંતર અવિવેકીઓને આવે જગતને આકારે રહેલ દેખાય છે.[૫૮] સ્વપ્નપર્વતની પેઠે દશ્ય સ્વચ્છ અધિષ્ઠાનચૈતન્યરૂપ છે. તે પોતાના અધિષ્ઠાનથી જરા પણ જુદું નથી; માટે ચિદાકાશરૂપે અવશેષ રહેનાર ચિદાકાશ આકાશથી પણ અતિસૂક્ષ્મ છે. પરબ્રહ્મ સર્વરૂપથી રહિત છે અને તે જ આ દશ્યરૂપ બની જઈ સૃષ્ટિરૂપે થઈ રહેલ છે.[૫૯,૬૦] આ વાત સ્વપ્નમાં અનુભવમાં આવે છે. તે સમયે આત્મા જ સ્વપ્નનગર આદિરૂપ થઈ રહેલ ભાસે છે; બાકી સ્વપ્નમાં રચાયેલ નગર, આદિ સૃષ્ટિ કાંઈ સત્ય હોતી નથી.[૬૧] ઘર આદિ પદાર્થોનો કંઠ-નાડીના છિદ્ર આદિ પ્રદેશમાં અત્યંત અસંભવ છે, તેથી પ્રથમ દીઠેલ છે તે જ આ ઘર આદિ છે, એવી પ્રત્યભિજ્ઞા સંભવતી નથી; તેમજ તેમાં સંસ્કાર કે સ્મૃતિની પણ સત્તા હોતી નથી.[૬૨] માટે એ ત્રણેને છોડી દઈ, બ્રહ્મસત્તાનું નિદ્રાદોષને લીધે જ કાંઈ અન્યથા ભાન થાય છે, તેની ૦ દીઠેલા અર્થની સમાનતા ઉપરથી મૂઢાએ સ્મૃતિ આદિ સંજ્ઞાઓ કલ્પી છે, એમ સમજવાનું છે.[૬] જેમ જળની અંદર તરંગો વારંવાર ઊડતા રહે છે અને પાછા તેમાં જ લયને પ્રાપ્ત થતા રહે છે તેમ સર્વ દશ્ય અધિષ્ઠાનરૂપ ચિદાકાશમાં ઉત્પન્ન થાય છે અને પાછું તેમાં જ લય પામી જાય છે આથી તે દશ્ય અધિષ્ઠાનચૈતન્યથી ભિન્ન નથી આ જગતનું પણ તે જ પ્રમાણે સમજી લેવાનું છે.[૬૪] સર્વ વિધિઓ અને સર્વ નિષેધો સદૈ ભિન્નરૂપે અને મિશ્રરૂપે પરબ્રહ્મની અંદર રહેલ છે અને નથી પણ રહેલા.[૬૫] માટે બ્રહ્મ સત્ય છે અને તે જ સર્વરૂપ થઈ રહેલ છે. તો પછી (તેના સર્વશક્તિમાનપણાને લીધે) તેમાં શું ન હોય સત્તા જ સર્વરૂપ થઈ રહેલ છે અને તેને લીધે સર્વ એ બ્રહ્મસત્તારૂપ છે.[૬૬] ભ્રમણ કરનાર બાળક ને વૃક્ષ, ગિરિ, નદી આદિના સમૂહો સાથેની આ પૃથ્વી ભમતી લાગે છે અને બીજાઓને પૃથ્વી ફરતી નથી એમ ભાસે છે. આ બન્ને વાત પોતાની દૃષ્ટિ વડે સત્ય છે. પૃથ્વીના ભ્રમણનું પોતાને જ ભાન થાય છે તે મિથ્યા છે, એમ ભ્રમણ કરનાર જાણતો હોય તો પણ સ્થિરતાના અભ્યાસ વિના તેની ભમતી દૃષ્ટિ શાંત થતી નથી. તે જ પ્રમાણે જગતની ભ્રાંતિ પણ મિથ્યા છે, છતાં તત્ત્વજ્ઞાનના અભ્યાસ વિના તે શાંત થતી નથી.[૬૭] મોક્ષના ઉપાયરૂપ એવા આ શાસ્ત્રનો (તત્ત્વજ્ઞ ગુરુને સેવા આદિથી વશ કરી, તેના મુખથી વ્યાખ્યાન કરાવી) શ્રવણ કરવાનો અભ્યાસ કરવો એ દશ્યની શાંતિ કરવાનો ઉત્તમ ઉપાય છે. તેના જેવો બીજો કોઈ ઉપાય થયો નથી અને થશે પણ નહિ.[૬૮] ચિત્તના સ્વરૂપની સ્થિતિ સંસાર સાથે નિત્ય સંબંધ રાખે છે. તેથી ચિત્ત જાગ્રત તથા સ્વપ્નમાં રહેલું હોય ત્યારે અને તે લય પામે ત્યારે, તેને યત્ન વડે રોકવામાં

આવે તો પણ તે રોકાતું નથી; બાકી બોધ વડે જ્યારે તે બાધિત થઈ જાય છે, ત્યારે સંસારને ખમતું નથી.[69] દશ્ય અને શરીર એ બન્ને વિના ચિત્ત નિરંતર રહી શકતું નથી. તેમની સાથે તેનો નિત્ય સંબંધ છે. આ જન્મમાં અથવા જન્માંતરમાં બોધનો ઉદય થયા પછી તે બન્ને છેવટ પોતાની મેળે જ શાંત થઈ જાય છે.[70] જેમ પવન તેની ચપળતા અને તેથી થનારાં વાદળાંઓનાં સૈન્ય, એ ત્રણે તેના કારણનો અભાવ થતાં શાંત થઈ જાય છે, તેમ બોધ થતાં ચિત્ત, દશ્ય અને શરીર એ ત્રણે શાંત થઈ જાય છે.[71] ચિત્ત, દશ્ય અને શરીર એ ત્રણેનું કારણ અવિદ્યા છે અને તે શુદ્ધ બુદ્ધિવાળા પુરુષને આ શાસ્ત્ર વાંચવામાં આવતાં શાંત થઈ જાય છે.[72] પદ–પદાર્થને જાણનારો વિવેકી પુરુષ ખેદને પામી જઈ જો નિવૃત્ત ન થઈ જાય, તો આ ગ્રંથનો જે કાંઈ પ્રથમનો ભાગ તેનાથી ન સમજાયો હોય તે પાછળથી તેના સમજવામાં આવી જાય છે.[73] માટે ભ્રાંતિની નિવૃત્તિ કરવા માટે આ શાસ્ત્ર ઉપાયરૂપ છે એમ તમે સમજો. તે બીજાના જેવું સાધારણ નથી પણ અસાધારણ છે, એમ અનુભવમાં આવે છે. તેથી આ મહાશાસ્ત્રનો આખો ભાગ કે અર્ધો ભાગ યથાશક્તિ વિચારવો એટલે દુઃખનો ક્ષય થાય.[74,75] જો કદાચિત્ આ ઋષિપ્રણીત છે, (માટે સ્મૃતિરૂપ હોવાથી સર્વના મૂળરૂપ ઉપનિષદ આદિને વિચારીશું) એવા પ્રમાદથી આ શાસ્ત્રમાં રુચિ ન થતી હોય, તો પછી કોઈ બીજા (ઉપનિષદ આદિ) આત્મવિદ્યાના શાસ્ત્રનો વિચાર કરવો.[76] અવિચારરૂપ અનર્થ વડે અવસ્થાને વૃથા ગાળવી નહિ; પરંતુ જ્ઞાનના સારરૂપ શ્રવણ આદિ ઉપાય વડે બોધને પ્રાપ્ત કરી લઈ દશ્યનો આત્મામાં લય કરી દેવો.[77] અહો! આયુષ્યની એક ક્ષણ પણ સર્વ રત્નો આપવાથી મળી શકતી નથી. તો પછી તેને વૃથા ગાળવી એ એક મોટો પ્રમાદ છે;[78] આ દશ્ય પ્રત્યક્ષ અનુભવમાં આવે છે, છતાં સ્વપ્નમાં આવતાં પોતાના મરણ અને બાંધવોના વિલાપની પેઠે તે જીવની સાથે સર્વથા છે જ નહિ અને તેની પ્રતીતિ થતાં છતાં તે મિથ્યા જ છે.[79]

अनुभूतमपि च नो सद्दश्यमिदं द्रष्टृमहितमपि। स्वप्ननिजमरण बांधवरोदनमिव सदिव कचितमपि ॥ ७९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ' અદ્વૈતયુક્તિ ' એ નામનો સર્ગ ૧૭૫ મો સમાપ્ત**

## सर्ग १७६ मो×

## ચિદાકાશના પરમાણુમાં બ્રહ્માંડ ભાસે છે

॥ राम उवाच ॥

जगंति संत्यसंख्यानि भविष्यंति गतानि च।
तत्कथाभिः कथं ब्रह्मन् प्रबोधयसि मामिमम्॥

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! અસંખ્ય જગતો હમણાં વિદ્યમાન છે, અસંખ્ય જગતો હવે પછી થશે અને પ્રથમ પણ અસંખ્ય જગતો થઈ ગયેલ છે; તો તેની કથા વડે મને આપ શા માટે બોધ કરો છો?[1]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જગતરૂપી સ્વપ્નોની અંદર શબ્દનો તથા અર્થનો જે સંબંધ છે, તે અતીત–વર્તમાન આદિના દૃષ્ટાંત વિના તમારા સમજવામાં બરોબર આવે નહિ, તેમજ અહીં શ્રવણના અધિકારી થયેલા પુરુષોને પણ તે સમજાય નહિ; તેથી મારું એ કહેવું કાંઈ વ્યર્થ નથી. જે કથા વાચ્યવાચકભાવરૂપે નિશ્ચિત થયેલ અર્થ અને શબ્દ વડે કહેવામાં આવે છે, તે જ અંદર સમજણમાં ઊતરે છે. બાકી બીજી કથા સમજાતી નથી અને કાંઈ વ્યવહારોપયોગી પણ થતી

× આ એકસોછોતેરમા સર્ગમાં ચિદાકાશના પરમાણુની અંદર પણ, સ્વપ્નની પેઠે સૃષ્ટિના આદિમાળમાં અનેક બ્રહ્માંડો ભાસે છે, એ સંબંધમાં બ્રહ્માજીએ કહેલ એવું બ્રહ્માંડાખ્યાન વર્ણવવામાં આવશે.

નથી.[૩] જ્યારે તમે વિદિતવેદ્ય (જાણવાનું સર્વ જેણે જાણી લીધેલ છે તેવા) થઈ નિર્મળ એવા ત્રિકાળજ્ઞાનવાળા થશો, ત્યારે તે સર્વને પ્રત્યક્ષ રીતે દેખશો.[૪] સ્વપ્નની અંદર જેમ એવું ચિન્માત્રતત્ત્વ જ પોતે સ્વપ્નસૃષ્ટિરૂપ ભાસે છે, તેમ અતીત અને ભાવિ એવી સર્વ સૃષ્ટિના આદિકાળમાં ચિન્માત્રતત્ત્વ પોતે તે તે સૃષ્ટિરૂપ થઈ જાય છે, એટલો જ અંશ અહીં ઉપયોગી છે; બાકી બીજું કશું અહીં ઉપયોગી નથી.[૫] ચિદાકાશના પ્રત્યેક પરમાણુ ભાગમાં પણ અસંખ્ય જગતો રહ્યાં છે અને તેમના વ્યવહારોના સમૂહની ગણતરી કરવાને કોણ સમર્થ થઈ શકે?[૬] આ સંબંધમાં કમળમાં રહેવાથી તેના મકરંદવડે વ્યાપ્ત દેહવાળા મારા પિતા પદ્મસંભવ બ્રહ્માજીએ પૂર્વે મને એક આખ્યાન કહેલ છે, તે હું તમને કહું છું, તમે તે સાંભળો.[૭] પૂર્વે કોઈ એક સમયે મેં બ્રહ્માજીને પૂછ્યું કે, 'આ જગતનો સમૂહ કેટલો મોટો છે અને કયા અધિષ્ઠાનની અંદર તેની પ્રતીતિ થાય છે, તે આપ મને કહો.' આવા મારા પ્રશ્નથી તે નીચે પ્રમાણે બોલ્યા.[૮]

બ્રહ્મા બોલ્યાઃ-હે વસિષ્ઠ ઋષિ! બ્રહ્મ જ આ સર્વ જગતરૂપ ભાસે છે. સત્પુરુષોને તે બ્રહ્મ સત્તારૂપે અનંત જણાય છે અને અવિવેકીઓને તે જગતરૂપે અનંત જણાય છે.[૯] મારી પાસેથી કાનને શોભાવે એવું આ એક શુભ આખ્યાન સાંભળો. તે બ્રહ્માંડપિંડ અથવા બ્રહ્માંડાખ્યાન એવા નામથી કહેવાય છે.[૧૦] આકાશમાં રહેલ શૂન્યતાની પેઠે અને પવનની અંદર રહેલ શુદ્ધ ચલનશક્તિની પેઠે ચિદાકાશની-અંદર ચિદાકાશથી અભિન્નરૂપે રહેલો ચિદાકાશનો એક પરમાણુ રહેલ છે. આકાશ જેમ પોતામાં શૂન્યભાવને દેખે છે તથા પવન જેમ ચલનશક્તિને દેખે છે, તેમ તેણે પોતાના આત્માની અંદર પોતાની મેળે જ સ્વપ્નની પેઠે પોતાનો જીવભાવ (સમષ્ટિજીવપણું) જોયો.

એ જીવ પોતાનું આકાશ જેવું અવિકારીપણું, અસંગપણું, પૂર્ણપણું અને સૂક્ષ્મપણું નહિ છોડતાં, આકાશના જેવા પોતાના સ્વરૂપને અહંકારરૂપે જોવા લાગ્યો.[૧૩] અહંકારે પોતાના સ્વરૂપમાં બુદ્ધિભાવને જોયો અને તે બુદ્ધિ એક નિશ્ચયનું નિર્માણ કરનારી તથા માયાને અનુકૂળ વર્તનારી છે.[૧૪] એ બુદ્ધિ આ જગતરૂપી સ્વપ્નની અંદર પોતાના નિર્વિકલ્પ આત્માને વિકલ્પોના આરોપ વડે ઢાંકી દે છે અને એણે 'હું મનરૂપ છું' એવા મિથ્યા ભાવને પોતામાં દીઠો.[૧૫] પછી, જેમ અવિવેકીની બુદ્ધિ સ્વપ્નના પર્વતને નિરાકાર છતાં સાકારરૂપે દેખે છે, તેમ તેણે સ્વપ્નના જેવા દેહની અંદર નિરાકાર એવી પાંચ ઇન્દ્રિયો સાકાર જોઈ.[૧૬] આમ ચિદાકાશનો એ પરમાણુ મનોદેહની સમષ્ટિરૂપ બની ગયો અને પોતાના સ્વરૂપને ત્રિલોકીરૂપી વિરાટને આકારે જોવા લાગ્યો. તે વિરાટ અપરિચ્છિન્ન હતો, વિસ્તીર્ણ હતો, અનેક પ્રાણીઓ વડે યુક્ત હતો, નાના પ્રકારના સ્થાવર-જંગમ જીવોવાળો હતો, કલ્પના તથા કાળ વડે સંયુક્ત હતો અને કલ્પિત એવા અન્યોન્ય સમાગમ વડે યુક્ત હતો. વસ્તુતાએ જોતાં તો એ ચિદાકાશનો પરમાણુ અને વિરાટ એ બન્નેનું સ્વરૂપ ચિદાકાશ જ છે.[૧૭,૧૮] પ્રત્યેક જીવ સ્વપ્નમાં દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન; ભોક્તા, ભોગ્ય અને ભોગ; તેમજ કર્તા, કાર્ય અને ક્રિયા-એ ત્રણ ત્રિપુટીથી મનોહર એવા ત્રૈલોક્યનગરને અરીસામાં પ્રતિબિંબિત થઈ રહેલ હોય તેમ દેખે છે.[૧૯] તેવી જ રીતે પ્રત્યેક જીવ આ જાગ્રતદૃશ્યમાં પણ દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન; ભોક્તા, ભોગ્ય અને ભોગ; તેમજ કર્તા, કાર્ય અને ક્રિયા-એ ત્રણ ત્રિપુટીથી મનોહર એવા ત્રણે લોકને હૃદયની અંદર જાણે અરીસામાં પ્રતિબિંબિત થઈ રહેલ હોય તેમ દેખે છે.[૨૦] આવી રીતે ચિદાકાશના એકેકા પરમાણુના અતિ સૂક્ષ્મ ઉદરમાં પણ મોટા તથા વિશાળ એવાં અનેક જગતો રહેલાં છે અને તે જાણે જીવો વડે ઘટ

ભરેલા હોય તેવાં ભાસે છે.[21] એ પ્રમાણે આ અવિદ્યાને અવિદ્યાને રૂપે જોવામાં આવે તો તે અનંત છે અને જો તેને બ્રહ્મરૂપે સમજવામાં ાવે તો તે નિર્મળ બ્રહ્મરૂપ થઈ જાય છે.[22] ામ જગતરૂપી અનેક સ્વપ્નસમૂહને જોનારો ષ્ટા જો જગતને બ્રહ્મરૂપ સમજે, તો તે પોતે નો દ્રષ્ટા પણ નથી. કેમકે અદ્વિતીય બ્રહ્મસત્તા- ાં દ્રષ્ટા, દૃશ્ય, દ્વૈત અને કારણ એ સર્વ ક્યાં હ્યું?[23] આભાસરૂપે પ્રતીતિમાં આવતું અને ત્યરૂપે જણાતું આ સર્વ કેવળ ભેદથી રહિત ચિદાકાશરૂપ છે. બ્રહ્મ સ્વચ્છ, અનાદિ ને અનંત અને તે પોતાના સ્વરૂપમાં જ સદાકાળ હેલ છે.[24] જેમ સમુદ્રમાં યથેચ્છ ઊછળ્યા રતા તરંગના વેગથી ચપળ થઈ રહેલા ળના પરમાણુઓના અસંખ્ય સમૂહો રહ્યા ાય છે, તેમ પરમાત્માની અંદર બ્રહ્માંડોના ાખો સમૂહો ભિન્ન નહિ છતાં ભિન્ન જેવા થઈ હ્યા છે, એમ સૂક્ષ્મ બુદ્ધિ વડે જોતાં ભાસે છે.[25]

**ब्रह्मांडलक्षनिचयाः परमात्मनीति नित्यं स्थिता निपुणमन्यवदप्यनन्ये । वारिण्यवाग्तिविसारितरंगवेगाल्लोलं स्थितांबुपरमाणुचया यथैते**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'બ્રહ્માંડોપાખ્યાન' એ નામનો સર્ગ ૧૭૬ મો સમાપ્ત**

## सर्ग १७७ मो*

### જ્ઞાન થતાં જગત બ્રહ્મરૂપ જ છે

॥ राम उवाच ॥

अकारणकमेवेदं जगद्ब्रह्म परात्पदात् ।
यदि प्रवर्तते नाम स्वप्नसंकल्पनादिवत् ॥ १ ॥

રામ બોલ્યાઃ–હે મહારાજ! સ્વપ્નસંકલ્પ આદિની પેઠે જો વિનાકારણે જ આ જગત બ્રહ્મરૂપ પરમપદમાંથી ઉત્પન્ન થતું હોય, તો પછી વિનાકારણે સર્વ ઇચ્છિત વસ્તુની સિદ્ધિ થવાનો સંભવ છે. તો બીજી ધાન્ય આદિ વસ્તુ કોઈ દેશ–કાળમાં વિનાકારણે ખેડવૃષ્ટિ–પોખ આદિ વિના કેમ થતી નથી?[1-2]

વસિષ્ઠ બોલ્યાઃ–અનાદિ વ્યવહારની અંદર જે માણસ જે વસ્તુને જેવા દૃઢ અધ્યાસ વડે જેવા પ્રકારની કલ્પી લે છે, તે માણસને તે વસ્તુ તેવા કાર્યરૂપે કે કારણરૂપે દેખાય છે. એમ જો ન હોય તો તો બીજા કારણના અભાવને લીધે કશી કલ્પના પણ સંભવે નહિ.[3] આ દૃશ્યને જે માણસ પોતાના મન વડે જેવા પ્રકારનું કલ્પી લે છે, તેવા પ્રકારનું તે તેને સમજે છે અને દેખે છે; તેમ વળી બીજો માણસ જેવા પ્રકારે પોતાની કલ્પના હોય તે પ્રમાણે તેને દેખે છે.[4] જેમ ચૈતન્યવાળો પુરુષ કેશ–નખ આદિ જડભાગ વડે યુક્ત પ્રતીતિમાં આવે છે, તેમ આ જગત પણ ચિત્ અંશ અને જડ અંશ એ બન્ને વડે યુક્ત છે. તેમાં કલ્પના અને તેનો અભાવ એ બન્ને રહેલાં છે. સ્વભાવસિદ્ધ તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં તો તે બ્રહ્મરૂપ છે.[5] વિનાકારણે પદાર્થોની સ્થિતિ અને કારણપૂર્વક પદાર્થોની સ્થિતિ એ બન્ને બ્રહ્મની અંદર રહેલ છે; કેમકે બ્રહ્મ પોતે સર્વશક્તિમાન છે. જો કદાચિત્ કોઈ દેશકાળમાં બ્રહ્મથી જુદી કાંઈ બીજી દૃશ્ય વસ્તુ હોય, તો હજી તેમાં કારણના વિકલ્પનો સંયોગ ઘટે; પરંતુ જ્યાં સર્વ અનાદિ અને અનંત શાંત બ્રહ્મરૂપ જ છે, તથા તેજ એક અનેકરૂપે ભાસે છે, ત્યાં પછી કોનું શું કારણ હોય?[6-8] અહીં કશું ઉત્પન્ન પણ થતું નથી અને કશાનો નાશ પણ થતો નથી; પણ એક અનાદિ અનંત બ્રહ્મ જ સ્થિર થઈ રહેલ છે અને તે ચિદાકાશરૂપ છે.[9] શું કારણ હોય? શા માટે હોય? કોનું હોય? ક્યાં હોય? અને શાથી હોય? અથવા શું? કોનું કારણ? ક્યાં? શા

* આ એકસોસિત્તોતેરમા સર્ગમાં, કલ્પનાદૃષ્ટિ વડે જોતાં સકારણ, અને વાસ્તવિક દૃષ્ટિથી જોતાં અકારણ એવું આ જગત, મોહ વડે સ્વપ્ન જેવું છે અને જ્ઞાન થતાં તે બ્રહ્મરૂપ જ છે, એ વિષે વર્ણન કરાશે.

માટે? અને શું કારણથી ન હોય?[૧૦] અહીં શૂન્ય પણ નથી, અશૂન્ય પણ નથી, સત્ પણ નથી, અસત્ પણ નથી, તેમ મધ્યમપણું પણ નથી. એ મહાશૂન્યપદની અંદર એ સર્વનું અસ્તિત્વ કે અસ્તિત્વનો અભાવ એ કાંઈ પણ નથી.[૧૧] વસ્તુતાએ આ કશું પણ નથી. અથવા જે કાંઈ છે કે નથી તે સર્વ બ્રહ્મરૂપ છે, એમ તમે સમજો. અધ્યારોપ દૃષ્ટિથી જોતાં બ્રહ્મ જગત જેવું ભાસે છે અને અપવાદદૃષ્ટિથી જોતાં તે તેવું નથી.

રામ બોલ્યાઃ–હે સમર્થ મહારાજ! અવિવેકીઓની દૃષ્ટિથી જોતાં કાર્યનું કાંઈ પણ કારણ હોય એમ સંભવે છે, તો પછી કારણ વિનાનું શું છે અને શી રીતે તેનું નિષ્કારણપણું ઘટે? તે આપ કહો.[૧૨,૧૩]

વસિષ્ઠ બોલ્યાઃ–તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં અવિવેકી પુરુષ જ સત્યરૂપે નથી. તો પછી જે આકાશવૃક્ષની પેઠે અસત્ય છે, તેનો વિચાર કેવો હોય?[૧૪] વિવેકી જ્ઞાનનિષ્ઠ પુરુષો એક બોધમય અને વિજ્ઞાન–ઘનરૂપ હોય છે. તો પછી તેમને મિથ્યારૂપ એવા અર્થમાં (વસ્તુમાં) કેવો વિચાર હોય?[૧૫] જેમ સ્વપ્ન અને સુષુપ્તિ એ બન્ને નિદ્રાના અવયવરૂપ થઈ રહે છે, ત્યારે તે બન્નેનું સ્વરૂપ નિદ્રા વિના બીજું કાંઈ રહેતું નથી, તેમ અજ્ઞપણું પણ બોધરૂપ આત્માની અંદર જ ભાસે છે અને આત્માના એક અવયવ જેવું થઈ રહે છે, તેથી તે કાંઈ જુદું નથી. એટલે તે વિષે કાંઈ કહેવા જેવું નથી. છતાં મૂર્ખને બોધ થાય તે માટે હું તેની બુદ્ધિને અનુસરીને કહું છું કે, નિર્વિકાર બ્રહ્મ સૂક્ષ્મ છે અને તે પોતે જ સર્વરૂપ થઈ રહેલ છે.[૧૬,૧૭] આથી કેટલાક પદાર્થો સકારણપૂર્વક છે અને કેટલાક અકારણ પણ છે. જેની બુદ્ધિ જેવા દૃઢ અધ્યાસ વડે જેની કલ્પના કરે છે, તેવું તેને ભાસે છે.[૧૮] સર્વ અનુભવી તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં સર્વ કારણો શાંત થઈ જાય પછી સૃષ્ટિનું કશું કારણ રહેતું નથી. આથી સૃષ્ટિ કારણ વિનાની છે. આ (સ્વપ્ન, ગંધર્વનગર, ઝાંઝવાનું જળ ઇત્યાદિ જેવા) જગતમાં તેનું સત્યપણું સિદ્ધ કરવાને માટે ઈશ્વર, પ્રધાન, પરમાણુ આદિ કારણ (વૈશેષિક આદિ) કોઈ કલ્પી લે છે; પણ તે બેસ્વાદ (કડવું) છે અને વ્યર્થ વાગ્જાળ છે. વિદ્વાનોને તે હૃદયંગમ લાગતું નથી, તેથી તેઓ એ પક્ષનો આદર કરતા નથી. બીજા પ્રકારે નહિ ઘટી શકવાથી દૃશ્યની બીજી કાંઈ પણ સ્થૂલ આકારે પ્રતીતિમાં આવતી દૃશ્યતા સ્વપ્નતુલ્યતાની કલ્પના કર્યા વિના વાસ્તવિક નથી.[૧૯–૨૧] સૂતેલા પુરુષને સ્વપ્નમાં જે કાંઈ સ્વપ્ન–પૃથ્વી આદિનો અનુભવ થાય છે, તેમાં અધિષ્ઠાનચૈતન્ય વિના બીજું શું છે? તે તમે જ કહો. સ્વપ્નનો પદાર્થ વળી કેવો હોય?[૨૨] સ્વપ્નના પદાર્થોનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાય ત્યાં સુધી તેઓ અત્યંત મહામોહને ઉત્પન્ન કરે છે. પરંતુ જાગ્રતમાં તેમનું સ્વરૂપ ઓળખાયાથી તેઓ મોહને ઉત્પન્ન કરતા નથી. તે જ પ્રમાણે સૃષ્ટિનું પણ સમજી લેવાનું છે. જ્ઞાન થતાં સુધી જ તે મોહ કરાવે છે.[૨૩] કદાચિત્ શુષ્ક તર્કથી અને હઠના આવેશથી અનુભવમાં ન આવી શકે એવું કોઈ કારણ કલ્પી લેવામાં આવે, તો તે મૂર્ખતાનો એક ખોટો આગ્રહ છે.[૨૪] અથવા તો જેમ અગ્નિની ઉષ્ણતા, જળનું શીતળપણું અને સર્વ તેજનું પ્રકાશપણું એ સ્વાભાવિક છે, તેમ સર્વ પદાર્થની ભિન્ન ભિન્ન સ્થિતિમાં તેનો તેવો સ્વભાવ જ કારણરૂપ છે અને આત્મામાં અજ્ઞાનરૂપ ઉપાધિનો સંપર્ક સ્વાભાવિક છે. આમ થવામાં સ્વભાવ વિના બીજું શું કારણ હોય? એક જ ધ્યેયવસ્તુ સેંકડો ધ્યાન કરનારને પ્રાપ્ત થાય છે, તેમાં શું કારણ છે? અને ગંધર્વનગરમાં તથા સંકલ્પનગરમાં ખડી થઈ ગયેલી ભીંતનું શું કારણ છે?[૨૫,૨૬] ધર્મ આદિ નિરાકાર છે તેથી તે પરલોકમાં સાકાર દેહના કારણરૂપ સંભવતું નથી. તો પછી સૃષ્ટિ આદિમાં ભોગને પ્રાપ્ત થનાર

દેહનું શું કારણ હોય?[27] વિજ્ઞાનવાદીઓના મતમાં માનવામાં આવતું વિજ્ઞાન પણ નિરાકાર છે, તો તે અનંત અને ઉત્પન્ન થઈ નાશ પામનારા ભીંત વગેરે સાકાર તથા પરમાણુ વગેરે નિરાકાર પદાર્થોનું કારણ કેમ ઘટી શકે? સ્વભાવનો એવો સ્વભાવ જ છે કે, તે કારણરૂપ થઈ જાય છે, એમ સ્વભાવવાદીઓનું કહેવું છે; પણ એ તો એક સ્વભાવના બીજા પર્યાય શબ્દની કલ્પના કરવા જેવું છે.[28,29] માટે સર્વ પદાર્થો અને તેનું કારણ એ સર્વ અજ્ઞાનીઓને વિનાકારણે જ ભ્રાંતિરૂપે ભાસે છે. તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં તો સર્વ કાર્ય સન્માત્રરૂપે રહેલ છે અને તે કારણમાંથી ચિદાકાશના ચમત્કારરૂપે આવિર્ભાવને પામે છે તથા તેમાં જ પાછું તિરોહિત થઈ જાય છે.[30] જેમ સ્વપ્નમાં દ્રવ્યને લઈ જનારા ચોરોએ કરેલ તાડન–બંધન આદિ (સ્વપ્નનું મિથ્યાપણું જણાયાથી) પછીથી જાગ્રતમાં પીડા કરતું નથી, તેમ તત્ત્વદર્શન થયા પછી જીવિત પણ દુ:ખ આપી શકતું નથી. સૃષ્ટિના આરંભકાળમાં આ દૃશ્ય ઉત્પન્ન જ થયું નથી. પરંતુ જેમ પોતાનું સાક્ષીચૈતન્ય સ્વપ્નમાં સ્વપ્નસૃષ્ટિના જેવું ભાસે છે, તેમ ચિદાકાશ જ દૃશ્યરૂપ ભાસી રહ્યું છે. બીજું કશું અહીં ઘટી શકતું નથી.[31,32] આ યુક્તિ વિના બીજી કોઈ પણ કલ્પના બંધબેસતી દેખાતી નથી. માટે આ જગતની કલ્પના બ્રહ્માનુભવરૂપ છે.[33] જેમ શુદ્ધ અને એકરસરૂપ જળની અંદર તરંગો, ચકરીઓ તથા દ્રવપણું વગેરે સર્વ રહ્યાં હોય છે, તેમ બ્રહ્મ જ પોતાના સ્વરૂપની અંદર સર્વને આકારે ભાસી રહેલ છે.[34] જેમ નિર્મળ પવનની અંદર ચપળતાની ચકરીઓ રહી હોય છે અને તે વિવર્ત આદિરૂપે ભાસે છે, તેમ બ્રહ્મરૂપ પવનની અંદર આ સૃષ્ટિની ચપળતા રહી છે અને તે આમ ભાસે છે.[35] જેમ આકાશની અંદર રહેલું અનંતપણું, છિદ્ર અને શૂન્યપણું વગેરે તત્ત્વદૃષ્ટિમાં રહી જોઈએ તો આકાશરૂપ જ છે, તેમ આ સ્થાવર–જંગમ સૃષ્ટિ પણ વસ્તુતાએ જોતાં ચિદાકાશરૂપ છે.[36] નિદ્રા આદિમાં સારી રીતે અનુભવમાં આવતા સ્વપ્નના પદાર્થો મિથ્યા જ હોય છે; કેમકે તે આત્માથી કાંઈ જુદા નથી. તે પ્રમાણે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય ચિદેકરસ એવા આત્માની અંદર અભિન્ન સત્તાથી રહ્યાં છે.[37] શાંત તથા શુદ્ધ આત્માને વિષે જેમ નિદ્રાની ઘાટી સ્થિતિમાં સ્વપ્ન–સુષુપ્તિનો ભાવ રહેલ હોય છે, તેમ ચિદાકાશમાં જગતની સ્થિતિ છે.[38] મનુષ્ય જેમ નિદ્રાની અંદર એક સ્વપ્નમાંથી બીજાં સ્વપ્નોમાં ગમન કરે છે, તેમ જન્મ આદિ વિકારથી રહિત પરમાત્મા પોતે જ પોતાની સત્તામાં એક સૃષ્ટિમાંથી બીજી સૃષ્ટિઓરૂપ થઈ જાય છે. સ્વપ્નના અનુભવ પ્રમાણે આ ચિદાકાશ પૃથ્વી આદિથી રહિત છે, છતાં તે જાણે તેથી યુક્ત હોય તેમ ભાસે છે.[39,40] જેમ પરયંતી નામની (સૂક્ષ્મ) વાણીમાં ઘટ–પટ આદિ સર્વ શબ્દો અભિન્નસત્તાથી રહ્યા છે, તેમ ભૂતકાળની તથા ભવિષ્યકાળની સર્વ સૃષ્ટિ મહાચૈતન્યસત્તાની અંદર અભિન્નસત્તાથી રહેલ છે.[41] જેમ પરયંતી વાણીમાં તેનું પોતાનું સ્વરૂપ જ શબ્દ આદિરૂપે ભાસે છે, તેમ ચિદાકાશની અંદર ચિત્સત્તાથી ચિદાકાશ પોતે જ સૃષ્ટિઓરૂપ ભાસે છે, તેથી તેઓ પણ ચિન્મય જ છે.[42] જ્યાં બીજું કાંઈ નથી જ ત્યાં પછી શાસ્ત્ર શું છે? અને કથાઓના વિચારોનું પ્રયોજન પણ શું છે? વાસનારહિત જે જીવન છે, તે જ મોક્ષરૂપ છે. આમ કારણના અભાવને લીધે જો સૃષ્ટિ જ નથી, તો પછી આ નાના પ્રકારની પ્રપંચની રચના પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ કાંઈ જ નથી.[43] જે આ વાસના અહીં પ્રપંચના બીજરૂપે સિદ્ધ છે, તે નિરંતર અને એક એવી બોધસત્તારૂપ જ છે. તે નાના પ્રકારના શાસ્ત્રોથી તથા નાના પ્રકારના પદાર્થોથી રચિત છે. સ્વપ્નમાં જેમ ચિદાત્મા જ ર

રૂપ થઈ રહે છે, તેમ ચિદાકાશ જ એ સર્વ નાના પ્રકારના પદાર્થોરૂપ ભાસે છે.[૪૪]

एषा च सिद्धेह हि वासनेति सा बोधसत्तैव निरंतरैका। नानात्वनानारहितैव भाति स्वप्ने चिदेवेह पुरादिरूपा ॥ ४४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સત્યવર્ણન' એ નામનો સર્ગ ૧૭૭ મો સમાપ્ત**

## सर्ग १७८ मो×

### ઐન્દવાખ્યાન

॥ राम उवाच ॥

पदार्था द्विविधाः संति मूर्तामूर्ता जगत्त्रये।
यत्र सप्रतिघाः केचित्केचिदप्रतिघा अपि ॥१॥

રામ બોલ્યાઃ–આ ત્રણે લોકની અંદર સાકાર અને નિરાકાર એવા બે પ્રકારના પદાર્થો છે. તેમાં કેટલાકએક પદાર્થો સાવયવ અને કેટલાએક નિરવયવ પણ છે.[૧] જેઓ અવયવ દ્વારા એકબીજા સાથે જોડાઈ જાય છે, તેઓ સાવયવ કહેવાય છે અને જેઓ અવયવ દ્વારા એકબીજા સાથે જોડાતા નથી, તેઓ નિરવયવ કહેવાય છે.[૨] સાવયવ પદાર્થો એકબીજા સાથે જોડાઈ જતા દેખવામાં આવે છે અને નિરવયવ પદાર્થો એકબીજા સાથે જોડાઈ જતા નથી.[૩] ચિદાભાસ અથવા જીવ નામના પદાર્થો નિરવયવ જ છે. કેમકે ચંદ્રને દેખનાર પુરુષનો જીવ નેત્રઇન્દ્રિય દ્વારા અહીંના પ્રદેશથી નિરવયવરૂપે ચંદ્રમંડળમાં પ્રચાર કરે છે, આ વાત સર્વના અનુભવ વડે સિદ્ધ છે.[૪] આ વાત હું અર્ધપ્રબુદ્ધ પુરુષે સંકલ્પ-વિકલ્પવાળી દ્વૈતદષ્ટિ વડે કલ્પી કાઢેલા દશ્યને સ્વીકારી લઈને કરું છું; બાકી તત્ત્વદષ્ટિમાં રહી (ચિન્માત્રને સ્વીકારી) આ મારું કહેવું નથી.[૫] હે મહારાજ! ચિત્તમાં (હૃદયમાં) રહીને પ્રાણવાયુમાં કોણ ક્ષોભ ઉત્પન્ન કરે છે? અને તેનું અંદર પેસવું તથા બહાર નીકળવું શી રીતે થાય છે? તે આપ મને કહો.[૬] જેમ મજૂર ભાર ઉપાડે છે, તેમ જીવ દેહ ચલાવે છે. હવે એ નિરાકાર જીવ સાકાર દેહને શી રીતે ચલાવે છે?[૭] જો કદાચિત સાવયવ પ્રાણ–દેહ આદિ વસ્તુ, જીવરૂપ નિરવયવ વસ્તુ સાથે જોડાઈ જતાં તેના સંકલ્પબળથી ચાલે છે એમ માનવામાં આવતું હોય, તો પુરુષના સંકલ્પબળથી પર્વત કેમ ચાલતો નથી?[૮]

વસિષ્ઠ બોલ્યાઃ–જ્યારે હૃદયની અંદર રહેલી નાડી વિકાસ અને સંકોચને પ્રાપ્ત થાય છે, ત્યારે પ્રાણવાયુ છિદ્ર દ્વારા બહાર જાય છે અને અંદર પેસે છે. જેમ આકાશમાં સંચાર કરનારો વાયુ લુહારની બહારના ઉપકરણરૂપ ધમણમાં પ્રવેશ કરે છે અને બહાર નીકળે છે, તેમ જ હૃદયમાં પ્રાણવાયુના ચલન વિષે સમજવાનું છે.[૯,૧૦]

રામ બોલ્યાઃ–લુહાર બહાર ધમણને સંકોચ અને વિકાસ વડે ધમે છે, એટલે કે ચલાવે છે; પરંતુ અંદર રહેલી નાડીને કયો ચલાવનારો ચલાવે છે?[૧૧] વળી સેંકડો નાડીઓ એક પ્રાણને આધારે કેવી રીતે ગતિ કરે? અને એ એક જ સેંકડો નાડીઓ સાથે કેવી રીતે સંબંધ રાખે? નિર્વિકાર ચૈતન્યનો સામાન્ય સંસર્ગ તો કાષ્ઠ, લોષ્ઠ, પાષાણ આદિમાં પણ રહ્યો છે. તો શું તેઓ સચેતન છે?[૧૨] જો સ્થાવર વસ્તુ સચેતન હોય, તો તે ગતિમાન કેમ નથી? અને (દેહ આદિની પેઠે) તે ચમત્કારવાળી કેમ નથી? વળી જંગમ વસ્તુ જ જાણે કોઈ નિયંતાથી નિયમિત હોય તેમ ગતિમાન હોય છે, તેનું કારણ શું છે? આપ તે કહો.[૧૩]

વસિષ્ઠ બોલ્યાઃ–લુહાર બહાર જેમ ધમણને ચલાવે છે, તેમ અંદર રહેલ ચેતનસત્તા જ આંતરડાંઓમાં વીંટાઈ રહેલી નાડીઓના

× આ એકસોઅઠ્ઠોતેરમા સર્ગમા નિરાકાર ચૈતન્ય વડે સાકાર દશ્યનું ચલન થવામાં યુક્તિ કહેવામાં આવશે; અને જગત નિરાકાર ચિન્માત્રરૂપ છે, તે ખ્યાનથી સ્ફુટ કરવામાં આવશે.

સમૂહને ચલાવે છે. તેને અનુસરીને સર્વ લોક બહાર ચેષ્ટા કરે છે.[૧૪]

રામ બોલ્યાઃ–હે મહારાજ! શરીરની અંદર રહેલ પ્રાણવાયુ તથા આંતરડાં આદિ સર્વ મૂર્તિમાન છે. તો નિરાકાર ચેતનસત્તા તેને કેમ ચલાવી શકે? આપ મને એ કહો.[૧૫] નિરાકાર ચેતનસત્તા જો સાવયવ (સાકાર) દેહાદિને ઇચ્છામાત્રથી ચલાવે એમ થતું હોય, તો પછી ઘણે છેટે રહેલ જળ પણ તરસ્યા થયેલા પથિકની ઇચ્છાથી તેની પાસે પોતાની મેળે જ ચાલ્યું જાય.[૧૬] જો ઇચ્છામાત્રથી જ સાવયવ અને નિરવયવ પદાર્થનો સંયોગ થઈ જતો હોય, તો પછી કર્મેન્દ્રિયનું શું પ્રયોજન રહે અને ક્યાં રહે?[૧૭] હે મહારાજ! સાવયવ અને નિરવયવ વસ્તુનો જેમ બહાર સંયોગ થતો નથી, તેમ તે અંદર પણ થતો નથી, એમ હું માનું છું. બાકી કાંઈ બીજું હોય તો આપ મને કહો.[૧૮] અથવા તો આપ યોગી છો અને નિરવયવ પદાર્થનો સાવયવ પદાર્થ સાથે સંયોગ થવાના સબંધમાં આપને કાંઈ અનુભવ હોય, તો તે પણ આપ તરત કહી બતાવો.[૧૯]

વસિષ્ઠ બોલ્યાઃ–સર્વ સંદેહરૂપી વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાખનારું અને કાનને શોભા આપનારું આ મારું વચન સર્વની એકતાનો અનુભવ થવા માટે તમે સાંભળો.[૨૦] અહીં કોઈ જગ્યાએ કશી સાકાર વસ્તુ નથી. સર્વદા આ સર્વને આકારે શાંત નિરાકાર પરબ્રહ્મ જ પ્રસરી રહેલ છે.[૨૧] સ્વપ્ન અને સંકલ્પની પેઠે પૃથ્વી આદિ આ સર્વ પદાર્થસમૂહ શાંત, શુદ્ધ અને નિરાકાર એવા ચિદાકાશરૂપ છે.[૨૨] કારણના અભાવને લીધે આ સર્વ આદિમાં અને અંતમાં નથી, જો કે તે છતાં તે ભ્રાંતિરૂપે દેખાય છે, તો પણ સ્વપ્નની પેઠે તે ચિદાકાશનો જ એક વિવર્ત છે. તત્ત્વવેત્તા પુરુષો મોટાં કારણોના સમૂહથી (વિવેક–વૈરાગ્ય આદિથી) આ સાકાર જગતને વાસનાસહિત મનમાંથી કાઢી નાખે છે અને સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ, તથા દિશાઓ આદિ દૃશ્યને નિરાકાર ચિદ્રૂપ જ સમજે છે.[૨૩,૨૪] અંતઃકરણ, મહાભૂત આદિ અથવા મૃત્તિકા, કાષ્ઠ, પાષાણ આદિ સર્વ શૂન્ય–અશૂન્ય વસ્તુ ચિદ્રૂપ છે, બીજું કાંઈ નથી. આ સંબંધમાં એક ઐન્દવ (ઇન્દુના દશ પુત્રોનું) આખ્યાન હું કહું તે તમે સાંભળો. તે કાનને શોભા આપનારું છે અને મેં તમને આગળ કહેલ પણ છે. તો પણ અહીં પ્રસંગને લીધે કાંઈ બીજા જ ઉદ્દેશથી કહું છું. વર્તમાનકાળના તમારા ચાલતા પ્રશ્નના સમાધાનના બોધ માટે તમે તે સાંભળો. એટલે આ સર્વ પર્વત આદિ ચિદ્રૂપ છે એવો તમને બોધ થશે. પ્રથમ (ઉત્પત્તિ–પ્રકરણમાં) વર્ણવેલ રીતિવાળા કોઈ દૃશ્યપ્રપંચની અંદર તપ, વેદ અને કર્મના આશ્રયરૂપ એવો એક દ્વિજ હતો અને તે ઇન્દુ વિપ્ર નામે કહેવાતો હતો. જેમ બ્રહ્માંડની અંદર રહેલ આકાશના દશ દિશાઓના તટો હોય, તેમ એ ઇન્દુ નામના બ્રાહ્મણને દશ પુત્રો થયા હતા. તે પુત્રો ઉદાર ચિત્તવાળા, મહાશય અને મોટા સત્પુરુષોના આશ્રયરૂપ હતા.[૨૫-૨૯] જેમ મહાપ્રલયમાં એકાદશ રુદ્ર તિરોહિત થઈ જાય છે, તે પ્રમાણે તે દશેનો પિતા કાળવશથી તિરોહિત થઈ (મરી) ગયો.[૩૦] જેમ તારારૂપી નેત્રને ધારણ કરનારી સંધ્યા દિવસની પછવાડે ગમન કરે છે, તેમ પોતાના પતિમાં અતિ આસક્ત રહેલી તેની પત્ની વૈધવ્યના ભયથી પોતાના પતિની પછવાડે સતી થઈ.[૩૧] તેના દશે પુત્રો તેની ઉત્તરક્રિયા કરીને દુઃખ વડે વ્યાપ્ત થઈ જવાને લીધે વ્યવહારને મૂકી દઈ સમાધિ માટે વનમાં ચાલ્યા ગયા.[૩૨] 'સર્વ ધારણાઓમાં ઉત્તમ સિદ્ધિ આપવાવાળી કઈ ધારણા હશે કે તેના બળથી આપણે સર્વેશ્વર (હિરણ્યગર્ભરૂપ) થઈ જઈએ?'[૩૩] આ પ્રમાણે વિચાર કરી તે દશે જણ પદ્માસન

વાળીને નિર્વિઘ્ન ગુફાની અંદર આમ વિચાર કરવા લાગ્યા:[૩૪] 'આપણે બ્રહ્માજીથી આશ્રય કરાયેલ એવા આખા બ્રહ્માંડરૂપ છીએ. એવી જો ધારણા બાંધીને નિશ્ચળ થઈ રહીએ, તો નિર્વિઘ્ને આપણે એ બ્રહ્માયુક્ત બ્રહ્માંડરૂપ થઈ રહીએ.'[૩૫] આવો વિચાર કરીને તેઓ બ્રહ્મા સહિત એવા જગતની ધારણા બાંધીને ઘણા લાંબા કાળ સુધી આંખોને મીંચી રાખી ચિત્રમાં આલેખેલા હોય તેમ સ્થિર થઈ રહ્યા.[૩૬] એવી રીતે પોતાના ચિત્તને કોઈ પણ બીજે સ્થળે વિક્ષિપ્ત ન થવા દેતાં તેમણે તેને કેવળ હિરણ્યગર્ભની (બ્રહ્માની) ધારણામાં જ સ્થિર કરી રાખ્યું. આવી સ્થિતિમાં તેઓ અઢાર માસ સુધી રહ્યા; અને એટલા સમયમાં તેઓના તે દેહો સુકાઈ જઈ શબરૂપ થઈ ગયા. તેમના અવયવોને રાક્ષસો ચાવી ગયા અને તડકા વડે જેમ છાયાના ભાગોનો નાશ થાય, તેમ તેમના દેહોનો સાંજ નાશ થઈ ગયો.[૩૭,૩૮] 'હું બ્રહ્મારૂપ છું, જગતરૂપ છું અને ત્રણે લોક સહિત સૃષ્ટિ પણ મારાથી જુદી નથી.' એમ ધ્યાન કરતાં તેમનો ઘણો લાંબો સમય ચાલ્યો ગયો.[૩૯] તે દશેનાં દેહ વગરનાં દશે ચિત્તો એકધ્યાનના પરિપાકના બળથી દશ બ્રહ્માંડરૂપી દેહવાળાં જગતને આકારે થઈ રહ્યાં.[૪૦] આમ, તેમનું સ્વચ્છ ચૈતન્ય જ ઇચ્છારૂપ થઈ જઈને સર્વ જગતને આકારે થઈ ગયું અને તે ચૈતન્ય અત્યંત સ્વચ્છરૂપ છે તથા નિરાકાર રૂપે જ રહેલ છે.[૪૧] તે જગત ચિદ્દરૂપ હોવાથી તેનાં પૃથ્વી, પર્વત આદિ સર્વ ચિદ્દરૂપ જ છે, એમ તમે સમજો. જો એમ ન હોય તો બીજું શું છે અને ત્રણે લોકના સમૂહનું બીજું શું સ્વરૂપ છે, તે તમે જ કહો.[૪૨] વસ્તુતાએ જોતાં તો જગત શૂન્ય ચિદાકાશરૂપ છે, બીજું કાંઈ નથી.[૪૩] જેમ જળ વિના તરંગ કાંઈ બીજી વસ્તુ નથી, તેમ ચેતન વિના બીજું ચલન આદિ કાંઈ પણ નથી.[૪૪] ...કાશની અંદર રહેલ ઇન્દુ બ્રાહ્મણના દશ પુત્રોનાં જગતો ચિદ્દરૂપ છે, તેમ તેની અંદર રહેલ લાકડાં, લોઢું, પાષાણ આદિ પણ ચિદ્દરૂપ જ છે.[૪૫] જેમ એ ઇન્દુ બ્રાહ્મણના પુત્રોના સંકલ્પો જ જગતરૂપ થઈ ગયા હતા, તેમ બ્રહ્માનો (હિરણ્યગર્ભનો) સંકલ્પ જ આ જગતરૂપે થઈ રહ્યો છે.[૪૬] માટે અહીં દેખાતા આ પર્વતો, પૃથ્વી, વૃક્ષો, મેઘો તથા મહાભૂતો એ સર્વ વિશાળ ચિન્માત્ર છે.[૪૭] વૃક્ષો, પૃથ્વી, સ્વર્ગ, આકાશ અને પર્વતો એ સર્વ ચિદ્દરૂપ છે. ઇન્દુ બ્રાહ્મણના પુત્રોનાં જગતોની પેઠે કોઈ ઠેકાણે ચૈતન્ય વિના બીજું કાંઈ જ નથી.[૪૮] નિરંતર ચિદાકાશરૂપી કુલાલ (કુંભાર) પોતાના દેહરૂપી ચપળ ચાકડા ઉપર પોતાના સ્વરૂપરૂપી મૃત્તિકા વડે સૃષ્ટિને ક્યાંથી ઉત્પન્ન કરે?[૪૯] સંકલ્પથી રચેલી સૃષ્ટિમાં જો પાષાણો ચિદ્દરૂપ ન હોય, તો પછી તે સૃષ્ટિની અંદર રહેલ લોષ્ઠ-શૈલ આદિ શું છે? તે તમે જ કહો.[૫૦] અનુભવ, સ્મૃતિ અને સંસ્કારો પોતાની અંદર જડ અર્થને નહિ ધારણ કરતાં ચિદ્દરૂપ અર્થને જ ધારણ કરે છે; કેમકે આગળ પ્રથમ વિચારથી સિદ્ધ થયું છે કે, કલ્પના આદિની અર્થશૂન્ય સ્થિતિ જુદા પ્રકારની હોય છે અને ચિદાત્માના ચમત્કારથી તેની સ્થિતિ જુદા પ્રકારના ચમત્કારવાળી માલૂમ પડે છે. જેમ મણિના સમૂહની અંદર મણિ દીપી નીકળે છે, તેમ ચૈતન્યસ્વરૂપ તત્ત્વ સર્વરૂપ થઈ રહેલ છે. તે ચિત્સત્તાના આશ્રયરૂપ એવા (સમષ્ટિ-વ્યષ્ટિના) ચિત્તમાં દેદીપ્યમાન રૂપે રહેલ છે અને અનેક અર્થરૂપે ઉદય પામેલ હોય તેમ જણાય છે. કાર્ય અને કારણ એ બન્નેથી રહિત એવા બ્રહ્મથી કોઈ પણ કાળમાં સૃષ્ટિ ભિન્ન નથી; કેમકે તેનો એવો સ્વભાવ છે. આમ, આ સર્વ બ્રહ્મરૂપ છે એવો નિશ્ચય થાય છે.[૫૨,૫૩] નીચી જમીનમાં નીકળેલું જળ અતિ તીવ્ર એવા પોતાના અને પરાયા પ્રયત્ન વિના પોતાની મેળે જ આવર્ત, તરંગ તથા પ્રવાહ આદિ વિચિત્ર રૂપે ગતિ કરતું

રહે છે, તેમ ચિદાકાશ પણ સ્વાભાવિક રીતે જ સૃષ્ટિ આદિ વિચિત્ર આકારે ભાસ્યા કરે છે.[૫૪] પાદ્મકલ્પમાં ભગવાનના નાભિકમળની લીલા જ જાણે જગતરૂપ થઈ રહી હોય તેમ ભાસે છે. તેમ તે જ પ્રમાણે ચિદ્રૂપ બ્રહ્મમાંથી જગતો ખડાં થઈ જાય છે, એટલે તેનાથી તે જરા પણ ભિન્ન નથી.[૫૫] આ જગત ઉત્પન્ન થયેલ નથી, તેમ તેનો નાશ પણ થતો નથી. તે સન્માત્ર ચિદાકાશરૂપ છે, શાંત છે, સત્ તથા અસત્ એ બન્નેની વચલી કોટિમાં રહેલ છે અને ચિદાકાશનો એક વિવર્ત છે.[૫૬] સંકલ્પસૃષ્ટિની અંદર રહેલા પર્વત આદિ ચિદ્રૂપ છે, છતાં જેઓ કહે છે કે, તે ચિદ્રૂપ નથી, તે અવિવેકી પુરુષને વિદ્વાનો હસે છે.[૫૭] વિવેકી પુરુષ તો ચિદાકાશરૂપમાં રહેલાં સંકલ્પમય જગતોને તે જાણે પોતાથી જુદાં ન હોય તેવાં ચિદાકાશરૂપ જ સમજે છે, તે જ પ્રમાણે બ્રહ્મના સંકલ્પથી થયેલ આ જગત પણ ચિન્માત્ર છે, એમ તેમનું સમજવું છે.[૫૮] જેમ જેમ શીઘ્રતાથી આ તત્ત્વદૃષ્ટિનું અવલોકન કરવામાં આવે છે, તેમ તેમ આ દુઃખનો શીઘ્રતાથી ક્ષય થતો જાય છે.[૫૯] જીવચૈતન્ય ઘણે લાંબે કાળે પણ જ્યાં સુધી તત્ત્વદૃષ્ટિ તરફ વળતું નથી, ત્યાં સુધી આ દુઃખ પ્રતિદિન ઘાટું ઘાટું થતું જાય છે.[૬૦] લાંબા કાળના પાપના યોગથી મૂઢ થઈ ગયેલા અને આ તત્ત્વદૃષ્ટિ તરફ નહિ વળનારા અવિવેકી પુરુષોને આ જન્મ-મરણ આદિ સંસાર વજ્રના જેવો દૃઢ થઈ રહે છે અને કોઈ દિવસ શાંત થતો નથી.[૬૧] અહીં આકાર નથી, હલકાઈ કે મોટાઈ નથી, જન્મ કે નાશ પણ નથી, સત્તા નથી અને અસત્તા પણ નથી; કેવળ શાંત પરબ્રહ્મ જ પોતાના સ્વરૂપમાં આ પ્રમાણે દશ્યરૂપે વિવર્તભાવને પ્રાપ્ત થતું રહે છે; અથવા તો એ વિવર્ત પણ અહીં સાવ નથી જ.[૬૨] બ્રહ્મ પોતે સ્ફટિકના સ્તંભની પેઠે અંદર રહેલી અને ખિચોખિચ ભરેલી અનેક સૃષ્ટિઓરૂપી પૂતળીઓના સમૂહવાળું છે. છતાં જગતરૂપી લતા, તેનાં મૂળ, તેની રચના અને તેનો ભૂમિમાં પ્રવેશ, એ સર્વ તેમાં દેખાતાં નથી. તે પોતે આદિ અને અંતથી રહિત છે, જન્મ-નાશ વિનાનું છે, સ્વચ્છ છે અને સર્વરૂપ છતાં તે નિરંતર પોતાના આનંદમય નિર્વિકાર સ્વરૂપમાં જ ભરપૂરપણે રહેલ છે.[૬૩] એ સન્માત્રતત્ત્વ અસંખ્યરૂપ છે, ચારે તરફ વ્યાપ્ત હાથોવાળું છે અને દિશાઓના અંતમાં રહેલ છે. તે આંખ, કાન, કંઠ, ઉદર, માથું અને પગ આદિ અવયવોવાળું થઈ રહ્યું છે; બાકી, તાત્ત્વિક દૃષ્ટિ વડે જોતાં આ સર્વ ચિદાકાશરૂપ છે. સ્ફટિકસ્તંભની પેઠે સર્વ તેમાં પ્રતિબિંબિત છે. તે પોતે સન્માત્ર છે, જન્મ-જરા આદિ વિકારથી રહિત છે, નિર્વિકલ્પ છે અને મારું પોતાનું આત્મસ્વરૂપ જ આ સર્વરૂપ થઈ રહેલ છે; એટલે હવે તેમાં વિશેષ વિકલ્પો કરવાનું કાંઈ કારણ રહેતું નથી.[૬૪]

सन्मात्रमंतररहिताखिलहस्तजावं पर्यंतहीनगणनांगमयुक्तरूपम् । आत्मावरात्मकमहं त्विदमेव सर्वं सुस्तंभरूपमजमौनमलं विकल्पैः ॥६४॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ઐન્દવોપાખ્યાન' એ નામનો સર્ગ ૧૭૮ મો સમાપ્ત**

## सर्ग १७९ मो*

### બ્રહ્મનું પ્રતિપાદન

॥ वसिष्ठ उवाच ॥

एवं चिन्मात्रमेवैकं शुद्धं सत्त्वं जगत्त्रयम् ।
संभवंतीह भूतानि नाज्ञबुद्धानि कानिचित् ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—આમ, આ ત્રણે લોક એક શુદ્ધ તત્ત્વમય ચિદ્રૂપ છે. અવિવેકીઓને સાકારરૂપે પ્રતીતિમાં આવતાં એનાં કોઈ પણ

* આ એકસોઓગણાએંશીમા સર્ગમાં સર્વ દૃશ્ય ચિન્માત્ર છે અને નિરાકાર છે, તો પછી તેમાં શંકાનો શો પ્રસંગ છે, તે કહેવામાં આવશે.

પ્રાણીઓ અહીં નથી જ, તો પછી શરીર આદિ ક્યાં છે ? અને બીજી પણ સાવયવ વસ્તુ ક્યાં છે ? જે કાંઈ આ દેખાય છે, તે નિરાકાર બ્રહ્મ જ ચોતરફ પ્રસરી રહેલ છે.[૧,૨] ચિદાકાશ ચિદાકાશની અંદર રહેલ છે. એ શાંત તત્ત્વ પોતાના શાંત સ્વરૂપમાં જ સમાનપણે સ્થિર છે, આકાશ આકાશની અંદર રહેલ છે અને જ્ઞાન પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ રાખીને રહ્યું છે.[૩] સર્વ શાંત, સત્ય અને ચિદાકાશરૂપ છે. આ સર્વ સ્વપ્નની પેઠે જાગ્રત અવસ્થામાં પણ નિરવયવરૂપે રહેલ છે. સાકાર વસ્તુની સ્થિતિ જ અહીં ક્યાં છે ?[૪] દેહના અવયવો ક્યાં છે ? આંતરડામાં વીંટાયેલી નાડી પણ ક્યાં છે ? અસ્થિપિંજર પણ ક્યાં છે ? દેહ પણ આકાશ જેવો નિરાકાર છે એમ તમે સમજો અને સ્વપ્નદેહની પેઠે તે કેવળ આભાસરૂપ છે.[૫] હાથ ચિદાકાશરૂપ છે, મસ્તક ચિદાકાશરૂપ છે, ઇન્દ્રિયોનો સમૂહ ચિદાકાશરૂપ છે, સર્વ શાંત નિરાકાર છે અને કાંઈ પણ સાકાર નથી જ. તત્ત્વદૃષ્ટિ વડે જોતાં જગતની સ્થિતિ સ્વાભાવિક રીતે જ ચિદાકાશના એક સ્વપ્નરૂપ છે, તેથી આ સર્વ સહેતુક જણાતાં છતાં નિર્હેતુક છે.[૭] વ્યાવહારિક દૃષ્ટિ વડે જોતાં કારણ વિના કાર્ય ઉત્પન્ન થવાની વાત સંભવતી નથી. બાકી, જેવો જેણે નિર્ણય કર્યો હોય છે, તેવું જ તેના જોવામાં આવે છે.[૮] યુક્તિ વડે વિચાર કરવામાં આવે, તો વિનાકારણે ઉત્પન્ન થયેલ અને આત્મારૂપે અનુભવમાં આવતું આ દૃશ્ય અત્યંત અસત્ય પણ નથી, તેમ અત્યંત સત્ય પણ નથી. તે તો સત્ય જેવું લાગે છે, એટલે કે તે અનિર્વચનીય છે. આ વાત હજી ઘટી શકે છે. આ વાત તો નિઃસંશય જ છે કે, ચિદાત્માને સર્વ વસ્તુ પોતાની ભાવના પ્રમાણે ભાસે છે.[૯] જેમ સ્વપ્નની અંદર ચિન્મયપણાથી સર્વત્ર સર્વથા સર્વ સંભવે છે, તેમ જ જાગ્રતમાં પણ ચિન્મયપણાથી સર્વત્ર સર્વ સંભવે છે. કેમકે ચિદાકાશનું જ સર્વાત્મપણું છે. બ્રહ્મપદ સર્વના આત્મારૂપ છે. તે એક અને અનેકરૂપે થઈ રહેલ છે. તેની અંદર કાર્યોની સત્તા વિનાકારણે પણ રહી છે અને કારણથી ઉત્પન્ન થયેલ પણ પ્રતીતિમાં આવે છે.[૧૦,૧૧] જેમ ઇન્દુ બ્રાહ્મણના દશ પુત્રો તેના સંકલ્પમય જગતોના સમૂહો વડે લાખો પ્રાણીઓરૂપ થઈ ગયા હતા, તેમ એક જ તત્ત્વ હજારોરૂપે થઈ જાય છે.[૧૨] જેમ વિષ્ણુ આદિનું સાયુજ્ય (ઉપાધિના મિલન દ્વારા એકરૂપતા) થાય છે, ત્યારે અનેક સૃષ્ટિઓની એકરૂપતા થઈ જાય છે, તેમ હજારો જીવોનું સાયુજ્ય થાય છે, ત્યારે તેમની એકરૂપતા થઈ જાય છે.[૧૩] સેંકડો નદીઓથી યુક્ત હોવા છતાં સમુદ્ર એકરૂપ છે અને ઋતુઓ તથા સંવત્સરોના સમૂહથી પૂર્ણ હોવા છતાં પણ કાળ એક જ છે.[૧૪] તે જ પ્રમાણે દેહ ભિન્નરૂપ દેખાતાં છતાં ચિદાકાશરૂપ છે અને તે સ્વપ્નદેહની પેઠે ખડો થઈ જઈ દેખાય છે. જો કે પોતાના અનુભવ વડે તે સ્ફુટ રીતે પ્રતીતિમાં આવે છે, તો પણ સ્વપ્નશૈલની પેઠે તે નિરાકાર છે.[૧૫] જો દૃશ્યનું સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે ચિદ્રૂપ જ છે. પણ તેનું ખરું સ્વરૂપ ઓળખાતું નથી, તેથી તે પોતે જ દૃશ્ય તથા દ્રષ્ટારૂપે પ્રતીતિમાં આવે છે. માટે આ જગત ચિદાકાશરૂપ છે.[૧૬] નિદ્રા જેમ સ્વપ્ન અને સુષુપ્તિ એ બન્નેરૂપ છે, તેમ બ્રહ્મ જ દ્રષ્ટા અને દૃશ્ય એ બન્નેરૂપ છે. જેમ પવન અને તેની ચલનશક્તિ અભિન્ન છે, તેમ બ્રહ્મથી દૃશ્ય અભિન્ન છે. માટે જગત એક ચિદાકાશરૂપ જ છે.[૧૭] દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન એ ત્રણે ચિદાકાશનો જ એક વિવર્ત છે. પરમાર્થદૃષ્ટિથી જોતાં તે ચિદાકાશરૂપ છે. જેમ શૂન્ય સ્વપ્નમાં ચિદાત્મા જ અનેકરૂપે ભાસે છે, તેમ ચિદાકાશ જ આ સર્વરૂપ છે. તેથી જગત એક ચિદ્રૂપ છે.[૧૮] પ્રથમ સૃષ્ટિથી માંડીને શબલબ્રહ્મમાં જગતનો જે ભાવ કલ્પાયેલો છે, તે સાવ મિથ્યા છે અને તે ભ્રાંતિ વડે જ થયેલો છે. તેનું ખરું સ્વરૂપ

ઓળખવામાં આવે છે, એટલે સ્વપ્નમાં દીઠેલા વ્યાઘ્રના ભયની પેઠે તે નિઃશેષ રીતે શાંત થઈ જાય છે.[૧૯] જેમ સ્વપ્નની અંદર એક જ જીવ-ચૈતન્યનું ભાન અનેક પ્રકારે થાય છે, તેમ બ્રહ્મમાં પણ સૃષ્ટિના આદિકાળમાં એક જ તત્ત્વનું ભાન નાના પદાર્થરૂપે થઈ જાય છે.[૨૦] જેમ અનેક દીવાવાળા ઘરની અંદર રહેલી અનેક કાન્તિઓ પણ એક જેવી જ ભાસે છે, તેમ સર્વશક્તિમાન પરમાત્માની એક જ માયાશક્તિ અનેકરૂપે ભાસી રહી છે.[૨૧] આકાશમાં ભ્રાંતિને લીધે પ્રતીતિમાં આવતા વૃક્ષસમૂહના સ્ફુરણની જેમ બ્રહ્મરૂપી મહાસાગરની અંદર જળબિંદુના એક સ્ફુરણ જેવી આ સૃષ્ટિ છે. આકાશમાં દેખાતો વૃક્ષોનો સમૂહ તેનાથી કાંઈ જુદો જણાય છે, પણ બ્રહ્મરૂપી મહાસાગરમાં સ્ફુરતું સૃષ્ટિરૂપી બિંદુ તેનાથી જરા પણ ભિન્ન નથી.[૨૨]

यत्सीकरस्फुरणमंबुनिधौ शिवाख्ये व्योम्नीव वृक्षनिकरस्फुरणं स सर्गः । व्योम्न्येष वृक्षनिकरो व्यतिरिक्तरूपो ब्रह्मांबुधौ न तु मनागपि सर्गबिंदुः

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'બ્રહ્મમયત્વ-પ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૭૯ મો સમાપ્ત**

## सर्ग १८० मो×

### કુંદદંતનું આખ્યાન

॥ राम उवाच ॥

इमं मे संशयं छिंधि भगवन् भास्करं तमः ।
भुवनस्येव भावानां सम्यग्रूपानुभूतये ॥ १ ॥

**રામ બોલ્યાઃ**—જેમ જગતના સર્વ પદાર્થોનું રૂપ સારી રીતે પ્રકાશમાં લાવવા માટે સૂર્યનારાયણનું તેજ અંધકારનો નાશ કરે છે, તેમ આપ આ મારા સંશયની નિવૃત્તિ કરો.[૧] કોઈએક સમયે હું વિદ્યાલયમાં વિદ્વાનોની સભાને વિષે એકાગ્રપણે બેઠો હતો, તેટલામાં કોઈ એક તપસ્વી ત્યાં આવ્યો.[૨] તે વિદ્વાન હતો, બ્રાહ્મણોમાં ઉત્તમ હતો, શોભાવાળો હતો, કાન્તિવાળો હતો, મોટા તપ વડે યુક્ત હતો દુર્વાસાના જેવો દુઃસહ હતો અને તે વિદેહ દેશના જનમંડળમાંથી આવ્યો હતો.[૩] એ મહાદેદીપ્યમાન બ્રહ્મસભામાં તે આવ્યો અને અમને પ્રણામ કરી આસન ઉપર બેઠો. પછી અમે તેને પ્રણામ કર્યા. હવે, વેદાંત અને સાંખ્યના સિદ્ધાંતોના વાદોને બંધ કરીને મેં સુખેથી બેઠેલા તથા વિશ્રાંતિને પામેલા તે બ્રાહ્મણને આ પ્રમાણે પૂછ્યું:[૪,૫] 'હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! તમે લાંબો પંથ કાપવાથી જાણે થાકી ગયા હો અને કાંઈ પણ મેળવવાની કે જાણવાની ઇચ્છાથી પ્રયત્નવાળા હો તેવા દેખાઓ છો. માટે કહો કે આપનો અહીં આવવાનો શો હેતુ છે ?[૬]

**બ્રાહ્મણ બોલ્યોઃ**—હે મહાભાગ ! આપ કહો છો એમ જ છે. આપના કહેવા પ્રમાણે હું કાંઈક હેતુથી અહીં આવ્યો છું. જે માટે હું અહીં આવ્યો છું તે તમે સાંભળો.[૭] સર્વ સૌભાગ્ય વડે સુશોભિત એવો વિદેહ નામનો એક દેશ છે. તે આકાશમાં રહેલ સ્વર્ગનો સ્ફટિકની ભૂમિમાં પડેલ પ્રતિબિંબ હોય તેવો રમણીય છે.[૮] તેને વિષે હું બ્રાહ્મણજાતિમાં ઉત્પન્ન થયો છું અને વિદ્યા મેળવીને મેં ત્યાં જ સ્થિતિ કરી હતી. મારા દંત (દાંત) કુંદ (ડોલર)ના જેવા ધોળા છે, તેથી હું 'કુંદદંત' નામથી વિખ્યાત છું.[૯] પછી, કેટલોક સમય જતાં મને વૈરાગ્ય થયો, તેથી મેં સંભ્રમને લીધે શ્રમની શાંતિ માટે દેવતાઓ, દ્વિજો અને મહર્ષિઓનાં સ્થાનોમાં ફરવાની પ્રવૃત્તિ કરી.[૧૦] કોઈએક દિવસે હું અખંડિત ઇચ્છાના બળથી શ્રીપર્વતમાં

× આ એકસોએંશીમા સર્ગમાં રામચંદ્રજી કુંદદંતનું આખ્યાન કહેશે. તેમાં પર્વતની અંદર વૃક્ષમાં લટકી રહેલા તપસ્વીને વરદાનનો લાભ થયા સુધીનો પ્રસંગ વર્ણવવામાં આવશે.

ગયો, અને ત્યાં કોમળ તપ કરતાં હું ઘણાં લાંબા કાળ સુધી રહ્યો.[૧૧] એ શ્રીપર્વતની અંદર ઘાસ તથા વન આદિથી રહિત એવું એક મહા-પ્રસિદ્ધ અરણ્ય છે. જાણે તેજ, અંધકાર અને વાદળાં આદિથી રહિત એવું આકાશ જ પૃથ્વીમાં આવી રહ્યું હોય તેવું તે શૂન્ય છે.[૧૨] જેમ શૂન્ય આકાશની અંદર મંદ કિરણવાળો સૂર્ય રહ્યો હોય છે, તેમ એ અરણ્યના મધ્યમાં એક નાનું કોમળ પલ્લવો વડે સુશોભિત એવું બહુ શાખા-વાળું વૃક્ષ છે.[૧૩] જેમ સૂર્ય પોતાનાં કિરણો સાથે બંધાઈ રહ્યો હોય છે, તેમ તે વૃક્ષની શાખામાં રજ્જુથી બંધાયેલ પગવાળો અને પવિત્ર આકારયુક્ત એક પુરુષ લટકતો હતો.[૧૪] મુંજ નામના ઘાસની રજ્જુ વડે તેના પગ ઉપર બંધાયેલા હતા અને તેનું માથું નિરંતર નીચે લટકતું હતું. મોટી ગાંઠવાળા સીમળાના વૃક્ષની જાણે કોઈ મોટી ગાંઠ લટકતી હોય તેવો તે જણાતો હતો.[૧૫] કોઈએક સમયે હું એ પ્રદેશમાં ગયો અને મેં તેને જોયો, તો તે પોતાના વક્ષઃ-સ્થળમાં પોતાના હાથ જોડીને લટકતો હતો.[૧૬] મેં તેની પાસે જઈ વિચાર કર્યો કે, આ બ્રાહ્મણ જીવે છે એમ મને લાગે છે; કેમકે તેની આકૃતિમાં કશો ફેરફાર જણાતો નથી અને તે નિઃશ્વાસ લે છે. વળી કાળયોગથી થનાર ટાઢ, તડકો, વાયુ આદિના સર્વ સ્પર્શને તે સારી રીતે જાણે છે.[૧૭] પછી, મેં દિવસોના અને તડકાના ખેદને સહન કરીને ઘણા દિવસ સુધી એ લટકતા પુરુષની સેવા કરી અને તેને ધીરે ધીરે મારામાં વિશ્વાસ બેસાડ્યો.[૧૮] હવે, મેં તેને પૂછ્યું કે, 'હે ભગવાન્! હે વિશાલનેત્ર! આપ કોણ છો? આપ શા માટે આવું દારુણ તપ કરો છો? આપનું જીવિત લક્ષ્ય–અલક્ષ્યરૂપમાં રહેલ છે.'[૧૯] એટલે, તેણે મને કહ્યું કે, 'હે તપસ્વી! તારે આ પૂછવાનું શું કામ છે? કોઈ પ્રયોજનને લીધે મનુષ્યોની અતિવિચિત્ર હોય છે.'[૨૦] તેણે મને આમ કહ્યું, છતાં જ્યારે મેં તેને ઘણા આગ્રહથી પૂછ્યું, ત્યારે તેણે મને આ ઉત્તર આપ્યો:[૨૧] 'મારો જન્મ મથુરામાં થયેલ છે. હું પિતાના ઘરમાં મોટો થયા પછી બાલ્ય અને યૌવનના મધ્યમાં રહ્યો હતો અને પદ–પદાર્થને (શબ્દ-શાસ્ત્ર અને અર્થશાસ્ત્ર આદિ)ને સમજતો હતો.[૨૨] ત્યાં, મેં સાંભળ્યું હતું કે, ખજાનાની પેઠે રાજા સર્વ સુખસમૂહના આશ્રયરૂપ હોય છે. તે સમયે નવયૌવનને લીધે હું ભોગની ઇચ્છા કરતો હતો.[૨૩] તેથી હું સાત મોટા દ્વીપોના વિસ્તારવાળી પૃથ્વી-નો પતિ અને ઉદાર ચિત્તવાળો થાઉં, એવી મેં ઘણા લાંબા સમય સુધી ઇચ્છા કરી હતી.[૨૪] તે જ પ્રયોજન માટે હું આ પ્રદેશમાં આવીને આ પ્રમાણે તપમાં પ્રવૃત્ત થઈ રહ્યો છું. હે માનદ તપસ્વી! અહીં મારાં બાર વર્ષો આમ જ ચાલ્યાં ગયાં છે.[૨૫] હે મારા અકૃત્રિમ મિત્ર! આ મેં તને તારા પૂછેલા પ્રશ્નનો જવાબ આપ્યો છે. માટે હવે તું ખુશીથી તારા ઇષ્ટ દેશમાં ઝટ ચાલ્યો જા. હું તો મારું ઇચ્છિત વરદાન મળતાં સુધી અહીં આવી જ સ્થિતિમાં દૃઢ થઈ રહીશ.'[૨૬] એ તપસ્વીએ મને આ પ્રમાણે કહ્યું, ત્યારે એ તપસ્વીને મેં જે કહ્યું તે તમે સાંભળો; કેમકે આશ્ચર્યનું શ્રવણ કરવામાં બુદ્ધિમાન પુરુષનું ચિત્ત ખેદ પામતું નથી.[૨૭] મેં તે તપસ્વીને કહ્યું કે, 'હે સુશીલ! તમને જ્યાં સુધી તમારો ઇચ્છિત વર મળ્યો નથી, ત્યાં સુધી હું તમારી રક્ષા અને પરિચર્યા કરવા માટે અહીં જ રહીશ.'[૨૮] મેં એ પ્રમાણે કહ્યું, ત્યારે એ શાંત તપસ્વીએ પાષાણના જેવા મૌનને ધારણ કર્યું અને પોતાની આંખો મીંચી દીધી. તે મુડદાના જેવો બની ગયો અને બહાર પણ કલ્પનાથી રહિત થઈ રહ્યો.[૨૯] કાષ્ઠ-મૌનને ધારણ કરી રહેલા એ તપસ્વીની પાસે હું ચિત્તમાં ઉદ્વેગ રાખ્યા વિના અને શીતકાળ તથા ઉષ્ણકાળ આદિના વેગોને સહન કરીને છ માસ સુધી રહ્યો.[૩૦] એવામાં મેં જોયું, તો એક

દિવસ કોઈએક સુવર્ણના જેવા તેજસ્વી પુરુષ સૂર્યબિંબમાંથી નીકળી તે પ્રદેશમાં આવ્યો અને તે તપસ્વીની પાસે ઊભો રહ્યો.[૩૧] હવે, તે તપસ્વીએ જ્યાં મન વડે અને કર્મ વડે તેની પૂજા કરી, ત્યાં તેણે અમૃતના દ્રવ જેવું આ સુંદર વચન કહ્યું:[૩૨] 'હે બ્રહ્મન્! હે શાખામાં લટકી રહેલા દીર્ઘ તપસ્વી! તું તપ બંધ કર અને સુંદર તથા ઇચ્છિત વરદાન માગી લે.[૩૩] આ દેહથી કરેલા તપરૂપી ધર્મના બળથી તું સાત સમુદ્ર અને સાત દ્વીપવાળી આ પૃથ્વીને સાતહજાર વર્ષ સુધી પાળીશ.'[૩૪] આમ તેને ઇષ્ટ વરદાન આપ્યું. પછી, પોતે જ સૂર્યરૂપી સાગરમાંથી બહાર નીકળ્યો હતો, તેમાં જ તે પાછો લીન થઈ ગયો.[૩૫] તે શાખાતપસ્વી વિવેકી હતો અને તેને શાસ્ત્રમાં સાંભળ્યા પ્રમાણે વરદાતા એવા શ્રેષ્ઠ આદિત્યપુરુષનાં સાક્ષાત્ દર્શન થયાં હતાં તથા તેમની સાથે ભાષણ આદિ વ્યવહાર થયો હતો. એટલે એ આદિત્યપુરુષના ગયા પછી મેં તેને આ પ્રમાણે કહ્યું:[૩૬] 'હે મહારાજ! વૃક્ષની શાખામાં લટકવારૂપી તપનું ફળ હવે તમને પ્રાપ્ત થયું છે. માટે તમે તપને છોડી દઈ યથાપ્રાપ્ત વ્યવહારને સુખેથી કરો.'[૩૭] તેણે મારી આ વાત કબૂલ રાખી. એટલે જેમ હાથીના પગને બંધનથી છોડી મૂકવામાં આવે, તેમ મેં તેના પગને વૃક્ષશાખામાંથી છોડી મૂક્યા.[૩૮] પછી તેણે સ્નાન કરી પવિત્ર હાથથી અઘમર્ષણનો જપ કર્યો, અને તપઃસિદ્ધિના બળથી શાખામાંથી મળેલા ફળ વડે તેણે મારી સાથે પારણું કર્યું.[૩૯] હવે, અમે બન્ને તપસ્વીના પુણ્યબળથી મળેલા વૃક્ષનાં તે સ્વાદવાળાં ફળોથી તૃપ્ત થયા અને કાંઈ પણ ક્ષોભ પામ્યા વિના ત્યાં ત્રણ દિવસ સુધી રહ્યા.[૪૦] આમ સાત સમુદ્ર અને સાત દ્વીપવાળી સમગ્ર પૃથ્વીને ભોગવવા માટે એ તપસ્વી બ્રાહ્મણે શરીરને વૃક્ષમાં લટકાવી દઈને તથા ઊંચા પગ રાખીને તપશ્ચર્યા કરી અને સૂર્યનારાયણની અંદર રહેનાર પુરુષ પાસેથી ઇષ્ટ વર મેળવ્યો. પછી, વૃક્ષની નીચે વિશ્રામ લઈ, તે તેના મિત્ર એવા મારી સાથે પોતાને ઘેર જવા નીકળ્યો.[૪૧]

सप्तद्वीपसमुद्रमुद्रितदिशं भोक्तुं समग्रां महीं
विप्रः पादपलंबितेन वपुषा तप्त्वोर्ध्वपादस्तपः ।
संप्राप्याभिमतं वरं दिनकृतो विश्वस्य चाह्नांत्रयं
सार्धं मत्सुहृदा स्वमेवसदनं गंतुं प्रवृत्तोऽभवत् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'તાપસોપાખ્યાન' એ નામનો સર્ગ ૧૮૦ મો સમાપ્ત**

## સર્ગ ૧૮૧ મો*

### ગૌરીના આશ્રમનું વર્ણન

॥ कुंददंत उवाच ॥
आवासमंतरे गंतुं प्रवृत्तौ मुदिताकृती ।
मथुरानगरीं चंद्रसूर्याविंद्रपुरीमिव ॥ १ ॥

કુંદદંત બોલ્યો:–જેમ ચંદ્ર અને સૂર્ય આકાશમાં ભ્રમણ કરીને, ઇન્દ્રપુરીરૂપી પોતાના નિવાસ પ્રત્યે જાય, તેમ પ્રસન્ન આકારવાળા અમે બન્ને મથુરાનગરી પ્રત્યે ચાલ્યા. આમ, સાયંકાળ સુધી ચાલી અમે વચમાં ઉતારો કર્યો.[૧] રોધ નામના ગામે આવીને અને આંબાના વન વડે યુક્ત એવા પર્વતમાં વિશ્રામ લઈને અમે બે દિવસ સુધી સાલીસ નામના નગરમાં સુખેથી રહ્યા.[૨] અમે બન્ને જણ આનંદસર્યા ચિત્તે રસ્તો ગાળતા હતા. પછી અમે બીજે દિવસે જંગલની, પર્વતોની, શહેરોની, ગામડાંઓની, જળમય પ્રદેશોની અને ગુફાઓની ભૂમિઓને ઓળંગી ગયા. તે ભૂમિઓ શીતળ જળ, સ્નિગ્ધ છાયા તથા વનવૃક્ષો વડે યુક્ત હતી, નદીના કાંઠા ઉપર રહેલ લતાઓમાંથી ખરતા પુષ્પોના સમૂહ વડે ધોળી હતી, ઊછળતા તરંગોના શબ્દોરૂપી

* આ એકસોએકયાશીમાં સર્ગમાં મથુરા તરફ જતા એવા એ બન્ને જણનું ગૌરીવનમાં આવવું અને ત્યાં વૃદ્ધ તપસ્વી સાથે સંવાદ, એ વિષે વર્ણન કરવામાં આવશે.

ગાયન વડે પથિકોને આનંદ આપનારી હતી, સ્નિગ્ધ વૃક્ષોનાં વનોની છાયામાં આનંદ કરી રહેલાં મૃગો તથા પક્ષીઓવાળી હતી અને સ્થૂલ એવાં કોમળ ઘાસોમાં તથા વૃક્ષોની શાખાના અગ્રભાગમાં પડેલાં ઝાકળનાં જલબિંદુઓરૂપી મોતીઓથી સુશોભિત હતી. વળી, તે દિવસે નદીઓના પ્રવાહોને તથા તળાવોને વટાવીને અમે કેળોનાં ઘાટાં વનમાં હિમ વડે શીતળ એવાં કેળનાં પાંદડાંઓની શય્યામાં થાક ઉતારવાને એક રાત્રિ ગાળી.[૩-૭] પછી ત્રીજે દિવસે અમે બન્ને કમળોના ખંડોથી તથા ઝાડીઓના ખંડોથી સુશોભિત એવા અને મનુષ્યોના અભાવને લીધે મૂર્તિમાન આકાશ જેવા દેખાતા જંગલમાં ગયા.[૮] ત્યાં એ તપસ્વીએ ચાલતો માર્ગ છોડી દીધો અને બીજા વનમાં પ્રવેશ કર્યો. ત્યાં અયોગ્ય વિલંબ કરવાના સંબંધમાં તેણે મને આ વાકય કહ્યું: 'અહીં મુનિઓના મંડળ વડે સુશોભિત એવા ગૌરીના આશ્રમમાં આપણે બન્ને જઈએ; કેમકે મારી પેઠે જ પોતાના ઇચ્છિત ફળને ઇચ્છનારા મારા સાત ભાઈઓ આ વનની અંદર રહેલા છે.[૯,૧૦] અમને આઠે ભાઈઓને સપ્તદ્વીપના રાજ્ય-ભોગની ઇચ્છાથી ચિત્તમાં અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થઈ, તેથી અમે તપ કરવા માટે બુદ્ધિને સ્થિર કરી એક જ સંકલ્પ અને નિશ્ચય ઉપર આવી ગયા.[૧૧] આથી તેઓ પણ પોતાના નિશ્ચય ઉપર આધાર રાખી અહીં આવી તપ કરવા માટે સ્થિર થઈ રહ્યા છે અને તેમનું પાપ વિવિધ પ્રકારનાં તપો વડે ક્ષીણ થઈ ગયું છે.[૧૨] હું પણ પ્રથમ તે ભાઈઓ સાથે અહીં આવી છ માસ સુધી ગૌરીના આશ્રમમાં રહ્યો હતો, તેથી મને જણાય છે કે, પ્રથમ મેં જે જોયો હતો તે જ આ આશ્રમ છે.[૧૩] તેની અંદર પુષ્પોના ખંડોમાં અને વૃક્ષોની છાયામાં મૃગલાઓનાં સુંદર બચ્ચાં ઓ સૂતાં હતાં અને પર્ણકુટી ઉપર વિશ્રાંત થઈ ... પોપટો પણ તેમાં શાસ્ત્રાર્થ કરતા માલૂમ પડતા હતા.[૧૪] તો, ચાલો આપણે બ્રહ્મલોકતુલ્ય એ આશ્રમમાં પુણ્યલક્ષ્મીની પ્રાપ્તિ માટે જઈએ; કેમકે ત્યાં જવાથી આપણું ચિત્ત પુણ્યો વડે અત્યંત સ્વચ્છ થશે.[૧૫] વિદ્વાન હોય, તત્ત્વજ્ઞ હોય અને ધીર હોય તેવા પુરુષોનું ચિત્ત પણ તત્ત્વદર્શન વડે પૂર્ણ દૃષ્ટિવાળા એવા તત્ત્વવેત્તા મહાશયોના દર્શન માટે તલપે છે.[૧૬] તપસ્વીએ મને ઉપર પ્રમાણે કહ્યું, એટલે અમે બન્ને જણા તે મુનિઆશ્રમમાં ગયા અને ત્યાં જઈ જોયું, તો તે મહાઅરણ્યમાં શૂન્ય જ હતું.[૧૭] તે ઠેકાણે વૃક્ષ, પર્ણકુટી, ઝાડી, મનુષ્ય, ઋષિ, બાળક, વેદી કે દ્વિજ એમાંનું કશું પણ જોવામાં આવ્યુ નહિ.[૧૮] માત્ર, તે અનંત અરણ્ય અતિશૂન્ય દેખાયું. ચારે તરફ તે તાપ વડે તપેલું હતું અને જાણે પૃથ્વીમાં મૂર્તિમાન આકાશ આવી રહ્યું હોય તેવું તે જણાતું હતું.[૧૯] ત્યાં, મારી સાથે રહેલ તપસ્વી કહેવા લાગ્યો કે, 'આ તો કષ્ટની વાત થઈ.' પછી, અમે બન્નેએ ઘણા સમય સુધી ભ્રમણ કર્યું, તો એક સ્થળે એક વૃક્ષ અમારા જોવામાં આવ્યું.[૨૦] તે સ્નિગ્ધ કાન્તિવાળું હતું, ઘાટી છાયા વડે યુક્ત હતું અને શીતળ મેઘના જેવું હતું. તેની નીચે એક વૃદ્ધ તપસ્વી સમાધિમાં બિરાજ્યા હતા.[૨૧] અમે બન્ને તે વૃદ્ધ મુનિની પાસે તે વૃક્ષની છાયામાં ખોખડવાળા લીલા સ્થળમાં બેઠા. ઘણા લાંબા સમય સુધી તો તે ધ્યાનમાંથી ઊઠ્યા નહિ.[૨૨] પછી, ઘણે લાંબે કાળે મારા ચિત્તમાં ઉદ્વેગ થઈ આવ્યો, એટલે મેં ચપળતાથી ઊંચે સ્વરે કહ્યું કે, 'હે મુનિ! આપ ધ્યાનથી વ્યુત્થિત થાઓ.'[૨૩] સિંહ જેમ મેઘ-ગર્જનાથી વ્યુત્થિત થઈ જાય, તેમ તે મુનિ મારા એ ઉચ્ચસ્વરથી વ્યુત્થિત થયા અને બગાસું ખાઈ બોલ્યા:[૨૪] 'તમે બન્ને મહાશયો કોણ છો? ગૌરીનો આશ્રમ અહીંથી ક્યાં ચાલ્યો ગયો? મને અહીં કોણ લઈ આવ્યું? અને હાલ કયો કાળ ચાલે છે?[૨૫] તેણે આ પ્રમાણે કહ્યું,

એટલે મેં તેને કહ્યું કે, 'હે મહારાજ ! આપ અમને જ પૂછો છો તે કાંઈ અમે જાણતા નથી. તો આપ પોતે જ તે વિષે નિર્ણય કરી લો. તમે સર્વજ્ઞ છો, છતાં તમે યોગબળથી શા માટે એ પોતાની મેળે જ જાણી લેતા નથી?'[૨૬] મારાં આ વચન સાંભળીને તે મહર્ષિ ફરી વાર ધ્યાનનિષ્ઠ બની ગયા અને તેણે અમારું તથા પોતાનું સર્વ વૃત્તાંત જાણી લીધું.[૨૭] મુહૂર્તમાત્રમાં ધ્યાનથી વ્યુત્થિત બની જઈને એ મુનિએ કહ્યું કે, 'આ આશ્ચર્યકારક વૃત્તાંત તમે સાંભળો. કેમકે તમે બન્ને કાર્યને જાણનાર છો.[૨૮] હે મહાશયો ! મને પુત્રના જેવું પ્રિય એવું આ કદંબવૃક્ષ તમે પાસે જ દેખો છો. તે મારા નિવાસરૂપ છે અને તે પુષ્પોને લીધે જાણે મોટાં અરણ્યનો કેશપાશ હોય તેવું ખીલેલ છે.[૨૯] તેની અંદર કોઈ પણ કારણથી દેવી ગૌરી, સરસ્વતીજીરૂપે દશ વર્ષ સુધી રહ્યાં હતાં અને સમસ્ત ઋતુઓ તેમની સેવા કરતી હતી.[૩૦] ત્યારે આ ધાટું વન ગૌરીના નિવાસને લીધે બહુ વિશાળ બની ગયું અને પુષ્પોથી તથા ઋતુઓથી સુશોભિત એવા ગૌરીવનના નામથી તે પ્રસિદ્ધિમાં આવ્યું.[૩૧] હે પ્રિય મહાશય ! એ ગૌરીવન ભમરીઓનાં મનોહર ગીતોની લીલા વડે ચપળ થઈ ગયેલ કોકિલાઓથી ભરપૂર હતું. મેઘની પેઠે પુષ્પોની વૃષ્ટિ કરનારાં વૃક્ષો વડે તે આકાશરૂપી ચંદરવામાં સેંકડો ચંદ્રના જેવો ભાવ બતાવતું હતું. કમળોનાં રજકણો વડે તે દિશાઓના અંદરના ભાગને વ્યાપ્ત કરી રહેલ હતું. મંદારના અને ડોલરના પુષ્પોના મકરંદથી તે દિશાઓને સુગંધી બનાવી દેતું હતું. સારી રીતે ઉઘડેલ પુષ્પસમૂહરૂપી ચંદ્રબિંબો વડે તે અતિસુશોભિત હતું. સંતાનક વૃક્ષના ગુચ્છાઓરૂપી હાસ્યના વિકાસ વડે તે મનોહર હતું. સુગંધી પવનને લીધે તે સર્વ લતાઓરૂપી અંગનાઓને પણ સુગંધમય કરી દેતું હતું. વસંતઋતુનું તે જાણે કોઈ નગર હોય તેવું દેખાતું હતું. ભમરાઓના નવીન ગુંજાર વડે તે રમણીય હતું. ભમરીઓવાળા પુષ્પખંડોના મંડપો વડે તે ભરેલ હતું. તે ચંદ્રમાના કિરણસમૂહની પેઠે કોમળ એવા પુષ્પોના હીંચકામાં હીંચકી રહેલ દેવાંગના તથા સિદ્ધાંગનાઓના સમૂહવાળું હતું. હારીત, હંસ, પોપટ, કોયલ, કોકપક્ષી, કાગડા, ચકવાક, બાજ અને કલવિંકપક્ષી વગેરેનાં કુળો વડે તે આકુળ અવયવોવાળું હતું. ભેરુંડપક્ષી, કૂકડા, કપિંજલ, તેતર, રાઢા, મોર અને બગલા વગેરેની ક્રીડા વડે તે મનોહર હતું. ગંધર્વો, યક્ષો, દેવતાઓ અને સિદ્ધપુરુષોના મુકુટો વડે ઘસાયેલા ચરણકમળવાળાં એવાં કદંબની અંદર રહેલાં સરસ્વતી વડે પવિત્ર હતું. તે સુગંધી પવનોના સ્થાનરૂપ હતું. સુવર્ણ જેવા કોમળ અને ચંપકવૃક્ષોના સમૂહથી તે તારાઓ અને વાદળાંઓના સમૂહને પણ સુગંધ પહોંચાડતું હતું. મંદ પવનને લીધે ખરી ગયેલ પલ્લવવાળી બાળલતાઓ ફેલાઈ રહી હતી અને તેથી નિકુંજો ઢંકાઈ ગઈ હતી. એ નિકુંજોમાં સૂર્યકિરણો રૂંધાઈ રહેતાં હતાં અને તેથી એ વન શીતળ હતું. વળી કદંબ, કણેર, નાળિયેર, તાલ અને તમાલના સમૂહનાં પુષ્પોના મકરંદોના પૂર વડે તે પીળું થઈ રહેલ હતું. કલ્હાર (એક કમળજાતિ)થી મિશ્ર એવાં કુમુદ–ઉત્પલ આદિ કમળોથી ભરેલાં તળાવોને વિષે ચકોરો, બગલાઓ અને કોકપક્ષીઓનાં ટોળાંઓ ક્રીડા કરી રહ્યાં હતાં. એ ટોળાંથી તથા હંસોથી તે સુશોભિત હતું. વળી, એ ગૌરીવન તાલીસ, ગૂગળ, ચંદન, લીમડો તથા દેવદારુ વગેરે વૃક્ષોમાં વિહાર કરી રહેલી વિચિત્ર (સર્વ કામનાઓ પૂરનારી) શક્તિવાળું હતું.[૩૨–૩૮] જેમ મહાદેવજીના મસ્તક ઉપર ચંદ્રમાની કળા રહે છે, તેમ મહાદેવના અર્ધાંગમાં રહેલાં અને ચંદ્રબિંબ જેવા પ્રસન્ન મુખવાળાં ગૌરી, ઘણા લાંબા કાળ સુધી કોઈ

પણ કારણને લીધે કદંબસરસ્વતીરૂપ થઈ જઈને ઘણા દિવસ સુધી એ વનને વિશે નિવાસ કરી રહ્યાં હતાં.[39]

**तस्मिन्वने चिरमुवास हरार्धदेहा केनापि कारणवशेन चिराय गौरी । भूत्वा प्रसन्नशशिबिंबमुखी कदंबवागीश्वरी शशिकलेव शिवस्य मूर्ध्नि ॥ ३९ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ગૌર્યાશ્રમવર્ણન' એ નામનો સર્ગ ૧૮૧ મો સમાપ્ત**

## सर्ग १८२ मो×

### ભાઈઓનો સમાગમ

॥ वृद्धतापस उवाच ॥

**तस्मिन्नेव कदंबेऽस्मिन् वर्षाणि स्वेच्छया दश । स्थित्वा गौरी जगामाथ हरवामार्धमंदिरम् ॥१॥**

**વૃદ્ધ તપસ્વી બોલ્યોઃ**—તે જ કદંબની અંદર પોતાની ઇચ્છાથી દશ વર્ષ સુધી સ્થિતિ રાખ્યા પછી, ગૌરી હરના વામાર્ધરૂપી પોતાના મંદિરમાં ચાલ્યાં ગયાં.[1] ગૌરીના સ્પર્શરૂપી અમૃત વડે સિંચાયેલ અને તેને પુત્રના જેવો પ્રિય આ કદંબવૃક્ષ જાણે જગદંબાએ ખોળામાં લીધેલ કોઈ બાળક હોય તેમ ઘરડો થતો જ નથી.[2] ગૌરી ચાલ્યા ગયા બાદ આ મોટું જંગલ જનસમૂહની ઉપજીવિકાના સાધનરૂપ થતાં સમાન્ય વન જેવું થઈ ગયું.[3] માલવ નામનો એક દેશ છે અને તેનો હું રાજા હતો. કોઈ એક સમયે રાજ્યલક્ષ્મીને છોડી દઈને હું મુનિઓના આશ્રમોમાં ભ્રમણ કરતાં કરતાં આ પ્રદેશમાં આવી ચડ્યો. અહીંના આશ્રમવાસીઓએ મારી સારી પૂજા કરી, એટલે હું આ કદંબની નીચે ધ્યાનનિષ્ઠ થઈ રહ્યો.[4,5] ત્યારબાદ કેટલેક કાળે સાતે ભાઈઓ સાથે તમે તપ કરવા માટે આ આશ્રમમાં પ્રથમ આવ્યા હતા.[6] તમે આઠે ભાઈઓ તપસ્વી થઈ રહ્યા અને તમે એવું તપ આરંભ્યું કે બીજા તપસ્વીઓને પણ તમે માન્ય થઈ પડ્યા.[7] કાળે કરીને તેમાંથી એક (તમે પોતે) શ્રીપર્વતમાં ગયા અને બીજાએ વળી તપ કરવા માટે સ્વામી કાર્તિકેય તરફ પ્રયાણ કર્યું.[8] ત્રીજો કાશી પ્રત્યે ગયો અને ચોથાએ હિમાલય તરફ ગતિ કરી. બાકી જે બીજા ચાર બાકી રહ્યા તેમણે ધીરપણાથી અહીં જ તપશ્ચર્યા કરવા માંડી.[9] સર્વેનું પ્રત્યેક એ જ ઇષ્ટ લક્ષ્ય હતું કે, 'હું સમસ્ત દ્વીપવાળી પૃથ્વીનો રાજા થાઉં'.[10] પછી પ્રસન્ન થયેલ ઇષ્ટદેવતાઓએ ઉત્તમ વરદાન આપી તે સર્વેનું ઇષ્ટ પૂર્ણ કર્યું.[11] હવે, જેમ બ્રહ્માજી પૃથ્વીમાં ધર્મપ્રધાન એવા સત્યયુગને ભોગવી બ્રહ્મલોકમાં જાય છે, તેમ તમે તો હજી તપમાં જ હતા, તેટલામાં તમારા એ ભાઈઓ પોતાને ઘેર ચાલ્યા ગયા.[12] હે પ્રિય તપસ્વી ! વરદાન આપવાને તત્પર થઈ રહેલા પોતાના ઇષ્ટદેવતાને વરદાન સમયે તમારા ભાઈઓએ યત્ન વડે પ્રાર્થના કરી કહ્યું કે, 'હે ઇષ્ટદેવતા ! અમે સપ્તદ્વીપના અધિપતિ હોઈએ, ત્યારે પ્રજાઓ જૂઠાપણાને છોડી સત્યમાં સ્થિતિ રાખી રહો અને સર્વે સાત દ્વીપના નિવાસીઓ પોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે વર્તો.[13,14] મહાસમર્થ ઇષ્ટદેવતાએ તેમનાં આ સાર્થ વચનોને આદરપૂર્વક સ્વીકારી લીધાં, અને પછી 'તથાસ્તુ' કહીને તેઓ અંતર્ધાન થઈ ગયા.[15] તે પછી તેઓ પોતાને ઘેર ગયા અને સર્વ આશ્રમવાસીઓ પણ ચાલ્યા ગયા. એક માત્ર હું ક્યાંય નહિ જતાં અહીં જ રહ્યો છું.[16] હું કેવળ એકાંતમાં ધ્યાનની અંદર જ ચિત્તને એકાગ્ર રાખી સરસ્વતીના કદંબની નીચે શૈલની પેઠે સ્થિર થઈ રહ્યો છું.[17] પછી ઋતુ

× આ એકસોબ્યાશીમા સર્ગમાં, કદંબની અંદર રહેનાર તે વૃદ્ધ તપસ્વીની સાથે તેના ભાઈઓનો સમાગમ અને ઘરની અંદર વર તથા શાપોના હેતુઓની વર્ણવવામાં આવશે.

અને સંવત્સરરૂપી કાળ વ્યતીત થયો, એટલે આસપાસ રહેનાર મનુષ્યોએ આ સર્વ વનને છેદી નાખ્યું.[18] આ અમ્લાન કદંબવૃક્ષને સરસ્વતીના મંદિરરૂપ સમજીને જનસમૂહ સારી રીતે પૂજે છે. વળી, તેઓ એક સમાધિમાં જ સ્થિતિ રાખનાર મને પણ સારી રીતે પૂજે છે.[19] હમણાં વળી, ઘણા લાંબા સમયથી તપસ્વી રહેલા એવા તમે બન્ને જણ આ પ્રદેશમાં આવ્યા છો. આ સર્વ વાત મારા ધ્યાનમાં આવવાથી મેં તમને કહી બતાવી છે.[20] હે સુશીલો! તમે બન્ને જણા હાલ અહીં આવ્યા છો. હવે તમે બન્ને પોતાને ઘેર જાઓ. ત્યાં તમારા ભાઈઓ પોતાની પત્ની તથા બંધુ આદિને મળ્યા છે.[21] પોતાના જ ઘરમાં તમો આઠે ભાઈઓનું કલ્યાણ થશે. બ્રહ્મલોકમાં જેમ મહાત્મા આઠ વસુઓનો સમાગમ થાય છે, તેમ તમે આઠે મહાત્મા ભાઈઓનો તમારા ઘરમાં સમાગમ થશે.[22] હે આર્યો! જ્યારે એ વૃદ્ધ તપસ્વીએ ઉપર પ્રમાણે મને કહ્યું, ત્યારે મેં સંદેહને લીધે તેને જ એક આશ્ચર્યની વાત પૂછી તે હું તમને કહું છું.[23] મેં કહ્યું કે, 'હે મહારાજ! આ એક જ પૃથ્વી સાત દ્વીપવાળી છે, તો એક જ સમયમાં આઠે ય જણ સાત દ્વીપના પતિ કેમ થઈ શકે?'[24]

**કદંબતપસ્વી બોલ્યાઃ**–માત્ર આટલું જ અઘટિત છે એમ નથી, પરંતુ બીજું પણ ઘણું અત્યંત અસંબદ્ધ છે; તે વિષે હું કહું તે તમે સાંભળો.[25] આ આઠેય તપસ્વી ભાઈઓ પોતાના દેહનો ક્ષય થતાં ઘરની અંદર જ સાત દ્વીપોના રાજા થશે.[26] આ આઠે ય ભાઈઓ આ ઘરમાં, આ પૃથ્વીના પીઠ ઉપર સાત દ્વીપના અધિપતિ રાજાઓ થશે, એ વિષે તમે સાંભળો.[27] જેમ પૂર્વ આદિ દિશામાં ઉજ્જવળ એવા આઠ તારાઓ હોય છે, તેમ મહાદેદીપ્યમાન અને સ્તુતિપાત્ર એવી એ આઠેયની આઠ ભાર્યાઓ છે.[28] એ આઠે ય પત્નીઓ પોતાના આઠે ય પતિઓ ઘણા કાળ સુધી તપમાં રહ્યા, તેથી ઘણું દુઃખ પામવા લાગી. એ સ્ત્રીઓને તેમનો એ વિયોગ સર્પની પેઠે દુઃસહ લાગવા માંડ્યો.[29] એ સ્ત્રીઓ પોતાના પતિનું વારંવાર સ્મરણ થવાથી દુઃખિત થઈ ગઈ અને દારુણ એવું શતચાંદ્રાયણ નામનું તપ કરવા લાગી. આથી, પાર્વતીજી તેમને પ્રસન્ન થયાં.[30] મહાસમર્થ દેવી ભગવતીએ રાજમંદિરના અંતઃપુરમાં પૂજન સમયે અદૃશ્ય રહીને પ્રત્યેક સ્ત્રીને જુદું જુદું નીચે પ્રમાણે કહ્યું.[31]

**દેવી બોલ્યાંઃ**–હે બાલિકા! પતિ માટે અથવા પોતા માટે જે વરદાન માગવું હોય તે તમે સુખેથી માગો. જેમ મંજરી ગ્રીષ્મઋતુ વડે ક્લેશને પ્રાપ્ત થાય છે, તેમ તમે ઘણા કાળના લાંબા તપથી ક્લેશને પ્રાપ્ત થયેલ છો.[32] આ પ્રમાણે દેવીનાં વચન સાંભળીને ચિરંટિકાએ દેવીના ચરણારવિંદમાં પુષ્પાંજલિ અર્પણ કરી અને પોતાની વાસના પ્રમાણે દેવીની સ્તુતિ કરી.[33] પછી, તે આનંદ વડે વ્યાપ્ત બની ગઈ અને મયૂરી જેમ વરસાદના સમૂહ તરફ બોલે, તેમ તે મૃદુ ભાષણથી આકાશમાં રહેલ દેવી પ્રત્યે આ વચન બોલવા લાગી.[34]

**ચિરંટિકા બોલીઃ**–હે ભગવતી! દેવતાઓના પણ દેવ એવા આપના પતિ મહાદેવજી સાથે જેમ આપનો અવિચળ પ્રેમ છે, તેમ મારો પ્રેમ મારા પતિ સાથે અવિચળ રહો. વળી મારો ભર્તા અમર થાઓ.[35]

**દેવી બોલ્યાંઃ**–હે સુવ્રતિની! સૃષ્ટિના આરંભથી માંડી પ્રવૃત્ત થયેલા ઈશ્વરી નિયમની દૃઢતાને લીધે તપદાન વડે અમરપણું મળી શકતું નથી. માટે તમે કાંઈ બીજું જ વરદાન માગો.[36]

**ચિરંટિકા બોલીઃ**–હે દેવી! જો એ અમરપણું અલભ્ય હોય, તો મારો ભર્તા મરી ગયા પછી તેનો જીવ ક્ષણ વાર પણ ઘરમાંથી બ[illegible] જાઓ.[37] હે અંબિકા જ્યારે મ[illegible]

પોતાના ઘરમાં દેહપાત થાય, ત્યારે આ વરદાનનો અમલ થાઓ. આ વરદાન આપ મને આપો.[૩૮]

દેવી બોલ્યાંઃ–ભલે તેમ થાઓ. હે પુત્રી! દેહનો અંત થતાં તારો પતિ લોકાંતરમાં સપ્તદ્વીપનો પતિ થશે, ત્યારે તું તેની પ્રિય ભાર્યા થશે. આમાં કાંઈ પણ સંશય નથી.[૩૯] નિર્દોષપણે પ્રકટ થયેલી ભગવતીની આ વાણીએ આ પ્રમાણે કહ્યું અને પછી મેઘમાલાના ધ્વનિની પેઠે તે આકાશની અંદર વિરામ પામી ગઈ.[૪૦] દેવી પધાર્યા બાદ તે સર્વેના પતિઓ કેટલેક કાળે મોટાં વરદાનને મેળવી દિશાઓમાંથી ઘેર આવ્યા.[૪૧] આજ તમારામાંનો એક તેઓમાં એકનો પતિ છે અને તે પોતાની ભાર્યા પાસે જાઓ તથા તેના ભાઈઓનો તેમજ બાંધવોનો પરસ્પર સમાગમ થાઓ.[૪૨] વળી બીજું આશ્ચર્યકારક એક વૃત્તાંત બન્યું છે. તે આકુળતા ઉત્પન્ન કરનાર છે તેમજ અયોગ્ય અને સત્કર્મનાં ફળોનો પ્રતિબંધ કરનારું છે, તમે તે સાંભળો.[૪૩] આ આઠેય જણ તપમાં હતા, ત્યારે તેમનાં દુઃખયુક્ત મા–બાપ પોતાની પુત્રવધૂઓને સાથે લઈને તીર્થમાં રહેનાર મુનિઓના આશ્રમોની પંક્તિઓનાં દર્શન કરવા માટે ગયાં.[૪૪] શરીરસુખ આદિની કશી અપેક્ષા રાખ્યા વિના તેઓ પુત્રોના હિતની ઇચ્છાથી કલાપગ્રામ નામના તીર્થ પ્રત્યે જવાને માટે યત્નવાન થયાં.[૪૫] તેમણે ચાલતાં ચાલતાં મુનિઓનાં ગામોના માર્ગમાં ધોળો, કપિલવર્ણનો, ઠીંગણો, અંગમાં લગાવેલ ભસ્મવાળો અને ઊભા કેશવાળો એક પુરુષ દીઠો. એ આઠેયનાં માતાપિતાએ તેને કોઈ વૃદ્ધ પથિક છે, એવી શંકા કરી અને તેઓ તે મુનિનો અનાદર કરી તેના ઉપર કાંઈક ધૂળ નાખી ચાલ્યાં ગયાં. આથી તે મુનિએ ક્રોધમાં આવી જઈ કહ્યુંઃ 'હે પુત્રવધૂઓ સાથેના મહામૂર્ખ! તું તારી પત્નીને અને પુત્રવધૂઓને સાથે લઈને તીર્થ કરવા નીકળ્યો છે. પણ મને દુર્વાસાને નમસ્કાર આદિ કશી શુશ્રૂષા કર્યા વિના જ અપમાન આપીને ચાલ્યો જાય છે.[૪૬–૪૮] માટે તારા પુત્રોએ અને તેમની આ સ્ત્રીઓએ તપ વડે જ મોટાં વરદાનો મેળવ્યાં છે, તે પણ વિપરીત ફળ આપનારાં થશે.[૪૯] તે દુર્વાસામુનિએ આ પ્રમાણે કહ્યું, એટલે તે આઠેયનો પિતા પોતાની પત્ની અને પુત્રોની પત્નીઓને સાથે લઈને તે મુનિને સન્માન કરવાને નીકળ્યો. પણ તેટલામાં તે ઋષિ અદૃશ્ય થઈ ગયા.[૫૦] પછી તે માબાપો પુત્ર–પત્નીઓ સહિત દુઃખિત થયાં અને દુર્બળ થઈ જઈ ગરીબડે મોઢે નિરાશ બની પોતાને ઘેર આવ્યાં.[૫૧] માટે જ હું કહું છું કે, તેમનું એક જ અઘટિત વૃત્તાંત નથી, પણ ગંડસ્થળમાં સ્ફુટપણે દેખાતા ફોલ્લાઓની પેઠે લાખો અઘટિત વૃત્તાંતો સ્ફુટ રીતે થયાં છે.[૫૨] જેમ આકાશની અંદર ઉત્પાતને લીધે ગંધર્વનગર તથા ધૂમકેતુ આદિ અનેક દૃશ્યવિલાસ દેખાય છે, તેમ ચિદાકાશના સંકલ્પ વડે રચાયેલ આ જગતરૂપી મહાનગરમાં શૂન્ય છતાં આવાં લાખો વિચિત્ર તથા અઘટિત વૃત્તાંતો સંભવે છે.[૫૩]

चिद्व्योमसंकल्पमहापुरेऽस्मिन्नित्थं विचित्राण्यसमंजसानि । निःशून्यरूपेऽपि हि संभवंति दृश्ये यथा व्योमनि दृश्यजृंभाः ॥ ५३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સપ્તદ્વીપેશ્વરવર્ણન' એ નામનો સર્ગ ૧૮૨ મો સમાપ્ત**



## સર્ગ ૧૮૩ મો×

### વરદાન અને શાપોનો સંવાદ

॥ कुंददंत उवाच ॥

**ततः पृष्टो मया तत्र स गौर्याश्रमतापसः ।**
**तापसंशुष्कदर्भाग्रजराजर्जरमूर्धजः ॥ १ ॥**

**કુંદદંત બોલ્યો:**-પછી ગૌરીના આશ્રમમાં રહેલા અને તાપ વડે સુકાયેલ દર્ભના અગ્રભાગની પેઠે જરા વડે જર્જર થઈ ગયેલા કેશવાળા એ તપસ્વીને મેં પૂછ્યું:[1] 'જ્યાં સાત દ્વીપવાળી આ એક જ પૃથ્વી છે, ત્યાં એ ઉત્તમ આઠેય જણા સપ્તદ્વીપના અધિપતિ જુદા જુદા કેમ થઈ શકે?[2] જે જીવનું પોતાના ઘરથી બહાર નીકળવું ન થાય, તે જીવ સપ્તદ્વીપનો અધિપતિ થઈ દિગ્વિજય કેમ કરી શકે?[3] જે વરદાન આપનારાઓએ વરદાન આપ્યાં તે શાપ વડે વિરુદ્ધતાને કેમ પ્રાપ્ત થાય? શીતળ છાયા ગ્રીષ્મઋતુના તડકાના ભાવને કેમ પામે?[4] વર અને શાપરૂપી પરસ્પર વિરુદ્ધ ધર્મો એક જ વસ્તુમાં પરસ્પર વિરુદ્ધ એવી સ્થિતિને શી રીતે ધારણ કરે? અને આધાર જ પોતામાં આધેયભાવને કેમ કલ્પી લે?[5]

**ગૌરીઆશ્રમના તપસ્વી બોલ્યા:**-હે સુશીલ! આમાં તમે વિરુદ્ધ શું દેખો છો?' હવે પછીનું વૃત્તાંત તમે સાંભળશો, એટલે તમારા ચિત્તનું સમાધાન થઈ જશે. તમે આજથી આઠમે દિવસે પોતાના બાંધવ સહિત એવા મથુરાના પ્રદેશમાં જશો.[6] તમે બન્ને અહીંથી ત્યાં જઈ સુખપૂર્વક સ્થિતિ કરી રહેશો અને કેટલાક સમય-સુધી પોતાના બંધુઓમાં તમારી સુખપૂર્વક સ્થિતિ થશે.[7] પછી તે આઠે ભાઈઓ પોતાના ઘરની અંદર ક્રમવાર મરણ પામશે અને તેમના બંધુઓ તેમના દેહોને અગ્નિમાં ભસ્મ કરી નાખશે. તેમના જીવો પૃથક્ પૃથક્ સ્થિતિ રાખશે અને તેઓ મુહૂર્તમાત્ર સુધી સુષુપ્તિમાં રહેલ કિંવા જાણે જડ હોય તેના થઈ રહેશે.[8-9] એટલામાં તેમનાં વરરૂપી અને શાપરૂપી કર્મો ચિત્તાવચ્છિન્ન (ચિત્તથી છવાયેલા) આકાશમાં એકત્ર થશે.[10] તેમનાં તે કર્મો ફળ આપનાર અધિષ્ઠાતા દેવતાઓરૂપ થઈ જશે અને પૃથક્ પૃથક્ પોતપોતાને અનુકૂળ પડતા સમૂહ સાથે સંપુટ જેવાં બની જશે. સંપુટરૂપ થઈ રહેલાં (એકબીજા સાથે જોડાઈ રહેલાં) વર અને શાપ, એ બન્ને પોતાનાં જુદાં સ્વરૂપોને ઉત્પન્ન કરશે.[11] તેમાં વરદાનો સુંદર આકારવાળાં, હાથમાં કમળને ધારણ કરી રહેલાં બ્રહ્મદંડરૂપી આયુધવાળાં, ચંદ્રમાના જેવાં ધોળાં અંગવાળાં અને ચાર હાથોને ધારણ કરનારાં એવાં રૂપને ગ્રહણ કરી લેશે.[12] ત્યારે શાપો ત્રણ નેત્રવાળા શૂલને હાથમાં ધારણ કરનારાં, ભયંકર કાળા મેઘના જેવી કાન્તિવાળાં, દ્વિભુજ અને ચઢાવેલ ભ્રૂકુટીયુક્ત મુખવાળાં રૂપને ધારણ કરશે.[13]

**વરો કહેશે:**-હે શાપો! તમે ઘણે દૂર જાઓ; કેમકે ઋતુઓ જેમ પોતાના સમય ઉપર આવે છે, તેમ હમણાં અમારો સમય આવ્યો છે. તો તેને ઉલ્લંઘન કરવાને કોણ સમર્થ છે?[14]

**શાપો કહેશે:**-હે વરો! તમે અહીંથી ઘણે દૂર જાઓ; કેમકે ઋતુઓ જેમ પોતાના સમય ઉપર પ્રાપ્ત થાય છે, તેમ અમારો સમય આવ્યો છે. તો તેને ઉલ્લંઘવાને કોણ સમર્થ છે?[15]

**વરો કહેશે:**-તમને દુર્વાસામુનિએ ઉત્પન્ન કર્યા છે અને અમને સૂર્યનારાયણે ઉત્પન્ન કર્યા છે. મુનિઓની અપેક્ષાએ સૂર્યનારાયણ અધિક છે; કેમકે વિધાતાએ ભગવાન સૂર્યનારાયણને મુનિઓથી પહેલાં સર્જ્યા છે.[16]

વરો આ પ્રમાણે કહેશે, એટલે ક્રોધને પામી જઈ શાપો વરો પ્રત્યે કહેવા લાગશે કે, 'તમને

× આ એકસોવ્યાશીમા સર્ગમાં વિરુદ્ધ એવા વર અને શાપ એ બન્નેના વિવાદમાં બ્રહ્મના વાક્યથી અંદર જેમાં સારપણું (દૃઢતા) રહેલ હોય, તેનો (વરોનો) જય થયા વિષે, સારી રીતે વર્ણન કરવામાં આવશે.

સૂર્યે ઉત્પન્ન કરેલ છે અને અમે રુદ્રના અંશરૂપ દુર્વાસામાંથી ઉત્પન્ન થયા છીએ.[૧૭] દેવતાઓમાં રુદ્ર અધિક છે અને દુર્વાસા-મુનિ રુદ્રના અંશથી ઉત્પન્ન થયા છે. (અમે તેના રચેલ છીએ.)' એમ કહી, તેઓ પર્વતના શિખરની પેઠે પોતાનાં ત્રિશૂળોના અગ્રભાગને ઊંચા કરશે.[૧૮] આમ, શાપો જ્યારે ત્રિશૂળને ઉગામી ઊભા રહેશે, ત્યારે વરો પોતાના શત્રુઓ તરફ હસીને એક નિશ્ચય ઉપર આવશે અને કહેશે.[૧૯] 'હે શાપો ! અવિચારીપણું મૂકી દઈ તમારે કાર્યના અંતનો વિચાર કરવો જોઈએ. જે કાંઈ આપણે કલહને અંતે કરવાનું હોય તે પ્રથમ જ વિચારવું જોઈએ. આપણે છેવટ કલહને અંતે બ્રહ્મલોકમાં જઈ નિર્ણય કરવાનો છે, તો પછી તે પ્રથમ જ શા માટે ન કરવો ?'[૨૦,૨૧] આ પ્રમાણે વરોનું કહેવું સાંભળી શાપોએ એ વાતનો સ્વીકાર કર્યો. કેમકે મૂઢ પુરુષ પણ એવો કોણ હોય કે જે યુક્તિપુરઃસર વાક્યનો સ્વીકાર ન કરે ?[૨૨] પછી શાપો વરો સાથે બ્રહ્મલોકમાં જશે; કેમકે નિરંતર સંદેહની નિવૃત્તિ કરવા માટે મહાનુભાવ પુરુષો જ શરણરૂપ છે.[૨૩] પછી તેઓ પરસ્પરની બનેલી સર્વ હકીકત પ્રણામપૂર્વક બ્રહ્માને નિવેદન કરશે. તેમનાં વચનો સાંભળી બ્રહ્મા નીચે પ્રમાણે કહેશે.[૨૪]

બ્રહ્મા કહેશેઃ–હે વરો અને હે શાપો ! જેઓ અંદર બળવાળા અને સ્થિરતાવાળા (સારવાળા) હોય છે, તેમનો જ જય થાય છે; માટે તમારા-ઓમાં અંદર સારવાળા કોણ છે, તેની તમે પોતે જ શોધ કરો.[૨૫] આ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળીને સાર તપાસવા માટે વરોનાં હૃદયની અંદર શાપો અને શાપોનાં હૃદયની અંદર વરો પ્રવેશ કરશે. તેઓ પોતે શોધ કરી હૃદયની અંદરના સારને જાણી લઈ પરસ્પર એકમત થઈ બ્રહ્માને કહેશે.[૨૬,૨૭]

શાપો કહેશેઃ–હે પ્રજાનાથ ! (વરો વડે) અમે જિતાયા છીએ; કેમકે અમે અંદર સાર-વાળા નથી, વરો જ સારવાળા છે અને વજ્રસ્તંભ જેવા અચળ છે.[૨૮] હે મહારાજ ! વરો અને શાપો એમ અમે બન્ને સર્વદા જીવ–ચૈતન્યના સંકલ્પરૂપ છીએ, અમારું બીજું કશું સ્વરૂપ નથી.[૨૯] વર આપનારનો સંકલ્પ 'મેં વર આપ્યો' એવે રૂપે થઈ જાય છે અને તે જ યાચ-કની અંદર 'મેં વર મેળવ્યો' એવા રૂપને ધારણ કરે છે.[૩૦] એ જીવ–ચૈતન્યનો દૃઢ સંકલ્પ જ દેહાકાર થઈ જઈ દેશ–કાળ આદિ સેંકડો ભ્રમ વડે તે તે ફળને દેખે છે અને અનુભવે છે.[૩૧] શાસ્ત્રોક્ત તપ કરતાં દૃઢ થઈ રહેલ સંકલ્પના બળથી વશ થઈ ગયેલ વરદાતા દેવ પાસેથી જે વરપ્રાપ્તિ મળે છે, તે ચિદાત્માનો વિલાસ છે, કાળાંતરમાં (ફળપ્રાપ્તિની અવસ્થામાં) તે વર સંકલ્પના દૃઢપણાથી સારી રીતે પુષ્ટ થઈ ગયેલ હોય, તો તે જ અંદર સારવાળો છે અને દુર્જય છે. શાપનું સારપણું ન હોવાથી તે દુર્જય નથી. વરદાન માગનારે વર દેનાર દેવતા પાસે દૃઢ સંકલ્પથી ઘણા લાંબા સમય સુધી જે વરદાન માગ્યું હોય અને વરદાન દેનારાએ તે આપેલ હોય, તો વરનું સારપણું સમજવું. આત્મા જે સંકલ્પનો દૃઢપણાથી ઘણા લાંબા સમય સુધી અભ્યાસ કરે છે, તે જ સારરૂપ થાય છે; અને ચિરકાળની લાગણીને લીધે તદ્રૂપ બની જાય છે.[૩૨–૩૪] શુદ્ધ જીવોમાં પણ અતિશુદ્ધ જીવ–ચૈતન્ય (પોતાના દૃઢ સંકલ્પબળથી) જય મેળવે છે અને અશુદ્ધોમાં અશુદ્ધ જય મેળવે છે. કાળને લીધે (ફળમાં પણ) તેની સમાનતા હોતી નથી.[૩૫] એક ક્ષણમાત્ર અંશથી પણ જે પુરાતન હોય છે, તે (પોતાના દૃઢપણાથી) ન્યાયની રીતે પાછલાને જીતી લે છે. આ પ્રમાણે શાપની પ્રબળ-તાને બીજો કોઈ પણ ન્યાય સાધી આપવાને સમર્થ થઈ શકતો નથી.[૩૬] જો વર–શાપની અથવા વિરુદ્ધ કર્મની સમાનતા હોય, તો શુભ–અશુભ

કોટિમાં રહેલ મિશ્રવસ્તુનો સમાનપણે અનુભવ થાય છે. ક્ષીર વડે મિશ્ર એવા જળની પેઠે વર-શાપના વિલાસની મિશ્રતા વિષે સમજી લેવાનું છે.[૩૭] અથવા તો વર અને શાપ એ બન્ને સમાન હોય તો ચિદાત્મા જેમ સ્વપ્નમાં નગરરૂપ થઈ જાય છે, તેમ તેઃ બન્નેના ભાવને અનુભવે છે.[૩૮] હે મહારાજ! અમે જે આપની પાસેથી શીખ્યા છીએ, તે જ પાછા આપને બતાવીએ છીએ; એ એક અનુચિત જેવું છે. માટે અમારી ધૃષ્ટતાના અપરાધની ક્ષમા કરી લેવી. અમે આપને નમન કરીએ છીએ અને હવે જલદી પોતાના સ્થાન પ્રત્યે જઈએ છીએ.[૩૯] જેમ દૃષ્ટિનો તિમિરરોગ શાંત થતાં, આકાશમાં ભ્રાંતિ વડે દેખાતાં મસલાં મોવાળા આદિના જેવા આકારો ક્યાંય જતા રહે છે, તેમ એ પ્રમાણે કહી શાપોનો સમૂહ પોતાની ભૂલ જણાયાથી પોતાના આત્માને જ ધિક્કારની દૃષ્ટિથી જોઈ, ક્યાંય જતો રહેશે. આમ દુર્વાસાનો શાપગણ જતો રહેશે, એટલે જેમ વ્યાકરણ શાસ્ત્રની પ્રક્રિયામાં આદેશ સ્થાનીના સ્થાનમાં પ્રાપ્ત થાય છે, તેમ સમાન અર્થ કરવાવાળો અને ઘર-માંથી નીકળવું થવામાં પ્રતિબંધકર્તા એવો બીજો (તેમની ભાર્યાઓને ગૌરીએ આપેલો) વરનો સમૂહ, એ ગયેલા શાપને ઠેકાણે આવી ઊભો રહેશે.[૪૧]

**વરો*** બ્રહ્માને કહેશેઃ–હે મહારાજ! સપ્ત-દ્વીપનું અધિપતિપણું ભોગવવા તત્પર થયેલા આ જીવોનાં (અમારા પ્રતિબંધથી) શબનું ગૃહથી બહાર નીકળવું એ અમને અંધારા કૂવા-માંથી જળના બહાર નીકળવા જેવું અસંભવિત લાગે છે.[૪૨] સપ્તદ્વીપોના અધિપતિ એવા આ જીવોને, પોતાના ઘરરૂપી દ્વીપોની અંદર આ મહાવીર એવા ઉત્તમ સૂર્યના વરો રણમાં દિગ્વિ-જય કરાવે છે.[૪૩] માટે હે દેવવર્ય! આ અનિવાર્ય વિરોધમાં જે કાંઈ અમારે કરવા યોગ્ય હોય, તેની આપ અમારા સાફલ્ય માટે આજ્ઞા કરો.[૪૪]

બ્રહ્મા કહેશેઃ–હે સપ્તદ્વીપનું ઐશ્વર્ય આપ-નારા વરો! હે ઘરમાં જ એ જીવોને રોકી રાખ-નાર (દેવીના) વરો! તમારો સર્વનો મનોરથ સિદ્ધ થયેલ છે.[૪૫] તમે બન્ને પરસ્પર એકબીજામાં મળી જાઓ; કેમકે ઘણા લાંબા કાળ સુધી તમારો પરસ્પર વિરોધ ઇષ્ટ નથી. તમારી પરસ્પર ઇચ્છા નહિ હોય તો પણ એ આઠે ભાઈઓ મરી ગયા પછી તરત જ ઘણા કાળ સુધી પોતાના ઘરની અંદર જ સપ્તદ્વીપના પતિરૂપ થઈ જશે.[૪૬] તેમનો દેહપાત થયા બાદ પોતાના ઘરની અંદર જ તે સર્વ વરો તે જીવોને સપ્તદ્વીપનું આધિપત્ય ભોગવાવશે.[૪૭]

**સર્વ વરો** કહેશેઃ–હે મહારાજ! સાત દ્વીપોવાળાં આઠ ભૂમંડળો ક્યાં છે? અને તેનાં ઐશ્વર્ય પણ ક્યાંથી હોય? કેમકે એક જ ભૂમંડળ દીઠું અને સાંભળ્યું છે, બીજું નથી.[૪૮] વળી કોઈ એક ઘરની અંદર તેઓ શી રીતે રહી શકે? સૂક્ષ્મ એવી કમળની નાળની અંદર મોટા હાથીઓ કેમ સમાઈ શકે?[૪૯]

બ્રહ્મા કહેશેઃ–તમારા અને અમારા સહિત આ સર્વ જગત ચિદાકાશરૂપ છે. ચિદાકાશના એક પરમાણુની અંદર પણ તે રહેલ છે. પ્રત્યક્ષ સ્વપ્ન–સૃષ્ટિરૂપે આ અનુભવમાં આવે છે.[૫૦] જો એક ચિદાકાશના પરમાણુની અંદર જગત સમાઈ જાય છે, તો પછી ચિદાકાશની અંદર રહેનાર એક ઘરમાં તે સ્ફુરી આવે તેમાં શું આશ્ચર્ય? પ્રકૃતિના ક્રમમાં શો વિસ્મય પામવાનો છે?[૫૧] મરણ પછી શૂન્યરૂપ હોવા છતાં પણ સચ્ચિદા-નંદ ઘનાકાર પરમાત્મા પોતે આ યથાસ્થિત જગદાકાર ભાસવામાં આવે છે.[૫૨] એક પરમાણુ-ની અંદર પણ જ્યાં જગત સમાઈ જાય છે, ત્યાં એક ઘરની અંદર સપ્તદ્વીપવાળી પૃથ્વી સમાઈ જાય તે વાત શું અદ્ભુત છે?[૫૩] જે કાંઈ આ જગત ભાસે છે, તે ચેતનતત્ત્વરૂપ જ છે. કોઈ દેશકાળમાં જગત બીજી વસ્તુ નથી. આકાશ જેમ શૂન્યતા વડે શોભે છે, તેમ જગત પણ ચિત્સત્તા

* શાપના સ્થાનમાં આવેલા તેમની પત્નીઓના વરો.

વડે જ માત્ર ભાસે છે.[૫૪] બ્રહ્મા આ પ્રમાણે કહેશે એટલે વરદાન આપનાર દેવે આપેલા તે વરો આધિભૌતિક ભ્રાંતિમય દેહને છોડી દેશે અને આતિવાહિક દેહને ધારણ કરશે. તેઓ બ્રહ્માને પ્રણામ કરીને અનેક જનોથી વ્યાપ્ત એવા બ્રહ્મલોકમાંથી સપ્તદ્વીપની અંદર વર આપનાર દેવના ગૃહની અંદર ચાલ્યા જશે.[૫૫] પછી એ આઠે ભાઈઓ તેજ ઘરની અંદર યજ્ઞ આદિ સત્કર્મો વડે અને બંધુજનો વડે સારી પેઠે અભ્યુદયવાળા અને જગતના આઠ ભેદને લીધે બ્રહ્માના આઠ દિવસમાં થનારા સ્વાયંભુવ મનુના વંશજોના કુળમાં સાત દ્વીપોના અધિપતિરૂપ બની જશે.[૫૬,૫૭] તેઓ અન્યોન્ય બંધુરૂપ હોવા છતાં પરસ્પર એકબીજાને ઓળખશે નહિ. તેઓ અન્યોન્ય ભૂમંડળમાં રહેશે અને તેમની પરસ્પર ચેષ્ટા પણ અનુકૂળ જ થતી રહેશે.[૫૮] તેમાંથી કોઈ એક તો ઘરની અંદર જ તારુણ્ય વડે સુંદર બની જશે અને રાજધાની એવી મહાપુરી ઉજ્જયિનીમાં સુખેથી નિવાસ કરશે[૫૯] બીજો કોઈ એક શાકદ્વીપમા પોતાના નિવાસને કલ્પી લેશે અને સર્વ દિશાઓનો જય કરવામાં પ્રવૃત્તિ કરી, નાગલોક જીતવાની ઇચ્છાથી સમુદ્રના જઠરની અંદર ફર્યા કરશે.[૬૦] કોઈ એક તો દિગ્વિજય કરી પોતાની સર્વ પ્રજાની રક્ષા કરતાં, કુશદ્વીપરૂપી રાજધાનીમાં સુખી ચિત્ત વડે પોતાની પત્નીના અવલંબનથી સૂઈ રહેશે.[૬૧] કોઈ એક ભાઈ તો શાલ્મલિદ્વીપના પર્વતના શિખર ઉપર આવેલા પુરીના સરોવરની અંદર વિદ્યાધરીઓના સમૂહ સાથે જળક્રીડા કરવા લાગશે.[૬૨] વળી કોઈ એક તો સપ્તદ્વીપની સમૃદ્ધિ ખેંચી લાવી સુસમૃદ્ધ એવા ક્રૌંચદ્વીપમાં હેમપુરની અંદર આઠ દિવસ સુધી અશ્વમેધ યજ્ઞ કરવાની પ્રવૃત્તિ કરશે.[૬૩] ઉખેડી લીધેલ દિગ્ગજોના દાંતોથી કુલાચળ પર્વતોનું આકર્ષણ કરવાને સમર્થ કોઈ એક ભાઈ તો શાલ્મલિદ્વીપની બીજા દ્વીપમા રહેનાર કોઈ રાજા સાથે યુદ્ધ કરવા માંડશે.[૬૪] ગોમેદ નામના દ્વીપમાં રહેનાર કોઈએક ભાઈ શત્રુના દેશોને બાધા કરનારી સેનાને સાથે લઈને, કામાધીનપણાથી પુષ્કરદ્વીપના રાજાની પુત્રીને લાવવા માટે જશે અને તે સર્વમાં છેલ્લો આઠમો ભાઈ હશે.[૬૫] પુષ્કરદ્વીપમાં નિવાસ કરી રહેલ કોઈએક ભાઈ તો લોકાલોક પર્વત પાસેના રાજાની ધનભૂમિ જોવાની ઇચ્છાથી દૂતસહિત ત્યાં જવા લાગશે.[૬૬] એવી રીતે તેઓ પ્રત્યેક પોતાની પ્રતિભાની યોગ્યતાને અનુસારે પોતાના ઘરના આકાશમાં અનુભવપૂર્વક સાત દ્વીપોના અધિપતિ બનશે. પછી છિદ્રો જેમ ઉપાધિનો ભંગ થતાં આકાશ સાથે એકતાને પ્રાપ્ત થઈ જાય છે, તેમ આતિવાહિક આકારને છોડી રહેલા એ બન્ને પ્રકારના વરો, જીવચૈતન્ય સાથે એકતાને પ્રાપ્ત થઈ જશે.[૬૭,૬૮] આમ એ આઠે ભાઈઓ સંતોષ આપનારા સમૃદ્ધ રાજ્યને પ્રાપ્ત થઈ, પ્રસન્નતાને પામી જઈ અને પોતાના અભીષ્ટ વરને મેળવી લઈ સપ્તદ્વીપના અધિપતિ થશે.[૬૯] એવી રીતે વિશાળ બુદ્ધિવાળા એ આઠે ભાઈઓ તપના બળથી પોતે પ્રથમ કરેલ પુરુષાર્થને વિકસિત બનાવી દેશે અને સપ્તદ્વીપના અધિપતિપણાને ભોગવશે કેમકે પ્રત્યક્ ચૈતન્યની અંદર જે કાંઈ દઢ નિશ્ચયરૂપે સ્ફુરે છે, તે બહાર પણ જપ–તપ આદિ કર્મો વડે કોણ મેળવી શકતું નથી?

इत्येते प्रविकासितोदितक्रियार्थाः प्राप्स्यंति प्रविततबुद्धयस्तपोभिः । अंतर्यत्स्फुरति विदस्तदेव बाह्ये नाप्तं कैस्त्वदुचितकर्मभिः क्लिलेति ॥७०॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વા...

## સર્ગ ૧૮૪ મો*

### કદંબતપસ્વીએ કુંદદંતને કરેલ બોધ

॥ कुंददंत उवाच ॥

इत्युक्तवानमौ पृष्टः कदंबतलतापसः ।
मसद्वीपा सुवोऽष्टौ ताः कथं माता गृहेष्विति ॥

કુંદદંત બોલ્યોઃ–આમ કહેતા તે કદંબવૃક્ષની નીચે રહેનાર તપસ્વીને મેં પૂછ્યું કે, 'ઘરની અંદર (થોડા અવકાશમાં) સાત દ્વીપવાળી (પચાસ કરોડ યોજન સુધી વિસ્તીર્ણ) એવી આઠ પૃથ્વીઓ શી રીતે સમાઈ ?'[૧]

કદંબતપસ્વી બોલ્યાઃ–સર્વવ્યાપી ચિદ્ધાતુ એવો છે કે, તે પ્રપંચશૂન્ય છે, છતાં પોતાના ચિદાકાશરૂપને છોડ્યા વિના જ તે ત્યાં ત્યાં પોતાના આત્માની અંદર પોતે જ પોતાના સ્વરૂપને ત્રૈલોક્યરૂપે અથવા તો બીજે (સુષુપ્તિ–તુર્યા આદિ) રૂપે દેખે છે.[૨,૩]

કુંદદંત બોલ્યોઃ–એક શાંત, પરમમંગલમય અને પરમકારણરૂપ એવા પરબ્રહ્મની અંદર સ્વભાવસિદ્ધ એવું નાનાપણું (અનેકપણું) વાસ્તવિક રીતે કેમ ઘટી શકે ?[૪]

કદંબતપસ્વી બોલ્યાઃ–સર્વ શાંત ચિદાકાશરૂપ છે. અહીં નાનાપણું (અનેકપણું) કાંઈ નથી. આ જે કાંઈ અનેકરૂપે વિશાળ દેખાય છે, તે દેખાતાં છતાં પણ જળમાં રહેલા તરંગની પેઠે તેનાથી અભિન્ન છે.[૫] આ પદાર્થો અસત્ય કિંવા વિદ્યમાન નહિ હોવા છતાં તેમના અસ્તિત્વ વિષે જે કાંઈ પ્રતીતિ થાય છે, તે ચિદાકાશ જ છે. એ ચિદાકાશ જ સ્વપ્ન–સુષુપ્તિરૂપ પણ થઈ જાય છે. ચિદાકાશનું સ્વચ્છ સ્વરૂપ જ (અજ્ઞાનદશામાં) તેવે રૂપે ભાસે છે.[૬] જેમ ચિત્સત્તા સ્વપ્નની અંદર પર્વતરૂપે દેખાય છે, છતાં પર્વતરૂપ હોતી નથી અને ચળરૂપે પ્રતીતિમાં આવે છે, છતાં અચળરૂપે જ રહેલ હોય છે, તેમ કલ્પિત પદાર્થોમાં રહેલ ચિત્સત્તા વિષે પણ સમજવાનું છે.[૭] સર્વાત્મક પરબ્રહ્મના વાસ્તવ સ્વરૂપમાં સ્વભાવો પણ નથી અને પદાર્થો પણ નથી. સૃષ્ટિના આદિકાળમાં જેવે રૂપે ચિદાકાશે પોતાનો વિલાસ પસાર્યો છે, તેવો જ અદ્યાપિ રહેલ છે.[૮] વાસ્તવિક દૃષ્ટિથી જોતાં એ પરબ્રહ્મનું નિર્વિકાર સ્વરૂપ સ્થૂલરૂપ કે અસ્થૂલરૂપ નથી, દ્રવ્યરૂપ પણ નથી, જડરૂપ પણ નથી; કિંતુ કેવળ ચિદાકાશ આવે રૂપે (વિવર્તભાવથી) થઈ રહ્યું છે.[૯] જેમ એક જ સ્વચ્છ સાક્ષીચૈતન્ય સ્વપ્નની અંદર સેનામાં લાખો માણસોરૂપ થઈ ગયેલ પ્રતીતિમાં આવે છે, તેમ જગતમાં પણ તે ચેતન જ પદાર્થરૂપે પ્રતીતિમાં આવે છે.[૧૦] ચિદાકાશ પોતાના સ્વચ્છ આત્માની અંદર જ કાંઈ પોતાની મેળે જ વિવર્તને પ્રસારી દે છે, તે જ ચિદાકાશની સત્તાને લીધે જગતને આકારે પ્રતીતિમાં આવે છે.[૧૧] જેમ સ્વપ્નની અંદર અગ્નિ નહિ હોવા છતાં, સ્વપ્નસાક્ષી એવું ચૈતન્ય જ અગ્નિરૂપ ભાસે છે, તેમ ચિદાકાશની અંદર કશી વસ્તુ નહિ હોવા છતાં ચિદાકાશનો પોતાનો વિવર્ત જ એ સર્વને આકારે ભાસે છે.[૧૨] જેમ સ્વપ્નની અંદર સ્તંભ વિદ્યમાન નહિ હોવા છતાં, સાક્ષીચૈતન્યની અંદર સ્તંભભાવની પ્રતીતિ થાય છે, તેમ આ ચિત્સત્તાની અંદર અનેક સાકાર વસ્તુની પ્રતીતિ વિષે સમજવું. વસ્તુતાએ કશું પણ એ તત્ત્વથી જુદું નથી, છતાં જુદા જેવું દેખાય છે.[૧૩] આદિસૃષ્ટિમાં પદાર્થરૂપતા નિર્મળ ચિદાકાશરૂપ જ છે. એ વખતે ચિદાકાશે જે પદાર્થને જે રૂપથી જાણ્યો છે, તે પદાર્થ હજી સુધી પણ તે રૂપે જ છે.[૧૪] જેમ પુષ્પની અંદર, ફળની અંદર, પત્રની અંદર અને સ્તંભની અંદર વૃક્ષ જ રહેલ છે, તેમ સર્વના આ... રૂપ પરબ્રહ્મ જ સર્વત્ર રહેલ

* આ એકસોચોર્યાશીમા સર્ગમા ગૃહની અંદર આઠ જગત તો શું, પણ કરોડો જગત પણ સમાઈ જાય છે, કેમકે ચિદાકાશ જ અજ્ઞાનને લીધે એ સર્વરૂપ ભાસે છે, એ વિષે વર્ણન કરવામાં આવશે.

રૂપ છે અને જગત પણ તેના જ રૂપ છે.[૧૫] ચિદાકાશરૂપ મહાસાગરની અંદર જળની પેઠે સૃષ્ટિઓની પરંપરા રહેલ છે અને ચિદાકાશરૂપ મહાકાશની અંદર શૂન્યતાના જેવી સૃષ્ટિની સ્થિતિ છે.[૧૫,૧૬] બોધ થઈ જાય તો પરમાર્થ અને સર્ગ એ બન્ને તરુ અને વૃક્ષ એ બન્નેની પેઠે પર્યાય શબ્દ છે; પરંતુ જ્યાંસુધી અબોધ (અજ્ઞાન) રહે છે, ત્યાં સુધી દ્વૈત કાયમ રહે છે અને તે કેવળ દુઃખકારક જ છે.[૧૭] અધ્યાત્મશાસ્ત્રના બોધ વડે (પરમાર્થ) અને આ જગત એ બન્ને એક જ છે. એવો જે નિશ્ચય થાય છે, તે મુક્તપણું છે.[૧૮] સંકલ્પ કરનાર ચેતનમાંથી ઉદય પામતા સંકલ્પનું સ્વરૂપ બ્રહ્મરૂપ જ છે અને તે જ જગતનું પણ રૂપ છે; તેથી જગત બ્રહ્મરૂપ છે.[૧૯] જેનાથી વાણી થાકી જઈ નિવૃત્ત થઈ જાય છે ને જેમાં સર્વાત્મકપણાને લીધે વિધિ–નિષેધ, તથા ભાવ–અભાવ આદિ દૃષ્ટિનો અવકાશ પણ છે, એવું એ પરમતત્ત્વ છે.[૨૦] મૌન નહિ છતાં નિઃસંકલ્પપણાનો આશ્રય કરીને પાષાણના પેઠે સ્થિતિ રાખવી અને સત્યરૂપ છતાં અસત્ય દેહ આદિ ભાવનો આભાસ બતાવી સાક્ષીચૈતન્યરૂપે તટસ્થ થઈ રહેવું, તે બ્રહ્મસ્થિતિરૂપ કહેવાય છે.[૨૧] જો સર્વ નિર્વિકાર એકરસરૂપ બ્રહ્મમય છે, તો પછી તેમાં ભાવ–અભાવ આદિ વસ્તુની પ્રવૃત્તિ કે નિવૃત્તિ કેવી હોય ?[૨૨] એક જ નિદ્રાની અંદર સદા એક સ્થિતિવાળી ચિત્સત્તામાં, સુષુપ્તિના અને સ્વપ્નના વિલાસો નિરંતર જાણે વિચિત્ર આકારે દેખાતા હોય તેમ અનુભવમાં આવે છે.[૨૩] તે જ પ્રમાણે જાગ્રત આદિમાં પણ સદા એક સ્થિતિમાં રહેનારી આ બ્રહ્મસત્તાની અંદર તેની જ સત્તાથી પ્રતીતિમાં આવતી અનેક સૃષ્ટિઓ જાણે નિરંતર વિચિત્રરૂપે રહી હોય તેમ પ્રતીતિમાં આવે છે.[૨૪] જેમ દહીં આદિ દ્રવ્ય સાથે સાકર આદિ બીજું દ્રવ્ય મળી જતાં જુદા બીજા જ કાર્યને ઉત્પન્ન કરે છે, તેમ પ્રાણીઓના અંતઃકરણમાં પ્રકટરૂપે જણાતું સાક્ષીચૈતન્ય, ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા બહાર નીકળી, ઘટ–પટ આદિ પદાર્થો સાથે મળી, (આવરણભંગ વડે) પરસ્પરના સંબંધથી ત્રિપુટીની સ્ફૂર્તિને ઉત્પન્ન કરે છે.[૨૫] સર્વ પદાર્થો સદા નિરવયવ અને ચિત્સત્તામાત્ર છે. તેઓ એક ચિત્સત્તાને જ અધીન છે. તેથી તેઓ સૃષ્ટિના આદિકાળમાં જેવા ભાસતા હતા, તેવા જ અદ્યાપિ પણ ભાસે છે.[૨૬] સર્વ પદાર્થોની સ્થિતિ પણ ચિત્સત્તાને અધીન છે, તેથી તેના સંકલ્પ, અનુભવ ઇત્યાદિને આધારે રહેલ છે. દ્રવ્યોની શક્તિઓ પણ વસ્તુતાએ જોતાં તો દ્વૈતના આકારગ્રહણથી રહિત છે અને અચળ બ્રહ્માકાર છે.[૨૭] બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ સર્વ સહિત, આ સર્વ જગત સ્વપ્નની પેઠે અવિદ્યમાન છે, છતાં દેખાય છે અને અનુભવાય છે.[૨૮] સ્થાવર–જંગમરૂપ થઈ રહેલ ચિદાકાશરૂપ જળની અંદર, સ્વપ્નની પેઠે જ હર્ષ, ક્રોધ, શોક આદિથી ઉત્પન્ન થતા વિકારોરૂપી વિચિત્ર તરંગો દેખાય છે.[૨૯] અરેરે ! સ્વભાવરૂપ પવને ઉડાડેલાં અને જગતના સમૂહને આકારે દેખાતા ચમત્કારને ધારણ કરી રહેલાં, તથા ચિદાત્માના પ્રકાશ વડે પ્રકાશિત સત્ત્વગુણરૂપ, રજોગુણરૂપ તથા તમોગુણરૂપ એવાં ધૂળ, ઝાકળ, વાદળાંઓ એ સર્વ ચેતનરૂપ આકાશની અંદર ફેલાઈ રહ્યાં છે અને તે વિવેકીને શોચનીય ભાસે છે. જેમ તિમિરરોગ વડે મલિન ચક્ષુવાળા પુરુષને આકાશમાં મસલાં–મોવાળા આદિના જેવા આકારો જોવામાં આવે છે, તેમ અવિવેકી પુરુષને (અવિદ્યાદોષથી) ચિદાકાશમાં આ જગતની ભ્રાંતિ ભાસે છે.[૩૦,૩૧] જેમ સંકલ્પનગર જ્યાં સુધી સંકલ્પ કાયમ રહે છે, ત્યાં સુધી સંકલ્પને અનુસારે અનુભવમાં આવે છે, તેમ આ જગત પણ જ્યાંસુધી સંકલ્પ હોય ત્યાં સુધી સંકલ્પને અનુસારે અનુભવમાં આવે છે.[૩૨] સંકલ્પનગરની અંદર જ્યાં સુધી સંકલ્પ રહે છે, ત્યાં સુધી તેની અંદરની

સર્વ સ્થિતિ મિથ્યા હોવા છતાં સત્ય જેવી જણાય છે તથા અનુભવમાં આવે છે.[33] તે જ પ્રમાણે વિધાતાના સંકલ્પરૂપ એવી નિયતિ દરેક વસ્તુને નિયતરૂપે સ્થાપન કરનાર છે અને તે અદ્યાપિ-પર્યંત સ્થિર રહી રહી છે; તેમજ તે વડે જ સ્થાવર–જંગમ જીવ ક્રમવાર પોતપોતાની મર્યાદામાં રહ્યા છે.[34] એ નિયતિ (ઈશ્વરી કોઈ અમુક ચોક્કસ નિયમ) વડે જ જંગમ જીવો જંગમ જીવોમાંથી ઉત્પન્ન થાય છે અને સ્થાવર જીવ સ્થાવરમાંથી ઉત્પન્ન થાય છે. એ નિયતિના બળથી જ જળ નીચે ગતિ કરે છે અને અગ્નિનું ઊર્ધ્વજ્વલન થાય છે.[35] એથી જ દેહરૂપી યંત્રો ચાલ્યા કરે છે, નક્ષત્રો પ્રકાશે છે, વાયુઓ નિરંતર ગતિ કરે છે અને શૈલ આદિ સ્થિર થઈ રહે છે.[36] એ નિયમ વડે જ જ્યોતિર્મય અને યુગ તથા સંવત્સર આદિરૂપે વર્તતું આ કાળચક્ર ઉત્તરાયણ તથા દક્ષિણાયનરૂપે ફર્યા કરે છે. તેની અંદર ગ્રીષ્મમાં સૂર્યનો તડકો અને વર્ષાઋતુમાં જળધારાની વૃષ્ટિ વડે વ્યાપ્ત આકાશના જેવો જળમય ભાવ જોવામાં આવે છે.[37] તે નિયતિ વડે જ પૃથ્વીની અંદર દ્વીપભેદને લીધે એકાંતરની પેઠે રહેલા સમુદ્રોની અને પર્વતોની રચના સ્થિર જેવી દેખાય છે, તથા ભાવ–અભાવ, લેવું–દેવું તથા દ્રવ્ય–શક્તિ પણ સ્થિર થઈ રહી છે.[38]

**કુંદદંત બોલ્યોઃ**–પ્રથમ જે કાંઈ જોવામાં આવેલ હોય, તેનું સ્મરણ થાય છે અને પછી તેને અનુસારે પોતાના સંકલ્પોનો ઉદય થાય છે. હવે પ્રથમ સૃષ્ટિની શરૂઆતમાં (તેની પૂર્વે કશું ન હોવાથી) કોને પૂર્વે દીઠેલ સૃષ્ટિનું સ્મરણ અને ભાન થાય છે ?[39]

**તપસ્વી બોલ્યાઃ**–સ્વપ્નમાં અનુભવાતા પોતાના મરણની પેઠે આ સર્વ અપૂર્વ જ દેખાય છે; અને તે સમયે જ દેખાય તે પહેલું દેખાયું ગણાય છે તથા તેમાં જ અભ્યાસ થતાં તેની પછી સ્મૃતિ થાય છે.[40] ચિદાકાશની અંદર ચિત્સત્તાને લીધે જગતરૂપ સંકલ્પનગર ખડું થઈ જાય છે, તે સત્ય પણ નથી અને અસત્ય પણ નથી; કેમકે કોઈ સમયે પોતાની મેળે જ તેની પ્રતીતિ થાય છે અને કોઈ સમયે નથી પણ થતી.[41] જો ચેતનસત્તા વડે જ સ્વપ્ન–સંકલ્પ આદિનો અનુભવ થાય છે, તો પછી શુદ્ધ એવું ચિદાકાશનું સંકલ્પનગર (જગત) ચિત્સત્તા વડે કેમ સ્મરણમાં ન આવે ?[42] હર્ષ, ક્રોધ, સુખ, દુઃખ આદિથી રહિત બનીને તત્ત્વજ્ઞ પુરુષો પ્રકૃત માર્ગમાં ચાલ્યા જાય છે અને કુંભારના ચ
પેઠે પ્રારબ્ધવેગ વડે ગતિ કરતા રહે છે.[43] ત
નિદ્રાની નિવૃત્તિ થતાં સ્મરણમાં આવતું સંક
નગર પણ ચિદાકાશરૂપ છે, તેમ ત્રૈલોક્યની ભ્ર
પણ તત્ત્વજ્ઞાન થતાં ચિદાકાશરૂપ જણાય
એમ તમે સમજો.[44] ચિદાકાશનો જે એક આભ
'જગત' શબ્દ વડે કહેવાય છે, તે શાંત ચિદાકા
રૂપ જ છે, બીજું કાંઈ નથી; એમ તમે સમજો.
જેની અંદર આ સર્વ રહેલ છે, જેનાથી સ
થયેલ છે, જે પોતે જ સર્વરૂપ થઈ રહેલ છે,
સર્વવ્યાપી છે તથા સર્વની સત્તા જેને અધી
હોવાથી જે સર્વના અધિષ્ઠાનરૂપ છે, તે જ પ
બ્રહ્મ સર્વદા સર્વરૂપ થઈ રહેલ છે.[45] જેવી બ્રહ્મ
અંદર સંસારની પ્રતીતિ થાય છે તથા જે
તમને દૃશ્યનું ભાન હવે પછી થવાનું છે, તે
તમને કહી બતાવ્યું.[47] હે વિપ્રો ! હવે તમે ઊઠે
પ્રાતઃકાળમાં ભ્રમર જેમ કમળમાં જાય છે, તે
તમે હવે પોતાના ઘર પ્રત્યે સુખેથી જાઓ અ
પોતાના ઇચ્છિત સત્કર્મને સુખેથી કરો. હું હમણાં સમાધિ ઊતરી ગયાને લીધે અત્યંત દુઃખિત જેવો બની ગયો છું; માટે હું પણ હવે ઘણા લાંબા સમય સુધી સમાધિમાં પ્રવેશ કરું છું.[48]

उत्तिष्ठतं व्रजतमास्पदमह्नि पद्मं भृंगाविवा-
भिमतमाशु विधीयतां स्वम्। तिष्ठामि दुःख-
मलमस्तसमाधिमस्थं भूयः समाधिमहमंग चिरं
विशामि ॥ ४८ ॥

**સર્ગ ૧૮૪ મો સમાપ્ત**

## સર્ગ ૧૮૫ મો*

### કુંદદંતને વસિષ્ઠથી થયેલું જ્ઞાન

॥ कुंददंत उवाच ॥

जरन्मुनिरपीन्युक्त्वा ध्यानमीलितलोचनः ।
आसीदस्पंदितप्राणमनाश्चित्र इवार्पितः ॥ १ ॥

કુંદદંત બોલ્યોઃ–ઉપર પ્રમાણે કહીને એ વૃદ્ધ મુનિએ ધ્યાન વડે આંખો મીંચી દીધી, એટલે તેમનાં ચિત્ત અને પ્રાણ એ બન્નેની ક્રિયા બંધ થઈ ગઈ. આથી, તે જાણે ચિત્રમાં આલેખેલ હોય તેવા નિશ્ચળ થઈ ગયા.[૧] અમે વિવેક વડે ઉદાર એવાં વચનોથી તેમની વારંવાર પ્રાર્થના કરી, છતાં પણ તેમણે કશો ઉત્તર આપ્યો નહિ; કેમકે બાહ્યવૃત્તિનો ઉપશમ થઈ જવાથી તેમને સંસારનું કશું અનુસંધાન ન હતું.[૨] હવે અમે બન્ને જણા ઘેર જવાને ઉત્સુક બની ગયા હતા, એટલે અમે ધીરે ધીરે ચાલવા માંડ્યું. કેટલેક દિવસે અમે પ્રસન્ન બાંધવો વડે યુક્ત એવા પોતાના ઘર પ્રત્યે જઈ પહોંચ્યા.[૩] પછી તે ઘરની અંદર અમે કુળદેવતાનું આરાધન, સુવાસિનીભોજન, બ્રાહ્મણભોજન આદિ ઉત્સવ કર્યા અને ઘણા લાંબા કાળની જૂની વાતો કરતા અમે ત્યાં જ રહ્યા. હવે, તે સાતે ભાઈઓ પ્રલયમાં લય પામતા મહાસાગરની પેઠે ક્રમવાર નાશને પામી ગયા. ફક્ત એક જ તેનો આઠમો ભાઈ, એટલે મારો તે મિત્ર જ, મહાસાગરની પેઠે મુક્ત થઈ ગયો.[૪,૫] ત્યાર પછી, કાળે કરીને તે પણ સાયંકાળ સમયે અસ્ત થતા સૂર્યનારાયણની પેઠે અસ્તને પ્રાપ્ત થઈ ગયો અને હું તે મિત્રના વિયોગથી અતિ દુઃખી બની ગયો.[૬] હું દુઃખિત હોવાથી દુઃખની શાંતિ સારુ પાછો ફરી વાર પણ શાસ્ત્રોપદેશ પૂછવા માટે આદરપૂર્વક એ કદંબવૃક્ષવાળા તપસ્વી પાસે ગયો.[૭] એ કદંબતપસ્વી ત્રણ માસે સમાધિમાંથી નિવૃત્ત થયા હતા. મેં તેમને પ્રણામપૂર્વક નમ્રભાવથી પૂછ્યું, ત્યારે તેમણે મને નીચે પ્રમાણે કહ્યું.[૮]

કદંબતપસ્વી બોલ્યાઃ–હું સમાધિ વિના એક ક્ષણ વાર પણ રહી શકતો નથી, માટે હું પાછો ત્વરાથી સમાધિમાં પ્રવેશ કરું છું.[૯] હે નિષ્પાપ! હું હમણાં તમને બોધ કરીશ, તો પણ એ પરમાર્થ સંબંધી ઉપદેશ અભ્યાસ વિના તમારા ચિત્તમાં ચોટશે નહિ. માટે આ સંબંધમાં હું તમને એક બીજી યુક્તિ કહું છું, તે તમે સાંભળો અને તે પ્રમાણે તમે કરો.[૧૦] અયોધ્યા નામની એક નગરી છે, ત્યાં દશરથ નામના એક રાજા છે અને તેમને રામ નામના એક પુત્ર છે.[૧૧] તમે તેમની પાસે જાઓ. તેમના કુળગુરુ એવા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠ સભામાં રામચંદ્રજીને જ્ઞાનનો ઉપદેશ આપશે.[૧૨] હે કુંદદંત! તમે પણ મોક્ષના ઉપાયરૂપ એ દિવ્ય કથા લાંબા કાળ સુધી સાંભળીને મારી પેઠે જ પવિત્ર એવા પરમપદમાં વિશ્રાંત થઈ જશો. એ પ્રમાણે કહીને તે કદંબતપસ્વી સમાધિરૂપી રસાયનના મહાસાગરમાં નિમગ્ન થઈ ગયા અને હું અહીં આ પ્રદેશમાં આપની પાસે આવ્યો છું. હું અમુક છું અને મારો અમુક વૃત્તાંત છે, એ સર્વ મેં બનેલ બીનાને અનુસરીને જેવું જોયું–સાંભળ્યું, તેવું તમને અખંડિતપણે કહી બતાવ્યું છે.[૧૩,૧૫]

રામ બોલ્યાઃ–ઉપર પ્રમાણે પોતાની વાત કહેવામાં કુશળ એવો તે જ આ કુંદદંત છે. તે દિવસથી માંડીને તે હંમેશાં મારી પાસે જ રહ્યો છે. કુંદદંત નામનો તે બ્રાહ્મણ આ પડખે જ બેઠો છે અને તેણે મોક્ષના ઉપાયરૂપ એવી આ સંહિતા પણ સાંભળી છે. મારી પાસે બેઠેલ આ કુંદદંત દ્વિજ આજ નિઃસંશય થયેલ છે કે કેમ, તે તેને પૂછો.[૧૬–૧૮]

* આ એકસોપંચાશીમા સર્ગમા તે બન્નેનું (મથુરામાં) પોતાને ઘેર જવું, ક્રમે કરી આઠે ભાઈઓનો ક્ષય અને કુંદદંતને રામના સમાગમથી મોહનો ઉચ્છેદ, વિષે વર્ણન કરવામાં આવશે.

**વાલ્મીકિ બોલ્યાઃ**-રામચંદ્રજીએ ઉપર પ્રમાણે કહ્યું, એટલે વક્તાઓમાં શ્રેષ્ઠ એવા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી કુંદદંત તરફ જોઈ બોલ્યા.[૧૯]

**વસિષ્ઠ બોલ્યાઃ**-હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા નિષ્પાપ કુંદદંત! કહો, તમારા સર્વ સંશયની નિવૃત્તિ થઈ કે કેમ? અવશ્ય જાણવા યોગ્ય અને મોક્ષ આપનારું જે બ્રહ્મતત્ત્વ મેં અહીં વર્ણવ્યું છે, તે શ્રવણ દ્વારા તમારા સમજવામાં બરાબર આવ્યું છે ને?[૨૦]

**કુંદદંત બોલ્યોઃ**-મારા સર્વ સંશયો દૂર થયા છે, જાણવા યોગ્ય બ્રહ્મતત્ત્વ મેં અખંડિત રીતે જાણી લીધું છે અને સર્વ સંશયથી રહિત થયેલું મારું ચિત્તજ મને જય આપનાર છે.[૨૧] મેં જે જાણવાનું હતું તે જાણી લીધું છે, જે જોવાનું હતું તે જોઈ લીધું છે અને જે પ્રાપ્ત કરવાનું હતું તે સર્વ નિર્બાધપણે પ્રાપ્ત કરી લીધું છે; કેમકે હવે હું પરમપદમાં વિશ્રાંત છું.[૨૨] આપની પાસેથી મને આત્મચૈતન્યનો બોધ (આત્મજ્ઞાન) થયેલ છે અને તેથી આ સર્વ મને ચિદેકરસ જણાય છે. વળી ચિદાકાશની અંદર પોતાથી અભિન્ન સત્તાવાળા જગતને રૂપે પણ તેજ પ્રસરી રહ્યું છે.[૨૩] ચિદાકાશ સર્વનો આત્મારૂપ છે, સર્વવ્યાપી છે અને સર્વરૂપ છે, તેથી સર્વ સર્વદા, સર્વત્ર સર્વથી સંભવે છે.[૨૪] એક સરસવના કણની અંદર પણ જે પ્રકારે અનેક જગતો સંભવે છે અને જે પ્રકારે સંભવતાં નથી, તે સર્વ હું નિઃશેષપણે સમજી ગયો છું.[૨૫] ઘરની અંદર સાત દ્વીપવાળી પૃથ્વી સંભવે છે અને વસ્તુતાએ જોતાં ઘર પોતે જ શૂન્ય છે; આ બન્ને વાત નિઃસંશય છે. જે જે વસ્તુ જે જે દેશકાળમાં જેવે જેવે પ્રકારે ભાસે છે અને પ્રાણીઓને જેવે પ્રકારે અનુભવમાં આવે છે, તે સર્વરૂપે અનાદિ અને અનંત બ્રહ્મ જ થઈ રહેલ છે અને તે પોતે સર્વત્ર ચિદેકરસ છે.[૨૬,૨૭]

यद्यद्यदा वस्तु यथोदितात्म भातीह भूतैरनुभूयते च। तत्तत्तदा सर्वघनस्तथास्ते ब्रह्मेत्थमाद्यंतविमुक्तमस्ति ॥ २७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં 'નિર્વાણ' પ્રકરણના ઉત્તરાર્ધનો 'કુંદદંતપ્રબોધ' એ નામનો સર્ગ ૧૮૫ મો સમાપ્ત**

## સર્ગ ૧૮૬ મો×

### સર્વ બ્રહ્મરૂપ જ છે

॥ वाल्मीकिरुवाच ॥

कुंददंते वदत्येवं वसिष्ठो भगवान्मुनिः।
उवाचेदमनिंद्यात्मा परमार्थोचितं वचः ॥ १ ॥

**વાલ્મીકિ બોલ્યાઃ**-કુંદદંત ઉપર પ્રમાણે કહી રહ્યા બાદ અનિંદ્ય આત્માવાળા ભગવાન વસિષ્ઠમુનિ પરમાર્થને યોગ્ય એવાં આ પ્રમાણે વચનો બોલ્યા.[૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**-સંતોષની અને અનુકંપાની વાત છે કે, આ મહાત્મા કુંદદંતની જ્ઞાનમાં વિશ્રાંતિ થઈ છે, એટલે તે હસ્તામલકની પેઠે જગતને બ્રહ્મરૂપ જ દેખે છે.[૨] આ સર્વ જગત ભ્રાંતિમાત્ર જ છે; કેમકે જન્મ આદિ વિકારથી રહિત બ્રહ્મ જ તેને રૂપે ભાસે છે. ભ્રાંતિ બ્રહ્મરૂપ છે અને બ્રહ્મ એક તથા નિર્વિકાર છે.[૩] જે વસ્તુ જે દેશકાળમાં જેના વડે જ્યાં સુધી જેવે પ્રકારે ભાસે છે, તે વસ્તુ તે દેશ-કાળમાં તેના વડે ત્યાં સુધી તેવે પ્રકારે થઈ રહેલ અનુભવાય છે. વસ્તુતાએ જોઈએ તો પરમમંગળમય, શાંત, જન્મ આદિ વિકારથી રહિત, નિઃસંકલ્પ, અજર, સર્વવ્યાપી, શૂન્ય છતાં અશૂન્ય, અજન્મા, અનાદિ, અનંત અને ધ્રુવ પરબ્રહ્મ જ સત્ય છે.[૪,૫] શબલબ્રહ્મ જે જે અવસ્થાને પોતાના સંકલ્પ વડે અતિશય પુષ્ટિ આપે છે, તે તે અવસ્થા, લતા જેમ

× આ એકસોછયાશીમા સર્ગમાં સર્વ બ્રહ્મરૂપ જ છે, એવા સિદ્ધાંત યુક્તિથી સ્થિર કરવામાં આવશે અને ચિદ્રૂપ ધાતાના સંકલ્પથી વરદાન તથા શાપની સિદ્ધિ વિષે વર્ણન કરવામાં આવશે.

જળના સિંચનથી પોતાની શાખાને ફેલાવે છે, તેમ હજારો શાખાને ફેલાવી દે છે.[૬] બ્રહ્માંડ પણ એક પરમાણુરૂપ છે; કેમકે તે ચિદાકાશની અંદર રહેલ છે. તેમજ એક પરમાણુ પણ બ્રહ્માંડરૂપ છે; કેમકે તેની અંદર આખું આ જગત ચિત્સત્તાને લીધે રહ્યું છે.[૭] આ સર્વ આદિ, મધ્ય તથા અંતથી રહિત, અખંડ અને શાંત ચિદાકાશરૂપ જ છે. માટે જ તમે જાતિ આદિ બંધને તોડી નાખી, નિર્વિકાર બની, નિર્વાણદશામાં યથાસ્થિતપણે રહો.[૮] વ્યવહારદષ્ટિથી જોઈએ તો બ્રહ્મ પોતે જ દશ્યરૂપ અને દ્રષ્ટારૂપ થઈ રહે છે; તેમજ પોતે જ ચિદ્રૂપ અને જડરૂપ થઈ રહે છે. વળી, પોતે જ કાંઈક વસ્તુરૂપ થઈ રહે છે અને પોતે જ કશારૂપ નથી, એમ જણાય છે. પણ વસ્તુતાએ જોઈએ તો બ્રહ્મ પોતાના સ્વરૂપની અંદર જ સદા સ્થિર થઈ રહેલ છે.[૯] જગત ચિદાકાશરૂપ છે અને તેની અંદર શાંત ચિદ્રૂપ બ્રહ્મ પોતાના વાસ્તવ સ્વરૂપને છોડ્યા વિના, જ્યાં જેવી વાસના બંધાય ત્યાં તેવે પ્રકારે થઈ જાય છે.[૧૦] બ્રહ્મ માયા વડે દશ્યરૂપ થઈ જાય છે, એથી દ્વૈતસિદ્ધિ થાય છે એમ કદી પણ માનવાનું નથી. કેમકે બ્રહ્મ પોતે યથાસ્થિતપણે જ રહેલ છે. શૂન્યપણાની અને આકાશની પેઠે, બ્રહ્મ અને દશ્ય એ બન્નેનું એકપણું છે.[૧૧] દશ્ય જ પરબ્રહ્મરૂપ છે અને પરબ્રહ્મ જ દશ્યરૂપ છે. તે પોતે શાંત પણ નથી અને અશાંત પણ નથી; સાકાર પણ નથી અને નિરાકાર પણ નથી.[૧૨] જેમ જાગી ગયા પછી સ્વપ્ન આદિ પ્રતીતિમાં આવેલ છતાં નિરાકાર જણાય છે, તેમ જાગ્રતમાં પણ દેહ આદિ પ્રતીતિમાં આવતાં છતાં નિરાકાર છે, ચિદ્રૂપ છે, નિરવયવ છે અને પોતાને અનુભવમાં આવતાં છતાં મિથ્યા જ છે.[૧૩] જેમ મનુષ્ય પોતે ચિદ્રૂપ હોવા છતાં નિદ્રાના સંપર્કથી જડ બની જાય છે, તેમ સ્થાવર જીવ પણ વસ્તુતાએ ચિદ્રૂપ છતાં જડરૂપ થઈ જાય છે. જેમ સુષુપ્તિરૂપી ઉપાધિમાં એકરૂપ થઈ ગયેલ જીવ સ્વપ્ન અને જાગ્રત એ બન્ને દશાને સેંકડો જગતોની કલ્પના સાથે પ્રાપ્ત થાય છે, તેમ ચિદાકાશરૂપ જીવ જ જડ એવા સ્થાવરભાવ પછી જંગમભાવને પ્રાપ્ત થાય છે. આમ તે જીવની સ્થાવર જંગમાત્મક સ્થિતિ ચિદાકાશની અંદર ચિદાકાશરૂપે રહી છે, છતાં તે સ્વપ્નની પેઠે પ્રતીતિમાં આવતાં લાખો જગતો સાથે પૃથ્વીમાં, જળમાં, પવનમાં અને અગ્નિમાં ઠેઠ મોક્ષ થતાં સુધી ભાસ્યા કરે છે.[૧૪–૧૬] જેમ નિદ્રામાં રહેલો મનુષ્ય પોતામાં જડતાનો અધ્યાસ આરોપી લે છે, તેમ જીવચૈતન્ય જડ વસ્તુમાં પોતાના જડભાવના અધ્યાસને આરોપી લે છે. બાકી એ અધ્યસ્ત જડતા વડે કાંઈ ચેતનનો જડભાવ થઈ જતો નથી.[૧૭] ચિદાકાશ જ પોતાને જડરૂપે સમજનારા જીવ પ્રત્યે પોતાનું સ્થાવર સ્વરૂપ દેખાડે છે અને જંગમરૂપે સમજનારા જીવ પ્રત્યે પોતાનું જંગમપણું દેખાડે છે.[૧૮] જેમ પુરુષના નખ તથા પગ વગેરે એક શરીરના અવયવરૂપ છે, તેમ આ સર્વ સ્થાવર–જંગમ નિરવયવ છતાં ચિદાકાશના એક અવયવ જેવા જ છે.[૧૯] સ્વપ્નની પેઠે સૃષ્ટિના આરંભકાળમાં પોતાના સંકલ્પની અંદર જગતનું જેવું રૂપ સ્ફુર્યું છે, તેવું રૂપ આજપર્યંત રહેલ છે. તેની સ્થિતિ અધિષ્ઠાનચૈતન્યની સત્તા વડે છે. તેથી તે જડરૂપે પ્રતીતિમાં આવતાં છતાં તેનો અભાવ અને ચિદ્રૂપ સ્થિતિ છે, એમ કહે છે.[૨૦] ચેતનતત્ત્વ પોતે નિરવયવ અને શાંત છે, તેથી તે પોતાના યથાસ્થિત સ્વરૂપમાં જ રહેલ છે. કશું પણ થયું જ નથી, કશું હતું પણ નહિ અને કશું પ્રતીતિમાં પણ આવ્યું નથી, આ પ્રમાણે જાણવું, એ હિતકારક છે.[૨૧] જેમ સ્વપ્નસંબંધી પ્રપંચની સુષુપ્તિથી માંડીને પ્રબોધપર્યંતની સ્થિતિ નિદ્રાની અંદર જ રહેલ છે એમ કલ્પાય છે, તેમ સૃષ્ટિનો પણ અમુક આદિકાળ છે અને અમુક અંતકાળ છે, એવી

કલ્પના અધિષ્ઠાનમાં કલ્પનામાં આવે છે.[૨૨] અનાદિ અને અનંત ચિદેકરસ પરમાત્મા જ સત્યરૂપે રહેલ છે, તેથી મારી દૃષ્ટિમાં પ્રલય, સ્થિતિ અને સૃષ્ટિનું નામ પણ નથી જ.[૨૩] આ જે પ્રલય, સૃષ્ટિ, તથા સ્થિતિ આદિ દેખાય છે, તે વસ્તુતાએ જોતાં નથી; અને ચિત્રમાં આલેખલી ચિત્રસ્ત્રીની પેઠે તે આત્માથી કાંઈ પણ ભિન્ન નથી.[૨૪] ચિત્રકારને ચિત્રમાં આલેખવાની ચિત્રસેના જેમ તેની પોતાની બુદ્ધિમાં રહેલ સંકલ્પાત્મક ચિત્રથી જુદી હોતી નથી, તેમ આ મૂર્તિમાનરૂપે પ્રતીતિમાં આવતી સૃષ્ટિ પણ વિધાતાના આત્માથી કાંઈ પણ જુદી નથી. વળી તે અનેક પ્રકારે ભાસતાં છતાં એકરૂપ જ છે.[૨૫] વિભાગહીન હોવા છતાં પણ ચિદાકાશના ઘટ્ટ સ્વરૂપમાં નિદ્રાની પેઠે આવરણ કરી રહેલ અવિદ્યા વડે —સુષુપ્તિના જેવા અજ્ઞાનરૂપ આવરણને લીધે સ્વસ્વરૂપ મોક્ષ ભૂલી જવાય છે અને ચિત્તરૂપે જાગ્રત અને સ્વપ્ન દેખાય છે.[૨૬] અમુક પ્રલય છે, અમુક સૃષ્ટિ છે, અમુક સ્વપ્ન છે અને અમુક જાગ્રત છે, એ સર્વ અવયવરહિત ચિદાકાશરૂપ સૂર્યનાં કિરણોરૂપ જ છે.[૨૭] ચિદાકાશની અવિદ્યારૂપી નિદ્રામાં વાસનારૂપે જે સ્વપ્નભાગ પ્રકટ થયેલ છે, તે ઉપાધિરૂપ અંશના પ્રાધાન્યથી ચિત્તરૂપ કહેવાય છે. તે ચિદ્રૂપ અંશના પ્રાધાન્યથી જીવ કહેવાય છે અને દેવ, મનુષ્ય, અસુર આદિ શરીરરૂપ પણ તે જ છે. વળી તત્ત્વજ્ઞાન વડે અજ્ઞાનરૂપી નિદ્રાનો ક્ષય થતાં તે મુક્ત થાય છે. તેનું જ ખરેખર વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો પોતાની મેળે જ તે સુષુપ્તિના જેવી નિર્વિકાર દશાને ઉત્પન્ન કરે છે; અને મોક્ષેચ્છુ પુરુષો પછી પરિપાક દશામાં તેને મોક્ષ એવા નામથી કહે છે.[૨૮,૨૯]

રામ બોલ્યાઃ—હે મહારાજ ! દેવ, અસુર આદિ ભેદો વડે ચિત્ત કેટલા પ્રકારનું છે ? તેની અંદર અવિદ્યા ક્યાં સુધી રહે છે? અને જગત પણ ક્યાં સુધી રહે છે? વળી તે કેવડું છે? તેમજ આત્મજ્ઞાન શી રીતે મળે છે?[૩૦]

વસિષ્ઠ બોલ્યાઃ—ચિત્ત જ નર, દેવ, દૈત્ય, સ્થાવર, સ્ત્રી, નાગ, પર્વત, વૃક્ષ પિશાચ, પક્ષી, કીડા અને રાક્ષસ આદિરૂપ છે, એમ તમે સમજો.[૩૧] તેનું પ્રમાણ અનંત છે એમ તમારે સમજવું. અને તેમાં બ્રહ્મથી માંડી સ્તંબપર્યંત હજારો જગતો એક પરમાણુની પેઠે રહેલાં છે.[૩૨] ઉપર આકાશમાં ચક્ષુઇન્દ્રિયને પ્રેરવામાં આવે છે, અને સૂર્યપ્રદેશથી પણ ઉપરના પ્રદેશમાં જે કાંઈ ચક્ષુઇન્દ્રિયના જ્ઞાનનો અનુભવ થાય છે, તે ચિત્તનું જ રૂપ છે. તે અનંત છે અને નિર્મળ આકારવાળું છે.[૩૩] એ એક ચિદાત્માનું (સંસારના કારણરૂપ હોવાથી) વિકટ રૂપ છે. તેના સમષ્ટિસ્વરૂપની અંદર જ્યારે લોકોની સમૃદ્ધિ બ્રહ્માંડ આદિની કલ્પના વડે ખડી થઈ જાય છે ત્યારે સૃષ્ટિનો અનુભવ થાય છે. એટલે ચિત્તમાંથી જ સૃષ્ટિનો ઉદય થયો એમ કહેવામાં આવે છે.[૩૪] ચિત્ત જ જીવરૂપ છે અને તે અનાદિ તથા અનંત છે. ઘડામાં જેમ આકાશ રહે છે, તેમ વિધાતાની ઇચ્છાને અનુસરી તે સર્વ દેહોમાં રહે છે. વળી પછી વિધાતાની ઇચ્છા અનુસારે જ તે તેમાંથી નીકળી જાય છે અને તેમાં રહેતું પણ નથી.[૩૫] હે પ્રિય રામચંદ્રજી ! જેમ નદીનો પ્રવાહ જમીનના નીચાઊંચા પ્રદેશને ગ્રહણ કરતો રહે છે અને ત્યાગ પણ કરતો રહે છે, તેમ મન પણ શરીરનું ગ્રહણ પણ કરે છે અને તેનો ત્યાગ પણ કરે છે. જેમ ખરું સમજવામાં આવી જતાં ઝાંઝવાના જળમાં થતી જળની ભ્રાંતિ શાંત થઈ જાય છે, તેમ આ જીવને પણ જ્ઞાન વડે આત્મસ્વરૂપનો બોધ થતાં દેહ આદિની ભ્રાંતિ તરત શમી જાય છે.[૩૬,૩૭] જગતની અંદર જે પરમાણુ પ્રસિદ્ધ છે, તેના જેવડું જ ચિત્તનું પ્રમાણ છે અને તે જ જીવ કહેવાય છે. એના ચિત્તની અંદર જ આ આખું

છે.[38] સ્વપ્નસ્થળમાં દેખાતાં દશ્યની પેઠે, આ જે કાંઈ દશ્ય દેખાય છે, તે ચિત્તરૂપ છે અને ચિત્ત જીવરૂપ છે, તેથી જગત અને આત્મા એ બેમાં શો ભેદ છે?[39] સ્વપ્નની પેઠે જોવામાં આવતો આ પદાર્થોનો સમૂહ ચિદાકાશરૂપ છે. સુવર્ણની અંદર જેમ કડાં-કુંડળ આદિ ભાવોની સત્તા જુદી નથી, તેમ ચિદાકાશની અંદર પદાર્થોની સત્તા પણ જુદી નથી.[40] જેમ સમુદ્રરૂપ એક દેશની અંદર ભેગાં થઈ રહેલાં જળો પૃથક્ પૃથક્ સ્ફુરે છે, તેમ ચિદાકાશની અંદર સર્વ-દશ્યની સ્ફૂર્તિ થાય છે અને તે તેની અંદર અભિન્નસત્તા વડે નિરંતર રહેલ છે.[41] જેમ સમુદ્રની અંદર રહેનાર જળ દ્રવરૂપે અભિન્નસત્તાથી સ્ફુરે છે, તેમ પરબ્રહ્મની અંદર પદાર્થોનો સમૂહ પણ અભિન્નસત્તા વડે સ્ફુરે છે.[42] એવી રીતે યથાસ્થિત એવી જગતરૂપી પૂતળીના આકાશના જેવા સ્વરૂપને ધારણ કરી રહેલ આ ચૈતન્યરૂપી સ્તંભ નિશ્ચળપણે રહેલ છે, અનાદિ છે અને અનંત છે.[43] સ્વપ્નભૂમિની પેઠે આ સર્વ જગત યથાસ્થિતપણે રહ્યું છે, છતાં પોતાના મૂળ શાંતસ્વરૂપને નહિ છોડતાં તે ચિદાકાશની અંદર આરોપિત સત્તા વડે રહેલ છે.[44] સમાનતા, સત્યતા, સત્તા, એકતા, નિર્વિકારીપણું અને અન્યોન્ય આધાર-આધેયભાવ, એ બધું જગત અને ચિદાકાશ એ બન્નેમાં રહેલ છે.[45] સ્વપ્ન, સંકલ્પ, સંસાર અને વર-શાપ આદિમાં વ્યાવહારિક રીતિથી તળાવ, સમુદ્ર અને નદી, વગેરેનાં જળની પેઠે ભિન્નતા લાગે છે; પણ વસ્તુતાએ જોતાં તેમાં કશી પણ ભિન્નતા નથી.[46]

રામ બોલ્યાઃ—વર-શાપ સંબંધી વસ્તુઓનો જે અનુભવ થાય છે, તેમાં કાર્યકારણભાવ શો અને કેવા પ્રકારનો છે? એ આપ કહો. કેમકે ઉપાદાનકારણ વિના કોઈ પણ જાતનું કાર્ય થવું સંભવતું જ નથી.[47]

વસિષ્ઠ બોલ્યાઃ—જેમ જળની સ્ફૂર્તિ થતાં સમુદ્રની અંદર રહેનાર તેની ચકરીઓનું ચલન થાય છે, તેમ તત્ત્વજ્ઞાનથી અતિ નિર્મળ થઈ ગયેલ ચિદાકાશ (સત્યસંકલ્પને અનુસરી) જે કાંઈ વિવર્તરૂપે થઈ રહે છે, તે 'જગત' નામે ઓળખાય છે.[48] સમુદ્રની અંદર ઊછળતા જળની પેઠે વિધાતાના પોતાના આત્મચૈતન્યમાં, અનેક ભાવો ઊઠ્યા કરે છે અને તે ચિદ્રૂપ જ છે. બુદ્ધિશાળી વિદ્વાનો તેનાં 'સંકલ્પ' આદિ જુદાં જુદાં નામો કલ્પી લે છે.[49] કાળ વડે, અભ્યાસયોગ વડે, વિચાર વડે, સમાનદૃષ્ટિ વડે, જાતિના સાત્ત્વિકપણા વડે અથવા સાત્ત્વિક અને શુદ્ધ ચિત્ત વડે સારી પેઠે જ્ઞાનને પ્રાપ્ત થયેલા તેમજ યથાર્થ વસ્તુસ્વરૂપને ઓળખનારા વિવેકી પુરુષની બુદ્ધિ ચિન્માત્રરૂપ દ્વૈત-એકતા આદિથી રહિત, આવરણથી રહિત એવા વિજ્ઞાનરૂપ, ચિદાકાશરૂપ, એક આત્મપ્રકાશરૂપ અને દેહ-અદેહ આદિ ભેદભાવનાથી રહિત થઈ જાય છે.[50-52] તે તત્ત્વજ્ઞ પુરુષ પોતે જે કાંઈ દેખે છે, તે સર્વ સંકલ્પમાત્ર છે, એમ સમજે છે. વળી, તે પોતાના શાંત આત્માનો જ એક વિવર્ત છે તથા પરમાર્થદૃષ્ટિ વડે જોતાં પોતાનાથી એ કાંઈ પણ ભિન્ન નથી, એમ તે સમજે છે.[53] સંકલ્પનગરની પેઠે અને સ્વપ્નસંબંધી મહાનગરની પેઠે, આ સર્વ જગત તત્ત્વજ્ઞને સંકલ્પમાત્ર જ ભાસે છે.[54] આત્મા જેમ જેમ પોતાના શ્રેષ્ઠ સંકલ્પો દૃઢ રીતે બાંધતો જાય છે અને જેમ જેમ વધારે શુદ્ધ બનતો જાય છે, તેમ તેમ જે જે સંકલ્પોને તે પોતે કરે છે, તે તે સંકલ્પો સત્ય જ થતા જાય છે.[55] સંકલ્પનગરની અંદર બાળક સ્વાધીનતાથી પોતા વડે નિયમમાં રાખી શકાય એવા શિલાના ઊડવાને અનુભવપૂર્વક સમજે છે. તે જ પ્રમાણે હિરણ્યગર્ભરૂપ પરમાત્મા પોતાના સંકલ્પરૂપ આ જગતની અંદર વર-શાપ આદિને પોતાનાથી અભિન્ન અને સત્ય લેખે છે.[56-57] જેમ પોતાના સંકલ્પનગરમાં, કલ્પનાના બળથી

રેતીમાંથી પણ તેલ નીકળે છે, તેમ આત્મારૂપ આવરણથી રહિત હિરણ્યગર્ભના સંકલ્પબળથી, સૃષ્ટિના સંકલ્પો વડે વર–શાપ આદિ બરાબર સિદ્ધ થાય છે.[૫૮] જ્યાં સુધી બુદ્ધિનું આવરણ ખસી ગયું નથી, ત્યાં સુધી ભેદબુદ્ધિ શાંત થતી નથી; આથી અવિવેકી પુરુષના ભેદભરેલ સંકલ્પો સિદ્ધ થતા નથી.[૫૯] હિરણ્યગર્ભને જ કલ્પના જેવા પ્રકારે દઢ થઈ ગઈ છે, તે જ્યાં સુધી યત્નથી બીજી કલ્પના વડે પરાવર્તનને પ્રાપ્ત થતી નથી, ત્યાં સુધી તેવા પ્રકારે જ આજ સુધી રહી છે.[૬૦] જેવી રીતે સાવયવ તત્ત્વની અંદર વિચિત્ર એવો અવયવનો ક્રમ અભિન્નસત્તાથી રહ્યો હોય છે, તેમ નિરવયવ બ્રહ્મની અંદર અભિન્નસત્તાથી દ્વિત્વ–એકત્વ આદિ રહેલ છે.[૬૧]

**રામ બોલ્યા:**–હે મહારાજ! આવરણરહિત શુદ્ધ જ્ઞાનથી સાવ શૂન્ય એવા ધાર્મિક ઉગ્ર તપસ્વીઓ વગેરે શાપ આદિને કેમ આપે છે? અને તે કેમ સત્ય થાય છે? તે આપ કહો.[૬૨]

**વસિષ્ઠ બોલ્યા:**–સૃષ્ટિના આદિકાળમાં શબલબ્રહ્મ પોતાના સ્વરૂપની અંદર જે કલ્પના જેવે પ્રકારે ઉઠાવે છે, તે પ્રમાણે જ તેનો અનુભવ થાય છે; કેમકે તેમાં બીજું કશું પ્રતિબંધક નથી.[૬૩] પ્રજાપતિ વિધાતા પોતાના સ્વરૂપને બ્રહ્મરૂપ સમજે છે, તેથી તે બ્રહ્મરૂપ જ છે. કેમકે જળથી જેમ દ્રવપણું ભિન્ન નથી, તેમ બ્રહ્મથી તે પોતે ભિન્ન નથી.[૬૪] એ પ્રથમ પ્રજાપતિ જેવી જેવી કલ્પના કરે છે, તેવી તેવી તે થાય છે. આ જગત એ એક તેની જ કલ્પના છે.[૬૫] જેમ તિમિરરોગ આદિ વડે દુષ્ટ દૃષ્ટિવાળા થયેલા પુરુષને આકાશમાં મસલાં–મોવાળા આદિના જેવા આકારો જોવામાં આવે છે, તેમ નિરાધાર અને નિરાલંબ એવું ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર અનેક આકારે વિવર્તરૂપે ભાસે છે.[૬૬] પછી તે હિરણ્યગર્ભે પ્રજાઓને કલ્પી લીધી તથા તપ, દાન, ગુણ, વેદ, શાસ્ત્ર, પંચમહાભૂતો અને જ્ઞાનના ઉપદેશો પણ કલ્પી કાઢ્યા.[૬૭] તેની સાથે તપસ્વીઓ અને વેદવેત્તાઓ વાદથી કિંવા સ્વાભાવિક રીતે જ જે કાંઈ કહે, તે તરત જ સિદ્ધ થાય એવો પણ એક નિયમ કલ્પી કાઢ્યો.[૬૮] અમુક ચિદાકાશ જડથી જુદા પ્રકારના સ્વભાવવાળું છે, આકાશ છિદ્રવાળું છે, વાયુ ક્રિયા કરવાના સ્વભાવવાળો છે, અગ્નિ ઉષ્ણ છે, જળ દ્રવ્યરૂપ છે, ભૂમિ કઠિન છે, એવી બધી કલ્પના પણ તેણે જ કરી લીધી.[૬૯] એવી રીતે એ પ્રજાપતિને વેષે થઈ રહેલ તે ચિદ્ધાતુ વસ્તુતાએ નિર્વિકલ્પ હોવા છતાં જેવા સંકલ્પ કરે તેવો જ અનુભવ થાય છે. જેમ આ સર્વ પ્રજાપતિરૂપ ચિદ્ધાતુથી જુદું નથી, તેમ જ તમારું અને મારું પણ સમજવું. ચિદાકાશ જેને જેવે સ્વરૂપે સમજે છે, તે સંપૂર્ણ અંશે તેવે પ્રકારે જ થઈ જાય છે. સ્વપ્નમાં પ્રતીતિમાં આવતા એવા તમે અને હું ઇત્યાદિની પેઠે તે સદ્રૂપ દેખાતાં છતાં અસદ્રૂપ જ છે.[૭૦/૭૧] જેમ સંકલ્પનગરની અંદર શિલાનું નૃત્ય પણ સત્યરૂપે કલ્પાય છે, તેમ જગતરૂપી (હિરણ્યગર્ભના) સંકલ્પનગરની અંદર પણ પ્રજાપતિનો સંકલ્પ સત્ય જ છે. શુદ્ધ એવા આત્મચૈતન્યને જે જેવું અને જેવા પ્રકારનું સમજાયું હોય, તેને બીજાનું અશુદ્ધ સંસ્કારવાળું આત્મચૈતન્ય અલ્પ કીડાની પેઠે અન્યથા કરવાને સમર્થ થઈ શકતું નથી. જે વિષયનો ઘણા લાંબા સમય સુધી અભ્યાસ કરાયો હોય, તેને આત્મચૈતન્ય વિશેષ કરી દેખે છે અને બીજાને અલ્પ પ્રમાણથી દેખે છે. સ્વપ્નમાં, જાગ્રતમાં અને વર્તમાન સમયમાં બધું વિદ્યમાન છતાં અભ્યાસ–અનભ્યાસ જ તેની વિશેષ પ્રતીતિ કે અલ્પ પ્રતીતિ થવામાં હેતુરૂપ છે. સદા એક ચિદાકાશ જ પોતાના સ્વરૂપમાં પોતાના જ વિવર્તને પ્રસારી દે છે અને દ્રષ્ટા–દૃશ્ય આદિ ત્રિપુટીરૂપે પોતાના સ્વરૂપને જ દેખાતું હોય તેમ ભાસે છે; બીજું કાંઈ નથી. દ્રષ્ટા અને દૃશ્ય એ બન્ને એક ચિદાકાશરૂપ છે; કેમકે એ ચિદાકાશ સર્વ-

વ્યાપી છે; માટે જે વસ્તુ જે દેશ–કાળમાં જેવી દૃઢ કલ્પના વડે જેવા પ્રકારની કલ્પવામાં આવે છે, તે વસ્તુ તે દેશ–કાળમાં તેવા પ્રકારની જ સત્યપણે પ્રતીતિમાં આવે છે.[૭૨-૭૬] જેમ વાયુના અંગમાં તેની ચલનશક્તિ રહી છે, જેમ જળના અંગમાં તેનો દ્રવભાવ રહ્યો છે અને જેમ બ્રહ્મની અંદર માયાશક્તિ રહી છે, તેમ વિરાટના અંગની અંદર જગત રહેલ છે.[૭૭] બ્રહ્મ મારા પોતાના વાસ્તવ સ્વરૂપરૂપ છે અને તે જ વિરાટના આત્મારૂપ છે. જગતનું સ્વરૂપ તથા આત્મા વિષે વિચારી જોતાં તે વિરાટરૂપ છે, તેથી શૂન્યપણાની અને આકાશની પેઠે બ્રહ્મનો અને જગતનો કાંઈ ભેદ નથી.[૭૮] ગંગા આદિ નદી પર્વત ઉપરથી નીચે પડે છે, ત્યારે તે સ્થાનમાં તેનાં જળબિંદુઓની અનેક પંક્તિઓ દેશકાળ અનુસાર ઉપર ઊછળે છે તથા નીચે પડે છે. તે એક જ ધારાપ્રવાહરૂપે કલ્પ સુધી નીચે પડ્યાં કરે છે અને પછી તે અનેકરૂપે વિભાગ પામે છે. તે પંક્તિઓ મન–બુદ્ધિથી રહિત છે અને પાછી પોતાના એક જ પ્રવાહની અંદર ભેગી થઈ જાય છે, તે જ પ્રમાણે બ્રહ્મના એક વિવર્તરૂપ એવા આ જગતના વિચિત્ર ભેદો વિષે પણ સમજવાનું છે.[૭૯,૮૦] માત્ર તફાવત એટલો જ છે કે, જળબિંદુઓ મન–બુદ્ધિ આદિથી રહિત છે અને જગતના ભેદો પોતાની મેળે જ પોતાના દેહોમાં બુદ્ધિ આદિની કલ્પના કરી લે છે અને જળ જેમ દ્રવપણાને ધારણ કરે છે, તેમ તેઓ સૃષ્ટિની શોભાને ધારણ કરે છે.[૮૧] આમ અજ્ઞાનબુદ્ધિથી જોતાં અવિવેકીઓને તેમની દૃષ્ટિથી આ જગત દેખાય છે, પણ મારી દૃષ્ટિમાં તો આ મન–બુદ્ધિ આદિ સર્વ જગતનો ક્રમ ત્રણે કાળમાં ઉત્પન્ન જ થયો નથી. વળી, તે કારણરહિત છે તેથી અદ્વૈતરૂપ જ છે.[૮૨] મરણ પછી આ શરીરમાં મન–બુદ્ધિ આદિથી રહિત જેવી અવસ્થા અનુભવમાં આવે છે અને પાષાણ આદિમાં જેમ જડ સત્તા રહી છે, તેમ પરમાત્માની પણ મનબુદ્ધિ આદિથી રહિત એવી નિર્વિક્ષેપ સત્તા સમજી લેવી.[૮૩] જેમ આત્માની અંદર સુષુપ્તિ અને સ્વપ્નમાં પ્રકાશ તથા અંધકાર ભાસે છે, તેમ પરબ્રહ્મની અંદર અજ્ઞાનરૂપી નિદ્રામાં, સૃષ્ટિ અને પ્રલયની પ્રતીતિ થાય છે.[૮૪] જેમ એક જ ઉત્તમ નિદ્રામાં સુષુપ્તિ ને સ્વપ્ન એ બન્નેના ભાવ રહ્યા હોય છે, તેમ એક જ બ્રહ્મની અંદર સૃષ્ટિ અને સંહાર એ બન્નેનો આભાસ રહ્યો છે.[૮૫] જેમ મનુષ્ય નિદ્રાની અંદર પાષાણના જેવી સ્થિતિ અનુભવે છે, તેમ પરમાત્મા પણ જડભાવની સ્થિતિને અનુભવે છે.[૮૬] બીજા વિષયમાં લાગેલ ચિત્તવાળા પુરુષના અંગૂઠાને અથવા બીજી કોઈ આંગળીને તડકો, પવન, ધૂળ આદિનો સ્પર્શ થાય છે, ત્યારે કાંઈક અનુભવ થાય છે, પણ તે નહિ જેવો જ હોય છે. તે જ પ્રમાણે જડ પાષાણ આદિમાં રહેલ આત્માને, સુખ–દુઃખ આદિનો અનુભવ થાય છે, તો પણ તે નહિ જેવો જ છે.[૮૭] આકાશ, પાષાણ તથા જળ આદિને અધિષ્ઠાતા દેવતારૂપે જેમ કાંઈક દેહનો અનુભવ થાય છે, તેમ પ્રલયમાં આપણે ચિત્તરહિત હતા, છતાં આજે સૃષ્ટિકાળમાં ચિત્તની સત્તાને લીધે આપણાને નાના પ્રકારના અનુભવો થાય છે. જેમ અખંડ કાળની અંદર અનેક કલ્પોમાં આપણને અનેક દિવસ-રાત્રિઓના અનુભવો ભાસે છે, તેમ પરમાત્માની અંદર અસંખ્ય એવા સૃષ્ટિ–સંહારના અનુભવો ભાસ્યા કરે છે.[૮૮,૮૯] જેમ કેવળ જળથી જ ભરેલા મહાસાગરની અંદર સ્વભાવે જ ચકરીઓ, તરંગો તથા કૂંડાળાં આદિનું સ્ફુરણ થાય છે, તેમ બાહ્ય વિષયોનું અવલોકન, મનન, અનુભવ, રાગ અને ઇચ્છા ઇત્યાદિ વિક્ષેપથી રહિત સ્વરૂપવાળા શાંત પરમપદની અંદર પણ આ સૃષ્ટિ–લયનો સમૂહ સ્વભાવે જ સ્ફુર્યા કરે છે.[૯૦]

आलोकरूपमननानुभवैषणेच्छा मुक्तात्मनि स्फुरति वारिघने स्वभावात्। आवर्तवीचिवल-

यादि यथा तथायं शान्ते परे स्फुरति संहृति-सर्गपूगः ॥ ९० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સર્વંખલ્વિદં-બ્રહ્મેતિપ્રતિપાદન યોગોપદેશ' એ નામનો સર્ગ ૧૮૬ મો સમાપ્ત

## सर्ग १८७ मो×

### વસ્તુઓનો સ્વભાવ

॥ राम उवाच ॥

विचित्राणामसंख्यानां भावानां नियतिः कुतः।
कथं स्वभावो भावानामेकरूपः स्थितोऽचलः ॥

રામ બોલ્યાઃ–વિચિત્ર એવા અસંખ્ય પદાર્થોનો એક જ અમુક ચોક્કસ નિયમ કેમ હોય છે? અને પદાર્થોનો એક જ પ્રકારનો અચલ સ્વભાવ કેમ હોય છે?[૧] દેવતાઓ અસંખ્ય હોવા છતાં સૂર્ય જ કેમ ઉગ્ર કાન્તિવાળા છે? અને દિવસો શા કારણથી લાંબાટૂંકા થાય છે?[૨]

વસિષ્ઠ બોલ્યાઃ–વિધાતાને પ્રથમ સૃષ્ટિના આરંભકાળમાં કાકતાલીયની પેઠે જેવા જેવા નિયમવાળું જે જે વસ્તુનું ભાન થયું અને જેવે સ્વરૂપે તથા જેવા કાર્ય–કારણભાવથી તેની સ્થિતિ કલ્પાઈ, તેવા જ પ્રકારે તે આજપર્યંત જગતના નામથી ઓળખાય છે.[૩] વિધાતા સર્વ-શક્તિમાન છે, તેથી તેને આદિકાળમાં જે જેવું ભાસ્યું, તે તેવું જ સત્યરૂપ થઈ રહ્યું. કેમકે તેના પોતાનામાં સત્યસંકલ્પ હોવાને લીધે તેને જે ભાન થયું, તે અન્યથા કેમ થઈ જાય?[૪] બ્રહ્મ પોતે પોતાની ચિત્સત્તાને લીધે જે પ્રમાણે થઈ રહ્યું છે અને જે પ્રમાણે ઘણા લાંબા કાળથી ભાસે છે, તેનું માયાની અંદર સૃષ્ટિરૂપે ભાન થાય છે અને પ્રલયકાળમાં અભાન થાય છે. સર્વ વસ્તુની અંદર જે કાંઈ અનાદિ ચોક્કસ નિયમરૂપ વસ્તુશક્તિ રહેલ છે, તેને જ 'નિયતિ' નામ આપવામાં આવ્યું છે.[૫] 'અમુક અમુક પ્રકારનું છે, અને તમુક તમુક પ્રકારનું છે.' એવા નિયમરૂપે બ્રહ્મ પોતે જ ભાસી રહ્યું છે. તેને જ નિયતિ શબ્દ વડે કહેવામાં આવે છે અને તે જ સૃષ્ટિના તથા સંહારના રૂપને ધારણ કરે છે.[૬] ચિદાકાશની અંદર પોતાની મેળે જ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ-રૂપી વિવર્ત ખડો થઈ જાય છે. જેમ જળની અંદર રહેનાર દ્રવપણું જળથી જુદું નથી, તેમ તે વિવર્ત ચિદાકાશથી જુદો નથી; તે સ્વચ્છ ચિદાકાશરૂપ જ છે.[૭] જેમ આકાશની અંદર શૂન્ય-પણું રહ્યું છે, કપૂરમાં સુગંધ રહેલ છે અને તડકામાં ગરમી રહેલ છે, તેમ ચિદાકાશની અંદર જાગ્રત આદિ રહેલ છે અને તેનાથી એ કાંઈ જુદું નથી.[૮] સૃષ્ટિપ્રલયના પ્રવાહની અભિન્નસત્તાને લીધે સૃષ્ટિ અને પ્રલય એવા નામને ધારણ કરી રહેલા ચિદાકાશરૂપ બ્રહ્મસ્વરૂપની અંદર આ સર્વ રહ્યું છે. સર્વસૃષ્ટિની નિયમિત વ્યવસ્થા વિધાતાના વિલાસને અનુસરીને છે.[૯] એ ચિદાકાશ ક્ષણને કલ્પરૂપ તથા કલ્પને ક્ષણરૂપ સમજે અને કરી મૂકે તો તે પ્રમાણે તે થઈ જાય છે.[૧૦] સ્વપ્નની પેઠે તે તે દેશ, તે તે કાળ, તે તે ક્રિયા, તે તે દ્રવ્ય અને તે તે ઉદય આદિ સર્વ સ્વભાવે જ ચિન્માત્રતત્ત્વનો એક વિવર્ત છે.[૧૧] ચિન્માત્ર-તત્ત્વ પોતે વસ્તુતાએ નિરાકાર છે. તે જ પોતાના સ્વરૂપની અંદર રૂપ આદિ બાહ્યવિષયોના અનુભવરૂપ, સંકલ્પ આદિ આંતરવિષયોના અનુભવરૂપ અને દેશ–કાળ–ક્રિયા આદિરૂપ થઈ જાય છે.[૧૨] એવી રીતે જે વસ્તુ જે કાળે એ ચિન્માત્ર-તત્ત્વે (હિરણ્યગર્ભે) જેવા નિયમવાળી પ્રથમ કલ્પી, તેવા જ નિયમવાળી તે રહી; પણ વસ્તુ-તાએ જોઈએ તો તે આકાશરૂપ જ છે.[૧૩] કલ્પ એ બ્રહ્મના એક નિમેષરૂપ છે. એ કલ્પ

× આ એકસોસત્યાશીમા સર્ગમા સર્વ વસ્તુઓના સ્વભાવ વિષે અને એક ચોક્કસ નિયમ વિષે વર્ણન આવશે; તથા જીવભાવની પ્રાપ્તિ થવાના હેતુઓની ઉત્પત્તિ અને બ્રહ્મની શુદ્ધતા વર્ણવવામાં આવશે.

પદાર્થો એકરૂપે થઈ રહે છે. સ્વભાવનું તત્ત્વ જાણનાર વિશાળ બુદ્ધિવાળા વિવેકી પુરુષો આ એકરૂપ રહેવાને 'સ્વભાવ' નામથી ઓળખે છે.[૧૪] સર્વમાં અનુસ્યૂત એવું જીવનું ચિત્સ્વરૂપ જ સ્વભાવરૂપ છે. તે જ પ્રમાણે એક જ અગ્નિ આદિ વસ્તુ દેશકાળના ભેદ વડે અનેકરૂપ થઈ રહે છે, છતાં પણ પોતાના મૂળસ્વરૂપને છોડતી નથી. તે તો સર્વ ઉષ્ણ વસ્તુમાં અનુસ્યૂત એવા ઉષ્ણ પ્રકાશના રૂપને ધારણ કરે છે. આને જ સ્વભાવ કહેવામાં આવે છે. આ જ પ્રમાણે એ એક જ ચિન્માત્રવસ્તુ સેંકડો પદાર્થોરૂપ થઈ રહી છે.[૧૫] ચિદાકાશરૂપ જીવની અંદર જે જે વૃત્તિઓના સ્ફુરણ જેવું ભાસે છે, તે તે વૃત્તિઓનું મૂળ અધિષ્ઠાન એ ચેતનતત્ત્વ જ છે; અને તેની જેવા સ્વભાવની કલ્પના કરવામાં આવી છે, તેવો જ તેનો સ્વભાવ બંધાઈ રહ્યો છે.[૧૬] સ્વપ્નની પેઠે જ જાગ્રતમાં પણ પ્રતીતિમાં આવી પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ એ સર્વ વસ્તુ ચિદ્રૂપ છે અને તેઓ પોતાથી થતાં એવાં અનેક કાર્યોની ખાણરૂપ છે. વળી, શબલબ્રહ્મ તેમના ખજાના કે ખાણરૂપ છે.[૧૭] હે મહારાજ! તેમાં સાવયવ કઠિન ભાગનો મોટો ખજાનો આ ભૂપીઠ છે અને તે રાજાની પેઠે સર્વ મનુષ્યસમૂહના આધારરૂપ ગણાય છે.[૧૮] જળનો મુખ્ય ખજાનો મહાસાગર છે, તેજનો મુખ્ય ખજાનો સૂર્યનારાયણ છે, ચપળતાનો મુખ્ય ખજાનો વાયુ છે અને શૂન્યતાનો મુખ્ય ખજાનો આકાશ છે. આ પાંચે મહાભૂતો આ જગતની અંદર વ્યાપ્ત થઈ રહેલ છે.[૧૯] આમ, પંચમહાભૂતો બ્રહ્મના એક વિલાસરૂપ જ છે અને તે સર્વ ભૂતોના ખજાનારૂપ બ્રહ્મનુ સ્ફુરણ જ છે; તેથી એ પાંચે મહાભૂતોની અંદર વ્યાપ્ત થઈ રહેલો તેનો સ્વભાવ બ્રહ્મસત્તાથી કાંઈ ભિન્ન નથી. હવે, 'સૂર્ય ઉગ્ર કાન્તિવાળા કેમ છે?' ઇત્યાદિ પ્રશ્નોનું પણ ...ાન થઈ જાય છે. કેમકે તેમ થવામાં હેતુરૂપ સ્વભાવ જ મનાય છે અને તે સર્વાનુગત બ્રહ્મસત્તાથી કાંઈ જુદો નથી.[૨૦] સર્વજ્ઞ શબલબ્રહ્મ ચિદાકાશરૂપ કહેવાય છે. તે સર્વવ્યાપી તથા સર્વરૂપ છે, તેથી તે સર્વત્ર પોતાના પ્રકાશરૂપ મહિમા વડે સર્વ વિવેકી વિદ્વાનોને સ્વભાવરૂપે અને નિયતિરૂપે અનુભવમાં આવે છે.[૨૧] હિરણ્યગર્ભ બ્રહ્મના એક બાળકરૂપ છે. તે પોતાના સ્વરૂપભૂત ચૈતન્યના સ્ફુરણરૂપી અને ચિદાકાશરૂપ રેશમી વસ્ત્ર વડે ઢંકાયેલી આ 'પૃથ્વી' નામની રચનાને પોતાની અંદર વિસ્તારી દે છે.[૨૨] જ્યારે એ સર્વજ્ઞ શબલ (માયાયુક્ત) બ્રહ્મ, બ્રહ્મા સહિત આ સર્વ સ્થૂલ–સૂક્ષ્મ પ્રપંચને પોતાની અંદર લીન કરી દે છે, ત્યારે હિરણ્યગર્ભના એક અવયવરૂપ સૂર્ય આદિનું ભ્રમણ સ્વભાવવાળું રૂપ દેખાતું નથી; કેમકે તે સંહાર કરનાર પરમપુરુષ જ થઈ જાય છે.[૨૩] કરોળિયો જેમ સંકલ્પપૂર્વક પોતાના ઘરને બાંધે છે, તેમ વિધાતા પણ પોતાના સંકલ્પમાત્રથી જ ગ્રહનક્ષત્ર આદિનું આશ્રયભૂત એવું શિશુમારચક્ર રચે જ છે. દક્ષિણાયન અને ઉત્તરાયણ માર્ગમાં ફરનારા સૂર્યરૂપી નિમિત્ત વડે તે જ દિવસોના લાંબાપણામાં અને ટૂંકાપણામાં હેતુરૂપ થાય છે. આ સર્વ બ્રહ્મનો જ એક વિવર્ત છે અને ચિદાકાશ જ દૃશ્યના જેવું ભાસે છે.[૨૪] એ જ્યોતિશ્ચક્રમાં કેટલાએક પદાર્થો વિશેષ પ્રકાશવાળા છે, કેટલાક થોડા પ્રકાશવાળા છે અને કેટલાક પ્રકાશરહિત છે. આમ, બ્રહ્મની અંદર વિચિત્ર પ્રકારના પદાર્થો રહેલા છે.[૨૫] વિવેકી તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં આ પદાર્થોના સમૂહ ઉત્પન્ન પણ નથી થયા અને દેખાતા પણ નથી; પણ ચિદાકાશરૂપ આત્મા જ સ્વપ્નદૃશ્યની પેઠે ઉત્પન્ન નહિ થયા છતાં દૃશ્યરૂપે ઉત્પન્ન થયા જેવો ભાસે છે.[૨૬] આત્મા ચિન્માત્ર છે, તે જ ચિદ્રૂપે સર્વેશ્વર છે અને તે જ તમે, હું ઇત્યાદિ સર્વરૂપ દૃશ્યને આકારે પ્રત્યક્ષરૂપે ભાસે છે. દેહનો નાશ થતાં જાણે તેનો પણ નાશ થતો હોય તેવું

જણાય છે; પણ વસ્તુતાએ જોતાં તેનો ભાસ પણ થતો નથી અને તેનો નાશ પણ થતો નથી.[૨૭] ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર સ્વપ્નસૃષ્ટિની પેઠે જાગ્રતમાં પણ અનુભવમાં આવે છે; તો પછી આ જગતનું ચિદાકાશ વિના બીજું શું પારમાર્થિક સ્વરૂપ હોય![૨૮] જે વસ્તુ જેવે સ્વરૂપે અને જેવે પ્રકારે બ્રહ્મસત્તા વડે સ્ફુરે છે, તે વસ્તુ બ્રહ્મસત્તાના બળથી જ્યાં સુધી નિયમિતરૂપે પ્રતીતિમાં આવે છે, ત્યાં સુધી તેને જ (તેની અંદર રહેનાર નિયામક ચિત્સત્તાના અંશને જ) 'નિયતિ' તથા 'સ્વભાવ' આદિ શબ્દ વડે ઓળખવામાં આવે છે. ફોતરાંવાળાં ધાન્યની અંદર અપ્રકટરૂપે રહેલ અંકુરશક્તિની પેઠે, તે બ્રહ્મસત્તા પ્રથમ ઉત્પન્ન થનાર પોતાના આકાશરૂપ અંગની અંદર શબ્દતન્માત્રાના જેવી સ્થિતિ વડે અપ્રકટરૂપે રહે છે.[૨૯,૩૦] પછી તેના વડે જ આ દૃશ્યરચના ઉત્પન્ન થાય છે. આવા પ્રકારની કલ્પના અવિવેકીઓને તત્ત્વબોધ થવા માટે (શ્રુતિ–સ્મૃતિ આદિએ) કરેલ છે, પરંતુ તેનું તાત્ત્વિકપણું બતાવવાને માટે નથી; બાકી મૂર્ખોની કરેલ કલ્પના વૃથા જ છે.[૩૧] કોઈ દેશકાળમાં આ કશું ઉત્પન્ન પણ થતું નથી અને કશાનો નાશ પણ થતો નથી; પરંતુ શિલાના ગર્ભની પેઠે તે શાંત એકરસમય બ્રહ્મરૂપ છે અને બ્રહ્મસત્તારૂપે તે સત્ય છતાં પોતાના આરોપિત સ્વરૂપથી અસત્ય છે.[૩૨] જેમ સદૈવ એક અવયવીની અંદર રહેનારા તેના અવયવના પરમાણુઓ અસ્તને કે ઉદયને પ્રાપ્ત થતા નથી, તેમ આત્મપદમાં રહેનાર જગતના સંબંધમાં સમજવાનું છે.[૩૩] આકાશ જેમ પોતાના સ્વરૂપમાં રહે છે, તેમ આ જગતરૂપ આકાશ ચિદાકાશની અંદર રહેલ છે. તો એ શુદ્ધ ચિદાકાશનો અસ્ત કિંવા ઉદય કેવો હોય? અનંત, સ્વયંપ્રકાશ અને આત્મરૂપ એવા સર્વવ્યાપી ચિદ્રૂપ મણિની સત્તા સ્વાભાવિક રીતે જ વિવર્તરૂપે થઈ રહે છે. તે જ પોતાની મેળે જાણે દૃશ્યભાવને ધારણ કરી રહ્યું હોય, તેવું થઈ જાય છે. તેનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાયાથી તર્ક અને અવિચારની સ્ફૂર્તિ થાય છે. ભાવી પદાર્થોના નામરૂપની કલ્પના કરતાં તેની અંદર કોઈક રૂપની કલ્પના થાય છે. પરંતુ તે ચિદાત્મા પોતે તો આકાશથી પણ સૂક્ષ્મ છે, શુદ્ધ છે, સર્વવ્યાપી છે અને ભાવી પદાર્થનો ઉદ્બોધ કરનાર છે.[૩૪–૩૭] જ્યારે એ પરમસત્તા જડ પદાર્થને પણ ચેતનરૂપ બનાવી દે છે, ત્યારે તે કાંઈક અનુભવમાં આવે છે અને તેથી તે 'ચિત્' એવા નામને યોગ્ય થાય છે.[૩૮] ત્યાર પછી ઘાટા અધ્યાસને લીધે તે ભાવી એવાં 'જીવ' આદિ નામોને ધારણ કરી લે છે, પણ આ પોતાની એક કલ્પના જ છે; છેવટે તો જ્ઞાન થયા બાદ તે સર્વ પરમપદરૂપ છે.[૩૯] તે જ્યારે 'જીવ' એવા નામને ધારણ કરે છે, ત્યારે તેની અંદર ચિદાકાશનું આચ્છાદન કરનારી અવિદ્યા રહેલ હોય છે આથી, તેનું ખરું સ્વરૂપ જાણી શકાતું નથી. પરંતુ જ્ઞાનનો ઉદય થતાં તે અતિશુદ્ધ પરબ્રહ્મ સાથે એકતાને પામે છે.[૪૦] અજ્ઞાનના આવરણવાળી દશામાં, જીવ પોતાના આત્માના તાદાત્મ્યના અધ્યાસની એક ભાવનામાત્રથી ખડા થઈ ગયેલ દેહ–ઇન્દ્રિય આદિ વડે સંસારને પ્રાપ્ત થાય છે અને સ્વરૂપના વિસ્મરણથી થનારાં અનેક ગ્લાનિકારક કર્મો કરે છે.[૪૧] આત્મસત્તા વસ્તુતાએ શૂન્યરૂપ છે. તે શબ્દ આદિ ગુણને ધારણ કરીને સવિકલ્પ ભાવના વડે યુક્ત બને છે અને ભાવી એવા આકાશ આદિ પંચમહાભૂતોના નિદાનરૂપ તથા સૂક્ષ્મ ભૂતરૂપ બની જાય છે.[૪૨] પછી (લિંગદેહની યોજના કરનાર પ્રાણક્રિયા વડે જોડાયેલ) કાળસત્તાની સાથે અહંતાનો ઉદય થાય છે. અહંતા અને કાળસત્તા એ બેજ જગતની સ્થિતિનું મુખ્ય બીજ છે અને ભાવી એવા સર્વ નામ–રૂપને ધારણ કરી રહેલ છે.[૪૩] ચૈતન્યશક્તિ સર્વથી [illegible] છે અને આ જગતના તેના એક સંકલ્પરૂપ જ છે. તે જ

મિથ્યા છે, તો પણ ચિત્સત્તાના બળથી સત્ય જેવાં દેખાય છે.[૪૪] એ પ્રકારે તે ચૈતન્યજ સંકલ્પરૂપી વૃક્ષોના બીજરૂપ છે અને તે પોતાની અંદર અહંતાની ભાવના કરે છે. આથી તે ક્ષણવારમાં અહંતારૂપ થઈ જાય છે.[૪૫] જળ જેમ તરંગરૂપે જળની અંદર ભ્રમણ કર્યા કરે છે, તેમ એ જ ચેતનસત્તા શબલબ્રહ્મની અંદર ભાવ–અભાવ આદિ રૂપે ડુબી જાય છે તથા ભમ્યા કરે છે. આમ તે 'જીવ' નામને ધારણ કરે છે.[૪૬] એવી રીતે ભાવનાવાળુ એ ચિદાકાશ આકાશતન્માત્રની ભાવનાને પોતાની મેળે જ ઘટ્ટ બનાવે છે અને ધીમે ધીમે આકાશને ઉત્પન્ન કરે છે.[૪૭] તેજ ભાવી નામરૂપનું મૂળસ્વરૂપ છે અને શબ્દસમૂહરૂપી વૃક્ષનું બીજ છે. પદ, વાકય અને પ્રમાણ વડે યુક્ત એવા વેદ અને તેનો અર્થ એ સર્વ તેનો જ વિલાસ છે.[૪૮] એ શબ્દતત્ત્વમાંથી જ આ જગતની સર્વ શોભા ખડી થાય છે અને તેજ શબ્દસમૂહથી થતા અનેક અર્થસમૂહના પરિણામને વિસ્તારનાર છે.[૪૯] એવા વિચિત્ર સંકલ્પયુક્ત વ્યવસાયવાળા વિરાટ ચૈતન્યને 'જીવ' (સમષ્ટિજીવ) શબ્દ વડે કહેવામાં આવે છે; અને તે પોતેજ ભાવી એવા અનેક નામ–રૂપના સમૂહસાથે જનસમૂહરૂપી વૃક્ષના બીજરૂપ છે. આકાશ ચૌદ લોકના સર્વ પ્રાણીઓના સમૂહથી વ્યાપ્ત છે. તે સર્વ પ્રાણીઓ એ સમષ્ટિજીવથી જ પ્રસરે છે. સર્વ જગતને તે પોતાના ગર્ભની અંદર ધારણ કરી રહેલ છે અને શ્રોત્ર આદિ ઇન્દ્રિયસમૂહ પણ તેનાથીજ પ્રસાર પામે છે. આત્મચૈતન્ય જીવભાવને પ્રાપ્ત થાય છે, છતાં પણ તે શબ્દવ્યવહારથી અને શરીર આદિના વ્યવહારથી રહિત છે. તે પછીથી તે કાકતાલીયની પેઠે નીચે પ્રમાણે ચેતનસત્તાના બળથી કલ્પી લે છે.[૫૦–૫૨] સર્વભૂતોની જે ક્રિયાશક્તિ પવનસ્કંધરૂપ છે, તેમજ જે ત્વચા વડે અનુભવાતા સ્પર્શરૂપી વૃક્ષના એક બીજરૂપ છે, તે તેમાંથી પ્રસરે છે.[૫૩] વળી તેની અંદર ચિદ્વિલાસને જે પ્રકાશનો અનુભવ થાય છે, તે રૂપતન્માત્ર છે; અને તે ભાવી એવા પોતાના નામ–રૂપને ધારણ કરી રહેલ છે.[૫૪] આ પ્રકાશરૂપ ચેતનસત્તા જ તેજરૂપ છે અને એ તેજ કાંઈ બીજા વડે બનેલ નથી. આવી જ રીતે સ્પર્શનો અનુભવ કરનાર ચેતન જ સ્પર્શરૂપ છે, બાકી સ્પર્શ કાંઈ બીજી વસ્તુ નથી.[૫૫] જેમ આકાશ પોતા વડે જ પોતાના સ્વરૂપની અંદર અવકાશનો આશ્રય કરી સ્થિર રહે છે, તેમ શબ્દનો અનુભવ કરનાર ચિદાત્મા જ પોતે શબ્દરૂપે થઈ તેવે રૂપે અનુભવમાં આવે છે. વળી શબ્દગ્રાહક પણ તેજ છે, બીજું કાંઈ નથી[૫૬] કેમકે તે અવસ્થામાં (સૃષ્ટિના આરંભકાળમાં સમષ્ટિજીવની અંદર) બીજો કોણ શબ્દનું ગ્રહણ કરનાર હોય? જેમ સૃષ્ટિના આદિકાળમાં સમષ્ટિ જીવમાં ઇતરની કલ્પના ન હતી, તેમ હમણાં આજે પણ (વ્યષ્ટિમાં) તે નથી; કેમકે દ્વિત્વ–એકત્વ આદિનો અત્યંત અસંભવ છે.[૫૭] એવી જ રીતે રસતન્માત્ર અને ગંધતન્માત્ર વિષે સમજી લેવાનું છે. વસ્તુનાએ તે સાવ અસત્ય છતાં સ્વપ્નની પેઠે (જાગ્રતમાં) સત્યરૂપે પ્રતીતિમાં આવે છે.[૫૮] તેજ સૂર્ય આદિના પ્રકાશ વડે જ આલોકરૂપી (પ્રકાશ કરવારૂપી) વૃક્ષના એક બીજરૂપ છે. તે અને તેમાંથી રૂપના ભેદથી સંસાર પ્રસરે છે.[૫૯] આકાશના જેવા નિર્વિકાર અને ભાવી એવા અનેક નામને ધારણ કરનાર એ તત્ત્વમાંથી પોતાની મેળેજ રસતન્માત્ર ઉત્પન્ન થાય છે. તે અન્ન–પાન વગેરેના સમુદાયના માધુર્ય આદિના અનુભવરૂપ કહેવાય છે.[૬૦] જીવજ ભાવી એવાં રૂપો તથા નામોના સંકલ્પોને ધારણ કરનાર આ સર્વ કાર્ય–કારણના સમૂહરૂપ છે, અને તે પોતે સંકલ્પ વડે ગંધતન્માત્રને પણ ઉત્પન્ન કરે છે.[૬૧] ભૂગોળ તેમાંથીજ ઉત્પન્ન થાય છે, તેથી તે આકારરૂપી વૃક્ષના બીજરૂપ છે અને સર્વના આધાર તથા આત્મારૂપ છે.

તેના વડે જ સર્વ સંસાર પ્રસરે છે.[૬૨] એવી રીતે પંચતન્માત્રનો સમૂહ વસ્તુતાએ ઉત્પન્ન નહિ થયા છતાં ઉત્પન્ન થઈ ગયો છે અને કલ્પનાના જ બળથી નિરાકાર છતાં સાકાર થઈ રહ્યો છે.[૬૩] એ પંચતન્માત્રનો સમૂહ કાકતાલીયની પેઠે પોતે જે પ્રદેશ વડે રૂપને અનુભવે છે, તે ચક્ષુ કહેવાય છે.[૬૪] વળી જે પ્રદેશ વડે તે શબ્દને અનુભવે છે, તે શ્રોત્ર કહેવાય છે અને જે પ્રદેશ વડે સ્પર્શને અનુભવે છે તે ત્વચાઇન્દ્રિય કહેવાય છે.[૬૫] જે પ્રદેશ વડે તે રસનો અનુભવ કરે છે, તે રસનાઇન્દ્રિય કહેવાય છે અને જે પ્રદેશ વડે તે ગંધને અનુભવે છે, તે ઘ્રાણેન્દ્રિય કહેવાય છે. એક નિયમિત આકૃતિને ધારણ કરી રહેલ જીવ દિશા–કાળ આદિના ભેદને કલ્પી લે છે અને (વ્યષ્ટિભાવને લીધે) સાર્વાત્મ્ય ભાવના અભાવથી સર્વ અંગથી સર્વને જાણી શકતો નથી.[૬૬,૬૭] એવી રીતે અનંત એવી સંસાર સંબંધી કલ્પના પ્રત્યેક જીવમાં આત્માની અંદર જ રહેલ છે. તે અનુમાન વડે અનુભવાય છે. અનંતપણાથી તે વર્ણવી શકાય તેમ નથી. તે આત્મારૂપ જ છે અને આત્માથી જુદી નથી. પરમાર્થદૃષ્ટિ વડે જોતાં તે ઉદયને અથવા અસ્તને પ્રાપ્ત થતી નથી, પરંતુ શિલાના અંદરના ગર્ભની પેઠે તે એક આનંદઘન નિર્વ્યાપારપણે રહેલ છે.[૬૮]

इति कलनमनन्तमात्मनोऽन्तर्गतमनुमेयमनन्यदात्मभूतम्। न तदुदयमुपैति नास्तमेति स्थितमुपलोदरवद्घनं सुमौनम् ॥६८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જીવત્વસંસ્તિપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૮૭ મો સમાપ્ત**



## સર્ગ ૧૮૮ મો×

### જીવના સ્વરૂપનું વર્ણન

॥ वसिष्ठ उवाच ॥

आदिमत्वमिदं प्रोक्तमेतस्य कलनस्य यत्।
परस्मादद्वितीयं तत्त्वद्बोधाय न वास्तवम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા:–આ જીવ ચિદાભાસરૂપ જ છે. તેનું જે કાંઈ આદિમત્વ (ઉત્પત્તિ) બતાવેલ છે, તે તમને બોધ થવા માટે છે, બાકી વાસ્તવિક નથી. કેમકે તે પરબ્રહ્મથી અભિન્ન છે.[૧] એ ચિદાભાસ કિંવા જીવ બ્રહ્મનો એક ઉપાધિયુક્ત અવયવ જ છે અને તે અકૃત્રિમ છે. એ ચિદાભાસ દૃશ્યને દ્રષ્ટારૂપે અનુભવતાં 'જીવ' શબ્દ વડે કહેવાય છે. હે રામ! ચિદ્રૂપ છતાં દૃશ્યપરાયણ થઈ રહેનાર આ જીવનાં અનેક વિચિત્ર નામો છે, તે તમે સાંભળો. તે મુખ્ય પ્રાણને તથા કર્મેન્દ્રિયોને ધારણ કરે છે અને જ્ઞાનેન્દ્રિયને પણ ધારણ કરે છે, તેથી તે 'જીવ' શબ્દ વડે કહેવામાં આવે છે. દૃશ્યને સંકલ્પ દ્વારા અનુભવવાથી તે 'ચિત્ત' શબ્દ વડે પણ ઓળખાય છે.[૨–૪] અમુક વસ્તુ અમુક પ્રકારની જ છે, એવો સ્પષ્ટ બોધ એનાથી જ થાય છે, તેથી તે 'બુદ્ધિ' શબ્દ વડે પણ અહીં બોલાય છે સંકલ્પ કરવાથી અને મનનનો જ્ઞાતા હોવાથી તે 'મન' એવા નામથી પણ ઓળખાય છે.[૫] 'હું છું' એવી પ્રતીતિ ઉત્પન્ન કરવાથી તે 'અહંકાર' શબ્દથી પણ ઓળખવામાં આવે છે. શાસ્ત્રને વિચારનારા વિવેકી પુરુષો ચિદ્રૂપ આત્મા કે જે પરમાર્થરૂપ છે, તેને જ મુખ્યત્વે 'ચિત્ત' શબ્દ વડે બોલે છે.[૬] તેજ જીવ પ્રૌઢ એવા સંકલ્પસમૂહના સંયોગથી 'પુર્યષ્ટક' પણ કહેવાય છે. સૃષ્ટિના આરંભકાળમાં પ્રથમ તે જ હોય છે, તેથી તેને 'પ્રકૃતિ' શબ્દથી પણ ઓળખવામાં આવે છે.

× આ એકસોઅઠ્યાશીમા સર્ગમાં જીવ બ્રહ્મરૂપ છે, તેની ઉત્પત્તિ લિંગદેહની ભ્રાંતિથી થઈ એમ કહેવાય છે, એ વાત સ્પષ્ટપણે બતાવવામાં આવશે.

બોધ થતાં તેનું ઉપાધિમયરૂપ દેખાતું નથી, તેથી વિદ્વાનો તેને 'અવિદ્યા' શબ્દથી ઓળખે છે. આવાં આવાં જીવનાં નામો તમને કહ્યાં.[૭-૮] આ નિરાકાર અને નિર્વિકાર જીવને પંડિતો આતિવાહિક દેહના નામથી કહે છે અને તે લિંગશરીરરૂપી ઉપાધિને યોગે આદિ–અંતયુક્ત બોલાય છે.[૯] એવી રીતે આ ત્રણે લોકની ભ્રાંતિ સ્વપ્નનગરની પેઠે અને સંકલ્પનગરની પેઠે ભાસ્યા કરે છે. તે ભોગ તથા મોક્ષરૂપ અર્થને આપનાર છે તે છતાં નિઃસ્વરૂપ છે, શૂન્ય છે અને નિરાકાર છે.[૧૦] હે નરશ્રેષ્ઠ! આતિવાહિક દેહ જ ચિદાકાશરૂપ છતાં લિંગદેહરૂપ કહેવામાં આવે છે. વસ્તુતાએ જોતાં તે આકાશથી પણ શૂન્ય છે.[૧૧] એ લિંગશરીર અથવા આતિવાહિક દેહ મોક્ષ થતાં સુધી કાયમ જ રહે છે અને તેનો અસ્ત–ઉદય થતો નથી. ચૌદ લોકનાં સર્વ પ્રાણીઓની સૃષ્ટિનો અંકુર ચિત્તરૂપી ભૂમિમાં જ ફૂટે છે.[૧૨] તેની અંદર કાળની વ્યવસ્થાને અનુસરી ફળની પેઠે લાખો સંસારો ઉત્પન્ન થઈ ગયેલ છે, ઉત્પન્ન થશે અને હાલ પણ વિદ્યમાન જ છે.[૧૩] અરીસો જેમ પ્રતિબિંબને ધારણ કરે છે, તેમ આ ચિત્તરૂપી દેહ અંદર અને બહાર અનેક જગતોને ધારણ કરે છે; આમ છતાં તે આકાશની પેઠે શૂન્ય જ છે.[૧૪] મહાકલ્પને અંતે સર્વનો નાશ થઈ જાય છે. તે પછી મહાશૂન્ય, પ્રૌઢ, બ્રહ્મરૂપ અને નિર્વિકાર એવા ચિદાકાશની અંદર ચિત્સ્વરૂપનું આવરણ કરનાર અજ્ઞાન થાય છે. એ ચિદાકાશના સ્વરૂપનું જ ભાન આ વર્ણવેલ ક્રમ પ્રમાણે આતિવાહિક દેહને રૂપે ભાસે છે.[૧૫-૧૬] જીવ જ પોતે આતિવાહિક દેહરૂપ છે અને તેને જગતનો પ્રકાશ અનુભવમાં આવે છે; આમ તેને અનુભવમાં આવતો એકાદ ભાગ 'બ્રહ્મા' નામથી ઓળખાય છે અને કોઈએક ભાગ 'વિરાટ' શબ્દ વડે ઓળખાય છે. એવો કોઈએક ભાગ 'સનાતન' નામથી ઓળખાય છે, કોઈક ભાગ 'નારાયણ'-થી ઓળખાય છે, કોઈએક ભાગ 'ઈશ' નામથી પ્રખ્યાત છે અને કોઈ ભાગ 'પ્રજાપતિ' શબ્દ વડે બોલાય છે.[૧૮] જીવને જે ભાગમાં પોતાની પાંચ ઇન્દ્રિયોનું ભાન થાય છે, તે ભાગમાં તે પ્રમાણે તે તેને રહેલ ભાસે છે.[૧૯] એવી રીતે આ અત્યંત પ્રસરી રહેલી દશ્યની ભ્રાંતિ સિદ્ધરૂપે પ્રતીતિમાં આવે છે, છતાં તેમાં કશું પણ થયું નથી; કેમકે વિસ્તીર્ણ આત્મતત્ત્વ સર્વ દશ્યથી રહિત છે.[૨૦] આત્મતત્ત્વરૂપ પરબ્રહ્મ અનાદિ છે અને તેનો આવિર્ભાવ કે તિરોભાવ થતો નથી; કેમકે તે જ પોતે સ્વરૂપનો સાક્ષાત્કાર ન હોવાથી સત્–અસત્ આકારે થઈ રહેલ છે.[૨૧] જેમ સ્ત્રીનું જ અહર્નિશ ચિંતન કરનાર પુરુષને સ્વપ્નસ્ત્રી પુષ્પપણે પ્રતીતિમાં આવે છે, તેમ આતિવાહિક દેહને પોતાના અનુભવને લીધે આ સર્વ પ્રપંચ પુષ્ટરૂપે પ્રતીતિમાં આવે છે.[૨૨] જેમ સ્વપ્નમાં અને સંકલ્પમાં પોતાના સ્વપ્ન આદિના દેહનો અને જગતનો મિથ્યા અનુભવ થાય છે, તેમ ઘટનો આકાર પણ શૂન્ય છતાં અને નિરાકાર છતાં પ્રતીતિમાં આવે છે.[૨૩] ચિદાકાશની અંદર, સ્વપ્નમાં દેખાતી સ્વપ્નવસ્તુની પેઠે આ સર્વ દશ્યપ્રપંચ અતિશય કાર્ય સાધી આપનાર પણ થાય છે. તે આકાશરૂપ છે, છતાં કઠિન પાર્થિવ આદિ પદાર્થની પેઠે તે સાકાર ભાસે છે.[૨૪] એ આતિવાહિક દેહ પોતે નિરાકાર છે, શૂન્ય છે અને સ્વપ્નના જેવો આભાસરૂપ તથા મિથ્યા છે, છતાં તેનો ક્રમથી નીચે પ્રમાણે અનુભવ થાય છે.[૨૫] એ આતિવાહિક દેહરૂપ જીવ અસ્થિઓના સમૂહ વડે સ્થૂલ બરડો, રુંવાટાં, શિરાઓ અને સ્નાયુઓ ઇત્યાદિ આકારે થઈ રહેલા સ્થૂલશરીરને કલ્પી લે છે.[૨૬] પછી દેશ–કાળના ક્રમ વડે થતા શબ્દ આદિ વિષયોના ભોગને માટે તે જન્મ, કર્મ, ચેષ્ટા, સ્થાન, પરિણામ અને વયની સ્થિતિને કલ્પી લે છે; તેમજ દેહની અંદર જન્મના ભ્રમને પણ તે અનુભવે છે.[૨૭] વળી જરા–મરણ–ગુણ–

દ્વેષ આદિની કલ્પના, દશ દિશાઓનાં મંડળોમાં પોતાનું ભ્રમણ, જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતાનો ભાવ, તેમ જ સર્વ વસ્તુઓના આદિ, અંત અને મધ્ય, એ સર્વને તે પોતે કલ્પી લે છે.[૨૮] આમ આતિવાહિક દેહરૂપ બની ગયેલ પુરાતન પુરુષ પોતે જ કલ્પી લીધેલા વ્યષ્ટિ-સમષ્ટિના સ્થૂલશરીરને લીધે પૃથ્વી, જળ, આકાશ, સૂર્ય, જનસમાજ, વ્યવહાર, નગર અને શિખર ઇત્યાદિરૂપ બની જાય છે. પછી, તે પૃથ્વી આદિ પોતાના આધારરૂપ છે અને પોતે તેના આધેયરૂપ છે, એવા ભ્રાંતિરૂપ સંસારસ્વપ્નને દેખે છે.[૨૯]

क्षितिजलगगनदिवाकरजनताव्यवहारनगर शिखरात्मा । स्वाधाराधेयमयं पश्यति वपुषः पुरातनः पुरुषः ॥ २९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'જીવરૂપવર્ણન' એ નામનો સર્ગ ૧૮૮ મો સમાપ્ત

## सर्ग १८९ मो×

### બ્રહ્મ સત્ય અને જગત અસત્ય છે

॥ वसिष्ठ उवाच ॥

आतिवाहिकदेहोऽसौ तस्याद्यस्य प्रजापतेः । काकतालीयवच्चिच्चाद्यथेत्यादि चेतति ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–તે આદિપ્રજાપતિનો આતિવાહિક દેહ ચેતનપણાથી પોતાના સત્યસંકલ્પથી જ વસ્તુ જેવા પ્રકારે કલ્પે છે, તે કાકતાલીયની પેઠે તેવા પ્રકારે થઈ જાય છે. આથી આ ખેદકારક જગતનો ભ્રમ ભાસે છે. તો આ અસત્ય વિષયમાં શું આશ્ચર્ય પામવાનું છે? આ વિસ્તરી રહેલી દ્રષ્ટા, દર્શન અને દૃશ્યરૂપી ત્રિપુટી અસત્ય છે, અથવા તો સર્વાત્મભાવથી સત્ય બ્રહ્મરૂપ જ છે.[૧-૩]

રામ બોલ્યાઃ–એ આદિપ્રજાપતિના આતિવાહિક દેહનો જ આ સર્વ વિલાસ હોય અને માત્ર ભ્રાંતિદર્શન હોય, તો તે કઠિન ભાવને કેમ પ્રાપ્ત થઈ જાય છે? વળી, સ્વપ્નનું સત્યપણું કેમ ધરે?[૪]

વસિષ્ઠ બોલ્યાઃ–આ સર્વ આદિપ્રજાપતિના આતિવાહિક દેહના વિલાસરૂપ અને ભ્રાંતિમાત્ર છે અને તે પોતાની મેળે જ સદા અનુભવમાં આવે છે. નિરંતર એ ભ્રાંતિનો અભ્યાસ પડી જવાથી તે પુષ્ટ (કઠિન આદિરૂપ) થઈ રહ્યા જેવી ભાસે છે.[૫] જેમ ઘણા લાંબા સમયના અનુભવથી સ્વપ્નનું પુષ્ટપણું થઈ જાય છે, તો તે જાણે અતિ સત્ય હોય તેવું જણાય છે, તેમ પોતાના આતિવાહિકપણા વિષે પણ સમજવાનું છે.[૬] આતિવાહિક દેહને ઘણા લાંબા સમય સુધી પોતાનો અનુભવ ઉદિત થાય છે, એટલે તેને ઝાંઝવાના જળની પેઠે, તેમાં આધિભૌતિકપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. જો કે આ જગત સત્યના જેવી પ્રતીતિ આપે છે, તો પણ તે સ્વપ્નભ્રમના જેવું છે તથા ઝાંઝવાના જળની પેઠે ભ્રાંતિરૂપે રહ્યું છે. વળી તે અસત્ય છતાં ભાસ્યા કરે છે.[૭-૮] સર્વ વસ્તુ આતિવાહિક દેહરૂપ (મનોમય) છે, છતાં અવિવેકી પુરુષો તેમાં મિથ્યા એવા આધિભૌતિક (સ્થૂલ) ભાવને સત્યની પેઠે (આસક્તિને લીધે) સ્વીકારી લે છે. 'અમુક હું છું, અમુક મારું છે, આ પર્વતો છે, આ આકાશ છે અને આ દિશાઓ છે,' એ મિથ્યા ભ્રમ છે; પ્રકાશવાળા સ્વપ્નશૈલની પેઠે તે મિથ્યા જ ભાસ્યા કરે છે.[૯,૧૦] સર્વના આદિરૂપ એવા વિધાતાનો આ આતિવાહિક દેહ ભાવનાને લીધે આધિભૌતિકતાને ધારણ કરી લે છે અને પછી પૃથ્વી આદિ કઠિન આકારને ધારણ કરે છે.[૧૧] 'હું બ્રહ્મરૂપ છું' એવા પોતાના ચિદ્રૂપભાવને છોડી દઈ, ચિદાકાશ 'હું અમુક મનુષ્ય આદિ દેહરૂપ છું અને અમુક પૃથ્વી આદિ

× આ એકસોનેવ્યાશીના સર્ગમાં આતિવાહિક દેહરૂપ થઈ રહેલ પ્રજાપતિના મનોરથરૂપ એવા આ જગતની અંદર કેવી રીતે આધિભૌતિકપણાની ભ્રાંતિ થાય છે, તે વિષે વર્ણન કરવામાં આવશે.

મારા આધારરૂપ છે,' એવી ભાવનાને બાંધી બેસે છે.[૧૨] આમ અસત્યમાં સત્યબુદ્ધિ થવાથી તે જીવ ભાવનાના બળથી બંધાઈ જાય છે અને અનેક ભાવનાઓ કરતાં નાના પ્રકારના ભાવને અનુસરે છે. પ્રથમ તો તે આદિજીવ વૈદિક અને લૌકિક એવા શબ્દોને સર્જે છે. પછી તે સંકેત, સંજ્ઞાઓ તથા ચેષ્ટાઓને ઉત્પન્ન કરે છે. ૐકાર-પૂર્વક તે વેદોને અને શબ્દસમૂહોને પ્રકટ કરે છે.[૧૩,૧૪] તે વડે જ તે ચોતરફના વ્યવહારને કલ્પી લે છે. મન જે કલ્પના કરે છે, તેને તે પ્રમાણે જ તે અનુભવે છે.[૧૫] જે જેની અંદર આસક્ત હોય, તે તેને કેમ ન દેખે? એ પ્રમાણે આ જગતની ભ્રાંતિ અસત્ય છે, છતાં તે પ્રૌઢરૂપે પ્રતીતિમાં આવે છે.[૧૬] બ્રહ્માથી માંડી ઠેઠ મસલાં સુધી સર્વને એ ભ્રાંતિ ઘણા લાંબા કાળ સુધી રહેનાર સ્વપ્નની પેઠે અને ઇન્દ્રજાળની પેઠે મિથ્યા જ ભાસ્યા કરે છે. એવી રીતે આતિવાહિક દેહનું આધિભૌતિકપણું (કઠિનતા આદિ સ્વભાવ) ઘટી શકે છે.[૧૭] કોઈ પણ દેશ–કાળમાં કશી પણ આધિભૌતિકતા છે જ નહિ; પરંતુ આતિવાહિકપણું જ અભ્યાસને યોગે આધિભૌતિક ભાવને ધારણ કરે છે.[૧૮] સૃષ્ટિના મૂળરૂપ એવા વિધાતામાંથી જ આવો મોહ ઉત્પન્ન થયો છે, તેથી એ સૃષ્ટિરૂપ ભ્રમ, મિથ્યા છતાં અનુભવમાં આવે છે અને મહાત્મા તત્ત્વવેત્તાઓને પણ (પ્રારબ્ધક્ષય થતાં સુધી) તે પ્રતીતિમાં આવે છે.[૧૯] હે રામચંદ્રજી! ચિદેકરસ એવા બ્રહ્મને આવી દુર્દશા ક્યાં છે? અને કઠિનતા આદિ સ્થૂલભાવ પણ ક્યાં છે? આ સર્વ ભ્રાંતિ જ છે. અથવા તો બ્રહ્મ જ પોતે જગત–જીવ આદિને આકારે ભાસી રહ્યું છે.[૨૦] શાશ્વત એવા બ્રહ્મ વિના જગતનું બીજું કશું કારણ નથી. કારણ વિના કાર્ય સંભવતું નથી, એવા નિયમને લીધે તેવી કલ્પના કરવી પડે ખરી. પરંતુ નિર્વિ-શેષ બ્રહ્મની અંદર કાર્ય–કારણ આદિ ભાવનો સંભવ જ નથી. તેથી આ જગતનો આકાર ભ્રાંતિમાત્ર જ છે, સત્ય નથી.[૨૧]

न शाश्वतादन्यदिहास्ति कारणान्न कारणं तत्खलु कार्यतां विना। न कार्यता कारणतादि संभवोऽस्त्यनामये तत्किमपीदमाततम् ॥ २१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'બ્રહ્મૈકતાપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૮૯ મો સમાપ્ત**

## સર્ગ १९० मो×

### બ્રહ્મ જ જગતરૂપે ભાસે છે

॥ वसिष्ठ उवाच ॥

ज्ञानस्य ज्ञेयतापत्तिर्बंध इत्यभिधीयते। तस्यैव ज्ञेयताशांतिर्मोक्ष इत्यभिधीयते ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ**–જ્ઞાનરૂપ એવા અધિષ્ઠાન-ચૈતન્યને જ્ઞેયભાવની પ્રાપ્તિ થવી તે બંધ કહેવાય છે અને જ્ઞેયભાવની શાંતિ થઈ જઈ સ્વસ્વરૂપમાં સ્થિતિ થવી, તે મોક્ષ કહેવાય છે.[૧]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! જ્ઞાનરૂપ અધિષ્ઠાનચૈતન્યમાં કલ્પાયેલ જ્ઞેયભાવની શાંતિ શી રીતે થાય? અને ઘણા સમયથી રૂઢ થઈ રહેલી 'હું બંધાયેલ છું' એવી બુદ્ધિ પણ કેવી રીતે નિવૃત્ત થાય?[૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–શમ–દમ આદિ સાધનવાળા તથા દૃઢ અભ્યાસ વડે મેળવેલા સમ્યક્-જ્ઞાનરૂપી પ્રબોધ વડે ભ્રાંતિ ટળી જાય છે અને નિરાકાર તથા શાંત એવી પોતાના સ્વરૂપરૂપી મુક્તિનો લાભ થાય છે.[૩]

**રામ બોલ્યાઃ**–કૈવલ્ય એવો અદ્વૈતભાવ બોધને નામે કહેવાય છે; પરંતુ જે ઉત્પન્ન થતાં જીવ સર્વ બંધથી મુક્ત થઈ જાય છે, તે સમ્યક્-

× આ એકસોનેવુંમા સર્ગમાં ભૂત–ભવિષ્યની સર્વ શંકાઓનું યુક્તિ વડે ખંડન કરી, જ્ઞાનરૂપ અધિષ્ઠાનમાં કલ્પાયેલ જ્ઞેયભાવની (દશ્યની) શાંતિ, મુક્તિરૂપે પ્રતિપાદન કરવામાં આવશે.

જ્ઞાન કોને કહેવું ?[૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**-જ્ઞાન પોતે કેવળ અધિષ્ઠાનચિન્માત્ર છે. તેનો જ્ઞેયભાવ (જગત આદિ ભાવ) છે જ નહિ. પરંતુ કેવળ અવિનાશી જ્ઞાન જ છે અને તે મન-વાણીથી અગોચર છે. એવો જે અંદર બોધ થવો તેને સમ્યક્જ્ઞાન કહેવામાં આવે છે.[૫]

**રામ બોલ્યાઃ**-હે મહારાજ ! ચિદેકરસ એવા જ્ઞાનમાં વળી તેનાથી જુદો એવો જ્ઞેયભાવ કેવો હોય, તે આપ કહો. વળી જ્ઞાનશબ્દ વ્યાકરણશાસ્ત્રના નિયમ પ્રમાણે ભાવઅર્થમાં થયો છે. કે કરણઅર્થમાં ?[૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**-હે મહારાજ! બોધમાત્ર જ જ્ઞાનપદ વડે ઓળખાય છે અને તે વ્યાકરણશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે અહીં ભાવમાં જ સમજવાનો છે. પવન અને તેની ચપળતાની પેઠે જ્ઞાન અને જ્ઞેય એ બન્નેનો કશો પણ ભેદ નથી.[૭]

**રામ બોલ્યાઃ**-જો એમ જ હોય, તો પછી આ જ્ઞાન-જ્ઞેય આદિનો ભ્રમ સસલાના શિંગડા જેવો છે. તે ભૂત, ભવિષ્ય અને વર્તમાનના. વિભાગ વડે કેમ સિદ્ધરૂપે પ્રતીતિમાં આવે છે ?[૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**-અમુક બહારના પદાર્થો છે, એવી ભ્રાંતિને લીધે જ અહીં ભ્રમબુદ્ધિનો ઉદય થાય છે, એમ સમજવું. હવે વસ્તુતાએ જોઈએ તો, બહારનો અને અંદરનો કોઈ પણ પદાર્થ જ સંભવતો નથી.[૯]

**રામ બોલ્યાઃ**-હે મહારાજ ! હું, તમે ઇત્યાદિ પ્રત્યક્ષ દેખવામાં આવતી વસ્તુ અને અનુભવમાં આવતાં મનુષ્યો નથી જ, એમ કેમ કહી શકાય ? તે આપ કહો.[૧૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**-આદિસૃષ્ટિમાં જ વિરાટ આદિ કાંઈ પણ વસ્તુ ઉત્પન્ન થયેલ જ નથી. તેથી જ્ઞેયનો અસંભવ જ છે.[૧૧] (જગત વગેરેનો)

**રામ બોલ્યાઃ**-હે મહારાજ ! ભૂત, ભવિષ્ય અને વર્તમાન સમયમાં ખડી થઈ રહેનારી આ જગતની દૃષ્ટિ નિરંતર અનુભવમાં આવતાં છતાં ઉત્પન્ન જ થયેલ નથી, એમ કેમ કહી શકાય ?[૧૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**-જેમ આકાશની અંદર ભ્રાંતિને લીધે (નેત્રરોગવાળાને) મસલાં-મોવાળા આદિના જેવા આકારો પ્રતીતિમાં આવે છે, તેમ આ જગત, હું, તમે ઇત્યાદિ સર્વ ભ્રાંતિ વડે જ ભાસે છે. તે સર્વ સ્વપ્નવસ્તુની પેઠે, ઝાંઝવાનાં જળની પેઠે, બે ચંદ્રમાની ભ્રાંતિની પેઠે અને સંકલ્પિત પદાર્થની પેઠે મિથ્યા જ છે.

**રામ બોલ્યાઃ**-હે મહારાજ ! હું, તમે ઇત્યાદિ આ જગતના સર્વ પદાર્થો સારી રીતે અનુભવમાં આવે છે, છતાં સૃષ્ટિના આદિકાળમાં તે કેમ થયેલ નથી ?[૧૩-૧૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**-કારણ વડે જ દરેક કાર્ય ઉત્પન્ન થાય છે, તે વિના કાર્ય ઉત્પન્ન થતું નથી. આવો નિશ્ચય છે, એટલે પ્રલયમાં સર્વનો નાશ થઈ ગયા પછી જગતની ઉત્પત્તિ થવાનું કાંઈ કારણ નથી.[૧૫]

**રામ બોલ્યાઃ**-હે મહારાજ! મહાપ્રલય સમયે અવિનાશી અને જન્મ આદિ વિકારથી રહિત એવું જે બ્રહ્મતત્ત્વ અવશેષ રહે છે, તે જ આ સૃષ્ટિના કારણરૂપ કેમ ન હોય ?[૧૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**-હે રામચંદ્રજી ! જે કાર્ય (બીજરૂપે) કારણની અંદર રહેલ હોય, તે જ તે કારણમાંથી ઉત્પન્ન થાય છે, પણ જે જેમાં બીજરૂપે નથી હોતું, તે તેમાંથી ઉત્પન્ન પણ થતું નથી. ઘડામાંથી કાંઈ વસ્ત્ર ઉત્પન્ન થતું નથી.[૧૭]

**રામ બોલ્યાઃ**-મહાપ્રલયને સમયે જગત સૂક્ષ્મરૂપે બ્રહ્મની અંદર રહે છે અને પાછું તેનાથી ઉત્પન્ન થઈ જાય છે.[૧૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**-હે મહાબુદ્ધિશાળી નિર્મળ રામચંદ્રજી ! મહાપ્રલયરૂપ અંતના સમયમાં સૃષ્ટિના અસ્તિત્વનો કોણે અનુભવ કર્યો ? અને સૃષ્ટિ તેમાં કેવે રૂપે રહેલ છે ?[૧૯]

**રામ બોલ્યાઃ**-ચિદાકાશરૂપી

અંદર રહેલ છે અને તે તેવા વિવેકીઓને અનુભવમાં આવે છે. તેને સાવ શૂન્ય તો કહી શકાય નહિ; કેમકે અસદ્ વસ્તુ સત્તાને પ્રાપ્ત થઈ શકતી નથી.[૨૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહાબાહુ રામચંદ્રજી! જો એમ હોય, તો આ ત્રણે લોક ચિદાકાશરૂપ છે. પછી વિશુદ્ધ જ્ઞાનમય દેહવાળા દૃશ્યપ્રપંચનાં જન્મ અને મરણ ક્યાંથી હોય?[૨૧]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! જો આદિકાળથી માંડીને સૃષ્ટિ જ ( વાસ્તવિક રીતે ) નથી, તો પછી આ ભ્રાંતિ ક્યાંથી આવી? તે આપ મને કહો.[૨૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–કાર્ય અને કારણ એ બન્નેનો અભાવ છે. તેથી ભાવ અને અભાવ એ કાંઈ છે જ નહિ. આ જે કાંઈ પ્રતીતિમાં આવે છે, તે સર્વ પોતાના આત્મારૂપ છે અને તે જ દ્રષ્ટા, દૃશ્ય તથા દર્શન એ ત્રિપુટીના વેષને ધારણ કરી લે છે.[૨૩] ચૈતન્ય

**રામ બોલ્યાઃ**–દ્રષ્ટા ઈશ્વરરૂપ અને ચિદ્રૂપ છે. તે યંત્રના જેવા જડ કાર્ય–કારણસમૂહરૂપે કેમ બની જાય? કાષ્ઠ અગ્નિને ક્યારે અને કેમ બાળી શકે?[૨૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–દ્રષ્ટા દૃશ્યભાવને પ્રાપ્ત થતો નથી. તેથી દૃશ્યના અસંભવને લીધે કેવળ એક દ્રષ્ટા જ ચિદેકરસરૂપ છતાં સર્વરૂપ થઈ રહેલ ભાસે છે.[૨૫]

**રામ બોલ્યાઃ**–અનાદિ અને અનંત એવું ચિન્માત્રતત્ત્વ જ દૃશ્યને અનેક આકારે ઉત્પન્ન કરે છે અને તે વડે જ જગતનું ભાન થાય છે; પરંતુ પ્રથમ આદિકાળમાં શુદ્ધચિન્માત્રતત્ત્વમાં દૃશ્યનો સંભવ જ ક્યાં છે?[૨૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ કાંઈ પણ દૃશ્ય, કારણના અભાવને લીધે કોઈ દિવસ સંભવતું જ નથી અને દૃશ્યનો અભાવ હોવાથી ચિદાત્માનું મુક્તપણું તથા અવર્ણ્યપણું જ છે.[૨૭]

**રામ બોલ્યાઃ**–જો એમ જ હોય, તો આ અહંકાર આદિ દૃશ્ય ક્યાંથી છે? જગતનો અનુભવ પણ ક્યાંથી થાય? અને ચલન આદિની પ્રતીતિ પણ કેમ થાય છે?[૨૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–કારણના અસંભવને લીધે પ્રથમ કશું ઉત્પન્ન જ થયું નથી, તો પછી દૃશ્ય ક્યાં રહ્યું? તેથી એમ સિદ્ધ થાય છે કે, સર્વ શાંત પરબ્રહ્મરૂપ છે અને સૃષ્ટિ તો એક ભ્રાંતિમાત્ર જ છે.[૨૯]

**રામ બોલ્યાઃ**–વાણીથી અગોચર, સદા સ્વયંપ્રકાશ, દૃશ્યભાવથી તથા ચપળતા આદિથી રહિત, નિર્મળ અને નિત્યમુક્ત એવા પરબ્રહ્મની અંદર ભ્રાંતિ કોને થાય છે, શા કારણથી થાય છે અને કેવે પ્રકારે થાય છે?[૩૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી! કારણના અભાવને લીધે કશી ભ્રાંતિ છે જ નહિ. તમે, હું આદિ સર્વ શાંત નિર્વિકાર પરબ્રહ્મરૂપ જ છીએ.[૩૧]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! હું હમણાં જાણે ભ્રમને પ્રાપ્ત થઈ રહ્યો હોઉં તેવો છું. હું વધુ પૂછવાની વાત જાણતો નથી, અને વળી હું અત્યંત પ્રબુદ્ધ પણ નથી. તો પછી અહીં હમણાં આપને હું વિશેષ શું પૂછું?[૩૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–સંશય એ પ્રશ્નના કારણરૂપ છે. પ્રશ્નનું એ કારણ શાંત થાય, ત્યાં સુધી તમે મને પૂછો. હું કારણની કસોટી કરનારો છું. જ્ઞાન થયા બાદ તમે પોતાની મેળે જ અનિર્વચનીય એવા પરમ શુદ્ધ સ્વભાવમાં વિશ્રાંતિને પ્રાપ્ત થઈ જશો.[૩૩]

**રામ બોલ્યાઃ**–હું ધારું છું કે, પ્રથમ કારણના અભાવને લીધે સૃષ્ટિ ઉત્પન્ન જ થયેલ નથી, તો પછી કોને દૃશ્ય–દર્શનની ભ્રાંતિ થાય છે?[૩૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–કશું કારણ નથી, તેથી સર્વત્ર શાંત એવા પરબ્રહ્મ જ વ્યાપીને રહ્યા છે. આથી, કાંઈ પણ ભ્રાંતિ છે જ નહિ. પરંતુ જીવને અજ્ઞાનના અભ્યાસથી વિશ્રાંતિ મળતી નથી.[૩૫]

**રામ બોલ્યાઃ**–અભ્યાસ અને અનભ્યાસ એ બન્નેમાં હેતુરૂપ શું છે? અને આ અભ્યાસરૂપ ભ્રાંતિ વારંવાર ખડી કેમ થઈ જાય છે?[૩૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**–અનંત એવા ચિદાત્માને જીવન્મુક્ત દશામાં અનંતપણાને લીધે ભ્રાંતિ છે જ નહિ, પણ અજ્ઞાનના અભ્યાસને લીધે ભ્રાંતિ ખડી થઈ જાય છે. બાકી, વસ્તુતાએ સર્વ અવિનાશી એવા મહાચિદાકાશરૂપ જ છે.[૩૭]

**રામ બોલ્યાઃ**–હે બ્રહ્મન્! જો આપના જેવા જીવન્મુક્ત પુરુષોને આ સર્વ જગતનો ભ્રમ શાંત-(બ્રહ્મ) રૂપ જણાતો હોય, તો પછી ઉપદેશ્ય (ઉપદેશ આપવાનું પાત્ર) અને ઉપદેશ આપવો ઇત્યાદિમાં અધ્યાત્મશાસ્ત્રરૂપી આ શબ્દસંપત્તિની વળી શી જરૂર છે?[૩૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–ઉપદેશ્ય અને ઉપદેશ ઇત્યાદિરૂપ બ્રહ્મ પોતે જ છે અને તે સદાકાળ પોતાના સ્વરૂપમાં રહેલ છે. એ બોધરૂપ ચિદાકાશની અંદર બંધ કે મોક્ષ નથી, એવો નિશ્ચય છે.[૩૯]

**રામ બોલ્યાઃ**–જો સર્વનો અસંભવ જ હોય, તો પછી દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યને પોતાના મનથી ભેદબુદ્ધિ વડે જોનારા અવિવેકીઓને સર્વની સત્તા કેમ પ્રતીતિમાં આવે છે?[૪૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યને પોતાના ચિત્તથી ભેદબુદ્ધિ વડે જોનારા પુરુષોને જ ભાસે છે, તેમાં માત્ર અજ્ઞાન સિવાય બીજી કશી વસ્તુસત્તા નથી. તો પછી બીજી જગતની સત્તા તો હોય જ ક્યાંથી?[૪૧]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! જ્યારે તત્ત્વદૃષ્ટિથી દ્વિત્વ–એકત્વ આદિનો જ અસંભવ છે, ત્યારે બોધ્ય–બોધકપણાના (બોધ આપવાનું પાત્ર અને બોધ કરનાર એ બન્નેના) અભાવને લીધે તત્ત્વબોધપણું શી રીતે સંભવે?[૪૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–પ્રથમ નહિ સમજાયેલ એવું બ્રહ્મનું સ્વરૂપ અજ્ઞાનક્ષયરૂપી ફળના આશ્રય વડે બોધના કર્મભાવને* પ્રાપ્ત થાય છે. તેથી જ 'બોધ' શબ્દ પણ ફળને ધારણ કરવારૂપ સકર્મકપણાને ધારણ કરે છે. પરંતુ આ સર્વ વાત તમારા જેવા અજ્ઞાની જીવો માટે છે. બાકી, અમારા જેવા જીવન્મુક્ત પુરુષોને માટે એ કશું નિરૂપણ ઉચિત નથી.[૪૩]

**રામ બોલ્યાઃ**–જો હું તથા તમે વગેરે સર્વ બોધરૂપ જ છીએ, તો પછી બોધનું અને અહંતા આદિનું ભિન્નપણું સિદ્ધ થાય છે. અહંતા જ જીવરૂપ છે, તો તે અનંત અને જળનાં કરતાં પણ અતિ નિર્મળ એવા ચિન્માત્રરૂપ તમારામાં શી રીતે ઘટે?[૪૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આપણે સર્વ ચિદેકરસ છીએ. તેનું જે કાંઈ ચિદ્રૂપપણું છે, તે જ 'તમે, હું' ઇત્યાદિ રૂપ કહેવાય છે; છતાં પવન અને તેની ચલનશક્તિના ભેદની પેઠે તેને વિશે દ્વિત્વરૂપ ભેદની કેવળ કલ્પના કરવામાં આવે છે.[૪૫]

**રામ બોલ્યાઃ**–જેમ શાંત સમુદ્રની અંદર તરંગ આદિ (અભિન્નસત્તાથી) રહ્યા હોય છે, તેમ ચિદ્રૂપ થઈ રહેલ જીવન્મુક્ત પુરુષ આ સર્વ અહંતા–મમતા આદિ જગતને સ્વરૂપમાત્ર જ સમજે છે.[૪૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જો તમે કહો છો તેમ જ હોય, તો અનંત અને પૂર્ણ શાંત એવું એક પરબ્રહ્મ જ સર્વત્ર ભરપૂર છે. તેમાં દ્વિત્વ (દ્વૈત–ભેદ) આદિનો અવકાશ છે, એવો અદ્વૈતને હાનિ પહોંચાડવારૂપી દોષ ક્યાં આવે છે? અને તે શી રીતે આવે છે?[૪૭]

**રામ બોલ્યાઃ**–અહીં અહંભાવની કલ્પના કરનાર કોણ છે, કોણ વ્યવહારને ભોગવે છે અને સર્વ વિષયમાં ભોક્તા પણ કોણ છે, કે તેને લીધે આ જગતની અનંત ભ્રાંતિ પ્રતીતિમાં

* વ્યાકરણશાસ્ત્રના નિયમ પ્રમાણે धात्वर्थफलाश्रयत्वं कर्मत्वम्–ફળ કે જે ધાતુના અર્થરૂપ ગણાય છે તેનો આશ્રય, એવું કર્મનું લક્ષણ છે.

આવે છે ?[૪૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જો દશ્યની કાંઈ સત્તા છે એવો અભિનિવેશ હોય, તો તે જ બંધનકારક છે; પરંતુ તત્ત્વજ્ઞ પુરુષોની દૃષ્ટિમાં તે દશ્ય જ સાવ નથી. પોતાનો આત્મા જ પ્રારબ્ધશેષ ભોગવવા માટે સર્વ વસ્તુને આકારે થઈ જઈ ભાસે છે, આમ તેમનું માનવું હોય છે; તો પછી તેમાં બંધ અને મોક્ષ બન્ને ક્યાં રહ્યાં ?[૪૯]

**રામ બોલ્યાઃ**–જેમ દીવાના પ્રકાશથી નીલ, પીત આદિ રૂપની પ્રતીતિ થાય છે, તેમ ચિત્સત્તાને લીધે જ બાહ્ય ઘટ–પટ આદિ પદાર્થોની પ્રતીતિ થાય છે. પ્રત્યક્ષરૂપે અનુભવમાં આવવાથી બાહ્ય અર્થ સત્ય છે.[૫૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–વિનાકારણે આ બાહ્યવસ્તુરૂપી કાર્યની જે સત્યતા પ્રતીતિમાં આવે છે, તે ભ્રાંતિમાત્ર છે. બીજું તેનું કશું સ્વરૂપ નથી અને વસ્તુતાએ તે આત્મારૂપ જ છે.[૫૧]

**રામ બોલ્યાઃ**–સ્વપ્ન સત્ય હોય કિંવા અસત્ય હોય, પણ તે જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી દુઃખ ઉત્પન્ન કરે છે. તે જ પ્રમાણે આ જગતની ભ્રાંતિ પણ સત્ય હો કે અસત્ય હો, પણ જ્યાં સુધી તે રહે છે, ત્યાં સુધી દુઃખ ઉત્પન્ન કરે છે. તો તેની ચિકિત્સાનો કાંઈ ઉપાય છે ?[૫૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જો એ પ્રમાણે જગતની સ્થિતિ સ્વપ્નના જેવી જ હોય, તો પછી જગતના પદાર્થોનું સાકારપણું ભ્રાંતિરૂપ જ છે, એમ સિદ્ધ થાય છે.[૫૩]

**રામ બોલ્યા**–એમ માનવાથી પણ આપણને શી ઇષ્ટાપૂર્તિ થાય છે ? અને વળી સ્વપ્ન આદિમાં પદાર્થોનું સાકારપણું શી રીતે નિવૃત્ત થઈ જાય છે ?[૫૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–પૂર્વાપરના વિચારથી જ્ઞાનનો ઉદય થાય છે, એટલે દશ્ય સંબંધી પદાર્થોની સાકારતા શમી જાય છે; સ્વપ્નમાં પણ એવી જ જાગ્રત થયા પછી સ્વપ્નસંબંધી પદાર્થોની સ્થૂલભાવના નિવૃત્ત થઈ જાય છે.[૫૫]

**રામ બોલ્યા**–પૂર્વાપરના વિચાર વડે જીવન્મુક્ત પુરુષની જગત સંબંધી ભાવના ક્ષીણ થઈ ગઈ હોય છે; તો તે જગતને કેવા પ્રકારનું દેખે છે ? અને તેનો આ સંસારરૂપી ગુફાનો ભ્રમ શી રીતે શમી જાય છે ?[૫૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**–વાસનારહિત થઈ રહેલો જીવન્મુક્ત પુરુષ, જગતને બાધિત, અસદ્રૂપ, આભાસરૂપ, ઉત્પન્ન થયેલ સંકલ્પનગર કિંવા ગંધર્વનગરના જેવું અને વરસાદ વડે ધોવાઈ ગયેલા ચિત્રના જેવું દેખે છે.[૫૭]

**રામ બોલ્યાઃ**–તત્ત્વજ્ઞ પુરુષ જગતની સ્થિતિને સ્વપ્નના જેવી સમજે છે. તેની વાસના પાતળી પડી જાય છે અને પદાર્થોના સાકારપણાની ભ્રાંતિ પણ ટળી જાય છે. તો તેને એ પછી શું થાય છે ?[૫૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–તત્ત્વજ્ઞ પુરુષ જેમ જ્ઞાનની ઉત્તરોત્તર ભૂમિકામાં જાય છે, તેમ તે જ સંકલ્પથી ઊભા થયેલા જગત વિશેની વાસના શમી જાય છે. પછી તે વાસનાથી રહિત થઈને પોતાની નિર્વિક્ષેપ દશામાં રહે છે.[૫૯]

**રામ બોલ્યાઃ**–અનેક જન્મથી રૂઢ થઈ રહેલી અને શાખા–પ્રશાખા આદિ વડે વિસ્તારવાળી તથા સંસારના બંધનમાં નાખનારી ઘોર વાસના શી રીતે શમી જાય છે ?[૬૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ દશ્યચક્ર, ભ્રાંતિમાત્ર સ્વરૂપવાળું છે. તત્ત્વવસ્તુનું યથાર્થ જ્ઞાન થવાથી તે નિરાકારરૂપ જણાય છે અને બળેલા વસ્ત્રની પેઠે આભાસમાત્ર દેખાય છે. છેવટ તેનો આભાસનો પણ ક્રમથી ક્ષય થઈ જાય છે.[૬૧]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! આ દશ્યચક્ર ક્રમથી નિરાકારરૂપ થઈ જાય છે, એ પછી જીવન્મુક્ત પુરુષને કઈ નિર્વિક્ષેપ સ્થિતિ પ્રાપ્ત થાય છે ? અને તેને શાંતિ શી રીતે મળે છે ?[૬૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જ્યારે જગતના સાકાર-

પણાનો ભ્રમ શાંત થઈ જાય છે, અને જ્યારે તે ચિત્તરૂપ જ ભાસી જઈ નિરોધ-સમાધિ વડે હલકે રૂપે જણાય છે, ત્યારે પરમ વૈરાગ્યરૂપી શાંતિનો લાભ થાય છે.[૬૩]

**રામ બોલ્યાઃ**—આ જગત બાળકના સંકલ્પ જેવું છે; છતાં તે જ્યાં સુધી પ્રકટરૂપે દેખાય છે, ત્યાં સુધી ભોગો સંબંધી આસ્થાની શી રીતે શાંતિ થાય? અને તેવા મિથ્યા સંકલ્પ વડે માણસ દુઃખને કેમ અનુભવે?[૬૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**—જે માત્ર સંકલ્પરૂપ જ ખડું થઈ ગયેલ સમજાય છે, તેના નાશમાં દુઃખ શા માટે થાય? હવે સંકલ્પમાત્ર અને ચિત્તમાત્ર શું તે વિચારવાનું છે.[૬૫]

**રામ બોલ્યાઃ**—હે મહારાજ! ચિત્ત કેવું છે? તેનો વિચાર કરવાથી શું થાય? અને સારી રીતે તેનો વિચાર કર્યા પછી શી સિદ્ધિ મળે? તે આપ મને કહો.[૬૬] ચૈતન્ય

**વસિષ્ઠ બોલ્યાઃ**—ચિદ્દરૂપ આત્મા દશ્ય તરફ વલણ કરે છે અથવા બહિર્મુખ થાય છે, ત્યારે તે ચિત્ત કહેવાય છે. આ મહારામાયણના શ્રવણરૂપી જ તેનો વિચાર છે અને તે કરવાથી વાસના શમી જાય છે.[૬૭]

**રામ બોલ્યાઃ**—હે મહારાજ! ચિત્તનો ક્ષય થયા વિના આત્માનું અંતર્મુખપણું કેટલા વખત સુધી નભી શકે? વૈરાગ્યને ઉત્પન્ન કરનારો ચિત્તનો ક્ષય શી રીતે થાય?[૬૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**—દશ્ય સંભવતું જ નથી, તો તો પછી ચિદ્દરૂપ આત્મા કોનો અનુભવ કરે? દશ્યનો અસંભવ ઠરતાં ઘણે લાંબે કાળે (તેવા સંસ્કારો રૂઢ થતાં) ચિત્તની સત્તા પણ રહેતી નથી.[૬૯]

**રામ બોલ્યાઃ**—દશ્ય પ્રત્યક્ષ અનુભવમાં આવે છે, તો તે કેમ નથી સંભવતું? અનુભવના વિષયમાં આવો નિષેધ કેમ કરો છો?[૭૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**—જગત વિવેકીઓને જેવા પ્રકારનું ભાસે છે, તેવે પ્રકારે તે સત્ય નથી; અને વિવેકીઓને તે જેવા પ્રકારનું ભાસે છે, તે અવર્ણ્ય અને અદ્વિતીયરૂપ જ છે.[૭૧]

**રામ બોલ્યાઃ**—અવિવેકીઓને આ ત્રૈલોક્ય કેવા પ્રકારનું ભાસે છે? અને તે સત્ય કેમ નથી? તથા વિવેકીઓને જગત કેવું ભાસે છે? અને તે અવર્ણ્ય કેમ છે?[૭૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**—અવિવેકી પુરુષોને આ જગત દેશકૃત, કાળકૃત અને વસ્તુકૃત પરિચ્છેદવાળું પ્રતીતિમાં આવે છે, ત્યારે વિવેકીઓની દૃષ્ટિમાં તો તે ઉત્પન્ન જ થયું નથી, હમણાં પણ તે નથી અને પ્રથમથી જ તે સંભવતું નથી.[૭૩]

**રામ બોલ્યાઃ**—જો જગત આદિથી ઉત્પન્ન જ થયું નથી, કોઈ દિવસ સંભવતું નથી, મિથ્યા છે અને આભાસથી પણ રહિત છે, તો તે જગત અનુભવમાં કેમ આવે છે?[૭૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**—આ જાગ્રતસૃષ્ટિરૂપી જગત મિથ્યા છે, છતાં આભાસરૂપે દેખાય છે. કારણને અભાવે તે ઉત્પન્ન થયેલ જ નથી, છતાં સ્વપ્નની પેઠે તે અનુભવમાં આવે છે અને કાર્યને સાધી આપે છે.[૭૫]

**રામ બોલ્યાઃ**—સ્વપ્ન આદિમાં અને મનોરાજ્ય આદિમાં જે કાંઈ દશ્યનો અનુભવ થાય છે, તે જાગ્રતના વ્યવહારના અનુભવથી ઉત્પન્ન થયેલ જાગ્રતસંસ્કારના બળથી થાય છે.[૭૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**—હે રામચંદ્રજી! સ્વપ્નમાં, સંકલ્પમાં અને મનોરાજ્યમાં જે કાંઈ અનુભવમાં આવે છે, તે જાગ્રતનો પદાર્થ આવે છે કે કોઈ બીજો? તે મને કહો.[૭૭]

**રામ બોલ્યાઃ**—સ્વપ્નમાં, કલ્પના આદિમાં, મનોરાજ્યમાં અને ભ્રમમાં જાગ્રત પદાર્થ જ સંસ્કારરૂપે નિરંતર ભાસ્યા કરે છે.[૭૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**—જો સ્વપ્ન જાગ્રતના સંસ્કારબળથી જ ભાસતું હોય (અને સ્વપ્નના તથા જાગ્રતના પદાર્થો એક જ હોય), તો સ્વપ્નમાં પડી ગયેલ ઘર સવારે જાગ્રત અવસ્થામાં કેમ

જોવામાં આવે છે ?[૭૯]

**રામ બોલ્યાઃ**–જાગ્રતના પદાર્થો જ સ્વપ્નમાં ભાસે છે એમ નથી, પરંતુ કાંઈ બીજું જ ભાસે છે અને તે બ્રહ્મ જ છે. આવો આપનો અભિપ્રાય મારા સમજવામાં આવી ગયો; પણ હવે માત્ર આટલો જ સંદેહ રહે છે કે, બ્રહ્મ આ જગતના જેવું શી રીતે ભાસે છે ?[૮૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–કેટલાક અનુભવેલ અને કેટલાક ન અનુભવેલ એમ બન્ને પ્રકારના અર્થો ચિત્તની અંદર ભાસે છે; અને જેવા આકારે સૃષ્ટિના આદિમાં, અંતમાં અને મધ્યમાં, જેવા અનુભવનો અભ્યાસ થયો હોય, તેવા આકારે તેનું ભાન થાય છે. (જો બ્રહ્માકારપણાનો સારી રીતે અભ્યાસ થયો હોય તો તેમ પણ ભાસે ખરું.)

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! આવી રીતે આપના બોધ વડે આ જગત સ્વપ્નના જેવું ભાસે છે, એમ હું સમજી ગયો છું; છતાં, આ જગતરૂપી સ્વપ્નયક્ષ ગ્રહની પેઠે નડ્યા કરે છે, તેની ચિકિત્સા શી રીતે થાય ?[૮૧,૮૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ સંસારરૂપી સ્વપ્નનું શું કારણ છે તેનો વિચાર કરો; કેમકે કાર્યથી કારણ કાંઈ ભિન્ન નથી. આ વાત પ્રત્યક્ષ જોવામાં આવે છે.[૮૩]

**રામ બોલ્યાઃ**–સ્વપ્નમાં થતા પદાર્થોના અનુભવોનું કારણ ચિત્ત જ છે અને તેને લીધે સ્વપ્નસૃષ્ટિના પદાર્થો મનોમય કહેવાય છે. જગત આદિ તથા અંતથી રહિત છે. અધિષ્ઠાનદૃષ્ટિથી જોતાં તે નિર્વિકાર પરબ્રહ્મરૂપ છે અને આરોપિત દૃષ્ટિથી જોતાં તે નિઃસાર છે.[૮૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! ચિત્ત એ એક દશ્ય તરફ બાહિર્મુખ થયેલ ચિદાત્મા જ છે. તેથી એ ચિત્ત મહાચિદાકાશરૂપ તથા ચિદેકરસ છે. તે જ જાણે જગતને આકારે થઈ રહ્યું હોય એમ સિદ્ધ થાય છે; બાકી સ્વપ્ન આદિ કાંઈ તેનાથી ભિન્ન નથી.[૮૫]

**રામ બોલ્યાઃ**–જેમ શાખા આદિ અવયવોનું અને વૃક્ષરૂપ અવયવીનું ઐક્ય છે અને તેમાં ભેદનો અવકાશ પણ રહ્યો છે, તેમ ચિત્ત અને જગત એ બન્નેમાં ભેદ તથા અભેદ એમ બન્ને છે, અને નિરવયવ બ્રહ્મમાં સમષ્ટિચિત્તની એકતા થવી ઘટિત છે.[૮૬]

**વસિષ્ઠ બોલ્યાઃ**–તમારી આ કલ્પના સંભવતી નથી; કેમકે વિચાર કરીએ તો પ્રથમ કારણના અભાવને લીધે જગત ઉત્પન્ન જ થયું નથી. આથી સર્વ જન્મ–જરા આદિ વિકારથી રહિત એકરસ શાંત પરબ્રહ્મરૂપ જ છે.[૮૭]

**રામ બોલ્યાઃ**–પરમપદની અંદર સૃષ્ટિ આદિનો ભ્રમ, તેના અંત આદિનો ભ્રમ, ભ્રાંતિ, દ્રષ્ટાપણું અને ભોક્તાપણું ઇત્યાદિ કાકતાલીયની પેઠે ખડાં થઈ રહેલાં છે, એમ હું માનું છું.[૮૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ સંસારમાં પામરદૃષ્ટિ, યૌક્તિકદૃષ્ટિ અને તત્ત્વદૃષ્ટિ એમ ત્રણ પ્રકારની દૃષ્ટિઓ છે. તેમાં પાછળની બે દૃષ્ટિઓથી આગળની એક દૃષ્ટિનો વ્યાઘાત થઈ જાય છે. હવે, સારમાંથી પણ અત્યંત સારનું મથન કરી તેને સમજવામાં શક્તિવાન તથા પ્રમાણ–પ્રમેય આદિની પરીક્ષા કરવામાં કુશળ એવા પુરુષોની ચપળ વ્યાપારવાળી જે કાંઈ દૃષ્ટિ છે, તે યૌક્તિક દૃષ્ટિ છે; અને બીજી જીવન્મુક્તોમાં પ્રસિદ્ધ એવી તત્ત્વદૃષ્ટિ છે. તે દૃષ્ટિ સર્વ વિચાર, શાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ સર્વથી સિદ્ધ થયેલ પરમતત્ત્વરૂપ અર્થના અપરોક્ષ સ્ફુરણવાળી છે. એ બન્ને દૃષ્ટિનો અવલંબ રાખી મેં અહીં સર્વ જગત લિપે વર્ણન કરેલ છે. પરંતુ આ સર્વ દૃષ્ટિઓ પણ નથી, જીવો પણ નથી, જગતની શૂન્યતા પણ નથી અને ભ્રમ પણ નથી. એક નિત્ય અપરોક્ષ બ્રહ્મરૂપ જ વસ્તુ છે. તેમાં જ અધિકારી જીવોની જે પ્રકારે સ્થિતિ થઈ જાય, તે પ્રકારે અહીં વર્ણવવામાં આવ્યું છે.[૮૯]

या व्यापारवती रसाद्रसविदां काचित्कवीनां

नवा दृष्टियाँ परिनिष्ठितार्थविपयोन्मेषा च चैपश्चिती । ते द्वे अप्यवलंब्य विश्वमखिलं निर्वर्णितं निर्वृतं यावदृष्टिदृशो न संति कलिता नो शून्यता नो भ्रमः ॥ ८९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શમવિશ્રાંતિ' એ નામનો સર્ગ ૧૯૦ મો સમાપ્ત**

## सर्ग १९१ मो×

### બ્રહ્મનું નિર્વાણસ્વરૂપ

॥ राम उवाच ॥

**एवं चेतन्मुनिश्रेष्ठ परमार्थमयं जगत् ।**
**सर्वदा सर्वभावात्मा नोदेति न च शाम्यति ॥१॥**

**રામ બોલ્યાઃ**–હે મુનિશ્રેષ્ઠ! જો એમ જ હોય, તો આ જગત એક પરમતત્ત્વનો વિવર્ત જ છે અને સર્વદા સર્વ ભાવરૂપે જ થઈ રહે છે. ખરી રીતે જોતાં તેનો કશો ઉદય થતો નથી કે અસ્ત થતો નથી.[૧] જગતના આભાસરૂપી આ એક ભ્રાંતિ જ છે અને તત્ત્વદષ્ટિ વડે જોઈએ તો ભ્રાંતિ પણ નથી, પણ કેવળ બ્રહ્મસત્તા જ છે.[૨]

**વસિષ્ઠ બોલ્યાઃ**–કાકતાલીયની પેઠે અતર્ક્ય એવી અવિદ્યા વડે બ્રહ્મ જ જાણે પોતાના સ્વરૂપની અંદર જીવભાવને ધારણ કરી રહ્યું હોય તેમ ભાસે છે. તે આત્મા જીવરૂપ થઈ રહેલ બ્રહ્મ વડે જ જગતને અનુભવે છે.[૩]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! અહો! આશ્ચર્યની વાત છે કે, દિશાઓના વિભાગ વિના મહાપ્રલયમાં અને મોક્ષકાળમાં ચિદાત્મા શી રીતે પ્રકાશે છે? ભીંતરૂપી આશ્રય વિના દીવાની પ્રભા શી રીતે ભાસે? તે આપ કહો.[૪]

**વસિષ્ઠ બોલ્યાઃ**–આ વાત તમારા કહેવા પ્રમાણે જ આશ્ચર્યકારક છે. પરંતુ તે બની શકે જ નહિ એવો વિચાર કરવાનો નથી. કેમકે વિચાર કરી જોશો તો જણાશે કે, ચિત્પ્રકાશ ચિદ્રૂપ એવાં સૂર્ય આદિના પ્રકાશને પણ પ્રકાશ આપે છે. તે અંધકારના સમયમાં પોતાની મેળે જ પોતાના સ્વરૂપથી પ્રકાશી નીકળે છે અને સૂર્યોદય થયા પછી તેના પ્રકાશની સાથે પ્રકાશે છે.[૫] સૂર્ય આદિનો પ્રકાશ ભીંત આદિની અપેક્ષા નહિ રાખનારા પ્રકાશસ્વભાવવાળો છે, છતાં જાણે ભીંતમાં પ્રકાશતો હોય તેમ જણાય છે; ખરી રીતે જોતાં તે ભીંત અને તેનો પ્રકાશ એ બન્ને સૂર્ય આદિના પ્રકાશ વડે જ પ્રતીતિમાં આવે છે. તેમાં જેમ ભીંત આદિના સંબંધ વિના પ્રથમ પણ સૂર્ય આદિનો પ્રકાશ આકાશમાં જોવામાં આવે છે, તેમ પ્રલયકાળમાં પણ વક્તા અને દ્રષ્ટા એવો આત્મા, દૃશ્યના અસંભવને લીધે નિર્વિકલ્પ અનુભવમાં આવે છે.[૬] માટે દ્રષ્ટા પણ નથી અને દૃશ્ય પણ નથી જ, પણ નિર્વિકાર બ્રહ્મતત્ત્વ જ છે. જેમ ભીંત પ્રકાશના અવલંબનરૂપ થાય છે, તેમ પોતા વડે પોતાની મેળે જ ચિત્પ્રભા (ચિદાકાશનો પ્રકાશ) સૃષ્ટિના આદિકાળમાં જગતને આકારે પ્રતીતિમાં આવે છે.[૭] જેમ સ્વપ્નઆદિમાં એક જ આત્મા પોતાના સ્વરૂપ વડે જ દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટી આદિરૂપ થઈ જાય છે, તેમ એક પરમાત્મા જ દ્રષ્ટા, દર્શન અને દૃશ્યરૂપે થઈ જઈ પોતાના સ્વરૂપ વડે ભાસે છે.[૮] ચિદાકાશ સ્વયંપ્રકાશ છે. સૃષ્ટિના આદિકાળમાં તે પોતાના વિવર્તને પ્રસારી દઈ જાણે સૃષ્ટિરૂપ થઈ રહેલ હોય તેમ ભાસે છે અને સૃષ્ટિના આદિકાળમાં તે દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીરૂપ પોતે જ છે.[૯] સૃષ્ટિના આદિકાળમાં એક જ ચિદાકાશ ત્રિપુટીરૂપ થઈ જઈ સૃષ્ટિના જેવું ભાસે છે. આવી તેની વિચિત્ર માયાશક્તિ અથવા સ્વભાવ છે અને તે માયાશક્તિ એવા અનેક ····રૂપે પ્રકાશે છે.[૧૦] આ વાત સ્વ..

× આ એકસોએકાણુમા સર્ગમા અજ્ઞાનને લીધે જે પ્રકારે જગતને આકારે બ્રહ્મ ભાસે છે અને જ્ઞાન થતાં નિર્વાણરૂપ જણાય છે, તે વિષે સારી રીતે વર્ણન કરવામાં આવશે.

સંકલ્પનગરમાં અનુભવમાં આવે છે. આ પ્રમાણે ચિદાકાશની પ્રભા પ્રથમ ઉદય પામીને પોતાના સ્વરૂપમાં ચિદાકાશરૂપે પ્રકાશે છે અને તેની અંદર અનાદિ તથા અનંતના જેવું આ જગત વિવર્તરૂપે ભાસે છે. તેનું સૃષ્ટિરૂપે ભાસવું તેજ સૃષ્ટિ કહેવાય છે.[૧૧,૧૨] અમારા જેવા જીવન્મુક્ત મહાશય પુરુષોને તો આ જગત સ્વાભાવિક આત્માના એક વિવર્તરૂપ ભાસે છે. જો કે પ્રકાશ કરનાર અને પ્રકાશપાત્ર વસ્તુ એ બન્નેનો અનુભવે અકસ્માત્ પ્રતીતિમાં આવે છે, તથાપિ તત્ત્વાનુસંધાન થતાં તેનો ક્ષય થઈ જાય છે.[૧૩] જ્યારે તત્ત્વાનુસંધાન થાય છે, ત્યારે જણાય છે કે, સૃષ્ટિના આદિકાળમાં ભાસ્ય–ભાસક કશું હતું જ નહિ; પરંતુ ઠુંઠામાં મિથ્યાજ્ઞાનના બળથી જેમ વૃક્ષના કોઈ ઠૂંઠામાં પુરુષની ભ્રાંતિ થાય છે, તેમ બ્રહ્મને વિશે પણ જગતની પ્રતીતિ થાય છે.[૧૪] પોતાના આત્મામાં દ્વિત્વ (દ્વૈત) નું ભાન થવાથી ચિત્તમાં દ્વૈતનો ભ્રમ ખડો થઈ જાય છે. બાકી સૃષ્ટિના આદિકાળમાં ભાસ્ય પણ નથી અને ભાસક પણ નથી.[૧૫] કારણના અભાવને લીધે દ્વૈત કેવળ ચિદાકાશરૂપ જ ભાસે છે. સૃષ્ટિના આદિકાળમાં (પ્રલયસમયે) ચિદાકાશની અંદર શું કારણ રહેલ છે? તે તમે કહો.[૧૬] પદાર્થદૃષ્ટિના અભાવને લીધે ચિદાકાશજ આ પ્રમાણે વિવર્તરૂપે પ્રકાશે છે. આ જગતનું ભાન જાગ્રતરૂપ નથી, સુષુપ્તિરૂપ પણ નથી અને સ્વપ્નરૂપ પણ નથી; કેમકે એ કશું સંભવતું નથી. કેવળ બ્રહ્મજ દૃશ્યને આકારે ભાસે છે. સૃષ્ટિના આદિકાળમાં ચિદાકાશજ આવી રીતે વિવર્તભાવને પ્રાપ્ત થાય છે.[૧૭,૧૮] સૃષ્ટિના આરંભસમયે ચિદાકાશ પોતાના નિર્વિકલ્પ સ્વરૂપને જ જગતરૂપે સમજે છે અને તેનોજ જગત એ એક વિવર્ત છે. શૂન્યતા અને આકાશની પેઠે બ્રહ્મનો અને જગતનો કશો ભેદ નથી.[૧૯] આ મેં બતાવેલ તત્ત્વજ્ઞાનના ઉપાય વડે જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર થાય, ત્યાં સુધી નિર્વિકલ્પ દશાનું અવલંબન રાખીને તથા પાષાણ–મૌનને ધારણ કરીને, નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થઈ રહેવું. આ અનાદિ સંસારમાં વારંવાર ભોગવીને છોડી દીધેલો એવો બાહ્ય વિષયોના સમૂહનો અવિવેકી પામર પ્રાણીઓ ઉપભોગ માટે આગ્રહ કરે, તો પણ તમારે તેને ગ્રહણ કરવો નહિ.[૨૦,૨૧]

बुद्‌ध्वा च यावत्स्वनुभूतियुक्तं स्यातन्य-
मेतेन विकल्पमुक्तम् । पाषाणमौनं कुजनेन तूक्तं
न ग्राह्यमङ्गेन हि भुक्तमुक्तम् ॥ २१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહાવાદબોધન' એ નામનો સર્ગ ૧૯૧ મો સમાપ્ત**

## सर्ग १९२ मो*

### રામે ગુરુ પાસે કરેલું પોતાના જ્ઞાનનું વર્ણન

॥ राम उवाच ॥

अहो नु सुचिरं कालं संभ्रान्ता वयमन्तरे ।
अपरिज्ञातमात्रेण संसारपरमांबरे ॥ १ ॥

**રામ બોલ્યાઃ**—અહો! આ સંસારરૂપી અનંત આકાશમાં અને તેમાં પણ આ બ્રહ્માંડરૂપી તેના એક દેશમાં ઘણા લાંબા સમય સુધી અમે આત્માનું સ્વરૂપ નહિ ઓળખતાં ભમ્યા.[૧] આત્મતત્ત્વ ઓળખાયા પછી આ જગતની ભ્રાંતિ કાંઈ છે જ નહિ, હતી પણ નહિ અને થશે પણ નહિ.[૨] આ સર્વ શાંત નિરાલંબ કેવળ વિજ્ઞાનરૂપજ છે, અનંત ચિદેકરસ આકાશરૂપ છે, નિર્વિકલ્પ છે અને રાગથી પણ રહિત છે.[૩] અહો! આશ્ચર્યની વાત છે કે, વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો આ સર્વ પરમાકાશરૂપ જ છે; છતાં તે જાણે આપણને સંસારરૂપે થઈ રહ્યું હોય

* આ એકસોબાણુમા સર્ગમા પ્રબોધને પ્રાપ્ત થઈ ગયેલ શ્રીરામચંદ્રજી આ સર્વ ચિન્માત્ર છે, એવા પોતાના પ્રબોધને ગુરુની પાસે વિસ્તારથી કહેશે.

તેવું જણાય છે.[૪] એવી રીતે આ દ્વૈતનું ભાન થઈ જાય છે. આ લોકો અને આ પર્વતો એ સર્વ આભાસરૂપ જ છે. વસ્તુતાએ જોઈએ તો તે સ્વચ્છ ચિદાકાશરૂપ છે, છતાં તે જાણે મલિન દશ્યરૂપ હોય તેવું થઈ રહ્યું છે.[૫] સૃષ્ટિ આદિમાં, પરલોક આદિમાં, સ્વપ્ન આદિમાં અને કલ્પના આદિમાં ચિદાકાશ જ દશ્યના જેવું થઈને ભાસે છે; કેમકે વળી દશ્યની બીજી ભ્રાંતિ કેવી હોય![૬] 'હું સ્વર્ગમાં અથવા નરકમાં રહ્યો છું,' એવી જો ભ્રાંતિ હોય, તો તે ભ્રાંતિને લીધે નરક આદિનો બંધ પ્રાપ્ત થાય છે. કેમકે દશ્ય એ એક ચિદાત્માની કલ્પનારૂપ છે.[૭] આ દશ્ય પણ નથી, દ્રષ્ટા પણ નથી, સૃષ્ટિ પણ નથી, જગત પણ નથી, ચિદાભાસ પણ નથી, જાગ્રત પણ નથી, સ્વપ્ન પણ નથી અને તેના પદાર્થો પણ નથી. જે કાંઈ આ અનિર્વચનીય માયારૂપ પ્રતીતિમાં આવે છે, તે પણ મિથ્યા છે.[૮] હે મહારાજ! આ ભ્રાંતિનો સંભવ શી રીતે છે, એવો તેના કારણનો વિચાર કરવો તે પણ અયુક્ત છે. કેમકે ભ્રાંતિનો અભાવ અનુભવમાં આવે છે. નિર્વિકાર એવા તત્ત્વજ્ઞાનના પદમાં ભ્રાંતિ સંભવતી જ નથી અને જે કાંઈ ભ્રાંતિનું જ્ઞાન થાય છે તે પણ પરબ્રહ્મરૂપ છે. તેનાથી કાંઈ જુદું નથી.[૯,૧૦] એકરસ, અનાદિ અને અનંત એવાં આકાશની અંદર, સ્ફટિકની શિલાના ગર્ભની અંદર અને અનાદિ તથા અનંત એવા એકરસ નિર્વિકાર પરમપદની અંદર બીજી વસ્તુ જ નથી, તો ભેદની કલ્પના કરનાર ક્યાંથી હોય?[૧૧] ભ્રાંતિનો અનુભવ સ્વપ્નમાં થતા પોતાના મરણના જેવો મિથ્યા છે. જે અજ્ઞાન કિંવા ભ્રાંતિ છે, તે તત્ત્વજ્ઞાન થતાં શમી જાય છે.[૧૨] જેમ ઝાંઝવાનું જળ, ગંધર્વનગર અને બે ચંદ્રની ભ્રાંતિ વિચાર કરતાં જોવામાં નથી આવતી, તેમ આ અવિદ્યાનો ભ્રમ પણ તત્ત્વવિચાર કરતાં પછી જોવામાં આવતો નથી.[૧૩] બાળકને દેખાતા વેતાલની પેઠે જગતની ભ્રાંતિ જાગ્રત અવસ્થામાં પ્રત્યક્ષ દેખાય છે, તો પણ તે યથાર્થ નથી. તે અવિચાર વડે જ રૂઢ થઈ રહેલ છે અને વિચાર વડે શમી જાય છે.[૧૪] હે મહારાજ! આ ભ્રાંતિ ક્યાંથી થઈ? એવો પ્રશ્ન અહીં ઘટતો નથી; કેમકે સત્ય વસ્તુનો જ વિચાર કરવાથી લાભ થાય છે; પરંતુ મિથ્યા વસ્તુનો વિચાર કરવાથી કાંઈ લાભ નથી.[૧૫] જગતના મૂળરૂપ જે અજ્ઞાન છે, તે પ્રામાણિક વિચાર વડે જોતાં છતાં દેખાતું નથી. તે મિથ્યા જ છે અને તેનો અનુભવ થવો એ એક ભ્રમ છે.[૧૬] શ્રુતિ આદિ પ્રમાણો વડે સારી રીતે વિચાર કરતાં જણાયું છે કે, પરિછિન્ન એવી દશ્યવસ્તુ છે જ નહિ (તે વસ્તુ તો આકાશપુષ્પ અને સસલાના શિંગડા જેવી મિથ્યા છે.)[૧૭] તો તે મિથ્યા વિચારો કરવાથી શી રીતે મળે? (વાંઝણીના પુત્રના જેવો મિથ્યા આ દશ્યપ્રપંચ સર્વ પ્રકારે વિચાર કરતાં છતાં કોઈ પણ પ્રમાણથી સિદ્ધ થતો નથી.) તેની સત્તા વળી કેવી હોય?[૧૮] માટે કોઈ પણ દેશ-કાળમાં કશી પણ ભ્રાંતિ સંભવતી નથી. આ સર્વ નિરાવરણ (આવરણથી રહિત) વિજ્ઞાનઘનરૂપ જ છે અને તે જ સર્વત્ર પ્રસરી રહેલ છે.[૧૯] જે કાંઈ આજે આ જગતની અંદર ભાસે છે, તે પરબ્રહ્મરૂપ જ છે. એ પરબ્રહ્મ નિરતિશય આનંદ વડે પરિપૂર્ણ એવા સ્વસ્વરૂપમાં જ પૂર્ણપણે રહેલ છે.[૨૦] અહીં કોઈ કાળે કે કોઈ સ્થળે કશું પણ પ્રતીતિમાં આવતું નથી, તેમ તેની સાવ અપ્રતીતિ છે એમ પણ નથી. તે તો અનિર્વચનીય છે. સ્વચ્છ એવું શાંત પરબ્રહ્મ એવી રીતે જગતને આકારે વિવર્તરૂપે થઈ રહેલ છે. જરા-મરણ આદિ વિકારથી રહિત, કોઈથી હરી ન શકાય તેવું, અવિકારી, આનંદમય, શુદ્ધ, અદ્વિતીય છતાં અનેક પ્રકારે પ્રતીતિમાં આવતું, વિદ્વાનોએ સેવેલ, સર્વવ્યાપી અને પૂર્ણ એવું મારું પોતાનું સ્વરૂપ જ અહંકારને છોડી દઈ બોધને લીધે સર્વત્ર પ્રસરી રહેલ છે.[૨૧,૨૨]

अजममरमहार्यमार्यजुष्टं परमविकारि निरामयं समन्तात् । पदमहमुदितं ततं हि शुद्धं निरहमनेकमथाद्वयं विकासि ॥ २२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિશ્રાંત્યુપગમવર્ણન' એ નામનો સર્ગ ૧૯૨ મો સમાપ્ત**

## સર્ગ ૧૯૩ મો×

### રામની વિશ્રાંતિ

॥ राम उवाच ॥

अनादिमध्यपर्यंतं न देवा नर्षयो विदुः ।
यत्पदं तदिदं भाति क्व जगत् क्व च दृश्यता ॥१॥

રામ બોલ્યા:–આદિ, મધ્ય અને અંતથી રહિત એવા જે પરમપદને દેવતાઓ અને ઋષિઓ પણ જાણતા નથી, તે જ તત્ત્વ આ દશ્યને આકારે ભાસે છે. બાકી જગત પણ ક્યાં છે અને દશ્યતા પણ ક્યાં છે?[1] દ્વૈત–અદ્વૈતના અનુસંધાનમાં મનની અંદર જે ભેદ ઉત્પન્ન થયા કરે છે અને તેથી વાક્યોના જે વ્યવહારો, સંદેહો અને ભ્રમો થાય છે, તેમનું અમારે કશું પ્રયોજન નથી. અમને તો આ સર્વ શાંત, સર્વના આદિરૂપ અને નિર્વિકાર એવા પરબ્રહ્મરૂપે જ ભાસે છે.[2] જેમ આકાશની અંદર મસલાં–મોવાળા આદિના જેવા આકારોની અને ગંધર્વનગર આદિની પ્રશાંત (આભાસરૂપ) સ્થિતિ હોય છે, તેમ ચિદાકાશની અંદર આ વિશાળ ત્રૈલોક્યનું ભાન થાય છે. વસ્તુતાએ જોતાં તે ચિદાકાશરૂપ છે.[3] જેમ આકાશની અંદર આકાશપણું રહેલ છે, પાષાણમાં પાષાણપણું રહ્યું હોય છે અને જળની અંદર જળભાવ રહ્યો હોય છે, તેમ ચિદેકરસ બ્રહ્મની અંદર જગતનો ભાવ રહ્યો છે.[4] અહંકાર આદિ સહિત આ જગતરૂપી દશ્ય દિશાઓમાં અને આકાશમાં અસંખ્યપણે વિસ્તારવાળું છે, છતાં પણ મહાચૈતન્યની અંદર શૂન્યતારૂપે જ રહેલ છે. તે શાંત ચિદાકાશરૂપ જ છે, એમ તમે સમજો.[5] વિમૂઢ થઈ રહેલા જીવને અપરિમિત (અનંત) ઉદયવાળા પરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ થાય છે, એટલે પછી આ સંસારરૂપી પિશાચ સ્ફુરતો છતાં પણ શમી જાય છે.[6] જેમ તરંગનો ભેદ જળની અંદર ગલિત થઈ જાય છે, તેમ જડ જેવો દેખાતાં છતાં જડ ભાવથી રહિત એવો તત્ત્વજ્ઞ પુરુષ વ્યવહારવાળો હોય તો પણ તેના ભેદનો ભ્રમ નિઃશેષ ગળી જાય છે.[7] આધ્યાત્મિક આદિ ત્રણ પ્રકારના તાપની ખાણરૂપ એવો અજ્ઞાનરૂપી સૂર્ય જ્યારે ક્યાંય જતો રહે છે, ત્યારે સંસારની સત્તારૂપી દિવસ અસ્તને પ્રાપ્ત થઈ જાય છે. તે જ મોક્ષસુખની વિશ્રાંતિના કારણરૂપ રાત્રિનો ઉદય સમજવો.[8] ભાવ–અભાવમાં, કાર્યોમાં, જરા–મરણમાં અને જન્મમાં જ્યાં સુધી પ્રારબ્ધનો વેગ રહે છે, ત્યાં સુધી તત્ત્વજ્ઞ જીવન્મુક્ત પુરુષ વ્યવહારના વિક્ષેપમાં રહે છે; છતાં તેનાથી લિપ્ત થતો નથી.[9] અહીં અવિદ્યા પણ નથી, ભ્રાંતિ પણ નથી, સુખનો ઉદય પણ નથી અને દુઃખ પણ નથી. વિદ્યા–અવિદ્યા, સુખ–દુઃખ, એ સર્વ નિર્મળ પરબ્રહ્મરૂપ જ છે.[10] આ સર્વ દશ્યનું સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે નિર્મળ બ્રહ્મરૂપ જ છે. આમ તત્ત્વવેત્તાની દૃષ્ટિમાં અજ્ઞાત એવી બ્રહ્મ સિવાય કાંઈ વસ્તુ જ નથી.[11] હું હવે પ્રબુદ્ધ થઈ ગયો છું અને મારી સર્વ પ્રકારની અજ્ઞાનદૃષ્ટિઓ શાંત થઈ ગઈ છે. તેથી હું આ ત્રણે લોકને શાંત અને સર્વત્ર સમાનતાથી રહેલ એવા ચિદાકાશરૂપ જ દેખું છું.[12] સારી રીતે ઓળખવામાં આવે, તો આ સર્વ કેવળ બ્રહ્મરૂપ જ છે. પ્રથમ મેં મારું સ્વરૂપ ઓળખ્યું ન હતું, તો પણ હું બ્રહ્મરૂપ જ હતો. હવે તો

× આ એકસોત્ર્યાણુમા સર્ગમાં શ્રીરામચંદ્રજી પ્રબોધને લીધે ક્ષણ વારમા અજ્ઞાનરૂપી નિદ્રાનો ક્ષય થઈ જવાથી સર્વ દ્વૈતપ્રપંચથી રહિત નિત્ય આત્મામાની સ્થિતિ થયા વિષે વર્ણન કરશે.

આત્મસ્વરૂપ ઓળખાયું છે અને હું તેમાં જ સ્થિર થઈ રહ્યો છું.[१५] જેમ આકાશ શૂન્યતાના, શ્યામતાના અને એકતાના અધિષ્ઠાનરૂપ છે, તેમ નિર્વિકાર અને આભાસથી પણ રહિત એવું બ્રહ્મ જ જ્ઞાન–અજ્ઞાન ઇત્યાદિ સર્વ વસ્તુરૂપ છે. હું જ્ઞાનને લીધે નિર્વાણરૂપ જ થઈ રહ્યો છું, નિઃશંક થઈ રહ્યો છું, નિષ્કામ થઈ રહ્યો છું, ચિત્તમાં નિર્વિક્ષેપ આત્મસુખને જ એકધારા પ્રવાહરૂપે ધારણ કરી રહ્યો છું અને નિરંતર યથાસ્થિત અનંત આત્મસ્વરૂપમાં જ હું સ્થિર થઈ રહ્યો છું. આમ પ્રબોધને પ્રાપ્ત થઈ ગયેલો હું સર્વના આત્મારૂપ બ્રહ્મની અંદર કેમ સ્થિતિ ન રાખું ? હું જ સર્વદા અનંત એવી સર્વ વસ્તુરૂપ છું અથવા કશારૂપ નથી, પરંતુ અત્યંત શાંત છું. આ સર્વ કાંઈ છે જ નહિ, સદ્રૂપ એક હું જ છું; અથવા તો દેશ–કાળ આદિ આધારની અપ્રસિદ્ધિને લીધે હું ક્યાંય પણ નથી. અહો ! આ કેવી આશ્ચર્યકારક શાંતિ છે ![१४-१६] જે કાંઈ જાણવા યોગ્ય હતું તે મેં જાણ્યું. બીજા અવિવેકીઓને દુષ્પ્રાપ એવું મોક્ષસુખ પણ મેં મેળવ્યું. આ સમસ્ત વસ્તુઓનો સમૂહ મારી દૃષ્ટિમાં બિલકુલ જ નથી. છેવટના સાક્ષાત્કાર વડે પ્રબોધને ઉત્પન્ન કરનારું આત્મસ્વરૂપ મને ઓળખાયું છે અને તેને વિશે જન્મ–મરણ આદિ દુઃખોનું નામ પણ નથી.[१७]

अधिगतमधिगम्यं प्राप्तमप्राप्तमन्यैर्गतमिदमलमस्तं वस्तुजातं समस्तम् । उदितमुदितबोधं तादृशं यत्र भूयोस्तमयसमुदयानां नाम नामापि नास्ति ॥ १७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'વિશ્રાંતિકથન' એ નામનો સર્ગ ૧૯૩ મો સમાપ્ત**





## સર્ગ ૧૯૪ મો*

### રામનું પોતાના જ્ઞાન અનુસાર ગુરુની પાસે કથન

॥ राम उवाच ॥

सर्वात्मसर्वभावेषु येन येन यदा यदा ।
यथा भाति स्वयं बोधस्तथानुभवति स्वयम् ॥१॥

રામ બોલ્યાઃ–સર્વે જીવોના સર્વે ભાવોને વિષે જ્યારે જ્યારે જે જે ભોગના નિમિત્ત વડે સ્વયંપ્રકાશ ચિદાત્મા જેવા જેવા વિવર્તને ધારણ કરી લે છે, તેવા તેવા વિવર્તને પોતે નાના પ્રકારના ભોક્તારૂપ જીવોને આકારે અનુભવે છે. જેમ સૂક્ષ્મ એવાં નાના પ્રકારનાં રત્નોનાં કિરણો એક જ ઘરમાં ભેગાં મળ્યા છતાં જુદાં જ રહે છે, તેમ એક જ નિરવયવ બ્રહ્મની અંદર અનંત એવી સૃષ્ટિઓ ભેગી મળ્યા છતાં જુદી જ રહે છે. કેમકે તે નિરવયવ બ્રહ્મની અંદર તાદાત્મ્યના અધ્યાસથી જ રહેલી છે.[१,२] જેમ એક જ ઘરની અંદર નાના પ્રકારનાં રત્નોનો ધાટો કિરણસમૂહ એકબીજાને સંકડાશ ન થાય તેમ પ્રવેશ કરે છે અને ગતિ કરે છે, તેમ એક જ પરમાત્માની અંદર પ્રત્યક્ષ અને પરોક્ષ એવો જગતરૂપી કિરણસમૂહ એકબીજાને પરસ્પર સંકડાશ ન થાય તેમ પ્રવેશ કરે છે અને ગતિ કરે છે.[३] જેમ પ્રકાશતા એવા અનેક દીવાઓનો અનુભવ કેટલાક દેખતા માણસોને થાય છે અને કેટલાક (આંધળા) માણસોને નથી પણ થતો, તેમ આ આત્મપ્રકાશ વડે પ્રકાશિત એવી અનેક સૃષ્ટિઓનો અનુભવ કેટલાકને (સમાન કર્મવાસના આદિને યોગે) પરસ્પર થાય છે અને કેટલાકને નથી પણ થતો.[४] જેમ તરંગોના ક્રીડા કરવાના સ્થાનરૂપ સમુદ્રને વિષે જળના પ્રત્યેક અવયવની

* આ એકસોચોરાણુમા સર્ગમાં આત્મતત્ત્વ વિષે, જગત્તત્ત્વ વિષે અને નિર્વાણસાધન વિષે શ્રીરામચંદ્રજી પોતાના બોધને અનુસરી ગુરુને નિવેદન કરશે.

અંદર લવણ આદિ રસ રહેલ હોય છે, તેમ આ જગતને વિષે પ્રત્યેક પરમાણુની અંદર બધો દૃશ્યપ્રપંચ રહ્યો છે. પરંતુ વસ્તુતાએ જોતાં સૃષ્ટિઓ પણ નથી અને તેનો ક્રમ પણ નથી.[૫] જેમ પ્રત્યેક જળના પરમાણુમાં જળપરમાણુનો રસ રહ્યો હોય છે, તેમ ચિદેકરસ પરમાત્માની અંદર સૃષ્ટિના આધારની પરંપરાઓ સર્વથા સર્વત્ર નિરંતર રહેલ છે. તેની સંખ્યા ગણવાને કોણ સમર્થ થઈ શકે?[૬] જેમ કોઈ સ્થળે કે કોઈ કાળે શબ્દભેદ વિના અવયવીથી અવયવીપણું ભિન્ન હોતું નથી, તેમ પરબ્રહ્મની અંદર કલ્પાયેલ સૃષ્ટિ શબ્દભેદ વિના તેનાથી જુદી નથી.[૭] એક જ આત્મા માયા વડે અનંતરૂપ થઈ જાય છે, તેથી તે જ પોતે જગતનું અધિષ્ઠાન છે. કારણના અભાવને લીધે તે ઉદય–અસ્તને પ્રાપ્ત થતો નથી.[૮] જેમ સૂર્યની પ્રભા ઘટ–પટ આદિના પ્રકાશને (ઉજાશને) ઉત્પન્ન કરે છે, તેમ સ્ફૂર્તિરૂપે પ્રકાશતી ચૈતન્યશક્તિ જાણવા યોગ્ય વસ્તુનું અખંડ જ્ઞાન ઉત્પન્ન કરે છે; આમ છતાં તે અકર્તા છે.[૯] સર્વ વસ્તુઓની તૃષ્ણાનો ક્ષય થઈ જાય છે એટલે તત્ત્વજ્ઞાન થાય છે. એ તત્ત્વજ્ઞાનથી દૃશ્ય બાધિત થઈ જાય છે અને તૃષ્ણાની સમાપ્તિ આવી જાય છે. આમ આત્મા પોતાની મેળે જ દેહ આદિ ક્ષણિક વસ્તુના તાદાત્મ્યના અધ્યાસથી રહિત થઈ જાય છે. આવી નિર્વિક્ષેપ સ્થિતિને જ સમાધિરૂપ અને નિર્વાણરૂપ કહેવામાં આવે છે.[૧૦] બુદ્ધિની જડ વૃત્તિ વડે બોધરૂપ આત્માનો બોધ (સાક્ષાત્કાર) થતો નથી. વળી આત્મા પોતે જ બોધરૂપ છે. તે બુદ્ધિ વડે જ બોધને પ્રાપ્ત થાય, એ વાત અસંભવિત હોવાથી બંધબેસતી નથી. વળી બોધરૂપ આત્મા પોતે જ કેમ બોધ્ય (પોતાના કર્મરૂપ) બને? એટલે તે પક્ષ પણ અઘટિત જેવો છે. એવો પ્રબુદ્ધ આત્મા પોતે જ બોધરૂપ છે અને અજ્ઞાનને યોગે તે સુષુપ્તિના જેવી અવસ્થામાં રહ્યો હોય છે. મધ્યાહ્ન સમયે જેમ બધું ઝાકળ ખસી જાય છે, એટલે સૂર્યનો તડકો બરાબર પ્રકાશે છે, તેમ અજ્ઞાનરૂપી ઝાકળ ખસી જાય છે, એટલે દેશ–કાળ આદિનો વસ્તુતાએ અભાવ છતાં તે પોતે પોતાની મેળે જ પ્રકાશી નીકળે છે. સર્વ લૌકિક અને પારલૌકિક કર્મફળની તૃષ્ણાથી રહિત થઈ ગયેલા અને પ્રબોધને લીધે શાંત ઇચ્છાવાળા થયેલા સત્પુરુષો ઇચ્છા કરતા નથી, તો પણ તેમને નિર્વાણની પ્રાપ્તિ થાય છે.[૧૧–૧૩] મોહરૂપી નિદ્રામાંથી જાગ્રત થયેલો, આત્મામાં જ આરૂઢ થઈ રહેલો ધ્યાનાવસ્થિત અને પોતાના શુદ્ધ સ્વભાવમાં જ કેવળ સ્થિર થઈ રહેલો તત્ત્વજ્ઞ પુરુષ કશું ગ્રહણ કરતો નથી તેમ કશાનો ત્યાગ પણ કરતો નથી.[૧૪] જીવન્મુક્ત પુરુષ મનના મનન વડે યુક્ત હોય છે, તો પણ તેને કર્મયોગમાં આસક્તિ હોતી નથી. આથી તે મનના મનનથી અને માનથી રહિત જેવો થઈ રહે છે અને સર્વને યથાસ્થિતપણે સાક્ષીરૂપે જોયા કરે છે. તે દીવાની પેઠે પ્રકાશ આપતો હોવા છતાં નિષ્ક્રિય છે. જીવન્મુક્ત પુરુષને સર્વત્ર સત્ય ચિન્માત્રતત્ત્વ જ સૃષ્ટિ–પ્રલય આદિરૂપ ભાસે છે. વ્યુત્થાનદશામાં ચિન્માત્રતત્ત્વ જ તેને વિશ્વરૂપ જણાય છે અને સમાધિદશામાં તેને તે બ્રહ્મરૂપ પ્રતીતિમાં આવે છે.[૧૫,૧૬] વ્યુત્થિત દશામાં કે સમાધિદશામાં રહ્યા છતાં જે પુરુષ ભેદભાવનાથી રહિત, બોધરૂપ અને સત્ય એવા સ્વરૂપાનુભવમાં જ સ્થિર થઈ રહે છે, તેમજ સર્વ દૃશ્યને ઉદાસીનપણાથી જુએ છે, તે જ શાંતિને મેળવે છે.[૧૭] જેમ આકાશની શૂન્યતા વિના બીજી કાંઈ જુદી સત્તા નથી, તેમ જગતના અનેક પદાર્થોના સમૂહની તેના વાસ્તવિક ચિન્માત્ર ભાવ વિના બીજી કશી વાસ્તવ સત્તા નથી.[૧૮] વિશાળ બોધવાળા તત્ત્વજ્ઞ પુરુષોને કેવળ અનંત બોધરૂપતા જ અવશેષ રહેલ અનુભવાય છે. તે બોધ પણ પોતાના સ્વરૂપમાં પરિણામને પ્રાપ્ત થઈ જઈને

અનર્થપણાને પ્રાપ્ત થાય છે.[૧૯] અત્યંત શાંત એવો જીવન્મુક્ત બ્રહ્મભાવમાં વિશ્રાંતિ પામે છે. એ પછી જે કાંઈ પરમસત્તા અવશેષ રહે છે કિંવા નથી રહેતી તે વાણી વડે વર્ણવી શકાય તેવી નથી.[૨૦] તે સત્તાસામાન્યની પરાકાષ્ઠા છે અને શુદ્ધ (નિરુપાધિક) ઈશ્વરચૈતન્યથી કાંઈ ભિન્ન નથી. વળી તે અને આ સૃષ્ટિ પણ તે જ સત્તારૂપ છે. આમ સર્વ શાંત એવા અવિનાશી પરબ્રહ્મરૂપ જ છે.[૨૧] સ્વચ્છ, શીતળ, જ્ઞાનરૂપ અને તૃષ્ણાથી રહિત એવા નિર્વાણપદનો અનુભવ કરવા માટે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ એ સત્તાસામાન્યને જ ઇચ્છે છે. શુદ્ધ એવું ચૈતન્ય જ સર્વત્ર સર્વથા સર્વ કાળમાં સર્વ પદાર્થોને આકારે રહેલ જ છે. તે નિત્ય છે અને તેનો નાશ સંભવતો નથી. આ સંસાર અનેક સંતાપોથી ભરપૂર છે અને નિર્વાણપદ અતિશીતળ છે. સંસાર અનુપમ દુઃખરૂપ છે, ત્યારે નિર્વાણપદ સર્વ દુઃખોને શાંત કરનારું હોવાથી અત્યંત શીતળ છે.[૨૨-૨૪] બહાર નહિ કોતરેલી છતાં શિલાની અંદર રહેલ પૂતળીઓ જેમ કારીગરની બુદ્ધિમાં સ્ફુરે છે, તેમ આ અખંડિત બ્રહ્મ પોતાના સ્વરૂપની અંદર જગતને વેષે સ્ફુરે છે. જેમ જળાશયની અંદર રહેલો તરંગોનો સમૂહ તેમાં સ્ફુર્યા કરે છે, તેમ અવિનાશી ચિદ્રૂપતત્ત્વ પોતે જ અન્નમય આદિ કોષમાં તથા બ્રહ્માંડમંડળની અંદર અનેક દશ્ય આદિને આકારે થઈ જઈ સ્ફુરિત થાય છે.[૨૫,૨૬] અજ્ઞાનરૂપ આવરણ વડે આત્મભાવ ઢંકાયેલ હોવાથી જડ જેવા બની ગયેલા, ચિદાકાશના જાણે કૃત્રિમ વેષ હોય તેવા જણાતા અને વિભક્ત નહિ છતાં વિભક્ત જેવા થઈ રહેલા, જે જે જીવોએ નિર્વિભાગ આત્માની ભોગ તથા મોક્ષ આદિના સંબંધમાં જેવી જેવી ભાવના ઘણા લાંબા કાળ સુધી દૃઢ અભિનિવેશથી કલ્પી લીધી હોય છે, તે તે જીવોને તેવી તેવી ભાવના પ્રમાણે અનુભવ થયો હોય છે.[૨૭,૨૮] જેમ સ્વપ્નમાંથી જાગી ગયેલા પુરુષને પોતાના બંધુનું સ્વપ્નમાં મૃત્યુ કે જીવન પ્રતીતિમાં આવે છે, તો પણ જાગ્યા પછી તેમાં તેને સત્યતાની પ્રતીતિ થતી નથી, તેમ તત્ત્વજ્ઞ પુરુષને દશ્યમાં સત્યપણાની ભ્રાંતિ થતી નથી.[૨૯] જે કાંઈ આ દશ્ય આદિ છે, તે સર્વ શાંત પરમાનંદમય પરબ્રહ્મરૂપ છે. આમ જો અંદર સમજવામાં આવે કે ભાવના કરવામાં આવે, તો પછી ભ્રમની ઉત્પત્તિ જ ક્યાંથી થાય? દેહના સંબંધથી અનુભવાતા ભોગો વિશે તથા તેના ઉપાયો વિશે જો યથાર્થ રીતે જ્ઞાનનો ઉદય થાય છે, તો સ્વપ્નની પેઠે જ વૈરાગ્ય થાય છે.[૩૦,૩૧] વૈરાગ્યથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને જ્ઞાનથી વૈરાગ્યની વૃદ્ધિ થાય છે. એ બન્ને ભીંત અને તેના પરના પ્રકાશની પેઠે પરસ્પર એકબીજાને ઉપકારી છે.[૩૨] જે જ્ઞાન વડે વૈરાગ્ય થાય તે જ ખરું જ્ઞાન છે. બાકી, જે વડે ધન, સ્ત્રી, પુત્ર આદિનો વધારો થતો રહે છે, તે તો જડતા જ વધી છે, એમ સમજવું.[૩૩] તૃષ્ણાથી રહિત થઈ જવું, તે જ ખરું જ્ઞાન છે. બાકી, જેમાં વિતૃષ્ણપણું (વૈરાગ્ય) નથી, તે પાંડિત્ય તો મૂર્ખતા જ છે.[૩૪] પરસ્પર વૃદ્ધિ પામેલાં જ્ઞાન અને વૈરાગ્ય વસ્તુતાએ અસત્ય જ છે. તેથી ચિત્રમાં આલેખેલ અગ્નિની પેઠે તે પોતાનું કાર્ય કરી શકતાં નથી; માટે તે નહિ જેવાં જ છે, એમ માનવાનું નથી; કેમકે જ્ઞાનની તથા વૈરાગ્યની નિરતિશય સંપત્તિ એ જ મોક્ષ કહેવાય છે અને તેવા અનંત શાંતપદમાં સ્થિતિ રાખનાર પુરુષને પછી શોક કરવાનો સમય આવતો નથી.[૩૫,૩૬] જે કાંઈ જાણવાનું હતું તે સર્વ જાણ્યું, જે છોડવાનું હતું તે છોડ્યું, જે કરવાનું હતું તે કર્યું અને જે જોવાનું હતું તે સર્વ જોયું. જે કાંઈ છે, તે સર્વ શાંત, આદિરૂપ અને નિર્વિકાર એવા પરબ્રહ્મરૂપ જ છે.[૩૭] આત્મારામ, (પોતાના આત્મામાં જ રમી રહેલ) શાંત, તૃષ્ણાથી રહિત અને

નિરહંકાર એવા જીવન્મુક્ત પુરુષની સ્થિતિ આકાશના જેવી નિર્મળ તથા નિઃસંકલ્પ છે.[૩૮] જેમ કોઈ પાંજરામાં પુરાયેલો સિંહ ઊભો થઈને પોતાના પુરુષાર્થથી પાંજરાને તોડી નાખે છે, તેમ હજારોમાંથી કોઈ પરાક્રમી વિરલ નર જ જાગ્રત થઈ જઈને વાસનાઓની સમૂહરૂપી જાળને તોડી નાખે છે.[૩૯] જેમ શરદઋતુમાં વાદળાં પોતાની મેળે જ શમી જાય છે, તેમ આત્મપ્રકાશને પ્રાપ્ત થયેલો શુદ્ધ અને અંતરપ્રકાશવાળો તત્ત્વવેત્તા પુરુષ પોતાની મેળે જ શાંતિ પામે છે. જેણે જાણવાનું જાણી લીધું છે, જે સંકલ્પથી રહિત થઈ ગયો છે, જેનું હૃદય સંકલ્પોનું ઉલ્લંઘન કરી રહ્યું છે અને જે વાસનાથી પણ રહિત છે, એવો જીવન્મુક્ત પુરુષ પવનની પેઠે નિઃસંગપણે વ્યવહાર કર્યા કરે છે; અથવા તો વ્યવહાર ન કરતાં સમાધિમાં જ વિશ્રાંત થઈ રહે છે.[૪૦,૪૧] વસ્તુમાત્રમાં રહેલા શુદ્ધ તત્ત્વનું મનન કરવાથી આ સર્વ દૃશ્ય ભ્રાંતિમાત્ર છે એવો જ સ્થિર નિશ્ચય થાય છે, એ નિશ્ચયપૂર્વક સર્વત્ર આકાશની પેઠે નિર્લેપ રહેવું અને વાસનાથી રહિત એવી સ્થિતિ રાખવી એ જ મોક્ષદશાની સ્થિતિ છે.[૪૦] શુદ્ધ અંતઃકરણવાળા પુરુષને વિષે વાસનાક્ષયનો ઉદય થાય છે, આ સર્વ બ્રહ્મરૂપ છે એમ સમજવામાં આવે છે અને નિર્વાણમાં જ સ્થિર બુદ્ધિ થઈ જાય છે, એટલે અનંત એવી 'મોક્ષ' નામથી ઓળખાતી ઉત્તમ શાંતિ પોતાની મેળે જ ઉદય પામે છે.[૪૩]

निर्वासने भाव उदारसत्त्वे ब्रह्माखिलं दृश्यमिति प्रबुद्धे । स्थिरैकनिर्वाणमतावनन्तो मोक्षाभिधानः प्रशमोऽभ्युदेति ॥ ४३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'રામવિશ્રાંત્યુપગમ' એ નામનો સર્ગ ૧૯૪ મો સમાપ્ત**



## સર્ગ ૧૯૫ મો*

### જીવન્મુક્ત દશામાં સ્થિર થવા વિષે

॥ वसिष्ठ उवाच ॥

अहो नु संप्रबुद्धोऽसि राघवाघविघातिनी ।
वागियं तव संपन्ना प्रबुद्धेष्वपहासिनी ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—અહો રામચંદ્રજી! હવે તમે પ્રબુદ્ધ થયા છો. આ તમારી વાણી અવિવેકી પુરુષોનાં પાપોને દૂર કરનારી છે, તેમજ પ્રબુદ્ધ પુરુષોને હર્ષ ઉપજાવી કાંઈક આનંદપૂર્વક હાસ્ય ઉત્પન્ન કરનારી છે.[૧] આ જગત અસત્ય જ છે, છતાં ભાસ્યા કરે છે. સંકલ્પનો ક્ષય થતાં તે શાંત થઈ જાય છે. એ જ શાંતિ છે, નિર્વાણ પણ એ જ છે અને ખરો પરમાર્થ પણ એ જ છે.[૨] કલ્પના અને અકલ્પના (નિર્વિકલ્પભાવ) એ બન્ને પરબ્રહ્મનાં જ રૂપ છે, બીજાનાં નથી. જેમ પવનમાં ચપળતા અને સ્થિરતા બન્ને રહ્યાં હોય છે, તેમ તે બન્ને બ્રહ્મની અંદર રહેલ છે. તો તેમાં દ્વિત્વ–એકત્વ વળી ક્યાંથી હોય?[૩] શાંતિમાં (સમાધિમાં) અથવા વ્યવહારમાં પ્રબુદ્ધ પુરુષની શિલાના ગર્ભની પેઠે જે નિર્વિક્ષેપ સ્થિતિ રહે છે, તે જ નિર્મળ મુક્તતા કહેવાય છે.[૪] હે રામચંદ્રજી! અમે સમાધિમાં અને વ્યવહારમાં એ જ નિષ્પાપ પદમાં રહીને આ જ પ્રમાણે સમાનતાથી રહ્યા કરીએ છીએ.[૫] વ્યવહારમાં રહ્યા છતાં પણ શાંત અને પ્રબુદ્ધ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ જીવન્મુક્તો પણ નિરંતર એ જ પદમાં સ્થિત થઈ રહેલ છે.[૬] અમે શિલાના ગર્ભની પેઠે નિર્વિક્ષેપ સ્થિતિમાં છીએ અને પ્રબુદ્ધ છીએ. અમારી એ નિર્વિકાર સ્થિતિનું અવલંબન કરી તમે પણ આજથી એ જીવન્મુક્તિમાં પૂર્ણ

* આ એકસોપંચાણુમા સર્ગમાં શ્રીરામચંદ્રજી કે જે પોતે પ્રબોધને પ્રાપ્ત થઈ ગયેલ છે, તેમનાં ઉત્તમ વચનો સાંભળી, તેમની પ્રશંસા કરી, પાછી પરીક્ષા કરવા માટે ગુરુ વસિષ્ઠજી કેટલાક પ્રશ્નો પૂછશે અને શ્રીરામચંદ્રજી તેનું સમાધાન કરશે.

સ્થિરતાને પ્રાપ્ત થઈને રહો.[૭]

**રામ બોલ્યાઃ**–આ જગત મિથ્યા છે. તે બ્રહ્મની અંદર ઉત્પન્ન થયેલ જ નથી. તેની જુદી સત્તા નથી. તે આરંભથી રહિત અને નિરાકાર છે, છતાં તે (અનિર્વચનીય માયા વડે) ભાસ્યા કરે છે.[૮] તે ઝાંઝવાના જળની પેઠે કેવળ મિથ્યા ભ્રમરૂપ છે. તરંગ અને ચકરીઓના પાણીમાં થનારા કંપની પેઠે તે કંપ્યા કરે છે. સુવર્ણમાં ભિન્નરૂપે ભાસતાં કંકણ આદિ આભૂષણોની પેઠે તે બ્રહ્મમાં અજ્ઞાનથી જ ભિન્નરૂપે ભાસે છે. સ્વપ્નમાં તથા સંકલ્પસૃષ્ટિમાં ખડા થઈ ગયેલા પર્વતની પેઠે તે મનોમય તથા આભાસરૂપ છે.[૯]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જો તમે બરાબર પ્રબોધને પ્રાપ્ત થઈ ગયા હો, તો હું તમને આ પૂછું છું. તમે તમારા પોતાના બોધની વૃદ્ધિને માટે મારા સંશયને દૂર કરો.[૧૦] આમ, આ જગતરૂપી આભાસ નિત્ય અનુભવમાં આવતાં છતાં, અતિ સ્પષ્ટપણે દેખાતાં છતાં અને પ્રત્યક્ષ હોવાથી માથે ચઢાવી લેવો પડે એવો હોવા છતાં કેમ નથી (કેમ મિથ્યા છે)?[૧૧]

**રામ બોલ્યાઃ**–આ પ્રપંચ કોઈ પણ દેશ–કાળમાં થયેલ જ નથી; અને તેને લીધે વંધ્યાના પુત્ર જેવા આ મિથ્યા પ્રપંચની સત્તા ભ્રમરૂપ જ છે.[૧૨] આ જગતરૂપી ભ્રાંતિનું કયું કારણ છે કે તેથી તે ઉત્પન્ન થાય? ક્યાંય પણ કારણ વિના કાર્ય સંભવતું નથી.[૧૩] નિર્વિકાર, અજર અને અમર તત્ત્વ ક્યાંય પણ, કોઈ પ્રકારે, કશાનું કારણ સંભવતું નથી. વળી, પૂર્વાવસ્થાનો ક્ષય થયા સિવાય બીજું કાંઈ વિકારવાળું અહીં પ્રસિદ્ધરૂપે જણાતું નથી.[૧૪] નામ–રૂપથી રહિત બ્રહ્મ જ માયાના યોગથી વિવર્તરૂપે જગતના કારણરૂપ છે, એમ માનવામાં આવે, તો પછી જગતનાં નામ–રૂપોની પ્રતીતિ ક્યાં યથાર્થરૂપે રહી? અને શી રીતે તથા કોને તે સત્યરૂપ ભાસે?[૧૫] તેથી અવર્ણ્ય એવા શાંત પરમપદની અંદર હિરણ્યગર્ભ એવા નામનું પ્રથમ ચૈતન્ય કેટલાક ઘણા લાંબા (બે પરાર્ધ) કાળ સુધી વિવર્તરૂપે આતિવાહિક દેહને ધારણ કરે છે અને તે જ જગતની ભ્રાંતિનો છેવટ વિષય હોય એમ લાગે છે.[૧૬] જેમ આપ સ્વપ્નની અંદર એક ક્ષણને સંવત્સરરૂપ અનુભવો છો, તેમ પ્રથમ ચૈતન્ય (હિરણ્યગર્ભ) એક ક્ષણની અંદર સંવત્સર આદિ કાળના ભ્રમને અનુભવે છે; તેમજ તેની અંદર પછી કાકતાલીયની પેઠે ચંદ્ર, સૂર્ય આદિને પણ દેખે છે. જેનું શરીર સંકલ્પોથી બંધાય છે, તેના આદિ-ચૈતન્ય (હિરણ્યગર્ભ)ને આ જગત પોતાની મેળે દેશ–કાળ–ક્રિયા આદિ સાથે ચિદાકાશની અંદર અત્યંત સ્ફુટરૂપે ભાસ્યા કરે છે.[૧૮] પછી તે મિથ્યારૂપે ખડાં થઈ ગયેલ જગતની અંદર તે મિથ્યાપુરુષ મિથ્યારૂપે જ તેની ક્રિયાઓ કરે છે અને પરિવર્તન પામ્યા કરે છે.[૧૯] તે પોતેજ વ્યષ્ટિજીવરૂપ બનીને નીચેના લોકમાંથી ઉપરના લોકમાં જાય છે અને ઉપરના લોકમાંથી નીચેના લોકમાં આવે છે. કાકતાલીયની પેઠે તેના સંકલ્પની પ્રથમ પ્રમાણે આજપર્યંત જો એક જ સ્થિતિ રહી હોત, તો કલ્પિત એવાં અનંત સાધનોવાળા પદાર્થોના અનર્થોનો સંભ્રમ પણ તેજ પ્રમાણે સ્થિતિને ધારણ કરી રહ્યો હોત.[૨૧] શિલા કામિનીરૂપ થઈ જઈને વંધ્યાપુત્રરૂપી પોતાના પતિના કપાળમાં આકાશના ચૂર્ણ વડે તિલક કરે છે અને અત્યંત શોભાને ઉત્પન્ન કરે છે, એ વાત જેમ મિથ્યા છે, તેમ આ જગત પણ મિથ્યા છે. એ જગત કેવળ વિકલ્પમાત્ર જ ખડું થઈ ગયેલ છે.[૨૨] અથવા અધિષ્ઠાનદૃષ્ટિથી જોઈએ તો આ સત્ય જ છે. કેમકે મિથ્યાપણું વળી તેમાં ક્યાંથી હોય? અથવા તો તેનું મિથ્યાપણું પણ નથી અને સત્યપણું પણ નથી; પરંતુ જન્મ આદિ વિકારથી રહિત પરમતત્ત્વ જ અનિર્વચનીયપણે સર્વરૂપ થઈ રહેલ છે.[૨૩] આ જગત આકાશના ગર્ભ જેવું સ્વચ્છ છે, શિલાના ગર્ભ જેવું

એકરસ છે, પાષાણમૌનના જેવું શાંત નિર્વિકલ્પ છે અને બ્રહ્મરૂપ હોવાથી અવિનાશી છે.[૨૪] વિરાટરૂપ આતિવાહિક દેહ ચિન્માત્ર છે. છતાં ચિદાત્માના સર્વાત્મભાવ વિષેના માયિક સંકલ્પથી તે સર્વને આકારે થઈ રહેલ છે. તેની અંદર ભાવનાના બળથી ચિદાકાશના વિવર્તરૂપે જે કાંઈ સ્ફૂર્તિ ઊઠે છે, તે જ જગતરૂપે ભાસે છે. આમ શાંત, અત્યંત સમાનપણે સર્વત્ર વિસ્તરી રહેલ, અનાદિ અને અનંત એવું ચિદાકાશ જ છે. અહીં જગતની વાત જ ક્યાં છે? જેમ જળની અંદર તરંગોના ઊછળવાથી તથા બેસી જવાથી જળના સ્વભાવમાં કાંઈ ફેરફાર થતો નથી, તેમ જ પરબ્રહ્મની અંદર જુદા જણાતા ભાવ-અભાવ વડે કાંઈ તેના પોતાના સ્વરૂપમાં ફેરફાર થતો નથી. જળની અંદર જેમ જળબિંદુ એકરસપણે મળી જાય છે, તેમ એ શુદ્ધ પરમપદની અંદર ભૂત-ભવિષ્યને જાણનાર કેટલાક વિવેકી પુરુષો એકરસપણે લીન થઈ જાય છે.[૨૫-૨૮] જાણે પરબ્રહ્મનો કોઈ વેષ હોય, અથવા કાર્ય હોય, અથવા કોઈ અવયવ હોય, તેમ આ જગત બ્રહ્મની અંદર ભાસે છે. એ નિર્મળ શાંતપદની અંદર જગત કે તેની ક્રિયાઓ સંભવતાં નથી.[૨૯] સ્વપ્નનું સ્વપ્નપણું જણાયા પછી, દૃશ્યનું બ્રહ્મપણું જણાયા પછી અને ઝાંઝવાના જળનું ઊખરમાત્રપણું જણાયા પછી કોણ તેમાં સત્યપણાની ભાવના બાંધે?[૩૦] બ્રાહ્મણ જેમ મદ્યના માધુર્યને જાણતો નથી, તેમ જ અવિવેકી પુરુષ જીવન્મુક્ત પુરુષના પરમાર્થવસ્તુ સંબંધી ચમત્કારને અંતઃકરણમાં અનુભવ થયા વિના જાણી શકતો નથી. પ્રબુદ્ધ પુરુષ પરમાર્થરૂપ ચમત્કારને પોતાની અંદર અનુભવે છે, પણ તે બીજા અપવિત્ર પ્રપંચના ભોગરસને જાણતો નથી.[૩૧] મનુષ્ય જો પોતાના બહિર્મુખ થયેલા મનને રોકી રોકીને તેને સમાધિમાં સ્થિર કરે છે અને જો આત્માના ...નું અવલોકન કરે છે, તો તે શાંત અને નિત્યમુક્ત એવા સ્વરૂપમાં સ્થિર થઈ રહે છે.[૩૨]

વસિષ્ઠ બોલ્યાઃ—બીજાંકુરની પેઠે દશ્ય કારણરૂપ એવા બ્રહ્મની અંદર રહેલ છે. તો સૃષ્ટિ આદિની સત્તા અહીં શા માટે ન ઘટે?[૩૩]

રામ બોલ્યાઃ—અંકુર બીજની અંદર અંકુરરૂપે રહેલો જોવામાં આવતો નથી, પણ બીજની અંદર તેની જે સૂક્ષ્મ સત્તા રહી છે, તે તો બીજરૂપ જ છે.[૩૪] બ્રહ્મની અંદર જગત તો જગતરૂપે જ પ્રતીતિમાં આવે છે, તેથી બીજાંકુરનું દૃષ્ટાંત અહીં અસંગત છે. વળી સર્વદા (પ્રલયકાળ આદિમાં પણ) તે આવું જ રહેતું હોય, તો તે બ્રહ્મરૂપ જ છે; કેમકે બ્રહ્મ અવિકારી છે.[૩૫] નિર્વિકાર વસ્તુમાંથી સવિકાર વસ્તુ અને નિરાકાર વસ્તુમાંથી સાકાર વસ્તુ પ્રકટરૂપે ઉદય પામે, એવું ક્યાંય અમે દીઠું કે સાંભળ્યું નથી જ.[૩૬] જેમ એક પરમાણુની અંદર અનેક મેરુઓની સ્થિતિ અસંભવિત છે, તેમ નિરાકાર પરબ્રહ્મની અંદર આ સાકાર દૃશ્યની સ્થિતિ સંભવતી નથી.[૩૭] સંપુટમાં જેમ રત્ન રહે છે, તેમ નિરાકાર બ્રહ્મની અંદર આ મહદ્ આકારવાળું જગત રહ્યું છે, એ વાત ઉન્મત્તના વચન જેવી છે.[૩૮] શાંત એવું પરબ્રહ્મ આ સાકાર દૃશ્યનો આધાર છે, એ વાત પણ ઘટતી નથી; કેમકે સાકાર વસ્તુનું અવિનાશીપણું ક્યાં દેખાય છે?[૩૯] અપૂર્વ અને સ્વપ્નની પેઠે રૂઢ થઈ રહેલા આકારોને લીધે બોધમય બુદ્ધિ જ ક્ષણિક આકારને ધારણ કરી લે છે, એવી બૌદ્ધોની કલ્પના પણ અહીં ઘટતી નથી. સૃષ્ટિનો જે અનુભવ થાય છે એ કોઈ અપૂર્વ (લોકોત્તર) સ્વપ્ન છે; કેમકે તેમાં પ્રથમ નહિ અનુભવેલ વસ્તુ પણ અનુભવમાં આવે છે અને સ્વપ્નમાં તો જાગ્રતમાં અનુભવેલ અર્થ જ સંસ્કારરૂપે અંતઃકરણમાં રહી અભ્યસ્ત વિષયની પેઠે દેખાય છે.[૪૦-૪૧] જાગ્રત છે તે જ સ્વપ્ન છે, એ વાત પણ અહીં ઘટતી નથી; કેમકે જો તેમ હોય, તો સ્વપ્નમાં મરી ગયેલો અને સ્મશાનમાં લઈ જઈ

બાળી નાખેલો પુરુષ પ્રાતઃકાળમાં કેમ જોવામાં આવે છે !૪૨ સ્થૂલશરીરથી રહિત થયેલને સ્વપ્ન જોવામાં આવતું નથી; માટે અશરીર એવા આત્મામાં સ્વપ્ન આદિ અવસ્થાનો આરોપ કરવો અઘટિત છે. એવી વાત પણ કાંઈ યોગ્ય નથી; કેમકે પિશાચ આદિ સંભવે છે અને તેની સ્વપ્નવત્ સ્થિતિ પણ અનુભવમાં આવે છે.૪૩ આ સ્વપ્નના જેવો આભાસ ચિદાત્માની અંદર વિવર્તરૂપે રહેલ છે. નિરાકાર પરમાત્મા પોતાના વિવર્તરૂપે પ્રસરી રહેલા સૃષ્ટિ આદિ નાના પ્રકારના આકારથી રહ્યા છે.૪૪ સ્વપ્નમાં આત્માની અંદર સાક્ષીચૈતન્ય જ શૈલ આદિરૂપે વિવર્તભાવથી થઈ રહે છે, તેમ પરમાત્મામાં વિવર્તરૂપે જગતની સ્થિતિ છે. પ્રત્યેક ચૈતન્ય સર્વ બંધથી રહિત બ્રહ્મરૂપ જ છે અને સ્વપ્નતુલ્ય આ પ્રપંચ અજ્ઞાનથી જ થયેલ છે, એવો સિદ્ધાંત દઢ સમજાઈ જાય તેમજ વાસ્તવ આત્મસ્વરૂપ ઓળખાઈ જાય, એટલે જગતનું અસ્તિત્વ કે નાસ્તિત્વ (ભાવ કે અભાવ) એ કશું અનુભવાતું નથી; ત્યારે અનુભવ કરનાર કે અનુભવનો ક્રમ એ પણ કાંઈ જણાતું નથી. પ્રબુદ્ધ અવસ્થામાં તો કશાનો અનુભવ જ થતો નથી અને અપ્રબુદ્ધ દશામાં પણ આ સર્વ અનિર્વચનીયરૂપ પ્રતીતિમાં આવે છે. તે પોતાના અનુભવ વડે જણાય છે અને સદ્રૂપ તથા અસદ્રૂપ ભાસે છે.૪૫-૪૭ સર્વશક્તિમાન પરમતત્ત્વની અંદર ભાવો અભાવરૂપે અને અભાવો ભાવરૂપે સર્વથા સર્વદા ભાસતા રહે છે.૪૮ બ્રહ્મ બ્રહ્મની અંદર જગતને આકારે વૃદ્ધિ પામે છે અને ચિદાકાશ ચિદાકાશની અંદર જગતરૂપે વિસ્તાર પામે છે; પણ વસ્તુતાએ જોતાં ચિદાકાશમાં જગતને આકારે વૃદ્ધિ થવી સંભવતી જ નથી.૪૯ આ હું અને દ્રષ્ટા, દશ્ય તથા દર્શનરૂપે દેખાતો આ દશ્યભ્રમ શાંત ચિદાકાશનો જ વિસ્તાર છે; તેમાં ભીંત આદિ સ્થૂલ આકાર સંભવતો નથી.૫૦ જેમ પોતાનું કલ્પેલું સંકલ્પનગર સત્ય નથી, તેમ જ તેમાંનું ભીંત આદિ પણ કાંઈ સત્ય હોતું નથી. તેજ પ્રમાણે આ જગત વિષે સમજવાનું છે. માત્ર એક નિર્વિકાર શાંત પરબ્રહ્મ સત્ય છે.૫૧ આ સર્વ અખંડિત, પૂર્ણ, પરમશાંત, નિર્વિકલ્પ, નિરાભાસ, અનાદિ, અનંત અને સ્ફૂર્તિથી રહિત એવો બ્રહ્મરૂપ જ છે.૫૨ મારું પોતાનું સ્વરૂપ જન્મ–મરણથી રહિત છે, શાંત છે, આદિ–અંત વિનાનું છે, ઉપાધિથી રહિત છે અને નિરાકાર છે, તેને મેં બરાબર ઓળખી લીધું છે.૫૩ જે જીવચૈતન્ય અંદર પ્રકાશી રહેલ છે, તે જ વાક્યભાવને પ્રાપ્ત થાય છે; કેમકે જે પૃથ્વીમાં લીન હોય તે જ અંકુરભાવને ધારણ કરે છે.૫૪ હું શુદ્ધ જ્ઞાનમય એક આત્મારૂપ છું અને દ્વિત્વ–એકત્વ આદિથી રહિત છું, તે હું દ્વિત્વ–એકત્વ આદિની કાંઈ પણ કલ્પનાને બિલકુલ સમજતો જ નથી. આ સર્વ પુરુષો જીવતાં છતાં મારી દૃષ્ટિમાં બ્રહ્મમાત્ર હોવાથી નિત્યમુક્ત છે, મૌનવાળા છે, સર્વ આરંભથી રહિત છે અને આકાશમાં રહેલા શૂન્યભાવની પેઠે તે બ્રહ્મમાં અભિન્નરૂપે રહ્યા છે.૫૫,૫૬ જગત ત્વચા આદિ ઇન્દ્રિયો વડે અનુભવમાં આવે છે, તેથી મોટા આરંભવાળું જણાય છે અને વિલક્ષણ છે. આમ છતાં પણ ભીંતમાં આલેખેલ ચિત્રની પેઠે તે આભાસમાત્ર છે, મનોરાજ્યની પેઠે ખડું થઈ ગયેલ છે અને અનિર્વચનીય છે.૫૭ તે પર્વતમાંથી કોતરેલી પ્રતિમાના જેવું છે. જાણે કોઈ કથામાં વર્ણન કરાતું હોય, જાણે આકાશની અંદર શંબરાસુરની રચેલી માયા હોય અને જાણે કોઈ સ્વપ્ન જ ખડું થઈ ગયું હોય, તેવું આ જગત છે.૫૮ સૃષ્ટિના આદિકાળમાં આ જગત સ્વપ્નની પેઠે જ અવલંબન વિના નિરવયવરૂપે ભાસે છે, તો પછી તેની સત્યતા કેવી હોય !૫૯ આ જગત અવિવેકીઓની દૃષ્ટિમાં સત્ય છે, વિવેકીની દૃષ્ટિમાં તે મિથ્યા છે, બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં તે બ્ર-

અને શાંત પુરુષની—અંદર ક્રમે કરી તે શાંત થઈ જઈ શૂન્યરૂપ જ પ્રતીતિમાં આવે છે.[૬૦] તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં સ્થાવર–જંગમ સહિત આ સર્વ ભાવો અને હું, તમે વગેરે સર્વ જગત ચિદાકાશરૂપ જ છે.[૬૧] હું ચિદાકાશરૂપ છું, તમે ચિદાકાશરૂપ છો, જગત ચિદાકાશરૂપ છે અને આકાશ પણ ચિદાકાશરૂપ છે; માટે તમે ચિદાકાશની સાથે એકતાને પ્રાપ્ત થઈ ચિદાકાશરૂપ બની જાઓ.[૬૨] તમે ચિદાકાશરૂપ થઈ ગયા છો તેથી પુરુષોમાં શ્રેષ્ઠ છો, તમે સ્વરૂપજ્ઞાન વડે આકાશના જેવા સર્વના આત્મારૂપ છો, તમે આકાશ જેવા નિર્વિકાર છો અને પૂર્ણ આનંદરૂપ એવા બ્રહ્મથી અભિન્ન છો. આમ સમજી હું તમને વંદન કરું છું[૬૩] આ જગત ચિદ્રૂપ હોવાથી ચિદાકાશમાંથી જ ઉત્પન્ન થાય છે તથા પાછું તેમાં જ તે લય પામી જાય છે. વળી તે કારણ વિના જ ખડું થઈ ગયેલ હોવાથી નિર્મળ ચિદાકાશરૂપ જ છે.[૬૪] સર્વ પદથી અતીત અને સર્વ શાસ્ત્રની યુક્તિઓનું પણ ઉલ્લંઘન કરી રહેલ એવા તે નિર્દ્વંદ્વપદનો આશ્રય કરી તમે પણ ચિદાકાશરૂપ જ થઈ રહ્યા છો.[૬૫] હું પણ નથી, જગત પણ નથી, હાથ–પગ આદિ અવયવો પણ નથી અને ઘટ–પટ આદિ પદાર્થો પણ નથી; પરંતુ સર્વ આકાશ જેવા સ્વચ્છ સૂક્ષ્મ ચિદાકાશરૂપ છે.[૬૬] આ જે મેં તમને સર્વ વસ્તુઓનો નિષેધ બતાવ્યો છે, તે તાર્કિક આદિ વાદીઓને નિંદા કરવા યોગ્ય જણાઈ રુચિ થશે નહિ; તો પણ આત્મજ્ઞાનને ઇચ્છનાર વિવેકી પરીક્ષકોની સભામાં આ વિચાર ઝળકી ઊઠે તેવો છે.[૬૭] સર્વ પદાર્થોનો નિષેધ છેવટ કાષ્ઠમૌન ઉત્પન્ન કરનાર છે, તેથી તેનો વિવાદ કરવામાં આવતો નથી; કેમકે વિવાદથી નિઃશેષ એવા આત્માનો પરિચય થતો નથી, એટલે તેમાંથી આત્મજ્ઞાન થવું સંભવિત નથી.[૬૮] જે પ્રત્યક્ષ આદિ પ્રમાણો વડે અગમ્ય છે, ચિહ્નથી રહિત છે અને પોતાના અનુભવ વડે જ જણાય તેવું છે, તે બ્રહ્મ વિવાદો વડે શી રીતે મળે?[૬૯] સર્વ શાસ્ત્રભેદના અર્થને ઉલ્લંઘી રહેલ, ચિહ્નથી રહિત, સ્વચ્છ, એક, જન્મ આદિ વિકારથી રહિત, અનુભવસ્વરૂપ, નામરૂપથી રહિત, સર્વના આદિરૂપ અને સંજ્ઞાઓની કલ્પનાથી પણ રહિત એવું શુદ્ધ એક ચિદાકાશ જ અહીં છે, બીજું કશું નથી; માટે તેમાં બીજા દૃશ્ય આદિ નિરુપયોગી મેલની શંકા રાખવાનું કાંઈ જ પ્રયોજન નથી.[૭૦]

**सर्वागमार्थसमतीतमचिह्नमच्छमाकाशमेकमजमाद्यमनामरूपम् । शुद्धं चिदात्मकमिहास्त्यनुभूतिमात्रं शांताभिधानकलनं मलशंकयालम् ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'બોધપ્રકાશીકરણ' એ નામનો સર્ગ ૧૯૫ મો સમાપ્ત**

## सर्ग १९६ मो*

### કાવડિયાઓનું આખ્યાન

॥ वाल्मीकिरुवाच ॥

**एवमुक्त्वा महाबुद्धे रामो राजीवलोचनः ।**
**मुहूर्तमात्रं विश्रम्य तूर्ष्णीं स्थित्वा परे पदे ॥१॥**

વાલ્મીકિ બોલ્યા:–હે મહાબુદ્ધિશાળી! કમળના જેવાં સુંદર નેત્રવાળા શ્રીરામચંદ્રજી ઉપર પ્રમાણે કહી, મુહૂર્તમાત્ર વિશ્રાંત થયા અને મૌનપણે પરમપદમાં સ્થિર થઈ ગયા. આમ, તે પરમ તૃપ્તિ પામ્યા અને પરમાત્મામાં વિશ્રાંતિ પામ્યા. હવે, તે પોતે સર્વ જાણતા હતા, છતાં લીલા વડે વસિષ્ઠ મુનિને ફરી વાર પૂછવા લાગ્યા.

રામ બોલ્યા:–સંશયરૂપી વાદળોને વિખેરી નાખવામાં શરદઋતુના જેવા હે મહાસમર્થ ભગવાન મુનીશ્વર! હમણાં મારા ચિત્તમાં આ

* આ એકસોછન્નુમા સર્ગમાં ગુરુ–શાસ્ત્ર આદિ ઉપાય વડે જે રીતે બ્રહ્મની પ્રાપ્તિ થાય, તે રીતે લાકડાની કાવડ ઉપાડનાર કાવડિયાના આખ્યાન વડે સંક્ષેપથી વર્ણન કરવામાં આવશે.

એક કોમળ સંશય ઉત્પન્ન થયો છે કે, સંસારરૂપી મહાસાગરમાંથી તારનારું આ મહાજ્ઞાન સમસ્ત વાગ્જાળનું ઉલ્લંઘન કરીને (વાણીથી બહાર) રહેલ છે.[૧-૪] હે માન આપનાર! આ જે સત્ય બ્રહ્મ નિશ્ચયથી ચિદ્રૂપ જ છે, તેના સ્વરૂપનું મોટા પુરુષો પણ વાણી વડે કથન કરી શકતા નથી.[૫] તે સર્વ સંકલ્પથી રહિત છે, પરમ જાણવા યોગ્ય આત્મસ્વરૂપ છે, માત્ર તુર્ય અવસ્થા વડે જ જણાય છે અને તે દુર્ગમપણાને પ્રાપ્ત થઈ રહેલ છે.[૬] એ નિર્વિકલ્પ બ્રહ્મ, પ્રતિયોગી,÷ વ્યવચ્છેદ અને સંખ્યા ઇત્યાદિ ભેદને ઇચ્છનાર પુરુષોને સવિકલ્પ તથા બોધ કરવાને અસમર્થ એવાં શાસ્ત્રોનાં વચનો વડે શી રીતે મળી શકે?[૭] શાસ્ત્રોમાં અનેક પ્રકારના દૃઢ વિકલ્પો અને શબ્દો આદિ રહેલ છે, એ શાસ્ત્રોથી કાંઈ જ્ઞાનનો લાભ થતો નથી; તો પછી અનેક વિકલ્પ આદિ ભ્રાંતિ-પરંપરામાં ભટકાવા માટે ગુરુ તથા શાસ્ત્ર આદિની કલ્પના શા સારુ કરવામાં આવે છે?[૮] હે વક્તાઓમાં શ્રેષ્ઠ મહારાજ! તત્ત્વજ્ઞાન થવામાં ગુરુ તથા શાસ્ત્ર આદિ કારણરૂપ છે કે નથી? આ વિષયમાં આપ એક નિશ્ચય કહો.[૯]

વસિષ્ઠ બોલ્યાઃ—હે મહાબાહુ! તમે કહો છો તેમ શાસ્ત્ર કાંઈ જ્ઞાનનું કારણ નથી; કેમકે શાસ્ત્ર અનેક પ્રકારની શબ્દરચનાઓ વડે રચાયેલ છે અને પરમપદ એવા નામથી રહિત છે.[૯,૧૦] છતાં, હે રામચંદ્રજી! એ શાસ્ત્રાદિ કેવી રીતે ઉત્તમ બોધ (જ્ઞાન)આપે છે, તે વિષે હું તમને સંક્ષેપથી કહું છું.[૧૧] કોઈએક ઠેકાણે ઘણા લાંબા કાળથી શૂદ્ર જાતિના દુર્ભાગી કાવડિયાઓ હતા. ગ્રીષ્મ-ઋતુ વડે જેમ જૂનાં ઝાડો સુકાઈ જાય છે, તેમ તેઓ દુઃખ વડે દૂબળા થઈ ગયા હતા.[૧૨] તેઓ અટળ ગરીબાઈમાં હતા, તેથી ફાટીતૂટી ગોદડીઓથી કામ ચલાવતા હતા. પરિણામે જેમ તળાવ ફાટી જતાં પાણી બહાર નીકળી જાય એટલે તેની અંદરનાં કમળો કરમાઈ જાય, તેમ તેમનાં મુખ અને હૃદય કરમાઈને દીન બની ગયાં હતાં.[૧૩] દરિદ્રતાથી સળગી રહેલા એ કાવડિયાઓ પોતાના જીવિતને માટે વિચાર કરવા લાગ્યા કે, 'કઈ યુક્તિથી આપણે પેટ ભરીએ?'[૧૪] એમ વિચાર કરી દૈવયોગે તેમણે નિર્ણય કર્યો કે, 'રોજ સાંજ સુધી મહેનત કરી લાકડાં મેળવવાં અને તેમનો ભારો વેચી આપણે આપણું પેટિયું કાઢવું.'[૧૫] આવો નિશ્ચય કરી તેઓ લાકડાં માટે જંગલમાં જવા માંડ્યા. કેમકે જે યુક્તિ વડે જીવિકા ચાલે છે, તે જ યુક્તિ આપત્કાળમાં શોભા આપે છે. એ પ્રમાણે તેઓ પ્રતિદિન જંગલમાં જઈ, લાકડાંઓ લાવી, તેને વેચી દેહનું પોષણ કરવા લાગ્યા અને દરરોજ જે અન્ન મળે તેથી નિર્વાહ કરવા લાગ્યા.[૧૬,૧૭] તેઓ જે વનની અંદર જતા હતા, તેની અંદર અનેક ગુપ્ત અને પ્રકટ રત્નો હતાં, તેમજ કાષ્ઠ, સુવર્ણ આદિ પણ હતાં.[૧૮] એ ભાર ઉપાડનારા કાવડિયાઓમાંથી કેટલાકને કેટલેક દિવસે તે વન-માંથી સુવર્ણોની અને રત્નોની પ્રાપ્તિ થઈ.[૧૯] હે માન આપનાર! ઘણા કાળથી શૂદ્ર તરીકે ઓળખાતા એ કાવડિયાઓમાંથી કેટલાક ચંદનનાં લાકડાંઓ વેચીને, કેટલાક પુષ્પો વેચીને અને કેટલાક તો ફળો વેચીને જીવવા લાગ્યા.[૨૦] કેટલાક ભાગ્યહીન મંદ બુદ્ધિવાળા કાવડિયાઓને કાંઈ પણ સારરૂપ મળતું નહોતું, તેથી તેઓ જંગલમાંથી ખરાબ લાકડાંઓ લાવી તે વેચી પોતાનો નિર્વાહ ચલાવવા મંડ્યા. તેમની આજીવિકાનું મુખ્ય સાધન જંગલની હેડીઓ જ હતી. લાકડાંઓને માટે જ ઉદ્યમ કરનાર એ કાવડિયાઓ જંગલમાં જતા હતા. તેમાંથી કેટલાક તો રત્ન આદિ પ્રાપ્ત થઈ જતાં તરત જ દરિદ્રતાના તાપથી રહિત થઈ ગયા.[૨૧,૨૨] એ પ્રમાણે નિરંતર મહાવનમાં જતા હતા, તેટલા

÷ અભાવ (यो यस्याभावः स तस्य प्रतियोगी। —ભાષાકાર.)

પ્રદેશમાંથી તેમને ચિંતામણિ નામનો મણિ જડી ગયો.[23] એ ચિંતામણિમાંથી તેમને સર્વ વૈભવની સમૃદ્ધિ પ્રાપ્ત થઈ અને તેઓ પરમ સુખી થઈ સુખપૂર્વક ત્યાં રહેવા લાગ્યા.[24] ઉત્તમ દેવતાઓ જેમ સ્વર્ગમાં સુખપૂર્વક રહે છે, તેમ લાકડાં માટે ઉદ્યમપરાયણ થઈ રહેલા તે કાવડિયાઓ, સર્વ અર્થ આપનારા તે ચિંતામણિને મેળવીને નિર્દ્વંદ્વ (ટાઢ-તડકો, ક્ષુધા-તૃષા આદિ દુઃખથી રહિત) થઈ સુખ ભોગવવા લાગ્યા.[25] આમ, એ કાવડિયાઓએ લાકડાં લાવવાના ધંધામાંથી ચિંતામણિને મેળવ્યો અને તેમને પરિપૂર્ણ રીતે ઉત્તમ ધનો સાંપડ્યાં. આથી તેઓ ભય, મોહ, ખેદ અને દુઃખ આદિથી મુક્ત થઈ ગયા અને તેઓ બુદ્ધિને આનંદમય બનાવીને તેમજ બીજી વસ્તુઓના લાભ-અલાભમાં સમાન રહીને સુખેથી પોતાનો સમય ગાળવા લાગ્યા.[26]

**सर्वार्थसारपरिपूर्णतया तया ते काष्ठोद्यमाधिगतसन्मणयो महान्तः। तिष्ठन्ति शान्तभयमोहविषाददुःखमानन्दमन्थरधियः समतामुपेताः**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'ચિંતામણિલાભ' એ નામનો સર્ગ ૧૯૬ મો સમાપ્ત**

## सर्ग १९७ मो×

### આત્મજ્ઞાનમાં ગુરુ અને શાસ્ત્ર ઉપયોગી છે

॥ राम उवाच ॥

**तथा कुरु मुनिश्रेष्ठ यथा चैवाधिकक्रमम्।**
**असंदेहमिमं सम्यगवगच्छामि मानद ॥ १ ॥**

રામ બોલ્યાઃ-હે માનદાતા! હે મુનિઓમાં શ્રેષ્ઠ! એ કાવડિયાઓની વાર્તાથી સૂચવવાના ક્રમને હું નિઃસંદેહપણે જે પ્રમાણે જાણું તે પ્રમાણે આપ કરો.[1]

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી! ઉપરની કથામાં મેં જે કાવડિયાઓ કહ્યા, તે આ પૃથ્વીની અંદરનાં મનુષ્યો સમજવાં. મેં કાવડિયાઓનું જે દરિદ્રતા સંબંધી દુઃખ કહ્યું, તે અજ્ઞાન અને તેથી થતા ત્રણ પ્રકારના તાપો છે.[2] જેને મેં મોટું જંગલ કહ્યું, તે ગુરુ અને શાસ્ત્રક્રમ આદિ સમજવું. તેઓ ઉદરભરણને અર્થે ઉદ્યમમાં પ્રવૃત્ત થયા એમ જે મેં કહ્યું, તે ભોગની ઇચ્છા રાખનારાં મનુષ્યો સમજવાં.[3] 'મને નિરંતર ભોગોના સમૂહો જ પ્રાપ્ત થાઓ' એમ કૃપણ બની જઈ મનુષ્ય બીજાં કાર્યોની અપેક્ષા રાખતા નથી અને શાસ્ત્ર આદિમાં પ્રવૃત્તિ થાય છે.[4] જો કે મનુષ્ય શાસ્ત્ર આદિમાં પણ ભોગને માટે પ્રવૃત્તિ કરે છે, તો પણ છેવટ શાસ્ત્રના રહસ્યને સમજી લઈ તે પરવશ છતાં પણ મોક્ષરૂપી આદ્યપદને પ્રાપ્ત થાય છે.[5] જેમ કોઈ સાર-અસાર શોધનાર વિવેકી કાવડિયાએ લાકડાંને માટે ઉદ્યોગ કર્યા છતાં મણિ મેળવ્યો, તેમ ભોગને અર્થે શાસ્ત્ર ગ્રહણ કરતાં છતાં કોઈ વિવેકી પુરુષ પરમપદને પામે છે.[6] કોઈક તો શાસ્ત્ર અને વિચાર વડે શું થાય, એવા સંદેહભર્યા કુતૂહલથી શાસ્ત્ર આદિમાં પ્રવૃત્ત થાય છે અને પછી ઉત્તમ પદને મેળવે છે.[7] ઉત્તમ તત્ત્વરૂપ અર્થ અનુભવમાં નહિ આવવાથી, કેટલાંક મનુષ્યો સંદેહને લીધે વિષયભોગને માટે જ શાસ્ત્ર આદિમાં પ્રવૃત્ત થાય છે અને પછી છેવટે તે શુદ્ધ પદને પામે છે.[8] કાવડિયાઓ જેમ લાકડાં લેવા માટે જંગલમાં જતા હતા, છતાં કોઈ જુદા જ ચિંતામણિનો તેમને અપૂર્વ લાભ મળ્યો, તેમ લોકો પોતાની વાસના અનુસાર શાસ્ત્ર દ્વારા અન્યથા (જુદા જ ફળની આશાથી) પ્રવૃત્તિ કરે છે; અને તેમને તેમાંથી નિરતિશય મોક્ષસુખરૂપ એવું કાંઈક બીજું જ ફળ મળે છે.[9] જે સ્વાભાવિક રીતે જ નિરંતર પરોપકારમાં પ્રવૃત્ત રહે છે, તે સાધુ (સત્પુરુષ) કહે-

× આ એકસોસત્તાણમા સર્ગમાં કાવડિયાના આખ્યાનના તાત્પર્યનું વિવરણ કરવાના ક્રમથી, જ્ઞાનમાં ગુરુ-શાસ્ત્ર આદિનું હેતુપણું વર્ણવાશે.

વાય છે અને સર્વ લોકોમાં તેની ચેષ્ટા જ પ્રમાણરૂપ બને છે.[૧૦] તત્ત્વને ન જાણનારા લોકો યોગોની પ્રાપ્તિ થવાની બાબતમાં સંદેહયુક્ત હોય છે, તેથી તેમને શાસ્ત્રના ફળ વિશે શંકા રહે છે. છતાં તેઓ સત્પુરુષોના આચારને લીધે શાસ્ત્ર આદિમાં પ્રવૃત્ત થાય છે.[૧૧] જેમ કાવડિયાઓ લાકડાં માટે જંગલમાં જતા હતા, છતાં પણ તેમને વનમાંથી ચિંતામણિનો લાભ થયો, તેમ મનુષ્ય શાસ્ત્ર આદિમાં ભોગને માટે પ્રવૃત્તિ કરે, તો પણ તેમને ભોગ તથા મોક્ષ એ બન્ને મળે છે. જેમ કેટલાએક કાવડિયાઓને વનમાંથી ચંદનનાં લાકડાંઓનો, કેટલાકને ચિંતામણિ નામના મણિનો અને કેટલાકને સામાન્ય રત્નોનો લાભ થયો, તેમ આ સંસારને વિશે પણ શાસ્ત્રમાંથી કેટલાક મનુષ્યોને ભોગનો લાભ, કેટલાકને અર્થનો લાભ, કેટલાકને ધર્મનો લાભ, કેટલાકને ત્રિવર્ગનો (ત્રણેનો) લાભ, કેટલાકને મોક્ષનો લાભ અને કેટલાકને એ સર્વનો (ચારે પુરુષાર્થનો) લાભ મળે છે.[૧૨–૧૪] હે રામચંદ્રજી! ત્રિવર્ગનો (ધર્મ, અર્થ અને કામનો) ઉપદેશ તો શાસ્ત્ર આદિમાં છે, પરંતુ બ્રહ્મની પ્રાપ્તિ વાણીથી અગોચર છે; માટે તેનો ઉપદેશ બ્રહ્મનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં પણ નથી.[૧૫] જેમ વસંત આદિ ઋતુની શોભા, તે તે ઋતુમાં ઉત્પન્ન થનાર ફળ, પુષ્પો આદિ વડે સૂચિત થાય છે, તેમ સર્વ વાક્યાર્થો વડે માત્ર બ્રહ્મનો બોધ જ સૂચિત થાય છે, પરંતુ તેનું યથાર્થ જ્ઞાન તો પોતાના અનુભવ વડે જ પ્રાપ્ત થાય છે.[૧૬] જેમ મણિ, દર્પણ તથા ચંદ્ર આદિ સર્વના સૌંદર્યને ઉલ્લંઘી રહેલું લાવણ્ય સ્ત્રીરૂપી રત્નની અંદર અનિર્વચનીયરૂપે રહ્યું હોય છે, તેમ સર્વ દશ્યવર્ગને ઉલ્લંઘન કરી રહેલો બ્રહ્માનુભવ શાસ્ત્રની અંદર રહેલ છે.[૧૭] સર્વ પદને ઉલ્લંઘી રહેલો આ પરમબોધ શાસ્ત્રથી, ગુરુના વાક્યથી, દાનથી કે ઈશ્વરાર્ચનથી પ્રાપ્ત થતો નથી. હે રામચંદ્રજી! આ સર્વ પરમાત્માની અંદર વિશ્રાંતિ થવામાં કારણરૂપ નથી, છતાં તેઓ શી રીતે યથાર્થપણે કારણરૂપ થાય છે તે વિષે હું કહું છું, તે સાંભળો. શાસ્ત્રના અભ્યાસયોગ વડે ચિત્ત વિશુદ્ધતાને પ્રાપ્ત થાય છે અને તે નિષ્કામ છતાં પણ તત્કાળ શુદ્ધપદને દેખે છે.[૧૮–૨૦] આ શાસ્ત્રથી અવિદ્યાનો સાત્ત્વિક ભાગ વધે છે અને એ સાત્ત્વિક ભાગ વડે તેનો તામસભાગ ક્ષય પામે છે.[૨૧] શાસ્ત્રરૂપી મુખ્ય જળ વડે મેલને ધોઈ નાખનાર પુરુષ અચિંત્ય શાસ્ત્રપ્રભાવને લીધે અને નિત્ય શુદ્ધ આત્મવસ્તુના સામર્થ્યથી પરમ શુદ્ધતાને પ્રાપ્ત થાય છે.[૨૨] સૂર્ય અને સમુદ્ર નજીક થઈ જાય છે, ત્યારે તે બન્નેની ઇચ્છા નહિ છતાં પણ સ્વાભાવિક રીતે પ્રથમ ન દેખાતું ત્રીજું (સૂર્યનું જળમાં પડેલ) પ્રતિબિંબ ખડું થઈ જાય છે, તે પ્રતિબિમ્બ આભાસરૂપે વિદિત છે અને વિસ્તારવાળું જણાતાં છતાં સત્ અને અસત્ છે.[૨૩,૨૪] તે પ્રમાણે મુમુક્ષુપુરુષનો અને શાસ્ત્રનો પરસ્પર સંબંધ થાય છે, ત્યારે આત્મજ્ઞાન થાય છે અને તે આત્મજ્ઞાન અનુભવમાં આવતાં સર્વ પદાર્થથી અતીત છે.[૨૫] જેમ સૂર્ય અને સમુદ્ર એ બન્નેનું સ્વરૂપ જોવાથી તેનો વિવેક થાય (જુદાપણું જણાય) છે, તેમ સ્વાભાવિક રીતે શાસ્ત્રવિવેકથી દેહની અંદર શુદ્ધ આત્માનો ભિન્નરૂપે અનુભવ થાય છે.[૨૬] જળની અંદર એક લોઢા વડે બીજા લોઢાને ધોતો બાળક જેમ બન્ને લોઢાં ઘસાવાથી પોતાના હાથની પરમ શુદ્ધતાને મેળવે છે, તેમ આત્મતત્ત્વની પરીક્ષા માટે પોતાના વિચારથી શાસ્ત્રોના વિકલ્પોના સમૂહ વડે બીજા વિકલ્પોને ધોઈ નાખનાર વિવેકી પુરુષ પરમ શુદ્ધતાને મેળવે છે.[૨૭,૨૮] જેમ ઈક્ષુના (શેરડીના) રસનું માધુર્ય અનુભવ વડે જણાય છે, તેમ મહાવાક્યના અર્થના રસરૂપ એવું પોતાના આત્માનું જ્ઞાન શાસ્ત્ર આદિથી મળે છે અને તે પોતાના અનુભવથી જ જણાય તેવું છે.[૨૯] જેમ આકાશમાં ફેલાઈ રહેલો સૂર્યનો પ્રકાશ

કાન્તિ અને ભીંતનો સંયોગ થતાં સ્ફુટપણે અનુભવમાં આવે છે, તેમ આત્મજ્ઞાન પણ શ્રવણ અને તેનો યોગ્ય અધિકારી એ બન્નેનું મિલન થતાં સ્ફુટપણે અનુભવમાં આવે છે.[૩૦] જે શ્રવણ નિવર્ગમાત્રની (ધર્મ, અર્થ અને કામની) સિદ્ધિને માટે થાય છે, પરંતુ મોક્ષને માટે થતું નથી, તે બહુશ્રુત તત્ત્વવેત્તા પુરુષોની ચર્ચામાં શ્રવણ કરવામાં આવ્યું હોય તો પણ તુચ્છ અને મૂર્ખતા બતાવનાર છે.[૩૧] તેજ ખરેખર શ્રવણ કહેવાય, જેનાથી જ્ઞાન થાય; તેજ ખરેખર જ્ઞાન કહેવાય, જેનાથી સમાનતાનો ઉદય થાય; અને તેજ ખરેખર સમાનતા કહેવાય, જેનાથી જાગ્રતમાં પણ સુષુપ્તિના જેવી નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત થાય.[૩૨] આ પ્રમાણે આ સર્વ શાસ્ત્ર આદિથી પ્રાપ્ત થાય છે; માટે સર્વપ્ર યત્નથી શાસ્ત્ર આદિનો અભ્યાસ કરવો. હે રામચંદ્રજી! બ્રહ્મલોકપર્યંતના ઐશ્વર્યસુખથી પણ અધિક અને સર્વેશ્વરરૂપ એવું 'મોક્ષ' નામનું અનાદિ સુખ ગુરુની વાણીથી, શાસ્ત્રાર્થની ભાવનાથી, સત્સંગતિથી, નિયમથી અને શાંતિથી પ્રાપ્ત થાય છે.[૩૩]

शास्त्रार्थभावनवशेन गिरा गुरूणां सत्संगमेन नियमेन शमेन राम । तत्प्राप्यते सकलविश्वपदादतीतं सर्वेश्वरं परममाद्यमनादिशर्म ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'શાસ્ત્રમાહાત્મ્ય' એ નામનો સર્ગ ૧૯૭ મો સમાપ્ત**

## સર્ગ १९८ मो*

### સમદૃષ્ટિનાં વખાણ

॥ वसिष्ठ उवाच ॥

भूयो निपुणबोधाय शृणु किंचिद्रघूद्वह ।
पुनः पुनर्यत्कथितं तद्गज्ञेऽप्यवतिष्ठते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામચંદ્રજી! વિશેષ દૃઢ બોધ થવા માટે ફરી વાર હું કહું, તે તમે સાંભળો. તે જો વારંવાર કહેવામાં આવે, તો અજ્ઞાની પુરુષોમાં પણ રૂઢ થઈ જાય છે.[૧] હે રામચંદ્રજી! પ્રથમ મેં સ્થિતિ–પ્રકરણ કહ્યું છે, તેથી આ જગત શી રીતે ઉત્પન્ન થયું તે સમજવામાં આવે છે.[૨] ત્યાર પછી ઉપશમ–પ્રકરણની યુક્તિ વડે મનુષ્યે સંસારમાં ઉત્પન્ન થઈ પરમ ઉપશમને ધારણ કરવો, એ વિષે કહેવાયું છે.[૩] ઉપશમ–પ્રકરણમાં કહેલા ઉપશમના ક્રમો વડે વિવેકી પુરુષે પરમ ઉપશમને પામી જઈ, આ જગતમાં તાપથી રહિત (શીતળ) થઈ, નિર્વાણસુખમાં સ્થિતિ રાખી રહેવાનું છે.[૪] પ્રાપ્યવસ્તુને પ્રાપ્ત કરી ચૂકેલા તત્ત્વજ્ઞ પુરુષે જે પ્રકારથી આ સંસારવ્યવહારમાં વર્તવાનું છે, તે સંબંધી કાંઈક થોડું રહસ્ય અમારે કહેવાનું છે અને તમારે તે સાંભળવાનું છે. જગતની અંદર જન્મને પ્રાપ્ત થઈ બાલ્યવયમાં જ જગતની યથાસ્થિત સ્થિતિને જાણી લઈ, વિવેકીએ તાપથી રહિત નિર્વિક્ષેપ સ્થિતિમાં રહેવાનું છે.[૫-૬] હે નિષ્પાપ રામચંદ્રજી! સર્વની સાથે સ્નેહ ઉત્પન્ન કરનારી અને સર્વને આશ્વાસન આપનારી સમતાનો દૃઢ આશ્રય રાખી વ્યવહાર કરવાનો છે.[૭] સમતારૂપી ઉત્તમ લતાનું સર્વ સાથે મૈત્રી થવારૂપી ઉત્તમ પવિત્ર ફળ થાય છે અને તે સર્વ સંપત્તિ વડે મનોહર છે તથા સર્વ સૌભાગ્યને વધારનાર છે.[૮] હે રામચંદ્રજી! સમાનતાને લીધે સર્વ પ્રાણીઓનું હિત કરનારા, ચેષ્ટાવાળા અને પ્રકૃત ક્રમને (ચાલતા વ્યવહારને) કરનારા વિવેકીઓની આગળ આ જગતની સર્વ પ્રકારની લક્ષ્મી દાસી જેવી થઈ રહે છે.[૯] સમતાથી જે કાંઈ અવિનાશી સારરૂપ સુખ પ્રાપ્ત થાય છે, તે રાજ્યથી કે સ્ત્રીજનના સમાગમથી પણ મળતું નથી.[૧૦] હે રામચંદ્રજી! સમતા એ દ્વંદ્વશાંતિના સીમાડારૂપ

* આ એકસોઅઠ્ઠાણુમા સર્ગમા જેમ જળને અટકાવી રાખવામાં પાજ કારણરૂપ થાય, તેમ પ્રબુદ્ધ પુરુષોની સુખપૂર્વક નિર્વિક્ષેપ સ્થિતિમાં સર્વત્ર સમદૃષ્ટિ જ કારણરૂપ છે, તે વિષે વર્ણન આવશે.

છે, ગુસ્સારૂપી જ્વરનો નાશ કરનાર છે અને સર્વ પ્રકારનાં દુ:ખોરૂપી તડકાને નિવૃત્ત કરવામાં વાદળાંરૂપ છે, એમ તમે સમજો.[11] સમાનતારૂપી અમૃત વડે પૂર્ણ એવો મનુષ્ય આ જગતની અંદર દુર્લભ છે. તેના સર્વ શત્રુઓ પણ મિત્ર જેવા થઈ જાય છે અને તે યથાર્થ વસ્તુસ્વરૂપને ઓળખે છે.[12] પ્રબોધને પ્રાપ્ત થઈ ગયેલ ચિત્તરૂપી ચંદ્રમાંથી સ્ત્રવતી, અમૃતથી પણ શ્રેષ્ઠ એવી સમતાનો આસ્વાદ લઈને જનક આદિ સર્વ મહાત્માઓ જીવે છે.[13] જે વિવેકી પુરુષ સમાનતાનો અભ્યાસ કરે છે, તેને પોતાનો દોષ પણ ગુણ જેવો થઈ પડે છે, દુ:ખ નિરંતર સુખ જેવું લાગે છે અને મરણ જીવિતના જેવું થઈ પડે છે.[14] સમાનતારૂપી સૌંદર્યથી સુશોભિત એવા મહાત્મા પુરુષને મુદિતા (મૈત્રી, કરુણા, ઉપેક્ષા) આદિ વનિતાઓ જાણે નિરંતર તેના સમાગમને માટે વ્યસનવાળી થઈ રહી હોય તેમ આલિંગન કરે છે.[15] સમાનતાથી વર્તનાર પુરુષ નિરંતર ઉત્તમ ગુણોથી અને અભ્યુદયથી યુક્ત હોઈ નિશ્ચિંત હોય છે. એવી કોઈ પણ સમૃદ્ધિ નથી, જે તેને મળે નહિ. સર્વ કાર્યમાં સમાનપણે રહેનાર અને પ્રકૃત વ્યવહારને કરી રહેલ મહાશય પુરુષને સર્વ મનુષ્યો તથા દેવતાઓ ઉદાર ચિંતામણિની પેઠે ઇચ્છે છે. સદાચારમાં રહી સર્વનું હિત કરનાર, અત્યંત પ્રસન્ન અને સમાન ચિત્તવાળા વિવેકી પુરુષને અગ્નિ દાહનું દુ:ખ ઉત્પન્ન કરી શકતો નથી અને જળ સડાનું દુ:ખ પેદા કરી શકતું નથી. જે જે પ્રમાણે થવું યોગ્ય હોય તે તે પ્રમાણેજ જેના હાથથી થાય છે અને આનંદ તથા ઉદ્વેગથી રહિત રહી જે સર્વને સમાનતાથી જુએ છે, તે મહાશય પુરુષની તુલના કરવાને કોણ સમર્થ છે! સારી રીતે વિચારી કાર્ય કરનાર તત્ત્વજ્ઞ પુરુષની ઉપર મિત્રો, બાંધવો, શત્રુઓ, રાજાઓ અને વ્યવહાર કરનાર મહાબુદ્ધિશાળી પુરુષો વિશ્વાસ રાખે છે.[16-20] પ્રકૃત (ચાલતા) ક્રમથી પ્રાપ્ત થયેલ વ્યવહારને કરનાર સમદર્શી તત્ત્વજ્ઞ પુરુષો અનિષ્ટથી બી જઈ ભાગી જતા નથી અને ઇષ્ટપ્રાપ્તિથી ફુલાઈ જઈ ખુશી થતા નથી.[21] મહાત્મા પુરુષો ગ્રહણ કરવા યોગ્ય એવા અનિંદ્ય વિષયોને પણ છોડી દઈને દુ:ખથી રહિત એવી ઉત્તમ સમાનતામાં જ પોતાની વૃત્તિને ધારણ કરી રાખે છે.[22] હે રામચંદ્રજી! સમતા વડે પ્રસન્ન ચિત્તવાળા પુરુષો જગતના સમૂહને તુચ્છ બુદ્ધિ વડે (વૈરાગ્યથી) હસે છે. તેઓ પોતે નિર્વિકાર રહે છે અને બીજાઓને વિવેક આદિના ઉપદેશથી જિવાડે છે. સર્વ દેવો અને ડાહ્યા માણસો પણ તેમની પૂજા કરે છે. સમાન ચિત્તવાળો પુરુષ (પરહિતને અર્થે) પ્રકૃત ક્રમથી (ચાલતા વ્યવહારથી) પ્રાપ્ત થયેલ ઝેરને કદાચિત્ મુખકમળમાં ધારણ કરે, તો પણ તે કોઈને ઉદ્વેગકારક ન થતાં અમૃતના જેવો જ થઈ પડે છે.[23,24] સમદર્શી પુરુષ જે કાંઈ કરે છે અને જે કંઈ ઉપભોગમાં લે છે, તેનો લોકો સ્વીકાર કરી લે છે. વળી તે જે અયોગ્ય કાર્યની નિંદા કરે છે કે તેનો આક્ષેપ કરે છે, તેનો લોકો ત્યાગ કરે છે. લોકોનો સમૂહ તેના ઉત્તમ ચરિત્રની નિરંતર સ્તુતિ કરે છે.[25] સમદૃષ્ટિવાળા પુરુષથી જો કાંઈ શુભ–અશુભ થઈ જાય છે અને લાંબે કાળે કે તરતમાં કોઈ અપરાધ પણ બની જાય છે, તો પણ લોકો તેને અભિનંદન આપે છે.[26] સમદૃષ્ટિવાળા પુરુષો ઘોર અને ઘણાં લાંબા સમયથી ચાલ્યાં આવતાં મોટાં સુખ–દુ:ખોમાં પણ ચિત્તને વિષે ઉદ્વેગ ધારણ કરતા નથી.[27] એ જ સમદૃષ્ટિપણા વડે શિબિરાજાએ શરણે આવેલા હોલાને બચાવવા માટે તેના માંસના પ્રતિનિધિ તરીકે પોતાના અંગને કાપી પ્રસન્ન ચિત્તથી પોતાનું ... આપ્યું હતું.[28] પોતાની પ્રાણાધિક ... શત્રુઓ પોતાની નજર આગળ ... હતા, છતાં સમદૃષ્ટિને લીધે જ

## સર્ગ ૧૯૯ મો×

### જીવન્મુક્ત પુરુષોની સ્થિતિ

॥ राम उवाच ॥

**नित्यं ज्ञानैकनिष्ठत्वादात्मारामतया तथा ।**
**मुक्तैः कर्मपरित्यागः कस्मान्न क्रियते मुने ॥१॥**

**રામ બોલ્યા:**–હે મહારાજ ! નિરંતર જ્ઞાનમાં જ નિષ્ઠા રાખવાથી આત્મારામપણાને લીધે લીધે જીવન્મુક્ત પુરુષો કર્મનો ત્યાગ શા માટે કરતા નથી ?[1]

**વસિષ્ઠ બોલ્યા:**–જેમની હેયદષ્ટિ અને ઉપાદેયદષ્ટિ એ બન્ને ક્ષીણ થઈ ગયેલ હોય તેને ક્રિયાના ત્યાગ વડે પણ શું પ્રયોજન છે ? અને ક્રિયાના આશ્રય વડે પણ શું પ્રયોજન છે ?[2] જીવન્મુક્ત પુરુષને એવું કાંઈ ઉદ્વેગ કરનાર પણ હોતું નથી કે તેનો ત્યાગ કરવો પડે, તેમ એવું કાંઈ અવશ્ય અનુષ્ઠાન કરવા યોગ્ય પણ નથી કે તે તેને ગ્રહણ કરવું પડે.[3] જીવન્મુક્ત પુરુષને કર્મત્યાગવડે પણ કશું પ્રયોજન હોતું નથી, તેમ કર્મના આશ્રય વડે પણ કશું પ્રયોજન હોતું નથી; આથી તેઓ વર્ણાશ્રમને જે ઉચિત હોય તે જ યથાસ્થિતિપણે કર્યા કરે છે.[4] હે રામચંદ્રજી ! આ દેહ જીવનપર્યંત અવશ્ય ચેષ્ટા કરે છે, તો પછી તે યથાપ્રાપ્ત સદાચારને જ અવ્યગ્રપણાથી કર્યા કરો. બીજા વ્યવહારોનું તેને શું પ્રયોજન છે ?[5] પોતાના વર્ણાશ્રમના ક્રમને છોડી દઈ, કોઈ બીજા જ પ્રકારે અને બીજા જ વિષયમાં ક્રિયા કરવાથી શું ફળ છે ! જો શુભ–અશુભ બન્ને માર્ગમાં પ્રવૃત્તિ કરવાની વાત સમાન છે, તો પછી સારે માર્ગે દોરવામાં શો દોષ છે ?[6] હે રામચંદ્રજી ! સિદ્ધિ–અસિદ્ધિમાં તુલ્ય રહેનાર, નિરંતર સ્વચ્છ અને નિર્વિકાર એવી બુદ્ધિ વડે જે કર્મ જે પ્રકારે કરવામાં આવે છે, તે સર્વદા નિર્દોષ જ છે.[7] હે મહાબાહુ રામચંદ્રજી ! આ પૃથ્વીની અંદર, દીર્ઘદષ્ટિથી જોનારા વિચક્ષણ પુરુષો બહુ દોષવાળા અનેક વ્યવહારોમાં અનેક પ્રકારે વિહાર કરે છે.[8] કેટલાએક ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં પણ જગતમાં જીવન્મુક્ત પણે રહેલા હોય છે અને તેઓ નિઃસંગ બુદ્ધિ વડે યથાપ્રાપ્ત વ્યવહાર કરતા સુખેથી વિહાર કરે છે.[9] કેટલાક તમારા જેવા તત્ત્વજ્ઞ વીતરાગ રાજર્ષિઓ કથામાં બુદ્ધિને આસક્ત નહિ થવા દેતાં તાપરહિત દશામાં રહી રાજ્ય કરે છે.[10] કેટલાક પુરુષો પ્રકૃત એવા વેદના અર્થમાં બતાવેલ વ્યવહારને અનુસરી યજ્ઞનું અવશિષ્ટ રહેલ અન્ન જમી નિરંતર અગ્નિહોત્રપરાયણ થઈ રહ્યા છે.[11] કેટલાક ચારે વર્ણોમાં પોતપોતાના વર્ણાશ્રમ મુજબ ધ્યાન, દેવાર્ચન આદિ ક્રિયાઓનું અનુષ્ઠાન કરતાં વિવિધ ચેષ્ટાઓ કરી રહ્યા છે.[12] કેટલાએક મહાશય પુરુષો અંદરથી સર્વનો ત્યાગ (ફળત્યાગ) કરી બહારથી સર્વ કર્મ કરતા રહી જ્ઞાનવાળા હોવા છતાં અજ્ઞાની જેવા થઈ રહ્યા છે.[13] કેટલાએક તો અતિ સુંદર મૃગવાળી શૂન્યવત્ ભૂમિઓમાં ધ્યાનનિષ્ઠ થઈ રહેલા છે. તે ભૂમિઓની અંદર સ્વપ્નમાં પણ મનુષ્યો જોવામાં નથી આવતાં.[14] કેટલાએક પુરુષો પુણ્યવાન પુરુષોએ નિરંતર સેવેલા, પુણ્યની વૃદ્ધિ કરનારા અને શાંતિને લીધે સુંદર આચારવાળા એવા પુણ્યતીર્થ ઋષ્યાશ્રમ આદિમાં રહેલ છે.[15] કેટલાએક સમાન ચિત્તવાળા પુરુષો રાગ–દ્વેષને નિવૃત્ત કરવા માટે પોતાના દેશને છોડી દઈ કોઈ બીજા જ દેશમાં સ્થાન કરી રહેલ છે.[16] કેટલાક ડાહ્યા પુરુષો સંસારની નિવૃત્તિ માટે એક વનમાંથી બીજા વનમાં, એક ગામમાંથી બીજા ગામમાં, એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં અને એક પર્વતમાંથી બીજા પર્વતમાં ભ્રમણ કરતા રહ્યા છે.[17] હે

× આ એકસોનવ્વાણુમા સર્ગમા જીવન્મુક્ત પુરુષોને કર્મ કરવાથી કાંઈ પ્રયોજન નથી, તેમ કર્મના ત્યાગથી કાંઈ ક્ષતિ નથી; તથાપિ તેઓ સત્કર્મો કર્યા કરે છે, એ વિષે વર્ણન કરવામાં આવશે.

જોઈને મોહ પામ્યો ન હતો.[૨૯] ત્રિગર્ત દેશના રાજાને પોતાનો પુત્ર સેંકડો મનોરથો વડે મળ્યો હતો, તે છતાં પોતે તેને પણ (પ્રતિજ્ઞા)માં હારી ગયો, ત્યારે એ જ સમાનદષ્ટિના પ્રભાવથી તેણે તે પુત્રને રાક્ષસને આપી દીધો હતો. એ જ સમાનદષ્ટિ વડે રાજશ્રેષ્ઠ જનકરાજા પોતાની નગરી બળી જવાના સમયમાં અને ઉત્સવમાં નગરીને શણગારવાના સમયમાં સમાન જ (હર્ષ-શોકથી રહિત) રહ્યો હતો. સાલ્વરાજાએ સમાનદષ્ટિના બળથી જ મોંમાગી દક્ષિણા આપવાની પ્રતિજ્ઞાપૂર્વક પોતાનું મસ્તક બ્રાહ્મણને અર્થે વેચી દીધું હોય તેમ તેને કમળદળની પેઠે કાપી નાખ્યું હતું.[૩૦-૩૨] સૌવીર રાજાએ ડોલરના સમૂહના જેવો ધોળો અને કૈલાસની પેઠે સુશોભિત એવો ઐરાવત હાથી ઇન્દ્રને જીતીને લઈ લીધો હતો. સમદષ્ટિપણાથી તેણે યજ્ઞની અંદર તે હાથી બ્રાહ્મણોના વચનથી ઇન્દ્રને પાછો આપી દીધો હતો.[૩૩] કુંડપ નામનો ચાંડાલ મજૂરી કરીને પોતાની દેહયાત્રા ચલાવતો હતો. કાદવમાં ખૂંચી ગયેલી બ્રાહ્મણની પાંચ ગાયોને તેણે એક ગાયને મજૂરી બદલે લેવાની ઠરાવીને બહાર કાઢી હતી. આમ ઠરાવી લીધેલ તે એક ગાયને પણ પુષ્કરમાં બ્રાહ્મણને આપી દઈને તે દેવરૂપ થઈ ગયો હતો.[૩૪] સમદષ્ટિના પ્રભાવથી જ તેણે આ કર્યું હતું. કદંબવનનો રાક્ષસ સર્વ પ્રાણીઓનો ક્ષય કરનારી રાક્ષસી વૃત્તિથી જીવતો હતો. સમદષ્ટિના અત્યંત અભ્યાસથી જ તેણે તેનો ત્યાગ કર્યો હતો.[૩૫] બાલચંદ્રના જેવા મનોહર જડભરતજીએ જ સમદષ્ટિ વડે ગોળના લાડુની પેઠે ન્યાયથી (ભિક્ષારૂપે) પ્રાપ્ત થયેલ અગ્નિનું ભક્ષણ કર્યું હતું.[૩૬] સમાનબુદ્ધિપણાને લીધે જ, ધર્મવ્યાધ ક્રૂર વ્યવહાર કરનારો હોવા છતાં પોતાના દેહને છોડી પરમપદને પ્રાપ્ત થઈ ગયો હતો. કપર્દન નામના રાજર્ષિ નંદનવનની અંદર રહ્યા હતા. તે પોતે પુરુષાર્થવાળા હતા, છતાં પણ સમાનદષ્ટિ વડે તે પોતામાં આસક્ત થઈ રહેલ દેવાંગનાઓમાં પણ લોભાયા ન હતા. એ જ રાજર્ષિ સમાન ચિત્તને લીધે રાજ્યને છોડી દઈ, કરંજનાં વૃક્ષો વડે ગહન એવા વિંધ્યાચળના જંગલના જળમય પ્રદેશોમાં નિશ્ચેષ્ટ થઈ ઘણા સમય સુધી રહ્યા હતા. દેવતાઓને પણ પૂજ્ય એવા મુનિઓ, ઋષિઓ અને સિદ્ધો, તપના ક્લેશોમાં અને ભોગોમાં સમદષ્ટિપણાથી જ ઉદ્વેગને પ્રાપ્ત થતા નથી.[૩૭-૪૦] કેટલાક રાજાઓ અને ધર્મવ્યાધ આદિ બીજા સામાન્ય પંક્તિના મૂર્ખ જેવા માણસો સમદષ્ટિપણાના અભ્યાસથી જ મોટા પુરુષોને પણ પૂજવા યોગ્ય થઈ ગયા છે. ઉત્તમ બુદ્ધિવાળા પુરુષો આ લોકમાં અને પરલોકમાં સિદ્ધિ મેળવવા માટે પુરુષાર્થમાં પ્રવૃત્તિ કરવા સારુ સમાનદષ્ટિને જ ધારણ કરી નિરંતર વિચર્યા કરે છે.[૪૧-૪૨] તત્ત્વજ્ઞ પુરુષે મરણની ઇચ્છા ન કરવી, તેમ જીવિતની પણ ઇચ્છા ન કરવી; પરંતુ યથાપ્રાપ્ત વ્યવહારને કરતા રહી અહિંસક રહી વિચરવું.[૪૩] સમાનતા વડે ગુણ-દોષને એકરૂપે જ સમજનાર, સુખ-દુઃખને અને પર-અવરને એકસમાનરૂપે જાણનાર, સદા વિલાસી, માન-અપમાનને પણ સમાન સમજનાર અને પ્રકૃત એવા ઉત્તમ વ્યવહાર વડે શુદ્ધ દેહવાળો જીવન્મુક્ત પુરુષ લોકોનો અનુગ્રહ કરવા માટે જગતમાં વિચરે છે.[૪૪]

**समकलितगुणागुणैकभावः समसुखदुःखपरावरो विलासी। प्रविचरति समावमानमानः प्रकृतवरव्यवहारपूतमूर्तिः ॥ ४४ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સમદૃષ્ટિપ્રશંસા' એ નામનો સર્ગ ૧૯૮ મો સમાપ્ત**



# सर्ग १९९ मो[×]

## જીવન્મુક્ત પુરુષોની સ્થિતિ

॥ राम उवाच ॥

**नित्यं ज्ञानैकनिष्ठत्वादात्मारामतया तथा ।**
**मुक्तैः कर्मपरित्यागः कस्मान्न क्रियते मुने ॥१॥**

**રામ બોલ્યાઃ**–હે મહારાજ ! નિરંતર જ્ઞાનમાં જ નિષ્ઠા રાખવાથી આત્મારામપણાને લીધે લીધે જીવન્મુક્ત પુરુષો કર્મનો ત્યાગ શા માટે કરતા નથી ?[૧]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જેમની હેયદૃષ્ટિ અને ઉપાદેયદૃષ્ટિ એ બન્ને ક્ષીણ થઈ ગયેલ હોય તેને ક્રિયાના ત્યાગ વડે પણ શું પ્રયોજન છે ? અને ક્રિયાના આશ્રય વડે પણ શું પ્રયોજન છે ?[૨] જીવન્મુક્ત પુરુષને એવું કાંઈ ઉદ્વેગ કરનાર પણ હોતું નથી કે તેનો ત્યાગ કરવો પડે, તેમ એવું કાંઈ અવશ્ય અનુષ્ઠાન કરવા યોગ્ય પણ નથી કે તે તેને ગ્રહણ કરવું પડે.[૩] જીવન્મુક્ત પુરુષને કર્મત્યાગ વડે પણ કશું પ્રયોજન હોતું નથી, તેમ કર્મના આશ્રય વડે પણ કશું પ્રયોજન હોતું નથી; આથી તેઓ વર્ણાશ્રમને જે ઉચિત હોય તે જ યથાસ્થિતિપણે કર્યા કરે છે.[૪] હે રામચંદ્રજી ! આ દેહ જીવનપર્યંત અવશ્ય ચેષ્ટા કરે છે, તો પછી તે યથાપ્રાપ્ત સદાચારને જ અભ્યગ્રપણાથી કર્યા કરો. બીજા વ્યવહારોનું તને શું પ્રયોજન છે ?[૫] પોતાના વર્ણાશ્રમના ક્રમને છોડી દઈ, કોઈ બીજે જ પ્રકારે અને બીજા જ વિષયમાં ક્રિયા કરવાથી શું ફળ છે ? જો શુભ–અશુભ બન્ને માર્ગમાં પ્રવૃત્તિ કરવાની વાત સમાન છે, તો પછી સારે માર્ગે દોરવામાં શો દોષ છે ?[૬] હે રામચંદ્રજી ! સિદ્ધિ–અસિદ્ધિમાં તુલ્ય રહેનાર, નિરંતર સ્વચ્છ અને નિર્વિકાર એવી બુદ્ધિ વડે જે કર્મ જે પ્રકારે કરવામાં આવે છે, તે સર્વદા નિર્દોષ જ છે.[૭] હે મહાબાહુ રામચંદ્રજી ! આ પૃથ્વીની અંદર, દીર્ઘદૃષ્ટિથી જોનારા વિચક્ષણ પુરુષો બહુ દોષવાળા અનેક વ્યવહારોમાં અનેક પ્રકારે વિહાર કરે છે.[૮] કેટલાએક ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં પણ જગતમાં જીવન્મુક્ત પણે રહેલા હોય છે અને તેઓ નિઃસંગ બુદ્ધિ વડે યથાપ્રાપ્ત વ્યવહાર કરતા સુખેથી વિહાર કરે છે.[૯] કેટલાક તમારા જેવા તત્ત્વજ્ઞ વીતરાગ રાજર્ષિઓ કથામાં બુદ્ધિને આસક્ત નહિ થવા દેતાં તાપરહિત દશામાં રહી રાજ્ય કરે છે.[૧૦] કેટલાક પુરુષો પ્રકૃત એવા વેદના અર્થમાં બતાવેલ વ્યવહારને અનુસરી યજ્ઞનું અવશિષ્ટ રહેલ અન્ન જમી નિરંતર અગ્નિહોત્રપરાયણ થઈ રહ્યા છે.[૧૧] કેટલાક ચારે વર્ણોમાં પોતપોતાના વર્ણાશ્રમ મુજબ ધ્યાન, દેવાર્ચન આદિ ક્રિયાઓનું અનુષ્ઠાન કરતાં વિવિધ ચેષ્ટાઓ કરી રહ્યા છે.[૧૨] કેટલાએક મહાશય પુરુષો અંદરથી સર્વનો ત્યાગ (ફળત્યાગ) કરી બહારથી સર્વ કર્મ કરતા રહી જ્ઞાનવાળા હોવા છતાં અજ્ઞાની જેવા થઈ રહ્યા છે.[૧૩] કેટલાએક તો અતિ સુંદર મૃગવાળી શૂન્યવત્ ભૂમિઓમાં ધ્યાનલિપ્ત થઈ રહેલા છે. તે ભૂમિઓની અંદર સ્વપ્નમાં પણ મનુષ્યો જોવામાં નથી આવતાં.[૧૪] કેટલાએક પુરુષો પુણ્યવાન પુરુષોએ નિરંતર સેવેલા, પુણ્યની વૃદ્ધિ કરનારા અને શાંતિને લીધે સુંદર આચારવાળા એવા પુણ્યતીર્થ ઋષ્યાશ્રમ આદિમાં રહેલ છે.[૧૫] કેટલાએક સમ્રાન્ત ચિત્તવાળા પુરુષો રાગ–દ્વેષને નિવૃત્ત કરવા માટે પોતાના દેશને છોડી દઈ કોઈ બીજા જ દેશમાં સ્થાન કરી રહેલ છે.[૧૬] કેટલાક ડાહ્યા પુરુષો સંસારની નિવૃત્તિ માટે એક વનમાંથી બીજા વનમાં, એક ગામમાંથી બીજા ગામમાં, એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં અને એક પર્વતમાંથી બીજા પર્વતમાં ભ્રમણ કરતા રહ્યા છે.[૧૭] હે

× આ એકસોનવ્વાણુમા સર્ગમાં જીવન્મુક્ત પુરુષોને કર્મ કરવાથી કાંઈ પ્રયોજન નથી, તેમ કર્મના ત્યાગથી કાંઈ ક્ષતિ નથી; તથાપિ તેઓ સત્કર્મો કર્યા કરે છે, એ વિષે વર્ણન કરવામાં આવશે.

રામચંદ્રજી ! મહાપુરી વારાણસીમાં, પવિત્ર પ્રયાગમાં, શ્રીપર્વતમાં, સિદ્ધપુરમાં, બદર્યાશ્રમમાં, મહાપવિત્ર શાલગ્રામ તીર્થમાં, કલાપગ્રામમાં, પવિત્ર મથુરાપુરીમાં, કાલંજર પર્વતમાં, નંદનવનની ઝાડીઓમાં, ગંધમાદનનાં શિખરોમાં, દર્દુરાચળનાં શિખરોમાં, સહ્યાદ્રિની ભૂમિઓમાં, વિંધ્યપર્વતના જલપ્રાય દેશોમાં, મલયાચળના અંદરના ભાગોમાં, કૈલાસના વનસમૂહોમાં, ઋક્ષવાન નામના પર્વતની ગુફાઓમાં અને એવા જ પ્રકારનાં બીજાં ભિન્ન ભિન્ન વનોમાં તથા સ્થાનોમાં અનેક તપસ્વીઓ સ્થિતિ કરી રહેલા છે. તે તપસ્વીઓ અનેક પ્રકારના પોતપોતાના પ્રારબ્ધના ભોગને અનુકૂળ એવી દષ્ટિને રાખનારા હોય છે.[૧૮–૨૨] કેટલાક સંન્યાસવિધિ વડે પોતાના આચારને છોડી દે છે, કેટલાએક બ્રહ્મચર્ય આદિ આશ્રમોના ધર્મમાં સ્થિતિ રાખી રહે છે અને કેટલાએક પ્રબુદ્ધ બુદ્ધિવાળા હોવા છતાં નિરંતર ઉન્મત્તના જેવી ચેષ્ટાને ધારણ કરે છે.[૨૩] કેટલાએક સ્વદેશનો ત્યાગ કરે છે, કેટલાએક પોતાના સ્થાનને છોડી દે છે, કેટલાએક એક જ સ્થાનમાં ( ઘર અથવા આશ્રમની અંદર જ વિક્ષેપથી રહિત ) સ્થિર થઈ રહ્યા હોય છે અને કેટલાએક તો ફરતા જ રહે છે.[૨૪] હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! આકાશમાં નિવાસ કરનારા મહાન દેવો આદિમાં અને પાતાળમાં રહેનારા દૈત્ય આદિની અંદર લોકના ક્રમને જાણી રહેલા અને સમ્યક્‌જ્ઞાન વડે નિર્મળ એવા કેટલાક પ્રબુદ્ધ બુદ્ધિવાળા પુરુષો છે. તેઓ દશ્યને તથા પર–અવર એ સર્વને જાણે છે. કેટલાએક તો બુદ્ધિમાં થોડો પ્રબોધ થવાને લીધે હીંડોળાના જેવા ચપળ ચિત્તવાળા હોય છે, છતાં તેઓ નિષિદ્ધ આચરણથી નિવૃત્ત થઈ જઈ સજ્જન પુરુષોએ આચરેલા માર્ગે જાય છે.[૨૫–૨૭] કેટલાએક પુરુષો અર્ધપ્રબુદ્ધ (અર્ધદગ્ધ) બુદ્ધિ હોવાને લીધે જ્ઞાનના અભિમાનથી કર્મ અને આચાર એ બન્ને છોડી દઈ ઉભયભ્રષ્ટ થઈ રહેલા છે.[૨૮] આ પ્રમાણે જનસમુદાયમાં જન્મને તરી જવાની ઇચ્છા રાખનારા ઘણા પુરુષો અનેક પ્રકારની દષ્ટિઓ રાખી અનેક પ્રકારે રહેલા છે. સંસારને તરી જવામાં વનવાસીપણું કાંઈ હેતુરૂપ નથી, તેમજ સ્વદેશમાં સ્થિતિ રાખી રહેવું અને કષ્ટકારક તપ કરવાં એ પણ કાંઈ તેમાં કારણ નથી.[૨૯,૩૦] ક્રિયાનો ત્યાગ કરવો કિંવા આશ્રય કરવો, એ પણ કાંઈ સંસાર તરવામાં હેતુરૂપ નથી; તેમજ સત્કર્મમાં પ્રાપ્ત થનાર પ્રખ્યાતિ, લાભ, ઐશ્વર્ય, વર–શાપનું સામર્થ્ય આદિ પણ તેમાં હેતુભૂત નથી. સંસાર તરી જવામાં એક તત્ત્વજ્ઞાન જ કારણરૂપ છે. જેનું મન કશામાં આસક્ત નથી, તે આ સંસારસાગર તરી ગયો છે એમ સમજવું.[૩૧,૩૨] નિઃસંગ અને નિર્લેપ ચિત્તવાળો તત્ત્વજ્ઞ પુરુષ નિરંતર શુભ–અશુભ કર્મો કરતો હોય કે તેનો પરિહાર કરતો હોય, છતાં પણ તે ફરી વાર સંસારને પ્રાપ્ત થતો નથી. દુષ્ટ બુદ્ધિવાળો તથા મનને વિષયોમાં મોકળું મૂકનારો શઠ પુરુષ, નિરંતર શુભ–અશુભ ક્રિયાને ન કરતો હોય, છતાં પણ તે સંસારમાં ડૂબી જાય છે.[૩૩,૩૪] વિષયોનો અનુભવ થવાથી તેના અંદરના સારને જાણનારી, દુઃખરૂપ અને દુઃખને આપનાર એવી બુદ્ધિને મધના કુંભમાં પેસી ગયેલી માખીની પેઠે ખાળવાને કે મારવાને કોઈ સમર્થ થઈ શકતું નથી.[૩૫] કોઈક દિવસ દૈવયોગે કાકતાલીય ન્યાયથી ચિત્તની પોતાની મેળે જ મોક્ષસિદ્ધિ મેળવવાને અર્થે આત્મવિચારમાં પ્રવૃત્તિ થાય છે.[૩૬] આત્મવિચારથી તત્ત્વને મેળવી લઈ નિર્મળ થઈ રહેલ ચિત્ત, નિર્બંદ્ધ, નિઃસંગ (આસક્તિથી રહિત) અને નિર્વિકાર થઈ રહે છે.[૩૭] ચિત્તભાવને છોડી રહેલા સત્ત્વરૂપ ચિત્ત વડે તમે સર્વત્ર સમાન રહીને, સુખેથી પરમ આકાશરૂપ અધિષ્ઠાનચૈતન્યરૂપે થઈ રહો.[૩૮] હે મહાત્મા રામચંદ્રજી! તમે પરમાર્થને

મેળવી લઈ, રાગ આદિ દોષોને છોડી દઈ, ઉદય પામેલ આત્મજ્ઞાન વડે સુશોભિત બની અને બુદ્ધિને સમાન રાખી નિઃશંકપણાથી શોકરહિત થઈ રહો. કેમકે જન્મ-મરણથી રહિત એવા પરમપદરૂપ તમે પોતે જ છો.[૩૯] નિર્મળ બ્રહ્મરૂપ એવા જગતની અંદર પ્રકૃતિરૂપ, મળરૂપ, વિકારરૂપ, ઉપાધિરૂપ અને બોધ આદિરૂપ કશું કોઈ જગ્યાએ છે જ નહિ; પણ અનાદિસિદ્ધ સ્ફુટ ચિદ્રૂપ બ્રહ્મ જ છે અને તે હું પોતે જ છું, એમ માની તમે સુખેથી નિઃશંક થઈ રહો.[૪૦] હે પ્રિય રામચંદ્રજી! તમને જ્ઞાનનો બોધ કરવા માટે આથી વધારે બીજું કાંઈ વિશેષ શુભ ઉપદેશરૂપે કહેવાનું નથી. મેં તમને સમગ્રપણે જ્ઞાનનો બધો સાર કહી બતાવ્યો છે. હવે તમે જાણવાનું સર્વ જાણે જાણી લીધું છે એવા થઈ ગયા છો.[૪૧]

વાલ્મીકિ બોલ્યાઃ-ભમરો જેમ કમલસમૂહની અંદર ગુંજારવ કરી મકરંદનું પાન કરવા માટે મૌનનો આશ્રય કરે છે, તેમ મુનિશ્રેષ્ઠ વસિષ્ઠઋષિ ઉપર પ્રમાણે કહી મૌનને ધારણ કરી ધ્યાનનિષ્ઠ થઈ રહ્યા. પછી, રામચંદ્રજી શુદ્ધ બુદ્ધિ વડે બ્રહ્મપદને પામ્યા અને નિઃશેષ વાસનાઓથી રહિત થઈ ગયા. સર્વ સભાજનો પણ ધ્યાનનિષ્ઠ જેવા થઈ ગયા અને વસિષ્ઠજીએ પણ બ્રહ્મનિષ્ઠપણાથી મૌનનો આશ્રય કર્યો.[૪૨]

इत्युक्त्वा मुनिनायको व्यपगताशेषैषणे राघवे सर्वस्मिंश्च समाजने स्थितवति ध्यानैकतानोपमे। प्राप्ते ब्रह्मपदं धिया धवलया तूष्णीमभूत्षट्पदः कृत्वेवारणितं सरोजपटले पातुं प्रवृत्तो रसम् ॥ ४२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મુક્તપુરુષસ્થિતિવર્ણન' એ નામનો સર્ગ ૧૯૯ મો સમાપ્ત



## સર્ગ ૨૦૦ મો*

## સિદ્ધોનાં વખાણ

॥ वाल्मीकिरुवाच ॥

निर्वाणवाक्यसंदर्भसमाप्तौ मुनिनायके।
पाश्चात्यवाक्यविरतिं कुर्वति क्रमपालिताम् ॥१॥

વાલ્મીકિ બોલ્યાઃ-નિર્વાણ સંબંધી વાક્યરચનાની સમાપ્તિ થતાં, મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી ક્રમથી પ્રાપ્ત થયેલ છેવટનાં વાક્યો બોલી વિરામ પામ્યા. પછી શાંત અને સ્વચ્છ મનોવૃત્તિવાળા સભાની અંદરના સર્વ માણસો નિર્વિકલ્પ સમાધિના જેવી સ્થિતિને પ્રાપ્ત થયા. શ્રવણ કરનાર સર્વ મનુષ્યોનું પ્રત્યક્ચૈતન્ય સત્ત્વકોટિમાં આરૂઢ થઈ ગયું, એટલે તે સર્વ પરમ પવિત્ર ભાવને પામ્યા. તત્કાળ આકાશની અંદર રહેનારા પુરાતન તથા મુક્ત બુદ્ધિવાળા સનકાદિકો અને સિદ્ધોનાં પ્રશંસાનાં વાક્યો આકાશમાં ફેલાઈ રહ્યાં. વળી સભાની અંદર બેઠેલા શુદ્ધ બુદ્ધિવાળા વિશ્વામિત્ર આદિ મુનિઓની ઉચ્ચ એવી પ્રશંસાવાક્યોની વાણી ગાજી રહી. આમ ત્યાં દિશાઓના મુખને સારી રીતે પૂરી રહેલો મધુર કોલાહલ પવનની અંદર વ્યાપ્ત થયેલા પોલા વાંસના અવાજની પેઠે ઉત્પન્ન થયો. પછી સિદ્ધપુરુષોનાં પ્રસંશા વાક્યોની સાથે જ દેવોનાં દુંદુભિઓ પોતાના પડછંદાના શબ્દથી પૃથ્વીને અને પર્વતોને પૂરી દેતાં વાગ્યાં.[૨-૭] દેવતાઓનાં એ દુંદુભિ સાથે હિમની વૃષ્ટિના જેવી સુંદર અને દિશાઓના સમૂહને ઢાંકી રહેલી એવી પુષ્પોની વૃષ્ટિઓ દિશાઓમાંથી પડી.[૮] એ પુષ્પોના સમૂહ વડે સર્વ સ્થળ પુરાઈ ગયું હતું, શબ્દ વડે ગુફાઓ ભરાઈ ગઈ હતી, રજ વડે આકાશ રંગાઈ ગયું હતું અને ગંધ વડે પવન મહેકી

* આ બસોમા સર્ગમાં સિદ્ધોનાં પ્રશંસાવાક્યો, દુંદુભિ સાથે પુષ્પવૃષ્ટિ અને સર્વેએ કરેલ એવો ગુરુપૂજનો મહોત્સવ વર્ણવવામાં આવશે.

રહ્યો હતો. આમ, ઋષિઓના ધન્યવાદના શબ્દનો, દેવોના દુંદુભિઓના ગડગડાટનો અને પુષ્પોના ઢગોના રવનો સમૂહ અપૂર્વ રીતે શોભી રહ્યો હતો.[૯,૧૦] ઊંચું મુખ કરી રહેલ સર્વ સભ્ય પુરુષોનાં નેત્રોનાં કિરણો વડે તે સમૂહ અંદરના ભાગને શ્યામ કરી રહ્યો હતો. ઊંચા કાન કરી રહેલાં મૃગ, હાથી, ઘોડા, પક્ષી અને પશુઓએ તેને સાંભળ્યો હતો, વિસ્મય તથા ભય દર્શાવનારાં વિકસિત નેત્રવાળાં બાળકો તથા સ્ત્રીજનોથી તે જોવાયો હતો. વળી વિસ્મયને લીધે મંદહાસ્યયુક્ત મુખવાળા રાજલોકોએ તેને જોયો હતો.[૧૧,૧૨] પૃથ્વીનો અને આકાશનો મધ્યભાગ, પુષ્પવૃષ્ટિના સારવાળા અને શબ્દની શોભાથી અતિમનોહર એવા કોલાહલ વડે તરત લોકોત્તર ચમત્કારને ધારણ કરી રહ્યો.[૧૩] પુષ્પની વૃષ્ટિના મકરંદથી ધોવાયેલું અને શબ્દ કરતાં પ્રાણીઓથી પુણ્ય શબ્દવાળું એવું આકાશ સેંકડો શંખોના શબ્દોને લીધે દશરથના ઘરના જેવું જણાતું હતું.[૧૪] અનેક એવા અર્વાઓ વડે સુશોભિત, દેવોથી તથા ચારણોથી વીંટાયેલ અને પુષ્પોથી સુશોભિત એવું જગત પણ વૃદ્ધિ પામેલ ઉત્સવને લીધે દશરથના ઘર જેવું શોભતું હતું.[૧૫] જેમ સમુદ્રની અંદરના તરંગો તટની પાસેના પર્વતને પહોંચી વળે છે, તેમ દુંદુભિના શબ્દો, સિદ્ધસમૂહનાં વાક્યો અને પુષ્પોનો સમૂહ એ સર્વ એક જ સમયે એક સાથે પૃથ્વી અને આકાશ એ બન્નેની વચમાં તથા દિશાઓના અંતમાં વ્યાપ્ત થઈ ગયાં.[૧૬] પછી ક્ષણ વારમાં સમયને લીધે પ્રાપ્ત થયેલ દેવોની પુષ્પવૃષ્ટિના કોલાહલમાં સિદ્ધોનાં નીચેનાં વાક્યો પ્રસિદ્ધપણે સાંભળવામાં આવ્યાં.[૧૩–૧૭]

**સિદ્ધો બોલ્યાઃ**—કલ્પપર્યંત સિદ્ધોના સમૂહમાં અમે હજારો મોક્ષના ઉપાયો કહ્યા છે, તેમ સારી રીતે સાંભળ્યા પણ છે; પરંતુ તે આ ગ્રંથ જેવા એક નથી.[૧૮] તિર્યક્ જાતિના જીવો, વનિતાઓ, બાળકો અને નાગો વસિષ્ઠમુનિના આ ગ્રંથરૂપ વાક્યવિલાસ વડે મોક્ષસુખને પ્રાપ્ત થઈ જાય, એમાં કાંઈ સંશય નથી.[૧૯] શ્રીરામચંદ્રજીને વસિષ્ઠઋષિએ જે પ્રમાણે દૃષ્ટાંતોથી, હેતુઓથી અને યુક્તિથી બોધ આપ્યો છે, તે પ્રમાણે સાક્ષાત્ અરુંધતીને પણ તેઓ બોધ આપે કે ન પણ આપે.[૨૦] આ મોક્ષના ઉપાય વડે તિર્યક્જાતિના જીવો પણ નિર્વિકાર થઈ મોક્ષ પામે છે, તો પછી પૃથ્વીની અંદર ક્યાં મનુષ્યો મુક્ત ન થાય?[૨૧] શ્રવણરૂપ અંજલિ વડે આ જ્ઞાનામૃતનું પાન કરીને અમે પૂર્ણ રીતે અભિનવ સિદ્ધિઓને ધારણ કરી છે અને પરમ લક્ષ્મી તથા શોભાને પામ્યા છીએ.[૨૨] ઉપર પ્રમાણે શ્રવણ કરતા અને વિસ્મય વડે વિકસિત નેત્રવાળા અયોધ્યાવાસી જનોએ, કમલ આદિનાં પુષ્પોની વૃષ્ટિથી ભરપૂર એવી તે સભા જોઈ.[૨૩] મંદાર આદિ દેવવૃક્ષોનાં મહાપુષ્પો વડે તે ઢંકાયેલ વસ્ત્રસમૂહવાળી હતી અને કલ્પલતાઓના ગુચ્છાઓ વડે ધાટી એવી આંગણાની ભૂમિ વડે સુશોભિત હતી.[૨૪] તે પારિજાત વૃક્ષનાં પુષ્પોથી ભરપૂર એવા ભૂતળથી મનોહર હતી અને સંતાનક વૃક્ષોનાં પુષ્પોરૂપી મોટાં વાદળાં વડે વ્યાપ્ત એવા સભ્યોનાં મસ્તક તથા હસ્ત વડે રમણીય હતી.[૨૫] તે મુકુટના રત્નરૂપી વિટંક (લાકડાનું પક્ષી–ઘર)ના અગ્રભાગમાં વિશ્રાંતિ લઈ રહેલ હરિચંદનનાં પુષ્પોવાળી હતી અને પાણીના પૂર વડે ભરપૂર એવાં મોટાં વાદળાંઓની પેઠે લટકતા ચંદરવાથી સુશોભિત હતી.[૨૬] એ પ્રમાણે સભાને જોતા તે લોકો વસિષ્ઠઋષિની અનેક વાક્યો વડે પ્રશંસા કરવા લાગ્યા તેમજ પ્રસંગોચિત જય–ધ્વનિ કરવા મંડ્યા. વળી સર્વ ઇન્દ્રિયસમૂહ વડે અધીન બની જઈ તેઓ પુષ્પાંજલિપૂર્વક વસિષ્ઠઋષિની પૂજા કરવા લાગ્યા.[૨૭,૨૮] પછી રાજાઓની પ્રણામમાળાઓ કાંઈક શાંત થઈ એટલે અર્ધ્યપાત્રયુક્ત હસ્તવાળા દશરથરાજાએ વસિષ્ઠ-

ઋષિની પૂજા કરતાં નીચે પ્રમાણે કહ્યું.[૨૯]

દશરથરાજા બોલ્યાઃ–હે અરુંધતીપતે! આપના ઉપદેશથી મળેલા અત્યંત અવિનાશી એવા આત્મવસ્તુરૂપી પરમ બોધ વડે મને અંદર પરમ પૂર્ણતા ઉત્પન્ન થયેલ છે.[૩૦] આપ પૂજ્યના પૂજનમાં યોગ્ય એવી કોઈ મહાન વસ્તુ પૃથ્વીના પીઠ ઉપર, સ્વર્ગમાં, દેવતાઓમાં કે પાતાળમાં નથી અને તેથી તે મને અપ્રાપ્ત છે.[૩૧] તો પણ હે મહારાજ! આ યથાપ્રાપ્ત ગુરુપૂજનનો ક્રમ મારું પોતાનું એક અવશ્ય કર્તવ્ય છે. તો તેને સફળ કરવાને હું કાંઈ બોલું છું, માટે તે સંબંધમાં આપ કાંઈ કોપ કરશો નહિ.[૩૨] સ્ત્રીપુત્ર આદિ સહિત એવા આ મારા આત્મા વડે આ લોક તથા પરલોક એ બન્નેમાં સુખભોગને માટે સંચિત કરેલ પુણ્ય વડે અને સર્વ પોષ્યવર્ગ સહિત એવા આ રાજ્ય વડે હું આપની પૂજા કરું છું.[૩૩] હે મહારાજ! આ સર્વ પોતાના આશ્રમની પેઠે આપને અધીન છે, માટે આપ આપની ઇચ્છા પ્રમાણે તેના સ્વામી થઈને હુકમ પ્રમાણે આજ્ઞા ચલાવો.[૩૪]

વસિષ્ઠ બોલ્યાઃ–હે મહારાજ દશરથ! અમે માત્ર પ્રણામ વડે સંતુષ્ટ થઈએ એવા બ્રાહ્મણ છીએ; તેથી અમે પ્રણામથી જ પ્રસન્ન થઈએ છીએ અને તે આપે કરેલ છે.[૩૫] આપ જ રાજ્યરક્ષણવિધિ જાણો છો અને તે આપને જ શોભે છે, માટે તે ભલે તમારી પાસે જ રહો. બ્રાહ્મણો ક્યાં રાજાઓ છે?[૩૬]

દશરથરાજા બોલ્યાઃ–હે સમર્થ મહારાજ! મોક્ષના દાનરૂપ મહા ઉપકાર આગળ આ રાજ્ય તે શા હિસાબમાં છે? માટે આપના ધ્યાનમાં આવે તેમ સુખેથી કરો.[૩૭]

વાલ્મીકિ બોલ્યાઃ–દશરથરાજા ઉપર પ્રમાણે કહેતા હતા, તેટલામાં રામચંદ્રજીએ વસિષ્ઠઋષિના ચરણમાં પુષ્પાંજલિ અર્પણ કરી અને તે મહાગુરુને પ્રણામ કરીને તેમને કહેવા લાગ્યાઃ[૩૮] ‘મહારાજ દશરથને નિરુત્તર કરનાર હે મહાસમર્થ વસિષ્ઠઋષિ! જેને આપનાં વાક્યને અનુસરી પ્રણામમાત્ર જ સારરૂપે અવશ્ય કર્તવ્ય છે, તે હું રામ આપના ચરણમાં પ્રણામ કરું છું.[૩૯] જેમ વન પર્વતની તળેટીમાં પોતાના પલ્લવમાં લાગેલાં જળબિંદુઓનું વિસર્જન કરે છે. તેમ રામચંદ્રજીએ આ પ્રમાણે કહીને અને મસ્તક ઢાળીને વસિષ્ઠઋષિના ચરણમાં પુષ્પાંજલિ અર્પણ કરી.[૪૦] તે સમયે નીતિકુશળ રામચંદ્રજીનાં નેત્રો આનંદનાં આંસુઓથી ભરપૂર થઈ ગયાં હતાં અને તે પરમ ભક્તિ વડે ગુરુને વારંવાર પ્રણામ કરવા લાગ્યા.[૪૧] શત્રુઘ્ન, લક્ષ્મણ અને તેમની પાસેના બીજા પણ તેવા જ મિત્રો મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીને પ્રણામ કરવા લાગ્યા. દૂર બેઠેલા રાજાઓ રાજપુત્રો અને ઋષિઓ, દૂર સ્થિતિને યોગ્ય એવા પ્રણામોથી અને પુષ્પાંજલિ–સમર્પણથી પ્રણામ કરવા લાગ્યા.[૪૨-૪૩] હિમાલય જેમ હિમથી ઢંકાઈ જાય છે, તેમ એ સમયે મહામુનિ વસિષ્ઠજી પુષ્પાંજલિની વૃષ્ટિથી ઢંકાઈ ગયા. હવે, સભાનો ક્ષોભ અને પ્રણામોનો સમૂહ શાંત થયો. પછી, માન્ય એવા મુનિઓની પાસે પોતાનું બનાવેલ શાસ્ત્ર જાણે સત્ય વસ્તુના સંબંધમાં સદોષ હશે કે નિર્દોષ હશે, એમ કાંઈક સંદેહવાળા હોય તેમ વસિષ્ઠઋષિએ પોતાના બન્ને હાથ વડે પુષ્પોના પુંજને ખસેડી નાખ્યો. આમ જેમ ધોળાં વાદળાંને ખસેડીને ચંદ્ર દેખાય, તેમ તે કાંઈક પૂછવાની ઇચ્છાથી દેખાયા.[૪૪-૪૬] હવે, સિદ્ધલોકોનાં વચનોના સમૂહ, દુંદુભિના શબ્દો, આકાશમાંથી પડતી પુષ્પવૃષ્ટિ અને સભાનો કોલાહલ એ સર્વ શાંત થઈ ગયું તેમજ પવન પણ પડી ગયો. પછી જેમ મેઘ શાંત થઈ જાય તેમ પોતાનો સત્કાર કરનાર સભાજનો તથા રામ વગેરે પ્રણામ કરીને વ્યગ્રપણાથી રહિત થયા. હવે, પોતાની
નાં વાક્યોનું શ્રવણ કરતા અને અનિં
વાળા એ મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી કોમ

વિશ્વામિત્રમુનિ પ્રત્યે બોલ્યા કે,[૪૭–૪૯] 'હે ગાધિકુળમાં કમળરૂપ વિશ્વામિત્ર મુનિ! હે વામદેવ, નિમિક્રતુ, ભરદ્વાજ, પુલસ્ત્ય, અત્રિ, ધૃષ્ટિ, નારદ, શાંડિલિ, ભાસ, ભૃગુ, ભારંડ, વત્સ, વાત્સ્યાયન આદિ ઋષિઓ! આપે આ મારાં તુચ્છ વચનો સાંભળ્યાં[૫૦,૫૧] આમાં કાંઈ કહેવું રહી ગયું હોય, અનુચિત અર્થવાળુ હોય અથવા વ્યર્થ હોય, તો કૃપા કરી આપ તે મને કહો.[૫૨]

**સભ્યો બોલ્યાઃ**–હે મહારાજ! પરમાર્થ વડે જ એક સુશોભિત એવા વસિષ્ઠજીનાં વચનની અંદર વળી અનુચિત અર્થ હોય એવી આજ નવી જ વાણી આ સાંભળીએ છીએ! અનંત એવા જન્મના દોષથી અમારી અંદર મેલ ભર્યો હતો. જેમ અગ્નિ સુવર્ણના મેલને બાળી નાખે છે, તેમ આપે તે મેલને અહીં આજ બાળી નાખ્યો છે.[૫૩,૫૪] હે મહારાજ! જેમ ચંદ્રના પ્રકાશથી કુમુદ વિકસિત થાય છે, તેમ બ્રહ્મની અંદર વિસ્તરી રહેલી અને અમૃતના જેવી પરમ શીતળ એવી આ આપની વાણીથી અમે સર્વ વિકસિત થઈ રહ્યા છીએ.[૫૫] આ અમે સર્વ આપને વારંવાર પ્રણામ કરીએ છીએ. આપ સર્વ જીવોને મહાબોધ આપનાર છો, મુનિશ્રેષ્ઠ છો અને અમારા નિયમિત ગુરુ છો.[૫૬]

**વાલ્મીકિ બોલ્યાઃ**–આ પ્રમાણે કહી, તે સૌએ મેઘગર્જના જેવા મહાબળવાન ઉચ્ચ શબ્દ વડે ફરી વાર **નમસ્તે** ( આપને નમસ્કાર છે ) કહ્યું.[૫૭] તે વખતે, જેમ મેઘ ઝાકળ વડે હિમાલયને પૂરી દે છે, તેમ તેઓ આકાશમાંના સિદ્ધોની સાથે પોતે પણ નાખેલ પુષ્પાંજલિના સમૂહથી વસિષ્ઠઋષિને પૂરી દેવા લાગ્યા.[૫૮] એવી જ રીતે રામના વૃત્તાંતને જાણનારા એ સર્વ લોકો દશરથરાજાની અને ચાર સ્વરૂપે અવતરેલા વિષ્ણુરૂપ શ્રીરામચંદ્રજીની પ્રશંસા કરવા લાગ્યા.[૫૯]

**સિદ્ધો બોલ્યાઃ**–જાણે બીજા સાક્ષાત્ નારાયણ હોય તેમ ચારરૂપે ( રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્નરૂપે ) અવતરેલા, જીવન્મુક્ત અને ભાઈઓ સાથેના એ રાજકુમાર રામચંદ્રજીને અમે નમન કરીએ છીએ. ચાર સમુદ્રરૂપ ખાઈ વડે વીંટાયેલા, ભૂગોળની રક્ષા કરનારા અને ત્રણે કાળમાં રહેનાર રાજચિહ્નોને ધારણ કરનારા એ દશરથ રાજાને અમે નમન કરીએ છીએ. રાજાની પેઠે મુનિઓની સેનાના અધિપતિ, સૂર્યના જેવા મહાતેજસ્વી અને સુંદર પ્રકૃષ્ટ વાદો વડે યુક્ત એ વસિષ્ઠઋષિને તથા તપના ખજાનારૂપ વિશ્વામિત્રઋષિને અમે નમન કરીએ છીએ.[૬૦–૬૨] એમના પ્રભાવ વડે જ જ્ઞાનયુક્તિથી સુશોભિત એવી અને ભ્રાંતિના જુસ્સાને સારી રીતે નાશ કરનારી વસિષ્ઠજીની આ પરમ વાણી અમારા સાંભળવામાં આવી.[૬૩]

**વાલ્મીકિ બોલ્યાઃ**–ઉપર પ્રમાણે કહીને સિદ્ધલોકોએ આકાશમાંથી સભાની અંદર ફરીવાર પુષ્પવૃષ્ટિ કરી અને પછી તેઓ પ્રસન્ન ચિત્તે મૌન સેવી રહ્યા.[૬૪] તે જ પ્રમાણે આકાશચારી સિદ્ધોએ એ લોકોની પ્રશંસા કરી અને સભ્યોએ પણ તે જ પ્રમાણે ઘણી સ્તુતિસહિત એ સિદ્ધોનું ત્યાં અર્ચન કર્યું.[૬૫] આકાશમાં ગતિ કરનાર મહર્ષિઓ અને દેવગણો તથા ભૂમંડળમાં ગતિ કરતા બ્રાહ્મણો અને ભૂપતિઓ તથા બન્ને સ્થળમાં ગતિ કરનાર મુનીશ્વરો, એ સૌએ પોતાની શક્તિ અનુસાર પુષ્પ અને અર્ઘ્યદાન સહિત ઉચ્ચ વાણી વડે પ્રત્યેક જનની પૂજા કરી.[૬૬]

**नभश्चरा धरणिचरा मुनीश्वरा महर्षयो विबुधगणा द्विजा नृपाः । अपूजयन्निति जनमोजसैव ते गिरोच्चया सहकुसुमार्घ्यदानया ॥ ६६ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સાધુવાદસપર્યાદિ વર્ણન' એ નામનો સર્ગ ૨૦૦ મો સમાપ્ત**

## સર્ગ ૨૦૧ મો*

### શ્રીરામની પૂર્ણાનંદપદમાં વિશ્રાંતિ

॥ वाल्मीकिरुवाच ॥

अथार्वाक् साधुवादेषु प्रशांतेषु शनैः शनैः ।
ज्ञानोपदेशमामाद्य प्रोल्लसत्स्विव राजसु ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યાઃ—પછી ધીમે ધીમે સભાના નીચેના ભાગમાં પ્રશંસાનાં વાક્યો શાંત થઈ ગયાં અને જ્ઞાનોપદેશને મેળવી રાજાઓ જાણે પ્રફુલ્લ થઈ રહ્યા હોય તેવા થઈ ગયા.[1] સંસારનો ભ્રમ જેમનો શાંત થઈ ગયેલ છે એવા મનુષ્યો સત્ય તરફ દોડતા પોતાના ચિત્ત વડે પોતાની મેળે પોતાનાં પૂર્વચરિત્રને હસવા લાગ્યા.[2] જ્ઞાનના આસ્વાદમાં તત્પર થઈ રહેલ શાંત વિવેકી સભાજન ચિત્તવૃત્તિને અંતર્મુખ કરી દઈ ધ્યાનાવસ્થિત થઈ રહ્યા.[3] ગુરુના દેદીપ્યમાન મુખ તરફ જોઈ રહેલા અને પદ્માસન વાળી બેઠેલા શ્રીરામચંદ્રજી પોતાના ભાઈઓ સહિત ગુરુની પાસે હાથ જોડી રહ્યા.[4] દશરથરાજા જાણે ધ્યાનાવસ્થિત થઈ રહ્યા હોય તેમ આદિ, મધ્ય અને અંતમાં પવિત્ર એવી જીવન્મુક્તદશાનો આસ્વાદ લઈ રહ્યા.[5] તે સમયે યાચકજનને માન આપનાર વસિષ્ઠમુનિ પોતાના રાજા આદિ ભક્તોની પૂજા સ્વીકારવા માટે ક્ષણ વાર મૌનનો આશ્રય પકડી ઊભા રહ્યા હતા. હવે, તે અનાકુળ અક્ષરોથી બોલવા લાગ્યા કે,[6] 'પોતાના કુળરૂપ આકાશમાં ચંદ્રતુલ્ય એવા કમળના જેવા સુંદર નેત્રવાળા હે રામચંદ્રજી! પોતાની મનમાનતી ઇચ્છા વડે હવે બીજું તમે શું સાંભળવાને ઇચ્છો છો?[7] હવે આજે તમે કેવી સ્થિતિને અનુભવો છો? અને આ જગતના આભાસને કેવા પ્રકારનો દેખો છો! તે કહો.[8] વસિષ્ઠજીએ એ પ્રમાણે કહ્યું, એટલે રાજકુમાર રામચંદ્રજી ગુરુનું મુખ જોતાં અનાકુળપણાથી મૃદુ અને સ્પષ્ટપણે બોલ્યા.[9]

રામ બોલ્યાઃ—હે મહારાજ! જેમ પૂર્ણચંદ્ર વડે સુશોભિત એવું આકાશ શરદઋતુમાં નિર્મળ થઈ જાય છે, તેમ આપની કૃપા વડે હું પરમ નિર્મળતાને પ્રાપ્ત થઈ ગયો છું.[10] સંસારની અંદર ભંગ કરનારી મારી સર્વ ભ્રાંતિઓ શાંત થઈ ગયેલ છે અને શુદ્ધ સ્વરૂપ વડે હું આકાશ જેવો સ્વચ્છ થઈ રહ્યો છું.[11] મારી સર્વ ગ્રંથિઓ ગલિત થઈ ગઈ છે, અશેષ (સર્વ) વિશેષણો શાંત થઈ જવાથી હું નિર્વિશેષ છું અને હું સ્ફટિકગૃહની અંદર મધ્યમાં રહેલ સ્ફટિકમણિના જેવી નિર્મળ બુદ્ધિવાળો છું.[12] મારું શાંત થઈ રહેલ ચિત્ત બીજું કાંઈ સાંભળવાને કે મેળવવાને ઇચ્છતું નથી. તે પરમ તૃપ્તિને પ્રાપ્ત થઈ રહેલ છે અને જાણે સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થઈ ગયું હોય તેવું થઈ રહ્યું છે.[13] હે મહારાજ! સર્વ વિષયોના સ્મરણની શાંતિને લીધે નિર્વિકલ્પ, સર્વ કૌતુકથી રહિત અને સર્વ સંકલ્પોને છોડી રહેલું મારું મન શાંત છે.[14] હું નિર્વાણને પ્રાપ્ત થઈ રહ્યો છું અને શાંત થઈ રહ્યો છું. જાગતાં છતાં પણ હું જગતની સ્થિતિના સંબંધમાં માનસિક (સ્વપ્ન આદિ) વિષયનો વિચાર કરતો નથી, તેમ જાગ્રતના ઇન્દ્રિયગ્રાહ્ય વિષયોનો પણ વિચાર કરતો નથી. હું તો જાણે સુષુપ્તિને ધારણ કરી રહ્યો હોઉં તેમ નિર્વિકાર દશામાં સ્થિર થઈ રહ્યો છું.[15] આશા વડે વિહ્વળ થઈ ગયેલી દેહાધ્યાસવાળી પૂર્વની સ્થિતિને હું હસી કાઢું છું અને સ્ફુરતાં એવાં આપનાં ઉપદેશવાક્યો વડે હું નિઃસંશયપણે સ્વસ્થ થઈ રહેલ છું.[16] હમણાં મને ઉપદેશ વડે, તેના અર્થ વડે, શાસ્ત્રો વડે, બંધુઓ વડે કે તેમના ત્યાગ વડે કાંઈ પ્રયોજન નથી.[17] અથવા તો પ્રત્યક્ચૈતન્યરૂપ એવો હું અહીં તેમાં જ સ્થિર

---

* આ બસોએકમા સર્ગમાં ગુરુ, રામને ફરી વાર આદરથી પૂછશે અને રામચંદ્રજી પોતાની પૂર્ણાનંદપદમાં વિશ્રાંતિ પ્રકટ કરશે.

થઈ રહેલ ચિત્તવૃત્તિવાળી અને ક્ષોભરહિત ચિદાકાશની અંદર સામ્રાજ્યસુખના જેવી અખંડિત એવી સ્થિતિને અનુભવું છું.[૧૮] હું જો કે બાહ્યદૃષ્ટિ વડે નેત્ર આદિ અવયવોવાળી સ્થિતિને ધારણ કરી રહ્યો છું, છતાં હું આ સર્વ જગતને આકાશનાથી પણ અતિસ્વચ્છ અને ચિદાકાશના એક અંશરૂપ સમજું છું.[૧૯] આ જગત આકાશમાત્ર છે એવો એક નિશ્ચય રાખતાં આ દશ્યરૂપી આકાશ મોહનિદ્રા સહિત બાધિત થઈ જાય છે અને હું અક્ષયરૂપે નિરંતર જાગતો રહું છું.[૨૦] યથેચ્છ, યથાપ્રાપ્ત અને યથાસ્થિત જે કાર્ય આપ કહેશો, તે હું નિર્વિકલ્પપણે વાસનાથી રહિત બની કર્યા કરીશ.[૨૧] હું અભીષ્ટસિદ્ધિ વડે અંદર પ્રસન્ન થતો નથી, તેમ હર્ષને પણ પ્રાપ્ત થતો નથી અને પુષ્ટ પણ થઈ જતો નથી. વળી, અનિષ્ટપ્રાપ્તિથી હું રોતો નથી, કિંતુ જે જે કાર્ય કરવા યોગ્ય છે તે તે હું એકલો કર્યે જાઉં છું. મારી ભ્રાંતિ જતી રહી છે.[૨૨] આ સૃષ્ટિ ભલે બદલાઈ જાઓ, પ્રલયકાળનો પવન ભલે વાવા લાગો અને આ આખો દેશ ચંદ્રમાર્ગની પેઠે આકાશના જેવો શૂન્ય થઈ જાઓ; તો પણ હું સ્વસ્થપણે નિર્વિક્ષેપ દશાનો આશ્રય કરી પોતાના આત્મામાં જ સ્થિર થઈ રહ્યો છું.[૨૩] હે મહારાજ! હું વિશ્રાંતિને પ્રાપ્ત થઈ ગયો છું, બાહ્ય ઇન્દ્રિયો વડે ન જણાય તેવા સ્વરૂપવાળો છું અને મન વડે પણ દુર્લક્ષ્ય છું. આકાશ જેમ સૃષ્ટિ વડે બંધને પ્રાપ્ત થતું નથી, તેમ હું આશાઓ વડે બંધને પ્રાપ્ત થતો નથી.[૨૪] ઝાડમાં રહેલા પુષ્પમાંથી જેમ ગંધ આકાશમાં ફેલાઈ રહ્યો હોય છે, તેમ હું દેહનું ઉલ્લંઘન કરી (દેહાધ્યાસને છોડી દઈ) સમાનપણાથી આત્મામાં સ્થિર થઈ રહ્યો છું.[૨૫] પ્રબોધને પ્રાપ્ત થયેલ અથવા અપ્રબુદ્ધ એવા સર્વ રાજાઓ અનેક પ્રકારનાં કર્મવાળાં રાજ્યોની અંદર પોતાને સુખ થાય તેમ વિહાર કરે છે.[૨૬] જે પ્રમાણે હું પણ હર્ષ, શોક અને આશાથી રહિત બની, સર્વત્ર સ્થિર એવી એક સમાનદૃષ્ટિનું અવલંબન કરી, નિઃશંક રીતે આત્મામાં સ્થિતિ રાખી રાજ્યતંત્રમાં વિહાર કરું છું.[૨૭] હે મહારાજ! સર્વ આનંદના ઉપર રહેલા બ્રહ્માનંદ વડે હું સુખી છું, તેથી હું દેહની અંદર વિષયસુખની ઇચ્છા કરતો નથી. હું બાહ્યવ્યવહારમાં સર્વ મનુષ્યના જેવો જ થઈ રહ્યો છું, માટે આપની ઇચ્છા પ્રમાણે મને આપ આજ્ઞા આપો.[૨૮] હે સુશીલ વસિષ્ઠઋષિ! બાળક જેમ યથાપ્રાપ્ત ક્રીડાને કરતો રહે છે, તેમ હું નિઃશંકપણાથી યાવદ્દેહ (જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી) સર્વત્ર એક નિર્મળ બ્રહ્મદૃષ્ટિ રાખી આ યથાપ્રાપ્ત સંસાર સ્થિતિનું પાલન કરીશ.[૨૯] હે મહારાજ! હું ભોજન કરું છું, જળપાન કરું છું, અહીં રહ્યો છું અને પોતાનું કર્તવ્યકર્મ કરતો રહું છું. હું આપની કૃપાથી આશંકાઓથી રહિત થઈ ગયો છું.[૩૦]

**વસિષ્ઠ બોલ્યાઃ**–અહો! હર્ષની વાત છે કે તમે આદિ, મધ્ય અને અંતથી રહિત એવું આ મહાપુણ્યપદ પ્રાપ્ત કરેલ છે. એ મહાપદની અંદર સ્થિતિ રાખનાર પુરુષોને શોક કરવો પડતો નથી.[૩૧] આકાશ જેમ પોતાના સ્વરૂપમાં સ્થિતિ રાખે છે, તેમ સારી રીતે અત્યંત સમાનપણે વિસ્તરી રહેલા અને શાંત એવા પોતાના આત્મામાં તમે વિશ્રાંતિને પ્રાપ્ત થઈ રહ્યા છો. તમે શોકથી રહિત થઈ રહ્યા તે બહુ સારી વાત થઈ. તમે સારી ઉત્તમ દશામાં આવી રહ્યા તે પણ બહુ સારું થયું. આલોકમાં તથા પરલોકમાં, દૃષ્ટ, અદૃષ્ટ અને શ્રુત એવા અનર્થોની શંકા દૂર થઈ ગઈ, તે પણ બહુ જ સારું થયું છે.[૩૨,૩૩] હે વત્સ રામચંદ્રજી! તમે આત્મજ્ઞ થવાથી બોધ વડે રઘુવંશના ભૂતભવિષ્યત્ કુલોની સંતતિને પવિત્ર કરેલ છે, તે રૂડી વાત છે.[૩૪] હે રામચંદ્રજી! હમણાં તમે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રની માગણી પિતાની સાથે (પિતાજીની વિદ્યમાન દશામાં,

તેમની આજ્ઞાથી ) પૂર્ણ કરી, આ પૃથ્વીનું પાલન કરો.[૩૫] હે સુંદર રામચંદ્રજી! તમારી સાથે બેઠેલા સર્વ રઘુકુલ સાથે સંબંધ રાખનાર પુત્ર-પૌત્ર આદિવાળા ભૃત્યો, બાંધવો, પાયદળો, રથો અને ઘોડાઓના સમૂહો નીરોગ, નિર્ભય, સ્થિર લક્ષ્મીવાળા અને સદા ઉદયને પ્રાપ્ત થઈ રહો.[૩૬]

**त्वयान्विताः सतनयभृत्यबान्धवाः पदातयः सरथगजाश्वमंडलाः। निरामया विगतभयाः स्थिरश्रियः सदोदयाः सुभग भवन्तु राघवाः ॥३६॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો ‘ વિશ્રાંતિપ્રકટીકરણ ’ એ નામનો સર્ગ ૨૦૧ મો સમાપ્ત**

## सर्ग २०२ मो×

## શ્રીરામે આત્મામાં કરેલી વિશ્રાંતિ

॥ वाल्मीकिरुवाच ॥

**एतच्छ्रुत्वा वसिष्ठस्य वचः संसदि पार्थिवाः ।**

**सिक्ता इवामृतापूरैरंतःशीतलतां ययुः ॥ १ ॥**

**વાલ્મીકિ બોલ્યાઃ—**આ પ્રમાણે શ્રીવસિષ્ઠજીનાં વચન સાંભળી સભાની અંદર દશરથરાજા આદિ સર્વ રાજાઓ તથા બીજાં મનુષ્યો અંદર જાણે અમૃતના પૂર વડે સિંચાયેલ હોય તેમ શીતળતાને પ્રાપ્ત થઈ ગયા.[૧] જેમ સંપૂર્ણ એવો ક્ષીરસાગર સુંદર એવા અમૃતપૂર્ણ ચંદ્ર વડે શોભે છે, તેમ કમળપત્રના જેવાં સુંદર નેત્રવાળા શ્રીરામચંદ્રજી સુંદર મુખચંદ્ર વડે શોભવા લાગ્યા.[૨] તત્ત્વજ્ઞાનમાં કુશળ એવા વામદેવ આદિ સર્વ ઋષિઓ ‘અહો! ભગવાન વસિષ્ઠજીએ બહુ સારો જ્ઞાનનો ઉપદેશ કર્યો’ એમ આદરથી કહેવા લાગ્યા.[૩] શાંત અંતઃકરણવાળા, અત્યંત સંતોષ વડે રોમાંચિત ગાત્રવાળા અને નવી કાન્તિને પ્રાપ્ત થયેલા દશરથરાજા હર્ષ વડે બહુ શોભવા લાગ્યા અનેક અધિકારી પુરુષો જ્ઞાતજ્ઞેય ( જાણવાનું જેણે જાણી લીધું છે તેવા ) થઈ રહેતાં અને અનેક પ્રશંસાની કથાઓ પ્રવૃત્ત થતાં, જેનું અજ્ઞાન ગલિત થઈ ગયેલ છે એવા શ્રીરામચંદ્રજી ફરી વાર આ વાક્યો બોલ્યા.[૪,૫]

**રામ બોલ્યાઃ—**હે ભૂતભવિષ્યને જાણનારા મહાસમર્થ મહારાજ ! જેમ અગ્નિ સુવર્ણની શ્યામતાને (મેલને) બાળી નાખે છે, તેમ આપે આ અમારો અજ્ઞાનરૂપ મેલ બાળી નાખ્યો છે. અમે પ્રથમ પૂર્વકાળમાં પરિચ્છિન્ન દેહને જ કેવળ આત્મારૂપ સમજતા હતા. હે મહારાજ ! હવે હમણાં તો અમે શોતરફ સર્વને (અપરિચ્છિન્ન ) આત્મારૂપ સમજનારા થઈ રહ્યા છીએ.[૭] હું સર્વ પ્રકારે સંપૂર્ણ થઈ રહ્યો છું, નિર્વિકાર થઈ રહ્યો છું, નિઃશંક થઈ રહ્યો છું અને તત્ત્વજ્ઞ થઈ જતાં જાગી ગયો છું.[૮] નિત્યસુખના અનુભવને અર્થે હું આનંદવાળો બની ગયો છું, ઘણા લાંબા કાળને માટે સુખી થઈ રહ્યો છું, અવિનાશી પદની પ્રાપ્તિને અર્થે હું સ્થિર થઈ રહ્યો છું અને મને મોક્ષરૂપ પરમ પુરુષાર્થનો ઉદય પ્રાપ્ત થયેલ છે.[૯] અહો! હર્ષની વાત છે કે, આપે મને પવિત્ર શીતળ જ્ઞાનરૂપ જળ વડે સિંચેલ છે, તેથી કમળની પેઠે હું પોતાની મેળે જ હૃદયની અંદર પ્રફુલ્લ થઈ રહ્યો છું.[૧૦] આપની કૃપાથી મેં આ સર્વોત્તમ પદવી મેળવી છે અને તેની અંદર મારી સ્થિતિ થવાથી આ સર્વ જગત મને અમૃતરૂપ જ ભાસે છે.[૧૧] મારી બુદ્ધિ પ્રસન્ન થઈ છે, હું સર્વ શોકથી રહિત થયો છું, અને ઉત્તમ શોભાને પ્રાપ્ત થયેલ શાંતિ વડે મારું ચિત્ત નિર્મળ થયું છે. હું મારા આત્મામાં જ આનંદ અનુભવું છું અને આત્માનો સાક્ષાત્કાર થવાથી હું નિર્મળતાને પ્રાપ્ત થયો છું, તેથી મારા પોતાના સ્વરૂપને હું નમસ્કાર કરું છું.[૧૨]

**अन्तः प्रसन्नमतिरस्तसमस्तशोकः**

× આ બસોબેમા સર્ગમા પ્રબોધ વડે હૃષ્ટ થયેલા રાજાઓ આદિનું વર્ણન આવશે અને રામચંદ્રજી પોતાની નિર્મળ એવી ઉત્તમ સ્થિતિનું જ્ઞાન વડે વર્ણન કરશે.

गतोऽहममलाशय एव शान्तया। आनन्दमात्मनि गतः स्वयमात्मनैव नैर्मल्यमभ्युपगतोऽस्मि नमस्तु मह्यम् ॥ १२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'આત્મ-વિશ્રામાંગીકરણ' એ નામનો સર્ગ ૨૦૨ મો સમાપ્ત

## सर्ग २०३ मो*

### નિર્વાણપદનું વર્ણન

॥ वाल्मीकिरुवाच ॥

इत्थं विचारपरयोर्मुनिराघवयोस्तयोः ।
भास्करः श्रवणायेव व्योममध्यमुपाययौ ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યાઃ—વસિષ્ઠઋષિ અને રામચંદ્રજી એ પ્રમાણે વિચાર કરતા હતા, તેટલામાં સૂર્યનારાયણ જાણે શ્રવણને માટે ઉત્સુક થઈ રહ્યા હોય તેમ આકાશના મધ્યભાગમાં આવ્યા.[1] સર્વ દિશાઓમાં પદાર્થોના સમૂહોની સ્ફુટ પ્રતીતિ થાય તે માટે તડકાએ શ્રીરામચંદ્રજીની મહાવિશાળ બુદ્ધિની પેઠે તીક્ષ્ણતા ધારણ કરી.[2] જેમ વિકસિત થઈ ગયેલ હૃદયકમળ વડે પ્રફુલ્લ વિશાળ આકારથી તે સભાની અંદરનાં રાજા આદિ માણસો શોભે, તેમ બગીચાઓનાં તળાવો કમળોના વિકાસથી શોભતાં હતાં.[3] મોતીઓના સમૂહોથી બરાબર જડી લીધેલાં સ્ફટિકનાં જાળિયાંઓ અંદર સૂર્યનું પ્રતિબિંબ પડતાં અત્યંત ઝળકાટ કરી રહ્યાં હતાં, તેથી તે કેમ જાણે જ્ઞાનશ્રવણથી નૃત્ય કરતાં હોય તથા જાણે આકાશની અંદર તરતાં હોય તેવાં દેખાતાં હતાં. પદ્મરાગમણિની અંદર લાગેલાં સૂર્યનારાયણનાં પ્રતિબિંબની તરુણ પ્રકાશવાળી કાન્તિઓ આકાશની અંદર ઝબકારા મારતી હતી, તેથી જાણે સ્વચ્છ બુદ્ધિમાં જ્ઞાનકળાઓ સ્ફુરતી હોય એમ લાગતું હતું.[4,5] આ પ્રમાણે પરમ આનંદને પ્રાપ્ત થઈ રહેલ અને પોતાના કુળમાં કમળની પેઠે સુવાસ ફેલાવનારા શ્રીરામચંદ્રજી વસિષ્ઠઋષિના મુખચંદ્રના દર્શનથી પ્રફુલ્લ જેવા થઈ રહ્યા. ત્યારે તેજના સમૂહરૂપી જ્વાળાઓથી સુશોભિત અને સમગ્ર રસને શોષી લેનારો વડવાનલતુલ્ય સૂર્ય આકાશરૂપી મહાસાગરના મધ્યભાગમાં આવી લાગ્યો. ખરતી રજ વડે સુશોભિત, સૂર્યરૂપ પાંખડી વડે મનોહર અને સ્ફુરતાં કિરણોરૂપી કેસરાઓ વડે રમણીય એવું શ્યામ આકાશરૂપી નીલકમળ સુંદર સોહી રહ્યું હતું. તે જગતની લક્ષ્મીના આભૂષણરૂપ હતું, ત્રિલોકીના કાનના કુંડળરૂપ હતું અને અંદર લીન થઈ રહેલાં સ્ફુરતા તારાઓરૂપી રત્નોની પંક્તિથી સુશોભિત હતું. ત્યારે દિશાઓરૂપી સ્ત્રીઓ સૂર્યના તાપથી ભેદાયેલાં અને પાણીવગરનાં મોટાં વાદળાંઓને મોટાં શિખરોરૂપી હાથ વડે દર્પણની પેઠે ધારણ કરી રહી હતી. ત્યારે સૂર્યથી રહિત એવો આકાશરૂપી ઘરનો ભાગ પણ ઉત્તમ સૂર્યકાંતમણિમાંથી ઉત્પન્ન થતા અગ્નિ વડે જાણે પ્રજ્વલિત થઈ રહેલ હોય તેમ બમણા પ્રકાશવાળો જોવામાં આવતો હતો. તે સમયે અધિક મદવાળા સુંદર મુખના પવન વડે પૂરેલા મધ્યાહ્નના શંખો પ્રલયકાળના પવનથી પૂર્ણ એવા મહાસાગરની પેઠે શબ્દ કરવા લાગ્યા.[6-12] જેમ કમળોની અંદર હિમજળનાં બિંદુઓની શોભા રહે છે, તેમ મનુષ્યોનાં મુખની અંદર વીખરાઈ ગયેલા શુદ્ધ મુક્તાફળના જેવી પરસેવાનાં બિંદુઓની શોભા નિવાસ કરતી હતી.[13] જેમ વૃષ્ટિનું અને નદીનું જળ સમુદ્રને પૂર્ણ કરી દે છે, તેમ ઘરની ભીંતમાં અથડાવાથી પડછંદારૂપે પાછી ફરેલ અને પ્રાણીઓના ઉતાવળના જોસથી પુષ્ટ થયેલી એવી શબ્દની શોભા, કાનને પૂરી દેવા લાગી.[14] ત્યારે ગરમીના સમૂહ-

* આ બસોત્રણમા સર્ગમા મધ્યાહ્નસમયનો વાદ્યઘોષ, દિવસનું કામકાજ, રાત્રિનો ક્રમ અને પ્રાતઃકાળમાં સભાની અંદર શ્રીરામચંદ્રજીનું નિઃસંદેહપણું એ વર્ણવવામા આવશે.

-ની શાંતિને માટે સ્ત્રીઓએ નવીન અને ઉજ્જ્વળ કપૂરરૂપી મેઘાવલિઓ ફેંકી હતી અને તે અતીવ શોભી રહી હતી.[૧૫] રાજા દશરથ સામંતો સહિત, રાજાઓ સહિત, વસિષ્ઠજી સહિત, રામચંદ્રજી સહિત તથા સર્વ સામગ્રી સહિત તે સભામાંથી ઊઠ્યા. રાજાઓ, રાજપુત્રો, મંત્રીઓ અને ઋષિઓ એકબીજાના સત્કારનો સ્વીકાર કરી ખુશી થતા પોતાના ઉતારા તરફ ચાલ્યા ગયા. ત્યાં અંતઃપુરના ઘરના આંગણામાં વીંઝણાઓના પવનથી કપૂરની ધૂળ ઊડી હતી, તેથી જાણે નવાં જ વાદળાંઓની પંક્તિ ખડી થઈ ગઈ હતી. પછી મધ્યાહ્નનાં વાજાંઓના શબ્દો ભીંતની અંદર પડઘા પાડતા હતા અને તેથી વધારે અવાજ કરી રહ્યા હતા. ત્યારે વચનમાં કુશળ એવા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજી બોલ્યા કેઃ–[૧૬-૧૯] 'હે રામચંદ્રજી! તમે સર્વ સાંભળવાનું સાંભળ્યું છે અને જાણવાનું સર્વ જાણી લીધું છે. હવે આથી બીજું કાંઈ શ્રેષ્ઠ જાણવાનું નથી.[૨૦] જેવી રીતે મેં તમને ઉપદેશ કર્યો છે, શાસ્ત્ર વડે તમે જે પ્રમાણે સમજો છો અને જેવી રીતે શ્રેષ્ઠતાથી તમને અનુભવ થાય છે, તે સર્વની એકવાક્યતા કરો.[૨૧] હે મહાબુદ્ધિશાળી! તમે કામકાજ માટે સુખેથી ઊઠો. અમે પણ સ્નાન કરવા માટે જઈશું. કેમકે હે પ્રીય રામચંદ્રજી! અમારો મધ્યાહ્ન-સમય વ્યતીત થતો જાય છે.[૨૨] હે મંગલરૂપ રામચંદ્રજી! પોતાની આકાંક્ષાની નિવૃત્તિ કરવા માટે, જે કાંઈ શુભ આપને પૂછવાનું હોય તે પ્રાતઃકાળમાં ફરી વાર તમારે પૂછવું.'[૨૩]

વાલ્મીકિ બોલ્યાઃ–આ પ્રમાણે ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠજીએ કહ્યા પછી રાજા દશરથે પોતાની મેળે જ સર્વ સત્પુરુષોનો પૂજા વડે સત્કાર કર્યો.[૨૪] રામચંદ્રજી સહિત ધર્માત્મા દશરથરાજાએ વસિષ્ઠ આદિએ ઉપદેશ કરેલ ક્રમ વડે ઋષિઓની બ્રાહ્મણોની, રાજાઓની અને આકાશચારી સિદ્ધોની પૂજા કરી.[૨૫] આમ, તે અનિન્દિત મહીપતિએ મણિઓના અને મોતીઓના નિષ્ક્રિયરૂપ દ્રવ્ય વડે, દિવ્ય પુષ્પ વડે, મણિઓ અને મોતીઓનાં દાન વડે, મોતીના હારોના અર્પણ વડે, પ્રણય વડે, દ્રવ્ય સહિત એવાં કન્યા આદિનાં દાન વડે, વસ્ત્ર, આસન તથા અન્નપાન આદિ વડે, સુવર્ણ વડે, પૃથ્વી વડે, ધૂપ વડે અને ગંધપુષ્પ વડે યથાવિધિ તે સર્વની પૂજા કરી.[૨૬-૨૮] પછી જેમ ચંદ્રમા આકાશમાંથી સાયંકાળે ઉદય પામે, તેમ સભાના મધ્યમાંથી સર્વને માન આપનાર રાજા દશરથ સભાની સાથે વસિષ્ઠ આદિ દેવર્ષિઓ સહિત ઊઠ્યા.[૨૯] ગોઠણ સુધી પથરાઈ રહેલાં દેવતાઓનાં મૂકેલાં પુષ્પો વડે કાદવવાળો બની ગયેલ તથા ત્વરા સહિત એવો સભાનો ઉત્થાનનો-(બરખાસ્ત થવાનો) સમય બહુ દીપી નીકળતો હતો.[૩૦] ત્યારે ઘર્ષણ થવાથી અને પરસ્પર અથડાવાથી બાજુબંધનાં રત્નોનો ચૂરો થઈ ગયો હતો અને તેથી સભાભૂમિ રાતી થઈ ગઈ હતી. ત્યારે હારો તૂટી ગયા હતા અને તેમાંથી મોતીઓ ખરી પડતાં હતાં, તેથી તે સભાસ્થાન તારાઓ તથા નક્ષત્રોથી શોભી રહેલા રાત્રિના આકાશને પણ પાછળ પાડી દેતું હતું. દેવર્ષિઓ, મુનિઓ, શ્રેષ્ઠ બ્રાહ્મણો અને રાજાઓથી, એ સભાસ્થાન ભરાઈ ગયું હતું. તેમાં સેવકો અને સુંદરીઓ હાંફળાંફાંફળાં થઈ ગયાં હતાં. તેમના હાલતા હાથોથી તથા કેશોથી જાણે તે સભાસ્થાનમાં ચોતરફ ચમ્મર ઢોળાતાં હોય એવું લાગતું હતું. વસિષ્ઠે કહેલા જ્ઞાનને પ્રમેયરૂપ કરવા માટે જ માણસો ત્યાં હરફર કરતાં હતા. આથી તે સમય દારણપણાથી રહિત હતો. ત્યારે એકબીજાઓ એકબીજાનાં અંગો

ઇન્દ્રભુવનમાંથી જેમ દેવતાઓ પોતાના સ્થાનમાં જાય, તેમ પૂજા કરાયેલા, મૃદુ અને મધુર ભાષણવાળા, સત્યલોકનિવાસી સત્પુરુષો, દશરથ આદિ રાજાઓ અને મુનિઓ એ સર્વ પરસ્પર એકબીજાને પૂજી, પ્રસન્ન અને સ્નેહયુક્ત ચિત્ત વડે, પોતપોતાના આશ્રમમાં ચાલ્યા ગયા.[31-35]

રામ બોલ્યાઃ-સર્વ ધર્મને જાણનાર, સર્વ જ્ઞાનના મહાસાગર, સર્વ સંદેહ કાપવામાં પ્રવીણ રૂપ અને બીજાઓના ભય-શોકને નાશ કરનાર હે વસિષ્ઠઋષિ! હવે મારે બીજું શું સાંભળવાનું છે? અથવા શું જાણવાનું છે? જો કાંઈ સાંભળવાનું હોય તો તે સર્વ આપ મને કહેવાને

## सर्ग २०४ मो

### ચિદાકાશનું પ્રતિપાદન

॥ वसिष्ठ उवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
आदर्शो राजतेऽत्यर्थं पौन पुन्येन मार्जितः ॥१॥

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહાબાહુ રામચંદ્રજી ! વળી ફરી મારાં ઉત્કૃષ્ટ વચનો સાંભળો. વારંવાર માર્જન કરવાથી અરીસો વધારે દીપે છે. ચિત્તશુદ્ધિનું પણ તેમ જ સમજવું.[1] અર્થની પ્રતીતિ થવી એ એક ભ્રાંતિનો અનુભવરૂપ સંકેત છે, વાસ્તવિક નથી; અને શબ્દ પણ જળના ધ્વનિના જેવો છે. સ્વપ્નની પેઠે આ દશ્ય ચિદાકાશનો જ એક આભાસ છે. જગત ક્યાં થયેલ જ છે ?[2] જો જાગ્રત જ મિથ્યા છે, તો પછી જાગ્રત જ સંસ્કારરૂપે રહી સ્વપ્નમાં દેખાતા પદાર્થોરૂપ બની જાય છે; તે જ જાણે સ્મરણ વડે ખડું થઈ ગયેલ હોય તેમ શૂન્યરૂપ છતાં જાણે પાસે રહેલ હોય તેમ દેખાય છે. તે પણ ચિદાકાશનો એક વિવર્ત છે છતાં, જાણે બીજા આકારે પથરાઈ રહ્યું હોય તેમ તે થઈ જાય છે, તેથી તે પણ ચિત્સત્તાથી ભિન્ન નથી.[3] જેવી રીતે સ્વચ્છ ચિદાકાશ મારા પ્રત્યક્ચૈતન્યમાં સ્વપ્નનગરરૂપ થઈ જાય છે, તેમ જ આ ત્રણે ય ભુવનો સાકાર છતાં નિરાકારરૂપ છે, એમ સમજવું.[4]

**રામ બોલ્યાઃ**–આ પૃથ્વી શી રીતે થઈ ? પર્વતો શી રીતે થયા ? જળ શી રીતે થયું ? પાષાણો શી રીતે થયા.[5] તેજ શી રીતે થયું ? ક્રિયા શી રીતે ઉત્પન્ન થઈ ? કાળ શી રીતે ઉત્પન્ન થયો ? પવન શી રીતે ઉત્પન્ન થયો ?[6] શૂન્ય (આકાશ) શી રીતે ઉત્પન્ન થયું ? ચિદાકાશની સિદ્ધિ શી રીતે થઈ ? હે મહારાજ ! જો કે આ સર્વ મેં જાણેલ છે, તો પણ ફરી વાર આપ મને બોધ થવા માટે કહો.[7]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે રામચંદ્રજી ! સ્વપ્નમાં દીઠેલ મહાનગરની અંદર પૃથ્વી શી રીતે થઈ ? આકાશ શી રીતે થયું ? એ તમે યથાર્થ રીતે કહો.[8] વળી તેમાં જળ, પાષાણ, તેજ, દિશાઓ, કાળ અને ક્રિયા, એ સર્વ શી રીતે ઉત્પન્ન થયાં અને આ સર્વ નિમિત્તકારણ આદિ પણ શી રીતે થયું ? તે તમે કહો. કોણે તેની રચના કરી, કોણે તેને બાળી નાખ્યું, કોણ તેને લઈ આવ્યું, કોણે તેને ગોઠવ્યું, કોના વડે તે વ્યાપ્ત થયું, કોણે ઉત્પન્ન કર્યું, કોણે પ્રકટ કર્યું, કેવા આચારવાળું છે અને તેનું શું સ્વરૂપ છે ?[9–11]

**રામ બોલ્યાઃ**–સ્વપ્નરૂપ એવા આ જગતનું સ્વરૂપ કેવળ ચિદાકાશ જ છે. પૃથ્વી, પર્વત આદિ કાંઈ સત્ય નથી; પણ નિરાકાર, નિરાશ્રય આત્મા જ તેનું વાસ્તવ સ્વરૂપ છે. તે ચિદાકાશરૂપ હોઈ નિરાકાર અને નિરાધાર છે. તો પછી એ નિરાધાર અને નિરાકાર ચિદાકાશને આધાર વડે શું પ્રયોજન છે ?[12,13] જ્ઞાન વડે જોતાં આ કશું ઉત્પન્ન જ થયું નથી. એ સઘળો ચિદાકાશનો વિલાસ છે. સ્વપ્નની પેઠે મન જ જગતને આકારે થઈ રહેલ છે અને બીજું નથી.[14] દિશા, કાળ આદિ ચિદાકાશનો જ એક આભાસ છે. પર્વત આદિ પણ ચિદાકાશના આભાસરૂપ છે. બોધ થતાં જળાદિક પણ ચિદ્રૂપ છે અને તત્ત્વજ્ઞની દૃષ્ટિમાં વાયુ આદિ પણ ચિદાકાશરૂપ જ છે.[15] ચિદ્રૂપતત્ત્વ જ આકાશભાવનું ધારણ કરતાં આકાશરૂપ થઈ રહે છે, કઠિનપણા વડે તે પાષાણરૂપ થઈ રહે છે અને દ્રવપણાથી તે જાણે જળરૂપ હોય તેમ જણાય છે.[16] વસ્તુતાએ જોઈએ તો પૃથ્વી આદિ કાંઈ છે જ નહિ અને કાંઈ દશ્ય પણ નથી પણ અનંત ચિદાકાશ જ એક છે અને તે જ સર્વરૂપ થઈ રહેલ છે.[17] પ્રસન્ન મહાસાગરનું જળ દ્રવપણાને લીધે જેમ એકરૂપ

* આ બસોચારમા સર્ગમાં વસિષ્ઠજી અને રામચંદ્રજી, ચિદાત્માની વિશુદ્ધિને અર્થે ચિદાકાશની અંદર દશ્યના અભાવ વિષે સિદ્ધ યુક્તિઓ વડે વિવેચન કરશે.

ઇન્દ્રલોકમાંથી જેમ દેવતાઓ પોતાના સ્થાનમાં જાય, તેમ પૂજા કરાયેલા, મૃદુ અને મધુર ભાષણવાળા, સપ્તલોકનિવાસી સત્પુરુષો, દશરથ આદિ રાજાઓ અને મુનિઓ એ સર્વ પરસ્પર એકબીજાને પૂછી, પ્રસન્ન અને સ્નેહયુક્ત ચિત્ત વડે, પોતપોતાના આશ્રમમાં ચાલ્યા ગયા.[૩૧-૩૫] ક્રમ પ્રમાણે અન્યોન્ય પ્રણયથી પૂજા કરી તે સર્વ સભાસદો ત્યાંથી રજા લઈ ઘેર આવીને પોતાનું આહ્નિક કર્મ કરવા લાગ્યા.[૩૬] પછી વસિષ્ઠ આદિ ઋષિઓ તથા દશરથ આદિ રાજાઓ એ સર્વ દિવસનાં કર્મો કરવામાં જોડાઈ ગયા.[૩૭] તેઓ દિવસ સંબંધી યથાપ્રાપ્ત ક્રિયાઓ ક્રમથી કરતા હતા, તેટલામાં આકાશના પથિક એવા શ્રીસૂર્ય અસ્તને પ્રાપ્ત થઈ ગયા.[૩૮] તેમની અને મહાબુદ્ધિશાળી શ્રીરામચંદ્રજીની તે રાત્રિ તે જ કથા વડે જાગરણ થવાને લીધે જલદી વ્યતીત થઈ ગઈ.[૩૯] અંધકારરૂપ રજને અને તારાઓરૂપી પુષ્પસમૂહને દૂર કરીને જગતને ઘરની પેઠે શુદ્ધ કરનારા સૂર્ય, જગતરૂપી ઘરમાં દાખલ થઈ ગયા.[૪૦] હવે, કણેરના ફૂલના જેવી કાન્તિવાળાં પોતાનાં કિરણો વડે દિશાઓને અરુણ (રાતી) કરનારા બાલસૂર્યે આકાશરૂપી મહાસાગરમાં પ્રવેશ કર્યો.[૪૧] પાછા રાજાઓ, રાજપુત્રો, મંત્રીઓ અને વસિષ્ઠઋષિ આદિ મુનિઓ દશરથરાજાની તે સભામાં આવી પહોંચ્યા.[૪૨] પછી, દેવતાઓના સ્થાનરૂપ નક્ષત્રોની શોભા જેમ આકાશની અંદર દીપી રહે, તેમ તે સભા ક્રમાનુસાર મર્યાદા પ્રમાણે, પોતપોતાના સ્થાન પ્રમાણે અને આસન પ્રમાણે ગોઠવાઈ ગઈ.[૪૩] પછી દશરથ આદિ અને સુમંત્ર આદિ આસન પર બેઠેલા શ્રીવસિષ્ઠમુનિની પ્રશંસા કરવા લાગ્યા. પછી, વસિષ્ઠજીની તથા પોતાના પિતાજી રાજા દશરથની પાસે મહાબુદ્ધિશાળી અને કમળદળ જેવાં સુંદર નેત્રવાળા શ્રીરામચંદ્રજી કોમળ વર્ણનાં નીચેનાં વચનો બોલ્યા.[૪૪,૪૫]

રામ બોલ્યાઃ-સર્વ ધર્મને જાણનાર, સર્વ જ્ઞાનના મહાસાગર, સર્વ સંદેહ કાપવામાં પરશુરૂપ અને બીજાઓના ભય-શોકને નાશ કરનાર હે વસિષ્ઠઋષિ ! હવે મારે બીજું શું સાંભળવાનું છે ? અથવા શું જાણવાનું છે ? જો કાંઈ સાંભળવાનું હોય તો તે સર્વ આપ મને કહેવાને યોગ્ય છો.[૪૬,૪૭]

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામચંદ્રજી ! તમે સર્વ વાને સારી બુદ્ધિ પામ્યા છો. હવે તમારે કાંઈ પણ સાંભળવાનું બાકી નથી રહ્યું. આ તમારી બુદ્ધિ કૃતકૃત્ય છે. તે પ્રાપ્ત કરવાની વસ્તુને પામી ચૂકી છે. આથી તે આત્માની અંદર જ સ્થિર થઈ રહેલ છે.[૪૮] છતાં તમે પોતે જ બુદ્ધિ વડે વિચારીને કહો કે, આજ તમે અંદર કેવા થઈ રહ્યા છો ? તથા હવે તમારે અવશ્ય સાંભળવાનું એવું શું બાકી રહ્યું છે ?[૪૯]

રામ બોલ્યાઃ-હે મહારાજ ! હું માનું છું કે, મારી બુદ્ધિ હવે કૃતકૃત્ય છે. હું નિર્વાણને પ્રાપ્ત થઈ ગયો છું, શાંત થઈ રહ્યો છું. મને હવે કોઈ પ્રકારની આકાંક્ષા નથી.[૫૦] જે કહેવાનું હતું તે આપે કહ્યું છે અને જે જાણવાનું હતું તે સર્વે મેં જાણી લીધું છે. કૃતકૃત્ય થઈ રહેલી આપની વાણી હવે સુખેથી વિશ્રાંતિને પ્રાપ્ત થાઓ.[૫૧] જ્ઞેય વસ્તુ મેળવવાને માટે જે જાણવાનું હતું તે મેં જાણ્યું છે. આ સર્વ જગતનું બ્રહ્મૈકરસપણું વિશેષે કરી મારા જાણવામાં આવ્યું છે. મારા દ્વૈતભાવનો નાશ થઈ ગયો છે. દૃશ્યના ભેદનું બધું ભાન ગલિત થઈ ગયું છે. કેમકે મેં સંપૂર્ણપણે સારી રીતે વિચારીને સંસારીપણાની આસ્થા છોડી દીધી છે.[૫૨]

अधिगतमधिगम्यं ज्ञेयमाप्तं मयेदं विगतमखिलमैक्यं द्वैतमस्तं प्रयातम् । परिगलितमशेषं दृश्यभेदावभानं ननु निपुणमपास्ताशेषसंसारितास्था ॥ ५२ ॥

સર્ગ ૨૦૩ મો સમાપ્ત

## सर्ग २०४ मो*

### ચિદાકાશનું પ્રતિપાદન

॥ वसिष्ट उवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
आदर्शो राजतेऽत्यर्थं पौन पुन्येन मार्जितः ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—હે મહાબાહુ રામચંદ્રજી! વળી ફરી મારાં ઉત્કૃષ્ટ વચનો સાંભળો. વારંવાર માર્જન કરવાથી અરીસો વધારે દીપે છે. ચિત્તશુદ્ધિનું પણ તેમ જ સમજવું.[1] અર્થની પ્રતીતિ થવી એ એક ભ્રાંતિનો અનુભવરૂપ સંકેત છે, વાસ્તવિક નથી; અને શબ્દ પણ જળના ધ્વનિના જેવો છે. સ્વપ્નની પેઠે આ દશ્ય ચિદાકાશનો જ એક આભાસ છે. જગત ક્યાં થયેલ જ છે?[2] જો જાગ્રત જ મિથ્યા છે, તો પછી જાગ્રત જ સંસ્કારરૂપે રહી સ્વપ્નમાં દેખાતા પદાર્થોરૂપ બની જાય છે; તે જ જાણે સ્મરણ વડે ખડું થઈ ગયેલ હોય તેમ શૂન્યરૂપ છતાં જાણે પાસે રહેલ હોય તેમ દેખાય છે. તે પણ ચિદાકાશનો એક વિવર્ત છે છતાં, જાણે બીજા આકારે પથરાઈ રહ્યું હોય તેમ તે થઈ જાય છે, તેથી તે પણ ચિત્સત્તાથી ભિન્ન નથી.[3] જેવી રીતે સ્વચ્છ ચિદાકાશ મારા પ્રત્યક્ચૈતન્યમાં સ્વપ્નનગરરૂપ થઈ જાય છે, તેમજ આ ત્રણે ય ભુવનો સાકાર છતાં નિરાકારરૂપ છે, એમ સમજવું.[4]

રામ બોલ્યાઃ—આ પૃથ્વી શી રીતે થઈ? પર્વતો શી રીતે થયા? જળ શી રીતે થયું? પાષાણો શી રીતે થયા.[5] તેજ શી રીતે થયું? ક્રિયા શી રીતે ઉત્પન્ન થઈ? કાળ શી રીતે ઉત્પન્ન થયો! પવન શી રીતે ઉત્પન્ન થયો![6] શૂન્ય (આકાશ) શી રીતે ઉત્પન્ન થયું? ચિદાકાશની સિદ્ધિ શી રીતે થઈ? હે મહારાજ! જો કે આ સર્વ મેં જાણેલ છે, તો પણ ફરી વાર આપ મને બોધ થવા માટે કહો.[7]

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામચંદ્રજી! સ્વપ્નમાં દીઠેલ મહાનગરની અંદર પૃથ્વી શી રીતે થઈ? આકાશ શી રીતે થયું? એ તમે યથાર્થ રીતે કહો.[8] વળી તેમાં જળ, પાષાણ, તેજ, દિશાઓ, કાળ અને ક્રિયા, એ સર્વે શી રીતે ઉત્પન્ન થયાં અને આ સર્વ નિમિત્તકારણ આદિ પણ શી રીતે થયું? તે તમે કહો. કોણે તેની રચના કરી, કોણે તેને બાળી નાખ્યું, કોણ તેને લઈ આવ્યું, કોણે તેને ગોઠવ્યું, કોના વડે તે વ્યાપ્ત થયું, કોણે ઉત્પન્ન કર્યું, કોણે પ્રકટ કર્યું, કેવા આચારવાળું છે અને તેનું શું સ્વરૂપ છે?[9–11]

રામ બોલ્યાઃ—સ્વપ્નરૂપ એવા આ જગતનું સ્વરૂપ કેવળ ચિદાકાશ જ છે. પૃથ્વી, પર્વત આદિ કાંઈ સત્ય નથી; પણ નિરાકાર, નિરાશ્રય આત્મા જ તેનું વાસ્તવ સ્વરૂપ છે. તે ચિદાકાશરૂપ હોઈ નિરાકાર અને નિરાધાર છે. તો પછી એ નિરાધાર અને નિરાકાર ચિદાકાશને આધાર વડે શું પ્રયોજન છે?[12,13] જ્ઞાન વડે જોતાં આ કશું ઉત્પન્ન જ થયું નથી. એ સઘળો ચિદાકાશનો વિલાસ છે. સ્વપ્નની પેઠે મન જ જગતને આકારે થઈ રહેલ છે અને બીજું નથી.[14] દિશા, કાળ આદિ ચિદાકાશનો જ એક આભાસ છે. પર્વત આદિ પણ ચિદાકાશના આભાસરૂપ છે. બોધ થતાં જળાદિક પણ ચિદ્રૂપ છે અને તત્ત્વજ્ઞની દષ્ટિમાં વાયુ આદિ પણ ચિદાકાશરૂપ જ છે.[15] ચિદ્રૂપતત્ત્વ જ આકારમાત્રનું ધારણ કરતાં આકાશરૂપ થઈ રહે છે, કઠિનપણા વડે તે પાષાણરૂપ થઈ રહે છે અને દ્રવપણાથી તે જાણે જળરૂપ હોય તેમ જણાય છે.[16] વસ્તુતાએ જોઈએ તો પૃથ્વી આદિ કાંઈ છે જ નહિ અને કાંઈ દશ્ય પણ નથી પણ અનંત ચિદાકાશ જ એક છે અને તે જ સર્વરૂપ થઈ રહેલ છે.[17] પ્રસન્ન મહાસાગરનું જળ દ્રવપણાને લીધે જેમ એકરૂપ

* આ બસોચારમા સર્ગમાં વસિષ્ઠજી અને રામચંદ્રજી, ચિદાત્માની વિશુદ્ધિને અર્થે ચિદાકાશની અંદર દશ્યના અભાવ વિષે સિદ્ધ યુક્તિઓ વડે વિવેચન કરશે.

છતાં અનેક પ્રકારના વ્યાપારને લીધે અનેક પ્રકારે થઈ જાય છે, તેમ ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર એક જ પ્રકારે રહ્યા છતાં અનેક પ્રકારે (વિવર્તરૂપે) થઈ જાય છે.[૧૮] ચિદાકાશ જ પોતાની અંદર કઠિનતાની કલ્પના વડે જાણે પૃથ્વીરૂપ તથા પર્વતરૂપ થઈ રહેલ હોય તેમ બની જાય છે; અને શૂન્યતાની કલ્પના વડે તે જાણે પોતે શૂન્યરૂપ થઈ રહેલ હોય તેવું પોતાના સ્વરૂપને સમજે છે.[૧૯] પોતાના સ્વરૂપની અંદર એ ચેતનતત્ત્વ દ્રવપણાની કલ્પના વડે પોતામાં જળભાવને અનુભવે છે અને ચપળતાની કલ્પના વડે વાયુભાવને અનુભવે છે. ઉષ્ણભાવની કલ્પના વડે તે પોતામાં અગ્નિભાવને અનુભવે છે.[૨૦] તે પોતાના શુદ્ધ સ્વરૂપને નહિ છોડતાં છતાં આ સર્વના ભાવને કેમ જાણે ધારણ કરી રહ્યું હોય તેવું થઈ રહે છે. આકાશરૂપ ચિદ્ધાતુનો એવો સ્વભાવ છે. આ પ્રમાણે તે જ વિવર્તને ધારણ કરે છે, તેમાં કશો કારણનો કે ગુણનો ક્રમ નથી. જેમ આકાશમાં શૂન્યતા વિના બીજું કશું નથી અને જેમ સમુદ્રમાં જળ વિના બીજું કંઈ પણ નથી, તેમ ચિદાકાશ વિના બીજું કશું પણ અહીં છે જ નહિ.[૨૧,૨૨] આ સર્વ, તમે અને હું ઇત્યાદિ જગત ચિદાકાશથી જુદું નથી; કેમકે તે વિના બીજું કાંઈ સંભવતું નથી, માટે તમે શાંત થઈ રહો.[૨૩] નિરાકાર એવા તમે જેમ આ ઘરની અંદર સ્વપ્નમનોરથ આદિ વડે પોતાના આત્માને જ અગ્નિ, શૈલ આદિરૂપ (વિવર્તભાવથી) બનાવી દઈ પોતાના સ્વરૂપને જ તેને આકારે દેખો છો, તેમ નિરાકાર ચિદાકાશ વિષે પણ સમજવું.[૨૪] ચિદાકાશ જ દેહના જેવું થઈ પ્રતીતિમાં આવે છે, બાકી સૃષ્ટિના આદિકાળમાં દેહ જ નથી. આમ, જો દેહ નથી તો પછી વિનાકારણે અજ્ઞાનને લીધે જ ચૈતન્ય દેહાકાર ભાસે છે; બાકી વાસ્તવિક રીતે નથી, એમ વિવેકીઓએ ...રવાનું છે.[૨૫] મન, બુદ્ધિ, અહંકાર, પંચમહાભૂતો, પ્રાણીઓ, પર્વતો અને દિશાઓ એ સર્વ શિલાના ગર્ભની પેઠે બ્રહ્મની અંદર યથાસ્થિતપણે રહ્યા છતાં અનિર્વચનીય છે.[૨૬] આમ કશું ઉત્પન્ન થયું નથી, તેમ કશાનો નાશ પણ થયો નથી. જગત યથાસ્થિતપણે રહ્યા છતાં ચિદ્રૂપ છે અને ચિદ્રૂપ બ્રહ્મ પોતાના સ્વરૂપની અંદર જ સદાકાળ રહે છે.[૨૭] દ્રવ જેમ જળરૂપ કહેવાય છે, તેમ ચિદાકાશની અંદર તેનું પોતાનું સ્વરૂપ વિવર્તરૂપે પ્રસરી રહે છે, તે જ જગત નામથી કહેવાય છે. યથાર્થ દૃષ્ટિથી શુદ્ધ વિવેકને પામેલા પુરુષને આ જગતનું ભાન ઉપર-ઉપરથી હોય છે, છતાં પણ અંદરથી નથી હોતું. તેને તો શૂન્ય ચિદાકાશ જ પરમાર્થરૂપ ભાસે છે. બાકી મૂર્ખ માણસને જેમ ભાસતું હોય તેમ ભલે ભાસો.[૨૮,૨૯]

**इदं जगद्भानमभानमेव चिद्व्योम शून्यं परमार्थ एव। यथार्थसंदर्शनबुद्धबुद्धेरबुद्धबुद्धेस्तु यथा तथास्तु ॥ २९ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ચિદાકાશૈકતાપ્રતિપાદન' એ નામનો સર્ગ ૨૦૪ મો સમાપ્ત**

---

## સર્ગ ૨૦૫ મો×

### જગત ચિદ્રૂપ છે

॥ राम उवाच ॥

**एवं यथैतद् भगवन् स्वप्ने दृश्यं परं नभः।**
**तथैव जाग्रतीत्यत्र न चेत्संदेहजालिका ॥ १ ॥**

રામ બોલ્યા:–હે મહારાજ ! જેમ સ્વપ્નમાં ચિદાકાશ જ દૃશ્યરૂપ થઈ જાય છે, તેમ જાગ્રતમાં પણ તે જ દૃશ્યરૂપ થઈ જાય છે. આ વિષયમાં જો સંદેહની કોઈ બારી ન હોય, તો આ મારા

× આ બસોપાંચમા સર્ગમાં જગતની સ્થિતિ વિવર્તરૂપ અને સ્વપ્નતુલ્ય છે; તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થતા જ નથી, પણ ચિન્માત્ર છે; એ વિષે વર્ણવાશે.

સર્વોત્તમ પ્રશ્નનો આપ મને ઉત્તર આપો કે નિરાકાર ચિત્સત્તા કેમ જાગ્રત અને સ્વપ્નમાં દેહાકાર થઈ જાય છે?[૧,૨]

વસિષ્ઠ બોલ્યા:—જાગ્રતમાં અને સ્વપ્નમાં જે દૃશ્ય પ્રતીતિમાં આવે છે, તેનો આધાર શૂન્ય ચિદાકાશ છે. તે ચિદાકાશરૂપ જ છે, ચિદાકાશથી ઉત્પન્ન થયેલ છે, અને ચિદાકાશ બ્રહ્મથી જુદુ નથી. આમ બ્રહ્માદ્વૈતમાં યુક્તિ સિદ્ધ હોવાથી વિવર્તવાદ વિષે કશો સંદેહ નથી.[૩] સર્વ કારણોના આકારથી સાવ શૂન્ય એવા સૃષ્ટિના આરંભકાળમાં કોઈ પણ પ્રાણીઓ કે મહાભૂતો સંભવતાં નથી.[૪] તેને લીધે પૃથ્વી આદિથી બંધાયેલો આ દેહ કોઈ પણ પ્રકારે નથી. આ પંચમહાભૂતો જ દેહરૂપ છે અને તે બિલકુલ છે જ નહિ.[૫] આથી ચિદાકાશ આ સ્વપ્ન જેવા દૃશ્યના આભાસને દેખે છે અને તે પણ તેના સ્વરૂપનો જ એક વિવર્ત છે. માયાના ગુણ વડે ક્ષોભ થતાં તે જાણે આકારવાળુ હોય તેવું પ્રતીતિમાં આવે છે.[૬] આકાશરૂપ ચિદાત્મા વડે જે કાંઈ આભાસરૂપ પ્રતીતિમાં આવે છે, તેનું જ સ્વપ્નરૂપે અને જગતને આકારે ભાન થાય છે. તે જ સ્વપ્ન, જગત આદિ શબ્દ વડે કહેવાય છે.[૭] ચિદાકાશની અંદર જે કાંઈ આકાશના જેવું નિર્મળ જગતનુ સ્વરૂપ છે, તે જ અનુભવના બળથી સ્વપ્નજગત આદિરૂપ થઈ રહે છે.[૮] આ પ્રમાણે આ સર્વ ચિદાકાશનો વિવર્ત જ ફેલાઈ રહેલ છે અને ચિદાત્માએ પોતે જ તેની પૃથ્વી આદિ જુદી જુદી સંજ્ઞાઓ કલ્પી લીધેલ છે. ચિદાકાશનો વિવર્ત જ સ્વપ્ન તથા જગત આદિ શબ્દ વડે કહેવામાં આવે છે. સ્વપ્ન તથા જગત આદિનુ ખરું તત્ત્વ ભ્રાંતિથી થતું તેનું ભાન જ છે. જો કે તે વસ્તુતાએ ચિદાકાશરૂપ છે, છતાં પણ (જ્ઞાન થતા સુધી) તે કોઈ દિવસ શાંત થતું નથી.[૯,૧૦] સૃષ્ટિઓની દૃષ્ટિઓ અનેક પ્રકારની ભિન્ન ભિન્ન છે. વસ્તુતાએ જોતાં તે સર્વ ચિદાકાશના પોતાના સ્વરૂપની અંદર (વિવર્તરૂપે તેવે આકારે) રહેલ છે, એમ સમજાય છે. આકાશની અંદર શૂન્યભાવની પેઠે તેમનો બ્રહ્મની અંદર પ્રવેશ તથા સ્થિતિ રહ્યા કરે છે.[૧૧]

રામ બોલ્યા:—હે મહારાજ! આપે કરોડો સૃષ્ટિઓ વિષેનું વર્ણન મને કહી સંભળાવ્યું છે. તેમાં કેટલીએક બ્રહ્માંડની અંદર રહેલ છે, કેટલીક બ્રહ્માંડથી બહાર છે,[૧૨] કેટલીક પૃથ્વી પર રહેલ છે, કેટલીક આકાશમાં રહી છે, કેટલીક તેજની અંદર રહી છે, કેટલીક પવનની અંદર રહેલ છે;[૧૩] કેટલીક સૃષ્ટિઓ તો આકાશની અંદર રહેલ ગોળાકાર ભૂપીઠને ધારણ કરનાર છે. તે ભૂગોળને કીડાની પેઠે ઉપર અને નીચે વળગી રહેલા સર્વ દેવ—દાનવ આદિને અમે જ ઉપર છીએ એવા વિવિધ પ્રકારના નિશ્ચયો થાય છે. તેમને ભૂમિના મૂળપ્રદેશમાંથી નીચેની પ્રજા ઊંચા પગવાળી અને નીચાં માથાંવાળી ભાસે છે. તેમજ વનો અને પર્વતો લટકતાં જેવાં પ્રતીતિમાં આવે છે.[૧૪] કેટલીક સૃષ્ટિઓ તો વાયુનાં શરીરવાળાં પ્રાણીઓના સમૂહથી ભરેલ છે. કેટલીક તો નિરંતર અંધકાર વડે જ વ્યાપ્ત રહેનાર છે. કેટલીક સૃષ્ટિઓ આકાશના જેવી દેહરચનાવાળાં પ્રાણીઓ વડે યુક્ત છે. કેટલીક સૃષ્ટિઓ કૃમિનાં કુળો વડે આકુળ થઈ રહેલ છે. કેટલીક આકાશની અંદર રહેલ છે, કેટલીક પાષાણની અંદર રહેલ છે, કેટલીક પાત્રવાળા ગૃહમંડપ આદિની અંદર રહેલ છે અને કેટલીક સૃષ્ટિઓ પક્ષીઓની પેઠે આકાશની અંદર રહેલ છે.[૧૫,૧૬] હે તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠજી! તે સર્વના મધ્યમાં આ આપણું બ્રહ્માંડ કેવા પ્રકારનું છે અને શી રીતે રહ્યું છે, તે વિષેનો ખુલાસો આપ મને આપો.[૧૭]

વસિષ્ઠ બોલ્યા:—જે વસ્તુ અપૂર્વ હોય, અદૃષ્ટ હોય, અનુભવમાં ન આવતી હોય સાંભળેલ પણ ન હોય તે વિષે સમજણ પા

માટે ઉત્તમ દષ્ટાંતો વડે વર્ણન કરવામાં આવે છે, તેને સારી રીતે ગ્રહણ કરવામાં આવે છે તથા તેને માટે તર્ક પણ કરવામાં આવે છે.[૧૮] પરંતુ હે રામચંદ્રજી ! શાસ્ત્રોએ, મુનિઓએ તથા દેવતાઓએ આ બ્રહ્માંડ તો અનેક પ્રકારે વર્ણવેલ છે અને તે સર્વ તમારા જાણવામાં જ છે.[૧૯] જે પ્રમાણે તમે જાણેલ છે, જે પ્રમાણે શાસ્ત્રોએ વર્ણવેલ છે, તે પ્રમાણે જ આ સર્વ રહેલ છે. બીજું હું શું તમને અહીં વર્ણન કરી સંભળાવું?

રામ બોલ્યા:–હે મહારાજ ! મહાચિદાકાશ શી રીતે બ્રહ્માંડને આકારે થઈ રહેલ છે ? તેનું પ્રમાણ કેટલું છે ? અને તે કેટલા કાળ સુધી રહેનાર છે ?[૨૦,૨૧]

વસિષ્ઠ બોલ્યા:–આ અનાદિ–અનંત અવિનાશી બ્રહ્મ નિરંતર જ છે. તેનો આદિ, મધ્ય કે અંત નથી. તે પરમ શુદ્ધ ચિદાકાશની અંદર આકારો નથી.[૨૨] અનાદિ–અનંત આ અવિનાશી બ્રહ્માકાશ સર્વત્ર પ્રસરી રહેલ છે. આ ચોતરફ પ્રતીતિમાં આવતું તે જગત પણ બ્રહ્મરૂપ છે, તેથી તે અનાદિ અને અનંત છે.[૨૩] પરમશુદ્ધ એવા આ ચિદાકાશનો પોતાની મેળે જ પોતાના સ્વરૂપની અંદર જે વિવર્ત થાય છે, તે 'જગત' શબ્દથી કહેવાય છે. આથી તે દશ્ય પોતાની મેળે જ મિથ્યા છે, એમ સિદ્ધ થાય છે.[૨૪] પુરુષને જેમ સ્વપ્નમાં સ્વપ્નનગરનું દર્શન થાય છે, તેમ સ્વપ્નનગરની પેઠે જાગ્રતમાં જ તે પુરુષને દશ્યની પ્રતીતિ થાય છે. તે જ આ 'જગત' શબ્દથી કહેવાય છે.[૨૫] અહીં કઠિન એવા પર્વતો નથી, જળ દ્રવરૂપ નથી, શૂન્ય આકાશ નથી અને કલ્પનામય કાળ પણ નથી.[૨૬] (ભ્રાંતિના યોગથી) ચિદાત્મા જ પોતાની મેળે એ અવિનાશી તત્ત્વને જેવા પ્રકારનું કલ્પી લે છે, તેવે પ્રકારે એ ચેતનતત્ત્વની અંદર શૈલ આદિનો ભાવ થઈ ગયેલો પ્રતીતિમાં આવે છે.[૨૭] જેમ સ્વપ્નની અંદર શિલા નહિ છતાં શિલા ખડી થઈ જાય છે અને આકાશ નહિ છતાં આકાશ ખડું થઈ જાય છે, તેમ ચિદાકાશની અંદર સૃષ્ટિ આદિ સ્વપ્નમાં દશ્યની સ્થિતિ થાય છે.[૨૮] નિરાકાર અને શાંત એવું ચૈતન્ય જ સ્વપ્નની પેઠે પોતાની ચિત્સત્તાને વિવર્તરૂપે અનુભવે છે અને તે જ જગત છે, એમ મેં તમને વારંવાર કહેલ છે. તે નિરાકાર ચેતનતત્ત્વ જ સત્ય છે.[૨૯] જેમ પવનની અંદર રહેનારી તેની ચલનશક્તિ પવનરૂપ જ છે અને તેમાં કશું અંતર નથી, તેમ આ દશ્ય પણ બ્રહ્મની અંદર બ્રહ્મરૂપે રહેલ છે અને તેનો ઉદય કે અસ્ત નથી.[૩૦] જેમ જળની અંદર દ્રવપણું રહે છે, આકાશની અંદર શૂન્યપણું રહે છે અને વસ્તુની અંદર વસ્તુપણું રહે છે, તેમ બ્રહ્મની અંદર આ જગત રહેલ છે.[૩૧] કારણરહિત એવું આ દશ્ય વિનાકારણે બ્રહ્મમાંથી આવિર્ભાવને કે તિરોભાવને પામતું નથી. બ્રહ્મની અંદર આ જગતનો ભાવ કે અભાવ પણ નથી તેમ બ્રહ્મથી તે ભિન્ન પણ નથી.[૩૨] અનાદિ નિરાભાસ અને નિરાકાર એવું ચિદાકાશ બીજા જગતરૂપી દૃષ્ટિના કારણરૂપ હોય, એમ કોઈ દિવસ સંભવતું જ નથી.[૩૩] જેમ કોઈ એક અવયવીના અવયવો તેનાથી જુદા નથી હોતા, તેમ નિરાકાર ચિદાકાશની અંદર આ જગત પણ જુદે રૂપે નહિ રહેતાં બ્રહ્મરૂપે જ રહ્યું છે.[૩૪] સર્વ શાંત નિરાલંબ નિર્વિકાર ચિદ્રૂપ છે. અહીં સત્તા અથવા અસત્તા કશું નથી અને કશું પણ નાના પ્રકારનું અહીં છે નહિ.[૩૫] સંકલ્પની પેઠે અને સ્વપ્નનગરના નૃત્યની પેઠે આ સર્વ આભાસરૂપે વિસ્તરી રહેલ છે; બાકી વસ્તુતાએ જોતાં સમાન, શાંત, જન્મ આદિ વિકારથી રહિત અને અવિનાશી ચિદાકાશ જ સત્યરૂપે રહેલ છે. સ્વચ્છ અને મનોહર એવું ચિદાકાશનું સારભૂત સ્વરૂપ પોતાના ચિત્સ્વભાવને લીધે પોતાના જ વિવર્તને પ્રસારી દે છે, તેને જ તે જગતરૂપ સમજે છે. તે ઠેઠ પ્રલય સુધી પોતાની કલ્પના વડે

પોતાના સ્વરૂપને જ તેવે પ્રકારે અનુભવે છે.[३६,३७]

परमाचिदंबरहृदयं चित्त्वाद्यत्कचति कान्तम-
मलमलम् । तदिदं जगदिति कलितं तेनैव तदा-
त्मरूपमाकल्पम् ॥ ३७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'સર્ગકારણનિરાસ' એ નામનો સર્ગ ૨૦૫ મો સમાપ્ત

## सर्ग २०६ मो*

### બ્રહ્મ જ સત્ય છે, જગત નહિ

॥ वसिष्ठ उवाच ॥

यदाकारणकं भाति भानं तन्नैव किंचन ।
तत्तथा परमार्थेन परमार्थास्थितोऽनघ ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે નિર્મળ રામચંદ્રજી ! પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો બ્રહ્મ પરમાર્થરૂપ છે અને તે જ સત્યરૂપે સ્થિર છે. બાકી વિનાકારણે જ કાંઈ જગતનું ભાન થાય છે, તે કાંઈ જ નથી. હે મહાબુદ્ધિશાળી ! તમને સારી રીતે બોધની પુષ્ટિ થાય, તે માટે આ સંબંધમાં હું એક મહાપ્રશ્ન વિષે કહું છું, તમે તે સાંભળો. આવો પ્રશ્ન પૂર્વે મને કોઈએ પૂછયો હતો.[૧,૨] ત્રણે લોકમાં વિખ્યાત એવો કુશદ્વીપ નામનો એક દ્વીપ છે. તે આ ભૂમિની અંદર વલયની પેઠે રહ્યો છે અને સુરોદ તથા ઘૃતોદ નામના સમુદ્રો વડે બન્ને બાજુએ વ્યાપ્ત છે.[૩] તેની અંદર પૂર્વ અને ઉત્તરદિશાના મધ્યભાગમાં ઇલાવતી નામની સુવર્ણની નગરી છે અને તે પોતાની કાન્તિરૂપી જ્વાળામય સ્તંભો વડે પૃથ્વી તથા આકાશ એ બન્નેને વ્યાપ્ત કરી રહી છે.[૪] એ પુરીની અંદર પૂર્વભાગમાં એક પ્રજ્ઞપ્તિ નામનો પ્રખ્યાત રાજા થયો હતો. જગતનાં સર્વ પ્રાણીઓ તેના ઉપર આસક્ત રહેતાં હતાં અને તે સ્વર્ગમાં રહેનાર બીજો ઇન્દ્ર હોય તેવો દેખાતો હતો.[૫] કોઈએક દિવસે કોઈ એક કારણને લીધે હું પ્રલયકાળમાં આકાશમાંથી જ્યોતિશ્ચક્રમાંથી નીચે આવી પડેલા સૂર્યની પેઠે તે રાજા પાસે ગયો.[૬] તેમણે પુષ્પ, અર્ઘ્ય અને આચમનીય આદિ વડે મારી પૂજા કરી તથા મને આસન આપ્યું. પછી કોઈ કથાના પ્રસંગમાં તેમણે વચમાં પ્રેમથી પૂછયું:[૭] 'હે મહારાજ ! પ્રલયકાળમાં સર્વનો સંહાર થઈ જાય છે, અવર્ણનીય પરમાકાશ શૂન્યરૂપે ફેલાઈ જાય છે અને સર્વ કારણોનો પણ ક્ષય થઈ જાય છે, ત્યારે ફરી વાર સૃષ્ટિનો આરંભ થવાનું મૂળકારણ શું છે? તે આપ કહો. તેનાં સહકારી કારણો પણ શાં છે ? અને કદાચિત્ તેઓ હોય તો પણ ક્યાંથી ? શી રીતે ? અને કયે પ્રકારે ઉત્પન્ન થયાં છે?[૮,૯] ઉત્પન્ન થયેલ જગત વસ્તુતાએ શું છે? અને તેના સૃષ્ટિ આદિ વિકારો પણ શું છે ? તેમાં કેટલીએક ભૂમિઓ તો નિરંતર અંધકારને ધારણ કરી રહેલ છે. કેટલીએક મહાસાગરની પેઠે આકાશની અંદર જ ખડી થઈ રહેલ છે. કેટલીએક ભૂમિઓ કૃમિઓના કુળ વડે આકુલ થઈ રહેલ છે. આ બધી વિચિત્રતા થવાનું શું કારણ છે?[૧૦] કેટલાએક લોકો આકાશના ગર્ભમાં રહેલા છે અને કેટલાએક શિલાના ઉદરમાં રહેલા છે. એ સર્વ ક્યાંથી છે ? અને શું છે ? વળી પૃથ્વી આદિ પંચમહાભૂતો તથા (ચાર પ્રકારનાં અંડજ આદિ પ્રાણીઓ તથા તેમના બુદ્ધિ આદિ) આધ્યાત્મિક પદાર્થો શું છે! અને કેવી રીતે થયા છે?[૧૧] એ સર્વનું નિર્માણ કરનાર કોણ છે? તથા તેનો દ્રષ્ટા પણ કોણ છે? તેનો આધાર–આધેય ભાવ પણ કેમ અને શી રીતે છે? જો કદાચિત્ સમસ્ત વેદશાસ્ત્રના અર્થ સાથે વિરોધ ન આવે, તે માટે જગતનો કોઈ દિવસ પ્રલય નથી (પણ તે તે પ્રાણીઓના કર્મ અ: નિરંતર વ્યવહાર પ્રવૃત્ત જ રહે છે),

* આ બસોછમા સર્ગમાં બ્રહ્મ જ સત્ય છે, જગત નથી; એવા નિર્ણયના હેતુરૂપ એવા કુશદ્વીપના રાજાએ કરેલા પ્રશ્નોનું નિરૂપણ કરાશે.

નિશ્ચય કરવામાં આવે, તો પણ સર્વ અનુભવ સંકલ્પની સ્ફૂર્તિને અનુસરીને કરવામાં આવે છે. તો એ સંકલ્પની સ્ફૂર્તિને (પ્રવાહરૂપે) અવિનાશી ગણવી? કિંવા મિથ્યા ગણવી? એ આપ કહો. બીજું પણ, હે મુનિશ્રેષ્ઠ! મરી ગયેલ અને અગ્નિ વડે બળી ગયેલ એવાં દ્વીપાંતરનાં પ્રાણીઓને અથવા તો અહીં કુશદ્વીપ આદિમાં નાશ પામતાં પ્રાણીઓને નરક અને સ્વર્ગના ભોગને માટે દેહની ઉત્પત્તિ થવાનાં (માતાપિતા આદિ) કારણોથી રહિત એવા પ્રદેશમાં (પરલોકમાં) દેહ ઉત્પન્ન થવામાં શું કારણ છે? અને તેમ થવામાં સહકારી કારણો પણ શાં છે? ધર્મ અને અધર્મ તો નિરાકાર છે પરલોકમાંજ તે દેહ આદિ સાકારરૂપે થાય એમ પણ ઘટતું નથી.[૧૨-૧૬] વળી તે બન્ને પાર્થિવ આદિ દ્રવ્યભાગથી રહિત છે. તેથી તેઓ પાર્થિવ આદિ ભાગ વડે દેહ આદિની રચના કરે છે, એ યુક્તિ પણ અસંભવિત ભાસે છે. માતાપિતા આદિના અભાવને લીધે પરલોકમાં એવું કયું બીજ છે, કે તે કારણરૂપ કહેવાય? અથવા તે પરલોક સંબંધી દેહ ઉત્પન્ન થવામાં બીજા પણ શા હેતુઓ છે? અને દ્રવ્યાદિનો સંભવ પણ શી રીતે છે? ધર્મ તથા અધર્મ આદિ આચરનારા જીવને પરલોક મળતો નથી, એ વાત પણ બંધબેસતી થતી નથી. કેમકે આ જન્મ પૂર્વજન્મની અપેક્ષાએ પરલોક જેવો જ છે અને તે પ્રત્યક્ષ અનુભવને અનુસરી સ્થિર થઈ રહેલો છે. વળી પરલોક ન માનીએ તો સર્વ લોક તથા વેદ આદિમાં વિરોધ આવે, એટલે એ વાત અયુક્ત છે. આ પ્રજા પોતે નહિ ઇચ્છેલ અને ક્રિયા વડે પણ નહિ સાધેલ એવી બીજા દેશાંતરમાં થયેલ સંબંધનગરની અમૂર્ત (મૂર્તિમાન નહિ એવી) રાજાજ્ઞા આદિ વડે વધ–બંધ અને દંડ આદિ ફળને પ્રાપ્ત થાય છે, તો તેમાં શી યુક્તિ છે? વળી શિલા આદિનો બનાવેલો સ્તંભ, ...ા તથા મુનિ આદિના વરદાનના પ્રભાવથી સોનું મેળવવાને માટે જવા–આવવાની કડાકૂટ કર્યા વિના પણ ક્ષણ વારમાં સુવર્ણરૂપ બની જાય છે; તો આમાં શી સાધનસંપત્તિ છે? અને શી યુક્તિથી તેમ બને છે? વિધિ અને નિષેધ નિમિત્ત વિના જ લોકમાં પ્રવૃત્ત થઈ રહેલ છે. તેમાંના કેટલાક લોકપ્રચાર વડે રૂઢ છે તથા કેટલાક રૂઢ પણ નથી. તો તેમનું શું પ્રયોજન છે? હે મહારાજ! આ જગત પૂર્વે અસત્ હતું અને પછી તે સદ્રૂપ થયું. આ શ્રુતિના અર્થની સંગતિ શી રીતે મળે? અથવા તો असदेवेदमग्र आसीत् । (આ સર્વ પ્રથમ અસત્ જ હતું) અને सदेवसोम्येदमग्र आसीत् । (આ સર્વ પ્રથમ સદ્રૂપ જ હતું) ઇત્યાદિ શ્રુતિઓના અર્થની પરસ્પર સંગતિ શી રીતે મળે? હે મહામુનિ વસિષ્ઠજી! શૂન્ય આકાશમાંથી આ હિરણ્યગર્ભ શી રીતે થાય? આકાશનો (ચિદાકાશનો) જો એવો પ્રભાવ જ છે, તો પછી એ આકાશ સર્વત્ર હોવાથી સર્વ ઠેકાણે બીજા હિરણ્યગર્ભો કેમ થતા નથી? વળી ઔષધિઓના પોતપોતાના પૂર્વબીજ આદિને ઉત્પન્ન કરવાના સ્વભાવો અને બીજા અગ્નિ આદિના ઉષ્ણપણા આદિના સ્વભાવો કેમ સ્થિતિને પ્રાપ્ત થઈ રહેલા છે? હે મુનીશ્વર! આપ બોધને અનુસરી તે કહો. ઇચ્છિત કામને આપનાર પ્રયાગ આદિ ક્ષેત્રમાં એક જ પુરુષનું તેના કોઈ સ્નેહીસંબંધીએ જીવિત ચિંતવ્યું હોય અને તેના શત્રુએ મરણ ચિંતવ્યું હોય પણ પછીથી તે શત્રુ તથા મિત્રનું મૃત્યુ થઈ જાય, તો પછી તે પુરુષની શી ગતિ થાય? હું આકાશની અંદર પૂર્ણચંદ્રરૂપ થાઉં એવી કામના કરીને અનેક ઉપાસકો ચંદ્રભાવને પ્રાપ્ત કરનારી ઉપાસનાવિધિને અનુસરીને ધ્યાન કરે તો તેમણે એકઠાં કરેલાં અને તુલ્યકાળે પ્રાપ્ત થયેલાં ચંદ્રભાવનાં ફળો વડે આકાશ એક જ સમયે હજારો ચંદ્રવાળું કેમ થઈ જતું નથી? બીજું, લાખો ધ્યાન કરનારાઓ વડે ધ્યાન કરાયેલી એક જ સ્ત્રી એક જ સમયે તે સર્વની પત્ની-

રૂપ કેમ થઈ જાય? અને તેમને એક જ કાળે ધ્યાનનું ફળ કેમ મળે? વળી તે સ્ત્રી એક જ છતાં તે સર્વેનાં ભિન્ન ભિન્ન સ્થળમાં રહેલાં ઘરોમાં શી રીતે સ્થિતિ રાખી શકે? વળી તે પોતાનાં તપ વડે બ્રહ્મચારિણી છતાં અને પ્રત્યેક ઉપભોક્તાના તપ વડે સાધ્વી છતાં ઘણાઓના ઉપભોગમાં આવવાથી અસાધ્વી કેમ થાય? હે મહામુનિ! વરના પ્રભાવથી અને શાપના પ્રભાવથી 'હું આ ઘરમાંથી બહાર નહિ નીકળતાં ઠેઠ કલ્પપર્યંત સાતે ય દ્વીપમાં રાજા થઈ ઘરની અંદર જ રહું' એવી પરસ્પર વિરુદ્ધ વાત જ્યાં મેળવેલી હોય, ત્યાં એ ઘરની અંદર સર્વ ભોગ્ય વસ્તુની સ્થિતિ અને વરદાનનું અસ્તિત્વ કેમ ઘટી શકે? દાન, ધર્મ આદિ તપો તથા શ્રાદ્ધ આદિ પારલૌકિક કર્મો, અહીં કરવામાં આવવાથી અહીં જ રહેલાં હોય છે અને અમૂર્ત છે, તો તેમનું ફળ લોકાંતરમાં (પરલોકમાં) શી રીતે મળી શકે? વળી અદૃષ્ટને ફળ આપનારું માનવામાં આવે, તો પણ તે મૂર્તિમાન દેહ આદિમાં અધ્યાસ વડે પ્રીતિ ઉત્પન્ન કરાવી ફળ આપે છે, એમ કહેવું જોઈએ; પરંતુ પરલોકમાં તેવું ક્યાં હોય છે? આ લોકમાં અને પરલોકમાં વ્યવહાર કરનાર જીવ કાંઈ સાકાર નથી. હે મહારાજ! દેશાંતરમાં અને કાળાંતરમાં જીવ કાંઈ આ દેહ સહિત હોતો નથી, કે તેને આશ્રયે ફળનો અનુભવ સંભવે? તેથી તે વાત અનુભવ બહારના જેવી ભાસે છે. આ બધું મને અઘટિત જેવું જણાય છે, તો તે બરાબર ઘટિત શી રીતે થાય? જેમ સંધ્યાકાળના અંધકારને પોતાની કાન્તિ વડે ચંદ્રમા નિવૃત્ત કરે છે, તેમ આપ ઉપર વર્ણવેલા મારા સંશયસમુદાયને શુદ્ધ અને શીતળ વાણીથી દૂર કરો. હે મહારાજ! પરમાત્માના વિષયમાં સર્વ સંશયનો નાશ થવાથી પ્રસિદ્ધ રીતે ઉભય લોકનું હિત થાય છે. માટે આપ મારા સંશયને કાપી નાખી મને પરમ વસ્તુનો બોધ આપો; કેમકે આપ જેવા મહાત્માઓનો સમાગમ કોઈને પણ તુચ્છ ફળ આપનાર થતો નથી.[૧૭-૨૪]

परमवस्तुनि संशयनाशनादुभयलोकहितं भवति स्फुटम् । तदिह मे कुरु साधुसमागमस्तनुफलो भवतीह न कस्यचित् ॥ २४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહાપ્રશ્ન' એ નામનો સર્ગ ૨૦૬ મો સમાપ્ત**

## સર્ગ ૨૦૭ મો*

### પ્રશ્નોનું સમાધાન

॥ वसिष्ठ उवाच ॥

शृणु राजन् यथास्पष्टमेतत्ते कथयाम्यहम् ।
येन ते सर्वसंदेहा यास्यंत्यलममूलताम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે મહારાજ! તમને સ્પષ્ટ સમજાય તેવી રીતે હું કહું છું, તે તમે સાંભળો. તે વડે તમારા સર્વ સંદેહો સંપૂર્ણ રીતે નિર્મૂળ થઈ જશે.[૧] આ સર્વ જગતના ભાવો સદૈવ અસદ્રૂપ છે અને સદૈવ સદ્રૂપ પણ છે; કેમકે જેવી દૃઢ સંકલ્પની સ્ફૂર્તિ હોય છે તેવી જ તેની સ્થિતિ હોય છે.[૨] હે મહારાજ! ચિદાત્મા અમુક પ્રકારનો જ છે, એવી દૃઢ ભાવના થાય છે, ત્યાં તે તેવા જ પ્રકારનું અવશ્ય થઈ જાય છે. પછી તે ભલે સદ્રૂપ હો કે અસદ્રૂપ હો, તે વિષે કાંઈ જોવાનું નથી.[૩] ચિદાત્માનો આવો અચિંત્ય શક્તિવાળો સ્વભાવ જ છે. તે ચિદાત્મા પ્રથમ તો એક દેહને જ (ભ્રાંતિ વડે–અધ્યાસ વડે) આત્મારૂપ સમજે છે; અને તે દેહ સંબંધી ચિદાત્મા પોતે જ દેહના ધર્મોને પોતાનામાં આરોપી લે છે.[૪] મનુષ્યો સ્વપ્નમાં અને જાગ્રતમાં દેહને અનુભવનાર ચિદાત્માને જ અનુભવે છે, બાકી દેહાદિક જ ચેતનરૂપ જણાય છે, તે કાંઈ તેનો

* આ બસોસાતમા સર્ગમાં ક્રમને નહિ સંભાળતા કેટલાએક પ્રશ્નોનું સમાધાન થશે અને બીજા પ્રશ્નોનું સમાધાન પાછલા ત્રણ સર્ગો વડે કરવામાં આવશે.

પોતાનો ખાસ ધર્મ નથી. આમ, કોઈક ભ્રાંતિજ્ઞાન જ શરીરને આકારે પ્રતીતિમાં આવે છે. બાકી, શરીર કાંઈ બીજી વસ્તુ નથી. જેમ સ્વપ્નમાં અવશ્ય આશ્રય કરવા યોગ્ય અને સ્વપ્નને અનુભવનાર ચિદાત્મા જ એવે સ્વપ્નને આકારે વિવર્તરૂપ ભાસે છે, તેમ સૃષ્ટિના આરંભ-કાળમાં સર્વ કારણના અભાવને લીધે ચિદાકાશ જગતને આકારે ભાસે છે. જગતનું સ્વપ્નના કરતાં શું જુદાપણું છે? એ બન્ને સમાન જ છે.[૫,૬] બ્રહ્મ એવી સંજ્ઞાને ધારણ કરી રહેલું જે નિર્મળ ચિદાકાશ છે, તે જ આ જગતને આકારે ભાસે છે. તો પછી જગતની ચિદાકાશથી વળી જુદાઈ કેવી હોય?[૭] એવી રીતે અવિકારી પરબ્રહ્મ પોતે જ જગતને રૂપે સ્થિતિને ધારણ કરી રહેલ છે, એમ લોક, વેદ અને મહાશાસ્ત્રો વડે પૂર્વાપર વિચાર કરતાં શુદ્ધરૂપે અનુભવાય છે. વળી મેં પણ તે જ વાત અહીં કહેલ છે.[૮] સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં દૃઢ અનુભવ વડે રૂઢ થયેલ, સત્તારૂપે સર્વત્ર પૂર્ણ અને મહાત્માઓએ અનુભવથી કહેલ એવા જગતના ચિન્માત્રપણાનો નિષેધ કરી જે મૂઢ પુરુષો અંધારા કૂવામાં પડેલા દેડકાની પેઠે મોહના બળથી માત્ર વર્તમાન અનુભવને જ પ્રમાણરૂપ ગણે છે અને આત્માનું (ચૈતન્યસ્ફૂર્તિનું) કારણ જડ શરીર છે, એવા પ્રકારના મોહને ધારણ કરી રહે છે, તેઓ અવિવેકી અને ઉન્મત્ત છે. આપણી પારમાર્થિક કથામાં તેઓ યોગ્ય જ નથી; કેમકે મદોન્મત્તની અને મદ વગરના (ડાહ્યા) માણસની તથા મૂઢની અને વિવેકીની પરસ્પર કથા શાને હોય![૯-૧૧] આ ત્રણે લોકની અંદર જે વિદ્વાનની કથા વડે સર્વ સંશયોનો નાશ ન થાય, તે મૂર્ખકથા જ જાણવી.[૧૨] તો જે મૂઢ બુદ્ધિવાળા ચાર્વાક આદિ 'પ્રત્યક્ષ જ પ્રમાણ છે માટે શ્રુતિ આદિ વડે કાંઈ પણ સિદ્ધ થતું હોય તે ગ્રાહ્ય નથી' એમ કહે છે, તે યુક્તિરહિત છે, સર્વથી વિરુદ્ધ છે અને વિવેકી પુરુષોને કર્ણકઠોર હોવાથી તે શિલાની પેઠે કઠે છે. આથી આવા તેના ભાષણને લીધે જ વિદ્વાનો તેને કૂવામાં પડેલા એક આંધળા દેડકારૂપ કહે છે; કેમકે તે પૂર્વાપર વિચારને છોડી દઈ વર્તમાન માત્રને બતાવનાર પ્રત્યક્ષને જ પશુની પેઠે પોતાની બુદ્ધિથી વળગી રહે છે.[૧૩,૧૪] પરંતુ વેદોને અને તત્ત્વજ્ઞ લોક આદિને પૂછશો, તો તેઓ મારી જેમ જ પોતાના અનુભવયુક્ત વિચારો બતાવશે. એથી સંશયોનો ક્ષય થઈ જાય છે. 'જો પ્રત્યક્ચૈતન્ય જ શરીરરૂપ હોય, તો (ચૈતન્યની સર્વવ્યાપકતાને લીધે) શબ શા માટે ઊઠતું નથી?' એવી જેને શંકા થતી હોય, તેવા મૂઢ માણસોને માટે અહીં નીચે પ્રમાણે ખુલાસો આપીએ છીએ.[૧૫,૧૬] બ્રહ્મરૂપ છતાં હિરણ્યગર્ભને વિષે થઈ રહેલા બ્રહ્માનું તમારા સ્વપ્નનગરની પેઠે જે કાંઈ સંકલ્પનગર પ્રસરી રહ્યું છે, તેનું જ આ જગતને આકારે ભાન થાય છે.[૧૭] માટે વસ્તુતાએ જોઈએ તો આ સર્વ નિરંતર ચિન્માત્ર છે. તેમાં પોતાના સ્વપ્નનગરના દૃષ્ટાંતથી તમારે કાંઈ પણ ભ્રાંતિ રાખવાની નથી.[૧૮] જેમ સ્વપ્નની અંદર દિશાઓ, પર્વતો, પૃથ્વી આદિ અને નગર આદિ સર્વ ચિદાકાશરૂપ છે, એ અનુભવસિદ્ધ છે, તેમ આ જગતનું પણ સમજવાનું છે. બ્રહ્મ ચિદાકાશઘન છે, વિરાટ તેના સંકલ્પનગરરૂપ છે અને હિરણ્યગર્ભ પણ શુદ્ધ ચિદ્રૂપ છે; તો પછી તેની પેઠે આ જગત પણ શુદ્ધ ચિદ્રૂપ છે.[૨૦] તમારા સંકલ્પનગરની પેઠે હિરણ્યગર્ભના સંકલ્પની અંદર જે જે પ્રકારે કલ્પાયેલ છે, તે તે જ પ્રમાણે અનુભવમાં આવે છે.[૨૧] તમારા સંકલ્પપુરની પેઠે એ હિરણ્યગર્ભના સંકલ્પપુરની અંદર જે જે પ્રમાણે સંકલ્પિત છે તે તે પ્રમાણે છે.[૨૨] ચિદ્રૂપ એવા હિરણ્યગર્ભે પ્રથમથી જ જે પ્રમાણે દેહની ચપળતા અને જડતા (દેહ જીવતો હોય ત્યાં સુધી હાલેચાલે અને મરી ગયા પછી તે જડ જ થઈ જાય એ પ્રમાણે) નિયત કરી રાખેલ

છે; તે પ્રમાણે જ તે અનુભવમાં આવે છે. બીજા પ્રકારે તે અનુભવમાં આવે નહિ. મહાપ્રલયને અંતે પાછી સૃષ્ટિની પ્રવૃત્તિ થાય છે. હવે સર્વ કારણના અભાવને લીધે તે સમયે કશું દ્રવ્ય હોતું નથી. તેમજ પૂર્વપ્રજાપતિનું વિમુક્તપણું થઈ જવાથી તેની સ્મૃતિ પણ સંભવતી નથી. તેથી સ્વયંજ્યોતિ બ્રહ્મ જ જગતને આકારે (વિવર્તરૂપે) ભાસે છે, એમ સિદ્ધ થાય છે. બાકી, દ્રવ્ય આદિ કશું વાસ્તવિક રીતે નથી. પ્રથમ બ્રહ્મે પોતે જ હિરણ્યગર્ભરૂપે પોતાના આત્માને જોયો અને પછી તેણે પોતાના સંકલ્પનગરને જગતરૂપે જાણ્યું; બાકી વસ્તુતાએ જોતાં એ બન્ને ચિદાકાશરૂપ છે. જેમ સંકલ્પનગર કેવળ ચિન્માત્ર હોવા છતાં પણ તેનું એક અમુક આકારે ભાન થાય છે, તેમ ચિન્માત્ર તત્ત્વના એક વિલાસરૂપ આ જગતનું પણ વિનાકારણે અમુક આકારે ભાન થાય છે.[૨૫-૨૭] શરીર ભલે હો અથવા ન હો, પણ જ્યાંજ્યાં ચિદાકાશ રહેલ છે અને પોતાના આત્માને જ્યાં જ્યાં અવસ્થિત થઈ રહેલ સમજે છે, ત્યાં ત્યાં આ દ્વૈત-અદ્વૈતવાળું જગત ખડું થઈ જાય છે.[૨૮] આથી જ સ્વપ્નનગરની પેઠે અને સંકલ્પનગરની પેઠે ચિદાકાશ (જીવ) મરણ પછી પણ જગતને દેખે છે. જેમ સૃષ્ટિના આદિમાં ચિદાકાશ પૃથ્વી વગેરે વિના જ પૃથ્વી વગેરે જગતરૂપે ભાસે છે, તેમ મરણ પછી પણ તે સર્વ જગતસ્વરૂપે ભાસે છે.[૨૯-૩૦] જેમ પ્રબુદ્ધ થયેલા પુરુષને જણાતા સ્વપ્નસંબંધી દેશ-કાળ તેના જાગ્રત સંબંધી દેશ-કાળને જરા (અણુમાત્ર પણ) વ્યાપ્ત થતા નથી, તેમ પરલોકને પ્રાપ્ત થયેલ પુરુષને પણ ઐહિક દેશ-કાળ વ્યાપ્ત થતા નથી. પ્રબુદ્ધ પુરુષની દૃષ્ટિમાં ચિદાકાશની અંદર આ જગત સ્ફુટરૂપે પોતાને અનુભવમાં આવતાં છતાં પણ નથી; અને જેમ આકાશમાં કારણ નથી, તેમ તેનું કશું કારણ પણ નથી.[૩૧-૩૨] જેમ સૂતેલા પુરુષને સ્વપ્નની અંદર આ ચિદાકાશ જ મિથ્યારૂપે સ્વપ્નસૃષ્ટિને આકારે ભાસે છે, તેમ પરલોકના અતિથિ થયેલા પુરુષને એ ચિદાકાશજ સૃષ્ટિને આકારે ભાસે છે.[૩૩] પરલોકને પ્રાપ્ત થયેલ પુરુષને ચિદાકાશ જ પ્રથમથી તેને આકારે નહિ થઈ રહ્યા છતાં સ્વર્ગ, પૃથ્વી, પર્વત, યમ આદિ વડે યુક્ત ભાસે છે અને જાણે તે પૂર્વસિદ્ધ હોય તેવું વિસ્તૃત જણાય છે.[૩૪] 'આ હું મરી જઈ પાછો નારકી ભાવથી ઉત્પન્ન થઈ યમલોકમાં આવ્યો છું અને ત્યાં શુભ-અશુભ ફળ ભોગવું છું,' એવી ભ્રાંતિને જ અતિ ઘાટાપણાથી મરેલ પ્રાણી અનુભવે છે.[૩૫] આ ભ્રાંતિરૂપી મોહ મોક્ષના ઉપાયોમાં આદર નહિ આપનાર પુરુષમાંથી કદી પણ શાંત થતો નથી, પણ બોધને લીધે વાસનાનો ક્ષય થતાં જ એ મોહની શાંતિ થાય છે.[૩૬] ચિદાકાશની અંદર જો કે વસ્તુતાએ ચિદાકાશ જ રહેલ છે, તો પણ અપ્રબુદ્ધ પુરુષના આત્મામાં રહેલ ધર્મ-અધર્મ સંબંધી વાસના જ જગતને રૂપે પ્રતીતિમાં આવે છે.[૩૭] જગતનું સ્વરૂપ શૂન્ય નથી, તેમ સતસ્વરૂપ પણ નથી, કિંતુ બ્રહ્મ નામને ધારણ કરી રહેલ ચૈતન્ય જ જગતને રૂપે (વિવર્તભાવથી) ભાસે છે. અજ્ઞાનને લીધે એ અનર્થરૂપ ભાસે છે, પરંતુ જો તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે બ્રહ્મરૂપ છે.[૩૮]

न शून्यरूपं न च सत्स्वरूपं ब्रह्माभिधं भाति जगत्स्वरूपम् । तच्चापरिज्ञानवशादनर्थभूतं परिज्ञातवतः शिवात्म ॥ ३८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહાપ્રશ્નોત્તર' એ નામનો સર્ગ ૨૦૭ મો સમાપ્ત



## સર્ગ ૨૦૮ મો*

### વિધાતાની ઇચ્છા

॥ वसिष्ठ उवाच ॥

शुभाशुभं यथोदेति प्रजानां गृहसंगमे ।
असंबद्धैरप्रतिघैर्दूरस्थैस्तदिदं शृणु ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–પોતાને ઘેર બેઠાં છતાં પ્રજાઓને અસંબદ્ધ અને નિરવયવ એવાં દૂરનાં વૃત્તાંતો વડે શુભાશુભ ફળની પ્રાપ્તિ કેમ અને શી રીતે થાય છે, તે સંબંધમાં હું કહું તે તમે સાંભળો.[1] પ્રથમ વસ્તુતાએ જોતાં આ જગત એક હિરણ્યગર્ભના સંકલ્પનગરરૂપ છે. તે દશ્યરૂપે સમજાયું હોય તો દશ્યરૂપ છે અને બ્રહ્મરૂપે સમજાયું હોય તો બ્રહ્મરૂપ છે.[2] હિરણ્યગર્ભ પોતાના એ સંકલ્પનગરની અંદર જેવા જેવા સંકલ્પની કલ્પના કરે છે, તેવી તેવી રચના તેને દેશ–કાળમાં અનુભવમાં આવે છે. જેમ તમારા પોતાના સંકલ્પમય ગૃહની અંદર જે પ્રજા હોય તે તમારા સંકલ્પને જ અનુસરી થઈ રહી હોય છે, તેમ આ બ્રહ્મના સંકલ્પથી ખડા થઈ ગયેલા જગતની અંદર પણ આ સર્વ પ્રજા બ્રહ્મના સંકલ્પને અનુસરી રહેલ છે.[3,4] જેમ તમારા પોતાના સકલ્પપુરની અંદર તમે જેવી જેવી કલ્પના કરો છો, તે તે પ્રમાણે સર્વ થઈ રહેલુ તમે દેખો છો; તેમ આ હિરણ્યગર્ભના સંકલ્પ વડે ખડા થઈ રહેલા જગતમાં પણ હિરણ્યગર્ભના સંકલ્પને અનુસરી સર્વની સ્થિતિ થઈ રહી છે.[5] યોગીઓનું યમ–નિયમ આદિના સેવન વડે શુદ્ધ થયેલું જીવચૈતન્ય વરદાનથી કે શાપ વડે જે વ્યવહારને સાધી આપે છે, તે સંબંધમાં હિરણ્યગર્ભનો સંકલ્પ પણ તેવો જ હોય છે. કેમકે, વર–શાપ વડે જે કાંઈ થાય છે, તે 'તપસ્વીઓના વર–શાપ સિદ્ધ થાઓ' એવો એક હિરણ્યગર્ભનો જ સત્યસંકલ્પ છે.[6] પ્રજાને માટે વિધિ–નિષેધનો બોધ કરનારાં શાસ્ત્રોએ સૂચવેલા ધર્મ–અધર્મ જે કાંઈ એક આસ્થાની વ્યવસ્થા વડે ફળ આપે છે, તે પણ એક બ્રહ્મના હિરણ્યગર્ભના સંકલ્પનું જ ફળ છે.[7] હે પ્રિય રાજા! આ જગતની અંદર જે દેહધારીઓ છે, તેમને પૂર્વકાળમાં (પ્રલયસમયે) આ જગત દેખાતું ન હતું, તેથી અસત્ય હતું; અને હમણાં તે સત્યરૂપે પ્રતીતિમાં આવે છે. આમ થવું પણ ચિદ્રૂપ બ્રહ્મના સંકલ્પના બળથી જ છે. તેની જે કાંઈ થોડી સત્યતા જણાય છે, તે પણ તેનાથી જ છે. કેમકે ચિદાકાશનો ઉન્મેષ તથા નિમેષ આ જગતના ઉદયરૂપ અને પ્રલયરૂપ છે.[8,9]

રાજા બોલ્યોઃ–જો આ જગત બ્રહ્માના સંકલ્પને લીધે જ સત્ય હોય, તો પછી તે પ્રથમ સુષુપ્તિમાં તથા પ્રલય આદિમાં કેમ દેખાતું નથી? અને જાગ્રતકાળમાં તથા સૃષ્ટિકાળમાં કેમ દેખાય છે? વળી સદા વિકારને પ્રાપ્ત થતું આ જગત શાથી જાણે સુસ્થિર આરંભવાળું હોય તેમ દેખાય છે?[10]

વસિષ્ઠ બોલ્યાઃ–ચિદાકાશના સંકલ્પનગરમાં રહેલા આ માયિક દશ્યનો એવો સ્વભાવ જ છે કે, તે ક્ષણ વારમાં સ્વપ્નમાં તથા જાગ્રતમાં ખડું થઈ જાય છે તથા પ્રલયમાં, સુષુપ્તિમાં અને મોક્ષમાં તિરોહિત થઈ જાય છે.[11] આ સદ્રૂપ અને અસદ્રૂપ સૃષ્ટિઓ ચિદાકાશની અંદર બાળકના સંકલ્પનગરની પેઠે તેમજ આકાશમાં ભ્રાંતિ વડે દેખાતાં મસલાં–મોવાળા આદિના આકારની પેઠે ભ્રાંતિના બળથી ભાસે છે.[12] તમે પોતાના સંકલ્પનગરને ઉત્પન્ન કરી તેનો પાછો ક્ષણ વારમાં પોતાની મેળે જ અથવા તો બીજા આકારના સંકલ્પને લીધે વિનાશ કરી નાખો છો અને એ તમારો પોતાનો સ્વભાવ જ છે.[13] તે જ પ્રમાણે ચિદાકાશના સંકલ્પનગરની અંદર જે કાંઈ સૃષ્ટિ-

* આ બસોઆઠમા સર્ગમાં દૂર દેશમાં થતા યત્નો વડે બીજે ઠેકાણે પણ પ્રજાને જેથી તેવાં ફળની પ્રાપ્તિ થાય એવી વિધાતાની ઇચ્છા વિષે વર્ણન કરાશે.

પ્રલયની પ્રતીતિ થાય છે, તે તેના સ્વભાવનો જ એક વિવર્ત છે અને વસ્તુતાએ જોતાં તે શુદ્ધ જ છે, એમ તમે સમજો.[૧૪] આ ત્રણે લોક ચિદેકરસ હોઈ અનાદિ અને અનંત એવા બ્રહ્માકારરૂપ જ છે. આથી, એ પરમેશ્વર જે જે સંકલ્પ કરે છે તથા જે જે કર્મ કરે છે, તે તે સર્વ આવરણથી રહિત એવા ઈશ્વરના સત્યસંકલ્પને લીધે જીવકૃત કર્મ પરલોક આદિમાં સેંકડો યોજનોનું અને અનેક યુગોનું અંતર હોવા છતાં જાણે નજીક જ હોય, તેમ સ્વપ્નની પેઠે વર્તમાનકાળના જેવું જ કાર્ય કરી આપે છે.[૧૫,૧૬] આત્મા એક હોઈ આવરણથી રહિત છે અને તે દેશાંતરમાં તથા લોકાંતરમાં પણ શા માટે કર્મભોગને ન ભોગવે?[૧૭] જેમ પ્રકાશી રહેલા મણિની અંદર તેની કાન્તિનો ચળકાટ અને ઝાંખાશ અનુભવમાં આવે છે; તેમ ચિદાકાશરૂપી મણિની અંદર તેનો જ એક વિવર્ત જગતના સૃષ્ટિ–પ્રલયરૂપે અને નાના પ્રકારના કર્મફળના ભોગની વિચિત્રતારૂપે પ્રતીતિમાં આવે છે.[૧૮] વિધિ–નિષેધનું પ્રયોજન લોકોની મર્યાદા રક્ષવા માટે છે. સંસ્કારરૂપે તે ચિત્તમાં દૃઢ થઈ જવાથી પરલોકમાં ગયા પછી પણ જીવને ફળ આપનાર નીવડે છે.[૧૯] બાકી વસ્તુતાએ જોઈએ તો આત્માને જન્મ કે મરણ એ કાંઈ છે જ નહિ. તે પોતે સદા બ્રહ્મરૂપ છે અને ભ્રાંતિને લીધે સ્વસ્વરૂપનો આભાસ જ તેને ભિન્નરૂપે પ્રતીતિમાં આવે છે.[૨૦] તે પોતે સદા આત્મામાં જ રહેલ છે. બ્રહ્માનું સંકલ્પનગર એક જાતની તેની કલ્પના જ છે. તે કલ્પના જ્યારે દૃષ્ટા–દૃશ્ય આદિરૂપે પોતે જાણે જગતને આકારે થઈ રહી હોય એમ ભાસે છે, ત્યારે જગત ઉત્પન્ન થયું એમ કહેવાય છે.[૨૧] જ્યારે એ હિરણ્યગર્ભ સ્વભાવને લીધે પોતાના વિવર્તને સમેટી લઈ ચિદાકાશરૂપ પોતાના એક ચિદાકાશ સ્વરૂપમાં સ્થિતિ કરે છે, ત્યારે એ સમષ્ટિજીવ (વિરાટ) શાંત થઈ રહેલ છે, એમ કહેવામાં આવે છે.[૨૨] જેમ વાયુની ચપળતા અને સ્થિરતા તેના પોતાના સ્વરૂપથી ભિન્ન નથી, તેમ દૃશ્યને આકારે વિવર્ત થવો તથા પાછું તેનું તિરોહિત થઈ જવું, એ બન્ને નિર્મળ અને અક્ષય એવા એ તત્ત્વની અંદર સ્વાભાવિક રીતે જ રહેલ છે.[૨૩] જેમ તમારા સંકલ્પનગરની અંદર 'અમુક અમુક ઔષધિ–પદાર્થ આદિના પ્રસંગો જુદે જુદે રૂપે જરા–મરણને હણનારા થાઓ,' એવી કલ્પના થતાં તેવા જ પ્રકારનો ભાવ પ્રતીતિમાં આવે છે, તેમ બ્રહ્માના સંકલ્પનગરની (જગતની) અંદર પણ ત્રણે લોકમાં સર્વ ઔષધિ–પદાર્થ આદિના તેવા તેવા (પ્રભાવવિશેષ વડે યુક્ત) સ્વભાવો ઉદય પામી રહ્યા છે.[૨૪,૨૫] હે મહારાજ! પોતાના સંકલ્પની અંદર પરમેશ્વર ક્ષણે ક્ષણે કે પ્રતિવસ્તુએ સંકલ્પ જ નથી કર્યા કરતા; તે તો બાળકે કરેલ રમકડાંની કલ્પનાની પેઠે એક જ વાર સંકલ્પ કરે છે કે, 'અમુક જાતિની વસ્તુ અમુક પ્રકારનું કાર્ય કરનાર થાઓ અને તે અમુક પ્રકારે ઉત્પન્ન થાઓ.' પછી તેને લીધે બીજાંકુર આદિના ક્રમથી ઘાસમાંથી ઘાસ જ ઉત્પન્ન થવું ઇત્યાદિ ક્રમ બંધાઈ જાય છે.[૨૬] ક્ષણ વારમાં એ હિરણ્યગર્ભ પોતે જ સંકલ્પ કરે છે, તેમાં તે પદાર્થો, તેના અવયવો, શક્તિ, કાર્ય આદિ ભેદો અને કાર્યોની પરંપરાઓ એક જ વખતના સંકલ્પથી સિદ્ધ થઈ જાય છે. એવો એ ચિદેકરસતત્ત્વનો સ્વભાવ છે.[૨૭] એ સંકલ્પ વડે કલ્પાયેલ પદાર્થો સ્વભાવથી

છે, ત્યાં તેવે પ્રકારે તેનું ભાન થાય છે.[૨૯] આદિ, મધ્ય અને અંતથી રહિત તથા અપરિમિત શક્તિવાળું એવું બ્રહ્મ વસ્તુતાએ જોતાં કશારૂપ નથી. અધ્યારોપદૃષ્ટિથી જોતાં તે જાણે કાંઈ અનિર્વચનીયરૂપે થઈ રહેલ હોય તેવું જણાય છે. પોતે સદ્રૂપ છે, છતાં જાણે અસત્ય પદાર્થરૂપ થઈ રહ્યું હોય, તેવી પ્રતીતિ થાય છે. કેમકે એ પરમતત્ત્વ જ સર્વના આત્મારૂપ છે. માટે જ પ્રાણીઓમાં તથા તૃણ આદિ જાતિઓમાં જે વસ્તુ જેવા સ્વભાવવાળી પ્રસિદ્ધ છે, તેમાં એ અચિંત્ય તત્ત્વ જ તેવા સ્વભાવરૂપે થઈ રહેલ છે.[૩૦]

**अनादिमध्यान्तमनन्तवीर्यं किंचिन्न किंचिच्च सदप्यसत्यम् । स्थितं यथा यत्र तदात्म तत्रसर्वात्मभूर्भूततृणादिजातौ ॥ ३० ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહાપ્રશ્નમોક્ષણ' એ નામનો સર્ગ ૨૦૮ મો સમાપ્ત**

## सर्ग २०९ मो[×]

### વિરુદ્ધ કર્મફળોની સફળતા

॥ वसिष्ठ उवाच ॥

**एकस्य जीवितं पुंसः सुहृदा मरणं द्विषा । मृत्वार्थितं प्रयागादौ क्षेत्रे यत्तदिदं शृणु ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યાઃ–ચિંતિત કાર્યને સાધી આપનાર પ્રયાગ આદિ ક્ષેત્રમાં એક જ પુરુષનું તેના કોઈ સ્નેહીસંબંધીએ જીવિત ચિંતવ્યું હોય તથા તેના શત્રુએ મરણ ચિંતવ્યું હોય, અને પછીથી તે બન્નેનું મરણ થઈ જાય; તો તે પહેલા પુરુષની શી ગતિ થાય ? આ સંબંધમાં તમે આ સાંભળો.[૧] પહેલી સૃષ્ટિ ઉત્પન્ન કરતી વખતે, બ્રહ્માએ પોતાના સંકલ્પ વડે ક્ષેત્રોનું અને પદાર્થોના ધર્મોનું અમુક ફળ નિયમિત કરી રાખ્યું હોય છે.[૨] આ જગત હિરણ્યગર્ભના સંકલ્પનગરરૂપ છે. હવે તેને વિશે અધિકારીના વાંછિત અર્થની સિદ્ધિને માટે પ્રયાગ આદિ ક્ષેત્ર કલ્પાયું હોય, તેની અંદર કાંઈ સ્નાન, દાન, તપ, યજ્ઞ આદિ પુણ્યકર્મ કરવામાં આવ્યું હોય અને તે તીર્થ તથા પુણ્યકર્મ એ બન્ને વડે શાસ્ત્ર દ્વારા જોડાતા એ અધિકારી પુરુષનું શરીર સંસ્કારને પ્રાપ્ત થયું હોય, તો દૃઢ નિશ્ચય વડે કરેલા કર્મમાંથી તે પુરુષને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે.[૩] તેનું એ પુણ્ય પણ એક ચેતનાત્માની શક્તિરૂપ જ છે. વળી, તે પુરુષે મહાપાપ કરેલ હોય તો તે શક્તિ જ તેના કોઈએક ભાગને કે સંપૂર્ણ પાપને ક્ષેત્રના માહાત્મ્યના તારતમ્યને અનુસરીને ( તથા કર્તાની શ્રદ્ધાને અનુસરીને ) નિવૃત્ત કરી દે છે અને પછી પોતે પણ શાંત થઈ જાય છે.[૪] જો શાસન કરવા યોગ્ય એ પુરુષનું પાપ થોડું હોય અને ક્ષેત્રનો ધર્મ તેનાથી વિશેષ હોય, તો તે પુરુષનાં પાપનો નિઃશેષ રીતે નાશ કરી નાખે છે અને કાંઈ શાસ્ત્રપ્રતિપાદિત ફળને પણ સાધી આપે છે.[૫] હે મહારાજ ! જો શાસન કરવા યોગ્ય એ પુરુષનો ક્ષેત્રના માહાત્મ્યથી ઉત્પન્ન થયેલ ધર્મ અને તેનું પાપ એ બન્ને સમાન બળવાળાં હોય, તો પાપ અને પુણ્ય એ બેયનો ભાગ કરવા માટે તેનાં બે શરીર તથા બે ચિદાભાસ ખડા થઈ જાય છે અને તેઓ વસ્તુતાએ જોતાં એક ભ્રાંતિરૂપ જ છે.[૬] એવી રીતે પાપ–પુણ્ય આદિનું જે મોટું ફળ જે પ્રમાણે હિરણ્યગર્ભના સંકલ્પથી કલ્પાયેલ છે, તે પ્રમાણે જ હંમેશાં વ્યવસ્થિત થઈ રહ્યું છે.[૭] બ્રહ્મ એ ચિદ્ધાતુરૂપ છે અને તે જ હિરણ્યગર્ભરૂપ ( સમષ્ટિજીવરૂપ ) અને હું આદિ વ્યષ્ટિજીવરૂપ છે. તે જે સંકલ્પ કરે છે તેની કલ્પનારૂપ જ આ એક જગત છે.[૮] જેમ પાપકર્મ કરનાર પુરુષને વિધાતાના સંકલ્પ અનુસાર જ

× આ બસોનવમા સર્ગમાં એક જ સમયે વિરુદ્ધ કર્મોની અને તેનાં ફળોની પ્રાપ્તિ થતાં તે પરસ્પર વિરોધ ન કરે તે પ્રમાણે તે બન્નેની સફળતા વિષે કહેવામાં આવશે.

નરક આદિની પ્રતિભાની પ્રાપ્તિ થાય છે, તેમ વિધાતાના સંકલ્પ અનુસાર જ એ શિક્ષાપાત્ર પુરુષના ક્ષેત્ર સંબંધી પુણ્ય વડે તેની પોતાની પ્રતિભા જ સ્વપ્નની પેઠે પુણ્યફળના ભોગરૂપે ઉદય પામી પ્રતીતિમાં આવે છે.[૯] મરી ગયેલા પુરુષને 'હું એકલો શરીરથી છૂટો પડી મરી ગયો છું, આ મારા સર્વે બંધુઓ જીવે છે અને રડે છે, હું એકલો જ આ પરલોકને પ્રાપ્ત થયો' એવી પ્રતિભા જ (ભ્રાંતિનું ભાન) ઉદય પામે છે[૧૦] તે જ પ્રમાણે જેમ સન્નિપાત વડે ક્ષોભ પામેલ (વાત–પિત્ત આદિ) ધાતુવાળા પુરુષને અનેક ભ્રાંતિઓનો ઉદય થાય છે, તેમ તેના બંધુઓને પણ તે જ સમયે રોવું, શબને લઈ જવું, સ્મશાન-ગમન, દાહ આદિ કર્મ કરવાં ઇત્યાદિ પ્રતિભાનો ઉદય થાય છે.[૧૧] પોતાથી અતિ ઉગ્ર પુણ્ય–પાપ થઈ ગયાં હોય અથવા મહાત્માઓનો અનુગ્રહ કે નિગ્રહ થયો હોય, તો ચિદાકાશની કલ્પનાના બળથી લાખો કર્મો પણ અન્યથા થઈ જાય છે.[૧૨] મૃત મનુષ્યના સંબંધીઓ પણ તે મરેલા માણસને ચેતન વિનાનો અને શબરૂપ દેખે છે તથા બાંધવો સાથે રડે છે અને તેને અગ્નિમાં બાળી નાખે છે.[૧૩] પ્રયાગ આદિ મનોરથ સાધી આપનાર ક્ષેત્રમાં જો એક જ પુરુષનું તેના કોઈ સ્નેહીએ જીવિત ચિંતવ્યું હોય અને કોઈ શત્રુએ તેનું મરણ ચિંતવ્યું હોય, તો તે પુરુષ એ બન્નેનાં કર્મ વડે ભોગપ્રાપ્તિનો અધિકારી બને છે. એ પુરુષ પોતા તરફ શુભ લાગણીવાળા મિત્રે જે પ્રમાણે તે ક્ષેત્રમાં પ્રાર્થના કરેલ હોય, તે પ્રમાણે પોતાના આત્માને એક શરીર વડે અજરામર અને દુઃખરહિત દેખે છે; તેમજ તે પોતાના યથાસ્થિત દેહ વડે જીવિતની સ્થિતિને અનુભવે છે.[૧૪] વળી, તે ક્ષેત્ર–પુણ્યના માહાત્મ્યને જાણનારા શત્રુએ તેના મરણ માટે પ્રેરણા કરી છે, તેથી તે પોતાના સ્નેહીસંબંધીઓને નહિ દેખાતા એવા અદશ્ય દેહ વડે મરણને પણ અનુભવે છે.[૧૫] બખ્તર આદિ વડે રક્ષિત થયેલા પુરુષને જેમ બખ્તર આદિથી અરક્ષિત તથા વિશ્વાસુ એવા શત્રુને બાણ, ખડ્ગ આદિ વડે ભેદી નાખવામાં કાંઈ ક્લેશ કરવો પડતો નથી, તેમ શત્રુએ કરેલ અભિચાર આદિ ક્રિયાના સામા ઉપાયથી રહિત એવા પુરુષને તત્કાળ જ મરણાદિકનો અનુભવ કરવો પડે છે. છતાં તેના બંધુઓ તેને અમરરૂપે દેખે છે. એવી રીતે તે એક જ પુરુષ એક જ સમયે જીવિત અને મરણ એ બન્નેને પ્રાપ્ત થાયછે.[૧૬,૧૭] આ ત્રણે લોક ભ્રાંતિમાત્ર છે અને નિરવયવ છતાં આરંભવાળા છે. હવે ભ્રાંતિની અંદર એક ભ્રમથી વિરુદ્ધ એવો કયો બીજો ભ્રમ નથી સંભવતો ?[૧૮] સ્વપ્નમાં અને સંકલ્પનગરમાં જે ભ્રાંતિ અનુભવમાં આવે છે, તેનાથી આ જગતની ભ્રાંતિ અધિક છે, કાંઈ ન્યૂન નથી. જેવો સ્વપ્નમાં જાગ્રતનો અનુભવ થાય છે, તેવો જ આ દશ્યનો અનુભવ છે.[૧૯]

રાજા બોલ્યો:–હે મહારાજ! ધર્મ અને અધર્મ જો નિરાકાર છે, તો તે દેહના અનુભવમાં કારણરૂપ કેમ થાય ? અને ધર્મ–અધર્મનું નિરાકારપણું હોવાથી એક જ વસ્તુ બે શરીરને કેમ ધારણ કરી શકે ?[૨૦]

વસિષ્ઠ બોલ્યા:–હે મહાબુદ્ધિશાળી રાજા! આ જગત બ્રહ્માના એક સંકલ્પનગરરૂપ છે. તેમાં સત્ય હોય કે અસત્ય હોય, પણ શું સંભવતું નથી ? (તેના સત્યસંકલ્પથી સર્વ સંભવે છે.)[૨૧] જેમ આપણા સંકલ્પનગરની અંદર ન સંભવે એવું કાંઈ પણ નથી, તેમ આ બ્રહ્માના સંકલ્પનગરની અંદર પણ ન સંભવે એવું શું હોય ?[૨૨] સ્વપ્નમાં અને સંકલ્પનગરમાં એક જ માણસ લાખો રૂપે થઈ જાય છે, તેમ સ્વપ્નની અંદર એક જ ચૈતન્ય સૈન્યના ભાવને ધારણ કરે છે.[૨૩] સ્વપ્નમાં હજારો રૂપે થઈ રહેલ એ એક જ ચૈતન્ય સુષુપ્તિમાં એકરૂપ થઈ જાય છે. ચિદાત્માનો જ એ સર્વ વિલાસ છે, એમ માન્યા વિના બીજો

રસ્તો નથી. કેમકે સ્વપ્નની અને સંકલ્પની સેનાના અનુભવની સ્મૃતિનો તથા સંકલ્પનગરનો અને સ્વપ્નનગરનો કોને અનુભવ નથી ?[24,25] આ જગત અનુભવરૂપ છે, ચિદાકાશરૂપ છે અને તેથી ચિદાકાશના સંકલ્પરૂપ એવા આ જગતના સ્વરૂપની અંદર શું નથી સંભવતું ? વળી, વસ્તુતાએ જોતાં શું સંભવે છે ?[26] એવી રીતે આ એક ભ્રાંતિ જ છે અને પ્રકાશમય ચિદાકાશ જ તેવે આકારે ભાસે છે. અહીં કાંઈ સત્ નથી, અસત્ નથી, તેમ થોડી સત્યતાવાળું પણ કાંઈ નથી.[27] પ્રબુદ્ધ એવા તત્ત્વદર્શી પુરુષને જે વસ્તુ જે પ્રમાણે અનુભવમાં આવે છે, તે તે પ્રમાણે ભલે સુખેથી હો ! તત્ત્વજ્ઞને તેથી શી લાભહાનિ છે ? તે પોતે જ એ સર્વરૂપ છે અને બધું નિઃશેષપણે તેના અવયવરૂપે જ છે.[28] 'જો અહીં ધર્મ કર્યો હોય, તો સ્વર્ગમાં દેવતાઓને ઉપભોગ કરવા યોગ્ય એવાં અમૃતરસનાં ઝરણાંઓ, ધરાઓ અને ફળ–પુષ્પ આદિ વડે પરિપૂર્ણ એવા પર્વતો મળે છે.' આમ શાસ્ત્રદ્વારા જાણી લઈ અને પછી તેને અનુસરી (પોતાના ધાર્મિકપણાથી મને તે મળશે જ એમ) દૃઢ સંકલ્પ કર્યો હોય, તો પરલોકમાં ગયા પછી તેવા રમ્ય પર્વતોની પ્રાપ્તિ શા માટે ન થાય ?[29] જો કદાચિત્ ઉપરની વાત મિથ્યાપણાથી બરાબર બંધબેસતી નથી એમ તમને ભાસતું હોય, તો અહીં જે કર્મ કરવામાં આવે છે તે પરલોકમાં ભોગવાય છે, એ વાત માનવામાં પણ તેવો જ ગુંચવાડો છે; કેમકે સંકલ્પનગરમાં સર્વનું અવાસ્તવપણું અનુભવમાં આવે છે.[30] જો કદાચિત્ કાંઈ પણ વસ્તુ સુસ્થિર (સત્ય) હોય, તો હજી તેમાં અમુક વાસ્તવિક (સયુક્તિક) છે અને અમુક સયુક્તિક નથી, એવો વિચાર નિર્બાધપણે કરવો ઘટે; પરંતુ આ તો ચિદ્રૂપપણાથી પોતાનો આત્મા જ સર્વ દશ્યને આકારે થઈ રહ્યો છે, ત્યાં બીજું શું વિચારવાનું છે ?[31] આ જે ન્યાય મે તમને કહ્યો છે, તે સ્વપ્ન–સંકલ્પ આદિમાં સિદ્ધ એવી કલ્પનાની અંદર થતા અનુભવને અનુસરી કહ્યો છે; પરંતુ જગતના સંબંધમાં પણ તે જ ન્યાયની યોજના કરવાની છે. કેમકે જગત પણ હિરણ્યગર્ભને આકારે થઈ રહેલા ચિદાકાશનો એક સંકલ્પ જ છે.[32] જેમ તમારા સંકલ્પનગરની અંદર સર્વ વસ્તુનો અસંભવ નથી, તેમ હિરણ્યગર્ભના સંકલ્પનગરની અંદર પણ સર્વ વસ્તુઓનો અસંભવ નથી જ.[33] એ હિરણ્યગર્ભના સંકલ્પમાં જે વસ્તુ જેવા પ્રકારની કલ્પાઈ છે, તે હિરણ્યગર્ભનો તેવો સંકલ્પ રહેતાં સુધી તેવા જ સ્વભાવની અને તેવા જ આકારની રહે છે.[34] આથી જ પ્રલયપર્યંત એક વસ્તુ એક જ નિયમિત આકારવાળી જોવામાં આવે છે અને તેમાં કાંઈ સેળભેળ કે ગોટાળો થતો નથી. ચિદાકાશરૂપ હિરણ્યગર્ભનો બીજો (બીજું બ્રહ્માંડ રચવાનો) પ્રયત્ન થયા વિના પ્રથમની યોજના અન્યથા થતી નથી.[35] હિરણ્યગર્ભના સંકલ્પની અંદર આ જગતનું જેવું ભાન થયું છે, તેવું જ ઠેઠ પ્રલયપર્યંત તે રહેશે. પાછો (પ્રલય થયા પછી) બીજો સંકલ્પ થતાં તે બીજા બ્રહ્માંડને આકારે અનુભવમાં આવશે.[36] જેમ પ્રત્યેક જીવની અંદર પ્રત્યેક સ્વપ્નમાં સ્વપ્નનગર ખડું થઈ જાય છે, તેમ કલ્પે કલ્પે હિરણ્યગર્ભના સંકલ્પરૂપ એવું આ જગત પણ પોતાની મેળે જ ખડું થઈ જાય છે.[37] હે પ્રિય રાજા ! સંકલ્પનગરના જેવા સ્વરૂપવાળા જગતની અંદર ન સંભવે એવું કાંઈ પણ નથી, પણ સર્વ સંભવે છે; તે કલ્પના કરનાર અનાદિ પરબ્રહ્મરૂપ આ ચિદાત્માથી ભિન્ન નથી, તેથી સર્વ બ્રહ્મરૂપ જ છે, એમ તમે સમજો.[38]

संकल्पपत्तनतनोर्न तदस्ति किंचिद्यन्न संभवति तच्च चिदात्मनोऽस्मात् । नान्यत्प्रकल्पयितुरद्यपरस्वरूपाद्ब्रह्मैव तेन सकलं जगदंग विद्धि ॥ ३८ ॥

સર્ગ ૨૦૯ મો સમાપ્ત

## સર્ગ ૨૧૦ મો×

### સર્વ જગત બ્રહ્મરૂપ છે

॥ वसिष्ठ उवाच ॥

फलेऽक्षयेंदुभारूपे प्राप्ते ध्यातृशतैर्नभः ।
यथा न शतपूर्णेन्दु तथेदं कथनं शृणु ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ—સેંકડો ધ્યાન કરનારાઓએ પોતાના ધ્યાનના બળથી અક્ષય (પૂર્ણ) ચંદ્રના પ્રકાશરૂપ ફળ પ્રાપ્ત કર્યા છતાં (ચંદ્રભાવ જ મેળવ્યા છતાં) પણ આકાશ સેંકડો ચંદ્રો વડે વ્યાપ્ત નથી થઈ જતું, તે વિષે મારું આ કહેવું તમે સાંભળો.[૧] ચંદ્રબિંબનું ધ્યાન કરનાર પુરુષો ચંદ્રભાવના ઘણા દૃઢ ધ્યાનબળથી (બીજા સર્વ ભાવનું વિસ્મરણ થઈ જતાં પોતાના પ્રાપ્તવ્ય) વિષયને મેળવે છે અને ચંદ્રભાવને પ્રાપ્ત થઈ જાય છે; પરંતુ તેઓ આ જ આકાશને પ્રાપ્ત થાય છે અને આ જ ચંદ્રનો આશ્રય કરી રહે છે એવું નથી.[૨] કેમકે બીજાના સંકલ્પનગરને બીજો શી રીતે પ્રાપ્ત થાય? તે તમે જ કહો. પોતાના સંકલ્પનગરમાં તે તે ચિંતિત અર્થની પ્રાપ્તિ તે સંકલ્પ કરનાર માણસને જ થાય છે; બીજાને થતી નથી[૩] સર્વ જીવો પૃથક્ પૃથક્ પોતાની સંકલ્પમય સૃષ્ટિના આકાશમાં જ રહેલા છે; અને કળાઓના ક્ષયથી રહિત એવા ચંદ્રો પણ ત્યાં જ રહેલા છે.[૪] 'હું આ ચંદ્રમાં પ્રવેશ કરું, એમ ધ્યાન કરનાર પુરુષ આત્મબુદ્ધિના સુખથી રહિત બની એ જ ચંદ્રની અંદર પ્રવેશ કરે છે.[૫] 'હું ચંદ્રમાં પ્રવેશ કરું અને ચંદ્રબિંબમાં સુખને પણ પ્રાપ્ત થાઉં,' એવી રીતે ધ્યાન કરનાર પુરુષ ચંદ્રબિંબમાં પ્રવિષ્ટ થઈ તેવાં સુખને ભોગવે છે, એ વાત નિશ્ચિત છે.[૬] અવિનાશી ચિદાત્મા જ્યાં જેવે પ્રકારે જેવા સ્વભાવનું અનુસંધાન કરે છે, ત્યાં તે તેવે જ પ્રકારે જો દૃઢ નિશ્ચયવાળો હોય તો જરૂર અનુભવે છે.[૭] જેમ (પોતાનો ચંદ્રભાવ) ધ્યાન કરનારાઓને સર્વને પોતાના સંકલ્પના બળથી જુદો જુદો ચંદ્રભાવનો (પોતાના ચંદ્રપણાનો) અનુભવ થાય છે, તેમ જ પોતાની મેળે જ કલ્પનાના બળથી થનારા વનિતાના લાભ વિષે પણ સમજવાનું છે.[૮] લાખો ધ્યાન કરનારાઓને એક જ સાધ્વી સ્ત્રી ધ્યાનની અંદર ભાર્યારૂપ થઈ રહે છે. એ વિષયમાં પણ તેમનો કલ્પનાનો અનુભવ જ તેવે પ્રકારે થઈ તેમને પ્રતીતિમાં આવે છે, અને તે પોતાના અંતઃકરણરૂપ ઉપાધિ વડે વિશિષ્ટ એવા સાક્ષીચૈતન્યરૂપ અધિષ્ઠાનમાં જ રહેલ છે.[૯] ઘરથી બહાર નહિ નીકળતો જીવ સાત દ્વીપનો પતિ થઈ રહે છે, એ પણ એક તેની કલ્પનાથી ખડું થઈ રહેલ મનોરાજ્ય છે. એ મનોરાજ્ય ચિદાકાશની અંદર કલ્પાયેલા પોતાના ચિત્તાકાશમાં જ રહેલ છે.[૧૦] આ આપણને દેખવામાં આવતું સર્વ જગત સર્વના આદિ અને સ્વભાવથી જ સર્વજ્ઞ એવા હિરણ્યગર્ભની એકમાત્ર કલ્પના જ છે; અને તે શૂન્ય નિરવયવ શાંત પરબ્રહ્મરૂપ છે. તો પછી ઉપાસકોના સંકલ્પથી કલ્પાયેલ જગતમાં તો સત્યતા કેવી જ હોય?[૧૧] દાન, પારલૌકિક કર્મ અને જપ–તપ આદિ નિરવયવ છે અને તેમનું પરલોકની અંદર મૂર્તિમાન ફળ શી રીતે મળે છે? તે સંબંધમાં હું કહું, તે તમે સાંભળો. ચિદાત્માએ જ આકારની કલ્પના કરી છે. તેથી દાનાદિના સંસ્કારવાળી બુદ્ધિ વડે યુક્ત એવા નિરવયવ જીવો તેના સંકલ્પબળથી પરલોકમાં સ્વપ્નની પેઠે મૂર્તિમાન જેવા જણાતા ફળને પ્રાપ્ત થાય છે. બાકી વસ્તુતાએ જોતાં જન્મ આદિ વિકારથી રહિત ચિદાત્માનો જ એ એક વિવર્ત છે.[૧૨,૧૩] ભ્રાંતિ જ પદાર્થોનો અનુભવ અને અનુભવનો અભાવ એ બન્નેરૂપ છે. તે ભ્રાંતિ વડે ચિન્માત્ર આત્મા =

× આ બસોદશમા સર્ગમાં વસિષ્ઠજી પ્રશ્નોનું સમાધાન કરશે અને દેહ આદિ સર્વ જગતનું તત્ત્વદૃષ્ટિ વડે બ્રહ્મમાત્રપણું વર્ણવશે.

તથા નિશ્ચેષ્ટ થાય છે. એ ભ્રાંતિની શાંતિ થાય છે, એટલે ચિદાત્મા પોતાના નિર્મળ શાંતસ્વરૂપમાં સ્થિર થઈ રહે છે.[૧૪] અહીં અનુષ્ઠાન કરેલા દાનથી પરલોકની અંદર ચિદાત્માના આભાસરૂપે રહેલું ફળ પ્રાપ્ત થાય છે. તે તેના સંકલ્પરૂપ જ છે, એમ વિવેકી વિદ્વાનો કહે છે.[૧૫] આ કલ્પનામય સંસારની અંદર દાન કરવાથી અથવા દાન નહિ કરવાથી સ્વાભાવિક એવો સંકલ્પ જ ભોગ–ઐશ્વર્ય આદિ દાનના ફળરૂપ છે તથા દારિદ્રય આદિ અદાન (નહિ દેવા) રૂપ છે. એમાં કશો વિરોધ નથી અને તે વાસ્તવિક રીતે ચિન્માત્ર જ છે.[૧૬] હે રાજા ! આ સર્વ જે પ્રમાણે તેં મને પૂછયું તે પ્રમાણે મેં તને કહ્યું. આ સર્વ જગત નિરવયવ છે અને ચિન્માત્ર તત્ત્વની તે એક કલ્પના જ છે.[૧૭]

**રાજા બોલ્યોઃ**–હે મહારાજ ! સૃષ્ટિના આદિકાળમાં દેહશૂન્ય ચૈતન્ય અને તેની કરેલી દેહકલ્પના એ બન્નેનું ભાન શી રીતે થાય ! કેમકે આધાર વિના આધેયનો પ્રકાશ સંભવતો નથી. ભીંત વિના દીવાનો પ્રકાશ શી રીતે થાય ?[૧૮]

**વસિષ્ઠ બોલ્યાઃ**–હે મહાબુદ્ધિશાળી ! જેમ આકાશમાં શિલાનું નૃત્ય ન હોય, તેમ 'દેહ' શબ્દના જે અર્થને તમે સમજો છો, તે અર્થ તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં સાવ છે જ નહિ.[૧૯] જે અર્થ 'બ્રહ્મ' શબ્દનો છે, તે જ અર્થ 'દેહ' શબ્દનો પણ છે. જેમ 'અંબુ' અને 'અંભસ્' એ બન્ને શબ્દના અર્થમાં કાંઈ ભેદ નથી, તેમ 'બ્રહ્મ' શબ્દના અને 'દેહ' શબ્દના અર્થમાં કશો ભેદ નથી. સ્વપ્નની પેઠે પ્રતીતિમાં આવતો આ દેહ બ્રહ્મરૂપ છે. હું જે સ્વપ્નનું દૃષ્ટાંત આપું છું, તે તમને જ્ઞાન થવા માટે એક પ્રકારની યુક્તિ છે.[૨૦,૨૧] બાકી સ્વપ્નનું પણ સર્વ અંશે સાદૃશ્ય ન સમજવું. પરતુ સ્વપ્ન એ એક તમારો અનુભૂત વિષય છે, એટલે તેના દૃષ્ટાંતથી તમને બરાબર જ્ઞાન થાય તે માટે તેમ કહેલ છે. બાકી ચિદાત્મા વડે પ્રકાશતી એવી આ સૃષ્ટિનું સ્વપ્નરૂપી બાધિત અર્થ સાથે સાદૃશ્ય નથી.[૨૨] વસ્તુતાએ જોતાં દેહ જ ક્યાં છે ? અને સ્વપ્નની ભ્રાંતિ પણ ક્યાં છે ? પરંતુ પ્રબુદ્ધ પુરુષને (સ્વપ્નના જેવો જ) અનુભવમાં આવતો એવો આ ભ્રમ સ્વપ્નના દૃષ્ટાંતથી અવિવેકીને પણ સમજવામાં આવે, તેટલા માટે તેમ કહેવામાં આવે છે.[૨૩] તત્ત્વદૃષ્ટિમાં તો જાગ્રત પણ નથી, સ્વપ્ન પણ નથી, સુષુપ્તિ પણ નથી, તેમ બીજું પણ કાંઈ નથી. પરંતુ આ જે કાંઈ અનિર્વચનીય ભાન થાય છે, તે નિર્વિકલ્પ ચિદાકાશરૂપ છે. તેને તુરીયપદ વડે ઓળખવામાં આવે છે તથા તેની પ્રાપ્તિમાં સર્વ પુરુષાર્થોની સીમા આવે છે.[૨૪] આ જે હમણાં આપણને ભાસે છે તે છે જ નહિ, તેમજ પ્રથમ જે ભાસતું હતું તે પણ નથી. જેવી રીતે કાંઈ પણ પ્રકારે જાગ્રત તથા સ્વપ્ન આદિની સ્થિતિ જ ન હોય, તેવે પ્રકારે અતિ સ્વચ્છ એક પરબ્રહ્મ જ છે.[૨૫] જે કાંઈ આ દ્વૈત–અદ્વૈત ભાસે છે, તે સર્વ ચક્ષુ આદિ ઇન્દ્રિય દ્વારા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં ગતિ કરતા આત્માના વચમાં રહેલા નિર્વિષય સ્વરૂપથી ભિન્ન નથી, પણ તદ્રૂપ જ છે.[૨૬] વિવેકી તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં તો જે કાંઈ આ સ્વપ્નતુલ્ય દ્વૈત–અદ્વૈત તથા શુભ–અશુભ પ્રતીતિમાં આવે છે, તે ચિન્મય છે અને તેને નિરાવરણ ચિદાકાશની જ ઉપમા આપી શકાય છે. શૂન્ય પદાર્થોનો અનુભવ, ભાન, અભાન, દ્વૈત, એકતા, સત અને અસત્ એ સર્વથી પર એવા ચિદાકાશરૂપ છે.[૨૭,૨૮] આ જગત પૂર્ણ એવા ચિદાકાશમાંથી પૂર્ણરૂપે જ પ્રસરે છે અને તે પૂર્ણરૂપે જ રહેલ છે. વસ્તુતાએ જોઈએ તો એ જગત થયું જ નથી અને વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં તેનું સાવ ભાન નથી થતું તેમ પણ નથી. તે સ્ફટિકશિલાના ઘાટા મધ્યભાગ જેવું બ્રહ્મૈકરસ છે.[૨૯] જગત ચિદાકાશનો એક વિલાસ છે, તેથી તે નિરવયવ ચિદાકાશરૂપ જ છે. જ્યાંજ્યાં

ચિન્માત્રતત્ત્વ છે, ત્યાંયાં જગતની સ્થિતિ થવી સંભવે છે.[૩૦] ચિદાકાશ સર્વત્ર છે અને આ સર્વ દશ્ય જગતરૂપ છે. જો કે તે 'જગત' શબ્દ વડે ઓળખાય છે, તો પણ સર્વ શાંત પરબ્રહ્મરૂપ જ છે.[૩૧] ચિદાકાશના સંકલ્પનગરને આકારે ખડું થઈ રહેલ આ જગત વ્યવહારદષ્ટિમાં યથાસ્થિત રહેલું જોવામાં આવે છે, પરંતુ તે નિર્વિકાર પરબ્રહ્મરૂપ છે.[૩૨] અહીં બીજી યુક્તિનો અસંભવ છે, તેથી આ જ યુક્તિ ઉત્તમ છે. પુરુષાર્થને ઇચ્છનાર શ્રોતાઓ પાસે યુક્તિ અને અનુભવથી રહિત એવી વાત શોભા આપતી નથી.[૩૩] સત્ હો કિંવા અસત્ હો, પરંતુ લોકમાં અને વેદ આદિ શાસ્ત્રોમાં જે સિદ્ધ છે, તે વાત જ સિદ્ધરૂપ છે. પોતાના મનમાં આ વાત સમજી લેવાની છે. બાકી જે કાંઈ સિદ્ધ છે તેનો ત્યાગ કોઈ દિવસ થઈ શકતો નથી.[૩૪] પ્રથમ બ્રહ્મરૂપે નહિ સમજાયેલ જગત તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવતાં બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ જાય છે (બ્રહ્મરૂપ જણાય છે); અને તે યથાસ્થિતપણે રહ્યા છતાં ચરમ સાક્ષાત્કારરૂપ વૃત્તિની સાથે જ લય પામી જાય છે.[૩૫] મેં અહીં કહેલા આ ન્યાય પ્રમાણે જીવન્મુક્ત સહિત લોક, વેદાદિ શાસ્ત્ર, સર્વ સિદ્ધ થાય છે, માટે એ જ ન્યાયનો અહીં સ્વીકાર કરવો ઉચિત છે.[૩૬] આત્મરૂપ છતાં તેવા રૂપે નહિ સમજાયેલ આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષ જો તેનું વાસ્તવ સ્વરૂપ સમજવામાં આવે તો ચિદાકાશ જ છે. તે જ હું છું, તે જ ત્રણે લોકરૂપ છે અને તે જ બંધરૂપ તથા મોક્ષરૂપ છે, એવો નિશ્ચય છે.[૩૭] આ દશ્ય યથાસ્થિતપણે રહ્યું છે, છતાં તત્ત્વજ્ઞાન થતાં તે લયને પ્રાપ્ત થઈ જાય છે. દશ્યરૂપે નહિ રહેલા તત્ત્વજ્ઞ પુરુષનું સ્વરૂપ વાણી આદિ વડે અનિર્વચ્ય હોવાથી શિલાના જેવું નિર્વિકલ્પ જ અવશેષ રહે છે.[૩૮] લોકમાં (જીવન્મુક્ત પુરુષની અંદર) તથા શાસ્ત્રમાં અને વેદમાં જે સિદ્ધ છે, તે સર્વદા સિદ્ધ જ છે; અને તેને લીધે વિવેકીઓને પોતાના અનુભવ વડે પણ તે જ અનુભવમાં આવે છે.[૩૯] સર્વ અર્થોને છોડી દઈ, ઘણા લાંબા કાળ સુધી જે એક જ વસ્તુમાં દઢ નિષ્ઠા રાખવામાં આવે છે, તે અવશ્ય પ્રાપ્ત થાય છે; અને સર્વ લૌકિક કાર્યમાં પણ જો કાંઈ બીજી દઢ ભાવના કરવામાં આવી હોય તો તેનો લાભ થાય છે.[૪૦] જે વસ્તુ જેવા પ્રકારની અનુભવમાં આવે છે, તે તેવા પ્રકારે જ અનુભવમાં આવ્યા કરે છે. તે સત્ય હો અથવા અસત્ય હો, પરંતુ જ્યાં સુધી તેનો લાભ થતો હોય ત્યાં સુધી તે તેવા જ પ્રકારે અનુભવાય છે. હે બુદ્ધિશાળી મહાત્મા! આ ઉપર પ્રમાણે મેં તમને મહાપ્રશ્નનો વિચાર કહ્યો. આ માર્ગે તમે ગતિ કરો અને આધિ-વ્યાધિથી રહિત, નિર્વિકાર તથા નિર્વ્યસન થઈ રહી, તમે ઉત્કૃષ્ટ પદમાં સ્થિર થઈ રહો.[૪૧,૪૨]

इत्थं महाप्रश्नविचारणं वै मयेदमुक्तं मतिमन्महात्मन् । अनेन गच्छाशु पथा निराधिर्निरामयो निर्व्यसनो भवोच्चैः ॥ ४२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહાપ્રશ્નોત્તરવાક્યસમાપ્તિ' એ નામનો સર્ગ ૨૧૦ મો સમાપ્ત**

## સર્ગ ૨૧૧ મો*

### પરમાર્થનો ઉપદેશ

॥ वसिष्ठ उवाच ॥

इति तत्रोपविश्याहं पूजितस्तेन भूभुजा ।
प्रयोजनं स्वं संपाद्य स्वर्गतं गगनं प्लुतः ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ—એ પ્રમાણે કુશદ્વીપમાં તે ઇલાવતી નગરીમાં પ્રજ્ઞપ્તિ રાજાએ આસનપૂર્વક મારું પૂજન કર્યું. પછી હું પણ મારું પ્રયોજન

* આ બસોઅગિયારમા સર્ગમાં સિદ્ધ-સાધ્ય આદિ અનેક લોકોના દર્શનના ઉપાયની સાથે ફરી વાર સ્વપ્નરૂપે સર્વ જગતની ભાવના વિષે વર્ણન કરાશે.

સિદ્ધ કરી સ્વર્ગલોક તરફ જવા માટે આકાશમાં ઊડ્યો.[૧] હે બુદ્ધિશાળીઓમાં શ્રેષ્ઠ રામ! આજે આ સર્વ વૃત્તાંત મેં અહીં અયોધ્યામાં બેસી તમને કહી સંભળાવ્યો છે. આ ઉત્તમ દૃષ્ટિના અવલંબન વડે તમે શાંત મનવાળા અને ચિદાકાશરૂપ થઈ રહેશો.[૨] આ સર્વ નામથી રહિત, નિર્મળ, અવર્ણ્ય, જન્મ આદિ વિકારથી રહિત, શાંત અને આદિ, મધ્ય તથા અંતથી રહિત એવા ચિદાકાશ બ્રહ્મરૂપ છે.[૩] દૃશ્યને ચિદાત્માના એક વિવર્તરૂપ માત્ર કહેવામાં આવે છે. પરથી પણ પર એવું પરમ તત્ત્વ 'બ્રહ્મ' એવા કલ્પિત નામ વડે ઓળખાય છે; પરંતુ એ પદ નામ તથા રૂપથી રહિત છે.[૪]

**રામ બોલ્યાઃ**–હે મહારાજ! સિદ્ધ, સાધ્ય, યમ, બ્રહ્મા, વિદ્યાધર અને દેવ ઇત્યાદિના વસ્તીવાળા લોકો શી રીતે દેખાય છે?[૫]

**વસિષ્ઠ બોલ્યાઃ**–જો તમે તેવી ધારણાના અભ્યાસ વડે જોશો, તો પ્રત્યેક રાત્રિ–દિવસની અંદર, આગળ, પાછળ, ઉપર અને નીચે સિદ્ધો, સાધ્યો, યમ બ્રહ્મા, વિદ્યાધર અને દેવોના, બીજા પ્રાણીઓના અને અપૂર્વ મહાત્માઓના લોકો તમારા જોવામાં આવશે; જો તમે તેવી ધારણાના અભ્યાસને અભાવે નહિ જુઓ, તો તે તમારા જોવામાં આવશે નહિ. મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક આદિ સિદ્ધોનાં સ્થાનો આ સ્થાનથી ઘણે દૂર છે; સર્વત્ર ગતિ કરનારા સિદ્ધ લોકોના સંકલ્પથી જ (સત્યસંકલ્પના બળથી જ) તે ખડા થાય છે અને તે સર્વત્ર છે. આ આખું વિશ્વ સંકલ્પમય લોકોથી વ્યાપ્ત છે, આ સર્વ દેખવામાં ધારણાનો અભ્યાસ જ મુખ્ય છે અને તમે તે કર્યો નથી.[૬–૮] જેવા એ સર્વ કલ્પનામય લોકો છે, તેવો જ કાલ્પનિક આ આપણો લોક છે. જેમ કાલ્પનિક વાયુ સર્વત્ર ભમે છે, તેમ એ કાલ્પનિક સિદ્ધલોક પણ ભ્રમણશીલ છે; પરંતુ આપણો આ લોક તેવો નથી.[૯] રાત્રિ–દિવસ જેવા તમારા સંકલ્પના અને સ્વપ્નના લોકો ખડા થતા રહે છે, તેવા જ તેમના સિદ્ધલોકો છે. સિદ્ધો તે તથા બીજા પણ તેવા જ લોકોને પોતાના સત્ય સંકલ્પબળથી સ્થિર કરી રાખે છે.[૧૦] એવી જ રીતે તમે પોતે પણ યોગધારણાના અભ્યાસથી ધ્યાનને અતિસ્થિર કરશો અને પોતાના-સંકલ્પથી ખડા થઈ જતા લોકને સ્થિર કરવા ધારશો, તો તે જ સમયે તત્કાળ તે નિર્વિઘ્નપણે સ્થિર થશે.[૧૧] વળી તેઓ તમારી ઇચ્છા અનુસાર જ વિસ્તારને તથા સંપત્તિને ધારણ કરશે. એ જ રીતે બીજો પણ કોઈ યોગ્ય અધિકારી અતિ દૃઢ સંકલ્પ વડે જ યુક્ત હોય, તો સિદ્ધની પેઠે જ પોતાના લોકને સ્થિર દેખે છે.[૧૨] માત્ર એ બન્નેમાં તફાવત એટલો રહે છે કે, સિદ્ધ પુરુષોએ પોતાના સિદ્ધ લોકને ખડા કરી દેનારી પ્રાક્તન ધર્મસંપત્તિ વડે પોતાના સિદ્ધલોકોને સ્થિર કરી દીધા હોય છે. તેથી તેમને તે અનાયાસે સિદ્ધ છે. પણ જે બીજા લોકો અનિત્ય એવા હમણાંના ધારણાના અભ્યાસથી ધ્યાનની વિશ્રાંતિનો યત્ન કરે છે, તેમના એ ધ્યાનબળથી ખડા થતા લોકો ઘણા શ્રમથી અને દુઃખથી સ્થિર કરી શકાય છે.[૧૩] આ જગત સર્વ સર્વદા નિરવયવ શાંત ચિદાકાશરૂપ છે. તે દૃઢ સંકલ્પ વડે જેવો નિશ્ચય કરવામાં આવે છે, તેવા જ પ્રકારનું ભાસે છે; બીજે પ્રકારે કદી પણ ભાસતું નથી. સંકલ્પને અભાવે તેનો કોઈ પણ પ્રકારનો જો નિશ્ચય કરવામાં ન આવ્યો હોય, તો તેનું ભાન પણ થતું નથી. વળી તેમાં આ કશું છે કે નથી, એવો તર્ક પણ ઊઠવો સંભવતો નથી. આ સર્વ નિર્વિકલ્પ દશામાં શૂન્ય, નિરવયવ અને પ્રતિબંધથી રહિત પરમ ચિદાકાશરૂપ જ છે.[૧૪,૧૫] જો દૃશ્યને સંકલ્પ વડે માની લેવામાં આવે છે, તો ચિદાકાશના તેવા સ્વભાવને લીધે તે જાણે પ્રકાશરૂપ હોય તેવું દેખાય છે; પરંતુ જો તેના સંબંધમાં તેવો દૃઢ સંકલ્પ ન કરવામાં આવ્યો હોય,

તો તેમાં સ્વભાવથી ચિત્સત્તાની સ્ફૂર્તિની વ્યાપ્તિ પ્રકટરૂપે દેખાતી નથી.[16] કાર્ય–કારણભાવને લીધે કારણરૂપ બ્રહ્મની સત્તાથી કાર્યરૂપ જગતની પણ એક પ્રકારની સત્તા છે, એમ માનવામાં આવતું હોય તો તે પણ અસંગત છે; કેમકે અનંત સિદ્ધ ચિદાકાશમાંથી બીજું શું અને કેવા પ્રકારનું ઉત્પન્ન થાય?[17] જે કાંઈ આ ઉત્પન્ન થયા જેવું ભાસે છે, તે ચિદાકાશની અંદર ચિદાકાશ પોતે જ રહેલ છે. એ નિર્વિકાર નિરાકાર તત્ત્વની અંદર વળી દ્વિત્વ–એકત્વ આદિની કલ્પના કેવી હોય?[18] સ્વપ્નમાં જેમ ચિદાકાશ જ પર્વતરૂપ બની જાય છે છતાં નિર્વિકાર રહે છે, તેમ આ નિર્વિકાર પરબ્રહ્મ જગતને આકારે વિવર્તરૂપે દેખાય છે, છતાં તે જેવું સૃષ્ટિના પૂર્વકાળમાં હતું, તેવું જ હમણાં પણ છે.[19] સંકલ્પની અંદર ચિત્ત જ આકારને કલ્પી લઈ પર્વતને રૂપે ઉદય પામે છે, બાકી વસ્તુતાએ જોતાં તે પર્વત પણ નથી અને ચિદાકાશ પણ નથી. તે જ પ્રમાણે બ્રહ્મ અને જગતની સ્થિતિના સંબંધમાં સમજી લેવું.[20] મહાબુદ્ધિમાન વિવેકી જીવન્મુક્ત પુરુષો ભાષણ આદિ કરતાં છતાં પણ પોતાની દૃષ્ટિએ કાષ્ઠની પેઠે મૌનનો આશ્રય કરી કાષ્ઠનાં બનાવેલ મનુષ્યોની (પૂતળાંઓની) પેઠે અહીં વ્યવહાર કરતા રહે છે.[21] જેમ જળની અંદર તરંગોના અને આવર્તોના વ્યાપારો અભિન્ન-સત્તાથી થતા રહે છે, તેમ બ્રહ્મની અંદર પણ આ સૃષ્ટિઓ અનન્ય સત્તાથી પરિવર્તન પામ્યા કરે છે.[22] જેમ પવનની અંદર નિરાકાર એવી ચપળતા અનન્ય સત્તાથી રહી છે અને આકાશની અંદર જેમ નિરાકાર એવી શૂન્યતા અનન્ય સત્તાથી રહી છે, તેમ બ્રહ્મની અંદર આ સૃષ્ટિઓ નિરવયવરૂપે અનન્ય સત્તાથી રહી છે.[23] જેમ સંકલ્પનગર નગરરૂપ છતાં શૂન્ય જ છે અને સાકાર છતાં નિરાકાર છે, તેમ બ્રહ્મની અંદર કલ્પાયેલ જગત પણ દેખાતાં છતાં શૂન્ય અને સાકાર છતાં નિરાકાર છે.[24] જો કે આ ત્રણે લોક ઘણા લાંબા કાળથી અનુભવમાં આવે છે અને લૌકિક–વૈદિક કાર્યને સાધી આપનાર છે, તો પણ તે સંકલ્પનગરની પેઠે નિરાકાર અને શૂન્ય છે. જેમ ચિત્તનો સંકલ્પ જ તે સમયે સંકલ્પ-નગરરૂપ કહેવાય છે, તેમ આ સ્વચ્છ એવું બ્રહ્મ જ આ દૃશ્યસંસારરૂપ છે અને તે જ 'જગત' શબ્દ વડે ઓળખવામાં આવે છે.[25-26] જેમ સ્વપ્નમાં પુરુષને પોતાને અનુભવમાં આવતું પોતાનું મરણ વસ્તુતાએ કાંઈ જ હોતું નથી, તેમ આ જગતરૂપ વસ્તુ જો કે ઘણા લાંબા સમયથી અનુભવમાં આવે છે, તો પણ વસ્તુતાએ કાંઈ જ નથી.[27] જેમ પુરુષને સ્વપ્નની અંદર પોતે મરી ગયા પછી પોતાનો દાહ જોવામાં આવે છે અને તે સાવ મિથ્યા છતાં તે સમયે સત્ય જેવો ભાસે છે, તેમ પરબ્રહ્મની અંદર આ જગત પણ અસત્ય છતાં ભ્રમને લીધે સત્ય જેવું ભાસે છે.[28] જગત-રૂપે દેખાવું અને જગતરૂપે ન દેખાવું, એ બન્ને પરબ્રહ્મના નિર્મળ સ્વરૂપથી ભિન્ન નથી; બાકી પરમાર્થદૃષ્ટિથી જોતાં ઇતર વસ્તુ અને તેનાં નામરૂપ સત્ય નથી.[29] હે રામચંદ્રજી! આ પ્રમાણે સિદ્ધલોક તથા તેનું ભોગ આદિ ફળ મારા વર્ણવવા પ્રમાણે (કલ્પનામાત્ર) હો, અથવા અન્યથા (બીજા મુનિઓના કહેવા પ્રમાણે બીજે પ્રકારે) હો, અથવા ભલે સાવ ન જ હો; પરંતુ તેમાં સાવ જીવન્મુક્ત એવા તમારે તેનો શો આદર કરવાનો હોય? તમે સિદ્ધિ આદિ ફળમાં પુરુષાર્થપણાની બુદ્ધિને છોડી દો; કેમકે બ્રહ્મ-તત્ત્વને તમે સારી રીતે જાણેલ છે. હવે, આ માયામાત્ર એવા સિદ્ધલોકોના વૈભવ સંબંધી જ્ઞાનના શ્રમ વડે તમને શું પ્રયોજન છે?[30]

इत्यमस्तु यदि वान्यथास्तु वा मैव भूद्भ-वतुकोऽत्र संभ्रमः । मुञ्च फल्गुनि फले फलग्रहं बुद्धवानसि कृतं परिश्रमैः ॥ ३० ॥

**સર્ગ ૨૧૧ મો સમાપ્ત**

## સર્ગ ૨૧૨ મો×

### બ્રહ્મમાં અહંભાવની કલ્પના

॥ वसिष्ठ उवाच ॥

चिच्वाद्ब्रह्म खमेवाहमिति वेत्तीव यत्स्वयम् ।
तदेव परमेष्ठित्वं तस्योदरमिदं जगत् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–ચિદાકાશ પોતેજ પ્રથમ પોતાની ચિત્સત્તાના બળથી જાણે પોતામાં અહંકારનો અધ્યાસ કલ્પી લેતું હોય તેવું બને છે. તેજ હિરણ્યગર્ભ છે અને તેની અંદર આ સર્વ જગત રહેલ છે.[1] એ પ્રમાણે વિચાર કરતાં વસ્તુતઃ બ્રહ્મા પણ નથી, જગત ઉત્પન્ન પણ થયું નથી અને વિદ્યમાન પણ નથી; પરંતુ જન્મ આદિ વિકારથી રહિત પરબ્રહ્મ જ પૂર્વની પેઠે યથાસ્થિતપણે રહેલ છે.[2] જો કે અનુભવમાં તો જગતનું રૂપ ભાસે છે, પરતુ તે અવાસ્તવ છે, ઝાંઝવાના જળની પેઠે મિથ્યા છે અને દેખાતાં છતાં અસત્ય છે.[3] માટે ઠેઠ પ્રથમથી જ આ સર્વશૂન્ય નવી ભ્રાંતિનો ઉદય થયો છે. વસ્તુતાએ તો ભ્રાંતિ ક્યાંથી હોય અને કેવી હોય? સર્વ નિર્વિકાર બ્રહ્મરૂપ જ છે.[4] જગત એ એક બ્રહ્મરૂપી જળના આવર્તરૂપ છે, તેમાં વળી દ્વિત્વ-એકત્વ કેવું હોય? ચકરીનો અને જળનો ભેદ કેવો હોય? તથા ભેદનો અભાવ હોતાં અભેદ પણ ક્યાં રહ્યો?[5] આમ, સર્વત્ર શાંત બ્રહ્મ જ એકરસરૂપે ભરપૂર છે. પોતાના પ્રકાશક સ્વભાવને લીધે તે સમષ્ટિઅહંકારના રૂપને પ્રાપ્ત થાય છે. જેમ વિસ્તારવાળું આકાશ પોતાની અંદર રહેલ શૂન્યપણાને ફેલાવી દે છે, તેમ તે આ દશ્યને પ્રસારી દે છે.[6] જેમ પવન ચપળતાને ધારણ કરે છે, જેમ અગ્નિ ઉષ્ણતાને ધારણ કરે છે અને પૂર્ણચંદ્ર પોતાની શીતળતાને ધારણ કરે છે, તેમ બ્રહ્મ જ પોતાના સ્વરૂપથી કેમ જાણે પદાર્થરૂપ થઈ રહેલ હોય તેવું ભાસે છે.[7]

રામ બોલ્યાઃ–હે મહારાજ ! નિરાવરણ, અનાદિ તથા અનંત એવું એ બ્રહ્મ સદાકાળ રહેનારું છે. તેથી તે અહંકાર આદિરૂપે ક્યારે ઉદય નથી પામતું ? તે હમણાં સૃષ્ટિકાળમાં જ અહંકાર આદિરૂપે કેમ ઉદય પામતુ દેખાય છે ? આ માટે આપ શું કહો છો ?[8]

વસિષ્ઠ બોલ્યાઃ–હા બરાબર, તે તેમ જ છે. સદૈવ તે બ્રહ્મ સમષ્ટિઅહંકાર આદિરૂપે પણ થઈ રહે છે. અનાદિ અને જન્મ આદિ વિકારથી રહિત એવા એ પરબ્રહ્મને પોતાના સ્વરૂપચૈતન્ય વડે બીજા કશાની અપેક્ષા રહેતી નથી.[9] બ્રહ્મ જ સર્વત્ર સર્વદા સૃષ્ટિ તથા પ્રલય એ બન્નેરૂપ છે અને તેજ ચિદાકાશરૂપ છે. અવિદ્યાદૃષ્ટિથી જોતાં તો કોઈ દિવસ આ દશ્યનું વાસ્તવિક સ્વરૂપ સિદ્ધ થતું નથી. વિદ્યાદૃષ્ટિથી જોઇએ તો આ દશ્ય કોઈ કાળે છે જ નહિ.[10] મિશ્રદૃષ્ટિથી જોઇએ તો જેમ પવનમાં ચલનશક્તિ રહેલ છે, ચંદ્રમાં શીતળતા રહેલ છે અને આકાશમાં શૂન્યતા રહેલ છે, તેમ બ્રહ્મ, હું તથા તમે, એ સર્વ અનન્ય સ્વરૂપવાળા (એક જ) છીએ. બ્રહ્મ કોઈ દિવસ વિવર્તરહિત નથી.[11] સર્વદા બ્રહ્મની આવી (દશ્ય આદિરૂપ) સત્તા છે જ. જગતના અનાદિ પ્રવાહને લીધે આથી જુદા પ્રકારની બીજી સત્તા નથી, તેથી આ જગત અનાદિ, અનંત, નિર્વિકાર એવા બ્રહ્મરૂપ જ છે.[12] અદ્વિતીય બ્રહ્મજ્ઞાન થયા છતાં પણ તમે અધ્યારોપ દૃષ્ટિનો અંગીકાર કરી લઈ મારા ઉપદેશના શબ્દોના શ્રવણમાં આસક્તચિત્ત થાઓ છો અને મિશ્રદૃષ્ટિના પ્રક્ષને સ્વીકારી દ્વૈતને સ્વીકારો છો; બાકી તત્ત્વદૃષ્ટિથી તો દ્વૈત નથી જ.[13] મિશ્રદૃષ્ટિમાં બ્રહ્મ સર્વરૂપ છે તથા સર્વમાં અંતર્ગત એવો જીવ કાંઈ કાંઈ કર્યા જ કરે છે અને અનુભવે છે. હવે એ બ્રહ્મ જ એ સર્વને આકારે ક્રિયા

× આ અસોબારમા સર્ગમાં બ્રહ્મમાં અહંભાવની કલ્પના જ પરમેષ્ઠીરૂપ છે અને આ ત્રણે લોક તેના જ સંકલ્પરૂપ હોવાથી બ્રહ્મરૂપ છે, એ વિષે વર્ણન કરાશે.

કરતું હોય અને અનુભવતું હોય, તો સર્વદા સર્વ પ્રકારે સર્વ કર્યે જાય છે અને અનુભવે છે. પણ નિર્વિશેષ દૃષ્ટિથી જોઈએ તો કોઈ પણ દેશ-કાળમાં કશું કોઈ કરતું જ નથી અને અનુભવતું પણ નથી. તેમજ પરબ્રહ્મથી કશું ભિન્ન પણ નથી.[૧૪] હે રામચંદ્રજી! આ શાંત અને સર્વત્ર સમાનરૂપે ભરપૂર એવું બ્રહ્મ આ ત્રિભુવનને આકારે આ પ્રમાણે સર્વદા ભાસ્યા કરે છે, બાકી બીજું કાંઈ અહીં નથી.[૧૫] કોઈ દેશ-કાળમાં આકાશમાંથી પર્વતો ઉત્પન્ન થતા નથી, તેમ બ્રહ્મમાંથી જગતો ઉત્પન્ન થતાં નથી. આમ માની તમે પરમશાંતિને પ્રાપ્ત થાઓ.[૧૬] જ્યાં સુધી અલ્પબુદ્ધિવાળા શ્રોતાઓને બરાબર બોધ નથી થયો, ત્યાં સુધી સંદેહના અવસરમાં ઉપદેશ આપવા યોગ્ય પુરુષોના ઉપદેશને માટે તમે ખુશીથી ભેદનો સ્વીકાર કરો.[૧૭] બાકી, પ્રબુદ્ધ દશા સાંપડશે અને બોધનો ઉદય થશે, એટલે તમને અહંકાર, તેનો સંકલ્પ અને જગત એ સર્વને આકારે થઈ રહેલા પ્રજાપતિના ભેદની બુદ્ધિ કે તેના અભાવની બુદ્ધિ થશે જ નહિ. વળી, શાસ્ત્ર આદિની કે શબ્દ આદિની બુદ્ધિ એ પણ તત્ત્વજ્ઞની છેલ્લી (ચરમ) અવસ્થામાં નથી.[૧૮]

**રામ બોલ્યા:**–હે મહારાજ! આ વાત મારા સમજવામાં આવી ગઈ. હવે મને બોધ થાય તે માટે આપ પાછી આપે માંડેલી તે ચાલતા પ્રસંગની વાત ચલાવો.[૧૯] પરબ્રહ્મની અંદર સમષ્ટિઅહંકારનો આવિર્ભાવ થયા પછી શું થાય છે? આપ તો સર્વ જાણનારા છો. હું તે સાંભળવા ઉત્સુક છું, તેથી મને તૃપ્તિ થતી નથી.[૨૦]

**વસિષ્ઠ બોલ્યા:**–એ પરબ્રહ્મની અંદર સમષ્ટિઅહંકારનો ઉદય થયા પછી, આકાશની સત્તાનો (અધ્યાસનો) ઉદય થાય છે. ત્યાર પછી દિશાઓની સત્તા, કાળસત્તા અને ભેદસત્તા ઉદય પામે છે.[૨૧] જ્યારે તેને દેહ આદિમાં અહંભાવનું ભાન થાય છે, ત્યારે દેહ વ્યતિરિક્ત (ઇતર) સ્થળમાં હું નથી એવું ભાન પણ અવશ્ય ઉદય પામે છે. આ દેશકૃત પરિચ્છેદ કહેવાય છે. આવી જ રીતે ચિદાકાશની અંદર કાલકૃત પરિચ્છેદ અને વસ્તુકૃત પરિચ્છેદ ઇત્યાદિરૂપે પોતાનો આત્મા જ નિનાક્રમે દ્વૈતરૂપ થઈ જાય છે અને નાના પ્રકારે પ્રતીતિમાં આવે છે.[૨૨] તે સમયે પ્રથમ તો માત્ર આકાશ જ હોય છે. તો પણ પછીથી ઉપર કહેલ આકાશરૂપ જ છે, એવી પદાર્થભેદની સત્તાના વાચક શબ્દોનો અધ્યાસ ખડો થઈ જાય છે.[૨૩] આકાશતન્માત્રને (શબ્દતન્માત્રાને) અનુભવનાર નિરાકાર અહંભાવ (સમષ્ટિઅહંકાર) દિશા-કાળ આદિની કલ્પનારૂપ થઈ જાય છે, એટલે પ્રકાશરૂપ અને જ્ઞાનસ્વરૂપ બ્રહ્મતત્ત્વ જ દૃશ્યના નામથી ભાસે છે. જો કે એ નિર્બાધપણે બ્રહ્મરૂપ છે, તો પણ કેમ જાણે દૃશ્યરૂપ હોય તેમ તેનું ભાન થાય છે.[૨૪,૨૫] જન્મ આદિ વિકારથી રહિત, એક, શાંત અને આદિ, મધ્ય તથા અંતથી રહિત એવું બ્રહ્મ આકાશભાવ, જીવભાવ તથા જગદ્ભાવ આદિથી સાવ શૂન્ય છે. તે પોતામાં જીવભાવની કલ્પનાને જાણે આરોપી લેતું હોય તેવું બની જાય છે અને નિરાવરણ એવા પોતાના જીવસાક્ષીરૂપી આકાશની અંદર આ વિસ્તારવાળા દૃશ્યને દેખે છે. તે જો કે પોતાના આત્મસ્વરૂપથી અભિન્ન છે, તો પણ તત્ત્વજ્ઞાનનો ઉદય થતાં સુધી તે તેને ભિન્નરૂપે (દૃશ્યરૂપે) જુએ છે.[૨૬]

**ब्रह्मैव शान्तमजमेकमनादिमध्यं व्योमैव जीवकलनामिव भावयित्वा। व्योम्न्येव पश्यति निरावरणे विसारि दृश्यं स्वरूपमपि चान्यदिवात्मविच्चात्॥ २६॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પરમાર્થનિરૂપણ' એ નામનો સર્ગ ૨૧૨ મો સમા**

# સર્ગ ૨૧૨ મો*

## સર્વ બ્રહ્મસ્વરૂપ છે

॥ वसिष्ठ उवाच ॥

यथा यत्पृष्टवानद्य त्वं मामरिनिषूदन।
शिष्येणैव सता पूर्वमहं पृष्टो गुरुस्त्वया ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ–હે શત્રુનો નાશ કરનાર રામચંદ્રજી! તમે મને જે હમણાં (જગત્તત્ત્વ, આત્મતત્ત્વ આદિ) પૂછો છો, તે જ તમે પૂર્વકાળમાં (પૂર્વજન્માંતરમાં) મને પૂછ્યું હતું. તે વખતે આપણો બન્નેનો હમણાંની પેઠે જ ગુરુ–શિષ્યભાવ હતો.[૧] કોઈએક પૂર્વકલ્પમાં તે જગત અને તેની અંદર તમે (રામ), હું (વસિષ્ઠ) ઇત્યાદિ (તમારો વૈરાગ્ય, મારું આવવું અને તમારો પ્રશ્ન વગેરે) આ ચિદાત્માની પ્રતિભા કોઈ વનની અંદર ગુરુશિષ્યરૂપે હમણાંની પેઠે જ ઉદય પામી હતી.[૨] ત્યાં તે સમયે હું ગુરુરૂપ થયો હતો અને તમે શિષ્યરૂપ થયા હતા. તમે મારી પાસે શિષ્યરૂપે બેઠા હતા અને વિશાળ તથા ધીરબુદ્ધિવાળા હતા. તે સમયે તમે મને નીચે પ્રમાણે પૂછ્યું હતું.[૩]

શિષ્ય બોલ્યોઃ–હે મહારાજ! આ સર્વ જગતના સંબંધમાં મારો એક આ અતિશય સંશય છે, તેને આપ નિવૃત્ત કરો. મહાકલ્પમાં (મહાપ્રલયમાં) શી વસ્તુ નાશ પામે છે? અને શી વસ્તુ નાશ પામતી નથી?[૪]

ગુરુ બોલ્યાઃ–હે પુત્ર! જેમ સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થયેલા પુરુષનું સ્વપ્નનગર એક સાક્ષીચૈતન્ય વિના નિઃશેષપણે નાશને પ્રાપ્ત થઈ જાય છે, તેમ આ સર્વ દૃશ્ય પ્રલયમાં તત્કાળ નાશને પ્રાપ્ત થાય છે.[૫] પૃથ્વી, પર્વતો તથા દશ દિશા– આ નિર્વિશેષપણાથી (એકસરખી જ રીતે) પ્રલયકાળમાં નાશ પામી જાય છે અને ક્રિયા, કાળ કે ક્રમ એ કશું પણ અવશેષ રહેતું નથી.[૬] સર્વ પ્રાણીઓ નષ્ટ થઈ જાય છે અને સર્વ જગતના આભાસ સહિત એવું આકાશ (અવ્યાકૃતમાં લીન થઈ ગયેલ હોવાથી) પ્રલયકાળે ભોક્તાના અસંભવને લીધે નાશને પ્રાપ્ત થાય છે.[૭] કારણોના પણ કારણરૂપ એવા બ્રહ્મા, વિષ્ણુ ઇન્દ્ર, રુદ્ર આદિનું નામ પણ મહાપ્રલયમ અવશિષ્ટ રહેતું નથી.[૮] અવિનાશી ચિદ્વસ્તુને વિવર્ત નષ્ટ થાય છે, એટલે એકમાત્ર ચિદાકાશ જ અવશેષ રહે છે, એમ અનુમાન કરી શકાય છે કેમકે પોતાની અંદર આરોપિત એવા સૃષ્ટિના અનુભવના હેતુરૂપ ચિદાત્મા વડે જ સર્વ પ્રપંચથી શૂન્ય એવા પ્રલયકાળનું શેષપણું સિદ્ધ થાય છે.[૯]

શિષ્ય બોલ્યોઃ–જે અસત્ વસ્તુ છે, તેની સત્તા સંભવતી નથી; અને જે સત્ય છે તેનો નાશ સંભવતો નથી. તો પછી વિસ્તારવાળું હોય એ પ્રકારે દેખાતું આ વિદ્યમાન જગત ક્યાં ચાલ્યું જાય છે?[૧૦]

ગુરુ બોલ્યાઃ–હે પુત્ર! આ તારું કહેવું યોગ્ય નથી. કેમકે આ જગત તો નાશ પામે જ છે, તેથી તે નથી જ એમ જણાય છે. કેમકે અસત્ પદાર્થની સત્તા અને સત્ય વસ્તુનો નાશ કોઈ કાળે થતો જ નથી.[૧૧] હે વત્સ! જે કાંઈ વસ્તુતાએ જ છે, તે કોઈ દેશ–કાળમાં અસત્ય થતું નથી; તો પછી તેની સત્તા કેમ અસત્યતાને ધારણ કરે?[૧૨] ઝાંઝવાનું જળ ક્યાં રહ્યું છે? બે ચંદ્રમાની ભ્રાંતિ ક્યાં વાસ્તવિક છે? આકાશમાં ભ્રાંતિને લીધે દેખાતા મોરાળા જેવા આકારો ક્યાં વાસ્તવ છે? અને ભ્રાંતિ વડે થતો અનુભવ ક્યાં વાસ્તવ હોય છે?[૧૩] હે પુત્ર! આ સર્વ દૃશ્ય ભ્રાંતિમાત્ર છે, અસત્ય છે અને સ્વપ્નનગરની પેઠે ભાસ્યા કરે છે, તો તે શા માટે બાધિત ન થાય?[૧૪] જેમ જાગ્રત અવસ્થામાં

* આ બસોતેરમા સર્ગમાં સર્વ બ્રહ્મરૂપ છે એવો નિશ્ચય બતાવનારો રામ–વસિષ્ઠનો પૂર્વસંવાદ ગુરુશિષ્યની આખ્યાયિકારૂપે વર્ણવવામાં આવશે.

સ્વપ્ન અને સ્વપ્નાવસ્થામાં જાગ્રત બાધિત થઈ જાય છે, તેમ સર્વત્ર જ્ઞાનનો ઉદય થતાં આ સર્વ નિઃશેષ રીતે બાધિત થઈ જાય છે.[૧૫] જેમ સ્વપ્નનગર (જાગ્રતમાં) બાધિત થઈ જતાં કોણ જાણે ક્યાં ચાલ્યું જાય છે તે હું જાણતો નથી, તેમ જગતરૂપી આ દશ્ય જ્ઞાન વડે બાધિત થઈ જતાં તરત જ તે ક્યાં જતું રહે છે એ પણ હું જાણી શકતો નથી.[૧૬]

શિષ્ય બોલ્યોઃ–હે મહારાજ! જો દશ્ય નથી, તો પછી દશ્યને આકારે શી વસ્તુ ભાસે છે? અને પાછો બોધ થયા બાદ તેવી વસ્તુ કેમ નથી ભાસતી! કઈ વસ્તુનું એ રૂપ છે? વિશાળ આકારવાળા ચિદાકાશનું કે કોઈ બીજાનું?[૧૭]

ગુરુ બોલ્યાઃ–હે પુત્ર! આ સ્વચ્છ ચિદાકાશ જ (છીપ જેમ પોતાના ચકચકિતપણાથી રૂપાને આકારે સ્ફુરે છે, તેમ પોતાની સત્તાના બળથી) જે કાંઈ વિવર્તને આકારે સ્ફુરે છે, તે જ જગતને નામે ભાસે છે. બાકી જગત કાંઈ બીજી વસ્તુ નથી.[૧૮] પોતાના સ્વચ્છ સ્વરૂપને નહિ છોડતાં જે આવે જગતને આકારે (વિવર્તરૂપે) ભાસવું, તે વિશાળ આકારવાળી ચિદાકાશરૂપી વસ્તુનું એક સ્વરૂપ જ છે.[૧૯] જેમ એક જ અવયવીનું સ્વરૂપ શ્વેત અને કૃષ્ણ એ બન્ને વર્ણ વડે યુક્ત હોય છે, તેમ પરમાત્માનું પોતાનું આ ચિદાકાશરૂપ શરીર જ સૃષ્ટિ અને પ્રલય એ બન્નેરૂપ થઈ રહેલ છે. વસ્તુતાએ તેનું સ્વરૂપ પરમાત્માના વિવર્તનું પ્રસરવું અને સમેટાઈ જવું એ જ છે.[૨૦] આ તમે પોતે જ સ્વચ્છ જળવાળા ધરામાં પ્રતિબિંબરૂપે દેખાતાં બિંબ–પ્રતિબિંબરૂપે જુદા જુદા જણાઓ છો, પરંતુ બિંબ–પ્રતિબિંબભાવરૂપી ભેદનો ક્ષય થઈ જતાં એક જ છો. તે જ પ્રમાણે ધરામાં પ્રતિબિંબ પડ્યા અગાઉ પણ બિંબ–પ્રતિબિંબરૂપે બીજે સ્થળે (આદર્શ આદિમાં) ભિન્ન ભિન્ન આકારે ભાસતાં છતાં તમે એક જ છો. આમ, તમારા મૂળ બિંબસ્વરૂપમાં કશો ક્ષય કે ઉદય થતો નથી. તેમ જ સ્વચ્છ એવું બ્રહ્મ પણ સૃષ્ટિમાં અને પ્રલયમાં એક જ રૂપે રહેલ હોવાથી તેનો ક્ષય કે ઉદય થતો નથી. જેમ સ્વપ્નમાં અને સુષુપ્તિમાં એક નિદ્રા જ નિરંતર અક્ષયરૂપે રહી હોય છે, તેમ સૃષ્ટિમાં અને પ્રલયમાં ચિદ્રૂપ બ્રહ્મ જ એક અવિકારીરૂપે રહેલ છે.[૨૧,૨૨] જેમ સ્વપ્નમાં દ્રષ્ટાને દેખાતું જગત જાગ્રતમાં અને સુષુપ્તિમાં બાધિત થઈ જતાં નિઃશેષ રીતે શાંત થઈ જાય છે, તેમ આ આપણું જગત પણ જ્ઞાન વડે બાધિત થઈ જતાં નિઃશેષપણે શાંત થઈ જાય છે.[૨૩] હે પ્રિય રામચંદ્રજી! એ બાધિત થઈ ગયેલ સ્વપ્નસૃષ્ટિ બીજા પ્રદેશાંતરમાં તે પ્રમાણે જ કાયમ છે, એ વાત બોધદૃષ્ટિ વડે જોતાં અમને વાસ્તવ જણાતી નથી. વળી બીજા પુરુષોના જીવાકાશમાં આપણી એ સ્વપ્નસૃષ્ટિ રહેશે એવી તો શંકા પણ યોગ્ય નથી; કેમકે આપણી વાસનામય એવી એ સ્વપ્નસૃષ્ટિ આપણા જ ચિદાકાશમાં (જીવમાં) રહેવાનો સંભવ છે.[૨૪] (અબાધિત દશામાં પણ તે બીજાના જીવમાં હોતી નથી,) જેમ અહીં આપણા ચિદાકાશનો (જીવનો) વિવર્ત તેની કલ્પેલ સૃષ્ટિનો ક્ષય થઈ જતાં ક્ષીણ થઈ જાય છે, તેમ બીજાના ચિદાકાશનો (જીવનો) વિવર્ત પણ તેની કલ્પિત સૃષ્ટિનો ક્ષય થતાં ક્ષીણ ન થઈ જાય તેમાં શું પ્રમાણ છે?[૨૫]

શિષ્ય બોલ્યોઃ–જો એમ જ હોય તો પછી જેમ સ્વપ્નદ્રષ્ટા પુરુષના કરતાં જુદો બીજો જાગનો પુરુષ પણ દશ્યનો અનુભવ કરે છે, તેમ પ્રલયકાળમાં પણ બીજા કોઈ પુરુષને જગત આદિનો અનુભવ થાય ખરો, એમ હું માનું છું.[૨૬]

ગુરુ બોલ્યાઃ–હે મહાબુદ્ધિશાળી! તમે કહો છો તેમ જ છે (પ્રલયકાળમાં પણ ઐન્દવાખ્યાનમાં જણાવ્યા પ્રમાણે જગતના સદ્‌ભાવની પ્રતીતિ થાય છે ખરી) પરંતુ જગત ચિદાકાશનું સ્વરૂપ નથી, પણ ચિદાકાશમાં અધ્યાસને લીધે

ભાન થાય છે અને બીજાઓને (અધ્યાસને અભાવે) નથી પણ થતું.[૨૭] વસ્તુતાએ જોતાં તો કશું પણ ભાસતું નથી તેથી તે તુચ્છ છે. તેમાંનું કશું પણ સત્ય નથી. તે એક ચિદાકાશનો વિવર્ત છે. તો તેમાં વળી સત્–અસત્ દૃષ્ટિ કેવી હોય? જો ચિદાકાશરૂપે જોઇએ તો આ સર્વ સર્વ પ્રકારે સર્વદા સર્વત્ર છે અને જગતને પોતાને સ્વરૂપે જોઇએ તો આ સર્વમાંથી કાંઈ પણ સર્વત્ર સર્વદા નથી જ.[૨૮,૨૯] સર્વદા બ્રહ્મ જ સર્વરૂપ છે અને તે સદ્રૂપ અને અસદ્રૂપ હોવાથી જગત પણ સદ્-અસદ્રૂપ ભાસે છે. જો ચિદાકાશ અવિનાશી છે, તો પછી જગતને પણ તેવે રૂપે જોઈએ તો તે અવિનાશી જ છે.[૩૦] જે સત્ય એવું ચિદાકાશ છે, તે જ સૃષ્ટિ–પ્રલયરૂપ છે, તેનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાય ત્યાં સુધી તે દુઃખ આપે છે; જો તેનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો પરમશાંતિનો લાભ થાય છે. આ સર્વ સર્વત્ર સર્વ પ્રકારે સર્વ કાળમાં સર્વથા વિદ્યમાન છે અને સર્વ સર્વદા સર્વ કાળમાં સર્વથા નથી.[૩૧,૩૨] પણ એ જ ચિદાકાશરૂપ દેવ ઘટરૂપ છે, પટરૂપ છે, શૈલરૂપ છે, સ્ફોટરૂપ છે, તટરૂપ છે અને વટરૂપ પણ છે. તૃણ, અગ્નિ, સ્થાવર અને જંગમ એ સર્વરૂપ તે પોતે જ છે.[૩૩] જે કાંઈ છે, જે કાંઈ નથી, તે સર્વ તથા શૂન્ય, ક્રિયા, કાળ, આકાશ, પૃથ્વી, ભાવ, અભાવ, જન્મ, વિભૂતિ, નાશ અને શુભ–અશુભ એવા પુણ્યપાપરૂપી પાશ એ બધું ચિદાકાશરૂપ છે.[૩૪] ચિદાકાશરૂપ ન હોય એવું કશું પણ અહીં નથી. એ એક જ વસ્તુ નિત્ય છે, તેમ બહાર પણ તે જ છે. આદિ, મધ્ય અને અંતરૂપ પણ તે છે અને તે જ પોતે ત્રિકાળરૂપ પણ છે.[૩૫] એ ચિદાકાશની અંદર સર્વ વસ્તુ બ્રહ્મરૂપે જોતાં સદૈવ સર્વત્ર સર્વ પ્રકારે છે; અને દૃશ્યરૂપે જોતાં એ તત્ત્વની અંદર સર્વ વસ્તુ સર્વ પ્રકારે સર્વત્ર સદૈવ નથી જ.[૩૬] હે રામચંદ્રજી! જો એ પ્રમાણે ચિદાકાશ જ સર્વરૂપ છે, તો પછી સ્વપ્નસાક્ષીમાં કલ્પાયેલ નગરની પેઠે સર્વ બ્રહ્મરૂપ હોવાથી સર્વ વસ્તુ સર્વદા છે જ.[૩૭] બ્રહ્મદૃષ્ટિથી જોતાં તૃણ કર્તારૂપ છે, તૃણ ભોક્તારૂપ છે અને તૃણ ઈશ્વર (સમર્થ) છે. બ્રહ્મદૃષ્ટિથી જોતાં ઘટ કર્તા છે, ઘટ ભોક્તા છે અને ઘટ જ સર્વ ઇન્દ્રાદિ દેવતાઓનો પણ ઈશ્વર છે. બ્રહ્મદૃષ્ટિથી જોતાં પટ કર્તા છે, પટ ભોક્તા છે અને પટ જ સર્વ ઇન્દ્ર આદિ દેવોનો પણ ઈશ્વર છે. બ્રહ્મદૃષ્ટિથી જોતાં દ્રષ્ટા કર્તા છે, દ્રષ્ટા ભોક્તા છે અને સર્વ ઇન્દ્ર આદિ દેવોનો પણ તે જ અધીશ્વર છે.[૩૮,૩૯] બ્રહ્મદૃષ્ટિથી જોતાં ગિરિ કર્તા છે, ગિરિ ભોક્તા છે અને સર્વ ઇન્દ્ર આદિ દેવનો તે જ ઈશ્વર છે. તે જ રીતે બ્રહ્મદૃષ્ટિથી જોતાં નર કર્તા છે, નર ભોક્તા છે અને સર્વ ઇન્દ્ર આદિ દેવોનો પણ તેજ દેવ છે.[૪૦] સર્વ વસ્તુઓમાં પ્રત્યેક વસ્તુની અંદર એક જ વસ્તુ પરથી પર છે, અનાદિ–અનંત છે અને જગતને ધારણ કરનાર હોવાથી ધાતા પણ કહેવાય છે. તે જ કર્તા અને ભોક્તા છે, કેમકે સર્વ બ્રહ્માત્મક છે.[૪૧] આ તૃણ તથા કુંભ આદિ પદાર્થો પોતાની અંદર રહેલ ચેતનસત્તા વડે જ આવે રૂપે રહેલા છે. મહાસમર્થ ચેતન જ એવે આકારે થઈ રહ્યું છે. જે કાંઈ વસ્તુના સ્વરૂપની અંદર ક્ષય ઉદય ભાસે છે, તે પણ એ તત્ત્વના સ્વરૂપથી ભિન્ન નથી; પરંતુ તે પણ તેમાં જ આરોપિતરૂપે ભાસે છે. કેટલાક વાદીઓ એમ માને છે કે, બાહ્ય અર્થ છે અને તે જ કર્તા તથા ભોક્તા છે. જેઓ (વિજ્ઞાનવાદીઓ) 'માત્ર વિજ્ઞાન જ છે' એમ માનનારા છે, તેમના વિચારમાં એ વિજ્ઞાન જ કર્તા તથા ભોક્તા છે.[૪૨,૪૩] જેઓ શૂન્યવાદને માનનારા છે, તેમનો સિદ્ધાંત એવો છે કે, કોઈ કર્તા પણ નથી અને ભોક્તા પણ નથી. કેટલાક આસ્તિક ઈશ્વરવાદીઓનું એવું માનવું છે કે, અહીં એક ઈશ્વર જ કર્તા–ભોક્તા છે.[૪૪] એ ઉત્તમોત્તમ (સર્વશક્તિમાન) પરમપદની અંદર સર્વ

(વિકલ્પો) સંભવે છે. એ અધિષ્ઠાનચૈતન્યની અંદર વસ્તુતાએ કયા વિધિ–નિષેધની સ્થિતિ છે? અને અધ્યારોપદષ્ટિથી જોતાં તેમાં કયા વિધિનિષેધની સ્થિતિ નથી?[૪૫] ચિદાકાશ પોતાના શુદ્ધ સ્વરૂપની અંદર તે તે વાસના અનુસાર જાણે દશ્યની ભાવના કરતું હોય તેમ બની જાય છે અને પોતે પણ જાણે દ્રષ્ટારૂપ થઈ ગયું હોય તેવા ભાવને ધારણ કરે છે. આમ, તે પોતાના આત્માને જ જગતને આકારે દેખે છે. બાકી વસ્તુતાએ પોતે નિર્વિકાર દશામાં રહેવાને શક્તિમાન છે.[૪૬] હે રામચંદ્રજી! સર્વ જીવોની સર્વ (પોતપોતાના અનુભવથી સિદ્ધ એવી પદાર્થ આદિ) દષ્ટિઓ તથા સર્વ વિધિનિષેધ સંબંધી દષ્ટિઓ પોતપોતાના સંકલ્પો, અનુભવો અને વાસનાઓના શેષ સાથે કામ અને કર્મ ઉત્પન્ન થયા પછી જ થાય છે. તે તે સમયે નિરંતર ક્રિયા કરી આપવામાં સમર્થ હોય છે, તેથી તે વ્યવહારમાં સત્ય છે અને વસ્તુતાએ અસત્ય પણ છે; કેમકે પ્રત્યક્ચૈતન્યનું સ્વરૂપ જ પોતપોતાના અનુભવ પ્રમાણે જગતના રૂપને ધારણ કરે છે.[૪૭] તમે પૂર્વજન્માંતરમાં (પૂર્વયુગમાં) શિષ્યરૂપ બન્યા હતા અને હું તમારો ગુરુરૂપ હતો. આ પ્રમાણે તમે મારી પાસેથી ઉપદેશ સાંભળ્યો હતો. પરંતુ તે સમયે તમને તેથી બોધ થયો નહોતો, એટલે તમે પાછો બીજા જગતનો અનુભવ કરી હમણાં (ત્રેતાયુગમાં) અહીં (દશરથરાજાને ત્યાં) અવતર્યા છો; અને તમે જ અગાઉ પૂર્વયુગમાં મને પૂછ્યું હતું, તે જ પાછું હમણાં પૂછો છો.[૪૮] તમે અહીં મારી પાસેથી પરમાર્થવસ્તુનો બોધ કરનારું આ ઉત્તમ ચિન્મય એવું સર્વ જ્ઞાન સાંભળ્યું છે. તે સંસારરૂપી દીર્ઘ રાત્રિના તાપરૂપી અંધકારની નિવૃત્તિ કરવામાં ચંદ્રબિંબતુલ્ય છે. હવે તમે અભ્યુદયને પ્રાપ્ત થયા છો અને નિર્મળ એક બોધરૂપ છો. માટે તમે મોહને દૂર કરી વ્યવહારપરંપરાથી પ્રાપ્ત (રાજ્યપાલન આદિ) કર્મને સુખેથી કરતા રહો.[૪૯] હે રામચંદ્રજી! સ્વભાવથી જ નિર્મળ, પ્રકાશરૂપ અને સર્વાત્મક એવા પરમાત્માને વિષે તમે દશ્યપદાર્થોના ત્યાગપૂર્વક સ્થિતિ રાખો, નિર્વાણને પ્રાપ્ત થયેલ શાંતબુદ્ધિને ધારણ કરો, આકાશગર્ભના જેવા નિર્વિકાર તથા મનોહર બનો અને તૃષ્ણાને છોડી દઈ ધર્મ વડે રાજ્યની રક્ષા કરો.[૫૦]

तिष्ठंस्तदात्मनि परे विमलस्वभावे सर्वात्मके तपति सर्वपदार्थमुक्तः । निर्वाणशान्तमतिरंबरकोशकान्तो धर्मेण राज्यमनुपालयतीर्णतृष्णः ॥५०॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'પ્રાક્તનરામશિષ્યત્વોપાખ્યાન' એ નામનો સર્ગ ૨૧૩ મો સમાપ્ત**

## सर्ग २१४ मो×

### ઉપદેશનાં વખાણ

॥ वाल्मीकिरुवाच ॥

इत्युक्तवत्यथ मुनौ नभसो ननाद
वर्षामृताभ्रमिव दुंदुभिरामरो द्राक् ।
शुक्लीकृताखिलककुब्वदना तुषार-
वर्षोपमा भुवि पपात च पुष्पवृष्टिः ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યાઃ–વસિષ્ઠજી ઉપર પ્રમાણે કહેતા હતા, તેટલામાં તરત જ વૃષ્ટિને માટે અમૃત વડે (જળ વડે) પરિપૂર્ણ થયેલા મેઘની પેઠે દેવતાઓનો દુંદુભિનાદ થવા લાગ્યો. ત્યાં, સર્વ દિશાઓના મુખને શ્વેત કરનારી તથા બરફના વરસાદની ઉપમાને યોગ્ય એવી પુષ્પવૃષ્ટિ પૃથ્વી ઉપર પડવા લાગી.[૧] કેસરોના સમૂહરૂપી સાયંકાળના વાદળાંના જેવા રાતા અંગરાગને

× આ બસોચૌદમા સર્ગમા ઉપદેશની પ્રશંસા, શ્રોતાઓનું કૃતકૃત્યપણું અને અંતે દિવ્ય તથા માનુષ મહોત્સવ વર્ણવવામાં આવશે.

ધારણ કરનારી, પવન વડે કંપિત થયેલ ધોળાં કેસરરૂપી ગૌર હારને સજનારી અને પુષ્પોની અંદર સુશોભિત એવાં જળબિંદુઓરૂપી શીતળ અંગવાળી એ પુષ્પવૃષ્ટિ જાણે ઇન્દ્રલોકમાંથી સાક્ષાત્ પુણ્યલક્ષ્મી જ પોતે ત્યાં આવી હોય તેવી જણાતી હતી.[૨] વળી, પ્રલયકાળરૂપી મર્કટે કંપાવેલ લોકપાલોનાં નગર આદિરૂપ શાખાઓવાળા, સ્વર્ગરૂપી કલ્પવૃક્ષમાંથી તરત નીચે પડેલા અને દિશાઓના મુખમાં તરત નીચે પાડી નાખવાને પ્રવૃત્ત થતા કાળરુદ્રે ફેંકેલા સુંદર કાન્તિવાળા તારાગણનું ખડખડ હાસ્ય કરી એ પુષ્પવૃષ્ટિ જાણે અનુકરણ કરતી હોય એવી દેખાતી હતી.[૩] ત્યાર પછી દુંદુભિના નાદો વડે ગાજી રહેલા કેસરોના સમૂહરૂપી મેઘવાળી, બરફની પેઠે મનને હરણ કરનારી, પુષ્પોના પ્રવાહ (સુગંધ) વડે સર્વ સભાને પૂર્ણ કરી રહેલી અને જોતાં જ આનંદનો વિસ્તાર કરતી એ પુષ્પવૃષ્ટિ પડતી બંધ થઈ.[૪] હવે, પોતાના સ્થાનને અનુસરી ક્રમવાર યોગ્યતા પ્રમાણે નીચે બેઠેલા સર્વ સભ્યોએ તે દિવ્ય પુષ્પોને લીધાં અને વસિષ્ઠઋષિના ચરણમાં પુષ્પાંજલિ અર્પણ કરી. આમ, વસિષ્ઠજીને પ્રણામ કરી તે સભાસદો એ દિવ્ય પુષ્પોના સુગંધનો અને શીતળતા આદિનો સંપર્ક પામ્યા, એટલે તેઓ દુર્ગંધ આદિથી થતા ખેદનો, ક્ષુધા, તૃષા, શ્રમ આદિથી થતા ખેદનો તેમજ જન્મ-મરણ આદિ વિષયક ખેદનો ત્યાગ કરવા લાગ્યા.[૫]

**દશરથરાજા બોલ્યાઃ**—અહો ! અમે આ સંસારરૂપી અતિ લાંબા જંગલમાં લાંબો કાળ ભમવાથી બહુ જ થાકી ગયા હતા. પરંતુ આપના અનુગ્રહપૂર્વક આ ઉપદેશથી અમે સુખેથી આત્માવગાહનમાં અધિકારી થયા છીએ. જેમ શુદ્ધ વાદળાંઓ પર્વતમાં વિશ્રામ લે છે, તેમ અમે હવે આત્મામાં જ સ્થિર વિશ્રાંતિ પામ્યા છીએ.[૬] અમે સંપૂર્ણ રીતે આજ કર્મનો અવધિ દીઠો, ઉત્પત્તિનો સીમાડો જોયો, સર્વ જાણવાનું જાણી લીધું અને પરમપદમાં અમે વિશ્રાંત થયા.[૭] ધ્યાન વડે કલ્પિત અને બ્રહ્મસ્વરૂપની અંદર ભિન્નરૂપે આરોપાયેલ એવા આકાશની અંદર ઘણા લાંબા કાળ સુધી વિહાર આદિના અનુભવના (લીલાના આખ્યાન આદિમાં બતાવેલ) ભ્રમ વડે, ધારણાથી સર્વના આધારરૂપ એવા બ્રહ્મની અંદર વિશ્રાંતિ થતાં થતાં દેહત્યાગના ક્રમ વડે, સંકલ્પનાં નવીન નિર્માણો વડે, સ્વપ્નસૃષ્ટિમાં અથવા સ્વપ્નદૃષ્ટિમાં અનુભવાતા જગત સંબંધી ત્રિવિધ તાપો વડે (શુક્તિમાં (છીપમાં) (ભ્રાંતિ વડે) જણાતા રૂપાના અનુભવ વડે,) સ્વપ્નમાં થતા પોતાના મરણનાં દર્શન વડે, પવનની અંદર અભિન્નસત્તાથી રહેલી તેની ચલનશક્તિ વડે, જળમાં અભિન્નસત્તાથી રહેલા દ્રવપણા વડે, ઇન્દ્રજાળના નગરના સમૂહો વડે, ગંધર્વનગરના સમૂહો વડે, માયાથી દેખાતા પાણીના પૂરના સમૂહ વડે, ઝાંઝવાના જળની નદીના વેગ વડે, સર્વના ઉત્તરકાળમાં (પ્રલય વખતે) વર્ણવેલા પ્રચંડ પવનના સ્પર્શ વડે, બે ચંદ્રમાના અનુભવના ઉદય વડે, મદને લીધે વિવેકનો નાશ થતાં જણાતા કલ્પનામય નગરની ચપળતા વડે, શુભ—અશુભનું સૂચન કર્યા વિના જ ભ્રાંતિ વડે પ્રતીતિમાં આવતા ભૂકંપ વડે, બાળકને થતા યક્ષ આદિના અનુભવ વડે, આકાશમાં ભ્રાંતિ વડે જણાતાં એવાં મસલાં—મોવાળા આદિના જેવા આકારના દર્શન વડે અને તેવાં જ પોતાના અનુભવમાં આવે એવાં બીજાં દૃષ્ટાંતો વડે, અહો ! આપે અમારી દૃશ્યની ભ્રાંતિરૂપ દૃષ્ટિને દૂર કરી છે.[૮–૧૩]

**રામ બોલ્યાઃ**—હે મુનીશ્વર ! આપની કૃપાથી મારો મોહ નષ્ટ થઈ ગયો છે. હું પરમપદને પ્રાપ્ત થયો છું, હું બ્રહ્મરૂપ જ થઈ રહ્યો છું અને અત્યંત શુદ્ધ બુદ્ધિવાળો થયો છું.[૧૪] હું નિઃસંદેહ બની જઈ બ્રહ્મરૂપ સ્વભાવની અંદર સ્થિર થઈ રહ્યો છું. હું આવરણરહિત એવા શુદ્ધ

વિજ્ઞાનરૂપ છું અને આપ જે કહેશો તે પ્રમાણે કરીશ.[૧૫] અમૃતની વૃષ્ટિની પેઠે સુખ આપનારાં આપનાં વચનોનું હું વારંવાર સ્મરણ કરીશ, કોઈ માન—અપમાન કરે તેમાં હું સમદૃષ્ટિ રાખીશ અને હું શાંત છતાં પણ જાણે વારંવાર હર્ષને પ્રાપ્ત થતો હોઉં તેવો થઈ રહીશ.[૧૬] મને હવે આજે કશું કરવાનું પણ પ્રયોજન નથી અને ન કરવાનું પણ પ્રયોજન નથી. હું જેવો પ્રથમ વ્યવહારમાં રહ્યો હતો, તેવો જ હમણાં પણ રહું છું; પરંતુ હમણાં વ્યવહારના સંપર્કથી થતા તાપથી હું રહિત છું.[૧૭] જેવો આપના વચનથી અમને વિશ્રાંતિનો ઉપાય મળ્યો છે, તેવો બીજો કયો ઉપાય છે? અને વળી એવી બીજી દૃષ્ટિ પણ કેવી હોય? અહો! આજે અમે વિશ્રાંતિ-સુખની અમાપ ભૂમિ મેળવી છે. જન્મ—મરણ આદિ અનેક અનર્થોવાળી આવી સંસારદશા તો પ્રાણીઓને ખરેખર કષ્ટ આપનારી છે.[૧૮] મારો કોઈ શત્રુ પણ નથી અને મિત્ર પણ નથી. મારું આ શરીર કે ક્ષેત્ર આદિ કશું પણ નથી. આ આત્મચૈતન્ય જ જ્યાં સુધી બોધ થયો ન હતો ત્યાં સુધી મને જગતને આકારે દુઃખ આપનારું ભાસતું હતું; પરંતુ હમણાં મને બોધ થયો છે, તેથી તે શાંત અને સર્વ અર્થ વડે સુંદર ભાસે છે. હે મહારાજ! મનુષ્ય આપના અનુગ્રહ વિના આવી તત્ત્વદૃષ્ટિને શી રીતે મેળવે? બાળક સેતુ વિના કે વહાણ વિના સમુદ્રને કેમ તરી શકે?[૧૯,૨૦]

**લક્ષ્મણ બોલ્યાઃ**—વસિષ્ઠમુનિનાં આ વચનોનો બોધ અનેક જન્માંતરોમાં ભેગી થયેલી દુર્વાસનાના યોગે ઉત્પન્ન થતા સંશયોનો નાશ કરનારો છે અને તે અનેક જન્માંતરમાં ભેગાં થયેલ સેંકડો પુણ્યના યોગે ઉદય પામેલ છે. તે બોધે કરીને મારું મન વિચારયુક્ત થઈ ગયું છે અને તેમાં ચંદ્રમાની પેઠે પરમ આહ્લાદ કરનારો પરમાત્માનો પ્રકાશ ઝળહળી ઊઠ્યો છે.[૨૧] આપ જેવા મહાશય પુરુષોના ઉપદેશ દ્વારા લોકો આવી સુખદ આત્મદૃષ્ટિ અપરોક્ષપણે અનુભવે છે, છતાં તેઓ પોતાના જ દુર્ભાગ્યને લીધે રાગ—દ્વેષ, અહંકાર તથા જન્મ-મરણ આદિ દોષવાળી સેંકડો દશાઓથી કાષ્ઠની પેઠે અહર્નિશ બળ્યા કરે છે.[૨૨]

**વિશ્વામિત્ર બોલ્યાઃ**—અહો! બહુ હર્ષની વાત છે કે, આ વસિષ્ઠમુનિના મુખથી અમે મહાપવિત્ર જ્ઞાનનું શ્રવણ કર્યું છે. તેથી અમે જાણે સેંકડો ગંગાઓમાં સ્નાન કર્યું હોય તેવા બની ગયા છીએ.[૨૩]

**રામ બોલ્યાઃ**—સર્વ સંપત્તિઓનો, સર્વ દૃષ્ટિઓનો, શાસ્ત્રોનો, આપત્તિઓનો, (કાવ્યરસ, અલંકાર આદિથી સુશોભિત) સર્વ પ્રકારની વાણીઓનો અને સુખ તથા વિશ્રાંતિના હેતુરૂપ જણાતા એવા સર્વ પ્રદેશોનો સીમાડો અમે આજે જોયેલ છે.[૨૪]

**નારદ બોલ્યાઃ**—જે જ્ઞાન બ્રહ્મલોકમાં, સ્વર્ગમાં કે ભૂલોકમાં આગળ સાંભળવામાં આવેલ નથી, તે આ ઉત્તમ જ્ઞાન સાંભળી મારા કર્ણ આજે પવિત્ર થયા છે.[૨૫]

**લક્ષ્મણ બોલ્યાઃ**—હે મહારાજ! આપે અમારા અંદરના અને બહારના અંધકારને દૂર કર્યો છે અને આ પ્રસિદ્ધ સૂર્યના કરતાં પણ વિશેષ સૂર્યપણું બતાવ્યું છે.[૨૬]

**વાલ્મીકિ બોલ્યા:**–ઉપર પ્રમાણે દશરથ-રાજા વગેરે સર્વ વાતો કરતા હતા, તેટલામાં જ્ઞાન વડે પવિત્ર એવી વાણીથી શ્રીવસિષ્ઠઋષિ બોલ્યા કે:–[૨૯] 'હે રઘુકુળમાં ચંદ્રરૂપ મહારાજ દશરથ! હું આપને જે કહું તે આપ કરો. ઇતિહાસની કથાને અંતે દ્વિજાતિ વગેરેનું પૂજન કરવું જોઈએ. માટે તમે આજે સર્વ બ્રાહ્મણોની કામનાને પૂર્ણ કરો. તેમ કરવાથી વેદના અર્થનું (આ રામાયણ દ્વારા) શ્રવણ કરવાના રૂડા અનુષ્ઠનના શાશ્વત ફળને આપ પ્રાપ્ત થશો.[૩૦।૩૧] કીડાના જેવા તુચ્છ દરિદ્ર માણસે પણ મોક્ષના ઉપાયરૂપ કથા-વસ્તુની સમાપ્તિ થતાં યથાશક્તિ દ્વિજોનું પૂજન કરવું જોઈએ, તો પછી આપ જેવા મહારાજા માટે તો શી વાત કરવી? ઉપર પ્રમાણે મુનિ વસિષ્ઠજીનાં વચન સાંભળી રાજા દશરથે વેદવાદી એવા ઉત્તમ દશહજાર બ્રાહ્મણોને દૂત દ્વારા બોલાવ્યા. તેમણે મથુરામાંથી, સૌરાષ્ટ્રમાંથી અને ગૌડમાંથી ઉત્તમ કુળોના દશહજાર બ્રાહ્મણોને બોલાવ્યા. તેમનું યથાવિધિ પૂજન કરી રાજા દશરથે તેમને ભોજન કરાવ્યાં. તેમાં પણ જેમાં જેમાં જ્ઞાનની વિશેષ અધિકતા હતી, તેમને તેમને પ્રથમ ભોજન કરાવવામાં આવતાં હતાં.[૩૨–૩૫] તેમણે સર્વની ઇચ્છા પ્રમાણે ભોજન, અન્નદાન, દક્ષિણા આદિ વડે તે બ્રાહ્મણોનું પૂજન કર્યું. વળી તેમણે તે પિતૃઓનું, દેવતાઓનું, રાજાઓનું, નગરવાસી જનોનું, અમાત્યોનું, ભૃત્યોનું તથા દીન, અંધ, કૃપણ આદિ મનુષ્યોનું પણ તે જ પ્રમાણે પૂજન કર્યું. તે દિવસે દશરથ-રાજાએ પોતાને સંસારનો સીમાડો લાધ્યો હતો, તેથી પોતાના સ્નેહીસંબંધીઓ સાથે ઉત્તમ ઉત્સવ કર્યો. તે દિવસે રેશમી વસ્ત્રો વડે, સુવર્ણ વડે અને મણિઓ વડે સુશોભિત એવા રાજાના દરબારગઢમાં તેમજ મેરુપર્વતની પેઠે અને કલ્પદ્રુમની પેઠે અતિ સરસ રીતે શણગારેલા એ નગરની અંદર મદોન્મત્ત વિલાસવાળી કામિનીઓ ઘેર ઘેર નૃત્ય કરવા લાગી.[૩૬–૩૭] ત્યારે નૃત્યાંગનાઓએ પોતાના કેશપાશોને વિવિધ રીતે ગૂંથ્યા હતા અને તેમણે અલંકારોથી મઢેલા મુગટો પહેર્યા હતા. નૃત્ય કરતાં તેઓ હાવભાવ બતાવવા માટે પોતાના હાથોને ઊંચાનીચા કરી ચેષ્ટાઓ કરતી હતી. આથી જાણે આકાશ અને અંબર પલ્લવિત થતાં હતાં. તેઓ મનોહર રીતે ખડખડ હાસ્ય કરતી હતી અને તેમના દાંતોની ચંદ્રકિરણની શોભા ચોમેર પ્રસરી રહેતી હતી. તેઓ મદમાં આવીને હુંકાર કરતી હતી, અને નૃત્યલીલામાં તેઓ સુંદર સ્વર કરતી હતી. તેઓ પગને પૃથ્વી ઉપર ઠમકાવતી હતી અને એમ રમતમાં તેઓ ભૂમિને પ્રહાર કરતી હતી. તેમની ફૂલમાળાઓ ફૂલી રહી હતી અને આકાશમાંથી જેમ તારાઓ ખરે, તેમ તે માળાઓમાંથી પુષ્પો ખરતાં હતાં. આથી, તે વારાંગનાઓ પાંડુરવર્ણી જણાતી હતી. તેમણે કંઠમાં ઘાલેલી મુક્તાફળોની માળાઓ તૂટી જતી હતી અને તેમાંથી પાણીની ધારાની જેમ મોતીની ધારા ચાલતી હતી. આથી, તેમના પગની ઠમકાઓ થંભી જતા હતા. આવી એ નૃત્યાંગનાઓ મુરલી, કીર્તનિયાં, વીણા, મુરજ તથા મૃદંગ આદિ વાદ્યોની શોભાને ધારણ કરી રહી હતી, તાંડવ વડે ઉદ્ધત શબ્દ કરી રહી હતી, પોતાનાં ચંચળ આભરણો વડે જાણે મૂર્તિમાન કામદેવને બતાવી રહી હતી અને યથેચ્છ નૃત્ય કરી રહી હતી. બ્રાહ્મણો ચોખ્ખાં પદોથી વેદોનો પાઠ કરવા લાગ્યા, બંદીજનો સ્તુતિ કરવા લાગ્યા અને સ્ત્રીઓ ગાયન કરવા લાગી. મદ વડે સુશોભિત એવા મદ્યપાન કરનારાઓ તાંડવનૃત્ય કરતાં મદ્ય-પાન કરવા લાગ્યા. ભોજનની ઇચ્છા રાખનાર પુરુષો શણગાર સજીને વિવિધ પ્રકારનાં ભોજનો કરવા લાગ્યા. ચૂના આદિના લેપ વડે રંગાયેલી ઘરની ભીંતો રામરૂપી ચંદ્રમાના દેહની કન્તિ-રૂપી ચાંદની વડે તથા પુષ્પ–ધૂપના સંપર્કથી

બહુ જ શોભવા લાગી. દશરથરાજાના એ ઉત્સવ-યજ્ઞની અંદર વિચિત્ર વસ્ત્રોને ધારણ કરી રહેલી ઉત્તમ માળાઓ તથા આભૂષણો વડે સુશોભિત રહેલી અને સુગંધથી ભભકી રહેલી પરિચારક દાસીઓ ચોબાજુ ફરવા લાગી.[૪૦-૪૭] પોતાના દેહરૂપી યષ્ટિમાં યક્ષ-કર્દમનો (કપુર, અગર, કસ્તૂરી અને કંકોલ એ ચારેય વસ્તુ સાથે મળેલા ચંદનનો) લેપ કરી તાંડવનૃત્ય કરનારી વનિતાઓ રાજસભાના શણગારેલા આંગણામાં જવા લાગી.[૪૮] આમ અક્ષય બ્રહ્મપદનો લાભ થતાં અને સંસારરૂપી અંધારી રાત્રિ નાશ પામતાં, દશરથરાજાને હર્ષ ઉત્પન્ન થયો. તેથી, તેમણે સાત રાત્રિ સુધી ઉપર વર્ણવ્યા પ્રમાણે દાન અને ભોગ એ બન્નેની શોભા સહિત ઘણો મોટો ઉત્સવ કર્યો.[૪૯]

**भवबहुलनिशावसानहर्षादिति घनमुत्सवमेव सप्तरात्रम् । दशरथनृपतिः सदानभोगश्रियमकरोत्पदमक्षयं समेतः ॥ ४९ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'મહોત્સવવર્ણન' એ નામનો સર્ગ ૨૧૪ મો સમાપ્ત**

---

## सर्ग २१५ मो×

---

### ગ્રંથની પ્રશંસા

॥ वाल्मीकिरुवाच ॥

**भरद्वाज महाबुद्धे मम शिष्याधिनायक ।**
**इति रामादयो ज्ञातज्ञेया निःशोकतां गताः ॥**

વાલ્મીકિ બોલ્યાઃ–હે મહાબુદ્ધિશાળી શિષ્યવર ભરદ્વાજ ! એવી રીતે રામ આદિ જ્ઞાતજ્ઞેય (જાણવાનું જેણે જાણી લીધું છે તેવા) થઈ જઈ નિઃશોકપણાને (પરમાનંદદશાને) પ્રાપ્ત થયેલ છે.[૧] તમે પણ આજ સુંદર બ્રહ્મદૃષ્ટિનું અવલંબન રાખી, રાગથી રહિત થઈ જઈ, નિઃશંક રીતે જીવન્મુક્ત દશામાં, શાંત બુદ્ધિને ધારણ કરી, મરજી પ્રમાણે જેમ સુખ આવે તેમ સ્થિતિ રાખી રહો.[૨] હે નિષ્પાપ ભરદ્વાજ ! બુદ્ધિ ઘાટા મોહમાં નિમગ્ન હોય અને વિમૂઢ હોય, તો પણ દુઃસંગનો કે ભોગોના સંગનો અભ્યાસ ન કરવામાં આવે, તો તે રામ આદિની પેઠે જ મોહને પ્રાપ્ત થતી નથી.[૩] ઉપર વર્ણવ્યા પ્રમાણે જ આ મહાશય એવા રામચંદ્ર આદિ રાજપુત્રો અને દશરથ આદિ રાજાઓ જીવન્મુક્ત પદને પામ્યા છે.[૪] હે પુત્ર ભરદ્વાજ ! તમે પણ પોતાની મેળે જ (પોતાના વિચારના બળથી જ) મુક્ત છો, તો પણ આ મોક્ષસંહિતાનું શ્રવણ કરી હમણાં વળી સત્ય રીતે વિશેષ મુક્ત થયા છો.[૫] આ પવિત્ર અને પ્રત્યક્ષ અનુભવવાળા અર્થને બતાવનાર મોક્ષના ઉપાયોનું શ્રવણ કરી બાળક પણ તત્ત્વજ્ઞ થઈ જાય છે, તો પછી તમારા જેવા યોગ્ય અધિકારી માટે તો શી વાત કરવી ?[૬] હે સુશીલ ભરદ્વાજ ! જેમ વસિષ્ઠજીનાં વાક્યોની હૃદયમાં અસર થવાથી રામચંદ્ર આદિ મહાનુભાવો શોકરહિત થઈ જઈ પરમપવિત્ર પદને પ્રાપ્ત થઈ ગયા, તેમ તમારે પણ એ જ આદ્યપદ મેળવવાનું છે.[૭] જેમ શ્રીવસિષ્ઠજીના સંગથી રામચંદ્ર આદિએ આત્મજ્ઞાન મેળવ્યું હતું, તેમ યોગ્ય ઉત્તમ બુદ્ધિવાળા અધિકારી પુરુષો સત્પુરુષોની શિખામણથી, તેમની ઉત્તમ સેવાથી, પ્રશ્ન વડે અને ઉદાર આખ્યાયિકામાંથી નીકળતા ઉપદેશ વડે વેદ્ય (જાણવા યોગ્ય) તત્ત્વવસ્તુને જાણી લે છે.[૮] અવિવેકી પુરુષના હૃદયની અંદર ગ્રંથિઓ બહુ જ રૂઢ થઈ જાય છે અને તૃષ્ણારૂપી ચર્મરજ્જુના દૃઢ બંધથી તે સચોટ દૃઢ થઈ રહે છે. પણ જેમ મુગ્ધા સ્ત્રીઓ પ્રૌઢ થતાં પોતાના પતિની સાથે બરાબર એકરસ થઈ જાય છે, તેમ મોક્ષકથાના વિચારથી

× આ બસોપંદરમા સર્ગમાં રામ આદિની પેઠે તમે પણ પ્રબુદ્ધ થઈ જીવન્મુક્ત બની સુખી રહો, એવો બોધ વાલ્મીકીઋષિ પોતાના શિષ્ય ભરદ્વાજને આપશે

સર્વ ગ્રંથિઓ ગળી જાય છે અને બ્રહ્મ સાથે એકરસપણાને પ્રાપ્ત થાય છે.[૯] હે પુત્ર ભરદ્વાજ! અહીં વિશેષ કહેવાનું શું પ્રયોજન છે? પરંતુ જેઓ આ મહાપ્રભાવવાળા મોક્ષના ઉપાયોનું શ્રવણ કરશે, તેઓ તત્ત્વવેત્તાઓમાં અતિ શ્રેષ્ઠતા મેળવી, પાછા ફરી વાર આ સંસારમાં આવશે નહિ. આ સંબંધમાં ઝાઝું કહેવાનું શું કામ છે?[૧૦] જે બહુશ્રુત સત્પુરુષો બહુશ્રુત ગુરુઓની પાસે પોતે પ્રથમ આ ગ્રંથનો સારી રીતે વિચાર કરશે અને તેના સંવાદની કથા વડે સારી પેઠે તેનો અર્થ સમજશે અને પછી શ્રોતાજનને સંપ્રદાય પ્રમાણે શ્રવણ કરાવશે, તેઓ મૂર્ખતાને કે પુનર્જન્મને પ્રાપ્ત થશે નહિ. અહીં બીજાં વિશેષ વાક્યો કહેવાનું શું પ્રયોજન છે? અથવા સંપ્રદાય વિના સાંભળેલાં કે સંભળાવેલાં વચનો વડે પણ શું?[૧૧] જેઓ કશા અર્થની અપેક્ષા રાખ્યા વિના અથવા તો વ્યુત્પત્તિના અભાવને લીધે અર્થને નહિ જાણતાં છતાં પણ આર્યદેશમાં આ શુભ પુસ્તકનો પાઠ કરશે, જેઓ આ પુસ્તકને લખાવશે, જેઓ વ્યાખ્યાનસહિત વંચાવશે અથવા એમ ને એમ વંચાવશે, તેઓ સકામ હશે તો પણ રાજસૂયયજ્ઞના ફળને પ્રાપ્ત થઈ વારંવાર સ્વર્ગલોકમાં જશે. જેમ પુણ્યવાન પુરુષો લક્ષ્મીને પ્રાપ્ત થાય છે, તેમ (પુણ્યનો સમય થતાં) તે ઉદાર સત્ત્વવાળાઓ ત્રીજા જન્મના લાભ વડે મોક્ષને પ્રાપ્ત થશે.[૧૨,૧૩] આ ઉત્તમ મોક્ષસંહિતાનો પૂર્વકાળમાં અચિંત્ય રૂપવાળા વિધાતાએ મુનિઓના સમાજમાં વિચાર કરી સત્પુરુષોનાં વચનથી એવું કહ્યું છે કે, વાલ્મીકિ ઋષિની, વસિષ્ઠજીની અને પોતાની વાણી અસત્ય થશે નહિ. (જેમકે પૂર્વરામાયણમાં **न ते वागनृता काव्ये काचिदत्र भविष्यति ।** આ કાવ્યની અંદર તમારી કોઈ પણ વાણી મિથ્યા થશે નહિ, ઇત્યાદિ.)[૧૪] આ મોક્ષના ઉપાયરૂપી કથાનો પ્રબંધ સમાપ્ત થતાં સારી બુદ્ધિવાળા યજમાને વાચક આદિ બ્રાહ્મણને સારું ઘર આપવું અને અભીષ્ટ અન્ન–પાન આદિના દાન વડે તેની પૂજા કરવી.[૧૫] યજમાને પોતાના ધનની શક્તિ પ્રમાણે બ્રાહ્મણને મનપસંદ દક્ષિણા વગેરે આપવી, પોતે કરેલું અને અવશ્ય સંસ્કારરૂપે ચોટી રહેનારું પુણ્ય શાસ્ત્રાનુસાર અવશ્ય ફળરૂપે સાંપડે છે, એમ વિચારી યજમાને આ દાનાદિ આપવાં.[૧૬] હે ભરદ્વાજ! તમારી બુદ્ધિને બોધ થવા માટે સેંકડો કથાઓના ક્રમ વડે યુક્ત, બ્રહ્મતત્ત્વનો બોધ કરનારું અને દૃષ્ટાંતયુક્તિથી સંઘટિત એવું આ નિર્મળ મોટું શાસ્ત્ર મેં તમને સંભળાવ્યું છે. આ કથાનું શ્રવણ કરી તમે જીવતાં જ વિમુક્ત ચિત્તવાળા બની જાઓ અને અક્ષય બ્રહ્મરૂપે રહો. આમ જ્ઞાન, તપ અને ક્રિયાના ફળથી યુક્ત એવી અક્ષય લક્ષ્મીનો ઉપભોગ કરતાં તમે નિત્ય સુખરૂપ એવી મુક્તિને પામો.[૧૭]

एतत्ते कथितं कथाक्रमशतैर्बोधाय बुद्धेर्बृहच्छास्त्रं बृंहितमब्रह्मतत्त्वममलं दृष्टान्तयुक्त्यांचितम् । श्रुत्वैतच्चिरनिर्वृतिं भज भृशं जीवद्विमुक्ताशयो लक्ष्मीं ज्ञानतपःक्रियाक्रमयुतां भुक्त्वा क्षयामक्षयः ॥ १७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધનો 'ગ્રંથપ્રશંસા તદ્વાચનાદિવિધિ' એ નામનો સર્ગ ૨૧૫ મો સમાપ્ત**



## સર્ગ ૨૧૬ મો×

### શિષ્યોએ ગુરુને આત્માર્પણ કરવું

॥ वाल्मीकिरुवाच ॥

एतत्ते कथितं राजन् कुंभयोनेः सुभाषितम्।
अमुना तत्त्वमार्गेण तत्पदं प्राप्स्यसि ध्रुवम् ॥१

**વાલ્મીકિ બોલ્યાઃ**–હે રાજા અરિષ્ટનેમિ! આ અગસ્ત્ય ઋષિનાં ઉત્તમ વચનો મેં તમને સંભળાવ્યાં છે. આ ગ્રંથરૂપી તત્ત્વમાર્ગ વડે તે ધ્રુવપદને તમે સુખેથી પ્રાપ્ત થશો.[૧]

**અરિષ્ટનેમિરાજા બોલ્યોઃ**–હે મહારાજ! સંસારના બંધનો નાશ કરનાર એવા આપના કૃપાકટાક્ષનો મને લાભ થયો છે, તેથી હું આ સંસારસાગરને તરી ગયો છું.[૨]

**દેવદૂત બોલ્યોઃ**–વિસ્મય વડે વિકસિત નેત્રવાળા એ રાજાએ ઉપર પ્રમાણે શ્રીવાલ્મીકિજીને કહ્યું અને પછી મારા પ્રત્યે મધુરતાથી તથા કોમળ વાણીથી તેણે નીચે પ્રમાણે કહ્યું.[૩]

**રાજા બોલ્યોઃ**–હે મહાસમર્થ દેવદૂત! તને હું પ્રણામ કરું છું. તારું કુશળ થાઓ. સત્પુરુષોની મિત્રતા સાત પગલાં સાથે ચાલવાથી (અથવા સાત પદોના સંભાષણથી) થઈ જાય છે; એવી લોકવાર્તા તેં આ વખતે અહીં સત્ય કરી બતાવી છે.[૪] હવે સુખેથી તું દેવલોકમાં જા. તારું કલ્યાણ થાઓ. કથાના શ્રવણથી મારા સર્વ તાપોની શાંતિ થઈ છે અને હું પરમ સુખને પ્રાપ્ત થયો છું. હું નિરતિશય આનંદના લાભ વડે હર્ષ પામ્યો છું. હું સાંભળેલા અર્થનું ચિંતન કરતાં અહીં તાપથી રહિત (શીતળ) દશાનો આશ્રય કરી સ્થિતિ રાખીશ. હે મનોહર અપ્સરા! ઉપર પ્રમાણે મને તે રાજાએ કહ્યું; તેથી હું (વિનય આદિ સંપત્તિ જોઈ) પરમ વિસ્મયને પ્રાપ્ત થયો છું.[૫,૬] પૂર્વે કદી નહિ સાંભળેલ એવો આ અપૂર્વ જ્ઞાનનો સાર સત્સંગને લીધે મારા સાંભળવામાં આવ્યો છે અને તેથી હું હમણાં મેં જાણે અમૃતનું પાન કર્યું હોય, તેવો અંદર થઈ ગયો છું.[૭] ત્યાર પછી વાલ્મીકિને પૂછી (તેમની આજ્ઞા લઈ) હું અહીં તારી પાસે આવ્યો છું. હે નિષ્પાપ અપ્સરા! તેં જે મને પૂછ્યું તે સર્વ મેં તને કહી બતાવ્યું છે. હવે હું ઇન્દ્રલોકમાં જઈશ.[૮]

**અપ્સરા બોલીઃ**–હે મહાભાગ દેવદૂત! હું તને પ્રણામ કરું છું. આ તેં શ્રવણ કરાવેલ તત્ત્વજ્ઞાન વડે હું પરમસુખ-વિશ્રાંતિને પ્રાપ્ત થઈ છું, કૃતાર્થ થઈ છું અને શોકથી રહિત થઈ છું. હવે સુખેથી તું ઇન્દ્ર પાસે યથેચ્છ રીતે જા. તારું કલ્યાણ થાઓ.[૯,૧૦]

**અગ્નિવેશ્ય બોલ્યોઃ**–ત્યાર પછી સુરુચિ નામની તે શ્રેષ્ઠ અપ્સરા હિમાલયની તળેટીમાં સમીપ આવેલા ગંધમાદન નામના વનની અંદર તે જ તત્ત્વજ્ઞાનનું ચિંતન કરતાં સ્થિતિ રાખી રહી.[૧૧] હે પુત્ર કારુણ્ય! આ તેં વસિષ્ઠજીની ઉપદેશવાણી સાંભળી. એ સર્વ વાતને હૃદયમાં બરાબર સમજ્યા પછી તારી ઇચ્છા હોય તેમ તું સુખેથી કર.[૧૨]

**કારુણ્ય બોલ્યોઃ**–જેમ સ્વપ્નમાં પ્રતીત થયેલ વંધ્યાપુત્રના સંબંધમાં પછી (જાગ્રતમાં) સ્મૃતિ કે વાણીનો વ્યવહાર કે દૃષ્ટિસત્તા એ ત્રણ નિર્વિષય થઈ જાય છે, તેમ આ દૃશ્યના બંધમાં પણ સ્મૃતિ, વાણીનો વ્યવહાર અને દૃષ્ટિસત્તા એ ત્રણે નિર્વિષય થઈ રહેલ છે. જ્ઞાનને લીધે હવે આ સર્વ સાંસારિક સ્થિતિ નિર્જળ પ્રદેશમાં દેખાતાં ઝાંઝવાના જળની પેઠે સાવ ભ્રાંતિમાત્ર જ ભાસે છે. મને કશું કરવાનું પણ પ્રયોજન નથી અને ન કરવાનું પણ પ્રયોજન નથી. હું યથાપ્રાપ્ત (વર્ણાશ્રમને યોગ્ય) વ્યવહારમાં સ્થિતિ રાખી રહ્યો છું; કેમકે કર્મત્યાગમાં પણ આગ્રહ થા

× આ બસોસોળમા સર્ગમાં અરિષ્ટનેમિ, સુરુચિ અને કારુણ્ય આદિનું કૃતાર્થપણું તથા શિષ્યોએ ગુરુને આત્મસમર્પણ કરી દેવું, એ વિષે વર્ણન કરાશે.

માટે રાખવો ?[૧૩,૧૪]

અગસ્તિ બોલ્યાઃ—અગ્નિવેશ્યના પુત્ર વિવેકી કારણ્યે ઉપર પ્રમાણે કહી વિવાહ કર્યો અને કર્માધિકારને પ્રાપ્ત થઈ તે યથોચિતકાળમાં ન્યાયને અનુસરી સ્નાનદાન આદિ કર્મને કરવા લાગ્યો. હે સુતીક્ષ્ણ! જ્ઞાન થયા પછી થતા એવા કર્મના સંબંધમાં (એ કર્મ બંધનકારક થશે એવો) સંશય રાખવો નહિ; કેમકે સંશયને લીધે સ્વાર્થથી ભ્રષ્ટ થવાય છે. જેના આત્મામાં સંશય હોય તે પુરુષ છેવટ વિનાશને—અનિષ્ટ પરિણામને પ્રાપ્ત થાય છે.[૧૫,૧૬] સાંસારિક અનેક અર્થોની પારમાર્થિક બ્રહ્મતત્ત્વ સાથે એકતા બતાવનારું મુનિનું એ વચન સાંભળી, વિનયયુક્ત સુતીક્ષ્ણે ગુરુને નમસ્કાર કર્યા અને તેમને નીચે પ્રમાણે કહ્યું.

સુતીક્ષ્ણ બોલ્યોઃ—મારું અજ્ઞાન અને તેનું કાર્ય એ બન્ને નાશ પામ્યાં છે. મને ઉત્તમોત્તમ જ્ઞાન લાધ્યું છે. જેમ નાટ્યશાળામાં રહેલા દીપકના પ્રકાશથી નટ—નર્તક આદિની સર્વ ક્રિયાઓ થાય છે, તે જ પ્રમાણે, સર્વના સાક્ષીરૂપ અને અવિનાશી એવા સ્વયંપ્રકાશ પરમાત્મા પોતે ધ્રુવ તથા નિષ્ક્રિય છે, છતાં આભાસરૂપે સ્ફુરિત થાય છે અને તેમના પ્રકાશથી ચેષ્ટારૂપે પ્રતીતિમાં આવતી એવી સર્વ ચિત્તથી થનારી ક્રિયાઓ થાય છે. (જેમ સુવર્ણ કડાં, બાજુબંધ, પોંચી તથા નૂપુર આદિને આકારે થઈ જાય છે) અને (જળની અંદર જેમ તરંગોના સમૂહ અભિન્નસત્તાથી ઉત્પન્ન થાય છે) તેમ એ પરમતત્ત્વમાંથી જ આ સર્વ દૃશ્ય સ્ફુરે છે. તે પરમતત્ત્વરૂપ જ આ સર્વ જગત છે અને તે પોતાના પૂર્ણ સ્વરૂપમાં પૂર્ણપણે રહેલ છે.[૧૭–૨૦] હું યથાપ્રાપ્ત (જે આશ્રમમાં જે વ્યવહાર પ્રાપ્ત થાય તે)ને અનુસરીશ; કેમકે સત્પુરુષના વચનનું કોણ ઉલ્લંઘન કરે? હે મહારાજ! આપની કૃપાથી હું જ્ઞાતજ્ઞેય (જાણવાનું જેણે જાણી લીધું છે તેવો) થઈ રહ્યો છું.[૨૧] હું કૃતાર્થ થયો છું. હું આપને દંડવત્ પ્રણામ કરી નમન કરું છું. શિષ્યોના કયા કર્મ વડે ગુરુના કરેલ ઉપકારનો બદલો વળી શકે તેમ છે?[૨૨] માટે શિષ્યોએ મન, વચન અને કર્મથી ગુરુને આત્મનિવેદન કરવું; તે જ તેના ઉપકારનો બદલો છે. બાકી કોઈ પણ કર્મથી ગુરુના ઉપકારનું ઋણ વળતું નથી.[૨૩] હે ભગવન્! હું આપની કૃપાથી આ સંસારસાગર તરી ગયો છું અને પૂર્ણ આનંદભાવથી આ જગતના સમૂહને પરિપૂર્ણ દેખતાં નિઃસંશય થઈ રહ્યો છું.[૨૪] જે બ્રહ્મ સામવેદને વિષે सर्वं खल्विदंब्रह्म तज्जलान् । (આ સર્વ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે, પાછો બ્રહ્મમાં જ તેનો લય થાય છે ને બ્રહ્મથી જ તેનું પાલન થાય છે, તેથી આ સર્વ બ્રહ્મરૂપ જ છે.) એવી શ્રુતિ વડે અપરોક્ષ અનુભવમાં આવે છે, એમ વર્ણવાય છે, તે બ્રહ્મરૂપ પ્રત્યક્ચૈતન્યને પ્રણામ હો.[૨૫]

બ્રહ્માનંદરૂપ, પરમસુખ આપનાર, માત્ર જ્ઞાનમૂર્તિ, સુખ–દુઃખ, રાગ–દ્વેષ આદિ દ્વંદ્વને ઉલ્લંઘી રહેલ, આકાશના જેવા નિર્વિકાર તથા સર્વવ્યાપી, 'तत्त्वमसि' આદિ વાક્યોના લક્ષ્યાર્થરૂપ, એક, નિત્ય, નિર્મળ, સર્વની બુદ્ધિના સાક્ષીરૂપ ભાવોનું ઉલ્લંઘન કરી રહેલા ને ત્રિગુણથી રહિત એવા શ્રીવસિષ્ઠજીને અમે પ્રણામ કરીએ છીએ.[૨૬]

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं श्रीवसिष्ठं नताः स्मः ॥

સર્ગ ૨૧૬ મો સમાપ્ત

# निर्वाण प्रकरण (उत्तरार्ध) समाप्त

